# ગાંધીજીનું નવજીવન

૨૫૮૯

## પુસ્તક ૧ લું

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ગાંધીજીનું નવજીવન

જ્યાં સુધી લોકોને રોજ ગાંધીજીનાં નવાં લખાણો મળતાં ત્યાં સુધી 'નવજીવન'ની ફાઇલોમાં શું શું આવી ગયું છે તે તરફ લોકો ધ્યાન ન આપતા. હવે જ્યારે તેમની કલમ બંધ પડી છે ત્યારે અનેક વિષય પરના ગાંધીજીના વિચારો વાંચવાને લોકો આતુર થયા છે.

'નવજીવન' મા આવી ગયેલા ગાંધીજીનાં જ લખાણો પ્રજાને એકત્ર અને પુસ્તકના આકારમાં મળે એટલા માટે અમે 'ગાંધીજીનું નવજીવન' છાપવાંની યોજના કરી છે.

આ કદના—અરધા 'નવજીવન' નાં કદનાં—૯૬ પાનાંની એકએક, એવી ચોપડીઓ વખતોવખત પ્રગટ કરવામાં આવશે અને લગભગ એક વરસમાં ત્રણે વરસના લેખો આપી દેવામાં આવશે.

આ પુસ્તક આ યોજના પ્રમાણેનું પહેલું પુસ્તક છે. એમાં સ્વદેશી કાગળ વાપરવામાં આવ્યા છે. જોઇતા વિષય શોધવાની સગવડ માટે હાંસીયામાં દરેક પૅરાએ મથાળાં મુકવામાં આવ્યાં છે. તે સિવાય વિસ્તારપૂર્વક અનુક્રમણિકા પણ આપવામાં આવનાર છે.

કુલ સંગ્રહ આવી ૧૮ ચોપડીઓમાં સમાપ્ત થશે એવી આજની ગણતરી છે. સામટી કિંમત અગાઉથી ભરનારને **૧૮ ચોપડીઓ ૮ રૂપીયામાં** મળી શકશે. તેટલામાં બધા લેખો ન સમાતાં વધારે ચોપડીઓ કાઢવાની જરૂર પડશે તો તેટલાં દામ પાછળથી ભરવાં પડશે. છુટક ચોપડીની કિંમત આઠ આના રહેશે.

પૈસા અગાઉથી જ મોકલવા. વી. પી. મોકલવામાં આવતાં નથી. સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

વ્યવસ્થાપક

નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

# ગાંધીજીનું 'નવજીવન'



તા. ૭-૯-૧૯૧૯

## અમારો ઉદ્દેશ

જ્યારે 'યંગ ઇંડિયા'ના લખાણોની દેખરેખનું કામ મેં માથે લીધું ત્યારે મને પોતાને અને કેટલાક મિત્રોને પ્રશ્ન થયો કે હું અંગ્રેજી લખાણો લખવા, સુધારવા, વિચારવા, તારવવામાં મારો કાળ ગાળું તેના કરતાં હું ગુજરાતી વર્તમાનપત્ર ચલાવું એ મને વધારે ન છાજે? વિશેષ અગત્યનો પ્રશ્ન તો એ ઊઠ્યો કે હું કઈ રીતે હિન્દની વધારે સેવા કરી શકું?

'યંગ ઇંડિયા' ચલાવવું એ તો મારી ચોકખી ફરજ હું તે વેળા જોઈ શક્યો. મારા અંગ્રેજી જ્ઞાનનો ઉપયોગ પ્રજાને સારૂં હું કરી શકું એ મને ખબર છે. પણ મારે ગુજરાતી વર્તમાનપત્ર પણ સાથે ચલાવવું જોઈએ એમ કેટલાક મિત્રોને અને મને જણાયું. અનુકૂળ સંજોગો આવી મળ્યા. મેં છાપખાનાની માલીકી ધરાવી છે. 'ઇંડિયન ઓપીનિયન' ઘણા કાળ સુધી ચલાવ્યું છે. છતાં તેના તન્ત્રી તરીકે મેં મને ગણાવા નથી દીધો. તન્ત્રી તરીકે જાહેરમાં ઓળખાવાનો આ પહેલો પ્રસંગ આવ્યો છે. તેને મેં વધાવી લીધો છે. પણ હું મુગ્ધ રહ્યો છું. મારી જવાબદારીનું મને પૂરૂં ભાન છે.

આ દક્ષિણ આફ્રિકા નથી. ત્યાં તો મારૂં ગાડું ગમે તેમ ચાલતું હતું. પણ અહીં? વર્તમાનપત્રોની ખોટ નથી. લેખકો ઘણા છે. મારૂં ભાષાજ્ઞાન ઘણું ઓછું છે. વીસ વર્ષ સુધી બહાર રહેલા મને હિન્દુસ્તાનના પ્રશ્નોની ઓછી જ માહીતી હોય. આ વિવેકની ભાષા નથી પણ મારી દશાનો તાદૃશ ચિતાર છે.

આવી અપૂર્ણતા છતા મારે હિન્દને કંઈ આપવાનુ છે તે બીજાની પાસે તેટલા જ પ્રમાણમા નથી એમ હું પ્રત્યક્ષ જોઈ રહ્યો છુ. ઘણા પ્રયત્ને મે કેટલાક સિદ્ધાન્તો મારા જીવનમા ગોઠવ્યા છે ને તેને અમલમા મુકયા છે. તેથી મને જે સુખ મળ્યુ તે મે બીજામા નથી જોયુ એમ મને ભાસ્યુ છે. ઘણા મિત્રોએ આ વાતની સાક્ષી પૂરી છે એ સિદ્ધાન્તો હિન્દને આપી મારા સુખનો અનુભવ હિન્દને કરાવવાની મને ભારે અભિલાષા છે એનુ એક સાધન વર્તમાનપત્ર છે.

સત્યાગ્રહ એ મારે મન પોથી માહેલુ વેંગણ નથી. મારૂ તો એ જીવન છે સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાત્રી છે પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય એમ હુ દઢતાપૂર્વક માનુ છુ

એ સત્યની શોધ કરતા હુ સમજણો થયો ત્યારથી શીખ્યો છુ. તેને સેવતા ચાળીસ વર્ષ વીત્યા છે એમ છતા મન, વચન અને કર્મની એકતા સપૂર્ણતાએ નથી આવી શકી એમ હું જાણુ છુ

તેથી શુ ? આદર્શને આપણે જેમ વળગવા જઈયે છીયે તેમ તે વેગળો જતો દેખાય છે તેમ તેમ આપણે વધારે વેગે ધસવુ એ જ પુરુષાર્થ છે પડશુ, આખડશુ તોયે ઉઠશુ પાછી પાની કે પાછી પૂઠ ન કરીયે એટલુ જ બસ છે

પણ એવી શોધ કરતા મને અનેક રત્નો મળ્યા છે. તે મારે હિન્દની પાસે મુકવા છે એની જાહેરખબર રૂપ આ 'નવજીવન' છે.

એ શોધો કરતા મે જોયુ છે કે કાયદાઓને ઇરાદાપૂર્વક માન આપવુ એ આપણી ફરજ છે પણ તે માન આપવાની ફરજ અદા કરતા મે એમ પણ જોયુ છે કે જ્યારે કાયદો અસત્યનો પોષક હોય ત્યારે તેનો ભંગ કરવો એ પણ ફરજ છે એવો ભંગ કઈ રીતે થાય ? સત્યની રીતે રહેતા આપણે પોતે કાયદાનો ભંગ કરવાની સજા વહોરી લેવી આનુ નામ વિનયી ભંગ છે એવો ભંગ કોનાથી થાય, કયા કાયદાઓ અસત્યના પોષક હોય એનો નિર્ણય માત્ર અમુક નિયમો [illegible] કરી શકાતો એ અનુભવે જ થાય આને સારૂ વખત અને સાધન જોઈયે તે સાધન 'નવજીવન' થાઓ

પ્રતિકૂળ વાતાવરણમા ઘણી ભારે લડાઈ લડતા છતા સરકારીવર્ગ સાથે સત્યાગ્રહીઓ મીઠાશ જાળવી શકયા હતા, કેમકે સત્યાગ્રહમા રોષને કે દ્વેષને અવકાશ નથી. સત્યની છાપ સામા પક્ષ ઉપર પડે છે. એટલે તેને અવિશ્વાસ નથી રહેતો તેથી લડતા છતા બન્ને પક્ષ વચ્ચે માન ને મીઠાશ જાળવી શકાય છે. દાખલાઓ.

અને દલીલોથી 'નવજીવન' બતાવશે કે હિન્દમાં પણ આપણે અધિકારીવર્ગ સાથે મતભેદ હોય ત્યાં લડતા હોઇએ છતાં જ્યાં તેવું નથી ત્યાં તેને મદદ દઇયે ને તેની મદદ લઇયે.

પણ સત્યાગ્રહની સીમા કંઈ સરકાર ને પ્રજા વચ્ચેના સંબન્ધમાં સમાપ્ત નથી થતી. સંસારી સુધારાને સારુ પણ એ જ અમૂલ્ય શસ્ત્ર છે. આમાં સ્ત્રીઓની સ્થિતિ, આપણા કેટલાંક નઠારા રિવાજો, હિન્દુમુસલમાન વચ્ચે ઉભા થતા સવાલો, અન્ત્યજને લગતી અડચણો—આવા અનેક પ્રશ્નોનો નીવેડો આવી શકે છે. એટલે આ બધા પ્રશ્નોની ચર્ચા 'નવજીવન' પ્રસંગોપાત કરશે.

રોલેટ કાયદા વિષેની લડત એ સત્યાગ્રહનો પદાર્થપાઠ છે. એટલે તે લડત પ્રજાની સમક્ષ નિરન્તર 'નવજીવન' રાખશે. એ કાયદો તેની મુદત પહેલાં રદ થશે એ વિષે મને શંકા નથી, કેમકે સત્યને વિષે ને સત્યાગ્રહીઓની શક્તિને વિષે મને પૂરો ભરસો છે.

હિન્દનો આર્થિક ઉદ્ધાર સ્વદેશીમાં જ છે એવી મારી દૃઢ માન્યતા છે. સ્વદેશીમાં ધર્મનાં મૂળ છે. ધર્મનો ત્યાગ કરીને કોઇ પ્રજા ઉન્નતિ પામી નથી ને પામશે નહિ. એટલે સ્વદેશીનો ભારે પ્રચાર પણ 'નવજીવન' કરશે.

મારે હિન્દની સેવા કરવી છે તો હું ઇંગ્રેજી ભાષામાં જ મારો આત્મા કેમ ન રેડું એવો પ્રશ્ન કોઇ ઉઠાવે તો હું કહેવા ઇચ્છું છું કે જન્મ અને કર્મથી ગુજરાતી હોઇ હું ગુજરાતના જીવનમાં ઓતપ્રોત થઇ જાઉં તો જ હું હિન્દની શુદ્ધ સેવા કરી શકું. વેપારની દૃષ્ટિએ પણ મારી શક્તિનો સારામાં સારો ઉપયોગ હું ગુજરાતને મારું મુખ્ય ક્ષેત્ર ગણીને જ આપી શકું. વળી ઇંગ્રેજી ભાષાની મારફતે હું મારો સન્દેશો કોને આપું? ઇંગ્રેજીનો મોહ મિથ્યા છે એ તો 'નવજીવન' પ્રતિક્ષણ બતાવ્યાં કરશે. આપણા અભ્યાસક્રમમાં કે જીવનમાં ક્યાંયે ઇંગ્રેજીને સ્થાન નથી એમ કહેવાનો આશય નથી. ઇંગ્રેજી ભાષાનો વ્યાપાર અત્યારે અસ્થાને થાય છે એટલું જ કહેવાનો આગ્રહ છે.

હિન્દુસ્તાન ખેડુતોની ઝુંપડીઓમાં વસે છે. વણકરોની કળા હિન્દુસ્તાનની ભવ્યતાનાં સ્મરણ કરાવે છે. તેથી મને પોતાને ખેડુત અને વણકર કહેવડાવવામાં હું અભિમાન માનું છું. 'નવજીવન' મારે તો ખેડુતોનાં ઝુંપડાંમાં ને વણકરોનાં ઘરોમાં પહોંચાડવું છે. મારે તેઓની ભાષામાં તે લખવું છે. તેથી ખેડુતો ઇ૦ નાં સુખદુઃખની વાતો 'નવજીવન' હમેશાં તેઓની ભાષામાં કરશે. ખેડૂત ભયભીત રહેશે, કરજનાં

બોજા તળે કચરાયેલા રહેશે, તેઓનાં શરીર રોગી હશે તો હું હિન્દુસ્તાનનો નાશ જ જોઉં છુ.

ઘેર ઘેર સ્ત્રીઓ 'નવજીવન' વાંચે એમ હું હમેશા પ્રભુ પ્રત્યે માગીશ. સ્ત્રીઓના વિના ધર્મની રક્ષા કોણ કરે? સ્ત્રીઓ અજ્ઞાન અને મૂઢ દશામા રહે, સ્ત્રીઓને હિન્દુસ્તાનની દશાની ખબર ન હોય તો ભાવિષ્યની પ્રજાની શી વલે થાય? તેથી 'નવજીવન' સ્ત્રીઓને જાગૃત કરશે અને પુરુષવર્ગને સ્ત્રીઓ પ્રત્યેની તેમની ફરજનુ ભાન કરાવવા પ્રયત્ન કરશે.

આ તો મે મારી મહત્ત્વાકાક્ષાઓની વાનગી માત્ર આપી છે. તેના સારરૂપે તો આટલુ જ કહેવા ઇચ્છુ છુ કે 'નવજીવન'ની પ્રવૃત્તિ એવી ચાલશે કે જેથી રાજા પ્રજા વચ્ચે વેરભાવ મટી મિત્રતા થાય, અવિશ્વાસ મટી વિશ્વાસ થાય, હિન્દુ-મુસલમાન વચ્ચે અન્તઃકરણની એકતા થાય, હિન્દુસ્તાન આર્થિક સ્વતન્ત્રતા મેળવે. અને હિન્દુસ્તાનમા સર્વત્ર પ્રેમ સિવાય બીજું કઈ જોવામા ન આવે. જગત પ્રેમમય છે. નાશમાયે ઉત્પત્તિ ભરી છે.

આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય, છતા એ દિશામા થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે તેને હુ વળગીશ. પણ આવા સન્દેશા તે કઈ અભણ હિન્દુસ્તાનને, તેયે વળી પ્રેસના જુલમી કાયદા ચાલે છે ત્યા અપાય ખરા? એવો નિરાશાવાદીનો પ્રશ્ન હોઈ શકે. પ્રેમ અજ્ઞાનની સાકળોને તોડી શકે છે એવો જાતિઅનુભવ મને નથી થયો? અને પ્રેમને—સત્યને પ્રેસ ઍક્ટનો ભય શો? પ્રેસ ઍક્ટના ભય વિના જે વાત જેવી લાગશે તેવી જ 'નવજીવન'મા કહેવામાં આવશે એવી વ્યવસ્થાપક, ઉપતન્ત્રી, તન્ત્રી વગેરે જેઓ 'નવજીવન'મા ગોઠવાઈ ગયા છે તેમની પ્રતિજ્ઞા છે. 'સીક્યુરીટી' કે શરીર બચાવવા ખાતર કહેવાનુ કહેતાં આચકો 'નવજીવન' નહિ જ ખાય. પણ સત્ય કહેતા વિનયનો ત્યાગ નહિ થાય. 'નવજીવન'મા ક્યાયે વગરવિચાર્યું વાક્ય નહિ હોય, નકામુ વિશેષણ નહિ હોય. ખરું જોતા સત્યને વિશેષણના શણગારની જરૂર હોતી નથી. શુદ્ધ હકીકતમા જે કળા છે તે નકામા વિશેષણોથી ખરડાયેલી હકીકતોમા નથી જ હોતી.

ગુજરાતની માતાઓ અને ગુજરાતના વિદ્વાન 'નવજીવન'ને વધાવો, આશીર્વાદ આપો અને 'નવજીવન' તેમના આશીર્વાદને યોગ્ય થાઓ એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું.

---

# ખેડા પ્રકરણ

ઑનરેબલ ગોકળદાસ કહાનદાસ પારેખે જે સેવાઓ કરેલી છે તેમાં ખેડા બાબતમાં સર શંકરન નાયરની મિનટનો જે જવાબ મુંબઈની સરકારે આપેલો છે તેની ઉપર નોંધ લખીને વધારો કરેલો છે. એ નોંધ બહુ લાંબી છે, તેથી અમે ઑનરેબલ મિ. પારેખના મુખ્ય મુદ્દાઓ આપીને સંતોષ વાળી લઈશું. સર શંકરન નાયરનું કહેવું આમ છે કે જે જે સુધારા થયા છે અને જે જે રાહત લોકોને સરકાર તરફથી મળેલી છે તેનું કારણ શિક્ષિતવર્ગ અને તેમનું વાહન કૉંગ્રેસ છે. રાજ્યાધિકારીઓએ હમેશાં એવો આરોપ મુકેલો છે કે શિક્ષિતવર્ગે રૈયતની દરકાર નથી કરી અને તેઓ રૈયતના આગેવાન તરીકે ગણી નહિ શકાય. આ આરોપના જવાબમાં સર શંકરન નાયરે ખેડા અને ચંપારણની લડતના બે સચોટ દાખલા આપ્યા છે અને બતાવી આપ્યું છે કે બન્ને જગ્યાએ રૈયતના હક સાચવનાર શિક્ષિતવર્ગ હતા અને મહામુશીબતે જ રાજ્યાધિકારીવર્ગ પાસેથી મદદ મળી શકી. તેમાં ખેડાનો જવાબ આપતાં મુંબઈની સરકારે લખ્યું છે કે જે કાંઇ મદદ આપી તે સરકારે પોતાની મેળે જ આપી, અને એ વાત સિદ્ધ કરવા સરકારે કેટલીક દલીલો કરેલી છે. તેના જવાબમાં ઑનરેબલ મિ૦ પારેખની નોંધ છે. હવે નીચેનો સાર વાંચનાર સમજી શકશે.

૧. પંચમહાલ બાદ કરતાં ગુજરાતના બધા જીલ્લામાં મહેસૂલનો આંક પૂરેપૂરો અંકાઇ ગયો છે, એટલે કે દર વર્ષની સરેરાશ ઉપજના વીસ ટકા સરકાર લે છે.

૨. ૧૯૦૭ની સાલ પહેલાં સરકાર ખરાબ વર્ષો હોય તોપણ રૈયતને બિલકુલ માફી આપતી જ નહિ, અથવા તો મહેસૂલ મુલતવી રાખતી નહિ; અને જ્યારે બે દુકાળનાં કમીશન નીમાયાં ત્યારે તેમાંના છેલ્લા એટલે ૧૯૦૧ના કમીશન પછી મહેસૂલ મુલતવી રાખવાના અને માફ કરવાના ધારા ઘડયા. આટલો ન્યાય પણ લોકોની લીલચાલ પછી મળ્યો.

૩. ૧૮૯૯ની સાલમાં જ્યારે દુકાળ પડયો હતો ત્યારે ભરૂચ અને સુરત જીલ્લામાં અમલદારોના જુલમની ઘણી ફરીઆદ થઇ હતી. મુંબઇની ધારાસભાના સભાસદોએ ધારાસભામાં પણ એ સવાલ ચર્ચ્યો હતો. સરકારે ફરીઆદોને જૂઠી ઠરાવેલી. છેવટે ફરીઆદ કરનારામાંના એક ગૃહસ્થ એ જીલ્લાઓમાં ફર્યા, તેમણે પોતાની ખાનગી તપાસ ચલાવી, સાક્ષીઓના પૂરાવા લીધા અને તે જાહેર કર્યા.

તે ઉપરથી સરકારને તપાસ કરવાની ફરજ પડી. મિ. મેકોનોકીને તપાસ કરવા નીમવામા આવ્યા અને તેમણે ઘણીખરી ફરીઆદ ખરી ઠરાવી. છેવટે સરકારને ૧૯૦૭ની સાલમાં માફી અને મુલતવીના ધારા બહાર પાડવા પડ્યા.

૪. મુંબઇ સરકારે એમ કહ્યું છે કે ખેડાની લડત શરૂ થઇ તેના પહેલાંનાં વર્ષોમાં કંઈ નુકસાની જોવામાં આવી ન હતી. સરકારી રિપોર્ટોના દાખલો ટાંકીને ઑનરેબલ મિ. પારેખ બતાવી આપે છે કે ૧૯૧૧થી માંડીને ૧૯૧૬ સુધી ખેડા જીલ્લાના ખેડૂતોને વધતુંઓછું નુકસાન થયે જતું હતું. વળી તેવા જ રિપોર્ટોમાથી તેઓ સાહેબ બતાવી આપે છે કે મહેસૂલ વસુલ કરવાને સારૂ લોકોના ઢોરઢાંખર વેચવા ઇત્યાદિનો દાબ સરકારને વધારે ને વધારે કરવો પડ્યો છે.

૫. ખેડા જીલ્લાના લોકોને પાકની નુકસાની સહન કરવી પડી છે એટલું જ નહિ પણ ખેડૂતોમાં મરકી ઇત્યાદિ રોગ પણ ખૂબ ફેલાયા હતા.

૬. ૧૯૧૭ની સાલમા અતિવૃષ્ટિને લીધે બાજરી કોહી ગઇ હતી, બાવટા અને કોદરાને પણ નુકસાન થયુ હતુ, આ મુખ્ય પાકના પેટાપાકને પણ ઉદરોએ જફા પહોચાડી હતી અને કેટલીક જગ્યાએ તો ડાગરને પણ ઇજા પહોચાડી હતી.

૭. આ ઉપરથી ઑનરેબલ મિ. પારેખે બતાવ્યુ છે કે મહેસૂલી અમલદારો નીચેથી ઉંચે સુધી રૈયતના દુઃખની દરકાર નથી કરતા અને રૈયતને કરજ કરવું પડે અથવા પોતાના ઢોર વેચવા પડે છતા મહેસૂલ ઉઘરાવવાનું ચુકતા નથી.

૮. પાકની આનાવારી કાઢવાને સારૂ કશા નિયમો નથી અને માત્ર અડસટ્ટે જ કાઢવામા આવે છે.

૯. હોમરૂલ લીગના સભાસદો સરકારને રૈયતના નોકર તરીકે ગણાવવા લાગ્યા તેથી અમલદારો તેઓની ઉપર કટાક્ષ કરવા લાગ્યા અને ખેડાની રૈયતનું ખરૂં દુઃખ હતું તે બહારથી આવેલા માણસોની ઉશ્કેરણીથી ખોટી રીતે વધારી દેવામા આવ્યું છે એમ ગણાવી અમલદારોએ તેને ઉતારી પાડ્યું.

૧૦. મિ. પારેખ પોતે અને ઑનરેબલ મિ. પટેલ કેમ જાણે બે વકીલો તરીકે કલેક્ટરની પાસે ગયા હોય નહિ તેમ સરકારી નોધમાં જણાવવામા આવ્યું છે. જોકે હકીકત તો એવી છે કે તેઓ બન્ને ખેડાના રહેવાસી હોઇ રૈયતના દુઃખમા ભાગ લેવાને આગેવાનો તરીકે વગરફીએ ગયા હતા.

૧૧. ગુજરાત સભા ઉપર જે આક્ષેપો સરકારે મુકેલા હતા તે ગેરવ્યાજબી

હતી. એ સભા પ્રતિષ્ઠિત ગૃહસ્થોની છે અને તેના સભાસદોને ખેડામાં કામ કરવાનો પૂરેપૂરો હક છે. તે સભાનું કાર્યક્ષેત્ર આખું ગુજરાત છે.

૧૨. મહેસૂલ લેવાનું મુલતવી રાખવાનો હુકમ સરકાર જ્યારે જ્યારે કરે ત્યારે ત્યારે તે મહેરબાની જ ગણાય એ અભિપ્રાય બરોબર નથી. મહેસૂલ મુલતવી રાખવાનું ધોરણ નામદાર વડી સરકારે દાખલ કર્યું. તે ધોરણ પ્રમાણે ધારાઓ ઘડાયેલા છે અને તે ધારાઓનો અમલદારો મનસ્વીપણે અનાદર કરી શકતા નથી.

૧૩. નામદાર પારેખ અને નામદાર પટેલ, હિન્દ સેવક સમાજ અને રા. ગાંધીની તપાસ પછી મુંબઈ સરકાર કમિટી નીમવા બંધાયેલી હતી, છતાં તેમ ન કર્યું એ તેમનો અન્યાય જ ગણાય; અને જો નામદાર હિન્દી સરકાર વચમાં નહિ પડી હત તો ખેડાની રૈયત જે કંઇ લાભ મેળવી શકી તે પણ નહિ મળી શકત.

આમ મિ. પારેખે મજબૂત દાખલાદલીલો આપીને સર શંકરન નાયરની મિનિટને બારે ટેકો આપ્યો છે અને મુંબઇ સરકારનું પોકળ ખુલ્લું કરી દીધું છે. આશ્ચર્ય તો એ છે કે સરકારનો કેમ ઘણો ભૂલો હોવા છતા ગમે તેમ કરીને તેને વળગી રહેવાનો સરકારે પ્રયત્ન કર્યો છે. સીંદરી બળે તોપણ વળ મુકતી નથી તે પ્રમાણે સરકાર પણ ભૂલ કર્યા છતાં ભૂલ કબૂલ કરવા તૈયાર થતી નથી, અને તેમ કરીને રાજા પ્રજા વચ્ચે કેફટનો અન્તરાય વધારે છે.

---

## નડિયાદ અને બારેજડીનો દંડ

નડિયાદના પાટીદાર અને વાણીઆ અને બારેજડીના જમીનદારો ઉપર ધાડ આવી પડી છે. સરકારનો ઠરાવ બહાર પડયો છે તેમા જણાવવામા આવ્યું છે કે ડિસ્ટ્રિક્ટ પોલીસ એક્ટની ૨૫મી કલમ પ્રમાણે નડિયાદ અને બારેજડીમા વધારાની પોલીસ એક વર્ષ સુધી રાખવી અને નડિયાદની વધારાની પોલીસનું ખર્ચ નડિયાદના પાટીદારો અને વાણીઆની પાસેથી લેવું અને બારેજડીની વધારાની પોલીસનું ખર્ચ સાંના અને નાંદેજના જમીનદારોની પાસેથી લેવું. નડિયાદનું ખર્ચ રૂ. ૧૫,૫૫૬ સરકારે ગણ્યુ છે. બારેજડીનું રૂ. ૬,૦૨૮ આંકયું છે. સાધારણ રીતે એવો ન્યાય છે કે જે માણસનો દંડ કરવાનો હોય તે માણસને પહેલેથી જણાવવું જોઇએ અને તેનો દંડ શા સારુ ન કરવો તેનું કારણ બતાવવાની તેને તક આપવી જોઇએ. એથી પણ સુંદર ન્યાય તો એ છે કે જે શિક્ષાપાત્ર જણાય તેની ઉપર રીતસર કામ

ચલાવી અદાલતી હુકમ મેળવવો. પણ સરકારે તેમાંનું કશુંયે કર્યું નથી. તહોમતદારોને કંઈ પણ જાણ કર્યા વિના તેઓની ઉપર દંડના હુકમ જ કાઢયા છે. નડિયાદને દંડ ત્યાંની મ્યુનિસિપાલિટીની મારફતે વસુલ કરવા વિષે એ મ્યુનિસિપાલિટીની ઉપર કાગળીઆં મોકલવામાં આવ્યાં છે. તેથી તો દંડની આટલી હકીકત બહાર આવી શકી છે.

હવે આ દંડની ઉત્પત્તિ તપાસીયે. તેનું મૂળ પોલીસ ખાતાના ઇન્સ્પેક્ટર જનરલ મિ. રૉબર્ટસનના તા. ૭મી જુનના કાગળમાં અને ખેડા જીલ્લાના કલેકટર સાહેબ મિ. કેરના ૧૬મી અને ૨૬મી મેના કાગળમાં રહેલું છે. આ તારીખ પહેલાં તા. ૨૧મી એપ્રિલે નડિયાદની મ્યુનિસિપાલિટીના પ્રમુખ રા. ગોકળદાસ તલાટી ઉપરના કાગળમા કેર સાહેબ નીચેના શબ્દોમાં નડિયાદીઓને શાંતિ જાળવવા ખાતર મુબારકબાદી આપે છેઃ "હું માનપૂર્વક કહેવા ઇચ્છું છું કે ચિંતા અને ખળભળાટના જે સમયમાંથી સદ્ભાગ્યે હવે આપણે નીકળી ગયા છીયે તે સમયે નડિયાદીઓએ ઘણી સારી રીતે કાયદો અને શાંતિ જાળવી રાખ્યાં તે વખાણવા યોગ્ય હતું. જે આગેવાનોએ મર્યાદા જાળવવા સારૂ પોતાની વગ વાપરી તેઓને ખચીત ધન્યવાદ ઘટે છે." આપણે માની શકીયે કે નામદાર કલેકટર સાહેબે પોતાના વિચારો દર્શાવવાને સારૂ રા. ગોકળદાસ તલાટીને પોતાનું વાહન બનાવ્યા તેથી એ ધન્યવાદમાં એઓ પણ આવી ગયા હોવા જોઇયે. પણ ૧૬મી મેએ સુકાન ફર્યું. ૨૧મી એપ્રિલ અને ૧૬મી મે દરમિયાન કલેકટર સાહેબ, રૉબર્ટસન સાહેબ અને ઉત્તર વિભાગના કમીશનર પ્રૅટ સાહેબ વચ્ચે મસલતો થઈ ચુકી હતી. રૉબર્ટસન સાહેબની માગણીથી કલેકટર સાહેબે વધારાની કેટલી પોલીસ જોઈયે તેનો આંકડો આપ્યો અને ૨૬મી મેએ કમીશનર સાહેબની ઉપર એક લાંબો કાગળ લખ્યો અને તેમાં એવી સૂચના દાખલ કરી કે નડિયાદના પાટીદાર અને વાણીઆની ઉપર વધારાની પોલીસનો ખર્ચ નાંખવો. જે ન્યાય બીજી કલમમાં તેઓ સાહેબ સ્વીકારે છે તેનો ભંગ ત્રીજી કલમમા કરી નાંખે છે. બીજી કલમમાં જણાવે છે કે "ખાસ અદાલતની પાસે બધા ગુન્હાઓની તપાસ ચાલી રહેલી છે અને આ તપાસના પરિણામની અસર આપણા ઠરાવ પર થાય એવો સંભવ છે, તેથી આપણે

* સરકારના હુકમ મુજબ નડિયાદમાં ૧ સબઇન્સ્પેકટર, ૭ હથિયારબંધ હેડ કૉન્સ્ટેબલ ત્રીજા ગ્રેડના અને બીજા ૨ ચોથા ગ્રેડના, અને ૪૦ હથિયારબંધ કૉન્સ્ટેબલ રાખવાના છે; અને બારેજડીમાં એક હથિયારબંધ હેડ કૉન્સ્ટેબલ ત્રીજા ગ્રેડનો, ૨ હથિયારબંધ હેડ કૉન્સ્ટેબલ ચોથા ગ્રેડના, અને ૧૫ હથિયારબંધ કૉન્સ્ટેબલ રાખવાના છે.

ઠરાવ કરવામાં ઉતાવળ કરી છે એવા દેખાવનો હું વિરોધ કરૂં છું. એમ છતાં ત્રીજી કલમમાં તેઓ સાહેબ જણાવે છે કે નડિયાદનો દંડ કરવો એ તો મુકરર થઈ ચુક્યું છે. નડિયાદના કેસ કંઇ ૨૬મીએ ચાલ્યા ન હતા. તેની સુનાવણી પણ નહોતી થઇ. નડિયાદના કેસનો ચુકાદો અદાલતે ૧૨મી ઑગસ્ટે કર્યો. એમ છતાં નડિયાદનો દંડ કરવાનું ચોકસ ૧૬મી મેએ થયું. પોતાના કાગળની ચોથી કલમમાં એવી રીતે દંડ કરવાનાં કારણો પાંચ બતાવવામાં આવ્યાં છેઃ—

૧. નડિયાદના લોકોએ રેલના પાટા ઉખેડી નાખ્યા તેમાં કંઇ શક જ નથી. તેમાંના ઘણાખરા પાટીદાર છે.

૨. કેટલોક વખત થયાં નડિયાદના લોકોમાં સરકારની સામે હીલચાલ થયા કરેલી છે તે આ ગુનો સારી રીતે સાબીત કરે છે. સત્યાગ્રહની હીલચાલ ચાલતી હતી ત્યારે મિ. ગાંધીનું મથક ગયે વર્ષે નડિયાદમાં હતું. એ હીલચાલથી લોકોમાં અમલદાર અને સરકાર તરફનું માન ઘટયું.

૩. ખેડા જીલ્લાના પાટીદારો વાણીઆઓ તરફ તિરસ્કારની નજરે જુએ છે, તેઓને ગુમાસ્તા તરીકે ગણે છે. પણ વાણીઆઓએ મહેસુલની હીલચાલ શરૂ કરી, પાટીદારોએ સ્વાર્થની દૃષ્ટિએ તે ઝીલી લીધી અને જ્યારે હીલચાલે સજ્જડ રૂપ પકડયું ત્યારે ખરો ભાગ સ્વાભાવિક રીતે સાહસિક પાટીદારોએ લીધો અને વાણીઆઓ પાછળ રહ્યા. રા. ગાંધી, રા. ગોકળદાસ તલાટી અને રા. ફુલચંદ શાહ વાણીઆ છે.

૪. જે ગુનો નડિયાદમાં થયો તે સાબીત કરવામાં મદદ કરી બીજાઓને મુક્ત કરવામાં મદદ દેવાની નડિયાદીઓને મેં તક આપી હતી, પણ રૂ. ૫૦૦) નું જેવું તેવું ઇનામ કાઢયા ઉપરાંત બીજું કંઇ તેઓએ કર્યું નથી. નડિયાદના એક પણ આગેવાને મને અગત્યની ખબર નથી આપી. એટલે સિદ્ધ થાય છે કે તેઓને જે તક આપવામાં આવી હતી તેનો તેઓએ લાભ લીધો નથી અને પોતાની જવાબદારીમાંથી મુક્તિ મેળવવાને તેઓએ કંઈ જ કર્યું નથી.

૫. બે કારણથી વાણીઆઓ ખાસ જવાબદાર ગણી શકાય; કેમકે તેઓએ સરકારની સામે ઉશ્કેરણી કરી અને વાણીઆ કે જેઓ મુખ્યત્વે કરીને વેપારી છે તેઓએ દુકાનો બંધ કરીને ખળભળાટ મચાવ્યો અને હુલ્લડખોરોને ઉત્તેજન આપ્યું. નડિયાદમાં પહેલી હડતાળ છઠ્ઠી એપ્રિલે કંઇ પણ કારણ વિના પાડવામાં આવી અને આમ ૧૧મી તારીખે જે દંગો થયો તેની તૈયારી થઇ.

ઉપલાં કારણોમાંથી એક વાત બરોબર તરી આવે છે, અને તે એ કે નડિયાદે રા. ગાંધીને સંઘરવાનો મોટો ગુન્હો કર્યો અને સત્યાગ્રહની લડતનું એક મથક બન્યું.' પહેલા કારણમાં તો કલેક્ટર સાહેબે વગરહુકમતે ન્યાયાધીશ બનવાનો દાવો કર્યો છે; કેમકે જે અદાલતને નડિયાદના કેસો સોંપવામાં આવ્યા તેનો ચુકાદો થયા પહેલા તેમણે જ 'નડિયાદના લોકોને અને તેમાં પણ મુખ્યત્વે કરીને પાટીદારને ગુન્હેગાર ઠરાવ્યા,' અને આ કારણ તો તેમના કાગળની બીજી કલમ પ્રમાણે દંડ કરવાને સારૂ બરોબર ગણાય જ નહિ. ત્રીજું કારણ ખાસ પાટીદાર અને વાણીઆઓને શિક્ષાનો ભોગ બનાવવાને સારૂ આપવામા આવ્યુ છે. જો પાટીદાર માત્ર વાણીઆઓથી ભોળવાયેલા જ હોય તો બધી સજા વાણીઆ ઉપર જ પડવી જોઇયે. હકીકત તો એવી છે કે મહેસૂલનો પ્રશ્ન અથવા તો રાજ્યપ્રકરણી હીલચાલ એક જ કોમની ન હતી પણ એમાં બધી કોમનો હાથ હતો.

હડતાળમા હિન્દુમુસલમાન બન્નેએ આખા હિન્દુસ્તાનમા એકસરખો ભાગ લીધો એમ આપણે જોઇ શકીયે છીયે. રા. ગાંધીએ 'યંગ ઇન્ડિયા'ના પોતાના લેખમા જણાવી દીધુ છે કે એ પોતે વાણીઆ તરીકે આવી લડતોમા પડયા નથી. રા. ગોકળદાસ તલાટી વાણીઆ છે એવી પ્રથમ ખબર મિ૰ કેરના કાગળથી જ તેને પડી અને રા. ફુલચંદને વાણીઆ તરીકે તેણે એક માસ પહેલા જ ઓળખ્યા. કલેક્ટર સાહેબે વાણીઆ અને પાટીદારને દોષિત ગણીને પોતાને અને વાણીઆ–પાટીદાર તેમજ બીજા વર્ગોને અન્યાય કર્યો છે. અમારી ખાત્રી છે કે વાણીઆ–પાટીદારની ઉપર દંડ નાખવામા આવેલો છે તેથી બીજી કોમ રાજી થવાને બદલે પોતાનું અપમાન થયેલુ માનતી હશે, કારણકે જાહેર કાર્યમા જેટલો ભાગ વાણીઆપાટીદારોએ લીધેલો છે તેનાથી ઓછો બીજાઓએ નથી લીધો એવું તહોમત જેણે ખરેખર ભાગ લીધો છે તેઓ કેમ સાખી શકે ? છેવટમા આ કારણ વિષે વિચાર કરતા આટલું પણ અમારે કહેવું જોઇયે કે જો રા. ગાંધીની હીલચાલ નડિયાદના ગુન્હાનું કારણ હોય તો રૂ. ૧૫૦૦૦નો દંડ અને બીજી શિક્ષાઓને પાત્ર તો તે એક જ છે. કલકત્તાના પ્રસિદ્ધ વર્તમાનપત્ર 'ઇંગ્લિશમેને' મિ. હોર્નીમેન દેશાનકાલ થયા તે વખતે ટીકા કરતા એવા જ ઉદ્દગાર કાઢ્યા હતા અને એ વાસ્તવિક ગણાય. કલેક્ટર સાહેબનું ચોથું કારણ તેમની ન્યાયદૃષ્ટિને ઝખવાણી પાડે એવું છે. એ કારણનો અર્થ તો એટલો જ થયો કે નડિયાદના લોકો સી.આઇ.ડી.નું કામ ન કરી શક્યા તેથી જવાબદાર ગણાયા. અને એ ન્યાયે તો જ્યાં જ્યાં

ગુન્હા થાય ત્યાં તો જો ગુન્હેગાર ન પકડાય અથવા પકડાયા પછી છૂટી જાય અને ગુન્હેગાર પકડાવવામાં લોકોએ મદદ ન કરી હોય અથવા મદદ કરવા છતાં નિષ્ફળ ગયા હોય તો તે તે જગ્યાના લોકોએ દંડ ભરવો જોઇએ. પાંચમું કારણ વાણીઆઓની જવાબદારી બતાવવાને મુકવામાં આવ્યું છે. તેનો એક ભાગ ત્રીજામાં સમાઇ ગયો, અને બીજો ભાગ એ કે વાણીઆઓએ વગરકારણસર દુકાનો બંધ કરી, અને તેથી બીજાઓને કરવી પડી. આ બન્ને પદ ખોટાં છે. દુકાનો બંધ કરવામાં આખા હિન્દમાં બધાનો સરખો ભાગ હતો એ સિદ્ધ થયેલી વાત છે. વગરકારણસર બંધ થઈ એમ કહેવામાં તો કલેક્ટર સાહેબ ભીંત ભૂલી ગયા છે; કેમકે રા. ગાંધીની સૂચના મુજબ સત્યાગ્રહની શરૂઆત સૂચવવાને ખાતર જગોજગોએ દુકાનો બંધ થઈ અને ઉપવાસ પાળવામાં આવ્યા અને કલેક્ટર સાહેબ ભૂલી જ ગયા જણાય છે કે તા ૯મી અને તા. ૧૧મીના વચમાં સરકારે પોતે ગંભીર ભૂલ કરી કે જે ન થઈ હોત તો હિન્દુસ્તાનમા ૧૦મીથી ૧૫મી એપ્રિલ સુધી જે ખળભળાટ થઈ રહ્યો તે થવા ન પામત. સુલેહ જાળવવામા મદદ કરવાને સારૂ જતાં રા. ગાંધીને પકડવાનું સરકારને જરાયે કારણ ન હતું. એમ છતા તેને પકડવામાં આવ્યા એ પ્રજાવર્ગથી સહન ન થઈ શક્યું અને જગેજગે હડતાળો પડી અને અત્યાચારો પણ થયાં. સરકારનો ન્યાય કરવાને કંઇ અદાલતો હોઈ શકે? છતા કલેક્ટર સાહેબ પોતાનો અભિપ્રાય તો જણાવી શકતા હતા; તે ન જણાવીને તેઓએ પોતાના ખાતાના માણસોનો બચાવ કરવાને બદલે તેઓને ગેરઇન્સાફ આપ્યો છે.

નડિયાદ બારેજડીના માણસોએ શું કરવું એ જ હવે વિચારવું રહ્યું. વધારાની પોલીસ બેમાંથી એકે જગ્યાએ રાખવાની જરૂર છે એવું અમને તો જણાતું જ નથી. એ બન્ને જગ્યાએ અને બીજી જગ્યાએ લોકો તરફથી જે અત્યાચાર થયો એને જેટલો વખોડીયે તેટલું ઓછું છે. અત્યાચાર કરીને લોકોએ માત્ર પોતાનું ગાંડપણ બતાવ્યું. પ્રજાને ફાયદો થવાને બદલે નુકસાન થયું. પ્રજાના પૈસાનો દારૂગોળો થયો. પ્રજા દંડાઇ અને સત્યાગ્રહના નામને બટ્ટો લાગ્યો. જે રોલેટ ઍક્ટ તુરત નીકળી જઈ શકતો હતો તે રોલેટ ઍક્ટને કાઢવાને સારૂ હજુ વધારે પ્રયત્ન કરવો રહ્યો. વળી નડિયાદમા ગુન્હા કરનારા છૂપા રહ્યા છે એ પણ આપણને શરમાવા જેવું છે. પંજાબમાં જેમ સરકાર તરફથી અન્યાય થયો છે તેમ નડિયાદમા આપણે અન્યાય કર્યો છે આટલું કબૂલ કરવું એ એક વાત છે, અને અન્યાયી દૃષ્ટિએ થયેલી સજા ભોગવવી એ કેવળ જુદી જ વાત છે. જેની ઉપર ગુન્હો સિદ્ધ ન થાય તેને સજા ન જ થવી જોઇયે એ ધોરણ અખંડિત રહેવું જોઇયે.

એ ધોરણના પાલનમાં રાજાપ્રજાનો સ્વાર્થ અને બન્નેનું હિત રહ્યાં છે. અંગ્રેજી કાયદાનાં પુસ્તકોમાં ઠેકાણે ઠેકાણે ન્યાયાધીશોનાં કથનો જોવામાં આવે છે કે એક પણ નિરપરાધી મર્યો જાય તેના કરતાં સો અપરાધી છૂટી જાય એ પસંદ કરવા લાયક છે. એ સત્ય છે. એ સિદ્ધાંતને આપણે વળગી રહેવું જોઇયે. તેથી અમારી નડિયાદીઓને ખાસ સલાહ છે કે તેઓએ મજકુર દંડોમાંથી મુક્તિ મેળવવા સતત પ્રયાસ કરવો અને હકીકત બતાવનારી અરજીઓ ઘડી સરકારને પહોંચાડવી. બારેજડી વિષે નોખી દલીલની જરૂર નથી. નડિયાદના કરતાં પણ તેનો કેસ મજબૂત ગણાય. બારેજડીના જમીનદારોને બારેજડીના સ્ટેશન પર કંઇ થયું હોય તેને સારૂ જવાબદાર ગણવામાં આવે તો અમદાવાદમાં અને વીરમગામના સ્ટેશન પર બનેલા બનાવોને સારૂ તેઓ કેમ જવાબદાર ન ગણાય? જમીનદારોનો સ્ટેશન પરના બનાવ સાથે સંબન્ધ સિદ્ધ ન થાય ત્યા લગી તેઓને જવાબદાર ગણાય જ નહિ. તેઓએ પણ અરજી કરવી ઘટે છે. તે બાબત ગુજરાતના બીજા ભાગોમાથી એ બન્ને જગ્યાઓને પૂરી મદદ મળશે એમ અમે આશા રાખીયે છીયે અને નામદાર સરકારને વીનવીયે છીયે કે તેમણે નડિયાદ અને બારેજડીના ઉપર જે અન્યાયી હુકમો કર્યા છે તે ખેંચી લે.

---

# પંજાબનો મામલો

૧ ગાજી રહેલો મેઘરાજા છેવટે વરસ્યો છે. પંજાબના કમીશનની વાત ચાલી રહી હતી તે નીમાઇ ચુક્યું છે. તેમા લૉર્ડ હંટર, મિ. રેંકીન, મિ. રાઇસ, સર ચીમનલાલ સેતલવાડ, સાહેબજાદા સુલતાન અહમદ અને સર જ્યૉર્જ બૅરોની નીમણુક થયેલી છે. પંજાબ, મુંબઇ ઇત્યાદિ જગાએ એપ્રિલ માસમાં ખળભળાટ કેમ ફૂટી નીકળ્યો અને તે વિષે જે જે પગલાઓ લેવામાં આવ્યાં તેની આ કમીશન તપાસ કરશે અને તેની ઉપર પોતાની ભલામણો સૂચવશે. કમીશન આવતા માસમાં પોતાની બેઠક શરૂ કરશે. આટલી ખબર વડી ધારાસભા ખોલતી વખતે વાઇસરાય સાહેબના ભાષણમાંથી મળી આવે છે. લૉર્ડ હંટર સ્કૉટલંડના સોલીસીટર-જનરલ સન ૧૯૧૦-૧૩માં હતા. મિ. રેંકીન કલકત્તા હાઇકોર્ટના જડજ છે. સર ચીમનલાલ સેતલવાડને સહુ ગુજરાતી જાણે છે. ઇંડિયા કાઉન્સિલના મેમ્બર સાહેબજાદા આફતાબ અહમદખાનના ભાઇ સાહેબજાદા સુલતાન અહમદ છે. તેમણે ગ્વાલિયરની રિયાસતમાં ન્યાયખાતામાં લાંબો વખત નોકરી કરી છે.

મિ. રાઇસ નોકરશાહીમાના છે અને બ્રહ્મદેશમાં કેટલાંક વર્ષ સુધી ચીફ સેક્રેટરી હતા. સર જ્યૉર્જ બૅરો એ મેજર જનરલ છે. આમ બધા ખાતાના માણસો કમીશનમાં નીમાયેલા જોવામાં આવે છે. પ્રમાણ ઠીક સચવાયું છે એમ કહી શકાય. મેમ્બરો સ્વતંત્ર નીવડશે કે કેમ એ તો અનુભવે જ માલમ પડશે. સર ચીમનલાલ સેતલવાડ મરહુમ સર ફીરોજશાહ જેવા બાહોશ નાયકના શિષ્ય અને મિત્ર છે, એટલે તેઓ સાહેબ નિષ્પક્ષપાત અને સ્વતંત્ર રહેશે એમ આપણે માની શકીયે. સાહેબજાદા સુલતાન અહમદને વિષે આપણી માહીતી ઘણી થોડી છે. તેમજ બીજા મેમ્બરોને વિષે ગણાય. લૉર્ડ હંટર બહારના વાતાવરણમાંથી આવે છે એટલે આપણે આશા રાખી શકીયે કે તેઓ સાહેબ દ્રઢતા અને તટસ્થતાના જે ગુણ પ્રમુખને વિષે હોવા જોઇયે તેનું દર્શન આપણને કરાવશે. કમિટીનું કામ મુખ્ય-પણે જાહેર રહેશે એ ઇન્સાફ મળવામાં મોટું સાધન ગણી શકાય. ન્યાય મળે છે કે નહિ એનો મુખ્ય આધાર આખરમા તો આપણી ઉપર જ રહેશે. જો દરેક જગ્યાએથી અનુભવી માણસોનો પૂરાવો રજુ થશે તો કમીશનના મેમ્બરોથી બીજું કાંઇ નહિ જ થઇ શકે એમા શક નથી. નીડરપણે જે જે માણસો જે જે હકીકત જાણતા હોય તેની સાક્ષી આપશે તો અમારી ખાત્રી છે કે પંજાબમા થયેલો વિકરાળ અન્યાય સંપૂર્ણ રીતે જાહેરમાં આવી શકશે. કમીશનની નીમણુકની શરતોમા જે સજાઓ થઇ ચુકેલી છે તે સજાઓની ફરી તપાસ થઇ શકશે એવો અર્થ વાઇસરૉય સાહેબના પ્રગટ થયેલા ભાષણ ઉપરથી તો નીકળી શકે છે. પણ એ વાત વિશેષ સ્પષ્ટ હવે પછી થશે.

---

# દુઃખી પંજાબ

એક તરફથી પંજાબમાંથી એક પછી એક કેસોમાં થયેલા અન્યાયની વાત ચાલી આવે છે અને બીજી તરફથી લોકોના દુઃખની કહાણી પણ સંન્યાસી સ્વામી-શ્રદ્ધાનંદજી મારફત આવી રહી છે. કરમચંદ કરીને એક જુવાન વિદ્યાર્થીને વગર-પુરાવે ફાંસીની સજા આપી હતી એમ એ જુવાનનો કેસ પ્રકટ થએલો તેનું પૃથક્કરણ કરી રા. ગાંધીએ 'યંગ ઇન્ડિયા'માં સિદ્ધ કરી આપ્યું છે. સારે નશીબે એ જુવાનને ફાંસીએ લટકાવવામા નહિ આવ્યો અને હવે તો એક વર્ષની જેલનો હુકમ થયો છે. પણ આવા કેસોમાં સજાનો ઘટાડો એ ઇન્સાફની નીશાની નહિ ગણી શકાય.

જ્યા ગુન્હો જ નથી થયો, નિરપરાધી માણસ અપરાધી ઠર્યા છે ત્યા સજાનો ઘટાડો કરી મહેરબાની બતાવવી એ તો કોઇની મિલ્કત ઝુંટવી લઇને તેમાંથી કંઇક પાછી આપીને મહેરબાની બતાવ્યા જેવી વાત થઈ. પ્રજા અથવા તો જે બિનગુન્હેગાર માણસો અત્યારે જેલ ભોગવી રહ્યા છે તેઓ મહેરબાની નહિ પણ ઇન્સાફ માગે છે. ગુન્હો કર્યો હોય તો જે પ્રકારનો ગુન્હો કર્યો કહેવાય છે તેવા પ્રકારના ગુન્હામા મહેરબાની માગવાનો આપણો અધિકાર નથી અને એવા કેસોમા મહેરબાની કરવાની સરકાર પર કશી જવાબદારી નથી. ડૉ. સત્યપાલનો જ દાખલો લઇએ. એમના પિતાશ્રીએ રા. ગાંધી પર કાગળ લખ્યો છે. તેમા જે હકીકત લખેલી છે તે માણસના રૂવા ઉભા કરી મૂકે એવી દુઃખદ છે. ડૉ. સત્યપાલે લડાઈ સમયે સરકારની ખૂબ નોકરી પણ કરેલી છે. જે વખતે કાવતરૂ થયુ કહેવાય છે તે વખતે ડૉ. શેફુદીન કીચલુ અને ડૉ. સત્યપાલને બોલવાનો પણ મનાઇ હુકમ હતો. વળી, ડૉ. સત્યપાલ તો તે વખતે એટલે ૩૦મી માર્ચે જે કાવતરૂ થયેલું ગણાય છે તેમા હાજર પણ નહિ હતા. તેઓ પકડાયા તેના પહેલા કોઇ પ્રકારની ખુનામરકી અમૃતસરમાં થઇ ન હતી. ડૉ. સત્યપાલના ભાષણોનો પણ ખોટો રિપોર્ટ કોર્ટની પાસે રજુ કરવામા આવ્યો હતો. આમ બાહોશ આગેવાનો ઉપર બિલકુલ સબળ પૂરાવા વગર સજાઓ કરવામા આવી છે. આવી સ્થિતિમા સ્વતંત્ર તપાસ વિના પ્રજાને સંતોષ કે ન્યાય મળવાના જ નથી. પ્રજા આવા અન્યાયો સહન કરી શકનાર નથી. અમારી ઉમેદ છે કે ચેળાસર તપાસ કરનારી કમિટી નીમીને સરકાર લોકોમા ફેલાઇ રહેલી અશાંતિ દૂર કરશે.

આમ બને તોપણ જેઓના વ્હાલા ફાસીએ ચઢયા છે અથવા તો જેલ ભોગવી રહ્યા છે તેઓના સંકટનિવારણ તો બાકી રહેશે જ. સ્વયંસેવકોની મદદ લઇને સંન્યાસી સ્વામી દુઃખી કુટુંબોના દુઃખમાં ભાગ લઇ રહ્યા છે. તેમા પૈસાની પૂરેપૂરી જરૂર છે. લગભગ ૧ લાખ રૂપીઆ કલકત્તામા અને લગભગ ૧ લાખ મુંબઇમાં લખાઇ ચુક્યા છે. સ્વામીજીની ગણતરી પ્રમાણે હજુ વધારે પૈસા જોઇશે. તેમણે આપેલો હિસાબ છાપાઓમાં બહાર પડી ચુક્યો છે. અમારી ઉમેદ છે કે સૌ ગુજરાતી આ પુણ્યકામમા યથાશક્તિ ભાગ લેશે. જેનાથી જેટલુ આપી શકાય તેટલું તે આપશે એવું અમે માની લઇયે છીયે.

તા. ૭-૯-૧૯૧૯

# તુર્કી

તુર્કીનો સવાલ હિન્દુસ્તાનના આઠ કરોડ મુસલમાનને લગતો છે. અને જે સવાલ પ્રજાના લગભગ એક-ચતુર્થાંશ ભાગને લાગુ પડે એ સવાલ સમસ્ત હિન્દુસ્તાનનો છે. પ્રજાનું ચોથું અંગ જખમી બને અને પ્રજાની ઉપર તેની અસર ન થાય એ અસંભવિત છે. જો એવા જખમની અસર ન થાય તો આપણે એક પ્રજા કહેવાઇયે નહિ, આપણે એક અંગ ન હોઇયે. એટલે તુર્કીનો સવાલ મુખ્યપણે સમજી લેવો એ હિન્દુ મુસલમાન બધાની સરખી ફરજ છે. ૧૯૧૪ના ઑગસ્ટ માસમા લડાઇ શરૂ થઈ તે વખતે તુર્કીની જે સ્થિતિ હતી તે સ્થિતિ આજ પણ અખંડિત રહેવી જોઇયે એ તુર્કીની માગણી છે, એ હિન્દુસ્તાનના ઇસ્લામી ભાઇઓની માગણી છે, અને એ માગણી જોરાવર શબ્દોમા વિલાયતમા વસતા આગેવાન મુસલમાન ભાઇઓએ કરેલી છે. તેઓએ વડા પ્રધાન મિ. લૉઇડ જ્યૉર્જના શબ્દો ટાંકીને બતાવ્યુ છે કે આ લાગણી તેમણે પણ કબૂલ રાખી હતી. પ્રેસિડન્ટ વિલ્સને પણ એવા જ ઉદ્‌ગારો બતાવેલા છે. પ્રેસિડન્ટ વિલ્સનના ચૌદ સિદ્ધાન્તો અને પાચ સૂત્રોમા પણ એ જ વાત આવેલી છે. યુદ્ધમા સંડોવાયલી બીજી પ્રજાઓના હક ઘણે ભાગે સચવાયલા છે. તુર્કીનો જ શો દોષ ? હજી સુધી આ સવાલનો નીવેડો આવ્યો નથી. છતા બ્રિટિશ પ્રેસમાથી એવો ધ્વનિ નીકળી રહ્યો છે કે જેથી મુસલમાન માત્ર શંકિત થઇ રહ્યા છે. તેઓને ધાસ્તી છે કે તુર્કીને એટલે સમસ્ત મુસલમાનને મિત્રરાજ્યો તરફથી ન્યાય નહિ મળે અને તુર્કીની સલતનતના ભાગલા પડી જશે.

આ પ્રશ્ન જેવો તેવો નથી. તુર્કીની સલતનતમા ઇસ્લામનો ગંભીર સવાલ આવી જાય છે. ઇસ્લામ દુન્યવી અને દીની એવા બે વિભાગ પાડતો નથી. તુર્કીના સુલતાન એ જ ઇસ્લામના માનવતા ખલીફા છે, અને જો સલતનત જાય તો ઇસ્લામી મજહબ પ્રમાણે ખલીફાનો અર્થ જ ન રહે. એની સખત કુરાન શરીફની આયતો છે. એટલે સમસ્ત મુસલમાન પ્રજાને એ મોટો ધાર્મિક પ્રશ્ન થઈ પડ્યો છે.

મહારાજા બિકાનેરે મુંબઇમા પગ દેતા કહેલુ કે મૉન્ટેગ્યુ સાહેબ, લૉર્ડ સિંહ વગેરે આ બાબત ઉપર પૂરતું ધ્યાન આપી રહ્યા છે. એમ કહેવાય છે કે લૉર્ડ ચેમ્સફર્ડ પણ મિ. લૉઇડ જ્યૉર્જને આ બાબત સખત લખાણો કરી રહ્યા છે. પણ કેવળ સખત લખાણોથી દહાડો વળે એમ નથી. અમારી માન્યતા છે કે મિ. મૉન્ટેગ્યુ તથા લૉર્ડ ચેમ્સફર્ડની ફરજ છે કે જે ન્યાય મળવાનો મુસલમાન ભાઇઓનો હક

છે તે ન્યાય તેઓ દેશે અથવા તો અન્યાયની સામેના પોતાના પોકારની નીશાન દાખલ હિન્દી વજીર અને બાદશાહના પ્રતિનિધિ પોતાનો હોદ્દો છોડી દેશે.

મુસલમાનોની ફરજ છે કે તેમણે પોતાનો કેસ શાંતિપૂર્વક પણ દ્રઢતાથી આખી દુનિયા પાસે મુકવો અને તેને અડગપણે વળગી રહેવું. તેમાં અતિશયોક્તિ ન હોવી જોઇયે. એ કેસ વધઘટ થઈ શકે એમ પણ નહિ મુકાવો જોઇયે. જે વિના ઇસ્લામી જીવન વ્યર્થ હોય એમ કહી શકાય, એમ સિદ્ધ કરી શકાય તે વસ્તુ મુકાવી જોઇયે. જ્યાં નીતિના એટલે ધર્મના પ્રશ્નો છે, જ્યાં અંતરની ઉર્મિઓની વાતો છે ત્યાં ભાગતોડને, આપલેને, રકઝકને અવકાશ જ નથી. સત્ય એક જ હોય અને તે સર્વને એક જ સ્વરૂપે છેવટમાં જણાય છે. તુર્કીના કેસમાં ન્યાય છે, બ્રિટિશ પ્રધાનની પ્રતિજ્ઞા છે, પ્રેસિડન્ટ વિલ્સનનું વચન છે. જો મિત્રરાજ્યો અન્યાયની સામે નાનકડી સંસ્થાઓના હકને સારૂ લડ્યાં છે એ દાવો ખરો હોય તો તુર્કીને, મુસલમાનોને કે આપણે કોઇને શંકિત રહેવાનું કારણ નથી. પણ જે પ્રયત્નવાન હોય તે શંકાને છોડી શકે છે. જેમ મુસલમાનોની ફરજ તેમ હિન્દુ વગેરે બીજી કોમની પણ રહેલી છે. તેઓ જો મુસલમાનોને પોતાના માનવંતા પડોશી અને ભાઇ ગણતા હોય તો તેઓએ તેમની ધર્મની માગણીને સંપૂર્ણ ટેકો આપવો જોઇયે. હિન્દમાં જન્મેલ બધાને સાથે રહેવું અને સાથે મરવું રહ્યું છે. એકને મારીને બીજા કદી નહિ ચડી શકે, એકના હક જવા દઇને બીજા પોતાના કદી નહિ જાળવી શકે.

---

# દક્ષિણ આફ્રિકાના હિંદી

દક્ષિણ આફ્રિકાના હિંદી વજીર પાસે માનનીય સુરેન્દ્રનાથ બેનરજી જે ડેપ્યુટેશન લઈ ગયા તેનું પરિણામ એકંદરે સંતોષકારક ગણાય અને દૂર વસતાં આપણાં ભાઈ-બહેનોને વિનયી કાયદાભંગ રૂપી સત્યાગ્રહનો ઉપયોગ કર્યા વિના દાદ મળશે એવી ઉમેદ રાખી શકાય. મિ. મૉન્ટેગ્યુએ આપણો કેસ તદ્દન વ્યાજબી છે એમ સ્વીકાર્યું છે અને દક્ષિણ આફ્રિકામાં જે કમીશનની નીમણુક થવાની છે તેમાં હિંદના પ્રતિનિધિ પણ નીમાશે એવો ભરોસો આપ્યો છે. જો એ પ્રતિનિધિ ખરેખરા પ્રતિનિધિ હશે અને 'ઇમ્પીરીઅલ સિટિઝનશીપ એસોસીએશન'ની ચાર શરતો પાળવામાં આવશે, તો એ કમીશનના પરિણામ વિષે આપણને ચિંતા રાખવાનું કારણ નહિ રહે. તે શરતો એ છે કે (૧) જેટલા ગોરાઓ તરફથી પ્રતિનિધિ હોય તેટલા જ હિંદ તરફથી હોવા જોઇયે, (૨) કમીશનને ચાલુ હકોમાં

ધારાકો કરવાની સત્તા ન હોવી જોઇયે, (૩) જે જમીનના અને વેપારને લગત હકો છીનવી લેવાનો કાયદો પસાર થયો છે તે કાયદો રદ કરવાની ભલામણ કરવાનો અધિકાર કમીશનને હોવો જોઇયે, અને (૪) કમીશનનો ચુકાદો બહાર પડે ત્યાં લગી મજકુર કાયદાનો અમલ મુલતવી રહેવો જોઇયે. આ શરતો જેટલી વ્યાજબી છે તેટલી જ જરૂરની છે. આપણા ભાઇઓને મોટી ધાસ્તી એ છે કે આ કમીશન નીમવાનો હેતુ તેમને વધારે હકો આપીને ઇન્સાફ આપવાનો નથી, પણ જેમ ટ્રાન્સવાલમાં છે તેમ આખા દક્ષિણ આફ્રિકામાંથી તેમને લગભગ નાબુદ કરવાને અથવા તો તેમને કેવળ મજૂર તરીકે જ રહેવા દેવાનો છે. પ્રજા તરફથી અત્યારે સારામાં સારી હીલચાલ આ વિષયમાં એ જ હોઈ શકે કે હિંદી પતિનિધિ ઉપરની શરત પ્રમાણે જ નીમવામાં આવે.

અમે દિલગીર છીયે કે સર વિલિયમ માયરે પાથરેલી જાળમાં મિ. સુરેન્દ્રનાથ બૅનરજી સપડાઈ ગયા. મિ. મૉન્ટેગ્યુ પણ ન ફસાયા એ સંતોષકારક થયું. અમારી ઉમેદ છે કે સર વિલિયમ માયરે ઉતાવળમાં અને અજાનપણે 'રેસીપ્રોસીટી'ની જાળ પાથરી. એનો અર્થ તો એ છે કે જો છેવટે દક્ષિણ આફ્રિકામાં આપણા ભાઈબહેનોને દાદ ન મળે તો આપણે દક્ષિણ આફ્રિકાના ગોરાઓને સજા કરવી. એટલે કે દક્ષિણ આફ્રિકાથી કોઈ રડ્યોખડ્યો ગોરો મુસાફરી કરવાને ચડી આવે તો તેને હિંદુસ્તાનમાં દાખલ થવા ન દેવો, તેને હિંદુસ્તાનમાં જમીન ખરીદવા ન દેવી અને હિંદુસ્તાનથી એક બે ટન કોલસા દક્ષિણ આફ્રિકા જતા હોય તે બંધ કરવા. વહેવારિક દૃષ્ટિએ વિચાર કરતાં પણ આ સૂચનામાં કંઈ વજૂદ નથી. જો અવિવેક ન થતો હોય તો હાથીની પાછળ કુતરા ભસવા જેવું એ સૂચના મુજબનું કાર્ય ગણાય. દક્ષિણ આફ્રિકાના ગોરાઓ તો તેને વધાવી જ લે. હિંદની સાથે દક્ષિણ આફ્રિકાનો વ્યાપાર અને હિન્દમાં દક્ષિણ આફ્રિકાના ગોરાની વસવાટ એટલાં બધાં નજીવાં છે કે આપણી આવી સજાનો કંઈ અર્થ જ નથી. આપણે એવું કહીને હાસ્યપાત્ર બનીયે એટલું જ નહિ પણ આપણાં ભાઈબહેનોના શાપને પણ પાત્ર બનીયે. ત્યાં વસતાં દેઢ લાખ હિંદનાં સંતાનોને પોતાની માલમિલ્કત છોડીને હિન્દુસ્તાન ભાગવું પડે અથવા તેઓને સદાયના મજૂર બની રહેવું પડે, અને દક્ષિણ આફ્રિકા થોડા ટન કોલસા જતા બંધ થાય અગર ત્યાંથી એકાદ ગોરાને હિંદુસ્તાનમાં દાખલ થવાનો પ્રતિબંધ હોય તેથી તેઓને શો સંતોષ મળી શકે? 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' જે આ પ્રશ્નની સારી હિમાયત કરી રહેલ છે તે પણ સર વિલિયમ માયરની સૂચનાને હસી કાઢે છે.

વધારે ઉંડા ઉતરીયે તો આપણને એમ પણ માલમ પડશે કે વેરભાવથી કરેલી સજા, થયેલી સજાના પ્રમાણમાં ઠીકઠીક હોય તોપણ તેવી સજા, સજા કરનાર ઉપર જ પાછી વળે છે. હાથના કર્યાં હૈયે વાગે છે. એક અન્યાયનું ઔષધ કદી બે અન્યાય હોઇ શકે નાહ. અન્યાયથી અન્યાય દૂર થાય નહિ. કદાચ હિન્દુસ્તાનમાં દોઢ લાખ ગોરા વસતા હોય અને તેમને વિષે દક્ષિણ આફ્રિકાના જેવા જ કાયદા આપણે કરી શકીયે અને કરીયે તેથી દોઢ લાખ હિંદીઓનો નાશ થતો કેવી રીતે અટકી શકે ? ' જૈસે કો તૈસા ' ન્યાયમાં હમેશા ગર્ભિત માન્યતા એવી રહેલી છે કે સામેનો માણસ, આપણામા પણ તેના જેવું કરવાની શક્તિ અને ઇચ્છા. હોય છે ત્યારે આપણને અન્યાય કરતા ડરે છે અને તેથી અટકે છે. કેટલીક વાર આવું પરિણામ આવે છે એ ખરૂં છે. સરવાળે ન્યાય નથી થતો એ તો પ્રસિદ્ધ છે; કેમકે ' દાતની સામે દાત અને આખની સામે આખ ' એ પુરાતન કાળથી ચાલતો આવેલો પ્રયોગ અસંખ્ય સ્ત્રીપુરષોએ અજમાવ્યો છે છતા હજુ લગી અન્યાય થતો અટક્યો નથી, એટલુ જ નહિ પણ પશ્ચિમના દૂરઅદેશી લેખકો પણ કહી રહ્યા છે કે યુરોપની ભારે શોધો છતા, યુરોપમા મળતા ભારે સાક્ષરજ્ઞાન છતા, લોકોમા વેરભાવ અને અન્યાય ઓછા થયા નથી. તેનો પ્રત્યક્ષ પૂરાવો તો આપણી નજર આગળ તરી રહ્યો છે. પણ અમે કંઇક વિષયની બહાર ગયા છીયે. આપણે સર વિલિયમ વાયરે કરેલી સૂચનામા કેવળ વ્યવહારદૃષ્ટિએ—વેરની દૃષ્ટિએ—પણ અર્થ નથી જોઇ શકતા એટલું જ એ સૂચના ત્યાજ્ય છે એવું સિદ્ધ કરવા સારૂ બસ' છે.

મૅાન્ટેગ્યુ સાહેબે કહ્યું કે 'વ્હીટો' એ રાજ્યપ્રકરણી હિસાબે અશક્ય છે. વ્હીટો એટલે બાદશાહે રાખેલી સત્તા મુજબ બ્રિટિશ સલ્તનતના જુદા જુદાં સંસ્થાનોએ કરેલા કાયદા રદ કરવાનો બાદશાહી અધિકાર. મૅાન્ટેગ્યુ સાહેબનો કહેવાનો ભાવાર્થ એ છે કે દક્ષિણ આફ્રિકાનું સંસ્થાન એવું જોરાવર અને એવું સ્વતંત્ર છે કે જો બાદશાહને તેનું પ્રધાનમંડળ દક્ષિણ આફ્રિકાનો કાયદો રદ કરવાની સલાહ આપે અને તે મુજબ બાદશાહ વર્તે તો દક્ષિણ આફ્રિકામા ભારે ખળભળાટ ઉઠે એવું કદાચ બને. એનો અર્થ તો માત્ર એટલો જ છે કે બ્રિટિશ સલ્તનતના એક ભાગીદાર પોતાનો ભાગ ખેંચી લે. એ સલ્તનતના નબળામાં નબળા માણસોની ઉપર પણ અન્યાય થતા અટકે અને તે અટકાવતા કોઈ ભાગીદાર પોતાનો સંબંધ બંધ કરે તો એ પરિણામ કેવળ આવકારદાયક છે. બ્રિટિશ સલ્તનત કે કોઇ સલ્તનત હંમેશાંને સારૂ નબળામાં નબળાં લોકોને પણ ગુલામના જેવા કેવળ વસવાયા તરીકે રાખીને ટકી ન જ શકે. એટલે જો સલ્તનતનો ઉદ્દેશ

દીર્ઘાયુ ભોગવવાનો હોય તેણે હમેશાં તેના ઉદ્દેશોનો વિરોધ કરનારાં અંગોનો ત્યાગ કર્યે જ છૂટકો. પણ હકીકતમાં તો દક્ષિણ આફ્રિકાના ગોરા બાદશાહી 'હીરા'ના પ્રયોગથી ભારે ખળભળાટ કરી મુકે એવું માનવાને કંઇ સબળ કારણ છે જ નહિ. અન્યાય, અનીતિ, ઇત્યાદિ હમેશાં બીકણાં અને કાયર હોય છે. શરૂઆતમાં આવાં ઝુંડો બહુ બળ બતાવે છે પણ ન્યાયી બળની આગળ છેવટે દબાઈ જાય છે. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ સામે ચાલી રહેલી પ્રવૃત્તિમાં એવો તો હડહડતો અન્યાય રહ્યો છે કે જો વડી સરકાર જરા પણ જોર કરે તો એ અન્યાય ટકી શકે તેમ નથી. વડી સરકાર જોર કરે તેને સારૂ એક જ વાત આવશ્યક છે. આપણાં સમુદ્રપાર રહેલાં, બહુ વિષમ દશામાં પોતાનું જીવન ચલાવી રહેલાં બાઇબહેનોને સારૂ મર્યાદાપૂર્વક પણ જોરાવર પોકાર અને તેટલું જ જોરાવર કાર્ય કરશું તો વડી સરકારને આપણે બહુ બળ આપશું અને તે વિષે ન્યાય મેળવવા સમર્થ બનાવશું.

બાદશાહી 'હીરા' એ જોકે વાપરી શકાય એવું શસ્ત્ર છે એવું અમે બતાવી ગયા છીયે તોપણ અમારે કબૂલ કરવું જોઇયે કે તે શસ્ત્ર જવલ્લે જ વાપરવા જેવું છે. મિ. મૉન્ટેગ્યુ ધારે છે તેમ અમે પણ માનીયે છીયે કે રૉયલ કમીશનથી ન્યાય મેળવી શકાશે. તેથી હાલ તો આપણે કમીશનનું કાર્ય સાંગોપાંગ ઉતરે એ ઉપર જ ધ્યાન દેવાનું રહ્યું છે.

---

## ફીજીની લડતનું રહસ્ય

ફીજીના પ્રશ્નમાં ઘણી વાતો સમાયેલી છે. પણ અત્યારે પ્રજામત કેળવવાને સારૂ એક જ વસ્તુ જાણવાની આવશ્યકતા છે. ફીજીમાં ૧૮૭૭ની સાલથી હિન્દુસ્તાનમાંથી ગીરમીટમાં મજૂરો ગયેલા છે. ગીરમીટનો સીધો અર્થ તો અર્ધગુલામી છે. એ અર્થ અમારો નથી, પણ મર્હુમ સર વિલિયમ વિલ્સન હન્ટરે ગીરમીટીઆ હિન્દીઓને વિષે વાપરેલો એ શબ્દ છે. ત્યારથી તે આજ લગીમાં હિન્દી મજૂરોની સ્ત્રીઓ ઉપર જે અત્યાચાર થયેલા છે એ અત્યાચાર કેવળ આપણા આળસથી કહો કે અજ્ઞાનથી થઇ શક્યા છે. પરોપકારવૃત્તિવાળા મિ. ઍન્ડ્રુઝનો આપણી સમક્ષ પૂરાવો છે કે એકેક સ્ત્રીને ત્રણ ત્રણ પુરુષની સેવા કરવી પડે છે. આ તો ગીરમીટીઆ પુરુષો. એ સિવાયના બહારના આવી જાય એ નોખા. અમે મિ. ઍન્ડ્રુઝની ભાષાનો અનુવાદ કર્યો છે, પણ આ સેવાનો અર્થ વાચકવર્ગ સહેજે કરી શકશે. આ મહાઅત્યાચાર બંધ થનો અટકે એ રા. ગાંધી ઉપર ફીજીથી આવેલા 'તારની માગણી' છે.

ફીજીના હિન્દીઓ એ તારમાં જણાવે છે કે ફીજીની સરકાર ચાલુ ગીરમીટ બંધ કરશે એવી આશા હતી તે આશા ફોકટ થતી જણાય છે. સરકારે ગીરમીટ રદ કરવાનો વિચાર માંડી વાળ્યો છે એવો તેઓને ભય છે. જો ગીરમીટ બંધ થાય તો આપણી નિરાધાર બહેનોના શિયળનું રક્ષણ થઈ શકે; છેવટે આપણી જવાબદારી-માંથી તો આપણે મુક્ત થઈએ. આ આપણી સ્પષ્ટ ફરજ છે. પથારી તળે રહેલા સર્પની જ્યાં સુધી આપણને ખબર ન હોય ત્યાં સુધી અને ત્યાં સુધી જ આપણે નિરાંતે સૂઈ શકીયે છીયે; પણ એ ઝેરી સાથીના સહવાસની ખબર પડતાં જ જેમ આપણે ચમકી ઉઠીયે છીયે તેવી દશા ફીજીની ગીરમીટ સંબન્ધમાં આપણી હોવી જોઇયે. ફીજીમાં રહેતી બહેનોની ભયંકર સ્થિતિનું જ્યાં સુધી આપણને ભાન ન હતું ત્યાં સુધી આપણે નિરાંતે સૂઈ બેસી શકતા હતા. પણ હવે? હવે તો એક ઘડીભર પણ શાંત રહેવું એમા પાપ છે. ઉપરની હકીકત જ્યારે આખું હિન્દુસ્તાન સમજે ત્યારે ફીજીની અનીતિ એક ઘડીભર પણ ન ટકી શકે. કોઈ કાયદાશાસ્ત્રી એમ પણ કહે કે કાયદેસર થયેલી ગીરમીટ આપણે કેમ તોડાવી શકીયે? ફીજીના ગોરાઓ ઉપર આપણે કેમ દબાણ કરી શકીયે? તેનો જવાબ એક જ હોઈ શકે. જે નીતિની વિરુદ્ધ છે, જે અનીતિનું પોષણ કરે છે તે કાયદો એ કાયદો જ નથી. તેને માન આપવું એ અનીતિમા ભાગીદાર બનવા જેવું છે. જે વડે અનીતિ થઈ શકી એ કાયદો આટલા દિવસ ટકી જ કેમ શક્યો? એ યોગ્ય પ્રશ્ન ગણાય. અમારી ઉમેદ છે કે, ગુજરાતના દરેક શહેરમાંથી, દરેક ગામમાંથી સરકાર તરફ વેળાસર અરજી પહોંચી જશે કે ફીજીની ગીરમીટ સત્વર નાબુદ થવી જ જોઇયે. મિ. ઍન્ડ્રુઝે નાબુદ થવાની છેલ્લી તારીખ ૩૧મી ડીસેમ્બર ઠરાવી છે. એમના હાથમાં સરકારી સત્તા નથી. પણ એમના હાથમાં એથી ભારે સત્તા રહેલી છે, અને તે એમના દુભાયલા આત્માનો ગંભીર નાદ છે. એ નાદ ગુજરાતના દરેક સ્ત્રીપુરુષ સાંભળો અને પોતાની ફરજ બજાવો એવું અમે ઇચ્છીયે છીયે.

---

# નોંધ

## 'નવજીવન'ની જામીનગીરી

માસિક 'નવજીવન'ની ઉપર રહેમનજર હતી એમ કહી શકાય. પણ સાપ્તાહિક 'નવજીવન' એટલી રહેમને પાત્ર નથી રહી શક્યું. દરેક વર્તમાનપત્રને બહાર પાડવાના સમયમાં કે છાપખાના વગેરેના જ્યારે જ્યારે ફેરફાર થાય ત્યારે ત્યારે નવું 'ડેકલેરેશન'

કરવું પડે છે, અને તે વેળાએ બલ્કે ખરું જોતાં ગમે તે વેળાએ મૅજીસ્ટ્રેટને જામીનગીરી લેવાનો અથવા જે લીધેલી હોય તો તેમાં વધારો કરવાનો અધિકાર છે. 'નવજીવન' સાપ્તાહિક થતાં તે વિષે 'ડેક્લેરેશન' તો કરવું જ પડયું અને મૅજીસ્ટ્રેટ સાહેબે નીચે પ્રમાણે હુકમ મોકલી આપ્યો:

"સને ૧૯૧૦ ના ઇન્ડિયા પ્રેસ ઍક્ટની કલમ ૮ ની પ્રમાણે મિ. યાજ્ઞિકને ખબર આપવામાં આવે છે કે પુખ્ત વિચાર કર્યા પછી તમારે આ કોર્ટમાં તમારું સાપ્તાહિક 'નવજીવન' પ્રગટ કરવાને સારૂ રૂ. ૫૦૦) ની જામાનત આપવી એ હું આવશ્યક ગણું છું. આ હુકમ મળ્યા પછી તુરત-રોકડાં નાણાં અથવા તો ગવર્મેન્ટ ઑફ ઇન્ડિયાની સીક્યુરીટીના કાગળો તેટલી રકમ પૂરતા મૂકી જશો. ઉપરની કલમમાં છૂટ મૂકવાની જે જે શરત છે તેનો લાભ તમને હું નથી આપી શકતો."

અમદાવાદ, ૩૦ ઑગસ્ટ

(સહી.) ડી. એમ. કોઠાવાળા
ફર્સ્ટક્લાસ મૅજીસ્ટ્રેટ"

રા. ગાંધીએ તંત્રીપણું સ્વીકાર્યું છે તેથી 'નવજીવન' છૂટ ખોઈ બેઠું શું ?

## પંચમહાલમાં વેઠ

પંચમહાલમાં વેઠનું દુ:ખ બીજા જીલ્લાઓ કરતા વિશેષ છે એમ વખતોવખત સાંભળવામાં આવે છે. એ બાબત કોરટે પણ ચઢી છે. ગોધરામા મળેલી રાજકીય પરિષદ્‌માં એ સારી પેઠે જણાયેલી હતી. હવે તે પંચમહાલમાં ઠેકાણે પડી, એમ કહી શકાય. પંચમહાલના કલેકટર સાહેબ મિ. કલેટને જે સરક્યુલર કાઢ્યા છે તેને સારૂ તેઓ સાહેબને તેમજ ગોધરાના હોમરૂલ લીગના વ્યવસ્થાપકોને મુબારકબાદી ઘટે છે. મે. કલેટન સાહેબે સ્થાનિક હોમરૂલ લીગની કમિટીની સાથે મસલત કરીને તુરત જ પોતાનો ઠરાવ બહાર પાડયો એ બહુ સ્તુત્ય ગણાય. પોતાના હુકમમાં તેઓ સાહેબે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે કોઈ પણ માણસ બજારના દરથી ઓછા દામ લઈને અધિકારીવર્ગની સેવા કરવા બંધાયેલો નથી અને કોઈ પણ અધિકારી જો લોકોની ઉપર દબાણ અથવા જુલમ કરશે તો તે સજાને પાત્ર થશે. અધિકારીવર્ગ અને પ્રજાવર્ગ મસલત કરીને વેઠ જેવા ગુંચવાડાભર્યા સવાલનો પણ ફેંસલ કરી શકે છે તેનો ઉપરની બીના એક નમુનો છે. અમે આશા રાખીએ છીએ કે વેઠના જુલમની ફરીઆદ હવે પંચમહાલમાં રહેશે નહિ અને અધિકારીવર્ગ કલેટન સાહેબના હુકમને પરિપૂર્ણ માન આપશે, અને તેની સાથે અમે એ પણ સૂચવવા ઇચ્છીએ છીએ કે પ્રજાવર્ગ જ્યારે બજારદામ મળે ત્યારે અધિકારીઓની યોગ્ય-સેવા કરશે. સરકારી અમલદારો જ્યારે ફરવાને નીકળે તે વખતે તેમને સહાય કરી તેમની બરદાસી કરવી એ આપણી ફરજ છે. પ્રજાને મિત્ર ગણી તેની પાસેથી દમામથી નહિ પણ વિવેકથી અને પગતા દામ આપીને કામ લેવું એ અમલદારોની ફરજ છે. ખોટી ખુશામત, હાજીઆપણું, બીકતા, એ સર્વથા ત્યાજ્ય છે. પણ તેટલે જ દરજ્જે ઉદ્ધતાઈ અને અવિવેક પણ ત્યાજ્ય છે.

## મરહુમ શેઠ દાઉદ મહમદ

દક્ષિણ આફ્રિકાના જાણીતા આગેવાન શેઠ દાઉદ મહમદ વિષે વર્તમાનપત્રોમાં રા. ગાંધીએ જે વૃત્તાંત આપ્યુ છે તે સહુએ વાંચ્યું હશે. તેમના મરણથી દ. આ. ના હિંદીઓને ભારે ખોટ ગઈ છે એમાં શક નથી. શેઠ દાઉદ મહમદ સુરતની આસપાસના ગામડાના વતની હોવાથી તેમને સારૂ ગુજરાત અભિમાન રાખે એ નવાઈ ન ગણાય. એમની ચતુરાઈ, એમની કાર્યદક્ષતા એવાં હતાં કે જો તેઓ યુરોપમાં જનમ્યા હત તો પંકાઈ ગયા હત. હિંદુસ્તાન તેમને ભાગ્યે જ ઓળખે છે. સામાન્ય હાલતમાં વધી નિરક્ષર હોવા છતા જેણે લાખોનો વેપાર ચલાવ્યો, પોતાના હાથ નીચે ઘણાઓને ઉછેરીને પાળ્યા, જેણે લોકસેવામાં પોતાની ઉત્તર અવસ્થા ગાળી, જેણે પોતાના પુત્રને સારી કેળવણી આપી અને જેણે પોતાની શક્તિથી હજારો માણસો ઉપર કાબુ મેળવ્યો તે બીજું શું કરે તો પંકાય ? પંકાયેલા કંઈક ખોટી કીર્તિ મેળવી ગયા છે અને નથી પંકાયા એવા ઘણાએ લોકસેવા કરી પ્રભુને પીછાન્યો છે. શેઠ દાઉદ મહમદના કુટુંબ અને દ. આ ના હિંદીઓ તરફ અમે દિલસોજી બતાવીયે છીયે.

---

# દાહોદનાં ભાષણો

## સ્ત્રીઓની સભા.

સ્ત્રીઓના હાથમા ધર્મનુ રક્ષણ રહેલું છે. પુરુષ બાહ્ય પ્રવૃત્તિમાં અતિશય રોકાવાથી ઘણીવાર ધર્મને ભૂલે છે, કેટલીક વાર તજે છે. પણ સ્ત્રી જેમ પોતાના બાળકને જીવ સમાન ગણીને સાચવે છે તેમ ધર્મને પણ જીવ સમાન ગણીને સાચવે છે. તેથી મેં તો હમેશાં માન્યુ છે કે હિન્દુસ્તાનની મુક્તિ સ્ત્રીઓની ઉન્નતિમા જ રહેલી છે.

સ્વદેશી એ ભારે ધર્મ છે, તેને ગુજરાતની ઘણી સ્ત્રીઓએ છોડી દીધો છે. પોતાના પડોશીને છોડીને દૂરનાની સેવા ન જ કરી શકાય. જે પડોશીની સેવા કરે છે તે આખા જગતની સેવા કરે છે. આપણા પોતાના કારીગરોનો આપણે ત્યાગ કરીયે અને પરદેશના કારીગરોને આપણે ઉત્તેજન આપીયે એ અધર્મ જ ગણાય. એવો અધર્મ આપણે અનેક સંયોગોને લઈને એક સૈકો થયાં કરતા આવ્યા છીયે. પરિણામે આપણા કારીગરોના મુખમાથી કાઢીને આપણે પરાયા કારીગરોના હાથમાં કરોડો રૂપીઆ મુક્યા છે. તેથી હિન્દુસ્તાન ભૂખથી પીડાઈ રહેલ છે. આપણી મોટામાં મોટી બે હાજતો છે, અનાજ અને વસ્ત્ર. અનાજ તો આપણે સદ્‌ભાગ્યે હજુ દેશમાં જ પેદા થયેલુ ખાઈયે છીયે. પણ વસ્ત્ર ઘણું બહારથી માગીયે છીયે. તેથી ગયે જ વર્ષે આપણે ૬૦ કરોડ રૂપીઆ પરદેશ મોકલી દીધા. એ આપણે સારૂ ઘણી નામોશીની વાત ગણાય. આ દશામાંથી નીકળવું એ આપણી ફરજ છે. તેનો સહેલામાં સહેલો રસ્તો એ

એ કે આપણે જેમ સો વર્ષ પહેલાં કરતાં હતાં તેમ આજ પણ કરવું. સ્ત્રીઓએ મુખ્યત્વે કરીને સૂતર કાંતવું, પુરુષોએ તે વણવું.

હું સ્વદેશીની ચળવળ થયા પછી સેંકડો બહેનોને મળી ચૂકયો છું. તેમાંથી કેટલીક પોતે સૂતર કાંતતી હતી એવું જણાવ્યું છે અને કેટલીકે પોતાની માતાઓ કાંતતી હતી એવી સાખ પૂરી છે. કાંતવાનો ધંધો હલકો નહિ ગણાતો હતો. બાદશાહી કુટુંબમાં પણ રાણીઓ શોખની ખાતર અથવા દયાની ખાતર કાંતતી હતી. દાહોદની બહેનોએ એ પ્રાચીન અને પવિત્ર કારીગીરીનો ઉદ્ધાર કરવો ઘટે છે. જે ગરીબ બહેન હોય એ પોતે કોઈ પ્રામાણિક ધંધો કરતી હોય એ છોડીને કાંતવાનું કામ કરે એવી મારી માગણી નથી. કાંતવાનું કામ સહેલું અને સુન્દર છે. જલદીથી શીખી શકાય છે. જ્યારે કરવું હોય ત્યારે કરી શકાય અને પડતું મુકવું હોય ત્યારે પડતું મુકી શકાય. એટલે જ્યારે જ્યારે નવરાશ મળે ત્યારે ત્યારે એ કામ થઈ શકે છે. ગરીબ બહેનો આમ પોતાના બચતા વખતમાં કાંતવાનું કામ કરી થોડા પૈસા હમેશાં પેદા કરી શકે અને દેશના એક મોટા જરૂરી ધંધાને ઉત્તેજન મળે. સ્વદેશીનો બહોળો પ્રચાર કરવાને સારૂ બહેનોના આગ્રહની જરૂર છે હવે પછી સ્વદેશી કાપડ પહેરીશ એવો નિશ્ચય દરેક બહેને કરવો જોઇયે. દેશને ખાતર થોડુંઘણું સૂતર હમેશાં કાંતીશ એવો બીજો નિશ્ચય પણ દરેક બહેને કરવો જોઇયે. આમ દાહોદની બહેનો કરે તો પોતાની હાજતજેટલું બધું કાપડ દાહોદમાં જ પેદા થઈ શકે. તેથી દાહોદના વતનીઓ બહારથી કપડાં લાવવાની ઉપાધિમાંથી છુટી જાય એટલું જ નહિ પણ ઘણા રૂપીઆ દાહોદના વણકરોને અને દાહોદની બહેનોને જ મળે. આમ કરવામાં ઘણા જ થોડા ત્યાગની જરૂર છે. આપણા ગામમાં જાડું પાતળું જેવું કપડું થાય તેવું પહેરીને સન્તોષ માનવો અને ઈશ્વરનો પાડ માનવો, અને આળસ તજી જ્યારે જ્યારે વખત મળે ત્યારે રેંટીયા આગળ બેસી જવું. મારી ઉમેદ છે કે દરેક બહેન આ કાર્યમાં ઉત્સાહ બતાવશે.

## સાળવીઓની સભા

હું અહીં કેટલાક અન્ત્યજ ભાઈઓને દૂર ઉભેલા જોઉં છું એથી મને અતિશય દુઃખ થાય છે. મારી શક્તિ પ્રમાણે મેં હિન્દુ ધર્મનો અભ્યાસ કર્યો છે અને શક્તિ પ્રમાણે તેનું પાલન કરું છું. ધર્મ વિના કોઈ પણ પ્રજા ખરી રીતે આગળ વધી ન શકે એમ હું માનું છું. પણ અમુક જાતિનો સ્પર્શ કરવામાં પાપ છે એ તો મારાથી કબૂલ ન જ થઈ શકે. ઈશ્વરે સર્જેલા કોઈ પણ પ્રાણીને અડતાં આપણે અભડાઇયે એવો વિચાર કરવામાં પણ મને તો અધર્મ લાગે છે. રિવાજમાત્રને ધર્મને નામે ઓળખી લેવો એ દુરાગ્રહ ગણાય. રિવાજો સારા પણ હોય અને નઠારા પણ હોય. અન્ત્યજોને અડવું એને હું તો નઠારો રિવાજ ગણું છું. એમના ધંધાની ટીકા કરીને ન અડીયે એમ કહેવું એ ખોટો વિચાર કરતાં અયોગ્ય જ લાગશે. જો એ ધંધો કરવામાં દોષપાત્ર હોય તો તેઓની પાસે એ ધંધો છોડાવવો જોઇયે અને જો આપણાં પાયખાનાં સાફ કરવાં એ પાપકર્મ ગણાય તો આ કર્મનો ત્યાગ થયે દાહોદની શી દશા થાય એ દાહોદીઓએ વિચારવું જોઇશે.

તા. ૭-૯-૧૯૨૯

દરેક માતા પોતાનાં બચ્ચાંનું મેલું ઉપાડે છે, એમ કરીને રાજી રહે છે, અને પોતાનો ધર્મ માને છે, અને માતાને આપણે સાષ્ટાંગ દંડવત્ કરીયે છીયે. ભંગી પણ અભિવન્દન કરવા યોગ્ય છે. એમાં હું અતિશયોક્તિ નથી કરતો. જો અન્ત્યજવર્ગ ગંદો છે, દારૂ ઈત્યાદિ પીયે છે એ બ્હાનું કાઢવામાં આવે તો હું કહીશ કે ઘણા દારૂ પીનારાનો આપણે સ્પર્શ કરીયે છીયે અને અન્ત્યજો કરતાં પણ ગંદાં રહેનાર સ્ત્રીપુરુષોનો આપણે ત્યાગ નથી કરતા. હું વર્ણાશ્રમને અસ્પૃશ્યતાની ભાવના સાથે બિલકુલ જોડી દેવા માગતો નથી. આપણે કોની સાથે ખાવુંપીવું, કોની સાથે દીકરાદીકરીની લેવદેવ કરવી, એ કેવળ નોખો સવાલ છે. તેમાં મતભેદનો અવકાશ છે. તેમાં પસંદગીનો સવાલ રહેલો છે. ગમે તેની સાથે ખાણાવહેવાર કે બેટીવહેવાર રાખવા આપણે બંધાયેલા નથી. પણ કોઈ પ્રાણીને અસ્પૃશ્ય ગણવામાં દોષ છે એમ મને ભાસે છે. આ દોષમાંથી દાહોદના હિન્દુઓ મુક્ત થઈ જાઓ એવું હું ઈચ્છું છું.

અહીં હું મુસલમાન ભાઇઓને પણ જોઉં છું. આપણે બન્ને એક જ છીએ, એકબીજાના સુખદુઃખના સાથી છીયે. આપણને વઢવેઢ કરવાની હોય જ નહિ. હિન્દુને મુસલમાન વિના ન ચાલે, મુસલમાનને હિન્દુ વિના ન ચાલે, એ તો આપણે ડગલે ડગલે જોઇયે છીયે. એક-બીજાની સેવા જ કરવાનો ભાવ આપણામાં પેદા થાય તો હિન્દુમુસલમાન વચ્ચે રહેલી ખટાશ દૂર થયા વિના રહે જ નહિ. હિંદુએ મુસલમાન ભાઈઓની લાગણી જાળવવી અને મુસલમાનોએ હિન્દુઓની, એ આપણી અરસપરસની ફરજ છે. આપણા પાડોશીની આપણે પ્રથમ સેવા કરવી એવી સ્વદેશીની વ્યાખ્યામાં આ બન્ને પ્રશ્નોનો સમાવેશ થઈ શકે છે.

પણ ખરે જોતાં હું આજે પ્રસંગ સમજીને વિષયની બહાર બોલ્યો છું. અત્યારે મારું મુખ્ય કાર્ય તો કાપડને વિષે રહેલ સ્વદેશીનો પ્રચાર કરવો એ જ છે. એ સ્વદેશીનો સંપૂર્ણતાએ અંગીકાર કર્યા વિના આપણે કદી આપણી આર્થિક સ્વતંત્રતા મેળવી શકવાના નથી, આપણી કંગાલિયત દૂર કરી શકવાના નથી. દાહોદમાંથી જૂનાં કળાકૌશલ્યનો હજુ કેવળ લોપ થયો નથી. દાહોદમાં બુદ્ધિશાળી સ્ત્રીપુરુષો છે, કારીગરો છે. અલ્પ પ્રયત્નથી તમે તમારું જોઇતું બધું કાપડ અહીં જ પેદા કરી શકો છો, અને કરશો જ એવી ઉમેદ રાખું છું. સાળવી બાઈઓની સાથે મેં વાતચીત કરી છે. તેઓએ હાથનું કંતાએલું સૂતર વણી આપવાની પ્રતિજ્ઞા કરી છે. એ પ્રતિજ્ઞાનું તેઓ પાલન કરશે એવો મને ભરોંસો છે. દાહોદની બહેનોએ કાંતેલા સૂતરને દાહોદના સાળવીઓ અને વણકરો વણે, દાહોદનાં સ્ત્રીપુરુષો તે જ કાપડ પહેરે એનાથી બીજું શું સુંદર હોઈ શકે ?

## અન્ત્યજોની સભા

જ્યારે જ્યારે કોઈ પણ અન્ત્યજનો મને પ્રસંગ થાય છે અને તેઓને ઘેર જવાની મને તક મળે છે ત્યારે ત્યારે હું બહુ રાજી થાઉં છું. જે વસ્તુને માનું તેનો અમલ કરવાનો મારો સ્વભાવ પડી ગયો છે, તેથી અન્ત્યજોનો સહવાસ અને એમનો સ્પર્શ એ મને તો એક પદાર્થ-પાઠ જેવું થઈ પડે છે. અન્ત્યજોને મારી વિનંતિ છે કે તેઓએ ધીરજ રાખવી. ધીમે ધીમે પણ નિશ્ચયપૂર્વક હિન્દુ વાતાવરણ બદલાતું જાય છે. અસ્પૃશ્યતા એ અધર્મ છે એવું ચુસ્ત

તા. ૧૪-૯-૧૯૧૯

હિન્દુઓને પણ ભાસવા લાગ્યું છે. એટલે એ પાપ લાંબી મુદત નહિ ચાલે એવો સંભવ છે. અન્ત્યજોના જે દોષો ગણાય છે તેમાંથી મુક્ત થવાને તેઓ ભારે પ્રયત્ન કરે એમ હું ઇચ્છું છું. ગોધરામાં ઘણા અન્ત્યજોએ જ્યારે હું ત્યાં હતો ત્યારે દારૂનું વ્યસન છોડવાનો નિશ્ચય કર્યો હતો. મારી ઉમેદ છે કે અહીંના અન્ત્યજ ભાઈઓ તેમજ કરશે. વણાટકામ ઉત્સાહથી કરશો એવી મારી ઉમેદ છે. તેમ કરવાનું આજે તમે મને વચન આપ્યું છે. તે પ્રમાણે વર્તશો એવી હું આશા રાખું છું. હાથના કાંતેલા સૂતરમાં જરાક મુશ્કેલીઓ છે, તેથી ન ડરતા ધીરજથી વણ્યા કરશો તો તમારો તેમજ દેશનો સ્વાર્થ સુધરશે એવી મારી ખાત્રી છે. અહીંના જાણીતા વેપારી ભાઈ કેશવલાલ નારણદાસ દેસાઈએ તમને હાથે કાંતેલું સૂતર આપવાનો અંદોબસ્ત કર્યો છે. તમારું કાપડ પણ તે જ ભાઈ ખરીદીને દામ આપીને લઈ લેશે.

---

તા. ૧૪-૯-૧૯૧૯

# વાઇસરાયનું ભાષણ

નામદાર વાઇસરાયે ધારાસભા ખોલતી વખતે જે ભાષણ આપ્યું તે વિચાર કરવા જેવું છે. સામાન્ય રીતે આવા ભાષણોમાંથી કંઇક શીખવાનું હોય છે. પણ આમાં શીખવાનું છે તેના કરતા વિચારવાનું અને વિશેષમાં કાર્ય કરવાનું ઘણું છે. તેમના ભાષણના ઘણા ભાગમાંના નીચેના ભાગ ઉપર જ હું હાલ તુરત પ્રજાનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું, ને તે નીચે પ્રમાણે છે:— (૧) તુર્કીનો સવાલ, (૨) પંજાબનો અને તેને અંગે કમીશનનો અને ઇન્ડેમ્નિટીનો, (૩) દક્ષિણ આફ્રિકાનો અને (૪) શીખોનો.

## તુર્કીનો સવાલ

મારે દિલગીરીપૂર્વક લખવું પડે છે કે વાઇસરાય સાહેબના આખા ભાષણમાં વધારેમાં વધારે નાઉમેદી ઉપજાવે એવો ભાગ એમના તુર્કીના સવાલ વિષેના ભાષણનો છે. દૈનિક પત્રોના પ્રતિનિધિઓ એ ભાષણ વિષે તાર કરતાં જણાવે છે કે વાઇસરાય સાહેબને પોતાનું ભાષણ વાંચતા પંચાવન મિનિટ લાગી તેમાંથી તેમના તુર્કી વિષેના વાક્યોનું ઉચ્ચારણ કરવામાં ભાગ્યે એક મિનિટ ગઈ હોય. હું કબૂલ કરું છું કે એક મિનિટમાંયે બોલનાર ઘણું એટલે ઘણું મહત્ત્વનું વાક્ય ઉચ્ચારી શકે છે. પણ વાઇસરાય સાહેબના આ એક મિનિટના ભાષણમાં હું નિરાશા સિવાય કંઈ

જેનો નથી. તેઓ સાહેબ કહે છે, "મુસલમાનોની લાગણી પૂરેપૂરી રીતે બતાવી શકાય તેવું કરવાને સારૂ મેં મારાથી જેટલું બન્યું તેટલું કર્યું છે. હિન્દુસ્તાનના મુસલમાનોના વિચાર વડી સરકારની પાસે મજબૂત ભાર દઈને આ સરકાર તરફથી રજુ કરવામાં આવ્યા છે, એટલું જ નહિ પણ આપણા એલચીઓએ સુલેહમંડળની પાસે જાતે તે વિચારો રજુ કરેલા છે. વળી, તેઓના પૂરાવાને વજન આપવામાં કંઈ ઓછું ન રહી જાય તેમ કરવા સારૂ ત્રણ નામાંકિત મુસલમાનોને પણ સાથે રાખવામાં આવ્યા હતા, જેઓને સુલેહના મંડળની આગળ આપણા પ્રતિનિધિઓની સાથે જવાને સારૂ ચુંટવામા આવ્યા હતા. હિન્દના મુસલમાનોએ ખાત્રી રાખવી કે તેઓની લાગણી સંપૂર્ણ રીતે રજુ કરવામાં આવી છે." ઘણા મહત્ત્વના સવાલને આ પ્રમાણે નામદાર વાઇસિરાયે કોરે મુકી દીધો છે. એઓ સાહેબે મુસલમાનની લાગણીઓ પૂરેપૂરી બતાવવાને સારૂ તજવીજ કરી તેથી મુસલમાનોને શો સન્તોષ થાય ? એ સવાલને વિષે લાગણી તો મુસલમાનોની જ નહિ પણ તેમના સહોદર હિન્દુ ભાઇઓની પણ ગ્હેલી છે. એ પણ વાઇસિરાય સાહેબે રજુ કરી હશે એવી આપણે ઉમેદ રાખીયે. પણ તેથીયે શું વળે ? બ્રિટિશ રાજ્યાધિકારીઓએ આ પ્રશ્નને પોતાનો કર્યો છે કે નહિ એ જાણવા જેવું છે. તેઓએ મુસલમાનોની વકીલાત કરી છે એટલુ કહીને તેઓ અળગા નથી રહી શકતા. જે લાગણી મુસલમાનોને છે એ જ તેઓને છે કે નહિ ? અને જો એ જ તેઓને હોય તો એવી સ્થિતિમા તેઓ સુલેહમંડળની પાસે કેવી રીતે વર્તે એ સવાલ છે. ભૂખથી પીડાઈ રહેલા માણસને એની ભૂખના દુઃખને પ્રદર્શિત કરવા સારૂ પૂરી તક આપવી એ દાઝયા ઉપર ડામ દેવા જેવું છે. મુસલમાનો પોતાની લાગણી પ્રદર્શિત કરવાને સારૂ વકીલો નથી શોધતા. તેઓ એ લાગણીનો અગ્નિ શાંત કરવાને સારૂ જે પાણી શોધે છે એ બ્રિટિશ રાજ્યાધિકારીઓ આપવાને તૈયાર છે કે નહિ, તે મેળવશે કે નહિ એ મહાપ્રશ્નનો વાઇસિરાય સાહેબે કશોયે જવાબ વાળ્યો નથી. આ બાબત ચોકખી કરાવવી એ પ્રજાની ફરજ છે, આગેવાનોની ફરજ છે, મહારાજા બિકાનેરની ફરજ છે

## પંજાબ

આ વિષય ઉપર બોલતા વાઇસરાય સાહેબે લોકલાગણીનો ખ્યાલ જ નથી કર્યો. જેમ રોલેટ કાયદો પસાર કરવી વખતે લોકલાગણીને કચરાની જેમ કાઢી નાખવામાં આવી તેમ તે વિષે થયેલા આન્દોલનને વિષે એઓ સાહેબે કરેલું છે; અને

તા. ૧૪-૯-૧૯૧૯

એક વિચાર તેઓએ સિદ્ધાન્ત ' રૂપે મુકેલો છે તેની સામે પ્રજા જરૂર થશે એવી મારી ઉમેદ છે. એ સિદ્ધાન્ત આ છે. વાઇસરાય સાહેબ બોલ્યા, "આ સભાના સભાસદો કબૂલ કરશે કે આન્દોલનની ધમકીથી પોતે જરૂરની ધારેલી નીતિનો કોઈ સરકાર ત્યાગ કરે જ નહિ." એનો વિરોધી અને સાચો, પ્રજાતત્ત્વને પોષનારો, રાજાપ્રજા બન્નેને ચઢાવનારો સિદ્ધાન્ત તો આ છે: "પ્રજા જેની સામે ભારે આન્દોલન કરે તેવી નીતિનો બધી સરકારે ત્યાગ કરવો જ જોઇયે." અને તેથી જ હું કહી રહ્યો છું કે જ્યાં સુધી રોલેટ ઍક્ટ હયાત છે, એટલે જ્યાં સુધી સરકાર પ્રજામતની સામે પોતાની હઠને વળગી રહે છે ત્યાં સુધી વિલાયતથી ગમે તેવા સુન્દર સુધારાઓ આવે તે નિરર્થક છે. એટલે વાઇસરાય સાહેબે રજુ કરેલા ભયંકર સિદ્ધાન્તને નાબુદ કરાવવા પ્રજાએ મહાપ્રયત્ન કરવો આવશ્યક છે. ઇતિહાસ પણ વાઇસરાય સાહેબની વિરુદ્ધ છે. મારે પુરાણાં દૃષ્ટાન્ત શોધવાની જરૂર નથી. બાબુ કાલિનાથ રૉય, લાલા રાધાકૃષ્ણ વગેરે પંજાબના લોકોની નજરે માનવંતા કેદીઓની સજામાં ઘટાડો થયો તે પ્રજાના આન્દોલનને લઇને થયો. સરકારે જરૂરી ધારેલી નીતિ તો સજા કરવામાં અને તે બહાલ રખિવામા જ રહેલી હોવી જોઇયે એવું નહિ માનવાનું આપણી પાસે એક પણ કારણ નથી. જો પંજાબમાંથી લાલા ગોવર્ધનદાસ આવ્યા ન હોત, બાબુ કાલિનાથ રૉય વગેરેની ખબર બહાર ન પડી હોત અને તે ઉપરથી પ્રજાનો અણગમો એક અવાજે જાહેર કરવામાં ન આવ્યો હોત તો સજાઓમાં જે ઘટાડો થયો છે તે કદી ન થાત એવી મારી માન્યતા છે. પણ પ્રજામતને વશ થવામાં નામદાર વાઇસરાય સાહેબ નાશોશી છે એમ માનતા જણાય છે. પશ્ચિમમાં તો પ્રજામતને ખુશીથી કે પરાણે અધિકારીવર્ગને નમવું જ પડે છે એવું આપણે નિશાળમાં શીખીયે છીયે અને પશ્ચિમ તરફથી આવતી ખબરોથી જાણીયે છીયે. હિન્દુસ્તાનમાં પ્રજામતને નમવું એ રાજ્યને ઝાંખપ લગાડે એવું છે એમ જો વાઇસરાય સાહેબ માનતા હોય તો એ મિથ્યા ભ્રમણા છે એવું સહેજે બતાવી શકાય એમ છે. રામચન્દ્રે છૂપી રીતે બનાવવામાં આવેલા પ્રજામતને તાબે થઇને, સીતાજીનો ત્યાગ કર્યો તેનાં કવિઓએ વખાણ કર્યા છે અને તેને સારુ આજ લગી રામચન્દ્ર પૂજાય છે. જ્યાં સુધી એ રાજનીતિનો હિન્દુસ્તાનમાં પુનરુદ્ધાર ન થાય ત્યાં સુધી પ્રજા શાન્ત અને સુખી ન જ થઈ શકે. જો વાઇસરાય સાહેબે ઉચ્ચારેલો સિદ્ધાન્ત એ એમનો પોતાનો જ નહિ પણ સરકારનો હોય તો સરકારે તે ફેરવવો જોઇયે અને પ્રજા તે ફેરવાવશે.

પણ તેઓ સાહેબ એટલો સિદ્ધાન્ત રજુ કરીને શાન્ત ન રહી શક્યા. તેઓ સાહેબ કહે છે કે જેઓએ આન્દોલન કરવાની ધમકી આપી હતી તેઓએ પોતાની "ધમકી - ખરી પાડવી એ જરૂરનું ધાર્યું, અને પરિણામે દુઃખદાયક બનાવો બન્યા." આમ કહીને તેઓ સાહેબ કાજી બન્યા છે; જોકે એમણે જ ઇન્સાફ કરવાને સારૂ કમીશન નીમ્યું છે. આન્દોલનને પરિણામે ખુનામરકી થઇ કે સરકારની ગંભીર ભૂલોને લીધે થઇ એ તો કમીશને મુકરર કરવાનું છે. છતાં વાઇસરાય સાહેબ કહે છે કે આન્દોલનને પરિણામે દુઃખદાયક બનાવો બન્યા, એ આશ્ચર્યકારક છે.

## "ભણેલા અને હોશિયાર માણસો"

વાઇસરાય સાહેબે મને એક અન્યાય કરેલો છે એ પણ મારે કહેવું જોઇયે. અમદાવાદમાં બનેલી બીનાઓને વિષે મેં એપ્રિલ માસમાં જે ભાષણ કર્યું હતું તેમાં એમ કહેલું હતું કે જો ભણેલા અને કોઈ હોશિયાર માણસનો અથવા માણસોનો હાથ ન હોત તો જે બીનાઓ અમદાવાદમા બની તે ન બનત. - મારા આ શબ્દો બીજી કોઇ પણ જગ્યાને વિષે નહોતા કહેવાયા એ ભાષણ વાંચનાર હરકોઇ પણ પોતાની મેળે જોઇ શકે એમ છે. એ શબ્દોને હું હજી વળગી રહું છું, પણ તેને અમદાવાદની બહાર લાગુ પાડવાનો વાઇસરાય સાહેબને કંઇ પણ અધિકાર ન હતો. એમ છતાં એ શબ્દો એમણે પંજાબને વિષે લાગુ પાડયા છે. પંજાબની સ્થિતિને સારૂ તો હજીયે મને કશો જાતિઅનુભવ નથી. મેં ત્યાંથી આવેલા કેટલાક કેસોનો અભ્યાસ કર્યો છે તે ઉપરથી તો હું એમ જ જોઇ શકું છું કે ગમે તેટલા ભણેલા અને હોશિયાર માણસ ઉશ્કેરણી કરત તોપણ સર માઇકલ ઓડવાયરે જે ભારે ભૂલો જાણીને કે અજાણ્યે કરેલી છે તે ન કરી હોત, તો જે ખુનામરકી થઇ તે કદી ન થાત. છઠ્ઠી એપ્રિલે જ્યારે હિન્દુસ્તાનમા શહેરોમાં અને નાનાં ગામડાંઓમાં ચારે દિશામાં લોકોએ અપવાસ કર્યો અને હડતાળ પાડી ને વખતે કોઇ દિવસ હિન્દુસ્તાનમાં આપણા જમાનામાં નહિ જોવામા આવેલો એવો શાન્ત પણ ભવ્ય દેખાવ નજરે આવ્યો. લાખો સ્ત્રીપુરુષોએ આપણે એક પ્રજા છીયે, એકબીજાને દુઃખે દુઃખી છીયે અને એક જ લાગણીથી ઉશ્કેરાયેલા છીયે એમ જગત પાસે સિદ્ધ કરી આપ્યું. પણ ત્યાં લગી કંઈ પણ નોંધ લેવા જેવું અકાર્ય - લોકોને હાથે થયું ન હતું. એ છઠ્ઠીના દેખાવથી પંજાબની સરકાર ભાન ભૂલી ગઇ અને સર માઇકલ ઓડવાયરે વિનાકારણ એક પછી એક ઝપાટાબંધ ભૂલો કરી. તેથી લોકો ઉશ્કેરાયા અને તેઓએ પણ ભૂલ કરી. સત્યાગ્રહને કારણે નહિ, પણ સામાન્ય રીતે પશ્ચિમમાં આજકાલ જે કારણો

સર્વમાન્ય છે તે કાટલાંમા આ બીનાઓની તુલના કમીશન કરશે અને ત્યા લોકોએ ભૂલ કરી છે કે નહિ એ સવાલનો નિર્ણય કરવાને બદલે પ્રથમ ભૂલ કોણે કરી એનો નિર્ણય થશે.

## કમીશન

તે નિર્ણય કરનારૂં કમીશન નીમાઇ ચુક્યું છે એ ખબર વાઇસરાય સાહેબે તેમના ભાષણમાં આપી છે. મેં એવી ટીકા જોઇ છે કે આ કમિટી છે પણ રૉયલ કમીશન નથી એ શોચનીય છે અને રૉયલ કમીશન નહિ નીમીને કંઈ અન્યાય કર્યો છે. મને લાગે છે કે રૉયલ કમીશન અને વાઇસરાય તરફથી નીમાયલી કમિટીમાં ભારે ભેદ નથી. રૉયલ કમીશનની નીમણુક જાહેર રીતે વિલાયતથી થાય અને એ કમીશન પોતાનો રિપોર્ટ પછી સરકારને કરે. આ કમિટીની નીમણુક જાહેર રીતે હિન્દી સરકારે કરી છે અને તેનો રિપોર્ટ વાઇસરાયને કરવામાં આવશે. એમ છતાં અહીં નીમાયેલા કમીશનના સભાસદોની નીમણુક હિન્દી વજીરની સંમતિ વિના ન થઈ શકે. આપણો એવો અનુભવ છે કે રૉયલ કમીશનો નીમાયાં છે અને એ નિરર્થક ગયાં છે, અને સ્થાનિક કમિટી નીમાયેલી છે અને તે કમિટીની મારફતે ઇન્સાફ મળી શક્યા છે. એટલે મને તો રૉયલ કમીશન અને સ્થાનિક સરકારે નીમેલી કમિટી વચ્ચે ભારે ભેદ જણાતો નથી. તેના સભાસદો કેવા છે એની ઉપર કેટલેક દરજ્જે કમિટીના પરિણામનો આધાર રહેશે. સભાસદોને તપાસતા, જો કે બધા નામ આપણે હર્ષપૂર્વક વધાવી લઇયે તેવાં નથી, તોપણ એકંદરે પ્રથમથી જ એક પક્ષ તરફ દોરવાઇ ગયેલા અથવા તો સ્વતન્ત્ર વિચાર ન કરી શકે એવા ન કહી શકાય. લૉર્ડ હન્ટર એ પ્રમુખ છે. તેઓ સાહેબ સત્તનત-વિખ્યાત નથી; તોપણ સ્કૉટલન્ડના સોલિસિટર જનરલ હતા, એટલે સ્વતન્ત્ર વિચાર બતાવતા અચકાશે એવો ભય રાખવાનું કારણ નથી. બીજા સભાસદોને વિષે અભિપ્રાય બાંધવાની આપણી પાસે એક ચાવી છે, અને તે સર ચીમનલાલ સેતલવાડ. એમની નીમણુકને વિષે આપણે કંઈ ટીકા કરવા જેવું નથી, એટલું જ નહિ પણ જો બધા સભાસદો તેમના જેવા જ હોય તો આપણે એ કમિટીને જરૂર વધાવી લઇયે. સર ચીમનલાલ સેતલવાડ એક પ્રખ્યાત વકીલ છે, એટલું જ નહિ પણ જાહેર જીવનમાં ભાગ લેનારા છે. વળી તેઓ સર ફીરોજશા મહેતા જેવા ધુરંધર અને સ્વતન્ત્રતાના ઉપાસકના શિષ્ય, સહાયક અને મિત્ર છે. તેથી આપણે આશા રાખી શકીયે કે તેઓ અદલ ઇન્સાફ કોઇ પણ પક્ષની તરફેણ કર્યા વિના કે કોઇ પક્ષનો ભય રાખ્યા વિના આપશે એટલું જ નહિ પણ બીજાઓને

પોતાની તરફ ખેંચશે. અને જે મુંબઇ તરફથી આમ સ્વતન્ત્ર અને બાહોશ આગેવાનની પસંદગી કરવામાં આવી છે, તો આપણે એવું અનુમાન કરી શકીયે છીયે કે બીજાઓની ચુંટણી કરવામાં પણ એવું જ ધોરણ ઘણે ભાગે જાળવવામાં આવ્યું હશે. સાહેબજાદા સુલતાન અહમદ એ સાહેબજાદા આફતાબ અહમદખાનના ભાઇ છે, જેઓ હાલ ઇન્ડિયા કાઉન્સિલમાં છે. પણ કમિટીના રિપોર્ટનો મુખ્ય આધાર આપણી ઉપર રહેશે—આપણી ઉપર એટલે પંજાબના ભાઇઓ ઉપર રહેશે. જો તેઓ નીડરપણે ખરેખરી હકીકત કહેવા નીકળી પડશે અને જો કોઈ પણ હિન્દી પોતાના નીચ સ્વાર્થને સારૂ ખોટી જુબાની આપવા નહિ નીકળી પડે તો આપણે કમિટીના રિપોર્ટને વિષે કંઈ ભય રાખવાનું કારણ નથી. આ કમિટી જોકે પોતાને ખાસ જણાતાં કારણોને સારૂ ખાનગી બેઠક રાખી શકે છે, તોપણ સામાન્ય રીતે જાહેર પૂરાવો જ લેશે. એટલે કમિટીનો રિપોર્ટ પૂરાવાની ઉપર જ આપી શકાશે. વળી પંજાબમાં થયેલા કેટલાક કેસોમાં એટલો બધો સ્પષ્ટ અન્યાય તરી આવે છે કે તે અભણ પણ જોઇ સમજી શકે છે. એ અન્યાયને વિષે કમિટી બીજો શો અભિપ્રાય આપી શકે? મારે કબૂલ કરવું જોઇયે કે કમિટીના રિપોર્ટ વિષે મને ભય નથી. ભય માત્ર આપણી બરોબર પૂરાવો આપવાની શક્તિ વિષે રહે. પણ તેથીયે હું તો મુક્ત છું, અને વાંચનાર મુક્ત રહો એ ઇચ્છું છું. માનનીય પંડિત મદનમોહન માલવીયાજી, સંન્યાસી સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી અને બહાદુર પંડિત મોતીલાલ નેહરૂ એઓ પૂરાવો એકઠો કરવા વગેરેના કાર્યમાં ખસુસ રોકાયલા છે ત્યાં પુરાવો બરોબર ન અપાય એવી ધાસ્તી રાખવાને કારણ હોય જ નહિ. તેથી આપણે ખરૂં જોતાં કમિટી કેવા પ્રકારની છે તેની ઉપર આપણું ધ્યાન રોકવાને બદલે આપણે કમિટી પાસે કેમ પૂરેપૂરી હકીકત મુકી શકીયે એ ઉપર ધ્યાન દેવાનું છે. કમિટીને સોંપવામાં આવેલા કામમાં પંજાબમાં થયેલા ચુકાદા અને થયેલી સજાઓની તપાસ કરવાનો સમાવેશ થાય છે કે નહિ તેનો ચોક્કસ નિર્ણય કરવો એ પણ આપણું કામ છે. જોકે, વાઇસરાય સાહેબના શબ્દોમાં એ વાત આવી જાય છે એમ જણાય છે, છતાં આવા મહત્ત્વના વિષયમાં શંકાનું સ્પષ્ટીકરણ થવું જ જોઇયે. વાંચનારના ધ્યાનમાં હશે કે કમિટી માત્ર પંજાબને સારૂ નથી, પણ તેમાં મુંબઇ ઇલાકાનો પણ સમાવેશ થઈ જાય છે. તેથી આપણે તેને સારૂ તૈયારી રાખવી પડશે. કમિટીને શું સત્તા છે તેનો નિર્ણય કરાવવા અને કમિટીની પાસે આપણો કેસ રજુ કરવાની તૈયારી કરવા ઉપર આપણે મુખ્ય ધ્યાન આપવાની જરૂર છે એમ મને તો ભાસે છે.

તા. ૧૪-૯-૧૯૧૯

## "ઇન્ડેમ્નિટી"

હવે રહી "ઇન્ડેમ્નિટી." "ઇન્ડેમ્નિટી" એટલે અધિકારીવર્ગને તેમણે કરેલાં કાર્યો વિષે દીવાની કે ફોજદારી દાવામાંથી મુક્તિ. આવી મુક્તિ આપનારૂ બિલ આ ધારાસભામા લાવવાના છે એમ વાઇસરાય સાહેબે કહ્યું. તેની સામે ટીક પોકાર ચાલી રહ્યો છે. કેટલાક મંડળો તરફથી વાઇસરાય સાહેબને તારો પણ પહોચાડવામાં આવ્યા છે કે મુક્તિ આપનારો કાયદો, જ્યાં સુધી કમિટીનો રિપોર્ટ બહાર ન પડ્યો હોય ત્યાં સુધી ન જ થવો જોઇએ. આવા કાયદાને હું જે પ્રમાણે સમજું છું તે સમજણ વાચનાર આગળ મુકવા ઇચ્છું છું. માર્શલ લૉની રૂએ અમલદારોએ જે કાર્ય કર્યાં તે કાર્યને સારૂ તેઓની જાત જવાબદાર ન રહેવી જોઇયે. માર્શલ લૉ વિના અમલદારો સામાન્ય કાયદાની રૂએ જે હુકમો વગેરે કરે છે તેને સારૂ, તે હુકમો ખોટા ઠરે, પક્ષપાતપણે કે દ્વેષથી અપાયલા ઠરે તોપણ તેઓની ઉપર ફોજદારી કે દીવાની કામ ચાલી શકતું નથી. તેઓની સરકાર તપાસ ચલાવી શકે, તેઓને બરતરફ કરી શકે, પણ તેઓને કોરટની મારફતે જવાબદાર ન કરી શકાય માર્શલ લૉની રૂએ કરેલા કામનો બચાવ હમેશાં ખાસ કાયદો પસાર કરીને જ કરવામાં આવે છે, અને એ સિદ્ધાન્ત રૂપે તો સહુ કોઈ સ્વીકારે છે; અને તેથી જ હું કહું છું કે જો મુક્તિનો કાયદો સરકાર હમણા જ પસાર કરવાને ઇચ્છે તો આપણે ભય પામવાની જરૂર નથી. તે કાયદો, જો તેની કલમો બરાબર હોય, તો પાસ થવા દેવો જોઇયે. આપણે જે જે અમલદારોએ ગોળીબાર કરવાના એરબ્યાજબી હુકમ કર્યા કે જે જજોએ કામીના ખોટા હુકમ કર્યા તે અમલદારો કે જજોને ફાંસીએ ચડાવવા માગતા નથી. માગીયે તો આપણને તેવી સત્તા મળવાની નથી. તેઓ તો એવી સજાથી મુક્ત રહેવાના. પ્રત્યેક રાજ્યસત્તાને આવા રક્ષણની જરૂર હોય છે. જ્યારે આપણે સ્વરાજ્ય ભોગવતા હોઇશું ત્યારે પણ એવી સત્તા તો રહેશે જ. ત્યારના અમલદારો પણ ગંભીર ભૂલો કરશે અને લોકો હેરેરાશે, ત્યારે પણ જો હિંદુસ્તાનમાં શુદ્ધ સત્યાગ્રહ વ્યાપક નહિ હોય તો લોકો ખુનામરકી કરશે., માર્શલ લૉ થશે, ગોળીઓ ચાલશે, પછી કમીશન નીમાશે., અને સ્વરાજ્યમાં પણ સત્તાને નીભાવવા ખાતર મુક્તિના કાયદાઓ પસાર કરવામાં આવશે. પણ જેમ ત્યારે તેમ આજે એવા કાયદામાં કેવી કલમો આવે છે તે જોવું રહેશે. તેથી આ કાયદા વિષે પણ હું તો એમ જ કહું કે આપણે મુક્તિનો કાયદો તેના સમય કરતાં વહેલો પાસ કરવાની ફરીઆદ કરવાને બદલે તે કાયદાની કલમો ઉપર ખૂબ ધ્યાન દેવું એ પૂરેપૂરૂ જરૂરનું છે. જેમકે, જેણે ગોળીના હુકમ કર્યા તેની

ઉપર ખુનનું તહોમત કે નુકસાનીનો દાવો ન કરવો એવી કલમ હોય તો આપણે પાસ થવા દઇયે. પણ તેની ઉપર તેના ખાતા તરફથી તે વિષે તપાસ ન ચાલી શકે અથવા તે માણસ તેની ગેરવર્તણુક અથવા તો કમહોશિયારીને સારૂ બરતરફ ન થઈ શકે એવી કલમ હોય તો તેની સામે ખૂબ લડીયે. જે સજાઓ અથવા તો હુકમો વ્યાજબી કે ગેરવ્યાજબી થયા હોય તે કાયમ રહે અને તેમા કશોએ ફેરફાર ન થઇ શકે એવી કલમ નાંખવામાં આવે, તો તેની પણ સામે થઇયે. આ તો મેં માત્ર દૃષ્ટાન્તો આપ્યા. પણ આમ એવા બિલની અયોગ્ય કલમોની સામે થવું એ જ યોગ્ય છે એમ મારો તો નમ્ર અભિપ્રાય છે.

## દક્ષિણ આફ્રિકા

આ બાબત વાઇસિરાય સાહેબે જે કહ્યું એ અસંતોષકારક નહિ ગણાય. હિંદ તરફનો કેસ રજુ કરવા સર બેન્જામીન રૉબર્ટસનને મોકલવાનો ઠરાવ આવકારદાયક છે. તેમના જવાથી દક્ષિણ આફ્રિકાના ગોરાઓ ઉપર ઉંડી અસર થયા વિનદ નહિ રહે. દક્ષિણ આફ્રિકાથી આવેલા તારો સૂચવે છે કે ગોરા વેપારીઓ હજુ તોફાન કરી રહ્યા છે, નવો કાયદો થયો તેનો બરોબર અમલ નથી થતો એવી ફરિયાદ તેઓ કર્યા કરે છે. એટલે હિંદી સરકાર તરફથી એક પ્રતિનિધિ ત્યા હોય .તો તે આવી બાબતમા ઉપયોગી થઇ પડે. નામદાર વાઇસરાયના આ બાબતના ભાષણનો હું એવો અર્થ કરૂં છું કે મિ. મૉન્ટેગ્યુએ સૂચવેલા પ્રતિનિધિઓ તો દક્ષિણ આફ્રિકામાં નીમાનારા કમીશનમાં પસદ કરવામા આવશે જ. એ પ્રતિનિધિઓ મજબૂત અને સ્વતંત્ર માણસો હશે તો ઘણું સરસ કામ થઈ શકે અને આપણા ભાઇઓની ઉપર થતો ગેરઇન્સાફ ઘણો ઓછો થાય એમાં મને શક નથી.

## ફીજી

ફીજીને વિષે વાઇસિરાય સાહેબે જે ખબર આપી છે એ તો તદ્દન સંતોષકારક ગણાય, અને આપણે આશા રાખી શકીયે કે આ વર્ષ પૂરૂં થાય ત્યાર પહેલાં આપણી બ્હેનો ઉપર થતો અત્યાચારનો પ્રસંગ બંધ થશે અને ગીરમીટીઆઓ બંધનમાંથી છૂટશે. ગીરમીટ બંધ થતાં પણ જે અનીતિ ઘર કરી રહેલ છે તે અનીતિ એકાએક નીકળી જશે એવું તો કોઇએ માનવાનું નથી. ગીરમીટ રદ થવાથી આખી પ્રજા ઉપર અને સરકાર ઉપર જે નિરંતર વધતો જતો દોષ ગણાયાં કરે તે દોષમાંથી રાજાપ્રજા મુક્ત થશે. થઈ ગયેલાને સારૂ તો આપણે જરૂર શરમાવું પડશે.

---

તા ૧૪-૯-૧૯૧૯.

# સત્યાગ્રહ

( 'સાંજ વર્તમાન' ના પતેતી અંકમાંથી )

સત્યાગ્રહને વિષે આપણામા તેમજ અગ્રેજોમાં હજુ એટલી બધી ગેરસમજ જોઉં છુ કે એને વિષે જોકે હું ઘણું લખી ચુકયો છું અને બોલી ચુકયો છું તોપણ પુનરુક્તિનો દોષ આવે તે વ્હોરીનેયે કંઇક કહેવુ વાસ્તવિક ગણું છુ.

સત્યાગ્રહ શબ્દ અમુક પ્રવૃત્તિને સૂચવવાને સારૂ દક્ષિણ આફ્રિકામાં નવો યોજવામાં આવ્યો હતો. દક્ષિણ આફ્રિકામા આપણા ભાઇઓ જે મહાલડત લડી રહ્યા હતા તેને પ્રથમ તો ગુજરાતીમા પણ સૌ 'પૅસિવ રીઝિસ્ટન્સ'ને નામે ઓળખતા હતા. અગ્રેજોની એક સભામા હું એ લડતને વિષે ભાષણ આપતો હતો ત્યાં એ સભાના અગ્રેજ પ્રમુખે એમ કહ્યુ કેઃ હિંદીઓ બિચારા વોટ વિનાના અને હથિયાર વિનાના હોઈ 'પૅસિવ રીઝિસ્ટન્સ' સિવાય બીજુ શુ કરી શકે ? નબળાનું હથિયાર તો 'પૅસિવ રીઝિસ્ટન્સ' જ હોય. એ પ્રમુખ મારા મિત્ર હતા. એમણે તો સરળભાવે આવા વિચારો દર્શાવ્યા, પણ હું ઝખવાણો પડયો. મને ખબર હતી કે હિંદી પ્રજા જે યુદ્ધ દક્ષિણ આફ્રિકામા કરી રહી હતી એ પોતાની નબળાઇને લીધે ન હતું. ઇરાદાપૂર્વક તે પ્રકારનુ યુદ્ધ કોમે કબૂલ કર્યું હતું. મારો સમય આવ્યો ત્યારે મેં મારા મિત્રના ઉપલા વિચારો સુધાર્યા અને જણાવ્યું કે દક્ષિણ આફ્રિકાના હિંદીઓના જેવું યુદ્ધ નબળા માણસથી કરાય જ નહિ. જે હિમતની જરૂર સિપાઇઓને વિષે રહેલી છે,તેનાથી વિશેષ હિંમત આ યુદ્ધમા હું જોઈ રહ્યો હતો.

હું જ્યારે તે લડતને અંગે જ ઇંગ્લંડ ગયો હતો ત્યારે મેં જોયું કે 'સફ્રેજેટ' બાઇઓ મકાનો બાળતી હતી, અમલદારોને ચાબુક મારતી હતી, અને એવી લડવાની ઢબને પણ પોતે 'પૅસિવ રીઝિસ્ટન્સ' ને નામે ઓળખાવતી હતી અને જનસમાજ એ નામથી એને ઓળખતો હતો. દક્ષિણ આફ્રિકાના યુદ્ધમાં ક્યાયે આવા હુમલાને અવકાશ ન હતો

તેથી મેં જોયું કે દક્ષિણ આફ્રિકાની લડતને 'પૅસિવ રીઝિસ્ટન્સ' ને નામે ઓળખાવવામાં બહુ ભય છે. એને સારૂ અંગ્રેજી શબ્દ પ્રચલિત થઇ શકે એવો તો મને ત્યા ન જ મળી શકયો. અગ્રેજોની ઉપર જણાવી ગયો તે સભામાં મેં આપણી લડતને 'સોલ ફોર્સ' ને નામે ઓળખાવી. પણ એ શબ્દ હમેશાં લડતને સૂચવવા સારૂ વાપરવાની મારી હિંમત ન ચાલી. બાહોશ ઇંગ્રેજ મિત્રો પણ 'પૅસિવ રીઝિસ્ટન્સ' શબ્દની અપૂર્ણતા જોઈ શકયા હતા, પણ મને બીજો શબ્દ આપી ન શકયા. 'સિવિલ રીઝિસ્ટન્સ' એ શબ્દ એ લડતનો બરાબર સૂચક શબ્દ છે. એ

અને થોડા સમય થયાં જ અનાયાસે સૂઝી આવ્યો, અને તેથી હું ઇંગ્રેજીમાં તો તેનો ઉપયોગ કરી રહ્યો છું. જે અર્થ 'સિવિલ ડિસ્ઓબીડિયન્સ' માં સમાયલો છે એના કરતાં વિશાળ અર્થ 'સિવિલ રીઝિસ્ટન્સ' માં આવે છે; છતાં એ સત્યાગ્રહ કરતાં ઓછું સૂચવનારો શબ્દ છે.

દક્ષિણ આફ્રિકામા મેં વળી જોયું કે આપણી લડતમાં કેવળ સત્ય અને ન્યાય જ હતાં અને લડત લડવાને સારૂં જે બળનો પ્રયોગ કરવામાં આવતો હતો તે પશુબળ ન હતું પણ આત્મિક બળ હતું. ગમે તેટલું ઓછું તોપણ એ આત્માને જ લગતું બળ હતું. એ બળનો પ્રયોગ આપણે પશુઓમાં જોઈ શકતા નથી; અને સત્યમાં હમેશાં આત્માનો પ્રભાવ રહેલો છે, તેથી દક્ષિણ આફ્રિકાની લડતને આપણી ભાષાઓમા સત્યાગ્રહને નામે ઓળખાવવાનું શરૂ કર્યું.

આમ સત્યાગ્રહ શબ્દનું મૂળ પવિત્રતામાં રહેલુ છે એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. હવે આપણે સમજી શકીયે છીયે કે સત્યાગ્રહમાં કેવળ કાયદાનો સવિનય ભંગ નથી. કેટલીક વેળા એવો ભંગ ન કરવામાયે સત્યાગ્રહ હોઈ શકે. જ્યારે કાયદાનો સવિનય ભગ કરવો એવી આપણને ફરજ જણાય, એવો ભંગ ન કરવાથી આપણા પુરુષાર્થને, આપણા આત્માને હીણપત લાગે તે સમયે કાયદાનો સવિનય ભંગ એ જ સત્યાગ્રહ હોઈ શકે. આ પ્રકારનો સત્યાગ્રહ સરકારની સામે જ નહિ પણ સમાજની સામે પણ હોઇ શકે; સ્ત્રીપુરુષ વચ્ચે, બાપદીકરા વચ્ચે, મિત્રો વચ્ચે પણ હોઈ શકે. ટૂંકામાં હરકોઈ ક્ષેત્રમા અને લગભગ હરકોઈ સુધારાને સારૂ આ ભારે શસ્ત્રનો આપણે ઉપયોગ કરી શકીયે છીયે. એ શસ્ત્ર પ્રહાર કરનારને અને જેની ઉપર તેનો પ્રહાર થાય છે એ બન્નેને પવિત્ર કરનાર છે. તેના સદુપયોગનું પરિણામ કોઇ પણ કાળે વિપરીત હોય જ નહિ. તેમાં હમેશા સફળતા જ રહેલી છે. સત્યાગ્રહને નામે, દુરાગ્રહ થાય અને માઠાં પરિણામો આવે એમાં સત્યાગ્રહનો દોષ ન જ કાઢી શકાય.

આવો સત્યાગ્રહ ઘણે ભાગે કુટુંબોમા જાણ્યે અજાણ્યે ચલાવવામાં આવે છે. એટલે કે દીકરાને બાપનો અન્યાય જોવામાં આવે તો દીકરો, એ અન્યાયને કબૂલ નહિ કરતા બાપ જે સજા કરે તે આનન્દે ભોગવી લે છે; અને એમ કરતા છેવટે વિકરાળ બાપને પણ વશ કરી તેની પાસેથી ન્યાય મેળવવા સમર્થ થાય છે. પણ આપણે જડતા (Inertia) ના બળને વશ થઇને આ કાયદાનો ઉપયોગ કૌટુમ્બિક ક્ષેત્રની બહાર કરતાં અચકાઇયે છીયે. તેથી રાજ્યપ્રકરણી વિષયોમાં અને સામાજિક

વિષયોમાં સત્યાગ્રહ કરવાના અખતરાને મેં નવો માન્યો છે. એ અખતરો નવો છે એવું ધ્યાન પહેલવહેલું મરહૂમ ટૉલ્સ્ટૉયે પોતાના પત્રમાં ખેંચ્યું હતું.

કેટલાક એમ માને છે કે સત્યાગ્રહ તો માત્ર ધાર્મિક વિષયોમાં જ થઈ શકે. મારો બહોળો અનુભવ એથી ઉલટું સિદ્ધ કરે છે. બીજા વિષયોમાં તેનો પ્રયોગ કરીને આપણે તેમાં ધર્મને દાખલ કરીયે છીયે, અને તેમ કરીને હકીકતમાં વહેલો જય મેળવીયે છીયે, અને અનેક પ્રકારનાં ધોખડાંમાંથી બચી જઈયે છીયે.

મારો દૃઢ વિશ્વાસ છે કે સત્યાગ્રહમાં અર્થશાસ્ત્રના બહુ સૂક્ષ્મ નિયમોનું પાલન થાય છે. તેથી હું સત્યાગ્રહને વ્યાવહારિક પ્રવૃત્તિ માનું છું. મેં ઉપર બતાવ્યું તે અર્થમાં સત્યાગ્રહ નવી પ્રવૃત્તિ હોઇને લોકો તેને ન ઓળખવાથી એનો સ્વીકાર થતાં ભલે વિલંબ થાઓ. અને જેમાં ઉત્તમ પરિણામો નીપજાવવાનાં હોય તેમાં વિલંબ થાય તેમાં શી નવાઈ છે! પણ જ્યારે સત્યાગ્રહ હિંદુસ્તાનમાં વ્યાપક પ્રવૃત્તિ થશે ત્યારે રાજ્યપ્રકરણી કે સામાજિક સુધારા કરવા સારૂ આપણે અત્યારે ઘણો વખત લઈયે છીયે તે સુધારા પ્રમાણમાં ઘણા ઓછા સમયમાં કરી શકાશે. રાજાપ્રજાની વચ્ચે અવિશ્વાસ અને અન્તર છે તે મટશે અને તેને બદલે વિશ્વાસ અને પ્રેમ જામશે. આમ જ સમાજનાં જુદાં જુદાં અંગોને વિષે કહી શકાય.

પ્રજામાં આ પ્રવૃત્તિ બહોળા વિસ્તારમાં ફેલાવવા સારૂ એક જ વસ્તુની જરૂર છે. આગેવાનો તેને શુદ્ધ સ્વરૂપે ઓળખી લે અને તે પ્રજાની આગળ મુકે તો પ્રજા તેને ઝીલી લેવા તૈયાર છે એવી મારી ખાત્રી છે. તેને ઓળખવાને સારૂ સત્ય અને અહિંસા ઉપર વિશ્વાસ હોવો જોઈયે. સત્યનો અર્થ કરવાની જરૂર નથી. અહિંસાનો હું બહુ સૂક્ષ્મ અર્થ આ સ્થળે માગતો નથી. જેની પાસેથી આપણે ન્યાય ઇચ્છીયે તેની તરફ આપણે વેરભાવ ન રાખવો, તેને મારીને કે કોઈ પણ પ્રકારની ઇજા કરીને તેની પાસેથી કાર્ય ન લેતાં તેની સાથે વિનય વાપરીને, પણ આપણા નિશ્ચયમાં અડગ રહીને, કાર્ય કરવું; એટલો જ અહિંસાનો અર્થ હું આ જગ્યાએ કરૂં છું, અને એટલી જ અહિંસાની આવા સુધારા કરાવવામાં જરૂરીયાત છે.

સત્યાગ્રહનો અંગીકાર જ્યારે પ્રજા કરશે ત્યારે આપણી બધી પ્રવૃત્તિઓ નોખું જ સ્વરૂપ પકડશે. ઘણી ધાંધલ, આડંબરયુક્ત ભાષણો, ઘણી અરજીઓ, ઘણા ઠરાવો અને ઘણા પ્રપંચોમાંથી આપણે બચી જઈશું. હું તો પ્રજાની સામાજિક, આર્થિક અને રાજ્યપ્રકરણી ઉન્નતિ જેટલે દરજ્જે સત્યાગ્રહમાં જોઈ શકું છું તેટલે દરજ્જે બીજા કશામાં જોઇ શકતો નથી.

મો. ક.

# સ્વદેશી

['સાંજ વર્તમાન'ના પત્રેની અંકમાંથી]

સ્વદેશી એટલે સર્વ હિંદીએ હિંદુસ્તાનમાં પેદા થતી ચીજોનો જ ઉપયોગ કરવો. એમાં આર્થિક સ્વાતંત્ર્ય રહેલું છે, તેથી સ્વદેશી એટલે આર્થિક સ્વતંત્રતા.

આર્થિક સ્વતંત્રતા વિના સ્વરાજનો કંઇ જ અર્થ નથી; તેથી સ્વદેશી એટલે સ્વરાજ પણ કહેવાય.

પણ હિંદુસ્તાન એવું પાયમાલ બની ગયું છે કે આપણને જરૂર પડતી બધી ચીજો આપણે પેદા નથી કરી શકતા.

તેથી આપણે જે વધુમાં વધુ જરૂરી વસ્તુ હોય તેને વિષે સ્વદેશીનું પાલન કરવું.

આ વસ્તુ કાપડ છે, તેથી હિંદુસ્તાનમાં જ પેદા થતા કાપડનો ઉપયોગ કરવામાં હાલ સ્વદેશીનું પાલન રહ્યું છે.

આ સ્વદેશીધર્મ કંઇ હિંદુને જ સારુ નથી કે મુંબઇને જ સારુ નથી. તેનું પાલન કરવું એ હિંદમાં વસતા હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, ગોરા, કાળા, સ્ત્રી, પુરુષો, બધાની ફરજ છે.

આપણે બધા સ્વદેશી કાપડ જ વાપરવાનું વ્રત લઇને આપણને બાંધી લઇયે.

આપણને જરૂર પડતું કાપડ હિંદમાં બધું બનતું નથી, તેથી તે આપણે પેદા કરીયે.

આપણે બધા ધનાઢય નથી છતાં આપણે બધાએ કાપડ પેદા કરવું એ આપણી ફરજ છે. એટલે આપણે મિલ ઉપરાંત બીજી રીતે સૂતર અને કાપડ બનાવતા જાણી લઇયે કે જેથી ગરીબો પણ આ મહાન કાર્યમાં ભાગ લઇ શકે. આવું સાધન આપણા પુરાણા રેંટીયા ને સાળો છે.

દરેક સ્ત્રી પોતાના બચતા વખતમાં સૂતર કાંતવાનો ધર્મ સમજે તો પ્રજાને સૂતર રૂને દામે પડે.

દરેક પુરુષ પોતાના ખાલી પડતા સમયમાં તે સૂતર વણે તો પ્રજાને કાપડ રૂને દામે મળે.

સ્ત્રી ને પુરુષ બન્ને ઉપરની બન્ને કળાઓ શીખી શકે છે. કાંતવાનું શીખતાં અઠવાડીયું લાગે. વણવાનું શીખતાં આઠ અઠવાડીયાં લાગે.

રેંટીયો ચાર રૂપીએ મળે. સાળના રૂ. ૨૫ થી રૂ. ૪૦ બેસે. આ બન્ને વસ્તુ સહેલથી આપણા સુતારો બનાવી શકે છે.

જે રૂ મફત ન કાંતી શકે તેને ૪૦ તોલા સુતર કાંતવાના વધારેમાં વધારે ત્રણ આના મળી શકે. જે સુતર મફત ન વણી શકે તેને ૨૪ ઇંચ પનાની એક વાર ખાદી વણવાનો ઓછામાં ઓછો એક આનો મળી શકે.

આખી પ્રજા રેંટીયા ક્યારે કાતે ને ક્યારે વણે એવો કાયરતાનો સવાલ કોઇ નહિ ઉઠાવે એમ ઇચ્છું છું.

વાંચનાર પોતે સુતર કાંતવાનો કે વણવાનો નિશ્ચય કરશે તો તેણે જેટલું કાત્યું કે વણ્યું હશે તેટલો લાભ તો તેને અને પ્રજાને થયો જ ગણાય; ને જેવું શૌર્ય કે દેશાભિમાન આપણને તેવું બીજાને વિષે આપણે કા ન માનીયે? 'આપ ભલા તો જગ ભલા,' તેમજ આપ ઉદ્યમી તો જગ ઉદ્યમી.

ચાલુ પ્રવૃત્તિને અંગે ઓછામાં ઓછા બે હજાર રેંટીયા હાલ ચાલે છે; ઓછામાં ઓછા બસેં વણકરો નવા વણતા થઇ ગયા છે.

લેડી તાતા, લેડી પીટીટ, મીસીસ જાયજી પીટીટ, વગેરે બહેનોએ કાતવાનું શરૂ કર્યું છે કે કરવાનાં છે. હિંદુ બહેનોમા તો ઘણીએ શીખી લીધું છે. એટલે કોનાં નામ આપી કોને દુભવું?

વાચનાર! તમે બહેન હો કે ભાઇ, તમારી ફરજ વિચારો.

---

# બહેનો પ્રત્યે

જેમાં હિંદુસ્તાનનો ઉદ્ધાર રહેલો છે અને જેના વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર ન થઈ શકે એવી ભારે છતાં સાદી વાત તમારી સાથે મારે કરવી છે. પુરુષ પોતાના મૂઢપણાથી સ્ત્રી પ્રત્યેની પોતાની ફરજ ભૂલી જાય, પણ તેથી સ્ત્રી પણ સ્ત્રી પ્રત્યેની ફરજ ભૂલે?

દાહોદથી મને કાગળ મળ્યો છે તેમાં જે ખબર છે તે આપણને બધાને શરમ ઉપજાવનારી છે. તેમા ખબરપત્રી લખે છે કે ઢેડોની સ્ત્રીઓ જેને ઘરમાં કંઈ કામ નથી મળતું, તેઓ બહાર મજૂરી કરવા જાય છે અને ત્યા તે સ્ત્રીઓની લાજ લૂંટાય છે. આ વાત આ બહેનોના દીન બની ગયેલા પુરુષ સગાં જાણે છે, છતાં સાંખી રહ્યા છે. આ કોમને સારૂ મેં ઢેડ શબ્દ વાપર્યો છે પણ તેઓ વણકર છે. કેટલાક વણકરો કેમ ઢેડ કહેવાય છે એ હું જાણતો નથી. પણ આવો સ્વચ્છ

ધંધો હોવા છતાંયે એ સાકો અસ્પૃશ્ય ગણાય છે એ હમેશાં યાદ રાખશું તો કોઈ દહાડો અસ્પૃશ્યતાના દોષમાંથી આપણામાંના કેટલાક મુક્તિ મેળવશું. જેમ સ્ત્રીઓ બીજા ધંધાને અભાવે મંજૂરીએ જાય છે તેમજ પુરુષો પણ કરે છે. તેથી જ્યારે તેઓએ જોયુ કે હું તેઓને સુતર આપવા તૈયાર છું ત્યારે તેઓએ એવા પ્રતિજ્ઞા લીધી કે જો તેઓને રોજનું મણ સુતર નિયમસર મળી શકે તો તેઓ વણાટ સિવાય બીજો ધંધો નહિ જ કરે. મારા ખબરપત્રી મને વધારામાં જણાવે છે કે આ વણકરોએ ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા કરી તેનું મુખ્ય કારણ મેં ઉપર જણાવી એ અનીતિ વિષેનું તેમનું જ્ઞાન હતું.

ઉપર પ્રમાણેની અનીતિનો દાખલો એક જ નહિ હોય એમ તો તમે ખચીત માની લેશો. ઉમરેઠમાં હું હતો ત્યારે મને કહેવામાં આવ્યું હતું કે ત્યાંની ઘણી બાઇઓ દાળ વીણીને પોતાના આજીવિકાના સાધનમાં કંઇક ઉમેરો કરે છે. તેઓને વેપારીઓને ત્યા દાળ લેવા અને દેવા જવું પડે છે ત્યા અનેક પ્રકારની મશ્કરીઓ, અનેક પ્રકારના અપશબ્દો તેમને સાખવા પડે છે. આવું હું આખા હિંદુસ્તાનમાં ભમતા ચાર વર્ષ થયા અનેક જગ્યાએ સાંભળી રહ્યો છું. મને એમ ભાસે છે કે સો વર્ષ પહેલા જ્યારે આપણી માતાઓ કરોડોની સંખ્યામાં સુતર કાતતી હતી ત્યારે આવું નહિ થતું હોય.

તેથી હું ધનિક અને શિક્ષિત બહેનોને વિનંતિ કરવા ઇચ્છું છું કે જો તમે તમારી ગરીબ બહેનોના શિયળની રક્ષા કરવા ઇચ્છતાં હો તો હાથેથી સુતર કંતાવવાની અને હાથેથી કાપડ વણાવવાની પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લો. આ સ્થળે બીજા ધંધાઓને બદલે આ ધંધો પ્રવર્તાવવાનો કેમ આગ્રહ કરું છું તે વિષે બધી દલીલો દેવા ઇચ્છતો નથી. આટલું જ કહેવું બસ છે કે કાતવું એ આપણો પુરાતન ખાનદાની ધંધો ગણાયો છે અને તેમાં ગણીઓ સુદ્ધાં જોડાયેલી રહેતી. કાંતવાનું કામ શીખવું એ ઘણું સહેલું છે. કાતવાનો સંચો હરકોઈ સામાન્ય શક્તિવાળો સુતાર બનાવી શકે છે. અને તે ઉપર કરોડો બહેનો સુતર કાતે તોપણ તે હિંદુસ્તાનમાં જ ખપી શકે તેમ છે, અને તે લગભગ અનાજના જેવી જ ઉપયોગી વસ્તુ હોઇ ક્ષણિક પ્રવૃત્તિ ન કહેવાય. એમાં બહુ શારીરિક બળની જરૂર નથી, અને તે કાર્ય ગમે ત્યારે પડતું મુકીને ગમે ત્યારે પાછું શરૂ કરી શકાય છે તેથી એ ફુરસદનો ધંધો પણ કહેવાય છે. જો કેટલીક સમજુ બહેનો આ પ્રવૃત્તિ ચલાવે તો મેં ઉપર બતાવ્યા છે તેવા અત્યાચારો

ચના અટકે. એટલે કે કોઈ બહેનને પોતાને અનુકૂળ ધંધાને અભાવે જેમાં પોતાનુ શિયળ જરાયે જોખમમાં આવી પડે એવા કામમાં ન જ જવું પડે.

વાંચનાર બહેન! તમે ધનાઢ્યની સ્ત્રી હશો તોપણ તમે તમારી રંક બહેનોના શિયળની રક્ષા કરવા બંધાયેલી છો. મેં તમારી પાસે એક ધોરી રસ્તો મુકયો છે. તેનો તમે આ અઠવાડીયે વિચાર કરશો એવી ઉમેદ રાખું છું. દરેક બહેન કઇ રીતે મદદ કરી શકે છે એ હું આવતે અઠવાડીયે બતાવવાની ઉમેદ રાખું છું.

તમારો દીન બન્ધુ વિ૦

---

# એક થયેલો સંવાદ

[નીચેનો સંવાદ થોડા જ દિવસ પહેલાં જેવો થયો તેવો જ અહીં આપીયે છીયે. વાંચનારને રસ પડે એમ ધારી કેટલાક વાકયો તોડયા છે ને હિંદ દેવીના ચિતારમાં કંઇક વધારો કર્યો છે. તે સિવાય જેવા સવાલજવાબ થયા તેવા જ આપ્યા છે. સંવાદની કિંમત તેના બનવાપણામા જ છે. પાત્રોની ઓળખાણ ઇરાદાપૂર્વક નથી આપી.]

अ. જય સચ્ચિદાનંદ ! મને ઓળખ્યો કે?

ब. તમે આ ભગવાં તો ત્યારે નહોતાં ધારણ કર્યાં.

अ. હા, બાપજી, મને એક મહાત્માએ પહેરાવ્યાં ને મેં પહેર્યાં.

ब. તમે વિચાર સરખોયે ન કર્યો?

अ. મહાત્મા ઉપર મારી શ્રદ્ધા હતી. હું થોડો થોડો ધર્મનો વિચાર કરતો, એટલે મેં જાણ્યું કે મહાત્મા કહે છે તેમ કરાય.

ब. તમને ભગવાં પહેરેલાં જોઈ માણસો તમને પૂજે છે કે?

अ. હા બાપજી, માન તો આપે.

ब. તમે પૂજાને યોગ્ય છો કે?

अ. ના રે, એવું તો કેમ કહેવાય? હું તો રાગદ્વેષથી ભર્યો છું.

ब. તમે તો ભિક્ષા પણ માગો?

अ. એમ તો ખરૂ.

ब. ભિક્ષાના બદલામાં કંઈ કહો છો ખરા?

अ. બહુ તો નહિ, પણ કોઇ કોઇ વાર ઉપદેશ આપીયે ખરા.

ब. તમે કંઇ અભ્યાસ કર્યો છે કે?

अ. થોડો જ તો ખરો. કંઈક પ્રાકૃતમાં શાસ્ત્ર વાંચ્યાં છે.

ब. આમ જીંદગી ગાળવાથી તમને સંતોષ થાય છે ખરો ?

अ. સંતોષ થાય તો તો શું જોઇયે. ? હું તો ફાંફાં મારૂં છું. મારે જે સારૂં હોય તે જ કરવાની ઈચ્છા તો બહુ છે. તમે કંઇ રસ્તો બતાવશો ?

ब. ભગવાં ઉતારો એમ કહેવાનું મને બહુ મન થાય છે અને એ સ્હેલું છે. પણ હવે તો ભગવાં કેમ શોભે એ આપણે વિચારવું વધારે સારૂં છે.

अ. એવું થાય તો તો સૌથી સારૂં.

ब. તમે હિંદદેવીના ઉપાસક છો એમ તો હું જાણું છું.

अ. એવી ઈચ્છા તો ખરી.

ब. તમે દેવીને જોયાં છે ?

अ. હું ન સમજ્યો.

च. હિંદ દેવીનો ચિતાર તમારા મનમાં ખડો થાય છે ખરો ?

अ. મેં વિચાર્યું નથી.

च. હું સૂચવું છું કે દેવીએ જાપાનની સાડી પહેરી છે. તેની પારીસની અતલસની ચોળી ઉપર પારીસની લેસનું મોળીયું છે. તેને કપાળે નાનો પરદેશમાં બનેલો ચાંલ્લો છે તેના હાથના કાંડામા વિલાયતની બંગડી છે. જમણા હાથમાં સોના જેવી ચળકતી બાજરી અને મોતી જેવી જારના ડુંડા છે. તેના ડાબા હાથમા સડી રહેલો ધૂળ ચડેલો સૂતરનો ધાગો છે. દેવીનો વર્ણ ભાગે પડેલા ઘઉંના રંગ જેવો છે દેવીનું મ્હોં વીલું પડી ગયુ છે. રોતા હોય તેવો દેખાવ દે છે. આસપાસ દુકાળીયા જેવા તેના છોકરાએ ખેતરોમાં ધીમે ધીમે કામ કરી રહ્યાં છે. ડાબી બાજુએ રેંટીયા પડ્યા છે તેને ઉધઇ વળગી છે. માળ તૂટી ગયેલી છે. ચમરખા પહું પહું થઇ રહ્યા છે. આસપાસ અમારા બૈરાંઓ બેઠાં ઝોલાં ખાય છે, બે ચાર વણકરો થોડું કાપડ વણી રહ્યા છે.

अ. દેવીનો ચિતાર તો એવો ખરો.

च. ત્યારે દેવી તમને ને મને શું કહી રહ્યાં છે એ તમે સમજી શકો ?

अ. આપણે ઉદ્યમ કરવો એ જ તો

च. એ તો છે જ. જે યજ્ઞ (શરીરમહેનત) ન કરે તે ચોર છે એમ ગીતાવાક્ય છે. પણ એથી વિશેષ આપણને દેવી કહેતાં નથી ?

अ. તમે જ કહેશો ?

च. દેવીના દેખાવ પરથી દેવી આપણને એમ સૂચવતાં લાગે છે કે "મને આ પરદેશી પોષાકમાંથી છોડવો. આ બાઇઓ જે ઝોલાં ખાય છે તેને સારૂ રેંટીયા સાદ્ કરો ને તેમને પાછી સૂતર કાંતતી કરો."

अ. તમારી વાત તો સોનામહોર જેવી લાગે છે.

વ. ત્યારે તમારું ભગવું કેમ શોભે એનો નિકાલ આપણે કરી શકીયે ખરા. અનેક સાધુઓ ભગવું લજવે છે. તેઓ દેશ ઉપર બોજ રૂપ છે એમ તો તમે કબુલ કરશો જ.

જ. એમાં કોઇથી ના પડાય જ નહિ.

ઘ. ત્યારે તમે સુતર કાંતતાં ને કપડાં વણતાં શીખો બીજાને તે શીખવી તમારો ને તેઓનો ઉદ્ધાર કરો. તમારો રેંટીયો તમારી વતી ઉપદેશ કરશે.

જ. મને લાગે છે કે ભગવું ધારણ કરવામાં મેં ઉતાવળ તો કરી છે. મારો ઈરાદો સારો હતો; પણ હવે હું થોડા જ દહાડામાં કાંતવાવણવાનું તો શીખીશ.

---

# મૌલાના અબદુલ બારી સાહેબ

હું કેટલાક વખત પહેલા લખનૌના મૌલાના અબદુલ બારી સાહેબને ત્યા મહેમાનગતનું માન ભોગવી રહ્યો હતો. હિન્દુસ્તાનના આ ભાગમા મુસલમાનો સિવાય આપણે આ મહાન્ ભલા પુરુષને વિષે થોડું જ જાણીયે છીયે. ઇસ્લામના પ્રખ્યાત ધર્મ-ગુરુઓમાં એઓ સાહેબ ઉંચુ પદ ભોગવે છે, અને આખા હિન્દુસ્તાનમાં એમના હજારો નાગરીદ છે. એમના નિરાભમાન અને સત્યપૂર્ણ સ્વભાવથી એમના શત્રુઓ પણ જ્યારે તેમને ઓળખવા લાગે છે સારે તેમના મિત્ર થઇ જાય છે.

એકબીજાને કામના ઘણા કોમી સવાલોની અમે ચર્ચા કરી તે દરમિયાન મેં એમને કહ્યુ: "જેટલે દરજ્જે હું હિન્દુઓનો મત જાણું છું તેટલે દરજ્જે મને ખાત્રી છે કે તુર્કીના મુશ્કેલ મામલામાં મુસલમાનો ન્યાય મેળવવાને જે પ્રયત્ન કરી રહ્યા છે તે પ્રયત્નમા હિન્દુઓ પૂરેપૂરી મદદ કરશે, એ સવાલ અઘરો છે, કેમકે તેમા યુરોપમાં ઉત્પન્ન થના એટલા બધા ગુંચવાડા છે કે મિત્રરાજ્યો નીતિબળમાં નબળા પડી જઇ કદાચ તેનો ફડચો કેવળ ન્યાયદૃષ્ટિએ જ ન કરે." તેમણે મને શાંતિ અને દૃઢતાપૂર્વક પણ જરાયે અચકાયા વિના કહ્યું: "જો અમે તમને હિન્દુઓને મદદ ન કરીયે અને ન્યાય ન આપીયે તો હુ તો મારા દીની ભાઇઓને સારૂ તમારી મદદ ઉપર હક ન ધરાવી શકું એટલું જ નહિ, પણ તે લઇ પણ ન શકું." હું બોલ્યો: "આપ એમ તો ક્ષણભર પણ ન જ માનો કે હું જે બોલ્યો તે બદલો લેવાના ઇરાદાથી હતું. તમારા મનમા ગોરક્ષણનો સવાલ જે અત્યારે રમી રહ્યો છે તેનો આપણે ગુણદોષ ઉપર વિચાર કરીને નિશ્ચય કરી શકીયે." હિન્દુમુસલમાન વચ્ચે ખરી મિત્રતા ન પાકે અને આપણે નિષ્પક્ષપાતપણે ચર્ચા ન કરી શકીયે ત્યાં સુધી તે

સવાલના ફડચાની આપણે રાહ જોઈ શકીયે છીયે." આ વાકય મેં પૂરું કર્યું કે તુરત બારી સાહેબ વચમા જ બોલી ઉઠયા: "મને માફ કરશો. હું જાણું છુ કે તમે અમને વ્યાપારી દષ્ટિએ મદદ કરવાનુ નથી કહેતા; પણ મદદ કરવા ઇચ્છો છો, કેમકે અમારો સવાલ ન્યાયી છે, અને આપણે બધા એક જ ભૂમિના સંતાન છીયે. પણ અમારે તમારી તરફ પણ ફરજ બજાવવી રહેલી છે. જો ઇસ્લામ હમેશા લીધા જ કરે અને કાંઈ પણ દે નહિ તો તેનો નાશ થાય. ઇસ્લામનો અર્થ નિમકહલાલી તો છે જ. અમારા ધર્મની ખાનદાની અમને એમ શીખવે છે કે અમારે અમારા પડોશી પ્રત્યે અદલ ઇન્સાફ કરવો જોઇયે. અહી અમારે તમારી પાસેથી કાઇક પણ ચાકરી લેવાનો પ્રશ્ન છે. હિન્દુઓ તેમના પ્રત્યેની અમારી વર્તણુકથી અમારા દીન વિષે વિચાર બાધશે અને એમ જ હોય. તેથી હુ કહું છું કે જો અમે તમારી પાસેથી લઇયે તો અમારે તમને દેવું જ જોઇશે."

એક નમ્ર દિલના વિદ્વાન અને શાણા ધર્મગુરુ સાથે મારે જે આનંદાશ્ચર્ય પમાડે એવી વાત થઇ તેમાનો મે તો એક નાનામા નાનો ભાગ જ આપ્યો છે. મૌલાના સાહેબે કહ્યુ તે કરી બતાવ્યુ છે. હું જાણું છું કે તેમણે આ વાત થયા પછી પોતાના મિત્રો અને સાગરીદો વચ્ચે મુસલમાનોએ ગોવધ નહિ કરવો એમ સમજાવ્યા કર્યું છે, અને તેમણે એક મહાન્ પવિત્ર દિવસે હિન્દુઓનો ખ્યાલ રાખેલો છે, અને નીચે પ્રમાણે તાર મને મોકલ્યો છે:—

"હિન્દુમુસલમાન ઐકયની ખુશાલીમા આ બકર-ઇદને દિવસે ફિરંગી મહાલમ ગોવધ નહિ કરવામા આવે —અબદુલ બારી"

તેનો જવાબ જે મે મોકલ્યો તે અહી ઉતારૂ છું:

"આપના મોટા ત્યાગથી હું બહુ રાજી થયો છુ આપને ઇદ મુબારક ઇચ્છુ છુ."

આપણે બધા હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યાહુદી વગેરે જુદી જુદી કોમનામા મૌલાના સાહેબના જેવી જ ઉદારતા, ન્યાયદષ્ટિ અને દીર્ઘદષ્ટિ હોય તો કેવું સારૂ? દુનીયા તેથી વધારે સારી જ થાય.

---

# સંચા વિરુદ્ધ સ્વદેશી (?)

મુંબઇથી એક ચર્ચાપત્રી લખે છે કે:

"સંચાઓ કે જેના ઉપયોગથી દેશોની આર્થિક સ્થિતિ સુધરે છે તે સંચ વિરુદ્ધ આપનો મત કરો? મીલ વગેરે મેલીને રેંટીયાથી કંઈ વિશેષ લાભ કયાં ? પણ સમાયેલ હશે? શુદ્ધ સ્વદેશી મત હાથથી જ (સંચાથી નહિ) બનાવેલ માલ

તા. ૧૪-૯-૧૯૧૯

વાપરવાથી જ કેમ લેખાતું હશે ? સ્વદેશી વ્રત અને સંચાઓને બનતું નથી? કોઈ માત્ર સ્વદેશની આર્થિક સ્થિતિ સુધારવા માટે જ અત્યાર સુધી વિદેશમાં બનેલ સંચા આદિ બને તેમ કરે અને પછી તેમાં સુધારોવધારો કરવા યત્ન કરે તો તે દેશપ્રત્યે ફરજ બજાવતો નહિ કહેવાય ?"

આ શંકા ઘણાને થયાં કરે છે એમ મેં જોયું છે. એનો જવાબ છૂટોછવાયો મેં આપ્યો પણ છે. શુદ્ધ સ્વદેશીને અને સંચાને જરાયે વિરોધ નથી. સ્વદેશી ચળવળ માત્ર પરદેશમાં પેદા થયેલા અને પરદેશમાં પેદા થતા કાપડનો ત્યાગ કરવાને સારૂ ઉત્પન્ન થયેલી છે. મીલનું કાપડ પહેરવામાં બાધ ગણાયેલો નથી. પણ હું પોતે મીલમા બનેલું કાપડ પહેરતો નથી ને સ્વદેશી વ્રતની ઉપરની સમજણમાં મેં અવશ્ય સૂચવેલું છે કે હાથથી કંતાયેલુ સુતર ને હાથથી વણાયેલું કાપડ પહેરવું એ પ્રત્યેક હિંદીનો ઉદ્દેશ હોવો જોઇયે. હિંદુસ્તાનને સદ્‌ભાગ્યે કદાચ કરોડો માણસ એકી વખતે આ ઉદ્દેશનો અમલ કરે તો મીલોને કદાચ કંઇ ધક્કો પહોંચે એમ બને. પણ જો આખું હિંદુસ્તાન ઉપર પ્રમાણે પવિત્ર નિશ્ચય કરે તો મારી ખાત્રી છે કે મીલના માલીકો પણ તે નિશ્ચયને વધાવી, તેને પવિત્ર ગણી, તેમા શામેલ થાય.

પણ ઘણાં વર્ષથી ચાલતી આવેલી ટેવ માણસો એકદમ છોડતા નથી. એટલે દેશમા બન્ને પ્રવૃત્તિને સારૂ અવકાશ છે. ભલે મીલો વધે. ભલે રેંટીયા વધે અને હાથની સાળો વધે. બન્ને સંચા તો છે જ. હાથની સાળ એ નાનકડી વીવીંગ મીલ છે. રેંટીયો નાનકડી સ્પિનીંગ મીલ છે. ઘેર ઘેર આવી નાજુક મીલ બને તેની સામે કંઇ કહેવાપણું હોય નહિ. એટલું જ નહિ પણ રેંટીયાની અને હાથસાળની પ્રવૃત્તિની દેશને પૂરેપૂરી જરૂરીયાત છે. કોઇ દેશના ખેડૂતો ખેતી ઉપરાંત બીજા મદદગાર ઉદ્યોગ વિના નભી શકતા નથી. અને હિંદુસ્તાન કે જે કેવળ વરસાદની ઉપર જ નભે છે ત્યાં તો દુષ્કાળને સમયે રેંટીયો અને સાળ કેવળ કામધેનુ રૂપ જ છે. એટલે ૨૧ કરોડ ખેડૂતોની દૃષ્ટિએ રેંટીયાની અને હાથસાળની પ્રવૃત્તિની યોજના કરવામાં આવી છે. દેશમાં મીલો કરીને આપણે બધું કાપડ પેદા કરતા થઇયે તોપણ આપણે ખેડૂતોની દિનપ્રતિદિન દુઃખી હાલત થતી મટાડવાને સારૂ તેમને મદદગાર ધંધો આપવો જ જોઇયે, અને કરોડો માણસ કરી શકે તે કાંતવા વણવાનો જ ધંધો છે.

આમાં સંચાના કે મીલના વિરોધની વાત નથી. દેશની સ્થિતિને શું અનુકૂળ છે તેની જ વાત છે. દેશમાં સંચાઓ બનાવવાની પ્રવૃત્તિનો મને દ્વેષ નથી. સંચાઓમાં સુધારા થાય તેનો પણ દ્વેષ નથી. પણ એ સંચાઓ શું કરશે એ, તો હું જાણવાને ઇચ્છું. રસ્કિનના શબ્દમાં એમ પણ પૂછું કે શું એવા સંચા

શોધવા છે કે જેથી હજારને બદલે લાખ માણસને એક મિનિટમાં ઉડાવી શકાય તેવી તોપ બનાવાય? કે એ સંચાથી એવી જાતનાં નાનાં હળ બનાવવાં કે જે વડે કણુ જમીન સામાન્ય પરિશ્રમથી ઉખેડી શકાય? અને મારા હાથમાં કાયદો હોય તો હું નાશ કરવાનું યંત્ર બનાવવાની પ્રવૃત્તિને ગુન્હો ઠરાવું અને પ્રત્યેક મનુષ્યને હળવું પડે એવું હળ બનાવવાની પ્રવૃત્તિનું રક્ષણ કરૂં. મારી ઉમેદ છે કે આમાં ઉપરની શંકાનું પૂરૂં સમાધાન આવી જશે.

---

## *જાહેરખબરો કેમ ન લેવી?

ઉપરની રા. ખાટવાળાની ટીકા એ ઘણા મિત્રોની છે, તેથી અમે આ પત્રને સ્થાન આપ્યું છે. જે ભય રા. ખાંડવાળાને છે એનું પ્રયોજન નથી. જાહેરખબરો પૈસાથી જ લેવાય એવી ભ્રમણા હોવાથી ચર્ચાપત્રી એમ માને છે કે સ્વદેશી વસ્તુઓને 'નવજીવન' મારફતે ઉત્તેજન નહિ મળી શકે. જે વસ્તુની દેશને જરૂર છે તે વસ્તુઓ મળવાના સ્થાન, વગેરેને લગતી માહીતી આપવાને સારૂ દ્રવ્યની જરૂર હોય જ નહિ. 'નવજીવન'ની પ્રવૃત્તિ બરોબર અંકાઈ જશે અને તેના કાર્યવાહકો ગોઠવાઈ જશે ત્યારે ખુણેખાચરેથી પણ હિંદુસ્તાનના ઉદ્યોગોને શોધી—એ શોધવામાં પૈસો ખરચવો પડે તો તે ખરચીને પણ—અમે તે ઉદ્યોગોની જાહેરખબર આપીશું. દ્રવ્ય લઇને જ્યારે જાહેરખબર લેવામા આવે છે ત્યારે જાહેરખબરની ભાષાની અથવા તો વસ્તુની પસંદગી કરવી લગભગ અશક્ય છે. જે જાહેરખબરો અમારા જોવામા આવી છે તેમાની ૯૯ ટકા કેવળ નિરર્થક છે. જેમાંથી વધારેમાં વધારે દ્રવ્ય પેદા થાય છે એવી જાહેરખબરો કેવળ દવાઓની હોય છે અને દવાઓની જાહેરખબરોમાં જે પાખંડ, કેટલીક વખતે બિભત્સતા વગેરે રહ્યાં છે એ દેશને અત્યંત હાનિકારક છે એવી અમારી માન્યતા છે. દવાની જાહેરખબરો વાંચીને તેનો ઉપયોગ કરીને માંદગી વ્હોરી લીધી છે એવા ઘણા મિત્રોને અમે ઓળખીયે છીયે. દવા સિવાયની બીજી વસ્તુઓની જાહેરખબરો પણ પ્રજાને ઘણીવાર છેતરે છે એવું કોણે નથી અનુભવ્યું? આપણે ભૂલથી માનીયે છીયે કે જાહેરખબરોને આધારે આપણને ઓછે પૈસે વર્તમાનપત્રો મળી શકે છે. પણ જે વસ્તુને વિષે જાહેરખબરો આપવામા આવે છે તે વસ્તુના ખરીદનારા પણ આપણે જ હોઇયે છીયે, અને તેમાં આપણને જાહેરખબરોનું ખરચ પણ વાળી દેવું પડે છે. ઔષધોની કિંમત ઔષધોમાં નથી, પણ બાટલી, બુચ, જાહેરખબર અને પછી ઔષધ વેચનારના નફામાં છે. એક પૈસાની દવાનો આપણે એક રૂપીઓ આપીયે છીયે. જાહેરખબરો ન અપાતી હોય તો તે ઘટીને અરધો રૂપીઓ તો થાય.

---

* રા. કંચનલાલ ખાંટવાળાના ચર્ચાપત્રના જવાબમાં.

# નોંધ

## ટ્રાન્સવાલના એશિયાવાસી

ગયા અઠવાડીયામા ટ્રાન્સવાલથી જે ખબર મળ્યા છે તે બળતામા ઘી હોમે છે. ટ્રાન્સવાલની મ્યુનિસિપાલિટીઓ, વેપારીમંડળો, ટ્રેઈડ્ઝ યુનિયનો અને બીજી સંસ્થાઓના પ્રતિનિધિઓની કૉંગ્રેસમા એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો છે કે, એશિયાવાસીઓની વિરુદ્ધ પસાર કરવામા આવેલા ધારાનો ઢીલો અમલ થાય છે, તે વધારે સખત થવો જોઈયે. તે કૉંગ્રેસે એશિયાવાસીઓને શહેરી તરીકેના હક આપવાની વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો છે. વળી, તે કૉંગ્રેસે સાઉથ આફ્રિકન્સ લીગ અર્થાત્ દક્ષિણ આફ્રિકાના ગોરાઓનુ મંડળ સ્થાપવાનો નિશ્ચય કર્યો છે. એ મંડળનો એવો હેતુ છે કે એશિયાવાસીઓના કબજામા જે સ્થાવર મિલ્કત હાલ છે તે પેટે વ્યાજબી બદલો આપીને તેમના હાથમાથી તે લઇ લેવી, તેમજ ટ્રાન્સવાલમા વસતા અને વેપાર કરતા તમામ એશિયાવાસીઓનો ત્યાથી ધીમે ધીમે પગ ટાળવાને બનેહથી બની શકે તે યોગ્ય ઉપાયો લેવા

પ્રીટોરીઆથી બીજો તાર પણ ગોરાઓની લાગણી સૂચવે છે. મ્યુનિસિપાલિટી, વેપારીમંડળો ને બીજી સંસ્થાઓના પ્રતિનિધિઓ એક ગંજાવર સભામા હાજર થયા હતા, તેમાં ટ્રાન્સવાલમા એશિયાવાસીઓનો સવાલ વિચારવામા આવ્યો હતો ને આ સવાલ ચાલુ રહે તો દક્ષિણ આફ્રિકાનું ભવિષ્ય ઘણું જ ઘેરુ થાય એવો ચિતાર પ્રમુખ સાહેબે આપ્યો હતો. સેનેટર મુનીકની દરખાસ્તથી સભાએ એવો ઠરાવ પસાર કર્યો કે એશિયાવાસીઓના વધતા જતા પગપેસારાથી ટ્રાન્સવાલના ગોરા વતનીઓની આર્થિક અને સામાજિક સ્થિતિ ગંભીર જોખમમાં આવી છે અને તેથી તે સવાલનો નીવેડો લાવવાને તરત જ ધારા તૈયાર કરવાની હિમાયત કરવામા આવી હતી.

મિ. મૉન્ટેગ્યુએ મિ. સુરેન્દ્રનાથ બેનરજીની આગેવાની નીચે મળવા ગયેલા ડેપ્યુટેશનને જે જવાબ આપ્યો હતો તેને વિષે સખત ટીકા કરતાં 'ધી કેપ ટાઇમ્સ' જણાવે છે કે હિન્દી વજીરને ટ્રાન્સવાલના મુશ્કેલ અને બારીક સવાલની પૂરી માહીતી નથી. તે પત્ર તેમને યાદ દેવડાવે છે કે ટ્રાન્સવાલમા હાલ પસાર કરવામાં આવેલા કાયદામા ટ્રાન્સવાલના તમામ ભાગમાં હિન્દીઓને વેપાર કરતા અટકાવવાનો જે સુધારો મિ. કોલીન્સે રજુ કર્યો હતો તેની વિરુદ્ધ સરકારે પોતાનું બધું જોર અજમાવ્યું હતું. સામ્રાજ્યને હિન્દુસ્તાને જે જે મદદ કરી છે તેની ઉચી કદર યુનિયન પાર્લામેન્ટને છે એમ વધારે સ્પષ્ટ રીતે મિ. મૉન્ટેગ્યુએ જણાવવું જોઈતું હતું અને હિન્દીઓના સવાલને ઉકેલવામાં દક્ષિણ આફ્રિકાની સરકારને જે મુશ્કેલીઓ પડે છે તેનો વધારે સમભાવથી ચિતાર આપવો જોઈતો હતો.

તા. ૨૧—૯—૧૯૧૯

# નિરાશા

" જ્યારે આપણે પંજાબના મામલાનો વિચાર કરીયે ત્યારે આપ નામદારે (વાઈસરૉયે) આપેલી ચેતવણી યાદ રાખવાની જરૂર છે. તે ચેતવણી એ હતી કે એપ્રિલમાં બનેલી બીનાઓને નજીવી ન ગણી કાઢવી. જ્યારે પંજાબમાં ગોલમાલ ચાલી રહ્યો હતો ત્યારે પંજાબની બહારના માણસો તેનું ગભીર સ્વરૂપ સમજી શક્યા હતા એમ મને લાગતું નથી; અને હવે ગોલમાલ બંધ થઈ ગયો છે એટલે પંજાબમાં અને પંજાબ બહાર ઘણા માણસો છે કે જેઓએ પોતાના મનને એમ મનાવી દીધેલું જણાય છે કે પંજાબમાં કંઈ ગંભીર મામલો હતો નહિ. જો તોફાન શમાવવાને સારૂ તાકીદથી ઉપાયો લેવામાં નહિ આવ્યા હત, જો તોફાન જરા પણ આગળ વધવા દેવામા આવ્યુ હત, તો પંજાબના અને કદાચ પંજાબની બહારના પણ લોકોના જાનમાલ અને મુખ્યત્વે કરીને વેપારીવર્ગના જાનમાલ ઘણા ભારે જોખમમાં આવી પડત. મામલો ગંભીર હતો એ વિષે શક લાવી શકાય જ નહિ. પંજાબના લોકો મોટી આફતમાથી ઉગરી ગયા છે એ વિષે જરાયે શક નથી. એપ્રિલ માસમાં જેઓએ હુલ્લડને ઉત્તેજન આપ્યુ અને જેઓએ હુલ્લડમાં ભાગ લીધો તેઓની ઉપર જે સજા થઈ છે તેને વિષે બહુ કહેવામા આવ્યું છે. આના જવાબમા ઘણું કહી શકાય છે. પણ હમણા તો હું સરકારના ઈરાદા વિષે આ સજાઓ સંબંધમાં જે ગેરસમજુતી થઈ છે તે વિષે થોડું કહીશ પંજાબમા માર્શલ લૉની રૂએ જે ખાસ અદાલતો નીમવામાં આવી હતી તેના ચુકાદા સંબંધમાં કહેવું જોઇયે કે દરેક કેસમાં તે ચુકાદાઓ આપનાર અનુભવી અમલદારો હતા અને દરેક વખતે તેઓએ ચુકાદા એકમતે આપ્યા હતા બહારથી જ જણાઇ આવતી અને જેને વિષે શંકા ન ઉઠાવી શકાય એવી ભૂલ માલમ પડે ત્યારે જ અમલી સત્તા વચમાં પડી એ ભૂલ સુધારી શકે; અને જોકે મેં ઘણા કેસો તપાસ્યા છે, તોપણ મારા જોવામાં એક પણ કેસ નથી આવ્યો કે જેમા મજકુર કોર્ટોના ચુકાદાની સામે હું મુખ્યપણે મળી શક્યો નથી. શિક્ષાઓને વિષે જુદી જ સ્થિતિ છે. ઘણા કેસોમાં તો સખતમાં સખત સજા આપવાને કોર્ટ બંધાયેલી હતી. બીજા કેસોમાં જે જે માણસોની સામે કેસ ચલાવવામાં આવ્યા હતા તેઓએ તેમના કાર્યોથી દેશને કેટલો જોખમમાં નાંખી દીધો હતો એનો ચિતાર જજોની પાસે ખડો હતો, અને તેથી સજા કરતી વખતે તેઓ વ્યાજબી રીતે (કેદી સામે) દોરવાયા હતા. આવા કેસોમાં સરકાર હવે ઉદાર દિલ કરી શકે છે, અને ગુન્હા અટકાવવાનો સજાઓમાં જે ગુણ છે તે ગુણને બાધ ન આવે તેવી રીતે સજામાં સરકાર ઘટાડો કરી શકે છે. મારી આગળના નામાંકિત અમલદારે (સર માઇકેલ ઓડવાયરે) આ ધોરણે ૧૯૧૫ ના ગદરના તોફાનીઓ ઉપર થયેલી સજામાં ઘટાડો કર્યો હતો અને એપ્રિલના તોફાનને અંતે થયેલી સજામાં પણ તેમનાથી થઇ શક્યો તેટલો ઘટાડો તેઓ કરતા ગયા હતા. કેટલે દરજ્જે અને કયે વખતે તેઓ બધી સજાઓની તપાસ કરત એ તો હું નથી કહી શકતો; પણ મારી ખાતરી છે કે યોગ્ય વખતે

તેઓ સાહેબ પણ મંજુર સજાઓની ફરી તપાસ કરત. શાન્તિ થયા પછી ઘણી સજાઓમાં ઘટાડો કરવાનું મારાથી બની શકયુ છે; પણ હું જાણું છું કે તેમ કરવામાં મેં બહુ જોખમ વહોરી લીધુ છે. સજાઓમાં ઘટાડો કરીને સરકારે બતાવી આપ્યું છે કે જુલમ કરવાનો કે ખાર વાળવાનો સરકારનો ઇરાદો ન હતો. આ ઘટાડાથી લોકોની દુખાયેલી લાગણીને પણ કંઇક શાન્તિ મળી છે. એ ઘટાડો એવી ઉમેદથી કરવામાં આવ્યો છે કે રાજાપ્રજા વચ્ચે એપ્રિલ માસમાં જે અંતરાય પડી ગયો હતો તે અંતરાય ટળીને પાછા બન્ને એક થઈ જાય. અને હું ધારું છું કે આ આશામાં અમે નિષ્ફળ નાહ થઇયે પણ કદાચિત્ નિષ્ફળ થયા, તો સરકારે કાળજીપૂર્વક મહેનત નથી કરી તેને લીધે તે નિષ્ફળતા પ્રાપ્ત થઇ છે એમ તો નહિ કહી શકાય "

ઉપરના વિચારો કોના છે એ દૈનિક વર્તમાનપત્રો વાંચનાર ઓળખી ગયા હશે. એ ઉદ્દ્ગારો પ્રજાએ બરાબર સમજવા જોઇયે તેથી અમે લગભગ શબ્દે શબ્દ અને વાકયે વાકયનો તરજુમો આપ્યો છે. થોડાં જ વાકયો કે જેનો સંબંધ બીજાઓની સાથે નથી અને જે મુકી દેતાં બોલનારને અન્યાય નથી થતો તેવાં જ વાકયો અમે નકામી જગ્યા નહિ રોકવાના ઇરાદાથી મુકી દીધાં છે. આ ઉદ્દ્ગારો પંજાબના લે. ગવર્નર સર એડવર્ડ મૅકલૅગનના છે, અને માનનીય પંડિત મદનમોહન માલવીયાજીના એક ઠરાવના રદીયા તરીકે કાઢવામાં આવ્યા છે.

આ ઉદ્દ્ગારો બતાવે છે કે સર માઇકલ ઓડવાયરની કારકીર્દિનો નવા નાયબ સુબા પૂરો બચાવ કરવા ઇચ્છે છે. જે સજાઓ થઇ છે એ વ્યાજબી થઇ છે એમ તેઓ સાહેબ માને છે અને જે ચુકાદા અપાયા છે તે બરોબર છે એમ પણ માને છે. સજામાં ઘટાડો કરવામાં આવ્યો છે તે દયાને ખાતર અને રાજાપ્રજા વચ્ચે એકતા કરવાના ઇરાદાથી કર્યો છે. મારે કહેવું જોઇયે કે હું આ ઘટાડામા દયા જોતો નથી, ન્યાય જોતો નથી, અને ઉપરના ઉદ્દ્ગારોમા સરકારી વલણમાં ફેરફાર પણ નથી જોતો. રાજાપ્રજાના મન વચ્ચે હું મોટો ભેદ જોઇ રહ્યો છું. અધિકારીવર્ગની મુક્તિ હું સહન કરી શકું છું. કમીશન જેવું નીમાયુ છે તેથી હું ચલાવી શકું છુ. પણ ઉપરના વિચારો જે વલણ સૂચવે છે એ અને અસહ્ય છે, અને પ્રજાને અસહ્ય થાઓ એમ હું ઇચ્છું છું; કેમકે તેવા વલણમા હું બન્નેની પડતી જોઉં છું, બન્ને વચ્ચે અવિશ્વાસ અને અંતરાયના કારણો વધતા જોઉં છું.

જો સરકાર એમ ધારે છે કે તેમના તરફથી કશીયે ભૂલ થઇ નથી, ભુલ તો બધી પ્રજાવર્ગની જ છે, તો કમીશનની શી જરૂર છે ? કમીશન શી તપાસ કરશે ? સરકાર તરફ અને પ્રજાની સામે ચુકાદો બે મુખ્ય પુરુષે આપી ચુકયા—

વાઇસરાય સાહેબ ને પંજાબના સુબા સાહેબ. જો સરકાર એમ માનતી હોય કે કમીશનની ફરજ અમલદારોના કાર્યોને માત્ર મેળવાની છે, તો તે કમીશન આપણને ત્યાજ્ય હોવું જોઇયે. પ્રજા તરફનો કેસ આ છેઃ સર માઇકેલ ઓડવાયર સુબા તરીકે નાલાયક નીવડયા છે. પંજાબમા જે અશાન્તિ થઈ તેનું કારણ તેઓ સાહેબની તે પહેલાંની કારકીર્દી હતી. જો તેઓએ ડૉ. કિચલુ અને સત્યપાલની સામે અન્યાયી હુકમો નહિ કાઢયા હત, મને દિલ્હી જતો નહિ અટકાવ્યો હત તો અશાન્તિ ઉગ્ર સ્વરૂપ નહિ પકડત. ત્યારપછી પણ જો ગોળીના બહારો નહિ ચલાવ્યા હત, તો જે ભૂલો લોકોએ કરી તે કદી નહિ થાત. લોકોના ભયંકર આવેશો ઉશ્કેરવામા સર માઇકેલ ઓડવાયરના હુકમો સ્પષ્ટ રીતે કારણભુત થઈ પડયા.

હુ નથી કહેતો કે લોકો તરફનો આ કેસ બરોબર છે. તેમા ભલે અતિશયોક્તિ હોય, ભલે તે તદ્દન ખોટો હોય. પણ સરકાર કે જે આરોપીના પીંજરામા છે, જેની સામે ઉપરના આક્ષેપો કરવામા આવે છે, તે પોતે કેવળ ઇન્કાર કરીને મુક્ત થઈ શકતી નથી. ઉપરના આરોપોનો નિર્ણય કરવો એ કમીશનનુ એક મોટું કાર્ય છે. લોકમત તો એ કમીશનથી સંતુષ્ટ નથી. પણ જો સરકારે પોતાના કાર્યને વિષે નિશ્ચય કરી જ લીધો છે તો પછી કમીશનની જરૂર જ રહેતી નથી. અથવા કમીશન નીમીને તેની ઉપર પ્રજાવિરોધી ભાષણો કરીને કેમ આજથી જ ખોટી અસર ઉત્પન્ન કરે છે ? સરકારની ફરજ પોતે એપ્રિલના બનાવો વિષે ચૂપ રહીને પોતાની પાસે જે પુરાવો હોય તે રજુ કરીને, અને પ્રજાને તેનો પુરાવો આપવામા સહાય કરીને કમીશનને મદદ કરવાની છે.

સર એડવર્ડ મૅકલૅગને તો પોતાના ભાષણથી એમ જ બનાવી આપ્યુ છે કે બાબુ કાલીનાથ રાય, લાલા હરકીસન લાલ, ડૉ. સત્યપાલ વગેરે ગુન્હેગાર તો હતા જ. આમ કહીને તેમણે પ્રજાની લાગણીને જખમી કરી છે; તેમણે બળતામા ઘી હોમ્યુ છે; પ્રજાને શાન્ત કરવાનો દાવો કરી અશાન્ત કરી છે.

પ્રજા નથી માગતી કે સરકાર દયા કરે. લાલા હરકીસન લાલ ઇત્યાદિએ જો ગુન્હો કર્યો હોય તો તેઓ દયાને પાત્ર નથી; તેઓ માત્ર સજાને પાત્ર છે. જો તેમણે ગુન્હો ન કર્યો હોય તો તેઓને શુદ્ધ ન્યાય મળવો જોઇયે.

પ્રજાની ફરજ સ્પષ્ટ છે. જો પ્રજા ન્યાય મેળવવા સમર્થ ન હોય તો પ્રજા જવાબદાર રાજ્યસત્તા મેળવવા લાયક નથી. જો પ્રજા ન્યાય મેળવવા સમર્થ બનવા ઇચ્છતી હોય તો પ્રજાએ ઉશ્કેરાયા વિના શાન્તિથી પણ દ્રઢતાપૂર્વક કાર્ય લેવું

જોઇશે. જેની પાસેથી પ્રજા ન્યાય ઇચ્છે છે તેણે ન્યાય આપવા તત્પર રહેવું જોઇશે. આપણો કેસ મારી અલ્પ મતિ પ્રમાણે એટલો 'સરસ છે કે તેને વિશેષણના આડંબરની જરૂર નથી. તે જો બગડે તો કેવળ આપણા ગુસ્સાથી અથવા તો આપણી ગફલતથી બગડશે. ક્રોધથી સમોહ પેદા થાય છે, સંમોહથી સ્મૃતિભ્રંશ થાય છે, અને સ્મૃતિભ્રંશથી (સ્મરણશક્તિના નાશથી) બુદ્ધિનો નાશ થાય છે, અને બુદ્ધિના નાશથી મનુષ્યનો સર્વથા નાશ થાય છેઃ આ શાસ્ત્રવાક્ય પ્રજા ગોખી રાખે' એમ હું ઇચ્છું છુ.

આપણે શાન્તિથી શું કરી શકીયે ? ઠેકઠેકાણે સભા ભરી વાઇસરાય સાહેબ' અને પંજાબની સરકારનાં ભાષણો તરફ આપણે આપણો અણગમો બતાવીયે. જો સરકાર ન્યાયપુરઃસર ન વર્તે તો કમીશન પાસે પૂરાવો આપવાનુ પણ બધ રાખીયે. પંજાબમા અને બીજી જગ્યાએ આપણે જે ભૂલથાપો ખાધી તેમાથી આપણે હવે પછી મુક્ત રહીયે. સરકારના કાર્યોથી આપણને ચીડાવાના હજીયે ઘણા કારણો મળશે. ચીડાઈ જવાને બદલે આપણે ગભીરપણે વિચાર કરીને સરકારને તેમના અન્યાયમાં મદદ કરતા અટકીયે તો આપણે અજિત બનીયે. પ્રજાના સત્યમા, પ્રજાની દૃઢતામા અને પ્રજાની સહનશીલતામા સ્વરાજ્ય રહેલું છે. ન્યાય મેળવવાની આપણી સત્તા એ સ્વરાજ્ય ભોગવવાની આપણી શક્તિનુ માપ છે. આટલી શક્ત પ્રજા બતાવે તો સર એડવર્ડ મૅકલગન અને વાઇસરાય સાહેબના ભાષણોથી ઉપજનારી નિરાશામાથી આશાના કિરણો ઉગી નીકળશે.

---

## બહેનો પ્રત્યે

' ગયે અઠવાડીયે મે કેટલાક દૃષ્ટાન્તો આપીને બતાવ્યું કે આપણી ગફલતથી કહો, આળસથી કહો કે બેદરકારીથી કહો, પણ ઘણી ગરીબ બહેનો સ્વતંત્ર ધંધાને અભાવે અત્યાચારનો ભોગ થઇ પડે છે. અહીંથી હજારો માઇલ દૂર સેંકડો બહેનો ફીજીમા અત્યાચારનો ભોગ થઇ પડે છે, તેથી આપણને કમકમાટી ઉપજે છે એ વાસ્તવિક છે. તેને સારૂ આપણે ફીજીની સરકાર ઉપર આક્ષેપો મુકીયે છીયે અને હિંદ સરકારને આપણે કહીયે છીયે કે તેમણે ફીજીમાં થતા અત્યાચાર બંધ કરવાને સારૂ પ્રયત્નો કરવા જોઇયે. આ પણ આપણી ફરજ છે. પણ આપણી નજર આગળ ફીજીના કરતાં ઘણી જ વિશેષ સખ્યામાં આપણી બહેનો પીડાય છે તેનું આપણે શું કરીયે છીયે ? તેને સારૂ ઠરાવો કરીને આપણે સરકાર

પાસેથી ન્યાય મેળવવાનો નથી. તેને સારુ તો આપણે પોતે યથાશક્તિ કાર્ય કરવાનાં છે. તમારે દરેક બહેને આ અત્યાચાર કેમ મટે તેને સારુ ઉપાયો યોજવાના છે. તમને વિચાર કરવામાં, ઉપાયો સુઝાડવામાં મદદ કરવી એ આ પત્રનો હેતુ છે.

આપણે ગયે અઠવાડીયે જોયું કે ગરીબ બહેનોનું અને જો મને ખરું પૂછો તો બધી બહેનોનું શિયળ જાળવવાને સારુ રેંટીયાની વાડ સૌથી સરસમાં સરસ છે. તમે કદાચ કહેશોઃ ગરીબ બહેનોનું તો જાણ્યું, પણ બીજીઓને રેંટીયાની સાથે શો સંબંધ છે? આપણામાં એક ભારે કહેવત છે, 'નવરો બેઠો નખોદ કાઢે.' હું જાતિઅનુભવથી કહી શકું છું કે આળસ એટલે નવરા બેસવું. એ વિષયોને ઘણી સારી પેઠે પોષે છે. પૈસેટકે સુખી એવી બહેનો પોતાનો વખત વાતોના ગપાટા મારવામાં કે એવી બીજી રીતે નકામો ગાળે તેના કરતાં કંઇક ઉપયોગી ધંધામાં ગાળે તો તેમનું મન, હાથપગ રૂડી રીતે રોકાય, અને રેંટીયો કાંતવાનો ધંધો કરે તો બેવડો ફાયદો થાય. એક બહેન થોડા જ દિવસ થયાં વિધવા થઈ છે. તેને રેંટીયાની પ્રવૃત્તિની ખબર પડી. સારા ઘરની એ બાઈ એક વર્ષ સુધી તો બહાર ન જ જઇ શકે. તેથી તેણે સુતર કાંતવાનું કાર્ય હાથ ધર્યું છે. ૭ દહાડામાં લગભગ અચ્છેર સુતર ઝીણું કાંતીને મોકલી આપ્યું. તેની પવિત્ર આશા તો એવી છે કે પોતાના કુટુંબના કપડાં માટે પૂરું થાય એટલું સુતર ખૂણો છોડે તેના પહેલાં સહેજે કાંતી કાઢશે.

પણ હું તો મારા વિષયની બહાર ગયો. ગરીબ બહેનો જે પરવશ થઇ પોતાનું શિયળ છોડે છે તેને કેમ મદદ કરાય, એ વિચાર આપણે તો કરવાનો છે. જો તમે તમારો બધો વખત એ જ કામમાં ગાળી શકો તો તો તમે ગામડાંઓમાં ભટકો, ત્યાં તમારી ગરીબ બહેનો શું કરે છે એ શોધી કાઢો, તેઓને કાંતતાં ન આવડે તો શીખવો, તેઓને રૂની પુણીઓ પૂરી પાડો અને તેઓની પાસેથી સુતર મેળવી તેની મજૂરી આપો. એ કાર્યને સારુ હવે તો મુંબઇની સ્વદેશી સભાએ ઠેકઠેકાણે સગવડ કરવાનું માથે લીધું છે, અને થોડી મુદતમાં ઘણે ઠેકાણે સ્થળો મુકરર થશે. અમદાવાદની સભા તરફથી એવું ખાતું ખોલવામાં આવેલું છે અને ત્યાંથી રૂની પુણી વગેરેની સગવડ થઈ શકે છે.

હું કબુલ કરું છું કે બધી બહેનો પોતાનો બધો વખત નહિ આપી શકે. જેઓ થોડો જ વખત આપી શકે એવી છે, પોતાનું ગામડું કે શહેર ન છોડી શકે એવી સ્થિતિમાં છે તે બહેનો પોતાના લત્તાની જ કે પોતાના ગામડાની જ સંભાળ રાખી શકે છે. સુજાણ બહેનો પોતાનું જ સંભાળીને સંતોષ ન માને, પણ પોતાનામાં જે

સારૂપ હોય તે ખીજાને વિષે પણ ઇચ્છે. એટલે તમારી પડોશણની સ્થિતિ તપાસી તેઓના જીવનમાં તમે ભાગ લો અને તમારા લત્તામાં કાંતવાનું મંડળ કે કાંતવાની 'ક્લબ' કરો, તમારી ઓછા નસીબવાળી બહેનને તમે ટેકો દઈ આગળ વધારો.

તમે એટલું પણ ન કરી શકો, બીજી બહેનોની ઉપર અસર પાડવાની તમારી શક્તિ તમે ન માનતાં હો અથવા તમને તેટલી ઇચ્છા ન હોય તો તમે પોતે કાંતવાનું શીખી, હમેશા અમુક મુદત લગી કાંતી, બીજી બહેનોને દાખલા બેસાડી શકો છો, અને તમે પોતે મફત સૂતર કાંતી એટલે દરજ્જે ગરીબ બહેનોને વધારે દ્રવ્ય મળી શકે એવી સ્થિતિ ઉત્પન્ન કરી શકો છો. આવાં કાર્યો કેટલીક બહેનોએ શરૂ કરી દીધાં છે એ તો તમે 'નવજીવન' માં વખતોવખત જોશો. પ્રજાજીવનને પોષનારી, ગરીબોને મદદ કરનારી, હજારો સ્ત્રીઓના શિયળને સાચવનારી, હિંદુસ્તાનને સહેલાઈથી આર્થિક સ્વતંત્રતા અપાવનારી આ મહાન પ્રવૃત્તિમાં તમે તમારી શક્તિ પ્રમાણે કંઈક પણ ભાગ લો એવી ઉમેદ રાખું છું.

# નોંધ

## રાષ્ટ્રીય શિક્ષણ

ભારતવર્ષની પુરાણી વિદ્યાપીઠો ઉપરના લેખ તરફ અમે વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ. જ્યાં લગી દેશમાં વિદ્યાદાન ચારિત્ર્યવાન શિક્ષકોની મારફતે નહિ થાય, જ્યાં સુધી ગરીબમાં ગરીબ હિંદીને સારામાં સારી વિદ્યા પહોંચી શકે એવી સ્થિતિ નહિ હોય, જ્યાં સુધી વિદ્યા અને ધર્મનો સંપૂર્ણ સંગમ નહિ થયો હોય, જ્યાં સુધી વિદ્યાને હિંદની પરિસ્થિતિની સાથે સંબંધ નહિ જોડ્યો હોય, જ્યાં સુધી પરભાષાની મારફતે શિક્ષણ આપી બાળકો અને જુવાનોનાં મનની ઉપર અસહ્ય બોજો પડે છે તે દૂર કરવામાં નહિ આવ્યો હોય, ત્યાં સુધી રાષ્ટ્રીય કેળવણી ઉત્પન્ન થવાની નથી એ નિઃશંક છે.

શુદ્ધ રાષ્ટ્રીય શિક્ષણ તો તે પ્રાંતની ભાષા મારફતે અપાવું જોઈએ. શિક્ષકો ઉચ્ચ કોટિના હોવા જોઈએ. જ્યાં વિદ્યાર્થીને સ્વચ્છ હવાપાણી મળે, શાન્તિ મળે, જ્યાં મકાન અને આસપાસની જમીન આરોગ્યનો પદાર્થપાઠ આપતી હોય એવી જગ્યાએ શાળા હોવી જોઈએ અને જેમાંથી હિંદુસ્તાનના મુખ્ય ધંધાનું અને મુખ્ય ધર્મોનું જ્ઞાન મળી શકે એવી શિક્ષણપદ્ધતિ હોવી જોઈએ. આવી નિશાળનું સંપૂર્ણ ખર્ચ ઉપાડવાનો એક મિત્રે અમને પોતાનો ઇરાદો જણાવ્યો છે. અમદાવાદના બાળકોને પ્રાથમિક શિક્ષણ આ નિશાળમાં મફત આપવું એવો તેમનો હેતુ છે. આવી નિશાળો અમદાવાદમાં એક નહિ પણ અનેક થાય એમ અમારા મિત્રની ઇચ્છા છે. અમદાવાદની નજીકમાં જમીન મળી શકે, મકાન થઈ શકે એમ અમે માનીએ

છીયે; પણ સારી કેળવણી પામેલા ચારિત્રવાન શિક્ષકો મેળવવા મુશ્કેલ પડે છે એમ અમે જાણીયે છીયે. ગુજરાતના કેળવણી પામેલા વર્ગને અમે સૂચવવા ઇચ્છીયે છીયે કે તેમણે આ માર્ગ તરફ તેમની દૃષ્ટિ ફેરવવાની જરૂર છે. શિક્ષિતવર્ગ જે આપભોગ મહારાષ્ટ્રમાં કરે છે તેનો ચતુર્થાંસ પણ તે વર્ગ ગુજરાતમાં નથી કરતો. અમારા મિત્રની યોજનામાં પગાર બિલકુલ નહિ આપવા એવું તો ક્યાંયે છે નહિ. પોતાની આજીવિકા મળી શકે એવી સગવડ શિક્ષકને સારુ મન્જુર યોજનામાં રહેલી છે; પણ પોતાની કમાઇની મર્યાદા ન બાંધી શકે એ શિક્ષક આવી શાળામાં ઓતપ્રોત ન થઈ શકે. ગુજરાતના કેળવાયેલા વર્ગમાંના કોઇ આવું શિક્ષણ આપવામા પોતાનો કાળ ગાળવા ઇચ્છતા હોય તો તેમણે રાષ્ટ્રીય શિક્ષણ વિભાગના મન્ત્રીને નામે કાગળ લખી મોકલવા. અને જો યોગ્ય શિક્ષકો મળશે તો થોડા સમયમા આપણે અમદાવાદમા આવી રાષ્ટ્રીય શિક્ષણ આપનારી શાળા સ્થપાયેલી જોઇશું. આ શાળાના બાળકો પોતાને ઘેર રહેશે. માત્ર અભ્યાસને સમયે જ શાળામાં આવશે. તેમજ શિક્ષકોને વિષે સમજી લેવું. સત્યાગ્રહાશ્રમને અંગે ચાલતી રાષ્ટ્રીય શાળાની સાથે અમારા મિત્રની યોજનાને શિક્ષણપદ્ધતિ બન્નેમા એક જ હશે તે સિવાયનો સંબંધ નથી. સત્યાગ્રહાશ્રમને લગતી શાળામા બાળકોનો સંપૂર્ણ કબજો મેળવી તેઓમાંથી શિક્ષકો ઉત્પન્ન કરવા એ એક ઉદ્દેશ રહ્યો છે. જેનો વિચાર ચાલે છે તે શાળાનો ઉદ્દેશ અમદાવાદના બાળકોને માત્ર પ્રાથમિક શિક્ષણ આપવાનો છે.

## વેપારીઓની નોકરો પ્રત્યે ફરજ

'સર્વોદય' ઉપનામથી લખનાર ચર્ચાપત્રીના કાગળ તરફ અમે વેપારીવર્ગનું લક્ષ ખેંચીયે છીયે. અમારા ચર્ચાપત્રી પોતે મુંબઇના સંભાવિત વેપારી છે. મુંબઇના ઘણા નોકરોની દુઃખદાયક રાવ અમે ઘણીવાર સાભળી છે. તેઓની પાસેથી, વહેલી સવારથી તે રાત્રીના દસ દસ વાગ્યા સુધી કામ લેવામાં આવે છે. પરિણામે તેઓ નથી ધર્મધ્યાન કરી શકતા, નથી પોતાનું શરીર સાચવી શકતા અને નથી અભ્યાસને સારુ વખત બચાવી શકતા. પ્રજાના નોકરવર્ગની આવી દયામણી સ્થિતિ જ્યાં હોય ત્યાં પ્રજાજીવન ખામીવાળું ગણાય. વેપારી અને નોકર વચ્ચેનો સંબંધ પિતાપુત્રના સંબંધ જેવો અરસપરસ લાગણી અને વફાદારીવાળો હોવો જોઇયે નોકરની લાગણી અને વફાદારીનું પરિણામ એ હોવું જોઇયે કે નોકર જરૂર પડયે પોતાના શેઠને સારુ પોતાનો વહાલો જાન આપે, હમેશાં શેઠ પ્રત્યે પ્રામાણિક રહે. શેઠની વફાદારી કામ લેતાં નોકર ઉપર દયા રાખવામાં, તેના આરોગ્યનું રક્ષણ કરવામાં અને તેની આર્થિક સ્થિતિ સુધારવામાં રહેલી છે. આવી અરસપરસ ફરજ જ્યાં સમજવામાં આવે ત્યાં પરિણામ ઘણાં સુંદર જોવામાં આવે. અહીં આપણે ઇંગ્રેજોની નકલ સારી રીતે કરી શકીયે છીયે. સામાન્ય રીતે નોકરોને કામ કરવાના અમુક કલાક જ હોય છે, અને તે એટલા ઓછા પ્રમાણમાં હોય છે કે જેથી નોકરોને પોતાના ઘરકાર્ય સારુ, વ્યાયામ સારુ અને જો તે ધાર્મિક વૃત્તિનો હોય તો ધર્મધ્યાનાદિ સારુ તેને વખત રહે છે. જેટલું કામ ઇંગ્રેજ શેઠ પોતાના નોકર પાસેથી આઠ કલાકમાં લે છે તેટલું ઘણી વેળા આપણા શેઠો પોતાના નોકર પાસેથી સોળ કલાકમાંયે નથી લઇ શકતા.

તા. ૨૧-૯-૧૯૧૯

અમે શેઠોની આગળ તેમના સ્વાર્થનો પ્રશ્ન મુકવા ઇચ્છીયે છીયે. નોકરોની પાસેથી દસ કલાક, બાર કલાક કે ચૌદ કલાક કામ લેવામાં તેમને પણ અટવાઇ રહેવું પડે છે. આપણે કંઇ આખો દહાડો આપણા વેપારનો જ વિચાર કરવાને જન્મ્યા નથી. વેપાર એ એક સાધન છે. તે સાધ્ય બની આપણી ઉપર સવારી કરે છે ત્યારે આપણે ગુલામ બનીયે છીયે. એ દશામાંથી વેળાસર છુટવું એ વેપારીની ફરજ છે.

રા. નાનાલાલ કવિ જે પ્રશ્નનો ઉકેલ પોતાના હિંગની લેખો વડે કરી રહેલ છે તેને આ વિષય સાથે ગાઢ સંબંધ છે. તેમના કહેવાનું આટલું તાત્પર્ય તો આપણે જાણી ગયા છીયે કે જ્યાં પ્રજાજીવનમાં નિર્દોષ આનંદ મેળવવાનો વખત નથી કે મેળવવાનાં સાધનો નથી ત્યાં પ્રજા ઘસાય છે. જેમ મનુષ્યને નિદ્રાની જરૂર છે તેમજ વ્યાપારાદિ ચિંતાઓમાંથી મુક્ત રહી ઘડીભર બાળકની જેમ વિનોદ કરવાની અને નિશ્ચિંત થવાની પણ જરૂર છે. તેમ થાય તો પ્રજા નિત્ય નવજીવન પામે અને જેમ હમેશાંનો અરુણોદય આપણને તાજો જ લાગે છે તેમ પ્રજાજીવન પણ જ્યાં નિર્દોષ આનંદો મળવાનાં સાધન અને સમય રહ્યાં છે ત્યાં નિસ્તેજ અને કરમાયેલ દેખાવાને બદલે તેજસ્વી ને પ્રફુલ્લિત લાગશે. આ વિચારની અમે શેઠીઆઓને ભેટ કરીયે છીયે, તેમને વિચાર કરવા વીનવીયે છીયે અને 'ગર્વોદય'ની સૂચનાનો કોઈ પણ પ્રકારે અમલ કરવા ભલામણ કરીયે છીયે.

## ક્ષણિક અને સ્થાયી

આખા જગતમાં બે પ્રકારની પ્રવૃત્તિ ચાલે છે. એક ક્ષણિક છે અને ક્ષણિક સુખને સારુ જ હોય છે. ડાહ્યા માણસો તેનો ત્યાગ કરે છે અથવા તેને સારુ અલ્પ પ્રયાસ કરે છે. બીજી પ્રવૃત્તિ સ્થાયી હોય છે; તેનો કાયર માણસ ત્યાગ કરે છે, કેમકે તેમાં નિરંતર પ્રયત્નની જરૂર પડે છે.

અત્યારે હિંદુસ્તાનમાં પણ આમ બે પ્રકારની પ્રવૃત્તિ ચાલી રહી છે. સરકારના ઝીણા ઝીણા અન્યાયો અને જુલમોનો વિચાર કરવામાં પ્રજા બહુ રોકાયલી જોવામાં આવે છે. તેમાં રસ આવે છે, કેમકે ઘેરા મસાલાદાર શબ્દો વાપરવાનો કે સાંભળવાનો આપણને પ્રસંગ મળે છે. આવી પ્રવૃત્તિમાં બહુ રોકાવાથી પ્રજા ચઢે નહિ પણ પડે. આનો અર્થ એવો નથી કે જુલમની સામે તો એવી બાથ ન ભીડવી કે ફરી જુલમ થાય જ નહિ. અહીં કહેવાની મતલબ માત્ર એટલી જ છે કે જુલમની જ વાતોને આપણે પ્રજાજીવનનો મુખ્ય ભાગ નહિ કરી મુકવો. કરોડો માણસોને તેમાં રસ પણ નહિ આવી શકે. જ્યાં જુલમ એ જ મુખ્ય વસ્તુ છે ત્યાં પ્રજા હમેશાં પોતાનાં બચાવના કાર્યમાં જ રોકાયલી રહે છે અને તેવી સ્થિતિમાં પ્રજાની પાસે બીજી પ્રવૃત્તિની વાત કરવી એ પણ ભૂખથી પીડાતાની પાસે ગાયન ગાવા જેવું છે.

હિંદુસ્તાનમાં આપણે એ સ્થિતિને નથી પહોંચ્યા. અંગ્રેજ સરકારની રાજ્યનીતિ મિશ્રિત છે. તેમાં ન્યાય છે અને અન્યાય પણ છે. એ રાજ્યનીતિનું બંધારણ તો ન્યાયી જ ગણાય; પણ રાજ્યનીતિનો અમલ કરનારા વખતોવખત ભૂલ ખાય છે તેથી અન્યાય થાય છે અને પ્રજાને તે ભૂલ સુધારવામાં રોકાવું પડે છે. એમ કરવું એ પ્રજાની ફરજ છે.

પણ પ્રજાનું સ્થાયી સુખ જેમાં છે એ પ્રવૃત્તિ શોધી તે ચલાવવામાં પ્રજાને મદદ કરવી, પ્રજાને દોરવી એ વર્તમાનપત્રોનું કાર્ય છે. અમારી ખનુસ માન્યતા છે કે એવી સ્થાયી પ્રવૃત્તિમાંની મુખ્ય સ્વદેશીની પ્રવૃત્તિ છે, તેનાં પ્રજાની શુદ્ધ કેળવણીનો માર્ગ શોધવો, ખેડૂતોનું જીવન દરિદ્ર છે તેને શોભાયમાન કરવાના ઉપાયો ગોતવા, પ્રજા અનેક પ્રકારના રોગોથી પીડાય છે તેના કારણો અને તેના ઔષધ ગોતવા એ છે. આ બધી પ્રવૃત્તિ પ્રજાને ઉંચે માર્ગે લઈ જનારી છે, તેથી વાચનાર જોશે કે 'નવજીવન'ને અમે ઉપર જણાવી તેવા પ્રકારની સ્થાયી પ્રવૃત્તિઓમાં વિશેષે રોકીશું. જ્યાં સુધી પ્રજાના બધા અંગ ખીલવી ન શકાય ત્યાં સુધી પ્રજાની ખરી ઉન્નતિ ન સંભવે. આવા પ્રકારની પ્રવૃત્તિના પ્રતાપે ગોઠવાય તેટલે જ શુદ્ધ સ્વરાજ્ય મેળવે અને ભોગવે.

એટલે જોકે અમે જ્યાં જ્યાં અન્યાય જોઈશું ત્યાં ત્યાં બરાબર સામે થઈશું અને અમને જે ખરો માર્ગ લાગશે તે માર્ગ સૂચવશું, તોપણ 'નવજીવન'નાં પાનાં મુખ્યપણે અમે સ્થાયી પ્રવૃત્તિઓને વધારવાના વિચારો ભરવામાં રોકીશું અને અમારી ઉમેદ છે કે વાચકવર્ગ પણ અમારા આ નિશ્ચયને પસંદ કરશે.

## નવજીવન—ક્લબ

'નવજીવન'ના ઉદ્દેશો પાર પાડવાને માટે અમારા વખાણો કરીને બેસી રહેવું અથવા તો જેઓ વગર બને તેને 'નવજીવન' મોકલી દેવું એ બસ નથી. ભાગ્યેજ કે અભણ ગુજરાતી સ્ત્રી કે પુરુષને જ્યાં સુધી 'નવજીવન'નો સંદેશો ન મળે ત્યાં સુધી અમારું કાર્ય બરાબર થાય છે એમ અમને જણાય જ નહિ. આ મહત્કાર્ય 'નવજીવન'ના લેખકો અથવા વ્યવસ્થાપકો એકલાથી બની શકે તેમ નથી. તેમાં 'નવજીવન'ના ગ્રાહકો અને વાચકોની સંપૂર્ણ મદદની જરૂર છે. ગ્રાહક અથવા વાચક પોતે વાંચીને સંતોષ નહિ માને પણ પોતાના કુટુંબના અભણવર્ગને વાંચી સમજાવશે એવી અમારી ઉમેદ છે. અમારી સૂચના તો એથી બહુ આગળ વધે છે. અમે જાણીએ છીએ કે એવા ઘણા માણસો છે કે જે અઠવાડિયે એક આનો પણ ન ખર્ચી શકે તે કરતાં પણ વધારે એવા માણસો છે કે જેઓ વાંચતા આવડે છતાં દેશમાં શી શી પ્રવૃત્તિ ચાલે છે તે જાણવાને ઉત્સુક નથી, વર્તમાનપત્રો વાંચવા ઈચ્છતા નથી અને જો વાંચે છે તો જે વાંચવામાં જરાયે તસ્દી ન પડે એવું વાંચે છે. આ બન્ને વર્ગને 'નવજીવન'નો સંદેશો અમારા ઉત્સાહી વાચકો, જેઓ 'નવજીવન'ના ઉદ્દેશો પસંદ કરનાર છે તેઓ પહોંચાડી શકે છે. તેવાઓને અમે સૂચવીએ છીએ કે તેમણે 'નવજીવન' ક્લબ કે મંડળીઓ કાઢવી. તેનો માત્ર એક ટૂંકો હેતુ રાખવો. તે મંડળી અમુક દિવસે, અમુક વખતે, અમુક જગાએ મળે, અથથી તે ઈતિ સુધી 'નવજીવન' વાંચી જાય અને તેની ઉપર ચર્ચા કરે. આ કાર્ય ઘણું સહેલું છે, પણ એમાંથી પરિણામો ઘણાં ભારે નીપજાવી શકાય છે. તેનું માપ દરેક વાચક જો એક રોજનિશી રાખે તો વર્ષને અન્તે કાઢી શકશે. શુદ્ધ વિચારો, શુદ્ધ કાર્યો, શુદ્ધ ભાવોની અસર પ્રજાની ઉપર ઘણી ઉંડી પડે છે. શુદ્ધ ભાવનાઓને આપણે આપણી સદ્ચારિણી બનાવી દઈએ તો તે વડે આપણે આ સંસારનો વિકટ માર્ગ ઘણી સહેલાઈથી કાપી શકીએ.

'નવજીવન' એક પણ અયોગ્ય કે નીચ ભાવનાનું, અસત્ય ખબરનું કે અવિવેકી ભાષાનું વાહન નહિ થાય એવો પ્રયત્ન અમે નિરંતર કર્યા જ કરશું; અને તેમાં અમે ભૂલ ન કરીએ, તેની ચોકી અમારા વાચકવર્ગને અમે સોંપીએ છીએ. વાચકવર્ગનો અમારી સાથેનો સંબંધ વ્યાપારી નથી પણ ઘણો નિકટ અને નીતિમય છે એમ અમે ધારીએ છીએ.

## ઠીક કર્યું

. થોડા વખત પહેલાં જ્યારે રા. ગાંધીએ ગોધરાની મુલાકાત લીધી હતી ત્યારે તેમની જાણમાં આવેલું કે રજીસ્ટર થયેલાં વાચનાલયોમાં અમુક વર્તમાનપત્રો દાખલ થવા નથી દેતા. આમાં કેટલાંક લોકપ્રિય વર્તમાનપત્રોનો પણ સમાવેશ થઈ જાય છે. આ વિષય 'યંગ ઇન્ડિયા'માં ચર્ચવામાં આવેલો હતો અને તે વિષે કેળવણીના વડા અધિકારીની સાથે રા. ગાંધીએ પત્રવ્યવહાર પણ ચલાવેલો. આ પત્રવ્યવહાર 'યંગ ઇન્ડિયા'માં છપાયો છે અને તે ઉપરથી માલુમ પડે છે કે વર્તમાનપત્રો વિષેનો પ્રતિબંધ રજીસ્ટર થયેલા વાચનાલયોને વિષે દૂર થયો છે. આ ડહાપણભર્યા ઠરાવને સારૂ અમે કેળવણી ખાતાના મુખ્ય અધિકારીને મુબારકબાદી આપીએ છીએ.

પ્રજાની આગળ નિર્દોષ સાહિત્ય જ મુકાય એ બેશક ઇચ્છવા જેવું છે. ઝેરભર્યા લખાણોથી પ્રજા દૂર રહે એ પણ ઇચ્છવા જેવું છે; પણ આવા સુધારા બળાત્કારે નથી થઇ શકતા. પ્રજાના વાચનનો આધાર પ્રજાની કેળવણી ઉપર રહે છે. એટલે પ્રજાનો શોખ અખબારો કે પુસ્તકો વાંચવાના બારે પ્રતિબન્ધો કરીને નથી કેળવી શકાતો, તેમજ વફાદારીની કેળવણી અમુક પુસ્તકો કે વર્તમાનપત્રો વાંચવાની બંધી કરીને પ્રજાને નથી આપી શકાતી. જે પ્રજાને હમેશાં ન્યાય મળે છે અને જે પ્રજાના મનને જ્ઞાન આપવામાં આવે છે ને પ્રજા સ્હેજે વફાદાર રહે છે. સત્ય ઈ૦ ગુણોની માફક વફાદારી એ સ્વતંત્રપણે પોતાને જ આધારે ટકી શકે એવો ગુણ નથી. વફાદારી કોઇ પણ આલમ્બન વિના નભી શકતી નથી. એટલે કૉવર્નટન સાહેબનું પગલું દરેક રીતે વખાણવા યોગ્ય છે. ખરૂં જોતાં સરકાર આવાં ડહાપણભર્યાં પગલાં હમેશાં લેતી જ રહે તો બેવફાઇને અવકાશ જ ન રહે.

## માતા આગળ થતી હિંસા

નવરાત્રિમાં, હુતાશઅષ્ટમીના પવિત્ર દિવસે તથા દશેરાના શુભ દિવસે માતાની આગળ બકરા વગેરે પશુઓનો ઘાતકી રીતે વધ કરવામાં આવે છે તે અટકાવવાની પોતાના જ્ઞાતિભાઈઓને તથા બીજા હિંદુઓને નમ્રતા સાથે પરંતુ આગ્રહપૂર્વક વિનંતિ કરનારી ચાર પાંચ કવિતાઓ એક બીજા ગૃહસ્થ તરફથી અમને મળી છે. અમે તે કવિતાઓ તો છાપી શકતા નથી. પરંતુ તેમના સ્તુત્ય કામની નોંધ તો લેવી જ જોઇયે. દયાધર્મ માનનારા હિંદુ ભાઇઓ દેવીના ભોગને બ્હાને જે હિંસા કરે છે તે જેમ બને તેમ જલદી અટકાવવાની દરેક હિંદુ ભાઇની ફરજ છે એમ અમે માનીયે છીએ. મુસલમાન ભાઇઓને ગોવધ બંધ કરવાનું વીનવીએ તો આ હિંસા તો આપણે બંધ કરવી જ જોઇએ

## વિજાપુરની રેંટીયાની પ્રવૃત્તિ

આ વિજાપુરની પ્રવૃત્તિ તેમજ એવા પ્રકારની બીજી પ્રવૃત્તિ વિષે તે તે બહેનો પાસે મેં જ્યારે લેખોની ભિક્ષા માગી ત્યારે તેમને સંકોચ થયો અને તેમના તરફથી એવો પ્રશ્ન ઉઠયો કે આમ તેઓનાં નામ જાહેરમાં આવે એ હું કેમ ઈચ્છી શકું? આજ લગી તેઓનું કાર્ય મેં છુપું રહેવા દીધું. મને પણ આવાં કાર્યો જાહેરમાં લાવતાં સંકોચ તો થયો. પણ રેંટીયાનું કામ ચાલી શકે છે, તે લોકપ્રિય છે, તેમાં આર્થિક વગેરે અર્થો સચવાય છે અને તેમાં સંભાવિત કુટુંબોની સ્ત્રીઓ પણ કામ કરી રહેલી છે એ પ્રજાએ જાણવું આવશ્યક છે એમ પણ મને જણાયુ. જો 'નવજીવન' જેવું સાધન ન મળ્યું હોત તોપણ તે તે બહેનોની પ્રવૃત્તિ જાહેર કરવી એવો તો મેં નિશ્ચય કર્યો જ હતો; અને તેથી જ લેડી તાતા, લેડી પિટિટ અને મિસિસ જાઈજી પિટિટના નામ તે બહેનોની પરવાનગી લઈને મેં 'સાંજ વર્તમાન'-ના પતેતી અંકમા જાહેર કર્યા. ગં. સ્વ. ગંગાબહેનની પ્રવૃતિ મારી અલ્પમતિ પ્રમાણે ઘણી મહત્ત્વની છે અને એ પ્રજાએ જાણવી જ જોઇએ. તેમાં તેમણે પોતાનું સર્વસ્વ હોમ્યુ છે. જ્યારે પોતાનું કેટલુક દ્રવ્ય રોકી ફતેહમંદી મેળવી ત્યારે જ રેંટીયા પ્રવૃત્તિ વધારવાને સારૂ તેમણે બીજા પૈસાની મદદ માગી અને મેળવી. વિજાપુર જેવા નાના ગામમાં આટલી મોટી સૂતર કાતવાની પ્રવૃત્તિ ચાલે છે એ સૂચવે છે કે જો બરોબર કામ થાય તો થોડી મુદતમા ગામેગામ સૂતર કંતાતુ થઈ જાય અને જે વણકરોનો ઉદ્યોગ પડયો છે તે પાછા પગભર થઇ જાય. હું ઉમેદ રાખું છુ કે ગંગાબહેનની નકલ જે જે બહેનોને અવકાશ છે તે તે બહેનો કરશે.

* ગં. સ્વ. ગંગાબહેનના લેખ નીચે નોંધ

---

તા. ૨૮-૯-૧૯૧૯

# નડિયાદ—બારેજડીનો દંડ

મા. રા. બ. હરિલાલ દેસાઇએ મુંબઈની ધારાસભામાં નડિયાદમાં વધારાની પોલીસ મુકવા બાબત જે સવાલો પૂછેલા અને તેનો સરકાર તરફથી જે જવાબ મળ્યો એ વિચારવા લાયક છે. તાબેના માણસો સરકારને કેવી રીતે આડે રસ્તે દોરી જઈ શકે છે એ આપણે સરકારના જવાબમાંથી જોઈ શકીયે છીયે. વળી એમ પણ જોઇ શકીયે છીયે કે એક ખોટું બીજા ખોટાને કરાવે છે. સરકારનું પ્રથમ પગલું ખોટું હતું. કલેક્ટર સાહેબના કાગળથી દોરવાઇ જઈ સરકારે નડિયાદ

તા. ૨૮-૯-૧૯૧૯

બારેજડી ઉપર વધારાની પોલીસ મુકી. સરકારે જોયું કે એ ભૂલ થઈ; પણ ભૂલ કબૂલ કરવા સરકાર તૈયાર નથી. તેથી ભૂલનો કોઇ પણ પ્રકારે બચાવ કરવો એવી જ સ્થિતિ સરકારની પાસે આવી પડી. એ બચાવ કરવામાં સરકારને વિશેષ ખોટું કરવું પડ્યું છે કે કેમ તે આપણે તપાસીયે.

રા. બ. સાહેબે સવાલો પૂછ્યા તેમાં એવું પણ પૂછ્યું કે તા. ૧૦-૧૧-૧૨ અને ૧૩ એપ્રિલે નડિયાદમાં કંઈ પણ તોફાન થયું હતું કે નહિ. આ સૂચક સવાલ હતો અને તે પૂછવામાં રા. બ. સાહેબની મતલબ હતી કે એ તારીખો દરમિયાન નડિયાદમાં તોફાન થયું નથી તેથી વધારાની પોલીસ મુકવાનું સરકારને કંઇ કારણ નથી. આવું સરકાર કેમ કબૂલ કરે ? તેથી જવાબ આપવામાં સરકારે અવળો માર્ગ ગ્રહણ કર્યો છે અને જવાબમાં એમ જણાવ્યું છે કે તા. ૧૧મીની સવારે અંગ્રેજી નિશાળના હેડમાસ્તરને અયોગ્ય દબાણનો દેખાવ કરીને નિશાળ બંધ કરવાની ફરજ પાડવાના ઇરાદાથી એક ટોળું એકઠું થયું હતું. સરકારે આમ નિશ્ચયપૂર્વક વાત કરી છે તેથી એ બનેલી જ છે એમ માનવાનુ કશુંયે કારણ નથી. આ બાબતની કંઈ પણ જાહેર તપાસ કરીને સરકારે નિર્ણય કર્યો નથી. સરકારે પોતાને મળેલા એકપક્ષી પોલીસ રિપોર્ટ ઉપર આધાર રાખીને ઉપરની હકીકત ધારાસભામાં રજુ કરી છે. જો સરકારે વિવેકબુદ્ધિ વાપરી હોત તો સરકાર કંઇક પણ મર્યાદિત વિશેષણ વાપરીને શંકાપૂર્વક હકીકત રજુ કરત. જો પ્રજા તરફથી એકપક્ષી વાત થાય તો સરકાર તેની ટીકા કરવા તૈયાર થાય છે, તો એકપક્ષી વાત ઉપરથી નિર્ણય કરવાનો સરકારને શો અધિકાર હોઈ શકે ? સરકાર અને રૈયત વચ્ચે પણ ઇન્સાફ કરવાને અદાલતો પડી છે, અને પંચ નીમવાના તત્ત્વને પણ ચાલુ રાજ્યનીતિમા સ્વીકારવામાં આવેલું છે. મેં તપાસ કરી છે અને નડિયાદના જાણીતા ગૃહસ્થો તરફથી મને જુદી જ હકીકત મળેલી છે. તેમની તરફથી કહેવામાં આવે છે કે જોરજુલમથી નિશાળ બંધ કરાવવાના ઇરાદાથી કોઇ ટોળું ગયેલું ન હતું. બીજી નિશાળો તે દિવસે બંધ હોવાથી અંગ્રેજી નિશાળના છોકરાઓ પણ વડા શિક્ષકની સાથે રકઝક કરી રહ્યા હતા. તેમાં શહેરનાં થોડાં માણસો પણ ભળ્યા હતાં. પણ કોઈ પ્રકારનું અયોગ્ય દબાણ ચલાવ્યું ન હતું.

હવે સરકારનો બીજો જવાબ લઇયે. તેઓ એમ કહે છે કે આ ટોળામાંનો એક આગેવાન જ્યારે પકડાયો હતો ત્યારે તેના ખીસામાં ખુનામરકીને ઉત્તેજન આપનારી એક પત્રિકા જોવામાં આવી હતી કે જેને સારૂ તેને સજા થઇ છે. આ હકીકત વાંચનારને ભૂલથાપ ખવડાવે એવી છે. વાંચનાર એમ માને કે

આ 'આગેવાન' પાસે પેલી પત્રિકા ૧૧મી તારીખે જ હતી અને એ તે જ તારીખે પકડાયો હતો. સાબીત થયેલી અને ઉભય પક્ષે માનેલી હકીકત તો આ છે કે તે 'આગેવાન' ૧૧મી તારીખે નહિ પણ ૧૭મી તારીખે પકડાયો હતો અને મજકુર પત્રિકા પણ તેના હાથમાં તે જ તારીખે આવેલી. એટલે સરકારની આ બીજી હકીકત પણ પ્રજાને ભ્રમણામાં નાખનારી જોવામાં આવે છે.

હવે ત્રીજી હકીકત તપાસીયે. ૧૨મી એપ્રિલે એક ટોળું એકઠું થયું અને તેનો ઇરાદો નડિયાદની ડેરી ઉપર હુમલો કરવાનો હતો, પણ તે ટોળાને પોલીસે વીખેરી નાખ્યું હતું, આમ સરકાર તરફથી કહેવાયુ છે. મને જે ખબર મળી છે તે એમ બતાવે છે કે એક ટોળું મળ્યુ હતું એ સાચી વાત છે, પણ એ ટોળું નિર્દોષબુદ્ધિથી ડેરીના વ્યવસ્થાપકને ડેરી બંધ કરવાનુ સમજાવવા ગયુ હતું. નડિયાદના આગેવાનોની માગણીથી જ એ ટોળું વીખરાઇ ગયુ હતું. પોલીસને એ વીખેરવાનો જરાયે પ્રયત્ન કરવો પડ્યો ન હતો. તેવી જરૂર પણ ન હતી.

ચોથી હકીકત સાચી છે અને તે એ છે કે નડિયાદની બહાર રહેલા રેલ્વેના પાટા ૧૨મી તારીખે ઉખેડી નાખવામા આવ્યા હતા. આ ભયંકર કામ હતું, શરમાવા જેવુ હતું અને ગુન્હેગારો નથી પકડાયા એ વિશેષ શરમ ઉપજાવનારૂં છે.

હવે પાચમી હકીત લઇયે, ૧૩મી તારીખે રેલના પાટાને ઇજા પહોચી હતી અને તાર કાપવામા આવ્યા હતા. આ હકીકત દ્વિઅર્થી હોઇ ખોટો ખ્યાલ ઉપજાવનારી છે, અને તેથી સરકારની પ્રામાણિકતાને ઝાંખ લગાડનારી છે.

૧૩મીએ કોઇક જગ્યાએ પાટાને નુકસાન પહોંચ્યું અને તાર કપાયા એ વાત સાચી. ગ.બ.નો પ્રશ્ન નડિયાદને જ વિષે હતો, તેથી વાંચનાર એમ સમજે કે ૧૩મીની બીના પણ નડિયાદની સરહદમાં બની હતી. ખરી હકીકત આવી છે કે નડિયાદની સરહદથી સારી પેઠે દૂર પાટાને જોખમ પહોંચ્યું હતું અને તાર કપાયા હતા. આ અકાર્યમાં કોઇ પણ નડિયાદીનો હાથ હતો એવી સૂચના પણ નથી થયેલી, એમ છતાં સરકાર નડિયાદને વિષે પૂછાયેલા પ્રશ્નના જવાબમાં ૧૩મીની બીના મૂકે છે એ દુઃખદ છે.

સરકારની પાસે ભારે સત્તા છે. રાવબહાદુરે એક બીજો પ્રશ્ન પૂછ્યો તેના જવાબમાં એ સત્તા કેવી છે તેનો સંપૂર્ણ ખ્યાલ સરકારે રાવબહાદુરને અને પ્રજાને આપી દીધો છે. નિર્દોષ સવાલનો જવાબ કેટલી બધી સફાઇથી સરકારે આપેલ છે એ બતાવવા હું એ સવાલજવાબનો અક્ષરશઃ તરજુમો નીચે આપું છું:

તા. ૨૮-૬-૧૯૧૯

સ.—વધારાની પોલીસ નડિયાદમાં રાખી છે તેનો અર્થ શું એમ નથી કે તે પોલીસ ગુન્હા અટકાવવાને સારૂ નહિ પણ સજાને ખાતર છે?

જ.—૧૮૯૦ના મુંબઈ ડિસ્ટ્રિક્ટ પોલીસ કાયદાની ૨૫મી કલમની પેટાકલમ ૧ માનનીય સભાસદે જોઇ લેવી. તે કલમ શા કારણથી પોલીસ રાખી શકાય એ બતાવે છે.

જો અવિવેક વાપર્યા વિના શુદ્ધ ભાષા વાપરી શકાય તો સરકારનો આ જવાબ ઉદ્ધત ગણાય. તેમાં સત્તાનો મદ રહ્યો છે. એ જવાબ ઉડાઉ છે, અને ગામડી ભાષામાં એ જવાબનો અર્થ એ થયો કે 'અમારે કરવું'તું તે કર્યું; તમારાથી થાય તે કરી લેજો.'

રાજ્યસત્તાનાં ભારે બળની પાસે એક રંક બાવબહાદુર શું કરી શકે? સરકારની ફરજ હતી કે તેમણે ચોખ્ખા સવાલનો ચોખ્ખો જવાબ આપવો; અને જો સરકાર ચોખ્ખી રીતે પોતાનો બચાવ ન કરી શકે તો સરકારે પોતાની ભૂલ ખેંચી લેવી જોઇતી હતી. હું સૂચવું છું કે એમ સરળભાવે ભૂલ સુધારવામાં જે સત્તા રહેલી છે, જે મરતબો રહેલો છે, તે બિનજવાબદાર મગરૂરી અને ઉડાઉ જવાબમાં નથી રહેલાં.

પ્રજા આ કિસ્સાને આટલેથી મુકી શકતી નથી. નડિયાદ કે બારેજડીનો દંડ થાય છે એટલો જ સવાલ આમાં નથી રહ્યો. આમાં ઇન્સાફનો, સરકારની રાજ્યનીતિનો સવાલ છે. ઇન્સાફ અને રાજ્યનીતિ ચોખ્ખા રાખવાં અને રખાવવા એ એ રાજાની તેમજ પ્રજાની ફરજ છે. આજે નડિયાદ તો કાલે ગુજરાત અને આવતી કાલે હિંદુસ્તાન—આવી રાજ્યનીતિ એ રોગની જેમ છે; અને જેમ રોગને ઉગતાં ડાંભવો જોઇએ તેમ અનીતિવાળી રાજ્યનીતિ તુરત બંધ થાય એવા ઇલાજ પ્રજાએ લેવા જ જોઇએ.

નડિયાદના શહેરીઓની અને બારેજડીના ખાતેદારોની ઉપર મોટી જવાબદારી છે. તેઓએ ખંતથી આ પ્રશ્નને સરકાર અને પ્રજાની પાસે ચચવો જોઇએ. તેમણે જ્યાં જ્યાં સરકારની હકીકતમાં દોષ જોવામાં આવે ત્યાં ત્યાં બતાવવા જોઇએ. શાંતિ, વિનય અને મર્યાદાથી સુસ્ત અને નીડર રહીને કામ લેવામાં આવશે તો મારી ખાત્રી છે કે સરકાર પોતાની ભૂલ કબૂલ કરશે. ૨૦-૨૫ હજાર રૂપીયાનો સવાલ નથી. નડિયાદ-બારેજડીની ઉપર કલંક આવે છે એ સવાલ છે. એ કલંક દૂર કરવું એ નડિયાદીઓની અને બારેજડીના ખાતેદારોની ફરજ છે. તેમને મદદ કરવી એ આપણી ફરજ છે.

---

# પંજાબ કમિટી

પંજાબ કમિટીમાં અજાયબીભર્યા ફેરફાર થયાં કરે છે. પંજાબ વિષે જે હીલચાલ થઈ છે તેની અસર સરકાર ઉપર થઇ છે એમ જણાય છે. કમિટીનું પરિણામ શું આવશે એ કહેવું મુશ્કેલ છે. આપણી હીલચાલ હજુ પણ વધારે જોરદાર થઇ હત તો આપણને જરાયે ભયનું કારણ નહિ રહેત. પંજાબને સારૂ જેટલું આપણને દુઃખ લાગ્યું છે તેટલું આપણે જ્ઞાન મેળવ્યું નથી, તેટલો આપણે તે મેળવવા પ્રયાસ નથી કર્યો. એમ છતાં સંન્યાસી શ્રદ્ધાનંદજી કહે છે તેમ લોકોમાં ચોતરફ પંજાબને સારૂ લાગણી ઉભરાઈ આવી છે, એ જેવી તેવી વાત ન કહેવાય. 'પંજાબ અમારૂં, પંજાબી તે અમારા ભાઇ,' આવો ધ્વનિ આપણે ચારેમેર સાંભળી રહ્યા છીએ. એમાં આપણી પ્રજાભાવના, એકતા રહેલાં છે.

પંજાબની કમિટીમાં બે વધારે સભાસદ નીમાશે—એક હિંદી ને એક યુરોપીઅન—એમ સરકાર વતી સર વિલિયમ વિન્સેન્ટે જાહેર કર્યું છે. આ ખબર એક રીતે સંતોષકારક ગણાય. એ સૂચવે છે કે લોકલાગણીને કંઇક માન મળ્યું છે. બીજી તરફથી તે ચિંતા ઉપજાવે છે. મેમ્બરો કેવા નીમાશે ? એ સભાસદો પ્રામાણિક, સ્વતંત્ર અને હોશિયાર હોય તો કમિટીને જોર મળે, ન્યાયની વધારે આશા રખાય. જો તેઓ પ્રામાણિકતા કરતા સ્વાર્થને વધારે ગણે, સ્વતંત્રતા કરતાં ખુશામત કરવી તેમને વધારે પ્રિય હોય, હોશિયારીની ખોટ ચાલાકીથી પૂરે એવા હોય તો ઓલમાંથી નીકળીને ચૂલમાં પડવા જેવું થાય. ગાજતું વાજતું હમણાં જ માંડવે આવશે એટલે આપણે લાંબી મુદત સંશયવાન નહિ રહેવું પડે.

આ કમિટીમાંથી બીજી કમિટી પેદા થવાની છે. કમિટીને પંજાબમાં થયેલી સજાની તપાસ કરવાની સત્તા છે કે નહિ એ સવાલ અમે હમેશાં કર્યો છે. બીજી કમિટી એ આવા સવાલનો જવાબ છે. સર વિલિયમ વિન્સેન્ટે જણાવ્યું છે કે સજાની તપાસ કરવા બે હાઇકોર્ટના જજ્જો નીમાશે. તેમાંના એક હિંદી ને બીજા અંગ્રેજ હશે. આ ખબરને પણ ઉપરની ટીકા લાગુ પડે છે. હાઇકોર્ટના જજ્જો પંજાબમાં પણ નીમાયા હતા. પંજાબ કમીશનમાં હિંદી પણ હતા. હાઇકોર્ટ જજ પોતાની લાગણીથી દોરવાઈ જઇ જાણ્યે અજાણ્યે અન્યાય કરી શકે છે. હિંદી જજ ન્યાય જ કરે એવો દાવો આપણે કરી શકતા નથી. જજ્જોનાં નામ જાણ્યા પછી જ આપણને ખબર પડશે કે તેથી આપણે સંતોષ પામવો કે આપણી ચિંતામાં વધારાનું કારણ ઉમેરાયું માનવું.

તા. ૨૮-૯-૧૯૧૯

આપણી એક ફરજ તરી આવે છે. સરકાર ગમે તેવી ને ગમે તેટલી કમિટી નીમે. આપણે જો બરોબર પૂરાવો રજુ ન કરી શકીયે તો કમિટી શું કરે? અને જો લાલા હરકીશનલાલ જેવાને કેદમાં રહેવું પડે તો તેઓ ખરી હકીકત કઈ રીતે રજુ કરી શકે? જેઓ ખરા ગુન્હા સાર નહિ પણ મુખ્યત્વે રાજદ્વારી પુરુષો તરીકે જ પકડાયા છે તેઓને છોડવા જોઈયે. તેમ થાય તો જ પંજાબમાં થયેલા મામલાઓની યોગ્ય તપાસ થઈ શકશે.

---

# જગતનો તાત

## (૧)

"રે ખેડૂત તું ખરે જગતનો તાત ગણાયો."

આ પ્રમાણે નિશાળમાં પ્રાથમિક કેળવણી લેતાં શીખીયે છીયે. તેનો શો અર્થ છે અને જગતના તાતની સામે આપણી ભક્તિ કેટલી ઓછી છે એનું થોડુંક સ્મરણ રા. ચંદુલાલના આ અંકમા છપાયેલા લેખથી આપણને થાય છે.

રા. ચન્દુલાલે ખેડૂતોની સ્થિતિ વિષે બહુ ટૂંકામા પણ અસરકારક લખ્યું છે. એમણે કાઠીયાવાડના ખેડૂતને ઉદ્દેશીને લખ્યુ છે, પણ જે વાત કાઠીયાવાડના ખેડૂતને લાગુ પડે છે એ જુદે જુદે રૂપે સમગ્ર હિંદુસ્તાનના ખેડૂતોને લાગુ પડે છે. જ્યા સુધી ખેડૂતોની હાલત શિક્ષિતવર્ગે વિચારી નથી, જાણી નથી, અનુભવી નથી ત્યા સુધી એ હાલતમાં સુધારો થવો અશક્ય છે.

ખેડૂતોની હાલત વિષે આપણા અગ્રેસરોએ થોડી માહીતી મેળવી છે, થોડું લખ્યુ છે, ધારાસભામાં પણ ચર્ચા કરી છે, એમ છતા એ હાલતનો અનુભવ નહિ હોવાથી તેમાં ખરો સુધારો થઈ શક્યો નથી.

સરકારી અમલદારોએ ખેડૂતોની હાલત બેશક જાણી છે, પણ અમલદારોની સ્થિતિ ખરેખરી દયાજનક છે. એમણે અમલદારની દૃષ્ટિએ એટલે મહેસૂલ ઉઘરાવનારની દૃષ્ટિએ ખેડૂતોને જોયા છે. વધારેમાં વધારે વીઘોટી નાંખી શકે, ઉઘરાવી શકે એ અમલદાર ચઢે, તેને ખિતાબ મળે અને તે હોશિયાર ગણાય. જે દૃષ્ટિએ જે ચીજને આપણે તપાસીયે તે જ દૃષ્ટિએ તેને આપણે જોઈ શકીયે છીયે. એટલે જ્યાં સુધી કોઇએ ખેડૂતની નજરે ખેડૂતની હાલત તપાસી નથી ત્યાં સુધી તે હાલતનો આબેહુબ ચિતાર આપણને મળવાનો નથી.

તોપણ કેટલેક દરજ્જે આપણે એ હાલત જાણી શકીયે છીયે. હિંદુસ્તાન કંગાલ છે. હિંદુસ્તાનમા લાખો માણસોને એક જ ટંક ખાવાનું મળે છે. એ બધાનો અર્થ એટલો જ કે હિંદુસ્તાનના ખેડૂતો કંગાલ છે અને તેઓમાંના ઘણાને એક જ ટંક ખાવાનું મળે છે. એ ખેડૂતો કોણ? હજારો વીઘાંના માલીક એ પણ ખેડૂત; જેની પાસે એક વીઘું જમીન છે એ પણ ખેડૂત; અને જેની પાસે એક વીઘું જમીન નથી પણ જે બીજાને તાબે રહી ખેતી કરી ભાગમાં કાંઇક દાણા મેળવે છે એ પણ ખેડૂત; અને છેવટે મેં ચમ્પારણમાં એવા પણ હજારો ખેડૂતોને જોયા છે કે જેઓ સાહેબ લોકની તેમજ આપણા લોકોની કેવળ ગુલામગીરી જ કરે છે અને જેમાંથી જન્મભર છૂટી શકતા નથી. આ જુદા જુદા પ્રકારના ખેડૂતોની ખરેખરી સંખ્યા આપણને કદી મળવાની નથી. વસ્તીપત્રક બનાવવાની પણ રીત હોય છે. ખેડૂતોની સ્થિતિ તપાસવાને અર્થે વસ્તીપત્રક બનાવવામાં આવે તો એ આપણને આશ્ચર્ય પમાડે અને શરમાવે તેવી ખબરો આપે. ખેડૂતોની દશા સુધરવાને બદલે દિવસે દિવસે બગડતી જાય છે એવો મારો અનુભવ છે. જે ખેડા જીલ્લો આબાદ ગણાય છે ત્યાં પણ જેઓ સારાં ઘર બાંધી શક્યા છે તેઓ તેમા સમારકામ કરવાને શક્તિમાન રહ્યા નથી. તેઓના ચહેરા ઉપર આપણે આશા રાખી શકીયે એવું તેજ નથી. તેઓનાં શરીર જોઇયે તેવાં મજબૂત નથી. તેમનાં છોકરાં રંઝીપંઝી જોવામાં આવે છે. ગામડાંઓમાં મરકીએ પ્રવેશ કર્યો છે. બીજા ચેપી રોગોથી પણ લોકો પીડાય છે. મોટા પાટીદારો કરજના બોજા નીચે કચરાયેલા છે. મદ્રાસનાં ગામડાંઓમાં જતાં તો કમકમાટ જ આવે. જોકે જેવો ગાઢો અનુભવ મને ખેડા અને ચમ્પારણનો છે તેવો મદ્રાસનો નથી, તોપણ ત્યાંનાં જે ગામડાં મેં જોયાં છે તેની સ્થિતિ ઉપરથી મદ્રાસના ખેડૂતોની કંગાલિયતનો મને સારો ખ્યાલ આવી શકે છે.

હિંદુસ્તાનને સારૂ આ મોટામાં મોટો સવાલ છે. એ સવાલનો ફડચો કેમ થઇ શકે? ખેડૂતોની હાલત કેમ સુધરી શકે? એનો વિચાર આપણે ક્ષણે ક્ષણે કરવો આવશ્યક છે. હિંદુસ્તાન તેનાં શહેરોમાં નથી. હિંદુસ્તાન ગામડાંઓમાં વસે છે. મુંબઈ, કલકત્તા, મદ્રાસ આદિ નાનાં મોટાં શહેરોની વસ્તીનો સરવાળો કરવા જઇશું તો એક કરોડથી ઓછો આવશે. હિંદુસ્તાનનાં સારાં શહેરો ગણવાને બેસીશું તો તે સોની અંદર હશે. પણ સોથી માંડીને હજાર માણસની વસ્તીવાળાં ગામડાંનો પાર નથી. એટલે આપણે શહેરોને આબાદ કરી શકીયે, શહેરોને સુધારી રાખીએ તોપણ એ પ્રયત્નની અસર આપણાં ગામડાંઓની ઉપર ઘણી ઓછી થવાની

છે. ખાબોચીયાને સુધારતાં છતાં જેમ પાસેની નદીની ઉપર જો તેમા મેલ રહ્યો હોય તો કશીયે અસર નથી થતી, તેમ શહેરોનું છે. પણ જેમ નદી સુધરવાથી ખાબોચીયાં પોતાની મેળે સુધરી જાય છે તેમ જો આપણે ગામડીયાના જીવનમાં સુધારો, વિકાસ કરી શકીયે તો બીજું બધું એની મેળે સુધરી શકે છે.

'નવજીવન'નું દૃષ્ટિબિન્દુ નિરંતર ખેડૂતોની સ્થિતિ જ રહેશે. એ સ્થિતિ કેમ સુધારી શકાય; એ સુધારવામાં નાના મોટા બધા કેમ ભાગ લઇ શકે, અને જો આપણામાં થોડું જ લશ્કર એવું પેદા થાય કે જે સત્યને જ વળગી પોતાનુ કર્તવ્ય કર્યાં કરે તો થોડા સમયમાં આપણે કેમ આગળ વધી શકીયે એ હવે પછી વિચારશું.

# લેખકોને વિનંતિ.

ઘણા લેખકો અમને પોતાના લેખો મોકલ્યા કરે છે. એમના ઉત્સાહ અને એમના 'નવજીવન' પ્રત્યેના પ્રેમને સારૂ અમે એમને ધન્યવાદ આપીયે છીયે. જે લેખો વાચવા અમારી મતિ પ્રમાણે પ્રજા ઉત્સુક છે તેવા લેખોને અમે જરૂર સ્થાન આપશું. બધા લેખકોને અમે નોખો પત્ર નથી લખી શકતા તેથી કેટલીક સૂચના અહીં જ આપીયે છીયે.

હાલ તુરતમાં અમે નિબંધોને સારૂ ઘણી જગ્યા રોકવા નથી ઇચ્છતા. ખ્યાતિ પામેલા વિદ્વાનોની પ્રસાદી જ્યારે જ્યારે મેળવી શકીયે ત્યારે ત્યારે અમે આપતા રહેશું. પ્રજાની ભુખ્ય જરૂર સારા વિચારોની નથી પણ સારાં કાર્યોની છે. સારામાં સારા વિચારો જ જો પ્રજાની પાસે મુકવા હોય તો પ્રાચીન ગ્રંથોના સુંદર અનુવાદથી 'નવજીવન' ભરી શકાય. પ્રજા એથી થાકેલી માલુમ પડે છે. એટલે જે જે વિચારોનો અમલ થયો હોય તેનાં દ્દષ્ટાંતો પ્રજાની પાસે મુકી એ વિચારોની ઉપર વિશ્વાસ બેસાડવાનો અમે પ્રયત્ન કરી રહ્યા છીયે. તેથી અમે જેમાં પ્રજાને ઉપયોગી હોય તેવા અનુભવ પ્રજા પાસે મુકવા ઇચ્છીયે છીયે. એટલે પ્રજામા જેઓ કંઇ પણ કાર્ય શુદ્ધભાવે કરી રહ્યા હશે તેમનાં કાર્યોનાં વર્ણનને 'નવજીવન'માં સ્થાન મળશે.

લેખકોએ તંત્રી અને ગરીબ બિચારા બીબાં ગોઠવનાર ઉપર દયાભાવ રાખવો જોઇએ. તેથી લેખકોએ કાગળની એક જ બાજુએ લખવું આવશ્યક છે. લેખકો જે લેખ મોકલે તે અમે ફરી પાછા નથી લખી શકતા, એટલે પોતાથી બની શકે એવા સારામાં સારા અક્ષરો લખવા એ પણ બહુ જરૂરનું છે. કેટલાક એમ માને છે કે ગુજરાતી ભાષામાં તો ગમે તેવા અક્ષર લખીયે તોપણ ચાલે. એ માતૃભક્તિની

ન્યુનતા સૂચવે છે. પોતાની ભાષાના અક્ષરો ચોખ્ખા અને સુંદર લખવામા આપણે અભિમાન માનવું જોઇયે. ગમે તેવા અક્ષર લખતાં શરમાવું જોઇયે. પણ જ્યારે છાપવાને સારૂ લખીયે ત્યારે એવડી કાળજી રાખવી એ પોતાનો ધર્મ છે એમ હરેક લેખકે માનવું જોઇયે.

આ પ્રસંગે અમને એક કસાયેલા લેખકનું કાવ્ય યાદ આવે છે. તેનો સાર આવો છેઃ—વિચાર્યા વિના કંઇ પણ ન લખશો; લખીને ધ્યાનપૂર્વક વાચી તે જ વસ્તુ ફરી લખજો; અને ફરી લખતાં તેને અરધી કરજો; વળી વાંચી જજો, વળી વિચારજો અને અરધીની પણ અરધી કરજો; એમ જે ચતુર્થાંશ રહે તે ફરી વાચજો અને તમને જરાયે શંકા રહે તો વળી કંઇક કાઢી નાખજો; તોયે તમે જોશો કે તત્રી એવો ઘાતકી હશે કે તેમાથીયે કંઇક કમી કરશે ! આ શીખામણ નવીન લેખકોને સારૂ છે, પણ કસાયેલા લેખકો તેમાથી ઘણું શીખી શકયા છે. દરેક લેખકને ઉપલી અનુભવી સલાહના અખતરા અજમાવી પરિણામ જોવા અમે વીનવીયે છીયે. સ્વ. ગોખલેજી એક નાનકડો કાગળ લખવો હોય તોપણ તેને વિષે પાચ દશ મિનિટ વિચાર કરી લે, ભાષા મનમા ગોઠવી લે, પછી તે કાગળ લખી કાઢે; તેને રદ કરી બીજો લખે, મિત્રોને બતાવે, તેઓની ટીકા વિનયપૂર્વક સાભળે અને પછી જ પોતાનો કાગળ પૂરો લખાયો સમજે. પરિણામ એ આવ્યું કે એમના જેવો કાબુ પરદેશી ભાષા ઉપર થોડા જ મેળવી શકયા છે. તેમની ભાષામા શૌર્ય, સત્ય ઇ. ભર્યા હતા, છતા તેમા કયાયે ડખ જોવામા નહિ આવે. જેમ હોશિયાર કડીયો ભીત ચણે છે તેમાથી એક પણ ઇંટ ભૂલભરેલી રીતે ચણાયેલી નજરે નથી પડતી, તેમ આ ભાષાના કડીયાની અક્ષરભીતને વિષે તેના લખાણોના વાચનારાનો અનુભવ છે. પોતાની માતૃભાષા વિષે તો આપણને એથી પણ વધારે પ્રેમ હોવો જોઇયે.

અમારા ઉત્સાહી અને પ્રેમી લેખકો ઉપરની સૂચનાઓ ધ્યાનમાં રાખશે તો તેઓના લખાણ કબૂલ થવાનો વધારે સંભવ છે, એટલુ જ નહિ પણ એવી રીતે વિચારરૂપી હથોડાથી ઘડાયેલા લખાણ પ્રજાને ઉપયોગી થઇ પડશે.

---

# શુદ્ધ પ્રેમની નિશાની

વ્હાલાં ભાઈઓ અને બ્હેનો,

મારી ઉપર મારા જન્મદિવસને સારૂ અનેક તારો, કાગળ અને પત્તા આવ્યાં છે. તમે એ દિવસને વધાવ્યો છે. મારી ઉપરના પ્રેમનો બદલો હું કઇ રીતે આપું ? કયા શબ્દમાં

ગૃહસ્થોનો સામાન કઢાવી નાંખ્યો અને ગાડીવાળાને તેણે રોકાયલી છે, એમ કહ્યું તેથી બે ત્રણ સોટીનો માર માર્યો; વળી તે લખે છે કે 'આસપાસના લોકોમાં એટલી હિંમત ન હતી કે તે બિચારા ગાડીવાનને કે ભાડીયા ગૃહસ્થને ન્યાય આપી શકે.' એ ન્યાય કઈ રીતે આપી અપાવી શકે એ ભારે પ્રશ્ન છે. બીજા દેશમાં આવી ઉદ્ધત વર્તણુકથી, તમાશગીરો વચમાં પડી, એવા માણસને ઉદ્ધતાઈ કરતા જરૂર રોકે. આપણને જેની ઉપર અન્યાય થતો હોય તેનો મર્યાદાપૂર્વક બચાવ કરતાં આવડતું નથી. આપણામાં વ્યક્તિગત હિંમત એટલી બધી ઓછી થઈ ગઈ છે કે એક જ માણસ જોખમ સહન કરીને નિરાધારનો બચાવ કરવા તૈયાર થતો નથી. આવી સ્થિતિમાં આપણી પાસે ત્રણ રસ્તા સ્હેલા થઈ રહેલા છે. ગાડીવાળો જો ન્યાયી અને એંટવાળો હોય તો એ ગોરાઓને સીધો પોલીસ સ્ટેશને હાંકી જાય અને એ જ વખતે ફરીઆદ નોંધાવે; અને હિંમત ધરાવે તો એ ગોરાઓનું ઠેકાણું યાદ રાખીને તેઓને ઉતાર્યા પછી ફરીઆદ નોંધાવે જે ભાડીયા ગૃહસ્થને અન્યાય વેઠવો પડયો એ પણ ફરીઆદ દિવાની અથવા ફોજદારી અથવા તો બન્ને કરી શકે; અને ત્રીજું તમાશગીરો પણ એ ગાડીવાળાને તથા ભાડીયા ગૃહસ્થને ફરિયાદ કરવામાં મદદ કરી શકે. રા. મૂળશંકરે પોતે તમાશગીર તરીકેની પોતાની ફરજ ન બજાવી હોય અને ગાડીવાળા કે ભાડીયા ગૃહસ્થને મદદ કરવાનું ન કહ્યું હોય તો અન્યાયનો બીજો પ્રસંગ આવ્યે આટલું તો કરશે જ એમ અમે માની લઈશું. આટલી વસ્તુ અમે સામાન્ય દૃષ્ટિએ વિચાર કરતાં સૂચવી છે. જો આપણા બધાયમા અન્યાયની અસહિષ્ણુતા આવી જાય અને તેને અંગે ગૌણ પણ યોગ્ય અને શુદ્ધ કાર્ય કરતા આપણે થઇ જઇયે તોપણ આવા અન્યાયો થતા જરૂર અટકે.

## સ્વદેશી ખાંડ

રા. પોપટલાલ દામોદર પંજાબીએ સ્વદેશી ખાંડ વાપરવાની આવશ્યક્તા વિષે લેખ લખી મોકલેલો છે. હાલ અમે 'નવજીવન'ની જગ્યા એ લેખને સારૂ નથી રોકતા, તેમ છતાં સ્વદેશી ખાંડ વાપરવાની આવશ્યક્તા વિષે અમને કાંઇ સંશય નથી. અમારાથી કેટલો સાર ઉપજી શકાય એ સવાલ વિચારીને જ આ લેખને અમે સ્થાન નથી આપ્યું. પણ કાપડ બાદ કરતાં બીજી વસ્તુઓમાં પરદેશી ખાંડ આપણો બહુ પૈસો એટલે લગભગ ૧૭ કરોડ રૂપીયા બહાર ઘસડી જાય છે. અમારી મહત્વાકાંક્ષા તો એ છે કે જો આપણે પરદેશી કાપડને દેશમાં ન આવવા દેવાના મહાપ્રયાસમાં સફળ થઇયે તો તેમાં મેળવેલી સફળતા અને તે પ્રયાસથી ઉત્પન્ન થયેલો ઉત્સાહ આપણને બીજી વિદેશી વસ્તુઓ જે આપણા દેશમાં આપણે પેદા કરી શકીયે તેનો ત્યાગ જરૂર કરાવશે જ. અત્યારે તો આપણી દયામણી સ્થિતિ એવી છે કે આપણે આપણને જોઈયે તેટલું કાપડ, જોઇયે તેટલી ખાંડ વગેરે દેશમાં પેદા કરી શકતા જ નથી. એ અશક્તિ સગવડને અભાવે નથી, દ્રવ્યને અભાવે પણ નથી એવો અમારો દૃઢ અભિપ્રાય છે. એ અશક્તિનું મૂળ આપણાં જ્ઞાન, સાહસ, સ્વદેશપ્રેમ અને ઉત્સાહની ન્યૂનતામાં છે.

તા. ૨૮-૯-૧૯૧૯

## * ધર્મસંકટ પર છૂત

આવો લેખ હું 'નવજીવન'માં આવવા દઉં છું, કેમકે જે ધર્મસંકટ બહેન સંતોકને આવ્યું ને હજુ છે તે આપણને બંધાને આવે છે. એવાં સંકટની સામે થવું ને તે જીતવાં એમાં પુરુષપણું કે સ્રીપણું છે. વળી ઉપરના લેખમાં વર્ણના સંકરને ક્યાંયે સ્થાન અપાયું છે એવો અર્થ કોઈ નહિ કાઢે એવી ઉમેદ રાખું છું. હિંદુ સંસારસાગરમાં નીતિનાં, ભરતીઓટ થયાં જ કરે છે. સત્યાગ્રહાશ્રમમાં એક રહેણી અને એક ઉદ્દેશને સહુ વશ છે, ત્યાં જાતિ-ભેદ રાખવો એ હિંદુ ધર્મનું રહસ્ય ન સમજવા બરોબર છે એવી મારી અલ્પમતિ છે.

*સૌ. સંતોકબહેન ગાંધીના લેખ નીચે નોંધ

---

# તુર્કીનો સવાલ*

આ સભામાં આવવાને આમંત્રણ આપીને મને વ્યવસ્થાપકોએ આભારી કર્યો છે. જે સવાલની ચર્ચા કરવા આપણે એકઠા થયા છીએ તે સવાલ મારે સારુ નવો નથી. હિંદુસ્તાનમાં આવ્યા પછી જુદા જુદા મતના ઘણા ઈસ્લામી ભાઈઓના પ્રસંગમાં હું આવેલો છું. હું જાણું છું કે આ બહુ ભારે સવાલ છે. તેના શુદ્ધ ફેંસલા ઉપર આ દેશની શાંતિનો આધાર રહ્યો છે. તેથી આ સવાલને માત્ર મુસલમાનોની સાથે સંબંધ છે એટલું જ નહિ પણ તેની અસર હિંદુ અને બીજા વર્ગો ઉપર પણ થઈ છે. આ બ્રિટિશ સલ્તનતનો એક મહાન સવાલ છે. તેથી જ્યારે મેં જોયું કે ધારાસભામાં અપાયેલા પોતાના ભાષણમાની ૫૫ મિનિટમાંથી એક જ મિનિટ વાઈસરાય સાહેબે આ સવાલને આપી હતી ત્યારે હું દુઃખી થયો. જો તેમણે એથી ઊલટું જ કર્યું હોત અને ૫૪ મિનિટ તુર્કીના સવાલને આપી હોત તો અયોગ્ય ન ગણાત. મેં નમ્રતાપૂર્વક આ સવાલની ગંભીરતા વિષે તેઓ નામદારને ચેતવણી આપેલી છે. ઇસ્લામમાં જે ધણું પવિત્ર છે, તે આ સવાલમાં સમાયેલું છે. તમારી લાગણી હું સમજી શકું છું કેમકે જો હિંદુઓની ધાર્મિક લાગણી દુખાય તો તેઓની ઉપર કેવી અસર થાય એ હું જાણું છું. તમારી સમક્ષ આજે ખલીફાનો પ્રશ્ન એ સઘળું જ છે, તેથી મને ખાત્રી છે કે તમારી આ યોગ્ય લડતમાં હિંદુઓ તમારી સાથે છે.

થોડા જ દિવસ પહેલાં મેં મારા એક લેખમાં જણાવ્યું છે કે વાઈસરાય સાહેબે તમારો કેસ રજુ કર્યો છે અને પીસ કૉન્ફરન્સમાં તમારી વતી એલચીઓ મોકલી શક્યા છે. આ સારું કહેવાય, પણ બસ નથી. તમારે સારુ તેમને લાગણી હોવી જોઈયે. તમારો કેસ તેઓ સાહેબે પોતાનો કરી મુકવો જોઈયે. હું નમ્રતાપૂર્વક એમ સૂચવવા માગું છું કે જો વાઈસરાય સાહેબ અને મિ. મૉન્ટેગ્યુ તમારી લાગણી બરાબર જાણતા હોય તો તેઓએ બાદશાહના પ્રધાનમંડળને કહેવું જોઈયે કે તમને સંતોષ થાય તે પ્રમાણે તેઓ ફેંસલો ન

---

* મુંબઈમાં મુસલમાનોની જંગી સભા સમક્ષ આપેલું ભાષણ; ૧૮-૯-૧૯

લાવી શકે તો એ બન્ને અમલદારોનું રાજીનામું પ્રધાનમંડળે સ્વીકારવું જોઇયે. બ્રિટિશ સલ્તનતમાં મુસલમાનોની સંખ્યા ઘણી મોટી હોવાથી પ્રધાનમંડળની ફરજ છે કે તેઓએ આ કેસનો વ્યાજબી ચુકાદો મેળવવો. આપણને થોડા વખતમાં જવાબદારી રાજ્યકારભાર કંઈક અંશે મળવાનો આ સમય કહેવાય છે. એવે સમયે મુસલમાનોની લાગણીને વિષે બેદરકારી હોય તે વિરોધી વર્તન ગણાય.

પણ મારે કબૂલ કરવું જોઇયે કે પ્રધાનમંડળ પોતાની ફરજ ચૂકશે એવી ધાસ્તીના કરતાં મને વધારે ધાસ્તી તો એ છે કે તમે આ મંડપમાં બેઠેલા આગેવાનો અને આ મહાન સભા તમારી ફરજ ભૂલશો. જો તમે અને હું આપણી ફરજ ભૂલી જઈશુ તો કરોડો મુસલમાનોના શાપને લાયક આપણે બનશું. કેમકે તેઓ તો એમ ધારી રહ્યા છે કે ગમે તે પ્રકારે પણ પરિણામ તો સારૂ જે આવશે. એટલે જો પરિણામ સારૂં ન આવ્યું તો તેઓની નિરાશાનો પાર નહિ રહે. બ્રિટિશ અમલદારો ડાહ્યા અને શાણા છે. આપણે ગંભીર છીયે કે રમતમાં છીયે એ ખોળી કાઢતાં તેઓને વાર લાગતી નથી. તેથી હું ઇચ્છું છું કે તમારી છાતી ઉપર હાથ મુકી તમે આ ગંભીર વિષય વિષે ગંભીર છો કે નહિ એ સવાલ તમારા દિલને પુછો. ખાત્રીપૂર્વક માનજો કે જો તમે ગંભીર હશો તો હજી કાંઈ ગયું નથી. લૉર્ડ ઍમ્પ્થિલ અને બીજા ઉમરાવો જેઓ તમારી કુમકે આવ્યા છે તેઓના આપણે આભારી થયા છીયે. તમે ભલા અંગ્રેજ મિ. એન્ડ્રુઝનો તુર્કીના સવાલ વિષે એક જ કાગળ જોયો છે. હું તમને ખાત્રી કરી આપું છું કે તેની આ સવાલ વિષેની ભારે મહેનતમાંનું આ એક ઓછામા ઓછું કાર્ય છે. પણ જો તમે પોતે આ સવાલ વિષે ખરી લાગણી નહિ ધરાવતા હો તો આ બધા અંગ્રેજોની સેવા નકામી થઈ પડશે.

1 તમે પ્રાર્થના વડે આજનું કાર્ય આરંભ્યું છે, પ્રાર્થના કરીને સમાપ્ત કરશો. જે હમેશાં જાગ્રત છે અને જે સર્વત્ર વસનારો છે એવા સાક્ષીને આપણે છેતરી શકવાના નથી. પવિત્ર આત્માની પ્રાર્થના તે સદાય સાભળનારો છે. દુનિયાના સારા માણસો સાક્ષી પૂરે છે કે તુર્કીનો કેસ પવિત્ર છે. તમે પવિત્ર છો, તમે પ્રામાણિક છો ? એ સવાલ છે. કસોટી રહેલી છે. પવિત્ર અને પ્રામાણિક માણસ પોતે જેને ન્યાય માન્યો છે તેને સારૂ હમેશાં પોતાનો ભોગ આપવા તૈયાર રહે છે. તમે તૈયાર છો ? તમારો આરામ, તમારી મજા, તમારો વેપાર, તમારી જીંદગી સુદ્ધા ન્યાય મેળવવાની ખાતર આપવા તમે તૈયાર છો ? જો તમે હો, તો તમે સત્યાગ્રહી છો અને તમે જીતશો જ.

કેટલીક વખતે હિંદુ અને મુસલમાન મારી પાસે આવે છે અને પૂછે છે કે છૂપી ખુનામરકીનો કોઈ વેળા સત્યાગ્રહમાં સમાવેશ ન થાય ? મેં જવાબ આપ્યો છે કે છૂપી કે છની ખુનામરકી એ સત્યાગ્રહ નથી જ. એ સત્યાગ્રહથી ઉલટાં છે. કેવળ શાંતિ અને અચળ નિશ્ચયનો મેળાપ જ્યારે ન્યાયી કારણની સાથે થાય છે ત્યારે તેનું પરિણામ સદાય જીત જ હોય છે. ન્યાયને સારૂ મરવું એ મનુષ્યનો કાયદો છે; મારવું એ જનાવરનો છે.

તા. ૫-૧૦-૧૯૧૯

# આગામી ગુજરાત રાજકીય પરિષદ્

નામદાર ગોકળદાસ કહાનદાસ પારેખને સુરતમાં ભરાનારી આગામી ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખ તરીકે સ્વાગત મંડળે પસંદ કર્યા છે તેને સારુ અમે બન્નેને મુબારકબાદી આપીયે છીયે. નામદાર પારેખે ગુજરાતની જેવી તેવી સેવા નથી કરી. જ્યારે ઘણા થોડા જ ગુજરાતીઓ જાહેર સેવા કરવા તૈયાર હતા અથવા પોતાનો વિચાર સરકારને દર્શાવતાં ડરતા, તે વખતે નામદાર પારેખ સરકાર સામે પ્રજાના અને લોકમત તેમની પાસે જાહેર કરતા. આજકાલ આપણામાં એવો પવન ઘણી વેળા વાય છે કે બુઝર્ગો જો જુવાન અને ઉછરતી પ્રજાની સાથે દરેક બાબતમાં ન ઉભી શકે અને મતભેદ બતાવે તો તેઓ કાંઈ કામના ન ગણાય અને તેમની આગલી સેવા ભૂલી જવાય. અમારો ખાસ અભિપ્રાય છે કે વડીલોને માન આપવાની જે આપણી પ્રથા છે તે અમૂલ્ય છે અને તેનો ત્યાગ કરવો એ દેશને હાનિકારક છે. ભલે આપણે કોઈ બાબતમાં કોઈની સાથે મતભેદ હોય, એ મતભેદ આપણે વિનયપૂર્વક જાહેર કરી શકીયે છીયે, પણ આપણી માનની લાગણી જરા પણ ઓછી કરી શકતા નથી. તેથી અમે સ્વાગત મંડળની પસંદગીને એક અનુકરણીય દૃષ્ટાંત તરીકે વધાવી લઇયે છીયે, અને નામદાર પારેખને ગુજરાત તરફથી યોગ્ય માન મળ્યું છે અને તેમણે કરેલી સેવાની કદર કરવામાં આવી છે તેને સારુ તેઓ સાહેબને પણ અમે ધન્યવાદ આપીયે છીયે.

## પરિષદની યોજના

આ પ્રસંગે સ્વાગત મંડળને કેટલીક સૂચના કરવાની અમે છૂટ લઇશું. અમારો અનુભવ અમને એમ બતાવે છે કે આપણે પરિષદોને અંગે કેટલુંક નકામું ખર્ચ કરીયે છીયે. આ વિષયમાં અમારી પાસે પ્રોફેસર પૅટ્રિક ગેડિસે જણાવેલા કેટલાક અમૂલ્ય ઉદ્‌ગારો છે તે અમે કોઈ વેળા આપવાની ઉમેદ રાખીયે છીયે. પશ્ચિમનું અનુકરણ આપણે હમેશા ઘણી બાબતમાં વગરવિચારે કરીને દેશને બહુ નુકસાન પહોંચાડીયે છીયે. ખરૂં જોતાં આપણી પશ્ચિમની માહીતી પણ ઓછી જ છે. પશ્ચિમ એટલે ઇંગ્લંડ, અમેરિકા, ફ્રાન્સ, જર્મની—આ દેશો ઘણા આબાદ છે. તેમની આબાદીની સાથે આપણે મુદ્દલ હરિફાઈ કરી શકતા નથી. જે ખર્ચ તેઓને પાલવે તે ખર્ચ હિન્દુસ્તાન કોઈ પણ પ્રકારે કરવાને શક્તિમાન નથી. તેથી આપણે હિન્દુસ્તાનનાં હવાપાણી, હિન્દુસ્તાનની આર્થિક સ્થિતિ અને હિન્દુસ્તાનના રીતરિવાજોનો

વિચાર કરીને જ પરિષદોની યોજના કરવી ઘટે છે. એ દૃષ્ટિએ વિચારતાં મંડપો ઉપર અને અસંખ્ય ધજાપતાકામાં હજારો રૂપીયાનું ખર્ચ કરવું એ અમે તો પસંદ કરી શકતા નથી. સ્વચ્છતા અને સગવડ જાળવી શકાય ત્યાં સૌંદર્ય સ્હેજે મળી આવે છે. જો સ્વચ્છ અને ખુલ્લું મેદાન હોય અને તેમાં પુષ્કળ ઝાડો યોગ્ય સ્થળે મળી આવે તો એના જેવો બીજો મંડપ અમારી કલ્પનામાં આવી શકતો નથી. આપણે લાખો માણસોની હાજરી આપણી પરિષદોમા ઇચ્છીયે છીયે. ન ઇચ્છતા હોઇયે તો ઇચ્છવી જોઇયે. લાખો માણસને સારૂ વિલાયતમાં પણ મંડપો રચવામાં નથી આવતા. પ્રમુખ અને કેટલાક આગેવાનોને સારૂ મધ્યમાં એક માંચડો ગોઠવીને આસપાસ કુંડાળામાં જનસમાજને સારૂ ભોંય પર બેસવાની ગોઠવણ કરવામાં આવે છે. તેઓ ઓછી જગ્યામા બેસી શકે, ઘણા માણસો માંચડા ઉપરથી થતાં ભાષણો સાંભળી શકે અને આવી રચના બહુ ઓછે ખરચે કરી શકાય. જ્યાં હજારો માણસો ભેળા થાય ત્યાં તેઓને આપણે લાંબો વખત રોકી શકતા નથી. પરિષદોનું મુખ્ય કામ કમિટીમાં જ હોવું જોઇયે. તેમાં તૈયાર થયલા ઠરાવો અને વિચારો ઓછામાં ઓછા શબ્દોમાં, લોકો સમજી શકે એવી સરળ અને આડંબરરહિત ભાષામા મુકાવા જોઇયે. આટલું કરવાને સારૂ આપણે સવારના સાતથી નવ અને સાંજના પાંચથી સાત વાગ્યા સુધી મળીને પરિષદનું કામ આટોપી શકીયે છીયે અને કમિટીને સારૂ વધારે વખત બચાવી શકીયે છીયે. જો આવે સમયે પણ તડકાની ધાસ્તી લાગે તો બત્તીઓ લાવીને સાંજના છથી નવ સુધી અથવા તો તેથી પણ મોડી સાંજે મળીને ઘણી સ્હેલાઇથી પરિષદનું કામ ઉકેલી શકીયે છીયે.

## પરિષદને અંગે પ્રદર્શન

એક બીજી પણ સુચના અમે કરવાની રજા લઇયે છીયે. રા. વામનરાવ મુકાદમે પરિષદને અંગે સ્વદેશી પરિષદ પણ સૂચવેલી છે. એમાં સુધારો કરીને અમે સ્વદેશી પ્રદર્શન સૂચવીયે છીયે. આ પ્રદર્શન આપણી પાસે રહેલા વખતમા સ્હેજે ભરી શકાય એમ અમે માનીયે છીયે. અમરેલીમાં હમણા જ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું અને તે ઘણી સારી રીતે ઉકલ્યું, એટલું જ નહિ પણ તેમા હજારો સ્ત્રીપુરુષોએ રસપૂર્વક ભાગ લીધો એમ જણાવવામા આવ્યું છે. અમે ઉમેદ રાખીયે છીયે કે સ્વાગત મંડળ અને સુરતના સાહસિક શહેરીઓ બનતે પ્રયત્ને આ સૂચનાનો અમલ કરશે.

---

# જગતનો તાત

## (૨)

ગયા અંકમાં ખેડૂતોની સ્થિતિ વિષે આપણે થોડું વિચારી ગયા. એ સ્થિતિ કેમ સુધરી શકે તે આપણે વિચારવાનું રહ્યું છે.

મિ. લાયોનલ કર્ટિસ, જે લખનૌની કૉંગ્રેસ વખતે જાહેરમાં આવ્યા હતા, તેમણે એક જગ્યાએ હિન્દુસ્તાનનાં ગામડાંનો આબેહુબ ચિતાર આપ્યો છે. તેઓ સાહેબ કહે છે કે હિન્દુસ્તાનનાં ગામડાં એક ઉકરડા જેવા લાગતા ટેકરા ઉપર આવેલા હોય છે. તેનાં ઝુંપડા ખડેર જેવાં લાગે છે. લોકોમાં તાકાત હોતી નથી. મંદિરો જ્યાં ત્યાં હોય છે. ગામડાંમાં સ્વચ્છતા હોતી નથી. રસ્તામાં પુષ્કળ ધૂળ હોય છે. સાધારણ દેખાવ એવો હોય છે કે કેમ જાણે ગ્રામ્ય વ્યવસ્થાને સારૂ કોઇ જવાબદાર હોય જ નહિ.

આ વર્ણનમાં બહુ અતિશયોક્તિ નથી; અને કેટલેક દરજ્જે તેમાં ઉમેરો પણ કરી શકાય એવું છે. સુવ્યવસ્થિત ગામની રચનામાં કાંઇક નિયમ હોવો જોઇયે. ગામની શેરીઓ જેમ તેમ હોવાને બદલે કાંઇક આકારમાં હોવી જોઇયે; અને હિન્દુસ્તાન કે જ્યાં કરોડો માણસો ઉઘાડે પગે ચાલનારા છે ત્યાં રસ્તા એટલા બધા સ્વચ્છ હોવા જોઇયે કે તેની ઉપર ચાલતાં કે સૂતાં પણ કોઇ જાતનો અણગમો પેદા ન થઈ શકે. શેરીઓ પાણી અને પાણીના નીકાસને સારૂ નીકવાળી હોવી જોઇયે. મંદિરો ને મસજીદો સ્વચ્છ અને જ્યારે જુઓ ત્યારે નવાં લાગતાં હોવાં જોઇયે, અને તેમાં જતાં જનારને શાંતિનો અને પવિત્રતાનો આભાસ આવવો જોઇયે. ગામમાં અને આસપાસ ઉપયોગી ઝાડો અને ફળઝાડો હોવાં જોઇયે. તેને લગતી ધર્મશાળા, નિશાળ અને દરદીઓની માવજત થઈ શકે એવી નાનકડી હૉસ્પિતાલ હોવી જોઇયે. લોકોની નિત્યની હાજતોને સારૂ એવી વ્યવસ્થા હોવી જોઇયે કે હવાપાણી, રસ્તા વગેરે ન બગડે. દરેક ગામના લોકોમાં પોતાના અન્નવસ્ત્ર ગામમાં જ પેદા કરવાની અથવા બનાવવાની શક્તિ હોવી જોઇયે અને ચોર લૂંટારા વ્યાઘ્રાદિના ભયની સામે બચાવ કરવાની શક્તિ હોવી જોઇયે. આમાંનું ઘણુંખરૂં એક વેળા હિન્દુસ્તાનનાં ગામડામાં હતું. જે ન હતું તેની તે વખતે જરૂરીયાત ન હોય એવો સંભવ છે. હોય અથવા ન હોય, છતાં મેં ઉપર વર્ણવી છે એવી ગામની વ્યવસ્થા હોવી જોઇયે એ વિષે કોઇ શંકા નહિ કરી શકે. આવાં ગામડાં જ સ્વાશ્રયી કહેવાય; અને જો બધાં ગામડાં એવાં હોય તો હિન્દુસ્તાનને બીજી થોડી જ ઉપાધિઓ પીડી શકે.

આવી દશા આણવી એ અશક્ય તો નથી જ, પણ આપણે ધારતા હોઇશું એવું મુશ્કેલ પણ નથી. હિન્દુસ્તાનમાં સાડાસાત લાખ ગામડાં છે એમ કહેવાય છે. એટલે એક ગામડાની વસ્તી સરેરાસ ૪૦૦ થવા જાય. ઘણાં ગામડાંમાં ૧૦૦૦થી ઓછી જ વસ્તી છે. મારી દૃઢ માન્યતા છે કે આવી નાનકડી વસ્તીવાળા ગામડામાં સારી વ્યવસ્થા કરવી એ ઘણું સ્હેલું છે. તેને સારૂ મોટાં ભાષણોની કે ધારાસભાની કે કાયદાઓની જરૂર પડતી નથી. માત્ર એક જ આવશ્યકતા રહે, અને તે એક હાથના વેઢા ઉપર ગણી શકાય તેટલાં શુદ્ધભાવે કાર્ય કરનારાં સ્ત્રીપુરુષોની. તેઓ પોતાના આચરણથી અને સેવાભાવથી પ્રત્યેક ગામડામાં જોઇતા ફેરફારો કરાવી શકે છે. તેઓને રાતદહાડો એ જ કામમા રોકાવું પડે એવું પણ કાંઇ નથી. તેઓ પોતાની આજીવિકાનું કામ કરતા છતા સેવાવૃત્તિ ધરાવવાથી પોતાના ગામડામાં મહત્ત્વના ફેરફાર કરાવી શકે છે.

આવા સેવકોને ભારે કેળવણીની જરાયે આવશ્યક્તા નથી. બિલકુલ અક્ષરજ્ઞાન ન હોય તોપણ ગ્રામ્ય સુધારાનું કામ થઇ શકે છે. આમાં સરકાર કે રજવાડા વચમાં આવી શકતા નથી, અને તેઓની મદદની ઓછી જરૂર રહે છે. પ્રત્યેક ગામમા આ પ્રમાણે સ્વયંસેવકો નીકળી પડે તો જરાયે આડંબર વિના, મોટી ચળવળો વિના સમસ્ત હિન્દુસ્તાનનું કાર્ય થઇ શકે અને ઘણા થોડા પ્રયત્નથી અણધાર્યું પરિણામ લાવી શકાય. આમાં દ્રવ્યની પણ જરૂર ન હોય એમ તો વાચનાર સ્હેજે સમજી શકશે. જરૂર માત્ર સદાચારની એટલે ધર્મવૃત્તિની રહેલી છે.

ખેડૂતોની ઉન્નતિનો આ સ્હેલામા સ્હેલો રસ્તો છે એમ હું અનુભવપૂર્વક જાણું છું. આવા પ્રયાસમા કોઈ પણ ગામને બીજા ગામોની રાહ જોવાની જરૂર રહેતી નથી અને કોઇ પણ વ્યક્તિને બીજાઓની રાહ જોવાની જરૂર રહેતી નથી. જે ગામમાં જે એક પણ પુરુષ અથવા સ્ત્રીને લોકસેવા કરવાનો શુદ્ધ વિચાર થાય તે એ જ ક્ષણે શરૂ કરી શકે છે, અને તેમાં તેની આખા હિન્દુસ્તાનની પૂરેપૂરી સેવાનો સમાવેશ થાય છે. મારી ઉમેદ છે કે ગામડાઓમાં વસનાર જેઓના હાથમાં 'નવજીવન'નો આ અંક આવે તે મેં સૂચવેલો અખતરો શરૂ કરશે અને થોડા સમયમાં જ પોતાના અખતરાનું પરિણામ દેશને બતાવી શકશે. એ અખતરો કેમ શરૂ કરી શકાય એ વિષે કેટલાક અનુભવો હું હવે પછીના અંકમા વાંચનારની આગળ રજુ કરીશ. પણ જે આ વસ્તુના મહત્ત્વને સમજી ગયેલ છે તેવા સેવક એક અઠવાડીયાની પણ રાહ જોયા વિના પોતાનું કાર્ય શરૂ કરી દેશે એવી હું ઉમેદ રાખું છું.

---

# નોંધ

## મિસિસ બેસન્ટ ઘણું જીવો !

મિસિસ બેસન્ટે ગયે બુધવારે ૭૩મા વર્ષમાં પ્રવેશ કર્યો. ઈશ્વર આ મહાન બાઈને ઘણું ઘણાં વર્ષ આ પૃથ્વી ઉપર રાખો એવી પ્રાર્થના હજારો હિન્દવાસીએ બુધવારે કરી હશે. ૭૩ વર્ષની ઉમ્મરે જે ખંત અને ઉદ્યોગ મિસિસ બેસન્ટ બતાવી રહેલ છે તે ખંત અને ઉદ્યોગ આપણામાંના થોડા જ ૩૩ વર્ષની ઉમ્મરે બતાવવા શક્તિમાન હોઈશું. મિસિસ બેસન્ટની હિન્દુસ્તાનની સેવા હિન્દુસ્તાનના ઇતિહાસમાં પંકાયલી રહેશે એ નિર્વિવાદ જ છે. 'હોમરૂલ' શબ્દને હિન્દુસ્તાને ઝીલી લીધો એ પ્રતાપ કેવળ આ ભલી બાઈનો જ છે. જગોજગે હોમરૂલ લીગ સ્થપાઈ એ પણ એ બાઈની હિંમતને લીધે બન્યું છે. હિન્દુસ્તાનની રાજ્યપ્રકરણી કેળવણીમાં એમણે ઘણો મોટો ભાગ લીધો છે. હાલ ઇંગ્લંડમાં પણ હિન્દુસ્તાન માટે હોમરૂલને સારુ મિસિસ બેસન્ટ ભારે ચળવળ કરી રહેલાં છે. પોતાની પાસે રહેલાં બધાં સાધનોનો ઉપયોગ મિસિસ બેસન્ટ હોમરૂલને અર્થે કરી રહ્યાં છે. મિસિસ બેસન્ટના વિચારોથી, તેમની કાર્યપદ્ધતિથી ભલે મતભેદ હો, પણ તેમની હિન્દુસ્તાનની સેવા વિષે મતભેદ ન જ સંભવે. દુનિયામાંની સ્ત્રીઓમાં મિસિસ બેસન્ટ સારામા સારાં વક્તામાં ગણાય છે એટલું જ નહિ, પણ તેમની વક્તૃત્વશક્તિની હરિફાઈ થોડા જ પુરુષો કરી શકશે. તેમની કલમમાં પણ ઘણું બળ રહેલું છે. આ બધી ભારે શક્તિનો ઉપયોગ આ બાઈ ઘણાં વર્ષો થયાં હિન્દુસ્તાનને અર્થે કરી રહેલ છે. તેને સારુ હિન્દુસ્તાન મિસિસ બેસન્ટનું સદાય ઋણી રહેશે. એટલે 'મિસિસ બેસન્ટ ઘણું જીવો,' એ પ્રાર્થના ખરું જોતાં તો આપણા સ્વાર્થની છે.

## 'નવજીવન'ની ઉપર વાદળ

જેમ હિંદુસ્તાનનું નવજીવન ધીમે ધીમે જ વધી શકે છે અને માર્ગમાં અનેક વિટંબણાઓ પણ આવે છે, તેમ 'નવજીવન' પત્રને વિષે પણ રહ્યું છે. 'નવજીવન'ને આંતરિક અને બાહ્ય એમ બન્ને ઉપાધિઓ રહેલી છે. બાહ્ય ઉપાધિમાં સરકાર તરફનો ઉપદ્રવ છે; અને એ ઉપદ્રવને લીધે ડરી ગયેલા માણસો છાપવા વગેરે બાબતની મદદ કરતાં અચકાય છે. સરકાર તરફના ઉપદ્રવની કેટલીક હકીકત વાંચનાર જાણે છે.

સરકાર તરફથી જ્યારે પૂછપરછ થઇ અને એમ સૂચવવામાં આવ્યું કે 'નવજીવન' નવું પત્ર છે અને તેથી ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટની રૂએ થયેલા ધારા મુજબ એ પત્રને પ્રગટ કરવાની મુંબઇ સરકાર તરફથી પરવાનગી મેળવવી જોઈએ, ત્યારે રા. ઇન્દુલાલ યાજ્ઞિકે સરકારે કરેલો અર્થ ખરો જ હશે એમ માની 'નવજીવન' કાઢવામાં ભૂલ થઈ છે એમ કબૂલ કરી લીધું. આ વેળાએ હું ઘોરાજીમાં હતો. આશ્રમ પહોંચતાં અને કાયદો વાંચતાં મને જણાયું કે રા. ઇન્દુલાલની કંઇક ભૂલ થઇ છે. સત્યાગ્રહી તરીકે પોતાને જે સત્ય લાગ્યું તે તેમણે નિખાલસપણે કબૂલ કરી લીધું. એટલે એમણે કરેલું કામ, એમણે કબૂલ

તેલી ભૂલ એમને કેવળ શોભાવે છે. પણ એમણે ભૂલથી ભૂલ કબૂલ કરી એ હું જોઈ શક્યો. 'નવજીવન' નવું પત્ર કહેવાય જ નહિ. માસિક 'નવજીવન'નું આ સાપ્તાહિક છે એમ સહુ કોઈ સમજે છે અને માને છે. માસિક 'નવજીવન'માં " અને સત્ય " એ પુનરુક્તિ-સૂચક શબ્દો હોઈ કાઢી નાખવામાં આવ્યા તેથી 'નવજીવન' નવું પત્ર નહિ કહી શકાય. આથી તેમની સંમતિ લઈ મેં વિચાર્યું કે સરકાર કંઈક નિશ્ચય ઉપર આવે ત્યાં સુધી 'નવજીવન' પ્રજા આગળ મુકવાનું બંધ રાખી નહિ શકાય.

રા. ઈન્દુલાલનો કાગળ ખેંચી લીધાનો તાર સરકારને કરી ૩૬ કલાક સુધી તારનો જવાબની રાહ જોઈ ગયો. અંક પ્રજા આગળ રજુ કરવામાં આવ્યો છે. એથી કંઈ 'નવજીવન' ઉપાધિમુક્ત થતું નથી. ખરૂં જોતાં ઉપાધિને વહોરી લીધી કહેવાય. પણ રણસંગ્રામમાં ઉપાધિઓને વહોરવી પડે. પણ જો સરકારની કટાક્ષ 'નવજીવન' ઉપર થાય તો એક ગરીબ છાપનાર 'નવજીવન' છાપવાનું જોખમ કેમ લે ? એથી 'નવજીવન'ને પોતાનું છાપખાનું જોઇયે. તેટલા સારૂ રા. શંકરલાલ બૅંકર, કે જેઓએ આર્થિક જોખમ માથે લીધેલું છે, તેમણે એક છાપખાનું ખરીદ્યું છે. તેને સારૂ મૅજીસ્ટ્રેટ આગળ જાહેરપત્ર રજુ કરવું રહ્યું અને પછી 'નવજીવન' એ પ્રેસમાં છાપવાનો જાહેરપત્ર કરવું પડશે.

આવાં કારણોથી અને છાપખાનામાં ઘણી નકલો છાપવાની હોવાને લીધે સંચામાં ભાંગટૂટ થવાથી ઢીલ થઇ છે તે વાંચનાર દરગુજર કરશે અને ધીરજ રાખશે એવી મારી ઉમેદ છે.

( આ લખાઇ રહ્યા પછી સરકાર તરફથી પરવાનગી મળી ગઇ છે તેને સારૂ સરકારનો આભાર માનું છું ને વાંચનારને મુબારકબાદી આપું છું. )

## રેંટીયા

સ્વદેશી ચળવળની સફળતાનો આધાર ઘણે અંશે ૧ લોઢવાના સારા પણ તુરત ક લોઢી શકાય એવા ચરખા ઉત્પન્ન કરવા ઉપર, ૨ પીંજવાની ક્રિયા સ્હેલી કરવા ઉપર અને રેંટીયા તથા સાળમાં બની શકે તેટલા સુધારા કરવા ઉપર રહે છે.

કોઈ એમ માનતા જણાય છે કે રા. ગાંધીની ચળવળમા સંચાને અથવા પ્રાચીન યંત્રો સુધારવાને સ્થાન જ નથી. આ ભૂલભરેલી માન્યતા છે. એમનો વિચાર આ છે. યંત્ર અથવા યંત્રના સુધારા એવા જોઇયે કે જે આપણા દેશને રુચે તેવા હોય અને તેનો ઉપયોગ પોતાના ઘરમાં કરી શકે. આ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને જેટલા સુધારા થઈ શકે તેટલા સુધારા કરાવવા તરફ રા. ગાંધીનું લક્ષ રહ્યા જ કરે છે. બધા ખેડૂતો અને કારીગરો મોટાં કારખાનાંમાં કામ કરી ન જ શકે. ખેડૂતો પોતાનાં ખેતર છોડી ન ગએ. તેઓનાં ઘરમાં ખેતી ઉપરાંત કંઈક ઉદ્યોગ દાખલ થઈ શકે એવી શોધ કરવી, એવા ઉપાય યોજવા એ દરેક હિંદહિતેચ્છુની ફરજ છે.

એથી રા. રેવાશંકર જગજીવન મહેતાએ આપવા કહેલું ઈનામ અમે આ અંકમાં જાહેર કરીયે છીયે અને તેને વધાવી લઇયે છીયે. રેંટીયાનો સુધારો એ પહેલી આવશ્યકતા છે. સુધારો ન થાય તોપણ સુતર તો કંતાયાં જ કરશે. છતાં જો રેંટીયા આપે છે તેના

કરતાં બમણું કામ આપી શકે એટલો સુધારે તો ચળવળ બંધારે વેગે ચાલે અને કાંતનારની કમાણી વધે, એ તો દેખીતું જ છે. ચાલુ રેંટીયામાં સુધારો થઈ શકે છે એમાં કંઈ શંકા જ નથી. કેટલાક સ્વદેશાભિમાની કારીગરો આ દિશામાં કામ કરી જ રહ્યા છે. ગોંડળના એક બાહોશ કારીગરે પીત્તળનો નાજુક રેંટીયો બનાવ્યો છે. તેમાં મુખ્ય ઉદ્દેશ વિશેષ સુતર નીકળે એ નથી રાખવામાં આવ્યો, પણ વધારે સ્હેલાઈથી એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જઈ શકાય અને ઘણા લાંબા કાળ સુધી ટકી શકે એવો રેંટીયો બનાવવાનો ઉદ્દેશ તેમણે રાખ્યો છે. એ રેંટીયામાં હજુ આ કારીગર સુધારા કરી રહેલ છે.

રાજકોટમાં ચાર ત્રાક સાથે ચલાવી શકાય, એટલે તે જ મુદતમાં ચોગણું સુતર નીકળી શકે એવો રેંટીયો એક કારીગર બનાવી રહેલ છે. ભરૂચમાં બે ત્રાક સાથે ચાલે એવો રેંટીયો બની ચુક્યો છે. એટલે ઇનામી રેંટીયો બનાવવામાં મુશ્કેલી ન આવવી જોઇયે. કારીગર વર્ગને આ ઇનામની ખબર અમારા વાંચનાર પહોંચાડશે એવી અમારી ઉમેદ છે; એટલે કે બાબુવર્ગે કારીગર ઇત્યાદિ નિરક્ષરવર્ગથી નોખા નહિ પડી જતાં તેઓના જીવનમાં ભાગ લેવાની અને પોતે મેળવેલા જ્ઞાનનો લાભ તેમને આપવાની આવશ્યકતા છે. દેશમાં કારીગરી કે શોધકશક્તિની કશી ત્રુટી નથી, પણ ઉત્તેજનને અભાવે એ શક્તિનો દેશને ઉપયોગ મળતો નથી. અમારી ઉમેદ છે કે રા. રેવાશંકર મહેતાનું કાઢેલું ઇનામ મેળવવા ઘણા બાહોશ કારીગરો મથશે.

## સ્મશાનસુધારો

રા. છોટાલાલ તેજપાળે અમારી ઉપર બે ચાર પત્રો લખ્યા છે અને તેઓ જે ચળવળ ચલાવી રહેલા છે તે વિષેનું કેટલુક સાહિત્ય પણ મોકલેલું છે. એ બધું એવું લાંબું છે અને એટલી બધી આસપાસની બીજી હકીકતોથી છવાયેલું છે કે તે અમે આપી શકતા નથી. તેથી તેઓનો ઉદ્દેશ માત્ર અમે અહીંઆં આપવા ધારીએ છીએ, કેમકે એ ઉદ્દેશ અમને ઉપયોગી જણાયો છે.

મુડદાંની વ્યવસ્થા કરવામાં પ્રતિદિન તકલીફ વધતી જાય છે. ગરીબોની હાડમારી વિશેષ છે. મુડદા ઉચકવાના સગવડ સરખી પણ કેટલાકને હોતી નથી. મરકી ઈ૦ ઉપદ્રવો દેશમાં વખતોવખત થયાં કરે છે અને તે સમયે લોકોની સ્થિતિ બહુ દયામણી થઈ પડે છે. વળી મુડદું જ્યાં સુધી બળી રહે ત્યાં સુધી બેસી રહેવામાં વખતનો નકામો ક્ષય થાય છે. કેટલીક વેળા મુડદું પુરૂ ઢંકાયેલું પણ નથી હોતું એવી રીતે ચિતા ખડકવામાં આવે છે.

આવાં કારણોથી કેટલીક મુદત થયાં મુડદું લઈ જવાની અને બાળવાની ક્રિયામાં સુધારો કરવાનો પ્રયત્ન રા. છોટાલાલ કરી રહ્યા છે. અમને લાગે છે કે એ પ્રયત્ન ઉત્તેજનને લાયક છે. તેમની સૂચના એવી છે કે મુડદું વાહનમાં લઈ જવું અને સ્મશાન એવી શાસ્ત્રીય પદ્ધતિથી બાંધવું કે જેથી મુડદું એક ભઠ્ઠીમાં મુકવામાં આવે અને જલદ અગ્નિથી તેની તરત ખાખ થઈ શકે. આમ કરવાથી પૈસાનો અને વખતનો બચાવ થાય છે અને ધર્મની લાગણીને જરાયે ઈજા પહોંચતી નથી. એમ છતાં હાલ તુરતમાં વાહનમાં મુડદાને લઇ જવાનું અને શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે અગ્નિદાહ દેવાનું ફરજીયાત કરતાં મરજીયાત રાખવું એ વધારે

ઉચિત ગણાશે. આવી બાબતમાં લોકકેળવણીની જરૂર છે. અઘટિત રિવાજો પણ ધીમેથી જ દૂર કરી શકાય છે. લોકોએ જ્ઞાનપૂર્વક અથવા તો શ્રદ્ધાપૂર્વક પણ સ્વેચ્છાએ ગ્રહણ કરેલો ફેરફાર એ જ ખરો સુધારો ગણાય. એટલે જે જે જગ્યાએ થોડા સાહસિક ગૃહસ્થો હોય, દ્રવ્યની સગવડ હોય; અને જયાં થોડા ઘણા માણસો અગ્નિદાહ કરવાની નવી પદ્ધતિનો સ્વીકાર કરવા તૈયાર હોય, ત્યાં વાહનોની અને અગ્નિદાહની સગવડ કરી હોય તો અને વ્યવસ્થા સારી રાખવામાં આવે તો થોડા વખતમાં આ અગત્યની વસ્તુ લોકપ્રિય થઇ પડશે, અને રોગચાળાને સમયે ગરીબ લોકો તો તેને વધાવી જ લેશે.

---

તા. ૧૨–૧૦–૧૯૧૯

## ઉપવાસ અને પ્રાર્થના

ઉપવાસ અને પ્રાથના જો સાચા દિલથી અને ધાર્મિક વૃત્તિથી કરવામાં આવે તો તેમાથી મહાન પરિણામો નીપજાવી શકાય છે એમ મારી ખાતરી છે અને મારો અનુભવ છે. ઉપવાસથી જે શુદ્ધિ મેળવી શકાય છે એ શુદ્ધિ બીજી કોઇ રીતે નથી મેળવી શકાતી. પણ પ્રાર્થના બિનાનો ઉપવાસ શુષ્ક છે અને તેનું પરિણામ રોગીને નીરોગી કરવામા આવી શકે અથવા તો નીરોગીને નકામુ દુઃખ સહન કરવા જેટલું આવે. ઉપવાસ કેવળ દેખાવને ખાતર અથવા ત્રાસ ઉપજાવવાને ખાતર કરવામાં આવે એ તો કેવળ પાપકર્મ જ ગણાય. એટલે પોતાની જ ઉપર અસર કરવાને સારૂ પ્રાયશ્ચિત્તરૂપે થયેલો પ્રાર્થનાયુક્ત ઉપવાસ એ જ ધાર્મિક ઉપવાસ ગણી શકાય. પ્રાર્થના એટલે ઇશ્વરની પાસે સંસારી સુખ કે બીજી સ્વાર્થ સાધવાની વસ્તુઓ માગવી એ નથી. પ્રાર્થના એ કલેશ પામેલા આત્માનો ગંભીર નાદ છે. તેની અસર જગત ઉપર થયા વિના રહેતી નથી અને તે પ્રાર્થના ઇશ્વરના દરબારમા સંભળાયા વિના રહેતી નથી. વ્યક્તિ અથવા તો પ્રજા જ્યારે મોટા સંકટથી પીડાય છે ત્યારે તે પીડાનું શુદ્ધ જ્ઞાન એ જ પ્રાર્થના છે અને જ્યારે એવું પવિત્ર જ્ઞાન થાય છે ત્યારે ખાવા ઇત્યાદિના શારીરિક વ્યાપારો સ્હેજે મોળા પડે છે. પોતાનો એકનો એક દીકરો મૃત્યુ પામે છે ત્યારે મા પીડાય છે. તેને ખાવાનું સૂઝતું નથી. એવી જ પીડા જ્યારે પ્રજાની કોઇ પણ વ્યક્તિને દુઃખ થવાથી બીજા બધાને થાય ત્યારે પ્રજાનો જન્મ થયો ગણાય. એ પ્રજા અમરપદ પામવા લાયક બને છે. હિંદુસ્તાનમાં અનેક ભાઇઓ અને બહેનો મહાસંકટમા રહે છે એમ આપણે જાણીયે છીયે, એટલે આપણને ખરૂં જોતાં તો પ્રાર્થનામય ઉપવાસના સમયો ડગલે ડગલે આવી પડે છે.

પણ પ્રજાજીવન એટલું ઉગ્ર નથી થયું, એટલું શુદ્ધ નથી થયું. એમ છતાંયે કેટલાક પ્રસંગો બની આવે છે કે જ્યારે આપણે બહુ ક્લેશ પામીયે છીયે.

એવો એક પ્રસંગ ઇસ્લામી ભાઇઓને આવી પડયો છે. એ પ્રસંગ 'નવજીવન'નો વાચકવર્ગ જાણે છે. તુર્કીના ભાગલા પડે તો ખિલાફત ગયા જેવું થાય. જો ખિલાફત જાય તો ઇસ્લામ નિસ્તેજ બને. એ મુસલમાનથી સહન થાય જ નહિ. ભલા મિ. એન્ડ્રુઝે મારા મનને ટેકો આપતા જણાવેલું છે કે જો મુસલમાનોને ન્યાય ન મળવા જેવું લાગે તો મિ. મૉંટેગ્યુ તથા વાઇસરાય સાહેબે રાજીનામાં આપવાં જોઇયે. આ ઉપચાર આવશ્યક છે, પણ તે બહારનો છે. એના કરતા અસંખ્યગણો જોરાવર ઉપચાર મુસલમાન ભાઇઓના હાથમા છે. એવું ઠરાવ્યું છે કે તારીખ ૧૭મી ઑક્ટોબર શુક્રવારને દિવસે મુસલમાનોએ રોજો રાખવો એટલે ચોવીસ કલાકનો ઉપવાસ કરવા; એટલે સોળમીની સાંજથી માડીને સત્તરમીનો દહાડો ઇબાદતમાં એટલે પ્રાર્થનામાં ગાળવો. આ વિચાર ઘણો સુંદર છે. દુઃખને સમયે ઇશ્વરને સંભારવાથી જેટલો લાભ થાય છે, જેટલી શાંતિ મળે છે તેટલો લાભ અને તેટલી શાંતિ બીજા કશા ઉપાયોથી મળતા નથી.

આવે સમયે હિંદુઓની ફરજ સ્પષ્ટ રીતે દેખાઈ આવ છે. હિંદુઓ જો મુસલમાનને ભાઇ સમાન માનતા હોય તો તેમના દુઃખમા પૂરેપૂરો હિસ્સો લેવો જ જોઇયે. હિંદુઓ અને મુસલમાનોમાં ઐક્ય વધારવાનો આ મોટામા મોટો અને સ્હેલામાં સ્હેલો ઉપાય છે. દુઃખમાં ભાગ લેવો એ જ ભાઇચારાની ખરી નિશાની છે. તેથી હું ઉમેદ રાખું છું કે આખા હિંદુસ્તાનમા દરેક સ્ત્રીપુરુષ ૧૭મી ઑક્ટોબરનો દિવસ ઉપવાસમાં અને પ્રાર્થનામાં ગાળશે. હિંદુઓને સારુ ગીતાજી સર્વમાન્ય ગ્રન્થ છે. એ પહેલેથી છેલ્લે સુધી અર્થસહિત વાચી વંચાવી જવો; એટલે દિવસ પવિત્ર રીતે ગાળી શકાશે અને એ જ હિંદુઓની પ્રાર્થના ગણાશે.

મને લાગે છે કે આપણે નિર્ભયપણે તે દિવસે હડતાળ પાડી શકીયે છીયે. જેઓ સ્વતંત્ર છે તેમણે કામો બંધ રાખવા. નોકરો અને મજૂરોએ, તથા જેઓને ઇસ્પિતાલ વગેરેમાં કામ કરવાનું છે તે બધાએ કામ બંધ કરવાની જરૂર નથી. અને તે દિવસે સૌ પોતાનું ઘર ઝાલીને બેસે, સરઘસો બિલકુલ ન કાઢે તો કશા ભયનું કારણ નથી. ઉપવાસ અને પ્રાર્થનામા બળાત્કાર હોય જ નહિ. તેવું જ કામ બંધ કરવા વિષે થવું જોઇયે. હડતાળની અસર તે કેવળ મરજીયાત હોય તો જ પડી શકે. હિંદુ અથવા તો મુસલમાનની લાગણીનું માપ મરજીયાત હડતાળથી જ મળી શકે. હડતાળ મરજીયાત રહી શકે તે કારણસર નિમાયેલા સ્વયંસેવકો બહાર હરીફરી શકે

છે, અને દુકાન ઉઘાડી રાખનારા અને કામધંધે વળગનારા કોઇને પણ કોઇ માણસ ઇજા ન પહોંચાડે, દબાણ ન કરે એ તપાસ રાખવી એ સ્વયંસેવકોની ફરજ ગણાવી જોઇએ.

સરકાર જો શાણપણ વાપરે તો પ્રજાને આ કાર્યમાં ઉત્તેજન આપશે. વાઇસરાય સાહેબનો ધર્મ છે કે પોતાની લાગણી મુસલમાન ભાઇઓને બતાવવાને તેમણે તમામ અમલદારને સૂચવી દેવું જોઇયે કે તેઓ હડતાળ પાળવામાં કોઇને હરકત ન કરે. વાઇસરાય સાહેબ આગળ વધે તો તે દિવસે કામ પણ બંધ રાખી શકે અને પ્રજાને ભારે શાંતિ આપી શકે. પણ સરકાર તેમ કરો યા ન કરો, પ્રજાની ફરજ તો ચોખ્ખી છે. હિંદુ મુસલમાન બન્નેએ મળીને સત્તરમી ઑકટોબરનો દિવસ ઉપર પ્રમાણે પાળવો.

---

# વિધવાનો બળાપો

સુરતથી અગીયાર બહેનોએ પોતાનો બળાપો કાઢનારા બે કાગળ લખ્યા છે. "અમે વૈષ્ણવ, વણિક વિધવા, બાળરાંડ" એવી રીતે આ બહેનોએ પોતાનો કાગળ શરૂ કર્યો છે. પોતાના નામ આપ્યાં છે પણ માબાપનું નામ અને ઠેકાણું છુપાવ્યાં છે. હું દિલગીર છુ કે આ બહેનોએ પોતાની પૂરી ઓળખ નથી આપી. વર્તમાનપત્રોનો કાયદો તો એવો છે કે નનામા કાગળ ઉપર તંત્રી ધ્યાન ન જ આપે, અને એ કાયદો જરૂરનો છે. તંત્રીની ફરજ એ છે કે લખનાર પોતાનું નામ જાહેરમાં મુકવા ન ઇચ્છે તો તે ઇચ્છાને પૂરેપૂરૂ માન આપવું. પણ તેની જાણને સારૂ લખનારે પૂરી ઓળખ આપવી જ જોઇયે. એમ ન થાય તો બળવાન ઇચ્છા છતાંયે તંત્રી પોતાના છાપા દ્વારા જેટલી સહાય કરી શકાય તેટલી કરી શકતો નથી. આ બહેનોના જ દાખલામાં હું જોઇ શકું છું કે તેમનું ઠામઠેકાણું હું જાણતો હોઉં તો વધારે ખબર કાઢી શકું અને તેઓના દુઃખમાં ભાગ લેનાર પણ શોધી શકું. મજકુર કાગળોમાં આવી અને બીજી ત્રુટીઓ છતાંયે તેમાં કેટલીક સામાન્ય વસ્તુઓ એવી છે કે બધાએ તે જાણવી જોઇયે. આ અગીયાર બહેનમાંની ત્રણ થોડી કેળવણી પામેલી છે. આઠ 'અક્ષરશત્રુ' છે. તેમાંની એક આઠ દહાડે આઠ 'નવજીવન' વાંચવા પામે છે. ન્યાતીલા 'હડહડ' કરે, 'ભ્રષ્ઠણી' કહે, ગમે તેવાના આશ્રયે રહેવું પડે, કેળવણીનું મીંડું, ઘીખાંડ પણ થોડાં જ ખાવા મળે. સુરતમાં વણિકની ન્યાત એંતાળીસ છે, તેમાં બાળવિધવા કંઇ નહિ તો સાતમેં હશે. ધર્મ શું ચીજ છે તે કોઇ જાણતું નથી. "અમે વિધવા

ધર્મ સમજ્યે છીયે, પણ એ ધર્મ સાચવી શકીયે એવાં સાધન અમને મળતાં નથી. અમને કોઇ આશ્રમમાં રાખી સારૂં શિક્ષણ આપવામાં આવે, અમને સેવાધર્મ શીખવવામાં આવે તો અમે વિધવાધર્મ સાચવવા તૈયાર છીયે. જો તેમ ન થાય તો અમારી સામે એટલી બધી લાલચો હોય છે કે અમને પતિસંગની જરૂર છે. ... ...જ્યારે જ્ઞાનમાર્ગ મદ પડ્યો ત્યારે વલ્લભે ભક્તિમાર્ગનો પ્રચાર કર્યો. કાળે કરીને રૂઢિઓમાં ફેરફાર થયા. તે જ પ્રમાણે વિધવાને વિષે થવાની જરૂર છે. ”

આ સિવાય બીજું આ કાગળોમા ઘણું લખ્યું છે. વિધવાઓ કેમ ભ્રષ્ટ થાય છે એ પણ લખ્યું છે. બન્ને કાગળોનો હું આપી શકું એવો સારાંશ મુખ્ય ભાગે મારા શબ્દોમા આપવા મેં પ્રયત્ન કર્યો છે. વિધવાનો પ્રશ્ન હિન્દુ સસાર પાસે નાનો સૂનો નથી. ભાગ્યે એવું હિંદુ કુટુમ્બ હશે કે જેની ઉપર વિધવાની જવાબદારી નહિ હોય. સુધારકોએ એ પ્રશ્નનો એકદેશીય માર્ગ સરવી દીધો છે. પુનર્લગ્ન એ જ વિધવાના દુઃખનો ઉપાય છે એમ કહી દીધું છે. મને તો એ વિચાર ભયંકર લાગે છે. વૈધવ્યમા હું તો ઘણું રહસ્ય જોઉં છું. વૈધવ્યનો ઉપયોગ પણ એટલો જ જોઉં છું. પુરુષો પણ ઘરભગ થઇ પુનર્લગ્નનો વિચાર ન કરે એ વધારે સરસ ન હોત? પણ એવી હીલચાલ જરાયે થતી હોય એવું જોવામા નથી આવતું. પરંતુ એવા વિચારથી અથવા તો એ વિચારના અમલથીયે બાળવિધવાનો બળાપો કેમ બંધ કરી શકાય ? હજારો પુરુષો ઘરભંગ થયા પછી સ્વેચ્છાએ પુનર્લગ્ન ન કરે તેથી જેને બળાત્કારે વૈધવ્ય ભોગવવું પડે તેવી બાળાને સારૂ શો રસ્તો ? હઠપૂર્વક વિધવાને પુનર્લગ્ન કરતી અટકાવવી એમા ધર્મ હશે ? વૈધવ્ય શોભાવી શકાય એવી સ્થિતિમાં વિધવાઓને મુકયા વિના વિધવાઓની પાસેથી પવિત્રતાની આશા રાખી શકાય?

આ બધા ગુંચવાડા ઝટ ઉકેલી શકાય એવા નથી. દરેક પક્ષમાં ઓછુંવત્તું સત્ય રહેલું છે. વાદવિવાદમાં ઉતર્યા વિના હું નીચેના નિર્ણયો હિંદુ સંસાર સમક્ષ મુકવા ઇચ્છું છું:

૧. વૈધવ્યનો ભંગ કરવાનો પ્રયત્ન ધર્મને હાનિકર્તા છે.

૨. વિવાહ ધાર્મિક ક્રિયા છે. પ્રેમ એક જ વખત પરણી શકે છે.

૩. વિધવા પૂજ્ય છે. તેનો તિરસ્કાર એ પાપ છે. પવિત્ર વિધવાનાં દર્શન શુભ શુકન છે. તેને અપશુકન ગણવાં એ પાપ છે.

૪. વિવાહ જો ધાર્મિક ક્રિયા હોય અથવા ગણાય અને એ કેવળ પવિત્ર પ્રેમની નિશાની રૂપે હોય, તો કજોડાં અને બાળલગ્ન પાપરૂપ જ ગણાવાં જોઇયે. જો પચાસ વરસે નવ વર્ષની કુમારિકાને પરણવામાં બાધ ન ગણાય અને એવા

વિવાહ કરનારને ન્યાતબહાર ન મુકી શકાય, તો એની કુમારિકા વિધવા થાય અને પુનર્લગ્ન કરે તો તેને ન્યાતબહાર મુકવી અને એવી બીજી રીતે દંડવું એ પણ પાપ જ ગણાય.

ધર્મના પાલનમા બળાત્કારને અવકાશ જ નથી. એટલે સુરતમાં બાળવિધવાઓને વિષે વૈષ્ણવોને અને બીજાં હિન્દુ કુટુમ્બોને હું તો એ સલાહ આપું કે વિધવાઓનાં મન અને શરીર સારી રીતે રોકાયલા રહે, તેઓ લાલચોમાં ન ફસાય એવી યોજના ઘડો અને તેને અમલમા મુકો. તેમ કરતા છતાં પણ જે કેવળ બાળવિધવા છે તેને વિવાહ કરવાને ન લલચાવવી એ જેટલું જરૂરનું છે તેટલું જ જો તેને વિવાહ કરવો હોય તો તેના માર્ગમા કાંઈ પણ વિઘ્ન ન મુકવું એ જરૂરનું છે. વૈધવ્ય પાળવું એ પુણ્યકર્મ છે, પણ વિધવાવિવાહ સર્વથા પાપકર્મ તો નથી જ. જ્ઞાતિઓ જો વર્ણાશ્રમધર્મને શોભાવવા માગતી હોય, તેનો લોપ થવા દેવા ન ઇચ્છતી હોય તો તેમા આવી ગયેલી અનેક પ્રકારની કુવ્યવસ્થાઓને દૂર કરવી પડશે અને તેમા ઉત્પન્ન થતા દરેક પ્રશ્નનો ધાર્મિક દૃષ્ટિથી ફડચો કરવો જોઇશે. એટલે હું વિધવાને કહું કે તમે તમારા વૈધવ્યને પવિત્ર ગણી શોભાવજો. તેવા દાખલા હિંદુ સંસારમાં અનેક પડયા છે. જ્ઞાતિઓને કહુ કે જો બાળવિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છે તો તેમને તરછોડશો નહિ, તેમને જ્ઞાતિબહાર ન મુકશો.

---

# નોંધ

## જામીનગાંથી મુક્તિ

વાંચનારને યાદ હશે કે 'નવજીવન' જ્યારે સાપ્તાહિક કરવામા આવ્યુ ત્યારે પાંચસોની સીક્યુરીટી ઠરાવવામા આવી હતી. ત્યારબાદ જે વાદળ આવ્યુ અને વીખરાઇ ગયુ તે વિષે પણ અમે ખબર આપી ચુકયા છીયે વ્યવસ્થાપકોએ અનુભવ્યુ કે 'નવજીવન' જેવું છાપું જેને છાપવામા ઘણાં જોખમો વહોરવા જોઇયે, જે પ્રજાને જથાબંધ નિયમિત રીતે પહોચાડવું જોઇયે તે છાપું પોતાના જ છાપખાનામાં નિર્વિઘ્ને છાપી શકાય. એટલે કે બાહ્ય ઉપાધિ તો જ ઓછામા ઓછી કરી શકાય. એથી રા શંકરલાલ ઘેલાભાઇ બૅંકરે, જેઓ આર્થિક સહાયને સારૂ જવાબદાર છે તેઓએ મનહર પ્રેસ ખરીદ્યું છે અને તે હવે પછી 'નવજીવન મુદ્રણાલય' તરીકે ઓળખાશે વળી 'યંગ ઇન્ડિયા' જેને સારૂ 'નવજીવન'ના તંત્રી જવાબદારી ભોગવે છે તે મુંબઇમાં બહાર પડે અને 'નવજીવન' અમદાવાદમાં બહાર પડે એ પણ કઠિન દશા લાગી. તેથી 'યંગ ઇન્ડિયા' પણ અમદાવાદમાં જ બહાર પડવાનો નિશ્ચય થયો આથી 'યંગ ઇન્ડિયા' વિષે, 'નવજીવન' વિષે અને નવજીવન છાપખાના વિષે એકરારો કરવાનો સમય આવ્યો અમદાવાદના મૅજીસ્ટ્રેટ સાહેબ પાસે એ એકરારો થયા. તેઓ સાહેબે

તા. ૧૨-૧૦-૧૯૧૯

એ બન્ને છાપાં માટે સીક્યુરીટી નહિ લેવાનો ઠરાવ કર્યો અને તે જ પ્રમાણે નવજીવન મુદ્રણાલયને વિષે ઠરાવ્યું. આવા ઠરાવને સારુ અમે મહેરબાન ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને મુબારકબાદી આપીયેં છીયે. જ્યાં સુધી હિંદનાં વર્તમાનપત્રોની ઉપર પ્રેસ ઍક્ટની અન્યાયી કલમો રૂપી તરવારો ઝઝૂમી રહી છે ત્યાં સુધી સીક્યુરીટીમાંથી 'નવજીવન' અથવા 'યંગ ઇન્ડિયા' ઉગરી ગયાં છે તેને સારુ અમે ખુશાલી માની કે પ્રગટ કરી શકતા નથી. સીક્યુરીટી અમારી કલમ ઉપર કોઇ પણ પ્રકારનો અંકુશ નથી મુકી શકતી. સીક્યુરીટી ન હોવાને લીધે અમારી નિરકુંશતા રતીભાર વધતી નથી, અમારી જવાબદારી સ્હેજ વધે છે. રખેને જાણ્યે અજાણ્યે પણ અમારાથી એવા વિચાર દર્શાવી જવાય કે જેથી અમે ફરી સીક્યુરીટીને પાત્ર ગણાઇયે. પણ જવાબદારી વધો કે ઘટો, પ્રજાની પાસે વિવેક અને મર્યાદાપૂર્વક પણ નીડરપણે અમારા અભિપ્રાયો અને વિચારો મુકવા અમે ખૂબ પ્રયત્ન કરતા રહીશું.

## "અમારી મુસીબત તમને ખબર ન પડે"

બિહારના જાણીતા પત્રકાર અને વડી ધારાસભાના સભાસદ માનનીય સચ્ચિદાનંદ સિંહ વડી ધારાસભામાં મુક્તિના કાયદાને વિષે બોલતા હતા તેવામાં તેમણે કંઈ ભૂલ કરી. સર જ્યૉર્જ લૉઉન્ડ્સે તેમને સુધારવા પ્રયત્ન કર્યો. વાઇસરાય સાહેબે એ તો શરતચૂક થઈ ગઇ છે એમ કહ્યું. પણ માનનીય સિંહ બોલ્યા, "પારકી ભાષામાં બોલતાં અમને કેટલી મુસીબત પડે છે એનો ખ્યાલ આપના અંદાજમાં ન જ આવી શકે. અમે વારંવાર ભૂલ કરીયે છીયે." આ ઉદ્ગાર મા. સિંહને શોભાવનારા છે. પરભાષામાં બોલવાનું હોઇને બહુ બાહોશ સભાસદોને પણ ભારે વિટંબણા પડે છે અને હાજરજવાબીમાં આપણે વખતોવખત હારી જઈયે છીયે. આપણો કેસ નબળો હોય છે અથવા આપણી આવડત ઓછી હોય છે તેથી નહિ પણ આપણે પરભાષામાં બોલવાનું હોય છે તેથી આપણે ઘણીવાર હાત્ થઇયે છીયે. ઇંગ્લંડ જનાર ભારે અંગ્રેજી બોલનાર હિંદીઓ, સામાન્ય કેળવણી પામેલા અંગ્રેજ કુટુમ્બોમાં બોલતાં અચકાયાં કરે છે અને ઘણી વેળા મશ્કરીને પાત્ર થાય છે એવો અનુભવ ઇંગ્લંડથી આવેલા દરેક હિંદીને હોય છે. પ્રોફેસર જદુનાથ સરકારે બતાવ્યુ છે કે અંગ્રેજી ભાષામાં વિચાર કરવાનો હોવાથી અને બોલવાનું હોવાથી શિક્ષિતવર્ગ ઉપર ઘણો સખત બોજો પડે છે. એ બોજો એટલો સખત છે કે શિક્ષિતવર્ગ દુર્બળ થઈ ગયેલ છે, રોગથી પીડાઇ રહેલ છે; અને ન્યાયમૂર્તિ રાનડેએ કેટલાંક વર્ષ પહેલાં બતાવી આપ્યું હતું ઘણા અકાળ મૃત્યુને શરણ થાય છે અને તેઓમાં શોધકશક્તિ ભાગ્યે જ હોય છે. આવી કઠિન દશાનો ઇલાજ વહેલોમોડો પણ આપણે લેવો જ જોઇયે. જેટલો વહેલો લેવાય તેટલો વહેલો લાભ થાય. પ્રાંતિક ધારાસભાઓમાં તે તે પ્રાંતની ભાષાઓમાં કારભાર ચાલવો જોઇયે. અને વડી ધારાસભામાં રાષ્ટ્રીય ભાષા એટલે હિંદુસ્તાનીમાં કારભાર જોઇયે. આ શિરસ્તાની શરુઆત કૉંગ્રેસ અને કૉન્ફરન્સથી થવી જોઇયે. કૉંગ્રેસને જો પોતાનો સંદેશો લોકોને પહોંચાડવો હોય તો એ સંદેશો કોઈ પણ કાળે અંગ્રેજી ભાષાની મારફતે ન જ પહોંચે. તે તો હિંદુસ્તાનીની મારફતે જ પહોંચી શકે.

## બારેજડીનો દંડ

બારેજડીના લોકોએ, વધારાની પોલીસના રૂપીઆ બોતેરસો ઉઘરાવવા બાબત સરકારે કરેલા હુકમની સામે જે અરજી કરેલી છે તે અમે બીજી જગ્યાએ આપી છે. એ અરજી વકીલે નથી ઘડી એ એના ઘડતર ઉપરથી સ્પષ્ટ જણાય છે. અરજદારોએ યુક્તિસર દાખલાદલીલો નથી આપ્યાં, પણ પોતાના ઉદ્‌ગારો પોતાને આવડે તેવી ભાષામાં તેઓએ આપી દીધા છે. અમે બારેજડીના લોકોને તેમના કાર્યને સારુ ધન્યવાદ આપીયે છીયે અમે એ અરજીને કિંમતી સમજીયે છીયે; અને તે જ પ્રમાણે પ્રજાની ઉપર જે દુઃખ પડે તેનો નાદ સરકારને તેમજ પ્રજાને દુઃખી સ્ત્રીપુરુષો સંભળાવી શકે છે. એવા કાર્યમાં વકીલોની કે મોટા અરજી ઘડનારાઓની જરૂર નથી. જેના પગમાં કાંટો ભોંકાયો હોય એ પોતાનું દુઃખ જેટલા જોરથી સંભળાવી શકે છે તેટલા જોરથી પારકો માણસ કદી નહિ સંભળાવી શકે. આપણે જે હકીકત જેવી છે તેવી જ આપવી અને અતિશયોક્તિ ન કરવી એટલી જ સાવચેતી રાખવાની જરૂર છે. સત્યને શણગાર શો?

બારેજડીનો કેસ સીધો છે. મુદ્દા ટૂંકાને ટચ છે. 'અમે ગુન્હો નથી કર્યો. અમારી ઉપર બે દુષ્કાળો વહી ગયા. અમે ભાગ્યે જ સરકારધારો ભરી શકીયે' એવી અમારી સ્થિતિ છે. અમારે ત્યાં વધારાની પોલીસની જરૂર નથી. એથી અમારી ઉપર બોતેરસો રૂપીયાનો બોજો નહિ હોવો જોઇયે. સરકારને અમારી વર્તણૂક વિષે તજવીજ કરવી હોય તો કરો. આ સીધો ન્યાય છે. નડિયાદને વિષે વિચાર કરતાં અમે બારેજડીનું પણ લખી ચુક્યા છીયે. વિશેષ ટીકાની જરૂર નથી. અમારી ઉમેદ છે કે સરકાર અરજદારોની અરજી ઉપર પૂરું ધ્યાન આપશે અને ધારાસભાના ગુજરાત વિભાગના અને બીજા સભાસદો જેઓ અમલદારવર્ગના નથી તેઓ આ કામ ઉપાડી લેશે અને નિર્દોષ ખાતેદારોને સારુ દાદ મેળવશે.

## રોલેટ કાયદાની અરજી

જે અરજી ઑલ ઇન્ડિયા હોમરૂલ લીગ તરફથી બહાર પડી છે તે તરફ અમે વાચકવર્ગનું ધ્યાન ખેંચીયે છીયે. એ અરજીમાં રોલેટ કાયદાની સામેના મુખ્ય મુદ્દા ટાંકવામાં આવ્યા છે. રોલેટ કાયદો પ્રજા એકમતે નાપસંદ કરે છે એ મુદ્દો સૌથી મોટો છે. એ કાયદો રદ કરવાને સારુ પ્રજાએ જે આન્દોલન કર્યું છે અને જે દુઃખ સહન કર્યું છે તે પછી એ કાયદો જો રાખવામાં આવે તો પ્રજાનું સ્વમાન ઘટે અને સરકારની આપખુદી લગભગ અસહ્ય થઈ પડે. રોલેટ અરજીમાં ઘણી સહીઓ થશે એવી અમારી ઉમેદ છે. બ્રિટિશ હિંદુસ્તાનમાં વસતા બધા હિંદી તેમાં સહી કરી શકે છે અને અમે આશા રાખીયે છીયે કે સૌ કોઈ લાયક ઉંમરનાં સ્ત્રીપુરુષ તેમાં સહી કરી મુંબઇ હોમરૂલ લીગ તરફ મોકલી આપશે.

તા. ૧૨-૧૦-૧૯૧૯

# સેવાધર્મ*

મેજર મૉરિસ સાહેબ પ્રમુખસ્થાને છે તેથી હું ખુશી થયો છું. જે બાબતમાં અંગ્રેજો અને આપણી વચ્ચે મતભેદ ન હોય એવા સમાજસેવાના ને બીજા સવાલોમાં આપણે એકઠા થઈ કામ કરી શકીએ એ મને તો હમેશાં ઇચ્છવા યોગ્ય જણાયું છે. રાજકીય બાબતોમાં હિંદી અને અંગ્રેજ વચ્ચે ઘણી વેળા મતભેદ હોય છે અને તેમાં પડનારાઓને બહુ નાજુકાઇથી અને જવાબદારીથી કામ લેવું પડે છે. જેમા મતભેદ નથી તેવા વિષયોની ચર્ચા કરતા આપણે એકત્ર રહી શકીએ તો બન્ને કોમ વચ્ચે મીઠાશ વધી શકે અને એકબીજાની ઓળખ પણ થાય.

બધા વાઇસરાય અથવા તો જનરલ ન થઇ શકે, પણ સહુ સેવક કે સિપાઈ થઇ શકે છે. સમાજની સેવા એ મોટા ધર્મ છે, અને રાજકોટના સહાયક મંડળે જ્યારે કાળજ્વર ફેલાયો હતો ત્યારે અને દુષ્કાળને સમયે જે આબાદ કામ કર્યુ છે તેને સારૂ તેઓને મુબારકબાદી ઘટે છે. જેમ ફાયર બ્રિગેડ આવશ્યક છે તેમ રોગો વગેરે ફાટી નીકળે ત્યારે સેવા કરનારાઓની જરૂર માલમ પડે છે. પણ આ બન્ને પ્રવૃત્તિ હમેશાંની હોતી નથી અને હમેશા હોય એમ આપણે ઇચ્છી શકતા નથી. એવા દાક્તરો અને વકીલો મેં જોયા છે કે જેઓ રોગ અથવા ટંટા ઓછા હોય તો નિરાશાના ઉદ્ગારો કાઢે છે અને કાંઇ ધંધો નથી એવી ફરીઆદ કરે છે. પણ ખરો વૈદ્ય એ છે કે જે રોગ ન થાય એમ લોકોને શીખવે, ખરો વકીલ એ છે કે જે લોકોમા કજીયા થતા અટકાવે. તેમ ખરી અને નિરંતર કરવાની સમાજસેવા તો એ છે કે જેવડે આપણે લોકોમાં રોગો થતા અટકાવીયે, દુષ્કાળો ન થાય એવા સાધનો યોજીયે. આ દૃષ્ટિએ ખરી સમાજસેવા કેમ થઇ શકે એની શોધ કરવી હોય તો તો આપણે શહેરો કરતાં ગામડાંઓમાં સારી રીતે કરી શકીયે. તેથી સહાયક મંડળના આત્મા રા. ન્હાનાલાલ કવિને હું વિનંતિ કરૂં છું કે તેમણે એક મુસાફરની જેમ નહિ પણ શોધક તરીકે ગામડાઓમા જઈ વસવું, અને ગામડાના ખેડૂતોની જીંદગી ગાળીને તેઓના દુઃખસુખનો અનુભવ લેવો. એમ થશે તો હું વચન આપું છું કે શુદ્ધ સમાજસેવાની ખરી કુંચીઓ તેમને મળી આવશે.

હું બાળક હતો ત્યારે એમ માનતો કે સમાજસેવાને ફરજ તરીકે કેવળ યુરોપે જ ઓળખી છે, યોજનાશક્તિનો દાવો કેવળ યૂરોપ જ કરી શકે છે. અનુભવથી હું મારી ભૂલ જોઇ શક્યો છું. યોજનાશક્તિમા અને સમાજસેવામાં હિંદુસ્તાન કોઇ પણ દેશથી પછાત નથી એમ મેં કુંભ સમયે હરિદ્વારમાં જોયું. એવું કહેવાય છે કે એ સમયે હરિદ્વારમા સત્તર લાખ યાત્રાળુઓ એકઠા થયેલા. તેઓને સારૂં ખાવાપીવાનો ને રહેવાનો પ્રબંધ કોણે કર્યો, કેમ થયો એની કોઇને ખબર નથી. એમ છતાં એ પ્રબંધ હરિદ્વારમાં થઈ ગયો હતો તે મેં જોયું; અને તેમા અમલદારવર્ગની કશી જરૂર નહોતી પડી. આપણી યોજનાશક્તિ અને સમાજસેવાના સાક્ષી રૂપે હિમાલય બિરાજે છે. જમ્નોત્રી સુધી યાત્રાળુઓ પહોંચી શકે છે અને પોતાની હાજતો પૂરી પાડી શકે છે. આ યોજના વ્યાપારદૃષ્ટિએ નથી ઘડાઇ, પણ સેવાની દૃષ્ટિએ ઘડાઇ છે. જ્ઞાતિની યોજના પણ એ જ વસ્તુ સૂચવે છે. જ્ઞાતિઓની મારફતે

*રાજકોટમાં આપેલું ભાષણ; તા. ૨૩-૯-૧૯

આપણે દર્દીઓની, ભૂખેલાની અને ગરીબની સગવડ કરી શકયા છીએ. સર વિલિયમ વિલ્સન હન્ટર મોટા ઇતિહાસવેત્તા થઈ ગયા છે. તેમણે હિંદુસ્તાનમાં નિરાશ્રિતોને સારુ કંઇ પણ કાયદાઓ ન જોયા તેમ છતાં તેઓને સારુ સુવ્યવસ્થા જોઇ તેથી તે આશ્ચર્યચકિત થયા. બેશક, આપણી યોજનામાં ત્રુટીઓ માલૂમ પડશે. જ્ઞાતિબંધનની અતિશયતા પુષ્કળ છે. એ બધું આપણે સુધારવું પડશે. સમાજસેવાને રૂપાંતર આપવું પડશે. મારો કહેવાનો આશય તો એટલો જ છે કે આપણી પાસે શક્તિ અને સાધનો પ્રાચીન સમયથી રહેલાં છે તેની નવી દૃષ્ટિએ ગોઠવણી કરવી, અને શિક્ષિતવર્ગે સેવાને પ્રાચીન ધર્મ તરીકે વધાવી લેવો એટલું જ કરવું રહ્યું છે; અને જો આપણે એવું કરવાને શક્તિમાન થઇએ તો દેશને મોટો લાભ થાય એમાં તો શંકા જ નથી. રાજકોટનું મંડળ શુદ્ધ સેવાધર્મમાં અગ્રેસર થાય એવી મારી પ્રાર્થના છે.

---

તા. ૧૯—૧૦—૧૯૧૯

## જગતનો તાત

### ( ૩ )

હું કહી ગયો છું કે ગ્રામ્ય વ્યવસ્થા સુધારવા બાબત હું મારા કેટલાક અનુભવો આપીશ. દાક્તર હરિપ્રસાદે સ્વ. બહેન નિવેદિતાએ કલકત્તાની એક પોળ કેમ સુધારી તેનો દાખલો આપી આપણને બતાવી આપ્યું છે કે એક એક પુરુષ અથવા સ્ત્રી પણ, જો ધારે તો, કેટલું કરી શકે. ગામડાંઓમાં એવું કામ કરવું એ શહેરોની પોળો સુધારવા કરતાંયે સ્હેલું છે. ચમ્પારણમાં જ્યારે સ્વાશ્રયી નિશાળો ખોલવાનો નિશ્ચય થયો ત્યારે મેં સ્વયંસેવકોની માગણી કરી હતી. ત્યાં આવેલા સ્વયંસેવકોમાં મર્હૂમ દાક્તર દેવ અને બેલગામના રા. સોમણ વકીલ હતા. આ સ્વયંસેવકોએ માત્ર ત્રણ કામ કરવાનાં હતાં. છોકરાં અને છોકરીઓ આવે તેને ભણાવવાં, આસપાસનાં ગામના રસ્તા ઘર વગેરે સાફ રાખતાં ગામડીઆઓને શીખવવું અને સુચવવું, અને દરદીઓ આવે તેને દવા આપવી. રા. સોમણને ભીતિહરવા કરીને એક ગામડું છે ત્યાં મુકવામાં આવ્યા હતા. દાક્તર દેવ નિશાળવાળાં ગામોમાં દવાની તજવીજ રાખતા. દરમિયાન એમની વસસાટ ભીતિહરવાની નિશાળમાં વધારે થઇ. ત્યાંના લોકોની ઉપર સુધારા વગેરેની અસર કરવી એ મુશ્કેલ હતું. દાક્તર દેવે કયા કયા સુધારા તેમણે કરવા જોઇએ તે બતાવ્યું હતું. પણ ગામડીઆઓ દાક્તર દેવનાં વચનને ગાંઠે જ શાના ? વાત રસ્તાઓ સાફ કરવાની અને કૂવાની આસપાસ ઢોળાવ કરી બધો કીચડ કાઢી નાંખવાની હતી. છેવટે દાક્તર દેવ

તા. ૧૯-૧૦-૧૯૧૯

અને શ. સોમણે કોદાળી હાથમાં લીધી અને કૂવાની આસપાસ ઢોળાવ કરવાનું અને રસ્તાઓ ચોખ્ખા રવાનું શરૂ કર્યું. નાનકડું ગામ તેમાં વાત વીજળીની જેમ પ્રસરી. ગામડીઆઓ દાક્તર દેવનાં વચનનો અર્થ સમજ્યા. દાક્તર દેવના કાર્યમાં જે બળ હતું તે તેમની સૂચનાઓમાં ન હતું. ગામડીઆઓ પોતે પણ સાફ કરવા નીકળી પડ્યા અને ત્યારથી ભીતિહરવાના કૂવા અને રસ્તા સુંદર દેખાવા લાગ્યા. કચરાના ઢગલાઓ અલોપ થઇ ગયા. દરમિયાન ઘાસની નિશાળ બાંધવામાં આવી હતી તે કોઇ તોફાનીઓએ બાળી મુકી. હવે શું કરવું એ ભારે સવાલ થઈ પડ્યો. ફરી પાછી ઘાસની નિશાળ બાંધવી અને બળવાનું જોખમ ખેડવું ? શ. સોમણ અને દાક્તર દેવે ઇંટની નિશાળ બાંધવાનો નિશ્ચય કર્યો. હવે તો બન્નેને ભાષણ કરવાની ફુરસદ આવડી ગઈ હતી. જોઇતા સામાનની શિક્ષા માગી. જરૂર જણાઇ ત્યાં પૈસા પણ આપ્યા અને બન્નેએ મજૂરી કરવાનું શરૂ કર્યું. પાકી નિશાળનો પાયો તેઓએ હાથે નાંખ્યો એટલે ગામડીઆઓ પણ આવી પડ્યા, કારીગરો પણ યથાશક્ત મદદ કરવા લાગ્યા, અને ભીતિહરવાની નિશાળ આજ પણ એક બે માણસ ધારે તો શું કરી શકે તેની સાક્ષી રૂપે મોજુદ છે. આ પ્રમાણેનું કાર્ય એક ગામડામાં નહિ પણ જે જે ઠેકાણે નિશાળો સ્થાપવામાં આવી તે તે ઠેકાણે ઓછાવત્તા પ્રમાણમાં થયું હતું અને શિક્ષકોના કાર્યની આકર્ષણશક્તિના પ્રમાણમાં ગામડીઆઓ કામ કરતા થઈ ગયા હતા. આ સેવા કરવામાં ભારે હોશિયારીની જરૂર ન હતી, દિલસોજી અને ખંતની જરૂર હતી. તેની સાથે હોશિયારી કારીગરી વગેરે બીજેથી મળી રહેતાં હતાં.

ખેડા જીલ્લામાં પાકની આંકણી કાઢવાની હતી. તેમા બધા ખેડૂતો મદદ ન કરે તો એ કામ થઇ શકે તેવું ન હતું. એક એક ગામડા દીઠ એક એક સ્વયંસેવકે જે ખબરો મેળવવાની હતી તે મેળવી લીધી, એટલું જ નહિ પણ ખેડૂતોનાં મન હરણ કરી લીધાં. આવા અનેક દાખલાઓ જુદી જુદી જગ્યાના હું આપી શકું છું.

હવે આપણે ગામડાંને સુવ્યવસ્થિત કરવા ઇચ્છનારે કેમ શરૂ કરવું એ જોઈ શકીએ છીએ. એ પોતે રહેતો હશે તે શહેરને જ પસંદ કરશે. તેમાં વસનારાં બધાંને ઓળખી લેશે. એમના દુઃખમાં જરાયે દેખાવ કર્યા વિના ભાગ લેશે. શેરીની સ્વચ્છતા જાળવવામાં તેઓની મદદ માગશે. પડોશી હસી , કહાડશે, અપમાન પણ કરશે, એ બધું આ સેવક સહન કરશે, અને તેમ છતાં આગળની માફક તેઓના દુઃખમાં ભાગ લેશે અને પોતે એકલો શેરી સ્વચ્છ રાખશે. પોતાની સ્ત્રી, મા, બહેન વગેરે

ધીમે ધીમે પોતાના આ કામમાં રોકાશે. પડોશીઓ મદદ કરે અથવા ન કરે તોપણ શેરી તો હમેશાં સ્વચ્છ જ રહેશે અને અનુભવે માલૂમ પડશે કે એમ કરતાં વધુ વખત નહિ દેવો પડે. આખરે પડોશીઓ પોતે કામ કરતા થઈ જશે અને એક શેરીની સુવાસ આખા ગામડામા ઉડશે.

જો આવા સેવકને વધારે હોશ હોય અને પોતે ઠીક ઠીક ભણેલ હોય તો પોતાની શેરીમાં છોકરાંઓને અને મોટાંઓને પણ જે નિરક્ષર હોય તેને અક્ષરજ્ઞાન આપશે. જો પોતાની શેરીમાં કોઈ માદા હોય અને તેઓ વૈદ્યની દવા કરવા અસમર્થ હોય તો તેને સારૂ વૈદ્ય શોધી કાઢશે. સારવાર કરનાર કોઈ નહિ હોય તો પોતે સારવાર કરશે. આટલું કરતા તેને પ્રત્યેક પડોશીની આર્થિક અને નૈતિક સ્થિતિનું સરસ જ્ઞાન મળશે. તેટલું જ્ઞાન મળવાથી તેમાં જે સુધારા કરવા ઘટે એ સુધારા કરવાની યોજના આવો સેવક રચશે. અને આવા પ્રકારના સુધારા કરતા કરતા તેને પોતાના પડોશીની અને તેમની મારફતે આખા ગામની રાજ્યપ્રકરણી સ્થિતિનો પણ ખ્યાલ આવશે, અને જો એ ખ્યાલની સાથે પોતાનામાં લોકોની પાસેથી એકરૂપે કામ લેવાની શક્તિ આવે તો લોકોની રાજ્યપ્રકરણી સ્થિતિ પણ સુધારવાને આવો માણસ સમર્થ થશે. આફ્રિકા, ચંપારણ, ખેડા વગેરે પ્રદેશોમા હું જોઈ શક્યો કે જેને આપણે અભણ માનીએ છીયે તેવા માણસો પોતાની ખંતને અને લોકલાગણીને લીધે આબાદ સેવા કરી શક્યા છે અને જનસમાજ ઉપર અસર પણ પાડી શક્યા છે. જે જે ગામડામાં મેં એક એક પણું ચેતનવાળા પુરુષને કે સ્ત્રીને જોયાં છે તે તે ગામડામા તેઓને મેં ઘણું સરસ કામ કરતા પણ જોયેલાં છે.

હવે આપણે સ્વચ્છતા વિષેના અને નૈતિક, શારીરિક અને આર્થિક આરોગ્ય વિષેના કેટલાક નિયમો તપાસીશું. મારી ઉમેદ છે કે જેઓને તે પસંદ પડે તેઓ એ નિયમો પ્રમાણે પોતપોતાના ગામડામાં કાર્ય કરતા થઇ જશે અને જો એમ થશે તો આપણે થોડા જ સમયમા કેટલાક ગામડાઓની સ્થિતિ ઉપર ભારે અસર ઉપજાવી શકીશું.

---

## ગુજરાતની ભેટ

ગુજરાતના રત્ન પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ ગુજરાત કૉલેજની' સાથેનો પોતાનો સત્તાવીસ વર્ષનો સંબંધ છોડી કાશીજી વિશ્વવિદ્યાલયમાં જોડાવાના છે એમ તેમનો મિત્રવર્ગ કેટલાક સમય થયાં જાણતો આવેલો છે. તે વાત આ અઠવાડીયે ભરાયેલા બે મેળાવડામાં જાહેર થઇ. એક મેળાવડો સાહિત્ય સભા તરફથી.

અને બીજો ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓ તરફથી થયો હતો. બીજા મેળાવડામાં કૉલેજના પ્રિન્સિપાલ સાહેબ અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા. આ બન્ને મેળાવડામા પ્રો. ધ્રુવને માનપત્રો આપવામાં આવ્યા હતાં. આ માન આપી ગુજરાતીઓએ પોતે માન લીધું છે.

પ્રો. ધ્રુવમાં વિદ્વત્તા અને ધર્મ જેટલે અંશે જોડાયાં છે તેટલે અંશે બીજા થોડા હિંદીમાં જોડાયલાં જોવામાં આવે છે. એમણે પૈસા કમાવાના ઇરાદાથી અધ્યાપકપણું નથી આદર્યું. અધ્યાપક થઇને પોતે દેશસેવા વિશેષ કરી શકશે એવી માન્યતાથી એઓ અધ્યાપક થયા એવો અમારો અભિપ્રાય છે. એક લેખક તરીકે એમણે પોતાનું પ્રામાણિકપણું ઘણી સૂક્ષ્મતાથી જાળવ્યું છે. લેખકની જવાબદારી જેવી તેવી નથી. તેમાં પણ જેને પ્રાચીન સાહિત્યમાં ડૂબકી મારી તેમાથી મોતી કાઢવાનાં છે તેની જવાબદારી તો બહુ વધારે છે. સંસ્કૃત સાહિત્ય સમુદ્ર સમાન છે. એનો તાગ કાઢવો મુશ્કેલ છે. એ સાહિત્યનું સામાન્ય જ્ઞાન પણ ઘણા ઓછાને છે. એમાં આળસને અને અપ્રામાણિકતાને બહુ અવકાશ છે. એના દૃષ્ટાંતો આપણા આધુનિક સાહિત્યમાં આપણે ડગલે ડગલે જોઇ શકીયે છીયે. ભગવદ્‌ગીતાના આપણી પાસે કેટલા બધા તરજુમા છે ! તેમાના એકેની ઉપર આંખ ઠરવી એ મુશ્કેલીનું કામ છે. મનુસ્મૃતિના જે તરજુમા ગુજરાતી પ્રજા સમક્ષ પડ્યા છે તેનો સંપૂર્ણ ભરોસો થઇ શકતો નથી. આળસથી, અજ્ઞાનથી અને કેટલીક વખતે ઇરાદાપૂર્વક થયલા દોષથી પ્રજાને સંસ્કૃત સાહિત્યના અપૂર્ણ અથવા ખોટા અનુવાદો મળે છે. આવે સમયે આનંદશંકરભાઇએ જે કંઇ આપ્યુ છે એ દીવાદાંડીરૂપ છે. એમના અર્થો વિષે અપ્રામાણિકતાનો, અજ્ઞાનનો, ઉતાવળનો કે આળસનો દોષ સંભવતો જ નથી. જે જે તેમણે લખ્યું છે એ શુદ્ધભાવે કેવળ સાચુ માનીને નિષ્પક્ષપાતપણે અને ઉદાર દિલથી લખ્યું છે. તેથી પ્રજા તેનું ગ્રહણ નિર્ભયપણે કરી શકે છે.

અને જે ચારિત્ર્ય એઓએ પોતાના જાહેર કાર્યોમા અને જાહેર જીવનમાં બતાવ્યું છે તેવું જ એમની અંગત પ્રવૃત્તિઓ વિષે તેમના સહવાસમાં આવેલાઓએ જોયલું છે. પોતાના ચારિત્ર્યબળથી પ્રાચીન જમાના ઉપર અને નવા જમાના ઉપર તેઓ પોતાની અસર રાખી શક્યા છે. પ્રાચીન વિચારોને, પ્રાચીન પદ્ધતિને અને પ્રાચીન રૂઢિઓને વિવેકપૂર્વક માન આપવા છતાંયે આધુનિક તરંગોને ને ઉત્સાહને એમણે રોક્યા નથી. પણ બન્નેમાથી અતિશયતાના દોષ કાઢી નાંખવાનો પ્રયત્ન તેમણે કરેલો છે. જેમ વિદ્યાર્થીઓના માનપત્રમાં કહેવામા આવ્યુ તેમ પ્રો. ધ્રુવનો ગુજરાતે આજ લગી પૂરો ઉપયોગ કર્યો નથી. એમની પાસે રહેલા ધનને આપણે છૂટથી વાપર્યું નથી. આપણે એમને પૂરા ઓળખ્યા નથી.

હવે એઓ સાહેબ વિશાળ ક્ષેત્રમાં પ્રવેશ કરે છે. કાશી વિશ્વવિદ્યાલય બહુ નાનકડું બાળક છે. એના પિતા હિન્દુ ધર્મના આચાર્ય જેવા લાગતા, નામ તેવા ગુણ ધરાવતા, હિન્દવિખ્યાત પંડિત મદનમોહન માલવીયાજી છે. એક જ પુરુષના દૃઢ પ્રયત્નથી લગભગ કરોડ રૂપીયા જેટલું ધન એકઠું થવા પામ્યું છે. એ એક જ પુરુષના પ્રયત્નથી વિશ્વવિદ્યાલયની હયાતી છે. પણ એમનું બાળક હજુ ચાલતાં શીખ્યું નથી. માત્ર રીખી શકે છે. તેને સારૂ રખેવાળની જરૂર છે. રખેવાળને પંડિતજી શોધી રહ્યા હતા. વિશ્વવિદ્યાલય ચલાવવામાં અનેક પ્રકારનાં વિઘ્નો હોય જ; અને જ્યાં ધર્મને તેનું સ્થાન આપવું રહ્યું છે ત્યાં ધાર્મિક પુરુષોની પૂરેપૂરી જરૂર હોવી જ જોઇયે. એવો પુરુષ પંડિતજીને ગુજરાતમાંથી મળ્યો છે તેને સારૂ ગુજરાત મગરૂર થઈ શકે છે. આનંદશંકરભાઇનું ચાતુર્ય, તેમનું ગાંભીર્ય, તેમની પ્રામાણિકતા, તેમની સરળતા, તેમની ઉદારતા, તેમની શાંત પ્રકૃતિ વગેરે ગુણોનો એ વિદ્યાલયમાં સંપૂર્ણ ઉપયોગ થઈ શકશે. ગુજરાતની આ અનુપમ ભેટને સારૂ ગુજરાતને અને વિશ્વવિદ્યાલયને અમે ધન્યવાદ આપીયે છીયે; અને અમારી ખાતરી છે કે આનંદશંકરભાઈ આ નવા અને વિશાળ ક્ષેત્રમાં હિંદુસ્તાનની સરસ સેવા કરી શકશે. ઇશ્વર તેમને દીર્ઘાયુ કરો અને તેમના કઠિન કાર્યમાં તેમને બધી યોગ્ય શક્તિઓ અર્પો એવી અમારી પ્રાર્થના છે.

---

# નોંધ

## મેલું ખરચ

રા. ગોપાળજીના કાગળ ઉપર અમે વાંચનારનું ધ્યાન ખેંચીયે છીયે. બેસતા વર્ષને સારૂ કાર્ડ મોકલવાનો જે રિવાજ પડી ગયો છે એમાં રહસ્ય તો કંઇ જ નથી ને ફોગટનું ખર્ચ છે. તે ખર્ચ કરવાને બદલે તેટલા પૈસા આપણે પંજાબ સંકટનિવારણમાં ભરીયે એ રા. ગોપાળજીનો ઉદ્દેશ છે; અને જેમ તેમણે અને તેમના મિત્રે કર્યું છે તેમ આપણે બધા કરીયે તો આપણે અનાયાસે પંજાબના દુઃખમાં ભાગ લીધો ગણાશે.

નવા વર્ષનાં કાર્ડ છપાવવાં ને મોકલવાં એ પ્રાચીન રિવાજ છે? હોય તો અમે જાણતા નથી. નવા રિવાજો દાખલ ન કરવા એવું પણ અમે નથી કહેતા; અને પ્રાચીન એટલું સારૂં એમ પણ નથી. પ્રાચીનનો ત્યાગ કરતા પહેલાં આપણે વિચારવું જોઇયે. નવાને એકદમ દાખલ ન કરવું એ ડહાપણ છે. કાર્ડ મોકલવાનો રિવાજ કેવળ યૂરોપમાંથી આવેલો છે. જો આપણે યૂરોપથી મોહિત ન થયા હોત તો કાર્ડનો રિવાજ આપણે દાખલ ન જ કરત. મિત્રો એવાં કાર્ડથી રાજી થાય નહિ. એ તો ટિબેટના પ્રાર્થના-ચક્ર જેવું થયું.

તા. ૨૬–૧૦–૧૯૧૯

ડ્રિસ્ટના કેટલાક માણસો લાખો વાર પ્રાર્થના કે જપ કરવા ઈચ્છનારા હોય છે. પણ તેટલો વખત ન બચાવી શકે તેથી ચક્કર રાખે છે ને ચક્કર જેટલા ફેરા ફરે તેટલી પ્રાર્થના થઈ ગણે છે. તેમ આપણે પરિશ્રમ લીધા વિના આપણા મિત્રોને કાર્ડથી અભિનંદન કરવા ઈચ્છીયે છીયે. અમને તો લાગે છે કે એ જંગલી રિવાજ છે. જેઓને આપણે યાદ કરવા માગીએ તેઓને આપણે ખાસ કાગળ લખીયે એ સમજી શકાય એવું છે. કાર્ડ મોકલવું એ એટલી બધી સામાન્ય ક્રિયા છે કે તેની કશી કિંમત હોઈ ન શકે. માણસ બાપને, ભાઇને, બહેનને, સ્ત્રીને, મિત્રને અને પોતાની પુત્રીને એક જ જાતનું કાર્ડ મોકલે એ ભલે સમભાવની નિશાની ગણાઓ; અમને તો એ બધાના અપમાનની નિશાની રૂપ લાગે છે. એટલે અમે કાર્ડ મોકલવાના રિવાજને સર્વથા નાપસંદ કરીયે છીયે. પણ આ સમયે તો કાર્ડને બદલે જે સૂચના આવી છે એ વધાવી લેવા જેવી છે.

---

તા. ૨૬–૧૦–૧૯૧૯

## ગયું વર્ષ

ગયા વર્ષનું સરવૈયું કાઢવું મુશ્કેલ છે. લડાઇ પૂરી થઈ, પરિણામ જૂજ આવ્યું. લડાઈ વેળાએ આશા બંધાતી હતી તે ફોગટ ગઇ. આ લડાઇ પછીની સુલેહ જે કાયમને સારૂ થવાની હતી તેને બદલે નામની જ સુલેહ થઈ. મહાભારત કરતાં મોટી લડાઈ એ તો બીજી તેથીયે મોટી લડાઈનું બીજ હોય એમ જણાયું. લડાઇ પછી અમેરિકા, ફ્રાંસ, ઈંગ્લંડમાં ભારે અશાંતિ ફેલાઈ છે. આ બધું માણસને મૂંઝવે એવું છે. આમાંથી સાર ખેંચી શકાય નહિ એવી એ હકીકતો છે.

આ તરફ હિંદુસ્તાનમાં ચોતરફ નિરાશા જેવું લાગે છે. લડાઇને અંતે હિંદુસ્તાનને ઠીક મળશે એવી આશા હતી તેને બદલે કંઈ જ નહિ. સુધારા થાય ત્યારે ખરા. તે પણ ધૂળ જેવા. કૉંગ્રેસ–લીગની યોજના, વળી ત્યારપછીની કૉંગ્રેસની યોજના, એનો તો પત્તોયે નથી. જે આવે તે ખરૂં. પંજાબમાં કેર વરત્યો. નિરપરાધી માણસો માર્યાં ગયાં. અમલદારોએ બહુ ત્રાસ વરતાવ્યો. રાજવર્ગ ને પ્રજાવર્ગની વચ્ચે અવિશ્વાસ ને અંતર વધ્યાં. આનો હિસાબ કેમ કઢાય? સરવાળે શું મુકાય? કે બાદબાકી જ કરવી રહી? જો બાદ કરવું તો શામાંથી કરવું? કે શું બાદબાકીનો જ સરવાળો કરવો રહ્યો?

આવી નિરાશાના ઘોર વાદળમાંથી કંઇ કિરણો ફૂટયાં જણાયાં કે? સત્યાગ્રહનો સૂર્ય તા. ૬ઠ્ઠી એપ્રિલે આખા હિન્દુસ્તાનમાં પ્રકાશ્યો. વાદળાં વીખેરાયાં ને કિરણો સ્પષ્ટ નજરે આવ્યાં. તેમાં પંજાબ, અમદાવાદથી ગ્રહણ થયું ને તેના છાંટા હજુયે

ઉડયાં કરે છે. તોયે સત્યાગ્રહની પીછાન ધીમે ધીમે થતી જાય છે. 'સત્તરમી ઑકટો-બરે હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ ભારે શાંતિપૂર્વક હડતાળ ઉજવાઇ. 'આસ્તિકોએ તે દહાડો ઉપવાસ અને પ્રાર્થનામાં ગાળ્યો. હિન્દુઓએ મુસલમાનોના દુઃખમાં ભાગ લઈ તેમની આશામા ઉમેરો કર્યો ને હિંદુમુસલમાન વચ્ચેની ગાંઠ મજબૂત કરી. તે છોડતાં હવે તો મુશ્કેલ પણ પડે.

જો કોઇ એવો પ્રશ્ન પૂછે કે હિન્દુસ્તાનમાં ગયા વર્ષમા મોટામા મોટું ક્યું કાર્ય બન્યું? તો અમે તો એમ જ કહીશું કે હિન્દુસ્તાને—રાજાપ્રજાએ જાણે અજાણે સત્યાગ્રહ થોડે અંશે સ્વીકાર્યો તે; ને તેની નિશાની દાખલ અમે સત્તરમી ઑક્ટોબરનો દહાડો પ્રજા સમક્ષ મુકશું.

હિંદુસ્તાનની આશા સત્યાગ્રહમાં જ રહેલી છે.

---

# નવું વર્ષ

એ સત્યાગ્રહ તે શું? ઘણીવાર તેનું વર્ણન અપાઇ ગયું છે. પણ જેમ સૂર્યનું વર્ણન સહસ્રમુખી શેષનાગ પણ પૂરૂં ન આપી શકે તેમ સત્યાગ્રહ રૂપી સૂર્યનું છે; ને જેમ આપણે સૂર્યને હમેશાં જોતાં છતા માત્ર જરા જ જાણીયે છીયે તેમ સત્યાગ્રહને પણ જરા જ જાણીયે છીયે.

સ્વદેશીમા, સંસારસુધારામા, રાજ્યપ્રકરણી સુધારામાં સત્યાગ્રહ છે; ને જેટલે અંશે તેની રચના સત્યાગ્રહ ઉપર છે તેટલે જ અંશે તે ચિરસ્થાયી હોઇ શકે. સત્યાગ્રહનો માર્ગ એ ચાલતા માર્ગથી નિરાળો છે, એટલે તુરત દેખાય નહિ તેવો છે. તે માર્ગે ગયલા થોડા જ છે એટલે તેની ઉપર પગરવ જોવામા નથી આવતો ને લોકો ભડકે છે. એમ છતાં લોકો ને માર્ગ ધીમે ધીમે ગ્રહણ કરતા જાય છે એવું અમે તો જોઇ રહ્યા છીયે.

સત્યાગ્રહ એટલે કાયદાઓનો સવિનય ભંગ કરવો એટલું જ જે જાણે છે તેણે સત્યાગ્રહ જાણ્યો જ નથી. કાયદાનો સવિનય ભંગ આવી જાય છે એવી સત્યાગ્રહની સખત કલમો છે ખરી. પણ જેણે કાયદા પાળી જાણ્યા છે તે જ ભાગવાની કળા જાણે છે. જે બાંધુ સાધી જાણે તે જ તોડવાનો હકદાર થઇ શકે. 'સત્યનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને' એમ કવિએ ગાયું છે એ અનુભવથી ગવાયેલું છે. સ્વદેશી એ સત્યાગ્રહ છે. તેનું પાલન, તેનો પ્રચાર કાયર સ્ત્રીપુરુષથી ન થઈ શકે. હિંદુમુસલમાન વચ્ચેનો ભાઇચારો એ કાયરથી ન કેળવી શકાય. મુસલમાન હિંદુને

કે હિંદુ મુસલમાનને ખંજર ભોંકે તે ખાઈ લેવી ને શાંત થઈ ઉભા રહેવું એ કાયરનું કામ ન હોય. જો આ બે વસ્તુને સાધી શકાય તો સ્વરાજ્ય તો હસ્તામલકવત્ જ હોય. આપણને તે માર્ગે જતાં કોઈ રોકી ન શકે; અને બન્ને ધાર્મિક પ્રવૃતિ હોઈ હિંદુસ્તાનને સ્હેજે ધર્મનો લાભ પણ મળે. અમે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીયે છીયે કે નવા વર્ષમાં

હે પ્રભુ! તું હિંદુસ્તાનને સત્યને માર્ગે જ દોરવજે; તેમ કરતાં તેને સ્વદેશીધર્મ શીખવજે; ને હિંદુસ્તાનમાં વસતા હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી ને ખ્રિસ્તી વચ્ચે શુદ્ધ સંપ વધારજે.

# કાઠીયાવાડીઓ પ્રત્યે

કાઠીયાવાડના એક ગૃહસ્થે મને રૂા. ૨૫ હજારની રકમ આપી છે. તેમનો પ્રથમ ઉદ્દેશ તો એ હતો કે તેનો ઉપયોગ હું એક જ ગામમાં સ્વદેશીનો પ્રચાર કરવામાં કરૂં. આવડી મોટી રકમ તેમાં ન જ ગાળી શકાય એમ મને લાગ્યું. પછી તેમણે તે રજવાડાની રૈયતમાં તેટલા રૂપીયાનો ઉપયોગ કરવાનું સૂચવ્યું. તે બંધનથી પણ હું રૂા.૨૫૦૦૦નો સદુપયોગ કરી શકું એમ ન લાગ્યુ. તેથી તેમણે આખા કાઠીયાવાડમાં તે રકમ વાપરવાની મને છૂટ આપી છે ને મેં તે સ્વીકારી છે.

તોપણ એ ગૃહસ્થની ઉદારતાને શોભા મળે એવો તેમના ધનનો ઉપયોગ કરવામાં હું સુરાખનો જોઈ રહ્યો છું. કાઠીયાવાડની પ્રજા મને પૂરી મદદ ન કરે તો હું એ રકમ સંતોષકારક રીતે ન જ વાપરી શકું.

સ્વદેશીના પ્રચારમાં જ એનો ઉપયોગ થવો જોઇયે. સ્વદેશીનો જે અર્થ મેં કર્યો છે એ તેમણે સ્વીકાર્યો છે, એટલે કે મુખ્ય ભાગે હાથથી કંતામણ ને વણાટ કરાવી દેશની કાપડની ઉત્પત્તિમાં વધારો કરવો ને કાપડ ખાતે થતી કરોડો રૂપીયાની વાર્ષિક નિકાસનો બચાવ કરવો.

હાથકંતામણ ને હાથવણાટ વધારવાં એ કામદારો હોય તો રહેલામાં સ્હેલું છે. દેશી રાજ્યો જો ધારે તો આ કાર્ય સ્હેલાઇથી થઇ શકે છે. તેમને અને તેમના દીવાનોને મારી આ વિનયપૂર્વક સૂચના છે:

૧. તમારા રાજ્યમાં, કાઠીયાવાડમાં હાથથી બનેલ કાપડ ઉપર દાણ હોય તે કાઢી નાખો.

૨. બહારથી હાથે કંતાએલું કે દેશી મીલોનું સૂતર હોય તેની ઉપર દાણ ન લો.

૩. ખેડૂતોને રૂ વેચી નાખવાનું ઉત્તેજન ન આપો, પણ તેનો સંગ્રહ કરવાનું ઉત્તેજન આપો.

૪. રૂનો પાક સુધારો. તે સ્હેલાઇથી સુધરી શકે તેમ છે.

૫. તમારા જ રાજ્યમાં કંતાયેલા સૂતરના ત્યાં જ વણાયેલા કાપડને ઉત્તેજન આપો, તમે પણ તે જ વાપરો.

૬. દેશી સાળો ને રેંટીયા બનાવડાવી તમારી પ્રજાને પડતર દામે આપો.

૭. તમારી પ્રાથમિક શાળાઓમા રેંટીયા ને સાળો દાખલ કરો ને આ હુન્નરનું શિક્ષણ ફરજીયાત છોકરાછોકરીને આપો.

રાજા મહારાજા અને દીવાનો આ કાર્ય ઉચકી લે તો મજકુર દાન એમનું એમ રાખી શકાય ને મારે દાન કરનારની પાસેથી તેનો બીજો ઉપયોગ કરવાની માગણી કરવી પડે.

પણ બધા રાજ્યો એકદમ સ્વદેશીધર્મની મહત્તા સ્વીકારે એવી આશા ન રાખી શકાય.

એટલે પ્રજામા તેટલા પૈસાનો ઉપયોગ કદાચ થઈ શકે.

પુરુષો ધારે તો બહુ કરી શકે. દરેક ગામમાં વણકરોને શોધી લે ને તેમને ઉત્તેજન આપે.

ખેડૂતોને રૂનો સંચય કરવાનું સૂચવે.
પોતાના સગાવર્ગમા સ્ત્રીઓને કાતવાનું સૂચવે.
આ કામ કરવામાં

(૧) રેંટીયાની,

(૨) રૂની પુણીઓની,

(૩) અને પુણી આપી સૂતર લેવાની ને તેના પૈસા ચુકવવાની વ્યવસ્થા કરવાની જરૂર છે.

પછી વણાટકામમાં

(૧) સૂતર આપવાની

(૨) તે પ્રમાણે વજનનું કાપડ લેવાની અને તેના પૈસા ચુકવવાની વ્યવસ્થાની જરૂર છે.

છેવટે તે કાપડનો પ્રચાર કરવાની એટલે તે વેચવાની દુકાન રાખવાની જરૂર છે.

તા. ૨૬-૧૦-૧૯૧૯

આટલાં કામ કરવામાં ઉદ્યોગી ને પ્રામાણિક કામ કરનારાઓની જરૂર છે. વગરપૈસે કોઈ કામ ન કરી શકે, એટલે જે પ્રામાણિક માણસો મળી આવે તો તેઓને આજીવિકા પૂરતા પૈસા આપવામાં ઉપરના દાનનો ઉપયોગ થઈ શકે. કાઠીયાવાડનાં સેવકમંડળો આ કાર્યમાં પૂરી સહાય કરી શકે છે. તેને સારૂ એક મોટી કમિટી થોડાં પ્રતિષ્ઠિત પણ કામ કરનારાં સ્ત્રીપુરુષોની બને, અને તેને અંગે પેટાકમિટી બને તો કાર્ય તુરત થઇ શકે તેમ છે. જેઓ આ કાર્યમાં પૈસે કે વગર-પૈસે ભાગ લેવા ઇચ્છે તેઓ વેળાસર આશ્રમને શરનામે કાગળ લખશે એવી ઉમેદ છે.

પણ જ્યાં લગી સ્ત્રીઓ આ કામમાં આગળ પડતો ભાગ નહિ લે ત્યાં સુધી કાર્ય પૂર જોરથી નહિ ચાલી શકે. મુખ્ય ભાગે કાંતનારી તો સ્ત્રીઓ જ હોય. તેઓની પાસે પ્રજાનો અખૂટ ખજાનો છે, કેમકે તેઓની પાસે ઘણો ફાજલ વખત છે. તેનો ઉપયોગ કરી પૈસા પણ લઇ તેઓ પ્રજાની સેવા કરશે.

કાઠીયાવાડમાં હું જ્યારે જ્યારે જાઉં છું ત્યારે ત્યારે બહુ પ્રેમ અનુભવું છું. આ પ્રેમની નિશાની દાખલ હું સર્વની, નાના મોટા, સંભવિત સામાન્ય, રાજા પ્રજા, બધાની પાસેથી સ્વદેશીધર્મનું સ્હેજે થઈ શકે એવું પાલન માગી લઉં છું.

એક વર્ષમાં કાઠીયાવાડની પાસેથી હું એક કરોડ રૂપીયાના કાપડની આશા રાખું છું. એટલે કે કાઠીયાવાડની પ્રજામાં એક કરોડ રૂપીયા દાખલ કરવાનો મારો પ્રયાસ છે. તેમ કરતાં મંજુર રૂ. ૨૫૦૦૦ વાપરવા ઇચ્છું છું. કાઠીયાવાડમાં ચતુર સ્ત્રીઓ ને ચતુર વણકરો છે. પણ તેઓને એકઠા કરનારની ને તેઓને કામ કરતાં કરનારની જરૂર છે.

કાઠીયાવાડથી સંખ્યાબંધ સ્ત્રીપુરુષો મુંબઈ જતી દરેક ટ્રેનમાં ગાંડાંની માફક પૂરાઇ જતાં જોઉં છું ત્યારે હું દુઃખી થાઉં છું. તેઓ કાઠીયાવાડમાં નથી કમાઈ શકતાં તેથી દોડાદોડ કરી મુકે છે. એક વર્ષમાં એક કરોડ રૂપીયાની ઉથલપાથલ કરી ચકે એટલાં સ્ત્રીપુરુષોને તો આજીવિકા અર્થે કાઠીયાવાડ છોડવાની જરાયે જરૂર નથી.

હિંદુસ્તાનમાં એવા થોડા પ્રદેશો છે કે જે આજીવિકાના સાધનને અભાવે માણસોએ છોડવા જોઇયે. આપણી રેલ્વેના ઉતારૂઓની સંખ્યા દેશની આબાદીની નિશાની નથી એમ હું સારી પેઠે જાણું છું. સ્વદેશીનો ત્યાગ એ આપણી કંગાળ હાલતનું એક સબળ કારણ છે. તેના પુનઃસ્વીકારમાં આપણી આબાદીનાં મૂળ રહેલાં છે.

---

# ત્રિવિધ તાપનું નિવારણ*

આપણામાં આવેશ છે, ભાવનાઓ પણ સારી છે, પરંતુ એ આવેશથી કે એ ભાવનાથી આપણો ઉદ્ધાર થવાનો નથી. તેનાથી આપણું માગ્યું આપણને મળવાનું નથી. આપણે જે કરેલું હશે તે જ સાથે જવાનું છે અને તે ઉપરથી જ ભવિષ્યનું ઘડતર થવાનું છે. આપણા આવેશને આપણે કૃતિમાં ન મુકીયે, એ આવેશનું સુંદર પરિણામ ન લાવીયે તો એ આવેશ મિથ્યા છે. ભાવનાઓ જગાડવાનું કાર્ય સારૂં છે. તેની તેવે વખતે જરૂર પણ છે. પરંતુ ભાવનાઓ જગાડવામાં રોકાવા કરતા આપણે કામ જ કરવા લાગી જઈશું તો તેની અસર વધારે થશે, અને કામ કરી બતાવીને આપણે વધારે દૃઢ ભાવનાઓ જગાડી શકશું.

ગઈ કાલે સ્ટેશન ઉપર ભારે કુવ્યવસ્થા હતી. જ્યાં સારી વ્યવસ્થા હોય ત્યાં ગમે તેટલા માણસો શાંતિથી કામ કરી શકે છે. મને અડચણ ન આવી એટલું બસ નથી. મને સાચવી લેવાને કેટલાયે ભાઇઓ ભારે પ્રયત્ન કરી રહ્યા હતા. પણ સ્થિતિ એવી હોવી જોઇયે કે કોઇને પણ અડચણ ન આવે. ગમે તેટલા ટોળાબંધ માણસો હોય પણ ત્યાં સુવ્યવસ્થા હોય તો શાંતિ જળવાઈ શકે છે. અહીં તો તે માટે અનુકૂળતા પણ છે. અહીં એક સુંદર વ્યાયામશાળા છે. હું કહેતો જ આવ્યો છું કે કેળવણીના બંધારણમાં કવાયત ખાસ આવશ્યક છે. લાખો માણસો જે પ્રમાણે નક્કી કર્યું હોય તે પ્રમાણે શાન્તિથી ચાલે, એક સાન કરવામાં આવે અને તેઓ સમજી જાય તો કાર્ય થઈ શકે. આવી શક્તિ આપણામાં આવવી જ જોઇયે.

અત્યારની આપણી દશા એવી છે કે આપણે કામ જલદી આટોપતાં શીખવું જોઇયે. ગઈ કાલે રાતે સરઘસમા બે કલાક નકામા ગયા. આવાં સરઘસ સમૂળગાં ન જ હોવાં જોઇયે એમ હું કહેતો નથી. પણ આપણે વખત વિચારવો જોઇયે. અત્યારે હિંદુસ્તાનની દશા એવી છે કે આપણે સરઘસમાં અને એવા તમાશામાં વખત ગાળી નથી શકતા. સરઘસના દેખાવોથી, 'વંદે માતરમ્' ના પોકારોથી, માતૃભૂમિના જયઘોષથી આપણે દેશની સેવા નહિ કરી શકીયે. અત્યારે આપણું હિંદ ત્રિવિધ તાપથી પ્રજળી રહેલું છે. તેમાથી તેને છોડાવવા માટે સરઘસોની નહિ પણ વૈદ્યોની જરૂર છે. તમાશા કરવાની નહિ પણ યોગ્ય ઇલાજો લેવાની જરૂર છે. વીર પુરુષોની અને વીર માતાઓની જરૂર છે. પ્રજાના નાયકોનો વખત તે પ્રજાનો વખત છે. તે આપણે બચાવવો જોઇયે. મારો હિસાબ તો સીધો છે. ગઈ કાલે સરઘસમાં ચાર પાંચ હજાર માણસો તો હશે જ. એ દરેકના બે બે કલાક ગણીયે તો પ્રજાના આઠ દશ હજાર કલાક ગયા: આ કલાક—મારા મનમાં તો હમણાં રેંટીયો જ ચઢેલો છે એટલે હું તો તે જ કહું—તેમાં અગર સાળમાં ગાળ્યા હોત તો કેટલું કામ થઇ શકત ? આમ નકામો વખત ગાળવા કરતાં હું તો કહું છું, કે માણસ પોતાની મઢીમાં બેઠો બેઠો કાંઈ સદ્‌વિચાર કરે તોપણ સારી રીતે વખત ગાળી

*વડોદરામાં આપેલું ભાષણ; તા. ૨-૧૦-૧૯૧૯.

શકે છે. આપણે વખતની આમ કિંમત ગણતાં શીખશું તો જ અમેરિકા, જાપાન અને યૂરોપ સાથે આપણે હરીફાઈ કરી શકશું.

આપણામાંથી જેમને આપણા દેશના ત્રિવિધ તાપનું જ્ઞાન હોય તેમણે તે હોલવવા પ્રયત્ન કરવો જોઇયે. આગ લાગી હોય તે વખતે આપણે તે હોલવવાના સિદ્ધાન્ત શોધવા કે નિયમો ઘડવા નથી બેસી શકતા, પણ પાણી લઈ આગ બુઝાવીયે છીયે, અને આગ બુઝાયા પછી તેના નિયમો ભવિષ્યને સારુ ઘડીયે છીયે. એટલે અત્યારે જેને સેવા કરવાનો ઉમંગ છે, જેમને સેવાની કુંચી હાથ લાગી ગઈ છે તેમણે તો ભાવનાઓ પેદા કરવાના કામમાં પડવાને બદલે કામ જ કરવા મંડી જવાનું છે. તેમનું પ્રથમ કર્તવ્ય, મધ્યમ કર્તવ્ય અને છેલ્લું કર્તવ્ય એ કામ જ હોવું જોઇયે. કામ કર્યા પછી જ અને તે કરતા જ તેઓ પોતાનો સન્દેશો બરાબર સંભળાવી શકશે.

હું એટલું કહેવા ઈચ્છું છું કે ગઈ રાતના જેવી વસ્તુ ફરી ન કરો. પ્રજાના નેતા તે પ્રજાના સેવક છે. તેઓ જો સેવા કરવાને સરઘસોને લીધે પ્રેરાયા હોય તો તેમની સેવામાં ન્યૂનતા છે. સેવકને કાંઈ દાન ન જોઇયે. સેવકને કાંઈ પૂજા ન જોઇયે. પૂજાની ઈચ્છાથી કરેલી સેવા એ સેવા જ નથી, અને જો પ્રજાને તેમની પૂજા કરવી જ હોય તો તે માટે પ્રજાએ તાલીમ લેવી જોઇયે. કેમ પૂજા કરી શકાય તે જોવું જોઇયે. તેમની લાગણીને પણ માન આપવું જોઇયે.

હું કહી ગયો એ શું છે? પહેલો તો ભૂખમરો. આપણે હિંદુસ્તાનની દશાનો આંક મુંબઇના કરોડપતિઓ કે અબજપતિઓથી બાંધી શકતા નથી. તેમની સ્થિતિ ઉપરથી હિંદુસ્તાનને આપણે આબાદ કે નિર્ધન કહી શકતા નથી. પરંતુ હિંદુસ્તાનનાં સાડાસાત લાખ ગામડાંમાં વસતા વણકરો અને ખેડૂતોની સ્થિતિ પાયમાલીની હોય ત્યાં સુધી હિંદુસ્તાન આબાદ છે એમ નહિ જ કહી શકાય. હિંદુસ્તાનમાં હું ભારે ભૂખમરો જોઇ રહ્યો છું. કેટલાયે માણસોને સૂકા રોટલા અને મીઠા ઉપર નિર્વાહ કરવો પડે છે; અને કેટલાયે માણસોને તો તે પણ વખતે મળતું નથી. તેનું કારણ દેશમાં અન્નની ખામી છે.

બીજી ખામી વસ્ત્રની છે. તેનો વિચાર કરતાં મારું હૃદય રડે છે; અને જો હું તેનું વર્ણન કરવા બેસું તો મારી ખાતરી છે કે હું તમારાં હૃદયને પણ રડાવી શકું. કેટલાયે પુરુષો હિંદુસ્તાનમાં લંગોટીભર રહે છે. જે ઇચ્છાપૂર્વક એવી સ્થિતિમાં રહે છે તેમને દુઃખ નથી. પણ ઘણાને તો વસ્ત્રને અભાવે તેવી સ્થિતિમાં રહેવું પડે છે; અને પુરુષો તો લંગોટીભર રહી શકે, પણ બહેનોને વિષે તો આપણે તેવું ન જ ઇચ્છીયે. છતાં મેં એવી ઘણી બહેનો જોઈ છે જેમને એ સ્થિતિમાં રહેવું પડે છે. ચંપારણમાં નેળ અને દરભંગાની દશાવાળી દશામાં મેં ઘણાં સ્ત્રીપુરુષો જોયાં છે. મેં તેમની સાથે વાત કરી છે. બીજા વસ્ત્રને અભાવે તેઓ પોતાનાં વસ્ત્ર ધોઇ પણ શકતાં નથી. પાસે ગંગા નદી પડેલી છેઃ એટલે પાણીનો અભાવ નથી પણ ધોઇને બદલે શું? આપણે વસ્ત્રને અભાવે અત્યારે નગ્ન દશામાં છીએ.

ત્રીજો તાપ તે આ બે તાપ મળીને થયેલો છે. ભૂખમરાને અને વસ્ત્રના અભાવને લીધે હિંદુસ્તાન અનેક રોગોથી પીડિત છે. પરંતુ હું તેની વાત કરવા નથી આવ્યો- પહેલા બેનું નિવારણ થાય તો આ ત્રીજા તાપનું નિવારણ તો એની મેળે થઇ શકે- એટલે હું તેને છોડી દઉં છું. પહેલા તાપનું નિવારણ કરવા માટે પણ આપણામાંથી દરેક કામ ન કરી શકે. અન્નનો અભાવ ટાળવાનો પ્રયત્ન કરવાને માટે આપણામાં ખેડૂતના જેટલું બળ જોઇયે, ખેતર જોઈયે, અનેક વસ્તુઓ જોઇયે. તે સાધન દરેક પાસે ન હોઇ શકે. પણ બીજા તાપના નિવારણ માટે તો સૌ પાસે સાધન છે. તેને માટે બાળક બાલિકા સહુ કામ કરી શકે છે. એક મીલ પેદા કરવી જેટલી અઘરી છે તેના કરતાં એટલું કાપડ બાળકો અને સ્ત્રીઓ પાસે પેદા કરાવવું અઘરૂં નથી. મેં ઘણા મીલમાલીકો સાથે વાત કરી છે. તેઓ કહે છે કે આખા હિન્દુસ્તાનને પૂરૂં પડી શકે એટલું કાપડ પેદા કરવા માટે પૂરતી મીલો ઉભી કરતાં ૫૦ વર્ષ લાગે. પરંતુ તે જ માલીકો કહે છે કે જો સ્ત્રીઓ કાંતતી થઇ જાય અને વણકરો બરાબર વણતા થઇ જાય તો બે કે ત્રણ વર્ષમાં આપણું કાપડ બનાવી શકવાની સ્થિતિમાં આપણે આવી જઇયે.

હિંદુસ્તાનમાં હજુ પણ એવાં સ્થળો છે જ્યાં ધનાઢ્ય તેમજ ગરીબ બધી બહેનો સૂતર હાથે કાતે છે અને વણકર પાસે તેનાં કપડાં વણાવી લઈ પહેરે છે. પંજાબમાં તો વિવાહ અથવા માંગલિક પ્રસંગે પોતે કાંતેલા સૂતરમાંથી જ બનાવેલાં કપડાં પહેરવાનો રિવાજ છે. તે કાપડ પવિત્ર મનાય છે. આવાં આવાં તો દેશમાં ઘણાં સ્થળ છે. તેની આપણને ખબરે નથી.

આપણે જોઇતું કાપડ આપણે પેદા કરી લેવામાં કશીયે મુશ્કેલી નથી. ત્રુટી માત્ર આપણા આળસની અને જડતાની છે. આ પ્રયાસમાં ધનની કશી જરૂર નથી; ઉત્સાહની અને અપૂર્વ પ્રેમની જરૂર છે, અને તે ઉત્સાહની અને અપૂર્વ પ્રેમની સાથે જ્ઞાનની મીલાવટ કરવાની જરૂર છે.

હું વણકર તરીકે કહું છું કે રોજના આઠ કલાક હાથની સાળ ઉપર કામ કરતાં માણસ જરૂર એક રૂપીયો પેદા કરી શકે. મૅટ્રિક્યુલેશન માટે સબડયા છતાં ક્યાં એક રૂપીયો મળે છે? માસિક રૂ. ૩૦ના પગારમાં વૈતરું કરનારા ગ્રૅજ્યુએટો મેં જોયા છે, અને પરીક્ષાઓથી શરીરને ગાળી નાંખ્યા પછી તેમને આમ સબડવું પડે છે. તેના કરતાં તો આ જરૂર સારી સ્થિતિ છે.

જો હિંદુસ્તાનની અસંખ્ય સ્ત્રીઓ અને લાખો વિધવાઓ પોતાના નવરાશના સમયમાં આ કાર્ય કરવા ઇચ્છે, જો તેમના હૃદયમાં રામ અને કૃષ્ણનો વાસ થાય તો સૂતર પેદા કરવું એ કશુંયે અઘરૂં નથી. હું હિંદને અત્યારે આ ધર્મ પાળવા વીનવું છું.

# ગાંધીજીનું નવજીવન

પુસ્તક ૨ જું

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ગાંધીજીનું નવજીવન

## યોજના

'નવજીવન'માં આવી ગયેલા **ગાંધીજીનાં** જ લખાણો પ્રજાને એકઠાં અને પુસ્તકના આકારમાં મળે એટલા માટે અમે 'ગાંધીજીનું નવજીવન' છાપવાની યોજના કરી છે.

૮૦ પાનાની એકએક, એવી ચોપડીઓ વખતોવખત પ્રગટ કરવામાં આવશે અને લગભગ એક વરસમાં ત્રણે વરસના લેખો આપી દેવામાં આવશે.

આ પુસ્તક આ યોજના પ્રમાણેનું બીજું પુસ્તક છે. એમાં સ્વદેશી કાગળ વાપરવામાં આવ્યા છે. જોઈતો વિષય શોધવાની સગવડ માટે હાંસીયામાં દરેક પૅરાએ મથાળાં મુકવામાં આવ્યાં છે. તે સિવાય વિસ્તારપૂર્વક અનુક્રમણિકા પણ આપવામાં આવનાર છે.

કુલ સંગ્રહ આશરે ૧૮ ચોપડીઓમાં સમાપ્ત થશે એવી આજની ગણતરી છે. આખી કિંમત અગાઉથી ભરનારને **૧૮ ચોપડીઓ ૮ રૂપીયામાં** મળી શકશે. તેટલામાં બધા લેખો ન સમાતાં વધારે ચોપડીઓ કાઢવાની જરૂર પડશે તો તેટલા દામ પાછળથી ભરવા પડશે. છુટક ચોપડીની કિંમત **આઠ આના** રહેશે.

પૈસા અગાઉથી જ મોકલવા. વી. પી. મોકલવામાં આવતા નથી. બધો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

વ્યવસ્થાપક

નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

## વાચકોને સૂચના

* નિશાનીવાળા લેખો 'યંગ ઇંડિયા'માંથી ભાષાન્તર છે.

† ,, ,, અંગ્રેજી પરથી ,,

**ત્રીજું પુસ્તક આવતી તા. ૨૮મી એ બહાર પડશે.**

# ગાંધીજીનું 'નવજીવન'

---

તા. ૨૬-૧૦-૧૯૧૯



## નોંધ

### મજૂર બહેનો

સૌ. વિદ્યાગૌરીએ મજૂરવર્ગની સ્ત્રીઓ વિષે જે લખ્યું છે તે નવો વિષય નથી. પણ જેને આપણે જાણતા છતાં ગણકારતા નથી તે તરફ જ્યારે ધ્યાન ખેંચાય ત્યારે તે નવો વિષય ગણાવો જોઈએ. જે ઇલાજ અ. સૌ. વિદ્યાગૌરીએ સૂચવ્યો છે તે તેમણે જે બે ઇલાજો લગભગ અશક્ય માન્યા છે તેના જેવો જ કઠિન અમને તો લાગે છે. ઘરધણીઓ પોતાના મજૂરવર્ગ પ્રત્યે દયાભાવ રાખે એ કંઈ જેવું તેવું મુશ્કેલ નથી. અમે તો માનીએ છીએ કે કડીયાઓ વગેરે 'દેવદૂત' બન્યા વિના સભ્ય બની શકે છે. મજૂરણો પોતાના માનની રક્ષા કરતાં શીખી શકે છે. ત્રણે વર્ગને સાફ કેળવણીની જરૂર છે. તેમને તેઓની દશાનું ભાન કરાવવાની જરૂર છે. જે વર્ગને વહેલા પહોંચીએ તેઓમાં સભ્યતાની કે સ્વમાનની લાગણી વહેલી દાખલ કરી શકાય. ત્રણે વર્ગને પહોંચવાની આવશ્યકતા છે; અને જેઓ દેશદાઝવાળા છે, જેઓ પ્રત્યેક વર્ગના પ્રસંગમાં આવનારા છે તેઓ તે તે વર્ગને વીનવી શકે છે. અ.સૌ. વિદ્યાગૌરી પોતાના જેવી પ્રૌઢ બહેનોનું એક મંડળ બનાવી મજૂરણોમાં પ્રવેશ કરશે તો તેમને જે અશક્ય જણાય છે તે શક્ય થઈ પડશે.

### મહેતાઓની વિટંબણા

રા. પોપટલાલ નાનજી અમને મહેતાઓને પડતાં દુઃખો વિષે ચર્ચાપત્ર મોકલે છે, તેમાં જણાવે છે કે ઘણા વેપારીઓ અસભ્યતા વાપરે છે, અનેક પ્રકારનાં મહેણાં માર

છે ને મહેતાઓની પાસેથી બહુ કામ લે છે. શેઠોને છાજે છે કે તેઓએ પોતાના નોકરો—પછી તે મહેતા હો કે દરવાન—પર રહેમ નજર રાખે ને વિવેક વાપરે. પણ માત્ર શેઠનો જ વાંક હશે? ગુલામીમાં ગુલામોનો હિસ્સો પણ હમેશાં ઓછો નથી હોતો. નોકરની વફાદારી તેના પ્રામાણિકપણામાં ને તેના ઉદ્યોગમા છે. તે અયોગ્ય વર્તણુકની બરદાશ કરવા બંધાયેલ નથી. નોકરો એટલા હતાશ થયેલા જોવામાં આવે છે કે નોકરીને પોતાનું સર્વસ્વ ગણે છે. આવી લાચારીમાંથી નીકળી જવાની તેઓની ફરજ છે. અમે માનીયે છીયે કે જ્યાં મનુષ્ય પ્રામાણિકપણે ઉદ્યોગ કરવા ઈચ્છે છે, જેનું શરીર સારૂં છે ને જેને મજુરી કરતાં શરમ નથી લાગતી તેને પોતાની આજીવિકા મળવામાં મુશ્કેલી હોતી જ નથી. દેશની અનેક ચળવળો સાચા ને ઉદ્યમી લોકોને અભાવે ઢીલી રહે છે. તેમાં નોકરીયાત મનુષ્યોનો સમાવેશ થઇ શકે છે. એટલે અમે નોકરવર્ગને દીન બની જવાને બદલે ટટાર થવાની સલાહ આપીયે છીયે. જ્યાં અપમાન થાય, જ્યા અતિ વેઠ કરવી પડતી હોય, જ્યા પોતાનું શરીર ઘસાઈ જતું હોય ત્યાં તેઓએ નોકરી કરવાની કશી આવશ્યકતા નથી. પ્રજાજીવન આગળ વધે તેના પહેલાં અસંખ્ય સ્ત્રીપુરુષોને સ્વમાનનું ભાનથવાની જરૂર છે.

## દુ:ખીને દિલાસો

નવા વર્ષની શરૂઆતમાં દુ:ખીને સંભારવાં એ આપણો ધર્મ છે. તેમાં આપણો સ્વાર્થ છે. દુ:ખીને સુખે જ આપણે સુખી થઇ શકીયે. તે સુખ મેળવવા આપણે આસપાસ નજર ફેરવી જ્યા દુ:ખ હોય ત્યાં મદદ પહોચાડવી જોઈયે.

અત્યારે વિશેષ દુ:ખ પંજાબમા છે ને બંગાળમાં રેલથી ઘસડાઇ ઘણાં લોકો ઘરબાર કપડાં વિનાનાં થઈ પડયા છે ત્યા છે. તે બન્ને જગ્યાએ આપણે યથાશકિત મદદ પહોંચાડીયે એ આપણી નવું વર્ષ બેસતાં વિશેષ ફરજ છે. મિત્રોને જમાડવામાં, કિંમતી ભેટો મોકલવામાં, મીઠાઇ મોકલવામાં ઘણું દ્રવ્ય વાપરીયે છીયે. આપણી શકિત હોય તો ભલે તે કરીયે. પણ પ્રથમ હક દુ:ખીઓનો છે એ યાદ રાખીને આપણે ચાલવું એ આપણી ફરજ છે.

---

તા. ૨-૧૧-૧૯૧૯

# જગતનો તાત

## (૪)

ખેડૂતોની દશાનો આપણે વિચાર કર્યો. ગામડાંઓમાં સ્વચ્છતાના નિયમો નથી જળવાતા એ પણ આપણે જોયું. ' પહેલું સુખ તે જાતે નર્યા ' એ કહેવતમાં ઘણું સત્ય છે. ભારે ઉંચી દશાએ પહોચેલ સ્ત્રીપુરુષ ભલે રોગે પીડાતાં હોય, છતાં તે પોતાની દશા સાચવી શકે. પણ આપણે જેઓને હજુ ટોચે ચઢવાનું છે તે તો રોગ-ગ્રસ્ત હોઇયે તો ચઢતાં હાંફીયે જ.

અંગ્રેજીમાં એક કહેવત છે કે 'ઠંડા પગે કોઈ સ્વર્ગે ન જઈ શકે.' ઈંગ્લંડ જેવા ઠંડા મુલકમાં લોકોના પગ ઠંડા રહે તો અકળામણ થાય. ઈશ્વરને સંભારવાનુંયે ત્યારે ન સૂઝે. કહેવત છે કે 'સ્વચ્છતા એ દૈવી સ્થિતિના જેવી છે.' મેલા રહેવાનું કે મેલા વાતાવરણમાં રહેવાનું આપણને કંઈ કારણ નથી. મેલામાં પવિત્રતા ન હોય. મેલ એ અજ્ઞાનની, આળસની નિશાની છે. એમાંથી ખેડૂતો કેમ નીકળે? આપણે સ્વચ્છતાના નિયમો તપાસીએ.

૧. આપણા ઘણાં દરદોની ઉત્પત્તિ આપણા પાયખાનામાં અથવા આપણી જંગલ જવાની આદતમાં રહેલી છે. દરેક ઘરમાં પાયખાનાની આવશ્યકતા છે. માત્ર સાજાં ને મોટાં માણસો જ 'જંગલ' જઈ શકે. બીજાઓને સારુ જો પાયખાનું ન હોય તો તેઓ ફળીઆને, શેરીને કે ઘરને પાયખાનું બનાવી જમીન બગાડે છે ને હવાને ઝેરી કરે છે. તેથી આપણે બે નિયમ ઘડી શકીએ છીએ. જો જંગલ જવું હોય તો ગામથી એક માઈલ દૂર જવું. ત્યાં વસ્તી ન હોવી જોઈએ, માણસોની પગરવ ન હોવો જોઈએ, જંગલ બેસતી વેળાએ ખાડો ખોદવો જોઈએ ને ક્રિયા પૂરી કર્યા પછી મેલા ઉપર ખૂબ ધૂળ નાખવી જોઈએ. જેટલી ધૂળ ખોદી કાઢી હોય તેટલી પાછી ઢાંકી દેવાથી મેલું બરોબર દટાઈ જશે. આટલી ઓછામાં ઓછી તસ્દી લઈને આપણે સ્વચ્છતાના મોટા નિયમનું પાલન કરી શકીએ છીએ. સમજુ ખેડૂતો પોતાના ખેતરમાં જ શૌચ કરે ને વગરપૈસે ખાતર ભરે. આ એક નિયમ. શૌચના બે નિયમ

આમ જંગલ જતાં છતાં દરેક ઘરને અંગે પાયખાનું જોઈએ જ. તેને સારુ ડબ્બા વાપરવા જોઈએ. ત્યાં પણ દરેક જણે શૌચ કરી રહ્યા પછી પુષ્કળ માટી નાંખવી જોઈએ કે જેથી ત્યાં દુર્ગંધ ન આવે, માખી ન બણબણે, કીડાઓ ઉત્પન્ન ન થાય. એ ડબ્બો હંમેશાં બરાબર સાફ થવો જ જોઈએ. ઠઠ્ઠણ જાજરૂ નકામાં છે. પૃથ્વીનું એક ફુટ લગીનું પડ જંતુઓથી ખદબદતું છે. તેટલા પડમાં જે મેલું આપણે દાટીએ તેનું ખાતર તુરત થઈ જાય છે. બહુ ઉંડે રહેલી માટીમાં એટલા જીવો નથી કે જેઓ મેલાનું ખાતર બનાવી શકે. તેથી ઉંડે દાટેલો મેલ મલિન બાફો પેદા કરી હવાને બગાડે છે. ડબ્બા લોખંડના કે રોગાન ચઢાવેલા માટીના હોય તો ચાલે. એમાં પણ પૈસાનું ખર્ચ નથી, માત્ર ઉદ્યમની જરૂર છે. પેશાબ પણ જ્યાં ત્યાં ન જ થવો જોઈએ. શેરીઓમાં પેશાબ કરવામાં પાપ સમજવું જોઈએ. તેથી પેશાબ કરવાનાં કુંડા હોવા જોઈએ; ને તેમાં પણ માટી પુષ્કળ હોય તો જરાયે દુર્ગંધ ન આવે, છાંટા ન ઉડે ને એ માટીનું પણ ખાતર બને. આ બીજો નિયમ. દરેક

ખેડૂત જો આ નિયમોનું પાલન કરે તો તેના આરોગ્યમાં વૃદ્ધિ થાય, એટલું જ નહિ પણ તે આર્થિક લાભ મેળવે; કેમકે વગરમહેનતે તેને સુવર્ણમય ખાતર મળે.

૨.-શેરીઓ વચ્ચે થુંકાય નહિ, નાક સાફ થાય નહિ. કેટલાકનું થુંક એટલું ઝેરી હોય છે કે તેમાંથી જંતુઓ ઉડે છે ને ક્ષય થાય છે. રસ્તા પર થુંકવું એ કેટલીક જગ્યાએ ગુન્હો ગણાય છે. પાન જરદો ખાઇને જેઓ થુંકે છે તેઓ તો બીજાની લાગણીઓનો વિચાર જ નથી કરતા. થુંક, લીંટ વગેરે ઉપર પણ ધૂળ નાંખવી જોઇયે.

૩. પાણીને વિષે ખેડૂતો અતિશય બેદરકારી વાપરે છે. કૂવા તળાવ જેમાંથી પીવા રાંધવાનું પાણી લેવામાં આવે તે સ્વચ્છ જ હોવાં જોઇયે. તેમાં પાંદડા ન હોવા જોઇયે. તેમા ન્હવાય નહિ, તેમાં ઢોરોને ન્હવરાવાય નહિ, તેમાં લુગડા ન ધોવાય. આમા પણ થોડી પ્રથમની મહેનતનું જ કામ છે. કૂવો સાફ રાખવો એ તો રહેજ વાત છે. તળાવ સાફ રાખવું તેથી જરા કઠિન છે. પણ લોકો કેળવણી પામે તો સહુ સ્હેલું છે. બગડેલુ, મેલું થયેલું પાણી પીતાં સૂગ ચઢે તો આપણે પાણીની સ્વચ્છતાના નિયમો સ્હેજે જાળવી શકીયે. પાણી હંમેશાં જાડા ને સ્વચ્છ કપડામા ગાળવું જોઇયે.

એક ડોશી એક મેજ સાફ કરતી હતી. સાબુથી ધુએ ને મસોતાથી લૂછે, એટલે મેજ કેમે સાફ થાય જ નહિ. ડોશી સાબુ બદલે, મસોતાં બદલે, પણ મેજ તેવો ને તેવો. કોઇએ કહ્યું, "ડોશીમા, મસોતું બદલી સાફ કપડું લો તો હમણાં મેજ સાફ થાય." ડોશી સમજ્યાં. તેવી રીતે આપણે મેલા કપડાથી ગાળીયે કે લૂછીયે તેનાં કરતા ન જ ગાળીયે તોપણ ચાલે.

૪. શેરીઓમા કચરો ન જ નંખાય એ નિયમ સમજાવવાનું હોય જ નહિ. કચરાનું પણ શાસ્ત્ર છે. કાચ લોઢું વગેરે ઉંડાં દટાય. છોડીઆં ને દાતણની ચીરો ધોઇને સૂકવાય ને બળતણમાં વપરાય. ચીથરાં વેચાય. એઠું, શાકના છોલાં વગેરે દટાય ને તેનું ખાતર બને. આમ બનેલા ખાતરના મેં ઢગલા જોયેલા છે. ચીંથરાંના કાગળો બને છે. ગામડામાં કચરો ઉપાડી જનાર કોઈ હોવાની જરૂર ન હોવી જોઇયે, કેમકે કચરો ઘણો ઓછો હોય છે ને તે સુવ્યવસ્થાએ ખાતર કરવા જેવો હોય છે.

૫. ગામની કે ઘરોની આસપાસ પાણી ભરાઇ રહે એવા ખાડાખાબોચીઆં ન જ હોવાં જોઇયે. જ્યા પાણી ભરાઈ રહેતું ન હોય ત્યાં મચ્છરોની ઉત્પત્તિ ન થાય. જ્યા મચ્છર ન હોય ત્યાં મેલેરિયા ઓછો થાય. દિલ્હીની આસપાસ પાણી ભરાઇ રહેતું તે પૂરાઇ ગયા પછી ત્યા મચ્છરો પ્રમાણમાં ઘટયા ને મેલેરિયા પણ ઘટયો.

ઉપરના સ્વચ્છતાના નિયમોથી આ લેખ શું નિર્યો એમ કોઇ નહિ કહે એવી હું ઉમેદ રાખું છું. આ નિયમોના પાલન પર એકત્રીસ કરોડ ખેડૂતોના આરોગ્યનો આધાર છે.

જે સ્વયંસેવક પોતાના ગામડામાં આવા નિયમોની કેળવણી ખેડૂતોને આપશે તે પોતાના ગામડાના રહેવાસીઓનો આવરદા વધારશે, રોગો અટકાવવાનો મહાઉપાય યોજશે. સૌથી મુશ્કેલ આ કામ છે, કેમકે તેમાં રસ લેનાર થોડા છે, છતાં તે કોઈ દહાડો પણ કર્યે છૂટકો છે. આ ધર્મના પાલનમાં ભૂલને અવકાશ નથી. જેટલો પળાય તેટલું ફળ દેશે. જેને શરૂ કરવું હોય તે કરીને એક વર્ષમાં પોતાના ગામડાની તંદુરસ્તી બદલાવી શકશે. સ્વરાજ્યી ધર્મ

---

# પંજાબનો પત્ર

## (૧)

મેં પંજાબમાં પહોંચવાનો પ્રયત્ન એપ્રિલ માસમાં કર્યો ત્યારે મારી એવી ઉમેદ હતી કે મારા દિલ્હી ને લાહોર જવાથી શાંતિ થશે. દિલ્હીથી સ્વામી શ્રદ્ધાનંદજીએ ત્યાં જવાની માગણી કરી હતી. અમૃતસરથી ડૉ. સત્યપાલે માગણી કરી હતી. બન્નેનો હેતુ એ હતો કે ત્યાં શાંતિ થાય. દરમિયાન ડૉ. સત્યપાલને ને ડૉ. કીચલુને મૌન ધારણ કરવાના હુકમો મળ્યા ને છેવટે તેઓ બંધ પણ થયા. મને દિલ્હી પહોંચતા પહેલાં અટકાવવામાં આવ્યો ને પકડવામાં આવ્યો. છેવટે મુંબઈ ઈલાકામાં જ રહેવાના ને પંજાબ નહિ જવાના હુકમો નીકળ્યા. પરિણામ આપણે જાણીએ છીએ. જો મને પકડવામાં ન આવ્યો હત તો જે અશાંતિ ફેલાઈ તે ફેલાવા ન પામત. એપ્રિલના મનાઈ હુકમ રદ

મારી ઉપર થયેલા મનાઈ હુકમો રદ થયા ને હું છેવટે પંજાબ પહોંચી શક્યો. લાહોર તા ૨૪મી ઑક્ટોબરે પહોંચ્યો. સ્ટેશન પર લોકોની ભીડનો પાર ન હતો. માનનીય પંડિત માલવીયાજી સ્ટેશન પર હતા. સ્ટેશન પરથી ગાડી સુધી પહોંચતા ચાળીસ મિનિટ લાગી. ભીડમાંથી પસાર થવું બહુ મુશ્કેલ હતું. બે ત્રણ વખત તો મને એમ જ લાગ્યું કે કોઈ તો જરૂર કચરાઈ જશે. જ્યાં માણસો કેવળ પ્રેમને વશ હોય છે ત્યાં અકસ્માત ઓછા જ થાય છે. તેવું અહીં પણ બન્યું. એમ છતાં આપણે આટલા જથામાં માણસો એકઠાં થાય ત્યારે વ્યવસ્થા કરતાં શીખવું પડશે એમાં શક નથી. દહાડે – દહાડે એમ જાગૃતિ વધશે તેમ લોકો રાષ્ટ્રીય કામમાં વધારે રસ લેશે ને ટોળાં વધશે. રહેલામાં રહેલો એક નિયમ બધા સમજી લે તો અકસ્માત ન જ થાય. જેને આપણે ભેટવા ચાહીએ છીએ તેની પાછળના ને બાજુનાઓએ તાલીમની જરૂર

દૂર રહેવું ને આગળનાઓએ આગળ વધ્યે જવું. આપણે આ નિયમથી ઉલટા ચાલીયે છીયે-પાછળના આગલા ઉપર ધસારો કરે છે એટલે મધ્યમાં દબાણ વધે છે, કચરાકચરી થાય છે ને અકસ્માતનો ભય વધે છે. તેથી મધ્યમાં રહેલાને બાથ ભીડી રક્ષા કરવાનો સમય આવે છે. આમ ન થવું જોઇયે એમ સહુ કબૂલ કરે છે. જરૂર માત્ર લોકોને તાલીમ દેવાની છે; અને સ્વયંસેવકોની મારફતે આટલી તાલીમ લોકોને વહેલામાં વહેલી દેવાની જરૂર છે.

લાહોરમાં પંડિત રામભજદત્તનાં ધર્મપત્ની સરલાદેવી ચૌધરાણીને ત્યાં મારો ઉતારો છે. રામભજદત્તજી તો જેલમાં છે એ વાંચનારને યાદ હશે.

પંજાબ કમિટીની બેઠક ૨૯મી ઑક્ટોબરથી શરૂ થાય છે તેથી મારો સુરત આવવાનો વિચાર હતો તે મારે બહુ દિલગીરીની સાથે માંડી વાળવો પડયો છે. સરકાર પાસે ત્રણ માગણી કરવાની ચર્ચા ચાલી રહી છે. આગેવાનોને કમિટીની તપાસ દરમિયાન છૂટા કરવા જોઇયે; જે જજોને કેસોની તપાસ કરવાને સારૂ નીમવાના છે તેઓમાં એક તો પંજાબની બહારના જ હોવા જોઇયે; અને તેઓને નવો પૂરાવો લેવાની જરૂર જણાય ત્યાં નવો પૂરાવો લેવાની સત્તા મળવી જોઇયે. આ વાત ચર્ચાઇ રહી છે ને પંડિત માલવીયાજી તે વિષે વિચાર કરી રહ્યા છે. કમિટીની પાસે આપણા વકીલો હાજર નહિ રહી શકે એમ પણ સાંભળવામાં આવે છે. તે બાબતનો પણ ફેંસલો થઇ જશે એમ ધારવામાં આવે છે. જો આટલું ન થાય તો મને તો જણાય છે કે આપણાથી કમિટી આગળ પૂરાવો જ ન અપાય.

પૂરાવો આપવાનું થશે તો વકીલોમાં ઘણે ભાગે મિ. સી. આર. દાસ અને પંડિત મોતીલાલ નેહરૂ ઉભા રહેશે. તેઓ ઉપરાંત એક અંગ્રેજ વકીલને પણ તેડવામાં આવેલા છે. તેમનું નામ મિ. નેવિલ છે. તેઓ સાહેબને વિલાયતથી આવતાં હજી પંદરથી વીસ દિવસ લાગશે એમ જણાય છે.

મા. પંડિત માલવીયાજી તથા પંડિત મોતીલાલ નેહરૂએ પંજાબની અનન્ય સેવા કરી છે એમ સૌ કહી રહ્યા છે. લોકો ભયભીત હતા એ સ્થિતિમાં આ બે આગેવાનોએ ભારે દિલાસો દીધો છે. પંડિત મોતીલાલ નેહરૂએ પોતાની વકીલાતની પણ ઓછી જ દરકાર કરી છે. સ્વામી શ્રદ્ધાનંદજી તો પંજાબના જ છે એટલે તેમની સેવા વિષે કાંઈ કહેવાપણું નથી રહેતું. પંજાબના બીજા ઓછા જાણીતા કેટલાક આગેવાનો છે તે યથાશક્તિ કામ કરી રહ્યા છે. મિ. ઍંડ્રુઝની સેવાનો આક મુકવો અશકય છે. તેમનું કામ અદૃશ્ય રીતે થયા જ કરે છે. ડાબો હાથ શું કરે છે તેની તેમના જમણા હાથને ખબર નથી એમ કહી શકાય. તેમની સેવા એ શુદ્ધ ગુપ્તદાન છે એમ હું જોઈ રહેલો છું. જ્યાં બીજાને પહોંચી વળવું મુશ્કેલ છે ત્યાં મિ ઍંડ્રુઝ જઇ શકે છે.

અહીં સેંકડો ભાઇઓ અને બહેનોનો મેળાપ હંમેશાં થયાં કરે છે. હિંદુસ્તાનની શ્રદ્ધાનો અપૂર્વ અનુભવ અહીં પણ મળ્યાં કરે છે. અમલદારોમાં અહીંના ડેપ્યુટી કમીશનર મિ. બટલર તથા લેફ્ટેનન્ટ ગવર્નર સાહેબની મુલાકાત લઈ ચુકયો છું. જેલમાં રહેલા આગેવાનોને મળવાની તજવીજ કરી રહેલો છું અને થોડી મુદતમાં મારી ઇચ્છા તૃપ્ત થશે એવી ઉમેદ રાખું છું.

---

# નોંધ

## રોલેટ અરજી

અરજી પર સહીઓ

આ અંકની સાથે રોલેટ અરજી વધારા તરીકે રાખીએ છીએ. તે અરજી અપાટાબંધ મોકલવાની જરૂર છે. તેમાં સહીઓ પુષ્કળ થવી જોઈએ. જેઓ બ્રિટિશ હિંદુસ્તાનમાં રહે છે તે બધાં સ્ત્રીપુરુષો તેમાં સહી કરી શકે છે. 'નવજીવન'ના વાંચનારા આ કામમાં ખૂબ મદદ કરી શકે છે. સહી કરનારનો ધંધો, નામ અને પૂરૂં ઠેકાણું હોવાં જોઈએ. તેના સ્વયંસેવકનું નામ પણ હોય તો વધારે સારૂં. પણ જેઓ સ્વયંસેવક વિના સહી કરે તે સ્વયંસેવકના નામ વિના ચલાવી શકશે. અરજીમાં સહી કર્યા પછી સહી કરનારે તે નવજીવન ઑફિસે મોકલી દેવી. અમે તે યોગ્ય જગાએ પહોંચાડશું. અમારી ઉમેદ છે કે આ કામમાં 'નવજીવન'ના વાંચનારાઓ પૂરી ને તુરત મદદ કરશે.

અરજીનો ઉપયોગ

અરજીથી કશો લાભ થવાનો નથી એમ કોઈએ નથી વિચારવાનું. અરજી એ એક પ્રકારની કેળવણી છે. અરજીથી તેમાં આવેલા વિષય ઉપર પ્રજાનું ધ્યાન રોકી શકાય છે. જે અરજીની પાછળ બળ નથી, કાર્ય નથી, ને અરજી એ જ કાર્યમાં કે બળમાં ખપી જાય છે તે અરજી ફોગટ છે. પણ જે અરજીની પાછળ કાર્ય ને બળ રહ્યાં છે તે અરજી આવશ્યક છે. આ રોલેટ અરજી તેવી છે. તેની પાછળ સત્યાગ્રહનું અનુપમ બળ છે. તે અરજીમાં સહી લઈને કાર્યવાહકો સુધ જવાના નથી. એટલે રોલેટ અરજીને કિંમતી સમજી સૌ તેમાં હજારો સહી લેવા મથશે એવી અમારી ઉમેદ છે.

## પંજાબને મદદ

મદ્રાસનો ફાળો

પંજાબમાં ગયા એપ્રિલ મસમાં રમખાણમાં ઘાયલ થયેલા અને મરણ પામેલા અને તે પછી જુદી જુદી કોરટોને હાથે શિક્ષા પામેલા માણસોનાં નિરાધાર કુટુંબોને મદદ કરવા માટે મદ્રાસ શહેરમાં જે કાર્ય કરવામાં આવ્યું છે તેનો સાર આ અંકમાં બીજે સ્થળે અમે પ્રગટ કર્યો છે. કલકત્તા અને મુંબઈમાં વધારે ધનાઢ્યો વસતા હોવાથી વધારે મોટી રકમો ભેગી કરવામાં આવી છે. પણ મોટે ભાગે સામાન્ય મધ્યમ વર્ગમાંથી બને તેટલા ફાળો ભેગો કરવાને સારામાં સારો પ્રયત્ન કરવાનું માન મદ્રાસને જ ઘટે છે. આ શહેરમાં અત્યાર સુધીમાં આ ફંડમાં જે રકમો જમા થઈ છે તે પણ આ અંકમા આપી છે. તે વાંચી સૌ સાચા અમદાવાદીઓ શરમાશે એવી અમારી ખાત્રી છે. છેલ્લાં એક બે અઠવાડીયામાં જે રકમો ભરાઈ છે તે એટલું જ બતાવી આપે છે કે આ વિષે ખરેખરો પ્રયત્ન કરવાનો હજી બાકી જ છે. પંજાબના મામલા વિષે ચોતરફ ખૂબ રસભેર ચર્ચા ચાલતી જોવામાં આવે છે. પણ અમને ધાસ્તી છે કે તે દુઃખી પ્રાંતના હજારો નિરાધાર પુરુષો અને ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકો માટે ઉભરાતી સહાનુભૂતિને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો વિચાર ઓછો જ જણાતો થયો છે. પંજાબમાં માર્શલ લૉની રૂએ થએલી હકૂમત વિષે તપાસ કરવા કમિટી નીમાઈ છે. તેની આગળ પંજાબની પ્રજાનો કેસ રજુ કરવાને પૂજ્ય પંડિત માલવીયાજી અને પંડિત મોતીલાલ નહેરૂ, સ્વામી શ્રી શ્રદ્ધાનંદજી

ખરા પ્રયત્નની જરૂર

અને મિ. એન્ડ્રૂઝ જેવા મહારથીઓ તનતોડ મહેનત કરી રહ્યા છે તે વખતે તે સંબંધી ઠરાવો કે ચર્ચાની જરૂર ઓછી જ છે. પણ સૌ કોઇ, ગરીબ અને તવંગર, પુરુષ અને સ્ત્રી પંજાબનાં નિરાધાર કુટુંબોની સેવામાં ફુલ નહિ તો ફુલની પાંખડી રજુ કરી શકે. રમખાણમાં ભાગ લેનાર કે શિક્ષા પામનારનાં કુટુંબોને મદદ મળે એ વિચારથી કોઇએ અચકાવાની જરૂર નથી. લડાઈમાં ઘાયલ થયેલા શત્રુઓની પણ સારવાર કાળજીથી કરવામાં આવે છે, તો પછી ગુન્હેગાર માણસોનાં નિર્દોષ કુટુંબોને સહાય આપવાનો પ્રેમધર્મ સૌ કોઈ સ્વીકારશે એવી આશા છે.

## જાત્રાનાં સ્થળો

દાકતર લક્ષ્મીપ્રસાદે ડાકોરજીનો જે ચિતાર આપ્યો છે એમાં કંઈ અતિશયોક્તિ નથી એમ અમે જાતઅનુભવથી જાણીયે છીયે. સ્વચ્છતાના નિયમો જાળવવા ઇચ્છનાર કોઈ માણસ ડાકોરજીમાં ચોવીસ કલાક ન રહી શકે એવી સ્થિતિ છે. તળાવની આસપાસ લોકો ગમે તેમ ગંદકી કરે તેનો કોઈ ભાવ પૂછતું નથી. મુસાફરો ગમે તેમ ગુજરો કરે છે. આપણને ડાકોરજીને વિષે અભિમાન નથી તેથી ત્યાંનું સ્ટેશન પણ ખંડેર જેવું જોવામાં આવે છે. જ્યાં દર વર્ષે લાખો માણસો જાય છે ત્યાં ઓછામાં ઓછી સગવડ!

ડાકોરજીની આંતર વ્યવસ્થા જુઓ તો તેમાં પણ આપણને મેલ જ નજરે આવે છે. પૂજારીઓ ઠોઠ અને જડ જેવા લાગે છે. ડાકોરજીના દાગીના બાબત રીસીવર નીમાયા છે. કેવળ ધર્મના સ્થાન વિષે અદાલતે ચઢવું એ વૈષ્ણવોથી કેમ સહન થઈ શકે છે? જે સંપ્રદાય નીતિનું પોષણ કરનારો છે, જેને નરસિંહ મહેતા, મીરાંબાઇ વગેરેએ શોભાવ્યો છે તે સંપ્રદાય અત્યારે નીતિનો ઘાતક બનેલો જોવામાં આવે છે.

ડાકોરજી જનારા કોણ છે? સરળ હૃદયના ભોળા જાત્રાળુઓ જાય છે એમાં તો શક નથી. પણ પાખંડીઓ પોતાનું પાખંડ પ્રવર્તાવવા જાય છે એ પણ ચોક્કસ છે.

આ અનીતિ–અસ્વચ્છતા રૂપ અંધારું કેમ ટળે? વૈષ્ણવોની શી ફરજ છે? ડાકોરજી એક જ જાત્રાનું ધામ અપવિત્ર થઈ રહ્યું છે એમ નથી. કાશીવિશ્વનાથમાં પણ અમે આવી જ દશા અનુભવી છે. વૈષ્ણવ ટ્રસ્ટીઓ જો પ્રહ્લાદના વારસ બને તો ડાકોરમાં રહેલા અનેક હિરણ્યકશિપુને તગડી શકે. તેઓ વૈષ્ણવ સંપ્રદાયને દીપાવવા ઇચ્છે તો ઘણા સુધારા કરી શકે. જાત્રાળુઓમાં જ્ઞાન આવે તો મુખ્ય સત્તા તો તેઓમાં રહેલી જ છે. પણ જાત્રાળુને જ્ઞાન થાય એનો અર્થ એ થયો કે ક્રોડો હિંદુઓ પોતાના ધર્મની પ્રૌઢતા, તેનું ધાર્મિક તત્ત્વ સમજતા થાય. એ અવસર દૂર છે.

ભાટીયા પલટણ ત્યાં જતાં શીખી છે. આ પલટણમાં રણછોડજી વસે તો તેઓ પણ કંઈક કરી શકે. તેઓનું કામ માત્ર બંદોબસ્ત રાખી સંતોષ માનવાનું નથી, પણ જ્યાં અનીતિ જુએ ત્યાં તેને ડાંભવાનું છે. આને સારુ તેઓ સાહિત્ય તૈયાર કરી લોકોને આપી શકે છે.

મહારાજો તો બહુયે કરે. પણ તેઓના હાથમાં ' નવજીવન ' જતું હશે કે કેમ એ પણ અમે નથી જાણતા. વૈષ્ણવ વાંચનારા તેઓનું ધ્યાન આ લેખ તરફ ખેંચી શકે છે. વૈષ્ણવ ભક્તો મહારાજોને તેમનો ધર્મ સમજાવી શકે છે.

સ્વરાજ્યવાદીએ ખાસ વિચારવા જેવો આ પ્રશ્ન છે. જો આપણે આપણાં નગરોનાં મહાસ્થાનો ન સુધારી શકીએ તો સ્વરાજ્ય મળે શું ઉકાળી શકશું? સ્વરાજ્ય મળ્યાથી આ સ્થળો એની મેળે સુધરશે એવું તો કોઈ નહિ જ માનતું હોય.

મ્યુનિસિપાલિટી શું કરે?

ડાકોરની મ્યુનિસિપાલિટી કંઈક કરે એમ દાક્તર લક્ષ્મીપ્રસાદે સૂચવ્યું છે. મ્યુનિસિપાલિટી એટલે લોકો. આવી સંસ્થાઓ આત્મા વિનાની હોય છે. તે તો ગાડાંના જેવી છે. હાંકનાર જેમ હાંકે તેમ તે હંકાય. લોકોની લાગણી ઉશ્કેરાય, લોકો સ્વચ્છતા માગે ત્યારે જ મ્યુનિસિપાલિટી સ્વચ્છતા દાખલ કરે. છતાં જ્યાં લોકોની જ પેદા કરેલી મ્યુનિસિપાલિટી નથી હોતી ત્યાં કેટલીક વેળા અકસ્માતે કંઈક સુધારા થઈ જાય છે. કારણ મ્યુનિસિપાલિટી નથી હોતી, પણ અમુક વ્યક્તિની હોશિયારી અથવા તેની દિલસોજી હોય છે.

## પ્રાચીન રેંટીયો

રેંટીયામાં સુધારો

આ મથાળા નીચે રા. બિહારીલાલ કાંટાવાળાનો લેખ અમે છાપ્યો છે તે ઉપર સ્વદેશીની હાકલ દરેક વાંચનારનું અમે ધ્યાન ખેંચીયે છીયે. જેમ રા. બિહારીલાલે મનન કરી પોતાના વિચારો જણાવ્યા છે તેમ જ બીજા પણ જણાવે તો જે શોધોની આપણને જરૂર છે તે વેળાસર થઈ શકે.

રેંટીયો રેંટીયો રહેવા છતાં તેમાં કેટલાક સુધારા કરી શકાય ને વધારે સુતર કાઢી શકાય એવી અમારી માન્યતા છે. અમે લેખકના મતને તદન મળીયે છીયે કે પ્રાચીન રેંટીયામાં કાંતનારની બુદ્ધિનું કામ પડે છે તે તત્ત્વ નવી શોધમાં સચવાવું જોઇયે. રા. રેવાશંકર મહેતાનું ઈનામ રાખવું એ અમને યોગ્ય લાગે છે જેઓ વધારે સુતર કાઢવા પ્રયત્ન કરી રહ્યા છે તેઓની મહેનત કેવળ નિષ્ફળ તો નહિ જ જાય. તેઓએ રા. બિહારીલાલના અનુભવનો ઉપયોગ કરવો ઘટે છે. તેમની સૂચનાઓ ધ્યાનમાં રાખવાથી તેઓ વહેલું પરિણામ લાવશે અથવા કોઈક મહેનત મુકી દેશે.

હાથે રૂ પીલાય

'હાથે રૂ પીલવાનું બને તેમ નથી' એ મતને અમે નથી મળતા. આજ પણ કેટલીક જગ્યાએ હાથે રૂ પીલાય છે, ને જો ચાલતી ચળવળનાં તત્ત્વો કાયમ રહેશે તો દિવસે દિવસે વધારે રૂ હાથે પીલાશે; કેમકે આ ચળવળમાં એવી ગણત્રી છે કે જ્યાં રૂ પેદા થાય છે ત્યાં જ મુખ્યત્વે તેનો ઉપયોગ થાય. ભલે સારું જીનમાં રૂ પીલાય; પણ હાથે કાંતવા સારૂ ઘરમાં પીલવું એ બમણી મહેનતમાં પડી કપાસીઆ બગાડવા જેવું થાય.

'બીજાં' સાધનોની શોધ

રૂ પીંજી પુણી સહેલાઇથી બનાવવાનાં સાધન સુધારવા તથા કાંજી સહેલાઇથી પાવાનાં હળવાં સાધન શોધવા સારૂ ઇનામ કાઢવાની સૂચનાને અમે વધાવી લઈયે છીયે, અને એવાં સાધન જેઓ શોધશે તેને સારૂ અમે અવશ્ય ઈનામ મેળવશું. ઈનામની વ્યાવહારિક સૂચનાઓ મેળવી ચોક્કસ ઈનામ પણ બહાર પાડવાની અમે આશા રાખીયે છીયે. પણ અમારા વાંચનારને અમે ભલામણ કરીયે છીયે કે તેઓએ કારીગરોને આ બાબતોમાં રસ લેતા કરવાની જરૂર છે. જેઓ કારીગરોના પ્રસંગમાં આવે છે તેઓ સહેલાઇથી આવી શોધોમાં તેઓને દાખલ કરી શકે છે.

## રેંટીયાની પ્રવૃત્તિ

અમદાવાદની સ્વદેશી સભા તરફથી રેંટીયાની જે પ્રવૃત્તિ આદરવામાં આવી છે તે વિષે આ અંકમાં પ્રગટ કરવામાં આવેલી હકીકત તરફ અમે વાચકવર્ગનું ધ્યાન ખેંચીયે છીયે. તેમાંથી કેટલાક મુદ્દા સ્હેજે તારવી શકાય એમ છે. પ્રથમ તો એ કે મુંબઇની માફક અમદાવાદ શહેરમાં પણ સ્ત્રીઓનો એવો વર્ગ છે કે જેને બેથી ત્રણ આનાની રોજી લઇને રૂ કાંતવાનું કામ પાલવે એમ છે. બીજો એ કે લુણસાવાડના લત્તામાં વધારે રેંટીયા ચાલે છે. એટલું જ નહિ પણ ત્યાં અત્યાર સુધીમાં દર મહિને રેંટીયાની સંખ્યા વધ્યે જ ગઇ છે, ત્યારે ખાડીયામાં તેની સંખ્યામાં ત્રીજા માસમાં કંઇક ઘટાડો જોવામાં આવે છે. રેંટીયા લેનાર સ્ત્રીઓની કોમવાર તપસીલ જોવાથી આ વધઘટ ઉપર કંઈક પ્રકાશ પડશે. ઉપર ઉપરથી જોતા એમ લાગે કે લુણસાવાડની વસ્તી વધારે ગરીબ હોવાથી તેણે રેંટીયાનો આશ્રય વધારે મોટા અને વત્તા પ્રમાણમાં લીધો છે. આ અનુમાનમાં સત્યનો અંશ છે એની ના કહી શકાશે નહિ. જાતિકુળના અભિમાનવાળી ઉંચી કોમો ગરીબાઇનો ઘસારો વેઠતાં છતાં પણ નીચું કહેવાતું કામ લેતાં સંકોચાય છે અને પ્રમાણમાં નીચી કોમો જરૂરીયાતને વર્તીને અનુકૂળ કામને વધાવી લે છે, એનું દૃષ્ટાંત આ આંકડા કેટલે અંશે પૂરૂં પાડે છે એ પણ વિચારવા યોગ્ય છે. એથી પણ વધારે બોધદાયક સવાલ તો એ છે કે મુંબઈ, અમદાવાદ, સુરત વગેરે શહેરોમાં અને બીજાં નાનાં ગામો અને ગામડામાં જે સ્ત્રીઓ હાલ રેંટીયો ચલાવે છે તેઓ અને બીજી તે જ વર્ગની હજારો અને લાખો સ્ત્રીઓ પૈકી પ્રમાણમાં કેટલી સ્ત્રીઓ કેવા ધંધામાં કેટકેટલો રોજ કમાય છે ? આ અતિશય બોધદાયક સવાલ વિષે સત્વર માહીતી એકઠી કરવા અમે સૌને વિનંતિ કરીયે છીયે, અને દરમિયાન જુદે જુદે સ્થળે ચાલતા રેંટીયા વિષે અમદાવાદના જેવી વિગતવાર માહીતી અમને મોકલી સૌ સ્વયંસેવકો અને સભાઓ આભારી કરશે એવી આશા રાખીયે છીયે.

## ટૅનરીઓ

' ટૅનરીઓ ' એટલે ચમારની દુકાનો અને પેઢીઓ. આવી પેઢી આજકાલ હિંદુસ્તાનમાં ઘણી નીકળે છે એમ એક ખબરપત્રી જણાવે છે. વળી તે લખે છે કે આવી રીતે હિંદુસ્તાનનો વેપાર વધે તો એ ઇચ્છવા જોગ નથી, કેમકે તેથી ઢોરોનો નાશ થાય છે.

આમ લખી લખનારે સદ્ભાવે જીવદયાનો પ્રશ્ન ઉઠાવ્યો છે. અમને લાગે છે કે ચમારની દુકાનોથી હિંસામાં વધારો થવાનો નથી. ચમારોની દુકાનો વધતાં ઢોરો વધારે મરશે એમ માનવાને કશું કારણ નથી. મૂએલાં ઢોરનાં ચામડાનો ઉપયોગ નિર્દોષ છે એમ અમારી માન્યતા છે. ચમારનો ધંધો આવશ્યક છે. માણસોને જોડા વિના ચાલવાનું નથી. ખેતીના ધંધામા ચામડાનો ઘરઘડીએ ઉપયોગ છે. પાણી ખેંચવાના અસંખ્ય કોસો પણ ચામડાના જ બને છે. એ ધંધાથી લાખો રૂપીયાની કમાણી થાય છે.

એ ધંધો હાલ ચમારોના અને મોચીઓના હાથમાં છે. તેમના હાથમાંથી મોટી પેઢીઓના હાથમાં જઈ ચમારો અને મોચીઓ ભૂખે ન મરે એનો બંદોબસ્ત આપણે કરવાનો છે.

જો આપણે ચેતીયે નહિ તો પરિણામ અમે ધાસ્તી રાખીયે છીયે તેવું જ આવશે. આપણે આપણા કારીગરોની દરકાર જ નથી કરી. કારીગરોને 'વસવાયા' કરાવી તેઓનો અનાદર કરી દેશને નુકસાન પહોંચાડ્યું છે. કારીગીરી હલકી ગણી, મહેતાગીરીને ટોચે ચઢાવી ગુલામી સ્વીકારી છે કડીઆ, મોચી, સુથાર, લુહાર, હજામ વગેરે વર્ગને ઉતરતા માની આપણે તેઓને દબાવ્યા છે. તેઓના ધંધામાંથી, તેઓનાં ઘરમાંથી વિનય, વિદ્વત્તા, સજ્જનતા, સભ્યતા આપણે હરી લીધાં છે. પરિણામ એ આવ્યું છે કે એમનું જીવન શુષ્ક બન્યું છે અને એઓ પોતે પણ તે જીવનને ઉચ્ચ નથી માનતા તેથી તેઓ શાળાનું જ્ઞાન મેળવે છે તો પોતાનો ધંધો છોડી દે છે, પોતાના ધંધાથી શરમાય છે. મોચી ભણીને પોતાનો ધંધો છોડે છે; દરજી ભણે એટલે સોય છોડે છે; વણકર ભણીને સાળની સાથે વેર બાંધે છે ને ભંગી તો ભણે ને પાયખાનાં સાફ કરે એમ બને જ કેમ? જો આપણે હાથપગની મહેનતથી થતા ધંધાની અવગણના ન કરી હોત તો આવી કઠિન દશામાં ન આવી પડત, અને ગ્રૅજ્યુએટોને ભંગીનો ધંધો કરતાં પણ શરમ ન આવત.

કારીગરોની અવગણના-નું પરિણામ

જીવદયા વિષે પણ આપણામાં વિચિત્ર વિચારો પ્રવર્તે છે. જીવદયાની શરૂઆત આપણી પોતાની જ જાતિથી એટલે મનુષ્યજાતિથી થવી જોઈયે તેને બદલે પશુજાતિના જીવ છરી વડે ન લઇયે તેમાં જીવદયાની સમાપ્તિ માનીયે છીયે. પશુઓ પર દયા રાખવી આવશ્યક છે, પણ મનુષ્યજાતિ ઉપર પણ તેટલી જ દયાની આવશ્યકતા છે. વળી જીવદયાને બ્હાને કે નામે આપણે ઠેરાઈ ન જવું એ યાદ રાખવાનું છે. મૂએલાં ઢોરનાં ચામડાનો ઉપયોગ 'જીવતા ઢોરની ખાલ ઉખેડવા'ની વાત કરીને વખોડવો એ ન્યાય નથી, સત્ય નથી.

---

તા. ૯-૧૧-૧૯૧૯

# દક્ષિણ આફ્રિકા

દક્ષિણ આફ્રિકાને વિષે વર્તમાનપત્રોમા જાહેર થયેલી ખબર આપણને ચોંકાવે છે અને દુઃખ પણ ઉપજાવે છે. આપણે મિ. માન્ટેગ્યુના શબ્દો ઉપરથી માની લીધું હતું કે દક્ષિણ આફ્રિકામાં જે કમીશન હિન્દી હકોને વિષે નીમાવાનું છે તેમા આપણી તરફથી પણ સભાસદો નીમાશે. હવે મિ. મૉન્ટેગ્યુએ ખબર મોકલાવી છે કે તેમના શબ્દોમા ગેરસમજ હતી કે કમીશન ઉપર હિંદુસ્તાન તરફથી કોઈ પણ માણસની નીમણૂક નહિ થાય, પણ સર બૅન્જામન રૉબર્ટસનની સાથે કોઈ બન-અધિકારીને મોકલવામા આવશે અને તેઓ બન્ને કમીશન આગળ આપણા કેસ રજુ કરશે. આ ખબરથી આપણને નિરાશા થાય એમ છે. અમારો અભિપ્રાય એવો છે કે જનરલ સ્મટ્સની ધારણા પ્રમાણે તેઓ કરી નથી શકયા, ને હિંદથી કોઇને

નિરાશા

કમીશનમા દાખલ કરી શકાય તેવું નથી બની શક્યું. એટલે મિ. માન્ટેગ્યુને સુધારાનો તાર કરવો પડ્યો છે. પણ આપણે આંદોલન કરીને કમીશન પર આપણા માણસોની નીમણુક નથી કરાવી શકતા. મિ. મૉન્ટેગ્યુ આપણે સારુ ઇન્સાફ માગી શકે છે, પણ ઇન્સાફ કઇ રીતે આપવો એ તો દક્ષિણ આફ્રિકાની સરકારના હાથમા જ રહી શકે. એટલે તેના કમીશન ઉપર આપણે અહીંથી કોઇની નીમણુક કરવાની ફરજ પાડી શકતા નથી. છતાં જો મિ. શાસ્ત્રીઆર જેવા બાહોશ માણસની નીમણુક સરકાર કરે તો તેઓ અને સર બેન્જામિન રૉબર્ટસન ઇન્સાફ મેળવી શકશે.

આપણને વધારે ચમકાવનારી ખબર તો એ મળી છે કે કમીશન માત્ર વેપારના પરવાના વિષે જ તપાસ કરશે. આટલી તપાસ બસ નથી. એ બાબત આપણે ખૂબ આંદોલન કરવાની જરૂર પડશે. કમીશનના હાથમાં વધારે સત્તા આપવી જોઇયે દક્ષિણ આફ્રિકામા હિન્દીઓએ બધા હકો વિષે તપાસની માગણી કરી છે. એટલું બનવું અમે મુશ્કેલ માનીયે છીયે. પણ વેપારના અને જમીનની માલીકીના હકોની તપાસ કરવાની માગણી આપણે જરૂર કરી શકીયે છીયે; અને એ આપણો ઓછામા ઓછો હક છે. વળી વધારે સંભાળવાનું તો એ છે કે કમીશનને ચાલુ હકમા ઘટાડો કરવાનો હક ન મળવો જોઇયે. નવા કાયદો પસાર થયો તે પહેલાં જે હકો હતા તેમાથી કંઇ ઓછું કરવાનો અધિકાર કમીશનને હોય જ નહિ. દક્ષિણ આફ્રિકામા હવે નવા હિન્દી જતા લગભગ બંધ થયા, ગીરમીટનો રિવાજ બંધ થયો, એટલે તે મારફત હિન્દની વસ્તીમાં વધારો થતો તે પણ બંધ થયો. એટલે હવે સવાલ માત્ર ત્યા વસતા હિન્દીઓના હકનો જ રહે છે. તેઓને પ્રામાણિકપણે વેપાર કરવાની ને જમીન લેવા દેવાની પૂરેપૂરી છૂટ મળવી જ જોઇયે. આ વિષે મતભેદને આવકાશ નથી. દક્ષિણ આફ્રિકાના ગોરાઓ હિન્દીને ગુલામ તરીકે કે માત્ર મજૂર તરીકે રાખી શકતા જ નથી.

# ફીજી

લંબાણનો ભય દૂર

થોડા જ દહાડા પહેલાં એવી ધાસ્તી રાખવામાં આવતી હતી કે ફીજીમાં વસતા આપણા ગીરમીટીઆ ભાઇઓનું અને બહેનોનું બંધન ચાલુ વર્ષની આખરીએ નહિ છૂટે. ફીજીની ધારાસભાએ એવો ઠરાવ કર્યો હતો કે હિન્દી મજૂરોની ગીરમીટ ઑગસ્ટ મહિનામાં તોડવામાં આવશે. જે પ્રથામાં આપણી સ્ત્રીઓની લાજ કાયમ ન રહી શકે એ પ્રથા આપણે એક ઘડીભર પણ ન સાંખી શકીયે. જો ભલા મિ. ઍંડ્રુઝે ફીજી જઇને એ સડો આપણને ન બતાવ્યો હત તો આપણે અત્યારે પણ જાગૃત ન થયા હત. સારે નશીબે તાજી ખબર મળી છે એ ઉપરથી બંધન લંબાવાનો ભય દૂર થયો છે અને હિન્દી સરકારને એવી ખબર મળી ચુકી છે કે જે પેઢીઓમાં મિ. એન્ડ્રુઝે સૂચવેલા સુધારા ન થઈ શકે તે પેઢીઓમાં તો ૧લી જાનેવારીએ ગીરમીટ તૂટી જશે; પણ જે પેઢીઓ મજકુર સુધારા કરવાને તૈયાર હશે એ પેઢીઓ ગીરમીટ તોડવાની નુકસાની લીધા વિના બંધન નહિ છોડે.

નુકસાનીનો સવાલ

વાચનાર કદાચ આ ગુંચવાડો નહિ સમજી શકે. ફીજીના કાયદા પ્રમાણે ઘણા ગોરાઓની પાસે ગીરમીટીઆ હિન્દી મજૂરો છે. તેઓ પાંચ વર્ષને સારૂ નોકરી કરવા બંધાયેલા હોય છે. નવા ગીરમીટીઆ જતા બંધ તો ૧૯૧૭ની સાલથી થયા. પણ મિ. ઍન્ડ્રુઝના રિપોર્ટ પછી આપણે એવી માગણી કરી કે જેઓ બંધનમાં છે તેઓ પણ પાંચ વર્ષ પૂરાં થતા પહેલાં છૂટવા જોઇયે. જે કરારોમાં અનીતિ રહેલી હોય અથવા જે કરારોને લીધે અનીતિ થઈ શકતી હોય તે કરારો તૂટવા જ જોઇયે; અને તે તોડવાને સારૂ નુકસાની ભરવાપણું હોય જ નહિ. પણ ફીજીના પ્લૅંટરો કાયદાના જરાયે હક હોય તો તે છોડવા તૈયાર નથી. તેથી ઉપર પ્રમાણે બતાવ્યા મુજબ નુકસાનીનો સવાલ ઉભો થાય છે. એ નુકસાની આપીને પણ ફીજીમાં રહેલા હિન્દી મજૂરોના બંધન છોડાવવાં એ આપણી સ્પષ્ટ ફરજ છે. સવાલ માત્ર વધારેમાં વધારે ૨૦૦૦૦ પાઉંડ ભરવાનો રહેલો છે; અને મારી ઉમેદ છે કે તેટલા પૈસા ભરીને હિન્દી સરકાર તુરત બંધન છોડાવશે. આ બાબતમાં તે ખાતાના વજીર સર જ્યૉર્જ બાર્ન્સને ધન્યવાદ ઘટે છે. તેમણે જો દૃઢતાપૂર્વક માગણી ન કરી હોત તો જે શુભ પારણામ આવવાની આપણે હવે આશા રાખી શકીયે તે ન આવી શકત. મિ. ઍન્ડ્રુઝનું તો કહેવું જ શું! તેમને ધન્યવાદ કેમ આપી શકાય? તેમણે પોતાનું જીવન આપણને આપ્યું છે. હિન્દુસ્તાનની સેવામાં તેઓ પોતાનું સુખ માને છે. ફીજીના મજૂરોની આંતરડી તેમને દુવા દેશે.

---

# પંજાબનો પત્ર

## (૨)

લાહોરમાં હું સ્ત્રીઓ અને પુરુષોનો જે પ્રેમ અનુભવી રહ્યો છું તે મને શરમાવે છે અને હિંદુસ્તાનની અનન્ય શ્રદ્ધા, લોકોની સરળતા અને ઉદારતા વિષે મને મોહિત કરે છે. લોકો મોટાનાના 'દર્શન' કરવા આખો દહાડો આવ્યાં જ કરે છે. કોઇ જગ્યાએ મારાથી એકલા નીકળી જ શકાય નહિ. લોકોનાં ટોળા મને દેખે કે તુરત એકઠાં થઈ જાય છે. એમને હું રોકી જ નથી શકતો. 'દર્શન' દેવાની મારામાં મેં લાયકાત નથી જોઇ. માણસજાતિમાં પૂજાની ભાવના છે તે વખાણવા લાયક છે. પણ કોઇ સેવકના દર્શન કરવા લોકોનાં ટોળાં નીકળી પડે એ મને અસહ્ય લાગે છે. જો હું 'દર્શન' જ દીધા કરું તો મારી સેવામાં ખલેલ પહોંચે. 'દર્શન' કરવાથી લોકોને કંઇ પણ લાભ થતો હોય એમ હું માનતો નથી. 'દર્શન' દેનારની તો બુરી જ હાલત ગણાય. મને એક વેળા એક મિત્રે પૂછ્યું, "લોકોના માનથી તમને 'ઘમંડ' તો નથી આવતો?" આ સવાલ ઘણી જ સરળતાથી તેમણે કરેલો. હું શું જવાબ આપું? મેં તો કહ્યું, "ખુદા મારામા ઘમંડ પેદા ન કરો." આ મિત્ર જાણીતા મુસલમાન હતા. પણ આટલાં 'દર્શન' દેવામા રોકાઈ રહેલ માણસની ઉપર જેવી તેવી જવાબદારી નથી. 'દર્શન' દેવાનો મનુષ્યને અધિકાર જ નથી. હું તો કહી શકું છું કે મને તો કેવળ અકળામણ જ થાય છે. અને જો હું લોકલાગણી દુભાવ્યા વિના 'દર્શન' બંધ કરી શકું તો જરૂર એ રિવાજ બંધ કરું. તેટલું મારાથી થઇ શકતું નથી. તેમ ન કરવામાં યા તો મારી હિંમત ઓછી, યા તો મારી વિવેકદૃષ્ટિ હજુ મલીન છે, યા તો મારા અહિંસાધર્મ લોકોને દુભવતાં મને અટકાવે છે. મારી માન્યતા તો એવી છે કે મારામાં ઉપરના બે દોષ છે ને અહિંસાવૃત્તિનું પ્રાબલ્ય પણ છે. આ દશામાંથી નીકળવાનો હું મહાપ્રયત્ન તો કરી જ રહ્યો છું. અત્યારે તો લોકો 'દર્શન' કરવા આવે છે ત્યારે પણ હું મારું લખવા વગેરેનું કાર્ય કરું છું. આ લખતી વેળા પણ માણસોની આવજા છે. પણ હું મારું કાર્ય રોકતો નથી. નમસ્કાર કરીને મારું લખવું જારી રાખું છું.

સત્ય અને સેવાધર્મના સહેજ પાલનની આ બલિહારી છે એમ તો હું સ્પષ્ટ જોયા કરું છું. જે સત્યને જેમ હું જાણું છું તે સત્યને મનકર્મવચનથી હું સદાય આચરું છું એમ મારાથી દાવો નહિ કરી શકાય. સેવાધર્મ જે પ્રમાણે મેં ઓળખ્યો છે તે પ્રમાણે સર્વાંશે હું આચરું છું એવો પણ દાવો નથી કરી શકતો. મારો દાવો આટલો જ છે કે સત્ય અને સેવાધર્મનું પૂર્ણપણે પાલન કરવાનો હું મહાપ્રયત્ન કરી રહ્યો છું; ને જે અનન્ય પ્રેમ હું અનુભવી રહ્યો છું તે મને સ્પષ્ટપણે બતાવે છે કે જેનામાં સત્ય અને સેવા પૂર્ણપણે પ્રગટ થાય તે જગતના હૃદયનું સામ્રાજ્ય જરૂર ભોગવે ને ધારેલાં કાર્ય પાર પાડે. હું એમ પણ જોઇ રહ્યો છું કે આ વિષમ કાળમાં સત્ય-સેવા-દયા-ધર્મનું સહેજ પાલન પણ મનુષ્યને પરમ શાંતિ આપે છે.

## કમિટીની તૈયારી

લાહોરમાં ના. લે. ગવર્નર સાહેબને તથા ડેપ્યુટી કમીશનરને મળી હું મિ. એન્ડ્રુઝની સાથે દિલ્હી ગયો, કેમકે દિલ્હીમાં કમિટીની બેઠક તા. ૨૯મી તારીખે થવાની હતી. દિલ્હીમાં મિ. એન્ડ્રુઝ અને હું લૉર્ડ હંટરને મળ્યા અને સ્થાનિક અમલદારોની મુલાકાત લીધી. બધાની ઇચ્છા સત્ય હોય તે જ પ્રગટ થાય એવી જોવામાં આવી. કમિટીએ જે ખબરપત્ર બહાર પાડયો છે તેમાં પણ બધા પક્ષ તેમની પાસે હકીકત મુકી શકે એવું તેમણે ગોઠવેલું છે. હજુ બે ચીજ બાકી છેઃ આગેવાનોને છોડવાની, અને પંજાબની બહારના એક જજને નીમવાની. આ બાબતની તજવીજ ચાલી રહી છે. અમલદારોની મુલાકાત

## પંડિત માલવીયાજી

પંડિત માલવીયાજી કાશીજીથી રવિવારે આવી પહોંચ્યા. તેમણે ઉપરની બાબતમાં ના. લે. ગવર્નરને તાર પણ મોકલી દીધા છે. મિ. સી. આર. દાસ સોમવારે આવી પહોંચ્યા. તેઓ પણ પંડિતજીની સાથે રહેશે. આ વેળા દિલગીરી એટલી જ છે કે પંડિત મોતીલાલ નેહરૂ બીમાર પડી ગયા છે. તેમણે પંજાબના મામલામાં ભારે મહેનત ઉઠાવી છે. જેટલું જ્ઞાન તેમણે મેળવી લીધું છે તેટલું થોડાઓએ જ મેળવ્યું હશે. અત્યારે તેઓ સાહેબ પથારીવશ છે; પણ આશા છે કે એક અઠવાડીયામાં તેઓ સાજા થઇ જશે. તેમને દમની બીમારી છે. માલવીયા-દાસ-નેહરૂ

## દિલ્હીમાં મેળાવડો

દિલ્હીમાં શનિવારને દિવસે મોટી સભા ભરવામાં આવી હતી. હેતુ મને મળવાનો અને દિલ્હીમાં જેઓ એપ્રિલ માસમાં ગોળીના જખમથી મરણ પામ્યા તેમની યાદગીરીને સારૂ એક હૉલ બનાવવાના પૈસા એકઠા કરવાનો હતો. મેળાવડો મેદાનમાં હતો છતાં ભીડ એટલી સખત હતી કે માણસો એકબીજાની ઉપર પડતા હતા. પ્રમુખપદ મને સોંપવામાં આવ્યું હતું. માણસોનો અવાજ ઘણો હતો. આ સ્થિતિમાં સભા ન જ ચલાવાય એમ મને લાગ્યું. કોઇનાં ભાષણો સંભળાય એવી સ્થિતિ નહોતી. તે સભા બરખાસ્ત કરી સ્વયંસેવકોની ગોઠવણ કરવાની સૂચના કરી અને લોકોને પહેલેથી બધી સાવચેતી આપવાનું ને સભાના નિયમો સમજાવવાનું સૂચવ્યું. બીજે દહાડે રવિવારે ફરી સભા કરી ને તેટલા માણસો અત્યંત શાંતિથી લગભગ અઢી કલાક બેઠા. બધાં ભાષણો તેઓએ શાંત ચિત્તથી સાંભળ્યાં. ઉપરાંત પણ સારૂં થયું ગણાય. સેંકડો માણસોએ નાની નાની રકમો રોકડી આપી અથવા પોતાનાં નામ ઠેકાણાં ભરાવ્યાં. આ હકીકત હું અહીં રજુ કરૂં છું કેમકે આપણે જેમ જેમ સામાન્ય ને ગરીબ વર્ગમાં પ્રવેશ કરતા જઇશું તેમ તેમ હજારો માણસોની ભીડ થવાની. તેવી સભાઓ શાંતિથી ચલાવવાની શક્તિ આપણામાં આવવી જ જોઇએ. પહેલેથી ગોઠવણ રાખી હોય, ચંચળ સ્વયંસેવકો હોય ને લોકોને બતાવવામાં આવ્યું હોય તો ઘણા ઓછા પ્રયત્ને આપણે શાંતિ જાળવી શકીએ. અવ્યવસ્થા શાન્તિની શક્તિ

## પહેલી જાહેર બેઠક

કમિટીની પહેલી જાહેર બેઠક આજે (સોમવારે) છે. આ કાગળ લખતી વેળા હજુ બેઠક થઇ નથી. આજે પુરાવો દિલ્હી પ્રાંતના ચીફ કમીશનર મિ. બૅરનનો લેવામાં આવશે. મુખ્ય સાક્ષીઓ

લોકવાયકા એવી છે કે આ બાહોશ ને ભક્ષા કમીશનર જો એપ્રિલ માસમાં ન હોત તો વધારે ભયંકર પરિણામો આવત. આપણી તરફથી સાક્ષીઓમાં સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી, હકીમજી અજમલખાન, ડૉ. અનસારી, ડૉ. અબદુર રહેમાન, રા. કૃષ્ણલાલ અંબાલાલ દેસાઇ વગેરે છે. રા. કૃષ્ણલાલ તે સ્વર્ગસ્થ દી. બા. અંબાલાલભાઈના પુત્ર છે. તેઓનો આ ભાગમાં વેપાર છે.

## રેંટીયા

લાહોરમાં જે જે બહેનો મને મળવા આવેલી તેમની પાસે મેં રેંટીયાની ખુબ વાતો કરી ને સુતરની ભિક્ષા પણ માગી. સેંકડો સ્ત્રીઓ મળી ગઇ, તેમાંની ભાગ્યે કોઈએ કહ્યું હશે કે મને કાંતતાં નથી આવડતું. મેં સુતરની ભિક્ષા શરૂ કરી તેથી બહેનોએ સુતર લાવવાનું શરૂ કર્યું છે ને ઘણી બહેનોએ કાતવાનું ફરી શરૂ કરવાનું વચન પણ આપ્યુ છે. પંજાબના રેંટીયામાં ને ગુજરાતના જુના રેંટીયામાં ઘણો તફાવત જોવામા નથી આવતો. ચોમેર એક જ પ્રકારના રેંટીયા, એક જ જાતના ક્રિયાઓ વગેરે જેમ જેમ જોતો જાઉં છું તેમ તેમ ખાત્રી થતી જાય છે કે હિંદુસ્તાન પૂર્વે એક જ પ્રજા હતુ ને હિન્દુસ્તાનના રહેવાસીઓને એ એકપ્રજાત્વનું ભાન હતું. હજુ સુધી એવી બહેનો કે એવા ભાઇઓ તો થોડાં જ મળ્યાં છે કે જેઓએ હાથે સુતર કાતવામા હાનિ જોઈ હોય.

## પૂર્વ બંગાળમાં તોફાન

મિ. સી. આર. દાસ જણાવે છે કે પૂર્વ બંગાળમા એટલું સખત તોફાન થઇ ગયું છે કે લગભગ ત્રીજા ભાગમા ઘણું સખત નુકસાન થયું છે. સેંકડો માણસો રેલમાં તણાઇ ગયા છે. હજારો ઘરબાર વિનાના થઈ ગયા છે. ઘણા છેક ભીખારી હાલતમા આવી પડ્યા છે. તેઓને મદદ કરવા સારૂ કમિટીઓ કામ કરી રહી છે. મિ. દાસે બે લાખ રૂપીયા ભેળા કર્યા છે ને બીજા ત્રણ લાખની જરૂર છે. તેમણે અને સર રવીન્દ્રનાથ ટાગોરે એક અપીલ પણ કહાડી છે. મારી ઉમેદ છે કે મુંબઈ ઈલાકાના ધનાઢ્યો મદદ કરશે. મારી સલાહ તો એવી છે કે મુંબઇ ઇલાકા વતી કોઈ ભરોસાદાર માણસને મોકલી આપણે તેની મારફતે મદદની વ્યવસ્થા કરવી જોઇયે. ઘણા ધનિક પુરૂષોમાંથી કોઈ આ કામ ઉપાડી લે તો તે સ્થાનિક કમિટીને મદદ કરી શકે અને માહીતી પણ મેળવી શકે. છપ્પનીયાને વખતે અમેરિકાની પ્રજાએ હિંદુસ્તાન વહાણો ભરીં અનાજ મોકલ્યુ હતું, એટલુ જ નહિ પણ તેમના એલચીઓ મોકલી તેમની મારફતે તે મદદ વહેંચાવી હતી.

## મુસ્લીમ લીગના પ્રમુખ

મુસ્લીમ લીગ આ વેળા કદાચ અમૃતસરમાં ન ભરાય એવી પણ ધાસ્તી હતી. હવે તે ધાસ્તી દૂર થઈ છે, એટલું જ નહિ પણ તેના પ્રમુખની પણ ચુંટણી થઈ ચુકી છે. દિલ્હીના નામાંકિત હકીમજી અજમલખાનને લખનૌની કમિટીએ સર્વાનુમતે ચુંટી કાઢ્યા છે. હકીમજીનું કુટુંબ ત્રણ પેઢીથી દિલ્હીમાં રહેતું આવ્યું છે. કુટુંબ જુનું છે તેવું જ ખાનદાન છે. હકીમજી ગરીબોને મફત દવા આપે છે. પોતાના ધંધામાં એટલા બાહોશ ગણાય છે કે તેમને રાજામહારાજાઓ દવાને સારૂ બોલાવે છે. તેમને યુનાની ને આયુર્વેદિક દવાઓનો બહુ

શોખ છે. લૉર્ડ હારડિંગની કારકીર્દીમાં તેમણે દિલ્હીમાં આ બન્ને ધંધા શીખવવાની એક કૉલેજનો પાયો તેઓને હાથે નંખાવ્યો હતો. તે કૉલેજ ૭ા એકર જમીન પર બાંધવામાં આવી છે. દિલ્હી શહેરથી બે માઇલ દૂર છે. મકાન લગભગ પૂરૂં થઇ ગયું છે. તેમાં ૧૨૦ દરદીઓને રાખી શકાય એટલી કોટડીઓ છે. અંગ્રેજી વૈદાને પણ સ્થાન આપવામાં આવ્યું છે. વિદ્યાર્થીઓને અંગ્રેજી વાઢકાપનું થોડું જ્ઞાન આપવાનો પણ હકીમજીનો ઇરાદો છે. હકીમજી હિન્દુમુસલમાન પર સમભાવ રાખે છે. બન્ને કોમ તેમને સરખું માન આપે છે. તેઓના રાજ્યપ્રકરણી વિચાર કૉંગ્રેસને મળતા છે., તેમની ચુંટણી એ હિંદુમુસલમાન બન્નેને રાજી થવા જેવી બીના છે. (દિલ્હી, કારતક શુદ ૮, સોમવાર)

# નોંધ

## ખિલાફત અને સુલેહોત્સવ

આગામી સુલેહોત્સવની બાબતમાં આપણી વર્તણુક કેવી હોવી જોઇયે એ વિષે કેટલાક મિત્રોએ પૂછપરછ કરી છે. મને ખબર છે કે ખિલાફતના દિવસે કેટલીક સભાઓમાં એવો ઠરાવ થયો હતો કે જો ખિલાફતના સવાલનો સંતોષકારક ફડચો આણવામાં ન આવે તો મુસલમાન ભાઇઓ સુલેહના ઉત્સવમાં ભાગ ન લઇ શકે; કેમકે હિન્દી ભાઈઓનાં મન તેવી સ્થિતિમાં શાન્ત ન હોઈ શકે. જ્યાં સુધી એ મોટા સવાલનો ફડચો આવે નહિ અને મુસલમાન ભાઇઓની લાગણી દુભાવાનો ભય રહે, તથા લાખો મુસલમાનો ભાઈઓ ત્રિશંકુની હાલતમાં અથવા ચિન્તામાં રહે ત્યાં સુધી હિન્દુ, પારસી, ખ્રિસ્તી, યાહુદી વગેરે ભાઇઓ, જેમની હિન્દુસ્તાન એ પસંદગીની અથવા જન્મની ભૂમિ છે એઓ, આગામી સુલેહોત્સવની ખુશાલીમાં ભાગ ભાગ્યે જ લઈ શકે. હું તો એમ પણ ધારવાની હિંમત ધરૂં છું કે નામદાર વાઈસરાય જો ધારે તો નામદાર શહેનશાહના પ્રધાનોને કહે કે જ્યાં સુધી ખિલાફતના સવાલનો નીવેડો આવ્યો નથી ત્યાં સુધી હિન્દીઓ સુલેહના ઉત્સવમાં ભાગ નહિ લઈ શકે; અને મને ઉમેદ છે કે સુલેહનાં ઉત્સવમાં ભાગ લેવાનું આપણને કહેતા પહેલાં એ સવાલનો માનપૂર્વક ફડચો આણવાની અને જાહેર કરવાની જરૂર નામદાર શહેનશાહના પ્રધાનો સ્વીકારશે.

---

તા. ૨૩-૧૧-૧૯૧૯

# ગૌરક્ષા કેમ કરાય ?

ગૌરક્ષા બાબત મને ઘણા ભાઇઓ લખ્યાં કરે છે. છેલ્લો કાગળ મારી ઉપરં આવ્યો છે તેમાં લખનાર જણાવે છે કે મારે સ્વદેશી છોડીને પણ ગૌરક્ષાનું કામ પહેલું કરવું જોઇયે. ગૌરક્ષા વિષે મેં ઘણાં વર્ષો થયાં અભિપ્રાયો બાંધ્યા છે. ચાલુ પ્રમાણોથી મારા વિચારો જુદા જ છે. હું માનું છું કે ગૌરક્ષાને નામે આપણે જાણે અજાણે ગૌહત્યા કરીયે છીયે. પણ આ સમયે હું ગૌરક્ષા વિષે મારા બધા વિચારો

મૌ. બારી સાહેબનો કાગળ

વાંચનાર સમક્ષ મુકવા નથી ઇચ્છતો. મારી ઉપર મૌલાના અબ્દુલ બારી સાહેબનો કાગળ આવ્યો છે તેમાનો કેટલોક ભાગ જ વાંચનાર આગળ રજુ કરવા ઇચ્છું છું. તેઓ સાહેબ લખે છે કે "હિન્દુમુસલમાન વચ્ચે ઐક્યના સંબંધમાં જે ખિલાફત બાબત પ્રાર્થનાનો દિવસ ઠરાવ્યો હતો તે સંબંધમાં જે ફતેહમંદી મળી છે તેને સારૂ તમારો હું આભાર માનું છું. તમે એ બાબત જે ધોરણ પકડયું છે તેની ઉંડી અસર મુસલમાનો ઉપર ને ખસુસ કરીને તેઓમા જેઓ ધર્મચુસ્ત છે તેઓની ઉપર થઈ છે. કેટલાક ઉલેમાઓએ તમને તેઓ તરફથી ધન્યવાદ આપવાનું ખાસ લખ્યું છે. તેમાના એક ફુલવારીના મૌલાના સુલેમાન સાહેબ છે. તેઓ લખે છે કે પોતે બાવચ્યમા ગૌવધ કરવાનુ બંધ રાખ્યું છે અને બીજાઓને પણ તેમ કરવા સમજાવ્યું છે. જો તમારા જેવા માણસો ઐક્યને સારૂ મહેનત કર્યા કરે તો દેશની ઉન્નતિ વહેલી થાય ને તકરારનાં કારણો દૂર થાય"

ઐક્ય થવામાં મારો હિસ્સો કેટલો છે તે વિચારવું છોડી દઇયે. ઉપરના કાગળમાથી હું વાચનાર પાસે જે સાર આપવા ઇચ્છું છું તે તો આટલો જ છે કે આપણે જો ગૌરક્ષા કરવા ઇચ્છતા હોઈયે તો કેવળ મુસલમાન ભાઇઓની સેવા કરીને જ કરી શકશું. મને એક ગૃહસ્થે કહેવડાવ્યું છે કે આપણે મુસલમાનોની સાથે ગૌરક્ષાની બાબત શરત કરીને જ તેમને ખિલાફતની બાબતમાં મદદ કરવી જોઇયે. તે ગૃહસ્થને ઉપરનો કાગળ જવાબ આપે છે. આપણે બદલો લઇને કોઇને મદદ કરીયેં તેમાં રસ કે સાર નથી હોતો. ખિલાફત બાબત મુસલમાન ભાઇઓએ આપણી મદદ માગી નથી. પણ જો આપણે તેમની મિત્રતા ચાહતા હોઇયે, તેમને ભાઇ ગણતા હોઇયે તો તેમને મદદ કરવી એ આપણી ફરજ છે. તેને પરિણામે તેઓ ગૌવધ બંધ કરે એ જુદી વાત છે. તેમાં નવાઇ નહિ ગણાય. પણ આપણે ગૌવધ બંધ કરવાની શરતે તેમને મદદ કરી શકતા નથી. ફરજનો બદલો હોય જ નહિ. પણ જેઓ ગૌરક્ષા કરવાની હોંશ ધરાવતા હોય તેઓએ ખિલાફતની બાબતમાં મુસલમાનોને સંપૂર્ણ મદદ કરવી એ તેઓની દેખીતી ફરજ છે.

એ મદદ કરવાનો અવસર પાછો ડિસેમ્બર માસમાં પ્રાપ્ત થાય છે. તા. ૧૩ થી ૧૬ સુધીમાં સુલેહની ઉજવણી થશે. તે ઉજવણીમાં જ્યાં સુધી મુસલમાનોને સંતોષ નથી મળ્યો ત્યાં સુધી આપણાથી ભાગ ન જ લઇ શકાય એવી મારી ખાત્રી છે. જેઓનો મોટા સ્વાર્થ લડાઇના પરિણામમાં રહેલો છે તેઓની સ્થિતિની ચોખવટ થાય નહિ, તેઓને પોતાની સ્થિતિ વિષે પૂરો ભય હોય ત્યાં સુધી સુલેહની ઉજવણીનો તેઓને સારૂ કશો અર્થ ન જ હોય.

# પંજાબનો પત્ર

## (૩)

### અમૃતસરનો પ્રેમ

દિલ્હીથી મિ. એંડ્રુઝની સાથે હું અમૃતસર ગયો. ત્યાં મને જે અનુભવ થયો તે અલૌકિક હતો. લોકોનાં ટોળાંમાંથી પસાર થવું મુશ્કેલ હતું. સ્ટેશનની બહાર બધો ભાગ અમૃતસરવાસીઓથી છવાઇ ગયો હતો. જયઘોષના પોકારોથી હું તો કેવળ ગભરાઇ ગયો. આ જંગી સરઘસ શહેર ભણી ચાલ્યું. લોકોએ ફુલોથી ગાડી ભરી મુકી. મસજીદમાં મને લઇ ગયા. મસજીદ હિંદુમુસલમાનથી ભરાઇ ગઇ હતી. ઘણી મહેનતે મસજીદમાંથી પાછો ગાડી બેઠો થયો. પછી ઘણી વારે ગાડી શીખોના સુવર્ણમન્દિર પાસે ઉભી રહી. આ મંદિરને તેઓ દરબાર સાહેબ કહે છે. મન્દિરનો ઘુમટ વગેરે સોનાથી મઢેલા છે. પાસે મોટું તળાવ છે. આસપાસની જગ્યા પણ પ્રમાણમાં વિશાળ ગણાય. આવા ખુલ્લા મેદાનમાં થઇને મન્દિરના મુખ્ય ભાગ સુધી પહોંચવું મને તો અશક્ય લાગ્યું. ચોતરફ હજારો માણસો ભરાઈ ગયાં. સ્ત્રીઓની કંઈ ખામી ન હતી. આટલા ચીકાર ભરાયેલા ટોળામાં સ્ત્રીઓ નિર્ભયતાથી દાખલ થતી મેં જોઇ. છતાં મરદો સંપૂર્ણ મર્યાદા જાળવતા હતા, એ જોઇ મને ઘણો હર્ષ થયો. એમાં હર્ષનું કારણ ન હોવું જોઈયે. પણ આવી દશા હિંદુસ્તાનમાં સ્વાભાવિક નથી એમ હું જાણું છું. આટલી ભીડમાં મર્યાદા નથી જળવાતી એમ મેં જોયું છે. ઠાકોરજી જતા સંઘોમાં મર્યાદાનો લોપ થાય છે એ પણ આપણે વાંચ્યું છે. તેથી દરબાર સાહેબમાં જળવાયેલી મર્યાદા જોઇ હું હર્ષ પામ્યો. આપણી એવી સ્થિતિ સર્વ સ્થળે થાઓ એવું ઇચ્છું છું.

'દરબાર સાહેબ'

મર્યાદાનું પાલન

આ ભીડમાં કેટલોક સમય તો તાલીમ આપવાનું મેં જ વહોરી લીધું. માણસોનો પ્રસારો થાય એટલે હું થોભું, સ્ત્રીપુરૂષોને બેસવાનું કહું ને હું દરબાર સાહેબ સુધી પહોંચું નહિ ત્યાં લગી બેસી રહેવાનું કહું. હું તેમની સમક્ષ ઉભો રહું ત્યાં લગી તો સહુ બેસી જ રહે, પણ જેવો ચાલવાનું શરૂ કરું કે તુરત બધા ઓચિંતા ઉભા થઇ જાય ને મારી પાછળ ચાલે જ. મેં પાંચ છ વાર પ્રયત્ન કર્યો. પાછલે પગે પણ ચાલ્યો. લોકોથી રહેવાય જ શાનું ? છેવટે એમ જ જવાનું રાખ્યું ને લગભગ એક કલાકે થોડાં પગલાં જમીન કાપી હું દેવળમાં દાખલ થયો. આમાં લોકોની હઠ હતી. લોકો પોતાનો પ્રેમ દાબી જ ન શક્યા. જેમણે ઘણું જ દુઃખ સહન કર્યું હતું તેઓએ પ્રેમરૂપી જળથી પોતાનાં દુઃખ ધોયાં.

પ્રેમજળનું સિંચન

પણ મારું શું ? મારી પાત્રતા કેટલી ? જેઓએ પ્રેમ વરસાવ્યો તેમનું તો ક્ષેમ જ છે, પણ જેઓ પ્રેમનો સ્વીકાર કરે તેના શા હાલ ? અનેક સ્ત્રીઓ કે જેમનાં સગાં જેલમાં છે તેઓ એવું ધારતી હશે કે મારી મહેનતથી તેઓ છુટશે. પણ હું છોડાવનાર કોણ ? જેને નામે હું સેવા કરી રહ્યો છું તે પ્રભુને ચરણે એ બધો પ્રેમ અર્પણ કરું એટલું જ

મારી પાત્રતા શી ?

દરબાર સાહેબનાં દર્શન કરતાં મને ઉપરણાની ને ફેંટાની ભેટ કરવામાં આવી. મેં ફેંટો મારી ટોપી પર બાંધ્યો ને ઉપરણો ગળે નાખ્યો. દર્શન કરી પાછા જવું એ પણ આવવા જેટલું જ મુશ્કેલ હતું. આમ સરઘસમાં પાંચ કલાક ગયા. છતાં લોકોના ભાવની તૃપ્તિ ન થઇ. મને લાલા ગિરધારીલાલને ત્યા લઇ જવામાં આવ્યો. તેમના ઘરની આસપાસ છેક સાંજના છ વાગ્યા સુધી હજારો માણસો રહ્યાં ને મારે વારંવાર તેમને મળવા બહાર જવું પડતું હતું. પુરુષો તેમજ સ્ત્રીઓ બન્ને આવતાં હતાં. અમૃતસરવાસીઓ કહે છે કે આટલી સ્ત્રીઓ કોઇ દહાડો બહાર નીકળી જ નથી. તેઓએ 'ઉપદેશ' વિના જવાની ના જ પાડી. આ તરફ 'ઉપદેશ સુનાઇયે' એ સામાન્ય વાક્ય છે. મેં બહેનોને પહેલાં દુઃખનો દિલાસો આપ્યો, બીક છોડવાની ભલામણ કરી, જેઓ જેલમાં ગયા છે તેમને સારુ શોક ન કરવાની વિનંતિ કરી અને કહ્યું કે જ્યાં લગી હજારો હિંદી ઈરાદાપૂર્વક જેલનું દુઃખ નહિ વહોરે ત્યાં સુધી આપણે આગળ નથી વધવાના. પછી સ્વદેશી વિષે ભલામણ કરીને ધર્મ જાણી હમેશાં થોડો સમય તો અચૂક સુતર કાતવાનું સૂચવ્યું.

## શક્તિનો ધોધ

આ દેખાવો ગંભીર ગણાય. જેમ નાયગરાના પાણીના ધોધમાંથી શક્તિ ઉત્પન્ન કરી અમેરિકાના માણસો તેનો ઉપયોગ કરે છે તેમ આપણે પણ અમૃતસર વગેરે જગ્યાએ વ્યાપી રહેલી શક્તિનો ઉપયોગ કરી શકીયે છીયે. અત્યારે આ શક્તિ પાણીના ધોધની જેમ નકામી જાય છે. તેનો ઉપયોગ થઇ શકે તેમ છે. હજારો સ્ત્રીપુરુષોમા દેશાભિમાન વ્યાપ્યું છે. તેમા ધર્મ જોઇયે એમ પણ તેઓ જાણે છે. તેઓને વખત છે, પણ તાલીમ નથી, આવડત નથી, ટકી શકે એવો ઉત્સાહ ઉદ્યોગ નથી. આ સ્ત્રીપુરુષોને અક્ષરજ્ઞાનની જરૂર છે તેના પહેલાં ને તેના કરતાં વધારે હાર્દિક જ્ઞાનની ને તેમાંથી ઉત્પન્ન થતા ઉદ્યોગની જરૂર છે. પણ ખરૂં જોતા ભણેલા ને સામાન્ય અભણ ગણાતા વર્ગ વચ્ચે ઘણું અંતર છે. ભણેલા પણ સરઘસમાં હતા. તેઓ પણ દેશાભિમાની તો છે જ. પણ તેઓનું જીવન અભણ કરતાં નોખું છે ને તેઓ માને છે કે જ્યાં લગી અભણ ભણે નહિ ત્યાં સુધી દેશનો ઉદ્ધાર થાય નહિ. દેશના ઉદ્ધારને સારૂ દેશ ઉપર પ્રીતિ, દેશને અર્થે ઉદ્યોગ એટલે ધર્મજાગૃતિ સિવાય કશાની જરૂર નથી; અને ધર્મજાગૃતિ એટલે કર્તવ્યપરાયણતા. દરેકે પોતાનો આજનો ધર્મ સમજી તે આચરતો, એટલે કાલનો એની મેળે મળી આવશે. આજનો ધર્મ એ છે કે

૧. આપણે કોઇથી બીવું નહિ;

૨. સત્ય જ આચરવું;

૩. દેશનો ભૂખમરો દુર કરવા સારૂ સ્વદેશીધર્મ ગ્રહણ કરવો;

૪. તે ધર્મ સ્હેજે પળાય તેટલા સારૂ આપણે ઘેર રેંટીયા દાખલ કરાવવા ને હાથવણાટ વધારી વધારાવી તેથી પેદા થતું કાપડ પહેરવું.

ઈશ્વરનો ડર રાખનાર મનુષ્યથી ન જ ડરે, એટલે સરકારથી, રાજાથી, અમલદારથી ન ડરે; અને જે ડરે નહિ તેને કોણ ડરાવી શકે ? અને જેને કોઈ ડરાવી ન શકે તેની ઉપર બળાત્કારે કોઈ રાજ્ય ન કરી શકે. એટલે સરકાર વગેરે સત્તા પોતાનું ખરું સ્વરૂપ પકડે, એ સત્તા નીડર પ્રજાને સારુ કલ્યાણકારી શક્તિ થઈ પડે. રાજદંડ એ ભય ઉપજાવવાનું સાધન છે. પ્રજા ભયનો ત્યાગ કરે ત્યાં રાજદંડ નકામો થઈ પડે છે. આ નીડરતા આપણ કેવળ નિર્દોષ આચરણથી કેળવી શકાય. સત્ય વિના નિર્દોષતા સંભવે જ નહિ. એટલે સત્યરૂ આચરણ એ જ આપણી મુક્તિનું દ્વાર છે. સત્ય અને સ્વદેશીમાં સ્વરાજ્ય

આપણા કાપડમાં આપણે દર વર્ષે સાઠ કરોડ રૂપીયા બહાર મોકલીયે છીયે. એટલે આપણને સ્વદેશીની જરૂર છે. સ્વદેશી પ્રમાણબંધ રેંટીયાથી ને હાથસાળોથી જ ફેલાવાય. એટલે તેમાં આપણા સાઠ કરોડના વેપારની ચાવી છે.

સત્ય વિના નિર્ભયતા નથી, ને સ્વદેશી વિના અર્થલાભ નથી. તેથી સત્ય અને સ્વદેશીના સેવનમાં જ સ્વરાજ્ય છે. આ બે વસ્તુનું શિક્ષણ યોગ્ય સેવકો હોય તો ક્ષણમાં પ્રજાને આપી શકાય. જે ગામમાં એવા સેવક હોય ત્યાં એ બે શિક્ષણનો પ્રચાર કરવો શરૂ કરી દેવો જોઇયે. તેમાં મોટાં મકાનોની કે ઘણા પૈસાની જરૂર નથી. માત્ર તીવ્ર ને શુદ્ધ ઇચ્છાની જરૂર છે.

આવા વિચારો લાહોર અમૃતસરના અનુભવથી મને વખતોવખત આવ્યાં જ કરે છે. તેની વાંચનારને ભેટ મોકલું છું.

## લાહોરમાં

અમૃતસરમાં એક દહાડો રહી અમે લાહોર આવ્યા. અહીં કામ તો પડયું જ હતું. અને પંડિતજી હજુ બહાર હતા. મોતીલાલજી પ્રયાગમાં ને માલવીયાજી દિલ્હીમાં. તેથી રજુ કરવાના પુરાવા બાબત મારાથી જે થઇ શકે તે કરવામાં હું ગુંથાયો. સાથે સાથે ના. લે. ગવર્નરને કાગળ પણ લખી નાખ્યો કે ત્રણ શરતોમાંની બે હજુ બાકી હતી.

## બે શરતો

એક તો એ કે પંજાબની બહારનો એક જજ સમરી કોર્ટના કેસોની તપાસણીમાં નીમવો. બીજી શરત એ કે આગેવાન કેદીઓને કમિટીનું કામ ચાલે તે દરમિયાન છોડવા. આ માગણીનાં કારણમાં જણાવ્યું કે તેઓના વિના પૂરાવો બરોબર ન જ આપી શકાય. તેઓના મુક્તબંધી છુટવાથી પણ લોકોને પૂરાવો આપવાની હિંમત આવશે અને સરકારની દાનતને વિષે લોકોને વિશ્વાસ આવશે.

દરમિયાન મા. માલવીયાજી તથા મિ. દાસ દિલ્હીથી આવ્યા અને મોતીલાલજી પ્રયાગથી આવી પહોંચ્યા. કમિટીના સભાસદો પણ આવી પહોંચ્યા. તેઓ અમૃતસરમાં જ્યાં લોકોને વધારેમાં વધારે ઈજા થઇ છે ત્યાં જલિયાંવાલા બાગ વગેરે જોવા ગયા. તા. ૧૩મી ગુરુવારે કમિટીની બેઠક શરૂ થઈ ને અમૃતસરની તપાસ ચાલી.

## કમિટીનો બહિષ્કાર

પણ આપણી તરફથી કમિટીનો બહિષ્કાર થયો છે. સોમવારે એટલે તા. ૧૦મીએ લે. ગવર્નર સાહેબનો જવાબ આવ્યો કે પંજાબની બહારના જજની નીમણુક થઈ છે. તેનું નામ બિહારની હાઈકોર્ટના જસ્ટિસ મલિક છે. પણ ત્રીજી શરત સરકારે કબુલ ન રાખી. જેને કમિટી બોલાવે તેવા કેદીઓને જ જુબાની આપવા લઈ જવા દેવામાં આવશે એમ ગવર્નર સાહેબે લખ્યું. આવો કાગળ માલવીયાજી ઉપર આવ્યો અને મને પણ તે જ જવાબ મળ્યો. કૉંગ્રેસની પેટાકમિટીની બેઠક થઇ. મા. પંડિતજીએ બધું સમજાવ્યું. મારે કહેવાનું હતું તે મેં કહ્યું; ને ઘણી ચર્ચા થયા થયા પછી છેવટે ના. લે. ગવર્નર પર ને લૉર્ડ હંટર પર પંડિતજીએ પ્રમુખ તરીકે કાગળો લખ્યા. તે જાહેર થઇ ચુક્યા છે. બન્ને કાગળમાં પંડિતજીએ સાફ જણાવ્યું છે કે જ્યાં સુધી મુખ્ય આગેવાનોને છોડવામાં નહિ આવે ત્યાં લગી લોકો તરફથી હંટર કમિટીનો બહિષ્કાર રહેશે. લૉર્ડ હંટરના કાગળમાં બહિષ્કારનાં કારણો બતાવ્યાં ને લૉર્ડ હંટરની પાસે માગણી કરી કે જેમ દક્ષિણ આફ્રિકામાં મને અને બીજાઓને છોડવામાં આવ્યા હતા તેમ અહીંના આગેવાનોને પણ છોડવા જોઇયે. લૉર્ડ હંટરનો જવાબ પણ નકારમાં આવ્યો છે. દરમિયાન ઍંડ્રુઝ સાહેબ ના. ગવર્નર પાસે જઈ આવ્યા. તેમણે પણ તેમને વીનવ્યા. પછી હું મળ્યો. પરિણામમાં કંઇક આગળ વધ્યા ને એમ કબૂલ કર્યું કે જ્યારે આગેવાનોને જુબાની દેવા લઇ જવામાં આવશે ત્યારે તેમને છૂટા મેલવામાં આવશે; તે એવી શરતે કે તેઓએ સૂવાને પાછું જેલમાં જવું. આમા આપણી માગણીના તત્ત્વનો કંઇક સ્વીકાર થતો હતો તેથી કૉંગ્રેસ કમિટી પાછી મળી અને વિચાર કર્યો. એમ ઠરાવ થયો કે જો બાકીના દિવસોને સારૂ જેલીઓને જેલીની જેમ છોડે ને કોરટમાં, વકીલને મદદ કરવા આવવા દે તો આપણે ના. લે. ગવર્નરનું કહેણ કબુલ રાખીયે. ભાઇ ઍંડ્રુઝ આ ચોખવટ કરાવવા ગયા. પણ ગવર્નર સાહેબે ચોખ્ખી ના પાડી. તેથી મા. પંડિતજીએ ફરી લૉર્ડ હંટર પર કાગળ લખ્યો છે હંટર કમિટીમાં સરકારી અમલદારો કે જેના કામની તપાસ ચાલે છે તેઓને બેસવાની પરવાનગી છે, તેમા સરકારી વકીલ પણ છે. માલવીયાજીએ જણાવ્યું છે કે જ્યાં સરકારી અમલદારો કે જેઓ તહોમતદારની સ્થિતિમાં છે તે હાજર થઇ શકે છે, ત્યાં આપણા આગેવાન કેદીઓ હાજર રહી વકીલને મદદ ન કરી શકે એવી એકપક્ષી સ્થિતિ કૉંગ્રેસ કમિટી કદી કબૂલ ને કરી શકે. એટલે આપણો બહિષ્કાર ચાલુ છે.

## હંટર કમિટીમાં જુબાની

હજુ અમૃતસરના અમલદારોની જુબાની ચાલી રહી છે. મુખ્ય આરોપો અમલદારો કબૂલ કરતા જણાય છે. ત્રણે હિંદી સભાસદો ઠીક કામ કરી રહ્યા છે. પંડિત જગતનારાયણ ઘણી સખત ઉલટ તપાસ કરે છે. મને લાગે છે કે કેટલેક દરજ્જે તેમની ઉલટ તપાસ જોઇયે તેના કરતાં વધારે તીખી હોય છે. જેઓ જાણે છે તેઓ કહે છે કે તેમની ઢબ જ એવી છે. ઘણા કાળ સુધી ફોજદારી કેસો લીધા પછી તેમની આદત જ તીખી તપાસ:

કરવાની પડી ગઇ છે. સર ચીમનલાલ સેતલવાડ પણ બારીક સવાલો પૂછે છે, ને સાહેબજાદા સુલતાન અહમદ થોડા સવાલો પૂછે છે પણ મુદ્દાના સવાલો જ પૂછે છે. અંગ્રેજ સભાસદો પણ પક્ષપાતી સવાલો કરે છે એમ જોવામાં નથી આવતું. લોકવાયકા એવી છે કે કમિટીના સભાસદો જાણીજોઇને ગેરઈન્સાફ કરે એવા નથી. ગમે તેમ હો પણ હિંદી સભાસદો હાજીહા કરનારા નથી એમ સૌ કોઈ કહે છે.

## આપણી કમિટી

જ્યારે આપણે બહિષ્કાર કરીયે ત્યારે તેની અવેજીમાં કંઇક કરવું જોઇયે. કૉંગ્રેસની પેટાકમિટીએ પાંચ કમીશનર નીમ્યા છે; તેઓનું કામ જે પૂરાવો એકઠો થયો છે તેનું, ને નવો લઇ તેનું સંશોધન કરી એક રિપોર્ટ બનાવવાનું છે. પાંચ કમીશનરો પંડિત મોતીલાલ નેહરૂ, મિ. ચિત્તરંજન દાસ, મિ. અબ્બાસ તૈયબજી, મિ. ફઝલુલ હુસેન ને હું છીયે મિ. અબ્બાસ તૈયબજી આવતી કાલે વડોદરેથી આવી પહોંચશે ને મિ. ફઝલુલ હુસેન કલકત્તેથી થોડા દિવસમાં આવી જશે. આ કમીશનરોએ અહીંના વકીલ મિ. સન્તાનમને પોતાના સેક્રેટરી નીમ્યા છે. અહીંના બીજા વકીલો વગેરે સ્વયંસેવકનું કામ પણ કરી રહ્યા છે.

## ઍંડ્રુઝની વિદાયગીરી

મિ ઍંડ્રુઝ દક્ષિણ આફ્રિકા સારૂ વિદાય થવાના હતા તેમના માનમાં બ્રાડલે હૉલમાં ગઇ કાલે ગંજાવર સભા ભરાઇ હતી. ટિકિટો વેચવામાં આવી હતી તેમાં રૂ. ૨૦૦૦ ઉપરાંત થયેલા તેની મિ. ઍંડ્રુઝને ભેટ કરવામાં આવી હતી. મા. પંડિત માલવીયાજી પ્રમુખસ્થાને બિરાજ્યા હતા, ને મિ. ઍંડ્રુઝની પંજાબની સેવાની તારીફનો અને તેમના દક્ષિણ આફ્રિકાના કાર્યમાં ફતેહનો ઠરાવ પસાર થયો હતો. મિ. ઍંડ્રુઝે ગદ્ગદ કંઠે ચમત્કારી ભાષણ આપ્યું હતું. મારા હાથમાં સભાનો ઠરાવ મુકવામાં આવ્યો હતો. એ બન્ને ભાષણો જાણવા યોગ્ય છે તેથી તે આવતા પત્રમાં આપવાની ઉમેદ રાખું છું. બીજાં ભાષણો મુખ્યત્વે વિવેકનાં હતાં એટલે તેનો સાર મુકી દેવા ધારૂં છું.

## વાંચનારની ક્ષમા

મારી ઉમેદ હતી કે સાપ્તાહિક 'નવજીવન' ની શરૂઆતમાં ઘણો ભાગ હું જ લખીશ અથવા તેમાંનાં ઘણાં લખાણમાં કંઈક મારો હાથ હશે. પંજાબનું કામ આટલું ગંભીર થશે અથવા મારે આવા એકએક રેકર્ડ જેવું રહેશે એવું હું નહોતો ધારતો. હજુ પંજાબસંબંધી હું ક્યારે મુક્ત થઇ શકીશ એ હું જાણતો નથી. 'નવજીવન' ઉપર જે જાતમહેનત હું કરવા માગતો હતો તેટલી હું હાલ નહિ કરી શકું; તેને સારૂ મને વાચનાર ક્ષમા આપશે એવી ઉમેદ રાખું છું. પંજાબમાં હું સેવા કરૂં એવું દરેક વાંચનાર ઇચ્છશે જ એમ માની લઉં છું, અને તે દરમિયાન જે સેવા ભાઈ ઇન્દુલાલ યાજ્ઞિક કરી શકે તે વાંચનાર સ્વીકારી લેશે એમ ઇચ્છું છું.

(લાહોર, કારતક વદ ૧૧, સોમવાર)

તા. ૩૦-૧૧-૧૯૧૯

# પંજાબનો પત્ર

## (૪)

### મિ. ઍંડ્રુઝનું ભાષણ

મેં ગયા કાગળમાં લખ્યું હતું કે મિ ઍંડ્રુઝે જ્યારે દક્ષિણ આફ્રિકા જવા સારૂ લાહોર છોડયું ત્યરે તેમણે કરેલું ભાષણ ને મેં કરેલું ભાષણ અગત્યનાં હોવાથી હું વાંચનાર આગળ રજુ કરીશ. મિ. ઍંડ્રુઝનાં ભાષણનો સાર નીચે પ્રમાણે છે:

"દિલ્હી અને પંજાબમાં આપણે જે ગાઢ સંબંધ રાખીને કામ કર્યું છે તે પછી મારે વીખુટા પડવું એ મુશ્કેલ છે. તેથી હું થોડા જ શબ્દો બોલીશ. બહુ અગત્ય વિના મેં ભાગ્યે જ પંજાબ વિષે મારૂં મ્હોં ઉઘાડયુ છે. પણ હવે હું દક્ષિણ આફ્રિકા જાઉં છું ત્યાંથી પાછા ફરતાં મને ચારેક માસ લાગશે, એટલે જો હું મૂગે મ્હોડે ચાલ્યો જાઉં તો એ પ્રામાણિક ન ગણાય. હું મુખ્ય બાબત ઉપર તુરત જ બોલી દેવા ઇચ્છું છું. મારી સ્થિતિ ટુંકામાં આ છે. ઘણી દઢતાપૂર્વક હું માનું છું કે લોકોને ખીજવાવાનાં ગમે તેવાં કારણો મળ્યાં હોય તોપણ જે ઘાતકીપણે ને હીચકારાપણે અંગ્રેજોનાં ખુન અમૃતસર અને બીજી જગ્યાઓમાં થયાં તેનો બચાવ ન જ હોઇ શકે. તેમ જ ગીરણીઓ બાળવાને વિષે કહી શકાય. જે બાઈ હિંદીઓને ચાહતી હતી અને જે ઇશુ ખ્રિસ્તને સાચી રીતે માનનારી હતી તેની ઉપર જે ખુની હુમલો થયો એ સૌથી વધારે નીચ હતો. પણ જેમ કોઈ પણ પ્રકારનો બચાવ કર્યા સિવાય હું ઉપલા ગુન્હાને વખોડું છું તેના કરતાં વધારે રીતે હું જલિયાંવાલા બાગમાં ઈરાદાપૂર્વક થયેલી કતલને વખોડું છું.

ગ્રૅકોની કતલ મારા દેશને બટ્ટો પહોંચાડે છે તેટલોજ બટ્ટો અમૃતસરમાં થયેલી કતલ પહોંચાડે છે. હું કાંઇ સાંભળેલી વાત કરતો નથી. મેં દરેક હકીકત ઘણી કાળજીપૂર્વક તપાસી છે અને મારા વિચાર પ્રમાણે એ નામોશીનું વર્ણન ન. કરી શકાય તેવું છે. તેનો બચાવ ન થાય, તે માફ ન કરી શકાય, તેને સારૂ કંઈ બ્હાનું ન આપી શકાય. અને હવે બે બોલ માર્શલ લોની રૂએ. થયેલા બનાવો વિષે. જેઓને પેટ ઉપર ચલાવ્યા હતા તેઓને હું મળ્યો છું, જેઓને હલકા કરવા સારૂ નગ્ન કરાવ્યા હતા તેઓને મળ્યો છું, જેઓ ધૂળમાં રગદોળાયા હતા તેઓને મળ્યો છું, જેઓને ચાબુક માર્યા હતા તેઓને મળ્યો છું. મનુષ્યને ખ્રિસ્તી મત પ્રમાણે ઇશ્વરની આકૃતિ રૂપ ગણવામાં આવ્યો છે. તેની ઉપર આવાં ન કરવાનાં સેંકડો કામ થયાં છે. મીલીટરી અને પોલીસ મારફત થયેલાં અને માણસની માણસાઇ નીચોવી નાખે એવાં આ નીચ ને ઘાતકી કામો જલિયાંવાલા બાગની કતલ કરતાં કંઇ ઉતરે એવાં ન હતાં.

અશાંતિને અંતે થયેલાં કૃત્યો વિષેના અંગ્રેજ તરીકેના આ મારા ઉદ્દગારો છે. મારા

સાથીઓની સાથે કામ કરતાં હું આ ઘાતકીપણું ભૂલી શક્યો નથી, ને મેં જે કંઇ મદદ કરી છે તે કેવળ પ્રાયશ્ચિત્ત રૂપે જ છે.

ધર્મવચનનું ધ્યાન

"લાહોરમાં હું હમેશાં સવારના પહોરમાં સૂરજ ઉગતો જોવા બગીચામાં જાઉં છું અને ત્યાં એકાંતે દહાડાનું મારૂં કર્તવ્ય વિચારી લઉં છું. એમ વિચારતાં આજ સવારે મને મારા શાસ્ત્રમાંથી આ વાક્ય યાદ આવ્યું: "તે (ઈશ્વર) ભલા બૂરા બધાને સૂર્યનું અજવાળું આપે છે. તેથી જેમ તે પૂર્ણ છે તેમ તમે પણ પૂર્ણતાને પામો." આ શબ્દો જીસસે ઉચ્ચાર્યા હતા. તેણે પોતાના અનુયાયીઓને શીખવ્યું કે વેર લેવું કે કરવું એ મનુષ્યનું કર્તવ્ય નથી પણ ક્ષમા એ તેનું કર્તવ્ય છે. જેણે મનુષ્યને મદદ કરવા ને તારવા સારૂ અવતાર લીધો હતો એવા બુદ્ધદેવે પણ એ જ શબ્દો કહ્યા છે. અને એ જ શિક્ષણનું આજે સવારે મેં ધ્યાન ધર્યું.

'મારી પ્રાર્થના'

"જે ઘા પડ્યા છે તેને રૂઝવવા સારૂ તે બરોબર તપાસવા પડશે ને તેમાંનું ઝેર કાઢવું પડશે. પણ શસ્ત્રક્રિયામાંયે છેલ્લું કાર્ય ઘા રૂઝવવાનું હોય છે, તેને પાટા બાંધવાનું હોય છે. અને જ્યારે તમે બધા ગુન્હા શોધી રહો ત્યારે તમે વેરભાવને ન પોષો પણ ક્ષમાભાવનું સિંચન કરો, તમે તિરસ્કારરૂપી અંધારામાં ન ભટકો પણ પ્રેમરૂપી અજવાળામાં આવી જઈ ઈશ્વરી માર્ગ જુઓ એવી મારી તમને પ્રાર્થના છે."

## મારા શબ્દો

ઉપર પ્રમાણે મિ. એંડ્રુઝનું ભાષણ હતું. હું બોલ્યો તે તેમના ભાષણની પૂર્વે હતું, કેમકે મારે તો તેમના ઉપકારનો ઠરાવ રજુ કરવો હતો. તેમનું ભાષણ મેં જોયું ન હતું. છતાં મારા શબ્દો એ તેમના ભાષણની પ્રસ્તાવના અથવા સમજુતી રૂપે જ આવી ગયા તેથી અને બન્ને ભાષણો પ્રજા આગળ કંઈક ભારે રહસ્ય મુકવા અર્થે જ થયેલાં તેથી અહીં તેનો ઉતારો કરવાનું મેં ધાર્યું છે. મારા બોલવાનો સાર આ છે:

ક્રોધ સામે અક્રોધ

"મિ. એંડ્રુઝ મને સહોદર જેવા છે. એટલે તેમને વિષે કંઈ પણ કહેવું એ મને મુશ્કેલ જણાય છે. અમારી વચ્ચેનો પવિત્ર સંબન્ધ મને બોલતો અટકાવે છે. પણ આટલું તો હું કહી શકું છું કે મિ. એંડ્રુઝ એક ચુસ્ત અંગ્રેજ છે. પણ તેમણે પોતાનું જીવન હિંદને આપ્યું છે. પોતાનાં કૃત્યોથી તેઓ આપણને કહે છે કે 'અંગ્રેજો તમારી ઉપર જુલમ કરે છે એવું તમને જણાય તોપણ તમે તેમનું બૂરૂં ન ઇચ્છશો, મારી તરફ નજર કરજો.' જો આપણે મિ. એંડ્રુઝ તરફ માન ધરાવતા હોઇયે તો આપણે તેમના પ્રેમની નકલ કરવી જોઇયે. આપણો પ્રેમ આંધળો ન હોવો જોઇયે. એવો પ્રેમ પ્રલ્હાદે પોતાના પિતા પ્રત્યે બતાવ્યો હતો. મિ. એંડ્રુઝનું જીવન આપણને શીખવે છે કે જોકે જુલમ અને અન્યાયની સામે થવું એ આપણી ફરજ છે, તોપણ જુલમગારનો દ્વેષ ન કરવો એ પણ આપણી ફરજ છે. સરકારે આપણને કફોડી સ્થિતિમાં મુકયા છે. કેદીઓને મુદતને સારૂ પણ છોડવાની ના પાડી. લૉર્ડ હંટરની કમિટી આગળ આપણે પુરાવા આપવાનો ઇરાદો રાખતા હતા તેમ કરવું સરકારે

અશક્ય કરી મુક્યું છે. સરકારના આવા અવિચારી પગલા સામે આપણે ક્રોધ ન કરીયે. ઘણા હિંદીઓએ કર્યું છે તેના કરતાં મિ. ઍંડ્રુઝે હિંદને સારૂ વધારે કર્યું છે. તેમણે પોતાના ભાઇઓને વિષે બોલવામાં કંઈ ખામી નથી રાખી, પણ તેથી કંઈ તેઓને અંગ્રેજો પ્રત્યે ઓછો પ્રેમ નથી. તે જ રીતે આપણે અંગ્રેજો અથવા તો સરકારનો તિરસ્કાર કર્યાં વિના, ન્યાય અને આપણા માન ખાતર લઢી શકીયે છીયે.

## આપણી ફરજ

"મિ. ઍંડ્રુઝે પોતાનો આત્મા હિંદને સારૂ નીચોવ્યો છે. મિ. ઍંડ્રુઝ સામાન્ય પ્રકારના અંગ્રેજ નથી. તે બહુ વિદ્વાન છે, ઉમદા કુટુમ્બના ગૃહસ્થ છે, કવિ છે, ધર્મશાસ્ત્રી છે. તેમણે ઈચ્છયું હત તો તે મોટા સૂબાની પદવી ભોગવી શકત, તેમણે ધાર્યું હત તો મોટી કૉલેજના પ્રિન્સિપાલ થઈ શકત ને તેમણે માગ્યું હત તો તે પાદરી તરીકે ઉચ્ચ પદવી ભોગવી શકત. પણ તેમણે લક્ષ્મીને જતી કરી છે, હોદ્દાને ગણકાર્યાં નથી અને આજે નિષ્પરિગ્રહી રહી હિંદને અર્થે ભ્રમણ કર્યા કરે છે. આવા અંગ્રેજ પ્રત્યે આપણી શી ફરજ છે? જ્યાં સુધી અંગ્રેજ પ્રજામાં એક પણ ઍંડ્રુઝ હોય ત્યાં સુધી તેમને ખાતર પણ આપણે અંગ્રેજો પ્રત્યે તિરસ્કાર ન કરી શકીયે. જો આપણે અંગ્રેજને ધિક્કારીયે તો મિ. ઍંડ્રુઝ પ્રત્યે આપણો નિર્મળ પ્રેમ ન જ હોઈ શકે, આપણને તેમની સેવાનો સ્વીકાર કરવાનો અધિકાર જ ન હોય. આટલું તો સ્પષ્ટ સમજાય એવું લાગે છે.

"પ્રશ્ન એ રહ્યો કે જલિયાંવાલા જેવી કતલ ચાલે, અંગ્રેજ સિપાઈ આપણને ગાળો ભાંડે, પાટુ મારે, ટ્રેનમાં પોતાની જોડે બેસવા ન દે, અંગ્રેજ અમલદારો બધા અમલ પોતે જ ભોગવવા ઈચ્છે, અંગ્રેજ વેપારી હિંદુસ્તાનનો મુખ્ય વેપાર પોતે જ રાખે, તેમ છતાં તેની ઉપર ક્રોધ કર્યા વિના કેમ રહેવાય? તેની ઉપર પ્રેમ તો આવી જ કેમ શકે? આ મુશ્કેલી દેખીતી છે. જ્યાં નજર કરીયે ત્યાં દ્વેષ, ક્રોધ, તિરસ્કાર, નૂકસાન ભર્યા જ છે હિંદી હિંદીને પણ સદાય પ્રેમની જ નજરે નથી જોતા ત્યાં અંગ્રેજની શી વાત? આ શંકાઓમાં નાસ્તિકવાદ ભર્યો છે. ઇશ્વરનું અસ્તિત્વ બુદ્ધિથી સ્વીકાર્યે આસ્તિક થવાતું નથી. ઈશ્વરની ઉપર શ્રદ્ધા હોય ને પ્રેમ ન હોય એ વિરોધી વાત છે. આસ્તિકતા એટલે સત્ય, પ્રેમ ઈત્યાદિ ગુણો છે. એ ગુણો એકદમ આપણામાં પ્રકાશી નીકળે તો આપણે જ ઈશ્વર બની ગયા.

"આપણે આ સત્યનો સ્વીકાર કરી તે ભણી આપણી ગતિ કરીયે. એ મિ. ઍંડ્રુઝના જીવનનું શિક્ષણ છે, તેને અર્થે તેમનું પ્રાયશ્ચિત્ત છે, ને તેમની ગૂઢ તપશ્ચર્યાનો અર્થ છે. તેમને આપણાં ઘરોમાં મૂગે મ્હોડે કલાકો સુધી બેસી રહેતાં જોયા છે. તેમની આપણે અવગણના કરી છે છતાં તેમણે ક્રોધ નથી કર્યો એ મેં જોયું છે. તેમને જે મળ્યો તે ખોરાક આપણાં ઘરમાં બેસીને સંતોષપૂર્વક ખાતા મેં તેમને જોયા છે. સ્વ. ગોખલેજીના કહેવાથી ઘડીની નોટિસે દક્ષિણ આફ્રિકા જવા નીકળતાં મેં તેમને જોયા છે. આ તેમની મૂગી ને

ખરી તપશ્ચર્યા છે. દક્ષિણ આફ્રિકા આદિ દેશોમાં જઈ આપણું કાર્ય કરે છે એ તેમની તપશ્ચર્યા આપણી આગળ મૂર્ત સ્વરૂપમાં છે તેથી આપણે તે ઓળખીયે છીયે. પણ જે તપશ્ચર્યા તેઓ અદૃશ્યપણે કર્યા કરે છે તે વધારે કિંમતી છે.

કાર્યસિદ્ધિને ખાતર અદ્વેષ

“પણ મિ. એંડ્રુઝના માનને જ ખાતર આપણે અંગ્રેજો પ્રત્યેનો તિરસ્કાર કાઢીયે એટલું જ નહિ. તેમાં આપણી કાર્યસિદ્ધિ વહેલી રહેલી છે, કેમકે આપણે જો તેમની જેમ ક્રોધ વિના ધીરજથી, ખંતથી, સત્યપણે નિરંતર આપણું કાર્ય કર્યા જ કરીયે તો અંગ્રેજોને પોતાના દોષોનો આપણી ઉપર પ્રયોગ કરવાપણું જ ન રહે, અને જેમ તે એકલા છતાં અનેકનું કાર્ય કરી શકે છે તેમ એક હિંદી પણ તેમની ચાલે ચાલી અનેકનું કામ કરી હિંદની પ્રગતિનો વેગ વધારી શકે.”

## ગુજરાનવાલા

બહેનોની ધીરજ

ગયે અઠવાડીયે હું ગુજરાનવાલા ગયો હતો તે ૩૦૦૦૦ની વસ્તીનું ગામ છે. ત્યાં પણ મેં અમૃતસરના જેવો પ્રેમ અનુભવ્યો ત્યા મારે પુરાવો તપાસવો હતો તેથી રા. પુરૂષોત્તમદાસ ટંડન અને દાક્તર પરસરામને લઈ ગયો હતો અમારૂં રહેવાનું દીવાન મંગલસેન જેઓ હાલ જેલમાં બિરાજે છે તેમને ત્યા હતુ. તેથી તેમના ધર્મપત્નીનાં દર્શનનો મને લાભ મળ્યો ને તેમની સરભરા પામી હું ઋણી બન્યો. લાહોરમાં હું શ્રી. સરલાદેવી ચોધરાણીને ત્યાં રહું છું ને તેમના અનન્ય પ્રેમમાં નાહી રહી છુ. સરલાદેવીને હું ૧૯૦૧ની સાલમાં મળ્યો હતો. તેઓ પ્રખ્યાત ટાગોર કુટુમ્બના છે. તેમની વિદ્વતા ને સરલતાનો ખ્યાલ પણ મને અનેક રીતે આવ્યાં કરે છે. અમૃતસરમા દા. કીચલુ અને ડા. સત્યપાલનાં ધર્મપત્નીને પણ મળ્યો છુ. આ બધી બહેનો પોતાનાં દુ:ખ ઘણી ધીરજપૂર્વક સહન કરી રહેલ છે.

ગુજરાનવાલામાં સ્ત્રીઓની અને પુરુષોની એમ બે જંગી સભાઓ થઈ હતી. સ્ત્રીઓને રેંટીયાનો ધર્મ સમજાવ્યો ને તેઓએ સુતર કાંતવાનું વચન પણ આપ્યું.

ભૂલનું ભાન

ગુજરાનવાલા એ રણજિતસિંહની જન્મભૂમિ છે. જેમાં તેઓ જનમ્યા હતા ને રહેતા હતા તે મકાન પણ જોયું. આ જગ્યાએ લોકોએ ઘણી નુકસાની કરી હતી તે વિષે તેમને મેં ભાન કરાવ્યું, હું જોઉં છું કે દરેક જગ્યાએ આપણા દોષનું ભાન કરાવતાં કશી અડચણ નથી આવતી, આપણી ભૂલ થઈ એવું બધા સ્વીકારે છે. ગુજરાનવાલામા અમલદારોએ વેર લેવામાં ને ઘાતકીપણું વાપરવામાં જરાયે મણા રાખી નથી. તેનું વર્ણન કરવાની જરૂર નથી રહેતી.

(લાહોર, તા. ૨૫-૧૧-૧૯)

તા. ૩૦-૧૧-૧૯૧૯

# ખિલાફતનો ઉપાય

ખાસ કરીને મુસલમાનો સાથે સંબન્ધ ધરાવતી બાબતમાં હિન્દુઓ ભાગ લે એમાં કંઇ નવાઇ જેવું નથી. દુઃખમાં ખરી મદદ આપવી એ જ સાચા મિત્રનું લક્ષણ છે. અને આપણે હિન્દુ, પારસી, ખ્રિસ્તી કે યાહુદી ગમે તે હોઇયે પણ જો આપણે એક પ્રજા બનવા ઈચ્છતા હોઇયે તો આપણામાંના એકના હિતમાં બધાએ પોતાનું હિત સમજવું જોઇયે. અમુક માગણીમાં ન્યાય છે કે નહિ એટલો જ નિર્ણય કરવાનો રહે છે. મુસલમાનોની માગણી સાચી છે એ વાતની સાક્ષી ઇંગ્લંડના વડા પ્રધાન અને નિવૃત્ત થયેલા બીજા નામાંકિત અમલદારો પૂરે છે. આપણે હિન્દુમુસલમાન ઐક્યની વાતો કરીએ છીયે, પણ મુસલમાનોનું સાચું હિત જોખમમાં હોય ત્યારે હિન્દુઓ દૂર ઉભા રહે તો એ ઐક્ય નામનું જ કહેવાય. કેટલાકે એવી સૂચના કરી છે કે આપણે હિન્દુઓ મુસલમાન ભાઇઓ સાથે અમુક શરતો કરીને તેમને મદદ આપી શકીયે. પણ શરતે આપેલી મદદ ભેળવાળા ચૂના જેવી છે, તેથી સાંધ પકડતી નથી.

તેથી આપણે કેવી રીતે મદદ આપી શકીયે એ જ વિચારવાનું છે. આગામી સુલેહોત્સવમાં ભાગ ન લેવાનો નિર્ણય ખિલાફત પરિષદે કર્યો છે અને એ નિર્ણય મને વ્યાજબી લાગે છે. હિંદુસ્તાનના ચોથા ભાગની વસ્તી પર અસર પહોંચાડે એવી સુલેહની શરતો જાહેર કરવામાં આવી નથી ત્યાં સુધી હિન્દુસ્તાનને માટે તે ઉત્સવનો કંઈ અર્થ હોઈ શકે જ નહિ. ખિલાફત સંબન્ધી સુલેહની શરતોમાં આઠ કરોડ મુસલમાનોનું જીગર સમાયેલું છે. ખિલાફતનું ભવિષ્ય ત્રાજવામાં લટકે છે તે વખતે સુલેહ ઉજવવાનું કહેવું એ ગેરવ્યાજબી છે. ખિલાફતના સવાલનો નિર્ણય થયા પહેલાં હિન્દુસ્તાનને સુલેહ ઉજવવાનું કહેવું એ આલ્સાસ-લૉરેનનું નક્કી થાય તે પહેલાં ફ્રાંસ સુલેહ ઉજવે એવી આશા રાખવા બરાબર છે. તુર્કી હિન્દુસ્તાનની બહાર છે એથી આ ઉપમામાં ખામી આવતી નથી. ઇંગ્લંડ જેવી ખ્રિસ્તી સત્તા છે તેવી જ તે હિન્દુ અને મુસલમાન સત્તા પણ છે; અને હિન્દુસ્તાન સામ્રાજ્યનું ભાગીદાર હોય તો બીજી કોઈ કોમના જેટલું જ માન મુસલમાન કોમની લાગણીને આપવું જોઇયે. તેથી ખિલાફતના સવાલનો નિર્ણય થાય ત્યાં સુધી સુલેહ ઉજવવાનું મુલતવી રાખવું એ જ વાઇસરાય સાહેબની વધારેમાં વધારે વ્યાજબી ફરજ ગણાય.

અને ખરેખર, આ સવાલ ઇંગ્લંડની ઈજ્જતનો અને ઇંગ્લંડના વડા પ્રધાનના વચનના નોકનો છે. જો ઈજ્જત પર કલંક લાગે તો ધન, સેના અને લશ્કરી પરાક્રમની શી કિંમત છે? વડા પ્રધાને ગયા વર્ષના ફેબ્રુઆરી માસમાં ખિલાફત વિષે ગંભીર શબ્દો ઉચ્ચાર્યા હતા તેથી મુસલમાનોની વફાદારી સબળ થઈ હતી અને કેટલેક અંશે લડાયક મુસલમાનોમાં લશ્કરની ભરતીને પણ તેથી ઉત્તેજન મળ્યુ હશે. તે શબ્દોથી વિપરીત રીતે ખિલાફતનો

* દિલ્હીની ખિલાફત પરિષદમાં આપેલું ભાષણ

નિર્ણય થાય એવું વડા પ્રધાને હમણાં જ આપેલા ભાષણમાં સૂચવ્યું છે તેથી મુસલમાનોની લાગણી નકામી દુભાય એમ છે. તે ભાષણ વાંચીને મને ઘણું જ દુઃખ થયું છે. હજી પણ વધારે ડહાપણને સ્થાન મળશે અને મુસલમાનોની માગણીને ન્યાય મળશે એમ હું આશા રાખું છું.

અસહકારનું બીજ

પણ અનિષ્ટ જ બને તો તે પ્રસંગે સરકારને કંઈ પણ મદદ ન આપવાની સલાહ આપવાનો નિર્ણય ખિલાફત કમિટીએ કર્યો છે. વિષયનિર્ણાયક કમિટીમાં તેમજ સામાન્ય સભામાં હાજર રહેવાની તક મને મળી હતી. હું જાણું છું કે સરકારને કંઇ મદદ ન આપવી એ મોટી અને ગંભીર બાબત છે. તે માટે સહન કરવાની શક્તિ જોઇએ. હું એમ પણ જાણું છું કે જ્યારે સરકારને મદદ કરવામાં હીણપત લાગે ત્યારે સરકારને મદદ ન આપવી એ દરેક શહેરીની ફરજ છે. સરકારના કૃત્ય વિષે નાપસંદગી દેખાડવાનો આ જ વહેવારૂ રસ્તો છે.

'બહિષ્કાર'ની નિષ્ફળતા

આથી એવી આશા રાખી શકાય કે આ ગંભીર સ્થિતિ બ્રિટિશ સરકાર ધ્યાનમાં લેશે. પણ જ્યારે સરકારને મદદ ન આપવા ઉપરથી આપણે બ્રિટિશ માલનો બહિષ્કાર કરવા પર ઉતરીએ ત્યારે આપણે હાસ્યને પાત્ર જણાઇએ. જો ખિલાફતના સવાલનો સંતોષકારક નીવેડો ન આવે તો બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાનો ઠરાવ ખિલાફત કમિટીએ વધુમતે પસાર કર્યો છે. બહિષ્કાર એ વેર લેવાનો એક રસ્તો છે. હું મારા મુસલમાન ભાઇઓને સૂચવવાની હિંમત ધરૂં છું કે બ્રિટિશ માલનો બહિષ્કાર જાહેર કરવાથી તેઓ આખી આલમનો મત પોતાની તરફેણમાં વાળી શકશે નહિ. વળી વહેવારમાં આ બહિષ્કાર ટકી શકશે નહિ. બહિષ્કાર કરવો એ આપણી નબળાઈ કબૂલ કરવા બરાબર છે. બધા સવાલનો નીકાલ કરવામાં સફળ થવાને માટે મર્દાનીની જરૂર છે, નબળાઈની નહિ. તેથી હું આશા રાખું છું કે ખિલાફત કમિટી આ બાબતમાં પાછું પગલું ભરશે અને પાકો વિચાર કરીને બહિષ્કારનો ઠરાવ રદ કરશે. આ મોટા સવાલની લડત ચલાવવામાં શાંતિ, ધીરજ અને ઉગ્ર સત્યનિષ્ઠાની જરૂર છે. કંઈ તોફાન ન થાય એ જ બસ નથી. ઘણીવાર ઉતુની શબ્દો ઉતુની કાર્ય જેટલું જ નુકસાન કરે છે. મારી ખાત્રી છે કે આપણી ન્યાયી અને પવિત્ર માગણીને ઉતાવળા શબ્દ કે કૃત્યથી આપણે હાનિ પહોંચાડીશું નહિ.

પંજાબનો સવાલ ન ભેળવાય

કેટલાક મિત્રોએ સૂચવેલા એક વિચારને તપાસવાનું હવે બાકી રહે છે. એમ જણાવવામાં આવ્યું છે કે પંજાબનું દર્દ પણ સુલેહોત્સવ કરવાથી દૂર રહેવાનું એક કારણ છે. એ વિચાર સાથે હું મળતો નથી. પંજાબનું દર્દ ગમે તેટલું આકરૂં હોય તોપણ તે દેશની આંતરિક સ્થિતિનો પ્રશ્ન છે અને સામ્રાજ્યના ઉત્સવમાં ભાગ ન લેવાને પંજાબના દર્દને વચમાં લાવવામાં આપની પ્રમાણબુદ્ધિની ન્યૂનતા અંકાય. ખિલાફતના સવાલની માફક પંજાબનું દર્દ સુલેહની શરતોમાંથી ઉત્પન્ન થતું નથી. જો આપણે ખિલાફતના સવાલને યોગ્ય સ્થાન અને મહત્ત્વ આપવા ઇચ્છતા હોઇએ તો આપણે તેને નિરાળો રાખવો જોઇએ. મારા નમ્ર મત પ્રમાણે સુલેહની શરતોમાંથી નીપજતા હોય અને આપણી પ્રજાકીય સ્થિતિ સાથે મુદ્દાનો

સંબંધ ધરાવતા હોય એ સિવાય બીજા કારણસર સુલેહોત્સવમાં ભાગ લેવાની આપણે ના પાડી શકીયે નહિ. આ બન્ને કારણો ખિલાફતના સવાલમાં જ સમાયેલાં છે.

---

તા. ૭–૧૨–૧૯૧૯

# પંજાબનો પત્ર

## (૫)

### ખિલાફતનો મેળાવડો

ગુજરાનવાલાથી અમે [પરબારા દિલ્હી ગયા. દિલ્હીમાં તા. ૨૩મી નવેમ્બરે કેવળ મુસલમાનોની સભા હતી અને ૨૪મીએ હિંદુમુસલમાન બધાની જાહેર સભા હતી. ૨૩મીની સભા ખાનગી રાખવામાં આવી હતી. તેમાં મુસલમાનો સિવાય બીજા થોડા જ હતા. મને ખાસ બોલાવ્યો હતો તેથી હું તેમાં હાજર રહ્યો હતો. મૌ. મોલવી ફજલુલ હક આ સભાના સભાપતિ હતા. તેઓ આજેબ ન્પંજાબના કામમાં પણ કમીશનર નીમાયા છે એ સહુને ખબર હશે. સભામાં ઘણા ઠરાવો પસાર કરવાના હતા. તે ઠરાવો મુકરર કરવા સારૂ વિષય કમિટી બનાવવામાં આવી હતી. આ કમિટી ચાર વાગ્યાથી રાતના ૯-૩૦ વાગ્યા સુધી બેઠી. તેમાં ખૂબ ચર્ચા ચાલી. એક ઠરાવ હિંદુઓનો આભાર માનવાનો હતો. તેને સર્વાનુમતે કબૂલ રાખવામાં આવ્યો. બીજો ઠરાવ સુલેહની ઉજવણીમાં ભાગ નહિ લેવાનો હતો તે પણ મંજુર રાખવામાં આવ્યો. ત્રીજો અગત્યનો ઠરાવ બૉયકૉટનો હતો. તેની ઉપર ખૂબ ચર્ચા ચાલી. ઘણાએએ તીખાં ભાષણો કર્યાં ને બૉયકૉટમાં યૂરોપનાં બીજાં રાજ્યોનો માલ પણ ન લેવો એવો ઠરાવ કરવાની ચર્ચા ચાલી. પણ તે તો કોઇએ કબૂલ ન રાખ્યું. આ વિષે મારી સલાહ પૂછવામાં આવી. મેં કહ્યુ તે સૌએ ઘણા ધ્યાનપૂર્વક અને વિનયપૂર્વક સાંભળ્યું ને ઘણાએ મારો વિચાર મંજુર રાખ્યો. મેં બતાવ્યું કે બૉયકૉટમાં ઝેર ને વેર છે. તેથી કામ સુધરવાને બદલે બગડશે. પણ આખરે મતે એ ઠરાવ કબૂલ રાખવામાં આવ્યો.

બૉયકૉટને બદલે મેં એમ સૂચવ્યું કે જો તેઓમાં તાકાત હોય તો તેઓ સહાય ન દેવાનો ઠરાવ પસાર કરી શકે છે. એ ઠરાવ કરવાનો આપણો હક છે ને તે આપણી ફરજ પણ થઈ શકે. આ ઠરાવ પણ બધાને ગમ્યો ને તે કબૂલ થયો.

છવટે રાતના મોટી સભા શરૂ થઇ. તેમાં વિષય કમિટીએ મુકરર કરેલા ઠરાવો રજુ થયા ને બૉયકૉટના ઠરાવ પર ભારે ચર્ચા થઇ. સામાન્ય રીતે વિષય કમિટીમાં થયેલા ઠરાવો ઉપર મોટા મેળાવડો ચર્ચા નથી કરતો, પણ આ વેળા ખૂબ ચર્ચાની છૂટ આપવામાં

આવી. ડૉ. મિ. રેઝાઅલી, મિ. અબદુલ્લા હારૂન, મિ. સૈયદ હુસેન અને હું બૉયકૉટની વિરુદ્ધ બોલ્યા, અને લોકોની ઉપર અસર ઘણી થઇ. સહુએ શાંતિથી સાંભળ્યું. પણ છેવટે બહુમતથી બૉયકૉટનો ઠરાવ મંજુર થયો. આ સભા રાતના ત્રણ વાગ્યા સુધી ચાલી હતી. તેમાં હાજીકુલમુલ્ક હકીમ અજમલખાન, ડા. અનસારી, મૌલાના અબદુલ બારી સાહેબ વગેરે ઘણા નામાંકિત મુસલમાનો હાજર હતા.

## હિંદુમુસલમાનોની સભા

બીજે દહાડે એકલી સભા મળી. તેમાં છાપાવાળાઓને નોતર્યા હતા ને 'ટાઈમ્સ ઑફ ઇંડિયા' વાળા મિ. રૉપર્ટ પણ હાજર થયા હતા. આ સભામાં મને પ્રમુખપદ આપવામાં આવ્યું હતું. સભા સંગમ થીએટરમાં હતી. તે ચીકાર ભરાઈ ગયું હતું. તેમાં દાખલ થવાની ટિકિટો વેચવામાં આવી હતી. આમાં સંન્યાસી સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી, સહરાનપુરના મિ. બમનજી, સિંધના ડા. ચોઈતરામ, પ્રયાગના રા. કૃષ્ણકાંત માલવીયા વગેરે હાજર હતા. મા. પંડિત માલવીયાજી, પં. મોતીલાલ નેહરૂ, મિ. સી. આર. દાસ વગેરે તરફથી દિલસોજીના તારો આવ્યા હતા.

કૉનફરન્સના સેક્રેટરી મિ. અસફઅલીએ જે કાગળીઆં બહાર પાડ્યાં હતાં તેમાં જણાવ્યું હતું કે આ સભામાં ગોરક્ષાનો તેમજ પંજાબનો સવાલ પણ ચર્ચાશે. આ બન્ને બાબતની આશા કેટલાકોને હતી. બન્ને વિષય ઉપર મારા વિચારો બંધાયેલા હતા. જો ગોરક્ષાનો સવાલ ચર્ચાવા દઉં તો તેને હાનિ પહોંચે. જો પંજાબને ચર્ચાવા દઉં તો પંજાબને તેમજ ખિલાફતને હાનિ પહોંચે. આવું મારે હાથે ન જ થવું જોઇએ. તેથી મારી સ્થિતિ કફોડી હતી. મારે જાણીતાઓનાં મન દુભવવાં પડે એવો બોજો મારી ઉપર આવી પડ્યો. તેથી મારા ભાષણમાં મારે આ બધા બાબતોનો ઉલ્લેખ કરવો પડ્યો. તે ભાષણનો સાર આપું છું કે જેથી વાંચનાર મારી મતલબ સમજી શકે. અંગ્રેજી ભાષણ જે છપાયું છે તે પણ મેં જ તૈયાર કરેલું હતું, પણ તેમાં મેં બધી દલીલ નથી આપી. મારું તેમજ બધાં ભાષણો કેવળ ઉર્દુમાં થયાં હતાં, અને શ્રોતાજન બધું બરોબર સમજતા હતા એમ હું જોઈ શક્યો. ગોરક્ષા અને પંજાબ

## મારું ભાષણ

"હિંદુ સમસ્તનો અને નામ લઇને મારો ઉપકાર માનવાનો ગઈ કાલે ઠરાવ પસાર થયો તેને સારુ હું આભારી છું. એ પણ મારે કહેવું જોઇયે કે ખિલાફતના સવાલમાં જે મદદ હિંદુઓ અને બીજાઓએ કરી છે તે કેવળ ફરજ રૂપે છે. અને ફરજ તો કરજના જેવી છે. તેને બદલો હોય નહિ. ભાઈ અસફઅલીએ આ સભા વિષે કાગળો લખ્યા હતા તેમાં ગોરક્ષા બાબત ઈશારો કર્યો હતો. મારી નમ્ર માન્યતા એવી છે કે ગોરક્ષાનો સવાલ આ જગ્યાએ હિંદુઓ બિલકુલ કઢાવી શકતા નથી. જો આપણે એક પ્રજા હોઇયે, જો આપણે ભાઇપણાનો દાવો કરતા હોઇયે તો હિંદુ, પારસી, ઇસાઈ, યાહુદી જેઓ હિંદમાં જન્મ્યા છે તેઓની સ્પષ્ટ ફરજ છે કે, તેઓએ પોતાના દેશભાઈ મુસલમાનોને તેમના દુઃખમાં મદદ કરવી. જે ખિલાફત અને ગોરક્ષા

મદદ બદલો માગે છે તે ભાડુતી મદદ છે. તે ભાડુતી મદદ એ ભાઇચારાની નિશાની ન કહેવાય. ભેગવાળી સીમેંટ જેમ પથ્થર બાંધી નથી શક્તી તેમ ભાડુતી મદદથી ભાઇબંધી ન થાય. હિંદુ ખાનદાની એ સૂચવે છે કે તેમણે તેમના ભાઇ મુસલમાનને મદદ કરવી. મુસલમાનોની ખાનદાની જો તેમને હિંદુઓનું દુઃખ ટાળવાનું સૂચવે તો ખિલાફતમાં અમે મદદ કરીયે કે ન કરીયે તોપણ ભલે તેઓ ગોવધ બંધ કરે. એટલે જોકે હું ગાયની પૂજામાં કોઇ પણ હિંદુથી ઉતરૂં તેમ નથી તોપણ હું શરત કરીને ખિલાફતના સવાલમાં મદદ કરવા ઇચ્છતો જ નથી. હું તો માનું છું કે બિનશરતી મદદ કરવામાં જ ગાયનો વધારે બચાવ છે. આપણે શરતોનો વિચાર કર્યા વિના જ એકબીજાની મેવા કર્યા કરીશું તો જ ને તેમ તેમ આપણામાં પ્રીતિ ને માતૃભાવ વધશે અને ગોરક્ષાનો માર્ગ સરળ થશે. તેથી મારી ઉમેદ છે કે સૌ હિન્દુઓ શરત કર્યા વિના ખિલાફતનો સવાલ પોતાનો કરશે.

"આપણને બીજી ગુંચવણી પંજાબના સવાલની છે. પંજાબનાં દુઃખને લીધે પણ આપણે સુલેહની ઉજવણીમાં ભાગ ન લેવો જોઇયે એવા ઠરાવની માગણી કેટલાક ગૃહસ્થો તરફથી થઇ છે. આમા પણ મારો મતભેદ છે. પંજાબનાં દુઃખો મેં બહુ તપાસ્યાં છે. તે દુઃખથી જેટલો હું દુઃખી થયો છું તેટલા જ દુઃખી ભલે બીજા થયા હોય; પણ મારાથી વધારે દુઃખી કોઈ થઈ શકે એવું હું કબૂલ નહિ કરૂં. તેમ છતાં હું માનું છું કે આપણે ખિલાફતના સવાલની સાથે એ સવાલ ભેળવી શકતા નથી. હું તો માનું છું કે પંજાબમાં ગમે તેવું દુઃખ પડયુ તે છતાં આપણે આખી સલ્તનતને લગની ઉજવણીમાથી સ્થાનિક કારણોને લીધે અળગા નથી રહી શકતા. પંજાબનું દુઃખ જાહેર કરવાનાં આપણી પાસે બીજાં સાધનો છે. પંજાબની બાબતમાં દાદ નથી મળી એમ કહીને પણ આપણે સુલેહમાં ભાગ લેતા નથી અટકી શકતા, કેમકે આપણે દાદની આશા રાખીયે છીયે. તેને સારૂ હંટર કમિટી બેઠી છે, તેને સારૂ આપણા કમીશનરો કામ કરી રહ્યા છે. સુલેહમાંથી જ ઉત્પન્ન થતા સવાલમાં આપણને અસંતોષ અથવા શંકા હોય ત્યારે જ આપણે તેની ઉજવણીમાં ભાગ લેતા અટકી શકીયે છીયે. આવો સવાલ તો ખિલાફતનો જ છે. તે સુલેહનો ભાગ છે તે છતાં તેની આપણને કંઇ ખબર નથી પડી, એટલું જ નહિ પણ આપણને પૂરી શંકા છે કે તેનો ફડચો આપણને સંતોષ થાય એવો નહિ થાય. એટલે ખિલાફતના સવાલમાં જ આપણે સુલેહની ઉજવણીનો ત્યાગ કરી શકીયે છીયે. જો આપણે પંજાબનો સવાલ આમાં ભેળવીયે તો આપણને અવિચારનો, પ્રમાણના અવિવેકનો આરોપ લાગુ પડશે, ને તેથી ખિલાફતના અને પંજાબના બન્ને સવાલને ધોકો પહોંચશે. ખિલાફતનો સવાલ ઘણો ગંભીર છે ને તાત્કાળિક ઈલાજ લેવા જેવો છે. તેનો ફડચો થોડી જ મુદ્દતમાં થવાનો છે, એટલે આપણે બીજા સવાલોને આ વેળા તેની સાથે ઘસડીને તેને ઇજા પહોંચાડવાનું જોખમ નથી વહોરી શકતા. તેથી હું આશા રાખીશ કે પંજાબનો સવાલ આ અવસરે આપણે નહિ જ ઉપાડીયે.

"હવે સવાલ એ રહ્યો કે ખિલાફતના સવાલમાં મુસલમાન ભાઇઓ ઈન્સાફસર છે કે નહિ. જો તેઓની માગણી ઇન્સાફસર ન હોય તો આપણે હિંદુ કે બીજા મદદ ન કરી શકીયે,

તેઓ મદદ ન ઇચ્છી શકે, ને મદદ મળે તોપણ ફત્તેહ ન મળે. પણ મુસલમાન ભાઇઓના માગણીના વ્યાજબીપણાના સાક્ષી તો ઇંગ્લંડના પ્રધાન પોતે જ છે અને હિંદના પુરાણા નામાંકિત અમલદારો છે. તેથી સુલેહની ઉજવણીમાં ભાગ નહિ લેવાનો આપણને હક છે. જ્યાં સુધી તુર્કીનું ભવિષ્ય નથી જણાયું ત્યાં સુધી મુસલમાનોને શાને એટલે આપણે બધાને સારુ સુલેહનો કંઈ જ અર્થ નથી. જો આલ્સાસ-લૉરેન વિષે ફેંસલો ન થયો હોય તો ફ્રાંસ સુલેહ ન ઉજવે તેમાં નવાઈ ન ગણાય, તેમ જ ખિલાફતનો સવાલ મુસલમાનોને સારુ છે. હું ઉમેદ રાખીશ કે વાઇસરૉય સાહેબ પોતે જ જ્યાં સુધી તુર્કીનો ફેંસલો નથી થયો ત્યાં સુધી સુલેહની ઉજવણી મોકૂફ રાખશે.

સહાય ન કરવાનો ઠરાવ

"મુસલમાન ભાઇઓએ એક બીજો પણ મહત્ત્વનો નિશ્ચય ગઈ રાતે કર્યો છે. ઇશ્વર તેવું ન કરે, પણ કદાચ જો સુલેહની શરતો તેમની વિરુદ્ધ જાય તો તેઓ સરકારને સહાય આપતા અટકશે. મને લાગે છે કે આ પ્રજાનો હક છે. સરકારના ખીતાબો લેવા કે નોકરી કરવા કોઈ બંધાયેલ નથી. એ ખુશીનો સોદો છે. જેને હાથે આપણું ભલું ન થાય તેને આપણે મદદ કરવા બંધાયેલા નથી એ સ્પષ્ટ છે. સરકારની નોકરી આપણે આજીવિકાને અર્થે અને જો આપણામાં પ્રજાના કલ્યાણનો ખ્યાલ રહેતો હોય તો પ્રજાના ભલાને અર્થે કરીયે છીએ. પણ જ્યારે આપણું ભલું થવાને બદલે બૂરું થવાનો સંભવ રહે ત્યારે આપણે નોકરી ન જ કરીયે. તો જ્યારે સરકારને હાથે ખિલાફત જેવા મહાઅગત્યના ધાર્મિક સવાલને વિષે આપણને નુકસાન પહોંચે ત્યારે આપણે તેમને સહાય કેમ કરીયે? તેથી ખિલાફતનો ચુકાદો આપણી વિરુદ્ધ જાય તો સહાય ન કરવાનો આપણને હક છે.

બહિષ્કાર ત્યાજ્ય

"પણ સહાય ન કરવી એ પરથી બ્રિટિશ માલના બહિષ્કાર ઉપર આવવું એ તો હાથીની અંબાડી છોડીને ગર્દભની સવારી કરવા જેવું થાય છે. સહાય ન આપવી એ આપણો હક છે ને તેમાંથી મોટાં પરિણામો લાવી શકાય. બહિષ્કાર કરવાનો આપણને હક નથી ને તેમાંથી પરિણામ માઠું જ આવે. હક નથી કેમકે તેમ કરી આપણે બ્રિટિશ પ્રજાને સજા કરવાનો ઈરાદો રાખીયે છીએ, ને એવો ઈરાદો ત્યાજ્ય હોવો જોઇયે. આપણી ફરીઆદ સરકારની સામે છે. આમાં પરિણામ પણ માઠું આવે, કેમકે ખિલાફત જેવા સવાલનો સંતોષકારક નિર્ણય આપણે આખી દુનિયાનો મત આપણી તરફ દોરીને કરાવી શકીયે, અને બહિષ્કારથી તે મત આપણી વિરુદ્ધ જવાનો પૂરો સંભવ છે. એટલે જેટલે અંશે સહાય ન આપવાનું મત સેવવા યોગ્ય છે તેટલે જ અંશે બહિષ્કાર તજવા યોગ્ય છે. વળી અંગ્રેજ પ્રજામાં વેપારશક્તિ ભારેમાં ભારે છે. તે પ્રજા આપણને અનેક પ્રકારની યુક્તિથી પોતાનો માલ પહોંચાડી શકે છે. જપાનની મારફતે પહોંચાડતાં તે પ્રજાને આવડે છે. એટલે બહિષ્કારનું પરિણામ અંગ્રેજી માલ બંધ કરતાં બીજા દેશોની સત્તા આપણા દેશમાં દાખલ કરવા જેવું થાય.

નબળાઇની નિશાની

"બહિષ્કાર ગુસ્સાની નિશાની છે; સહાય ન આપવી એ આપણી દૃઢતાની નિશાની છે. બહિષ્કાર આપણી નબળાઈ સૂચવે છે; સહાય ન આપવી એ આપણી શક્તિ બતાવે છે. ખિલાફત જેવા મહાન પ્રશ્નોનો ફેંસલો આપણે આપણી નબળાઈથી નહિ પણ આપણા બળથી જ લાવી શકીશું.

"તેથી પ્રજાને વીનવીશ કે આપણે જો આ સવાલનું શુભ પરિણામ લાવવા માગતા હોઇયે તો આપણે ધીરજ, દઢતા, સત્ય, નિર્ભયતા વગેરે ગુણોનું સેવન કરવું પડશે. સારાં કામો કર્તાનાં અશક્તિ, અજ્ઞાન, મૂર્ખાઈ, ઉતાવળ, રોષથી બગડેલાં આપણે જોઇયે છીયે. આપણે હાથેથી ખુનામરકી ન કરવી એટલું જ બસ નથી. જીભથી પણ ખુનો થયાં આપણે જોયાં સાંભળ્યાં છે. તેથ. આપણે જેમ હાથપગને વશ રાખવાની જરૂર છે તેમજ આપણી જીભને વશ રાખવાની જરૂર છે. આપણી લડત સાચી છે; ને જ્યાં સત્ય છે ત્યાં જય છે એમ વિશ્વાસ રાખી આપણે મચ્યા રહીશું તો આ પ્રશ્નનો હજુ પણ સારો નીવેડો લાવી શકીશુ એવો મને વિશ્વાસ છે."

## સભાનો ઠરાવ

આ ભાષણની અસર બહુ સારી થઇ એમ મેં જોયું. સભામાં અનેક વાધા ઉઠશે એવી ધાસ્તી ખોટી પડીને એક પણ વિરોધનો શબ્દ ઉચર્યા સિવાય ઠરાવ સર્વાનુમતે પસાર થયો. ઠરાવ સહુએ સહર્ષ ઉઠીને પસાર કર્યો. ઠરાવ એ હતો કે ખિલાફતનો સવાલ સુલેહનું અંગ હોવાથી તેની સાથે હિંદુસ્તાનની એક-ચતુર્થાંશ વસ્તી એટલે મુસલમાનોનો ગાઢ સંબન્ધ હોવાથી ને તેથી એ સવાલ આખી પ્રજાનો હોવાથી હિંદુસ્તાનની સમસ્ત પ્રજા સુલેહની ઉજવણીમાં ભાગ નહિ લઇ શકે, અને તેથી ના. વાઈસરાય સાહેબને અરજી કરે છે કે ખિલાફતના સવાલનો સંતોષકારક નીવેડો ન આવે ત્યાં લગી આ સુલેહની ઉજવણી મુલતવી રાખે.

## એક પૈસાના રૂા. ૫૦૧

સભામાં આવેલામાં ભારે ઉત્સાહ જોવામાં આવ્યો. સુલેહની ઉજવણીમાં ભાગ નહિ લેવાની તાલીમ આપવા એક કમિટી નીમવામાં આવી છે. તેના ખર્ચ અર્થે પૈસા એકઠા કરવાની મેં સૂચના કરી. તેને અંગે મારી પાસે એક પૈસો ભરાયો હતો. મારી પાસે તો તે પણ ન હતો. તે ખ્વાજા સાહેબ હસન નીઝામીએ આપ્યો. તેનું લીલામ ભાઇ સૈયદ હુસેને કર્યું ને મીયાં છોટાણીએ રૂ. ૫૦૧ મા તે પૈસો ખરીદી લીધો. એ જે સભામાં દસેક મિનિટમાં રોકડા બે હજાર રૂપીયા તો ભરાઇ ગયા ને જેઓએ મોકલી દેવા નામ નોંધાવ્યાં તે જુદા હતા. ઠરાવ ઉપર હકીમ અજમલખાનજી, સ્વામી શ્રી શ્રદ્ધાનંદજી, ભાઇ કૃષ્ણકાન્ત માલવીયા, ભાઈ અમનજી, વગેરે બોલ્યા હતા. ભાષણો બધાં શાંત પણ જોરદાર હતાં.

## મૌલાના અબદુલ બારી સાહેબ

પછી મૌલાના અબદુલ બારી સાહેબ પ્રમુખનો ઉપકાર માનવા ઉભા થયા. તેમણે કહ્યું કે "'મહાત્મા ગાંધીજી' ગોરક્ષાનો સવાલ આમાં ન લાવવાનું ગમે તેટલું કહે. એમાં તેમની અને હિંદુ ભાઇઓની શોભા છે. પણ મુસલમાનો હિંદુ ભાઇઓની મદદ ભૂલી જાય તો તેઓ પોતાની ખાનદાની ખોઈ બેસે. હું તો એમ કહું છું કે ખિલાફતના સવાલમાં તેઓની મદદ હો યા ન હો તોપણ આપણે ને તેઓ એક જ મુલકના છીયે તેથી આપણે ગૌવધ બંધ કરવો જ જોઇયે. હું એક મૌલવી તરીકે કહું છું કે આપણી

રાજીખુશીથી આપણે ગૌવધનો ત્યાગ કરીએ તેમાં આપણે જરા પણ આપણા દીનથી ઉલટા ચાલતા નથી. ખિલાફતના સવાલમાં હિંદુ ભાઈઓએ તેમની ખાનદાની બતાવી છે તેથી આપણી વચ્ચે જે ભાઈચારો થયો છે તેવો બીજા કોઈ સવાલથી નથી થયો. મારી ઉમેદ છે કે એવી મહોબત બન્ને કોમો વચ્ચે ખુદા હંમેશાં રાખો." આ ઉદ્‌ગારોને સભાએ 'આમીન' ના પોકારોથી વધાવી લીધા હતા. ઉપરાંત ખિલાફત બાબત બારી સાહેબ ઘણી લાગણીપૂર્વક બોલ્યા હતા ને તેની અસર તેમણે ઉંડી પાડી હતી.

### હિન્દુની ફરજ

આમ ખિલાફતની સભા પૂરી થઈ. તેથી બધું પૂરૂં નથી થયું. આપણી બધાની ફરજ વધી છે. પણ આ સમયે હું હિન્દુઓને ઉદ્દેશીને જ બે શબ્દો લખવા ધારૂં છું. તેઓ આ સવાલમાં ઘણી મદદ કરી શકે છે ને તેમ કરવાથી તેઓ મુસલમાનોનાં દિલ જેવાં હરી શકશે તેવાં બીજી કોઈ રીતે નહિ હરી શકે. હિંદુમુસલમાન વચ્ચે એકતા થવી એ નાની વાત નથી. આઠ કરોડ માણસો બાવીસ કરોડ સાથે ખરી મિત્રતાથી રહે તે ઇચ્છવા જેવું છે. એકબીજાથી દબાઇને રહે તો તે નકામું છે એ પણ ચોખ્ખી વાત છે. એટલે આપણે સ્વતંત્રપણે ને એકસરખા થઇ રહીને મહોબત વધારવાની છે. તેવો અવસર ખિલાફતનો જ છે. તેરમીથી સોળમી ડિસેમ્બર સુધી આપણે કે આપણાં છોકરાંઓએ આતશબાજીમાં—રોશનાઈમાં ભાગ ન લેવો જોઇએ. આપણે ઘર ઝાલીને બેસી રહેવું જોઇએ. મોટા માણસો જો તે દિવસે ઉલિકાઓ લેવાનું પણ છોડી શકે તો એ કાર્ય ઘણું સરસ થયું ગણાય. હજારો પૈસા નાખી દઈ, કજીઆ કરી, મુસલમાન ભાઇઓને હાથે ગાયનું રક્ષણ કરાવવા કરતાં આ રસ્તો તે કાર્યને સારૂ પણ સરીઆમ છે એવું મૌલાના અબ્દુલ બારી સાહેબે બતાવી આપ્યું છે. સુલેહોત્સવ-થી દૂર રહેવું

### કાસુરની મુલાકાત

દિલ્હી જતાં કાસુરથી એવો તાર આવ્યો હતો કે ત્યાંના ડેપ્યુટી કલેક્ટરે એક મુસલમાનને સખત માર માર્યો હતો. તેનું કારણ એ હતું કે તેની દીવાલ પર ખિલાફતની સભાની નોટીસ ચોટાડવામાં આવી હતી. નોટીસ તદ્દન નિર્દોષ હતી અને તે પણ આ માણસે તો ચોટાડી જ ન હતી. મને આ કાર્ય ભયંકર લાગ્યું. બ્રિટિશ અમલદારો પોતે હાથ ઉઠાવે ને કાયદાનો ફોજદારી ભંગ કરે એ અસહ્ય જણાય. તેથી હું, દા. પરસરામ જે તે જગ્યાના મોભીઆ છે તેમને લઇ દિલ્હીથી પાછો આવી કાસુર ગયો. ત્યાં તે મુસલમાનની અને એક બીજો મુસલમાન જેને પણ માર પડયો હતો તેમની જુબાની લીધી. દરમિયાન ડે. કલેક્ટર મિ. માર્સડનની તેમની મુલાકાત લેવાની ચિઠ્ઠી આવી. હું તેમને મળ્યો ને ઘણી વાતો થઇ. તેમાં તેમણે મજકુર મુસલમાનની માફી માગી છે ને તેને દસ રૂપીઆ આપ્યા છે એમ જણાવ્યું. મેં તેમને કહ્યું કે તેમણે નિર્દોષ માણસને માર માર્યો તેથી તેમણે જાહેરમાં માફી માગવી જોઈએ; બ્રિટિશ અમલદારોને હાથે લોકોને માર પડે એ બનવું ન જોઇએ. તેમણે મને તેમની દિલગીરી પ્રજાને જાહેર કરવાની રજા આપી. નોટીસો તેમણે પાછી ડે. કલેક્ટરનો કિસ્સો

ચોટડાવી હતી. આ મુલાકાત પછી તુરત જ સભામાં તો મારે જવાનું હતું. પણ ચાર હજાર માણસો એક મેદાનમાં જમા થઈ ગયા હતા. તેમાં પુરુષો જેટલી સ્ત્રીઓ પણ હતી. મેં માર્સ્ટન સાહેબની પૂરી દિલગીરી જાહેર કરી ને લોકો બહુ રાજી થયા. કાસુર લાહોરથી પાંત્રીસ માઈલ દૂર છે. કાસુરની વસ્તી ૨૦ હજારની હશે. ત્યાં એપ્રિલ માસમાં લોકોએ ન કરવાનાં કામો કરેલા હતાં. તે વિષે પણ મેં સભાને સંભળાવ્યુ ને કરી સ્ત્રીઓની મુલાકાત ન થાય એમ હતું તેથી ચરખા વિષે સ્ત્રીઓને પણ વિનંતિ કરી.

### વઝીરાબાદ

ત્યાંથી બીજે દહાડે વઝીરાબાદ ગયા. ત્યાં માર્શલ લૉ બાબત તપાસ કરવાની હતી. વઝીરાબાદ નાનું ગામ છે પણ જંકશન સ્ટેશન છે. ત્યાંથી બધી મેઈન લાઈનની ટ્રેન પણ જાય છે. આ ગામ લાહોરથી પચાસ માઈલથી વધારે દૂર છે. વઝીરાબાદમાં લોકો એવા ડરી ગયા હતા કે કેટલીક જગ્યાએ તો અમારે સારુ ઉતારાની ના પાડી, અને અમને એક શીખ મંદિરના મકાનમા ઉતારો મળ્યો. આમ છતાં લોકોનો ઉત્સાહ તો એટલો ને એટલો જ હતો આખો દહાડો પુરુષો 'દર્શને' આવ્યાં જ કરે. હવે તો હું પોતે 'દર્શન'થી સંપૂર્ણ અકળાયો છું, એક તરફથી કામ કરવું અને બીજી તરફથી 'દર્શન' દેવાં એ ન બને એવું છે. છેવટે તો દરવાજો બંધ કરીને બેસવું પડયું હતું. આખો દહાડો લોકોના દુઃખની કહાણી સાંભળવામાં ગાળ્યો.

### નીઝામાબાદની મુલાકાત

વઝીરાબાદથી નીઝામાબાદ પોણો માઈલ પણ, નહિ હોય. ત્યાંના લોકોનો ને વઝીરાબાદનો એક જ ગુન્હો ગણાય છે. નીઝામાબાદ એક સાંકડી શેરીનું ગામડું છે એમ કહી શકાય. તેમાં વસ્તી બે હજારની છે. તેઓ મુખ્યત્વે મુસલમાન છે. મુસલમાનો ઘણાખરા તો લુહાર છે ને હિન્દુસ્તાનમાં સારામાં સારા ચપ્પુ અહીં બને છે, એમની દુકાનો મેં જોઈ. દુકાનોમાં હથિયાર લગભગ બધાં પુરાણાં હતાં, પણ કામ ઘણું જ સારું અને સરસ હતું. અહીં લાકડીના મોઢીઆં પણ ઘણાં સુંદર બનાવવામાં આવે છે અને તે ઉંચામાં ઉંચી જાતની હાથે બને છે. એક બે નળીની બંદુક મેં જોઈ તેમાં નકશી પણ બહુ ભારે હતી. તેવી એક બંદુક બનાવતાં કારીગરને એક માસ થયેલો એમ તેણે કહ્યું, તેની કિંમત તેણે બસેં રૂપીયા કહી. આ કારીગરી જોઇ મને હિંદી હોશિયારીને વિષે અભિમાન આવ્યુ ને આપણા સ્વદેશીના ત્યાગથી મને ભારે દુઃખ થયું. જ્યા આવી હોશિયારીનો પૂરો ઉપયોગ આપણે ન કરીયે ત્યાં આપણે માટે ભૂખમરો ન હોય તો શું હોઈ શકે? નીઝામાબાદની કારીગરી આખા હિંદુસ્તાનમાં માલમ પડવી જોઇયે, તેમ છતાં મારા જેવો સ્વદેશીનો રાગી માણસ પણ આ નાના ગામડાથી અજાણ્યો હતો.

### આપણી ગંદકી

પણ જેવી નીઝામાબાદની કારીગરી તેવી જ તેની ગંદકી હતી. તેમાં એક જ શેરી છે. તેની ગંદકી જોઈ મને તો તેમાં પંદરેક મિનિટ ગાળવી પડી એ સજા થઇ પડી. શેરીમાં વચ્ચે એક 'નાળું' હતું તેમાં બધી ગંદકી ચાલી રહી હતી. શેરી પણ કચરાથી ભરી હતી.

આ શેરીની યાત્રા કરી અમે નીઝામાબાદના એક ગૃહસ્થને ત્યાં ગયા. ત્યાં શાળાઓને તપાસ્યા. પછી મારી પાસે વ્યાખ્યાનની માગણી થઈ. મેં તો ગંદકીની અને સ્વદેશીની ચર્ચા કરી. જેઓની શેરી ગંદી ને દુકાન સારી છે તેઓ શું સાબીત કરે છે? મારું ઘર સાફ કરી મારો કચરો હું શેરીમાં નાખી દઉં, મારો ખાળ સાફ રાખી શેરી ગંદી કરૂં એ તો એમ બતાવે છે કે મને મારા પાડોશીની લાગણીની દરકાર નથી, તેમની ઉપર મને દયા નથી, પ્રીતિ નથી. છતાં હું એક પ્રજા હોવાનો દાવો કેમ કરી શકું? જેની શેરી સાફ નથી તેનું દિલ સાફ હોઇ શકે? મને સારી કારીગરી આવડે, પણ મારી કારીગરીનો પ્રભાવ મારી શેરી ઉપર ન પડે તો મારા સ્વાર્થીપણાની સીમા જ નથી એમ કહેવાય. નીઝામાબાદની શેરી એવી સાંકડી ને નાની છે કે હમેશાં પંદર મિનિટમાં તે સાફ કરી શકાય. તેટલો પ્રબન્ધ તે આટલા ચંચળ માણસો ન કરી શકે તો એમ ગણાય કે તેઓ પોતાનો નાનકડો કારભાર ચલાવવાને પણ લાયક નથી; તો પછી મોટો કારભાર કેમ ચલાવે? સ્વરાજ્ય તો આપણી શેરીઓથી શરૂ થવું જોઇયે. તેથી જ્યારે ફરી પાછો નીઝામાબાદ જાઉં ત્યારે તેની શેરી, તેની દુકાન ને તેના માલ તેવાં સાફ જોવાની આશા રાખીશ એમ મેં મારા ભાષણમાં જણાવ્યું.

---

તા. ૧૪-૧૨-૧૯૧૯

# સુધારા

આ લેખ પ્રગટ થશે તે વખતે નવા સુધારાનો કાયદો થઈ ચુકેલ હશે અથવા થવાની અણી પર હશે. એ સુધારાનું આપણે શું કરવું? એ સુધારા કેવા છે તે ઉપર આ સવાલના જવાબનો આધાર રહે છે. સુધારા કેવા છે?

જો કૉંગ્રેસ-લીગની યોજનાને માપે એ સુધારાને માપીયે તો આપણે એ સુધારાનો ત્યાગ કરવો જોઇયે; જો ગઈ કૉંગ્રેસના ઠરાવોને માપ ગણીયે તો તો આપણે કૉંગ્રેસના ઠરાવો અને સુધારા વચ્ચે દરીઓ જોઈશું.

ત્યાગ કરીયે તો તેનો શો અર્થ? ત્યાગ એટલે આપણે એ સુધારાનો ઉપયોગ ન કરવો. ઉપયોગ ન કરવો એટલે આપણે વોટ ન દેવા, વોટર ન થવું અને કોઇએ મેમ્બર ન થવું. આવો ત્યાગ કરવા કોઇ તૈયાર નથી. એવી આપણે તૈયારી પણ નથી કરી. વિલાયત ગયેલાં ડેપ્યુટેશનોએ તેવાં નિશાનો નથી નાંખ્યાં.

તેવા ત્યાગને સારૂ પ્રજા તૈયાર નથી એ પણ કબૂલ કરવું જોઇયે. પ્રજામાં ત્યાગની તૈયારી નથી
એવા પ્રકારની રાજ્યપ્રકરણી કેળવણીએ હજુ પૂરો પ્રવેશ નથી કર્યો. જ્યારે જ્યારે જે વસ્તુ આપણને એટલે દરજ્જે નાપસંદ હોય કે તેના સ્વીકારથી આપણો આત્મા

ગણાય, ત્યારે ત્યારે તે વસ્તુનો ત્યાગ કરવાનો આપણને અધિકાર છે અને એ આપણી ફરજ છે; અને એમ ત્યાગ કરીને જ આપણે વહેલામાં વહેલા આપણી ઉન્નતિ કરી શકીયે છીયે, એ વિચારે હજુ જડ નથી ઘાલી.

સંશયવાનનો તો નાશ જ થાય છે એ સૂત્ર પ્રમાણે જ્યાં સુધી આપણને ઉપલા વિચાર વિષે સંશય છે ત્યાં સુધી આપણે મહાન ત્યાગોને સારૂ તૈયાર નથી. આપણે તેવા અખતરા નાની બાબતોમાં જ કરી શકીયે છીયે. નાની એટલે જેમાંથી ત્યાગનું પરિણામ આપણે તુરત જોઇ શકીયે ને જેમાં ત્યાગ વડે આપણે મોટા ભયમાં આવી પડવાનો સંભવ નથી. સુધારાનો ત્યાગ કરી આપણે તાત્કાળિક પરિણામ લાવી ન શકીયે એવો વધારે સંભવ છે. તેથી આપણે સુધારાનો ત્યાગ કરવો ઠીક નહિ ગણાય.

સુધારાની ટીકા તો કરી શકીયે છીયે, પણ તે ટીકા મર્યાદિત અને આપણી નિરાશા બતાવવા પૂરતી જ હોઈ શકે. આપણે વધારાને સારૂ તજવીજ કરશું એ આપણે કહી શકીયે છીયે, આપણે કહેવું જોઇયે.

પણ વધારે જરૂરનું તો એ છે કે જે સુધારા મળ્યા છે તેનો આપણે સારામા સારો ઉપયોગ કેમ કરવો એ જાણી લેવું ને તે પ્રમાણે ઉપયોગ કરવો.

આ પ્રસંગે એટલું કબૂલ કરવું જ જોઇયે કે આમની સભામા જે બિલ રજુ થયું તેમા સુધારા થયા છે ને અગત્યના હકો મળ્યા છે. તે હકો મળવાની એક વેળા આશા થોડી હતી. એક સમયે તો એમ પણ કહેવામાં આવતું હતું કે સુધારાનો કાયદો હાલ તુરત પસાર જ નહિ થાય. તેને બદલે હવે સારા વધારા સહિત બિલ પસાર થશે. તે વાતોમાથી આપણે જેટલો સંતોષ માનવો હોય તેટલો આપણે માની શકીયે છીયે. એટલા વધારાનું ખરૂં માન તો મૅાંટેગ્યુ સાહેબને જ ઘટે છે એમાં શંકા નથી. એ સુધારાનો કાયદો થોડા જ રોજમાં પસાર થશે એ પણ આપણે તેઓ સાહેબને ખાતે જ જમે કરવું જોઇશે.

સુધારા કેવા થાય છે તેનો અભ્યાસ પ્રજાએ કરી પ્રામાણિક અને બાહોશ પ્રતિનિધિઓને ધારાસભાઓમાં મોકલવાનો પ્રયત્ન કરવો ઘટે છે. પ્રતિનિધિઓમાં જેટલે દરજ્જે માનની થોડી ઇચ્છા હશે, હોદ્દાનો અને તેને અંગે ધનપ્રાપ્તિનો ઓછો લાભ હશે, લોકોની સેવા એ પ્રતિનિધિ થવામાં મુખ્ય હેતુ હશે તેટલે દરજ્જે સુધારાનો ઉપયોગ સારો થઇ શકશે, એટલું જ નહિ પણ સંપૂર્ણ જવાબદારી મેળવવા આપણે વહેલા તૈયાર થઇ જઇશું ને વહેલી જવાબદારી મેળવી શકીશું.

ધારાસભા દ્વારા ઇન્સાફ

રોલેટ ઍક્ટનું શું? પંજાબનું શું? જો આપણે સુધારાનો ત્યાગ કરવા શક્તિમાન હત તો તેનો ઉપાય સરસમાં સરસ હતો. હવે આપણે નવી ધારાસભાનો ઉપયોગ બન્ને બાબતમાં ન્યાય મેળવવા સારુ કરવો રહ્યો છે. રોલેટ ઍક્ટ નાબૂદ થવો જ જોઇએ, ને ધારાસભામાં તેની ચળવળ કરી શકાય; ને ન થાય તો આપણું હથિયાર તૈયાર છે જ. તેમ જ પંજાબનું. પંજાબને ઇન્સાફ મળવો બાકી છે, તે ઇન્સાફને સારુ પણ ધારાસભા એ સ્થાન છે. બન્ને બાબતમાં નવા પ્રતિનિધિની ને નવા સુધારાની કસોટી થઈ શકશે.

---

## § સ્વદેશીમાં સ્વરાજ્ય

'સુધારા' વિષે ઉદાસીન

બહુ ગવાઇ રહેલો સુધારાનો ખરડો થોડા દહાડામાં આ દેશનો કાયદો બનશે અને જતે દહાડે નવી ધારાસભાઓ જૂનીનું સ્થાન લેશે. સંયુક્ત સમિતિની ભલામણો વિષે મેં મારો અભિપ્રાય આપ્યો નથી, કેમકે મને તેમાં જોઇયે તેટલો રસ પડતો નથી.

જે વસ્તુના પૃથક્કરણમાંથી લોકોને કશું મળે એવું નથી એવી વસ્તુ વિષે ઉત્સાહ ચઢે એ સંભવિત નથી. તેથી સુધારાના ખરડા વિષે તો હું માત્ર એટલું જ કહું કે આપણે એનો પૂરેપૂરો લાભ ઉઠાવવો જોઇયે અને ના. વાઇસરૉયની પેઠે એને ફતેહમંદ બનાવવા માટે એકનિષ્ઠાથી કામ કરવું જોઇયે. અત્યારનો ખરડો મૂળ ખરડા કરતાં સારો છે એ તો સૌ કોઈ કબૂલ કરે છે.

જરૂરનો સુધારો સ્વદેશી

પણ હિન્દુસ્તાનને જે સુધારાની જરૂર છે તે તો સાચું સ્વદેશી છે. આપણી સામેનો તુરતનો પ્રશ્ન આ દેશનું રાજ્યતન્ત્ર શી રીતે ચલાવવું એ નથી, પણ આપણા અન્નવસ્ત્ર શી રીતે પૂરાં પાડવાં એ છે. ૧૯૧૮ની સાલમાં આપણે કાપડ ખરીદવાને ૬૦ કરોડ રૂપીયા હિન્દુસ્તાનની બહાર મોકલ્યા. એ જ પ્રમાણે આપણે પરદેશી કાપડ ખરીદવું ચાલુ રાખીશું તો આપણે હિન્દી વણકર અને કાંતનાર સ્ત્રીપુરુષને બદલામાં બીજું કંઇ કામ આપ્યા વિના વરસોવરસ એમની એટલી રોજી છીનવી લઈશું. આ સ્થિતિમાં દેશની વસ્તીનો કંઇ નહિ તો દસમો ભાગ ભયંકર ભૂખમરાનો ભોગ થઈ પડે અને બાકીના અર્ધે પેટે રહે એમાં કશી નવાઇ નથી. જેને આંખ છે તે પોતાની આંખે જોઇ શકે છે કે મધ્યમવર્ગના લોકો અત્યારે પણ પેટપૂરતું ખાવાનું પામતા નથી અને આપણાં બાળકોને પૂરતું દૂધ મળી શકતું નથી. સુધારાની યોજના ભલેને ગમે તેટલી ઉદાર હોય, તોપણ તેની મદદથી આ પ્રશ્નનો

ઉકેલ હાલ તુરતમાં આવી શકે એમ નથી. પણ સ્વદેશી એનો નિકાલ અત્યારે જ લાવી શકે એમ છે.

પંજાબના અનુભવથી તો આ સવાલનો ઉકેલ મને વધારે ચોખ્ખો થયો છે. પંજાબની સુંદર સ્ત્રીઓએ પોતાની આંગળીઓની કળા હજી ગુમાવી નથી. તેઓ ઉંચા કુળની હોય કે નીચા કુળની, એટલી પરમેશ્વરની કૃપા છે કે તેમને કાંતવાની કળા આવડે છે. ઘણી ગુજરાતી સ્ત્રીઓની માફક તેમણે હજી પોતાના રેંટીયા બાળી નાંખ્યા નથી. તેઓ મારા ખોળામા સૂતરના દડા બનાવી બનાવીને નાખે છે એ જોઇને મારા હરખનો પાર રહેતો નથી. તેઓ કબૂલ કરે છે કે તેમને કાંતવા સારૂ જોઇએ એટલો વખત મળે છે. તેઓ એમ પણ કબૂલ કરે છે કે સંચાથી કાંતેલા સુતરના કરતાં હાથે કાંતેલા સુતરમાથી વણેલી ખાદી વધારે ચઢીયાતી છે. આપણા બાપદાદાઓ થોડી મહેનતે સારી રીતે પોતાના શરીરને ઢાંકી શકતા હતા. તેમને એથી ચેન પણ પડતું. તેમને પરદેશી બજારમાથી કાપડ ખરીદવું પડતું જ નહિ.

આપણે વખતસર જાગીશું નહિ તો આ સુંદર છતાં આટલી સહેલી કળા નાબૂદ થઇ જવાનો ભય છે. એ કળા પંજાબની શક્તિ વિષે સાક્ષી પૂરે છે. છતાં પંજાબમાં પણ એ કળા ઉપરનો કાબુ ઝપાટાબંધ ઓછો થતો ચાલ્યો છે. હાથેથી કાંતેલા સુતરના જથામા દર વર્ષે ઘટાડો થતો જાય છે. એનો અર્થ એ કે આપણા ઘરમાં વધારે ગરીબાઇ અને વધારે આળસે ઘર ઘાલ્યું છે. જે સ્ત્રીઓએ કાંતવાનું છોડી દીધું છે તેઓ વાતોના ચાપડા મારવા સિવાય બીજી કોઈ વધારે સારી રીતે પોતાના વખતનો ઉપયોગ કરતી નથી.

પણ આ દુઃખનું ઓસડ કરવાને એક વસ્તુની જરૂર છે. જો દરેક ભણેલો હિન્દી પોતાની ચોખ્ખી અને પહેલી ફરજ સમજશે તો તે પોતાના ઘરમાંની દરેક સ્ત્રીને રેંટીયો અપાવશે અને કાંતવાની કળા શીખવાની સગવડ કરી આપશે. દરરોજ લાખો વાર સૂતર તૈયાર થઈ શકે તેમ છે. જો દરેક શિક્ષિત હિન્દી આવા સુતરમાથી વણેલું કાપડ પહેરવાની મહેરબાની કરશે તો હિન્દુસ્તાનના એકના એક ગૃહઉદ્યોગને તે મદદ કરશે, અને તેને સજીવન કરવામાં પોતાનો ફાળો આપશે.

ગૃહઉદ્યોગ સિવાય હિન્દુસ્તાનના ખેડૂતનું ચાલી જ બન્યું છે. જમીનના ઉત્પન્નમાંથી તે પોતાનું ગુજરાન ચલાવી શકે એમ નથી. તેને કોઈ વધારાના ઉદ્યોગની જરૂર છે. કાંતવાનો ઉદ્યોગ સૌથી સહેલો, સોંઘો અને સારો છે.

હું કે આમાં તો આપણી માનસિક દૃષ્ટિમર્યાદામાં મોટું પરિવર્તન અને એ મોટું પરિવર્તન છે, તેથી જ હું કહું છું કે સ્વદેશી દ્વારા

જ સ્વરાજ્ય મેળવી શકાય એમ છે. જો પ્રજા દર વર્ષે ૬૦ કરોડ રૂપીયા બચાવી શકશે અને એવડી મોટી રકમ કાંતનારાઓનાં અને વણકરોનાં પોતાનાં ઘરોમાં વહેંચી શકશે એ પ્રજાએ વ્યવસ્થા કરવાની અને ઉદ્યોગ ચલાવવાની શક્તિ મેળવી હશે. અને એ શક્તિથી તે પ્રજા પોતાના જીવનવિકાસને માટે જરૂરનું બીજું સઘળું કરી શકશે.

'રક્ષણ'ની નિષ્ફળતા

સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરતો સુધારક એમ કહે છે કે 'અને જવાબદાર રાજ્યતંત્ર મળે ત્યાં સુધી રાહ જુઓ. પછી હું હિન્દુસ્તાનના ઉદ્યોગનું રક્ષણ કરીશ. પછી આપણી સ્ત્રીઓને કાંતવું નહિ પડે, અને આપણા વણકરને વણવું નહિ પડે.' ખુદ મોટા વિચારકો ખરેખર આવું બોલ્યા છે. હું એમ કહેવાની હિંમત ધરું છું કે આ વાતની અંદર એવડી ભૂલથાપ થાય છે. એક તો એ કે ઉદ્યોગનો બચાવ કરવાને હિન્દુસ્તાન જકાતની રાહ જોઈ શકે એમ નથી; અને એવા બચાવથી કાપડની કિંમત કાંઈ ઘટવાની નથી. બીજું એ કે એકલા રક્ષણથી જ કાંઇ ભૂખે મરતા લાખો લોકોને ફાયદો થાય એમ નથી. કાંતવાનો ઉદ્યોગ ફરીથી ચાલુ કરીને તેમને તેમા જોડવાથી જ તેઓ પોતાની આવકમાં ઉમેરો કરી શકે તેમ છે, અને તેમ તેઓ કરી શકે એમાં જ તેમને મદદ કરી શકાય એમ છે. એટલે આપણે ત્યાં દેશી ઉદ્યોગોના રક્ષણ માટે જકાત હો કે ન હો, આપણે તો હાથે સૂતર કાતવાનો ઉદ્યોગ ફરીથી જાગ્રત કરવો પડશે અને હાથવણાટને ઉત્તેજન આપવું પડશે.

ફરજિયાત કાંતવું વણવું

યુદ્ધ ચાલતું હતું ત્યારે અમેરિકા અને ઈંગ્લંડમાં મળી શકે એટલા માણસોને વહાણો બાંધવામાં રોકવામાં આવતા અને એ લોકો પણ વહાણો અજબ ઝડપથી બાંધતા. મારું ચાલે તો હું હાથમાં આવે એવા એકએક સ્ત્રીપુરુષને કાંતતાં કે વણતાં શીખવાની ફરજ પાડું અને એની પાસે દરરોજ અમુક ઠરાવેલો વખત એ કામ કરાવું. હું શાળાકૉલેજોથી શરૂઆત કરું, કારણકે શાળાકૉલેજો વ્યવસ્થિત રીતે તૈયાર કરેલી સંસ્થાઓ હોય છે અને એને નવી તાલીમ આપવાપણું રહેતું નથી.

મીલોનો વધારો નકામો

મીલોના વધારાથી આ પ્રશ્નનો ફડચો આવી શકે એમ નથી. જે આર્થિક આવ થાય છે એને પહોંચી વળવાને એને ઘણો જ લાંબો કાળ લાગશે, અને વળી મીલોથી આપણાં ઘરોમાં સાઠ કરોડની વહેંચણી નહિ થાય. મીલોથી માત્ર દ્રવ્ય અને મજૂરી એક ઠેકાણે જમા થશે અને એ રીતે આટલો ગોટાળો તો છે તે વળી પૂરો થશે.

# પંજાબનો પત્ર

## (૬)

### બીજાં ગામોની મુલાકાત

વઝીરાબાદથી અમે અકાલગઢ ગયા, અને ત્યાંથી રામનગર. આ બન્ને ગામો નજીકનાં છે. રામનગર અકાલગઢથી ચારેક માઇલ હશે. અકાલગઢની વસતી ૪૦૦૦થી વધારે નહિ હોય. કદાચ એથી પણ થોડી હોય. રામનગરની ૭૦૦૦ની હશે. આ બન્ને ગામો એક સમયે આબાદ હતાં અને મહારાજ રણજીતસિંગજીનાં માનીતાં હતાં. બન્ને ગામો એટલાં નાનાં છે કે તેમાં દસ મિનિટમાં બધે ફરી વળાય. અકાલગઢમાં મુલતાનના પ્રસિદ્ધ નાઝમ દીવાન મૂળરાજના પૌત્રો વસે છે. બન્ને ગામો અત્યારે તો પડતી હાલતમાં છે. રામનગર જોઇને હૈયું ભરાઇ આવ્યું. રામનગરમાં રણજીતસિંગના સૂબાનો સુંદર મહેલ અને બગીચો છે. તેમાં આજે પક્ષીઓ જ વસે છે. મહેલ ધીમે ધીમે પડતો જાય છે. તેનો એક મજલો તો તદ્દન પડી ગયો છે. બીજો ભાગ ધીમે ધીમે ઘસાતો જાય છે. બગીચો વેરાન લાગે છે. આવાં બીજાં ખંડેરો પણ પુષ્કળ જોવામાં આવે છે. રામનગરમાં ઘી ભરવાનાં ચામડાંનાં કુલ્લાંનો મોટો વેપાર હતો. આખી એક શેરી તે બનાવનારાની હતી. તે મહોલ્લો આજે ઉજ્જડ છે. તેમાં એક જ કૂપા બનાવનારો વસે છે. કૂપાની જગ્યા ટીનના ડબ્બાએ લીધી છે એટલે તેનો પૈસો હિંદુસ્તાન બહાર જાય છે.

આ જ પ્રમાણે રામનગરમાં ઘણા વણકરો રહેતા હતા. તેઓનો કેવળ નાશ નથી થયો. થોડી સાળો હજુ ચાલે છે. પણ તેઓનો ધંધો નબળો થતો જાય છે. એક સમયે રામનગર પોતાનું બધું કાપડ પોતે પેદા કરતું અને બીજાને પૂરું પાડતું. તે રામનગરના લોકો આજે પોતાનું કાપડ પરદેશથી મંગાવે છે. છતાં અકાલગઢ રામનગર વગેરે ગામડાંઓમાં બહાદુર અને સેવા કરનારા માણસો નથી એમ નથી. બધાના મનમાં વહેમ ભરાઈ ગયો છે કે લૂગડાં તો બહારથી જ આવે, ઘી તો ટીનના ડબ્બામાં જ ભરાય, કેશનમાં કંઈક રાજ્યપ્રકરણી હીલચાલ અને કંઈક મરકી વગેરે થાય ત્યારે મદદ કરવી ને બને તો પૈસા એકઠા કરી એક નિશાળ કાઢવી ને પછી તેને ભૂલી જવી. તેથી કામ કરનારા પોતાનો વખત આવાં કામોમાં રોકે છે.

આથી કંઈ તેઓને સંતોષ થતો નથી; તેથી જ્યારે હું સત્યની, નીડરતાની, સ્વદેશીની, રાષ્ટ્રીય કેળવણીની વાતો કરું છું ત્યારે જે લોકોને અમે છે તે મારું કહેવું ધ્યાનપૂર્વક સાંભળે છે. લોકોને મારી પાસેથી જવું ગમતું નથી ને જો હું આખો દહાડો 'દર્શન' દીધાં કરું તો તેઓ મારી પડખે બેસી રહેવા તૈયાર છે. સ્ત્રીપુરુષો બન્નેની એ જ સ્થિતિ છે.

અકાલગઢ અને રામનગરનાં સ્ત્રીપુરુષો ઘેલાં થઈ ગયાં હતાં. ફુલોના વરસાદથી મને ન્હવડાવી દીધો હતો અને બન્ને જગ્યાએ મેં પૂરાવો લેવા ઉપરાંત સ્વદેશી વગેરે વિષયો ઉપર ખૂબ વાતો કરી.

### સૂતરના હાર

ફુલોથી ને ફુલના ફોગટના ખર્ચથી હું અકળાઈ ગયો છું. તેથી મેં હવે હાથે કાંતેલા સૂતરના હારોની માગણી શરૂ કરી છે, એટલે મને હવે સૂતરના હારડા મળવા લાગ્યા છે. અકાલગઢમાં સારા કુટુંબની સ્ત્રીઓએ કાંતેલા સૂતરના ને તેવા સૂતરનાં વણાવેલાં કપડાંના તેઓએ મારી પાસે ઢગલા કર્યા. તેમાં સુંદર ખાદી, ચોફાળો, ટુવાલો વગેરે છે.

### નિરપરાધી આ ગામો

અકાલગઢ અને રામનગરના લોકો તદ્દન નિરપરાધી છે એવી મારી ઉપર છાપ પડી છે. તે બે ગામોના સારામાં સારા માણસોને પકડીને હેરાન કર્યા છે, તેઓને જેલમાં નાખ્યા છે, તેઓનાં અપમાન કર્યાં છે, તેઓને ગાળો ભાંડી છે, તેઓને ફટકા છે કેટલુંક જે મારા જોવામાં આવ્યું છે તેનો આપણને મુંબઈ ઈલાકામાં ખ્યાલ પણ ન આવી શકે

### હાફીઝાબાદ

પણ હું વાંચનારને અત્યારે પંજાબના દુઃખની કથામાં વધારે રોકવા નથી ઈચ્છતો. આ બે ગામડાંઓની સાથે માયા બાંધી અમે હાફીઝાબાદ પહોંચ્યા હાફીઝાબાદ પ્રમાણમાં મોટું ગામ છે ત્યાં ચોખાની કલો છે અને બીજો વેપાર પણ ઠીક ચાલે છે તેથી તે ગામડાને બદલે શહેરનો દેખાવ આપે છે અને તેજી લાગ છે અહીં લોકો તદ્દન નિર્દોષ ન ગણાય છતાં દોષના પ્રમાણમાં સજા તો અતિશય આકરી જ થયેલી છે અમલદારો એક જ પાઠ શીખ્યા જણાય છે. તેઓએ માન્યું કે લોકોના આગેવાનોને ઉતારવા ને બને તો તેઓનો નાશ કરવો.

### ધાર્યું ધણીનું થાય

પણ માણસનું ધાર્યું હંમેશા નથી ઉતરતું 'નીપજે નરથી તો કોઈ ન રહે દુ:ખી' એ નરસિંહ મહેતાનું ગીત આ પ્રસંગે યાદ આવે છે. અમલદારોએ માન્યું કે તેઓ હવે તો લોકોને દબાવી તદ્દન નિરંકુશ થશે દાબનું પરિણામ ઉલટું આવ્યું છે આગેવાનો ડરી નથી ગયા, લોકોએ તેઓનો ત્યાગ નથી કર્યો, ને ધીમે ધીમે લોકો ભય છોડતા જાય છે. એમ માણસે ધારેલું કંઈ ને ઈશ્વરે ઉતાર્યું છે બીજું. જેઓ ડરતા તેઓ પણ ડર છોડી બેઠા છે.

*ડરનો ત્યાગ*

અને મને તો લાગે છે કે અમલદારવર્ગ પણ પસ્તાય છે. ભલે ખુલ્લો પસ્તાવો ન બતાવે, ભલે જનરલ ડાયર ગમે તેવું બોલે, છતાં તેઓ શરમાયા છે. તેઓએ ભૂલ કરી છે એમ તેઓને કંઈક ભાસે છે; અને મારી ખાત્રી છે કે જો આપણું કાર્ય સ્વચ્છ રહેશે તો તેઓને ઉઘાડો પસ્તાવો કરવાનો સમય પણ આવશે.

*અમલદારોનો પસ્તાવો*

હાફીઝાબાદમાં કેટલાક વિદ્યાર્થીઓની આગળ પણ બોલવાનો મને પ્રસંગ મળ્યો તેઓને મેં સૂચવ્યું કે તેઓની કેળવણી કેવળ માનસિક હોઈ ઘણી અધૂરી છે. માનસિક, હાર્દિક ને શારીરિક ત્રણે એકસરખી અપાય તો મન, આત્મા ને શરીર ત્રણેનું પોષણ થાય ને તે કેળવણી હિન્દુસ્તાનને સારૂ હિતકર થાય. મનની ખીલવણી આપણી ભાષા મારફતે જ થાય. હૃદયની, આત્માની કેવળ ધર્મથી; ને ધર્મ કેવળ શિક્ષકોના ધર્માચરણથી, તેઓના દરેક

*સર્વાંગી કેળવણી*

શબ્દમાં, તેઓના દરેક કાર્યમાં જોવામાં આવે, તો જ વિદ્યાર્થીઓ ગ્રહણ કરે. અને શરીરની કેળવણી બાળકોને ખેતી તથા વણાટકામ શીખવી તેમાં તેઓના શરીરને કસીને અપાય. આ કાર્યની શરૂઆત દરેક શિક્ષક, દરેક નિશાળ, દરેક ગામ જેને સૂઝે તે કરી શકે છે. બીજાઓની કે સ્વરાજ્યની યોજનાની રાહ જોવાની જરૂર નથી. કોઇ જગ્યાએ પણ બીજ રોપાશે તો તે ફળી નીકળી બીજે તેની અસર થઈ રહેશે. મુખ્ય અધ્યાપકે પોતાની શાળામાં અખતરો કરવાનો વિચાર રાખ્યો છે.

### સ્ત્રીઓની સભા

હાફીઝાબાદની સ્ત્રીઓ પુરુષોની સભામાં નહિ આવી શકી, કેમકે તેઓનાં સમય અને જગ્યા કફોડા હતા. તેથી તેઓએ નોખી સભાની માગણી કરી મેં સ્વીકારી. પરિણામ એ આવ્યું કે પુરુષો કરતા સ્ત્રીઓ મોટા જથામાં આવી. સ્ત્રીઓની પાસે હંમેશાં બે જ વિષય હું ચર્ચું છું એક એ કે તેઓએ પોતાના વહાલા જેઓ જેલમાં છે તેમને સારૂ પ્રયત્ન કરવો, પણ ચિંતા, રોવું છોડવા, ને રેંટીયાને તો ધર્મ ગણી સ્થાન આપવું. ભાષણને અન્તે મારી આગળ સૂતરનો ઢગલો થયો. સૂતરના હારો પણ પુષ્કળ આવી પડયા. કેટલીક સ્ત્રીઓએ હાથે કાતેલા ને હાથે વણેલાં જ કપડાં પહેરવાના વ્રત લીધાં

### ગુજરાતી બ્હેનોને વિનન્તિ

પંજાબની બહેનો પાસેથી ગુજરાતી બહેનોને બહુ શીખવાનુ છે પંજાબની સ્ત્રીઓની સાદાઇ ભારે છે ઘણી થોડી સ્ત્રીઓ દાગીના પહેરતી જોવામા આવે છે. થોડી સ્ત્રીઓનાં કપડાંમાં તુંઇ વગેરે જોવામા આવે છે, અને બધી સ્ત્રીઓ સુતર કાતી જાણે છે. એ બધી કંઇ ગરીબ નથી. તેઓની પાસે ગુજરાતની બહેનો જેટલો પૈસો હોવાનો સંભવ છે. પણ તેઓને રેંટીયાનો શોખ છે, તેઓને સાદાઈ ગમે છે. તેઓની ટેટ તેમ જ મર્યાદા મને બહુ પ્રિય લાગ્યાં છે. પુરુષો તેઓની આમન્યા ખૂબ જાળવે છે. રામનગર હું પહોંચ્યો ત્યારે એક માઈલ સુધી સ્ત્રીપુરુષો મળવા આવેલાં સ્ત્રીઓને પુરુષો હમેશાં મારગ આપતા હતા. હું આ વિવેક ને મર્યાદા વિષે આગળ લખી ગયો છું, તે અનુભવ હજુ કાયમ જ છે. ગુજરાતની જે બહેનોને રેંટીયાની ઉપયોગિતા વિષે શક હોય તેમને હું પંજાબની બહેનોનો દાખલો લેવા વીનવું છું અને પુરુષોને પંજાબના સ્ત્રી પ્રત્યેના વિવેકની નકલ કરવા વીનવું છું.

### સાંગલાહિલ

હાફીઝાબાદ છોડી સાંગલાહિલ આવ્યા. સાંગલાહિલ નવું ગામડું છે, એટલે ત્યાંની વસ્તીમાં ઉપલાં ત્રણ ગામો જેટલું ગાંભીર્ય ન જોવામાં આવ્યું. લોકો પુરાણા પ્રૌઢ હોવાને બદલે નવા વસેલા જેવા લાગ્યા. તેઓના ભાવમાં તો ન્યૂનતા હતી જ નહિ. અમે ત્યાં રાતના પહોંચ્યા તેથી આખું ગામ નાની મીણબત્તીઓથી દીપાવી મુકેલું હતું. દરેક શેરીમાં હજારો મીણબત્તીઓ સળગાવી મુકી હતી.

ઉતારો ઠાકુરદ્વારના મંદિરમાં આપ્યો હતો. લોકોએ માની જ લીધુ છે કે મારું સ્વાગત તો ધર્મસ્થાનમાં કરાય તો વધારે સારું જે કારણસર વઝીરાબાદમાં મને મંદિરમાં ઉતારો આપ્યો હતો તે કારણ સાંગલામાં હતું જ નહિ. પણ ધર્મસ્થાનમાં ઉતારો આપી વધારે ભાવ બતાવવાનો હેતુ હતો મારે વિષે મિથ્યા મોહનો ભય ન હોત તો મને તો એ પ્રિય જ હતું

જેમ અમલગઢ-રામગઢમાં તેમ જ સાંગલામાં લોકોનો કશો અપરાધ નહિ છતાં તેઓની ઉપર આપત્તિ પડવામાં મણા ન હતી

## લાહોરમાં

સાંગલાથી અમે લાહોર એક દિવસ જઇ આવ્યા. ત્યાં મા. પંડિતજીની સાથે મુલાકાતની જરૂર હતી. અનાયાસે રા. રુત્તમલાલ ત્રિવેદી તેમનાં ધર્મપત્ની અને ભાણેજ સાથે આવ્યા. તેઓના આવવાનું કારણ પ્રેસિડન્સી એસોસીએશન વતી આપણી કમિટીએ કરેલા હંટર કમિટીના ત્યાગને સમજવાનું હતું. તેમની સાથે વાતચીત થઇ શકી. મા પંડિતજીએ તો વાત કરી જ હતી.

## મિ નેવિલની મુલાકાત

મિ. નેવિલને સભકમિટીએ અહીં બોલાવેલા છે. તેઓ ઈંગ્લંડના જાણીતા સોલિસિટર છે. તેઓ પુરાવો એકઠો કરવા આવ્યા છે. તેમની મુલાકાત પણ થઈ તેઓ ના. લે. ગવર્નરને મળી ચુક્યા છે ને હંટર કમિટીનું કાર્ય પણ જોઈ આવ્યા છે. હાલ તો પંજાબમાં જ રહેશે. પંડિત મોતીલાલજી પોતાની તબીયત સુધારી આવી પહોંચ્યા છે. તેઓ સાહેબ હવે સહકુટુંબ નોખું ઘર લઈ રહ્યા છે. તેઓ કોંગ્રેસના પ્રમુખ ચવાઇ ચુક્યા છે એટલે પોતાનું ભાષણ તૈયાર કરવાના કામમાં ગુંથાયા છે.

## શેખુપુરા

લાહોરમાં છત્રીસ કલાક રોકાઇ અમે શેખુપુરા આવી પહોંચ્યા. આ પત્ર હું શેખુપુરામાં લખી રહ્યો છું. શેખુપુરા નાનકડું ગામ લાહોરથી પચીસ માઇલ છેટે છે. અહીં પણ સાંગલાહિલ જેવી સ્થિતિ છે. લોકો નિર્દોષ છે. ગુજરાનવાલા વગેરે જે ગામો મેં ગણાવ્યા છે તે એક છત્રનાં છે, એટલે એક જ અમલદારના અમલ તળે તેઓ આવેલાં છે, ને તે અમલદારે ન્યાયઅન્યાયનો ભેદ રાખ્યો જ નથી જણાતો. એટલે શેખુપુરામાં પણ અનાવ વગેરે ગામોના જેવી જ સ્થિતિ ને તેના જેવો જ ઝુલમ થયેલો જોવામાં આવે છે.

(શેખુપુરા, માગશર શુદ ૧૫)

તા. ૨૧-૧૨-૧૯૧૯

## ૬ પરદેશમાં હિન્દીઓ

દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા અને ફીજી એ ત્રણે દેશોમાં વસતા હિન્દીઓના સવાલનું આપણે નિરાકરણ કરવાનું છે. તેમ કરતા આપણી રાષ્ટ્રીય ભાવનાની કસોટી થશે. જ્યાં સુધી આપણામાંનો દરેક જણ પોતાને વિષે જેવી લાગણી ધરાવે છે તેવી જ આપણા લાખો દેશભાઇઓ માટે ન ધરાવે ત્યાં સુધી આપણામાં રાષ્ટ્રીય ભાવના સ્ફુરી છે એમ ન કહી શકાય. દુનિયાના જુદા જુદા ભાગમાં આપણા જે દેશી ભાઇઓ વસ્યા છે તે આપણી પાસેથી દોરવણી, સહાય અને રક્ષણની આશા રાખે છે.

અને આ સવાલના નિરાકરણમા જેમ રાષ્ટ્રપ્રેમની કસોટી છે તેમ સામ્રાજ્યવાદની કસોટી પણ છે. જો સામ્રાજ્યવાદનો કાંઈ પણ અર્થ હોય તો તેનાં અંગરૂપ સૌનું રક્ષણ કરવાની શક્તિ તેમા હોવી જોઇયે. આ કસોટી મુજબ પરદેશમાં વસેલા હિન્દીઓ આપણી પાસે તેમજ સામ્રાજ્યની પાસે એમ બેવડું રક્ષણ મેળવવાનો હક ધરાવે છે. અને છતા આ બન્ને અત્યાર સુધીમા મોટે ભાગે પોતાની ફરજ બજાવવાનું ચૂક્યા એમ જણાય છે.

ફીજીની ગીરમીટ હમેશને માટે બંધ થયાનું છેવટનું જાહેરનામું આપણે આ વર્ષની આખર પહેલા બહાર પડાવી શકીયે તોપણ એ ધર્મભ્રષ્ટ અને અનીતિમાન પ્રથા આટલાં વર્ષ સુધી નભી રહી એમાં આપણી કે સામ્રાજ્યની સરકારની કશી જ શોભા નથી; અને અત્યારે પણ એ પ્રથાનો અન્ત આવતો હોય તો તે મિ. ઍન્ડ્રુઝ અને મિ. પીઅર્સન એ બે ભલા અંગ્રેજોના એકનિષ્ઠ પ્રયાસોને લીધે જ છે. છતાં હજુ ઘણું કરવાનું બાકી રહે છે. આ દુર્ભાગી મજૂરોના હિત તરફ ફીજીની સરકારે એટલું ભયંકર દુર્લક્ષ દાખવ્યું છે કે તેમને કેળવણી માટે પૂરતી સગવડ નથી. તેમને કેળવણી આપે અને દિશા બતાવે એવા માણસોને તેઓ શોધે છે. પણ ખરૂં કહીયે તો પ્રેમધર્મ ગણીને આવું કામ કરે એવા પૂરતા માણસો આપણી પાસે હિન્દુસ્તાનમા નથી.

પૂર્વ આફ્રિકાનો પ્રશ્ન વધારે ને વધારે ગંભીર થતો જાય છે એમ નૈરોબીથી મિ. ઍન્ડ્રુઝે રા. ગાંધીને મોકલેલા તાર ઉપરથી જણાય છે:

"પૂર્વ આફ્રિકાના હિન્દીઓની સ્થિતિ અત્યન્ત ભયંકર થઇ પડી છે. યૂરોપીઅનોનાં મંડળો એકઠાં થઈને હિન્દીઓને માટે ભવિષ્યમાં આફ્રિકાનાં દ્વાર બંધ કરવાના અને હિન્દીઓને મળતા મતાધિકાર અટકાવવાના પ્રયત્ન કરી રહ્યાં છે. આમ કરવાનું મુખ્ય

'કારણ એ બતાવવામાં આવે છે કે આફ્રિકાના મૂળ રહેવાસીઓ હિન્દીઓના સંબંધી નીતિભ્રષ્ટ થાય છે, પણ ખ્રિસ્તી પાશ્ચાત્ય સુધારાની અસર તળે રહીને વધારે નીતિમાન બને છે. હમણાં બહાર પડેલા સરકારી આર્થિક કમીશનના રિપોર્ટમાં આ જ વલણ લેવામાં આવ્યું છે. તેમાં હિન્દીઓની નીતિભ્રષ્ટતાનો ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને દક્ષિણ આફ્રિકાની હિન્દીઓને અળગા રાખવાની નીતિને મંજુર રાખવામાં આવી છે. અહીંની સ્થાનિક હિન્દી કૉંગ્રેસની સભાએ આની સામે પ્રબળ વિરોધ દર્શાવ્યો છે. એ સભા એની પ્રતિષ્ઠા અને એની સંખ્યાની દૃષ્ટિએ સરસ કહી શકાય. મને આગ્રહભરી વિનન્તિ થતાં મેં અહીં જાન્યુઆરી સુધી રહેવાનો નિશ્ચય કર્યો છે. મારી સૂચનાથી સ્થાનિક કૉંગ્રેસ કમિટીએ જર્મન ઇસ્ટ આફ્રિકામાં ખાસ હકની માગણી છોડી દેવાનો અને અત્યારના બધા હકો ચાલુ રાખવાની માગણી કરવાનો નિશ્ચય કર્યો છે. આ પરિસ્થિતિ ત્યાંનાં વર્તમાનપત્રોમાં અને કૉંગ્રેસમાં જાહેર કરજો અને સમજાવજો."

વિધિનિષેધ-નો અભાવ

આ તાર ઉપરથી જણાય છે કે હિન્દીઓ સામેની ચળવળમાં ધર્મઅધર્મના કશો વિધિનિષેધ રાખવામાં આવતો નથી. જે લોકો ખ્રિસ્તી સંસ્કૃતિનાં બણગાં ફુંકે છે તેઓ ખ્રિસ્તી ધર્મતત્ત્વથી સાવ અજાણ્યા છે અને હિન્દી વસાહતવાળાઓએ આફ્રિકાના મૂળ વતનીઓનો કેવી રીતે ઉદ્ધાર કર્યો એનું પણ એમને જ્ઞાન નથી. પૂર્વ આફ્રિકામાં જ્યારે એક પણ યુરોપીઅન નહોતો ત્યારે હિન્દીઓ ત્યાં જઈ વસ્યા અને ત્યાંના લોકોની રીતભાત અને રિવાજો પર તેઓએ સારી અસર કરી એ ઐતિહાસિક બીનાને પણ આ લોકો કોરે મુકે છે. જે હિન્દીઓ પૂર્વ આફ્રિકા ગયા તેમણે પોતાના રિવાજો આફ્રિકનો પર બળાત્કારે ઘોંચ્યા નહોતા; તેમ તેઓ એક હાથમાં દારૂની બાટલી ને બીજા હાથમાં બંદુક લઈને પણ નહોતા ગયા; કારણ તેઓનો ઇરાદો આફ્રિકામાં જંગલી લોકોને 'સુધારવા'નો નહોતો. તેઓ ત્યાંના રહીશોની પરવાનગી લઈને ત્યાં વેપાર ચલાવવાના શુદ્ધ ઇરાદાથી ગયા હતા, અને જેમ કોઇ પણ બે જાતો પર એકબીજાના સહવાસની અસર શાન્ત રીતે થયા વિના રહે જ નહિ તે જ રીતે હિન્દીઓ પોતાની સંસ્કૃતિની છાપ ત્યાંના લોકો પર મુક્તા ગયા. પૂર્વ આફ્રિકાના રહીશો સાથેના હિન્દીઓના વસવાટથી આફ્રિકનોને કોઈ પણ એક કે બીજી રીતે નુકસાન થયું છે એમ કહેવું એ સત્યથી અવળું છે.

હિન્દીઓના હક

આ વિધિનિષેધ વિનાની ચળવળ સામે આપણે શું કરવું જોઇયે ? દક્ષિણ આફ્રિકામાં પહેલો વસવાટ કરનાર ગોરાઓ હતા એવી જે ઉપલક દૃષ્ટિએ સાચી લાગતી દલીલ ગોરાઓ પાસે દક્ષિણ આફ્રિકામાં છે તે પણ પૂર્વ આફ્રિકામાં તો નથી, કારણ ત્યાં પહેલો વસવાટ હિન્દીઓએ કર્યો છે. પૂર્વ આફ્રિકાનો વિકાસ હિન્દી મજૂરોના શ્રમથી થયો છે. 'હિન્દી મજૂરોએ તંદુરસ્તીનું ભારે જોખમ વેઠીને ત્યાં

કામ કર્યું છે. જો વડી સરકાર યુરોપીઅન હરિફોની સ્વાર્થી ચળવળ આગળ હિન્દીઓના હક એક તલપૂર પણ જતા કરશે તો તેણે વિશ્વાસઘાત કર્યો ગણાશે.

મિ. એંડ્રુઝે લાબી.વસવાટવાળા હિન્દીઓની ખાસ હકની માગણીનો ઉલ્લેખ કર્યો છે. તેમણે ડહાપણ વાપરીને એ માગણી છોડી દીધી છે તે એમના સામાવાળીઆઓના ધોરણ મુજબ તેઓ એ માગણીના હકદાર નથી એમ કરીને નહિ, પણ પરિસ્થિતિ સરળ થાય અને પોતાનો પક્ષ પૂરેપૂરે અંશે સત્યનો જ પક્ષ રહે એટલા માટે. એટલે આપણે હિન્દીઓએ અને વડી સરકારે કરેલા પોતપોતાના દાવા પુરા કરવાં હોય તો આપણે બંનેને માટે આ બીજો પ્રસંગ છે.

હવે રહ્યુ દક્ષિણ આફ્રિકા. એનુ કામ ખરેખર સૌથી મુશ્કેલ છે. આ અંકમા અમે જનરલ સ્મટ્સે હિન્દી પ્રતિનિધિમંડળને આપેલો જવાબ ઉતારીયે છીયે. એ જવાબમા સહાનુભૂતિનો અભાવ નથી. આપણા દેશબન્ધુઓને દક્ષિણ આફ્રિકામા જેવું વિષમ યુદ્ધ ચલાવવુ પડે છે તેવું કોઇ કોમને ચલાવવું પડયું નથી. તેમના હરિફોને મુકાબલે તેઓ ગરીબ છે, તેમની પાસે રાજકીય સત્તા નથી, અને ઠેઠ ૧૮૮૦થી માંડીને તેમને સ્વમાન સાથે ટકી રહેવાના હકનું રક્ષણ કરવામા રોકાવું પડયુ છે. કોઈ પણ સુધરેલી સરકાર સાવ અજાણ્યા માણસોને સુદ્ધા આવો હક આપવાનુ ના ન પાડે. તેઓ જે રીતે ઠીક ઝાલી રહ્યા છે તે રીતે ઠીક ઝાલીને મક્કમ ટકી રહેવાની શક્તિ એ એમના હિંમત અને બુદ્ધિબળનો સચોટ પૂરાવો છે.

---

# પંજાબનો પત્ર

## (૭)

### ચૂડખાના

શેખુપુરાથી મેં મારો છેલ્લો કાગળ લખેલો. શેખુપુરા બાદશાહ જહાંગીરે વસાવેલું ગામ છે ને તેને લગતો કિલ્લો તેમજ એક વિશાળ મંદિર વગેરે છે. તે જોવા જેવાં મનાય છે. મને તો તે જોવા જવાનો વખત નથી મળ્યો. કહેવાય છે કે અમૃતસરનું સુવર્ણ-મંદિર આ મંદિરની નકલ છે ને તેના કરતાં તે નાનું છે.

શેખુપુરાથી અમે ચૂડખાના ગયા. આ ગામ સ્ટેશનથી કંઈક દૂર છે. પણ અમારે જે કામ હતુ તે તો ચૂડખાનાની 'મંડી'મા હતું. બજારને અહીં મંડી કહે છે. પણ ગુજરાતની બજારમા અને પંજાબની મંડીમા ભેદ છે. અહીં મંડી એટલે મોટો ચોક અને તેની આસપાસનાં ઘરો. ચોકમા અનેક પ્રકારનો માલ આવે છે, અને આસપાસ દુકાનો હોય છે.

ચૂડખાનાની મંડી પ્રમાણમાં મોટી છે ને તેમાં હજારોનો માલ પડયો રહે છે. ચૂડખાનાથી મોટી નહેરો શરૂ થાય છે, તેથી તેની આસપાસ ૨ વગેરેનો મોટો પાક પેદા થાય છે. ચૂડખાનાના સ્ટેશનને આગ લગાડેલી અને બીજું પણ નુકસાન લોકોએ કરેલું જોવામાં આવે છે. અહીં પણ રિવાજ પ્રમાણે મંડીની આસપાસ મોટી સભા ભરવામાં આવી હતી. ચૂડખાના સ્ટેશન ઉપર માણસો ઘણા જમા થયેલા અને બધાની સાથે ચાલીને રહેવાની જગ્યાએ જવાનું હતું. છતાં બધાનો ધસારો મારી તરફ એટલો બધો હતો કે ચાલવું મુશ્કેલ થઇ પડયું. મારો બચાવ કરવામાં તો આસપાસના માણસોએ કશી મણા ન રાખી. છતાં મારા ઉઘાડા પગ કચરાયા તો ખરા જ. દરેક માણસને 'દર્શન'નો અતિશય લોભ. ગામડાઓની પાસે ધૂળ તો પુષ્કળ હોય જ. તેથી મ્હોંઢામાં, નાકમાં ને કાનમાં ધૂળ ઓછી ન ગઇ. ઘોંઘાટ પણ એટલો જ થતો હતો. તેથી સભાને વખતે મેં લોકોને તાલીમની ખામી વિષે ખૂબ વાતો કરી. લોકો જેઓને મોટા માને તેઓ તરફ માન ધરાવે એ આપણે ઈચ્છીયે, પણ માનની લાગણી શુદ્ધ સ્વરૂપ ન પકડે તો દેશને હાનિ જ થાય. વળી જ્યા પહેલેથી કંઈ બંદોબસ્ત ~ તાલીમ નથી હોતાં ત્યાં વધારે તકલીફ જોવામાં આવે છે માગ દઇને ચાલવું, જેને માન આપીયે તેની પાછળ અને તેનાથી થોડા દૂર ચાલવું, નકામા અવાજો ન કરવા, કોઇ એક મુખી હોય તેની વાત સાંભળવી, આ બધું સ્હેજ શિક્ષણથી થઈ શકે તેવું છે.

## સભામાં ગડબડ

સભા શરૂ થઇ ત્યારે ગડબડનો પાર ન હતો. સહુ અવાજ કરી રહ્યા હતા. આ સ્થિતિ મને અસહ્ય લાગી. તુરત જ લોકોને મેં વિનયપૂર્વક સૂચવ્યુ કે જો તેઓ શાંતિ નહિ જાળવે ને બેસી નહિ જાય તો જેને સાંભળવાને અર્થે જ તેઓ આટલો ઘોંઘાટ કરે છે તેને તેઓ સાંભળી નહિ શકે. લોકો બેઠા ને તદ્દન શાંત થયા. સ્ટેશન આગળ થયેલી પ્રેમની ભૂલો બતાવી ને સભા બરખાસ્ત થઇ ત્યારે લોકો શાંતિથી વીખેરાયા ને મારી આસપાસ અથવા આગળ ધસારો ન કર્યો. લોકોમાં સમજણ, વિચારશક્તિ વગેરે ઓછાં નથી, પણ તેઓને માર્ગ બતાવનારની જ જરૂર છે. આ સભાને મેં બતાવ્યું કે જે ભૂલો મકાનો બાળવા વગેરેમાં થઈ તે પણ તાલીમની ખામીને લીધે થયેલી છે. ઘણાઓને મકાનો બાળવાનો વિચાર સરખો પણ ન હતો. છતાં જ્યારે એક માણસે મકાનો બાળવાનું શરૂ કર્યું એટલે બીજાઓએ તેને ઉપાડી લીધુ. ને લોકોને વિચારીને પગલાં ભરવાની, જવાબદાર માણસનું સાંભળવાની તાલીમ મળી હોત તો જે બનાવો બન્યા તે બનવા નહિ પામત.

## દિલ્હીમાં એક દેખાવ

મારે ૧૧મી ડિસેમ્બરે દિલ્હીમાં દુબકી મારી આવવાનો પ્રસંગ આવ્યો હતો. ત્યાં મારે દક્ષિણ આફ્રિકાને સારુ જવાનું હતું, પણ ત્યાંના જાણીતા બારિસ્ટર શ્રીરામે સ્થાપેલા સેવાસંઘનો ઉત્સવ ઉજવવાની મેં હા પાડી. લોકોએ સાંભળ્યુ કે હું પ્રમુખ થવાનો છું. તેથી વગર નોતરેલા હજારો માણસો આવી પડયા. તેઓએ ધસારો કરી દરવાજામાં જોરથી પ્રવેશ કર્યો. ટિકિટવાળા જ જઈ શકે એ તેઓ આવે અવસરે સહન ન કરી શકયા. બધા

શરમાયા. હું પણ શરમાયો. મને જોવાને માન આપવા આવનારાઓથી આટલી મર્યાદાની બરદાસ ન થઇ શકી એ કેવું અયોગ્ય ?

### આગેવાન વિ૦ આમ

પણ આ કંઇ અવિનય ન હતો. જેનાં 'દર્શન' કરવાં હોય તેની તરફ જતાં આપણને ધસારો કરવાની ટેવ પડી છે તે અયોગ્ય છે એવી તાલીમ આપણને ક્યાં મળે છે ? તીર્થક્ષેત્રોમાં તો નથી મળતી. 'વહેલો તે પહેલો', 'બળીઆના બે ભાગ, એ સૂત્રોનો અમલ મંદિરોમાં ને હવેલીઓમાં થાય છે શિક્ષિત અથવા મોટા માણસોએ આ સ્થાનોનો ત્યાગ કર્યો છે અથવા તેમા આપણે જઈયે છીયે તો આપણી સગવડ કરી લઇયે છીયે. સરો તો જેવો ને તેવો ચાલ્યાં જ કરે છે. સેવામંડળે મરકીને સમયે મદદ કરી, મુડદાં બાળ્યાં, દવાઓ આપી. તે કરવું જરૂરનું હતું. તેટલુંયે હિંદુસ્તાનમાં જગોજગોમાં ન થયું હોત તો આપણે ક્યારના અલોપ થઇ ગયા હોત. પણ તેટલાથી બસ નથી. એ તો અલ્પ સેવા છે. સેવામંડળમાં ચાંદો ને પ્રમાણપત્રો આપવાનાં હતાં. તે બધાં અંગ્રેજીમાં ! હવે હું લોકોનો ધસારો સમજી શક્યો. આગેવાન અને આમની વચ્ચે નિકટ સંબન્ધ જ નથી. લોકોને મુખ્ય તાલીમ આપવાની આપણને ગરજ નથી, આપણે સાધન પણ નથી મેળવ્યું. જેઓએ ધસારો કર્યો તેઓ અંગ્રેજી નહોતા જાણતા. તેઓને દવા તો આપી. પણ તેઓએ સાજા થયા પછી પ્રજાતંત્રમાં શો ભાગ લેવો તે તો આપણને કહેતાં ન આવડ્યું. તેને સારુ અંગ્રેજી શીખે ત્યારે જ તૈયાર થવાય, કેમકે આપણે પણ ત્યારે જ તૈયાર થયા એમ માન્યું. એટલે આમવર્ગે તો રિવાજ પ્રમાણે ધસારો કર્યો. આ વાત મેં સભા આગળ મુકી. સભા સમજી, શરમાઇ. દેશમાં નવી જાગૃતિ આવી છે. આમ પણ જાહેર કામમાં ભાગ લેવા માગે છે, આપભોગ દેવા તૈયાર છે, પણ દિશા જાણતી નથી. અને જ્યાં સુધી આપણે લોકોની ભાષામાં લોકોને નહિ સમજાવીયે ત્યાં સુધી લોકો શું સમજે ? કેમ સમજે ?

### લાયલપુર

હવે પાછો હું ચૂડખાના પાસે આવું. ચૂડખાનેથી અમે લાયલપુર ગયા. લાયલપુર નોખો જીલ્લો છે. જે પાંચ જીલ્લામાં માર્શલ લૉ દાખલ કરવામાં આવ્યો હતો તેમાંનો આ જીલ્લો છે. લાયલપુર શહેર ઉપરથી જીલ્લો ઓળખાય છે. લાયલપુર કેવળ નવું શહેર છે. તેનું નામ સર ચાર્લ્સ લાયલ ઉપરથી રાખવામાં આવ્યું છે. તે સન ૧૮૯૬માં વસ્યું. તેનું મધ્યબિંદુ એક કુંડાળું છે ને તેમાં મોટી ઘડીઆળનો બુરજ છે ને કુંડાળામાંથી આઠ રસ્તા ફુટે છે. તે રસ્તાઓમાં દુકાનો તથા રહેવાનાં મકાનો છે. આ બધાં નવાં બંધાયાં છે એ આપણે જોઈ શકીયે છીયે. મુખ્ય નહેર કૉલોની તરીકે જે પ્રદેશ પ્રખ્યાત થયો છે તે આ જ. સારામાં સારો ઘઉંનો ને રૂનો પાક નહેરોના પ્રદેશમાં થાય છે. નહેરોની વસ્તી પ્રમાણમાં ઠીક આબાદ ગણાય. લાયલપુરની વસ્તી ૩૦૦૦૦ની હશે. અહીં માર્શલ લૉના દિવસોમાં કાળો કેર વરત્યો હતો. લોકોએ કંઇ જ નુકસાન નહિ કરેલું, છતાં મોટા માણસોને પકડી કોરટના હેરાન કરવામાં આવ્યા હતા. અહીં પણ જંગી સભા ભરવામાં

આવી હતી. ઓરતોની સભા નોખી કરવામાં આવી હતી, અને પુરુષોની સભા શહેરથી દૂર ગણાય છતાં સ્ત્રીઓ ખૂબ આવી હતી. લાયલપુરમાં સભાનો બંદોબસ્ત પ્રમાણમાં સારો ગણાય. જ્યાં જ્યાં લોકોને થોડીઘણી પણ તાલીમ મળી છે ત્યાં ત્યાં તેની અસર તુરત જોવામાં આવે છે. મને એવી ખબર આપવામાં આવી છે કે લાયલપુરના પ્રદેશમાં રેંટીયાનું કામ સારૂં ચાલી શકે તેમ છે.

### દસ ત્રાકનો રેંટીયો

લુધીઆનાથી એક કારીગર દસ ત્રાકનો રેંટીયો મને આપી ગયેલ છે. યુક્તિ ઘણી સારી, સહેલી ને સસ્તી છે. પણ દસે ત્રાક ઉપરથી એકી વખતે સૂતર તે કારીગર ન કાઢી શકયો. તેનામાં બુદ્ધિ છે, પણ અનુભવની ખામીથી તે આગળ નથી વધી શકેલ. તેને સમજાવતાં તે સમજી શકેલ છે ને ફરી પ્રયત્ન કરવાનું પણ કહી ગયેલ છે. આ રેંટીયો જોયા પછી મને આશા બંધાઈ છે કે કદાચ દસ ત્રાકનો રેંટીયો આપણે હિન્દુસ્તાનમાં જોઈશું. કાનપુરથી પણ એક ગૃહસ્થે ખબર આપી છે કે તેણે તેવો રેંટીયો તૈયાર કર્યો છે. મારી ઉમેદ છે કે જે કારીગરો આ કામ જાણે છે તેઓ મહેનત કરશે ને મુદન દયાનિધાન ઈનામ મેળવી શકે તેવો રેંટીયો તૈયાર કરી શકશે.

### મુસાફરી પૂરી

લાયલપુરની મુસાફરી એ મારી મુસાફરીનો છેલ્લો ભાગ હતો. હજુ ગુજરાત જીલ્લા બાકી છે. પણ હવેનો વખત રિપોર્ટ લખવામાં ગાળવાનું મુકરર કરેલું છે. તેને અઠવાડીયું આપીને ગુજરાત જીલ્લાની મુસાફરી કરવાની ઉમેદ છે.

### રા. જયકરનું આગમન

રા. જયકર કૉંગ્રેસ સબકમિટીને મદદ કરવા મુંબઈથી આવેલા છે. તેઓ હાલ નિ અભ્યાસ તૈયબજીને મદદ કરી રહ્યા છે. મિ. સી. આર. દાસ અમૃતસર પૂરૂં કરી લાહોરમાં આવી ગયા છે. પંડિત મોતીલાલ નેહરૂએ કૉંગ્રેસનું પ્રમુખપદ સ્વીકાર્યું છે. તેથી ક્મીશનર તરીકે તેમણે રાજીનામું આપ્યું છે, તે મા. પંડિત માલવીયાજીએ સ્વીકાર્યું છે. ઑ. ક્જહુલ હક બંગાળ ગયા છે તે હજુ પાછા ફર્યા નથી. પંડિત મોતીલાલ નેહરૂ પોતાનું ભાષણ તૈયાર કરવામાં રોકાયા છે. એવી ઉમેદ રાખવામાં આવે છે કે તેઓ સાહેબ પોતાનું વ્યાખ્યાન હિંદી-ઉર્દુમાં આપશે. તેની અંગ્રેજી ભાષામાં નકલો તૈયાર રહેશે ને જેઓ હિંદી યા ઉર્દુ નથી જાણતા તેઓને તે આપવામાં આવશે. સબકમિટીનો રિપોર્ટ એ તૈયાર વહેલો કરવામાં આવશે, તોપણ લૉર્ડ હંટરની કમિટીનો રિપોર્ટ બહાર પડ્યા પછી તે બહાર પડશે. આ જ યથાર્થ છે, કેમકે લૉર્ડ હંટરનો રિપોર્ટ રજુ થયા પહેલાં આપણો બહાર પાડવો એ અવિનય ગણાય.

તા. ૨૮–૧૨–૧૯૧૯

# પંજાબનો પત્ર

## (૮)

### જલિયાંવાલા બાગ

મા. પંડિત મદન મોહન માલવીયાજી અને મિ. નેવિલની સાથે હું અમૃતસર જલિયાંવાલા બાગ અને જતા માણસોને પેટે ચલાવતા હતા તે શેરી જોવા ગયો હતો. અમે મોટરમાં ગયેલા, તેથી રસ્તામાં ખાલસા કૉલેજ આવે છે તે જોવા ઉતર્યા. આ કૉલેજ વિશાળ મેદાનમાં આવેલી છે. તેમાં મુખ્યત્વે શીખ વિદ્યાર્થીઓ જ પઢે છે. તેને લગતું છાત્રાલય પણ છે. આ કૉલેજની જમીન ૧૦૦ એકર છે. કૉલેજનું મકાન હજુ તદ્દન બંધાઇ નથી ગયું. તેના પ્રિન્સિપાલ મિ. વાયન છે. અહીં વિદ્યાર્થીઓને ખેતીનું જ્ઞાન પણ આપવામા આવે છે. તેઓને ખેતીનું જ્ઞાન અપાય છે તે વ્યાવહારિક જ્ઞાન છે. આ વિષે વધારે માહીતી હું બીજી લેખા આપવાની આશા રાખું છું.

અહીંથી અમે જલિયાંવાલા બાગ જોવા ગયા. આનું નામ બાગ રાખેલું છે તે ખોટું છે. જલિયાં એ અટકનું નામ છે. અને તેના મૂળ માલીકની અડક જલિયાં છે. આ 'બાગ' હાલ લગભગ ૪૦ ભાગીદારની મિલકત છે. તે બાગ નથી પણ ઉકરડો છે. તેની ચારે મેર ઘરોની પછીત છે, ને પછીતની બારીમાંથી લોકો પોતાનો કચરો તેમાં ફેંકે છે. તેમાં ત્રણ ઝાડ છે ને એક નાની સરખી કબર છે. તે તદ્દન મેદાન છે. એક સાંકડી શેરીમાંથી તેમાં પ્રવેશ કરી શકાય છે આ શેરીમાથી જનરલ ડાયરે પ્રવેશ કર્યો. એટલે તા. ૧૩મી એપ્રિલે મળેલા લોકો બાગમાં પૂરાઈ ગયા જેવું બન્યું. તે 'બાગ'માંથી ત્રણ ચાર જગ્યાએથી નીકળી શકાય તેવું છે. પણ તે દીવાલ કુદીને જ બની શકે. એમ કુદીને તે દહાડે હજારો માણસો પોતાનો જીવ બચાવી શકયા

આ બાગમાં નિરપરાધી માણસોના પવિત્ર લોહીના ધોધ ચાલ્યા છે. તેથી હવે એ પવિત્ર સ્થાન બનેલ છે. એ સ્થાન પ્રજાને સારૂ મેળવવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે. જો તેમાં નિષ્ફળતા થાય તો આપણને શરમાવા જેવું થશે.

### કૉંગ્રેસની તૈયારી

આ પત્ર છપાશે તે પહેલાં તો કૉંગ્રેસની પહેલી બેઠક થઈ ચુકી હશે. બધી તૈયારીઓ થઈ રહી છે. હજારો માણસો આવવાની આશા બંધાય છે. પંડિત મોતીલાલજી પોતાનું વ્યાખ્યાન ઘડી રહ્યા છે. સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીએ પોતાનું વ્યાખ્યાન તૈયાર કરી લીધું છે— તે હિંદીમાં છે.

તા. ૧૧-૧-૧૯૨૦

**પરચુરણ**

મિ. જયકર જેઓ અહીં આવ્યા છે તેમને પંડિત મોતીલાલજીની અવેજીમાં કમીશનર નીમવામાં આવ્યા છે.

હંટર કમિટીનું અહીંનું કામ પૂરૂં થઈ રહેવા આવ્યું છે. જાનેવારીની પાંચમી તારીખે અમદાવાદમાં તેની બેઠક શરૂ થશે.

( લાહોર, રવિવાર )

---

તા. ૧૧-૧-૧૯૨૦

# કૉંગ્રેસ

ગઇ કૉંગ્રેસ અમૃતસરમાં ભરાવાથી એ યાત્રાનું કામ થઇ પડયું હતું. હજારો માણસો અમૃતસરમાં તે કૉંગ્રેસ ભરાઈ તેથી જ આવ્યા ને તેઓનું પ્રથમ કાર્ય જલિયાંવાલા બાગનાં દર્શન કરવાનું હતું. મેંકડો માણસો જે મને મળવા આવતા તેમને હું પૂછતો ત્યારે તેઓ જવાબ આપતા કે "અમે આવતા વેંત જલિયાવાલા બાગનાં દર્શન કરવા ગયા." કેટલાકે તે ભૂમિની માટી વિભૂતિની જેમ કપાળે ચૂસી, કેટલાકે નિર્દોષ માણસોના રક્તથી ભીંજાઈ પવિત્ર થયેલી માટી થોડી ગાંઠે બાંધી, આમ દક્ષિણ, પૂર્વ, પશ્ચિમમાંથી આવેલા બધા પોતાના ભાઇઓના મરણનું સ્મરણ કરી પવિત્ર થયા. કૉંગ્રેસમાં આવવાનો પોતાનો હેતુ તેઓએ સફળ થયેલો માન્યો.

અમૃતસરમાં ડિસેમ્બર માસમાં ઘણે ભાગે વરસાદ આવે છે. અમૃતસર નીચી જમીનમાં છે તેથી પાણી આવે ત્યારે તે જમીનમાં ભરાઈ રહે છે. કૉંગ્રેસને સમયે જ વરસાદ શરૂ થયો. તેથી ઘણી અડચણ આવી.

કૉંગ્રેસનો મંડપ અને રહેવાના તંબુઓ એચીસન પાર્કમાં હતા તે પણ નીચાણમાં હોવાથી પાણી ભરાઇ રહ્યું ને મહેમાનોને સારૂ સગવડ કરવામાં ભારે તકલીફ આવી પડી. પણ અમૃતસરવાસીઓએ તો મહેમાનોને પોતાના ગણ્યા. હિંદીમાં તેને સારૂ 'અપનાયા' શબ્દ છે તે સુંદર છે. તેનું ગુજરાતી કરીયે તો તેઓએ મહેમાનોને 'અપનાવ્યા' કહેવાય. જેઓ પોતાના ઘરમાં કોઇને લઈ જઇ શકે તે લઇ ગયા ને આગતાસ્વાગતા કરી; એટલે કેમ જાણે ડેલીગેટો ને પ્રેક્ષકો ખરખરો કરવા આવ્યા ન હોય તેવો દેખાવ થઇ પડ્યો. અને આ કંઇ ઉપરનો વિવેક ન હતો, પણ હાર્દિક ભાવ હતો. અમૃતસરવાસીઓની ઉદારતાનો પાર જ ન હતો.

આ તો ચિત્રની સુન્દર બાજુ થઇ. તેની બીજી બાજુ એ હતી કે કૉંગ્રેસના મંડપને સારૂ ને તંબુને સારૂ લગભગ રૂા. ૨૨૦૦૦ નુ ખર્ચ થયુ. આ ખર્ચ અનિવાર્ય ન હતું. અને એટલા ખર્ચ પછી પણ કંઈ પ્રજાને વધારે આપી શકાયુ એવી મારી માન્યતા નથી. મંડપ વિના ચાલી શકે એવી મારી માન્યતા છે. મંડપને બદલે આપણે ખુલ્લી હવામા સભા કરી શકીયે તો ઘણા માણસો આવી શકે ને ખર્ચ ઓછુ થાય. મંડપ તડકામાથી આપણને બચાવે છે, પણ ડિસેમ્બર માસનો તડકો આકરો નથી હોતો. વળી તડકામાથી બચવાનો ખર્ચ મંડપના કરતા ઓછો જ આવે. વરસાદની મે જે વાત કરી તેવી પણ બચાવ નથી થતો, કેમકે વરસાદના કારણથી તો એક દહાડો કૉંગ્રેસ મુલતવી રાખવી પડી. વરસાદમાથી બચવા સારૂ છાપરૂ બાંધવાની કિંમત પડી તેના કરતા પણ વધારે પડે.

જેમ મંડપ તેમજ રહેવાના તંબુ. તંબુના ખર્ચ કરતા શહેરીઓની સાથે ગોઠવણ કરી હોત તો પ્રથમથી જ થઇ શકત. પણ આપણને અસલથી જ જે ટેવ પડી ગઈ છે તેનાથી આપણે મુક્ત નથી થઈ શકતા; ને તેથી કૉંગ્રેસ આવો ભારે પ્રજાકીય મેળાવડો હોવા છતા તેણે પ્રજાજીવનમા પૂરો પ્રવેશ નથી કર્યો. અમૃતસરમા વૈશાખ શુદ ૧ ને દિવસે જે મેળાવડો થાય છે તેમા કૉંગ્રેસના કરતા ઘણા વધારે માણસો ભેળા થાય છે, તેમ છતા તે બધાનો સમાવેશ થઈ જાય છે; તેઓને સારૂ ભારે મંડપ નથી કરવો પડતો, અગાઉથી ભારે ખર્ચ પણ નથી કરવો પડતો. એવી આપણી પ્રાચીન પદ્ધતિ છે. તેમા અલ્પ પ્રયત્ને ભારે પરિણામો આવે છે. આધુનિક પ્રવૃત્તિમા આપણે મહાપ્રયત્ને અલ્પ પરિણામ લાવી શકીએ છીયે.

પણ શુભ પ્રસંગના વર્ણનમા આવી ફરીઆદ શા ? એવો આરોપ કોઈ મૂકશે. હુ ફરીઆદ એટલા જ સારૂ કરૂં છુ કે એથી આપણે ભવિષ્યમાં કંઇક વધારે સારી વ્યવસ્થા કરીયે. આવા વિચારો બીજાને પણ આવ્યા છે. તેથી ઑલ ઇંડિયા કૉંગ્રેસે એક કમિટી પણ નીમી છે. તે કમિટીનુ કામ નીચે પ્રમાણે છે—

(૧) કૉંગ્રેસના બંધારણને તપાસવું ને તેમા ફેરફાર કરવાની જે આવશ્યકતા હોય તે વિચારવી.

(૨) કૉંગ્રેસના જુદા જુદા વિભાગોમા પૈસા સબંધી વ્યવહારો તપાસવા ને વિચારવા.

(૩) આવતા વર્ષની કૉંગ્રેસના મેળાવડા વિષે સૂચનાઓ કરવી.

આ કમિટીમાં મિ. કેળકર, મિ. રંગસ્વામી આયંગાર, મિ. આઇ. બી. સેન, ઑ. વિઠ્ઠલભાઇ પટેલ તથા હું નીમાયા છીયે, અને કમિટીએ ૩૦મી જુન પહેલાં રિપોર્ટ કરવાનો છે.

ભાષણોનાં જુલમ

મારે હજુ બીજી ફરીઆદ પણ નોંધાવવાની રહી છે. સ્વાગત મંડળના અને કૉંગ્રેસના પ્રમુખનાં ભાષણો એટલાં લાંબાં હોય છે કે તે વાંચી સંભળાવવાં એ કોઇ પણ પ્રસંગે જુલમ કરવા જેવું છે. પણ ૧૫૦૦૦ માણસોની આગળ લાંબાં વ્યાખ્યાનો વાચવા એ તો ઘાતકીપણું જ કહેવાય. છતા ભાષણો લાંબાં તો હોય જ. ઘણા વિષયોનું ઠીક વિવેચન કરતા ઘણાં પાનાં ભરાય એ સ્વાભાવિક છે. ત્યારે શું ઉપાય કરવો ? મને તો લાગે છે કે આ બન્ને ભાષણો હિંદુસ્તાનીમાં (ઉર્દુ તથા દેવનાગરી લીપીમાં), અંગ્રેજીમા ને જે પ્રાંતમાં કૉંગ્રેસ મળે તે પ્રાંતની ભાષામાં છપાવાં જોઇયે ને પ્રતિનિધિઓ ને પ્રેક્ષકો મંડપમા દાખલ થાય તેના પહેલા દરવાજા આગળ જ તેઓને તે મળવાં જોઇયે, પછી અરધા કલાકની અંદર બન્નેના ભાષણોનો સાર બન્ને વાંચી સંભળાવે અથવા કહી જાય એ યોગ્ય ગણાય.

પ્રમુખનાં ભાષણો

બન્ને વ્યાખ્યાનો તો મનન કરવા યોગ્ય હતાં. સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીનામા તેમની ધાર્મિકતાની અસર હતી. અંગ્રેજોનો આપણે તિરસ્કાર કેમ કરીયે ? તેઓએ આપણને ઍંડ્રુઝ, હ્યુમ, વેડરબર્ન વગેરે આપ્યા છે. આમ તેમણે પ્રેમભાવની ઝાંખી કરાવી. પંડિત મોતીલાલજીના ભાષણમાં તીખાશ છે. તેમણે પંજાબનું દુઃખ અનુભવ્યું છે, તેમનો આત્મા ભારે દુભાયો છે. તે તેમણે પોતાના વ્યાખ્યાનમાં બતાવી આપ્યું છે. સ્વામીજીનું વ્યાખ્યાન હિંદીમાં હોવાથી લોકોએ ઠીક ધ્યાન દઈ સાંભળ્યુ, જોકે પાછળથી થોડા કંટાળ્યા હતા. મોતીલાલજીનુ વ્યાખ્યાન અંગ્રેજીમાં વંચાયું તેથી કોઇ સાંભળવા તૈયાર જ ન થયા. પ્રથમ તો ભારે કોલાહલ થઇ રહ્યો. પણ પંડિત માલવીયાજીના આગ્રહથી કંઇક શાંતિ રહી. ઘણો ભાગ તો વગર વાંચ્યે પડતો મુકવો પડ્યો હતો.

## ઠરાવો

બાદશાહનો ઉપકાર

કૉંગ્રેસના ઠરાવો ઘણા મહત્ત્વના હતા. પ્રથમ ઠરાવ બાદશાહનો ઉપકાર માનવા બાબતનો હતો. તે ઠરાવની બાબતમાં પણ ચર્ચા તો ઠીક થઇ હતી, પણ છેવટે પસાર થયો. બાદશાહી ઢંઢેરામાં જે ઉદારતા આવેલી જોવામાં આવે છે તે ઉદારતા આગળના આવા લેખોમાં નથી. અને આપણે જોઈ શકીયે છીયે કે ઘણાઓ જે કેવળ વહેમને લીધે પીડાતા હતા તેઓ છૂટા થયા એ કંઇ નાની વાત નથી. એ બધાને કેદ

કરવામા ભલે અન્યાય હતો, પણ તેમને છોડવામાં ઉદારતા વાપરવામાં આવી છે એમાં શંકા નથી. એટલે એ કૃત્યને સારૂ ધન્યવાદ આપવો એ આપણો ધર્મ હતો.

પણ ઠરાવોમા સર્વથી વધારે મહત્ત્વનો ઠરાવ તો જે વડે આપણે આપણી ભૂલોને જોઇ અને વખોડી એ હતો. એ ઠરાવ કબૂલ કરવામા આનાકાની થતી હતી તે ન સમજાય તેવી હતી. અમદાવાદ, વીરમગામ, અમૃતસર, ગુજરાનવાલા, કાસુર વગેરે જ્યાએ આપણા જ લોકોએ મકાનો બાળ્યા, માણસોને મારી નાખ્યા, પરો બાળ્યા, પાટા ઉખેડયા, તારો તોડયા એને સારૂ સાબીતીની જરૂર નથી. એમા સી. આઇ. ડી. ની ઉશ્કેરણી હતી, તેઓનો હાથ હતો એમ કોઈ કહે એ ભલે ખરૂ હોય: તોયે આપણામાના કેટલાક તેઓના દાવમા આવ્યા ને આપણે જે ન કરવાના કામો કર્યાં એને વખોડવા જ જોઇયે. જે વ્યક્તિ અથવા પ્રજા પોતાના દોષો જોવા નથી ઇચ્છતી અથવા કબૂલ કરતા ડરે છે તે આગળ વધી જ ન શકે. આપણી આસ પાસ રહેલો મેલ આપણે જોતા નથી ત્યા સુધી તે દૂર કરવાની શક્તિ આપણને મળતી જ નથી ને મેલ ઘર કરે છે. વળી જે દોષો આપણે કર્યા તેને સારી રીતે ન વખોડીયે ત્યા લગી બીજાના દોષ જોવાનો કે બતાવવાનો આપણને હક જ નથી મળતો. આપણે સરકારી મકાનો વગેરે બાળ્યા તેને સારૂ પશ્ચાત્તાપ ન કરીયે, પ્રાયશ્ચિત્ત ન કરીયે તો આપણે શુદ્ધ નથી થતા, આપણે જનરલ ડાયરનો ભયંકર ગુન્હો વખોડી નથી શકતા; ને આપણે આપણી ભૂલ કબૂલ ન કરીયે તો આપણે સર માઇકલ ઓડવાયરને પદભ્રષ્ટ કરવાનુ અને લૉર્ડ ચેમ્સફર્ડને પાછા બોલાવવાનું નથી કહી શકતા.

એવું પણ કહેવાય છે કે લોકોને કેટલા ખીજવ્યા એનો વિચાર આપણે શા ન કરવો ? અહીં જવાબ એ છે કે એનો વિચાર કરતા છતા પણ આપણે મકાનો બાળ્યાં, નિરપરાધીઓને માર્યાં વગેરે કાર્યોને વખોડવા બંધાયા છીયે. ગમે તેટલા ગુસ્સાનું કારણ મળતા છતા જે માણસ ગુસ્સાને વશ થઇ નુકસાન નથી કરતો તે જ જીતે છે, તેણે જ કાયદો પાળ્યો ગણાય. જે પ્રજા કાયદો પાળી જાણતી નથી તેને અન્યાયની સામે થવાનો હક નથી. મગરુરે મને પકડયો, લોકોને ગુસ્સો ચઢયો, તેથી ગોડીઓ બાળ્યે શું થયું ? વિદ્યાર્થીઓના પરીક્ષામંડપને બાળ્યે શો ફાયદો થયો ? નુકસાન તો દેખીતું જ છે. દંડ આપણે ભરવો પડે. જેલમાં ઘણાઓ ગયા, ઘણાના જીવ ઉંચે રહ્યા. મારી તો ખરી માન્યતા છે કે જો આપણે દસમી એપ્રિલની ભૂલો ન કરી હોત તો આજે આપણે ઘણે ઉંચે પદે ચઢયા હોત અને રોલેટ કાયદો ક્યારનોયે રદ થયો હોત. હજાર જેટલા કેવળ નિરપરાધી માણસો જલિયા-

વાલા બાગમાં માર્યા ગયા તે માર્યા ન જાત ને બીજા નિર્દોષ માણસોએ જેલો વગેરે ભોગવી તે ભોગવવી નહિ પડત. એટલે ગમે તે રીતે વિચારતાં પણ આપણે એક જ નિર્ણય પર આવી શકીએ છીએ. તે એ કે આપણે આપણા લોકોથી થયેલાં ખુનો, દહન વગેરેને વખોડવા બંધાયેલા હતા. આપણને પૂર્ણ સ્વરાજ્ય મળે ત્યારે આપણે આવા કૃત્યોને સાંખીએ તો, જંગલીમાં ખપીએ.

અણીનો પ્રસંગ

ત્રીજો અગત્યનો ઠરાવ સુધારાના કાયદા વિષે છે. આ ઠરાવ ઉપર મતભેદ એટલો સજ્જડ થયો કે કૉંગ્રેસની બેઠકમાં મત લેવાની અણી ઉપર કૉંગ્રેસ આવી ગઇ. બધો ઇતિહાસ છોડી દેતાં છેવટનો જે ભેદ રહ્યો હતો તે જ સમજવો બસ થશે. મિ. દાસે રજુ કરેલા ઠરાવમાં ત્રણ કલમો હતી. તેમાં એકનો અર્થ એ હતો કે આપણે આજે જ સંપૂર્ણ સ્વરાજ્ય સારૂ લાયક છીયે; બીજી કલમ એ હતી કે સુધારા અપૂર્ણ, અસન્તોષકારક અને નિરાશાજનક છે; અને ત્રીજી કલમ એ હતી કે સંપૂર્ણ સ્વરાજ્ય જેમ બને તેમ જલદી પાર્લામેંટે આપી દેવું જોઇયે. માનનીય પંડિત માલવીયાજી, મિ. ઝીણા અને મને એમ લાગ્યું કે આટલું જ કહીને બેસી રહેવાથી પ્રજાને પોતાના કાર્યની સમજ નહિ પડે. જો આપણે સુધારાનો ઉપયોગ કરવાને ઇચ્છીયે તો તે નિરાશાજનક કહેવાય નહિ, અને જો ઉપયોગ કરીયે તો તે વાત આપણે કહી નાખવી જોઇયે. તેમજ જો આપણે કબૂલ કરીયે કે મિ. મૉંટેગ્યુએ હિંદુસ્તાનને સારૂ જે સુધારા મળ્યા છે તે અપાવવા ઘણો પ્રયાસ કર્યો છે તો આપણે તેમનો આભાર માનવો જોઇયે. મેં જોયું કે સુધારાનો ઉપયોગ કરવા તો બધા તૈયાર હતા. એટલે આપણે એ વાત કબૂલ કરી લેવી અને 'નિરાશાજનક' શબ્દ કાઢી નાખવો, તથા મિ. મૉંટેગ્યુનો આભાર માનવો. છેવટે 'નિરાશાજનક' વિશેષણ એમ ને એમ રહેવા દઇને મેં સૂચવેલ વધારો બંને કબૂલ કરી શકયા એવી ભાષામાં સર્વાનુમતે પસાર થયો. પણ તેમ થતા પહેલાં મત લેવાની જે તૈયારીઓ થઇ એ પ્રસંગ પ્રજાને દીપાવનારો અને સરસ હતો. મંડપમાં પ્રેક્ષકવર્ગ મળીને કાંઇ નહિ તો ૧૫૦૦૦ માણસ એકઠાં થતાં અને ચાલવાનો પણ માર્ગ ભાગ્યે રહેતો. આટલા માણસોમાં મત આપનારા જેટલા જ મત નહિ આપનારા હતા. તેમાં ગણતરી કરવાનું કામ લગભગ અશક્ય ગણાય. તેથી કૉંગ્રેસની ૩૪ વર્ષની કારકીર્દીમાં આ પહેલો જ પ્રસંગ હતો કે જ્યારે પ્રેક્ષકવર્ગને અને ખેડૂત પ્રતિનિધિઓને બહાર રાખીને મતોની ગણતરી કરવાને સારૂ સરલ યોજના કરવામાં આવી હતી. લગભગ પાંચ કલાક સુધી વિવિધ મત ધરાવનારાઓનાં ભાષણો થયાં. દરમિયાન મત ન લઇ સમાધાની થાય તો સારૂં એવો

સમાધાની

અભિપ્રાય બધા પક્ષનો હતો તે વિષે મસલત શરૂ થઈ. છેવટે સમાધાની થઇ અને મતો લીધા વિના મિ મૉંટેગ્યુના ઉપકારનો તથા સુધારા ઉપર કામ કરવાનો ઠરાવ પસાર થયો.

આ ઠરાવની જે ભાષા મિ દાસના પક્ષે કબૂલ રાખી એ મને પૂર્ણ રીતે પસંદ પડે એવી ન હતી 'નિરાશાજનક' શબ્દ રહેવા દેવો એ પણ અખરું હતું છતાં જ્યાં તત્ત્વ સચવાય ત્યાં પક્ષો ન પાડવા એ અનુકૂળ લાગ્યું, અને પંડિતજી, મિ ઝીણા વગેરે તેમાં સંમત થયા તેથી જે શબ્દો બંને પક્ષ કબૂલ કરી શકે તેવા શબ્દોમાં વધારો પસાર થયો જો કૉંગ્રેસે એટલો પણ વધારો કબૂલ ન રાખ્યો હોત તો મારી અલ્પ મતિ પ્રમાણે તો આપણને શરમાવા જેવું થાત આપણે સુધારાનો ઉપયોગ કરવા ન ઇચ્છીએ, ઉપયોગ ન કરવાની આપણામાં હિંમત હોય તો તો મારા જેવાને કાંઈ જ કહેવાપણું ન રહે પણ જ્યારે સુધારાનો ઉપયોગ કરવો એ તો કબૂલ જ છે ત્યારે એ વાતને આપણે બહાર ન પાડવી અને ઉપયોગ કરવા લાયક સુધારા આપણને મેળવી આપનાર પુરુષનો ઉપકાર ન માનવો એ મને અપ્રામાણિક જણાયું, અને બાદશાહના ઢંઢેરામાં જે લાગણીઓ દર્શાવી છે તે લાગણીઓને આપણે ન ઝીલી લેવી એ પણ આપણને શરમાવનાર મને લાગ્યું બીજી અમલદારવર્ગને સહાય ન કરવાનો વિચાર રાખવો એ નબળાઇની નિશાની છે. જ્યાં જ્યાં દેશને ભૂલ થાય ત્યાં ત્યાં અમલદારોને સહાય કરી, તેઓનો વિશ્વાસ રાખવો એ મરદાનગીની નિશાની છે. એમ દરેક રીતે કૉંગ્રેસે સ્વીકારેલો વધારો સરસ છે એમ આપણે કહી શકીએ, અને મારી ઉમેદ છે કે આપણે બધા સુધારાઓનો સદુપયોગ કરીએ, તેમાં ઘટતા ફેરફારો મેળવીએ, તો થોડા જ વર્ષમાં સંપૂર્ણ સ્વરાજ્ય મેળવીએ

આ ઉપરાંત લૉર્ડ ચેમ્સફર્ડ વગેરે અમલદારો વિષે ઠરાવો પસાર થયા મને લાગે છે કે જો લૉર્ડ ચેમ્સફર્ડ વિષેના અને સર માઇકલ ઓડવાયર વિષેના ઠરાવ કૉંગ્રેસની પેટાકમિટીનો રિપોર્ટ બહાર પડે ત્યાં લગી મુલતવી રહ્યા હોત તો વધારે સારું હતું પણ કોઇ પણ અમલદારને સબળ કારણસર પોતાના હોદ્દા પરથી ખસેડવાની માગણી કરવાનો આપણને હક છે, એટલે જોકે અવસર આવ્યા પહેલાં કૂદવા જેવા ઠરાવ થયા છે એમ હું માનું છું, તોપણ થઇ ગયા એટલે તે વિષે વધારે ટીકા કરવાની જરૂર રહેતી નથી. પણ લૉર્ડ ચેમ્સફર્ડનો હોદ્દો લઈ લેવા વિષેના ઠરાવ ઉપર જે ભાષણો થયા તે શોકજનક અને વખોડવા લાયક હતા. લૉર્ડ

ચેમ્સફર્ડને તેમના હોદ્દાને સારૂ નાલાયક ગણવા એ એક વાત છે, અને તેમનું અપમાન કરવું, બાદશાહના પ્રતિનિધિને વિષે તોછડા અને અસભ્ય શબ્દો વાપરવાં એ બીજી વાત છે. તેમાં આપણી કિંમત થઈ જાય છે. અને પ્રજામાં એવી ભાષા પ્રચલિત થાય તો આપણામાં નમ્રતા, સભ્યતા, ખાનદાની વગેરે ગુણો રહ્યા છે તેને બટ્ટો લાગે. અત્યુક્તિથી પ્રજાને કાંઈ જ ફાયદો થાય એમ હું તો માનતો જ નથી. અત્યુક્તિ એ અસત્યનું એક ભૂંડું સ્વરૂપ છે. અસત્ય વડે પ્રજા ચડતી હોય તોપણ આપણે એ ચડતીનો અસ્વીકાર કરવો એ વધારે શોભે, કેમકે એવી ચડતી એ છેવટે પડતી કરાવે છે.

આ ઉપરાંત કેટલાક ઠરાવો પ્રજાને માર્ગ બતાવનારા થયા છે એ સુંદર ગણાય. સ્વદેશીની ચાલતી ચળવળને કૉંગ્રેસે વધાવી છે અને રેંટીયાની અને સાળની પ્રવૃત્તિને સ્થાન આપ્યું છે. ખેડૂતોની સ્થિતિ તપાસવાને સારૂ ઑલ ઇંડિયા કૉંગ્રેસ કમિટીને સૂચના કરી, ખિલાફતમાં મુસલમાનોની મદદનો ઠરાવ પસાર કર્યો, અને આવા બીજા ઉપયોગી ઠરાવો કર્યા એ બધા આપણને આગળ વધારનારા ગણાય; અને જો પ્રજા એનો અમલ કરે તો શુભ પરિણામો આવ્યા વિના ન રહે. જલિયાંવાલા બાગનો કબજો પ્રજાને હાથ આવ્યો એ પ્રજાને મગરૂર થવા જેવું છે. એ બાગની કિંમત જ લગભગ પાંચ લાખ રૂપીયા થઇ જશે, અને પ્રજાનો શોક દર્શાવનાર, હિંદુમુસલમાનની એકતા વધારનાર અને કોઇનો દ્વેષ અથવા તો વિરોધ સૂચવ્યા કે ઇચ્છયા વિના નિરપરાધીઓના મૃત્યુરૂપી યજ્ઞનું સ્મરણ કરાવનાર એક સ્તંભ બનાવવામાં, અને જે આજે કચરાનો ઢગલો હોવા છતાં બાગને નામે ઓળખાય છે તેને બાગ બનાવવામાં પાંચેક લાખ રૂપીયા બીજા જોઇશે. મારી ઉમેદ છે કે 'નવજીવન'ના વાંચનારા આ કાર્યમાં પૂરેપૂરો ભાગ લેશે, અને હિંદુસ્તાનને શોભે એવું જલિયાંવાલા બાગમાંથી હિંદુમુસલમાન ઇત્યાદિ બધા ધર્મના માણસોને યાત્રાનું સ્થાન બને એવું કરવામાં પોતાનો ફાળો આપશે. માર્ગદર્શક ઠરાવો

---

## બાળવધ :

રા. કંચનલાલ ખાંડવાળાએ બાળકોના મરણપ્રમાણું સંબંધી જે કાગળ લખ્યો છે તેની ઉપર અમે વાંચનારનું ખાસ ધ્યાન ખેંચવા ઇચ્છીયે છીયે. ન્યુઝીલૅંડમાં એક વર્ષમાં એક હજાર બાળકોમાંથી ૫૨ નું મરણ થાય છે, મુંબઇમાં ૩૨૦ અને

સંયુક્ત પ્રાંતમાં ૩૫૨. આ હકીકત ગમે તે રીતે તપાસીયે તોપણ આપણને કમકમાટી ઉપજાવનારી છે. કારણો સબળ અને ઉપાય થઇ શકે તેવાં છે તેથી વિચારવા લાયક છે. અને પ્રતિકૂળ કારણોમાં વધારો થતો જાય છે. કારણોમાનાં કેટલાક નીચે પ્રમાણે છેઃ

(૧) હવા, (૨) ખોરાક, (૩) બાળવિવાહ અને દહેજ, (૪) સ્વચ્છન્દ, (૫) આરોગ્ય વિષે અજ્ઞાન, અને હવે (૬) અસહ્ય મોંઘવારી.

આમા માત્ર છેલ્લા કારણમાં જ અત્યારે સરકાર મુખ્ય ભાગે જવાબદાર ગણી શકાય. અમે આમ ભેદ પાડીયે છીયે એનું કારણ એ છે કે આપણા અનેક વ્યાધિઓ અને ત્રૂટીઓને સારૂ આપણે સરકારને દોષ દઇયે છીયે. એવું કહેવાની ટેવ પડી ગઈ છે કે જો આપણને સ્વરાજ્ય મળે તો આપણા બધા વ્યાધિઓ એટલે બાળકોના ભારે મરણપ્રમાણનો વ્યાધિ પણ તુરત મટી શકે. સામાન્ય રીતે એટલું ખરૂં છે કે દેશમાં ભૂખમરો વધતો જાય છે તે સ્વરાજ્ય મળે ઓછો થવાનો સંભવ છે. તોપણ આપણા ઘણા વ્યાધિઓ સ્વરાજ્ય મળ્યા છતાં પણ આપણે લેવા જોઇતા યોગ્ય ઇલાજો નહિ લઇયે તો ઉભા જ હશે, અને એવી વસ્તુ આપણો આજનો વિષય છે.

આપણી હવા આપણે બદલી શકતા નથી. સારામા સારી હવાવાળા મુલકોમાનો ન્યુઝીલૅંડ એક પ્રદેશ છે. પ્રમાણમાં હિંદુસ્તાનની હવા દુર્બળ કરનારી ગણાય છે. ઘણી ગરમીમા શરીરને બરોબર બાંધવું એ મુશ્કેલ છે. ગરમી કરતાં પણ ભેજવાળા પ્રદેશ વધારે હાનિકારક છે એવો સાર્વત્રિક અનુભવ છે. એમ છતા ઇશ્વરે મનુષ્યને એટલી શક્તિ આપી છે કે તે ઘણે ભાગે આવી અગવડોને ઓળંગી શકે છે. ઓછાવત્તા પ્રમાણમાં સૌ કોઈ આવી અડચણો દૂર કરે છે. જેટલે દરજ્જે મરણપ્રમાણ ઓછું કરવામા હવા પ્રતિકૂળ છે તેટલે દરજ્જે આપણે યોગ્ય ઇલાજો લઇને હવાની પ્રતિકૂળતા મટાડી શકીયે છીયે. આમાં આપણી ગરીબાઇ એ મોટામાં મોટું વિઘ્ન છે. બાળઉછેર સંબંધી આપણું અજ્ઞાન એટલું જ વિઘ્ન છે.

બાળકોને ખોરાક હંમેશા જોઇયે તેવો નથી હોતો. બાળકોના ખોરાકનો વિષય સમજવો ઘણો સહેલો છે. બાળક માતાના દૂધ ઉપર અને માતાનું દૂધ બંધ થાય એટલે ગાયના દૂધ ઉપર જ ઉછેરાવું જોઇયે, તેને બદલે બાળકને દાંત નથી આવ્યા હોતાં તેના પહેલાં દૂધને બદલે રાંધેલું અનાજ આપવામાં આવે છે. બાળકની હોજરી અનાજ પચાવવા તૈયાર નથી હોતી એના પહેલા તેને અનાજ મળે છે.

તેથી બાળકને રોગો થાય છે તે નબળું બને છે અને કેટલીક વેળા વગરમોતે મરે છે. અયોગ્ય ખોરાકમાં પણ આપણી ગરીબાઇ અને આપણું અજ્ઞાન મુખ્ય કારણો છે.

બાળવિવાહ અને કજોડાં

ઉપરનાં બન્ને કારણ કરતાં પણ મોટું કારણ બાળવિવાહ અને કજોડાં છે. પંદર વર્ષની છોકરી પ્રસવને લાયક હોય જ નહિ. એવી છોકરીના સંતાનમાં શહુર અથવા જીવનશક્તિ મંદ હોય છે. આપણાં બાળકો એટલાં દમ વિનાનાં હોય છે કે તેને ઉછેરવાં એ ઘણી મુશ્કેલીનું કામ થઈ પડે છે. તેથી ઘણાં બાળકો પોતાના પહેલા વર્ષની અંદર જ મરણ પામે છે. અને જેમ બાળવિવાહને તેમ કજોડાંને ઘણાં બાળકોનાં મરણ ઉપકારી છે. અયોગ્ય ઉંમરે પહોંચ્યા પછી જે પુરુષો લગ્ન કરે છે તેને થતી પ્રજા ન જીવી શકે એ નવાઈની વાત નથી.

સ્વચ્છન્દ

વળી સ્વચ્છન્દ એ પણ બાળકોના મરણનું પ્રમાણ અવશ્ય વધારે છે. પશ્ચિમના લોકો ધર્મને અર્થે નહિ પણ પોતાના શરીરની સુખાકારીને અર્થે, અને ઘણી પ્રજા વધે તો તેનું પાલન કરવું મુશ્કેલ થાય તેથી, પ્રજોત્પત્તિ ઉપર અંકુશ રાખે છે. આપણે માટે એવો હેતુ સ્વચ્છંદ રોકવા પૂરતો નથી થતો. પણ હિન્દુસ્તાનમાં આપણે પશ્ચિમના દેશોની અપેક્ષાએ ધર્મમય જીવન ગાળવાનો ભારે દાવો કરીયે છીયે. એમ છતાં આપણે ધર્મે મુકેલા અંકુશોને ગણકારતા નથી; તેથી ઘણાં માબાપો ધર્મનો કે અર્થનો વિચાર કર્યા વિના વિષયાસક્ત રહી પ્રજાની ઉત્પત્તિ વખતે કે કવખતે કર્યા જ કરે છે. પરિણામે જાણ્યે અજાણ્યે રોગી બાળકો જન્મે છે અને તેથી બાલ્યાવસ્થામાં જ મૃત્યુને વશ થાય છે.

આરોગ્યનું ઘોર અજ્ઞાન

પાંચમું કારણ આરોગ્ય વિષેના નિયમોનું આપણું અઘોર અજ્ઞાન છે. માતા અથવા પિતા એમાંથી એકેને એ વિષે કાંઇ જ્ઞાન નથી હોતું. જ્યાં જ્ઞાન છે ત્યાં તેનો અમલ કરવાનું આળસ છે, અને જ્યાં આળસ નથી ત્યાં સાધનોનો અભાવ છે. પરિણામ એનું એ જ આવે છે કે બાળકોમાં મરણ વધતાં જાય છે. ઘણી વેળા કેવળ અજ્ઞાની સુયાણી બાળકોની હત્યાનું કારણ બને છે. તેને સુવાવડીની માવજતની ખબર હોતી નથી. સામાન્ય નિયમોનું પાલન માતા પાસે એ કરાવતી નથી. તેથી બાળકો જન્મતાં જ કફોડી સ્થિતિમાં ઉછરે છે અને મરણનો ભોગ થઇ પડે છે. જો પ્રથમના બે માસ સુધીમાં બાળક ઉગરી ગયું તો સુયાણીના જેટલી જ અજ્ઞાની માતા બચ્ચાને ગમે તેમ ઉછેરીને જ્યારે તેને મારતી નથી ત્યારે તેની તબીયતને તો જરૂર ધક્કો પહોંચાડે છે.

છેલ્લું કારણ વધતી જતી અસહ્ય મોંઘવારી છે. મોંઘવારીને લીધે દૂધઘીના સાંસાં પડે છે. ઘઉંના ખોરાકની જરૂર છે ત્યાં ઘઉં પણ મળતા નથી. એટલે માતાનું દૂધ દહાડે દહાડે નબળું થાય છે. ને માતાનું દૂધ બંધ થતાં માતાના જ્ઞાન છતાંયે બચ્ચાને સારું કે પૂરતું દૂધ મળતું નથી. ટાઢને સમયે કપડાં નથી મળતાં. ઘરની સગવડ પણ ઓછી જ મળે છે. આમ સંજોગોની પ્રતિકૂળતા એટલી બધી છે કે બાળકોનાં મરણનું જે ભયંકર પ્રમાણ રા. ખાડવાળાએ બતાવ્યું છે તેમાંથી ઉગરવું મુશ્કેલ થઈ પડયું છે.

એમ છતાં ઉપાયો લીધે જ છૂટકો છે. ઉપાયો લઇ શકાય એવા છે. પ્રજાની કેળવણી સારા પાયા પર મુકાય તો સ્હેજે બાળક ઉછેરવાનું સામાન્ય જ્ઞાન મળે. દરમિયાન બાળઉછેરના નિયમો સમજાવવા સારૂ ઘણી સરળ ભાષામાં નાના પુસ્તકો લખી તેના ફેલાવો થાય, ભાષણો મારફતે માતપિતાને જ્ઞાન અપાય. ભેજવાળી હવામાંથી કેટલેક દરજ્જે દરેક જણ પોતાનો બચાવ અલ્પ પ્રયત્નથી કરી શકે છે. ઘરની આસ પાસનો ને ઘર માહેનો ભેજ જાતમહેનતે દૂર કરી શકાય. બાળકને સારૂ દૂધ બીજી કરકસર કરીને પણ મેળવવું અશક્ય ન હોવું જોઇયે. દૂધના જેવો સંપૂર્ણ ખોરાક બીજો નથી. દરેક પુરુષ પોતાના વિષય ઉપર અંકુશ મુકી જ્યારે પોતે લાયક હોય તથા બચ્ચાની માવજત કરવાની શક્તિ ધરાવતો હોય ત્યારે જ પ્રજોત્પત્તિ કરે. વિપન્ન કાળમાં પ્રજાની ઉત્પત્તિ કરવી એ મહાન હિંસા છે એમ સમજીને પણ વિષયાસક્તિ રોકવાની જરૂર છે. આરોગ્યના નિયમો સમજી લેવા એ મુસીબતની વાત નથી. મોંઘ વારી એ એવી પીડા છે કે તેનો ઇલાજ કોઈ પણ રીતે થઈ જ રહેશે એવી અમારી માન્યતા છે. પ્રજાની કમાણી વધે તો મોંઘવારી સહન થાય. એટલે કા ના કમાણી વધશે અથવા મોંઘવારી દૂર થશે એમાં અમને શક નથી. છતાં આપણો ધર્મ તો મોંઘવારી દૂર કરવાના ઇલાજો જ લેવાનો છે. આ પોતે એક નોખો અને મોટો વિષય છે. તેનો વિચાર બીજી વેળાએ કરશું. અમારી ઉમેદ છે કે પ્રજાજીવનના ભાગ લેનાર દરેક વાચનાર બાળમરણની સંખ્યા ઓછી કરવા સારૂ જે ઉપાયો પોતાથી લેવાય એ લેશે.

તા. ૧૮-૧-૧૯૨૦

# હંટર કમિટી

આ કમિટીનું અમદાવાદનું કાર્ય પૂરૂં થયું છે. કમિટીની પાસે રજુ થયેલો પૂરાવો એટલું સિદ્ધ કરે છે કે પ્રથમ ભૂલ પ્રજાવર્ગની હતી, સરકારની નહિ. સરકારે રા. ગાંધીને પકડ્યા એ વાતને આપણે બાદ કરવી ઘટે છે, કેમકે જો સરકાર કોઇને પકડે ને પકડાયેલ માણસ લોકપ્રિય હોય ને તેવા માણસને સરકાર ન જ પકડી શકે એવી લોકમાન્યતા થાય તો પ્રજાનો કારભાર ન ચાલી શકે. એવા માણસને પકડવાનું સરકાર પાસે સબળ કારણ હોવું જોઇયે એ ખરૂં છે. એવા માણસને પકડતા પહેલાં સરકારે સુલેહ જાળવવાનો સારો બંદોબસ્ત કરવો જોઇયે એ પણ ખરૂં છે. છતાં સરકારે અમુક માણસને પકડ્યો તેથી લોકોને ખુનામરકી ફેલાવવાનો કે મકાનો બાળવાનો હક પ્રાપ્ત થતો નથી. વળી અમદાવાદમા એવું કંઇ સ્થાનિક કાર્ય પોલીસે તા. ૧૧મી એપ્રિલે નહોતું કર્યું કે જે પરથી લોકોને ખુન કરવાનું કે મકાનો બાળવાનું બહાનું પણ મળે. પ્રથમ ભૂલ પ્રજાની

એટલે પૂરાવો એમ સિદ્ધ કરે છે કે મકાનો બાળવામા અને ખુન કરવામા લોકોએ ગંભીર ભૂલ કરી અમદાવાદને નુકસાન પહોંચાડ્યું છે.

અમે એવો અવાજ પણ સાભળીયે છીયે કે એ હુલ્લડથી જ રા. ગાંધીને સરકારે છોડ્યા. તારીખો તપાસતાં તે વાત ખોટી જ પડે છે, કેમકે જે વખતે રા. ગાંધી છૂટયા તે વખતે અમદાવાદમા ખુન નહોતાં થયા. રા. ગાંધી ૧૧મી એપ્રિલે બપોરના છૂટયા. તેમને મુંબઇમાં છોડી મુકવાનો ઠરાવ તો તા. ૧૦મીની સાંજે થયો. ત્યારે તો અમદાવાદમાં કંઈ જ થયું ન હતું. હુલ્લડથી નુકસાન

પણ ખુનથી અને મકાનો બાળવાથી ઘણું નુકસાન થયુ એ તો આપણે જાણીયે છીયે. અનેક માણસોને જેલમાં જવું પડયું છે, અમદાવાદની ઉપર મોટા દંડનો બોજો આવ્યો છે અને અમદાવાદને શરમાવાનું કારણ આવ્યું છે.

સરકારે જે ઇલાજો હુલ્લડ દબાવવાને સારૂ લીધા તેને વખોડવા અથવા તેની ટીકા કરવી એ કેટલેક દરજ્જે ધૃષ્ટતા ગણાય. પંજાબની સાથે સરખામણી કરતા સરકારે અહીં એટલી બધી સહનશીલતા વાપરી છે કે આપણે તેમની નાની ભૂલોને કદી વખોડવી યોગ્ય ન ગણાય, છતાં જ્યાં ગુણદોષ વિચારવા બેસીયે ત્યાં દોષો પણ ગણાવ્યા વિના ન ચાલે, સરકારની સહનશીલતા અને ભૂલો

'માર્શલ લૉ ' ની જરૂર ન હતી, માર્શલ લૉની રૂએ જે હુકમ કાઢ્યો તેની જરૂર ન હતી. તેથી નિરપરાધીઓ માર્યા ગયા. નડિયાદ-બારેજડી પર ખોટા ને પક્ષપાતી દંડનો હુકમ થયો. આ સરકારની દેખીતી ભૂલો છે. તેને સુધારવાનું કંઇક અંશે હંટર કમિટી સાધન છે.

ત્યાગ્રહ ઉપર કમિટીના સભાસદો અને રા. ગાંધી વચ્ચે જે સંવાદ થયો એ જાણવા જ્ય છે. તેથી અમે તે બને તેટલે દરજ્જે અક્ષરશઃ આપવા પ્રયત્ન કરીશું. સત્યાગ્રહ એ ખુનામરકી મટાડવાનો અને પ્રજાહકનું રક્ષણ કરવાનો ઉપાય છે એ વાત આ સંવાદ સારી રીતે બનાવી આપે છે.

---

# †પૂર્વ આફ્રિકામાં પ્રબળ વિરોધ !

મિ. એંડ્રુઝનો મોમ્બાસાથી તાર છે. તેમાં તેઓ કહે છે કેઃ

"હિન્દીઓની રાજકીય સ્વતંત્રતાને ભયમાં નાખનાર જે કાયદો ઘડવાની વાત ચાલી રહી હતી તેનો પૂરો ખરડો પ્રગટ થયો છેઃ-

'પહેલું એ કે આ ખરડાનો ઉપયોગ સને ૧૯૧૯ના અણગમતા લોકોને ખસેડવાને લગતા કાયદા તરીકે કરવામાં આવે'

'બીજું' એ છે કે આફ્રિકાનાં સંરક્ષિત સંસ્થાનોની હદમાં રહેનાર પરંતુ ત્યાંના વતની નહિ એવા કોઇ પણ શખ્સને વિષે ગવર્નર-ઇન-કાઉન્સિલને જો સત્તાવાર રીતે એવી બાતમી મળે કે એ શખ્સની હાજરી અનિષ્ટ છે તો તેની ઉપર હુકમ કાઢીને ગવર્નર તેને એ હુકમમાં જાહેર કરેલી મુદતની અંદર મજકુર સંસ્થાનોની હદ છોડી ચાલ્યા જવાની ફરજ પાડી શકે.

'ત્રીજું', આવા હુકમનું જે કોઇ ઉલ્લંઘન કરે તે ૧૫૦૦ રૂપીયા સુધીના દંડને અગર બન્ને પ્રકારની કેદની છ માસથી વધે નહિ એટલી સજાને, કે દંડ તથા સજા એ બન્નેને પાત્ર થાય. આવી સજા કોઇને થયેલી હોય તેમ છતાં આગાઉની કલમની રૂએ તે જ શખ્સની સામે બીજા હુકમો કાઢવાની ગવર્નરની સત્તાને જરાયે બાધ નહિ આવે.'

"ધારાસભા જાનેવારીની ૧૯મીએ મળવાની છે. રાજ્યકારીઓને એનો દુરૂપયોગ કરતાં અટકાવે એવી જાતની મર્યાદાઓ આ કાયદામાં બિલકુલ નથી રાખવામાં આવી. ઇકૉનૉમિક કમીશનનો મોટો ચોપડો ભરીને જે પુરાવો બહાર આવ્યો છે તેમાં હિન્દીઓ નીતિમાં પતિત છે એવું સિદ્ધ કરનાર વજુદવાળો મુદ્દો એકે નથી. હિન્દુઓના ચારિત્ર્યનો જે પુરાવો અમે આપ્યો છે તેથી સૌ નિરુત્તર તો થયા છે, પણ દક્ષિણ આફ્રિકાને પગલે ચાલવાની ગોરાઓની હઠ જરાયે નરમ પડી નથી."

સ્વાર્થી ચળવળ

આ તારની ઉપર ટીકાની ભાગ્યે જ જરૂર છે. આફ્રિકામાંના હિંદીઓની સામે બળ વિશેષ ઉભો થયો છે. મારી નમ્ર મતિ પ્રમાણે જે કાયદો કરવાની વાત ચાલી રહી છે તેનું સ્વરૂપ મહાઅનર્થકારી છે અને તે પ્રત્યેક હિંદીને એવા અમલદારવર્ગની દયા પર છોડી દે છે કે જે વર્ગ હિન્દીઓના સામેવાળા સ્વાર્થી ચળવળખોર ગોરાઓની શેહમાં દબાયેલો છે. હિંદી વસાહતીના માથા ઉપર નીતિની બાબતમાં પતિત હોવાનું જે તદ્દન જૂઠું આળ ચડાવવામાં આવ્યું છે તે ચોખ્ખું બતાવી આપે છે કે એ ચળવળમાં ધર્માધર્મના વિચારનો લેશ પણ નથી. હિન્દીઓને સંપૂર્ણ ગુલામગીરીમાં હોમવાનું પ્રથમ પગથીઉં હોય તેવો મને આ થવા બેઠેલો કાયદો ભાસે છે. અહીંના હિન્દીઓએ આજકાલના આવેલા ગોરા વસાહતીઓની બરોબરીના દરજ્જા માટે દાવો કરવાની છાતી બતાવી છે. વેપારની અંદર પોતાના ગોરા સમોવડીઆ જે મગરૂર દરજ્જો ભોગવે છે તેમાં ભાગ પડાવવાની તેમણે હિંમત દાખવી છે. ગોરાઓએ અમલદારવર્ગને સાધી લીધો છે. દક્ષિણ આફ્રિકામાં જેવું ઘરમેળે સમાધાન કરી લેવું શક્ય હતું અને કદાચ જરૂરનું પણ હતું તેવું સમાધાન પૂર્વ આફ્રિકામાં પણ કરાય એવી ત્યાંની સ્થિતિ છે જ નહિ. દક્ષિણ આફ્રિકાની સ્થિતિ પૂર્વ આફ્રિકા કરતાં નિરાળી જ હતી. પૂર્વ આફ્રિકામાં જેટલા જેટલા વસાહત કરવા આવ્યા છે તે બધાની સાથે બરોબરીનો ઇશ્વરદત્ત હક તો સહુની જેમ હિન્દીનો પણ છે જ, પરંતુ હિન્દીને તેના ઉપરાંત 'વહેલો તે પહેલો'નો હક પણ પ્રાપ્ત થાય છે. મને ઉમેદ રહે છે કે તેમનો રાજકીય તેમજ શહેરી તરીકેનો દરજ્જો જળવાય એટલા માટે તેમના આ હકને આખા હિન્દુસ્તાનનો સામટો ટેકો મળશે, અને હિંદી સરકાર કોઇથી ના ન પડાય એવા પોતાના હકને બને તેટલા વાપરીને પૂર્વ આફ્રિકામાં વસેલા બ્રિટિશ હિન્દીઓનું રક્ષણ કરવાની પોતાની ફરજ

હિન્દુસ્તાનનો ટેકો

# ગાંધીજીની જુબાની*

## લેખી એકરાર

છેલ્લાં ત્રીસ વર્ષથી હું સત્યાગ્રહનો ઉપદેશ ને તેનું પાલન કરતો આવ્યો છું. સત્યાગ્રહના સિદ્ધાંતોને હું જે સ્વરૂપે અત્યારે પીછાનું છું તે સ્વરૂપમાં તે ક્રમે ક્રમે વિકાસ પામ્યા છે.

ઉત્તર અને દક્ષિણ ધ્રુવ વચ્ચે જેટલું અંતર છે તેટલું સત્યાગ્રહ અને 'પૅસિવ રીઝિસ્ટન્સ' વચ્ચે છે. 'પૅસિવ રીઝિસ્ટન્સ' નબળા લોકોનું હથિયાર છે અને પોતાનો હેતુ પાર લાવવા શારીરિક બળ વાપરવાનો કે તોફાન કરવાનો તેમાં બાધ નથી. પણ સત્યાગ્રહ તો સબળામાં સબળા લોકોનું હથિયાર છે અને તેમાં કોઈ પણ પ્રકારનું રમખાણ મચાવવાનો ખ્યાલ પણ ન હોઇ શકે.

દક્ષિણ આફ્રિકામાં પૂરાં આઠ વર્ષ સુધી હિન્દીઓએ જે બળનો ઉપયોગ કર્યો હતો તે બળને મેં તે વખતે 'સત્યાગ્રહ'નું નામ આપ્યું હતું. એ જ અરસામાં બ્રિટિશ ટાપુઓમાં તથા દક્ષિણ આફ્રિકામાં 'પૅસિવ રીઝિસ્ટન્સ' ની લડત ચાલતી હતી તેનાથી ભેદ બતાવવાને મેં આ શબ્દ યોજ્યો હતો.

એ શબ્દનો મૂળ અર્થ સત્યનો આગ્રહ છે. એટલે કે તે સત્યબળ છે. મેં તેને પ્રેમબળ અથવા આત્મબળ પણ કહ્યું છે. છેક શરૂઆતમાં મેં સત્યાગ્રહનો અમલ કરતાં જોયું હતું કે સત્યને પાળવામાં સામા માણસ ઉપર હુમલો કરવાનો ઇરાદો હોય જ નહિ, પણ ધીરજથી અને સહાનુભૂતિથી તે માણસને ભૂલ કરતો અટકાવવાનો જ હેતુ એમાં હોય; કારણકે એકને જે સત્ય લાગે તે બીજાને ભૂલભરેલું પણ લાગે. ધીરજ એટલે જાતે દુઃખ સહેવું. એટલે આ સિદ્ધાંતનો અર્થ એ થાય કે સામા માણસ ઉપર નહિ પણ પોતાની જાતે દુઃખ ખમીને સત્યને પાળવું.

પણ રાજકારણમાં લોકોની લડત તો ઘણુંખરું અન્યાયી કાયદાઓ રૂપી ભૂલોની સામે થવાની જ હોય છે. જ્યારે અરજીઓથી કે એવી બીજી રીતે તમે કાયદો અમલમાં મુકનારને તેની ભૂલનું ભાન કરાવવામાં નિષ્ફળ નીવડો, ત્યારે જો તમે

---

*હંટર કમિટી સમક્ષ ગાંધીજીએ આપેલી જુબાની

તે ભૂલને આધીન થવા માગતા ન હો તો તમારે સારુ માત્ર એટલો જ ઉપાય રહ્યો કે કાં તો તમે તેવો કાયદો અમલમાં મુકનારને શરીરબળ વાપરીને તમને નમવાની ફરજ પાડો, અથવા તો કાયદાનો ભંગ કરીને અને તેને સારુ થતી શિક્ષા વહોરી લઇને જાતે દુઃખ સહન કરો. આથી સત્યાગ્રહ એટલે દીવાની કાયદાઓનો ભંગ એમ લોકો સમજે છે. તેમાં ફોજદારી નહિ પણ દીવાની કાયદાઓનો જ ભંગ કરવાનો હોય છે.

સાધારણ રીતે કાયદાનો ભંગ કરનાર માણસ છૂપાઇને કાયદો તોડે છે અને તેની શિક્ષાથી દૂર ભાગવા મહેનત કરે છે. પણ સત્યાગ્રહી તેમ નથી કરતો. કાયદાના ભંગથી જે શિક્ષા થાય તેની બીકથી નહિ પણ સમાજના કલ્યાણને માટે તે કાયદાને જરૂરના ગણે છે, તેથી સત્યાગ્રહી હમેશા કાયદાને માન આપે છે. પણ એવા કેટલાક પ્રસંગો આવે છે—જોકે તે સાધારણ રીતે જૂજ જ હોય છે—જ્યારે અમુક કાયદા એના અંતઃકરણને એટલા બધા અન્યાયી લાગે છે કે તેને આધીન થવું એ દૂષણ ગણાય. આવે વખતે તે ખુલ્લી રીતે અને વિનયપૂર્વક તેનો ભંગ કરે છે અને તેની શિક્ષા શાંતિથી સહન કરે છે. વળી કાયદો ઘડનારના વર્તનની સામે પોતાનો વાંધો નોંધાવવાને જે કાયદાના ભંગમા અનીતિ સમાયલી ન હોય તેવા બીજા કાયદાઓનો પણ ભંગ કરીને એટલે અંશે રાજ્યને મદદ કરવાનું પણ તે બંધ કરે છે.

મારા મત પ્રમાણે સત્યાગ્રહ એટલો સુન્દર અને અર્થસાધક છે અને તેનો સિદ્ધાંત એટલો સરળ છે કે તેનો ઉપદેશ બાળકોને પણ કરી શકાય. ગીરમીટીઆ મજૂરને નામે ઓળખાતા હજારો સ્ત્રીપુરુષો અને બાળકોને દક્ષિણ આફ્રિકામાં મેં સત્યાગ્રહનો ઉપદેશ કર્યો હતો અને તેના સરસ પરિણામ આવ્યા હતાં.

જ્યારે રોલેટ કાયદા પ્રગટ કરવામા આવ્યા ત્યારે મને એમ લાગ્યુ કે વ્યક્તિની સ્વતંત્રતાને તે એટલા બંધનકર્તા હતા કે તેની સાંમે થવામાં બને તેટલું બળ અજમાવવું જ જોઇએ. મેં એ પણ જોયું કે તે કાયદાની સામેનો વિરોધ હિંદીઓમાં સર્વસામાન્ય હતો. સમગ્ર પ્રજાવર્ગને અણગમતો હોય એવો કાયદો ઘડવાને ગમે તેવા આપખુદી રાજ્યને પણ હક નથી, તો પછી હિન્દી સરકાર જેવી બધારણની રૂઢિ અને તેના દાખલા પાળતી સરકારથી તો આમ ન જ થઇ શકે. મને એમ પણ લાગ્યું કે આ કાયદા સામેની ચળવળ બેસી ન જાય અથવા તો તોફાનને રસ્તે ચઢી ન જાય તે માટે તેને ચોક્કસ દિશામાં વાળવાની જરૂર હતી. રોલેટ કાયદા

તેથી કાયદાના ભંગના તત્ત્વ પર ભાર મુકીને દેશને સત્યાગ્રહનો ઉપદેશ આપવાની મેં હિંમત ધરી. આ ચળવળ કેવળ આંતરિક અને પવિત્ર છે; તેથી છઠ્ઠી એપ્રિલ

૬ઠ્ઠી એપ્રિલના એક દિવસને સારૂ ઉપવાસ અને પ્રાર્થના કરવાની ને તમામ કામકાજ બંધ રાખવાની મે સૂચના કરી. આનો સરસ જવાબ એકથી બીજા છેડા સુધી આખા હિંદુસ્તાનમાંથી અને નાના ગામડામાંથી પણ મળ્યો, જોકે આને માટે કંઇ પણ વ્યવસ્થા કે મોટી તૈયારી કરવામાં આવી ન હતી. મને જેવો વિચાર સૂઝ્યો તેવો જ તે મે પ્રજા આગળ મુકેલો ૬ઠ્ઠી એપ્રિલને દિવસે લોકોએ કાંઈ પણ તોફાન કર્યું નહિ, તેમ પોલીસ જોડે પણ કાંઈ ઝપાઝપી થઇ નહિ હડતાળ કેવળ મરજીયાત અને સ્વયંભૂ હતી, જે કાગળ દ્વારા આ વિચાર જાહેર કરવામાં આવ્યો હતો તે હું આ સાથે રજુ કરૂ છુ

૬ઠ્ઠી એપ્રિલનો દિવસ ઉજવ્યા પછી તુરત જ કાયદાનો ભંગ શરૂ કરવાનો હતો તે હેતુથી સત્યાગ્રહ સભાની કમિટીએ કેટલાક રાજકીય કાયદા પસંદ કર્યા હતા, અને તેથી સ્વરાજ્ય વિષેનુ મારૂ ચોપાનીઉં, સર્વોદય નામનુ રસ્કિનના એક પુસ્તકનુ ભાષાંતર, સૉક્રેટિસનો બચાવ અને તેનુ મરણ એ વિષે લેખ, વગેરે જે તદ્દન નિર્દોષ સાહિત્યની સરકારે બંધી કરી હતી તે વેચવાનુ અમે શરૂ કર્યું.

૬ઠ્ઠી એપ્રિલને દિવસે હિન્દુસ્તાન જેવુ સચેત થયુ તેવુ પહેલા કદી પણ જોવામાં આવ્યુ ન હતુ એ વિષે તો કાંઇ પણ શક નથી, જે લોકો ભયભીત રહેતા હતા તેમને સરકારનો ડર ન રહ્યો વળી અત્યાર સુધી પ્રજાનો મોટો સમુદાય તો સુષુપ્તિમા જ હતો. આગેવાનોએ તેમના પર કાંઇ પણ સંગીન અસર પહોંચાડી ન હતી તેમને કાંઇ તાલીમ મળી નહતી તેમને એક નવી શક્તિનુ ભાન થયુ, પણ તે શું છે અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો એની તેમને સમજ ન હતી.

દિલ્હીમા જે મોટો પ્રજાવર્ગ પહેલા અચેતન રહ્યો હતો તેને કાબુમા રાખવાનુ કામ આગેવાનોને વસમુ લાગ્યુ હુ અમૃતસર જાઉ અને સત્યાગ્રહનુ શાંત સ્વરૂપ લોકોને સમજાવુ એમ ડૉ. સત્યપાલ ઇચ્છતા હતા. દિલ્હીથી સ્વામી શ્રદ્ધાનંદજીએ અને અમૃતસરથી ડૉ સત્યપાલે મને લખ્યુ કે મારે લોકોને શાંત કરવાને માટે અને સત્યાગ્રહનુ સ્વરૂપ સમજાવવાને માટે તે બન્ને સ્થળે જવુ હુ પહેલા કદી અમૃતસર અને પંજાબ પણ ગયો ન હતો. આ બન્ને ગૃહસ્થોના સંદેશા સત્તાધારીઓના જોવામા આવ્યા હતા, અને બન્ને સ્થળે હું શાંતિ ફેલાવવાને માટે જતો હતો એ તેઓ જાણતા હતા.

હું ૮મી એપ્રિલને દિવસે દિલ્હી અને પંજાબ જવા મુંબઇથી નીકળ્યો અને ડૉ. સત્યપાલ કે જેમને હુ પહેલાં કદી મળ્યો ન હતો તેમને દિલ્હીમા મને મળવા

મેં તાર કર્યો. પણ મથુરાં છોડ્યા પછી દિલ્હી પ્રાંતમાં મને દાખલ થતા અટકાવવાને એક હુકમ બજાવવામાં આવ્યો. મને લાગ્યું કે એ હુકમનો ભંગ કરવાની મારી ફરજ હતી, અને તેથી હું મુસાફરીમાં આગળ ચાલ્યો. પછી પલવલ આગળ મને પંજાબમાં જતો અટકાવવાનો અને મુંબઇ ઇલાકામાં જ રોકવાનો હુકમ મળ્યો; અને પોલીસની એક ટુકડીએ મને પકડયો અને ગાડીમાંથી ઉતાર્યો. જે પોલીસ સુપરિન્ટેન્ડન્ટે મને પકડયો તેઓ મારી સાથે અત્યન્ત સભ્યતાથી વર્ત્યા, અને પહેલી જ ગાડીમાં મને મથુરાં લઇ જવામાં આવ્યો; ત્યાંથી તેઓ સવારમાં એક ભારખાનામાં મને સવાઈ માધવપુર લઇ ગયા. ત્યાં પેશાવરથી આવતી મુંબઇની મેલમાં હું બેઠો અને સુપરિન્ટેન્ડન્ટ બાવરિંગે મારો કબજો લીધો. અને ૧૧મી તારીખે મુંબઇમાં છૂટો કરવામાં આવ્યો.

દરમિયાન અમદાવાદના, વીરમગામના અને સામાન્ય રીતે ગુજરાતના લોકોને મારા પકડાયાના ખબર મળ્યા. તેઓ ઝનુની બન્યા; તેમણે દુકાનો બંધ કરી; મોટા ટોળાં ભેગાં થયા; તેમણે ખુન અને લૂટ કર્યા; આગો લગાડી. તાર કાપ્યા અને ગાડીના પાટા ઉખેડી નાંખવાનો પ્રયત્ન કર્યો. ગુજરાતમાં તોફાન

થોડા જ વખત પર મેં ખેડાના ખેડૂતોની વચ્ચે રહીને કામ કર્યું હતું અને હજારો પુરુષો અને સ્ત્રીઓ સાથે હું ભળ્યો હતો. અનસૂયા બહેનના કહેવાથી અને તેમની સાથે રહીને અમદાવાદના મીલમજૂરોનું કામ મેં કર્યું હતું. મીલમજૂરો તેમની કદર કરતા અને તેમને પૂજતા. તેઓ પણ પકડાયાં છે એવી ખોટી અફવા ઉડી એટલે અમદાવાદના મજૂરોનો ગુસ્સો ખૂબ તપી ગયો. વીરમગામના મજૂરો જ્યારે મુસીબતમાં હતા ત્યારે અમે બન્ને તેમને મળ્યા હતા અને તેમની વતી વચમાં પડયાં હતા. મારી તો ખાતરી છે કે મને પકડવાના ખબર અને અનસૂયા પકડવાની ગપ સાંભળીને લોકો ગુસ્સે થયા તેથી જ તેમણે અત્યાચાર કર્યો.

હું લગભગ આખા હિંદુસ્તાનમાં દરેકસમુદાય સાથે ભળ્યો છું અને તેમની સાથે મેં ખુલાસાથી વાતો કરી છે. તે ઉપરથી આ અત્યાચારની પાછળ કાંઇ પણ અરાજક ચળવળ હોય એમ હું માનતો નથી. તેને હુલ્લડનું મોટું નામ પણ ભાગ્યે જ આપી શકાય.

મારા મત પ્રમાણે સરકારની સામે બંડ ઉઠાવવાનો આરોપ ગુન્હેગારો ઉપર મુકવામાં સરકારે ભૂલ કરી છે. આ ઉતાવળા પગલાથી અણઘટતું અને વધારે પડતું દુઃખ ઘણાને સહેવું પડયું છે. અમદાવાદના મજૂરો ઉપર નાંખેલો દંડ ભારે હતો અને સરકારી પગલાં

તે ઉઘરાવવાની રીત વધારે પડતી કડક-તથા ઉશ્કેરણી કરે એવી હતી. મજૂરો ઉપર ૧,૭૯,૦૦૦ રૂપીયા જેવડો મોટો દંડ નાંખવાના ન્યાય વિષે મને શંકા છે. નડિયાદ અને બારેજડી ઉપર વધારાની પોલીસ નંખાઈ અને તેનો ખર્ચ બારેજડીના ખાતેદારો તથા નડિયાદના વાણીઆ તથા પાટીદારો પાસેથી ઉઘરાવવાનું ઠર્યું એ પગલાં પણ બિલકુલ અકારણ અને ખારીલા જ ગણાય. મારી એવી માન્યતા છે કે અમદાવાદમાં માર્શલ લૉ વિનાકારણ જાહેર કરવામા આવ્યો હતો અને તેના અવિચારી અમલથી કેટલાયે નિર્દોષ માણસોના જાન ગયા હતા.

બાકી મુંબઈ ઇલાકામાં જે વખતે પરસ્પર શંકાથી વાતાવરણ છવાઇ રહ્યું હતું અને શાંતિ જાળવવાને લાવવામાં આવતા લશ્કરની ગાડીને ઉથલાવી નાંખવાનો પ્રયત્ન કરવામાં આવ્યાથી અમલદારો સ્વાભાવિક રીતે ગુસ્સે થયા હશે તે વખતે ઉપર જણાવેલા મુદ્દા બાદ કરતાં તેઓ ઘણા જ સંયમથી વર્ત્યા એ વિષે મને સ્હેજ પણ શંકા નથી.

---

## જુબાની

**લૉ. હંટર**—મિ. ગાંધી, સત્યાગ્રહની હીલચાલના પિતા તમે જ ને?

**ગાંધીજી**—જી હા.

**સ૦**—ટુંકામાં એ હીલચાલનુ સ્વરૂપ સમજાવશો જરા?

**જ૦**—શારીરિક બળને બદલે આત્મિક બળથી અને શુદ્ધ સત્યના જોર ઉપર લડવાની હિમાયત કરનારી આ હીલચાલ છે. મારી દ્દષ્ટિએ, એ કૌટુમ્બિક ક્ષેત્રમાં લાગુ કરવામાં આવતો ન્યાય રાજદ્વારી ક્ષેત્રમાં પણ લાગુ કરવાનો યત્ન છે અને પોતાનાં દુઃખોની દાદ મેળવવા જતાં એ એક જ રસ્તે પ્રજા ખુનામરકીના ભયમાંથી બચી શકે તેમ છે એવો અનુભવ ઉપરથી મારો મત બંધાયો છે.

**સ૦**—રોલેટ કાયદાની સામે થવા તમે આ હીલચાલ ઉપાડી; તમે લોકોને સત્યાગ્રહ-પ્રતિજ્ઞા ઉપર સહી કરવા કહ્યું ખરૂં?

**જ૦**—જી હા.

**સ૦**—આ હીલચાલમાં જેટલા બને તેટલા માણસો મેળવવાનો તમારો ઇરાદો ખરો?

**જ૦**—જી હા; સત્ય અને અહિંસાના સિદ્ધાંતને કોઇ રીતે બાધ ન આવે એવી રીતે એ શરતે લાખો માણસો મને મળે તોપણ એમાંના એકેએકને હું વગર આનાકાનીએ સત્યાગ્રહની હીલચાલમાં દાખલ કરૂં.

સ૦—તમારી હીલચાલ સરકાર વિરુદ્ધ છે એમ ન કહેવાય?

જ૦—નહિ જ. એવી કશી ભાવનામાંથી આ હીલચાલની ઉત્પત્તિ થઈ જ નથી.

સ૦—મિ. ગાંધી, તમે જરા સત્યાગ્રહ-પ્રતિજ્ઞા તરફ સરકારની દૃષ્ટિથી જોશો? ધારો કે તમે પોતે જ ગવર્નર હો તો તમારી સરકાર સામે ઉપાડવામાં આવેલી આવી હીલચાલ વિષે તમે શું કહો?

જ૦—જો દેશનો કારભાર મારા હાથમાં હોય અને શુદ્ધ સત્યને જ શોધવા ખાતર કોઈ લોકો ચોક્કસ કાયદાઓને માન આપવાની ના પાડે તો હું તેમના કૃત્યને કાયદેસર જ ગણું અને એમને હું માફ કરી દઉં. સાચો સત્યાગ્રહી જાતે માગે તે જ હક પોતાના વિરોધીઓને પણ આપે.

સ૦—આવી જાતની હીલચાલ લાંબો વખત જારી રહે તો રાજ્ય નભી રહી શકે ખરું?

જ૦—જરૂર. દક્ષિણ આફ્રિકામાં લડત આઠ આઠ વરસ ચાલુ રહી છતાં ત્યાંનું રાજ્ય અટક્યું ન હતું, અને લડત પછી જનરલ સ્મટ્સે અભિપ્રાય આપ્યો હતો કે દક્ષિણ આફ્રિકાના હિંદીઓની પેઠે જ બધા લડત ચલાવે તો પોતાને કશું વાંધો લેવાપણું ન હોઈ શકે.

સ૦—તમારી સત્યાગ્રહ-પ્રતિજ્ઞામાં તો એક કમિટી નક્કી કરે તે કાયદાઓ તોડવાની જ વાત છે ને?

જ૦—હા જી, અને પ્રતિજ્ઞાનો એ જ ભાગ વૈયક્તિક સ્વચ્છંદ ઉપર અંકુશ મૂકનારો છે એ વાત આપની કમિટી સમક્ષ હું સ્પષ્ટ કરવા ઇચ્છું છું. સત્યાગ્રહની હીલચાલને સાર્વજનિક કરવાનો ઇરાદો હતો એટલે એવો અંકુશ મૂકવો જ મને યોગ્ય લાગ્યો. વૈયક્તિક સ્વચ્છંદ પર

સ૦—મિ. ગાંધી, 'કપાળે કપાળે જુદી મતિ' એ કહેવત સત્યાગ્રહીઓને પણ લાગુ ન પડે?

જ૦—હા જી, પડે. અને એ કડવો અનુભવ મને થઈ ચૂક્યો છે.

સ૦—એવી પ્રતિજ્ઞાથી માણસના અંતઃકરણને તમે બાંધી નથી લેતા?

જ૦—હું જે રીતે એનો અર્થ કરું છું એ દૃષ્ટિએ નહિ જ. મારો અર્થ ભૂલભરેલો નીવડશે તો ફરી આ હીલચાલ શરૂ કરવાનો પ્રસંગ આવશે ત્યારે મારી ભૂલ સુધારવી રહી.

**લૉ. હું.**—ના, ના, મિ. ગાંધી, હું કંઇ તમને શીખામણ આપવાનો દાવો નથી કરતો.

**ગાંધીજી**—હું સમજ્યો; છતાં એવી માન્યતામાંથી હું આ કમિટીની પણ રક્ષા કરી લેવા ઇચ્છું છું.

**સ૦**—પણ કાયદાના સવિનય ભંગનો સિદ્ધાંત તમને જોખમકારક નથી લાગતો?

**જ૦**—મારી માન્યતા એથી ઉલટી છે. દેશને ખુનામરકીના વિચારો કરવામાંથી છોડાવી લેવાનો શુદ્ધ હેતુ જ કેવળ એના મૂળમાં રહેલો છે.

[ ત્યારપછી લૉર્ડ હંટરે ટુંકમાં રોલેટ કાયદો પસાર થયા અગાઉના સંજોગો, હિંદી પ્રજા તરફથી ચોમેરથી એની સામે થયેલો વિરોધ, વગેરે વર્ણવી બતાવ્યા અને એ કાયદાની સામે ગાંધીજીને શું વાંધો હતો તેનો મર્મ સમજાવવા કહ્યું. ]

**ગાંધીજી**—રોલેટ કમિટીનો રિપોર્ટ વાંચતાં મને એમ લાગ્યું કે રોલેટ કમિટીએ જે ભલામણો પોતાના રિપોર્ટને અંતે કરી તેવી ભલામણો કરવા-પૂરતો પૂરાવો કે હકીકતો કમિટીની પાસે ન હતાં. એ ભલામણો પરથી ઘડી કાઢવામાં આવેલા ખરડાઓનો દેશમા સાર્વત્રિક વિરોધ થયો; ધારાસભામાં એકેએક હિંદી સભાસદે એનો વિરોધ કર્યો; પણ સરકારે એ વિરોધને તુચ્છકાર્યો. આ સ્થિતિમાં વ્યક્તિ તરીકે અને એક મોટા સામ્રાજ્યના સભ્ય તરીકે અંત લગી એની સામે થયા વગર મારે માટે બીજો રસ્તો નથી એમ મેં જોયું.

**સ૦**—આ કાયદો ખુનામરકીના ગુન્હાઓને પહોંચી વળવાના હેતુથી ઘડવામા આવ્યો છે એ તો તમે કબૂલ કરો છો ને?

**જ૦**—હા જી. એના હેતુ તો વખાણવાલાયક જ ગણાય.

**સ૦**—ત્યારે એ હેતુ પાર પાડવાને સારૂ ઘડવામાં આવેલી યોજનાના તમે વિરોધી છો; એટલે કે જે સત્તાઓ અધિકારીવર્ગને એમાં બક્ષવામાં આવી છે એ સામે તમારો વાંધો છે, એમ જ ને?

**જ૦**—હા જી.

**સ૦**—હિંદી રાજ્યરક્ષણ કાનૂન ઘડવામાંઆવ્યો ત્યારે એ કાયદાની રૂએ આપવામાં આવેલી સત્તાઓ એટલી જ વિશાળ ન હતી?

**જ૦**—હતી જ. પણ એ કાયદો તો આપત્કાળ માટે ઘડવામાં આવ્યો હતો અને તેટલા વખત પૂરતો જ હતો. વળી તે પણ પ્રજાએ દુઃખી મને કબૂલ

રાખેલો. રોલેટ કાયદો એથી તદ્દન જુદા પ્રકારનો છે અને ઉપરના કાયદાના અમલના અનુભવ પછી રોલેટ કાયદા સામેનો મારો વાંધો વધુ મજબૂત બન્યો છે.

સ૦—મિ. ગાંધી, તમને ખબર હશે જ કે રોલેટ કાયદામાં સ્થાનિક સરકારના મત અને સલાહ લીધા વગર હિન્દી સરકાર કશું પગલું ન ભરે એવી વ્યવસ્થા છે.

જ૦—તે સાચું છે; છતાં રાજ્યની લગામ જેના હાથમાં છે એ સરકારને દીવાની બની જતાં મેં નજરે જોઈ છે, અને એવાના હાથમાં અસાધારણ સત્તા હું તો ન જ સોંપું.

સ૦—પણ રોલેટ કાયદો બીજી કોઈ રીતે રદ ન કરાવી શકાત?

જ૦—અરે, મેં તો પગે પડી પડીને લૉર્ડ ચેમ્સફર્ડને વીનવ્યા. તેઓ સાહેબની જોડે અને જેમને જેમને મારાથી મળી શકાયું તે બધા અમલદારો જોડે છાતી તોડી તોડીને મેં દલીલો કરી. પણ એ બધું વ્યર્થ નીવડ્યું. હાથમાં હતા એમાંનો એકે ઉપાય અજમાવવો અમે બાકી નહોતો રાખ્યો.

સ૦—મિ. ગાંધી, વિરોધીઓને એટલી ઉતાવળે તમે કેમ સમજાવી શકો?

જ૦—સત્યાગ્રહમાં ઉતાવળને અવકાશ જ નથી. મારી નજરમાં તો મેં લીધો એ એક જ રસ્તો ઉત્તમ અને વ્યાજબી હતો. મારા આત્માને ડખવે એવો હુકમ મારા પિતા પણ કરે તો મારી નજરમાં તો મારે માટે ઉત્તમમાં ઉત્તમ રસ્તો એ જ છે કે વિનયપૂર્વક મારે એમના હુકમનો અનાદર કરવો; અને મર્યાદા બહાર ન જતો હોઉં તો હું આપની સન્મુખ કહી બતાવવા ઇચ્છું છું કે એ જ ન્યાયને મારા કુટુંબમાં અનુસરતો આવ્યો છું. અને 'તમારો આ હુકમ મારા અંતઃકરણને અપવિત્ર અને દૂષિત લાગે છે, એનો અનાદર કર્યા વગર મારે છૂટકો નથી,' એમ મારા પિતાને કહેવું મારે માટે જો અનુચિત નથી તો એ જ ન્યાયે મારે મારા મિત્રને અગર કોઈ પણ સરકારને પણ એમ જ કહેવું અનુચિત નથી.

*[ પછી લૉર્ડ હંટરે સાર્વજનિક હડતાળને લગતા સવાલો પૂછવા શરૂ કર્યા. ]*

સ૦—હડતાળ એટલે દેશના બધા લોકોએ એકસાથે પોતપોતાનું કામ બંધ કરવું, ખરું ને?

જ૦—હા જી.

સ૦—એમ કરવાથી ભારે મુશ્કેલીભરી સ્થિતિ ન ઊભી થાય?

જ૦—બહુ લાંબો વખત હડતાળ ચાલુ રહે તો થાય ખરી.

[ પછી લોકોએ ખોટી ઉતાવળ કર્યાથી નહિ પણ રોલેટ કાયદાને ના વાઇસરૉયની સંમતિ મળ્યાની ખબર દેશના જુદા જુદા ભાગમાં વહેલામોડા મળ્યા તેથ દેશના અમુક ભાગોમાં તા. ૩૦મી માર્ચને દિવસે અને આખા દેશમાં બધે ૬ઠ્ઠી એપ્રિલે લોકોએ હડતાળ કેવી રીતે પાડી એ ગાંધીજીએ સમજાવ્યું. ]

સ૦—હડતાળમાં ભળવાનું સંપૂર્ણપણે સૌ સૌની મરજી ઉપર જ રહેવું જોઈએ એ તો તમને કબૂલ ખરૂં ને?

જ૦—હા જી. પૂરેપૂરૂં. પણ તે એવા અર્થમાં કે હડતાળને દિવસે કોઈને હડતાળમાં ભળવાનો આગ્રહ ન કરવામાં આવે. બાકી બીજા દિવસોમાં ભળવાની ભલામણ હસ્તપત્રકો, ચોપાનીઆઓ અગર બીજા હીલચાલના સાધનો દ્વારા કરવી એને હું પૂરેપૂરૂં કાયદેસર ગણું.

સ૦—હડતાળને દિવસે લોકો ટાંગાવાળાઓને હેરાન કરે એથી તો તમે વિરુદ્ધ છો ને?

જ૦—પૂરેપૂરો.

સ—એવું અયોગ્ય વર્તન કરનારા લોકોની બાબતમાં પોલીસ વચ્ચે પડે તે તેમાં પણ તમારો વાંધો નહિ ને?

જ૦—પોલીસ ઘટતી હદમાં રહીને અને સહનશીલતાપૂર્વક વર્તે તો હું વાંધો ન લઉં.

સ૦—પણ હડતાળને દિવસે લોકોએ ટાંગાઓ અટકાવવા અને બીજા લોકોની જોડે ખેંચતાણ કરવી એ બહુ જ અઘટિત છે એમ તો તમે કબૂલ કરો છો ને

જ૦—અવશ્ય, કેમકે સત્યાગ્રહીની દૃષ્ટિએ તો ગમે તે સ્થિતિમાં પણ બળનો ઉપયોગ કરવો એ ચોખ્ખો ગુન્હો જ ગણાય.

સ૦—દિલ્હીના તમારા મુખ્ય એલચી સ્વામી શ્રદ્ધાનંદ—

ગાંધીજી—મેં શ્રદ્ધાનંદજીને મારા એલચી ગણ્યા જ નથી. એ તો મારા માનવન્તા સહાયક હતા.

ડૉ. હું.—ત્યારે તમારા એ માનવંતા સહાયકે તમને આ બાબતમાં કાગળ લખીને દિલ્હી તથા પંજાબના અનુભવો પછી શારીરિક બળ અને ખુનામરકી થયા વગર સાર્વત્રિક હડતાળ પાર પાડવાની ચોખ્ખી અશક્યતા બાબત કાગળ લખેલો?

[illegible]
તો એથીયે આગળ ગયા હતા. એમણે કહેલું કે કાયદાનો સવિનય ભંગ કરવાની હીલચાલ પ્રજામાં બેધડકપણે ચલાવવી અશક્ય ગણાય. મેં કાયદાનો સવિનય ભંગ કરવાનું મુલતવી રાખ્યું ત્યારે શ્રદ્ધાનંદજી અને મારી વચ્ચે એ વિષે મતભેદ થયો હતો. લોકોની ઉપર પૂરતો કાબુ મેં નહોતો મેળવ્યો એ મારા ધ્યાનમાં આવ્યાથી મેં કાયદાનો ભંગ મુલતવી રાખ્યો. એમની દલીલ એવી હતી કે જો ખુનામરકીના ભયથી સત્યાગ્રહ બંધ કરવાનો પ્રસંગ આવે તો સાર્વજનિક સત્યાગ્રહ થઈ જ ન શકે; કેમકે એટલા વિસ્તારવાળી લડતોમાં ખુનામરકી તો થાય જ. હું તેમાં મળતો ન થઈ શક્યો. કાયદાનો ભંગ કરવો એ જેટલે અંશે સત્યાગ્રહ છે તેટલે જ અંશે એવો ભંગ મુલતવી રાખવો એ પણ સત્યાગ્રહ હોય. એ પ્રસંગ આ અવસરે મારી સામે ઉભો રહ્યો અને મેં કાયદાના સવિનય ભંગ રૂપી સત્યાગ્રહ મુલતવી રાખ્યો. વળી આ બાબતનો વિચાર કરવામાં હડતાળ અને સત્યાગ્રહ વચ્ચેનો તફાવત પણ સમજી લેવો જરૂરનો છે. હડતાળમાં સત્યાગ્રહ રહેલો હોય અને ન પણ હોય. હડતાળની યોજના પ્રજાના તેમજ સરકારના મન ઉપર વસ્તુસ્થિતિની ગંભીરતાની સચોટ અસર પડે એટલા જ હેતુથી કરવામા આવી હતી. કાયદાનો સવિનય ભંગ રૌલેટ કાયદાની સામે થનારાઓને માટે જરૂરી તાલીમ મેળવવા માટે હતો. આવી કંઈ કસોટી વગર દેશનું મન પારખવાનું મારી પાસે બીજું સાધન નહોતું. મારાથી કેટલે દરજ્જે કાયદાનો સવિનય ભંગ થઈ શકે એ સમજવાનું હડતાળ એ યોગ્ય સાધન હતું.

સ૦—પણ સત્યાગ્રહના ઉપદેશની જોડાજોડ હડતાળ કરવાનું પણ લોકોને કહેવામાં આવે તો એનાથી મારફાડના જુસ્સાને ઉત્તેજન ન મળે ?

જ૦—મારો અનુભવ તો એથી તદ્દન ઉલટો છે. મેં તો હજારો લાખો સ્ત્રી-પુરુષોને અને નાનાં બાળબચ્ચાંઓને પણ અસાધારણ ચુપકીથી સરઘસોમાં ચાલતાં જોયાં અને હું તો દિંગ થઈ ગયો ! મારી ખાતરી છે કે શુદ્ધ સ્વરૂપમાં સત્યાગ્રહનો ઉપદેશ કરવામાં ન આવ્યો હોત તો એ પરિણામ કદાપિ જોવા મળત નહિ. પણ હું પાછળ જાણતો ગયો તેમ હડતાળ એ એક વસ્તુ છે અને કાયદાના ભંગની ક્રિયા એ બીજી વસ્તુ છે. અને હડતાળને સમયે જ કાયદાનો ભંગ કરવો એવી મારી ગણતરી હતી નહિ.

[બાદ લૉર્ડ હંટરે પલવલ સ્ટેશને ગાંધીજીને તેમની પરહેજગીની આગંતમાં તેમને ખરેખર જ પકડવામાં આવેલા કે કેમ એ વિષે પૂછવાની શરૂઆત કરી.]

લૉ. હું.—પલવલ આગળ તમને વાસ્તવિક રીતે પરહેજ કરવામાં આવેલા ખરા ?

ગાંધીજી—હા જી. મારી પરહેજગી એ માત્ર નામની જ ન હતી, પણ તેમાં પરહેજગીના બધા અંશો હતા. તેમજ મુંબાઈ પાછા જવાનું મને કહેવામાં નહોતું આવ્યું પણ પોલીસ પરહેજમાં રાખીને મને મુંબાઈ પાછો પહોંચાડી ગઇ હતી. દિલ્હીમાં દાખલ ન થવાના હુકમને તાબે ન થવાનો મારો નિશ્ચય પોલીસ અમલદારને મેં જણાવ્યા પછી જ્યારે ટ્રેન પલવલ સ્ટેશન પહોચી ત્યારે અમલદાર ફરીથી મારા ડબામાં આવ્યો અને મારા ખભા ઉપર હાથ મુકી મને કહ્યું, 'મિ. ગાંધી, તમને હું પરહેજ કરૂં છું.' આમ કહીને મને મારા સામાન સાહત ટ્રેનમાંથી ઉતારી લીધો. એકવાર પ્લૅટફૉર્મની કોર ઉપર હું થુંકવા જતો હતો ત્યારે પહેરેગીરોએ મને રોકયો પણ ખરો. એમ કરવામા એઓની ભૂલ હતી એવું કહેવાની મારી મતલબ નથી. પણ એ પરહેજગીનુ ચિન્હ હતું એટલુ જ હુ બતાવવા ઇચ્છું છું. પોલીસ તો કેવળ પોતાની ફરજ બજાવી રહી હતી.

સ૦—તમારે દિલ્હી અગર પંજાબ ન જવું એટલી જ સરકારની તો તમારી પાસે માગણી હતી ને ?

જ૦—એ સવાલ તો હવે રહ્યો જ ન હતો. દાખલ ન થવાનો હુકમ મને પલવલ પહોચતાં પહેલાં મળ્યો હતો અને તેને હુ માન ન આપી શકયો તેથી તો હું આગળ વધ્યો. એ ગુન્હાને સારૂ મને પકડવાની ક્રિયા બાકી રહી હતી, તે પ્લવલમાં કરવામા આવી; અને તેથી જ મને પહેરાની હેઠળ મુબાઈ લઇ જવામા આવ્યો.

સ૦—મતલબ કે એક સરકારી હુકમની રૂએ તમને જણાવવામાં આવ્યુ કે તમને દિલ્હી અગર પંજાબમાં જવા-નહિ દેવામાં આવે અને જો મુબાઈ ઇલાકા મા રહેશો તો પૂરેપૂરી છૂટથી રહેવા દેવામાં આવશે.

જ૦—જી હા.

સ૦—એ તમને પકડીને જેલમા નાખ્યાથી તો જુદું જ થયુ કેની ?

જ૦—મને જેલમાં નાંખ્યાનો આરોપ તો સરકાર ઉપર કોઇએ મુકયો જ નથી. ફરીઆદ એટલી હતી કે હું શાતિ કરવા જતો હતો તેમાં સરકારે મને રોકયો અને પકડયો.

સ૦—જો સરકારને પ્રામાણિકપણે એમ લાગ્યું હોય કે તમારા સિદ્ધાંતના ઉપદેશથી જ્યાં લોકો ઉશ્કેરાયેલા છે એવી કોઇ જગાએ તમને તમારા સિદ્ધાંતનો પ્રચાર કરવા જવા દેવા ઠીક નથી, તો એ સામે તમે વાંધો લો ખરા ?

જ૦—એ દૃષ્ટિએ મારે કશું જ કહેવાપણું ન હોય.

સ૦—તમારા પકડાયા પછી દિલ્હીમાં, પંજાબમાં અને અમદાવાદમાં ગંભીર રમખાણો બનાવો બન્યા ખરૂ ?

જ૦—હા જી.

સ૦—હવે અમદાવાદને લગતી બાબતોનો આપણે વિચાર કરવો રહ્યો. કહે છે કે અમદાવાદના મીલમજૂરોમાં તમે ભારે લોકપ્રિય છો, એ ખરૂં ?

જ૦—જી.

સ૦—અને તમારી પરહેજગીથી એમનામાં ભારે ગુસ્સો ફેલાઇને અમદાવાદ તથા વીરમગામમાં તા. ૧૦, ૧૧ તથા ૧૨મી એપ્રિલે લોકોના ટોળાંઓને હાથે ખેદજનક કામો થયાં ખરૂ ?

જ૦—જી હા.

સ૦—એ બનાવની બાબતમાં અંગત માહીતી તમને કંઇ જ નહિ હોય, ખરૂ કેની ?

જ૦—ના જી.

સ૦—એ બનાવોની બાબતમાં અમે કંઇક મત બાંધી શકીયે એવું તમે કંઇ કહી શકો છો ?

જ૦—હું આટલું કહેવાની રજા લઇશ કે અમદાવાદના શું કે વીરમગામના શું, લોકોના ટોળાંઓએ કરેલા કૃત્યોને તો મેં સર્વથૈવ અક્ષમ્ય માન્યાં છે; અને મને ખેદ છે કે લોકો એટલે દરજ્જે પોતાનુ ભાન ભૂલી ગયા. છતા એની સાથે સાથે જ હું એ પણ જણાવી દેવા ઇચ્છું ખરો કે વાજબી રીતે કે ગેરવાજબી રીતે પણ જે લોકોમાં હુ પ્રિય હતો તેમના ધૈર્યની મને પકડીને સરકારે આકરી કસોટી કરી. સરકારે ડહાપણ બતાવવું ઘટતું હતું. હું એમ નથી કહેવા ઇચ્છતો કે સરકારે જ ભૂલ કરી અને લોકોએ નથી કરી. હું તો કહી ગયો કે લોકોની ભૂલ તો માફ ન જ થઇ શકે.

[ત્યારપછી અમદાવાદમાં પાછા ફર્યા પછી થયેલી ભૂલો સુધારવા પોતે શું શું કર્યું તેનું ગાંધીજીએ વર્ણન કરી બતાવ્યું.]

શાંતિ ફેલાવવાને સારૂ મારાથી જે થઇ શકે તે તે સેવા કરવાનું મેં સરકારને તેમજ લોકોને સૂચવ્યું. મિ. પ્રૅટ અને બીજા અમલદારો જોડે મારે લાંબી વાત થઇ. ૧૩મી તારીખે લોકોની સભા ભરવાનું મેં નક્કી કરેલુ, પરંતુ તેમ કરવું ઘણું મુશ્કેલ જણાયું તેથી ૧૪મી તારીખે સભા થઇ.

[આ સભામાં જ લોકોના વર્તનને વખોડી કાઢતાં જેમનો ગમખાણોમાં હાથ હતો એ લોકોને પોતે 'ભણેલાં' કેવી રીતે કહ્યા અને તેમના કામને 'યોજિત' કેવી રીતે ગણ્યું તે સમજાવતા ગાંધીજીએ જણાવ્યું કે: ]

આ બન્ને શબ્દોનો મારી વિરુદ્ધ તેમજ લોકોની વિરુદ્ધ વખતોવખત ઉપયોગ કરવામાં આવ્યો છે. પણ જેઓ ગુજરાતી ભાષા સમજે છે તેઓ બરાબર જાણે છે—અને સર ચીમનલાલ પણ સાક્ષી પૂરશે—કે 'ભણેલા' શબ્દનો અર્થ લખીવાંચી જાણનારા એટલો જ છે; અને ઉંચી કેળવણી પામેલાને સારૂ 'શિક્ષિત' વિશેષણનો પ્રયોગ કરવામાં આવે છે. તેથી મેં વાપરેલા શબ્દમાં ડિગ્રીવાળાઓનો સમાવેશ થઇ શકતો નથી. તે જ પ્રમાણે 'યોજિત કાર્ય' નો અર્થ પણ જે પ્રમાણે કરવામાં આવ્યો છે તે અયોગ્ય છે. યોજના એટલે હિન્દુસ્તાનમાં થયેલા કોઇ પણ કાવતરા અથવા ઘટનાનો આ અમદાવાદની યોજના ભાગ હતો એવું કહેવાનો મારો આશય ન હતો, અને મારૂં આખું ભાષણ વાચનાર એ વાત સ્પષ્ટ રીતે સમજી શકે તેમ છે. એ વેળાએ મને પંજાબની તો શું પણ વીરમગામના બનાવોની પણ ખબર ન હતી. મારા વિચારો કેવળ અમદાવાદમાં બનેલા બનાવોને વિષે જ અપાયા હતા.

મિ. ગાઇડરની તપાસની સાથે મને કશો સંબંધ ન હતો. હું જાણું છું કે મેં કોઇ પણ ગુન્હેગારનું નામ તેમને ન આપ્યું તેથી તેઓ મારી સામે ફરીઆદ કરે છે. પણ મારી કાર્યરેખા તે જાણતા નથી તેથી તેઓ ભ્રમિત થયા છે. મારૂં કામ ગુન્હેગારોની પાસે પશ્ચાત્તાપ કરાવવાનું, તેઓને ફરી ગુન્હો કરતા અટકાવવાનુ અને ગુન્હો કબૂલ કરાવવાનુ છે. જે માણસ આ કાર્ય કરે તેનાથી પોલીસને ખબર આપવાનું કાર્ય ન જ બની શકે, કેમકે એ બન્ને વિરોધી ધંધા છે. હું જાણું છું કે મિ. ગાઇડર એથી ઉલટું માને છે, પણ મને તેઓ મનાવી શક્યા નહિ. અનસૂયાબહેનને વિષે દુષ્ટ અફવા ફેલાઇ તેથી લોકો વધારે ઉશ્કેરાયા. કેટલાક અર્ધદગ્ધ જુવાનો સીનેમેરાગ્રાફો, મૂર્ખ નવલકથાઓ અને ખુનામરકીની આવશ્યકતા માનનારા

નેતાઓની પાસેથી ખોટા વિચારો ગ્રહણ કરે છે. આવા માણસોને હું જાણું છું. તેવા ઘણાને સીધે માર્ગે ચઢાવવા મેં પ્રયત્ન કરેલ છે અને એવા ઘણાને ખુનામરકીના ઉપાય ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો છે.

આવા પ્રકારના અડધુ જ્ઞાન મેળવેલા જુવાનોથી પ્રેરિત થઇને અજ્ઞાની માણસોએ અમદાવાદમા ન કરવાના કાર્ય કર્યા. એવા ઘણા ન હતા એમ પણ હું જાણું છું. અને ખુનામરકી ઇત્યાદિ યોજનાપૂર્વક થયાં છે એનો અર્થ આથી વિશેષ મેં સૂચવ્યો નથી, કર્યો નથી. યુનિવર્સિટીના શિક્ષિત માણસોની આ યોજના છે એવું મેં સૂચવ્યું નથી. આ કાર્યમાં તેઓનો હાથ હતો એમ મે જાણ્યુ પણ નથી. 'યોજના' એટલે શું ?

સ૦—તમે એમ સૂચવો છો કે આ બધા ટોળાઓ એક જ ઇરાદાથી કામ કરી રહ્યા હતા ?

જ૦—હું એમ નથી કહેતો. એમ કહેવું અતિશયોક્તિ ગણાય. પણ હુ માનું છું કે બે ત્રણ માણસોએ લોકોને ઉશ્કેર્યા અને લોકો દોષમા પડયા.

સ૦—આ કાર્યો સરકારની સામેના તમે ગણો છો કે યૂરોપીઅનોની સામેના?

જ૦—સરકારની સામે હતા એમા તો મને શક જ નથી. પણ આજ સુધીયે યુરોપીઅનોની સામે તે હતા કે નહિ એ વિષે હું નિશ્ચય કરી શકયો નથી. યુરોપીઅનોની સામે ન હતા એવા શુભ ચિન્હો કેટલાક તો મે જોયા છે, છતા બધો વિચાર કરતા હું ચોક્સ નિર્ણય ઉપર આવી શકયો નથી.

સ૦—સત્યાગ્રહના સત્ર પ્રમાણે ગુન્હેગારોને સજા મળવી જોઇયે કે નહિ ? સત્યાગ્રહ અને ગુન્હેગારો

જ૦—ગુન્હેગારોને સજા કરવી એ ખોટું છે એમ કહેવા હું તૈયાર નથી. પણ તેવી વધારે સારો રસ્તો આપણી પાસે છે. સજા કરવામા એવો ભાવ રહ્યો છે કે બહારથી દબાણ કરીને આપણે માણસને સુધારી શકીયે. આ વાત મને યોગ્ય નથી લાગતી. પણ અત્યારે તો હું આટલું કહું એ બસ છે કે ગુન્હેગારને સજા થાય તેની સામે સત્યાગ્રહી ફરીઆદ ન કરી શકે. એટલે સજાઓ વિષે સત્યાગ્રહીનું સત્ર સરકારી અમલનુ વિરોધી નથી એમ કહી શકાય.

સ૦—પણ સત્યાગ્રહના નિયમ પ્રમાણે ગુન્હા શોધી કઢાય એવી હકીક્ત સત્યાગ્રહીઓ ન આપે એમ તમે કહેતા જણાઓ છો.

જ૦—હું ઉપર કહી ગયો તેમ સત્યાગ્રહી એ ઘોડે ન ચઢી શકે. સુધારણા અને પોલીસયોજના એ બે સામસામી વાત છે. બન્ને રાજ્યસત્તાને મદદ કરનારાં છે,

પણ દરેક જુદે રસ્તે મદદ કરે છે. સત્યાગ્રહી લોકોને વિનયી અને સ્વેચ્છાએ કાયદાને માન આપનારા બનાવે છે. પોલીસખાતું ગુન્હેગારાને ખોળી કાઢી તેઓને સજા કરાવી ગુન્હા ઓછા કરવાની આશા રાખી રાજ્યસત્તાને મદદ કરવાનો દાવો કરે છે. બન્ને પક્ષનો ઇરાદો શુભ છે.

સ૦—ધારો કે સત્યાગ્રહીએ નજરોનજર ગુન્હો થયેલો જોયો. આ ગુન્હાની પોલીસને ખબર આપવી એ તેની ફરજ છે કે નહિ? આ સવાલનો જવાબ તમને યોગ્ય જણાય તો જ આપજો.

જ૦—હું મિ. ગાઇડરને તો એનો જવાબ આપી ચુકયો છું અને મને ભાસે છે કે આપને પણ આપવો એ જ ઉચિત છે. આ દેશના યુવકવર્ગને મારા કોઇ પણ બોલથી આડે માર્ગે દોરવા હું નથી ઇચ્છતો; આપના સવાલના જવાબથી ગેરસમજ થવાનો ભય છે; છતાં એક સૂત્ર તરીકે તો મારે કહેવું જોઇયે કે કોઇ પણ માણસની પોતાના ભાઇની સામે સાક્ષી આપવાની ફરજ ન હોઇ શકે. અહીં 'ભાઇ'નો અર્થ હું સંકુચિતપણે નથી કરતો. જાતિ, ધર્મ કે દેશનો ભેદ રાખ્યા વિના પ્રત્યેક એકબીજાના ભાઇ છે એવો અર્થ કરશો. સત્યાગ્રહીથી 'ભાઇ' નો સંકુચિત અર્થ કરાય નહિ. જો હું મારા ભાઇને ગુન્હામાંથી છોડાવવા ઇચ્છું તો હું તેના ગુન્હાની પોલીસને ખબર આપીને છોડાવી ન શકું. હું મારા ભાઇની ઉપર કાંઇ પણ અસર કરી શકું તેના પહેલાં તે મારી આગળ જે કંઈ કહે તેને વિષે મારે તેને નિર્ભય બનાવવો જોઇયે. હું તેમ ન કરૂં તો તે છૂટથી પોતાના ગુન્હાને ન સંભળાવે. પણ પોતે નજરે જોયેલા ગુન્હાની પણ જુબાની ન આપવાનો અધિકાર માત્ર સંપૂર્ણ સત્યાગ્રહીને જ પ્રાપ્ત થાય છે. આટલું હું ઉમેરવા ઇચ્છું છું કે દક્ષિણ આફ્રિકામાં તેમજ અહીં હું ખુની ગુન્હેગારોના પ્રસંગમાં આવેલો છું અને તેમાંના ઘણાએ પોતે કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કર્યો છે; કેટલાકે ગુન્હા કરવાનું છોડી પણ દીધું છે. આમ છતાં જુબાની ન આપવાના એવા અધિકારનો દાવો હું પોતે કરતો નથી. હું મને પોતાને સંપૂર્ણ સત્યાગ્રહી માનતો નથી. એટલે મારી નજરે ગુન્હો થયેલો હું જોઉં તો તેને વિષે સાક્ષી ન જ આપું એવું હું કહી શકતો નથી.

સ૦—આ સિવાય બીજું કંઈ તમારે કહેવાની ઇચ્છા છે?

જ૦—હા જી. મને લાગે છે કે જે ખાસ અદાલતો અહીં નીમવામાં આવી હતી, તેમનું કામ ઠીક ન્યાયસર થયું હતું. આથી મને ટીકા કરતાં સંકોચ થાય છે. તોપણ આટલું તો કહીશ કે સરકારે લડાઈ કરવાના ગુન્હાનો આરોપ લોકો પર

મુકવો નહોતો જોઈતો. તેમ થવાથી કેટલાક લોકોને હદ કરતાં વધારે સજા થઈ છે. એ ઉતાવળું પગલું હતું.

સ૦—પણ એ તો તમે સરકારી વકીલનો દોષ જણાવ્યો.

જ૦—હું એમ નથી માનતો. આવાં ભારે કામોમાં સરકારી વકીલ તેના મુખીને પૂછ્યા વિના જવાબદારી ન ઉઠાવે. તેથી હું કમિટીને કહેવા ઇચ્છું છું કે અદાલતોની મારફતે યોગ્ય અને કેટલીક વેળા જોઈયે તેથી વધારે સજા મળ્યા છતાં અમદાવાદની ઉપર જે દંડ નાંખવામાં આવ્યો છે તે વધારે પડતો ગણાય જ. વળી મજૂરોની ઉપર સરખે હિસ્સે કર નાંખવામાં આવ્યો એ બેવડી સજા કરવા જેવું થયું છે. અને કર ઉઘરાવવાની ઢબ ગેરવ્યાજબી અને મજૂરોને હલાકી કરનારી ગણું છું. નડિયાદ તેમજ બારેજડી ઉપર વધારાની પોલીસ નાખવામાં આવી છે એ તદ્દન ગેરવ્યાજબી માનું છું. નડિયાદના કલેક્ટરે પાટીદાર અને વાણીઆ વર્ગ ઉપર બોજો નાંખવા વિષે જે દલીલો આપેલી છે તે વજુદ વિનાની છે, એટલું જ નહિ પણ તેમાં વેરભાવ જોઉં છું. મને તો ખાત્રી થઈ છે કે જેઓ ટ્રેનના પાટા ઉખેડવા ગયા હતા તેઓને નડિયાદીઓએ જરા પણ મદદ નથી કરી. એટલું જ નહિ પણ તેઓએ સરકારને મદદ કરેલી છે, અને તેઓએ આપેલી મદદ કલેક્ટરે સુંદર શબ્દોમાં કબૂલ પણ કરેલી છે. મારા અભિપ્રાય પ્રમાણે બારેજડી અને નડિયાદનો જે દંડ થયો છે તે રદ થવો જોઈયે અને બારેજડી–નડિયાદ ઉપરથી વધારાની પોલીસ ખેંચી લેવાવી જોઈયે.

જસ્ટિસ રૅન્કિનની તપાસ

જસ્ટિસ રૅન્કિન—હું તમને લાંબા સવાલ પૂછવા નથી ઇચ્છતો. સત્યાગ્રહની ઊંડી ચર્ચામાં પણ નહિ ઉતારું. પણ જો તમને હરકત ન હોય તો તમારી મારફતે હું કેટલીક ખબર જાણવા ઇચ્છું છું. તમે કહો છો કે તમે પોલીસના હુકમોને પૂરેપૂરું માન આપવાને લોકોને સૂચવેલું હતું.

ગાંધીજી—આપ બરોબર કહો છો.

સ૦—મૅજિસ્ટ્રેટ જે કંઈ હુકમો કાઢે તેને પણ માન આપવાનું તમે કહેલું?

જ૦—હા જી. આ બાબતની ચર્ચા અગાઉમાં કાયદાનો સવિનય ભંગ શરૂ થયો તેના પહેલાં જ થયેલી હતી અને મેં એવો સ્પષ્ટ અભિપ્રાય આપ્યો હતો કે સરઘસો વગેરે કાઢવાને લગતા બધા કાયદાને પૂરેપૂરું માન અપાવું જોઈયે.

સ૦—આ બાબત તમે ભાષણો કરેલાં કે નોટીસો કાઢેલી?

જ૦—નોટીસો કાઢેલી અને ભાષણો પણ કરેલાં એવું મને યાદ છે.

સ૦—તમારી પાસે એને લગતાં ભાષણો, નોટીસો વગેરે જે કંઈ હોય તે મને તારીખવાર મોકલશો ?

જ૦—અવશ્ય મોકલીશ. મારી પાસે કેટલું નીકળી શકશે એનો મને અત્યારે ખ્યાલ નથી.

સ૦—તમને સ્વામી શ્રદ્ધાનંદજીએ દિલ્હી જવા તાર કરેલો તે સત્યાગ્રહ ફેલાવવાને ?

જ૦—ના જી. દિલ્હીમાં અશાંતિ વર્તતી હતી તેથી લોકોનાં મન શાંત કરવાને. સ્વામીજીની એવી માન્યતા હતી કે હું લોકોનાં મન શાંત કરી શકીશ.

સ૦—એ તારો પણ તમારી પાસે હોય તો મને મોકલશો ?

જ૦—મને ધાસ્તી છે કે એ મારી પાસે નહિ હોય. જેના જવાબો હું આપી દઉં છું એવા ઘણાં કાગળીઆં તે જ વેળાએ ફાડી નાંખવાની મારી આદત છે. ભવિષ્યમાં ઉપયોગી હોય એવા જ કાગળો હું સાચવું છું. છતાં હું તપાસ કરીશ.

સ૦—તમે પલવેલથી પાછા ફર્યા અને ભાષણો કર્યાં તેમાં તમે જણાવ્યું છે કે તમારી ઈચ્છા ફરી પાછા તુરત દિલ્હી જવાની હતી. જો તમારો ઈરાદો દિલ્હીમાં શાંતિ જ ફેલાવવાનો હતો તો તમે પાછા દિલ્હી જવાનો ઈરાદો કેમ રાખ્યો ?

જ૦—કેમકે મને પલવલથી પાછો ફેરવવામાં આવ્યો ત્યારે સત્યાગ્રહી તરીકે મારી ફરજ તે હુકમનો અનાદર કરવાની થઈ પડી.

સ૦—પણ તમારા પાછા દિલ્હી જવાથી અશાંતિ થાય નહિ ? અને તમે સરકારને તમારા કાર્યથી તકલીફમાં ન નાંખો ?

જ૦—સરકાર ગેરવર્તણુક ચલાવે, એ ગેરવર્તણુકને લીધે હું કાંઈ પણ યોગ્ય પગલું ભરૂં, અને તેથી સરકાર ગુંચવાડામાં આવી પડે તેને સારૂ હું જવાબદાર ન બનું. પણ હુકમનો અનાદર કરી મારા દિલ્હી જવાથી અશાંતિ થાય તો હું અનાદર કરતો જરૂર અટકું; કેમકે સત્યાગ્રહના બીજા સિદ્ધાંતને એવા અનાદરથી દોષ આવે. અને જ્યારે મને બધી જગ્યાએ ખુનામરકી થયાની ખબર પડી ત્યારે તુરત જ ઘણી દિલગીરી સાથે મેં દિલ્હી જવાનું મોકુફ રાખ્યું.

સ૦—ત્યારે ફરી દિલ્હી જવામાં તમારો હેતુ શો રહ્યો ?

જ૦—સત્યાગ્રહી અન્યાયી અથવા તો જુલમી હુકમની સામે માત્ર પોતે દુઃખ ભોગવીને જ થઈ શકે છે; અને આ સમયે રોલેટ કાયદા વિષે સત્યાગ્રહ ચાલતો હતો તેથી જ મને દિલ્હી જતાં અટકાવવામાં આવ્યો

સરિ' પ્રથમ દૃષ્ટિએ તે હુકમનો મારે સાદર નિરાદર કરવો એ મારી ફરજ થઈ પડી. પણ પંજાબમાં બનેલી બીનાઓની મને ખબર પડી ત્યારે મારી ઉપર એવો નિરાદર મોકુફ રાખવાની વિશેષ ફરજ આવી પડી.

સ૦—તમે કાયદાનો સવિનય ભંગ બે વખત મુલતવી રાખ્યો; બીજી વખતે કેમ મુલતવી રાખવો પડ્યો ?

જ૦—ના૦ વાઈસરૉયે અને મુંબઈના ગવર્નર સાહેબે મને ઘણી ચેતવણીઓ આપી. તેઓએ પોતાની પાસેની વિશેષ માહીતીનો ઉપયોગ કરી મને સૂચવ્યું કે ખુનામરકી થવાનો ભય દૂર થયો છે એવી મારી માન્યતા વાસ્તવિક ન હતી. મેં વિચાર્યું કે આવી ચેતવણીને માન આપવું એ મારો ધર્મ છે.

સ૦—લોકોમાં સત્યાગ્રહના પ્રચારથી કાયદા પ્રત્યેનું માન ઓછું થઈ ગયું છે એ તમે કબૂલ નહિ કરો ?

જ૦—સામાન્ય રીતે હું એ કબૂલ નહિ કરી શકું. લોકો હવે કાયદાને ઓછું માન આપતા થયા છે એમ હું માનતો નથી. પણ મારે એટલું કબૂલ કરવું જોઈયે ખરું કે કોઈ કોઈ જગ્યાએ મારા પ્રચારનું તાત્કાળિક પરિણામ કાયદા પ્રત્યેનું માન ઓછું થવા રૂપે પણ આવ્યું છે.

સ૦—કયા કાયદા તોડવા એ વિષે કમિટી નીમવાનો હેતુ વધારે સ્પષ્ટ કરશો?

જ૦—કમિટી નીમીને સત્યાગ્રહીઓની ઉપર અંકુશ મુક્યો. કયા કાયદાનો સવિનય ભંગ થઈ શકે એ દરેક માણસ એકાએક નહિ વિચારી શકે અને અવિનયી ભંગ થવાનો સમય આવે. તેવું અટકાવવું એ કમિટીનો હેતુ હતો.

સ૦—કમિટીઓ જુદી જુદી જગાએ નીમાયેલી હતી એ બધી સ્વતંત્ર હતી?

જ૦—તે કાયદે સ્વતંત્ર હતી, પણ હકીકતમાં બધીની ઉપર મારો અંકુશ રહ્યો હતો, કેમકે તે અંકુશની પ્રત્યેક કમિટીએ માગણી કરી હતી. 'મને જ લગભગ દરેક કમિટીનો પ્રમુખ નીમીને તે તે કમિટીએ મારો અંકુશ સ્વીકારી લીધો' હતો; અને સત્યાગ્રહ જેવી નવી વસ્તુના પ્રચાર સમયે આ વ્યવસ્થા મને યોગ્ય લાગી.

સ૦—'પૅસિવ રઝિસ્ટન્સ' અને 'સિવિલ ડિસ્ઓબીડિયન્સ વચ્ચેનો તફાવત' બતાવશો?

જ૦—બન્ને નોખી વસ્તુઓ છે. 'પૅસિવ રીઝિસ્ટન્સ'માં મંદતા રહેલી છે, તેમાં કાયદાનો ઇરાદાપૂર્વક ભંગ સમાતો નથી. જે કાયદો અપમાનયુક્ત છે તે પૅસિવ

રીઝિસ્ટર ઉપર આવી પડે ત્યારે તે તેને તાબે ન થાય એટલુ જ પણ 'સિવિલ ડિસ્‌-ઓબીડિયન્સ'—સવિનય ભગ—એ એક તીવ્ર પ્રવૃત્તિ છે અને રાજ્યપ્રકરણી ક્ષેત્રમા અનેક પ્રકારના દુખોનુ નિવારણ કરવાને સારૂ જેના ભંગમા અનીતિ ન થતી હોય એવા અનેક કાયદાઓનો ઢંગદાપૂર્વક સવિનય ભગ કરીને સ્વેચ્છાએ દુખ વહોરી લેવાનો ધર્મ પ્રાપ્ત કરાવનાર એ ભારે શસ્ત્ર છે 'પૅસિવ રીઝિસ્ટન્સ'મા ઘણી વેળા સામેના માણસને ઇજા કરવાનો પણ જ્ઞાનપૂર્વક સમાવેશ મે જોયો છે. સવિનય ભગમા કોઇને ઇરાદાપૂર્વક ઇજા કરવાનો કદી સમાવેશ થતો જ નથી.

[અપૂર્ણ

---

તા. ૨૫-૧-૧૯૨૦

# ગાંધીજીની જુબાની

**સર ચીમનલાલ**—હુ સત્યાગ્રહ સમજ્યો છુ તે પ્રમાણે તમારે સત્યનુ આચરણ કરવાનુ છે અને તેમ કરતા જે દુખ પડે તે વહોરી લેવુ પણ કોઇને દુખ ન દેવુ.

ગાંધીજી—હા જી

સ૦—હવે, ગમે તેવો પ્રામાણિક માણસ હોય તોપણ બીજા પ્રામાણિક માણસો અને તેની વચ્ચે સત્યને વિષે પણ મતભેદ તો હોય છે એમ આપણે જોઇયે છીયે. ત્યારે સત્યનો નિર્ણય કોણ કરી શકે ?

જ૦—દરેકે પોતાને સારૂ કરવો રહ્યો

સ૦—પણ જેટલા માથા તેટલા મત હોય છે એટલે ગોલમાલ થવાનો સભવ નથી રહેતો ?

જ૦—મને એમ ભાસતું નથી

સ૦—પણ એક જ સત્યને શોધતા દરેક માણસ જુદા જુદા 'અભિપ્રાયો' બાધતો જ આવ્યો છે.

જ૦—તેથી જ અહિંસા એ સત્યાગ્રહનો આવશ્યક ભાગ છે એ વિના હુ કબૂલ કરૂ કે ગોલમાલ થાય એટલુ જ નહિ પણ તેથીયે વધારે દુખદ પરિણામો આવવાનો સભવ રહે

સ૦—ત્યારે સત્યનો આગ્રહ રાખનાર માણસ ચારિત્ર્યમાં અને બુદ્ધિમાં બહુ કુશળ હોવો જોઇયે એમ તો તમે કબૂલ કરશો?

જ૦—ના જી. સત્યાગ્રહને પૂરતા સત્યના અને અહિંસાના તત્ત્વની આશા હું બધામાં રાખું. ધારો કે કએ કાંઈ સત્ય શોધી કાઢ્યું અને ખએ તથા ગએ તેનો સ્વીકાર કર્યો. પછી ખમાં અને ગમાં કના જેટલાં જ ઉંચાં ચારિત્ર્ય અને બુદ્ધિની જરૂર સત્યાચરણને સારૂ હું નથી સ્વીકારતો.

સ૦—ત્યારે આનો અર્થ એ થયો કે એક માણસ નિર્ણય કરે અને તેનાથી ઓછા ચારિત્ર્ય અને બુદ્ધિ વાળાઓએ આંધળા થઇને તેનું અનુકરણ કરવું. સત્યાગ્રહ અને અંધશ્રદ્ધા

જ૦—આંધળા થઇને અનુકરણ કરવાની વાત મારા આગલા જવાબમાંથી આપ નથી ઘટાવી શકતા. હું જે કહેવાને ઇચ્છું છું તે આ છે. માણસ પોતે સ્વતંત્ર રીતે જો શોધો કરી સત્ય ખોળવા જ ઇચ્છે તો જેણે અમુક વિશેષ બાબત શોધ કરી હોય તેનો એ સ્વીકાર કરે અને પછી કોઇને નુકસાન પહોંચાડ્યા સિવાય સત્ય માર્ગે ચાલે. આમાં અમુક માણસની શોધ યોગ્ય છે કે અયોગ્ય, ખરી છે કે ખોટી, તે જાણવા પૂરતો બુદ્ધિનો ઉપયોગ દરેકે કરવો રહ્યો છે. એટલે સત્યાગ્રહમાં અંધશ્રદ્ધાને ક્યાંયે અવકાશ નથી.

સ૦—ત્યારે તમારા ધોરણ પ્રમાણે તો એમ થયું કે ચારિત્ર્યકુશળ અને બુદ્ધિકુશળ માણસ જે નિર્ણય કરે તે પ્રમાણે બીજાઓએ આંધળાભીંત બની વર્તવું, કેમકે તેઓ ઓછી બુદ્ધિને લીધે સ્વતંત્ર નિર્ણય નથી કરી શકતા.

જ૦—આપે મારો વિચાર બરોબર સુઝ્યો ન ગણાય. મેં કહ્યું કે હું અન્ધ અનુકરણને માનતો જ નથી. સામાન્ય માણસમાં કામ કરવાની જેટલી શક્તિ છે તેથી વધારે શક્તિની જરૂરીયાત સત્યાગ્રહમાં મેં માની નથી.

સ૦—હું માનું છું કે અમુક હીલચાલની ફતેહનો આધાર તો તેના અનુયાયીઓની સંખ્યા ઉપર રહે છે—

જ૦—સત્યાગ્રહને વિષે એવું કંઇ ખાસ છે એમ હું કબુલ ન કરૂં. સત્યાગ્રહમાં એક જ શુદ્ધ સત્યાગ્રહી વિજય મેળવી શકે છે.

સ૦—તમે તમારી જુબાનીમાં કહી ગયા છો કે તમે સંપૂર્ણ સત્યાગ્રહી હજુ ન કહેવાઓ; ત્યારે બીજાઓ તો તમારાથી વધારે ઉતરતી કોટિના હોવા જોઇયે.

જ૦—એમ હોવાનું કંઇ ખાસ કારણ નથી. હું માનતો નથી કે મારામાં કંઈ ખાસ વિશેષતા રહેલી છે. મારા કરતાં સત્યનો વધારે શુદ્ધ નિર્ણય કરનારા હોઇ

શકે. દક્ષિણ આફ્રિકામાં ૪૦ હજાર અણપઢ હિંદી સત્ય જોઈ શક્યા અને સત્યાગ્રહ કરી શક્યા. અને જો હું આપને ત્યાંનાં કેટલાંક સ્મરણો આપી શકું તો દક્ષિણ આફ્રિકામાં વસતા આપણા ભાઈઓએ પોતાના મન ઉપર કેટલો કાબુ મેળવ્યો હતો એ જાણી આપને આશ્ચર્ય થાય.

સ૦—ત્યાં તો તમે બધા એક જ મતના હતા.

જ૦—ત્યાંના કરતાં અહીં મેં વધારે એકમત અનુભવ્યો છે. ત્યાં કંઈ થોડા મતભેદ ન હતા.

સ૦—પણ ત્યાં તો તમારે એક ચોખ્ખો મુદ્દો હતો. અહીં તેવું નથી.

જ૦—અહીં પણ મુદ્દો સરળ અને એક જ છે; અને તે રોલેટ ઍક્ટને રદ કરાવવો.

સ૦—વારુ, સત્યાગ્રહ કરતાં માણસ જેલમાં જાય; એની માન્યતા પ્રમાણે એમાં એને અન્યાય થાય છે, તેથી એ રીતે બરાઈ એનામાં રાજ્યકર્તા તરફ દ્વેષ ન આવે?

જ૦—મારો લાંબા કાળનો અનુભવ એથી વિરુદ્ધ છે. દક્ષિણ આફ્રિકામાં હું જોઈ શક્યો છું કે આઠ વર્ષની ઘણી સખત લડાઈને અંતે ત્યાંના રાજ્યવર્ગ અને હિન્દીઓની વચ્ચે દ્વેષભાવ ન વધ્યો એટલું જ નહિ, પણ બન્ને પક્ષ એક બીજાને માન આપતા થયા.

સ૦—પણ દુ:ખ જ ભોગવ્યાં કરનારનામાં શું ભારે સહનશક્તિની જરૂર નથી?

જ૦—એવી કંઈ ભારે સહનશક્તિ જોઈએ એમ હું માનતો નથી. જે સહનશક્તિ પ્રત્યેક માતામાં રહેલી છે તેના કરતાં વધારેની જરૂર સત્યાગ્રહીને જેલના કે તેના બીજા દુ:ખમાં નથી રહેલી. હું નમ્રતાપૂર્વક સૂચવું છું કે આપણા ભાઈઓએ એવી સહનશક્તિ બહુયે બતાવી છે.

સ૦—અમદાવાદનો દાખલો લો. તેઓએ બતાવી કે? -

જ૦—હું કહીશ કે જ્યારે અમદાવાદ ઇત્યાદિના લોકો ભાન ભૂલી ગયા ત્યારે હિંદુસ્તાનના બીજા બધા ભાગોમાં એ કઠિન સમયે લોકોએ અપૂર્વ ખામોશી પકડી હતી. અમદાવાદમાં અને બીજી જગ્યાએ જે બન્યું એ સૂચવે છે કે લોકોએ પોતાની ઉપર હજુ સંપૂર્ણ કાબુ મેળવ્યો નથી. ખેડામાં લોકોને રોષ ચડવાનાં કંઈ થોડાં કારણ ન હતાં, તેમ છતાં તેઓએ ગયે વર્ષે સરસ કાબુ જાળવ્યો હતો.

સ૦—ત્યારે જે ખુનામરકી થઈ તેને તમે અકસ્માત ગણો?

જ૦—અકસ્માત તો નહિ ગણું, પણ એ અપવાદ રૂપે હતી. અને જેમ જેમ સત્યાગ્રહની ઓળખ થતી જશે તેમ તેમ લોકો વિશેષ દાગ્રુ મેળવતા જશે. હું માનું છું કે લોકો સત્યાગ્રહનું રહસ્ય એટલે સુધી સમજી શકયા છે કે જરૂર જણાયે હું ફરી કાયદાનો સવિનય ભંગ શરૂ કરવાની હિમ્મત કરૂં ખરો. સત્યાગ્રહરૂપી અગ્નિમાંથી નીકળવાને લીધે દેશ વધારે પવિત્ર અને વધારે ઉજ્જવળ બન્યો છે એવી મારી ખાતરી છે.

સ૦—સામાન્ય રીતે તમારા મત પ્રમાણે સરકારની સાથે સહકાર અને તેમના પ્રત્યે અદ્વેષ હોવાં જોઈયે. દુઃખ સહન કરતાં કરતાં આમ બની શકે?

જ૦—મારો ત્રીસ વર્ષનો અનુભવ મને સિદ્ધ કરી આપે છે કે ઇરાદાપૂર્વક, ધર્મ સમજીને, જે માણસ દુઃખ સહન કરે છે એ માણસ દુઃખ પાડનાર પ્રત્યે દ્વેષ કરતો નથી. દક્ષિણ આફ્રિકામાં આ સિદ્ધાંત હું ઓળખી શક્યો. જે જનરલ સ્મટ્સે હજારો હિંદીને કેદમાં ઘાલ્યા હતા તે જ જનરલ સ્મટ્સના હાથ નીચે તેમાંના જ હિન્દીઓ પૂર્વ આફ્રિકામાં મહાયુદ્ધને સમયે લડયા, અને જનરલ સ્મટ્સ વિલાયતથી પાછા ફર્યા ત્યારે તેઓએ તેમને સ્વેચ્છાએ માનપત્ર આપ્યું.

સ૦—સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધા વિના લોકો એ હીલચાલમા ભાગ લઈ શકે?

જ૦—પ્રતિજ્ઞા નહિ લેનારને હું કાયદાનો સવિનય ભંગ કરવામાં સામેલ ન થવા દઉં, પણ તેમની બીજી બધી મદદ અવશ્ય માગું અને લઉં. રોલેટ ઍક્ટની લડતમાં જેઓએ પ્રતિજ્ઞા નહોતી લીધી તેઓ સવિનય ભંગમાં ભળ્યા ન હતા. આવા બીજાઓને સારૂ બીજી પ્રતિજ્ઞા તૈયાર કરવામાં આવી હતી. તે વડે તેઓ સત્ય અને અહિંસા જાળવવા બંધાયા હતા. લડતના એક અંશને એક વેળાએ અને અને બીજા અંશને બીજી વેળાએ આગળ લાવવાનો આગેવાનોને અધિકાર છે, એ ધોરણ પ્રમાણે મેં તે વેળાએ સવિનય ભંગના અંશને ગૌણ કર્યો અને સત્ય તથા અહિંસાના તત્ત્વને પ્રધાનતા આપી.

સ૦—મિસિસ બેસંટે સત્યાગ્રહની પ્રતિજ્ઞા લીધી હતી કે? સત્યાગ્રહ અને મિસિસ બેસંટ

જ૦—એ વિષે મતભેદ છે. મુંબઈમાં હું સમજેલો તે પ્રમાણે તેમણે કમિટી-વાળા શબ્દો બાદ કરીને પ્રતિજ્ઞા લીધી હતી. મિસિસ બેસંટે પોતે એમ જણાવ્યું કે તેમણે પ્રતિજ્ઞા લીધી જ ન હતી.

સ૦—મિસિસ બેસંટે એમ નહોતું બતાવ્યું કે રોલેટ ઍક્ટનો સવિનય ભંગ કરવાને સારૂ માણસ 'એનાર્કિસ્ટ' હોવો જોઇયે?

જ૦—તેમણે એમ કહ્યુ છે ખરૂ, પણ હું એવું માનતો નથી. અને ગેઝેટ અક્ટનો સવિનય ભગ કરવાનો સમય તો કોઈ પ્રસગે જ આવી શકે.

સ૦—સત્યાગ્રહમા સરકારને પજવવાનો ખ્યાલ નથી રહ્યો ?

જ૦—કદી નહિ. સત્યાગ્રહી સરકારને પજવીને દાદ લેવા ઇચ્છી શકે જ નહિ. સત્યાગ્રહી હમેશા સામા પક્ષની બુદ્ધિને પોતાના સત્યના બળ વડે જાગૃત કરે છે અને દુઃખ સહન કરીને તેના હૃદય ઉપર અસર પાડે છે.

સ૦—પણ તમારી રીત પ્રમાણે કરતા રાજ્ય ચલાવવું અશક્ય ન થઈ પડે ?

જ૦—જો કેવળ નિર્દોષ માણસો સત્યાગ્રહ ચલાવે તો વ્યવસ્થા તૂટી પડવાનો સભવ ઘણો ઓછો જોઉ છું. પણ જો કોઈ રાજ્યકર્તા ન્યાયનો કેવળ તિરસ્કાર કરવા બેસી જાય તો એવી અન્યાયી વ્યવસ્થા અશક્ય બનાવવાનો પ્રયત્ન કરતા હું જરૂર હઠુ નહિ.

સ૦—તમારા સદેશામા તમે લોકોને ખુનામરકી નહિ કરવાની સલાહ આપી છે, છતા તેઓએ ખુન કર્યા, મકાનો બાળ્યા. તમને એમ નથી લાગતું કે સામાન્ય માણસ તમારૂ અહિંસાનુ તત્ત્વ જાળવી ન શકે ?

જ૦—હુ કબૂલ કરીશ કે ઘણા વર્ષો સુધી ખુનખરાબી ઉપર વિશ્વાસ રાખેલો હોવાથી માણસો તેમ નહિ કરવાના ફાયદા એકાએક ન સમજી શકે, અથવા સમજતા છતા પોતાના આવેશને ન રોકી શકે.

સ૦—હવે હું થોડા સવાલો તમે 'યોજના' વિષે જે કહ્યુ છે તે બાબત પૂછીશ: 'યોજના' ક્યારે થઇ ?

જ૦—મારી ખબર પ્રમાણે અને મારા સ્મરણ પ્રમાણે તા. ૧૦મીની રાત્રે અને ૧૧મીને દિવસે.

સ૦—કેવી રીતે યોજના થઈ ?

જ૦—કેટલાક યુવકોએ પોતાને મળતા ટોળાઓને મકાનો બાળવાનુ સમજાવ્યુ. મારી સમજ પ્રમાણે જાનને નુકસાન કરવાની સૂચના થયેલી જણાતી નથી. ઘણા માણસોએ આ યોજનામા ભાગ લીધો એમ કહેવાની મારી મતલબ નથી.

સ૦—આ બાબત તમે બધી હકીકત આપી શકો છો ?

જ૦—હુ મને ખબર આપનારના નામનિશાન નહિ આપી શકુ. પણ જે પ્રમાણે યોજના ઘડાઈ તે હું કહી ગયો છુ.

સ૦—તમારી પાસે પૂરાવો આવ્યો તે ભરોસાલાયક હતો એમ તમે કેમ કહી શકો છો?

જ૦—મારી પાસે જેઓએ ખુનામરકી જોઈ, જેઓને મકાનો બાળવાનું સમજાવવામાં આવ્યું અને જેઓએ એ સાંભળ્યું તે ત્રણે વર્ગે વાત કહી.

સ૦—પણ તમને એ લોકોએ ખોટી ખબર આપી નથી એ તમે કેમ કહી શકો?

જ૦—હું માનું છું કે મારામાં ખરૂંખોટું પારખવાની ઠીકઠીક શક્તિ છે. મારી પાસે કોઈ ગામડાંનાં માણસો આવે, તેઓને હું ઠપકો આપું ત્યારે તેઓ ઇનકાર કરવાને બદલે પોતે કરેલાં કૃત્ય કબૂલ કરે, વર્ણવી બતાવે, ત્યારે તેમના કહેવા ઉપર મને વિશ્વાસ આવે. ખેડામાં રેલના પાટા ઉખેડવામાં આવ્યા હતા એ કામ ગણ્યાંગાંઠયા માણસોએ કર્યું હતું. તેઓ દારૂ પીનારા હતા. નડિયાદીઓનો તેમાં હાથ નહોતો. જો તેઓને ખબર હોત તો તેઓ એ કામ અટકાવત એમ હું માનું છું. આ વિષે ખબર આપનારાઓ તરફ મને એટલું માન છે કે તેઓની હકીકત ઉપર હું જરૂર વિશ્વાસ મુકું.

સ૦—જેમણે ગુન્હા કર્યા તેવા માણસોને સજા થઇ છે કે?

જ૦—હું નિશ્ચયપૂર્વક નથી કહી શકતો. સજા કોને કોને થઈ એ તરફ મેં ધ્યાન નથી આપ્યું.

સ૦—તમારા એક કાગળમાં તમે કાયદાનો સવિનય ભંગ બંધ કરવાનાં કારણો આપ્યાં છે અને ફરી શરૂ કરવાની શરતો જણાવી છે. તમે એમ કહ્યું છે કે લોકો જ્યાં સુધી ખુનામરકી કરે એવો ભય રહે ત્યાં સુધી તમે કાયદાનો ભંગ શરૂ ન કરો; અને તમે એમ પણ બતાવ્યું છે કે જુલાઇ માસ સુધીમાં લોકો તમે કાયદાનો ભંગ કરી શકો એટલા તૈયાર થયા હશે. એપ્રિલ મહિનાના અનુભવ પછી તમે એવું કેમ ધારી શક્યા?

જ૦—લોકોનો અનુભવ લીધા પછી, લોકોનો પશ્ચાત્તાપ સાંભળ્યા પછી મને વિશ્વાસ આવ્યો કે લોકો સમજી ગયા હોવા જોઈએ.

સ૦—ત્યારે તમને એટલી ટુંકી મુદતમાં ખાતરી થઈ ગઈ કે લોકો સત્યાગ્રહનું ઉંડું રહસ્ય સમજી ગયા?

જ૦—એવું તો મેં કંઈ નથી ધાર્યું. લોકો સત્યાગ્રહનું ઉંડું રહસ્ય ન સમજ્યા હોય એ હું સ્વીકારી શકું છું. પણ લોકો એટલું સમજી ગયા છે કે જો તેઓ કાયદાનો

સવિનય ભગ કરવામા ભાગ ન લે તોયે તેઓ ખુનામરકીથી દૂર રહી અહિંસાનુ તત્ત્વ પાળીને તેવા સત્યાગ્રહીઓને મદદ કરે. લડત ફરી શરૂ કરવાને સારૂ એટલુ બસ થાય.

સ૦—અને જો લોકો એટલુ પણ ન સમજ્યા હોય તો તમે સરકારે કરેલી મિલિટરી ગોઠવણ ઉપર સુલેહ જાળવવાનો આધાર રાખ્યો ?

જ૦—હા જી.

સ૦—એટલે એમ થયુ કે તમે કાયદાનો ભગ કરવાની મજા લઇ શકો એટલા સારૂ તમે હિંદુસ્તાનમા બધે લશ્કર ગોઠવાઇ જાય એમ ઇચ્છયુ.

જ૦—મારા કાગળનો એવો અર્થ નથી. હું એ પ્રમાણે ઇચ્છવાનો ગુન્હો ન કરૂં. જે અર્થ મે કર્યો છે એ અર્થ સ્વીકારવા હું આપને સરવું છુ.

સ૦—તમે એ પ્રમાણે ન ઇચ્છો તો તમે મિલિટરી ગોઠવણનું લખ્યુ છે તેનો શો અર્થ ?

જ૦—એનો અર્થ સીધો છે. જો સરકાર માગ ઇચ્છયા વિના કે વિના સૂચવ્યા અનાયાસે પોતાની મેળે એવી લશ્કરી ગોઠવણી કરે કે જેથી ખુનામરકી થવાનો સભવ જ ન રહે, તો મારા જેવા સત્યાગ્રહીને કાયદાનો સવિનય ભગ કરવાને કઇ બાધ ન હોય. પણ કાયદાનો સવિનય ભગ કરવાની ખાતર સત્યાગ્રહીથી લશ્કરી ગોઠવણી માગી કે ઇચ્છી ન શકાય. તેથી જ આપની કલ્પના યથાર્થ નથી એમ હું કહુ છુ. વળી વાઇસરાયે અને ગવર્નર સાહેબે જ્યારે મને કહ્યું કે જો હુ હિંદુસ્તાન એક લશ્કરી છાવણી થઇ જાય એવું ન ઇચ્છતો હોઉ તો મારે સત્યાગ્રહ મોકુફ રાખવો જોઇયે, ત્યારે મેં મારી એવી ઇચ્છા કોઇ કાળે ન હોય એવું કાયદાનો સવિનય ભગ મોકુફ રાખીને સિદ્ધ કરી આપ્યુ

સ૦—મજૂરોની બાબતમા તમે શુ કહેવા ઇચ્છો છો ?

જ૦—હુ માનુ છું કે મજૂરોની ઉપર બહુ મોટો બોજો નાખવામા આવ્યો છે અને તેઓની પાસેથી એ દંડ ઉઘરાવવાનો સમય પણ ઘણો ખરાબ પસદ કરવામા આવ્યો હતો. પણ મિ. ચટર્જીએ હમેશા પોતાની કારકીર્દીમા એટલી બધી ખાનદાની બતાવી છે અને એપ્રિલ માસમા તેમણે એટલી બધી સબૂરી બતાવી છે કે તેમના કોઇ પણ કાર્યને વિષે ફરીઆદ કરતા મને અતિશય સકોચ થાય છે.

પં. જગતનારાયણ—મહાત્માજી, તમે 'એનાર્કી' બંધ થાય એવા ઉપાયો લેવાની સામે તો નથી ના ?• પં. જગતનારાયણની તપાસ

ગાંધીજી—ના જી.

સ૦—ત્યારે તમે રોલેટ અક્ટની સામે શાથી થયા ?

જ૦—રોલેટ ઍક્ટની સામે મારી મોટામાં મોટી દલીલ એ છે કે એ કાયદો આખી પ્રજાની ઉપર એક આરોપ રૂપે ઘડાયો છે.

સ૦—એ કાયદામાં રૈયતના બચાવોની કેટલીક કલમો છે એને વિષે તમે શું કહેશો ? બચાવની કલમો

જ૦—મને તો એ કલમો ભયંકર જાળની સમાન લાગે છે, કારણ એ કલમોથી અમલદાર અને પ્રજા એમ માની બેસે કે પ્રજાનો બચાવ કંઇક અંશે પણ થાય છે. આથી અમલદાર વધારે બેજવાબદાર બને અને પ્રજા ગફલતમાં પડે. ઘણો વિચાર કરતાં એ કાયદાનો બચાવ હું કોઇ પણ રીતે ન જોઇ શક્યો ત્યારે જ સામે થયો. વળી 'એનાર્કી'ને સજા કરવા સારૂ સામાન્ય કાયદાઓ પૂરતા છે એવી મારી માન્યતા છે.

સ૦—સત્યાગ્રહની લડતમાં સરકારને પજવણી થવાનો સવાલ ઉઠાવવામાં આવ્યો છે. સરકારને પજવતાં તમે ડરો કે ? સત્યાગ્રહ અને પજવણી

જ૦—સત્યાગ્રહીથી સરકારને કે કોઇને પજવવાની ખાતર કશી હીલચાલ ચલાવાય જ નહિ. પણ સત્યાગ્રહીના કોઇ પણ કાર્યથી સરકાર કે બીજા કોઇને ન ઇચ્છતા છતાં પણ પજવણી થાય તો તેથી કંઇ સત્યાગ્રહી ડરે નહિ. સત્યાગ્રહની લડત અને બીજી લડતમાં આટલો ભેદ છે કે સામાન્ય લડત ઘણી વેળા પજવણીને ખાતર શરૂ કરવામાં આવે છે.

સ૦—તમે એટલું કબૂલ કરશો કે બધી લડતમાં જીતનો આધાર સંખ્યા ઉપર હોય છે ? સત્યાગ્રહ અને સંખ્યાબળ

જ૦—બીજી લડતોને વિષે એ વાત ખરી છે; પણ સત્યાગ્રહમાં જોકે સંખ્યા હોય તો જાણે સારૂ, તથાપિ સત્યાગ્રહ સંખ્યાની ઉપર મુદ્દલ આધાર નથી રાખતો.

સ૦—પણ તમે જેમ બને તેમ વધારે માણસોને સત્યાગ્રહમાં જોડવાનો પ્રયત્ન તો જરૂર કરો—

સારૂ તેવો કંઇ બચાવ ન જ હોઇ શકે. જ્યાં રાજ્યસત્તા પ્રજાને જવાબદાર છે ત્યાં પણ પ્રધાનોએ ગંભીર ભૂલો કરેલી મેં જોઇ છે અને પ્રધાનોએ બીનજવાબદાર રીતે કામ કરેલું છે એમ મેં અનુભવ્યું છે. એટલે સત્યાગ્રહીને તો બધા સરખા છે: એ જ્યાં અન્યાય જુએ ત્યાં જરૂર સામે થાય. અમલદારવર્ગની પાસેથી નીતિયુક્ત લોકમતને સારૂં સંપૂર્ણ માન મેળવવું એ સત્યાગ્રહીનું કાર્ય છે, અને યોગ્ય પ્રયત્નો કરીને તે સફળતા મેળવે છે. જો હું લોકોને સત્યાગ્રહ બરોબર સમજાવી શકું અને તેઓની પાસે સત્યાગ્રહના નિયમોનુ પાલન કરાવી શકું તો વાઇસરાય રોલેટ ઍક્ટ રદ ન કરે તો તેમની પાસેથી રાજીનામું લેવડાવી શકું.

સ૦—તમે હડતાળને સત્યાગ્રહનુ અંગ ગણો છો કે ?

જ૦—ના જી. હડતાળ સત્યાગ્રહીની હોઇ શકે તેમ દુરાગ્રહીની પણ હોઈ શકે. ખરેખરી અગત્ય ન હોય ત્યાં સુધી હડતાળ ન પાડવી જોઇયે એવી મારી માન્યતા છે. ૬ઠ્ઠી એપ્રિલ પછી પણ મિ. હૉર્નિમૅનને વિષે તેમજ ખિલાફતને વિષે હડતાળ પડાવવામાં મેં ભાગ લીધો હતો. પણ તેમાંથી હું કંઇ માઠું પરિણામ જોઇ શકયો નથી.

સ૦—સત્યાગ્રહને અંગે જરાયે અશાંતિ ન થાય એવું તમે ઇચ્છો ખરા ?

જ૦—એવું ઇચ્છું નહિ એટલું જ નહિ પણ હુ એવું થાય તો નિરાશ થાઉં. જો અનસુંયાબહેન અને હું પકડાયાં હોઇયે અને મજૂરોમા કંઇ પણ અશાંતિ ન થાય તો અમે જરૂર નિરાશ થઇયે. પણ સત્યાગ્રહીની અશાંતિ ખુનામરકીનું સ્વરૂપ કદી ન પકડે. સત્યાગ્રહી બીજાને દુ:ખે દુ:ખી થાય અને એક જેલ જાય તો બીજા જેલમાં પહોંચવાની યોગ્ય તજવીજ કરે. આવી અશાંતિ સત્યાગ્રહને અંગે હું ઇચ્છું.

[અપૂર્ણ

---

# પાટેથી ઉતર્યા

મારી ઉપર હમેશાં પ્રિય અપ્રિય કાગળો આવ્યાં જ કરે છે. હું તન્ત્રી બન્યો એટલે વળી વિશેષ આવવા લાગ્યા છે. તેમાંના ઘણા હું છાપી શકતો નથી, છાપવા યોગ્ય હોતા નથી. પણ કોઈ કોઈ કાગળો છાપવાથી લાભ થવાનો સંભવ રહે છે. એવો એક પત્ર મને હમણાં મળ્યો છે તે નીચે જેવો મળ્યો છે તેવો જ છાપું છું:

"'કૅાંગ્રેસ' ના મથાળા નીચે આપે જે અધિપતિની નોંધ લખી છે તે વાંચી અત્યંત ખેદ થાય છે. આપે દેશમાં આવ્યા પછી ખેડા જીલ્લામાં સત્યાગ્રહ શરૂ કરી અધિકારીઓએ ૯૪

ટકા એકૂતોની 'માલમિલકત લૂંટી મહેસૂલ વસુલ કીધી તે કરવા દઈ પછી 'મહેસૂલ ન ભરે તેને અમો ફરજ પાડતા નથી' એવા સરકારી ફરમાનને સત્યાગ્રહની ફતેહ માની. વર્ણાશ્રમ-ધર્મની વિરુદ્ધ ઢેઢાઓની સાથે સ્પર્શાસ્પર્શની હીલચાલ ઉપાડી હિંદુઓનાં મન દુખવ્યાં. 'ગોરાઓના જેટલા જ હક રીફ્યુટોને આપો તો જોડાઈએ' એવી લો. તિલકની દલીલ વિરુદ્ધ પોતે પ્રથમ અહિંસાને બહાને લશ્કરમાં જોડાઇ લડવાનું વખોડતા હોવા છતાં એક ગુલામની દશામાં મડદાં ઉપાડવાને કે મરવાને તૈયાર થયા, આપ રીક્રુટો એકઠા કરવા નીકળ્યા. કાળા કાયદા સામે સત્યાગ્રહ શરૂ કરી કંઈકના જીવ જોખમમાં ઉતારી, કંઈકનાં ઘરબાર લૂંટાવી, કાળા પાણીએ ચઢાવવામાં તથા ફાંસીને લાકડે લટકાવવામાં કારણભૂત થઈ—લોકોને અનુપમ પ્રેમના બદલામાં કટુ, ઝેરી અને દુઃખી શબ્દોનો પ્રહાર કરી લોકોનો ભીષણ સંહાર કરાવવામાં અગ્રભાગ ભજવી, પછી એકાએક સત્યાગ્રહ પડતો મુકી પંજાબ જવાનું મોડી વાળી, કેળવાયેલા લોકોના પર આળ ચઢાવી ઈન્ડેમ્નિટી બિલને ટેકો આપવા નીકળ્યા એ શું આપે દેશની સેવા ઓછી બજાવી છે!

પરંતુ હજુ જાણે તેટલેથી સંતોષ ન થતાં અધૂરું રહી જતું હોય તેમ સમજી અમૃતસરની કૉંગ્રેસમાં લોકમતની વિરુદ્ધ સુધારાના ઠરાવમાં, અને લોકોનાં ટોળાએ મારફાડ કરી તેમ માની તેનો તિરસ્કાર બતાવવાનો ઠરાવ કરવામાં ખૂબ પાઠ ભજવી, છેવટે તમારા તન્ત્રીપણા નીચે પ્રગટ થતા પત્રમાં કૉંગ્રેસના સમગ્ર કામને નિંદી, માત્ર તમારું કહ્યું થયું તેટલું જ ઉત્તમ અને બાકીના બધા ઠરાવો કૉંગ્રેસે મૂર્ખાઇભર્યા કર્યા છે એમ જણાવવાની જે હિમાયત કરો છો એ વાંચી લોકો તમારા પ્રત્યે ખેદ અને તિરસ્કાર દર્શાવી રહ્યા છે અને પ્રશ્ન કરી રહ્યા છે કે ગાંધીજી તે પ્રજાનો મિત્ર કે શત્રુ? (તમે) સત્યાગ્રહી છો કે રાજનીતિ અને વ્યવહારકુશળતાના જ્ઞાન વિનાના અપંગ દુરાગ્રહી? બળતે હ્રદયે પૂર્વના પૂજ્યભાવને સ્મરણમાં લાવી લખું છું, કે આ પત્ર વાંચીને કાર્યપદ્ધતિમાં ફેરફાર થાય તો (તે) તમોને અને લોકોને ઉભયને અત્યંત લાભકારી થશે. પણ હું માનું છું કે તેમ થવું અશક્ય છે, કારણ કે 'જિદ્દી માણસ ઠોકર ખાધા વિના ઠેકાણે આવે નહિ'; તદ્વત્ તમારું છે. છતાં વાચી વિચારશો તોપણ સંતોષ માનીશ. સર્વત્ર લોકો એમ કહે છે કે હવે ગાંધીજી રાજદ્વારી ક્ષેત્રમાં કામ કરવાને લાયક નથી. જો તેઓ લોકોનું અને પોતાનું ખરું શ્રેય ઇચ્છતા હોય તો મુનિ સાધુના અપાસરા કે મઠમાં બેસી મૌનનું સેવન કરી ઇશ્વરસ્મરણ કરે તો તે તેમના તરફની મોટામાં મોટી દેશ-સેવા થયેલી લેખાશે."

હ્રદયની કટુતા

આ કાગળ લખનાર મહેનતુ જુવાન છે. તેમનામાં દેશદાઝ છે, પણ જેમ વક્ર આંખને લીધે આપણે બધું વક્ર જોઇએ છીયે તેમ આ ભાઇ પોતાના હ્રદયની કટુતાથી મારે વિષે બધું વાંકું જ જુએ છે. મારા પ્રત્યે તો તેમને એક વેળા પ્રેમ જ હતો. પણ તેમની અંગ્રેજો પ્રત્યેની કટુતાથી ને મારી અંગ્રેજો પ્રત્યેની દ્વેષરહિત વૃત્તિથી તે ભાઈ જેને મારાં સારાં કામો માનતા અથવા જેને વિષે તે તટસ્થ હતા તે પણ

તેમને નઠારા લાગે છે. એટલુ જ નહિ પણ મારા બે સારામા સારા કામો માન્યા છે તેમાથી તેઓ મારી નાલાયકી ઘટાવી શક્યા છે.

આ કંઇ અપવાદ નથી આવો અનુભવ મને દક્ષિણ આફ્રિકામા થયેલો હતો, અહીં પણ થયા કરે છે. માણસની આવી દશા કેમ થઇ જતી હશે? તેનો જવાબ ભગવદ્ગીતામા સારામા સારા શબ્દોમા અપાયો છે. 'વિષયોનુ ધ્યાન કરતા પુરુષનો તેની સાથે સગ ઉત્પન્ન થાય છે. સગથી કામ, કામથી ક્રોધ, ક્રોધથી સમોહ, સમોહથી સ્મૃતિવિભ્રમ, સ્મૃતિભ્રશથી બુદ્ધિનાશ અને બુદ્ધિનાશથી વિનાશ થાય' આ ઉત્તરોત્તર ગતિનો ચિતાર છે. બધાની વિષયધ્યાનની છેવટની ગતિ નથી થતી, કેમકે બધા કેવળ ભાન ભૂલી જતા નથી.

ઉપરના લખનારને 'બ્યુરૉક્રસી' પ્રત્યેનો અણગમો એ વિષય છે. જેમાથી તેને ક્રોધ થયો છે ને તે ક્રોધના આવેશમા સારાનારનો વિવેક ભૂલાઈ ગયો છે ને આગળ બોલેલા વચનોનો પણ ખ્યાલ નથી રહ્યો.

આવી દશામાથી આપણે બધાએ મુક્ત રહેવા ને રહેવુ એ સાવચેતી આપવા મે ઉપરનો કાગળ પ્રગટ કર્યો છે.

'બ્યુરૉક્રસી' કે બીજી 'ક્રસી' ના કાર્યો આપણને બધા પસદ પડવાની જરૂર નથી. મને તેઓના ઘણા કાર્યો અગમ્ય લાગે છે. પણ મને તેથી તેનો કોપ નથી થતો, અને તેથી તેની ખોડો જેટલી ચોક્કસ રીતે હુ બતાવી શકુ છુ તેટલી ચોક્કસ રીતે બીજા થોડા બતાવી શકે છે એમ હુ માનુ છુ. બ્યુરૉક્રસીની સામે જેટલી દૃઢતાથી હુ મારા ચાર વર્ષમા થયો છુ તટલે દરજ્જે થોડા થયા હશે. પણ મને ક્રોધ નહિ ચઢવાથી હુ વિવેક ભૂલ્યો નથી.

એ જ દોષ આ ક્રોધી ભાઇએ મારામા જોયો છે હવે જરા તેમનો કાગળ તપાસીયે. બધા આરોપોમા અર્ધસત્ય છે ને અર્ધસત્યને મે દોઢુ અસત્ય કહ્યુ છે, કેમકે તે બન્નેને ભ્રમણામા નાખે છે. અર્ધસત્ય બોલનાર પોતાની અપૂર્ણતા જોતો નથી ને અધુ સત્ય પૂરુ છે એમ સમજી સામેનો તેને આખુ સત્ય માની લે એવુ બની શકે છે. ખેડા જીલ્લાના લોકોએ વિઘોટીનો મોટો ભાગ ભર્યા પછી મરજીયાત ભરવાનુ ઠર્યુ એ ખરુ, પણ ખેડા જીલ્લાના લોકોએ કરેલા કાર્યનુ એ અલ્પ કારણ હતુ. સરકારની 'ના'ની 'હા' થઇ એ તેમા રહેલો રોપ ભાગ અગત્યનો હતો લોકોમા આવેલી જાગૃતિ, છેવટે પણ થાકીને સરકારે કરેલો ફેરવ, એ મહત્વના પરિણામો હતા એમ હુ માનુ છુ ને ખેડાના હજારો સ્ત્રીપુરુષો માને છે. સત્યાગ્રહમા અગત સ્વાર્થને અવકાશ નથી એ વાત જો આ લખનાર જાણતે તો મુકેલો દોષ નહિ મુકત. [અપૂર્ણ

# ગાંધીજીનું નવજીવન

## યોજના

'નવજીવન' માં આવી ગયેલા ગાંધીજીનાં જ લખાણો પ્રજાને એકત્ર અને પુસ્તકના આકારમાં મળે એટલા માટે અમે 'ગાંધીજીનું નવજીવન' છાપવાની યોજના કરી છે.

૯૬ પાનાની એકએક, એવી ચોપડીઓ વખતોવખત પ્રગટ કરવામાં આવશે અને લગભગ એક વરસમાં ત્રણે વરસના લેખો આપી દેવામાં આવશે.

આ પુસ્તક આ યોજના પ્રમાણેનું ત્રીજું પુસ્તક છે. એના સ્વદેશી કાગળ વાપરવામાં આવ્યા છે. જોઈતો વિષય શોધવાની સગવડ માટે હાંસીયામાં દરેક પૅરાએ મથાળાં મુકવામાં આવ્યાં છે. તે સિવાય વિસ્તારપૂર્વક અનુક્રમણિકા પણ આપવામાં આવનાર છે.

કુલ સંગ્રહ આવી ૧૮ ચોપડીઓમાં સમાપ્ત થશે એવી આજની ગણતરી છે. સામટી કિંમત અગાઉથી ભરનારને ૧૮ ચોપડીઓ ૮ રૂપીયામાં મળી શકશે. તેટલામાં બધા લેખો ન સમાતાં વધારે ચોપડીઓ કાઢવાની જરૂર પડશે તો તેટલા દામ પાછળથી ભરવા પડશે. છુટક ચોપડીની કિંમત આઠ આના રહેશે.

પૈસા અગાઉથી જ મોકલવા. વી. પી. મોકલવામાં આવતા નથી. સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

વ્યવસ્થાપક

નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

## વાચકોને સુચના

* નિશાનીવાળા લેખો 'યંગ ઇંડીયા'માંથી ભાષાન્તર છે.

T " " અંગ્રેજી પરથી "

**ચોથું પુસ્તક ૧૪મી જાન્યુઆરીને દિવસે બહાર પડશે**

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૨૫-૧-૧૯૨૦



## પાટેથી ઉતર્યા

(ચાલુ)

*વર્ણાશ્રમ અને અસ્પૃશ્યતા*

વર્ણાશ્રમધર્મની વિરુદ્ધ મેં હીલચાલ ઉઠાવી એ લખનારની ભ્રમણા. અસ્પૃશ્યતા એ વર્ણાશ્રમનું અંગ છે એ અર્ધસત્ય. વર્ણાશ્રમને હું માનું છું એ ઘણી વેળા કહેવાઈ ગયું છે. પણ ભંગી ઇત્યાદિને સ્પર્શ ન કરવો એ પાપ છે એમ બતાવી મેં વર્ણાશ્રમધર્મને અસ્પૃશ્યતાના દોષથી મુક્ત કરવાનો પ્રયત્ન દૃઢતાપૂર્વક કર્યો એ મારી હિન્દુધર્મની નિર્મળ સેવા. હિન્દુઓના મન દુખવ્યા એ પણ અર્ધસત્ય. તેમાં ભાવ એ રહ્યો છે કે હિંદુઓના મન કોઈ દિવસ દુખવાય જ નહિ. સત્યાચરણ ચલાવતાં મન દુખાય તો દુખવવા એ ધર્મ છે. તેમાંથી હું કે કોઈ કેમ નીકળી જઈ શકે?

*ભરતી વિષે લો૰નો અભિપ્રાય*

લો. મા. તિલકની દલીલની વિરુદ્ધ મેં લશ્કરમાં ભરતી કરવી શરૂ કરી એ અર્ધસત્ય છે. મારી એ પ્રવૃત્તિથી તેઓ વિરુદ્ધ ન હતા, પણ જો સમ્પા હક મળી શકે તો તે પ્રવૃત્તિ વધારે સારી ચાલે એવો તેમનો અભિપ્રાય. એમ લોકમાન્યના પૂરા અભિપ્રાયમાં ને આ ભાઈએ માનેલા અભિપ્રાયમાં ઘણો તફાવત છે. હું અહિંસાનું પાલન કરનારો ભરતી કરવા કેમ નીકળ્યો એ પ્રશ્ન તો ઘણાને થયેલો ને તેનો જવાબ હું આપી ચુક્યો છું.-તેમાં અત્યારે ન પડતાં સામાન્ય દૃષ્ટિએ તો મારું એ કાર્ય પણ અપ્રસ જ ગણાયું છે, છતાં તે આ ભાઈને દોષિત લાગે છે.

રોલેટ બિલને વિષેનાં અર્ધસત્ય તો તરી આવે છે. પણ ક્રોધીને કેમ સમજાવાય કે જેઓ મૂઆ, જેઓએ મકાનો બાળ્યાં તેના દોષોને સારુ હું જવાબદાર ન ગણાઉં?

સુધારા ઇ૦ વિષેનાં અર્ધસત્યોની ટીકા કરવી અનુચિત ગણું છું. જેઓનો ક્રોધી સ્વભાવ છે તેમને ઉપરના કાગળનું મનન કરવાની સલાહ આપું છું ને તેવી ભ્રમણાઓથી તેઓ મુક્ત રહે એમ ઇચ્છું છું. મારી ઉપરના આક્ષેપો, ભલે હો. ખેડા જીલ્લા વગેરેની મારી સેવા ભલે ન હો. તે બધાને વિષે મતભેદ હોઈ શકે છે. પણ આપણે ક્રોધના પૂરમાં તણાઇ ન જવું જોઇયે. જે કાર્યો આપણે એક વેળા બુદ્ધિપૂર્વક સારાં માન્યાં છે તે કાર્યો તે જ પુરુષનાં બીજાં આપણને નઠારાં લાગ્યાં તેથી નઠારાં ન કરી નાખવાં એ આપણું કર્તવ્ય છે.

---

# બહિષ્કાર વિ૦ સ્વદેશી

બહિષ્કારની અસર સ્વદેશીના જેટલી છે એટલું જ નહિ પણ એથીયે વિશેષ છે એમ મિ. બૅપ્ટિસ્ટાએ કહ્યું છે. તેનું કારણ એમણે એમ દર્શાવ્યું છે કે બહિષ્કારથી સ્વદેશી વસ્તુઓના જ ઉપયોગને ઉત્તેજન મળતું હોવાથી સ્વદેશીનો હેતુ પૂરેપૂરો સરે છે, એટલું જ નહિ પણ તેનાથી અંગ્રેજી વેપારીઓનાં અને કારીગરોનાં ખીસાં પર અસર પહોંચે છે. મિ. બૅપ્ટિસ્ટાએ એમ પણ કહ્યું છે કે બહિષ્કાર પ્રત્યેના મારા વિરોધમાં કેવળ ધાર્મિક ભાવના જ રહેલી હોવાથી અંગ્રેજ લોકો તે સમજી શકતા નથી. ત્યારે બીજી પાસે તેઓ બહિષ્કારને તો રાજકીય લડતનું પૂરેપૂરું કાયદેસર અને વ્યાજબી શસ્ત્ર ગણે છે.

બહિષ્કારની અને સ્વદેશીની અસર સરખી જ છે એમ કહેવું એ બન્નેને ન સમજવા જેવું છે. સ્વદેશી એ સનાતન સિદ્ધાંત છે અને તેનો ત્યાગ કરી માણસજાતે અપાર દુઃખ વહોરી લીધું છે. સ્વદેશમાં જ તૈયાર થતી ચીજોની બનાવટ તથા વહેંચણી એ સ્વદેશીનો અર્થ છે. હાલના સંકુચિત સ્વરૂપમાં સ્વદેશીનો હેતુ ખેડૂતવર્ગ દ્વારા દર વર્ષે દેશના સાઠ કરોડ રૂપીયા બચાવવાનો છે. આમ કરવાથી વસ્તીના ૭૨ ટકા જેટલા ખેડૂતવર્ગને પૂરવણી માટે જરૂરનો ઉદ્યોગ મળી શકે છે. સ્વદેશીમાં રચનાત્મક કાર્યક્રમ છે, ત્યારે બહિષ્કાર તો અંગ્રેજ લોકોને નાણાંના નુકસાનમાં ઉતરવાને આદરેલો કામચલાઉ પ્રયોગ છે. એટલે બહિષ્કારથી આપણો હેતુ સાધવાને અયોગ્ય દબાણ પહોંચે છે. બહિષ્કારનો અમલ આગ્રહપૂર્વક લાંબી મુદત સુધી કરવામાં આવે તો કદાચ પરોક્ષ

રીતે દેશી કારીગરીને ઉત્તેજન મળે. પરંતુ બૉયકૉટનો અર્થ અંગ્રેજી માલના બહિષ્કાર પૂરતો જ થાય છે, એટલે જાપાન અમેરિકા વગેરે બીજા દેશોના માલને આપણે ત્યાં વધારે ઉત્તેજન મળવાનું જ. હિન્દના વેપારધંધા પર જાપાનની દિનપ્રતિદિન વધતી જતી અસર હું શાંતિથી સાંખી નથી શકતો. બહિષ્કારની ધારેલી અસર ઉપજાવવા માટે જ્યારે મહાજનસમુદાયે તેનો અમલ કરવો જોઇયે, ત્યારે એક જ વ્યક્તિ સ્વદેશીનું પાલન કરે તેથી દેશને એટલા પૂરતો પણ લાભ થાય છે. માણસોમાં ક્રોધની લાગણી ઉશ્કેરીને જ બહિષ્કારને સફળ કરી શકાય એમ છે. તેથી કદાચ અણધાર્યાં પરિણામો પણ આવે અને બંને પક્ષ વચ્ચે કાયમનો અણબનાવ પણ થાય. પણ ખાસ કરીને મારા જેવો કોઇ માણસ બહિષ્કારની હીલચાલ ચલાવે તો ક્રોધની લાગણીને અવકાશ ન રહે એમ મિ. ઍપ્ટિસ્ટ કહે છે. આ મત વિષે હું વાંધો ઉઠાવું છું. અન્યાયથી પીડાતો માણસ સ્હેજ પણ અવસર મળતાં અનર્થ કરવા લલચાય એ બનવાજોગ છે. આવાને અંગ્રેજી માલનો બહિષ્કાર કરવાનું કહી આપણે અન્યાયીને સજા કરવાનો વિચાર કેળવીયે છીયે; અને સજા કરતાં સ્વાભાવિક રીતે ક્રોધ ઉત્પન્ન થાય જ.

મિ. ઝહુર અહમદે પણ આ સંબંધમા મારી વિરુદ્ધ લખતા કહ્યું છે કે સહાય આપવાનું બંધ કરવામાં પણ બહિષ્કારના જેવું જ તત્ત્વ સમાયેલુ છે; માત્ર એનો અમલ અશક્ય છે એટલે દરજ્જે એ ઓછું અસરકારક છે. જો હું અન્યાયીને સહાય આપું તો હું અન્યાયમા સામેલ જ છું. એટલે અન્યાયનું સ્વરૂપ જ્યારે ઉગ્ર હોય ત્યારે સહાય આપવાનું બંધ કરવું એ આપણો ધર્મ છે. માત્ર એક વ્યક્તિ પણ પોતાનો આ ધર્મ પાળી તેટલા પ્રમાણમા અસર ઉપજાવી શકે છે. બહિષ્કારમા શિક્ષાની ભાવના સમાયેલી છે, એટલે તે આપણો ધર્મ નથી. તેથી બહિષ્કાર જ્યા સુધી અસરકારક ન નીવડે ત્યા સુધી તો એ અર્થરહિત પ્રવૃત્તિ જ છે, અને મૂઠીભર માણસો બહિષ્કાર કરે એ તો આગળી ચાટી પેટ ભરવા જેવું છે. બહિષ્કાર વિ૦ સ્વદેશી

જોકે હું કબૂલ કરૂં છું કે બહિષ્કારની સામેનો મારો મૂળ વિરોધ ધાર્મિક ભાવના પર રચાયેલો છે. પણ એનો તો એટલો જ અર્થ છે કે રાજદ્વારી ક્ષેત્રમાં ધાર્મિક ભાવનાનો પ્રયોગ કરવાનો મારો પ્રયત્ન છે. આ સ્થિતિ અંગ્રેજ લોકો ન સમજી શકે એ મને માન્ય નથી. દક્ષિણ આફ્રિકાના ગોરાઓને તે સમજાવતાં અને તેની કદર કરાવતાં મને જરા પણ મુશ્કેલી નહોતી પડી. વળી ધાર્મિક પ્રવૃત્તિની ધાર્મિક ભાવના સમજાય તો જ તે અસરકારક નીવડે એમ કંઇ નથી. મારી દલીલ એ જ છે કે શુદ્ધ ધાર્મિક પ્રવૃત્તિ સમજવામા ઘણી સરળ છે અને આચરવામાં બહિષ્કાર વિ૦ ધર્મભાવના

ઘણી સહેલી છે. ધર્મભાવના જો બરાબર અમલમાં મુકી શકાય એવી ન હોય તો તે અર્થરહિત જ છે. આપણા હાથ મેલા હોય તો ધોવા જોઇયે એ સમજવું અને એમ કરવું તદ્દન સહેલું છે. છતાં પણ તત્ત્વતઃ એ ધાર્મિક પ્રવૃત્તિ જ છે. 'શરીર સાજું તો મન તાજું' એ આત્માનું એક સૂત્ર છે. અને જો સ્વચ્છતાની ધાર્મિક ભાવના સિવાય પણ મેલા હાથ ધોવાની જરૂર છે એમ આપણે કબૂલ કરતા હોઇયે તો ,બહિષ્કારની નિષ્ફળતામાં અને ચોક્સ સંજોગોમાં સરકારને મદદ આપતા અટકવાની જરૂરીયાતમા સમાયેલ ધાર્મિક ભાવના સમજવાની રાહ જોયા સિવાય તે બન્નેનો સ્વીકાર કરવો ઉચિત છે.

ત્યારે બહિષ્કાર વ્યવહારૂ છે કે કેમ ? મિ. ઍપ્ટિસ્ટાએ અંગ્રેજી માલનો બહિષ્કાર કરવાનું માન્ય કર્યું છે. દેશના સંગીન અને સ્થાયી હિતને ખાતર સ્વદેશીની સ્થાપના કરવાને માટે પરદેશી માલનો બહિષ્કાર કરવાને જો આપણા વેપારીઓ પ્રેરાતા નથી તો અંગ્રેજ લોકો પાસેથી ન્યાય મેળવવાને અમુક વખત સુધી અંગ્રેજોના માલનો બહિષ્કાર કરવાની માગણી એમની પાસે કરવી એ વૃથા જ છે એવી મારી દૃઢ માન્યતા છે. અણીનો સમય ચૂકયા પછી બહિષ્કારનો કશોયે અર્થ નથી. ઇચ્છિત પરિણામ લાવવા માટે તો તાત્કાળિક બહિષ્કારની જ જરૂર છે. મારા મત પ્રમાણે આપણે હજુ આવી તાત્કાળિક પ્રવૃત્તિને માટે કેળવાયેલા નથી. ક્ષણમાત્રની ચેતવણીથી જે કંઇ રચના કરી શકાય એમ છે તેના પ્રમાણમાં બહિષ્કારનું ક્ષેત્ર વિશાળ છે. વળી વર્ષો પૂર્વે જર્મનીએ પોતાનો માલ જેમ વિલાયતની મારફત હિંદુસ્તાનમા પહોંચાડ્યો હતો તેમ અંગ્રેજ કારીગરોને પોતાનો માલ જાપાન અથવા અમેરિકા મારફત હિન્દુસ્તાનમા પહોંચાડવામા જરાયે મુશ્કેલી પડે એમ મને તો નથી લાગતું.

હુ સ્વદેશીનો ચુસ્ત ભક્ત છુ, કારણકે એમા વિકાસનો નિયમ જોવામાં આવે છે. જેમ તે આગળ વધે છે તેમ તે મજબૂત બને છે. કોઇ પણ રચના તેના ઉપયોગમાં આવી શકે છે. સરકાર અથવા અંગ્રેજ લોકોના ન્યાય કે અન્યાય સાથે સ્વદેશીને કશો સંબંધ નથી. સ્વદેશીનો બદલો સ્વદેશીમા જ રહેલો છે. 'તેમા શક્તિનો બગાડ થતો નથી, નિષ્ફળતાને અવકાશ નથી. સ્વદેશીધર્મનું સ્હેજ પાલન પણ મનુષ્યોને મહાદુઃખમાંથી ઉગારે છે.' એટલા માટે સ્વદેશી અને બહિષ્કાર વચ્ચે ઉત્તર દક્ષિણ ધ્રુવના જેટલું અંતર છે.

---

# † દક્ષિણ આફ્રિકાના હિન્દી

ક્ષોભજનક ખબર

દક્ષિણ આફ્રિકાની યુનિયનના પ્રધાનને થોડા વખત ઉપર મોકલવામાં આવેલી અરજીમાં ક્રુગર્સડોર્પની મ્યુનિસિપાલિટી વિરુદ્ધ દાદુ કંપનીના જે મુકદ્દમા વિષે ઉલ્લેખ કરવામા આવ્યો છે તેને વિષે ટ્રાન્સવાલની બ્રિટિશ ઇન્ડિયન એસોસીએશનના પ્રમુખ મિ. અસ્વાત તરફથી નીચેનો વધારાનો તાર મને મળ્યો છેઃ—

"કોરટે જમીનનાં ખત રદ કર્યાં છે. સ્થાવર મિલકત લેવા સારુ સ્થપાયેલી હિન્દીઓની કંપનીઓ ગેરકાયદેસર ગણાઈ છે. કોરટે એમ જણાવ્યું છે કે આવા જમીનનાં ખત કાયદાનો ભંગ કરીને લીધેલાં છે, અને કાયદાની ૧૩૦મી કલમને કંઈ હસી કાઢી શકાય નહિ. કાળાગોરાની સેળભેળ ગમે તેમ થતી અટકાવવાને ગોદડ હેો પડવામાં આવ્યો છે. ૧૯૧૨ના મ્યુનિસિપાલિટીઓ વગેરે સંબંધી ૯૧મા કાનૂન મુજબ પોચેફ્સ્ટ્રુમ મ્યુનિસિપાલિટી સંબંધી ચુકાદો આપવામાં આવ્યો છે, તેથી તે મ્યુનિસિપાલિટીની એ દલીલને ટેકો મળે છે કે એશિયાવાસીઓની હાજરીને લીધે યુરોપીઅનોને હનડગત થાય છે અને તેમના વેપારને ધોકો પહોંચે છે. એટલા જ કારણસર હિન્દીઓને (કાયદા મુજબ) 'અનિષ્ટ' ઠરાવ્યા છે. બન્ને ચુકાદા આપણી કોમને નુકસાનકર્તા છે. તેની સામે અપીલ નોધાવી છે. અંગ્રેજી સરકાર તરફથી નીમવાના કમીશન આગળ જુબાની આપનાર યુરોપીઅનો હિન્દીઓના સવાલનો ખાસ અભ્યાસ કરે છે અને મ્યુનિસિપાલિટીઓને આ વિષયમાં પૂરેપૂરી સ્વતંત્રતા આપવાની માગણી કરે છે. યોગ્ય ઠેકાણે આ વિષે આપ તુરત લખાપઢી કરશો. આખા હિન્દુસ્તાનમાં આને વિષે સભાઓ ભરવા અમારી એસોસીએશન આપને વિનંતિ કરે છે. નવા કાયદાથી જૂની કંપનીઓને કે જૂના વેપારીઓને પણ કાંઈ રક્ષણ મળતું નથી. સ્થિતિ ઘણી જ ગંભીર થઇ પડી છે. કોમને ઉગારી લેવા સારુ ખૂબ પ્રયત્ન કરવાની ઘણી જ જરૂર છે."

હિન્દી મિલકત અને કાયદો

જેમણે દક્ષિણ આફ્રિકાનો સવાલ ધ્યાન દઇને વિચાર્યો છે તેઓને તો આ તારથી ઘણો ક્ષોભ થયા વગર રહેશે નહિ; કારણકે મિ. અસ્વાત જણાવે છે તે પ્રમાણે નવા કાયદાથી જે થોડુંક મળશે એમ કહેવામા આવ્યું હતું તે પણ આથી રદ થાય એમ છે. દાદુ કંપની તો ક્રુગર્સડોર્પમાં ઘણા જૂના વખતથી સ્થપાયેલી છે. એ પ્રદેશમાં એ કંપની ઘણી જ બહોળી જમીનની માલીકી ધરાવે છે. તારનો અર્થ એ છે કે કંપનીને નામે તેની મિલકતના ખત થયાં છે તે ગેરકાયદેસર છે, કારણ કે કોરટે કાયદાનો જે વિશાળ અર્થ કર્યો છે તે પ્રમાણે કાયદાનો ભંગ કરીને તે મિલકતો લેવાઇ છે; અને કાયદાને કાંઈ હસી કાઢી શકાય જ નહિ. આ ચુકાદાની યોગ્યતા વિષે તથા જે દલીલો પર તે રચાયેલો છે તે વિષે હું કાંઇ પણ કહેવા ઇચ્છતો નથી. એ ચુકાદાથી કેવાં ભયંકર પરિણામ આવે એમ છે તે તરફ જ હું

તો માત્ર પ્રજાનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. જે કંપનીઓમા હિન્દીઓ મુખ્ય ભાગીદાર હોય તેવી કંપનીઓને નામે હજારો પાઉંડની કિંમતની સ્થાવર મિલકત ચઢેલી છે. જો આ ચુકાદો કાયમ રહે તો આમાંની દરેક કંપની વર્ષો થયાં જે જમીનો ખુલ્લી રીતે વકીલોની સલાહ લઇને ધરાવતી આવી છે તથા સરકારી નોંધણી ઓફિસમાં જે જમીનો નોંધાયેલી છે તે તેમની પાસેથી ખૂંચવી લેવાય એમ છે. નોંધણી કામદારો આ બધી વાત સારી રીતે જાણે છે. ૧૯૭ ગયે જ વર્ષે દક્ષિણ આફ્રિકાની ધારાસભાએ નવો કાયદો પસાર કર્યો ત્યારે આપણને એવું કહેવામા આવ્યું હતું કે ૩૧મી જુલાઇ પહેલા ચડી ચુકેલી જમીનો ધરાવવામા એ કાયદાથી કાંઇ અડચણ આવશે નહિ, અને એની ખાતરી તરીકે યુનિયનની ધારાસભાના બધા વક્તાઓએ આપણને જણાવ્યું હતું કે એ કાયદાથી હાલની કંપનીઓ અને હાલનાં ગીરોખત સચવાશે. આથી જે ચુકાદો આપવામાં આવ્યો છે એથી આપણી આંખો ઉઘડે છે. હું એમ જણાવવાની હિંમત ધરૂં છુ કે એ ચુકાદો ભલે પૂરેપૂરો કાયદેસર હોય, તોપણ તેથી દેખીતી રીતે ધારાસભાનો હેતુ બર નથી આવતો, અને વર્ષો થયાં કાંઇ પણ વાધા વગર હિંદીઓ જે હક ભોગવતા આવ્યા છે તે તેમની પાસેથી છીનવી લેવાય છે. હું તો એમ માનું છું કે આપણી ઉપર જે વાદળ ઝઝુમી રહ્યું છે તેને વિખેરવાને, હિંદી લગ્નો કાયદાથી મંજુર કરવાને ૧૯૧૪માં ખાસ કાયદો ઘડવામાં આવ્યો હતો તેમ અત્યારે જરૂર લાગે તો તેવો કાયદો પસાર કરવો જોઇયે.

## 'અનિષ્ટ'

તારમાં જે બીજી બાબત જણાવી છે તે મૅજિસ્ટ્રેટના એક ચુકાદાને લગતી છે. એનો અર્થ એ છે કે અનારોગ્યના કે અનીતિના કારણે નહિ પણ હિંદીઓ યૂરોપીઅનોની સાથે વેપારમા હરિફાઇ કરે છે અને તેથી તેમને ધોકો પહોંચે છે તેથી જ, માત્ર હિન્દીઓ તરીકે, તેમને અનિષ્ટ ગણવા. આ સિદ્ધાંત કાયમ રહે તો દક્ષિણ આફ્રિકામાં એક પણ હિંદી કોઇ પણ જાતનો વેપાર ચલાવી ન શકે. એ પણ દેખીતું જ છે કે દક્ષિણ આફ્રિકામા વસતા હિંદી રહેવાસીઓની વિરુદ્ધ ચાલેલી ચળવળથી ટ્રાન્સવાલમાં એશિયાવાસીઓ વિરુદ્ધ જામેલી લાગણીનું વાતાવરણ ન્યાયની અદાલતોને પણ અસર પહોંચાડવા લાગ્યું છે.

તારમાં ત્રીજી બાબત દક્ષિણ આફ્રિકામાં મ્યુનિસિપાલિટીઓની સત્તા વધારવાને કમીશનને કરેલી સૂચના વિષે છે. સાધારણ રીતે તો મ્યુનિસિપાલિટીઓની સત્તામાં વધારો થાય એ સૌને ગમે, પણ દક્ષિણ આફ્રિકામાં તથા સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનો-

માં આવો વધારો થાય એનો અર્થ, આ બાબતમાં બન્યું છે તે ઉપરથી જોતાં, એવો થયો કે આ સંસ્થાનોમાં પરાધીનતા ભોગવતા અને મતાધિકાર ન ધરાવતા વર્ગો પર જુલમ ગુજારવાની સત્તા મ્યુનિસિપાલિટીને સોંપવી. આથી જે લોકોને મતાધિકાર ન મળ્યો હોય તેમને મ્યુનિસિપાલિટીની વધુ સત્તા સુખકારી નહિ પણ દુઃખદાયક થાય. ટ્રાન્સવાલમાં અને ફ્રી સ્ટેટમાં હિન્દીઓને. રાજકીય કે મ્યુનિસિપલ મતાધિકાર છે જ નહિ. નાતાલમાં અને કેપમાં થોડે અંશે તેઓ મતાધિકાર ભોગવે છે; પણ તે એટલો બધો નહિ કે તેથી મ્યુનિસિપાલિટીની કાર્યવાહી ઉપર તેઓ અસર પહોંચાડે અથવા તો તેઓ પોતાનું ધાર્યું કરાવી શકે.

## હિન્દી સરકારને અરજ

સર બેન્જામિન રૉબર્ટસન ટુંક મુદતમાં દક્ષિણ આફ્રિકા જવા ઉપડી જશે. દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓને પૂરેપૂરો મોભો મળે, એટલું જ નહિ પણ તેમને સારૂં માનભર્યું સ્થાન મળે એટલે કે સાધારણ રીતે વ્યવહારમા બધાં લોકો વિષે જે મર્યાદા મુકવામાં આવી હોય તે સિવાયની બીજી કંઇ મર્યાદા વગર વેપાર કરવાનો તથા જમીન ધરાવવાનો અધિકાર મળે—એટલું પણ કરવાને સર બેન્જામિનને ભારે મુત્સદ્દી-પણું વાપરવું પડશે અને હિન્દીઓના ટ્રસ્ટી તરીકે તેમની જવાબદારીની બુદ્ધિની ઘણી કસોટી થશે. આપણે એટલી આશા રાખીશું કે આ બાબતમાં હિન્દી સરકાર યુનિયનની સરકારને બહુ જ બાર દઇને ચોખ્ખી વાત કરશે, અને પ્રજા તથા વર્તમાનપત્રો આ બાબતમાં પોતાની કમ્મર કસશે. આ સવાલ ઘણા જ મહત્ત્વનો છે અને તેમા દક્ષિણ આફ્રિકામાં દૂર વસતા ને વિષમ લડત ચલાવી રહેલા હજારો હિન્દીઓની આજીવિકાનો સવાલ રહેલો છે. હિન્દીઓને મદદ

---

તા. ૧-૨-૧૯૨૦

## ગાંધીજીની જુબાની

[ પૃ. ૧૯૦ થી ચાલુ ]

સ૦—તમે ૧૧મી એપ્રિલે મુંબઇ પાછા ફર્યા ત્યારે 'પાયધુની ગયા. તે વિષે એમ કહેવાયું છે કે તમારૂં લોકોએ ન માન્યું.

જ૦—એ બરોબર નથી. જેઓએ મારૂં સાંભળ્યું તેઓએ મારૂં કહેવું બરોબર માન્યું.

સ૦—મારી પાસે એક રિપોર્ટ છે તેમાં એમ લખ્યું છે કે તમારી ગતિ ચંચળ છે છતાં તમે માંદગીનો ડોળ કરો છો!

જ૦—હું તો એટલું જ કહી શકું કે એ કેવળ જૂઠાણું છે.

સ૦—વળી તમે તે દહાડે એવા ડરી ગયા કે ભાગીને એક ઘરમાં છૂપાઇ ગયા!

જ૦—એ પણ તદ્દન જૂઠું છે, કેમકે હું છેવટ સુધી ટોળામાં હતો ને જ્યારે ઘોડેસવારોનો હુમલો થયો ત્યારે તે મેં પોતે જોયેલો ને છેવટે તે જ બાબત વાત કરવા હું પોલીસ કમીશનર મિ. ગ્રિફિથ્સની પાસે ગયો હતો.

સ૦—તમે કહો છો કે અમદાવાદમાં માર્શલ લૉની જરૂર ન હતી.

જ૦—મારો એવો અભિપ્રાય છે.

સ૦—પણ જો મિલિટરી અમલદાર કહે કે જરૂર હતી તો તમે શું કહો?

જ૦—તો હું કહું કે જે હકીકત મારી પાસે છે તેટલી માર્શલ લૉ જાહેર કરવાને સારૂ પૂરતી નથી.

સ૦—તમે કહો છો કે કેટલાક નિર્દોષ માણસો માર્યા ગયા.

જ૦—એ મારો ખાસ અભિપ્રાય છે.

સ૦—તમે એમ કહેશો કે તમારી પાસે એ બાબતનો ચોક્કસ પૂરાવો છે?

જ૦—મારી ખાતરીને સારૂ પૂરતો છે.

સ૦—એ બાબત તમે મિ ચૅટફીલ્ડને લખ્યું હતું?

જ૦—હા જી.

સ૦—તેમણે ફરીઆદ કરનારને તેમની પાસે મોકલવા કહેલું?

જ૦—હા જી.

સ૦—પછી તમે કંઇ પગલાં ભર્યાં?

જ૦—મેં ન ભર્યાં કેમકે માર્શલ લા તો મેં લખ્યું તે જ દહાડે રાતના ખેંચી લેવામાં આવ્યો. મિ૦ ચૅટફીલ્ડને હું બહુ ખાનદાન અમલદાર ગણું છું. એમના જેટલી પ્રામાણિક્તા ને નિર્મળતા મેં થોડા જ અમલદારોમાં જોઇ છે. તેમને નકામી તકલીફ આપવી અથવા તેમના અમલની ટીકા સરખી પણ કરવી પડે એમા મને દુઃખ થાય. તેમની ભૂલોમાં પણ હું તો ખાનદાની જોઇ શકું છું. હું તમને કહેવા

ઇચ્છું છું કે આ બાબતને તમે વધારે ન ચુંથો. મેં કબૂલ કર્યું છે કે મુંબઈની સરકારે એપ્રિલ માસમાં એટલું બધું ડહાપણ બતાવ્યું કે તેમની સામે ફરીઆદ કરવા જેવું નથી. પણ જ્યારે મારે બધી બીનાનું પૃથક્કરણ કરવું રહ્યું હોય ત્યારે જે દોષ મેં જોયા હોય તે પણ મારાથી જળવાય તેટલી સભ્યતાથી હું બતાવી આપું એ મારો ધર્મ થયો, ને મેં તેમ કર્યું છે. પણ નિર્દોષ માર્યા ગયા તેની ઉપર બહુ વજન મુકી હું તેની બારે ફરીઆદ કરવા માગતો નથી.

મિ. કેમ્પ—હું કબૂલ કરૂં છું કે તમે તમારી જુબાની કેવળ ન્યાયપુરઃસર આપી છે. હવે મારે કંઈ પૂછવાનું નથી.

બ. જીવણલાલ—તમે હિંદુસ્તાનમાં આવ્યા ત્યારથી જ અમદાવાદમા વસ્યા છો? બૅ. જીવણલાલના સવાલ

ગાંધીજી—હા જી.

સ૦—તમે અમદાવાદના જાહેરજીવનમા ભાગ લીધો છે?

જ૦—હા જી.

સ૦—તમે અનસૂયાબાઇને તેમના મજૂરના કાર્યમા મદદ કરી હતી ત્યારે મજૂરોમા પૂર્ણ શાંતિ જળવાઇ હતી?

જ૦—હા જી.

સ૦—એપ્રિલની ૧૩મી તારીખે તમે અમદાવાદ આવ્યા ત્યારે તે જ દહાડે તમે જાહેર સભા ભરવા ધારેલું?

જ૦—હા જી.

સ૦—પણ તે દિવસે માર્શલ લૉને લીધે ઘણા માણસો હાજર ન રહી શકે એમ તમે જોયું તેથી ૧૪મીએ સભા ભરી?

જ૦—હા જી. તે દિવસે બધાને નોટીસ વેળાસર ન પહોચી શકે એમ લાગ્યું.

સ૦—૧૪મીની સભામા ઘણા માણસો હાજર, થયેલા?

જ૦—હા જી.

સ૦—તેમાં તદ્દન શાંતિ રહેલી?

જ૦—હા જી. એટલું જ નહિ પણ તેમા પાદરી રે. ગિલેસ્પી હાજર રહેલા તેમની તરફ આવેલા હજારો માણસો વિવેકપૂર્વક વર્ત્યા હતા.

સ૦—મિ. ગાઇડર કહે છે કે તમે તમારા અનુયાયીઓ વધારવાની ખાતર ખુનામરકી વખોડી અને તેટલા જ કારણસર તમે ગુન્હેગારોનાં નામ આપવાની ના પાડી.

જ૦—એનો જવાબ હું એટલો જ આપું કે મિ. ગાઇડરે મારાં પ્રત્યે હિંસાદોષ કર્યો છે. [ અપૂર્ણ

# ખિલાફત

ખિલાફતનો સવાલ એટલે તુર્કીની સાથેની સુલેહનો સવાલ એટલો અગત્યનો છે કે તેની પાસે બીજા બધા સવાલો ઘણા ઓછા અગત્યના લાગે છે, કેમકે એ સવાલના સંતોષકારક ફડચા ઉપર હિંદુસ્તાનની શાંતિનો આધાર છે. અત્યારે પોતાના શસ્ત્રબળથી સરકાર કૃત્રિમ શાંતિ ભલે જાળવી શકે, પણ જો આ સવાલનો નિર્ણય સંતોષકારક ન નીવડે તો શસ્ત્રબળથી જ રખાયલી શાંતિ લાંબા કાળ સુધી નથી નભવાની. કેટલાક સવાલો એવા હોય છે કે જેનો ફડચો સંતોષકારક ન હોય તોપણ કાળે કરી અસંતોષ ભૂલી જવાય છે. પણ ખિલાફતના સવાલનો ફડચો અસંતોષકારક નીવડે તો તે અસંતોષ કાળે કરી ભૂલાય એવો નથી, પણ તેની અસર દિવસે દિવસે વધારે મજબૂત થવાની અને તેથી અશાંતિ વધુ ફેલાવાની.

આમ હોવાથી દરેક હિંદીની ફરજ છે કે આ સવાલ શું છે ને તેનો ફેંસલો કેવો આવવો જોઇયે તે જાણી લેવું ને તેનો ફડચો સંતોષકારક લાવવા સારૂ ઉપાયો યોજવા. જેથી સાત કરોડ મુસલમાનોના દિલ દુખાય તેથી હિંદુના પણ દુખાવાં જોઇયે. એટલે અમે આ સવાલને પ્રજા સમક્ષ વખતોવખત મુકતાં અચકાતા નથી. જેટલી ફરજ પ્રજાની છે તેટલી જ ભારે ફરજ આ વિષયમાં સરકારની છે.

ના. વાઇસરાય પાસે જે ડેપ્યુટેશન ગયું તેમાં હિંદુ અને મુસલમાન બન્ને હતા. ના. વાઇસરાયનો જવાબ વિવેકી હતો. તેમણે ડેપ્યુટેશન તરફ સભ્યતા પૂરી જાળવી અને ઘણા કામમાંથી પોતાનો વખત બચાવ્યો. આ બધાને સારૂ તેઓ નામદારનો ઉપકાર માનવો જોઇયે. પણ કેવળ વિવેક અને વિનયથી જ કંઇ મુસલમાન બાઇઓને અથવા આખી પ્રજાને આ વેળા સંતોષ થાય તેમ નથી. વિવેક વિના એક ડગલું ન ચાલે, પણ કોઇક સમયે વિવેક છતાં કાર્યસિદ્ધિ નથી થઈ શકતી. 'મીઠા શબ્દોથી કંઈ ગાજરમાં ઘી આવી જતું નથી' એવી અંગ્રેજી કહેવત છે. તે આ વેળા બરોબર લાગુ પડે છે.

મિ. એસ્કિવથનું વચન

વાઇસરાય સાહેબે જણાવ્યું કે તુર્કીએ મિત્રરાજ્યો સામે તલવાર ખેંચવાની ભૂલ કરી તેની સજા તુર્કીને ખમવી પડે એમાં નવાઈ નથી. આ ન્યાય કોઈ મુસલમાન કબૂલ કરી શકે તેમ નથી. જ્યારે તુર્કી જર્મનીની સાથે ભળ્યું ત્યારે તે વખતના વડા પ્રધાન મિ. એસ્કિવથે કહેલું કે જર્મનીની સાથે જોડાવામાં સુલતાનનો હાથ ન હતો; તે ભૂલ થોડા તુર્કની હતી; તેથી તુર્કીને તેને સારુ સોસવું નહિ પડે. આમ કહેવાની તેઓ સાહેબને શી જરૂર હતી? એ કંઇ વિવેક કે ન્યાયને ખાતર ન હતું. પણ તે વચનો કહેવાનું કારણ એ હતું કે મુસલમાન સિપાહીઓમાં અશાન્તિ ન ફેલાય. પરિણામ ધારેલું આવ્યું. મુસલમાન સિપાહીની વફાદારી સુરત નીવડી. આમ દિલાસો દેવા અર્થે બદલો દેવા સારુ વપરાયેલાં વચનો હવે ધૂળધાણી નથી થઈ શકતાં. તેમ થાય તો તેનું દરદ મુસલમાનોને થાય તેમાં નવાઇ નથી. તેથી ના. વાઇસરાયે આપેલી ધમકી અથવા ફાંદેશો વરતારો અસંતોષકારક જ ગણાય અને તેના જવાબમાં જે કંઈ ઉક્ત ડેપ્યુટેશન તરફથી છપાયું છે એ ખરોબર છે. આપણે ઉમેદ રાખીયે કે તેની ઉપર સરકાર પૂરું ધ્યાન આપશે.

મુસલમાનોની માગણી!

મુસલમાનોની માગણી શી છે? ખિલાફત એટલે તુર્કીનું રાજ્ય. તે સત્તા જેવી લડાઇ વેળા હતી તેવી લગભગ કાયમ રહેવી જોઇયે. તે રાજ્યમાં મુસલમાન સિવાયની રૈયતના જે લોકો છે તેઓના હકો જાળવવા સારૂ ભલે જે ખોળાધરી લેવી હોય તે મિત્રરાજ્યો લે, પણ તુર્કીની સત્તા નાબૂદ ન થવી જોઇયે. તેમજ અરબસ્તાન જેને જઝીરત-ઉલ-અરબ કહે છે તેની ઉપર અને મુસલમાનોનાં બીજાં પવિત્ર સ્થળો ઉપર ખલીફાની હકુમત કાયમ રહેવી જોઇયે. અહીં એવી તકરાર ઉઠેલી છે કે આરબો પણ મુસલમાન છે; તેઓને અરબસ્તાનમાં સ્વરાજ્ય કાં ન મળે? તેના જવાબમાં મુસલમાન ભાઇઓ કહે છે કે ભલે અરબસ્તાનને સ્વરાજ્ય મળે તેવી યોજના ઘડાય. તેની ઉપર મુસલમાન સિવાય બીજી હકુમત ન હોઇ શકે એ દાવો છે. મુસલમાન ભાઇઓની માગણી તદ્દન વ્યાજબી જ ગણાય; ને તેઓની માગણીનો અસ્વીકાર થાય ને અશાંતિ ફેલાય તો દોષ મુસલમાનોનો નહિ પણ સરકારનો ગણાશે.

સરકારની ફરજ

સરકારે મુસલમાનોના હક બરાબર સુલેહમંડળ પાસે મુકયા છે; એટલું કરવું બસ નથી. સરકાર આ સવાલને અપનાવવા બંધાયેલી છે. સરકાર જેટલે દરજ્જે ખ્રિસ્તી રાજ્ય છે તેટલે જ અંશે મુસલમાન અને હિંદુ છે. અને જેમ ખ્રિસ્તી હકો તેનાથી જતા કરાય નહિ તેમજ મુસલમાન હકો તે જતા કરી શકતી નથી.

---

# § લોકમાન્ય તિલકનો પત્ર

ગઈ તા. ૨૮ મીના 'યંગ ઇંડિયા'માં લો. મા. તિલકનો રા. ગાંધી પરનો પત્ર પ્રગટ થયો છે તેનો અનુવાદ અમે નીચે આપીયે છીયેઃ—

**અધિપતિ,**

**'યંગ ઇંડિયા'**

અમદાવાદ

**સાહેબ,**

ગયા અંકમાં 'સુધારાના ઠરાવો'ના આપના લેખમાં આપે મને 'રાજ્યપ્રકરણમાં બધુંય ચાલે' 'Everything fair in politics' એમ માનતો જણાવ્યો છે એ જોઈને હું દિલગીર થયો છું. આ પત્રથી હું આપને જણાવવા ઈચ્છું છું કે આપના એ લેખમાં મારો વિચાર ખરી રીતે રજુ કરવામાં આવ્યો નથી. રાજ્યપ્રકરણ એ સાધુઓની નહિ પરંતુ સંસારીઓની બાજી છે અને 'अक्रोधेन जिने क्रोधं' એ બુદ્ધના ઉપદેશ કરતાં 'ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्' એ શ્રીકૃષ્ણનું સૂત્ર માનવાનું હું વધારે પસંદ કરૂં છું. આ વિષે મારો સઘળો મતભેદ અને સરકાર જેટલે સુધી આપણી સાથે મળીને વર્તે તેટલે સુધી તેની સાથે મળીને સુધારાનો અમલ કરવા વિષે મારા 'Responsive Co-operation' નો અર્થ પણ આ સૂત્રથી સમજાઇ જાય છે. બંને માર્ગ એટલા જ ન્યાયી અને પવિત્ર છે. પરંતુ પહેલા માર્ગના કરતાં બીજો હાલની દુનિયાને વધારે અનુકૂળ છે. આ ભેદ વિષે વધારે માહીતી મારા 'ગીતારહસ્ય'માંથી મળી શકશે.

પુના શહેર }
૧૮-૧-૨૦ }

આપનો
બા. ગં. તિલક

[ ધર્મગ્રંથોના અર્થના વિષયમાં લોકમાન્યની સાથે વાદમાં ઉતરતાં હું સ્વાભાવિક રીતે અચકાઉં છું. પરંતુ કેટલીક બાબતો એવી હોય છે કે તેમાં અંતઃકરણનો અવાજ કોઈ પણ ગ્રન્થના અર્થ કરતાં ચઢી જાય છે. લોકમાન્યે જણાવેલાં બંને સૂત્રોમાં મને તો કંઈ વિરોધ લાગતો નથી. બુદ્ધનું સૂત્ર સનાતન સિદ્ધાંત રજુ કરે છે અને ભગવદ્‌ગીતાનું સૂત્ર તો તિરસ્કારને પ્રેમથી અને અસત્યને સત્યથી જીતવાના સિદ્ધાંતનો પ્રયોગ બતાવે છે. બીજા સાથે આપણે જેવું વર્તન રાખીયે તેવું જ વર્તન પ્રભુ આપણી સાથે રાખે છે એ ખરૂં હોય તો ગીતાવાક્યનો તો એ અર્થ થાય કે સખત શિક્ષામાંથી છૂટવું હોય તો આપણે ક્રોધનો બદલો ક્રોધથી નહિ પણ મૃદુતાથી જ વાળવો જોઈયે. આ નિયમ વૈરાગીઓ માટે નહિ પરંતુ ખસુસ કરીને

સંસારીઓ માટે જ છે. લોકમાન્યને માટે મને માન છે, છતાં હું કહેવાની હિંમત ધરું છું કે સંસાર સાધુઓ માટે નથી એમ કહેવામાં માનસિક મંદતા જણાઇ આવે છે. પુરુષાર્થ કરવો એ સર્વ ધર્મનો ઉપદેશ છે. અને પુરુષાર્થ એ સાધુ —ખરેખરા ગૃહસ્થ થવાના વિષમ પ્રયાસ સિવાય બીજું કંઈ જ નથી.

વ્યવહારસૂત્ર સામે અનુભવ

છેવટે, જ્યારે મેં લોકમાન્યના મત પ્રમાણે 'રાજ્યપ્રકરણમાં બધુંય ચાલે' એ વાક્ય લખ્યું ત્યારે તેમણે ઘણીવાર ઉચ્ચારેલું 'शठं प्रति शाठ्यम्' એ વાક્ય મારા મનમાં રમી રહેલું હતું. મારી નજરે તો તેમાં ખોટી નીતિ સમાયલી છે. લોકમાન્ય પોતે જ આ સૂત્રનું ખંડન કરવાને પોતાની તીવ્ર બુદ્ધિ વાપરીને એકાદ તત્ત્વજ્ઞાનનું ભાષ્ય લખી હિંદને એક દિવસે તાજુબ કરે એવી આશા હું છોડી શકતો નથી. ગમે તેમ હો, પણ 'शठं प्रति शाठ्यम्' માં સમાયેલા વ્યવહારસૂત્રની સામે હું મારો એક જમાનાનો અનુભવ ખડો કરું છું. ખરી નીતિ તો 'शठं प्रत्यपि सत्यम्' એ જ છે.

---

# પંજાબનો પત્ર

## (૯)

### દિલ્હી

ખિલાફત ડેપ્યુટેશન

વળી પાછો હું પંજાબની યાત્રાએ આવી પહોંચ્યો છું, તેથી 'નવજીવન'ના વાચકવર્ગને પંજાબથી પત્ર લખવાનો પ્રસંગ ફરી પ્રાપ્ત થયો છે.

પંજાબ પહોંચતા પહેલાં મને દિલ્હી વગેરે સ્થળોમાં રોકત થઈ તે વિષે પણ થોડું કહી નાખું છું.

મારી ઉમેદ તો એવી હતી કે હું મુંબઇ આવી મિત્રોને મળી સ્વદેશી સભાનું ને સત્યાગ્રહ સભાનું કામ તપાસી, રેંટીયા ચલાવનારાં બાઇબહેનોને સેવી પ્રયાગ થઇ લાહોર જઇશ.

પણ ઇશ્વરે કહો કે ખિલાફત કમિટીએ બીજું જ ધાર્યું. હાજી-ઉલ-મુલ્ક હકીમજી અજમલખાને તાર કર્યો કે જે ખિલાફત ડેપ્યુટેશન ના. વાઇસરાય પાસે જવાનું છે તેમાં મારે હાજર રહેવું જોઇયે. ડેપ્યુટેશનની હકીકત તો વર્તમાનપત્રોમાં આવી ગયેલી છે એટલે તેને વિષે હું કંઈ નહિ કહું. તે ડેપ્યુટેશનમાં હિંદુઓની હાજરી હતી તેથી તે બહુ દીપી નીકળ્યું. અલી ભાઇઓ કોમની પ્રીતિ કેમ સંપાદન કરી શક્યા છે એ હું જોઇ શક્યો. તેમની મીઠી જબાન, બધાં કામો કરવામાં તત્પરતા, માયાળુ સ્વભાવ, બધા તરફ લાગણી,

ધર્મધુરંધરતા—આ ગુણોથી કોનાં મન હરણ ન થાય ? તેઓની હાજરીથી મુસલમાન ભાઈઓનાં મન તૃપ્ત થાય છે. તેઓ મુસલમાન ભાઇઓની આંખ છે, અને અત્યારે તેમની માયાથી હિંદુઓનાં મનનું પણ તેઓ હરણ કરી રહ્યા છે.

## કાનપુર

દિલ્હીથી મારે પ્રયાગજી તો જવું જ હતું. ત્યાં પંડિત મોતીલાલ નેહરૂને મળી પાછો વળ્યો ત્યારે મને કાનપુર જવાનું દબાણ થયું. થોડા કલાક રહી સ્વદેશી ભંડાર ખોલી બીજી ટ્રેન લઇ લઉં એવો કાનપુરના શહેરીઓનો આગ્રહ હતો. તેઓને હું તરછોડી ન શક્યો.

કાનપુર પ્રયાગથી દિલ્હી જતાં રસ્તામાં આવે છે ને પ્રયાગજીથી ચાર કલાકનો રસ્તો મેલ ટ્રેનથી છે. કાનપુર મુંબઇની જેમ વેપારનું ને મીલોનું સ્થળ છે. ત્યાંનાં હવાપાણી પણ સુંદર છે. અહીં સ્વદેશી ભંડાર ખોલવાનું આ પહેલું સાહસ છે. તેમાં મુખ્યત્વે હાથ હજરત મોહાની સાહેબનો છે. આ ભંડાર ખોલતી વખતે હજારો માણસો ભેળાં થયાં હતાં. લોકોના ઉત્સાહની હદ નહોતી રહી.

## એક દુઃખદ બનાવ

હું પહોંચ્યો તે પહેલાં અલી ભાઇઓ પણ આવ્યા હતા. તેમને સારૂ જંગી સરઘસ કાઢવામાં આવ્યું હતું. તેમની ગાડીના ઘોડા ભડકયા ને પાટુ મારવા લાગ્યા. ભીડ ઘણી હતી. એક મુસલમાન જવાન મજબૂત બાંધાનો નામે અબદુલ હાફીઝ પાસે ઉભો હતો. હાલમાં તે જાહેર સેવાના કામમાં જ મશગુલ રહેતો હતો. તેના હ્રદય ઉપર ચોટ લાગી ને હેઠે પડયો. એક ક્ષણમાં ફરી ન મરે એવો લાગતો જવાન સ્વર્ગવાસ પામ્યો. ભાઇઓ તેવા જ ઉતરી પડયા. તેઓએ એક ખાટલી મંગાવી, તેની ઉપર લાશને નાંખી ને બન્નેએ પોતાની કાંધ આપી. થોડા માર્ગ સુધી પોતે જ આ સરઘસમાં ચાલ્યા. પછી કાંધ બદલાવી પોતાને કામે ગયા. જે સરઘસ ખુશાલીનું હતું તે અત્યારે તો ઠાઠડીની સાથે ચાલ્યું. દહાડો બગડયો.

આ બનાવ બન્યાને ચારેક કલાક થયા હશે તેવામાં હું પહોંચ્યો. મને સ્ટેશન પર જ ખબર આપવામાં આવી. મેં માગણી કરી કે મારે સારૂ સરઘસ બંધ કરવું, મને એકદમ ભંડારે લઈ જવો, ક્રિયા પૂરી કરાવી જ્યાં અબદુલ હાફીઝની લાશ હોય ત્યાં લઈ જવો. આગેવાનોએ મારી વિનન્તિ કબૂલ રાખી. ભંડાર ઉઘાડી અમે કેટલાક પેલા મરેલા ભાઈની લાશ જોવા ગયા. અબદુલ હાફીઝના મુડદાનો દેખાવ હ્રદયદ્રાવક લાગ્યો. તેનો મજબૂત બાંધો ને ખુશનુમા ચહેરો જોઈ મને ઘણું દુઃખ થયું. આસપાસ ઉભેલા મુસલમાન ભાઈઓની હિંમતથી મેં ધીરજ પકડી. મુડદાની આસપાસ મેં કશી રોકકળ જોઈ નહિ. જાણે એક ઘોર નિદ્રામાં પડેલા ભાઈની આસપાસ વાતો થતી ન હોય તેમ તેઓ નિર્ભયપણે વાતો કરી રહ્યા હતા, કેમ મૃત્યુ થયું તેનું વર્ણન મને સંભળાવતા હતા. આ દેખાવ મને પ્રિય લાગ્યો. હિંદુઓની રોકકળનું સ્મરણ થયું. એ પાપમાંથી આપણે બચી જઈયે એમ ઇચ્છયું. મોતનો ડર આપણે મેલીયે તો ઘણાં સારાં કામો કરી શકીયે એમ પણ વિચાર્યું. જે ધર્મના લોકોમાં

મરણભય ઓછામાં ઓછો હોવો જોઇયે તેમાં વધારેમાં વધારે ભય છે એવું મને ઘણી વેળા લાગી આવ્યું છે. આ વિચાર પણ મને શરમાવે છે. આત્મા અમર છે, દેહ ક્ષણભંગુર છે, કોઇ પ્રવૃત્તિ પરિણામ પામ્યા વિના રહેતી નથી, એ બધું આપણે બચપણથી શીખીયે છીયે, છતાં મોતથી શા સારૂ ડરીયે છીયે? અબદુલ હાફીઝનો એકનો એક દીકરો મારી પાસે ઉભો હતો. તે પણ નિર્ભયપણે વાતો કરતો હતો. અબદુલ હાફીઝના આત્માને ઈશ્વર શાંતિ બક્ષો!

## મીરતની મુલાકાત

સાંજની ટ્રેનથી મેં કાનપુર છોડયું. બીજે સવારે એટલે ૨૨મીની સવારે હું મીરત પહોંચ્યો. મીરત ઇ. આઈ. પી. લાઈનથી લાહોર જતાં રસ્તામાં આવે છે. ત્યાં થોડા કલાક ગાળવાનું મેં વચન આપ્યું હતું. મીરતવાસીઓએ બહુ ભારે તૈયારીઓ કરી હતી. હિંદુ-મુસલમાનો વચ્ચે મને પ્રેમ બતાવવામાં હરિફાઈ ચાલી હતી. અલી ભાઈઓ ત્યાં થોડા દિવસ પહેલાં જ ગયેલા. તેમનો ઉતારો હિંદુ ઘરમાં હતો. મારો ઉતારો મીરતના જાણીતા મુસલમાન બારિસ્ટર ભાઇ ઇસ્માઇલખાનને ત્યાં હતો. સ્વાગતમાં ૭૫૦ સ્વયંસેવકો રોકાયા હતા તેમાં ઘણા મોટાં કુટુંબોના માણસો હતા. ક્રેટ દોર પણ ઉભી કરી હતી. તેઓ ઘોડેસ્વાર હતા. ત્રણ માઇલના રસ્તા ઉપર વાવટાના થાંભલા ખોડી તેને રસી બાંધવામાં આવી હતી. રસીની અંદર સરઘસ ને બહાર લોકો હતા. સરઘસમાં વાજાં, ઉંટગાડીઓ, ઘોડેસ્વારો, ફેન્સી ડ્રેસ વાળા વગેરે હતા. સરઘસ માઇલ જેટલું લાંબું હશે એમ કલ્પના કરૂં છું. હજારો માણસો આસપાસનાં ગામડાંઓમાંથી આવ્યા હતા. છતાં બંદોબસ્ત ઘણો સરસ રાખવામાં આવ્યો હતો. મ્યુનિસિપાલિટી, ખિલાફત કમિટી, સાધારણ જનસમાજ, હિંદુ ઓરતો, મુસલમાન ઓરતો તરફથી મને માનપત્ર આપવામાં આવ્યાં. સ્ત્રીઓની નોખી સભા હતી. સ્ત્રીઓ હર્ષથી ઉભરાઈ જતી હતી. લગભગ હજાર સ્ત્રીઓ આવેલી હશે. હું તો ગભરાઈ રહ્યો હતો. આ પ્રેમ તે હું રાખું તો જીરવાય જ કેમ? મેં તો ત્યાં જ બધો કૃષ્ણાર્પણ કર્યો.

ખિલાફત બાબતમાં મારૂં ચોખ્ખું કામ મુસલમાન ભાઈઓને પ્રિય લાગ્યું છે. તેમની વાત ઈન્સાફ ઉપર હોય ને તેઓ ખુનામરકી વિના લડે ત્યાં સુધી હું તેઓને પ્રાણ દઉં. તેઓ ગેરવ્યાજબી માગણી કરે તો હું તેઓની સામે પણ સત્યાગ્રહ કરૂં. આ મારાં વાકયો તેઓને ગમ્યાં છે, તેમાંથી તેઓ બળ લઇ રહ્યા છે. હિન્દુમુસલમાન બધાને સત્યનો આગ્રહ તેઓ પોતે પાળે યા ન પાળે પણ ગમ્યો છે. તેથી તેઓ મારી ઉપર પ્રેમ ઢોળી રહ્યા છે. જ્યારે મારો આગ્રહ તેમની સામે વાળવાનો સમય આવે ત્યારે તેઓ મારો તિરસ્કાર પણ કરે. જે પ્રેમ કરે તેને તિરસ્કાર કરવાનો પણ હક હોય.

## મુઝફ્ફરનગર

મીરતથી મોટરમાં રાતોરાત મને મુઝફ્ફરનગર લઈ ગયા. અહીં હિંદુમુસલમાન વચ્ચે થોડો ભેદ પડી ગયો હતો તે મટાડવા મને ખેંચી જવામાં આવ્યો હતો. રાતના નવ વાગે મોટર પહોંચી. લોકો ઘેલા થઈ ગયા હતા. કોઇ કોઈનું સાંભળે તેમ ન હતું. ઘોડેસવારો તો

પ્રેમનો હક

સત્યાગ્રહનું ચમત્કારી રાસ્ત

હતા પણ ભીરતના જેવો બંદોબસ્ત ન હતો. લોકોએ મોટરને ઘેરી. તેમાંથી ઘણી મુસીબતે મને ઘોડાગાડીમાં નાખ્યો. હર્ષનાદો સહન કરવાની શક્તિ મારામાં રહી ન હતી. મેં વસ્તુતઃ મારા કાન પુમડાંથી બુંચ્યા હતા. એક જણને પગે ચોટ વાગી. મને અબદુલ હાફીઝ યાદ આવ્યો. ચોટ લાગેલાને મેં ગાડીમાં લીધો. લોકોને દૂર થવા વીનવ્યા. કોણ કોનું સાંભળે ? મારું શસ્ત્ર મેં બહાર કાઢયું. મેં સૂચવ્યું કે જો લોકો દૂર નહિ થાય ને ગાડી ચલાવવામાં આવશે તો હું કૂદીને નીચે પડવાનો. મારાથી કોઇને પણ ચોટ લાગે તે સહન થવાની નથી. આ ચમત્કારી શસ્ત્રની અસર વિજળીના જેવી થઇ. લોકો શાંત થયા, ગભરાયા, હઠયા ને મેં ગાડી તરત હાંકવાનું સૂચવ્યું. હવે તો દખણો મને મળ્યો. આમાં પુષ્કળ વખત ગયો. રસ્તાઓમાં તો દીપોત્સવ કરી મુકયો હતો. તેમાંથી પહોંચતાં ઘણો વખત ગયો. સભા તો હવે થવાની હતી. મારી ટ્રેનનો વખત નજીક આવ્યો. બીજે દહાડે સવારે લાહોર તો પહોંચ્યે જ છુટકો. પણ લોકો સમજી ગયા હતા કે હવે અવાજ ન થાય, મને ઘેરો પણ ન ઘલાય. રાતના અગીઆર વાગે મંડપ પર પહોંચ્યા. ત્યાં સભામાં તેની મેળે જ અદ્દભુત વ્યવસ્થા થઇ ગઇ હતી. ચારેક હજાર કે તેથી પણ વધારે માણસો હશે. મારો ઘાંટો કંઇક બેઠો હતો, છતાં છેવટ સુધી માણસો સાંભળી શકે એટલી શાંતિ લોકોએ જાળવી. જો આપણે લાખો માણસોમાં કામ કરવા ઈચ્છીયે તો વ્યવસ્થા જાળવવી જોઇયે એ વિષે બે બોલ કહી, સ્થાનિક તકરારની વાત કરી, એકબીજાની ભીડ સહન કરી કજીઓ ઓલવવાની વાત કરી મેં વિદાયગીરી માગી. આમ દોડમદોડમાં આ બે શહેરોનાં દર્શન કરી ૨૩મીની સવારે હું લાહોર પહોંચ્યો.

### શી ખુબી !

જ્યાં પોતાના ધણીથી વિખૂટી પડેલી બાઇ એકલી સિંહણની જેમ રહેતી હતી ત્યાં તો મેં દંપતીને ભાળ્યાં. પંડિત રામભજદત્ત ચોધરી તો જેલમાંથી નીકળી જૂના પણ થઈ ગયા હતા. શ્રી. સરલાદેવીના ચહેરા પર મેં જુદું જ તેજ જોયું. જેના મુખ પર વિચાર-રેખાઓ જોતો તેનું મુખ હવે તેજસ્વી દેખાતું હતું. અથવા હું કંઈક અન્યાય કરું છું. વિયોગમાં પણ સરલાદેવીએ પોતાનું તેજ ગુમાવ્યું ન હતું. છતાં બન્ને તેજનો ભેદ તો હું ઓળખી શકયો, અથવા કહો કે મને એવા ભેદનો આભાસ આવ્યો. સરલાદેવીને ત્યાં રેહી મને જે આઘાત પહેલાં પહોચતો હતો તે હવે ચોધરીજીના આવવાથી દૂર થયો એ તો નિર્વિવાદ છે..

### ખિલાફત વિષે મસલત

અહીં આવતાં જ મારે એક મસલતમાં રોકાઈ જવાનું હતું. અલી ભાઇઓ અને બીજા અગ્રેસર ઈસ્લામી ભાઇઓની મુલાકાત લાહોરમાં ૨૩મીએ લેવાનું ઠર્યું હતું. તેથી તેઓ પણ કોઇ બીજી ટ્રેનથી આવી ગયા ને આખો દિવસ તેઓની માગણીનો ખરડો બનાવવામાં ગયો. સરલાદેવીજીનું ઘર ધર્મશાળા થઇ પડયું છે. આ ધુરંધર મુસલમાન ભાઇની મહેમાની એક સગી બહેનની જેમ આ બાઈ કરી રહ્યાં હતાં. આમ ખરડો ઘડાતાં ને મહેમાનીઓ લેતાં રાત પડી ને અલી ભાઇઓને જવાનો સમય આવ્યો. " તમે સત્યાગ્રહ કરો ત્યારે મને તેડજો, તમે ન કરો ત્યારે હું તમારી સાથે નથી, " એ વચન સાંભળતા, એ જ કોલકરાર કરતા આ-

ભાઈઓ અને હઝરત મોહાની સાહેબ ચાલ્યા. ભાઈઓને અને મોહાની સાહેબને રાતદહાડો એક જ લગન છે: ખિલાફતના સવાલમાં ઇન્સાફ કયી રીતે મળે? ભાઈઓને સત્યાગ્રહ ઉપર પૂર્ણ શ્રદ્ધા નથી. હઝરત મોહાની સાહેબ મને ડંકે મારતા ગયા છે કે “હમેશાં સત્યાગ્રહ ચાલે કે નહિ એ તો હું ન કહી શકું, પણ આ નામમાં આ જમાનામાં સત્યાગ્રહ જેવું બીજું હથિયાર નથી એમ તો હું પણ માનું છું તેથી હું તો તેનો જ પ્રચાર કરીશ.”

હઝરત મોહાનીને ‘આ અમારા મૅડ મુલ્લા’ એમ કહી અલી ભાઈઓ ભેટયા. આ પુરુષને નથી માન જોઈતું, નથી અપમાનની ફીકર. ટાઢતડકો, દિવસરાતનો ભેદ જાણ્યા વિના પોતાના કાર્યમાં તેઓ મશગુલ રહે છે. મુસલમાન કોમની પાસે આ ત્રણ રત્નો છે. તેમાં પણ મોહાની સાહેબ સર્વોપરી રત્ન છે એમ મને ભાસે છે. તન્મયતામાં ચડે એવા હિંદુમાંયે અત્યારે ઘણા તો નથી જ—જો કોઈ હોય તો. અને આ ત્રણે જેવા ચુસ્ત મુસલમાન છે તેવા જ ચુસ્ત હિંદુસ્તાની—હિંદી છે. ખિલાફતના કેસના ફેંસલાનો અને હિંદુસ્તાનની ભવિષ્યની શાંતિનો આધાર આ ત્રણના ડહાપણ ઉપર ઘણે ભાગે રહે છે. જે તેઓને યોગ્ય રસ્તો લાગે તે લેતા તેમાંનો કોઈ ન ડરે એવા છે એમ હું જોઈ રહ્યો છું.

(લાહોર, માહ શુદ ૬)

---

તા. ૮-૨-૧૯૨૦

## ગાંધીજીની જુબાની

(પૃ. ૨૦૨ થી ચાલુ)

સાહેબજાદા આફતાબ અહમદના સવાલ

સાહેબજાદા—મિ. ગાંધી, હું તમને થોડાક સવાલો પૂછીશ. રોલેટ કાયદો થયો ત્યાર અગાઉની સ્થિતિ જરા યાદ કરો. લડાઈ પહેલાં હિંદુસ્તાનમાં ચોમેર સંખ્યાબંધ ખુનામરકીના ગુનાઓ થતા હતા, નહિ?

ગાંધીજી—આખા હિંદુસ્તાનમાં સંખ્યાબંધ તેવા ગુનાઓ થતા હતા એ અભિપ્રાયને હું મળતો નથી આવતો.

સ૦—ઓછામાં ઓછા બંગાળામાં તો સરકારથી ન ડરનાર લોકોને હાથે ધાડો પડી હતી, ખુનો થતા હતા, દિલ્હીમાં વાઈસરૉય પર બૉંબ ફેંકવામાં આવ્યો હતો—

જ૦—જી.

સ૦—બંગાળમાં આવાં કૃત્યોના સંખ્યાબંધ મુકદ્દમાઓ ચાલ્યા હતા—

જ૦—જી.

સ૦—અને આ બનાવોને લીધે જે અંધેર તથા વ્યવસ્થા જાળવવાની ખાતર સરકારે જસ્ટિસ રૉલેટના પ્રમુખપણા હેઠળ ત્રણ આગેવાનોનું જેનું કમીશન નીમ્યું—

જ૦—જી.

સ૦—તેમણે આ આખા સવાલની બારીક તપાસ કરી અને સરકારને રિપોર્ટ કર્યો, તેમાં મારા ધારવા પ્રમાણે ચોક્સ પ્રકારના કાયદા ઘડવા વિષે ભલામણ કરી. તમે એવું કહી ગયા કે એ રિપોર્ટમાં દર્શાવેલા નિર્ણયો જોડે તમે મળતા નથી આવતા, ખરૂં?

જ૦—જી હા. હું નથી મળતો આવતો.

સ૦—એ ભલામણો જોડે મળતા ને થવાનાં તમારાં કારણો તમે દર્શાવશો?

જ૦—કારણ રૉલેટ કમિટીના રિપોર્ટમાં રજુ કરવામાં આવેલી હકીકતો એવા કશા કાયદા ઘડવાની જરૂર પૂરવાર કરનારી મને જરા પણ નથી લાગી. ઉલટું એ જ હકીકતોના આધાર પર હું તો એથી તદ્દન જુદા પ્રકારની ભલામણો કરૂં. આવા પ્રકારનો એ રિપોર્ટ વાંચ્યા પછી મારો મત બંધાયો હતો.

સ૦—પણ સરકારને જે પ્રકારની માહીતી મળી હતી તે મુજબ દેશમાં ખરેખર જ ગંભીર ગુન્હાઓ થતા હતા એ વાતની તો તમે ના નથી કહેતા?

જ૦—બીજા દેશોમાં બને છે તેથી વધારે ગંભીર ગુન્હાઓ નહિ જ. અને ખરૂં જોતાં આખા હિન્દુસ્તાનમા તો ગંભીર ગુન્હા ફેલાયા જ નથી. માત્ર બંગાળમાં જ ખુનામરકી રહી છે, બાકી તો ક્યાંક ક્યાંક ક્વચિત્ છમકલું થયું હશે. અને બંગાળ એટલે કંઇ આખું હિન્દુસ્તાન નહિ જ.

સ૦—ખુનામરકી અને ગુન્હાઓ બંગાળમાં ખૂબ ચાલેલાં, નહિ?

જ૦—એનું મહત્વ ઘટાડવા હું નથી ઇચ્છતો. સરકારને આકરા ઇલાજો લેવા પડે એટલા ગંભીર ગુન્હાઓ બંગાળમાં બનતા હતા એ પણ હું સ્વીકારી લઇશ. છતાં હું એ પણ કહી દેવા ઇચ્છું છું કે રૉલેટ કમિટીએ જે હકીકતોના આધાર ઉપર પોતાનો રિપોર્ટ ઘડયો તે હકીકતો એવા નિર્ણય ઉપર આવવું પડે એવી નહોતી જ. આમાં કદાચ હું સાવ ભૂલ ખાતો હોઇશ, પણ રૉલેટ કમિટીના રિપોર્ટમા એક મોટામાં મોટો દોષ એ રહેલો છે કે એમાની લગભગ બધી જ હકીકતો છૂપી રીતે લેવાયેલી અને સરકારી અમલદારો મારફત એકઠી થએલી છે.

સ૦—દલીલની ખાતર માની લઇયે કે એ હકીકતો રૉલેટ કમિટીએ કર્યો તેવો રિપોર્ટ કરવાને બસ નહોતી, છતાં એ રિપોર્ટથી સ્વતંત્ર પણ આકરા ઉપાયો લેવાની જરૂરીયાત બંગાળ પૂરતી તો હતી જ એ તમે કબૂલ કરો છો?

જ૦—હું એ કબૂલ કરૂં છું.

ખુનામરકીના ઉપાય

સ૦—તો પછી એ સ્થિતિને પહોંચી વળવાને સરકારે તમારા અભિપ્રાય પ્રમાણે શા ઉપાયો યોજવા ઘટતા હતા ?

જ૦—પણ સરકાર તો હું સાફ નાપસંદ કરું છું એવા ઉપાયો યોજી ચુકી છે. મારા કહેવાની મતલબ એટલી જ છે કે એવા પ્રકારના ગુન્હાઓ નાબૂદ કરવાને મજબૂત ઉપાયો લેવાનો સરકારને હક હોઈ શકે; અગર તેમ કરવું એ કોઈ પ્રસંગે તેમની ફરજ પણ હોઈ શકે. સરકારે કેવાં ઉપાયો યોજવા જોઇયે એનો જવાબ તો હું એટલો જ આપી શકું કે રૅલેટ ઍક્ટ તો નહિ જ. અલબત્ત, સરકારે શું ઉપાયો યોજવા એ સૂચવવાનું કામ મારૂં નથી. પણ એ કામ મારૂં હોય તોયે હું તો જે કંઇ સૂચવું તે ગુન્હેગારોને સુધારવાના સ્વરૂપના ઇલાજો હોય; દબાવવાના સ્વરૂપના નહિ; જ્યારે સરકારી ઉપાયો તો એકેએક દબાવવાના સ્વરૂપના જ છે.

દબાણ વિ૦ સુધારણા

સ૦—માણસજાતના આજના સ્વભાવને ધ્યાનમાં લેતાં કાયદા અને વ્યવસ્થા જાળવવાની જોખમદારી વાળી સરકારને ઘણીવાર પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ સખ્તાઇના કાયદાઓ કરવા પડે છે એટલુંયે તમે નહિ સ્વીકારો ?

જ૦—એ કબૂલ કરીશ. અને એ જ કારણથી હું એટલું જ કહું છું કે મારી અત્યારની સ્થિતિમાં તો સરકાર જે ઉપાયો યોજે તેને હું કેવળ તપાસી શકું અને તે પર ટીકા કરી શકું. પણ સરકારે કેવાં પગલાં લેવાં જોઇયે તે સૂચવવા બેસું તો તો તે જ ક્ષણે મારૂં મન ગુન્હેગારને સજા કરવાને બદલે સુધારવાનું કહેવા મંડી જાય. આમ મારે કાયદો ઘડવાનો હોય તો તે એવા સ્વરૂપનો જ ઘડાય. છતાં હું કહી ગયો કે દબાણના સ્વરૂપના કાયદા ઘડવાના સરકારના હકનો પણ હું ઇન્કાર નથી કરતો.

સ૦—આટલું બધું તમે કબૂલ રાખો છો ત્યારે તો હું તમને એમ જરૂર પૂછી શકું કે જે (રૉલેટ) કાયદા સામે તમે ટીકા કરો છો તેની જગાએ તમે સરકારને કેવો કાયદો ઘડવાનું સૂચવો ?

મોજુદ અધિકાર

જ૦—હું આપને જણાવી ચુક્યો કે એનો તો હું માત્ર નકારાથી જ જવાબ આપી શકું. મારો જવાબ એનો એ જ છે કે 'રૉલેટ ઍક્ટ તો નહિ જ.' અને હું તેનાં કારણો પણ આપી શકું. રૉલેટ ઍક્ટથી ધારાપોથીને કલંકિત કર્યા વગર જ વાઇસરાયના હાથમાં પૂરતી સત્તા છે. આ કાયદો તો હિન્દુસ્તાનમાં કોઇ દિવસ ન ગયો હોય એવો કોઇ માણસ કદી ધારાપોથી ઉઘાડીને વાંચે તો એના મગજ ઉપર એક જ ન ભૂંસાય એવી છાપ પડે કે હિન્દુસ્તાન ખુનામરકીના ગુન્હાઓથી કેવળ ઉભરાઇ રહ્યું હોવું જોઇયે. હું ચોક્કસ માનું છું કે વાઇસરાયના હાથમાં જે સત્તાઓ

છે તે પુનામરકીની જડ ઉખેડવાને તદ્દન પૂરતી છે; અને વાઇસરૉય જો એનો ઉપયોગ ન કરે અને વધુ સત્તા માગે, તો એ એમની ભૂલ છે. સંકટકાળના કાયદા કરવાની એમને સત્તા છે અને એનો ઉપયોગ જોઇયે, તો તેમણે કરવો ઘટે.

સ૦—તમે 'ઑર્ડિનન્સો' ની વાત કરો છો ?

જ૦—હા જી. એમ કરવામાં તેઓ સાહેબ વ્યાજબી લેખાય. આનાં કારણો પણ હું આપી શકું તેમ છું, કારણ આ વિષે મેં પૂરી ચર્ચા કરી છે. મેં રાતોની રાતો વિચાર કરવામાં ગાળી છે કે ના, લૉર્ડ ચેમ્સફર્ડ જેવા શાંત મગજના ગૃહસ્થ જાળમાં કેવી રીતે ફસાયા હશે. એમની પાસે આવા સંકટકાળના કાયદાઓ ઘડવાની સત્તા છે. તેનો તેઓ ઉપયોગ કરી શકે છે. તેમ કરવામાં તેમને કોઇ રોકે તેમ નથી. અને ધારાસભાને પૂછવાને પણ તેઓ બંધાયેલા નથી. તેઓ સાહેબ એક ચોક્કસ જોખમદારીભર્યું પગલું લે, તેનું વ્યાજબીપણું તેઓ પાછળથી ધારાસભા સમક્ષ અથવા પ્રજા સમક્ષ અગર આજ થાય છે તેમ લોકમત આગળ પૂરવાર કરી બતાવે એટલે બસ; જ્યારે અહીં તો ચોક્સ બનાવોની સંભવિતતા તેઓ અગાઉથી માની લે છે અને દેશની સામાન્ય ધારા પોથીમાં એક નવો કાયદો ઉમેરી દે છે. મારી ચોક્સ માન્યતા છે કે ખરેખર કારોબારી સરકાર આ બાબતમાં જરૂર હતી તે કરતાં હદ બહાર આગળ દોડી ગઇ છે.

સ૦—રોલેટ કાયદો વાચવાનો લાભ મને' નથી મળ્યો; પણ હું ધારૂં છું કે એ તો માત્ર જરૂર પડ્યે અમુક સત્તા આપનારો કાયદો છે. એટલે એ પસાર થયો એટલા જ ઉપરથી એ અમલમાં મુકાયો એવું કંઇ નથી.

જ૦—એટલું બાદ કરીયે તો?

સ૦—વળી, ગવર્નર જનરલે એવી મંજૂરી આપવી જોઇયે કે દેશના અમુક ભાગમા આ કાયદો લાગુ પાડવો. આમા શું પ્રજાનું પૂરતું રક્ષણ નથી રહેલું ?

જ૦—છાટાબાર નહિ. જે રીતે એવી મંજૂરીઓ આપવામા આવે છે તેનો મને પૂરતો અનુભવ છે. એ મંજૂરીનું મૂળ જ ખઈ જોતા દૂષિત હોય છે. મૂળમા ઘણીવાર એકાદ પોલીસ અમલદાર—અથવા અમલદારે શેનો ?— એકાદ પોલીસનો માણસ જ વાત ઉભી કરે. તે જઇને પોતાના ઉપરીના કાન ભભેરે કે 'સાહેબ, ફલાણે ઠેકાણે તો આમની વાત આમ બને છે.' બસ; પેલો ઉપરી અમલદાર ખરી બીના તપાસવા જેટલો ઉડો ઉતરે કે ન પણ ઉતરે. એ તો પેલા ખબર આપનારની નજરે જ એ બીનાને જુએ. આગ એ બીનાના મૂળમાં રહેલો દોષ આગળ વધતાં વધતાં આખરે

ઠેઠ વાઇસરાય સુધી પણ જઇ પહોંચે. આ આખી રીત જ તેની બધી શાસ્ત્રશુદ્ધ વિધિઓ છતાં આવી દોષભરી છે અને તેથી જ હું તેને ખોટી કહું છું. આથી જ એક સામાન્ય વસ્તુ તરીકે એ જાહેર કરવાની સત્તા વાઇસરાયે લેવી જોઇતી ન હતી. એમને પોતાની જોખમદારી પર કામ કરવું હોય તો તેઓ પોતે ભલે આ કાયદો ઘડે; પણ ધારાસભા તો આ કાયદો ન જ ઘડી શકે.

સ૦—એટલે તમે એમ કહેવા માગો છો કે આવી મહત્ત્વની બાબતમાં અમુક બીના પોલીસના માણસથી ઉભી થઇ એટલા જ ઉપરથી છેક વાઇસરાય સુધીના બધા ઉપરી અમલદારો પોતાના અનુભવને કે પોતાની માહીતીને આધારે જાતે તપાસ કર્યા વગર જ એવી દરેક બીના માની લેશે?

જ૦—એમાં બીજું ન બને એમ હું નથી કહેતો, પણ આપણા જેવા રાજ્યબંધારણમાં તો એ જ પરિણામ આવે. અને આ વાત જાણતા છતાં હિંદુસ્તાન જેવા ખુનામરકીના ગુન્હાઓથી ન ટેવાયલા દેશમાં આટલી ભયંકર સત્તા હું તો કારોબારી સરકારના હાથમાં ન જ મુકું. ખુનામરકી હિંદુસ્તાનના એકથી બીજા છેડા સુધી લોકોના હાડમાં વ્યાપી ગઇ હોત તો કદાચ મેં રોલેટ કાયદાની વિરુદ્ધ કાંઇ ન કર્યું હોત. એમ હોત તો હું આ કાયદાને વધુ તપસીલમાં ઉતરીને તપાસવાની જરૂર જોત. અત્યારે તો હું એ કાયદો તપાસવા કે તેને વિષે દલીલમાં ઉતરવા પણ ન બેસું; કેમકે એના મૂળમાં રહેલો સિદ્ધાંત જ ગેરવ્યાજબી છે. વળી કોઇ એકલદોકલ દાખલામાં એવી સખતાઇનું વાજબીપણું કદાચ હું જોઇ પણ શકું. પણ અધિકારીઓ જાતે જ કહેવા માગે છે તેમ આ તો આખી પ્રજાની સાથે કામ લેવાની વાત છે. અને એની એ વ્યાપકતામાં જ એની ગંભીરતા ભયંકર બને છે, કારણકે તેમાં તો ગમે તેવા માણસને સરકાર પકડી શકે અને તેની પાસેથી જામીન માગી શકે.

સ૦—તમે જાણો છો કે લડાઇ દરમિયાન હિન્દસંરક્ષણ કાયદાની રૂએ સહી વસ્તુસ્થિતિ
સલામતીને ખાતર જરૂરનું લાગવાથી સંખ્યાબંધ લોકોને નજરકેદ કરવામાં આવ્યા હતા. સુલેહની શરતો ઉપર સહી થયા પછી અલબત્ત છ મહિના વીત્યા બાદ આ લોકો છૂટા થાય. એટલે ભયંકર લોકોને વિષે સરકારે કેમ વર્તવું એ સવાલ બેશક ઉભો થાય. ગમે તે ઘડીએ કોણ જાણે કેવીયે સ્થિતિ ઉભી થાય. તેને પહોંચી વળવા સારૂ સરકાર પોતાના હાથમાં કાંઇક હથિયાર રાખે એમાં તમે શો વાંધો લો?

જ૦—હું માનપૂર્વક જણાવવા ઇચ્છું છું કે સરકારની પાસે આવું હથિયાર મોજુદ છે. સંકટકાળના કાયદા પસાર કરવાની સત્તા વાઇસરાયને છે એ જ આવું

હથિયાર છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તો શાંતિના કાળમાં રોલેટ ઍક્ટ જેવા કાયદા ઘડી લેવાની ખાતર એક ભૂમિકા તરીકે હિન્દસંરક્ષણ કાયદાનો ઉપયોગ ન જ કરી શકાય. એ કાયદો તો મુખ્યત્વે કરીને લડાઇને અંગે જ પસાર થયો હતો. અને લડાઇને સમયે જે કાંઈ બરદાસ્ થાય એ શાંતિને સમયે કદી બરદાસ ન થઈ શકે.

સ૦—પણ આ કાયદો તો માત્ર અમુક સત્તા આપી મુકનારો છે, અને વળી માત્ર ત્રણ જ વર્ષને માટે છે.

જ૦—એ ખરૂં. પણ ત્રણ વરસને માટે પણ એક આખી પ્રજાને સજા કરવાની વાત મારૂં મન તો ન જ બરદાસ્ કરી શકે.

સ૦—હવે સત્યાગ્રહની હીલચાલ શા હેતુથી ઉપાડવામાં આવેલી એ વિષે હું તમને કંઇક પૂછવા ઇચ્છું છું. શું વધારે સારી રાજદ્વારી સ્થિતિ પ્રાપ્ત કરવા એ હીલચાલ ઉઠાવવામાં આવેલી કે માત્ર પ્રજાને નાપસંદ હોય એવા અનીતિમાન કાયદાની સામે થવાના હથિયાર તરીકે જ એ હતી? એની જરૂરીયાત કેવી રીતે ઉભી થયેલી?

જ૦—એની જરૂરીયાત રોલેટ કાયદો રદ કરાવવા માટેની લોકોની પ્રબળ ઇચ્છામાંથી જ ઉભી થયેલી. અરજીઓ વગેરે સામાન્ય સાધનોથી તમારાં દુઃખની દાદ મેળવવામા તમે નિષ્ફળ થાઓ ત્યારે અસામાન્ય છતાં ગેરકાયદેસર નહિ એવું દાદ મેળવવાનું કોઇ હથિયાર તમારી પાસે છે કે કેમ એ તમારે તપાસી જોવું રહ્યું. અને મેં જોયું કે રોલેટ કાયદામાં રહેલા જુલમની અને તેના મૂળમાં રહેલા ભયની સામે બાથ ભીડવાનો સત્યાગ્રહ એ એક જ ઉપાય હતો.

સ૦—કાયદેસર ઇલાજોથી તમે એ ન કરી શકત?

જ૦—આથી હલકો બીજો કોઇ સચોટ કાયદેસર ઇલાજ મારી નજરે પડતો નથી. મારા એક બહુ મોટા મિત્રે મને સૂચવ્યું હતું કે મારે પ્રજાની પાસે આમની સભા ઉપર પ્રથમ એકાદ જંગી સહીઓવાળા અરજી કરાવીને તેના નીકાલની રાહ જોવી ઘટતી હતી. હું એમના મતને મળતો નથી આવતો. અને છતાં મારી ચોક્સ માન્યતા છે કે કાયદેસર માર્ગે રોલેટ બિલ સામેની હીલચાલ જોકે કરી શકાય તેમ હતું તોપણ તેવો પ્રયત્ન સદંતર નિષ્ફળ નીવડ્યો હોત. એ રસ્તે રોલેટ કાયદો કદાપિ રદ કરાવી શકાત નહિ.

સ૦—શા સારૂ?

જ૦—કારણ મારો આટલાં વરસનો રાજદ્વારી અનુભવ એવો છે કે એકેએક રીતસર વિધિમાં થઈને પસાર થયેલી કોઈ અરજી આ દેશમાં સફળ થયેલી મેં જાણી નથી.

સ૦—એ ઉપરથી સત્યાગ્રહ સિવાય બીજો માર્ગ ખુલ્લો નથી એવા નિર્ણય ઉપર તમે આવ્યા ?

જ૦—અલબત્ત. બીજો કોઈ ખાનદાનીનો રસ્તો મારે માટે ખુલ્લો ન હતો.

સ૦—તમે જુબાનીમાં કહ્યું કે અર્ધકચરી કેળવણીને તમે અભણપણાથી વધારે ભયંકર ગણો છો. એ શું ખરું ? અધકચરી કેળવણી

જ૦—તદ્દન સાચું.

સ૦—એમ માનવાનાં તમારાં કારણો મને દર્શાવશો ?

જ૦—કારણકે આખા હિન્દુસ્તાનમાં મુસાફરી કરતાં મેં જોયું છે કે દેશની અજાણ પ્રજાના કરતાં અધકચરી કેળવણી પામેલા જુવાનીઆઓ જ ઘણા વધારે બીનજવાબદાર અને અવિચારી છે. એ અર્ધદગ્ધ જુવાનીઆઓના મુકાબલામાં અજાણ પ્રજા તો ઘણે દરજ્જે ઠરેલ મનની છે; અને મારી ખાત્રી છે કે આ અધભણેલા યુવકવર્ગને એ અવળે માર્ગેથી પાછો વાળી શકાય તો દેશની આગળ ઊભો થયેલો સવાલ એકદમ મહેલો થઈ જાય.

સ૦—તમે અધભણેલા કોને કહો છો ?

જ૦—દાખલા તરીકે હાઈસ્કૂલના ધોરણ સુધી પહોંચેલો અને થોડુંક અંગ્રેજી જાણનારો અને એથી પણ ઓછું અંગ્રેજી ઇતિહાસનું જ્ઞાન ધરાવનારો એવો છોકરો. એ છાપાંઓ વાંચે છે અને તેને અધકચરાં સમજીને પોતાના મનમાં અગાઉ બંધાયેલા ચોક્સ વિચારોને ફેરવવાને બદલે એ જ ઘર કરી બેઠેલા વિચારોને છાપામાની વાતોથી એ પોષે છે માત્ર. હિન્દુસ્તાનની સુખશાંતિને માટે આવો માણસ તદ્દન અજાણ માણસના કરતાં અનેકગણો વધારે ભયંકર છે.

સ૦—ત્યારે તમે એનો શો ઉપાય કરો ?

જ૦—હું મારી ઢબના ઉપાય કરી રહ્યો છું અને કંઈક એવું પણ માની રહ્યો છું કે મેં એમાં ધાર્યા કરતાં વધુ સફળતા મેળવી છે.

સ૦—એ કઈ રીતે ?

જ૦—એ રીતે કે આવાં માણસો સુદ્ધાં જ્યારે તમે એમને વીનવો છો ત્યારે જોકે અભણ માણસોના કરતાં તમને 'ઘણી વધારે માથાઝીક કરાવે છે, છતાં જો તમે ધીરજ ન ખોઈ બેસો તો અંતે તમારી દલીલમાં રહેલું સત્ય કબૂલ કરે છે અને તમારી શીખામણ સાંભળે પણ છે.

સ૦—એટલે તમે એમ કહો છો કે એવા હાઇસ્કૂલ સુધી શિક્ષણમાં પહોંચેલા લોકો વધુ શિક્ષણ લેવાને તૈયાર હોય છે. માત્ર તમે તેમને સારે માર્ગે દોરવવા ઇચ્છો ત્યારે તેઓ સ્હેજમાં તમારૂં કહ્યું ન માનતાં ખૂબ માથાઝીક કરાવે છે. એમ જ ને?

જ૦—મારા અભિપ્રાય મુજબ તો આજની આપણી આખી શિક્ષણપદ્ધતિ જ એવી ખરાબ છે કે તે માણસને બધી કેળવણી પૂરી કર્યા પછી પણ સ્થિર મનનો અને ઠરેલ વિચારનો નથી બનાવતી. હકીકતમાં આજે એટલા બધા ઉંચી કેળવણી લીધેલા હિન્દીઓ આપણી વચ્ચે છે કે તેમના દાખલાઓ ઉપરથી આપણે વગર-આનાકાનીએ સામાન્ય અભિપ્રાયો બાંધી શકીયે. હું વગરબીકે મારો ચોકસ મત પ્રગટ કરી શકું છું, કારણકે મારી પાસે પૂરતી માહીતી તેમજ સંખ્યાબંધ માણસો એ દિશાએ કામ કરનારા તેમજ પ્રયોગ કરી જોવાના સાધન બનનારા છે. અને તેથી હું એવા ચોકસ નિર્ણય ઉપર આવ્યો છું કે આપણી આખી શિક્ષણપદ્ધતિ જ જડમૂળથી સડેલી છે અને તેને તદ્દન નવેસર રચવાની જરૂર છે.

સ૦—એ શિક્ષણપદ્ધતિના ખાસ દોષો જણાવશો?

જ૦—એક તો એ જ કે નિશાળોમાં કશું ખરૂં નૈતિક કે ધાર્મિક શિક્ષણ તો અપાતું જ નથી. બીજો દોષ એ કે શિક્ષણ અંગ્રેજી ભાષા મારફત અપાતું હોવાથી છોકરાઓના મગજને બેહદ તાણ પડે છે અને પરિણામે નિશાળોમાં અપાતા ઉંચામાં ઉંચા વિચારોને છોકરાઓ ગ્રહણ કરી શકતા નથી.

સ૦—તમે એને બદલે કેવી પદ્ધતિ અમલમાં મૂકો? [ લૉર્ડ હંટરે અહીં વચમાં જ વિષયાંતર થતું હોવા વિષે સાહેબજાદાનું ધ્યાન ખેંચતા જણાવ્યું કે કમિટીનું કામ પહેલેથી સેડલર કમીશનનો ખાસ કરે છે!] તમારા મત પ્રમાણે દેશી ભાષા મારફત શિક્ષણ અપાવું જોઇયે અને શિક્ષણક્રમમાં ધાર્મિક કેળવણીને સ્થાન મળવું જોઇયે. એમ જ ને?

જ૦—આ બે દોષો તો નીકળી જવાં જ જોઈયે. એ ઉપરાંત આધુનિક શિક્ષણપદ્ધતિમાં અંગત તત્વ નથી. શિક્ષકોએ વિદ્યાર્થીઓ જોડે અંગત સંબંધ કેળવવો જોઇયે તે આજકાલ બિલકુલ જોવામાં નથી આવતો. હાલના કરતાં વધારે

સારા અને વિશેષ સંસ્કારી શિક્ષકોનો વર્ગ જોઈએ. આ ત્રણ દોષો નીકળી જાય તો શિક્ષણપદ્ધતિ આજ સુધરે.

સ૦—સત્યાગ્રહની હીલચાલની દૃષ્ટિ સંખ્યા વધારવાની પરવા ન કરતાં કેવળ લોકોનામાં સત્ય અને ચારિત્ર્યનું બળ વધારવા તરફ જ મુખ્યત્વે કરીને છે એ બરાબર છે? સત્યાગ્રહનો વિસ્તાર

જ૦—અવશ્ય. એ સાવ સાચું છે.

સ૦—એનું રહસ્ય એ વસ્તુના પોતાનામાં જ છે; સંખ્યાબળને એની જોડે નિસબત નથી એમ?

જ૦—એને અનુસરનારની સંખ્યા એકની છે કે બેની એ વાત એમા મહત્ત્વ વગરની છે.

સ૦—આ હીલચાલ પંજાબમા પણ ફેલાઇ છે ખરી?

જ૦—હું ધારું છું કે સામાન્ય રૂપમા બીજા ભાગોની પેઠે જ પંજાબમા પણ અવશ્ય ફેલાઈ છે. સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહી કરેલી હોય એવાઓને હું કદાચ નહિ ચીંધી શકું. પણ એટલું તો હું જોઇ ચુક્યો છું કે પંજાબ એ સત્યાગ્રહના સિદ્ધાંતને ગ્રહણ કરવાને તેમજ સત્યાગ્રહને ઉપાડી લેવાને હિંદુસ્તાનના બીજા ગમે તે ભાગના જેટલું જ કે કદાચ એથી વધારે શક્તિમાન છે. પણ મારી આ અટકળમા કદાચ ભૂલ પણ હોય છતાં પંજાબ સત્યાગ્રહના પાઠ ગ્રહણ કરવાની બાબતમા હિન્દુસ્તાનના બીજા કોઇ પણ ભાગની હારોહાર તો છે જ એટલું તો હું કહીશ જ કહીશ. [ સમાપ્ત

---

# મજૂરોની સ્થિતિ

હિંદુસ્તાનની આગળ અત્યારે બે માર્ગ છે: (૧) કાં તો પશ્ચિમનું ધોરણ દાખલ કરવું એટલે કે બળીઆના બે ભાગ એ સૂત્રને સ્વીકારવું. એટલે હથિયારબળ એ સાચું; સાચું એ જ હથિયારબળ એમ નહિ. (૨) અને કાં તો પૂર્વનું ધોરણ માન્ય રાખવું. તે એ છે કે ધર્મ ત્યાં જ જય, સાચને આંચ જ નથી, નબળા સબળા બધાને ન્યાય મેળવવાનો એકસરખો હક છે. પૂર્વ પશ્ચિમ વચ્ચે પસંદગી

મજૂરવર્ગથી આ પસંદગીની શરૂઆત થવાની છે. મજૂરો મારફોડ કરીને વધારો મેળવી શકે તો તે મેળવે? ગમે તેવો તેમનો હક હોય તેમ છતાં તેઓનાથી મારફોડ તો થાય જ નહિ. મારફોડ કરીને હકો મેળવવાનો રસ્તો સહેલો, તો જણાય છે પણ આખરે તે અવરો થઈ પડે છે. જેઓ તલવાર વાપરે છે તેઓ તલવારથી જ મરે છે. તારાનું મરણ પાણીમાં જ ઘણે ભાગે થાય છે.

યુરોપની દશા તપાસો. ત્યાં કોઈ સુખી જ નથી જોવામાં આવતું, કેમકે કોઇને સંતોષ જ નથી. મજૂરોને માલીકનો વિશ્વાસ નથી, માલીકને નથી મજૂરનો. બન્નેમા એક પ્રકારની પ્રવૃત્તિ છે, જોર છે. પણ તે તો પાડામાયે છે. તેઓ મરે ત્યાં સુધી વઢયા જ કરે છે. બધી ગતિ તે પ્રગતિ નથી. યુરોપની પ્રજા ઉંચે ચડતી જાય છે એમ માનવાનું આપણને કંઈ જ કારણ નથી. તેમની પાસે દ્રવ્ય છે, એટલે નીતિ છે, ધર્મ છે એવું નથી. દુર્યોધનની પાસે ઘણું દ્રવ્ય હતું, પણ તે વિદુર સુદામા કરતા રંક હતો. વિદુર સુદામાને આજે જગત પૂજે છે. દુર્યોધનનું નામ તેના દુર્ગુણોનો ત્યાગ કરવાને ખાતર જ આપણે લઇયે છીયે.

ત્યારે આપણે શું કરવું? મુંબઈમાં મજૂરોએ ભારે જોર વાપર્યું. મને તેઓની બધી હકીકત જાણવાની તક નથી મળી. પણ મેં એમ તો જોયું, કે તેઓ વધારે સારી રીતે લઢી શકયા હોત. માલીકોનો વાક પૂરો હશે. સામાન્ય રીતે કહી શકાય કે માલીકમજૂરના ઝગડામા ઘણે ભાગે માલીકોમા વધારે અન્યાય હશે. પણ જ્યારે મજૂરોને પોતાના બળનુ પૂરૂ ભાન આવે ત્યારે મજૂરો માલીક કરતાં વધારે અન્યાય કરે એ હુ સમજી શકું છું—જોઇ શકું છુ. મજૂરમાં જો માલીક જેટલું જ્ઞાન આવી જાય તો મજૂરની શરતે જ માલીકે કામ કરવું પડે. એવું જ્ઞાન મજૂરમાં કોઇ દહાડો ન આવે એ તો સ્પષ્ટ છે. તેને સમયે મજૂર મજૂર મટી શેઠ જ થાય. માલીકો કેવળ પૈસાના બળ ઉપર ઝૂઝતા નથી. તેમનામાં અક્કલ, કળા વગેરે રહ્યાં જ છે.

એટલે સવાલ આપણી પાસે એ જ રહ્યો છે કે મજૂરો જેવા છે તેવા જ રહેતા છતાં, તેઓમાં કંઇક વિશેષ ભાન આવતાં છતાં, તેઓએ કઇ રીતે વર્તવું. મજૂરો પોતાની સંખ્યા અથવા તો પોતાના બાહુબળ ઉપર એટલે મારફોડ ઉપર આધાર રાખે તો તેઓ આપઘાત કરશે ને દેશના ઉદ્યોગોને નુકસાન પહોચાડશે. જો તેઓ કેવળ ન્યાય ઉપર ઉભી ન્યાય મેળવવા દુઃખ જ સહન કરશે તો તેઓ હમેશાં જય મેળવશે, એટલું જ નહિ પણ માલીકોને સુધારશે, ઉદ્યોગો વધારશે અને માલીક મજૂર બન્ને એક કુટુંબના થઇ રહેશે.

મજૂરોની સ્થિતિ વિચારતાં આટલાં તત્ત્વોનો સમાવેશ થવો જ જોઇયે: મજૂરીની શરતો

૧. મજૂરોને નીરાંતનો વખત બચે એટલા જ કલાક કામ હોવું જોઇયે.

૨. તેઓને પોતાને કેળવણી મળે એવું સાધન હોવું જોઇયે.

૩. તેઓનાં બાળકોને પૂરતું દૂધ, પૂરતાં કપડાં ને પૂરતી કેળવણી મળવાનું સાધન હોવું જોઇયે.

૪. મજૂરોને રહેવાનાં ઘર સ્વચ્છ હોવાં જોઇયે.

૫. મજૂરો ઘરડા થાય ત્યારે તેઓ નભી શકે એટલું તેઓ બચાવી શકે એવી સ્થિતિ હોવી જોઇયે.

આમાંની એકે શરત આજે પળાતી નથી. તેમાં બન્નેનો દોષ છે. માલીકો માત્ર મજૂરીની સાથે જ સંબંધ રાખે છે. મજૂરનું શું થાય છે તેની તેમને દરકાર નથી. ઓછામાં-ઓછો પગાર આપી વધારેમા વધારે મજૂરી લેવામાં જ તેમના પ્રયોગો સામાન્ય રીતે સમાયેલા હોય છે. મજૂર વધારેમા વધારે પગાર મેળવી ઓછામા ઓછું કામ કેમ થાય એવી યુક્તિઓ રચે છે.

તેથી મજૂરોને વધારા મળે છે છતાં કામમા સુધારો નથી થતો, બન્ને વચ્ચે સંબંધ નિર્મળ નથી થતો, ને વધારાનો સદુપયોગ મજૂરો નથી કરતા.

આ બન્ને પક્ષ વચ્ચે એક ત્રીજો પક્ષ ઉત્પન્ન થયો છે. તેઓ મજૂરના મિત્રો બન્યા છે. એ પક્ષની જરૂર છે. તેઓમા જેટલે અંશે કેવળ મિત્રભાવ છે, કેવળ પરમાર્થદૃષ્ટિ છે તેટલે અંશે જ તેઓ મજૂરના મિત્ર બની શકે. મજૂરના મિત્રો

હવે સમય એવો આવે છે કે જ્યારે મજૂરોને અનેક રીતે સોગઠીની જેમ વાપરવાના પ્રયત્નો થશે. આ સમય રાજ્યપ્રકરણી વિષયમા પડનારાને વિચારવા જેવો છે. તેઓ શું કરશે? પોતાનો સ્વાર્થ જોશે કે મજૂરની ને કોમની સેવા કરશે? મજૂરને મિત્રોની જરૂર છે. મજૂરો આધાર વિના આગળ નહિ જઈ શકે. તે આધાર આપનાર માણસો કેવા છે તે ઉપરથી મજૂરોની સ્થિતિ આંકી શકાશે.

સ્ટ્રાઇક પાડવો, કામ બંધ કરવું, હડતાળ પાડવી, એ ચમત્કારી વસ્તુ છે; પણ તેનો દુરુપયોગ કરવો કઠિન નથી. મજૂરોએ મજબૂત યુનિયનો—સંઘ બાંધવા જોઇયે ને સંઘની પરવાનગી વિના હડતાળ ન જ પડાય. હડતાળ પાડ્યા પહેલાં માલીકોની સાથે મસલત પણ કરવી જોઇયે. જો માલીકો પંચ નીમે તો પંચનું તત્ત્વ દાખલ કરવું જોઇયે, ને પંચ નીમાય તો તેનો ઠરાવ માલીક મજૂર બન્નેએ ગમે તેવો લાગે છતાં કબૂલ કરવો જોઇયે. હડતાળનો ઉપયોગ

'નવજીવન'ના વાંચનાર! તમે જો મજૂરની સ્થિતિ કેળવવામાં રસ લેતા હો, તમે મજૂરના મિત્ર બનવા માગતા હો, તમે જો મજૂરોની સેવા કરવા ચાહતા હો તો તમે ઉપલા વિચારોમાંથી જોઈ શકશો કે તમારી પાસે એક જ ધોરી માગ છે: બન્ને પક્ષ વચ્ચે કૌટુંબિક ભાવના પેદા કરી મજૂરોને ચડાવવા. તેમ કરવા સારુ સત્યાગ્રહ જેવો બીજો ચોખ્ખો રસ્તો નથી. મજૂરને વધારે પગાર મળે તેથી તમે સંતોષ નહિ પામો. મજૂર તે કયે સાધને મેળવે છે, તે મળેલા વધારાનો શો ઉપયોગ કરે છે એ પણ તમે તપાસશો.

---

# ખાદીની કિંમત

મુંબઈથી રા. વિઠ્ઠલદાસ જેરાજાણી ખબર આપે છે કે ખાદીની ખપત હવે મુંબઈમાં ઓછી થઈ ગઈ છે અથવા તો પડી ભાંગી છે. આ ખબર વાંચી મને દુ:ખ થયું. આશ્ચર્ય નથી થયું. દુ:ખ થયું કેમકે એ ઓછી ખપત સૂચવે છે કે આપણો ઉત્સાહ ક્ષણિક છે અને ઉત્સાહની પાછળ ધાર્મિક વૃત્તિ અથવા ભાવના નથી હોતી. જે પ્રજા ધર્મ માનીને મેલું પાણી પીવા તૈયાર થાય જે હિંદુ પ્રજા ધર્મ માની આગગાડીમા ખાતા અભડાઇ જવાના દોષથી ભૂખી રહી શકે, જે મુસલમાન પ્રજા અમુક રીતે તૈયાર થએલું માસ ન હોય તો તેનો ત્યાગ કરે, એ પ્રજાના માણસો જો ખાદી વાપરવી એ ત્યાધર્મ છે, એ પવિત્ર છે એમ માને તો તેનો ત્યાગ ન જ કરે.

ખાદી બધી એકસરખી સારી નથી હોતી, તે સુંથા થઇ જાય છે, તેનાં કોટ પાટલુન સરખા નથી રહેતા, ને એટલી ચડી જાય છે કે બાય હાથેથી કોણીએ પહોંચી જાય છે. તે ચાળણી જેવી ગળી જાય છે તે એટલે સુધી કે તેમાંથી મગનઃ દાણા પણ ચળાઇ આવે. આ બધું કોઇ કોઇના અનુભવમાં આવેલું હશે. મારો અનુભવ એવો છે કે મારાં ખાદીના પહેરણ જેમ પહેરૂ છું તેમ સુંવાળાં લાગે છે. તેના ધોતીઆં પણ મને તો ભારે નથી પડતાં ને હવે સંચાનાં ધોતીઆં પહેરવાં મને વસમા લાગે છે. આ બધી મારી ભ્રમણા હોય તો ભલે. મને તો તેમાં ધર્મ જણાય છે.

આ બધી ખાદી કેમ બને છે? તેનું સુતર ઘણે ભાગે ગરીબ બહેનોએ કાંતેલું હોય છે. તેમા તો કેટલીકની જીંદગી ખરાબ હતી તે મટી હવે સારી થઇ છે, અથવા તો તે બહેનો કંઇ ધધો નહોતી કરતી તેને બદલે હવે કંઇ નહિ તો દિવસનો એક આનો કમાતી થઇ ગઇ છે. તેટલામાં પોતાના ઘરનું શાક લઇ શકે છે, પોતાના

છોકરાને સારૂ દૂધ લઇ શકે છે. જે એક આનો આપણે મુંબઇમાં ફેંકી દઇયે છીયે તે એક આનો ગામડામાં ચાર આનાની ગરજ તો સારે છે જ.

એ ખાદીના વણનારા પોતાનો વણાટનો ધંધો છોડી બેઠા હતા, અથવા તો છોડવાની તૈયારીમાં હતા તે વણકરો છે.

ખાદીની વપરાશ એ સ્વદેશીનો પાયો છે, કેમકે જાડા સૂતરમાંથી ને સહેલાઇથી વણાય એવી તો ખાદી જ છે. ખાદીને સંચાની સાથે હજુ તો હરિફાઇ પણ કરવી પડતી નથી. ખાદીની ખપતમાં જ લાખો ગરીબ માણસો પોતાને ઘેર બેઠાં પ્રામાણિકપણે આજીવિકા મેળવવાની શક્તિ ધરાવી શકે છે.

ખાદીના ઉપયોગ

આ ખાદી દિવસે દિવસે સુધરશે, સુધરતી જાય છે. તેના અનેક ઉપયોગ છે. જો તેનાં ખમીસ વગેરે ન ચાલે તો પહેરણ, ગંજીફરાક તો થાય જ, તેના નાના મોટા રૂમાલ કે રૂમાલીઆ થાય જ, તકીઆ, ગાદલાની ખોળ થાય. તેનું ખોળીઉ બની શકે. આવા અનેક ઉપયોગો થઇ શકે છે. હું એમ પણ નથી કહેવા માગતો કે જેને જરૂર નથી તેવા માણસો ખાદી વાપરવાને ખાતર નકામા પૈસા ફેંકી દે. એથી પણ પ્રજાને પૂરો લાભ નહિ મળે. પણ હું જરૂર એમ કહીશ કે જે જે ઉપયોગમાં આપણે ખાદી લઇ શકીયે તે તે ઉપયોગમા ખાદી જ લેવી. મનમાં ખાદી વાપરવાની ખંત રાખવાથી તેનો સદુપયોગ મળી રહેશે.

વેપારીઓની સહાય

ખાદી વધારે પેદા કરવાની હીલચાલ જારી જ છે, વધારે ખાદી પેદા થઇ જ રહી છે. તે ખપાવવાની તજવીજ પણ થવી જ જોઇયે. તેમાં મુંબઇના વેપારીઓની સહાય ઇચ્છું છું. ખાદીમા જે સુધારા કરવા ઘટે તે માટે સૂચનાઓ પણ ઉપયોગી થઇ પડશે. જ્યા જ્યા સ્વદેશી ભંડારો ખુલ્યા છે ત્યાં તેમણે ખાદી મંગાવી લેવાની જરૂર છે. જેમ ખાદી તેમ બીજો માલ પણ દિવસે દિવસે વધારે તૈયાર થતો જશે. હાથવણાટના સ્વદેશી માલનો શોખ પ્રજામાં પેદા થશે ત્યારે જ હાથે કાંતવાનું ને હાથે વણવાનું કામ ઝપાટાબંધ ચાલશે.

પંજાબની સામગ્રી

પંજાબમા મને આ બાબતમા જે અનુભવ થઇ રહ્યો છે તે ઉપરથી હું જોઉં છું કે લોકોમા સ્વદેશીની શુદ્ધ ભાવના ઉત્પન્ન થાય તો પંજાબની ઓરતો જથાબંધ પોતાનું અસલી કાંતવાનું કામ કરતી થઈ જાય. પંજાબ સ્વદેશીનું ધામ થઇ શકે એવો મુલક છે. પંજાબમાં રૂ પેદા થાય છે, પંજાબમા લગભગ દરેક ઓરતને કાંતતા આવડે છે, પંજાબમાં વણકરો છે. જે સામગ્રી જોઇએ તે પંજાબમાં છે. પણ અત્યારે વેપારનું મુખ્ય સ્થળ મુંબઇ છે એટલે ત્યાંના વેપારીઓની પણ મદદ જોઇયે.

# પંજાબનો પત્ર

## (૧૦)

### બે ડેપ્યુટેશન

ફીજીના અને બ્રિટિશ ગીઆનાનાં ડેપ્યુટેશનો હાલ કેટલોક વખત થયાં હિંદુસ્તાનમાં આવ્યાં છે. ફીજીના ટાપુ ઑસ્ટ્રેલિયાની પાસે છે. ત્યાં પચાસ વર્ષ થયા હિંદી ગીરમીટીઆની મદદથી જથાબંધ શેરડી વાવવામાં આવે છે અને તેની મારફતે ઑસ્ટ્રેલિયાની સેન્ટ્રલ શુગર કમ્પની કરોડો કમાઇ ગઇ છે. ગીરમીટની પ્રથા એ કેવી બુરી છે એ આપણને ભાઈ ઍંડ્રુઝે આબેહુબ બતાવી આપ્યું છે. પણ હવે તો જે ગીરમીટ ચાલુ હતી એ પણ વાઇસરાય સાહેબના મક્કમપણાથી બંધ થઈ છે.

બ્રિટિશ ગીઆના એ દક્ષિણ અમેરિકાનો એક ભાગ છે. તે ભૂમધ્યરેખાની નીચે આવેલો મુલક છે. ત્યાં પણ જથાબંધ શેરડી પાકે છે ને એક એકરમાથી ત્રણ ટન સુધી ખાંડ નીકળી શકે છે. હિંદુસ્તાનમા એક એકરમાથી એક ટન ખાંડ નીકળે છે. આ પ્રશ્નને હાલ શુગર કમિટી ઉર્કેલી રહી છે. તેમા પ્રખ્યાત મિ. બુર્જોરજી પાદશાહ પણ એક સભાસદ છે. એટલે તેનુ પરિણામ કઇક સારૂં આવશે એમ માની શકાય. તેઓના કહેવા પ્રમાણે હાલ તો શેરડીના પાકથી આપણને ગેરફાયદો થતો હોય એવો સંભવ છે બહારથી આવતી ખાંડ આપણને સસ્તી પડે છે અને હિંદુસ્તાનમા ખાંડ પેદા ન કરવાથી કોઇની રોજી પડી ભાગની નથી. આ વાત જેવી મારે કાને આવી છે તેવી હું આપુ છુ આ કંઈ મિ. પાદશાહના છેવટના વિચારો છે એમ પણ હુ નથી કહી શકતો. તેમ આ વિષય અત્યારે હું ચર્ચવા માગતો પણ નથી બ્રિટિશ ગીઆનાનો વિચાર કરતા માત્ર આટલી ખબર અનાયાસે આપી દઉં છુ.

ખાંડના વેપારની આપણી સ્થિતિ ગમે તેવી હો પણ બ્રિટિશ ગીઆના અને ફીજી માત્ર ખાંડના વેપાર ઉપર આબાદ થયા છે.

બ્રિટિશ ગીઆનામા પણ ગીરમીટીઆ જતા હતા ત્યા કોઈ બાહોશ માણસ ગયેલ નથી, તેથી ત્યાના ગીરમીટીઆની સ્થિતિ આપણે જાણતા નથી. ત્યાયે હવે ગીરમીટીઆ મોકલવાનું બંધ થયુ છે.

એટલે બન્ને મુલકોને પોતાની આબાદી કેમ કાયમ રાખવી એ મોટો સવાલ થઈ પડયો છે જો તેઓને બીજા હિન્દીઓ ન મળે તો ચિંતા કરવાનો સમય આવે.

અંગ્રેજ મજૂરો પાસેથી કામ ન લેવાય. એ મુલકોમા અંગ્રેજો ઘર ન કરી શકે. ત્યાંની હવા તેમને માફક ન આવે એટલે જો હિંદી મજૂરો ન મળે તો તેઓને ચીન કે એવા બીજા મુલકો ઉપર દષ્ટિ નાખવી પડે. હિંદીના જેટલી સરળતા અને નમ્રતા ચીનના મજૂરોમા નથી એવો તેઓનો અનુભવ છે એમ જણાય છે.

બ્રિટિશ ગીઆનામાં સ્વતન્ત્ર હિન્દી

આ બન્ને ડેપ્યુટેશન હિન્દી સરકાર અને પ્રજાવર્ગની સાથે મસલત કરવા આવ્યાં છે. સ્વતન્ત્ર હિન્દી કઇ રીતે આ બન્ને જગ્યાએ જઈ શકે એ જાણવા ને તેવો બંદોબસ્ત કરવા તેઓ આવ્યાં છે. આ બન્ને ડેપ્યુટેશનની મને અહીં મુલાકાત થઇ છે. બ્રિટિશ ગીઆનાથી ત્યાંના ઍટર્ની જનરલ અને ત્યાંના કેટલાક જૂના થઇ ગયેલા હિંદી ગૃહસ્થો ડેપ્યુટેશનમાં આવ્યા છે. ફીજીથી ત્યાંના બિશપ અને એક બીજા અંગ્રેજ ગૃહસ્થ આવ્યા છે. બ્રિટિશ ગીઆનાની માગણી એવી છે કે આપણા ખેડૂતવર્ગના માણસો ત્યાં સ્વતંત્ર રીતે જાય ને ત્યાં ખેતી કરે. તેઓએ કોઈએ ત્યાં મજૂરી કરવાની જરૂર નથી. બ્રિટિશ ગીઆનામાં હિંદી ગોરા વચ્ચે એકસરખી સ્થિતિ છે. આ ત્યાંના ગોરાનો ગુણ નથી, પણ ત્યાંની પરિસ્થિતિનું પરિણામ છે. ગોરા ઘણે ભાગે અમલદારવર્ગના રહ્યા ને ખેતી વગેરે પણ તેઓથી થઈ ન શકે. ત્યાંના ગોરાએ આપણી છૂટ છાપરે દીધી છે એમ માનવાનું કારણ નથી. છતાં આટલું ખરું છે કે બ્રિટિશ ગીઆનામાં અત્યારે તો જે ભાગ જેમ બીજે છે તેમ નથી, ને ત્યાં હિંદી લોકો જઇને વસે તો જેમ પૂર્વ આફ્રિકામાં થઈ રહ્યું છે તેમ હલાકી થાય તેવું નથી.

ફીજીમાં સ્વતન્ત્ર મજૂર

ફીજીમાં જુદી સ્થિતિ છે. ફીજીનું ડેપ્યુટેશન સ્વતંત્ર હિંદી નથી માગતું પણ સ્વતંત્રપણે મજૂરી કરનારા હિંદી માગે છે. ગીરમીટમાં નહિ પણ સ્વતંત્રપણે તેઓ મજૂરી કરવા જાય, જેમ હિંદી મજૂર સીંગાપોર વગેરે જગ્યાએ જાય છે તેમ.

મસલત વિષે મારો અભિપ્રાય

આ બન્ને દરખાસ્ત વિષે મારો અભિપ્રાય માગવામાં આવ્યો છે. મેં હજુ જાહેરમાં કશો અભિપ્રાય નથી આપ્યો. મારા કેટલાક વિચારો મેં બતાવેલા તેમાં બ્રિટિશ ગીઆનાના વડા વકીલ મારી સહી લઈ ગયા છે.

મને ભાસે છે કે આપણે હજુ કૉલોનિસ્ટ મોકલવા તૈયાર નથી થયા. લોકોમાં એટલી સ્વતંત્રતા, એટલી સ્વાશ્રયવૃત્તિ નથી આવ્યા. એટલે સ્વતંત્રપણે મજૂરો જાય એ હકીકતમાં બનવું મુશ્કેલ જોઉં છું. સ્વતંત્રપણે ખેડૂતો જાય ને સ્વતંત્ર રહી શકે એ પણ હું હજુ સંભવિત નથી જોતો.

આપણામાં તેટલી કળા નથી, આપણામાં બહાર જવાનો તેટલો શોખ નથી, બહાર જવાની તેટલી જરૂર નથી. જો અજ્ઞાની પણ સાહસિક વર્ગ જાય તો તેની પાછળ વિદ્વાન પારમાર્થિક વર્ગ જવો જોઇએ. તેવા માણસો જાય ને લોકસેવા કરે તો ઘણું સારૂં કામ થાય એમ મારૂં માનવું છે. તેવો વર્ગ હિંદુસ્તાનમાંજ થોડો છે. તેમાંથી બહાર જનાર ક્યાંથી મળે ? એટલે જોકે હું ખેડૂતવર્ગના લોકોને મજૂર તરીકે કે બીજી રીતે બહાર જતા કાયદેથી અટકાવું નહિ તોપણ હું તેવા માણસોને બહાર જવાનું સીધી કે આડકતરી રીતે ઉત્તેજન પણ ન આપું. હાલ તો આટલે સુધી વાચનારની પાસે મારો નમ્ર અભિપ્રાય મૂકી શકું છું.

( લાહોર માહ શુદ ૧૩ )

તા. ૧૫-૨-૧૯૨૦

# પંજાબનો પત્ર

## (૧૧)

### જલિયાંવાલા બાગ

જલિયાંવાલા બાગ પ્રજાની મિલકત થઇ ગઇ છે એવું મા પંડિત માલવીયાજીએ કૅાંગ્રેસમાં જણાવ્યું હતું. પણ પાછળથી તેમા મોટા વિઘ્નો આવી પડયા હતાં. તે વિષે લખાણ નહોતું થયું અને તેના કેટલાક હિસ્સેદારોએ પોતાનો અભિપ્રાય બદલ્યો હતો. બાગનો થોડો ભાગ પ્રજાને આપી બાકીનાનો વેપાર કરવો એમ તેમને લાગ્યું. તેઓએ ઘણુંયે સમજાવ્યું કે સ્મશાનભૂમિના કકડા ન જ કરાય બાગનો એક ખુણો પણ એવો નથી કે જે નિર્દોષ માણસોના લોહીથી ખરડાયેલો ન હોય તેથી તેના વ્યાપારી ઉપયોગ કરવો એ બરાબર ન ગણાય. વળી આખો બાગ પ્રજાની મિલકત થયો છે એમ પણ હિંદના બહુ જૂના અડગ સેવક મારફતે કહેવામાં આવ્યું છે એટલે એ બાગના ભાગલા ન થવા જોઇયે. છતા જે ભાગીદારોએ પોતાના મત ફેરવ્યા હતા તે તો તેવા જ રહ્યા. છેવટે પંડિતજીને અને સ્વામી શ્રદ્ધાનંદજીને અમૃતસર જવું પડયું. હવે તેનો નીકાલ થઇ ગયો છે ને કાચું લખત પણ થઇ ગયું છે.

### પાંચ લાખ

તેની કિંમત રૂ પાચ લાખથી ઉપર અંકાઈ છે, અને તે રૂપીયા ત્રણ માસની અંદર ભરી દેવાનો કરાર છે. જો તેટલી મુદતમા પૂરી રકમ ન ભરાય તો જમીન પ્રજાને હાથેથી જતી રહેવાનો પૂરો ભય રહે છે.

એટલે હવે પૈસા ઝપાટાબંધ એકઠા કરવા એ બીજું પગલું રહ્યું. આ કાર્યમા બધા પોતાનાથી બનતુ આપે એ સારામા સારૂ ગણાય ને પ્રજાને શોભાવે તેમજ ચડાવે. આ બાગ અસાધારણ વસ્તુ છે, એ પવિત્ર સ્થાન છે, તેને આપણે યાત્રાના સ્થાન તરીકે ઓળખવા માગીયે છીયે. કૅાંગ્રેસને વખતે હજારો માણસો બાગ જોવા ગયેલા. હજારો તો એ જ કામને સારૂ આવેલા. હરિદ્વાર હિંદુનું યાત્રાસ્થાન છે. પણ તેમા જૈન, શીખ ને બીજા જેઓ પોતાને હિંદુ નથી ગણાવતા તે નથી આવી જતા. મુસલમાન, ખ્રિસ્તી, પારસી, યાહુદીને સારૂ તે તો યાત્રાસ્થાન નથી જ. જલિયાવાલા બાગ હિન્દુસ્તાનમા જન્મેલા અને હિંદુસ્તાનમાં રહેનારા બધાને સારૂ પવિત્ર સ્થાન છે, અથવા આપણે બનાવવા માગીયે છીયે. એની ઉત્પત્તિ દ્વેષભાવમા નથી પણ નિર્દોષ મુએલા તરફના પ્રેમભાવમાં છે. બાગનાં દર્શન કરીને આપણે જનરલ ડાયરની કઠોરતાને યાદ કરવા નથી માગતા. માણસો ભૂલ કરતા આવ્યા છે. તેની ભૂલ યાદ રાખી આપણે દ્વેષભાવ વધારતા નથી. પણ નિર્દોષ જીવોનું સ્મરણ ભૂલી જવાય તો પ્રજા નાશ પામે જે પ્રજામા નિર્દોષ માણસો પોતાના વાંક વિના માર્યા જાય તે પ્રજાને ચડવાનો સારો પ્રસંગ પ્રાપ્ત થયો કહેવાય તેવા કાર્યને યાદ રાખી જો પ્રજા તેને ન સંભારે તો

જેમ ઉડાઉ પોતાના ધનની સંભાળ ન રાખી ભીખારી બની જાય છે, તેમ તે પ્રજા પણ ભીખારી બને; અને જો તે ધનનો સંગ્રહ કરે તો જરૂર આગળ વધે. પાંચસે કે એક હજાર નિર્દોષ માણસો જો જ્ઞાનપૂર્વક મૃત્યુની ભેટ કરે તો તેઓની પ્રજાની ઉન્નતિ એકાએક થાય ને તેનું પરિણામ એટલું મહાન આવે કે તે એક ચમત્કાર તરીકે અંકાય. જલિયાંવાલા બાગમાં જે રીતે નિર્દોષ માણસોનું મૃત્યુ થયું તેમાંથી આપણે ચમત્કારી પરિણામ ભલે ન નીપજાવી શકીયે, પણ તે બનાવ હિંદુમુસલમાનને એક કરવામાં, સમસ્ત હિન્દુસ્તાનની જાગૃતિ કરવામાં આ જમાનામાં મોટામાં મોટો ગણાશે. એટલે તેને આપણે ચિરસ્મરણીય બનાવવો એ આપણી ફરજ છે.

પાંચ લાખની જરૂર

આ વિચાર જો ઠીક હોય તો પાંચ લાખ રૂપીયા એકઠા કરવામાં નાના, મોટા, ગરીબ, તવંગર બધા ભાગ લઇ શકે. એક જ માણસ પાંચ લાખ રૂપીયા આપી દે તો આપણી મન્દતા, આપણા આળસને લીધે આપણે રાજી થઇયે, પણ બાગની પવિત્રતાની કિંમત ઓછી થાય. જો ત્રણ કરોડ વીસ લાખ માણસ એક એક પૈસો આપે તોયે પાંચ લાખ રૂપીયા મળે અને તે પ્રમાણે એકઠાં થયેલાં નાણાંથી લેવાયેલી ભૂમિની પવિત્રતા અતિ વિશેષ હોય એ સૌ કોઇ કબૂલ કરશે. જો એક જ દિવસ ચિંતન કરી એટલા માણસો પોતાનો પૈસો આપે તો પવિત્રતા હજુ વધે.

લુચ્ચાઇનો ભય

આજથી જે પ્રશ્નો ઉત્પન્ન થયા છે કે આટલા નાણાં એકઠાં કરવાને સારૂ કેવી ગોઠવણ કરવી કે જેથી એકઠું કરવાનું ખર્ચ ઓછું થાય ને ચોરી ન થાય. બાગના ઉઘરાણાને બહાને લુચ્ચા માણસો પૈસા ઉઘરાવી તેનો દુરૂપયોગ કરશે એ ભય પેદા થયો છે.

## વ્યાવહારિક ઉપાય

આનો વ્યાવહારિક ઉપાય એ છે કે દરેક ગામડામાં પ્રામાણિક માણસે ઉઘરાવવાનું કામ માથે લઈ લેવું. તેણે તુરત તે પૈસા મુખ્ય કમિટીને મોકલી આપવા. ઓળખીતા સિવાય બીજાને પૈસા ન જ આપવા. ઓળખીતા એટલે જેની ઉપર વિશ્વાસ હોય તે. ઓળખીતાએ પોતાના ગામના માણસોને તુરત હિસાબ આપી દેવો.

## ઉઘરાવવાની રીત

પ્રેમ વિ૦ વ્યાપારી વૃત્તિ

ઉઘરાવનારે કોઈની પર દબાણ કરવું નહિ, માત્ર તેને પૂરી સમજુતી આપવી. જોકે આપણો હેતુ પૈસો પૈસો ઉઘરાવીને નાણાં એકઠાં કરવાનો હોવો જોઈયે તોપણ સહુએ યથાશક્તિ આપવું એ જ યોગ્ય છે. તવંગર અને ગરીબ એકસરખું આપે એવું જગતમાં બન્યું નથી ને બનવું ન જોઇયે એ તો દેખીતું જ છે. પણ તેટલું જ કરીને બેસી જવું એ યોગ્ય નથી. अधिकस्याधिकं फलम् ને ન્યાયે પણ આપવું એ આપણું કર્તવ્ય છે. એમ કરવાથી બીજાની ઉપર બોજો ઓછો પડે છે ને કાર્ય વહેલું પતે છે. આપણો ભાગ આપીને સંતોષ માની લેવો એ કંજુસાઈનું લક્ષણ છે. પ્રેમપૂર્વક થયેલાં કૃત્યોમાં મહાઉદારતા રહેલી હોય છે. પ્રેમ પોતાના કાર્યને તાજવામાં મુકવા ન જ દે. જે જોખે છે તે પ્રેમ નથી. તે તો વ્યાપારી

વૃત્તિ છે. અહીં વ્યાપારી વૃત્તિ અસ્થાને હશે. આ ઉઘરાણું હિંદુ, મુસલમાન, ઈસાઈ, પારસી, બધામાંથી કરવાનું છે. મારી ઉમેદ છે કે 'નવજીવન'ના વાંચનાર પોતાનો પૂરો હિસ્સો આ પવિત્ર કાર્યમાં આપશે. હાલ તુરત છ લાખનું ઉઘરાણું કરવાનું છે એ હિસાબ ધ્યાનમાં રાખવો.

### કમિટીનો રિપોર્ટ

હંટર કમિટીનો રિપોર્ટ માર્ચના પહેલા હફતામાં વાઈસરાય સાહેબને મળશે એ આપણે વર્તમાનપત્રોમાં જોયું. આપણી કમિટીનો રિપોર્ટ તુરત જ બહાર પડવો જોઇયે. જુબાનીઓ છપાઇ રહેવા આવી છે. તે કાર્ય શ્રી. જયકરે માથે લઇ લીધું છે. રિપોર્ટ ઘડાઇ રહેવા આવ્યો છે. રિપોર્ટ તપાસવા ને પાસ કરવા કમિટીના સભાસદો કાશીજીમાં સોળમી તારીખે ભેળા થવાના છે ને એવી આશા રાખવામાં આવે છે કે ૨૦મી ફેબ્રુઆરીએ રિપોર્ટ પાસ થઇ છપાવા જશે. રિપોર્ટની છપામણીનું ખર્ચ મોટું આવશે, ને રિપોર્ટ અને પુરાવો મળીને આઠ રૂપીયાની કિંમત થવાનો સંભવ છે.

---

તા. ૨૨–૨–૧૯૨૦

# પંજાબનો પત્ર

## (૧૨)

### ગુજરાત

1 પંજાબમાં ગુજરાત એ એક જીલ્લો છે. તેમાં ગુજરાત મુખ્ય શહેર છે. સન ૧૮૪૯માં શીખ યુદ્ધ ચાલ્યુ તેમાં ગુજરાતની લડાઇ પ્રખ્યાત છે. જે મેદાનમાં લડાઈ થઈ હતી તે મેદાન પણ જોયું. આ જીલ્લામાં પણ માર્શલ લૉ હતો તેથી ત્યાં હું ગયેલો. મુસાફરીમાં શ્રી. સરલાદેવી ચૌધરાણી સાથે હતાં.

ગુજરાતની પાસે જલાલપુર જટાં કરીને નાનું ગામડું છે. ત્યાં પણ જવાનું હતું. તે ગામડું કેવળ વણકરોનું છે એમ કહીયે તો ચાલે. ત્યાંનાં બૈરાંઓ કાંતે છે, મરદો વણે છે. ત્યાંની નાની શેરી આખી હાથવણાટનાં કપડાંથી લોકોએ શણગારી મુકી હતી. આ કપડાં માત્ર સફેદ ખાદીનાં ન હતા, પણ ખાદીને લાલ રંગી તેમાં હીરથી ગુંથણી કરી હતી. આવાં કપડાંને અહીં લોકો ફુલવારી કહે છે. એમાં સુંદર ભાતો પાડેલી હોય છે તેથી તે આંખને પ્રિય લાગે છે. વિવાહ વખતે એવી ફુલવારી વરવહુને ભેટ કરવામાં આવે છે અને તે ઘણાં કુટુંબોમાં સંઘરી રાખવામાં આવે છે. આ ફુલવારીના બેસ ઘણાં બૈરાં ઉપર જોવામાં આવે છે. તેના હવે લોકો પડદા પણ કરે છે. મારે સારુ જે બેઠક કરી હોય તેમાં ઘણે ભાગે તો આવી ફુલવારી જ હું જોઉં છું. તેની પાછળ રહેલો પ્રેમ મને આનંદ આપે છે.

ફુલવારીઓથી ઘરેલી અંતરે જોઈ મને બહુ દિલગીરી પણ થઈ. મારું હ્રદય ભરાઈ આવ્યું. આ સુંદર કળા અને હિંદુસ્તાનની આબાદીનું મોટામાં મોટું સાધન લગભગ નાબુદ થવાની દશામાં આવી પડયું છે એ વિચારે મને ગમગીન કરી મુક્યો. એવી ફુલવારીમાં જે શોભા, જે પવિત્રતા, પૈસાની જે રક્ષા હું જોઉં છું તે વિલાયતની સાડીઓમાં હું નથી જોઇ શકતો. કાંતવામાં હિંદુસ્તાનનાં ઘરોની બરકત છે. તે ધંધો જતાં બરકત ઉડી ગઇ છે.

આ ગુજરાતમાં જોકે કમીશનરે માર્શલ લૉ નહોતો માગ્યો, તોપણ આવ્યો ત્યારે રખેને મુંબઈ ઇલાકાના ગુજરાતમાં હોય નહિ એમ માની તેણે તારથી પુછાવેલું. આટલું નિર્દોષ પંજાબનું ગુજરાત હતું. ત્યાં શું થયું એ તો હું લખવા નથી માગતો. પણ ઉપરની વાત હંટર કમિટી પાસે આવી ગઇ છે તેથી તેની યાદ અહીં આપી દઉં છું.

### સરગોદા

ગુજરાત એક રાત રહી અમે સરગોદા ગયા. સરગોદા એ નવું વસેલું ગામ છે. નહેરોની નજીક એવાં કેટલાંક ગામો વસેલાં છે. આ ગામ શાહપુર જીલ્લામા આવેલું છે. ત્યાં જવાનો હેતુ રીક્રુટોની ભરતી વખતે થયેલી ઇજાની તપાસ કરવાનો હતો. સરગોદામાં અમે રાતે પહોચેલા. પણ લોકોનો ઉત્સાહ રાતના દસ વાગે પણ મંદ કરી શકાય એમ ન હતુ. ગામડાંમાંથી હજારો માણસો આવ્યાં હતાં, ને આખી બજારમા અસંખ્ય બત્તીઓ જ જોવામાં આવતી હતી. કદાવર છતાં ડરકુ

શાહપુર જીલ્લાના માણસો બીજા જીલ્લાઓ કરતાં જુદા જ પ્રકારના જોવામાં આવ્યા. તેઓ શરીરે કદાવર છે, છતાં ઘણા મંદ, ભોળા ને નરમ છે. સીપાઈથી બહુ ડરે છે અને પોતાની રક્ષા કરવા તદ્દન અસમર્થ છે. ઘણે ભાગે આ લોકો મુસલમાન છે, પણ ભૂખમરાને લીધે તેઓ ચીમળાઈ ગયેલા હોવા જોઇએ. નહેરો ખોદાવાથી તેઓમાં ભૂખમરો તો ઘણો ઓછો થયો છે. પણ લોકોને જાહેર જીવનની કંઇ જ તાલીમ નથી તેથી તેઓ નિરાધાર રહેલા છે.

### મલકવાલ

સરગોદાથી અમે મલકવાલ ગયા. મલકવાલ ગુજરાત જીલ્લામાં શહેર છે. મોટું જંકશન સ્ટેશન હોવાથી તે જાણીતું થયું છે. ત્યાં માર્શલ લૉ હતો જ. મલકવાલના માણસો એટલા બધા દબાયેલા છે કે આગેવાનોની અમને નોતરવાની હિંમત ન હતી. પણ ગામ અને આગેવાન વચ્ચે અત્યારે પૂરો મેળ નથી. તેથી લોકોને ખબર પડી એટલે તેઓએ તો સ્ટેશન જ ભરી મુક્યું; ને આસપાસનાં ગામડાંમાંથી એટલા બધા માણસો આવી પડયા કે બિલકુલ શાંતિ મળી જ ન શકે. આગેવાનો ડરના માર્યા દૂર જ રહ્યા. મલકવાલમાં રાત રહેવાનું હતું. સવારે આસપાસનાં ગામમાંથી વાજાં વગાડતાં સ્ત્રીપુરુષોએ આવીને અમને બધાને જગાડી મુક્યા, અને માણસો એટલા બધા ભરાઇ ગયા કે નીરાંત વાળીને બેસી શકાય કે કંઇ હકીકત લઈ શકાય એવું રહ્યું જ નહિ. છેવટે નજીકના મેદાનમાં લોકોને હું લઇ ગયો

આગેવાન વિ૦ ગામ

અને ત્યાં સભા ભરી ત્યારે જ કંઇક શાંતિ મળી શકી. આ બધી સભાઓમાં લોકે હજારો માણસો હોય છે છતાં પ્રમુખ અને ભાષણ કરનારો હું જ હોઉં છું, અથવા પ્રમુખ નથી જ હોતા એમ કહીયે તોપણ ચાલે. દિવસે દિવસે આ સભાઓમાં સ્ત્રીઓની હાજરી વધતી જોવામાં આવે છે. મલકવાલથી ૧૧ વાગે અમે લાલામુસા જવા ઉપડયા.

## રસ્તાનો દેખાવ

આ મેઇન લાઇન ઉપર જંકશન સ્ટેશન છે અને મલકવાલથી અઢી કલાકનો રસ્તો છે. વચમાં ચાર પાંચ સ્ટેશન આવે છે. આ સ્ટેશનો ઉપરનો દેખાવ વર્ણવ્યો જાય એમ નથી. લગભગ દરેક સ્ટેશને થોડી મિનિટને સારૂ ટ્રેન રોકાય છતાં સેંકડો માણસો—પુરુષો અને સ્ત્રીઓ—આવી ચડતાં હતા. વચમાં બાહુદ્દીન કરીને એક સ્ટેશન છે. એ ગામ પ્રમાણમાં મોટું ગણાય. સ્ટેશનની આસપાસ મારી નજર પહોંચી શકે ત્યાં સુધી પુરુષો અને સ્ત્રીઓ ભરાઇ ગયાં હતાં, અને સ્ત્રીઓ મને મળવાને પુરુષોની સાથે હરિફાઇ કરી રહી હતી. દરેક જગ્યાએ સ્ત્રીઓએ પોતે હાથે કાંતેલા સુતરની પ્રસાદી મને મળ્યાં કરતી હતી. પણ ધીંગા કરીને સ્ટેશન છે ત્યાં ટ્રેન પાંચ સાત મિનિટ રોકાતી હશે; ત્યાંનો દેખાવ તો મને અદ્ભુત જણાયો. પુરુષોની પાછળ સ્ત્રીઓ ઉભી હતી ત્યાંથી સ્ત્રીઓએ સૂતરના ગોળા અથવા આટીઓ એક પછી એક ફેંકવા જ માંડી, અને અમે ટ્રેનમાં રહેલા તેમજ વચમાં રહેલા પુરુષો તે ઝીલી લેતા હતા. સ્ત્રીઓનો ભાવ હું સમજી શક્યો હતો અને મારૂં હૃદય હર્ષથી ઉભરાઇ જતું હતું. આટલી બધી સ્ત્રીઓ આવો અદ્ભુત ભાવ કેમ બતાવે છે એ સવાલનો જવાબ મને વિશેષે ધીંગા સ્ટેશન ઉપરના ચમત્કારથી મળ્યો. મારી દૃઢ માન્યતા છે કે પંજાબની સ્ત્રીઓ મારો સન્દેશો સમજી ગઈ છે. તેઓને ભાસી આવ્યું છે કે સ્વદેશી એ કેવળ હિંદુસ્તાનનો પૈસો બચાવવાનો જ ધંધો નથી પણ સ્વદેશીમાં સ્ત્રીઓના શીયળની રક્ષા છે, સ્વદેશીમા ઈશ્વરભક્તિ છે અને સ્વદેશીમા હિંદુસ્તાનનો શુદ્ધ છુટકારો છે. વળી સ્ત્રીઓ સત્યાગ્રહનો નિર્દોષ સંદેશો અનાયાસે પોતાની પ્રેરણાશક્તિથી વગર સમજાવ્યે સમજી ગઇ છે અને તેથી તેઓને ભારે શાંતિ અને આશ્વાસન મળ્યાં છે. તેઓ એમ માને છે કે જો મારા સંદેશાનો હિંદુસ્તાન અમલ કરે તો હિંદુસ્તાનમાં અને હિંદુસ્તાનની મારફતે જગતમાં શાંતિ ફેલાય અને સત્યયુગ દાખલ થાય. એ બધું આ જમાનામાં થાઓ યા ન થાઓ એમ છતાં શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરવા જેવી આ બંને વસ્તુ છે એમ સ્ત્રીઓ સમજી ગઇ છે, અને તેથી સ્ત્રીઓ નિર્ભયપણે વધારે જથામાં મારી પાસે આવતી થઈ ગઈ છે, પ્રેમપૂર્વક, દ્વેષ વિના આપણી સામેનાની સાથે બરોબરી કરી લડી શકાય, અમલદારોને તેમના દોષ નિર્ભયપણે સંભળાવી શકાય અને અમલદારોને તે સાંભળવા પડે, એ બધું જોઇને સ્ત્રીઓ હર્ષઘેલી થઈ ગઈ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી થતી એવી ખાતરી મને મારી આ મુસાફરી દરમિયાન થઈ છે.

આમાં ક્યાંયે આત્મશ્લાઘા આવી જાય છે એવો ભાવ વાંચનારને ન થાઓ એમ હું ઇચ્છું છું. હંટર કમિટીને મારી અપૂર્ણતા વિષે મેં જે જવાબ આપ્યો એ કંઈમાત્ર વિનયનો

સૂચક જ ન હતો. એ જવાબ અક્ષરશઃ બરોબર હતો. મેં કહ્યું કે હું સંપૂર્ણ સત્યાગ્રહી હોવાનો દાવો નથી કરી શકતો. સંપૂર્ણ સત્યાગ્રહી હોઉં તો આ વાક્ય લખવાપણું પણ મને ન રહે. આત્મશ્લાઘાનો આરોપ મારી ઉપર રખેને આવી જાય એવો ભય પણ મને હોય નહિ. મારાથી મારી પોતાની પ્રશંસા કોઈ પણ વખતે નહિ જ થતી હોય એવો દાવો કરવાની હિંમત હું નથી કરી શકતો. પણ વાંચનારને સત્ય ઉપર, સ્વદેશી ઉપર સંપૂર્ણ રસ ઉપજાવવાને ખાતર હું જ્ઞાનપૂર્વક અને સાવધાનતાથી આટલું કહેવાની રજા લઉં છું કે પંજાબની સ્ત્રીઓનો અલૌકિક ભાવ મારા જાત પ્રત્યે છે એમ હું નથી માનતો પણ જે સત્ય એમણે મારામાં જોયું છે અને સ્વદેશીની જે સરળતા એમણે મારી મારફતે અનુભવી લીધી છે તેથી તેઓ અત્યારે મારી ઉપર મોહાઈ પડી છે. પુરુષોનો પ્રેમ કંઈ ઓછો નથી. પણ એ પ્રેમની નિર્મળતાને વિષે મને વહેમ છે. હું સરકારની સામે લડવાવાળો છું એમ સમજીને કેટલાક મારી ઉપર ભાવ રાખે છે. કેટલાક એમ માને છે કે હું કહેતો નથી છતાં ખૂબ વેર-ભાવથી ભરેલો છું; માત્ર એ ભાવને હું કાર્યકુશળ હોવાથી છુપાવી રાખું છું. કેટલાક એમ માને છે કે મારામાં લડવાની શક્તિ તો સરસ છે, પણ બુદ્ધિની ખામીને લીધે હું મૂર્ખ છું; તોપણ મારી લડવાની શક્તિનો ઉપયોગ કરવો અને તેટલા પૂરતો મારી ઉપર ભાવ બતાવવો એ અનુચિત નહિ ગણાય. અને બાકી રહેલા પોતે સત્ય અને સ્વદેશીના પ્રેમી હોવાથી હું તેઓના કરતાં આ બન્ને બાબતોમા વધારે અનુભવી છુ તેથી નિર્મળ ભાવ રાખે છે. આમ પુરુષોનો ભાવ મિશ્રિત છે એમ મારી શંકા હોવાને લીધે અનેક પુરુષો મારી આસપાસ વીંટળાઇ જાય છે ત્યારે હું મુંઝાઇ જાઉં છું, ગભરાઉં છું, અને તેઓ અને હું બંને અનર્થના કરનારા થઇ પડીએ એવો મને ભય રહ્યાં કરે છે. પણ સ્ત્રીઓને વિષે તો એવું મને સ્વપ્ના-માંયે નથી થતું. તેઓ એક જ ભાવથી મને મળવા ઇચ્છે છે, તેથી હજારોની મેદનીમાં તેઓ-ની હાજરી મને શાંતિ આપે છે અને સત્યાગ્રહ તેમજ સ્વદેશીની ઉપર મારી શ્રદ્ધાને વધારી મારી દૃઢતાને વધારે દૃઢ કરી મને વધારે જુસ્સો આપે છે અને મારા એ કાર્યને વિષે મને વધારે પ્રવૃત્ત કરે છે. સ્ત્રીઓના જેટલો જ નિર્મળ ભાવ જો હું પુરુષોમાં પેદા કરી શકું તો એક વર્ષની અંદર હિંદુસ્તાન કેટલે ઉંચે જઇ શકે તેનો આંક મેલી નહિ શકાય, અને સ્વરાજ્ય એ તો હું હસ્તામલકવત્ સમજું છું.

પુરુષોનો મિશ્ર ભાવ

સ્ત્રીઓનો નિર્મળ પ્રેમ

શ્રી. સરલાદેવીની પાસે તેમના એક મુસલમાન નોકરે વાત કરી, અને એ બહેને મારી પાસે વાત કરી; એ હું રજુ કરી તેનું મનન કરવા વાચનારને વીનવી આ પત્ર બંધ કરીશ. સરલાદેવીને ઘણાં સ્ત્રીપુરુષો માતાજી કહીને બોલાવે છે. આ નોકરે કહ્યું: " માતાજી, મહા-ત્માજી ચરખે કાંતવાની વાત બધી સ્ત્રીઓની પાસે કરે છે એ કંઇ વગરસમજે કરતા નથી. એ તો ખુદાને જાણનાર પુરુષ છે, અને તેમાં હિંદુસ્તાનની સ્ત્રીઓનો ધર્મ રહી શકે એવું માને છે, અને એ ખરું છે તેથી એમ કરે છે." આ નોકર નીમાજી અને ભલો છે એમ મને શ્રીમતી સરલાદેવીએ વાત કરતાં જણાવ્યું અને સ્વદેશી વિષેના તેના વિચારો મારી પાસે મુક્યા. 'આ કહેવાતા અજ્ઞાની માણસની પાસે આટલું ડહાપણ છે એમ જોઈ સરલાદેવી

'અજ્ઞાની'નું ડહાપણ

ચકિત થયા. હું રાજી થયો, પણ મને આશ્ચર્ય થયું નહિ. અજ્ઞાની કહેવાતાઓની પાસે મેં જેટલું જ્ઞાન જોયું છે અને તેમની પાસેથી હું જેટલું જ્ઞાન મેળવી શક્યો છુ તેટલું મને બીજેથી નથી મળ્યું.

(લાહોરથી જતા, આહ વદ ૧૧)

---

તા. ૨૯—૨—૧૯૨૦

# હિંદુમુસલમાન એકતા

હિંદુમુસલમાન વચ્ચે જેવી એકતા અત્યારે ફેલાયેલી છે તેવી આ જમાનામાં કદી નથી ફેલાયેલી એમ કહેવું વધારે પડતું નહિ ગણાય. એ એકતા અવિચળ રહે એવું આપણે બધા ઇચ્છીયે. પણ જ્યા સુધી એ ઇચ્છા મુજબ આપણો પ્રયત્ન ન હોય ત્યા સુધી એ એકતા નભે નહિ, તેમા વધારો ન થાય.

એ એકતા કેવળ સ્વાર્થથી જ મેળવાયેલી હશે તો સ્વાર્થ સર્યા પછી નહિં નભે એમા કઈ શંકા નથી. તેથી એકતા વધવાના કારણો તપાસવા એ જરૂરનું છે.

મને કેટલાક મિત્રોએ આ વિષય બાબત સવાલો કરેલા છે, તેનો જે જવાબ મે આપ્યો છે તે અહીં હું આપી જાઉં તો કેટલીક ગેરસમજ દૂર થવાનો સંભવ છે.

ખિલાફતના સવાલમા હુ આગળપડતો ભાગ લઉં છુ તે ઠીક નથી એમ કેટલાકનું માનવું છે. તેમાંનો એક પક્ષ એમ કહે છે કે હિંદુમુસલમાન વચ્ચે હાડવેર છે એ તે કેમ જાય? આ પ્રશ્નનો જવાબ હું આ સ્થળે આપવા નથી ઇચ્છતો. માત્ર એટલુ જ કહીશ કે એવો સવાલ કરીયે તો અનેક ગુંચવાડા ઉકેલવા અશક્ય જ થઇ પડે. પુરુષપ્રયત્નથી બધું થઇ શકે એમ કહેવાય છે, ને બને છે એમ પણ આપણે જોઇયે છીયે. તો આ કામમા એવી અશક્યતા માની લેવાનું જરાયે કારણ નથી.

બીજો પક્ષ કહે છે કે ખિલાફતનો સવાલ ભલે મુસલમાનોના દીનનો હોય, પણ તેઓ ઇન્સાફ પર નથી. તુર્કીની સાથે આપણને શો સંબંધ? તુર્કીના અન્યાયનો પાર નથી. તેઓનુ જુલમી રાજ્ય પાછુ સ્થપાય તેમાં દુનિયાને શો લાભ? આવા અનેક પેટાસવાલો થયા છે. બધાનો જવાબ આપવા બીજી વેળા પ્રયત્ન કરીશ. મુખ્ય મુદ્દા આ પ્રસંગે તપાસીશ. ખિલાફતના મામલામાં મુસલમાનો તદ્દન ન્યાયના રસ્તા પર છે એમ હું માનું છું. ધર્મની લાગણીની જ વાત હોય પણ આપણી બુદ્ધિ તેવી લાગણી કબૂલ ન કરે તો આપણે આવા સવાલમાં મદદ કરવા બંધાયેલા નથી' એમ

પણ હું કબૂલ કરું છું. પણ ખિલાફતના સવાલમાં ધર્મનો સવાલ કોરે મૂકતાં પણ તેઓ ન્યાયના રસ્તા પર જ છે. લડાઈ વેળા દેશોની જે સરહદ હતી તે જાળવવી ને કોઈને સજા કરવાના ઇરાદાથી જરાયે નુકસાન ન કરવું એ ધોરણ મિત્રરાજ્યોએ સ્વીકારેલું, પ્રેસિડંટ વિલ્સને કબૂલેલું. મુસલમાનો આ સિદ્ધાંતનો સ્વીકાર કરાવવા ઇચ્છે છે. તેઓ કહે છે કે તુર્કીની જે સત્તા ૧૯૧૪ના ઑગસ્ટમાં હતી તે કાયમ રહેવી જોઈએ; અરેબિયા અને મુસલમાનોનાં પવિત્ર સ્થળોનો કબજો ખલીફાના હાથમાં રહેવો જોઈએ. સુલતાનની ખ્રિસ્તી ચાહુદી રૈયતના હકોનું રક્ષણ થાય એવી જે વ્યાજબી ગણાય તે ખોળાધરી સુલતાનના મરતબાને ઇજા ન પહોંચે તેવી રીતે ભલે લેવાય. આરબોની સ્વતંત્રતા ભલે જળવાય. આમાં ક્યાંયે ગેરવ્યાજબી માગણી હું જોતો નથી. એમાં તુર્કીના કહેવાતા જુલમનો જવાબ આવી જાય છે. આવા પ્રકારનાં વચનો બ્રિટિશ પ્રધાને આપ્યાં છે. હવે જો આટલું ન મળે તો મુસલમાનોને ભારે ગેરઇન્સાફ થાય ને તેમની ધર્મની લાગણી દુખાય. એટલે હું માનું છું કે પડોશી પ્રત્યેની આપણી ફરજ જો આપણે અદા કરવા માગતા હોઈએ તો મુસલમાન ભાઈઓને મદદ કરવાની આપણી પૂરી ફરજ છે.

એકતા અને ભાણાવહેવાર

પણ સનાતની હિંદુ મને કહે છે કે ભલે અમે મદદ કરીયે, પણ હિંદુ હવે તો એક પ્યાલે પાણી પીયે છે, જોડે જમણ જમે છે ને દીકરાદીકરીની લેવડદેવડ કરવાની વાતો ચાલે છે. સનાતનીનો આ ભય ખરો છે. પણ તેને સારુ સબળ કારણ નથી. ખિલાફતના મામલામાં મદદ કરવાને સારુ એક પ્યાલે પાણી પીવાની, સાથે ખાવા-પીવાની કે દીકરાદીકરી લેવાદેવાની જરૂર જરાયે નથી. હિંદુ પોતાનો ધર્મ ચુસ્તપણે પાળતાં છતાં જ્યારે મુસલમાનને પોતાના ભાઈ સમાન ગણે ત્યારે જ એકતા થાય. હું મારા દીકરાએ પીધેલો પ્યાલો સાફ કર્યા વિના ન વાપરું ને મેં એંઠો કરેલો પ્યાલો તેને ન વાપરવા દઉં; છતાં મારા દીકરા ઉપરનો મારો પ્રેમ ઓછો થતો નથી. ભાઈ-બહેન નથી પરણતાં, પણ ભાઈબહેનની વચ્ચેનો નિર્મળ સ્નેહ આપણે ક્યાં ગોતવા જઈશું? એક ગોત્રમાં ઘણા હિંદુ નથી પરણતા, છતાં તેથી તેઓની એકતામાં ખામી નથી આવતી. ખરું તો એ છે કે જો આપણે પાણી, ભાણા અને બેટી વહેવાર એ એકતાને સારુ જરૂરના છે એવું માનીયે તો હિંદુમુસલમાન વચ્ચે એકતા થાય જ નહિ. તેથી જ્યારે જ્યારે હું સાંભળું છું કે હિંદુમુસલમાનોએ એક પ્યાલે પાણી પીધું, તેઓ એક થાળીએ જમ્યા ત્યારે ત્યારે હું દિલગીર થાઉં છું, કેમકે એવી વાતો સાંભળીને પણ ચુસ્ત હિંદુનું મન દુભાય. દુભવવાનું કારણ હોય તો દુભવવું એ જુદી વાત છે. પણ જ્યાં એક પ્યાલે પાણી પીવામાં એકતા નથી રહેલી ત્યાં તે ક્રિયાને

આગળ મુકી તેને એકતાની નિશાની ગણવી એ એકતામાં વિઘ્ન નાંખ્યા સમાન છે. હું તો એમ માનું છું કે આપણે ખાવાની ક્રિયાને ખોટું મહત્ત્વ આપી, મંદવાડ ને ભૂખમરો વહોરી લીધા છે ને સંયમને અઘરો કરી મુક્યો છે. જેવી શૌચક્રિયા તેવી જ ખાવાની ક્રિયા છે. બન્ને મેલી ક્રિયા છે. તે એકાંતે જ કરવા લાયક છે. આપણને ખાવામાં ઘણો રસ આવે છે તેથી એ વિષયને ઉઘાડી રીતે ભોગવી એ પણ શરમ છોડી બેઠા છીયે. ઘણા મર્યાદિત હિંદુ ખાવાની ક્રિયા પ્રભુનું નામ લઇ શરીરયાત્રાને અર્થે એકાંતમાં કરે છે, એ અનુકરણ કરવા જેવું છે એમ હું તો માનું છું. પણ મારી માન્યતા ભલે ભૂલભરેલી ગણાઓ. મારે તો એટલું જ સિદ્ધ કરવું છે કે હિંદુ-મુસલમાનમાં સંપ વધારવા સારુ સાથે ખાવાપીવાની જરૂર નથી. ખાવાપીવાનો સવાલ ઉઠાવવો એ સપમા વિઘ્ન કરવા જેવું છે.

હવે બેટીવહેવાર તપાસીયે. ઘણા હિંદુમુસલમાન પોતાની સ્વેચ્છાએ સાથે ખાય છે તે હિંદુ સંસાર સહન કરે છે. પણ બેટીવહેવાર તો ક્યાંયે નથી; અને, તેને ઉત્તેજન અપાય તો હિંદુ ધર્મનો લોપ થાય. હિંદુમુસલમાન પરણીને એકબીજાનો ધમ પૂરો જાળવી શકે એ હું અશક્ય માનું છું. ધાર્મિક ભાવના વિનાના મનુષ્ય નિરર્થક જીવે છે. એ ભાવના શુદ્ધ રાખવી હોય તો એકબીજા વચ્ચે બેટીવહેવારનો સવાલ ઉઠી શકે જ નહિ. હિન્દુ કે મુસલમાન પોતાના ધર્મને વિષે મંદ રહી એકતા રાખે એ એકતા ખરી નથી. એ હિંદુમુસલમાનની નથી. આપણે તો હિંદુમુસલમાનની એકતા ઇચ્છીયે છીયે. તે મેળવવી હોય ને તેને નિરંતર નભાવવી હોય તો આપણે બેટીવહેવારનો છેદ ઉડાવવો જ જોઇયે. મારી માન્યતા છે કે ચુસ્ત મુસલમાનોની પણ એ જ લાગણી છે. મુસલમાન હિંદુને હિંદુ તરીકે ન જ પરણી શકે. એવાં જોડાની પ્રજા કયો ધર્મ પાળે? એકે બીજાનો ધમ અંગીકાર કરવો જ જોઇયે, અથવા બન્નેએ ધર્મહીન થઇ રહેવું જોઇયે, અથવા નવો પંથ સ્થાપવો જોઇયે. એકે દશામા હિંદુમુસલમાનની એકતાનો સમાવેશ નથી. મારું સ્વપ્ન તો એ છે કે તિલકધારી કંઠીબંધ વૈષ્ણવ અથવા વિભૂતિ અને રુદ્રાક્ષની માળાથી વિભૂષિત સંધ્યાસ્નાનાદિ નિયમસર કરનાર હિંદુ, અને નીમાજી પરહેજગીર મુસલમાન સહોદર થઇ રહી શકે. પ્રભુની ઇચ્છા હશે તો એ સ્વપ્ન ખરું જ પડશે.

શંકાથી ઘેરાયેલ કોઇ ભાઈ કહેશે કે ખિલાફતના મામલામાં મદદ કર્યાથી એકતા વધતી હોય તો વકીલ અને અસીલ વચ્ચે પણ એકતા હોય. આ શંકામાં બે ભૂલો જોઉં છું. હિંદુસ્તાનના અસીલ તો એવા ગરીબ છે કે પોતે પૂરું ભાડું આપ્યું

છે એવા ભાડુતી વકીલને પણ પૂજે છે. પણ જ્યાં વકીલાત બદલો પુચ્છતી નથી ત્યાં તો તે વકીલાત અસીલને ગુલામ તરીકે ખરીદી લે છે. દાદાભાઈને જેણે દીઠા પણ નથી, જેની સાથે દાદાભાઈ ન જ જમે એવા રક્તપિત્તથી પીડાતા હિંદી પણ એ વકીલને પૂજે છે. ગોખલેની ભાડા વિનાની વકીલાતે તેમને અમર પદ આપ્યું છે. જો બાવીસ કરોડ હિંદુ જ્ઞાનપૂર્વક ખિલાફતના સવાલમાં મુસલમાનોની વકીલાત કરે તો હું માનું છું કે તેઓ આઠ કરોડ મુસલમાનોના મતને સદાને સારુ હરી લે. મૌલાના અબ્દુલ બારી સાહેબને ત્યાં હું પ્રેમભાવથી રહ્યો. તેમણે મારે સારુ બ્રાહ્મણ રસોઇયાને બોલાવ્યો ને મારું દૂધ પણ તેને હાથે ગરમ કરાવ્યું. પોતે માંસાહારી છે, પણ મને તેમના ઘરમાં માંસ જોવા પણ ન દીધું. આવી મર્યાદા જાળવી તેથી અમારી વચ્ચેની મિત્રતા ઘટી નહિ પણ વધી.

---

# પંજાબનો પત્ર

## (૧૩)

### પંજાબ છોડયું

'પંજાબનો પત્ર' કેમ?

આ પત્ર તો હું આશ્રમમાં બેઠો પ્રાર્થનાના સમય પછી લખવા બેઠો છું. આશ્રમમાં લખાયેલો પત્ર પંજાબનો પત્ર કેમ કહેવાય? આને પંજાબનો પત્ર કહેવાની ધૃષ્ટતા કરું છું, કારણ કે મારો આત્મા તો હજુ પંજાબમાં જ વસે છે. પંજાબીઓની સરળતા, સાદાઈ, ભોળાઈ, ઉદારતા અને તેઓનાં દુઃખ મારાથી વિસરી જ શકાતાં નથી. તે દુઃખમાં થોડોયે ભાગ લઈ હું પવિત્ર બન્યો છું. તુલસીદાસે ગાયેલા દયાધર્મનો—પ્રેમધર્મનો મહિમા હું વધારે સમજી શક્યો છું. અને મને અવકાશ મળશે તો કોઈ વેળાએ ધર્મપાલનનાં પ્રત્યક્ષ પ્રમાણો હું વાચનારની આગળ રજૂ કરીશ.

પણ મારો આત્મા પંજાબમાં વસે છે એથી જ આને પંજાબનો પત્ર હું નહિ કહી શકું. આ પત્રમાં મુખ્યત્વે પંજાબની જ વાત હશે તેથી પંજાબ બહાર લખાયા છતાં પંજાબનો પત્ર કહી શકાય

#### કાશીની યાત્રા

પંજાબ વિષે રિપોર્ટ

ગયે અઠવાડિયે પંજાબના ગુજરાત જિલ્લાની મુસાફરી હું વર્ણવી ગયો. એ મુસાફરી પછી કમિટીના રિપોર્ટને ખાતર મુસાફરી કરવાનું નહોતું રહ્યું. વળી કમિટીનો રિપોર્ટ પૂરો કરવાનો વખત પણ આવેલો. તેથી બધા કમિશનરે મળી તે ક્યાં વાંચવો એ સવાલ થઈ પડયો. મા૦ મોતીલાલજી નેહરુ, શ્રી. ચિત્તરંજન દાસ અને મા૦ પંડિત માલવીયાજીને અનુકૂળ સ્થાન કાશીનું થઈ પડે એમ હતું, તેથી બધાએ કાશી જવું એમ ઠરાવ થયો. શ્રી.

જયકર લાહોર આવી પહોંચ્યા હતા. તેથી તેઓ, રા. સંતાનમ્ અને દા. પરસરામ તથા લાલા હરકીશનલાલ, એટલાએ તા. ૧૫ મીએ કાશીજી જવા લાહોર છોડયું. રસ્તામાં લાલા ગિરધરલાલ અમૃતસર સ્ટેશને મળ્યા. મારી સંભાળ રાખવા દા. જીવરાજ મહેતા પણ સાથે નીકળી પડયા હતા. અમે તા. ૧૬મીએ કાશીજી પહોંચી ગયા. સ્ટેશન પર મા૦ પંડિત માલવીયાજીનાં અને આપણા ધર્મપરાયણ સાક્ષર ભાઈ આનંદશંકર ધ્રુવનાં દર્શન કરી કૃતાર્થ થયો.

રિપોર્ટ લખવાની ફરજ મારી ઉપર નાંખવામાં આવી હતી. તે હું લાહોરમાં પૂરો નહોતો કરી શક્યો. એટલે હું તો આખો વખત તે પૂરો કરવામાં ગાળતો હતો અને બીજા કમીશનરો લખાઇ ગયેલો રિપોર્ટ વાંચવામાં ગાળતા હતા. કમીશનરોએ મારી રક્ષા કરી. મારી ઉપર અનન્ય પ્રેમ બતાવી મને ઉગારી લીધો. એ સ્મરણ મને હંમેશાંને સારૂ રહી જશે. માલવીયાજીના પ્રેમનું વર્ણન તો કર્યું જાય જ નહિ. તેમણે મારી ચોકી જ કરી. અમે એક ઘડી પણ સેવાધર્મની વાર્તા કર્યા વિના ન રહીયે એવો અમારો સંબંધ હોવા છતાં અમે બન્નેએ વાતો નહિ કરવાનો સંયમ પાળ્યો. આનંદશંકરજીની સાથે ઘણીયે વાતો કરવાનું, તેમનો કાશીજીનો અનુભવ સાંભળવાનું મન થાય ને રોકવું પડે. આમ પવિત્ર અને પ્રેમમય વાતાવરણમાં રિપોર્ટનું કાર્ય પૂરૂં થયું ગણાય. રિપોર્ટ માર્ચ માસની શરૂઆતમાં બહાર પડશે એવી ઉમેદ રાખી શકાય.

### અરુણોદય.

અમારૂ રહેવાનું ગંગાજીના તટ ઉપર પંડિતજીની સાથે જ હતું. અરુણોદય અને સૂર્યોદયના દેખાવ બધી જગ્યાએ ભવ્ય હોય છે, પણ ગંગાજીના તટ ઉપર તો તે દેખાવ મને અદ્ભુત જ જણાયા. વાદળમાં જેમ જેમ પ્રકાશ વધતો જાય તેમ તેમ ગંગાનાં પાણી ઉપર સુવર્ણમય તેજ વધે અને છેવટે જ્યારે સૂર્ય બરોબર દૃષ્ટિમર્યાદા પર આવે ત્યારે તો પાણીમાં એક મોટો જાડો સુવર્ણસ્તંભ જ હોય નહિ એવું લાગે. એ જોતાં આંખ ધરાય જ નહિ ને ભક્તજનોના કંઠમાં તો ગાયત્રીનો મંત્ર તેની મેળે જ આવી ચડે. સૂર્યની ઉપાસના, નદીઓનો મહિમા, ગાયત્રીમંત્રનો અર્થ આ ભવ્ય દેખાવ પછી કંઇક વધારે સમજાયા.

આ જ જગ્યાએ ચાલતાં મને આપણા દેશને વિષે, આપણા વડવાઓને વિષે અભિમાન આવ્યું, તેમજ મને આજની સ્થિતિ વિચારતાં દુઃખ થયું. નદીને કિનારે જ લોકોને શૌચાદિ કરતાં મેં જોયા. 'જંગલ' જવું છોડી આપણે નદીએ જતા થયા. આ પવિત્ર સ્થળ પાસે આપણે આંખો મીચીને ઉઘાડે પગે ફરી શકાયે એવી સ્થિતિ હોવી જોઇયે, તેને બદલે આપણે ઘણી સંભાળપૂર્વક જ ચાલવું રહ્યું. અને એ સ્થળેથી ગંગાજળ પીતાં પણ સૂગ આવે. વળી આ ગંદકીનો ખ્યાલ પૂરો નથી થયો ત્યાં કાશીવિશ્વનાથનું મંદિર પણ મને યાદ આવ્યું. મંદિરની પાસેની સાંકડી શેરી, ત્યાંની ગંદકી, ત્યાં જોયેલો સડેલાં ફૂલોનો ઢગલો, ત્યાંના પુજારી બ્રાહ્મણોની કઠોરતા ને મલિનતા—આ વિચારથી મેં નિઃશ્વાસ મુકયો ને હિંદુની પડતીનું કારણ યાદ આવ્યું. ને તે પરથી વિચાર પંડિતજી ને તેમના કૃત્ય ઉપર આવ્યા. કાશી વિશ્વ-

વિદ્યાલયની સફળતા પરથી તેમની પરીક્ષા ભવિષ્યમાં થશે. તેમાં તેઓ ઉત્તીર્ણ થશે કે ? તેમના ધર્માચરણનો, તેમના ત્યાગનો, તેમની ભારતવર્ષની ભવ્ય સેવાનો ખ્યાલ આવ્યો તેમનો જમણો હાથ ધ્રુવજી છે. અને એમ બે મોટા ધર્માચરણી પુરુષોના હાથમાં વિશ્વ-વિદ્યાલયનો કારભાર છે એ યાદ કરી મેં આશ્વાસન લીધું. જો વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થી ધાર્મિક, વિદ્વાન નીવડે તો મંદિર તેમજ ગંગાના કિનારાની સ્વચ્છતાની આશા રાખી શકાય એમ મને લાગ્યું. વિશ્વવિદ્યાલયમાં તે શક્તિ હો યા ન હો, હિંદુ ધર્મમાં આવી ગયેલી બાહ્ય તેમ આંતરિક મલિનતા કાઢવાના ઉપાયો રચવા એ દરેક હિન્દુનું કાર્ય છે, ને દરેક હિન્દુ પોતાને ઘેર બેઠા તેનો ઉપાય આજથી જ રચવો શરૂ કરી શકે છે. પોતે પોતાની સ્વચ્છતા પૂરી સંભાળે તો કાશીવિશ્વનાથમાં એની મેળે જોઈતી સ્વચ્છતા આવી જશે.

## વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ

*વિદ્યાર્થી-જીવનમાં ધર્મનું સ્થાન*

વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓને બે બોલ કહેવાની પંડિતજીની આજ્ઞા થતાં મેં કાશી છોડ્યું તેના પહેલાં, તે જ દહાડે સવારના ૭-૩૦ વાગે મેં તેઓ પાસે વિદ્યાર્થીજીવન વિષે મારા વિચારો રજુ કર્યા. વિદ્યાર્થીની અવસ્થા એ સંન્યાસની અવસ્થા સમાન છે, તેથી તે દશા પવિત્ર અને બ્રહ્મચારીની હોવી જોઇયે. અત્યારે વિદ્યાર્થીઓની આગળ બે સભ્યતા તેમને વરવા હરિફાઇ કરી રહી છે—પ્રાચીન અને અર્વાચીન. સંયમ પ્રાચીન સભ્યતામાં પ્રધાનપદ ભોગવે છે. પ્રાચીન સભ્યતા આપણને કહે છે કે માણસ જેમ જ્ઞાનપૂર્વક પોતાની હાજતો ઓછી કરે તેમ આગળ વધે છે; આધુનિક એમ શીખવે છે કે પોતાની હાજતો વધારી મનુષ્ય પોતાની પ્રગતિ કરી શકે છે. સંયમ ને સ્વચ્છંદ વચ્ચેનો ભેદ જેટલો ધર્મ અધર્મ વચ્ચે છે તેટલો છે. સંયમમાં બાહ્ય પ્રવૃત્તિને આંતરિક પ્રવૃત્તિના કરતાં ગૌણ પદ અપાય છે. સંયમ-મય પ્રાચીન અવસ્થાને બદલે સ્વચ્છંદમય આધુનિક સભ્યતાનો સ્વીકાર થવાનો ભય રહે છે એ ભય દૂર થવામાં વિદ્યાર્થીઓ બહુ સહાય કરી શકે છે. વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓની પરીક્ષા તેઓના જ્ઞાનથી નહિ થાય પણ તેઓના ધર્માચરણથી જ થશે. આ વિદ્યાલયમાં ધર્મશિક્ષણ અને ધર્માચરણને પ્રધાનપદ આપવું જોઇયે. એમ થવામાં વિદ્યાર્થીઓની પૂરી મદદ જોઇયે. પંડિતજી પોતે ધર્માચરણી છે. તેમણે એક ધર્માચરણી પુરુષને એટલે આનંદ-શંકરભાઇને વિદ્યાલયમાં લાવી વિદ્યાર્થીઓને તક આપી છે. તેનો લાભ લઇ વિદ્યાર્થીઓ પોતાની વિદ્યાને ધર્મથી શોભાવો એમ હું ઇચ્છું છું. આવા પ્રકારના વિચારો પ્રાતઃકાળમાં વિદ્યાર્થીઓની પાસે મુક્યા. આ વિચારો ઘણી વેળા એક કે બીજા સ્વરૂપમાં હું અનેક સ્થળોમાં મુકતો આવ્યો છું ને ફરી શુભ તક મળવાથી કાશીજીના વિદ્યાર્થીઓની પાસે મુકેલા તે જ વિચારોનો સાર 'નવજીવન'ના વાંચનારાઓ આગળ મનન કરવા મુકું છું. મારી ખાત્રી છે કે રાજ્યપ્રકરણી સુધારાનો લાભ આપણે ધર્મનો વિચાર કર્યા વિના કદી નથી લઇ શક-વાના. ધર્મનું સંસ્થાપન એ સુધારાથી નહિ થાય પણ ધર્મથી જ એ સુધારાની ખામીઓને દૂર કરી શકાશે.

### કાશીમાં ગુજરાતીઓ

કાશીમાં ગુજરાતીઓની મોટી વસ્તી છે એ મને આજ લગી ખબર ન હતી. તેઓને મળવાનો પ્રસંગ આનંદશંકરભાઈએ મને મેળવી આપ્યો હતો. પંડિતજી પણ હાજર હતા. ગુજરાતી ભાઈઓએ તે જ અવસર પંડિતજીને માનપત્ર આપવાનો શોધીને વિવેકી કાર્ય કર્યું. તેઓનો ઉપકાર માનતાં મેં તેમને બે વાતો કહી. ગુજરાતીઓના જે દોષ ગણાતા હોય તે ગુજરાત પાછા મોકલી દેવા ને તેમના ગુણ હોય એ જ વટાવવા. આમ કરવાથી ગુજરાતીઓ ગુજરાત અને હિંદુસ્તાન બન્નેને શોભાવશે. પોતાના વ્યવહારમાં માણસને અનેક ધર્મસંકટો આવે જ છે. તે વેળા સાચા મિત્રની સહાયની જરૂર છે. તેવા મિત્ર રૂપે આનંદશંકરભાઈ મળ્યા છે. તેમની હાજરીનો તેઓ સંપૂર્ણ લાભ લે એમ ઈચ્છયું. કાશીથી દિલ્હી થઈ ત્યાં માનનીય શ્રીનિવાસ શાસ્ત્રીની મુલાકાત કરી શ્રીમતી સરલાદેવીજીને લઈ આશ્રમમાં ત્રેવીસમી તારીખે આવી પહોંચ્યો છું.

---

# નોંધ

## મિસિસ બેસંટનું અપમાન

મુંબઈમાં લાલાજીને આવકાર આપવાને સભા ભરાઈ તે વેળાએ મિસિસ બેસંટનું શ્રોતાજનમાંથી કેટલાકોએ અપમાન કરેલું જોવામાં આવે છે. આ સાંભળી અમને ઘણો ખેદ થયો છે. ભારતવર્ષમાં જ્યારે આપણે નવીન અને સુંદર જીવન ગાળવાની આશા રાખી બેઠા છીયે તે વેળાએ અવિવેક અને આપણા વિચારોથી ઉલટા વિચાર ધરાવનારાનાં પ્રત્યે તિરસ્કાર એ આપણી ઉન્નતિને અટકાવનારાં શસ્ત્રો છે. જાહેર, જીવનમાં પ્રતિસ્પર્ધી પ્રત્યે વિવેક, માન, અને સહિષ્ણુતા અતિ આવશ્યક છે. મિસિસ બેસંટનું અપમાન થાય એ આપણને નામોશી લગાડનારી વસ્તુ છે. આ ભલી બાઈએ જે અનન્ય સેવા હિંદુસ્તાનની થોડા વર્ષમાં કરી છે તેવી સેવા થોડા જ હિંદીઓને હાથે થઈ છે. ભલે તેમના વિચારો આપણને અત્યારે નાપસંદ પડે, ભલે આપણે તેમની ભૂલો જોયાં કરીયે, તોપણ જેણે હિંદુસ્તાનની ભારે સેવા કરી છે અને જે બાઈ પોતાની ઉતર અવસ્થામાં એક નવજુવાન જેટલો ઉત્સાહ બતાવી હજુ પણ હિંદુસ્તાનને આગળ લઈ જવામાં પોતાનો હિસ્સો આપ્યાં કરે છે તેમની અવગણના કરી આપણે-આપણું પોતાનું અપમાન કરીયે છીયે. આ પ્રકારના અવિવેકના ઝેરી વાયુને આપણે તુરત દૂર કરવો એ આપણી ફરજ છે.

## અ. સૌ. સરલાદેવી ચોધરાણી

આજકાલ સરલાદેવીજી અમદાવાદમાં આવેલાં છે એટલે તેમની ઓળખ 'નવજીવન'ના વાંચનારને થોડીવિશેષ કરાવવી તે અનુચિત નહિ ગણાય. સરલાદેવીજીનું નામ સામાન્ય રીતે તો સૌ કોઈ જાણે છે, પણ તે, તો જાહેરમાં કામ કરનારી એક વિદ્વાન બાઈ છે એટલા

જ પૂરતું. એમની વિશેષ ઓળખ તો એ છે કે એઓ સર રવીન્દ્રનાથ ટાગોરનાં ભાણેજ છે, કૉંગ્રેસના મર્હુમ જાણીતા મંત્રી રા. ઘોશાલનાં દીકરી છે અને પંજાબના જાણીતા પંડિત રામભજદત્ત ચોધરીનાં ધર્મપત્ની છે. એમણે ૧૯ વર્ષની ઉમરે બી. એ. નો અભ્યાસ પૂરો કર્યો અને ત્યારથી જ કંઇ ને કંઇ જાહેર કામમાં ગુંથાયેલાં રહે છે. 'ભારતી' નામનું બંગાળી માસિક પત્ર તેમણે જ શરૂ કરેલું; અને એમ કહેવાય છે કે તેમાં પોતાની કલમનું જોર ખૂબ બતાવ્યું હતું. એમની કવિત્વશક્તિ ઉંચા પ્રકારની છે, અને બનારસમાં ગવાયેલું તેમનું 'નમો હિંદુસ્તાન' નામનું મધુર ગીત સર્વત્ર વિખ્યાત છે. બંગાળામાં સમિતિઓની સ્થાપના કરવામાં શ્રી. સરલાદેવીજીએ અગ્રેસર ભાગ લીધો હતો, અને જ્યારે લડાઇ શરૂ થઇ ત્યારે કેળવાયેલા બંગાળીઓએ ભરતીમાં દાખલ થઇ પોતાની ફરજ બજાવવી તે પણ જેટલે દરજ્જે આ બાઇએ અસરકારક રીતે બતાવ્યું હતુ તેટલે દરજ્જે થોડા જ બંગાળીઓએ બતાવ્યું હશે. પંજાબમાં પણ જાહેર હીલચાલમા આ બાઇનો હાથ જોવામાં આવે છે. તેમની કાવ્ય રચવાની શક્તિ છે તેના કરતા સંગીતશક્તિ કદાચ ઘણી વધારે હશે, તેથી દરેક કૉંગ્રેસ વખતે એમની માગણી તો હોય જ. પંડિત રામભજદત્ત ચોધરી પણ કેટલેક દરજ્જે કાવ્યશક્તિ ધરાવે છે. તેમનું એક કાવ્ય ઘણું અસરકારક અને લોકપ્રિય છે. તે ગુરૂમુખી ભાષામાં રચાયેલું છે અને હજારો પુરૂષો તે ગાય છે. તે કાવ્ય કૉંગ્રેસમાં ગવાયું હતું. તે ગાવાનું કારણ કે સરલાદેવીએ કેટલાંક બાળકોને અને બાળકીઓને તૈયાર કર્યાં હતાં. એ લગભગ સત્યાગ્રહીઓના ગીત તરીકે ચાલી શકે તેથી અમે એ આ અંકના અગ્રભાગે છાપીયે છીયે અને તેની સાથે કઠણ શબ્દોના અર્થ પણ આપીયે છીયે.

## નડિયાદમાં સ્વદેશીનો પ્રચાર

નડીયાદમાં સ્વદેશી ભંડાર

સ્વદેશીનો પ્રચાર કરવાને સારૂ નડિયાદમા સ્વદેશી ભંડાર લિમિટેડ કંપની કાઢવામાં આવી છે. તેમાં કુલ દશ લાખ લાખના શૅર છે, અને દસ હજાર શૅરો દસ દસ રૂપીયાના કાઢવામાં આવેલા છે. આ સાહસ નડિયાદ વગેરે ગામોમાં શુદ્ધ અને મિશ્ર વ્રત પાળનારને જોઇતું કાપડ મળી શકે અને હાથે કાતેલા અને હાથે વણેલા કાપડનો પ્રચાર કરી શકાય એ ઉદ્દેશથી કરવામાં આવ્યું છે. વધારેમાં વધારે સવા૭ ટકા સુધી નફો લેવા કંપની બંધાયેલી છે, અને એજંટોનું કમીશન ચોક્ખા નફા ઉપર સેંકડે ૨૫ ટકા રાખવામાં આવેલું છે. આ સાહસ નફો કરવાના હેતુથી નહિ, પણ કેવળ સ્વદેશીનો પ્રચાર કરવાના હેતુથી થયેલ છે અને તેમાં વ્યવસ્થા કરનારા ભાઇઓ કેવળ સેવા કરવાના ઇરાદાથી રોકાયેલ છે એવું અમે માનીયે છીયે, તેથી તેને અમે વધાવી લીધું છે. બે ચાર માણસો શૅરો લે તેના કરતાં ઘણાં માણસો થોડા થોડા શૅર લે એવી ઉમેદ વ્યવસ્થાપકોએ રાખેલી છે. આ કંપનીને નામે જરા પણ સટ્ટો ન થઇ શકે અને શૅરોની લેવડદેવડ કેવળ સટ્ટો કરવાના ઇરાદાથી ન થાય એ પણ વ્યવસ્થાપકોનો ઉદ્દેશ છે. શૅર ભરાવનારા પણ ઘણું વ્યાજ મેળવવાનો ઇરાદો રાખી શૅર ન ભરાવે પણ માત્ર સ્વદેશીને ઉત્તેજન આપવાના જ ઇરાદાથી શૅર ભરાવે એવી ઉમેદ રાખવામાં આવી છે આવી શરતોથી થતી કંપની આવકારદાયક જ ગણાય.તેથી અમે ઉમેદ રાખીયે છીયે કે સામાન્ય

વર્ગનાં માણસો આ કંપનીના શૅર લઇ આ સાહસને ઉત્તેજન આપશે અને વ્યવસ્થાપકે તેની મુશ્કેલીઓ આવે તોપણ જે ઉદ્દેશ પોતાની આગળ રાખ્યા છે તેમાંથી કદી પડ

૫

# મજૂરોનું મહાજન

આજે આપણે અહીં ભેગા થયા છીયે તેનો હેતુ એ છે કે મજૂરોએ પોતાનું સ્થાપવું અને તેના નિયમો તથા ઠરાવો પસાર કરવા.

આ કામ કરવા જતા પહેલાં મારે તમને કહી દેવું જોઇયે કે આ જે બંધારણ બાંધવા તૈયાર થયા છીયે તેના હેતુ શું છે તે બરાબર સમજી લેવાની જરૂર છે. ઘ વરસ પહેલાં પૂજ્ય અનસૂયા બહેને વણકરોનું મહાજન સ્થાપવાનો વિચાર કરેલો દિશાએ કંઇક કામ પણ શરૂ કરેલું. પણ તે વેળાએ મારી સલાહ એવી હતી કે જોખમદારીવાળું કામ છે અને મજૂરોની સેવા કરવાના હેતુથી તેમાં આપણે ભળીએ એ જોખમદારી પાછળથી બરાબર ઉપાડી ન શકાય તો એમાં મજૂરોની સેવાને બદ પાર વગરનું નુકસાન થઇ બેસવાનો વખત આવે. હું એમ પણ નથી કહેતો કે આજે ભય નથી. પણ હું જોઇ રહ્યો છું કે હિંદુસ્તાનની દશા આજ કેટલેક દરજ્જે એવી જાય છે કે પોતાની દશા સૂક્ષ્મ રીતે જોઈ સમજી તેને સંભાળનારાં આવાં જ કંઇ રણો જરૂરનાં છે હું તમને સમજાવવા માગું છું તે એટલું જ કે આપણાં બંધારણોને કરવાં શુદ્ધ હેતુવાળા ને કાર્યની પૂરી સમજણવાળા શુદ્ધ માણસો આપણી પાસે ન તેઓ આપણા જ પગ ઉપર કુહાડા રૂપ થઇ પડે આવા માણસો આપણી પાસે તો આપણે મહાજનની જંજાળમાં ન પડીયે. બે વરસ ઉપર મેં આમ જ કહેલું પણ હું એ જ કહું છું.

અત્યારે આ દેશમાં મજૂરવર્ગમાં અનેક જાતની હીલચાલો ચાલુ છે. લ

મ અંગ્રેજો અને યૂરોપી રાજ્યોની પ્રજા વાળા બધા દેશોમાં એવો ખળભળાટ ચાલુ છે તે પોતાનું હિત ન જુએ, ન સાચવે તો કચડાઈ જાય. અત્યારે જે લોકો પ્રજા તરી રહી શકે, બીજી પ્રજાઓ જોડે પોતાનો મેળ ન મેળવી લે તે ટકી ન શકે એવું તમે રાજ્યતંત્ર જ એવું થઈ ગયું છે કે દરેકે દરેક માણસ તેમાં પોતાનો સ્થાન પોતાનું હિત ન જાણે, તો કચરાઈ જ જાય. આગળના વખતમાં એવું હતું કે રાજા, એ જોવાની, એનું નામ દેવાની પણ આપણને જરૂર નહોતી. વિઘોટી આપતા તા આવે હિમ્મતભર્યો જવાબ આપી દીધો અગર લાંચ આપી વખત વટાવી લીધા એવું હતું. અત્યારે એમ નીકળી જવાય એવું નથી રહ્યું. ઈચ્છાપૂર્વક કે આપણી પણ રાજ્યબંધારણ જોડે આજે આપણો સંબંધ જ એવા પ્રકારનો બંધાઈ ગયો.

*અમદાવાદની મીલોના ત્રાંસલ ખાતના મજૂરો આગળ આપેલું ભાષણ; તા. ૨૫-૨-૨

આપણે તેમાં ઉંડા ઉતરીને આપણું જોતાં ન શીખીએ તો કેચરાઈ જ જઈયે. આથી જ હું ધાર્મિક વૃત્તિનો અને રાજ્યપ્રકરણી બાબતમાં જેને બિલકુલ રસ રહ્યો નથી એવો માણસ છતાં છેલ્લા કેટલાક મહિનાથી એમાં જ ગુંથાઈ ગયો છું આનું કારણ એટલું જ છે કે રાજ્યપ્રકરણી બાબતમાં આવો ભાગ લીધા વગર આજે હું મારો ધર્મ સાચવી શકું કે કેમ એ વિષે મને શંકા થઈ છે. અને આ વાત જ તમને હું સાદા શબ્દોમાં સમજાવવા માગું છું કે મજૂરવર્ગે પણ હવે પછી આ બાબતમાં થોડો કે વધારે પણ જાતે ભાગ લીધા વિના ચાલી શકશે નહિ.

મજૂર મહાજનની જરૂર

પહેલાં આપણે આપણાં ખેતરો જાણતા. મીલો નહોતી, મીલમાલીકો નહોતા, એના કાયદાઓ નહોતા. આજે એ બધું આવ્યું છે; તો એ શું છે તે જાણી લેવું જોઇયે. ધર્મના અને કુટુંબના પણ કાયદાઓ છે, પણ આપણે તેને કાયદા નથી કહેતા, કારણ તેમાં સજા કે દંડ નથી થતાં. હવે એવો વખત આવ્યો છે કે એક જ માણસ આપણું ભલું નહિ કરી શકે, નુકસાન પણ નહિ કરી શકે. આપણે જ આપણાં કામો ચલાવવાં પડશે. આમાં એવું પણ બને કે સરકારમાં, ધારાસભાઓમાં આપણા તરફથી પ્રતિનિધિઓ જાય તે આપણે નામે આપણું ગણું કાપે. માટે આ કારણસર પણ આપણે આ બાબતો સમજતાં શીખવું પડશે આપણાં છોકરાં આપણે કેમ ઉછેરવાં, તેમને શિક્ષણ આપવાની સગવડ કેમ ઓછી છે, અનાજના ભાવ કેમ વધે છે એ આપણે જાણવું પડશે. માતાઓ અહીંઆં બેઠી છે તેમણે પણ છોકરાં કેમ ઉછેરવાં એ શીખવું પડશે નિશાળો થશે તેમાં ફરજીયાત છોકરાં મોકલવાનો પણ વખત આવશે માટે આ બધુ કેવી રીતે આપણા કાયદા ગેરકાયદાનું છે એ આપણે જાતમહેનતથી સમજી લેતા અને સ્વતંત્ર થતાં નહિ શીખાયેં તો આપણે મૂઆ પડ્યાં છીયે. વાણીઆબ્રાહ્મણનાં મહાજનો તો આપણે ત્યાં છે જ. ક્ષત્રિયોનાં પણ જરા જુદી જાતનાં છે. હવે મજૂરોનાં પણ મહાજન જેમાં વણકર, લુહાર, ત્રાંસલ વગેરે ભેળા થઈ પોતાનો સંપ જમાવી શકે, પોતાના ગુણ અવગુણ જાણી શકે, તેના ઉપાય કરી શકે એવાં બનાવવાનો વખત આવી લાગ્યો છે. હું ફરી તમને ચેતવું છું કે બંધારણ તમે ભલે બાંધો, મહાજનો ભલે સ્થાપો પણ જે નિયમો કરો, જે માણસો ચુટો, જે માણસોના હાથમાં તમે તમારૂં હિત મુકો તે તેમાં રહેલી જવાબદારી પૂરેપૂરી સમજીને જ કરજો. એ માણસોની પાસે તમેં કેવળ પૈસાની અને કારભારની જ તપાસ નહિ રાખો, પણ એમણે તમારે નામે શું શું કર્યું, તમારે નામે કયાં સહીઓ કરી આપ્યા એ બધું તમારે તપાસવું પડશે.

મજૂર મહાજન અને મીલમાલીકો

બીજી એક વાત મારે તમને કરવી છે. તમોમાં જેઓ એમ માનતા હોય કે મીલમાલીકોની સામે લડવા, તેમને દબાવવાની ખાતર આ બંધારણ આપણે બાંધીયે છીયે અથવા આપણે આ મહાજનોનો એવો ઉપયોગ કરી શકીશું, તેમને હું ચેતવી દેવા માગું છું કે એવા ભાઈઓએ આ મહાજનમાં ભળવાનો વિચાર જ છોડી દેવો. મીલમાલીકોને દબાવવા કે તેમનું નુકસાન કરવા આ જીંદગીમાં કોઇ કામ મેં નથી કર્યું અને મારે હાથે થવાનું નથી. માત્ર તેઓ મજૂરોને દબાવે તો તેમાંથી મજૂરોને છોડાવવા હું આ ગજું આપવા તૈયાર છું. પુન્ય

અનસૂયાબહેનને કે ભાઈ શંકરલાલને મીલમાલીકોનો રજ પણ દ્વેષ નથી. તેઓ માત્ર મજૂરોની સેવાને ચાહનારાં છે એ હું બરાબર જાણું છું. તેથી જ હું તેમની જોડે જ્યારે જ્યારે મને તક મળે છે ત્યારે એ સેવામાં ભળું છું અને તેથી હું તેમને પણ આ વખતે ફરી ફરી કહું છું કે જો તમે મજૂરોની ખરેખરી સેવા કરવા ચાહતાં હો તો તમારે મજૂરો અને મીલમાલીકો બન્નેનું હિત ચાહવું જોઇશે. મીલમાલીકોને સેવાની જરૂર નથી મજૂરો ગરીબ, ગભરૂ, ભોળા છે તેમને સેવાની જરૂર છે. મહાજનો કરીને મીલમાલીકોને દબાવવા નથી, મજૂરોનું જ માત્ર રક્ષણ કરી લેવાનું છે, અને એટલું કરવાનો આપણને જરૂર હક છે.

આજે મજૂરોને પોતાનાં બચ્ચાં તથા ઓરતોને કારખાનાંઓમાં કામ કરવા મોકલવાં પડતાં હોય તો એ બંધ કરવું એ આપણી ફરજ રહી. મજૂરોનાં બચ્ચાંઓને ૩–૪ રૂપીયાની વધુ આવકની ખાતર કેળવણીને ભોગે મજૂરી કરવા જવું પડે એ ન જ થવું જોઇયે. બાળકોને માટે મજૂરી નથી. ઓરતને માટે પણ કારખાનાની મજૂરી નથી. તેને માટે ઘરમાં પુષ્કળ કામ છે. તેણે છોકરાં ઉછેરવા તરફ ધ્યાન આપવું જોઇયે, ધણી થાકીને આવે ત્યારે તેને શાંતિ આપવી, તેની ચાકરી કરવી, ગુસ્સામાં હોય તો તેનો ગુસ્સો શાંત કરવો અને ઘરમાં બેઠે બીજું કામ થાય તે કરવું. આપણો સંસાર રૂડો થાય, મીઠો થાય એમ આપણે ઇચ્છતા હોઇયે તો આપણે આ કરવું જ જોઇયે. પુરૂષોની પેઠે બહાર કામ કરવા જવું એ સ્ત્રીઓને માટે નથી. આપણી ઓરતોને કારખાનાંઓમાં મોકલીશું તો આપણો સંસાર કોણ ચલાવશે? સ્ત્રીઓ ઘર છોડી બહાર કામ કરવા જાય તો આપણો સંસાર બગડે અને વર્ણસંકર થાય. જેઓ યૂરોપનું ઉદાહરણ આગળ ધરે છે, ત્યાં કેમ હજારો સ્ત્રીઓ પુરૂષનાં કામ કરે છે અને સ્ત્રીપુરૂષો સાથે કામ કરે છે એમ પૂછે છે, તેમને મારો એ જવાબ છે કે યૂરોપની મને પરવા નથી. સંસારના કાયદાનું મને જે કંઇ સૂક્ષ્મ જ્ઞાન થયું છે તે ઉપરથી મારી તો ખાત્રી છે કે સ્ત્રીપુરૂષો સાથે મજૂરી કરવા જાય તેમાં તો બન્નેને પડવાપણું છે. માટે તમારી સ્ત્રીઓને તમે બહાર કામે ન મોકલો. તેનું શીયળ સાચવો. તમારામાં મર્દાનગી હોય તો તમારી સ્ત્રીઓ ઉપર કોઇ કટાક્ષ ન કરે તેવું કરવું એ તમારૂં કામ છે. આજે લાચાર થઇને, તણાઇને મજૂરોને પોતાની ઈચ્છા વિરૂદ્ધ પોતાની ઓરતો અને બાળકોની પાસે કામ કરાવવું પડે છે. તેમાંથી છૂટવાને તેમને વધારે પગાર મળવા જોઇયે એ પણ ખરૂં છે. આ બધું, મહાજન બાંધ્યું હોય તો તેની મારફત સરળતાથી થઇ શકે.

ત્યારે તેવું મહાજન બાંધવામાં તમારે ત્રણ વાતોનો વિચારપૂર્વક નિશ્ચય કરવાનો છે:

૧. મહાજનના કાયદાઓ તપાસી લેવા.

૨. મીલમાલીકો મજૂરો પર ન છાજે એવી સત્તા ન ભોગવી શકે.

૩. તમારે મહાજનમાં ભળવા માટે દાખલ થવાની અને પછી દર મહિને ફી આપવી પડશે.

વળી તમને વધારે પૈસા મળતા થાય તેનું તમારે શું કરવું એનો વિચાર કરવો જોઇયે. એ પૈસા જો હું પીઠામાં નાંખું, ચ્હા પીઉં, ભજીયાં ખાઉં તો તેના કરતાં એ ન મળે એ જ

બહેતર. પણ એ વધુ પૈસા મળે તો હું મારી ઓરતને રાહત આપું, તેને કેળવું. વધુ પૈસા હોય તો તેને માટે મહેતી રાખું, છોકરાને કેળવણી આપું, મારાં કપડાં સ્વચ્છ કરું, ભેજ અને ગંદકીવાળા ઘરમાંથી સારા ઘરમાં રહેવા જાઉં, તો તો એ પૈસા ભલે મળ્યા. આ બધું આપણે મહાજન બનાવીને કરી શકીયે તો તો મહાજન બનાવવું ઠીક છે. પણ હજુ મને ભય છે અને હું તમને ફરી ફરીને કહું છું કે જો આપણે આ બધું ભૂલી જઇશું તો તમારી સેવા કરવા ઇચ્છનારાં અમે અને તમે બન્ને પાપયોનિમાં પડીશું.

એક વખત એવો હતો કે સૌ લોકોમાં ધર્મવૃત્તિ હતી હું આ બધી બાબતોમાં ભળીને ભાગ લઇને એમ કહી જોવા મથી રહ્યો છું કે આ રસ્તે પણ કંઈ કરતાં દેશના લોકોમાં એ ધર્મવૃત્તિની ફરી જાગૃતિ થાય તેમ છે? જો એ ધર્મજાગૃતિ આપણાંમાં થાય તો આ કઠણ કાળમાં આપણે બચ્યા છીયે, નહિ તો મૂઆ છીયે એવી મારી દૃઢ માન્યતા છે આ ધર્મવૃત્તિ કંઈ ભારે અઘરી વસ્તુ નથી. એ તદ્દન સાદી અને સૌથી કેળવી શકાય એવી વસ્તુ છે. હું તમને કાનમાં કહી દઉં કે જે સ્વેચ્છાચારી છે, સ્વચ્છંદી છે, જે સંયમ જાણતો નથી તે ધર્મથી છૂટે છે. જે કોઇનું ભૂંડું કરતો નથી, કોઇનો ખોટો લોટો નથી લેતો દેતો, એ ધર્મને સમજે છે. આપણે દારૂડીઆ, લુચ્ચા, લફંગા થઈ જઈયે તો આપણું જીવ્યું, કમાયું બધું ફોકટ છે. આપણે સાચા, સારા, સરળ, વિવેકી, ધર્મવૃત્તિવાળા બનીયે તો આપણું જીવ્યું સાર્થક છે. આપણું મહાજન ભલે બંધાય તેથી આપણામાં મેળ વધશે, સંપ વધશે, આપણે રીતસર કામો કરી શકીશું. મને ખબર છે કે મીલમાલીકો એવું જ ઇચ્છે છે કે મહાજન થાય તો ઠીક. આજકાલ કોઇને કંઇ કોઇને કંઇ એમ સૌને જુદું જુદું પોતાની ગરજવો ને ફરીયાદોનું સમાધાન કરી લેવું પડે છે. મહાજનો હોય તો તેમના અધિકારીઓની જોડે મળીને બધું રીતસર થઇ શકે. આમ આમાં બન્ને પક્ષનું હિત છે માટે પૂરેપૂરો વિચાર કરી સમજીને તમે આ કામ કરજો.

---

તા. ૭-૩-૧૯૨૦

## નવજીવનની સ્થિતિ

'નવજીવન' પત્ર સાપ્તાહિક બનાવતી વખતે અને તેનું તંત્રીપણું મેં માથે લીધું તે વખતે કેટલીક શરતો મેં મારા મન સાથે કરી રાખી હતી ને તેમાંની કેટલીક વાંચનાર જાણે છે, તેનું સ્મરણ કરાવું છું. 'નવજીવન'ના અભિપ્રાય

૧ 'નવજીવન'માં પૈસા લઈ જાહેરખબર ન લેવી.

૨ 'નવજીવન' ખોટ ખાઇને ન કાઢવું.

આજકાલ 'નવજીવન'ની નવ હજાર નકલો ખપે છે. વીસ હજાર ન ખપે ત્યાં સુધી મને સંતોષ ન થાય, પચાસ હજાર સુધી જાય તો મને નવાઇ ન લાગે. પણ

તેટલી નકલો કાઢવાજેવી સગવડ હજુ તો થઇ શકી નથી: તેવું યન્ત્ર નથી, તેટલા માણસો નથી. તેટલી નકલો સુખેથી કાઢી શકાય એવી સગવડવાળું મકાન નથી. અને પચાસ હજાર ઘરાકોને લલચાવી શકું એવું અને એટલું લખાણ મારા સાથીઓ અને હું હજુ આપી શકતા નથી. પ્રભુકૃપા હશે તો એવો સમય આવશે. ગત અંક કંઇક એવો ગણું ખરો. આગળ પણ એવા અંકો કોઈ કોઇ નીકળી ગયા. પણ અંગ્રેજીમાં કહેવત છે કે એક ચકલીએ ઉનાળો આવ્યો કહેવાય નહિ. તેમ 'નવજીવન'ના એક ઉમદા અંકે બધાની પરીક્ષા થાય નહિ. ગયો અંક ઉમદા છે. તેનું કારણ એ છે કે તેમાં સરલાદેવીજીનો 'બન્ધુ' નામનો લેખ છે. એ લેખ બે કકડે લખાયો છે. તેનો પૂર્વાર્ધ કેટલાંક વર્ષો પહેલાં જ્યારે તે બહેન અરણ્યવાળા પ્રદેશમાં રહેતાં ત્યારે લખાયેલો, પણ તે પ્રગટ નહિ થયેલો. હવે જ્યારે મેં ભિક્ષા માગી ત્યારે તેને ખોળી તેમાં પૂરણી ભરી તેને એક સંપૂર્ણ કાવ્ય બનાવ્યો ને તેનું દાન કર્યું. અસલ લેખ બંગાળીમાં છે. તેનો તરજુમો કરતાં મુશ્કેલી આવી તેથી 'નવજીવન'માં છપાતાં વિલંબ થયો. એ લેખમાથી બે ત્રણ અર્થ કાઢી શકાય છે. પણ વાંચનારને મારી ભલામણ છે કે તે એ લેખને બે ચાર વેળા વાંચી જાય ને જે રસ તેમાં રહેલો છે તે ચુસી લે. છતા તે જોશે કે એગાનો રસ ખૂટશે નહિ.

પણ હું રસ્તે રોકાઈ ગયો. હાલ 'નવજીવન' ખોટથી અપાય છે. એક નકલની કિંમત સોળ પાઇ પડે છે, તેમાં ન્યાક પાઇના કાગળ જોઇયે છે. કાગળ સારા વાપરવાનું શરૂ કર્યું છે તેને બદલે હલકા વાપરવાની હવે ઇચ્છા નથી થતી. એટલે કદ ઘટાડી કાંઇક બચાવ કરવાનો નિશ્ચય થયો છે. સોળ પાનાંને બદલે આ વખતે બાર પાનાં આપ્યાં છે. આમ કરતા ચાર પાઇ નથી બચતી. તેથી મુંબઇ અને અમદાવાદમાં છુટક નકલ વેચવાના ચારને બદલે પાચ પૈસા રાખવાનો ઠરાવ કર્યો છે. આથી ખોટ જતી અટકશે. વાંચનાર સમજશે કે જ્યા સુધી મૂળમાં ખોટ જાય ત્યાં સુધી 'નવજીવન'ની ઘરાકી વધારવી એટલે વધારે ખોટમાં પડ્યા બરાબર છે. તેથી ઘરાકી વધારવાની વાત પણ હાલ ચાલતી ખોટમાં ન કરી શકાય.

'.... 'નવજીવન' કાઢતી વેળા પ્રતિજ્ઞા આઠ પાનાંની હતી, પણ સોળ પાનાં આપવાના સંજોગો બની શક્યા તેથી સોળ આપ્યાં. હજુ પણ વાંચનારને પ્રતિજ્ઞાનાં આઠ પાનાં કરતાં તો વધારે જ મળશે. અને તેની સાથે એટલું પણ કહેવા ઇચ્છું કે જગ્યાના સંકોચથી વિષયોનો ત્યાગ નહિ થાય, પણ વિશેષ મહેનતે વધારે ટુંકા લેખો આપી તેટલા જ વિષયો સમાવવાનો પ્રયત્ન થશે. ઘણી વેળા વર્તમાનપત્રોમાં અમુક પાનાં ભરવાની દૃષ્ટિએ લાંબાં લખાણો લખવામાં આવે છે. કેટલીક વેળા

લેખક ઉતાવળે લખી પોતાના વિચારોને પૂરા ઘડી રીતસર ગોઠવી મુકી શકતો નથી. તે સમજવામાં મુશ્કેલી આવે છે અથવા જે વિચાર એક ક્ષણમાં સમજાય તેવો હોય તે આડાઅવળો મુકાવાથી મહેનતે સમજાય એમ મુકાયેલો હોય છે. એટલે જેઓ 'નવજીવન'માં લખી રહ્યા છે તેઓ વધારે ટુંકા લેખો લખી, પોતે એક માલીક છે એમ સમજી તેની ઉન્નતિમાં ભાગ લેશે એવી આશા રાખું છું. 'નવજીવન' કાઢવાનો હેતુ ધંધો કરવાનો નથી, પણ તે મારફતે પ્રજાની થોડીઘણી સેવા કરવી, અને જ્યારે પ્રજામાં નવજીવન આવવું શરૂ થયું છે તે કાળે પ્રજાને યથાશક્તિ સરળ અને સીધા માર્ગો બતાવવા ને ગુંચવાડાભરેલા પ્રશ્નોની ઉકેલમાં મદદ કરવી, એ છે.

એટલે જેઓ 'નવજીવન'માં લખી રહ્યા છે તેઓ વધારે ટુંકા લેખો લખતાં છતાં વસ્તુમાં ઘટાડો ન થાય એવી મહેનત કરશે.

કાગળોનો ભાવ ઘટશે, અથવા નવજીવન મુદ્રણાલયમાં કે કાર્યાલયમાં અમારી અથવા બીજાઓની અકુશળતાને લીધે ખોટ જતી હશે ને તેમાં કંઈ ફેરફાર થઇ શકશે તો તેમ કરીને ફરી મોળ પાનાં આપવામા આવશે. 'નવજીવન'માં જેમ ખોટ ખાવી નથી, તેમ નફો પણ કરવો નથી; એટલે જે કંઇ બચાવ થશે તે વાંચનારને જ મળશે. તેમ સમજી વાંચનાર હમેશાં 'નવજીવન'ના પોતે એક માલીક છે એમ સમજી તેની ઉન્નતિમાં ભાગ લેશે એવી આશા રાખું છું. — વાચકોની આશા

---

# નોંધ

## સર રવીન્દ્રનાથ ટાગોરનું આગમન

સાહિત્ય પરિષદ્ એપ્રિલ માસમાં ભરાવાની છે તે વેળા સર રવીન્દ્રનાથ ટાગોર પોતાની હાજરીથી પરિષદ્‌ને દીપાવશે એવા ખબર મળી ગયા છે. એમનું આગમન નાની વાત નહિ ગણાય. એ રાજપ્રકરણી પુરુષ નથી, એ મહાકવિ છે. તેમની જોડી હિંદમાં તો નથી જ. ભાઇ ઍન્ડ્રુઝ પોતે એક કવિ છે ને તે માને છે કે તેમની જોડી આજે યૂરોપમાં પણ નથી. — મહાકવિનું સ્વાગત કેમ થાય ?

તેઓ જેમ કવિ છે તેમ તત્ત્વજ્ઞાની છે અને આસ્તિક પુરુષ છે. ભાઇ ઍન્ડ્રુઝ તેમને ધર્મધુરંધરની પણ ઉપમા આપે છે. આ મહાકવિ હિંદુસ્તાનનું એક અણમોલું રત્ન છે. તેમની કવિતામાં ધર્મજ્ઞાન, નીતિ અને બીજાં શુદ્ધ રત્નો ભર્યાં છે તેમાં કોઇ શંકા લાવી શકે તેમ નથી. તેમની 'ગીતાંજલિ' તેમની 'સાધના', એ અપૂર્વ ગ્રંથો છે. તેમની વાર્તાઓમાં બાળકોનો વિનોદ ભર્યો છે ને તેટલું જ જ્ઞાન, તેટલી જ કળા છે.

એમને લાયકનું માન ગુજરાતની રાજધાની આપો એમ હું ઇચ્છું છું. તેમને સારુ કાન ફોડી નાંખે એવા પોકારો ન શોભે. માણસોની ભીડ હોવા છતાં ધક્કાધક્કી વિના આપણને જે પ્રિય છે તેને સારુ આપણે રસ્તો આપી દઇયે. આપણે રસ્તા શણગારીયે તો તેમાંયે પશ્ચિમતા નહિ પણ પૂર્વતા હોવી જોઇયે એ પોતે જેવા કવિ છે તેવા જ ચિત્રકળા ને સંગીતના પારખનાર છે. એટલે આપણે જે ભાવ બતાવવા માગીયે છીયે તે શાંતિમય, કળામય ને સર્વ પ્રકારે આડંબરથી—ધેલછાથી રહિત એવો શુદ્ધ હોવો જોઇયે. કાર્યવાહકોને હું વિનંતિ કરું છું કે તેઓ આજથી જ વિચાર કરી સુવ્યવસ્થા ઘડી કાઢે કે જેથી આપણા પરોણાને શ્રમ ન પહોંચે અને ગુજરાત ધાર્મિક વૃત્તિથી ગુજરાતને અને કવિશ્રીને શોભે એવો આવકાર આપે.

---

# પંજાબનો પેગામ*

તમે સૌ કદાચ જાણતા હશો કે હાલ કેટલાક વખત થયાં હું કેટલેક દરજ્જે અપંગ બની ગયો છુ, એટલે અત્યારે તમારી આગળ હું બેઠે બેઠે બોલીશ. મને ઉમેદ છે કે તમે સૌ મને તે માટે માફ કરશો.

હું જોઉં છું કે આજની સભાના કાર્યક્રમમાં બોલનાર તરીકે મારું નામ પણ મુકવામાં આવ્યું છે. મારે સરલાદેવી બહેનનો અને પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાનું કાર્ય કરવાનું છે. આજનું ભાષણ કરનાર બહેનને તેમજ પ્રમુખ સાહેબને હું સારી રીતે ઓળખું છું એટલે મારે કરવાનું કામ કરતા મને હરખ થાય છે.

હું પોતે તો ભીખારી રહ્યો મારી ભિક્ષામાં હું વિશેષ કરીને બહેનોને શોધું છું. મને પુરુષો તો સર્વ સ્થળે મળી રહ્યા છે. પરંતુ હું વિશેષ પ્રયત્ન બહેનોને મેળવવા માટે કરી રહ્યો છુ, કારણકે હું માનું છું કે હિંદની બહેનો ભાઈઓને આશીષ ન આપે તો હિંદની ઉન્નતિ અસંભવિત છે. મને ખાસ કરીને અમદાવાદમાં એવાં એક બહેન મળી ગયાં છે. મુંબઈ, મદ્રાસ વગેરે સ્થળોએ પણ કોઈ ને કોઈ બહેન તો મળી ગઈ છે. પંજાબમાં મને સરલાદેવીજી મળી ગયાં છે. એમનો પ્રથમ પરિચય મને ૧૯૧૦ની સાલમાં થયો હતો અને ત્યારપછી હરિદ્વારમાં મને એ દંપતીનાં દર્શન થયાં હતાં સરલાદેવીજીએ મને પંજાબ આવવાનું આમંત્રણ કર્યું. મેં તે સ્વીકાર્યું તો ખરું, પરંતુ હું ગભરાયો મને જ્યારે સરલાદેવીજીએ આમંત્રણ કર્યું ત્યારે તે વિયોગિની હતાં. મને એટલા માટે વિચાર થઇ પડયો કે વિયોગિનીના ઘરમાં મારું સ્વાગત કેમ સ્વીકારવું ? પરંતુ દુઃખમાં ભાગ લેવો એ હું સદ્ભાગ્ય સમજું છું અને તેથી પંજાબમાં હું એમને ત્યાં રહ્યો. મારી સગી બહેન મારી જેટલી ચાકરી કરે તેટલી જ ચાકરી મેં તેમની પાસેથી ભોગવી. આમ હું એ બહેનનો ઋણી બન્યો.

---

*અમદાવાદમાં શ્રી૦ સરલાદેવી ચોધરાણીના વ્યાખ્યાન વખતે તેમનો અને પ્રમુખનો ઉપકાર માનતાં કરેલું ભાષણ; તા. ૨૭-૨-૨૦.

પંજાબનો પેગામ

જે બહેન મારો સંદેશો દેશને પહોંચાડે તેનાં તો હું ચરણસ્પર્શ કરું. પરંતુ હું તો અત્યારે એ કહેવા ઇચ્છું છું કે આ બાઈએ મારો સંદેશો તમને નથી પહોંચાડ્યો, પણ પંડિત રામભજદત્ત ચોધરીનો સંદેશો પહોંચાડ્યો છે. આ અવસરે આ પતિઘેલી બાઇને બીજું કાંઇ ન સૂઝ્યું અને તેના ધણીનો સંદેશો આપણને પહોંચાડ્યો છે. આમ કરીને પોતાના પતિને ઊપરે ચડાવ્યા છે. ચોધરીજીનો સંદેશો એ આખા પંજાબનો સંદેશો છે. એ સંદેશો કહે છે કે તમે કદી ન ડરજો, ગમે તેમ થાય પણ તમે કદી ન હારજો. પ્રભુ પ્રત્યે પ્રેમ રાખી શાંતિથી અને સબુરીથી તમે કામ કરજો આ પેગામ આપણે આપણા હૃદયમાં ગુંથી લેવો જોઇયે.

રમણભાઇનો ઉપકાર

જેમ સુશીલ સ્ત્રીઓ તેમ સારા પુરુષોનો પણ મને મોહ છે આજની સભાના પ્રમુખ સાહેબ પોતાની સાદાઇ, મળતાવડા સ્વભાવ વગેરે ગુણોથી જાણીતા છે. તેમના પિતાશ્રીએ કરેલાં કાર્યોમાં, મેળવેલા યશમાં તેમણે ઉમેરો કર્યો છે. સુધારક તરીકે અને બીજી રીતે પણ રા. રમણભાઇએ ઘણું કર્યું છે. એમના સદ્ગુણો લઈ આપણે પણ કાંઇ કાર્ય કરી શકીયે તો ઘણું કર્યું કહેવાય.

ફરી એકવાર હું સરલાદેવીજીનો અને પ્રમુખ સાહેબનો તમારા સર્વની વતી આભાર માનું છું.

---

તા. ૧૪-૩-૧૯૨૦

# ૬ઠ્ઠી અને ૧૩મી એપ્રિલ

જાગૃતિ અને બલિદાનના દિવસ

આ બન્ને દિવસ થોડા વખતમાં આવી રહેશે. તે ન ભૂલાય એવા છે. ૬ઠ્ઠી એપ્રિલને દિવસે હિંદુસ્તાનમાં અલૌકિક જાગૃતિ પેદા થઈ. ૧૩મી એપ્રિલે નિરપરાધી મનુષ્યોનું લોહી વહેવાથી પંજાબ આખા હિંદુસ્તાનને સારુ યાત્રાનું ધામ બન્યું. ૬ઠ્ઠી એપ્રિલે સત્યાગ્રહનો પ્રવેશ થયો. કાયદાનો ભંગ કરવા રૂપી વિભાગ ભલે કોઇને પસંદ ન હો, પણ આમરણાન્ત સત્ય જાળવવું અને સત્યને જાળવતા આપણે કોઇને ઇજા ન કરવી, પણ દુશ્મન પ્રત્યે પ્રેમભાવથી વર્તવું એ ઉત્તમ છે એ વિષે તો મતભેદ ન જ હોઇ શકે. સત્ય અને અહિંસાનો જ્યાં સંગમ થાય છે ત્યાં આખી દુનિયાને વશ કરી શકાય છે. અને સત્યાગ્રહ એ ભૂળમાં પ્રજાજીવનમાં સત્ય અને અહિંસાનો પ્રવેશ કરાવવાનો પ્રયત્ન છે. સત્યાગ્રહની પ્રતિજ્ઞા વિના સત્યાગ્રહનો ભાવ પ્રજામાં પેદા થયો છે એ વિષે શંકા રખાય તેમ નથી. પંજાબમાં હજારો માણસોને મળતાં મારો તો એ જ અનુભવ થયો.

વળી ૬ઠ્ઠી એપ્રિલે હિંદુમુસલમાનની એકતાની અને સ્વદેશીની પ્રવૃત્તિ નિશ્ચયપૂર્વક ચાલી. વળી ૬ઠ્ઠી એપ્રિલે રોલેટ ઍક્ટનો આત્મા નાશ પામ્યો અને તે કાયદો

એકમત શરીર રૂપે રહ્યો. ૧૩મી એપ્રિલે નિરપરાધીઓની કતલ થઇ એટલું જ નહિ, પણ એ કતલમાં હિંદુ અને મુસલમાનનું લોહી મળીને એક નદી ચાલી અને એમ એકતા વધારે દૃઢ થઇ.

આવી બે ખીનાઓને આપણે કઇ રીતે ઉજવવી એ વિચારવાની જરૂર છે. મારી સૂચના નીચે પ્રમાણે છે. જેનાથી થઈ શકે તેમણે, સ્ત્રી, પુરુષ, બાળકોએ બધાંએ ૬ઠ્ઠી એપ્રિલને દિવસ અપવાસમાં અને ભજનકીર્તનમાં ગાળવો. અપવાસ ૨૪ કલાકનો કરવો અને આખા હિંદુસ્તાનમાં સાંજે સાત વાગે ઠેકઠેકાણે જાહેર સભાઓ કરવી અને તેમાં રૉલેટ ઍક્ટ રદ કરવાની માગણી કરવાનો અને તે રદ ન થાય ત્યા સુધી હિંદુસ્તાનમાં શુદ્ધ શાંતિ નહિ ફેલાય એવો ઠરાવ પાસ કરવો. કાયદો મુડદા સમાન છે એટલું બસ નથી. કા તો એ કાયદો પ્રજાનું અપમાન કરે છે અથવા તો નથી કરતો. જો અપમાન કરતો હોય તો તે રદ થવો જ જોઇયે, અને સુધારા દાખલ થાય તો સરકારના શુભ ઇરાદાની નિશાની તરીકે એ ગણાશે.

વળી ૬ઠ્ઠીથી માંડીને ૧૩મી એપ્રિલ સુધીનુ અઠવાડિયું જલિયાંવાલા બાગની કતલને અર્થે ગાળવું એવો મારો અભિપ્રાય છે. તેથી એ અઠવાડિયાનો સારામાં સારો ઉપયોગ એ છે કે જલિયાંવાલા બાગમાં જે સ્મારક સ્તંભ કરવાનો છે તેને અર્થે જે ખર્ચ થશે તે ખર્ચ આપણે ઉઘરાવી લેવો. દસ લાખ રૂપીયાની તે કાર્યને સારૂ જરૂર છે એ હું જણાવી ચુકયો છું. પૈસા કેવી રીતે એકઠા કરવા તે વિષે દરેક ગામ પોતાની યોજના રચી શકે છે. પૈસાની ચોરી ન થાય એટલું જાળવવું આવશ્યક છે. પૈસાનું ઉઘરાણું ૧૨મી એપ્રિલની સાંજ સુધીમા પૂરૂં થઇ જવું જોઇયે.

૧૩મી તારીખે ફરી અપવાસ કરવો અને પ્રાર્થના કરવી. તે દિવસે આપણે અગ્રેજો પ્રત્યે દ્વેષ ન કરવો તે આપણો ધર્મ સમજું છું. નિર્દોષ માણસો માર્યા ગયા તેઓનું સ્મરણ કરવું એ આપણી ફરજ છે. કૃત્યનું ખુનીપણું યાદ રાખવાની આપણી ફરજ નથી. બલિદાન આપવાની તૈયારી કરીને પ્રજા ચઢી શકશે; વેર વાળવાની તૈયારીઓ કરીને નહિ ચડાય. તે દિવસે આપણે આપણી ભૂલોનું પણ સ્મરણ કરવાની અને પશ્ચાત્તાપ કરવાની હું આવશ્યકતા સમજું છું. તે દહાડે સાંજે સાત વાગે બધે ઠેકાણે સભાઓ ભરીને આપણે એવા ઠરાવો પસાર કરવા જોઇયે કે અમલદારોએ જે ગંભીર ભૂલ ૧૩મી તારીખે કરી અને જે ઘાતકીપણું વાપર્યું તેવો બનાવ ફરી પાછો ન બને એવા પગલાં યોજવાં જોઇયે.

વળી મારી એ વિનંતિ છે કે એ અઠવાડિયામાં દરેક સ્ત્રીપુરુષે પોતપોતાના જીવનમા સત્યાગ્રહના તત્ત્વનું સિંચન કરવું, હિંદુમુસલમાનની એકતા વધે તેવાં કૃત્ય

કરવાં અને સ્વદેશીનો પ્રચાર કરવો. 'હિંદુમુસલમાનની એકતા' વધે તેને સારુ તે અઠવાડિયામાં આવતા શુક્રવારને દહાડે એટલે ૧૯મી તારીખે મુસલમાનોની વ્યાજબી માગણી પ્રમાણે ખિલાફતના સવાલનો ફેંસલો થાય એવી માગણી કરનારા ઠરાવો પસાર કરવા. આમ આ અઠવાડિયું પ્રજાને વધારે પવિત્ર બનાવવામાં, આંતર-પરીક્ષામાં, આપભોગમાં જોઈતી તાલીમ લેવામાં અને પ્રજાની ઊંડી લાગણીઓ જાહેર કરવામાં ગાળવું જોઈએ. આપણી બાબામાં કડવાશ ન હોવી જોઈએ, તેમ છતાં સંપૂર્ણ નિર્ભયતા અને દૃઢતા હોવાં જોઈએ. ૬ઠ્ઠી અને ૧૩મી તારીખે હડતાળ ન કરવી? એવો પ્રશ્ન જરૂર ઘણાઓના મનમાં ઊઠશે. હું તો દૃઢતાપૂર્વક હડતાળ ન કરવા તરફ મારો અભિપ્રાય બતાવું છું. જેઓની શ્રદ્ધા સત્ય અને પ્રેમ પ્રત્યે છે તેઓને સારુ તો આ અઠવાડિયું 'સત્યાગ્રહનું' છે. ૬ઠ્ઠીની હડતાળ એ સત્યાગ્રહી હડતાળ હતી, કેમકે તે દિવસે સત્યાગ્રહનો સમારંભ થયો. વળી જોકે ૬ઠ્ઠીની હડતાળ લોકોએ પોતાની મરજીથી જ પાળી હતી, તે છતાં એટલું કબૂલ તો કરવું જ જોઈએ કે લોકોએ વાહન વગેરે ન વાપરવાં જોઈએ એવા પ્રકારનું દબાણ તે દહાડે ચલાવવામાં આવ્યું હતું. તેથી આ પ્રાયશ્ચિત્ત કરવાના અને તાલીમ લેવાના સમયે હડતાળ પાડવાની સલાહ હું નથી આપી શકતો. એ તો માત્ર ક્વચિત જ અને સબળ કારણસર વાપરવાનું હથિયાર છે.

પ્રાર્થના અને અપવાસથી પ્રજાનું શું દારિદ્ર ફીટવાનું છે એવો સવાલ જરૂર ઊઠશે. એ વિષે વધારે વિચાર હવે પછી કરીશું. દરમિયાન મારી ઉમેદ છે કે બધા પક્ષ અને બધા વર્ણ તથા વર્ગ પ્રજાજાગૃતિમાં ચોક્કસ રીતે વધારો કરાવનારા આ અઠવાડિયાના પવિત્ર કાર્યમાં પૂરેપૂરો હિસ્સો લેશે.

---

# ખિલાફત

ખિલાફતનો સવાલ અત્યારે સર્વોપરી થઈ પડ્યો છે. સામ્રાજ્યમાં સર્વથી વધારે મહત્ત્વ એ સવાલ ભોગવે છે. ઇંગ્લંડના મોટા પાદરીઓ અને ઇસ્લામી આગેવાનોએ એ સવાલને મોખરા પર મૂકી દીધો છે. પાદરીઓએ દાવ નાંખ્યો, મુસલમાનોએ તે ઝીલી લીધો છે. સર્વોપરી સવાલ

હું ઉમેદ રાખું છું કે હિંદુઓ સમજી જશે કે સુવારા શું કે બીજું કંઈ પણ શું, ખિલાફતની આગળ નીચેનો દરજ્જો ભોગવે છે. જો મુસલમાનોનો દાવો એ

ઇસ્લામીની દૃષ્ટિ વિના ગેરઇન્સાફી હોત-તો કેવળ ઇસ્લામી પુસ્તકોને જ આધારે તેને ટેકો આપતાં કોઇ અચકાત. પણ જ્યારે ન્યાયી દાવાને દીન તરફથી ટેકો મળે છે ત્યારે એ દાવાની સામે થઇ શકાય નહિ.

## મુસલમાનોની માગણી

ટુંકામાં મુસલમાનોનો દાવો નીચે પ્રમાણે છેઃ—

૧. યુરોપ માંહેનું તુર્કી તુર્કોના હાથમાં રહેવું જોઇએ. તે રાજ્યમાં ઇસ્લામી સિવાયની બીજી જે કોમો રહેતી હોય તેઓના રક્ષણને સારૂ ભલે પૂરી ખાત્રી લેવામાં આવે.

૨. ઇસ્લામની પવિત્ર જગ્યાઓનો કબજો સુલતાનના હાથમાં રહેવો જોઇએ અને જઝીરત-ઉલ-અરબ એટલે મુસલમાની લેખકોએ હદ બાંધી છે તે અરબસ્તાન ઉપર સુલતાનનો બાદશાહી હક રહેવો જોઇયે, અને તેની સાથે આરબોને જોઇતા હોય તો ભલે તેઓને સ્વરાજ્યના હક મળે. આવું વચન મિ. લૉઇડ જ્યૉર્જનું હતું અને એ જ ધારણા લાર્ડ હાર્ડિંજની હતી. મુસલમાની સિપાહીઓ તુર્કીની રાજસત્તા છીનવી લેવાને સારૂ કદી લડત નહિ. ખલીફાના હાથમાંથી અરબસ્તાન ઉપરની હકુમત છીનવી લેવી એ ખિલાફતનું મીંડું વાળવા બરાબર છે.

લડાઇના પહેલાં જે તુર્કીનું હતું તે જરૂરપડતી ખાત્રીઓ લઇને તુર્કોને પાછું આપવું એ ખ્રિસ્તીને શોભે એવો ચુકાદો ગણાય. તુર્કોને સજા કરવાના ઇરાદાથી તેની પાસેથી કંઇ પણ લઇ લેવું એ દારૂગોળાનો ચુકાદો ગણાય. મિત્રરાજ્ય અથવા તો ઈંગ્લંડ પોતાની જીતને વખતે તદ્દન ન્યાય ઉપર જ રહેવું જોઇયે. તુર્કોને કમજોર બનાવી દેવા એ ગેરઇન્સાફ કહેવાશે, એટલું જ નહિ પણ ઇરાદાપૂર્વક અપાયેલાં વચનોનો ભંગ ગણાશે. તેથી હું આશા રાખું છું કે લૉર્ડ હાર્ડિંજની જેમ વાઇસરાય હિંમત ધરશે અને દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહને વખતે જેમ લૉર્ડ હાર્ડિંજે આગેવાની લીધી હતી તેમ ના૦ વાઇસરાય ખિલાફતના સવાલમાં આગેવાની લઇને એ સવાલને સ્પષ્ટ અને જોરદાર વલણ આપશે, કે જેથી કરીને ઉતાવળીઆ કે કમહુશિયાર માણસોની આગેવાની નીચે ભયંકર પરિણામો આવતાં અટકે.

પણ ખરૂં જોતા સવાલનો ફડચો વાઇસરાયના કરતાં આપણા હિંદુ અને મુસલમાન ઉપર વધારે આધાર રાખે છે. અને હિંદુ અથવા તો વાઇસરાયના કરતાં મુસલમાન ઉપર તેથી પણ વધારે આધાર રાખે છે. મુસલમાન ભાઇઓ અધીરા

થયા છે એવી નિશાનીઓ હું જોઇ રહ્યો છું. અધીરાઇમાંથી દીવાનાપણું આવવાનો સંભવ છે, અને દીવાનાપણાનો નતીજો ખુનામરકી જ હોય. હું ઇચ્છું છું કે ખુનામરકી એ આપઘાત છે એવું હું બધાને સમજાવી શકું.

જો...............

ધારો કે મુસલમાનોની માગણી મિત્રરાજ્યો અથવા કહો કે ઇંગ્લંડ કબૂલ ન કરે તો? મિ. મૅંટેગ્યુના બળવાન બચાવમાં અને મિ. લૉઇડ જ્યૉર્જના પોતાના જ વચનના અર્થમાં હું તો બહુ આશા જોઉં છું. હું કબૂલ કરૂં છું કે મિ. લૉઇડ જ્યૉર્જના વચન લૂલા છે, પણ તેની મારફતે એ સંપૂર્ણ ન્યાય મેળવી શકે છે. પણ આપણે ખગબમાં ખરાબ પરિણામ ધારી લેવું જોઇયે અને શુભ પરિણામની આશા રાખી તેને સારૂ મથવું જોઇયે. કેમ મથવું એ સવાલ છે. આશા ને પ્રયત્ન

આપણે શું ન કરવું જોઇયે એ તો સ્પષ્ટ છે. વિચારમા, વચનમા કે કર્મમાં ખુનામરકી ન જ હોવી જોઇયે. તેથી વેરભાવે કે સજા કરવાના ઇરાદાથી બ્રિટિશ માલનો બૉયકૉટ ન સંભવે. શું ન કરવું જોઇયે ?

૧. મારા વિચાર પ્રમાણે તો બૉયકૉટ પણ એક જાતની ખુનામરકી છે.

૨. વળી કદાચ બૉયકૉટ ઇચ્છવાજોગ હોય તોપણ એ તદ્દન અવ્યવહારૂ છે.

૩. જ્યા સુધી આપણી માગણી મુજબ નથી મળ્યુ ત્યા સુધી આપણે શાંતિ વાળીને બેસી શક્તા જ નથી.

૪. ખિલાફતની સાથે બીજા સવાલોને મેળવવા જ ન જોઇયે—જેમકે પંજાબનો સવાલ.

હવે આપણે શું કરવું ઘટે એ જોઇયે. શું કરવું ઘટે?

૧૯મી તારીખે ધંધો બંધ કરવો અને એક જ ઠરાવ પસાર કરીને આપણી ઓછામા ઓછી માગણી છે તે જાહેર કરવી એ પ્રથમ પગથીઉં છે. હડતાળ કેવળ મરજીયાત હોવી જોઇયે, અને નોકરીયાત વર્ગને તેઓના ધણીની પરવાનગી સિવાય કામ બંધ કરવાની રજા ન જ મળવી જોઇયે. મીલના મજૂરોને હડતાળમા બિલકુલ ભેળવવા જ નહિ. વળી બીજી એક વાત એ છે કે હડતાળની સાથે ખુનામરકી કે મારપીટ જરાય ન હોવા જોઇયે. મને ઘણી વખત કહેવામા આવ્યું છે કે છૂપી પોલીસ ઘણી વેળા ખુનામરકી કરાવે છે. સામાન્ય આરોપ તરીકે હું એ વાત માનતો જ નથી. ભલા માનો કે એ આરોપ બરાબર હોય, તોપણ આપણામા એટલી તાલીમ હોવી

જોઇયે કે એ ખુનામરકી અશકય થઇ પડે. જનસમાજને તાલીમ આપવાની, તેઓને દોરવાની અને તેઓની ઉપર અસર મેળવવાની આપણી શક્તિ ઉપર આપણી જીતનો આધાર રહે છે.

જો આપણી માગણી કબૂલ ન થાય તો શું કરવું જોઇયે એ વિચારીયે.

છુપી કે જાહેર લડાઇ કરવી એ જંગલી ઉપાય છે. આવી લડાઇ કરવાની વાત આપણી ગણતરીમાંથી આપણે કાઢી નાંખવી જોઇયે. લડાઇ કરીને જીતવું અશકય છે એટલું જ કારણ લડાઇની વિરુદ્ધ બસ છે. લડાઇ કરવી એ હમેશાં ખરાબ છે, એવું જો હું બધાને સમજાવી શકું તો આપણી બધી ન્યાયી ધારણાઓ આપણે વહેલા બર લાવી શકીયે. ખુનામરકી નહિ કરવાની પ્રતિજ્ઞા લઇને એક વ્યક્તિ અથવા પ્રજા જે શક્તિ મેળવી શકે છે એ શક્તિને કોઇ હઠાવી શકતું જ નથી. પણ ખુનામરકી નહિ કરવાની સામે હાલ તો હું જે દલીલ કરૂં છું તે કેવળ તેની અયોગ્યતા જ છે; અને ખુનામરકી અયોગ્ય છે, કેમકે તેથી ધારેલું પરિણામ લાવવું અશકય છે.

## સરકારને મદદ ન કરવી

તેથી સરકારને મદદ ન કરવી એ જ હથિયાર આપણા હાથમાં રહેલું છે. અને જ્યારે તેની સાથે ખુનામરકી ન હોય ત્યારે તેના જેવું બીજું ચોકખું હથિયાર કંઇ જ નથી. અને તે જેટલું શુદ્ધ છે એટલું જ અસરકારક છે. મદદ કરીને જ્યારે આપણે જ આપણું પોતાનું અપમાન, આપણી હલકાઇ કે આપણા ધર્મની નામોશી વહોરી લેતા હોઇયે ત્યારે મદદ ન કરવી એ ફરજ થઇ પડે છે. જે હકો મુસલમાનોને સારૂ જન્મમરણ જેવા થઇ પડે તે અયોગ્ય રીતે છીનવી લેવામાં આવે, છતાં આપણે મૂગા બેસી રહીયે એવી આશા ઇંગ્લંડ ન જ રાખી શકે. તેથી આપણે મથાળેથી અને પાયેથી શરૂઆત કરવી જોઇયે. જેઓ મોટા દરજ્જા ધરાવતા હોય તેઓએ તે છોડી દેવા જોઇયે. જેઓ નાની નોકરીમા હોય તેઓએ તે નોકરી છોડી દેવી જોઇયે. ખાનગી ગૃહસ્થોના નોકરોને આ નિયમ લાગુ પડતો નથી. જેઓ મદદ નહિ કરવાની સલાહ માન્ય ન રાખે તેઓનો બહિષ્કાર કરવાની ધમકી હું પસંદ કરી શકતો નથી. જેઓ કંઇ પણ દાબ વિના પોતાની નોકરી છોડી દે તેની જ અસર થવાની છે; કેમકે આપણો અસંતોષ અને લોકલાગણીની કસોટી તો મરજીઆત રાજીનામામાં જ હોઇ શકે. સિપાહીઓને તેઓનાં હથિયાર છોડવાની સલાહનો હજુ સમય નથી આવ્યો. એ આપણું છેલ્લું પગલું હોય, પહેલું ન હોવું જોઇયે. જ્યારે વાઇસરાય, હિંદી વઝીર અને મુખ્ય પ્રધાન આપણો ત્યાગ કરશે ત્યારે તે પગલું ભરવાનો

પણ આપણને દઢ મળશે. વળી મદદ આપવાનું બંધ કરવાનું કામ અતિ વિચારપૂર્વક લેવાવું જોઇયે. આપણે ધીમાશથી વર્તવું જોઇયે કે જેથી સખત તાપને સમયે પણ આપણે આપણી પોતાની ઉપરનો કાબુ છોડી ન દઇયે.

## મારૂં કર્તવ્ય

અહિંસાની શરત

કલકત્તાના ઠરાવોથી ઘણા ચમકી ગયા ગયા છે. તેઓને તેમાં ખુનામરકીની ગંધ આવે છે. હું એવો અર્થ નથી કાઢતો, જોકે તેમાંના કેટલાકની બાંધણી હું પસંદ નથી કરતો. જે ઠરાવોનું વસ્તુ મને મુદ્દલ પસંદ નથી તે હું ગણાવી ગયો છું. તેઓના બધા ઠરાવો હિંદુઓ કબુલ કરી શકે? આ પ્રશ્ન પૂછવામા આવ્યો છે. હું તો મારે પોતાને વિષે કહી શકું, ઇસ્લામી બાંધવો જ્યાં સુધી મર્યાદામાં રહેશે અને ખુનામરકી નહિ કરે અથવા ખુનામરકીને ઉત્તેજન નહિ આપે ત્યાં સુધી તેઓની વ્યાજબી માગણી પ્રમાણે મેળવવામાં હું તેઓની સાથે બરાબર ઉભો રહીશ. પણ ખુનામરકી થાય અથવા ખુનામરકીની સલાહ આપવામા આવે અથવા ખુનામરકીને ઉત્તેજન આપવામાં આવે તે વખતે હું તેઓની સાથે નહિ ઉભો રહું, અને દરેક હિંદુ અથવા તો દરેક જણને સાથે નહિ ઉભવાની સલાહ આપીશ. તેથી ગમે તેવું ગુસ્સો ચડવાનું કારણ મળે તે છતાં પોતાની જીભ ઉપર સંપૂર્ણ અંકુશ રાખવાની હું દરેક બોલનારને પ્રાર્થના કરૂં છું. જો દઢતાની સાથે નમ્રતાનું મેળવણ હશે તો જીતની મને ખાતરી છે. જો ગુસ્સો, દ્વેષ, તિરસ્કાર, અવિચાર અને છેવટે ખુનામરકીનું સામ્રાજ્ય થાય તો પરિણામે હાર જ મળે. તેથી હું એકલો હોઉં છતાં ખુનામરકી આદિ શત્રુઓની સામે મારો જીવ જતાં સુધી લડીશ. આખી દુનિયાની સાથે મિત્રભાવે રહેવું એ મારો ઉદ્દેશ છે. અન્યાયની સામે પૂરા જોરથી લડતાં છતાં સંપૂર્ણ પ્રેમભાવ રાખી શકાય એ મારો દઢ નિશ્ચય છે.

---

# પ્રેસ ઍક્ટ અને મિ. હૉર્નિમેન

પ્રેસ ઍક્ટ અને પ્રજામત

પ્રેસ ઍક્ટ રદ કરવા વિષે જે સભા મુંબઇમાં ભરાઇ હતી એ અગત્યની સભા હતી. પ્રેસ ઍક્ટ રદ થવાથી જેટલો લોકોને લાભ છે તેટલો જ સરકારને છે એમ સર નારાયણ ચંદાવરકર બતાવી શક્યા. ઑસ્ટ્રીચ પક્ષીને વિષે એમ કહેવાય છે કે એ જ્યારે ભય જુએ છે ત્યારે પોતાનું મ્હોં રેતીમા સંતાડે છે અને પછી ભય નથી એમ માની લે છે અને છેવટે ઘેરાઇ જાય છે. પ્રેસ ઍક્ટ કરીને સરકારે પોતાની

દશા ઑસ્ટ્રીચ પક્ષીના જેવી કરી મુકી છે. જો લોકોની વૃત્તિ સરકાર પ્રત્યે ખરાબ હોય તો તે વૃત્તિ બતાવવાનું વાહન વર્તમાનપત્ર છે, તેને દાબવાથી કંઇ વૃત્તિ સુધરવાની નથી. વળી પ્રેસ ઍકટને રાખી મુકવો એ વાયુશાસ્ત્રી હવાનું દબાણ માપવાના યંત્રને ભાગીને હવાની સ્થિતિ જાણવાનો પ્રયત્ન કરે તેના જેવું થયું. પ્રેસ ઍકટ દાખલ કરીને પ્રજાનો વાયુ કઈ દિશામા વહે છે, કેવો છે, એ જાણવાનું યંત્ર સરકારે ગોખરૂં કરી મેલેલું છે અને તેથી પ્રજાવૃત્તિ બરોબર જાણવા સરકાર અશક્ત થઇ ગયેલ છે. તેથી પ્રેસ ઍકટને રદ કરવો એ જ સરકારનું કર્તવ્ય છે. અને તે રદ કરાવવા પ્રયત્ન કરવો એ પ્રજાની ફરજ છે.

પણ સરકારની જે વૃત્તિ પ્રેસ ઍકટ રાખવામા રહેલી છે તે જ વૃત્તિનો ભોગ મિ. હૉર્નિમેન થઇ પડેલા છે. પ્રજામત ચોકખો જાહેર થાય એ સરકાર સહન કરી શકતી નથી. તેથી પ્રજામતને ઘણી દૃઢતાથી જાહેર કરનાર મિ. હૉર્નિમેનને પણ સહન કરી શકી નથી. મિ. હૉર્નિમેને પ્રજામતને કેળવવામા જે શક્તિ બતાવી છે તે થોડા જ બતાવી શકયા છે. તેમણે પ્રજામા જે જુસ્સો રેડયો છે તેવો જુસ્સો થોડા જ રેડી શકયા છે. પણ મિ. હૉર્નિમેનની શક્તિ ભલે તેવી ન હો, તોપણ કેવળ ન્યાયપક્ષનો જ વિચાર કરતાં મિ. હૉર્નિમેનની ઉપર કંઇ ગુન્હો સિદ્ધ થયો નથી. તોયે કેવળ સ્વેચ્છાએ સરકાર તેમને હિંદુસ્તાન બહાર રાખી શકે એ પ્રજા કદી સહન ન કરી શકે. મિ. હૉર્નિમેનની પદ્ધતિ અને મતોની સાથે મળનાર જ તેમને છોડાવવાનો પ્રયત્ન કરી શકે એવું કશું જ નથી. તેમની સાથે અમને મતભેદનાં ઘણાયે કારણો હોય છે. તેમની ભાષા ઘણી વેળા જોઇયે તેના કરતા વધારે આકરી હોય છે તેમ છતા તેમને હિંદુસ્તાનમાં દાખલ થવાનો હક બીજાઓના જેટલો જ હોવો જોઇયે એ વિષે અમારા મનમા જરાયે શંકા નથી. તેથી મજકુર સભાએ મિ. હૉર્નિમેનને વિષે જે ઠરાવ કર્યો છે તેને અમે વધાવી લઇયે છીયે, એટલુ જ નહિ પણ તેમને પાછા લાવવાનું આ આંદોલન જારી રહે અને તેઓની સામેના હુકમો મુંબઇની સરકાર ખેંચી લે તેમ કરવાને સારૂ પ્રજાએ ચાપના ઉપાયો લેવા જોઇયે એમ અમે માનીયે છીયે. એ જ સભામા ત્રીજો ઠરાવ એવો પસાર થયો કે જે જે પ્રેસની પાસે જામીનગીરી વગેરે લેવામા આવ્યાં છે તે પાછા આપી દેવાં જોઇયે. આ ત્રણે બાબત ઉપર સરકાર ધ્યાન આપશે એવી અમારી ઉમેદ છે.

તા. ૨૧-૩-૧૯૨૦

# છાપખાનાનો કાયદો

*રદ થવો જોઈએ*

જે માણસે આ કાયદાને રદ કરાવવાને સૌથી વધારે મથન કર્યું છે એ અહીંઆ આજ હાજર નથી, એ પ્રજાને તેમજ સરકારને શરમાવે એવી બીના છે. ભાઈ હૉર્નિમૅનને હિંદમાં પાછા આવવા દેવાની વાત કોરાણે મૂકી આ કાયદાને રદ કરવાને કદાપિ સરકાર તૈયાર થઈ જાય તોપણ મને ખાતરી છે કે હિંદની પ્રજા તો તે ન સ્વીકારે. પ્રજામતને જાહેર કરનાર છાપાંઓ ન હોય તો સરકારને પ્રજામતની શી રીતે ખબર પડે એ જ મને સવાલ થયાં કરે છે. સ્વતંત્ર છાપાંઓની ગેરહાજરીને લીધે સરકારને સી. આઇ. ડી. પર વિશ્વાસ રાખવો પડે છે. પ્રજા તેથી સરકારને વિનંતિ કરે છે કે સી. આઇ. ડી. પરનો આ બોજો જો સરકારને હલકો કરવો હોય, સ્વતંત્ર છાપાં હિંદમાં જોવાની સરકારની ખ્વાહેશ હોય અને પ્રજાના સહકારની જો સરકારને જરૂર હોય તો પ્રજામતના પ્રતિનિધિરૂપ છાપાંઓને મોઢે ડૂચો નહિ દેવાવો જોઈએ. હવાનું દબાણ માપવાનું યંત્ર તોડી નાંખી હવાના દબાણનું માપ લેનાર વાયુશાસ્ત્રીના જેવી હાલ સરકારની સ્થિતિ થઇ પડી છે.

*અકસીરમાં અકસીર ઉપાય*

આ કાયદો રદ કરાવવાને ફક્ત પત્રકારોએ નહિ, પણ સમસ્ત પ્રજાજને પૂર જોસથી આંદોલન કરવું જોઈએ. પત્રકારની ચિંતાઓનું અને વિટંબણાઓનું જો હું બયાન કરવા બેસું તો મોટું મહાભારત ભરાઈ જાય. કેટલીક વાર લોકો મારા વખાણ કરે છે, કેટલીક વાર મને ગાળો પણ ભાંડે છે; કેટલીક વાર અધિકારીઓનો ખયાલ કરે છે, કેટલીક વાર એમની ઝાટકણી પણ કાઢે છે. આ બધાંમાંથી ચોખા કુશકી જુદા કરવાનું કામ પત્રકારોનું છે. પ્રજાને ઉપયોગી સર્વ બાબતો પર પ્રકાશ પાડવો એ હરેક પત્રકારની ફરજ છે. પણ પ્રજાને નિરુપયોગી એક પણ વિશેષણ પોતાના પત્રમાં દાખલ ન થવા દેવું એ છાપખાનાના કાયદાને રદ કરવાનો અકસીરમાં અકસીર ઉપાય છે.

---

તા. ૨૧-૩-૧૯૨૦

# ખિલાફત

*ગંભીર અને સુંદર સવાલ*

ખિલાફતનો સવાલ જેટલો ગંભીર છે તેટલો જ સુંદર છે. ગંભીર છે, કેમકે તેમાં આઠ કરોડ મુસલમાનોની અને તેથી સમસ્ત ભારતવર્ષની શાંતિ છુપાઈ છે. સુંદર છે, કેમકે તેનો નિકાલ કરવામાં જો મુસલમાનો ડહાપણ

* હિન્દી પ્રેસ એસોસીએશનના આશ્રય તળે મુંબઈમાં મળેલી સભામાં પ્રેસ ઍક્ટ રદ કરવાનો ઠરાવ રજૂ કરતાં કાઢેલા ઉદ્‌ગારઃ તા. ૫-૩-૨૦

વાપરે તો તેઓની શુદ્ધ સત્તા વધે, અને હિંદુસ્તાન શુદ્ધ સામ્રાજ્ય ભોગવે. હિંદુમુસલમાન ઉભયમા એકતા, જોર, નીતિ વધે અને અગ્રેજો પણ આપણને હલકા ગણે છે તે આપણને હલકા ગણાતા અટકે. ભાઇબંધી સરખાની વચ્ચે જ થઈ શકે. અગ્રેજો આપણને સરખા ગણતા નથી. આપણે આપણને તેઓના કરતાં ઉતરતા માનીયે છીયે. એટલે આપણે હિંદુમુસલમાન આ સવાલનો ફડચો લાવી ત્રણે એકસરખા થઇ શકીયે છીયે.

. તલવાર માણસોને એકસરખા કરે છે. એક બીજા પાડાની જેમ ખુબ લડી બન્ને થાકે એટલે એકબીજાને સલામ કરી ભાઇબંધ બને છે. જો કોઈ નબળાઇ બતાવે તો હલકો બને છે. અથવા એકબીજાની સામે શરીરબળ નહિ વાપરીને આત્મબળ વાપરી બીજાનો ઉપરી બને છે. એ ઉપરીપણું બીકને લઈને નહિ પણ પ્રેમને લઈને સ્વીકારાય છે તેથી બન્ને એકસરખા થઈ રહે છે. બીજાને આપણા કરતાં નીતિમાં બળીઓ માનીયે તેમા આપણી હલકાઇ નથી મનાતી. બીજો નીતિમા આગળ વધ્યો હોય તેમાં ગર્વ નથી કરતો. એટલે બન્ને એકબીજા પ્રત્યે માનની નજરથી વર્તે છે. આપણે તલવારથી અગ્રેજને જીતવાનો વિચાર જ છોડી દેવો ઘટે છે.

આપણે તે બળ ન જ વાપરી શકીયે એમ હું નથી મનાવતો. પણ તે બળ વાપરવા સારૂ આપણે દંભ, જુઠાણું, દગો વગેરે વાપરવાં પડશે, અને ત્યારે પણ અનેક પ્રકારની ખીચડી મિથ્યા કુશળતા મેળવવી પડશે. તેઓની જોડે મુકાબલો કરી બન્ને હાફે ત્યા લગી બન્નેએ લડયા કરવું પડશે. આવો પ્રસંગ જ તેઓ સ્હેજે નહિ આવવા દે એવો મનુષ્યજાતિનો સ્વભાવ છે. અસલ જમાનામાં પણ લડવા નીકળીઓ છૂપી રહેતી. અહંકારી પોતાની અહંતાનાં સાધનો એકાએક બીજાને નથી સોપતો. શસ્ત્રબળમાં અહંકાર હોય જ. એટલે આપણે જો શસ્ત્રબળથી એક થવા માગતા હોઇયે તો આપણે તેઓના પરાજયની અણીએ પહોચીયે ત્યાં લગી આપણે મથવું પડશે અને અંતે આપણે દુશ્મન બનવું રહ્યું! આમ ખિલાફતનો ઉકેલ આવે?

લડાઈ કરવાની યોગ્યતા અથવા અયોગ્યતાનો વિચાર મેલી દઇ આપણે જો માત્ર પરિણામનો વિચાર કરીયે તો આપણને માલમ પડશે કે શસ્ત્રબળથી સવાલનો ફડચો નહિ જ થાય. ખિલાફતની લડાઇ કેવળ અગ્રેજોની જોડે નથી. એ લડાઈ ખ્રિસ્તી અને મુસલમાનોની વચ્ચે છે. ખ્રિસ્તી ઘણા એકત્રિત છે. તેઓએ લડાઇની કળામાં બહુ તાલીમ મેળવી છે. તેમની સાથે લડાઇમાં મુકાબલો કરવાને આજે તો મુસલમાનો તૈયાર નથી. હિંદના મુસલમાનો તો સ્પષ્ટ રીતે નથી, અને હિંદ લડાઇના

મુકાબલામાં તેઓની જોડે ન ઉભી શકે. આવી સ્થિતિમાં મુસલમાનોએ લડીને ખિલાફતના સવાલનો ફડચો લાવવો એ દુન્યવી વિચારે લગભગ અશક્ય લાગે છે.

'ખુદા ચાહે સો કરે' એ વાક્ય લડાઇનો મુકાબલો કરનાર નહિ વાપરી શકે. એ વાક્ય તો નીતિનો મુકાબલો કરનાર જ વાપરી શકે, કેમકે નીતિના મુકાબલામાં હાર તો છે જ નહિ. શુદ્ધ સાધનો વાપરનારો તકદીર ઉપર હાથ મુકી શકે, પણ મેલાં સાધન વાપરનારાને તેમ કરવાનો અધિકાર જ નથી. જાણી જોઇને કુવામાં ભુસકો મારનાર ઇશ્વરનું નામ વગોવે તો તેની સજા તેને તુરત મળે. તે અકાળ મૃત્યુને વશ થાય. દારૂનો શીશો ખાલી કરનાર 'ખુદાને નીશો ચડાવવો હોય તો ભલે ચડાવે' એવો બકવાદ કરે તો તેને દુનિયા હસે. નીતિના પ્રયોગોમાં આપણે ઇશ્વર ઉપર અખંડ ભરોસો રાખીયે છીયે કેમકે આપણે જાણીયે છીયે કે નીતિનું પરિણામ કુશળ જ છે. શસ્ત્રબળીઓ પોતાના શસ્ત્ર પર વિશ્વાસ રાખે છે ને શસ્ત્ર ટૂટી જાય ત્યારે 'ભીણ' કહે છે—દારૂડીઓ જેમ દારૂના નીશા પેદા કરવાપણા પર વિશ્વાસ રાખે છે તેમ.

ગજબળ અને ઇશ્વરશ્રદ્ધા

પણ જો હિંદુમુસલમાન બન્ને સત્યાગ્રહ રૂપી દિવ્ય શસ્ત્ર ધારણ કરે તો તો વિજય છે. હિંદુમુસલમાન ખ્રિસ્તીના અન્યાયમા ભાગ ન લે તો તેને કોણ હરાવનાર છે? મુસલમાનો પોતા પર થતા અન્યાયોમાં ભાગ નહિ લે તો ખુદાનો કોલ છે કે તે ન જ હારે. તેથી જ મેં કહ્યું છે કે અંગ્રેજને આપણે અન્યાયી પગલાંમાં મદદ ન કરવી એ આપણો હક છે, એ આપણી ફરજ છે. એ ફરજ અદા કરીને જ મુસલમાનો પોતાના ધર્મ ઉપર થઇ રહેલ હુમલામાંથી બચી શકે છે.

સત્યાગ્રહનું દિવ્ય શસ્ત્ર

હવે વિલાયતના મજૂરપક્ષે ખિલાફત વિષે વિચારો બહાર પાડયા છે એ જરા વિચારીયે. તેનું તારણ અમે બીજી જગાએ આપ્યું છે. તે પક્ષ કહે છે કે મુસલમાની સત્તાના ભાગલા પડવા જ જોઇયે. મુસલમાનો જ એ માગે છે. તેની સામે હિંદુસ્તાનના મુસલમાનો કેમ થઇ શકે? આરબો ઑટોમન સાથે ન રહેવા માગે તો શું તેને જોરજુલમથી ઑટોમન સાથે રાખવા? આનો જવાબ હું સત્યાગ્રહી તરીકે તુરત આપી શકું. હું આરબોની સ્વતંત્રતા છીનવવા નથી માગતો, તેઓ સ્વતંત્ર થાય પણ હકુમત ખલીફાની કબુલ કરે, પાક જગ્યાઓનો કબજો ખલીફાના હાથમાં રહે. આટલું ન થાય તો હું ભલે લડાઇ ન કરૂં, પણ હું ઉલટું થવામાં મદદ પણ ન કરૂં. મારી મદદ વિના તે અન્યાય ન બને. જો દરેક હિંદુમુસલમાન સરકારી નોકરી છોડી દે તો શું થાય? મા તો અંગ્રેજોએ હિંદુસ્તાન છોડવું પડે અથવા તેઓએ

આરબોની સ્વતંત્રતાનું શું?

આપણું ધાર્યું કરવું જ પડે. એટલે મારી ધારણામાં લોકમત શુદ્ધ રસ્તે કેળવવા પૂરતી જ રાહ જોવાની ધીરજ રાખવાની જરૂર છે. અત્યારની જાગૃતિનો મુસલમાનો સદુપયોગ કરશે કે દુરુપયોગ કરશે? મુસલમાનો જ પોતાના શત્રુ બનશે અથવા મિત્ર. ઇશ્વર તેમને સન્મતિ આપો ને તેઓને હિંદુ પૂરી મદદ કરી શકે એવી સ્થિતિ તેઓ જાળવો.

---

તા. ૨૮-૩-૧૯૨૦

# હિંસા વિ૦ અહિંસા

ખિલાફતનો દિવસ આવ્યો અને ગયો. સત્યાગ્રહના અર્થાત્ સવિનય ભંગના નહિ પણ સત્ય અને અહિંસાના સંપૂર્ણ વિજયનો તે શુભ દિવસ હતો. ૧૯મીની હડતાળ પૂરેપૂરી મરજીયાત હતી, કારણકે તેને માટે બધી ચળવળ તે દિવસ પહેલા જ પુરી કરવામા આવી હતી. મીલમજૂરોને હડતાળમાં ન ભેળવવામા ખિલાફત કમિટીએ અદ્દભુત સયમ દેખાડ્યો છે. તે દિવસની કુશળ વ્યવસ્થા કરવા માટે અને મરજીયાત ધોરણ ચોક્કસ રીતે સ્વીકારવા માટે કમિટીને ઉંચામા ઉંચું માન ઘટે છે. જો પ્રજા ૧૯મી જેવી તાલીમ અને સંયમ દાખવે અને તેમાં તેટલું જ સ્વાર્થત્યાગનું તત્ત્વ ઉમેરે તો ખિલાફત સબધી આપણી આશાઓ સફળ થવામાં કંઇ અંતરાય આવે નહિ. આળસુઓને કંઇ કામધંધો ન હોય તેવે દિવસે મુસલમાન કોમના ઝનુની સ્વભાવના લોકો ખાસ કરીને વિષયમા ઉશ્કેરાયેલા હોય ત્યારે શાંતિ જાળવે એમ એક વરસ ઉપર કોઈ માનત નહિ. પણ જ્યારે પ્રાર્થના કરવાની હોય ત્યારે આળસ હોય જ નહિ. બધાને ફરમાવવામા આવ્યું હતું કે તમે ગુસ્સે ન થશો, પણ સત્યને ખાતર પ્રાર્થના કરજો. એ વાત ખરી છે કે સૌએ બરાબર પ્રાર્થના કરી ન હતી; પણ પ્રાર્થનાનો ભાવ સર્વત્ર ફેલાયેલો હતો. અને વેગ, ક્રોધ કે ઉશ્કેરણીના કરતા તે ભાવ વધારે પ્રધાન હતો. અને તેથી એ આશ્ચર્ય બન્યું કે સાધારણ દિવસે જેમ સૌ શાંતિ જાળવાશે એમ ધારે એવી રીતે હડતાળને દિવસે થયુ.

વીસ હજાર માણસોની મુંબઇની જંગી સભાનો દેખાવ જોવા જેવો હતો ને જે હજારો માણસોએ તાળીઓ પાડયા સિવાય કે બીજાં કંઇ પણ લાગણીનાં ચિહ્ન દેખાડ્યા સિવાય ભાષણો સાંભળ્યા તેમના ચહેરા પર દૃઢતા અંકાએલી હતી. આપણી સભાઓમાં હાલના જમાનાના ઘોંઘાટ, ઉશ્કેરણી અને ગરબડને બદલે પ્રાચીન કાળના

જેવી શાંતિ, નિશ્ચયબળ અને વ્યવસ્થાનાં તત્ત્વ દાખલ કરવા માટે કાર્યકર્તાઓને ઉચામાં ઉંચું માન ઘટે છે. 'આગાનાં એક પ્રકારનાં તત્ત્વોથી સત્યાગ્રહને લાયકના ગુણ કેળવાય છે અને બીજાંમાંથી ખુનામરકી ઉત્પન્ન થાય છે. અને આ જંગી સભાનો સંદેશ અહિંસાનો છે, હિંસાનો નથી. હું આશા રાખું છું કે અધિકારીઓ હાલની સ્થિતિનો ખોટો અર્થ નહિ કરે. તે દિવસના આખા સમારંભના તેમજ ઠરાવના પ્રશંસાપાત્ર ભાવની પણ તેઓ કદર કરશે એવી આશા રાખું છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આ દેશને કે સામ્રાજ્યને પ્રામાણિકપણે ચાહનાર કોઇ માણસ આ ઠરાવ વિષે વાંધો લઇ શકશે નહિ. હું એવી પણ ઉમેદ રાખું છું કે આ ચળવળ જે દમથી આગળ વધતી જાય છે તે પણ તેઓ બરાબર નીરખશે. હું ધારું છું કે આપણી વચ્ચે જે અદ્ભુત ધીરજ, સંયમ અને વ્યવસ્થાના ગુણ ખીલી ગયા છે તેની પણ તેઓ યોગ્ય કદર કરશે અને તેઓ બ્રિટિશ સરકારને જણાવશે કે દેશમાં પરમ શાંતિ છે, પણ તેની પાછળ 'ના'નો જવાબ ન સ્વીકારવાનો ઉગ્ર નિશ્ચય રહેલો છે. હું એવી આશા રાખું છું કે ગયા એપ્રિલ મહિનાના જેવું પાપ સરકાર ફરીથી નહિ કરે અને અપમાન તથા પરાજય સિવાય બધું સહેવાનો જે ઉગ્ર આવેશ ઉત્પન્ન થયો છે તેને જુલમથી દાબી દેવાની ફોકટ આશા નહિ રાખે.'

હિંમત અને સંયમનો પ્રસાર

લીબરલ લીગ જેવા પ્રતિષ્ઠિત મંડળે ઉતાવળે અને અગાઉથી હડતાળને વખોડી કાઢી એ ઘણા ખેદની વાત છે. જે લોકો આટલા શોકથી પીડાતા હોય અને જેમના ઉપર નિરાશાનું વાદળ ઝઝુમતું હોય તેમની લાગણીઓને નિયમસર દર્શાવવાને કંઇ અવકાશ આપવો જોઇયે. આપણા મનના વિચારો વાતચીતમાં કે લખાણમાં દર્શાવતાં આપણે બ્હીતા હતા તેથી જ તે વધારે ને વધારે ઉંડા દટાતા, અને જાહેર પ્રજામત રૂપી પ્રચંડ સૂર્યની અને ખુલ્લી હવાની અસર તેને ન પહોંચી તેથી તે દુર્ગંધથી સડી ગયા અને પરિણામે ખુનામરકીની છૂપી ચળવળ આપણા દેશમાં ઉત્પન્ન થઇ. આજે ઇશ્વરકૃપાથી આપણે તે દિવસને વટાવી ગયા છીયે. આપણે નિર્ભયપણે અને ખુલ્લી રીતે તેમજ ખુલ્લાં કામ પર મનુષ્યજાતિ જે સંયમ મુકે છે તે સંયમથી-વિચાર કરવાની, લખવાની અને બોલવાની હિંમત કરીયે છીયે. આ સત્ય પીછાનવાની અને બ્હીકણુ સાવધાનતા કરતાં હિંમત કેટલી ચઢીયાતી છે તે વિચારવાની હું લીબરલ લીગના સભાસદોને તેમજ તેમના જેવા વિચાર ધરાવનાર સૌને વિનંતી કરું છું. પ્રજાના ઉત્કર્ષને સારૂ જે અસંખ્ય સત્વો દરરોજ ઉત્પન્ન થાય છે તેનું નિયમન કરવા તેઓ ચાહતા હોય, તરણ ભારતના પ્રભાતકાળનાં દોહ્યલાં દુઃખમાં હક્કભેર ભાગ લેવા ઇચ્છા હોય તો તેમણે જમાનાનાં

લીબરલ લીગ અને જુવાન વર્ગ

ચિઠ્ઠીનોની અવગણના કરવી ઘટતી નથી. જુવાન વર્ગના ઉમળકાને તેમણે તરછોડવા જોઇયે નહિ, તેમ તેમની ઉછળતી આશાઓ અને મહેચ્છાઓ પર ઠંડું પાણી નાંખવું જોઇયે નહિ.. પણ તેમણે આ જુવાન, ઉત્સાહી, સ્વાર્થત્યાગી, મરણીયા માણસોના વધતા જતા લશ્કરના સેનાપતિ થવું જોઇયે.. તેમના પ્રત્યે સહાનુભૂતિ રાખો, તેમના હૃદયના ધબકારાને ઝીલો અને તેનું નિયમન કરો–કારણકે દલીલોથી તેમજ તેમની ખાનદાનીને ચેતવવાથી તેઓ વશ થાય છે–અને આપણા દેશને માટે માથું આપે એવું તાલીમબાજ લશ્કર તમારી પાસે મોજુદ થશે. પણ જો તેમને પોતાની અવગણના થયેલી જણાશે, જો તેમને એમ લાગશે કે વયોવૃદ્ધ આગેવાનો તેમની જરૂરીયાતોને લક્ષમાં નહિ લે અને તેમને દોરશે નહિ, તો તેઓ નિરાશ થશે, નિરાશાથી તેઓ સાહસિક બનશે અને પરિણામે ભયંકર વિનાશ થશે. સત્યાગ્રહને માર્ગે અર્થાત્ કાયદાના ભંગને જ નહિ પણ સત્ય અને અહિંસાને માર્ગે હિંદુસ્તાનને દોરવાનો હાલના જેવો કોઇ પરમ સુંદર અવસર આવ્યો હોય એમ મને યાદ નથી. આવા સત્યાગ્રહમા હારને અવકાશ જ નથી, અને જો તેમાં કંઇ ભૂલ થાય તો ભૂલ કરનારને જ ખમવું પડે છે.

---

# ૬ કોર્ટનો તિરસ્કાર

અમદાવાદના સત્યાગ્રહી વકીલો સંબંધી ડિસ્ટ્રિક્ટ મૅજીસ્ટ્રેટનો પત્ર અને તેની ઉપર મારી ટીકા પ્રસિદ્ધ કરવા માટે 'યંગ ઇંડિયા' ના તંત્રી અને પ્રકાશક ઉપર માંડવામાં આવેલા કેસની સુનાવણી લાંબા વખત પછી આખરે થઇ અને ચુકાદો અપાયો. તન્ત્રી અને પ્રકાશક બન્નેને સખત ઠપકો મળ્યો. પરંતુ અમારામાંથી એકેને કંઇ સજા કરવાનું કોર્ટને ઠીક ન લાગ્યું. ચુકાદા ઉપર હું વિચાર કરવા બેઠો છું તે એટલા માટે જ કે સત્યાગ્રહી તરીકે મારે તેમાંથી શી શીખામણ ગ્રહણ કરવી એ જાણવા હું આતુર છું.

જે મિત્રોએ કેવળ બંધુભાવથી પ્રેરાઇને કોર્ટે માગ્યું તેવું માફીપત્ર આપી દેવાની મને સલાહ આપી હતી તેમને હું ખાત્રી આપવા ઇચ્છું છું કે મારી જીદને લીધે નહિ, પણ મારા જીવનનો એક મહાન સિદ્ધાન્ત જોખમમાં આવતો હતો તેથી જ મેં તેમની સલાહનો ઇનિકાર કર્યો હતો. મારે પત્રકારની સ્વતંત્રતા જાળવવી હતી અને તેમ

છતાં કાયદાને માન આપવું હતું. કાયદાનો જે અર્થ હું સમજ્યો હતો તે પ્રમાણે તો મેં કોર્ટનો તિરસ્કાર બિલકુલ કર્યો નહોતો. પરંતુ મારા બચાવનો મોટામાં મોટો આધાર તો એ હતો કે આવો જ પ્રસંગે ભવિષ્યમાં ફરીથી આવો જ ગુન્હો ન કરવાને જ્યાં સુધી હું તૈયાર ન હોઉં ત્યાં સુધી હું માફી માગી શકું જ નહિ; કારણકે હું માનું છું કે ખાનગીમાં તેમ જ કોર્ટમાં સાચા દિલથી જ માફી માગવી જોઇયે. તેની સાથે વળી કોર્ટ પ્રત્યે મારી એક બીજી ફરજ હતી. વડા ન્યાયાધીશની સલાહનો અંગીકાર ન કરવો એ મારે માટે નાનીસૂની વાત નહોતી; ખાસ કરીને એટલા માટે કે તેમણે મારી સાથે પત્રવ્યવહારમાં ઘણી જ મમતા રાખી હતી. મારી દશા તો સુડી વચ્ચે સોપારીના જેવી બની. આથી મારે મારા બચાવમાં એક શબ્દ પણ ન ઉચારવો, પણ નિષ્કપટપણે મારી સ્થિતિનો પૂરેપૂરો ખુલાસો કરવાને એક લખાણ રજુ કરવું અને મારી સામે ચુકાદો આપવામાં આવે ત્યારે કોર્ટ મરજી મુજબ સજા મને ભલે ફરમાવે એમ કહી દેવું, એવો મેં નિશ્ચય કર્યો. કોર્ટ પ્રત્યે લેશ પણ અનાદર બતાવવા હું ખુશી નહોતો તેમજ આ વાતની ચર્ચા ચારે તરફ ફેલાવવાની પણ મારી ઇચ્છા ન હતી, તેથી તેને જાહેર ન થવા દેવાને મેં ઘણી ચીવટ રાખી હતી; અને મેં આ માફી ન માગી તે એટલા જ માટે કે બેઅભિમાનથી માફી માગવી એ મારા અંતઃકરણથી વિરુદ્ધ છે.

સાદર નિરાદરનો વિજય

હું માનું છું કે કાયદાના ભંગનો આ. સરસમા સરસ નમૂનો છે અને મને લાગે છે કે કોર્ટે મારા ભાવને સુંદર રીતે ઝીલી લીધો છે અને મારા કહેવાતા નિરાદરની અંદર રહેલા વિનયને તેણે પીછાણ્યો છે. જસ્ટિસ માર્ટિને પોતાના દીવા જેવા ચુકાદામાં પ્રથમ કાયદાનું નિરુપણ કર્યું છે અને પછી મારી વિરુદ્ધ નિર્ણય આપ્યો છે, છતા પણ મારા કાર્યના ઔચિત્ય વિષે કંઇ ટીકા કરવામાં નથી આવી એ જોઇને હું તેમના તરફ આભારની લાગણી અનુભવું છું. જસ્ટિસ હેવર્ડના ચુકાદામાં મારા કાર્યને નિઃશસ્ત્ર અર્થાત્ સાદર પ્રતિકારના એક દૃષ્ટાંત રૂપે સ્વીકાર્યું છે અને લગભગ તે જ કારણથી કંઇ સજા ન કરવાનું જણાવ્યું છે. આમ આ બાબતમાં સાદર નિરાદરના સિદ્ધાન્તનો લગભગ સંપૂર્ણ વિજય થયો છે. જો કાયદાનો ભંગ સાચા ભાવથી, માનપૂર્વક અને વિરોધની વૃત્તિ વિના કરવામાં આવે અને તે સમજપૂર્વક બંધાયેલા પાકા સિદ્ધાન્તના આધારે હોય, તેમાં સ્વચ્છંદ ન હોય અને સહુથી મુદ્દાની વાત એની પાછળ દ્વેષ કે તિરસ્કારનો છાંટો પણ ન હોય તો જ તે શુદ્ધ સત્યાગ્રહ કહેવાય. હું નમ્રતાપૂર્વક જણાવું છું કે રા. દેસાઇએ અને મેં જે નિરાદર રજુ કર્યો છે તેમાં આ બધાં તત્ત્વો સમાયેલાં છે.

# નોંધ

## <u>કવિવર સર રવીન્દ્રનાથ ટાગોરનું આગમન</u>

કવિશ્રી સર રવીન્દ્રનાથ ટાગોર ગુજરાતમાં એક અઠવાડીયું ગાળશે એવી ખબર મળી ચુકી છે. તેમનો પૂરેપૂરો ઉપયોગ તો આપણે તો જ કરી શકીયે જો આપણે તેમને શાંતિ આપી તેમની પાસેથી શીખવાનું છે તે શીખી લઈયે. તેમને બહુ જલસા પસંદ નથી તેમની તબીયત સારી રહેતી નથી. તેઓને સારૂ જે સભાઓ કરવામાં આવે તેમાં કેવળ શાંતિની જરૂર છે. અવાજો તેમને પસંદ નથી. આ નિયમો યાદ રાખીને સુરત ભરૂચ તેઓ જઈ શકશે એમ અમે માનીયે છીયે તેમને સારામાં સારૂં માન કેમ આપી શકાય? તેમના સાહસને આર્થિક મદદ આપીને. તેમને શાંતિનિકેતન આશ્રમ ઉપર અને ત્યાં ચાલતી શાળા ઉપર સંપૂર્ણ પ્રેમ છે. આશ્રમ તેમના પિતાશ્રીએ સ્થાપ્યું છે, શાળા પોતે સ્થાપી છે. તેનું ખર્ચ પોતાને મળતી મદદથી ચલાવે છે. પોતાના પૈસા પણ તેમણે આ સાહસમાં વાપર્યાં છે. જ્યારે તેમણે મદ્રાસમાં ગયે વરસે મુસાફરી કરી હતી ત્યારે દરેક જગ્યાએથી તેમને શાંતિનિકેતનને સારૂ ભેટો કરવામા આવી હતી. અમે માનીયે છીયે કે આવું કંઈક ગુજરાતમાંયે થાય તો શોભી નીકળશે. અમારી ઉમેદ છે કે દરેક સ્થળે જ્યા તેમની પધરામણી થાય ત્યાં ઉપરની વાત ધ્યાનમાં રાખવામા આવશે.

---

# વફાદારીની શરત*

આજના દિવસે જળવાયલી શાંતિ માટે હું કાર્યવાહકોને મુબારકબાદી આપું છું. શીઆ, સુન્ની, હિંદુ, પારસી સર્વને અત્રે એકત્ર થયેલા જોઈ મને આનંદ થાય છે. હિંદુઓએ પોતાની દુકાનો અને કાપડ મારકીટ બંધ રાખી સાબીત કરી બતાવ્યુ છે કે મુસલમાન ભાઈઓની માગણી સાથે એઓ સંમત છે. વિલાયતમાં અત્યારે ઉભી થયેલી વિરોધી ચળવળથી આપણાં હૃદય પર પડેલા ઘા તો ત્યારે રૂઝાશે કે જ્યારે સંપૂર્ણ ન્યાયનો આપણને સાક્ષાત્કાર થશે.

હિંદનો સંપૂર્ણ અનુભવ છતાંયે લૉર્ડ કર્ઝન જેવા ગૃહસ્થ પણ આ ચળવળમાં ભાગ લે એ ખરેખર આશ્ચર્યજનક છે. મિ. મૉન્ટેગ્યુ તો આપણે માટે મહેનત કરી રહ્યા છે. અંગ્રેજ સરકાર સત્ય અને ન્યાયની ધજા ફરકાવે અને આપણને અપાયલાં વચન પાળી

---

* મુંબઈમાં એક ગંજાવર સભા સમક્ષ 'ખિલાફત વિષેની મુસલમાનોની માગણીનો સ્વીકાર નહિ થાય તો હિન્દીઓની વફાદારીને ખેંચ પહોંચશે અને સરકાર સાથે અમારો સહકાર બંધ થશે' એ મતલબનો ઠરાવ રજુ કરતાં કાઢેલા ઉદ્ગાર; તા. ૧૮-૩-૨૦

બતાવે એ આપણે ઈચ્છીયે છીયે. સરકાર પ્રત્યે હું જરૂર વફાદાર છું; પરંતુ મારા દેશબંધુઓમાંથી કોઇને પણ અન્યાય થાય, એઓની ધાર્મિક માગણીઓનો અસ્વીકાર થાય અને મારી વફાદારી કાયમ રહે એ ન બને. હું તો હજુ આશા નથી છોડતો, પરંતુ આપણી માગણી પર ધ્યાન ન અપાય અને મારી આશા નિરાશામાં ફેરવાય તો પ્રભુ જાણે કે આપણી આ સુંદર ભૂમિ પર શા શા બનાવો બનશે. આપણે એટલું તો જાણીયે છીયે કે આપણને જો ન્યાય નહિ મળે તો સરકાર અને પ્રજામાં અશાંતિ જ ફેલાશે.

ખુનરેજીનો ભય

આપણા આ પવિત્ર કાર્યમાં ખુનામરકીને અવકાશ ન હોવો જોઇયે: તિરસ્કારને પ્રેમથી જ આપણે જીતવો જોઇયે. પરંતુ મુસલમાન ભાઇઓ સ્પષ્ટ વાત કરવા ઇચ્છે છે. એઓને કાંઇ પણ છાનું નથી રાખવું. આથી કેટલાક ભાઇઓએ જણાવ્યું કે જો શાંતિથી કાર્ય કરતાં છતાંયે આપણે ઇચ્છિત પ્રાપ્ત ન કરીયે તો કુરાનમાં ફરમાવેલી રીત અખત્યાર કરવા આપણને છુટ હોવી જોઇયે. આ ફરમાન એવું છે કે જ્યારે તેઓના ધર્મ પર હલ્લો કરવામાં આવે ત્યારે તેઓએ એ દેશ જ છોડી દેવો જોઇયે, અથવા હલ્લો કરનાર સામે યુદ્ધ કરવું જોઇયે એટલે એ સ્પષ્ટ તરી આવે છે કે જો કાંઈ પણ સંતોષકારક નીવેડો ન થાય તો છેવટે ખુનરેજી ફેલાય. પ્રભુ આ દશા ન લાવે !

મુસલમાનોની ઊંડી લાગણી અંગ્રેજો જો સમજી શકશે અને આ સવાલમાં ન્યાયની આવશ્યક્તા વિચારી શકશે તો સૌ સારાં વાના થશે હું આશા રાખું છું કે સરકાર હવે એમ નહિ સમજે કે હિંદ બાળક છે. અંગ્રેજો આવા જ સંજોગોમાં મુકાય અને એઓને જેવી લાગણી થાય તેવી જ લાગણી મુસલમાનોને પણ થાય એ સ્વાભાવિક છે.

---

# [§]સત્યાગ્રહનું અઠવાડિયું

પ્રાર્થનાવિષે ટેનીસન

આવતી છઠ્ઠીથી ૧૩મી સુધીના પવિત્ર રાષ્ટ્રીય અઠવાડિયાના કાર્યક્રમમાં ઉપવાસ અને પ્રાર્થનાને હું અગ્રસ્થાન આપું છું. આપણા પ્રજાજીવનનો વિકાસ કરવાને માટે આ બેની કેટલી જરૂર છે એ વિષે હું ખૂબ બોલી ચુક્યો છું. આ બધું મેં મારા અંગત અનુભવ પરથી જ કહ્યું છે. પરંતુ હાલ એક મિત્રને આ પ્રાર્થનાની બાબત પર જ લખતાં મને અંગ્રેજ કવિ ટેનીસનની એક સુંદર કવિતા હાથ લાગી છે. પ્રાર્થનાની શક્તિ પર લોકોનો વિશ્વાસ બેસે એવી ઉમેદથી હું એ રત્ન વાચકોને ભેટ કરૂં છું:—

"દુનિયાને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હોય એવી ઘણી ચીજો આપણે પ્રાર્થનાથી મેળવી શકીયે છીયે. તેથી ફુવારાના જળની માફક મારે સારૂ તારા સ્વરનું ઝરણું દિનરાત ઝરવા દે. જો ઇશ્વરને પીછાનીને પણ પોતાને સારૂ તેમજ પોતાના મિત્રોને સારૂ બે હાથ જોડીને

તેઓ પ્રાર્થના ન કરે તો અંધકારમય જીવન ગાળતાં પશુમાં અને મનુષ્યમાં ફેર શો? આમ સારી આલમ દરેક રીતે સોનાની સાંકળથી પ્રભુને ચરણે સંકળાયેલી છે. "

હિંદુસ્તાનના મારા પ્રવાસ દરમિયાન મને દરેક ધર્મના મનુષ્યો સાથે ફરવાનો અને હજારો સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓના સમાગમમાં આવવાનો પ્રસંગ મળ્યો છે. તેઓની સાથે આપણા પ્રજાકીય પ્રશ્નો પર મેં ખૂબ ઉત્સાહથી ચર્ચા ચલાવી છે. હું એવા નિર્ણય પર આવ્યો છું કે આપણે હજુ આપણી પ્રજાકીય પરિસ્થિતિને પૂરેપૂરી પારખી શકયા નથી. આ પરિસ્થિતિને પારખવા જેટલી તાલીમ જ આપણને નથી મળી; અને હું કહેવાની હિંમત ધરૂં છું કે આપભોગ, નમ્રતા અને કર્મબળ કેળવવા સારૂ જોઇતી તાલીમ મેળવવાને અપવાસ અને પ્રાર્થના જેવું બીજું એક પણ સાધન નથી. આ ગુણો સિવાય ખરી પ્રગતિ થઈ શકે જ નહિ. હું આથી આશા રાખું છું કે આખા હિંદુસ્તાનમા સત્યાગ્રહનું અઠવાડિયું ખરાં જીગરની પ્રાર્થના અને અપવાસ કરવામા પસાર થશે.

આ અઠવાડિયામાં સત્યાગ્રહના એક અંગને—કાયદાના સવિનય ભંગને હું મહત્ત્વ આપવા નથી ઇચ્છતો. સત્ય અને અહિંસા પર ખૂબ વિચાર કરવાની અને તેની શક્તિ પારખવાની સૂચના કરવાનું હું પસંદ કરૂં છું. જો આપણે બધા સત્ય અને અહિંસાના સનાતન સિદ્ધાન્ત અનુસાર આપણું જીવન ગાળતા થઇશું તો શાંત કે બીજી જાતના કોઇ અવરોધની આપણને જરૂર નહિ રહે.

વિરોધની સામે જ્યારે અમુક માણસો સત્યનું અવલંબન કરવા પ્રયત્નશીલ થાય છે ત્યારે શાંત અવરોધ જન્મ પામે છે. સત્ય શું છે, શાંત અવરોધ કરીને પણ સત્યનું પાલન કેમ કરવુ અને સત્યને માટે મથતાં ખુનામરકીથી મુક્ત શી રીતે રહેવાય એ જાણવુ મુશ્કેલ છે,છતાં નાતજાત અને પક્ષના ભેદ સિવાય સૌએ મળીને પ્રજાની ઉન્નતિ અર્થે ઉજવવાના અઠવાડિયામાં સવિનયનિરાદર કરવાની સલાહ આપવી ઉચિત છે કે કેમ એ માટે મતભેદ હોઇ શકે.

૯મી અને ૧૩મી તારીખે પ્રાર્થના અને અપવાસ ઉપરાંત આપણે જલિયાંવાલા બાગના સ્મારક માટે નાણાં એકઠાં કરવાનાં છે. મારી ઉમેદ છે કે દરેક જીલ્લામાં, ગામમાં અને શહેરમાં આ માટે સંપૂર્ણ યોજના ઘડાઈ રહેશે.

આપણી પ્રવૃત્તિનો ત્રીજો ભાગ સમસ્ત હિંદમાં આ અઠવાડિયા દરમિયાન નિયત કરેલે સમયે સભા ભરવાનો છે. સત્યાગ્રહની ચળવળના કારણભૂત રોલેટ કાયદા માટે, હિન્દુઓના સાથથી હિંદુમુસલમાનના ઐક્ય પર વજ્રલેપ કરનાર ખિલાફતના સવાલ

માટે અને જલિયાંવાલા બાગને માટે–આ સભાઓમાં ઠરાવ પસાર કરવાની મેં દરખાસ્ત કરી છે. લશ્કરી કાયદાના અમલ દરમિયાન જે ગોઝારાં કૃત્યો થયાં અને જેની શરૂઆત લશ્કરી કાયદો જાહેર થતાં પહેલાં જ ૧૩મી તારીખની બેકાયદે કતલથી થઈ ચૂકી હતી તેવાં દુષ્કૃત્યો ફરી થવા ન પામે એવાં પગલાં લેવા ૧૩મી તારીખે જલિયાંવાલા બાગના ઠરાવથી સરકારને વિનંતિ કરવાની છે. હું નીચે મુજબ ઠરાવો કરવા સૂચવું છું:—

## ૬ઠ્ઠી એપ્રિલ માટે

(૧)..................ના શહેરીઓની આ સભા પોતાનો દૃઢ મત જાહેર કરે છે કે જ્યાં સુધી રૉલેટ કાયદો રદ કરવામાં નહિ આવે ત્યાં સુધી અમારામાં શાંતિ ફેલાવાની જ નથી અને એટલા માટે સરકારને અમારી વિનંતિ છે કે પહેલી તકે એમનો એ કાયદો રદ કરવો.

## ૯મી એપ્રિલ માટે

(૨)............ના હિંદુ, મુસલમાન, અને બીજા વતનીઓ આશા રાખે છે કે હિંદના મુસલમાનોની ન્યાયી માગણી મુજબ અને નામદાર શહેનશાહના પ્રધાનોના ગંભીર વચનો મુજબ ખિલાફતના સવાલનો નિર્ણય કરવામાં આવશે અને આ સભા એવો મત જાહેર કરે છે કે જો આ સવાલનો આથી ઊલટો નિર્ણય કરવામાં આવશે તો જ્યાં સુધી અપાયેલાં વચનો પાળવામાં નહિ આવે અને મુસલમાનોની લાગણીઓ સંતોષવામાં નહિ આવે ત્યાં સુધી સરકાર સાથે સહકાર બંધ કરવાની દરેક હિંદીની ફરજ થઈ પડશે

## ૧૩મી એપ્રિલ માટે

(૩)............ના વતનીઓની આ સભાનો એવો મત છે કે જો કે સખત ઉશ્કેરણી પછી પણ લોકોમાં અમૃતસરના અત્યાચારો વખોડવાયોગ્ય છે તોપણ જનરલ ડાયરે ચેતવણી આપ્યા સિવાય નિર્દોષ, હથિયારરહિત અને બીજા કોઈપણ બચાવ સિવાયના જલિયાંવાલા બાગના લોકોની ઇરાદાપૂર્વક કરેલી કતલ એક અપૂર્વ ઘોર કૃત્ય છે; અને આ અને લશ્કરી કાયદાના અમલ દરમિયાન પંજાબના બીજા જવાબદાર અધિકારીઓને હાથે થયેલાં આવાં બીજાં ઘોર કર્મો ફરી ન થવા પામે એવાં પગલાં પછી સરકાર લેશે અને હિંદી રાષ્ટ્રીય સભાની પંજાબની સબ કમિટીની ભલામણો પૂરેપૂરી સ્વીકારશે એવી અમારી આશા છે.

તા. ૨૮-૩-૧૯૨૦

# સત્યાગ્રહ સપ્તાહ—થોડાક વિચારો

આ રાષ્ટ્રીય અઠવાડિયું હવે થોડા જ દિવસમાં આવી પહોંચશે. જે પ્રસંગનુ એ સ્મારક છે તે પ્રસંગને છાજે એવી રીતે એ ઉજવાશે એવો અમને વિશ્વાસ છે. જેનું માપ નીકળી શકે અને જેનાથી આપણી ધગશ અને પંજાબ માટેની લાગણીની સખત કસોટી થશે એવું મુખ્ય કામ તો ગયા એપ્રિલની ૧૩મી તારીખે મરણ પામેલા ધર્મવીરોનુ સ્મરણ કાયમ કરવાને કરવાના સ્મારક માટે ફાળો ઉઘરાવો કરવાનુ છે. જો યોગ્ય કાર્યકર્તાઓ મળી આવે તો ત્રીસ કરોડની વસ્તીમાથી દશ લાખ રૂપિયા એકઠા કરવા એ મોટું કામ નથી. જો પૈસાદાર અને જાણીતા ભાઇઓ અને બહેનો આ કાર્ય હાથ ધરે તો આ અઠવાડિયામા એ જરૂર પૂરૂ કરી શકાય. દરેક પ્રાન્તમાથી પ્રમાણમા પૈસા ભેળા કરવા એ જ યોગ્ય છે. છતા દરેક પ્રાન્તના લોકોએ પોતાના ફાળા કરતા બને તેટલું વધારે એકઠું કરવાનો પ્રયત્ન કરવો ઘટે છે. આપણે જો વધારે રકમ એકઠી કરીશુ તો કશાયે અડચણ નથી. દશ લાખ એ તો વધારેમા વધારે નહિ, પણ ઓછામા ઓછી રકમ છે. આથી દરેક જણ ઉદારતાથી પૈસા આપશે એવી આશા છે.

* * *

ત્યાર પછી અપવાસ અને પ્રાર્થના છે. આ અસલી રિવાજ છે. શુદ્ધ અપવાસથી શરીર, મન અને આત્માની શુદ્ધિ થાય છે. અપવાસથી દેહને કષ્ટ થાય છે અને એટલે દરજ્જે આત્મા મુક્ત થાય છે. શુદ્ધ હૃદયની પ્રાર્થનામા ચમત્કાર રહેલો છે એ દ્વારા આત્મા પોતાની વધારે અને વધારે શુદ્ધિ માટે ઝંખ્યા કરે છે. આ રીતે મેળવેલી શુદ્ધિનો કોઇ ઉંચા કામમા ઉપયોગ થાય ત્યારે તે પ્રાર્થના કહેવાય. ગાયત્રીનો હાલ જે પ્રમાણે ઉપયોગ કરવામા આવે છે અને રોગીનો રોગ કાઢવાને સારુ ગાયત્રીનો જે જપ કરવામા આવે છે તે પ્રાર્થનાના અમારા આ અર્થને પુષ્ટિ આપે છે. પ્રજાની મુશ્કેલી અને આફતને સમયે દીન હૃદયે તન્મયતાથી અને સમજપૂર્વક જો એ જ ગાયત્રીનો જપ કરવામા આવે તો સંકટને વિખેરી નાખવાને માટે એના જેવું એક પણ સબળ શસ્ત્ર નથી. ગાયત્રીનો જપ કરવો, નિમાજ પઢવી કે પ્રાર્થના કરવી એ બધુ તો અજ્ઞાન અને ભોળા લોકોને માટે છે અને એ એમના વહેમ છે, એમ માનવું એ મોટામા મોટી ભૂલ છે. અપવાસ અને પ્રાર્થના એ આત્માની શુદ્ધિ માટેનો સૌથી સરસ રસ્તો છે. જેથી આપણા આત્માની શુદ્ધિ થાય છે તેથી આપણો ધર્મ પણ આપણે

અવશ્ય વધારે સારી રીતે જાળવી શકીયે છીયે અને આપણા લક્ષ્યસ્થાનની પણ સમીપ આવતા જઇયે છીયે. આથી જો કેટલીક વાર અપવાસ અને પ્રાર્થના ફોગટ માલમ પડે તો તેમાં કાંઇ પણ છે નહિ એમ નથી, પરંતુ તેની પાછળ યોગ્ય વૃત્તિ નથી તેને લીધે.

ઘણા લોકો જન્માષ્ટમીને દિવસે કરે છે તેમ જો કોઇમાણસ આખો દિવસ અપવાસ કરીને જુગાર રમવામાં ગાળે તો સ્વાભાવિકરીતે અપવાસનું ફળ એટલે શુદ્ધિ મેળવી શકતો નથી એટલું જ નહિ, પણ આવી રીતના નકામા અપવાસથી માણસનું પતન થાય છે. ખરો અપવાસ તો ત્યારે જ કહેવાય કે જ્યારે અપવાસની સાથે શુદ્ધ વિચારો ઝીલવાની તૈયારી અને અધમ વાસનાઓની સામે ટક્કર ઝીલવાનો સંકલ્પ થાય. તે જ પ્રમાણે પ્રાર્થના પણ ખરી ત્યારે જ કહેવાય કે જ્યારે તે સમજપૂર્વક અને ચોક્કસ રીતે થાય. મનુષ્યે તેની સાથે તન્મય થઇ જવું જોઇયે. મન દશે દિશામાં ભટકતું હોય ત્યારે પ્રભુના નામની માળા ફેરવવી નકામી છે. આથી અમે આશા રાખીયે છીયે કે આવતું અપવાસ અને પ્રાર્થનાનું રાષ્ટ્રીય અઠવાડિયું માત્ર ઉજવવાની ખાતર નહિ પણ ખરેખરી રીતે ઉજવાશે.

* * *

**પ્રાર્થનાની શક્તિ**

હિંદુસ્તાનના જુદા જુદા ભાગમા જુમામસીદમા ભેળા થતા અસંખ્ય મુસલમાનોની સત્યના જય માટેની ખરા હૃદયની બંદગી સમયના ભવ્ય દેખાવે ખિલાફતના સવાલનું યોગ્ય નિરાકરણ કરવવાને માટે જેટલું કર્યુ છે એટલું બીજા કશાથી નથી થયુ. કેવળ પ્રાર્થનાના બળ ઉપર જ ખિલાફતના સવાલનો યોગ્ય ફેંસલો થઇ જવાની ખાત્રી આપતા અમે અચકાઇયે નહિ. અમને કહેવાની જરૂર નથી કે પ્રાર્થનાની શક્તિ માટેની દલીલો બંને રીતે લાગુ પડે છે, કેમકે પ્રાર્થના કરવાની આપણને જેટલી છૂટ છે તેટલી જ આપણા શત્રુઓને પણ છે. પરંતુ આ દલીલ પ્રાર્થનાની વિરૂદ્ધ નથી જતી. એ તો ફક્ત ફળની પ્રાપ્તિથી પ્રાર્થનાની કિંમત આપણે ન આંકી શકીયે એ બતાવે છે. ઇશ્વરની સાથે શરત ન હોય. પ્રજા તેમ જ વ્યક્તિના જીવનવિકાસમાં અનાદિકાળથી પ્રાર્થનાએ અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, એટલું જાણવું બસ છે. અપવાસ અને પ્રાર્થના પોતાના મૂળ ગૌરવ અને ભભકમા સત્યાગ્રહના અઠવાડિયામાં પ્રકાશી ઉઠે એ અમારી અન્તરની ઇચ્છા છે.

# 'બન્ધુ'નો અર્થ

શ્રી. સરલાદેવીના 'બન્ધુ' નામના ૨૯મી ફેબ્રુઆરીના લેખને મેં વખાણેલો ને વારંવાર વાંચી જવાની મેં સૂચના કરેલી તે ઉપરથી કેટલાક વાંચનારાઓએ મને લખ્યું કે તેઓએ તે લેખ વાંચી જોયો વિચારી જોયો, છતાં તેઓ તો તેમાંથી કાંઈ અર્થ ન કાઢી શક્યા. મને જ તેનો અર્થ આપવાની તેઓએ સૂચના કરી. હું ઘણી પ્રવૃત્તિમાં ગુંથાયેલો હોવાથી તુરત જ જવાબ ન આપી શક્યો. હવે મને સિંહગઢમાં જરા શાંતિ મળી છે તે દરમિયાન હું એ લેખ ત્રણ વાર વાંચી ગયો, ને જે અર્થ મને સૂઝ્યો છે તે આપું છું.

એ લેખનો પૂર્વ ભાગ તેમણે કેટલાક વર્ષ પહેલાં જ્યારે પોતે બોલપુરમાં રહેતાં ત્યારે લખેલો. તેમના પતિ જ્યારે જેલમાં હતા તે વેળાની તેમની વિહ્વળ દશા મેં જોયેલી. કોઈ રીતે તેમને શાંતિ ન હતી એમ હું જોઈ શક્યો. મિત્ર જેટલી શાંતિ આવે સમયે આપી શકે તેટલી હું આપી રહ્યો હતો. પણ હું જોતો હતો કે તેમનું મન શાંત નહોતું થતું. વિયોગિનીની જે દશા હોય તેવી હું તેમની દશા અનુભવતો. જો હું કેદીઓના છૂટકારાની વાત કરતો હોઉં, ક્યારે છૂટવા જોઇએ એ આંકડા મુકતો હોઉં તો તેમનું ધ્યાન હું રોકી શકતો હતો. આવી દશામાં મેં તેમને 'નવજીવન' અથવા 'યંગ ઇંડિયા' ને સારુ કંઇક લખવાનું સૂચવ્યું. તેમણે આનાકાની કરી. "વિચારો જ ન આવે" એમ કહી મને ઉડાવ્યો. એક દિવસ મને કહ્યું, "મેં ઘણા વખત પહેલાં કંઇક લખેલું તે બંગાળીમાં તો સારું ગણાય. કહો તો ને પૂરું કરી આપું ને તેનો તરજુમો તમારે કરાવવો હોય તો કરાવજો. બંગાળી હું કોઇ છાપામાયે મોકલું એટલે મને અધિકાર રહેવો જોઇયે." મેં એ કબૂલ કર્યું 'ભિક્ષા માગનારને તે વળી કંઇ ઘોડાના દાંત જોવા હોય?' એવી અંગ્રેજી કહેવત છે. વળી મારે તો તેમનો વખત પણ રોકવો હતો.

હવે અર્થ સમજાવવો સહેલ છે. 'સમય બળવાન છે' એમ આપણે કહીયે છીયેં. કાળને વેરીનું સ્વરૂપ પણ આપ્યું છે. એ જ કાળ જ્યારે આપણને વિયોગદુઃખ નથી હોતું, અથવા જ્યારે આપણે અનેક ભોગોથી ઘેરાયેલા નથી હોતા ત્યારે બન્ધુનું રૂપ ધારણ કરે છે, શાંતિ આપે છે. એ શાંતિ જ્યારે સરલાદેવી અરણ્યમાં વસતાં હતાં ત્યારે તેમને મળતી હતી. તેથી સમય બન્ધુ રૂપે પ્રાતઃકાળમાં કહે છે, "આ આપણે આસન પર બેમીને મનના ઉડાણમાં ઉતરી પડ જોઉં, ઘડીવાર." અને જ્યારે

આપણું કર્તવ્ય સંમયાનુસાર કરીયે ત્યારે સમયપંખીડું 'કાં પ્રફુલ્લ ચહેરે' ન હસે ?

બપોરના ઉંઘ તો આવે, પણ સમયબન્ધુ ચેતવે છે કે બહાર જો, અંતરો તપાસ; તે શાંત છે; પણ સૂનાં નથી. "કેટલી સંભાવનાઓ, કેટલી આશાઓ, કેટલાં ગીત, કેટલી શોભા જળહળે છે !" આમ આળસ ન કરવાથી મધ્યાહ્નની શાંતિ પણ મળી. હવે સંધ્યાસમય થયો. થાક્યાં, તો 'પંખીડું' કહે છે, "બસ, એક ઠેકાણે ચુપ થઈને બેસી રહું જોઉં. બીજું કંઈ જ-ન કર." બીજું શું કરે ? શાંતચિત્ત થઈ જે સંધ્યાસમયે દિવસનાં કાર્યનો મેળ મેળવી લે છે ને દિવસ સુખરૂપ જવા સારૂ ઇશ્વરનો પાડ માને છે તેને સંધ્યાકાળે બીજું શું કરવાનું હોય ? આમ દિવસ નિર્ગમન થતાં સરલાદેવીને કાળ બન્ધુ રૂપે જણાયો.

હવે બીજો ભાગ શરૂ થયો. ઘરમાં રાચરચીલું રહે કે પોતે ? "જંગલ છોડી શહેરમાં આવ્યા છીયે. ચોમેર આલમારીઓ, ટેબલ, ખુરશીઓ." એક જરા જેટલી બારીમાં "મઢેલો આકાશનો કટકો" જ નિરાકાર સ્વરૂપનું ભાન કરાવનારો રહ્યો. "આને મળવાનું છે, આને નોતરવાનો છે, આજે એક તો કાલે બીજો બેરો* ભાગી ગયો છે." કાળ ચાલ્યો જાય છે, થોભતો નથી ને હમેશા કંઈ ને કંઈ અધુરૂં. હમેંશાં નવી ઉપાધિઓ. આ સ્થિતિમા સમય વેરી છે, શાંતિ નથી. એટલે સરલાદેવી શંકા કરે છે, સમય બંધુ જ હતો શું ? કે હૃદયાવકાશ બન્ધુ ? "જેમ મનને નવરૂં કર્યા સિવાય બન્ધુનો સમાગમ થઈ શકે નહિ, તેમ સ્થૂલની નિરંકુશ ધમચકડી વચ્ચે પણ બન્ધુને આવવું નહિ ગમતું હોય ?" જરૂર ન ગમે. જ્યાં અંકુશ ત્યાં જ સુખ હોય. નિરંકુશતા એ અશાંતિની નિશાની છે. કાળ વેરી ક્યારે ?

ત્યારે લેખિકા પૂછે છે, "કોણ છે તે સજ્જન, સજ્જનતામાંથી છૂટી આવીને જ જેને પામી શકાય ? એ તે શું મારી આત્મિક સંપૂર્ણતા ?" સંપૂર્ણ છે તેને બાહ્ય બન્ધુની પૂરણી નથી જોઇતી, ને જોઇયે તો કેવાની એ હવે બતાવે છે. સંપૂર્ણનો બન્ધુ કોણ ?

મમત્વ જ્યારે પોતાનો નથી રહ્યો ત્યારે હવે કોને ગોતવો ? એ વિચારતાં તેમને યાદ આવી ભગવદ્ગીતા. તેમાંથી તેને પુરાણ પુરુષોત્તમ અનુશાસિતા હાથ લાગ્યો. નિર્બળનું બળ તો રામ જ હોય. વિયોગનું દુઃખ ટાળવા કેઇ શરીરી ન મળે કે જે આશ્વાસન આપે ત્યારે દુઃખી 'રામ'ને પુકારે છે. જ્યાં સુધી ગજ ગ્રાહની સાથે લડી શક્યો ત્યાં લગી તેને ઇશ્વર યાદ ન આવ્યો, પણ જ્યારે બાહુસાહેબ થાક્યા ત્યારે દામના દાસને પુકારવા લાગ્યા. તેથી સરલાદેવી કહે છે, "હું ગર્જના કરનારી,

* ઉત્તર હિંદુસ્તાનમાં નોકરનો 'બેરો' કહે છે.

નંના સખા છતાં ઇશ્વરં એવા સારથી બન્ધુને દીનપણે ભજીશ, દુર્યોધનની જેમ પાસે મારૂં બળ લઇને નહિ જાઉં. મારૂં બળ કોરે મુકી તેની પાસે જઇશ ને તેના પ્રસાદી મેળવી પરમ શાંતિ મેળવીશ. જેમ પિંડમાં તેમ બ્રહ્માંડમાં, જેમ મને તેમજ તમને બધાને. મારે દુઃખને વખતે મારી લાકડી મારો ભગવાન હતો તેમ તમને બધાને થાઓ-થજો. એ ઇશ્વરને શોધતાં મારા ચિદાકાશમાં નિરખવું પડે છે ને ત્યાં જોઉં છું, તો મને માલમ પડે છે કે મારી સખી પણ હું જ ને વેરણ પણ હું જ. જો મારે વિશ્વાત્માને ઓળખવો હોય તો અંતરાત્માને ઓળખવો પડશે. તેથી "आत्मैव ह्यात्मनो बन्धुः"

# જનસમાજની દ્રષ્ટિએ સાહિત્યનો વિચાર *

જનસમાજને કાંઇ શીખવવું હોય તો કેવું લખવું જોઇયે એ આપણે જોઇયે. આજે આપણને આનું દૃષ્ટિબિંદુ કવિશ્રીએ આપ્યું છે. એમણે કલકત્તાનો દાખલો લેવામાં ચાતુરી વાપરી છે. તેઓશ્રીએ જોયું કે જેવું કલકત્તા એવું જ અમદાવાદ છે, અને તેમણે કરેલા શબ્દપ્રહારો કેવળ આપણે માટે જ છે. સિડની સ્મિથમાં શબ્દપ્રહારની કળા બહુ હતી. તે 'આપણે' કહી તેના ઘા હળવા કરતો, પરંતુ આપણા કવિશ્રી તો 'અમે' શબ્દ વાપરે છે. આપણે તો આથી સમજી જ જવું જોઇયે કે એ આપણે માટે જ છે. કલકત્તાને વિષે એઓશ્રીએ ચિતાર આપ્યો કે પવિત્ર ગંગા નદીને તીરે મહાન ઈમારતો વસી છે તેથી ત્યાંનો કુદરતી રળિયામણો દેખાવ જોઇતો હોવો દેખાવ અળખામણો થઈ પડયો છે. આવે સ્થળે તો આપણને કુદરતી વિચારો આવવા જોઇયે. જ્યારે તેઓ કલકત્તાનો વિચાર કરે છે ત્યારે તેમની આંખ માંથી આસુ વહે છે.

આપણું કામ પ્રભુને ઓળખવાનું છે એ મારા જેવા મજૂરનો વિચાર. પ્રભુને ઓળખવાનું ભૂલી જઇને આપણે પૈસાની પૂજા કરતા થયા, સ્વાર્થ સાધતા થયા.

સાહિત્યના રસિકોને હું પુછું છું કે તમે તમારી કૃતિ મારફત મને પ્રભુની પાસે જલદી મુકશો કે કેમ ? લો મને તેઓ 'હા' માં જવાબ આપશે તો તેઓની કૃતિમાં હું ગિરફતાર થઇ જઈશ. સાહિત્યસેવકના પુસ્તકમાં મને કંટાળો ઉપજે તો મારી જડતાનો દોષ નથી; દોષ છે તેની કળાનો. શક્તિમાન સાહિત્યસેવકે કળાને એવી તો ખીલવવી જોઇયે કે વાચનાર તેના વાંચનમાં લીન થાય. મને દિલગીરી થાયછે કે આપણા સાહિત્યમાં આવું ઓછું છે. આપણું સાહિત્ય અત્યારે એવું છે કે જનસમાજ તેમાંથી એકાદ વસ્તુ પણ લઈ શકે એમ નથી. આપણા સાહિત્યમાં એક પણ એવી વસ્તુ નથી કે જે એક અઠવાડિયાને સારૂ, એક વરસને સારૂ કે એક જમાનાને સારૂ નભી શકે.

* છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ તરફથી અમદાવાદમાં લાલ દરવાજા પાસેના મેદાનમાં આપેલું ભાષણ; તા. ૨-૪-૨૦.

જુના નવા સાહિત્યનો ભેદ

આપને ત્યારે જોઈશું કે અનાદિકાળથી આપણી પાસે જે પુસ્તકો છે તેમાં શું સાહિત્ય છે ? આપણાં ધર્મપુસ્તકો આપણને જેટલો રસ આપે છે તેટલો અત્યારનું સાહિત્ય આપણને નથી આપતું. એ સાહિત્યના નમાલા તરજુમામાં જે રસ આવી શકે છે એ રસ અત્યારના સાહિત્યમાં નથી આવી શકતો. કોઈ કહેશે કે અત્યારના સાહિત્યમાં ઘણું છે. ઘણું ભલે હોય, પરંતુ તે ઘણાની શોધમાં માણસ થાકી જાય છે. તુલસીદાસ જેવું, કબીર જેવું, આપણને કોણે આપ્યું છે ?

" સુતર આવે ત્યમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે."

આવું તો આપણે અત્યારે નથી જ જોઈ શકતા. અખાના જમાનામાં આપણને જે કાંઈ મળ્યું છે એ હવે ક્યાં છે ?

ભયભીત દશાનું પરિણામ

વીસ વરસ દક્ષિણ આફ્રિકામાં રહ્યા પછી હું હિંદુસ્તાન આવ્યો અને મેં જોયું તો મને જણાયું કે આપણી દશા ભયભીત છે. પ્રજાની જ્યારે આવી દશા હોય છે ત્યારે એ પ્રજાના ઉદ્ગારો નિર્ભયતાથી નથી નીકળી શકતા. દાબની નીચે આપણે લખવાનું હોય તો આપણા કવિત્વની ધારા પણ નહિ છૂટે, સત્ય પણ નહિ તરે. વર્તમાનપત્રોને માટે પણ આમ જ છે. જ્યાં પોતાની ઉપર પ્રેસનો કાયદો ઝુકી રહ્યો હોય ત્યાં સંપાદક વિચાર્યા વિના નથી લખી શકતો. સાહિત્યરસિકો ઉપર પ્રેસનો કાયદો ઝુકી રહેલો છે ત્યાં એક લીટી પણ છૂટથી નથી લખાતી અને એથી જ જોઈએ તેવી રીતે સત્ય નથી મુકાતું.

હિંદુસ્તાનમાં અત્યારે સંધ્યાનો સમય છે. કરોડો માણસોને એમ થઈ રહ્યું છે કે આપણામાં મોટા મોટા ફેરફારો થવાના છે. આપણું ભીખારીપણું મટી હવે આપણી ઉજ્જવળ દશા આવશે. સત્યયુગની આપણને હવે ઝાંખી થશે. આવા ઉદ્ગારો હું સ્થળે સ્થળે સાંભળી રહ્યો છું. ઘણા અત્યારે એમ સમજી રહ્યા છે કે હિંદુસ્તાન હવે એક નવું પાનું ફેરવશે. જો હિંદુસ્તાન નવું પાનું ફેરવશે તો તેમાં ક્યા લેખો સમાયલા હશે? સુધારા આપણને જે મળ્યા હશે તે તો હાંસી રૂપે જ થવાના છે, અને આપણે આજે જેમ બળદની માફક હંકાયા જઈએ છીએ એમ હંકાયા જઈશું. આ સમયે સાહિત્યની સેવા વાળા પાસેથી તો હું ઈશ્વરનો મેળાપ અને સત્યનું દર્શન જ માગીશ. આપણા સાહિત્યસેવકોએ બતાવી જ આપવું જોઈએ કે હિંદુસ્તાન પાપી નથી, છેતરનાર નથી.

પ્રજા માટે શું લખશો?

પોપે-ઈલિયડવાળો નહિ-દક્ષિણ પ્રાંતની જે સેવા કરી છે તેવી સેવા કોઈ પણ મદ્રાસીએ નથી કરી. હું રંગી રહ્યો, એટલે દરેકનું હૃદય ચોરવાને ખાસ ઈચ્છુ. દક્ષિણ પ્રાંતના બાળકોનાં હૃદય ચોરવા માટે તેમની ભાષા શીખવી પડી. રેવ. પોપે જે લખાણો લખ્યાં છે તેમાંથી તો હું અત્યારે કાંઈ નથી આપી શકતો, પરંતુ એટલું તો કહું છું કે તામીલ ભાષામાં કોસ હાંકનારાઓ માટે પણ જે કાવ્યો છે, કવિત્વ છે એ અલૌકિક છે. સૂર્ય ઉગ્યો પણ ન હોય ત્યારે કોસ હંકાય છે. બાજરી, ઘઉં, સર્વ પર ઝાકળના મોતીઓ છે. ઝાડનાં પાંદડાં

પર બાઝી રહેલું પાણી મોતીના દાણા જેવું છે. આ માણસો, આ કોસ હાંકનારાઓ, કાંઈ આવું આવું ગાય છે. હું જ્યારે કોચરબમાં રહેતો હતો ત્યારે કોસ હાંકનારને જોતો, સાંભળતો. પરંતુ તેના મ્હોમાં તો બીભત્સ શબ્દો હતા. આનું કારણ શું? આનો જવાબ હું અહીં બેઠેલા રા. નરસિંહરાવ પાસે તેમજ આપણા પ્રમુખ સાહેબ પાસે માગું છું.

સાહિત્ય પરિષદને હું કહું છું કે આપણા કોસ હાંકનાર જેવાના મ્હોંમાંથી અપશબ્દો કઢાવો અને નહિ તો આપણી અવનતિનું પાપ તમારે શિર રહેશે. સાહિત્યના સેવકોને હું એમ પૂછું છું કે પ્રજાનો મોટો ભાગ કેવો છે અને તેવાને માટે તમે શું લખશો? સાહિત્ય પરિષદને હું એમ જ કહીશ કે તમારામાં જે ન્યુનતા છે તે કાઢો, કાઢો, કાઢો

લ્યુઈને પુસ્તક લખવાનો વિચાર થયો અને વિચાર થયા પછી તેણે પુસ્તક પોતાના છોકરાઓ માટે લખ્યું. તેના છોકરાઓએ તો એ વાંચીને લાભ લીધો અને અત્યારના આપણા પુરુષો, સ્ત્રીઓ અને બાળકો પણ એ વાંચી તેનો લાભ લઇ શકે છે. હું આપણા સાહિત્યસેવકો પાસે આવું સાહિત્ય માગું છું. હું બાણભટ્ટની કાદંબરી નથી માગતો, પરંતુ તુલસીદાસનું રામાયણ માગું છું કાદંબરી હમેશાં રહેશે કે કેમ એ વિષે મને શંકા છે, પરંતુ તુલસીદાસનું આપેલું તો હમેશાને માટે રહેવાનું છે. અત્યારે તો સાહિત્યમાં આપણને રોટલી, ઘી અને દૂધ મળવા દો. પછીથી આપણે તેમાં બદામ, પીસ્તા વગેરે મેળવીશું અને કાદંબરી જેવું કાઇક બનાવીશું.

1 ગુજરાતની ગરવી પ્રજા, માધુર્યવાળી પ્રજા, જેની સજ્જનતાનો પાર નથી, જે પ્રજા આટલી બધી ભોળી છે, જે પ્રજાને ઈશ્વરમાં અખંડ વિશ્વાસ છે એ પ્રજાને જો આગળ વધવું હોય તો સાહિત્યસેવકોએ મજૂરો, કોસ હાંકનારાઓ અને એવા બીજા માટે પોતાના કાવ્યો રચવા જોઇયે, એવા માટે લખવું જોઇયે.

આપણી પ્રજા સત્ય લખતી, સત્ય બોલતી અને સત્ય આચરતી થાય એ મારી અંતઃકરણની પ્રાર્થના છે

---

તા. ૧૧-૪-૧૯૨૦

# બે કાગળો

બે મિત્રો તરફથી મને બે કાગળો મળ્યા છે. તે વિચારવા જેવા છે. તેમાંનો એક, એક વિદ્વાન અને પવિત્ર બહેન તરફથી છે. બીજો, એક અંગ્રેજ મિત્ર તરફથી છે. તે વિલાયતના જાણીતા ખ્રિસ્તી ગૃહસ્થ છે. મજકુર બહેન લખે છે કે:

'દેશભક્તિ અને દેશપ્રીતિ જેવા ઉચ્ચ ગુણોનું સ્ફુરણ સર્વત્ર થઇ રહ્યું છે એ સંતોષની વાત છે. પરંતુ આપના ઉપદેશો તેમજ બીજાં વાચન અને શ્રવણથી રાજ્યકર્તા પ્રજા તરફ

અઘટિત અને અમર્યાદ દ્વેષ જો ઉત્પન્ન થતો હોય તો તે આપને ઇષ્ટ નથી એમ વારંવાર આપ કહો છો, પરંતુ આપનું એ કહેવું ઘણું થોડું માન્ય થાય છે. શાળામાં છોકરાં જ્યૉર્જ રાજાની છબીઓ ઇતિહાસ વગેરેમાં હોય તેને ફાડી નાંખે, તેના પર આંખો ફોડી તેને અનેક રીતે વિરૂપ બનાવે એ વૃત્તિ, આપ ધારો તો ઓછી કરી શકો. અને અંગ્રેજી રાજ્યની નિયંત્રિત રાજ્યપદ્ધતિનો રાજ્યાધિપતિ તો કોઇ પણ રીતે વિદ્વેષનું પાત્ર બનવા લાયક નથી એ સત્ય સમજાવવાની જરૂર છે. આપને મતેથી તો દ્વેષમાત્ર ત્યાજ્ય છે, પણ અલ્પ બુદ્ધિવાળાને પણ આવું વર્તન યોગ્ય નથી.

બીભત્સ શબ્દોનો વાપર

બીજું, મજૂરો વગેરેની સભાઓના પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે વખતોવખત તેઓને આપ તરફથી ખાસ સૂચના થવા હું વિનંતિ કરું છું કે બીભત્સ ભાષાનો ઉપયોગ બંધ કરતાં તેઓ શીખે એ ખરેખર ઇચ્છવાજોગ છે. દશ મિનિટ રસ્તે ચાલતાં જનારનો સામાન્ય અનુભવ છે કે પગલે પગલે બીભત્સ અપશબ્દો વાતચીત દરમિયાન લોકો એટલા વાપરે છે કે ચાલતાં શરમાવું પડે. લડાઇટંટા દરમિયાન તેવી ગલીચ ગાળો તો જાણે ખરી જ, પણ તેવી ઉશ્કેરણીના પ્રસંગ વગર પણ ટેવને લીધે માણસો અપશબ્દો બોલવામાં કાંઇ ખોટું છે એમ સમજતા જ નથી. તેવું બોલનારાનાં બાળકો નૈતિક શિક્ષણ અને બળ તેમજ સંયમના પાઠો કેવા શીખે ? આપણાં બાળકો પણ તેવાં વચનો સાંભળવાથી કેટલાં બગડે છે તે વિચાર કરતાં કમકમીએ છીએ. મજૂરવર્ગ કરતાં ચઢીયાતા સામાન્ય વર્ગમાં પણ આ ટેવ ખરેખર આપણને શરમાવનારી છે. કોઇ કહેશે કે એવા અપશબ્દો સાંભળવા ધ્યાન કેમ આપો છો ? તો ઉત્તર એટલો જ છે કે એટલા બધા પ્રમાણમાં તેનો ઉપયોગ થાય છે કે કાનમાંથી કીડા ખરે એમ છે. બાળકોને વળી કેમ રોકવાં ? શું બીજા દેશોમાં આવી સ્થિતિ હશે ?”

બાળકોમાં વિનય

ઉપરનું લખાણ, લખનાર બહેનની પવિત્ર લાગણીઓ સૂચવે છે. તેમની માન્યતા તદ્દન વ્યાજબી છે કે બાદશાહની છબીને બગાડવી કે ફાડી નાંખવી એ મોટું પાપ છે. બાળકો જો બચપણથી જ આવો અવિનય ને આવી ઉદ્ધતાઇ શીખે તો ભવિષ્યમાં તેઓ પ્રજાની સેવા કરવાને લાયક ન જ રહે. જરા વિચાર કરતા પણ માલમ પડવું જોઇયે કે બાદશાહનું અપમાન કરવામાં આપણે આપણું જ અપમાન કરીયે છીયે ને સૂરજને ધૂળ ઉડાડી આપણી જ આંખમાં નાંખીયે છીયે. આપણને અંગ્રેજી રાજ્યપદ્ધતિ ભલે પસંદ ન હોય, તેને સારુ બાદશાહ જવાબદાર નથી. તેને તો તેના રાજ્યમાં શું ચાલે છે તેની ખબર પણ નથી હોતી, એમં ખબર રાખવાની તેની ફરજ નથી, શક્તિ નથી, ત્યાં તેનો દોષ શો કાઢવાનો હોય ? વળી દોષ હોય તોપણ તેની છબી ફાડવાથી એ દોષ કેમ દૂર થશે ? પણ મુખ્ય વાત તો એ છે કે બાળકોનાં મનમાં દોષભાવ જ ઉત્પન્ન ન થવો જોઇયે. બાળકોનાં મન નિર્દોષ હોવાં જોઇયે. આખું વિદ્યાર્થીજીવન નિર્દોષ હોવું જોઇયે. વિદ્યાર્થીજીવનમાં રાગદ્વેષાદિને અવકાશ ન હોવો જોઇયે. છતાં આપણે એવી ઉચ્ચ દશાએ

ન જઈ શકીયે તોપણ આપણે દ્રઢતાઇ, અવિનય અને કઠોરતાથી તો બચી જવું જોઇયે. ઘણા બાળકો 'નવજીવન' વાંચતાં હોય એવી આશા હું રાખી નથી શકતો. તેથી માબાપોને મારી ભલામણ છે, કે તેઓ આ લેખ બાળકોને વંચાવી તેમની ભૂલ સુધારે. શિક્ષકો પણ તે જ પ્રમાણે કરી શકે છે.

મજકુર બહેનના કાગળનો બીજો વિષય બીભત્સ ભાષા વાપરવાની જે કુટેવ પ્રજામાં છે તે છે. આ બુરી ટેવ એવી વ્યાપક છે કે તેનો ઇલાજ થવો મુશ્કેલ જોઉં છું. મારી શક્તિ પ્રમાણે મેં આ ટેવ કઢાવવામા ભાગ લીધો છે, છતાં મારે કબૂલ કરવું જોઇયે કે મહામહેનતે જ મારા સહવાસમા આવેલા અસીલો આદિમાંથી એ ટેવ કઢાવી શક્યો છું. આ અસાધ્ય જેવો રોગ છે. ઘણી વેળા અસીલોએ મને કહેલું યાદ છે કે તેઓનાથી ઇરાદા વગર ભુંડા શબ્દો બોલાઈ જવાય છે. કાર્ય ગમે તેવું કઠિન છે છતાં આપણે તે કર્યે છૂટકો છે. આને વિષે દલીલની પણ જરૂર નથી. આ રાગદ્વેષનો પણ વિષય નથી. ઘણા કાળની પડી ગયેલી ટેવ કે જેમાં અત્યારે પ્રજા દોષ પણ નથી જોઈ શકતી તે ટેવ કાઢવાની આ વાત છે. 'નવજીવન'ના વાચનાર કેટલાક તો એમ જ માનશે કે આ લખાણ તેમને સારુ ન જ હોઇ શકે. તેઓ કંઇ અપશબ્દો વાપરતા નથી. પણ તેઓ જો પોતાની ભાષા તપાસી જશે તો તેમને માલમ પડશે કે તેમના મ્હોંમાંથી પણ 'સાલો' શબ્દ તો નીકળતો જ હશે. એકબીજાને એકબીજાના ચોકીદાર નીમી ભાષાના બુરા શબ્દો સંભાળી જઇ તેનો ઇરાદાપૂર્વક ત્યાગ કરવો કરાવવો પડશે. જે જે પ્રસગે આપણે બીજાને ભુંડા શબ્દો વાપરતા સાભળીયે તે તે પ્રસગે તેમને વિનયપૂર્વક તેમ ન કરવાનું સૂચવીયે તો કંઇ સુધારો થઇ શકે. આ કુટેવ નિશાળીઆઓમાં પણ છે જ. બચપણથી જ આપણે શીખીયે છીયે. નિશાળોમાં તો શિક્ષકો મારફતે સુધારા તરત થઇ શકે છે અને જો વિદ્યાર્થી શૂરા બને તો તેઓ પોતપોતાના ઘરોમાં રહેલી આવી અસ્વચ્છતા વહેલી દૂર કરાવી શકે છે.

અંગ્રેજ મિત્રનો પત્ર આવતે અઠવાડિયે વિચારીશું.

તા. ૧૮-૪-૧૯૨૦

# ખિલાફત

એક વિદુષી બહેનના કાગળ ઉપર હું ગયે અઠવાડીયે લખી ચુકયો. તે જ લેખમાં મેં એક અંગ્રેજ મિત્રના લેખનો ઇશારો કર્યો હતો. તે લખે છે કે "તમે ખિલાફતના સવાલમાં ભાગ લો છો એ જોઇ મને આશ્ચર્ય થાય છે. તમને મેં દક્ષિણ આફ્રિકાના સવાલમાં મદદ કરી હતી. હું માનતો હતો કે તમે બ્રિટિશ ખેરખ્વાહ, ડાહ્યા અને પ્રામાણિક છો. પણ હવે તો તમે બ્રિટિશની સામે હિંદુમુસલમાનની એક્તા ઇચ્છો છો ને તુર્કીનો પક્ષ લો છો. હું તો આરમીનિયામાં રહ્યો છું અને મુસલમાનોએ કરેલા જુલમથી વાકેફગાર છું. મને તમારા પ્રામાણિકપણા વિષે શંકા આવે છે, પણ છાપાંઓમાં જે જોઉં છું તે ખરૂં છે એમ તમારી તરફથી જાણ્યા વિના તમારી વિરુદ્ધ અનુમાન હું નહિ બાંધું." વિદુષી બહેનના કાગળમાં પ્રેમ છે. તેથી મારી પ્રામાણિકતા વિષે તેમણે શંકા નથી ઉઠાવી. અંગ્રેજ મિત્રના પત્રમાં મિત્રભાવ છતાં મારી પ્રામાણિકતા વિષે શંકા ઉઠી છે. બન્નેમાં મારી પ્રવૃત્તિના શુભ પરિણામ વિષે શંકા તો છે. વળી આવી શંકા કંઇ આ બે મિત્રોને જ થઈ છે એમ નથી. બીજા મિત્રોને પણ એવું જણાયું છે. પરિણામ વિષે શંકા

હું માનું છું કે અન્યાયની વિરુદ્ધ પગલાં લેતાં અન્યાયી વિરુદ્ધ ઉત્પન્ન થતા દ્વેષને તદ્દન રોકવો એ અશક્ય છે. દ્વેષ કરવાથી દ્વેષી પોતાને નુકસાન કરે છે એમાયે શક નથી. કોઈ પણ માણસ સંપૂર્ણ તો હોય જ નહિ. એટલે દ્વેષ કરનાર દયાપાત્ર બને છે; કેમકે તેની ભૂલોને સારૂ તે જગતની ક્ષમા ઇચ્છિશે. છતાં તે જગતની ભૂલોની ક્ષમા નહિ આપવાથી પોતે ક્ષમા મેળવવા નાલાયક બન્યો છે. પણ ઘણા કાળની દ્વેષરોપાદિ કરવાની કુટેવ પડવાથી આપણે કેટલીક વેળા તો ઇચ્છીયે છતાં તે શત્રુઓને રોકી નથી શકતા. અન્યાયી પ્રત્યે દ્વેષ

ત્યારે શું કરવું ? રખેને અન્યાયીનો વિરોધ કોઈ કરે તેથી અન્યાયનોયે વિરોધ ન કરવો ? સગાસ્નેહીમાં એમ જ થાય છે. સગાંએ કરેલી ભૂલોને આપણે ઢાંકી દેવા ઇચ્છીયે છીયે. મારી માન્યતા છે કે જેમ દ્વેષ હાનિકારક છે તેમ ખોટો પ્રેમ પણ હાનિકારક છે. વ્હાલાંની ભૂલો પણ ઉઘાડી પડે તેમાં કંઇ જ નુકસાન નથી, એટલું જ નહિ પણ તેથી લાભ જ છે. ભૂલ સુધારવાનો પહેલો માર્ગ ભૂલને ઓળખવી ને તેથી શરમાવું એ છે. ઢાંકી રાખવાથી તેની પૂરી ઓળખ થતી નથી ને ભૂલેલો ભૂલ કેમ સુધરે ?

માણસ શરમ છોડી ઉદ્ધત બને છે ને ભૂલના ખાડામાં ઉંડો ઉતરે છે. શરીરમાં થયેલા ગુમડાને જેમ કાપે-કે ફોડે-જ છુટકો છે તેમ ભૂલને પણ ઉઘાડી પાડ્યે જ છુટકો છે.

અન્યાયની સામે ન થવાની ભલામણ તો ઉપરના એકે પત્રમાં નથી. એટલે વાંક વિરોધ કરવાની પદ્ધતિનો જ છે. મારી પદ્ધતિમાં અન્યાયનો વિરોધ એટલે સુધી આવે છે કે જો અન્યાયી ન સુધરે તો તે ત્યાજ્ય છે, ભલે પછી તે સગો બાપ હોય. જો તેનો ત્યાગ ન કરીયે તો તેના અન્યાયમાં આપણે ભાગીદાર બનીયે છીયે. અન્યાયનો અન્યાયીના ત્યાગ પર્યંત વિરોધ કરતાં છતાં પ્રેમભાવને ધક્કો નથી પહોંચતો એ મારો જાતિઅનુભવ છે. અન્યાય એ એક મોટી ભૂલ છે. મિત્ર ભૂલ કરે છતાં તેની ઉપર પ્રેમભાવ રાખવો તેમાં જ પ્રેમની કસોટી છે. ગુણ ઉપર ગુણ કરવો તેમાં નવાઇ નથી. અવગુણ ઉપર ગુણ કરે તે જ જ્ઞાની છે એમ શામળભટે આપણને શીખવ્યું છે. શત્રુમિત્ર પ્રત્યે સમભાવ રાખવાનું ગીતાજી શીખવે છે.

એટલે આપણી પાસે એક જ ધોરી માર્ગ છે. અમુક કાર્ય અન્યાયી છે, ભૂલભરેલું છે એમ માની લેતા પહેલા ખૂબ વિચાર કરવો. જેનો અન્યાય જણાય તેની સામે ઉતાવળે અનુમાનો ન બાંધવાં, અને ઘણી વિવેકબુદ્ધિ વાપરવા છતાં જો એમ જણાય કે ભૂલ તો છે જ તો તેની સામે અંત લગી થવું. તેની સાથે જ જો ભૂલ માનવામાં આપણી ભૂલ થઇ હોય તો આપણે તે જ ક્ષણે કબૂલ કરવા અને માફી માગવા તૈયાર રહેવું.

હું જે પદ્ધતિ ભારતવર્ષ આગળ અજમાવી રહ્યો છું, જેમાં મિત્રોને રોકું છું તે નવો પ્રયોગ છે. તેમાં ખામીઓ હશે, કેટલીક હું જોઉં છું. સંપૂર્ણતાનો દાવો હું કરતો જ નથી. પણ મારી ખાત્રી છે કે એ માર્ગ જ ખરો છે. એ માર્ગે જતાં જ હિંદુસ્તાનનો ઉગારો છે.

ખિલાફતના સવાલમાં મુસલમાનો ન્યાયમાર્ગ પર છે એમ મારી ખાત્રી છે. તેઓની હું ભૂલ જોઉં તો તે જ ક્ષણે તેમને મદદ કરતો બંધ થાઉં. તેઓ દ્વેષમુક્ત છે એમ હું નથી કહેતો, પણ તેમના દ્વેષભાવની સાથે મારો પ્રેમભાવ મેળવી દ્વેષભાવના વેગને હું હળવો કરી શકું છું એવી મારી ખાત્રી છે. જો મારી પદ્ધતિનો ઘણા સ્વીકાર કરે તો દ્વેષના વેગને તદ્દન રોકી શકાય એમ પણ હું માનું છું. અન્યાયની સામે દ્વેષી તો થવાના જ. તેઓ વિવેકબુદ્ધિ નહિ વાપરે. અદ્વેષીએ પણ અન્યાયની સામે થયે છુટકો છે. અન્યાયી તો દ્વેષી છે જ. અન્યાયથી પીડાયેલો કૃત્ય કરે છે

ત્યારે તે પણ દ્વેષી બને છે. અદ્વેષીએ અહીં શું કરવું એ જ પ્રશ્ન રહે છે. તેનો ઉત્તર હમેશાં સહેલાઈથી નથી મળી આવતો. ધર્મસંકટો પડતાં જ માણસ ઘડાય છે. પડી પડીને જ ચડે છે. રખેને ભૂલ થશે તો, એમ સમજી સાવધ રહેવું આપણું કર્તવ્ય છે. એમ સમજી કંઇ ન જ કરવું એ કાયરતા છે. એટલે ભૂલ થવાની ધાસ્તી છતાંયે જ્યાં અન્યાય માલમ પડે ત્યાં પ્રેમભાવે તેનો વિરોધ કરી પરિણામના અધિકારી બનવું એ જ ગીતામાર્ગ છે એવી મારી નમ્ર માન્યતા છે.

દ્વેષભાવથી મુક્તિ

ચંપારણમાં, ખેડામાં, રોલેટ ઍક્ટની પ્રવૃત્તિમાં, હું અન્યાયનો તીવ્ર વિરોધ કરી દ્વેષભાવને તદ્દન રોકી તો ન શક્યો, પણ અન્યાયને ઓછે કે વત્તે અંશે દૂર કરવામાં મદદ કરી શક્યો ને લોકોને સત્યાગ્રહના સૂર્યની ઝાંખી કરાવી શક્યો. તેનું તેજ હું પૂર્ણપણે નથી બતાવી શક્યો, કેમકે મારી તપશ્ચર્યામાં, મારા જ્ઞાનમાં બહુ ખામીઓ હું જોયા કરું છું. હું અંગ્રેજોનો મિત્ર છું. મિલમાલીકોને વિષે મારામાં કશો દ્વેષભાવ નથી એમ મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે. એટલે હું શાંતચિત્ત થઇ મારે માર્ગે રહ્યો છું.

---

# નોંધ

## સત્યાગ્રહ સપ્તાહ

ફાળો કેવી રીતે ભરાયો

આ પ્રસંગ નિર્વિઘ્ને ઉકલ્યો છે. મારી ઉમેદ છે કે ગુજરાત કાઠિયાવાડના દરેક ગામમાંથી એ પ્રવૃત્તિનો ટૂંકો હેવાલ 'નવજીવન' ઉપર દરેક ગામના સ્વયંસેવક મોકલી આપશે. તેમાં દરેક જગ્યાએ ફાળો કેટલો ભરાયો અને તેની શી વ્યવસ્થા થઇ તે પણ ખબર આપશે. મુંબઇમાં, જોકે પાંચ લાખની રકમ સુધી તો નથી પહોંચાયું, તોપણ ઠીક રકમ થઈ ગણાય. પણ રકમ કેટલી ભરાઇ છે તેના કરતાં કેવી રીતે ભરાઈ એ વધારે જાણવા જેવું છે. અને એ જાણતાં પૂરો સંતોષ થાય એમ જ છે. જેમ ધનવાન પુરુષોએ મોટી રકમો આપેલી છે તેમ ગરીબમાં ગરીબ માણસોએ પણ યથાશક્તિ આપ્યું છે. સ્ત્રીઓએ પોતે ફાળામાં ભરાવ્યું છે અને બીજી સ્ત્રીઓની પાસે ભરાવરાવ્યું છે. ગુજરાતી સ્ત્રીમંડળે તેમાં સરસ ભાગ લીધો હતો. શ્રીમતી સરલાદેવીના પ્રમુખપણા નીચે સખત પણ યોગ્ય ઠરાવ પણ પસાર કર્યા હતા. ઢેડાએ અને ભંગીઓએ પણ યથાશક્તિ પોતાનો ફાળો ભરાવ્યો હતો. અને બધાએ રાજીખુશીથી પૈસા આપેલા છે. કોઈને આગ્રહ કરવાની કે શરમાવવાની જરૂર નથી પડી એમ કહી શકાય. વળી ફાળો ભરાવનાર સેંકડો ભાઈઓ, બહેનો વગેરેની સાથે આ વિષે વાત કરતાં હું જાણી શક્યો છું કે રોષ અથવા વેરભાવને કાયમ રાખવાના ઇરાદાથી તો થોડાઓએ જ પૈસા ભર્યા હશે. ઘણાઓના મનમાં તો એક જ વિચારને સ્થાન હતું. તે એ

નિર્દોષોના સ્મરણ ખાતર

કે જે નિર્દોષ વગર વાંકે માર્યાં ગયા તેઓનું સ્મરણ કાયમ રાખવું. ઘણાનો ભાવ એ પણ હતો કે ૧૯૧૯ના એપ્રિલની ૧૩મી તારીખે હિંદુમુસલમાનની એકતા ઘણી વધારે દઢ થઇ તેનું સ્મરણ પણ જલિયાંવાલા બાગને પ્રજાની મિલકત કરાવી તેમાં સ્મરણસ્તંભ ચણીને વધારે દઢ કરી શકીશું. સર રવીન્દ્રનાથ ઠાકુરે જે વાકય કહ્યું છે એ કેવળ યથાર્થ છે. જનરલ ડાયરનું ઘાતકીપણું યાદ કરીને આપણે હરગીજ આગળ વધવાના નથી. પણ જ્યાં જ્યાં સત્ય, દઢતા, બહાદુરી, નિર્દોષતા ઇત્યાદિ સ્થાયી ગુણો જોવામાં આવે છે તેનું સ્મરણ કાયમ કરવું એ જ પ્રજાનું કર્તવ્ય છે, એમાં જ પ્રજાની ઉન્નતિ છે.

---

# રાષ્ટ્રીય સપ્તાહનાં ભાષણો*

### ૬ઠ્ઠી એપ્રિલ

સત્યાગ્રહની લડત દરમિયાન આપણે જે રીતે સભાઓ ભરતા હતા અને કાર્ય કરતા હતા એ જ રીતે ખાસ કરીને આ અઠવાડિયા દરમિયાન કાર્ય કરવામાં આવશે એવી મારી માન્યતા છે. એ સમયે આપણો મુખ્ય સિદ્ધાન્ત વક્તાને શાન્તિથી સાંભળવાનો હતો. આપણાં વચનો અને કાર્યો સત્યમય હોવા જોઇયે સત્યને શોધતા, સત્યનુ અનુસરણ કરતાં ખુનામરકીથી આપણે દૂર જ રહેવું જોઇયે એ હું ખાસ ભાર દઇને કહેવા માગું છું મારી અગાઉ મિ. પટેલ બોલી ગયા કે ઠરાવો કંઇ કામના નથી. હું કેટલેક અંશે તેમની સાથે એ બાબતમાં મળતો થાઉં છુ પરન્તુ ઠરાવો તો ઘણાય હોય છે. આપણો આજનો ઠરાવ નિરાશામય નહિ પરન્તુ આશા અને વિશ્વાસમય છે. આ આપણી પ્રભુ પ્રત્યે ઉંડા અન્તરની પ્રાર્થના છે. હું કહેવા ઇચ્છું છું કે ઉપવાસમાં અને પ્રાર્થનામાં આપણને વિશ્વાસ હશે તો આપણો વિજય અનિવાર્ય છે. આપણા આજના ઠરાવથી સરકારને પોતાની ફરજ અદા કરવા આપણે નોતરીયે છીયે.

### ૯મી એપ્રિલ

આપણે આજે માત્ર ખિલાફતના સવાલ માટે જ નથી મળ્યા. ગયા વરસમાં શા શા બનાવો બન્યા તે આપણે જરા જોઇશું. મુખ્ય બનાવો સ્વદેશીની ચળવળ અને હિંદુમુસલમાનનું ઐકય-એ છે. સ્વદેશીની ચળવળ એપ્રિલ માસમાં શરૂ કરવામાં આવી હતી; અને જલિયાંવાલા બાગમાં હિંદુમુસલમાનોનું લોહી સાથેસાથે વહ્યુ ત્યારથી આપણું ઐકય સંધાયું. આ પછી આ ઐકય વધારે ને વધારે સુદઢ થતું રહ્યુ છે. ખિલાફતના સવાલમાં મુસલમાન ભાઇઓને પડખે ઉભવાની અને એમ કરી આપણું ઐકય સદાને માટે સાધવાની હું મારા હિંદુ ભાઇઓને વિનંતિ કરૂં છું. આંખો મીંચીને હું કોઇ પણ કાર્યમાં સામેલ થતો

* રાષ્ટ્રીય સપ્તાહ દરમિયાનની મુંબઇની સભાઓમા આપેલા.

નથી અને થવાનોયે નથી. મુસલમાન ભાઇઓને મદદ કરવા હું રાચલું છું, કારણકે મારી માન્યતા છે કે એઓની માગણીઓ ન્યાયી છે.

કૉન્સ્ટન્ટીનોપલ અને યૂરોપીઅન તુર્કી મુસલમાનોના હાથમાં રહેવાં જોઇયે અને જઝીરત-ઉલ-અરબ પર તુર્કીની સત્તા રહેવી જોઇયે. તુર્કીના જે ભાગમાં બીનમુસલમાન પ્રજા વધારે હોય એ ભાગની પ્રજાને માટે જોઇતી ખાતરી ભલે લેવાય. મારા મુસલમાન ભાઇઓને ખુનામરકીથી દૂર રહેવા હું વિનંતિ કરું છું. મુસલમાન ભાઇઓની માગણી સત્ય અને ન્યાયી છે અને ઇશ્વરની મદદથી આપણી જીત અનિવાર્ય છે.

૧૩મી એપ્રિલ

ઓછામાં ઓછી માગણી

ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના સન્દેશા કરતાં વધારે સારસ રીતે પંજાબના અત્યાચારોને વખોડી શકાય એમ નથી. આવો બનાવ ફરી બનવા ન પામે એ આપણે સરકાર પાસે માગ્યું છે. આપણી એક બીજી ઓછામાં ઓછી માગણી એ છે કે દોષિત અમલદારોને બરતરફ કરવા જોઇયે. જલિયાંવાલા બાગમાં જે નિર્દોષ માણસો માર્યા ગયા છે તેમનું સ્મરણ આપણે કદીયે વિસરવાના નથી.

---

તા. ૨૫-૪-૧૯૨૦

# ખાદીનો ઉપયોગ

બૉયકૉટથી સ્વદેશીને ઉત્તેજન

જોકે મને સંતોષ થાય એટલે દરજ્જે તો સ્વદેશીની ચળવળ નથી ચાલી રહી, તોપણ એ ચળવળ ધીમે ધીમે આગળ વધ્યે જાય છે. સત્યાગ્રહ સપ્તાહમાં પ્રજામાં જાગૃતિ ઘણી થઈ છે. તેના પ્રમાણમાં સ્વદેશીની ચળવળ પણ આગળ ચાલી છે. સ્વદેશીની ચળવળમાં મુસલમાન ભાઇઓએ વધારે ભાગ લેવાનું શરૂ કર્યું છે. તેઓનામાં એક નવો જુસ્સો પેદા થયો છે. તેઓ સ્વદેશીની ચળવળને બૉયકૉટને રૂપે જુએ છે. હું જણાવી ગયો છું કે બૉયકૉટ એ મિથ્યા છે, છતાં જેટલે અંશે બૉયકૉટમાં સ્વદેશીનું તત્ત્વ સમાયેલું છે તેટલે અંશે તો લાભ થશે જ. કોઈ માણસ ગુસ્સામાં આવીને અપવાસ કરે છે તો તે અપવાસનો થોડો શારીરિક લાભ છે તે તો તેને મળી રહે છે. તેમ બૉયકૉટ રૂપે ગ્રહણ કરેલ સ્વદેશીનો લાભ પ્રજાને મળશે જ. જો આપણે યૂરોપના માલને ત્યાગીને જાપાનનો લેતા જઇયે તો જરૂર ઓલમાંથી નીકળીને ચૂલમાં પડવા જેવું થાય.

સ્વદેશીનો ખરો પ્રચાર શાથી થાય?

ત્યારે સ્વદેશીનો ખરો પ્રચાર શાથી થાય? એ વિચાર સ્વદેશી ચાહનારે થવો જ જોઇયે. મીલોમાં બનતું કાપડ વધારે વાપર્યે થાય, એવો ખ્યાલ જો કોઇને રહેતો હોય તો એ ભૂલ. હિન્દુસ્તાનમાં આપણી હાજતજોગો સ્વદેશી માલ તૈયાર થતો જ

નથી. એટલે મીલનો માલ વાપરી આપણે સંતોષ માનીયે તો ગરીબને ભાગે જે માલ આજે આવે છે તે આપણે લીધો ને તે માલની કિંમત વધારી દીધી. આમ ન થવું જોઇયે. છતાં આપણને સ્વદેશીની દુકાનો તો ગામડે ગામડે જોઇશે તેમાં પણ શક નથી; કેમકે આજ તો સ્વદેશી કાપડ વાપરનારને જોઇતો માલ સામાન્ય દુકાનોમાં મળી નથી શકતો. પણ મુખ્ય વાત એ છે કે જે માણસ એક વારે જેટલું પણ સૂતર કે કાપડ પેદા કરે છે તે જ સ્વદેશીને ખરૂં ઉત્તેજન આપે છે. જો નવી મીલો ફુંક મારતાં પેદા થતી હોય તો તો આજે જ એક પ્રકારનું સ્વદેશી તો વ્યાપક કરી શકાય. પણ મીલો સ્થાપતાં તો વખત જોઇયે જ. ફુંક મારીને તો હાથે સૂતર કાંતી શકાય એમા શક નથી. એક વાર સૂતર કાંતવાનું હરકોઇ સ્ત્રી પુરુષ એક દિવસમાં શીખી શકે.

આમ સૂતર કાતતી સેંકડો બહેનો થઈ ગઈ છે, પણ તેનાં કપડાં પહેરનાર સ્ત્રીપુરુષો નથી મળતાં. એક વર્ષ પહેલાં પૂરતા જથ્થામા ખાદી નહોતી મળતી. હાથનું કાંતેલું સૂતર પ્રથમ શોધતાં તો ઘણી મુશ્કેલી પડતી હતી. હવે એક વર્ષને અંતે મારી જ પાસે હાથનું કાંતેલું સૂતર એટલું આવવા લાગ્યું છે કે તે બધું હું તુરત નથી લઇ શકતો. ખાદી મારી પાસે એટલી થઈ પડી છે કે તેનો પૂરતો ઉઠાવ નથી થતો.

ત્યારે ખાદીનો અણગમો કેમ દૂર કરી શકાય એ પ્રશ્ન નવું કાપડ ઉત્પન્ન કરવા જેટલો અગત્યનો થઈ પડ્યો. આપણે ખાદીના કરતાં બારીક હાથના સૂતરનું કાપડ એકાએક નહિ કાઢી શકીયે. લાખો બહેનો ખાદીને લગતું જ સૂતર કાંતશે.

સ્વદેશી ચળવળને ભારે લાભ તો શ્રી. સરલાદેવી ચોધરાણીએ આપ્યો. તેમણે રાષ્ટ્રીય સપ્તાહમાં ખાદીની સાડી અને ખાદીની ચોળી પહેરવાની ઇચ્છા બતાવી. ખાદીની સાડી પહેરવા તો હું હજુ સુધી એક પણ બહેનને નથી લલચાવી શક્યો. એટલે સરલાદેવીજીની વાત મને તો પ્રથમ મશ્કરી સમાન લાગી. પણ તેમણે તો અંતઃકરણથી જ વાત કરેલી; અને તે પણ જેવી જાડી ખાદી હું પહેરૂં છું તેવી જ ખાદીની. મેં તેમને સારૂ ખાદીની સાડી બનાવડાવી, ચોળી પણ તૈયાર કરાવી ને તેમણે એ જ વસ્તુઓ પહેરી સપ્તાહ ઉજવ્યું. તેમના મામાશ્રીએ પણ જ્યારે પોતાની ભાણેજને તે કપડાં પહેરેલાં જોયાં ત્યારે તેમણે આ ઉદ્ગારો કહાડ્યાઃ "જો તમારૂં મન ન શરમાય તો આ પોષાકમાં કંઇ જ ખોટું નથી. તમે એ જ પહેરીને દરેક જગ્યાએ જઇ શકો છો" કવિશ્રીના માનમાં મિસિસ પિટિટને ત્યાં મોટો મેળાવડો

તા. ૧૧મીએ હતો, તેમાં તે ખાદીનો પોષાક પહેરીને જઇ શકે કે નહિ એ પ્રશ્ન હતો. તે ઉપરથી કવિશ્રીનું ઉપરનું વચન યાદ લાવી સરલાદેવીજી તો તે મેળાવડો એ જ પોષાક પહેરી પવિત્ર કરી આવ્યાં. તેમને જે માન તેમની ભારે રેશમી સાડીઓમાં મળતું તેટલું જ આ ખાદીની સાડીમાં મળ્યું. પછી તો તેઓ સભાઓ વગેરેમાં તે જે ખાદીનાં કપડાં પહેરીને ગયાં ને જ્યાં હું હાજર હતો ત્યાં તો જોઇ શક્યો કે તેમની તરફ તે કપડાંને લીધે સ્ત્રીપુરુષોનો આદર વધ્યો. આમ હિન્દુસ્તાનમાં કળાની ઓળખને સારુ પ્રખ્યાત થયેલાં બાઇએ કળાની દૃષ્ટિએ તો ખાદીને નાપસંદ ન કરી. એટલું જ નહિ, પણ સ્ત્રીઓને સારુ ખાદીના પહેરવેશનો ધનાઢ્યોના મેળાવડામાં પ્રવેશ કરાવ્યો. જે બાઇએ બારીકમાં બારીક સાડી ઇત્યાદિ આજ લગી પહેર્યાં હતાં, તેમણે ખાદીની સાડી અને ખાદીની ચોળી પહેરી મગરૂરી માની અને તેના વજનથી ચમક્યાં નહિ. આવો ભાવ સદાને સારુ અથવા તો આ હિન્દુસ્તાનના સંધિકાળને સારુ અનેક સ્ત્રીપુરુષોમાં નહિ ફેલાય ત્યાં સુધી સ્વદેશી ચળવળને વિરાટ સ્વરૂપ આપવું એ અસંભવિત માનું છું; કેમકે લાખો વાર કપડું હાલમાં જો પેદા કરી શકાય તો એ ખાદી જ છે.

પણ હું ખાદી પહેરનારની ઉપર જરાયે દયા ખાતો નથી. મને પોતાને કળા- ખાદીમાં કળા
વિહીન હું માનતો નથી અને મારી દૃષ્ટિએ તો ખાદીમાં હું બહુયે કળા જોઉં છું. મારા અને બીજાઓના જાતિઅનુભવે કહી શકું છું કે કેલીકો કે જે ઉનાળાના પસીનાથી આપણા શરીરને ચોંટી જાય છે તેના કરતાં ખાદીમાં પસીનો ચૂસી લેવાની-શક્તિ રહેલી છે. એ વધારે ઉપયોગી અને વધારે સારી છે. ખાદી કેલીકોના કરતાં વધારે સુંદર છે, કેમકે તેમાં આત્મા રહેલો છે. કાપડને વિષે વ્યક્તિત્વનું આરોપણ થઈ શકતું હોય તો ખાદીમાં વ્યક્તિત્વ રહેલું છે એમ કહી શકાય. ખાદીની પ્રત્યેક ક્રિયાના કરનાર કોણ છે એ જાણવું હોય તો આપણે જાણી શકીયે છીયે. ખાદીમાં કંઇક કારીગીરી રહેલી છે. એવું કેલીકોને વિષે નથી એમ આપણે જોઇ શકીશું. જેમ ઝાડનાં બે પાતરાં કેવળ સરખાં હોતાં જ નથી, તેમ હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદીના બે તાકા કેવળ સરખા તો હોય જ નહિ. કોઇ ચિતારો બે એકસરખાં ચિત્રો ચિતરતો નથી, તેમ ખાદીનો બનાવનાર પણ બે કેવળ એકસરખા તાકા બનાવતો નથી. કેટલાકને તો આ વાત શોકજનક જણાશે. કેટલાક એમ માનતા હશે કે એક જ પ્રકારનું ન ઓળખી

યંત્રતાયે જગતમાં કેટલીક વેળા ઉપયોગી હોય છે. પણ યંત્રતા એ કળાને નામે કોઇ દિવસ ઓળખાઈ નથી. ટાંકણીઓ એક જ જાતની આપણે પેદા ન કરી શકીયે, કાગળો એક જ જાતના ન મળી શકે, તો આપણે અવશ્ય મૂંઝાઇયે. પણ આ યંત્રના જમાનામાંયે કળાને પહેચાનનારાં સ્ત્રીપુરુષો તો હાથે તૈયાર થયેલા કાગળો આજ પણ પસંદ કરે છે. અને યંત્રથી થયેલા કાગળો અને હાથે બનેલા કાગળો વચ્ચેનો ભેદ હરકોઇ માણસ જોઈ શકશે. હાથે તૈયાર થયેલા કાગળમાં અમુક પ્રકારનું વ્યક્તિત્વ, બનાવનારની કળા રહેલી છે. તેવા કાગળો ઘણાને ન મળી શકે એમ બને બનો. અહીં હું તો એટલું જ સિદ્ધ કરવા ઇચ્છું છું કે જેમ કાગળોમાં, તેમ હાથે બનેલી ખાદીમાં જે કળા રહેલી છે તે સંચાની બનાવટમાં નથી. આપણે સ્વદેશી વસ્તુઓને વિષે અણગમો પેદા ન કર્યો હોત તો ખાદીમાં રહેલી કળા જ પણ અંકાત. સ્કૉટલંડમા સ્કૉટલંડની સ્ત્રીઓએ તૈયાર કરેલી ઉનની 'ટ્વીડ' આજ પણ સંચાની બનેલીને મુકાબલે વખણાય છે. તેના ખરબચડાપણામાં જે શોભા અને જે ગરમી છે તે સંચાની બનેલી લીસી બનાતમા નથી એ સ્કૉટલંડના ઉમરાવો હાથની બનેલી ટ્વીડ વાપરીને સિદ્ધ કરી રહ્યા છે. હાથની બનેલી ટ્વીડ 'ફેશનેબલ' કળાવાળી ગણાય છે તેથી બનાતના કરતા તેના વધારે દામ મળે છે.

હિંદુસ્તાનને કમનસીબે હાથની બનાવેલી ખાદી એ તો હલકાઓને જ પહેરવાની ગણાઇ, કળા વિનાની ગણાઇ. તેની કિંમત કોઇ કરતું નથી અને ખાદીના વણનારને ભાગે ૮ આના રોજ પડી શકે છે. જે દેશમાં આવો અવળો ન્યાય છે તે દેશમા કળાની પરીક્ષાની શી આશા રાખવી? તે દેશમાં ભૂખમરો કેમ ન હોય? આ દેશમા અત્યારે હાથની કારીગીરીને માન નથી. ધનાઢ્યો યૂરોપમાં સંચામાં બનેલા ચકચકિત માલથી મુગ્ધ થઈ તેમાં કળાનું આરોપણ કરી બેઠા છે, તેથી તેમનાં ઘરોમાં, તેમના પહેરવેશમાં હિંદુસ્તાનની કારીગીરીને ક્યાંયે ઉત્તેજન નથી. સુરતના કલેકટર સાહેબે એક વખતે સ્વદેશીની ટીકા કરતાં મને કહ્યું: "મારી ડ્રૉઇંગરૂમ તું જો, તેમાં સ્વદેશી કારીગીરીને કેટલું ઉત્તેજન છે એ તું જો, તેમાં કેટલી કળા છે એ જો; અને તેની સરખામણી તારા ધનવાન મિત્રોનાં ઘરોની સાથે કર. પછી સ્વદેશને કેણુ વધારે ઉત્તેજન આપે છે તે મને કહે." આ વચન ખરાં હતાં અને તે સાંભળી હું ઝંખવાણો પડ્યો. મારી દૃઢ માન્યતા છે કે હાથે વણાયેલી ખાદી પહેરવામાં હિન્દુસ્તાન જ્યારે માન સમજશે ત્યારે, ખાદીમાં રહેલી કળાને ખાતર ખાદીને સારૂ દામ આપશે ત્યારે હિન્દુસ્તાનનો ભૂખમરો જશે અને ગરીબો જેને અનાજનાયે સાંસા છે તેમને ત્યાં પૂરૂં અનાજ આપશું જોઇશું.

ખાદીના ઉપયોગ

આજ તો મારી પાસે ઘણી ખાદી આવી પડેલી છે. વળી બહેનો અને ગરીબ ભાઈઓની પ્રવૃત્તિ અટકાવવાનો સમય આવી પડ્યો છે. તેથી મારે કેટલીક સ્વયંસિદ્ધ વાતો મારામાં જે કાંઈ શક્તિ હોય તેનો ઉપયોગ કરીને સિદ્ધ કરવી પડી છે. ખાદીના કોટ, ખાદીનાં અંગરખાં, ખાદીનાં કપડાં અને તો સુશોભિત લાગે છે. પણ એટલી ટોચે હું જો વાંચનારને ન લઈ જઈ શકું તો હું કહેવા ઇચ્છું છું કે ખાદીના બીજા અનેક ઉપયોગો છે. ખાદીનાં દફતર બને, ખાદીના ઝુલા બને. ખુરશી, કોચ વગેરેને ખાદીથી મઢી શકાય. રંગેલી ખાદીની મોટી જાજમો બને. ખાદીના ચંદરવા બને. ખાદીના જે જે કદના જોઇયે, તે તે કદના રૂમાલો બને. ખાદીનાં ગરણાં ખાદીની કોથળીઓ, ખાદીની ખોળ, ગલેફ વગેરે અનેક પ્રકારની ઉપયોગી વસ્તુઓ બની શકે. ખાદીનો પ્રચાર કરાવવામાં હું દરેક વાંચનારની સહાય માગું છું. ખાદીને લાલ સ્વદેશી રંગ ચડાવનાર એક ખત્રી મળી આવેલ છે. એની સહાયથી હું કેટલીક ખાદી લાલ રંગાવી રહ્યો છું. ખોળ વગેરેને સારૂ લાલ ખાદી વધારે ઉપયોગી છે. દરેક વાંચનારને આટલું યાદ રાખવા વિનંતિ છે કે હાથે કાંતવાના ઉદ્યોગમાં અત્યારે અનેક બહેનો રોકાએલી છે. તેઓમાંની કોઇ અપવિત્ર છીંદગી ગાળતી હતી, અથવા તેઓ પોતાનાં બાળકોને સારૂ દૂધ જેવી વસ્તુ લેવા અસમર્થ હતી તે બહેનો અત્યારે પવિત્ર રીતે ઓછુંવત્તું પણ કમાઇ રહેલી છે. એ હિન્દુસ્તાનનો ભૂખમરો સ્હેજે કાઢવાની અને હિન્દુસ્તાનમાં પવિત્રતાની પૂરણી ભરવાની ક્રીયામાં પ્રત્યેક વાંચનાર ભાગીદાર થાઓ એમ હું ઇચ્છું છું.

ખાદી ક્યાં મળે ?

જેઓને ખાદી જોઇયે તેઓએ મને કાગળ લખવાને બદલે સત્યાગ્રહાશ્રમમાં ખાદી વિભાગના વ્યવસ્થાપક ઉપર કાગળ લખવો. મને લખવાથી આવા કાગળોનો જવાબ મળતાં ઢીલ થવાનો સંભવ છે. જે જાતની ખાદી આશ્રમમાં એકઠી થઈ છે તેના ભાવ વ્યવસ્થાપક, સત્યાગ્રહાશ્રમના શરનામેથી મળી શકશે.

---

# કાઠીયાવાડી વિવેક

વિવેકની અતિશયતા

સાહિત્ય પરિષદ્ સમયે લાલ દરવાજાની બહારના મેદાનમાં ભાષણ કરતી વખતે મેં કાઠીયાવાડી વિવેકને લગતા કેટલાક ઉદ્ગારો કાઢ્યા હતા તે બાબત મારી ઉપર કેટલાક કાગળો આવેલા છે મેં કાઠીયાવાડને [illegible] આપ્યો તે એવો ભાગ ઉપર

એક કાગળમાં આરોપ મુકવામાં આવ્યો છે. મારી માન્યતા તો એવી છે કે મેં મારા ભાષણમાં કાઠીયાવાડના વિવેકને વખાણ્યો હતો. તેની અતિશયતાને વખોડી હતી. કાઠીયાવાડમાં જે ઉદારતા, જે વિનય, જે આતિથ્યભાવ, જે સરળતા અને જે પ્રેમ રહેલાં છે એ મારાથી ન ભૂલી શકાય, ન વખોડી શકાય. પણ કાઠીયાવાડમાં એ જ ગુણોને લીધે તથા બીજા વિરોધી પ્રસંગોને લઇને જે ખટપટ, જે દંભ, અને જે કૃત્રિમતા આવી ગયાં તેને વિષે હું ટીકા ન કરૂં તો જે દોષોમાંથી હું પોતાને બચી ગયેલો માનું છું તે દોષોમાંથી બીજાઓને બચાવવાનો પ્રસંગ હું છોડી દઉં. જ્યાં જ્યાં હું ભમું છું ત્યાં ત્યાં અને કાઠીયાવાડીના પ્રસંગમાં આવું છું ત્યાં આ બન્ને ગુણદોષનો અનુભવ થાય છે. કાઠીયાવાડની ઉછરતી પ્રજા, કાઠીયાવાડનો જુવાનવર્ગ ગુણોને વધારે ખીલવી દોષોને ત્યાગી બહુ આગળ વધી શકે છે એ મારી દૃઢ માન્યતા છે. પણ જો જુવાનવર્ગ દોષો ન જ જોઈ શકે તો તેનો ત્યાગ અસંભવિત છે. તેથી મને લખનારાઓને હું નીચેના પ્રશ્નો પૂછીશ :

(૧) તમારો અનુભવ નથી કે બીજાઓના કરતાં વિશેષે કાઠીયાવાડી ખોટા વિવેક કરવા જતાં ન આપવાનાં વચનો આપે છે? (૨) તમે એવું અનુભવ્યું નથી કે કાઠીયાવાડી બીજાઓના કરતા પોતે માનેલા વિવેકને ખાતર ગજા ઉપરાન ઉંડા ઉતરે છે ? (૩) તમે એવું અનુભવ્યું નથી કે કાઠીયાવાડી મૂળથી અતિશય વિવેક વાપરતાં છતાં એની કૃતિમાં જાહેર રીતે કે ખાનગી રીતે અવિવેક જોવામાં આવે છે ?

મેં તો આ ત્રણે દોષોનો ઠીક ઠીક અનુભવ કર્યો છે. આજ પણ મારી પગે કાઠીયાવાડને વિષે આ દોષોની રાવ આવ્યાં કરે છે. એવું બની શકે કે તેઓના પ્રસંગમાં હું વારંવાર આવું છું તેથી એ દોષ છે તેના કરતાં મારાથી વધારે જોવાતો હોય. એવું પણ બની શકે કે હું પોતે કાઠીયાવાડી હોવાથી મારી પાસે એ દોષોની રાવ વધારે આવતી હોય. જો એમ હોય તો તેનો અર્થ એટલો જ થયો કે બીજાઓના કરતાં કાઠીયાવાડી વધારે દોષવાળા નથી. તોયે હું કાઠીયાવાડીને વીનવીશ કે જે હોય તે દોષ પણ કાઢી નાંખશો તો તમારૂં જીવન વધારે પવિત્ર થશે અને તેથી તમે તમારી પોતાની અને દેશની વધારે સેવા કરી શકશો.

આપણે બીજાના કરતાં વધારે ખરાબ નથી એમ માની ખોટો સંતોષ શાને લઇયે ? પણ સ્વતંત્ર રીતે પોતાના દોષ નીરખીને તે દૂર કરવા એ દરેક સ્ત્રીપુરુષનું કર્તવ્ય છે. તેથી મારી ઉમેદ છે કે જે બહાદુરી અને સાહસને સારૂ પંકાયેલા છે તે કાઠીયાવાડી પોતાના ઝીણામાં ઝીણા દોષને ઓળખી કાઢીને દૂર કરીને પોતાના

સાહસની અને બહાદુરીની ભેટ દેશને કરશે અને સ્વર્ગસ્થ નવલરામે જે હોપ આપણા માં નિખાલસભાવે જોયો અને વર્ણવ્યો તેને આવતો કદી તાંખશે.

---

# એક વર્ષ પૂરૂં થયું

મિ. હૉર્નીમૅનને દેશનિકાલ થયાને ૨૬મી તારીખે એક વરસ પૂરૂં થશે. છતાં આપણે એમને હિન્દુસ્તાનમાં ફરી લાવી શક્યા નથી. જ્યારે બાદશાહનું જાહેરનામું બહાર પડયું ત્યારે સૌએ ધારી લીધું હતું કે મિ. હૉર્નીમૅનનો કેસ પણ તેમાં આવી જાય છે. પણ મુંબઇના ગવર્નર સાહેબે એથી ઉલટું જ ધાર્યું અને અત્યાર લગી તો આ વિષયમાં એમનું ધાર્યું જ કાયમ રહ્યું છે. મિ. હૉર્નીમૅનને પાછા લાવવામાં એક મહાન તત્ત્વનો સમાવેશ થાય છે, અને તે શહેરીની સ્વતંત્રતાનો. મિ. હોર્નીમૅનના ગુણદોષને આપણે એક કોરે મૂકીયે. ભલે તેઓ ગુન્હેગાર હોય, પણ ખુનીને યે આધુનિક રાજ્યબંધારણની રૂએ રીતસર તપાસ કર્યા વિના નથી ફાંસીયે ચડાવી શકાતો, નથી કેદમાં રાખી શકાતો. છેલ્લા બાર માસની અંદર જ અમદાવાદમાં જેની ઉપર ખુનનો આરોપ હતો, જેને ફાંસીની સજા હતી, જેની પર રીતસર નીમાયેલી કોર્ટે તપાસ ચલાવી હતી તેને કાયદાના ક્રિયાકાંડમાં કાંઇક ભૂલ થઇ ગઇ હતી તેથી છોડી દેવામાં આવ્યો હતો; એ પણ આપણા જ ગવર્નરના હુકમથી. આમાં મુંબઇની સરકારે ભારે ન્યાયબુદ્ધિ વાપરી હતી. તે જ ન્યાયબુદ્ધિનો ઉપયોગ મિ. હોર્નીમૅનના કેસમાં સરકાર કેમ ન કરે ? અથવા તો ઉપર પ્રમાણે ન્યાયબુદ્ધિનો ઉપયોગ કરનારી સરકારને વગર તપાસે મિ. હૉર્નીમૅનની સ્વતંત્રતા છીનવી લેવાનું સબળ કારણ હશે એવો પણ ખ્યાલ કોઇ કરે એ ખ્યાલ અમે વ્યાજબી નહિ ગણીયે; કેમકે પેલા ખુનીને વિષે સરકારની હરિફાઇ કરવાનો કશોયે પ્રસંગ ન હતો. મિ. હૉર્નીમૅન એ એક રીતે સરકારના હરિફ ગણાય. તેમની કલમથી, તેમના ભાષણથી એ સરકારને હરાવી શકતા હતા. તેથી એમની સ્વતંત્રતા છીનવી લેવામાં સરકારનો કાંઇક સ્વાર્થ રહ્યો. અને તેથી જ પેલા ખુનીને વિષે બતાવેલી ન્યાયબુદ્ધિનો મિ. હોર્નીમૅનના કેસમાં પ્રયોગ ન થયો, આવી અમારી માન્યતા છે. મિ. હોર્નીમૅને ગેરકાયદેસર લખાણ કર્યું હોય તો ભલે તેની ઉપર કેસ ચાલે અને સજા થાય. પણ વગર કેસથી થયેલી સજા રૈયત હરગીજ કબૂલ નહિ કરે. એટલે મિ. હોર્નીમૅનની સ્વતંત્રતાનો બચાવ કરવામાં પ્રજા પોતાની સ્વતંત્રતાનો બચાવ

પ્રજાની સ્વતંત્રતાનો સવાલ

કરે છે. તેથી અમારી ઉમેદ છે કે પ્રજા મિ. હૉર્નીમેનના કેસને નહિ ભુલે, પણ ખૂબ મહેનત કરીને ચાપના ઉપાયો લઇ મિ. હૉર્નીમેનની સામેનો મનાઇ હુકમ રદ કરાવશે.

શું થઇ શકે તે હવે જોઇયે. મુંબઇમાં હંમેશાં એપ્રિલ મે નો વખત મંદતાનો રહે છે, આગેવાનો હાજર નથી હોતા. તેથી આપણે ૨૬મીને દિવસે અસરકારક સભા મુંબઇમાં ન ભરી શકીયે. પણ પહેલે જ પ્રસંગે જંગી સભા એક જ દહાડે આખા મુંબઈ ઇલાકામા ભરી પ્રજાએ સરકારને બતાવવું જોઇયે કે મિ. હૉર્નીમેન ઉપરનો હુકમ રદ થયા વિના પ્રજા શાંતિથી ન બેસી શકે. ઠરાવો તો ઘણા થયા એમ માનીને ઠરાવો કરવાની જરૂર નથી એવું આપણે નહિ સમજીયે. ઠરાવોને વિષે આપણું દૃષ્ટિબિંદુ ફરવુ જોઇયે. ઠરાવો એ પહેલો અને છેલ્લો ઉપાય સમજાય છે તે મટીને પ્રજાનો નિશ્ચય જણાવનારૂં એ પહેલું પગથીયું ગણાવું જોઇયે. અને એ ઠરાવનો અમલ સરકાર ન કરે તો આપણામાં તેનો અમલ કરાવવાની શક્તિ હોવી જોઇયે. એ શક્તિ કઇ, કેવી રીતે અને ક્યારે વપરાય તેનો વિચાર આ સમયે કરવાની જરૂર નથી. આપણે અત્યારે તો પ્રજા એકમત છે કે નહિ, પ્રજા મિ. હૉર્નીમેનને છોડાવવાને સારૂ પ્રયત્ન કરવા ઇચ્છે છે કે નહિ એ જ જાણવાનું રહ્યું. એ જાણવાનો ઉપાય અમે સુચવી ગયા છીયે.

---

# હું વિલાયત કેમ જાઉં ?

મારા દરેક કાર્યમા કેટલાક વાચનારાઓ એટલો બધો રસ લે છે કે તેઓની જિજ્ઞાસા હમેશાં હું તૃપ્ત નથી કરી શકતો. તેનું કારણ મારી બેદરકારી નહિ, પણ મને બધાને ખુલાસા દેવાનો વખત નથી રહેતો અને દરેક પ્રશ્નના ખુલાસા 'નવજીવન'માં અપાય તેટલી જગ્યા હું રોકી ન શકું એ છે. છતા, કેટલીક બાબતો સાર્વજનિક હોઇ તેનો ખુલાસો કરવો આવશ્યક ગણું છું. એવો પ્રશ્ન મારા વિલાયત જવાની વાતનો છે.

હું કે જે હંમેશા આગેવાનોના વિલાયત જવાની સામે થનારો છું તે જ આ વેળા કેમ વિલાયત જવા તૈયાર થઈ ગયો એવી શંકા કેટલાક વાંચનારાઓએ કરી છે. મારો અભિપ્રાય તેઓએ બરાબર જાણ્યો છે એટલે શંકા વ્યાજબી છે. પણ મેં એવું કદી નથી માન્યું કે કોઇ પ્રસંગે કોઇથી વિલાયત ન જવાય.

એવા પ્રસંગો હું કલ્પી શકું છું કે જ્યારે વિલાયત ન જવું એ ગુન્હો ગણાય. ખિલાફતના પ્રશ્નને વિષે મારા મનમાં એવું કંઇ જ નથી. જવું જ જોઇયે એવું તો છે જ નહિ. પણ મારા જવાથી કદાચ ફાયદો થાય એમ સંભવે, તેથી મેં એ સવાલનો ફડચો કેવળ મુસલમાન ભાઇઓના હાથમાં જ રાખ્યો છે. તેઓની ઇચ્છા થાય તો હું જવા તૈયાર રહું તેવી તેઓની ઇચ્છા થઇ. ત્યારે હું તૈયાર થયો ને બે શરતો મુકી. એક એ કે અહીં આપણી તૈયારી પૂરી હોવી જોઇયે; અને બીજી એ કે નામદાર વાઇસરાયની પરવાનગી અને પસંદગી મળવી જોઇયે. વાઇસરાય સાહેબની પરવાનગી આવી ગઇ. માત્ર જવાની યોગ્યતા વિષે તેઓ સાહેબને અભિપ્રાય આપવામાં સંકોચ થાય છે. તેથી વળી પાછો હું ખિલાફત કમિટી પાસે ગયો અને એવી સ્થિતિમાં મારે શું કરવું જોઇયે એનો ફડચો તેઓની જવાબદારી પર મુકયો. તેઓમાં મતભેદ છે. એકંદરે અભિપ્રાય એવો પડ્યો કે હાલ તો ન જવું, જેથી વિલાયત જવું અટકાવી મુક્યું છે.

જવાનો હેતુ કેવળ ફડચો લાવવાનો જ નથી, પણ જો ફડચો આપણી માગણીને અનુકૂળ ન હોય તો હિન્દુસ્તાનમાં શું થશે તેની ચેતવણી આપવાનો પણ ખરો. નૉન-કોઑપરેશન જેવીતેવી વસ્તુ નથી. એ જો બરાબર ચલાવી શકાય તો તેની મારફતે સંપૂર્ણ ન્યાય મેળવી શકાય. એટલે એવું ભારે શસ્ત્ર વપરાય તેની પહેલાં સરકારને પૂરેપૂરી ચેતવણી આપવી એ હું જરૂરનું ગણું અને તેથી અનુકૂળતા હોય તો એવી ચેતવણી આપવાને ખાતર વિલાયત જવાનું પસંદ કરૂં. પણ વાઇસરાય સાહેબની પસંદગી નહિ આવી અને હજુ આપણી તૈયારી ઓછી છે તેથી મેં એમ માની લીધું કે મારે ન જવું એ વધારે સારૂં છે. તેમ છતાં જો મુસલમાન ભાઇઓની ઇચ્છા થાય. અથવા તો મારૂં જવું એ સરકારને પ્રિય છે એમ હું જોઉં તો અવશ્ય જવાનો વિચાર કરૂં. વિલાયત જવાનો હેતુ

---

## વાંચનારને—

'નવજીવન' ના કદમાં ને તેની છુટક નકલની કિંમતમાં અમદાવાદ તથા મુંબઇ ખાતે ફેરફાર હમણાં જ કર્યો. કાગળની તંગી ને તેના ભાવ વધતા જાય છે. એમ જણાય છે કે 'નવજીવન' માં એક વર્ષ પૂરૂં થયે—એટલે પાંચ માસમાં—ખોટ ચાલે છે તેમ ચાલવા દેતાં રૂ. ૧૦,૦૦૦ ની ખોટ જશે. જાહેરખબર ન લેવાનો કદ અને કિંમતમાં ફેરફાર

નિશ્ચય તો વાંચનાર પસંદ જ કરશે. ઉપરની મોટી ખોટ જાય એ પણ વાંચનારને પસંદ નહિ પડે એમ ધારૂં છું. તેથી વ્યવસ્થાપકોએ ઓછામાં ઓછું કદ રાખવાની જે ધારણા રાખી હતી તે ઉપર આવી ગયા છીયે એટલે આ વેળા વાંચનારને આઠ જ પાનાનું 'નવજીવન' મળશે. મારી ઉમેદ છે કે વાંચનાર તેથી રોષ નહિ કરે. હું આગળ લખી ગયો છું તેમ વાંચનારને હું તો 'નવજીવન' ના ભાગીદાર જ ગણું છું. 'નવજીવન' ના વ્યવસ્થાપક નફાની કે વેપારની દૃષ્ટિથી છાપું ચલાવવા માગતા નથી. તેની સાથે ખોટ ખાઈ 'નવજીવન' કાઢવું પણ નથી ઇચ્છતા. જો ખોટ ખાઇને છાપું કાઢવું પડે તો હું એમ જ માનું કે 'નવજીવન' ની પ્રજાને જરૂર નથી. પણ મારી માન્યતા જૂદી જ છે. વ્યવસ્થામાં જેઓ રોકાયા છે તેઓને સારૂ જાહેરખબર વિના છાપું ચલાવવાનો આ નવો જ અખતરો છે. વળી કાગળોની કિંમત આટલી વધશે એમ કોઇએ નહોતું ધાર્યું. લડાઇ બંધ થવાથી દામ ઘટશે એમ જ ધારેલું. વળી પ્રથમ જે કાગળો વાપરતા તેથી ચલાવી લેવાશે એમ પણ ધારેલું. અનુભવે માલુમ પડ્યું કે એવા હલકા કાગળોથી 'નવજીવન' ની ફાઇલ રાખવી અશક્ય હતું. આવા સંજોગોમાં લવાજમ મોટું જ હોવું જોઇતું હતું તેથી હાલ તો જૂના ઘરાકોને મુદ્દલ વધારે ન આપવું પડે તેથી હવે પછી થનાર જાથુ ઘરાકને સારૂ લવાજમ ચાર રૂપીયા રાખવાનો ઠરાવ થયો છે. અને જૂના ઘરાકો પણ ખોટ ઓછી કરવામાં ભાગ લે એવા હેતુથી પાનાં આઠ કર્યાં છે. જો કાગળના દામમાં મોટો વધારો નહિ થાય તો આથી વધારે ફેરફાર આ વર્ષમાં તો નહિ કરવા પડે એવી ઉમેદ છે. જે ફેરફાર કરવો પડ્યો છે તેને સારૂ વાંચનાર ક્ષમા દેશે એમ માનું છું. છતાં આટલી ખાત્રી આપવા ઇચ્છું છું કે કદ ઓછું થતાં છતાં પણ વિષયોમાં ઘટાડો નહિ જ થાય ને તે જ વિષયો હજુ વધારે ટુંકમાં આપી મુદ્દાનું કહેવાનું કંઇ નહિ રહી જાય એવો સતત પ્રયત્ન જારી રહેશે."

---

## પરદેશમાં વસતા હિન્દીઓ

હિન્દની બહાર વસતા હિન્દીઓ તરફનો અણગમો જુદા જુદા રૂપમાં દેખાવા લાગ્યો છે. રાજદ્રોહના કદંગા બ્હાનાથી ફીજીની સરકારે ડૉક્ટર મણિલાલને દેશપાર કર્યા છે. ભાઇ મણિલાલ અને તેમનાં સુશિક્ષિત પત્ની ફીજીના ગરીબ ગીરમીટીઆ મજૂરોની અનેક રસ્તે સેવા કરતાં હતાં. આ બધું તોફાન ફીજીના મજૂરોની

હડતાળને અંગે જાગ્યું છે. જોકે ગીરમીટનાં બંધન રદ કરવામાં આવ્યાં છે તોપણ ગુલામીનો દોર કોઇ પણ રીતે તૂટ્યો હોય એમ નથી લાગતું. અમે હડતાળનું ખરૂં કારણ નથી જાણતા. હડતાળીઆઓએ ભૂલ નથી કરી એ પણ અમે નથી જાણતા. પણ જ્યારે હડતાળીઆઓ અને તેમના મિત્રોની ઉપર રાજદ્રોહનો આરોપ મુકવામાં આવે છે ત્યારે આ બધી રમતનો ભેદ અમે કળી શકીયે છીયે. અમારા વાચકોને યાદ હશે કે ફીજીના તાજા મામલામાં જે સરકારને રાજદ્રોહની ગંધ આવે છે એ જ સરકારે મિ. એન્ડ્રુઝની બદનક્ષી કરવાની હિંમત ચલાવી હતી. ફીજીના હડતાળીઆઓ અને ડૉક્ટર મણિલાલને વિષે રાજદ્રોહનો શો અર્થ હોઇ શકે ?-શું હડતાળીઆઓ અને ડૉક્ટર મણિલાલને રાજ્યની લગામ હાથ કરવી હતી કે તે દેશમાં તેમને કાંઇ સત્તા જમાવવી હતી ? તેઓએ તો મનુષ્યની સ્વતંત્રતાનો મૂળ હક સાચવવાને હડતાળ પાડી. આવી બાબતમાં ‘રાજદ્રોહ’ નો ઉપયોગ કરવો એ તો શબ્દોનો દુરુપયોગ કહેવાય. કદાચ હડતાળીઆઓ અધીરા થયા હોય, કદાચ ડૉક્ટર મણિલાલે તેમને ઉંધે રસ્તે દોર્યા હોય. પણ જો સરકારને એમની સલાહ ગુન્હાભરેલી લાગી હોય તો તેમના પર કાયદેસર કામ ચલાવવું જોઇતું હતું. અમને ખબર મળી છે તે પ્રમાણે તો તેઓએ કાયદાની હદમાં રહીને જ કામ કર્યું છે. તથાપિ અમારે તો એટલું જ કહેવાનું છે કે કાંઇ પણ કામ ચલાવ્યા વિના ડૉક્ટર મણિલાલને દેશપાર કરી દેવામાં ફીજી સરકારે પોતાની સત્તાનો દુરુપયોગ કર્યો છે. પોતાની જાતને નિર્દોષ સાબીત કરી આપવાની તક આપ્યા વગર અને ફક્ત શક ઉપર કોઈ પણ માણસની સ્વતંત્રતા છીનવી લેવી એ એક સિદ્ધાન્ત તરીકે તો ખોટું જ ગણાય. ડૉ. મણિલાલે ઘણાં વરસથી ફીજીને પોતાનું ઘર કરી લીધું છે એ તો સૌ કોઇ જાણે છે. અમને લાગે છે કે એમણે ત્યાં થોડી મિલકત પણ ખરીદેલી છે. ફીજી એમનાં બાળકોની જન્મભૂમિ છે. શું તે છોકરાઓનો ત્યાં કાંઈ હક જ નથી? શું તેમની પત્નીને પણ ત્યાં કાંઇ હક જ નથી ? આપખુદી સરકારના હુકમથી તેમની સારી જીંદગી બરબાદ થશે ? ડૉ. મણિલાલને જે નુકસાન વેઠવું પડશે તે બદલ તેમને કાંઇ બદલો આપવામાં આવ્યો છે ? અમને આશા છે કે અમારી હિન્દી સરકાર પરદેશમાં વસતા હિન્દીઓના હકનું રક્ષણ કરવા પ્રયત્ન કરી રહી છે તે ડૉક્ટર મણિલાલ વિષે પસાર થયેલા હુકમોનો સવાલ પણ હાથમાં લેશે.

જર્મન પૂર્વ આફ્રિકાના હિન્દી

કાયદાના બંધનમાંથી નીકળી જવાની સત્તાથી જે વૃત્તિ હાલ સત્તાધીશોમાં જામી છે તે એકલા ફીજીમાં જ દેખાઈ આવી નથી; અસલના જર્મન પૂર્વ આફ્રિકાના

હિન્દીઓ આગળના કરતાંયે ખરાબ સ્થિતિમાં પટકાઇ ગયા લાગે છે. તેઓ લખી જણાવે છે કે તેમની માલમિલકત પણ સહીસલામત નથી. વેપાર કરવાના પરવાના લેવાને માટે તેમને જાતજાતના કર આપવા પડે છે. તેમના વેપારવણજમાં આડખીલીઓ ઉભી કરવામાં આવી છે. તેમને મનીઓર્ડરથી પૈસા મોકલવાનો પણ હક રહ્યો નથી.

પૂર્વ બ્રિટિશ પૂર્વ આફ્રિકામા તોફાનનું વાદળ સૌથી ઘેરૂં દીસે છે. હાલ સુધીમાં ત્યાંના હિન્દીઓ જે હક ભોગવતા હતા તે સઘળા હક ઝુંટવી લેવાને ત્યાંના ગોરાઓ આકાશ ને ધરતી એક કરી રહ્યા છે. ધારાસભામાં કાયદા ઘડીને અને અમલની રાહે તેમનું કાટલું કરવાનો ત્યાં પ્રયત્ન ચાલી રહ્યો છે.

દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ સાથે સંબંધ ધરાવતા સર્વ હિન્દી ત્યાં બેઠેલા કમીશનનું કામકાજ આતુરતાથી જોઇ રહ્યા છે.

શહેનશાહતનાં આ જુદા જુદા સંસ્થાનોમાં વસતા હિન્દીવાનોના હકનું રક્ષણ કરવાનો બોજો હિન્દી સરકારને માથે કાઇ જેવોતેવો નથી. નિશ્ચય અને એકસરખી નીતિ અખત્યાર કરીને જ આ કામ પાર પાડી શકાશે. એ તો કબૂલ થઇ ચુક્યું છે કે ન્યાય હિન્દીઓના પક્ષમા છે, પણ તેઓ નિર્બળ છે. આ સ્થિતિમા તેમનું રક્ષણ કરવા માટે હિન્દુસ્તાનમા એક જબરદસ્ત ચળવળ ઉભી કરવી જોઇયે અને તેની સાથે સરકારે પણ સખત પગલાં લેવાં જોઇયે.

---

## મજૂરોનું કલ્યાણ*

ન્યાયની શાંતિમય જીતનું આપણે આ બીજું વર્ષ ઉજવીયે છીયે. મજૂરોની જીતને હું ન્યાયની જીત કહું છું, કેમકે મજૂરોની માગણી ન્યાયી હતી અને તે માગણી કબૂલ કરાવવા સારૂ જે ઉપાયો તેઓએ લીધા એ પણ શુદ્ધ હતા. હું તો મજૂરોની જીત પણ અન્યાયી રસ્તે ન ઇચ્છું.

ગયે વર્ષે આપણી ઉજવણી સંન્યાસી સ્વામીશ્રી શ્રદ્ધાનન્દજીએ શોભાવી હતી. ત્યારપછી અને આજ સુધીમાં ઘણા અગત્યના બનાવો બની ગયા અને તેથી હિન્દુસ્તાનનું સ્વરૂપ બદલાયું છે. આપણામાં નવો જુસ્સો પેદા થયો છે, નવો પવન આવ્યો છે. પણ હું હિન્દુસ્તાનની સાર્વજનિક સ્થિતિનો વિચાર કરી તમને નહિ રોકું.

[અપૂર્ણ

---

* અમદાવાદના મીલમજૂરોની બીજી વાર્ષિક સભામાં આપેલું ભાષણ; તા ૧૮-૪-૨૦.

# ગાંધીજીનું નવજીવન

પુસ્તક ૪ થું

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

પાંચમું પુસ્તક ૨૧મી જાન્યુઆરીને દિવસે બહાર પડશે.

# ગાંધીજીનું નવજીવન

## યોજના

'નવજીવન' મા આવી ગયેલાં ગાંધીજીનાં જ લખાણો પ્રજાને એકત્ર અને પુસ્તકના આકારમાં મળે એટલા માટે અમે 'ગાંધીજીનું નવજીવન' છાપવાની યોજના કરી છે.

૯૬ પાનાંની એકએક, એવી ચોપડીઓ વખતોવખત પ્રગટ કરવામાં આવશે અને લગભગ એક વરસમાં ત્રણે વરસના લેખો આપી દેવામાં આવશે.

આ પુસ્તક આ યોજના પ્રમાણેનું ચોથું પુસ્તક છે. એમાં સ્વદેશી કાગળ વાપરવામાં આવ્યા છે જોઇતો વિષય શોધવાની સગવડ માટે હાસીયામાં દરેક પૅરાએ મથાળાં મુકવામા આવ્યાં છે. તે સિવાય વિસ્તારપૂર્વક અનુક્રમણિકા પણ આપવામાં આવનાર છે.

કુલ સંગ્રહ આવી ૧૮ ચોપડીઓમાં સમાપ્ત થશે એવી આજની ગણતરી છે. સામટી કિંમત અગાઉથી ભરનારને ૧૮ ચોપડીઓ ૮ રૂપીયામાં મળી શકશે. તેટલામાં બધા લેખો ન સમાતા વધારે ચોપડીઓ કાઢવાની જરૂર પડશે તો તેટલાં દામ પાછળથી ભરવા પડશે. છુટક ચોપડીની કિંમત આઠ આના રહેશે.

પૈસા અગાઉથી જ મોકલવા. વી. પી. મોકલવામા આવતા નથી. સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

વ્યવસ્થાપક

નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

### વાચકોને સૂચના

* નિશાનીવાળા લેખો 'યંગ ઇંડીયા'માથી ભાષાન્તર છે.

# ગાંધીજીનું 'નવજીવન'



તા. ૨૫-૪-૧૯૨૦

(મજૂરોનું કલ્યાણ—ચાલુ)

ગયા વર્ષમાં મજૂરોએ જે ભાગ એપ્રિલ માસમા લીધો તે વિષે હું જો કંઇ ન કહું તો હું મજૂરોનો મિત્ર કહેવાનો દાવો કરું છું, હું પોતે મજૂર કહેવડાવી અભિમાન માનું છું તે મિથ્યા જાય. — પ્રેમને ખાતર ખુનામરકી

એપ્રિલ માસમાં મને સરકારે પકડ્યો સરકારે ભૂલ કરી એમાં શક નથી છતાં તે ભૂલ કાંઇ મજૂરો મકાનો બાળી અથવા ખુન કરીને સુધારી શકતા હતા ? અનસૂયાબહેનની તમે પૂજા કરો છો. તે બહેન અવશ્ય પૂજ્ય છે તેમના પકડાવાની તમે અફવા સાંભળી તમે ગભરાયા, તમે ખીજાયા, તમારી પાંખ કપાઈ ગઈ એમ તમને લાગ્યું આ બધું તમારા તેમની પ્રત્યેના પ્રેમને શોભાવે છે. પણ વળી હું પૂછું કે તમે તે પ્રેમ બતાવવાને મકાનો બાળી શકો કે ? એ કાર્યોમાં બીજાઓ પણ હતા એમ કહીને આપણાથી નહિ નીકળી જઈ શકાય પ. અનસૂયાબહેનને અને મને જ્યારે ખબર પડી કે અમદાવાદમા ખુન થયા, મકાનો બળ્યા ને તેમાં મજૂરોએ ભાગ લીધો હતો ત્યારે અમને કેટલું દુઃખ થયું એનો હું તમને ખ્યાલ નથી આપી શકતો

એવા કાર્યોથી હું હિન્દુસ્તાનને સારુ ભયંકર વખત જોઉં છું જ્યારે જ્યારે મજૂરો ખીજાય ત્યારે જો તેઓ કાયદાનો ખુની ભંગ શરૂ કરે અને જાનમાલને નુકસાન કરે તો તેઓ આપઘાત કરે અને હિન્દુસ્તાનને પારાવાર ખમવું પડે. કોઈ કઇ વેળા ખુનામરકીનો દેખીતો લાભ મળતો જોવામા આવે છે તેથી તમે છેતરાઈ ન જાઓ એમ હું ઇચ્છું છું મેં સત્યાગ્રહનો અને તેના કાયદાના સવિનય ભંગનો પ્રચાર કર્યો તેનો અર્થ એવો કદી ન હતો — સવિનયભંગ અને ખુનામરકી

કે કાયદાનો ખુની ભંગ થઈ શકે. સત્યનો શુદ્ધ પ્રચાર ખુન કરીને થાય જ નહિ એ મારો અનુભવ છે. જેને પોતાના સત્ય ઉપર વિશ્વાસ છે તે તો સમુદ્ર જેટલી ધીરજ રાખે; અને સવિનય ભંગ તે જ કરી શકે કે જેણે કાયદાનો અવિનયી, ફોજદારી, ખુની ભંગ કદી ન કર્યો હોય ને કદી ન કરે. જેમ માણસ એકી વખતે ગરમ અને નરમ ન હોઈ શકે તેમ કાયદાનો સવિનય અને અવિનય ભંગ એકી વખતે ન કરી શકે. અને જેમ શાંતિ તે રોજ ગુસ્સાને મારવાની તાલીમ લીધા પછી જ આવી શકે છે તેમજ કાયદાનો સવિનય ભંગ કરવાની શક્તિ પણ કાયદાને સદા માન આપવાથી જ આવી શકે છે. અને જે માણસ ઘણી લાલચને વખતે લાલચોથી દૂર રહી શકે તે જ જીત્યો કહેવાય, તેમ ગુસ્સો કરવાનો ભારે પ્રસંગ આવ્યા છતાં પણ જે ગુસ્સાને રોકી શકે છે તેણે જ તેને જીત્યો કહેવાય. એ કસોટીમા આપણે નાપાસ થયા છીયે. મારી તમને બધા મજૂર ભાઈઓને વિનંતિ છે કે આ બીજા વર્ષના ઉત્સવ સમયે તમે એપ્રિલ માસની ભૂલો યાદ કરી હવે પછી તેવી ભૂલો ન થાય એમ મનની સાથે નિશ્ચય કરશો.

હવે મજૂરોની સ્થિતિ વિષે હું બે બોલ કહીશ. મજૂરોએ પોતાની સ્થિતિ વિષે ઘણું જાણવા જેવું છે. વધારે પગાર મળ્યે આપણે શાહુકાર નથી થઈ શકતા. વળી શાહુકાર થવું એ જ બધું નથી તમને વધારે પગાર મળી શકે એટલો જ પયત્ન કરવા સારૂ પૂ. અનસૂયા બહેને પોતાની જીંદગી અર્પેલી નથી. પોતાની જીંદગી તમને સમર્પણ કરવાનો હેતુ તો એ છે કે તમે પૈસેટકે સુખી થાઓ, તમે ધાર્મિક થાઓ, નીતિના કાયદા પાળો, વ્યસનો છોડો, કમાણીનો સારા ઉપયોગ કરો, તમારાં ઘર સારાં રાખો, તમારાં છોકરાં કેળવણી પામે એટલે કે તમારી આર્થિક, માનસિક અને નૈતિક સ્થિતિ સુધારો.

આર્થિક સ્થિતિમાં ઘણો સુધારો થયો છે, પણ હજુ વધારે થવાની જરૂર છે. તે સુધારો બે રીતે થઇ શકે. મીલમાલીકોની સાથે હળીમળીને અથવા તેઓને દબાવીને. પહેલો રસ્તો એ જ ખરો છે. પશ્ચિમમાં મજૂરવર્ગ અને માલીક વચ્ચે હંમેશાં ઝગડા થાય છે, એકબીજાની વચ્ચે વેર વધે છે ને એકબીજા પોતાને શત્રુ લાગે છે. એ વા હાલમા હિન્દુસ્તાનમાં પણ વાઈ રહ્યો છે. તે જો ઘર કરે તો હિન્દુસ્તાનના ઉદ્યોગો નાશ પામે ને અશાંતિ ફેલાય. મજૂરો વિના માલીકને ન ચાલે અને માલીક વિના મજૂરો મજૂરી ન મેળવી શકે એ વાત બન્ને પક્ષ ખ્યાલમાં રાખે તો તકરાર ન થાય. પણ આ સમયે હું માલીકોની ફરજ નથી તપાસતો. મજૂરો એકલા જ જો પોતાના હક સમજે અને તે મેળવવા શુદ્ધ ઉપાય લે તોપણ બંન્નેને લાભ થાય. તેમાં બે વાતની જરૂર છે. માગણી વ્યાજબી હોવી જોઈયે અને માગણી કબૂલ કરાવવાનાં સાધન સાફ હોવાં જોઈયે. માલીકોની કફોડી દશા જોઈને કરેલી માગણી વ્યાજબી ન ગણાય. મજૂરોનું ભરણપોષણ થાય, તેઓનાં છોકરાં કેળવણી પામે એવો પગાર મેળવવો એ વ્યાજબી માગણી. માલીકોની ઉપર દાબ ન મુકતાં તેમની ન્યાયવૃત્તિને જાગૃત કરવી, પંચ નીમી ફેન્સલો મેળવવો એ સાધનની શુદ્ધતા.

આમ શુદ્ધ સાધનો વડે ન્યાય મેળવવા સારુ મહાજન મંડળો નીમવાં જોઇયે. તેની શરૂઆત થઇ છે. દરેક વિભાગના મજૂરો પોતાનાં મહાજન મંડળો તુરત બાંધી લેશે એવી હું ઉમેદ રાખું છું. મહાજન મંડળના કાયદા ઘડાય તેને દરેકે પૂરતું માન આપવું જોઇયે. મહાજનની મારફતે જ હરકોઇ મજૂર માલીકો પાસેથી દાદ મેળવે ને ન મળે તો પંચ નીમે. પંચનું તત્વ માલીકો અને મજૂરોએ કબૂલ કર્યું છે એ સંતોષની વાત છે. મારી ઉમેદ છે કે બન્ને પક્ષ એ તત્વને ખીલવીને હડતાળો વગેરે હમેશને સારુ બંધ કરશે જ્યારે જ્યારે પોતાને ઈન્સાફ ન મળે ત્યારે ત્યારે હડતાળ પાડવાનો મજૂરોને હક છે એ નિ:સંદેહ છે. પણ જ્યારે પંચનું તત્વ દાખલ થાય ત્યારે હડતાળ પાડવી એ પાપ ગણાવું જોઇયે.

કામના વખતમાં ઘટાડો

પગારનો વધારો યોગ્ય રીતે થયાં કરે છે અને ધારણાથી પગારમા હજુ સુધારો થઇ શકશે એવો સંભવ છે. પણ જેમ પગાર વધવાની જરૂર છે તેમજ મજૂરીનો વખત પણ ઓછો થવાની જરૂર છે. મજૂરો બાર કલાક ને તેથી પણ વધારે કામ કરતા જોવામાં આવે છે. એટલા કલાક કામ કરનારને માનસિક કે નૈતિક સ્થિતિ સુધારવાનો વખત ન જ રહે અને તેની હાલત પશુ સમાન જ થઇ જાય. આવી દશામાંથી આપણે છૂટવું જ જોઇયે. તેમ છતાં દેશના ઉદ્યોગને નુકસાન ન પહોંચવું જોઇયે એ યાદ રહેવું જોઇયે.

માલીકોની પાસેથી હું એ રાવ સાંભળ્યા કરું છું કે મજૂરો આળસ કરે છે, વખતની ચોરી કરે છે ને કામ ધ્યાનપૂર્વક કરતાં નથી. બાર કલાક કામ કરનાર મજૂરની પાસેથી ધ્યાનની કે ખંતની હું બહુ આશા ન રાખું, પણ જ્યારે મજૂરો દસ કલાક જ કામ કરવાની આશા રાખે ત્યારે હું જરૂર એવી ઉમેદ રાખું કે તેઓ બાર કલાકમાં જેટલું કામ કરે છે તેટલું જ બલકે તેથી સારુ દસ કલાકમાં કરી દેશે. ઇંગ્લંડમાં ઓછા કલાકો કરવામાં આવ્યા ત્યાં પરિણામ સરસ જ આવેલા છે. મજૂરો મજૂરી મટી માલીકોનું કામ પોતાનું સમજી તેમાં સુધારોવધારો કરતાં જ રહેશે ત્યારે તેઓ વધશે ને દેશના ઉદ્યોગો પણ વધશે. એટલે હું માલીકોને બારના દસ કલાક કરવાની અરજ કરું ને મજૂરોને તે દસ કલાકમાં બાર કલાક જેટલું કામ આપી દેવાની સલાહ આપું.

પૈસા ને વખતનો સદુપયોગ

હવે આપણને મળેલા પૈસા ને વખતનો ઉપયોગ કયી રીતે કરવો તેનો વિચાર કરવાનો સમય આવ્યો. વધેલા પગારનો ઉપયોગ દારૂ વગેરેના વ્યસનમાં ને બચેલો વખત જુગારમાં જાય તો ઓલમાંથી નીકળીને ચુલમાં પડયા બરોબર થાય. દારૂ, બીડીનું વ્યસન છોડી મજૂરોએ બચેલો પૈસો પોતાની અને કુટુંબની કેળવણીમાં વાપરવો જોઇયે જુગાર, ગપ્પાં વગેરે બંધ કરી બચેલો વખત શીખવામાં ગાળવો જોઇયે.

આ બન્ને કાર્યમાં માલીકો બહુ મદદ કરી શકે છે. મજૂરોને સારુ સ્વચ્છ દૂધ, નાસ્તા વગેરેની દુકાનો કાઢે, વાંચનશાળા સ્થાપે, તેઓને સારુ નિર્દોષ રમતો યોજે તો સહેજે મજૂરો વ્યસનોમાંથી નીકળી જાય.

આવાં જ કાર્યો મહાજન મંડળ પણ કરી શકે-તેઓએ કરવાં જોઇયે. મહાજનને માલીકોની સામે લડવાનું સાધન ગણવા કરતાં તેનો વધારે સારો ઉપયોગ તો તે મારફત આંતર સ્થિતિમાં સુધારો કરવામાં છે.

મજૂરો પોતાનાં છોકરાને નિશાળોમાંથી બચાવી લઇ મજૂરીએ ચડાવે છે એ તો અધમ હાલત જ ગણાય કોઇ સારી ગણાતી પ્રજા પોતાનાં છોકરાંનો આવો દુરુપયોગ નથી જ કરતી. કમતીમાં કમતી ૧૬ વર્ષ સુધી તો છોકરાંઓને ભણાવવાં જ જોઇયે તે જ રીતે ધીમે ધીમે બૈરાંઓએ મજૂરીનો ત્યાગ કરવો જોઇયે. સ્ત્રી અને પુરુષ એકબીજાનાં ભાગીદાર હોય તો પોતાના કામની વહેંચણી કરવાથી જ તેઓ પોતાના ઘરસંસારને શોભાવી શકે. મા ટાઢી હોય ત્યાં તેનો બધો વખત ઘરકારભાર ચલાવવામાં અને બાળકોને સાચવવા કેળવવામાં વહી જાય છે. જ્યાં ધણીધણીઆણી બન્નેને આજીવિકાને સારૂ મજૂરી કરવી પડે છે ત્યાં પ્રજા છેવટ કંગાળ બને છે, કેમકે એમ કરનારી પ્રજા દેવાળીઆની જેમ પોતાની મૂડી ઉપર રહેનારી ગણાય.

મજૂરોએ પોતે ને તેમની પ્રજાએ અક્ષરકેળવણી લઇ બુદ્ધિ ખીલવવાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર નૈતિક કેળવણી લેવાની છે. નીતિની કેળવણી એટલે ધર્મનું ભાન થવું. જેને ધર્મ ઉપર આસ્થા બેઠી છે, જે તેના સ્વરૂપને સમજે છે તેની સાથે જગત એકંદરે કજીઓ કરતું નથી ને કરવા આવે તો પેલો પુરુષ તેને વિનયપૂર્વક દૂર કરાવી શકે છે. અહીં ધર્મનો અર્થ માત્ર નીમાજ પઢવી કે મંદિરોમા જવું એ નથી, પણ પોતાને ઓળખવો, ઇશ્વરની પહેચાન કરવી એ છે. અને જેમ જેને વણતાં ન આવડે તે વણકર નથી થઇ શકતો તેમ જે અમુક નિયમોનું પાલન નથી કરતો તે પોતાને ઓળખી જ નથી શકતો.

એવા નિયમોમાં ત્રણ મુખ્ય નિયમો આખા જગતમાં સ્વીકારાયેલા છે. એક એ છે કે સત્યનું પાલન કરવું જે સાચું બોલી નથી જાણતો એ તો ખોટો સીકકો છે. તેની કિંમત નથી.

બીજું, પારકાને દુઃખ ન દેવું જે પરને પીડા કરે છે, પારકાનો દ્વેષ કરે છે, તેને નુકસાન કરે છે એ માણસ જગતમાં રહેવાને લાયક નથી. કેમકે તેનું જગત વેર કરે છે તેથી તેને હંમેશાં જગતથી ડરીને રહેવું પડે છે ને જગત તેનાથી ડરે છે પૃથ્વી પ્રેમથી બંધાયેલી છે, વસ્તુમાત્રમાં આકર્ષણશક્તિ રહેલી છે તેથી તો આપણે નભી શકીયે છીયે. જગતના નિયમો જાણનારા શાસ્ત્રીઓ કહે છે કે જો આ આકર્ષણશક્તિ પરમાણુ માત્રમાં ન હોય તો આ આપણો પૃથ્વીનો ગોળો તે ભરભર ભૂકો થઇ જાય, એટલે આપણે જીવવું જ અશક્ય થઇ પડે જડ પદાર્થમાં એકબીજાને વળગી રહેવાની શક્તિ છે તેવી જ શક્તિ ચેતન પદાર્થમાં એટલે આપણામાં હોવી જોઇયે. આકર્ષણશક્તિનું નામ પ્રેમ છે. એ પ્રેમ વિના જગત ન નભે એવો પ્રેમ આપણે પિતાપુત્ર વચ્ચે, ભાઇબહેન વચ્ચે, મિત્રમિત્ર વચ્ચે તો અનુભવીયે છીયે પણ આખા જગત પ્રત્યે પ્રેમ રાખતાં શીખવું તેમાં ઇશ્વરની ઓળખ છે. જ્યાં પ્રેમ ત્યા જ પ્રભુ છે જ્યાં વેર ત્યાં નાશ છે. આ પ્રેમનો કાયદો શીખવવામાં તમને પૂજ્ય બહેન મદદગાર થાઓ એમ હું ઇચ્છું છું. તેમના તમારા પ્રત્યેના પ્રેમને ઓળખી તેનો બદલો તમે આખા જગતની ઉપર પ્રેમ રાખીને આપો એ મારી તમારી પાસે માગણી છે.

વિષયો પર અંકુશ

ત્રીજો નિયમ એ છે કે આપણે આપણા વિષયોને જીતવા. તેને સંસ્કૃતમાં બ્રહ્મચર્ય કહે છે. બ્રહ્મચર્યનો હાલ સાંકડો અર્થ કરવામાં આવે છે તે અર્થ તો છે જ. પણ જે માણસ મોજશોખમાં પડ્યો રહે છે તે કુંવારો હોય અથવા પત્નીવ્રત પાળતો હોય તોપણ બ્રહ્મચારી ન ગણાય. વિષય માત્રને અંકુશમાં રાખી શકે એ જ પોતાને ઓળખી શકે છે. જે માણસ પોતાના વિષયોને રોકે છે તે જ બ્રહ્મચારી, તે જ ઇમાનદાર, તે જ ખરો હિન્દુ, તે જ ખરો મુસલમાન. કાને ભુંડી વાતો સાંભળવી, એબવાળાં ગાયનો સાંભળવાં એ વિષય કર્યો ગણાય. જીભે પરમેશ્વરનું નામ લેવાને બદલે અપશબ્દો જ કાઢવા; ગાળ વિના મ્હોઢું ઉઘડે જ નહિ એ વિષય કર્યો ગણાય. તેમ જ બીજી ઇંદ્રિયોને વિષે ગણવું. જેઓ પોતાની બધી ઇંદ્રિયોને રોકી કાબુમાં રાખી શકે છે તે જ પુરુષ–મર્દ ગણાય આપણે ઘોડેસ્વાર જેવા ગણાઇયે. ઘોડાને જે કાબુમાં નથી રાખી શકતો તે સ્વાર પછડાય છે. જે ઘોડાની લગામ પકડી તેને નિયમમાં રાખી શકે છે તે પોતાને મુકામ પહોંચે છે; તેમ જ જે પુરુષ પોતાની ઇંદ્રિયોને કાબુમાં રાખી સીધે માર્ગે દોરી જાય છે તે ઠેકાણે પહોંચવા લાયક બને છે, તે જ સ્વર્ગનો કે જગતનો અધિકારી બને છે, તે જ મોક્ષાર્થી કે ખુદાની પહેચાન કરનારો બની શકે છે.

અનુભવની વાણી

આ મેં બહુ ઉંડી વાત કરી છે એમ માની તમે કંટાળો ન તો એવી મારી તમારા પ્રત્યે અરજી છે. આ સત્યાદિ નિયમો વિના આપણી ઉન્નતિ હરગીજ નથી થનારી એ તમે ખચીત માનજો. મેં તમને પુસ્તકોમાંથી ગોખી રાખેલી વાત નથી કરી, પણ મારા પોતાના અનુભવની વાત કરી છે. તમારી સાથેનો મારો સંબંધ પણ હું એટલા જ કારણસર રાખું છું કે તમારા બધા ઉપર પ્રેમ રાખી, તમારા દુઃખમાં ભાગ લઇ હું કદાચ ઇશ્વરને ઓળખી શકું ને તેની ભેટ કરી લઉં. તમે સત્યવાદી ન થઇ શકો, તમે બીજાને દુઃખ દેનારાં રાક્ષસ બનો, તમે આખો દહાડો વિષયોનો જ વિચાર કરો તો તમને ત્રોગણો પગાર મળે ને ચોથા ભાગનું જ કામ કરવું પડે તોયે શું ? પગાર વધરાવવો છે, વખત બચાવવો છે, કેમકે આપણાં ઘર, આપણાં શરીર, આપણાં મન, આપણો આત્મા આપણે શુદ્ધ કરવાં છે. તે શુદ્ધિને સારૂ વધારે પૈસાની ને વધારે વખતની જરૂર માની તે બન્ને મેળવવા આપણે મહેનત કરીયે છીયે. પણ જો તે હેતુ ન હોય તો આપણે પૈસો મેળવવો ને વખત બચાવવો તે વધારે પાપ કરવાનાં સાધન એકઠાં કરવા જેવું થાય. પૂજ્ય બહેને પોતાનું સર્વસ્વ કામદારોને તેટલા સારૂ અર્પ્યું નથી એમ હું જાણું છું ને તમે પણ જાણો છો. હું પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે તમને અને એ બહેનને તમારી મુરાદ બર લાવવાની તે શક્તિ આપો.

તા. ૨-૫-૧૯૨૦.

# હું હોમરૂલ લીગમાં કેમ જોડાયો?

હોમરૂલ લીગના સભાસદો પ્રત્યે—

ઑલ-ઇન્ડિયા હોમરૂલ લીગમાં જોડાવાની સલાહ મને કેટલાક મિત્રોએ બહુ-આગ્રહપૂર્વક આપેલી, પણ હું તેમાં ન જોડાઇ શક્યો. તેમાંનું એક કારણ એ પણ હતું કે તે રાજ્યપ્રકરણી વિષયોમાં હું રાજ્યપ્રકરણી દૃષ્ટિએ રસ નહોતો લઇ શકતો ને હજીયે નથી લેતો. છતાં આ વેળા મને જુદા પ્રકારનો આગ્રહ થયો. જ્યારે પ્રથમ માગણી થઈ ત્યારે મારા વિચારો જેટલા આજે જણાયા છે તેટલા ત્યારે નહોતા જણાયા. વળી ગઈ કૉંગ્રેસમાં મેં જોયું કે જેમ હું દરેક કૉંગ્રેસને સમયે મૂંગો બેસતો તેમ આ વેળા ન બેસી શક્યો. કેટલીક બાબતોમાં મારે મારા વિચારો પ્રજા આગળ મુકવા જોઇયે એમ મેં જોયું. મેં કૉંગ્રેસમાં ઠીક ભાગ લીધો. તેમ કર્યાનો મને પશ્ચાત્તાપ નથી.

હું હોમરૂલ લીગમા જોડાવાને લલચાયો. મેં મુંબઈ ઇલાકા બહારના મિત્રોની સાથે મસલત કરી તેમને કાગળો લખ્યા. મેં તેમને જણાવ્યું કે હું હોમરૂલ લીગમાં જોડાઉં તો મારા વિચારો ને મારી પદ્ધતિનો અમલ કરવાની આશાથી જ જોડાઇ શકું. મિત્રોમાંના ઘણાખરાએ મારા વિચારો પસંદ કર્યા ને હોમરૂલ લીગમાં દાખલ થવાનો મારો ઇરાદો પસંદ કર્યો. બીજા કેટલાકે મારા વિચારો પસંદ કર્યા, પણ મારા દાખલ થવામાં મારી સ્વતંત્રતા ને મારી તટસ્થતા હું ખોઇ બેસીશ એવો ભય બતાવ્યો. આ ભયનું વજન મારી પર ઠીક પડ્યું. પણ મેં વિચાર્યું કે જો મારા વિચારો જાણવા છતા પણ મને લીગમાં લેવામા આવે તો હું મારી સ્વતંત્રતા જાળવી શકું, અને મારા વિચારોનો વિશેષ પ્રચાર કરવાનું એક સાધન મળી શકે એમ પણ મને જણાયું. એવા લોભથી હું લીગમા દાખલ થયો છું.

મને લાગે છે કે સ્વરાજ વહેલામાં વહેલું મેળવવાની ચાવી સ્વદેશીમાં, હિન્દુમુસલમાનની એકતામાં, હિન્દુસ્તાનીના રાષ્ટ્રીય ભાષા તરીકેના પ્રચારમાં રહેલી છે. તેથી હું આ પ્રવૃત્તિમાં લીગને રોકવાનો પ્રયત્ન કરીશ.

સ્વદેશીમાં જ હિન્દની આર્થિક સ્વતંત્રતા અને નૈતિક ઉન્નતિ છે. તેથી હું તો ધારાસભામાં જનાર દરેક મેમ્બર પાસેથી વચન લઉં કે તે હિન્દુસ્તાનના

ઉદ્યોગના રક્ષણાર્થે પરદેશી માલ પર જેટલો કર નાખવો પડે તે નાંખતા નહિ ડરે. હિન્દુમુસલમાન વચ્ચે એકતા ન હોય ત્યાં સુધી સ્વરાજ સ્વપ્નવત્ માનું છું. તેથી મુસલમાનોની ખિલાફતની ન્યાયી લડતમાં તેમને પૂરી મદદ દઈને તેઓને હમેશને માટે મિત્ર કરી લઉં. તેથી લીગના દરેક સભાસદને હુ ખિલાફતના કાર્યમાં રોકવા પ્રયત્ન કરૂ.

આપણે કરોડોની સાથે કાર્ય લેવાનુ છે, તેઓની ઉપર અસર પાડવાની છે. તેથી લીગમા ને લીગની બહાર આપણા કારભારમા, પ્રાન્તમા પ્રાન્તની ભાષાનો, રાષ્ટ્રમા રાષ્ટ્રીય એટલે હિન્દુસ્તાની ભાષાનો ઉપયોગ કરવાનો અને કરાવવાનો હુ પ્રયત્ન કરીશ. ધારાસભાના દરેક સભાસદ પાસેથી હું વચન લઉં કે તે ધારાસભામા પ્રાન્તની અને વડી ધારાસભામા રાષ્ટ્રીય ભાષાનો ઉપયોગ કરવાનો ને કરાવવાનો પ્રયત્ન કરશે.

**ભાષાવાર પ્રાન્તવિભાગ**

આ વિભાગની સાથે જ એક બીજો વિચાર રહેલો છે. પ્રજાનુ કામ જલદી કરવાને સારૂ, પ્રજાના દરેક અંગને ખીલવવાને સારૂ હુ હિન્દુસ્તાનના ભાષાવાર વિભાગો કરવા મથીશ ને લીગને તે પ્રવૃત્તિમા રોકવા પ્રયત્ન કરીશ. તેલગુ, સિંધી, મરાઠી, ઉડીઆ, ગુજરાતી વગેરે ભાષા બોલનારના નોખા પ્રાન્તો પાડવાની મહેનત કરી તેઓનો સંપૂર્ણ વિકાસ થાય એવા સાધનો રચવા ને રચાવવા લીગના ઉપયોગ કરવા હુ મથીશ.

**સુધારા ને સ્વદેશી**

આમ આવી પ્રવૃત્તિઓમા જો લીગને હુ રોકી શકુ તો હુ માનીશ કે આપણે સ્વરાજ અવશ્ય વહેલુ મેળવવા સમર્થ થઈશું. આ દષ્ટિએ સુધારાની કિંમત હુ ઉપલી વસ્તુઓના કરતા ઓછી આકું. સુધારા નાખી દેવા જેવી વસ્તુ છે એમ કહેવાનો મારો આશય નથી. પણ તેને હું ઘટે તેના કરતા ઉચ્ચ સ્થાન આપવા તૈયાર નથી. આપણે આજે બધી સત્તા મેળવીએ છતા જો સ્વદેશીને ન સમજીએ, હિન્દુમુસલમાનની એકતાની કિંમત ન જાણીએ ને આપણો કારભાર અંગ્રેજી મારફતે ચાલી શકે એવા મોહમા રહીએ તો સુધારાનો ઉપયોગ આપણી સ્વતંત્રતા છીનવી લેવામા થઈ શકે એમ હુ જોઉં છુ સુધારા સાધન છે, સાધ્ય નથી. સ્વદેશી ઇત્યાદિ સાધન અને સાધ્ય બન્ને છે.

**મારી કાર્યપદ્ધતિ**

મારો વળી એવો પણ અભિપ્રાય છે કે જે પદ્ધતિએ હું કામ કરૂ છું તે પદ્ધતિ વધારે ને વહેલી ફળ આપે છે. એ પદ્ધતિ એ કે આપણા દરેક કાર્યમા સત્યનો જ દઢતાપૂર્વક પ્રયોગ કરવો, સત્યની ઉપર પૂરી શ્રદ્ધા રાખવી ને જે સત્ય

જાણવું તે તેવું મુકતાં–આચરતાં કોઇથી ન ડરવું. આ વિચારનો સ્વીકાર આપણા જીવનમાં એવું પરિવર્તન કરે છે કે આપણે તત્ક્ષણ સ્વાશ્રયી બનીયે છીયે. બીજાની ઉપર આધાર રાખવાને બદલે આપણે આપણી ઉપર આધાર રાખતાં તુરત થઇ જઇયે છીયે. એટલે હું સત્યાગ્રહનું આ તત્ત્વ લીગમાં દાખલ કરવાનો ભારે પ્રયત્ન કરીશ એવી મારી ઉમેદ છે. કાયદાના સવિનય ભંગની પ્રવૃત્તિમાં લીગને રોકવાનો મારો ઇરાદો નથી. એ તત્ત્વ હજુ વ્યાપક થયું નથી, અને કાયદાના સવિનય ભંગની ઝીણી ખૂબી હજુ દેશ નથી સમજેલ એવું મને લાગે છે. તેથી મારા કાયદાના ભંગની બાબતના વિચારોથી કોઇ સભાસદ ન ગભરાય એવું ઇચ્છીશ.

લીગના સભાસદો આગળ મારા વિચારો ખીલવવાની બીજી તકો હું શોધીશ. દરમિયાન દરેક સભાસદની ઉપરના વિષયો બાબત ટીકા હું માગું છું. મારા પગલાની યોગ્યાયોગ્યના વિષે પણ અભિપ્રાય સૌ સભાસદ આપશે એવી ઉમેદ રાખું છું.

---

# નૉન-કોઑપરેશન

નૉન-કોઑપરેશનના વિચારની અસર હવે જણાવા લાગી છે એટલે જેમ પૅસિવ રીઝિસ્ટન્સને સારૂ એક શબ્દ શોધવાની મને જરૂર જણાઇ તેમ નૉન-કોઓપરેશનને સારૂ પણ એક સમજી શકાય તેવા શબ્દની હવે જરૂર જોઉં છું. અસહકાર એ શબ્દ તો તુરત હોઠે આવે છે, પણ બીજો સારો શબ્દ શોધવામાં વાચનારની મદદ માગું છું.

અસહકાર ઉપર વિદુષી બાઈ મિસિસ બેસંટે સખત ટીકા કરી છે. તેમજ 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' માં એક લેખકે અને તંત્રીએ કરી છે. મિસિસ બેસંટની હિન્દની સેવા એવી કિંમતી છે, તેમનો ઉદ્યમ એવો ભારે છે, તેમનો હિન્દ પ્રત્યેનો પ્રેમ એવો સુંદર છે કે એમનો લખાણોની ટીકા કરતાં કે તેમનાથી મતભેદ જણાવતાં મને આંચકો જ આવે. પણ આપણે જેમને વડીલ માનીયે તેમનાથી પણ આદરપૂર્વક મતભેદ રાખી શકીયે છીયે એ તત્ત્વને મેં હમેશા સ્વીકાર્યું છે, તેથી આ વેળા પણ મારો મતભેદ જાહેર કરવાની મને હિંમત રહી છે.

ત્રણે લેખકોને મોટો ભય એ છે કે અસહકારથી ખુનામરકી થયા વિના નહિ રહે. ખુનામરકી કોઈ કાળે નહિ જ થાય એવું તો આપણે નથી કહી શકતા, પણ ખુનામરકી ન થાય એવા બધા ઉપાયો લીધા પછી આપણે આપણા કાર્યમાં પ્રવૃત્ત

રહેવું જોઇયે એમ તો મને લાગે છે. ખુનામરકી કરનાર અસહકારની રાહ જ જોઇને બેઠા છે એવું આપણે જાણીયે તો જરૂર અસહકાર મોકુફ રાખવો જોઇયે. મારી માન્યતા તો એવી છે કે ખુનામરકી અટકાવવામાં જ મુસલમાનોની જીત રહેલી છે. એ વાત તેઓ એટલે દરજ્જે જાણી ગયા છે કે ખુનામરકી અટકી જ રહેશે. તેઓ જાણે છે કે અસહકાર ખુનામરકીની સાથે એક ઘડીભર પણ ન નભી શકે.

કોઇ કહેશે કે આખા હિન્દમાં ખુનામરકી થતી કોણ અટકાવી શકે ? તેનો જવાબ એ જ કે જેમ સેનામા જો અણધારેલું કંઇ બને તો સેનાનો ભંગ થાય તેમ જ જો આપણે એક બન્યા હોઇયે તો ખુનામરકી ઇત્યાદિ અકસ્માતો અટકાવવાની શક્તિ આપણામાં આવવી જ જોઇયે. તે મળતાં પહેલાં આપણાથી ભૂલો થશે, ભૂલો સુધારવી પડશે એ બધું હું માનું છું, પણ તેટલો કાબુ પ્રજાએ પોતાની પર મેળવવો જોઇશે એમ હું જાણું છું. તે કાબુ મેળવવાનો આ ખારે પ્રસંગ છે એમ મને જણાય છે.

અસહકારનો પ્રચાર કરનારા પોતાનું કાર્ય જાણતા નથી એવું આ લેખકો માની લે છે, પણ એવું માનવાનું કંઇ જ કારણ નથી. અસહકારની સીડીએ ફ્લંગ મારીને તેઓ નથી ચડવાના; પણ પગથીએ પગથીએ પોતાનો માર્ગ જોતા જોતા ચડશે તો પડવાનો ભય ઘણો ઓછો રહેશે.

અસહકારમા જોખમો તો છે જ. તેમ છતાં તે વિના બીજો ઉપાય નથી રહ્યો. જો ખિલાફતનો ગેરઇન્સાફી ફેંસલો અસહ્ય હોય તો કંઇક રસ્તો જોઇયે જ. અસહકારરૂપી હથિયાર પણ ન હોય તો માત્ર ખુનામરકી જ પ્રજાની પાસે રહે છે; અને ખુનામરકીનો ઇલાજ તો દર્દ કરતાં પણ ભયંકર છે, કેમકે ઉદ્દેશ ગુસ્સાને સારૂ ક્ષોભ શોધવાનો નથી પણ ખિલાફતના મામલામાં ન્યાય મેળવવાનો છે. ખુનામરકીથી ન્યાય મળનાર નથી એટલે અસહકાર સિવાય બીજું હથિયાર જ નથી એવું મને તો લાગે છે.

---

# નોંધ

## જલિયાંવાલા બાગ સ્મારક અને લોકજાગૃતિ

ગયા એક વર્ષ દરમિયાન લોકજાગૃતિમાં કેટલો વધારો થયો તેનું માપ કહાડવું હોય તો જલિયાંવાલા બાગ સ્મારક ફંડમાં જુદે જુદે સ્થળેથી ભરાતાં નાણાંથી કાંઇક મળી શકે એમ છે. નીચે આપેલી યાદી ઉપરથી જણાશે કે જ્યાં જ્યાં પ્રયત્ન થાય છે ત્યાં ત્યાં નાનાં લોકજાગૃતિનું માપ

નાનાં ગામડાંઓ પણ પોતાનો ફાળો આપવામાં શહેર કરતાં પાછાં પડયાં નથી. અમને કેટલાક કાગળો એવા મળ્યા છે કે જેમાં જણાવવામાં આવ્યું છે કે અમુક ઠેકાણે ગરીબમાં ગરીબ માણસે પોતાની અમુક ટેવમાં ખર્ચ થતી રકમ જેટલું આ ફંડમાં ભર્યું, અમુક ઠેકાણે સ્વયંસેવકો આખો દિવસ સ્થળે સ્થળે અને ઘેરે ઘેરે નાણાં ભીખતા ભટકયા. રા. મહાદેવ દેસાઈ જે ગામોમાં ફર્યા છે તે ગામો તેમના જણાવવા પ્રમાણે એક હજારથી વધારે વસ્તીનાં નથી, અને દરેક ગામમાં સ્મારક ફંડમાં પોતાનો ફાળો આપનાર ઉચ્ચ વર્ગ કે શિક્ષિત વર્ગ જ નહિ, પણ ઉતરતા અને અશિક્ષિત વર્ગના લોકો પણ નીકળ્યા છે; એટલે કે ફાળો આપનારાઓમાં બ્રાહ્મણવાણીઆ ઉપરાંત સોની, સુથાર, લુહાર, ઘાંચી અને કોળી ભાઇઓ પણ છે. એક ગામમાં તો મોટો ભાગ મુસલમાનો જ છે. ઉપરાંત બહેનોનાં નામ પણ છે. રા. મહાદેવ દેસાઈ જણાવે છે કે એમણે જેટલાં નાણાં ભેગાં કર્યાં છે તે ભેગાં કરવામાં તેમને જરા પણ [illegible]ાણ કરવું પડયું ન હતું તેઓ ફંડ ભેગું કરવાનું કારણ ટૂંકામાં જણાવતા, કેટલેક ઠેકાણે કોંગ્રેસ કમિટીના રિપોર્ટમાંથી જલિયાંવાલા બાગ વગેરેનાં ચિત્રો બતાવી હકીકત સમજાવતા, અને તુરત જ લોકો ખુશીથી પોતાની શકિત પ્રમાણે જે આપાયુ તે કાઢી આપતા.

ગામડાંમા ફરતા રા. દેસાઇને એક ગૃહસ્થે વિનોદમાં કહેલી કહેવત અહીં નોંધવા જેવી છે. તે ગૃહસ્થ બોલેલા, "ભાઇ, દુબળી ખરમટો વણે ત્યાં પણ હવાલદારને ધુવરી, એવો ઘાટ હમણાં થઈ ગયો છે, પણ દેશકાર્ય છે એટલે આપ્યા વિના ચાલે?" આ કહેવતમાં બહુ રહસ્ય રહેલું છે, અને એ આપણા ખેડૂતવર્ગની હાલની સ્થિતિ બહુ હૃદયભેદક રીતે બતાવે છે. 'ખરમટો' એટલે ખળીઓમાંથી અનાજ લઈ લીધા પછી જે કાંઇ દાણાદુણી જમીનને ખાડેખોચરે પડી રહ્યુ હોય તે, આટલો અર્થ આપવાથી કહેવતનો અર્થ સ્પષ્ટ થશે. આપણુ ખેડૂતવર્ગની હાલની સ્થિતિ ખરમટો વણતી દુબળીના જેવી છે, છતા પણ તેઓ રાજીખુશીથી હવાલદારને—ભીખ આપવા યોગ્ય હવાલદારો એટલે દેશસેવકોને—ધુવરી આપે છે.

આટલી હકીકત ઉપરથી એક બીજું અનુમાન એ પણ નીકળે છે કે શહેરના કરતાં ગામડાંમાં રાષ્ટ્રીય કાર્ય કરવું સહેલું છે, એટલે ગ્રામીણ સ્વરાજ્યથી જ શરૂ કરીને સમસ્ત રાષ્ટ્રીય સ્વરાજ્યે પહોંચવું એ જ સ્વભાવિક છે.

---

તા. ૯-૫-૧૯૨૦

## દિલ્હીમાં દબાણ

ખિલાફતની હીલચાલ સરકારના તરફથી દબાણ થયા વિના હમેશાં ચાલી શકે એમ માનવાનું કારણ હતું જ નહિ. જો કોઇએ એમ માન્યું હોય તો દિલ્હી સરકાર તરફથી જે નોટીસ બહાર નીકળી છે તેથી તેનાઓની આંખ ઉઘડી જોઇયે

સરકારની નોટીસ એવી છે કે દિલ્હી પ્રાન્તમાં કોઈથી સરકારની રજા વિના ત્રણ માસ સુધી સભા વગેરે ન ભરી શકાય. આ તો હજુ પારોરામાં પહેલી પુણી ગણવી જોઈયે.

અસહકાર જેવી હીલચાલ સરકાર વગર દબાણે ચાલવા ન જ દે. કોઈ સરકાર એવી હીલચાલને ન ચાલવા દે. એ હીલચાલનો અર્થ એ છે કે જો તે ફતેહમંદ થાય તો સરકારનો કારભાર જ અટકે. એવું બનતું અટકાવવાને સારૂ સરકાર પગલાં ભરે જ.

લોકોની કસોટી પણ તેમાં જ થવાની છે. સરકાર કેવળ મૂગી બેઠી રહે તો અસહકારની અસર ઓછી જ થાય. પ્રત્યેક રાજસત્તાનો છેલ્લો ઉપાય તેની બંદુક છે એટલે રાજદંડ છે. પણ આ લડતમાં પ્રજાનું હથિયાર પ્રજાની સહનશીલતા છે. જો સરકારના શરીરબળની સામે પ્રજા શરીરબળ અજમાવવા બેસી જાય તો પ્રજા હારી જવાની. અસહકારની સાથે શરીરબળ અજમાવવાનો વિચાર તદ્દન છોડી જ દેવો પડશે. તેથી મારી ઉમેદ છે કે દિલ્હીમા કે બીજી કોઈ પણ જગ્યામા સરકાર તરફથી ગમે તેવાં પગલાં ભરાય છતાં લોકો તદ્દન શાન્ત રહેશે. આવી શાંતિ જાળવવી અને પોતાનું ધાર્યું કરવું એમાં જ પ્રજાની છત રહેલી છે. એટલું યાદ રાખવું જોઈયે કે એક તરફ મિત્રરાજ્યોનું પશુબળ અને બીજી તરફથી હિન્દુસ્તાનની પ્રજાના આત્મિક બળનો મુકાબલો કરવાની આ લડત છે. તેમાં જો પ્રજા તરફથી જરા પણ પશુબળની મેળવણી થશે તો આત્મિક બળને નામે ઓળખાતું બળ પણ પશુબળમા અથવા તો નબળાઈમાં ખપી જશે. પશુબળ સામે આત્મબળ

જો ખિલાફતના મામલામાં આત્મિક બળથી છત મેળવવાની પ્રજાની ઉમેદ હશે તો પ્રજાએ જેલ જવા, મિલકત ગુમાવવા, નોકરીઓ છોડવા તૈયાર રહેવું જોઈશે. સહેલાઈથી છતવાની આ હીલચાલ નથી જ.

વળી એ પણ યાદ રાખવાની જરૂર છે કે આ વખતની લડાઈમાં હજુ આપણે કાયદાનો સવિનય ભંગ કરવાનુ તત્ત્વ દાખલ નથી કર્યું. મારી મતિ તો એમ સૂચવે છે કે અસહકારની સાથે કાયદાનો સવિનય ભંગ નહિ ચાલી શકે. એટલે સરકાર જે કંઇ ધારા બહાર પાડે, જે કંઇ હુકમો કાઢે તેને પૂરેપૂરૂં માન આપવાની જરૂર છે. જો આ હીલચાલમાં એક પણ કામ કરનાર પોતાની ઇચ્છા પ્રમાણે વર્તશે તો લડતને બહુ ધક્કો પહોંચાડશે. સામુદાયિક જોખમદારીનું ભાન

આ લડત લડનારમાં ને ફોજમા કંઇ જ તફાવત નથી. ફોજમાં જેમ દરેક સિપાહી પોતાની જવાબદારી ઉપર નથી વર્તી શકતો પણ તેને પોતાના ઉપરીના

હુકમની રાહ જોવી પડે છે, તેવું જ ખિલાફતની કે બીજી બધી લડતમાં સમજવું જોઇયે. મર્યાદા રાખવી, તાબે રહેવું, ગુસ્સે ન થઇ જવું, એ બધું જેમ લશ્કરમાં સિપાહીને જાળવવું પડે છે તેમ જ ખિલાફત જેવી હીલચાલમાં કામ કરનારને કરવાની જરૂર છે. પ્રજાની ઉપર જો પૂરો કાબુ મેળવી શકાય તો આજે જ જીત છે; તે કાબુ મેળવવામાં ઉપલાં તત્ત્વોની જરૂર છે જ. એટલે મારી ઉમેદ છે કેએ કે પણ માણુસ પોતાની જવાબદારી ઉપર કંઇ જોખમવાળું કામ નહિ કરે.

હજુ તો આપણે અસહકાર પણ શરૂ નથી કરેલ. હજુ છેવટની શરતો ઘડાંઇ નથી. ભાઈ મહમ્મદઅલીનો છેવટનો તાર આશાજનક છે. આશા હો કે ન હો. પણ જ્યાં સુધી શરતો ચોક્કસ રીતે બહાર નથી પડી અને ખિલાફત કમિટી તરફથી સૂચનાઓ બહાર નથી પડી ત્યાં સુધી કોઇએ રાજીનામાં પણ નથી આપવાનાં. અત્યારે મુખ્ય તાલીમ પ્રજાને એ જ લેવાની રહી છે કે ભૂલેચૂકે પણ પ્રજામાંના કોઇથી ખુનખરાબો ન જ થવો જોઇયે.

---

# સરહદ પર સ્ત્રીપુરુષનાં હરણ

હિન્દુસ્તાનના વાયવ્ય ખુણામાં આવેલી સરહદ પર કેટલીક જંગલી જાતો વસે છે. તેઓ મુસલમાન છે અને લૂંટફાટ તથા માણસોનાં હરણ કરી પોતાનું ભરણપોષણ કરે છે. તાજેતરમાં તેઓએ એક અંગ્રેજ છોકરી પકડી લીધેલી ને તેને છોડાવવાનો દંડ મળ્યો ત્યારે જ તેને છોડી. આમ જ તેઓ પાસેનાં ગામડાંઓમાં રહેતા હિન્દુઓને લૂટે છે, તેઓને પકડી જાય છે ને જ્યારે પૈસા મળે ત્યારે તેઓને છોડે છે. આ પ્રમાણે મુસલમાનોને પણ તેઓ રંજાડે છે. એટલે આ લૂંટફાટ મુસલમાનો કેવળ હિન્દુની જ કરે છે એવું નથી. છતાં હાલ હિન્દુમુસલમાનની એકતાનો મધુર પવન વાઈ રહ્યો છે તેથી કેટલાક હિન્દુઓ એ એકતા ઉપર જોર મુકી કહે છે કે જો મુસલમાનો ખરા હોય તો તેઓએ ઇલાજ લઈ આ લૂંટફાટ અટકાવવી જોઇયે. મારી ખાત્રી છે કે આ વચન અજ્ઞાનનું છે. હિન્દના મુસલમાનો સરહદની જંગલી કોમો ઉપર કંઈ જ અસર નથી ધરાવતા. વળી તેઓ પોતે પણ લુંટાય છે એ હું બતાવી ગયો છું. છતાં આપણે આ પીડાનો ઇલાજ શોધ્યે જ છૂટકો છે. જેઓ લૂંટાય છે, જેઓ પકડાય છે તેઓને મદદ મળવી જોઇયે. આ કાર્ય સરકારનું છે. જો સરકાર આટલી રક્ષા ન કરી શકે તો તેની રક્ષા કરવાની જે

મહાશક્તિ ગણાય છે તેનું શું ? હું પોતે એ શક્તિ ઉપર બહુ મોહિત નથી રહ્યો. ગુન્હો થયા પછી ગુન્હેગારને દંડ દેવાની જેટલી શક્તિ સરકાર ધરાવે છે તેટલી ગુન્હાને અટકાવવાની નથી ધરાવતી. આશાર કતારપુરના દાખલા તો તાજા છે. તેમાં સરકારનો ખાસ દોષ પણ હું તો ન કાઢું. માણસ પોતાનો સ્વભાવ ન બદલે ત્યાં સુધી ગુન્હા તો થયા જ કરશે. દંડના ભયથી જેટલા રોકી શકાય તેટલા રાજ્યસત્તા ઓછાવત્તા પ્રમાણમાં રોકે છે.

લોકોની આત્મરક્ષણની શક્તિ

સારો ને ખરો ઉપાય તો લોકોના હાથમા હોવો જોઇયે. સરહદ ઉપર શું કે બીજી જગ્યાએ વસતા લોકોમાં શું, લોકોનામા પોતામા પોતાનો બચાવ કરવાની શક્તિ આવવી જોઇયે. ન હોય તો કેળવવી જોઇયે. એક તો પાડોશીને પ્રેમભાવથી જીતી લેવાની અને બીજી ભયથી રોકવાની. સામાન્ય રીતે મિશ્ર ક્રિયાનો પ્રયોગ કરવામા આવે છે. લોકો પોતાના બચાવજોગી શરીરશક્તિ મેળવી લે છે અને પાડોશીની સાથે મહોબત રાખવા પણ મથે છે. સરહદના ગામડાંના લોકો આ બન્ને ક્રિયાનો પ્રયોગ કરી શકે છે. પોતે એકઠા થઇ લૂંટારાની ટોળીની સામે લડવાની તૈયારી રાખી શકે છે, તેમજ તેઓની સાથે શાંતિને સમયે મમલત પણ કરી શકે છે. સરહદ પરની કોમો ભૂખે મરતી હોય તો પાડોશી જાણી તેઓને શરતો કરી સહાય આપી શકે છે. સરકાર પોતે પણ એમ જ કરે છે.

મુસલમાનો તરફથી ઇલાજ

અને આવા ઇલાજોની સાથે જે મુસલમાનો સરહદની કામો સાથે જરા પણ સંબંધ રાખે છે તેઓ આ કોમોને સંદેશા મોકલાવી તેઓને લૂંટફાટ કરતાં રોકી શકે છે. આમ બધા ઇલાજો, સરકાર તરફથી, લોકો તરફથી અને ખાસ મુસલમાનો તરફથી એકસાથે લેવાય તો આ ઉપદ્રવોમાથી બચી જવાય. મુસલમાનો કંઇ નથી કરતા એમ માની બેસી રહેવાથી કશું વળવાનું નથી, અને તેવો વિચાર તેઓને ગેરઇન્સાફ કરનારો ગણાય.

આ વિષય ઉપર મારે લખવું પડ્યું છે કેમકે ઉત્તર તરફના છાપાંઓમાં આ વાત ઠીક ચર્ચાયેલી છે અને આ બાબત ઉપર મારી ઉપર લખાણો આવ્યા છે. તેમ સરહદનાં માણસો પણ આવી ગયાં છે. હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં શું બન્યા કરે છે એ જેમ જેમ રાષ્ટ્રીય ભાવના વધે તેમ તેમ જાણવાની આપણી ઇચ્છા પણ વધવી જોઇયે.

# એક નમ્ર સૂચના

નવી કાઉન્સિલમાં—ધારાસભામાં જવાનો ઘણાને મોહ છે એમ હું જોયા કરું છું. તેમાં જવાથી દેશસેવા થઈ શકે છે એમ હું માનું છું, પણ મારી માન્યતા છે કે બહાર રહીને તેથી પણ વધારે સેવા ઘણાથી તો થઇ શકે છે. મિ. કેર હારડી કહેતા કે શુદ્ધ ખ્રિસ્તી પાર્લામેન્ટમાં રહી જ ન શકે. પાર્લામેન્ટમાં ઘણો વખત વિતંડાવાદમા જ ચાલ્યો જાય છે. વળી જ્યાં ઘણા ઉમેદવાર થાય ત્યાં જેણે સેવાને જ ધર્મ સ્વીકાર્યો છે તેમણે બહાર રહેવું એ જ સરસ છે. અનુભવે તેઓ જોશે કે બહાર રહી મત આપનારાઓને કેળવવામાં તેમ જ સભાસદોને પોતાની ફરજ ઉપર કાયમ રાખવામા તેઓ વખતનો વધારે સારો ઉપયોગ કરી શકશે. ઇંગ્લંડમાં પણ પાર્લામેન્ટની બહાર કામ કરનારા જેવું સારૂં પરિણામ લાવી શકે છે તેવું પાર્લામેન્ટના સભાસદો નથી લાવી શકતા. ઇંગ્લંડની પાર્લામેન્ટમાં ૭૦૦થી વધારે સભાસદો છે. પણ પ્રજાનો કારભાર કંઇ તેટલા સભાસદોથી ચાલતો નથી. પ્રજાનું વહાણ હંકારનારા પાર્લામેન્ટની બહાર રહે છે. તેથી જેઓને બીજો કશો લોભ નથી ને જેઓ સેવાધર્મ સમજ્યા છે તેઓને મારી ખાસ સલાહ છે કે તેઓએ ધારાસભામા જવાનો લોભ મુદ્દલ ન કરવો.

જવાની ઇચ્છા રાખનારાઓને હું કહીશ કે તમે તમારા સ્વાર્થને સારૂ ધારાસભામાં જવા ઇચ્છતા હો તો જવાનું માંડી વાળજો. સ્વાર્થ સાધવાના બીજા ઘણાં માર્ગો છે. પ્રજાના ભલાને અર્થે જે મંડળ ઉભું થવાનું છે, જેમાં બળીઆની સાથે બાથ બીડવાની છે તેમાં તમે તમારો જરા જેટલો સ્વાર્થ લઇ જઇને શું કરશો? તમારા સ્વાર્થને સારૂ પ્રજાનું કેમ બગાડશો? મને ખબર નથી કે કોનો ઇરાદો ધારાસભામાં જવાનો છે. પણ જેવું મ્યુનિસિપાલિટીઓમાં થાય છે તેવું જ ધારાસભામાં થવાનો ભય છે, તેથી જ હું ઉપરની વિનંતિ કરૂં છું. જો આપણે ધારાસભાઓમાં સાચા, વિનયી, પ્રજાનું જ હિત ચાહનારા, હિંમતવાન, નીડર અને પોતાના વિષયોને બરોબર જાણનારા માણસોને મોકલીશું તો ધારાસભાઓમાંથી ફાયદો ઉઠાવીશું.

સુધારાના કાયદામાં ઘણી ખામીઓ છે. એ ખામીઓ દૂર કરવી જ જોઇયે. પણ જેમ સારામાં સારો અસ્ત્રો તે નાદાન હજામના હાથમાં કંઈ જ કામનો નથી તેમ સારામાં સારૂં બંધારણ સ્વાર્થી કે અજ્ઞાની માણસોના હાથમાં નકામું થઇ પડવાનું છે. કાયદામાં વહેલામાં વહેલા ફેરફાર કરાવવાનો સહેલામાં સહેલો રસ્તો

પ્રજાના સેવકોને જ મોકલવાનો છે. જેમ સારો કારીગર નઠારાં ઓજારથી પણ નભાવી લે છે ને નઠારા ઓજારને સારાં પણ કરી શકે છે તેમ તેઓના હાથમાં નઠારા કાયદા પણ પ્રજાને લાભદાયક બની શકશે.

મત આપનારાઓની ફરજનો વિચાર હવે પછી કરીશું.

---

# ઓરિસ્સામાં દુષ્કાળ

આપણને ઘણાને ઓરિસ્સા ક્યાં છે એ પણ ખબર નહિ હોય. ઓરિસ્સાને કવિવર સર રવીન્દ્રનાથ ટાગોરે પોતાના કાવ્યમાં 'ઉત્કલ' નામથી પ્રખ્યાત કરેલ છે. ઓરિસ્સામાં જગન્નાથપુરી આવે છે અને પુરી જીલ્લામાં જ અત્યારે ભયંકર દુષ્કાળ વર્તી રહ્યો છે. ઓરિસ્સા બિહાર પ્રાન્તનો વિભાગ છે અને બિહાર તથા ઓરિસ્સા એ બન્ને એક જ લેફટેનન્ટ ગવર્નરના તાબામાં છે. હિન્દુસ્તાનના અતિ ગરીબ મુલકમાંનો ભાગ ઓરિસ્સા છે. ત્યાંના લોકો દરેક રીતે પછાત હોવાથી ઓરિસ્સાના કષ્ટની વાત આપણે કાને બહુ આવતી નથી. ઓરિસ્સાનો પરિચય

ઓરિસ્સા જવાની માગણી મારી પાસે ઘણી વેળા આ દુષ્કાળના કારણસર આવેલી, પણ હું પોતે ત્યાં પહોંચી શકું એવી મારી સ્થિતિ ન હોવાથી અને ભાઇ અમૃતલાલ ઠક્કર જમશેદપુરથી છૂટા થઈ આવ્યા તેથી મેં એમને જ જવાનો આગ્રહ કર્યો; અને તે ભાઇ ચોવીસ કલાકની નોટીસે રવાના થઇ ચુક્યા છે. ત્યાંથી તેમનો કાગળ આવ્યો છે અને તાર પણ આવેલો છે હવે તેઓ ગામડાંઓમાં તપાસ કરવાને ગયા છે. પણ તેમના કાગળો ઉપરથી હું જોઉં છું કે ત્યાં દુઃખ પુષ્કળ છે. તેઓ લખે છેઃ— દુષ્કાળનું સંકટ

"હું એક બંગાળી બાળાશ્રમ તથા ભીખારીઓની ઇસ્પિતાલમાં ગયો હતો. આ સંસ્થાઓ કલકત્તેથી ભિક્ષા મંગાવીને ચલાવવામાં આવે છે. નિરાધાર છોકરા છોકરીઓ સોને આશરે છે. ઇસ્પિતાલમાં ૩૦થી ૩૫ દર્દીઓ છે. આ બન્ને ખાતાઓમાં આટલી મોટી સંખ્યા છે તે ઉપરથી આસપાસના પ્રદેશમાં આપત્તિ કેટલી હશે તે સમજી શકાય તેવું છે."

બીજા કાગળમાં લખે છે કેઃ—

"માણસો ઘણાં મરી ફીટી ગયાં છે. બીનસરકારી ગૃહસ્થોની કમિટીએ આ બાબતની તપાસ કરીને રિપોર્ટ પ્રકટ કર્યો છે તે મેં વાંચ્યો. એ રિપોર્ટ બહાર પડવો જ જોઇયે. હું આવતી કાલે સાંજે બળદગાડીમાં ગામડાંઓમાં જાઉં છું. ત્યાં ૫-૬ દિવસ લાગશે. ત્યાંથી

પાછો ફર્યા પછી વિગતવાર કાગળ મોકલી શકીશ. વચમાંથી એક બે કાગળ મોકલીશ, પણ ફંડને માટે અપીલ તો જરૂર બહાર પાડશો. હું ગામડાંઓમાં ખાલી હાથે ફરૂં તે ઠીક નહિ. પણ અત્રેથી બનશે તો સાથે આવલનાં એક બે ગાડાં લેતો જઇશ અને તેનો ખાસ જરૂરના કેસોમાં ઉપયોગ કરીશ. છતાં પૈસાને માટે આજથી જ આપ બંદોબસ્ત કરવા માંડશો."

એક ઓરિસ્સાના જ ગૃહસ્થનો કાગળ છે તેમાં તેઓ લખે છે કેઃ—

"દાવા કરીને એક ગામડું છે. તેમાં ૫૯ કુટુંબ હતાં. આ વિભાગમાં દુષ્કાળ અને તેની ઉપર પૂર આવ્યા એટલે ઘણું નુકસાન થયું. ઉપરના ગામડામાં ૪૧૧ જણની વસ્તી હતી. તેમાં ૧૧ બાળકો હતાં તે બધા દૂધ ન મળવાથી મરણ પામ્યાં. આ ૪૧૧માંથી ૩૦૩ હયાત છે અને તેમનાં શરીર હાડપિંજર સરખા છે. બધાં થઇને ૪૮ મરણ થયાં છે. ૬૧ જણ ઘર છોડી ભાગી ગયાં છે. કેટલાંક ઘરો ખાલી થઇ ગયાં છે. કેટલાંકનાં છાપરાં ઉડી ગયાં છે. આ ગામડીઆઓની પાસે ખોરાક ભાગ્યે જ જોવામાં આવે છે. ઘણા નગ્ન દશામાં ફરે છે. સ્ત્રીઓ કપડાં ન મળવાથી અને પોતાની એબ નહિ ઢાંકી રાખવાથી કેટલીક બહાર જ નીકળી શકતી નથી. કેટલાંક ઘાસપાતરા ખાઇને ગુજરો કરે છે."

વિશેષ ખબર મને જેમ જેમ પડશે તેમ તેમ હું આપતો રહીશ. પણ જે ખબર હું ઉપર આપું છું તે આપણી મદદને સારૂ પૂરતી છે. મારી ઉમેદ છે કે સહુ યથાશક્તિ પૈસા મોકલશે. કેટલું જોઇશે એ આંકડો હું અત્યારે નથી આપી શકતો, પણ જ્યાં યથાશક્તિ આપવાની માગણી કરૂં છું ત્યાં આંકડાની બહુ જરૂર નથી રહેતી. જે ખરચ થાય તેનો હિસાબ રાખવાનું હું ભાઇ અમૃતલાલ ઠક્કરને લખી ચુક્યો છું અને સંપૂર્ણ હિસાબ બહાર પડશે જ. આપણે જેઓ હિન્દુસ્તાનના વતની કહેવાપણને મગરૂરી માનીયે છીયે તેમનો ધર્મ છે કે હિન્દુસ્તાનનું એક પણ અંગ સુકાઇ જાય તો આપણને દુઃખ થવું જોઇયે; અને આ વિચાર બરોબર હોય તો ઓરિસ્સાને દુઃખે આપણે કેમ દુઃખી ન થઇયે?

---

# વિધવાનો શાપ

રા. કંચનલાલ ખાંડવાળાનો કાગળ કેવળ વિધવાઓને વિષેના આંકડાઓથી જ ભરેલો છે. તે આંકડા જેના વાંચવામાં આવે તેનું હૃદય રડવું જ જોઇએ. વિધવા-વિવાહ એ જ, એ દરદનો સીધો ઇલાજ છે એમ અધીરા સુધારક બોલી ઉઠશે. મારાથી એમ નથી કહી શકાતું. હું પણ કુટુંબી છું. મારા કુટુંબમાં ઘણી વિધવાઓ છે.

પણ તેઓને ફરી પરણવાનું કહેવાની મારી જીભ ન જ ચાલે. તેઓ ફરી પરણવાનો વિચાર પણ નહિ કરે. તેનો ઉપાય તો એ છે કે પુરુષોએ પુનર્વિવાહ નહિ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ.

**પુનર્વિવાહ સિવાયના ઇલાજો**

પણ તે સિવાયના બીજા ઇલાજો છે એ પણ આપણે લેતા નથી—લેવા માગતા નથી. આ રહ્યા એ ઇલાજો:

૧. બાળલગ્ન બંધ થવાં જોઈએ.

૨. વરકન્યાને સાથે રહેવાનો સમય ન આવે ત્યાં સુધી હરગીજ વિવાહ ન કરવા.

૩. જે સ્ત્રી પોતાના ધણી સાથે મુદ્દલ નથી રહી તેને પરણવાની છૂટ આપવી જોઈએ, એટલું જ નહિ પણ તેને પરણવાનું ઉત્તેજન આપવું જોઈએ. આવી સ્ત્રીઓ વિધવા ન જ ગણાવી જોઈએ.

૪. જેઓ પંદર વર્ષની અંદર વૈધવ્ય પામી છે અને જેમની વય હજુ જુવાન છે તેવી વિધવાઓને પુનર્લગ્નની છૂટ મળવી જોઈએ.

૫. વૈધવ્ય એ અપશુકનની નિશાની ગણાય છે તેને બદલે તેને પવિત્ર ગણી તેને માન આપવું જોઈએ.

૬. વિધવાઓને સારુ શિક્ષણ અને ધંધાનો સુંદર પ્રબંધ થવો જોઈએ.

**પુણ્યકર્મને રાહ શી?**

આટલા સુધારા થાય તો વિધવાના શાપમાંથી હિન્દુસમાજ બચી જાય એમાં શક નથી. ઉપરના સુધારા હરેક કુટુંબ, હરેક નાત પોતાને માટે કરી શકે છે. એકબીજા એકઠી નાતની રાહ જોઈને બેસે છે તેમાં જ ઘણા સુધારા અટકી પડે છે. જેને જે વખતે જે પુણ્યકર્મ લાગે તેણે તે જ વખતે તે આચરવું એવો ઋષિનો કાયદો છે. પાપકર્મ કરતાં વિચારવું, જોશ જોવડાવવાં, વડીલોની સલાહ લેવી ને છેવટે પણ ન જ કરવું. પુણ્યકર્મ કરતાં રાહ જોવી એ ઈશ્વરના ગુનેગાર બનવા જેવું છે છતાં આપણું વર્તન ઊલટું જ હોય છે. પાપકર્મ કરતાં ડરતા નથી, પુણ્યકર્મ કરવા માટે પરિષદોની રાહ જોઈએ છીએ।

તા. ૯-૫-૧૯૨૦

# ત્રણ પ્રસંગો

સત્યાગ્રહાશ્રમને અંગે વિવાહપ્રસંગ આવ્યો તેથી આશ્રમમાં થયેલ વિવાદ અને બહાર થતા વિવાદની સાથે સ્હેજે મારાથી મુકાબલો થઈ ગયો છે. અને તેથી ઉત્પન્ન થતા કેટલાક વિચારો વાચનારની સમક્ષ મુકવાની હું છૂટ લઉં છું

ઇમામસાહેબ અબ્દુલ કાદર બાવાઝીર એક ખાનદાન કુટુંબના ચુસ્ત મુસલમાન છે. તેમના પિતાશ્રી મુંબઈની જુમા મસ્જીદનાં કેટલાંયે વર્ષો સુધી મુઅઝ્ઝિમ હતા. ઇમામસાહેબ ઘણાં વર્ષો થયાં મારી સાથે જ રહેતા આવેલા છે. જેલમાં પણ મારી સાથે જ હતા. જેલના અનુભવ ઉપરથી તેમનો પોતાનો વેપાર ઉપરથી. લોભ ઉતર્યો અને તેઓ કુટુંબ સહિત મારી સાથે જ ફિનિક્સમાં રહેવા લાગ્યા. ફિનિક્સમાં મજુરી કરવાની હતી. ઇમામસાહેબે કોઈ દિવસ મજૂરી નહિ કરેલી, છતાં ફિનિક્સમાં તે મજૂરી કરવા લાગ્યા. ફિનિક્સમાં 'ઇન્ડિયન ઓપીનિયન' નીકળતું હતું તેથી તેઓએ છાપખાનામાં બીબાં ગોઠવનારનું કામ પણ શીખી લીધું.

આ ઇમામસાહેબને બે દીકરી છે. તેઓ મારી સાથે સગા ભાઈની જેમ રહ્યા છે અને અમે બન્નેએ એકબીજાના ધર્મને પૂરેપૂરું માન આપ્યું છે તેથી અમે જુદા ધર્મના છીએ એવું દુઃખ થયું જ નથી. એઓ પોતાની નીમાજ પઢે ને હિન્દુ પોતાની ધર્મક્રિયા કરે તેમાં એકબીજાએ ખોટું જોયું નથી, એટલું જ નહિ પણ એ જ યથાર્થ માન્યું છે.

હવે તેમની મોટી દીકરી બહેન ફાતમાના વિવાહનો પ્રસંગ આવ્યો. અમે બન્નેએ મસલતો કરી. ફાતમા ૨૦ વર્ષ ઉપરની ડાહી છોકરી છે. તેની સાથે ને ઇમામસાહેબ સાથે મસલત કરીને અમે આશ્રમને છાજે, અમારી ગરીબીને છાજે, તેવો વિવાહ કરવાનો નિશ્ચય કર્યો. વરઘોડો વાજીંત્રાદિ તમામ આડંબરો બંધ રાખ્યા. જમણ બંધ રાખ્યાં. વિદ્યાર્થીઓ પોતાના બ્રહ્મચર્યનો મહિમા સમજી શકે તેથી તેઓની સાથે પણ વાતચીત કરી તેઓને વિવાહમાં ભાગ નહિ લેવાનું ઠરાવ્યું. ઇમામસાહેબનાં અને વરરાજા ભાઈ મેધર હુસેન કુરેશીનાં સગાંને અને જેઓ આશ્રમની સાથે સંબંધ રાખનાર છે તેઓને આશીર્વાદ દેવા આવવાનું આમંત્રણ કર્યું. તેઓની આગળ ઘેર બનાવેલું શરબત અને સૂકો લીલો મેવો ધર્યાં. બત્તીના હાંડી સિવાય કંઈ જ નહિ રાખ્યું.

વિવાહની ક્રિયા બે કલાક ચાલી, તેમાં અરધો કલાક મોલુદ શરીફમાં એટલે મંગળાચરણમાં પેગંબર સાહેબનું જીવનચરિત્ર અરબીમાં પઢવામાં ગયો. પછી

કાજીસાહેબે સાક્ષીઓ સમક્ષ નિકાહનામું લખ્યું અને મુંબઈની જુમા મસ્જીદના ખતીબ સાહેબ અબદુલ મુનીમ બાગઝાદાએ પઢાવ્યું. તેમા સહીઓ થઇ. તેમાં વીસેક મિનિટ ગઈ. પછી ફાતેહા, એટલે ઇશ્વરનો પાઠ. ત્યાર બાદ શરબત અને મેવો તથા વરરાજાનાં આવેલા મુરબ્બીઓને નમન કરવાનું. વરરાજાનો પોષાક સાદો હતો. સાંજના સાડા છ વાગે કાર્ય શરૂ થયું ને સાડાઆઠ વાગે પૂરૂં થયું. ત્યારબાદ બ્હેન ફાતમાએ આશ્રમમાં વિદ્યાર્થીઓની મુલાકાત લીધી. આ દેખાવ કરૂણાજનક હતો. તેની સાથે ભણનારા વિદ્યાર્થીઓ, તેની સાથે રહેનારા ભાઇબહેનોની સાથે વિયોગનો સમય આવ્યો જાણી તે રોવા લાગી. તેની ફરજ આશ્રમનું શિક્ષણ તેના સાસરામાં લઇ જવાની છે એનું તેને સ્મરણ કરાવવામાં આવ્યું. તેનું કાર્ય પોતાના નવા ઘરમાં સત્યનો, દયાનો, સ્વદેશીનો, દેશસેવાનો, સાદાઇનો પ્રચાર કરવાનું છે એમ તે સમજી. આમ આ વિવાહનું કાર્ય બે અઢી કલાકમાં ઉકલી ગયું.

પશ્ચિમની બેહૂદી નકલ

બીજે દહાડે સવારે હું શહેરમાં ગયો. ત્યાં કુવેકા પારસિનાના જોયાં. ચિત્રવિચિત્ર પોષાક પહેરેલા વાજાંવાળા પોતાના અવાજોથી કાન બહેરા કરી રહ્યા હતા. બાળકો અને જુવાનીઆ અસહ્ય તાપમાં ઘરેણા અને મખમલના પોષાકમાં લદાયેલા પસીનાથી નીતરી રહ્યા હતા. વરરાજા ફુલવાડીમાં ઢંકાઈ ગયા હતા. આમાં મેં ન જોયો ધર્મ, ન જોયો ખરો આનંદ, ન જોયો ખરો વૈભવ. જો વાજાં રાખવાં તો શા સારૂ આપણે પશ્ચિમની બેહૂદી નકલ કરીયે? પશ્ચિમની જ નકલ કરવી હોય તો તેનું અસલ તપાસીને જ લઇયે. આપણે જે બેંડો વગાડાવીયે છીયે તેમાં જરાયે માધુર્ય નથી, સંગીત નથી એમ સામાન્ય સંગીત જાણનાર પણ કહેશે. વરઘોડો કહાડીયે તો દેશની હવાને છાજતો પોષાક કેમ ન ગણીયે? જવાહીર પહેરાવવાં હોય તો કેમ તેમાં કંઇક કળા કે વિવેકનો ઉપયોગ ન કરીયે? જો ગીત ગવડાવવાં છે તો સ્ત્રીઓને કેમ ગીત ગાતાં ન શીખવીયે?

વિવાહ-પદ્ધતિમાં ફેરફારની જરૂર

મારી ફરીયાદ ધામધૂમ સામે નથી. જેની પાસે પૈસો છે, જેની પાસે બીજો આદર્શ નથી એ ધામધુમ કરશે. એને પૈસો વાપરવાનો અવકાશ જોઇયે. પણ આપણી ધામધુમોમાં વિવેક, વિચાર, મર્યાદા, કળા, ઉન્નતિ જોવા ઇચ્છું છું. આપણા વિવાહની રસમમાં ફેરફારો થયેલા તો જોઉં છું, પણ તે ફેરફારો ઘણા તો વગરવિચારે થયેલા જોવામાં આવે છે. આડંબર ઘટવાને બદલે વધ્યો છે, ખર્ચ ઘટવાને બદલે વધ્યો છે. વિવાહ એક ધાર્મિક ક્રિયા પણ છે, એનો ભૂલાઇ જવાયું છે. સારાં કુટુંબો વિચારપૂર્વક ફેરફાર કરે તો જરૂર બીજાઓ ઝીલી લે એવી મારી માન્યતા છે. પ્રજાજીવન જો આગળ વધવાનું હશે તો આપણે તે જીવનના બધાં પાસા તપાસવાં પડશે.

આપણી ઉપર એક આરોપ છે; તેમાં કંઇક સત્ય છે. આપણે દેખાવ બહુ કરીયે છીયે. ખરા આનન્દને બદલે આનન્દનો દેખાવ કરીયે છીયે, ખરા શોકને બદલે શોકનો દેખાવ કરીયે છીયે.

અમદાવાદ છોડી હું મુંબઈ ગયો. ત્યાં જે બંગલામાં હું રહેતો હતો ત્યાં બીજા ભાડુતો રહેતા હતા. તેઓમાં એક મરણ થયું. વખત બાર વાગ્યાનો હતો. એકાએક કોલાહલ મચી રહ્યો. રોકકળ શરૂ થઇ. બચ્ચાંના, બૈરાંના, મરદના અવાજ સાથે ઉપડયા. આ રોણું રાતના નવ દશ વાગ્યા સુધી ચાલ્યું. બીજાં બૈરાં આવ્યાં તેમણે પણ છાતી કૂટવાનું ને રોવાનું શરૂ કર્યું. આ રોવાકૂટવામાં મોટે ભાગે દેખાવ માત્ર હતો. આમાં ધર્મ તો નથી જ. મૂએલાની પાછળ રોવાની આપણા ધર્મમાં મનાઇ છે. બીજા ધર્મમાં તો રોતા જ નથી. ઉપરના રોવામાં પાડોશી તરફનો ધર્મ તો ભૂલાઇ જ જવાય છે. પાસે માંદા હશે, પાસેના ઘરમાં વિવાહ હશે એ વિચાર તો કરાય જ કેમ ? રોવું ને ઉંચેથી રોવું એ રિવાજ છે. ન રોઇયે તો આપણને કોઈ વગોવશે વાસ્તે રોવું, વાસ્તે કૂટવું આ ન્યાય છે. અને આ ન્યાય કંઇ ગરીબોનો કે અભણનો નથી. સારાં કુટુંબોમાં એ ન્યાય પ્રવર્તે છે. આ કુટેવ, આ પાપ કેમ મટે ?

પાતમાના લગ્ન પછી તુરત જ બે કડવા અનુભવ મળ્યા તેની સરખામણી ઉપરના (મને લાગતા) ભવ્ય અનુભવની સાથે કર્યા વિના ન રહેવાયું. વાંચનારને તે વિચારોની ભેટ કરૂં છું તે એવી આશાએ કે આપણે આપણા જીવનને સૂક્ષ્મ રીતે તપાસીયે અને જે જે બદી હોય તે તે કહાડીયે.

---

# ખિલાફત વિષે અગત્યની ચર્ચા

કરાંચી, તા ૨૪ એપ્રિલ ૧૯૨૦

**માનવંતા મહાત્મા ગાંધીજી,**

આપણા મુસલમાન ભાઈઓ ખચીત જ દુઃખી છે એમ હું માનું છું અને જોઉં છું. તેઓના દુઃખમાં હમદરદી આપી, ફક્ત મ્હોડાના શબ્દોથી જ નહિ પણ કાંઈ વહેવારૂ રીતથી એ બાબતમાં સહાયતા આપવાની મને ઇચ્છા છે. ખિલાફતની બાબતમાં કેટલે દરજ્જે મુસલમાન ભાઇઓની માગણી વ્યાજબી છે એ બાબતમાં બધી બાજુઓનું સમજતાં વિચારો નક્કી કરી શક્યો નથી, પણ મનુષ્ય તરીકે અને એક દેશના ભાઇ તરીકે

મુસલમાન ભાઇઓના દુઃખમા હમદર્દી થવાની ફરજ સમજું છું. અનેક વખતે કલાકો સુધી ચિંતાતુર મનન એ બાબત ઉપર થાય છે અને દુઃખ થાય છે કે શું થશે અને શું કરવું. બીજા મિત્રો આ મારા શબ્દો કબૂલ ન રાખી શકે એમ છે, કારણ કે તેઓ એમ સમજે છે કે નૉન-કોઑપરેશન કબૂલ રાખે તે જ મુસલમાન ભાઇઓનો ખરો મિત્ર હોઇ શકે અને બીજાઓ દુશ્મન છે. ખેર. હું માનું છું કે તમો જરૂર જ મારા જેવા વિચારોમાંથી અને હૃદયની દુઃખી લાગણીમાથી પસાર થતાઓનો હાલ સમજી શકશો.

'નૉન-કોઑપરેશન' બાબત ઘણો વિચાર કીધો છે એ બાબતમા બે અત્યંત મુશ્કેલીઓ મારા મગજમા ચાલુ રહે છે.

'નૉન-કોઑપરેશન'ની અસરો હિન્દુસ્તાન સરકારની વિરોધી થશે શા માટે ? હિન્દુસ્તાન સરકારે ખિલાફતની બાબતમા શો ગુન્હો કર્યો છે ?

'નૉન-કોઑપરેશન' પ્રજામાંથી અનેકોને વિપત્તિઓ અને દુઃખમા લાવશે મને મારા ઉપર વિપત્તિઓ લાવવાને દરેક હક છે, પણ મારા કાર્યથી બીજાઓની મરજી વિરુદ્ધ દુઃખી કરવાનો શો હક છે ? તેથી તમારા ચાર વિભાગોમા પહેલા સિવાય બીજા ત્રણ વિભાગો સત્યાગ્રહના ક્રમમાં કેમ આવી શકે ?

પણ તમારા જેવા આગળ વધેલા પુરુષો એ બાબતમા પ્રજાને Non-violence ચલાવશો એવી કાંઇક આશા રાખી, તે પરમાત્માની ભક્તિ કરી શકીયે કે તે પેદા કરનાર પિતા સહાય થાઓ અને ફતેહ આપો, એ વિચારો હું રાખતો હતો.

તેટલાં મી. શૌકતઅલીના મદ્રાસમાં બોલેલા શબ્દો વાચી અત્યંત દુઃખી થયો છું અને મુસવણમા પડયો છું. છેલ્લી લાઇનો વાચી આપણે આ કાગળ લખ્યો છે કે એ વિચારો સત્યાગ્રહના ક્રમ મુજબ છે કે ? જો મી. શૌકતઅલી જેવા વિદ્વાન અને આગેવાન મુસલમાન નૉન-કોઑપરેશન અને 'નૉન-વાયોલન્સ'નો આ અર્થ કાઢતા હોય કે 'દુનીઆને સુખી થવા ન દેવું અને એ મુસલમાન ધર્મ શીખવાડે છે' તો શું થશે એ વિચારથી ચિંતાતુર બનવું પડે છે.

મારા જેવી હાલતમાં અનેક ભાઇઓ બહેનો હશે તો આ બાબતનો ખુલાસો તમારા અમૂલ્ય વખતની થોડી મીનીટો ફાજલ પાડી, મને પોતાને યા જાહેરમાં વ્યાજબી લાગે તેમ જણાવશો તો આભારી થઇશ.

લી.

જમશેદ નસરવાનજી મહેતા

સિંહગઢ તા. ૧૯મી મે

ભાઇશ્રી ૫ જમશેદજી,

તમે કાગળ ભલે લખ્યો. તમને અથવા તમારા ભાવોને હું ન સમજી શકું એવું નહિ બને, તેમજ નૉન-કોઑપરેશનના વિચારથી વિરુદ્ધ હોય એ મુસલમાનોનો મિત્ર નથી એમ કહી નહિ શકાય. મિત્રભાવમા પણ મતભેદ હોઇ શકે છે.

તા. ૯-૫-૧૯૨૦

હવે તમારા સવાલોનો જવાબ આપું:

૧. અસહકારની અસર સરકારની વિરોધી જરૂર થશે, પણ અસહકાર એ સજારૂપે નથી કલ્પાયો, એટલે સરકારના ગુન્હાનો સવાલ ઉઠી શકતો નથી. એમ છતા સરકારે જેટલું કરવું જોઇયે તેટલું નથી કર્યું. જો ઇંગ્લંડની સરકાર ન્યાય ન મેળવે તો હિન્દુસ્તાનની સરકાર રાજીનામુ આપી શકે છે. હિન્દુસ્તાનની સરકાર આવે સમયે માત્ર 'પ્રોટેસ્ટ' કરી સંતુષ્ટ નથી રહી શકતી. એ તેમની ત્રૂટી છે, અને તેથી એ સરકારનો સહકાર બંધ કરી પ્રજા પોતાનો અણગમો દર્શાવી શકે છે.

૨. આપણે કોઇને જ્ઞાનપૂર્વક દુઃખ નથી આપી શકતા, પણ આપણા અનિવાર્ય કાર્યથી કોઇને દુઃખ થાય તેને સારૂ આપણે જવાબદાર નથી. સરકારની નોકરીનું રાજીનામું આપવાનો મને સદાય હક છે. તે રાજીનામું આપતા સરકારને દુઃખ થાય તેમાં હું હિંસા નથી કરતો. મારા પિતાના ઘરમા હું રહું, તેની હું કેટલીક સેવા પણ કરતો હઉં, પણ પિતાને હું અન્યાય કરતો જોઉં તે વખતે તેના ઘરનો ત્યાગ કરી સહકાર બંધ કરૂ તેથી તે અવશ્ય દુઃખી થશે, છતા મારે એ ઘરનો ત્યાગ કરવો એ જ મારી ફરજ હોઇ શકે. એ દુઃખ મારા પિતા પોતાને હાથે વહોરી લે છે. જો આ પ્રમાણે આપણે વર્તન ન રાખીયે તો જગતમાં જુલમગાર માત્રને જુલમ કરવાનો રૂક્કો મળે.

૩. તેથી તમે જોશો કે ખુનામરકી કર્યા વિના અસહકાર ચલાવી શકાય તો અવશ્ય ચલાવવાનો આપણને અધિકાર છે, એટલું જ નહિ પણ તેમ કરવાની આપણી ફરજ છે.

૪. શૌકતઅલીના ભાષણથી હું નથી ચમકી ગયો, કેમકે મને લાગે છે કે તેનો અર્થ હું સમજી શકું છું. જે ભાવથી હું અસહકારને જોઉં છું તે જ ભાવથી બધા મુસલમાનો નથી જોતા એ હુ કબૂલ કરૂં છું; પણ તેઓની સાથે સ્પષ્ટ સમજુતી છે કે અસહકારની સાથે ખુનામરકી ન જ હોઇ શકે. અને જોકે મુસલમાન ભાઇઓ વેરભાવે અસહકાર ગ્રહણ કરે તે છતાં પણ તે વડે આપણે શુભ પરિણામ ઉપજાવી શકીયે છીયે અને ખુનામરકીમાથી ઉગરી જઇ શકીયે છીયે. બધા સારાં કાર્યો ગમે તે ભાવે થાય તોપણ થોડુંઘણું ફળ આપે જ છે. જે માણસ બ્હીકથી કે લજ્જાથી સત્ય કે સંયમનું પાલન કરે છે તે માણસ પણ તેનો સ્થૂળ લાભ ઉઠાવી લે છે એ સત્કાર્યનો મહિમા છે.

જેવી તમને શંકા થયેલી છે તેવી બીજાઓને પણ એવા જ નિર્મળ ભાવથી થયેલી હશે તેથી તમારો કાગળ અને મારો જવાબ 'નવજીવન'માં છાપવા મોકલું છું.

મોહનદાસ ગાંધીના વંદેમાતરમ્

તા. ૧૬-૫-૧૯૨૦

# ખિલાફત

ખુનામરકીનો ભય

ખિલાફત બાબત ઘણા સવાલો હાલ થયા કરે છે. તેની ચર્ચા પણ છાપાઓમાં ખૂબ થાય છે. અસહકારમાંથી ખુનામરકી થશે એવો મત ઘણા બતાવે છે, ને જો તેમ થાય તો અસહકારથી શો લાભ? જેમ બધા મહાકાર્યોમાં તેમ અસહકારમાં જોખમો હોય જ. જીંદગી અખતરાઓ અને જોખમોથી ભરેલી છે. સાહસ વિના મોક્ષ પણ નથી મળતો. ભૂલથી ભરેલો મનુષ્ય માત્ર આટલું જ વિચારી શકે છે: "અમુક કામ કરવામાં વધારે જોખમ છે કે ન કરવામાં; અને જો કરવામાં ઓછું હોય તો તે બીજી રીતે પણ કર્યા વિના ન ચાલે તેમ છે કે કેમ?"

ખુનામરકી અસહકારે અટકાવી

મારી દૃઢ માન્યતા છે કે જો અસહકારની વાત ન ચાલી હોત તો આજે ક્યારની ખુનામરકી થઇ હોત. અસહકારને લીધે જ ખુનામરકી અટકી છે. મુસલમાન ભાઇઓનું લોહી ઉકળી રહ્યું છે, પણ હિન્દુ તેમના સાથી છે એ માન્યતાથી તેમણે ધીરજ રાખી છે. જ્યારે તેમ છતાં પણ ઇન્સાફ ન મળવાની ધાસ્તી લાગી ત્યારે તેઓ વિચારમાં પડ્યા. હવે શું કરવું? કેટલાક ખુનામરકીના વિચાર કરવા લાગ્યા, બૉયકૉટનો તુચ્છ વિચાર કર્યો. પણ તેઓ જોઇ શક્યા કે બાયકૉટ કરવાયોગ્ય હોય તોપણ કરી શકાય તેવું નથી. તેટલામાં દિલ્હીની પહેલી જ કૉન્ફરન્સમાં મેં અસહકાર સૂચવ્યો. તે તેઓએ એકે અવાજે ઉપાડી લીધો. મેં તેઓને કહ્યું કે જો ખુનામરકીનો વિચાર તેઓ છોડે તો જ અસહકાર ચાલે. એક પણ ખુન આપણે હાથે કે આપણી મારફતે થાય તો હું તો નીકળી જ જાઉં. તેઓએ એ કબૂલ રાખ્યું ને જોયું કે ખુનામરકી કરતા પણ અસહકાર એ કેટલેક દરજ્જે બહુ જોરાવર હથિયાર છે. તેવા અસહકારનો પવન ફુંકાવો શરૂ થયો ને, આજે તે વ્યાપક વસ્તુ થઇ પડેલ છે; અને તેથી જ આપણે હિન્દુસ્તાનમાં પરમ શાન્તિ અનુભવી રહ્યા છીએ. જો અસહકારની ઉપર મુસલમાનોની નજર ન રહી હોત તો આજે આપણે હિન્દુસ્તાનમાં દુર્દશા જોઇ રહ્યા હોત એવો મારો દૃઢ અભિપ્રાય છે. સરકાર ખુનામરકીને દબાવી શકત એ હું માનું છું. પણ ખુનામરકી થઇ તો હત જ. અસહકાર છતાં પણ ખુનામરકી થશે તોયે સરકાર આપણને દબાવી શકશે. સવાલ માત્ર એ જ છે કે ખુનામરકી અસહકાર વિના થાત કે નહિ? તેનો જવાબ હકારમાં જ મળી શકે છે.

તેઓનો મત આપનાર સાથેનો અંગત સબંધ જોયો છે. આપણી કહેવત પ્રમાણે મ્યુનિસિપાલિટીના સભાસદોને ચુંટવામાં વગે વાવણાં થયાં છે. આપણે ધારાસભાની ચુંટણી વખતે આ આદતમાંથી શરૂઆતમાં જ નીકળી જઇશું તો એક ઢબ પડી જશે અને તે પ્રમાણે જ મત આપવાનો ભવિષ્યમાં રિવાજ પડશે. જો ધારાસભાનો આપણે સદુપયોગ કરવા ઇચ્છીયે તો આ રસ્તો જ આપણે પકડવો પડશે. મારી તો એવી પણ માન્યતા છે કે કોઇ મત આપનારાએ પક્ષોના ઝગડામાં ન પડવું જોઇયે. અમુક ઉમેદવાર કયા પક્ષનો છે એ જાણવા કરતા કયા વિચારનો છે એ જાણવું આવશ્યક છે. એનું ચારિત્ર કેવું છે એ જાણી લેવું એ વળી એથી પણ વધારે અગત્યનું છે. ચારિત્રવાન પુરુષ ગમે ત્યા હશે ત્યા આપણને શોભાવશે. તેની ભૂલો સહન કરવા જેવી હશે. ચારિત્રહીનની મારફતે ઉંચા પ્રકારની લોકસેવા હું અસંભવિત માનું છું. એટલે જો મારે ચુંટણી કરવાની હોય તો ઘણા ઉમેદવારોમાં પ્રથમ તો હું સારામાં સારા કોણ છે એ શોધી લઉં અને પછી હું તેની ઉલટ તપાસ કરીને જાણી લઉં કે જે વડે દેશની ઉન્નતિ વહેલામા વહેલી થઇ શકે એવા વિચારોને તે અનુકૂળ છે કે નહિ. તેથી હું તેને નીચેના પ્રશ્નો પૂછું:—

સભાસદો માટે પ્રશ્નો

૧. હાલ જે સ્વદેશી ચળવળ ચાલી રહેલી છે તેને તમે પસંદ કરો છો? જો પસંદ કરતા હો તો તમે પરદેશી કાપડ ઉપર મોટી જકાત નાખવાને તૈયાર છો? અને સ્વદેશનું કાપડ સોઘું થાય તેવી રીતે જે જે વસ્તુઓ જોઇયે તે તે વસ્તુઓ સોંઘી મળી શકે એવા કાયદેસર પ્રયત્નો કરવા તૈયાર રહેશો?

૨. પ્રત્યેક પ્રાન્તની ભાષામા જ પ્રત્યેક પ્રાન્તની પ્રવૃત્તિઓ ચાલવી જોઇયે અને રાષ્ટ્રની પ્રવૃત્તિઓને સારૂ રાષ્ટ્રીય ભાષા હિન્દુસ્તાની એટલે હિન્દીઉર્દુનું મિશ્રણ હોવી જોઇયે એમ તમે માનો છો? અને જો માનતા હો તો પ્રાન્તની ધારાસભામાં પ્રાન્તની ભાષામાં બની શકે તેટલો પ્રાન્તનો કારભાર ચલાવવા અને રાષ્ટ્રનો કારભાર રાષ્ટ્રીય ભાષામાં ચલાવવા તમે સતત પ્રયત્ન કરશો?

૩. જ્યારે અંગ્રેજી રાજ્ય સ્થપાયું ત્યારે અંગ્રેજી અમલદારોએ લોકોની સગવડ કરતાં અમલ ચલાવવાની સગવડનો વધારે ખ્યાલ રાખીને હિન્દુસ્તાનના ભાગ ભાષા પ્રમાણે કરવાને બદલે અમલદારોની સગવડ પ્રમાણે કર્યા તેથી દેશને બહુ નુકસાન થયું છે એમ તમે માનો છો? અને જો માનતા હો તો ભાષા પ્રમાણે પ્રાન્તોના નવેસર વિભાગ વહેલામાં વહેલા થઇ શકે એવો પ્રયત્ન ધારાસભામાં કરશો?

૪. તમે માનો છો કે હિન્દુ અને મુસલમાનની એકતા વિના હિન્દુસ્તાનની ઉન્નતિ બિલકુલ સંભવતી નથી? અને જો એમ માનતા હો તો ખિલાફતના સવાલમાં તમે હિન્દુ હો તો મુસલમાનોને બધી યોગ્ય મદદ દેવા તૈયાર છો?

આમ હું આવા ચાર પ્રશ્નો તો જરૂર પૂછું અને તેનો મને સંતોષકારક જવાબ મળે તો હું મારો વોટ આપું. મને આ ચાર પ્રશ્નો બહુ વજનદાર અને અગત્યના લાગવાથી હું તે પ્રશ્નો પૂછું. મત આપનારને આમાંના કોઇ પ્રશ્નો જરૂરના ન જણાય તો એ ભલે ન પૂછે. એને પોતાને વધારે અગત્યના જણાય તે ભલે પૂછે. કયા પ્રશ્નો પૂછવા એ અહીં સવાલ નથી પણ આપણે હિન્દુસ્તાનની ચડતીને સારૂ જે જે વસ્તુઓની આવશ્યકતા કલ્પેલી હોય તે તે વસ્તુઓ આપણા પ્રતિનિધિની પાસે કરાવવાને સારૂ તેનો અભિપ્રાય જાણી લેવો એ જરૂરનું છે. એ સવાલ અહીં હું ચર્ચી રહ્યો છું. મત આપનારની તટસ્થતા, સ્વતંત્રતા, તેનું પ્રામાણિકપણું, તેની બુદ્ધિની જાગૃતિ, એ હિન્દુસ્તાનને આ સંધ્યાને સમયે અતિ આવશ્યક છે એ બતાવવાનો મારો પ્રયત્ન છે. મત આપનાર રાષ્ટ્રની પ્રવૃત્તિમાં કંઇ પણ ભાગ ન લે, તેમાં શું શું ચાલે છે એ જાણે નહિ, વિચારે નહિ, પણ પોતાનાં સગાને કે પોતાને જેની ઓથ છે અથવા જેની ગરજ છે તેને જ એ પોતાનો મત આપે તો તેથી હિન્દુસ્તાનનું ભલું થવાને બદલે હિન્દુસ્તાનનું ભુંડું થાય એ બતાવવા ઇચ્છું છું.

હવે માનીયે કે કયા પ્રશ્નો પૂછવા એ આપણે નિશ્ચય કરી લીધો, એ પ્રશ્નો પૂછી લીધા અને એ પ્રશ્નોનો ઉત્તર આપણને સંતોષકારક રીતે ન મળી શકે અથવા તો સંતોષકારક ઉત્તર આપનાર ચારિત્રવાન ઉમેદવાર નથી એમ આપણને લાગે તો આપણું શું કર્તવ્ય છે એ પ્રશ્ન તપાસવો રહ્યો. જ્યાં મત આપવાની પ્રથા ઘણા કાળથી ચાલતી આવેલી છે ત્યાં અનુભવથી મત આપનારાઓએ જોયું છે કે જ્યારે તેમને અનુકૂળ પડે એવો પ્રતિનિધિ ન મળે ત્યારે તેઓ પોતાનો મત ન નોંધાવીને પોતાની સત્તાનો પૂરો ઉપયોગ કરી લે છે. જ્યાં કોઇ પ્રતિનિધિ અનુકૂળ નથી ત્યાં 'નહિ મામા કરતાં કાણો મામો સારો' એ ન્યાય લાગુ પડતો નથી. પણ આપણે કોઇને મત નહિ આપીને પૂરેપૂરી અસર ઉપજાવી શકીયે છીયે.

કોઇ એમ કહેશે કે મત નહિ આપનારા બેસી રહેશે અને મત આપનારાઓનો મત લઇને ગમે તે માણસો તો દાખલ થઇ જ જવાના. થોડે અંશે આ વાત સાચી છે. પણ એમ માની લો કે કોઇ ગામમાં ઉમેદવારો કેવળ મદ્યાદિનું સેવન કરનારા જ હોવાથી પીઢ માણસોએ તેઓને મત નહિ આપ્યા અને ઉમેદવારો

પોતાના જેવાઓનો મત મેળવીને પ્રતિનિધિ બન્યા. એવાનું વજન ધારાસભામાં કેટલું પડવાનું? અલબત્ત તેઓનો એકડો મીંડું નહિ ગણાય, પણ એઓનાં ભાષણનું, એઓના અભિપ્રાયનું કશું વજન ધારાસભામાં પડી શકવાનું નથી, એટલું જ નહિ પણ જ્યારે મત આપનારાઓએ દક્ષતાપૂર્વક એક સમયે પોતે પસંદ કરી શકે એવો પ્રતિનિધિ ન જોયો હોય ત્યારે તેઓ ઘટિત પગલાં ભરી બીજે સમયે યોગ્ય પ્રતિનિધિને શોધી કાઢી પોતાના મતથી તેને ચુંટશે અને આમ કરીને પોતાના ગામને કે શહેરને શોભાવી શકશે. જ્યાં રાષ્ટ્રીય જીવન જીવંત દશામાં હોય છે ત્યાં લોકો દરેક પ્રવૃત્તિને સમજે છે અને પોતાની આસપાસનું વાતાવરણ શુદ્ધ કરવા અને રાખવાને ખૂબ મથ્યા કરે છે. એટલે ઇરાદાપૂર્વક અને જ્ઞાનપૂર્વક મત નહિ નોંધાવવાના પ્રસંગો કોઈ કોઈ વખતે મત આપનારને આવ્યા જ કરશે એમ અનુભવે સહુ જ્ઞાનવાન અને વિચારવાન મત આપનાર જોઇ શકશે. તેથી જ્યારે પોતાને અનુકૂળ પ્રતિનિધિ ન જોવામાં આવે ત્યારે મત આપનારાઓ નીડર રહી પોતાનો મત આપવાનું માંડી વાળશે એવી મારી ઉમેદ છે; અને જો મત આપશે તો તેઓ નિષ્પક્ષપાતે પાત્ર પુરુષને જ આપશે એમ હું માની લઉં છું.

---

# ખાદીનો ઉપયોગ કરનારાઓને સારૂ

ખાદીનો ઉપાડ

વાંચનાર જાણીને રાજી થશે કે ખાદીનો જે જથો સત્યાગ્રહાશ્રમમાં ભરાઇ ગયો હતો તે બધો ઉપડી ગયો છે. દસ હજાર રૂપીયાની ખાદી વગેરે શુદ્ધ સ્વદેશી ભંડારવાળા રા. નારણદાસ પુરુષોત્તમ અને રા. વિઠ્ઠલદાસ જેરાજાનીએ લીધાં છે અને પંજાબ, સિંધ વગેરે પ્રાંતોમાંથી ખાદીની માગણી શરૂ થઈ ગઈ છે. તેથી જ્યાં જ્યાં વધારે ખાદી મોકલવાની મનાઈ કરવામાં આવી હતી ત્યાં, ત્યાંથી પાછી ખાદી આવવી શરૂ થઇ ગઇ છે. ખાદી મંગાવનારાઓ ખાદીના નમૂના તેમ જ ભાવો મંગાવ્યા કરે છે, પણ હાલ તુરત ચોક્કસ રીતે એ બન્ને ચીજ થઈ શકે તેમ નથી.

ખાદી વિષે સંતોષ

એટલું યાદ રાખવું જોઇએ કે હાથે કાંતવાની ક્રિયા તો એક વર્ષ થયાં જ ફરી શરૂ થઇ છે. તેથી સેંકડો સ્ત્રીઓ જેઓ નિરુદ્યમી રહેતી હતી તે હવે ઉદ્યમી અને થોડા-ઘણા પણ પૈસા કમાતી થઇ છે. સેંકડો વણકરો જેઓએ પોતાનો વણાટનો ધંધો છોડી દીધો હતો તેઓએ તે ફરી હાથ લીધો છે. પરિણામે હાથનું કાંતેલું સૂતર હાલ તો જાડુંપાતળું હોય છે અને ખાદીની પણ એક જ જાત કે ભાત હોતાં નથી..

વળી દરેક જગ્યાએ વણકરોને એક જ ભાવ આપવામાં આવતા નથી. જ્યાં તેઓને ઓછા ભાવ નથી પરવડતા ત્યાં વધારે પણ અપાય છે. આમ કરતાં કરતાં ખાદીનો પનો, ખાદીની ભાત અને ખાદીના ભાવોને આપણે પહોંચી વળીશું અને જો ખાદીની ઉપયોગિતા અને પવિત્રતાની ખૂબ જાણતાં આપણે શીખી શકીશું તો થોડા સમયમાં લાખો રૂપીયાની ખાદી પેદા કરાવી શકીશું અને લાખો રૂપીયા ગરીબોના ઘરમાં જતા કરીશું. દરમિયાન ખાદીનો ઉપયોગ કરનારાએ હાલ તુરતમાં જેવી ખાદી મળે તેવી લઇને સંતોષ માનવો જોઇયે. ખાત્રી માત્ર એટલી જ આપી શકાય કે એ ખાદીમાં રૂના દામ અને તેની ખાદી બનાવવાના મહેનતાણા સિવાય બીજું કંઈ પણ નહિ ઉમેરવામાં આવ્યું હોય અને તેનું ટકાઉપણું વિચારીશું ત્યારે તેની હરિફાઇ કરી શકે તેવું એકે કપડું જોવામાં નહિ આવે.

---

# ઓરિસ્સામાં દુષ્કાળ

ગયા રવિવારના 'નવજીવન'માં ઓરિસ્સાના દુષ્કાળ વિષે હું કેટલુંક લખી ગયો છું. તેમા ભાઇ અમૃતલાલ ઠક્કરના કાગળની મેં આશા રાખી હતી. એ કાગળ આવી ગયો છે અને તે નીચે પ્રમાણે છેઃ

"મારા બે પત્રો તથા એક તાર મળ્યાં હશે. આજે ત્રણ દિવસથી ગામડાંઓમાં ભમું છું. આજે ચોથો દિવસ પત્રો લખવા તથા બળદોને વિસામો દેવા નીમાપાડા મામે રહ્યો છું. ત્યાંથી આ પત્ર લખું છું.

ઓરિસ્સામાં દુકાળની નવાઈ નથી. હું જમશેદપુર રહેતો હતો ત્યારે ઓરિસ્સાને કોઠાર સમજતો હતો, કારણકે તેના એક મોટા શહેર બાલાસોરમાંથી ત્યાં ચોખા પુષ્કળ આવતો હતો. હાલ અત્રે ચોખા કલકત્તા, સંબલપુર વગેરે સ્થળેથી મંગાવવો પડે છે. અનાવૃષ્ટિ અને નદીઓનાં પૂર એ બન્ને બાબત ગરીબડા ઓરિસ્સાને હેરાન કરી નાંખે છે. લગભગ ૧૫૦૦ થી ૨૦૦૦ ને આશરે માણસો છેલ્લા છ માસમાં રામશરણ થયાં હશે। હું ૧૯ ગામડાંઓમાં ફર્યો. તે પૈકી ૬ માં ૪૦ માણસો ભૂખમરાથી મરણ પામ્યાના ખરા ખબર મળ્યા છે. હજુ મરતા જાય છે. આજે જે નિશાળમાં હું ઉતર્યો છું તેના કમ્પાઉન્ડમાં મારી સમક્ષ ભીખા લેવા આવેલા લોકોમાંથી એક રોગી મરણ પામ્યો છે. અહીંથી એક માઇલ દૂર ગામડામાં એક રોગી મરણપથારીએ પડયો છે. તેને મારી સાથે કામ કરનાર ભાઈ લેઈ આવ્યા. માબાપ વિનાનાં છોકરાંઓ ગામડાંમાં નજરે આવે છે. હાડકાં પાંસળાંવાળાં માણસો અને બાળકોને જોવું તો રોજનું થયું. આજરોજ આપને તાર કર્યો છે તે નીચે પ્રમાણેઃ

'૧૯ ગામડાઓ જોયાં. હજી મુસાફરીમાં જ છું. કોડીબંધ માણસો ભૂખમરામાથી મરણ પામ્યાં છે. હમણાં હમણાં સરકારે ચાવલના રોજ આપવા માંડ્યા છે, પણ જોઈયે તેથી થોડાઓને તથા ફૅમિન કોડની બલામણ કરતાં ઓછું અનાજ આપે છે. અને ૩૦ થી ૫૦ હજાર રૂપીયા જોઇશે. તાકીદથી પાંચ હજાર મોકલવા મહેરબાની કરશો.'

ફૅમિન કોડમાં ૬૦ તોલા અને ૫૦ તોલા ચાવલ અથવા બીજું ધાન્ય કામ ન કરી શકે તેવા મરદ તથા સ્ત્રીને આપવાનું કહ્યુ છે, પણ અહીં તો ૨૬ તોલા જ અપાય છે. એપ્રિલ માસની તા ૧૦મીથી શરૂ થયું ત્યારથી અત્યાર સુધી આ પ્રમાણે ૪ હજાર માણસને અપાયું. હવે સાંભળ્યુ છે કે ૪૦ તોલા આ માસમાં મળશે. ૫૦-૬૦ કોણ્યુ જાણે ક્યારે થશે? તે જ પ્રમાણે છોકરાંઓને ઓછું મળે છે.

કરીઆ લોક બહુ ગરીબ છે. લેફ્ટેનન્ટ ગવર્નર સાહેબ પધારીને દુ:કાળવાળાં ગામડાંમાં ફર્યા અને થોડાં આસુ લૂછ્યાં. પણ ફક્ત ૫ હજાર માણસને ઉપર પ્રમાણે મફત ચાવલ અપાય છે. કોઇ ઠેકાણે મજૂરી મળે તેવું એક પણ કામ ખોલ્યુ નથી. જેના 'હાડકાંપાસળાં' દેખાય તેને જ મફત ચાવલ મળે."

ઉપલો કાગળ એ પ્રાથમિક તપાસનું ફળ છે. દુ:ખ કેટલુ ઉંડું હશે એ તો આપણને હવે ખબર પડશે. દરમિયાન આપણી ફરજ આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીયે છીયે. દુષ્કાળથી, વગર વાંકે એક પણ માણસ જ્યા ભુખે મરે ત્યાં બીજાઓને શાંતિથી ખાવાનો અધિકાર ન હોઇ શકે. તેથી મારી ઉમેદ છે કે જેનાથી જેટલી મદદ બની શકે તેટલી તે આપશે. ઓરિસ્સા એવો મુલક નથી કે જ્યાંના માણસો પોતે આવી આપત્તિને સમયે મદદ કરી શકે. બીજે ઠેકાણેથી એ લોકોને મદદ મળી નથી. આપણી પાસે એમના દુ:ખની ખબર આવી પહોંચી છે. તેથી મદદ કરવાની આપણી ચોખ્ખી ફરજ છે. અમદાવાદમા આ કામ ગુજરાત સભા તરફથી ઉપડી ચુક્યું છે અને તેનું ઉઘરાણું શરૂ થઇ ચુક્યુ છે. જે જે પૈસા આવશે તેની પહોંચ આપવામાં આવશે અને મ. અમૃતલાલ ઠક્કર તરફથી હિસાબ મળશે તે પણ બહાર પાડવામાં આવશે. મદદની ફરજ

મોહનદાસ કરમચંદ ગાંધી

# અમદાવાદના મીલમાલીકો અને કામદારો

મારી આશા તો એવી હતી કે માલીકો અને મજૂરો વચ્ચેની તકરાર વિષે મારે કંઇ જ નહિ લખવું પડે. પણ જ્યારે હજારો માણસો કામ કરતાં બંધ થઇ જાય ત્યારે તે કિસ્સો હું પત્રકાર તરીકે વાંચનારની આગળ મુકવા બંધાયેલો છું એમ વાત કાગે કેમ ચડી?

લાગે છે. ઘણા પ્રસંગો એવા હોય છે કે વર્તમાનપત્રોમાં ચર્ચવાથી તેના શુદ્ધ ઉકેલમાં વિઘ્ન આવે છે. પણ જ્યારે કોઇ પ્રસંગ વિષે લોકો માંહોમાંહે વાત કરતાં થઇ જાય ત્યારે તેનું ખરૂં સ્વરૂપ લોકો સમક્ષ મુકવું એ પત્રકારની ફરજ થઇ પડે છે. તેવું માલીકો અને કામદારોને વિષે આજ વર્તે છે.

અમદાવાદમાં પચાસથી ઉપરાંત મીલો છે. તેમાં કંઇ નહિ તો પચાસ હજાર મજૂરો કામ કરતા હશે. આમાં કાંતવાનો ખાતામાં ત્રાંસલ વિભાગના મજૂરોએ માલીકો પાસે રૂ. ૩૦ના પગારની માગણી કરી અને કામ કરવાના બાર કલાક હોય છે તેને બદલે દસ કલાક કામ કરવાની માગણી કરી.

આ માગણી ઘણા વિચારપૂર્વક તેઓએ કરી. આ સિવાય બીજી માગણી છે તેને વિષે વાદવિવાદ નથી. જેમકે જ્યાં તેઓને ચોખ્ખું પાણી ન મળતું હોય ત્યાં ચોખ્ખું પાણી મળવાનો બંદોબસ્ત થવો જોઇયે, જ્યાં તેઓને સારૂ જાજરૂની સગવડ ઘણી ગંદી હોય ત્યા સારી થવી જોઇયે, જ્યાં તેઓને બપોરના ખાવાને સારૂ કંઈ મકાનની સગવડ ન હોય ત્યા તે થવી જોઇયે. આ સગવડો તો થવી જ જોઇયે. એની માગણી કરવી પડે એ જ આપણી શરમ ગણાય..

છતા જેને વિષે ગંભીર ચર્ચા થઇ તે તો કેવળ પગારના વધારા વિષે અને વખતના ઘટાડા વિષે.

માલીક અને મજૂરોના પ્રતિનિધિઓ વચ્ચે મસલત થઇ. તેમાં બન્નેની નેમ હડતાળ પડતી અટકાવવાની હતી. એ તો બે રીતે જ અટકે. મજૂરો અજ્ઞાની રહી પોતાના હકો ન સમજે અથવા જ્ઞાની હોવા છતાં પોતાના હકો જતા કરે, અથવા બન્ને વચ્ચે મતભેદ થાય ત્યારે એકબીજા ત્રીજાની પાસે પોતાનો ન્યાય કરાવે. જો આમ થાય તો મજૂરોમાં એકમતે કામ કરવાની શકિત હોવી જોઇયે. જેમ માલીકોને એસોસીએશન વગેરે મંડળનું સાધન એકીઅવાજે બોલવા અને એકમતે કામ કરવા હોવું જોઇયે તેમ મજૂરોને સારૂ પણ કોઇ મહાજન મંડળ હોવું જોઇયે. આવા ઇરાદાથી મજૂરોનાં મહાજન બાંધવાનો પ્રયત્ન શરૂ થયો અને ત્રાંસલ ખાતાંના મજૂરોનાં મહાજન બંધાવાં શરૂ થયાં. કેટલાંક મહાજન મંડળ બંધાયાં. જો આ મંડળો રીતસર કામ કરી શકે, એકરૂપે ને એકમતે કામ કરે તો તેઓની શક્તિ ખૂબ વધે અને તેઓ પોતાના દરવો અનુકૂળ કે પ્રતિકૂળ હોય તોપણ તેથી બંધાના થઇ જાય. મહાજનો બંધાતાં શક્તિ વધે અને તેનો દુરૂપયોગ થવાનો ભય રહે એ તેનું જોખમ. મહાજનો બંધાતાં તેના સભ્યો નિયમોનું પાલન કરતા થઇ જાય

સંયમ પાળે એ તેનો ભારે લોભ. આ મહાજન મંડળો હોય તો જ પંચ નીમી શકાય, તેઓની મારફતે ફેંસલા મેળવી શકાય અને જ્યારે આ તત્ત્વ જડ ઘાલે ત્યારે જ હડતાળો બંધ થાય.

હજત બનેલ ઇતિહાસ

હવે જ્યારે મજૂરોએ ઉપર પ્રમાણે માગણી કરી ત્યારે કેટલાક માલીકોની ઇચ્છા તો તુરત પંચ મારફતે ચુકાદો મેળવવાની થઇ. આમા ર. અંબાલાલે મુખ્ય ભાગ લીધો. તેમને લાગ્યું કે જો પંચ મારફતે ઠરાવ થાય તો હડતાળો થતી અટકે ને ઉદ્યોગ નુકસાનીમાંથી બચે. તેથી તેમણે અને તેમના જેવા મત ધરાવનારાઓએ પંચનામુ કર્યું ને તેમાં સહીઓ થઇ.

ર. મંગળદાસને એમ લાગ્યું કે મજૂર માલીક વચ્ચે કોઇ ન હોય તો જ ઠીક; તેમા જ બન્નેની શોભા છે. મતભેદ થાય તો તેઓ ઘરમેળે સમજી લે. તેમણે એમ ઘરમેળે પતાવવાનો પ્રયત્ન પણ શરૂ કર્યો. તેમને મોટો ભય એ છે કે મજૂરો દિવસે દિવસે માલીકોની સામે થતા જાય છે ને ડીસિપ્લિન-અંકુશ-મા નથી રહેતા. આમ જ થાય તો ઉદ્યોગ બગડે. તેથી મજૂરોને માલીકોની સાથે જ સીધી વાત કરીને ઇન્સાફ મેળવવાની તાલીમ મળવી જોઇએ. આ ધોરણે કેટલીક તકરારોના ફડચા તેમણે કર્યા પણ ખરા. ત્રાસલ ખાતા વિષે છેવટે તેમણે પણ પંચનુ તત્ત્વ કેટલેક દરજ્જે સ્વીકાર્યું. તેઓ તથા હું જે ચુકાદો આપીયે તે કબૂલ રહે એમ કર્યું.

આમ છતા ર. અંબાલાલનું પંચનામુ કાયમ રહ્યું. પણ તે એવી સમજથી કે જો ર. મંગળદાસવાળા ઠરાવ મુજબ ચુકાદો થાય તો ર. અંબાલાલના પક્ષે તે કબૂલ રાખવો. તા. ૨૫મી એપ્રિલ સુધી ર. મંગળદાસ અને હું એકમત ન થઇ શક્યા. ર. અંબાલાલને વિલાયત જવાનું હોવાથી તેમણે પોતાને સારૂ તો ભાવો મુકરર કરી લેવાનો નિશ્ચય કર્યો ને મજૂરોના પ્રતિનિધિઓની સાથે મસલત કરી ભાવો મુકરર થયા. આ ભાવોની ર. મંગળદાસને ખબર આપવામા આવી. પછી અમારી વચ્ચે મસલતો થઇ. પણ એકમતે ર. મંગળદાસ અને હું ઠરાવ ન આપી શક્યા. તેથી તા. ૯મી મેથી ર. અંબાલાલના પક્ષની બાર મીલોને બાદ કરી બીજી મીલોમાં હડતાળ શરૂ થઇ. જો ર. અંબાલાલના પક્ષે કબૂલ રાખેલા ભાવોમાંથી મજૂરપક્ષ કંઇ ઘટાડો કબૂલ કરે તો સમાધાની થવાનો સંભવ હતો, પણ ર. અંબાલાલના પક્ષે કબૂલ કરેલા ભાવ પણ પૂરતા નથી એમ મજૂરપક્ષની માન્યતા હોવાથી તેઓ ઘટાડો કબૂલ ન કરી શક્યા. છેવટે ફેંસલો સરપંચને સોંપવાનું

તેઓએ કબૂલ કર્યું. પણ રા. મંગળદાસ અને હું બન્ને કબૂલ કરી શકીયે એવા સરપંચનું નામ અમે ન શોધી શક્યા તેથી હડતાળ શરૂ થઇ છે.

મજૂરોમાં હડતાળ છતાં સંપૂર્ણ શાન્તિ જળવાઓ, માલીકો પણ શાન્ત વિચારે યોગ્ય પગલાં જ ભરો અને છેવટે બન્નેને શુદ્ધ ન્યાય મળો એટલું જ હું ઇચ્છું છું. મજૂરોની માગણી વ્યાજબી છે કે નહિ, તેઓએ પોતાની વર્તણુકમાં ભૂલ કરી છે કે નહિ, રા. અંબાલાલે જે પંચનો ઠરાવ મેળવ્યો તે બરાબર હતો કે નહિ, રા. મંગળદાસનો પક્ષ થોડા ટકાના ફેરફારને સારૂ લડે છે એમાં કંઇ સિદ્ધાન્ત છે કે નહિ, હું બે પંચમાં રોકાયો એ યોગ્ય હતું કે નહિ, આવા પ્રશ્નોના ઉત્તરો આ વેળા આપવાની જરૂર નથી જોતો. હાલ તો હડતાળ નિર્વિઘ્ને પૂરી થઇ પાછા મજૂરો કામ પર ચડી જાય એવું વાતાવરણ પેદા કરવા ખાતર મારે તકરારી વિષયોમાં ઓછા ઉતરવું યોગ્ય માનું છું.

---

# વિધવા વિષે વધુ વિચાર

વૈધવ્ય એ હિન્દુ ધર્મની શોભા છે. અખંડિત પતિવ્રતનો અર્થ તો એ જ હોઇ શકે કે એક વખતે જેને જ્ઞાનપૂર્વક પતિ ગણ્યો અને જાણ્યો તેનો દેહપાત થતાં પણ તેનું જ સ્મરણ રાખીને સંતોષ વાળવો, એટલું જ નહિ પણ તે સ્મરણમાં આનંદ માનવો. અને એ જ રીતે હિન્દુસ્તાનની હજારો વિધવા આચરણ કરીને પ્રાતઃસ્મરણીય બની છે. થોડા જ સમય પહેલાં ગં. સ્વ. રમાબાઇ રાનડેને મળવા જવાનો મારે પ્રસંગ આવ્યો હતો અને એમના ખાસ ઓરડાની અંદર જ મેં એમનાં દર્શન કર્યાં. એ ઓરડામાં મુખ્ય સ્થાને મેં એક કોચ જોયો અને તેની ઉપર ન્યાયમૂર્તિ મર્હુમ રાનડેની છબી જોઇ. હું સમજ્યો તો ખરો, પણ મારી સમજ બરાબર હતી કે નહિ એ જાણવા સારૂ એમને મેં પૂછ્યું, "આ છબી કોચ ઉપર કેમ રાખી છે?" એમણે કહ્યું, "એ કોચ એમનો જ હતો. એની ઉપર જ હમેશાં એ બિરાજતા તેથી એ કોચને મેં એમની છબીને સારૂ જ રાખેલો છે. અને એની છાયા તળે હું હમેશાં વસું છું અને મરૂં છું." આ પવિત્ર શબ્દો સાંભળી હું આનંદમાં ગરકાવ થયો અને વૈધવ્યની શોભા વધારે સમજ્યો. આવી પતિવ્રતા રમાબાઇ હિન્દુસ્તાનમાં ઠેકઠેકાણે છે એ તો હું જાણું છું.

પુરુષોની કઠણાઈ અને સ્વાર્થીપણું

પણ પત્નીવ્રતા પુરુષો ક્યાં હશે? અને જો ન હોય તો પાતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરીને પુરુષોએ સંતોષ વાળી લેવાનો છે કે પોતે પણ પત્નીવ્રત દૃઢતાપૂર્વક પાળીને પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરવાની છે? અનુકરણના જેવી બીજી કઇ પૂજા હોય? અથવા જ્યાં અનુકરણનો જરાયે વિચાર નથી ત્યાં શાબ્દિક પૂજાની કેટલી કિંમત આંકી શકાય? પાંચ વર્ષ થયાં હું હિન્દુસ્તાનમાં વસી હિન્દુસ્તાનના જીવનના પ્રત્યેક ક્ષેત્રનો સારી પેઠે અનુભવ કરવા રહ્યો છું. સામાન્ય રીતે ચારિત્રવાન ગણાતા, પોતાની સ્ત્રી ઉપર સારી પ્રીતિ રાખતા દેખાતા જુવાનોને ઘરભંગ થતાં તુરત જ સગાઇ કરતા અને પરણવા બેસતા મેં જોયા છે અને હું અત્યંત ખેદ પામ્યો છું. જો આપણે અમુક રિવાજના ગુલામ ન બની ગયા હોઈએ તો ઘરભંગ થયેલ પુરુષ સ્મશાનમાંથી હજુ ઘેર પહોંચ્યો નથી તેના પહેલાં જ પરણવાનો વિચાર કરી શકે એ આપણને કમકમાટી-ઉપજાવનારો વિચાર લાગવો જોઇએ. તેને બદલે મા પોતાના ઘરભંગ દીકરાને તુરત પરણતો જોવા ઇચ્છે છે. સાસુ પણ પોતાના ઘરભંગ થયેલા જમાઇને પરણવામાં ઉત્તેજન આપે છે અને જમાઇ એ ઉત્તેજન લેતાં જરાયે શરમાતો નથી. એવા પુરુષના રડવાનો શો અર્થ હશે? એવો પુરુષ પોતાની આગલી સ્ત્રીનું સ્મરણ રાખવા અનેક ઉપાયો યોજે એની શી કિંમત? અથવા તો પોતે નવી સ્ત્રી લાવેલો છે એની ઉપર જે હાવભાવ રેડી રહેલો છે તેની તે નવી સ્ત્રીએ કેટલી કિંમત ગણવી? આવું જીવન વિચારમય કેમ ગણી શકાય? હું તો એમાં અધર્મ જ જોઉં છું અને જ્યાં લગી પુરુષવર્ગ આ પ્રમાણે ઉદ્ધતાઇ વાપરવા તૈયાર છે ત્યાં લગી વૈધવ્યનાં વખાણ કરવાં એ પાપ મને તો કેવળ દંભ લાગે છે અને પુરુષના સ્વાર્થની પરિસીમા જણાય છે.

પુરુષોની બેશરમાઈ

જે સ્ત્રીની સાથે પુરુષે કેટલાંક વર્ષો સુધી મૈત્રી રાખેલી છે, જેનાં દુઃખે તે દુઃખી થયો છે, જેના સુખમાં ભાગ લીધા છે, જેની સાથે ભોગવિલાસ કર્યા છે, જેની સાથે ચોવીસે કલાક રહ્યો છે, તે સ્ત્રીનો દેહપાત થતાં શું પુરુષે સામાન્ય મિત્રના વિયોગથી જેટલો શોક પાળે તેટલો પણ નહિ પાળવો? ઇંગ્લંડમાં જ્યાં વિધવાને પુનર્વિવાહ કરવાની છૂટ છે ત્યાં લોકલજ્જાને વશ થઇને પણ ખાનદાન સ્ત્રીની બીજા પુરુષનો સંગ કરવાની એક વર્ષ લગી હિમ્મત ચાલતી નથી. પણ હિન્દુસ્તાનના પુરુષની ખાનદાની ઘણે ભાગે સ્મશાનની હદથી આગળ નથી જઈ શકતી. અને કોઇ કોઈ વખતે તો ચિતામાં પોતાની પવિત્ર સ્ત્રીના દેહની ભસ્મ થાય કે અને સ્મશાનની હદમાં જ નાતીલાઓ તેની સાથે નવા વિવાહની વાત કરતાં અચકાતા નથી, અને ઘરભંગ થયેલો પુરુષ તે સાંભળતાં શરમાતો નથી. આ દયાજનક

સ્થિતિમાંથી હિન્દુસ્તાને ઉગરી જવું આવશ્યક છે. વિધવાવિવાહની હીલચાલમાં પણ હું તો પુરુષનું જાણ્યેઅજાણ્યે સ્વાર્થીપણું જોઉં છું. વિધવાને પરણતી કરી મુકીને પુરુષ પોતાની શરમ ભૂલી જવા ઇચ્છે છે. જો વિધવાના વૈધવ્યનું દુઃખ પુરુષ માનતો હોય તો પોતે અખંડ પત્નીવ્રત પાળીને એ દુઃખ વિસરાવી શકે. આવા વિષયોમાં લોકમત એટલો બધો ક્ષીણ થઈ ગયો છે કે સુશિક્ષિત ખાનદાન કુટુમ્બના ગણાતા પુરુષો પણ કજોડાં કરતા અને ઘરભંગ થતાં તુરત પરણવામાં જરાયે લજ્જિત ન થતા મેં હિન્દુસ્તાનમાં ચોમેર જોયા છે.

પણ પુરુષો પોતાની ફરજ બજાવે યા ન બજાવે, સ્ત્રીઓ પોતાના હક કેમ સિદ્ધ ન કરે? સ્ત્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઇયે, પણ જે સ્ત્રીઓ પોતાના સામાન્ય હક સમજતી નથી, અથવા સમજતી છતી તે હકો મેળવવા શક્તિ નથી ધરાવતી એ મતાધિકારને લઇને શું કરશે? સ્ત્રીઓ મતાધિકાર ભલે મેળવે; ભલે હિન્દુસ્તાનની ધારાસભાઓમાં જાય; પણ સ્ત્રીઓની પ્રથમ ફરજ પુરુષો તરફથી જાણ્યે કે અજાણ્યે થતા અત્યાચારોમાંથી બચી હિન્દુસ્તાનને શોભાવવાની ને વીર્યવાન બનાવવાની છે. જ્યારે અજ્ઞાની મા પોતાની તેટલી જ અજ્ઞાની છોકરીને તુરત ઘરભંગ થયેલા પુરુષના વિષયાગ્નિમાં હોમી દેવાને તૈયાર છે ત્યારે જ એવા પુરુષો હજી વિયોગ-દુઃખનાં આંસુ સૂકાયાં નથી ત્યાં જ ફરી પરણવાનો વિચાર કરી શકે છે. મારી તો માન્યતા છે કે આવા પ્રકારના સુધારા કરવા એ સ્ત્રીઓનો હક છે, એટલું જ નહિ પણ એ સ્ત્રીઓની ફરજ છે—પોતા પ્રત્યે, પુરુષ પ્રત્યે અને હિન્દુસ્તાન પ્રત્યે.

---

તા. ૨૩-૫-૧૯૨૦

# હવે શું કરીશું?

'સુલેહ'ની શરતો બહાર પડી ચુકી છે. અંગ્રેજી 'પીસ' શબ્દનો અર્થ આપણે સુલેહ કરીયે છીયે. 'પીસ'નો અર્થ શાન્ત પણ થાય. જે શરતો બહાર પડેલી છે એને લડાઇની શરતોને નામે ઓળખાવી હત તો એ ખરી વસ્તુ સૂચવનારો શબ્દ ગણાત. પણ મર્હૂમ ગ્લૅડસ્ટનની મશ્કરી કરતાં તેના જેવા જ મહાન પુરુષ મર્હૂમ ડિઝરાયલીએ એક વેળા કહેલું કે ભાષા એ માણસોના વિચાર બતાવવાને નહિ, પણ છૂપાવવાને શોધાયેલી છે. એ વાક્ય આ સુલેહની શરતોને બરોબર લાગુ પડે છે.

જ્યાં એક પક્ષ બીજા પક્ષની પાસે કંઈ પરાણે કબૂલ કરાવે, બીજા પક્ષને પોતાના પશુબળથી નીચોવી નાખે ત્યાં સુલેહ થઈ એમ કહેવું એ તો સત્યનારાયણનો મહા-ગુન્હો કર્યા બરોબર છે.

છતાં મહામંડળે એટલે સુપ્રીમ કાઉન્સિલે એવી શરતો ઘડીને તુર્કીને મોકલાવી આપી. અને તેમ કરીને પોતે ધારણ કરેલાં વિશેષણો વગોવેલ છે. જે મંડળ ન્યાયને કોરાણે મુકે, જે મંડળ પોતાના બળથી અંધ થઈને અન્યાયને ન્યાયને નામે ઓળખાવવા ઈચ્છે, તે મંડળ પોતાને મહાન કહેવડાવે એ તો પડ્યાને પાટુ મારવા બરોબર છે. તુર્કીની સુલેહથી બ્રિટિશ પ્રધાનોનાં વચનોનો સંપૂર્ણ ભંગ થયો છે એમ કહી શકાય. જ્યાં જ્યાં તુર્કીની કોમ છે ત્યા ત્યાં એશિયામા અને યૂરોપમા તુર્કીની સલ્તનત જાળવવાનું વચન હતું. એમ છતાં તુર્કીની સલ્તનત નામની જ રાખવામા આવી છે. ખરું જોતાં સુલતાનને પોતાના મહેલમાં કેદ કર્યા જેવું મહામંડળે કર્યુ છે. એટલે તુર્કીને પોતાની અસલી જાહોજલાલીનું નિરંતર સ્મરણ કરાવીને રીબાવવા જેવું થયું. મુસલમાનોના પવિત્ર સ્થાનનો કબજો ખલીફના હાથમા ન રહેવાને આશા હતી, તેને બદલે એ પવિત્ર સ્થળો અને જે દ્વીપકલ્પને મુસલમાનો જઝિરત–ઉલ–આરબને નામે ઓળખે છે તેની હકુમત તુર્કીની પાસેથી છીનવી લેવામા આવી છે. આ બધામાં ન્યાયની કે સત્યની ગંધ જેવું યે જોવામાં નથી આવતું. છતાં તેને ન્યાયને નામે ઓળખાવવામાં આવે છે એ મનુષ્યના અભિમાનની, ઉદ્ધતાઈની અને પશુબળની સીમા આવી ગણાય. જો આવી એકપક્ષી શરતોને ન્યાયી શરતો ગણી શકાય તો દુનિયામા ઘણી વસ્તુઓ, જેને આપણે અન્યાયને નામે જાણતા થઈ ગયા છીએ તેને પણ ન્યાયી ગણવી પડશે.

છતાં નામદાર વાઇસરાય સાહેબ મુસલમાનોને ઉદ્દેશીને કહે છે કે તેઓએ શાન્તિ જાળવવી. જે સ્થું છે તે આશાજનક છે અને તેથી તેઓએ નિરુત્સાહી થવાને બદલે ઉત્સાહિત થવું. તેઓએ ઇંગ્લંડ અને તુર્કી વચ્ચેની અસલી મિત્રતા યાદ રાખવી અને હવે આ સુલેહથી ફરી મેળાપ થયો છે તેની ઉપર નવી મિત્રતાનું ચણતર કરી નવું અને તેજસ્વી તુર્કી પેદા કરવામાં તેઓએ ભાગ લેવો. વાઇસરાય સાહેબના આ ઉદ્દગારો દાઝ્યા પર ડામ દેવા સમાન છે. આવે કઠિન સમયે શું કરવું? મુસલમાનો શાન્ત થઈ બેસે તો તેઓની ગયા ચાર વર્ષની પ્રવૃત્તિ ખોટી ઠરે. અને મુસલમાનની અશાન્તિએ હિન્દુ અશાન્ત, હિન્દુની અશાન્તિએ મુસલમાન અશાન્ત એવો મિત્રતાનો કાયદો છે. એમ આપણું મન અશાન્ત થતાં જો

મહામંડળની મહાનતા

દાઝ્યા પર ડામ

આપણે ગુસ્સામાં આવી જઈએ, આવેશમાં ખુનખરાબી કરીએ તો બાજી હાથથી ગયેલી છે. પણ જો આપણે ખુનખરાબી ન કરીએ, આપણામાં આપભોગ કરવાની શક્તિ છે એમ બતાવીએ તો બાજી હાથથી ગઈ છે એમ કહેવાય જ નહિ.

આ સુલેહની શરતો લખાઈ ગઈ તેથી મુસલમાનોએ ને સમસ્ત હિન્દી પ્રજાએ હેબતાઈ જવાનું મુદ્દલ કારણ નથી. જો હિન્દુસ્તાન પોતાનું કર્તવ્ય કરશે તો આ શરતો ખરે જ ફરશે. તેને વિષે જરાયે શંકા લાવવાનું કારણ નથી. એ ફેરવવા હિન્દુસ્તાનને સારુ માત્ર એક જ વસ્તુ છે, અને તે અસહકાર છે. અસહકાર એ ફરજ છે, કેમકે તેમ ન કરવામાં આવે તો હિન્દુસ્તાન અધર્મમાં સહાયક થયું ગણાય. આ બ્રિટિશ સલ્તનત પ્રત્યેક રૈયતની સહાયથી જ ટકી રહેલી છે. સલ્તનતનાં બધાં કાર્યો સલ્તનત નીચે રહેનારી રૈયતની સહાયથી જ થાય, પછી ભલે એ સહાય રૈયતની ઇચ્છાએ આપવામાં આવેલી હોય કે બળાત્કારે. બળાત્કારને વશ ન થવું એ સત્યાગ્રહનું મુખ્ય ચિહ્ન છે. એટલે જ્યાં પ્રજામાં સત્યાગ્રહનો કંઇ પણ અંશ હોય ત્યાં પ્રજા બળાત્કારને વશ થતી નથી, અને સત્યાગ્રહી પ્રજાની પાસેથી રાજ્યકર્તા કળેથી એટલે પ્રજાને રીઝવીને કામ લઇ શકે છે. આ ખિલાફતના મામલામાં પ્રજા નથી કળને કે નથી બળને વશ થઇ શકતી. તેથી જો મુસલમાનોની લાગણી ખરેખરી દુભાઇ હોય તો તેઓ સલ્તનતને સહાય તો ન જ દઇ શકે; અને જો તેઓ સહાય ન દે તો હિન્દુથી સહાય કેમ દઇ શકાય?

અસહકાર ક્યારે કરવો, કઇ રીતે કરવો તે વિચાર કરવાને સારુ અગ્રેસર હિન્દુઓ અને મુસલમાનોની સભા થોડા સમયમાં થનારી છે. તે સભા જે નિશ્ચયો બહાર પાડે તેને પ્રજા વધાવી લેશે તો અત્યારે જે અકુશળ જણાય છે તેમાંથી આપણે કુશળને ઉત્પન્ન કરી શકીશું. દરમિયાન પ્રજાએ મહાધીરજ રાખી બેસી રહેવાનું. તેમાં પ્રજાની તપશ્ચર્યા છે.

પણ આ મહાન પ્રશ્નને વિષે ઘણા પેટાપ્રશ્નો ઉત્પન્ન થાય છે. તેમાંના કેટલાક વિચારવાલાયક છે. અનેક જગ્યાએથી અસહકારની અયોગ્યતા વિષે અથવા તેમાં રહેલા જોખમો વિષે મને ઘણી સલાહ આપવામાં આવેલી છે. તેથી કેટલાક સલાહકારોને મેં જે જવાબ આપેલા છે એ 'નવજીવન'ના વાંચનારે પણ જોઇ જવા યોગ્ય છે એમ ધારીને, મારી ઉપર એક અંગ્રેજ મિત્રનો પત્ર આવેલો છે તેનો મેં જે જવાબ આપેલો છે તેનો અને પત્રનો સાર નીચે આપું છું.

---

# કેટલીક ગુંચવણોનો ઉકેલ

અસહકાર હિન્દી સરકાર સામે કેમ ?

"હું જાણું છું કે તમારો ઈરાદો સત્ય શોધવાનો અને તે પ્રમાણે વર્તન કરવાનો છે, અને તેથી હું નીચેની ટીકા કરવાની હિંમત ધરું છું. તમે કહો છો કે અસહકાર એ સરકારની સામેની પ્રવૃત્તિ નથી, પણ જો સરકારને મદદ ન કરવી, વળી કર પણ ન આપવા એ વિચારરૂપે સરકારની સામેની પ્રવૃત્તિ ન ગણાય, તોપણ હકીકતમાં તો સામે છે એમ જ ગણાવું જોઈએ; કેમકે એવી પ્રવૃત્તિથી તો બધી રાજ્યસત્તાનો અંત આણી શકાય. વળી તમે કહો છો કે પ્રજાપોકારને સરકાર જરાયે ન સાંભળે ત્યારે તેને સહાય ન દેવાનો પ્રજાને હક છે. આ સિદ્ધાન્તની સિદ્ધાન્ત રૂપે યોગ્યતાનો સવાલ છોડી દઈને હું પૂછીશ. કઈ સરકારને વિષે તમે આમ કહો છો? શું હિન્દી સરકારે તેનાથી બને એટલું આ બાબતમાં નથી કર્યું? પછી જો તેનો પ્રયત્ન નિષ્ફળ જાય તો શું તેનો બહિષ્કાર કરવો એ યોગ્ય છે? જો અસહકાર એ બરોબર પગલું હોય તો મિત્રરાજ્યોના મહામંડળની સામે અસહકાર કરવો એ બરોબર નહિ ગણાય? ભલે તેમાં ઇંગ્લંડ પણ આવી જાય. તમારા બધા લખાણોમાં તમે એ વાત ભૂલી જતા જણાઓ છો, કે આ સવાલને વિષે સરકાર અને લોકોની વચ્ચે એકમત છે. અને જો સરકાર ન્યાય મેળવવાને અશક્ત થઇ પડે તો તેની સામે અસહકાર કેમ કરી શકાય? આ ટાણે તો હિન્દુ, અંગ્રેજ અને સરકાર બધા મુસલમાનોનો બોજો પૂરા દિલથી હળવો કરી રહ્યા છે. હવે ધારો કે આપણી ઇચ્છા પરિપૂર્ણ ન થાય, તો શું આપણે બધાએ અસહકાર કરવો? અને તે કોની સામે? નીચેની સૂચનાઓ કરવાની હું રજા લઉં છું:—

૧. સુલેહની શરતો બહાર પડવાની રાહ જુઓ.
૨. અને જો તે હિન્દુસ્તાનના લોકોની ભલાગણ અને આશાઓ પ્રમાણે ન હોય તો તેમાં સુધારો કરાવવાની ખૂબ યોગ્ય મહેનત કરો.
૩. જે સરકાર આપણી સાથે મળે તેનો અંત લગી સહકાર કરો અને પછી જો તે આપણીસાથે મળવાનો ઈનકાર કરે તો જ અસહકાર કરવો.

હજી સુધી તો હું હિન્દી સરકાર સામે અસહકાર કરવાને કંઇ કારણ જોતો નથી. અને જ્યાં સુધી એ સરકાર લોકોની હાજતો અને માગણીઓ વિષે પોકાર કરવામાં પછાત ન રહે ત્યાં સુધી કંઇ કારણ ન હોય. હિન્દી સરકાર કેટલીક વખત ભૂલો કરે છે, પણ ખિલાફતની બાબતમાં એ ઠેકાણાસર છે અને તેથી પ્રજાના દરેક જણે તેનો દિલોજાનીથી સહકાર કરવો ઘટે છે. હું ઉમેદ રાખું છું કે તમે આ ઉપર ખૂબ ધ્યાન આપશો અને કદાચ 'યંગ ઇન્ડિયા'માં તેનો જવાબ પણ દેશો."

મુશ્કેલીનો છતાં અગત્યનો સવાલ

ઉપર પ્રમાણે એક અંગ્રેજ મિત્રનો પત્ર મળ્યો છે. જે મુશ્કેલીઓ તે અનુભવે છે એવી બીજાઓને પણ આવતી હશે. ઘણે ભાગે મહાન કાર્યોમાં નિષ્ફળતા આવે છે તેનું કારણું જેઓ અન્યાયની જ સ્થાપના કરવાને ઇચ્છે છે તેઓના વિરોધને

સીધે નથી હોતું, પણ આવા અન્યાયી માણસો, દરેક બાબત સમજીને કરવા ઇચ્છતા હોય એવા ઠરેલ સ્વભાવના માણસોની સહાય મેળવી શકે છે એ હોય છે. અને આવા પ્રામાણિક માણસોની સાથે ધીરજપૂર્વક દલીલ કરવાથી આપણે આપણી પોતાની ઉપર અંકુશ રાખી શકીયે છીયે, ભૂલો કરી હોય તો સુધારી શકીયે છીયે અને કોઈ કોઇ વખત તેઓની ભૂલો પણ સુધારી શકીયે છીયે.

આ ખિલાફતનો સવાલ વિશેષ મુશ્કેલીનો છે, કેમકે તેમાં ઘણા પેટાપ્રશ્નો રહેલા છે. તેથી ઘણા ઝટ નિશ્ચય ઉપર નથી આવી શકતા તેમાં કંઇ આશ્ચર્ય નથી. વળી આમાં વધારે ગુંચવણી એથી આવેલી છે કે કંઇ અમલી કામ કરવાનો—પ્રજાનું કૌવત બતાવવાનો સમય નજીક આવ્યો છે. પણ ગમે તેટલી મુશ્કેલીઓ હોય તે છતાં મારી તો ખાત્રી છે કે હિન્દુસ્તાનમાં એકતા અને શાન્તિ મેળવવાની દૃષ્ટિએ બીજો કોઈ સવાલ આટલો અગત્યનો નથી.

અંગ્રેજ મિત્ર સૂચવે છે કે અસહકાર એ સરકારની વિરુદ્ધની હીલચાલ નથી એવી મારી દલીલ બરોબર નથી; કારણકે તે એમ માને છે કે સરકારની નોકરી ન કરવાનો અને તેને કર ન આપવાનો અધિકાર એ ખરું જોતાં તો વિરોધી પ્રવૃત્તિ જ ગણાય. હું નમ્રતાપુર્વક એથી જુદો વિચાર ધરાવું છું. જો મારે મારા સગા ભાઇની સાથે મતભેદ હોય અને જો તેની સાથે એકમત થવાનું પરિણામ એવું આવતું હોય કે તેના અન્યાયમાં મારે ભાગ લેવો પડે, તો હું ભાઇ તરીકેની મારી એવી ફરજ સમજું છું કે મારે તેને સહાય કરવાનું છોડી દેવું અને મારી કમાણીમાથી તેને હિસ્સો આપતો હોઉં તો તે બંધ કરવો. આમ હમેશાં બન્યાં જ કરે છે. જ્યારે હિરણ્યકશિપુની પરમેશ્વરની સામેની ગાળો પ્રહ્લાદ નહિ સાંખી શક્યા અને તેનો ત્યાગ કર્યો ત્યારે કંઇ એ પોતાના પિતાના દુશ્મન નહોતા થયા. વળી જ્યારે રસ્કિને હૅરિસીની સામે અવાજ ઉઠાવ્યો ત્યારે એ કંઇ યહુદીઓનો વિરોધી ન બન્યો. એટલે શું આનો અર્થ એવો નથી કે અમુક કૃત્ય કેવું છે તેના નિર્ણયનો આધાર કર્તાના ઇરાદા ઉપર રહે?

અસહકાર કરવાથી રાજ્યસત્તા અશક્ય થઇ પડે છે એવી આ મિત્રની સૂચના ભાગ્યે જ વ્યાજબી ગણાય. પણ એટલું ખરું છે કે એવા અસહકારથી અન્યાય અશક્ય થઇ પડે છે.

વળી આ મિત્ર માને છે કે હિન્દી સરકારે તો મુસલમાનોને બધી જોઇતી સહાય આપી છે, તેથી હિન્દુસ્તાનની સરકારનો અસહકાર વાજબી નહિ ગણાય. મારી અલ્પ મતિ પ્રમાણે જો કે હિન્દી સરકારે ઘણું કર્યું છે તોપણ જેટલું કરી શકત અને

હજુ પણ કરી શકે તેનું તો તેણે અરધું પણ નથી કર્યું. કોઇ પણ સરકાર મુસલમાનોને જેવી લાગણી છે તેવા પ્રકારની લાગણીને સમયે માન પોકાર ઉઠાવ્યા ઉપરાંત કાંઈ પણ કાર્ય ન કરીને પોતાની મુક્તિ મેળવી શકતી નથી. જે માણસ ભૂખે મરે છે તેના પ્રત્યે મુખનાં વચનોથી બતાવેલી લાગણી ગમે તેટલી તીવ્ર હોય તોપણ તેની કંઇ કિંમત નથી. ભૂખે મરતા માણસને અનાજ જોઇએ, નહિ તો તેને મરવું જ પડે. એવે અણીને ટાંકણે જે આવશ્યક છે તે તો એ છે કે ભૂખે મરતાની ભૂખ મટાડવાને સારૂ જે સાધનો એકઠાં કરવાં જોઇએ તે સાધનો લાવવામાં રોકાઇ જવું. જો હિન્દની સરકાર ઇચ્છે તો આ હીલચાલનું સેનાપતિપણું કરી શકે છે અને એક બ્રિટિશ પ્રધાને આપેલા વચનને પળાવી શકે છે. શું હિન્દી સરકારે મિ. લોઇડ જ્યૉર્જે પોતાના વચનનો ભંગ કર્યો છે તેનો અણગમો બતાવવાની નિશાની દાખલ રાજીનામું મોકલ્યું છે? હિન્દની સરકારે પોતાનાં છૂપાં લખાણોની પાછળ છૂપી જઇને પોતાનો બચાવ કેમ કર્યો? આથી પણ ઓછે કટોકટીને વખતે લૉર્ડ હાર્ડિંગે ચાલુ પદ્ધતિનો ત્યાગ કરી દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓનો ખુલ્લી રીતે પક્ષ ખેંચ્યો હતો, અને તેથી તેઓ હિન્દમાં તે વખતે ઉભરાઈ ગયેલા ગુસ્સાને રોકી શક્યા. જોકે તેથી દક્ષિણ આફ્રિકામાં ત્યાંનું પ્રધાનમંડળ અને બ્રિટનમાં કેટલાક જાહેર માણસો ગુસ્સામાં આવી ગયા તેની તેમણે દરકાર ન કરી. હિન્દુસ્તાનની હાલની સરકારે શું કર્યું? વધારેમાં વધારે તો એ જ કે તેમણે મુસલમાનોની લાગણી યોગ્ય સ્થળે રજુ કરી છે અને તેને ટેકો આપેલ છે. એ તો એ સરકારે પોતાની ઓછામાં ઓછી ફરજ બજાવી ગણાય. નામોશી વહોરી લીધા સિવાય એથી પણ કાંઇ ઓછું હિન્દી સરકાર કરી શકત. હિન્દના મુસલમાનો અને બીજા બધા આવે સમયે હિન્દુસ્તાનની સરકારની જે આશા રાખે છે તે એ નહિ કે એ સરકાર ઓછામાં ઓછું કરે પણ તેણે વધારેમાં વધારે કરવું જોઇએ. આથી પણ નાનકડા સવાલોને સારૂ વાઇસરાયોએ રાજીનામાં મોકલાવ્યાં છે. થોડાં વર્ષ પહેલાં એક લેફ્ટેનન્ટ ગવર્નરે પોતાનો મરતબો ઓછો થયેલો જોયો તેથી રાજીનામું આપેલું. ખિલાફતના સવાલમાં તો લાખો મુસલમાનોના દિલને ભારે જખમ પહોંચે એવી વાત છે. તેથી હિન્દી સરકાર અને તેની મારફતે વડી સરકારને પોતાની ફરજ અદા કરવાની ફરજ પાડવાને ખાતર હું મુસલમાનોને સંપૂર્ણ મદદ દેવા આ અંગ્રેજ મિત્રને, હિન્દુસ્તાનમાં વસતા દરેક અંગ્રેજને અને દરેક મૉડરેટ કે એક્સ્ટ્રીમિસ્ટ હિન્દુને નોતરૂં છું.

અસહકાર અને ખુનખરાબી

અસહકારની પ્રવૃત્તિથી ખુનખરાબો થશે એવી વાત ચાલી રહેલી છે. હું એમ કહેવાને ઇચ્છું છું કે જો મુસલમાનોને અસહકારનો આધાર ન હોત તો તેઓ

ખુનખરાબાના પન્થમાં કયારનાયે ઉતર્યા હોત. હું કબૂલ કરૂં છું કે અસહકારમાં પણ જોખમ તો રહેલ છે. પણ અસહકાર વિના તો ખુનખરાબો થયા વિના રહે જ નહિ; અને અસહકાર હોવાથી એટલું જ કહી શકાય કે તેમાંયે ખુનખરાબાનો સંભવ ખરો. અને જો અંગ્રેજ, હિન્દુ અને બીજાઓ આ બાબતમાં મુસલમાનોને ઉત્તેજન ન આપે તો ખુનખરાબો થવાનો વધારે સંભવ રહે.

હું માનું છું કે મારા અંગ્રેજ મિત્રે જે ભલામણ કરી છે તે પ્રમાણે જ મુસલમાનો અક્ષરશઃ વર્તી રહ્યા છે. જો કે ભવિષ્ય શું આવશે તે તેઓ ખરી રીતે તો જાણે છે જ, છતાં તુર્કી સાથેની સુલેહની પૂરેપૂરી શરતો બહાર પડે ત્યાં સુધી તેઓ રાહ જોઈ રહ્યા છે. અસહકાર શરૂ કર્યા પહેલાં તે શરતો ફેરવવાને બીજા બની શકે તેટલા ઉપાયો લીધા વિના તેઓ રહેવાના જ નથી. અને જ્યાં સુધી હિન્દી સરકાર તરફથી મુસલમાનો સાથે ખરો સહકાર—એટલે કે બ્રિટિશ રાજદ્વારી પુરૂષોનાં વચનોથી સુલેહની શરતો જુદી હોય તો તે બદલાવી શકે એટલો જબરો સહકાર મળવાની જરા પણ આશા હશે ત્યાં સુધી અસહકાર બિલકુલ શરૂ કરવામાં નહિ આવે. પણ આ સહુ ઉપાયો નિષ્ફળ નીવડે તો પછી જે મુસલમાનો પોતાના ધર્મને પોતાના પ્રાણ કરતાં પ્યારો ગણે છે તેઓ બ્રિટિશ પ્રધાનો અને હિન્દની સરકાર સાથે સહકાર કરવાની ના પાડીને તેમના પાપમાંથી પોતાના હાથ ધોઇ નાંખ્યા સિવાય પોતાની આબરૂ જાળવી શકે ખરા? અને હિન્દુઓ તથા અંગ્રેજો, જો તેમને મુસલમાનોની મૈત્રીની કિંમત હોય, અને મુસલમાનોની માગણી પૂરેપૂરી ન્યાયી છે એમ તેઓ માનતા હોય તો વાણી અને કર્મથી તેમને અન્તઃકરણપૂર્વક ટેકો આપ્યા સિવાય તેઓ બીજું કાંઈ કરી શકે ખરા?

---

## ખાદીનો મહિમા

વાંચનાર જાણીને રાજી થશે કે ખાદીની માગણી હિન્દુસ્તાનમાં ચોમેરથી આવી રહેલી છે. જેટલી ખાદી હતી તેટલી બધી ઉપડી ગઇ છે અને બીજી માગણીઓ આવ્યા કરે છે. તેથી ખાદી હવે કોઇએ મંગાવવાપણું નથી એવું યે સમજવાનું નથી. લોકોને અવિશ્વાસ આવી જવાથી ખાદી બનતી બંધ થઇ છે, નહિ તો ખાદી ઢગલાબંધ પેદા કરી શકાય એવી આપણી સુંદર સ્થિતિ છે. અને જો કે ખાદીનો ઉપાડ હું ઇચ્છું છું તોપણ ખાદીની ઉપર હું એટલો બધો મોહિત છું

કે જ્યાં ખાદીનો ઉપયોગ ન હોય ત્યાં કેવળ ખાદીનો ભંડાર ખૂટાડવાની જ ખાતર કોઇ ખાદી મંગાવે એવું હું ઇચ્છતો નથી. જેમાં હાથે કાંતેલા સૂતરનો પ્રયોગ થયો છે તે ખાદી હું પવિત્ર ગણું છું. એટલે એ નાંખી દેવાની વસ્તુ નથી. અને જ્યાં જરૂરીયાત જ નથી ત્યાં ખાદી વપરાય તો દેશને નુકસાન થાય. ખાદીનો સદુપયોગ તો ત્યારે જ થયો ગણાય કે જ્યારે આપણે જ્યાં જ્યાં ઝીણાં વસ્ત્રો, પરદેશી વસ્ત્રો કે દેશી મીલનાં વસ્ત્રો ઉપયોગ કરતા હોઇયે ત્યાં ત્યાં ખાદીનો ઉપયોગ કરતા થઈ જઇયે. તો જ હિન્દુસ્તાનમાં કપડાંની તૂટી છે તેને આપણે પહોંચી વળવાના. એટલે નિયમ તો એ છે કે જેઓ અનેક પ્રકારનાં જુદાં જુદાં કપડાં પહેરે છે તેઓએ કપડાંની હાજત ઘટાડવી, એટલે કપડાં ઉપરનો બોજો ઓછો થાય, અને જોઈતાં કપડાંમાં પણ જ્યાં જ્યાં બની શકે ત્યાં ખાદીનો જ ઉપયોગ કરવો. આથી ગરીબ લોકોને કપડું મળી શકશે અને કપડાંમાં વપરાતા પૈસાનો વધારે સારો ઉપયોગ થશે, કેમકે તે પૈસો બે ચાર જણાને મળવાને બદલે હજારોમાં વહેંચાશે. ઉત્પન્ન કરવું એટલું જ બસ નથી, ઉપયોગ કરવો એટલું જ બસ નથી, પણ બન્નેમાં વિવેકબુદ્ધિ હોવી જોઇયે. ઉત્પન્ન એવી રીતે કરવું કે તેનો લાભ વધારેમાં વધારે સંખ્યાને મળે; અને ઉપયોગ પણ એવી રીતે કરવો કે જેથી તેનો પણ લાભ વધારેમાં વધારે સંખ્યાને મળી શકે. આ અર્થશાસ્ત્રનો સરળ નિયમ છે. તેનો જ્યાં ભંગ થાય છે ત્યાં જ ભૂખમરો હોઈ શકે. એટલે ખાદીની માગણીથી જ હું મુગ્ધ બની શકું તેમ નથી. પણ ખાદી મંગાવનારાઓ ઉપરથી હું જોઇ શકું છું કે તેઓ ખાદીનો સદુપયોગ કરવા ધારે છે. વળી ખાદીનો ઉપાડ સ્વદેશી ભાવનાની ઉપર પ્રીતિની નિશાની છે તેથી આપણે હર્ષ પામવા જેવું છે. ખાદીની માગણી બલુચિસ્તાનથી, નીલગિરિ પહાડો ઉપરથી અને છેક એડનથી આવેલી છે.

પણ કદાચ એથીયે વિશેષ સંતોષ તો શ્રીમતી સરલાદેવી ચૌધરાણી અને બાહોશ અને અત્યંત સુસ્વભાવવાળા મૌલાના હઝરત મોહાનીનાં બીબી સાહેબના અનુભવ વિષે જાણી શકાશે. સરલાદેવીને બરેલીની ખિલાફત કૉન્ફરન્સમાં જવાનું નિમંત્રણ હતું ત્યાં તેઓ ત્રીજી તારીખે ગયાં. તેમણે ખાદીની સાડીનો રસ સત્યાગ્રહ સપ્તાહમાં લીધેલો હતો, તેથી પોતાના કર્તવ્ય વિષે વિમાસણ થયું અને પોતાના આત્માની સાથે વિચારવા લાગ્યાં. એ બાઈ પોતાના એક કાગળમાં લખે છે, સરલાદેવીની સ્વદેશીની સેવા

"હું મારો સામાન બાંધી રહી છું. પણ મારા કર્તવ્યનો વિચાર કરતાં મારું મગજ ખવાઇ રહ્યું હતું. મારે શું સાથે લઈ જવું--શું ન લઈ જવું? મારે ખાદીનો પોશાક પહેરવો

કે મારે રેશમની સ્વદેશી સાડી જે હમણાં જ લીધી છે તે પહેરવી? જો રેશમની સાડી પહેરીશ તો તે સ્વદેશી છે એમ તો કોઈ નહિ સમજી શકે. મારે પેટી લઈ જવી કે ભીડાની અંદર કપડાં નાંખવાં? મારે અસલની રીત મુજબ ભભકાદાર દેખાવું કે સાદી અને સામાન્ય દેખાવું? છેવટે સાદાઈના નિશ્ચય પર હું આવી. પણ આ બધું વિચારી લેતાં હાલ તો વખત પણ જાય છે ને તકલીફ પણ પડે છે."

બરેલી પહોંચ્યા પછી અને અનુભવ લીધા પછી લખે છે:

"હું હમણાં જ મુસલમાની કુટુમ્બોની મુલાકાતેથી આવી છું. પહેલા કુટુમ્બમાં ભોજાઈ અને નણંદ હતાં. તેઓએ રેંટીયો ચલાવવાનું અને સ્વદેશીનું વ્રત લીધું. આ બાઈઓ કાજી વહોરા કુટુમ્બની છે. બહુ ધનાઢ્ય છે અને ખાનદાન છે, ને બળવાના સમયથી આ ભાગમાં આવી વસેલાં છે. વળી હઝરત મોહાનીનાં બીબી સાહેબાએ એક સભા બોલાવી હતી તેમાં હું ગઈ હતી. ત્યાં પંદર મુસલમાન બાઈઓએ વ્રત લીધું. હું જોઈ રહી છું કે આ વિભાગોની અંદર મારાથી સ્વદેશીનો અને રેંટીયાનો પ્રચાર સરસ થઈ શકે છે. મારો સ્વદેશી પોષાક મને આ કામમાં બહુ મદદકર્તા થઈ પડેલો અને તેની અસર થયા કરતી જોઉં છું."

બરેલીની પ્રાન્તિક પરિષદમાં તેમના હાથમાં સ્વદેશીનો ઠરાવ હતો. તે વખતે તેમણે હિન્દીમાં ભાષણ કરતાં જે ઉદ્‌ગારો કાઢ્યા તેમાંથી કેટલાક ફકરા અહીં આપું છું.

"આપણા હાથમાં એક ઘરના શાસનનો ભાર આવે તો આપણે શું કરીએ? દેખીતું છે કે આપણે કુટુમ્બનું ભરણપોષણ કરવું એ આપણા હાથમાં પહેલો સવાલ રહેશે, એટલે કુટુમ્બને સારુ પૂરતાં અન્નવસ્ત્ર છે કે નહિ એ વિચારીશું. અને જેમ એક ઘરને વિષે તેમ રાષ્ટ્રને વિષે આપણું પહેલું કર્તવ્ય અન્નવસ્ત્રની હાજત પૂરી પાડવાનું છે. છતાં અત્યારે એ બન્ને વસ્તુની આપણા કંગાલ દેશમાં ભારે તંગી જોવામાં આવે છે. એનો વિચાર કરી એ તંગી દૂર કરવી એ આપણું પહેલું કર્તવ્ય છે. એમ છતાં આપણે અનુભવીએ છીએ કે જ્યારે કેવળ રાજ્યપ્રકરણી વિષયની સભાઓ હોય છે ત્યારે તેમાં ઘણાં માણસો આવતાં જોવામાં આવે છે, પણ જ્યારે સ્વદેશીની ચળવળની સભાઓ હોય છે ત્યારે તેમાં થોડાં જ માણસો હોય છે. જ્યાં આપણે કેવળ ઠરાવ કરીને વિરમવાનું નથી, પણ તેનો અમલ કરવાનો રહે છે, જ્યાં દાગીનાનો પણ ત્યાગ કરવાનો રહ્યો છે, આત્મભોગ રહ્યો છે, ત્યાં જતાં આપણે અચકાઈએ છીએ. જ્યાં સુધી આપણી આવી કફોડી દશા હશે ત્યાં સુધી ખરું સ્વરાજ્ય આપણે કેમ ભોગવી શકીશું એ પ્રશ્ન મને તો રૂંધ્યાં જ કરે છે. આ સ્વદેશીના ઠરાવમાં આપણે આપણા ભોગોનો ત્યાગ કરીને પણ સ્વદેશીનું પાલન કરવાનો નિશ્ચય ચાહીએ છીએ, ત્યાગ કરવા તૈયાર થઈએ છીએ. આ તખ્તા ઉપર બિરાજેલા ગૃહસ્થો અને સન્નારીઓ સ્વદેશપ્રીતિને અર્થે જાપાનનાં ખૂબસુરત સસ્તાં જણસોનો ત્યાગ કરી હિન્દુસ્તાનનાં જાડાંપાતળાં વસ્ત્રો પહેરવા તૈયાર રહેશો? જો આપણે

એમ નહિ કરીએ તો સામાન્યવર્ગને આપણે કેમ સમજાવી શકીશું? શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે,

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

જ્યારે આપણે આગ્રહપૂર્વક હિન્દુસ્તાનમાં પેદા થતા જાડાં કાપડથી નિર્વાહ કરી લેતા શીખીશું ત્યારે ઝીણામાં ઝીણી રેશમ અને મલમલનો પુનરુદ્ધાર કરી શકાશે.

શાસ્ત્રમાં અન્નમય કોષ અને પ્રાણમય કોષ એવા બે કોષની કલ્પના આપણે જોઈએ છીએ એ એકબીજાથી સ્વતંત્ર નથી. પ્રાણનો આધાર અન્ન ઉપર જ રહે છે અને જ્યાં પ્રાણ પરાન્નભોગી છે ત્યાં તે પરવશ રહે છે. જ્યાં મનુષ્ય પોતાના શ્રમથી ઉત્પન્ન થયેલું અન્ન ખાય છે ત્યાં તે ઉદ્યમી અને સ્વાશ્રયી બને છે. તેમજ વસ્ત્રનો પ્રભાવ પણ આત્મા ઉપર પડ્યા વિના રહેતો નથી જો આપણે ફ્રાન્સના રેશમ વડે આપણા શરીરો ઢાંકીશું તો આપણું મુખ ફ્રાન્સ તરફ તાકશે. અને જો આપણે હિન્દુસ્તાનની ખાદીથી સંતુષ્ટ રહીશું તો આપણું મુખ હિન્દુસ્તાન ભણી હશે, એટલે આપણે સ્વાશ્રયી, સ્વતંત્ર હોઇશું.

सर्वम् आत्मवशं सुखम्

બંગાળના પ્રાતઃસ્મરણીય સ્વર્ગસ્થ પંડિત ઈશ્વરચંદ્રથી વિદ્યાસાગરે એક દિવસ પણ પોતાના ખાદીના વસ્ત્રનો ત્યાગ કર્યો ન હતો અને ખાદીથી આચ્છાદિત તેમના હૃદયમાં જે બળ હતું, જે સ્વતંત્રતા હતી, જે નિર્ભયતા હતી તેવી આપણે પણ તેમનું અનુકરણ કરીને મેળવી શકીએ છીએ.

એક જાપાની ગૃહસ્થે મને કહેલું યાદ આવે છે કે જ્યારે એ ભારતવર્ષમાં સહેલ કરવા જાપાનથી નીકળી પડ્યા ત્યારે એમની ધર્મપત્નીએ એમને પૂછ્યું, 'તમે મને હિન્દુસ્તાનથી કાગળ કેવી રીતે લખશો, કેમકે ત્યાં તો કાગળો બનતા નથી? તમારાં કપડાં ફાટી જશે ત્યારે તમે બીજાં કપડાં ક્યાં પહેરશો, કેમકે ત્યાં તો કપડાં પણ નથી બનતાં?' એ બાઈ આવો પ્રશ્ન કેમ ન કરે? એક નાનકડા સરખો ટાપુ પણ હિન્દુસ્તાન સરખા મોટા દ્વીપકલ્પને સારૂ નિરંતર કાગળો ને કપડાં બનાવ્યા કરે એનો અર્થ એ બાઈ સમજી જ ન શકે."

ઉપર પ્રમાણે ભાષણ કર્યા પછી ચોધરાણી અને ચોધરીજીની કસોટી તો તુરત જ થવાની હતી, કેમકે તેઓના મોટા પુત્રનાં લગ્ન ગયે બુધવારે થયાં. વરવહૂને સારૂ કપડાં કેવાં બનાવવાં એ પ્રશ્ન તેઓની પાસે આવી પડ્યો. પંડિત રામભજદત્ત ચોધરી આ વિષે કાગળ લખે છે કે "બન્ને સારૂ જે કપડાં બનાવ્યાં છે એ સ્વદેશી રેશમના જ છે, જોકે રેશમનો ભાવ જરા વધારે છે, છતાંયે ચીનનું, જાપાનનું કે બીજું પરદેશી સુન્દર કાપડ અમે બિલકુલ વાપરેલું નથી." ભાવનાની કસોટી

# અમદાવાદમાં મીલમાલીકો અને કામદારો

અંગ્રેજીમાં કહેવત છે કે જેનો અંત સારો છે એ બધું સારૂં જ ગણાય. એ ન્યાયે માલીકો અને મજૂરો વચ્ચે ક્ષણભાર ભેદ ઉત્પન્ન થયો અને કામદારોએ હડતાળ પાડી એ વાત તેઓ અને પ્રજા થોડા સમયમાં ભૂલી જશે, પણ એ હડતાળનાં શુભ સ્મરણો રહી જશે. કામદારોએ ધીરજ, દૃઢતા, વિવેક વગેરે ગુણો સારી રીતે ખીલવ્યા, એમ નિર્ભયતાથી કહી શકાય. તેઓએ દારૂ છોડવાનો પણ સારો પ્રયત્ન કર્યો ગણાય.

બેય પ્રસંગો શાન્તિના વિરોધી હતા. એક તો એ કે બાર મીલો ચાલતી હતી; અને બીજો એ કે ત્રાંસલ ખાતાના કામદારોએ જ હડતાળ પાડેલી. બીજાઓ પોતાના વાંક વિના કામધંધા વગરના થઇ બેઠા. છતાં તેઓ તરફથી કંઇ દબાણ થયું નહિ અને આખો સમય શાન્તિ જળવાઇ રહી. એને સારૂ કામદારોને જેટલો ધન્યવાદ અપાય તેટલો ઓછો છે.

પણ મીલના માલીકોનો પણ એ શાન્તિ જાળવવામાં ભાગ હતો એમ કબૂલ કરવું જ જોઇએ. તેઓ ધારત તો શાન્તિનો ભંગ કરી શકત અથવા કરાવી શકત. કામદારો અડગ રહ્યા હોત તોયે માલીકો શાન્તિ જાળવવાનું કામ ઘણું મુશ્કેલ કરી શકત એ ચોક્કસ છે. તેને બદલે માલીકો પણ આ હડતાળનો અંત કેમ જલદી આવી શકે એવા વિચારમાં હતા તેથી જ આ હડતાળનો અંત દસ દહાડાની અંદર આવી શક્યો. મારી ઉમેદ છે કે કામદારો બરોબર વગર સંકોચે કામ ઉપર ચડી જશે અને પોતાના શેઠોને પૂરેપૂરો સંતોષ આપશે. જે વધારો પગારમાં તેઓને પંચે અપાવ્યો છે એ વધારાનો તેઓ સદુપયોગ કરે એટલે ઘણા માલીકોને તે વિષે રહેલો ભય દૂર થશે. જેમ પગાર વધ્યો છે તેમ કામ કરવાના કલાક ઘટયા છે. આ બચેલા વખતનો મજૂરોએ સારામાં સારો ઉપયોગ કરવો ઘટે છે અને આગળના કરતાં વધારે કાળજી વાપરી જેટલું કામ તેઓ બાર કલાકમાં કરી શકતા તેટલું જ લગભગ દસ કલાકમાં આપી તેઓ પોતાની લાયકાત સિદ્ધ કરશે.

માલીકોને હું વિનંતિ કરૂં છું કે તેઓ મજૂરો તરફ વધારે ઉદાર બની તેઓને પોતાના કરી લેશે. જો આ પ્રમાણે બન્ને પક્ષ તરફથી એક જ દિશામાં ગતિ થાય તો મતભેદ કે હડતાલ થવાનું જરાયે કારણ નહિ રહે. આ હડતાળમાંથી એક સુંદર તત્ત્વ પેદા થયું છે તે પંચનું છે. મજૂરો હવે પછી જરાયે હડતાળ નહિ પાડે,

પણ જ્યારે જ્યારે તેમની વચ્ચે અને માલીકોની વચ્ચે મતભેદ થાય ત્યારે ત્યારે તેઓ અને માલીકો પંચની જ મારફત ફેંસલા કરાવશે. આ તત્ત્વ જો ઘર કરી જાય તો આપણે કોઇ કાળે અમદાવાદમાં મીલોમાં અશાન્તિનો કે હડતાળનો ભય રાખવાપણું રહેશે નહિ.

મજૂરસેવાની શરત

એવી જાતના ઠરાવ તો બન્ને પક્ષે કર્યા છે, પણ ઠરાવની કિંમત ઠરાવ કરનારાઓના ભવિષ્યના વર્તન ઉપર જ આધાર રાખે છે. તેમાં ક્યાંય કાયદો તેઓને ફરજ પાડી શકતો નથી. આમાં બન્ને પક્ષની પ્રામાણિકતા ઉપર અને ખાનદાની ઉપર જ આધાર રહેલો છે. તેથી પંચના તત્ત્વ કરતા પણ મજૂરપક્ષે વિનય અને અદબ જાળવવી, માલીકપક્ષે મજૂરો ઉપર પિતાનો ભાવ રાખવો, એટલે હડતાળનો અથવા તો પંચ નીમવાનો પણ અવસર નહિ આવે. મજૂરોએ સમજી લેવું જોઇએ કે તેઓની માગણીઓમાં જ્યા સુધી વ્યાજબીપણું રહેલું છે ત્યાં સુધી જ તેઓ પૂજ્ય અનસૂયાબહેન અથવા તો ભાઇ શંકરલાલ બેંકરની સેવા લઇ શકે છે. પણ એઓનોયે અન્તિમ ઉદ્દેશ તો એ જ છે કે તેઓની સેવા લેવાનો પણ મજૂરપક્ષને વખત ન રહે. આવું શુભ પરિણામ આવી શકે તો કામદારોની આંતરિક સ્થિતિ સુધારવા તરફ સર્વનું ધ્યાન દોરાય, તે તરફ વધારે મહેનત કરી શકાય. હિન્દુસ્તાનમાં ચોમેર અત્યારે આવા પ્રકારના કામ થવાની પૂરેપૂરી જરૂર છે. જાગૃતિ આવી છે, જુસ્સો વધ્યો છે, બળ વધ્યું છે, પણ જો આ બધી શક્તિનો વિવેકપૂર્વક સદુપયોગ ન થાય તો ઘણાએ ધોધ જેમ કંઇ પણ ઉપયોગ વિના વેરાઇ જાય છે તેમ આ શક્તિ પણ વેરાઇ જવાની, અને કેટલીક વેળા જેમ ધોધ આડા ફાટે ત્યારે નુકસાન કરે તેમ આ શક્તિ પણ નુકસાનકારક નીવડી શકે છે. મજૂરોએ પોતાની આંતરિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરવો ઘટે છે એ તો કહેવાપણું હોય જ નહિ, પણ તેમાં માલીકો પૂરો રસ લેશે અને મજૂરોને મદદ કરશે એવી મારી ઉમેદ છે. તેમાં તેઓનો સ્વાર્થ પણ સમાયેલો છે.. અને જ્યાં સ્વાર્થ અને પરમાર્થ સાથે રહી શકે છે ત્યાં સુંદરમાં સુંદર પરિણામો આવ્યાં છે એવો જગતનો અનુભવ ભલે માલીકોનો અને મજૂરોનો થાઓ.

મજૂરસેવાનો અન્તિમ ઉદ્દેશ

તા. ૨૩-૫-૧૯૨૭

# લગ્નના વરઘોડા

આ વિષે એક વિદુષી બહેને કાગળ લખ્યો છે તેમાંથી નીચેનો ભાગ અગત્યનો સમજી 'નવજીવન'ના વાંચનારની આગળ મુકું છું:—

"તા. ૯મીના 'નવજીવન'માં બહેન કાંતમાના લગ્નની હકીકતના હાલમાં ચાલતા લગ્ન સમારંભો વિષે જે ટીકા આપે કરી છે તે વાંચી અત્યંત સંતોષ થયો છે. અમદાવાદ શહેરમાં આ સાલ હજારો લગ્ન થયાં છે અને તે પાછળ એક કરોડ રૂપીયા (હું ધારું છું કે હું ઓછો અડસટ્ટો કરું છું) ખર્ચાઈ ગયા છે. તે બધા ખરચનાર શ્રીમંત નથી હોતા; અને ચાલતા આવેલા રિવાજને લીધે તેમજ દેખાદેખીની સ્પર્ધામાં ગરીબો દેવાં કરીને પણ તણાયા છે એ સર્વવિદિત છે. લગ્નસમારંભોમાં પૈસા શ્રીમંત લોકો ભલે ખરચે, પણ તેની કાંઈ હદ હોવી જોઈએ, તેમજ તેનાં વિવેક ને કળાનું ધ્યાન આપ લખો છો તેમ રાખવું જ જોઈએ. શ્રીમંતોની પૂંઠે ગરીબો તણાય છે અને તેમનાં છોકરાં દેવાં ભરતાં કેમે ઉંચાં આવતાં નથી. ફુલેકા, જમણવારો એ સર્વમાં આનંદ કે શોભા કશું જોવાનું નથી પરણનાર છોકરાછોકરીને હસનીય દેખાવો કરવા પડે છે તે ખરે તેમને માટે દયા ઉપજાવે તેવું હોય છે. આવા ગંભીર, પવિત્ર અને ઉલ્લાસમય પ્રસંગોને ધાંધળીયા, હાસ્યાસ્પદ અને ત્રાસમય બનાવવામાં શું હાંસલ થાય છે એ સમજાતું નથી. ઘરનાં સ્ત્રીપુરુષો તાપ ઉજાગરાથી હેરાન થાય, બીજાને તેમ કરવા આગ્રહ કરે અને પાછળથી પૈસાની તાણમાં દુઃખી થાય એ આપણા લગ્નનું સ્વરૂપ છે. ધાર્મિક ક્રિયાનું મહત્ત્વ જતું રહ્યું છે, ગંભીર જવાબદારીનું તત્ત્વ કોઈ જાણતું જ નથી અને સૌન્દર્યનું ખૂન થાય તેવા પોષાકો તથા રચનાઓથી જોનારનું હૃદય ખિન્ન થઈ જાય છે. આ ગરીબ દેશને આવું કેમ પોસાય ? આપણાં બાળકો બ્રહ્મચર્યનો મહિમા કેમ સમજે ? આ દેશમાંથી જતી રહેલી કળા અને સંસ્કૃતિ કેમ પાછી આવે ? આવા વિચારો સહજ ઉદ્ભવે છે.

જે સ્ત્રીઓ લગ્ન મહાલવા અને લ્હાવા લેવા ઘેલી થાય છે તેઓ જ બિચારી તેના ત્રાસથી કંટાળી જાય છે. તાપ, તડકો અને ખાવાપીવાની અવ્યવસ્થા તેમજ વખત બેવખત બહાર જવાનું હોવાથી ધાવણાં બાળકો તરફ કેવળ દુર્લક્ષ થઈ તેવાં કેટલાં બાળકોના ભોગ અપાય છે એ પણ જાણીતી વાત છે.

આપના લખવાથી ઘણાકને ઘેરો ગમશે એવી આશા છે. ઘરમાં અમે આ બાબત ચર્ચા કરી રહ્યાં હતાં ને આપનો લેખ વાંચી સર્વે ઘણાં જ પ્રસન્ન થયાં છીએ.

સંસારના લગ્ન સરખા એક મહાન પ્રસંગને સૌમ્ય, શાન્ત, ગંભીર સ્વરૂપે સમજી સ્નેહ અને ઉલ્લાસ તથા આનન્દ પ્રદર્શિત કરવા સામે કોઈને વાંધો નથી, પરંતુ આ તો વિપરીતતાની સીમા છે. દેશી ભાઈઓને પ્રભુ સદ્બુદ્ધિ આપે અને દેશની ખરી જરૂરિયાતો તેમજ આપણી ખામીઓનું તેમને ભાન કરાવે એવી તેના પ્રત્યે માગણી છે."

પાટીદારોનાં બાળલગ્ન

આ કાગળ આપવાનો હેતુ એ છે કે જે વિષય ચર્ચવાની મેં હિંમત કરી છે તે વિષય ઉપર લોકો વિચાર કરતા થઇ જાય અને કંઇક પણ તેનો અમલ કરે. આવા લોકોપયોગી સુધારાની બાબતમાં આપણે કેવળ સારા વિચારો ધરાવીને સંતુષ્ટ નથી રહી શકતા. પણ જે રિવાજ હાનિકારક લાગે તેનો આપણે તુરત નીકાલ કરવાની ટેવ પાડવી પડે છે. વડોદરા તરફથી મારી પાસે ઘણા માણસો આવી ગયા અને પાટીદારોમાં આ વર્ષ વિવાહનું હોવાથી બાળકો અને બાળકીઓને પણ પરણાવવાની જે કુટેવ છે તેની બંધી ગાયકવાડ સરકાર તરફથી થયેલી હોવાથી મજકુર ભાઇઓ એ મનાઇ ખેંચી લેવાય એવી સલાહ માગવા આવ્યા. જ્યારે તેઓને કહ્યું કે જો મારા હાથમાં ગાયકવાડ સરકારની સત્તા હોય તો તે નાજુક બાળક કે બાળકીને પરણાવનારની સામે હું તો એવો સત્યાગ્રહ કરું કે તેઓ ગાયકવાડી રાજ્યમાં રહી પણ ન શકે. મારો આ વિનોદ આ ભાઇઓ સમજી શક્યા અને મારી મદદનો વિચાર તો છોડી દીધો, એટલું જ નહિ પણ બાળલગ્ન જે ઘર ઘાલી રહ્યાં છે તે કઇ રીતે નીકળી શકે એ ચર્ચા કરવા લાગી ગયા. મેં તેમને કહ્યું કે બીજી નાતોને દરેક વર્ષે લગ્નની વેળા આવી શકે અને પાટીદારને જ ન આવે એવું ઉંધું શાસ્ત્ર હોય નહિ. આવી બાબતમાં સલાહની પણ જરૂર ન હોય. જેની ઇચ્છા થાય તે પોતાની છોકરીના લગ્નને રોકી શકે છે. અને દરેક વર્ષ જેમ બીજાઓને સારૂં લગ્ન કરવા છૂટું હોય છે તેમ તેઓએ પણ સમજી જવું જોઇયે. ત્યારે તેઓએ કહ્યું કે જો અમે અમારી દીકરીને આ વેળા પરણાવ્યા વિના રાખીયે તો અમને યોગ્ય વર ન મળી શકે. એમ કેટલાક રિવાજો ખરાબ હોય છતાં તેની સામે થવું મુશ્કેલ પડે છે. મેં તેઓને જવાબ આપ્યો કે આવા દુષ્ટ રિવાજોની સામે થનાર એક માણસ નીકળે તો તેને બીજો સાથી મળ્યા વિના તો રહેતો નથી અને કેટલાક પાટીદારો જેઓએ પોતાની દીકરીને મોટી થવા દીધેલી છે તેઓનું દૃષ્ટાન્ત મેં આ ભાઇઓને આપ્યું અને છેવટે કહ્યું કે જેને અમુક વસ્તુની યોગ્યતા વિષે ખાતરી થઇ છે એ માણસ ગમે તેવું જોખમ માથે ઉઠાવે. દીકરીના સંબંધમાં તો બારેમાં બારે જોખમ એ જ ઉઠાવવાનું રહ્યું કે દીકરી મોટી ઉંમરની થતા સુધી પણ પરણ્યા વિનાની રહી જાય. આમાં હું તો કંઇ મુશ્કેલી જોઇજ શકું નહિ. જે કન્યાએ વિવેકી કેળવણી લીધી છે તેને સંયમ પાળવામાં કદાપિ મુશ્કેલી નથી હોતી એવું મેં અનુભવ્યું છે. તે અનુભવ આ ભાઇઓની પાસે મેં રજુ કર્યો. તેઓ વિદાય થયા. છેવટે શું કર્યું એની મને ખબર નથી, પણ આ દૃષ્ટાન્ત રિવાજનું કેટલું બળ છે એ આપણને બતાવે છે. એવું છતાં જ્યાં સુધી આપણે એ

ઓની સામે પુરુષાર્થ ન કરીએ ત્યાં સુધી પ્રજાનું હનન કરનારા દુષ્ટ રિવાજો આપણે દૂર નથી કરી શકવાના.

પણ હું તો વરઘોડા ઉપરથી ફજેતાની વાત ઉપર ચઢી ગયો. બાળકીઓને બચાવવામાં પાટીદારોને જેટલી મુશ્કેલી આવે તેટલી સામાન્ય માણસને જૂના આડંબરવાળા વરઘોડામાંથી છૂટતાં તો ન આવી શકે. કોઇની પણ રાહ જોયા વિના જેને વરઘોડાનો કંટાળો આવે તે પોતે તો તુરત સુધારો કરી નાંખશે તો આપણે આ અને એવા અનેક પ્રાણઘાતક પ્રપંચોમાંથી અલ્પ પ્રયાસથી છૂટી જઇશું.

---

તા. ૩૦-૫-૧૯૨૦

# ગાંડપણ

હું કહી ગયો છું કે અસહકાર વગેરે ઉગ્ર શસ્ત્રો વાપરતાં આપણે ધીરજ વાપરતાં શીખવું જ જોઇએ. જો ગુસ્સામાં આવી જવાય તો ભારે હાનિ થઇ જાય. સરકાર ગુસ્સામાં આવી જાય એ પણ સહન કર્યે જ છૂટકો. જ્યારે જ્યારે રાજ્યસત્તાથી અન્યાય થઈ જાય છે ત્યારે ત્યારે લગભગ દરેક વખતે સત્તાવાળા પ્રજા મર્યાદા છોડી દે અને ખુનખરાબો કરે એવું ઇચ્છે છે. અને જો પ્રજા એ દાવમાં આવી જાય તો પેલા અન્યાય ઉપરથી પ્રજાનું ધ્યાન પલટીને અશાન્તિ તરફ દોરાય છે. ખુનખરાબી કરનારાને દબાવવામાં રાજા પ્રજા એકત્ર થાય છે અને અંતે પેલો અન્યાય ભૂલાઈ જવાય છે. અથવા અન્યાયની સામે પ્રજા ચીલચાલ કરતી હોય છે ત્યારે તે ચીલચાલને દબાવવા રાજ્યસત્તા ભારે પ્રયત્ન કરે છે અને થયેલા અન્યાયને ઢાંકવામાં વિવેકની મર્યાદા ચુકી જવાય છે. પરિણામ એવું આવે છે કે અન્યાયની સામે થતી ચીલચાલને દબાવવામાં રાજ્યસત્તાને ગાંડપણ આવી જાય છે.

એવું ગાંડપણ આપણી સરકારને આવી ગયેલું મને જોવામાં આવે છે. પંડિત મોતીલાલ નેહરુને સંયુક્ત પ્રાન્તમાં બધા જાણે છે. ત્યાંના ગવર્નર તેમને ત્રીસ વરસ થયાં ઓળખે છે. તેમના એક જ પુત્ર જવાહરલાલ બૅરિસ્ટર છે અને એ પણ સારી રીતે જાણીતા થયેલ છે. પોતાના પિતાજીને તેમના ધંધામાં અને જાહેર કામમા સંપૂર્ણ મદદ કરે છે. સંયુક્ત પ્રાન્તમાં સહુ કોઇને ખબર છે કે એમનાં

માતુશ્રીની તબીયત હમેશાં નાજુક રહે છે. રા. જવાહરલાલ નેહરૂનાં પત્નીની તબીયત હાલ ઘણી ખરાબ છે. નેહરૂ કુટુમ્બ વખતોવખત ઉનાળામાં હવાફેર કરવા મસૂરી જાય છે. આ વખતે ઉપર જણાવેલી માંદગીને લીધે મસૂરી જવાની વિશેષ જરૂર હતી. જ્યારે એ નિશ્ચય થયો ત્યારે અફઘાનિસ્તાનના એલચીઓ મસૂરી જવાના છે એ તેમના ખ્યાલમાં પણ ન હતું. જ્યાં તેઓ ઉતરવાના હતા ત્યાં જ આ એલચીઓ પણ ઉતરશે એ પણ તેમને ખ્યાલ ન હતો. છતાં મસૂરીમાં ઉતરવાની ઘણી સગવડો ન હોવાથી નેહરૂ કુટુમ્બ અને અફઘાનિસ્તાનના એલચીઓ ભટકાયા. બન્ને એક જ મકાનમાં રહે એ સરકારી અમલદારોથી સહન ન થઇ શક્યું. છતાં રા. જવાહરલાલ નેહરૂની ઉપર એકદમ દાબ મુકવાનું પણ ન બની શકે એમ હતું, તેથી પોલીસ સુપરિન્ટેન્ડન્ટે તેમને બોલાવીને કહ્યું કે જો તેઓ એવી કબૂલત આપે કે પેલા એલચીઓની સાથે બોલચાલીનો પણ વહેવાર નહિ રાખે તો તેમને મસૂરીમાં રહેવા દેવામાં આવશે. જેને પોતાનું માન વ્હાલું છે તે માણસ આવી પોળાધરી કેમ આપે? ભલે એલચીઓની સાથે મુદ્દલ વહેવાર ન હોય. રા. જવાહરલાલ તો પંદર દિવસ મસૂરીમાં રહ્યા, છતાં એક શબ્દ સરખો પણ એ એલચીઓની સાથે નહોતા બોલ્યા. પણ સ્વેચ્છાએ વગરપ્રસંગે કોઇની સાથે ન બોલવું એ એક વાત છે અને કોઇનાં દબાણથી અમુક માણસની સાથે નહિ બોલવાની પ્રતિજ્ઞા કરવી એ જુદી જ વાત છે. તેથી રા. જવાહરલાલે તેવી બધણી કરી આપવાની ના પાડી. તેથી તેમને તુરત જ મસૂરી છોડવાનો હુકમ કરવામાં આવ્યો. અમલદારને રા. જવાહરલાલે બધી હકીકત જણાવી હતી. પોતાની મુશ્કેલીઓ પણ કહી હતી. પણ મુશ્કેલીઓની સાથે અમલદારને શી લેવાદેવા હોય?

શુદ્ધ પ્રજાસત્તાક રાજ્ય કેવું હોય?

જો પ્રજાના નબળામાં નબળા અંગની મુશ્કેલી પણ ગણ્યા જોતો હોય તો એ તો રામરાજ્ય કહેવાય, એ પ્રજાસત્તાક રાજ્ય કહેવાય. એવી આશા આધુનિક જમાનામાં કોઇ પણ રાજ્યની—પછી તે ભલે અંગ્રેજ હોય કે હિન્દી હોય, ખ્રિસ્તી, મુસલમાન કે હિન્દુ હોય—રાખી શકાય જ નહિ. જે યૂરોપની આપણે નકલ કરવા અધીરા થઇ ગયેલા દેખાઇએ છીએ તે યૂરોપ પણ પશુબળને અથવા પશુબળને મુકાબલે વધુમતને પૂજે છે. અને વધુમતવાળા કંઈ નબળાની હમેશા રક્ષા કરે છે એવું બનતું નથી. વધુમતનો ન્યાય એ સામાન્ય વિષયોમાં સામાન્ય રીતે લૌકિક ન્યાય છે એમ કહી શકાય. પણ શુદ્ધ ન્યાય તો સર્વના કલ્યાણમાં જ હોઇ શકે. એટલે જ્યાં નબળામાં નબળા માણસની પણ પૂરેપૂરી રક્ષા કરવામાં

આવતી હોય અને તેના હક પણ પૂરેપૂરા જાળવવામાં આવતા હોય ત્યાં જ શુદ્ધ પ્રજાસત્તાક રાજ્ય ગણાય. પ્રજાની સત્તાથી ચાલતા રાજ્યનો અર્થ ઘણા મતને ન્યાયે ન્યાય એ નથી, પણ પ્રજામાંના નાનામા નાના અંગનું પણ પોષણ થાય એ છે. આવા પોષણ અને આવા ન્યાયની આશા આપણે અત્યારે આપણી સરકાર પાસેથી નથી રાખી શકતા. પણ જે પગલું સરકારે ભર્યું છે એ તો ચોખ્ખું ગાંડપણ છે, કારણકે એ પગલાને સારૂ તેમની પાસે કંઇ પણ સબળ કારણ હોય એવી કલ્પના થઇ શકતી નથી.

આ તો ગાંડપણની એક નિશાની. સિંધથી જે ખબર આવી છે તે ખરેખર હોય તો ત્યાં તો એક ડેપ્યુટી કમીશનર ગાંડપણની સીડીને છેક છેલ્લે પગથીએ પહોંચી ગયા જણાય છે. ખિલાફતની ચળવળને બંધ કરવાના ઇરાદાથી આબરૂદાર માણસોની ઉપર દાબ મુકયા કરે છે, એટલું જ નહિ પણ એક આબરૂદાર ગૃહસ્થને તેમણે માર માર્યાનું કહેવામા આવ્યું છે. આપણે આશા રાખીશું કે મુંબઇના ગર્વનર સાહેબ આની પૂરી તપાસ કરશે. પણ અત્યારે તો આપણે આપણી ફરજ તપાસવાની વિશેષ જરૂર છે. હજુ તો અસહકાર શરૂ થયો ગણાય નહિ, પણ જ્યારે એ શરૂ થશે ત્યારે તેને દાબવાને સારૂ સરકાર પોતાનાથી અજમાવી શકાય તેટલું બધું જોર અજમાવશે તેમાં કંઇ શક નથી. તે વખતે કેટલું ગાંડપણ આવશે એ કોણ કહી શકશે? એવે સમયે જો પ્રજા નિશ્ચળ રહી શકે, શાન્ત રહી શકે અને પ્રજા તરફથી જરાયે ખુનરેજી ન થાય તો પ્રજા ઘણી ઉંચી પાયરીએ ચડેલી ગણાશે અને ખિલાફતના પ્રશ્નનો છેવટનો નીકાલ આપણા પક્ષમાં આવશે એ વિષે મને મુદ્દલ શંકા નથી.

...ન અ...ાર વગેરે વિષે છેવટના ઠરાવ કરવાને સારૂ ખિલાફત કમિટીની સભા
ચીલચાલ કરતી હોય છે. બીજે બાજુ ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીની સભા ૩૦મી મેએ
છે અને થયેલા અન્યાયને સામા કાશી અથવા તો પ્રયાગમાં આ કમિટી પણ મળવાની
આવે છે કે અન્યાયની સામે
આવી જાય છે.

---

# કેમ ઢીલ થાય છે?

એવું ગાંડપણ આપણી સરકારને
મોતીલાલ નેહરૂને સંયુક્ત પ્રાન્તમાં બધા
થયાં ઓળખે છે. તેમના એક જ પુત્ર
સારી રીતે જાણીતા થયેલ છે. પોતાના
કામમા સંપૂર્ણ મદદ કરે છે. સંયુક્ત પ્રાન્ત

ખે છેઃ—
...વખતના આપના પત્રમાંથી ખિલાફત માટે
...નો પડ્યો. જ્યારે આપ હજુ સુધી સર્વે

ખિલાફત માટે ઉચ્ચ પરિણામો લાવવાની આશા આપી રહ્યા છો ત્યારે 'નિરાશા' જેવો શબ્દ આપના પત્રમાં કેમ દેખાય?

વીર પુરુષોના શબ્દકોષમાં 'નિરાશા' જેવો શબ્દ પણ ન સંભવે. એક બાજુ હિંમત અપાય અને બીજી બાજુ 'નિરાશા' જેવો શબ્દ વપરાય તેનો શો અર્થ?

હવે તુર્કીના ભાગલા તો જુલમગાર અને આપખુદ સત્તાધીશોએ પાડી નાંખ્યા છે; તે આપના 'નિરાશા'વાળા લેખમાં સ્પષ્ટ થયું છે. તો પછી અસહકાર કે જે એક નિઃશસ્ત્ર પ્રજાને માટે અલબત્ત ઉમદા સાધન છે તે ક્યારે અમલમાં મુકશો? શું ઇંગ્લંડના બેઈમાન વિશ્વાસઘાતી પ્રધાનો અને હિન્દના આપખુદ અધિકારીઓની મદદ કે આશા માટે બેઠા છો? અને જે શઠોને અમેરિકાને ઠગતાં અને તુર્કીને માટે વચન ઉથાપતા વાર ન લાગી તેવા અધમો ઉપર આશા રાખવી? તે આપણી મૂર્ખતા વિના બીજું શું સૂચવે છે? કે કંઈ પ્રજા કેળવવાની કે કોઈ બીજી પ્રવૃત્તિમાં છો? પણ આવી બાબતોમાં ચોક્કસ યાદ રાખજો કે 'Delay is dangerous;' કારણકે જેમ ઢીલ થશે તેમ પ્રજાનો ઉત્સાહ નરમ પડશે. આ સર્વ ઠેકાણું સરખા અનુભવાયેલા શાને શું ખોટું ધારો છો? અને હવે તો તૈયારી કેટલી? વખત બહુ થયો. ઠરાવો ઘણી પસાર થઈ પણ શું મોડરેટો, જેને પ્રજાનો ઘણો ભાગ દેશદ્રોહીઓ અને ખુશામતીઆઓ કરતા વધારે સમજતો નથી, તેમના ભયથી ડરો છો? જેમ રોલેટ ઍક્ટને રદ કરાવવા માટે પ્રજાઉત્સાહ નરમ પડી ગયો તેમ ખિલાફત સંબંધમાં પણ કરવા માગો છો? જે મુસલમાન બાંધવોએ તમને પોતાની સેનાના નાયક બનાવ્યા છે તેમને શું આશામાં જ રાખી વિશ્વાસઘાત કરવા માગો છો? રોલેટ ઍક્ટ માટે તો સમજાતો નથી. પણ આપ તે વગરપ્રવૃત્તિએ રદ કરાવવા માગો છો તે અજ્ઞાનતાથી વધુ શું છે? શું આરંભશૂરા જ છો?"

ઉપલા લખાણમાંથી કેટલીક જગ્યાએથી મેં વિશેષણ ખસેડ્યું છે. હજુ બીજા પ્રહારો તો ઘણાયે છે, પણ એ આપતાં મારી હિંમત ચાલતી નથી. આ લખનારે પોતાનું નામ પણ આપેલું છે; તે પણ આપવા ઇચ્છતો નથી. કદાચ તેણે પોતે પણ ગજારૂર પત્ર મને એકાન્તે સલાહ તરીકે જ લખ્યો હોય. છતાં જે આપવા જેવો ભાગ હતો એમ લાગ્યું તે ભાગ આપી ગયો છું. અસહકાર કેમ અટકે છે ?

જ્યાં સુધી આટલા બધા ગુસ્સાથી ભરેલા અને વહેમાયેલા માણસો છૂટા-છવાયેલા પણ પ્રજામાં પડ્યા છે, ત્યાં સુધી જ અસહકાર વગેરે અમૂલ્ય શસ્ત્રોનો ઉપયોગ કરતાં મુશ્કેલીઓ આવ્યા કરે છે. અસહકાર જેવા શસ્ત્રના ઉપયોગમાં જે તત્ત્વ સમાયેલું છે એ તો આ લખનાર સમજેલ જ નથી. અને તેનામાં મુસલમાન ભાઈઓના જેટલી ધીરજ પણ નથી. મારી કલ્પનામાં અસહકાર એ કેવળ નિઃશસ્ત્ર પ્રજાનું હથિયાર છે એવું છે જ નહિ. નબળા સબળા બધા તેનો ઉપયોગ કરી શકે. અમુક પ્રસંગોમાં અસહકાર એ ધર્મ છે એ હું સમજાવી ગયો છું.

ઇંગ્લંડના પ્રધાનો પર જે ભારે આક્ષેપો મુકવામાં આવેલા છે એ અયોગ્ય છે. વડા પ્રધાને આ સવાલમાં વિશ્વાસઘાત કર્યો છે એમ હું માનું છું, પણ અંગ્રેજ પ્રધાનમંડળ બેઈમાન અને વિશ્વાસઘાતી છે અથવા હિન્દના અધિકારીઓ માત્ર આપખુદ છે એવું હું માનતો જ નથી. અંગ્રેજ પ્રજા અથવા તો અંગ્રેજ પ્રધાનમંડળ આપણા કરતાં ભારે ઉતરતા છે અને, આપણે ગુણોનો ભંડાર છીયે એવી મારી માન્યતા નથી. અંગ્રેજ પ્રજાની ઉપર હું પોતે તો આશક છું. એ પ્રજા શૂરવીર, ભોળા દિલની અને કાંઈક ઇશ્વરનો ડર રાખનારી છે, સદંતર ધર્મથી વિમુખ નથી. એ પ્રજા જેમ પશુબળને પુજનારી છે તેમજ નીતિબળને ઓળખનારી છે. એ પ્રજાથી અનેક દોષો થયા છે તેમ અનેક પુણ્યકર્મો પણ થયાં છે. એ પ્રજામાં ખરેખર કેટલાક યોગીજનો પેદા થયા છે અને તે ઉપાસવાલાયક છે. તેનામાં જે યોજનાશક્તિ છે, જે ધૈર્ય છે, જે કળા છે એ અનુકરણ કરવા લાયક છે. તેનામાં દોષ જોવાથી, હિન્દુસ્તાન પ્રત્યેના તેના અન્યાયોથી હું મારી ન્યાયવૃત્તિને ખોઇ દેવા કે ઢાંકવા તૈયાર નથી. જેટલું અંગ્રેજોના ગેરઇન્સાફની સામે હું ઝૂઝયો છું તેટલે દરજ્જે બીજા કોઇ ભાગ્યે જ ઝૂઝયા હશે. પણ એ ઝૂઝવાની પાછળ ઉંડે ઉંડે એ પ્રજાની પ્રત્યે મારો ભાવ અથવા મોહ કહો તો મોહ પણ રહેલ છે. નીતિબળને જેટલી ત્વરાથી અંગ્રેજો પારખી લે છે તેટલી જ ત્વરાથી હિન્દુસ્તાનની પ્રજાને છોડીને બીજી પ્રજા નહિ પારખતી જ હોય એવી મારી માન્યતા છે. અને તે પાયાની ઉપર મેં મારી ઘણી લડતો ચલેલી છે, પણ કદાચ મારી ગણતરીમાં ભૂલ હશે તો એ મને પશ્ચાત્તાપનું જરાયે કારણ નહિ રહે, કેમકે કોઇ લડતનો મારો આધાર બાહ્ય વસ્તુ ઉપર નથી, પણ પ્રત્યેક લડત અને તેને વિષે લેવાયલા સાધનોની કેવળ નિર્મળતા ઉપર રહેલો છે. સત્યને કાળની બાધા આવતી જ નથી. સત્યમાં ધીરજને પુષ્કળ અવકાશ છે. રાહ જોવામાં જરાયે ભય સત્યને આચરનાર માને જ નહિ.

વળી મૉડરેટો ઉપર કેવા આક્ષેપો? મૉડરેટો માત્ર દેશદ્રોહી અને ખુશામતીઆ છે એમ પ્રજાનો ઘણો ભાગ માનતો હોય તો હું જરૂર નિરાશ થાઉં અને દુઃખ પામું. હું તો બન્ને પક્ષને દેશનું હિત ચાહનારા માનું છું. જે વખતે આપણે બધા સુતા હતા તે વખતે સુરેન્દ્રનાથનો અવાજ આખા હિન્દુસ્તાનને ગજવી રહ્યો હતો. એક સમય એવો હતો કે જ્યારે સર દીનશા વાચ્છાના શબ્દોને મુંબઇ ઇલાકો ઝીલી લેતો હતો. આવા દેશના નાયકોને દેશદ્રોહી અથવા ખુશામતીઆ કહેવા એને હું પાપ માનું છું. તેઓના ઘણા વિચારો મને અત્યારે પસંદ નથી પડતા. મારો નવો

અનુભવ મને અવશ્ય નવું શીખવે છે. સુરેન્દ્રનાથ બૅનરજીનો અંગ્રેજી ઉપરનો મોહ હું સાંખી શકતો નથી. સર દીનશા વાચ્છાના અર્થશાસ્ત્રોના કેટલાક નિયમો હું ગ્રહણ કરી શકતો નથી. પણ તેથી તેઓના પ્રત્યે રહેલો મારો પૂજ્યભાવ લવલેશ પણ ઓછો થઇ શકતો નથી. તેઓએ કરેલી દેશસેવા હું ભૂલી શકતો નથી, અને જે ઉમ્મરે તેઓ પહોંચ્યા છે એટલી ઉમ્મરે હું પહોંચી શકું અને ત્યારે પણ મારામાં દેશની સેવા કરવાનો ઉત્સાહ તેઓના જેટલો રહી શકે તો હું મને ભાગ્યશાળી સમજું. તુલસીદાસે ગાયું છે કે જડ ચેતન ઉભય ગુણદોષમય છે. પણ આપણું કામ, જેમ હંસ વારિરૂપી વિકારને ત્યજીને કેવળ પયને જ ગ્રહણ કરે છે, તેમ ગુણદોષનું પૃથક્કરણ કરી, બધાના દોષનો ત્યાગ કરી ગુણને જ ગ્રહણ કરવાના છે; કેમકે જો આપણા જ દોષોને આપણાં સગાંવહાલાં અને સંસાર જોયાં કરશે તો આપણી શી વલે થશે?

ગુજરાતની પ્રજાને હું અવશ્ય વીનવવા ઇચ્છું છું કે તેણે અત્યારે ચાલતો ઝેરી પવન તજવો જોઇએ. ઉપરનો પત્ર એ પવનની નિશાની છે અને તેથી જ મેં તેને અહીં સ્થાન આપ્યું છે. મારી પોતાની માતૃભાષા ગુજરાતી હોવાથી, શેષ જન્મભૂમિ ગુજરાત હોવાથી હું મારા સારામાં સારા ઉદ્‌ગારો વહેલામાં વહેલો ગુજરાતને જ આપી શકું એવી મારી માન્યતા છે; અને ગુજરાતની મારફતે તેનો પ્રચાર હિન્દુસ્તાનમાં થઇ શકે, એમ હું જાણું છું. જે ઝેરી વાયુ અત્યારે પ્રવર્તી રહ્યો છે તેમાંથી ગુજરાત અને હિન્દુસ્તાન મુક્ત રહો એવી મારી તીવ્ર ઇચ્છા છે, મુક્ત રહી શકે એમ હું જીવતા સુધી માન્યા કરીશ. અને સત્યરૂપી સુગંધમય વાયુને ઝપાટાબંધ ફેલાવવામાં વખત જાય છે તેનું કારણ માત્ર હું વર્ણવી ગયો એ ઝેરી વાયુ જ છે. આપણે અંગ્રેજો પ્રત્યે ક્રોધ કરીને, માનવજાતનો અવિશ્વાસ રાખીને, એક્ઝીક્યુટિવ પક્ષો ઉપર આક્ષેપો ફેંકીને, અરસપરસ તિરસ્કાર રાખીને દેશનો ઉદય નથી જોવાના. તિરસ્કાર, દોષદર્શન એ બધાં રોગનાં—નબળાઇનાં લક્ષણ છે. નબળો બધે નબળાઇ જ જુએ છે. દુષ્ટ બધાને દુષ્ટ જ માને છે. સર્પ કે વીંછી સહુથી ડરે છે. આ જગતનો કાયદો છે, તેને આપણે કેમ ભૂલીશું? 'આપ ભલા તો જગ ભલા.' (ઝેરી વાયુમાંથી મુક્તિ)

રોલેટ ઍક્ટ વિષે પણ બે શબ્દ કહી લઉં. એ કાયદો તેની મુદત પહેલાં રદ થવાનો જ છે એવો મારો વિશ્વાસ છે, અને તે, કાયદાના સવિનય ભંગ રૂપી (રોલેટ કા[યદા] વિષે વિ[શ્વાસ])

સત્યાગ્રહની ફરી જરૂર જણાયા વિના થશે એમ હું માનું છું. પણ કદાચ તેમ ન થયું તો સત્યાગ્રહ અવશ્ય કરી થશે એ વિષે મને શંકા નથી.

---

# વિવિધ ચર્ચા

મને હું જ્યારે સ્વદેશીને અર્થે કાઠીયાવાડમા પ્રવાસ કરતો હતો તે વખતે કેટલાક પત્રો મળેલા અને 'નવજીવન' ઑફિસમા પણ કેટલાક પરબારા ગયેલા. એ બધાનો જવાબ હુ તે જ વખતે 'નવજીવન'મા નહિ આપી શકેલો. કોઇને મેં ખાનગી ચિઠ્ઠીઓ પણ લખેલી કે અવકાશ મળ્યે જવાબ આપીશ. બધા કાગળો મેં કાળજીથી સંઘરી રાખ્યા છે, તેની ઉપર આંખ ફેરવી જવાનો આ અઠવાડિયે મને પ્રસંગ આવ્યો. તેમા કેટલાક કાગળો હમેશાં તાજા જ જેવા લાગે તેવા છે તેનો પ્રસંગોપાત ઉપયોગ કરવા ધારૂં છું. તેવો એક કાગળ કાઠિયાવાડના એક પ્રખ્યાત અને ધર્મપરાયણ બહેનનો છે. તેમાંનો ભાગ હું નીચે ઉતારી લઉં છું.

"આપનો અભિપ્રાય દેશહિતને માટે એક રેંટીયામાં જ સમાઇ જવાનો છે કે આગળ કાંઈ બીજો વિસ્તાર વધારવાનો વિચાર છે? આ આપણા દુર્બળ દેશને સોય, પેન્સિલ, હોલ્ડરો, શીવવાના સંચા વગેરે વસ્તુની જરૂર પડે છે. તે પરરાજ્યમાંથી આવીને આપણા વ્હાલા દેશને દુર્બળ બનાવે છે હુ આશા રાખું છું કે આપે ખાદી પહેરાવવાને માટે દઢ આગ્રહ કર્યો છે તો ઉપરના વિચાર પણ ધ્યાન બહાર નહિ હોય.

વળી એક બીજી જરૂરની વાત પૂછું છું આ દુર્ભાગી હિન્દુસ્તાન ભાગ્યશાળી ક્યારે થશે તે આપ તો જાણતા હશો, પણ બીજાઓને પણ જણાવશો. બધી કોમો કરતાં આપ અંત્યજ કોમોને વધારે ઉત્તેજન આપો છો તેનું વિશેષ રહસ્ય શું હશે? હિન્દુસ્તાનમાં ઘણી કોમો દુર્બળ સ્થિતિમાં છે તેમાં અંત્યજની કોમ ઉપર આપની વધારે લાગણી હોય એમ દેખાય છે. આ મારૂં માનવું તે ખોટું હશે, કારણકે આપ આત્મવત્ સર્વભુતેષુના સિદ્ધાન્તને માનીને સત્યાગ્રહ પકડો છો"

આ પ્રમાણે સાર મજકુર બહેનના કાગળનો છે. એવા જ સવાલો મુસાફરી દરમિયાન બીજાઓએ પણ પૂછેલા તેથી એનો જવાબ આપવાનો પ્રયત્ન કરીશ.

પ્રથમ સ્વદેશી વિષે મારી સ્વદેશીની કલ્પનામાં માત્ર કાપડનો જ સમાવેશ છે; કેમકે પરદેશી કાપડનો ઉપયોગ થવાથી હિન્દુસ્તાનમાંથી લગભગ ૫૦ કરોડ રૂપીયા પ્રતિવર્ષ ચાલ્યા જાય છે. જોકે એ બધા રૂપીયા આપણે આપણા કારીગરોમા જ વાપરી શકીયે છીયે. તેટલા કે તેથી ઓછા આપણે આગળ વાપરતા હતા. તે ધંધાની

અવેજમાં આપણા કારીગરોએ બીજો ધંધો ગ્રહણ કર્યો નથી અને અસંખ્ય ઓરતો જે પોતાના ઘરમાં નિરંતર થોડુંઘણું સૂતર કાંતી હિન્દુસ્તાનને ઢાંકતી હતી તે ઓરતોની દીકરીઓ અત્યારે પોતાની માનો પવિત્ર ધંધો ભૂલી ગઈ છે અને તેને બદલે બીજો ધંધો કશોયે કરતી નથી તેથી જ દેશમાં અત્યંત ભૂખમરો વધ્યો છે; અને ગમે તેવા બીજા પ્રયત્ન થાય તોપણ જ્યાં સુધી આ કારીગરો અને ઓરતો પોતાનો અસલી ધંધો ફરી ગ્રહણ નહિ કરે ત્યાં સુધી કદાચ હિન્દુસ્તાનમાં ચારગણી મીલો થઇ જાય તોપણ કરોડોની ગરીબાઇ કદી ઘટવાની જ નથી. એવા કારણથી મેં સ્વદેશીને ઉત્તમ ધર્મ માન્યો છે અને હજુ માનું છું. મોય, હોલ્ડર ઈત્યાદિ દેશમા પેદા થાય એ ઇચ્છવાજેવું છે. આપણે છેવટે એ સ્થિતિએ પણ પહોંચવું જોઇએ છે. પણ એની સરખામણી કાપડની સાથે થઇ જ નહિ શકે. આ ઉદ્યોગો આપણે નવા દાખલ કરવાના રહ્યા. તેમા કરોડો જે કંગાલ થઇ ગયા છે તેઓને આપણે નહિ રોકી શકીયે. અને જે શક્તિ વડે આપણે ૬૦ કરોડનું નવું કાપડ અસંખ્ય સ્ત્રીઓ અને કારીગરોની મારફતે કઢાવી શકીશુ તે શક્તિ આપણને આગળ પર પણ કામ આવશે. ૬૦ કરોડ રૂપીયાની વાર્ષિક આવકનો ઉદ્યોગ હિન્દુસ્તાનમાં દાખલ કરવામાં ઘણો આત્મભોગ, યોજનાશક્તિ, બુદ્ધિ, પ્રામાણિકતા, દૃઢતા ઇત્યાદિ ગુણોને ખુબ કેળવવા પડશે. તે ગુણો જ્યારે ઘણા કેળવાશે ત્યારે જ આપણે મેં કલ્પેલી સંકુચિત લાગતી સ્વદેશીને મજબુત પાયા ઉપર મુકી શકીશું.

હવે અંત્યજો વિષે હિન્દુસ્તાનમા મંદભાગ્યનો પ્રશ્ન આમાં સમાઇ ગયો છે. અંત્યજનો પ્રશ્ન કરીને આ બહેન શંકા ઉઠાવે છે કે શું અંત્યજને અંત્યજતામાંથી મુક્ત કરીને હિન્દુસ્તાનને આપણે ઉચ્ચભાગી કરી શકીશું? મને લાગે છે જરૂર એવું પરિણામ લાવી શકાય, કેમકે જે શક્તિ વડે આપણે મહાપાપમાથી મુક્તિ મેળવીશું તે શક્તિ વડે બીજા પાપોમાંથી આપણે નીકળી શકીશું, અને મારી દૃઢ માન્યતા છે કે જ્યાં સુધી આપણે કેટલાંક પાપકર્મોમાં પડેલા છીયે ત્યાં સુધી હિન્દુસ્તાન મંદભાગી રહેશે જ. હું અંત્યજની સેવા કરીને આખી કોમની સેવા કરું છું એવી મારી માન્યતા છે. જેમ અંત્યજ દુઃખી છે તેમ બીજાઓ પણ છે, છતાં અંત્યજની ઉપર આપણે ધર્મને નામે ધાડ પાડીયે છીયે તેથી એ ધર્મમાંથી નીકળી જવા અને નીકળવાને બીજાને સૂચવવા ચુસ્ત હિન્દુ તરીકે મારી વિશેષ ફરજ માનું છું. અંત્યજના દુઃખનો મુકાબલો પ્રજાના બીજા કોઇ પણ વિભાગના દુઃખની સાથે આપણે નહિ કરી શકીયે. અંત્યજ અસ્પૃશ્ય છે

અંત્યજોદ્ધારની ખાસ જરૂર

એવો ધર્મ આપણે કેમ માનીયે છીયે એ મારી બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી અને એનો વિચાર કરૂં છું ત્યારે મારૂં હૃદય કંપે છે. આ અસ્પૃશ્યતા હિન્દુધર્મનું અંગ કદીયે ન હોઈ શકે એવી સાક્ષી મારો આત્મા પૂરે છે. આટલાં વર્ષો સુધી તેમને અજ્ઞાનપણે અસ્પૃશ્ય ગણીને હિન્દુ સંસારે પાપનો થર જમાવેલો છે તે દૂર કરવા આખું જીવન અર્પણ કરવું એ મને જરાયે વધારેપડતું નથી લાગતું. અને હું કેવળ એ જ કાર્યની અંદર નથી રોકાઇ શકતો એટલું મને દુઃખ રહ્યાં કરે છે.

આમાં અંત્યજની સાથે જમણવ્યવહાર કે બેટીવ્યવહાર રાખવાનો સવાલ જરાયે ઉત્પન્ન થતો નથી. કેવળ અડકવા નહિ અડકવાનો જ પ્રશ્ન છે. અંત્યજ મુસલમાન થાય તો હું અડું, ખ્રિસ્તી થાય તો હું એને સલામ કરૂં, જે ખ્રિસ્તી અથવા મુસલમાનને તે અડે તેને અડતા પાપ ન માનું, પણ તે અંત્યજને અડતાં મને સંકોચ થાય! એ વિચાર મને તો અન્યાયભર્યો, વિવેકરહિત અને અધર્મી જ લાગે છે. તેથી જ હું અંત્યજને અડકીને મને પોતાને પવિત્ર થયેલો માનું છું અને અનેક રીતે મર્યાદામા રહીને હિન્દુ સંસારને આ આરોપમાથી નીકળી જવા વીનવ્યા જ કરૂં છું. આ બહેન જેણે સરળભાવે ઉપરનો કાગળ લખ્યો છે તેને પણ હું તો વીનવું કે એ પોતાની સરસ શક્તિ અને પોતાની વગનો સંપૂર્ણ ઉપયોગ કરીને હિન્દુ સંસારને અસ્પૃશ્યતાના પાપના બોજામાંથી છોડાવવામાં ભાગીદાર થાય અને પોતે થોડા વખતને સારૂ પણ પવિત્ર રેંટીયો પોતાના ઘરની અંદર દાખલ કરીને થોડા સમયનું દાન હિન્દુસ્તાનને કરે અને પોતાની અજ્ઞાની બહેનોને સારૂ સરસ દાખલો બેસાડે.

---

# નોંધ

**એક સુંદર નમૂનો**

ઓરિસ્સા દુષ્કાળ ફંડમાં અનેક જગ્યાએથી કંઇ પ્રયત્ન વિના પૈસા આવ્યા કરે છે. એ દયાની અને પ્રજાભાવનાની શુભ નિશાની છે. પણ મુંબઈની એસ્પ્લેનેડ હાઇસ્કૂલની ગરીબની પેટીમાંથી જે ફાળો આવ્યો છે તે ધ્યાન ખેંચવા લાયક છે. આ હાઇસ્કૂલમાં એક પેટી રાખવામાં આવે છે. તેમાં વિદ્યાર્થીઓને અને શિક્ષકોને પૈસા નાંખવાનું ઉત્તેજન આપવામાં આવે છે અને તે પૈસાનો ઉપયોગ ગમે તે ઠેકાણે નાતજાતનાં બંધન વિના દુઃખનિવારણ અર્થે કરવામાં આવે છે. એ પેટીમાં માત્ર એ હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ, શિક્ષકો અને નોકરો જ પૈસા નાંખી શકે છે. તેને સારૂ યોગ્ય નિયમો પણ મેલવામાં આવ્યા છે કે જેથી કંઇ ધાલમેલ થઇ ન શકે. નાંખવાની ઓછામાં ઓછી રકમ એ

આના ઠરાવવામાં આવેલી છે અને વધારે રકમોને સારુ જુદાં જુદાં પ્રમાણપત્રો વગેરે કાઢી ચાલશે આપવામાં આવી છે. એ ધારાઓની ભાંજગડમાં અહીં ઉતરવાની જરૂર નથી, પણ આ પ્રમાણે પેટી કાઢવાનો રિવાજ અનુકરણીય છે એ તરફ જ અમે ધ્યાન ખેંચીએ છીએ. દરેક સુવ્યવસ્થિત નિશાળમાં બાળકોને અને મહેતાજીઓને યથાશક્તિ દાન કરવાનું ઉત્તેજન આપવામાં આવે અને તેનો સદુપયોગ થાય તો દેશમાં દુઃખનિવારણને સારુ સ્હેજ પ્રયત્ને મોટી રકમ પેદા થઇ શકે અને તેનો દરેક નિશાળ પોતાને જોખમે સદુપયોગ કરી શકે

## નોકરોની સ્થિતી કેમ સુધરે ?

નોકરોની સહકારી સમાજ

'નવજીવન' નિયમસર વાંચનારને યાદ હશે કે તા ૨૧મી સપ્ટેમ્બરના અંકમાં 'સર્વોદય'નામે એક ચર્ચાપત્રીએ મજૂરોના કામના કલાકો ઘટાડવાની સૂચના કરેલી તે ઉપર 'વિરાગી' ઉપનામથી લખનાર એક શિક્ષિત વેપારીએ પોતાના વિચારો જણાવ્યા છે. તેમા તે લખે છે: "કેવળ કાપડની બજારમા નોકરવર્ગની સંખ્યા આસરે દસ હજારની હશે એ જ પ્રમાણે રૂ, સુતર, કરિયાણું, અનાજ તથા શરાફી વગેરે ધંધાને વિષે સમજવું. નોકરોને પણે ઓછે પગારે લાંબો વખત કામ કરવું પડે છે તેમાં યોગ્ય ફેરફાર થવો જોઇએ. એ સ્વીકારતાં છતા 'વિરાગી' કહે છે કે આ સર્વ મુશ્કેલીઓ દૂર કરવાનો રામબાણ ઉપાય એ સહકાર જ છે. જુદા જુદા ધંધાના નોકરો માટે નોકરવર્ગે સહકારી સમાજ સ્થાપી દરેક નોકરને તેના સભાસદ થવાની ફરજ પાડવી. આવી સમાજ નોકરોના ખાવાપીવાની, રહેવાની વગેરે અનેક સગવડો કરી શકે છે અને આમા શેઠો પોતે નોકરોને મદદ કરે તો ઘણા ઝપાટાથી સહકારનું કામ ચાલી શકે."

બિલાડીને ઘંટ કોણ બાંધે ?

આ વિચારો સ્તુત્ય છે એમાં તો કંઇ શંકા જ નથી પણ એક વેળાએ ઉંદરોની સભામાં બિલાડીથી ચેતતા રહેવાને સારુ એક ઉંદરે સૂચના કરી કે બિલાડીને ગળે એક ઘંટ બાંધવો જોઇએ અને એમ થાય તો અવાજ થતા સહુ પોતપોતાના દરમાં ભાગી જાય. એ વખતે પ્રશ્ન એ ઉઠયો કે ઘંટ કોણ બાંધશે ? તે પ્રમાણે આવાં મહત્કાર્ય નોકરોમાંથી કોણ કરશે એ સવાલ ઉઠે છે. મુંબઈના નોકરોની આટલી મોટી સંખ્યા જો એકત્ર થાય અને તેઓ એકમતના થઇ શકે તો કામ જરાયે કઠણ નથી જે માણસને સારો વિચાર સૂઝે તે પોતે તેનો અમલ કરવાનું શરૂ કરે એના જેવી બીજી એકે એ વિચારનો પ્રચાર કરવાની સારી યોજના ન હોઇ શકે. 'વિરાગી' પોતે જ પોતાનો વિચાર અમલમા કેમ ન મુકે ?

## માતર તાલુકામાં લૂંટ

ડરનો ત્યાગ

એક ખબરપત્રી પોતાનું નામ આપ્યા વિના લખી જણાવે છે કે માતર તાલુકામાં આજકાલ બારવટીઆ ખૂબ લૂંટ ચલાવી રહ્યા છે. તે જણાવે છે કે વૈશાખ શુદ ૫ થી બે વખત લૂંટ થઇ ચુકી. આ બાબત જેઓ ઈલાજ ઈચ્છતા હોય તેઓએ વધારે વિગત આપવી જોઈએ. નામઠામ આપતા ડરી જવાની જરાયે જરૂર નથી. હવે આવા પ્રકારના ભય પ્રજાએ છોડી દેવા જોઇએ. અમુક જગ્યાએ લૂંટ થઇ છે એટલી ખબર આપવામાં

જોખમ તો છે જ નહિ. છતાં જોખમ હોય તેની પણ ખરી ખબર આપતાં ડરવાનું સૂવાઈ જવું જોઈયે. ઉપરની બાબતમા, કોઈ પણ વાંચનારને વધારે ખબર હોય તો તે અમને પહોંચાડવામાં આવશે તો અમે તેનો ઘટતો ઉપયોગ કરી દાદ મેળવવાની ઉમેદ રાખીયે છીયે.

સાથે એટલું પણ કહેવાની જરૂર છે કે લોકોએ આવા ઉપદ્રવોની સામે પોતાની મેળે પોતાનું રક્ષણ કરતાં પણ શીખી લેવું જોઇયે. ગામના બધા માણસો સંપીને ઇલાજ લે તો બારવટીઆઓ સામાન્ય રીતે લોકોને લૂંટી શકે નહિ એવી અમારી માન્યતા છે.

---

# કામદારોની સભામાં ભાષણ

**રા. મંગળદાસ શેઠ, બહેનો અને સહુ ભાઇઓ,**

આજે આપણે સહુ અહીં ભેળા થયા છીયે તેનું કારણ એ છે કે જે હડતાળની જંજાળમાં આપણે પડયા હતા તેમાંથી હવે આપણે છૂટી ગયા છીયે વળી પાછો શેઠ અને નોકરોની વચ્ચેનો સીધો સંબંધ બંધાઇ ગયો છે. આજના કામનો આરંભ આપણે બે ઇશ્વરભજનથી કરેલો છે. મને ઉમેદ છે કે એ ભજનોની ઉપર દરેક ભાઇએ અને બહેને વિચાર કર્યો હશે. ન કર્યો હોય તો હું એ ભજનો તરફ સહુનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું એ ભજનોનો સૂર તો સરસ છે જ. પણ એ સૂર ઉપર હું તમારૂં ધ્યાન નથી ખેંચતો. એ સૂરની પાછળ જે ભીહાશ રહેલી છે, જે અર્થ રહેલો છે તેની તરફ હું તમારૂં ધ્યાન ખેંચવાને ઇચ્છું છુ. બન્નેમાંથી આપણે જોઇશું તો એ દેખાય છે કે એક તરફથી જીવ અને બીજી તરફથી શિવ એ બેની વચ્ચે, એક તરફથી મનુષ્યપ્રાણી પામર સ્ત્રી અને પુરુષ, અને બીજી તરફ મહાન ઇશ્વર એ બે વચ્ચે મોટો તફાવત રહેલો છે. એક પણ વસ્તુ ઈશ્વરની ઇચ્છા વિના કરી શકાતી નથી ઇશ્વર એ એવું પરમ મહાન તત્ત્વ છે કે જેને આધીન રહીને આપણે વર્તવું જ પડે છે, જેની સામે આપણો સત્યાગ્રહ કે દુરાગ્રહ કંઇ જ ચાલતો નથી, જે સર્વવ્યાપી છે, સર્વજ્ઞ છે, બધું જાણે છે. તેથી ભજનમાં કહ્યું કે હે ઈશ્વર, તું કેવો મહાન અને હું કેવો પામર ગમાર? મારા જેવા પામરને અહંકાર શું, અભિમાન શું? આપણું એક જ કર્તવ્ય હોઇ શકે, પ્રભુનું નામ લેવું. સૂતાં, બેસતાં, જમતાં પ્રત્યેક ક્રિયા કરતાં કરતાં પ્રભુનું જ નામ લેવું. આપણાં શાસ્ત્રોમાં અને ભજનોમાં એમ જ લખેલું છે. બધા માણસોનો અનુભવ પણ એ જ વાત કહે છે. એથી જ આપણે આજની આ મહાન સભાનું કાર્ય ઇશ્વરની પ્રાર્થનાથી શરૂ કરીયે છીયે.

અહીં હાજર રહેલા ભાઇઓ અને બહેનોને હું કહીશ કે દુનિયામાં તમારૂં આયુષ્ય સાર્થક કરી તમે ચાહવા જેવા ઈચ્છતા હો તો તમારા દરેક કાર્યની અંદર ઈશ્વરને સાક્ષી રાખજો દરેક કાર્ય કરતાં પહેલાં તમારી જાતને પૂછજો કે આ કાર્ય ઈશ્વરને ગમે એવું છે કે નહિ! ને એને ગમે એવું એ કાર્ય નથી એવો તમને જવાબ મળે તો તેનો તમે ત્યાગ કરજો.

મજૂરોનો ધર્મ

મજૂરોની ફરજ શી તેને વિષે વાત કરતાં મેં એ ફરજને નીચે પ્રમાણે સમજાવી હતી. જો મજૂરોએ પોતાની સ્થિતિમાં સારા બનવું હોય, પોતાના શેઠની પ્રીતિ સંપાદન કરવી હોય તો તેમણે પ્રામાણિક બનવું જોઈએ, પોતાના વ્યસનોને છોડવાં જોઇયે, ઉદ્યોગી બનવું એટલે કે મહેનતુ થવું જોઈયે, આવડત રાખવી જોઇયે અને વિવેક વાપરવો જોઇયે. વિવેક એટલે હુકમ ઉઠાવતાં આવડવું જોઇયે, અદબથી બોલતાં આવડવું જોઇયે. અદબ રાખવી એટલે શેઠની સાથે રાખવી એટલું જ નહિ, પણ દરેકની જોડે બોલતાં અદબ રાખવી જોઇયે. શેઠને પોતાને નમીયે, સલામ કરીયે અને એ જ શેઠે નીમેલા ઉપરીનું અપમાન કરીયે એ વિનય ન કહેવાય. એક શેઠીઆએ મને કહ્યું હતું કે અમારી મીલમાં સ્પીનરો એવા વાત લઈને બેઠા છે કે અમુક હેડ જૉબરને કાઢી નાખો તે પછી જ અમે કામે ચઢી શકીયે. એવા કામે નહિ ચડનાર મજૂરોને હું પૂછવા ઈચ્છું છુ કે એવો વિચાર જ્યારે તમે કર્યો, ત્યારે તમે પરમેશ્વરને તમારો સાક્ષી રાખ્યો હતો કે?

હડતાળને બદલે પંચ

આપણે હવે તો એવો ઠરાવ થઇ ચુકેલો છે, કે હવે પછી કોઇ પણ કારણસર આપણે હડતાળ પાડીને નથી બેસવું. તેને બદલે હવે આપણને બીજું હથિયાર—હડતાળથી પણું જ સુંદર હથિયાર હાથ લાગ્યું છે. આપણે કંઇ કારણથી કચવાયા હોઇયે અને શેઠની પાસે વિવેકની વાત કરતા પણ કંઈ દાદ ન મળે ને આપણને સંતોષ ન થાય ત્યારે આપણે એસોસીએશન પાસે જવું જોઇયે, અને ત્યાંથી પણ સંતોષ ન મળે ત્યારે પંચ પાસેથી દાદ મેળવવી જોઇયે. એ પંચ અત્યારે તમારી સમક્ષ બેઠા છે. માલીકોની તરફથી મંગળદાસ શેઠ નીમાયા છે અને મજૂરોની તરફથી પૂ અનસુયાબ્હેન તથા ભાઇ શંકરલાલની ઈચ્છાથી અને મારી પોતાની કબુલાતથી હું નીમાયો છુ. એક વર્ષ સુધીમાં જે કંઇ તકરાર થવા પામે તેના કારણનો ફેંસલો આ પંચે કરવાનો છે. એ પંચ જ્યાં સુધી છે ત્યાં સુધી હડતાળ પાડી જ ન શકાય. કેટલેક ઠેકાણેથી હજી તકરાર આવે છે કે કેટલીક મીલના મજૂરો હજુ કામે નથી ચડ્યા. એ વાત સાંભળી ત્યારે મને શરમ થઇ અને આ સભાનું શું પ્રયોજન એમ મને લાગ્યું. પરંતુ ઘણા મજૂરો કામે ચડી ગયેલા છે અને એ ઘણાઓને ખાતર હું આજે અહીં આવેલો છું જેઓ કામે ચડી ગયેલા છે તેમને હું વીનવું છું કે જેઓ કામે નથી ચડ્યા તેમને ચડી જવા તેઓ મનાવશે. પણ તેમા કોઇની ઉપર બળાત્કાર કરવાનો નથી, કોઈને ગાળ કે હુંકારો સરખો કહેવાનો નથી, લાકડી વાપરવાની નથી. માત્ર તમારે તેમને વીનવવું, તેમને પગે પડવું, પાઘડી ઉતારવી, દલીલ કરવી, અને કહેવું કે આ તમારો ધર્મ છે. મહાજનના સભાસદો હોય એવા માણસો જો તોછડાઈ—ઉદ્ધતાઇ વાપરે, મીલમાં ન જતાં હોય તો તેમને મહાજનમાં રહેવાનો અધિકાર જ નથી. એટલે મારી સહુ ભાઇઓને વિનન્તિ છે કે જેઓ કામે નથી ચડ્યા તેમણે કાલે જ કામ ઉપર હાજર થઇ જવું. તેમ થાય તો જ આ મોટી સભા શોભે.

શેઠીઆઓને વિનન્તિ

મંગળદાસ શેઠની સમક્ષ હું શેઠીઆઓને કહું છુ, વિનન્તિ કરું છું, મજુરોના પ્રતિનિધિ તરીકે હું હાથ જોડીને તેમને વીનવી જ શકું કે તમે મજૂરોની સાથે ઉદારતાથી વર્તજો, તમે

મજૂરોની ઉપર મીઠી નજર રાખજો. મેં તો મજૂરોની વતી કબૂલી લીધું છે કે મજૂરો જો ગેરવર્તણુક કરે, તમારો કંઈ ગુન્હો કરે તો તમે એમને કાઢી મુકજો. તેમાં હું વચ્ચે નથી પડવાનો. પણ તમને મારી એટલી વિનન્તિ છે કે માણસો ઉપર તમે રહેમ રાખજો. કોઈ મોટા હોય, જરા અગ્રેસર હોય માટે એને કાઢી નહિ મુકજો. મંગળદાસ શેઠે મને કહ્યું છે કે મારે મજૂરોનો એક પૈસો પણ નથી જોઇતો. મજૂરોનો પૈસો લઇને અમે કરોડ (નીસાસા) નથી લેવાના. તેમને રૂપીઓ આપીને અમે રાજી થઇશું, તેમનો પૈસો લઇને નહિ. તેમણે મને આમ અનેકવાર કહેલું છે. મજૂરો અને માલીકોની વચ્ચે હવે પગારમાં તકરાર નહિ રહે. મંગળદાસ શેઠે કહ્યું છે કે મજૂરો જો મારી ઉપર સવાર થઈ આવે તો કેમ કંઈ આપી શકાય? તેઓ ભાઈબંધીથી નોકર થઇને આવે તો રૂપીયો આપી શકાય. મેં કહ્યું કે શિરજોરીથી જો કોઈ તમારી પાસે લેવા આવે તો જરૂર તેને કંઈ પણ નહિ આપજો. વિનયપૂર્વક પણ મજૂરનાથી પોતાના અધિકારથી વધારે માગી ન શકાય. જો મજૂરો તરફથી વિનય અને ન્યાયનો ઉપયોગ થાય અને શેઠીઆઓ તરફથી ઉદારતા અને ન્યાયનો ઉપયોગ થાય તો તમારે પૂ. અનસૂયાબ્હેનનું પણ કંઇ કામ નથી પડવાનું, ભાઈ શંકરલાલનું પણ કંઈ કામ નથી પડવાનું અને મારૂં પણ કશું કામ નથી પડવાનું.

આજે એસોસીએશનમાં સઘળી મીલના શેઠીઆઓ બેઠા હતા અને બીજાં ખાતાંના ભાવો તપાસતા હતા. બધી મીલોના પ્રતિનિધિઓ હાજર હતા. તેમણે ભાવો ઉદારતાથી મુકયા છે. હું એમ નથી કહેતો કે એ પંચનો ઠરાવ છે. તેમ હોય તો કેવળ ઇનસાફ જ મળ્યો એમ કહેવાય. આની કિંમત પંચના ઠરાવ કરતાં પણ વધારે છે. શેઠીઆઓને લાગ્યું કે થ્રાંસલ ખાતાંના મજૂરોને જો વધારો આપીયે તો બીજાં ખાતાંના મજૂરોનો શો વાંક ? તેઓ પણ માગવા આવે અને પછી આપીયે એના કરતાં પહેલેથી જ આપીયે એમાં મોટાઈ રહેલી છે, ઉદારતા રહેલી છે. આ ભાવો પંચે નથી માંરેલા, પણ જે ભાવો માંગ્યા હતા તેનાથીયે વધારે છે અને તે શેઠીઆઓએ પોતાની રાજીખુશીથી માંડેલા છે. તેને આપણે રાજીખુશીથી સ્વીકારવા જોઈયે, એટલું જ નહિ પણ ઉપકારની સાથે સ્વીકારવા જોઇયે.

બ્લોરૂમ, કાર્ડરૂમ, ટોપલાવાળા, લારીવાળા, તેલવાળા, સાઈઝર્સ, ફોલ્ડર્સ વગેરે ખાતાંમાં તે કાયમનો વધારો નથી અપાયેલો, પણ તેમને જે પ્રથમ વધારો ભાઇ અંબાલાલની સહીવાળો મળેલો છે તે છે; એટલે કે એમને ૨૫ ટકાનો વધારો છે. દરેકને માટે ૧૦ ટકાકનો રોજ તો છે જ.

ફ્રેમર્સના ૩૫ ટકાના વધારીને ૪૦ ટકા કરી આપવામાં આવ્યા છે ને તેમને બોનસ પણ જેવી રીતે થ્રાંસલ ખાતાંના કામદારોને બોનસ અપાય છે તેવી જ રીતે આપવામાં આવશે. આ બાબતમાં ફ્રેમર્સને છાંટામાર વાત કરવાપણું રહેતું નથી. ઉદારતાથી શેઠીઆઓએ તેમને આપેલું છે.

વીવર્સ, વૉપર્સને માટે ૬૦ ને બદલે ૨૫ ટકા લખ્યું હતું તે વધારીને ૩૩⅓ ટકા કરી આપવામાં આવ્યા છે.

વાર્પર્સને આજના ભાવ ઉપર ૪૦ ટકાનો વધારો મળશે, એટલે રૂ. ૧) થી વધારે થવા નથી

બધા ભાવો સરસ છે. આજ છે તેના કરતાં વધારે છે એ તો સહુ કબૂલ કરશો જ. દરેકને ૨૫ થી ૪૦ ટકા સુધીમાં મળે છે. આ ભાવોને દરેક જણ વધાવી લેશે, ઈશ્વરનો પાડ માનશે અને શેઠીઆઓનો ઉપકાર માનશે એવી મને ઉમેદ છે.

મેં સાંભળેલું કે સાળખાતાંના મજૂરભાઈઓના મનમાં હજુ અસંતોષ રહી ગયો છે. એ બાબતમાં હું ઉંડો ઉતરી નથી શક્યો—મને વખત નથી મળ્યો. શેઠીઆઓએ એ વિષે વિચાર ખૂબ કર્યો છે. તેમનો વિચાર એમ થયો છે કે હડતાળના દિવસોનું માગવું ન જોઈએ.

સાળખાતાંવાળાઓની વાત મેં એમની પાસે મુકી છે શેઠીઆઓનું કહેવું છે કે મજૂરોને આટલો વધારો અમારી મેળે જ આપ્યો છે, તો પછી જે ધારો અમે હંમેશને માટે દાખલ કરવા ઇચ્છીયે છીયે તેમાં સાળખાતાંના કામદારોએ વચ્ચે ન પડવું જોઈયે. હું સાળખાતાંના મજૂરોને વિનંતિ કરૂં છું કે મને તમારા શેઠ નોકર વચ્ચેના ન્યાયની ખબર નથી, તોપણ જ્યારે શેઠીઆઓએ આટલું કર્યું છે ત્યારે તમે હવે તેમને તાબે રહેવા માગો છો કે નહિ? તમારી કસોટી લેવા શેઠીઆઓ એમ કરતા હોય તોપણ તમારે તો તાબામાં રહેવું એ જ સારૂં છે તમે કહ્યું હતું તેમ ભીવના મેનેજરોએ હાજરી પૂરતાં કહેલું હોય કે પગાર મળશે તોપણ હું કહું છું કે એ વાતમાં આપણાથી હઠ પકડી ન શકાય

સાળખાતાંનો અસંતોષ

મારી બીજી સલાહ એ છે કે એ બાબતમાં પણ આપણે ન્યાય માગી શકીયે. પણ એનો રસ્તો હડતાળ નથી. કેટલાક હજુ કામે નથી ચડતા એ મજૂરોને શોભતું નથી. આપણી વચ્ચે મોટો ન્યાય—ચુકાદો થઇ ગયો છે કે હડતાળ કદાપિ ન પાડવી. કંઇ તકરાર હોય તો તે પ્રથમ એસોસીએશન પાસે લઇ જવી, ત્યાં કામ ન થાય તો પછી પંચ પાસે તકરાર મુકવી. કાયદો હાથમાં લઇને આપણાથી એમ કહી શકાય કે અમે કામે નથી ચડતા.

હડતાળની બંધી

જેઓ હજુ હડતાળ પાડી રહ્યા હોય તેઓ હાલથી કામે ચડી જાઓ તમે શેઠીઆઓ પાસે અરજીઓ કરો, તેમનો ગેરઇન્સાફ લાગે તો પંચ માગો, પણ તમારાથી ક્યાંક પણ કામ રોકી નહિ શકાય. આ વસ્તુને તમે વળગી જ રહેશો એવી મારી ઉમેદ છે.

હડતાળ શેઠીઆઓ નથી પાડી શકતા હડતાળ પાડવી પડે છે ત્યારે તમારે મજૂરોને જ પાડવી પડે છે. એટલે તમને નકામો ગેરફાયદો ન થાય, ભીઠાશ રહ્યાં કરે માટે જ શેઠીઆઓએ પંચનું તત્વ કબૂલ્યું છે. એ તત્વને તેઓ એકલા જ જો કબૂલ કરે તો પછી મજૂરોએ શું કર્યું? હું સાળખાતાંના મજૂરોને વીનવું છું કે તમારી જે માગણી હોય તે

અન્યાયના વિરોધનો ધર્મ

વિનયપૂર્વક તમે રજુ કરજો અને તેમ કરીને સામે ચડી જજો. તેમ કરશો તો શેઠીઆઓને થશે કે જો મજૂરો આટલી બધી સોરમાણસાઇ બતાવે છે તો તે આપીયે જ. આપણાથી શિરજોરી–દબાણ ન થઇ શકે; દબાણ કરીને મેળવી શકાય એવું જો કોઇ માનતું હોય તો તેની ભારે ભૂલ છે. હું માલીકો સમક્ષ કહેવાને ઇચ્છું છું કે જે વખતે મજૂરોનો અન્યાય હું જોઉં તે વખતે મજૂરોને તો હું મદદ ન જ કરૂં, પણ ઉલટો શેઠીઆઓને જ મદદ કરૂં. મારો પોતાનો ધર્મ તો એ છે કે જ્યાં જ્યાં અન્યાય જોઉં ત્યાં તેની સામે થવું. જો મજૂરો શેઠીઆઓ સામે અન્યાય કરશે તો જેમ હું સરકારની સામે થઇ શકું છું, શેઠીઆઓની સામે થઇ શકું છું તેમ મજૂરોની સામે પણ થઇ શકીશ.

આજ જો હું તમારી પાસેથી લાંચ લઉં,–તમે મારાં વખાણ કરો, હારતોરા ચડાવો એ પણ એક જાતની લાંચ જ છે,–તેમ છેતરાઇને ફુલાઇ જઉં તો કાલે મંગળદાસ શેઠની પાસેથી એ લાંચ લેતાં શીખીશ. મારી કિંમત હું ન્યાય જાળવી શકું ત્યાં સુધી જ રહેશે. જો તમો અન્યાય કરો તો મારે તમારી સામે થઇને ન્યાય જાળવવો પડે. હું આ દુનિયામાં કોઇની સામે થતો નથી. હું નથી શેઠીઆઓની સામે થતો, નથી મજૂરોની સામે કદી થવાનો, પણ એ બન્નેના અન્યાયની સામે હું જરૂર થાઉં. આપણે ઇશ્વરનું નામ લઇને આ શુભ કાર્ય શરૂ કર્યું છે તે પણ કેવળ ન્યાયને સારૂ.

ફરી પાછો હું મંગળદાસ શેઠને મીલમાલીકોના આગેસર તરીકે, એસોસીએશનના પ્રમુખ તરીકે, વૈષ્ણવધર્મના એક મોટા માણસ તરીકે કહેવા ઇચ્છું છું કે તમે જો મજૂરોને પૂરેપૂરા તાબામાં લેવા ઇચ્છતા હો તો હંમેશાં ઇશ્વરને દરમિયાન રાખીને ન્યાય આપજો. તેમની ઉપર મીઠી નજરે જોજો, પોતાનાં છોકરાં પ્રત્યે જેટલી પ્રીતિ રાખો છો તેટલી જ મજૂરો પ્રત્યે પણ પ્રીતિ રાખજો. એમ કરશો તો હું ખાત્રી દેવા ઇચ્છું છું કે તેઓ બેવફાદાર નહિ થાય.

આ ઝાડની નીચે બેસીને આપણે ઘણાં કામો કર્યાં છે. આ ઝાડની નીચે આપણે પરમેશ્વરને દરમિયાન રાખીને કાર્ય શરૂ કર્યું છે તે કામ હવે તમે પૂરૂં કરજો. એ જ ઝાડની નીચે હું તમને કહેવા ઇચ્છું છું કે આપણું કામ પૂરૂં નથી થયું. હજુ તો એ શરૂ થયું છે. જ્યાં સુધી તમે શેઠીઆઓનું પ્રમાણપત્ર મેળવ્યું નથી ત્યાં સુધી તમારૂં કામ પૂરૂં નથી થયું, મારૂં કામ પૂરૂં નથી થયું, પૂ. બહેનનું કે ભાઇ શંકરલાલનું કામ પૂરૂં નથી થયું. તમે જે ફુલોના હાર અમને ચડાવ્યા તે ફુલોની કિંમત નથી, તમારા કામની કિંમત છે.

જે પ્રભુનું આજના કાર્યની શરૂઆતમાં સ્મરણ કર્યું તે જ પ્રભુનું સ્મરણ કરીને હું મારૂં બોલવું બંધ કરીશ. વાંચન ખાતાંના કામદારોએ થોડા પૈસા ઉઘરાણું કરીને એકઠા કર્યા છે અને કોઈ પણ સારા કામમાં વાપરવા મને આપે છે. પૈસા તો હું બધેથી લેતો રહ્યો છું, પણ બીજાં સારાં કાર્યોને માટે તો હું મંગળદાસ શેઠ જેવાની પાસે મારો હાથ લંબાવું છું અને હજી પણ લંબાવીશ. પણ આટલા ભાવની સાથે જે પૈસા તમે આપો છો

એનો હું ઇનકાર નહિ જ કરું. તમારા પૈસા હું પૂ. બહેનને આપવાનો છું. તેનો તેઓ મજૂરોની ઉન્નતિને અર્થે ઉપયોગ કરશે. મુખ્યત્વે કરીને તેમને દારૂના વ્યસનમાંથી છોડાવવામાં તેનો ઉપયોગ થશે. બીજો ઉપયોગ મજૂરોનાં બાળકોને ભણાવવામાં, બાળકોને દૂધ મળતું ન હોય તો તેમને દૂધ આપવામાં થશે. તમે કેટલા પૈસા લાવ્યા છો એ મને ખબર નથી, પણ તમારા પ્રેમભાવની નિશાની તરીકે એને સ્વીકારી લઉં છું અને મારા પ્રેમભાવની નિશાની તરીકે જે કહો તેનો તેનો ઉપયોગ હું કરીશ.

---

તા. ૬-૬-૧૯૨૦

# ખિલાફત

ખિલાફત વિષે મારે શું કરવું જોઇયે તે સંબંધમાં જાહેર ચર્ચા, ખાનગી સલાહ અને નનામા કાગળોનો મારા પર વરસાદ વરસે છે. હું જલદી મોટા પાયા પર અસહકારની હીલચાલ શરૂ કરવા સલાહ નથી આપતો તેથી ઘણા તો અધીરા થઇ ગયા છે. દેશને બન્ને બાજુએથી તોફાનના દરીઆમાં દોરી નુકસાન કરવાનો આરોપ પણ કોઇ મુકે છે. બધી ટીકાઓનો જવાબ આપવો અશક્ય છે, છતાં મુખ્ય શંકાઓ રજૂ કરી તેનો બને તેટલો સંતોષકારક જવાબ આપવા પ્રયત્ન કરું છું. વધારાની શંકાઓ નીચે મુજબ છે:— ખિલાફત વિષે શંકાઓ

૧. તુર્કીની માગણી અનીતિમય વા ગેરવ્યાજબી છે તો સત્ય અને ન્યાયના મારા જેવા હિમાયતી તેને કેમ ટેકો આપે?

૨. દલીલ ખાતર માનો કે તેમની માગણી વ્યાજબી છે, તોપણ તુર્કી અશક્ત, બાયલા અને નિર્દય છે. તેઓ મદદને પાત્ર નથી.

૩. વળી ભલે તુર્કી જે માગે છે તેને માટે લાયક હોય, તોપણ હિન્દુસ્તાનને આ આંતરરાષ્ટ્રીય તકરારમાં શા માટે નાખવું જોઇયે?

૪. હિન્દુસ્તાનના મુસલમાનોએ આ વિષયમાં માથું મારવું જોઇયે નહિ. ભલે તેઓને રાજકીય મહત્ત્વાકાંક્ષા હોય તોપણ તેઓ હવે પ્રયત્ન કરી ચુક્યા છે અને તેઓ નિષ્ફળ થયા છે. તેથી હવે તેઓએ હાથ જોડીને બેસવું જોઇયે. જો આ લડતને તેઓ ધાર્મિક લેખતા હોય તો અત્યારની પરિસ્થિતિ પ્રમાણે હિન્દુઓને તેમાં કશું લાગતુંવળગતું નથી. ખાસ કરી મુસલમાનો અને ખ્રિસ્તીઓ વચ્ચેનો ધાર્મિક કજીઓ તેમણે ઉછીનો લેવો જોઇયે નહિ.

૫. કોઈ પણ સંજોગોમાં મારે અસહકારની હિમાયત કરવી જોઇયે નહિ; કેમકે સાચું કહું તો ભલે તે શાન્ત હોય તોપણ હુલ્લડ સમાન છે.

૬. ઉપરાંત આગલા વર્ષના અનુભવ પ્રમાણે આવી ચળવળ વખતે દેશમાં ઢંકાયેલાં તોફાની તત્ત્વને અંકુશમાં રાખવાં એ મનુષ્યશક્તિની બહાર છે.

૭. અસહકાર નિષ્ફળ જશે, કેમકે તેમાં પૂર ઉત્સાહથી લોકો જોડાશે નહિ; અને પછી જે પ્રત્યાઘાત થશે તેથી હાલ કંઇક આશામય સ્થિતિ છે તે પણ નષ્ટ થશે.

૮. અસહકારથી બીજી બધી ચળવળો—સુધારાનું કાર્ય પણ—બંધ થશે તેથી પ્રગતિનો કાંટો પાછો ફરશે.

૯. તમારો હેતુ ગમે તેવો નિર્દોષ હોય, પરંતુ મુસલમાનો તો વેર વાળવાને જ તત્પર જણાય છે.

હવે હું દરેક વાધાનો ક્રમવાર ઉત્તર આપું છું.

૧. મારા મત પ્રમાણે તુર્કીની માગણી કેવળ નૈતિક અને વ્યાજબી છે. ખાસ કરીને એટલા માટે કે તુર્કી જે પોતાનું છે તે જ જાળવી રાખવા માગે છે અને મુસલમાનોએ ચોખ્ખું જણાવ્યું છે કે મુસલમાન સિવાયની પ્રજાના રક્ષણ માટે તુર્કી પાસેથી જે ખાતરીઓ લેવી હોય તે લઇને ખ્રિસ્તીઓને તેમ જ આરબોને પણ તુર્કીના છત્ર નીચે સ્વરાજ આપવું.

૨. તુર્કોને હું અશક્ત, બાયલા કે નિર્દય માનતો નથી. તેમનામાં અવ્યવસ્થા તો છે જ અને સારા સરદારો ન હોય એવો સંભવ છે. તેમને ભારે લશ્કર સામે લડવું પડ્યું હતું. જેમની સત્તા છીનવી લેવી હોય, તેઓ અશક્ત બાયલા કે ક્રૂર છે એવી દલીલ આપણે હંમેશા સાંભળીયે છીયે. આર્મીનિયનોની કતલના સંબંધમા નિષ્પક્ષપાત કમીશન નીમવાની માગણી કરવામાં આવી છે, પણ તે હજી સ્વીકારાઈ નથી. અને વળી ભવિષ્યમાં જુલમ ન થવા પામે તેવી શરત પણ તુર્કી સાથે કરી શકાય તેમ છે.

૩. હું કહી ગયો છું કે હિન્દના મુસલમાનોની ખાતર જ હું તુર્કીના સવાલમાં પડ્યો છું. બાકી તો ઑસ્ટ્રિયાના કે પોલન્ડના લોકો જેટલી જ મારે તુર્કોની પણ પડી હોય. પણ એક હિન્દી તરીકે મારે મારા દેશી ભાઇઓના દુખમા ભાગ લેવો જ જોઇયે. તેથી જો હું મુસલમાનોને મારા ભાઈ સમાન ગણું તો તેમની માગણી મને વ્યાજબી જણાય એટલે તેમના દુઃખમાં મારે સહાય કરવી જ જોઇયે.

૪. આ ચોથા વાંધામા હિન્દુઓ મુસલમાન સાથે કેટલે અંશે જોડાઇ શકે તે પ્રશ્ન છે. આ એક લાગણી અને માન્યતાનો વિષય છે. એક વ્યાજબી લડતમા—જો તેના સાધનો તેના હેતુ જેવા શુદ્ધ હોય તો—મારે મારા મુસલમાન ભાઇઓ સાથે રહીને અંત સુધી લડવું જોઇયે. મુસલમાનોની લાગણી હું રોકી નથી શકતો. ખિલાફતનો સવાલ એ તેઓનો ધાર્મિક સવાલ છે અને તેને માટે તેઓએ પોતાના પ્રાણના ભોગે પણ ન્યાય મેળવવો જોઇયે એવું મુસલમાન ભાઇઓનું કથન મારે સ્વીકારવું જોઇયે.

૫. અસહકારને હું બળવો માનતો નથી, કેમકે તેમા ખુનખરાબો નથી. વિશાળ અર્થમા તો સરકાર સામેની બધી હીલચાલનો બળવામા સમાવેશ થઈ શકે. આ અર્થમા તો વ્યાજબી કારણોને લીધે બળવો એ ફરજ થઈ પડે છે. અન્યાય પ્રમાણે ઉપાયનો નિર્ણય થઈ શકે છે.

૬. મારા ગયા વર્ષના અનુભવ પ્રમાણે હિન્દુસ્તાનમા છૂટાછવાયા તોફાનો થયા છતા પણ સમગ્ર દેશમા તો શાન્તિ જ હતી. સત્યાગ્રહની અસર ઘણી સારી થઈ હતી. જે તોફાનો થયા હતા તેમા ઘણે ભાગે સ્થાનિક કારણો જવાબદાર હતા. સાથે સાથે એટલું પણ કહીશ કે જે તોફાન થયા તે પણ ન જ થવા જોઇયે. મારી ભૂલભરેલી ગણતરી માટે મેં પુષ્કળ પ્રાયશ્ચિત્ત કર્યું છે. આ કડવા અનુભવ છતા પણ સત્યાગ્રહ વિષેની અથવા તો એ અનુપમ શસ્ત્ર હિન્દુસ્તાનમા વાપરવાની શક્યતા વિષેની મારી શ્રદ્ધા જરા પણ ઓછી નથી થઈ. થયેલી ભૂલો ફરી ન થવા પામે તે માટે આ વખતે પૂરી કાળજી રખાઇ છે. શાન્તિ જાળવવા અસાધારણ પ્રયત્ન કર્યા છતા પણ અણધાર્યું તોફાન થઇ જાય તેટલા ખાતર જ આપણું કાર્ય અટકાવી શકાય નહિ. વળી મારી સ્થિતિ પણ સ્પષ્ટ કરી દઉં. અધિકારીના ભયથી સત્યાગ્રહી પોતાનો ધર્મ ચૂકતો નથી જરૂર પડે, તો ભલે સ્વેચ્છાથી લાખો નિર્દોષ અને નિષ્કલંક જીવોનો ભોગ અપાય. સત્યાગ્રહની લડતમા લોકોની જ ભૂલો નડે છે. બળવાન અને સત્તાધીશ લોકો ભૂલો કરે અને ગાડા પણ થાય. જે સમયે સત્તાના મદની સામે થયા સિવાય સ્વેચ્છાથી માનપૂર્વક અને શાન્તિથી તેના હુકમને તાબે થઇયે છીયે—અન્યાયમા સામેલ થયેલ અધિકારીની ઇચ્છાને નહિ—તે સમયે આપણો વિજય થયો જ સમજવો. માટે દરેક અંગ્રેજની—સરકારના દરેક અમલદારની—પોતાના વહાલાની પેઠે પ્રાણરક્ષા કરવી એ આપણી પ્રતિજ્ઞાની ચાવી છે. મારા ચાળીસ વર્ષના અનુભવથી હું કહી શકું કે જીવનદાન જેવું

બીજું કોઇ દાન નથી. અંગ્રેજોની નાની સંખ્યા જે પોતાને શસ્ત્રબળથી નિર્ભય સમજે છે તે અન્યાય કરે છતાં પણ હિન્દીઓ તેમને કદી પણ હણનાર નથી એવી જે ઘડીએ અંગ્રેજોને ખાત્રી થશે તે ઘડીએ તેમનો સ્વભાવ ફરી જશે અને છવલેણ અસ્ત્રશસ્ત્રો કટાવા માંડશે. એ હું છાતી ઠોકીને કહું છું. આ સ્વપ્ન પ્રત્યક્ષ થતાં ઘણો કાળ જશે, પણ તેથી શું? મારૂં કામ તો એ છે કે સત્ય જાણવું અને તે પ્રમાણે ચાલવું. આ સત્ય માર્ગમાં મને સોબતી મળી જાય તો બીજું શું જોઇયે? અંગ્રેજ મિત્રો સાથેની ખાનગી વાતચીતમાં મેં જણાવ્યું છે કે શાન્તિના ચાલુ ઉપદેશથી તેમજ તેની—શાન્તિની—વ્યાવહારિક ઉપયોગિતા સિદ્ધ કરી આપવાથી ખિલાફતની હીલચાલમાં તોફાની અંશો સંપૂર્ણ કાબુમાં આવી ગયા છે.

૭. ધાર્મિક દૃષ્ટિથી જોતાં આ વાંધામાં કંઇ પણ વિચારવા જેવું નથી. અસહકારની હીલચાલને લોકો ન વધાવી લે એ શોચનીય છે, પરન્તુ તેથી કંઇ સારૂં કામ ન કરવું એમ નથી. હાલની આશામય સ્થિતિ આત્મબળ તેમ જ જ્ઞાનને આભારી નથી, પણ તે અજ્ઞાન અને વહેમથી જ કલ્પાયેલી છે એમ મને જણાય છે.

૮. જો ખરા સ્વરૂપમાં અસહકાર શરૂ થાય તો સુધારા આદિ સર્વ હીલચાલ બંધ થઇ જાય ખરી, પણ તેથી પ્રગતિ જ અટકી પડે એવું અનુમાન તો નથી નીકળતું. હું તો ઉલટું અસહકારને એવું નિર્દોષ પણ બળવાન શસ્ત્ર માનું છું કે તેના યથાર્થ ઉપયોગથી ઇશ્વરનું સામ્રાજ્ય કે જેમાં બધાં સુખ આવી જાય છે તે પણ મળી શકે છે. લોકોને ત્યારે પોતાની સત્ય શક્તિનો ખરો ખ્યાલ આવ્યો હશે. ત્યારે તેમને મર્યાદાની, મનોનિગ્રહની, સહકાર્યની, શાન્તિની, વ્યવસ્થાની અને પ્રજાને કેવળ મહાન નહિ પરન્તુ મહાન અને ઉદાત્ત બનાવે તેવા ગુણની કિંમત સમજાઇ હશે.

૯. મુસલમાનો કરતાં મારો હેતુ વધારે પવિત્ર હોય એ માનવાનો મને હક છે તેવું હું માનતો નથી. પણ તેઓને શાન્તિના સૂત્રમાં મારા જેટલી શ્રદ્ધા નથી એ હું કબૂલ કરૂં છું. અસહકારને તેઓ નબળાનું ઉપયોગી શસ્ત્ર માને છે. કંઇ પણ વ્યાવહારિક કાર્ય કરી બતાવવું હોય તો શાન્તિપૂર્વક અસહકારથી જ થઈ શકે છે એમ તેઓ સમજે છે. હું જાણું છું કે તોફાનથી તેઓને કોઇ છતાડનાર હોય તો તત્ક્ષણ તેમ કરે. પણ તેઓને ખાત્રી છે કે આમ થવું તદ્દન અશક્ય જ છે. તેથી તેઓને અસહકાર માત્ર ધર્મ છે, એટલું જ નહિ પરન્તુ વેરરૂપ પણ છે. સરકાર સામે મેં જે અસહકાર ઉઠાવ્યો છે તે મારા કુટુમ્બીઓની સામેના અસહકારથી કંઇ

વધારે નથી. બ્રિટિશ મહારાજ્ય માટે મને માન છે. અંગ્રેજ તરફ મને દ્વેષ તો મુદ્દલ નથી જ, પરન્તુ તેમના કેટલાક અનુકરણીય ગુણોની તારીફ કરું છું. ઘણાઓને મારા મિત્ર તરીકે ગણાવી શકું. કોઇને પણ દુશ્મન ગણવાની મારો ધર્મ સાફ ના પાડે છે. મુસલમાનો તરફ પણ મારી આ જ ભાવનાઓ છે. મને તેમનો હક પવિત્ર અને ન્યાયી જણાય છે. આથી જોકે તેમનું દૃષ્ટિબિન્દુ મારાથી જુદું છે છતાં હું તેમની સાથે મળતા અને મારા પ્રયોગનો અખતરો કરવાનું કહેતા અચકાતો નથી; કેમકે ખોટા હેતુથી પણ નિર્દોષ શસ્ત્રનો ઉપયોગ સારૂ પરિણામ લાવી શકે છે. દૃષ્ટાંત તરીકે અમુક સંયોગમાં ડરશે પણ સત્ય બોલવું જ ઇષ્ટ હોય ત્યારે સત્ય તેટલે અંશે પણ સારૂં પરિણામ લાવી શકે છે.

---

તા. ૧૩-૬-૧૯૨૦

# § મુસલમાનોનો નિર્ણય

અલ્લાહાબાદની ખિલાફત સભાએ સર્વાનુમતે અસહકારના સિદ્ધાન્તને મંજૂર રાખ્યો છે. અને તે સંબંધી વિશાળ યોજના ઘડવાને તેમજ તે અમલમા મુકવાને એક કાર્યવાહક મંડળી નીમી છે. આ સભાના પહેલા હિન્દુમુસલમાનોની એક સંયુક્ત સભા ભરાઇ હતી. તેમાં હિન્દુ નેતાઓને પોતાના અભિપ્રાય જણાવવાને આમંત્રણ કરવામા આવ્યુ હતું. તેમાં મિસિસ બેસંટ, આ. પંડિત માલવીયાજી, આ. ડૉ. સપ્રુ, પંડિત મોતીલાલ નેહરૂ, મિ. ચિંતામણી અને બીજાઓ હાજર હતા. બધા પક્ષના હિન્દુ નેતાની સલાહનો લાભ લેવાને તેમને આમંત્રણ આપવામા ખિલાફત કમિટીએ ડહાપણ દેખાડ્યું હતું. મિસિસ બેસંટ તેમજ ડૉ. સપ્રુએ હાજર રહેલા મુસલમાનોને અસહકારથી દૂર રહેવા ખૂબ સમજાવ્યુ. બીજા નેતાઓએ પણ અસહકાર વિષે ભાષણો કર્યાં. કેટલાકે અસહકારના સિદ્ધાન્તને પસંદ કર્યો, પણ તેની વ્યાવહારિક મુશ્કેલીઓ જણાવી અને અફઘાનો હિન્દ પર ચડી આવે તો મુસલમાનો તેને વધાવી લે તેથી બહુ ગુંચવાડો ઉભો થાય એવી દહેશત બતાવી. મુસલમાન વક્તાઓએ સ્પષ્ટ રીતે પૂરેપૂરી ખાત્રી આપી કે હિન્દુસ્તાનને જીતવા કદી કોઇ ચડી આવે તો એક એક મુસલમાન સામે થશે એમ જણાવ્યું, પણ તેની સાથે એમ પણ ચોખ્ખું જણાવી દીધું કે ઇસ્લામનું માન જાળવવા તથા ન્યાય મેળવવા ખાતર કદી કોઈ ચડી આવે તો તેમાં અમો ટેકો આપીયે નહિ, પણ તેમની સાથે સહાનુભૂતિ જરૂર દેખાડીશું. હિન્દુઓની ચેતવણી સમજવી અને તે વ્યાજબી માનવી

અસહકાર મંજૂર

અફઘાનનો દાઝ

એ સહેલ છે, તેમ મુસલમાનોના વિચારનો અનાદર કરવો કઠણ છે. મારા મત પ્રમાણે હિન્દને ઇસ્લામ અને ખ્રિસ્તી પ્રજાનું યુદ્ધક્ષેત્ર બનતું અટકાવવાનો સરસ રસ્તો એ જ છે કે અસહકારની હીલચાલને સંપૂર્ણ અને ફતેહમંદ બનાવવી. જો મુસલમાનો પોતે જણાવેલ હેતુને ચુસ્તપણે વળગી રહે, સંયમ રાખે અને આત્મભોગ આપે તો મને ખાત્રી છે કે હિન્દીઓ પણ અસહકારની લડતમાં જોડાશે. વળી મને એવી પણ ખાત્રી છે કે અફઘાનિસ્તાન તથા તેના સોબતીઓને બ્રિટિશ સરકાર સાથે લડવાને મુસલમાનો ઉશ્કેરશે તો હિન્દુઓ તેમાં મદદ નહિ કરે. બ્રિટિશ લશ્કર એવું ગોઠવાયેલું છે કે કોઇ સરહદ પર ચડી આવે તેવો સંભવ જ નથી. ઇસ્લામનું માન જાળવવાનો મુસલમાનો પાસે એક જ અસરકારક ઇલાજ એ સાચો અસહકાર છે. સમસ્ત પ્રજા તેનો અમલ કરે તો તેની સંપૂર્ણ અસર થશે, એટલું જ નહિ પણ માણસના અંતઃકરણને પણ તેમા પૂરેપૂરો સંતોષ મળી શકશે. વ્યક્તિ કે સંસ્થા તરફથી થયેલ અન્યાય જો હું સહન ન કરી શકું અને તે અન્યાય કરનાર વ્યક્તિ કે સંસ્થાને હું સીધી કે આડકતરી રીતે ટકાવી રાખું તો મારે સર્જનહાર પાસે તે વિષે જવાબ આપવો પડશે. પણ જો હું ઉપર જણાવ્યા પ્રમાણે અન્યાયમા ભાગ લેતો બંધ થાઉં તો અન્યાય કરનારને ઇજા કર્યા વગર નીતિસર નમ્રભાવે મારે જે કરવું જોઇયે તે બધું હું કરી છૂટયો ગણાઉં. આ પ્રમાણે બધી બાબતનો આધાર માત્ર મુસલમાનો પર જ છે. જો તેઓ પોતે જ પોતાને મદદ કરશે તો હિન્દીઓની પણ મદદ મળશે અને પછી સરકાર ગમે તેવી મહાન અને સત્તાવાળી હશે તોપણ તેને પ્રજાની એકત્ર અનિવાર્ય માગણીને તાબે થવું જ પડશે. આખા રાષ્ટ્રના શાન્ત વિરોધ સામે કોઈ પણ સરકાર ટકી શકે નહિ.

---

## ૬ રાજકીય ગુપ્ત મંડળ

ફ્રીમેસનરી એ એક ગુપ્ત મિત્રમંડળ છે. તેણે મનુષ્યજાતની સેવાના કરતાં પણ ગુપ્ત અને સખત નિયમોને લીધે કેટલાક સરસમાં સરસ માણસોનાં મન હરણ કર્યા છે. આ જ પ્રમાણે હિન્દી સરકારના અમલદારો માટે પણ અમલનો કંઈ ગુપ્ત વિધિ હોય તેમ જણાય છે. તેના હુકમ આગળ બલભલી વ્યક્તિઓ પણ લાચાર બની જાય છે, અને જે અન્યાય કરતાં ખાનગી વ્યક્તિ તરીકે તેઓ શરમાય તેવો અન્યાય કરવામાં તેઓ જાણ્યેઅજાણ્યે પણ સાધનભૂત થાય છે. હંટર કમિટીનો બહુમતીનો

રિપોર્ટ, હિન્દી સરકારનો ખરીતો અને હિન્દી વજીરના જવાબનો ભેદ ખીચડી, કોઈ રીતે સમજવો મુશ્કેલ છે. કમિટીના સભ્યોની પસંદગી સામે કેટલાંક છાપાંએ પ્રબળ વિરોધ દાખવ્યો હતો છતાં તેમાં કોઈથી પણ ન દોરવાઈ જાય તેવા ત્રણ હિન્દી સભાસદો હતા તેથી પ્રજા તેનામાં વિશ્વાસ મુકવા તૈયાર હતી. પંજાબના કેદ થયેલા નેતાઓને પોતાની હકીકત વકીલને જણાવવાની રજા આપવાની કૉંગ્રેસ કમિટીની નમ્ર અને વ્યાજબી માગણીનો પણ જ્યારે હંટર કમિટીએ ઇન્કાર કર્યો ત્યારે આ વિશ્વાસને સખ્ત આઘાત પહોંચ્યો. અને હવે હંટર કમિટીના બહુમતિના રિપોર્ટથી તો જરા જેટલો વિશ્વાસ હતો તે પણ રહ્યો નથી. કૉંગ્રેસ કમિટીએ આ કમિટીથી અલગ રહીને કામ કર્યું તે વ્યાજબી હતું એમ હવે જણાય છે. હંટર કમિટીએ જાણી જોઈને જે પૂરાવાને ન સ્વીકાર્યો તે કૉંગ્રેસ કમિટીએ લીધેલ પૂરાવામાં જોઈ શકાય છે.

હિન્દી સભ્યોનો રિપોર્ટ મરુભૂમિમાં લીલોતરીની જેમ તરી આવે છે. હિન્દી સભ્યોએ ભારે વિરોધ છતાં પણ પોતાનું કર્તવ્ય બજાવ્યું તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે. સત્યાગ્રહના સવિનય ભંગના અંશને નમ્ર શબ્દોથી પણ વખોડવામાં હિન્દી સભ્યો સામેલ ન થયા હોત તો સારૂં થાત. ૩૦મી માર્ચના દિલ્હીના તોફાન પરથી જ આવી આધ્યાત્મિક—પવિત્ર હીલચાલને વખોડી શકાય નહિ. તેનો સ્પષ્ટ હેતુ લોકોનાં ટોળાને ખુનામરકી કરતાં અટકાવવાનો અને સત્તાધારીઓ હાથે કરીને માન ગુમાવી બેસે તેવાં કામ કરે ત્યારે રાજદ્રોહી બળવાને બદલે સવિનય ભંગ કરવાનો છે. વળી ૩૦મી માર્ચે તો સવિનય ભંગ શરૂ પણ નહોતો થયો. આજ સુધીમાં જ્યારે જ્યારે પ્રજા સરકારની સામે થઈ છે ત્યારે ત્યારે થોડેઘણે અંશે પણ અંધાધુંધી થઈ જ છે. ૩૦મી માર્ચ તથા ૬ઠ્ઠી એપ્રિલે જે દેખાવો થયા તે જેમ સત્યાગ્રહને પ્રસંગે થયા તેમ બીજે પ્રસંગે પણ થાત. સવિનય ભંગ વેળાએ શાન્તિ અને સભ્યતાનો અવતાર થયો ન હોત તો દિલ્હીમાં જે તોફાનો થયાં તેથી પણ વધારે થાત. સત્યાગ્રહનો મંત્ર લોકોએ જલદી ગ્રહણ કર્યો નથી આખા હિન્દમાં તોફાન થતાં અટક્યાં છે. આજ પણ જનરલ ડાયરના કાળા કેરની યાદગીરી લોકોને તોફાન કરતાં નથી અટકાવતી. લોકોમાં સત્યાગ્રહ વ્યાપક થયો છે—પછી ભલે તે ખુશીથી ન હોય—તેથી બખેડાઓ અને અશાન્તિ નાબુદ થઈ જશે. પણ હું સત્યાગ્રહ સામેના અણઘટતા હુમલાના બચાવમાં જ વાચકને રોકવા ઇચ્છતો નથી. હવે જ્યારે હિન્દમાં સત્યાગ્રહનું તત્ત્વ લોકોમાં કાયમને માટે દાખલ થયું છે, ત્યારે હંટર કમિટીના ગોરા સભ્યોએ તેમજ કંઇક અંશે હિન્દી સભ્યોએ પણ તેના ઉપર આક્ષેપ

સત્યાગ્રહ અને ખુના-મરકી

કર્યો છે. તેથી પણ વધારે ગંભીર આક્ષેપો કરવામાં આવે તોપણ સત્યાગ્રહના વિજય વિષે કંઈ શંકા હોઇ શકે નહિ. રાજકીય ક્ષેત્રમાં સત્યાગ્રહનો પ્રયોગ તો નવો જ છે; અને ઉતાવળમાં તેને . ખુનામરકીનું કારણ ગણવામાં આવે તો તે માફ થઇ શકે.

કમિટીના રિપોર્ટ તથા તે સંબંધી ઠરાવો સામે જે વિરોધ એકે અવાજે દર્શાવવામાં આવે છે તે તો આથી પણ વધારે દુઃખદાયક લખાણ ઉપરથી બંધાયો છે. અમલદારોએ જે રાક્ષસી કૃત્યો કર્યાં છે તેનો કેવો લૂલો બચાવ કર્યો છે! જ્યારે તેઓએ પોતાની ઇચ્છે જ ગુન્હાઓ કબૂલ કર્યા છે ત્યારે જ તેમને નછૂટકે વખોડયા છે. જનરલ ડાયરની સામે જતી દલીલથી પણ તેનો કેવો બચાવ કર્યો છે. નીચલા અમલદારોએ જે સીતમ ગુજાર્યો તે વિષે સર માઇકલ ઓડવાયરની સંમતિ હતી છતા પણ તેની મિથ્યા તારીફ કરી છે! એપ્રલના બનાવો પહેલાંની તેની ક્રૂર કારકીર્દી તપાસવાની તો કમિટીએ ચોખ્ખી ના પાડી. તેનાં પ્રગટ થયેલાં કામોનો કમિટીએ તોલ કરવો જોઇતો હતો. અમલદારો જે કહે તે માની લેવા કરતાં કમિટીએ જાતે જ તોફાનનું કારણ શોધી કાઢવાની તસ્દી લેવી જોઇતી હતી. બધા બનાવોનું આતંરિક કારણ શોધવું હતું. નીરાંતે સરકારી દફતરોનાં કાગળીઆં ન ઉકેલતા આ સમયે આળસ કરીને માત્ર અમલદારોના કહેવા પર જ કમિટીએ ચાલવું જોઇતું ન હતું. મારા નમ્ર મત પ્રમાણે રિપોર્ટમા અને ઠરાવોમાં અમલદારોના અત્યાચાર પર ઢાંકપીછોડો જ કરવામા આવ્યો છે. આ અમલદારી ઢાંકપીછોડાનાં ત્રીસ પાનાં એક પછી એક ઉકેલીયે છીયે ત્યારે ડાયરે શાન્તિ સ્થાપવાને બ્હાને ચલાવેલી રાક્ષસી કતલને કમિટીએ બ્હીતાં બ્હીતાં વખોડી છે તેથી તો દાઝ્યા પર ડામ દીધા જેવું થયું છે.

વિનીત તેમજ ઉદ્દામ તમામ પક્ષોએ જે લખાણને વખોડી કાઢ્યું છે તેનું બારીક અવલોકન કરવાની હવે ભાગ્યે જ જરૂર છે. પણ આ અમલદારી અત્યાચારોને અનુમોદન આપનાર છૂપા કાવતરાને-પછી તે ઇરાદાપૂર્વક હોય કે નહિ-તેને કેમ તોડી પાડવું એ જ મુખ્ય પ્રશ્ન છે. જે પ્રજા સ્વમાન જાળવવા ઇચ્છતી હોય તથા સામ્રાજ્યની સ્વતંત્ર ભાગીદાર થવા ઇચ્છતી હોય તે આવું અપમાન સાંખી શકે નહિ. બીજી કેટલીક બાબતો ઉપરાંત આ રિપોર્ટ પર પણ વિચાર કરવા કોંગ્રેસની એક ખાસ સભા ભરવાનો ઠરાવ કોંગ્રેસ કમિટીએ કર્યો છે. મારા મત પ્રમાણે હવે એવો વખત આવ્યો છે, કે કંઇ પણ વાસ્તવિક કાર્ય માટે પાર્લામેન્ટને અરજી કરવી ફોગટ છે. જ્યારે પ્રજા અરજીનો અમલ કરાવવાની સત્તા ધરાવતી હોય ત્યારે

જ તે અરજીની કંઇક કિંમત છે. આપણી પાસે તેવી સત્તા શી છે? આપણને ગંભીર નુકસાન થયું છે એમ જ્યારે આપણે ચોક્સ માનતા હોઇયે અને પાર્લામેન્ટને અરજી કર્યા છતાં પણ દાદ ન મેળવી શકીયે, ત્યારે આપણું દુઃખ દૂર કરવાનો કંઇક ઇલાજ આપણા હાથમાં અવશ્ય હોવો જોઇયે. જ્યારે પોતાના મૂળ હકને નુકસાન ન પહોંચતું હોય ત્યારે ઉપરી સત્તાને અરજી કર્યા છતાં પણ દાદ ન મળે તો સહન કરી લેવું એ રૈયતની ફરજ છે. પરંતુ અસહ્ય દુઃખની સામે થવાનો દરેક પ્રજા તેમજ વ્યક્તિનો હક તેમજ ધર્મ છે.

1 અસહકારનો ઉપાય

હથિયાર લઇ બળવો કરવામાં મને શ્રદ્ધા નથી, તેથી તો દરદ કરતાં દવા વધારે ભયંકર થાય તેમ છે. તે વેર વાળવાની અધીરાઇ તેમજ ગુસ્સાની નિશાની છે. વળી આનું પરિણામ પણ સારૂં નથી આવતું. જર્મની સામે મિત્રરાજ્યોએ તલવાર ખેંચી. તેનું પરિણામ જુઓ ! મિત્રરાજ્યોએ જેવા જર્મનોને પહેલાં ચિતર્યા હતા તેવા જ પોતે પણ નથી થઇ ગયા શું? આપણી પાસે તો એથી સારો ઇલાજ છે. આ ઇલાજમાં સંયમની તેમજ ધૈર્યની જેમ જરૂર છે તેમજ દૃઢ નિશ્ચય-ઇચ્છાશક્તિની પણ અપેક્ષા છે. આ ઇલાજ એ કે અન્યાય કરનારને મદદ ન કરવી. કોઇ પણ જુલમગાર કેવળ બળથી જ કોઇને જીતી શકયો નથી. સામે થઇ માઠાં પરિણામ ભોગવવા કરતાં ઘણા લોકો જુલમીની ઇચ્છાને આધીન થાય છે. દમ દેવો તે જુલમીની ખરી મૂડી છે. પણ ઇતિહાસમાં એવા દાખલા છે કે જેમાં જુલમી પોતાની ઇચ્છાનો સ્વીકાર સામાવાળા પાસેથી નથી કરાવી શકયો. હિન્દને હવે બેમાંથી એક માર્ગ લેવાનો રહ્યો છે. જો પંજાબની સરકારે અસહ્ય અન્યાય કર્યો હોય અને હંટર કમિટીનો રિપોર્ટ તથા તે વિષેના બે ખરીતાઓથી મૂળ અન્યાયરૂપ પાપ ઢાંકયું એથી ઓછું પાપ કરી વધારે થયું હોય, તો આપણે આ સરકારી અત્યાચાર-અન્યાયને વશ થવાની સાફ ના પાડવી જોઇયે. જરૂર પડે તો હું પાર્લામેન્ટને અરજી કરૂં, પણ પાર્લામેન્ટ આપણને સંતોષ ન આપે અને જો આપણે એક રાષ્ટ્ર તરીકે ઓળખાવવા માટે લાયક હોઇયે, તો આપણે સહકાર પાછો ખેંચીને સરકારને વળગી રહેવાની સાફ ના પાડવી જોઇયે.

# સ્વદેશી સ્ટોર*

મેં ખેડા જીલ્લા પર તો મોટી આશા બાંધી છે. જે સ્ટોર હું હમણાં ખુલ્લો મુકવાનો છું તે માત્ર સ્વદેશી કાપડનો પ્રચાર કરે એટલું જ નહિ, પરન્તુ ખેડા જીલ્લાનાં બધાં ગામડાંમાં બનતુ કાપડ રાખી લે અને સ્વદેશી કાપડનું મથક બને ત્યારે જ મને સંતોષ થાય. અહીંના સ્ટોર માટે કાપડ ખરીદવા મુંબઇ શા માટે જવું પડે ? મને ખાત્રી છે કે ખેડા જીલ્લાની સ્ત્રીઓ ખેડા જીલ્લાને જોઇતું કાપડ વણી શકે તેમ છે, અને તે પણ વળી પોતાના ફુરસદના સમયમાં. મને આશા છે કે ઉત્સાહી માણસો સ્ત્રીઓને રેંટીયા તથા કાંતવાને રૂ પૂરાં પાડશે. કાપડ માટે દર વર્ષે આપણે માથાદીઠ બે રૂપીયા દેશાવર મોકલી દેતા. આ હિસાબે જો આપણે ઘેર કાપડ વણીયે, તો ખેડા જીલ્લાના સાત લાખ માણસોના કાપડ માટેના ચૌદ લાખ રૂપીયા બહાર જતાં અટકશે અને તે રૂપીયા પણ થોડા પૈસાદારોમાં નહિ, પણ આપણા ઘણા ગરીબ ભાંડુઓમા જ વહેંચાઇ જશે. આમ સ્વદેશી હીલચાલ એક જાતની વીમા કંપનીની ગરજ સારે છે. વળી હું ભાર દઇને જણાવું છું કે સ્વદેશી હીલચાલને આગળ વધારવી હોય તો નવા ઉઘડતા સ્ટોરોએ આ મુખ્ય વાત ખાસ ધ્યાનમાં રાખવી કે સ્ટોરોએ (વેચાણમા) પરસ્પર સ્પર્ધા કરવાની , નથી, પરન્તુ સ્વદેશી કાપડ બનાવવા પર ખાસ લક્ષ આપવું જોઇયે. આ હેતુ માટે ઘેર ઘેર સ્વયંસેવક મોકલી લોકોને રૂ પૂરૂં પાડો અને તેનું સુતર અને કાપડ રોકડથી લેવા માંડો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ આ જ રીતથી હિન્દુસ્તાનમાં પગપેસારો કર્યો હતો. આપણા દેશી ઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવાને ઇસ્ટ ઇન્ડિયા કંપની કરતાં પણ વધારે વ્યવસ્થાપકશક્તિ, ખંત અને કરકસર-વાણીઆ-બુદ્ધિ-વાપરવી જોઇશે. મને આશા છે કે આ નવા સાહસથી દેશોદયના આધાર રૂપ સ્વદેશીનો વિજય થશે.

---

તા ૨૦-૬-૧૯૨૦

# આપભોગનો ધર્મ

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम्।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम॥ —ગીતાજી

करहि जाइ तप शैलकुमारी। नारद कहा सो सत्य बिचारी।
मातुपितुहि पुनि यह मत भावा। तप सुखप्रद दुख दोष नसावा॥
तप अधार सब सृष्टि भवानी। करहि जाइ तप अस जिय जानी॥
—તુલસીરામાયણ

---

* નડિયાદમાં સ્વદેશી સ્ટોર ખુલ્લો મુકતાં કાઢેલા ઉદ્‌ગારઃ તા. ૫-૬-૨૦.

આપભોગનો અચલિત ધર્મ

યજ્ઞના ઘણાયે અર્થ કરી શકાય છે, પણ સર્વ ધર્મને સામાન્ય એવો યજ્ઞનો એક જ અર્થ છે, અને તે એ કે ખરેખરી ઉન્નતિને સારૂ પ્રાણાર્પણ કરવા લગી તૈયાર રહેવું. પાર્વતીને શિવજી જેવા પતિ જોઇતા હતા તેથી તેને તપ કરવાનો હુકમ થયો. તેણે કેવા પ્રકારનું તપ કર્યું એ જાણવાની જેને ઇચ્છા થાય તેણે તુલસીદાસનો અપૂર્વ ગ્રંથ જોઇ લેવો. મા પોતાના ભોગે પોતાનાં છોકરાંને જન્મ આપે છે,અને ઉછેરે છે. મૃત્યુમાંથી જ જન્મ સંભવે છે. અનાજના બીજ ભોંયમાં દટાઇ સડે છે, મરે છે ત્યારે જ પાક ઉત્પન્ન થાય છે. હરિશ્ચન્દ્રે પોતાનું સત્ય પ્રગટ કરવાને સારૂ પારાવાર દુઃખ સહન કર્યું, પોતાનાંને ઉગારવા સારૂ ઇશુએ કાંટાનો મુગટ પહેર્યો, પોતાના હાથપગમાં ખીલા ભોકાવા દીધા અને રીબાઇને પ્રાણત્યાગ કર્યો. એવો યજ્ઞ કરવાનો અનાદિકાળથી ચાલતો આવેલો વિધિ છે. યજ્ઞ વિના પૃથ્વી એક ઘડી પણ ન નભી શકે. તુર્કોએ ઇસ્તંબુલ સર કર્યું તેના પહેલાં અસંખ્ય સિપાઇઓનો હોમ કર્યો અને તેનાં મુડદાંઓનો પૂલ બનાવ્યો. હિન્દુસ્તાનમાં આપણે આ આપભોગનો અચલિત ધર્મ છે તેનો ત્યાગ કરીને આપણા દેશને આગળ ચડાવવા ઇચ્છતા હોઇયે એવો આભાસ મને આવ્યા જ કરે છે.

ખિલાફતને ખાતર ભોગ

આપણે સંપૂર્ણ સ્વરાજ્ય ઇચ્છીયે છીયે પણ એકે જાનખોવા ઇચ્છતા નથી. પૈસાનો ભોગ પણ આપ્યા વિના ચાલે તો ચલાવી લેવા ઇચ્છીયે છીયે. અસહકારની ઘણી ધાસ્તી ઘણાઓને લાગી છે. તેનું કારણ શું હશે ? એ વિચારૂં છું ત્યા બે જ કારણ જોવામાં આવે છે. એક તો એ કે લોકો નોકરી છોડીને ભૂખે તો ભૂખે મરે; અને બીજું જો કદાચ કોઇની ભૂલ થઇ જાય અને સરકારનો દારૂગોળો ચાલે તો હજારોની જાન જાય. એટલે કે ખિલાફત જેવા અઘરા અને મહાન પ્રશ્નની ઉકેલ આપણે જરાયે દુઃખ ભોગવ્યા વિના કરવાને ઇચ્છીયે છીયે. અસહકાર એ એક પ્રકારનો સહેલામાં સહેલો યજ્ઞ છે, એક નાનકડું તપ છે, તેમા થોડો આપભોગ રહ્યો છે. વીસપચીસ હજાર કે લાખ દોઢ લાખ માણસ ન્યાય મેળવવા ખાતર, અન્યાયમાં ભાગ લેતા બંધ થવાને ખાતર પોતાની નોકરી છોડે એમાં હું કશુંયે દુઃખ ન માનું, એટલું જ નહિ પણ સુવ્યવસ્થિત સંસ્થા જ્યાં ચાલતી હોય ત્યાં એવા દુઃખને હું સ્વાભાવિક માનું અને લોકો એવા દુઃખથી નાસે નહિ, પણ હર્ષપૂર્વક તેની ભેટ કરે. ખિલાફત જેવા પ્રશ્નનો સીધો કડચો કરવાને હજારો માણસો પાયમાલ થઇ જાય તેની મને જરાયે ચિંતા નહિ થાય. તેને તો હું ધર્મભાવનાની કમોઠી સમજું. એવું દુઃખ ભોગવ્યા વિના જીત ન જ મળે એમ હું માનું અને એવું દુઃખ ઘણા માણસો ભોગવે તો જીત મળ્યા વિનાં ન જ રહે એમ પણ હું માનું.

અસહકાર કરવાને લીધે સરકાર તરફથી ગમે તે દુઃખ પડે તેથી મને ક્ષોભ કે ભય થાય જ નહિ. જેમ સરકાર તરફથી વધારે દુઃખ પડે તેમ આ પ્રશ્નનો ઉકેલ વહેલો થાય એવી મારી દૃઢ માન્યતા છે.

ભય માત્ર એક જ રહે છે. રખેને લોકો તરફથી કાંઈ ભૂલ થાય, રખેને લોકો વાંકમાં આવે અને સજાપાત્ર થાય; રખેને કોઈ ગુસ્સામાં આવીને કોઇ અમલદારને ઇજા દે કે તેનું ખુન કરે. એમ થાય તો આપભોગના યજ્ઞના શુદ્ધ ધર્મને હાનિ પહોંચે અને તેટલે દરજ્જે ઇચ્છેલું પરિણામ મળવામાં ઢીલ થાય. આહુતિ વિશુદ્ધ વસ્તુની જ અપાય. હરિશ્ચન્દ્રમા જરા પણ અપવિત્રતા હોત અને તેણે રાજપાટનો ત્યાગ કર્યો હોત તો આપણે તેનો મહિમા આજે ન ગાતા હોત. ઇશુમાં સંપૂર્ણ નિર્દોષતા કલ્પીને જ ખ્રિસ્તી મત માનનારાએ તેને તારનારની ઉપમા આપી. એ પ્રમાણે વિચારતાં જો ખિલાફતના કે બીજા કોઇ પણ પ્રશ્નમાં આપણા તરફથી કંઇ પણ દોષ થવાનો જરા પણ સંભવાન હોય તો અસહકારને સંપૂર્ણ વેગે આપણે તુરત ચલાવી શકીયે. તેનાં પગથીઆં રાખ્યાં છે એ પણ આપણી નિર્દોષતાને વિષે શંકા રહેલી છે તેથી. આમ વિચાર કરતાં, અને આપભોગ એ એક હિન્દુસ્તાનની ઉન્નતિને સારૂ આવશ્યક ધર્મ છે એમ માનતાં અસહકારને વિષે આપણને જરાયે ભય ન રહેવો જોઇયે, એટલું જ નહિ પણ આપણે સમજવું જોઇયે કે અસહકાર અથવા તો એવા પ્રકારના કાંઇ પણ યજ્ઞ અથવા તપ વિના આપણે નથી ખિલાફતનો ઉકેલ કરી શકવાના, નથી પંજાબને વિષે ન્યાય મેળવી શકવાના કે નથી સ્વરાજ્ય ભોગવી શકવાના.

---

# હું શું કરૂં?

મિસિસ પોલૉકે મને એક ચિત્ર મોકલ્યું છે. તેમાં એક એંસી વરસનો અંગ્રેજ નામે મિ. જ્યોર્જ રેંટિયા પર ઊન કાંતે છે. આ ધંધો તેણે વિનોદને ખાતર આટલી મોટી ઉમરે શરૂ કર્યો છે. આખો દહાડો તે ડોસો વાતોમાં ન ગાળી શકે; આખો દહાડો બાઇબલ પણ ન વાંચી શકે; આટલી ઉમરે ઘરમાં રમાતી રમતો પણ શું રમે? વળી રમતમાં કોઈ સાથીને રોકવો જોઇયે. બધાને સાથી મળી નથી શકતા. ત્યારે જો કંઇક ઉપયોગી વિનોદ મળે તો સારૂં એમ વિચારી આ ડોસાએ રેંટીયો પસંદ કર્યો હોવો જોઇયે.

આ ચિત્ર મારે હાથે આવ્યું તે પહેલાં એક ગૃહસ્થ જે પ્રથમ કોઇ ઠેકાણે મોટો હોદ્દો ભોગવતા હતા તે આવ્યા. તેમનો વખત કેમે જતો ન હતો. આખો દહાડો માળા ફેરવવામાં તે નહોતા રોકી શકતા. કંઇક પણ પરોપકારી ધંધો જોઇતો હતો. હું ઘણી પ્રવૃત્તિવાળો ગણાયો તેથી મારી સલાહ માગવા આવ્યા. મને તો વિચાર કરતાં તેમના શરીરને યોગ્ય એવો રેંટીયા વિનાનો બીજો ધંધો સૂઝ્યો નહિ. મેં તેમની પાસે વિનયપૂર્વક સૂતર કાંતવાની વાત કરી. મને ધાસ્તી છે કે હું તેમની ઉપર કંઇ અસર ન પાડી શક્યો. મેં કદાચ મારી આબરૂ પણ તેમની પાસે ગુમાવી હોય.

કેટલાક એમ માને છે કે રેંટીયો એ કેવળ સ્ત્રીઓની પ્રવૃત્તિ છે. પુરુષો આગળ રેંટીયાની વાત કરવી એ તેઓનું અપમાન કર્યા બરોબર છે. હું તેવું માનતો નથી, એટલું જ નહિ પણ એમ માનું છું કે જનસમાજને પોષનારી બધી પ્રવૃત્તિ બન્નેને માટે છે. સ્ત્રીઓથી પુરુષના જેટલી શારીરિક મજૂરી ન થાય ને સ્ત્રીઓ પુરુષના જેટલી છૂટથી બહાર જઈ કામ ન કરે એટલે રેંટીયાની પ્રવૃત્તિ મુખ્યત્વે સ્ત્રીઓને સારૂ મનાઇ છે એ યોગ્ય છે. પુરુષો અને રેંટીયો

પણ જેમ રસોઇ મુખ્યત્વે કરીને સ્ત્રીઓ કરે છે તોપણ ઘણાની રસોઇ તો પુરુષો જ કરે છે, તેમ જોકે રેંટીયો સામાન્ય રીતે સ્ત્રીઓ ચલાવે, તોપણ પ્રસંગવશાત્ તો તે યંત્રનો ઉપયોગ પુરુષ પણ કરી શકે. આજે રેંટીયામાં સુધારો કરવાનો પ્રયત્ન ઘણા પુરુષો કરી રહ્યા છે. એટલે ઉપર જણાવેલા મિત્ર જેવાને હું જરૂર રેંટીયો ચલાવવાની સલાહ આપું.

વકીલ, દાક્તરો કલબોમાં જઇ પાનાં રમે છે કે બિલિયર્ડ રમે છે, તેથી પોતાના મગજ તાજાં કરતાં હશે કે નહિ એ વિષે મને શક છે. પણ તેઓ ઘેર જઈ સ્વચ્છ કોટડીમાં બેસી રેંટીયો ચલાવે તો તેમાંથી જેટલો નિર્દોષ આનંદ ભોગવાય તેટલો પાનામાંથી નહિ જ મળે એમ મારી ખાત્રી છે. સર જૉન લબકનો આરામ એક ઉપયોગી કામમાંથી બીજામાં પ્રવેશ કરવો એ હતો. તેનો વિનોદ કીડીઓની પ્રવૃત્તિનું અવલોકન કરવામાં હતો. લોર્ડ સોલ્સબરી રસાયણના પ્રયોગો કરીને વિનોદ મેળવતા. ગ્લૅડસ્ટન લાકડાં કાપી આમની સભાનો બોજો હળવો કરતો. આવા ઉપયોગી આનંદોની જેટલી આપણને જરૂર છે તેટલી અંગ્રેજ પ્રજાને નથી.

દેશમાં અનાજ નથી, વસ્ત્ર નથી અથવા બન્ને બહુ મોંઘાં છે. દૂધઘીનો તો ઘણાને ત્યાગ કરવો પડે છે. તે અવસરે મુખ્ય ધર્મ આ બે વસ્તુ પેદા કરવામાં ને ધર્મ અને અર્થનું સાધન

પૂરી પાડવામાં સમાઈ જાય છે. ભૂખ્યાનું પેટ ભરવું ને નાગાને ઢાંકવા પછી જ આપણે ખાઈયે, પહેરીયે તેમાં દયાધર્મનો સમાવેશ થઈ જાય છે. તેથી પેલા મિત્ર જેવા જેટલા માણસો હોય તેઓને હું નમ્રતાપૂર્વક સલાહ આપું છું કે તમારો બચતો વખત જો તમે ખેતર આદિમાં રોકાઇ શારીરિક શ્રમ ન કરી શકો તો ખચીત રેંટીયો મેળવી સૂતર કાંતવામાં રોકજો, તેથી ધર્મ અને અર્થ બન્ને સચવાશે.

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

---

# જૂની મૂડી

છાપાંઓમાં ઘણી વેળા ખાલી જગ્યા ભરવાને સારુ કાંઈ કાંઇ વસ્તુ સંપાદકો તૈયાર કરી રાખે છે. એને અંગ્રેજીમા 'એવરગ્રીન' એટલે 'સદાય તાજું' કહે છે. જ્યારે મુકો ત્યારે એ વસ્તુ મુકી શકાય. એવું અનાયાસે હું 'ક્રોનીકલ' માં જોઇ ગયો. તેમાં નીચેની હકીકતો આપેલી છે.

"હિન્દુઓએ દશાંશ શોધી કાઢયો છે. ભૂમિતિ અને બીજગણિતની શોધ પણ પ્રથમ હિન્દુસ્તાનમાં થઇ હતી. તેમજ ત્રિકોણમિતિ. પહેલી પાંચ ઇસ્પિતાલો હિન્દુસ્તાનમાં બંધાઇ. યૂરોપના પ્રાચીન ધન્વંતરીઓએ હિન્દુસ્તાનનાં ઔષધોનો ઉપયોગ કર્યો. ઈસવી સન પૂર્વે છઠ્ઠા સૈકામાં હિન્દુઓએ શરીરનાં અવયવોની તપાસ કરી અને તે જ અરસામાં વાઢકાપની વિદ્યા પણ ગ્રહણ કરી જે લોખંડના સ્તંભ આજે બની શકે છે તેવા સ્તંભ બનાવવાની કળા હિન્દુસ્તાન પ્રાચીન કાળમાં જાણતું હતું ગુફાઓ ખોદવાનો ધંધો તો હિન્દુસ્તાનનો જ હતો. જ્યારે સિકંદર હિન્દુસ્તાનમાં ચડી આવ્યો તે વખતે તેણે પંજાબમાં અને સિંધમાં પ્રજાસત્તાક રાજ્યો જોયાં. પ્રાચીન હિન્દુસ્તાનમાં જે હકોને સારુ યૂરોપમાં આજ સ્ત્રીઓ મથી રહેલી છે તે બધા હકો આપણી સ્ત્રીઓ ભોગવતી. ચન્દ્રગુપ્તના વખતમાં મ્યુનિસિપાલિટીઓ હયાતીમાં હતી. વ્યાકરણવિદ્યાને તો હિન્દુઓ જ સંપૂર્ણતાએ પહોંચાડી શક્યા રામાયણ મહાભારતની હરિફાઈ કરી શકે એવા ગ્રંથો આજ લગી નથી થયા."

આ બધી હકીકતો કેટલે દરજ્જે ખરી છે એ હું નથી જાણતો, પણ એટલું જાણું છું કે જો ગર્ભશ્રીમંત ન્યાયમૂર્તિ રાનડે આજે જીવતા હોય અને હિન્દુસ્તાનની પ્રાચીન જાહોજલાલીની આ બધી વાતો સાંભળે અથવા જુએ તો, અવશ્ય બોલી ઉઠે 'આથી શું ?' તેઓ કહેતા કે કોઈ પ્રજા પોતાની ભૂતકાળની શોભાને યાદ કરીને આગળ વધી શકતી નથી. ભૂતકાળની શોભા જો યાદ કરીયે તો ને એટલા

જ અર્થે કરવી જોઇયે કે જેથી આપણે એ શોભામાં વધારો કરી શકીયે. આજે રામાયણના લખનાર ક્યાં છે? આજે પ્રાચીન સમયની નીતિ ક્યાં છે? તે વૈશ્યની કાર્યદક્ષતા ક્યાં છે? ક્ષત્ર વ્યપરાયણતા ક્યાં છે? જે દવાઓની શોધ હજારો વર્ષ પહેલાં થઇ ગઇ તેમાં આપણે કાંઇ વધારો કરી શક્યા નથી. અને જે દવાઓ વિષે પ્રાચીન ગ્રંથો લખાયા છે તે દવાઓની આપણને પૂરી માહીતી પણ નથી. એમ જ બીજી બધી ઉપર વર્ણવેલી વિભૂતિઓને વિષે આપણી કંગાલ હાલત આપણે જોઇ રહ્યા છીયે, અને દરેક વસ્તુ યૂરોપમાંથી ઉછીની લઇ રહ્યા છીયે. મને તો લાગે છે કે જ્યાં સુધી આપણે ભૂતકાળની શોભાનો વર્તમાનકાળમાં પુનરૂદ્ધાર નથી કરી શક્યા ત્યાં સુધી આપણે જૂની મૂડીને સાંતી રાખવી એમાં જ ડહાપણ છે. જે દ્રવ્યને આપણે વટાવી શકતા નથી, જેને દુનિયા પારખી શકતી નથી તે દ્રવ્ય આપણને શોભાવતું નથી પણ લજવે છે અને બોજારૂપ થઇ પડે છે. જો પ્રાચીન સમયમાં ઉપર વર્ણવેલી વિભૂતિઓ આપણામાં હતી એમ આપણે માનીયે તો તે જ વિભૂતિઓ ફરી પાછી બતાવવાની આપણામાં શક્તિ હોવી જોઇયે. આપણે બહાદુર પ્રજાના વારસ છીયે, પણ એ વારસાને શોભાવવાની આપણામાં અત્યારે તાકાત નથી એ પણ કબૂલ કરીયે તો આપણે કશોયે ભુકવાર વાળવાના નથી. એ પ્રાચીન વારસો આપણે કેમ શોભાવી શકીયે એ હવે પછી જોઇશું.

---

# નોંધ

## ઓરિસ્સામાં દુષ્કાળ

ઓરિસ્સાની સ્થાયી કંગાલીયત

ઓરિસ્સા વિષે રા. અમૃતલાલ ઠક્કર જણાવે છે કે તેમણે બીજાં ગામોમાં મુસાફરી કરી છે ને તે પરથી જણાય છે કે ધાર્યા કરતાં વધારે સ્થળોમાં ભૂખમરો છે. આનું કારણ એમ જોવામાં આવે છે કે ત્યાં આવવા જવાનાં સાધન ઓછાં હોવાથી ને લોકો પ્રમાણમાં વધારે કંગાલ હોવાથી તેઓ તરફથી તો રાવ આવે જ નહિ. જે સ્થિતિ હોય તે ભોગવતા ચાલ્યા જાય છે એટલે કોઇ માણસ તેઓની અંદર જઇને તેઓની હાલત તપાસે ને ફર્યા જાય ત્યારે જ તેની ખબર પડે. આવી કફોડી દશા તો હિન્દુસ્તાનમાં ક્યાં ક્યાં હશે તેની આપણને ખબર પણ શી પડે? ત્યાંના એક છાપામાં જણાવે છે કે એ પ્રદેશ નીચો હોવાથી મધ્ય હિન્દુસ્તાન તરફના પાણીનું પૂર ત્યાં આવ્યા જ કરે છે. આને વાળવા સારુ કેટલાક બંધો બાંધેલા છે તે નબળા પડ્યા છે. કેટલીક જગ્યાએ નવા બંધો બાંધવાની જરૂર છે. આમ ન થાય ત્યાં સુધી પૂરથી તો દર વર્ષે નુકસાન થયાં જ કરવાનું. આના ઉપાયો

લેવા સારુ એ છાપામાં એવી સૂચના છે કે એન્જીનિયરોને એકઠા કરી, તેઓનો અભિપ્રાય સરકારે લેવો જોઇયે ને ઘટતા ઈલાજો લેવા જોઇયે અમે ઉમેદ રાખીયે છીયે કે દુષ્કાળ અટકાવવાને સારુ પણ શું કરવું જોઇયે તેની તપાસ પણ રા. અમૃતલાલ ઠક્કર અવકાશ મળ્યે કરશે ને આ દુર્ભાગી લોકોની સ્થાયી કંગાલીયતના કારણો શોધશે.

વાંચનાર જાણીને રાજી થશે કે રા. અમૃતલાલ ઠક્કરના પ્રયાસથી ને કલકત્તાના જાણીતા ગુજરાતી વેપારી રા. કરસનદાસની સહાયથી કલકત્તામાં પણ રૂા. ૧૮૦૦૦ ની રકમ દુષ્કાળને સારુ એકઠી થયેલી છે.

---

તા. ૨૭-૬-૧૯૨૦

# † વાઈસરાયને પત્ર

**શ્રીમાન્ !**

આપના કેટલાક વિશ્વાસને પાત્ર અનેલ વ્યક્તિ તરીકે તેમજ બ્રિટિશ સામ્રાજ્યના એક અનન્ય શુભેચ્છક તરીકે આપની અને આપની મારફત નામદાર શહેનશાહના પ્રધાનમંડળની સમક્ષ ખિલાફતના સવાલની જોડેનો મારો સંબંધ તેમજ તેને વિષે મારી વર્તણુક બાબત ખુલાસો કરવો એ હું મારો ધર્મ સમજું છું.

લડાઇના છેક આરંભથી જ્યારે લંડનમા હું ઇન્ડિયન એમ્બ્યુલન્સ ટુકડી ઉભી કરવામાં ગુંથાયો હતો ત્યારથી જ ખિલાફતના સવાલમાં હું રસ લેતો થયો હતો. અને જ્યારે તુર્કીએ જર્મનીની બાજુ લેવાનું નક્કી કર્યું ત્યારે લંડનમાંની નાની સરખી મુસલમાન કોમ કેવી બેચેન થઈ ઉઠી હતી તે મેં જોયું હતું. ૧૯૧૫ ના જાન્યુઆરીમાં હિન્દુસ્તાન આવ્યા પછી પણ જે જે મુસલમાનોના પ્રસંગમા હું આવ્યો તેમને એ જ ચિંતા અને આતુરતાથી ઘેરાયેલા મેં જોયા. છુપી સન્ધિઓની વાત જ્યારે ફૂટી ત્યારે તેમની એ ચિંતા ઘણી જ વધી. બ્રિટનના ઇરાદાઓ પ્રત્યે તેમને ગેરવિશ્વાસનો પાર રહ્યો નહિ અને તેઓ હતાશ થઈ ગયા. તે વખતે પણ મેં મારા મુસલમાન બાન્ધવોને નિરાશ ન થવાની અને તેમની બીક તેમજ તેમની ઉમેદોને બ્યવારૂવંત રૂપમાં જાહેર કરવાની સલાહ આપી. અને સૌ કોઈ કબૂલ કરશે કે છેલ્લાં પાંચ વરસ સુધી સમસ્ત હિન્દી મુસલમાનો વખાણવાજોગ સંયમથી વર્ત્યા છે અને તેમના આગેવાનો કોમના તોફાની વર્ગો ઉપર સંપૂર્ણ કાબુ જાળવી શકયા છે

મુસલમાનોની માગણી

સુલેહના કોલકરારથી અને આપ નામદારે એ કરારોના કરેલા બચાવથી હિન્દી મુસલમાનોના મનને જે ધક્કો લાગ્યો છે તેમાંથી ટટાર થવું તેમને કઠણ થઇ પડશે. આ કોલકરાર પ્રધાનોનાં વચનોનો ચોખ્ખો ભંગ કરનારા અને મુસલમાન લાગણીને સાફ તરછોડનારા છે. મને લાગે છે કે મારા મુસલમાન દેશબંધુઓની જોડે પૂરેપૂરા ભાઇચારાના નાતાથી રહેવા ઇચ્છનાર હિન્દુ તરીકે તેમના સંકટને સમયે જો હું તેમની પડખે ન ઉભો રહું તો મેં હિન્દમાતાની કૂખ લજવી કહેવાય. મારી નમ્ર સમજણ મુજબ તેમનો પક્ષ સાચો છે. તેઓ કહે છે કે જો તેમની લાગણીને માન આપવું હોય તો તુર્કીને સજા કરવાની વાત જતી કરવી જોઇએ. મુસલમાન સિપાહીઓ કંઈ પોતાના જ ખલીફાને સજા કરાવવા અગર તેનો મુલક છીનવી લેવડાવવાની ખાતર નથી લડયા. મુસલમાનોનું આ ધોરણ છેલ્લાં પાંચે વરસમાં એકસરખું રહ્યું છે.

અણવિશ્વાસને માં વધારો

જે સામ્રાજ્યને વફાદાર રહેવાને હું બંધાયેલો છું તે જ સામ્રાજ્ય પ્રત્યેનો મારો ધર્મ મને અત્યારે મુસલમાન લાગણીને થયેલા નિર્દય આઘાતની સામે થવાની ફરજ પાડે છે. મારા ધારવા પ્રમાણે હિન્દુમુસલમાન બન્નેના અંતરમાંથી બ્રિટિશ ન્યાય અને બ્રિટિશ પ્રતિજ્ઞા પ્રત્યેનો વિશ્વાસ ઉઠી ગયો છે. હંટર કમિટીનો બહુમતિનો રિપોર્ટ, તે ઉપરનો આપ નામદારનો ખરીતો અને મિ. માન્ટેગ્યુએ તેનો આપેલો જવાબ—આ બધાએ એ અણવિશ્વાસમાં માત્ર વધારો કર્યો છે.

બ્રિટિશ રાજ્ય બંધારણ વિષે મારી શ્રદ્ધા

આવી સ્થિતિ વચ્ચે મારા જેવાને માટે એક જ રસ્તો ખુલ્લો રહે છે. તે એ કે કાં તો નિરાશ થઇને બ્રિટિશ રાજ્યની જોડેનો સંબંધ તોડી નાંખવો, અને નહિ તો જો હાલનાં બધાં રાજ્યબંધારણોમાં બ્રિટિશ રાજ્યબંધારણના ચડીયાતાપણા વિષે મને હજુયે શ્રદ્ધા હોય તો એવો કોઇ માર્ગ ગ્રહણ કરવો કે જેથી થયેલા અન્યાયનું પરિમાર્જન થાય અને ઉઠી ગયેલો વિશ્વાસ પાછો આવે. બ્રિટિશ રાજ્યબંધારણની ઉત્તમતા વિષેની મારી શ્રદ્ધા હજુયે મેં નથી ગુમાવી; અને જાતે દુઃખ સહન કરવાની પૂરતી શક્તિ પ્રજા બતાવી શકશે તો હજુયે કોઇ ને કોઇ રીતે પણ ન્યાયનું પલ્લું નીચું નમશે એ આશાને હું ત્યાગી શકતો નથી. અલબત્ત, બ્રિટિશ રાજ્યબંધારણ વિષેની મારી કલ્પના જ એવી છે કે માથું ઉંચું રાખનારને જ એ મદદ કરે છે. નબળાંનું એ રક્ષણ કરી શકે છે એમ હું નથી માનતો. માત્ર જોરાવર જ એના આશરા હેઠળ ફુલેફાલે છે; દૂબળાં રખડી મરે છે.

આમ બ્રિટિશ રાજ્યબંધારણને વિષે મને શ્રદ્ધા છે એ જ કારણથી સુલેહના કોલકરારોમાં બ્રિટિશ પ્રધાનોનાં વચનો અને મુસલમાન લાગણી ધ્યાનમાં લેવાઇને

થતા ફેરફાર ન થાય તો મારા મુસલમાન ભાઈઓને આપની સરકાર જોડેનો સહકાર બંધ કરવાની અને હિન્દુઓને તેમાં ભળવાની મેં સલાહ આપી છે.

જે મહાઅન્યાય બ્રિટિશ પ્રધાનોને હાથે મુખ્યત્વે કરીને થયો, અગર જે કરવામાં ઓછામાં ઓછું બ્રિટિશ પ્રધાનો ભાગીદાર બન્યા, તેને વિષે પોતાનો જોરભર્યો નિષેધ દર્શાવવાને ત્રણ માર્ગ મુસલમાનો સન્મુખ ખુલ્લા હતા.

૧. ખુનામરકી ચલાવવી.

૨. આખી કોમે એકીવારે હિજરત અથવા દેશનો ત્યાગ કરવો.

૩. સરકારની જોડેનો સહકાર બંધ કરી અન્યાયની ભાગીદારીમાંથી નીકળી જવું.

આપની જાણમાં હશે જ કે એક એવો પણ પણ વખત હતો કે જ્યારે મુસલમાનોમાંનો સૌથી સાહસિકમાં સાહસિક—અવિચારી તો ખરે જ—વર્ગ ખુનામરકીની તરફેણમાં હતો. તેમ હિજરતની બૂમ પણ હજુ છેક નથી સમી. હું કહીશ કે અસાધારણ ધીરજપૂર્વક દલીલો કરી કરીને આ ખુનામરકીની હિમાયત કરનારા વર્ગને, તેમના વિચારોથી પાછા વાળ્યાનો હું દાવો કરી શકું. હું કબૂલ કરું છું કે માત્ર ઉપયોગીતાની દૃષ્ટિએ જ હું આમ કરાવી શક્યો છું; નીતિની દૃષ્ટિએ હું તેમની પાસે ખુનામરકીને અગ્રાહ્ય નથી મનાવી શક્યો, તેમ કરવાનો મેં પ્રયત્ન પણ નથી કર્યો. પરિણામે હાલ તુરતને માટે ખુનામરકીના વિચારો છોડી દેવાયા છે. હિજરતની હિમાયત પણ તદ્દન ન અટકી હોય તોપણ મોળી તો જરૂર પડી ગઈ છે. હું માનું છું કે તેમાં મોટા પ્રમાણમાં આપભોગની જરૂર પડે છે. અને પ્રજા મોટા પ્રમાણમાં અમલમાં મુકી શકે તો જે વડે કાર્યસિદ્ધિ થવાની પ્રજાને ખાત્રી લાગે એવો કોઈ સ્વાવલંબન ભર્યો કાર્યક્રમ પ્રજાની સમક્ષ મુકવામાં ન આવ્યો હોત તો સરકાર તરફનું ગમે તેટલું દબાણ કે સખ્તાઈ પણ ખુનામરકીને ફાટી નીકળતી અટકાવી શકત નહિ. અસહકાર એ એક જ આવો ખાનદાનીભર્યો ને કાયદેસર સ્વાવલંબન-ભર્યો કાર્યક્રમ હતો, કારણ જે રાજ્યકર્તા પોતાનો રાજધર્મ મૂકી કુરાજ્ય ચલાવે તેને મદદ આપવાની ના પાડવી એ પ્રજાનો સનાતન કાળથી સ્વીકારાયેલો હક છે.

આની સાથે સાથે જ હું એ પણ કબૂલ કરી લેવા ઇચ્છું છું કે આજે પ્રજાની મોટી સંખ્યાને હાથે અસહકાર અમલમાં મુકાય તેમાં ગંભીર જોખમો તો રહેલાં છે જ. પણ આજે આ દેશના મુસલમાનોની સામે જે ગંભીર સવાલ ઉભો થયેલો છે તે બીનજોખમી ઇલાજોથી સુધરી શકે એવી આશા ઓછી છે.

આજ પોતુંપણુંયે જોખમ ખેડવા તૈયાર ન થવું એ ઘણા જ મોટા જોખમને નોતરવા જેવું અથવા કદાચ સુલેહશાન્તિનો સંપૂર્ણ નાશ માથે ઓઢી લેવા જેવું છે.

અસહકારથી કેમ બચાય?

પણ આવા અસહકારમાથી બચવાનો હજુ પણ રસ્તો છે. મુસલમાન ભાઈઓએ તેમની અરજીમા દક્ષિણ આફ્રિકાના મામલામા આપની પહેલાંના નામાંકિત વાઇસરાયે કર્યું હતું તેમ આપને પણ આ મામલામાં આગેવાની લેવા વિનંતિ કરેલી છે. પણ તેમ કરી શકવાને જો આપ આપની જાતને અસમર્થ ગણો અને અમારે અસહકાર કરવો જ પડે, તો મને આશા છે કે જેમણે મારી સલાહ સ્વીકારી છે તેઓ તેમજ હું આ મામલામા પોતાની એક માત્ર ચોખ્ખી ફરજના વિચાર સિવાય બીજા કોઇપણ જાતના હેતુથી સામેલ થયા નથી એમ માનવાનુ શ્રેય આપ અમને આપશો.

લૅબર્નમ રોડ,
ગામદેવી મુંબઈ,
તા. ૨૨ જુન, ૧૯૨૦

હું છું,
આપનો સદાનો વફાદાર સેવક
મોહનદાસ કરમચંદ ગાંધી

---

# ખિલાફત

અસહકાર નજીકમાં

આ પ્રશ્ન વિષે એક પગલું આગળ વધ્યા. તે પગલું પણ જેવુંતેવું નથી. વાઇસરાય સાહેબને નોટીસ અપાઇ કે આપ સાહેબ અમારો પક્ષ ખેંચો અથવા અમે આપને રાજ્યતંત્ર ચલાવવામા મદદ નહિ કરી શકીએ. વાઇસરાય સાહેબમા એટલી સન્મતિ આવે કે તેઓ પોતે લોકલડત ચલાવે. એવો ઉજ્જ્વળ દહાડો બ્રિટિશ સલ્તનતનો આવ્યો નથી. એટલે આપણે પહેલી આગસ્ટે અસહકાર કરવાની તૈયારી જ કરી જોઇએ. જે અસહકારની ચર્ચા ચાલી રહી છે, જેને વિષે દેશમાં ઘણી કાગળશાહીનો ઉપયોગ થયો છે તે અસહકાર આપણી નજીક આવી રહેલ છે.

હિન્દુની મિત્રતાની પરીક્ષા

એક માસની અંદર અસહકારની તૈયારી કરવી રહી. મુસલમાનોની અને હિન્દુની પરીક્ષા થઇ રહેશે. પણ આ સમયે હું માત્ર હિન્દુઓ પ્રત્યે જ બે બોલ કહેવા ઇચ્છું છુ. મુસલમાનો કંઇ ન કરે ત્યાં લગી ખિલાફતના વિષયમા હિન્દુએ કંઇ કરવાપણું નથી રહેતું. પણ જ્યારે મુસલમાન ભાઇઓ અસહકાર શરૂ કરે ત્યારે હિન્દુ શું કરે? અમદાવાદમાં એક આગેવાન હિન્દુ ગૃહસ્થે કહેલું કે જો એક મુસલમાન પોતાના

ता. २७-६-१९२०

જે. પી. પણાનું રાજીનામું આપશે તો ત્રણ હિન્દુ જે. પી. તૈયાર હશે. જો એક મુસલમાન નોકરી છોડશે તો ત્રણ હિન્દુ ચાર હશે. આમ બને તો કંઇ હિન્દુએ વધારે કર્યું નહિ ગણાય. મુસલમાન સાત કરોડ ઉપરાંત છે, હિન્દુ વસ્તી બાવીસ કરોડ ઉપરાંત છે; એટલે ત્રણગણા કરતાં વધારે હિન્દુ આ દેશમાં વસે છે. જ્યાં સુધી ત્રણ હિન્દુ એક મુસલમાન સાથે ઉભા રહે ત્યાં લગી બંન્નેએ સરખો ભોગ આપ્યો ગણાય; અને એ મિત્રતાની નિશાની છે. ખરું જોતાં મિત્રતામાં હિસાબને અવકાશ જ નથી. પણ તેનો અર્થ એવો નથી કે પોતાને હિસાબે આવે તેના કરતાં મિત્ર ઓછો ફાળો આપે. તેનાથી ઘણો વધારે આપે તોપણ કંઇ જ નથી આપ્યું એમ લાગવું જોઇએ એવો મિત્રતાનો સંબંધ હોય છે અથવા હોવો જોઇએ. ત્યારે હિન્દુ મુસલમાનની જોડે ઉભશે કે નહિ એ 'સવાલ આર્પણ' આપણને પૂછવાનો રહે છે, એટલું જ નહિ પણ આખું જગત હિન્દુ બાજુ ટમટમી જોઇ રહેશે; કેમકે હિન્દુની સ્થિતિ ઉપર મુસલમાનોની જીતનો કેટલોક આધાર રહેશે. જો હિન્દુ તેઓને સાથ દેશે તો તેઓના દુઃખનો અંત વહેલો આવશે એમાં તો શક જ નથી.

હિન્દુ બે પ્રકારે લાભ લઇ શકે છે. એક તો મુસલમાનના જેટલા પ્રમાણમા ત્યાગ કરીને, અને બીજું જ્યાં મુસલમાનો ત્યાગ કરે ત્યાં પોતેન કુદી પડીને. એક મુસલમાન નોકરી છોડે ત્યારે એક અથવા ત્રણ હિન્દુ નોકરી છોડે એ એક વાત. જો હિન્દુ તેમ કરે તો તેણે સરસ કામ કર્યું ગણાય. મુસલમાન નોકરી છોડે ત્યાં હિન્દુ પોતે જઇને ન બેસી જાય એ બીજી વાત, ને એ પણ ભારે વાત ગણાય. જો હિન્દુ મુસલમાને ખાલી કરેલી નોકરી પૂરવા જાય તે તો તેના મુસલમાન ભાઇની દુશ્મનાવટ કરે એમ કહેવાય, ને અસહકારનું કામ જોઇએ તોયે અશક્ય ન થાય તોપણ કઠિન થઇ પડે. એટલે જો હિન્દુ બીજું વધારે નહિ કરી શકે તે પણ મુસલમાનોની સભામાં જઇને તેઓને લાગણી બતાવીને અને તેઓના કાર્યમાં પથ્થર નહિ નાખીને પોતે દુશ્મન નથી એટલું તો સિદ્ધ કરી આપી શકે છે.

તેના કારણું અને ઉપાયો આપણે વિચારવા રહ્યા છે.

અકબરના વખતમાં જે મુગલાઈનું તેજ હતું તે તેના વારસો ખોઈ બેઠા, કેમકે અકબરના ગુણો એક પછી એક તેના વારસોમાં લોપ થતા ગયા. જહાંગીરે એક, શાહજહાંએ બીજો, ઔરંગજેબે તેથી વિશેષ અને ત્યાર પછીનાએ લગભગ બધા ખોયા. એટલે બાદશાહત મોગલના હાથમાંથી ગઈ ને અંગ્રેજને વરી. તેવું જ હિન્દની આધુનિક પ્રજાએ કર્યું છે.

આ વાત આપણે કબૂલ કરવા નથી માગતા. તવી કહીયે છીયે કે વાંક માત્ર અંગ્રેજનો છે. તેમની કુચાલ-દગાથી આપણે પડ્યા છીયે. તે આપણાં પૈસો હરી ગયા છે તેથી ભીખારી થયા છીયે. તેમની પરવાનગી વિના આપણે શ્વાસોચ્છ્વાસ પણ નથી લઈ શકતા. તેમાં પછી આપણો વાંક ક્યાં આવ્યા? અંગ્રેજ પર દોષારોપણ

આ આરોપમાં અતિશયોક્તિ તો રહી છે, છતાં તેમાં કેટલુંક સત્ય પણ છે. અંગ્રેજોએ એટલો કબજો આપણી ઉપર મેળવ્યો તેનું કારણ શું? તેમાં પણ વાંક આપણો જ નહિ હોય? ઈસ્ટ ઇન્ડિયા કમ્પનીના રૂપીયાથી કોણ લલચાયા? એ કમ્પનીએ પોતાના સ્વભાવ પ્રમાણે વેપાર કર્યો તેમાં તેનો દોષ? દારૂવાળો દારૂ વેચે તેથી પીનાર તેની ઉપર દોષ ઢોળી શકે? હું વ્યાજખોરને દામ જેટલું જ વ્યાજ આપું તેમાં વ્યાજ લેનારનો શો દોષ? તેને મારાથી તો ન જ વગોવાય. એક લેખકે કહ્યું છે કે જ્યાં સુધી છેતરાનાર પડ્યા છે ત્યાં સુધી છેતરનાર મળ્યા જ કરશે.

અંગ્રેજોનો દ્વેષ કરી તેઓનો દોષ કાઢી આપણે આગળ વધવાના જ નથી. જે રોગ આપણામાં હતા ને જેને લીધે તેઓએ ઘરવાસ કર્યો તે રોગોને આપણે દૂર નહિ કરીયે ત્યાં લગી આપણે ગુલામીમાં જ રહેશું. દોષ આપણો છે

છતાં અંગ્રેજોને તેમના દોષો વિષે આપણે કહેતા આવ્યા છીયે ને હજુ કહીશું. કોંગ્રેસ મુખ્યત્વે એ જ કાર્ય કર્યું છે. તેઓના દોષ બતાવનારા વકીલો તો જોઈતા પ્રમાણ જેટલા મળી આવે છે. તેથી તેમના દોષો ઉપર ભાર મુકવાને બદલે આપણા દોષોનું દર્શન કરવાનું વધારે ફળદાયી માનું છું. 'આપ ભલા તો જગ ભલા' એ કહેવત કંઈ ફેંકી દેવાની નથી. તેમાં ઘણું જોર ભર્યું છે. આપણે નિર્દોષ રહીશું તો આપણને કોઈ અભડાવી નહિ શકે. વૈદકશાસ્ત્રનો નિયમ છે કે જ્યાં સુધી લોહીમાં બગાડ ન હોય ત્યાં સુધી બહારની ઝેરી હવા તેની ઉપર અસર કરી શકતી નથી, અને તેથી જ રોગચાળાને સમયે કેટલાકને ચેપ કે હવા લાગે છે ને કેટલાકને તેના

અસર થતી નથી. તેમજ જો આપણામાં લેપાવાપણું ન હોત, તો ઇસ્ટ ઇન્ડિયા કમ્પની કંઇ ન કરી શકત, ને અત્યારે પણ સર માઇકલ ઓડવાયર જેવા અધિકારી પોતાનાં ધંધા વિનાના થઇ રહેત.

ત્યારે એવા આપણા ક્યા દોષ છે કે જેથી આપણે અપંગ થઇ ગયા છીયે ને આપણા દેશમાંથી અઢળક પૈસા ચાલ્યો જાય છે તેને રોકી શકતા નથી, આપણાં બચ્ચાંને દૂધ મળી શકતું નથી, આપણા દેશના ત્રણ કરોડ માણસોને એક જ વખત ખાવાનું મળે છે, ધોળે દહાડે ખેડા જીલ્લામાં લૂંટફાટ થઈ શકે છે, મરકી કૉલેરા વગેરે રોગો જ્યારે બીજા દેશોમાંથી નાબુદ થઇ શકે છે ત્યારે આપણા દેશમાંથી નથી થઈ શકતા? એવું કયું કારણ છે કે જેથી આપણને મદાંધ સર માઇકલ ઓડવાયર અને ઉદ્ધત જનરલ ડાયર માંકડની જેમ ચગદી શકે છે અને સીમલાના પાદરી સાહેબ આપણે વિષે ન છાજતાં લખાણો કરી શકે છે? એવું કયું કારણ છે કે જેથી આપણને પંજાબમાં અસહ્ય અન્યાય થયો. ખિલાફતના સવાલમાં બ્રિટનના મુખ્ય પ્રધાને પોતાના વચનનો ભંગ કર્યો છે. છતાં આપણે તે બન્ને બાબતમાં નિરુપાય જેવા લાગીયે છીયે.

આનું કારણ આપણી સ્વાર્થી દૃષ્ટિ, આપણામાં દેશને ખાતર આપભોગ દેવાની અશક્તિ, આપણી અપ્રામાણિકતા, આપણું ડરપોકપણું, આપણો દંભ અને આપણું અજ્ઞાન છે. સ્વાર્થ તો સહુમાં ઓછોવત્તો હોય, પણ આપણામાં તે વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. કૌટુમ્બિક કામોમાં સ્વાર્થત્યાગ થોડો ઘણો રહેલો છે, પણ રાષ્ટ્રીય કામોમાં થોડામા જ થોડા પ્રમાણમાં જોવામાં આવે છે. જુઓ આપણી શેરીઓ, આપણાં શહેરો, આપણી આગગાડીઓ! આ બધામાં દેશની દશાનું દર્શન થઇ શકે છે. શેરીમાં, શહેરમાં કે ટ્રેનમાં બીજાની સગવડનો કેટલો ઓછો ખ્યાલ રહે છે? મારા ઘરના આંગણામાંથી હું શેરીમાં કચરો નાંખતાં અચકાતો નથી, મારા ડહેરામાંથી રસ્તામાં જતા માણસોને અગવડ થાય કે નહિ તેનો વિચાર કર્યા વિના હું કચરો ફેંકું છું ને થુંકું છું. મારૂં ઘર બાંધવામાં મારા પડોશીની અગવડનો વિચાર હું ઓછો કરૂં છું. શહેરનો નળ છોડી તેમાંથી પાણી વહ્યું જાય તે મારૂં નથી. એમ માની બેદરકાર રહું છું. રેલગાડીમાં એ જ દેખાવ નજરે પડે છે. મારી જગા ગમે તેમ કરી મેળવી બીજાને બને તો અટકાવું. બીજાને અગવડ પડો કે નહિ, પણ મારી બીડી હું શરૂ કરૂં છું. કેળાંની ને શીંગડીની છાલ મારા પડોશીની સામે જ નાંખતાં અચકાતો

નથી. નળ ઉપર પાણી ભરવા જાઉં છું તો બીજાની દરકાર નથી રાખતો. આમ સ્વાર્થનાં દૃષ્ટાન્તો ઘણુંયે ટાંકી શકાય એમ છે

આપભોગની અશક્તિ

જ્યાં આટલી બધી સ્વાર્થી દૃષ્ટિ રહી છે ત્યાં આપભોગની આશા જ ક્યાંથી હોય? દેશને ખાતર વેપારી પોતાના વેપારને શુદ્ધ કરે છે? પોતાને થતા લાભને જતો કરે છે? દેશને ખાતર રૂના સટ્ટા બંધ કરે છે? દેશને દૂધના નિકાસમાંથી મળતો નફો જતો કરી દૂધની કિંમત ઓછી રાખવા પ્રયત્ન થાય છે? દેશને ખાતર નોકરી જતી કરવી હોય તો કેટલા કરે છે? દેશને ખાતર ભોગો ઓછા કરી, સાદાઇ ગ્રહણ કરી બચતા પૈસાનો ઉપયોગ કોણ કરે છે? દેશને ખાતર જેલ જવું હોય તો જવા કેટલા તૈયાર છે?

પ્રામાણિકતાનો અભાવ

આપણી અપ્રામાણિકતા તો આપણી નજર આગળ તરી રહી છે. વેપાર તો પ્રામાણિકપણે ન જ થઇ શકે એવું આપણે માનીયે છીયે. જેઓને તક મળે છે તેઓ લાંચ લેતાં ચૂકતા નથી. અપ્રામાણિકતાનો મોટામા મોટો અનુભવ રેલવેમાં થઇ રહ્યો છે. રેલવેના સિપાઇને, ટિકિટ માસ્તરને, ગાર્ડને લાંચ આપીયે ત્યારે કામ થાય. ટિકિટ સુદ્ધાં મળવામાં અપ્રામાણિકતા કરવી જોઇયે અથવા તેને સારૂ આંખ આડા કાન કરવા જોઇયે. રેલવે પારસલો આખા નહિ તો તે જરા પણ ઉઘાડી શકાય તેમ હોય તો જરૂર તેમાંથી માલ ચોરાયો જ હોય.

ડરપોકપણું અને દંભ

આપણો દંભ તો માત્ર અંગ્રેજોના દંભ કરતા ન્હેજ જ ઘટે. અને તેનો અનુભવ પ્રતિક્ષણે કર્યા કરીયે છીયે. આપણી સભાઓમાં, આપણાં બધાં કાર્યોમા આપણે જેવા નથી તેવા દેખાવાનો પ્રયત્ન કરીયે છીયે.

આપણું ડરપોકપણું તો આપણું ખાસ ક્ષેત્ર ગણાય છે. અસહકારને અંગે કોઈ ખુનામરકી કરવા નથી ઇચ્છતું, છતાં આપણે તેની જ ધાસ્તીથી કંઇ કરવા નથી ઇચ્છતા. સરકારના શસ્ત્રબળના ત્રાસથી આપણે એટલા ભયગ્રસ્ત છીયે કે કંઇ પગલાં ભરવાની આપણી હિંમત જ નથી ચાલતી, તેથી આપણે જ્યાં ત્યાં જુલમોની બરદાસ કરી રહ્યા છીયે ને આપણને ધોળે દહાડે બારવટીઆને લૂંટવા દઇયે છીયે.

આપણા દંભનું તો હું શું લખું? દરેક ક્ષેત્રમાં દંભ વધી પડ્યો છે. નબળાઇની સાથે દંભ હમેશાં રહેલો જ છે. વળી જ્યાં લોકો નીતિમાન થવા ઇચ્છતા હોય છતાં ન થઇ શકે ત્યાં દંભ વધે જ; કેમકે નીતિમાન ન હોઇયે તો દેખાવાની લાલચે

તણાઈ એટલે અનીતિમાં બીજાનો ઉમેરો કરીએ છીએ. આપણા ધર્મમાં પણ દંભે સંપૂર્ણતાએ પ્રવેશ કર્યો છે, તે એટલે લગી કે આપણાં ટીલાં, માળા ઇત્યાદિ આપણી પવિત્રતાની નિશાની હોવાને બદલે તે અપાવનતાની સંજ્ઞા થઈ પડયાં છે.

આ બધાનું મૂળ અજ્ઞાન તો છે જ. આપણે આપણા બળને વિષે અજ્ઞાત છીએ તેથી તો બીજા દોષો આવી જાય છે. આપણામાં રહેલા આત્માને વિષે જ શંકા છે, તેના ગુણોને વિષે આપણને શ્રદ્ધા નથી. આ અજ્ઞાન કેવળ અક્ષરજ્ઞાનથી નથી જવાનું. માત્ર વિચારના પરિવર્તનથી જ જઈ શકે છે. અક્ષરજ્ઞાન એ તો જ દરજ્જે જરૂરનું છે એટલે દરજ્જે તે આપણી વિચારશક્તિને ખીલવે અને આપણને સન્માર્ગનો નિર્ણય કરતાં આવડે.

એટલે જ્યાં લગી આપણે સ્વાર્થ છોડી પરમાર્થ ગ્રહણ નથી કર્યો, આત્મભોગ કરતાં નથી આદર્યો, સત્યનો જ આશ્રય નથી લીધો, બીક છોડી હિંમત નથી ગ્રહણ કરી, દંભ નથી છોડ્યો ને અજ્ઞાનનો ત્યાગ નથી કર્યો ત્યાં લગી દેશની ખરી ઉન્નતિ થવાની જ નથી.

જળવાય છે. આ ત્રણે ધંધા વિના પ્રજા નભી જ ન શકે. એ ધંધાને નીચ અથવા હલકા કહેવામાં કેવળ અજ્ઞાન જ દેખાઈ આવે. કેળવણી પામીને આપણે આપણા ધંધાનો ત્યાગ કરવા નથી ઇચ્છતા, પણ તે ધંધાને પવિત્ર બનાવવા તરફ આપણો પ્રયત્ન હોવો જોઈએ. એટલે કે આપણે સહુ પોતપોતાના ધંધા કરતા છતાં નીતિવાળા, જ્ઞાનવાળા ને સ્વચ્છ થઈએ એમ દેખાડીએ.

---

તા. ૪-૭-૧૯૨૦

## અસહકાર

પહેલી ઑગસ્ટ પહેલાં જો ખિલાફતનો મામલો સંતોષકારક રીતે પૂરો થાય અથવા તો સુલેહની શરતો ફરી તપાસવાનું વચન મળે એવી આશા દેખાય નહિ, એટલે આપણે અસહકાર કરવાની તૈયારી કરવી જોઈએ. કમિટી તેની તૈયારી કરી રહેલી છે. હાલ તુરતમાં નીચેની બાબતો થઈ શકે: અસહકારની મૂળ યોજના

૧. નવી લોનો ન લેવી.

૨. દીવાની કે લશ્કરી નોકરીની ભરતીમાં નામ ન નોંધાવવું.

મેસોપોટેમિયાને કબજામાં રાખવાનો સરકારને કશો હક નથી. મેંડેટનો અર્થ કબજા સિવાય બીજો કંઈ જ નથી. વળી ત્યાં તો આરબો હિન્દી સિપાહીને જોવા પણ નથી ચાહતા એવા ખબર છાપાઓમાં આવે છે. એમ હોય યા ન હોય, પણ દરેક હિન્દીની ફરજ છે કે તેણે આવી નોકરીમાં દાખલ ન જ થવું. મેસોપોટેમિયામાં જેઓ જાય તે તો પૈસા અર્થે જ જાય. આપણાથી મના જ ન થઈ શકે. તોપણ ત્યાં જવાનું તો આપણે છોડવું જ જોઈએ.

આરબોની ઉપર જોરજુલમથી રાજ્ય ચલાવવાની તો આપણી ફરજ ન હોય, પણ આપણે જેઓ ગુલામ નથી રહેવા ઇચ્છતા તેઓ બીજાને ગુલામ બનાવવા તો ન જ ઇચ્છીએ.

એટલે નવી લોનો ન લેવી અને નવી સરકારી નોકરીમાં—તેમાંયે મેસોપોટેમિયા વગેરે જવાની નોકરીમાં—આપણે આજથી જ દાખલ ન થવું ઘટે.

આ ઉપરાંત પહેલી ઑગસ્ટથી નીચેની બાબતોનો અમલ થશે એવી ઉમેદ રખાય છે.

૧. ખિતાબો ને માનના હોદ્દા છોડી દેવા.

૨. ધારાસભાઓનો બહિષ્કાર કરવો.

૩. સરકારી નિશાળોમાંથી માબાપોએ પોતાનાં છોકરાંને ઉઠાડી લેવાં.

૪. વકીલોએ વકીલાત બંધ કરવી અને પ્રજાના દીવાની કજીઆ ઘરમેળે પતાવવા.

૫. સરકારી જલસા, પાર્ટી વગેરેમાં આમંત્રણ મળે તો તેનો વિનયપૂર્વક પણ કેવળ અસહકાર એ જ કારણ બતાવી ઇનકાર કરવો.

આટલી વસ્તુઓ ખિલાફતની બાબતમાં ફડચો ન થાય તો પહેલી આગસ્ટથી અમલમાં મુકાવાનો સંભવ છે.

લાલા લજપતરાયે પંજાબની બાબતમાં પંજાબ વિષે ન્યાય ન મળે તો ધારાસભાનો બહિષ્કાર કરવા રૂપી અસહકારની વાત જાહેર કરી છે. એટલે હવે આપણે માની લઇયે કે ખિલાફતના મામલામાં પંજાબ પણ ભળ્યું કહેવાય. જેમ ખિલાફતમાં આગેવાની મુસલમાનની હોય તેમ પંજાબ બાબત આગેવાની પંજાબીઓની હોવી જોઇયે. પંજાબી અસહકાર ન કરે તો હિન્દુસ્તાનના બીજા ભાગો ન કરી શકે એમ કહી શકાય.

આપણે એટલી આશા રાખીશું કે લાલાજી ધારાસભાના ત્યાગથી નહિ અટકે. જ્યાં લગી આપણે જીત ન મેળવીયે ત્યાં લગી આપણું અસહકારનું કુંડાળું મોટું કર્યા કરવું પડશે ને જે ચાર પગથીઆં સૂચવ્યાં છે તે લેવા આપણે તૈયાર રહેવું જોઇયે. જોકે મારી ખાત્રી છે કે ધારાસભાના બહિષ્કારમાં પ્રજા સમસ્ત ભળો તોયે જીત મળે.

ધારાસભાને વિષે ત્રણ મતભેદ બતાવવામાં આવ્યા છે.

૧. અસહકાર ન જ કરવો.

૨. ધારાસભામાં ચુંટણી કરાવીને અસહકાર કરવો.

૩. ધારાસભાનો આરંભથી જ ત્યાગ કરવો.

પહેલો પક્ષ તો એ છે કે જે અસહકારથી કેવળ વિરુદ્ધ છે. બીજો પક્ષ જ તપાસવો રહ્યો. મારી તો ખાત્રી છે કે ધારાસભામાં દાખલ થવાનો પ્રયત્ન કરી પછી તેમાં ન બેસવું એ મિથ્યા મહેનત છે. પૈસાની ને વખતની ખરાબી છે. તેનો હેતુ હું સમજી જ નથી શકતો. જો આપણે ન જઇયે તો નાલાયક માણસ જશે

તેનું શું? નાલાયક માણસો ધારાસભામાં દાખલ થશે તો તેથી જાગૃત થયેલી પ્રજાનો કારભાર સરકાર ચલાવી નહિ શકે ને તેની હાંસી થશે. વળી ચુંટણીની ધમાલમાં પડવાથી બહિષ્કારનું શુદ્ધ સ્વરૂપ બતાવી નહિ શકાય. આપણું કર્તવ્ય તો એ છે કે પ્રજામત—વોટરોનો મત—એવી રીતે કેળવવો કે જેથી કોઈનું પણ તેમની વતી ધારાસભામાં જવું અશક્ય થઈ પડે. જ્યાં સુધી રાજા પ્રજા વચ્ચે એકદિલી ન થાય ત્યાં લગી રાજાની સભામા જવું એ તેની સત્તા વધારે કાયમ કરવા સમાન છે. કોઇ રાજા પ્રજાના કોઇ ભાગને પોતાની સાથે ન મેળવી શકે ત્યાં લગી રાજ્ય ચલાવી જ ન શકે. તે પરથી એમ સિદ્ધ થાય કે જેમ પ્રજાનો ઓછો ભાગ તેની સાથે ભળે તેમ તેની સત્તા ઓછી હોય છે. એટલે જેઓ અસહકારનો સ્વીકાર કરે છે તેઓને સારૂ ધારાસભાનો સર્વથા ત્યાગ એ જ શુદ્ધ રસ્તો છે. અને મારી ઉમેદ છે કે જેઓ ધારાસભામાં દાખલ થવાની ભાંજગડમાં પડી ગયા છે તેઓ હાલ તુરત તો એ કામને છોડીને જે વધારે ઉપયોગનું કામ ખિલાફત અને પંજાબ બાબત લોકમત કેળવવાનું છે તેમાં પડી જશે, અને ખરેખર લોકસેવા કરીને જ્યારે ધારાસભામાં જવાનો સમય આવશે ત્યારે તેમણે વધારે લાયકાત મેળવી હશે.

હવે રહી બે બીજી ભલામણો, કે જેને વિષે સખત ટીકા થવાનો સંભવ છે. વકીલોએ હાલ તુરત વકીલાત બંધ કરવી અને તકરાર કરનારાઓએ કે તકરારમાં આવી ફસેલાઓએ કોર્ટોનો ત્યાગ કરી પંચ નીમી પોતાની તકરારોનો ફડચો કરાવવો. મારી દૃઢ માન્યતા છે કે પ્રત્યેક સરકાર પોતાનું પશુબળ એટલે સિપાઇબળ ઢાંકીને દીવાની અને ફોજદારી અદાલતો મારફતે પ્રજા ઉપર પોતાનો કાબુ જમાવે છે. કેમકે કેવળ પશુબળથી ડરાવીને પ્રજાને વશ કરવી એના કરતાં અદાલતો ઇત્યાદિ મીઠી લાલચોથી પ્રજાને લલચાવી તેની મારફતે પરાધીન કર્યાથી પ્રજા જાણીજોઇને વશ થાય એ સોંઘું, સહેલું અને રાજ્યકર્તાને કીર્તિ આપનારૂ છે. જો લોકો પોતાના દીવાની કજીઆ ઘરમેળે પતાવે અને વકીલો પોતાનો અંગત સ્વાર્થ મેલીને પ્રજાનું હિત જાળવવા ખાતર અદાલતોનો ત્યાગ કરે તો પ્રજા એકદમ આગળ વધી શકે. હું ઘણાં વર્ષો થયા માનતો આવ્યો છું કે પ્રત્યેક રાજ્યસત્તા વકીલોની મારફતે પોતાની સત્તા વધારે કાયમ કરે છે. એટલે જોકે આ સૂચના વિષે હું ટીકાને પાત્ર થઇશ એમ જાણું છું, છતાં સૂચના કરતાં જરાયે અચકાતો નથી. અદાલતોનો બહિષ્કાર

જેમ વકીલનું તેમજ નિશાળોનું. ખિલાફત અને પંજાબના જેવા બારે પ્રસંગ ન હોય તોપણ હું જરૂર મારાથી બની શકે તો આજની નિશાળોને ખાલી કરી

મુકું, અને જે બાળકોની ઉપર હિન્દુસ્તાનનું ભવિષ્ય રહેલું છે એ બાળકોને યોગ્ય હોય એવી કેળવણી આપું પણ અત્યારે નિશાળો ખાલી કરવાનું કહેવામાં મારો હેતુ બીજો છે. નિશાળો ખાલી કરીને સરકારને બતાવવા ઇચ્છું છું કે જ્યાં સુધી પંજાબ અને ખિલાફતને વિષે ન્યાય નથી થતો ત્યાં સુધી તમારી સાથે સહકાર રાખવો એ શોચનીય છે. હું માનું છું કે આ સૂચના ઉપર ઘણું હાસ્ય થશે પણ જેમ જેમ વખત જશે તેમ તેમ પ્રજા જોઈ શકશે કે જો સરકારની નિશાળો આપણે ન છોડી મૂકીએ તો રાજ્યતંત્ર ચલાવવું એ અશક્ય થઈ પડે. આખી પૃથ્વીમાં તપાસશું તો આપણને માલમ પડશે કે રાજ્યતંત્ર સહેલાઈમાં સહેલી રીતે ચાલી જાય એવા પ્રકારની કેળવણી બાળકોને આપવામાં આવે છે જ્યાં રાજ્યતંત્ર કેવળ પ્રજાને ઉપકારી છે ત્યાં કેળવણી પણ તેવી જ હોય છે. જ્યાં તંત્ર મિશ્રિત છે—જેમ હિન્દુસ્તાનમાં—ત્યાં કેળવણી પણ બુદ્ધિભેદ કરનારી ને હાનિકર્તા છે. મારી ઉપરની સૂચનામાં જુવાનીઆઓને કેળવણી વિનાના કરી મૂકવાનો હેતુ નથી. એક ક્ષણભર પણ હું પ્રજાકેળવણી રોકવા ઇચ્છતો નથી પણ મારી માન્યતા છે કે નિશાળો ખાલી કર્યા છતાં આપણે પ્રજાની કેળવણી સારી રીતે સંભાળી શકીએ છીએ. મારી ઉપરની સૂચનાઓ ગંભીર છે એમ હું જાણું છું. વાંચનારને તે વિષે એકદમ સમજાવી શકવાની આશા રાખતો નથી. આ વિષયો વખતોવખત ચર્ચીશ અને મારી દલીલો પ્રજાની પાસે રજૂ કરીશ.

---

## ખિલાફત અને સ્વદેશી

પાશુ આલમખાન છત્રખાન જામનગરથી લખે છે.—

"આજે ઇદુલ ફીતરનો મુબારક દિવસ હોવાથી જામનગર તથા આસપાસના ગામડાંના ૨૫૦ થી ૩૦૦ મુસલમાનો ઈદગાહમાં નિમાજ પઢવા ભેળા થયા હતા. સૌએ નિશ્ચય કર્યો હતો કે નિમાજ પઢાવનાર પેશ ઇમામ સ્વદેશી કપડામાં હશે તો જ તેની પાછળ નિમાજ પઢશું. ઇમામ સાહેબે સ્વદેશી કપડાં જ પહેર્યાં હતાં અને દરેક નિમાજ પઢનાર પણ સ્વદેશી કપડાં પહેરીને આવેલ. યુરોપમાં ખિલાફત બાબત જે જુલમ ચાલી રહેલો છે તે બાબદ અમારાં હૃદય ચીરાઈ જતાં હતાં. જ્યાં સુધી યુરોપી રાજ્યો ખિલાફત બાબત જુલમ કરે ત્યાં સુધી વિલાયતી ચીજો વાપરવામાં અમે નામોશી સમજીએ છીએ. ખાણામાં પણ અમે તે દિવસે સાકરને બદલે ગોળ વાપર્યો હતો. ઘેર ઘેર રેંટીયાની શરૂઆત કીધી. અહીંના નગરશેઠ દામોદરદાસ ભાઈએ પણ સ્વદેશી માટે મદદ આપવા વચન આપ્યું છે."

મારો દાવો એવો છે કે જે વિચારો આજે હું પ્રજા આગળ મુકી રહ્યો છું તે કાચા મગજમાંથી ઉત્પન્ન નથી થયા, પણ ત્રીસ વર્ષના જાગૃત અનુભવની એરણ ઉપર ઘડાયેલા છે, તેથી તે પુખ્ત છે. છતાં તેમાં દોષ હોઈ શકે. તે ખોટા પણ હોય. ઘણી ભૂલો પરંપરાથી ચાલી આવે છે. અનુભવ છતાં આપણે તેને ભૂલ તરીકે નથી ઓળખી શકતા. મારા વિચારોના દોષ મારી જડતાને લીધે હું ન જોઈ શકું એ સંભવે.

તેથી મારી માગણી એટલી જ છે કે તેને અજમાવ્યા વિના ફેંકી ન દેવા. તેને તપાસવાની ગુજરાતીઓની વિશેષ ફરજ છે; કેમકે મારી નજીક હોવાથી તેની પારખ કરવાની સુલભતા ગુજરાતને વિશેષ છે.

મેં તો દુનિયા છોડી છે; હું તો સાધુ થઈ ગયો છું; વિચારો સારા છે, પણ દુનિયાદારી માણસોથી અમલમાં ન મુકી શકાય તેવા છે; આમ બોલી તેમને કાઢી નાખવા એ કાયરતાની નિશાની છે. મારી ઉપર સાધુતાનો, અદુનિયાદારીનો આરોપ હું સ્વીકારી શકતો નથી. મારા સાથીઓને જોતાં મારી અપૂર્ણતા હું જોઈ શકું છું. હું મને દુનિયાદારી માનુ છું. મને તો લાગે છે કે હું વ્યવહારકુશળ માણસ છુ. મારા પડોશીઓના કરતા વધારે સુખી, સંતોષી ને નિર્ભય છુ. છતા બીજાઓના કરતા હું ઓછો જંજાળી નથી. મારી ઉપાધિઓ જોઈને મારા પડોશીઓ તો કાંપી જાય છે. છતાં મારો નિર્વાહ ચાલે એટલો નીરોગી હું રહી શકું છું. મને સ્ત્રીપુત્રાદિ બીજાઓની જેમ વળગેલા છે. તેઓ પ્રત્યેની જવાબદારી મેં કેંઈ નથી દીધી, પણ તેનો મેં સૂક્ષ્મતાએ અભ્યાસ કર્યો છે અને તે જવાબદારીમાંથી એકેનોયે ત્યાગ નથી કર્યો. હું જંગલમા રહેતો નથી, પણ મારા સંબધો વધારતો દેખાઉં છું. બીજાઓ દુનિયામાં મારા કરતા કઈ રીતે વધારે ઓતપ્રોત હોઈ શકે એ હું સમજતો જ નથી. મને સાધુ ગણીને કાઢી નાખવો એ મને અન્યાય કરવા જેવું છે અને ગુજરાતને મારી સેવા ગુમાવવા બરોબર છે.

અત્યારની સરકારનાં અનીતિ, અન્યાય, ઉદ્ધતાઈ વર્ણવ્યાં જાય તેમ નથી. એક જૂઠને બીજા જૂઠોથી નભાવ્યે જાય છે. ઘણાં કામો ધમકીથી જ ચલાવ્યે જાય છે. એ બધાને સાંખીને પ્રજા બેસી રહે તો કદી આગળ ન વધે.

ભૂખ્યો પોતાની ભૂખના બગાડા જે પાડે, પણ અન્ન મેળવવા મહાપ્રયાસ ન કરે, પ્રયાસ કરતાં મરવા તૈયાર ન થાય તો તેની ભૂખને વિષે જ આપણને શંકા થાય.

# ગાંધીજીનું નવજીવન



પુસ્તક ૫ મું

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

મારો દાવો એવો છે કે જે વિચારો આજે હું પ્રજા આગળ મુકી રહ્યો છુ તે કાચા મગજમાથી ઉત્પન્ન નથી થયા, પણ ત્રીસ વર્ષના જાગૃત અનુભવની એરણ ઉપર ઘડાયેલા છે, તેથી તે પુખ્ત છે. છતા તેમા દોષ હોઈ શકે. તે ખોટા પણ હોય વણી ભૂલો પરપરાથી ચાલી આવે છે અનુભવ છતા આપણે તેને ભૂલ તરીકે નથી ઓળખી શકતા મારા વિચારોના દોષ મારી જડતાને લીધે હુ ન જોઇ શકું એ સભવે

તેથી મારી માગણી એટલી જ છે કે તેને અજમાવ્યા વિના ફેંકી ન દેવા. તેને તપાસવાની ગુજરાતીઓની વિશેષ ફરજ છે, કેમકે મારી નજીક હોવાથી તેની પારખ કરવાની સુલભતા ગુજરાતને વિશેષ છે

મે તો દુનિયા છોડી છે, હું તો સાધુ થઇ ગયો છુ, વિચારો સારા છે, પણ દુનિયાદારી માણસોથી અમલમા ન મુકી શકાય તેવા છે, આમ બોલી તેમને કાઢી નાખવા એ કાયરતાની નિશાની છે મારી ઉપર સાધુતાનો, અદુનિયાદારીના આરોપ હુ સ્વીકારી શકતો નથી મારા સાથીઓને જોતા મારી અપૂર્ણતા હુ જોઇ શકુ છુ. હુ મને દુનિયાદારી માનુ છુ મને તો લાગે છે કે હું વ્યવહારકુશળ માણસ છુ. મારા પડોશીઓના કરતા વધારે સુખી, સતોષી ને નિર્ભય છુ છતા બીજાઓના કરતા હું ઓછો જજાળી નથી. મારી ઉપાધિઓ જોઇને મારા પડોશીઓ તો કાપી જાય છે. છતા મારો નિર્વાહ ચાલે એટલો, નીરોગી હુ રહી શકુ છુ મને સ્ત્રીપુત્રાદિ બીજાઓની જેમ રહેલા છે. તેઓ પ્રત્યેની જવાબદારી મે ફેકી નથી દીધી, પણ તેનો મે સૂક્ષ્મતાએ અભ્યાસ કર્યો છે અને તે જવાબદારીમાથી એકેનોયે ત્યાગ નથી કર્યો. હું જગલમા રહેતો નથી, પણ મારા સબધો વધારતો દેખાઉ છુ. બીજાઓ દુનિયામા મારા કરતા કઇ રીતે વધારે ઓતપ્રોત હોઇ શકે એ હુ સમજતો જ નથી મને સાધુ ગણીને કાઢી નાખવો એ મને અન્યાય કરવા જેવુ છે અને ગુજરાતને મારી સેવા ગુમાવવા બરોબર છે

અત્યારની સરકારના અનીતિ, અન્યાય, ઉદ્ધતાઇ વર્ણવ્યા જાય તેમ નથી એક જૂઠને બીજાં જૂઠાથી નભાવ્યે જાય છે. ઘણા કામો ધમકીથી જ ચલાવ્યે જાય છે. એ બધાને સાંખીને પ્રજા બેસી રહે તો કદી આગળ ન વધે

ભૂખ્યો પોતાની ભૂખના બગાડા જે પાડે, પણ અન્ન મેળવવા મહાપ્રયાસ ન કરે, પ્રયાસ કરતા મરવા તૈયાર ન થાય તો તેની ભૂખને વિષે જ આપણને શંકા થાય

# ગાંધીજીનું 'નવજીવન'



તા. ૧૧-૭-૧૯૨૦

(ગુજરાતની ફરજ—ચાલુ)

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'એ ટીકા કરતાં થોડા દિવસ પહેલાં લખ્યું હતું કે આપણા વક્તાઓ જેટલાં વિશેષણો પંજાબ ઇત્યાદિને વિષે વાપરી રહ્યા છે તે બધાં ખરાં જ હોય તો તેટલી લાગણી ઉશ્કેરાયા પછી લોકો ઉપાય શોધ્યા વિના ન જ રહે. 'આવશ્યકતા એ શોધની મા છે' એવો એક અંગ્રેજી કહેવતનો અક્ષરાર્થ છે. મેમણોમાં કહેવત છે કે 'મામલામાં માટી.' એટલે મામલો માટી (વીર પુરુષ) પેદા કરે છે. મામલો એટલે ભીડ, અને ભીડ માણસને તેમાંથી મુક્તિનો માર્ગ બતાવે છે તેથી તે માટી (મર્દ) બને છે. આપણી ઉપર ખરી ભીડ હોય, આપણાં વિશેષણો ને આપણી સ્થિતિનો ખરો ચિતાર હોય તો આપણને તેનો ઉપાય કેમ ન જડે?

આપણી અધમતાની નિશાની

પંજાબના દુઃખ 'અસહ્ય' છે એમ આપણે અનેક વેળા ગાયું. અસહ્ય વેદનાથી પીડાતો પુરુષ શું કરે છે? વીંછીથી ડંખાયેલો ડંખ ઉતરાવવા અનેક ઇલાજો કરે છે અને તેથી પણ દુઃખ ન શમે તો મરણ પામે છે. આપણે તો અસહ્ય દુઃખ છતાં મરવાની શક્તિ પણ ખોઈ બેઠા છીએ. પછી 'ટાઇમ્સ' કાં આપણી મશ્કરી ન કરે?

શાસ્ત્રોએ અસંતોનો ત્યાગ સૂચવ્યો છે. આપણને અસંત મિ. ઓડ્વાયર, અસંત મિ. સ્મિથ, અસંત મિ. શ્રીરામનો ત્યાગ કરવા જેટલીયે હિંમત નથી.

જે સરકાર વચન આપે ને તોડે તેનો ત્યાગ એ અનાદિ કાળનો ઇલાજ છે. રાજાથી પીડાયેલી પ્રજાએ રાજાનો ત્યાગ કર્યાનાં દૃષ્ટાન્તો આપણા ઇતિહાસમાં સ્હેજે મળી આવે છે. પ્રજાને રીસાઇ જવાનો હક છે.

દુષ્ટ રાજાને યુરોપમા પ્રજા હણે છે. હિન્દુસ્તાનમા પ્રજા અકળાય ત્યારે તેનું રાજ્ય છોડી દે છે. મેં સૂચવેલો અસહકાર એ હળવો ત્યાગ છે. સર્વથા ત્યાગ એ અસહકારની પરાકાષ્ઠા છે. આપણે રીસાવું પણ ભૂલી ગયા છીયે.

જો એમ હોય તો એ આપણી અધમતા સૂચવે છે. જ્યારે ગુલામ પોતાની ગુલામી ભૂલી જાય ત્યારે તેને બન્ધનમુક્ત કરવાનો ઇલાજ રહેતો જ નથી.

જે બે અન્યાયોનુ સમર્થન સરકાર આજે હઠપૂર્વક કરી રહેલી છે તેનાથી વધારે આકરા અન્યાય થવાનો સભવ થોડો છે. જો તેથી આપણને અકળામણુ ન થતી હોય તો સરકારનો દોષ નહિ ગણાય, પણ ગામડીઆ ભાષામાં એમ કહેવાશે કે 'આપણે એ જ લાગના છીયે.'

આવે કઠણ સમયે અસહકારના સ્વરૂપો જે હું ગુજરાતી પ્રજા આગળ મુકી રહ્યો છું તેને પ્રજા ખૂબ તપાસે એ તેની ફરજ છે. ગુજરાત આ કાર્યમાં અનુકરણ નહિ કરે, પણ અગ્રસ્થાન લઈ અનુકરણીય થશે એવી મારી આશા છે.

સ્હેજ વિચારથી માલમ પડશે કે ઇલકાબ છોડવા, ધારાસભાનો બહિષ્કાર કરવો, સરકારી નિશાળો છોડવી, વકીલાત છોડવી, એ કઠિન કાર્યો નથી. પણ હાલ તુરત તો આપણે ધારાસભાના બહિષ્કારનો નિશ્ચય કરી લેવાની જરૂર છે. ગુજરાતમાંથી એક પણ ઉમેદવાર ધારાસભામા જવા તૈયાર ન થાય એની અસર રાજા પ્રજા ઉભય ઉપર જેવીતેવી નહિ થાય.

હવે ધારાસભાનો ત્યાગ કઇ રીતે કરવો એ વિચારીયે. ધારાસભાનો ત્યાગ એટલે ચુપકીથી બેસી રહેવું એ નથી, પણ વોટરોને તે દિશામાં કેળવવા, સરકારની સાથે ચોખવટ કરવી એ છે.

તેથી દરેક મુખ્ય શહેરમાં આપણે ધારાસભાના બહિષ્કારનો ઠરાવ કરવો જોઇયે. "ખિલાફતના સવાલમાં મુસલમાનોને અન્યાય મળવાથી, પ્રધાનમંડળે મુખ્ય પ્રધાનના વચનભંગને સ્વીકારવાથી અને પંજાબમાં થયેલા વિકરાળ અને અસહ્ય અન્યાયથી પ્રજાનું મન એટલું બધું દુખાયું છે કે જ્યાં સુધી આ બન્ને બાબતમાં ન્યાય નથી મળ્યો ત્યાં સુધી ધારાસભાઓમાં દાખલ થઇ સરકારને રાજ્યતંત્ર ચલાવવામાં મદદ કરવી એ પ્રજાનો માનભંગ કરનારૂં છે. તેથી આ સભા ભલામણ કરે છે કે કોઇએ

ધારાસભાની ઉમેદવારી કરવી નહિ; અને કોઈ ઉમેદવાર તૈયાર થાય તો તેને મત આપનારાઓએ પોતાનો મત નહિ આપવો, એટલું જ નહિ પણ તેઓ કોઈને પણ પોતાના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં મોકલવા નથી ઇચ્છતા "એમ તેને લખી મોકલવું." આ ભાવાર્થના ઠરાવ પ્રત્યેક સ્થળે તત્ક્ષણ કરવાની જરૂર છે.

કૉંગ્રેસની બેઠકની આપણે રાહ જોવાની જરૂર નથી. કૉંગ્રેસ પ્રજામત બતાવનારું વાહન છે. કૉંગ્રેસ પ્રજામત કેળવવાનું સાધન ઓછે જ અંશે છે. જેઓને પોતાનો માર્ગ સૂઝ્યો છે તેઓએ કૉંગ્રેસને સારુ જરા પણ રોકાઈ રહેવાની જરૂર નથી, એટલું જ નહિ પણ પોતાના નિશ્ચયને અમલમાં મૂકી કૉંગ્રેસને પ્રજામતની દિશા અને તેનો વેગ બતાવવાનો છે. કૉંગ્રેસને દિગ્દર્શન

આ મહતકાર્યમાં બધા એકાએક એકમત થાય એવું બનવું મુશ્કેલ છે. આપણે ધીરજથી વિરુદ્ધ મત ધરાવનારાને કેળવવા પડશે. તેઓની તરફ અણગમો બતાવી, તેઓનો બહિષ્કાર કરી, આપણે તેઓનો મત નહિ ફેરવી શકીએ, પણ તેઓને દલીલોથી વિનયપૂર્વક સમજાવી આપણા મતના કરવા જોઈશે. આમ કરવાથી જ આપણે પ્રજામત શુદ્ધ રીતે કેળવી શકીશું.

---

## શાહજાદાનું આગમન

શહેનશાહ જ્યૉર્જના પાટવી કુંવર આવે તો આજે જે દુઃખી હાલતમાં આપણે છીએ તેવી સ્થિતિમાં તેમનો હાર્દિક આવકાર આપણે કરી શકીએ કે નહિ એ સવાલ મિ. ઍન્ડ્રિસ્ટાએ 'ક્રૉનિકલ'માં ઉઠાવ્યો છે. તેમાં મારા વિચારો વિષે પણ તેમણે ઘણું લખ્યું છે, તેથી મારા વિચારો દર્શાવવાની ફરજ મારી ઉપર આવી પડી છે. શાહજાદાના આગમન સામે અણગમો

હું માનું છું કે શાહજાદાને અથવા બાદશાહી કુટુમ્બને આપણે રાજ્યપ્રકરણી ક્ષેત્રમાં નથી ઘસડી શકતા. આપણે સરકારની સાથે સાધારણ મતભેદ હોય તો શાહજાદા આવે ત્યારે તેમને આદરપૂર્વક વધાવી લેવા જોઈએ. પણ જ્યારે પ્રજા શોકગ્રસ્ત હોય, જ્યારે પ્રજા અતિશય દુભાયેલી હોય ત્યારે શાહજાદાનું આગમન ગોઠે નહિ અને અમલદારવર્ગ પ્રજાની સ્થિતિ જાણ્યા વિના જો શાહજાદાને મોકલે તો પ્રજા તેવા પગલાનો અણગમો બતાવવાનો હક ગણે છે. તેમાં શાહજાદાનું કશું અપમાન થતું નથી. આનાથી વિરુદ્ધ વિચાર બતાવવો એ અંગ્રેજી રાજ્યબંધારણનું અજ્ઞાન બતાવવા જેવું થાય.

યાદ રાખવું જોઇયે કે શાહજાદા પોતાની ઇચ્છાએ આવતા નથી. એમ કરે તો રાજ્યબંધારણની વિરુદ્ધ વર્તન કર્યું ગણાય. બ્રિટિશ પ્રધાનમંડળ અહીંની સરકારની સાથે મસલત કરીને તેમને મોકલે તો જ તેમનાથી આવી શકાય. શાહજાદાથી પોતાની સ્વેચ્છાએ એક પણ હિન્દીની મુલાકાત ન લેવાય, તેમનાથી પોતાની ઇચ્છા પ્રમાણે એક પણ ભાષણ ન થાય. એટલે શાહજાદાનું આગમન એ તેમનું કાર્ય નહિ પણ સરકારનું કાર્ય ગણાય.

વળી સરકાર શાહજાદાને હિન્દુસ્તાનમા લાવે તો તે પોતાની મતલબે. સરકારને રૈયત વચ્ચે મોટો મતભેદ ન હોય ત્યાં તો બેઉની એક મતલબ ગણાય. પણ જ્યા મોટો મતભેદ હોય ત્યા સરકારની મતલબ તે પ્રજાની હાનિ હોય. આ સમયે શાહજાદા આવે અને આપણે તેમને વધાવી લઇયે તેનો અર્થ સરકાર એવો જ કરે કે પ્રજાનું મન દુભાયુ નથી ને દૂભાવાની વાત માત્ર થોડા અસંતોષી માણસો કરી રહ્યા છે. આવો અર્થ કરે તેમાં નવાઇ પણ ન ગણાય.

એટલે સરકાર જો આ ટાણે શાહજાદાને લાવે તો હું તેને જાળરૂપ જ સમજું. તે જાળમાં ન ફસાવું એ પ્રજાની ફરજ છે.

પ્રજાની આજ શી સ્થિતિ છે? ખિલાફતના સંબંધમા પ્રજાના એક અંગને પ્રધાનમંડળે આપેલું વચન તોડયું છે ને તેનો હિન્દી સરકારે સ્વીકાર કર્યો છે. મુસલમાનોની ધર્મલાગણી તરછોડી છે. પંજાબમા પ્રજાની ઉપર અમલદારોએ ભારે અત્યાચાર કર્યો તેનો પશ્ચાત્તાપ નથી, એટલું જ નહિ પણ તેનો ઉદ્ધત બચાવ કર્યો જોવામાં આવે છે. અત્યાચારીઓમાંના ઘણાનો અમલ કાયમ રાખ્યો છે ને તેઓનો અત્યાચાર આજ પણ કાયમ છે. આ સ્થિતિમાં આપણે શાહજાદાને આવકાર આપી સરકારની સત્તાને વધારે કાયમ કરીયે તો આપણી બેડીને આપણે હાથે સજ્જડ કર્યા બરોબર થાય.

બાદશાહને આવકાર ન આપી આપણે સરકારનાં અકાર્યો તરફ આપણો સખ્ત અણગમો જાહેર કરીયે છીયે. તેમ કરવાનો આપણને હક છે. તેમ ન કરીયે તો આપણે હીચકારામાં ખપીયે. આપણી અરજીઓ ને ફરીઆદો ખોટી ગણાય.

જો સરકાર શાહજાદાના આગમન સમયે પ્રજામાં ઉત્સાહ, ઉમંગ અને માનની લાગણી જોવા ઇચ્છતી હોય તો સરકારની ફરજ છે કે તેણે પ્રજાને સંતોષવી. પ્રજાને સંતોષવાનો એક જ રસ્તો છે. ખિલાફતનો ન્યાયી ફડચો કરવો ને પંજાબની બાબત

સંપૂર્ણ ઇન્સાફ કરવો. આ બે વસ્તુઓ સરકાર અને પ્રજાની વચ્ચે અંતરાય પાડનારી છે, પ્રજાને શોકમાં ડૂબાવનારી છે. તેથી પ્રજાનું સમાધાન ન થાય ત્યાં સુધી પ્રજાએ ખુલ્લા શબ્દોમા સરકારને જણાવી દેવું જોઇયે કે તે શાહજાદાના આવકારમા ભાગ
 અસમર્થ છે.

---

# શુદ્ધ સ્વદેશી

સ્વદેશીના મૂળતત્ત્વો

ગયે અઠવાડિયે શ્રીમતી સરલાદેવીની પંજાબમા ચાલી રહેલી પ્રવૃત્તિને વિષે થોડી ખબર 'નવજીવન'મા અપાઇ ગઇ છે. ત્યાર પછી તાર ઉપરથી જણાય છે કે તેઓ જેલમમા મળેલી ખિલાફત કૉન્ફરન્સમા ગયેલ ત્યા પણ સ્વદેશી ઉપર જ બોલ્યા. મુસલમાનો સ્વદેશી ગ્રહણ કરવા મંડી ગયા છે એટલે ખિલાફતના તખ્તા ઉપરથી સ્વદેશીની વાતો સહેલાઇથી થઇ શકે છે.

આવે સમયે સ્વદેશીના કેટલાક મૂળતત્ત્વો સમજી લેવા બહુ આવશ્યક છે. લાખો મુસલમાનો સ્વદેશીવ્રત લઇને બેસી જાય તો સ્વદેશીની વૃદ્ધિ થાય કે? મને લાગે છે કે જો તેઓની હાજત પૂરતો નવો માલ પેદા થાય તો વૃદ્ધિ થાય, અથવા બીજાઓ અને મુસલમાન વ્રત લેનાર પોતાની કપડાની હાજતો ઓછી કરે તો થાય.

મીલો અને સ્વદેશી

આપણી મીલોમા જે માલ પેદા થાય છે તે હિન્દુસ્તાનને સારૂ પૂરતો નથી. મીલો વધારે કાપડ તુરતમા પેદા કરી શકે તેમ નથી. જેટલુ સુતર મીલો કાતે છે તેનાથી વધારે વણવાની તેમની તાકાત છે. એટલે મીલના સુતરથી હાથવણાટ કરીયે તેટલુ ઓછુ કાપડ મીલો વણે, તેટલુ વધારે/કાપડ પેદા થાય નહિ. આનુ .પરિણામ એ આવે કે બહારથી કાપડ વધારે આવવાને બદલે સુતર વધારે આવે. એટલે આપણે છીયે ત્યાના ત્યા જ રહીયે. વણાટના પૈસા તો અહીં બચાવી શકીયે એમ માનવાનુ યે કારણ નથી કેમકે સુતરના દામ વધે. આ સ્વદેશી ન કહેવાય.

ધર્મ અને અર્થની રક્ષા

આપણે કલ્પેલી સ્વદેશીમાં ધર્મની અને અર્થની રક્ષા રહેલી છે. આપણા જ પડોશી, આપણાં જ ભાઇબહેનોની સેવા આપણે ન કરી શકીયે, તેમના મ્હોમાથી કાઢીને દૂરનાના મ્હોમા નાખીયે એ પરમ અર્થ નથી. એ દયા નથી. એમા તો આપણે આપણું ક્ષેત્ર છોડયું ગણાય. એટલે આપણી કાતનારી બહેનોને અને આપણા વણકરોને ઉત્તેજન આપવા આપણે બંધાયા છીયે; અને તેમ કરતા આપણે

સાઠ કરોડ રૂપીયા દેશનાં ભૂખે મરતાંના ઘરમાં નાખીયે એ અર્થનું રક્ષણ. આ બન્નેની રક્ષા સાથે જ થાય એવો સ્વદેશી સહેલો ધર્મ છે.

એ ધર્મ તો હાથે સૂતર કાતીયે ને તે વણીયે ત્યારે જ પાળી શકાય. તેથી સ્વદેશીની પ્રવૃત્તિ એ જ સાચી ને શુદ્ધ ગણાય કે જેથી આપણે વધારે સૂતર પેદા કરી તે વણાવી લઇયે અને એમ વણાયેલું કપડું આપણે વેચીયે. તેથી સ્વદેશીના દરેક શોખીને અને સ્વદેશી દુકાનો ચલાવનારને મારી સલાહ છે કે તેમણે કાંતનારીઓને પેદા કરવી ને તેમણે બનાવેલું સૂતર વણાવી તેનો પ્રચાર કરવો. હું જાણું છું કે આ કામ મુશ્કેલ છે, તેમા નિરાશાઓ રહેલી છે. પણ મુશ્કેલીઓનો માર્ગ ખેડયા વિના ઉન્નતિ સંભવતી નથી.. ધવલગિરિનો રસ્તો અસંખ્ય મુસાફરોનાં હાડકાંથી લદાયેલો છે. કાચાપોચા તો તળેટીએથી જ થાકે છે, છતાં ત્યા જવાનો રસ્તો ખીણો અને ટેકરીઓમા જ રહ્યો છે. એટલે સ્વદેશીનુ સાહસ કરનારાઓ સ્વદેશીનું તત્ત્વ સમજીને કાર્ય આગળ વધારશે તો પશ્ચાત્તાપ નહિ કરવો પડે. ભલે પોતે જ કાંતવાનું કરી વિરમે; ભલે થોડાને જ પોતાનો આવેશ આપી શકે. સ્વદેશી'ન ચાલે તો સ્વદેશીને નામે ઓળખાતા સાહસથી સંતોષ પામવામાં નુકસાન છે. સુવર્ણની ગરજ ચકચકતા પિત્તળથી નહિ સરે. હીરાની ગરજ કાચ નાહ સરે. ને જેમ કાચને 'હીરા તરીકે માની લેવામાં હીરો મળતા ઢીલ થાય તેમ ખોટા સ્વદેશીને સાચા સ્વદેશી તરીકે માની લેતા આપણે સ્વદેશીના પ્રચારને ઢીલમાં નાંખશું. જો સૂતર પેદા કરવાની જ વાત હોય તો કરોડો ઓરતોને સૂતર કાંતવાનું સમજાવવાને બદલે દસ વીસ મીલો જ કાં ન બાંધવી એવી શંકા કેટલાકને ઉભી થશે. તેનો જવાબ હું 'નવજીવન'માં આપી ગયો છું. મીલો સહેલાઇથી પેદા થઇ શકતી નથી. મીલો પેદા કરવાનો પ્રયત્ન કોઇએ કરવાની જરૂર પણ પડે તેવું નથી. ધનાઢય વર્ગ તે આદરીને વધાર્યા કરે છે. મીલો પેદા કરવાથી સંચા મેળવવાની પરાધીનતા આપણી ગાંઠે બંધાય છે. તેમ મીલો વધારવામાં કરોડોની ભૂખનો ઇલાજ આપણને નથી મળી જતો ને કરોડોમાં આપણે સાઠ કરોડ રૂપીયા દર વરસે ફેરવી નથી શકતા. હિન્દુસ્તાનની કરોડોની પ્રજા જે ઓગણીસસો માઇલ જેટલા લાંબા ક્ષેત્રમાં પથરાયેલી છે તેનો ભૂખમરો જ્યાં સુધી કરોડોના ઘરમાં ખેતીનો સહાયક ધંધો દાખલ ન કરીયે ત્યાં લગી મટવાનો જ નથી, અને એવો ધંધો કેવળ સૂતર કાંતવાનો, અને કેટલેક અંશે વણવાનો જ છે. આ ધંધો દોઢસો વર્ષ પહેલા હિન્દુસ્તાનમા ચાલતો હતો અને ત્યારે આપણે આજે છીયે તેવા કંગાલ ન હતા.

---

# શાન્તિનિકેતન

મિ. એન્ડ્રુઝ લખે છે કે શાન્તિનિકેતનમાં મકાન બંધાઈ રહ્યાં છે ને પૈસાની તંગી ઘણી રહે છે. કવિશ્રી અત્યારે ત્યાં નથી ને મુખ્ય બોજો મિ. ઍન્ડ્રુઝ ઉપર રહે છે. શાન્તિનિકેતનને આર્થિક મદદ

મને લાગે છે કે ગુજરાતે પોતાની ફરજ કવિશ્રીના આગમન સમયે પૂરી નથી બજાવી. અવાજો વડે અને ફુલના હારો વડે આવકાર આપવો એ વિવેક છે; એ ફરજ બજાવવાની શરૂઆત છે, તેની પૂર્ણતા નથી. જો આપણે કવિશ્રીને અલૌકિક પુરુષ રૂપે ઓળખતા હોઇયે, જો આપણે તેમની વિદ્વત્તાની કદર કરવા માગતા હોઇયે તો તેમના કાર્યમા તેમને સહાય કરવી એ આપણો ધર્મ છે.

મદદ કરતા પહેલાં દરેક મનુષ્યના દરેક કાર્યને આપણે મળતા થવાની જરૂર હોતી-નથી. મહાન પુરુષોનાં કાર્યોમા આપણે અપૂર્ણતા જોઇયે એ સંભવિત છે. તેમનો હેતુ નિર્મળ હોય તો અપૂર્ણતા જોતા છતા તેમના કાર્યમા મદદ કરવી આપણી ફરજ છે.

પંડિતા રમાબાઇની પ્રવૃત્તિને આપણે ભાગ્યે જ જાણીયે છીયે. એ બાઇ એકલી અમેરિકાના પૈસાથી પોતાનુ કાર્ય ચલાવી રહી છે. તે ખ્રિસ્તી છે એટલે આપણે તેના કાર્યમાં રસ નથી લેતા. તે આપણી પાસે મદદ માગવા આવતી નથી. આવતી નથી એ વાસ્તવિક પણ છે. તેમાં ખ્રિસ્તી ધર્મ પ્રવર્તાવવાનો ઉદ્દેશ રહ્યો છે, તે અમેરિકાના લોકોને ભાવે છે. પંડિતાના બધા કાર્યો કંઇ અમેરિકાના લોકો જોવા જતા નથી, કદાચ પસંદ પણ ન કરે. પંડિતાનો ઉદ્દેશ તેઓને સારૂ બસ છે, એટલે તેઓમાંના કેટલાક તે મોટી સંસ્થાનો મોટો ખર્ચ પૂરો પાડે છે.

તેમજ જો આપણે કવિશ્રીના ઉદ્દેશને માન આપતા હોઇયે, રાષ્ટ્રીય કેળવણી રાષ્ટ્રીય હાથમાં રાખવાનો અખતરો આપણને પસંદ હોય, કવિશ્રીની કળા આપણાં બાળકોમાં પણ કંઇક અંશે ઉતરે એમ આપણે ઇચ્છતા હોઇયે તો આપણે તે સંસ્થાને નભાવવી જોઇયે. કવિશ્રીએ પોતે કહ્યું છે કે શાન્તિનિકેતન તેમનો વિનોદ છે, તેઓ બાળકોને પોતાના વિનોદને ખાતર એકઠાં કરે છે. તે વાતાવરણમાં તેમનો વિકાસ વધારેમાં વધારે થાય છે. શાન્તિનિકેતન તેમના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથની કૃતિ છે. કવિશ્રીની પૂજા કરવી ને તેમની સંસ્થાને મદદ ન કરવી એ વિરોધી વાત થઈ.

ગુજરાતીઓને હું આ સંસ્થાનું થોડુંઘણું ખર્ચ ઉપાડી લેવા ભલામણ કરૂં છું. ગુજરાતીઓનો ફાળો
કેમકે કવિશ્રીને આપણે આપણા માનવંતા પરોણા તરીકે નોતર્યા હતા. આપણું

આમંત્રણ સ્વીકારવામાં એમનો એ પણ ઉદ્દેશ હતો કે તેમની સંસ્થાને આપણે ઓળખીયે ને તેને મદદ કરીયે. જ્યાં જ્યાં ભાવપૂર્વક તેમને ભેટ કરવામાં આવી તે તેમણે સહર્ષ સ્વીકારી છે. તેમનો કાઠીયાવાડનો પ્રવાસ નિરર્થક ગયો એમ કહી શકાય. ભાવનગરે કંઈજ ન કર્યું એમ ગણાય. વડોદરામાં પણ એમ જ થયું. અમદાવાદે તેના ગજાના પ્રમાણમાં થોડું જ કર્યું કહેવાય. મારી ઉમેદ છે કે આ ખામીને આપણે હજુ સુધારી લઇ આપણા સત્કારની પૂરણી કરીશું.

માંગરોળના રા. તુલસીદાસ કરાણીએ પોતાને ત્યા વિવાહ હતા તે પ્રસંગનો લાભ લઇને થોડા જ દિવસ પર રૂા. ૧૦૦૧ મોકલ્યા. તેની પહોંચ લખતાં જ મિ. ઍન્ડ્રુઝે જણાવ્યું છે કે હજુ બહુ મદદની જરૂર છે. આપણે જેમ જેમ આગળ વધશું તેમ તેમ આપણા ઉપર મરજ્યાત કરો અવશ્ય વધશે. આપણી શક્તિ અનુસાર આપણે તે આપી છૂટવું જોઇયે. જેઓનો વિચાર મદદ કરવાનો હોય તેઓએ આશ્રમ પર અથવા મિ. સી. એફ. ઍન્ડ્રુઝ, શાન્તિનિકેતન, બોલપુર ઇસ્ટ ઇન્ડિયા રેલ્વે, એ શિરનામે પોતાનો ફાળો મોકલવો.

---

# જૂનાગઢનું ગાંડપણ

જુનાગઢની બાઉદ્દીન કૉલેજના સિંધી વિદ્યાર્થીઓને ત્યાંના નવાબ સાહેબે કઢાવી મુકયાની ખબર જૂની થઈ ગઇ છે. સાઠ વિદ્યાર્થીઓને કારણ વિના ચોવીસ કલાકમા કાઢી મુકવા ને ટ્રેનમા રવાના કરી દેવા એ ગાંડપણની જ નિશાની ગણાય. આવું ગાંડપણ આપણને પંજાબનો માર્શલ લૉ યાદ કરાવે છે.

આ પગલાની પાછળ અંગ્રેજ સરકારની અસર છે કે નહિ એ સવાલ તુરત ઉત્પન્ન થાય છે. નવાબ સાહેબે કાંઇ કારણ બતાવ્યું જણાતું નથી, એટલે નિશ્ચયપૂર્વક કંઇ કહી શકાય નહિ.

જો નવાબ સાહેબે પોતાની ઇચ્છાએ જ આ પગલું ભર્યું હોય તો સિદ્ધ થાય છે કે દેશી રજવાડામાં રૈયતવર્ગ સરકારી સત્તા નીચે રહેલ રૈયતના કરતાં વધારે દુઃખી છે.

દેશી રાજાઓની સ્થિતિ કેવળ દયાજનક છે. તેઓ પોતે રૈયત છે. તેઓની સત્તા ને તેઓની દોલતનો આધાર કેવળ અંગ્રેજ સલ્તનતને આધીન છે ને તે સલ્તનતથી

નભી શકે છે. આવાં પરાધીન રાજ્યો તળે વસતી રૈયત રૈયતની રૈયત હોઇ એવડી રીતે પરાધીન હોવાથી કેટલીક વેળા એવડું નુકસાન વેઠે છે.

પણ નવાબ સાહેબના કૃત્યની જવાબદારી કોની છે, દેશી રાજાની રૈયતના હક શા છે, તેઓની સ્થિતિ કેમ સુધરે, એ વિચાર કરવાનો આ અવસર નથી; આપણી આગળ તે વિચાર કરવા જેટલી સામગ્રી નથી.

પણ કાઠીયાવાડી વિદ્યાર્થીઓની તેમના સાથીઓ પ્રત્યે શી ફરજ છે, એ મહાપ્રશ્ન ઉભો થાય છે. કાઠીયાવાડના લોકો શરીરે મજબૂત છે, બહાદુર પણ કહેવાય છે. તેમની સહનશક્તિ વખણાય છે. કાઠીયાવાડી વિદ્યાર્થીઓ પોતાના સિંધી ભાઇઓનું અપમાન સાંખી બેસી શકે? મને તો લાગે છે કે જો સિંધી વિદ્યાર્થીઓને પાછા બોલાવવામાં ન આવે તો કાઠીયાવાડી વિદ્યાર્થીઓની ચોખ્ખી ફરજ એ છે કે તેઓએ કૉલેજનો ત્યાગ કરવો.

શિક્ષણ અને સ્વમાન

એમ કરે તો બિચારા વિદ્યાર્થીઓનું ભણતર રખડે એમ કદાચ કહેવામાં આવશે. હું તો કહીશ કે તેઓ આવે સમયે કૉલેજનો ત્યાગ કરે એમાં જ ખરૂં ભણતર છે. જે ભણતર સ્વમાન ન શીખવે તે ભણતર શાનું? સમય આવ્યે દુઃખ સહન કરીને પણ પોતાના સાથીઓનું માન જાળવવું જોઇએ. તેઓનો અન્યાયમાંથી બચાવ કરવો એ પુરુષાર્થ છે.

આપણે મનુષ્ય બનવું એ પ્રથમ ભણતર છે. મનુષ્ય જ અક્ષરજ્ઞાનને લાયક છે. જે મનુષ્યત્વ ગુમાવી બેઠા છે તેને શીખવીને શું કરવું? અક્ષરજ્ઞાનથી મનુષ્યત્વ નથી આવતું. વળી કાલેજના વિદ્યાર્થી બાળક ન ગણાય. તેઓ સ્વતંત્ર વિચાર કરવાને લાયક નથી એમ ન કહેવાય. એટલે મારી ઉમેદ છે કે બાહઉદ્દીન કૉલેજનો દરેક કાઠીયાવાડી વિદ્યાર્થી જો સિંધી વિદ્યાર્થીને ન્યાય ન મળે તો તે કૉલેજનો ત્યાગ કરશે.

પછી શું કરવું એ પ્રશ્ન થશે. સંભવ છે કે આ વિદ્યાર્થીને બીજી કૉલેજમાં દાખલ નહિ કરે. જો દાખલ કરે તો તેની પાસે ફી આપવા જેટલા પૈસા નહિ હોય. આ મુશ્કેલી સહન કરવામાં જ કાલેજના ત્યાગની કિંમત છે. જો કૉલેજો ઘાસની જેમ ઉગી નીકળતી હોત તો તેની કિંમત કંઇ હોત જ નહિ ને સિંધી વિદ્યાર્થીને કાઢી મુકવામાં ન જ આવ્યા હત.

ત્યાગી વિદ્યાર્થીઓ પરિશ્રમ ઉઠાવી પોતાનો અભ્યાસ ઘેર કરી શકે છે. તેઓને મફત શિક્ષાનો બંદોબસ્ત થઇ શકે. અત્યારે એવા પારમાર્થિક શિક્ષકો નીકળવા

મુશ્કેલ નથી કે જેઓ આવા વિદ્યાર્થીઓને મદદ દેવા આનાકાની કરે. વિદ્યાર્થીઓ પોતાની પ્રાથમિક ફરજ બજાવશે તેમાંથી જ આ અન્યાયને પહોંચી વળવાનો માર્ગ મળી રહેશે. પોતાની સમક્ષ આવેલી ફરજ બજાવતાં ભવિષ્યનો વિચાર ન કરવો એનું નામ જ નિષ્કામ કર્મ છે ને તે જ ધર્મ છે.

---

તા. ૧૮-૭-૧૯૨૦

# ધારાસભાનો બહિષ્કાર

ધીમે ધીમે અસહકાર પોતાનું સ્વરૂપ પકડતો જાય છે. નવી ધારાસભાનો ત્યાગ એ મોટામાં મોટી વસ્તુ પ્રજાની સમક્ષ ખડી થઇ છે. મારી ઉમેદ છે કે પ્રજા અડગ થઇને તેનું સેવન કરશે.

જેની દાનત ખરાબ છે, જેને જાણીજોઇને ન્યાય નથી કરવો, જેના હૃદયમાં પ્રજાનો તિરસ્કાર છે એવી આપણી ખાત્રી થઇ છે, તેણે યોજેલી યોજનામાંથી આપણે શું મેળવવાના હોઇએ ?

અત્યારે હું આખા રાજ્યતંત્રને ઝેર સમાન જોઈ રહ્યો છું. કડવીના વેલામાંથી મીઠા ફળની આશા જ કેમ રખાય ? મુખ્ય સવાલ એ છે. ધારાસભામાં જઇને હમેશા સામે થવું કે ધારાસભામાં મુદ્દલ ન જ જવું ? પજવણીથી કોઈ લડવૈયા હારે નહિ. અંગ્રેજ લડનારા છે. ધારાસભામાં પજવણી કરવી એટલે શું ? લાંબાં ને તીખા ભાષણો કરવાં, ગાળો પણ દેવી, અને આપણા વોટની-મતની જરૂર જણાય ત્યારે તે ન આપવા. જેઓ એમ માને કે આવા ઉપાયોથી સરકાર હારી જાય, તેઓએ રાજ્યબંધારણનો અભ્યાસ જ કર્યો નથી. આવી પજવણીથી ઝીણી ઝીણી ચીજો આપણે પણ તત્ત્વ કદી નહિ આપે.

આજ લગીની આપણી જે છતો છે તે વડે આપણે મુખ્ય વસ્તુ ભાગ્યે જ લીધી હશે. હિન્દનો પૈસો ચાલ્યો જ જાય છે. મિલીટરીનો ભય લેશ પણ ઓછો નથી થયો. ગોરાકાળા વચ્ચેનો ન્યાય જરાયે શુદ્ધ નથી થયો. પ્રપંચ ઓછો થવાને બદલે વધ્યો છે. રાજ્યનીતિ એક તસુભર પણ સુધરી નથી. બન્નેની વચ્ચેનો સંબંધ દહાડે દહાડે નિર્મળ થતો જાય છે એમ કોણ કહેશે ?

...ને પછી થોડા હિન્દી જજ બન્યા, થોડાને કારોબારી સભામાં પદવી મળી, થોડા હિન્દી ધારાસભામાં ગયા, એક હિન્દી ઉમરાવપદ પામ્યા, તેથી શા દહાડા વળ્યા ? તેને હું લાલચ રૂપે ગણું છું. એ આપણને સૂતેલા રાખવાને સારુ અફીણની ગોળી છે. જ્યાં સુધી ન્યાય નથી ત્યાં સુધી તેમના તરફથી મળેલું માન એ ખરું જોતાં અપમાન છે. આવી સીધી વાત આપણે કેમ ન સમજી શકીએ ?

હું તો આખા હિન્દુસ્તાનની ભારે આશા રાખી બેઠો છું. પણ ગુજરાતની આશા વધારે રાખવાનો મને હક છે એમ માનું છું. ગુજરાત આ બાબતમાં અગ્ર હિસ્સો આપે એવી આશા રાખીશ.

ગુજરાતની પ્રજા ચોક્કસ ગણાય છે. તેને હિસાબ કરતાં બહુ આવડે છે. મેં જે હિસાબ પ્રજા આગળ મૂક્યો છે એ તો તદ્દન સહેલો છે. કીચડમાં પગ નાખવો ને છાંટા ન ઊડે એ કેમ બને ? જ્યાં સુધી રાજ્યતંત્ર અન્યાયબુદ્ધિથી ખરડાયેલું છે ત્યાં સુધી ધારાસભાને હું કીચડ સમાન જ ગણું છું.

પજવણીથી આયર્લંડની પ્રજા કંઈ નથી મેળવી શકી. તેને તો પારનેલ જેવો બડ લડવૈયો હતો. હવે તે પ્રજાએ હારીને ખુનામરકી અખત્યાર કરી છે. આને પણ હું તો ભૂલ ગણું છું. પજવણીનું પરિણામ કંઈ નથી એટલું જ બતાવવા આયર્લંડનો દાખલો ટાંકું છું. દક્ષિણ આફ્રિકામાં જનરલ બોથાની સમક્ષ બે રસ્તા હતા: ધારાસભામાં જઈને ન્યાય માગવો અથવા તો ધારાસભાનો ત્યાગ કરવો. તેણે ધારાસભાનો ત્યાગ પસંદ કર્યો અને તે જીત્યો. તેણે મનમાનતું રાજ્યબંધારણ મેળવ્યું ને સ્વતંત્ર પ્રજાનો પ્રધાન થયો.

ધારાસભાનો ત્યાગ કરવાથી પ્રજા ચડશે. પ્રજાને શુદ્ધ તાલીમ મળશે ને સરકારની ઉપર જ રાજ્યતંત્ર ચલાવવાનો બોજો આવી પડશે. મારી દૃઢ માન્યતા છે કે જો પ્રજાનો શિક્ષિત ભાગ જ મધલાળને છોડી પોતાની ફરજ સમજી સરકાર તરફથી મળતા દેખાતા લાભોનો ત્યાગ કરે તો રાજ્યતંત્ર એક ક્ષણભર સરકાર નહિ ચલાવી શકે. રાજ્યતંત્ર કેવળ પ્રજાની આડકતરી સંમતિથી ચાલે છે. એ રાજ્યતંત્રની સામે પ્રજા સીધી રીતે થાય ત્યારે ચાલી જ ન શકે. પ્રજાને ડરાવીને નહિ પણ ભોળવીને મુખ્ય ભાગે સરકાર રાજ્યતંત્ર ચલાવે છે. ડર છે, પણ તે છેવટનું શસ્ત્ર છે. ન્યાય એ તે રાજ્ય ચલાવવા પૂરતો છે. ન્યાય કરવો એ ઉત્તમ 'પૉલીસી' છે તેથી ન્યાય કેટલેક ભાગે મળે છે, આપણે તો પૃથ્વી રસાતાળ જાય તો પણ ન્યાય જ થાઓ એવું માગીએ છીએ.

ધારાસભાના ત્યાગના લાભ

તા. ૧૮-૯-૧૯૨૦

અને આ તત્વ દાખલ કરાવવા સારૂ આપણે અંગ્રેજી અમલદારોનાં દિલ બદલવાની વાત આવે છે. એ બદલવાને સારૂ આપણે તેના બરોબરીઆ છીયે એ બતાવવું જોઇયે. માણસ બરોબરીઓ પોતાના નીતિબળથી કે શરીરબળથી બની શકે છે. શરીરબળથી એકસરખાપણું મેળવવું એ ઉતરતી પંક્તિનું સરખાપણું છે, એ પશુનિતિ છે; પણ હિન્દુને તો એ ત્યાજ્ય છે. હજારો વર્ષની આપણી તાલીમ જુદા જ પ્રકારની છે. નીતિબળથી અંગ્રેજને વશ કરી શકાય છે, એ મારી દૃઢ માન્યતા છે. હું તેમના અમલદારોના અન્યાયને વિષે કડુ લખાણ કરી ગયે છું, છતાં હું માનું છું કે જેટલી અસર નિતિબળની એ પ્રજાની ઉપર થઇ શકે છે તેટલી અસર યૂરોપની બીજી પ્રજા ઉપર નથી થઇ શકતી. અને ધારાસભાનો જ્ઞાનપૂર્વક ત્યાગ એ નીતિબળની એક અલ્પ નિશાની છે. આ ત્યાગ સહેલાઇથી થાય તેવો છે અને છતા તે પ્રજાના પ્રતિનિધિ થવાને લાયક પુરૂષોથી થવો જોઇયે તેથી મહા અસર ઉપજાવનારો છે.

---

# સ્ત્રીઓની ફરજ

પંજાબમા જે અત્યાચાર થયા છે તે વિષે બલી બાઇ જાઇજી જહાંગીર પિટિટના પ્રમુખપણા નીચે મુંબઇની સ્ત્રીઓએ પોતાનો વિચાર દર્શાવ્યો છે. તેમાં બે અર્થ સર્યા છે. એક તો તેઓએ હિન્દુસ્તાનનાં દુઃખમાં ભાગ લીધો છે અને તે દુઃખ શું છે તે સમજી લીધું છે. એવા અત્યાચારોને વિષે સ્ત્રીઓ તટસ્થ નથી રહી શકતી. જ્યાં સ્ત્રીઓ પોતાનું સ્ત્રીત્વ અને પુરુષો પોતાનું પુરુષત્વ ખોઇ બેસે એવા સંજોગો આવી પડે ત્યાં સ્ત્રીઓ મૂગી બેસી જ ન શકે. પંજાબમાં પુરુષોનાં જ અપમાન નથી થયાં, સ્ત્રીઓનાં પણ થયાં છે. મનિયનવાલા ગામમાં સ્ત્રીઓનું અપમાન કરવામાં ઉદ્ધત અમલદાર મિ. બૅાસવર્થ સ્મિથે કંઇ કચાશ રાખી નહોતી. એટલે સ્ત્રીઓએ મુંબઇમાં સભા ભરી પોતાની ફરજ બજાવવા ઉપરાંત કંઈ જ વધારે નથી કર્યું. મારી ઉમેદ છે કે ગુજરાતનાં મુખ્ય શહેરોમાં સ્ત્રીઓ એવી જ સભા ભરી ઠરાવો પસાર કરશે.

સ્ત્રીઓ પોતાને અબળા માની આવાં કામોમાંથી મુક્ત નથી થઇ શકતી. અબળા એ વિશેષણ આત્માને વિષે તો લાગુ ન જ પડે. એ તો શરીરને વિષે કહેવાનું છે. એક બાલિકા જેનો આત્મા ઉજ્જ્વલ છે, જેને તેનું ભાન થયું છે, તે

બાડા ૭ ફુટ લાંબા ઉદ્ધત અંગ્રેજની સમક્ષ ઉભી તેને મ્હાત કરી શકે છે. જે સ્ત્રીને પોતાપણાનુ ભાન આવ્યુ છે તેનુ સ્ત્રીત્વ તેના આત્મબળ વડે શોભે છે. પોતાના શરીરની નબળાઇ સ્વીકારી નબળી બની સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ શોભાવી નથી શકતી. સીતા, દ્રૌપદી આદી સ્ત્રીઓએ પોતાનો પ્રભાવ દુષ્ટો પર પાડયાનું આપણને શાસ્ત્રો શીખવે છે. જેમ હાથીનુ શરીરબળ મનુષ્યના બુદ્ધિબળ આગળ કામ નથી કરતું તેમ મનુષ્યના એટલે સ્ત્રી પુરુષ ઉભયના આત્મબળ આગળ મનુષ્યનુ બુદ્ધિબળ અને શરીરબળ તૃણવત્ થઇ જાય છે.

તેથી હુ ઇચ્છુ છુ કે હિન્દુસ્તાનની સ્ત્રીઓ પોતાને અબળા માની પોતાની પ્રજાનુ રક્ષણ કરવાનો અધિકાર નહિ તજે. જે સ્ત્રીજાતિએ હનુમાનાદિ વીરોને પેદા કર્યા છે તે સ્ત્રીને અબળા કહેવામા અજ્ઞાન રહ્યુ છે. અથવા તેને અબળા કહી છે તે પુરુષને કેવળ પોતાની ફરજ સૂચવવા જ, કે તેણે શરીરે બળવાન હોઇ અબળા સ્ત્રીને પોતે રાક્ષસની જેમ ઉદ્ધત બની સતાવવાની નથી, પણ તેનુ રક્ષણ કરી તેના આત્માનો વિકાસ થાય એવા સાધનો તેના હાથમા મુકી તેની સેવા કરવાની છે.

આ જમાનો કેવળ શરીરબળનો છે એવી ભ્રમણામા પડી આપણે મુઝાયા કરીયે છીયે અને માનીયે છીયે કે આપણે હિન્દુસ્તાનની રાંકડી પ્રજા શુ કરી શકીયે? આમ માની પુરુષવર્ગ પણ અબળા બની ગયેલ જેવો લાગે છે. પણ તેવું કંઇ જ નથી એમ હિન્દુસ્તાન સમજી જાય એ ઇચ્છવા જેવું છે. હિન્દુસ્તાનની પ્રજાને પોતાના સ્વમાનનુ ભાન આવે ત્યારે તે પ્રજા સબળ છે અને પછી જનરલ ડાયર અહી નહિ રહે. આત્મ બળ સામા?

એવું બળ કેમ આવે? ભારે તાલીમની જરૂર નથી. ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી આપણે કોઇના શરીરબળથી ન જ ડરવું. શરીરબળીઓ વધારેમાં વધારે આપણા શરીરનો નાશ કરવાની સત્તા ધરાવે છે. તે શરીર વિષે આપણે નીડર બનીયે ત્યારે આપણે સિંહ છીયે. એટલે બળ રાક્ષસી શરીર મેળવવામા નથી પણ મનની મજબુતીમા, આત્માની ઓળખમા, મોતની નીડરતામા રહેલુ છે.

---

# સ્વદેશી

શુદ્ધ સ્વદેશીને વિષે હું લખી ગયો છું તેની ઉપર વાંચનારને મનન કરવાની ભલામણ કરૂં છું. રેંટીયા વિષે જે ખબર આજના "નવજીવન" મા આપી છે તે દરેક સ્વદેશીપ્રેમી સ્ત્રીપુરુષને ઉત્સાહિત કર્યા વિના નહિ રહે.

આ સ્થળે કેટલીક બીજી ખબર પણ એવી આપવા ઇચ્છું છું કે જે ખાસ ગુજરાતની બહેનોને મનન કરવા યોગ્ય છે.

માનનીય પંડિતજીએ હિન્દુ વિશ્વવિદ્યાલયને સારૂ ભિક્ષા માગતા સ્વદેશીનો પ્રચાર ત્યાં કરવાનો છે, ત્યા સાળો દાખલ કરવાની છે, એ ખબર આપતા કહ્યું કે તેમને હિન્દુસ્તાનની કેટલીક રાણીઓએ પણ કાતવાનું શીખવાની કબૂલાત આપી છે અને તાળીઓના અવાજો વચ્ચે તેમણે કહ્યું કે જ્યા લગી હિન્દુસ્તાનના ગણા મહારાણીઓ સાળો નહિ ચલાવે ત્યા લગી તેમને શાન્તિ નહિ થાય.

આમ પંડિતજી કેમ બોલ્યા? તેઓ સમજે છે કે હિન્દુસ્તાનના આર્થિક સ્વાતંત્ર્યનો આધાર રેંટીયા અને હાથસાળ પર રહેલો છે. જ્યા આર્થિક સ્વતંત્રતા નથી ત્યા બીજી સ્વતંત્રતાની આશા જ ફોકટ છે, અથવા તે સ્વતંત્રતા મેળવવાને સારૂ ઈંગ્લંડની જેમ હથા એપ ખેડવા જોઇએ.

એ જ વિચારે દાક્તર માણેકબાઇ બહાદુરજીએ કાતવાનુ શીખી લીધું છે અને થોડુંઘણું હમેશા કાતે છે. માણેકબાઈ મુંબઇના એક વેળાના એડવોકેટ જનરલના ધર્મપત્ની છે, અને પ્રસિદ્ધ મર્હુમ ડા. આત્મારામ સગુણના દીકરી છે. તેમની તબીયત કેટલાક વર્ષ થયા ઘણી ખરાબ રહે છે. હાથ પણ નબળાઇ રહે છે. પોતાને હમેશાં જે વખત બચે છે તે, દરમિયાન કાતવાનું કામ કરવાનો તેમણે નિશ્ચય કર્યો છે.

હવે આનિયા બેનમ અને જંઝગના બેગમે શીખવાનુ માથે લીધું છે.

પંજાબમા શ્રી. સરલાદેવી ઓરચાને સ્વદેશીનું કામ કરી રહેલ છે. તેમના છેલ્લા કાગળમાં તેઓ લખે છે કે તેમણે અમૃતસર જઇને ત્યા રતનચંદ અને બુગા ચૌધરી જેઓ જેલમા છે તેમની ધર્મપત્નીઓને, અને રતનદેવી જેમણે પોતાના ધણીના શબને ખોળામાં રાખી આખી રાત વિલાપ કર્યો તેમને આ કામમાં રોકી લીધેલ છે. ત્યાં એક કમિટી નીમી ઓરતોમાં રેંટીયાવર્ગ ખોલ્યો છે. લુધિયાનામાં પણ

ઓરતોની સભા ભરી ત્યાં પણ તે જ કામ શરૂ કરી દીધું છે. આ બધી પ્રવૃત્તિ ક્યાં સુધી નભી શકશે એ આપણે નથી કહી શકતા, પણ એટલું તો અનુભવ આપણને શીખવે છે કે જેમાં એક પણ સાચો કામ કરનાર હોય ત્યાં આરંભાયેલી પ્રવૃત્તિ પડતી નથી.

અત્યારે દેશમાં હાથથી કાંતેલા સૂતરના કપડાં પહેરવાનો શોખ વધી રહેલો છે. તે સમયે ગુજરાતની બહેનો કામ કરતી થઇ જાય એ આવશ્યક છે. તેમનામાં શક્તિ તો ઘણી છે, પણ તેમને ઇચ્છા થવી જોઇયે. નાગાને ઢાંકવાનો પ્રયત્ન જેવો-તેવો નથી. હિન્દુસ્તાનની કપડાની ખોટ સ્ત્રીઓ જ્યાં લગી કામ કરતી ન થઇ જાય ત્યાં સુધી ન જ ભરી શકે

---

# [†]માર્શલ લૉનો કારભાર

પંજાબના ગુજરાંવાલા જીલ્લાના પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. એફ. એ. હેરનની સહીનો એક હુકમ પંડિત મદનમોહન માલવીયાજી તરફથી મને મળ્યો છે. ગુજરાંવાલા જીલ્લાના મારા અનુભવની દૃષ્ટિએ ઘટતી ટીકા સહિત તેને પ્રગટ કરવા પંડિતજીએ મને કહ્યું છે. પંજાબના મારા છેલ્લા નિવાસ દરમિયાન ઉપલો આખો જીલ્લો હું ફર્યો છું. આ સુપરિન્ટેન્ડન્ટ હેરને જ ગુજરાંવાલાના એક ટોળાએ ૧૯૧૯ની ૧૪ મી એપ્રિલને દિવસે રેલ્વેના એક પૂલને આગ લગાડી હતી ત્યારે લોકો પર ગોળીબાર કરાવેલો. હુકમ ૫ મી જૂન ૧૯૧૯ ની તારીખનો છે અને તે નીચે પ્રમાણે:– [*]

પોલીસ સબ ઇન્સ્પેક્ટર જોગ—

ગુજરાંવાલા, તા. ૫મી જૂન ૧૯૧૯

એ તો હકીકતમાં ચોક્કસ છે કે, આ જીલ્લાના જે ગામોમાં માર્શલ લૉ હજુ ચાલુ છે તે ત્યાંથી હવે થોડા જ રોજમાં ખેંચી લેવામાં આવશે. આનું પરિણામ એ થવાનું કે જેટલા કેસો માર્શલ લૉ ઉઠાવતી વેળાએ માર્શલ લૉ કમિશનો આગળ પ્રત્યક્ષ ચાલુ હશે તેટલા જ માત્ર માર્શલ લૉની રૂએ ચાલવા દેવામાં આવશે.

બીજા બધા કેસો જેનો પુરાવો એકઠો થતો હશે કે જે સંક્ષિપ્ત અદાલતો આગળ ચાલતા હશે તે બધા માંડી વાળવા પડશે, અને માત્ર સામાન્ય કાયદા હેઠળ જ તેની તપાસ થશે. આથી એ કેસો ખૂબ લંબાશે, કારણ સામાન્ય કાયદા હેઠળ અદાલતોમાં એ કેસો ધીરે ધીરે ચાલશે અને વળી તેને અપીલો વગેરેના લફરાં રહેશે. આટલા માટે એ ખાસ જરૂરનું છે કે સંક્ષિપ્ત અદાલતો આગળ મુકવા તૈયાર હોય તેવા બધા કેસો તાબડતોબ અદાલત

[*] ગુજરાંવાલામાં માર્શલ લૉ

તા. ૧૮-૭-૧૯૨૦

આગળ રજુ કરી દેવા, અને જે કેસો જલદી પૂરા કરી શકાય એવી તપાસમાં હોય તેમને પણ એકદમ પૂરા કરી લઇને અદાલતો આગળ મુકી દેવા. આ જીલ્લામાં હજુ સુધી પોલીસ પ્રમાણમાં ઘણા ઓછાં કેસો અદાલતો આગળ લાવી શકી છે અને તેથી હજું જેમની સામે પૂરાવા મળી શકે એવા ઘણા ગુન્હેગાર લોકો હોવા જોઇયે, જેમને વગરઢીલે અદાલતો આગળ રજુ કરી દેવા જોઇયે.

અધૂરા કેસો બધા એકદમ પૂરા કરી નાંખવાના પ્રયત્નોમાં બિલકુલ ક્યારા ન રહેવી જોઇયે; ગુન્હેગારોને ઓળખવાની પરેડો તાબડતોબ ગોઠવવા અને તહોમતદારોના ગુન્હા સાબીત કરે તેવા સાહેદીઓ બોલાવવાના દરેક પ્રયત્ન વગર વિલંબે થવા જોઇયે.

નાસતા ફરતા આરોપીઓને પકડવા તરફ અત્યાર સુધી ઘટતું ધ્યાન નથી અપાયું- એ હવે અપાવું જ જોઇયે. કોન્સ્ટેબલો, સફેદપોશીઓ વગેરેને હવે તાબડતોબ આવા લોકોની પછવાડે મુકવા જોઇયે અને તેમને એકદમ પકડવાની દરેક કોશીશ થવી જોઇયે માત્ર કેટલાંક પોલીસ થાણાઓ ઉપર તેમને પકડવાને લગતો રૂકો મોકલી રાખવો બસ નથી.

હાથમાંના કેસોને માર્શલ લૉ ઉઠાવી લેવામાં આવે ત્યાર પહેલાં તાબડતોબ પૂરા કરી દેવાની તેમજ આરોપીઓની પૂરતી સંખ્યાને અદાલતો આગળ રજુ કરવાની મોટી અગત્ય મારા અમલદારોના મન ઉપર ઠસાવવાની હું જરૂર જોતો નથી આ જીલ્લો બીજા જીલ્લાઓને મુકાબલે કામ ચલાવેલા લોકોની સંખ્યામાં ઘણો જ પાછળ છે અને તેથી તે સ્વાભાવિક રીતે જ અહીંની પોલીસની કાબેલિયત તેમજ ઉત્સાહ વિષે ટીકાને સ્થાન આપે છે. આ સ્થિતિ હજુ સુધારી શકાય તેમ છે અને જો મારા બધા અમલદારો મન ઉપર લે તો આ જીલ્લાના પોલીસ અમલદારોની ઇજ્જત લાહોર અને અમૃતસરના પોલીસ અમલદારોને મુકાબલે ફીકી પડવાનું કંઇ જ કારણ નથી. પણ જો અદાલતો આગળ મુકાયેલા તહોમતદારોની સંખ્યા હાલના જેટલી નાની જ રહે તો આ કામમાં રોકાયેલો દરેક અમલદાર જે કદર અને માન મેળવવાને કેટલીક રીતે હકદાર છે તે દેખીતી રીતે જ ખોશે.

(સહી) એફ. એ. હેરન
સુપરિન્ટેન્ડન્ટ આફ પોલીસ, ગુજરાંવાલા

કૉંગ્રેસ સબકમિટી આગળ આ જીલ્લામાંના કેટલાક સાક્ષીઓની જુબાની નોંધાઇ છે કે 'માર્શલ લૉના' છેલ્લા દિવસો' દરમિયાન કેદીઓની સામટી ટુકડીની ટુકડીઓ કહેવાતી સંક્ષિપ્ત અદાલતો આગળ અસાધારણ ઉતાવળથી લઇ જવામાં આવેલી. અદાલતના જડજો મોડી રાત સુધી બેસતા, અને બચાવના સાહેદીઓને તપાસ્યા પણ વગર તદ્દન નિર્દોષ માણસોને જુદી જુદી મુદતની કેદની સજાઓ આપવામાં આવેલી. આ સંક્ષિપ્ત તપાસ ચલાવનારા જડજોમાંનો એક કર્નલ ઓબ્રાયન હતો અને બીજો મિ. બાસવર્થ હતો. ઉપરોક્ત હુકમ કૉંગ્રેસ કમિટીએ નોંધેલા પુરાવાને

મજબૂત કરે છે અને પંજાબમાં ચાલેલા કેસો ઉપર મોટું અજવાળું પાડે છે. આવી સંક્ષિપ્ત અને ઉતાવળી રીતે અકાલગઢ, રામનગર અને બીજાં સ્થળોએ તદ્દન નિર્દોષ માણસોને કનડવામાં તેમજ કેદ કરવામાં આવ્યાં હતાં ! અને પંજાબમાં એ જ અમલદારો હજી તેમના હોદ્દાઓ અને તેમની દુષ્કૃત્યો કરવાની શક્તિ રાખી રહ્યા છે.

---

## એક ચર્ચાપત્ર

મે૦ 'નવજીવન'ના તંત્રી જોગ—

મહાત્માજી,

*બંગાળ અને ગુજરાતની દાનવીરતા*

મિ. સી. એફ. ઍન્ડ્રુઝના પત્ર ઉપરથી શાન્તિનિકેતનને પૈસાની મદદ કરવાની આવશ્યકતાને વિષે લખતાં આપ લખો છો કે ગુજરાતે પોતાની ફરજ કવિશ્રીના આગમન સમયે પૂરી નથી બજાવી, એ વાંચી ખરેખર મને તથા મારા કેટલાક મિત્રોને ઘણું જ આશ્ચર્ય થયું છે. કવિશ્રીની વિદ્વત્તાની કદર ગુજરાત કેટલા પૈસા આપે તો થઇ કહેવાય એનું માપ કાઢવું અશક્ય છે. પરંતુ એ પ્રશ્ન બાજુએ મુકતા એક બીજો પ્રશ્ન કે જે આજે અનેક દિશામાં ચર્ચાયોગ્ય છે તે એ છે કે બંગાળ પ્રાન્તની સંસ્થાઓને બંગાળ પોતે કેમ નથી પોષતું અને તેને પૈસાની મદદ માટે બહાર કેમ કરુણાજનક વિનંતિઓ કરવી પડે છે ? બંગાળમાં મોટા મોટા જમીનદારો છે, બંગાળમાં બીજા પણ લક્ષાધિપતિઓ પડેલા છે, છતાં બંગાળ આમ પોતાના ઉત્તમમા ઉત્તમ પુરુષોને તેઓની સંસ્થા ચલાવવામાં મદદ કેમ નથી કરતું ? વળી ખાસ વિચિત્રતા તો એ છે કે બંગાળને બીજા પ્રાન્તો જ્યારે ત્યારે મદદ કરે છે, પણ બંગાળ બીજા પ્રાન્તોના દુઃખની વહારે ક્વચિત જ ધાય છે. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત વખતે પાંચ સાત લાખ રૂપીયા આખા દેશમાથી ભેગા કરવામા આવ્યા હતા, તેમાથી બંગાળે પૂરા દસ હજાર પણ આપ્યા નહોતા જલિયાંવાલા બાગના ફંડમાં બંગાળે પૂરા વીસ હજાર રૂપીયા પણ આપ્યા નથી, જ્યારે ગુજરાત અને ગુજરાતીઓએ લગભગ ત્રણ લાખ રૂપીયા આપ્યા છે. ઓરિસ્સા દુકાળ ફંડને માટે ગુજરાતે જેટલું કર્યું છે તેટલું બીજા કોઇ પ્રાન્તે કર્યું નથી. પરંતુ બંગાળ જો પોતાનાં દુઃખો વખતે બહાર મદદ માગે છે, તો શા માટે બંગાળે બીજાનાં દુઃખો વખતે થોડી પણ સહાય આપવા તત્પર ન થવું જોઇયે ? બાકુરામાં દુકાળ પડયો ત્યારે પણ ગુજરાતે હજારો રૂપીયા આપ્યા હતા. સર જગદીશચંદ્ર બોઝને પણ ગુજરાતીઓએ જ લાખો રૂપીયા આપ્યા છે. ટાગોરને પણ ગુજરાતે બનતી સહાય કરી છે. ગુજરાતે પોતાની ફરજ પૂર્ણપણે નથી બજાવી એ કહેવું વધારેપડતું છે, એ તદ્દન વ્યર્થ છે. બંગાળે ગયે વર્ષ ગુજરાતમાં દુકાળ હતો ત્યારે ગુજરાતને કેટલી મદદ કરી ? ગુજરાતની કઈ સંસ્થાઓને ચોડેપણે અરે પણ તેણે પોષી છે ? આપનો આશ્રમ કે જે રાષ્ટ્રીય શિક્ષણના દિશામાં પ્રયત્નો કરે છે, તેને બંગાળ તરફથી કેટલી મદદ મળી છે ? બંગાળની સહાયને માટેની બૂમ નકામી છે. જો બંગાળ બીજા પ્રાન્તોને મદદ કરતું હોય તો તેને બીજા પ્રાન્તો પાસે મદદ માગવાનો હક છે. જો તે તેમ ન કરી શકે તો તેને મદદ માગવાનો બિલકુલ હક નથી. બંગાળીઓને આ સત્ય જણાવવાની બહુ જરૂર છે. બાકી ગુજરાતે

પોતાની શક્તિ અનુસાર, ન્યાત, જાત, ધર્મ કે પ્રાન્તના તફાવત વગર મદદ આપી છે અને આપશે. ગુજરાતને વ્યર્થ ટોણા મારવાથી કંઈ મદદ મેળવી શકાય નહિ.

લિ.

કંચનલાલ મ. ખાંડવાળા

આ કાગળ હું ખુશી થઈને છાપું છું. ઘણી દલીલો મેં સાંભળી છે તેનો ખુલાસો આપી શકું છું. બંગાળને આપણે તેની ફરજ કેમ બતાવી શકીયે. કાળે કરી તે પોતાની ફરજ ઓળખશે. પણ દરેક પ્રાન્તને પોતાનું કાર્યક્ષેત્ર નહિ હોય? બંગાળે પૈસા નથી આપ્યો તો વિદ્વત્તાનું દાન કર્યું છે. ગુજરાતે કર્યું છે તે નવાઈની વાત નથી લાગતી. ગુજરાતની પાસે ઘણું છે, તેને આપતાં આવડ્યું છે ને તે આપે છે. બંગાળને આપતાં નથી આવડતું તેથી એ નથી આપતું. કવિશ્રીને જેથી મદદની જરૂર પડે છે તેનો અર્થ એ જ કે તેમની પીછાન બંગાળે પૂરી નથી કરી. એટલા માટે આપણે નહિ કરીયે? કવિશ્રીની કદર પૈસાથી ન જાણી શકાય એ ખરૂં; પણ તેનો અર્થ એમ પણ ન કરાય કે તેટલા સારૂ આપણે આર્થિક મદદ કરવામાંથી મુક્ત છીયે. તેનો અર્થ તો એ છે કે આર્થિક મદદ જેટલી આપીયે તેટલી ઓછી. મારી તો ખાસ માન્યતા છે કે જેટલું ગુજરાતે આપ્યું તે તેમને ખાસ આમંત્રણ આપ્યા પછી થોડું જ છે. એટલે ટોણાનો સવાલ ઉભો થતો જ નથી. ગુજરાતે ઘણે પ્રસંગે ફરજ બજાવી તેથી તો મારા જેવા ભિક્ષુક બીજા યોગ્ય પ્રસંગે આશા રાખે. ભિક્ષા કંઈ કવિશ્રી નથી માગતા. શાન્તિનિકેતનની સ્થિતિ જોઈ, મિ. અન્ડ્રુઝનું વર્ણન વાંચી મેં ગુજરાતનું ધ્યાન પોતાની ફરજ તરફ ખેંચ્યું છે. આ જવાબ લખતાં મને ખબર મળી છે કે મુંબઈથી શાન્તિનિકેતન સારૂ રૂ. ૧૦૦૦૦ મળ્યા છે. આ પૈસા કવિશ્રી આવ્યા હતા ત્યાર પછી તુરત થયા હતા એટલે જે અત્યંત ખેંચ હતી તે દૂર થઈ છે. પણ હજુ જેઓને મારી માગણી વ્યાજબી લાગે તેમણે મોકલતાં અટકી જવાનું નથી.

## ગુજરાતને સલાહ*

1 રાજકીય મંડળ નડિયાદમાં મળવાનું છે. મારો આગ્રહ મેં 'નવજીવન'માં સૂચવ્યો છે, તે તો જોઈ જ જશો. નિર્ભય રહીને મંડળ અસહકારનો ઠરાવ પંજાબ અને ખિલાફત બંને સવાલો બાબત કરે એવું હું તો ઇચ્છું છું. તેમાં પ્રથમ વસ્તુ ધારાસભાના બહિષ્કારને માનું છું. ધારાસભામાં જઈને તેનો બહિષ્કાર કરવો તેને હું તો ભીરુતા કહું. પંજાબમાં

*દેશની રાજકીય પરિસ્થિતિને પહોંચી વળવાને ભરવાં જોઈતાં પગલાં વિષે વિચાર કરવાને મળેલી ગુજરાત રાજકીય મંડળની સભા પર લખેલો પત્ર, તા. ૧૧-૭-૨૦.

ન્યાય ન આપે, ખિલાફતમાં દગો દે તે સરકારની સાથે કેમ 'રમાય'? ચોપટની રમતમાં પાસા અપ્રામાણિકપણે ફેંકનારની સાથે ન રમતાં ગે' રમનારાને 'બચપણમાં જોયેલા' યાદ આવે છે. રાજકીય રમતમાં તો હિન્દુસ્તાનની લાજ રૂપી દાવ છે. એક પક્ષના રમનારા કેવળ દુર્યોધન જેવા લાગે છે. તેની સાથે રમત શી? તમને બધાને પ્રભુ સહાય થાઓ ને તમે હિંમતપૂર્વક શુદ્ધ નિશ્ચય પર આવો એમ ઇચ્છું છું.

---

તા. ૨૫-૭-૧૯૨૦

# પંજાબનો પત્ર*

## (૧૪)

### ભક્તિમાંયે મર્યાદા જોઇયે

ભક્તિમાં મર્યાદા અને વિવેક

અમે ૧૪મી તારીખે બપોરે મુંબઇથી નીકળ્યા. મૌલાના શૌકતઅલીની ગોઠવણમાં કાંઇ જ મણા ન હતી. કલ્યાણથી ખિલાફતમાં રસ લેનારા માણસો સ્ટેશન ઉપર આવવા લાગ્યા; ને ઠેઠ અમૃતસર સુધી દરેક અગત્યના સ્ટેશન ઉપર માણસોની ઠઠ ભરાતી હતી. સ્ટેશનોએ તો શૌકતઅલી માણસોને એમની સુંદર જબાનમાં જ થોડી મિનિટ મળતી તેટલામાં ખિલાફતનું તત્ત્વ અને પહેલી ઑગસ્ટના દિવસનું કર્તવ્ય સમજાવતા. આ પ્રમાણે ભુસાવળ સુધી ચાલ્યું. લોકોની સંખ્યા એટલી બધી ન હતી કે શાન્તિ ન જળવાય; એટલે સ્હેજે શૌકતઅલી પોતાનું કામ ચલાવ્યા જતા હતા. પણ મધરાતથી ધમાલ શરૂ થઇ. હોશંગાબાદ સ્ટેશને તો શૌકતઅલીના રોક્યા પણ માણસો ન રોકાયા; 'મહાત્મા ગાંધીજી કી જે', 'અલ્લાહો અકબર' થી સ્ટેશન ગજાવી મુક્યું હતું. ગાંધીજી પણ જાગી ઉઠયા. આ પ્રમાણે ગ્વાલીયર, ભોપાળ, બીના, ઝાંસી, આગ્રા, મથુરા અને બીજી રાત્રે ભીરત પહોંચ્યા ત્યાં સુધી ચાલ્યું. ઘણે ઠેકાણે સેંકડો નહિ પણ હજારો માણસો ભેગાં થતાં અને ગાંધીજી, શૌકતઅલી અને ડૉ. કિચલુને એક દિવસ માટે ઉતરવાનો ભારે આગ્રહ કરતાં. ઘણે ઠેકાણે ઉત્સાહ એટલો બધો વધારેપડતો હતો કે લોકો ગાડીમાંના બીજા ઉતારૂઓને તેઓના શોરબકોરથી અને ગર્દીથી કેટલી અગવડ થતી હશે તેનો વિચાર ન કરતા, તેમની ભક્તિનાં પાત્ર શૌકતઅલી, ગાંધીજી અને ડૉક્ટર કિચલુને કેટલી હેરાનગતિ થતી હશે, તેનો ખ્યાલ પણ ન કરતા અને અતિશય વીનવણી છતાં ફુલોના ઢગલા ઠાલવી ગાડીમાં કચરો વધારતાં અચકાતા નહિ! ફુલોથી તે કચરો થાય? આ વચન આકરૂં લાગશે, ભક્તિની

---

*'ગાંધીજીના નવજીવન'માં ફક્ત ગાંધીજીનાં જ ભાષણો અને લખાણો આવે એમ નક્કી થયેલું છે. છતાં ગાંધીજીની ઇતિહાસપ્રસિદ્ધ મુસાફરીના અહેવાલમાં તેમની પ્રવૃત્તિ અને તેમના ઉદ્ગારો આવેલા હોવાથી તેના વગર 'ગાંધીજીનું નવજીવન' વાચકોને અધૂરૂં લાગશે એમ જોઇ, તેમના મુસાફરીના સાથી અને લક્ષ્મણ જેવા સેવક શ્રી૦ મહાદેવભાઇ દેસાઇના તેમજ બીજાના તે મુસાફરીને લગતા પત્રો યથાસ્થાને આપવાનું ધાર્યું છે. -પ્ર૦

તા. ૨૫-૭-૧૯૨૦

કદરનો એમાં અભાવ જણાશે, પણ વસ્તુતઃ તેમ નથી. ભક્તિમાંયે મર્યાદા જોઇયે. અને મર્યાદ ઓળંગી જેમના તરફ ભક્તિ દાખવવામાં આવતી હોય તેમને દેખીતી રીતે કાયવવામાં આવે ત્યારે તે ભક્તિ રહેતી જ નથી. જેમને લોકો મળવા આવ્યા હોય છે તેમનાથી બે ઘડીના સમાગમનો લાભ લેવાતો નથી, તેમને બે અગત્યનાં વચન કહેવાં હોય તે કહેવાની તક પણ મળતી નથી, અને આમ બધોયે ઉત્સાહ વ્યર્થ જાય છે, આપણે જેમ બને તેમ જલદી આપણી ભક્તિમાં મર્યાદા અને વિવેક રાખતાં શીખ્યા વિના છૂટકો નથી.

## જલંધર

પણ હવે તો મુસાફરીના અનુભવો કરતાં વધારે અગત્યની હકીકતો ઉપર આવીયે. ૧૫ મીની સવારે જલંધરમાં રાયઝાદા ભગતરામને ત્યાં ઉતારો હતો. આખો દિવસ સ્રીઓનાં ટોળેટોળાં સૂતરના દડા અને દોરા લઇને આવ્યાં જ કરતાં હતાં. ગાંધીજીને એક વાર તેઓ સૂતરના દડા અને દોરાથી રીઝવતાં એટલે આ અનુભવ તેમને તો નવો ન હતો. પણ સ્રીઓએ જોયું કે હવે કેવળ સૂતરના દડાઓથી 'મહાત્માજી'ને રીઝવી શકાય એમ નથી; કારણકે દરેક સીને 'તમે કાંતો છો તો ખરાં પણ તમારા કાંતેલા સૂતરનાં કપડાં તો તમારાં અંગ ઉપર હું જોતો નથી.' એ પ્રમાણે મીઠી ટકોર કરીને મૂંઝવતા, અને પછી તો ચાલવા માંડે ખાસું બેશ ખાદીનું ગુણગાન. આ ગુણગાન જેમણે સાંભળ્યું છે તે તેની અસર કલ્પી શકશે. મને તો શંકા નથી કે હવે પછીની ગાંધીજીની મુલાકાત વખતે સ્રીઓ ખાદીનાં કપડાં પહેરીને દર્શન કરવા આવશે. તેમની વિશુદ્ધ ભક્તિથી હું ચકિત થયો. ટકોર કરતાં કરતાં પણ ગાંધીજી તેમને સુંદર ઉત્તેજન આપતાં ચૂકતા ન હતા: 'પુરુષો બોલનારા છે, પુરુષોને હું કહી કહીને થાકી જાઉં કે સ્વદેશી સમજો. તેઓ કહેશે કે સ્વદેશી એ પરમ ધર્મ છે, પણ એ પરમ ધર્મ છે એમ વચનથી નહિ પણ વર્તનથી બતાવનારી તો તમે બહેનો જ છો.'

પ્રથમ જ રાયઝાદા સાહેબે ખબર આપ્યા કે 'અહીં અસહકાર માટે લોકોમાં પૂરતો ઉત્સાહ નથી.' આ વચનનું સત્ય તો આગળ ઉપર આપણે જોઇશું, પણ લોકોના કરતાં લોકનેતાઓને વિષે એ વચન સત્ય હોવાનો કાંઇ ભાસ થયો ખરો. ધારાસભાના બહિષ્કારનો પ્રશ્ન લાલા લજપતરાયે અહીં ઉભો કર્યો છે એટલે તે સંબંધે ગાંધીજીને સાંભળવાને સૌ ઉત્સુક હતા. આ વિષે કેટલીક રસમય ચર્ચા ચાલી, પણ રાયઝાદા સાહેબને બૉયકૉટના મહત્ત્વ વિષે ખાત્રી ન થઇ શકી. સાંજે જ અમૃતસર જવાનું રાખ્યું હતું, એટલે બપોરે બે વાગે શામિયાના તળે સભા રાખી હતી. પંજાબનો આકરો તાપ અને આપણા લોકોની કાચી વ્યવસ્થાશક્તિ એ બન્ને કારણોએ સભાનું કાર્ય શરૂ કરવું અશક્ય થઇ પડ્યું. લગભગ એક કલાક લોકોને શાન્ત રાખવામાં વીતી ગયો, પણ કાંઇ વળ્યું નહિ. આખરે સભા વિસર્જન કરવી પડી. ત્રણ કલાક પછી શહેરના એક હૉલમાં સભા થઇ ત્યાં લોકોએ ઠીક શાન્તિ જાળવી. એ સભાનું વર્ણન હું અહીં નહિ આપું, કારણ એક બીજા બારે જલસાનું વર્ણન તો મારે આપવાનું જ છે, અને તે જલસામાં થયેલાં ભાષણોનો હું ટુંક સાર આપીશ તો જલંધરનાં ભાષણોનો સાર આપવાની જરૂર ઓછી રહેશે એમ હું માનું છું.

### અમૃતસર

ધમાલનું પરિણામ

લોકોની અવિવેકભરી ભક્તિનો જલંધર સ્ટેશન ઉપર પણ કડવો અનુભવ થયો. ગાડીને આવવાને થોડો વખત હતો એટલે ગાંધીજી, શ્રીમતી સરલાદેવી, શૌકતઅલી અને બીજા નેતાઓ 'વેઇટિંગ રૂમ' માં બેઠાં હતાં. લોકોએ 'વેઇટિંગ રૂમ'ની ઉપર હલ્લો મચાવ્યો. સેંકડો લોકો 'દર્શન'ને માટે ચડસાચડસી કરી રહ્યા હતા. બીજા ઉતારૂઓના સામાનની અને એમના દર્શન માટે આ ધમાલ થતી હતી તે નેતાઓના સામાનની ભૂરી વલે થઇ પડી હતી. આ ધમાલ ગાડી આવી ને જેમતેમ ચાલવા માંડી ત્યાં સુધી બંધ ન થઇ. શ્રીમતી સરલાદેવીની એક કિંમતી ચામડાની પેટી સ્ટેશન ઉપર આ ધમાલને લીધે જ રહી ગઇ. નેતાઓનાં 'દર્શન'થી સંતોષ માનવાને બદલે તેમનાં કાર્યોમાં ભાગ લેતાં આપણે ક્યારે શીખશું?

અમૃતસરનો જંગી જલસો

અમૃતસર જલંધરથી ૫૦ માઇલ છે. સાંજે અમૃતસર આવી પહોંચ્યા. સભા રાત્રે જ રાખી હતી. આ સભાને સભા નહિ પણ એક જંગી જલસો કહી શકાય. વ્યવસ્થાશક્તિ વિષે બીજે ઠેકાણે જે નિરાશા ઉત્પન્ન થયેલી તે નિરાશા અહીં ઘણે અંશે ઓછી થઇ. અન્જુમન બાગના વિશાળ મેદાનમાં આ જલસો હતો. જાહેર કરેલા વખતના ત્રણ કલાક અગાઉથી ટોળેટોળાં આવીને બેઠાં હતાં. જલસામાં હિન્દુઓ વધારે હશે કે મુસલમાન એ કહેવું અશક્ય હતું—એટલા બધા સેળભેળ થઇને લોકો ગોઠવાયા હતા. તેમની સંખ્યા ઓછામાં ઓછી દસ હજાર જેટલી હશે, છતાં ભારે શાન્તિ જળવાઈ રહી હતી. સ્ત્રીઓ પણ આટલી મોડી રાતે ઠીક સંખ્યામાં હાજર હતી. સભાને પ્રમુખસ્થાને એક ધીરા અને ગંભીર મુસલમાન મૌલવી સનાઉલ્લા બિરાજ્યા હતા.

શરૂઆત ભાઈ અખ્તરઅલીની મધુર ગઝલથી થઈ. ગઝલ લાંબી છે એટલે અહીં હું આપી શકતો નથી. પણ તેનો વાહી સૂર તો એ હતો કે 'આ ઘડી કસોટીની છે, એ પારખની છે; અને પારખ તો ભાગ્યવાનની જ થાય; એ પારખને અંતે ખરા નીવડીશું-એ માટે જ પરવરદિગારને ઘ દુઆ'

### ખૌફ નથી, નાઉમેદી નથી

શૌકતઅલીનું ભાષણ

મૌલાના શૌકતઅલીએ પંદરેક મિનિટ સુધી આખા જલસાનું ધ્યાન ખેંચી રાખ્યું. એમનો અવાજ બોલી બોલીને બેસી ગયો છે, છતા લોકોની શાન્તિને લીધે તે બધાયે સાંભળી શકતા હતા.

હું એમના મુખ્તેસર મુદ્દા આપીશ. મૌલાનાએ શરૂઆત કરીઃ 'કેટલાયે મહિના થયાં ખિલાફત વિષે અનેક ભલીભૂરી ખબરો સાંભળ્યાં જ કરૂં છું, પણ મને તેની કશી અસર નથી થતી 'ખૌફ, ખત્રા યા નાઉમેદી' વિના હું તો આપણી ફરજનો વિચાર કરતો કામ લીધે જાઉં છું. આમાં કાંઈ ચાલાકે વજે એમ નથી, ડરી ગયે વળે એમ નથી, કે કંટાળ્યે વળે એમ નથી. હું તો ઇચ્છું છું, ખુદાતાલાને વીનવું છું કે યુરોપ આ સવાલનો પોતાનો આખરનો ફેંસલો. આપી દે કે લાગલો જ યુરોપને આપણે પણ આપણો આખરનો ફેંસલો બતાવી દઈએ. આ આખરનો ફેંસલો સરકારની સાથે સઘળી વહેવાર બંધ કરવાનો, સરકારની સાથે તલ્લાક કરવાનો, કુરાને શરીફના શબ્દોમાં 'તર્કે

તાવન' કરવાનો છે.' હિજરત અને જેહાદના બે ઉપાયો મુસલમાન ભાઇઓને ખુલ્લા હોવા છતાં તેમણે આ ઉપાય કેમ પસંદ કર્યો તે સમજાવ્યું: 'જ્યાં સુધી ગાંધીજીની મદદ આપણે જોઇયે ત્યાં સુધી તેમણે સૂચવેલો જ ઉપાય આપણને મુબારક છે.' પંજાબના સવાલ ઉપર પણ એમણે ખૂબ ભાર મુકયો અને કહ્યું: 'આપણામાં હિંમત ન આવી હોય, ખુદાની અને ઈન્સાનિયતની તરફની ફરજનું આપણને ભાન ન થયું હોય, આઝાદી (સ્વતંત્રતા) શું છે તેનો ખ્યાલ આપણને ન આવ્યો હોય, તો આપણને એક નહિ પણ દસ જલિયાંવાલા બાગ ઘટે છે.'

### સાત કરોડ એક લાખનું કામ ન કરી શકે?

આ પછી ડાકટર કિચલુ બોલવા ઉઠયા. ડાકટર કિચલુ તો સૌકતઅલી આગળ દેખાવમાં બચ્ચા જેવા, એટલે તેમને તો પ્લૅટફૉર્મ ઉપર ઉભા થઈને બોલવાની ફરજ પડી. તેમણે પોતાના બુલંદ અવાજે લોકોને જણાવ્યું કે 'આ શબ્દોનો વખત નથી, આ કામનો વખત છે.' અસહકારનું રહસ્ય લોકોને સમજાવીને તેમણે પૂછયું: 'આપણી આંખ આગળ એક લાખ-ગોરાઓ આખા દેશનો વહીવટ ચલાવી રહ્યા છે. શું આપણે સાત કરોડ મુસલમાન એક લાખનું કામ નહિ કરી શકીયે? આપણે એટલા બધા નાતાકાત, નાલાયક બની ગયા છીયે? હિજરત કરવાનું મુસલમાન ધર્મનું ફરમાન છે ખરૂં, પણ હું પોતે તો અહીં રહીને જ મારા ધર્મની સ્વતંત્રતા સાચવવાનો છું.' પછી પંજાબના અત્યાચારોનું હૃદયભેદક વર્ણન આપીને અસહકારની અગત્ય સમજાવી.

પછી ગાંધીજી ઉઠયા. ઉઠયા એટલે ઉઠીને બોલ્યા એમ નહિ, પણ ડા. કિચલુની માફક ટેબલ ઉપર ખુરશી મુકીને ઉંચા બેસાડવા પડ્યા એમનું ભાષણ અતિશય મહત્વનું હોઈ હું તેમાં જરા વિગતવાર ઉતરીશ. તેઓએ કહ્યું:

### આપણી શેર ભૂલ, સરકારની ખાંડી ભૂલ

"હું મારૂં દુઃખ તમને શી રીતે બતાઉં? પંજાબનું દર્દ કહી બતાવવું અશક્ય છે. હિન્દુમુસલમાન પાસે હું એટલું જ માગું કે ગયા એપ્રિલને કદી ન ભૂલશો. સાથે સાથે હું એટલું કહી લઉં કે આપણે જ્યાં સુધી આપણી ભૂલને નથી પીછાનતા અને દૂર નથી કરી જાણતા ત્યાં સુધી આપણે બીજાની પણ ભૂલ નથી જોઇ શકતા. સરકારે, સરકારી અમલદારોએ ભારે ગુન્હાઓ કર્યા છે પણ આપણે પણ ગુન્હાઓ કર્યા છે શા સારૂ આપણે મકાનો બાળ્યાં? શા સારૂ નિર્દોષ માણસોના પ્રાણ લીધા? પોલીસના મનાઈ હુકમો માનવાની આપણી ફરજ હતી. આપણા આ ગુન્હાઓ માટે સરકાર આપણને થોડી શિક્ષા કરત તો આપણે તે વિષે બોલવાનું ભાગ્યે જ રહેત. પણ સરકારે તો શિક્ષા નહિ પણ કેવળ અત્યાચાર કીધો છે. આપણી શેર ભૂલ થઈ હશે તો સરકારે ખાંડી ભૂલ કીધી છે."

### ત્યારે શું કરવું?

ઉપાય એક માત્ર 'અસહકાર' છે એમ સમજાવતાં અને અસહકારનાં ચાર પગથીઆં સમજાવતાં ગાંધીજીએ કહ્યું: "અમારા બુજરગ બંધુઓ કહે છે કે આ તો દીવાનાનું કામ છે; ગાંધી તો મહા એપ્રિલ ભૂલીને કામ લેવા બેઠો છે; અને શૌકતઅલી તો શમશેર

ખેંચનારા રહશો. મને ઉમેદ છે કે હું તેમને બતાવી શકીશ કે આમાં કશું દીવાનાપણું નથી, કે નથી ભૂલ્યો હું ગયા એપ્રિલને. આપણે વિશુદ્ધ થઈયે, આપણે બિગુનાહ થઈયે તો પછી સરકારના ગમે તેટલા અત્યાચાર થાય તેની મને પરવા નથી. પણ આપણે ગુન્હો કરો તો આપણું કશું ચાલવાનું નથી. આપણે જ્યાં સુધી 'બેગુનાહ' થતાં નહિ શીખીયે ત્યાં સુધી આપણે એક નહિ પણ સેંકડો જલિયાંવાલા બાગની બરદાસ્ત કરવી પડશે. અને તેથી મને દુઃખ નથી થવાનું. પણ આપણે 'બેગુનાહ' હઇશું છતાં સરકાર આપણને દુઃખ આપશે તો આપણે 'આઝાદ' થઇને ઉભા રહીશું.

### પંજાબીઓ ડરી ગયા

"પંજાબીઓ બારે ઉસ્તાદ અને શૂરા હોવાનું સાંભળ્યુ છે; પણ એપ્રિલમાં તો તેઓ ડરી ગયા હતા એમ મારે કહેવું જોઇયે અને તેમ કહેવાના મને તો બરોબર કારણો છે. હું પૂછું છું કે તમે ડરી ગયા ન હતા તો શા સારૂ તમે જમીન પર નાક ઘસ્યાં હતાં ? શા સારૂ તમે પેટે ચાલતાં અચકાયા નહિ ? મેં તો તમને નહોત કહ્યું કે તમે નાકલીટી કાઢજો કે સાપની માફક પેટે ચાલજો ! આવા હુકમ થયા ત્યારે તેને તાબે થવાને બદલે તમે મરી કેમ ન ગયા ? તમે એમ કેમ ન કહી શકયા કે 'હું સાપ નથી, આદમી છું; મારૂ કામ પેટે ચાલવાનું નથી, પણ સારી દુનિયાની સામે છાતી કાઢીને ઉભા રહેવાનું છે.' જરૂર પંજાબીઓ ડરી ગયા. પણ હું અહીં પંજાબની ઉપર આળ લાવવાને નથી ઉભો. જે મિટ્ટીમાંથી પંજાબ બન્યું છે તે મિટ્ટીમાંથી હું બન્યો છું. એવા સંજોગોમાં હું પણ એવો ગુન્હો ન કરૂં એમ હું શી રીતે કહી શકું ? હું તો પ્રાર્થના કરૂં કે મારી ગરદન કપાય પણ હું આવું કદી કરૂં નહિ. તમારે માટે પણ એ જ પ્રાર્થના હું કરૂં છું."

### ખરી સિપાઇગીરી કરીને મરજો

આ પછી ૧લી ઑગસ્ટનું મહત્વ ગાંધીજીએ સમજાવ્યુ હતું. "ગુસ્સાથી આ બન્ને મામલા—પંજાબ ખિલાફતનો નીવેડો નહિ આવે, શાન્તથી જ આવશે. આ બન્ને મામલા સર કરવા માગતા હો તો શાન્તિથી જ વર્તવાની પ્રતિજ્ઞા લેજો. આપણા તરફથી અત્યાચાર થશે તો આપણું કામ આપોઆપ બંધ થઇ જશે. હું તો ખરી સિપાઇગીરી જ સમજ્યો છું અને તેની તમને ભેટ કરૂં છું. ખરી સિપાઇગીરી મરવામાં છે, મારવામાં નથી: કોઇની આબરૂ સાચવવામાં છે, આબરૂ લૂંટવામાં નથી."

### જિલાનીની આબરૂ કેમ સાચવશો ?

ઘણા કહે છે કે ખિલાફત વિષે સામાન્ય જનસમુહને જ્ઞાન નથી. ગાંધીજીએ એ દલીલનો ઉત્તર આ પ્રમાણે વાળ્યો:

"ખિલાફતના સવાલ વિષે જ્ઞાન બધાને ન હોય એ સંભવ છે પણ તે બધાને જણાવવા એ ખિલાફતનું કામ કરતારાઓની ફરજ છે, અને તેઓ તેમની ફરજ બજાવશે જ. પણ જલિયાંવાલાનું જ્ઞાન કોને નથી ? ભાઈ ગુલામ જિલાની ઉપર જે અત્યાચાર ગુજર્યો

તાવન ' કરવાનો છે.' હિજરત અને જેહાદના બે ઉપાયો મુસલમાન ભાઇઓને ખુલ્લા હોવા છતાં તેમણે આ ઉપાય કેમ પસંદ કર્યો તે સમજાવ્યું: ' જ્યાં સુધી ગાંધીજીની મદદ આપણે જોઇયે ત્યાં સુધી તેમણે સૂચવેલા જ ઉપાય, આપણને મુબારક છે. ' પંજાબના સવાલ ઉપર પણ એમણે ખૂબ ભાર મુકયો અને કહ્યું: ' આપણામાં હિંમત ન આવી હોય, ખુદાની અને ઈન્સાનિયતની તરફની ફરજનું આપણને ભાન ન થયું હોય, આઝાદી ( સ્વતંત્રતા ) શું છે તેનો ખ્યાલ આપણને ન આવ્યો હોય, તો આપણને એક નહિ પણ દસ જલિયાંવાલા બાગ ઘટે છે.'

### સાત કરોડ એક લાખનું કામ ન કરી શકે ?

આ પછી ડાકટર કિચલુ બોલવા ઉઠયા. ડાકટર કિચલુ તો સૌકતઅલી આગળ દેખાવમાં બચ્ચા જેવા, એટલે તેમને તો પ્લૅટફૉર્મ ઉપર ઉભા થઇને બોલવાની ફરજ પડી. તેમણે પોતાના બુલંદ અવાજે લોકોને જણાવ્યું કે ' આ શબ્દોનો વખત નથી, આ કામનો વખત છે.' અસહકારનું રહસ્ય લોકોને સમજાવીને તેમણે પૂછયું: 'આપણી આંખ આગળ એક લાખ ગોરાઓ આખા દેશનો વહીવટ ચલાવી રહ્યા છે. શું આપણે સાત કરોડ મુસલમાન એક લાખનું કામ નહિ કરી શકીયે ? આપણે એટલા બધા નૂર્ખત્તા, અને પછી તો ચાલવા માંડે હિજરત કરવાનું મુસલમાન ધર્મનું ફરમાન જેમણે સાંભળ્યું છે તે તેની અસર કલ્પી શકશે ધર્મની સ્વતંત્રતા મા... કે હવે પછીની ગાંધીજીની મુલાકાત વખતે સ્ત્રીઓ ખાદીનાં કપડાં પહેરીને અસહકારની ...વા આવશે. તેમની વિશુદ્ધ ભક્તિથી હું ચકિત થયો. ટકોર કરતાં કરતાં પણ ગાંધીજી તેમને સુંદર ઉત્તેજન આપવાં ચૂકતા ન હતાઃ ' પુરુષો બોલનારા છે, પુરુષોને હું કહી કહીને થાકી જાઉં કે સ્વદેશી સમજો. તેઓ કહેશે કે સ્વદેશી એ પરમ ધર્મ છે, પણ એ પરમ ધર્મ છે એમ વચનથી નહિ પણ વર્તનથી બતાવનારી તો તમે બહેનો જ છો.'

પ્રથમ જ રાયઝાદા સાહેબે ખબર આપ્યા કે ' અહીં અસહકાર માટે લોકોમાં પૂરતો ઉત્સાહ નથી.' આ વચનનું સત્ય તો આગળ ઉપર આપણે જોઇશું, પણ લોકોના કરતાં લોકનેતાઓને વિષે એ વચન સત્ય હોવાનો કાંઇ ભાસ થયો ખરો. ધારાસભાના બહિષ્કારનો પ્રશ્ન લાલા લજપતરાયે અહીં ઉભો કર્યો છે એટલે તે સંબંધે ગાંધીજીને સાંભળવાને સૌ ઉત્સુક હતા. આ વિષે કેટલીક રસમય ચર્ચા ચાલી, પણ રાયઝાદા સાહેબને બૉયકૉટના મહત્ત્વ વિષે ખાત્રી ન થઇ શકી. સાંજે જ અમૃતસર જવાનું રાખ્યું હતું, એટલે બપોરે બે વાગે શામિયાના તળે સભા રાખી હતી. પંજાબનો આકરો તાપ અને આપણા લોકોની કાચી વ્યવસ્થાશક્તિ એ બન્ને કારણોએ સભાનું કાર્ય શરૂ કરવું અશક્ય થઇ પડયું. લગભગ એક કલાક લોકોને શાન્ત રાખવામાં વીતી ગયો, પણ કાંઇ વળ્યું નહિ. આખરે સભા વિસર્જન કરવી પડી. ત્રણ કલાક પછી શહેરના એક હૉલમાં સભા થઇ ત્યાં લોકોએ ઠીક શાન્તિ જાળવી. એ સભાનું વર્ણન હું અહીં નહિ આપું, કારણ એક બીજા બારે જલસાનું વર્ણન તો મારે આપવાનું જ છે, અને તે જલસામાં થયેલાં ભાષણોનો હું ટુંક સાર આપીશ તો જલંધરનાં ભાષણોનો સાર આપવાની જરૂર ઓછી રહેશે એમ હું માનું છું.

સાથે વાતો કરીશ અને તે તમો સાંભળી લેજો. દરમિયાન હું તો મુંબઇમાં બેઠો બેઠો તમને મારી સલાહ સંભળાવીશ. હું તો હિન્દુસ્તાન મારું સાંભળતું હોય તો કોઇને ધારાસભામાં ન જવા દઉં."

### ખાદીમાં ખાનદાની

પણ ગાંધીજીનું કોઇ ભાષણ ખાદી વિષે વચનો વિના જાય? ખિલાફતની સાથે સ્વદેશીનો સંબંધ એ રીતે છે કે "આપણે આપણાં વસ્ત્રો માટે ઇંગ્લંડ કે બીજા કોઇ પણ દેશ ઉપર આધાર રાખતા નથી એમ આપણે ઇંગ્લંડને બતાવી આપીયે તો આવી મર્દ પ્રજાને ન્યાય મળવો જ જોઇયે એમ ઇંગ્લંડને જણાય અને અંગ્રેજ પ્રજા પણ આપણી સાથે ઉભી રહે" એમ ગાંધીજીએ જણાવ્યું.

### કુરબાની કરો

ઉપસંહાર કરતાં ગાંધીજીએ જણાવ્યું: "મુસલમાન કાંઇ કરવા માટે તૈયાર ન થાય તો આ જંગી જલસો નકામો ગયો એમ સમજજો. પણ આપણી સામે જે મામલા ખડા છે તેનો નીવેડો આવા જલસાથી નથી થવાનો, પણ સાચી કુરબાનીથી જ થશે. માટે ખુદાનું નામ લઇને જાન, માલ અને તમારું સઘળું કુરબાન કરીને જ છૂટો"

આમ જલસો પૂરો થયો આજે તો આ પત્ર લાહોરથી લખું છું. લાહોર વિષે કાંઇ લખવા જાઉં તો આ પત્ર બમણો થઇ જાય અને લાહોરમાં તો કેટલાક એવા સ્મરણીય કિસ્સા બન્યા છે કે તેનું વર્ણન બનશે તો હું ગાંધીજીની પાસે જ અપાવીશ.

લાહોર,
તા. ૧૯-૭-૨૦ }

મહાદેવ હરિભાઇ દેસાઇ

---

તા. ૧-૮-૧૯૨૦

# આપણી ફરજ

પહેલી આગસ્ટ આપણી ઉપર આવી પડી છે. અસહકારને અનેક પ્રકારના દોષો દેવામાં આવે છે. મોટામા મોટો દોષ તો એ કાઢવામાં આવે છે કે અસહકારને અગે ખુનામરકી તો જરૂર થશે. અસહકારનો અધિકાર

આ દોષમાંથી મુકત રહેવું તદ્દન સહેલું છે. દરેક જગ્યાએ થોડા પણ શાન્તિ જાળવનારા માણસો હોય તો સુલેહ જાળવવામાં અડચણ ન જ આવવી જોઇયે. અસહકારમાં પ્રથમ પગથીઉં જ સુલેહ જાળવવાનું છે. જો આપણને સુલેહ જાળવતાં ન આવડે તો આપણને અસહકારનો અધિકાર નથી.

આયર્લૅંડના સીનફેનને દાખલો કેટલાક લે છે અને કહે છે કે ત્યાં અસહકાર ને ખુનામરકી સાથે જ ચાલે છે. સાથે ચાલે છે એ ખરૂં છે, પણ આયર્લૅંડને તેથી હોમરૂલ મળતું નથી. અને આપણી ને આયર્લૅંડની વચ્ચે ઘણો ભેદ છે. આપણે ખુનરેજીરહિત અસહકારથી સ્હેજે આપણી ઇચ્છા પાર પાડી શકીયે, ને ખુનરેજી થાય તો અસહકાર એ જ વેળા અટકી પડે. હિન્દુસ્તાન જેવા મોટા પ્રદેશમાં ખુનરેજીથી લોકો પોતાની મુરાદ પાર ન પાડી શકે અને શાન્ત અસહકાર હોય તો આવડા મોટા દેશનું રાજ્ય કોઇ ચલાવી ન જ શકે.

એટલે ખુનરેજી થતી રોકવામાં આપણી મોટામાં મોટી ફતેહ છે. ખુનરેજી થાય તો તે અટકાવવાને સારૂ આપણે જ સરકારને મદદ કરતા થઇ જઇયે—થવું જોઇયે. ખુનરેજી થાય તો આપણે કોમની ઉપર અસર નથી મેળવી શક્યા એમ જ ગણાય. અસહકારને વિષે બીજી ચર્ચા એ છે કે લોકો તેમ કરવા તૈયાર જ નથી. આનો અર્થ એ થયો કે લોકોમાં આપભોગની શક્તિ નથી.

જે સરકાર અન્યાયની છેલ્લી હદ સુધી પહોંચી જાય તેને હાથે મળેલું માન આપણે માન ગણીયે, તેની નિશાળમાં આપણે ભણીયે ને તેની અદાલતમાં આપણે વકીલાત કરીયે તો તેના કામથી આપણને અસંતોષ થયો છે એવું આપણે કઇ રીતે બતાવી શકીયે ?

કોઈ લખે છે કે થોડા જ માણસો પોતાના ખિતાબ છોડે ને બીજા થોડા પોતાનાં છોકરાંને નિશાળમાંથી ઉઠાડી મુકે તથા બે ચાર વકીલ વકીલાત કરતા બંધ રહે તેની અસર સરકાર પર શી પડવાની હતી ? આ શંકા યોગ્ય ન ગણાય. જો અન્યાયી સરકારને મદદ કરવી કે તેની પાસેથી કંઈ મહેરબાની લેવી એ આપણે પાપ સમજતા હોઇયે તો આપણે થોડા હોઇયે કે વધારે, છતાં આપણે તે મદદ અથવા મહેરબાનીનો ત્યાગ કરવો જોઇયે. વળી વધારેની પાસે ત્યાગ કરાવવાનો સીધો રસ્તો પણ એ જ છે.

દુનિયામાં કોઇ સુધારા એકાએક બધાઓએ કબૂલ નથી કરેલા હોતા. હમેશાં થોડાથી શરૂઆત થાય છે; ને જ્યારે થોડાની દ્રઢતાને ઘણા જોઇ લે છે ત્યારે તેનું અનુકરણ કરે છે. બધા કરશે ત્યારે જ આપણે અમુક કામ કરશું એવો વિચાર રાખવાથી ઘણી વેળા સુધારા અટકી પડે છે, હમેશાં વિલંબ લાગે છે અને કોઇ વેળા તેમ અટકી જવાથી ઘણું નુકસાન થાય છે. વળી બધાની કે ઘણાની રાહ જોવી એ આપણા કર્તવ્યને વિષે આપણા અણવિશ્વાસની નિશાની છે. તેથી મારી ઉમેદ

છે કે જેઓએ સરકારને મદદ ન કરવી એ આપણું કર્તવ્ય છે એમ સમજી લીધું છે તેઓ, થોડા હોય કે વધારે, અસહકાર કરવાનું શરૂ કરી દેશે.

---

## મૉન્ટેગ્યુ સાહેબની ધમકી

*મને પકડવાની ધમકી*

મૉન્ટેગ્યુ સાહેબે ખિલાફત વિષેના પ્રશ્નનો જવાબ આપતાં મારે વિષે જે ધમકી આપી છે તેથી આપણે ચીડાવાનું કશું કારણ નથી. મૉન્ટેગ્યુ સાહેબના વિચારોમાં ને બીજા અધિકારીઓમાં આદર્શનો ભેદ નથી. જ્યારે પ્રજામતની સામે થઈને તેને પણ કંઈ કાર્ય કરવું હોય તો તે પણ પ્રજાને દાબવામાં ખામી ન રાખે, એ અધિકારીવર્ગની સામાન્ય આદત હોય છે. તેમાંથી માન્ટેગ્યુ સાહેબ મુક્ત કેમ હોય ? પ્રજા ખિલાફત અને પંજાબના અન્યાયની સામે માથું ઉંચકી રહેલ છે. તેને પોતાને રસ્તે જવા દે તો સત્તાને નમવું જ પડે. નમવા તો માગે નહિ એટલે પ્રજાને જ નમાવવી રહી.

આવી સ્થિતિમાં જો પ્રજા મારી સલાહને માને તો રાજ્યાધિકારી મને પકડે નહિ તો બીજું શું કરે ?

*મને શા માટે પકડે ?*

મને પકડવાના ત્રણ હેતુ હોઇ શકે:

૧. મને જ ડરાવીને મારા વિચારો બદલાવવા.

૨. મને પ્રજાથી વિખૂટો પાડી પ્રજામત નરમ પાડવો.

૩. મને છૂટો પાડી પ્રજા ખરેખર અન્યાયથી અકળાઈ છે કે નહિ એ પ્રજાની કસોટી કરીને જોવું.

મને ડરાવવાનો ઇરાદો ન હોઇ શકે એમ હું માનું છું. પ્રજામતને નરમ પાડવાનો હેતુ તો હોય જ, પણ વધારે યોગ્ય વિચાર તો એ છે કે પ્રજાની કસોટી કરવાનો સરકાર ઇરાદો રાખે છે. આમ કરવાનો તેને હક છે. પ્રજા કસોટીએ ચડી પોતાનો કસ બતાવે તો તે જ ક્ષણે પ્રજાની જીત થાય. આવી કસોટીની સામે આપણે કંઈ જ ન કહી શકીએ.

*હું પકડાઉં તો—*

ત્યારે જો મને પકડે તો પ્રજાએ શું કરવું ? આપણી લડત જ એવી છે કે જેમાં આપણે જેલને તો આપણી સાથે જ રાખીએ છીએ. એટલે મારા જેલ જવાથી પ્રજાને હર્ષ થવો જોઈએ. એની જેલથી રોષ તો ન જ થવો જોઈએ. હું જેલ જવા જેવાં કામ કરું ને પછી જેલથી હું નાસું અથવા પ્રજા દુઃખી થાય તો

દોષ સરકારનો નથી, આપણો છે. જ્યાં રાજ્ય અન્યાયી છે ત્યાં પ્રજાની સ્વતંત્રતા રાજાની જેલોમાં જ હોય છે.

એટલે હું જેલ જાઉં તો પ્રજા અસહકારને વધારે જોરથી આગળ ચલાવે એવી આશા હું રાખું.

પ્રજા ઘેલી થઇ જાય એવું તો કદાચ સરકાર માગે. તેથી તેને શસ્ત્રનો ઉપયોગ કરવાનું મળે. સરકાર ન માગે તોપણ પરિણામ તો એ જ આવે કે તે પ્રજાને દબાવે ને પીડે.

તેથી પ્રજા જો અસહકારને સમજી ગઇ હોય તો હું પકડાઉં કે બીજા પકડાય પણ પ્રજા અસહકારને ન જ છોડે ને સરકારને બતાવે કે પ્રજાની સંમતિ વિના રાજ્ય ચલાવવું અશક્ય છે.

પણ મૉન્ટેગ્યુ સાહેબ પ્રજાને દબાવવાનો અવળો રસ્તો લઈ બેવડો ગુન્હો શા સારૂ કરે એ સવાલ સ્હેજે થશે. અન્યાયમાં તેમણે ભાગ લીધો છે એ તો એક ગુન્હો છે જ. હવે તે અન્યાયને નભાવવા સારૂ પ્રજાને દબાવવી એ બીજો ગુન્હો. સીધો રસ્તો તો એ છે કે જ્યારે પ્રજા અસહકાર કરવાને પણ તૈયાર થઇ છે ત્યારે તેમણે પ્રજામતને માન આપી અન્યાય દૂર કરી અસહકારનું મૂળ જ કહાડવું જોઇયે.

મૉન્ટેગ્યુ સાહેબ કબૂલ કરે છે કે મેં આજ લગી તો મારાં કાર્યોથી સલ્તનતની સેવા જ કરી છે. એ સેવામાં જુદે જુદે પ્રસંગે કરેલો સત્યાગ્રહ આવી ગયો. ખરૂં જોતાં મારી મુખ્ય સેવાઓ સત્યાગ્રહ કરી અન્યાય દૂર કરાવવામાં જ આવી જાય છે. આજે હું જે કરી રહ્યો છું એ મારી મોટામાં મોટી સેવા છે એવી મારી દૃઢ માન્યતા છે. આ વખતે પણ હું કેવળ સત્યાગ્રહ કરી રહ્યો છું. અસહકાર એ સત્યાગ્રહ રૂપી મહાવૃક્ષની એક શાખા જ છે. એમ છતાં અત્યારની મારી પ્રવૃત્તિને દ્રોહિન સમજે છે એ જ દિલગીરી. મારા જેવો સલ્તનતનો મિત્ર જ્યારે અસહકાર જેવું ઉગ્ર હથિયાર વાપરવા તૈયાર થાય ત્યારે પ્રજાની લાગણી બહુ દુબાયેલી હશે એમ માની ન્યાય આપવવા મૉન્ટેગ્યુ સાહેબે મથવું જોઇતું હતું. તેમનું ન ચાલત તો તેઓ પોતાનો હોદ્દો છોડી શકત. પણ તેઓએ અવળો માર્ગ પસંદ કર્યો છે. હવે આશા રાખું છું કે પ્રજા શાન્ત પણ અડગ રહી અસહકાર કરીને જ માન્ટેગ્યુ સાહેબની ધમકીનો ઉત્તર વાળશે.

# ના. શાહજાદા વિષે

ના. શાહજાદા સાહેબ આવે તો તેમના આવકારમાં આપણે આપણી હાલની સ્થિતમાં ભાગ ન લઈ શકીયે એવો અભિપ્રાય મેં આપ્યો છે તેને મૉન્ટેગ્યુ સાહેબ બેવફાદાર સૂચના માને છે. બેવફાદારી કોની?

આ જમાનો બદલામાની તાસીર છે. શાહજાદાને આવકાર નહિ આપવામાં હું પોતે બેવફાદારી જોતો નથી, એટલું જ નહિ પણ આ કઠણ સમયે આવકાર આપવામાં ભાગ લેવો તેને હું પ્રજા તરફ બેવફાઈ સમજું છું.

ના. શાહજાદા સલ્તનતના એલચી તરીકે આવે છે એવું મુખ્ય પ્રધાનનું વાક્ય છે. સલ્તનતની જાહોજલાલી અને સલ્તનતનું સામર્થ્ય બતાવવા તેમનું આવવું થશે એ આપણે જાણીયે છીયે. એ આવકારમાં ભાગ લેવો એ વાઇસરાયથી માંડી દરેક અમલદારને માન આપવા બરોબર હું સમજું છું તે અમલદારોમાં પંજાબના અમલદારો જેણે પોતાના અમલને નામોશી પહોંચાડી છે તે પણ આવી ગયા. પ્રજાના દર્દનો પોકાર

જે પ્રજાનું દિલ દુખાયું છે, જેને લાગેલા ઘા હજુ રૂઝાયા નથી, જેને ઉમરાવની સભાએ પોતાના ઘોર અજ્ઞાન અને ઉન્મત્તપણાને લીધે જનરલ ડાયરના ગુન્હાને ઢાંકીને દાઝયા પર ડામ માર્યો છે, તે પ્રજા કેવી રીતે શાહજાદાના આવકારમાં ભાગ લે? એવા આવકારમાં ભાગ લેવો એ નોકરશાહીને (બ્યુરૉક્રસીને) ભલમનસાઇનો રૂક્કો આપ્યા બરોબર છે. પ્રજામાં જે અશાન્તિ વર્તી રહી છે તેને નોકરશાહી શાન્તિનું રૂપ આપવા માગે છે. પ્રજામાં બીજી કંઇ પણ હિમ્મત ન હોય, પ્રજા બીજો કંઇ પણ ભોગ આપવા તૈયાર ન હોય તોપણ શાહજાદાના આવકારથી દૂર રહી પોતાના દર્દનો પોકાર પ્રજા કરે એટલું તો સહુ કોઇ ધારે.

આવકારમાં ભાગ ન લઇ આપણે કોઇનું અપમાન કરતા જ નથી. શાહજાદાનું અપમાન તો છે જ નહિ. તેમનું અપમાન કરવાનો કોઇનો ઇરાદો પણ ન હોય. જો કોઇનું અપમાન થતું હોય તો તે કેવળ નોકરશાહીનું જ ગણાય. પણ તેનુંયે અપમાન નથી. તેને માથે ચડાવવાનો આપણે ઇનકાર કરીયે છીયે. ને તેમ કરવું એ આપણી ચોખ્ખી ફરજ છે. તેથી મારી તો ઉમેદ છે કે માન્ટેગ્યુ સાહેબ ગમે તેમ બોલે છતાં આપણે આવકારમાં ભાગ ન લઇયે એ આપણો ધર્મ છે. કોનું અપમાન?

---

# મહાજરીનનું ખુન

અમારી ખિલાફત પાર્ટી પંજાબની મુસાફરી કરતી હતી તે દરમિયાન મને પેશાવરના મહાજરીનવાળા પ્રસંગની હકીકત સહીસીક્કા સાથે મળી. સરકારે પણ આ પ્રસંગ વિષે જાહેરનામું બહાર પાડયું છે. મને મળેલી હકીકત જવાબદાર માણસો તરફથી આવેલી જણાય છે તેથી, અને સરકારી જાહેરનામામાં અને આ હકીકતમાં ફેર છે તેથી એ હકીકત પ્રજા સામે મુકવી અને સરકારનું તે તરફ ધ્યાન ખેંચવું એ મારી ફરજ રહી. મને કહેવામાં આવેલી હકીકત સાચી હોય તો પેલા કહેવાતા સોલ્જરોની ભારે બદનામી ગણાય. જેઓ સ્ત્રીઓની આબરૂનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરતા એક માણસને મારવામાં મોજ માને તેને સિપાહી કોણ કહે?

મેં સાંભળ્યું છે કે સંયુક્ત પ્રાન્તની વાયવ્ય સરહદની સરકાર આ બાબતમાં કાયદેસર તપાસ ચલાવે છે, પણ કાયદેસર તરીકે ઓળખાતી તપાસ વિષે પણ પ્રજા એટલી બધી શંકાશીલ છે કે જો આ તપાસ ખરેખરી સ્વતંત્ર અને પ્રામાણિક નહિ હોય તો તેણે કરેલી તપાસને કોઇ વજન આપવાનું નથી. માટે સોલ્જરોના એક અમાનુષિક કૃત્ય ઉપર ઢાંકપીછોડો કર્યાનું આળ પોતાને માથે ચડે એવું જો સરકાર ન ઇચ્છતી હોય તો તેણે ખરી વાત જાહેર કરતાં ડરવું ન જોઇયે અને વિશ્વાસપાત્ર માણસોને તપાસ કરવા નોતરવા જોઇયે. એકલા સ્થાનિક માણસો જ હશે તો નિષ્પક્ષપાતપણું રહેશે જ એવી ખાત્રી નહિ રહે.

આ બનાવ કાઢી નાંખવા જેવો નથી. જનરલ ડાયરે કમનસીબે હિન્દમાં અંગ્રેજ સ્ત્રીઓનાં જાન અને આબરૂ પવિત્ર મનાવા જોઇયે એવું કહ્યું છે. મારી માન્યતા છે કે હિન્દુસ્તાન પ્રત્યેક ઓજાતની આબરૂ અને જાનને પરમ પ્રિય અને પવિત્ર વસ્તુ લેખે છે. માટે આ બનાવમાં અબળા જાતની આબરૂનો સવાલ સમાયેલો છે, તે ઉપરાંત હિન્દી સિપાઇઓએ ગોળીબાર કરવાની ના પાડી તે પણ એક બીજી વાત છે. એ વાત સાચી હોય અને મને મળેલી હકીકતમાં વર્ણવ્યાં છે એ જ કારણસર જો ના પાડવામાં આવી હોય તો તે માટે એ હિન્દી સિપાઇઓને ભારે માન ઘટે છે. સિવાય, આ બનાવનું વિશેષે કરીને મહત્વ એ છે કે જેઓની ઉપર આ પ્રસંગ ગુજર્યો તે ધાર્મિક જાત્રાળુઓનો એક સંઘ હતો. હું સરકારને ખાત્રી આપવા ઇચ્છું છું કે આખા પંજાબમાં હજારો માણસોને મ્હોડે આ વાતની ચર્ચા ચાલી રહી છે. આ સંબંધમાં સાચાજુઠા ગપાટા લોકોની અંદર ન ફેલાવા દેવા હોય તો પૂરેપૂરી તપાસ કરાવવાની જરૂર છે.

અને મળેલા વર્ણનમાં ગુસ્સો અને છટા ઓછી હોત તો સારૂં હતું. બનેલા બનાવના વર્ણનમાં વિશેષણો જેમ ઓછાં હોય અને વર્ણન કરનારનો અભિપ્રાય તેમાં ઓછો પરોવાયલો હોય તેમ તેનો હેતુ વધારે સચવાય. પરંતુ અનુભવ વગરના માણસનાં વર્ણન સંપૂર્ણ હોવાની આશા ક્યાંથી રખાય? ખાસ કરીને એ વર્ણનોના પણ જ્યારે અચોક્કસ માણસોને હાથે અંગ્રેજી તરજુમા થાય, અને તરજુમો કરનાર પણ પોતાનું કંઇ તેમાં ઘુસાડી દેવાને તત્પર હોય ત્યારે તો એવી આશા રાખવી વ્યર્થ છે. ગમે તેમ હોય, પણ વાચકને મારી સલાહ છે કે સરકારી સત્તાવાર હકીકત તેમની પાસે આવે ત્યાંસુધી તેમણે પોતાનો અભિપ્રાય બાંધી ન લેવો. વર્ણન કેવાં જોઇયે?

બીજી વાત આ બનાવ સ્પષ્ટ બતાવી આપે છે કે હિજરત વિષે સરકાર કેવી નીતિ અખત્યાર કરશે એ જાહેર કરવું કેટલું જરૂરનું છે.

કોઈ પણ જાતની ધામધુમ વગર અને ધાર્મિક રીતે બતાવવામાં આવતો વિરોધ તોડી પાડવો એવી જો પોતાની ઇચ્છા ન હોય તો સરકારે તેવું સાફ કહી દેવું જોઇયે. નાના નાના અમલદારોને સરકારની નીતિની ખબર ન હોવાથી સંભવ છે કે તેઓ કમઅક્કલના અને ઉદ્ધતાઇનાં પગલાં ભરી બેસે, અને બધા મામલાને એવો બગાડી મુકે કે સરકારને પસંદ ન પડે. આ હીલચાલ જંગી સ્વરૂપ પકડે એવો પૂરો સંભવ છે એટલે આવી હીલચાલ તરફ આંખ આડા કાન કરી ન શકાય. સરકારની નીતિ જાહેરરીતે પ્રગટ થાય એ બધાનું હિત જોતાં ઇચ્છવાજોગ છે. સરકારની નીતિની સ્પષ્ટતા

---

# નોંધ

## લોકમાન્યની તબીયત

લોકમાન્ય તિલક મહારાજની બીમારીએ ગંભીર સ્વરૂપ પકડ્યાના ખબર સાંભળી લાખો હિન્દીઓનાં હૃદય કાંપી રહ્યાં છે પ્રજાજાગૃતિમાં તેમણે જે હિસ્સો લીધો છે, તેમણે જે સ્વતંત્રતા બતાવી છે, જે ભોગો આપ્યા છે, તેથી પ્રજા તેમને પૂજે છે. લાખોને સારૂ તેમનું વચન આજ્ઞા સમાન છે. આ દેશને સારૂ સ્વરાજ એ તેમનો જીવનમંત્ર છે. એમનો વિયોગ આ સમયે પ્રજા સહન કરવા તૈયાર નથી. પ્રજાને પોતાને જ આ સમયે ગંભીર રોગ છે. તે રોગનું નિદાન કરવામાં ને તેનો ઇલાજ કરવામાં લોકમાન્યે અગ્રભાગ લીધો છે. અત્યારે પ્રજા બધા આગેવાનોની સેવાની ને તેમની સલાહની ભૂખી છે. તેમાં લોકમાન્ય ઉંચી પદવી ભોગવે છે. પોતાની હયાતીમાં જ પોતે સ્વરાજ મળવાની ઉમેદ રાખી છે, એવા લોકમાન્યનો ભવ્ય આશાવાદ છે. ઇશ્વર તેમને વ્યાધિમુક્ત કરો, તેમને દીર્ઘાયુ કરો ને તેમને સ્વરાજના સાક્ષી બનાવો. લોકમાન્યની બીમારી

છે. આ માન્યતાએ લોકોના મન હરી લીધાં; એમ માનીને તેઓ બેસી ન રહ્યા, પણ તેનો અમલ આખી જીંદગીભર કર્યા કર્યો; તેથી પ્રજામાં એક નવો જુસ્સો પેદા થયો. સ્વરાજ મેળવવાની પોતાની અધીરાઇનો ચેપ તેમણે પ્રજાને લગાડ્યો ને જેમ તે લાગતો ગયો તેમ તેમ પ્રજા તેમની તરફ દોરવાતી ગઇ.

પોતાની ઉપર ગમે તેવા જોખમો આવ્યા, ગમે તેટલા દુઃખ પડ્યા, પણ આ મંત્રનું રટણ તો તેમણે છોડયું જ નહિ. એમ તેઓ કઠિન પરીક્ષામા પણ પસાર થયા, તેથી પ્રજાને તેમની ઉપર ભારે વિશ્વાસ બેઠો ને તેમનું વચન કાયદો ગણાયું.

આવું મહાન જીવન દેહ જતાં પૂરૂં થતું જ નથી. દેહ જતાં તો શરૂઆત થાય છે.

તિલક મહારાજને સારૂ કંઇક વિશેષ થવું જોઇયે એમ એક મિત્રે લખ્યું ને સલાહ માગી. સાથે એમ પણ જણાવ્યું કે તેમની પાછળ ત્રણ દહાડાની હડતાળ પાળીયે તો સારૂં નહિ? તેનો જવાબ મેં જે આપ્યો તે વિચારને જરા લંબાવીને અહીં આપું છું.

જેની આપણે પૂજા કરતા હોઇયે તેના સદ્‌ગુણોનું અનુકરણ કરવું એ જ ખરી પૂજા છે. તેથી હડતાળ પાળવાના કરતા કંઇ અમલી કામ કરવું મને તો વધારે પ્રિય છે. તે દહાડે હડતાળ પાળવી, અપવાસ કરવો વગેરે જરૂરનું છે, પણ વિશેષતા તો અનુકરણમાં જ હોય. તેઓ અત્યંત સાદા હતા; તેમના સ્મરણાર્થે આપણે સાદાઇ ગ્રહણ કરીયે, આપણને કંઇક અગવડ પડે એટલે દરજ્જે વસ્તુઓનો ત્યાગ આદરીયે. તેઓ બહાદુર હતા; આપણે તેમની નિર્ભયતાનું અનુકરણ કરી મન સાક્ષી પૂરતું હોય તે જ કરીયે, પોતાનું ધાર્યું કરતા ન જ હઠીયે. તેઓ વિચારશીલ હતા; આપણે બોલવામા ને કરવામાં પૂરો વિચાર કરીને જ બોલીયે ને કરીયે. તેઓ વિદ્વાન હતા, માતૃભાષા અને સંસ્કૃત ઉપર તેમનો ભારે કાબુ હતો; આપણે તેમના જેવા વિદ્વાન થવાનો આગ્રહ રાખીયે. પરભાષાનો આપણા વ્યવહારમાં ત્યાગ કરી માતૃભાષાનું સારૂં જ્ઞાન મેળવી તેમા આપણા બધા વિચારો બતાવતાં શીખીયે. સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી આપણા ધર્મની ખૂબીઓ જે આપણાં શાસ્ત્રોમાં છૂપેલી છે તેને ખોળી કાઢીયે. તેઓ સ્વદેશીના શોખી હતા; આપણે સ્વદેશીનો અર્થ સમજી સ્વદેશીનું આચરણ કરીયે. તેમનો દેશ પ્રત્યે અગાધ પ્રેમ હતો; આપણે પણ તેવો પ્રેમ આપણા જીવનમાં ખીલવીયે ને યથાશક્તિ દિનપ્રતિદિન દેશસેવામાં વધારે ને વધારે પરાયણ થઇયે. આમ કરીને જ તેમની ખરી પૂજા કરાય. જેનાથી એટલું પણ ન થઇ શકે તે એક પૈસાથી માંડી ગમે તેટલું નાણું તેમના સ્મરણ અર્થે આપે,

ને તેનો રાષ્ટ્રીય શિક્ષણ આપનારી શાળાઓ સ્થાપવામાં, લાયક વિદ્યાર્થીને લાયક શિક્ષણ લેવા સારુ શિક્ષાવૃત્તિઓ આપવામાં કે એવા બીજાં સાર્વજનિક કાર્યોમાં ઉપયોગ કરાય.

લોકમાન્ય ચાલુ રાજ્યમંડળના કટ્ટા શત્રુ હતા, પણ તેમને અંગ્રેજોનો અણગમો હતો એવી માન્યતા કેટલાકમાં રહેલી છે તે ખોટી છે. તેમને જ મુખેથી મેં અંગ્રેજોનાં વખાણ ઘણી વેળા સાંભળ્યાં છે. તેમને અંગ્રેજી રાજ્ય સાથેનો સંબંધ સર્વથા અનિષ્ટ હતો એમ ન હતું, પણ તેઓ અંગ્રેજોના બરોબરીઆ તરીકે પોતાને અને પ્રજાને ઓળખાવવા માગતા હતા. અંગ્રેજને કે કોઈને પણ તાબે રહેવું તેમને જરાયે પસંદ ન હતું. લોક અને પ્રજા

તેમની અંગ્રેજ આમવર્ગ ઉપર એવી શ્રદ્ધા હતી કે તેમણે ઇંગ્લંડમાં સીનેમૅટોગ્રાફની મારફતે અંગ્રેજ પ્રજાને પંજાબનો અન્યાય સમજાવવાની વિચિત્ર સૂચના કરી હતી!

આવા પ્રૌઢ દેશભક્તનો સ્વર્ગવાસ આપણે ઉજવી રહ્યા છીયે. જે દેહમાં આપણે તેમને જાણ્યા હતા તે જ દેહમાં એઓ હજુ રહ્યા હત તો આપણને લાભ હતો એ તો નિર્વિવાદિત છે, પણ આવી વ્યક્તિ દેહ રહો યા નહિ તોપણ દેશની સેવા કર્યા જ કરે છે, દેશને દોર્યા કરે છે. જેણે પોતાની કાર્યરેખા ઘડી લીધી છે, જેણે તે પ્રમાણે પિસ્તાળીસ વર્ષ સુધી અમલ કર્યો છે, જેણે પોતાના દેહને દેશસેવામાં જ નીચોવી નાખ્યો છે, તે પોતાના દેહનો ત્યાગ કરી ભૂલાતા નથી, મરતા નથી. તેથી લોકમાન્ય તિલક મરીને પણ આપણને જીવવાનો મંત્ર આપી ગયા છે એમ માનીયે.

---

## †ચાંદોનો ત્યાગ*

દક્ષિણ આફ્રિકામાં ભૂતદયાના કાર્ય માટે આપની અગાઉના ના. વાઇસરૉય સાહેબે મને એનાયત કરેલ કૈસરે હિન્દનો સુવર્ણપદક, ૧૯૦૬ની ઝુલુ વૉરમાં હિન્દી સ્વયંસેવકોની ઍમ્બ્યુલન્સ ટુકડીના અમલદાર તરીકે મેં બજાવેલી સેવા માટે મળેલું વૉર મેડલ, તેમજ સને ૧૮૯૯—૧૯૦૦ની બોઅર લડાઇમાં ઘાયલોની ડોળી ઉચકનારા હિન્દી સ્વયંસેવકોની ટુકડીના આસિ. સુપરિન્ટેન્ડન્ટ તરીકે મેં બજાવેલી ચાંદો

* સરકારી ચાંદો પાછા મોકલતાં વાઇસરાયને લખેલો પત્ર

સેવાઓ માટે મને એનાયત કરવામાં આવેલું બોઅર વૉર મેડલ આજથી શરૂ થતા ખિલાફતને લગતા અસહકારના નિશ્ચયને અનુસરીને હું દુઃખિત અંતઃકરણે આપને પાછા મોકલું છું. આ ચાંદાને મેં કિંમતી માન્યા છે, પણ મારા મુસલમાન ભાઇઓ પ્રત્યે દર્શાવેલી ધાર્મિક લાગણીના અન્યાયથી જ્યાં સુધી ઉદ્વિગ્ન છે ત્યાં સુધી એ ચાંદાને ખુશી ખાતર કે મગરૂરીથી હું પહેરી શકું તેમ નથી. છેલ્લા મહિનામાં બનેલા બનાવોથી મારી ખાત્રી થવા માંડી છે કે ખિલાફતની બાબતમાં વડી સરકારે કશો આંચકો ન ખાતાં મારેમાં ભારે અનીતિ અને અન્યાય કર્યાં છે, એટલું જ નહિ પણ કરેલી અનીતિનો બચાવ કરવાને સારૂ નિતનવા અન્યાય કરતી જાય છે. આવી સરકાર પ્રત્યે હું માન કે પ્રેમ ન જ ધરાવી શકું

પંજાબના સવાલની બાબતમા આપની તેમજ વડી સરકારોએ અખત્યાર કરેલું વલણ મારા ગંભીર અસંતોષમાં વધારો જ કરાવે છે. આપની જાણ બહાર નહિ જ હોય કે કૉંગ્રેસની વતી પંજાબના જુલમોની તપાસ કરનારા કમીશનરોમાંનો હું એક હતો. અને મારો ચોકસ અભિપ્રાય છે કે સર માઇકલ ઓડવાયર પંજાબના ગવર્નરના ઓદ્દાને માટે તદ્દન નાલાયક માણસ હતો; તેમ અમૃતસરમાં લોકોનાં ટોળાંની ઉશ્કેરણીને માટે પણ એ જ મુખ્યત્વે કરીને જોખમદાર હતો. અલબત્ત, લોકોએ કરેલા અત્યાચારો અક્ષમ્ય હતા. પાંચ અંગ્રેજોનાં ખુન, મિસ શીયરવુડ ઉપરનો હુમલો તથા લૂંટફાટ અત્યંત શોચનીય અને અનુચિત હતાં; પણ તેની સામે જનરલ ડાયરથી માંડીને મલીકખાન સુધીના ગોરા અને કાળા અમલદારોએ જે પગલાં લીધાં તે લોકોના અપરાધને મુકાબલે બધા પ્રકારની હદ બહારનાં અને તેની કરતા અને રાક્ષસીપણામા આજના જમાનામાં જેનો ક્યાંયે જોટો ન મળી શકે એટલાં દુષ્ટ હતા. આ અમલદારોના અપરાધો તરફ આપે કરેલો ઢાંકપીછોડો, સર માઇકલ ઓડવાયરનો આપે કરેલો બચાવ, મિ. મૉન્ટેગ્યુનો ખરીતો અને સૌથી છેલ્લે ઉમરાવોની સભાએ પંજાબ વિષે દર્શાવેલું અજ્ઞાન, તેમજ હિન્દીઓની લાગણીઓ પ્રત્યે દર્શાવેલો હડહડતો તુચ્છકાર—આ બધા બનાવોએ મને સામ્રાજ્યના ભાવિ વિષે અત્યંત શંકાશીલ કરી મુકયો છે, ચાલુ સરકારથી મને છેક વિખૂટો પાડી દીધો છે. અને આજ સુધી એકનિષ્ઠપણે સરકાર જોડે હું ખરા દિલથી સહકાર કરતો આવ્યો તેમ કરતા રહેવાને મને તદ્દન અસમર્થ બનાવી દીધો છે.

મારા નમ્ર અભિપ્રાય મુજબ અરજીઓ, ડેપ્યુટેશનો ઇત્યાદિ હમેશનાં સાધનો દ્વારા હિન્દી સરકાર જેટલી કર્તવ્યમૂઢ બનેલી સરકારની આંખ ઉઘાડવી અસંભવિત છે. યૂરોપના દેશોમાં ખિલાફત અને પંજાબ જેવા મહાઅન્યાયો પર આવો ઢાંકપીછોડો કરવામાં

આવ્યો હોત તો કેંદહાડાનીયે રાજ્યક્રાંતિ થઇને લોહીની નદીઓ વહી હોત. લોકો શિરસાટે પણ કેવળ પશુબળના જોરથી પ્રજાને નામર્દ કરી મુકવાના આવા પ્રયત્નની સામે થયા હોત; પણ આજ અરધું હિન્દ આવો પ્રતિકાર કરવાને અતિ નિર્બળ છે, અને બાકીનું અર્ધું અનિચ્છુક છે આથી સરકારથી અલગ થઈ જવા ઇચ્છનારાઓને તેમ કરવાનો રસ્તો કરી આપનાર અસહકારનો માર્ગ ગ્રહણ કરવાની મે-પ્રજાને સલાહ આપી છે, અને જો આ અસહકાર ખુનામરકી વગર અને વ્યવસ્થિત રીતે પ્રજા અખત્યાર કરી શકે તો તે સરકારને નમવાની ફરજ પાડી, થયેલા અન્યાયોનું અવશ્ય પરિમાર્જન કરાવી શકે એવો મને વિશ્વાસ છે. પણ લોકો આવશે ત્યાં સુધી પણ એમને સાથે લઈ આવો અસહકાર ચાલુ કરવા છતાં હજુ પણ હું ઉમેદ રાખ્યે જ જાઉંછું કે હજીયે આપ ન્યાય કરવાનો ટૂંકો માર્ગ કાઢશો. હું આપને માનપૂર્વક વિનતિ કરૂં છું કે આપ પ્રજાના આગેવાનો તરીકે જાણીતા લોકોની એક પરિષદ્ બોલાવશો અને તેમની જોડે મસલત કરીને મુસલમાનોને ગજી કરવાનો તેમજ દુઃખી પંજાબના નુકસાનની ભરપાઈ કરવાનો માર્ગ કાઢશો.

---

# કૉંગ્રેસનું સ્થાન

અસહકાર મુલતવી રાખવાની સલાહ

માનનીય પંડિત માલવીયાજી મને સદાય વંદ્ય છે. તેમને હું ધર્માત્મા તરીકે ઓળખું છું. તેમણે મને સલાહ આપી છે કે મારે અસહકાર ખાસ કૉંગ્રેસની બેઠક થવાની છે ત્યાં લગી મુલતવી રાખવો. તેવી જ સલાહ 'મરાઠા' ના અધિપતિએ ને તેવા બીજાઓએ પણ આપી છે. પંડિતજીની સલાહ ન માનવી એ મારે સારૂ દુઃખદ વાત છે. હું અનેક કષ્ટ ઉઠાવીને પણ તેમની સલાહને માન આપવા ઇચ્છું છું પણ જેમાં મારો અન્તરાત્મા મને બીજું સૂચવે ત્યાં હું લાચાર બની જઈ દીનપણે તેમની સલાહને પણ ન માનું. એવો જ પ્રસંગ મારે સારૂ આવી પડ્યો છે.

ચાલુ રાખવાનો ધર્મ

મારે અસહકાર મુલતવી રાખવો એટલે મુસલમાન ભાઇઓએ તેમ કરવું ઠર્યું. તેઓને સારૂ ખિલાફતની શરતો બહાર પડ્યા પછી અસહકાર તેમનો ધર્મ થઇ પડ્યો. જેણે તેઓના ધર્મનું અપમાન કર્યું છે, તેઓના ધર્મને જોખમમાં નાખ્યો છે, તેમને
૬. એ મદદ કેમ કરે ? તેમની મહેરબાની કેમ લે ? વળી આખી પ્રજાને એક જાતની સલાહ વિચારપૂર્વક આપ્યા પછી મારાથી અસહકાર ઘણાં જ સબળ નિર્વિવાદ કારણો વિના કેમ મુલતવી રાખી શકાય ? ખિલાફત પરત્વે અસહકાર ચાલુ રાખીયે એ જ મારે સારૂ સ્વધર્મ થઇ પડ્યો છે.

તા. ૮-૮-૧૯૨૦

આટલું તો ચાલુ સ્થિતિ જોતા મારે કહેવું રહ્યું, પણ કૉંગ્રેસનું સ્થાન આપણે તપાસીયે. મારી અલ્પ મતિ પ્રમાણે કૉંગ્રેસ પ્રતિવર્ષ પ્રજાની વૃત્તિની, પ્રજાના વિચારોની નોંધ લે છે, કૉંગ્રેસ પ્રજાને સામાન્ય રીતે નવો માર્ગ નથી બતાવતી. એ બતાવવાનુ કામ કૉંગ્રેસનુ નથી. કૉંગ્રેસની પ્રતિષ્ઠા જ તેના પ્રજામતનું વાજીન હોવામા રહેલી છે, એટલે કૉંગ્રેસ મળે નહિ ત્યા લગી આપણે કઈ નવી પ્રવૃત્તિ ચલાવતા પહેલા બેસી રહેવું એ આપણું કાર્ય નથી જો એમ કહીયે તો કૉંગ્રેસ પ્રગતિ કરી જ ન શકે બધા કૉંગ્રેસના મત ઉપર અસહકાર મુલતવી રાખે તો હમેશાને સારૂ મુલતવી રહે. બધા પોતાનો મત ન ધરાવે તો કૉંગ્રેસ કંઈ પ્રજાથી એક ભિન્ન વસ્તુ નથી કે તેની પાસેથી કંઈ વરદાન મેળવી શકે. અમુક વસ્તુ વિષે જ્યાં સુધી બહુમત ન થાય ત્યા સુધી કૉંગ્રેસ પોતાનો અભિપ્રાય ન આપે. આનો અર્થ માત્ર એટલો જ થયો કે અલ્પમતવાળાઓએ એટલી મુસકેલીમા પોતાનુ કાર્ય કરવુ રહ્યુ. તેની પ્રવૃત્તિને કૉંગ્રેસ રોકતી નથી, રોકવા ઇચ્છતી નથી, રોકવાનો અધિકાર ધરાવતી નથી. એટલે જેને અમુક સુધારો ગમ્યો છે, જેને પોતાની શક્તિને વિષે શ્રદ્ધા છે અને જે કૉંગ્રેસપક્ષના છે, તેની કૉંગ્રેસ પ્રત્યે એવી ફરજ છે કે તેણે પોતાનો સુધારો પ્રજા આગળ મુકવો ને તેનો અમલ કરવો કે જેથી કૉંગ્રેસને મત બાધવાની સામગ્રી મળે. બધા સુધારા એમ જ થયા છે રોલેટ ઍક્ટની સામે થતા પહેલા કૉંગ્રેસના અભિપ્રાયની કોઇએ રાહ ન જોઇ.

પંડિતજીએ મને જે સલાહ અતિ પ્રેમપૂર્વક આપી છે તેનો અર્થ એટલો છે કે તેમણે અસહકાર વિષે ચોક્કસ અભિપ્રાય નથી બાંધ્યો. હું તે સલાહ માથા ઉપર નથી ચડાવી શકતો તેનો અર્થ એ છે કે મે દૃઢતાપૂર્વક મારો અભિપ્રાય બાંધ્યો છે. અસહકાર કરતા જેટલો વિલબ આપણને લાગે છે તેટલુ પાપ આપણને લાગે છે, આની મારી શુદ્ધ માન્યતા છે. જ્યા સુધી મને સરકારની ન્યાયબુદ્ધિ વિષે જરા પણ શ્રદ્ધા હતી ત્યા સુધી હું સહકાર કરતો હતો ને સહકાર કરવાની પ્રજાને સલાહ આપતો હતો. અમૃતસર કૉંગ્રેસમા મે સહકારની સલાહ ઘણી જ દૃઢતાપૂર્વક આપી કેમકે હુ અંતઃકરણપૂર્વક માનતો હતો કે પંજાબને અને મુસલમાન ભાઇઓને ઇનસાફ મળશે. મારી માન્યતા ભૂલભરેલી ઠરી એટલે હું અસહકાર કરતો થઇ ગયો. સરકારની પ્રત્યેક મહેરબાની, તેના બધા રીફોર્મ મારે મન ઝેરથી ભર્યા દૂધ જેવા ત્યાજ્ય થઇ પડ્યા છે. તેથી જ હું એકલો રહીશ તોપણ પોકારીશ કે આપણે તેમની ધારાસભામા ન જ જવું જોઇયે.

કૉંગ્રેસના ડેલીગેટ ત્રણ પ્રકારના હોય. એક અમુક પ્રશ્ન વિષે સાનુકૂળ ચોકસ મતવાળા, બીજા તેને વિષે પ્રતિકૂળ ચોકસ મતવાળા, ત્રીજા અચોક્કસ મતવાળા. પહેલા પક્ષે કૉંગ્રેસમા જતા અચોક્કસ મતવાળા ઉપર અસર પાડવાનો પ્રયત્ન કરવો એ તેમની ફરજ છે, અને આચરણના જેવી બીજી કઈ અસર હોઇ શકે ? તેથી મારી અક્કલ તો એમ જ સૂચવે છે, કે જેઓ અસહકારમા હિન્દુસ્તાનનું શુભ જુએ છે, જેઓ તે વડે જ ખિલાફત ને પંજાબને ન્યાય મળવાનો સંભવ જુએ છે, તેમણે અસહકાર કરવો, બીજાઓને તેમ કરવાની સલાહ આપવી ને તેમ કરી પ્રજામત તૈયાર કરવો એ તેમનો ધર્મ છે, તેમા જ કૉંગ્રેસનુ માન છે, તેની પ્રગતિ છે. કોઇ સુધારક પોતાના વિચારોનો અમલ કરતા પહેલા કોઇની રાહ જોતા નથી પુણ્યકર્મ કરતા સલાહ લેવા જેટલો વિલંબ ન કરવો, પાપકર્મ સલાહ મળ્યા છતાયે ન કરવું, એવો શાશ્વત ધર્મ છે. આ પ્રસંગે અસહકારને હું પુણ્યકર્મ સમજુ છુ. *પુણ્યકર્મ વિલંબ ?*

---

## શાસ્ત્રપ્રમાણ

સર નારાયણ ચંદાવરકર અને બીજા ગૃહસ્થોએ એક લેખ પ્રગટ કર્યો છે. તેમા અસહકારને ખૂબ વખોડી કાઢ્યો છે ને જણાવ્યુ છે કે ધર્મશાસ્ત્રો તથા ઇતિહાસ તેનાથી વિરુદ્ધ છે. સહી કરનારા લખે છે કે ગીતાજી, કુરાન, બાઇબલ તથા પારસી અવસ્તા અસહકારને અધર્મ ગણે છે. તેમાના દાખલા તેઓએ ટાંકયા નથી. *ધર્મશાસ્ત્ર-દૃષ્ટિએ વિરોધ*

ગીતાજી ઇત્યાદિનો મે પણ થોડો અભ્યાસ કર્યો છે એમ માનુ છુ. હું અસહકારનુ તત્ત્વ તે ધર્મગ્રંથોમા જોઇ શકયો છુ. ગીતાજીમા દૈવઅસુરસંગ્રામનું વર્ણન છે. ન્યાય અને અન્યાય વચ્ચે કદી મેળ હોય નહિ એમ ગીતાજી સ્પષ્ટ બતાવે છે. ગીતાજીનો કેવળ અક્ષરાર્થ કરીયે તો આપણને માલમ પડે છે કે જ્યારે અર્જુને પાપી કૌરવોની સાથે યુદ્ધ કરવાની આનાકાની કરી ત્યારે શ્રીકૃષ્ણે તેને યુદ્ધ કરવા પ્રેર્યો. એટલે અક્ષરાર્થથી તો, અન્યાયીની સાથે સહકાર ન કરવો એટલુ જ નહિ પણ અન્યાયીને દંડ આપવાનુ ગીતાજી શીખવે છે. ગીતાજીનો ગુહ્યાર્થ દંડ આપવાનુ શીખવતો જ નથી, પણ તેમા લીટીએ લીટીએ ન્યાય અને અન્યાયના ઝગડા વિષે શિક્ષણ છે. *ગીતાજી ને અસહકાર*

અંધકાર અને પ્રકાશને જેમ વેર છે, ટાઢ ને તડકો જેમ સાથે નથી રહી શકતા, તેમ ઇન્સાફ અને ગેરઇન્સાફ સાથે નથી રહી શકતા. તેથી જ આપણામા રીસાઇ જવાની પ્રથા પરંપરાથી ચાલતી આવેલી છે. કૈયત જ્યારે અન્યાયી રાજાથી અકળાઇ *અસહકારના ધાર્મિક દૃષ્ટાન્તો*

જાય છે ત્યારે તે તેનાથી રીસાઈ જાય છે. બહુ અકળાય છે ત્યારે રૈયત રાજાના ગામનો ત્યાગ પણ કરે છે. આવા દાખલા વખતોવખત જોવામાં આવ્યા છે. આજે પણ એ રાજ્યોમાં એવી હીલચાલ ચાલી રહી છે. પ્રલ્હાદે પોતાના રાક્ષસી પિતા સાથે અસહકાર કર્યો, મીરાંબાઈએ પોતાના ધણી સાથે, નરસિંહ મહેતાએ પોતાની નાત સાથે કર્યો. આ ત્રણને આપણે આજે પૂજીયે છીયે. તુલસીદાસે સંત અસંતનો ભેદ પાડી બન્ને વચ્ચે મેળાપ ન હોય એમ બતાવી આપ્યું છે. એટલે હિન્દુધર્મમાં તો ન્યાય અન્યાય વચ્ચેનો મેળાપ સર્વથા ત્યાજ્ય છે, એવું શિક્ષણ છે. અવસ્તામા ઓરમઝદ અને અહરીમાનનું દ્વંદ્વયુદ્ધ સદાય ચાલ્યા કરે છે. બાઇબલમાં ખુદા અને શયતાન વચ્ચે ચાલે છે. ઓરમઝદ-ખુદા-ન્યાયની મૂર્તિ છે, અહરીમાન-શયતાન-અન્યાયનું પૂતળું છે. જીસસ ક્રાઇસ્ટ તો સત્યાગ્રહી વીર હતા. તેણે દાંભિક, જુઠા, મદાંધ માણસનો હમેશાં અસહકાર કર્યો હતો. નીતિને અર્થે કુટુંબમાં વિરોધ કરાવતાં તે અચકાયા ન હતા, અને રોમની મહાન સત્તાની સામે તે એકલા થયા હતા. હવે રહ્યું કુરાને શરીફ. લેખકોએ કેમ જાણે પયગમ્બરનો ઇતિહાસ પણ ન જાણ્યો હોય તેમ ઇસ્લામને વિષે લખ્યું છે. પયગમ્બર જ્યાં લગી મક્કામાં રહ્યા ત્યાં લગી અન્યાય કરનારાઓની સાથે તેમણે અસહકાર કરેલો. મુસલમાનો પોતે જ્યારે પોતાના જ ધર્મમાં અસહકારને સારૂ આધાર બતાવે છે ત્યારે તેઓને કહેવું કે તેમનો ધર્મ અસહકારની વિરુદ્ધ છે એ કેવું આશ્ચર્યકારક ગણાય ?

ઇતિહાસના પ્રમાણો પણ અસહકારનું જ પ્રતિપાદન કરે છે. સામાન્ય રીતે તપાસતાં ઇતિહાસ એ લડાઇનું બ્યાન છે, અને લડાઈ માત્ર તીક્ષ્ણ અસહકારનું દૃષ્ટાંત છે. એક પક્ષ બીજા પક્ષનો ત્યાગ કરે છે એ અસહકાર જ છે. લડાઇ એ રાક્ષસી અસહકારનો દાખલો છે. જે અસહકાર હિન્દુસ્તાનની પાસે હું મુકી રહ્યો છું એ દૈવી અસહકાર છે એમ કહેવામા કશી ધૃષ્ટતા નથી જોતો. જે અસહકારમા ખુનામરકી— હિંસા રહી છે તે અસહકારમાં હારજીત રહ્યાં છે. જેમાં કેવળ કુરબાની—આત્મભોગ છે ત્યા જીત જ છે. એવા આ અસહકારની સામે કોઇ કેમ થઇ શકે એ જ મારી અક્કલ રુગી શકતી નથી, કેમકે જે દૈવી અસહકાર કરે છે તે જ્યા સુધી ન્યાય ન મળે ત્યાં સુધી સહકાર કરતો જ નથી. જર્મનોએ શસ્ત્રબળથી અસહકાર કર્યો તેથી હાર્યા એટલે બેસી ગયા. રશિયાના દુખોખોર લોકોએ નિઃશસ્ત્ર અસહકાર કર્યો તેથી તે હાર્યા જ નહિ. જ્યારે રશિયામાં તેમનું રહેવું અશક્ય થઈ પડયું ત્યારે તેઓએ રશિયા છોડ્યું, પણ રશિયાના જુલમી કામદારોને તેઓ વશ ન થયા. આજે તેઓ

કૅનેડામા માનીતી કોમ તરીકે પોતાનુ જીવન ચલાવી રહ્યા છે. જાતિગત અસહકારમા વ્યક્તિની જીત છે. સામાજિક અસહકાર થાય તો સમાજની જીત થાય. એટલે દેવી અસહકારમા હકમનો નાશ નથી, તેમા દોષ લાગવાપણું નથી તેનું અલ્પ આચરણ પણ સુખદાયી છે અને મોટા ભયમાથી તેના આચરનારને ઉગારે છે. જાલીમના પ્રલકાળનો ત્યાગ કરીને તેટલા અસહકારથી ત્યાગી સુખ મેળવે છે. જાલીમની અદાલતનો ત્યાગ કરી ત્યાગી તેટલો સંતોષ મેળવે છે. અને જો કોમનો ઘણો ભાગ તેવો ત્યાગ કરે તો આખી કોમ અન્યાયનો સહકાર ત્યાગી મેલ ધુએ છે ને તેટલે દરજ્જે નીરોગી થાય છે.

સહકાર અને અસહકાર બન્ને અનાદિકાળથી ચાલતી આવેલી નીતિ છે. ન્યાયીનો હમેશા સહકાર, અન્યાયીનો હમેશા અસહકાર. હિન્દી સરકાર તેમજ વડી સરકાર બન્ને અત્યારે એક ઉપર એક અન્યાય કર્યે જાય છે. પોતાના મૂળ અન્યાયને છુપાવવા અનેક અનીતિ આચરી રહી છે. તેની જોડે સહકાર પાપ છે, અસહકાર ધર્મ છે–ફરજ છે.

અનાદિ કાળની નીતિ

बिछुरत एक प्राण हर लेहीं।
मिलत एक दारुण दुख देहीं॥

તેથી જ અસંતનો અસહકાર એવુ શાસ્ત્રવચન છે. તેને હજારો 'મેનીફેસ્ટો' પણ ઉથાપી ન શકે.

---

# ગૌરક્ષા

ગૌરક્ષા મને અતિ પ્રિય છે. હિન્દુ ધર્મનુ મોટામા મોટુ બાહ્ય સ્વરૂપ શું એમ જો મને કોઇ પૂછે તો હું ગૌરક્ષા સૂચવુ. એ ધર્મને આપણે ભૂલ્યા છીયે એમ મને વર્ષો થયા દેખાયુ છે દુનિયામા એવો મુલક મે નથી જોયો કે જ્યા ગાયનો વંશ હિન્દુસ્તાનના જેટલો રેઢિયાળ હોય. પ્રમાણમા ઢોરના પાસળા જેટલા આપણે હિન્દુસ્તાનમા જોઇયે છીયે તેટલા બીજે ક્યાયે જોવામા નથી આવતા. અંગ્રેજ પ્રજા ગોમાંસભક્ષણ કરે છે, છતા ઇંગ્લંડમા મે રેઢિયાળ ઢોર જ નથી જોયા.

હિન્દુસ્તાનના ઢોરોની દુર્દશા

જેવા આપણાં ઢોર દુબળાં, તેવા આપણે છીયે. જ્યા ઢોર ભૂખે મરે છે ત્યાં ત્રણ કરોડ મનુષ્યો ભૂખે મરે તેમા નવાઇની વાત નથી.

કે મારા વિચારો હું છુપાવું છું ને તેથી વાત અહિંસાની કરી અંદરખાનેથી હિંસા જ કરાવવા ઇચ્છું છું. આ ઉપરાંત એક વર્ગ એવો પણ છે કે જે મારે વિષે એમ ધારે છે કે હું લુચ્ચો નથી, પણ કેવળ મારી તક શોધી રહ્યો છું ને તક મળ્યે તલવાર ચલાવવાની સલાહ આપવાનો છું. અને તેઓ માને છે કે તે સમય આજે આવ્યો છે; હવે મારે ઉતાવળ રાખવી જોઇયે.

આ ઉપદેશકોની સલાહનો ફડચો કરવામા રોકાવાની સામાન્ય રીતે જરૂર ન હોય. મને કોઈ લુચ્ચો માને તેથી શી હરકત કે ચિંતા હોય ? વળી સાધુતાનું સમર્થન કરવામા કે લુચ્ચાઇનુ ખડન કરવામા મને 'નવજીવન'ના વાચનારને રોકવાનો શો અધિકાર છે ? મારા બચાવની દૃષ્ટિએ તો આ ચર્ચામા મારે ન ઉતરવું જોઇયે એમા શક નથી, પણ આજકાલ મારી સ્થિતિ એવી છે કે મારા વિચારો જાણવાની સાધારણ વર્ગને બહુ અભિલાષા છે એ હું જાણું છું, ને મારા આચરણનો આધાર મારા વિચારો પર છે એની મને ખબર છે. તેવાઓને અર્થે મારી સ્થિતિ સ્પષ્ટ કરી બતાવવાની આવશ્યકતા સમજી હું પશુબળ વિષે મારા વિચારો વાચનાર આગળ ફરી મુકવાની રજા લઉં છું.

તલવારબળ એ પશુબળ છે. ખુનામરકી કરવામા બુદ્ધિબળનો પ્રયોગ નથી. બુદ્ધિને અવળે માર્ગે લઈ જઈ આપણે પશુબળને મદદ કરી શકીયે છીયે ખરા, પણ બુદ્ધિની મદદથી વપરાતું છતાં બળ તો અતે પશુબળ છે, ને મારવાનો ન્યાય તે પશુન્યાય છે. પશુમા આત્મા કેવળ મૂઢ દશામા હોય છે. પશુને આત્મજ્ઞાન સંભવતું જ નથી. તેથી તેની યોનિને આપણે મૂઢયોનિ તરીકે જાણીયે છીયે. ખાવું, પીવું, સૂવું, બીવું ઇત્યાદિ ક્રિયાઓ પશુ અને મનુષ્યને સામાન્ય છે, પણ મનુષ્યમા સારાસારનો વિવેક છે ને તેનામા આત્માને ઓળખવાની શક્તિ છે. એક પશુ બીજાને કેવળ પોતાના શરીરબળથી જ વશ કરે છે. તેની જાતિનો એ કાયદો છે. મનુષ્યજાતિનો કાયદો એ નથી. મનુષ્યજાતિનો સ્વાભાવિક કાયદો પ્રેમબળથી— આત્મિક બળથી બીજાને જીતવાનો છે. એટલે જ્યારે મનુષ્ય પ્રેમથી બીજાને જીતે છે ત્યારે પોતાના કાયદાને વશ વર્તે છે. તે વેળા મનુષ્ય દેવ નથી બનતો. દેવો અશરીરી હોય છે. પશુની રીતે વર્તે છે ને મનુષ્યની રીતે પણ વર્તે છે. દેવો ધોળા પણ છે ને કાળા પણ છે. મનુષ્ય પશુની જેમ વર્તતો ઘણીવાર જોવામા આવે છે. મનુષ્યને પશુશક્તિ પણ ગએલી છે; અને જ્યા લગી તેનામા આત્મવિકાસ નથી થયો ત્યાં લગી તે બુદ્ધિવાળો પશુ છે. મનુષ્ય શરીરે માનુષી કાયદા પ્રમાણે ચાલવાને બદલે તે

પશુના કાયદાને અનુસરે છે; એ તેનો સ્વભાવ ન કહેવાય. તેથી હું માનું છું કે જો આપણને આપણું ભાન થાય તો આપણે પશુન્યાયનો તે જ ક્ષણે ત્યાગ કરીયે.

શાસ્ત્રો અને પશુબળ

પણ ઘણાંને તો મનુષ્યશરીર છતાં પશુવાસના મરી નથી એમ ધર્મવેત્તાઓએ જોયું, તેથી તેમણે મનુષ્યશરીરમાં પણ પશુબળને અવકાશ રહેલો છે એ કબૂલ કરી તે બળનો ઉપયોગ કયા રહ્યો છે તે દર્શાવ્યું છે.

માણસ બીકનો માર્યો બીજાને વશ રહે તે કંઈ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તતો નથી, તે તો પશુબળને વશ રહે છે. જે પશુબળથી બીજાને વશ કરવા માગતો નથી તે પશુબળને વશ પણ ન રહે. તેથી જે પશુબળથી ડરે છે તેને આત્મજ્ઞાન થયું જ નથી એમ માની અને જાણીને શાસ્ત્રોએ આવી સ્થિતિમા પશુબળના ઉપયોગને સ્થાન આપ્યું છે.

પશુબળ વિ૦ નામર્દાઇ

સન ૧૯૦૮મા એક પઠાણે મારી ઉપર પ્રાણઘાતક હુમલો કર્યો હતો. તે વેળા મારો મોટો પુત્ર મારી સાથે નહોતો. તેનામા શરીરબળ ઠીક હતું. જે વિચારો મારા આજે છે તે વિચારો તે વેળા પણ હોવાથી મેં તે પઠાણ ઉપર કામ ન ચલાવ્યું. મારા છોકરાઓને પણ હું ક્ષમાના—પ્રેમબળના વિચારો શીખવી રહ્યો હતો તેથી મારા પુત્રે મને પહેલી મુલાકાતે જ નીચે પ્રમાણે કહ્યું: “ જ્યારે તમારી ઉપર હુમલો થયો તે વખતે હું તમારી પાસે હત તો મારી શી ફરજ હતી તે સમજવા માગું છું. તમે શીખવ્યુ છે કે કોઈ આપણને મારે તો તેને સામું ન મારવું તેમ તેની ઇચ્છાને વશ પણ ન થવું. આ કાયદો હું સમજું છું, પણ મારામા તે પ્રમાણે વર્તવાની શક્તિ નથી. તમને મરતા હું ન જોઈ શકું. તમારી ઉપર હુમલા થાય ત્યારે તમારો બચાવ કરવાની મારી ફરજ સમજું. પણ કેવળ મરીને તમારો બચાવ ન કરી શકું. તેથી કા તો મારે તમને મારનારને મારીને બચાવ કરવો રહ્યો અથવા તો મારે તમારી ઉપર માર પડે તે જોયા કરવો અથવા ભાગી જવું.” મે તેને જવાબ આપ્યો: “ તું ભાગી જાય અથવા મારો બચાવ ન કરે, એ તો નામર્દાઇની નિશાની છે. જો તારાથી તારી જીંદગીને કેવળ જોખમમાં નાખીને મારો બચાવ ન થઇ શકે તો તારે જરૂર મારનારની સાથે લડીને બચાવ કરવો જોઇયે. નામર્દાઇ કરતા તો પશુબળ વાપરવું વધારે સારૂં છે.” આ વિચાર હું અત્યારે પણ માનું છું. બીકને લીધે હિન્દુસ્તાન શસ્ત્ર ન ઉગામે તેના કરતાં શસ્ત્રધારી બની પોતાની જાતને રહેલું જોખમ વહોરે એ જરૂરનું છે. તેથી જ હું બોઅર લડાઇમા જોડાયો; ઝુલુના બળવા વખતે સરકારને મદદ કરવામાં મેં ભાગ લીધો. તેથી જ યુરોપમા ગઇ લડાઇ સમયે મેં મદદ કરી અને હિન્દુસ્તાનમા પણ ભરતી કરવામાં હું રોકાયો.

ક્ષમા એ વીરતાનો ગુણ છે. જેનામાં વેર વાળવાની શક્તિ છે તે પ્રેમ કરી જાણે; જેનામાં વિષયો ભોગવવાની શક્તિ છે તે વિષયોને રોકી બ્રહ્મચારી ગણાય. ઉંદર બિલાડીને ક્ષમા આપી જ ન શકે. હિન્દુસ્તાનમા લડવાની તાકાત હોય છતા ન લડે એ જ આત્મબળની નિશાની કહેવાય.

અહીં 'લડવાની તાકાત' નો અર્થ સમજવાની જરૂર છે. લડવાની તાકાત એટલે માત્ર શરીરબળ નહિ. જેનામા હિમ્મત છે તે લડવાની તાકાત રાખી શકે છે. જેણે મરણનો ભય છોડ્યો છે તેનામાં લડવાની તાકાત છે. મસ્તાન સીદીઓને મેં ગોરાના છોકરાથી ડરતા જોયા છે, કેમકે તેઓને ગોરાની રિવોલ્વરનો ભય છે. અને નબળા માણસોને બળિયા સાથે ઝૂઝતા મે જોયા છે. તેથી હિન્દુસ્તાન બીક છોડે તે દહાડે વગર હથિયારે પણ લડવાની તે તાકાત ધરાવે છે એમ કહી શકાય. લડવાની તાકાતને સારૂ હાથયાર ચલાવવાની શક્તિ મેળવવાની જરૂર જ છે એવું કંઇ નથી. એટલે જે વેળા માણસ આત્મશક્તિને ઓળખતો થાય છે તે જ વેળા તે પોતાની લડાયક શક્તિને ઓળખતો થાય છે. તેથી હું માનુ છું કે ખરો લડવૈયો એ છે કે જે મારીને મરતો નથી, પણ મરીને જીવવાનો મંત્ર સાધી લે છે.

અહિંસાનો અપવાદ વિનાનો કાયદો શોધનારા ઋષિમુનિઓ પોતે મહાન યોદ્ધા હતા. જ્યારે તેમણે આયુધબળની તુચ્છતાને જોઇ લીધી, મનુષ્યસ્વભાવનો સાક્ષાત્કાર કર્યો ત્યારે તેઓ આ હિંસામય જગતમા અહિંસાનો નિયમ જોઇ શક્યા. આત્મા આખા જગતને જીતી શકે છે, આત્માનો મોટામા મોટો શત્રુ આત્મા જ છે, તેને જીત્યો એટલે, જગતને જીતવાનું જોર આવ્યું એવું શિક્ષણ તેઓએ આપણને બતાવ્યું.

એ કાયદો ઋષિઓએ શોધ્યો તેથી તેઓ જ પાળી શકે એવું કંઇ તેઓએ જાણ્યું, જણાવ્યું કે શીખવ્યુ નથી. તેઓએ જણાવ્યું કે બાળકને સારૂ પણ કાયદો તો એ જ છે અને તે તેને પાળી પણ શકે છે. એ સાધુસન્યાસી જ પાળે છે એમ નથી; બધા થોડેઘણે અંશે તો પાળે જ છે. અને થોડેઘણે અંશે પાળી શકાય તે સર્વાંશે પણ પળાય.

એ કાયદાનું પાલન કરવા મથી રહ્યો છું. આજે ઘણા વર્ષો થયા જ્ઞાનપૂર્વક પાલન કરતો આવ્યો છું ને તેનું પાલન કરવાનું હિન્દુસ્તાનને પોકારીને જણાવતો આવ્યો છું.

હું મને પોતાને આદર્શ પસંદ કરનારો માનું છું; તેમ વ્યવહારકુશળ પણ માનું છું. તે કાયદાનું પાલન જ્ઞાનપૂર્વક થાય ત્યારે જ થયું કહેવાય એમ નથી

ગણતો; તેથી વૈદની જેમ શ્રદ્ધાળુ અશ્રદ્ધાળુ બધાંની પાસે તે કાયદો મૂકું છું. તેનું 'મહત્ત્વ' જાણવા સારુ જ્ઞાનની જરૂર નથી એ સાબીત કરવા મારાથી ઉલટા વિચાર ધરાવનારનો સાથ મેં કર્યો છે. ભાઇ શૌકતઅલી હિંસાને પ્રધાનપદ આપતા જણાય છે, દુશ્મનને મારવો જ એવો ધર્મ માને છે, તેથી અહિંસાના કાયદાનું અત્યારે વેરભાવે પાલન કરે છે. અસહકારને તેઓ નબળાનું શસ્ત્ર માને છે, તેથી શરીરબળ કરતા તેને ઉતરતું માને છે. તેમ છતા મારી સાથે ભળ્યા છે, કેમકે અત્યારે નિ:શસ્ત્ર અસહકાર વિના બીજો ઇલાજ પોતાના દીનનુ માન સાચવનાર નથી એમ તેમને સ્પષ્ટ જણાયુ છે.

જેઓને મારે વિષે શ્રદ્ધા નથી તેઓને પણ હું ભાઇ શૌકતઅલીની નકલ કરવાની વિનતિ કરૂ છું. મારા મનની વિશુદ્ધતા તેઓએ માની લેવાની જરૂર નથી; પણ અસહકારની સાથે ખુન ન જ થઇ શકે એટલું સમજી લેવાની જરૂર છે. સંપૂર્ણ અસહકારમા મોટામા મોટી રોકાવટ ખુનની જ ધાસ્તી છે. જેઓ શસ્ત્રધારી છે અથવા થવા ઉત્સુક છે તેઓએ પણ અસહકાર ચાલે તે દરમિયાન શસ્ત્રોને મિયાનમા રાખવા જોઇશે

હિન્દુસ્તાનની આત્મબળની શક્તિ

મારે માટે તો હિન્દુસ્તાનમાં જ્યારે પશુબળ પ્રધાન ગણાશે ત્યારે પ્રાચીન—અર્વાચીન, પૂર્વ-પશ્ચિમ વચ્ચેનો ભેદ નાબુદ થયો ગણાશે. તે વેળા મારી કસોટીની હશે. હિન્દુસ્તાનને મારો મુલક ગણી હું અભિમાન ધરાવુ છું, કેમકે હુ માનુ છું કે હિન્દુસ્તાન આત્મબળની સર્વોત્તમતા જગતને બતાવવાની શક્તિ ધરાવે છે. જ્યારે પશુબળની સર્વોત્તમતાનો સ્વીકાર હિન્દુસ્તાન કરે ત્યારે તેને મારી માતૃભૂમિ કહેવામા મને હર્ષ ન રહેવો જોઇયે. મારા ધર્મને ક્ષેત્રની, ભૂગોળની મર્યાદા નથી એમ મારૂ માનવું છે. દેહરખો કે ક્ષેત્રરખો ધર્મ હું નથી માનતો એમ સિદ્ધ કરવાની મારી શક્તિ હો એવી મારી પ્રભુ પાસે પ્રાથના છે.

---

## અદાલતો અને નિશાળો

ગાંડપણમાં ડહાપણ

વકીલોને વકીલાત છોડવાની, માબાપોને પોતાના બાળકોને નિશાળોમાથી ઉઠાડી લેવાની અને કૉલેજના વિદ્યાર્થીઓને કૉલેજોનો ત્યાગ કરવાની ખિલાફત અસહકાર-કમિટીએ મારી સલાહથી ભલામણ કરી છે. હું જાણું છું કે આ સલાહ આપવાને સારૂ મને કેટલાક ગાંડો ગણતા હશે. પણ સંભવ છે કે દક્ષિણ આફ્રિકા

વગેરેમાં મારાથી થયેલાં કામોને લીધે જ જાહેર હાંસીથી હું બચી રહ્યો છું. આમ છતાં મારા ગાંડપણમાં હું ડહાપણ જોઉં છું! હું ગંભીરપણે માનું છું કે વકીલોએ પોતાની વકીલાત છોડવી અને પ્રજાએ સરકારી નિશાળો ખાલી કરવી એ અત્યારે તેમની ફરજ છે. અને જો વકીલો અદાલત છોડી દે અને સરકારી નિશાળો અને કૉલેજો ખાલી થઇ જાય તો એની અસર ઘણી ઊંડી પડે.

પ્રથમ તો આપણે વકીલો વિષે વિચારીયે. પ્રત્યેક સરકારની સત્તાનો આધાર પોતાની અદાલતો ઉપર છે. અદાલતો મારફતે તે ગુન્હેગારોને દંડ આપે છે; અદાલતો મારફતે દીવાની તકરારોના ફેંસલા થાય છે; અને આથી સરકારનો કાબુ પ્રજા ઉપર બેસે છે. વકીલો વિના આવી અદાલતો ન ચાલી શકે, તેથી વકીલો પણ અદાલતના અમલદાર ગણાય છે. જ્યારે સરકાર ન્યાયી હોય ત્યારે અદાલતોથી અને વકીલોથી ભલે ફાયદો થતો હોય, પણ જ્યારે સરકાર અન્યાયી બને છે ત્યારે તેની અદાલતોને મદદ કરવી એ તેવા અન્યાયને પોષવા સરખું છે. વકીલોની મદદ ન હોય તો અદાલતો ચલાવવી એ લગભગ અશક્ય છે. હું જ્યારે વકીલોને પોતાનો ધંધો બંધ રાખવાનું કહું છું ત્યારે વકીલોએ આળસુ થઇ ઘર ઝાલી બેસી જવું એમ કહેવાનો આશય નથી. આશય તો એ છે કે તેમણે આખો વખત ખિલાફતનું કે પંજાબનું કામ કરતા થઇ જવું. વળી એ વકીલ પોતાના અસીલ ઉપર અસર પાડી તેઓમે અદાલતોમાં જતા રોકે એ પણ હેતુ છે. એવા વકીલો પંચોને નીમતા થઇ જાય ને પોતાના અસીલોના કેસનો અંત ઘરમેળે લાવે. આમ કરતા અદાલતો કામવગરની બને ને પ્રજા રાજ્યસત્તાથી સ્વતંત્ર થતાં શીખે.

વકીલો વકીલાત છોડે એ તો સરકારને ગમે, એવું કેટલાક કહે છે. એ તદ્દન વહેમ છે. એ ખરૂં છે કે સાધારણ વખતે વકીલ એ સરકારનાં કાર્યોની સખત ટીકા કરનારા જોવામાં આવે છે, પણ જ્યારે રાજ્યતંત્ર બંધ કરવાની હીલચાલ ચાલે ત્યારે તો સરકાર વકીલોની કુમક શોધે છે ને વકીલો પોતાની રોજી તે તંત્ર ઉપર આધાર રાખે છે એવું માની રાજાને મદદ કરતા થઈ જાય છે. તેથી એવે સમયે વકીલની પણ કસોટી થઇ જાય છે.

વકીલો ધંધો છોડી આજીવિકા સારૂ શું કરે એ પ્રશ્ન કોઇ કરે છે. એક તો એ જવાબ છે કે મોટાં વકીલોને વિષે એ પ્રશ્ન ઉઠી જ ન શકે. નાના વકીલોની આજીવિકા ખિલાફત કમિટી આપીને તેઓનો બધો વખત હીલચાલને સારૂ રોકે તે પરવડે તેવું છે, અથવા તો તેઓને પ્રજા તરફથી નીમેલા પંચો મારફતે ન્યાય મેળવવામાં

રોકે ને તેને સારૂં મહેનતાણું આપે. વળી વકીલો કંઈ એવા નથી હોતા કે વકીલાત છૂટી તો હાથ જોડીને બેસી જાય. તેઓનામાં પોતાની રોટી બીજી યોગ્ય રીતે કમાવાની શક્તિ હોય છે, હોવી જોઈયે. ગઈ લડાઇ વેળા ઇંગ્લંડમાં ઘણા વકીલો વકીલાત છોડી લડાઇમાં રોકાઇ ગયા હતા.

છેવટમાં વકીલોએ પોતાની સનદ આપી દેવાની આ સલાહ નથી પણ લડત ચાલે છે તે દરમિયાન વકીલાત બંધ કરવાની છે.

વકીલોની કુરબાની

સ્વ. ગોખલે કહેતા કે હોશિયાર, દક્ષ, એકસંપીલી નોકરશાહીની સામે બાથ ભીડવાનું કામ એટલે રાજ્યપ્રકરણી કામ પ્રજાના આરામના—રમતના વખતમાં પ્રજા કરે છે તેથી જ તે કાચું રહે છે. આ દોષમાંથી નીકળવાનો માર્ગ પણ વકીલોએ વકીલાત બંધ કરી પ્રજાના કાર્યને આરામના સમયનું કામ ગણવાને બદલે મુખ્ય ગણવું એ છે. એ તો વકીલાત બંધ કર્યા વિના ન જ થાય. વકીલો પોતે કુરબાની કરવા તૈયાર ન હોય તો પ્રજાની પાસે કઇ રીતે કુરબાની કરાવી શકે? ખિલાફતના કે પંજાબના મામલામાં ન્યાય મેળવવો એ રમત વાત નથી. આમ દરેક રીતે તપાસતાં વકીલોને જો ખિલાફત અથવા પંજાબને વિષે ખરી દાઝ હોય તો તેમનાથી વકીલાત ન જ થઈ શકે.

હવે નિશાળો તથા કૉલેજોને વિચારીયે.

શાળા કૉલેજોનો ત્યાગ શા માટે?

આપણી નિશાળો ને કૉલેજો મારફતે સરકાર નોકરો બનાવે છે. આવી મોટી સહાયને બંધ કરવી એની અસર જેવી તેવી ન પડે. જ્યાં સુધી આપણે સરકારને રૂડી ગણીયે ત્યાં સુધી તો તેની શાળાઓને મદદ કરી સરકારી નોકરીને લાયક માણસો તૈયાર કરવામાં કશી શરમ નથી. પણ જ્યારે સરકાર પ્રજાની વિરુદ્ધ હોય ત્યારે શાળાઓ તેના હાથમાં રહેવા દેવી એ તેની સત્તાને જમાવવા જેવું છે.

શાળાને જો સરકારની મહેરબાની રૂપે ગણીયે તોપણ આપણે અન્યાયી સરકારની મહેરબાની સરખી પણ ન લઈયે.

શાળા બંધ થતાં છોકરાઓની કેળવણી રખડે એવી શંકા રાખવાનું કારણ નથી. કોઇ શાળા આખી બંધ થાય તો તે શાળા પ્રજા ચલાવી શકે છે. પ્રજામાં એટલી શક્તિ ન હોય તો સરકારની સામે લડવાની શક્તિ જ નથી એમ સિદ્ધ થાય. બધાં માબાપો કે ઘણાં જો પોતાનાં છોકરાંને ઉઠાડી લે તો માસ્તરો પોતાની મેળે રાજીનામા આપે. એમ થાય તો તે જ માસ્તરો મારફતે શાળાઓ ચલાવીયે. તેમાં ખર્ચ કંઇક ફીના કરતાં વધારે પડે તે તે જગ્યાની કમિટી ઉઠાવી લે. માબાપો તેટલો વધારે બોજો સહન કરે.

વળી થોડી મુદતને સારૂ કેળવણી બંધ રહે, તો, શી અડચણ છે? મારો દાવો તો એવો છે કે કેળવણી બંધ થવાને બદલે છોકરાને ઉઠાડવામાં કે કૉલેજમાંથી ઉઠી જવામાં જ ખરી કેળવણી છે. જ્યારે આપણે ધર્મને અર્થે કે ન્યાયને અર્થે આપણાં છોકરાંને નિશાળોમાંથી ઉઠાડી લઇયે, અથવા તે મોટા હોવાથી પોતાની મેળે ઉઠી જાય ત્યારે તેને ધર્મનું કે ન્યાયનું જે જ્ઞાન થાય છે તે જેવી તેવી કેળવણી નથી. તેને હું તો ખરી કેળવણી ગણું. આ પ્રમાણે નિશાળોમાંથી ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ વળી સ્વયંસેવક બને એ લાભ તો નોખો જ છે.

મુસલમાન ભાઇઓનું એ કહેવું છે કે ખિલાફતનું દુઃખ તેઓને બહુ લાગ્યું છે. તે ખરેખરો ધર્મલાગણીનો પ્રશ્ન છે. નિશાળોની મારફતે મુસલમાન માબાપોની ધર્મ-લાગણીની કસોટી છે, હિન્દુની મુસલમાન પ્રત્યેની ભાઇબંધીની કસોટી છે. અને કસોટી સહેલામાં સહેલી છતાં બહુ અસરકારક છે. લાખો નિશાળીઆઓ નિશાળ છોડે તેનો અર્થ સરકાર શું કરે? એ પ્રજાલાગણીનું કેવું સુંદર માપ છે! ને પ્રજા પોતાના બચાવની કેળવણી પોતે હાથમાં લે એ કેટલી પ્રજાજાગૃતિની નિશાની છે!

ગઇ લડાઇ વખતે ઇંગ્લંડમાં ઘણી નિશાળો બંધ પડી હતી. બોઅર યુદ્ધ વખતે બોઅરની બધી નિશાળો બંધ હતી.

ઉપરનાં કારણોથી મારી માન્યતા છે કે હિન્દુસુસલમાને દરેક સરકારી નિશાળોમાંથી પોતાનાં છોકરાંને ઉઠાડી લેવાં ને કૉલેજના વિદ્યાર્થીઓએ ઉઠી જવું એ તેમનો ધર્મ છે. જે વસ્તુ કરવા જેવી છે તે તો એક કરે તોપણ કરવી યોગ્ય છે. એકે કરેલું પુણ્યકર્મ તેને તો ફળશે જ. પ્રજા કરશે તો પ્રજાને પણ ફળશે.

---

# આગામી ગુજરાત રાજકીય પરિષદ્

આ માસની આખરે જે પરિષદ ભરાવાની છે તે ઘણી અગત્યની છે, તેમાં અસહકારના મહાન વિષય વિષે નિર્ણય થનારો છે. લોકમત કેળવવો અને ખાસ કૉંગ્રેસની પાસે ગુજરાતનો મત રજુ કરવો એ આ પરિષદ્ ઉતાવળથી ભરવાનો હેતુ છે. મહાન સલ્તનતની સાથે અસહકાર કરવામાં ઘણી દક્ષતા, હિંમત, હોશિયારી, આપભોગ, એકતા, તાલીમ વગેરેની જરૂર છે. અંગ્રેજ સરકારની હાલની રાજનીતિ એટલી તો પાપી છે કે જ્યાં સુધી એ રાજનીતિ ચાલે છે ત્યાં સુધી તેનો સહકાર કરવો એ પાપ છે એવું મને તો પ્રતિક્ષણ વધારે ને વધારે સ્પષ્ટ રીતે

જણાયાં કરે છે. પણ એ રાજનીતિમાં સુધારો કરાવવો એ સહેલું નથી. એટલે અસહકાર એ સહેલી વસ્તુ ન હોવી જોઈએ. તેથી હું ગુજરાતની પાસેથી જેમ તેમ કરીને અસહકારની તરફેણમાં મત ચોરી લેવા ઇચ્છતો નથી, પણ જે સભ્યો આવે તેઓ ગંભીરપણે બન્ને બાજુની દલીલોને તોળીને વિચાર આપવો હોય તે આપે એમ ઇચ્છું છું.

પરિષદમાં વિવેક અને મર્યાદા

મારી ઉમેદ છે કે અસહકારની વિરુદ્ધ જેઓ હોય તેઓ પૂરજોરમાં પરિષદમાં આવશે અને પોતાની દલીલો દૃઢતાપૂર્વક રજૂ કરશે; અને એ જ પ્રમાણે અસહકારને ટેકો આપનારા પણ સજ્જ થઈને આવશે એમ માની લઉં છું. શ્રોતાઓ વિવેકથી, અવાજ કર્યા વિના અને મર્યાદાપૂર્વક બન્ને પક્ષની દલીલો સાંભળે એ બન્નેની ફરજ છે. આવી પરિષદોની પાસેથી ચોખ્ખો મત મેળવવાની મેં બતાવી તે અનિવાર્ય શરત છે. આમની સભાની ઉદ્ધતાઈ, અવિવેક અને જંગલીપણું આપણે માટે જરાયે નકલ કરવા જેવાં નથી. પહેલેથી અભિપ્રાય બાંધીને આવવું, સામેની દલીલોથી ઉશ્કેરાઈ જવું, એ કાંઈ શુદ્ધ નિર્ણય કરવાનો રસ્તો નથી. તેથી વ્યવસ્થાપક મંડળ આ બાબતની પત્રિકાઓ કાઢી સભ્યોને પ્રથમથી સૂચના કરશે તો ઘણો લાભ થશે અને પરિષદનું કામ સારી રીતે ઉકલી શકશે.

જેમ શાન્તિ ઇત્યાદિની જરૂર છે તેમજ ચતુર સભ્યોને ચૂંટવાની લોકોની ફરજ છે. માપસર પણ સારી સંખ્યામા સભ્યો આવે એ ઇચ્છવા જેવું છે.

પરિષદોમાં ખેડૂત પ્રતિનિધિ

પરિષદમાં દરેક વર્ણ અને દરેક ધંધાના પ્રતિનિધિઓ હોવાની આવશ્યકતા છે. શિક્ષિત અશિક્ષિતનો ભેદ કાઢીને બીજા યોગ્ય ધંધા ઇત્યાદિ સૂચવનારા ભેદ દાખલ થાય એ પ્રજાને વધારે શોભે એવું છે. અક્કલનો—વ્યવહારબુદ્ધિનો ઇજારો કાંઈ અક્ષરજ્ઞાનીઓએ લીધેલો જગતમાં જોવામાં આવતો નથી. ખેડૂતોનાં સુખદુઃખની વાર્તા જેટલી અભણ ખેડૂત કરી શકે તેટલી ગમે તેવો વિદ્વાન પણ એ ક્ષેત્રમા અનુભવ વિનાનો હિંદી ન કરી શકે. તેથી ખેડૂત, વણકર, સુતાર, લુહાર, મોચી ઇત્યાદિ પ્રતિનિધિઓને વધારે ને વધારે સંખ્યામા જોવાની હું ઇચ્છા રાખું છું. જે પ્રમાણમાં ખેડૂતની વસ્તી હિન્દુસ્તાનમાં છે તે જ પ્રમાણમા જ્યાં સુધી સ્વદેશાભિમાની ખેડૂતો પ્રતિનિધિ તરીકે આપણા રાજકીય કે સંસારસુધારા મંડળમાં હોય નહિ ત્યા સુધી આપણી ખરી પ્રગતિ હું તો અસંભવિત માનું છું. ખેડૂતોની દશાનો જે અનુભવ હું થોડા મહિનામા ચંપારણમાં અને ખેડા જીલ્લામાં લઈ શક્યો તે કદી અનેક ચોપડીઓ વાંચીને ન જ મેળવી શકાય.

અને જો આપણે ખેડૂત વગેરે પ્રતિનિધિઓને વધાવી લેવાને ઇચ્છતા હોઇયે તો આપણી પરિષદોમાં ઝાઝી ખુરશીઓને અને આડંબરને સ્થાન નથી. હિન્દુસ્તાનની હવામા ખુરશી પરદા ઇત્યાદિ ઉપાધિઓ છે. સ્વચ્છ જમીનની ઉપર શેતરંજીઓ પાથરીને આપણે સભાનું કામ ઘણી સરળતાથી, ઘણે ઓછે ખરચે ઉકેલી શકીયે એવો મારો દૃઢ વિશ્વાસ છે. જ્યાં સુધી હિન્દુસ્તાનમાં ત્રણ કરોડ માણસો ભૂખે મરે છે, જ્યાં સુધી તેથીયે વધારે કરોડોને અંગે વસ્ત્ર પણ નથી, જ્યા સુધી ઓરિસ્સામાં વિનાકારણ સંખ્યાબધ લોકોના પાંસળાં દેખાય છે ત્યા સુધી આપણને અનેક રંગોથી પૂરેલા મંડપો બનાવવાનો અને ખુરશીએ બેસવાનો અધિકાર નથી એમ હું માનું છું. ખુરશીએ બેસવું એ પ્રજાની હાજત નથી, તેથી વ્યવસ્થાપક મંડળને હું તો વીનવું છું કે જરૂર જ હોય તો જરૂર પડતી થોડી ખુરશીઓ રાખીને જમીન ઉપર બેસવાનો પ્રબંધ કરશે તો પ્રજાનો પૈસો બચશે અને થોડી જગ્યામા ઘણા માણસો સમાઈ શકશે. હમણા જ હૈદરાબાદની ખિલાફત પરિષદમાંથી હું આવું છું. ત્યાં હજારો મુસલમાન, પીર સાહેબો, વકીલ બારિસ્ટરો, પાટીદારો વગેરે બધા આરામથી ભોય ઉપર બેસી સુશોભિત લાગતા હતા. કામચલાઉ માટીના ઓટા બાધ્યા હતા. તેની ઉપર અગ્રેસર માણસો પલાઠીઓ વાળી બેઠા હતા. પ્રમુખ પણ તે જ પ્રમાણે ઓટા ઉપર બિરાજેલા હતા. ઓટો હુંડાના લાકડાંને આધારે બનાવવામા આવ્યો હતો અને લાકડી લાખી હતી. તેને છેડે પ્રમુખનું સ્થાન હતું. આથી તે બધાની નજરે આવી શકતા હતા અને વક્તાઓ તેને છેડે ઉભા રહીને ભાષણો કરતા હતા. હજારો માણસને બેસવાનો મંડપ એક દિવસમાં ઉભો કરવામાં આવ્યો હતો.

પરિષદમાં અવાજ ન થાય, ભીડ ન થાય, તેને સારૂ સ્વયંસેવકોને યોજના કરવાની પહેલેથી તાલીમ મળવી જોઇયે. બધા એક ઠેકાણે ભેળા થઇને ઉભવાને બદલે નીમેલી જગ્યાએ રહે તો બદોબસ્ત રહી શકે; અને જ્યારે સાદથી એકબીજાને ખબર ન પહોંચાડી શકાય એમ હોય ત્યારે વાવટાની અથવા તો આંગળાંની ભાષા એઓને શીખવી દેવી જોઇયે.

---

## ¶ પંજાબનો પત્ર

### (૧૫)

### લાહોર

મેં ગયા પત્રમાં લાહોર સુધીના પ્રવાસનું તો વર્ણન કર્યું. લાહોરમાં થયેલા કામનું બયાન મેં નથી આપ્યું. ત્યાં સાંજે પાંચ વાગ્યે જાહેર સભા રાખી હતી. એક વિશાળ તંબુ

નીચે લોકો ભેગા થયા હતા. લાહોરનો તાપ તો હંટર કમિટીની આગળ અપાયલી જુબાનીમાં મશહુર થઈ ગયો છે. હજારો પસીના નીગળતા આદમીઓ જેમ તેમ કરીને પંખા હલાવતા હોય અને પાછળથી બીજાં માણસોનો ધસારો આવ્યો કે વિહ્વળ થઇને ઉભા થાય! શોરબકોર તો આ સંજોગોમાં હોય જ. આ શોરબકોરને શાન્ત પાડવા સભાના પ્રમુખ પંડિત રામભજદત્ત ચોધરીએ ભારે પ્રયત્ન કર્યા, બીજાઓએ પણ કર્યા, પણ તેઓનો સાદ જ દૂર સુધી પહોંચી શકતો ન હતો અથવા બીજા અવાજમાં ડૂબી જતો હતો. આમ એક કલાક સુધી પ્રયત્ન ચાલ્યા, પણ આખરે સભા બરખાસ્ત કરી રાત ઉપર મુલતવી રાખવી પડી. પંજાબમાં ગંજાવર સભાઓ ભરવાને અનુકૂળ વખત ચંદની રાતો જ હોય એમ લાગે છે.

લોકોને બપોરે નાસીપાસ થઇને ચાલ્યા જવું પડયું એટલે રાતની સભા ભારે થશે એવી કોઇને આશા ન હતી; પણ લોકોને તો તકલીફની પરવા ન હતી એમ જણાયું. રાત્રે જબરદસ્ત સભા થઈ. લોકોએ શાન્તિ સંપૂર્ણ રીતે જાળવી અને રાતના એક વાગ્યા સુધી સ્થિર ચિત્તે ભાષણો સાંભળ્યાં. આ ભાષણોનો સાર હું અહીં નહિ આપું. ડૉક્ટર કિચલુ અને શૌકતઅલીનાં ભાષણ અમૃતસરની માફક જોશદાર હતાં અને તેની મતલબ ત્યાંનાં ભાષણોના જેવી જ હતી. ગાંધીજીનું ભાષણ અમૃતસરના કરતાંયે વધારે જોરદાર હતું, પણ રાવળપીંડીના જે ભાષણનો સાર હું આગળ આપવાનો છું તેમાં તે આવી જાય છે.

## મહાજરીનો વિષે ઠરાવ

સભામાં બનેલી એક અગત્યની બીનાનો અહીં ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી. ગોળીબાર થયેલા મહાજરીનો વિષે કાંઇક વિગત પેશાવારથી આવી હતી. અને તેટલો સંપૂર્ણ અને સંતોષકારક હેવાલ સરકાર જલદી બહાર પાડે એવો ઠરાવ સભાએ કરવાનું ઠરાવ્યું હતું. આ ઠરાવ રજુ કરવાને મોલવી ઝફરઅલીખાન ઉભા થયા હતા. મોલવીજીની જબાન બહુ જ જોરદાર અને કટાર જેવી વીંધી નાંખનારી છે જે મહાજરીન ઉપર એક નહિ, બે નહિ પણ છ ગોળીબાર થયા તેનું વર્ણન આપતાં એઓ ઉકળી ગયા. શ્રોતાઓનાં હૈયાં પણ એ કમકમાટી ભરેલી બીના સાંભળી ઉકળી ગયાં. કેટલાકની આંખમાંથી ચોધારાં આંસુ વહેતાં હતાં. મોલવીજી એ કરુણ પ્રસંગની વિગતોમા ઉંડા ઉતરી તેને વધારે કરુણ કરતા હતા. ભાઇ શૌકતઅલીથી વધારે ન સહન થઇ શકયુ, તેથી ઉઠીને મોલવીજીને રોકયા અને કહ્યું, ‘ભાઈ, તું હવે એને ટુંકું કર, અમારાં હૈયાં ઉકળાવ નહિ.’

મહાજરીન પરના ગોળીબારનું વર્ણન

## રાવળપીંડી

બીજે દિવસે રાવળપીંડી ગયા. ત્રીજા વર્ગના ઉતારૂઓ માટે નૉર્થ વેસ્ટર્ન રેલ્વેની લાહોરથી પેશાવરની મુસાફરી જેટલી ત્રાસજનક છે તેટલી બીજી રેલ્વે ઉપર ભાગ્યે જ હશે. મને એ મુસાફરીનો અંગત અનુભવ તો ન્હોતો મળ્યો, પણ આઠ માણસ બેસવાના ડબ્બામાં વીસ બાવીસ માણસો, ગંદકીનો પાર નહિ, એટલી કોઇ પણ પ્રેક્ષકને જણાતી વસ્તુઓ વિષે જ અહીં કહી શકું. રાવળપીંડી બીજે દિવસ સવારે પહોંચ્યા. સ્ટેશન ઉપર માણસ

રાવળપીંડીમાં ગાંધીજી

ઉભરાઈ રહ્યાં હતાં. મહામુશીબતે સ્ટેશનના પ્લૅટફૉર્મની બહાર નીકળ્યા. માથા ઉપર ખરો તાપ હતો તોપણ લોકો પોતાના મોંઘા મહેમાનોને સરઘસમાંથી કેમ છટકવા દે? લગભગ એક દોઢ કલાક સ્ટેશનથી મુકામે જતાં લાગ્યા.

બપોરથી તે સાંજ સુધીમાં સેંકડો સ્ત્રીઓ આવી ગઇ. તેમની આગળ 'ખાદીની ખાનદાની' નો પાઠ આપવામાં આવ્યો અને અનેક હિન્દુમુસલમાન આવ્યા તેમની આગળ હિન્દુમુસલમાન ઐક્યની વૃદ્ધિનાં વ્યાવહારિક પગલાંની ચર્ચા થઈ. સાંજે સભા હતી. સભામાં માણસ બપોરથી આવવા લાગેલાં હતાં અને સભા એક કલાક મોડી કરવા માંડી હોવાથી કેટલાક તો ચાલ્યા ગયા હતા. છતાં અમે સભામાં પહોંચ્યા ત્યારે ઓછામાં ઓછા ૨૦ હજાર માણસો તો હશે જ. મહામુશીબતે વ્યાખ્યાનપીઠ ઉપર અમે પહોંચ્યા. ઘડીકવાર એમ જ લાગતું હતું કે સભાને વિખેરી નાંખવી પડશે; પણ અહીં તો વિખેરી નાંખ્યે કાંઈ છૂટકો થાય તેમ નહોતું, કારણ રાત તો લગભગ પડવા આવી હતી અને બીજે દિવસે તો અહીંથી નીકળવાનું હતું. અતિશય મુશીબતે લોકોને શાન્તિ જાળવવાનું ગાંધીજી સમજાવી શક્યા, અને તેમણે શરૂ કર્યું ત્યારે તો એવી ભારે શાન્તિ હતી કે જમીન ઉપર ટાંકણી પડે તો સંભળાય.

### હિન્દુસ્તાનની આઝાદી, હિન્દુ ધર્મની આઝાદી

ગાંધીજીએ મુસલમાન ભાઇઓની લડત ઇન્સાફને માટે છે એમ કહીને ટુંકામાં હિન્દુઓએ તેમની સાથે શા માટે જોડાવું એ સમજાવ્યું:

" હિન્દુઓ સમજતા હોય કે ૭ કરોડ મુસલમાન તેમના હમવતની છે અને તેમની સાથે દુશ્મનાઇ કરીને તેઓ નથી રહી શકતા તો તેઓ સમજશે કે તેમની ભારે મોટી ફરજ છે કે મુસલમાનોની સાથે રહીને જીવવું અને તેમની સાથે મરવાનો તેમણે નિશ્ચય કરવો. હું તાળીઓના અવાજ નથી ચાહતો, હું જલસા નથી જોવા માગતો, હું તો 'અમલી કામ' માગું છું. હિન્દુઓ પોતાની ફરજ ભૂલીને કુરબાનીમાં ભાગ ન લે તો હું તેમને કહીશ કે જેમ મુસલમાન ધર્મ જોખમમાં આવ્યો તેમ કોઈવાર હિન્દુ ધર્મ પણ જોખમમાં આવે. યૂરોપમાં મિત્રરાજ્યના પ્રધાનો સમજે છે કે યૂરોપમાંથી મુસલમાનોનો પગ કાઢી શકાય છે, તેમ કોઈ દિવસ તેઓ એમ પણ ઇચ્છે કે હિન્દુઓને ગુલામ બનાવી શકાય તો સારૂં. આપણને લાજમ છે કે જ્યાં સુધી મુસલમાન ભાઈ પોતાના ઈમાન અને દીન ઉપર કાયમ રહીને કુરબાની કરવા તૈયાર હોય ત્યાં સુધી હિન્દુસ્તાનની આઝાદી માટે મુસલમાનોની સાથે ઉભા રહેવું."

### તલવાર મ્યાનમાં રાખી કુરબાની કરો

આગળ ચાલતાં તેમણે વિજય મેળવવાનો માર્ગ એક માત્ર કુરબાની છે એમ કહી કુરબાનીનું સ્વરૂપ સમજાવ્યું:

"૩૦ વર્ષ થયાં હું મુસલમાન ભાઇઓને જાણું છું. હું આફરીન છું કે મુસલમાન ભાઇઓ હિંમતનું કામ કરી શકે છે, બહાદુરી કરી શકે છે. મેં એમ પણ જોયું છે

તેઓએ ઘણીવાર ભારે કામ કીધાં છે તે કેવળ ગુસ્સાના જોશમાં આવીને; અને ગુસ્સો પૂરો થયે તેમની તાકાતનું જોશ પણ પૂરૂં થાય છે. આ લડતમાં કુરબાની આપવા માટે આપણે તો જે સલ્તનતની સાથે લડી રહ્યા છીયે તે સલ્તનતની કાબેલિયત મેળવવાની છે. તે સલ્તનતના સિપાઇઓ ગુસ્સો ભૂલી તાલીમથી, હોશિયારીથી, બહાદુરીથી લડત ચલાવે છે. તેમની સામે તમારે ઉભા રહેવું હોય તો તમારે હોશિયારી, બહાદુરી અને તાલીમ કેળવવી જોઇયે. ગુસ્સામાં આવીને તમારા સરદારના હુકમને તમે તાબે ન થાઓ તો તમને ફતેહ નહિ મળે. ગુસ્સામાં આવવાથી ઘણાં કામોનો ઈન્સાફ નથી મળી શકયો. ખુદા તે જ માણસને ઇન્સાફ આપે છે જેનામાં તદબીર છે, હિંમત છે, સાચે રસ્તે કામ લેવાની શક્તિ છે, પણ ગુસ્સો નથી. રાવળપીંડીમાં હિન્દુમુસલમાન ભાઈઓનું જોર ખૂબ છે. તેઓ દંડાની પણ ઠીક તાકાત રાખે છે. તેઓને હું વીનવું છું કે કુરબાનીની તાકાત મેળવો. હું ફરીથી કહું છું કે આ કુરબાની તલવાર ખેંચવાની નથી. તલવાર ખેંચવામા મુસલમાન શૂરા છે. હું તેમની તલવાર મુબારક ગણું છું, પણ તેમને સમજાવવા માગું છુ કે તલવાર વાપરવાની તાકાત જોઇતી હોય તો તમારે મરવાની તાકાત જોઇશે પંજાબી તલવાર ખેંચી જાણે છે પણ હુ તેને બાહુતી તલવાર કહું છું. હું એ તલવારથી કોઇને ડરાવી નથી શકતો. તમારી તલવાર તમારા કરતાં વધુ કુશળતાથી તલવાર વાપરનારની સામે નકામી થઈ પડે છે, અને તમારા હાથમાંથી તલવાર ગઈ કે તમે નકામા થઇ પડો છો. તમે તમારી તલવાર મ્યાનમાં રાખીને લડી શકો એવો રસ્તો મેં શોધી કાઢયો છે. મને લાગે છે કે તમે તલવાર વાપરશો તો હારશો, એટલું જ નહિ પણ તમારાં સ્ત્રીપુરુષો ઉપર તમારી તલવાર ચાલશે. તમે જો અદમ-તા-અવાન (અસહકાર) ની ખૂબી સમજવા માગતા હો તો મારૂં કહેવું માનજો. કુરાને શરીફ જાણવાનો હું દાવો નથી કરતો, પણ તમારા ઉલેમાઓએ જ કહ્યુ છે કે અદમ-તા-અવાન એક ભારે પ્રકારની જેહાદ છે. તલવાર ખેંચીને પણ મરવું છે, અદમ-તા-અવાન કરીને પણ મરવું છે. તો જેમાં પારકાંને મારવાપણું નથી રહેતું તેવું અદમ-તા-અવાન ગ્રહણ કરીને શા માટે કુરબાની ન કરો?

મેં સાંભળ્યું છે કે પેશાવરમાં મહાજરીનની ઉપર જુલમ થવાથી લોકોનાં દિલ બહુ ઉશ્કેરાયાં છે, લોહી ઉકળી રહ્યાં છે. મને લાગે છે કે મહાજરીન ભાઇઓની ભૂલ ન હતી; અંગ્રેજ સિપાઇઓનો જ વાંક હતો; પણ આવી ભૂલો સામે પણ આપણે સબૂરી પકડવી પડશે, નમી જવું જોઇશે. તમે નિશ્ચય કરશો કે લોહીની નદી વહેશે તોપણ મર્દાની ન ખોઇ, મિજાજ ન ખોઈ, હિંમતથી કુરબાની કરશું તો ફતેહની ખાત્રી છે."

### ૧લી ઑગસ્ટ અને પછી

પહેલી ઑગસ્ટના કર્તવ્ય ઉપર વિવેચન કરતાં તેમણે સમજાવ્યું કે "સરકારની સામે મહોબ્બત ન રાખવી એટલું તત્ત્વ સમજવામાં ખરો અસહકાર રહેલો છે." માનચાંદવાળાને સમજાવ્યા પછી નોકરીવાળાઓને સમજાવવાંની ઉમેદ છે એમ જણાવી તેમણે કહ્યુ કે " જે તેવાં માણસોમાં તાકાત ન હોય, નેકી ન હોય તો તો મોટા નોકરોને છાડી હું ખાનસામાને

અસહકારનો ક્રમ

પણ કહીશ કે સરકારી નોકરોની રોટી પકવવામાં પણ જે સરકાર જાલીમ થઇ છે તેના જાલીમપણામાં મદદ કરવા જેવું છે.” આગળ જતાં સોલ્જરોને હથિયાર છોડવાનું અને ખેડૂતોને મહેસૂલ ન ભરવાનું પણ કહેવામાં આવશે એમ કહીને તેના ઉપર જરા વધારે વિવેચન તેઓએ આ પ્રમાણે કર્યું હતું:

“હું સોલ્જરોને હથિયાર છોડવાનું કહીશ, પણ હથિયાર છોડી તે બીજા ઉપર વાપરવાનું નથી કહેવાનો. તેમને મારા જેવા બેતલવાર સિપાઇ બનવાનું કહેવાનો છું. મારામાં શરીરની તાકાત તો કશીયે નથી, પણ હું માનું છું કે મારી મરજી વિરુદ્ધ મારી પાસે કોઇ કાંઈ ન જ કરાવી શકે. ખેડૂતોને પણ હું આગળ ઉપર મહેસૂલ ન ભરવાનું કહેવાનો છુ, પણ કોઇ પણ સોલ્જર કે ખેડૂત હુકમ વિના કાંઈ પણ પગલું ન લે એમ હું તેમને કહું છું. આપણી લડતની ખૂબી જ તાલીમમાં છે, તેથી હું આપણી બેહથિયાર, બેતલવાર સેનાને કહીશ કે આપણાં હથિયાર હુકમ વિના કદી ન ઉપાડશો. તક આવશે એટલે તમને હુકમ મળશે. પણ જ્યાં સુધી અમને લાગ્યુ નથી કે સારા હિન્દુસ્તાનની ઉપર અમે અસર નથી પાડી શક્યા ત્યાં સુધી સિપાઈઓ અને ખેડૂતોને અમે કાંઇ જ નહિ કહીયે.”

### રંગરૂટો તરીકે ન જોડાઓ

રંગરૂટભરતી તો અત્યારે પણ પંજાબમાં ચાલી રહી છે, તેને ઉદ્દેશીને ગાંધીજીએ કહ્યુ:

“આ લોકો શા માટે ભરતીમાં જાય છે? પૈસા માટે. જે પૈસો ઈન્સાનિયત લઇ લે છે તે પૈસો ધૂળ બરાબર છે. તમે ઑસવર્થ સ્મિથ, જોનસન, શ્રીરામ વગેરેનાં કાળાં કૃત્યો ભૂલી ગયા છો? પેટ ઘસવા પડયા હતાં તે ભૂલી ગયા છો? હું આજીજી કરીને કહુ છું કે આ ભરતીની લાલચમાં ન ફસો. મજૂરી કરીને રોટી મેળવો અને સાફ દિલથી તમે કહી દો કે અમે રંગરૂટ નહિ આપી શકીયે. અને પંજાબ આમ કહેશે તો શી ભારે અસર થશે તેનો વિચાર કરો. પંજાબ જેટલા સોલ્જર કોણે આપ્યા છે? અને પંજાબ સોલ્જર આપવાની ના પાડી દે તો પછી કોની તાકાત છે કે બીજે ઠેકાણેથી સોલ્જરો લઈ શકે?”

### પંજાબના નાક માટે

“મેં પણ સરકારની નોકરી કરી છે, પણ હવે તો સરકારને એમ કહેવાનો વખત આવ્યો છે કે તમારી સલ્તનતના કરતાં ખુદાની સલ્તનત અમને હજારગણી પ્યારી છે. એ સલ્તનતમાં અમે અમારા ધર્મને કાયમ રાખી શકીયે એમ છે! તમારી સલ્તનત અન્યાયથી ટકી રહી છે, ખુદાની વિરુદ્ધ થઈને ટકી રહી છે; તેની સાથે અમે વફાદારી નથી રાખી શકતા.

“માર્શલ લૉમાં પંજાબનું નાક કપાયું છે, પંજાબની લાજ ગઈ છે. એનો બરોબર બદલો મળે તે માટે સરકારને કહી દો કે તમારી વફાદાર રૈયત અમે રહેવા માગીયે છીયે, પણ તે ક્યારે કે જ્યારે તમે સીધા થશો ત્યારે, પંજાબને ન્યાય આપશો ત્યારે. ત્યાં સુધી અમારે તમારી સાથે મહુબ્બત નથી, કાંઇ લેવાદેવા નથી.”

### તમે પાગલ ન બનજો

મૉંટેગ્યુએ પોતા વિષે આગલી સભામાં કાઢેલા ઉદ્‌ગારો વિષે ઈશારો કરી ગાંધીજી બોલ્યા:

"મૉંટેગ્યુએ કહ્યું છે કે ગાંધીએ દેશની સેવા તો કરી છે, પણ ગાંધી હવે દિવાના થઇ ગયા છે,' અને જરૂર પડ્યે એમને પરહેજ કરવા પડશે. હું તમને કહું છું કે ગાંધીને પરહેજ કરે તો તમે પાગલ ન બનશો. કિચલુને માટે તમે પાગલ બન્યા હતા, સત્યપાલને માટે પણ તમે પાગલ બન્યા હતા, મકાનો બાળ્યાં હતાં, નિર્દોષોને માર્યા હતા. તમે મને ચાહતા હો તો અમને બન્નેને પરહેજ કરે, અમને બન્નેને ફાંસીને લાકડે લટકાવે તોપણ તમે બરદાસ્ત કરી લેજો. હું સમજું છું અને મારું દિલ કહે છે કે હું દીવાન હોઉં અને મારી સામે કોઇ એવો માણસ થયો હોય કે જેને હું પાગલ ગાંધી માનતો હોઉં તો હું જરૂર તેવા ગાંધીને આંદામાન મોકલું. મૉંટેગ્યુ મને પાગલ સમજે—પ્રામાણિક રીતે પાગલ સમજે અને મને પરહેજ કરે તેમાં ગુસ્સો શેનો? તમે મને પાગલ ન સમજતા હો તો તમે મારું કહેલું માનજો અને મારું કહેલું કરીને જેલમાં જજો. જ્યાં જાલિમ રાજ કરી રહ્યો છે ત્યાં જેલ મહેલ સમાન છે અને મહેલ જેલરૂપ છે. તમે જો જેલમહેલનો ઇલમ લીધો હોય તો હું કહું છું તે માનજો. જો તમે માનતા હો કે ખુદા મને જે અવાજ સંભળાવી રહ્યો છે તે જ હું તમને સંભળાવું છું તો હું તમને કહીશ કે તમે મને એવી ખાત્રી આપો કે સરકાર મને સજા આપે તોપણ તમે તમારા લોહીને પી જશો, ઉકળવા દેશો નહિ. બુલંદ અવાજે સરકારને કહેજો કે અમને કાં તો ફાંસીએ ચઢાવો, કાં તો જેલમાં નાંખો, પણ અમારી મદદ તમને નહિ મળે. અમારી મદદ તમને જેલમાં મળશે, ફાંસી ઉપર મળશે, પણ લશ્કરી રીસાલામાં નહિ મળે, ધારાસભાઓમાં નહિ મળે, બીજાં નોકરીખાતાંઓમાં નહિ મળે." જેલમહેલનો ઇલમ

### હિન્દુમુસલમાન એકબીજાના ગુલામ બનશે

ઉપસંહાર કરતાં જણાવ્યું:

"આ તાલીમને માટે કાંઈ તાકાત નથી જોઇતી, કાઇ ઇલમ નથી જોઇતો, શૌકતઅલીના જેવું શરીર નથી જોઇતું; કેવળ એક તત્ત્વની સમજ જ જોઇયે છે, સબૂરી જોઇયે છે. હું પ્રાર્થના કરું છું કે ખુદા તમને હિદાયત આપે, તાકાત આપે કે હિન્દુસ્તાન બીજી વસ્તુ ભૂલીને આ જ કામ લઈ લે. આ કામ સર કરવાથી હિન્દુમુસલમાન એકબીજાના ગુલામ બની રહેશે અને જગતને હુકમ આપી શકશે કે બેઇમાની અને અન્યાય બંધ કરો." એ તાલીમ ક્યાંથી મળે?

શૌકતઅલી અને ડૉ. કિચલુએ પણ 'પાગલ ન બનવા'ની ખાહેશ પોતાની તેજસ્વી જબાનમાં રજુ કરી હતી.

### ગુજરખાન ઝેલમ

આમ આ સભા પૂરી થઈ. સવારે રાવળપિંડીથી નીકળી મોટરમાં ગુજરખાન અને ઝેલમ જવા નીકળ્યા. રસ્તામાં એક ભયંકર અકસ્માતમાંથી ગાંધીજી, શ્રી. સરલાદેવી અને કાર્યશક્તિ બહારનો ઉત્સાહ

તા. ૧૫-૮-૧૯૨૦

શૌકતઅલી પ્રભુની મહેરથી બચી ગયાં એમ કહું તો ચાલે. આ વિષે હું જોઉં છું કે વર્તમાનપત્રોમાં તો ખબર આવી ચુકી છે. ગુજરખાનમાં એક નાની સરખી પણ સુંદર સભા થઇ. મુખ્યત્વે હિન્દુમુસલમાન ઐક્ય ઉપર બોલવાની જ લોકોની વિનંતિ હતી. પાંચ દસ મિનિટના જ ભાષણમાં ગાંધીજીએ અને શૌકતઅલીએ ઐક્યનું મહત્ત્વ સમજાવી દીધું. ઝેલમના લોકોનો ઉત્સાહ તેમની કાર્યશક્તિની મર્યાદા ઓળંગીને બહાર પડયો હતો. ઝેલમથી લાહોર જવાની ટ્રેન લેવાની હતી અને ટ્રેનને પંદર વીસ મિનિટ રહેલી હતી, છતાં શાન્તિથી સભાની વ્યવસ્થા કરવાને બદલે લોકો સરઘસના પ્રપંચમાં પડયા. વખત બહુ થઈ ગયો, આખરે લોકોનાં દિલ દુખાવીને ગાંધીજીને સરઘસ અધવચ પડતું મુકી સ્ટેશન ઉપર ચાલ્યા જવું પડયું. સ્ટેશન ઉપર લોકો આવ્યા. ત્યાં ટ્રેન આવી ત્યાં સુધીનો વખત પહેલી ઑગસ્ટનું કર્તવ્ય સમજાવવામાં ગાળ્યો.

## એક આકરો પ્રસંગ

પ્રસંગ નાનકડો હતો, પણ એનું મહત્ત્વ આખા દેશમાં સમજાવવાની જરૂર છે એટલે હું અહીં તેની નોંધ લીધા વિના નથી રહી શકતો. હું આગલા પત્રમાં લોકોની સ્ટેશન ઉપર થતી ભીડ વિષે કહી ગયો છું. આ ભીડ લાહોર પાછા ફરતાં દરેક સ્ટેશને થતી હતી; પણ અહીંના લોકોમાં એક બીજી ઘેલછા પણ જોવામાં આવી. સ્ટેશન ઉપરથી અનેક માણસો ગાંધીજીના ડબાની ઉપર ચડી બેસે અને એક સ્ટેશન સુધી ગાંધીજીની સાથે જાય ત્યારે શાન્તિ વળે. આવી રીતે દરેક સ્ટેશને થતું. ગુજરાંવાલા ઉપર આમ આઠેક જણા ચડયા. તેમને ગાંધીજીએ વીનવ્યા કે ઉતરી જાઓ; પણ તેમણે ન માન્યું અને હઠ ધરી ડબ્બામાં ઉભા રહ્યા. બેસવાની તો જગ્યા હતી જ નહિ. ગાંધીજીએ તેમની સામે સત્યાગ્રહ કર્યો, તેઓ પણ બારણા આગળ ઉભા રહ્યા. બે કલાક સુધી ગાડી ક્યાંયે થોભે એમ ન હતું. લોકોને પણ અર્ધાએક કલાકે ભાન આવ્યું કે તેઓએ ભૂલ કરી છે. તેઓ માફી માગવા લાગ્યા. તેમને સમજાવતાં ગાંધીજીએ કહ્યુ, "માફી શેની હોય? માફી આવી હઠને માટે મળે જ નહિ. તમે મારી ધૂળ જેવી આજ્ઞા નથી પાળતા તે હું હજારો ગાઉ બેઠા બેઠા બીજી મોટી આજ્ઞાઓ કરીશ તે શી રીતે પાળશો? મારી આજ્ઞા તમે નથી માનતા તે મારા તપની ખામી છે એટલે હું ઉભો રહ્યો છું. માફી તો તમને એ રીતે આપી શકાય છે કે તમે આ કિસ્સાને જ્યાં જાઓ ત્યાં સુણાવો અને કહો કે જેને તમે સરદાર બનાવ્યા છે તેની અવજ્ઞાથી શું ફળ આવે છે." બધાયે અતિશય ગળગળા થઇ ગયા અને પ્રતિજ્ઞા લીધી કે એ પ્રસંગની અને તેમાંથી લેવાના બોધની ઠેકાણે ઠેકાણે વાતો કરશું. ગાંધીજી બે કલાક ઉભા રહ્યા, પણ આ સત્યાગ્રહ એટલો આવશ્યક અને અકૃત્રિમ હતો કે એમને બેસવાની વિનંતિ કરવાની મારી હિંમત ન ચાલી.

મહાદેવ હરિભાઇ દેસાઇ

તા. ૨૨-૮-૧૯૨૦

# મદ્રાસમાં ગાંધીજી*

### અસહકારની અગત્ય

બ્રિટિશ કે ઇસ્લામ?

જે વિષે આજકાલ આટલી બધી ચર્ચા થઇ રહી છે એ અસહકાર શું છે અને આપણે શા માટે એ શસ્ત્ર લેવાનું છે? ઘડીવાર હું એના કારણમાં ઉતરીશ. અત્યારે દેશની સામે બે પ્રશ્નો પડેલા છે. પહેલો અને મોટામાં મોટો ખિલાફતનો. આ બાબતમાં મુસલમાનોનાં દિલ ચીરાઇ ગયાં છે. ઇંગ્લંડને નામે બ્રિટિશ પ્રધાનોએ અત્યંત વિચારપૂર્વક આપેલાં વચનો પર પાણી ફેરવવામાં આવ્યું છે. હિન્દી મુસલમાનોને અપાયેલાં જે વચનોના જોર પર બ્રિટિશ પ્રજાએ સ્વીકારેલી મદદ હિન્દની પાસેથી કઢાવવામાં આવી તે વચનોનો ભંગ કરવામાં આવ્યો છે અને મહાન ઇસ્લામ ધર્મ જોખમમાં આવી પડયો છે. મુસલમાનો વ્યાજબી રીતે માને છે કે બ્રિટિશ વચનો જ્યાં સુધી ન પળાય ત્યાં સુધી તેમને માટે બ્રિટિશ પ્રત્યે વફાદાર રહેવું અશક્ય છે. અને બ્રિટિશ પ્રત્યે વફાદાર રહેવું કે ઇસ્લામ અને પયગમ્બર પ્રત્યે, એ સવાલ જ્યારે આવી પડે ત્યારે તો કોઈ પણ મુસલમાન પોતાની બાજુ જાહેર કરવામાં એક ક્ષણની પણ વાર ન લગાડે એ દેખીતું છે. અને મુસલમાનોએ લગાડી પણ નથી. તેમણે કશું ન છુપાવતાં છડેચોક અને ખાનદાનીભરી રીતે દુનિયાને જણાવી દીધું છે કે જો બ્રિટિશ પ્રધાનો તેમજ બ્રિટિશ પ્રજા આપેલાં વચનો નહિ પાળે, હિન્દના ૭ કરોડ મુસલમાનોની લાગણીને માન નહિ આપે, તો તેમનાથી વફાદાર રહી શકાશે નહિ.

હિન્દીઓને જિંદગીની તક

સવાલ બાકીનાં હિન્દીઓનો જ રહ્યો, કે તેમણે આ ટાણે મુસલમાન ભાઇઓને પડખે ઉભા રહી પડોશી તરીકેનો ધર્મ બજાવવો યા નહિ એ તો દેખીતું છે કે એમને સારૂ આ જીંદગીની તક છે. સો વર્ષે પણ આવી વિશ્વાસ, બંધુભાવ અને મિત્રાચારી બતાવવાની, તેમજ મુસલમાન હિન્દુના ભાઈ છે એમ આટલા દિવસ આપણે જે વાતો કરતા આવ્યા તે ખરી કરી બતાવવાની તક મળવાની નથી. જો હિન્દુને મન અંગ્રેજ કરતાં મુસલમાન વધારે નજીકનો હોય, અને જો મુસલમાનોની માગણી ન્યાય અને ધર્મના પાયા પર ખડી થયેલી હોવા વિષે તમારા મનમાં શંકા ન હોય, તો હું તમને કહું છું કે જ્યાં સુધી મુસલમાનોની માગણીનું વ્યાજબીપણું કાયમ છે અને તેમના ઇલાજો ખુલ્લા, ખાનદાનીભર્યા અને હિન્દુસ્તાનને કશું નુકસાન ન કરનારા છે ત્યાં સુધી તમારે મુસલમાન ભાઈઓની પડખે ઉભા રહે જ છુટકો છે. મુસલમાનોએ આ નિર્મળ સાધનોની શરત સંપૂર્ણતાએ સ્વીકારી લીધી છે અને સારી આલમની સમક્ષ વગરસંકોચે તેઓ તેમ કરી શકશે એમ જોયા પછી જ એ શરતે હિન્દુ ભાઈઓની મદદ કબુલ રાખવા તેઓ તૈયાર થયા છે.

* મદ્રાસમાં સમુદ્રતટ પર ૩૦-૪૦ હજાર માણસોની વિરાટ સભા આગળ અંગ્રેજીમાં આપેલું વ્યાખ્યાન; તા. ૧૨-૮-૧૯૨૦

આવી સ્થિતિમાં હિન્દુમુસલમાનોએ મળીને જ આખા યૂરોપની ખ્રિસ્તી રાજસત્તાઓનો પ્રતિકાર કરવો જોઈએ, અને તેમને જણાવી દેવું જોઇયે કે હિન્દ નિર્બળ હશે, પણ સ્વાભિમાન જાળવવાની હજુ તેનામાં શક્તિ છે. પોતાના ધર્મની ખાતર, પોતાના માનની ખાતર હજુ તેને મરતાં આવડે છે. આ જ ખિલાફતનો એક શબ્દમાં અર્થ છે.

પણ આ ઉપરાંત પંજાબનો સવાલ ઉભો છે. પંજાબના બનાવે હિન્દના હૃદયને જે કારી જખમ કર્યો છે તેવો છેલ્લા સૈકામાં બીજા કોઇ પણ બનાવે નહિ કર્યો હોય. ૧૮૫૭ની સાલનો બળવો હું નથી ભૂલતો. પણ એ બળવા દરમિયાન હિન્દને ગમે તેટલું ખમવું પડયું હોય તોપણ રોલેટ કાયદા દ્વારા હિન્દને જે અપમાન આપવાનો પ્રયત્ન થયો અને એ કાયદો પસાર થયા પછી હિન્દનું જે પ્રત્યક્ષ અપમાન કરવામાં આવ્યું તેની તુલના હિન્દનો આખા ઇતિહાસમાં ક્યાંયે થઇ શકે તેમ નથી. આ બ્રિટિશ પ્રજા પાસેથી પંજાબનો ન્યાય મેળવવાના કારણે પણ તમારે કંઈક રસ્તો શોધ્યે જ છૂટકો છે. આમની સભા, ઉમરાવોની સભા, મિ૰ મૅંટેગ્યુ, ના૰ વાઇસરાય, એકેએકને ખિલાફત તેમજ પંજાબને વિષે લોકલાગણી શી છે એની પૂરી ખબર છે. પાર્લામેન્ટની બન્ને સભાઓમાં થયેલી ચર્ચાએ તથા મિ૰ મૅંટેગ્યુ અને ના૰ વાઇસરાયે લીધેલાં પગલાંએ પૂરેપૂરું બતાવી આપ્યું છે કે તેઓ હિન્દને વ્યાજબી ન્યાય આપવા તૈયાર નથી. આપણા આગેવાનોએ આ મુશ્કેલીમાંથી રસ્તો કાઢવો જ જોઈયે. અને આપણે બ્રિટિશ રાજ્યકર્તાઓના બરોબરીઆ છીયે અને તેમને હાથે આપણું સ્વમાન જાળવી શકીયે છીયે એ જ્યાં સુધી આપણે સાબીત નહિ કરી આપીયે ત્યાં સુધી આપણી અને તેમની વચ્ચે કોઈ જાતનો સંબંધ કે ભાઇચારો સંભવતો નથી. આથી જ હું અસહકારનો સુંદર અને સચોટ માર્ગ બતાવી રહ્યો છું.

## અસહકાર ગેરકાયદે છે ?

કેટલાક કહે છે કે અસહકાર ગેરકાયદે છે. હું તેનો ઈનકાર કરૂં છું. હું તો કહું છું કે અસહકાર એ ન્યાયી અને ધર્મસંમત માર્ગ છે. દરેક મનુષ્ય તેને ગ્રહણ કરી શકે છે અને તે સંપૂર્ણપણે કાયદેસર છે. બ્રિટિશ સામ્રાજ્યના એક મહાન ચાહનારે તો કહ્યું છે કે બ્રિટિશ બંધારણની દૃષ્ટિએ તો ચોખ્ખો બળવો સુદ્ધાં સફળ નીવડે તો સાવ કાયદેસર છે. અને પોતાના કથનના ટેકામાં તેણે મારાથી ઈનકાર ન કરી શકાય તેવા ઐતિહાસિક આધાર ટાંક્યા છે. હું તો સફળ કે નિષ્ફળ કોઈ બળવાને કાયદેસર કહેવાનો દાવો બિલકુલ નથી કરતો, કારણ બળવામાં ખુનામરકીની માન્યતા રહેલી છે. હું તો હિન્દુસ્તાનને પહેલેથી કહેતો આવ્યો છું કે ખુનામરકી યૂરોપમાં ભલે તે હેતુઓ બર લાવતી હોય, પણ આ દેશમાં તે આપણું કામ કદી સાધી શકવાની નથી. મારા ભાઇ સમાન ભાઈબંધ શૌકતઅલી ખુનામરકીમાં શ્રદ્ધા રાખનારા છે. જો તેમનાથી બની શકે તેમ હોત તો તો કેંદહાડાનીયે એમણે બ્રિટિશ સામ્રાજ્ય વિરૂદ્ધ તલવાર ખેંચી હોત. તેમનામાં શૂરવીરની મર્દાઇ અને બ્રિટિશ સામ્રાજ્યની સામે થવાની જરૂર જોવાનું ડહાપણ બન્ને છે. પણ ખરા સિપાઇની દૃષ્ટિએ આજે હિન્દમાં

તલવારથી કામ લેવાની અસંભવિતતા તે જોઈ શકતા હોવાથી તેઓ મારા પક્ષને સ્વીકારી મારી અલ્પ મદદ કબૂલ રાખવા તૈયાર થયા છે. તેમણે પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં સુધી હું તેમની જોડે છું ત્યાં સુધી અંગ્રેજની સામે તો શું પણ આ દુનિયા પરના કોઈ પણ માણસની સામે તેઓ ખુનામરકીના વિચાર નહિ કરે. હું તમને ખાત્રી આપું છું કે તેઓ પોતાનું વચન ખરા ધર્મનિષ્ઠને શોભાવે તેમ પાળી રહ્યા છે, ખરી ઈમાનદારીથી અસહકારને માર્ગે ચાલી રહ્યા છે; અને એ જ ખુનામરકી વગરનો અસહકારનો માર્ગ પકડવા હું હિન્દુસ્તાનને વીનવી રહ્યો છું

સબળામાં સબળાનું હથિયાર

હું તમને કહું છું કે હિન્દુસ્તાનમાં આપણી વચ્ચે આજ ભાઈ શૌકતઅલીના કરતાં વધુ સાચો કોઈ સિપાઈ નથી. જો કદી તલવાર ખેંચવાનો વખત આ દેશમાં આવી જ પહોંચશે તો એ કેવી તલવાર ખેંચી શકે છે એ તમે જોશો. અને પણ તમે તે દિવસે હિમાલયનાં અરણ્યો તરફ ચાલી નીકળેલો જોશો. હિન્દ જે દિવસે તલવારનો ન્યાય સ્વીકારશે તે દિવસે હિન્દી તરીકેનું મારું જીવન સમાપ્ત થશે. હિન્દુસ્તાનને આ દુનિયામાં પ્રભુના ઘરનો વિશેષ આદેશ છે એમ હું માનું છું તેથી જ, અને હિન્દના પ્રાચીન ઋષિઓએ સેંકડો વર્ષોના અનુભવ પછી પશુબળ ઉપર ખડો થયેલો ન્યાય નહિ પણ આપભોગ ઉપર, યજ્ઞ ઉપર, કુરબાની ઉપર ખડો થયેલો ન્યાય જ આ સંસારમાં કોઈ પણ મનુષ્યને માટે ખરી વસ્તુ છે એ મહાન સત્યને શોધી કાઢ્યું છે એમ હું માનું છું; તેથી જ હું એ સિદ્ધાન્તને વળગી રહ્યો છું અને મરણની ઘડી લગી વળગ્યો રહીશ તેથી જ હું તમને સમજાવી રહ્યો છું કે જ્યારે ભાઈ શૌકતઅલી ખુનામરકીમાં શ્રદ્ધા રાખતા હોવા છતાં અસહકારને નબળાના હથિયાર તરીકે સ્વીકારે છે ત્યારે જ હું તો તેને સબળામાં સબળાના હથિયાર તરીકે જ માનું છું. હું તો માનું છું કે વગરહથિયારે દુશ્મનની સામે ઉઘાડી છાતીએ મરવાની હિમ્મત જે કરી શકે છે તે શૂરવીરમાં શૂરવીર સિપાઈ છે. આવો ખુનામરકી રહિતનો અસહકાર છે. તેથી મારા વિદ્વાન દેશબન્ધુઓને સમજાવી રહ્યો છું કે જ્યાં સુધી અસહકાર લોહીના ડાઘ વિનાનો છે ત્યાં સુધી તેમાં ગેરકાયદે એવું કશું જ નથી.

અસહકાર ગેરકાયદે છે?

હું તો ઉલટો સવાલ કરું છું કે આજે બ્રિટિશ સરકારને 'હું તમારી સેવા કરવા ઇનકાર કરું છું' એમ કહેવું શું ગેરકાયદે છે? આપણા માનવંતા પ્રમુખ સાહેબે પોતાના બધા માનચાંદ સરકારને વિનયપૂર્વક પાછા સોંપી દેવા એ શું ગેરકાયદે છે? સરકારી કે ગ્રાંટ લેતી નિશાળોમાંથી પોતાનાં છોકરાને ઉઠાડી લેવાં એ કોઈ પણ માબાપને માટે શું ગેરકાયદે છે? જે કાયદાની સત્તાનો ગને ચડાવવામાં નહિ પણ મારી અધોગતિ કરાવવામાં ઉપયોગ થાય છે તે કાયદાની સત્તાને હું હવે નથી પોષી શકતો એમ કોઈ પણ વકીલે કહેવું શું ગેરકાયદે છે? કોઈ પણ સિવિલ સર્વન્ટ કે જડજે 'જે સરકાર આખી પ્રજાની ઇચ્છાને માન આપવા નથી ઇચ્છતી એવી સરકારની નોકરી કરવાની હું ના પાડું છું' એમ કહેવું શું ગેરકાયદે છે? હું તમને પૂછું છું કે કોઈ પણ પોલીસે કે સિપાઈએ પોતાના જ ભાઈઓને અપમાનિત કરનાર સરકારની સેવા બજાવવાની ફરજની સામા થઈને પોતાની

નોકરીનું રાજીનામું રજુ કરવું એ શું ગેરકાયદે છે ? હું કૃષ્ણા જીલ્લાના ખેડૂતોને જઇને કહું કે ' તમે જે કર સરકારને આપો છો તેનો ઉપયોગ સરકાર તમને ચડાવવામાં નહિ પણ તમને નબળા પાડવા તરફ કરે તો બહેતર છે કે તમારે કશા કર ન ભરવા' એ શું ગેરકાયદે છે ? હું માનું છું અને વિનયપૂર્વક કહું છું કે આમાં કંઈશું જ ગેરકાયદે નથી. મેં આમાંની એકેએક બાબત મારા જીવનમાં કરી જોઈ છે, અને કોઇએ મને એના વ્યાજબીપણા વિષે સવાલ કર્યો નથી. ખેડામાં સાત લાખ ખેડૂતોની વચ્ચે હું હતો. તેમણે બધાએ પોતાના કરો આપવા ઇનકાર કર્યો હતો અને આખા હિન્દુસ્તાનનો મને ટેકો હતો. કોઇને એ ગેરકાયદે ન લાગેલું.

હું કહું છું કે અસહકારના આખા પંથમાં ક્યાંયે ગેરકાયદો નથી. આ કાયદેસર સરકાર હેઠળ—આલીશાન બંધારણવાળી બ્રિટિશ પ્રજાની હકુમત હેઠળ ભારેમાં ભારે ગેરકાયદો તો હિન્દુસ્તાનની પ્રજાએ નિર્બળ બનવામાં—પેટે ચાલવામાં રહેલો છે. ગેરકાયદે તો, આખા હિન્દુસ્તાનની પ્રજાએ પોતાને ઘડીએ અને પળે થતાં સઘળાં અપમાન મૂગે મ્હોડે ગળી જવાં એ છે. ગેરકાયદે તો હિન્દના ૭ કરોડ મુસલમાનોએ પોતાના ધર્મ પર ગુજરેલા અન્યાયને સાંખવો એ છે. ગેરકાયદે તો, આખા હિન્દુસ્તાને મૂગે મ્હોડે બેસી રહી આ બધું ટગર ટગર જોયા કરવું અને જે અન્યાયી સરકારે પંજાબની ઇજ્જત ધૂળમાં રગદોળી તેની સાથે સહકાર કરવો એ છે. હું મારા એકેએક દેશબન્ધુને કહીશ કે જો તમારામાં સ્વમાનનો છાંટો હોય, જો તમને આબરૂની કિંમત હોય, જો તમે તમારી જાતને તમારા મહાન બાપદાદાઓની પેઢી દર પેઢીથી ચાલતી આવેલી ઉચ્ચ પરંપરાઓના વારસ અને રક્ષક માનતા હો, તો હાલની સરકારના જેટલી અન્યાયી બનેલી સરકાર સામા અસહકાર ન કરવો એ જ તમારે માટે સૌથી મોટામાં મોટો ગેરકાયદો છે એ તમે જોઇ શકશો.

મને અંગ્રેજો પ્રત્યે દ્વેષ નથી. મને કોઇ સરકાર પ્રત્યે દ્વેષ નથી. પણ અસત્યની જોડે, આંખમીંચામણાંની જોડે, અન્યાયની જોડે મારે હાડવેર છે. જ્યાં સુધી સરકારને અન્યાય કરવો છે ત્યાં સુધી એ મને પોતાનો શત્રુ, હાડવેરી ગણી શકે છે. હજુ ગયે જ વર્ષે અમૃતસર કૉંગ્રેસ વેળાએ—ઇશ્વરને સમક્ષ રાખીને આ હું તમને કહી રહ્યો છું—મેં આ સરકારની જોડે સહકાર કરવા ઘુંટણીએ પડી પડીને તમારી જે વીનવણીઓ કરી તે એ શ્રદ્ધાએ કે મને પૂરી ઉમેદ હતી કે બ્રિટિશ પ્રધાનો જેઓ સામાન્યપણે ડાહ્યો વર્ગ છે તેઓ મુસલમાન લાગણીને ધ્યાનમાં લેશે; પંજાબના અત્યાચારોની પૂરી ભરપાઇ કરશે. અને તેથી જ મેં સારી કૉંગ્રેસને ફરી ફરી આગ્રહ કરીને વીનવી કે સરકારે મિત્રતાનો હાથ લંબાવ્યો છે; આપણે પણ આપણી ખાનદાની સાચું જોઇ શ્રદ્ધા ધરી આપણો હાથ લંબાવવો ઘટે. હું માનતો હતો કે બાદશાહી ઢંઢેરાને રૂપે ખરા દિલથી સરકાર દોસ્તીનો હાથ લંબાવી રહી હતી. આથી જ મેં પ્રજાને સહકારની તરફેણમાં એટલી વીનવી. પણ બ્રિટિશ પ્રધાનોએ પોતાને હાથે મારી એ શ્રદ્ધાને જમીનદોસ્ત કરી; અને એનો એ હું આજ તમારી સામે કેવળ ધારાસભાઓમાં નિરર્થક ઘોંચપરોણા કરવા ખાતર નહિ, પણ સરકારની જોડે ખરો, વજનવાળો અને દુનિયાની

જોરાવરમાં જોરાવર સરકારને પણ હલી જાય એવો જોરાવર અસહકાર કરવા વીનવી રહ્યો છું. આ અત્યારે તમારી આગળ મારી માગણી છે. જ્યાં સુધી આપણે ન્યાય નથી મેળવી શક્યા, જ્યાં સુધી આપણે નાખુશ નોકરશાહીના હાથથી આપણું સ્વમાન નથી રક્ષી શક્યા ત્યાં સુધી આપણાથી સહકાર થઇ જ કેમ શકે ? આપણાં શાસ્ત્રો કહે છે અને હું પણ શાસ્ત્રો અને ધર્માચાર્યો પ્રત્યે સંપૂર્ણ માનપૂર્વક કહું છું કે અન્યાય અને ન્યાય વચ્ચે, અન્યાયી અને ન્યાયપ્રિય માણસ વચ્ચે, સાચ અને જૂઠ વચ્ચે 'કદાપિ સહકાર ઘટે નહિ. જ્યાં સુધી સરકાર તમારાં માનઇજ્જત રક્ષનારી છે ત્યાં સુધી તેની જોડેનો સહકાર એ ધર્મ છે. પણ જ્યારે એ જ સરકાર તમારી ઇજ્જતને સાંચવવાને બદલે લૂંટવા લાગે ત્યારે તેવી સરકારની જોડે સહકાર નહિ પણ અસહકાર તેટલો જ જરૂરી ધર્મ છે.

## અસહકાર અને ખાસ કૉંગ્રેસ

કૉંગ્રેસની રાહ શા માટે જોવી ?

મને કહેવામાં આવે છે કે મારે પ્રજામતના વાજિંત્ર રૂપ કૉંગ્રેસની ખાસ બેઠક સુધી રાહ જોવી ઘટતી હતી. હું જાણું છું કે કૉંગ્રેસ પ્રજામતનો પડઘો પાડનારી સંસ્થા છે. મારા પોતા પૂરતો આ સવાલ હોત તો હું અનંતકાળ રાહ જોવાનીયે ના ન પાડત. પણ મારા હાથમાં તો મુસલમાન કોમનું પવિત્ર સુકાન સોંપવામાં આવ્યું હતું. હું મુસલમાન કોમનો સલાહકાર હતો અને હાલ તુરતને માટે તેમની ઇજ્જત મારા હાથમાં સોંપાયેલી છે અંતઃકરણના ધ્વનિની ઉપરવટ થઇને કોઇ પણ સંસ્થાના નિર્ણયની રાહ જોવાની સલાહ તેમને મારાથી કેમ આપી શકાય ? શું મુસલમાનોએ ચુકેલું ગળીને પોતે અત્યાર લગી સ્વીકારેલું ખાનદાનીભર્યું ધોરણ આજે ફેરવવા તૈયાર થવું ? ઇશ્વર ન કરે ને કદાચ કૉંગ્રેસે તેમની વિરુદ્ધ ઠરાવ આપ્યો તો ? હું તો તોપણ મુસલમાન ભાઇઓને કહે જ જવાનો કે તેમણે તેમના દીનને થયેલા અપમાનને સાંખવા કરતાં એકલે પગે પણ ઉભા રહેવું અને લડ્યે જવું. મુસલમાનો ચાહે તો કૉંગ્રેસની પાસે ભલે ભિક્ષુકની હાલતમાં મદદ માગે; પણ મદદ મળો યા ન મળો, કૉંગ્રેસ દ્વારા દોરાવાની તેમનાથી રાહ જોવાય તેમ નહોતું. તેમને તો નિરર્થક ખુનામરકી અથવા નિર્દોષ છતાં પરિણામકારક અસહકાર બેમાંથી એક રસ્તો લીધે જ છૂટકો હતો; અને તેમણે અસહકારનો માર્ગ પકડ્યો છે. અસહકારનું પવિત્ર સ્વરૂપ મારી પેઠે જ જેને મન વસી ગયું છે તેમની તો ચોખ્ખી ફરજ છે કે તેમણે વગરઢીલે એ મુજબ અમલ કરવો અને ખુદ કૉંગ્રેસને પણ બીજો કશો નિર્ણય આપવાનું અશક્ય કરી મુકવું. કારણ કૉંગ્રેસ પણ અંતે તો તેમની વ્યક્તિઓના મોટા સમુદાયનો મત દર્શાવનાર નહિ તો બીજું શું છે ? અને જો વ્યક્તિઓ એકમત બનીને કૉંગ્રેસમાં જાય તો પછી કૉંગ્રેસનાથી પણ તેમના મતથી જુદો મત કેમ આપી શકાય ? જો આપણે અગાઉ મત બાંધ્યા વગર અથવા મત દર્શાવતાં ડરીને કશા મત વગર જ કૉંગ્રેસમાં જવા માગતા હોઇયે તો જ આપણે કૉંગ્રેસના નિર્ણયની રાહ જોઇ બેસીયે. જેઓ નિશ્ચય નથી કરી શકતા તેમને હું કહું છું કે ભલે કૉંગ્રેસ સુધી થોભો. પણ જેમને આ બાબતમાં દીવા જેવું દેખાઇ ચુક્યું છે તેમને માટે તો હવે થોભવું એ

ચોખ્ખું પાપ છે. કૉંગ્રેસ તમને શોભવા નથી કહેતી, પણ તમને તમારા વિચારો મુજબ અમલ કરતાં જોવા ઇચ્છે છે કે જેથી તે લોકલાગણીનો ખરો આંક કાઢી શકે.

## કાઉન્સિલોનો બહિષ્કાર

અસહકારની વિગતોમાં સૌથી પહેલો મેં નવી ધારાસભાના બહિષ્કારને મુક્યો છે. કેટલાક મિત્રોએ આ 'બહિષ્કાર' શબ્દ સામે વાંધો લીધો છે, કારણ હું પ્રથમથી જ બ્રિટિશ માલનો અગર કોઇ પણ માલનો બહિષ્કાર કરવાની વિરુદ્ધ છું. પણ ત્યાં 'બહિષ્કાર' શબ્દ જુદો ભાવ સૂચવે છે અને અહીં 'બહિષ્કાર' નો જુદો અર્થ છે.

હું પૂરા વિચારપૂર્વક આવતી નવી ધારાસભાનો બહિષ્કાર સૂચવી રહ્યો છું. અને તે શા માટે ? પ્રજા—જનસમુદાય આજે આગેવાનો તરફથી ચોખ્ખી—સમજાય તેવી આગેવાનીની અપેક્ષા રાખે છે, દ્વિઅર્થી વાતોની નહિ. પ્રથમ ધારાસભા માટે ચુંટાવું અને પછી ધારાસભામા સોગંદ લેવાની ના પાડવી, એવી જે વાત ચાલી રહી છે તેથી પ્રજામાં આગેવાનો પ્રત્યે અવિશ્વાસ જ આવશે. લોકો તેમા કંઈ નહિ સમજે. ઉલટો પ્રજાનો બુદ્ધિભેદ થશે. આ જ કારણથી આ જાળમાં ન ફસાવા હું તમને ચેતવું છું. પ્રથમ ચુંટાઇને ધારાસભામાં ગયા પછી ત્યા સોગંદ લેવાનો ઇનકાર કરવાનું ધોરણ અખત્યાર કરીને આપણે આપણે હાથે દેશને વેચશુ. આપણને વસમુ લાગે તેવું છે, છતા હું, ખુલ્લા દિલથી કહું છું કે જેટલા હિન્દીઓ આજ ઉપલી વાત કરી રહ્યા છે તે બધા એ મુજબ કરી શકશે જ એવા મને ભરોસો નથી. એ અભિપ્રાય ધરાવનારાઓને આજે હુ ચેતવું છુ કે તેમ કરવાથી તેઓ પોતાને માટે તેમજ પ્રજાને માટે જાળ ઉભી કરી રહ્યા છે; અને તેમાં તેઓ ફસાશે. આ મારો અંગત મત છે. હું તો માનું છું કે પ્રજાને ખરેખરા નિર્મળ રસ્તે દોરવી હોય, આ મહાપ્રશ્નની જોડે આપણે આજે જો મજાક કરવા ન માગતા હોઇયે, તો જ્યા સુધી હિન્દને કરવામા આવેલો બેવડો અન્યાય ઉભો છે ત્યાં સુધી સરકાર તરફની ગમે તેટલી મોટી મહેરબાનીઓ પણ જતી કરીયે જ આપણો છુટકો છે. તેમના તરફની કોઇ પણ મહેરબાની આપણે સ્વીકારીયે તે પહેલાં પંજાબ અને ખિલાફતના બેવડા અન્યાયની ભરપાઇ થવી જ જોઇયે. પ્રાચીન યૂરોપમાં કહેવત ચાલતી કે 'ગ્રીકોથી ચેતતા રહેજો; પણ તેમાયે જ્યારે તેમને હાથમાં બક્ષિસ લઈને આવતા જુઓ ત્યારે તો ખસુસ ચેતજો' જે પ્રધાનમંડળ ઇસ્લામ અને પંજાબને કરેલા અન્યાયોને કાયમ કરવાની આજે ગાંઠ વાળી બેઠુ છે તેના હાથની કોઇ પણ બક્ષિસ આપણે સ્વીકારી જ કેમ શકીયે ? ઉલટું આપણે તો તેણે બિછાવેલી જાળમાં ન ફસાવા સારૂ બમણા સાવચેત રહેવું ઘટે. આથી હું તમને વીનવું છું કે નવી ધારાસભામાં જોડે નખરાં કરવાના કે બીજી કશી જ લેવાદેવાના બધા વિચારો આપણે છોડી દેવા.

એમ પણ કહેવામાં આવે છે કે પ્રજામતના ખરા પ્રતિનિધિ એવા આપણે જો ધારાસભામાં નહિ જઇયે તો મૉડરેટો જે પ્રજામતનો સાચો પડઘો પાડનારા નથી તેઓ ધારાસભામાં જશે. હું તેમાં મજતો નથી થતો. મૉડરેટો શાના ખરા પ્રતિનિધિ છે અને કોના-

લિસ્ટો શાના છે તે હું નથી જાણતો. હું તો માનું છું કે સારા માણસો બધે છે. હું પણ માનું છું કે ઘણા મૉડરેટો સાચા દિલથી માને છે કે અત્યારે અસહકાર અખત્યાર કરવો એ પાપ છે. હું માનપૂર્વક તેમનાથી જુદો પડું છું. તેમને પણ હું કહું છું કે જો તમે ચુંટણીને માટે ઉભા રહેશો તો તમારી પોતાની ઉભી કરેલી જાળમાં તમે ફસાશો. પણ આથી મારી સ્થિતિમાં ફેર પડતો નથી. જો મારા અંતરને એમ જ લાગે કે નવી ધારાસભાઓમાં મારે ન જવું જોઇએ તો મારે ઓછામાં ઓછું મારા પૂરતો તો તેનો અમલ કરવો જ રહ્યો; પછી બાકીનામાંથી ભલે નવ્વાણુ ટકા ચુંટણી માટે ઉભા રહે. એ જ જાહેર કામ કરવાનો અને પ્રજામત કેળવવાનો રસ્તો છે. એ જ સુધારા મેળવવાનો અને ધર્મ રક્ષવાનો રસ્તો છે. મારે મન જો એ દીનની ઈજ્જતનો સવાલ છે, તો હું એક હોઉં કે હજારમાં એક હોઉં, મારે મારા સિદ્ધાંતને વળગી રહે જ છૂટકો રહ્યો. એમ કરતા મારૂ મરણ થાય તોપણ એ, જીવીને મારે મ્હોડે મારા સિદ્ધાન્તનો ઇનકાર કરવા કરતાં તો બહેતર જ થયું. હું ફરી ફરી કહું છું કે કોઇએ પણ ધારાસભામાં જવામાં આપણે ભારે ભૂલ કરીશું. હાલની સરકાર જોડે આપણાથી સહકાર ન કરી શકાય એમ જો આપણને સાચે જ લાગી ગયું છે તો આપણે છેક મથાળેથી જ આરંભ કરવો જોઇયે. પ્રજાના આપણે સ્વાભાવિક આગેવાનો છીયે અને આજે પ્રજાને અસહકારની સલાહ આપવાનો અધિકાર તેમજ શક્તિ આપણે મેળવેલાં છે. તેથી હું તો ફરીફરીને એ જ કહેવાનો કે નવી ધારાસભા માટે કોઈ પણ શરતે ઉભા રહેવું એ અસહકારના ધોરણથી વિરુદ્ધ જ છે.

### વકીલો અને અસહકાર

વકીલાતનો ત્યાગ શા માટે?

બીજું પણ એક કઠણ પગલું મેં સૂચવ્યું છે, વકીલોએ વકીલાત છોડવાનું. સરકાર વકીલોની મદદથી પોતાની સત્તા કેટલી નભાવે છે એ જો હું પૂરેપૂરૂ જાણું છું તો મારાથી બીજી સલાહ આપી જ કેમ શકાય ? દેશની લડત ચલાવનારા આપણા હાલના આગેવાનોમાં ઘણાખરા વકીલો જ છે એ વાત સાચી છે. પણ જ્યારે સરકારની પ્રવૃત્તિને થંભાવી દેવાની વાત આવે ત્યારે તો હું જાણું જ છું કે સરકાર પોતાનું માન અને મોભો જાળવવાના -ામમાં વકીલવર્ગ સામું જ જુએ છે. તેથી જ હું મારા વકીલ ભાઇઓને તેમની વકીલાત મોકુફ કરી દઈ સરકારને એમ બતાવી આપવા સમજાવી રહ્યો છું કે તેઓ પોતાના ઑનરરી હોદ્દા વધુ વખત નભાવવા નથી ઈચ્છતા કારણકે વકીલો અદાલતોના ઑનરરી અમલદારો ગણાય છે, અને તેટલે દરજ્જે તેઓ કોર્ટના ધારાધોરણને આધીન છે. જો તેઓ સરકારની જોડેનો સહકાર ખેંચી લેવા માગતા હોય તો તેમનાથી આ ઑનરરી હોદ્દા ન જ ભોગવી શકાય. પણ આમ થતાં કાયદા અને વ્યવસ્થાની શી ગત થશે એવો સવાલ કરવામાં આવે છે. મારો જવાબ એ છે કે આ જ વકીલવર્ગની મારફત આપણે કાયદો અને વ્યવસ્થા ઉભી કરીશું. આપણે પંચાયતની કોર્ટો સ્થાપીશું અને આપણા દેશબંધુઓને શુદ્ધ, સાદો, નિર્મળ, ઘરગથુ અને સ્વદેશી ન્યાય વહેંચીશું. વકીલોએ વકીલાત છોડવાનો અર્થ આ છે.

## માબાપો અને અસહકાર

બીજી પણ એક મુશ્કેલી મેં પ્રજાને સૂચવી છે. છોકરાઓને નિશાળોમાંથી ઉઠાડી લેવાની, કૉલેજના છોકરાઓએ ઉઠી જવાની અને સરકારી તેમજ સરકારી ગ્રાંટ લેનારી અર્ધસરકારી નિશાળો અને કૉલેજો ખાલી કરી મુકવાની. બીજું હું સૂચવી જ કેમ શકું? મારે લોકલાગણીનો તાગ લેવા રહ્યો. મારે જાણવું રહ્યું કે મુસલમાનો કેટલે ઉંડે સુધી દુભાયા છે. ને ઉંડે સુધી દુભાયા હશે તો તો તેઓ સનકારામાં સમજી જવાના કે જે સરકાર ઉપરથી તેમનો બધો ઇતબાર ઉઠી ગયો છે તેમની મારફત પોતાના છોકરાઓને કેળવણી મળવા દેવી એ કેટલું અજુગતું છે. ને હું સરકારને કશી મદદ આપવા રાજી નથી તો તેની કોઈ પણ જાતની મદદ હું લઇ પણ કેમ શકું? મારી નજરમાં તો હાલની નિશાળો અને કૉલેજો સરકારને જોઇતા કારકુનો અને નોકરો તૈયાર કરવાની ફૅક્ટરીઓ માત્ર છે. ને હું સરકાર જોડેનો સહકાર ખેંચી લેવા માગું છું તો હું એ મોટી ફૅક્ટરીને મદદ ન જ કરૂં. ગમે તે બાજુએથી વિચાર કરી જુઓ. અસહકારના સિદ્ધાન્તને માનવો અને છોકરાઓને પણ સરકારી નિશાળોમાં મોકલતા રહેવું એ બન્ને તમારાથી બની જ શકશે નહિ.

## માનચાંદવાળાઓની ફરજ

માનચાંદ અને ઇલકાબો ધરાવનારાઓને પણ મેં તેમના ઇલકાબો છોડી દેવાની સલાહ આપી છે. આ સરકારનાં માનચાંદ હવે તેમનાથી રાખી રહેવાય જ કેમ? એક કાળે જ્યારે આપણે એમ માનતા હતા કે આપણી ઇજ્જતઆબરૂ આ સરકારના હાથમાં સલામત છે ત્યારે એ માનચાંદ સાચે જ માનસૂચક હતા, પણ અત્યારે તો એ આપણા માનનાં નહિ પણ અપમાન અને નામોશીનાં નિદર્શક છે. કારણ આપણે જોયું કે આ સરકાર પાસે ન્યાય જેવી વસ્તુ નથી. દરેક માનચાંદ ધરાવનાર પોતાનો ઇલકાબ પ્રજાના ટ્રસ્ટી તરીકે ભોગવે છે; તેથી જ અત્યારે સરકાર જોડેના અસહકારના પ્રજા તરફના પહેલા પગથીઆ તરીકે એક ઘડીની ઢીલ કે વિચાર કર્યા વગર એ સરકારના માનચાંદનો ત્યાગ આપણો ધર્મ થયો. મારા મુસલમાન ભાઈઓને હું કહું છું કે, આ પહેલી ફરજ બજાવવામાં જો તમે નિષ્ફળ નીવડશો તો આખા અસહકારમાં તમે નિષ્ફળ થશો; સિવાય કે પ્રજા કેળવાયેલા વર્ગને બાજુએ મુકી ક્રાન્તિના સમયની ફ્રાન્સની પ્રજાએ રાજ્યની લગામ હાથ લીધી હતી તેમ અસહકારની લગામ પોતાના હાથમાં લે અને ફતેહને સર કરે. હું ક્રાન્તિની હિમાયત નથી કરતો; હું તો પ્રગતિ ઇચ્છું છું. મારે અવ્યવસ્થિત વ્યવસ્થા નથી જોઇતી; મારે અંધાધુંધી નથી જોઇતી. મારે તો અત્યારે વ્યવસ્થા તરીકે ભાસવવામાં આવતી અંધાધુંધીમાંથી સાચી વ્યવસ્થા જોઇએ છે. જો એ વ્યવસ્થા જુલમગારે રાજ્યની જુલમી લગામ હાથ કરવા સ્થાપેલી વ્યવસ્થા હોય તો મારે મન એ વ્યવસ્થા નહિ પણ અવ્યવસ્થા જ છે. મારે આજના અન્યાયમાંથી ન્યાય ઘટાવવો છે, તેથી જ હું તમારી સમક્ષ નિવૃત્ત અસહકાર મુકી રહ્યો છું. જો આ શાન્ત છતાં રામબાણ માર્ગનું રહસ્ય આપણે સમજી જઈશું તો તમે જોશો કે આપણે

કોઇની સામે એક કડવો શુકન' પણ કાઢવાપણું નહિ રહે. તેઓ તમારી સામે તલવાર ઉગામશે; તમારે સામી તલવાર તો શું પણ સાદી લાકડી કે આંગળી પણ ઉંચી નહિ કરવી પડે.

## અસહકારમાં સામ્રાજ્યસેવા

પ્રેમને ખાતર અસહકાર

તમને લાગશે કે આ શબ્દો મેં ક્રોધે ભરાઈને કહ્યા છે, કારણકે સરકારની હાલની નીતિને હું અન્યાયી, અનીતિમાન, હલકાઈ તથા જૂઠથી ભરેલી છે એમ માનું છું. પણ મેં આ વિશેષણો પૂરેપૂરો વિચાર કર્યાં પછી જ વાપર્યાં છે. તેનો ઉપયોગ મેં મારા સગા ભાઈની સામે કર્યો છે, જેની સામે મારો અસહકાર ૧૩ વર્ષ લગી ચાલુ હતો. અને આજે જોકે એ ભાઇ સદાની નિદ્રામાં સૂતો છે, પણ હું તમને કહી શકું છું કે હું એને રોજ કહેતો કે 'તમે અન્યાયી છો અને તમારાં કામો અનીતિના પાયા ઉપર ઉભાં થયેલાં છે.' હું એને કહેતો કે 'તમે સત્યને તમારૂં સૂત્ર નથી કરતા.' આમાં મારો એના પ્રત્યે રોષ નહોતો; હું તેને આવી કડવી વાત કહેતો કારણકે હું તેને ચાહતો એ જ ન્યાયે આજે હું બ્રિટિશ પ્રજાને કહી રહ્યો છું કે હું તેમને ચાહું છું, અને તેમની સોબત ઈચ્છું છું; પણ એ સોબત ચોખ્ખી શરતોએ ઇચ્છું છું. મને તો મારૂં સ્વમાન જાળવીને, તેમના ચોખ્ખા બરોબરીઆ બનીને જ રહ્યું પોસાય તેમ છે. જો એ બરોબરીઆપણું આપવા બ્રિટિશ પ્રજા તૈયાર ન હોય તો મારે એ બ્રિટિશ સંબંધ ન જોઇએ. આમાં જો મારે બ્રિટિશ લોકોને જતા કરીને દેશમાં થોડા વખતને માટે અવ્યવસ્થા અને અંધાધુંધી વહોરવાં પડે તેમ હશે તો એવી અવ્યવસ્થા અને અંધાધુંધી પણ હું વહોરી લઈશ, પણ બ્રિટિશ જેવી મહાન પ્રજાને હાથેથી અન્યાય નહિ લઉં. તમે જોશો કે આ આખું પ્રકરણ પૂરૂં થયે આ જ મિ મૉન્ટેગ્યુ પછીના અમલદારો મને અસહકાર દ્વારા, અને શાહજાદાની જાતનો નહિ પણ સરકારે પ્રજાની ગરદન પરની ફાંસી વધુ ટાઇટ કરવાની દાનતથી અધિકારીવર્ગે, ગોઠવેલા શાહજાદાના આગમનનો બહિષ્કાર પોકારીને તે દ્વારા, સામ્રાજ્યની અગાઉ કદી ન કરેલી એવી સૌથી મોટામાં મોટી સેવા કર્યાનાં સર્ટિફિકેટ આપશે! શાહજાદાના આગમનને ન વધાવવા અને તેનો જેટલો બની શકે તેટલો જોરાવર બહિષ્કાર કરવા હું પ્રજાને નહિ સમજાવી શકું તોપણ એકલો ઉભો રહીને હું એક જ પણ એની સામે પોકાર કરતો રહીશ. એટલા જ માટે હું અહીં તમારી સામે ઉભો રહીને તમને આ ધર્મયુદ્ધમાં જોડાવા વીનવી રહ્યો છું.

ધર્મયુદ્ધ કોણ સૂચવે છે?

એ ધર્મયુદ્ધ કોઇ બ્બાબી કે ત્યાગીવેરાગી સૂચવી રહ્યો નથી. હું સાધુ કે ત્યાગીપણાનો ઇનકાર કરૂં છું. હું બ્બાબી કે શેખચલ્લીપણાનો ઈનકાર કરૂં છું. મારામાં સાધુસંન્યાસીપણાનો આરોપ મને માન્ય નથી. હું માટીનો માણસ છું, માટીમાંથી પેદા થયો છું. તમારામાંના દરેકના જેવો—કદાચ તમારાથી વધારે—દુનિયાદાર સાદો ખેડૂત છું. તમારા જેટલી જ દુર્બળતાઓથી ઘેરાયેલો છું. પણ મેં કાળા માથાના માનવીને માથે પડનારી કઠણમાં કઠણ કસોટીઓ પાર કરી છે; એ પાર કરવાની પૂરી તાલીમ લીધી છે. મેં મારા પવિત્ર હિન્દુ

ધર્મનું રહસ્ય ઓળખ્યું છે. અસહકાર એ સાધુસંન્યાસી કે ત્યાગીવેરાગીને જ સારુ નહિ, પણ દરેક સામાન્ય શહેરીને માટે, વધુ વાતો જાણ્યા વિના, ઉંડા પાણીમાં ઉતર્યા વિના—ઉતરવાની ઇચ્છા કર્યા વિના—કેવળ પોતાનો સામાન્ય ગૃહસ્થધર્મ બજાવવા ઇચ્છનાર માણસને માટે પણ છે એ પાઠ હું શીખ્યો છુ.

યુરોપ, પ્રજામાંના જનસાધારણને પણ આજે તલવારનો ન્યાય શીખવી રહ્યુ છે, પણ ભરતખંડના ઋષિઓ જેઓ આર્યાવર્તની મહાન પરંપરાઓના રક્ષક હતા તેમણે તો ભારતવર્ષની પ્રજાને તલવારનો કે ખુનામરકીનો નહિ, પણ સહી લેવાનો, આત્મયજ્ઞ કરી છૂટવાનો મંત્ર ઉપદેશ્યો છે; અને જ્યાં સુધી હું અને તમે આ સાદી સાધનાનો શ્રી ગણેશાય ઘુંટવા જેટલા પણ તૈયાર નથી ત્યાં સુધી તલવાર ખેંચવાની તૈયારી તો આપણાથી સેંકડો યોજન દૂર છે એ તમે નિઃસંદેહ માની લેજો. એ રહસ્ય ભાઇ શૌકતઅલીના અંતરમાં કોતરાયું ત્યારે જ એમણે મારી સાચેસાચા ભક્તિભાવે અને વિનયભાવે આપેલી સલાહ સ્વીકારી લીધી છે અને આજે 'ઘણું જીવો અસહકાર' એમ તેઓ અસહકારની જે બોલાવી રહ્યા છે.

ખુદ ઇંગ્લંડમા પણ હમણાની જ લડાઇ દરમિયાન નાનાં બાળકો સિક્કે નિશાળોમાંથી ઉઠાવી લેવામાં આવેલા, ઑક્સફર્ડ અને કેંબ્રિજની કૉલેજોને ભોગળો લાગેલી, એ ભૂલતા ના વકીલોએ પોતાની કોર્ટો અને ઑફિસો છોડેલી અને ખાઇઓમાં સડતા રહી લડવાનું સ્વીકારેલું હું તમને ખાઇઓમાં લડવાનું તો નથી કહેતો, પણ ઇંગ્લંડમાં સ્ત્રીપુરુષો અને શૂરવીર છોકરાઓએ જે આત્મયજ્ઞ કર્યાં તે આત્મયજ્ઞ હું તમારી પાસેથી અવશ્ય માગી રહ્યો છું જે પ્રજાની જોડે તમે લડત ચલાવવા તૈયાર થઈ રહ્યા છો તે વખત આવ્યે કેટલો આપભોગ આપવાવાળી છે એ ભૂલતા ના. સાથે એ પણ યાદ રાખજો કે બોઅરોની એક નાની ટોળીએ આ જ જોરાવર પ્રજાને હંફાવી હતી. પણ તેના વકીલોએ પણ વકીલાતો છોડી હતી, તેમની માતાઓએ પોતાનાં છોકરાઓને શાળાઓ તેમજ કૉલેજોમાંથી ઉઠાડી લીધા હતા અને એ જ બાળકો પ્રજાના સ્વયંસેવકો બન્યાં હતાં. મેં આ મારી સગી આંખે તેમને જોયેલાં. હું મારા દેશબાંધવોને આજ દરેક લડાઇની પૂર્વે સાધવી પડતી આ આત્મયજ્ઞની સાધના વગર બીજું કશું ન સાધવા વીનવી રહ્યો છું. તમે ખુનામરકીમાં શ્રદ્ધા રાખનારા હો કે અહિંસામાં શ્રદ્ધા રાખનારા હો, આ આત્મયજ્ઞની—તાલીમની પરીક્ષા તમારે આપવી જ પડવાની. ઇશ્વર તમને તથા આપણા આગેવાનોને સદ્‌બુદ્ધિ આપો, હિંમત આપો; પ્રજાને તેના ઇષ્ટ ધ્યેય તરફ દોરી જવાનું સમ્યક્‌જ્ઞાન આપો. ઈશ્વર હિન્દુસ્તાનની પ્રજાને સત્ય માર્ગે દોરો અને કઠણ છતાં સહેલો એવો આ આત્મયજ્ઞનો માર્ગ આક્રમવાનાં દૃષ્ટિ, શક્તિ અને સાહસ આપો.

---

તા. ૨૯–૮–૧૯૨૦

# હિન્દુ પ્રત્યે

ખિલાફતના મામલામાં હિન્દુએ સર્વસ્વનો ભોગ આપવો કે નહિ એ વિષે હજી પણ હિન્દુના મનમાં દગદગો રહ્યા કરે છે એમ હું જોઉં છું. મેં તો ઘણાં વર્ષોથી નિશ્ચય કર્યો છે કે હિન્દુસ્તાનનું ભલું હિન્દુમુસલમાનની હાર્દિક એકતામાં જ રહેલું છે. તેથી જ સત્યાગ્રહને દહાડે એટલે તા. ૬ઠ્ઠી એપ્રિલે હિન્દુમુસલમાનની એકતા ઉપર ભાર મુકવામાં આવ્યો હતો. હિન્દુમુસલમાન એકતાનું મહત્ત્વ

અંગ્રેજી સલ્તનતની સાથેના સંબંધ કરતા હિન્દુમુસલમાનની એકતાને હું ઘણું વધારે મહત્ત્વ આપું છું. અંગ્રેજી સલ્તનતનો સંબંધ હિન્દુસ્તાનની આબાદીને સારૂ અનિવાર્ય નથી, પણ હિન્દુસ્તાનનું શ્રેય હિન્દુમુસલમાનના ઐક્ય વિના અસંભવિત છે. હિન્દુસ્તાનના ત્રણ ભાગ ચોથા ભાગની સાથે વેર રાખી કદી સ્વતંત્રતા ન જ ભોગવી શકે. સાત કરોડ મુસલમાનોનું નિકંદન પણ તેટલું જ અસંભવિત છે.

ઘણા હિન્દુ માને છે કે અંગ્રેજી રાજ્યથી હિન્દુ ધર્મની તો રક્ષા થાય છે, તેથી અંગ્રેજી સલ્તનતથી ગમે તેટલું બીજું નુકસાન થાય છતાં હિન્દુ ધર્મની રક્ષા થાય છે એટલો બદલો બસ છે. આના કરતાં હિન્દુને લજ્જાસ્પદ બીજો વિચાર મને તો લાગતો નથી. જો તેવીસ કરોડ હિન્દુ સાત કરોડ મુસલમાનોની સામે પોતાનો બચાવ કરવા તાકાત ન ધરાવતા હોય તો કાં તો હિન્દુ ધર્મ જ ખોટો છે અથવા તે ધર્મના માનનારા નાર્મદ અને અધર્મી હોવા જોઇયે. અંગ્રેજી રાજ્ય અને હિન્દુ ધર્મની રક્ષા

હિન્દુમુસલમાન વચ્ચે કૃત્રિમ સુલેહ પોતાની તલવાર વતી અંગ્રેજ સરકાર જાળવે તેના કરતાં હિન્દુમુસલમાન તલવારથી મુકાબલો કરી હિસાબ ચોખ્ખો કરી લે એ હું વધારે પસંદ કરૂં.

પણ જો આપણે મુસલમાનો સાથે તલવારથી મુકાબલો ન કરવા ઇચ્છતા હોઇયે, જો આપણે તેઓની સાથે સગા ભાઇની માફક રહેવા માગતા હોઇયે, જો આપણે તેઓનાં દિલ ચોરી લઇને મિત્રભાવે ગાયની, આપણાં મન્દિરોની અને આપણી સ્ત્રીઓની રક્ષા કરવા ઇચ્છીયે તો આજે પ્રાપ્ત થયેલો સુયોગ આપણે વધાવી લેવો જોઇયે. પાછો તેવો યોગ સો વર્ષ લગી નહિ આવે. અનન્ય સુયોગ

મીયાં અને મહાદેવને કદી ન જ બને એવું માનવું અયોગ્ય છે. મુસલમાનના અન્યાયના દાખલા જરૂર તવારીખમાં મળશે. પણ મુસલમાન ધર્મ ખાનદાન ધર્મ ખાનદાની સાથે ખાનદાની

છે. મુસલમાનો ખાનદાન છે. તેમનામાં બીજાઓ પ્રત્યે માન નથી, દયા નથી એવું હું માનતો નથી. તેમની ઉપર થયેલા ઉપકારનો બદલો વાળતાં તેઓને આવડે છે. એટલે હું તો દરેક હિન્દુને સલાહ આપું છું કે તેણે મુસલમાન ભાઇઓનો પૂરો વિશ્વાસ કરવો. મનુષ્યમાત્ર સ્વભાવે નિર્મળ હોય છે; મુસલમાનનો સ્વભાવ તે કાયદાના અપવાદરૂપે નથી.

આજ લગી આપણે એકતા મેળવવાના ખાનદાન પ્રયત્ન કર્યા નથી. ખાનદાન પ્રયત્નમાં બદલાની આશા ન હોય. ખાનદાની કંઇ વાણીઆનો હિસાબ નથી. મુસલમાનોની સાથે શરતો કરીને તેમને મદદ આપવી એ ન આપવા બરાબર છે. સાત કરોડનું દિલ શરતોથી ન બદલી શકાય. તેમનો વિશ્વાસ, તેમનું માન તો તેમને અણીને સમયે મદદ કરીને જ મેળવી શકાય. બદલો કેવળ ઇશ્વર પાસે જ માગવો જોઇએ. મારો હિન્દુ ધર્મ મને શીખવે છે કે મારે સારૂં કરતાં ફળની આશા ન કરવી, પણ સારાનું પરિણામ સારૂં જ હોય એવો વિશ્વાસ રાખવો. એ અનિવાર્ય કાયદો છે એમ સમજી કોઇ દૃષ્ટાંત તેનાથી વિરુદ્ધ આપણને મળી આવે તો આપણી ઓછી સમજને લીધે તેનો આપણે ઉકેલ નથી કરી શકતા એમ માનવું. તે અપવાદ રૂપે છે એમ માનવાનું કશું કારણ નથી. ઇશ્વર હમેશાં માણસની ભારે કસોટી કરે છે. જે ખરી ભીડમાં તેને ભૂલતો નથી એટલે સત્યનો વિશ્વાસ કરે છે તેને જ ઇશ્વર સહાય કરે છે. તેથી જ તે નિર્બળનો બેલી મનાયો છે.

પણ માનો કે હિન્દુએ પોતાની ખાનદાની બતાવી છતાં મુસલમાને દગો દીધો, તો શું હિન્દુ નામર્દ રહેવાના ? પોતાના ધર્મનો બચાવ કરવાની તેમની તાકાત નથી ? જો હિન્દુ પોતાના ધર્મનો બચાવ કરવાની શક્તિ મેળવવા માગતા હોય તો તે શક્તિ પણ તેઓ મુસલમાનોને સહાય આપતાં મેળવી લેશે; કેમકે મુસલમાનોને સહાય આપતાં હિન્દુએ દૃઢતા, વીરતા, સત્ય, આત્મભોગ, એકતા, યોજના ઇત્યાદિ મહાગુણોનું સેવન કરવું પડશે.

હિન્દુએ પોતાની નબળાઇને લીધે સહાય આપવી એમ મારૂં કહેવું નથી; પણ મુસલમાનો ન્યાયને રસ્તે છે, તેમણે અત્યારે યોજેલાં સાધનો પણ ન્યાયી છે, તેથી તેમને મદદ કરવાની તેમની પડોશી તરીકેની ફરજ ઉત્પન્ન થઇ છે. તે ફરજ તેઓ અદા નહિ કરે તો પોતાની ગુલામી વધારે સજ્જડ કરશે ને મુસલમાનોની મિત્રતા હમેશાંને માટે મેળવવાની તક ગુમાવશે. મદદ કરીને ગુલામી હઠાવશે ને મુસલમાનોને પોતાના કરી લેશે.

આમ વિચારતાં મુસલમાનોને મદદ કરવી એ દરેક હિંદુનો પરમ ધર્મ છે; કેમકે તેમ કરીને તે હિંદુસ્તાનનો ને પોતાના ધર્મનો સહેજે બચાવ કરી લેશે. આવી ફરજ બજાવતાં સાટાનો વિચાર કરાય નહિ અને ડર પણ રખાય નહિ. આવું શુભ ને મહાન પરિણામ લાવવામાં યજ્ઞ—મહાયજ્ઞ હોવો જોઇયે: એ યજ્ઞમાં આપણા ખિતાબો, આપણી વકીલાતો, આપણી દુન્યવી કેળવણીનો હોમ કરવો એ તો અલ્પ બલિદાન સમજું છું. હિન્દુ બલિદાન આપો યા ન આપો, દરેક હિંદુએ આ યુદ્ધનું રહસ્ય તો સમજી લેવું જોઇયે.

---

## આપણી ફરજ

જેલથી ડર્યા

પીર મહેબૂબશાહ પડ્યા. પીર મહેબૂબશાહ જોરાવર પુરુષ હતા. તેમને કોઇએ બચાવ ન કરવાની ફરજ નહોતી પાડી. તેમને પોતાના દીનની બહુ દાઝ હતી. છતાં જ્યારે ખરેખર પોતાને માથે જેલ આવી પડી ત્યારે ડરી ગયા. બે વર્ષની સાદી જેલ ભોગવવા પણ તૈયાર ન થયા. માફી માગીને જેલમાંથી છૂટયા. મુસ્લિમ માણસો પણ થોડું દુઃખ સહન કરવા તૈયાર નથી થતા તેનો શો અર્થ?

કાયરતાનું કારણ ગુલામી

આપણે કંઇ હમેશાં નામર્દ નહોતા. હિન્દુસ્તાનની પ્રજામાં દુઃખ સહન કરવાની શક્તિ થોડી ન હતી. આજ પણ થોડી નથી. છતા આપણે સામાન્ય દુઃખથી કેમ ડરી જાઇયે છીયે? જેલનાં દુઃખને હું ભારે દુઃખ ગણતો નથી. આવી દીનતાનું કારણ આપણી ગુલામી સમજું છું. આપણે ઘણા કાળથી એવી અધમ દશા ભોગવતા આવ્યા છીયે કે ખરી સ્વતંત્રતા ભૂલી ગયા છીયે. તેથી બહાર રહી આપણને માન મળો યા ન મળો, આપણો ધર્મ રહો યા ન રહો, પણ આપણે આપણા શરીરની સ્વતંત્રતા કેટલેક દરજ્જે જાળવી શકીયે એટલે આપણને સંતોષ રહે છે અને તેથી વિશેષ ઇચ્છતા નથી, તેથી જ્યારે શરીરને દુઃખ દઈ આત્માને છૂટો કરવાની વાત આવે છે ત્યારે આપણે કાયર જેવા લાગીયે છીયે.

એશઆરામની લાલચ

ઘણાં વર્ષની ગુલામી ભોગવી છે એટલું જ નહિ પણ તે ગુલામીમાં એશઆરામ આવી ગયા છે. અંગ્રેજી રાજ્યમાં કેટલાક માણસોને એશઆરામ ભોગવવાની તક મળે છે તેમાં શક નથી. જેમ ઉંદર રોટલાના કકડાને જોઇને ઉંદરીઆમા ચાલ્યો જાય છે, માછલું લોટની ગોળીઓ જોઇ જાળમાં સપડાઈ જાય છે, તેમ આપણે પણ કેટલાકને મળતા એશઆરામથી 'લલચાઇ' શુદ્ધ સ્વતંત્રતા ખોઇ બેસીયે છીયે.

પીર મહેબૂબશાહના કિસ્સાથી આપણે હારી જવાનું નથી, પણ જે વાતાવરણમાં ધીટ પુરુષો પણ પડી જઇ શકે છે એ વાતાવરણને બદલાવવાનો એવડો પ્રયત્ન કરવાની જરૂર છે. આપણે આપણી ગુલામીને ઓળખવી, તેમાંથી છૂટવા સારૂ શારીરિક સુખ જતું કરવું એટલે એશઆરામ તજવા અને જેલનાં દુઃખથી ન ડરવું.

વળી જેમ એક ગાડીમાં જોડાયેલા ઘણા બેલમાંથી એક માંદો પડે કે થાકી જાય તો બીજા તેનો બોજો ઉપાડી લે છે તેમ આપણે પણ એક મહેબૂબશાહ પડયા તો તેનો બોજો ઉપાડી લેવાની હિમ્મત રાખવી ઘટે છે.

આપણે જે જીત મેળવવાની છે તે જેવીતેવી નથી; તેમ જેની સાથે લડવું છે
ગુણ તે સરકાર પણ જેવીતેવી નથી. તેનામાં ગુણ અવગુણ બન્ને ભરેલા છે. એ સરકાર બહાદુર છે. તેના મંડળમાં એકસંપ છે, જ્ઞાન છે, યોજનાશક્તિ છે, આત્મભોગની તાકાત છે. તે નાસ્તિક છે, દંભી છે, તેનામાં છળકપટ છે. તે લલચાવે છે, ફોસલાવે છે, ડરાવે છે. બહાદુર હોઈ બહાદુરીને ઓળખે છે ને તેને વશ થાય છે. તેથી જો આપણે તે ઉપર જીત મેળવવા ઇચ્છીયે તો તેના કરતાં આપણે વધારે બહાદુર થવું. તેનામાં સંપ છે તેના કરતાં આપણામાં વધારે હોવો જોઈયે, તેના જ્ઞાન કરતાં આપણું જ્ઞાન વધારે શુદ્ધ હોવું જોઇયે, તેની યોજનાશક્તિને આપણે શરમાવે એવી જોઇયે, તેના આત્મભોગ કરતાં આપણો આત્મભોગ ચડતો જોઈયે. તેની નાસ્તિકતાને આપણે આસ્તિકતાથી જીતીયે, તેના દંભને આપણે નિખાલસતાથી જીતીયે, છળકપટને આપણી સચ્ચાઇથી જીતીયે, તેના ખિતાબોરૂપી લાલચોથી મો ગાળી દૂર નાસીયે, તેના સુધારાથી કે મોટા હોદ્દાથી ન ફોસલાઇયે, ડાયર જૉનસનના ડરથી આપણે ન ડરીયે.

'એવો દહાડો ક્યાંથી કે મીયાંના પગમાં જૂતી હોય'-એમ વિચારી નિરાશ થવાનું કશું કારણ નથી. સ્વતંત્રતા મેળવવી એનો અર્થ ઉપરની શક્તિઓ મેળવવી એ જ છે. આખી પ્રજા ક્યારે મેળવે એ સવાલ કરીયે તો આપણું મગજ ફરવા માંડે, પણ આપણે તેવી શક્તિ ક્યારે મેળવીયે એટલો જ સવાલ મન સાથે કરીયે તો બહુ સહેલું છે. જે આપણે કરીયે તે બીજા પણ કરી જ શકે એમ માનીયે. ન માનીયે તો આપણે અહંકારી ઠરીયે.

વાંચનારે બહાદુર થવું, સાચા થવું. આત્મભોગ દેવો, નીડર થવું, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવી. સરકારનાં ઇનામોથી ન લલચાવું. સરકારની ધાકધમકીથી ન ફોસ-

લાવું, એ મુશ્કેલ નથી. તે જ્યારે આટલું કરે ત્યારે તે સ્વતંત્ર બને છે; ને તેની સ્વતંત્રતાનો ચેપ બીજાને લાગ્યા વિના ન જ રહે. પ્રજાને લાગે ત્યારે પ્રજા સ્વતંત્ર બનશે. એક માણસ અને આખી પ્રજાને એક જ કાયદો લાગુ પડે છે. આખી પ્રજા રોગથી પીડાયેલી હોય છે ત્યારે, જોકે આખી પ્રજા એક ઇલાજ ન સમજે તોપણ જે સમજે તેની ફરજ જેમ તે ઇલાજ પોતાને સારુ યોજી લેવાની છે, તેમ આ ગુલામીના રોગમાંથી મુક્ત થવાના જે ઇલાજો છે તે પણ સમજનાર એક માણસે પણ યોજવાના છે.

---

## ત્રણ મોહ

હું જેમ જેમ ભ્રમણ કરું છું તેમ તેમ જોઉં છું કે લોકોને સરકારી નિશાળોનો, વકીલાતનો ને ધારાસભાનો ભારે મોહ છે. નિશાળો વિના છોકરા રખડશે, વકીલાત વિના ન્યાય નહિ મળે ને વકીલો ભૂખે મરશે, ને ધારાસભા વિના પ્રજાનો કારભાર નહિ ચાલે એવો ભ્રમ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી નથી ખિલાફતનો ઉકેલ થવાનો કે નથી પંજાબનો મામલો સીધો થવાનો. સરકાર પોતાનાં કાબુ ને બળ વધારતી જશે. લોકોનો ત્રિવિધ મોહ

સરકારી નિશાળમાં જે જ્ઞાન મળે છે તે મેળવવાની આપણામાં શક્તિ આવવી જોઇયે. ડિગ્રીનો મોહ જવો જોઇયે. ઘરમેળે ઇન્સાફ કરાવવાની આવડત આપણામાં હોવી જોઇયે. સરકારી અદાલતોમાં હમેશાં ઇન્સાફ મળે જ એવું તો નથી. મુનસફો વગેરે લાંચ લેતા પણ જણાયા છે; ભૂલથી, અજ્ઞાનથી ગેરઇન્સાફ કરતા પણ જણાયા છે. પ્રીવી કાઉન્સિલ સુધી જતાં પણ અન્યાય કાયમ રહ્યા જણાયા છે. તો પછી ઘરમેળે તે ન મળે એટલું સહન કરવા ઉપરાંત બીજો ગજબ કંઇ અદાલતોના ત્યાગથી નથી થવાનો. અને વકીલો વિનાના બીજા પણ પોતાની આજીવિકા મેળવે છે એમ માની વકીલો ધીરજ રાખી બીજી રીતે પોતાની આજીવિકા મેળવી શકે છે. ધારાસભાનો મોહ સર્વથી વિશેષ જોવામાં આવે છે, છતાં એ મોહ સમજવો મુશ્કેલ છે. જેઓને સરકાર પાસેથી ન્યાય મળવાની આશા છે તેવાને તો હું કંઇ નહિ કહી શકું. દારૂથી ફાયદો સમજનારની પાસે દારૂ છોડાવવાનો પ્રયત્ન મિથ્યા છે. પણ ઘણા તો સરકારને વિષે મારાથી પણ ઓછી શ્રદ્ધા રાખનારા છે. તેઓને તો શ્રદ્ધા અસલથી જ ન હતી, આજે નથી; તેઓ કેમ ધારાસભાથી લોભાય છે એ મારી સમજ બહાર છે. ત્રિવિધ મોહ કેમ ટળે?

"જ્યાં સુધી સરકારી વર્ગનું અંતઃકરણ શુદ્ધ નથી, જ્યાં લગી તેની દાનત સાફ નથી થઇ, જ્યાં સુધી પંજાબનાં પાપનું તેણે પ્રાયશ્ચિત્ત નથી કર્યું, જ્યા સુધી મુસલમાનોને દીધેલા દગાને તેણે સાફ નથી કર્યો, ત્યા સુધી ગમે તેટલાં ઉજળા દેખાતા સુધારાઓ મારે મન તો સોમલમિશ્રિત દૂધની જેમ ત્યાજ્ય છે. મિ. શર્મા અને ડૉ. સપ્રુની નીમણુક કારભારી મંડળમાં થઇ તેથી શું થયું ? એને તો હું લોકોને છેતરવાનો પ્રપંચ માનું છું. લૉર્ડ સિંહ ગવર્નર થાય તેથીયે શું ? તે બધી બેરો આપનાર કોણ છે? તેની દાનત એ આપવામા શી છે? પોતાની સત્તા વધારે મજબૂત કરવી, પંજાબ અને ખિલાફતના જખમને ભૂલાવવો. જખમ અંદર ઘર કરતો જાય ને ઉપરથી રૂઝાતો દેખાય એવી મલમપટી આપનાર તબીબને આપણે કેવું વિશેષણ આપીયે ?

જુઓ ના. વાઇસરાય સાહેબનું ભાષણ. તેઓ કહે છે કે પંજાબ વિષે સરકારના ટીકાકારોને જવાબ આપવાની તેઓ શક્તિ ધરાવે છે, છતાં જવાબ આપવાનું દુરસ્ત ધારતા નથી. છેવટનો ન્યાય તેઓ ભવિષ્યના ઇતિહાસકર્તાને સોંપે છે. ના. વાઇસરાય સાહેબ ભૂલી જાય છે કે છેવટનો ન્યાય તેઓ તો આપી ચુકયા છે. સર માઇકલ ઓડવાયરને પોતે નિર્દોષ ઠરાવ્યા છે; જનરલ ડાયરે અક્કલ ઓછી વાપર્યા ઉપરાંત કંઇ ગુન્હો નથી કર્યો; બીજા અમલદારોએ ગુન્હો કર્યો જ નથી; કર્નલ ઓબ્રાયન વગેરે નિર્દોષ ઠરી માનીતા હોદ્દેદાર તરીકે ઓળખાય છે; રોલેટ ઍક્ટ કાયમ છે; આ પંજાબનો છેવટનો ઇન્સાફ. હવે ઇતિહાસ શું કહેશે ? કદાચ ભવિષ્યમાં તેમને અયોગ્ય અધિકારી ઠરાવશે; સર માઇકલ ઓડવાયરને નીરોનું ઉપમાન આપશે. તેથી શું? તેથી કંઈ પ્રજા આજે પીડા ભોગવી રહી છે તેમાંથી મુક્ત થઇ શકે તેમ છે? દરદીના મરણ પછી બીજુ અને ખરૂ નિદાન થાય તેથી દરદીને શો લાભ? આપણે તો પંજાબને સારૂ આજે ન્યાય માગીયે છીયે. જો આપણે એક પ્રજા હોઇયે તો એક પણ પંજાબીને પેટે ચાલવુ પડ્યું તે હિન્દુસ્તાન પેટે ચાલ્યા બરાબર છે એમ માનીયે. પાપનું પ્રાયશ્ચિત્ત કર્યા વિના સરકારને લોકોની પાસેથી સહકાર માગવાનો હક નથી. લોકોથી સરકારની મહેરબાનીની ગ્રહણ થાય નહિ.

હવે તપાસો ખિલાફત ઉપરનું તેમનું ભાષણ. તેઓ મુસલમાનોની લાગણી મિત્ર-રાજ્યો પાસે મુકી ચુકયા એટલે કે તેમની માગણી ન્યાયી હોવાનો તેઓ સ્વીકાર કરે છે. પણ મિત્રરાજ્યો જે કંઈ કરે તેની ઉપર આપણી સરકારનો કાબુ ન હોય એમ કહી તે નિર્દોષ ઠરવા માગે છે. આ અસત્ય છે. હિન્દી સરકાર જાણે છે કે

આખું જગત જાણે છે કે તુર્કીની સાથેના કરારો ઘડવામાં ને તે કબૂલ કરાવવામાં અંગ્રેજ સરકારનો મુખ્ય ભાગ છે. તેઓ જાણે છે કે મિ. લૉઇડ જ્યૉર્જ ધારત તો જરૂર પોતાનું વચન પાળી શકત અને મુસલમાનોની લાગણીને માન આપી શકત. પણ તેમનો ઇરાદો જ તુર્કીનો નાશ કરવાનો ને ઇસ્લામની જડ ઢીલી કરવાનો હતો. આમ છતાં ખિલાફત બાબત બધું કરી ચુક્યા કહીને વાઇસરાય સાહેબ નીકળી જવા માગે છે, તેનો અર્થ એ થયો કે તે પ્રજાને ભમાવે છે.

સ્વમાનવાળી પ્રજાનો કાયદો

આવા અન્યાયોને દૂર કરવા પ્રજા અસહકાર જેવું નિર્દોષ શસ્ત્ર ધારણ કરવા મથી રહી છે તેને તેઓ સાહેબ હસી કાઢે છે. મૌલાના શૌકતઅલીને અને મને પકડવાનો વિચાર બંધ કરીને અસહકારને હસી કાઢવાનો નિશ્ચય કર્યો છે. જો આ નિશ્ચયની સાથે પાખંડનું મિશ્રણ ન હોત તો હું ના૦ વાઇસરાય સાહેબને મુબારકબાદી આપત. જનરલ ડાયરની કતલ જંગલી હથિયાર છે, હાંસીથી અમુક હીલચાલને મંદ કરવી એ સુધરેલું હથિયાર છે. અને જો પ્રજા અસહકાર નહિ કરે અને પેટે ચાલવાનું અપમાન પી જશે તો જરૂર પ્રજાની હાંસી થશે. જે હાથ નિર્દોષ પ્રજાના લોહીથી ખરડાયેલા છે, જે કલમથી ઇસ્લામનું અપમાન થયું છે, તે હાથે, તે કલમે મળેલ પાયતખ્ત પણ ત્યાજ્ય હોવું જોઇયે એવો પોતાનાં દીન અને માન જાળવનારી દરેક પ્રજાનો કાયદો હોવો જોઇયે.

એથી મારી ઉમેદ છે કે પ્રજા મક્કમપણે અસહકારનું પ્રથમ પગથીઉં ભરી પોતાનું માન જાળવશે, ત્રિવિધ મોહને ત્યાગશે અને ના૦ વાઇસરાયની હાંસીને સારૂ તેમની પાસે પશ્ચાત્તાપ કરાવશે.

---

# મદ્રાસ ઈલાકાની મુસાફરી

**મદ્રાસની શ્રદ્ધા**

શ્રદ્ધા છતાં નિરાશા

પંજાબની મુસાફરીનાં સ્મરણો હું નથી આપી શકયો. ભાઇ મહાદેવ દેસાઇએ તેનો ચિતાર આપ્યો છે. સિંધનાં સ્મરણો પણ લખવાનો મારો ઇરાદો હતો, પણ તેટલો વખત નથી મળી શકયો. સિંધીનો જુસ્સો કંઈ ઓછો ન હતો. કયાં વધારે અનુભવ્યો એ કહેવું મુશ્કેલ છે. છતાં મદ્રાસના લોકોએ મારા મન ઉપર હમેશાં વિલક્ષણ અસર કરી છે. મદ્રાસમાં અમારે બન્ને ભાઇઓને અંગ્રેજીમાં ભાષણ કરવાં પડયાં છે. જ્યાં મુસલમાનો ઘણા વધારે હતા ત્યાં કોઇ કોઇ જગ્યાએ ભાઈ શૌકતઅલી હિન્દુસ્તાનીમાં બોલતા. આમ છતાં લોકો અતિશય શાન્તિથી સાંભળ્યા કરતા હતા. તેની અસર મારા મન ઉપર બહુ થતી હતી. મદ્રાસની શ્રદ્ધાનો પાર નથી. લોકોની નિર્મળતા ઘણી જ છે.

એ વખતનો ભાઈ શૌકતઅલીનો પ્રફુલ્લિત ચહેરો જોવાલાયક હતો. આમ ગુજરાતીઓ દૂર દેશમાં પણ વિવેક, મર્યાદા, પ્રેમ ઈત્યાદિ બતાવ્યાં કરે છે ને જાહેર કામમાં હિસ્સો આપ્યાં કરે છે એથી હું અત્યંત હર્ષ પામ્યો.

### સ્વદેશી

ગુજરાતીઓ સ્વદેશી ચળવળને પણ સુંદર રીતે ઉત્તેજન આપી રહ્યા છે. કાલીકટમાં નાનકડી છોકરીઓને પણ સૂતર કાંતતાં શીખવ્યું છે. આ છોકરીઓએ રેંટીયો ચલાવતાં રેંટીયાનું ગીત પણ અમને સંભળાવ્યું હતુ. આ ચળવળ અને કાલીકટ કોચીનમાં ગુજરાતીઓની કેટલીક જાગૃતિ કેવળ એક ભાઇના સાહસને આભારી છે. કેટલાક ગુજરાતીઓ જેઓ પૈસે-ટકે સુખી છે તેમને ખાદીનાં કપડાં પહેરતા જોઈ હું બહુ રાજી થયો.

### એક હોશિયાર ગુજરાતી

સ્વદેશી ચળવળ ગુજરાતીઓ દૂર બેઠે ચલાવી રહ્યા છે એથી બધા ગુજરાતી કદાચ મગરૂર નહિ થાય, પણ જે કિસ્સો હું હવે વર્ણવું છુ તે તો બધા વધાવી લેશે એવી મારી ખાત્રી છે. કાલીકટમાં મારા ભાષણનો એક મલબારી ભાઇએ તરજુમો કર્યો. તેથી લોકોને સંપૂર્ણ સંતોષ ન થયો. જાણનારા કંઈ ભૂલ કાઢી રહ્યા હતા. જ્યારે ભાઈ શૌકતઅલીની વારી આવી ત્યારે ભાઇ મથુરાદાસ તરજુમો કરવા તૈયાર થયા. તેમને સૌ ઓળખતા હતા. તેમને શ્રોતાઓએ વધાવી લીધા તેમણે મલયાળી ભાષામાં ભાઇ શૌકતઅલીના અંગ્રેજી ભાષણનો એવો સુંદર તરજુમો કર્યો કે બધાંનાં મન હરી લીધા. એમ કહેવાય છે કે અંગ્રેજીનો એક પણ ભાવ ભાઈ મથુરાદાસના મલયાળીમાં રહી ગયો ન હતો. ભાઇ મથુરાદાસ ગુજરાતી, મલયાળી ને અંગ્રેજી ત્રણે ભાષા સારી રીતે જાણે છે ને તેમનો અભ્યાસ થોડો કોચીનની સામાન્ય નિશાળમાં ને બાકી અનુભવનો જ છે. પોતે જાતે વેપારી છે, પણ રાજ્યપ્રકરણી પ્રશ્નોનું સારૂ જ્ઞાન ધરાવે છે. આ તરફના ગુજરાતીઓ ઘણે ભાગે બે ત્રણ પેઢી થયાં કુટુંબસહિત વસેલા છે. ઘણાનો તો જન્મ પણ ત્યાં જ થયેલો હોય છે. તેઓ પોતાને વતન વખતોવખત આવી વતન સાથે સંબંધ રાખે છે, અને જ્યાં વસે છે ત્યાં અતડાઇથી નહિ રહેતાં હળીમળીને રહેતા જોવામાં આવે છે મુખ્યત્વે કચ્છ કાઠીયાવાડના ભાટીયાં અને વાણીઆઓ વેપાર અર્થે જઇ વસેલા જોવામાં આવ્યા.

### અમારી રોજનીશી

નીચે પ્રમાણે અમારી મુસાફરીની નોંધ છે:

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦ | ઑગસ્ટ | મુંબઈ છોડ્યું | ૧૯ | ઑગસ્ટ | માંગલોર |
| ૧૨-૧૩ | ,, | મદ્રાસ | ૨૦ | ,, | સેલમ |
| ૧૪ | ,, | અંબુર ને વેલોર | ૨૧ | ,, | સેલમ ને બંગલોર |
| ૧૫ | ,, | મદ્રાસ | ૨૨ | ,, | મદ્રાસ |
| ૧૬ | ,, | તંજાવર અને નાગોર | ૨૩ | ,, | બેઝવાડા |
| ૧૭ | ,, | ત્રિચિનાપલ્લી | ૨૫ | ,, | મુંબઇ |
| ૧૮ | ,, | કાલિકટ | ૨૬ | ,, | અમદાવાદ |

એકીવખતે પૂરા ચોવીસ કલાક અમે મદ્રાસ સિવાય કોઇ જગ્યાએ રહી શકયા નથી. અને મદ્રાસમાં પણ પહોંચ્યા ત્યારે જ ચોવીસ કલાક રહેલા. પછી તો બીજે જતાં મધ્યબિંદુ હોવાથી મદ્રાસ આવતું હતું એટલે થોડા કલાક રહી જતા. સેલમથી બંગલોર ૧૨૫ માઇલની મુસાફરી મોટરથી કરવી પડી હતી. આટલા ઝપાટાથી મુસાફરી કરવી એ વધારે પડતું હતું. પણ આમંત્રણો એટલા બધી જગ્યાએથી આવતાં કે ના પાડવી યોગ્ય ન લાગતું. વળી જેટલે ઠેકાણે અમારો સંદેશો પહોંચાડાય તેટલે પહોંચાડવાનો લોભ પણ ખરો

---

## ¶ ॥ सत्यं शिवं सुन्दरम् ॥

ગાંધીજીને અને શૌકતઅલીને અનેક ઠેકાણે માનપત્રો આપવામાં આવ્યા છે, પણ જે એક માનપત્રે એમના મનનું હરણ કરી લીધું એમ કહેવાય તે મલબાર કિનારા ઉપર કાલિકટ અને માંગલોરની વચ્ચે આવતા કાસરગોડ સ્ટેશન ઉપર આપવામાં આવેલું માનપત્ર. એ માનપત્રનો ભાવાર્થ નીચે આપું છું:— 'નમૂનેદાર માનપત્ર

**પ્રિય અને પૂજ્ય બન્ધુઓ,**

"અમે, કાસરગોડ તાલુકાના લોકો, અમારા જીલ્લામાં આપનાં પ્રથમ પગલાં થતાં આપને દિલોજાનીભર્યો આવકાર આપીએ છીએ. આપના વિધવિધ વ્યવસાયો વચ્ચે, ખુણામાં પડેલા અમારા કાનડા પ્રાંતની મુલાકાત માટે આપ અવકાશ કાઢી શક્યા એ અમારે મન મોટા આનંદ અને માનની વાત છે; અને એ માનને માટે અમારો અંતરનો આભાર અમે પ્રગટ કરીએ છીએ

પૂજ્ય બંધુઓ, બાળકને જેમ કાંઇ દુઃખ થાય કે લાગલું જ પોતાની માતા તરફ વળે છે તેમ પીડિત, અપમાનિત હિન્દ આ અણીને વખતે સહાય અને માર્ગદર્શન માટે તમારા તરફ જોઇ રહી છે. અને સ્વદેશી અને અસહકારના આધ્યાત્મિક અસ્ત્રો વડે, અમને શંકા નથી કે આપણે આપણું પુરુષાતન પ્રતિપાદન કરી શકશું અને બ્રિટિશ સામ્રાજ્યમાં સરખા ભાગીદાર તરીકે આપણું સ્થાન સ્વીકારાવી શકશું. પ્રિય બંધુઓ, અમને આપના પુરાતન ઋષિઓના દુર્ધર્ષ ઉત્સાહ અને આત્મબળનો આપનામાં પુનરુદ્ધાર થયેલો જણાય છે, અને દેશના પવિત્ર અને ઉદાત્ત કાર્ય માટે આત્મા નિવેદિત કરનારા આપના જેવા રાજદ્વારી સાધુઓમાં જ અમારી એકપૂરી આશા સમાયેલી છે. અસહકારના તમામ પગથીઆં ચડવાનું અમારે માટે ન હોય, પણ આપને અમે ખાત્રી આપીએ છીએ કે અમારી શક્તિ પ્રમાણે નમ્રભાવે આપે દોરેલી રેખામાં જેટલે અંશે જવાય ત્યાં સુધી અમે જવાની ઉમેદ રાખીએ છીએ, અને આપે જે લડત આપની કરી લીધી છે તેમાં અમે અમારી ખરી દિલસોજી અને ટેકો આપીએ છીએ.

આપની બિરાદરીમાં હિન્દુમુસલમાન ઐક્યનો ઉદાત્ત અને જીવન્ત દૃષ્ટાન્ત જોઇને અમારાં હૈયાં હર્ષ અને ઉત્સાહથી ઉભરાય છે, અને અમને તો એ બિરાદરીમાં આપણા ઉજળા ભવિષ્યની આશા રહેલી લાગે છે.

અંતે અમે આશા રાખીયે છીયે અને પ્રાર્થના કરીયે છીયે કે આપ ઘણાંઘણાં વર્ષો સુધી અમો વચ્ચે વિરાજો, કે પરિણામે આપણી ભારતમાતાની પુરાણી કીર્તિ અને જહોજલાલીના પુનરુજ્જીવનના આપના ઉદાત્ત પ્રયત્નો સફળ થાય ”

આ માનપત્ર વિષે ગાંધીજીએ પોતાના ઉદ્‌ગારો મુક્તકંઠે, માંગલોરના ભાષણમાં નીચે પ્રમાણે પ્રગટ કર્યા હતા:

“ અમારી મુસાફરી દરમિયાન અમને અનેક જગ્યાએ માનપત્રો મળ્યાં છે, પણ મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે કાસરગોડમાં આપવામાં આવેલા માનપત્રના જેવું સાચું માનપત્ર એકે નહિ હોય. એને હું ‘સાચું’ કહું છું કારણ એમાંનાં વિશેષણો ઘણાખરાં સાચાં હતાં. એમાં અમને ‘ પ્રિય અને પૂજ્ય બંધુઓ ’ તરીકે સંબોધ્યા છે. ‘ પૂજ્ય ’ વિશેષણ અમને ભારે પડે છે, પણ ‘ પ્રિય ’ વિશેષણ તો અમને વ્હાલું લાગે છે, અને એથીયે વધારે વ્હાલું તો લાગે છે અમને મધુરૂં નામ ‘બંધુઓ’. એ માનપત્ર આપનારાઓ અમારા પ્રવાસનો હેતુ સમજ્યા છે. અમને લાગે છે કે અમારા કરતાં વધારે ગાઢું સગપણ ધરાવનારા બીજા બે સગા ભાઇઓ ભાગ્યે જ હશે. એક ધ્યેય લઇને એક જ કાર્યમાં અમારા કરતાં વધારે પ્રેમથી પરોવાઇ ગયેલા બીજા બે સગા ભાઇઓ કોઇ ભાગ્યે જ હશે. એ ભાઇબંધીથી મારી છાતી અભિમાનથી ઉછળે છે, અને એ માનપત્રમાં મને અને શૌકતઅલીને સગા ભાઇઓ કહીને સંબોધ્યા છે એથી અમારા હર્ષનો પાર રહેતો નથી. આગળ જતાં હિન્દુ-મુસલમાન ઐક્ય અમારામાં મૂર્તિમંત થયું એ ભાઇઓ જુએ છે અને હું તમને કહેવા માગું છું કે એ ઇષ્ટ ઐક્યનો દાખલો અમે ન બેસાડીયે, અમે એ બંને કોમોની અખંડ ગ્રંથી ન સાંધી શકીયે તો બીજું કોણ તેમ કરી શકશે ? કાંઇ અતિશયતા વિનાની અને અલંકાર વિનાની ભાષામાં પછી ખિલાફત અને પંજાબ માટેની લડતનું રહસ્ય એમાં જણાવવામાં આવ્યું છે, અને પછી સાદી અને મધુરી ભાષામાં સત્યાગ્રહ અને અસહકારનું તાત્પર્ય એમાં વર્ણવ્યું છે. અંતે એક નિખાલસ અને નિર્મળ વચન એમાં આપવામાં આવ્યું છે. અમારી કઠણ જંગી લડત માટે તેઓ મુક્તકંઠે પોતાની દિલસોજી અને ટેકો આપવાની મરજી દાખવે છે, છતાં બધાં પગલાં ચડવાને માટે તૈયાર ન થઇયે એમ પણ નમ્રપણે તેમાં જણાવવામાં આવ્યું છે. અને સાચાં કરતાં વધારે સબળ વચનો બીજાં કયાં હોય ? એટલે જ સાચાં અને સબળ વચનોમાં એઓ કહે છે કે એઓ અસહકારમાં અમારી સાથે અમુક અંશે નહિ રહી શકે તે પ્રયત્નને અભાવે નહિ પણ કેવળ શક્તિની ખામીને લીધે જ. આથી વધારે સુંદર માનપત્રની મને ઇચ્છા નથી, આથી વધારે અહકાં વચનની અમને ઇચ્છા નથી. તમે માંગલોરના લોકો આ માનપત્ર આપનારાઓની કોટિએ પણ રહી શકો તો અમને સંતોષ જ છે.”

પુનઃ જણાવવાની જરૂર નથી કે એ માનપત્રનું સત્ય જ પ્રિય અને રુચિકર થઇ પડ્યું-આપણે ‘सत्यं शिवं सुन्दरम्’ નું રહસ્ય સમજી જઇયે તો સત્વર આપણું શ્રેય સાધી શકીશું-

મહાદેવ હરિભાઇ દેસાઇ

તા. ૫-૯-૧૯૨૦

## 'નવજીવન'નું નવું વર્ષ

'નવજીવન'ની મુશ્કેલીઓ

'નવજીવન' એક વર્ષનું થયું. તેની ઉપર આપત્તિઓ ઘણી આવી. તે છતાં પહેલું વર્ષ તે પૂરું કરી શક્યું છે. મારા બધા ઇરાદાઓ હું પાર નથી પાડી શક્યો. છાપખાનાની અગવડો, કાગળોની મોંઘવારી, વ્યવસ્થામાં ખામીઓ, વગેરે ઉપાધિઓને લીધે જેટલાં પાનાં આપવાની ધારણા હતી તેટલાં નથી આપી શકાયાં.

કેટલાક ઑનરરી એજન્ટોએ કામ આપ્યો તેથી ગ્રાહકોને અગવડ પડી છે. એ અખતરો નિષ્ફળ જવાથી મને દુઃખ થયું છે. 'ઑનરરી' પ્રીત્યર્થે થયેલું કામ ભાડૂતી કરતાં ઘણું વધારે સારું હોવું જોઇયે; પણ તેટલી હદ સુધી આપણે પહોંચ્યા નથી. સેવાધર્મની ભાવના ફેલાઇ છે, તે શક્તિ હજુ કેળવાયેલી નથી.

આ મુશ્કેલીઓ સાથે મારી અંગત મુશ્કેલીઓએ પણ મને મતાવ્યો છે તેથી જે જે વાનીઓ હું વાચનારની આગળ મુકવા ધારતો હતો તે નથી મુકી શક્યો. પત્રનું તન્ત્રીપણું જાતે કરવું ને ભ્રમણ કરવું એ બે કાર્ય સાથે કરવાં અશક્ય ન હોય તોપણ મુશ્કેલ તો છે જ. એથી કેટલુંક લખવાનું હું નથી કરી શક્યો. ચર્ચાપત્રીઓને દોરવતાં મને આવડે છે, તેઓને ઉત્તેજન આપવાની મારી ઇચ્છા હું પૂરી કરી શક્યો નથી.

'નવજીવન' અને અભણવર્ગ

આવી અનેક પ્રકારની ખામીઓ છતાં 'નવજીવન' ખતથી વંચાય છે એ મને ઓછો સન્તોષ નથી. હું તેમાં આવતા વિચારોનો અમલ અભણવર્ગમાં પણ થાઓ એવું ઇચ્છું છું. તેથી વાચનાર જેઓ 'નવજીવન'ના વિચારોમાં ભાગ લે છે તેઓ અભણવર્ગને પણ 'નવજીવન' વંચાવે એમ માગી લઉં છું. તેને વધારે વાચવાલાયક બનાવવાનો પ્રયત્ન તો કર્યા જ કરીશ.

---

## ગુજરાતની પસંદગી

ગુજરાતના દૃઢ આગેવાનો

ગુજરાતે પોતાનો ભાગ સારો ભજવ્યો છે. જે મહત્ત્વના સવાલનો નિર્ણય પરિષદે કર્યો છે તેવો સવાલ અગાઉ કદી પરિષદ આગળ આવ્યો નથી અને એક સૈકા લગી કદાચ નહિ આવે. તેવે સમયે આપણને દૃઢ આગેવાનની જરૂર હતી, તે મળી ગયા. રા. વલ્લભભાઈ પટેલનું ભાષણ અને ખુજરગ અબ્બાસ તૈયબજીનું ભાષણ

વાંચતાં સૌ કોઇ કબૂલ કરશે કે તેમનાં ભાષણ દૃઢ, વિનયથી ભરેલાં, અને દ્વિઅર્થથી રહિત હતાં. સ્વાગત મંડળના પ્રમુખે સાદામાં સાદી ગુજરાતી ભાષામાં અસરકારક રીતે પોતાના વિચારો ટુંકામાં બતાવી આપ્યા. રા. અબ્બાસઅલીની ભાષા વિષે આપણે કંઇ ન કહી શકીયે, કેમકે તેમનું અસલ અંગ્રેજીમાં હતું. બીજાં ભાષણો ટુંકાં ને સરળ હતાં. એવાં ટુંકાં છતાં એટલાં સીધાં પ્રમુખોનાં ભાષણો મેં ભાગ્યે જ જોયાં કે સાંભળ્યાં છે.

જેવા પ્રમુખ તેવી જ પરિષદ્ હતી. પરિષદે જે ઠરાવો પસાર કર્યા તેમાં કંઇ કચાશ નથી રાખી. ઠરાવોની પાછળ શરત છે જ નહિ. એ ઠરાવોનો અમલ તુરત જ શરૂ કરવાનો છે.

આજ લગી જે ઠરાવો કર્યા છે તેમાં કંઇક સરકારને કરવાપણું હતું. હવે આપણે જ કરવાનું રહ્યું.

પરિષદ્‌ને ચેતવણી ખૂબ મળી છે. આગેવાનોએ બધાં જોખમોની ચેતવણી આપી છે. પ્રજામાં પોતે કરેલા નિશ્ચયનો અમલ કરવાની તાકાત નહિ હોય તો પ્રજાની આબરૂ જશે એ સારી પેઠે સમજાવવામાં આવ્યું છે. કદાચ મહાસભા જ અસહકાર અથવા તેના સૂચવેલા ક્રમની વિરુદ્ધ મત આપે તોપણ પરિષદે એક અવાજે અસહકારનો સ્વીકાર કર્યો છે.

ગુજરાતીઓ વ્યવહારકુશળ ગણાય છે, આવેશમાં ઠરાવ કરતા નથી. ગુજરાતીની લાજ ઠરાવ કરીને જેટલી વધી છે તેટલી જ ઠરાવનો અમલ નહિ કરવાથી જશે. અને ગુજરાત જો પોતાના નિશ્ચયમાથી હઠે તો હિન્દને પણ નુકસાન થાય. કાર્યનો અનારંભ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે. પણ જો આરંભ કર્યો તો તેને ગમે તેમ કરીને પણ પાર ઉતારવું એ મનુષ્યમાત્રની ફરજ છે.

ગુજરાતીઓ ભારતમાતાના માનના ટ્રસ્ટી બન્યા છે. પ્રભુ તેમને દૃઢતા આપો.

પરિષદે ધારાસભાનો, સરકારની નિશાળોનો, અદાલતોનો બહિષ્કાર ઠરાવ્યો છે. માનઅકરામવાળાને તેનો ત્યાગ કરવાની પરિષદે વિનન્તિ કરી છે. સ્વદેશીનો સંપૂર્ણ સ્વીકાર કરી બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાની સૂચનાનો ઘણા વધારે મતે ઇનકાર કર્યો છે. ના. ડયુક આફ કૅનૉટ પધારે ત્યારે તેમને આવકાર આપવાનો વિરોધ કર્યો છે. સિપાહી, મહેતા અને મજૂરવર્ગને મેસોપોટેમિયાની ભરતીમાં નહિ જવાની સલાહ આપી છે.

આનો અર્થ નીચે પ્રમાણે થયો:

૧. માનચાંદવાળાએ માનચાંદ વગેરે છોડી દેવા.

૨. વકીલોએ પોતાની વકીલાત છોડી તકરારોના ખાનગી ચુકાદા કરવાની ગોઠવણ કરવી.

૩. માબાપોએ પોતાનાં છોકરાંને જેમાં સરકારનો જરાયે હાથ હોય એવી નિશાળો-માંથી ઉઠાડી લેવાં. મોટી ઉમરે પહોંચેલા વિદ્યાર્થીઓએ પોતે નિશાળો કે કૉલેજોનો ત્યાગ કરવો.

૪. વોટરોએ પોતાનો વોટ ધારાસભામાં જનાર કોઈ પણ ઉમેદવારને ન આપવો અને ઉમેદવારોએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લેવી.

૫. દરેક સ્ત્રી, પુરુષ, બાળકે સંપૂર્ણ સ્વદેશીનું પાલન કરવું ને તે પાલન કરવા સારુ ઘેર ઘેર કાંતવા વણવાનું કરવું.

આથી જોઈ શકાશે કે પ્રજાએ ઓછી જવાબદારી નથી વહોરી લીધી. તેમ છતાં એ જવાબદારીમાં ઉપદ્રવનો ભય નથી. માત્ર લોકોની કાયરતા અથવા આળસનો જ ભય છે. ઉપલા ક્રમમાં પૈસાની નુકસાની પણ કંઈ નથી છે.

અદાલતોની અવેજીમાં શું? નિશાળોની અવેજીમાં શું? એ સવાલના જવાબો-માં પરિષદે પંચો મારફતે ઇન્સાફ મેળવવાની યોજના સૂચવી છે ને નવી નિશાળો કાઢવાની અથવા ચાલુ નિશાળોને પ્રજાની બનાવવાની યોજના સૂચવી છે.

આમ છાપતાં તો બધું સુન્દર લાગે છે. પુષ્કળ કામદારો વિના કંઈ થઈ શકવાનું નથી. કામદારો પણ હિંમતવાન, નીતિમાન, સમજુ, વિવેકી અને ખંતીલા હોવા જોઈએ. આવા કામદારો આપણને મળી શકે તો ગુજરાત આજે જે પરતન્ત્ર દીસે છે તે કાલે સ્વતન્ત્ર થઈ જાય અને ગુજરાત સ્વતન્ત્ર થાય તો તેટલે દરજ્જે ભારતવર્ષ પણ થયું ગણાય. કામદારોની જરૂર

ઉપરના ક્રમમાં આખી પ્રજાને કંઈક કરવાનું તો આવી જ જાય છે. એક-બીજાની રાહ જોઈને બેઠાં રહેવાથી કામ નહિ સરે, પણ જેનાથી જેને જેટલું થાય તેને તેટલું તેણે કરી નાખવું.

તા. ૫-૯-૧૯૨૦

# એક ડેપ્યુટી કમીશનરનું ખુન

જ્યારે મેં સાંભળ્યું કે ડેપ્યુટી કમીશનર મિ. વિલોબીનું ખુન એક મુસલમાને કર્યું ત્યારે જ મને લાગી આવ્યું કે હું ત્યાં હોત તો કેવું સારૂં થાત, અને જો મેં તે ઘા લીધો હોત તો તેથી જેટલી ઇસ્લામની અને હિન્દની સેવા હું કરી શકત તેટલી બીજી રીતે ન જ કરી શકું, મારા તે વેળાના મરણનું પરિણામ એ આવત કે આખા જગતને આપણી લડતની શુદ્ધતાનો વિશ્વાસ આવત; અને તે વિશ્વાસમાં આપણી જીતનું મૂળ રહ્યું છે.

આ ખુનથી આપણને નુકસાન થયું છે. જે શાંતિ લડતમાં હતી તેમાં થોડો અશાંતિએ પ્રવેશ કર્યો છે. પ્રમાણમાં જે નિર્ભયતા અંગ્રેજોને હતી તેમાં ઘટાડો થયો છે. તેથી વેર લેવાનું, દાબ વધારવાનું શરૂ થશે. આપણી ભૂલથી વધેલો દાબ આપણને નુકસાન કર્યા વિના ન રહે.

આપણી લડતમાં છાનું કંઇ જ નથી. જે વિચારો આપણે કરીયે છીયે તે ખુલ્લા કહીયે છીયે. આપણે અસહકારની લડતમાં ખુનામરકી કરવા ઇચ્છતા જ નથી તેથી આપણે આ ખુનને વખોડી કાઢવાની જરૂર છે. છાપાંમાં ને સભાઓમાં વખોડીયે એટલું બસ નથી. આપણી ખાનગી વાતોમાં, આપણા મનમાં પણ વખોડવું જોઇયે.

આ વેળા હું જે લખું છું તે જે પ્રમાણે હું અહિંસા ઓળખું છું તેને જ લાગુ પડે છે એમ નથી. હું જે લખી રહ્યો છું તે કેવળ સામાન્ય નીતિની દૃષ્ટિએ છે.

જો અસહકાર ખરેખર ખુનામરકી વિના જ ચલાવવો હોય તો આપણે ખુનામરકી બંધ કરવી આપણી પ્રથમ ફરજ સમજીયે. જો ખુનામરકીના ત્યાગનો દાવો કરતા છતા ખુનામરકી છૂપી કે ઉઘાડી રીતે પસંદ કરીયે તો આપણે દગો જ કર્યો કહેવાય.

ખુનામરકી થાય તો પ્રજા અસહકાર ન ચલાવી શકે. આખા હિન્દુસ્તાનમાં ત્રાસ ચાલે અને પ્રજા પોતે જ ડરી જાય ને અસહકાર કરનાર પછી તો કોઈ રહે જ નહિ. આટલું તુરત સમજી જવાય તેવું છે ને અસહકાર ચલાવી રહેલા મુખ્ય માણસો આ વાત સમજી ગયા છે, તેથી જ ખુનામરકીરહિત અસહકાર ચાલે છે.

પણ હું જાણું છું કે કેટલાક મુસલમાનો આવા ખુનને પસંદ કરનારા છે. હિન્દુ પણ તેવું માનનારા છે એમ હું જાણું છું. આયર્લૅન્ડમા ચાલતી ખુનામરકીનો કિસ્સો ઘણાઓ હેતથી વાંચી રહ્યા છે. ઘણા માને છે કે બૉમ્બ ન ફૂટત તો બંગાળ પાછું સંધાત નહિ. ધિંગરાએ કરેલા ખુનથી ફાયદો થયો છે એમ કોઇ માનનારા છે. હું તો અવશ્ય માનુ છુ કે ખુનામરકી કરવાથી ફાયદો થતો જ નથી; અને કેટલીક વેળા ક્ષણિક ફાયદો થયો દેખાય છે તે છેવટે નુકસાનકારક નીવડે છે. અગ્રેજોની જાતને હું હાર માનુ છુ તેઓમા પાપ વધ્યુ છે. લોભ, દંભ, ક્રોધ, જૂઠું, અન્યાય ખૂબ વધતા ચાલ્યા છે. મદનો પાર નથી. જર્મનોને આવા અવગુણો ખીલવવા હવે અવકાશ જ ન રહ્યો. અન્યાય કોની ઉપર કરે? ક્રોધ કર્યે કામ શુ આવે?

પણ જેઓ ખુની શાસ્ત્રને માનનારા છે તેમને પણ એટલી તો અરજી હું જરૂર કરૂં કે તેઓ બે ઘોડે ન જ ચડી શકે. યા તો નિ:શસ્ત્ર અસહકાર ચલાવીયે અથવા તેનો ત્યાગ કરીયે.

આમ લખવામા મારો હેતુ એવો નથી કે આપણે અસહકારને છોડી દેવાનો વખત આવ્યો છે, પણ હું અસહકાર ચલાવનારાઓને સાવધાન કરવા માગું છુ. ખરો ભય ક્યા છે એ બતાવવા માગું છુ. મિ. વિલોબીનો ખુની તો અસહકાર શબ્દ પણ નહિ જાણતો હોય; પણ હિન્દુસ્તાનના દરેક માણસની ઉપર કાબુ મેળવવામા આપણી જાતની ચાવી રહેલી છે. જો આપણે છૂટાછવાયા ખુન પણ અટકાવવાની તાકાત ન ધરાવીયે તો આપણી લડત આગળ ન જ ચાલે. ખુનામરકી કેમ અટકાવાય?

આવા ખુનો આપણે કઇ રીતે અટકાવીયે? વાતાવરણ બદલવાથી. વાતાવરણ તો જ બદલાય કે જ્યારે જેઓ અસહકાર ચલાવી રહ્યા છીયે તેઓ તેનુ સ્વરૂપ અને તેની શરતો પૂરી સમજી લઇયે. તેની પહેલી શરત એ છે કે આપણે દરેક અગ્રેજની જાનના રક્ષક બનવુ અને તેમ બનીયે તો આપણે આપણી આસપાસના સર્વ લોકોને દલીલોથી, દાખલાથી સમજાવીયે કે આપણી જાતનો બધો આધાર ખુનામરકીથી દૂર રહેવામા છે.

## 'નવજીવન'નો તરજુમો

'નવજીવન'ના તંત્રી જોગ,

સાહેબ,

હું 'નવજીવન'નો હમેશનો વાચનાર છુ. આપના આદર્શો મને પસંદ છે આપની સાદી ભાષા લોકોને ગમે છે. વ્યાકરણદોષો કોઈ વેળા હોય છે તે વરદ વાચનાર લક્ષ નથી કરતા. તરજુમાની ભૂલો

પણ આપે શ્રીમતી અનસૂયાબહેનના કમીશનર સાહેબ પરના પત્રનો તરજુમો આપ્યો છે તે આપના રિવાજ પ્રમાણે સરળ નથી જણાતો. આપે 'strong' શબ્દનો અર્થ 'આકરા' કર્યો છે. એમાં શ્રીમતી બહેનને કંઈક અન્યાય થયો છે. એમના વિચારો દૃઢ હોય, મજબૂત હોય, પણ આકરા તો ન જ હોય; અને એ વિશેષણવાળું વાકય એવું લંબાવ્યું છે કે તેનો અર્થ મજૂરવર્ગ તો ભાગ્યે જ કરી શકે અને તે કાગળ મુખ્યત્વે તો મજૂરવર્ગનું ધ્યાન ખેંચનારો છે. મારા નમ્ર મત પ્રમાણે ગુજરાતી વાકયોમાં વિશેષણ વાકયો નથી શોભતાં. તેથી વિશેષણવાકયોને તોડીને ઉભયાન્વયી વાકયોની રચના કરવી યોગ્ય ગણાય વળી શ્રી. અનસૂયાબહેન પોતે કરેલા સ્વાર્થત્યાગનો ખુલાસો કરવા કંઈ 'ઈન્તેજાર' ન હતાં. એવી તેમની ઇચ્છા રહી. 'ઇન્તેજાર' શબ્દનો પ્રયોગ તો 'curious' શબ્દને સારૂ મારા મહેતાજી કરાવતા. આપણે પારકાના વિચાર જાણવા 'ઇન્તેજાર' રહીયે છીયે. પોતાના જણાવવાની તો ઇચ્છા જ રાખીયે. 'આપની અનસૂયા' એવો તરજુમો વાંચીને અમારામાંના કેટલાકની તો પાંસળીઓ દુખવા લાગી ને અમને હાવર્ડની પાઠશાળાનું સ્મરણ થયું. 'વખાણી ખીચડી દાંતે વળગે' નો તરજુમો Praised khichdi sticks to the teeth' આંખે તરવા લાગ્યો! છેવટમાં ગાંધીજીને તો અમે શ્રીમતી અનસૂયા બહેનને 'પૂજ્ય' વિશેષણ લગાડતાં સાંભળ્યા છે. તંત્રી તરીકે શું એમણે વિશેષણની જરૂર જ ન જાણી? અમને તો બન્ને નવાઇ જેવાં લાગે છે; તેથી આ છેલ્લું વાકય ટીકારૂપે નથી. એ તો માત્ર મારા જેવાની 'ઇન્તેજારી' દર્શાવે છે.

આપનો સેવક

'નવજીવન'ને પોતાનું ગણનાર

[આ ચર્ચાપત્રને અમે ઘણી ખુશીથી જગ્યા આપીયે છીયે. તેમાંનો સૂક્ષ્મ વિનોદ અમને પ્રિય લાગે છે. ફુલની જેમ ફેંકાયેલો ઠપકો અમે સ્વીકારીયે છીયે. વાકયરચનાની ટીકા યોગ્ય છે. 'ઈન્તેજાર' શબ્દનો પ્રયોગ પણ ટીકાકારનો ખરો છે. સ્ત્રીજાતિને 'આકરા' શબ્દો ન જ શોભે. 'આકરા'નો પ્રયોગ તરજુમામાં ખોટો થયો છે એ પણ ખરૂ છે. ચર્ચાપત્રીએ કરેલી ટીકા પત્રકારની મુશ્કેલીઓ સૂચવે છે. જાળવતા છતાં ભૂલો રહી જ જાય છે. 'આપની' સર્વનામ તરજુમામાં નહોતું જ મુકાવું જોઇતું. અંગ્રેજી ભાષાના કેફમાંથી અમે પણ છૂટયા નથી એ આમાંથી સિદ્ધ થાય છે. અંગ્રેજીમાં વિચાર કરવાની ટેવ ખરે બૂરી જ છે. અમારા દોષો વિવેકી ભાષામાં બતાવવા સારૂ અમે ચર્ચાપત્રીનો આભાર માનીયે છીયે. ગાંધીજી 'પૂજ્ય' શબ્દનો પ્રયોગ કેટલીક વ્યક્તિઓ પ્રત્યે કરે છે એ તેમની તેઓના પ્રત્યેની ખાસ પ્રેમની નિશાની છે; તેથી તેવા પ્રયોગોનો અધિકાર પત્રકારને પ્રાપ્ત નથી થતો ને પત્રકાર તરીકે ગાંધીજી પણ તેવો ઉપયોગ ન કરે. 'શ્રીમતી' વગેરે વિશેષણોની પ્રથા હજુ નવી છે. પરિચિત વ્યક્તિઓને વિષે 'શ્રીમતી'નો પ્રયોગ કંઇક અંતરાયરૂપે અમને જણાયો છે. 'બહેન' શબ્દ માત્રમાં જ જે માન, મર્યાદા ને પ્રેમ છે એ બીજાં વિશેષણમાં નથી આવતાં એમ કહેવાની અમે રજા લઇશું અનસૂયાબહેન ગુજરાતના મજૂરજીવનમાં

એટલાં ઓતપ્રોત થયાં છે કે તેમને શ્રીમતીને નામે ઓળખાવવાં એ અપમાન કર્યા બરોબર લાગે. ઍંડરૂઝને મિસ્ટર કયો અંગ્રેજ કહે? અથવા કહે તો તેનો પ્રતિસ્પર્ધી કહે.

તંત્રી न. જી.]

---

# ખિલાફત–અંસહકાર પ્રશ્નોત્તરી

[જેમ પંજાબમાં તેમ મદ્રાસમાં દરેક સ્થાને ગાંધીજી સ્થાનિક નેતાઓ અને કાર્ય કરનારાઓની ખાનગી સભા બોલાવે છે, અને અસહકારની લડતને અંગે ઉઠતા પ્રશ્નોનો ઉકેલ આ ખાનગી સભામાં થાય છે, જ્યારે અસહકારના તત્વનું નિરૂપણ મોટા જલસાની સમક્ષ અપાતાં ભાષણોમાં થાય છે. માંગલોરમાં થયેલી આવી ખાનગી સભામાં પૂછાયેલા પ્રશ્નોના જેવા જ પ્રશ્નો બીજે સ્થળે પૂછાતા હોવાથી, 'નવજીવન'ના વાચકોને એ ચર્ચાનો સાર પ્રશ્નોત્તરીના રૂપમાં આપી દેવો ઠીક છે એમ મને લાગે છે. 'નવજીવન'ના વાચકોને અહીં આપેલી ઘણી ખરી દલીલ તો જુદે જુદે ઠેકાણે મળી ચુકી છે, છતાં સંગ્રહિત રૂપમાં એ બધી દલીલો અહીં આપવાની અગત્ય સ્પષ્ટ જ છે. મ.]

અસહકાર હિન્દી સરકાર સામે શા માટે?

પ્રશ્ન—આ લડત તો હિન્દી સરકારની સામે ઉઠાવેલી છે. હિન્દી સરકારે શો ગુન્હો કર્યો? એ તો બાપડી બ્રિટિશ સરકારના હુકમ ઉઠાવનારી આડતીઆની પેઢી છે.

ઉત્તર—હિન્દી સરકારનો ગુન્હો તો જબરો છે. ખિલાફતના પ્રશ્નનો સંતોષકારક નીવેડો કરવા માટે એ તો અનેકવાર વચન આપી ચુકી છે. જાહેરમાં તેમજ ખાનગી રીતે મારી રૂબરૂ, એક નહિ પણ અનેક અમલદારોએ કહ્યું છે કે મુસલમાનોની લાગણી અને માગણી માટે તેમને ભારે દિલસોજી છે. એ દિલસોજીનું આપણે કશું ફળ દીઠું નથી. મુખ્ય ગુન્હો કરનાર વડા ગુન્હેગાર હિન્દી સરકાર ન હોય, પણ ગુન્હો શરૂ થયા પછી તેમાં મળતીઆ થઇ ગુન્હેગાર બનનાર તો હિન્દી સરકાર છે જ. હિન્દી સરકારની ચોખ્ખી ફરજ છે કે તેણે મુસલમાનોની સ્થિતિમાં પોતાને કલ્પી લેવી અને મુસલમાન પ્રત્યેની લાગણી કૃત્યમાં બતાવવી. વાઇસરાય અને તેના જોડીદારો બધાએ એકેસામટાં રાજીનામાં આપી શકતા હતા. તે તેઓએ ક્યાં આપ્યાં છે?

વાઇસરાયને તમે નોકર અને આડતીઓ કહો છો. વાઇસરાયને પોતાના શેઠના ગુન્હામાં ભાગ લેવાનો કશો હક નથી. શેઠે ગુન્હો કર્યો છે એ તેને ખબર છે. એ ગુન્હાથી પોતે જે દેશના હાકેમ છે ત્યાં ખળભળાટ ઉપજી રહ્યો છે એમ પણ તેને ખબર છે. જાણીબૂજીને શા માટે તે ગુન્હાને ટપેરી આપે છે? હિન્દમાં રાજ્ય કરવા આવનાર દરેક વાઇસરાયે લોકમત સમજી લેવો જોઇયે અને લોકોના મતને અમલમાં મુકાવવો જોઇયે. તેમ ન કરે તો લોકોનો વિરોધ સાંખી લેવો જોઇયે. પણ તેમ ન કરતાં કડવી ઝેરગોળીને ગોળમાં વીંટાળીને આપણને આપવાનો તેમણે અને તેમની સરકારે પ્રયત્ન કર્યો છે. કેવી સુન્દર ધારાસભાઓ તમને મળશે, ત્રણ ત્રણ હિન્દીઓ તો ધારાસભામાં બેસશે—એ બધી મલામણી ગોળના પડ

જેવી છે; પણ એ પડ નીચે તો હલાહલ ઝેર ભર્યું છે. ક્યાં છાડી છે તેમણે તેમની કડવાશ, ક્યાં કોઈ પણ પ્રકારે ન્યાય આપવાની છે તેમની દાનત? કોઇ પણ અમલદારે એમ કહ્યુ છે ખરૂ કે મુસલમાન લોકોની લાગણીને ભારે ધક્કો નથી પહોંચ્યો? મને બોઅર લડાઈ પછીની સ્થિતિ યાદ આવે છે. બોઅરોને આપવાની રાજ્યવ્યવસ્થા વિષે વાટાઘાટ થવા માંડી, આટલું જ અપાય અને આટલુ ન અપાય એવા વાંધાસાંધાઓ નીકળવા માંડયા, ત્યારે લૉર્ડ મોર્લીએ કહેલું કે 'સાઉથ આફ્રિકાની સાથે પાછી લડાઇ તો તમારે નથી મંડાવવીને?' વાઇસરાય પણ બ્રિટિશ સરકારને સ્પષ્ટ કહી શકે છે કે 'તમારે હિન્દુસ્તાન સામે લડાઈ તો નથી જાહેર કરવાનીને?' હિન્દુસ્તાન સરકાર આપણી વતી આપણો મત રજુ કરનારી છે એ વાતની તો તે ના પાડતી નથી, તો તેની જવાબદારી પણ ચોખ્ખી જ છે. મને શંકા નથી કે હિન્દુસ્તાનમાં તેની આંખ ઉઘાડવા જેટલી શક્તિ છે. એ શક્તિનું તેને ભાન નહિ હોય, પણ ભાન આવવા જેટલી જ વાર છે. ભાન થશે કે હિન્દુસ્તાન બતાવી આપશે.

પ્રશ્ન—સુલતાને તો સલાહનામા ઉપર મહુ મારી દીધુ છે. હવે આપણી ધમપછાડથી શો ફાયદો?

ઉત્તર—અને ૧૯૧૮માં લૉઇડ જ્યૉર્જે આપેલું વચન સૌને યાદ હશે. તેમણે સ્પષ્ટ કહેલું કે 'જગમશહૂર થયેલા ફળદ્રુપ પ્રદેશો—થ્રેસ અને એશિયા માઇનર—તુર્કી સલ્તનત પાસેથી છીનવી લેવાનો અમારો હેતુ નથી આ લડાઈ એ હેતુથી નથી લડાતી, કે નથી તે કુસ્તુનતુનિયા પડાવવા માટે. તે વખતે આમની સભામાં જે ચર્ચા થઈ હતી તે દરમિયાન લૉઇડ જ્યૉર્જે વધારે ખુલાસો કરેલો કે 'તુર્કી કે તુર્કીના સુલ્તાનને માટે આ વચન નથી આપવામાં આવતું આ હિન્દુમુસલમાનોને રીઝવવા આપવામાં આવે છે. લડાઈમાં હાલ કટોકટીનો પ્રસંગ છે, અને હિન્દી લશ્કર વિના કાંઈ વળે એમ નથી હિન્દના મુસલમાનોને રીઝવ્યા વિના એ લશ્કર ન આવે, માટે જ એ વચન આપવામાં આવ્યું છે.' આ વચનના આધારે તો માણસોના થોકેથોક લડાઇમાં જોડાયા. એટલે તુર્કીના સુલ્તાને મહું માર્યું. તેની તો ફૂટી બદામ જેટલી કિંમત નથી. મુસલમાનોની મદદ લેવા માટે જે કરાર થયેલા તે મદદ લીધા પછી તૂટયા છે એ જ મુસલમાનોની ફરીઆદ છે, અને અહીં હું ધર્મની વાતમાં તો ઉતરવા માગતો નથી; પણ ટુંકામા તમને કહી દઉં કે મુસલમાન દીનની વિરુદ્ધ સલાહ કરવાની કોઈ પણ સુલ્તાનની મગદૂર નથી સુલ્તાન એમ પારકું ઘર બાળે આપી શકતા નથી અને સુલ્તાન એમ કરે તો સુલ્તાનને તો તરત મુસલમાનો રૂખસદ આપી શકે છે. અને સુલ્તાન તો કુસ્તુનતુનિયામાં નામનો રાજાઓ થઇને બેસી રહેવાને ભલે તૈયાર હોય, પણ કુસ્તુનતુનિયા સાથે ઈસ્લામને એટલી લેવાદેવા નથી કે જેટલી જઝીરત-ઉલ-અરબની સાથે છે. આ લડત મુસલમાન દીનની આબરૂને સારૂ, મોભાને સારૂ છે.

પ્રશ્ન—બીજા ખંડના મુસલમાનોને આ સવાલમાં એટલું લાગતું નહિ હોય? કે ભરતખંડના મુસલમાનોએ જ આ બાબતમાં ઈજારો લીધો છે?

ઉત્તર—બીજા પોતાની આબરૂને વેચી આવે, માટે આપણે પણ વેચવી ? પણ આ વસ્તુસ્થિતિ તો જુદી છે. બીજે ઠેકાણે પણ વિરોધાગ્નિ સળગી રહ્યો છે. આપણને કોણ સરખી ખબર આપે છે? આપણી પાસે જે આવે છે તે પણ બધી ટાળટોળ માહીતી આવે છે. બાકી જેટલી માહીતી મળે છે તે ઉપરથી પણ ઉસ્તાદો તો સમજી ચુક્યા છે કે મધ્ય એશિયામાં ભયંકર દાવાનળ ભભૂકી રહ્યો છે. હા, એમ હોય કે બીજે ઠેકાણે અહીંની માફક મુસલમાનો સંગઠિત નથી, તેથી પણ ત્યાંની પરિસ્થિતિની ઓછી ખબર પડે. પણ હિન્દી મુસલમાનો આટલા સંગઠિત છે એ તો તેમને શોભાવનારી વાત છે. હજુ કેટલેક ઠેકાણે ખિલાફતના સંબંધમાં બરોબર સમજ ન હોવાનો પણ સંભવ છે, એટલે તેઓ અજ્ઞાનસંતોષમાં પડેલા હોય, પણ આપણે તેમના અજ્ઞાનના અંધારાં ફેડવાં પડશે.

અસહકારની સરકાર પર અસર

પ્રશ્ન—વારુ, ત્યારે અસહકારથી આ સવાલનો શી રીતે ફેંસલો થવાનો ?

ઉત્તર—આનો ઉત્તર તો ઉઘાડો જ છે. સરકારના સાધેસાધા અસહકારને લીધે ગુંગળી જશે, એટલે સરકાર ઠેકાણે આવશે. સુલેહની શરતોમાં ફેરફાર શા માટે ન થાય ? અને એમ સમજે કે અહીંનું શાસકમંડળ ફેરફાર ન કરાવી શકે તો તેણે અહીંથી વદાય લઈ લેવી જોઈએ. તેમને વદાય થવું પડે એવી સ્થિતિ, આ નિર્દોષ હથિયારના બળે કરીને આપણે ઉત્પન્ન કરી શકીએ છીએ, અને એ ગુન્હાના કરનારા અહીંથી વદાય થાય એટલે આપણી ગરજ સરી. મુસલમાનોને પછી તેમની સાથે કશી વઢવાડ રહેવાની નથી.

અસહકારની શકયતા અને વ્યવહારતા

પ્રશ્ન—ત્યારે અસહકાર તમને તો એકમાત્ર ઇલાજ લાગે છે કેમ ? અને એ જ રામબાણ ઇલાજ લાગે છે ? અમને તો એની શકયતા વિષે સવાલ રહે છે. એ શક્ય નથી લાગતો તેમજ વ્યવહાર નથી લાગતો.

ઉત્તર—આના કરતા કોઇ વધારે સત્વરપરિણામી ઉપાય હોત તો શા સારુ તે અમે છોડત ? એ તુરત અમલમાં મુકાય એવો પણ છે અને વ્યવહાર પણ છે. વ્યક્તિપરત્વે કહુ તો એ એક અમોઘ અસ્ત્ર છે. હરેક વ્યક્તિ પોતાનું કર્તવ્ય કરીને બેસી જઇ શકે છે તેના કર્તવ્યનું પાલન એ જ તેનો સંતોષ. અનેક વ્યક્તિઓ કરે તો એ જ ઈલાજ સંપૂર્ણ રીતે વ્યવહાર થઇ પડે છે. વ્યક્તિપરત્વે બોલતા હું અમારો બન્નેનો જ દાખલો આપીશ. અમારા બન્નેનાં મન એટલાં બધાં નાજુક છે કે કાંઇ પણ વિષમતાથી એની ઉપર અસર થયા વિના રહેતી નથી, છતા અમે તો આઝાદ આલમગીરોની માફક ફેરીયે છીએ. તેનું કારણ શુ ? કર્તવ્યપાલનનું ભાન. એ જ આઝાદી હરેક વ્યક્તિ મેળાવી શકે છે. સમશેરનો ઉપાય આની સાથે સરખાવો એ શક્ય છે, પણ વ્યવહાર નથી એની અવ્યવહારતાના શૌકતઅલી જ જીવતા જાગતા દૃષ્ટાન્ત છે. શૌકતઅલી તો ભારે તાલીમબાજ છે, મોટા પહેલવાન છે, આપણા જેવા અનેકને ચપટીમાં મસળી નાખે એવા છે. પણ તેઓ સમજે છે કે તેઓ એકલા તલવાર લઇને ઝુઝી શકે નહિ, ઝુઝે તો તેમાં કાંઇ સાર નથી, ત્યારે અસહકારમાં તો દેશ પણ ઉતરી શકે અને એકલદોકલ લડવૈયાઓ પણ નીકળી શકે દેશજાગૃતિ થતી જવાની એટલે એ ઉપાયની વ્યવહારતા વધતી જવાની.

પોતપોતાની હાજતો સંભાળી લેવાને શક્તિવાળું છે; અને તે જ પ્રમાણે શાળાની. સરકારે અત્યાર સુધી આપણી હાજતો તપાસી છે, પણ મહાવિઘ્નકારક રીતે તપાસી છે. હવે આપણે એ જ હાજતો આપણી જાતમહેનતથી નહિ સંભાળી શકીયે?

પ્રશ્ન—બ્રિટિશ માલ બૉયકૉટ કરવાથી કાંઈ ન થાય?

ઉત્તર—હું આ બાબત બે વર્ષ થયાં દેશની આગળ મારા પોતાના વિચાર મુકી રહ્યો છું, છતાં તમારા આગળ સંક્ષેપમાં હું એનું તાત્પર્ય મુકી દઈશ. એ ઉપાય દેખાય છે સરસ, પણ અમલમાં મુકવો કઠણ છે; કારણ એ ઉપાયમાં તો આપણાથી ન સમજાવી શકાય એવા કઠણ કરોડપતિઓને પીગળાવવાની જરૂર છે. હું તેમની પરિસ્થિતિ સમજું છું, પણ બ્રિટિશ માલના પોશીંદાઓ તેઓ હોઈ તેઓ જ્યાં સુધી તે છોડે નહિ ત્યાં સુધી કોઈ વળે નહિ. જો તેઓ તે છોડવાને માટે તૈયાર હોય તો બૉયકૉટની કાંઈક અસર થાય ખરી. પણ આખરે આ વિચાર આવીને નડે છે કે એ અશુદ્ધ, દ્વેષદુષિત, હિંસાદુષિત હથિયાર છે; એમાં એકને તજી બીજા પરદેશીને સેવવાપણાનો આત્મઘાતક અવગુણ રહેલો છે. સત્વર પ્રયોગ થાય તો જ તેની અસર થઈ શકે એમ હોઈ તે અશક્ય પ્રકારનું છે, કારણ આપણી પાસે બૉયકૉટ ભારે પ્રમાણમાં, પૂર્ણ પ્રમાણમાં કરવાની સામગ્રી જ નથી. ગંગાધરરાવ દેશપાંડેએ ધાર્યું હતું કે અહમદનગર કૉન્ફરન્સ વખતે એને વિષે ઠરાવ કર્યાથી તે ત્રણ મહિનાની અંદર અમલમાં આવશે. પણ તે વાતને વર્ષો વીત્યાં અને તે હતી ત્યાંની ત્યાં રહી. હવે તેઓ મારી વાત કબૂલ કરતા થયા છે. તેમ જ હઝરત મોહાની. બંગાળમાં બંગભંગ પછી કાંઈ ઉત્સાહની ન્યૂનતા હતી? પ્રયત્નની કંઈ ઉણપ હતી? અનેકવાર શુદ્ધ કરેલી ભાવનાઓના અર્કરૂપ બંગાળમાં પણ બૉયકૉટ અશક્ય અને અવ્યવહારૂ નીવડ્યો. કારણ શું? તેનો યોગ્ય અને અસરકારક પ્રમાણમાં અમલ કરવા માટે સામગ્રી જ ન હતી.

પ્રશ્ન—બ્રિટિશ માલનો બૉયકૉટ અસરકારક થવા માટે તે બહુ મોટા ક્ષેત્રમાં પથરાયલો હોવો જોઈયે એમ આપ કહો છો, અને તેના વિસ્તારમાં, હાલની સ્થિતિમાં, તે થવો અશક્ય છે એમ કહી આપ બૉયકૉટને અવ્યવહારૂ ઠરાવો છો. ધારાસભાના બૉયકૉટ અને શાળાઓના બૉયકૉટનું પણ એમ જ છે. છુટાછવાયા માણસો પોતાનાં છોકરાંને શાળામાં મોકલતાં બંધ પડે તે પણ સંકુચિત પ્રમાણમાં થતા બૉયકૉટના જેવું નિરર્થક અથવા અવ્યવહારૂ ખરૂં ને?

ઉત્તર—ના. એમ હોત તો હું એ સૂચવત જ નહિ કાઉન્સિલ-બૉયકૉટ અને શાળાત્યાગ એક એક વ્યક્તિ કરીને પણ કર્તવ્ય કર્યાનો સન્તોષ મેળવી શકે છે. મતલબ કે કાઉન્સિલ-બૉયકૉટ અને શાળાત્યાગ બંનેને મેં આદર્શરૂપ (ideal) માન્યા છે તેથી જ કેવળ એક વ્યક્તિ કરીને બેસી રહે તોપણ તેની કિંમત છે; જ્યારે બ્રિટિશ માલના બૉયકૉટને મેં આદર્શ માન્યો નથી. એક જ વ્યક્તિને ધર્મ તરીકે એ હું ઉપદેશી શકું જ નહિ; જ્યારે ઉપર કહેલી બંને વસ્તુઓ તો ધર્મ તરીકે હું લોકો આગળ મુકી રહ્યો છું. બ્રિટિશ માલનો બૉયકૉટ કેવળ રાજકીય શસ્ત્ર છે અને મેં સૂચવેલાં શસ્ત્રો આધ્યાત્મિક શસ્ત્ર છે એવો મારો દાવો છે. એ દાવો તમે સ્વીકારો તો તમારા પ્રશ્નનો ઉત્તર ઉઘાડો જ છે.

પ્રશ્ન—આપણે લશ્કર અને આરમાર વિના શી રીતે કામ લઈ શકીશું? બ્રિટિશ સંબન્ધ તોડીને તમે તો દેશને રક્ષણ વિનાનો કરી મુકવાના! સ્વરાજ્યમાં લશ્કર

ઉત્તર—(હસીને) તમે તો બધી જ રીતે હારીને બેઠા છો એટલે શું? આપણે બધુંયે કરી શકીશું. આપણા હાથમાં અખત્યાર આવ્યે આપણે તૈયારી ન કરી શકીયે? અરે, વખત આવ્યે શૌકતઅલીને જ આપણે આપણા કમાન્ડર-ઇન-ચીફ કરીશું, અને મને ખાત્રી છે કે જનરલ મનરોથી એઓ ઓછા ઉતરશે નહિ, [અહીં શૌકતઅલી પણ કહેવા લાગ્યા, 'હરેરો સિપાઇ બનાવવાની તાકાત હું રાખું છું.']

પ્રશ્ન—આ પ્રશ્ન અગાઉ કરવાનો હતો પણ હવે ઉઠે છે, માફ કરજો. સામાન્ય માણસ પાસે શું કામ લઈ શકશો? અને કાંઈ કામ ન લઇ શકો એટલે જ તમે મોટેરાઓને પકડી રહ્યા છોને? અસહકાર અને સામાન્યવર્ગ

ઉત્તર—અરે કંઇ રામ રામ ભજોને. એ લોકો તો મારી અખૂટ ખાણ છે. એમની પાસે હું જે કરાવી શકવાનો છું તે તમારી પાસે નથી કરાવી શકવાનો. પણ એમને મેં હમણાં 'રિઝર્વ' માં રાખ્યા છે. એઓમાં સંપૂર્ણ આત્મનિગ્રહ હજી નથી. ખેડૂતો તો લાખો હું તૈયાર કરી શકું પણ તેઓનાં ગાડાંબળદ, ઢોરઢાંખર, જરજમીન વેચાય ત્યારે તેઓ મોઢી મુદ્રા રાખી શકે એ માટે મારે હજી તેમને તૈયાર કરવા રહ્યા. મારે ખેડૂતોની સાથે ભારે સંબન્ધ છે, તેઓની પાસે ધીરજનાં કામો મેં લીધાં છે, પણ આ કામને માટે હજી તેમની પાસે માગણી કરવાનો હું સકારણ જ વિલંબ કરી રહ્યો છું. એઓને તૈયાર કરી શકાશ એમાં તો મને શંકા જ નથી. દક્ષિણ આફ્રિકામાં હજારો મજૂરો તૈયાર થયા અને હજારો જેલમાં ગયા એ ભૂલવાનું નથી. પણ તમને નિગ્રહ રાખવાનું કહેતાં મને સંકોચ નથી થતો, એટલે મેં તમો મોટેરાઓથી શરૂઆત કરી છે. અબદુલ બારી સાહેબે મને કહેલું કે તેમની પાસે વીસ હજાર માણસો નોકરી છોડવાને માટે પણ તૈયાર છે. પણ હું તેમની પાસે હમણાં નોકરી છોડાવીને શું કરૂં? મારી પાસે હજી તેમને માટે વ્યવસ્થા નથી. અને અમે તો શાન્તિ રીતે દૂરંદેશીથી ને ધીરજથી લડાઈ લડી રહ્યા છીયે. અમારી સામગ્રીનો અપવ્યય નથી કરવાના. તક આવ્યે જ વાપરીશું.

પ્રશ્ન—પણ મને તો વિશ્વાસ નથી રહે—આપણી તૈયારીમાં કે આપણી સહનશક્તિમાં. તમે તો કેવળ 'તપ, તપ ને તપ' નો પાઠ ભણાવી રહ્યા છો. એ તપના લૂખા પાઠથી લોક થાકશે અને આખરે હારીને બેસી જશે. તપ, તપ ને તપ

ઉત્તર—તમને માનવજાતિના ઇતિહાસની ખબર નથી. માનવજાતિ અખંડ રહી છે, જ્યારે અનેક નીચી કોટિઓ નષ્ટ થઇ છે; કારણ માનવજાતિમાં સહન કરવાનો ભારે ગુણ રહેલો છે. તમે આપણા ગરીબો શી યાતનાઓ ભોગવે છે તે જુઓ. આપણી સ્ત્રીઓ કેવી યાતનાઓમાંથી પસાર થાય છે તે જુઓ. આપણી માતાઓને પૂછો. તેઓ તમને જવાબ આપશે અને તમારી અશ્રદ્ધાને કારણ નહિ રહે.

હા, તમારા કહેવાનું તાત્પર્ય એ હોઇ શકે કે દેશ રાજકીય કારણે "દુઃખ" ખમવાને તૈયાર નથી. પણ તૈયાર નથી એટલું જ તમે કહી શકો; અશક્ત છે એમ કહેશો તો હું ના પાડવાનો. પણ હું દેશને તે માટે તૈયાર કરવાનો જ પ્રયત્ન કરી રહ્યો છું; દેશદાઝનો ગુણ હું તેમનામાં જાગૃત કરી રહ્યો છું. અન્ય યૂરોપીય" દેશમાં રાષ્ટ્રને માટે ખમવાની, જે લાગણી છે તે લાગણી હું પ્રેરી રહ્યો છું; અને તેનો બહુ થોડા કાળમાં ઉદય થશે. એ વિષે મને શંકા નથી. આ ભારે જલસાઓથી તમે મને માન આપો છો, હજારો લોકો મને જોઇને હર્ષઘેલા થાઓ છો, તે શા સારૂ? એ તમારો હર્ષ, તમારો ઉત્સાહ હું યોગ્ય દિશામાં વાળવાનો પ્રયત્ન કરી રહ્યો છું. તૈયાર નથી માટે તૈયાર થઇયે ત્યાં સુધી બેસી રહો એમ કહેવું એ કાયરનું વચન છે. એમ કહીને તો આપણે કોઇ દિવસ ઉભા થવાના નથી. દેશદાઝનો ગુણ જાગ્રત કરવામાં મને જરાયે નિરાશા નથી થતી. આ તમારો હર્ષ અને ઉત્સાહ એની શક્યતાની સાક્ષી પૂરે છે. ઇટાલીના દુઃખને માટે હું દુઃખી ન થઇ શકું, જર્મનીના દુઃખને માટે લોકોમાં દુઃખ ન પ્રેરી શકું, તેમ કરવાની ઉમેદ પણ ન રાખું; કારણ હું પરમેશ્વર નથી. પણ આપણા દેશના દુઃખે દુઃખી થવાને તો હું દેશમાં જન્મેલા દરેકને તૈયાર કરીશ. અહીં જ કહી દઉં કે ખિલાફતના સવાલમાં તુર્કીને માટે સહાનુભૂતિ દર્શાવવાનું હું નથી કહેતો. હું સાત કરોડ મુસલમાન ભાઇઓ સાથે ન રહેતો હોત તો આ લડત લેત જ નહિ. હું તો તેમની લાગણીને વશ થઇને જ આ લડત લડી રહ્યો છું.

પ્રશ્ન—અંગાડેના એક પ્રશ્નમાંથી ઉપસ્થિત થતો પ્રશ્ન મેં છોડી દીધો. સત્યાગ્રહ તો હવે ગયો જ ના?

ઉત્તર—અરે સત્યાગ્રહ શી રીતે જવાનો? એ તો ત્રિકાલાબાધ છે. એ નિષ્ફળ ગયો જ નથી. એ તો અનેક રૂપમાં ચાલુ રહેવાનો જ. સત્યાગ્રહથી કશું પણ "અનિષ્ટ પરિણામ" આવ્યું છે એમ મને લાગતું નથી. જલિયાંવાલા બાગને હું ભૂલતો નથી. હું તો અનેક જલિયાંવાલાથી ડરતો નથી પણ મેં સત્યાગ્રહ બંધ કરેલો, કારણ હું સાચા સિપાઇની માફક નિરર્થક સંહાર ન થવા દઉં. સત્યાગ્રહને જ ધન્ય છે કે આજે આપણે કયાંઈ રાજદ્રોહની વાતો કરીયે છીયે, જે કરતાં આપણે ધ્રુજતા હતા. રાજદ્રોહનું અમે 'કારખાનું' માંડ્યું છે એમ કહું તો ચાલે. હું તમારા સૌમાં આ સરકારની પ્રત્યે અપ્રીતિ ગાળી રહ્યો છું.

અને એમ ન સમજજો કે સુલેહની શરતો રદ થશે એ એક મારૂં સ્વપ્નું માત્ર છે; કારણ કે તે રદ કર્યા વિના બ્રિટિશ સરકાર શાન્તિથી રહી નહિ શકે, સામ્રાજ્ય શાન્તિ નહિ ભોગવી શકે. અને આ પ્રમાણે પારાવાર અશાન્તિની કિંમત આપી સરકાર પોતાની હઠમાં કાયમ ન જ રહે.

તા. ૧૨-૯-૧૯૨૦

તા. ૧૨-૯-૧૯૨૦

# ૬ લોકસત્તા અને ગુંડસત્તા

લોકસત્તા વિ૰ ગુંડસત્તા

ઉપલક દૃષ્ટિએ જોનારને ઘણીવાર લોકસત્તા અને ગુંડસત્તામાં ઝાઝો તફાવત રહેતો નથી દેખાતો. લોકોનાં ટોળાં અમુક વાતના ઉત્સાહ અને જોશમાં ગુંડાઓનાં ટોળાંનો ભાસ કરાવી દે છે. આમ છતાં આ બે વચ્ચે પાકો તફાવત છે અને તે સદાને માટે રહેશે. આ આપણે સમજી લેવું જોઈયે.

હિન્દુસ્તાન ગુંડાશાહીની દશામાંથી આજકાલ ઝપાટાબંધ પસાર થઈ રહ્યું છે. 'ઝપાટાબંધ' વિશેષણ વાપરીને હું મારી આશા વ્યક્ત કરી રહ્યો છું. કદાચ એ દશામાંથી બહાર નીકળી રહેતાં વાર લાગવાનું પણ આપણા નસીબમાં હોય. છતાં એ દશામાંથી બનતી ત્વરાએ બહાર નીકળી જવાના સઘળા પ્રયત્ન આપણે હાથ ધરવા એમાં ડહાપણ છે.

ટોળાની મરજીને તાબે થઈને ઉધમ મચાવવા તરફ આજકાલ આપણું ખૂબ વલણ છે. ૧૯૧૯ની એપ્રિલની ૧૦મીએ અમૃતસરમાં ટોળાની આણ વર્તી; અમદાવાદમાં તે જ દહાડે ટોળાંઓએ રાજ્ય કર્યું. એ રાજ્ય બે-લગામ, ગુંડાશાહી અને દાદાગીરીનું હતું, અને તેથી તે અવિચારી, કશા લાભ વિનાનું, દુષ્ટ અને હાનિકારક હતું. લડાઈ એ કાંઈ પણ ગુંડાશાહીના કરતાં વધારે ખુનામરકીભરી પણ ધોરણસર વિનાશ કરનારી વસ્તુ છે એટલું જ. છતાં લડાઈના વખાણ થાય છે, કારણકે કેટલીક લડાઈઓનાં અલ્પકાલિન છતાં ઝગઝગતાં પરિણામો ઉપરથી આપણે ભૂલાવો ખાઈયે છીએ. પણ હિન્દુસ્તાનને લોહી વહેવડાવીને—ખુનામરકીથી—સ્વાતન્ત્ર્ય મેળવવું હશે તોપણ તેને તે ધોરણસર અને ખાનદાન (જેટલે દરજ્જે ખુનામરકીને ખાનદાન કહી શકાય તેટલે દરજ્જે) ખુનામરકી જે લડાઈ કહેવાય છે તે દ્વારા મેળવવું પડશે. એ સ્થિતિમાં પણ ગુંડાશાહી કરી તો એને નહિ જ પોસાય.

ગુંડાશાહીનું ચમકદાર વર્ણન

પણ અહીં તો મારે અમદાવાદમાં ચાલી હતી તેવી ટોળાશાહી અગર ગુંડાશાહીની વાત નથી કરવી. એથી ઘણા વધારે પ્રમાણમાં મને ઓળખીતી થયેલી ટોળાશાહીની હું આજે વાત કરવા ઇચ્છું છું. કોંગ્રેસ એ ડાહ્યાં અને ધોરણી સ્ત્રીપુરુષોનું બનેલું, છતાં લોકશાહી પ્રદર્શન છે. હાલના જમાનાનાં આપણાં ઘણાંખરાં ગંજાવર લોકપ્રદર્શનો, સરઘસો કે મેળાવડાઓ નિઃસંશય લોકશાહી પ્રદર્શનો હોય છે. ખિલાફતને લગતી મારી સિન્ધ, પંજાબ અને મદ્રાસ ઇલાકાની મુસાફરીઓમાં આવાં પ્રદર્શનોનો મને પારાવાર અનુભવ થયો. રેલવેસ્ટેશનો પર આવાં ટોળાંની પોતાના

પ્રિય નેતાઓને માન આપવાની ઘેલછામાં અજાણે બીજા ઉતારૂઓનાં પોટલા કચડાતા, મેં અનેકવાર જોયાં છે, અને મને શરમ ઉપજી છે. આ ટોળાઓ પોતાના પરોણાઓને માન આપવાના ધોમાં જે બેસૂર અને કર્કશ બૂમોનો કોલાહલ મચાવી મુકે છે તેમા તે પોતાના એ પરોણાઓને કેટલી તકલીફ થતી હશે તેનો ખ્યાલ કરવો પણ ભૂલી જાય છે. તેઓ ધક્કાધક્કી કરે છે, એકબીજા પર પડે છે, કચરે છે; સામટા બોલે છે, સામટા હુકમો આપે છે. વ્યવસ્થા અને શાન્તિ જાળવવા ત્યારે સામટા સૂચનાઓના બૂમરાણ કરી મુકે છે, દસ સ્વયંસેવકો સામટા એક જ હુકમ આપતા સંભળાયા છે. સ્વયંસેવકો ઘણીવાર લોકોના પોલીસ બન્યા રહેવું છોડી મેળાવડામા ભાગ લેવા મડી જાય છે. વચમા તૂટી ગયેલી સ્વયંસેવકોની હરોળ વચ્ચે થઈને ગાડી કે મોટર સુધી પહોચવુ એ આગેવાનોને માટે હમેશા ત્રાસદાયક અને ઘણી વેળા જોખમકારક થઇ પડે છે. પાચ મિનિટથી વધુ વખત ન જ લાગવો જોઈએ તેવા આ કામ માટે ઘણીવાર કલાકના કલાક નીકળી જાય છે. લોકો ભીડમા જોર કરી પાછળ હઠવાને બદલે ઉલટા આગેવાનો તરફ જ વધવા જોર કરે છે, અને તેથી આગેવાનોને સંભાળવાની વધારે જરૂર પડે છે. ગાડી પાસે આવી પહોચતા તો જેને મરજી પડે તે ગાડી પર ચડી બેસે છે. આમા સ્વયંસેવકો સૌથી વધારે ગુનેગાર હોય છે. આગેવાનો અગર ગાડીમા જનારાઓને આ આગંતુકોને એમ ગાડીના પાટીઆઓ ઉપર વગરવિચારે ન ચડી બેસવા સમજાવવાના નાહક વખત ખોવો પડે છે. સરઘસમાના લોકો ગાડીનુ છાપ્પર પકડીને ફાવે તેમ ટીંગાય છે અને ફોડે તોડે છે. આવા સરઘસોમા મોટરના છાપ્પરોને ટોળાઓના હાથથી બચીને સાજાસમાં મુકામે પહોચતા મે ક્વચિત જ જોયા હશે. રસ્તાઓ ઉપર પણ એક બાજુ હારબંધ ઉભા રહેવાને બદલે લોકો ગાડીની પાછળ દોડે છે; અવ્યવસ્થાનો પાર નથી રહેતો; ડગલે ડગલે અકસ્માતોની ધાસ્તી રહે છે. અકસ્માતો નથી થતા તે વ્યવસ્થાપકોની કાબેલિયતને લીધે નહિ પણ લોકો ધક્કામુક્કી અને કચડાકચડી સહી લઇને પણ પોતાનો ઉત્સાહ અને આનંદ ટકાવી રાખવાનો નિશ્ચય કરીને આવેલા હોય છે, પરસ્પર ધક્કામુક્કી કરવા છતા બીજા માણસને જાણીજોઇને અગવડ કરવાની કોઇની વૃત્તિ નથી હોતી, તેથી. આ બધાને અન્તે સભાનો ચિતાર આ[illegible] શાન્તિ લાવો એટલે, આ આખું ચિત્ર પૂરૂં થાય છે. અવ્યવસ્થા, કલ[illegible] સરદાર પોતાની બૂમરાણું અને હોહો સિવાય બીજી વાત નહિ. ભાષણકર્તા[illegible] કોઈ ધ્યાન દઇને સાંભળે છે અને ટાકણી પણ પડી સંભળા[illegible]

# ગાંધીજીનું નવજીવન

પુસ્તક ૬ ઠ્ઠું

નવજીવન પ્રકાશન મન્દિર
અ મ દા વા દ

સાતમું પુસ્તક ૪થી માર્ચને દિવસે બહાર પડશે.

# ગાંધીજીના નવજીવનનું પૂંઠું

૧. આ પુસ્તકોને અમુક અમુક સમયને અન્તરે એકઠાં કરીને બાંધી લેવાનું વાચક ઇચ્છશે જ. અમારી ધારણા એવી છે કે વર્ષને માપે ભાગ પાડવા કરતાં લડતના કુદરતી ભાગો પડેલા છે તેનું જ અવલમ્બન કરવું એ વધારે અનુકૂળ છે. આમ 'નવજીવનની શરૂઆતથી કલકત્તા કૅાંગ્રેસ સુધી'ના કાળનો ( પાન ૧ થી ૪૮૪ સુધીનો ) પહેલો ભાગ બાંધી શકાય.

૨. આ પુસ્તકમાં જ્યાં આ પહેલો ભાગ પૂરો થાય છે ત્યાં પહેલા ભાગનું મુખપૃષ્ઠ રાખેલું છે.

૩. 'ગાંધીજીનું નવજીવન' જેમણે નિયમિત લીધું હશે તેમને કાર્ડબોર્ડનું છાપેલું પૂંઠું મફત આપવામાં આવશે. તેઓએ પહેલાં પાંચ પુસ્તકોનાં કાચાં પૂંઠાં અને તે સાથે પોસ્ટેજનો એક આનો મોકલીને પહેલા ભાગનું પૂંઠું મંગાવી લેવું. કોઇ પણ બાઇન્ડર તેને સહેલાઇથી ચોંટાડી આપી શકશે.

૪ પ્રકાશન મન્દિર પણ તે કામ કરી આપશે. અહીં બંધાવવું હશે તો બંધામણના બે આના વધારે લેવામાં આવશે.

વ્યવસ્થાપક

નવજીવન પ્રકાશન મન્દિર

વાચકોને સૂચના

* નિશાનીવાળા લેખો 'યંગ ઇંડિયા'માંથી ભાષાન્તર છે.

† „ „ અંગ્રેજી પરથી „

¶ „ „ ગાંધીજીની મુસાફરીઓનાં તેમના સાથીઓએ કરેલાં વર્ણનો છે.

પહેલું પુસ્તક ખલાસ થયેલું હોવાથી સામટાં ૧૮ પુસ્તકના ગ્રાહક તરીકે નામ નોંધાવનારાઓને પણ તે મળી શકશે નહિ; માટે તેઓએ રૂ. ૮ ને બદલે રૂ. ૭–૮–૦ મોકલવા.

લોકો ચૂપ થઈ જતા અને સાંભળવા ભલે તૈયાર થઈ જતા હોય પણ અન્તે તો આ દંગા ટોળાશાહી જ છે. તમે લોકોના મીજાજના પંજામાં રહો છો તમારી અને તેમની વચ્ચે રાગ છે ત્યાં સુધી તો બધુ ઠીક ચાલે છે, પણ એ રાગ તૂટતાની સાથે જ તમે મૂઆ પડવા છો. અમદાવાદની ઘટના ટોળાના મીજાજની આપણને ઘડી ઘડી ઝાંખી કરાવે છે.

આ અવ્યવસ્થામાંથી વ્યવસ્થા ઘટાવી લઈને હાલની દશામાંથી હરપ્રયત્ને ઊગર્યે જ આપણો છૂટકો રહ્યો. અને તેમ કરવાનો સૌથી સારો અને જલદ માર્ગ એ જ કે ટોળાશાહીને કાઢી આપણે લોકસત્તા ચાલુ કરવી.

સંગીતત્યાગનું પરિણામ

આમાં એક મોટી અડચણ એ છે કે આપણે ગાનને તરછોડયું છે. ગાન એટલે સુરીલી વ્યવસ્થા એની અસર વિજળી જેવી છે. તે તત્કાળ સુલાયમી આણે છે. યુરોપના શેરીઓમાં સમયસૂચક પોલીસ અમલદારોને એકાદ લોકપ્રિય ગાયન શરૂ કરી દંગને તોફાન કરવા તૈયાર થઈ ગયેલા ટોળાઓને શાન્ત કરી દેતા મેં જોયા છે. આપણે ત્યાં આપણાં શાસ્ત્રોની પેઠે સંગીત પણ થોડાક લોકોની જ મિલ્કત ગણાતું આવ્યું છે, કાં તો રામજનીઓની, કાં તો ઉચ્ચ કોટિના સન્તોની. પ્રજાની મિલકત તરીકે એ કદી નથી મનાયું. સ્વયંસેવકોના પથકો અગર સેવાસમિતિઓ જો મારું માને તો હું એમની કેળવણીના ફરજિયાત અંગ તરીકે તેમને સાથે મળીને રાષ્ટ્રગીતો ગાતાં શીખવું. અને એ હેતુ નજર આગળ રાખી નામીચા સંગીતશાસ્ત્રીઓ અને ઉસ્તાદોને દરેક કૉંગ્રેસ અને કાન્ફરન્સમાં નોતરીને પ્રજાને સામુદાયિક ગાન ગાતાં શીખવાની તાલીમ આપું.

અસહકારમાં વિઘ્નરૂપ

સ્વયંસેવકો પાસેથી તો આથી ઘણી વધારે તાલીમ, વ્યવસ્થા અને જ્ઞાન હું માગી લઉં, અને કોઈ પણ અનાયાસે આવી ચડનારને પૂરા સ્વયંસેવક તરીકે દાખલ ન કરું. એવો સ્વયંસેવક મદદકર્તા થવાને બદલે અડચણકર્તા જ વધારે થાય એ દેખીતું છે. મેદાન પર લડી રહેલા લશ્કરના કવાયતી સિપાઈઓની હારમાં વચમાં જ એક બિનકવાયતી સિપાઈની કલ્પના કરી જુઓ. એક ક્ષણવારમાં એ આખા લશ્કરને ગોટાળામાં નાખી દેશે. અસહકારના કાર્યક્રમમાં મારી મોટામાં મોટી ચિન્તા એ નથી કે આગેવાનો તેનો સ્વીકાર કરવામાં વિલંબ કરી રહ્યા છે, અથવા તો તેના પર ભલીબૂરી ટીકાનો વરસાદ વરસી રહ્યો છે, અગર તો તેની સામે સરકાર તરફથી નિર્દળ દબાણની નીતિ અખત્યાર કરવામાં આવશે. અસહકાર એને પહોંચી વળશે. એમાંથી એ ઉલટો જોરાવર પણ બનશે. પણ અસહકારના

૧૫. છેલ્લા કે છેવાડાના ભાગમાં ઉભા રહેલા લોકોએ કદી આગળ ન ધસવું જોઇયે; પણ પોતાની આગળના લોકો પોતાની તરફ પાછા પડે ત્યારે ખસીને તેમને માર્ગ આપવો જોઇયે.

૧૬. સરઘસમાં સ્ત્રીઓ હોય તો હરજોખમે તેમનું રક્ષણ કરવું જોઇયે.

૧૭. નાનાં બાળકોને સરઘસો કે મેળાવડાઓમાં ભીડની વચમાં કદી ન લાવવાં જોઇયે.

૧૮. સભામાં સ્વયંસેવકોએ ટોળામાં વિખરાઈ જવું જોઇયે; તેમણે એકબીજા જોડે વાત કરવાને અવાજ પહોંચે તેવું ન હોય ત્યા વાવટા અને સીસોટીની નિશાનીઓની તાલીમ લેવી જોઇયે.

૧૯. સભામાં બેઠેલા લોકોએ વચમાં જ ઉઠીને વ્યવસ્થા કરવાનું માથે ન લઇ લેવું જોઇયે. એ તેમનું કામ નથી. તેમણે શાન્તિ જાળવીને પોતાની જગાએ જ બેસી રહેવું જોઇયે.

૨૦. છેલ્લું પણ સૌથી મહત્ત્વનું એ છે કે એકેએક માણસે દલીલ કર્યા વગર સ્વયંસેવકની સૂચનાઓનું પાલન કરવું જ જોઇયે.

આ નિયમોમાં બધી વાતોનો સમાવેશ થયો માનવાનો નથી. આ તો માત્ર લોકો આ બાબતનો વિચાર અને ચર્ચા કરતા થઇ જાય એ હેતુથી લખ્યુ છે. મને ઉમેદ છે કે દેશી છાપાંઓ આ લેખનો અનુવાદ કરશે.

# ગાંધીજીનું નવજીવન

## ભાગ પહેલો

[ નવજીવનની શરૂઆતથી કલકત્તા કૉંગ્રેસ સુધી ]

નવજીવન પ્રકાશન મન્દિર

અ મ દા વા દ

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૧૯-૯-૧૯૨૦

## § કલકત્તા કૅાંગ્રેસ

અપૂર્વ પ્રસંગ

લાલા લજપતરાયના પ્રમુખપણા હેઠળ કલકત્તામાં મળેલી ખાસ કૅાંગ્રેસના જેટલો મહત્ત્વનો નિર્ણય કરવા કૅાંગ્રેસને અગાઉ કદી મળવું નહિ પડયું હોય. અસહકારના ઠરાવને થયો તેવો કડો વિરોધ પણ કૅાંગ્રેસે અગાઉ કદી જોયો નહિ હોય. આટલા માન અને ધ્યાનપૂર્વક ચોખ્ખી બહુમતીએ ઓછા મતવાળાઓને અગાઉ કદી સાંભળ્યા હોય એ પણ મેં નથી જોયું વિષયનિયામક કમિટીમાં આવેલા ઠરાવનો પણ પ્રજાના જાણીતા આગેવાનો તરફથી આવો સામનો અને આટલો પ્રબળ વિરોધ અગાઉ કદી નહિ થયો હોય

વિરોધ અને ચેતવણી છતાં સ્વીકાર

મિસિસ બેસંટની હિન્દસેવા જગજાહેર છે. પં. માલવીયાજીનું નામ તો દરેકના મ્હોડામાં માનનો અને માનીતો શબ્દ છે. એમના નામની પાછળ અનેક વર્ષોની ઉજ્જ્વળ દેશસેવા અને નિર્મળ ચારિત્ર્ય પડયાં છે. મિ. દાસ દિનપ્રતિદિન વધતા અને બળવાન બનતા જતા પક્ષના આગેવાન છે. આ અણીને પ્રસંગે લોકમાન્યની ગેરહાજરી મને અત્યંત વસમી લાગી. મિ. બપટિસ્ટા દક્ષિણના મુખી હતા. 'હિન્દુ'ના પ્રતિભાવાન અધિપતિ શ્રીયુત કસ્તુરીરંગ આયંગાર મદ્રાસ નૅશનલિસ્ટ'પક્ષના આગેવાન હતા આ બધા અને બીજા અનેક આગેવાનોએ અસહકારના ઠરાવનો ભારે પ્રયત્નપૂર્વક

વિરોધ કર્યો. મેં મંડપમાંના એ મોટા જનસમુદાયને ખૂબ ચેતવણીઓ આપી. આપભોગની તૈયારી ન હોય, અને મેં બતાવેલા અસહકારના કાર્યક્રમ વિના શુદ્ધ અસહકાર નથી થઇ શકવાનો એ વિષે ખાત્રી ન થઇ ચુકી હોય, તો મારો ઠરાવ મંજુર કરવામાં કંઇ જ સાર નથી એ ખૂબ સમજાવ્યું. પણ પ્રજાને તો કામ જોઇતું હતું, આપભોગ જોઇતો હતો છ કલાક સુધી ખૂબ કાળજીપૂર્વક ખુદ લાલાજીની દેખરેખ હેઠળ મત લેવાનું કામ ચાલ્યું. પરિણામ જાહેર થઇ ચુક્યું છે. મધ્ય પ્રાંત અને વરાડ સિવાય બીજા બધા પ્રાંતોએ અસહકારની તરફેણમાં મત આપ્યો. મધ્ય પ્રાંતમાં પણ અસહકાર વિરુદ્ધ ત્રણ જ મત વધુ પડયા.

મેં રજુ કરેલા ઠરાવમાં ખિલાફત કમિટીનો આખો કાર્યક્રમ—કરો ન આપવા સુદ્ધાંત—આવી જતો હતો અને તુરત અમલમાં મુકવા માટે ચાદખિતાબ અને માનના હોદ્દાનો ત્યાગ, અદાલતો, શાળાકાલેજો અને નવી ધારાસભાઓનો બહિષ્કાર, એટલી બાબતો હતી. બાબુ બિપિનચંદ્ર પાલની ઉપસૂચનામાં આપણી માગણીઓ સારૂ વિલાયત ખાતે એક મીશન મોકલવું અને દરમિયાન રાષ્ટ્રીય શાળાઓ તથા લવાદકોર્ટો સ્થાપવી અને ધારાસભાઓનો બહિષ્કાર ન કરવો, એટલી બાબતો હતી. એમના ઠરાવની રૂએ ધારાસભાઓમા જવાનું અને ત્યાં જઇને હરકત કરવાનું આવત અને એનો અર્થ એ જ થાત કે ખરી લડત બીજી ચુંટણી સુધી મુલતવી રહેત. આમ ખરો વિરોધ ધારાસભાઓના બહિષ્કારની બાબતમાં જ રહ્યો હતો, અને કોંગ્રેસે જબરદસ્ત બહુમતીએ ધારાસભાઓનો બહિષ્કાર મંજુર કર્યો છે. મને ઉમેદ છે કે જેઓ ધારાસભાના બહિષ્કારથી સ્વરાજ્ય વહેલું ન મળતા મુલતવી રહેશે એમ નથી માનતા તેઓ કોંગ્રેસનો હેતુ સફળ કરવા હવે પૂરી મહેનતથી કામ કરશે.

કોંગ્રેસમાં પડેલા પ્રાંતવાર મત તપાસનાર જોઇ શકશે કે પ્રજાને અસહકાર જોઇયે છે મિસિસ બેસંટ જેમણે હરપગથીએ, નિર્ભયપણે અને ખુલ્લા દિલથી તેનો વિરોધ કર્યો તેમને કોંગ્રેસમાં ઘણા જ થોડા અનુયાયીઓ મળ્યા. આ બાબતના ગુણદોષ હું અહીંઆં તપાસવા નથી બેસતો. ધારાસભાઓ, કોર્ટો અને શાળાઓના ત્યાગ વિષેની દલીલ અત્યારે પ્રજા સામે રજુ છે. કોંગ્રેસમાં સાંભળેલી દલીલોથી આ ઉપાયોની અકસીરતા અગર અગત્ય વિષેના મારા વિચારો બિલકુલ નથી બદલાયા. પણ હાલ તો અત્યારે આ બાબતમાં દેશમાંના બહુમતી અને અલ્પમતી વર્ગને થોડુંક કહી લેવા ઇચ્છું છું.

બહુમતીવાળા વર્ગને હું કહીશ કે મોટામાં મોટી ફતેહની પળ ભારેમાં ભારે વિનય અને નિરભિમાનની હોવી જોઇયે. બહુમતી વર્ગે ભારેમાં ભારે જોખમદારી ઉઠાવી છે. મારા ઠરાવની તરફેણમાં મત આપનાર દરેક જણુ, જો તે છોકરાંવાળો હોય તો તે છોકરાંઓને નિશાળ કે કૉલેજમાંથી ઉઠાવી લેવા, વકીલ હોય તો વકીલાત બંધ કરવા તથા ખાનગી લવાદ મારફત કજીઆ પતાવવાનો પ્રયત્ન કરવા બંધાયેલો છે. જો તે ધારાસભાનો ઉમેદવાર હોય તો પોતાની ઉમેદવારી પાછી ખેંચી લેવા તે બંધાયેલો છે. હાથકંતામણુ અને હાથવણાટને ઉત્તેજન આપવા અને જાતે હાથે કાંતેલા સૂતરનું હાથે વણેલું કાપડ વાપરવાને તે બંધાયેલો છે. કૉંગ્રેસના ઠરાવને ટેકો આપીને અસહકારને વિષે તેણે અહિંસા, આપભોગ અને તાલીમનું તત્ત્વ સ્વીકાર્યું હોવાથી અલ્પમતીવાળા વર્ગની જોડે માન અને ન્યાયની નજરથી વર્તવાને તે બંધાયેલો છે. કડવા શુકનથી પણુ તેમની હિંસા કરવી આપણુને ન ઘટે. આપણું જ્વલંત આચરણુ અને શુદ્ધ સાધનોની મદદથી આપણે તેમને આપણા મતના કરવા પ્રયત્ન કરવો જોઇયે. અલ્પમતીવાળા કાં તો કંઇક દુર્બળતાભર્યા અગર તો તૈયારીમાં અધૂરા હતા એટલું જ. દાખલા તરીકે છોકરાં ઉઠાડી લેવાની તદ્દન સામે તો કોઇક જ હતા. પણુ જ્યારે તેઓ નિશાળોને ખાલી થતી અને રાષ્ટ્રીય શાળાઓ સ્થપાતી, વકીલોને વકીલાત છોડી દેતા અને છતા ભૂખે ન મરતા, અને નામાંકિત નૅશનાલિસ્ટ આગેવાનોને ધારાસભાઓનો ત્યાગ કરતા જોશે ત્યારે તેઓ અસહકારના કાર્યક્રમમાં શ્રદ્ધાવાળા બનશે, દુર્બળતા ત્યાગશે અને જાતે અસહકાર અખત્યાર કરવા તૈયાર થશે. માટે ઓછા મતવાળાઓ આપણી જોડે આજ ભળતા ન થઇ શકે તે સારૂ આપણે તેમની સામે આકળા ન થવું જોઇયે.

અલ્પમતીને સૂચના

ઓછા મતવાળાઓને હું કહીશ કે ધર્મયુદ્ધમાં તમારી હાર થઇ છે. અ થી જો તમારા અંતઃકરણનો અવાજ આડે ન આવતો હોય તો હવે તમારે અસહકારનો કાર્યક્રમ અમલમાં મુકવા ખરા દિલથી કમ્મર કસવી જોઇયે. જેમને એમ જ લાગતું હોય કે બહુમતીવાળાઓએ ગંભીર ભૂલ કરી છે તેમને પોતાના મત તરફ લોકોને વાળવાનો અધિકાર છે. પણુ ઓછા મતવાળાઓમાં પણુ ઘણાખરાઓએ તો ખાનગી લવાદો અને રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાની વાત તો સ્વીકારી જ છે. તેમને માત્ર ધારાસભાનો બહિષ્કાર જ મુલતવી રખાવવો હતો. હું તેમને સૂચવું છું કે હવે જો બહુમતીએ વેગે ઝડપે ચાલવાનું ઠર્યું છે તો તેમણે પણુ બહુમતીનો નિર્ણય મંજુર રાખી અસહકારનો કાર્યક્રમ સફળ કરી બતાવવામાં મદદ કરવી જોઇયે.

પરદેશી માલના બહિષ્કારે પણ મારા ઠરાવમાં સ્થાન મેળવ્યું છે તે માટે હું દિલગીર છું. એ કેવી રીતે આવ્યું તે અહીં નહિ કહેવા બેસું; પણ મારા અંતઃકરણના અવાજની આડે એ ન આવતું હોવાથી અને મારી સરળતા પૂરવાર કરી આપવાની ખાતર આ વસ્તુથી ઠરાવ બેસૂરો બનતો હોવા છતાં તે રજુ કરવા મેં હા પાડી. સ્વદેશીમાં પરદેશી કાપડનો બહિષ્કાર તો આવી જ જાય છે. બીજા પરદેશી માલના બહિષ્કારની વાત અર્થવગરની છે કારણ તે અશક્યવત્ છે. પણ આટલી પૂરવણી જોડવાથી આપણે શોખની અને બીનજરૂરી ચીજો ત્યાગવા પ્રેરાતા હોઈએ તો એ વસ્તુનો પણ ઉપયોગ છે એ કબૂલ કરવામાં મને વાંધો નથી. જે પરદેશી ચીજ બીનજરૂરી છે તેનો ત્યાગ કરવો એ તો આપણામાંના દરેકનો હક અને ફરજ છે જ; પરંતુ જે પરદેશી ચીજ જરૂરી છે તે પણ આપણા જ દેશમાં પેદા કરી લેવી અગર બનાવી લેવી એ પણ આપણો ધર્મ છે.

---

# શુદ્ધ સ્વદેશી

સ્વદેશી એક જ વસ્તુ હોય એમ દિવસે દિવસે મારી ખાત્રી થતી જાય છે. સ્વદેશી ભંડારો મેં ખોલ્યા, સ્વદેશી વ્રતો ઘડ્યાં; તેથી કેટલોક અર્થ ભલે સર્યો હોય, સ્વદેશી ભાવના ભલે તેથી વધી હોય, પણ હિન્દુસ્તાનને તેથી કંઈ અર્થલાભ નથી થયો એમ હું માનું છું. સ્વદેશી પ્રવૃત્તિથી જેટલે દરજ્જે હાથેથી કંતાયેલ સૂતર હાથે વણાયું હોય ને તે કાપડનો પ્રચાર થયો હોય તેટલો જ લાભ થયો છે.

મીલોને ઉત્તેજનની જરૂર નથી. મીલો પોતાનો બધો માલ વેચી શકે છે. મીલો
11 પોતાને જોઈતું સૂતર પણ ભાગ્યે કાંતી શકે છે. તેવી સ્થિતિમાં મીલોના સૂતરમાંથી હાથે કપડાં વણાવવામાં દેશને લાભ નથી, પણ ગરીબોની ઉપર બોજો વધે છે. આમ થવાથી સૂતરનું ને કાપડનું દામ વધે તે એક ગેરલાભ, ને બીજો ગેરલાભ એ કે ગરીબો જે હાલ આપણી મીલનો માલ પહેરી સંતોષ પામે છે તેઓ પરદેશી માલ વાપરતા થઈ જાય. આ ગેરલાભ વધારે હાનિકારક નીવડે, કેમકે ગરીબોને એક વખત પરદેશી કાપડ વાપરવાની ટેવ પડી જાય તો તેઓને પાછા સ્વદેશી કાપડ વાપરતા કરી મુકવા મુશ્કેલ પડશે. તેથી સ્વદેશી ચળવળના કેટલાક નિયમો ને તત્ત્વો નોંધી નાંખું છું.

સ્વદેશી-ચળવળના નિયમો

૧. હાથે કાંતેલા સૂતરનો ને હાથે વણેલા કાપડનો જ ઉપયોગ કરવો.

૨. તેવું સૂતર કંતાવવાનો અને તે સૂતર વણાવવાનો મહાપ્રયત્ન કરવો.

૩. સૂતર કાંતવાના ને હાથવણાટની સાળના યંત્રોમાં જેટલા બની શકે તેટલા સુધારા કરાવવા.

૪. હાથે કાંતેલું સૂતર હાલ ક્યાં બને છે, તેવું સૂતર ક્યાં વણાય છે, તેની તપાસ કરવી.

૫. તેવું કાપડ હાલ તો મુખ્ય ભાગે ખાદી છે; તેનો પ્રચાર કરવો.

૬. લોકોમાં સાદાઈનો શોખ વધે તેવા ઉપાયો યોજવા.

૭. અને હાથે કાંતેલું સૂતર તથા તેવા સૂતરનાં વણેલાં કાપડ વેચવાના ભંડાર ખોલવા.

શુદ્ધ-નો પ્રચાર

મારા પ્રવાસમાં મને માલમ પડયાં કરે છે કે શાન્તિથી પણ દૃઢતાપૂર્વક આવા પ્રકારના સ્વદેશીનો પ્રચાર ઘણી જગ્યાએ થયાં કરે છે. મદ્રાસમાં એક ગામડામાં સરવન્ટ્સ આફ ઇન્ડિયા સોસાઇટી વાળા રા. હનુમંતરાવ મિત્રોની મદદ લઈ ખૂબ પ્રયત્ન કરી રહ્યા છે. એક વિધવા બાઇ તેમને પૈસાથી ને મહેનતથી મદદ કરી રહેલ છે. તેમની પત્ની પણ એ પ્રયાસમાં જોડાયેલ છે. મછલીપટ્ટણમાં કળાશાળા છે ત્યાં પણ પ્રયાસ ચાલુ છે. કેટલુંક સૂતર મેં જોયું, તે ગુજરાતમાં થાય છે તેના કરતાં ઘણું વધારે બારીક ને વળદાર જોવામાં આવ્યું. બારીક સૂતર કેવળ ધનિક સ્ત્રીઓએ શોખથી કાંતેલું હતું. તેનાં વણેલાં ધોતીયાં પણ મેં જોયાં. સ્વદેશી રંગ પણ ઠીક કરવામાં આવે છે. આમ ખૂણેખાંચરે વગરમૂડીએ પણ આ સાહસ ચાલી રહેલું છે.

સ્વદેશી ભંડારને ચેતવણી

ખાદી ભંડાર ખોલવામાં પાંચસેં રૂપીયા ભાગ્યે જ જોઇયે. તેમાં એક જ માણસ મહેનતુ હોય તો કામ ચલાવી શકે. પોતે જેટલો માલ રાખી શકે તેટલી જ નાની દુકાન રાખે. ખાદીની ઘરાકી દુકાનમાં જામે નહિ ત્યાં સુધી પોતે ફેરી કરી ખાદી વેચે. આ પ્રમાણે થોડી મૂડીથી ઘણા માણસો નભી શકે અને શુદ્ધ સ્વદેશીનો પ્રચાર થાય. પણ આ લેખનો મુખ્ય ઉદ્દેશ તો મીલોનું કાપડ પહેરવાનું વ્રત લેનારને અને તેવા કાપડના ભંડાર કાઢનારને ચેતવવાનો છે. નીકળેલા ભંડાર બંધે કરવાની જરૂર ભલે ન હો, પણ તેઓએ ધીમે ધીમે પોતાના ભંડારમાં ખાદી ભરી રાખવાની જરૂર છે. કાપડ ઉપરાંતની બીજી સ્વદેશી ચીજો રાખી મૂડી રોકવી હોય તો તેઓ ભલે રોકે, પણ મીલોનું કે મીલોના સૂતરનું હાથે વણેલું કાપડ એકઠું કરવામાં દેશને કશો લાભ નથી થતો એ ચોખ્ખું છે.

# નોંધ

## રેલમાં થતી ચોરીઓ

મારી ઉપર ગરીબ માણસની રાવો ચાલી આવે છે કે રેલમાં માલ મોકલનારાઓના માલની ચોરી પુષ્કળ થાય છે. કોઈ સૂતર મોકલે છે તો તે ચોરાય છે. ફળની ચોરીનો પાર નથી. આમાં કોનો દોષ ? સરકારનો તો નહિ જ. આપણામાં પ્રામાણિકપણાનો શોખ નથી, અપ્રામાણિકપણાનો તિરસ્કાર નથી. મને ખબર નથી કે રેલવેના નોકરોમાં 'નવજીવન'નો પ્રચાર કેટલો છે. છતાં જેઓ વાંચે છે તેમને મારી વિનંતિ છે કે તેઓએ બીજાઓને આ લેખ વંચાવવો. રેલવેના કામદારો પ્રજાના નોકર છે એમ તેઓએ સમજવું જોઇયે તેઓથી ચોરી કરાય જ નહિ. જો તેઓને પેટપૂરતો પગાર ન મળે તો તેમણે પગારના વધારાનો પ્રયત્ન કરવો જોઇયે; પણ ચોરી તો ન જ કરાય.

રેલવેના યુનિયનો થયાં છે. તેના નેતાઓને હું સૂચવું છું કે જેટલી ફરજ તેઓની પગારો વિષે હકો મેળવવાની છે તેટલી જ માંહેનો સુધારો કરવાની છે. આપણે હકો જ માગશું ને આપણી ફરજ નહિ બજાવીયે તો મળેલા હકો ગુમાવશું. અહીં સૂક્ષ્મ પ્રામાણિકતાનો સવાલ નથી. સામાન્ય વ્યાવહારિક પ્રામાણિકતાથી પણ જો આપણે વંચિત રહીયે તો પ્રજાનો કારભાર જ ન ચાલે. રેલવેના કારભારીઓ પાસે એક સાદો વિચાર રજુ કરું છું. તમે પણ દેશની ચળવળમાં રસ લો છો, તમે પણ અંગ્રેજી રાજ્યના અન્યાયની સામે પોકાર કરો છો. તમે પ્રજાની ચોરી કરો તે અન્યાયની સામે પોકાર કોણ કરે ? અન્યાયીને ન્યાય માગવાનો હક હોય ? જેટલે દરજ્જે તમે અપ્રામાણિક રહો તેટલે દરજ્જે તમે અંગ્રેજી સત્તા વધારે બેસાડો છો, કેમકે લોકોને તમારો વિશ્વાસ નહિ રહે. ગમે તેવી તોપણ અંગ્રેજી વ્યવસ્થા સારી એમ તમે કહેવડાવશો. બીજાને તાબે રહેલી પ્રજા જ્યાં સુધી નીતિબળમાં તાબે રાખનારી પ્રજા કરતાં ન ચડે ત્યાં સુધી તાબામાંથી છૂટતી જ નથી. તેથી જો રેલના કારભારી પ્રજાનું ને પોતાનું ભલું ઇચ્છે તો તેમણે ચોરીરૂપી અનીતિમાંથી તો તુરત નીકળી જવાનો નિશ્ચય કરી લેવો જોઇયે.

---

## લકત્તા કૉંગ્રેસનાં ભાષણ *

મજું છું કે આ મહાન મેળાવડા સમક્ષ આ ઠરાવ મુકવાથી મારિ
ર જવાબદારી આવી પડે છે જો તમે આ ઠરાવ મંજુર કરશો તો
તમારી મુશ્કેલીઓમાં કેટલો બધો વધારો થવાનો છે એ પણ હું સમજું

નો ઠરાવ રજુ કરતાં આપેલું ભાષણ

ારો ઠરાવ તમે મંજુર કરો તો એનો અર્થ એ જ થવાનો છે કે આજ સુધી પ્રજ
ના હક અને ઇજ્જતને જાળવવા સારૂ જે નીતિ અખત્યાર કરતી આવી તેને આપણે સાર
ી રહ્યા છીએ. હું પૂરેપૂરું જાણું છું કે આપણા ઘણા આગેવાનો આની વિરુદ્ધ છે.
ણી માતૃભૂમિની સેવામાં હું આપી નથી શક્યો તેટલાં વખત અને શક્તિ તેમણે
યાં છે. ચાહે તે આપભોગે પણ સરકારની રાજ્યનીતિમાં ક્રાંતિ કરી મુકવા કહેનારી આ
ાનો વિરોધ કરવો એ તેમને પોતાની ફરજ લાગે છે. આ બધું પૂરેપૂરું સમજીને હું
રી સમક્ષ ઉભો છું. પરમેશ્વરથી ડરતો અને સ્વદેશ પ્રત્યેના ધર્મભાનથી પ્રેરાઇને હું આ
ા રજુ કરૂં છું, તેને તમે વધાવી લેશો એમ હું ઈચ્છું છું.

ગાંધીનો ખ્યાલ છોડી દેજો

હું માગી લઉં છું કે હું ગાંધી છું એ ખ્યાલ ઘડીને માટે તમે છોડી દેજો. હું મહા
ત્મા' છું અને જોહુકમી અમલ કરવો મને ગમે છે એવા મારા ઉપર આરોપ છે.
ઢંમતપૂર્વક કહું છું કે હું તમારી પાસે 'મહાત્મા' તરીકે નથી આવ્યો, તેમ જોહુકમી
લ ચલાવવાની ઉમેદથી પણ નથી આવ્યો; હું તો મારા અનેક વર્ષોના આચરણમાં અસહકારનો
જે અનુભવ થયો તે રજુ કરવા સારૂ તમારી આગળ ખડો થયો છું. હજારોની
ીવાળી સેંકડો સભાઓએ અસહકારનો સ્વીકાર કરેલો છે અને મુસલમાનોએ તો ૧લી
ાસ્ટથી એને આચારમાં મુકવા લાયક સ્વરૂપ પણ આપી દીધું છે. ઠરાવેલા કાર્યક્રમમાંની
ાખરી બાબતો ઓછા કે વત્તા જોશ સાથે અમલમાં પણ મુકાતી જાય છે. હું ફરીથી
રી પાસેથી માગી લઉં છું કે તમે આ મહત્ત્વના પ્રશ્નમાં માણસ કોણ છે તે સામું ન
ા, અને ધીરજ અને શાન્તિથી તેના ઉપર તમારો નિર્ણય બાંધજો.

સહનશક્તિની તાલીમ

વળી આ ઠરાવ મંજુર કર્યો એટલે તમે છૂટ્યા એમ નથી. દરેક જણે ઠરાવની જે જે
મ પોતાને લાગુ પડતી હોય તેટલા પ્રમાણમાં લાગલો જ તેનો અમલ શરૂ કરી દેવો
રાનો મારી વિનંતિ છે કે તમે ધીરજ રાખીને મારું બોલવું સાંભળજો.' તાળીઓ પણ
શો નહિ કે હુરીયોયે કરશો નહિ. મારે પોતાને માટે તો એમ કરો તોયે મને બહુ
વાનું નથી. પણ તાળીઆથી વિચારનો પ્રવાહ અટકે છે અને તાળીઓ અને હુરીયાથી
ાનાર અને સાંભળનાર વચ્ચે સંધાયેલો તાર તૂટે છે. માટે તમારે પોતાનું વલણ ગમે તે
ા, છતાં એકે વક્તાને તમે હુરીયો કરીને બેસાડી નહિ દેજો. અસહકાર એ તો તાલીમ
આપભોગની સાધના રૂપે કલ્પાયેલો છે, અને વિરુદ્ધ પક્ષના મત 'ધીરજ અને શાન્તિથી
ળી લેવા એ અસહકારનું લક્ષણ છે. પૂર્વ પશ્ચિમ જેટલા વિરુદ્ધ વિચારો પણ પરસપરસ
ાવી લેવાની વૃત્તિ જ્યાં સુધી આપણે કેળવશું નહિ ત્યાં સુધી અસહકાર અસંભવિત છે.
ાની વરાળો નીકળતાં વાતાવરણમાં અસહકાર ન જ નભી શકે ક્રોધને દાબી દેવો એટલી
અગત્યની વાત હું કદવા અનુભવોથી ૩૦ વરસમાં શીખ્યો છું. દાબી રાખેલી ઉષ્ણતામાંથી
શક્તિ પેદા થાય છે તેમ સંયમમાં રાખેલ ક્રોધમાંથી પણ એવું બળ પેદા કરી શકાય
જે સારા જગતને હચમચાવી નાંખે. કૉંગ્રેસમાં આવનારાઓને એક જ સેનાના સૈનિક
ર તરીકે હું પૂછું છું કે આપણી વચ્ચે પરસ્પર સહનશક્તિ કેળવીયે અને એકબીજાના

મત ગમે તેટલા વિરોધી હોય તોપણ તે નભાવી લેતાં શીખીયે તેના કરતાં વધુ સારી તાલીમ બીજી કઈ હોઇ શકે ?

મને કહેવામાં આવે છે કે મારો ઠરાવ રજુ કરીને હું મોટું ભંગાણ પાડવા બેઠો છું, મારા ઠરાવથી હું દેશના રાજ્યપ્રકરણી જીવનમાં ફાટ પાડી રહ્યો છું. કૉંગ્રેસ એ કંઇ અમુક પક્ષની સંસ્થા નથી. દરેક મતમતાંતરને માટે કૉંગ્રેસનો માંચડો ખુલ્લો હોવો જોઇયે. પોતાના પક્ષની સંખ્યા નાની છે એટલાં માટે કોઇએ કૉંગ્રેસ છોડી જવાની જરૂર નથી. તેમણે વખત જતાં દેશને પોતાનો મત રુચતો કરાવીને પોતાની જ બહુમતી કરી લેવાની આશા રાખવી જોઇયે. કૉંગ્રેસે વખોડી કાઢેલી કોઈ પણ નીતિને કૉંગ્રેસને નામે કોઇ અખત્યાર કરી ન શકે. તમે મારી પોતાની રીતને નાપસંદ કરશો તો હું કંઇ કૉંગ્રેસ છોડીને ચાલ્યો નથી જવાનો. આજ મારા વિચારોની અલ્પમતી હશે તો તે બદલાઇ બહુમતી થાય ત્યા સુધી હું કૉંગ્રેસને સમજાવતો જ રહેવાનો.

ખિલાફતને અન્યાય થયો છે એ વિષે તો બે મત છે જ નહિ. ગમે તેટલો ભોગ આપવો પડે તે આપીને પણ જો મુસલમાનો પોતાની લાજ આજે જાળવશે નહિ તો તેઓ માનઆબરૂ સાથે રહી શકવાના નથી અને પોતાના હજરત પયગમ્બરનો ધર્મ પાળી શકવાના નથી.

પંજાબ ઉપર સીતમ ગુજર્યો છે; અને જે દહાડે એક પણ પંજાબીને પેટ ચાલવું પડ્યું તે દહાડે આખું હિન્દુસ્તાન પેટ ચાલ્યું એમ માનજો. જો આપણે હિન્દના નામને લજવવા ન માગતા હોઇયે તો આ નામોશીને ધોઈ કાઢયે જ આપણો છૂટકો રહ્યો. આ બે સીતમોની દાદ મેળવવા મહિનાઓ થયાં આપણે મથી રહ્યા છીયે, પણ હજુ બ્રિટિશ સરકારને આપણે વાળી શક્યા નથી. પ્રજા અત્યાર સુધી આટઆટલું કર્યાં પછી—આટઆટલો જુસ્સો અને લાગણી બતાવ્યા પછી માત્ર પોતાની ક્રોધની લાગણીઓનું પોકળ પ્રદર્શન કરીને જ બેસી રહેવાનું પસંદ કરશે ? પ્રમુખ સાહેબે પોતાના પ્રારંભિક ભાષણમાં પંજાબના સીતમોનું જે દિગ્દર્શન કરાવ્યું એનાથી વધુ તાદૃશ વિવેચન તમે કદી સાંભળેલું ? આવી હાલતમાં નાખુશ અધિકારીઓને ન્યાય કરવાની ફરજ પાડયા વિના, ખુનથી ખરડાયેલા તેમના હાથોની ગમે તેવી ભારે મહેરબાની પણ સ્વીકારવા પહેલાં તેમના દિલનો પશ્ચાત્તાપ જોયા વિના, કૉંગ્રેસને આ બાબતમાં દાદ મેળવવાનો, પોતાનું નામ અને પોતાની ઇજ્જત જાળવવાનો બીજો રસ્તો જ કયો છે ?

કેવળ આ જ કારણથી હું મારી અસહકારની યોજના તમારી સમક્ષ મુકી રહ્યો છું અને તમને આગ્રહ કરી રહ્યો છું કે બીજી કોઈ પણ યોજનાને એની અવેજીમાં તમે સ્વીકારતા ના. મારી યોજનાનો મને આગ્રહ છે એટલા માટે હું તમને આમ નથી કહેતો. મારા કહેવાની મતલબ એ છે કે ખૂબ વિચાર કરી જોતાં મારી યોજનાના કરતાં બીજી યોજના તમને ચઢીયાતી ન લાગે તો તમે એને નામંજુર કરજો. આ યોજનાને પ્રજા તરફથી

પૂરતા પ્રમાણમાં ટેકો મળ્યો છે એવો હું દાવો કરું છું અને તેનો અમલ કરો તો તમે એક જ વરસમાં સ્વરાજ્ય મેળવી શકો એ તમને ફરીથી કહેવાની હું હિમ્મત કરું છું. આ ગંજાવર સમાજ આ ઠરાવને માત્ર પસાર કરે એટલું બસ નથી, પણ દિનપ્રતિદિન વધુ વધુ જોસપૂર્વક પ્રજા તેને અમલમાં મુકે ત્યારે જ એ ફળદાયી નીવડે તેમ છે. આ અમલી કાર્યક્રમ દેશની અત્યારની સ્થિતિને પૂરેપૂરી લક્ષમાં લઈને જ ગોઠવવામાં આવ્યો છે.

આપભોગ અને તાલીમની કેળવણી

અસહકાર સિવાય બીજો એક માર્ગ પ્રજા સમક્ષ હતો, અને તે તલવાર ખેંચવાનો. પણ હિન્દની પાસે અત્યારે તલવાર નથી. જો તેની પાસે તલવાર હોત તો હું જાણું છું કે તેણે અસહકારની આ સલાહને કાન સરખોયે ન દીધો હોત. પણ હું તો તમને એ જણાવી દેવા ઇચ્છું છું કે ખુનામરકીને રસ્તે નાખુશ રાજ્યકર્તાઓના હાથથી ન્યાય પરાવવા ઈચ્છતા હશો તો તે માર્ગે પણ આ અસહકારના કાર્યક્રમમાં જરૂરી એવી તાલીમ અને આપભોગ એ બે વસ્તુઓ વગર તમારું ચાલવાનું નથી. બેતાલ સેન્યવાળા બહારવટીઆઓએ લડાઇ જીતેલી મેં આજ લગી નથી સાંભળી; પણ પોતપોતાનું નાકું સાચવી રહીને માથું હાથમાં લઇને મરવાવાળા ક્વાયતી લશ્કરે લડાઇઓ જીતેલી મેં તેમ તમે પણ જોઇ છે. તમારે બ્રિટિશ સરકારને, અંગ્રેજી પ્રજાને કે યૂરોપની સામટી પ્રજાઓને એક વખતનો પૂરો ફડચો કરી નાખનારી લડાઈ આપવી હોય તો આપણે તાલીમ અને આપભોગને કેળવવાં જ પડવાનાં. એ તાલીમ અને આપભોગની સ્થિતિએ પ્રજાને ચડેલી જોવા હું ઉત્સુક છું, એ સ્થિતિ જોવા હું ઉતાવળો થયો છું. બુદ્ધિબળમાં આપણે પછાત નથી. પણ હું જોઉં છું કે રાષ્ટ્રીય પાયા પર હજુ આપણામાં આપભોગ અને તાલીમ નથી આવ્યાં. કૌટુમ્બિક ક્ષેત્રમાં તો દુનિયાની બીજી કોઇ પ્રજાએ નથી કેળવ્યાં એટલાં તાલીમ અને આપભોગ આપણે કેળવ્યાં છે. એ જ વૃત્તિને રાષ્ટ્રીય વહેવારમાં પણ દાખલવાને અત્યારે હું તમને વીનવી રહ્યો છું.

ફતેહના મૂળાક્ષર

હું હિન્દના એક છેડાથી બીજા છેડા સુધી એ વાતનો પત્તો મેળવવા ફરી રહ્યો છું કે પ્રજામાં ખરો પ્રજાકીય જુસ્સો આવ્યો છે કે નહિ, પ્રજા રાષ્ટ્રની વેદી ઉપર પોતાના ધન, પોતાનાં સ્ત્રીપુત્ર અને પોતાના સર્વસ્વનું બલિદાન આપવા તૈયાર છે કે નહિ. અને જો પ્રજા કશું બાકી રાખ્યા વગર પોતાનું સર્વસ્વ હોમી દેવા આજે તૈયાર હોય તો આ જ ક્ષણે સ્વરાજ હું તમારા હાથમાં મુકાવી દેવડાવવા તૈયાર છું. આટલો આપભોગ આપવા પ્રજા તૈયાર છે? ખુશી છે? શક્તિમાન છે? માનચાંદવાળા પોતાના ખિતાબો અને માનના હોદ્દાઓ છોડી દેવા તૈયાર છે? માબાપો દેશની લડત લડવા ખાતર પોતાના છોકરાઓની પુસ્તકી કેળવણી બૂડાડવા તૈયાર છે? હું તો કહું છું કે જે શાળાઓ અને કૉલેજો સરકાર માટે કારકુનો કાઢવાનાં કારખાનાં માત્ર છે તેમાં છોકરાઓ ન મોકલવાથી આપણે છોકરાઓની કેળવણી ડૂબાવીયે છીયે એમ જ્યાં સુધી આપણે માનતા હોઇશું ત્યાં સુધી સ્વરાજ આપણાથી સેંકડો ગાઉ દૂર છે. બીજી પ્રજાના હાથ હેઠળ પડેલી કોઇ પણ પ્રજા એક હાથે એની મહેરબાનીનો સ્વીકાર કરતી જાય અને બીજી બાજુ રાજ્યકર્તા પ્રજા તેને માથે જે બોજા અને જોખમદારી નાખે તેને ફગાવતી જાય એ ન બની શકે. વિજેતાઓના તરફથી

આવતી કોઇ પણ મહેરબાની જીતાયેલી પ્રજાના કલ્યાણની ખાતર નહિ પણ રાજ્યકર્તાઓના જ લાભની ખાતર હોય છે, એ વાત જે ક્ષણે કોઇ પણ પરાધીન પ્રજાને સૂઝી આવે છે તે જ ક્ષણથી એ પ્રજા રાજ્યકર્તાઓને દરેક જાતની મરજીયાત મદદ આપવી બંધ કરે છે અને તેવી મદદ આપવાની ચોખ્ખી ના પાડે છે. આપણી સ્વાતંત્ર્યની લડતની ફતેહના આ મૂળાક્ષર છે. પછી તે સ્વાતંત્ર્ય સામ્રાજ્યની અંદરનું હોય કે બહારનું.

મારા દેશબન્ધુઓ મારી આ વાત બરાબર સમજી લે એમ હું ઇચ્છું છું; અને આ વાત તેમને ગળે જો ન ઉતરતી હોય તો મારા ઠરાવને નામંજુર કરવો એ જ તેમની ફરજ થશે. હિન્દુમુસલમાન વચ્ચેની ખરી એકતાને હું બ્રિટિશ જોડેના સબંધના કરતાં હજારો દરજ્જે વધુ કિમતી ગણું છું અને એ સંબંધ તથા હિન્દુમુસલમાન એકતા એ બે વચ્ચેથી કોઇ પણ એક જ પસંદ કરવાનું મારે ભાગ આવે તો હું હિન્દુમુસલમાન એકતાને જ પસંદ કરૂં અને બ્રિટિશ સંબંધને જતો કરૂં. તે જ પ્રમાણે એક બાજુ પંજાબની અને તેથી આખા હિન્દની ઇજ્જત, અને બીજી બાજુ હિન્દમાં અમુક વખત પૂરતી અંધાધુંધી, છોકરાઓની કેળવણીની ધૂળધાણ, અદાલતોની અને ધારાસભાઓની બંધી, બ્રિટિશ સંબંધનો ત્યાગ, એ બે વચ્ચે પસંદગી કરવાનું આવે તોપણ હું પંજાબ અને હિન્દનું માન અને તેની સાથે આવનારાં અંધાધુંધી, શાળાઓ, અદાલતો વગેરેની બંધી અને એ જોડે આવનારી બધી અવ્યવસ્થાને જ રંજ પણ આંચકાની કર્યા વગર વધુ વ્હાલાં કરૂં. તમારાં અંતર પણ તેટલાં જ બળતાં હોય, તમે પણ ઇસ્લામી ઇજ્જત અક્ષત રાખવા મારા જેટલા જ ઉત્સુક હો, પંજાબની આબરૂ નિષ્કલંક કરવા તલ્ફતા હો, તો વગરસંકોચે આ ઠરાવ તમારે મંજુર કરવો ઘટે.

પણ આટલુંયે બસ નથી. મૂળ મુદ્દાની વાત ઉપર તો હજુ હું નથી આવ્યો. તે વાત એ જ કે ધારાસભાઓનો ઉમેદવારોએ તથા મત આપનારાઓએ સંપૂર્ણ બહિષ્કાર કરવો. આ જ અત્યારે મુદ્દાનો પ્રશ્ન થઇ પડયો છે, અને બીજી નાનીમોટી બબતોમાં માંડવાળ થશે તોપણ આ સભાના મતમાં જે વડો પડવાનાં હશે તો તે આ જ પ્રશ્નની બાબતમાં પડશે એ હું જાણું છું. ધારાસભાઓ મારફત સ્વરાજ મેળવાશે કે ધારાસભાનો ત્યાગ કરીને? ધારાસભાઓ દ્વારા સ્વરાજ મેળવવાની વાતમાં પ્રજાની શ્રદ્ધા છે ખરી? આ બાબતમાં અત્યારે હું વધુ દલીલ નહિ કરૂં. ધારાસભાઓનો બહિષ્કાર ન કરવાની તરફેણમાં જે જે દલીલો રજુ થશે તેનો જવાબ હું પાછળથી આપીશ. હાલ તો એટલું જ કહીશ કે જો બ્રિટિશ સરકાર અને તેના અત્યારના અમલદારો ઉપરનો આપણો વિશ્વાસ તદ્દન ઉઠી ગયો હોય, જો આપણે માનતા હોઇએ કે બ્રિટિશ સરકારને તેનાં દુષ્કૃત્યોને માટે કોઇ પણ જાતનો પશ્ચાત્તાપ નથી થયો, તો આ સુધારાઓ મારફત અંતે સ્વરાજ્ય મળશે એમ તમે માની શકો જ કેમ?

પ્રજા વિદેશી માલનો બહિષ્કાર કરે એમ હું અવશ્ય ઇચ્છું છું, પણ અત્યારે તે ન બની શકે તેવી વાત છે એ પણ હું જાણું છું. જ્યાં સુધી સોયોટાંકણીઓને સારૂ પણ આપણે પરદેશના મ્હોં સામું જોવું પડે છે ત્યાં સુધી વિદેશી માલનો બહિષ્કાર અશક્ય છે. પણ તે

તમે મુકામે પહોંચવાને અધીરા થયા હો અને ગમે તે ભોગ આપવા તૈયાર હો, તો હું કબુલ કરું છું કે પરદેશી માલનો સંપૂર્ણ બહિષ્કાર કરી બતાવીને આંખ મીંચીને ઉઘાડો એટલી વારમાં હિન્દ પોતાનું સ્વાતંત્ર્ય મેળવી લઇ શકે તેમ છે. આથી આ ઠરાવમાં ઉમેરેલો સુધારો વગરઆનાકાનીએ મેં સ્વીકાર્યો. એ મારા મૂળ ઠરાવની સુંદરતાને જરા બગાડે છે એટલું જ. મારા નમ્ર અભિપ્રાય મુજબ ઠરાવમાંના બહિષ્કારને લગતા એ શબ્દો કાર્યક્રમના સમતોલપણાને જરૂર બગાડે છે. પણ અહીં હું સુધારે ઉતારેલા કાર્યક્રમની વકીલાત કરવા નથી ઉભો. મારે તો પ્રજાની આગળ વહેવાર કાર્યક્રમ મુકવો છે. અને હું સહેજે કબૂલ કરું છું કે વિદેશી માલનો બહિષ્કાર જો આપણાથી થઈ શકે તો એ જોરાવર વસ્તુ છે. આવો બહિષ્કાર અને સ્વરાજ બન્ને તમને પસંદ હોય તો તે ઠરાવના છેલ્લા પૅરેગ્રાફમાં છે.

મહેનતથી ઘડેલો કાર્યક્રમ

અંતમાં હું તમને આ બાબત ખૂબ ઉંડો વિચાર કરીને મત આપવા અને મારા તરફનો અંગત ખ્યાલ તદ્દન છોડી દેવા વીનવું છું મેં દેશની સેવાઓ બજાવી હોય તેના ખ્યાલને પણ તમે વચ્ચે આવવા દેશો નહિ એની કિંમત અહીં ન હોય. હું પ્રજા આગળ મુકું તે કાર્યક્રમ ભૂલ વગરનો જ હોય એવો મારો લેશ દાવો નથી. હું એટલો જ દાવો કરું છું કે મેં આ કાર્યક્રમ તૈયાર કરવા પાછળ ઘણી જ મહેનત ઉઠાવી છે, અત્યંત વિચાર કર્યો છે અને વહેવારુ હોય તેવો જ તે કાર્યક્રમ ઘડવાનો નિશ્ચય મેં કાયમ રાખ્યો છે. આ બે વાતો તો તમે ગણતરીમાં જરૂર લેજો. તમારી પાસે કામ કરનારું મંડળ પણ તૈયાર છે. અત્યારે આ ધોરણ ઠરાવતી વેળાએ જ હાલ ભલે વિચાર પૂરતા જ હોય, પણ મારા કાર્યક્રમને પ્રત્યક્ષ કબૂલ કરનારા હજારો અનુયાયીઓ તમારી જોડે ઉભા છે.

### ઉપલા ઠરાવ સામે રજુ કરવામાં આવેલા વાંધાઓનો જવાબ

વહેવાર કાર્યક્રમ

ઠરાવ સામે રજુ કરવામાં આવેલા વાંધાઓનો જવાબ આપવાનો મારો ધર્મ છે. ભાઇ જમનાદાસને તમે ન સાંભળી લીધા એ જોઇ હું બહુ દિલગીર થયો છું.

બધા વાંધા મેં ખૂબ ધ્યાનપૂર્વક સાંભળ્યા, પણ તે મારે ગળે નથી ઉતરી શકયા. મિ. ઝીણા અને દાસ કહે છે કે મારો કાર્યક્રમ અવહેવારુ છે. હું તો કહું છું કે એમાંનો કોઇ પણ ભાગ આ જ આ ઘડીએ અમલમાં મુકી શકાય તેમ છે. વળી નિશાળો અને વકીલાતો બંધ કરવાની બાબતમાં 'ક્રમે ક્રમે' શબ્દ ઉમેરવામાં આવ્યો છે એ કંઇ આ યોજનાનું અવહેવારુપણું પૂરવાર નથી કરતો. એ આપણી દુર્બળતાનો અવશ્ય સૂચક છે. પ્રજામાં જેટલી જાગૃતિ આવી હશે અને કામ કરનારાઓ જેટલે અંશે આ કાર્યક્રમ સફળ કરવા લોહીનું પાણી કરશે તેટલે દરજ્જે એ દીસી આવશે બાકી અસહકાર-સમિતિ જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી તો એ આવી અને બીજી અનેક કલમોવાળો કાર્યક્રમ પ્રજા આગળ મુકયાં જ કરશે. મારા દોઢ જ મહિનાના અનુભવથી મારી ખાત્રી થઇ છે કે પ્રજામાં પૂરતી લાગણી છે અને આ કાર્યક્રમ અમલમાં મુકવા લોકો તૈયાર છે.

એથી ઉલટું પરદેશી માલનો બહિષ્કાર ખરેખર અશક્ય છે એ કલ્પનામાં બરાબર. હોય તોપણ પ્રજા ચાહે તો આજે જ અમલમાં મુકી શકે એવો વહેવાર કાર્યક્રમ જ પ્રજા સમક્ષ મુકવા હું ઉત્સુક છું.

એક વાત ચોખ્ખી કરવા હું ખાસ ઉત્સુક છું. જો તમે અસહકારનો કાર્યક્રમ મંજુર કરો તો આવતી કાલથી જ છોકરાંઓને નિશાળમાંથી ઉઠાડી લેવાનું અને વકીલાત બંધ કરવાનું તમારે માથે છે એ ધ્યાનમાં રાખજો. જો તુરત તેમ કરવા તૈયાર ન હો તો જ 'રફતે રફતે' વિશેષણ તમને વિચાર કરવાનો વખત લેવા પૂરતી છૂટ આપે છે. આ તો પાયા વગર ઘર બાંધવા વાળી વાત છે. છોકરાંઓને કેળવણી આપ્યા વગર સુંદર મકાન તો શું પણ ઘાસનું ઝુંપડું પણ હું ન ઉભું કરી શકું. પણ પ્રજા એકવાર લડાઇમાં ઉતરી—પછી તે લોહીવાળી હોય કે વગરલોહીની—એટલે તત્કાળ એની નિશાળો અને અદાલતો બંધ જ પડવી જોઇયે મેં બે લડાઇઓ જાતે નિહાળી છે. ત્યાં તો લાગલી જ અદાલતો બંધ પડેલી મેં જોઇ, કારણ લોકોને પોતાના ખાનગી કજીઆનો વિચાર કરવા ફુરસદ ન રહી; અને નિશાળો બંધ પડી, કારણ માબાપોએ જોયું કે એવા આપત્કાળની વખતે તેમનાં છોકરાઓને માટે ઉંચામા ઉંચી કેળવણી એ જ હતી કે તેમણે નિશાળે જવું અટકવું. આ બે બાબતો જ આપણી લાગણી અને ધગશની કસોટી છે.

બ્રિટિશ રાષ્ટ્રને અગાઉ નોટીસ આપ્યા વગર અસહકારમાં સ્વરાજની માગણી ભેળવ્યા સામે વાંધો ઉઠાવવામાં આવ્યો છે; પણ મારા ઠરાવમા સ્વરાજની સ્વતંત્ર માગણી નથી કરવામાં આવી. થયા તેવા જુલમો ફરી ન થવા પામે તે માટે સ્વરાજ સાધનરૂપે જરૂરી છે એમ કહેવામા આવ્યું છે; અને પાસબાજુની સૂચનામાં પણ મીશન વિલાયત રહ્યું કામ કરે તે દરમિયાન અમુક બાબતોનો આવતી કાલથી જ અમલ અને બીજીની તૈયારી કરવાનું તો છે જ. તો પછી એને જ નોટીસની મુદત માની લેવામાં શો વાંધો ?

ધારાસભાઓના બહિષ્કારની બાબતમાં તો આટઆટલી ચર્ચા વચ્ચે એક પણ વજુદવાળી દલીલ મેં ન સાંભળી. ૩૫ વર્ષમાં ધારાસભાઓ મારફત આપણે કંઇક કરી શક્યા છીયે એટલો એક જ મુદ્દો સૌને મ્હોડે મેં સાંભળ્યો, જે મને કબુલ છે; અને આપણી બહુમતી થાય એટલે ત્યાં રહીને આપણે વધુ ત્રાસ આપી શકીયે અને સરકારને ઉભી પણ રાખી દઇ શકીયે એ પણ મને માન્ય છે. પણ ઇંગ્લંડના ઇતિહાસના અભ્યાસી તરીકે હું જોઇ શક્યો છું અને વિલાયતમાં એ વાત અત્યારે સિદ્ધાન્ત રૂપે મનાય છે કે હરકોઇ સંસ્થા વિરોધમાંથી ઉલટું પોષણ મેળવે છે અને વૃદ્ધિ પામે છે.

સરકાર આજે નૅશનાલિસ્ટોને ધારાસભા બહાર રહેલા જોવા નથી માગતી. હું ચોક્કસ માનું છું કે ધારાસભામાં જવા કરતાં ધારાસભાની બહાર રહીને જ વધુ દેશસેવા થઇ શકે છે. હિન્દના એકપૂરા લોકમાન્ય ધારાસભાની બહાર રહ્યા તેથી જ આવડી અલૌકિક લોકસેવા કરી શક્યા. એ ધારાસભામાં ગયા હોત તો કરોડો હિન્દીઓ ઉપર આવી જાદુઇ અસર ચલાવી શકત ખરા ? અસહકાર વિષે તેમનો મત તમારી આગળ રજુ કરેવામાં આવ્યો છે; પણ તેની સાથેની બીજી વાત તમને નથી કહેવામાં આવી, તે મારે કહેવી રહી. તેમના મરણ અગાઉ પંદર દિવસ પર હું તથા ભાઇ શૌકતઅલી તેમને મળવા ગયા ત્યારે તેમણે કહ્યું હતું કે 'હું પોતે એવા મતનો છું કે ધારાસભામાં જઇને જરૂર પડે ત્યાં સરકારને દરક્ત

કરવી અને જરૂર પડે ત્યાં સહકાર કરવો એ બહેતર છે,' પણ ભાઇ શૌકતઅલીએ તેમને પૂછ્યું કે 'આપે દિલ્હીમાં મુસલમાનોને વચન આપેલું તેનું શું?' લોકમાન્યે જવાબ આપ્યો કે 'અલબત્ત, જો મુસલમાનો કરશે'—અને આ શબ્દો કેવળ ધારાસભાના બહિષ્કાર પૂરતા જ નહોતા—'તો હું તમને મારો કોલ આપું છું કે મારો પક્ષ તમારી જોડે જ રહેશે.'

પશ્ચાત્તાપ, ક્યાં છે?

અને આ ધારાસભાઓ શું છે? શું તમે એમ માનો છો કે ત્યાં જવાથી અને જઇને ચર્ચા કરવાથી તમે બ્રિટિશ પ્રધાનો ઉપર અસર કરી તુર્કી જોડેની શરતો ફેરવાવી શકવાના છો અથવા પંજાબને માટે પશ્ચાત્તાપ કરાવી શકવાના છો? માલવીયાજી કહે છે કે કૉંગ્રેસ કમિટીની ઘણીખરી માગણીઓ હવે જલદી જ પૂરી પડશે, કારણ જુલમમાં ભાગ લેનારા ઘણાખરા વડા અમલદારો ચાલ્યા ગયા છે અગર જવાના છે, અને ખુદ વાઇસરાય પણ ઉનાળો આવતાં જશે. હું માનપૂર્વક જણાવું છું કે મેં પોતે તો આટલું જ કરાવવા રિપોર્ટમાં કલમ નથી વાપરી. મેં તો આ વિષે ચર્ચા થઇ ત્યારે એ જ વાત પર ભાર મુક્યો હતો કે અમલદારોને તેમની નાલાયકી અને જુલમાટની દૃષ્ટિએ જ બરતરફ કરવામાં આવે, તેમની મુદત પૂરી થયે નહિ; અને વાઇસરાયને પણ તે તેની મુદત પૂરી થયા અગાઉ રાજીનામું ન આપે તો રિટાયર થવાની ફરજ પાડવામા આવે. મુદત પૂરી થયે તો વાઇસરાય શું કે બીજા અમલદારો શું, ક્યારે જાય છે એ લઇને મારે શું કરવું છે? મારે તેમની પાસે પશ્ચાત્તાપ કરાવવો છે, તેમનાં અંતઃકરણ બદલવાં છે; અને તેમાંનું કશું તો હું નથી જ જોતો. એવી સ્થિતિની અમૃતસર કૉંગ્રેસ વેળાએ મેં ઉમેદ રાખી હતી તેથી જ સરકાર જોડે સહકાર કરવાની તરફેણમાં મેં કૉંગ્રેસને તે વેળાએ એટલો બધો આગ્રહ કર્યો હતો. પણ પાછળથી મારી આંખો ઉઘડી અને દુઃખી અંતઃકરણે મેં જોયું કે બ્રિટિસ પ્રધાનમંડળે કે હિન્દી સરકારે કોઇએ ભૂલથી જ કદી હિન્દનું ભલું ઇચ્છ્યું નથી. પશ્ચાત્તાપ કરવાને બદલે તમને ઉલટું દેખાડી દેવામાં આવ્યું કે બ્રિટિશ રાજ્ય હેઠળ જો તમારે રહેવું હશે તો જુલમ અને ત્રાસની આણ તમારે માની લેવી પડશે. આટલા માટે જ હું આ જલીઓની ટોળીને અત્યારની અદાલતોની અને રાષ્ટ્રીય શાળાઓ ન સ્થાપી શકું તો મારાં છોકરાંઓના શિક્ષણની સુદ્ધાં ભેટ ચડાવવા ઇચ્છું છું.

જલીઓની ટોળીને ભેટ

પણ એવી રાષ્ટ્રીય શાળાઓ પ્રથમ સ્થપાય અને પછી આપણાં છોકરાંઓને આપણે શાળામાંથી ઉઠાડીએ એવી રાહ જોવાની હું ચોખ્ખી ના પાડું છું. જરૂર ઉભી થશે એટલે સાધનો એની મેળે ઉભાં થશે. આપણાં છોકરાંઓ શાળા બહાર નીકળશે એટલે આપણા માલવીયાજી જ રાષ્ટ્રીય શાળાઓ માટે ફંડ ઉઘરાવવા ફરતા થઇ જશે. હું હિન્દીઓને જ્ઞાનવગરના રાખવા નથી માગતો. દરેક હિન્દી રીતસર કેળવાય, પોતાના રાષ્ટ્રની પ્રતિષ્ઠા સમજતો થાય અને પોતાને ગુલામ બનાવનારી કેળવણી લેવા ઇનકાર કરે એમ હું ઇચ્છું છું.

ધારાસભા-બહિષ્કારના બીજા લાભ

બે જ બાબતો છેવટ કહી લઇશ. પ્રજા ઝીણા ભેદ નથી સમજી શકતી. એને તો એમ જ લાગે છે કે પ્રજા સરકારની જોડે સહકાર કરવા ઇનકાર કરતી હોય ત્યાં નવી ધારાસભા રૂપે ભૂલથી પ્રજાના પ્રતિનિધિ મનાતા મંડળમાં તો અસહકાર સૌ પહેલાં દેખાઇ આવવો

જોઇયે. અને તેમ થતાં સરકારની આંખો જરૂર ઉઘડી જશે. વાત તો એમ છે કે ધારાસભામાં જવાની ના પાડનારા ધારાસભાઓનો બહિષ્કાર કરીને કંઇ બેસી રહેશે નહિ, પણ દેશના એકથી બીજા છેડા સુધી ફરીને. સરકારની નહિ પણ લોકોની નજરે એકએક પ્રજાકીય દુઃખ લાવશે અને કોંગ્રેસ પણ દર વર્ષે એ દુઃખોને જાહેર કર્યા કરશે; જેથી એ બધાં દુઃખોનું જોશ આ મહાપ્રજાગાં તે દૂર કરવાની અસાધારણ ધગશ આણે અને તેના મહાક્રોધનો સંયમ કરી તેને અદ્દશ્ય કાર્યશક્તિના રૂપમાં ફેરવી નાંખે.

ધ્યાન રાખજો કે મુસ્લીમ લીગ તો ધારાસભાઓનો સંપૂર્ણ બહિષ્કાર પોકારી ચુકી છે. આપણો ચોથો ભાગ એકમેર ખેંચે અને ત્રણ ભાગ એથી તદ્દન ઉલટી દિશાએ ખેંચે એ શું સારું છે ? બન્ને સ્વતંત્ર છતાં એક જ દિશાએ ખેંચતા હોત તો જુદી વાત હતી. દરેક મુસલમાન ધારાસભાનો બહિષ્કાર કરે તો હિન્દુઓ ધારાસભામાં રહીને અડચણ કરવાની નીતિ અખત્યાર કરીને કશો લાભ ઉઠાવી શકે ખરા ? મુસલમાનો તો ધાર્મિક દૃષ્ટિએ ધારાસભામાં જઇ વફાદારીના સોગંદ લેવાને પાપ માને છે. અહીં વહેવારૂ મનાતી રાજનીતિના હિમાયતી આગેવાનોનું આ વાત તરફ હું ખાસ ધ્યાન ખેંચું છું. જો તમે એમ માનતા હો કે મુસલમાનોના ઠરાવ નામના જ છે તો મારી દલીલ અલબત્ત ભાંગી પડે છે. પણ જો તમે માનતા હો કે મુસલમાનો ઉંઘમાં વાત નથી કરતા, તેઓ થયેલા અન્યાયથી ઉકળી રહ્યા છે અને દિવસ જતા જાય છે તેમ તેમ એ અન્યાયની લાગણીઓ મોળી પડવાને કે ભૂંસાઈ જવાને બદલે વધુ ને વધુ તીવ્ર થતી જવાની—તો તમે જોશો કે હિન્દુ મદદ કરે કે ન કરે તોપણ મુસલમાનો તો આગળ વધ્યે જ જવાના. એ જ બાબતનો નિર્ણય આ કોંગ્રેસે કરવાનો છે. તેથી હું માનપૂર્વક જણાવું છું કે મેં વગરવિચાર્યે આ રસ્તો નથી પકડ્યો, વગરવિચાર્યે મારા જેવા એક સામાન્ય, એકાકી, ભૂલ કરનારા માણસે દેશના સારામાં સારા આગેવાનો સામે ઉભા રહેવાનું માથે નથી લીધું. એમાં જ હું તો ધર્મ જોઇ રહ્યો છું. હિન્દુમુસલમાન વચ્ચે એકતા કરવી હોય, અને તે કાયમની કરવી હોય તો અત્યારે જ્યાં સુધી મુસલમાનો ખાનદાન રસ્તે, જુનામરદી વગર, ગેરવ્યાજબી માગણીઓ ન કરતાં ન્યાયની માગણી કરી રહ્યા છે ત્યાં સુધી હિન્દુઓએ સંપૂર્ણ રીતે તેમની પડખે ઉભા રહ્યા વિના છૂટકો નથી.

હું તમારો વધુ વખત નહિ રોકું. મેં વકીલ ન બનતાં નિષ્પક્ષપાતપણે દરેક દલીલ
૧૦ તમારી સમક્ષ મુકી છે. મેં તો પંચ તરીકે આ વસ્તુ તમારી પાસે મુકવા પ્રયત્ન કર્યો છે, જે માટે હું માલવીયાજીનો આભારી છું. એમને હું એટલા માનું છું કે એમને રીઝવવાની ખાતર હું પ્રાણ આપતાં પણ ન અચકાઉં. પણ ફરજ અને અંતઃકરણના અવાજની વાત આવી પડે ત્યારે તો એમના પ્રત્યેની મારી ફરજમાંથી પણ હું મુક્ત થાઉં છું અને એઓ પણ મને મુક્ત કરે છે; અને જો હું એમને માન આપતો છતો એમના મતથી જુદો એવો મારા અંતઃકરણને શુદ્ધ લાગે છે તે માર્ગ લઈ શકું છું, તો આ મંડપમાં મળેલાં સર્વ ભાઇબહેનોની પાસેથી પણ હું એ જ માગી લઉં છું કે મારા પોતાના વિષેનો કોઈ પણ

જાતનો ખ્યાલ તમારો મત બાંધવામાં બિલકુલ વચ્ચે ન આવવા દેતાં તમે આ ઠરાવ ઉપર તમારો મત આપજો. અને, જો તમે આ ઠરાવ મંજુર કરો તો તે ઉઘાડી આંખે કરજો. જો તમારામાંથી દરેક જણ દેશને માટે અને કાયમની હિન્દુમુસલમાન એકતાને માટે ઠરાવમાં સૂચવેલો આપભોગ આપવા તૈયાર અને શક્તિમાન હો, તો વગરઆનાકાનીએ આ ઠરાવ પસાર કરજો; ન હો તો તેટલી જ દૃઢતાપૂર્વક તેને નામંજૂર કરવાનું બળ બતાવજો.

---

તા. ૨૬-૯-૧૯૨૦

# ગુજરાતની ફરજ

ગુજરાતની બેવડી ફરજ

ગુજરાત હવે શું કરશે એ સવાલ સ્હેજે ઉભો થાય છે. ગુજરાતે કૉંગ્રેસ થઈ તે પહેલાં જ ધારાસભાનો, નિશાળોનો અને અદાલતોનો બહિષ્કાર કરવાનો વિચાર કરી નાંખ્યો, તેને કૉંગ્રેસે બહાલ રાખ્યો; એટલે ગુજરાતની બેવડી ફરજ થઇ પડી.

છતાં ગુજરાતે હજુ કંઈ ભારે કામ કરી તો નથી નાખ્યું જોવામા આવતું.

ધારાસભાનો બહિષ્કાર મોટે ભાગે થશે એમ ભાસે છે, પણ એટલેથી બસ તો નહિ જ ગણાય.

આપણે કેટલી નિશાળો ખાલી કરી? કેટલા વકીલોએ પોતાની વકીલાત બંધ કરી? કેટલાએ પરદેશી કાપડનો સર્વથા ત્યાગ કર્યો? કેટલાએ હાથેથી કાંતવાનું ને હાથેથી વણવાનું શરૂ કર્યું અને કરાવ્યું?

આ સવાલ કંઇ જેવા તેવા નથી. એના જવાબ ઉપરથી આપણી કસોટી થવાની છે. આપણે પરિષદોમાં જઇને હાથ ઉંચા કરીએ તેથી સ્વરાજ મળવાનું નથી; તેથી પંજાબને ન્યાય મળવાનો નથી; તેથી ઇસ્લામનો માનભંગ અટકવાનો નથી.

સરકાર કોની સાથે?

વાઇસરાય સાહેબે પોતાના કાર્યથી વળી જણાવી આપ્યું છે કે ઇન્સાફની આશા આપણે રાખવાની નથી. અમલદારને ઠપકા અપાયા છે. હિન્દુસ્તાને ગુન્હેગાર અમલદારોને ઠપકા આપવાની જ માગણી નથી કરી, પણ તેઓને બરતરફી અને તેઓને યોગ્ય દંડ મળવાની માગણી કરી છે. આમાનું કશું નથી થયું.

ફીજીમાં અમૃતસરના જેવો ત્રાસ નિર્દોષ અને અપંગ હિન્દીઓ પર ગુજર્યો. ન્યુઝીલંડમાં જે ઉદ્ધતાઇ ચાલી રહી છે તેનો કિસ્સો ગુજરાતીઓએ વાંચ્યો હોવો જોઇયે. આફ્રિકામાં રહેવા હિન્દીઓના હકો ઉપર હુમલો ચાલી રહ્યો છે. દક્ષિણ આફ્રિકામાં છેતરીને હિન્દીઓને નુકસાનમાં આવે છે. આવી રાજ્યનીતિ જ્યાં ચાલી

'આ રાજ્યનીતિ બદલવી, આપણે અંગ્રેજોના બરોબરીઆ થવું, સ્વમાન જાળવવું, દેશને કંગાલ થતો બચાવવો, આપણી સભ્યતા (જો કંઈ હોય તો) પ્રગટ કરવી, એ કર્તવ્ય આપણે વહોરી લીધું છે.

આ બધું આપણે મેળાવડાઓથી કે યાચનાથી કરી શકવાના નથી એવો કૉંગ્રેસે નિશ્ચય કર્યો. ગુજરાતીઓએ તે પહેલાં જ કર્યો.

ત્યારે આપણે આ કામ કઇ રીતે કરી શકીયે?–'અસહકારથી' એવો આપણે જવાબ આપ્યો. અંગ્રેજી રાજ્યનો અસહકાર એટલે આપણો સહકાર. આ કાર્ય સ્વાર્થત્યાગ, દઢતા, કાર્યદક્ષતા, યોજના, તાલીમ વગેરે વિના ન જ બની શકે.

આપણી કેળવણીને સારૂ, આપણા કજીઆ પતાવવા સારૂ, આપણા કાયદા સારૂ, આપણા પોષાક સારૂ, જો આપણે અંગ્રેજ સરકાર સામું જોઇને બેસી રહેવું પડે તો આપણે કઇ રીતે અસહકાર કરી શકીયે ?

અનીતિમાં ગુલતાન થયેલો બાપ તેનાં છોકરાંને કેળવણી આપતો હોય, તેમના કજીઆ પતાવતો હોય, તેઓને સારૂ ભવિષ્યના વર્તનનાં ધોરણો રચતો હોય, તે બાપનો અસહકાર ત્રણે વસ્તુઓ લેતાં છતાં છોકરાંઓ કરી શકે? અસહકારનું પહેલું જ પગથીઉં એ ત્રણે વસ્તુના ત્યાગથી જ શરૂ નથી થતું ? અને જ્યારે છોકરાં એકાએક આ બધી મહેરબાનીઓનો ત્યાગ કરે ત્યારે બાપના મન ઉપર કેવી અસર થાય? બાપ તુરત પોતાનું આચરણ બદલી છોકરાંઓને મનાવવા નહિ જાય?

પણ જો છોકરા માને કે કેળવણીથી થતો લાભ ન જવા દેવાય, પોતાના કજીઆ બાપ પતાવે છે એ તો સરસ જ ગણાય, વળી ભવિષ્યને સારૂ ધારા તો એનાથી જ ઘડાય, આ બધી સગવડો છોડવામાં શો અસહકાર? તો છોકરાંઓ બાપની અનીતિ દૂર ન કરી શકે, એટલું જ નહિ, પણ તેનાં ભાગીદાર બની છેવટે પોતે જ અનીતિ કરતાં થઇ જાય.

તેમ જ સરકાર અને આપણા સંબંધને વિષે છે. નિશાળો ઇત્યાદિ સ્થૂળ લાભોની મધલાળે આપણે તહનામાં કરીયે તો આપણાથી સ્વરાજ દૂર દૂર જતું જશે; કેમકે આપણને એમ જ લાગશે કે નિશાળો, અદાલતો વગેરે તો સરકાર જ ચલાવી દે. જેમ હમેશાં ગાડીએ બેસનાર પોતાની ચાલવાની શક્તિ ખોઈ બેસે છે તેમ પરાધીનપણે કેળવણી ઇત્યાદિ લેનારો કદી સ્વાવલંબી ન થઈ શકે.

આપણે આપણાં બાળકોને કેળવી શકીશું, આપણે આપણી તકરારો પતાવી શકીશું ત્યારે આપણામાં નવું જોર આવશે, ત્યારે આપણામાં સ્વતંત્રતાનો ખ્યાલ આવશે. સ્વાશ્રય અને સ્વતંત્રતા

આગ્રામાં હિન્દુમુસલમાન વચ્ચે તકરાર થઇ. અંગ્રેજ અધિકારીઓએ કહ્યું, 'હવે તમારા મૌલાના શૌકતઅલી અને ગાંધીને બોલાવો.' એઓએ એમ કહી ઉપકાર કર્યો. મૌલાના કે ગાંધીને ત્યાં જવું જ ન પડયું; પણ દિલ્હીથી પ્રખ્યાત હકીમજી અજમલખાન અને બીજાઓ પહોંચી ગયા ને બન્ને કોમો વચ્ચે સુલેહ કરી આપી. સિપાહી અને અમલદારો વિના ચાલી શકે એમ પ્રજાને ખાત્રી થઈ. એટલે દરજ્જે પ્રજા ચડી, સ્વતંત્ર થઇ, સ્વરાજને સારૂ લાયક થઇ.

આમ જેમ જેમ પ્રજા પોતાના કારભાર પોતે ઉપાડતી જશે તેમ તેમ તે સ્વતન્ત્ર બનશે.

અસહકારનું રહસ્ય જ એ છે કે પ્રજાને પોતાની શક્તિનું જ્ઞાન કરાવવું. પ્રજાએ જાણવું કે તેની સમ્મતિ વિના, તેના સહકાર વિના રાજ્યતંત્ર ચાલતું જ નથી. એ સમજમાં સ્વરાજનું મૂળ રહેલું છે. લાલચથી, અજ્ઞાનથી કે ડરથી પ્રજા સહકાર કરી રહી છે ત્યાં લગી જ પ્રજા પરતન્ત્ર છે. માનઅકરામ ઈત્યાદિની લાલચથી પ્રજા છૂટે, સરકારે બનાવેલી શાળાઓમાંથી જ જ્ઞાન મળી શકે છે એવી જાતના અજ્ઞાનમાંથી છૂટે, અને સરકારના પશુબળના ભયમાંથી છૂટે, એટલે પ્રજા સ્વતંત્ર છે. અસહકારનું રહસ્ય

આવી સ્પષ્ટ વાત ગુજરાતીઓએ તુરત સમજી લેવી જોઇયે ને સૌએ પોતાનું કર્તવ્ય જાણી લેવું જોઇયે.

મુખ્ય ખોટ કામદારની છે. જો પ્રામાણિક, વિશુદ્ધ, જાગૃત અને અસહકારના દરેક પગલાને વિષે અચલિત શ્રદ્ધાવાળા કામદારો મળી આવે તો પ્રજાને તયાર થતાં જરાયે વાર લાગે એમ નથી. તેથી અસહકારનો વિજય થવાને સારૂ પ્રથમ કાર્ય કામદારો શોધવાનું છે. તેવા કામદારોની ખામી હોવી ન જોઇયે. મારી ઉમેદ છે કે દરેક ગામમાં એવા કામદારો મળી આવશે. કામદારની ખોટ

# એક વિચિત્ર સરક્યુલર

કેળવણી ખાતા તરફથી એક યાદી નીકળી છે. તેનો તરજુમો નીચે પ્રમાણે છે: અસહકાર સામે બંદુકશી

" શિક્ષકો અને આ પ્રાંતના કેળવણી ખાતાના અમલદારોને કહેવું જોઇયે કે સામ્રાજ્યનો હેતુ બરોબર સમજાવવામાં અને સામ્રાજ્ય પશુબળ અને સિપાહીસત્તા ઉપર નભે છે એવો

તા. ૨૬-૯-૧૯૨૦

ખ્યાલ દૂર કરવામાં તેઓએ મદદ કરવી જોઇયે. ઉદાર ભાવના અને એકબીજા વચ્ચે મિત્રતા અને લાગણી વધારવામાં, બધા એકબીજાના ભાઇઓ છે એમ માનવામાં પ્રત્યેકને ઉત્તેજન આપીને તેઓ ઉપર પ્રમાણે મદદ કરી શકે છે. આવી ભાવના મુખ્યત્વે કરીને હિન્દુસ્તાનમાં પેદા કરવાની જરૂર છે, કેમકે હિન્દુસ્તાનમાં વિરોધી લાગણીનો વધારો થતો જાય છે."

આ યાદી કાઢનારનો હેતુ સમજવો મુશ્કેલીની વાત નથી. આ સરક્યુલરની તારીખ પહેલી સપ્ટેમ્બર છે. જ્યાં અસહકારની વાત ચાલે ત્યાં પશુબળ કામ ન જ આવે, બંદુકડી નકામી જાય, એ બંદુકવાળાને પણ કબૂલ કરવું જ જોઇયે. જ્યારે આપણે અસહકાર કરી શકશું ત્યારે બંદુકો કટાશે, તેની ઉપર ઘાસ ઉગશે ને આપણાં બાળકો તેની ઉપર રમશે.

જો અસહકારની વાત ચાલે તો સામી સહકારની વાત ચલાવ્યે જ છૂટકો. સામ્રાજ્યનો આધાર પરસ્પર મૈત્રી—સહકાર ઉપર છે એમાં શક જ નથી. એ મૈત્રી જ્યારે મને ખોટી લાગી—લાંબા ને ટુંકા વચ્ચેની દોસ્તી લાગી—ત્યારે જ મેં અસહકાર સૂચવ્યો. મિત્રતા બરોબરીઆ વચ્ચે જ હોય, અને આપણે આખા જગતની સાથે મિત્રતા રાખવા માગીયે છીયે તેથી તેઓના બરોબરીઆ થવા ઇચ્છીયે છીયે; તેઓનો ડર ભૂલી જવા માગીયે છીયે, તેઓના પશુબળને આપણે નીતિબળથી જીતી લેવા માગીયે છીયે.

આપણો અસહકાર એ જ મિત્રતાનો પાયો છે. ઉપલી યાદી એ કેવળ દંભ છે, ડોળ છે. એ રેતીની દોરી બનાવવા જેવો ફોકટ પ્રયત્ન છે. જો સરકારની દાનત ખરેખર આપણને મિત્ર ગણવાની હોય તો અન્યાયો દૂર કરવા જોઇયે, તેમની વર્તણુકમાં ફેર પડવો જોઇયે, તેમનું હૃદય પીગળવું જોઇયે. હૃદય પીગળે તો અનેક પાપોનો પશ્ચાત્તાપ કરે, પંજાબને ન્યાય આપે, મુસલમાનોનો જખમ રૂઝવે, તિલક મહારાજને તેઓ દુશ્મન ગણે છે તેને બદલે તેમના નામને સલ્તનતના સ્તંભરૂપે માને, વાઇસરાયે તેમનું નામ સુદ્ધાં નાહ લેવાનો જે ગુન્હો કર્યો છે તે ગુન્હાની માફી માગે. તિલક મહારાજનો મોટામાં મોટો ગુન્હો તો એ જ હતો કે તેમણે દીર્ઘદૃષ્ટિથી જોયું કે જ્યાં સુધી આપણને અંગ્રેજ અમલદાર હલકા ગણે ત્યાં લગી તેમનો સંસર્ગ આપણને હાનિકારક છે. તેથી જ અંગ્રેજ અમલદારો તેમનું નામ લેતાં પણ અભડાતા જોવામાં આવે છે.

જ્યાં સુધી તેમના મનમાં આપણી અવગણના છે ત્યાં લગી મિત્રતા વધારવાની યાદીઓ આળપંપાળ છે. પણ અમલદારોનાં હૃદય બદલાવાની આશા રાખવાનો આપણને અધિકાર ત્યારે જ પ્રાપ્ત થશે કે જ્યારે આપણે પોતે આપણા ચારિત્ર્યબળથી

તેઓના વેરભાવને છતી લઇશું. આપણે જ તેઓને આપણા કરતાં બળવાન માનીયે છીયે. આપણે તેઓના જેવા થવાને ઇચ્છીયે છીયે. હકીકત તો એવી છે કે સામ્રાજ્ય મેળવવામા ચઢિયાતાપણું નથી. સામ્રાજ્ય મેળવવામાં પશુબળ, સામ, દામ, દંડ, ભેદાદિ શક્તિઓના પ્રયોગ હોય છે. એમાં કંઈ નીતિનું માપ નથી. ઉત્તમતાનું માપ તો નીતિ જ છે, અને નીતિની પાછળ રહેલું સામ્રાજ્ય એ જ ખરૂં સામ્રાજ્ય છે. એવું સામ્રાજ્ય મેળવવાનો રસ્તો હિન્દુસ્તાને અસહકારથી સ્વીકાર્યો છે. ઉપરની યાદી આપણને તો એટલું જ શીખવે છે કે આપણો માર્ગ ખરો છે એમ આપણો પ્રતિપક્ષ પણ સ્વીકારે છે.

---

# ઓરિસ્સાનો દુષ્કાળ

ઓરિસ્સાનો દુષ્કાળ વધે છે પણ ઘટતો નથી. તેમા 'નવજીવન' વાચનારાઓએ ખૂબ મદદ કરી છે, પણ એટલી બસ નથી. ભાઇ અમૃતલાલ ઠક્કર રૂા ૫૦,૦૦૦ની માગણી કરે છે. જો તે ન મળે તો કેટલાકને તો ભૂખે જ મરવું રહ્યું. *દુષ્કાળની ભયંકરતા*

ભૂખે મરતાને જે ત્યા જાય તે જોઇ શકે છે. એક ગૃહસ્થ ત્યાં થોડી મુદત પહેલા જ ગયેલ. તેમણે ભૂખથી પીડાતા એક જણને મરતો પોતાની નજરે જોયો. તે માણસ જ્યા દુકાળીઆંને આપવામા આવતું હતું ત્યાં અનાજદાન લેવા આવ્યો હતો. પણ લેવાને જીવ્યો નહિ !

આવો એક બીજો દુકાળીઓ દુઃખનો માર્યો આપઘાત કરવા નીકળી પડ્યો. આપઘાત એ ગુન્હો છે તેથી પોલીસે તેને પકડ્યો. મજીસ્ટ્રેટે તેને નામની સજા કરી છોડી મુકયો: ગરીબોની પેટીમાંથી તેને રૂા. ૨૦ આપ્યા.

હવે પુરીમાં સ્વયંસેવકોની ખોટ છે. તેઓ થાક્યા છે. તેથી પગારદાર નોકર ગખવા પડયા છે. એટલે આ ખર્ચ વધ્યું. આપણે તે ખર્ચ પૂરૂં પાડવું એ આપણો ધર્મ છે.

જ્યા લગી હિન્દુસ્તાનમાં કરોડો ભૂખે મરે ત્યાં લગી આપણને 'પાર્ટીઓ' આપવાનો, જમણ કરવાનો, આડંબરયુક્ત વિવાદ કરવાનો, એશઆરામમા ખર્ચ કરવાનો અધિકાર જ નથી. આપણે ઉત્તમ પકવાનો પણ ન ખાઈ શકીયે. *કંગાલિયતનો કાયદો*

આ તો મેં હિન્દુસ્તાનની ઘણા કાળથી ચાલતી આવતી કંગાલિયતનો કાયદો કહ્યો. તેનો સ્વીકાર કરો યા ન કરો. પણ અત્યારે પુરીમાં જે વિશેષ ભૂખમરો

ચાલી રહ્યો છે તેનું નિવારણ તો આપણે કર્યે જ છૂટકો છે ને મારી ઉમેદ છે કે આ શાળામાં સહુ યથાશક્તિ પોતાનો ભાગ આપશે.

વળી ભાઈ અમૃતલાલ ઠક્કર એક બીજી હકીકત લખે છે તે તરફ પણ વાચનારનું ધ્યાન ખેંચવો માગું છું. તે લખે છે કે એક યુવક નામે કૃષ્ણચંદ્ર નાયક હતા. તે પોતાનું કાર્ય કરતાં સર્પદંશથી મરણ પામ્યા. આ ભાઈના કુંટુંબને આપણે દિલસોજી આપીયે. પણ મારૂં મન તો મુબારકબાદી આપે છે.

મને મરડો થાય ને હું મરણ પામું તેના કરતાં કોઇ ભૂખે મરેતાની ભૂખ કાપવા જતાં સર્પદંશથી મૃત્યુ થાય તે વધારે પસંદ કરૂં. મરડો મારા પાપથી થયો હોય. સર્પદંશ પણ પાપથી હોય તોયે સારૂં કામ કરવા જતાં અનાયાસે એવું મૃત્યુ થાય તેથી મારી સદ્ગતિ જ સંભવે. એથી હું મને ભાગ્યશાળી જ સમજું.

ભાઇ નાયકના મરણથી કોઇને પણ ત્રાસ છૂટવાના કરતાં હર્ષ ઉપજે અને કોઈ તેવા કામને જોખમનું માની ન અટકો એમ ઇચ્છું છું.

હિન્દુસ્તાનમા મરણભય ઓછામાં ઓછો હોવો જોઇયે ત્યાં વિશેષ જોવામા આવે છે. આપણે આત્માને અમર માનીયે છીયે. શરીરને તો ક્ષણભંગુર જાણીયે છીયે. આત્મા પોતાના કર્મને અનુસરીને નવા દેહો ધારણ કરતો જાય છે. ત્યાં મરણનો ભય કે શોચ જ શો? બાળક મરે તોપણ તેનું કરજ આપીને મરે છે એમ માની આપણે તેથીયે કમકમાટી ન પામીયે એવું કેમ ન હોય? બાળકનું મૃત્યુ અકાળ મૃત્યુ મનાય છે એ ભ્રમણા નથી? બધા મૃત્યુ કાળસર જ થાય છે એમ માનવું એ આપણો ધર્મ નથી? મૃત્યુની પાછળ રહેલા ભ્રમોમાંથી મુક્તિ મેળવવાની આપણને ખરેખરી જરૂર છે.

આનો અર્થ એવો તો નથી જ કે પુરુષપ્રયત્નને અવકાશ નથી. મૃત્યુ આજ આવો કે કાલ, તેનો ભય રાખ્યા વિના આપણે આપણો ધર્મ પાળવો, ફરજ બજાવવી એ શુદ્ધ પુરષાર્થ છે, કેમકે તેમ ફરજ બજાવતાં આપણે અધીરાઇના દોષથી મુક્ત રહી અનેક પાપોથી બચીયે છીયે. છતાં ધર્મ પાળવામા આળસ હોય જ નહિ એમ સમજી મૃત્યુનો છેદ ઉડાડી આપણે સતત કામ કર્યે જ જઇયે.

# ધારાસભાનો બહિષ્કાર

## મતદારોની ફરજ

કૉંગ્રેસની ખાસ બેઠકે મોટી બહુમતીથી નવી ધારાસભાનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો છે. તેથી નવી ધારાસભાની ચુંટણી માટે કોઇ પણ ઉમેદવારને મત નહિ આપવાની તમારી ફરજ છે. વળી તમારા પ્રતિનિધિ તરીકે ઉભા રહેનાર ઉમેદવારને તમારે જણાવવાની જરૂર છે કે તમે એમને કે બીજા કોઇને પણ તમારા પ્રતિનિધિ તરીકે મોકલવા ઇચ્છતા નથી તેટલા માટે તમારે તમારી સહી માટે તૈયાર કરેલાં ફારમ ઉપર સહી આપવી જોઇયે અને તમારી સાથેના બીજા મતદારોને પણ આ સંબધમા શું કરવાની જરૂર છે તે તેમને જણાવવાની તમારી ફરજ છે મતદારોને સૂચના

ધારાસભામાં જવું એ શાથી હોપરૂપ છે તે તમે જાણો છો સરકારે પંજાબના સંબંધમાં ન્યાય આપવાની ના પાડી છે, બ્રિટિશ પ્રધાનોએ ખિલાફતના સંબંધમાં મુસલમાન ભાઇઓને આપેલુ વચન તોડ્યું છે, અને બીજી રીતે તેમની ઉંડામાં ઉંડી ધાર્મિક લાગણીઓની અવગણના કરી છે આ અન્યાયો આપણે દૂર કરાવવા જ જોઈયે, અને આવા અન્યાય કે વચનભંગ ફરીથી ન થવા પામે તે માટે આપણે સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવું જોઈયે અને ગુલામીની દશા દૂર કરવી જોઇયે.

આપણે ધારાસભામા જઇને આ નથી કરી શક્તા, તેમજ ત્યાં જઇને સ્વરાજ્ય પણ મેળવી નથી શકતા. ઉલટું સરકારના અન્યાયી કાર્યો સામે મત આપે તોપણ આપણા પ્રતિનિધિઓ તે કાર્યોના ભાગીદાર ગણાશે, અને એ રીતે મરજી વિરુદ્ધ તેઓ સરકારના અન્યાયના હથિયાર બનશે તેથી આપણું સ્વમાન જાળવવા માટે, સ્વરાજ્ય વહેલું સ્થાપવા માટે અને થયેલો અન્યાય દૂર કરાવવા માટે ધારાસભામા કોઈ પણ પ્રતિનિધિ ન મોકલવો એ જ એક ઉત્તમ માર્ગ છે.

ઑલ-ઇન્ડિયા હોમરૂલ લીગ,
માડવી, મુબઇ

મોહનદાસ કરમચંદ ગાંધી

## મતદારોનું જાહેરનામું

હિન્દી રાષ્ટ્રીય મહાસભા તથા ઑલ-ઇન્ડિયા મોસ્લેમ લીગની ખાસ બેઠકના ઠરાવ અનુસાર અમે નવી ધારાસભામા ચુંટણી માટેના ........વિભાગના મતદારો આથી જાહેર કરીયે છીયે કે નવી ધારાસભામા (પ્રાંતિક, વડી કે રાજ્યસભામા) અમે પ્રતિનિધિ મોકલવા ઈચ્છતાં નથી, અને આથી અમે ઉમેદવારોને ખબર આપીયે છીયે કે જો તેઓ અમારી ઇચ્છા વિરુદ્ધ ઉમેદવાર તરીકે ઉભા રહેશે તો તેઓ અમારા પ્રતિનિધિ ગણાશે નહિ. જ્યા સુધી ખિલાફત તથા પંજાબના સંબંધમાં ન્યાય ન મળે અને હિન્દમાં સ્વરાજ્ય ન સ્થપાય ત્યા સુધી અમે નવી ધારાસભામાં પ્રતિનિધિ મોકલવા ઇચ્છતા નથી. મતદારોનું જાહેરનામુ

તા. ૨૬-૯-૧૯૨૦

ચુંટણીનો વિભાગ—

નં. સહી (પૂરૂં નામ)

સરનામું તા.

મતદારોમાં કામ કરનારા સ્વયંસેવકને સૂચનાઓ

૧. સ્વયંસેવકોએ મતદારોને કૉંગ્રેસનો અસહકારનો આખો ઠરાવ અને ખાસ કરીને તેમાંનો ધારાસભાના બહિષ્કાર સંબંધી ભાગ બરાબર સમજાવવો.

૨. મતદારોએ સહી કરવાનું જાહેરનામું પણ તેમને બરાબર સમજાવવું.

૩. ફારમ ઉપર સહી આપવાની ના પાડનાર કોઈ પણ મતદાર ઉપર સ્વયંસેવકોએ કોઇ પણ પ્રકારે દબાણ કરવું નહિ, તેમજ તેમને કોઈ પણ પ્રકારની ધમકી આપવી નહિ.

૪. કૉંગ્રેસનો ઠરાવ અને ધારાસભાના બહિષ્કાર માટેનાં કારણો સંપૂર્ણ રીતે ન સમજ્યા હોય તેવા મતદારોની સહી કોઇ પણ કારણે લેવી નહિ.

૫. મતદારો તરફના વર્તનમાં સ્વયંસેવકોએ સંપૂર્ણ સભ્યતા જાળવવી.

---

નિગ્રહ અને સંયમ*

'આપણે ન્યાય માગવા માટે અહીં ભેગા થયા છીયે. જો તમારે ન્યાય જોઈતો હોય તો ન્યાય આપવાને માટે તમારે તૈયાર હોવું જોઇયે. મિસિસ બેસંટ તમારાં શત્રુ નથી. અસહકારની લડતનો આરંભ આવી અમંગળ રીતે ન થાય. તેઓ તેમની વયને લીધે જ નહિ, પણ દેશની માટે કરેલી તેમની ભારે સેવાને લીધે પણ પૂજ્ય છે. તેમનો વિરોધ કરવામાં જેમ હું કોઇથી ઉતરૂં એમ નથી, તેવી જ રીતે તેમની ભક્તિમાં પણ હું કોઈથી ઉતરૂં એમ નથી. આજે જે આત્મનિગ્રહ અને સંયમની લડતમાં ઉતરવાની તમે અણી ઉપર છો, તેવે સમયે આ નિગ્રહ અને સંયમ વિનાના આચરણથી તમે દૂર રહો એમ હું અતિશય નમ્રભાવે, અને પ્રભુપ્રાર્થના સાથે તમારી પાસે યાચું છું.'

---

એટલે ગાંધીજી દાર્જીલીંગનો વિચાર છોડી શાન્તિનિકેતન ગયા. શાન્તિનિકેતન કલકત્તાથી ઉત્તરે સો માઇલ ઉપર આવેલા બોલપુર ગામની નજીકમાં આવેલું છે. મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરની થોડી જૂની મિલકત હતી તેની આસપાસ બીજી વધારે જમીન લઇ આ બ્રહ્મચર્યાશ્રમ સ્થાપવામાં આવેલું છે. અનેક કોશો સુધી વિસ્તરેલા વેરાન મેદાનમાં સુંદર વૃક્ષોથી ભરેલું આ સ્થાન મોટા રણ માંહે એક લીલાછમ ટાપુ જેવું વિરાજી રહેલું છે. જમીનની ખૂબ મોકળાશને લીધે વિદ્યાર્થીઓનાં અભ્યાસગૃહો અને આવાસગૃહો અને શિક્ષકોનાં આવાસગૃહો એ બધાં એકબીજાથી ઠીક ઠીક અંતરે બાંધવામાં આવ્યાં છે. સૌ ગૃહો કલાની દૃષ્ટિથી જોતાં કોઈ તપસ્વીના આશ્રમને શોભે એવી ઢાવકાઈથી બાંધવામાં આવેલાં છે. વિદ્યાર્થીઓનાં ગૃહો સુંદર આમ્ર, બકુલ અને આમલકીની વૃક્ષરાજીઓથી વીંટળાયલાં છે, અને એ ગૃહો અને વૃક્ષો કવિવર રવીન્દ્રનાથના, બાળકોને માટે રચેલા 'આમાદેર શાન્તિનિકેતન' વાળા કાવ્યમાં અમર થયાં છે. મહર્ષિ દેવેન્દ્રનાથની સ્મૃતિ સૂક્ષ્મ રીતે તો જ્યાં ત્યાં નજરે પડે છે; સ્થૂલ રીતે જાળવી રાખવા માટે તેઓ સમાધિસ્થ થયા તે સ્થાને એક બકુલવૃક્ષ તળે આરસના ચોતરા ઉપર ઉભી કરેલી આરસની શિલા ઉપર અલ્પ પણ અર્થઘન અને પ્રેમઘન શબ્દોમાં આ પ્રમાણે લેખ છે:

તેઓ અમારા પ્રાણના આરામ
મનના આનંદ
આત્માની શાંતિ

આ રમ્ય વાતાવરણમાં વૃક્ષો તળે બેસી વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, અને અભ્યાસ વિનાના સમયમાં રવિબાબુનાં ગીતો લલકારતા ફરે છે. હું એટલે સુધી તો ન જ કહું કે ત્યાંનું જીવન સંગીતમય છે, પણ એટલું તો ખરૂં કે કોઇ પણ ઘડીક માટે ત્યાં જનારને લાગ્યા વિના ન રહે કે સંગીત એ જ જાણે તેમનું જીવન છે.

રવિબાબુનું રહેવાનું ઘર આ રચનાથી એક ફર્લાંગ દૂર બાંધવામાં આવ્યું છે. મૂળ તો શાન્તિનિકેતનની શાન્તિ જ ભારે અને તેમાં આ તો બધાં ગૃહોથી દૂર આવેલું એટલે ત્યાં અપાર શાન્તિ છે આ ઘરમાં ગાંધીજીને રાખ્યા હતા. અમે રહ્યા તે દરમિયાન વરસાદ આખો દિવસ પડતો હતો એટલે ગાંધીજીને જે સૂકી હવા જોઇતી હતી તે તો ન મળી, પણ શાન્તિ અને આરામથી જે લાભ થાય તેટલો તો થયો જ.

પણ આ શાન્તિના કરતાં મોટી શાન્તિ દેનારો તો ત્યાંનો સત્સમાગમ થઇ પડ્યો. મોહનમૂર્તિ ઍન્ડ્રુઝ તો ત્યાં હતા જ. તેમણે અને વિદ્યાર્થીઓએ અમને પ્રેમમાં નવરાવ્યા. પણ બીજી એક પૂજ્ય મૂર્તિ વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ બાબુ દ્વિજેન્દ્રનાથ ઠાકુર પણ ત્યાં જ રહે છે. બડાદાદા—આ તેમનું વ્હાલનું નામ છે—નું વય એંશી ઉપર છતાં અભ્યાસ અને તત્ત્વચિંતનમાં તેઓ નિરંતર નિમગ્ન રહે છે, અને તેમના અભ્યાસમાં 'અસહકાર'ની પ્રવૃત્તિને પણ આજકાલ તેમણે અગ્રગણ્ય સ્થાન આપ્યું છે એ જાણીને કોઇને આનંદ થયા વિના રહેશે નહિ. પણ એઓ અસહકાર ઉપર આશક છે એ તો એઓ ગાંધીજીને બડાદાદા અને અસહકાર

મળવા આવ્યા ત્યારે જ જોયું. બહુ ઉમંગથી વાતો કરતાં એમણે કહ્યું, 'જે વસ્તુનો મારો ભાઈ—રવીન્દ્રબાબુ—લેખો દ્વારા, કાવ્યો દ્વારા, પત્રો દ્વારા ઉપદેશ અને પ્રચાર કરી રહ્યો છે તેને તમે આચરી રહ્યા છો અને દેશની સમક્ષ આચારને માટે મુકી રહ્યા છો એથી મારા હર્ષની સીમા નથી રહેતી. તમે દેશની આગળ જે એક જ સિદ્ધાન્ત મુકવા જેવો છે તે મુક્યો છે. અસહકાર વિના આપણી આ રાજ્યકર્તાઓ પ્રત્યે બીજી કોઇ વૃત્તિ હોઇ શકે જ નહિ. સહકાર સરખેસરખા વચ્ચે હોય, ગુલામ અને ગુલામના માલિક વચ્ચે ન હોઇ શકે. અંગ્રેજો આપણને બરોબરીઆ માનતા નથી; તેમની સાથે બરોબરીઆપણું આપણે ન અનુભવી શકીયે ત્યાં સુધી સહકારની વાત મારે મન ભ્રમણા છે. અને આ વિષમતા જ્યાં સુધી પ્રવર્તે છે ત્યાં સુધી સહકારમાં હું આપણો નાશ જ જોઉં છું. પૃથ્વી બિચારી સૂર્ય સાથે સહકાર કરવા જાય તો ભસ્મ ન થઈ જાય?' પછી તો એમણે 'અસહકાર' વિષે એક લેખ લખી આપવાની માગણી કરી. આ લેખ આજના 'નવજીવન'માં પ્રગટ થાય છે.

એક અઠવાડિયાના ત્યાંના અમારા વસવાટ દરમિયાન વિદ્યાર્થીઓએ 'વાલ્મીકિપ્રતિભા' નામનું રવિબાબુનું એક નાનકડું નાટક બે વખત ભજવી બતાવ્યું. પણ ગાંધીજીને તો સૌએ બધાયે દિવસ શાન્તિ જ આપી હતી. છેલ્લો દિવસ બધાને મળવાનો રાખ્યો હતો. સવારે વિદ્યાર્થીઓ પ્રાર્થનામંદિરમાં મળ્યા, પછી શિક્ષકો મળ્યા, પછી બપોરે સ્ત્રીઓ મળી. આ બધાંની સાથે થયેલી વાતચીત આપવાનો લોભ તો હું નહિ કરું, પણ પ્રાર્થનામંદિરમાં થયેલી વાતચીત ખાસ વિશેષતાવાળી હોવાથી તેનો ટુંકો સાર 'નવજીવન'ના વાચકોને આપી દેવો મને ઇષ્ટ લાગે છે.

પ્રાર્થનામંદિર એક સાદું આરસની પરશાળનું મકાન છે. નિત્યપ્રાર્થના તો વિદ્યાર્થીઓ બહાર કરે છે, પણ અઠવાડિયે કવિશ્રી હોય તો તેઓ અથવા બીજા કોઇ અધ્યાપક ધર્મ—નીતિ સંબંધી બોધનાં વચનો કહે છે; તે આ સ્થાને કહેવામાં આવે છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓની સાથે મેળાપ થવાનું મેં ઉપર જણાવ્યું છે તે આ મંદિરમાં થયો હતો. એક નાના આસન ઉપર ગાંધીજી વિરાજ્યા હતા, સામે ગંધપુષ્પ રાખેલાં હતાં, અને સામે વિદ્યાર્થીઓ અને શિક્ષકો ભેળા બેઠા હતા અને એક બાજુએ બહેનો બેઠી હતી. આ મેળાપનો આરંભ અને ઉપસંહાર બહુ સમુચિત રીતે થયો. આરંભ રવિબાબુના નીચેના પ્રસિદ્ધ ગીતથી થયો:

*અંતર મમ વિકસિત કરો
અંતરતર હે!
નિર્મળ કરો ઉજ્જ્વળ કરો,
સુંદર કરો હે! અંતર૦

* આ ગીત એટલું તો સરળ છે કે આપોઆપ સમજાશે. કેટલાક શબ્દોનો અર્થ માત્ર અહીં આપીશ.

જાગ્રત કરો, ઉદ્યત કરો,
નિર્ભય કરો હે,
મંગલ કરો, નિરલસ નિઃસંશય કરો હે! અંતર૦
યુક્ત કરો હે સબાર[1] સંગે,
મુક્ત કરો હે બંધ,
સંચાર કરો સકલ કર્મે
શાંત તોમાર છંદ[2]
ચરણપદ્મે મમ ચિત્ત નિષ્પંદિત[3] કરો હે!
નન્દિત કરો, નન્દિત કરો, નન્દિત કરો હે!
અંતર મમ વિકસિત કરો
અંતરતર હે!

અંતરને નિર્મળ નિર્ભય કરવાની આ ગંભીર પ્રાર્થના પછી ગાંધીજી શ્રોતાઓને સંબોધીને જે અંગ્રેજીમાં બોલ્યા તેનો ટૂંકો સાર આ હતોઃ

ભાઈઓ અને બહેનો,

તમારી સાથે થોડા દિવસના આનંદનો સહવાસ મળ્યો એ તો અવર્ણનીય છે. હું મારી કથળેલી પ્રકૃતિ સુધારવા અહીં આવેલો, અને તમને આનંદ થશે કે હું તદ્દન સાજો થઈને નહિ તોપણ સારી રીતે સુધરીને તો અહીંથી જઈશ જ. સંપૂર્ણ કેળવણી અને ખરું જીવન

બંગાળીમાં તમારી સાથે હું વાત કરી ન શકું એ મને વસમું લાગે છે. મને લાગે છે કે કોઈ દિવસ તમારી સાથે બંગાળીમાં વાત કરવાની મારી આશા બરાબર ન હોય તોપણ મારું હિન્દુસ્તાની તમે સમજી શકશો એવી મારી આશા તો અયોગ્ય નથી જ. હિન્દુસ્તાની તમારી શાળામાં ફરજિયાત વિષય ન થાય અને તમે ન શીખી લો ત્યાં સુધી તમારી કેળવણી સંપૂર્ણ નહિ કહેવાય. વળી એક બીજી વાત હું તમારાથી છાની નથી રાખતો કે તમારી શાળાને જતે દહાડે અતિશય ઉદ્યમી મધમાખોથી ભરેલો રૂડો મધપૂડો થઈ રહેલી જોવાની હું આશા રાખું છું. આપણા હૃદયની સાથે આપણા હસ્તોનો સુંદર સહકાર નહિ બને ત્યાં સુધી આપણું જીવન ખરું જીવન નહિ બને.

મને લાગે છે કે હું હાલ જે કામમાં ગિરફતાર થઈ રહ્યો છું તેનું રહસ્ય નાનાં બાળકો આગળ પણ મૂકી શકાય એમ છે. છતાં હું જે કહેવાનો છું તે સઘળું બાળકોને જ માટે નથી. મારા પોતાના બાળકો પાસેથી, મારાં પોતાનાં તથા દક્ષિણ આફ્રિકામાં મારાં પોતાનાં માનેલાં બાળકો પાસેથી મેં કશી વાત છાની નથી રાખી.

મારે માટે તો માત્ર એક ધર્મ છે, તે હિન્દુ ધર્મ. અને હું મને હિન્દુ કહેવડાવીને અભિમાન લઉં છું, પણ હું કાંઈ કટ્ટો કર્મઠ હિન્દુ નથી. હું હિન્દુ ધર્મને જે રીતે સમજું છું તે પ્રમાણે એ હિન્દુ ધર્મ પરનું જોખમ

૧. સૌની સાથે ૨. સર્વ કર્મોમાં તારા શાંત સંગીતનો સંચાર કર. ૩. નિશ્ચલ

અતિશય વ્યાપક છે. એમાં બીજા બધા ધર્મો માટે સહિષ્ણુતા રહેલી છે, માન રહેલું છે. એટલે જ હું મારા ધર્મના સંરક્ષણ માટે જેટલા ઉત્સાહ અને વેગથી પ્રયત્ન કરું તેટલા જ ઉત્સાહ અને વેગથી ઇસ્લામનું સંરક્ષણ કરતો તમે મને જુઓ છો. ઇસ્લામનો બચાવ કરવામાં તો મને હર્ષના ઘુંટડા આવે છે, કારણ મને લાગે છે કે તેમ કરતાં હું મારા પોતાના ધર્મનો બચાવ કરવાને માટે લાયકાત મેળવી રહ્યો છું. યૂરોપની પાશવી સત્તાઓનું જોખમ ઇસ્લામ ઉપર જેટલું ઝઝૂમે છે તેટલું જ હિન્દુ ધર્મ ઉપર ઝઝૂમે છે. આજે ઇસ્લામનો વારો છે, કાલે હિન્દુ ધર્મનો વારો આવે. મને લાગે છે કે હિન્દુ ધર્મની ઉપર જોખમ તો જ્યારથી બ્રિટિશ સત્તા આ દેશમાં આવી ત્યારથી છે; અને એ જોખમ બહુ સૂક્ષ્મ રીતે રહ્યું છે. મેં જોયું છે કે આપણા વિચારના પાયા પાશ્ચાત્ય અસરે કરીને હાલી ઉઠયા છે. પાશ્ચાત્ય સભ્યતા શયતાનની પ્રવૃત્તિરૂપ છે. અનેક વર્ષો થયાં આપણે કોઈ અજબ માયાથી ભોળવાઈ રહેલા છીએ.

મારી આંખો ખરેખરી તો ગયે વર્ષે જ ઉઘડી. મિત્રરાજ્યો યુદ્ધમાં જોડાયાં ત્યારે તેમનો પ્રગટ હેતુ તો નબળાં રાષ્ટ્રોનું સંરક્ષણ હતો, પણ એ હેતુની પીઠાઠી નીચે તેઓએ અનેક કૂડકપટોનો પ્રયોગ કર્યો. છતાં ગઇ અમૃતસર કોંગ્રેસ વખતે સરકાર સાથે સહકાર કરવા માટે મેં દેશને અતિશય આગ્રહપૂર્વક અને ખરા દિલથી વિનંતિ કરી, કારણ મને ત્યાર સુધી ભરોંસો હતો કે બ્રિટિશ પ્રજા પોતાનાં પાપો માટે પશ્ચાત્તાપ કરશે, બ્રિટિશ પ્રધાન પોતાનાં વચનો પાળશે. પણ પંજાબના પ્રકરણનો નીકાલ થતાં અને તુર્કી સુલેહની શરતો પ્રગટ થતાં મારો એ બધો વિશ્વાસ નાબુદ થયો. હું એવા નિર્ણય ઉપર આવ્યો કે મનુષ્યને જીવનમાં એકવાર એવો પ્રસંગ જરૂર આવે છે કે જ્યારે ખુદા કે શયતાન એ બેમાંથી એકનો પંથ તેણે ગ્રહણ કરી લેવો જોઈએ. બ્રિટિશ રાજસત્તાની સાથે આટલાં વર્ષના સહકારના પરિણામે મેં એ જોયું કે એ સત્તાધીશો સાથે જે પ્રસંગ પાડે છે તેની અવનતિ થાય છે. મને ચોક્કસ લાગી ગયું કે જ્યાં સુધી હિન્દ પોતાનો આદેશ સમજી ન જાય અને ઇંગ્લંડની પ્રજાની સાથે પોતાના સરખાપણાનું આખી પ્રજાને ભાન જાગૃત ન થાય ત્યાં સુધી બ્રિટિશ સંબંધ ચાલુ રહેવાથી આપણો અધઃપાત ચાલુ જ રહેવાનો. મેં એ પણ જોયું કે મુસલમાનોની સાથેનું આપણું ઐક્ય જાળવવું એ બ્રિટિશ સંબંધ જાળવવા કરતાં અનેકગણું વધારે કિંમતી છે, અને મુસલમાનોની સાથેનું ઐક્ય આપણે તેમને આજે ટાંકણે મદદ ન કરીએ તો ટકાવવું મુશ્કેલ છે. વળી રાષ્ટ્રશરીરનો ચોથો ભાગ રહી ગયેલો હોય તો આપણા દેશાભિમાનનો વિકાસ થવો અશક્ય છે.

આથી મેં શૌકતઅલીની સાથે મૈત્રી બાંધી, એમને મારા ભાઇ કર્યા. એમની સાથેનો મારો સમાગમ એ મારે મન એક આનંદ અને અભિમાનની વાત છે. કેટલીક બાબતોમાં તેમની ને મારી વચ્ચે મતભેદ છે. હું અહિંસાધર્મને માનનારો છું. એ હિંસાધર્મને માનતા દેખાય છે. એઓ એમ માને છે કે અમુક સંજોગોમાં મનુષ્ય મનુષ્યનો દુશ્મન હોઇ શકે, અને દુશ્મનોને રેંસી શકાય. પણ હું તેમની સાથે કામ કરી રહ્યો છું એનું કારણ

કે એમનામાં મેં કેટલાક ભવ્ય ગુણો જોયા.-એઓ એકવચની છે, એઓ અતિશય વફાદાર મિત્ર છે, અત્યંત શૂરવીર છે. એમને ઇશ્વર પ્રત્યે ભારે શ્રદ્ધા છે. મને તરત લાગી ગયું કે આટલા ગુણો તો ધર્મિષ્ઠ, માણસમાં જ, હોઈ શકે, અને એમના ધર્મિષ્ઠપણા ઉપર મોહિત થઇને જ મેં એમનો સંગ કીધો, અને મેં તો સદાય વિશ્વાસ રાખ્યો છે કે મારા અહિંસાના સહજ પ્રયોગથી એઓ અહિંસાની ખૂબી સમજી શકશે.

અહિંસા વિષે શ્રદ્ધા

અંગ્રેજી શબ્દ 'Innocence' માં જેટલા અહિંસાના ભાવો આવે છે તેટલા બીજા કોઇ શબ્દમાં આણવા મુશ્કેલ છે. તેથી અહિંસા અને 'Innocence' શબ્દ લગભગ સરખા કહી શકાય. મારો વિશ્વાસ છે કે અહિંસામાર્ગે ચાલનારને બધી વાતે કુશળ જ છે. અહિંસાના પંથીને જે શસ્ત્રો મળી શકે છે તે શસ્ત્રો હિંસાના પંથીને મળી શકે તેના કરતાં વધારે જોરાવર છે. હિંસાની યોજના એ એક જંગલી યોજના હું કહી શકું. એમા પાગલવતા રહેલી જ છે. અહિંસાધર્મનો સંપૂર્ણ પાળનારો જ સંપૂર્ણ મરદામી બતાવી શકે. એક માણસ પણ અહિંસાજીવન સંપૂર્ણપણે ગાળવાને તૈયાર હશે તો દુનિયાને વશ કરી શકશે. હું નમ્રતાથી કહીશ કે આજે મારા આ જર્જરિત દેહે પણ આટલી ભારે લડત ઉઠાવવાની મારી કંઇક શક્તિ છે, તેનું કારણ મારૂં અહિંસાધર્મનું પાલન જ છે. અને હિન્દુ પોતાના ધર્મને ઓળખી તેને પાળશે તો પોતાની છાપ જગતમાં પાડશે જ. હિન્દુસ્તાન જે દિવસે હિંસાધર્મને પ્રાધાન્ય આપશે તે દિવસે મારૂં જીવન શૂન્યરૂપ થઇ પડશે.

દુર્જન સાથે અસહકાર

પણ મારો વિશ્વાસ હજી અચલિત છે. અને તમે હિન્દુ માબાપોનાં સંતાનો હિન્દુ તરીકે તમારૂં જગતમાં કર્તવ્ય શું છે એ સમજશો તો તમે કદી અન્યાયી અને દુર્જનની સાથે સહકાર કરશો નહિ. દુર્જનની સાથે કામ ન પાડવા વિષે તુલસીદાસજીએ જે અમર દુહાઓ લખ્યા છે તેના સૌંદર્યની ક્યાંય સરખામણી થાય એમ નથી. અને હિન્દુસ્તાને આજે બ્રિટિશ રાજ્ય જેવા પ્રકારનું છે તેવાની પાસેથી કાંઇ પણ શુભની આશા રાખવી એ આસમાં બાચ ભરવા જેવું છે મેં તો એ રાજ્યની સાથે અનેક વર્ષો સુધી ગાઢ સહકાર કર્યો છે અને એ સહકારને અંતે મને કેટલાક ભારે અનુભવો થયા છે. એ અનુભવોના પરિણામે જ આ ભયંકર છતાં ઉદાત્ત અને યશસ્વી યુદ્ધ મેં ઉઠાવ્યું છે અને તમોને બધાને તેમાં શામીલ કરવા મથી રહ્યો છું. આ ધર્મમંદિરમાં હું તમારી પાસે એટલું જ માગું છું કે આત્મવિકાસના આ યુદ્ધમાં મને ઈશ્વર આરોગ્ય અને સન્મતિ આપે, દોષ અને કાતરતાથી મને સદાય વેગળો રાખે એવી તમે પ્રાર્થના કરો.

'આમાદેર જાત્રા'

ગાંધીજીના અંતિમ શબ્દોમાં કરેલી વિનંતિનો શાન્તિનિકેતનના બંધુઓએ રવિબાબુના નીચેના ગીતથી અનુપમ ઔચિત્યવાળો ઉત્તર વાળ્યો:

આમાદેર જાત્રા હલો શુરુ, એખન ઓ ગો કર્ણધાર !
તોમારે કરિ નમસ્કાર;
એખન બાતાસ છુટુક, તુફાન উঠুক, ફિરબો না গো আর,
તોમારે કરિ નમસ્કાર.

આમરા દિયે તોમાર જયધ્વનિ, વિપદ બાધા નાહિ ગણિ,
ઓ ગો કર્ણધાર !
એખન 'મા ભૈઃ' બોલી, ભાસાઇ તરી, દાઓ ગો કરિ પાર,
તોમારે કરિ નમસ્કાર.
એખન રઇલો જારા આપન ઘરે, ચાબો ના પથ તાદેર તરે,
ઓ ગો કર્ણધાર !
જખન તોમાર સમય એલો કાછે, તખન કેવા કાર ?
તોમારે કરિ નમસ્કાર.
આમાર કેવા આપન કેવા અપર, કોથાય બાહિર, કોથા વા ઘર ?
ઓ ગો કર્ણધાર !
ચેયે તોમાર મુખે, મનેર સુખે, નેબો સકલ ભાર,
તોમારે કરિ નમસ્કાર.
આમરા નિયેછિ દાંડ, તુલેછિ પાલ, તુમિ એખન ધર ગો હાલ,
ઓ ગો કર્ણધાર !
મોદેર મરણબાંચન ઢેઉયેર નાચન, ભાવના કિવા તાર ?
તોમારે કરિ નમસ્કાર
આમરા સહાય ખૂંજે દ્વારે દ્વારે, ફિરબો ના આર બારે બારે,
ઓ ગો કર્ણધાર !
કેવલ તુમિઈ આછો, આમરા આછિ, એઇ જેનેછિ સાર,
તોમારે કરિ નમસ્કાર.*

---

* આ સુપ્રસિદ્ધ ગીત બંગાળામાં સ્વદેશીનો વાયુ પ્રથમ વાયો તે અરસામાં કવિવર રવીન્દ્રનાથે રચ્યું હતું. વાંચીને પણ એનું સંગીત અનુભવી શકાય એવું છે એટલે એ એમનું એમ અહીં આપ્યું છે. શબ્દાર્થ આ પ્રમાણે છેઃ

અમારી નૌકા હવે શરૂ થઈ છે, હવે હે કર્ણધાર, (સુકાનવી) તને અમારા નમસ્કાર હો; હવે ભલે પવન ફુંકાઓ, તુફાન ઉઠો, તોપણ અમે પાછા ફરીશું નહિ. તને અમાર નમસ્કાર હો.

અમે તારો 'જયકાર' કરીયે છીયે. કાંઇ કષ્ટ કે અડચણને હવે અમે ગણતા નથી, હવે તો 'મા ભૈઃ' (ડરો નહિ) બોલી કિસ્તી મુકાવીને અમને પાર ઉતારી દે; હે કર્ણધાર, તને અમારા નમસ્કાર હો.

અત્યારે જેઓ પોતાના ઘરમાં ભરાઈ રહ્યા છે તેમના તરફ પાછા ફરીને જોઇશું નહિ; જ્યારે તારો સમય આવ્યો છે, ત્યારે કોણ કોનું ? હે કર્ણધાર, તને અમારા નમસ્કાર હો.

એ જ દિવસે સાંજે અમે ત્યાંથી વદાય લીધી. બધાયે વિદ્યાર્થીઓ અને શિક્ષકો વદાય દેવા ભેગા થયા હતા. સૌના મુખ ઉપર વિયોગદુઃખની છાયા સ્પષ્ટ હતી. 'આમાદેર શાન્તિનિકેતન' તેઓ ગાતા હતા. અમારી ગાડી ઉપડી, અને તેમના રુદ્ધ કંઠમાંથી ગીતનો રહેલો ભાગ ન નીકળી શક્યો. અમારી સ્મૃતિમાં તો 'આમાદેર શાં...તિ નિ...કે...તૅન' ના ભણકારા હજી વાગી રહ્યા છે.

મહાદેવ હરિભાઈ દેસાઈ

---

તા. ૩-૧૦-૧૯૨૦

# દૃઢતા તથા વીરતાની આવશ્યકતા

યુદ્ધકાળની અવસ્થા

જે યુદ્ધ ચાલી રહ્યું છે તેના મહત્ત્વનો ખ્યાલ થોડાને જ હશે. એક ગૃહસ્થે સવાલ પૂછ્યો કે આપણે જે કાર્ય કરી રહ્યા છીયે તે યુદ્ધ કહેવાય ખરૂં? મેં તો તુરત જવાબ આપ્યો, 'આપણી લડતમાં યુદ્ધના બધા લક્ષણ છે. જે આપણને જોઈયે છીયે,—સ્વરાજ—તે યુદ્ધ વિના ન જ મળે. તેથી સાધનો પણ યુદ્ધના જ હોવાં જોઈયે. એટલે કે આપણો સામાન્ય વ્યવહાર બંધ કરી આપણે આપદ્ધર્મ આચરવો જોઈયે. યુદ્ધમાં અને આમાં ફરક માત્ર અથવા મોટો ફરક એ છે કે આપણા યુદ્ધમાં પશુબળ—શસ્ત્રબળને અવકાશ નથી; એટલું જ નહિ પણ શરીરબળમાં આપણી હાર છે. બીજાં લક્ષણ આ યુદ્ધમાં સામાન્ય યુદ્ધના જેવાં જ છે. જેમ સામાન્યમાં તેમ આમાં આપભોગની, તાલીમની, યોજના ઇત્યાદિની આવશ્યકતા છે. સામાન્ય યુદ્ધને વખતે પ્રજા પોતાની ચાલુ પ્રવૃત્તિનો ઘણે મોટે ભાગે ત્યાગ કરે છે. પ્રજા સાર્વજનિક સંકટને સમયે વ્યક્તિગત ખાનગી દુઃખ વિસરી જાય છે. અનીતિમાન નીતિનો રસ્તો ગ્રહણ કરે છે; બીજાને લૂંટતો હોય તો લૂંટવાનો ધંધો છોડી દે છે. દારૂડીઆ દારૂ છોડે છે; વ્યભિચારી વ્યભિચાર છોડે છે; ચોર ચોરી છોડે છે. સૌ પ્રજાના છુટકારાનો મંત્ર પઢે છે. આવે સમયે અદાલતોમાં જવાનો વખત પ્રજાને હોતો નથી; વિદ્યાર્થી દેશની સ્વતંત્રતા મેળવવામાં ભાગ લેતા થઈ જાઠ તે પ્રવૃત્તિને જ વિદ્યાભ્યાસ માને છે.

---

અમને અમારૂં કોણ અને પારકું વળી કોણ? ઘર શું અને બહાર શું? માત્ર તારા મુખ તરફ દૃષ્ટિ રાખી, સંપૂર્ણ સંતોષથી, સઘળો ભાર વહીશું. હે કર્ણધાર, તને અમારા નમસ્કાર હો.

અમે હલેસાં લીધાં છે અને સઢ ખોલ્યા છે. ભલે હવે તુફાન પડે, હે કર્ણધાર; અમારૂં મરવું કે જીવવું તો હજી તો મોજાં સમાન છે. તેની તે ચિંતા શી?—તને અમારા નમસ્કાર હો.

પણ આવે સમયે સર્વથી વધારે શોભતા ગુણો દૃઢતા અને વીરતા હોય છે. તેની જરૂર સહુથી વધારે જોવામાં આવે છે. નિશ્ચય કરેલો ન ફેરવવો એ દૃઢતા. આજે સરકારી નિશાળ છોડી કાલે પસ્તાવો કરવો ને ત્રીજે દહાડે પાછા તે જ નિશાળમાં જવા પ્રયત્ન કરવો એ કંઈ દૃઢતા નથી. એવી નબળાઇથી દેશ પડે, કદી ચડે નહિ. આજે મહેતાજી રાજીનામું આપી કાલે તેને પાછું ખેંચે ને તે વડે પ્રજાને જેટલું નુકસાન કરે તેટલું રાજીનામું નહિ આપનાર ન કરે. આપત્તિ હોય, જોખમો હોય તે ખેડવાં ને પોતાનું કામ કરવું એ વીરતાની નિશાની છે. વણિક્‌વૃત્તિ કરતા વીરતાનો ભાવ યુદ્ધમાં વધારે હોય છે. શાન્તિને સમયે વણિક્‌વૃત્તિનો ખપ પડે છે, અશાંતિને સમય વીરતાનો. ગુજરાત વણિક્‌વૃત્તિને સારૂ પ્રખ્યાત છે; અને એ યોગ્ય જ લાગે છે કે વણિક્‌વૃત્તિવાળામાં વીરતા આવે જ નહિ. આ ખ્યાલ બરોબર નથી. જેમ પ્રજાનું પોષણ એક જ વૃત્તિથી થાય નહિ તેમ વ્યક્તિનું પોષણ પણ એક જ વૃત્તિથી નથી થતું. તેથી દરેક વ્યક્તિમાં વીરતાનો ગુણ તો હોય છે જ. માત્ર તેનો ઉપયોગ નથી કરવાનો હોતો ત્યારે આપણામાં તે ન હોય એવું આપણને લાગી આવે છે. ગુજરાતનો સમય — આખા ભારતવર્ષનો સમય અત્યારે વીરતા બતાવવાનો આવ્યો છે.

જ્યાં પશુબળ વાપરવાનું નથી ત્યાં વીરતા કેવી, એવી મિથ્યા શંકા કોઈ નહિ કરે એવી હું ઉમેદ રાખું છું. ખરું જોતાં પશુબળ વાપરવામાં વીરતા નથી. હાથી કીડીઓને કચરતો ચાલ્યો જાય છે તે કંઈ વીરતા બતાવતો નથી. પણ સિંહની સામે ઝૂઝતો હાથી વીરતા બતાવે છે, કેમકે એમાં તે પોતાની જાનને જોખમમાં નાંખે છે. ગધેડીના કાન ઉમેળતો કુંભાર વીરતા નથી બતાવતો; પણ લૂંટારાના ધાડાની સામે ઝૂઝતો નરકેસરી વીરતા બતાવે છે, કેમકે તે પોતાની જાનને ચોખ્ખીરીતે જોખમમાં નાખે છે. જે પશુબળ ન વાપરતો છતો વશ થતો નથી પણ ઝૂઝે છે તે પૂરેપૂરી વીરતા બતાવે છે. વીરતા એટલે શું ? હિન્દુસ્તાનને સારૂ આ નિઃશસ્ત્ર યુદ્ધમાં પૂરી વીરતા બતાવવાનો પ્રસંગ આવ્યો છે. મારી કેળવણીનું કાલે શું થશે એ વિચાર કર્યા વિના નિશાળ છોડનાર વિદ્યાર્થી વીરતા બતાવે છે; જે બીજી નિશાળની સગવડ થયે જ છોડે છે તે વણિક્‌વૃત્તિ બતાવે છે. રોજી મળો યા ન મળો છતાં સરકારની અદાલતમાં ન જનારો વકીલ વીરતા બતાવે છે; રોજીનો બંદોબસ્ત કરાવ્યા પછી જ છોડનાર ભલે દુન્યવી ડહાપણ બતાવતો હોય, તે વીરતા નથી બતાવતો. પરિણામની ખાતરી રાખ્યા વિના વિશ્વાસ રાખી ઝંપલાવવું એ વીરતા છે. જ્યાં ભીરુતા છે ત્યાં વીરતા હોય જ નહિ. આ પ્રજામાં ભીરુતા છે. સ્વતંત્રતા મેળવવી ને ભીરુતાને સંઘરવી

એ પરસ્પર વિરોધી વાત છે. ડગલે ડગલે સાહસની જરૂર પડશે. ડગલે ડગલે જોખમો ઉઠાવવાં પડશે. રણમાં જોખમો ખેડવાં પડે છે તે કેટલાક બળાત્કારે ખેડાય છે. અહીં આપણે ઇરાદાપૂર્વક જોખમ ખેડીયે છીયે, તેમજ થોડું જોખમ ખેડીને મોટું પરિણામ લાવી શકીયે છીયે.

અસહકારનાં જે પગલાં આપણે આજે ભરવાના છે તેમાં જોખમ ઘણું થોડું રહ્યું છે. છતાં પ્રજા તરફથી તેમાં પૂરો જવાબ મળે તો મારી ખાત્રી છે કે આપણે થોડી જ મુદતમાં સ્વરાજ ભોગવતા થઇ જઇયે. પણ તે પગલા ભરવામાં શિક્ષિતવર્ગ તરફથી દૃઢતા અને વીરતાની પ્રજા જરૂર આશા રાખે.

---

# સત્ય અને ખિલાફત

સત્યનો મહિમા

સત્યમાં સર્વ ધર્મની સીમા છે. સત્ય એ પરમેશ્વર છે. સત્ય કરતાં પર એવો કોઇ ધર્મ નથી. એ સત્યનું પાલન બહુ કઠિન છે એમા શક નથી. મનથી, વચનથી સત્ય જ પળાય તો મનુષ્યને બીજું કંઇ જ ન જોઇયે. તેમાથી તેને બધું મળી રહે છે. સત્યનો માર્ગ શૂરાનો જ છે. સત્ય હળવો શબ્દ છે, તેનો વ્યવહાર ન કરી શકાય તો માણસ ખાનદાની ખૂએ, તેની શાખ જાય. જેમ દૂધમા કચરો પડે તો દૂધ પણ મેલું કહેવાય તેમ નિર્દોષ વચનો સાથે અસત્ય ભળે તો નિર્દોષ વચનની પણ કિંમત ઘટે છે. એટલે દોષિત વચનને જ સારૂ સજા ભોગવવી પડે છે એટલું જ નહિ પણ નિર્દોષ વસ્તુ પણ દોષિતના ભેળમેળથી દોષિતમાં ખપે છે.

મૌ. ઝફર-અલીખાનનો કેસ

આનો દાખલો મૌલાના ઝફરઅલીખાનનો કેસ છે. તેમને વિષે કહેવાયેલા વચનો તેમણે કહ્યાં છે કે નહિ એ આપણે જાણતા નથી. મારો હેતુ તો માત્ર એટલું જ બતાવવાનો છે કે તેમની ઉપર મુકેલા તહોમતમાં સફાઇ વાપરવામા આવી છે. જે વસ્તુને કેસની સાથે સીધો સંબંધ નથી, જેના હોવાથી કેસ કદાચ સાબીત નથી થઇ શકતો, તેની હકીકત દાખલ કરી મૌ. ઝફરઅલીખાનની સામે કેસ મજબૂત કરવામાં આવ્યો છે.

આખા તહોમતનો કાયદેસર અર્થ ગમે તે હોય, મને તો તેની રાજ્યપ્રકરણી અસર સાથે સંબંધ છે.

સત્ય સાથે અતિશયોક્તિ

એ તહોમતનામામાં બે વિભાગ છે. તેમાં જે દોષિત ભાગ છે તે ખરો હોય તોપણ તહોમત સિદ્ધ થતું નથી. નિર્દોષ ભાગથી તહોમત સિદ્ધ થતું હોય તો એ

માનપ્રદ છે. મૌ. ઝફરઅલીખાન ઉપર તહોમત છે કે તેમણે પોતાના ભાષણમાં એમ કહ્યું કે 'જો સરકાર શાહજાદાને રૈયત તરફથી માન અપાવવા ઇચ્છતી હોય, તો તેણે અમુક શરતો પાળવી જ જોઇયે; જેવી કે તુર્કીની સલ્તનત આબાદ રાખવી, મુસલમાનોને સંતોષવા, રોલેટ અક્ટ રદ કરવો અને સરકારે એવું વચન આપવું કે હવે પછી માર્શલ લા ન કરે. જો સરકાર આટલું નહિ કરે તો સલ્તનત નાશ પામશે.' આવું કથન જોરાવર છે, પણ તદ્દન નિર્દોષ છે. જો તેમાં ગુન્હો હોય તો એવો ગુન્હો હું તો લગભગ હમેશાં કરું છું. એ વાત સાચી છે ને સાચું કહેવામાં ગુન્હો હોય નહિ.

પણ સરકાર કહે છે કે એવાં કથનથી સરકાર તરફની મહોબત કમી થાય છે. એ તો ખરું છે. પણ સરકાર ખૂરાં કામ કરે તેનું વર્ણન કરતાં મહોબત ઘટે તો દોષ સરકારનો છે, ખૂરાં કામ સચ્ચાઇથી વર્ણવનારનો નથી; અને જો તેમ કરતાં કાયદાને ગુન્હો ગણાય તો ગુન્હો એ પુણ્યકર્મ થવા જાય.

તહોમતનો બીજો ભાગ આ છે એમ કહેવાય છે કે પોતાના એ જ ભાષણમાં મૌ. ઝફરઅલીખાને મુસલમાનોને ઉદ્દેશીને કહ્યું કે અંગ્રેજોએ મક્કા શરીફ પર ગોળો ચલાવ્યો. એક મુસલમાને પોતાનો દીકરો જે સરકારની સાથે ને આરબોની સામે લડતા મૂઓ તેનો ચહેરો ડુક્કર જેવો થયેલો જોયો અને બગદાદમાં કુમારિકાની લાજ બ્રિટિશ લશ્કરે લૂંટી. હવે આ વાતોમાંની પહેલી ને છેલ્લી પુરાવા વિનાની છે; અને બીજી અસંભવિત છે, તેથી લોકોની વહેમી લાગણીને ઉશ્કેરનારી છે. હું તો હજુ એવી ઉમેદ રાખું કે મૌ. ઝફરઅલીખાને એવી વાતો નહિ કરી હોય, અને જો કરી હોય તો એ દિલગીરીભરેલું ગણાય. અતિશયોક્તિથી આપણા કામને ધક્કો પહોંચે છે. કામદારોએ એવી અતિશયોક્તિથી અળગા રહેવાની ઘણી જરૂર છે એમ બતાવવાનો આ લેખનો હેતુ છે. સલ્તનતની સામેનો કેસ સરકાર તરફથી મળતા પુરાવાથી જ સિદ્ધ થાય છે. ત્યાં તો અતિશયોક્તિથી કેસ નબળો જ થાય.

સંભવ છે કે મૌ. ઝફરઅલીખાન ઉપર જો અતિશયોક્તિ ઉચ્ચારવાનું તહોમત ન મૂકાત તો બીજાં વચનો સારુ કેસ ન થાત અથવા કરવો મુશ્કેલ પડત.

આમાંથી દરેક ખિલાફત અને સાર્વજનિક કામદારે સાર તો એ જ લેવાનો છે કે તેમણે સત્યનો પંથ કદી ન છોડવો.

# સ્ત્રીઓનો હિસ્સો

'અસહકારમાં અમે શી મદદ કરી શકીયે?' એ પ્રશ્ન શાન્તિનિકેતનમાં વસતી બહેનોએ મને અતિ ગંભીરાઇથી પૂછ્યો હતો. એ જ સવાલ બહેનો વતી એક ભાઇએ કર્યો છે. જે જવાબ મેં શાન્તિનિકેતનમાં બહેનોને આપ્યો હતો તેની જ મતલબ થોડા ફેરફાર સાથે અહીં આપવા ધારૂં છું. સ્ત્રીઓનો પૂરો હિસ્સો આ કાર્યમાં ન મળે ત્યાં સુધી સ્વરાજ્યની આશા રાખવી ફોકટ છે. તેનું સૂક્ષ્મ પાલન જેટલું સ્ત્રીઓ કરે છે તેટલું પુરુષો નથી કરતા. પ્રજાની સ્વતંત્રતા જાળવવી, ગઇ હોય તો એ મેળવવી એ ધર્મ છે એમ સ્ત્રીઓ ન જાણે, ન કબૂલે તો પ્રજાની રક્ષા અસંભવિત છે. — સ્ત્રીઓ અને અસહકાર

દેવદર્શન કરવાં એ હું આસ્થા વધારવા સારૂ અગત્યની વસ્તુ સમજું છું, પણ જો સ્ત્રીઓ એમ માને કે તેમાં બધો ધર્મ આવી જાય છે તો એ વહેમનું સ્વરૂપ પકડી પ્રજાને હાનિ કરે છે. દેવદર્શન એ આત્મજ્ઞાનનું એક સાધન છે એમ જાણનારી સ્ત્રી સમજશે કે મંદિરોમાં પણ પ્રજાની સ્વતંત્રતાનો ધ્વનિ સંભળાવો જોઇયે, કેમકે સ્વતંત્રતા વિના ધર્મની રક્ષા અશક્ય છે. અમૃતસરમાં જ્યારે ડાયર સાહેબે કેર વરતાવ્યો ત્યારે લોકો ધર્મની શી રક્ષા કરી શકયા હતા? ત્યારે પણ મંદિરોમાં સ્ત્રીઓ જતી; થોડા પુરુષો પણ જતા. ત્યાં જવું તેમને કઇ રીતે ફળ્યું? — ધર્મની વ્યાપકતાનું જ્ઞાન

પણ જો સ્ત્રીઓ જાણતી હોત કે એના જુલમમાંથી છૂટવું એ પ્રજાની પ્રથમ ફરજ હતી, તો સ્ત્રીઓ પોતાના ધણીઓને ને દીકરાઓને શૂરાતન ચડાવત અને તેમની બીકના છોડવી સ્વમાનની રક્ષા કરાવત. પણ આ દેશમાં અત્યારે સ્ત્રીવર્ગ પ્રજાના કલ્યાણની ખરી વાતોથી વંચિત રહે છે, તેથી તેની મદદ થોડી જ મળે છે. — પ્રજાકલ્યાણમાં સ્ત્રીઓનો ભાગ

અગાઉ એમ ન હતું. સીતાજી રામચંદ્ર સાથે વનવાસમાં નીકળ્યાં ને તેમનાથી રામચંદ્રની પ્રવૃત્તિની એક વાત અજાણી ન હતી. દ્રૌપદી પાંડવોની સહચરી થઇ ને તેની સાથે રખડી, અને જ્યારે તેની લાજ લૂંટાવાનો સમય આવ્યો ત્યારે તે પોતાના આત્મબળથી રક્ષા કરવાની શક્તિ ધરાવતી હતી એવું તેણે જગતની પાસે સિદ્ધ કર્યું. દમયંતી નળને પગલે તેની બધી પ્રવૃત્તિમાં ફુલી રહી, એટલું જ નહિ પણ ઉલટી એ નળની મૂર્છિત દશામાં તેની પાલક બની હતી.

આજે સામાન્ય રીતે આપણે કહી શકીયેં કે સ્ત્રીપુરુષ વિરોધી દશામાં જતાં ભાસે છે. સ્ત્રીને જેમ કરવું હોય તેમાં પુરુષ વચમાં પડતો નથી. તેના કેટલાક

વહેમો દૃઢ થતા જાય છે, જોકે તેની આસ્થા હજુ અચળ રહી છે. પુરુષ પોતાને ફાવે તેમ વર્તે છે, તેમાં સ્ત્રી વચ્ચે પડતી નથી.

એટલે પ્રથમ સુધારો તો એ થવો જોઇયે કે સ્ત્રીએ સ્વતંત્રતાનો મહામંત્ર જાણી લઇ તેને ધર્મ જાણી સેવવો, અને જે સ્ત્રીને એ જ્ઞાન થયું છે તેણે તે બીજી બહેનોને આપવું. સ્ત્રીજાતિમાં મોટું કાર્ય તો સ્ત્રી જ કરશે. પુરુષની શક્તિને હદ છે. તેનાથી સ્ત્રીના ઉંડામાં ઉંડા ભાવો ન જ વરતી શકાય.

સ્ત્રી પોતાનાં બાળકોનાં શરીરને પોષે છે તે જ પ્રમાણે તેમના મનમાં સ્વતંત્રતા, નિભયતા દૃઢતા વગેરે ગુણો ઉતારે. આજીવિકાનું શું થશે એવા વિચારમાં ન પડતાં સમજે કે જો પોતે અને પોતાની પ્રજા કામ કરનાર હશે તો આજીવિકા સહેલી વસ્તુ છે.

પોતાનાં છોકરાં સરકારી નિશાળમાં જતાં હોય તો તેને નિશાળોમાંથી ઉઠાડી લેવાં એ સ્ત્રીઓનો તાત્કાલિક ધર્મ છે.

પણ સર્વથી મહાન કાર્ય—હમેશાંને સારૂ કરવાનું કાર્ય—તો સ્વદેશી છે. સ્વદેશી વિના પ્રજાનું શરીર નભી જ ન શકે. પ્રજા અન્નવસ્ત્રની ભૂખે પીડાય છે તેનું કારણ મુખ્યપણે એ છે કે પ્રજાની પાસે દ્રવ્ય નથી. પ્રજા પોતાનાં વસ્ત્રાદિ બનાવવાની શક્તિ ધરાવે છે તે છતાં બનાવવાને બદલે બહારથી મંગાવી પહેરે છે, તેથી પ્રજાનું લોહી પ્રતિવર્ષ ચૂસાતું જાય છે. આ ખોડ સ્ત્રીઓના સાહસ વિના દૂર થવાની નથી. સ્ત્રીઓ આ મુલકમાં અનાદિકાળથી કાંતવાનું કામ કરતી જ આવી છે. તે ક્રિયા છોડી ત્યારથી હિન્દુસ્તાનની આર્થિક અને આત્મિક સ્થિતિમાં સડો પેઠો. હિન્દુસ્તાનની સ્વતંત્રતા સૂતરના તાંતણા પર નિર્ભર છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જો હિન્દુસ્તાન પોતાનું બધું સૂતર પોતે જ ઝૂંપડીઓમાં બનાવી શકે અને તેનાં કપડાં વણી શકે તો એટલી શક્તિ મેળવી લે કે એ જ શક્તિથી હિન્દુસ્તાન પોતાની પૂરી સ્વતંત્રતા લઇ લે અને સ્વતંત્ર હિન્દુસ્તાન ખિલાફતનો તેમજ પંજાબનો ન્યાય મેળવે જ.

---

# વિદ્યાર્થીઓ વચ્ચે ગાંધીજી

પંજાબમાં વિદ્યાર્થીઓને ૧૬-૧૮ માઇલ ચલાવ્યા, કેટલાંક બાળકોને ચાબુક મારવામાં આવ્યા, એટલું જ અપમાન થયું હતું એમ નથી; પણ વિદ્યાર્થીઓને યુનિયન જૅકને સલામ ભરવા બોલાવવામાં આવતા. એમ બળાત્કારે યુનિયન જૅકને અને ખુદ પરમેશ્વરને પણ સલામ

* અમદાવાદમાં એલિસબ્રિજ 'મંડળ' વિદ્યાર્થીઓની એક જાહેરસભા આગળ આપેલું ભાષણ: તા. ૨૮-૯-૨૦

ભરાવવામાં આવે એની જેના પર બળાત્કાર કરવામાં આવ્યો હોય તેના પર અને ખુદ પરમેશ્વર પર શી અસર થાય એ વિચારવાનું હું વિદ્યાર્થીઓને સોપું છું. વળી કેટલાકને કૉલેજમાંથી કાઢી મુકવામાં આવ્યા હતા. આવા વિદ્યાર્થીઓના મારા પર પત્રો આવતા. તેઓને તો એમ જ લાગતું કે પોતે બેહાલ થઈ ગયા અને સર્વસ્વ ગુમાવી દીધું.

વિદ્યાર્થીઓને પંજાબના પ્રકરણમાંથી કાંઇ શીખવાનું હોય તો તે એ છે કે કૉલેજો પર જે મોહ છે એ કાઢી નાંખવો; અને જો ત્યાં ન જઇયે તો આપણે રોટી વિનાના થઇ જવાના છીયે એ માન્યતામાંથી નીકળી જવું.

વિદ્યાર્થીઓના શાળાત્યાગની અસર

જ્યારે હું લાહોર ગયો ત્યારે વિદ્યાર્થીઓના ચહેરા પર જે ઉલ્લાસ હતો એથી મેં જોયું કે કૉલેજનો એમનો મોહ કંઈ ઓછો થયો હતો. જો હું વિદ્યાર્થીઓની સાથે ગાભરો બન્યો હોત અને ખોટી લાગણી બતાવી હોત કે કૉલેજમાં જો આપણે નહિ જઈયે તો આપણે માણસ જ મટી જવાના છીયે તો એમનો મોહ વધત. જો વિદ્યાર્થીઓ સરકારી કૉલેજોમાં ન હોત તો સરકાર એમને શું કરી શકત? હું કહું છું કે જો એ વિદ્યાર્થીઓ સરકારની કૉલેજોમાં ન હોત તો સરકાર એમનો વાંકો વાળ પણ ન કરી શકત; એમને સલામ ભરવાની ફરજ ન પાડી શકત. વિદ્યાર્થીઓને જે મોટામાં મોટો ડર હતો તે એ હતો કે આપણે યુનિયન જૅકને સલામ ભરવા નહિ જઇયે તો આપણે મૂઆ જ પડયા છીયે. જો એ વિદ્યાર્થીઓ સ્વતંત્ર—સરકારને જેની સાથે કંઇ પણ સંબંધ ન હોય એવી—શાળાઓમાં ભણતા હોત તો તેમને કંઈ થાત નહિ. પણ વિદ્યાર્થી સરકારી જ શાળામાં હોવાથી સરકાર વિશેષ અંકુશ રાખી શકી અને પ્રજાનું નાક કાપી લીધું. વિદ્યાર્થીઓને લીધે જ આપણે સ્વતંત્રતા મેળવી શકીયે અને વિદ્યાર્થીઓની નબળાઈથી જ આપણે પરતંત્રતામાં પડી રહીયે. મેં ધારાસભાના બહિષ્કાર ઉપર ખૂબ ભાર મુકયો છે એ ખરૂં છે. માણસ માત્ર પ્રતિમાપૂજક છે; માટે જ્યારે પ્રતિનિધિ થવાને લાયક હોય એવા નાયકો ધારાસભામાં જવાનું માંડી વાળશે ત્યારે એની ક્ષણિક અસર બહુ મોટી થશે એ હું જાણું છું. એ કામ અત્યારે ને અત્યારે કરી શકાય એવું છે, એટલે તુરત થવું જોઇયે. તેની અસર પણ મોટી થવાની. છતાં હું એમ પણ વચન આપવા ઈચ્છું છું કે જો સરકારના તાબાની બધી નિશાળો ખાલી થાય તો એક માસની અંદર હિન્દુસ્તાનનો ચહેરો બદલાઈ ગયેલો લાગે લાગશે. દરેક વિદ્યાર્થી એકાએક આવની કાલે જ નીકળી જાય તો એની જે અસર પ્રજાની અને રાજ્યકર્તાઓની ઉપર પડવાની તે બીજા કશાથી નહિ પડે. જેટલી અસર વિદ્યાર્થીઓના છોડવાથી પડવાની છે એટલી અસર વકીલોના છોડવાથી પણ નહિ પડે. જ્યારે વિદ્યાર્થીઓ સરકારની નિશાળમાંથી નીકળી જશે ત્યારે સરકાર સમજી જશે કે આપણું ટાન્સા વૉટર વર્ક્સ—એટલે દૂર શા માટે જઇયે? દુધેશ્વર વૉટર વર્ક્સ બંધ થયું. વિદ્યાર્થીઓની ઉપર જ હિન્દુસ્તાનની સ્વતંત્રતા નિર્ભર છે, કારણકે વિદ્યાર્થીઓ એ જુવાનીઆવર્ગ છે. વકીલો બુઝુર્ગ ગણાય, કારણ એમને વ્યવસાયો રહ્યા. પણ વિદ્યાર્થીઓ નિર્દોષ જીવન ગાળે છે. વકીલોને સ્વાર્થ (ભરણપોષણનો) રહ્યો છે તેથી વકીલો પાસે વકીલાત છોડાવવી મુશ્કેલ છે; પણ વિદ્યાર્થીઓને

એ સ્વાર્થ નહિ હોવાથી માત્ર સરકારી નિશાળોની માયા છોડાય તો વિદ્યાર્થીઓને નિશાળો છોડવી સહેલી છે.

કોઈ કહેશે કે વિદ્યાર્થીવર્ગે એમ શા સારુ કરવું? નિશાળો શા માટે છોડવી? એ હીલચાલની સામે આપણા મહાન, ધર્મધુરંધર, પ્રજાની સેવામાં અત્યંત કસાયલા એવા પંડિત મદનમોહન માલવીયાજી, હિન્દુસ્તાનમાં અત્યંત વિચાર કરવાની શક્તિ ધરાવે એવા શાસ્ત્રીઆર અને બીજા આપણા નેતાઓ—લાલા લજપતરાય સુદ્ધાં—એમ કહી રહ્યા છે કે વિદ્યાર્થીઓની પાસે શાળાઓ છોડાવવી એ ઘણું જોખમભરેલું પગલું છે. એમના વિચારોની તમારા પર અસર ન થાય એ મારાથી નહિ ઇચ્છી શકાય. માટે વિદ્યાર્થીઓને હું એ જ વાત સૂચવી રહ્યો છું કે આવા આપણા દેશદાઝવાળા આગેવાનોના કહેવા ઉપર તમે પૂરેપૂરો વિચાર કરજો, અને એમ વિચાર કરતાં છતાં જો તમને એમ લાગે કે હું જે કહી રહ્યો છું એ જ બરાબર છે તો જ નિશાળો છોડજો.

કોઈ સવાલ કરશે કે આપણે જે કેળવણી લઈ રહ્યા છીયે એ શું આજ જ ઝેર સમાન થઇ પડી? સરકાર ગમે તેટલી ખરાબ હોય પણ જે જે નિશાળોની અંદર આપણે જતા હોઇયે તે નિશાળોની અંદર સારી વ્યવસ્થા હોય, સારા પ્રોફેસરો હોય, સારા માસ્તરો હોય તો આપણે શા સારુ છોડવી જોઇયે? એ પ્રશ્ન દરેકને થાય.

પંજાબનું પ્રકરણ થયું અને ખિલાફતનું પ્રકરણ થયું ત્યારે સરકારની રાજ્યનીતિ સભ્ય હતી. હું તમને ખાત્રીપૂર્વક કહેવા ઇચ્છું છું કે હું ત્યાં હતો ત્યારે મને એવી પ્રતીતિ હતી કે આપણને ન્યાય મળ્યા વિના રહેવાનો જ નથી. મુસલમાન ભાઈઓને પણ હું એમ જ કહેતો કે તમને જે વચન પ્રધાન લૉઈડ જ્યૉર્જે આપેલું છે એટલું તો જરૂર મળશે. છતાં આપણને પંજાબની બાબતમાં સખત ફટકો લાગ્યો, અને એ અન્યાય ઢાંકી દેવાને ખોટામાં ખોટાં કાવતરાં કરવામાં આવ્યાં. ખિલાફતની બાબતમાં એક છોકરું પણ સમજી શકે એવો વચનભંગ કરવામાં આવ્યો.

પંજાબમાં જે જે માણસો પર અત્યાચાર થયો એ કાંઇ સામાન્ય માણસો ન હતા; પણ સરકારે જેમને કેળવ્યા હતા એવા શિક્ષિતવર્ગ ઉપર જેટલા અત્યાચારો કરવા હતા એટલા કરવામાં આવ્યા.

## લૂંટારાની શાળામાં કેમ ભણાય?

સરકારે હિન્દુસ્તાનના સત્ત્વનું હરણ કર્યું છે. જો કોઈ લૂંટારો આપણું ઘરબાર લૂંટી જાય અને આપણને આવીને કહે કે 'હું તમારું ધન લૂંટી ગયો છું એમાંથી થયેલી આ શાળામાં તમે ભણો' તો મારી ખાત્રી છે કે આપણે તો એ લૂંટારાને એવો જ જવાબ આપીશું કે 'અમારે તમારી કેળવણી નહિ જોઇયે.' મારું ઘર કોઇ લૂંટારો લૂંટી જાય તો એ હું સહન કરી શકું છું, પણ મારો માનભંગ થઇ જાય, મારું પુરુષત્વ, શીલ લૂંટવામાં આવે તો હું એ પાછું કેમ મેળવી શકું? મારું નાક કાપવામાં આવે એ હું કેમ આખું કરી શકું?

કાઠીયાવાડના લૂંટારાઓ મુસાફરોનાં નાક કાપતા, અને એક ડાક્તર એવો નીકળ્યો હતો કે એ કપાઈ ગયેલાં નાકને આખાં કરતો. પણ હિન્દુસ્તાનનું નાક જે કપાઈ ગયું, જે ચીબું થઈ ગયું એને અણીયાળું કરનાર કોઈ ડાક્તર છે જ નહિ. એ નાકને અણીયાળું કરવું હોય તો તે આપણે જ કરી શકીએ તેમ છીએ. સારામાં સારા દૂધમાં સોમલ પડવાથી જેમ આપણે ત્યાગ કરીશું, તે જ પ્રમાણે સારામાં સારી કેળવણીમાં ઝેર પડવાથી એ ત્યાજ્ય છે એમ આપણે માનવું જ જોઈએ. મને જરૂર એવી શંકા થાય છે કે જેટલું દરદ આ બે પ્રકરણોથી મને થયું છે એટલું જ દરદ પંડિત માલવીયાજી અને શાસ્ત્રીઆરને ન જ થઈ શકે. સરકારે જે રાજ્યનીતિ બતાવી છે તેથી દૂધ જેવી એમણે આપેલી ચીજો ઝેર જેવી થઇ પડી છે, એવું જો તેમને લાગતું હોય તો તેઓ મેં કહ્યું છે એમ જ કહેશે. સરકારની કેળવણીમાં દાખલ થઈ ગયેલા ઝેરને આપણા આ મહાન પુરુષો નથી ઓળખી શકતા એમ મારે કહેવું જોઇએ.

કેળવણી ઝેર જેવી કેમ?

જો આપણે આ સ્થિતિમાં કાંઇ પણ નહિ કરીએ તો આપણું નાક સદાને માટે કપાઇ જવાનું છે; કેટલાક જમાના સુધી પ્રજા પોતાનું સ્વત્વ આ જગત આગળ બતાવવાને નાલાયક બનવાની છે. તમે વિદ્યાર્થીઓ બાળક વયના છો એમ તો ન જ કહી શકાય. માટે તમે માબાપો વગેરે વડીલોને માનપૂર્વક કહી સંભળાવી કાલે જ નિશાળોનો ત્યાગ કરો. પણ જે સ્વતંત્રતા સોળ વરસની ઉપરનાં બાળકો અને બાળકીઓ વાપરી શકે છે એ સ્વતંત્રતા વાપરવાની જે શરત છે એ તમે પૂરેપૂરી સમજશો એમ હું ઇચ્છું છું.

જેમને તાવ આવી ગયો છે—માનસિક અને હાર્દિક—અને જેઓ માને છે કે આ સરકારની સલ્તનત એક મિનિટ પણ મારાથી સહન થઈ શકતી નથી, જે સલ્તનત અન્યાયના ઝેરથી વ્યાપી ગઇ છે એ સલ્તનમાં રહેવું મારે માટે નામોશીભરેલું છે, તેમને જ નિશાળ છોડવાનો અધિકાર છે. જે લૂંટારો આપણું સર્વસ્વ હરણ કરી જાય એના હાથનું દાન આપણે ન લઇ શકીએ, તેમ સરકારના હાથની કેળવણી આપણે ન લઇએ એમાં જ માતા પ્રત્યે, પિતા પ્રત્યે અને નેતા પ્રત્યે આપણો વિનય રહેલો છે; એમાં જ આપણી આધીનતા રહેલી છે. જે કોઇને અંદરથી હૃદયનો અવાજ આવે છે કે 'મારે આ કામ કરવું જ જોઇએ' એ માણસને એમ કરવાનો હક છે. એ ચીજોની પ્રતીતિ તમને પડતી હોય તો તમે આવતી કાલે જ નિશાળો ને કૉલેજો છોડો એમ હું ઇચ્છું છું.

શાળાત્યાગનો અધિકાર

બીજી નિશાળો ક્યાં છે? એમ પૂછનાર વિદ્યાર્થીને મારો એ જવાબ છે કે તમારે હજી રાહ જોવાની જરૂર છે, માબાપોની સાથે સલાહ કરવાની જરૂર છે, કારણકે તમે શંકિત છો. જે ઓરડીમાં સરપ વસતો હોય એ ઓરડીમાંથી નીકળી જવા માટે મને શંકા શાની જ હોઇ શકે? રાષ્ટ્રીય કૉન્ગ્રેસે જે ઠરાવ કરેલો છે એનો અર્થ શું છે એ તમે વિચારવા ધારતા હો તો હું કહું છું કે એ ઠરાવમાં આપણને નવી નિશાળ મળવાની શરત નથી. આપણને નવી નિશાળો મળો યા ન મળો, પણ જે નિશાળ આપણને ઝેરરૂપ થઇ ગઇ છે એ નિશાળનો તો ત્યાગ કરવો આવશ્યક જ છે.

શાળાત્યાગ બીનશરતે

## આપણને આ યુદ્ધનો સમય આવ્યો છે

આથી કોઇએ એમ નહિ સમજી લેવું કે હું કેળવણીની વિરુદ્ધ છું અથવા તો મારા કેળવણી વિષે જે વિચારો છે એનો હું પ્રચાર કરવા ધારું છું. એ વિચારોનો પ્રચાર હું રાષ્ટ્રીય શાળા મારફત કરી રહ્યો છું; અને જે વખતે એવી કેળવણીનો પ્રચાર મારે વધારે કરવો હશે ત્યારે હું મારું સાધન શોધી લઇશ. પણ અત્યારે જે દૃષ્ટિએ હું નિશાળોનો ત્યાગ કરાવવા ઇચ્છું છું એ દૃષ્ટિ સિપાહીની છે. જ્યારે યુદ્ધ શરૂ થાય છે ત્યારે નિશાળીઆઓ નિશાળ છોડે છે, અદાલતો ખાલી થાય છે અને જેલો પણ ખાલી પડે છે. જેલમાં રહેનાર જેલીઓ પણ પોતાનો સ્વભાવ છોડી દે છે અને લડાઇમાં ઝૂમે છે. તે જ પ્રમાણે આપણને આ યુદ્ધનો સમય આવ્યો છે. જો આ પ્રજા શસ્ત્ર ઉગામનારી હોત તો હિન્દુસ્તાનમાં ક્યારનીયે અસંખ્ય તલવારો નંખી થઈ હોત; પણ હિન્દુસ્તાનમાં એ તત્ત્વ હાલ અશક્ય છે. અત્યારે તો સામાન્ય દૃષ્ટિએ, લૌકિક દૃષ્ટિએ જ આ પ્રશ્ન હું પ્રજા આગળ મુકી રહ્યો છું કે જે સરકાર તરફથી આપણું આટલું માનભંગ થયેલું છે તે સરકાર પાસેથી આપણે દાન લઈ શકતા નથી, મદદ લઇ શકતા નથી માટે જો એ તત્ત્વ માન્ય થાય તો નિશાળો હો કે ન હો એનો સવાલ રહેતો જ નથી. એટલે તમારે તો એ દૃષ્ટિએ વિચાર કરવાનો છે કે અત્યારે વિદ્યાર્થીઓની તાત્કાલિક ફરજ નિશાળ છોડવાની થઈ છે કે નહિ. નિશાળો છોડીને વિદ્યાર્થીઓ શું કરે? સંધિકાળને વખતે જે વિદ્યાર્થીઓ નવરા થઇ બેસે તેઓ શું કરે? એ બધા પ્રશ્નો તમે પૂછી શકો છો. સિદ્ધાન્ત મેં જે મુકેલો છે તે જ છે. એમાંથી જે ઉપસિદ્ધાન્તો નીકળે છે એ તમારી આગળ હું મુકતો જ નથી. મુખ્ય સિદ્ધાન્તને અનુસરીને આપણા દિલમાં જે ફેંસલો થાય તે પ્રમાણે અટળપણે વર્તવું. પણ શંકાનું સમાધાન થઇ ગયા પછી નબળાઇને લીધે એક પણ વિદ્યાર્થીને કૉલેજમાં કે નિશાળમાં રહેવાનો અધિકાર નથી એ પણ કહેવાની મારી ફરજ છે. અત્યારે પ્રજાએ નબળાઇ બતાવવાનો સમય નથી.

[ત્યારબાદ કૉલેજ છોડનાર વિદ્યાર્થીઓનાં નામ વંચાયાં અને વિદ્યાર્થીઓ તરફથી સવાલો પૂછવામાં આવ્યા તેના ગાંધીજીએ નીચે પ્રમાણે જવાબો આપ્યા:]

પ્ર૦—મહાત્માજી, નાગપુરમાં મળનારી કૉંગ્રેસ આ ઠરાવ મુલતવી રાખે તો અમારે શું કરવું?

ઉ૦—નાગપુરમાં મળનારી કૉંગ્રેસથી આ ઠરાવ મુલતવી રાખવાનો ઠરાવ ન થઇ શકે એમ હું માનું છું. જે માણસ અત્રે કહેલા સિદ્ધાન્તને સમજી ગયો હોય તેને નાગપુરમાં ભરાનારી કૉંગ્રેસ શું કરશે કે શું નહિ કરે એ લાગુ જ નથી પડતું. ગુજરાતના વિદ્યાર્થીઓની જાગૃતિ કૉંગ્રેસને સારુ એવો ઠરાવ કરવાનું અશક્ય કરી શકે છે.

પ્ર૦—મહાત્માજી, આપ વિદ્યાર્થીઓ પાસે આત્મઘાત કરાવવા માગો છો કે સ્વાર્થ-ત્યાગ કરાવવા માગો છો?

ઉ૦—હું વિદ્યાર્થીઓ પાસે સ્વાર્થત્યાગ કરાવવા ઇચ્છું છું, અને સ્વાર્થત્યાગથી આત્મ-રક્ષા કરાવવા ઇચ્છું છું.

પ્ર૦—ગુજરાત કૉલેજ ગુજરાતને પૈસે થયેલી છે ને સરકારે મળેલો કારભાર લીધો છે, તો આપણે આપણી જ મિલકત છોડવી કે કારભાર પાછો મેળવવો ?

ઉ૦—જે વસ્તુ વિશ્વાસથી આપણે કોઇ માણસને સોંપેલી હોય એનો બીજે જ રસ્તે ઉપયોગ કરવામાં આવે તો કાયદામાં પણ એ માણસને વિશ્વાસઘાતી કહે છે. એક ધોબીને આપણે કપડું ધોવા આપ્યું હોય અને એનો બીજો ઉપયોગ કરે તો એની ઉપર ચોરીનું તહોમત મુકાય છે. એવી રીતે હું સરકાર ઉપર ચોરીનું—વિશ્વાસઘાતનું—તહોમત મુકી રહ્યો છું: 'તમને જ્યારે કૉલેજ સોંપી ત્યારે તમે પંજાબનો અન્યાય રચશો, ખિલાફતનો અન્યાય કરશો એ ખબર ન હતી.' બીજું પ્રમુખ સાહેબે કહ્યું તે પ્રમાણે ગુજરાત કૉલેજમાં કાંઇ જાનવર ભરવાનાં નથી. એ કૉલેજ છેવટે તો આપણી જ છે. આપણી મિલકત જે અત્યારે આ સલ્તનત લઇને બેઠેલી છે એ મિલકતનો પૂરેપૂરો, ખરો કબજો લેવાને સારુ જે ખોટો ઉપયોગ છે એ પણ આપણે છોડી દેવો ઘટે છે. આપણા પોતાના ઘરમાં મરકી થઇ હોય તો એ ઘરને મુકી દઇયે છીયે એમ આ કૉલેજ પરથી આપણી ખરેખરી માલીકી ચાલી ગઇ છે માટે એનો ત્યાગ કરવો જોઇયે. જે માણસનો હાથ સડી ગયો હોય એ માણસનો હાથે ડૉ. કાનુગા કાપી નાંખે છે, કારણ એ હાથમાં સડાએ ઘર કરેલું છે. વહાણવાળા પોતાના માલને તોફાન વખતે દરીઆમાં હોમી દે છે તેથી કાંઇ તેઓ આત્મઘાત કરતા નથી. તે જ રીતે આપણને અત્યારે આપણી માલીકીની હતી એવી નિશાળનો પણ ત્યાગ કરવો ઘટે છે, અને એવા ત્યાગથી જ આપણે માલીકી પાછી મેળવશું.

પ્ર૦—મહાત્માજી ! જે નિશાળો સરકારી ન હોય પણ ખાનગી હોય તે પણ છોડી દેવી કે ?

ઉ૦—જે ખાનગી નિશાળો સરકાર સાથે (યુનિવર્સિટી સાથે) સંબંધ ધરાવતી હોય એ નિશાળો છોડી દેવી જોઇયે, કારણકે એ નિશાળો પર સરકારની સત્તા છે, moral government છે. મારા મત મુજબ તો સરકારની અસરરૂપી ગંધ પણ રહેલી હોય એ નિશાળો સુદ્ધાં છોડી દેવી જોઇયે.

પ્ર૦—થોડા વિદ્યાર્થીઓ નિશાળ છોડી દે તેથી સરકાર પર શી અસર થવાની ?

ઉ૦—આમાં અસરની વાત નથી પણ અન્યાયરૂપી દ્રવ્ય લેવું કે નહિ તે સવાલ છે. આપણું પોતાનું માન જાળવવું એ આપણો ધર્મ છે. જે ભાઇએ કે બહેને નિશાળ છોડી એટલે દરજ્જે એણે પોતાની ફરજ અદા કરી અને દુનિયાની પણ સેવા કરી. એકના ત્યાગથી પણ અસર થઇ શકશે.

પ્ર૦—મારા ધારવા મુજબ સરકારની દાનત જ આપણને કેળવણી આપવાની હતી નહિ. તો કૉલેજો છોડવાથી આપણે સરકારને મદદ નથી કરતા ?

ઉ૦—હું એમ માનતો જ નથી કે સરકાર આપણે કૉલેજો છોડીયે એમ ઇચ્છે છે. સરકારે તો એ બાબતમાં સરક્યુલર પણ કાઢ્યો છે. સરકાર તો મુંઝાઇ રહી છે કે 'જો

તા. ૩-૧૦-૧૯૨૦

આરબોને કંઈ શીખોનો વિરોધ ન હતો. આપણે તો આરબોનો હેતુ શું હતો તે જ જોવાનું છે. અંગ્રેજોએ તેમને બહુ બહુ આશાઓ આપી. બગદાદમાં એટલો તાપ હોય છે કે તમે બધા અહીંઆં બેઠા છો તેમ ત્યાંની રેતીમાં કોઈ બેસી નહિ શકે. ત્યાંની રેતી એટલી તપેલી હોય છે કે તેની ઉપર રાંધી શકાય. અંગ્રેજ સરકારે કહ્યું કે અહીં તમારા માટે પાકા રસ્તા બાંધશું, રેલવે લાવશું; તમને જે રીતે સુખ થાય એવી બધી સગવડ કરી આપશું. તમને શિક્ષણ આપશું. મોટર પણ આરબોએ હમણાં જ પહેલી જોઈ. પણ આરબોને તો એક જ વાત ખબર હતી. તેમણે કહ્યું, 'તમે અમારો મુલક લેવા આવ્યા છો. અહીંઆંના મુસલમાનોના પહેલાં જ મેસોપોટેમિયાના મુસલમાનો અંગ્રેજોને પોતાના દેશમાંથી કાઢી રહ્યા છે.

બ્રિટિશોનાં હવાઇ જહાજ એમને દબાવી નથી શકતાં. હવાઈ જહાજ હો કે ગમે તે હો, આરબોને શું? તેઓ તો મોતને હથેળીમાં લઇને ફરે છે. એમની પાસે હોય શું કે લઈ જાય? તેઓ પોતાની જાત માટે નથી લડતા. તેમનાં કપડાં છે તે ચામડાનાં. તેઓ તંબુમાં રહેનાર રહ્યા. પોતાનો દેશ–ભલે તે રેતાળ રહ્યો–તેને બચાવવો, બગદાદ શરીફ જે પાકભૂમિ છે, જ્યાં અનેક પીર થઇ ગયા છે ત્યાં પરવાનગી વિના કોણ જઈ શકે? ત્યાં અંગ્રેજ, શીખ કે તેમના ભાઇબંધ કોઈ નહિ રહી શકે.

આરબો આપણા કરતાં અગણિત દરજ્જે ચડેલા છે.' આ અમારો દેશ છે; તેના ઉપર આંગળી ચીંધે તેની આંગળી કાપી નાંખીયે, ત્રીજાને અહીંઆં રહેવા નહિ દઇયે,' એ જુસ્સો જેનામાં છે તે ખરા સુખી છે. જો આપણે માનીયે કે આરબો જંગલી અને આપણે સુધરેલા તો આપણે તેમને અને આપણને પોતાને ગેરઇન્સાફ કરીયે છીયે. આપણે પોતે ગુલામની દશામાં રહેતા છતાં થોડાંઘણાં સુખ અને ભોગ આપણને મળે છે. આવા ભોગો અને વિલાસોની જ્યાં સુધી આપણે ઇચ્છા રાખીયે છીયે ત્યાં સુધી આરબો કરતાં આપણે ઉતરતા જ છીયે.

આપણા બાપદાદા કહી ગયા છે, વેદોમાં, ઉપનિષદોમાં કહેલું છે કે પવિત્ર ભૂમિને અપવિત્ર થવા ન દો. બીજાઓ તમારી ભૂમિમાં પેસે તે અતિથિ થઇને જ પેસી શકે છે. જેણે સ્વતંત્રતા ખોઇ તેણે સર્વસ્વ ખોયું, ધર્મ ખોયો.

બ્રિટિશ રાજ્યમાં આપણે આપણો ધર્મ સુખેથી પાળી શકીયે છીયે અને મુસલમાની રાજ્યમાં ઓછો પાળી શકતા એ હું નથી માનતો. મુસલમાની રાજ્ય પ્રાણપીડક હતું એ હું જાણું છું; તેનામાં અભિમાન હતું. અત્યારે તો અંગ્રેજી રાજ્ય નાસ્તિક છે, ધર્મથી વિમુખ છે. એ રાજ્યમાં આપણો ધર્મ જોખમમાં આવી પડેલો છે.

આપણી આસપાસના મુલકમાં પઠાણ, ઇરાની અને આરબોની સ્થિતિ આપણા કરતાં સારી છે. આપણા જેવું શિક્ષણ તેમને મળતું નથી છતાં આપણાથી તેઓ ચડતા છે.

સ્વાતંત્ર્યાર્થે શિક્ષણની આહુતિ

આ પ્રમાણે આપણી દીન દશાનું ચિત્ર આપ્યા પછી શિક્ષકોની પાસે હું મારો કેસ મુકું છું. જ્યાં સુધી આપણે આપણા શિક્ષણની આહુતિ આપવાને તૈયાર નથી ત્યાં સુધી દેશને સ્વતંત્ર કરી નહિ શકાય.

આજકાલ મારી પાસે ઘણા વિદ્યાર્થીઓ આવીને પોતાની વાતો હૃદયભેદક રીતે કહે છે, છતાં તેઓ બેબાકળા છે એમ હું જોઉં છું. અમે શાળા છોડી દઇયે તો કાલે જ બીજી શાળા મળે કે નહિ એવા સવાલ કરે છે. એ શિક્ષણનો મોહ છે. હું પોતે શિક્ષણનો વિરોધી છું એમ કોઇયે નહિ કહે. હું ક્ષણ પણ વિચાર કે વાચન વિના નથી રહેતો. પણ ચોપાસ દાવાનળ સળગતો હોય ત્યારે આપણે ડિકન્સ કે બાઇબલ લઇને વાંચવા બેસી નથી શકતા. અત્યારે દાવાનળ સળગે છે. અત્યારે શિક્ષણનો મોહ ન જ રાખવો જોઇયે.

મેલા શિક્ષણનો ત્યાગ

તમને જો મનમાં સિદ્ધ થઈ ગયું હોય કે અંગ્રેજોએ પંજાબમાં ને ખિલાફતમાં હિન્દુસ્તાન ઉપર અત્યાચાર કર્યો છે, દગો દીધો છે, તો તે અત્યાચારનું તેઓ પૂરૂ પ્રાયશ્ચિત ન કરે, પોતાનું મલિન અંતઃકરણ પૂરૂ સ્વચ્છ ન કરે ત્યાં સુધી કોઇ પણ જાતનું દાન કે પગાર કે શિક્ષણ તેમની પાસેથી સ્વીકારવું એમાં મહાપાપ છે. રાક્ષસ પાસેથી આપણે શિક્ષણ નહિ લઇયે. મેલા હાથથી અપાતું શુદ્ધમાં શુદ્ધ શિક્ષણ પણ મેલું જ છે. અંગ્રેજો તો પોતાના મેલને પણ સ્વચ્છતા કહીને બતાવે છે.

અત્યારે આપણામાં જે દીનતા છે, પામરતા છે, આપણે જે ભ્રમણામાં પડેલા છીયે તે અંગ્રેજી કેળવણીને લીધે જ છે. અંગ્રેજી કેળવણી મળી ન હોત તો આપણે અત્યારે કંઇ હીલચાલ કરતા ન હોત એ મિથ્યા છે.

દેશને માટે મરવું એ વૃત્તિ આરબોમાં છે તે આપણામાં નથી. આવી પતિત દશામાથી જ્યાં સુધી આપણે નથી નીકળ્યા ત્યાં સુધી હું ભવિષ્ય કહું છું કે હિન્દુસ્તાન સ્વતંત્ર થઇ શકશે નહિ.

શિક્ષકો અને પ્રોફેસરોને હું હિંમતથી કહું છું કે પ્રજાને જો ઉછળતી ઉત્સાહિત કરવી હોય તો આવતી કાલે જ રાજીનામું આપજો. રાજીનામું આપનાર શિક્ષક વિદ્યાર્થીને ભારેમાં ભારે પાઠ શીખવશે.

જો શિક્ષકોને શરાતન ચડી જાય, તેમને લાગી જાય કે જે સલ્તનત ઇન્સાફ નથી આપતી, પોતાના અન્યાયને માટે પ્રાયશ્ચિત્ત નથી કરતી, તેની પાસેથી પગાર ન લેવાય, તો ગુજરાતમાં આજે જ સ્વરાજ્ય છે. શિક્ષકો જો હિંમત ધરીને કહેશે કે અમે ભીખ માગીનેયે સાચું રાષ્ટ્રીય શિક્ષણ જ આપીશું તો આકાશમાં દેવતાઓ પણ જોવા આવશે અને તેઓ પૈસાના વરસાદ વરસાવશે.

એ ભાવના વિદ્યાર્થીવર્ગમાં પેદા થાય ત્યારે જ દેશ છૂટે. અત્યારે તો વિદ્યાર્થીનો પ્રથમ પાઠ જ સામ્રાજ્યની શક્તિની ઓળખ કરવાનો, અને સામ્રાજ્યથી જ આપણે નભીયે એવું શીખવાનો હોય છે. એમ જ હોય. સામ્રાજ્ય પોતાની શાળામાં બીજું કંઈ કેમ શીખવે?

વિદ્યાર્થીઓને નિશાળોનો ત્યાગ કરવાનું કહી હું તેમને આમાંથી ઉગારવાનો પ્રથમ પાઠ શીખવું છું, અને માબાપોને તેમા મદદ કરવા વીનવું છું. ભલે જુવાનીઆ કેળવણી વિનાના અથવા ઓછી કેળવણીવાળા રહે. તેઓમાં પોતાપણું આવશે તો બાકી બધું મળી રહેશે. હકીકત તો એવી છે કે જ્યારે બે ચાર વિદ્યાર્થી નીકળી જાય ત્યારે વિચાર કરવાપણું ભલે હો, પણ જ્યારે સંખ્યાબંધ વિદ્યાર્થીઓ છોડશે ત્યારે તો રાષ્ટ્રીય શિક્ષણનો પ્રબંધ એની મેળે જ થઇ જશે.

---

# સુરતનો અનુભવ

સુરત, નડિયાદ અને અમદાવાદ વચ્ચે હારસાઇ ચાલી રહી છે. તેમા આગળ કોણ જશે એ તો ભવિષ્ય જ બતાવશે. સુરતમા જ્યારે ભાઇ શૌકતઅલી, ભાઈ મહમદઅલી અને હું ગયા ત્યારે જુસ્સાનો પાર ન હતો. સેંકડો માણસો ગામડાઓમાંથી પણ આવ્યા હતા. રાષ્ટ્રીય શાળા ખોલવી એ મુખ્ય હેતુ હતો. સુરતમાં અનેક સંસ્થાઓ ચાલે છે, તેમાં અનાવિલ છાત્રાલય અને પાટીદાર છાત્રાલય એ પણ પ્રસિદ્ધ સંસ્થાઓ છે. બન્નેમાં વિદ્યાર્થીઓ સારી સંખ્યામાં રહે છે. એ વિદ્યાર્થીઓમાના જેમણે સરકારની નિશાળ છોડી તે વિદ્યાર્થીઓનું શું કરવું એ પ્રશ્ન હતો. એ વિદ્યાર્થીઓ અને એવા બીજાઓને ખાતર શાળા ખોલવી જોઇયે એમ લાગવાથી અગ્રેસર કાર્યવાહકોએ તુરત બંદોબસ્ત કર્યો. એક મુસલમાન મિ. નરમાવાળાએ પોતાનું વિશાળ મકાન ભાડા વિના આપ્યું. કેટલાક શિક્ષકોએ મફત કામ કરવાનું ઠરાવ્યું. બીજા કેટલાક પગાર લઇ કામ કરશે. કાર્યવાહકો ઉદ્યમી ને પ્રામાણિક હશે તો સંસ્થા સુન્દર સ્વરૂપ પકડશે. તેમનાં ઉદ્યમ અને પ્રામાણિકતા વિષે મને શક જ નથી. તેથી એ સંસ્થા ચાલશે જ.

તેને નભાવવા સારૂ પણ બંદોબસ્ત સુન્દર થયો છે. રૂના વેપારીઓએ ખાંડી દીઠ ચાર આના આપવાનું ઠરાવ્યું છે ને બીજા વેપારીઓ પણ આપશે. આમ સુરતનું કેળવણીખાતું સ્વાશ્રયી બની જવા સંભવ છે.

ચાલુ નિશાળો, કૉલેજ વગેરે ખાલી કરવાની હીલચાલ ચાલી રહી છે તેમા પણ સફળતા મળવા સંભવ છે.

પણ આમ સંતોષકારક પ્રવૃત્તિ ચાલતા છતા મને પોતાને બે નિરાશા થઈ. સંતોષમા નિરાશા
એક તો સભામા થોડા સમય સુધી રહેલો ઘોઘાટ. ગમે તેવી ગંજાવર સભા પણ શાન્તિથી ચલાવવાની શક્તિ આપણામા આવવી જ જોઈયે. એ તાલીમની, સભ્યતાની, સમજની, એકતાની નિશાની છે. શાન્તિ ન જળવાઇ એમા કોઇનો ખાસ દોષ નથી, પણ એ સૂચવે છે કે આપણે હજુ એ દિશામા ઠીક કામ કરવાનુ બાકી છે.

બીજો બનાવ એથી પણ દુઃખદ હતો. અમે સુરતથી દિલ્હીની ટ્રેન લીધી ત્યારે માણસો પ્લૅટફૉર્મ પર ઠીક હતા. તેમાના કેટલાકે જ્યારે કોઇ ગોરા ઉતારુ કંઇ અટકચાળા કર્યા વિના પસાર થતા હતા ત્યારે 'ખૂઉઉ' કરીને તેમનો તિરસ્કાર કર્યો. આમા જ ખુનામરકીનો ભય રહ્યો છે સલ્તનતની સાથે ગમે તેટલો વિરોધ હોય છતા માણસોનો વિરોધ આપણાથી ન જ થાય. આવી વસ્તુઓ ઉપર કાબુ મેળવવો એમા જ આપણી જીત રહી છે.

---

# પ્રાથમિક શાળાઓના શિક્ષકોને

મને તો ખાત્રી છે કે પ્રાથમિક શાળાઓના શિક્ષકોનો પગાર ઘણો ઓછો છે. પ્રાથમિક શાળાઓના શિક્ષકોને
પણ અત્યારે વધારે પગારની હીલચાલની સલાહ હું શિક્ષકોને આપી શકતો નથી. પૂરેપૂરો પગાર મળે તોપણ સરકારની સત્તા નીચે ચાલતી બધી શાળાઓને શિક્ષક અને વિદ્યાર્થીવર્ગને સારુ હું ઝેરની જેમ ત્યાજ્ય ગણું છું. તેથી પ્રાથમિક શાળાના શિક્ષકોમા જો જાગૃતિ અને બળ હોય તો ગમે તેટલું સહન કરીને પણ જેમા મુખ્યત્વે કરીને ગુલામીમા વિદ્યાર્થીઓને વિદ્યા આપવામા આવે છે એવી શાળાનો ત્યાગ કરી તેઓ પુરાતન કાળમા જેમ ભિક્ષા માગીને પણ શિક્ષણ આપતા હતા તેમ આજે પણ તેઓ પ્રજાને શિક્ષણ આપે. પણ મારી તો ખાત્રી છે કે જો શિક્ષકો આસ્થાપૂર્વક અને પ્રામાણિકપણે સરકારી નોકરી છોડી દે તો પ્રજા તેઓનુ ભરણપોષણ અવશ્ય કરે.

---

તા. ૧૭-૧૦-૧૯૨૦

# 'મારા અનુયાયી'

"તમોએ જે ધારાસભાનું ઉમેદવારી બહાર પાડી છે તે પાછી ખેંચી લેવામાં નહિ આવે તો તમોને પુરથવીમાં હતા ન હતા થઈ જશો. તમોએ ગઇ સાલ જોયું હશે કે તમારા જેવા દેશદ્રોહી જે માણસોના હાલ વીરમગામ અમદાવાદમાં કેવા હાલ થયા હતા. તમારા મગજમાં પાવર હશે કે બ્રીટીશ સલતન આગળ કોન હીસાબમાં. પણ તમારે નક્કી સમજવું કે તમારા એકને માટે બ્રીટીશ સલતન જેવાને અમો પાયમાલ કરી શકશું. અમો બીહીતા નથી. તમારી બુરી હાલત કરી ઘરબાર વનાના કરી નાખીશું તે ચોકસ જાણવું. વધુમાં રીચીરોડ પર એક અંગ્રેજનું કેવું ખુન કરેલું તે તમે ગઇ સાલ જોયું હશે. તો મોને તો અમારે મારવા તે એક માખીને મસરવી તેમ છે. માટે ખુબ વીચાર કરી જોજો

લી. બોલસેવીઝમ."

આ કાગળ એક ધારાસભામાં જનાર ઉમેદવારને મળ્યો છે. તે જેવોને તેવો તેમણે ઉતારીને મને મોકલ્યો છે. લખનારની ભાષા દોષિત છે. તે કાં તો પોતે જાણીજોઇને તેવી કરી છે અથવા લખનાર સાદો માણસ હોવો જોઇયે. તેણે પોતાનું નામ મોકલ્યું નથી. આવા લખનારામા પોતાનું નામ આપવાની હિમ્મત હોતી નથી.

ગુજરાતમાં હજુયે આવા માણસો પડયા છે ત્યાં લગી આપણે શરમાવાનું રહ્યું જ છે. પોતે 'બોલસેવીઝમ'નું ઉપનામ ધારણ કરી બોલશેવિકને વગોવે છે. બોલશેવિઝમને મેં જેવું જાણ્યું છે તેવા બોલશેવિઝમ પર મને મોહ નથી. પણ બોલશેવિક લોક નામર્દ તો નથી જ. ઉપરનો કાગળ નામર્દી સૂચવે છે. જે ઉમેદવાર શુદ્ધ દાનતથી ધારાસભામાં જાય તેમો દ્વેષ શો? તેનો દોષ શો? આપણે જો લોકોના દિલને રોકવા માગશું તો જેવું સરકાર કરે છે તેવું આપણે કરશું, એટલે આપણે પણ સરકારના જેવી જ શેતાનિયત કરી કહેવાશું.

ધારાસભામાં જનાર ઉમેદવારને આપણે દલીલથી હરાવી રોકીયે, લોકમતની પ્રબળતાથી રોકીયે, પ્રેમથી મનાવીયે. બળાત્કાર કરીને રોકીયે તો આપણને કશો ફાયદો થવાનો નથી એવી મારી ખાત્રી છે. એથી નુકસાન જ છે.

ઉપરનો કાગળ લખનાર અમદાવાદમાં ને વીરમગામમાં થયેલ ખુનની યાદ આપે છે. હજારો માણસોએ મળી એક ગોરાને માર્યો, એક હિન્દી અમલદારને માર્યો

ને તેની લાશને બાળી તેમાં મર્દાની શી હતી ? શુરા એમ લડતા નથી. આજ લગી મારનાર પકડાયા નથી. એમ છૂપી રીતે મારીને ભાગી જવું એ તો ખુનીપણું થયું. તેમાં નથી હિમ્મત, નથી મર્દાનગી, નથી દેશદાઝ, નથી આપભોગ કે નથી કોઇ અનુકરણ કરવા યોગ્ય દૃષ્ટાન્ત. આવાં અઘોર કૃત્ય કરનારા માણસો દેશને નુકસાન જ કરે છે. તેવા માણસો હજુ ગુજરાતમા વસે છે ત્યાં લગી અસહકાર પૂરે વેગે ચાલી શકતો નથી, ચલાવવા માગીયે તોયે ન ચાલે. જેમ અંધારૂં અજવાળાને રોકે છે તેમ ઉપર પ્રમાણે બતાવેલા આદર્શો પણ સ્વાર્થત્યાગમય અસહકારને જરૂર રોકે છે, અસહકારની તાલીમને રોકે છે. અસહકારીઓની ફરજ છે કે તેમણે 'બોલસેવીઝમ' ના વિચારવાળાને પ્રેમથી રોકવા, તેઓને દલીલથી સમજાવવા ને તેમની નામર્દી છોડવવી.

**અનુયાયી મારા નહિ, વિચારના**

જે ગૃહસ્થને ઉપરનો કાગળ મળ્યો છે તે મને લખે છે, "હું માનું છું કે આ ઉતારો વાંચી આપનું મન દૂભાયા વગર રહેશે નહિ. આપ શાંત અને બીનબળાત્કારી અસહકારની ભલામણ કરો છો અને દરેકની અંતઃકરણની માન્યતાને માન આપવા માગો છો, છતાં આપના અનુયાયીઓ બળાત્કારની બીક બતાવી અસહકારનું ધોરણ ગ્રહણ કરાવવા સારૂ કેટલી હદે પહોચે છે તેનું દર્શન આ કાગળથી થશે. અને આ તો હજી શરૂઆત છે. અસહકારને પરિણામે બળાત્કારી અનર્થો થશે એવી જેમની માન્યતા છે તેઓ એ ધોરણથી દૂર રહેવા માગે તો તેમાં નવાઇ નથી." લેખકનો કાગળ આથી લાંબો છે. મેં તેના જરૂરી ફકરાઓ જ આપ્યા છે. 'બોલસેવીઝમ'ને માગ અનુયાયી તરીકે ગણવામા' મને લેખકે અન્યાય કર્યો છે. મને જ અન્યાય થયો હોત તો હું દલીલમાં ન પડત, પણ લેખકે અસહકારને અન્યાય આપ્યો છે. હું તો કોઇને મારા અનુયાયી ગણતો નથી. મારા વિચાર જેને પસંદ પડે તે તેના અનુયાયી. એ વિચારની વિરુદ્ધ વર્તન કરનારા ન મારા કે ન મારા વિચારના અનુયાયી ગણાય.

**અસહકારને કેમ રોકાય ?**

સારી પ્રવૃત્તિનો કોઇ અનર્થ કરે તેથી એ પ્રવૃત્તિ જેમ ન રોકી શકાય તેમ અસહકાર જેવી આવશ્યક પ્રવૃત્તિ તેના દુરુપયોગની દહેશતે ન રોકી શકાય. ગીતાજીનો અનર્થ ઘણાએક કરે છે તેથી ગીતાજીને નથી વગોવાતી, નથી તજાતી. ખ્રિસ્તી ધર્મને નામે ખ્રિસ્તી કહેવાતા લોકો ધાડ પાડે છે તેમા તે ધર્મનો કે તેના પ્રવર્તકનો દોષ નથી.

સરકારના દોષનું દર્શન કરાવતા સરકાર પ્રત્યે દ્વેષ વધે તેથી કંઈ દોષને છૂપાવાય નહિ. નિર્દોષનો દ્વેષ ન કરવો એ અદ્વેષનો ગુણ સૂચવતું નથી. દોષિતનો

પણ દ્વેષ ન કરે તે જ અદ્વેષતાનો ગુણુ શોભાવે છે; તેથી હું અંગ્રેજી સલ્તનતનાં મહાદોષો બતાવતો છતાં તેમના પ્રત્યે ઉત્પન્ન થતા દ્વેષને રોકી, ખુનને રોકી, તેઓનો અસહકાર કરીને તેઓનાં હૃદયને બદલાવવાનો અથવા તેઓની પાસે હિન્દુસ્તાન ખાલી કરાવવાનો ધોરી માર્ગ બતાવી રહ્યો છું.

તેમ કરતાં લોકોમાં ઘડીભર દ્વેષ વધશે. 'બોલસેવીઝમ' જેવા ગાંડાઓનો ઉપદ્રવ પણ થશે; તો તેને અટકાવવા હું પ્રયત્ન પણ કરીશ. પણ અંગ્રેજી સલ્તનત જેવી છે તેવી રહે તેના કરતાં ઉપલા ઉપદ્રવોને હું સહ્ય માનીશ. અંગ્રેજી પ્રતિષ્ઠિત બોલશેવિઝમના કરતાં દેખાઇ રહે તેવું ગાંડું બોલશેવિઝમ દૂર કરવું વધારે સહેલું છે એમ હું માનું છું. લોકમત 'બોલસેવીઝમ' જેવા ગાંડાનો અસહકાર કરશે એટલે એ ગાંડપણ તો પાનાના બંગલાની જેમ ફુંકથી ગબડી પડશે.

લેખકે પોતાના કાગળમાં કેટલાંક ગુસ્સાનાં વાક્યો લખ્યાં છે, તે ગુસ્સાનો ત્યાગ કરવા હું તેમને વીનવું છું. ધારાસભામાં જવું એ તેઓ ધર્મ સમજે તો ભલે જાય, પણ જો 'બોલસેવીઝમ'ના કાગળથી આવેશમાં આવી જઇ તે ખાતર જ ધારાસભામાં જાય તો એ પણ એક જાતનું બોલશેવિઝમ જ ગણાશે. ક્રોધથી કંઇ દેશનું હિત બગાડાય?

લોકમતની વિરુદ્ધ થઈ ધારાસભામાં જવા જેવું હવે તો છે જ નહિ. જે મતદારોના મનથી ઉમેદવારો જવા માગે તે જ મતદારો જો ઉમેદવારને મનાઈ કરે છતાં ઉમેદવાર જાય તો એ સ્થિતિનું વર્ણન કયા વિશેષણથી કરી શકાય?

એટલે આપણી પાસે એક જ સુવર્ણમાર્ગ છે. જેઓ ધારાસભાને સ્વતંત્રતાનું દ્વાર માને છે તેઓ અને મારા જેવા જેઓ તે સભાઓને હિન્દુસ્તાનને સારૂ મૃત્યુજાળ માને છે તેવાઓએ ધીરજથી મતદારોને ગુણદોષો સમજાવવા અને તેઓ જે કહે તે પ્રમાણે કરવું. તેઓ કોઇને ધારાસભામાં મોકલવા માગે તો મારા જેવા તેને રોકે નહિ; અને ઉમેદવારોને મતદારો ચોખ્ખી રીતે પોતાનો વિરોધ બતાવે તો તેઓએ પણ ન જવું એ તેઓનો ધર્મ છે. જો ધારાસભાના વિરોધી બળાત્કાર કરે તો તેઓ પાપ કરશે; જો ઉમેદવારો બળાત્કારે જશે તો તેઓ મહાપાપ કરશે. આમાં ઉમેદવારોને ધર્મસંકટ છે જ નહિ, કેમકે તેઓનો ધર્મ જ એ છે કે તેમના લત્તાના મતદારોની ઇચ્છા હોય તો જ તેઓ ધારાસભામાં દાખલ થઇ શકે.'

---

# મુરાદાબાદ રાજકીય પરિષદ્

બાબુ ભગવાનદાસનું ભાષણ

મુરાદાબાદમાં સંયુક્ત પ્રાન્તની રાજકીય પરિષદ્ ભરાઈ કહેવાય. મુસલમાન ભાઈઓ ખિલાફતનો પ્રશ્ન ઉઠયો ત્યારથી રાજદ્વારી બાબતોમાં ભાગ લેતા થયા છે, તોપણ આવા જલસામાં ઝાઝા મુસલમાનો જણાતા નથી. આ પરિષદ્‌માં તો મુસલમાનો અને હિન્દુઓ એકબીજાની સાથે ખેંટાખેંટ બેઠેલા જ્યાં ત્યાં નજરે પડતા હતા. સ્વાગતકારિણી સભાના અધ્યક્ષ પણ મુસલમાન જ હતા આ પરિષદ્‌ના અધ્યક્ષ કાશીના સુપ્રસિદ્ધ વિદ્વાન બાબુ ભગવાનદાસ હતા. તેમનું ભાષણ હિન્દીમાં આપવામાં આવ્યું હતું ભાષણ ગૌરવયુક્ત વાણીમાં લખાયલા વિચારો અને વિદ્વત્તાથી ભરપૂર હતુ એનો સાર માત્ર જ બાબુ ભગવાનદાસના શબ્દોમાં આપી શકાય એમ છે.

### ભાંગગાંજાના જેવાં સુખ

અંગ્રેજી રાજ્યનાં સુખ !

બાબુ ભગવાનદાસે બ્રિટિશ રાજ્યના બે મૂળ દુખ બતાવ્યાં. (૧) મનનું—એટલે તિરસ્કાર અને અપમાનનું દુખ, (૨) તનનુ—એટલે રોજગાર અને ખાવા પીવા પહેરવાના નાશનું દુઃખ. બ્રિટિશ રાજ્યથી કેટલાક સુખો પણ મળ્યા છે—શાંતિનાં, પોસ્ટ, પોલીસ, રેલવે, વિજળી, ગેસની બત્તી વગેરેનાં, પણ તે સુખો એવા સુખ છે કે જે ભાગ, ગાંજા, શરાબ અને અફીણથી ઉત્પન્ન થાય છે, જેનાથી અંતરમાં પ્રાણ ક્ષીણ થતો જાય છે, ત્યારે બહારથી દેખીતી સ્ફુર્તિ દેખાય છે; જેથી સ્વાધીનતા પ્રત્યેક રીતે ઓછી થતી જાય છે, પરવશતા વધતી જાય છે; અને જેમ પરાધીનતા વધતી જાય છે તેમ આપણો તિરસ્કાર વધતો જાય છે, અને ભાંગ શરાબ, અફીણ પાઇને આપણી બધી દોલત બરબાદ કરવામાં આવે છે.

### દૂઝણી ગાય અને હળ ખેંચનારા બળદ

દોષ રાજનીતિનાં ધોરણનો છે. સરકારનો સિદ્ધાન્ત એ નથી કે હિન્દીઓ સુખ મેળવે; સિદ્ધાન્ત એ છે કે રાજ્યની ઇજ્જત વધે. એ રાજ્યની નીયત એ નથી કે હિન્દીઓ અને અંગ્રેજોની વચ્ચે બરાબરી, ભાઇચારા અને મનુષ્યત્વભર્યું વર્તન રહે; બલ્કે એ છે કે હિન્દીઓ હમેશાં શાસિત રહે—દૂઝણી ગાય અને હળ ખેંચનારા બળદ રહે.

### ઉત્તમ, મધ્યમ અને અધમ રાજા

રાજાના ત્રણ પ્રકાર

બાબુ ભગવાનદાસે રાજાપ્રજાનો સંબંધ બહુ સરસ રીતે બતાવ્યો.

આ દેશના પુરાતન સિદ્ધાન્તો પ્રમાણે તો રાજા ક્ષત્રિયવૃત્તિનો હોવો જોઇયે પ્રજાની રક્ષા કરીને તેની પાસે કર લઇ રાજ્યનો વહીવટ ચલાવે તે જ પ્રજા ઉત્તમ કહેવાય જે રાજા વેપાર કરીને પોતાની આમદાની વધારે તે વૈશ્યવૃત્તિ રાજા મધ્યમ કહેવાય; કારણ પ્રજાનો વેપારરોજગાર તેથી નષ્ટ થાય છે. પણ જે નીચ રોજગાર કરે અને કરાવે—જેવા કે આબકારી અને અફીણનો પ્રચાર અને વેચાણ—તે રાજા અધમ છે. આ નવા રાજ્યમાં શરાબ અને અફીણનો રોજગાર ચલાવવામાં આવે છે. + + + જે શીખવવાની રીત નવા

રાજ્યે આપણા દેશમાં દાખલ કરી છે તેથી નવું ધન પેદા કરવાનો ઉપાય આપણે નથી શીખતા. કેવળ એકના મ્હોંમાંથી રોટી અને ગજવામાંથી પૈસા લઈને બીજાના મ્હોંમાં અને ખીસામાં મુકવાની ચતુરાઇ શીખવવામાં આવે છે. એ આ જ રાજનો દોષ છે કે આ દેશમાં લોકોને લુચ્ચાઈના ધંધા શીખવવા અને કરવા પડે છે, કારણ અસલના બધા રોજગારો તો વિલાયતી રોજગારે ચૂરી નાંખ્યા, અને અહીંની નીતિનું વાતાવરણ દુષિત કર્યું.

ટુંકામાં અત્યાર સુધીની આ દુઃખો મટાડવાની પ્રણાલિકાનું વર્ણન કરીને બાબુ ભગવાનદાસે તે પ્રણાલિકામાંથી મળેલા સુધારાઓનું માયાવી સ્વરૂપ બતાવી આપ્યું. પંજાબ અને ખિલાફત એ ભયંકર અપમાનો છે એમ થોડાં જ વાકયોમાં કહી દીધું, અને તેને માટે જે જલદ ઉપાય લેવામાં આવ્યો છે તેની ચર્ચામાં ઉતર્યા.

## અસહકાર 'કૉન્સ્ટીટયૂશનલ' નથી?

અસહકાર 'રાજ્યમાન્ય' (Constitutional) નથી એ ભ્રમને ભગવાનદાસજીએ પહેલો ફોડયો. તેમણે જણાવ્યું કે આ રાજ્યમાં ફલાણું 'રાજ્યમાન્ય' અને ફલાણું રાજ્યમાન્ય નહિ એમ ઠરાવવું મુશ્કેલ છે. અમૃતસરમાં કૉંગ્રેસ ભરવાની એક વાર મનાઇ થઈ ચુકી હતી, પછી પરવાનગી મળી. જો મનાઈ હોત તો કૉંગ્રેસ 'કૉન્સ્ટીટયૂશનલ' ન હતી, પરવાનગી મળી એટલે તે 'કૉન્સ્ટીટયૂશનલ' થઇ. ૧૯૧૭ની મિસિસ બેસંટની નજરબંધી વિરુદ્ધ ભરાયલી કલકત્તાની સભા ભરી એટલે લૉર્ડ રોનાલ્ડશેએ મનાઇ ઉઠાવી લીધી અને સભા 'કૉન્સ્ટીટયૂશનલ' થઇ ગઇ! 'કૉન્સ્ટીટયૂશનલ' અને 'અનકૉન્સ્ટીટયૂશનલ' ઠરાવવું એ તો અંગ્રેજ અમલદારોની હાથચાલાકીનાં ખેલ છે. રોલેટ ઍક્ટ, સિડિશ્યસ મીટિંગ્સ ઍક્ટ, ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍક્ટ, પ્રેસ ઍક્ટ, ગવર્નર-જનરલના ઑર્ડિનન્સ, માર્શલ લૉ, આ બધી વાતો જો 'કૉન્સ્ટીટયૂશનલ' હોય તો પ્રજાના પ્રાણ લેવા એ પણ 'કૉન્સ્ટીટયૂશનલ' છે.

## આપણો ધર્મ શું કહે છે

પશ્ચિમના વિલાયતી કાનૂનો ગમે તેમ કહે, પણ આ દેશના હજારો વર્ષના પુરાણા ધર્મના કાનન જે આદિરાજ મનુના નામથી પ્રસિદ્ધ છે તે, તથા તેમની પછી લખાયલી શુક્ર અને વ્યાસાદિ ઋષિઓની નીતિ તો સ્પષ્ટ કહે છે કે જો રાજા અને રાજાના નોકરો અધર્મ કરે, અન્યાય કરે અને સાચો પન્થ છોડીને વિપન્થે ચાલે અને પ્રજાને પીડે તો પ્રજાની તરફથી તેનો નિગ્રહ થવો જોઇયે, દંડ થવો જોઇયે. પુરાણા કાળમાં તો રાજાને પ્રતિજ્ઞા લેવી પડતી હતી, અને રાજાને ચેતવણી આપવામાં આવતી હતી કે તેણે કર લઇને પોતે પ્રજાના પગારદાર નોકર તરીકે અને ગુલામ તરીકે રહેવું, અને પોતાનો આરામ છોડી, પ્રજાના આરામને સાધવો, એટલું જ નહિ પણ જો પોતાની આપખુદીથી તે પ્રજાને દુઃખ દેશે તો જે દંડથી પ્રજામાંના દુષ્ટ જનનું દમન કરવાનું ઠરાવ્યું છે તે જ દંડથી રાજાનું દમન થશે.

આ સિદ્ધાન્તોનાં પ્રતિપાદન માટે ભગવાનદાસજીએ ટાંકેલાં અવતરણો જેમનાં તેમ અહીં આપી દઉં છું :

यथा हि गर्भिणी हित्वा स्वं प्रियं मनसोऽनुगम् ।
गर्भस्य हितमाधत्ते तथा राज्ञाप्यसंशयम् ॥
वर्तितव्यं कुरुश्रेष्ठ सदा धर्मानुवर्तिना ।
स्वं प्रियं तु परित्यज्य यद्यल्लोकहितं भवेत् ॥

(મ. ભા. શા. અ. ૫૫)

प्रजा समुद्विजते यस्माद्यत्कर्म परिनिन्दते ।
त्यज्यते धनिकैर्यस्तु गुणिभिः स नृपाधमः ॥
नरश्चेत्कृषिगोरक्ष्यं वाणिज्यं चाप्यनुष्ठितः ।
सदार्थं लभते किंचित्तेन राजा विगर्ह्यते ॥
अधर्मशीलो नृपतिर्यथा त भीषयेज्जनः ।
बहूनामेकसत्वं हि नृपतेर्बलवत्तरम् ॥
बहुसूनकृतो रज्जुः सिंहाद्याकर्षणक्षमः ।

જો રાજા આટલાથી પણ ન સમજે તો

नवीनकरशुल्काद्यैर्लोक उद्विजते यतः ।
गुणनीतिबलद्वेषी कुलभूतोऽप्यधार्मिकः ॥
नृपो यदि भवेत्त तु त्यजेद्राष्ट्रविनाशकम् ।
तत्पदे तस्य कुलजं गुणयुक्तं पुरोहितः ॥
प्रकृत्यनुमतिं कृत्वा स्थापयेद्राज्यगुप्तये ।

(શુક્રનીતિ અ. ૨૭૪-૨૭૫)

અંતિમ દંડ મનુ ભગવાન આ પ્રમાણે જણાવે છે :

कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ।
दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः ।
धर्माद्विचलितं हन्ति नृपमेव सबांधवम् ॥
वेनो विनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिवः ।
सुदाः पैजवनश्चैव सुमुखो निमिरेव च ॥

આ પ્રમાણે આપણા દેશના પુરાતન 'કૉન્સ્ટીટ્યૂશન'ની અનુસાર રાજાની નીતિ અનીતિની તપાસ થઇ શકતી હતી, અને રાજાની કસુર સાબીત થયે કસુરના પ્રમાણમાં સજા પણ થતી હતી માત્ર આ પ્રમાણે તપાસ કરવાનો અને સજા કરવાનો ખરા સાધુ પુરૂષોને અખત્યાર હતો.

તા. ૧૭-૧૦-૧૯

રાજ્યે આપણા દેશમાં દાખલ કરી છે તેથી નવું ધન પેદા કરવાનો ઉપાય આપણે નથી શીખતા. કેવળ એકના મ્હોંમાંથી રોટી અને ગજવામાંથી પૈસા લઈને બીજાના મ્હોંમાં અને ખીસામાં મુકવાની ચતુરાઇ શીખવવામાં આવે છે. એ આ જ રાજનો દોષ છે કે આ દેશમાં લોકોને લુચ્ચાઈના ધંધા શીખવવા અને કરવા પડે છે, કારણ અસલના બધા રોજગારો તો વિલાયતી રોજગારે ચૂરી નાંખ્યા, અને અહીંની નીતિનું વાતાવરણ દુષિત કર્યું.

ટુંકામાં અત્યાર સુધીની આ દુઃખો મટાડવાની પ્રણાલિકાનું વર્ણન કરીને બાબુ ભગવાનદાસે તે પ્રણાલિકામાંથી ગળેલા સુધારાઓનું માયાવી સ્વરૂપ બતાવી આપ્યું. પંજાબ અને ખિલાફત એ ભયંકર અપમાનો છે એમ થોડાં જ વાકયોમાં કહી દીધું, અને તેને માટે જે જલદ ઉપાય લેવામાં આવ્યો છે તેની ચર્ચામાં ઉતર્યા.

## અસહકાર 'કૉન્સ્ટીટ્યૂશનલ' નથી?

અસહકાર 'રાજ્યમાન્ય' (Constitutional) નથી એ ભ્રમને ભગવાનદાસજીએ પહેલો ફોડયો. તેમણે જણાવ્યું કે આ રાજ્યમાં ફલાણું 'રાજયમાન્ય' અને ફલાણું રાજ્યમાન્ય નહિ એમ ઠરાવવું મુશ્કેલ છે. અમૃતસરમાં કૉંગ્રેસ ભરવાની એક વાર મનાઇ થઇ ચુકી હતી, પછી પરવાનગી મળી. જો મનાઈ હોત તો કૉંગ્રેસ 'કૉન્સ્ટીટયૂશનલ' ન હતી, પરવાનગી મળી એટલે તે 'કૉન્સ્ટીટયૂશનલ' થઇ. ૧૯૧૭ની મિસિસ બેસંટની નજરબંધી વિરુદ્ધ ભરાયલી કલકત્તાની સભા ભરી એટલે લૉર્ડ રોનાલ્ડશેએ મનાઇ ઉઠાવી લીધી અને સભા 'કૉન્સ્ટીટયૂશનલ' થઇ ગઇ! 'કૉન્સ્ટીટયૂશનલ' અને 'અનકૉન્સ્ટીટયૂશનલ' ઠરાવવું એ તો અંગ્રેજ અમલદારોની હાથચાલાકીના ખેલ છે. રોલેટ ઍકટ, સિડિશ્યસ મીટિંગ્સ ઍકટ, ડિફેન્સ ઑફ ઇન્ડિયા ઍકટ, પ્રેસ ઍકટ, ગવર્નર-જનરલના ઑર્ડિનન્સ, માર્શલ લૉ, આ બધી વાતો જો 'કૉન્સ્ટીટયૂશનલ' હોય તો પ્રજાના પ્રાણ લેવા એ પણ 'કૉન્સ્ટીટયૂશનલ' છે.

## આપણો ધર્મ શું કહે છે

1 પશ્ચિમના વિલાયતી કાનૂનો ગમે તેમ કહે, પણ આ દેશના હજારો વર્ષના પુરાણા ધર્મના કાનૂન જે આદિરાજ મનુના નામથી પ્રસિદ્ધ છે તે, તથા તેમની પછી લખાયલી શુક્ર અને વ્યાસાદિ ઋષિઓની નીતિ તો સ્પષ્ટ કહે છે કે જો રાજા અને રાજાના નોકરો અધર્મ કરે, અન્યાય કરે અને સાચો પન્થ છોડીને વિપન્થે ચાલે અને પ્રજાને પીડે તો પ્રજાની તરફથી તેનો નિગ્રહ થવો જોઇએ, દંડ થવો જોઇએ. પુરાણા કાળમાં તો રાજાને પ્રતિજ્ઞા લેવી પડતી હતી, અને રાજાને ચેતવણી આપવામાં આવતી હતી કે તેણે કર લઇને પોતે પ્રજાના પગારદાર નોકર તરીકે અને ગુલામ તરીકે રહેવું, અને પોતાનો આરામ છોડી, પ્રજાના આરામને સાધવો, એટલું જ નહિ પણ જો પોતાની આપખુદીથી તે પ્રજાને દુઃખ દેશે તો જે દંડથી પ્રજામાંના દુષ્ટ જનનું દમન કરવાનું ઠરાવ્યું છે તે જ દંડથી રાજાનું દમન થશે.

આ સિદ્ધાન્તોનાં પ્રતિપાદન માટે ભગવાનદાસજીએ ટાંકેલાં અવતરણો જેમનાં તેમ અહીં આપી દઉં છું:

यथा हि गर्भिणी हित्वा स्वं प्रिय मनसोऽनुगम् ।
गर्भस्य हितमावत्त तथा राज्ञाप्यसंशयम् ॥
वर्तितव्य कुरुश्रेष्ठ सदा धर्मानुवर्तिना ।
स्व प्रिय तु परित्यज्य यद्यल्लोकहित भवेत् ॥

(મ. ભા. શા. અ. ૫૫)

प्रजा सुद्विजते यस्माद्यत्कर्म परिनिन्दते ।
त्यज्यते धनिकैर्यस्तु गुणिभि स नृपाधम ॥
नरर्थेन्कृषिगोरक्ष्य वाणिज्य चाप्यनुष्ठित ।
सशय लभते किंचित्तेन राजा विगर्ह्यते ॥
अधर्मशीलो नृपतिर्यथा त भीषयेज्जनः ।
बहूनामेकमत्य हि नृपतेर्बलवत्तरम् ॥
बहुसूत्रकृतो रज्जु सिंहाद्याकर्षणक्षम ।

એ રાજા આટલાથી પણ ન સમજે તો

नवीनकरशुल्काद्येर्लोक उद्विजते यत ।
गुणनीतिबलद्वेषी कुलभूतोऽप्यधार्मिक ॥
नृपो यदि भवेत्त तु त्यजेद्राष्ट्रविनाशकम् ।
तत्पदे तस्य कुलज गुणयुक्त पुरोहित ॥
प्रकृत्यनुमतिं कृत्वा स्थापयेद्राज्यगुप्तये ।

(શુક્રનીતિ અ. ૨૭૪–૨૭૫)

અંતિમ દંડ મનુ ભગવાન આ પ્રમાણે જણાવે છે :

कामात्मा विषम क्षुद्रो दण्डेनैव निहन्यते ।
दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभि ।
धर्माद्विचलितं हन्ति नृपमेव सबांधवम् ॥
वेनो विनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिव ।
सुदा पैजवनश्चैव सुमुखो निमिरेव च ॥

આ પ્રમાણે આપણા દેશના પુરાતન 'કૉન્સ્ટીટ્યૂશન'ની અનુસાર રાજાની નીતિ અનીતિની તપાસ થઈ શકતી હતી, અને રાજાની કસુર સાબીત થયે કસુરના પ્રમાણમાં સજા પણ થતી હતી. માત્ર આ પ્રમાણે તપાસ કરવાનો અને સજા કરવાનો ખરા સાધુ પુરુષોને અખત્યાર હતો.

પણ 'કૉન્સ્ટીટયૂશનલ'ના ચાહે તે અર્થો કર્યા છે. આપણા વિલાયતી ભાઈઓએ દેશનું બંધારણ એવું કર્યું છે કે જેથી રાજા માત્ર 'પૂતળું' બની રહ્યો છે. બધું કામ રાજાના પ્રતિનિધિ કરે છે; અને જોવા જેવું છે કે મુખ્ય પ્રધાન ખુદ તો 'અન-કૉન્સ્ટીટયૂશનલ' વસ્તુ છે, કારણ તેનું નામ કોઇ વિલાયતી કાનૂનમાં નથી. તે પણ જ્યાં સુધી લોકમતનો ટેકો હોય છે ત્યાં સુધી જ પોતાના પદ પર કાયમ રહી શકે છે.

આ દેશમાં કૉન્સ્ટીટયૂશન અંગ્રેજોએ એવું કર્યું છે કે નથી તેમાં રાજા, કે નથી પ્રજા. કુલ અખત્યાર માત્ર નોકરોના હાથમાં રહેલો છે; અને તે નોકરોને પસંદ કરવાનો કે કાઢી મુકવાનો એકે અધિકાર પ્રજાની પાસે નથી.

આ પ્રમાણે 'અસહકાર' ની રાજ્યમાન્યતા નહિ તો ધર્મમાન્યતા સમજાવી બાબુ ભગવાનદાસે અસહકાર વિષેના નરમ ગરમ દળના વિચારોનું વિવેચન કર્યું અને પોતાનો મત બતાવ્યો. ભગવાનદાસજી કૉંગ્રેસના ઠરાવની બધી વિગતોને સ્વીકારતા નથી. ધારાસભામાં સારા સારા માણસો ન જવાથી નઠારા માણસો જશે અને ધારાસભાનું કામ ઠીક નહિ ચાલે, શાળા પાઠશાળાઓ પણ યોગ્ય વ્યવસ્થા વિના ચાલી નથી શકવાની, એમ તેમને લાગે છે. અત્યાર સુધીના કામનું કંઈ ફળ નથી આવ્યું તો એક વર્ષની અંદર આપણે શું કરીશું? મહાત્મા ગાંધી, પંડિત મોતીલાલ નેહરૂ અને રા વિઠ્ઠલભાઈ પટેલ સાહેબે જે કાર્યક્રમ ધર્યો છે તે નહિના કરતાં તો કાંઈક સારો છે; પણ કાંઇ 'ઑર્ગૅનિઝેશન' (સંગઠન) નથી, આપણા કાણના રોજગાર આપણા હાથમાં નથી કે વકીલો પોતાની વકીલાત વગેરે છોડીને ઉપાડી શકે. હા, ઈશ્વરની મદદ ઉતરી પડે તો કાંઇક થાય; પણ ઇશ્વરની મદદ ન મળે અને એક વર્ષમાં કાંઇ કામ ન થાય તો ભારે મોટી મૂર્ખાઇ થશે અને પહેલાં કરતાં વધારે ભારે પરતંત્રતા જામશે.

વળી દેશમાં ક્રોધ, આવેશ, ઇત્યાદિનો પાર નથી, ક્રોધ ઉત્પન્ન કરનારી વસ્તુઓનો પાર નથી, ત્યારે શાંતિથી અને કાર્ય કરનારા યોગ્ય માણસો વિના અસહકાર જેવું શસ્ત્ર શી રીતે ચલાવાશે?

### વિદ્યા—તપસ્યા—કુરબાની

ત્યારે ઉપાય શો છે? ઉપાય માત્ર આપણા પુરાણા ગ્રન્થોમાંથી મળતો 'વિદ્યા અને તપસ્યા'નો છે એમ બાબુ ભગવાનદાસજીએ ઉપસંહાર કરતાં જણાવ્યું. જે મહાત્મા ગાંધીની વિદ્યા અને તપસ્યાને વશ થઇ ઇંગ્લંડનું મંત્રીમંડળ સુદ્ધાં થરથરી રહ્યું છે તેવા ઘણા ગાંધી થાય—તેવી વિદ્યા અને તપસ્યાવાળા ઘણા ગાંધીઓ થાય—તો જ ઉદ્ધાર છે. આવી વિદ્યા અને તપસ્યાની સંપત્તિ પ્રાપ્ત કરેલું દેશસેવક મંડળ તૈયાર કરો, જેઓ પોતાનો બધો વખત દેશને અર્પણ કરીને કુરબાનીને માટે તૈયાર રહે. આપણે અજુર્ન અને ઇબ્રાહિમના જેવી કુરબાનીઓ કર્યા સિવાય બીજો ઉપાય કોઇ નથી.

બાબુ ભગવાનદાસના ભાષણના ઉપર આપેલા સાર ઉપરથી જણાશે કે તેઓ તૈયારીની ઉપર ખૂબ ભાર મુકે છે, અને તે વાત બરાબર છે. પણ આપણે તૈયાર નથી એનો અર્થ

પાર નહિ થઈ શકીએ એમ નથી, અને તૈયાર થઈ રહીયે ત્યાં સુધી રાહ જોઇને બેસીયે કે યોગ્ય મુહૂર્ત જોઇ બેસીયે. વિદ્યા, તપસ્યા અને કુરબાનીનો ઉપદેશ તો સૌએ ગ્રહણ કરવા જેવો જ છે.

ઠરાવો

આ સુંદર ભાષણ પછી બીજે દિવસે પરિષદ્‌માં પ્રથમ ઠરાવ લાવવામાં આવ્યો, તે કૉંગ્રેસના ધ્યેયમાં યોગ્ય ફેરફાર કરવાની કૉંગ્રેસને ભલામણ કરવા બાબતનો હતો. ભાઇ ચુંદરલાલ, જવાહરલાલ નેહરૂ, વગેરે એ ઠરાવના સમર્થનમાં બોલ્યા. આ ઠરાવ વિષે બોલતાં એક ગૃહસ્થે એક રમુજી દાખલો આપ્યો. "એક બાઇ અદાલતમાં ગઈ. તેને ન્યાયાધીશે પૂછ્યું, 'તારી ઉંમર કેટલી છે?' તેણે કહ્યું, '૨૫' ન્યાયાધીશે પૂછ્યું, 'પાંચ વર્ષ ઉપર તું અહીં આવી હતી ત્યારે પણ તેં ૨૫ વર્ષની ઉંમર કહી હતી અને આજે પણ તું ૨૫ વર્ષની છે?' બાઈએ કહ્યું, 'હા, હું તો છું તેની તે જ છું.' પેલી બાઇની જેમ આપણી કૉંગ્રેસને છે તેની તે જ નથી રહેવું."
યુ. પી. ગે નિરધાર

આ ઠરાવ પસાર થયા પછી અસહકારનો કૉંગ્રેસે પસાર કરેલો ઠરાવ પરિષદ્ સ્વીકારે છે તથા તેનો અમલ કરવાને પગલાં લેવાની પ્રાન્તિક સમિતિને ભલામણ કરે છે એવો ઠરાવ રજુ થયો. એ રજુ થયા પછી એક ભાઇ તરફથી તેના ઉપર સુધારો રજુ થયો કે 'પરિષદ્ અસહકારના સિદ્ધાન્તને સ્વીકારે છે, પણ શાળાત્યાગ, અદાલતત્યાગ, અને ધારાસભાત્યાગનાં પગલાં યોગ્ય નથી માટે નાગપુર કૉંગ્રેસને ભલામણ કરે છે કે કોઈ બીજાં યોગ્ય પગલાં આદરે.' આ ગૃહસ્થે રજુ કરેલી દલીલોમાં એક આ હતી. તેમનું ભાષણ એક જ પ્રશ્નમાં મુકી દઇ શકાય: 'અત્યાર સુધીમાં શું કામ થયું? કેટલી શાળાઓ ખાલી થઈ? કેટલા વકીલોએ વકીલાત છોડી?—કેટલા જણ ધારાસભામાં જતા અટક્યા?' એ પ્રશ્ન તો સુભાગ્યે ન પૂછાયો.

અહીં પરિષદ્‌નું કામ બંધ થયું. બીજે દિવસે એ જ ઠરાવ ઉપર બોલનારા સ્વામી શ્રદ્ધાનંદજી, અલી ભાઇઓ, માનનીય પંડિત માલવીયાજી, પંડિત મોતીલાલજી, ગાંધીજી ઇત્યાદિનાં નામ અગાઉથી જાહેર થયાં હતાં એટલે સભામાં એક જગ્યા ખાલી રહી ન હતી.

પંડિત મોતીલાલજી

પંડિતજીએ પેલા પ્રશ્નોનો જે એક જ જવાબ હોઇ શકે તે આપ્યો 'Circumspice' 'ક્રમશઃ'નો અર્થ
અને તમારી આસપાસ આંખ ઉઘાડીને જુઓ. અત્યાર સુધીના ટુંકા વખતમાં કેટલું કામ થયું છે તે સંભળાવ્યું. 'ક્રમશઃ' શબ્દ જે પોતાને લીધે જ ગાંધીજીએ ઠરાવમાં દાખલ કર્યો હતો તેનો અર્થ સમજાવ્યો, અને પોતાનો જ દાખલો આપી બીજા વકીલોને તેમનો ધંધો છોડવાની વીનવણી કરી. તેમણે સ્પષ્ટ કર્યું કે 'ક્રમશઃ' શબ્દનો કદી એવો અર્થ નથી થતો કે માણસ ધીમે ધીમે પોતાની કમાણી ઓછી કરતો જાય અને આખરે ઘણે વર્ષે ધોળા વાળ થવાનો વખત આવે ત્યારે છોડે. એ શબ્દ તો જેઓ અગાઉથી પોતાના

પરતંત્રતાનો ફાંસો નાંખવા માટે જે સરકાર સિપાઈઓ મોકલી રહી છે, જે સરકારની નિશાળોમાં આવા પાપાચારો છતાં યુનિયન જૅકને સલામી માગવામાં આવે છે, તે સરકારની ધારાસભામાં, અદાલતમાં, નિશાળોમાં જવું હરામ છે.

## શૌકતઅલીનાં માતાજી

અલીભાઇઓનાં માતાજી બુરખો નાખી પ્લૅટફૉર્મ આવતાંની સાથે આખી સભાએ ઉભી થઇને તેમને વધાવી લીધાં. પ્રથમ તો તેમનો અવાજ ધીમો હોઇ તેમનું જ કહેલું મોટે અવાજે સંભળાવવા માટે શૌકતઅલી ઉભા હતા. પ્રથમનું વાક્ય શૌકતઅલીએ કહી સંભળાવ્યું: "આવી મિજલસમાં આવવાનો પડદેનશીન ઓરતોનો રિવાજ નથી; પણ હવે સમય એવો આવ્યો છે કે મારા જેવી બુજરગ માત્ર નહિ, પણ જુવાન છોકરીઓ પણ આવી મિજલસોમાં ભાગ લેશે." આ વાક્યને ભારે હર્ષનાદ સાથે લોકોએ વધાવી લીધું, અને એ હર્ષનાદથી જાણે તેમના અવાજમાં પણ જોર આવ્યુ હોય તેમ તેઓ પોતે જ બોલવા લાગ્યાં. બે ત્રણ મિનિટ બોલ્યાં હશે, પણ તેની ચમત્કારિક અસર થઇ. તેમણે પૂછ્યું, "હું તમને પૂછું છું કે ખુદા જોરાવર છે કે સરકાર? તમને પેદા કોણે કર્યા? તમે જાનમાલ બચાવીને શી ઈજ્જત મેળવવાના છો? હિંમતને મજબૂત કરો, ખુદાને યાદ કરો. મર્દોને ચૂડી પહેરવાની શી જરૂર છે? મુસલમાનને માટે ઈસ્લામથી વધારે કોઈ વસ્તુ નથી. મારા પોતાના દીકરા મારા નથી, ખુદાના છે. ખુદા તેને મારે કે ઉગારે. મેં તેમને ખુદાને સોંપ્યા છે. ખુદાનો ડર રાખો, ઇન્સાનનો શો ડર કરો છો? ખુદા તમને તાકાત આપે—એટલું કરવાની કે જેથી તમારા, તમારા દેશની, તમારા ધર્મની, ઈજ્જત કાયમ રહે. હિન્દુમુસલમાન એક થાઓ. પછી સરકાર તમને મારી નથી શકતી; અને મરવાનું એક વખત છે." આની શી અસર થઇ હશે એ તો આ ટુંકાં ને ટચ હૃદયસોંસરાં પેસી જનારાં વાક્યો વાંચવાથી જ કલ્પી શકાશે. મત લેવાતાં 'બે કે ત્રણ હાથ ઠરાવની વિરુદ્ધ હતા. બાબુ ભગવાનદાસે બહુ ઔદાર્યથી એ ઠરાવ પસાર થયેલો જાહેર કરતાં કહ્યું: "અલી ભાઇઓની માતા નહિ, પણ હિંદુ અને મુસલમાન બે કોમરૂપ પુત્રોની માતા—એ દેવીએ આપણને આશીર્વાદ આપ્યો છે. આપણું કુશળ છે."

## યુનિવર્સિટીઓ પાસે અસહકારનો ઠરાવ

પણ એથીયે વધારે અગત્યનો ઠરાવ તો હજી બાકી હતો. એ ઠરાવ મુસ્લીમ યુનિવર્સિટી અલીગઢ, અને કાશીનું હિન્દુ વિશ્વવિદ્યાલય સરકારની મદદ લેતાં બંધ થાય અને સરકારનો 'ચાર્ટર' ફાડી નાંખે. તેમ ન થાય તો વિદ્યાર્થીઓ એ સંસ્થાને ખાલી કરે એ મતલબની લાગતાવળગતાઓને 'ભલામણ' કરવાનો હતો; અને એને માટે બોલનારા પસંદ કરવામાં પણ ભારે ઔચિત્ય હતું. અલીગઢ માટે ઉભા થયા શૌકતઅલી, જેમણે અલીગઢ કૉલેજને પોતાની માતાના જેટલી ચાહી છે, જેની આબાદીમાં એમણે અભિમાન લીધું છે. કાશીના વિશ્વવિદ્યાલય માટે

ઉભા થયા પંડિતજીના હિંદુ-મુસ્લિમ દોસ્ત અને વિશ્વવિદ્યાલયને નખથી શિખ સુધી જાણનાર બાબુ શિવપ્રસાદ ગુપ્ત.

મૌ. શૌકતઅલીએ જણાવ્યું કે "લાખ રૂપીયાની ગંદી ગ્રાન્ટ સરકારને પાછી એનાયત કરીને શિક્ષણમાં અસહકાર કરવાની ખાતર પરીક્ષાઓ પાસ થવાનું અલીગઢના નસીબમાં છે. ૧૨૦૦ છોકરા ખાલી કરી તેને ખિલાફતની ખિજમતમાં હું મોકલી શકીશ તો તે તાલીમના કરતાં હું તેમને બીજી વધારે ચડતી તાલીમ કઇ અપાવી શકીશ?

બાબુ શિવપ્રસાદ ગુપ્તે અતિશય વિનય અને નમ્રતાથી પંડિતજીના કેળવણી વિષેના ખ્યાલની વિચિત્રતા ઉઘાડી પાડી. "૧૯૦૬થી તે ૧૯૧૦ સુધી પંડિત માલવીયાજીનાં અમૃત-ભર્યાં ભાષણો જેમણે સાંભળ્યાં છે તેમને આજનું ભાષણ સાંભળી અનહદ દુઃખ થયા વિના નહિ રહે" એમ તેમણે જણાવ્યું. "તેમણે જ એ વિશ્વવિદ્યાલય સ્થાપવા માટે દેશની આગળ જાહેર કરેલું કે 'ચાલુ કેળવણી ત્રણ કારણોથી દુષિત છે, તેને લીધે ચાલુ શાળાઓ અને પાઠશાળાઓ ન ચાલી શકે: (૧) તેમાં માતૃભાષા દ્વારા શિક્ષણ ન અપાતું હોવાથી સર્જન-શક્તિનો વિધ્વંસ થાય છે; (૨) તેમાંથી કેવળ વકીલ, ડાક્ટર અને કારકુનો પેદા થાય છે; (૩) તેમાં ખોટો ઇતિહાસ શીખવવામા આવે છે.' પુકાર કરીને ઉપર પ્રમાણે જણાવનારા પંડિતજી એ તાલીમથી મોહિત છે? એ સરકારના લાખ ફેંકી દઇશું તો કરોડો ભેગા કરાવવાની શક્તિ ધરાવનારા પંડિતજીને લાખ રૂપીયા વર્ષે નથી મળી શકવાના? અને ક્યાં ગઈ પંડિતજીની ધર્મપરાયણતા? આ જ મુરાદાબાદ શહેરમાં એ જ વિશ્વવિદ્યાલય માટે પૈસા એકઠા કરતાં એક વેશ્યાએ ૩૦૦૦ રૂપીયા આગળ ધર્યા ત્યારે પંડિતજીએ તેને અપવિત્ર દાન કહીને નહિ સ્વીકારેલા. તે પંડિતજી સરકારના દાનને પેલા દાનના કરતાં વધારે પવિત્ર સમજે છે?

આ રીતે મુરાદાબાદ પરિષદે ભલી બજાવી. છેલ્લા દિવસની આગલી રાત્રે ગાંધીજીએ એક નાની ખાનગી મિજલસ ભરી હતી તેમાં પ્રાન્તને માટે કાર્ય કરનારાઓનાં નામ નોંધાયાં, અને ઘડીકમાં તો ૬૦ જણાઓએ નામ નોંધાવ્યાં! આમાંના ચાર જણાએ બીજે દિવસે પોતાની બૅરિસ્ટરી છોડવાનું જાહેર કર્યું, ત્રણ જણાએ પોતાની ઑનરરી મેજીસ્ટ્રેટશિપ છોડવાનું જાહેર કર્યું, એક ગૃહસ્થે પોતાનો ચાંદ અને પોતાનું પેન્શન તજવાનું જાહેર કર્યું. આમ અમલી કામ બજાવી મુરાદાબાદ પરિષદે ઘણા વિપક્ષીઓનાં મ્હોં બંધ કીધાં છે. અમલી કામ જેવો ટીકાનો બીજો કોઈ સચોટ જવાબ નથી.

અલીગઢ,
તા. ૧૨-૧૦-૨૦

મહાદેવ હરિભાઇ દેશાઇ

તા. ૬—આ લખું છું ત્યારે અલીગઢમાં ગાંધીજી સભા ભરી રહ્યા છે, વિદ્યાર્થીઓમાં ભારે ખળભળાટ થઇ રહ્યો છે. કૉલેજના કેટલાક ટ્રસ્ટીઓને બીજા ટ્રસ્ટીઓએ ગ્રાંટ બંધ કરવાની નોટીસ આપ્યાના, અને ગ્રાંટ બંધ ન થાય તો બધા વિદ્યાર્થીઓએ કૉલેજ છોડવાનો નિશ્ચય કરવાના ખબર આવી રહ્યા છે.

તા. ૨૦-૧૦-૧૯૨૦

# સુરતમાં ગાંધીજી*

અમદાવાદના વિદ્યાર્થી ભાઇઓને આપેલા ભાષણનો સાર તમે વાંચ્યો હશે; તેમાંની કેટલીક વાત તમને કહેવા ઇચ્છું છું. તમારા વડીલો સાથે સાંજે વાત કરીશ. હું જ્યાં જાઉં છું ત્યાં વિદ્યાર્થીઓ સાથેનો મારો વિશેષ સંબંધ નભાવી રાખવા ઇચ્છું છું. હું પોતે પણ ચાર દીકરાનો બાપ છું, એટલે દીકરાની માબાપ તરફની ફરજ સમજી શકું છું હું પણ એક વખત ફરજંદ હતો અને જેને વડીલ તરીકે પૂજ્યું તેવા કેટલાક માણસો હજી હયાત છે; તેથી હું બાપ પ્રત્યેની પુત્રોની ફરજ સારી રીતે જાણું છું. ફરજંદને એવી સલાહ આપી શકાય કે પ્રસંગ આવે બાપની સામે પણ થઇ શકાય. એટલે મેં વિરોધી સલાહ આપી કહેવાય. હું જે ઉદ્‌ગારો કાઢવાનો છું તે મારાં પોતાનાં ફરજંદને સંભળાવેલા છે. મારે અનેક દીકરા છે, અનેક બાળકો બચપણથી મને સોંપાયા છે અને તેમને મેં ઉછેર્યાં છે. ગઇ કાલે જ એક ઢેડ માબાપે પોતાની દીકરીને મને સોંપવા ઇચ્છા દર્શાવી. એ છોકરી પહેલાં મારી સાથે રહી ગઇ હતી. મેં એના બાપને કહ્યું કે બહેન લક્ષ્મી ઉપરનો તમારો બધો દાવો ઉઠાવી લઇને જ તમે તેને મને સોંપી શકો છો. મને સોંપાયલાં બધાં છોકરાંનાં માબાપો સાથે એવી શરત નહોતી, છતાં જેમને મેં ઉછેરેલાં છે તેમને પણ પોતીકાં ફરજંદ જ સમજું છું. જે સલાહ આજે હું વિદ્યાર્થીઓને આપું છું તેવી આકરી સલાહ મેં મારા દીકરાને આપેલી છે. યોગ્ય પ્રસંગે મારી સામે, માબાપની સામે અને આખા જગતની સામે તમે થઇ શકો છો. હું એમ ન કહું તો જે ધર્મ હું સમજું છું તેનો લોપ થાય. ધર્મને ખીલવવો હોય તો જે વખતે ખરેખરી લાગણી થાય ત્યારે એ યજ્ઞમાં મા, બાપ, સગાંસંબંધી સૌનું બલિદાન આપવું ઘટે તો આપવું જોઇયે, જેમ પ્રહ્‌લાદે પોતાના બાપનું બલિદાન આપ્યું હતું. પ્રહ્‌લાદે પોતાના બાપની સામે લાકડી પણ નહિ ઉગામી છતાં હિરણ્યકશિપુના અંતઃકરણ વિરુદ્ધના હુકમને—વિષ્ણુનું ભજન નહિ કરવાના હુકમને—ન માન્યો ને કહ્યું, 'આ વખતે જે તમારા પણ પિતા છે અને તેના પ્રપિતાના પણ પ્રપિતા છે તેનો હુકમ હું માથે ચડાવીશ.'

તમારાં માબાપ કહે કે તમારે નિશાળ ને છોડવી અને હું છોડવાની કહું છું. હું કહું છું તે તમે ધર્મ તરીકે ઓળખી શક્યા હો તો તમે વિનયપૂર્વક કહેજો કે અમે એ નિશાળમાં જઇ શકતા નથી. તમારી લાગણી ઉશ્કેરાઇ હોય તો આ ફરજ તમને પ્રાપ્ત થાય છે. હું આવી સલાહ શા માટે આપી રહ્યો છું ? હું જે કહું છું તે દસ બાર વર્ષની વયના વિદ્યાર્થીને નથી લાગુ પડતું. તેમને સ્વતંત્ર વિચારનો અધિકાર પ્રાપ્ત નથી

* સુરત પાટીદાર વિદ્યાર્થી આશ્રમની આંબાવાડીમાં સાર્વજનિક કૉલેજ અને હાઇસ્કૂલોના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો સમક્ષ આપેલું ભાષણ; તા. ૬-૧૦-૧૯૨૦

થઈ શકતો. તેમણે તો માબાપ કહે તેમ જ કરવું. આપણા શાસ્ત્રમાં છે કે બાળકનું પાંચ વર્ષ સુધી લાલન કરવું, ૧૦ વર્ષ સુધી તાડન કરવું--તાડન એટલે લાકડીથી મારવું એમ નહિ પણ બોધ કરી તેને સમજાવવું--અને ૧૬ વર્ષે પુત્રને પોતાનો મિત્ર માનવો. હું જુવાન છોકરાઓને આવી સલાહ કેમ આપું છું ? ઘણાં વર્ષો થયાં સરકાર સાથે, બ્રિટિશ સલ્તનત સાથે હું સહકાર કરતો આવ્યો છું. મારાથી વધુ સારો સહકાર કોઈએ કર્યો નહિ હોય, કારણકે એથી વધુ સહકાર લગભગ અસંભવિત હતો. મારા એ સહકારમાં કાંઇ જ સ્વાર્થ નહોતો. મારે મારા ભાઈ કે દીકરાને સરકારી નોકરી અપાવવી ન હતી. મને ઇલકાબની આશા નહોતી. એટલે મારો સંબંધ કેવળ સ્વચ્છ હતો. હું સહકાર ધર્મ--ફરજ સમજીને કરતો હતો. એના શાસનને હું માન આપતો આવેલો છું તે એ શાસનમાં દંડ રહેલો છે તેથી નહિ, પણ એને માન આપવું જોઇયે એમ સમજીને. એનો એક દાખલો આપીશ.

ઉત્તમ સહકારનું ઉદાહરણ

મને ત્રીજા પુત્રની પ્રાપ્તિ થઇ ત્યારે શીતળા કઢાવવાનો સવાલ ઉભો થયો. હું માનું છું કે ગૌશીતળા કઢાવીને હું સારૂ નથી કરતો. છતાં ૧૮૯૭ મા મેં એ બાળકને ગૌશીતળા કઢાવ્યા. અમુક દિવસમાં ગૌશીતળા ન કઢાવાય તો દંડ થાય. આ કાયદો ચોપડીમાં જ છે. પ્રજા એને જોઇતું માન નથી આપતી. મને લાગ્યું કે મારે કાં તો એને માન આપવું કે કાં તો સરકાર સાથે ચોખવટ કરી લેવી એટલે કે સાદર નિરાદર કરવો ઘટે; કારણ આ કાયદો જે લોકમતનો સ્વીકાર કરે છે તે મને માન્ય નથી. પણ એને ફેરવું નહિ ત્યાં સુધી એને તાબે રહેવું મને ઠીક લાગ્યું ને તેથી મેં છોકરાને શીતળા કઢાવ્યા. પણ એ જ ગૌશીતળાની સામે થવાનો પ્રસંગ આગળ ઉપર આવ્યો. દક્ષિણ આફ્રિકામાં અમે જેલમાં ગયા. જેલના કાયદા મુજબ શીતળા કઢાવવા જ જોઇયે. ત્યારે અમે અસહકાર કર્યો—સાદર નિરાદર કર્યો. સરકાર ચાહે તો જેલમા વધુ વખત રાખે પણ અમે શીતળા નહિ કઢાવીયે એમ અમે કહ્યુ. સરકારે આખરે હુકમ કાઢવો પડયો કે એમાં ધર્મની વાત હોય તો ભલે કોઇ ન કઢાવે.

## સહકાર કેવો હોવો જોઇયે ?

સહકારને મેં કેટલે દરજ્જે ખીલવ્યો છે ? સરકાર તરફની નાની નાની ઉપાધિઓને ગળી જવી અને તેની સાથે ચલાવી લેવું એ સુન્દર ધર્મ છે એમ હું માનું છું. આપણે સ્વરાજ લઈશું ત્યારે પણ પાખંડ, ચોરી અને ડાયરિઝમ ચાલશે. હું એવો ભોળો નથી કે એવો પાખંડી નથી કે એમ કહું કે સ્વરાજ્યથી સત્યયુગ થશે. આ સ્વરાજ સત્યયુગનું નહિ પણ કળિયુગનું જ હશે; એ અંગ્રેજો અને આરબોના જેવું હશે; પણ એ વખતનું ડાયરિઝમ સહ્ય હશે. સત્તા આપણા હાથમાં હશે; એટલે બહુ તો એ સત્તાનો આપણે પોતે દુરુપયોગ કર્યો હશે કે કરવા દીધો હશે. પણ આજે જે થયું છે તે એવું નથી; એ આપણી મરજી વિરુદ્ધનુ છે. વાઇસરાય લૉર્ડ ચેમ્સફર્ડને કે લૉર્ડ સિંહને આપણે નીમ્યા હોત તો જુદી વાત હતી. આપણો વિરોધ ચામડીનો નથી, પણ રીતનો છે. સારા સાથી દયાળજી કે કલ્યાણજી અન્યાય કરે તો હું

સ્વરાજ પરરાજનો ભેદ

તેમનો વિરોધ કરું, કે તેમનું આપેલું દૂધ પણ ન લઉં. ભાઈ ઍંડ્રુઝ, મહમદઅલી અને શૌકતઅલી સહોદર છે, પણ સરકાર એમને વાઇસરૉય નીમે તો તે પણ મને કબૂલ ન થાય; કેમકે એ સરકારી ધોરણે નીમાયેલા હશે. આપણા પોતાના હાથમાં સત્તા હોય ત્યારે અને આપણને વિશ્વાસ પડે તો લૉર્ડ ચેમ્સફર્ડને પણ આપણે વાઇસરાય નીમીએ, અને વિશ્વાસ ઉઠી જતાં ઉતારી પણ મૂકીએ. આજે આખું હિન્દ લૉર્ડ ચેમ્સફર્ડને કહે છે કે તમે ઉતરો, છતાં એ બેઠા જ છે. હું તો અહીં કહ્યો તેવી જ જાતનો સહકાર કરવા ઇચ્છું છું. એમ અત્યારે નથી માટે અસહકાર ઇચ્છું છું.

## સલ્તનતનો સરવાળો

મેં સરકારની સલ્તનતનો સરવાળો કાઢ્યો, તો તે સરવાળો નહિ પણ બાદબાકી જણાઈ. રિફૉર્મ્સમાં સુધારા આપવાનું નહિ, પણ લઇ લેવાનું જણાયું. સરકારની સત્તા મશીનગનથી નહિ, પણ એનામાં રહેલા આપણા મોહથી ટકે છે. એ મોહ ત્રણ પ્રકારના છે. દ્વિજેન્દ્રનાથ ઠાકુરે જેને માયામૃગ કહેલો છે એ ધારાસભાનો મોહ, અદાલતોનો મોહ અને કેળવણીનો મોહ. માનઅકરામ ને ઇલકાબનો તો હું છેદ જ ઉડાવી દઉં છું, કારણ એ ધરાવનારા બહુ જ થોડા છે. પણ આ ત્રણ મોહમાં તો આપણે ઘણા ફસાયેલા છીએ. આપણા અગ્રેસર વિદ્વાન વડીલ લાલા લજપતરાય પણ એમાં ફસાયેલા છે. મને સદા પૂજનીય મદન-મોહન માલવીયા પણ એમ માને છે કે મારી મતિ ફરી ગઈ છે અને હું સૌને આડે રસ્તે દોરી રહ્યો છું. એઓ માને છે કે ધારાસભામાં જવું એ ધર્મ છે, નિશાળમાં જવું એ ધર્મ છે. મારે મન ધારાસભામાં જવું એ પાપ છે, અદાલતમાં જવું એ પાપ છે, નિશાળમાં જવું એ મહાપાપ છે.

## હું સલ્તનતની જડ કાઢવા માગું છું

હું વકીલોને નહિ સમજાવી શકું એનું કારણ છે. એમનામાં કેટલી માયા રહેલી છે તે હું જાણું છું. બચ્ચાંકચ્ચાં, આરામખુરશી ને મોટરકારનો ત્યાગ મુશ્કેલ છે. પણ વિદ્યાર્થીને એવું કશું જ નથી. એને જેમ વાળો તેમ વળી શકે છે. જે ગુલામીની તાલીમ લે ને નોકરીને માટે શાળામાં ગયા જ કરે એને નહિ રોકું તો સલ્તનતની જડ નહિ નીકળે. હું એ જડ કાઢવા માગું છું. વિદ્યાર્થી મારફત સલ્તનતને ખાતરપાણી મળે છે; એ જળ નાયગરા ફૉલ્સ જેવાં—ગંગા, જમના, બ્રહ્મપુત્રાના એકત્ર ધોધ જેવાં છે. તમે સાનમાં સમજી શકશો કે એ વહેમી વિદ્યા—ગુલામગીરીની વિદ્યા—આપણને નથી જોઈતી. હું ગુલામી છોડવાના અખેર બેને—કક્કાને શીખવું નહિ ત્યાં સુધી બીજું બધું નકામું છે. મેલા પાત્રમાં દૂધ રેડયા કરશો તો પાત્ર નહિ સુધરે પણ દૂધ મેલું થશે. આપણે ગુલામીના પાત્રથી ખરડાયેલા હોઈશું ત્યાં સુધી કેળવણી ધૂળધાણી છે. ઉપર દેવતાઓ હોય ને તે જુએ કે હિન્દુસ્તાન મેલું પાત્ર છે, તો કેળવણીનો નર્યો ફોકટ છે. માટે પ્રથમ સાફ થાઓ. કાયદા, વૈદકનું જ્ઞાન નહિ મળે તો હિન્દુસ્તાન રસાતાળ નથી જવાનું; પણ ગુલામીથી રંગા[illegible] ત્યારે હિન્દ મનુષ્યના નહિ પણ જાનવરોના દેશ

તરીકે ઓળખાશે. માણસ કોઇથી—મોટી સલ્તનતથી પણ—દબાઇને પોતાના શુદ્ધ ઉદ્‌ગાર ન બોલી બતાવે એનું નામ ગુલામી. એમાંથી નીકળવું એ આપણો પ્રથમ પાઠ. જે ધગશ મને લાગી છે તે જલિયાંવાલાના દૃષ્ટાન્ત તથા ઈસ્લામના અપમાનથી સૌને લાગો.

### ઇસ્લામને ઘેરો એ હિન્દને નોટીસ છે

હિન્દુઓને એવડો મારો છે. ઈસ્લામીઓ ગુલામો બનશે ત્યારે એ ઇસ્લામી ગુલામો મારફત હિન્દુઓને ગુલામ બનાવવામાં આવશે. એ ત્રિરાશીનો દાખલો છે. મારે હિન્દુ ધર્મનું રક્ષણ કરવું હોય, છાંયા તળે બેસીને વિષ્ણુને ભજવો હોય તો 'મુસલમાનોને મદદ કરવી એ મારી ફરજ છે. મુસલમાનો કદાચ ભવિષ્યમાં જુલમ કરે તો હું તેમને કહું, 'ભાઈ, પેલો દિવસ યાદ કરો!' તમે પણ કહી શકો કે અમારામાંનો એક ગાંધી—એ ગમે તેવો હતો પણ—અમારે માટે કાંઈક કરી ગયો છે. છતાં ન ચાલે તો તમે લડી લેજો. હું તો મરદ થવાનું કહું છું. લાકડી ઉગામીને મરવા તૈયાર હોય તેના કરતા લાકડી છોડીને મરે તે વધારે મરદ છે. હિમાલય ઉપર લાકડી લઇને કે ડોળીમાં બેસીને જે ચડે તેના કરતાં લાકડી કે ડોળી વગર જાય તેનો શ્વાસ કેટલો મજબૂત હોવો જોઇયે! ઉપર ચડીને એ આખા હિન્દની સામે ખડખડ હસશે. મારી પાસે બેઠેલા મારા ભાઈ (મહમદઅલી) એને નબળાઈનું હથિયાર ગણે છે. એ ખરૂં હો કે ન હો પણ તલવારનો ન્યાય પણ એમાંથી જ શીખી શકાય એમ છે. મેં ભાઇ શૌકતઅલીને કહ્યું કે મુસલમાનોમાં કુરબાનીની તાકાત નથી. મરવાની તાકાત આવશે ત્યારે તો તેઓ જોશે કે તલવારની જરૂર જ નથી. છતાં જ્યારે જરૂર લાગે ત્યારે સુખે તલવાર કાઢજો. જે સલ્તનતે ઈસ્લામને દગો દીધો, જેણે હિન્દને પેટે ચલાવ્યું—કારણ એક પણ માણસ પેટે ચાલ્યો છે—જેણે હિન્દની સ્ત્રીઓના બુરખા ખેંચ્યા—કારણ પંજાબમાં એ થયું છે—એ સરકારની સાથે સહકાર હોય જ કેમ? ગમે એટલા પાકા રસ્તા મળે, દેશમાં ગમે એટલી સુલેહ વર્તે, તે કરતાં લોહીની નદીઓ વહે એ કબૂલ. અરે, રેલવે જાય, સ્ટીમર જાય, વ્યવસ્થા તૂટી પડે, એ બધુંયે એ સ્થિતિના કરતાં મારે મન બહેતર છે. મારા જેટલી જ ધગશ તમને થઈ હોય તો જે વિદ્યાર્થીને માબાપે ના કહી હોય તે પણ શાળાનો ત્યાગ કરી શકે છે. એક વિદ્યાર્થીના બાપે કહ્યું કે રાષ્ટ્રીય શાળા નીકળી છે તે કેવી ચાલે છે તે જોયા પછી થઇ રહેશે. રાષ્ટ્રીય શાળાની આવી પરીક્ષા કરીને બાળકને સરકારી નિશાળેથી ઉઠાવી લેનારથી હિન્દ સર નથી થવાનું. વિદ્યા મળે કે ન મળે તેની પરવા ન હોવી જોઈયે. ગુલામી સ્થિતિમાં રહ્યાં આઝાદીની વાત શીખવી શકાતી હોય તોપણ તેથી સ્વતંત્રતા કેળવી શકાય જ નહિ. આ હું કહું છું તે બરાબર સૂઝી જાય તો બધું છોડી દેવું. પછી સૌ મળી રહેશે. ઇશ્વરી કાયદો છે કે શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરે તો તેને સર્વ કંઇ મળે.

હું મર્દાની શીખવું છું

### મધુકરી માગો, પણ શાળામાં જઇ મનુષ્યત્વ ન ગુમાવો

સુરતની શાળાઓમાંથી બધા વિદ્યાર્થી નીકળી જાય તો કેવું શુભ પરિણામ આવે? તે વખતે તો પ્રોફેસરો અને શિક્ષકો તમને પૂછવા આવશે કે તમે કેવી શરતે રહેવા માગો. મનુષ્યત્વ ન ખોશો

તા. ૨૦-૧૦-૧૯૨૦

છો ? તમે કહેજો કે સરકારની સાથેનો સંબંધ અને મદદ છોડીને અમે ભિક્ષા માગીને પણ શાળાના ખર્ચની જોગવાઈ કરીશું. એ અસલી ન્યાય છે. પહેલાંના વખતમાં વિદ્યાર્થી ગુરુની પાસે સમિત્પાણી થઈને જતો. ગુરુને કહેતો કે હું તમારું બળતણ લાવીશ, ગાયઢોરની સંભાળ રાખીશ; તમે મને ભણાવજો. પૂનામાં આવું એક અનાથ વિદ્યાર્થી આશ્રમ વિદ્યાર્થીઓ મધુકરી માગી લાવીને ચલાવે છે. તમે એમ કરજો, પણ અત્યારની તમારી શાળામાં જઈ તમારું મનુષ્યત્વ ખોઈ ન દેશો. તમારી ઉપર તો ભારે આશા છે.

અહીં સુરતમાં આ બે સંસ્થાઓ ભારે પડેલી છે. તેના વિદ્યાર્થીઓ બહુ સુંદર કામ કરી શકે. સુરત અત્યારે બેસુરત બની ગયું છે. હું સુરતમાં એંટની આશા રાખું છું. 'અમે વિદ્યા વિનાના રહીશું અથવા તો અમારી શરતે જ ભણીશું.' બધા વિદ્યાર્થીઓ એટલું બળ બતાવે તો એક મહિનામાં ધારેલું થાય. છતાં બે ચાર વિદ્યાર્થીઓને જ વસી જાય તોપણ તેઓએ તો આજે જ શાળામાંથી નીકળી જવું રહ્યું. તેવાને હું કહીશ કે તમે સ્વરાજને સારુ એક પગલું ભર્યું છે, હિન્દને માટે મોટું બાપણ કર્યું છે. તમને ઘેરથી મદદ ન મળે તો મજૂરી કરજો, હાથપગ વાળતાં નથી શીખતા તે શીખજો, પણ ગુલામીમાં ન પડશો. વિદ્યાર્થીઓ ! જરૂર માનજો કે હિન્દને સારુ સ્વરાજ જોઈતું હોય તો શાળાનો, અદાલતોનો અને ધારાસભાનો મોહ ત્યાગવો જોઈયે. સ્વરાજનું સૌથી પહેલું અને છેલ્લું પગથીઉં પોતે સ્વચ્છ બનવું એ છે. જેને દાંત આપેલા છે તેને ચાવણ આપનાર સરકાર નહિ પણ સરકારનીયે સરકાર છે. આ આપણો પહેલો પાઠ છે. એ આ આપણે ભૂલી ગયા છીયે. હું તો શેઠ કે સરકારના ચાવણનો સ્વીકાર નથી કરતો. સરકારની હયાતી છતાં ઓરિસ્સામાં હજારો દુકાળીઆ મુઆ. હિન્દમાં અનેક શેઠીઆઓ છતાં હજારો દુકાળીઆ હરિશરણ થયા. તમે ઈશ્વરનું નામ લઈને, હિંમત રાખીને, કંઈ પણ ગણત્રી વગર—કશો પણ હિસાબ કર્યા વગર—ગુરુને અને માબાપને નોટીસ મોકલજો કે મારાથી શાળામાં નહિ જવાય. મેં કહ્યું છે તેથી ઉશ્કેરાઈને નહિ. હું તમારાં હૃદય અને બુદ્ધિને સતેજ કરી રહ્યો છું. એ બુદ્ધિ અને હૃદય કબૂલ ન કરતાં હોય તો કોઈ બાળકને અધિકાર નથી કે વડીલની સામે થવું. એ તો એક જ બાળકને અધિકાર છે કે જેનું હૃદય મારા જેટલું જ ધગી રહ્યું હોય. દારૂડીઆ માબાપને દારૂના વ્યસનમાંથી છોડવવા સારુ છોકરાએ તેના વારસાનો, ઘરનો, તેની છાયાનો ત્યાગ કરવો જોઈયે. તમને લાગે કે જે શિક્ષણ મળે છે તે ગુલામીના છાયામાં છે તો માબાપની આજ્ઞા સામે થઈને પણ આવતી કાલે જ ચાહોમ કરજો.

## સવાલજવાબો

સવાલ—મહાત્માજી ! આપ માનો છો કે આપને પકડવામાં કે દેશપાર કરવામાં આવે ત્યારે દેશમાં શાંતિ રહેશે ?

જવાબ—હા. અને શાન્તિ નહિ રહે તો માનીશ કે આપણે નાલાયક. મેં તલવાર છોડી તે વાપરતાં ન આવડી યા તો કમતાકાત છું તેથી નહિ. આજે પણ હું એક રિવોલ્વર ફોડવાની

તાકાત તો ધરાવું છું. અણીવાળો જમૈયો પેટમાં ભોંક્યો હોય તેને હું ભોંકી શકું એમ છું. છતાં મેં એનો ત્યાગ કર્યો છે, કારણ એથી ફાયદો નથી. મને, ભાઇ શૌકતઅલીને કે ભાઇ મહમદઅલીને પકડે ને દેશમાં શાંતિ ન રહે તો હિન્દુસ્તાન હજી નથી સમજ્યું એમ મને લાગે. એવી અશાંતિ આયર્લંડમાં થઇ શકે, અરબસ્તાનમાં થઇ શકે. ત્યાં સૌને તલવાર રાખવાનો હક છે, ને સૌ તે વાપરી જાણે છે. તેમની વચ્ચે હું હોઉં ને સરકારે મને પકડયો હોય તો તેઓ સરકારને કહે કે લડીને લઇ જાઓ. પણ અહીં એવું નથી અહીં શાન્તિ, ન રહે તો મારે હિમાલય જવું પડે, કારણકે મારે માટે ખુનામરકી ન થવા દેવાય. પણ આવી તાકાત હિન્દુઓમાં નથી. મુસલમાનોમાં પણ નથી. મેં અલાહાબાદમાં મુસલમાન ભાઇઓને કહેલું કે મેં આજે જે વાત મુકી છે તે નવી નથી. બધા શાસ્ત્રોમાં તે સૂચવાઇ છે. પણ આજ સુધી આપણે તેને ભૂલી ગયા હતા તમને લાગે કે આજે જ તલવારથી મુકાબલો કરી ઈસ્લામનો બચાવ કરી શકીયે તો તલવાર ખેંચી શકો છો. ધારો કે વાઇસરાયને ચૂપકીથી મારી શકીયે કે મરાવી શકીયે, પણ એથી ઈસ્લામનો બચાવ ન થાય. એથી માર્શલ લૉ થાય. તેનીયે દરકાર નહિ. પણ હિન્દુસ્તાન એથી દબાઈ જાય. હિન્દુસ્તાનને મારો આ માર્ગ અત્યારે જબરાનું નહિ પણ નબળાનું શસ્ત્ર છે જો મુસલમાનોમાં તેવું જોર હોત તો તેઓ મને કહેત કે તું અમને તલવાર ખેંચતાં અટકવાનું કહેનારો કોણ ? કુરાને શરીફનું ફરમાન છે. હિન્દુઓમાં પણ મારું ન માનનારા પડયા છે. છતા હિન્દુસ્તાનને આ ઘુંટડો ઉતર્યો છે એ ધ્યાનમાં લેવું જોઈયે. જલિયાંવાલામા મર્યા એ કંઈ શહીદ—વીર ન હતા. વીર હોત તો ડાયર ઉદ્ધતાઇથી આવ્યો ત્યારે કા તો તલવાર ખેંચત કે લાકડી ઉગામત કે કાં તો સામી છાતીએ ઉભા રહીને મરત; નાસત નહિ. જેમ ઇમામ હઝરત કરી ગયા હતા તેમ કરનારા હિન્દુસ્તાનમાં અત્યારે શીખ નથી; ગુરખા નથી; વાણીઆ તો નથી જ; ને રજપૂતો તો કેવળ વાણીઆ બની ગયા છે. એટલે જો હિન્દુસ્તાનમાં મારા પકડાવાથી અશાન્તિ થાય તો હું કહું કે તમે હારી ગયા; કારણ તેવી તાકાત તમારામાં નથી. હું પકડાઉં તે દિવસે તો તમારાથી આજે નિશાળ ન છૂટની હોય તો તે દિવસે છોડો. વકીલો વકીલાત છોડે. સિપાઇ સિપાઇગીરી છોડે ને લશ્કર હથિયાર છોડે. વળી હું ખેડૂત છું; ખેડૂતો તે દિવસે કહે કે અમે કર નથી આપવાના. આમ થશે તે જ દિવસે આપણો ઉદ્ધાર છે.

અમે ત્રણ પકડાઇયે તો—

કદાચ અમને ત્રણેને એકસાથે ઘસડે. પહેલાં હું બેને સાથે પકડે તે માટે બંદગી કરતો હતો. હવે ત્રણને માટે કરું છું. આથી જ શૌકતઅલી એકલા દિલ્હી જતા હતા ત્યારે મેં ના પાડેલી, કેમકે મારી મુરાદ પકડાઇયે તો બન્ને સાથે પકડાઇયે,એવી છે. સરકારને પાગલપણું આવ્યુ હશે ત્યારે અમને ત્રણેને કે ત્રણમાં જે વધુ ગુન્હેગાર જણાશે તેને પકડશે.

સરકાર આપણને તલવારથી દબાવી ન શકે. 'તમારી સલ્તનત ગેરકાયદે હશે તો તમોને નગાડીને કાઢી મુકશું' એ કહેવાનો મને હક હોવો જોઇયે. આજ સુધી મનમાં કંઇ અને પ્લૅટફૉર્મ ઉપર કહેવાનું કંઈ, શાંતિનો અર્થ અશાંતિ, એમ કરવાની નીતિ હતી. એ હવે ગયું છે. આ બે ભાઇઓ ઉપર મને એટલી શ્રદ્ધા છે જ કે જે દિવસે એમને અશાંતિ કરવી

હશે તે દિવસે અગાઉથી નોટીસ આપી દેશે કે આજથી એક પણ અંગ્રેજની 'જાન સલામત' નથી. આ વિષે તમે એ બન્ને ભાઇને પૂછજો. છૂટા છૂટા પૂછી જોજો. મને પૂછજો. ત્રણેના એક જ જવાબ નીકળે તો માનજો ને અમે પકડાઇયે ત્યારે તમે બધા વોલંટીઅર બની શાંતિ જાળવવા નીકળી પડજો. નહિ તો માર્શલ લૉ થશે. માર્શલ લૉ થાય તેની હરકત નથી; પણ તે સરકારને ચાલુ જ રાખવો પડે એટલી લડત ટકાવવાનું આપણામાં જોર નથી તેની હરકત છે.

સ૦—મહાત્માજી ! આપ અંગ્રેજી નિશાળમાંથી છોકરાને ઉઠાવી લેવાનું કહો છો ત્યારે મ્યુનિસિપાલિટીની પ્રાથમિક શાળાઓ છોડવાનું શા માટે નથી કહેતા ?

જ૦—મ્યુનિસિપાલિટીઓ પણ સરકારની મદદ અને સંબંધ ફગાવી દઇને સ્વતંત્ર થઇ શકે છે. નડિયાદ મ્યુનિસિપાલિટી આવું પગલું ભરવાની તૈયારીમાં છે.*

સ૦—આપ નિશાળ વગેરે છોડવાનું કહો છો ત્યારે સરકારની બીજી મદદ કે આગગાડીનો ઉપયોગ, પાણીના નળનો લાભ વગેરે છોડવાનું કેમ કહેતા નથી ?

જ૦—હું 'પ્રૅક્ટિકલ આઇડીઆલિસ્ટ' છું, એટલે જે વાત બની શકે એવી છે તે જ પ્રજા પાસે મુકું છું. છતાં કોઈ એનો ત્યાગ કરે તો એને હું ધન્યવાદ આપું. મારા અસહકારની સામે મિસિસ બેસન્ટે જ્યારે એવી સૂચના કરી કે સરકારે ગાંધી અને શૌકતઅલીની ટપાલ બંધ કરવી, એમને આગગાડીની ટિકિટ ન આપવી વગેરે, ત્યારે મારા ભાઇને મેં મુબારકબાદી આપેલી. મારી આસપાસ જે ભાઇઓ બેઠા હતા તેમને મેં કહેલું કે એવો પ્રસંગ આવે તો તે દિવસ સુંદર હશે. એથી ખિલાફત કે અસહકારનું કામ અટકશે નહિ.

સ૦—મહાત્માજી ! અમારે ત્યાં પ્રાથમિક કેળવણી ફરજીયાત છે તો નિશાળ છોડવાનું કેમ કહેવાય ?

જ૦—કેળવણી ફરજીયાત છે, કંઈ નિશાળ ફરજીયાત નથી.

સ૦—અસહકારની બાબતમાં દેશી રાજ્યમાં શું કરવું ?

જ૦—દેશી રાજ્યમાં રહેનારા તો ગુલામોના ગુલામ છે. હાલ તો સીધા ગુલામોની જ વાત કરોને. છતાં ત્યાંથી કોઇ આપોઆપ શાળા કે કૉલેજ છોડે તે વાત જુદી. પણ ત્યાં ટીલચાલ કરવા હું ન જાઉં. એમાં દેશી રાજાઓની કફોડી સ્થિતિ થાય. પણ વડોદરાના ગાયકવાડને જ એમ લાગે કે મારી મુસલમાન રૈયતના ધર્મનું રક્ષણ કરવા રાજપાટ છોડવું પણ બહેતર છે એ વાત જુદી.

મૌલાના મહંમદઅલી—એ પ્રશ્ન તો ન્યૂટનની બિલાડી અને તેનાં બચ્ચાંને ઓરડામાં દાખલ થવાનાં કાણાંઓ જેવો છે. એટલે કે મોટી બિલાડીનો રસ્તો થયો કે આપોઆપ બચ્ચું દાખલ થઇ જ જવાનું. બ્રિટિશ હિન્દનો નિકાલ થયો કે તરત જ દેશી રાજ્યોનો પણ થયો જ સમજવો.

* વાર્ષિક રૂ. ૨૧૦૦૦ ની ગ્રાંટ છોડી દીધાનું જાહેર થઇ ચુક્યું છે. અ. ન. જી.

સ૦—સરકાર રાષ્ટ્રીય શાળાઓ બંધ કરાવે તો શું ? રાષ્ટ્રીય શાળા અને દમન-નીતિ

જ૦—આ સરકાર શાણી સરકાર છે એટલે એવું પગલું ન ભરે, અને જો ભરે તો તેથી કંઈ રાષ્ટ્રીય કેળવણી અટકશે નહિ. ઊલટું જે વિદ્યાર્થીઓ અને શિક્ષકો આજે શાળા કે કૉલેજ નથી છોડતા તેઓ તે દિવસે છોડીને બેસશે અને શિક્ષકો વિદ્યાર્થીને ઘેર ઘેર જઈને ભણાવતા થઈ જશે. એનો અટકાવ કોઈ પણ સરકાર ન કરી શકે કરે તો એનો અર્થ એમ થાય કે હિન્દુએ ગીતા ન વાંચવી, કારણકે તેમાં યુદ્ધની વાત છે, અને મુસલમાનોએ કુરાન ન વાંચવું એવું પગલું સરકાર ભરી શકે જ નહિ.

---

તા. ૨૪-૧૦-૧૯૨૦

## સ્વરાજસભા

'ઑલ ઇંડિયા હોમરૂલ લીગ' હવે 'સ્વરાજસભા'ને નામે ઓળખાશે. તેનું બંધારણ બદલાયું છે. મારે કબૂલ કરવું જોઇયે કે 'હોમરૂલ' નામ મને હમેશાં અળખામણું લાગતું હતું. જો આપણે આપણા ઉચ્ચમા ઉચ્ચ આદર્શને પણ પરદેશી નામે ઓળખવો રહ્યો હોય તો આપણે પોતે પરદેશી બનવું એ જ કા આપણો આદર્શ ન ગણીયે ? કેટલાક સાક્ષર હિન્દીઓને હું જાણું છું કે જેઓ માને છે કે હિન્દુસ્તાનનો ઉદ્ધાર પાશ્ચાત્ય ધોરણનું ને પાશ્ચાત્ય આદર્શોનું અનુકરણ કરવાથી જ સંભવે છે. એવામાના એક મિ. ચિંતામણી છે. તેમના પ્રત્યે મને આદર છે. તેમને હિન્દુસ્તાન કંઈ દવલુ નથી. તે સ્વાર્થબુદ્ધિથી ઘણું અંગ્રેજી જ પસંદ કરે છે એમ નથી. પણ તેમને એમ જ લાગે છે કે આપણે અંગ્રેજ બનશું તો જ અંગ્રેજોની સાથે મુકાબલો કરી શકીશું. કેટલાક હિન્દી જે ખ્રિસ્તી બન્યા છે તે એમ જ માને છે કે હિન્દુસ્તાનનો ઉદ્ધાર હિન્દુમુસલમાન બન્ને ખ્રિસ્તી ન બને ત્યાં સુધી અસંભવિત છે. 'હોમરૂલ' વિ૦ 'સ્વરાજ'

પણ જેમ આપણને અંગ્રેજ કે ખ્રિસ્તી બનવા રૂપી આદર્શ પસંદ ન હોય તેમ મને 'હોમરૂલ' શબ્દનો પ્રયોગ જ પસંદ ન હતો. 'સ્વરાજ'મા જે અર્થ છે, જે જોર છે, તે 'હોમરૂલ'મા નથી. સ્વરાજ શબ્દનો અર્થ હિન્દુ, મુસલમાન, અભણ પણ સમજી લે; હોમરૂલનો ન સમજે. તેથી હોમરૂલ શબ્દનો આપણે ત્યાગ કરી સ્વરાજ શબ્દને તેનું યોગ્ય સ્થાન આપ્યું છે.

આ ઉપરાંત બીજા મહત્ત્વના ફેરફારો કર્યા છે તે પણ જાણવા—વિચારવા યોગ્ય છે. પ્રથમ આદર્શ એ હતો કે બ્રિટિશ સલ્તનત નીચે રહીને કૉલોનીના જેવું હોમરૂલ મેળવવું. આ આદર્શને બદલીને હિન્દની પ્રજા જેવું ઇચ્છે તેવું સ્વરાજ મેળવવું એમ ફેરફાર સ્વરાજસભાનું બંધારણ

કરવામાં આવ્યો છે. મેળવવાનાં સાધનોને વિષે આજ લગી તકરાર રહ્યાં કરી છે, તેથી સાધનોમાં જે અસરકારક ને નિઃશસ્ત્ર—શાંત હોય તેવાં બધાં પ્રામાણિક સાધનોને જ સ્થાન આપ્યું છે. એટલે આપણો આજનો આદર્શ એ ઠર્યો કે આપણે તલવારનો ઉપયોગ કર્યા વિના આપણું સ્વરાજ મેળવવું છે.

કૅાંગ્રેસ એ પ્રજાનું વાજીંત્ર છે. હોમરૂલ લીગ હમેશાં કૅાંગ્રેસને સહાયકારક સંસ્થા રહેલ છે ને સ્વરાજસભા પણ તેમ જ રહેવા માગે છે. તેથી સ્વરાજનો અર્થ જે કાંગ્રેસના બંધારણમા છે તે હાલ રાખ્યો છે. આનું રહસ્ય એ છે કે સ્વરાજસભા કૅાંગ્રેસનુ બંધારણ ફેરવવા સારૂ પણ સતત પ્રયત્ન કરશે.

આ સુધારાને હું નિર્દોષ અને આવશ્યક ગણું છું. તેનો હેતુ ચોખ્ખો છે. એ સુધારા ઘણા વિચારો—ઘણી ચર્ચા થયા બાદ કરવામા આવ્યા છે. યોગ્ય બંધારણ મુકરર કરવા સારૂ રા. જવાહરલાલ નેહરૂ, રા. રાજગોપાલાચારી, રા. ઉમર સોબાની તથા મુંબઇની શાખાના પ્રમુખ રા. ઝીણા અને રા. જયકરની કમિટી નીમવામાં આવી હતી. બંધારણની ચર્ચા ભરી સભામા એક વાર કલકત્તામા ને એક વાર મુંબઇમાં થયા પછી ઘણા વધારે મતે તે પસાર થયેલ છે.

છના વકીલવર્ગે અને બીજા કેટલાક ભાઇઓએ સ્વરાજ સભામાંથી રાજીનામું આપ્યુ છે. તેમાં આજ લગી ગણાયેલા નામાંકિત પુરુષોની સહી છે. હું આ રાજીનામાથી દિલગીર થયો છું. રાજીનામાના કાગળમાં જે કારણો દર્શાવ્યા છે તેથી વળી વધારે દિલગીર થયો છું. આ ભાઇઓની સહાય સ્વરાજસભાને કિંમતી હતી. છતાં જ્યા આદર્શોની વાત આવે છે ત્યાં વ્હાલામાં વ્હાલાનો વિયોગ પણ સહન કરી લેવો પડે છે ને તેમાં આનંદ માનવો પડે છે.

હવે જરા રાજીનામાનો કાગળ તપાસીયે.

મારા ઉપરનો આરોપ પહેલો તપાસીયે. રા. ઝીણાએ એવી દલીલ કરી હતી કે જ્યાં સુધી ત્રણ ચતુર્થાંશ મતથી કંઇ ફેરફાર મંજૂર ન થાય ત્યા લગી તે ફેરફાર કાયદેસર ન ગણાય. આનું કારણ તેમણે એમ જણાવ્યું કે હોમરૂલ લીગની કાઉન્સિલ જે ફેરફાર કરે તે ફેરફાર ત્રણ ચતુર્થાંશ મતથી જ થઈ શકે એવો ધારો જૂના બંધારણમાં હતો. મેં મારો ઠરાવ એવો આપ્યો કે કાઉન્સિલની ઉપર આખી સભાએ મુકેલો અંકુશ સભાને પોતાને લાગુ ન પડે. આખી સભાને કેવળ વધુમતે જે કરવું હોય તે કરવાનો સામાન્ય હક છે. તે કાઉન્સિલ ઉપર મુકાયેલા અંકુશથી રદ થતો નથી. આ મારા ઠરાવને હું હજુ પણ વળગી રહું છું. મારા ઠરાવને વિષે

રા. ઝીણાએ ને તેમના સાથીઓએ જે વિશેષણો વાપર્યાં છે તેની ચર્ચામાં ઉતરવાની જરૂર નથી જોતો.

પણ રા. ઝીણા જેવાએ જે અભિપ્રાય બતાવ્યો ને જેને રા. જયકર જેવાએ ટેકો આપ્યો, તે અભિપ્રાય ઉપર મારે ખૂબ વિચાર કરવો જોઇએ એમ જાણી મેં બીજા વકીલોની સલાહ લીધી. તેમણે પણ મારા અભિપ્રાયને અનુમોદન આપ્યું ને કહ્યું કે હું બીજો ઠરાવ આપી જ ન શકું. જો બીજો ઠરાવ આપત તો તે આપખુદી ગણાત.

રાજીનામું આપવાનું બીજું કારણ તેમણે એ બતાવ્યું છે કે કૉંગ્રેસના બંધારણને સ્વરાજસભાએ તરછોડયું છે. આ તો બરોબર નથી જ; કેમકે હું આગળ જણાવી ગયો છું તે પ્રમાણે કૉંગ્રેસનું બંધારણ ન ફરે ત્યાં સુધી સ્વરાજનો અર્થ કૉંગ્રેસ કરે તે જ આપણે માન્ય રાખ્યો છે.

સ્વરાજનાં સાધનો

ત્રીજો અપવાદ કંઇક ગંભીર ગણાય. રા. ઝીણા અને તેમના સાથીઓ લખે છે કે સ્વરાજ મેળવવાના ઉપાયોની કલમમાથી એવો અર્થ નીકળે છે કે કાયદા વિરુદ્ધની હીલચાલો પણ સ્વરાજસભા ચલાવી શકે. આ અર્થ કંઇક દરજ્જે ખરો છે, કેમકે ઉપાયોમાં કાયદાનો સવિનયભંગ આવી શકે છે એવી મારી માન્યતા છે. એટલો અવકાશ રાખવો હું યોગ્ય ગણું છું. બંધારણની કે કાયદાની અંદર શું ગણાય એ કહેવું હમેશાં સહેલું નથી હોતું. કોઇ કહે છે કે અસહકાર કાયદા વિરુદ્ધ છે. કોઇ કહેતું કે કાયદાનો સવિનય ભંગ કાયદા વિરુદ્ધ છે. આવાં ધર્મસંકટોમા ન પડવાના કારણે ઉપાયોની કલમમા છૂટ રાખી છે. પણ તેનો અર્થ એવો છે જ નહિ કે કાયદાના ગમે તે પ્રકારના ભંગને સ્વરાજસભા ઉત્તેજન આપશે. શાંતિમય ઉપાયો જ લઇ શકાય એ નિર્બંધમાં સર્વ અવિનયનો પ્રતિબંધ આવી જાય છે. સભ્યતાનો આપણે ત્યાગ ન કરીને જે જે ઉપાયો યોગ્ય લાગે તે લેવામાં કંઇ હરકત ન આવે એ ઉદ્દેશ મજકુર કલમનો છે.

નેતાઓ અને પ્રજાવર્ગ

સ્વરાજસભાના બધારણમાં કશી અયોગ્યતા નથી એમ હું બતાવી ચુકયો છું. છતા આ બધા નેતાઓએ સભાનો કેમ ત્યાગ કર્યો છે ? સીધો જવાબ તો એ છે કે દેશનો પ્રવાહ અત્યારે એટલા વેગથી ચાલે છે કે તેને આપણા નેતાઓ સહન કરી શક્તા નથી. એવે સમયે આપણને દુઃખ થાય છતાં આપણે આગળ વધ્યે જ છૂટકો છે. હિન્દુસ્તાન પાસે આવો સમય પાછો સૈકામાં ફરી નથી આવવાનો. એ અવસરને આપણે છોડી ન શકીયે. એટલી જ ઉમેદ રાખીયે કે નેતાવર્ગ

જ્યારે પ્રજાના વેગનું મહત્ત્વ સમજશે ત્યારે તેઓ તે વેગમાં જોડાયા વિના નહિ રહે. દરમિયાન આપણી ફરજ એ છે કે આપણે વિનયપૂર્વક આપણો માર્ગ સાધવો, નેતાઓના મતભેદને સહન કરવો, તેમની અદબ રાખવી, પણ તેમના મતભેદથી ગભરાયા વિના દૃઢતા, શાંતિ ને નીતિપૂર્વક આગળ વધ્યે જવું. સાચને આંચ આવવાની જ નથી.

---

# ૬ સરકારનાં શસ્ત્રો

અસહકારની હીલચાલ હાંસીની સરહદ વટાવી ચુકી છે એ તો હવે દેખીતી વાત છે. હવે એને દાબી દેવાને દબાણની નીતિ અખત્યાર કરવામાં આવશે કે દુરાગ્રહ છોડી આદરપૂર્વક એને સરકાર નમશે એ જોવાનું રહ્યું છે. પોતાના વિરોધીની વાતને હસી કાઢીને દાબી દેવાનો પ્રયત્ન કરવાની હાલની સુધરેલી રીત શરીરબળ વાપરીને કે ડોકું ઉડાવી દઈને શત્રુને જીતવાની જંગલી પુરાણી રીતને મુકાબલે સુધારણા સૂચવનારી પદ્ધતિ છે. અને છેલ્લી ધારાસભા વેળાએ ના. વાઇસરૉયે પોતાના ભાષણમાં અસહકારની જે હાંસી કરી તેમાં વિનયમર્યાદાનો અકારણ અભાવ છતાં ઉપલી દૃષ્ટિએ તેમનું વર્તન વાંધા વગરનું બલ્કે સુધારણાની દિશામાં એક પગલારૂપ જ ગણી શકાય.

પણ હવે કસોટીનો વખત આવ્યો છે. સુધરેલા દેશોમાં જ્યારે કોઈ પણ હીલચાલ હાંસી કર્યે નથી મરતી ત્યારે લોકો તેના તરફ માનની નજરથી જોવાનો આરંભ કરે છે. વિરોધી મત ધરાવનારાઓ માનપૂર્વક અને સંગીન દલીલોથી તેની સામે થાય છે અને સામસામા પક્ષનું પરસ્પર વર્તન એકબીજા પ્રત્યે કદી ઝનુન પર આવી જતું નથી. દરેક પક્ષ સામાવાળાઓને જીતી લેવા અગર કેવળ દલીલ અને તર્કવાદથી પોતાની બાજુ મજબૂત કરી બનાવી સામાને મ્હાત કરવા મથે છે.

ધારાસભાનો બહિષ્કાર સંપૂર્ણ નહિ તોપણ ઘણા મોટા પાયા ઉપર થશે એ તો હવે ચોક્કસ વાત છે. વિદ્યાર્થીઓમાં પણ ખળભળાટ થઈ ચુક્યો છે. મોટમોટી શિક્ષણસંસ્થાઓ કઈ ક્ષણે અસહકાર પોકારી સરકારી સત્તા ફગાવી દેશે અને રાષ્ટ્રીય બનશે એ કંઈ કહેવાય નહિ. પં. મોતીલાલ નેહરુનો વકીલાતના ધંધાનો ત્યાગ એ બનાવ એકલો પણ કોઈની હાંસીને માનમાં ફેરવી નાંખવાને સારૂ બસ ગણાય એવડો મોટો છે. પં. માલવીયાજીએ પણ અંતે ધારાસભાનો બહિષ્કાર સ્વીકાર્યો છે.

આનાથી લોકો ગંભીર બનશે; પોતાના વલણુ વિષે વિચારમાં પડશે. એમને થશે કે પંડિત મોતીલાલે કે માલવીયાજીએ લીધું એટલું ભારે પગલું લેવાને સારૂ આપણી સરકારને વિષે કંઇક ભારે અનુચિત બાબત બની હોવી જોઇયે. ઉંચી કેળવણી પૂરી કીધેલા વિદ્યાર્થીઓએ પોતાને યુનિવર્સિટી તરફથી મળતી ફેલોશિપો (છાત્રવૃત્તિ)નો ત્યાગ કીધો છે. વૈદક કૅાલેજના વિદ્યાર્થીઓએ વૈદકની છેલ્લી પરીક્ષામાં બેસવાની ના પાડી છે. આ સ્થિતિમાં અસહકારની હીલચાલને પોકળ હીલચાલ કહી શકાય નહિ.

આમ આમાં એક તો જે લોકમત અસહકાર દ્વારા આજે ચોમેરથી સ્પષ્ટ રૂપે પ્રગટ થઇ રહ્યો છે તેને સરકારે નમવું રહ્યું અથવા તો જુલમની નીતિ અખત્યાર કરી તેમણે આ હીલચાલને દાબી દેવાનો પ્રયત્ન કરવો રહ્યો. નમે કે જુલમ કરે

ગમે તેવા સંજોગોમાં સરકારને હાથે વપરાતા હરકોઇ જાતના બળને જુલમ નહિ કહી શકાય. ખુનામરકીની હિમાયત કર્યાના આરોપવાળા કોઇ માણસની ખુલ્લી અદાલતમાં તપાસ ચલાવીને તેને સજા કરવી એને જુલમ નહિ કહી શકાય. ખુનામરકીને શરીરબળ વાપરીને પણુ દાબી દેવાનો દરેક રાજ્યતંત્રને હક છે. પણુ પંજાબવાળા ભાઇ ઝફરઅલીખાન અને પાણીપતના બે મોલવીઓ પર કરવામાં આવેલા મુકર્દમાઓ બતાવી આપે છે કે સરકાર ખુનામરકીનાં તત્ત્વોને દાબી દેવા કે અટકાવવા જ નથી ઇચ્છતી, પણુ લોકોના વિચારોને દાબી દેવા, લોકોને બોલતા બંધ કરવા, પ્રજામા અપ્રીતિ ફેલાતી અટકાવવા, મથી રહી છે. આનું જ નામ દબાણુની રાજનીતિ. ઉપલા મુકર્દમાઓ એ નીતિનો આરંભ સૂચવે છે. એ હજુ ચોમેર ફાટી નથી નીકળી; પણ આ મુકર્દમાઓથી સરકારે ધારેલું પરિણામ ઉતરીને અસહકારની હીલચાલ નહિ દબાઇ જાય તો સરકાર પૂરજોસમાં દબાણુ અને જુલમની નીતિ અખત્યાર કરશે એવો મોટે ભાગે સંભવ છે.

આ અપ્રીતિ ફેલાતી અટકાવવાનો બીજો એકમાત્ર રસ્તો એ જ છે કે એ અપ્રીતિનું મૂળ જ દૂર કરવું. આનો અર્થ એ જ થયો કે લોકોની અસહકારમાં ભળવા તરફ દિવસે દિવસે વધુ વધુ વળતી જતી વૃત્તિને માન આપવું. પણ હાલના જેટલી વિજય અને સત્તાના મદમાં આંધળી બનેલી સરકાર તરફથી પશ્ચાત્તાપ અને નમ્રતાની આશા રાખવી એ સ્વપ્નવત્ છે.

આથી આપણે માની લેવું જોઇયે કે હવે જેમ જેમ પ્રજા અસહકારના માર્ગમાં પ્રગતિ કરતી જાય તેમ તેમ તેટલે દરજ્જે દબાણુ અને જુલમ વધુ વધુ જુલમ સહેવાની-ત્યારી

એ પણ અસહ્ય થઇ પડે—એટલું જ બતાવી આપવા આટલું વિષયાંતર થયું. આ જ કારણને લીધે લૉર્ડ સિંહને ગજેવી મોટી જગ્યાથી મને તો લેશ પણ સંતોષ નથી થયો. આપણામાં વિચાર અને વ્યવહારમાં સંપૂર્ણ એકતા હોવી જોઇયે તથા આપણને જોઇતું હોય તો અંગ્રેજો જોડેનો સંબંધ છોડી દેવાની શક્તિ પણ આપણામાં હોવી જોઇયે.

પણ પાછા આપણે અદાલતો પર આવીયે. જ્યાં સુધી પેલાં કહેવાતાં ન્યાય-મંદિરો તરફ લગભગ ધાર્મિક માનવૃત્તિ અને વિસ્મયની નજરથી જોવાનું આપણે નહિ છોડી દઇયે ત્યાં સુધી ઉપર કહેલી માનભરી દૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવા આપણે શક્તિમાન નહિ બનીયે.

જેઓની લોભવૃતિ, વેર અગર ન્યાયી માગણીઓ અદાલતો મારફત સંતોખાઇ છે તેમણે પણ સરકારની સત્તાને સ્થાયી બનાવવાનો જે અંતિમ ઉદ્દેશ આ અદાલતોના મૂળમાં રહેલો છે તે તરફ દુર્લક્ષ ન કરવું જોઇયે. અદાલતો વગર સરકાર એક દિવસ પણ નભી શકે નહિ. મારી યોજના મુજબ દરેક દેશી વકીલ અદાલતમાંથી નીકળી જાય અને અદાલતોમા દીવાની મુકર્દમા નહિ રહે તોપણ અદાલતો મારફત પ્રજા પરનો સરકારી અંકુશ ચાલુ રહેશે એ હું કબૂલ કરું છું. પણ અદાલતો આપણને છેતરતી તો મટશે જ. અને આજે જે નૈતિક પ્રતિષ્ઠા અને માનની લાગણીથી અદાલતો તરફ જોવાય છે તે મટી અદાલતો તેના યથાર્થ રૂપમાં પ્રજા સમક્ષ રહેશે. આ વાત નવાઇ ઉપજાવનારી છતાં તેટલી જ ખરી છે કે જ્યાં સુધી અગ્રેજો ધીરે ધીરે દેશીઓને રાજ્યસત્તા સોંપશે એમ આપણે માનતા હતા ત્યાં સુધી અદાલતોમાં ઉંચા હોદ્દાઓ પર દેશીઓની નીમણુકો થતાં તેને આપણે આનંદથી વધાવી લેતા. હવે જ્યારે આપણી માન્યતા એવી થઇ છે કે ચાલુ રાજ્યનીતિમાં ધીરે ધીરે સુધારો કોઇ રીતે થઇ શકે તેવું છે જ નહિ ત્યારે આવી દરેક નીમણુકને તેના માયાવીપણાને કારણે આપણે અનિષ્ટ લેખવી જોઇયે. આટલા માટે જ જે વકીલ પોતાની વકીલાત છોડી દે છે તે અદાલતની પ્રતિષ્ઠા પર ઘા કરે છે અને તેટલે દરજ્જે તેવો ત્યાગ જેટલો વ્યક્તિના લાભમાં છે તેટલો જ પ્રજાના લાભમાં પણ છે.

અદાલતોને પરિણામે થતી પૈસાની ખુવારી તો આમાં આપણે ગણી જ નથી. તે છતાં એ કંઇ જેવી તેવી નથી. ચાલુ રાજ્યનીતિને અંગે સ્થપાયલી દરેક સંસ્થા ઘણા જ ખરચાળ ધોરણ પર ચલાવવામાં આવે છે. તેમાં પણ અદાલતોનું ધોરણ તો

સૌથી વિશેષ ખરચાળ છે. ઇંગ્લંડની અદાલતોના ધોરણથી હું વાકેફ છું. હિન્દી અદાલતોનુ સાધારણ અને દક્ષિણ આફ્રિકાની અદાલતોનું ગાઢું જ્ઞાન મને છે. અને હું લેશ પણ અચકાયા વગર કહી શકું છું કે હિન્દી અદાલતો આ ત્રણેમા સૌથી વધુ ખરચાળ છે. લોકોની સામાન્ય આર્થિક સ્થિતિ જોડે તેનો બિલકુલ મેળ જ નથી. દક્ષિણ આફ્રિકાના મોટામા મોટા વકીલો—અને તે પણ ઘણા જ બાહોશ હોય છે— હિન્દુસ્તાનના વકીલો જે મહેનતાણું લે છે તેટલું લેવાની હિંમત કરી શકતા નથી. કાયદાની સલાહ માટે પંદર મોનામહોર તો ત્યા બહુ જ થઇ ગઈ. હિન્દમા હજારો રૂપીયા લેવાય છે. જે પદ્ધતિની રૂએ એક વકીલ માસિક પચાસ હજારથી એક લાખ રૂપીયા કમાઈ શકે તે પદ્ધતિના મૂળમા કાંઈ પાપી તત્ત્વ હોવું જ જોઇયે. કાયદાનો ધધો એ કંઇ સટ્ટાબાજી નથી; ન હોવી જોઇયે. કાબેલમા કાબેલ વકીલની મદદ ગરીબમા ગરીબ રૈયતને વાજબી મહેનતાણે મળવી જોઇયે. પણ આપણે તો વિલાયતની રૂઢિની નકલ કરીને તેના પગ પાછો સુધારો કર્યો છે. અગ્રેજ વકીલોને હિન્દુસ્તાનની હવા ભારે પડે છે. ઠંડી અને આકરી હવામા પડેલી ટેવો તેઓ હિન્દમા ચાલુ રાખે છે, તેની સાથે વખતોવખત હવા ખાવા શીતળ ટેકરીઓ પર તથા પોતાને દેશ જવા માટે તેમજ પોતાના છોકરાઓને માટે ઉત્તમ તથા શ્રીમતંને છાજે એવી કેળવણી માટે પૂરેપૂરી સામગ્રી રાખે છે. આ કારણોને લીધે તેમનાં મહેનતાણાનો દર ઘણો જ ઉચો હોય છે. પણ હિન્દુસ્તાન આ ખરચ સહન કરી શકતું નથી. આપણે એમ માની બેસીયે છીયે કે આવા અગ્રેજોના સમોવડીયા તરીકે ખપવા માટે પણ આપણે પણ આવું હદ બહારનું મહેનતાણું લેવું જોઇયે. અહીંની પોતાની પરિસ્થિતિને તદ્દન પ્રતિકૂળ એવા અંગ્રેજી ધોરણ તથા રીતભાત* હિન્દુસ્તાન જે દિવસે અખત્યાર કરશે તે દિવસ હિન્દુસ્તાનના કમભાગ્યનો હશે. મેં જે દૃષ્ટિબિન્દુથી અદાલતો તથા વકીલાતના ધંધા પ્રત્યે વિચાર કરવાનું સૂચવ્યુ છે તે દૃષ્ટિએ કોઇ વકીલ જોવા પ્રયત્ન કરશે તો તેને જરૂર સૂઝી જશે કે જો તેને પ્રજાની સેવા કરવી હોય તો એક ક્ષણની પણ ઢીલ કર્યા વગર તેણે પોતાની વકીલાત છોડવી જોઇયે. મેં ઉપર બતાવેલી હકીકતો જ્યાં લગી એ ખોટી પાડી શકે નહિ ત્યાં સુધી એમાથી એનાથી બીજો એકે નિર્ણય કાઢી શકાય નહિ.

વકીલોની લોલુપતા

---

# ૬તાલીમની જરૂર

આપણામાં તાલીમની અગત્ય કેટલી છે એ વિષે મદ્રાસ ઇલાકાના મારા અનુભવો વર્ણવતાં હું અગાઉ કેટલુંક લખી ચુક્યો છું. રોહીલખંડની મુસાફરી દરમિયાન પણ એ જ તાલીમનો અભાવ હું જોયાં કરૂં છું.

દરેક જગાએ માણસની ખોટને લીધે નહિ પણ સ્વયંસેવકોમાં તાલીમના અભાવને કારણે હું અવ્યવસ્થા અને અંધાધુંધી જોઉં છું. દરેક જગાએ સ્વયંસેવકો ઉપર અગાઉ કદી ન રાખેલો પડ્યો હોય એવડી મોટી સભાઓ, જલસાઓ કે સરઘસોનો બંદોબસ્ત રાખવાનો બોજો પડે છે. કામના કરતાં દરેક જગાએ ઘોંઘાટ અને હો હો જ વધુ હોય છે.

ભાઇસાહેબ શૌકતઅલી દરેક જગાના અવિશ્રાંત યોજક હોય છે. જ્યાં જાય ત્યાં બધાનું મન રાખવાની એમને વિશેષ ઉત્કંઠા રહે છે તેથી 'રાત થોડી ને વેશ ઘણા' એટલી બાબતો ઘણીવાર એમના કાર્યક્રમમા ગોઠવાય છે. દાખલા તરીકે, એમણે એક જ દિવસે મોટરમાં મુસાફરી કરીને અલીગઢથી હાથરસ, હાથરસથી એટા અને એટાથી કાસગંજ એમ ત્રણ શહેરના કાર્યક્રમો ઉકેલીને રાત્રે રેલરસ્તે કાનપુર જવાનુ માથે લીધું! મોટરની મુસાફરી બધી મળીને ૯૦ માઇલની હતી. અલીગઢમાં કામ કરનારાઓની એક સખત સભા સવારના પહોરમાં જ પૂરી કરીને પોણા દસ વાગે અમે મોટરમા નીકળ્યા અને ૧૧ વગે હાથરસ પહોંચ્યા. તાપ તો કહે મારૂં કામ. હાથરસમાં ઘોંઘાટ કરતા હજારો લોકોનાં ટોળાં, અને સરઘસ તો ત્યાં વાટ જોઈ રહ્યું હતું. પાછળથી તાબડતોબ જાહેરસભા પણ એવડી તો જબ્બર હતી કે મજબૂતમાં મજબૂત માણસનો અવાજ પણ કશું કામ ન કરે. આવી દશામાં થાકનો તો પાર જ શેનો હોય? બાકી અમારા મહેનતના બદલામાં ત્રણ ઑનરરી મૅજીસ્ટ્રેટોએ પોતાના હોદ્દા છોડ્યા. ત્યાંથી પાછા ઉપડ્યા તે એટા પહોંચ્યા. અહીં હાથરસના કરતાં કંઇક વધુ વ્યવસ્થા હતી. અહીંનું પતાવીને અમારી મોટરો તાબડતોબ કાસગંજ જવા ઉપડી. રસ્તામાં અકસ્માતો નડ્યા અને મોટરો અટકી પડી. જેમ તેમ કરીને અમે કાસગંજ પહોંચ્યા. મૌલાના શૌકતઅલી અને તેમના સોબતીઓ વખતસર પહોંચી ન શક્યાથી ટ્રેન પકડી શક્યા નહિ. એટામાં સંખ્યાબંધ લોકોએ રાજીનામાં આપ્યાં. કાસગંજની સભામાં એવું વિરાટ સ્વરૂપ જોતાં ઠીક બંદોબસ્ત જળવાયો કહેવાય; જોકે તે જાળવવાને ખૂબ

જહેમત ઉઠાવવી પડેલી. પગે લાગનાં ચરણુસ્પર્શ કરવાની બાબત આ તરફ એટલી તો આનવાય થઈ પડી છે કે વ્યવસ્થાપકો પરોણાઓને એમાંથી કેમે કર્યે ઉગારી શકતા નથી. આ ઉપરાંત આમા જે વખતની બરબાદી થાય છે અને મોટાં ટોળાંઓ આવું વન્દન કરવા ધસે છે ત્યારે એ ધક્કામુક્કીમાં જે જોખમ રહેલું છે તે જુદું.

પણ સૌથી ત્રાસદાયક અનુભવ તો કાસગંજથી કાનપુરની રાતની રેલવે મુસાફરીનો હતો. દરેક સ્ટેશને લોકોનાં ટોળેટોળા ખૂમરાણ કરી મુકે અને અમને ઘડીવાર જંપવા નં દે. ટોળાંઓ દર સ્ટેશને મને જગાડવા અને દર્શન કરવા ધાંધલ મચાવી મુકે. એ બધું કેવળ અસહ્ય હતું. મારા થાકનો પાર નહોતો રહ્યો; મારૂં માથું સખત ફરતું હતું અને વિશ્રાંતિની અતિશય જરૂર હતી. મારી સ્ત્રી તેમજ બીજાઓ તેમને પોતાની લાગણીઓને રોકવા અને ચૂપ રહેવા ગમે તેટલી વિનતિઓ કરે પણ કશી દાદ મળે નહિ. તેઓ વધુ આજીજીઓ કરે તેમ તેમ લોકો વધારે જ દલીલો કરે અને ઘોંઘાટ મચાવી મુકે. આ રસાકસી ચાલ્યાં જ કરે. મારી સ્ત્રી ડબ્બામાંની બત્તી જેટલી વાર બુઝાવી નાંખે તેટલી વાર તેઓ તેને ફરી સળગાવે. બારી બંધ કરે તો તેને પણ લોકો પાછી ઉઘાડી નાખે. 'આખા દિવસની તકલીફ પછી થોડીક વિશ્રાંતિ લેવા સૂતાં છે, એટલું પણ શું તમારાથી સહન નથી થઇ શકતું ? શું તમારે એમને અકાળે મારી નાંખવા છે ?' એનો તેઓ જવાબ આપે કે 'અમે કોસના કોસ ચાલીને દર્શન કરવા આવ્યા છીયે. અમને દર્શન કરવા દો !' મેં કઠણ કાળજું કરીને ભળકડું થતાં સુધી ન જ ઉઠવાનો નિશ્ચય પાળ્યો, પણ આખી રાત દરમિયાન અમારામાંના કોઈની આંખ પળવાર મળી નહિ હોય. ગાંડાતૂર પ્રેમનું આ એક વિલક્ષણ ઉદાહરણ હતું. દુઃખ, દારિદ્રય અને અપમાન હેઠળ રગદોળાતી આતુર અને શ્રદ્ધાળુ પ્રજા માને છે કે મારી પાસે એમને માટે આશાનો સંદેશો છે. ચોમેરથી તેઓ હું જાઉં છું ત્યાં એકઠાં થાય છે.

કાસગંજથી કાનપુર

હું માનું છું કે મારી પાસે તેમને માટે આશા અને નિશ્ચિત છૂટકારાનો સંદેશ છે. પણ......હા, અહીં આં જ મોટો પહાડ જેવડો પણ આડો પડેલો છે. આપભોગ વગર, તાલીમ વગર, સંયમ વગર છૂટકારો નથી, આશા નથી. તાલીમ વગરનો એકલો આપભોગ પણ ફોગટ જશે. હાડમા ઘર કરી બેઠેલી આ અવ્યવસ્થિતપણાની ટેવમાંથી તાલીમ કેવી રીતે કેળવવી ? બ્રિટિશ લશ્કરીઓનાં સંગીનો અગર બ્રિટિશ દંભ અને છેતરપીંડીથી શું ? બ્રિટિશ અમલદારોને આ પ્રેમઘેલી શાંતિપ્રિય નિર્દોષ

પહાડ જેવડો પણ [illegible]

પ્રજા માટે કશીયે લાગણી નથી. તેઓ તો તેમનું ચાલે તો 'જંગલી' પદ્ધતિઓથી માખીઓની પેરે તેમને મારી નાખે. સર માઇકલ ઓડવાયરે એમ કરવાનો પ્રયત્ન કરી જોયો નિષ્ફળતા મેળવી અને સદાની નામોશીને પોતાની કરી!

પણ આ પ્રેમનું પ્રદર્શન પશુબળથી ન દબાતું હોય તોપણ તેને દેશકાર્ય માટે તાલીમ આપી કેળવ્યા વિના હિન્દુસ્તાનને માટે સ્વરાજ્ય પ્રાપ્ત કરવાનું સામર્થ્ય એનામાં થોડું જ આવી જવાનું હતું? પ્રજા એના ગાંડા પ્યારનું પ્રદર્શન કરવા પાછળ જો એના સેવકોને અત્યંત જરૂરી આરામ પણ લેવા ન દેતા મારી નાંખે, તો એ કેવી રીતે પોતાની ઇષ્ટસિદ્ધિ કરી શકશે? આથી આપણે આવાં રાત્રિનાં પ્રદર્શનો વગેરે બંધ કરવા જોઇયે. આપણામાના સૌથી નાનામાં નાના માણસની લાગણીનો પણ આપણને વિચાર હોવો જોઇયે. એક આખી ગાડીનાં મુસાફરોની વિશ્રાંતિને બરબાદ કરી મુકતા પહેલા આપણે વિચાર કરવો જોઇયે. આપણા આગેવાનો પ્રત્યેનાં આપણા પ્રેમને દેશના ઉપયોગી કામ કરવાની શક્તિમાં આપણે ફેરવી નાખતાં શીખવું જોઇયે. આગેવાનના ચરણસ્પર્શ કરીને અને એની 'જે' બોલાવીને સંતોષાનારો પ્રેમ વાઝીઓ નીવડવાનો ઘણો જ સંભવ રહે છે. આવો પ્રેમ ધીમે ધીમે સદ્ગુણ ગણાતો અટકે છે, અને આગળ જતાં તો તે સ્વચ્છંદ અને તેથી દુર્ગુણ થઈ પડવાનો પણ સંભવ રહે છે. પ્રજાની સામે આજ સૌથી મહાભારત કાર્ય તો એ છે કે તેણે પોતાના જંગી પ્રજામય મેળાવડાઓમાં તાલીમ દાખલ કરી તેની ઉપયોગિતા ટકાવવી. અસહકારનો હેતુ દ્વેષ શીખવવાનો ન હોય પણ પ્રજાને અંદરના કે બહારના કોઇ પણ શત્રુની સામે પોતાનું રક્ષણ કરતાં શીખવવાનો હોય. અસહકારને સફળ કરવાની ખાતર આજે આ પ્રાચીન પ્રજાના એકેએક અંગ વચ્ચે નમૂનેદાર સહકાર અને એકતા જરૂરી છે. એ સહકારનો પાઠ જેઓ આપણાં વ્હાલા છે તેમની જોડે સહકાર કરતાં શીખીને જ આપણે આરંભીયે.

---

## § એકાંતની વાત

બ્રહ્મચર્યના પાલનને વિષે સવાલ કે સલાહ પૂછનારા મારા ઉપર એટલા બધા કાગળો આવે છે અને આ વિષયમાં હું એવા આગ્રહી વિચાર ધરાવું છું કે મને લાગે છે કે આપણા પ્રજાજીવનની હાલની અત્યંત કટોકટીની ઘડીએ મારા અનુભવોથી વાચકવર્ગને મારે અજ્ઞાત ન રાખવો ઘટે.

'બ્રહ્મચર્ય' એ સંસ્કૃત શબ્દ શાસ્ત્રોમાંથી આપણને મળેલો છે, અને તેનો મહિમા આપણે બ્રહ્મચર્યનો જે સામાન્ય અર્થ કરીયે તેથી અનેકગણો વધારે ગવાયેલો છે. બ્રહ્મચર્ય એટલે સર્વ ઇંદ્રિયો ઉપર સંપૂર્ણ કાબુ. જે પૂર્ણ બ્રહ્મચારી છે તેને માટે આ સંસારમાં કશું જ અસાધ્ય નથી. પણ આ આદર્શ સ્થિતિ હોઇ તેટલે સુધી પહોંચેલાં માણસો જવલ્લે જ જોવામાં આવે છે. એને ભૂમિતિમાની સરળ રેખાની ઉપમા આપી શકાય, જે માત્ર કલ્પનામા જ રહે છે; પ્રત્યક્ષ કદી નથી દોરી શકાતી. અને આમ છતાં એ એક મહત્ત્વની વ્યાખ્યા છે જે ભૂમિતિમાં ભારે ભાગ ભજવે છે, તે જ પ્રમાણે સંપૂર્ણ બ્રહ્મચારી ભલે કલ્પનામાં જ રહી શકતો હોય છતાં એને આપણે જો રાતદિવસ આપણી આખ સામે ન રાખીયે તો આપણી સ્થિતિ સુકાન વગરના વહાણના જેવી થઇ પડે. એ કાલ્પનિક સ્થિતિને જેમ વધુ વધુ પહોંચવાનો પ્રયત્ન કરીશું તેમ તેમ આપણે સંપૂર્ણ થઇશું.

પણ આ વિશાળ અર્થને છોડી અત્યારે તો 'વીર્યરક્ષા'ના અર્થમાં જ બ્રહ્મચર્યની વાત કરવા ઇચ્છું છું. હું માનું છું કે મન, વાણી ને કર્મથી સંપૂર્ણ સંયમ પાળ્યા વિના આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત ન જ થઇ શકે, અને જે પ્રજામા આવાં સ્ત્રીપુરુષો નથી એની અધોગતિ ચોક્કસ છે.

પણ એ સિદ્ધાંતને પણ જવા દઇને અહીંઆં તો હું આપણી રાષ્ટ્રીય ઉત્થાનની આ ઘડીની સ્થિતિએ એક અલ્પકાળના અનુષ્ઠાન તરીકે જ એની સર્વોપરી અગત્ય પ્રજાને ઠસાવવા મથી રહ્યો છું. દેશમાં આજે રોગ, દુષ્કાળ, દારિદ્રય અને પ્રત્યક્ષ ભૂખમરો લાખો લોકને ભરખી રહ્યો છે. ગુલામીના ચક્રમાં આપણે એવા તો સૂક્ષ્મ રીતે દબાઇ રહ્યા છીયે કે આપણામાંના ઘણાને તો એની ઓળખ સરખી નથી રહી; ઉલટાં આપણી અત્યારની આર્થિક, માનસિક અને નૈતિક અવનતિની સ્થિતિને તેઓ ઉન્નતિની સીડી માની રહ્યા છે! હિન્દુસ્તાનને માથે લદાયેલાં રાક્ષસી લશ્કરી ખરચો, લૅન્કેશાયરના અને બીજા બ્રિટિશ વેપારીઓના લાભની જ દૃષ્ટિ રાખીને ઇરાદાપૂર્વક બાંધવામા આવેલું આ દેશનું આર્થિક ધોરણ અને જુદાં જુદાં સરકારી ખાતાંઓ ચલાવવાની ઉડાઉ પદ્ધતિ — આ બધાથી હિન્દુસ્તાન એટલું નીચોવાય છે કે રોગાદિ સામે બાથ ભીડવા તેનામાં જોઇતી તાકાત નથી રહી. ગોખલેજીના શબ્દોમાં 'હાલની રાજ્યપદ્ધતિએ પ્રજાની પ્રગતિને એટલે દરજ્જે રોકી નાંખી છે કે આપણામાંના ઉંચામાં ઉંચાને પણ નીચા નમવું પડ્યું છે.

હિન્દુસ્તાનની અધોગતિ

અમૃતસરમાં તો હિન્દને પેટે ચલાવવામાં આવ્યું! ઇરાદાપૂર્વક કરવામાં આવેલું પંજાબનું પ્રજાઅપમાન અને હિન્દી મુસલમાનોને આપવામાં આવેલાં વચનોનો

તૃપ્ત હોઇયે કે અતૃપ્ત, ગમે તે ભૂમિકા ઉપર હોઇયે તોપણ આપણી ગુલામીનાં વારસ પેદા કરતા આજે આપણે એકદમ અટકી જવું જોઇયે.

બીજો એક મુદ્દો માબાપોને અહીં જ કહી લઉં. મિલકત ને ભોગવટો ને વારસો ને વંશ ને એ બધી ભ્રમણાઓની જાળમાં પ્રભુની ખાતર અત્યારે ફસાતા ના. પાપ કરતા, સ્વચ્છંદમા પડતા પહેલાં મુહૂર્ત જોવાં, જોશ જોવડાવવા, ઢીલ કરવી, અને અંતે ઉગરી જવું; પણ સંયમનો નિશ્ચય કરવામાં, તેનું પાલન શરૂ કરી દેવામા કોઇની ઘડી રાહ જોવી નહિ—આ સત્સિદ્ધાંત છે.

પ્રજા જે વખતે એક જબરદસ્ત સરકાર જોડે જીવલેણ લડતમાં ઉતરી છે તે વેળાએ તેની સામે મુકવા આપણે આપણું શારીરિક, ભૌતિક, નૈતિક, આધ્યાત્મિક બધું જ બળ એકત્રિત કર્યે છૂટકો છે.

ઇષ્ટસિદ્ધિની ખાતર, જેને આપણે અત્યારે સૌથી વધુ કિંમતી ગણી તે સાધ્ય વસ્તુ મેળવવાની ખાતર, બીજી બધી વસ્તુઓને હોમી દીધા સિવાય ચાલવાનું નથી. આપણા ખાનગી જીવનને આમ શુદ્ધ કરી નિષ્પાપ અને પવિત્ર બનાવ્યા વિના ગુલામગીરી કોઈ કાળે આપણાં કપાળમાંથી ભૂંસાવાની નથી. આજની સરકારને આપણે પાપી ગણીયે છીયે તેટલા ઉપરથી ખાનગી સદ્‌ગુણની બરાબરીમાં અંગ્રેજોને આપણા પ્રતિસ્પર્ધી માનવાનું જો આપણે છોડી દઇશું, એમને તિરસ્કારીશું, તો ભારેમાં ભારે ભૂલ કરીશુ. સ્વભાવસિદ્ધ સદ્‌ગુણોનો કશોયે ધાર્મિક આડંબર કર્યા વગર તેઓ બીજા નહિ તો શારીરિક ગુણો મોટા પ્રમાણમાં પાળે છે જ. આ દેશના રાજકાજમા ગુંથાયેલા અંગ્રેજોમા બ્રહ્મચર્ય પાળનારાં સ્ત્રીપુરુષોની સંખ્યા આપણા કરતાં વધારે છે. આપણામાં થોડીક જૈન સાધ્વીઓ કે જોગણો છે; તેમની કશી જ અસર આપણા રાજદ્વારી જીવન પર નથી. આ સિવાયની બ્રહ્મચારિણીઓ તો આપણામા છે જ નહિ કહીયે તો ચાલે; જ્યારે યુરોપમાં હજારો સ્ત્રીઓ આ સદ્‌ગુણ એક સામાન્ય વસ્તુ તરીકે પાળતી મળી આવશે.

છેવટે થોડાક સાદા નિયમો વાચકોને માટે અહીંઆં આપીશ. આ નિયમો મારા એકલાના જ નહિ પણ મારા અનેક સોબતીઓના જાતિઅનુભવ ઉપર બંધાયલા છે.

(૧) છોકરા તેમજ છોકરીઓને સાદી અને કુદરતી ઢબે તેઓ જીવનભર નિર્મળ રહેવાનાં છે એવી જ માન્યતામા ઉછેરવાં.

(૨) સૌ કોઇએ વસાણાં, મરચાં અને ગરમ વસાણાનો ત્યાગ કરવો. ચરબીવાળા અને ભારે ખોરાક, ભારે મિષ્ટાન્ન, મીઠાઈ અને તળેલા પદાર્થો ખાવા છોડી દેવા.

(૩) પતિપત્નીએ જુદા જુદા ઓરડામાં સૂવું અને એકાંત ટાળવી.

(૪) શરીર અને મન બન્નેને સતત અને સારા કાર્યમાં રોકેલાં રાખવાં.

(૫) 'રાતે વહેલા જે, સુઇ વહેલા ઉઠે વીર' એ નિયમનું કડક રીતે પાલન કરવું.

(૬) કોઈ પણ જાતનું બીભત્સ અને હલકું સાહિત્ય ન વાંચવું. મલિન વિચારોનું ઓસડ નિર્મળ વિચારો છે.

(૭) નાટકો, સીનેમાઓ અને એવા મનોવિકારોને જાગૃત કરનારા તમાશાઓ જોવા નહિ.

(૮) સ્વપ્નાવસ્થા થાય તો તેથી ગભરાઇ ન જવું. આવું થાય તે તે વેળાએ તંદુરસ્ત માણસે ઠંડે પાણીથી ન્હાઈ લેવું એ સૌથી સુંદરમા સુંદર ઇલાજ છે. પ્રસંગોપાત્ત સ્ત્રીસંગ એ સ્વપ્નાવસ્થાની સ્થિતિ સામે ઉપાય છે એ માન્યતા ખોટી છે.

(૯) સૌથી મહત્ત્વનું એ છે કે કોઇ પણ વ્યક્તિએ—પતિપત્ની વચ્ચે સુદ્ધાં—સંયમ અત્યંત અઘરો છે એમ માનવું નહિ. ઉલટું સૌ કોઇએ સંયમને જીવનની સામાન્ય અને સ્વાભાવિક સ્થિતિ તરીકે માનીને ચાલવું જોઇએ.

(૧૦) રોજ ઉઠીને પવિત્રતા અને નિર્મળતાને માટે એકાગ્ર મનથી પ્રભુપ્રાથના કરવી. એથી આપણે દિનપ્રતિદિન નિર્મળ અને પવિત્ર બનતા જઇશું.

---

## સંયુક્ત પ્રાન્તમાં મુસાફરી

સંયુક્ત પ્રાન્તમાં તો ગાંડાની માફક મુસાફરી કરી છે, એમ નીચેની રોજનિશી જોવાથી જણાશે: રોહતકમાં ગાંધીજી

| | |
|---|---|
| ૮મી રોહતક | ૧૩મી હાથરસ, એટા, કાસગંજ |
| ૯-૧૦-૧૧મી મુરાદાબાદ | ૧૪મી કાનપુર |
| ૧૧મી રાત્રે ચંદૌસી | ૧૫મી લખનૌ |
| ૧૨મી અલીગઢ | ૧૬મી શાહજહાનપુર; ૧૭મી બરેલી |

આમાંથી મુરાદાબાદના અમારા ત્રણ દિવસનું વર્ણન તો હું આપી ચુકયો છું. બીજી જગ્યાએએ જે જે બન્યું તે ટુંકામાં જણાવીશ.

રોહતકમાં મૌલવી લાકાઉલ્લા અને મુફ્ટી ઇકબાલને રાજદ્રોહી ભાષણો કરવા માટે પકડવામાં આવ્યા હતા. એમાંના પહેલા ભાઇને કલકત્તામાં ગાંધીજી મળ્યા હતા. તેમની સાથે

વાતો કરતાં ગાંધીજીએ મજાકમાં કહેલું "અમે કાંઈ કામ કરી બતાવો તો હું રોહતક આવું." તેમણે કહેલું કે 'હું જેલમાં જાઉં તો આવો નહિ?', અને ગાંધીજીએ વચન આપેલું કે 'તો હું જરૂર આવીશ.' મોલવી લાકાઉલ્લાએ તો વચન પાળ્યું એટલે ગાંધીજીને પણ વચનપાળવાની ફરજ પડી. રોહતક દિલ્હીથી ૪૫ માઇલ ઉપર નાનકડો કસ્બો છે, અને ઝાઝી વસ્તી જાટ લોકોની છે. લોકો બહુ સાદા, ભોળા દિલના અને સાચાબોલા છે. મોલવી લાકાઉલ્લાના ઉપરનું તહોમતપત્ર ગાંધીજીને રોહતકમા સુભાગ્યે મળી ગયુ. તહોમત એ હતું કે મોલવી સાહેબે એક ભાષણમાં અંગ્રેજોને 'હરામજાદા', 'બેઇમાન' અને 'ધોકાખોર' કહ્યા. મોલવી સાહેબે મક્કામદીના ઉપર ગોળી ચલાવવામાં આવી છે એમ કહ્યું હતું, અને સલ્તનત મિટ્ટીમાં મળનારી છે એમ કહ્યું હતું ગાંધીજીએ ભાષણમાં સ્પષ્ટ જણાવ્યું કે 'હરામજાદા' એ ગાળ છે, એ ગાળ પોતાના મ્હોંમાંથી કદી ન નીકળે, પણ જરૂર તેઓ સરકારને 'બેઇમાન' અને 'ધોકાખોર' એટલે દગાખોર કહે, અને તે કહેવા માટે સરકાર પકડતી હોય તો તેમને જરૂર પકડે. મક્કામદીના ઉપર ગોળી ચાલી હતી એમ કહેવામાં મોલવી સાહેબનું અજ્ઞાન હતુ એમ ગાંધીજીએ કહ્યુ, પણ સાથે સાથે જણાવ્યું કે, "જે સલ્તનતે બેઇમાની કરી છે, જે સલ્તનત ૩૦ કરોડ પ્રજા તરફ જાલીમ બની છે, જે સલ્તનત ૩૦ કરોડ પ્રજાને ઠગી રહી છે તે સલ્તનત, આ દુનિયામાં કોઇ ખુદા હોય તો જરૂર માટીમાં મળવી જ જોઇયે" મહમદઅલીએ મક્કામદીના વિષેના મોલવી સાહેબનાં વચન માટે કહ્યું કે ખુદ એક અંગ્રેજ પ્રોફેસરે ઑક્સફર્ડમાં જાહેર કર્યું હતુ કે મક્કામદીના ઉપર હવાઇ જહાજો ઉડયાં હતાં, એટલે મોલવી લાકાઉલ્લાનાં વચનમાં કંઇક વિગતની જ ખામી હોઇ શકે. આ બન્ને મોલવીઓએ વકીલો મારફત કાંઈ બચાવ રજુ કર્યો નથી.

રોહતક છોડીને બીજે દિવસે મુરાદાબાદ ગયા મુરાદાબાદની પરિષદ્‌ને છેલ્લે દિવસે અલીગઢ નીકળવાનું હતુ. અલીગઢને રસ્તે જ ચંદૌસી આવે છે. ચંદૌસી સુધી મોટરમાં જઇ ગાંધીજી, સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી અને સ્વામી સત્યદેવજીએ ટુંકાં ટુંકાં ભાષણો આપ્યાં હતાં.

અલીગઢ તો ખાસ મૌલાના શૌકતઅલીના આગ્રહથી જ ગાંધીજી ગયેલા. "પ્રથમ અલીગઢ કૉલેજ ખાલી કરીશું સો હિન્દુસ્તાનની ઉપર ભારે અસર પડશે અને તો જ ગુજરાતે જે કામ કરેલું છે તેવું કામ મુસલમાનો બતાવી શકશે" એમ શૌકતઅલી જ્યાં ત્યાં કહેતા હતા. બપોરે અલીગઢના વિદ્યાર્થીઓને કૉલેજના ક્ષેત્રમાં જ આવેલા તેમના 'યુનિયન'ના મકાનમાં ગાંધીજી, મૌલાના શૌકતઅલી અને મહમદઅલી મળ્યા. શરૂઆતમાં ગાંધીજીએ અસહકારનો સિદ્ધાન્ત વિદ્યાર્થીઓને સમજાવ્યો પોતાની અનેક વર્ષની સલ્તનતની સેવા—નિઃસ્વાર્થ સેવા—સલ્તનતની સાથેનો અનેક વર્ષો સુધીનો સહકાર—બોઅર અને ઝુલુ લડાઈ, તથા આ લડાઇ વખતે પોતે કરેલો સરકારનો સહકાર, અને ગયા ૭ મહિનામાં રાજ્ય પરનો ઉડી ગયેલો પોતાનો ઇતબાર—એ સઘળું ખૂબ વિગતથી તેમણે ફરી સંભળાવ્યું, અને ખૂબ અદબથી ટ્રસ્ટીઓને સરકારની મદદ છોડી દેવાની નોટીસ આપવાની, તથા તેમ ન થાય તો પોતાનાં માબાપોને કૉલેજ છોડી દેવાની પરવાનગી આપવાની માગણી કરવાની તેમણે

વિદ્યાર્થીઓની પાસે માગણી કરી. વિદ્યાર્થીઓમાં તો ઘણા દિવસથી ખળભળાટ પેદા થઇ જ રહેલો હતો. તેઓમાંથી ઘણાએએ ફરીને સવાલો કર્યા. એક બૅરિસ્ટરે જેઓ અગાઉ અલીગઢના વિદ્યાર્થી હતા તેમણે ખૂબ દલીલો કરી. "તમારું કામ (Destructive) ખંડનાત્મક છે, (Constructive) મંડનાત્મક નથી, એટલો વખત સુધી નવી કૉલેજ નહિ બનાવી શકો ત્યાં સુધી વિદ્યાર્થીઓ શું કરશે, સરકારની પાસેથી જે ગ્રાંટ મળે છે તેજ લી આપો, પછી કૉલેજ બંધ થઇ શકે. તાલીમ બહુ ઉત્તમ નહિ મળતી હોય તોપણ ત્યાજ્ય તાલીમ તો નથી જ મળતી." એવી એવી દલીલો કરી. ગાંધીજીએ કબૂલ કર્યું, "આ કામ Destruction—ખંડનનું જરૂર છે, પણ હાલ જે ખરાબ ઘાસ ઉગી નીકળ્યું છે તેને જડમૂળથી ઉખેડવાની જ જરૂર છે કે જેથી તેમાં સારું અનાજ વાવી શકાય." તાલીમના સારામાઠાપણા વિષે ગાંધીજીએ એટલું જ જણાવ્યું કે "જ્યાં તમારે ઘડીભર પણ યુનિયન જૅકના વાવટાને કબૂલ કરવો પડે છે, જ્યાં કોઈ પણ ગવર્નર અગર બીજો મોટો અમલદાર આવે તેને તમારે કહેવું પડે છે કે તમે વફાદાર છો, અને હકીકતમાં તમે વફાદાર નથી, ત્યાં ઘડીભર પણ તમે કેમ રોકાઈ શકો?" પૈસા વિષેની દલીલની સામે ગાંધીજીએ જણાવ્યું કે "સ્વતંત્ર થયેલી કૉલેજને માટે તો નાણાં વધારે આવી પડશે, અને જ્યાં શૌકતઅલી અને મહમદઅલી જેવા ભડ પડયા છે ત્યાં પૈસાનો શો ભય હોય?" મૌ. શૌકતઅલીએ પણ આ સવાલજવાબમાં બહુ આવેશપૂર્વક ભાગ લીધો હતો. તેમણે જણાવ્યું કે "ખિલાફતને માટે તમારી પ્યારામાં પ્યારી કૉલેજ છોડવાને તમે તૈયાર થાઓ છો એ જ કાંઇ નાનીસૂની તાલીમ નથી. ઇસ્લામના દુશ્મનોની સેવા કરે, ખુશામત કરે, તે ટ્રસ્ટીઓની કૉલેજ મુસ્લીમ કહેવાય નહિ." મૌ. મહમદઅલીએ સવાલ કરનારા ભાઇને પૂછ્યું, "તમે કૉલેજને વધારે ચાહો છો કે મુસલમાન ધર્મને વધારે ચાહો છો? તમારે અંગ્રેજોની સાથે દુશ્મનાઈ જાહેર થઇ છે કે નહિ? જઝીરત-ઉલ-અરબમાં બ્રિટાનિયાનો કબજો છે કે નહિ? આ સવાલોના તમે 'હા'માં જવાબ આપી શકો તો તમને અંગ્રેજ સરકાર પાસેથી મળતી મદદ હરામ છે. તમે કહો છો કે તમારે પૈસે કૉલેજ બની, મકાન તમારાં છે, બધું તમારું છે, તો હું તમને પૂછું છું કે તમે 'સ્ટ્રૅચી હૉલ' શા માટે બનાવ્યો? 'લિટન લાઇબ્રેરી' શું કરવા બનાવી અને સ્ટ્રૅચી અને લિટનને અમર રાખ્યા? અલીગઢનો પાયો તો સર સૈયદ અહમદે ચાલુ કેળવણીની સામે બળવા ઉપર નાંખેલો હતો. એ પાયો ખસી ગયો છે. એ પાયાને તમે પાછો મજબૂત કરો."

અલીગઢના વિદ્યાર્થીઓની નોટીસ

વિદ્યાર્થીઓ ઉપર ભારે અસર થયેલી જણાઈ. આખી રાત તેઓ જાગ્યા. પ્રોફેસરોની સાથે મળ્યા, કેટલાક ટ્રસ્ટીઓને તેઓ મળ્યા. બીજે દિવસે કેટલાક ટ્રસ્ટીઓએ બીજા ટ્રસ્ટીઓને ગ્રાંટ છોડવાની નોટીસ આપી. તેની સાથે જ વિદ્યાર્થીઓએ ગ્રાંટ ન છોડાય તો કૉલેજ છોડવાની પંદર દિવસની નોટીસ આપી. તા. ૨૯મીએ આ નોટીસની મુદત પૂરી થાય છે. આખી મુસલમાન આલમ ૨૯મીએ શું થાય છે તેની રાહ જોઇને બેઠી છે. વિદ્યાર્થીઓ પૂરજોસમાં છે; ઘણા વિદ્યાર્થીઓએ પોતાનાં ખર્ચ કમી કરવાનાં અને ગ્રાંટના

સાને પેટે દરેક વિદ્યાર્થી દાઠ ૫ રૂપીયા ભરવાનાં મત લીધાં છે. કૉલેજમાં વિદ્યાર્થીઓ ભાખરા વર્ગમા બેસતા નથી. એક પ્રોફેસરે તો વર્ગમાં જણાવ્યું કે "જ્યાં ભારેમાં ભારે રાવો થઈ રહ્યા છે ત્યાં હું તમને વનસ્પતિશાસ્ત્ર ઉપર ટાહ્યલું શું સંભળાવું ?" આપણે ણ ૨૯મીએ શુભ થશે એવી આશા રાખીશુ.

૧૩મીની મુસાફરી તો ઉડતાં ઉડતાં કરી એમ કહેવાય અલીગઢથી ૨૦ માઈલ મોટરમાં હાથરસ ગયા ત્યાંની સભા ઠીક થઈ કહેવાય ત્યાંથી ૨૦ માઈલ મોટરમાં કાસગંજ ગયા, કારણ કાસગંજથી કાનપુર માટે ટ્રેન લેવાની હતી. કાસગંજની સભા બહુ વ્યવસ્થિત હતી, એટલે ગાંધીજીને કાઇક કાસગંજથી શાન્તિ મળી; પણ એ જ શાન્તિનો રાત્રે ભંગ થવાનો હતો એ કોને ખબર ? એ રાત્રિની દુઃખદાયક મુસાફરીનું બ્યાન ગાધીજીએ 'યંગ ઇન્ડિયા'માં આપ્યું છે. તેનું ભાષાન્તર 'નવજીવન'માં આવ્યું છે એટલે હું નથી આપતો લોકોએ સ્ટેશને સ્ટેશને ધમાલ કરી આખી રાત એક ઘડીનો જંપ નથી આપ્યો. લોકોએ કદી ગાંધીજીનાં દર્શન ન કરેલાં એટલે ઘેલા હતા. એ ઘેલાઈની અમૃતસરના લોકોને ભારે કિંમત આપવી પડી કારણ એ ઘેલાઇની સરકારને કાંઇ કદર નથી એ જ ઘેલાઇમાં આપણે કાયમ રહીયે તો સરકાર તેનો દુરુપયોગ ભવિષ્યમાં પણ કરવા ન ચૂકે. એટલે આ અસહકારની લડતમાં પ્રજાએ એકબીજા વચ્ચે સહકાર અને આરંભમાં પોતાના નેતાઓની સાથે સહકાર કરીને એટલે તેઓ કહે તેમ કરીને જ લડતમાં જીત મેળવવી જોઇયે એમ ગાંધીજીએ ઉપદેશ આપ્યો છે. આ જ ઉપદેશ સવારના જે સ્ટેશનો અમારે રસ્તે આવ્યાં ત્યાંના લોકોને આપતા ગાધીજી ૧૪મી તારીખે કાનપુર આવી પહોચ્યા. પણ કાનપુર અને બીજી જગ્યાઓની મુસાફરીનું વર્ણન તો આવતામાં

મહાદેવ હરિભાઇ દેશાઇ

---

તા. ૩૧-૧૦-૧૯૨૦

# દીવાળી કેમ ઉજવાય ?

આ કળિયુગમા આપણને રંગરાગ કરી દીવાળી ઉજવવાનો હક જ નથી એમ કહેવું વધારે પડતું નહિ ગણાય. દીવાળી ઉજવવી એટલે રામરાજ અનુભવવું. આજ હિંદુસ્તાનમાં રામરાજ છે ?

જે રાજા પ્રજાનું સાભળવા તૈયાર જ નથી, જે રાજાની પ્રજાને પીવાને દૂધ નથી, ખાવાને ખોરાક નથી, પહેરવાને વસ્ત્ર નથી, જે રાજા વગરવાકે પ્રજાની કતલ કરે છે, જે રાજા દારૂનો, અફીણનો, ગાજાનો વેપાર કરે છે, જે રાજા સુવરનું માસ ખાઇ મુસલમાનોનાં અને ગાયનું માસ ખાઇ હિંદુના મન દુખાવે છે, જે રાજા

ઇસ્લામને જોખમમાં નાંખે છે, જે રાજા ઘોડાઓની શરતોના જુગાર ખેલે છે, તે રાજાની પ્રજા દીવાળી કેમ ઉજવે?

અંગ્રેજી રાજ્ય રાવણ રાજ્ય કેમ?

આ વર્ણનમાં અતિશયોક્તિનો ભ્રમ કોઇએ રાખવાનો નથી; અથવા જેને એ ભય હોય તેને હું નમ્રતાપૂર્વક સમજાવવા આતુર છું. જો હું અંગ્રેજોને જરાયે અન્યાય કરતો હોઉં તો મારી ભૂલ સમજવા તૈયાર છું, ને સમજ્યે તેમની માફી માગવી મારો ધર્મ સમજીશ.

જે ધોરણ હું અંગ્રેજી રાજ્યને લાગુ પાડું છું તે જ ધોરણ હું હિન્દુસ્તાનના ગમે તે રાજાને લાગુ પાડવા ઇચ્છું છું. એટલું જ નહિ પણ હિન્દુસ્તાનના રાજાને હું વધારે કઠિન ધોરણ લાગુ પાડું છું. હળવામાં હળવું ધોરણ લાગુ પાડતાંયે અંગ્રેજી રાજ્યસત્તા મને અળખામણી લાગે છે. એ રાજ્યસત્તા પરનો મારો બધો મોહ નાશ પામ્યો છે.

અંગ્રેજી પ્રજાની બહાદુરીને સારુ મને સંપૂર્ણ માન છે. તેમની સંઘશક્તિ—યોજનાશક્તિ સરસ છે. તેમના સાહિત્યનો કેટલોક ભાગ વખાણવાલાયક છે. તેમનું બાઇબલ વાંચીને હું આત્મતૃપ્તિ પામી શકું છું. પણ તેમની સ્વાર્થવૃત્તિ તેમના ગુણોને ઢાંકી દે છે. તેમની પ્રવૃત્તિથી હિન્દુસ્તાનને નુકસાન જ થયું છે. હિન્દુસ્તાન પાયમાલ ને નામર્દ બન્યું છે. જે નામર્દી હિન્દુસ્તાનમાં આજે વર્તે છે તેવી મુગલાઇને સમયે કે બીજે કોઈ પણ સમયે ન હતી એવી મારી દૃઢ માન્યતા છે. અને એ નામર્દી અનાયાસે નથી આવી પણ ઇરાદાપૂર્વક પેદા કરવામાં આવેલી છે, તેથી આ રાજ્યને હું રાવણરાજ્ય માનું છું. જે આપણને જોઇયે છે તેને હું રામરાજ્ય કહું છું. એવું રામરાજ્ય તે સ્વરાજ્ય જ હોઈ શકે.

એ રાજ્ય કેમ સ્થાપી શકાય?

રામરાજ્ય કેમ સ્થપાય

પૂર્વે જ્યારે પ્રજા પીડાતી ત્યારે તપશ્ચર્યા કરતી. પ્રજા માનતી કે પોતાના પાપે પોતાને પાપી રાજા મળે છે; તેથી પોતે પવિત્ર થવા પ્રયત્ન કરતી. પહેલો પ્રયત્ન એ કે રાક્ષસને ઓળખી તેનાથી દૂર રહેવું, તેનો અસહકાર કરવો. અસહકાર કરવાનીયે હિંમત જોઇયે. તે હિંમત મેળવવા અને સુખ ઉપભોગનો ત્યાગ કરવો જોઇયે. રાક્ષસરાજ્યને હાથે કેળવણી લેવી, તેને હાથે પહેરામણી લેવી, તેને હાથે પોતાના કજીઆનો ચુકાદો મેળવવો, તેને કાયદાઓ ઘડવામાં મદદ કરવી, તેને સિપાહીઓ આપવા, તેનાં બનાવેલાં કપડાં પહેરવાં અને તેની સાથે

સાથે જ તે રાજ્યનો નાશ પણ ઇચ્છવો એ તો જે ડાળ ઉપર બેઠા હોઇયે તેને જ કાપવા બરોબર થયું. તે તો પાપ જ ગણાય. અને એમ રાજ્યનો નાશ પણ ન થાય. ત્યારે આપણે કઈ રીતે દીવાળી ઉજવીયે?

૧. આપણાં છોકરા સરકારની નિશાળમા ભણતા હોય તો તેને ઉઠાડી લઇયે.

૨. તેને બદલે બીજી નિશાળો સ્થાપીયે.

૩. આપણા કજીઆ આપણે ખાનગી પંચમેળે પતાવીયે.

૪. વકીલ હોઇયે તો વકીલાત છોડીયે.

૫. મતદાર હોઇયે તો કોઈ પણ ઉમેદવારને મત નહિ આપવાનો નિશ્ચય કરીયે ને બીજાને તેમ કરવા વીનવીયે. આપણા જ લત્તામા કોઇ ઉમેદવાર થયેલ હોય તો તેને ઉમેદવારી ખેંચી લેવાનો 'કાર્ડ' મોકલીયે.

૬. આપણે ઘરમા પવિત્ર રેટીયો દાખલ કરીયે.

૭. હાથે જ કાતેલા સુતરનું કાપડ વણાવીયે ને તેવું કાપડ પહેરી દેશને ખાતર વધારે ભાર ઉપાડીયે.

આ બધા કામોને સારૂ પૈસાની તો જરૂર હોય જ. તેથી આપણે યથાશક્તિ દાન કરીયે; બીજાઓની પાસે તે ઉઘરાવીયે. જો પ્રજા મારી સલાહ માને તો આ દીવાળીના દિવસોમા પ્રજાની પાસેથી હું કેવળ સ્વરાજને સારૂ જ કામ કરાવું.

દીવાળીમાં આટલું તો ન જ કરીયે:

૧. એશઆરામ ન કરીયે.

૨. જુગાર ન ખેલીયે.

૩. અનેક જાતના પકવાનો ન કરીયે.

૪. ફટાકડા ન ફોડીયે. આ બધા ત્યાગથી બચતા પૈસા આપણે સ્વરાજને સારૂ આપીયે.

આ આપદ્‌ધર્મ છે. જ્યારે આપણે મનમાનતું રાજ્ય સ્થાપીયે ત્યારે જરૂર કેટલાક નિર્દોષ આનંદો લઇયે. પણ અત્યારે તો પ્રજા શોકમાં છે, પ્રજાને વૈધવ્ય છે. તે વેળા તો પ્રજાથી રંગરાગ ખેલાય જ નહિ.

---

# § હિન્દુમુસલમાનનું ઐક્ય

એકતા પર ફટકાના પ્રસંગ

અસહકારને વિજયી બનાવવાનો આધાર જેટલો અહિંસા પર છે તેટલો જ હિન્દુમુસલમાનની એકતા પર છે. અસહકારની લડત દરમિયાન આ બન્ને બાબતોને ખૂબ કટાકટીના પ્રસંગો આવશે, અને તેમ છતાં ન તૂટતાં જો એ અક્ષત રહેશે તો વિજય નક્કી છે.

હિન્દુમુસલમાનની એકતા પર હમણા જ આગ્રામાં જબરદસ્ત ફટકો પડવાનો પ્રસંગ આવ્યો હતો. અને એમ કહેવાય છે કે જ્યારે દરેક પક્ષ અધિકારીઓ પાસે મદદ માટે ગયો ત્યારે તેમને 'ગાંધી-શૌકતઅલી પાસે જાઓ' એવો જવાબ મળેલો. સદ્‌ભાગ્યે અમારા કરતા અનેક રીતે વધુ યોગ્ય ગૃહસ્થ ત્યા હાજર હતા. હકીમ સાહેબ અજમલખાનજી બન્ને કોમનો વિશ્વાસ અને આદર ભોગવના એક ચુસ્ત મુસલમાન છે. પોતાના માણસોની ટુકડી સાથે પોતે આગ્રે પધારી કજીઆનો નીવેડો આણ્યો અને બન્ને કોમ વચ્ચે પાછી મિત્રાચારી સાધી દીધી. દિલ્હી નજીક પણ આવો જ એક પ્રસંગ બનેલો અને તેનો પણ જો આવો જ સુંદર રીતે નીવેડો લાવવામા આવ્યો ન હત તો કદાચ તેમાથી એક જબરદસ્ત ધડાકો થાત.

પરંતુ દરેક ઠેકાણે હકીમ સાહેબ અજમલખાનજી શાંતિના ફિરસ્તાની જેમ બરોબર અણીને વખતે પહોચી જાય એમ કાંઇ હમેશા જ ન બની શકે. તેમજ હું કે મૌલાના શૌકતઅલી પણ કાંઇ દરેક જગાએ પહોચીયે નહિ. અને છતાયે બન્ને કોમો વચ્ચે અણબનાવ કરાવી એકબીજા જોડે લડાવી મારવાના પ્રયત્નની સામે એકત્રિત થઇ બન્ને કોમોમા સંપૂર્ણ શાંતિ જળવાવી જોઇયે.

સરકારી મદદ ન લેવી

આગ્રાના અધિકારીઓને મદદ માટે અરજ પણ શા માટે કરવામા આવી ? અસહકારના કાર્યક્રમને આપણે સરળ કરી બતાવવો હોય તો જ્યારે જ્યારે આપણે માંહોમાહે કજીઆ થાય ત્યારે સરકારની મદદ વિના ચલાવી લેતા આપણને આવડવું જોઇયે. ગુન્હેગારોને સજા કરવા માટે અથવા માંહોમાહેના ટંટા પતાવવા માટે અંગ્રેજો ઉપર જ આપણે છેવટનો આધાર રાખવો પડે તો આપણી અસહકારની આખી યોજના જ નિષ્ફળ સિદ્ધ થાય. દરેક ગામમાં ઓછામાં ઓછો એક હિન્દુ અને એક મુસલમાન એવા હોવા જ જોઇયે કે જેનું કર્તવ્ય બન્ને કોમ વચ્ચેના કજીઆનો નીવેડો આણવાનું જ હોય. કેટલીક વાર તો સગા ભાઇઓ પણ મારામારી પર આવી જાય છે. હું માની લઉં છું કે શરૂઆતમાં તો કોઇ કોઇ વાર આવાં છમકલાં થયા

વગર રહેવાના નથી. કમનસીબે આપણે એટલે જાહેરમાં કામ કરનારાઓએ પ્રજાને અને ખાસ કરીને તેમાના તોફાની વર્ગને સમજવાનો તથા સમજાવવાનો ઘણો જ ઓછો પ્રયત્ન કર્યો છે. આમ પ્રજાના આદરને આપણે પાત્ર થઇયે અને તેના તોફાની તત્ત્વો પર અંકુશ મેળવીયે તે દરમિયાન લોકો મીજાજ ખોઇ બેસીને ક્યાક ક્યાક દગાફિસાદ કરી દેશે પણ ખરા. પણ એવે પ્રસગે સરકારની મદદ માગ્યા વગર ચલાવી લેતા આપણને આવડવું જોઇયે. હકીમ સાહેબ અજમલખાનજીએ આપણને એનો પાઠ શીખવ્યો છે.

આપણે 'હિન્દુમુસલમાન વચ્ચે જે ઐકય ઇચ્છીયે છીયે તે કાઇ ઉપરચોટીઉં કે થીગડા દીધેલુ નથી; સાચી દિલસફાઇ ઉપર ખડુ થયેલુ પરસ્પર હૃદયનુ ગઠન છે. હિન્દુમુસલમાનની એકતા સિવાય હિન્દુસ્તાન માટે સ્વરાજ્યની આશા સ્વપ્નવત્ છે એ વાત જે દિવસે આપણા ખરા જીગરમા વસી જશે તે દિવસે એ એકતા કાયમની સ્થપાશે. માત્ર કામચલાઉ સધિ ન ચાલે એકબીજાના ભય ઉપર તેનો આધાર ન હોઇ શકે. એ તો જેને એકબીજાના ધર્મને માટે માન છે એવા બરોબરીઆ વચ્ચેની ભાગીદારી જ હોઈ શકે. જો કુરાને શરીફમા હિન્દુઓને પોતાના નૈસર્ગિક શત્રુઓ ગણવાની મુસલમાનો પર ફરજ નાખવામા આવી હોત, અગર તો હિન્દુ ધર્મમા પણ બન્ને કોમો વચ્ચે દુશ્મનાવટ જ હોવી જોઇયે એની કશી આજ્ઞા કે આધાર હોત, તો બન્ને કોમ વચ્ચેના ઐકય વિષે હુ નિરાશ થાત.

બન્ને કોમો વચ્ચે ભૂતકાળમા જે દ્વેષ હતો તેવો જ દ્વેષ, જો અગ્રેજો આજે આપણી વચ્ચે રહી બન્ને કોમને ન ઝાલી રાખે તો ચાલુ રહે એમ હજુ આપણે માન્યા કરીયે તો આપણે ઇતિહાસ બરાબર શીખ્યા ન કહેવાઇયે પરતુ મને પૂરેપૂરી ખાત્રી છે કે હિન્દુ ધર્મ કે ઇસ્લામી ધર્મમા આવી માન્યતા રાખવા કોઇ જાતનો આદેશ નથી. એ ખરૂ છે કે બન્ને ધર્મોના સ્વાર્થી અને ઝનુની ઉપાસકો બન્ને કોમોને એકબીજાની સામે ઉશ્કેરે છે. એ વાત પણ સિદ્ધ છે કે ખ્રિસ્તી રાજ્યકર્તાઓની માફક મુસલમાન રાજ્યકર્તાઓએ પણ પોતાના ધર્મના પ્રચાર માટે તલવારનો ઉપયોગ કર્યો છે; પણ આજની દુનયા તેના અનેક આધુનિક દોષો છતાં, ગુલામીની પ્રથાની પેઠે જ જબરદસ્તીથી બીજા ધર્મનો વટાળ પણ સાખી શકે, નહિ! ચાલુ યુગનો વૈજ્ઞાનિક જુસ્સો એ જ કદાચ આજના જમાનાનો એક કિંમતીમા કિંમતી ફાળો છે. એ જુસ્સાએ ઇસ્લામી તેમજ ખ્રિસ્તી ધર્મને વિષેની કેટલીયે માન્યતાઓને પલટાવી નાખી છે. ઇસ્લામી ધર્મ વિષે લખનારો એક પણ એવો માણસ આજે મારી જાણમા,

નથી જે ધર્મપ્રચારને ખાતર બળનો ઉપયોગ કરવાની હિમાયતનો બચાવ કરતો હોય. આપણા જમાનાની ઉપર અસર કરનારા ઘટનાપ્રવાહો તરવારની ધારના કરતાં પણ વધુ સૂક્ષ્મ છે.

મારી તો માન્યતા છે કે પશ્ચિમમાં મહાભારત પાયા પર ચાલી રહેલ ખુનામરકી, કુટિલતા અને છેતરપીંડીની વચ્ચે પણ મનુષ્યજાતિ ચૂપણીથી અવશ્ય એક વધુ સારા યુગ તરફ પ્રયાણ કરી રહી છે. અને કાયમની હિન્દુમુસલમાન એકતા સ્થાપીને તથા અહિંસક સાધનો એટલે કે નિર્ભે આત્મયત્ન દ્વારા પોતાનું સ્વાતંત્ર્ય અને આત્મપ્રકટન પ્રાપ્ત કરી લઇને આજના અંધકારમાંથી દુનિયાને મોક્ષનો માર્ગ દેખાડી શકે તેમ છે.

---

# ચ્હાની દુકાનો

ગુજરાતમાં ચ્હાની દુકાનો બંધ થઇ છે એ ફેરશાર જેવો તેવો નથી. જેણે તે કાર્ય હાથમા લીધું ને પાર ઉતાર્યું તેને હું ધન્યવાદ આપું છું. મારી ઉમેદ છે કે આ ત્યાગ ટકી રહેશે.

એક જમાનો એવો હતો કે આપણે આપણું ખાવાપીવાનું ઘરમાં કરી લેતાં; પછી બહાર ખાવાપણું ન રહેતું. હવે તો બહાર જ ખાવાનું ઘણું રાખીયે છીયે. તેથી ખોરાક સારો નથી મળતો; મોંઘો મળે છે. એ રીતે ગરીબોને સારૂ આપણે મોંઘવારી કરીયે છીયે.

ચ્હામાં કંઈ ખાસ ગુણ મેં તો જાણ્યો નથી. વળી બજારમાં થયેલી ચ્હા ઉકાળેલી હોવાથી હાનિકારક હોય છે. પણ આ હીલચાલનું સારામાં સારૂં પરિણામ એ છે કે દૂધનો બચાવ થયો છે ને તેનો ભાવ ઘટ્યો છે. પ્રજા બરોબર ધ્યાન રાખશે તો દૂધનો કાબુ મેળવી દૂધ, ઘી વગેરે વસ્તુઓ જે ગરીબોને સ્વપ્નવત્ થઇ પડી હતી તે હવે તેઓ લઇ શકે એવો સંભવ છે.

પણ ચ્હાખાનાં પ્રજામતના બળથી બંધ કરવાં એ એક વાત અને પશુબળથી બંધ કરવાં એ જુદી જ વાત છે. મુંબઇમા પશુબળથી ચ્હાખાનાં બંધ કરવાનો પ્રયત્ન ચાલ્યો છે એ મને તો ભયંકર લાગ્યો છે. તે બાબત ત્યાંના છાપાવાળાને મેં કાગળ પણ લખ્યો છે. તે તરફ વાંચનારનું ધ્યાન ખેંચું છું. જોરાવરીથી ચ્હાખાનાં

બંધ થાય તેના કરતા તે ખુલ્યા રહે એ હું વધારે પસંદ કરૂં. મ્હાખાના બંધ કરાવવાનો રસ્તો મ્હાવાળાઓની ઉપર જુલમ કરવો એ નથી, પણ ત્યા જનારાને સમજાવવા એ છે. વળી તેની પ્રવૃત્તિમા મારૂ નામ વપરાયુ જોઇ હુ વધારે દુખી થયો છુ. કોઈ પણ બળાત્કારમા હું ન જ હોઉં. બળાત્કારને હુ અધર્મ માનું છુ. સારામા સારૂં કાર્ય પણ હું બળાત્કારે કરાવવા નથી ઇચ્છતો. સ્વરાજ સુદ્ધા હું બળાત્કારે લેવા નથી માગતો. ત્યારે મ્હાખાના બળાત્કારે બંધ કરવા હું કેમ જ ઇચ્છુ ?

પણ ઘણા મહત્ત્વનો ફેરફાર તો પ્રજા મદ્યપાન મુકાવીને કરાવી શકે છે. જો પ્રજા આ કાર્ય પોતાના હાથમા લે તો દારૂના પીઠા બંધ કરાવી શકે છે. પીઠાના માલીકને સમજાવીને નહિ. માલીકને સમજાવવા એ હુ લગભગ અશક્ય માનુ છુ. પણ દારૂ પીનારને તેના દુર્ગુણો સમજાવી તેના મન ઉપર અસર પાડવી હું મુશ્કેલ ગણતો નથી મ્હાથી માણસની હોજરી બગડે છે, દારૂથી આત્માનો વિનાશ થાય છે દારૂની પાછળ દિવાનાપણુ, વ્યભિચાર, જુગાર વગેરે આવે છે દારૂથી મન મલિન થાય છે, હૃદય ઘાતકી બને છે. મારી દૃઢ માન્યતા છે કે પશ્ચિમના લોકો દારૂના વ્યસનથી મલિનતાને પામ્યા છે. એ જ કારણથી તેઓ દુષ્કૃત્યોથી ડરતા નથી ને પાપને પુણ્ય માને છે. તેથી જો આપણે ગુજરાતમા દારૂ પીવાની બૂરી ટેવમાંથી પ્રજાને છોડવી શકીયે તો તેને એક જેલમાથી છોડવ્યા સમાન છે. દારૂની માણસને જરાયે જરૂર નથી એ તો જગત્પ્રસિદ્ધ વાત છે દારૂડીઆથી સયમ ન જ જાળવી શકાય એ કોનાથી અજાણ્યુ છે ? એટલે મારી ઉમેદ છે કે વિવેકથી, પશુબળ વાપર્યા વિના ને સમજણથી દારૂના વ્યસનમાથી દારૂ પીનારને છોડાવવાનો પ્રયત્ન ચાલુ થશે.

તેમા મુશ્કેલીઓ છે જ. મ્હા પીનારાને સમજાવવા એ સહેલુ હતુ. દારૂ પીનારને સમજાવવાનું કામ વધારે મુશ્કેલ છે. છતા પ્રજામતની પાસે સહુ રંક બની જાય છે. પ્રજામતથી લજ્જિત થઇને પણ દારૂ પીનારા પોતાનું વ્યસન છોડી દેશે.

આઠમું પુસ્તક ૨૫મી માર્ચને દિવસે બહાર પડશે

## વાચકોને સૂચના

§ નિશાનીવાળા લેખો 'યંગ ઇંડીયા'માંથી ભાષાન્તર છે.

† „ „ અંગ્રેજી પરથી „

¶ „ „ ગાંધીજીની મુસાફરીઓનાં તેમના સાથીઓએ કરેલાં વર્ણનો છે.

પહેલું પુસ્તક ખલાસ થયેલું હોવાથી સામટા ૧૮ પુસ્તકના ગ્રાહક તરીકે નામ નોંધાવનારાઓને પણ તે મળી શકશે નહિ; માટે તેવાઓએ રૂા. ૮ ને બદલે રૂા. ૭-૯-૦ મોકલવા.

# ગાંધીજીનું 'નવજીવન'



તા. ૩૧–૧૦–૧૯૨૦

## § પ્રત્યેક અંગ્રેજને–

પ્રિય મિત્ર!

હું ઇચ્છું છું કે હિન્દમાંનો પ્રત્યેક અંગ્રેજ આ પત્રને જુએ અને એની ઉપર વિચાર કરે.

સૌ પહેલા તો હું તમને મારી ઓળખ કરાવી લઉં. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે મેં બ્રિટિશ સરકાર જોડે આજ સુધીમાં જેટલો સહકાર કર્યો છે તેટલો બીજા કોઇ હિન્દીએ નહિ કર્યો હોય. બીજા હરકોઇ માણસને બળવો કે બહારવટું કરવાનું મન થઈ જાય એવા કઠણ સંજોગો વચ્ચે રહીને મેં ૨૯ વરસ સુધી તમારા સામ્રાજ્યમાં અખંડ જાહેરસેવા કરી છે. અને એ સેવા તમારા કાયદાઓએ યોજેલી સજાઓની બીકથી અગર બીજે કોઇ પણ સ્વાર્થી હેતુથી કરી નથી એ ખાત્રીથી માનજો. એ સહકાર સ્વતંત્ર, મરજીયાત અને બ્રિટિશ સરકારની એકંદર પ્રવૃત્તિ એ હિન્દુસ્તાનના લાભમાં છે એ શ્રદ્ધાથી પ્રેરાઇને જ કરેલો હતો. એ જ શ્રદ્ધાથી સામ્રાજ્યની ખાતર ચાર વેળા મેં મારી જાતને જોખમમાં નાંખી: (૧) બોઅર યુદ્ધ વેળાએ; તે વેળા મારા હાથ હેઠળ એક ઍમ્બ્યુલન્સ (જખમી થયેલાઓને મદદ પહોંચાડનારી) ટુકડી હતી જેની સેવા વિષે જનરલ

મારી સામ્રાજ્ય-સેવા

ચુલરે પોતાના ખરીતાઓમાં ખાસ ઉલ્લેખ કરેલો; (૨) નાતાલમાં, ઉઠેલા ઝુલુ બળવાની વેળાએ; તે વખતે પણ મારી પાસે તેવી જ ઍમ્બ્યુલન્સ ટુકડી હતી; (૩) છેલ્લા મહાયુદ્ધની શરૂઆતમાં; તે વખતે પણ મેં એવી જ ટુકડી ઉભી કરેલી, જેની અતિપરિશ્રમભરી તાલીમને પરિણામે મને સખત પ્લુરસીનો રોગ થયેલો; અને છેલ્લે (૪) દિલ્હીમાં મળેલી યુદ્ધ પરિષદ્ વખતે મેં લૉર્ડ ચેમ્સફર્ડને લશ્કરભરતીમાં મદદ કરવા વિષે આપેલા વચનનો જીવતોડ અમલ કરીને. આ કામને સારુ ખેડા જીલ્લામાં રહીને અને લાંબી લાંબી મજલો કરીને મેં એટલી મહેનત ઉઠાવેલી કે એમાંથી મને જીવલેણ મરડો લાગુ પડ્યો અને હું માંડ માંડ મરતો બચ્યો.

આ બધી સેવાઓ મેં એવી જ શ્રદ્ધાના બળ ઉપર કરેલી કે મારાં એ કામોથી સામ્રાજ્યમાં મારા દેશને સમાન દરજ્જો મળશે. હજુ છેક ગયા ડિસેમ્બર સુધી સરકાર ઉપર ભરુસો રાખી સહકાર કરવા મેં મારા દેશબંધુઓને વીનવ્યા. મને ત્યાં સુધીયે આશા હતી કે મિ. લૉઇડ જ્યૉર્જ પોતે મુસલમાનોને આપેલાં વચનોને પાળશે અને પંજાબના અત્યાચારોની અંતે બહાર આવેલી હકીકતો ઉપરથી પંજાબીઓ પર ગુજરેલ સિતમની પૂરી ભરપાઈ કરવામાં આવશે. પણ મિ. લૉઇડ જ્યૉર્જે કરેલા વિશ્વાસઘાતથી, તમે તેના વર્તનને જે રીતે વખાણ્યું તે ઉપરથી, અને પંજાબના અપરાધીના તમે કરેલા ઢાંકપીછોડા ઉપરથી સરકારના શુભ હેતુઓ ઉપરનો તેમજ જે પ્રજા એવી સરકારને ટેકો આપી રહી છે એ પ્રજા ઉપરનો મારો બધો ઇતબાર ઉડી ગયો છે.

પણ તમારા શુભ હેતુઓ વિષેનો મારો વિશ્વાસ ઉડી ગયો હોય તોપણ તમારી બહાદુરીને હું ઓળખું છું અને હું જાણું છું કે ન્યાય અને દલીલને વશ થઈ તમે જે આપવા તૈયાર નહિ થાઓ તે શરાતનને નમીને આપવા રાજી થઈને તૈયાર થશો.

સામ્રાજ્યનો અર્થ હિન્દને માટે શું છે તે તો જુઓ:

૧. ગ્રેટબ્રિટનના લાભની ખાતર હિન્દનાં દ્રવ્યોનું શોષણ.

૨. રોજ વધતાં જતાં લશ્કરી ખર્ચ, અને દુનિયાના કોઈ પણ દેશના કરતાં વધુ ખરચાળ મુલ્કી અમલદારોનું ખાતું.

૩. હિન્દની ગરીબાઈનો છાંટાભાર ખ્યાલ ન કરતાં ઉડાઉપણે ચલાવવામાં આવતાં સઘળાં સરકારી ખાતાં.

૪. અમારી વચ્ચે વસતા તમારા મૂઠીભર અંગ્રેજોની જાન રખેને જોખમમાં આવે એ બીકે આખી પ્રજાની પાસેથી છીનવી લેવામાં આવેલાં હથિયાર, અને તેને પરિણામે પ્રજામાં આવી ગયેલું નપુંસકત્વ.

૫. આવી અતિ ખરચાળ સરકારને નભાવવા દારૂ, અફીણ અને એવા જ બીજા માદક પદાર્થોનો ચલાવવામાં આવતો વેપાર.

૬. પ્રજાના ઉદ્વેગને જાહેર કરવા દિનપ્રતિદિન વધતી જતી પ્રવૃત્તિને દાબી દેવાની ખાતર નિત્ય નવા ઘડાતા દમાણ અને સખ્તીના કાનૂનો.

૭. તમારી વસાહતોમાં વસતા હિન્દીઓ પ્રત્યે ચલાવવામાં આવતું શરમભર્યું વર્તન; પંજાબના કારભારને આપેલું સાબાશીનું પ્રમાણપત્ર અને મુસલમાન લાગણીને તુચ્છકારી કાઢી તમે અમારી લાગણીઓની કરેલી અવગણના.

હું જાણું છું કે જો અમે લડીને તમારા હાથમાંથી અમારું રાજ્ય ખૂંચવી લઈ શકીએ તો તે સામે તમે વાંધો ન ઉઠાવો. તમે જાણો છો કે તેમ કરવાની અમારામાં તાકાત નથી; કારણકે તમે એવી ખુલ્લી અને ખાનદાનીભરી લડાઈ કરવા જેવી અમારી સ્થિતિ રહેવા દીધી નથી. આમ લડાઈના મેદાનમાં અમારું શૂરાતન સિદ્ધ કરવાનાં બારણાં અમારે માટે બંધ છે, આત્માનું શૂરાતન બતાવવાનો રસ્તો હજુ અમારે માટે ખુલ્લો છે. એ શૂરાતનને પણ તમે નમશો એ હું જાણું છું. એ શૂરાતન મારી પ્રજામાં જગાવવાનું કાર્ય હું અત્યારે કરી રહ્યો છું. અસહકાર એટલે આપભોગની તાલીમ. જ્યારે અમે જોઈ ચુક્યા કે આ દેશના તમારા રાજ્યકારભાર હેઠળ અમે રોજ વધારે ને વધારે ગુલામીમાં ખૂંચતા જઈએ છીએ, ત્યારે અમે હવે શા સારુ તમારી જોડે સહકાર કરીએ? શૂરાતન જગવી રહ્યો છું

મારી સલાહને પ્રજા આજ જે આટલી ઝીલી રહી છે તે મારા નામને લીધે નથી. મારા નામને અગર અલી બિરાદરોના નામને આ બાબતનો વિચાર કરતી વેળાએ તમે બાજુએ મુકજો. હું પોતે જો આજે પ્રજાને મુસલમાનોની સામે થવાની સલાહ આપવાની મૂર્ખાઈ કરું, અગર અલી ભાઈઓ તેવી રીતે મુસલમાનોને હિન્દુઓ વિરુદ્ધ ઉશ્કેરવા પોતાનું જાદુઈ બળ વાપરે તો અને તેમજ તેઓને બંનેને પ્રજા તત્કાળ ફેંકી દે. લોકોનાં ટોળેટોળાં આજે અમારા બોલ સાંભળવા ધસે છે, કારણકે તમારા જુલમ નીચે કકળતી પ્રજાના અંતરની લાગણીઓ, અમે બોલી બતાવીએ છીએ. અલી બિરાદરો પણ કાલ સુધી તમારા મિત્ર હતા; જેવો હું હતો અને હજી છું. મારો ધર્મ તમારા પ્રત્યે મારા અંતરમાં કોઈ પણ પ્રકારની કડવાશ સંઘરવાની મને મનાઈ કરે છે. મારા કાંડામાં જોર હોય તોપણ હું મારો પ્રજા મારું કેમ માનશે છે?

તા. ૩૧-૧૦-૧૯૨૦

હાથ તમારી સામે ન ઉગામું. મારા દુઃખભોગથી જ તમને જીતવાની હું ઉમેદ ધરાવું છું. અલી ભાઇઓ તેમનાથી બને તો તેમના દીનની ખાતર અને દેશની ખાતર અવશ્ય તલવાર ખેંચે. પણ પ્રજાની લાગણીઓ જાહેર કરવાના અને તેમના દુઃખનો ઇલાજ શોધવાના કામમાં એમણે અને મેં પ્રજાની જોડે સહીયારૂં કર્યું છે.

લોકલાગણીના આ ચડતા ઉભરાને દાબી દેવાના ઉપાયની તમે શોધમાં છો. હું તમને સૂચવીશ કે એનો ઉપાય એક જ છે, અને તે એ જ કે રોગનાં કારણો જ શોધીને દૂર કરવાં. હજુ બાજી તમારા હાથમાં છે. હિન્દને કરેલા ઘોર અન્યાયો માટે તમે પ્રાયશ્ચિત્ત કરી શકો છો. મિ. લૉઇડ જ્યૉર્જ પાસે તમે તેમનું વચન પળાવી શકો છો. હું તમને ખાત્રી આપું છું કે એમણે જે કર્યું છે તેમાંથી છટકવાની કેટલીયે બારીઓ એમણે જાતે જ રાખેલી છે. નામ૰ વાઇસરાયને પાછાં જવાની તમે ફરજ પાડી શકો છો. લાયક માણસને એ જગ્યા આપી શકાય. સર માઇકલ ઓડવાયર તેમજ જનરલ ડાયરને વિષેના તમારા વિચારો પણ તમે ફેરવી શકો છો. પ્રજાના જાણીતા, તેમણે ચુંટી કાઢેલા અને સર્વ મતના આગેવાનોની એક પરિષદ્ બોલાવીને હિન્દુસ્તાનની પ્રજાની ઇચ્છાઓને અનુસરતું સ્વરાજ્ય બક્ષવાનો રસ્તો કાઢવા તમે સરકારને ફરજ પાડી શકો છો.

પણ પ્રત્યેક હિન્દી ખરેખર તમારો બરોબરીઓ અને તમારો ભાઇ છે એ તમે ન જુઓ ત્યાં સુધી તમારાથી આ બનવાનું નથી. હું તમારા આશ્રયનો યાચક નથી; હું તો મિત્ર તરીકે એક કઠણ પ્રશ્નનો ખાનદાનીભર્યો ઉકેલ તમને દેખાડી રહ્યો છું એટલું જ. બીજો રસ્તો દમાણ અને સખ્તીનો તો તમારી સામે ખુલ્લો છે જ. હું તમને ચેતવું છું કે એ ઇલાજ નિષ્ફળ જશે. એનો આરંભ તો થઇ ચુક્યો છે. સરકારે પાણીપતના બે બહાદુર પુરુષોને સ્વતંત્ર અભિપ્રાયો ધરાવવા અને તે જાહેર કરવાને સારૂ કેદ કર્યા છે. બીજા પર લાહોરમાં કેસ ચાલી રહ્યો છે. અયોધ્યામાં બીજો એક કેદ થયો છે. ત્રીજાનો ચુકાદો હવે થવાનો છે. તમારી આજુબાજુ શું ચાલી રહ્યું છે તે તમારે જોવું જોઇએ. અમારી પ્રવૃત્તિ તો દમાણ અને સખ્તીની આશા રાખીને જ શરૂ થઇ છે. હું માનપૂર્વક તમને બેમાંથી સારો રસ્તો લેવા અને જે હિન્દુસ્તાનનું લૂણ તમે ખાઓ છો તેની પ્રજાનો પક્ષ લેવા વીનવું છું. એની આકાંક્ષાઓને રોકવા પ્રયત્ન કરવો એ આ દેશની બેવફાઇ કરવા બરોબર છે.

તમારો વફાદાર મિત્ર,
મોહનદાસ કરમચંદ ગાંધી

# અલીગઢ કૉલેજના ટ્રસ્ટીઓને—

ગૃહસ્થો !

હિન્દમાંની આખી મુસલમાન દુનિયાને લગતા એક ભારેમાં ભારે કટોકટીના વિષય ઉપર તમારો નિર્ણય આપવાને ભેગા થવાની તમે તૈયારીમાં છો. હું સાંભળું છું કે તમારી બેઠક મળે તે વખતને માટે તમે સરકાર અને પોલીસની મદદ માગી રહ્યા છો. આ અફવા જો સાચી હોય તો તેમ કરવામાં તમારે હાથે ભારે ભૂલ થશે એ ખચીત માનજો. ઘરમેળે બેસી પતાવવાની વાતમાં સરકારની દખલ અગર પોલીસનું રક્ષણ જોઇયે જ શું કરવા? અલી ભાઇઓ કે હું બેમાંથી કોઇયે પશુબળની લડાઇમા થોડા જ ઉતર્યા છીયે? અમે જગાવેલી લડાઇમાં અમારૂં એકપૂરૂં હથિયાર પ્રજામત છે અને એ પ્રજાને જો અમે અમારી બાજુએ નહિ રાખી શકીયે તો અમારી ચોખ્ખી હાર છે. આપણી વચ્ચેના કજીઆમાં પણ પ્રજામતની પરીક્ષા તમને બહુમતી મળ્યાથી જ થશે. એટલા માટે આ બાબતની સંપૂર્ણ ચર્ચા કર્યા પછી જો બહુમતીથી તમે એવા નિર્ણય ઉપર આવો કે જો કૉલેજ અને શાળાના વિદ્યાર્થીઓ સંસ્થાઓને સરકારથી છૂટી પડાવવા અને સરકારી ગ્રાંટ છોડી દેવડાવવા વિષેનો પોતાનો આગ્રહ ન મુકી દે તો વિદ્યાર્થી તરીકે અગર બોર્ડરો તરીકે પણ કૉલેજની સરહદમા ન રહે તો શાંતિપૂર્વક તેઓ કૉલેજ ખાલી કરશે. તેમ થાય તો બનતા લગી અલીગઢમાં જ, નહિ, તો બીજી કોઇ જગાએ તેમને કેળવણી આપવાનું ચાલુ રાખવાનું અમે ધાર્યું છે. એમની દુન્યવી કેળવણી જરૂર વગર એક દિવસ પણ ન અટકે એવી અમારી ઇચ્છા છે; પણ એ કેળવણી ઇસ્લામના કાનૂનને અને હિન્દની ઇજ્જતને અનુસરીને આપવાની અમારા દિલની ખ્વાહિશ છે. નામાંકિત ઉલેમાઓનો આ બાબતમા મેં અભિપ્રાય પૂછી જોયો છે, અને તેમનો મત એવો છે કે જે સરકારે પવિત્ર ખિલાફતને નાબુદ કરવા અગર જઝીરત-ઉલ-અરબ પરના ઇસ્લામી કબજામાં હસ્તક્ષેપ કરવા સીધી કે આડકતરી રીતે પ્રયત્ન કર્યો છે તે સરકારની મદદ કોઇ પણ ધર્મનિષ્ઠ મુસલમાનથી લઇ શકાય નહિ. હિન્દની ઇજ્જતને આ સરકારે કેવી રીતે ઇરાદાપૂર્વક ધૂળમાં રગદોળી છે એથી તો તમે મારા જેટલા જ વાકેફ છો. આ કારણોને લઇને લોકોનો જુસ્સો કાબુમાં રહી શકે એટલી સાવધાનીપૂર્વક પ્રજા સરકાર જોડેનો બધો મરજીયાત નાતો તોડી રહી છે. આવા સંજોગો વચ્ચે, મને લાગે છે કે, સરકારી ગ્રાંટને હવે

સરકારી મદદ નહિ છોડો તો—

પછી લેવા ઇનકાર કરી તમારી મહાન સંસ્થાને સરકારથી સ્વતંત્ર બનાવવી અને મુસ્લીમ યુનિવર્સિટી માટે મળેલું ચાર્ટર (-સનદપત્ર) પાછું આપી દેવું એટલું તો તમારે ઓછામાં ઓછું કરવું જોઇયે. અલીગઢ સંસ્થાના વિદ્યાર્થીઓએ પણ જો તમે ઇસ્લામ અને હિન્દની સામું ન જુઓ તો સરકારનું છત્ર કબુલ રાખનારી તમારી સંસ્થાનો પડછાયો તજવો જોઇયે. આવી સંસ્થા ઇસ્લામ અને હિન્દ તરફથી માન પામવાનો પોતાનો બધો હક ગુમાવે છે. આ અલીગઢને ઠેકાણે તેમણે વધુ વિશાળ, વધુ ઉદાત્ત અને વધુ નિર્મળ અલીગઢ—તેના મહાન સંસ્થાપક સર સૈયદ અહમદના સચ્ચા જીગરમાંની આકાંક્ષાઓને પૂરી કરનારૂં અલીગઢ—ઉભું કરવું જોઇયે. મારી તો કલ્પનામાં પણ નથી આવી શકતું કે પ્રાતઃસ્મરણીય મર્હુમ સર સૈયદ અહમદ પોતાની મહાન સંસ્થાને હાલની સરકારની સત્તા અગર અસર હેઠળ એક ક્ષણ વાર પણ રહેવા દેવાનો વિચાર સરખો શી રીતે કરી શકત !

અલીગઢ સંસ્થાને સરકારી કાબુ અને સરકારી ગ્રાંટમાંથી છૂટી પાડવાનો ખ્યાલનો હું ઉત્પાદક હોવાથી મને લાગે છે કે તમારી ચર્ચા વેળાએ જો હું તમારી વચ્ચે હોઉં તો તમને કદાચ મદદરૂપ થઇ પડું. આથી જો મને તમારી સભામાં હાજર રહેવા આજ્ઞા કરશો તો હું આનંદથી મારી સેવા અર્પણ કરવા તૈયાર છું. હાલ હું મુંબઇ જાઉં છું અને ત્યાં તમારા જવાબની રાહ જોઇશ.

પણ તમે મને સભામાં બોલાવજો અગર ન બોલાવજો પણ આ ચોખ્ખી ઘરગતુ વાતની વચ્ચે કૃપા કરીને સરકારને તો ન જ નોતરતા.

અને સરકારને પણ તમારી મારફત મને થોડુંક કહી લેવા દો. આજકાલ મારે અને અલી બિરાદરોને વિષેના સરકારના ઇરાદાઓ વિષે અનેક અફવાઓ ઉડયાં કરે છે. હું ઉમેદ રાખું છું કે આ લડતને શાંતિમાં વધવા દેવાની ખાતર સરકાર અમારી સ્વતંત્રતા પર અંકુશ ન મુકે. અમે સીધામાં સીધી રીતે અમારી લડત હંકારવા મથી રહ્યા છીયે. અમે સરકારને પ્રજાની ઇચ્છા આગળ નમાવવા અને તેમ કરવા તે તૈયાર ન હોય તો પશુબળનો આશ્રય લઇને નહિ, પણ શુદ્ધ પ્રજામતના જોરથી તેને ઉથલાવી પાડવા મથી રહ્યા છીયે. અમે માનીયે છીયે કે સરકારની ગેરનિયતને ઉઘાડી પાડી પ્રજાને કેળવવી અને લોકોની બુદ્ધિ તથા લાગણીઓને જગાવીને પોતાની અંદરના શારીરિક પશુજુસ્સાને કદી વશ ન થવા, અને મ્હોડાના શબ્દોથી નહિ પણ પ્રત્યક્ષ અમલ કરીને એટલે કે સરકાર જોડેનો બની શકે તેટલો બધો નાતો તોડી બતાવીને અસહકાર કરવા લોકોને કહેવું એ તદ્દન કાયદેસર,

ન્યાય્ય અને ખાનદાન કામ છે, પણ જો સરકારનો ઇરાદો વિચાર સ્વાતંત્ર્ય અને શાંતિભર્યું કાર્ય સુદ્ધાં દાબી દેવાનો હોય તો ઉમેદ રાખીશ કે તેઓ અમારી સામે નજરકેદના અગર અમુક જ પ્રાન્તમાં રહેવું કે અમુક જગાએ ન જવું એવા કશા હુકમ ન કાઢતાં અમને સીધા કેદ જ કરે. કારણકે અમારે પોતાને હાથે સુદ્ધાં આ ઘડીએ કાયદાનો સવિનય ભંગ ન થાય એવી અમારી ખરા અંતઃકરણની ઇચ્છા છે અને છતાં જો અમારી ઉપર અમને છૂટા રહેવા દેવા છતાં અમારી હરવા ફરવાની સ્વતંત્રતા ઉપર અંકુશ મુકનારો કશો હુકમ બજાવવામાં આવશે તો નિરુપાયે તેનો સવિનય નિરાદર કરવાની અમારા ઉપર ફરજ આવી પડશે. કારણ જ્યા સુધી અમારાં શરીરોની પ્રત્યક્ષ અટકાયત ન કરવામાં આવે ત્યા સુધી અમારા કાર્યને માટે જ્યાં જ્યાં જવા આવવાની જરૂર જણાય ત્યા તે શરીરોનો તેવો ઉપયોગ અમારે કરવો જ રહ્યો.

તસ્દીને માટે સવિનય દરગુજર ઇચ્છનાર, તમારો સાચો સેવક,

મોહનદાસ કરમચંદ ગાંધી

---

# ¶ ચોમેર જાગૃતિ

## ૧

ગયા પત્રનું મથાળું 'સંયુક્ત પ્રાન્તની મુસાફરી' રાખ્યું હતું. એ જ પત્ર હજી ચાલુ છે છતાં મથાળું બદલ્યું છે, તે સકારણ છે. અમારી મુસાફરી સંયુક્ત પ્રાન્તમાં જ સમાસ થવાની હતી તેને બદલે પંજાબ સુધી પહોંચી અને જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં જાગૃતિ જ જોઇ.

### દિલને જલાવો

આપણે કાનપુર આવીને અટકયા હતા. કાનપુરમાં સ્ત્રીઓની બે સભાઓ આગળ ગાંધીજી બોલ્યા. બપોરે તેમણે સરકાર પાસેથી મદદ ન લેતી એક ગુજરાતી શાળા ખોલી, અને સાંજે જાહેર સભામાં ગયા. સાંજની સભામાં હાજર રહેલા માણસોનો અંદાજ ૩૦ થી ૪૦ હજારનો કહેવાય છે. વ્યવસ્થાની ખામી તો અહીં પણ જણાતી હતી. વ્યાખ્યાનપીઠ સુધી પહોંચતાં જ દસ પંદર મિનિટ ગઇ હશે. પણ સભાનું કામ શરૂ થઇ ગયા પછી ભારે શાંતિ પથરાઇ રહી. ગાંધીજીનું ભાષણ વ્યવસ્થાશક્તિની આવશ્યકતાથી શરૂ થયું. તેમણે જણાવ્યું, "આપણે હિન્દુસ્તાનનું રાજ્ય ચલાવવા માગીયે છીયે તો આપણામાં અંગ્રેજની વ્યવસ્થાશક્તિ આવવી જોઇયે. મેં આ જલસાના કરતાં પણ મોટું લશ્કર જોયું છે; તેની સાથે કૂચ કરી છે; પણ તેમાં મેં ભારે તાલીમ જોઇ હતી. સવારના બે વાગે હતી ૧૦૦૦૦ માણસોને

અસહકાર એટલે આનંદ સહકાર

થઇને મેં જાતે કૂચ કરી છે: રાતના અમને હુકમ મળ્યો હતો, અને ચુપચૂપ સવાર સુધીમાં તો અમુક જગ્યાએ પ્હોંચી જવાનું હતું. સવાર સુધીમાં અમારામાંથી નથી કોઇએ એકબીજા સાથે વાતો કરી કે નથી બીડી પીવાને માટે દીવાસળી સળગાવી. પણ ત્યાં તો તલવારથી મુકાબલો કરવાનો હતો. અહીં તો તલવાર છોડીને મુકાબલો કરવાનો છે, એટલે લશ્કરી તાલીમના કરતાં પણ વધારે ભારે તાલીમ જોઇશે. એ તાલીમ વિના આપણી લડત લડવી બહુ કઠણ થઈ પડશે. લડતમાં ફતેહની બીજી કુંચી હિન્દુમુસલમાન મહોબ્બતની છે. ઘોડાની મહબ્બત નહિ, પણ માજણ્યા ભાઇઓની વચ્ચે જે મહબ્બત હોય છે તે મહબ્બત હિન્દુમુસલમાનો વચ્ચે થાય એમ હું ઇચ્છું છું." સરકારની સાથે અસહકાર એટલે આન્તર સહકાર. આન્તર સહકારનું ભાન ન થાય તો અસહકાર ચલાવવો અશકય છે એમ તેમણે જણાવ્યું. "આન્તર સહકાર કરીને જે કુરબાની થશે તેમાં કાંઇ ઓર જ જોર હશે; તેમાં મકાનો બાળવાપણું નહિ રહે; તેમાં દિલને જલાવવાપણું રહેશે અને દિલને જલાવ્યા વિના દિલની કુરબાની નથી થઇ શકવાની"

અસહકારના કાર્યક્રમની ઉપર કેટલુંક વિવેચન કરીને તેમણે ઉપસંહાર કરતાં જણાવ્યું, "આપણો પક્ષ સચ્ચાઇનો છે એ વાત ખરી, પણ સચ્ચાઇની સાથે કુરબાની આવે તો જ સચ્ચાઇ જીતી શકે છે. સચ્ચાઇની પરીક્ષા કુરબાની છે."

મી. મહમદઅલીએ હમેશની જેમ બે વાતો ઉપર ખાસ ભાર મુકયો: "એક તો એ કે બહાર કોઇના ઉપર વિશ્વાસ રાખવામાં કાંઈ સાર નથી; અને બીજી એ કે તમારે પોતાની આઝાદી જાળવવી હોય, તો બહારના તમારા પાડોશીઓની પણ આઝાદી જાળવો. આખું યૂરોપ ખુવાર થઇને આજે બેઠું છે. પારકાઓની ગુલામીની સાંકળ વધારે મજબૂત કરવાને સરકારને હિન્દુસ્તાનના જ ગુલામો મળે છે. તમે એ કાર્ય ચાલુ રાખશો તો એમ ખચીત સમજજો કે જેમને તમારા વડે તેઓ ગુલામો બનાવી રહ્યા છે તેમની મદદ વડે તમારી ગુલામી પણ કાયમ રાખવાની એ સલ્તનત પેરવી કરશે. તમને ગુલામોથી ઘેરી લઈને તમે કોઈ દિવસ ચૂં કે ચાં ન કરી શકો એવી સ્થિતિ ઉત્પન્ન કરવાની અહર્નિશ પેરવીમાં એ સલ્તનત છે."

## લખનૌની ભારે સભા

કાનપુર છોડી અમે લખનૌ ગયા. આખા પ્રાન્તમાં ઓછામાં ઓછી જાગૃતિવાળું લખનૌ ગણાય છે. સત્યાગ્રહપ્રતિજ્ઞા ઉપર સહી લેવાને બે વર્ષ ઉપર ગાંધીજી જ્યારે લખનૌ ગયા હતા ત્યારે ત્યાં સભા બોલાવવાની પણ ગાંધીજીને મહામુશીબત પડી હતી. જેમ તેમ સભા બોલાવેલી અને તે પણ હમણાં જ ૨ વર્ષ અને ૯ મહિનાની જેલ મેળવીને આઝાદ થયેલા મૌલવી ઝફરલમુલ્કે જ્યારે પ્રમુખ થવાનું બીડું ઝડપેલું ત્યારે જ થઈ શકેલી. એ સભામાં હાજરી પણ માંડમાંડ પાંચસો માણસોએ આપેલી. એ જ લખનૌમાં તા. ૧૬માને દિવસે 'રિફાઈ આમ' નું મોટું મેદાન માણસોથી ઉભરાઇ રહ્યું હતું. વ્યવસ્થા પણ ભારે હતી, અને વ્યાખ્યાનોની શરૂઆત થઇ એટલે આખી પચીસત્રીસ હજારની સભા ચિત્રવત્ બની ગઈ હતી.

આમ આ સભા ભારે હતી, ત્યારે તેની ઉણપ એ હતી કે તેમાં શહેરના આગેવાનોનું નામનિશાન ન હતું. આ દુઃખની વાત છે ખરી, પણ નાઉમેદ કરનારી વાત નથી. પ્રજા જ જાગૃત થઈને ઉંઘતા આગેવાનોને જગાડશે, અને તેઓ નહિ જાગે તો તેઓ આગેવાન થતા પણ મટશે જમાનો બદલાતો જાય છે, તેમ પ્રજામાંથી નવા કામ કરનારા—કુરબાની કરનારા આગેવાનો ઉત્પન્ન થશે.

## શયતાનિયતની મૂર્તિ

તલવારત્યાગ પર મક્કમ રહો

ગાંધીજીએ પોતાના ભાષણની શરૂઆત કરતાં જણાવ્યું કે "આપણે તો મોટું રાષ્ટ્રીય લશ્કર બનાવવાનું છે. ભારે તાલીમ વિના આપણે તેવું લશ્કર નથી બનાવી શકવાના." આગળ એમણે જણાવ્યું કે "બ્રિટિશ સલ્તનત આજે શયતાનિયતની મૂર્તિરૂપ છે, અને જેઓ ખુદાના બંદા છે તેઓ શયતાનિયતની સાથે મહબ્બત રાખી શકતા નથી."

## એરીનું ખુન

તાલીમની જરૂર ઉપર બોલતાં ગાંધીજી સ્વાભાવિક રીતે જ મિ. વિલોબીના ખુન વિષે બોલ્યા. તેમણે જણાવ્યું: "તલવાર ન ચલાવવાની તમે ટેક લીધી છે, તો આવી રીતે છુરાંભોંકાયાં ખુન થાય એ તાલીમનો ગંભીર ભંગ બતાવે છે ઇસ્લામ ધર્મમાં પણ આવા તાલીમના ભંગ માટે પરવાનગી છે એમ હું નથી માનતો જ્યાં સુધી મુસલમાનો હિંસારહિત અસહકારને બંધાયેલા છે ત્યાં સુધી તેમને એવો વિચાર પણ ન આવવો જોઈએ કે તલવાર ઉઠાવવાથી સરસ કામ થશે આ સલ્તનતે બૂરાઈ કરી છે, પણ બેગુનાહ માણસને મારીને તો આપણે સરકારની દબાણ અને ત્રાસની નીતિને જ ઉત્તેજન આપવાના છીએ. ઇસ્લામમાં તલવારના ઉપયોગની પરવાનગી છે ખરી, પણ આવી રીતે ડોકાં ઉડાવવાનું તો ઇસ્લામમા પણ ન હોય એમ મારી ખાતરી છે, અને હું માનુ છું કે ઉલેમાઓ પણ મારી માન્યતાને ટેકો આપશે. તમે (એટલે મુસલમાનો) જે દિવસે હિંસારહિત અસહકારનો સિદ્ધાન્ત તજી તલવાર ઉઠાવવાનો નિશ્ચય કરો તે દિવસે જરૂર તમે દરેક યૂરોપીઅન સ્ત્રી, પુરુષ કે બાળકને ચેતવણી આપી શકો છો કે તેમની જીંદગી જોખમમાં છે. પણ એવો નિશ્ચય કરવાનો તમને વખત ન આવે એવી હુ આશા રાખીશ.

## સલ્તનતને મીટાવવાની ફરજ છે

પુણ્યપ્રકોપની જ્વાળા

આ બાદ ગાંધીજીએ જફરૂલમુલ્ક જેઓ તે દિવસે જેલમાં હતા તેઓની ગેરહાજરી માટે દિલગીરી દર્શાવી. "જફરૂલમુલ્ક તો અતિશય પ્રામાણિક અને નીડર માણસ છે, એટલે તેમને તો જેલમા ગયે જ શાન્તિ મળવાની છે' એમ ગાંધીજીએ જણાવ્યું. "તેઓ શા માટે જેલમાં છે? તેમણે એક ભાષણમાં જણાવેલું કે આ સલ્તનત જમીનદોસ્ત થશે તે માટે, અને સરકારની રંગરૂટીમા જવું એ દોજખનો રસ્તો લેવા જેવું છે એમ કહેલું તે માટે" ગાંધીજીએ જણાવ્યું કે "એ સલ્તનતે એટલા ઘોર અત્યાચારો કીધા છે કે તે ખુદા સામે અને હિન્દુસ્તાનની સામે તોબા નહિ કરે તો

જરૂર એ સલ્તનત ખાડીમાં મળી જશે. હું તો એ પણ જણાવીશ કે જ્યાં સુધી એ તોબા ન કરે ત્યાં સુધી એને મીટાવવાની દરેક હિન્દીની ફરજ છે. સરકારની રંગરૂટીમાં જવું એ દોજખમાં જવા બરોબર છે એમ કહેવું એ ગુન્હો હોય તો જરૂર એ ગુન્હો કરીને સાફ થવું એ પ્રત્યેક જણની ફરજ છે."

## ગુલામીમાં રહેવા કરતાં દરીઆમાં પડવું સારૂં છે

આગળ જતાં ગાંધીજીએ મો. જફરલમુલ્કનો કેસ જાહેરમાં ચલાવવાની માગણી લોકો તરફથી થઇ એ કેટલું ખોટું છે તે જણાવ્યું: "આપણે એવી માગણી કરી શકતા જ નથી. આવી માગણી કરવી એ જેલમાં જવાની આપણી દાનત નથી એમ બતાવે છે. આપણે શા માટે એમ કરીયે છીયે તે સમજાતું નથી. જફરલમુલ્કને પોતાને તો જેલ મહેલ સમાન છે. આપણે તો એવું કામ કરવું કે જેથી સરકાર ત્રાહે ત્રાહે પોકારે અને આપણું માગ્યું આપે, અથવા આપણને દરીઆમાં નાંખે. ગુલામીમાં રહેવા કરતાં દરીઆમાં પડવું બહેતર છે."

## સરકાર ડાકુના કરતાં બુરી છે

"સરકારને હું ડાકુની સાથે સરખાવતો આવ્યો છું. કોઇ ડાકુ આપણી મિલકત લુંટી જાય અને પછી આપણને તેમાંથી અરધી પાછી આપવા માગે તો તે શું આપણે લઇ શકીયે? પણ આ સરકાર તો ડાકુના કરતાં પણ બુરી છે. સરકારે આપણને ખાલી કર્યા છે, એટલું જ નહિ પણ તે તો આપણા આત્માનો કબજો લેવા બેઠી છે. સરકાર આપણને ગુલામ બનાવવા બેઠી છે. તો તેને આપણે એટલું જ કહેવાનું રહે છે કે જ્યાં સુધી અમારૂં વિત્ત માત્ર જ નહિ પણ અમારી આબરૂ, અમારી સ્વતંત્રતા પાછી ન આપો ત્યાં સુધી તમારી સાથે મહોબ્બત રાખવી હરામ છે."

હું મહમદઅલીના લાંબા ભાષણનો સાર અહીં નહિ આપું. ખેરીના ખુન વિષે મૌલાના શૌકતઅલી અને મૌલાના અબદુલ બારીના ખાસ ઉદ્‌ગારો આ પ્રસંગે જણાવવા જરૂરના છે.

## ખેરીનું ખુન અને શૌકતઅલી

મૌ. શૌકતઅલીએ જણાવ્યું કે એ ખુનને ખિલાફત કમિટીની સાથે જોડનારા માણસો બિલકુલ જૂઠા છે. ખિલાફત કમિટીએ હિંસારહિત અસહકારની પ્રતિજ્ઞા લીધી છે. તેણે તલવાર ઉપાડવાનું ફરમાન કાઢયું હોત તો તે એક સિપાઇનું નહિ પણ એક હજાર સિપાઇનાં ખુન થાત. [આ ઉદ્‌ગારોને સભામાંના ઘણા જણાએ તાળીના અવાજથી વધાવ્યા હતા એમ અહીં જણાવવાની જરૂર છે.]

## ખેરીનું ખુન અને મૌલાના અબદુલ બારી

પછી મૌલાના અબદુલ બારી સાહેબ ઉઠયા. તેઓ નમાજ પઢવાની સ્થિતિમાં ઘુંટણ ઉપર બેસી બોલ્યા; કારણ તેમણે જણાવ્યું કે હું એક આલિમ તરીકે બોલું છું અને ખુદાને હાજર રાખીને બોલું છું.

તેમણે જણાવ્યું: "મને ખેરીના ખુનને વિષે બોલવાનું કહેવામાં આવ્યું છે એમ સમજું છું; એટલે આલિમ તરીકે મારા વિચાર જણાવીશ. એ ખુનને માટે મને જેટલું દુઃખ થાય છે તેટલું કદાચ બીજા કોઇને નહિ થતું હોય. પણ જ્યારે એ ખુનીને વખોડી કાઢનારા ઠરાવો પસાર કરવામાં આવે છે ત્યારે તે ઠરાવ પસાર કરાવવામાં હું ભાગ નથી લઈ શકતો. એ વાત જ એ માણસ અને ખુદા વચ્ચેની છે. એને હું નથી અપરાધી કહી શકતો. એ માણસને એ કામ કરતાં 'હું ખુદાની સેવા કરું છું' એમ લાગે એ સંભવિત છે. મજહબ તો એને શહીદ જ કહેશે. કુરાને શરીફમાં તો જેને કાફર કહ્યા છે તેની ઉપર તલવાર ખેંચવાની પરવાનગી છે. જે માણસ જેહાદ જાહેર થયેલી સમજે છે તેને મન કાફરના કાફલામાંના સૌ કોઈ દુશ્મનરૂપ છે, પછી તે નિર્દોષ હોય યા ગુન્હેગાર. એ શત્રુની ટોળીમાં છે એટલું નક્કી થયું એટલે વાત પતી. હાલની લડાઈમાં પણ શું થાય છે? એક પક્ષનો સિપાઇ બીજા પક્ષના સિપાઇને હણે છે એમા કાંઈ કોઈ સિપાઇએ વ્યક્તિ તરીકે સામા સિપાઇનું બગાડેલું નથી હોતું; પણ એ તો લડાઇનો કાયદો જ છે. તેમ જ જેહાદનું પણ છે. જે માણસે ખુન કર્યું તે માણસની ખરીખોટીયે એમ માન્યતા હતી કે પોતાને અંગ્રેજ પ્રજાની સાથે દુશ્મનાઇ છે, એટલે તેમાંના ગમે તેની ઉપર તલવાર ખેંચી શકાય. તેણે ખુન કર્યું તેને માટે તેને જન્નત મળે કે જહન્નમ તે ખુદાને હાથ છે; પણ આપણે તેને વખોડનારા કોણ? તે તો શહીદ હતો એમ આપણે માનવું જોઇયે. પણ વાત એ છે કે આપણે તો કુરાને શરીફના ફરમાનના કરતાં પણ ગાંધીજીના ફરમાનને વધારે પસંદ કર્યાં છે, આપણે ગાંધીજીને ખોળે આપણું માથું મુક્યુ છે; એટલે આપણે તલવાર ખેંચી શકતાં નથી.

"આપણી લડત જ આજે જુદા પ્રકારની છે, અને એ લડતમાં આપણે તલવાર ન ઉઠાવવાને બંધાઈ ચુકેલા છીયે. એ ખુનથી ખિલાફતના સવાલને જરા પણ ફાયદો થયો નથી; ઉલટું નુકસાન થયું છે એમ હું માનું છું. આ વિચારમાં કદાચ ઘણા ઉલેમાઓ મારાથી જુદા પડશે. હું હિન્દુઓની હમદિલી કરી ગોવધની વિરુદ્ધ થયો છું તેથી પણ હું તો વગોવાયો છુ. પણ મને તો આ લડતમા પડ્યો ત્યારથી હિન્દુઓ અને ગાય જેટલાં પ્રિય છે તેટલું કંઈ પ્રિય નથી."

આ પ્રમાણે મેં મારા શબ્દોમાં મૌલાના સાહેબની દલીલ મુકી છે. એમાં દોષ હોવાનો પણ સંભવ છે. પણ મેં મારી સમજ અને સ્મૃતિ પ્રમાણે એ મુકી છે. એ પ્રસંગ એટલો બધો ગંભીર હતો અને એના ઉપર વિવેચન એટલું બધું તોળેલા શબ્દોમાં કરવામાં આવ્યું હતું કે એ શબ્દેશબ્દ આપ્યા વિના એમાં કંઈક અધૂરાપણું રહી જ જાય.

### એક મ્યુનિસિપાલીટીએ માનપત્ર આપ્યું

તા. ૧૯મીએ શાહજહાનપુર અને બરેલી ગયા. શાહજહાનપુરની કાંઈ ખાસ જાણવા જેવી હકીકત નથી. બરેલીમાં લોકોનો ઉત્સાહ અવર્ણનીય હતો. ૧૭મીની સવારે અનેક સંસ્થાઓ તરફ ગાંધીજી અને અલી ભાઇઓને માનપત્ર આપવામાં આવ્યાં. આ માનપત્રોમાં—જેની સંખ્યા ૭ હતી—ખાસ નોંધવા જેવું માનપત્ર બરેલીની મ્યુનિસિપાલિટીનું હતું. એ માનપત્ર

મ્યુનિસિપાલિટીની નીડરતા

મ્યુનિસિપાલિટી તરફથી. સર્વાનુમતે આપવામાં આવેલું હતું. પ્રમુખ અને ઘણા સભ્યો હાજર હતા. એ માનપત્રમાં અસહકાર માટે સહાનુભૂતિ દર્શાવવામાં આવેલી છે. આવી નીડરતા વાપરનારી મ્યુનિસિપાલિટી અમને અમારા પ્રવાસમાં આ પહેલી જ મળી છે. ગાંધીજીએ એ માનપત્રનો ટૂંકો જ ઉત્તર વાળ્યો. બહુ આભાર દર્શાવવા ઉપરાંત તેમણે જણાવ્યું કે "તમે આટલા નીડર થયા છો તો નીડર રહેજો એવી હું તમારી પાસેથી આશા રાખીશ. અમૃતસરમાં મ્યુનિસિપાલિટીની પાસે સરકારે જે નીચ કૃત્ય કરાવ્યાં—લોકોને પાણી પૂરું પાડવાનું બંધ કરાવ્યું—એનાથી બીજું ઘાતકી કૃત્ય કયું કહી શકાય? તમારા ઉપર સિતમ ગુજરે તોપણ તમે તમારું સ્વાતંત્ર્ય જાળવજો; દબાશો નહિ; અમૃતસર મ્યુનિસિપાલિટીની જેમ કરશો નહિ. બીજી વાત એ કહું છું કે તમારામાં જો તાકાત હોય તો તમે તમારી શાળાઓને સ્વતંત્ર બનાવી શકો છો. સરકારના તરફથી મળતી ગ્રાંટ બંધ કરો એટલે તમારી શાળાઓ સ્વતંત્ર થઈ રહેશે. આ બન્ને બાબતમાં તમે ખૂબ વિચાર કરો એમ ઈચ્છું છું."

## એરણની ચોરી અને સોયનું દાન

બરેલીથી સંયુક્ત પ્રાન્તની વધુ મુસાફરી કેટલાંક કારણસર તજવી પડી. અમૃતસરમાં શીખોની ભારે જાગૃતિ ગાંધીજીને ત્યાં ખેંચી રહી હતી. તા. ૧૮મીએ અમૃતસર પહોંચ્યા. બપોરે ખાલસા કૉલેજના વિદ્યાર્થીઓની સાથે મેળાપ થયો. તેઓને ગાંધીજીએ આરંભમાં સ્થિતિ સમજાવી. તેમને કહ્યું: "મારા ભાઇ મહમદઅલીએ 'Choice of the Turks' નામનો એક લેખ લખ્યો હતો જે જપ્ત થયો હતો. હું તમને આજે કહું છું કે આજે Choice of the Believers of India—હિન્દુસ્તાનના ધર્મનિષ્ઠ લોકોએ શું પસંદ કરવું તેના નિર્ણયનો આજે વખત આવ્યો છે. શીખ વિદ્યાર્થીઓને હું પૂછવા આવ્યો છું કે તમે સલ્તનતને વફાદાર રહેવા માગો છો કે ગુરુ નાનકને વફાદાર રહેવા માગો છો? જે અરબોએ આપણું કંઈ નથી બગાડ્યુ અને જે એક ભારે સ્વતંત્ર પ્રજા છે તેને જેર કરવા માટે તમારા જાતભાઈઓને મોકલવામા આવે છે તમારી પાસે સરકાર એરણની ચોરી કરીને સોયનું દાન આપી રહી છે. સરદાર ગોદરસિંગની ઉપર જે ત્રાસ ગુજર્યો ત્યાર પછી કોઇ શીખ સરકાર માટે તલવાર ઉપાડી શકે જ કેમ? જલિયાનવાલામાં ઑડવાયર સિમલે જે સિતમ ગુજાર્યો ત્યારપછી એ સરકાર સાથે કેમ મહોબ્બત રાખી શકીયે? મને પંજાબને માટે જેટલું દુઃખ થયું છે તેટલું દુઃખ તમને થતું હોય તો ખાલસા કૉલેજની ગ્રાંટ છોડાવીને, મ્યુનિસિપાલિટી સાથેનો તેનો સંબંધ તોડાવીને, તેને તમે ખરેખરી ખાલસા કરી શકો છો તેમ ન બને તો તેને છોડી દઈને તમે ખાલસા બની શકો છો.

## પૈસા આપીને ગુલામી

મહમદઅલીએ આ પછી તેમને અલીગઢની સ્થિતિ સમજાવી. "અલીગઢને માટે પૈસા એકઠા કરતા હતા તે એકઠા કરવાની અદકાયત શૌકતઅલીને થઇ ત્યારે તેમણે પોતાની સરકારી નોકરી છોડેલી; તે જ શૌકતઅલી આજે તે કૉલેજને ખાલી કરવા કેમ બેઠા હશે?

આપણને કહેવામાં આવે છે કે આપણાં પોતાનાં મકાનો છે, આપણા પોતાના પૈસાથી આ કૉલેજ ચાલે છે, તો શા માટે એ કૉલેજ છોડવી? હું તમને પૂછું છું કે એ મકાન આપણાં હતાં તો શા માટે આપણાં મકાનોને 'Macdonald House,' "Lytton Library' નાં નામ આપ્યાં? એ આપણા પૈસાએ ચાલતી કૉલેજ હોય તો તો આપણે પૈસા આપીને ગુલામ બનીએ છીએ એમ થયું. તમને ખરાબ કેળવણી મળે છે એટલે તમારે કૉલેજ છોડવી એમ હું નથી કહેતો; કેળવણી સોના જેવી મળતી હોય તોપણ એ પાક દાનતથી નથી મળતી તે માટે એ છોડવાનું કહું છું. પકવાન કૂતરના ગોસ્તનો પેટ લગાડીને પીરસવામાં આવે છે માટે તમને એ પકવાન તજવાનું કહું છું." આ પછી વિદ્યાર્થીઓની તરફથી અધ્યાપકો ગાંધીજીને મળ્યા હતા. કેટલોક વાદવિવાદ કર્યા બાદ તેઓએ જણાવ્યું હતું કે બીજે જ દિવસે મળનાર શીખ સંઘ જે નિશ્ચય કરે તે પ્રમાણે વર્તવાને તેઓ તૈયાર છે. રાત્રે કૉલેજના પ્રિન્સિપાલ જેઓ એક ગોરા છે તેમને તથા અધ્યાપકોને ગાંધીજી મળ્યા. તેમની સાથે ખૂબ વાતચીત થઈ. પ્રિન્સિપાલ બહુ મીઠાબોલા—પણ માત્ર મીઠાબોલા જ—લાગ્યા. ઘણીખરી દલીલો તેઓ કબૂલ કરતા હતા, પણ છેવટના નિર્ણયમાંથી તેઓ છટકી જતા હતા.

રાત્રે અમૃતસરમાં મોટી જાહેરસભા થઈ. એનું વિગતવાર વર્ણન આપી હું પત્રને બહુ લાંબો નથી કરી દેવા ઇચ્છતો. બે મહિના ઉપર જે અમૃતસરના જલસામાં એક પણ શીખ વક્તા ન હતો તે જ અમૃતસરમાં એક નહિ, બે નહિ, પણ પાંચ શીખ વક્તાઓ એક પછી એક ઊઠીને જુસ્સાદાર ભાષણો કરી ગયા, અને જણાવ્યું કે શીખસંઘ તો અસહકારનો ઠરાવ પસાર કરશે એમાં તેમને શંકા ન હતી. શીખ શ્રોતાઓમાં પણ ભારે ઉત્સાહ દીસતો હતો; કંઇક વધારેપડતો પણ કહી શકાય, કારણ પોતાની કુહાડી ઊભી કરીને ઘણાક બતાવવા હતા કે જરૂર એ હથિયાર હાથમાં છે એટલે ડરશું નહિ.

## લાહોર

લાહોર ત્રણ દિવસ રોકાયા. પ્રથમ દિવસે એટલે ૧૯મી તારીખે રાત્રે જંગી જલસો હતો. ત્રીસ ચાળીસ હજાર માણસો હાજર હશે.

આરંભ પંજાબના જ વતની સ્વામી સત્યદેવે કર્યો. અતિશય લાગણીભરેલી રીતે તેમણે પૂછ્યું, "મુલકમાં આઝાદીની લહેર ચાલી રહી છે, બીજા બધા પ્રાન્ત જાગ્યા છે, ત્યારે શું પંજાબ જ સૂતું રહેશે?

### તલવાર હાકેમોના તરફથી ઊઠશે આપણા તરફથી નહિ

મૌ. મહમદઅલીએ યૂરોપમાં તુર્કી સુલેહનામા વિષે શું વલણ છે તે સમજાવ્યું. પોતાની ખાત્રી થયેલી જણાવી કે આ સરકાર દગાબાજ સાથે દાવપેચ રમનારી છે. એટલે હિન્દુસ્તાન તરફથી પોતે ઇંગ્લંડમાં જાહેર કરી આવેલા છે કે જેની વફાદારીને લીધે તમે જગતમાં મોટી સલ્તનત ગણાઓ છો તેની વફાદારી હવે તમને નહિ મળે. આમ કરવાનું

મહમદઅલીની અહિંસાનીતિ

કારણ બધી કસુર અંગ્રેજની તેમણે જોઈ. "ફ્રાન્સે આપણી વાત સુણી છે, સુલેહનામાથી ફ્રાન્સ વિરુદ્ધ છે, અને એમ લાગતુ હતું કે સુલેહનામું ફરશે પણ બ્રિટિશ પ્રધાનના કાવતરાથી ન ફરી શક્યું. પણ આજે શી સ્થિતિ છે? આજે બહાર ગુલામી કેમ કાયમ રહી છે? અંગ્રેજી લશ્કરથી નહિ, ફ્રેન્ચ લશ્કરથી નહિ, ઇટાલીયન લશ્કરથી નહિ, પણ આપણુ ગુલામી લશ્કર મોકલાઇ રહ્યુ છે માટે ચાલુ છે. આપણે જ પડોશી મુલકોની આઝાદી કાયમ રાખવા કોશીશ કરી રહ્યા છીએ. તો આ બધી સ્થિતિનો ઉપાય 'તર્કે મવાલાત' છે. આજે તલવાર આપણા તરફથી ન ઉઠી શકે. તલવાર કેવળ કાતિલોના તરફથી, જાલીમની તરફથી ઉઠી શકે; આપણા તરફથી ઉઠશે તો આપણને સ્નેહ નથી એ ખચિત માનજો. ન કરે ખુદા અને વખત આવ્યો અને હું તે વેળા જીવતો હોઉં તો ફર્જ થઇ પડેલી જેહાદ હું જ પહેલો પોકારીશ અને પહેલી તલવાર હું જ ચલાવીશ" (આ વચનને તાળીઓ મળી, અને એક ફકીર ઉઠયો.ને બોલ્યો 'જે બોલ્યા તે થાઓ' એવો મારો આશીર્વાદ છે)

### ફરેબ અને જુલમનું પૂતળું

મૌલાના અબ્દુલકલામ આઝાદે પૂછ્યુ, "જંગલના મુર્દા ક્યારે જીવતાં થશે? જ્યારે ઘડીઘડીએ દુનિયાની પ્રજાના નસીબ ફેરવાઇ રહ્યા છે ત્યારે દલીલોનો વખત ક્યાં રહ્યો છે? જે કોમ ફરેબ અને જુલમનું પૂતળું છે, જે કોમ બધા ઇન્સાનની આઝાદીનો નાશ કરનારી છે, જે કોમમાં ઘણીયે વસ્તુ છે પણ ઇન્સાફ નથી, તે કોમની પાસેથી તમે તાલીમ લેશો? તેની કોર્ટમા તમે ઈન્સાફ શોધવા જશો?"

તેમના જેવાં કાર્ય કરી જેલમાં જાય તો તેને આજે મળીને છોડાવી શકે છે.' જે કોઇ સરકારને બહાર રહ્યાં રહ્યાં કહેશે કે એને છોડો તે પ્રજાનો ગુન્હો કરશે."

## શીખોનું કર્તવ્ય

"મેં જાણીજોઇને શીખોને બહાદુર કહ્યા છે. શીખોએ સરકારને માટે પોતાનું લોહી રેડયું છે તેમના લોહીથી ખરેખર પ્રજાઓ પડતી જાય છે. અરબો અને ઇજીપ્સિયનોનાં ગળાં શીખોને લીધે કપાયાં છે. આજ સુધી સરકારને માટે શીખોએ જે શૌર્ય બતાવ્યું છે તેનું પરિણામ શું આવ્યું? સરદાર જોહરસિંગ શેખુપુરાવાળાને પૂછો. હું તો કહું છું કે હિન્દુમુસલમાનો સાથે શીખો પોતાની ફરજ બજાવશે તો ઝફરઅલીને છોડાવી શકશે સ્વરાજ્ય મેળવવું અને ઝફરઅલીને છોડાવવા એ બન્ને કામ સાથે થશે."

## એક અંગ્રેજને કાપી હજારો જલિયાંવાલા બનાવશો

"મહમદઅલીએ જ્યારે તલવાર વાપરવાની વાત કરી ત્યારે કોઈ ફકીરે 'જે બોલ્યા તે થાઓ' નો અવાજ કાઢયો. તેથી મને દુઃખ થયું છે. તલવારને માટે સામાન તૈયાર નથી, ત્યાં સુધી તલવારથી હાનિ જ રહેલી છે. મેં તો મારો વિચાર આખરને માટે બતાવી દીધેલો છે મારે માટે તો હું તલવારનો ઉપયોગ કદી લેતો નથી. મહમદઅલીને માટે આ શાસ્ત્રનો મામલો છે. તેમને પણ અંતે તલવારની નિષ્ફળતા જણાય એમ હું ઉમેદ રાખું. આજે તો એક અંગ્રેજને કાપીને હજારો જલિયાંવાલા બનાવશો, પણ સ્વતંત્રતા નહિ મેળવી શકો. તલવારથી મુકાબલો કરવા ચાહતા હો તોપણ કુરબાની અને તાલીમની જરૂર છે." તલવારની નિષ્ફળતા

## જિતેન્દ્રિય બનો

"મને અમૃતસરમાં ગઇ કાલે સવારના પહોરમાં એક સ્ત્રી મળી. તેણે મારી સામે પુરુષોની વિરુદ્ધ ભારે ફરિયાદ કરી. 'પુરુષો સાચી વાત નથી કરતા સ્ત્રીઓને ફોસલાવે છે. તેમનામાં ખુદાનો ડર નથી અમારા ગંદા મરદો અને ગંદી સ્ત્રીઓ પાસેથી શું તમે આ મામલાને જીતી શકશો? તમે પુરુષોને જિતેન્દ્રિય બનાવો તો કંઇક થાય'. આ તે સ્ત્રીના જ શબ્દો છે. મને તે વાત બરોબર લાગે છે. જિતેન્દ્રિય થયા વિના અસહકારની લડત લડવી કઠણ છે. જે માણસ જૂઠું બોલતો નથી, ગંદું ખાતો નથી, જે લાંચ લેતે નથી, જેની નજર સાફ છે, જે માણસને પોતાની સ્ત્રી સિવાય બધી સ્ત્રીઓ માબહેન સમાન છે, જેને પોતાનુ મન કાબુમાં છે તે જિતેન્દ્રિય છે આજે તો તમે નથી ઔરત કે નથી મરદ. તમે તલવાર ખેંચવાની વાત કરતા હો તો તલવાર તમને મુબારક હો. બાકી મને તો સ્વચ્છ લાગે છે કે તમે જિતેન્દ્રિય થઇ, કોંગ્રેસમાં જે ઠરાવ માટે હાથ ઉંચા કરી આવ્યા છો તે ઠરાવનો અમલ કરીને જ આઝાદ થઈ શકવાના છો આ જાલીમ સરકારની પાસે ઇન્સાફ લો, ઇન્સાફ ન મળે તો તેની સાથે મહોબ્બત તોડી તેને મિટાવો અને ઝફરઅલીને છોડાવો, અથવા બધા જેલમાં જઇને બેસો" જિતેન્દ્રિય બનો

આ પછી અમૃતસરની માફક ઘણા શીખ ભાઇઓએ લાહોરમાં પણ જોશભર્યાં ભાષણું આપ્યાં, અને શીખ સંઘ જરૂર અસહકારનો ઠરાવ પસાર કરશે એમ જણાવ્યું.

ડૉ. કિચલુએ જાહેર કર્યું કે પંજાબમાં સ્વરાજ આશ્રમ સ્થપાયો છે. તેમણે એમ પણ જણાવ્યું કે પોતાને અનુભવ એવો થાય છે કે પંજાબમાં ખરો જવાબ તો શીખ લોકો જ દેશે.

પંડિત રામભજદત્ત ચોધરીએ જણાવ્યું કે પોતામાં તો ખરેખર પરિવર્તન થઇ ગયું છે. પોતાને એક વર્ષ ઉપર બાદશાહની સામે લડાઇ કરવાના આરોપસર જેલમાં મોકલવામાં આવ્યાં હતા ત્યારે તો પોતે લડાઈ નહોતી કરી, બાકી આજે તો જરૂર પાદશાહના ગેરઇન્સાફ સામે પોતે લડત શરૂ કરી છે. તેમણે સ્વરાજ આશ્રમ માટે પોતાનું ઘર તૈયાર છે એમ પણ જાહેર કર્યું.

### ગુલામ મોહીઉદ્દીને વકીલાત છોડી

મૌ. શૌકતઅલીએ આ પછી જાહેર કર્યું કે ભાઇ ગુલામ મોહીઉદ્દીને વકીલાત છોડી છે. ગુલામ મોહીઉદ્દીન પંજાબના એક બહુ જાણીતા વકીલ છે. તેમનો ધંધો ધીકતો ચાલે છે. તેઓ અતિશય નમ્રતાથી ઉઠ્યા અને બોલ્યા: 'હું રાતદિન વિચારી રહ્યો હતો; પણ આજે આ ઘડીએ જ ખુદાએ મને ફરમાવ્યું કે વકીલાત છોડ. મારે કેટલી દીકરી છે તે સૌને ખબર છે. ૭ દીકરીઓ છે તે સૌ કાંતવાનું કામ કરશે. મારો એક દીકરો છે તે હું ગાંધીજીની સેવામાં અર્પણ કરીશ. મારી જાતને પણ હું નજર કરું છું. મારી પાસે જે કામ લેવું હોય તે લેજો કાંઈ નહિ તો સ્વદેશીના પ્રચારનું તો કામ હું કરીશ જ.'

### વિદ્યાર્થીઓમાં ખળભળાટ

વિદ્યાર્થીઓમાં ભારે જાગૃતિ ફેલાઈ રહી હતી. તેઓનાં ટોળેટોળાં ગાંધીજીના મુકામ રામભજદત્ત ચૌધરીના મકાને બીજે દહાડે ભેગાં થયાં. સાડાસાત વાગે ગાંધીજી તેમને મળ્યા. કૉલેજો બંધ થતાં પાંચસો ઉપરાંત વિદ્યાર્થીઓ હાજર હશે. ગાંધીજીએ પ્રથમ જણાવ્યું કે આ અસહકારનો મામલો ઉત્પન્ન થયો ખિલાફતમાંથી, પણ જ્યારે પંજાબ ભળ્યું ત્યારે આખા દેશને તેઓ તેમાં ભેળવી શક્યા. પોતાના ગુજરાતના એક સારામાં સારા કામ કરનાર ઇન્દુલાલ યાજ્ઞિક પંજાબનું કારણ જ્યારે આમાં દાખલ થયું ત્યારે જ અસહકારમાં ભાગ લેતા થયા. "જે પંજાબને માટે આખો દેશ આ લડત લડવા તૈયાર થયો છે તે પંજાબ શું સૂતું જ રહેશે? તમે કદાચ ખિલાફત ભૂલો, પણ પંજાબ ન ભૂલી શકો. જલિયાંવાલાથી આપણે બહાદુર થયા, પણ પેટે ચાલવાનું આવ્યું ત્યારે આપણે બાયલા બન્યા; જલિયાંવાલાથી હિન્દ ચડ્યું છે, પણ પેટે ચાલવાથી હિન્દ પડ્યું છે. વિદ્યાર્થીઓ પાસે યુનિયન જૅકને સલામ કરાવવી એ તો એથી પણ વધારે કલંક હતું. કર્નલ જૉનસને તમારું નાક કાપ્યું અને તમે કપાવ્યું. મારો સત્યાગ્રહ કદી આબરૂ ખોવાનું નહોતો કહેતો. પંજાબમાં મરી ગયેલા છોકરાઓનો આત્મા અહીં આવીને પોકારી રહ્યો છે કે, તમે શું કરવા માગો છો? સર માઇકલને તમે ફાંસીએ ચડાવવા માગતા હો તોયે તમારે તો ફાંસી ઉપર ચડવાને લાયક થવું જોઇએ."

## બોઅર લોકોની કુરબાની શીખો

બોઅરોનું શૂરાતન

ગાંધીજીએ ટ્રાન્સવાલનો દાખલો લીધો. "ત્યાં જ્યારે બોઅર લડાઈ ચાલતી હતી તે વખતે સ્મટ્સ અને હરઝોગ જેવા નામીચા વકીલો વકીલાત છોડી લડાઇમાં પડ્યા હતા. બોઅર સ્ત્રીઓ છોકરાંને એ શીખવતી કે એક પણ શબ્દ અંગ્રેજી ન બોલવો. ત્યારે અહીં સ્ત્રીપુરુષ—દાખલા તરીકે પંડિત રામભજદત્ત ચોધરી અને સરલાદેવી—એકબીજાની સાથે અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરે છો! એમાં હું નામર્દી જોઉં છું. ટ્રાન્સવાલની બાઇઓ તો ઝાંસીની રાણીઓ હતી. આપણી સ્ત્રીઓમાં એવું શૂરાતન ક્યારે આવશે? હું અંગ્રેજી ભાષા ઉપર આફરીન છું. ન્યુ ટેસ્ટામેન્ટ પર હું ફીદા છું. ટૉલ્સ્ટૉય અને કુરાન હું અંગ્રેજી મારફતે જ શીખ્યો છું પણ હિન્દી હિન્દી વચ્ચે અંગ્રેજી ભાષા વપરાય તે હું ન જ સાંખી શકું. હું તો માનું છું કે હિન્દુસ્તાનનો જે પિતા પોતાના પુત્રની સાથે, પતિ પત્નીની સાથે અંગ્રેજીમાં વ્યવહાર રાખે છે તે નામર્દ છે. અંગ્રેજની સાથે હું મુકાબલો કરી શકીશ ત્યારે જ તેનું કાંઇ પણ વાપરી શકીશ. બોઅર લોકોની બીજી કુરબાની ક્રીતીખનની સલાહ થઈ ત્યાર પછીની હતી. સ્મટ્સ-બોથાએ સુધારાને ફેંકી દીધા. તમામ ઠેકાણે અસહકાર થયો, અને તે ત્યારે જ બંધ થયો કે જ્યારે ધારેલું સ્વતંત્રતાનું બંધારણ બોઅર લોકોને મળ્યું."

લાહોરના વિદ્યાર્થીઓનો ઉત્સાહ

આ ઉપરાંત બીજી ઘણી વાતો વિદ્યાર્થીઓને સંભળાવી. ત્યાર પછી લગભગ એક કલાક સુધી વિદ્યાર્થીઓ સાથે સવાલજવાબ ચાલ્યા. કેટલાક વિદ્યાર્થીઓએ માગણી કરી કે કૉલેજ છોડનારા વિદ્યાર્થીઓનાં નામો લખી લેવામાં આવે. ગાંધીજીએ 'ના' પાડી. સૌને એક દિવસ ખૂબ વિચાર કરી નિશ્ચય ઉપર આવવાનું કહ્યું. બીજે દિવસે તો આગલા દિવસના કરતાં ઘણા વિદ્યાર્થીઓ હાજર હતા. ટપાટપ વિદ્યાર્થીઓએ નામ નોંધાવ્યાં. આ નામ નોંધાવનારની સંખ્યા ૯૦ની હતી, પણ હવે તો તે સેંકડો ઉપર ગઇ છે એમ શ્રીમતી સરલાદેવી ચોધરાણી લખે છે. આને પરિણામે ઍંગ્લો વેદિક કૉલેજ, દયાળસિંગ કૉલેજ, સનાતન ધર્મ કૉલેજ ખાલી થશે, યા તો ગ્રાંટ છોડી, યુનિવર્સિટી સાથેનો સંબંધ તોડી સ્વતંત્ર થશે. સ્વામી સત્યદેવજી ત્યાં વિદ્યાર્થીઓમાં કામ કરી રહ્યા છે; સરલાદેવી તો છે જ. અને ડૉ. કિચલુ તથા બીજા કાર્ય કરનારાઓ મળી વિદ્યાર્થીઓને કૉલેજ છોડવી પડે તો તેમને માટે શિક્ષણના પ્રબંધમાં ગુંથાયા છે. મૌલાના મહમદઅલી અને શૌકતઅલીએ ઇસ્લામિયા કૉલેજ અને સ્કૂલમાં તો ચમત્કાર કર્યો છે. ત્યાંના ટ્રસ્ટીઓ જ માની જશે એવી વકી છે. એટલે ત્યાં તો કૉલેજને ખાલી કરવાપણું નહિ રહે; કૉલેજ જ આઝાદ બનશે અને તેમાં અનાયાસે બીજી કૉલેજમાંથી નીકળેલા વિદ્યાર્થીઓની પણ ગોઠવાઈ થઇ શકશે. અલીગઢની આમ ઇસ્લામિયા કૉલેજ ઉપર અસર થઇ છે, ઇસ્લામિયા કૉલેજની અલીગઢ ઉપર અસર થઈ છે. શું પરિણામ આવ્યું તે તો ૨૯મી એ જણાશે. ગાંધીજીનો ટ્રસ્ટીઓને લખાયેલો પત્ર તો તમે સૌએ વાંચ્યો જ હશે.

શીખ પરિષદ્ અને બીવાણીની પરિષદ્ માટે તો મારે બીજો જ પત્ર લખવો રહ્યો. ચોમેર જાગૃતિનો ખ્યાલ તો આટલાથી જ ઠીક આવશે. ઠેકઠેકાણે નવા નવા પ્રજાસમૂહોમાં ચેતન આવતું જાય છે. આ ચેતનની સાથે કંઇક ઉદ્દામતા તો ચાલુ છે જ. આ લખનૌમાં અને લાહોરમાં તલવારનું નામ સાંભળી તાળી પાડનારા ઉપરથી સૂચવાય છે. શીખ પરિષદ્નો અને ભીવાણી પરિષદ્નો આવતા પત્રમાં હેવાલ આપીશ તેથી આ કથન વધારે સિદ્ધ થશે. આપણે જે બળોને ગતિમાં મુક્યાં છે તેને અંકુશમાં રાખવાની ફરજ દિનપ્રતિદિન વધતી જાય છે. તે કામમાંથી છટકતાં નથી એ પ્રભુનો પાડ છે.

મહાદેવ હરિભાઇ દેશાઇ

---

તા. ૩-૧૧-૧૯૨૦

# નિર્દોષ ભૂલ

ગયા 'નવજીવન'ના અંકમાં લખનૌની ભારે સભાનો હેવાલ એકંદરે બહુ સારી રીતે રા. મહાદેવ દેશાઇએ આપેલો છે. તેમાં જ તેમણે મૌ. અબ્દુલ બારી સાહેબના ભાષણનો હેવાલ પણ આપ્યો છે. એ ભાષણ સહુએ બહુ ધ્યાનપૂર્વક સાંભળ્યું હતું. એનો અનર્થ મિ. ટગસલ નામના એક ઇસાઇએ તો ત્યાં સુધી કર્યો કે અસહકાર અખત્યાર કરીને તેણે વકીલાત છોડી હતી તે પાછી ગ્રહણ કરી છે અને અસહકારનું કામ છોડી દીધું છે. બીજાઓની ઉપર પણ એ ભાષણની એકસરખી અસર નથી પડી. રા. મહાદેવ દેશાઇ મૌલાના સાહેબનું ફારસી અને અરબીમય ઉર્દૂ પૂરેપૂરું સમજે નહિ એવું જાણું છું. તેમણે જે રિપોર્ટ આપ્યો છે એમાં મારી સમજ પ્રમાણે ભૂલ કરી છે. મૌ૦ સાહેબના ભાષણની મારી ઉપર જુદી જ છાપ પડી છે. એ ભાષણ જે પ્રમાણે મને યાદ છે તેવું ને તેવું હું આપી જાઉં છું. એ શબ્દો મૌ. સાહેબના ન ગણી શકાય, કારણકે મેં કંઇ એ ભાષણની નોંધ નહોતી લીધી. પણ વિચારો તો એમના જ છે એમ મારી તો ચોક્કસ સમજણ છે.

*"ગાંધીજીએ એહીંસા સિદ્ધાંતને વિષે જે વિવેચન કર્યું ત્યાર પછી મારે બોલવું એમ મારી હું ફરજ સમજું છું. હું રાજ્યપ્રકરણી વિષયો જાણતો નથી. હું ભાષણ કરવા ઇચ્છતો નથી. એક આલિમ તરીકે જ બોલવા માગું છું. તેથી થોડા બોલ જ બોલીશ. એ ખુનને વિષે ઘણા માણસોએ ઘણા ઉદ્ગારો કાઢયા છે. તેમાંના કેટલાઓ તો કંઇ સમજતા જ નથી. હું તો માત્ર મારા દીનનાં ફરમાનોને જે પ્રમાણે જાણું છું તે વિચારીને જ મારો મત આપવા ઇચ્છું છું. કોઇ કહે છે કે ખુન કરનાર માણસ જહન્નમમાં જશે. મારાથી એવું કહી*

નહિ કહી શકાય. માણસનું દિલ ખુદા જ સમજે છે. એ માણસે શા માટે અને કેવી રીતે ખુન કર્યું એની મને શી ખબર ? ઇસ્લામમાં દુશ્મનને મારવાનો હક ચોખ્ખી રીતે આપેલો છે. દુશ્મનમાં નિર્દોષ કોણ અને દોષિત કોણ એવો વિચાર નથી કરી શકાતો. લડાઈમાં દુશ્મન કોમનાં બધાં માણસને મારી શકાય છે એવો પ્રસિદ્ધ કાયદો છે. મિ. વિલોબી એ કાફર હતા, દુશ્મન કોમના હતા; અને જો જેહાદ જાહેર થયેલી હત અને એવા માણસનું પણ કાયદેસર ખુન થયું હત તો તે માણસ જરૂર શહીદ થાત પણ આ વખતે આપણે જેહાદ નથી કરતા. આપણને ગાંધીજીએ બીજો રસ્તો બતાવ્યો છે, અને આપણે એક લીધું છે કે આપણે જેહાદ કરીને ઇસ્લામને અત્યારે બચાવી શકતા નથી; આપણી તેવી તાકાત નથી. ગાંધીજીએ આપણને 'તર્કે મવાલાત' કરવાનું બતાવ્યું છે અને તે આપણે પસંદ કર્યું છે. તેને સારુ કુરાને શરીફમાં ચોખ્ખી રીતે ફરમાવ્યું છે. પેગમ્બર સાહેબે પણ તેર વરસ સુધી 'તર્કે મવાલાત' અખત્યાર કર્યો હતો. ગાંધીજીને ખોળે મેં મારું માથું મૂકેલું છે તેથી કેટલાક મુસલમાનો મારી ઉપર ચીડાયેલા છે, પણ તેઓ બિલકુલ સમજતા નથી એમ હું કહી શકું છું. જે કાફરોએ ઇસ્લામને ખતરામાં નાખેલ છે તેની દોસ્તી કરવી તેને મુકાબલે હું હિન્દુઓની દોસ્તી વધારે પસંદ કરું છું અને તેઓને ખાતર ગાયને બચાવી લેવાનું પણ હું લાયક સમજું છું. પેગમ્બર સાહેબે પોતે બુતપરસ્તોની દોસ્તી કરી હતી. જ્યાં સુધી ખિલાફત કમીટીએ અને આલિમ લોકોએ જેહાદનાં ફરમાન કાઢ્યાં નથી ત્યાં સુધી આપણે તલવાર ખેંચી શકતા નથી. અને તેથી મિ. વિલોબીના ખુનને સારુ મને દુઃખ થાય છે. મને જો ખબર પડત તો હું એ ખુનને જરૂર અટકાવત, પણ એમ કહેવું તથા ખુનની નાપસંદગી બતાવવી એ એક વાત છે અને ખુન કરનાર જહન્નમમાં જશે એમ કહેવું એ બીજી વાત છે. એ માણસને સારુ જહન્નમ છે કે જન્નત છે એનો ઠરાવ તો માત્ર ખુદા જ કરી શકે છે. આપણે તો એટલું જ કહી શકીએ કે એ ખુનથી ખિલાફતની લડતને ધક્કો પહોંચ્યો છે અને એવાં કામોને આપણે અટકાવવાં જોઈએ."

શહીદપણાનો અર્થ

આ પ્રમાણે મૌલાના સાહેબના ભાષણની મારી સમજ છે. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જ્યાં સુધી શૉર્ટહૅન્ડ રિપૉર્ટ ન લેવાયો હોય ત્યાં સુધી અગત્યનાં ભાષણોના રિપૉર્ટ આપવા એ પણ જોખમકારક છે. રા. મહાદેવના રિપૉર્ટથી અજાણ્યે મૌલાના સાહેબને ગેરઇન્સાફ થઈ ગયો છે. ખુની શહીદ થઈ ગયો એમ મૌ. સાહેબે કહ્યું નથી અને એમ કહેવાથી ઇસ્લામને પણ નામોશી લાગે એમ હું તો માનું. જ્યારે જેહાદનો પોકાર નથી થયો, તે વખતે કોઈ પણ મુસલમાન સારા હેતુસર અને ખિલાફતની ખાતર પણ પોતાની જવાબદારીથી ખુન કરે તો તે શહીદ ન થઈ શકે એવી મારી અલ્પ મતિ છે. જહન્નમને લાયક ન થાય એ જુદી વાત છે અને એ સમજી શકાય તેવું છે; પણ શહીદપણું એ તો સારા કામનું ખાસ ઇનામ છે. જે કાર્યથી 'ખિલાફતને ધક્કો પહોંચે એમ' આપણે કબૂલ કરીએ તે કાર્યથી

શહીદ ન થવાય. એટલે મૌ. સાહેબના ભાષણમાં ખુની શહીદ થઇ ગયો એવું વચન સંભવી શકતું નથી એમ મારી માન્યતા છે.

રા. મહાદેવના-રિપોર્ટમાં બીજી ભુલ હું એ જોઉં છું કે તેમણે મૌ. સાહેબે કુરાને શરીફના ફરમાનના કરતાં પણ મારાં ફરમાન વધારે પસંદ કર્યા છે એમ બતાવ્યું છે. કોઇ મુસલમાનથી કુરાને શરીફના ફરમાનના કરતાં બીજા મુસલમાનના ફરમાનને પણ વધારે પસંદ ન કરી શકાય, તો પછી એક હિન્દુના ફરમાનની તો વાત જ શી કરવી હોય? જેમ હિન્દુને ગીતા અથવા વેદ એ આખરી ફરમાન છે તેમ મુસલમાનને કુરાને શરીફ છે. વળી મૌલાના સાહેબ જેવા આલિમને મારાથી ફરમાન જ ન અપાય. મારાથી તો ખિલાફત કમિટીને પણ ફરમાન ન આપી શકાય. હું કેવળ સલાહકાર જ હોઇ શકું અને છું.

હજુ એક ભૂલ બતાવવાની રહે છે. રા. મહાદેવે મૌ. સાહેબના ભાષણનું છેલ્લુ વાક્ય નીચે પ્રમાણે આપ્યું છે:

"પણ મને તો આ લડતમાં પડ્યો ત્યારથી હિન્દુઓ અને ગાય એટલાં પ્રિય છે તેટલું કંઇ પ્રિય નથી."

આમ મૌલાના સાહેબે કહેલું મને યાદ નથી, અને એઓ એમ ન કહે એમ હું માનું છું. બીજાઓને મુકાબલે હિન્દુઓ તેમને અત્યારે પ્રિય છે એટલું જ એ કહી શકે. છતા આ ભૂલ ઉપલી બે ભૂલોની સાથે સરખાવી શકાય એવી નથી. પહેલી ભૂલથી અજ્ઞાન લોકોને ખુન કરવામાં ઉત્તેજન મળી જાય છે કે જે આપવાનો મૌલાના સાહેબનો કદી વિચાર ન. હતો અને નથી એ મારી દૃઢ માન્યતા છે. બીજી ભૂલથી મૌ. સાહેબને ગેરઇન્સાફ થઇ જાય છે અને મુસલમાનોને દુઃખ માનવાનું પણ કારણ મળે છે. કુરાને શરીફના ફરમાન કરતાં બીજાના ફરમાનને કોઇ મુસલમાન વધારે પસંદ કરે એ ચુસ્ત મુસલમાનને અસંભ લાગે.

'નવજીવન' ધ્યાનપૂર્વક વાંચનારને મ્હારે કહેવાની જરૂર નથી કે રા. મહાદેવે પોતાના રિપોર્ટની નીચે જે નોંધ કરેલી તેમાં તેમણે પોતાનો અને મૌલાના સાહેબનો પૂરેપૂરો બચાવ કરી દીધો છે. તેઓ કહે છે:—

"આ પ્રમાણે મેં મારા શબ્દોમાં મૌલાના સાહેબની દલીલ મુકી છે. એમાં દોષ હોવાનો સંભવ છે. પણ મેં મારી સમજ અને સ્મૃતિ પ્રમાણે એ મુકી છે. એ પ્રસંગ એટલો બધો ગંભીર હતો અને એના ઉપર વિવેચન એટલું બધું તોળેલા શબ્દોમાં કરવામાં આવ્યું હતું કે એ શબ્દેશબ્દ આપ્યા વિના એમાં કંઇક અધુરાપણું રહી જ જાય."

**તંત્રી અને રિપોર્ટરની મુશ્કેલીઓ**

રા. મહાદેવે પણ કંઇ શબ્દેશબ્દ રિપોર્ટ તો લીધો જ ન હતો, તેથી જે અધૂરાપણું મેં જોયું તે મેં વાંચનારની આગળ મુક્યું છે. મારૂં અધૂરાપણું તો બીજા સાંભળનારાઓ અવશ્ય બતાવી શકે અને બધાનું અધૂરાપણું તો મૌ. સાહેબ જ જોઇ શકે અને ધારે તો બતાવી પણ શકે. મારી એક પત્રકાર તરીકે જવાબદારી શી છે એ મારે આમાથી શીખી લેવાનું રહ્યું. દરેક તંત્રી પોતાના પત્રની લીટીએ લીટી ઉપર અંકુશ રાખી શકતો નથી. જો મેં રા. મહાદેવનો રિપોર્ટ અગાઉથી જોયો હોત તો હું ઉપર પ્રમાણે ફેરફાર જરૂર કરત. પણ હું રા. મહાદેવનો દોષ કાઢવાને પણ તૈયાર નથી. રિપોર્ટર પોતે સાંભળેલું અને સમજેલું પ્રામાણિકપણે અને શુદ્ધબુદ્ધિથી આપી દે એટલે તેણે પોતાની ફરજ બજાવી છે. વાચનારે તંત્રીની અને રિપોર્ટરવર્ગની મુશ્કેલીનો ખ્યાલ કરી હંમેશાં વર્તમાનપત્રોમા યોગ્ય સુધારા કરીને જ વાચવા જોઇએ. એમ ન કરે તો વર્તમાનપત્રો ચલાવનારાને એ મોટો ગેરઈન્સાફ કરે અને જેટલો લાભ તેને ઉઠાવવો શક્ય છે તેટલો તે હરગીજ ન ઉઠાવી શકે.

**મિ. ડગલસનું ઉતાવળું પગલું**

હવે ગયા મિ. ડગલસ કે જેણે હું ઉપર સૂચવી ગયો તે પ્રમાણે રાજીનામું આપ્યું છે. એ ભાઇએ કેવળ ઉતાવળ કરી છે. મૌ. સાહેબે ઇસાઇને વિષે 'કાફર' શબ્દનો પ્રયોગ કર્યો એથી તેમને દુઃખ લાગ્યું. હું એ દુઃખ સમજી શકું છું. 'કાફર' શબ્દનો પ્રયોગ ન થાત તો વધારે સારૂ હતું. પણ મૌ. સાહેબે તો એ શબ્દનો પ્રયોગ શુદ્ધ દિલથી કર્યો હતો, અને જેને અત્યારે તેઓ દુશ્મન તરીકે જોઈ રહ્યા છે તેવા અંગ્રેજોને વિષે એ પ્રયોગ હતો. છતા મિ. ડગલસે જે પગલું ભર્યું તે ભરતા પહેલાં એમણે મૌ. સાહેબની પાસેથી તેમના કહેવાનો અર્થ જાણી લેવો તો જોઇતો જ હતો. તેમ નહિ કરતા અતિશય ઉતાવળથી પોતાનું રાજીનામું આપ્યું છે તેથી એમના પગલાને હું પોતે તો શકની નજરે જોઉં છું. મૌ. સાહેબનાં વચન તીખાં હતાં, પણ કોઈ નિર્દોષ માણસે ખોટું લગાડવા જેવા ન હતાં એમ મારી ખાત્રી છે, અને તેવી જ મારી ખાત્રી છે કે ખુનને ઉત્તેજન આપવાનો પણ તેમા જરાયે ભાર ન હતો. એમણે તો પોતાના ભાષણમાં શાસ્ત્રાર્થ આપ્યો અને પોતાની ઉપર થયેલા હુમલાના રદીઆ આપ્યા.

# ડાકોરમાં ગાંધીજી

## ૧*

### પાખંડનાં ધામ

તમે બધા અને હું આ યાત્રાને સ્થળે એકઠા થયા છીએ. પણ અત્યારે હિન્દુસ્તાનની એવી કફોડી સ્થિતિ છે, એવી દીન દશા છે કે આપણે યાત્રાને સ્થાને આવીને પણ પવિત્રતાને નથી ઓળખી શકતા. અને હું તો આ પવિત્ર સ્થાનમાં આવ્યો છું તે રણછોડજીનાં દર્શન માટે નથી આવ્યો. અત્યારે રણછોડરાયમાં ઋણ છોડવાની તાકાત રહેલી નથી. એનું કારણ એ છે કે આપણે પૂજારીઓ તે પૂજારીઓ જ નથી રહ્યા, આપણે આપણી શ્રદ્ધાને ખોઈ બેઠા છીએ. યાત્રાસ્થાન પવિત્રતાને બદલે પાખંડનાં ધામ બનેલાં છે એ હું નજરે જોઈ રહ્યો છું. એ આપદમાંથી, એ પાપમાંથી ઈશ્વર આપણને ક્યારે છોડાવશે?

મારા સાંભળવામાં ઘણીવાર આવેલું છે કે ડાકોરજીમાં આવનારા ઘણા લોકો સારા વર્તનથી નથી રહેતા; આવતાં આવતાં કેટલીક જગાએ અત્યાચાર કરે છે. આ વાત સાચી છે કે ખોટી છે તેની મને ખબર નથી. પણ જો આપણો ધર્મ—હિન્દુઓનો ધર્મ અને મુસલમાનોનો ધર્મ—આપણને કંઈ શીખવતો હોય તો પહેલી વસ્તુ તે એ શીખવે છે કે આપણે આપણા વિષયોને, આપણી ઇન્દ્રિયોને, કાબૂમાં રાખવાં. બધા જ ધર્મો આપણને શીખવે છે કે જગતમાં જેટલી સ્ત્રીઓ છે તે બધી, મોટી ઉમરની તેટલી આપણી માતા સરખી છે, સરખી વયની બહેન સમાન અને નાની દીકરી થઈ શકે એવડી હોય તો તે દીકરી સમાન ગણવાની છે. મેં સાંભળ્યું છે અને માન્યું પણ છે કે ડાકોરમાં આવનારાઓ આ ધર્મનો પહેલો નિયમ ખંડન કરે છે. છતાં એ માને કે ગોમતીજીમાં સ્નાન કરી પવિત્ર થઈ જઈશું, એ શા ખપનું? સ્નાન કરીને પવિત્ર થવાનો એનો ઇરાદો હોય એ પણ હું તો નથી માનતો. સત્યનું પાલન, બ્રહ્મચર્યનું પાલન એ સામાન્ય ધર્મો છે. ગૃહસ્થોને માટે પણ બ્રહ્મચર્યપાલન એ ધર્મ છે. બ્રહ્મચર્ય એટલે કાન, આંખ, નાક, જીભ અને ચામડી બધી ઇન્દ્રિયોનો સંયમ. આ ધર્મ કેવળ સંન્યાસીને માટે નથી, સદ્‌ગૃહસ્થોને માટે છે. આ સાદા નિયમો ન પાળતો હોય તે સદ્‌ગૃહસ્થ જ નથી. આ સંસારમાં, હિન્દુ સંસારમાં તેમજ મુસલમાન સંસારમાં, જો આપણે યોગ્ય રીતે રહેવું હોય, સ્વતંત્રપણે રહેવું હોય, કોઈના ગુલામ ન થવું હોય, તો આ આપણું સૌથી પહેલું કર્તવ્ય છે.

### ધારાળાઓને

મને કોઈએ કહ્યું કે આ મિજલસમાં ઘણા ધારાળાઓ હશે, તેમને બે શબ્દો કહો. તેમને હું શું કહું? પણ એટલું તો મારે તેમને કહેવું જ જોઈએ કે જો તમે ધર્મને સમજતા

* સંવત ૧૯૭૬ ની માણેકઠારી પૂનમની રાતે ડાકોરમાં ચાળીસ હજાર યાત્રાળુઓની મેદની સમક્ષ આપેલું ભાષણ; તા. ૨૭-૧૦-૨૦.

હો તો એ ધર્મ એવું નથી કહેતો કે બીજાને તમે લૂંટો. લૂંટીને જીવવા કરતાં તો આપઘાત કરવો સારો. બીજાને લૂંટીને ખાવા કરતાં ભૂખે મરવું તે સારું. બીજાને લૂંટીને કપડાં પહેરવાં તે કરતાં નાગડદશામાં ફરવું વધારે સારું છે.

### ઇસ્લામને ગ્રહણ લાગ્યું છે

એકદિલીનો પડોશીધર્મ

આજે હું આખા હિન્દુસ્તાનને આજીજી કરી રહ્યો છું તે એકલાં વાણીઆબ્રાહ્મણને નથી કરતો, પણ હિન્દુસ્તાનમાં ઢેડ, ભંગી, ધારાળા છે તે બધાને—મુસલમાન, પારસી, ખ્રિસ્તી એ બધાને—હું આજીજી કરું છું કે જો તમારી ઇચ્છા હિન્દુસ્તાનને સુખી કરવાની હોય તો તમારો પહેલો ધર્મ એ છે કે તમારે જુદા જુદા ધર્મોની સાથે એકદિલ થઇને રહેવું. એ પડોશીનો ધર્મ છે. ભાઇ શૌકતઅલીને કામ પ્રસંગે મુંબઈ બહાર જવું ન પડ્યું હોત તો આજે આ હિન્દુઓના યાત્રાસ્થાનમાં તમે તેમને મારે પડખે જોત. હું જ્યાં જાઉં છું ત્યાં તેમને—અને હવે તો એ બન્ને ભાઈઓને—મારી સાથે જ ફેરવું છું. હું બધાને કહું છું કે મારા બે સગા ભાઇઓ ગુજરી ગયા છે, પણ આ બે ભાઇઓ પ્રત્યે મને સગા ભાઇ કરતાં જરાયે ઓછો ભાવ નથી. હું સનાતની હિન્દુ હોવાનો દાવો કરું છું અને હું આ બે મુસલમાનોની સાથે ભાઈચારો રાખીને મારો હિન્દુ ધર્મ સંપૂર્ણપણે પાળી શકું છું. તેમાં મારો સ્વાર્થ રહેલો છે. જો હું એક હિન્દુ તરીકે ઇસ્લામ માટે મરી શકું તો વખત આવ્યે હિન્દુ ધર્મ માટે પણ મરી શકીશ. આમાં મારી પોતાની અને દેશની કસોટી રહેલી છે.

ઇસ્લામ પર સલ્તનતનું ગ્રહણ

સાત કરોડ મુસલમાન ભાઇઓ ઉપર મહાન ધર્મસંકટ આવી પડેલું છે. એક વિકરાળ સલ્તનત તેમના ધર્મને છિન્નભિન્ન કરવા બેઠી છે. આકાશમાં આ ચંદ્રમાને જેમ અત્યારે ગ્રહણ લાગ્યું છે તેમ ઇસ્લામને આ સલ્તનતના ગ્રહણે ઘેર્યો છે. તેને તમે છોડાવો. ચંદ્રમાનું ગ્રહણ એ તો સ્થૂલ ગ્રહણ છે. એને છોડાવવું એ આપણા હાથમાં પણ નથી. મને આ ચન્દ્રગ્રહણ જરાયે નથી ડરાવતું, મને ઉપવાસ નથી કરાવી શકતું. પણ આપણા આત્માને જે ગ્રહણ લાગ્યું છે, આપણું દિલ જે ગ્રહણમાં ઘેરાયું છે તેનાથી હું ધ્રૂજું છું. તે ગ્રહણને છોડાવવાનો ઇલાજ ઉપવાસ હોય તો હું ઈશ્વર પાસે માગું છું કે મને ઉપવાસ કરવાની શક્તિ આપો. આ ગ્રહણ છોડાવવાનો ઇલાજ આપઘાત હોય તો આપઘાત કરવાની શક્તિ પરમેશ્વર મને આપજો. હિન્દુસ્તાનનો સુંદર ચંદ્ર ઇંગ્લંડના રાહુથી ઘેરાયેલો છે. તેનું એક કારણ હું બતાવી ગયો. ઇસ્લામ ઉપર સલ્તનતની તલવાર ઝઝૂમે છે. આજ ઇસ્લામ પર તો કાલે હિન્દુ ધર્મ પર. જે સલ્તનતે ઇસ્લામને દગો દીધો છે, જે સલ્તનતે પંજાબ મારફત સારા હિન્દુસ્તાનને પેટે ચલાવ્યું છે, જેણે પંજાબ મારફત નાનાં નાનાં બાળકો પાસે જબરીથી સલામી કરાવી છે ને તેમ કરતાં કરતાં જે સલ્તનત મારફતે છ સાત વર્ષનાં બે બાળકના પ્રાણ ગયા છે, જે સલ્તનત નીચે દોઢ હજાર કે એક હજાર નિર્દોષ માણસોનાં ખૂન થયાં છે, તે સલ્તનત કેવી હશે? એ સલ્તનતનું ગ્રહણ આપણી ઉપર કેટલે દરજ્જે છે તેનો હું તાગ નથી કાઢી શકતો.

## રાવણરાજ્ય

અત્યારનું રાજ્ય એ રામરાજ્ય નથી; એ રાવણરાજ્ય છે. એ રાવણરાજ્યમાં આપણે રહીએ છીએ અને પાખંડ શીખીએ છીએ. આવા રાવણના રાજ્યમાંથી મુક્તિ કેવી રીતે મેળવી શકીએ? પાખંડીઓની જોડે પાખંડી બનીને? શઠની જોડે શઠતાથી મુકાબલો કરીને? પાખંડમાં આપણાથી તેમને કેમ પહોંચાશે? એ સલ્તનતના ભેદોને આપણાથી કેમ પહોંચાશે? સલ્તનતે પોતાના છળકપટથી પાખંડી યૂરોપને પણ મ્હાત કર્યું છે તેની સામે અહીંના પાખંડીઓ શું કરી શકવાના? હિન્દુમુસલમાનને પાખંડ કરવું હોય તોપણ આપણી પાસે પાખંડ નથી. રાવણને પાખંડથી મારવો હોય તો તેના જેવાં દશ માથાં અને વીસ ભુજ જોઈયે તે ક્યાંથી લાવવાં? એને મારવાનું કામ રામ જેવો પાખંડી જ કરી શકે. રામની પાસે શું પાખંડ હતું? એણે બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું, એને ઈશ્વરનો ડર હતો; એની સેના વાંદરાંઓની હતી. વાંદરાંઓએ કોઈ દિવસ હથિયાર ઉપાડ્યાં છે? આજે પણ આપણે દિવાળી ઉજવીયે છીયે તે એ રામનો રાવણ ઉપરનો વિજય ઉજવીયે છીયે. પણ એ વિજય આપણે ત્યારે જ ઉજવી શકીયે જ્યારે આપણે આ દસ નહિ પણ હજાર માથાંવાળા રાવણને છિન્નભિન્ન કરી શકીયે. તે નથી કરી શક્યા ત્યાં સુધી આપણે માટે વનવાસ જ લખ્યો છે. તમે સીતાજીના જેવી સતીઓની ઉપર કુદૃષ્ટિ ન કરો તો જ આ સલ્તનતને તમે મ્હાત કરી શકશો. શયતાનને કોઇ મ્હાત કરી શક્યો હોય તો તે ઇશ્વર જ છે. તેણે જ શયતાનને પેદા કર્યો અને તે જ તેને મારી શકે છે. આદમીની શક્તિથી તે હારતો નથી પણ એકલા ઇશ્વરની ગુલામી કરનાર માણસ મારફત ઇશ્વર જ તેને હરાવે છે.

## વાંકું બોલવાનું મને એકલાને જ સોંપજો

આવી જબરી સલ્તનત સાથે આપણે મુકાબલો કરવાનો છે. એના તરફથી પડતાં દુઃખો ભૂલવાને હું ઇચ્છતો નથી. હું તો ઉલટો હિન્દુસ્તાન પાસે માગી લઉં છું કે તેનું વાંકું બોલવાનો અધિકાર તમે મને એકલાને જ આપજો. હું જ્યારે સલ્તનત જોડે સહકાર કરતો હતો ત્યારે તમારા મ્હોમાંથી આ સરકારને વિષે અંગારા ઝરતા મેં જોયેલા છે. સરકારની નિન્દા પણ તમારા મ્હોંમા શોભતી નથી. મેં પીધા છે તેવા કડવા ઘુંટડા તમે કદી પીધા નથી. એ કડવા ઘુંટડા ઉતારીને મેં જે શક્તિ મેળવી છે તેની શતાંશ પણ તમે નથી મેળવી. તેની તરફ ગુસ્સે થવાનાં મને ઘણાં કારણો મળ્યાં, પણ હું મારો ગુસ્સો પી ગયો છું. આ પ્રસંગે પણ હું ગુસ્સામાં આવીને એકે શબ્દ નથી બોલતો, પણ મારા આત્માના જ શબ્દો ઉચ્ચારૂં છું. અંગ્રેજી સલ્તનત માટે તમારી પાસેથી હું ગુસ્સાનું વાક્ય સરખું નથી માગતો. અંગ્રેજોમાંનું ભૂરૂં જોવાના કરતાં તમે તમારૂં પોતાનું જ ભૂરૂં જોજો અને તેને કાઢજો; એટલે તમે સ્વતંત્ર-છૂટા થશો. અંગ્રેજી સલ્તનતની હું એબ બતાવું છું તે સાક્ષીરૂપે બતાવું છું. એ સલ્તનતને ત્રીસ વર્ષ ખરા દિલથી સેવ્યા પછી મારી ખાત્રી થઈ છે કે એ રામરાજ્ય નથી પણ રાવણરાજ્ય છે. આ સલ્તનત મને અત્યારે ભુંડી લાગે છે તે મને કંઈ અંગ્રેજોનો તિરસ્કાર નથી; મને તિરસ્કાર સલ્તનતની સાથે છે. જ્યાં સુધી અંગ્રેજી સલ્તનત પશ્ચાત્તાપ

કરતી નથી, હિન્દુસ્તાનની સ્ત્રીઓની અને પુરુષોની પાસે માફી માગતી નથી, ‘ અમે તમારા નોકર છીયે અને નોકર તરીકે રાખો તો રહેવા માગીયે છીયે ’ એમ કહેતી નથી, ત્યાં સુધી હું એ સલ્તનતનાં હવાઈ જહાજો સામે અને મશીનગનો સામે મુકાબલો કરવાને તૈયાર છું. એનાં હવાઈ જહાજ કે મશીનગન મને ડરાવી નહિ શકે.

### દિલની સરદારી ઇશ્વરને જ સોંપજો

પાપધર્મી સલ્તનત

એ સલ્તનત સાથે મુકાબલો કરવામાં હું ધર્મની હાનિ બીલકુલ જોતો નથી હું પ્રસંગ આવે તો સગા દીકરા સામે અસહકાર કરી શકું, તેમ સલ્તનત સાથે પણ કરૂં. એ પણ ધર્મ છે, માણસમાત્ર ભૂલથી ભરેલા છે, પાપી છે. હું કબૂલ કરૂં છું કે હું પોતે સંયમધર્મ પાળું છું છતાં હું સંપૂર્ણ નથી. મારામાં પાપ અને અપૂર્ણતા ભરેલાં છે. તોયે હું પાપથી ડરૂં છું. મારામાં ત્રુટીઓ છે અને તેને કાઢવાને હું પ્રયત્ન કરૂં છું. હું તેમનો ગુલામ નથી. આ સલ્તનત તો પાપને જ ધર્મ માને છે. આ સલ્તનત બીજા દેશોને કચરી નાંખીને પોતાના દેશને આબાદ બનાવે છે. તે અત્યાચાર છે. હિન્દુસ્તાનને બીજા દેશોને કચરી—તારાજ કરી—ને આબાદ કરવા હું ઇચ્છતો નથી. બીજાના ધર્મનો લોપ કરીને હું હિન્દુસ્તાનને ચડાવવા નથી ઇચ્છતો પણ આ સલ્તનત તો કહે છે કે બાદશાહીને માટે ગમે તેવા અત્યાચાર અમે કરીશું સલ્તનત બોલતી નથી, કરી બતાવે છે. પંજાબમાં તેણે કરી બતાવ્યું છે. હું કૃષ્ણનો પૂજારી તમને સહુને કહું છું કે એવી સલ્તનતની નિશાળોને, તેમની અદાલતોને તમે ફેંકી દેજો. મારા શરીર માટે મને કોઇનો ડર નથી. મારૂં શરીર તો હું એ સલ્તનતને સોંપીને જ અહીં બેઠો છું; તમારા દિલની સરદારી તમે ઇશ્વરને જ સોંપજો તે વખતે તમારી બેડી તુટી જશે.

### અસંતથી નાસજો

અસહકારમાં ધર્માચરણ

અસહકાર એ સોના જેવું શસ્ત્ર છે, દિવ્ય શસ્ત્ર છે. હિન્દુઓને તે શ્રીકૃષ્ણે આપેલું છે; મુસલમાનોને મહમ્મદ પયગંબરે આપ્યું છે; પારસીઓને ઝંદ અવસ્તામાં મળેલું છે; કે જ્યાં તમે અન્યાય જુઓ, કોઇ માણસમાં અન્યાયને મૂર્તિમંત જુઓ ત્યારે તે માણસનો ત્યાગ કરજો. તુલસીદાસજીએ બહુ જ મૃદુ ભાષામાં કહ્યું છે કે અસંતથી દૂર ભાગો, અસંતો પોતાના સમાગમથી પીડે છે. દાવાનળથી દૂર નાસો તેમ અસંતથી—અન્યાયથી નાસજો. નાસવું એટલે જ અસહકાર. અસહકાર એ દ્વેષ કે વેર નથી. એ તો ધર્મીનું ધર્માચરણ છે. અસહકાર એ બાપદીકરા વચ્ચે યોગ્ય છે, સ્ત્રીપુરુષ વચ્ચે ફરજરૂપ છે, સગાંસગાં વચ્ચે કર્તવ્ય છે. મારો દીકરો મદ્યમાંસ ખાઈ આવે અને હું તેનો વૈષ્ણવ બાપ તેને મારા ઘરમાં ઘડી પણ સંઘરૂં તો પછી મારે રૌરવ નરકે જ પડવું પડે. આ અસહકારનું રહસ્ય હું તમને ન સમજાવી શકું તો પછી સ્વરાજ એ એક અશક્ય વસ્તુ છે. સ્વરાજ મેળવવું હોય તો એક જ ઇલાજ છે અને તે અસહકાર છે.

### ખરી ક્ષત્રિવટ

શુદ્ધ ક્ષત્રિયવૃત્તિ

હા, તલવાર એ પણ એક બીજો ઇલાજ છે ખરો. પણ તલવારને સારૂ તમે કોઇ દિવસ તપશ્ચર્યા કરી છે ? તલવારને સારૂ તમે સંયમ કર્યો છે ? ઇસ્લામીઓને તો તમારા

કરતાં તલવાર વાપરતાં વધારે આવડે છે. તેમણે પણ જાણી લીધું કે આ કામ તલવારેથી નહિ થાય. બે ચાર માણસ માર્યે આ સલ્તનત ડરી જઈને સ્વરાજ દઈ દેશે ? જે સલ્તનત હજારો અંગ્રેજોનાં મડદાં પર રચાયલી છે, જેણે હજારો અંગ્રેજ, શીખ અને પઠાણોના રુધિરનો દરીઓ ચલાવ્યો, તે સલ્તનત પાંચ પચીસ ખુનથી ડરી જવાની ? હરગીજ નહિ. હું અંગ્રેજી સલ્તનતની નિન્દા કરું છું, છતાં એને બહાદુર પણ કહું છું. એને સ્વદેશ વ્હાલો છે. તેમાં રાક્ષસી ભાવના છે તે ત્યાજ્ય છે. હું તો રાવણની પણ બહાદુરી ગાનારો છું—તુલસીદાસજીએ કહ્યુ છે કે દુશ્મન મળે તો રાવણ જેવા મળજો. લક્ષ્મણ સાથે લડનાર તો ઈન્દ્રજિત જેવો હોવો જોઇયે. આવી સલ્તનતની જોડે લડો તો બહાદુરીથી મેદાનમાં પડીને તલવાર કાઢીને લડજો. પણ તે વસ્તુ તાકાતની બહારની છે. હું હિન્દુ ધર્મ સમજું છું તે પ્રમાણે હિન્દુએ તલવાર વિના જ લડવું જોઇયે, બીજાનું માથું કાપવા કરતાં પોતાનું જ માથું ફગાવી દેવું જોઇયે. હું પોતે હિન્દુસ્તાનનો એક મોટામાં મોટો ક્ષત્રિય હોવાનો દાવો કરું છું. મને રિવોલ્વરના પાંચ બાર કરતાં ન આવડે ? મને કોઇને ઝેર પાતાં ન આવડે ? મને એરોપ્લેનમાં કોઈ લઈ જાય તો ત્યાંથી બૉંબ ફેંકતાં ન આવડે ? પણ મેં એ વસ્તુનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરેલો છે. મને ઈશ્વરે એક માંકડ સરખાને પણ સારજવાની તાકાત આપી નથી, તો, પછી કોઇને મારવાનું કામ પણ મારું નથી. મારું કામ મરવાનું છે. હું મારું, મારી સ્ત્રીનું મારા દેશનું રક્ષણ કરવામાં માથું આપું ત્યારે હું શુદ્ધ ક્ષત્રિય છું. અશક્તમાં અશક્ત માણસ—સ્ત્રી પણ—પોતાની અંદર ક્ષત્રિયનો સ્વભાવ પેદા કરી શકે; એટલે કે દુશ્મનને કહી શકે છે કે હું તો અડગ ઉભો રહીશ, તારાથી થાય તે તું કરી લે. નહિ તો ખુની તે જ ક્ષત્રિય ગણાય ! જે પુરુષ સ્ત્રી ઉપર હાથ ઉપાડે તે પણ ક્ષત્રિયમાં ખપે ! તેથી હું હિન્દુસ્તાનને પોકારી પોકારીને કહું છું કે જે કંઈ કરો તે શુદ્ધ ક્ષત્રિયવૃત્તિથી કરજો. મુસલમાનને ગાળ આપવી, મુસલમાનનો તિરસ્કાર કરવો, એ આપણા ધર્મને લજવે. મુસલમાન તમને દગો દેશે એમ ઘડીભર માની લો, તોયે જે શક્તિ તમે આ સલ્તનત સાથે અસહકાર કરવામાં વાપરો તે જ શક્તિ તમે મુસલમાનો સાથે અસહકાર કરવામાં વાપરજો આજ સુધી તમે મુસલમાન જોડે સહકાર કર્યો છે જ ક્યાં ? એકવાર તમે તેમની જોડે સહકાર કરી જુઓ. તમે સરકાર જોડે તો ખૂબ સહકાર કર્યો છે; અને તેમ છતાં આપણે દુઃખી છીયે. તેથી હું તમને કહું છું કે તમે સરકાર સાથે અસહકાર કરો અને મુસલમાન ભાઈઓ સાથે સહકાર કરો. અસહકાર કરાવવાને તમારે બુનામરકી નથી કરવાની. જેને તેમાં નથી ભળવું તેને તમે મારીને મુસલમાન નથી કરી શકવાના. તેને તમારે નમવું અને વીનવવું. પાડ ગારે તો સહન કરશો ત્યારે તમે અસહકાર કરાવી શકશો. તમારામાં સચ્ચાઈ હશે, નમ્રતા હશે, એકદિલી હશે, તમે બહાદુર થશો, તો તમારો ત્યાગ કરીને સરકારનો સાથ કોણ કરી શકનાર છે? તેવાઓને સમજાવવા માટે તમે પોતે બહાદુર બનો અને ત્યાગ કરો.

એક લાખ ગોરા આટલા તેત્રીસ કરોડ ઉપર કેમ સરદારી ભોગવી શકે છે ? કારણ એ છે કે આપણે ગુલામ બન્યા છીયે. આપણે જો કહીયે કે ભાઈ, આજથી અમે ગુલામ નહિ

રહીયે, તો કાં તો એ ચાલ્યા જાય, નહિ તો આપણા નોકર થઇને રહે. પણ એટલું કહેવાની શક્તિ પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથીઉં એ છે કે આપણે ધારાળા, ભીલ, મુસલમાન સાથે, ઢેડ-ભંગી લોકો સાથે, અઢારે વર્ણો સાથે ભાઇચારો કરવો, તેમને ભાઇઓ ગણવા, તેમનો તિરસ્કાર ન કરવો. મુસલમાન ગાય મારે છે એથી તમે ગુસ્સે થાઓ છો, પણ હિન્દુઓ ક્યાં ગાયોને નથી મારતા ? ગાયનું દૂધ ખૂટી જાય છતાં તેનું લોહી ખેંચી કાઢવું, ગાયના વારસોને આર ભોંકવી એ પણ ગોહત્યા બરાબર જ છે. આવી ગૌહત્યા હમેશાં કરનાર હિન્દુ શું મ્હોં લઇને મુસલમાન ભાઇની પાસે જઇને કહે કે મારી ગાયને તમે કેમ મારો છો ? ગાયને બચાવવી હોય તો હિન્દુએ પોતાની ખાનદાની બતાવવી જોઇયે. મને તો મુસલમાનો પાસે માગવા જતા લાજ આવે. અને તમારી ગાયને અંગ્રેજો તો રોજ ખાય છે. અંગ્રેજી સોલ્જરો ને બીફ—ગોમાસ વગર ઘડીભર ચાલતું નથી તમે મુસલમાન ઉપર શા સારૂ તિરસ્કાર કરો છો ? મુસલમાનમાં તો ઇશ્વરનો ડર પણ છે. તમે અલી બિરાદરો સાથે થોડો વખત રહો તો તમને ખબર પડે કે ઈશ્વરથી તેઓ કેટલા ડરે છે. મુસલમાનો સાથે એકદિલ બનો તો સ્વરાજ મળવું એ થોડા કાળની જ વાત છે.

## સ્વદેશી

તમારાં છોકરાંને સરકારી નિશાળોમાથી ઉઠાડી લો, ધારાસભાઓમાં પ્રતિનિધિ ન મોકલો, રેંટીયા પર સુતર કાંતો અને ખાદીનાં કપડાં પહેરો.

સ્વદેશી અને નાણાંની મદદ

છેવટમાં કહેવાનું કે આપણે છોકરાંઓને કેળવણી આપવી છે, નવી અદાલતો ચલાવવી છે, તેમાં પૈસો જોઇશે. તમે યથાશક્તિ પૈસા આપો. તમારી પાસેથી પૈસા લેવા એ મને કઠણ લાગે છે. હું એવા ઘણા જુવાનીઆઓ નથી જોતો કે જેમના હાથમાં તમારા પૈસા સોંપીને હું નિર્ભય રહી શકું. અસહકારને તમારે મદદ કરવી હોય તો અત્યારે સ્વયંસેવકો ફરશે તેમને એક પૈસાથી માંડીને તમારે જેટલું આપવું હોય તેટલું આપજો અસહકારને અર્થે એકેક પૈસો આપવો એટલું તો ઓછામા ઓછું દરેક જણ કરી જ શકે તેવું છે. બીજું નહિ તો ઓછામા ઓછું દરેક જણ કાતવું વણવું તો કરી શકે જ. મીલનું કપડું પહેરીને સ્વદેશી પળાય છે એવું માનતા હો તો તે ભૂલ છે. મીલો હિન્દુસ્તાન માટે પૂરતું કાપડ બનાવી નથી શકતી. ખાદીમાં જ સૌંદર્ય રહેલું છે ઝીણી મલમલની અંદર ગુલામીની નિશાની રહેલી છે, તેથી મને ખાદી હલકીફુલ લાગે છે અને પાતળી મલમલ ભારે લાગે છે. તમે તમારાં છોકરાંઓને ઘેર બેસાડી જ દેજો. તેઓ થોડો વખત નહિ ભણે તો હરકત નથી. ઘેર બેઠા તેમને વિષ્ણુનું ભજન કરવા દો.

## ઉપસંહાર

તમે જો અસહકારને પસંદ કરતા હો, આ રાક્ષસી સલ્તનતની ધૂસરીમાંથી છૂટવા માગતા હો, તો સ્વયંસેવકો આવે ત્યારે તમે ઉઠી નહિ જતા, પણ કંઇક યથાશક્તિ આપતા જજો. મારૂં નામ લઇને કે વલ્લભભાઇનું નામ લઇને કે સ્વરાજસભાનું નામ લઇને

તમારી પાસે કોઈ કંઈ માગે તો તમે એકદમ આપી નહિ દેશો. તમે એમને ઓળખતા હો તો તેમના હાથમાં પૈસા મુકજો. અત્યારે જેની પાસે પૈસા ન હોય તે અમદાવાદ મોકલી શકે છે. આજથી ઈશ્વર તમને હિંમતવાન બનાવો, બલિદાનની તાકાત આપો, ઇશ્વર તમને સચ્ચાઈ અને નમ્રતા આપો અને તમે માત્ર ઈશ્વરનો ડર રાખો અને માણસમાત્રનો ડર ઈશ્વર તમારામાંથી કાઢી નાંખો.

---

## ૨

## સ્ત્રીઓની સભા*

બહેનો,

તમે સહુ મારું શાન્તિથી સાંભળજો; હું થોડા શબ્દોમાં જ બધું પૂરું કરીશ. તમારામાંથી કેટલીક બહેનો ડાકોરની જ હશો અને કેટલીક બહારની આ યાત્રાસ્થળમાં આવી હશો. મને ખાત્રી છે કે આટલી બધી બહેનોમાંથી ભાગ્યે જ કોઈને ખબર હશે કે આજે હિન્દુસ્તાનની શું સ્થિતિ છે? આજે હિન્દુસ્તાનની જે સ્થિતિ છે તેવી સ્થિતિમાં આપણું કર્તવ્ય શું છે, આપણો ધર્મ શું છે? તમે સહુ આ યાત્રાસ્થળમાં પવિત્ર ભાવથી આવેલાં છો. તમને લાગતું હશે કે ડાકોરજીનાં દર્શન કર્યાં એટલે બધાં પાપ નાસી ગયાં; ગોમતીમાં સ્નાન કર્યું એટલે સર્વસ્વ મળી ગયું. કેટલીક બહેનોને એમ પણ લાગતું હશે કે ગાંધી જેવા મહાત્માનાં દર્શન કર્યાં તેથી કૃતાર્થ થઇ ગયાં. આ વાત સાવ ખોટી છે. ગોમતીજીમાં સ્નાન કરો અને મનને પવિત્ર ન કરો તો ઉલટાં તમે ગોમતીજીને ગંદી બનાવો છો. ડાકોરજીનાં દર્શન કરવા જઇયે અને કેવળ પગનો મેલ જ ત્યાં મેલીને પાછાં આવીયે તો એ દર્શન કુશાયે કામ નહિ આવે. મનને પવિત્ર કરીયે, દિલમાં સારા ભાવો ઉત્પન્ન કરીયે, આપણે પોતાના વિષે જ્ઞાન મેળવીયે તો જ ડાકોરનાથનાં દર્શન ફળે. મારા જેવા અર્ધઘડાવાનને કે કોઇ ખ્રિસ્તીને દર્શન શું ફળશે એમ તો તમે પોતે જ કહેશો. હું તમને બતાવી દેવા ઇચ્છું છું કે આપણું મન જ્યાં સુધી સાફ નથી થયું, દિલ જ્યાં સુધી સાફ નથી થયું, ત્યાં સુધી ગોમતીનું સ્નાન કે રણછોડરાયનાં દર્શન કશું ન ફળી શકે

### સરકારની છાયામાં નથી, તડકામાં સોસાઇયે છીયે

હવે બધી બહેનોને મારી પ્રથમ વિનંતિ એ છે કે તમે ખરો ધર્મ શામાં રહેલો છે એ સમજી લો. જ્યાં સુધી ખરો ધર્મ શેમાં છે તે તમે નહિ સમજો, જ્યાં સુધી હિન્દુસ્તાનની શી દશા છે તે નહિ સમજો, સરકાર એ તો માબાપ છે, તેના રાજ્યમાં આપણે શાંતિથી રહીયે છીયે એવું જ્યાં સુધી તમે માનો છો, ત્યાં સુધી તમે ગુલામીમાંથી છૂટી શકવાનાં નથી. હું માનું છું કે સરકારે આપણને ગુલામ બનાવ્યાં છે. ત્રીસ વરસ સુધી મેં

* આ જ અવસરે ડાકોરમાં લગભગ ત્રણ હજાર સ્ત્રીઓની સમક્ષ આપેલું ભાષણ

માન્યું કે અંગ્રેજી રાજ્યની છાયામાં આપણે સુખી છીએ. પણ હવે મારી ખાત્રી થઈ છે કે આપણે આ સરકાર નીચે છાયામાં નથી પણ તડકામાં સેકાઈએ છીએ. આપણો ધર્મ જવા બેઠો છે. મેં રસ્તામાં પાટીઓ લટકાવેલાં જોયાં કે હોટલમાં જવાથી આપણે ધર્મ મેલીને આવીએ છીએ. એ ખરું છે; પણ અરધું ખરું છે. એ હોટલો ક્યારે થઈ ? આ સરકારના રાજ્યમાં. અને કેમ થઈ ? આ સરકારે આપણને એશઆરામ કરતાં શીખવ્યાં તેથી. હવે આપણે ઘર છોડીને બજારમાંથી સ્વાદ લેતાં શીખ્યાં છીએ, વૈષ્ણવનો મર્યાદાધર્મ આપણે ઓળંગી ગયાં છીએ. આ સરકાર એવી છે કે જે દારૂ અને અફીણનો વેપાર કરીને લાખો રૂપીયા પેદા કરે છે. શાસ્ત્રમાં કહેલું છે કે જે રાજા વેપાર કરે તે વચલા વર્ગનો છે; પ્રજાનું રક્ષણ કરી શકે એટલા સારુ થોડુંક તેની પાસેથી લે તે પહેલા વર્ગનો; પરંતુ જે પ્રજાને વ્યસની બનાવીને અને મદ્યપાન શીખવીને પૈસા ઉપજાવે છે તે તો અધમ રાજા છે. અત્યારે આપણી ઉપર આવું અધમ રાજ્ય છે એ તમને બહેનોને શીખવવાને હું અહીં આવેલો છું.

### દેશની બે આંખો

ધર્મ પર ધાડ

ભગવદ્‌ગીતામાં આપણને શીખવવામાં આવ્યું છે કે બધાને સરખાં ગણીએ. હિન્દુમુસલમાન એ તો દેશની બે આંખો બરાબર છે. તેમની વચ્ચે વેરભાવ હોય નહિ. પણ આપણે એ મુસલમાનોનો તિરસ્કાર—અસહકાર કરીએ છીએ, તેમની જોડે વેર કરીએ છીએ. આ સરકાર આજે એ મુસલમાનોનો ધર્મ લોપ કરવા બેઠી છે. આજે તેનો ધર્મ લોપ કરી શકે છે તે આવતી કાલે આપણો ધર્મ પણ કરી શકે.

### રાવણરાજ્યની આણ

રામરાજ્ય સ્થાપો

બીજું પંજાબ. પંજાબનું નામ પણ તમે નહિ સાંભળ્યું હોય. પણ પંજાબમાંથી જ આપણા ઋષિ હિન્દુસ્તાનમાં દાખલ થયા હતા. પંજાબ તે ભૂમિ છે જ્યાં બેઠા ઋષિઓએ બધાં શાસ્ત્રો લખ્યાં હતાં તે જ પંજાબમાં સરકારે બહેનોનું અને પુરુષોનું અપમાન કર્યું છે; તે જ પંજાબનાં બચ્ચાંને ચાબુક માર્યા છે; તે જ પંજાબના માણસોને સરપ ચાલે તેમ પેટે ચલાવ્યાં છે. આવી સરકારની આણ માનવી એ અધર્મ છે. તેથી જ હું કહું છું કે આપણે આ રાવણરાજ્ય બદલીને રામરાજ્ય સ્થાપવું જોઈએ.

### ખરી ખૂબસુરતી

સ્વદેશીધર્મનો મહિમા

મારી બીજી વિનંતિ તમને એ છે કે તમે સ્વદેશીધર્મ પાળતાં થઈ જાઓ. આ સરકારે આપણને પાખંડ શીખવ્યું છે. વિલાયતની કપડાંથી શરીરની શોભા વધે છે એમ માનતાં આપણે શીખ્યાં છીએ. અહીં આવેલી બહેનોએ જે કપડાં પહેરેલાં છે તેમાં પણ પરદેશીની અદબો છે. મીલોનું કાપડ પણ સ્વદેશી નથી. મીલોમાં થાય છે તેટલું કાપડ હિન્દુસ્તાનને પૂરતું થતું નથી. તમે પોતે તો ભીખારી નથી. તમારાથીયે વધારે ગરીબ મેં જોયાં છે. પુરુષોને એકલી લંગોટી જ મળતી હોય અને બહેનોને ફાટેલી તૂટેલી ઘાઘરી જ હોય એવાં મેં જોયાં છે. સ્વદેશીધર્મને હિન્દુસ્તાન આજે અંગીકાર કરે, 'રેશે રૈંટીયો' બધી બહેનો

ચલાવતી થઈ જાય, પોતે કાંતી, ગાંઠે નેટલાં જ કપડાં પહેરે તો આજે આપણે ગુલામીમાંથી છૂટીએ. પહેલાંની સ્ત્રીઓ ગુણોમાં ખૂબસુરતી માનતી. પરદેશી કપડાં પહેરનારી તે કુબડી છે. કપડાં પહેરીને સુંદર દેખાવું એમાં તો વેશ્યાનો ભાવ છે. આપણે દેવી સીતાજી અને દમયંતીને પૂજીએ છીએ ? ઝીણાં કપડાં પહેરનારી દમયંતીને, ઝીણાં કપડાં પહેરનારી સીતાજીને? નહિ, અર્ધે વસ્ત્રે વનમાં ભમનારી દમયંતીને, ૧૪ વર્ષ વનવાસ ગાળનારી સીતાજીને આપણે પૂજીએ છીએ. હરિશ્ચંદ્રની રાણીએ દાસત્વ કરેલું તે શું ઝીણાં કપડાં પહેરતી હશે ? એ વખતે તો પાંદડાંથી એબ ઢાંકતા. બહારની શોભાથી સુંદર દેખાવું એ વેશ્યાનો ભાવ છે. તમે તમારો ધર્મ પાળવા ઈચ્છતાં હો તો પહેલું પગથીઉં એછે કે તમે સ્વદેશીધર્મ સમજી લો. પોતાને જ હાથે કાંતેલું સૂતર અને પોતાના જ ઘરના પુરુષોએ ગાતાં ગાતાં વણેલું કાપડ વાપરવું એનું નામ સ્વદેશીધર્મ. હું પોતે સાચો ખૂબસુરત છું, કારણ કે મેં પહેરેલાં કપડાંમાં બહેનોને હાથે કંતાએલું સૂતર પુરુષોએ પ્રેમથી વણેલું છે. જો તમારે રાવણરાજ્યમાંથી સ્વતંત્ર થઈને રામરાજ્ય સ્થાપવું હોય તો તમારે સ્વદેશીધર્મનો અંગીકાર કરવો, રેંટીયો ઘરમાં દાખલ કરવો. રેંટીયો શીખવનારી અત્યારે તો તમને ઘણી મળી શકશે. ઓછામાં ઓછું પ્રત્યેક બહેન ઈશ્વરભજન કરતી કરતી એક કલાક તો કાંતે જ. એ સૂતરનાં તમે કપડાં વણાવી નાંખજો.

## ખાદીનો ભાર ને ભારતનો પ્રસવકાળ

પરદેશી મલમલ છોડીને હાથનું વણેલું પહેરવું પ્રથમ તમને ભારે તો પડશે જ. મુંબઈની કેટલીક બહેનોએ મારી આગળ ફરીઆદ કરી કે અમારી સાડી પહેલાં ૪૦ તોલાથી ઓછી હતી તે હવે ૭૦ તોલાથીયે વધી જાય છે. મેં તેમને જરા આલંકારિક ભાષામાં જવાબ આપ્યો કે કપડાનો ભાર ઓછો કરીને તમે તમારો પોતાનો ભાર આજ સુધી હલકો કર્યો છે. સ્ત્રીઓ નવ માસ સુધી ગર્ભનો ભાર આનંદ સાથે ઉચકે છે, પ્રસવકાળની ભારે વેદનાઓ સુખે સહન કરે છે. આજે તો ભારતવર્ષનો પ્રસવકાળ છે, આ નવા ભારતના પ્રસવકાળમાં તમે જાડાં કપડાંનો ભાર ઉપાડવા જેટલાં પણ તૈયાર ન થાઓ ? એ ભાર ઉપાડશો તો જ તમે હિન્દુસ્તાનને સ્વતંત્ર બનાવી શકશો. હિન્દુસ્તાનને નવો જન્મ આપવો હોય તો દરેક સ્ત્રીએ નવ માસ શું, નવ વર્ષ પણ ભારે ખાદીનો ભાર ઉપાડવો જોઈશે.

## રાવણરાજ્યની નિશાળો

બીજું, તમે તમારાં છોકરાંને ક્યાં ભણવા મોકલો છો એ તમે જાણો છો ? તેમને તમે રાવણરાજ્યની નિશાળોમાં મોકલો છો. ધાર્મિક વૈષ્ણવ કોઈ દિવસ પોતાનાં બાળકને અધર્મી રાજ્યની નિશાળમાં મોકલે ? હું કોઈ દિવસ પાખંડી પાસેથી ગીતા કે ભાગવત ભણવા જાઉં ? અત્યારની નિશાળો પાખંડી રાજ્યની છે. એ નિશાળો આપણી ન થાય ત્યાં સુધી તમે તમારાં છોકરાંને તેમાંથી કાઢી લો. તેમને રામરક્ષા શીખવો, ઈશ્વરનાં ભજન શીખવો, અથવા તમારા ગામના ડાહ્યા લોકોને જઈને કહો કે 'અમારાં છોકરાંને ભણાવો', પણ આ નિશાળોમાં તો તમે છોકરાંને ન જ મોકલશો.

રામરાજ્ય માટે દાન

૪ આજે એક બહેન મારી આગળ (રૂા. ૫) મુકી ગઈ. આજ સુધી મેં આવી રીતે દાન લીધું નથી. મારે જોઈયે તેટલું હું મિત્રો પાસેથી જ મેળવી લઉં છું. પણ હવે તો મારે સ્વરાજ્ય સ્થાપવું છે, અનેક શાળાઓ ચલાવવી છે, તે આમ મિત્રો પાસેથી પૈસા લઈને ચલાવી નહિ શકાય. તમારે રામનું રાજ્ય જોઈતું હોય તો તે માટે તમારે પ્રયાસ કરવો જ જોઈયે. ફાવે તેટલું દાન તમે આપજો, એનો ઉપયોગ હું સ્વદેશીને અર્થે, તમારાં છોકરાંઓ માટે નિશાળો ચલાવવામાં કરીશ. અત્યારે તો ઠાકોરનાથજીને માટે આપણામાંથી પાખંડી લોકો [illegible] છે ! કેવું સારૂં કે આપણી તકરારો આપણી કોરટમાં લઈ જતા હઈશું ? એ પાખંડ છે. વકીલોને ઘેર બેસાડવા માટે એમને થોડુંક આપવું જોઈએ. મારી અને મારા સાથીઓની દલીલ સાચી છે ત્યાં સુધી તમારા એક પૈસાના તમને બે પૈસા થશે. એ પૈસાથી તમારૂં જ સ્વદેશી, તમારી જ અદાલતો ચાલશે. આજ દેવસ્થાનોમાં જે પૈસા આપણે આપીયે છીયે તે પાખંડીઓને હાથે લુંટાઈ જાય છે.

## મેલું તત્વ: કળિયુગનો માણસ

પૈસારૂપી મેલું તત્વ

જો તમારે સીતાજી જેવાં પવિત્ર થવું હોય, મેં સમજાવ્યો તેવો અનેક જાતનો સૂક્ષ્મ માનસિક વ્યભિચાર છોડવો હોય અને તમારી બીજી બહેનો પાસેથી છોડાવવો હોય, પાખંડમાંથી પવિત્ર ધર્મ શીખવો હોય, તો તમારે આ સ્વરાજ્યની હીલચાલમાં પૂરો ભાગ લેવો જોઈયે. પાખંડ શું અને ધર્મ શું એની પરીક્ષા તો દરેક જણને આવડવી જોઈયે જ. તમારી પાસે ઘણા પાખંડીઓ પણ પૈસા માગવા આવશે. એ દરેકને તમે આપો એવું હું ન કહું. મારા પોતામાં તમને વિશ્વાસ છે એવી ખાત્રી થઈ છે ત્યારે જ હું તમારી આગળ આજ હાથ લાંબો કરૂં છું. મારા કાર્યમાં પૈસારૂપી મેલું તત્વ દાખલ કરતાં હું ધ્રુજું છું. પૈસા વિના કામ કરી શકું એટલું મારૂં તપ હોય, એટલી મારામાં તતબીર હોય, તો હું જરૂર ન માગું. પણ તેવું તપ કે તતબીર મારામાં નથી. હું પોતે પણ કળિયુગનો જ માણસ છું, અનેક ત્રુટીઓવાળો છું; પણ મને ખાત્રી છે કે હું મારી ત્રુટીઓને કાઢી નાંખવાનો સતત પ્રયત્ન કર્યા કરૂં છું. માટે તમને વિશ્વાસ આવે તો તમે એક પૈસાથી માંડીને બની શકે તેટલું દાન આપજો. બધાનો વહીવટ સ્વરાજસભા કરશે.

## ગ્રહણને દિને દિલનો મેલ કાઢો

ગ્રહણ કાઢવાનો અર્થ

છેવટે તમને સહુ બહેનોને મારી વિનંતિ છે કે તમને જે બે ચાર વસ્તુઓ મેં આપી છે તે એક કાને સાંભળી તેવી જ બીજે કાનેથી કાઢી નાંખશો નહિ. સ્વદેશીધર્મથી તમારા પોશાકમાંથી થોડા પૈસા બચશે, તેમાંથી તમારાં છોકરાંને તમે દૂધ ઘી આપી શકશો. અત્યારે છોકરાંના દૂધ ઘીના પૈસા તમે એશઆરામમાં ખરચી નાંખો છો અને એ બચતમાંથી હું પણ થોડુંક માગું છું. પણ પૈસા તો તમારી ખુશી હોય તો જ આપજો. પૈસા ન આપો તોયે તમારી આગળ મેં રેંટીયાનો ધર્મ મુક્યો છે તે તો સ્વીકારી લેજો જ. આજે ગ્રહણ કાઢવાનું છે. આપણા દિલનો મેલ કાઢવો એ ખરૂં ગ્રહણ કાઢવું છે. બધી બહેનો 'આયા'

ફરી. દીવાળી એ રામ સીતાજીને છોડવી લાવ્યા તેની ખુશાલીનો ઉત્સવ છે. રામે રાવણ પર મેળવ્યો તેવો જય આપણે ફરીથી મેળવી ન શકીયે ત્યાં સુધી આપણને એશઆરામ કરવાનો કે શણગાર સજવાનો, સ્વાદ કરવાનો કે ફટાકડા ફોડવાનો અધિકાર નથી."

આ પછી જે ઉઘરાણું ચાલ્યું તે વખતનો દેખાવ તો કેવળ અવર્ણનીય હતો. થોડીક છોકરીઓ અને આશ્રમમાંની કેટલીક બહેનોએ સ્ત્રીઓ વચ્ચે ફરવા માંડયું અને સભાનો દેખાવ દેવમંદિરને મળતો થઇ ગયો. જેણે તેણે, નાની મોટી તેમજ વૃદ્ધ સ્ત્રીઓએ પણ, પૈસા, આનીઓ, ચવલીપાવલીઓ અને રૂપીયાઓનો પણ વરસાદ વરસાવ્યો. કેટલીક બહેનોએ અને વૃદ્ધ ડોશીઓએ પોતાની સાથે કશું અગર ઝાઝું આપવાનું ન હોવાને કારણે જીવ બાળ્યો. કેટલીએ બહેનોએ સ્વયંસેવકો તેમજ સેવિકાઓને પોતાનાં ઘરઠેકાણાં લખાવી પોતાને ઘેર આવી અમુક પૈસા લઇ જવાની આગ્રહભરી વીનવણીઓ કરી. જોતજોતામાં લગભગ સવાસો રૂપીયા જેટલા ચિલ્લરનો ઢગલો થયો. આ પરચુરણમાં તાંબાનાણું, પૈસા, ઢબુ, એટલું જ નહિ પણ અધેલીઓ અને પૈઓ પણ હતી ! ગાંધીજી તો પ્રેમભીની આંખોથી ગળગળા જેવા દેખાતા હતા. તેઓ કહેતા હતા કે "આ પૈસો લાખો રૂ.ની રકમોનાં લક્ષાધિપતિઓનાં દાનો કરતાં વધુ પવિત્ર છે. આ દરેક તાંબાના પૈસાની જોડે અમદાવાદની બહેનોનો આત્મા જડાયેલો છે, એમની દેશભક્તિ રેડાયેલી છે. આ પવિત્ર પૈસાથી હું દેશનાં બાળકોને કેળવીશ. આવાં પવિત્ર પૈ પૈસાનાં દાન ઉપર હું સ્વરાજ્યને ઘેર કરીશ." આ ચાલતું હતું તેટલામાં એક છોકરીએ ચટ દઇને પોતાના કાનમાંનો દાગીનો ઉતાર્યો. બીજીએ પણ ઉતાર્યો. ત્રીજીએ બંગડી કાઢી. તુરત જ ચોમેરથી અલંકારો ઉતરવા લાગ્યા. જોતજોતામાં તો હાથની વીંટીઓ, કંઠી, લવંગીઆંઓ, માળા, પોંચીઓ, લૉકેટો અને એવા નાનામોટા દાગીનાઓની પણ એક ઢગલી થઈ ગઈ ! ગાંધીજી કંઇક વિનોદ કરતા જાય, કંઇક સમજાવતા જાય કે જે બહેનો ઘેર જઇને નવા દાગીના માગે કે ઇચ્છે તેમનું ધન મને ન ખપે. તે સાથે જ સંખ્યાબંધ બહેનોએ અને છોકરીઓએ ગાંધીજીને ખાત્રી આપી કે તેઓ બીલકુલ દાગીનાઓ અને અલંકાર પહેરવાની નથી. ગાંધીજી તરફથી આનો એક જ જવાબ મળતો હતો કે આજે આપત્કાળે તમને એ જ શોભે—એ જ ધર્મ છે. સભા પૂરી કરી ગાંધીજી આશ્રમમાં પાછા ફર્યા ત્યારે સાંજ પડી હતી. સાંજની આશ્રમની પ્રાર્થનામાં પણ એ જ ઉઘરાણું ચાલુ રહ્યું. તેમાં કેટલીક બહેનોએ ચૂડી પરની સોનાની ચીપો ઉખેડી અર્પણ કરી હતી

---

# ચોમેર જાગૃતિ

[ પૃ. ૫૯૪થી ચાલુ ]

૨

ભીડ પાપ દેવે પાદશાહી

લશ્કર કરે સ્વાદ,

નદીઆં બીચ ટીએ દેખાલે
થલી કરે અસગાહ,
નાનક જ્યાં જ્યાં સાચે ભાવે
તીવેં ચલાઈ રાહ.

[ કીડી મોટી પાદશાહીને ઉખેડી નાંખી શકે છે, અને આખા લશ્કરને સ્વાહા કરી જઈ શકે છે; નદીની અંદર પહાડ અને મેદાનો ઉત્પન્ન થઈ શકે છે; જળને ઠેકાણે સ્થલ અને સ્થલને ઠેકાણે જળ થઇ જાય છે; નાનક કહે છે પ્રભુ તેની ઇચ્છા હોય તેવાં વાનાં કરી શકે છે. ]

ગયા પત્રમાં હું શીખ પરિષદ્ અને ખિલાની પરિષદ્નો ઉલ્લેખ કરી ગયો. એ બન્ને પરિષદોએ મારા ઉપર પાડેલી છાપ હું આ પત્રમાં આપીશ.

શીખ પરિષદ્ તો બહુ જોવા જેવી હતી. બ્રૅડલૉ હૉલમાં શીખ ભાઇઓ—અથવા તેમનું વધારે યોગ્ય નામ 'ખાલસાજીઓ'—મળ્યા હતા. પ્રમુખપદ એક સિયાળકોટના પ્રતિષ્ઠિત શીખ જમીનદારને આપવામાં આવ્યું હતું.

ભારે શ્રદ્ધા

પ્રમુખ સાહેબ આવ્યા તે પહેલાં તો આખો બ્રૅડલૉ હૉલ સ્ત્રીપુરુષોથી ચિકાર ભરાયો હતો. સ્ત્રીઓ પણ ભારે સંખ્યામાં હાજર હતી. પ્રમુખ સાહેબના આવવા પહેલાં બે બુલન્દ અવાજના શીખ ભાઇઓ 'ગ્રંથસાહેબ'માંથી ઇશ્વરસ્તુતિ, અને ઇશ્વરશ્રદ્ધાનાં વચનો બોલતા હતા. આખો પુરુષવર્ગ એ ઝીલતો હતો અને તે પછી તમામ સ્ત્રીઓ એ ઝીલતી હતી આ દૃશ્ય હૃદયને હલમલાવનારૂં હતું. બધીયે બહેનોને એ વચનો મ્હોડે જ હોય એમ લાગતું હતું. લગભગ એક કલાક સુધી ગુરુ નાનક અને કબીર સાહેબનાં ભજનોની ધુન ચાલી રહી, અને પરિષદ્ના કાર્યને માટે શાંતિ ઉત્પન્ન કરવામા આવી. મને લાગે છે કે રાજકાજની ચર્ચા કરનારી કોઇ પણ પરિષદ્માં અગર સંસ્થામાં ગુરુ નાનક અને કબીર સાહેબનાં પવિત્ર ભજનોથી ભાગ્યે જ મંગલાચરણ થતું હશે. જે વેગ અને જે ઉલ્લાસથી એ ગવાતાં હતાં તે ઉપરથી કોઇ પણ અપરિચિત શ્રોતાની ઉપર એ કોમની ઉંડી શ્રદ્ધાની છાપ પડયા વિના રહે એમ ન હતું.

સબમેં સચ્ચા એકો સોઈ;
જિસકા કીયા સબકુછ હોઇ.

• • •

ગુર ગુર દીના મીઠા પીઆરીઆ
કહત કબીરા મેરી શંકા નાશી
સરવ નિરંજન ડીઠા પીઆરીઆ.

આ અને આવાં તો આપણા આખા દેશનાં લોકભજનો છે. પણ એને ભક્તિથી સંઘરી રાખનારો તો આજે શીખસમાજ જ છે એમ લાગ્યું. આ પત્રને મથાળે ટાંકેલાં વચનો આ

જ પરિષદ્‌માં બીજે દિવસે ગવાયેલાંમાંનાં છે. એમાં શીખ સ્વભાવનું પ્રતિબિંબ છે. એમાં જે નમ્રતા રહેલી છે—આપણામાં કશી શક્તિ નથી, આપણી પાસે ભારે સાધનસંપત્તિ નથી—છતાં ઇશ્વરમાં જે અડગ શ્રદ્ધા રહેલી છે કે શુભ સંકલ્પને પાર પડાવનારો માલીક છે, તેનું ધાર્યું હોય તે દહાડે કીડો પણ મોટી પાદશાહીને ઉથલાવી નાંખી શકે—એ નમ્રતા અને અડગ શ્રદ્ધા આપણે સૌ આ મહાભારત યુદ્ધમાં આપણી રગેરગમાં અનુભવી શકીયે તો શું અશક્ય છે?

## સ્વરાજ અને નામિલવર્તનનો એક અવાજ

શીખ પ્રજા તો આજ સુધી અંગ્રેજ સરકારનો જમણો હાથ ગણાતી હતી; તે જ શીખોને આ પરિષદ્‌માં એકે અવાજે 'સ્વરાજ' પોકારતા સાંભળ્યા, નામિલવર્તન—અસહકારને માટે સુયોગ્ય પંજાબી શબ્દ—ની વાત આવે કે ઉમંગ અને આશાથી ઉછળતા જોયા, એ શબ્દના નામમાત્રને 'બોલે સો નિહાલ, સત્ શ્રી અકાલ'ના પવિત્ર ઉદ્‌ગારથી વધાવી લેતા સાંભળ્યા, એનું કારણ શું હશે? શીખો સરકાર પાસેથી જે આશા રાખી બેઠા હતા તે નથી મળ્યું, ઉલટું મનિયાનવાલા અને શેખુપુરાના માર્શલ લૉની બક્ષીસ મળી છે, એ જ પ્રત્યેક વક્તાના વચનનો ધ્વનિ હતો. સરકાર શીખ પ્રજાની જાગૃતિની અવગણના કરી શક્તી નથી.

સ્વાગતમંડિળી સભાના પ્રમુખ, અને પરિષદ્‌ના પ્રમુખ બન્નેનાં ભાષણોનો ધ્વનિ નામિલવર્તન જ હતો. બીજે દિવસે પ્રથમ ઠરાવ નામિલવર્તનનો જ હતો, કૉંગ્રેસનો આખો કાર્યક્રમ ગ્રહણ કરવા તરફ હતો, અને તે વિષે વિરુદ્ધ મત તો આખા મંડપમાં ગણ્યાગાંઠયાના જ હોય એમ જણાતું હતું.

## જોશ ખૂબ પણ દોષ પણ ખરો

પણ એ ગણ્યાગાંઠયાના વિરુદ્ધ મત પ્રતિ સહિષ્ણુતા નહોતી એમ પણ દુઃખની સાથે જણાવવું પડે છે. એકે વિરુદ્ધ બોલનારાને ખાલસાજીઓ સહન ન કરી શક્યા. સરદાર ગુરબક્ષસિંગ જ્ઞાની અને ગુજરાંવાલા ખાલસા કૉલેજના વિદ્વાન પ્રોફેસર જોધસિંગ જેવાની દલીલો સાંભળવાને પણ શ્રોતાઓ તૈયાર ન હતા. પળે પળે ખળભળાટ થતો હતો. ખળભળાટ થતો કે તરત જ ગુરુ નાનક અને કબીર સાહેબનું સ્મરણ કરવામાં આવતું, અને તુરત શાંતિ પથરાતી. શાંતિ પથરાવવાનો આ ઇલાજ દેશની બીજી રાજકીય સંસ્થાઓએ અનુકરણ કરવા જેવો છે. પણ આખા મંડળને નામિલવર્તનની વિરુદ્ધ શ્વાસ સરખો સાંભળવાની વૃત્તિ ન હતી એમ જણાતું હતું.

ગાંધીજીએ તો અગાઉથી જ ઠરાવ પસાર થઇ જાય ત્યારપછી જ જવાનું અને બોલવાનું શીખ નેતાઓની સંમતિથી ઠરાવ્યું હતું. આ પ્રમાણે ગાંધીજી ત્રણ વાગે આવ્યા પણ ઠરાવ પસાર નહોતો થયો; પસાર થવાની તૈયારીમાં હતો. પાંચ વાગ્યાની ગાડીમાં જવાનું હતું એટલે ગાંધીજીને તુરત જ બોલવાનું કહેવામાં આવ્યું, અને અહીં અસહકારના

ઠરાવને ટેકો આપવાને નહિ, પણ શીખ સમાજને કંઈક સંદેશો આપવાને જ તેઓ ઉઠયા. જ્યાં આખો સમાજ નામિલવર્તનનો ઠરાવ કરી ચુકયો હતો ત્યાં તેમને 'નામિલવર્તનનો ઠરાવ પસાર કરવા વિષે તો બાકું શું કહેવાનું હોય ? નામિલવર્તન ચલાવવામાં શી સામગ્રીઓ જોઇએ તે વિષે જ ગાંધીજીએ પોતાના ભાષણમાં ભાર મુકયો.

નામિલવર્તન ની સામગ્રી

શરૂઆતમાં ગાંધીજીએ જણાવ્યું કે " તમે હિન્દુસ્તાની હોવાનો દાવો કરતા હો, પંજાબી હોવાનો દાવો કરતા હો, તમારા ગુરુ નાનકના ધર્મને આઝાદ રાખવા ચાહતા હો, તો મને લાગે છે કે નામિલવર્તન સિવાય બીજો કોઇ ઉપાય નથી." નામિલવર્તનના વિજયની કેટલીક શરતો આ પછી ગાંધીજીએ જણાવી. તેમણે કહ્યું, "નામિલવર્તન બહુ ભારે શબ્દ છે. જો તમે એનો ખરો પ્રયોગ કરવા ચાહતા હો તો તમારે બે શરતો પાળવી જોઇયે. એક શરત એ કે તમારે કિસાદટંદાને વેગળાં મુકવા જોઇયે. આ લડતમા તલવારને અવકાશ નથી. તલવારમાં દંડ આવી જાય છે. એટલું જ નહિ પણ કોઈ ભાઇને જબરાઇ કરીને બોલતો રોકવો એ પણ ફસાદ છે. તમે નાનકપંથીઓ 'નામિલવર્તન' બરોબર કરવા ચાહતા હો તો તમારે તલવારને મ્યાનમાં રાખવી જોઈશે. ગુરુ નાનકને જેમ તમે પૂજો છો તેમ હું પણ તેમનો પૂજનારો છું. તે ખુદાના સાચા બંદા હતા ખાલસા સાહેબ, ગુરુ ગોવિંદે તલવારને માટે જગ્યા રાખી છે ખરી, પણ તેને માટે એક શરત પણ રાખી છે; તે એ કે તમને હુકમ નથી મળ્યો ત્યાં સુધી તમે તલવાર નથી ઉપાડી શકતા—તમારા ગુરુ તમને હુકમ ન આપે ત્યાં સુધી તમે તલવાર નથી ઉપાડી શકતા. આજે તમારી કોમમાં કોઇ ગુરુ નાનકની સરખામણી કરે એવો ગુરુ છે ?

"શીખોએ તલવાર સરસ રીતે વાપરી છે; મુસલમાનોએ પણ સરસ રીતે વાપરી છે. પણ તલવાર ચલાવવાનો પણ ઢંગ હોય છે. એટલે તમને પ્રાર્થના કરું છું કે તમે તમારા ગુસ્સાને રોકજો પાણી પાયા વિનાની તલવાર પાણીદાર કહી શકાતી નથી, તેમ જે આદમી પોતાના જોશને રોકી શકતો નથી તે પાણીદાર કહેવાતો નથી. ગુસ્સામા આવીને જે માણસ વખત બવખતે ગુસ્સો બતાવી દે છે તેને માટે આ લડત જ નથી. જો હિન્દુસ્તાનમાં તલવાર ખેંચવાને કોઇ કાબેલ હોય તો તે મુસલમાન તો છે જ. પણ તેમના ધર્મમાં પણ એવું તો છે જ કે તલવાર વિના કામ સાધી શકાય તો તલવાર ઉઠાવવી બરાબર નથી. એટલે તે લોકોએ 'તર્કેમવાલાત' પસંદ કર્યું છે. તમે પણ તલવાર મ્યાનમાં રાખીને જ કામ લઈ શકવાના છો."

## નાનકને પેદા કરો

નાનક અને ગુરુગોવિંદને પેદા કરો

ગુરુના હુકમ વિના તલવાર ન ઉઠાવી શકાય એ દલીલ પાછી ઉપાડીને ગાંધીજીએ સ્ત્રીઓને ઉદ્દેશીને કહ્યું, "તમારે ત્યાં આજે ગુરુ નાનક અને ગુરુ ગોવિંદસિંગ જેવા ગુરુઓ છે ? તમે તલવાર ખેંચવા માગતી હો તો ગુરુ ગોવિંદસિંગ અને ગુરુ નાનકને પેદા કરો. કામ, ક્રોધ, મદ, મોહ, મત્સરને જીતશો તો જ તમે એવા વીરોની માતા થઇ શકવાની

છો. એ ગુરુઓ વિના તલવારને આજે અવકાશ જ રહ્યો નથી. આજે તો તમારે તમારા આવેશને દબાવવા કુરબાની કરતાં શીખવું, તમારો પરદેશી લેબાસ છાંડવો, તમારાં ઘરેણાં તજવાં અને નાનકનાં ભજન ગાતાં ગાતાં નાભિલવર્તન કરવું એ જ તમારી ફરજ છે."

### એકબીજામાં સહકાર

નાભિલવર્તનની ફતેહની બીજી શરત ગાંધીજીએ એકબીજા વચ્ચે સહકારની બતાવી. "આપણે અત્યાર સુધી ગુલામ કેમ રહ્યા છીએ? આપણને એકબીજામાં વિશ્વાસ ન હતો, આપણે એકબીજાને શંકાની દૃષ્ટિથી જોતા આવ્યા હતા. હિન્દુઓ માનતા હતા કે મુસલમાનોને મારીને ગાયને બચાવી શકાય. પણ તેઓ પોતાની ભૂલ સમજ્યા. તેમને એમ લાગ્યું કે મુસલમાનની સાથે ભાઇચારા વિના ગાયનો વધ અટકાવવો અશક્ય છે. શીખો એમ માનતા કે તેમના શરાતનનો ઇતિહાસ અખંડ તો ત્યારે જ રહે કે જ્યારે તેઓ અંગ્રેજોની સાથે સહકાર ચાલુ રાખે. એ સહકારથી તમે શું મેળવ્યું છે? પંજાબમાં જે બન્યું છે તે. જે સરકારે આપણને નામોશી લગાડી છે અને અપમાન કર્યું છે તેની સાથે સહકાર હરામ છે: આપસ આપસમાં લડાઈ કરવાથી તો આપણે પ્રજા તરીકે મટી જઈશું. પણ જો એકબીજા સાથે ઐક્ય સાધી શકીશું તો તો એક લાખ અંગ્રેજો ૩૦ કરોડની ફૂંકથી પણ ચાલ્યા જશે, અથવા હિન્દુસ્તાનના સેવકો થઇને હિન્દુસ્તાનમાં રહેશે."

છેવટે સ્વરાજ્યમાં શીખોને કેવી પ્રતિનિધિત્વનો હક રહે કે નહિ તે વિષે ગાંધીજીએ ખુલાસો કર્યો કે જેમાં એવો હક નહિ હોય તે સ્વરાજ્ય નહિ હોય. પછી સૌને ગુરુ નાનકની સાધુતાઈ અને સચ્ચાઈ લેવાની ભલામણ કરીને ગાંધીજીએ પૂરું કર્યું હતું.

'નાભિલવર્તન'નો ઠરાવ તો પસાર થઇ ગયો. ખાલસાજીઓ શું કરે છે તે જોવાનું છે. જે જોરા આજે શીખ પ્રજામાં પ્રગટી રહ્યું છે તેને કાબુમાં રાખી તેનો વ્યવસ્થિત ઉપયોગ કરવાની જવાબદારી પંજાબના આગેવાનો ઉપર રહેલી છે. ખાલસા કૉલેજના ૧૩ પ્રોફેસરોએ કૉલેજનો યુનિવર્સિટીની સાથેનો સંબંધ તોડવાની નોટીસ આપી છે તેથી તો સૌ કોઈ વાકેફ હશે.

મહાદેવ હરિભાઈ દેશાઇ

---

તા. ૭-૧૧-૧૯૨૦

# જો હું પકડાઉં તો—

જો હું પકડાઉં તો પ્રજા શું કરશે એ વિચારો મને થયાં જ કરે છે. સંબંધીઓ પણ એ જ પ્રશ્ન પૂછે છે. અતિશય પ્રેમાળ લોકો પ્રેમને વશ થઇ ન કરવાનાં કાર્ય કરે તો હિન્દુસ્તાનની શી વલે થાય? મારી પોતાની શી વલે થાય? સરકારે કરેલાં

ખુનની નદીઓ મને ડરાવી નથી સકતી. પણ મારે નામે કે મારે અર્થે દેવાયેલ ગાળ પણ મને કારી ઘા સમાન લાગે. મારા પકડાવાથી ઘેલા બની જવું એ તો મને લાઞ્છન લગાડવા જેવું છે. મારી ઉપર આધાર રાખીને પણ પ્રજા આગળ નહિ વધે. હું જે માર્ગો સૂચવું છું તેને જાણીને, તે પ્રમાણે ચાલીને જ પ્રજાની ઉન્નતિ સંભવે છે. તેથી મને પકડે ત્યારે પણ પ્રજા સ્વસ્થ રહી તે દહાડો આનંદનો માને એમ ઇચ્છું છું. જે નબળાઇ પ્રજામાં આજે રહી છે તે પણ તે સમયે જાઓ એ હું ઇચ્છું છું.

મને પકડવાનો હેતુ શું હોય ? સરકાર મારી શત્રુ નથી, કેમકે મારામાં તલમાત્ર શત્રુતા તેના પ્રત્યે નથી. પણ સરકાર એમ માને છે કે કરતાહરતા હું જ છું. જો હું નાશ પામું અથવા અલોપ થાઉં તો પ્રજા અને સરકાર સુખે બેસે. પ્રજા મારી ભમાવી જ ભમે છે એમ સરકાર માને છે; એટલું જ નથી પણ આપણા કેટલાક આગેવાનો પણ માને છે. ત્યારે પ્રજાની પરીક્ષા સરકાર કઇ રીતે કરી શકે? પ્રજા મારી સલાહ સમજે છે કે કેવળ મારાં વાક્યોથી અંજાઇ જાય છે એ સરકારને કેમ ખબર પડે ? મને પકડવો એ જ રસ્તો એમની પાસે રહ્યો, અથવા તો જેને ખાતર હું સલાહ આપું છું તે કારણો દૂર કરવાં. સરકાર મદાંધ હોવાથી પોતાનો દોષ જોશે નહિ ને જોશે તો કબૂલ નહિ કરે. ત્યારે પ્રજાની શક્તિનું તેને માપ જ કરવું રહ્યું. મને પકડીને તે પ્રજાની શક્તિનું માપ કરી શકે છે. પ્રજા હિંમત હારીને બેસી જાય તો પંજાબના ને ખિલાફતના અત્યાચારને લાયક જ હતી એમ કહી શકાય. અથવા તો પ્રજા ખુનખરાબી કરે તો સરકારને ભાવતું હતું તે મળ્યા બરોબર થાય. તેનાં હવાઈ ઝાઝો આકાશમાંથી ગોળા ફેંકે, તેના ડાયરો લોકોને ગોળી દે, ને તેના સ્મિથો ઓરતોના બુરખા ઉચકે, બીજા અમલદારો લોકો પાસે નાક રગડાવે, પેટે ચલાવે, ફટકા મારે. આ બન્ને પરિણામો ખરાબ જ ગણાય. તેથી સ્વરાજ ન જ મળે. બીજા દેશોમાં શસ્ત્રપ્રયોગથી રાજ્યોની ઉથલપાથલ થઈ છે, પણ હિન્દુસ્તાન તે પ્રયોગથી સ્વરાજ મેળવવા શક્તિમાન નથી એ હું ઘણી વેળા સિદ્ધ કરી ચુક્યો છું. ત્યારે હું પકડાઉં તો પ્રજાએ શું કરવું ? હવે જવાબ સહેલો છે. મને શા માટે પકડે?

હું પકડાઉં ત્યારે—

૧. પ્રજાએ શાંત રહેવું.
૨. હડતાળ ન પાડવી.
૩. સભાઓ પણ ન ભરવી.
૪. પણ પ્રજાએ વધારે જાગૃત થવું.
૫. ત્યારે તમામ સરકારી નિશાળો બંધ થવાની હું જરૂર આશા રાખું.

૬. ત્યારે તો વકીલો વધારે સંખ્યામાં વકીલાત છોડે.

૭. અદાલતોમાં આપણા કજીઆ પડયા હોય તેનો ફેંસલો પણ ખાનગી રીતે થાય.

૮. અનેક પ્રજાકીય નિશાળો અને મહાશાળાઓ ખુલે.

૯. પ્રજાનાં લાખો સ્ત્રીપુરુષો પરદેશી કાપડનો ત્યાગ કરી કેવળ હાથે કાંતેલા ને તે સુતરના હાથે વણેલા કાપડનો જ ઉપયોગ કરે અને પરદેશી કાપડ પડયું હોય તે પણ વેચી દે કે બાળી નાંખે.

૧૦. સિપાહીની ભરતીમાં કે બીજી સરકારની નોકરીમાં કોઇ જાય જ નહિ.

૧૧. જેનામાં પોતાની આજીવિકા મેળવવાની શક્તિ હોય તે તો સરકારી નોકરી અને સિપાહીગીરી પણ છોડે.

૧૨. પ્રજાકીય કામો સારૂ પૈસા જેટલા જોઇયે તેટલા પ્રજા આપે.

૧૩. ઇલકાબનો વિશેષ ત્યાગ થાય.

૧૪. ધારાસભામાં જેણે જવાનો વિચાર કર્યો હોય તે ત્યાગ કરે અને ગયા હોય તે રાજીનામા આપે.

૧૫. મતદારો જેણે હજુ નિશ્ચય ન કર્યો હોય તે નિશ્ચય કરે કે કોઇને પણ ધારાસભામા મોકલવો તે પાપ છે.

૧૬. આમ કરી પ્રજા નિશ્ચય કરે તો એક વર્ષ સુધી પણ પ્રજાએ સ્વરાજને સારૂ રાહ જોવાપણું ન રહે.

પ્રજા આટલું જોર બતાવે એટલે સ્વરાજ મળ્યું જ છે. એવું સ્વરાજ મળે પછી તો પ્રજાના સિક્કાથી હું છૂટું. એ તો મને ગમે જ. અત્યારે તો મારૂં છૂટા રહેવું એ મને કેદ સમાન છે.

ધાંધલ કરીને પ્રજા મને છોડવે ને સ્વરાજ લેવાને સારૂ મારી મદદનો ઉપયોગ કરે એ તો પ્રજાની અશક્તિ જ ગણાય. સ્વરાજ મારૂં કે કોઇનું અપાવ્યું નહિ મળે. પ્રજાની યોગ્યતા સિદ્ધ થયે જ મળવાનું છે.

અંતમાં તો સરકારનોયે વાંક વ્યર્થ છે. જેવા આપણે છીયે તેવી સરકાર આપણને મળી રહી છે. આપણે સુધરીયે એટલે સરકાર સુધરી. જ્યારે આપણે સુધરશું ત્યારે જ આપણને સ્વરાજ મળશે. અસહકાર એ પ્રજાનો સુધરવાનો નિશ્ચય છે. મારા પકડાયા પછી પ્રજા શું એ નિશ્ચયને છોડી સહકાર કરશે ? જો પ્રજા ગાંડી

અને, પેટે ચાલે, નાકે ઘસે, યુનિયન જૅકની સલામી કરે, સલામી કરવા અઢાર માઇલ ચાલે—તો તે સહકાર નહિ તો બીજું શું કહેવાય? પેટે ઘસડવું ઇત્યાદિ કરવા કરતાં તો મરવું જ સારું છે. એટલે જેમ વિચારીએ તેમ મેં સૂચવેલો છે તે જ માર્ગ પ્રજાને સારુ ખરો છે.

---

# સોળમી નવેમ્બર

મુંબઇ ઇલાકામાં બધી જગ્યાએ ૧૬મી નવેમ્બરે ધારાસભાના પ્રતિનિધિઓની ચુંટણી થવાની છે. તે દિવસ પ્રજાની કંઇક પરીક્ષાનો છે. તે દિવસે મતદારો શું કરશે? શું કરે? ચુંટણીના દિવસનું કાર્ય

૧. મારી ઉમેદ છે કે એક પણ મતદાર મત આપવાની જગ્યાએ નહિ જાય;

૨. દરેક મતદારે પોતાને ઘેર જ બેસી રહેવું;

૩. અથવા તો જો મત આપવાની જગ્યાથી દૂર મતદારોની સભા થાય તો ત્યાં જઇ સભામાં પોતાનો મત પ્રદર્શિત કરવો કે તે સભા કોઇને પણ પ્રતિનિધિ તરીકે મોકલવા નથી માગતી;

૪. પંદરમી તારીખની રાત પછી કોઇને પણ સમજાવવાનું કે મતદારોની સહીઓ લેવાનું કામ ૨૪ કલાક બંધ રાખવું;

૫. સ્વયંસેવકોએ પણ ૧૬મી તારીખે કોઈ પણ મતદારોને સમજાવવા નહિ;

૬. ટુંકામાં તે દહાડો જે મતદારો મત આપવા ધારતા હોય તેઓને સારુ તદ્દન છૂટો રહેવા દેવો.

જો આપણે પંદરમી તારીખ સુધી મતદારોને ન સમજાવી શક્યા હોઇયે તો પછી સોળમીએ શું સમજાવવાના? આપણે બળાત્કારે તો કોઇને મત દેતાં રોકવા જ નથી. તો પછી આપણે ૧૬મીએ કોઇને સમજાવવાપણું રહેતું નથી.

આપણી લડત પ્રજામત કેળવવાની છે. જ્યારે પ્રજામત કેળવવાનું કાર્ય આપણે પૂરું કરીશું ત્યારે અને ત્યારે જ આપણી પાસે સ્વરાજ્ય હસ્તામલકવત્ છે.

તા. ૭-૧૧-૧૯૨૦

# કેટલીક હરકતો

સ્વરાજનો માર્ગ જેવો સીધો છે તેવો જ વિકટ છે. તેમાં ટેકરાઓ, ખાઇઓ રહેલાં છે. ટેકરાઓ તોડવા પડશે, ખાઇઓ પૂરવી પડશે. એમ નહિ કરી શકીયે તો ટેકરાઓ આપણો માર્ગ રોકશે. ખાઇઓ નાહ પૂરી શકીયે તોપણ એ જ પરિણામ આવશે.

અમદાવાદમાં જે બનાવો બન્યા છે તેમાંના કેટલાક દુ:ખદ બન્યા છે. કાળી-માતાને ચડાવવામાં આવે છે તેમાંના એક બકરાને બચાવીને ઘણાએ સંતોષ માન્યો છે. જો એ બકરો રીતસર બચ્યો હત તો હું ખૂબ રાજી થાત. પણ બકરાને બચાવતાં માણસોને દુ:ખી કર્યા છે. તેઓની ઉપર જુલમ કરીને બકરાને બચાવ્યો છે. આ હિન્દુ ધર્મ નથી. તે ધર્મમાં જે અહિંસા શીખવી છે તે એવી નથી કે બકરાને બચાવતાં માણસને મારવો કે ડરાવવો. ઘણાં સિંહ, વાઘ, વરૂ, અસંખ્ય બકરાં ઇત્યાદિને ખાઇ જાય છે, તેને આપણે મારીને રોકતા નથી. ઘણા સર્પો કરડીને જાનવરોને તેમજ માણસોને મારે છે, તેને હિન્દુ મારતા નથી ને તેને મારવામાં પાપ પણ સમજે છે. તો પછી આપણે બકરાને બચાવવામાં બળાત્કાર કેમ વાપરીયે ?

એટલું જ નહિ પણ આ હિન્દુ હિન્દુ વચ્ચેના ધર્મકામમાં હિન્દુઓએ એક મુસલમાન મોલવીની અને તેની મારફતે મજૂરોની મદદ મેળવી. આ એક મોટી ભૂલ થઈ એમ મારૂં માનવું છે. એવા કામમાં મુસલમાનનું બળ આપણે વાપરવું તે એક ગુલામીમાંથી નીકળી બીજી ગુલામીમાં દાખલ થવા જેવું છે. એ મોલવીએ વચ્ચે આવવું જ નહોતું જોઇતું. એમણે સમજવું જોઇતું હતું કે હિંદુના ધર્મના ઝગડામાં પડવું તેમનું કામ જ ન હતું. એ મોલવીની વાતો પણ કોમને નુકસાન કરનારી સાંભળવામાં આવી છે. આ અનુભવ બે વસ્તુ સૂચવે છે. આપણે કોઇની પાસે બળાત્કારે કંઇ જ કાર્ય નથી કરાવવું. અને જેઓની ખાસ નીમણુક ખિલાફત કમિટી, સ્વરાજ સભા કે એવી સંસ્થાઓ જેની ઉપર આપણો વિશ્વાસ હોય તેણે ન કરી હોય તેનાં ભાષણો આપણે સાંભળવાં નહિ, તેની સભામાં આપણે જવું નહિ. આપણે જેને આપણા વિરોધી માનીયે તેની સભામાં તેની દલીલો સમજવા જઇએ એ જુદી વાત છે. પણ આપણે પોતાના વિચારો બાંધ્યાં ન હોય છતાં 'એક મોલવી આવ્યા છે, ચાલો આપણે સાંભળવા જઇયે' એમ સમજી કોઇએ ન જવું જોઇયે એમ હું માનું છું.

પાખંડથી ચેતજો

ખરું તો એ છે કે અત્યારે ખિલાફતને કે સ્વરાજસભાને નામે કેટલાક પાખંડીઓ પણ ભાષણો દઈ પોતાનું પોષણ કરી રહ્યા છે. તેઓનાં વ્યાખ્યાનો સાંભળવા આપણે ન જ જવું જોઈએ.

મેં સાંભળ્યું છે કે કોઈ એક હિન્દી બાઈ મારી દીકરી હોવાનો દાવો કરી જગ્યા જગ્યાએ માણસોને છેતરી રહેલ છે. આવી ખબર મને દ્વારકાથી મળી હતી, હવે સિંધથી આવી છે. એક માણસે મારે નામે ઉઘરાણું કરેલું ને તે તો જેલમાંયે ગયો. મને દીકરી છે જ નહિ, પણ હોય તોયે મારી સલાહ તો એવી છે કે મારાં સગાં હોય તેને પણ મારાં સગાં હોવાના કારણસર કોઈએ કંઈ મદદ કરવાની કે તેનું માનવાની જરૂર નથી. આ સમય સગાઈને પીછાનવાનો નથી, માણસને જ પીછાનવાનો છે. પોતે જેને જાણતા નથી તેનો વિશ્વાસ તેની સગાઈને લીધે કરવાની ક્યારે જરૂર નથી.

મારી ઉમેદ છે કે થોડા સમયમા બધી જાણીતી સંસ્થાઓ પોતાના મુકરર થયેલા વક્તાઓનાં નામ બહાર પાડશે કે જેથી હમેશાં વક્તાની ઓળખ આપણે કરી શકીએ જેમ અસહકારની લડત રંગે ચડતી જાય છે તેમ અનેક પ્રકારના પાખંડી અથવા અજ્ઞાની વક્તાઓથી, તેવા સલાહકારોથી, આપણે બચવું જોઈશે. જરા જેટલી ભૂલથી આપણે મોટાં વિઘ્નો આવી પડીએ એમ બને.

શ્રદ્ધા સાથે વિવેક

આપણે અનેક કામો—જૂના પાડી નાખવાના, નવાં ચણવાનાં કરવાં રહ્યાં છે. નવી નિશાળો ખોલવી છે, પંચો નીમવા છે, પૈસા એકઠા કરવા છે. આ બધું આપણે માણસોને ઓળખતા નહિ થઈએ ત્યાં સુધી નહિ કરી શકીએ. એક તરફથી આપણે વિશ્વાસ રાખવો પડશે ને બીજી તરફથી આપણે સાવધ પણ રહેવું જોઈશે. આપણા રસ્તામાં મોટી મુસીબત જ એ છે કે આપણે કાંકરાની જેમ રહીએ છીએ; ભેળા રહી કામ કરી શકતા નથી. આપણામાં એકબીજાને ખેંચવાની કે તે તરફ ખેંચાવાની આકર્ષણશક્તિ નથી. જ્યાં ખેંચાઈએ છીએ ત્યાં અંધશ્રદ્ધાથી ખેંચાઈએ છીએ. શ્રદ્ધાની જરૂર છે, પણ તેની સાથે વિવેક—જ્ઞાન જોઈએ જ. ગમે તે માણસોથી ભોળવાઈ જઈ કામ કરવાની મુશ્કેલી એ એક છે.

ઉશ્કેરણી અને અસભ્યતાનો ભય

બીજી એ છે કે આપણે ગુસ્સામાં આવી જઈ આખું કામ બગાડી નાખીએ એવો ભય છે. અસહકારવાદી અને સહકારવાદી એવા બે પક્ષ છે. અંકલેશ્વરમાં એક સહકારવાદીએ આકરો શબ્દ વાપર્યો તેની સામે એક અસહકારવાદીએ પણ વાપર્યો. તેનાથી જો આગળ વધત તો ખરાબ પરિણામ આવત. આ તો આપણી વચ્ચેની

જ તકરાર કે મતભેદ હતાં. પણ સહકારવાદ અત્યારે સરકારને પસંદ છે, તેથી તે સરકારી પક્ષ પણ થઇ પડ્યો છે. સરકારી પક્ષમાંનો કોઇ માણસ આવીને તકરાર કરવાના જ ઇરાદાથી કંઇ અપશબ્દ બોલે, સામું આપણે બોલીયે, તેનાથી મારામારી થાય, ખુન પણ થાય, તો બગડે કોનું? સરકારને ખુનામરકી કરવાનો લાગ મળે તો તે ન જ ચૂકે એમ હું માનું છું. સ્વરાજ વિષેના ગમે તેવા સ્વતંત્ર વિચારો આપણે બતાવીયે તેથી સરકાર ખુન નહિ રેડી શકે. ખુન તો ત્યારે જ કરશે કે જ્યારે આપણે સરકારના માણસોની ઉશ્કેરણીથી પણ ખુન કરશું. સ્વામી શ્રદ્ધાનંદજી માને છે કે દિલ્હીમાં એપ્રિલ માસમાં કંઇ પણ ભૂલો આપણા તરફથી થઈ હોય તો તેનું કારણ સરકારી માણસોની ઉશ્કેરણી હતું. તેથી આપણે સારૂ સહેલો રસ્તો એ જ છે કે આપણે કારણ મળ્યે પણ આપણો ગુસ્સો રોકવો. ગાળની સામે ગાળ ન દેવી; મારની સામે માર ન મારવો. આમાં પણ અસહકાર કરી અનેક વિઘ્નોમાંથી ઉગરી શકાય. જ્યાં આપણાથી સાંખી ન શકાય ત્યાં આપણે જવું જ નહિ. મિસિસ બેસંટનું અલાહાબાદમાં અપમાન થયું; મુંબઇમાં પણ થયું મેં સાંભળ્યું છે. જો મિસિસ બેસંટના વિચારો આપણને પસંદ ન જ પડે, તેનાથી આપણને રીસ પણ ચડે તો આપણે તેમની સભામાં ન જઇયે એ સભ્યતા છે. જઇને તેમાં શરમના અથવા બીજા નિરસ્કારસૂચક પોકારો કરીયે એ અસભ્યતા છે. અસભ્ય પ્રજાથી શુદ્ધ સ્વરાજ તો ન જ લઈ શકાય. અસભ્યતા અને અહિંસા—નિઃશસ્ત્રતા એ વિરોધી વસ્તુઓ છે. અસહકારની સેનામાં અસત્યને, અસભ્યતાને, ઉદ્ધતાઇને જગ્યા જ નથી. આ વાત આપણે ખૂબ ધ્યાનમાં નહિ રાખીયે તો આ જીતવા જેવી બાજીને હારી બેસીશું. અસહકારની લડત આપણે ગુસ્સો બતાવવાની નથી પણ આપણા ગુસ્સાને રોકી તેમાંથી એવી પ્રચંડ શક્તિ પેદા કરવાની છે કે તેની સામે કોઇ પણ ટકી જ ન શકે.

---

## પ્રજાને વિનંતિ

અસહકારની ચળવળ ખુબ ચાલી રહી છે. પ્રજા તરફથી થોડોઘણો જવાબ મળ્યાં કરે છે. વિદ્યાર્થીઓ શાળા ખાલી કરતા જાય છે. ઘણાઓએ ધારાસભામાં જવાનું છોડ્યું છે. કોઇ કોઇ વકીલે વકીલાત છોડી છે. સ્વદેશી આગળ વધ્યાં જ કરે છે.

પણ ચળવળને જેમ લોકોના ઉત્સાહની જરૂર છે, તેમ જ નાણાંની જરૂર છે. મુખ્ય ભાગે પૈસા અત્યારે કેળવણીના પ્રચાર સારુ જોઇયે છે. પૈસા વિના કેળવણી આપવી મુશ્કેલ જોઉં છું. પણ જો આપણે પૈસા એકઠા કરી શકીયે તો તેનો અવેજ વિદ્યાર્થીઓના શિક્ષણરૂપે આપણને પૂરતો મળી રહેશે.

આ ઉપરાંત આપણે અનેક કાર્યો કરવાનાં રહ્યાં છે, જેને સારુ પણ પૈસાની જરૂર રહેશે.

અત્યારની ગણતરી પ્રમાણે આપણી હાજત પાચ લાખ રૂપીયાની છે. એટલા રૂપીયા આપણે વાપરી શકીયે તો કેળવણીનું કામ બહુ શોભાવી શકીશું. રાષ્ટ્રીય બનનારી નિશાળોને જ્યાં જરૂર જણાય ત્યાં મદદ આપી શકીશું ને વિદ્યાપીઠનું કામ આપણે સારી રીતે કરી શકીશું. વિદ્યાપીઠને શોભાવવાને સારુ આપણે ખર્ચ ઠીક કરવો જ પડશે. ખર્ચનો હિસાબ વખતોવખત બહાર પાડવામાં આવશે. કેળવણીમાં પહેલા વર્ષમાં રૂ. ૪) લાખનું ખર્ચ થવાની ગણતરી છે, અને બાકીના એક લાખનું ખર્ચ પરચુરણ થશે.

મારી ઉમેદ છે કે જે બીજી રીતે ભાગ ન લઇ શકે તે પણ આટલું કામ તો કરશે જ; પોતે કંઇક દાન કરશે ને બીજાની પાસે કરાવશે.

જેઓ આખી અસહકારની યોજનામા સંમત ન હોય તેઓ પણ રાષ્ટ્રીય કેળવણીને તો ઉત્તેજન આપશે જ એવી મારી ઉમેદ છે.

દીવાળીમાં શું કરવું ?

આ દહાડા દીવાળીના છે. દીવાળી એ રાક્ષસી રાજ્યનો અંત અને રામરાજ્યની સ્થાપના સૂચવે છે. જ્યાં સુધી આપણો દેશ ગુલામીમાં છે ત્યાં સુધી આપણાથી દીવાળી મોજશોખથી ઉજવી શકાય નહિ એવો મારો નમ્ર મત છે. દીવાળી ઉજવવાનો સારામાં સારો ઉપાય એ છે કે દીવાળીના દિવસો આપણે સ્વરાજ વહેલું આવે એવા કાર્યોમાં ગાળીયે, ઇસ્લામી ભાઇઓનું માન રહે, પંજાબનો ઘા કંઇક રૂઝાય, એવા કાર્ય કરવામાં ગાળીયે.

જો મારી સલાહ માન્ય રખાય તો દીવાળીમાં ખર્ચવાના પૈસામાંથી આપણે થોડા બચાવીયે. એથી પણ ચળવળને ઘણી મદદ મળે. દરેક સ્ત્રીપુરુષ આ પુણ્યકાર્યમાં ભાગ લેશે એવી મારી ઉમેદ છે. માત્ર ધનવાન જ દાન કરે એવું આમાં કોઇએ સમજી નથી લેવાનું. ધનવાન પોતાજોગું અને ગરીબ પોતાજોગું આપે એમ હું માગું

છું. જો પ્રામાણિક માણસો કામ કરનારા મળી રહે તો આપણે જરૂર જેટલું જોઇયે તેટલું સહેલથી ઉઘરાવી શકીયે.

કોઇ પણ પોતે ન જાણતા હોય એવા માણસને પૈસા નહિ આપે એવી મારી ઉમેદ છે.

બધાયે પૈસા સ્વરાજસભાની મુંબઇની શાખામાં જમા થશે.

---

# મહેમદાવાદનું ભાષણ*

મારી ઇચ્છા આજે તમારી સાથે પુષ્કળ વાત કરવાની છે. પરંતુ હું લાંબો વખત ચલાવવા ઇચ્છતો નથી આજકાલ હિન્દુસ્તાનનો કઠણ કાળ છે. દેશની ખરાબ સ્થિતિનું હું વર્ણન નથી કરી શકતો. હું હમણાં જ બહેનોને કહી આવ્યો કે આ દેશમાં જે રાજ્ય વર્તે છે તે રાક્ષસી રાજ્ય છે, રાવણરાજ્ય છે, તેમાં શયતાનિયત રહેલી છે. આની સાબીતીમાં આપણી પાસે બે મોટા દાખલા છેઃ પંજાબનો અને ખિલાફતનો. ખિલાફતની બાબતમાં આપેલાં વચનો નથી પળાયાં; દગો થયેલો છે. પંજાબમાં વિનાકારણ ખૂનો કરેલાં છે. જેનો સ્વભાવ રાક્ષસી હોય, શયતાની હોય તે જ આવા કામ કરી શકે. આવા રાજ્યને તુલસીદાસજીએ રાક્ષસી રાજ્ય કહેલું છે. તેની સાથે સહકાર કરી ન શકાય; એટલું જ નહિ પણ અસહકાર કરવો એ ધર્મ અને ફરજ છે. એવી સરકાર પાસેથી આપણે મદદ લઇયે અથવા તેની મહેરબાની સ્વીકારીયે તો તેણે કરેલા અન્યાયમાં અને પાપમાં આપણે ભાગીદાર બનીયે. જ્યાં સુધી એના પાપમાં આપણો ભાગ રહે ત્યાં સુધી પ્રજા સુખી ન થઈ શકે.

### એકદિલીની જરૂર

એ અસહકાર કેમ થઇ શકે ? એક રસ્તો તો એ છે કે આપણી બધાની વચ્ચે સહકાર થવો જોઇયે. દેશના તમામ માણસો હિન્દુ, મુસલમીન, પારસી, ઇસાઈ, સૌની વચ્ચે પરસ્પર સહકાર થવો જોઇયે. રાક્ષસ સામાને અંદર અંદર લડાવીને જ રાજ્ય ચલાવી શકે છે. આપણી સરકારે તેમ જ કર્યું છે. તેણે હિન્દુમુસલમાનને લડાવ્યા. મદ્રાસ ઇલાકામાં બ્રાહ્મણઅબ્રાહ્મણને લડાવ્યા. એનાથી બની શકે તો અહીં પણ લડાઇ કરાવે. મારી ઉપર તો કાગળો આવી રહ્યા છે. ઢેડ અને ભંગી મને પૂછી રહ્યા છે કે અસહકારમાં અમારૂં સ્થાન ક્યાં છે ? હું એનો અર્થ સમજી ગયો છું; અને તેથી કહું છું કે જ્યાં સુધી આપણામાં એકદિલી ન થાય ત્યાં સુધી અસહકાર અસંભવિત છે. એકદિલી પાખંડથી નથી થઈ શકતી. આપણે એક બીજાને ન્યાય આપીયે તો જ એકદિલી સંભવે.

---

* મહેમદાવાદમાં આપેલું ભાષણ; તા. ૧-૧૧-૧૯૨૦.

## કુરબાની કરો, પવિત્ર બનો

તેને સારુ આપણામાં કુરબાની કરવાની તાકાત જોઈએ, સ્વાર્થત્યાગ કરવાની તાકાત જોઈએ; આપણને મરતાં આવડવું જોઈએ. આપણે મારીને, મકાનો બાળીને, રેલના પાટા ઉખેડીને સ્વરાજ્ય નથી મેળવી શકવાના. સ્વરાજ્ય મેળવવું હોય તો આપણે પવિત્ર બનવું જોઈશે. પવિત્ર બનવું એટલે જિતેન્દ્રિય થવું.

## અમદાવાદના પાખંડી મૌલવી

પાખંડી મૌલવી

જ્યાં સુધી અસત્ય, દગો આપણામાંથી ન જાય ત્યાં સુધી આપણે કામ નથી કરી શકવાના. અમદાવાદમાં બકરાનો વધ અટકાવવા કરેલ પ્રયત્નનો દાખલો તાજો જ છે. ત્યાં એક પાખંડી મૌલવીએ લોકોને ભમાવવાનું શરૂ કર્યું. બાર બાર વાગ્યા સુધી તેમણે સભાઓ ચલાવી. પોતે ગાંધીની વતી આવેલો છે, તેમના કહેવાથી અહીં રોકાયો છે, એવું જાહેર કર્યું. એ માણસે ભાષણોમાં સારીનરસી હકીકતથી લોકોને ઉશ્કેર્યા અને તેની સાથે એક સાધુ ભળ્યા. બકરાને બચાવવાથી પોતાને વિમાન મળી ગયું એમ તેણે માન્યું. સાધુએ તેમાં ભેળવ્યા મૌલવીને, અને મૌલવીએ એ બકરું મારનારને ધમકાવી તેનો વધ ન થવા દીધો. પરંતુ આ બનાવમાંથી હિન્દુમુસલમાન વચ્ચે તકરારનો પાયો રોપાયો. હિન્દુઓ માને કે માતાને બકરો ચડાવાય. મારા જેવો માને છે કે ન ચડાવાય. ચડાવવું હોય તો મારું શરીર ચડાવાય. પરંતુ આ હિન્દુઓની અંદરઅંદરની તકરારમાં હું મૌલાના શૌકતઅલીને તો ન જ બોલાવવા જાઉં. છતાં નામર્દ હિન્દુઓ તો મૌલવીને બોલાવી લાવ્યા મૌલવી દાખલ થયા અને તેમની દાઢી પીટનારા માણસોની મદદથી તેમણે બકરો છોડાવ્યો. પેલા સાધુ મને મળ્યા. તેમને મેં કહ્યું કે સાધુનો વેશ ઉતારી નાંખો. મૌલવીને મેં કહ્યું કે તમે અમદાવાદમાંથી ચાલ્યા જાઓ. તમે આ રીતે દેશની સેવા નથી કરી શકતા. આપણે જે સરકારને પણ મારીને રાજ્ય ભોગવવા નથી ઇચ્છતા તે શું આપણા ભાઈઓને મારીને રાજ્ય ભોગવી શકીશું ? તેનું પરિણામ શું આવે ? પરિણામ તો જોયા જેવું આવત; પણ અમદાવાદના કલેક્ટર સારા . કે તેમણે બકરાને મારવાની ના કહી. નહિ તો એમ બને કે સરકાર પોલીસ મોકલે અને પોતાની મદદથી જ બકરું કપાવે. પછી આપણો અસહકાર સઈ જાય. મેં મૌલવીને બોલાવીને આ કહી દીધું. આવું પાખંડ જો દાખલ થઈ જાય તો આપણું કાંઈ ન ચાલે. મેં તેમને કહ્યું કે તમે તમારો ઇલાકો ન છોડો, તમારું કામ ન છોડો ત્યારે તે કહે કે હિન્દુઓએ મને મજબૂર (તંગ) કર્યો બસો નામર્દો આપણને કેમ તંગ કરી શકે? બસો નામર્દોથી આમ થઈ શકે તો એક ગોરો શું ન કરી શકે? અને થયું પણ તેવું. કલેક્ટરે મૌલવીને બોલાવ્યા ત્યારે તે ડરી ગયા ને તેમણે મજૂરોની મદદ માગી કે, તેમના તોફાનના ભયથી સરકાર તેને કાંઈ ન કરે. જેલમાં જવાની જેની દાનત હોય તેણે તો ખૂનખરાબો ન કરવાનું શીખવું જોઈએ.

તા. ૭–૧૧–૧૯૨૦

## તોફાન કરશો મા, બાજી હારશો

હું પકડાયો અથવા મૌ. શૌકતઅલી પકડાયા તે વખતે તમે તોફાન કરશો, મકાન બાળશો, રેલના પાટા ઉખેડશો તો બાજી હારી જશો. તમે આરબ નથી તેથી હું તમને આ કહું છું. તમને તો લાકડી મારતાં પણ આવડતી નથી. ઘોડાને લાકડી મારી અથવા ઘરમાં સ્ત્રીને લાકડી મારી એ લાકડી મારતાં આવડ્યું ન કહેવાય. જેને લાકડી મારતાં આવડે છે તે તો હજારની સામે ઝૂઝી શકે છે. પરંતુ એવા તમે નથી તેથી તમને સલાહ આમ આપી શકાય.

## આપણે સિંહ બનવાનું છે

આપણે સિંહપણું ભૂલી ઘેટાં બની ગયા છીએ, એટલે આપણે આયર્લેંડ અથવા ઇજીપ્તનો દાખલો લઇને તેવા બનવા જઇશું તો દોઝખમાં પડીશું. જ્યારે સરકાર પોતાનું તેજ બતાવશે—અને તેમાં કાંઈ ખોટું નથી. હું પોતે સરકાર હોઉં તો લોકોને પકડું. જે સરકારને પોતાની હકુમત ચલાવવી છે તે સામા થનારને પકડે, તે તેનો ધર્મ છે. એટલે જ્યારે સરકાર તેનું તેજ બતાવશે—ત્યારે તમે તોફાન કરશો તો હારશો. તમે આવી રીતે જો તેને ડરાવવા બેસો તો તમે ડરપોક છો. હિન્દુસ્તાનને આપણે છોડાવવું હોય તો આપણે સિંહ બનવાનું છે.

## મ્યુનિસિપાલિટીને આટોપી લો

તમે ૯૦૦૦ માણસો અત્યારે ભયમાં છો. તમારે તે વળી મ્યુનિસિપાલિટી શા ? એ તો સરકારે તમારી વચમાં હાથી ઉભો કર્યો છે. ૭ હજાર માણસોની વસ્તી ઉપર બાર હજારનું ખર્ચ ! તમે એ મ્યુનિસિપાલિટીને આટોપી લેજો. એ તમારું કાંઈ કામ નથી કરતી. એ કેળવણી આપે છે, પણ તે કેળવણીનો તો આપણે અસહકાર કરવો છે. આપણે અપાત્ર પાસેથી દાન કેમ લઇશું ? મારે વિદ્યાપીઠ માટે પૈસા જોઇયે છે, પણ તે શું હું વેશ્યા પાસેથી દાન લઇને ચલાવીશ ? દારૂના પીઠામાંથી નફો લઇને ચલાવીશ ?

## આપણી કેળવણીના પૈસા દારૂના પીઠામાંથી

હું કહું છું કે આપણી કેળવણીના પૈસા દારૂના પીઠામાંથી આવે છે. આબકારી ખાતું બંધ કરવાનું આપણે કહીયે તો કહેશે કે તેના પૈસા વિના નિશાળો બંધ કરવી પડશે. દારૂના પૈસામાંથી ભણેલા આપણા વકીલો, બૅરિસ્ટરો વિદ્વાનો દેશનું શું ઉકાળવાના છે ?

હું અહીંના છોકરાઓને મુબારકબાદી આપું છું કે તેમણે સરકારી નિશાળોનો ત્યાગ કર્યો છે. તમે આજથી એ છોકરાઓને અને કન્યાઓને તમારે હિસાબે ભણાવો. તમે શિક્ષકો પાસેથી રાજીનામાં અપાવો અને આજે જ મુહૂર્ત કરો. તમારા મકાનમાં તમે મુહૂર્ત કરો અને સરકારી મકાન છોડી દો. મ્યુનિસિપાલિટીની કેળવણીનો આ તોડ થયો. બીજું કામ પાયખાનાં અને બત્તીઓ છે. તે રેઢિયાળ સ્થિતિમાં છે. રક્ષણ તો કરતી નથી, કારણ પોલીસ-ખાતું તેના હાથમાં નથી. મ્યુનિસિપાલિટીના રસ્તા; ના ઉપર તો ધૂળ ઉડે છે. એટલે કેળ-

વણી સિવાય બીજું કાંઇ મુદ્દાનું કામ મ્યુનિસિપાલિટી નથી કરતી. દવાખાનું તેનું છે, પણ તેની સામે તો ત્રણ ખાનગી દવાખાનાં ચાલે છે. એટલે તે તેમને મુબારક હો. મતલબ, આપણને મ્યુનિસિપાલિટીનો કાંઇ ખપ નથી. એ તો એક પૂજવાની પ્રતિમા થઈ. માટે તમે નવસો 'રેટ પેઅર' ભેગા થઇને ઠરાવ કરો કે આ મ્યુનિસિપાલિટીને ઉઠાવી લો. કહો કે અમારે તમારું 'સૅનિટરી બોર્ડ' નથી જોઇતું, ગામપંચાયત નથી જોઇતું. તમે મેમ્બરોને નોટીસ આપો કે તમે મ્યુનિસિપાલિટી ખાલી કરો.

### અમે તેનો કર નથી આપવાના

એમ સરકારને જણાવી દો. આમાં કાયદાનો ભંગ નથી, બેઅદબી નથી; તમે એની સેવા નથી લેતા એટલે સરકારને કહેવાપણું હોય નહિ. તમે સામે થઇ શકો છો. થોડા વખત સુધી સરકાર તમને ધમકાવશે. તમે સામા થશો એટલે તમારા ઘર ઉપર ટાંચ લાવશે. તમે તેમને ઘર વેચવા દેજો. છ હજારની વસ્તી ગામ પણ ખાલી કરી શકે છે. પછી મ્યુનિસિપાલિટી કોનું કામ કરશે? પણ એટલે સુધી જાય એવી સરકાર ઘેલી નથી. હું તેનું બૂરું બોલી રહ્યો છું. પણ એટલું જાણું છું કે તે ડાહી છે. જો એમ ન કરે તો તેને આજે જ જવું પડે. પણ સરકાર તેની સલ્તનત છોડી દેવા નથી માગતી.

### વિરોધીઓને વીનવો

આ કામ પાર ઉતારવા માટે તમારામાં એકદિલી જોઈએ. એમાં કેટલાક વિરોધીઓ તો નીકળવાના જ. પરંતુ વિરોધીને અદબ સાથે વિનયપૂર્વક કહેવું કે તમે અમારા શિરના તાજ છો. મહાજનના મતને વશ થવાનું જ અમે તમને કહીએ છીએ તે ન થઇ શકે તો પણ આપણે તેમને વીનવીએ કે તમે અમારા કામમાં પાણો ન નાખો. એમને શું ખાટી જવાનું છે કે એવા ૨૦૦-૫૦૦ માણસ ૬૦૦૦ની સામે થાય? તમે હિન્દુમુસલમાન સંપથી રહો તો તમને આ મારી સલાહ છે. સહિષ્ણુતા અને નિર્ભયતા

હું કાર્ય કરવા માટે બે શરતો બતાવી ગયો. એક સહિષ્ણુતા અથવા અહિંસાધર્મ: એ નબળાનો ધર્મ છે એમ માની લઇએ તોપણ જ્યાં સુધી તમારામાં તલવારની શક્તિ નથી આવી ત્યાં સુધી બીજું બતાવી શકાય જ નહિ. બીજી શરત એ છે કે હિન્દુમુસલમાન વચ્ચે, દેશની તમામ કોમો વચ્ચે, એકદિલી થવી જોઇએ. આ બે શરતોનું પાલન કરો તો જ તમે અસહકાર કરી શકો. ધારાસભામાં પ્રતિનિધિ નહિ મોકલવા અને નિશાળેથી છોકરાઓને ઉઠાડી લેવા તે અસહકારનું પહેલું પગથિયું છે. તમે આટલું કરો એટલે તમે સ્વરાજ લઇને બેઠા. પછી

### પોલીસનો ડર ન રાખો

સરકારી નોકરોનો ડર ન રાખો. તેમની સાથે આપણે વેર નથી, પણ આપણે તેમને પ્રેમથી, મહોબતથી વશ કરવાના છે પછી તમારે ડરવાનું નથી.

સામાન આવી શકે,' એમ વારંવાર કરેલી આજીજી ફોકટ હતી. ' મહાત્મા ગાંધીજી કી જય ' ' મૌલાના મહમદઅલી શૌકતઅલી કી જય ' ના અવાજમાં ગાંધીજી અને મૌલાનાજીની વિનંતિઓ ડૂબી જતી હતી ! રેલવે ઉપરની પોલીસ જે અત્યાર સુધી તટસ્થ હતી તે વચ્ચે પડી. તેમને એમ લાગ્યું કે લોકો નાહક પજવણી કરી રહ્યા છે, એટલે તેમણે લાકડી અને ચાબુક વાપરવા માંડી ! લોકો ઘડીકવાર ખસીને પાછા ત્યાં ને ત્યાં એકઠા થતા હતા— તેમને અને અમારે બંનેને માટે આ શરમભરેલી સ્થિતિ હતી એ તેઓ સમજી શકતા ન હતા !

આખરે અમારે નસીબે ગાડી ચાલી. પણ કમનસીબે એ ગાડી કાસગંજ કાનપુરની ગાડીની માફક બધે સ્ટેશને ઉભી રહેનારી હતી, એટલે સવારે ભિવાની પહોંચ્યા ત્યાં સુધી અમારામાંના જે દૂરના ડબ્બામાં સટકી ગયા હતા તેમના સિવાય કોઇને નિદ્રા ન મળી શકી.

## બીજું ચિત્ર

ઉપરનું ચિત્ર કમકમાટી ઉપજાવે એવું છે. પણ સંતોષ ઉપજાવે એવું ચિત્ર હવે આવે છે, અને તે બતાવી આપે છે કે વ્યવસ્થાપકો જરા મહેનત લે, સ્વયંસેવકોને તાલીમ આપવામાં આવી હોય, તો ઘણી સુંદર રીતે ભારે જનસમૂહોની સાથે પણ કામ લઈ શકાય છે. ભિવાની એ અંબાલા વિભાગનો એક કસ્બો છે. લશ્કરનું મોટું મથક છે. ત્યાં આ વર્ષે પ્રથમ જ વાર વિભાગીય પરિષદ્ થઈ. એના સ્વાગતકારિણી સભાના અધ્યક્ષ આપણા સુપ્રસિદ્ધ દીવાનબહાદુર અંબાલાલ સાકરલાલના પુત્ર કૃષ્ણરાવ અંબાલાલ દેસાઇ હતા. તેમણે સ્ટેશન ઉપર તેમજ શહેરમાં અને ખાસ કરીને મંડપમાં જે વ્યવસ્થા રાખી હતી તે હેરત પમાડ એવી હતી. સ્ટેશન ઉપર વૉલંટીઅરો સિવાય એક પણ માણસ ન હતું. ગામડાઓમાંથી ૫૦ હજારથી ઓછાં માણસ નહિ આવેલાં હોય. છતાં બહાર રસ્તાની બંને બાજુએ માણસોનાં ભારે ટોળાંઓ, વચ્ચે ગાડીઓ માટે મોકળો માર્ગ મુકીને શાંત ઉભાં હતાં. સરઘસ વિના તો લોકોને શી રીતે સંતોષ વળે ? પણ સરઘસ પણ સુખે થોડા વખતમાં આટોપી લેવામાં આવ્યું.

## મંડપમાં વ્યવસ્થા

મંડપ દસ બાર હજાર માણસો માટે હતો, પણ એટલો અવકાશવાળો હતો કે ભરચક ભરેલો છતાં તેમાં માણસની ગરદી લાગતી ન હતી. મંડપ વર્તુલાકાર હતો. ખુરશી ટેબલનું ક્યાંયે નામનિશાન ન હતું એટલે કોઇ પ્રાચીન રાજસભા જેવો મંડપ દીપતો હતો. ગાદીપર પ્રમુખ અને માનનીય નેતાઓ માટે પણ બેઠક જ હતી. એક અમેરિકન ગૃહસ્થ ખાસ પરિષદ્‌ને માટે આવેલા તેઓ પણ ચપટ બેઠા હતા. પ્રેક્ષકો તથા બીજાઓને જવા આવવા માટે મોકળા રસ્તાઓ હતા. શાંતિ પણ અનુપમ હતી.'

## અસહકારનો અખંડ સૂર

ના પરિષદ્માં અસહકારનો અખંડ સૂર નીકળી રહ્યો હતો. ભાઈ કૃષ્ણરાવ દેસાઇનું ભાષણ નાનકડું દસ મિનિટમાં વંચાઈ રહે એવડું, સરલ હિન્દીમાં લખાયલું અને કોંગ્રેસના

ઠરાવને વધાવી લેવાયો હતો. પ્રમુખની ચુંટણીની દરખાસ્ત મુકનારા જુદા જુદા જીલ્લાના સજ્જનોમાં કેટલાએક વકીલો હતા, તેમાંના જે ધારાસભામાં જનારા હતા તેઓએ પોતાની ઉમેદવારી ખેંચી લીધેલી હતી. વકીલોમાંના વકીલાત છોડનારાઓ પણ હતા. પ્રમુખ વયોવૃદ્ધ લાલા મુરારીલાલ અંબાલાના પુરાણા વકીલ હતા. તેમની ઉમર આસરે એંશી વર્ષની હશે. તેઓની આખી જીંદગી 'મૉડરેટ' તરીકે ગઇ. તેઓ પંજાબના 'ગ્રાન્ડ ઓલ્ડ મૅન' તરીકે ઓળખાય છે. હાલ નિવૃત્ત છે, અને થોડા જ સમય ઉપર અસહકારને અંગે તેમણે પોતાનો રાવસાહેબનો ઇલકાબ સરકારને પાછો સ્વાધીન કર્યો હતો.

## લાલા મુરારીલાલનું ભાષણ

આટલા વૃદ્ધ છતાં તેઓએ વ્યાખ્યાનપીઠ ઉપર જઇને 'यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवैः' ના પવિત્ર સ્તોત્રથી મંગળાચરણ કર્યું. ભાષણની હસ્તલિખિત પ્રત પોતાના હાથમાં હતી. મને પાછળથી ખબર પડી કે એ ભાષણ તેમણે આગલે દિવસે જ લખેલું એટલે છપાઈ ન શકેલું. તેઓ શીઘ્ર કવિ છે એટલે તેમના ગદ્યમાં સ્થળે સ્થળે પદ્ય સ્વાભાવિક રીતે જ ગુંથાઇ રહેલું હતું. અને છતાં એ ભાષણ પણ બહુ જ ટુંકું હતું. પંદરેક મિનિટમાં એ પૂરૂં થયું હશે. ભાષણની શરૂઆતમાં ઇશ્વર પ્રત્યેની તેમની ભારે શ્રદ્ધાસૂચક એક પદ્ય હતું:

પંખ પંખીઓં કી કરતા હૈ કૌન રક્ષા ?
બિન માંગે ભિક્ષુઓં કો દેતા હૈ કૌન ભિક્ષા ?
ફરિયાદ બેનવા કી સુનતા હૈ કૌન રાજા,
તેરે સિવા બિધાતા હૈ કૌન અન્નદાતા ?
ભારતનિવાસીઓં કી બિનતિ હૈ તુજસે—
કર દે દયા સે અપની ભારતકા પાર બેડા.

અને એક પદ્યમાં મુરલીધરની ખાસ બંદગી હતી. તેમાંની છેલ્લી બે કડી નોંધવા જેવી છેઃ

ધર કર ઇધરમેં ફિરસે બજા અસી બંસરી
બેસિદા હસ્તખાં મેં આ જાય જીંદગી.

(હે કૃષ્ણ દીનબંધુ! તું ફરી અહીંઆં એવી બંસરી બજાવ કે જેથી નિષ્પ્રાણ અસ્થિઓમાં પ્રાણ આવે.) આગળ જતાં 'મુલ્ક કા રોશન સિતારા' 'હિન્દ કી આંખો કા તારા' બાળ ગંગાધર ટિળકને નિવાપાંજલિ હતી.

ભાષણમાં પંજાબ અને ખિલાફતની આફતના ટુંકા નિરૂપણ અને કૉંગ્રેસના ઠરાવની બધીયે વિગતોના સરસ સમર્થન સિવાય બીજું કાંઇ નહોતું. 'અસહકાર' વિષેનું તેમનું કવિત રમુજી છેઃ

તર્કે કાઉન્સિલ, તર્કે કૉલેજ તર્કે સરકારી સ્કૂલ
તર્કે અસનાદિ વકાલત, કૉંગ્રેસકા હૈ ઉસૂલ

તા. ૭-૧૧-૧૯૨૦

અદલ કી ઉમ્મીદ રખના હૈ અદાલતસેં ફુઝૂલ,
જીન્સ પર ઈન્સાફ કી જો ટેક્સ કરતી હૈ વસૂલ.

આટલું જ નહિ પણ કાઉન્સિલ, શાળા, કૉલેજ, અદાલતમાંથી ફાયદાની આશા રાખવી તેને તેમણે

'બેતકી શાખોંમેં કબ લગતે ખિલતે હૈ ફૂલ ?'

એમ સવાલ પૂછી નેતરના ઝાડ પરથી ફૂલ તોડવાની આશા કરવા જેવું છે એમ જણાવ્યું હતું.

ગાંધીજીએ આ સાદા સીધા ભોળા લોકોની મિજલસ આગળ પોતાનું ભાષણ બહુ જ ટૂંકામાં પતાવ્યું હતું. આરંભમા તેમણે વ્યવસ્થાપકોને વ્યવસ્થા માટે અને હિન્દની સભ્યતાને પીછાનીને ખુરશીઓને બલિદાન આપવા માટે શાબાશી આપી હતી. 'ખિલાફત અને પંજાબના ઘોર અન્યાય બતાવે છે કે આપણા ઉપરની સલ્તનત શયતાનની છે, અને આપણા ધર્મમાં કહેવાયુ છે કે જે ખુદાથી ડરે છે તેણે શયતાનની સાથે મહબ્બત રાખવી હરામ છે' એમ જણાવી કૉંગ્રેસ, મુસ્લીમ લીગ, શીખ લીગે સ્વરાજ લેવાનો ઉપાય જે અસહકાર ગ્રહણ કીધો છે તે ગ્રહણ કરવાની ભલામણ કરી હતી. ટૂંકામાં અસહકારની શરતો ત્રણ બતાવી: (૧) ખુન અને ગુસ્સો રોકવો, (૨) શુદ્ધ કુરબાની કરવી, (૩) વ્યવસ્થાશક્તિ મેળવવી. કુરબાનીમા વકીલોનો વકીલાત ત્યાગ, શાળાઓનો ત્યાગ અને રંગરૂટીનો ત્યાગ. ભિવાની તો રંગરૂટીનું મથક છે એટલે ત્યાં તો સૌને રંગરૂટીમાં ન જવાનો આગ્રહ ખાસ કરવો જોઇયે એમ તેમણે જણાવ્યું. "હિસાર જીલ્લામાંથી ઘણાયે રંગરૂટો ચાલ્યા જાય છે. તે સૌને હું કહું છુ કે શયતાનિયત જેમનામાં ભરેલી છે તેવી સલ્તનતને માટે રંગરૂટી કરવી હરામ છે."

આખરે સ્વદેશીમાં રહેલા બલિદાનની વિનંતિ કરી, પરદેશી કપડાં પહેરવાને મુકાબલે નાગા ફરવું બહેતર છે એમ જણાવી, નેકી, હિંમત, સ્વચ્છ દિલ અને સચ્ચાઇ સમજી આ શયતાનિયતથી ભરેલી સલ્તનતને ડુબાડો એમ કહી તેમણે તેમનું ભાષણ પૂરૂ કર્યું હતું.

આ પછી મૌલાના શૌકતઅલી, મહમદઅલી, અબુલ કલામ આઝાદ, ડા. અનસારી આ બધાયે નેતાઓ બબ્બે ત્રણ ત્રણ મિનિટ બોલ્યા હતા.

સાંજે ખેડૂતોની જે આવગ ઉભરાયલી હતી અને જે ટિકિટ લઇને પરિષદ્‌માં નહોતા આવ્યા તેમને માટે એક સભા ભરી હતી, તેમને તેમનું કર્તવ્ય સમજાવી સૌ મોટરમાં રાત્રે દિલ્હી જવા ઉપડી ગયા હતા.

રા. કૃષ્ણરાવ દેશાઈ અને પંડિત નેકીરામ શર્મા જેઓ રૈયતની આ ભારે જાગૃતિને માટે જવાબદાર છે તેઓની આગળ હવે વધારે કઠણ કામ રહેલું છે. તેઓ આ લોકને બારે તાલીમ આપી શકશે—અને તાલીમ આપવાનું કામ સહેલું નથી—તો એ રૈયત આ લડતમાં બહુ સુંદર ભાગ આપી શકે એવી છે.

મહાદેવ હરિભાઇ દેશાઇ.

---

તા. ૧૦-૧૧-૧૯૨૦

# અલીગઢ કૉલેજના વિદ્યાર્થીઓનાં માબાપો પ્રત્યે–

ભાઇઓ,

બદલાયલું વલણ

હું અત્યારે જે કરી રહ્યો છું અને તેમાયે ખાસ કરીને દેશના યુવકવર્ગને સલાહ આપી રહ્યો છું તેથી ઘણા ગભરાઇ ગયા છે તે હું જાણું છું. તેમના ગભરાટની મને નવાઇ નથી લાગતી. જે રાજ્યસત્તા નીચે આપણે કચરાઇ રહ્યા છીએ તેના પ્રત્યે મારૂં વલણ તદ્દન બદલાઇ ગયું છે. આપણા ધર્મમાં રાવણ-રાજ્ય વિષે કહેલું છે તેના જેવું જ આ રાજ્ય શયતાનપણાથી ભરેલું છે. આ રાજ્યપદ્ધતિમાં છેક નવેસરથી માંડીને ફેરફાર ન થાય અને આપણા રાજ્યકર્તાઓએ જે દુષ્કૃત્યો કર્યાં છે તેને માટે તેમને ખરી દિલગીરી ન થાય તો આ રાજ્યની જડ ઉખડી જવી જોઇએ. તે બાબત મને જેવી ખાત્રી થઇ છે તેવી મારા મિત્રોને નથી થઇ લાગતી.

વિદ્યાર્થીઓ અને માબાપો

તમારા દીકરાઓ અલીગઢમાં ભણે છે તેમના ભવિષ્યની ચિંતા તમને થાય તેવી મને પણ થાય છે. હું તમને ખાત્રી આપું છું કે હું તમારી લાગણી દુભાવવા નથી ઇચ્છતો. હું પોતે ચાર દીકરાનો બાપ છું અને મારી બુદ્ધિશક્તિ પ્રમાણે મેં તેમને સારી રીતે કેળવ્યા છે. મારાં માતાપિતાનો હું બહુ આજ્ઞાંકિત પુત્ર હતો અને મારા અધ્યાપકોનો આજ્ઞાંકિત શિષ્ય હતો. પિતા પ્રત્યેના ધર્મની કિંમત હું સમજું છું; પરંતુ પ્રભુ પ્રત્યેના ધર્મને હું સર્વ ધર્મ કરતાં શ્રેષ્ઠ ગણું છું. મને લાગે છે કે દેશમાં અત્યારે એવો સમય વર્તી રહ્યો છે કે જે વખતે દરેક યુવાન સ્ત્રીપુરુષે પ્રભુ પ્રત્યેના ધર્મ અને બીજા તમામ પ્રત્યેના ધર્મ એ બે વચ્ચે પસંદગી કરવાની છે. દેશના યુવાનોને ઠીક સારી રીતે ઓળખવાનો હું દાવો કરું છું. હું જાણું છું કે મોટે ભાગે તો આપણા યુવાનોને પોતાના ઉચ્ચ શિક્ષણની બાબતમાં પોતે જ નક્કી કરી લેવાનું હોય છે. મેં એવા દાખલા પણ જોયા છે કે માબાપોને એમ લાગે કે છોકરાને ઉચ્ચ શિક્ષણનું ઘેલું લાગ્યું છે, છતાં તે લેતાં તેને તેઓ અટકાવી શક્યાં નથી. મારી પાકી ખાત્રી છે કે આપણા યુવાનોને માબાપની ઇચ્છા ઉપરાંત શાળા અથવા મહાવિદ્યાલય છોડી દેવાનું સમજાવવામાં માબાપોની લાગણી ઉપર હું

જરા પણ બળાત્કાર કરતો નથી. સેંકડો વિદ્યાર્થીઓએ શાળાઓ અને મહાવિદ્યાલયોનો ત્યાગ કર્યો છે. પરંતુ માત્ર એક જ પિતા, જે સરકારી નોકર છે, તેના તરફથી પોતાના છોકરાઓએ મહાવિદ્યાલયનો ત્યાગ કર્યો તે બાબત વાંધો દર્શાવનારો કાગળ મને મળ્યો છે. વાંધામાં કારણ એ જણાવવામાં આવ્યું છે કે છોકરાઓએ મહાવિદ્યાલયનો ત્યાગ કર્યા પહેલાં તેમને પૂછ્યું પણ નહ; જોકે મેં તો વિદ્યાર્થીઓને હમેશાં સલાહ આપી છે કે કોઈ પણ જાતનો નિશ્ચય કર્યા પહેલાં માબાપો સાથે મસલત કરી લેવી જોઇયે.

મેં કુડીબંધ જાહેર સભાઓમાં હજારો માબાપોને પણ છોકરાંઓને સરકારી નિશાળોમાંથી ઉઠાડી લેવાનું કહ્યું છે; તેમાથી ભાગ્યે જ કોઈ માબાપે વાંધો ઉઠાવ્યો છે. આપણને આશ્ચર્ય લાગે તેવી રીતે સર્વાનુમતે નિશાળોના ત્યાગ સાથેનો અસહકારનો ઠરાવ તેમણે પસાર કર્યો છે. તેથી હું માની લઉં છું કે જે સરકારે હિન્દુસ્તાનના મુસલમાનોને દગો દેવામા ભાગ લીધો છે અને જે સરકારે પંજાબ ઉપર જંગલી અત્યાચારો કરી પોતાની ઉદ્ધતાઇથી પ્રજાને કલંક લગાડયું છે તે સરકારની મદદથી નભતી અથવા તે સરકારના અંકુશ નીચે ચાલતી શાળાઓ અથવા મહાવિદ્યાલયોમાંથી પોતાનાં છોકરાંને ઉઠાડી લેવાં જોઇયે એવી પ્રતીતિ અલીગઢ કૉલેજના વિદ્યાર્થીઓનાં માબાપોને પણ થઇ હોવી જોઇયે.

આટલું તો તમે માનશો કે આપણાં છોકરાંઓની કેળવણીમાં જરા પણ અટકાયત ન થાય તે માટે હું બીજા કોઈ કરતાં ઓછો આતુર નથી, પરંતુ તેના કરતાં તો મને વિશેષ ચિંતા એ છે કે તેમને પાક હાથે કેળવણી મળે. આપણે જે સરકારને છગરથી નાપસંદ કરીયે તે સરકાર પાસેથી આપણી કેળવણી માટે મદદ લેવી એને હું કાયરતા ગણું છું. મારો નમ્ર મત તો એવો છે કે એમ કરવામાં બેઆબરૂ અને બેવફાઈ રહેલા છે.

આપણાં બાળકો સ્વતંત્ર વાતાવરણમાં કેળવાય એ શું વધારે સારૂં નથી? ભલેને તેમને નાની ઝુંપડીઓમાં બેસવાનું હોય કે ઝાડ નીચે બેસવાનું હોય; પણ ત્યાં અધ્યાપકો એવા હશે કે જે પોતે સ્વતંત્ર હોઈ, વિદ્યાર્થીઓમાં સ્વાતંત્ર્યનો પ્રાણ પૂરશે. આપણા વ્હાલા દેશનું ભવિષ્ય માબાપોના હાથમાં નથી, પણ આપણાં સંતાનોના હાથમાં છે એ તમે સમજી જાઓ એમ હું ઇચ્છું છું. જે ગુલામીવૃત્તિએ આપણને પેટ ચલાવ્યા તે ગુલામીવૃત્તિના સંકટમાંથી આપણે તેમને છોડવીશું નહિ? આપણે પોતે નિર્બળ હોઇ આપણામાં એ ધુંસરી ફેંકી દેવાનું બળ ન હોય, પરંતુ

આપણામાં એટલું ડહાપણ પણ નહિ હોય કે આપણાં સંતાનોને આપણાં આ કલંકનાં વારસ ન બનાવીએ ?

કેળવણીનાં નાણાંનું

વિદ્યાર્થીઓ સ્વતંત્ર બનીને ભણશે તેમાં કશું ગુમાવવાના નથી. તેમને સરકારી વિદ્યાપીઠોની પદવીઓની કાંઇ જરૂર નથી. અને સરકારી પદવી(ડીગ્રી) ઓનો મોહ છોડી દઇયે તો આપણાં બાળકોની કેળવણી માટે પૈસા મેળવવાનું તો સાવ સહેલું છે. એક સપ્તાહ આપણી પ્રજા આત્મસંયમ પાળશે તો તેમાંથી આપણાં બાળકોની એક વર્ષની કેળવણીના પૈસા આપણને મળી રહેશે. અત્યારે ચાલતી હિન્દુ મુસ્લીમ અને ધાર્મિક સંસ્થાઓના નાણાંમાંથી એક સપ્તાહના આત્મસંયમ વિના પણ કેળવણી માટે નાણા તો નીકળી શકે. આપણું રાજ્ય ચલાવવાની તથા આપણો ધર્મ અને આપણી આબરૂ સાચવવાની આપણામાં કેટલી શક્તિ છે તેનું માપ કાઢવાનો આ પ્રસંગ છે.

---

## ૧ ખેડા જીલ્લામાં ગાંધીજી

નડિયાદ મ્યુનિસિપાલિટીને સલાહ

મહેમદાવાદથી ૧૧ વાગ્યાની ગાડીમાં નડિયાદ ગયા નડિયાદમાં આ વખતે ત્યાંના મહારાજ જાનકીદાસજીના ખાસ આગ્રહથી સંતરામના મંદિરમાં ઉતારો રાખ્યો હતો. બે વાગ્યા સુધી આરામ લીધા પછી મ્યુનિસિપલ કાઉન્સિલરોને મળ્યા હતા. ત્યાંના મ્યુનિસિપલ બોર્ડે સરકાર તરફથી કેળવણી માટે મળતી રૂ. ૨૧૦૦૦ની મદદનો અસ્વીકાર કર્યો છે તથા શાળાઓ ઉપરથી સરકારી અંકુશ ઉઠાવી લેવાની માગણી કરી છે. તેના જવાબમાં ખેડા જીલ્લાના કલેક્ટર તરફથી આ ઠરાવ ઉપર ફરી વિચાર કરવાનું, મ્યુનિસિપાલિટીની આર્થિક સ્થિતિ સરકારી મદદનો અસ્વીકાર ન કરી શકે તેવી હોવાનું તથા મદદનો અસ્વીકાર કર્યે પણ સરકારી અંકુશમાંથી મુક્ત ન થઇ શકાય એમ જણાવવામાં આવ્યું હતુ. ગાંધીજીએ તો સલાહ આપી કે તમે માત્ર કેળવણીની બાબતમાં જ નહિ, પણ બધી બાબતમાં સરકારથી સ્વતંત્ર થઈ શકો છો. મ્યુનિસિપાલિટી તમારા હાથમા હો અને કર તમે ઉઘરાવો. સરકાર થોડા વખત સુધી દબાણ તો કરશે જ અને પોતે કર ઉઘરાવશે, પણ કર ભરનારાઓએ તેનો વિરોધ કરવો જોઇયે અને જે આવી પડે તે સહન કરવું જોઇયે. આ બધી વ્યવસ્થા એકસાથે ઉપાડવી મુશ્કેલ પડે એમ કાઉન્સિલરોએ દલીલ કરી. તેના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું કે આપણે આજે સ્વરાજ્ય માગીયે છીયે તો પછી બધું ચલાવવાને પણ આપણે આજે જ તૈયાર હોવું જોઇયે તમે રેટપેઅરોને આ બધું સમજાવી શકો છો અને તેઓ કર આપવાની ના પાડવા તૈયાર ન હોય તો તમે જેમ સરકારની સાથે તેમ તેમની સાથે પણ અસહકાર કરી શકો છો તમે તેમને કહી શકો કે પછી તમે તમારૂં કામ અમારી

મારફત નહિ કરાવી શકો. આગેવાનોએ તો લોકોને દોરવાના છે. તેમની આગેવાની પ્રમાણે નથી ચાલવાનું. વળી તમારે લોકોને ચોક્કસ સમજાવવું જોઇયે કે સરકારને કર ન આપીયે એટલે પૈસા આપવામાંથી આપણે બચી નથી જતા. આપણું તંત્ર ચલાવવા આપણે પૈસા કાઢવા જ પડશે. પણ સરકારની પાસેથી જેમ દસ રૂપીયા આપીયે ત્યારે એક રૂપીયાનો અવેજ મળે તેમ આમાં નહિ થાય. અહીં તો તમે એક પૈસો આપશો તો બે પૈસાનો અવેજ મળશે. પરંતુ પૈસા તો આપવા જ પડશે. આ ઉપરથી કાઉન્સિલરોએ બીજે દિવસે 'રેટપેઅરો'ની સભા બોલાવી તેમને આ પ્રમાણે સમજાવવાનું કબૂલ્યું હતું. ત્યાંથી એક મસ્જીદમાં મુસલમાનોને મળવા ગયા. તે પાક જમીન ઉપર પોતાને બોલાવવા માટે ગાંધીજીએ મુસલમાનોનો આભાર માન્યો. ત્યારપછી કોઇ કોઈ હિન્દુ તથા કોઈ કોઈ મુસલમાનોનાં વચનો અથવા કૃત્યથી બન્ને કોમોમાં ક્ષોભ થઇ જાય છે તે ઠીક નથી એ સમજાવ્યું. હિન્દુ મુસલમાન વચ્ચે સાચી એકતા સાધવી હોય તો બંને કોમો વચ્ચે સાચી એકદિલી જોઇશે. આપણાં દિલ જ્યાં સુધી શકવાળાં છે, જ્યાં સુધી આળાં છે, ત્યાં સુધી કાંઈ કામ નથી થઇ શકવાનું. કેટલીક વાર નિર્મળ ભાવવાળા માણસો પણ ભૂલ કરી પડે છે. તે વખતે ઉશ્કેરાઇ ન જતા, તેમને તેમની ભૂલ બતાવી દેવી એ જ કર્તવ્ય છે.

આ સભા ખતમ થયા બાદ સ્ત્રીઓની સભામાં ગયા. અમદાવાદની સ્ત્રીસભા કરતાં સ્ત્રીઓની હાજરી લગભગ દોઢી હતી. આ રાવણરાજ્ય છે અને તેને નાબુદ કરવા માટે પવિત્રતા તથા સ્વદેશીની જરૂર છે એમ કહી પવિત્રતાની, સ્વદેશીધર્મના પાલનની, બાળકોને નિશાળેથી ઉઠાડી લેવાની તથા પૈસાની, એમ નડિયાદની બહેનો પાસે ચાર ભિક્ષાઓ માગી. ધર્મનું પાલન કેવળ માળા ફેરવવામાં કે દેવદર્શન કરવામાં નથી આવી જતું, પરંતુ સ્વરાજ્ય એટલે રામરાજ્ય મેળવવા માટે મથવામાં છે. અને આવા ધર્મનું પાલન અત્યારે અસહકારથી થઇ શકે; માટે સ્ત્રીઓએ અસહકારમાં ભાગ લેવો જોઇયે એમ સમજાવ્યું.

## જાહેર સભા

અને નડિયાદનિવાસીઓની જાહેર સભા ગતના આઠ વાગે ગામની એક ભાગોળે મોટા મેદાનમાં રાખી હતી. ગામડાંમાંથી પણ લોકો આવ્યા હતા અને હાજરી દસ હજારથી વધુ હશે; છતાં શાન્તિ સારી પેઠે હતી. પ્રમુખસ્થાન વલ્લભભાઇને આપવામાં આવ્યું હતું. પોતાના ભાષણ દરમિયાન ગાંધીજીએ જણાવ્યું હતું કે

" આવી બારીક લડતમાં જ્યારે તમામ કોમ વચ્ચે એકદિલીની જરૂર છે તે વખતે કોઈ બીનજવાબદાર અથવા પાખંડી માણસના સારાનરસા બોલવાથી હિન્દુ હિન્દુ વચ્ચે અથવા મુસલમાન મુસલમાન વચ્ચે કજીઓ ઉઠે એવું ન બનવું જોઇયે તે સારૂ મારી ઉમેદ છે કે સ્વરાજ્ય સભા તથા ખિલાફત કમિટી તરફથી નોટીસ નીકળે કે તેમના પ્રમાણપત્ર વિના કોઈ ન બોલે. અમે તે કોઈ માણસ બોલવા આવે તો તમે સાંભળવા મુખત્યાર છો, પરંતુ તમને ખબર તો પડી જશે કે આ કોઇ સંસ્થાનો પ્રતિનિધિ નથી. જે સલ્તનત સાથે

આપણે લડવાનું છે તેનો બંદોબસ્ત સારો છે. તેમનામાંનો કોઇ માણસ ઉપરીના હુકમ વગર નથી બોલતો કે કામ કરતો. આપણામાં એ શક્તિ આવવી જોઇયે.

### હિન્દુમુસલમાન વચ્ચે સાફ દિલ

" આપણે સ્વતંત્ર થવા ઇચ્છતા હોઇયે તો હિન્દુમુસલમાન વચ્ચે એકતા, સાફ દિલ હોવાં જોઇયે. કોઈ મુસલમાન ગફલતથી કાંઈ બોલી જાય તો હિન્દુઓએ તેની બરદાસ કરી લેવી જોઈયે. તે જ પ્રમાણે કોઇ હિન્દુ કાંઇ બોલી જાય તો તેની મુસલમાનોએ બરદાસ કરી લેવી જોઇયે.

### મને પકડે તો હડતાળ ન પાડવી

" મને પકડે, મૌ. શૌકતઅલીને પકડે, મૌ. અબદુલ બારીને પકડે તો તમારે મુંગે મ્હોડે કામ કરવાનું છે. તમે હડતાળ પણ નહિ પાડી શકો. તેમ કરીયે તો આપણે હારી ગયા ગણાઈયે. અમને તમે શું કામ પાછા લાવવા ઇચ્છો ? ઝફરઅલી પકડાયા છે તેમને તો મેં કહ્યું, 'અમે તમારે માટે અરજી નથી કરવાના, પણ સ્વરાજ્ય મેળવીને તમને છોડાવીશું'. તમે મારા જેવાને છોડાવવા ઇચ્છતા હો તો અસહકારના ચાર પગલાં ભરવાનો વિચાર કરજો. ગાંધી ઉપર લોકો મુઝી રહ્યા છે એમ હું સરકાર હોઉં ને જાણું તો ગાંધીને જરૂર પકડું. હું પકડાઉં તો—

### હિંમત વિના કિંમત નથી

"માટે તમારી પોતાની હિંમત નહિ હોય તો તમારી કશી કિંમત થવાની નથી. પણ અમે ન હોઇયે તો આજે તમે નથી કરતા તે કાલે કરતા થઇ જશો. "

ત્યારબાદ ધારાસભામાં પ્રતિનિધિ નહિ મોકલવા વિષે, નિશાળો ખાલી કરવા વિષે, વકીલાત અને ખિતાબો છોડવા વિષે, માનસિક પવિત્રતા વિષે, સ્વદેશી વિષે તથા દીવાળી કેમ ઉજવવી તે વિષે કહી પૈસા સબંધી બોલ્યા હતા.

### ગરીબોની લડત

"સ્વયંસેવકોની પ્રામાણિકતાની ખાતરી કરી તેમને પૈસા આપવા. આ લડત કરોડ-પતિઓની નથી પણ ગરીબોની છે. ત્રીસ કરોડ લોક એક એક પૈસો આપે તોપણ આપણી પાસે ૫૦ લાખ રૂપીયા થાય અને મફત કેળવણી આપી શકાય. હું પૈસા માગું છું તે દાન નથી માગતો. તમારા સ્વાર્થની વાત છે. તમે એક પૈસો આપશો તો બે પૈસાનો અવેજ મળશે. " ત્યારબાદ અમદાવાદની સ્રીસભાના ભવ્ય દેખાવ વિષે બોલતાં તેમણે જણાવ્યું કે " નાની નાની સોળ અને આઠ વર્ષની બાળકીઓએ પોતાની વીંટીઓ અને માળાઓ મને ઉતારીને આપી. તેમણે ફરી તેમનાં માબાપ પાસે માગવાની ના કહી છે. કારણ તેઓ ઘરેણાં પહેરીને શું કરે ? હિન્દુસ્તાન તો રાંડીરાંડ થયું છે. હિન્દુસ્તાનમાં પુરુષો ક્યાં છે કે તે માટીમાંડ થઇ શકે ? એ તો જ્યારે પાકશે ત્યારે હિન્દુસ્તાન સૌભાગ્યવાન થશે અને તેની સ્રીઓ ઘરેણાં પહેરી શકશે. રાંડીરાંડ હિન્દુસ્તાન

ત્યારબાદ સભામાં પૈસા ઉઘરાવવાનું કામ ચાલ્યું હતું. ગાંધીજી મેલમાં બરશ જવા ઉપડી ગયા હતા.

---

# ભરૂચનું વ્યાખ્યાન*

અત્યારે રાવણરાજ્ય અને રામરાજ્ય વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. ખુદા અને શયતાન વચ્ચે લડાઈ છે. રાક્ષસી પ્રજા અને દૈવી પ્રજા વચ્ચે કજીઓ ચાલી રહ્યો છે. આ સરકારમાંના આત્માને હું રાક્ષસરૂપે રહેલો જોઉં છું. જે દિવસથી મારી આંખ ઉઘડી ગઈ ત્યારથી હું આ વિચારનો પ્રચાર કરી રહ્યો છું. મને લાગ્યું છે કે અંગ્રેજી સલ્તનત શયતાનિયતવાળી છે, રાક્ષસરૂપ છે. અને સર્વ ધર્મો—હિન્દુ, મુસલમાન, પારસી બધા ધર્મ—સૂચવે છે કે અધર્મને ધર્મથી ઠેલવો જોઈએ. એટલે કે એ ધર્મને સહાય કરતા અટકવું. મુસલમાન શાસ્ત્રમાંથી આવા દાખલા મળે છે. પારસી શાસ્ત્રમાં તો અહુરમજ્દ અને અહરીમાન વચ્ચે સતત યુદ્ધ ચાલે જ છે. ગીતામાં પણ એ જ છે. આજે આપણે માટે અસહકાર સિવાય બીજો એકે ધર્મ નથી. પણ તમને એમ લાગતું હોય કે અંગ્રેજી સલ્તનતમાં હજુ લેવા જેવું કંઈક છે, એ પાપમય નથી તો તમે એને જરૂર વળગી રહેજો. અંગ્રેજો ખરાબ છે એવું હું કહેવા ઇચ્છતો નથી. એણે પેદા કરેલી પ્રવૃત્તિ, એણે નાંખેલી પાપની જડ, હિન્દુસ્તાનને નુકસાન કરે છે. લૉર્ડ હાર્ડિંજ, લૉર્ડ રિપન જેવા સારા વાઇસરાય અને અમદાવાદના ભલા અને ખાનદાન કલેક્ટર મિ. ચૅટફીલ્ડ જેવા અમલદારો સલ્તનતમાં છે ખરા, છતાં એ લોકો રાક્ષસી પ્રવૃત્તિમાં પરોવાયા છે અને તેથી રાક્ષસી પ્રવૃત્તિને જ પોષે છે. મારા પોતાના પિતાશ્રી એક સંસ્થાનમાં નોકર હતા. તેમના રાજા અધર્મી હતા. મેં એમને પૂછ્યું કે 'આવા રાજાની નોકરી છોડી કેમ નથી દેતા?' તેઓ કહે, 'આપણે એનું લૂણ ખાધું છે.' મારા પિતા લૂણહરામી ન થયા, પણ વિષય, માંસ અને દારૂમાં ચકચૂર રાજાનું આશ્રિત અમારું આખું કુટુંબ રહ્યું. આખા હિન્દુસ્તાન સમક્ષ હું કહી રહ્યો છું કે આપણી પાસે બીજો કોઇ ધર્મ નથી. ગમે તેવા પુણ્યવાન પુરુષો હોય તોપણ એ પ્રવૃત્તિનો સ્પર્શ થવાથી તેઓ સારા રહેતા નથી. તેથી જેને હું પૂજનીય ગણું છું તેવા શ્રી. શાસ્ત્રીઆર અને પં. માલવીયાજી—જેમનો નિકટ સંબંધ મને પ્રિય છે, જેમને માટે અત્યારે પણ મને અત્યંત ભાવ છે એવા એ પુરુષો છે તોપણ અમારી વચ્ચે મતભેદ પડ્યો છે. એમને લાગે છે કે આ સલ્તનતમાં પુણ્ય છે, મને લાગે છે કે તેમાં પાપ છે. માલવીયાજી મારા વડીલ ભાઇ તુલ્ય છે, શાસ્ત્રીઆર સાહેબને માટે મને માન છે, તોપણ તેમની જોડે મારે લડત ચલાવવી જ જોઈએ. અસહકાર કેમ કરવાનો છે તે તો કૉંગ્રેસે બતાવેલું છે, મુસ્લીમ લીગે બતાવેલું છે અને શીખ લીગે પણ બતાવેલું છે.

### સબળાની સબળાઇ

અસહકાર કરવાની બે શરતો છે. તેમાંની એક હિન્દુમુસલમાનની એકતા. હિન્દુમુસલમાનની એટલે સર્વ ધર્મોની એકતા. આ હિન્દુમુસલમાનનું તો મેં એક જગપ્રસિદ્ધ દૃષ્ટાંત લીધું છે. એ બે વચ્ચે ઘણા કાળથી અવિશ્વાસ છે, તેથી હિન્દુ કે

* ભરૂચમાં નર્મદાતટે આપેલું વ્યાખ્યાન; તા. ૩-૧૧-૧૯૨૦.

મુસલમાન જ્યાં સુધી લડે ત્યાં સુધી આપણને જય મળવાનો નથી. એવા જ પ્રેમથી પારસી વગેરેને વશ કરી લેવા ઘટે. તેમને રાક્ષસી પ્રવૃત્તિથી એટલે ખુનથી વશ કરી શકીયે, પણ આપણે એંશી હજાર પારસીઓનો નાશ કરવો પડે. આપણે તો તેમને પ્રેમથી જ વશ કરી લેવા ઘટે છે. હિન્દુ કે મુસલમાન શીખને દબાવે તોયે આપણે સ્વતંત્રતા નથી મેળવવાના. હમણાં હમણાં જૈનો પણ કહેવા લાગ્યા છે કે અમે હિન્દુ નથી, તો તેમનું શું આપણે નિકંદન કરવાના ? સબળાની સબળાઇ સામાને પ્રેમથી જીતી લેવામાં છે, મહથી કચડી નાખવામાં નહિ. માટે આપણું સૌથી પહેલું કાર્ય એ છે કે બધા ધર્મો વચ્ચે એક્તા જાળવવી.

આપણું બીજું સાધન છે યોજનાશક્તિ. આપણી અંદર યોજનાશક્તિ નહિ આવે ત્યાં સુધી અસહકાર અશક્ય છે.

## તમારા નન્નાને વળગી રહેજો

દયા છતાં દ્દઢતા

બીજી જરૂર છે દયાની. ખુનનો વિચાર જ ન આવવો જોઇયે. દયા નહિ ને ક્રૂરતા કરો તોયે તમારૂં કામ નહિ થાય તલવાર લેશો તો તમારી તલવારના કટકા થઈ જવાના છે. દેશને બચાવી શકતા હો તો તો તમને તમારી તલવાર મુબારક; પણ એ અશક્ય છે.. સરકારને માટે એક પણ ખરાબ શબ્દ ન બોલો; ગાળો દેવી છોડી દેજો. સહકારવાદીઓ જે કહે તે અદબથી સાંભળી લેજો, પણ તમારા નન્નાને વળગી રહેજો. 'એક નન્નો સો રોગને હણે' એ અસહકારનુ બીજું નામ છે.

## બે મહાન બલિદાન

બે મહાન બલિદાન

અસહકારને ફતેહમંદ બનાવવા તમારે બે મહાન બલિદાન આપવાના છે. પહેલું કેળવણીની બાબતમાં. હિન્દુસ્તાનમાં કેળવણીનો આજે મોટામાં મોટો પ્રશ્ન થઇ પડેલો છે. બીજું બલિદાન ધારાસભાના ત્યાગથી આપવાનું છે. અસહકાર અત્યાર સુધી પ્રજા—આમવર્ગ જ કરી રહ્યો છે. ખાસવર્ગ બિલકુલ નથી કરતો. તેમની પાસે આપણે કરાવવો હોય તો આપણા શહુરથી કરાવી શકીયે છીયે. આપણી સહુની સહીથી તેમને એક નોટીસ સોપી દઇશું કે તેઓ આપણી તરફથી ધારાસભામાં જઇ નથી શકતા, તો તેઓ નહિ જઇ શકે. પણ કેળવણીમાં માબાપ, વિદ્યાર્થી, માસ્તરો મુઝાય તે શું ? ભવિષ્યની પ્રજાએ ગુલામીમાંથી નીકળવું જ જોઇયે. બુજરગોની એ ફરજ છે કે તેમને સ્વતંત્ર કરી મુકવા. એ 'સ્વતંત્રતા માબાપો અને શિક્ષકો ભવિષ્યની પ્રજાને અમે તેમ કરીને કરી આપો. પૈસાના નડતર ખાતર તમે રાષ્ટ્રીય કેળવણી એક ઘડીભર પણ ન રોકો. 'સરકાર કાયદો કરીને બાધા નાખે તો ?' એમ કોઇ પૂછશે. તે વિષે હું એક શબ્દ પણ કહેવા નથી ઇચ્છતો, કારણ એ નિરર્થક છે. જો તમને લાગે કે એ રીતે આપણા ક્ષેત્રને સંકુચિત કરવા કોઈ સમર્થ છે તો તમે વીર બનીને અને નીડર બનીને સરકારી નિશાળોનો ત્યાગ કરજો. એટલાં બાળક, બાલિકા અને જુવાનોને તમે શીખવી શકો તેટલાને શીખવજો ને બીજાનો લોભ છોડજો.

## સ્વદેશી

હવે સ્વદેશી. સ્વદેશીની અંદર સ્વરાજ્ય રહેલું છે એ મારી શ્રદ્ધા છે. મારે વિષે એક વાર મિ. ચિન્તામણિએ લખ્યું હતું કે ગાંધીને સ્વરાજ્ય અને ખિલાફતના કરતાં સ્વદેશી વ્હાલું છે. મને ખરેખર સ્વદેશી વ્હાલું છે જ. ખિલાફતનો પ્રશ્ન જીત મળ્યા પછી થોડો જ રહેવાનો છે? સ્વદેશી એ તો શાશ્વત છે. સ્વદેશી દેહ સાથે જકડાયેલો ધર્મ છે. એ અચલિત છે. તીવ્ર રૂપે એક દિવસ આપણે સ્વદેશી પાળીયે તો આજે જ સ્વરાજ્ય હાથમાં છે. દાદા સાહેબે મને કહ્યું છે કે લૅંકેશાયરને આપણે બેસાડી દઇયે. પણ એ કામ અઘરૂં છે. આપણામાં નથી બૉયકોટની શક્તિ કે નથી બૉયકોટની ભાવના. શક્તિ હોય તો હું કંઈ બૉયકોટથી ડરૂં એમ નથી, જેમ શસ્ત્રથી હું ન ડરૂં તેમ. બૉયકોટ વિના હિન્દુસ્તાન નીચોવાઇ જાય તો હું તે પણ છઇ ગયું છું. હું પોતે જેનો એક વાર ત્યાગ કરૂં તે ફરીથી ગ્રહણ કરૂં જ નહિ. દારૂડીઆ અને પાપીની જોડે ક્ષણ પણ સહકાર ન હોય. દારૂ છોડે ત્યારે જ એ સંભવે. એ અચલિત સિદ્ધાન્ત હિન્દુસ્તાન ગ્રહણ કરે તો આજે જ સ્વતંત્રતા મળી જાય. ખિલાફતના સવાલમાં આજે જ ન્યાય મળી જાય. મુસલમાનોને હું હજી ખાદી નથી પહેરાવી શક્યો. ફકીર નથી બનાવી શક્યો. હિન્દુને પણ નથી સમજાવી શક્યો. આથી ખિલાફતના મામલામાં ઇન્સાફ આપણે હજુ નથી મેળવી શક્યા પંજાબનું પણ આટલા બધા રુદન છતાં હજુ કંઇ નથી થયું., આપણા મનમાં એવું થઈ જવું જોઇયે કે પરદેશી કાપડ આપણે માટે હરામ છે. સ્ત્રીઓને તો મારી દીન વચને પ્રાર્થના છે કે સ્વદેશી તો તમારા હાથની વાત છે. કાંતવું એ તો તમારો ધર્મ જ છે. પુરુષો સામે તમારે તમારો પોતાનો દાખલો મુકવો જોઇયે. ખાદીમાં ભાર હોય છે એવી ફરિયાદ માતાઓ તો ન જ કરી શકે. નવ મહિના પ્રજાનો ભાર આનંદથી ઉપાડનાર માતા એક શેર ભાર મને અસહ્ય થાય છે એવું કેમ કહી શકે? તે વાંઝણી રહેવાને તૈયાર હોય તો જ એવું કહી શકશે. પણ એ વાંઝણી રહેવાં નથી ઇચ્છતી, પણ વીરોને અને વીરાંગનાઓને જન્મ દેવા ઇચ્છે છે, ત્યાં સુધી એ શબ્દો હું માતાની પાસે સાંભળવા નથી માગતો. તમારો દેશ જો નગ્ન દશામાં છે તો તમે જાપાનની, ચીનની, ઇન્ગ્લંડની કે ફ્રાન્સના મીલમાં બનેલી સાડીઓને કેમ પહેરી શકો એ મારી સમજ બહારની વાત છે.

## ત્યાગવૃત્તિ કેળવો

ઉપાડેલા કામ માટે પૈસો જોઇયે પૈસો તો પાખંડીઓ પણ મેળવી શકે છે એવો શ્રદ્ધાળુ આ દેશ છે. તમારાં મંદિરો, મસીદો અને ધર્મશાળાઓ માટે તમે પૈસો પેદા કરી શકો તો તમારાં વધારે શુદ્ધ મંદિરો—કેળવણીમંદિરો—માટે કેમ પેદા ન કરી શકો? હિન્દુસ્તાનમાં નથી તે પૈસાને અભાવે નહિ. આપણામાં તપશ્ચર્યા જોઇયે, ત્યાગ જોઇયે છે. હિન્દુઓ ત્યાગનો અર્થ બરાબર સમજી જશો. શાસ્ત્રમાં કહેલું છે કે અપરિગ્રહ પાળનાર પાસે રત્નો તો નાચે છે. મારો પોતાનો એવો જ અનુભવ છે. આફ્રિકા જેવા ગરીબ દેશમાં

સદર પૈસાને અભાવે કદી બંધ નથી રહી. ઉલટા પૈસા ન મોકલે એમ મારે ગોખલેજીને લખવું પડ્યું હતું એટલે ચંપારણ વખતે પણ પ્રજાએ પૈસાના વરસાદ વરસાવ્યા હતા. મેં તે અટકાવેલા. અમદાવાદના મજૂરોએ ૨૩ દિવસ પ્રચંડ અસહકાર કર્યો તે છતાં બહારથી જરાયે મદદ માગી ન હતી. ત્યાગવૃત્તિ હોય તો પૈસાના તો વરસાદ આવે.

વૈષ્ણવનાં, જૈનના અને સ્વામીનારાયણનાં મંદિરોમાં કરોડો રૂપીયા કાટ ખાઈ રહ્યા છે, તેમાથી તમને થોડો ભાગ મળે તોયે તમારૂં આખું કેળવણીનું ખાતું નભે. પણ સરકાર એમ પૈસા લૂંટાવીને ધરીના છઠ્ઠા ભાગમા સરકારી ખાતાં ઉઘાડે છે તેમ આપણે ઉઘાડવા નથી માગતા. આપણું કામ હિન્દુસ્તાનની ગરીબાઈના પ્રમાણમાં જ રહેશે. જાદુઇ આંબો ઘડીમાં ઉગાડી શકાય; પરન્તુ તેનો રસ આપણે ચાખી નથી શકતા. ખરા આંબાને ઉગતાં વીસ વરસ લાગે છે. એટલે કોઈ તમને રાષ્ટ્રીય કેળવણીને માટે કરોડ રૂપીયા આપે તો હું કહું કે એ ફેંકી દેજો ખાલસા કૉલેજના પ્રોફેસરોને કહેવામા આવ્યું કે જો ગાંધી એક કરોડની ગ્રાંટ આપે તો પછી અસહકાર કરજો પ્રોફેસરોએ કહ્યું, 'અમે સરકારના ગુલામ મટી ગાંધીના ગુલામ થવા નથી માગતા. અમે ભુખે પડે ભુખે પડે ફરીને શીખો પામે ભિક્ષા માગશું.' એ જ પ્રોફેસરોએ ખાલસા કૉલેજને નોટીસ આપી દીધી છે કે સરકારી કબજો નહિ નીકળી જાય તો તેઓ ફકીર બનશે અને દેશના બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપશે.

પૈસાની માગણી

તમારામાં શ્રદ્ધા હોય તો યથાશક્તિ અને ન ગરમાતાં બને તેટલું આપજો. આનો ઉપયોગ કેવળ તમારા ગામ માટે જ નહિ થાય અમદાવાદમા ગુજરાત વિદ્યાપીઠ સ્થાપન કર્યું છે તેને અંગે આ પૈસો વપરાશે ભરૂચના શહેરીઓને હું વસ્તુપાઠ આપવા ઈચ્છું છું.

આ પ્રમાણે અસહકાર કરશો તો એક વરસમા સ્વરાજ તમે લઇ લેશો.

---

# અંકલેશ્વરનું ભાષણ*

જે પૂજ્ય પુરુષનું નામ તમે તમારી શાળાની સાથે જોડ્યું છે તેના નામને તમે ગૌમાવજો સ્વરાજ્ય જેટલું લોકમાન્યને વહાલું હતું તેટલું બીજા કોઇને નહિ હોય. આ રાષ્ટ્રીય શાળાની સાથે સ્વરાજ્યને પાસે લાવવાના ઉદ્દેશથી જ સ્વ૦ લોકમાન્યનું નામ જોડવું ઘટે. માબાપ, વિદ્યાર્થીઓ અને શિક્ષકોને હું સરકારી શાળા છોડવા કહું છું તે એટલા માટે નહિ કે તેમની કેળવણી ખરાબ છે. જે ભાવના તમારામા હું પેદા કરવા ઇચ્છું છું તે સાથે કેળવણીના પ્રશ્નને ઓછો સંબંધ છે. જે કેળવણી સરકારી શાળામાં અપાય છે તેમા સુધારાની જરૂર છે જ, પણ એ થાય ત્યાં સુધી જે કરવાનું કાર્ય છે તે રોકી ન શકાય.

શાળાત્યાગ સ્વરાજને ખાતર

* અંકલેશ્વરમાં લોકમાન્ય રાષ્ટ્રીય શાળા ખોલતાં કરેલું ભાષણ

તા. ૧૦-૧૧-૧૯૨૦

૫૦ વરસથી આપણે સરકારી શાળાઓની બરદાસ કરેલી છે અને તેમાંથી કંઇક લાભ પણ ઉઠાવેલો છે. અત્યારે એ બધી શાળાઓ આપણને હરામ છે. એનું કારણ જુદું છે ત્યારની શાળાઓ ઉપર જે ધ્વજ ફરકે છે તે રાક્ષસી સલ્તનતની ધ્વજ છે. એ શાળાઓ પર જે સલ્તનતની ધ્વજ ફરકે છે તેણે સાત કોટી મુસલમાનોનાં દિલ જખમી કર્યાં છે, તેણે પંજાબ મારફત હિન્દ પર કાળો કેર વરતાવ્યો છે. બધાં ધર્મશાસ્ત્રો એક અવાજે કહે છે કે અધર્મી રાજનો આશ્રય એ પાપ છે, એ અધર્મની ભેટ કર્યા બરોબર છે, અધર્મમાં ભાગ લીધા બરોબર છે. એ સલ્તનતની શાળામાં જવાથી તમને દ્રવ્ય મળતું હોય, એ શાળામાં તમને કુરાને શરીફ, ઝંદઅવસ્તા કે ગીતા પણ ભણાવવામાં આવે તોપણ તમે ત્યાંથી ભાગી જજો. એ કુરાન કે ગીતા શીખવે તોયે તેમનો હેતુ બૂરો છે. તેથી જે શાળા ઉપર રાક્ષસી ધ્વજ ફરકે છે તેમાં આપણાં બાળકોને કેળવણી આપી આપણે તેમને ગુલામ બનાવવા નથી ઇચ્છતા. આ વસ્તુ જેઓ સમજી ગયા હોય તેઓ એક દિવસને સારુ પણ પોતાનાં છોકરાંને સરકારી નિશાળોમાં રહેવા નહિ દે. પ્રથમ છોકરાંને ઉઠાડી લેશો અને ત્યારપછી બીજી કેળવણી આપવાનો પ્રબંધ કરશો. આપણું મકાન સળગવા માંડ્યું હોય તો બીજું સારું મકાન મળતાં સુધી આપણે તે સળગતા મકાનમાં જ ન રહીએ. આપણે તરત જ નીચે કુદકો મારીએ—પછી ભલે નીચે ખાઇ હોય. આ ભાવ જો આપણી અંદર પેદા નહિ થાય તો આપણે કેળવણીની ચળવળમાં નિષ્ફળ થવાના; કારણકે સરકારી માણસો—જાસુસો તો હમેશાં આપણને લલચાવતા રહેશે અને બતાવશે કે 'જુઓ, અમારી શાળાઓની કેળવણી કેવી સરસ છે ! અમારાં મકાનો કેવાં સારાં છે ! અમારે ત્યાં મફત કેળવણી આપીયેં છીયે.' એ બધું હોવા છતાં એમની કેળવણી આપણને ત્યાજ્ય છે—હરામ છે એવી ભાવના પ્રજામાં પેદા ન થાય ત્યાં સુધી ચળવળ આગળ નહિ ચાલે.

માબાપોને મારી પ્રાર્થના છે કે તમે પોતાનાં છોકરાંને ગુલામીમાં ન રાખો. તમારું પહેલું કાર્ય એ છે કે છોકરાંઓને સરકારી શાળામાંથી ઉઠાડી લેવાં. ઉઠાડી લીધા પછી છોકરાંઓને આપણે શેરીઓમાં રખડવા દેવાનાં નથી, માટે તમારું બીજું કાર્ય એ છે કે રાષ્ટ્રીય કેળવણી આપવાને માટે પોતાનું સર્વસ્વ અર્પી દઇને પ્રબંધ કરવો. જો એટલી શક્તિ આપણામાં નહિ હોય તો આપણે સ્વરાજ્ય મેળવી શકવાના નથી. સ્વરાજ્ય એટલે પોતાનું રાજ્ય ચલાવવા માટે શક્તિ તો જોઇયે જ.

રાષ્ટ્રીય શિક્ષણની સફળતા માટે બીજી શરત છે સારા ચારિત્ર્યવાન શિક્ષકો. અહીંની હાઇસ્કૂલના મુખ્ય અધ્યાપક અને બીજા શિક્ષકો જેમણે ધર્મને અને દેશને અર્થે ત્યાગ કર્યો છે તેમને હું મુબારકબાદી આપું છું, અને તેમની પાસે માગી લઉં છું કે જે વૃત્તિથી તમે સ્વાર્થ-ત્યાગ કર્યો છે તે જ વૃત્તિ હવેના કાર્યમાં વાપરજો. કાર્યમાં તન્મય થઇ જશો તો પૈસા તો સુલભ થઇ પડશે. તમારું વ્યવસ્થાપક મંડળ સહેલાઇથી પૈસા મેળવી શકશે. સ્વચ્છ જમીન ઉપર બેસીને ભણવા છતાં રાષ્ટ્રીય શાળાના છોકરા બીજા છોકરાઓ સાથે હરિફાઈ કરી શકશે, અને શિક્ષકો ચારિત્ર્યવાન હશે તો સરકારની ભારે નિશાળો કરતાં રાષ્ટ્રીય શાળાઓના

વિદ્યાર્થીઓ વિશેષ પુરૂષાતનવાળા બનશે. અત્યારે પુરુષો પુરુષત્વ ખોઈ બેઠા છે, સ્ત્રીઓ સ્ત્રીત્વ ખોઇ બેઠી છે. મર્દ પ્રજા પેદા કરવાનું તેમનામાં જોર નથી. ગુલામો પેદા કરવાની તેમને હું ના પાડું છું. મર્દ પ્રજા પેદાં થાય તો જે શાળાનું શિક્ષણ તેમને ગુલામ બનાવી દે છે ત્યાંનું શિક્ષણ લેવાનો ઇનકાર કરશે. ગુલામીનું શિક્ષણ લેવા માતાપિતા છોકરાને નહિ મોકલે તો બીજી સાળાઓને મુકાબલે રાષ્ટ્રીય શાળા જરૂર શોભશે.

વ્યવસ્થાપક કમિટીને મારી સૂચના છે કે તમે બિલકુલ અધીરા નહિ થતા. માબાપોને તમે વિનંતિ કરજો, પરંતુ કટુ વચન નહિ કહેજો. તેમને સમજાવવા એ મુશ્કેલ કામ છે. દરેક જણની આંખ ખુલી જાય અને આપણી પેઠે જોઇ શકે એમ ન માની લેવું. આ નવો વાયુ હજુ થોડા વખતથી જ વાયો છે, ત્યારે જો આપણે ધીરજ રાખી નહિ શકીયે તો કંઇ કામ કરી નહિ શકીયે.

મેં સાંભળ્યું છે કે અંકલેશ્વરના ધનાઢ્ય પારસીઓ અસહકારની વિરુદ્ધ છે. હિન્દુસ્તાન જેટલો હિન્દુઓનો અને મુસલમાનોનો મુલક છે તેટલો જ તે પારસીઓનો પણ છે. દાદાભાઇ નવરોજી શું હિન્દી ન હતા? સર ફીરોજશા પણ શું હિન્દી ન હતા? પારસીઓને પણ દેશ માટે સૌના સરખું જ લાગવું જોઇયે. પારસીઓને સમજાવીને, પગે પડીને તેમની પાસેથી દ્રવ્ય માગશું, તેમનાં છોકરાઓને આપણી શાળામાં મોકલશે તો એમને નમન કરશું, નહિ મોકલે તોયે નમન કરશું. એમ કરીને આપણે તેમને બતાવશું કે હિન્દુસ્તાનમાં જે જંગી ચળવળ ચાલી રહી છે તેમાં તેમણે પણ પોતાનો હિસ્સો આપવો જોઇયે. તમે પારસી ભાઇઓને પ્રેમથી વશ કરજો. તેમને કહેજો કે તમારી ફરજ તમને સમજાવવી એ અમારો ધર્મ રહ્યો. પ્રેમથી વશ કરજો

રાષ્ટ્રીય શાળાને ફતેહમંદપણે ચલાવવાની સારામાં સારી કુંચી એ છે કે બિલકુલ આડંબર નહિ રાખવો, જાહેરનામું બિલકુલ ન કરવું. તેથી પાછું પડવાપણું નહિ રહે. ચણતર સુંદર ઇંટાનું કરવું હોય તો ઉતાવળ નહિ ચાલે. નાશ કરવાના કામમા ઉતાવળ થઈ શકે. ખેતરને નીંદવાનું કામ એક દિવસમાં દાતરડું લઇને કરી નાખી શકાય, પણ વાવણીનું કામ એમ ઉતાવળથી નહિ થઇ શકે. નિશાળોનાં મકાનો ખાલી કરાવવાનું કામ તો એક દિવસમાં જ કરી શકાય, પણ જ્યાં નવી વસ્તુ કરવાની છે ત્યાં પુષ્કળ ધીરજની જરૂર છે. તમને સારા માસ્તર ન મળતા હોય તેથી આકળા થઇને તમે ચારિત્ર્ય વગરનો માસ્તર નહિ લેજો. આપણે જો સત્યને નહિ છોડીએ, ઉતાવળા નહિ થઇયે તો આજે આ શાળામાં ૧૨૦ વિદ્યાર્થીઓ દાખલ થયા છે તેવા તમે ૧૨૦૦ વિદ્યાર્થીઓ મેળવી શકશો. સરકારી શાળામાં હોય એટલા તમામ વિદ્યાર્થીઓ તમને મળે એ પણ પૂરતું નથી. ત્યાં કંઈ તમામ બાળક જતાં નથી. ગામમાં એક પણ બાળક કે એક પણ બાલિકા એવી ન રહેવી જોઇયે કે જેને સારામાં સારૂં ચારિત્ર્ય ઘડાય એવી કેળવણી આપણે ન આપી શકીયે. રાષ્ટ્રીય શાળાની ફતેહની ચાવી

જે મહાપુરુષને નામે તમે આ કાર્ય આરંભ્યું છે, ખિલાફત અને પંજાબનો ઇન્સાફ મેળવવો, સ્વરાજ્ય પ્રાપ્ત કરવું એવાં શુભ કાર્યો માટે જેની સ્થાપના થાય છે, જેની યાદગીરી માટે આ શાળા સ્થપાય છે; તેને તમે શોભાવજો. પરમેશ્વર માબાપોને, વિદ્યાર્થીઓને અને શિક્ષકોને સદ્બુદ્ધિ આપો.

---

# ૧ નાશિકમાં ગાંધીજી

### જગદ્ગુરુનું આમંત્રણ

ગાંધીજીના મહારાષ્ટ્રના દોરાનો કાર્યક્રમ તા. ૪થીને રોજ નિશ્ચિત થયો તેમાં નાશિક જવાની વાત ન હતી, જોકે નાશિક તરફનાં આમંત્રણો અગાઉ આવી ચુકયાં હતાં. એટલામાં નાશિકથી કરવીરપીઠવાળા જગદ્ગુરુ શ્રીમત્ શંકરાચાર્યજી તરફથી ખાસ નિમંત્રણ લઇને એક ડેપ્યુટેશન આવી પહોંચ્યુ અને 'જગદ્ગુરુ આપને માટે જ ખાસ નાશિકમાં રોકાયા છે. નાશિકમાં રાષ્ટ્રીય શિક્ષણની વિદ્યાપીઠ સ્થાપવાની તેમની મનીષા છે તેમાં તેઓ આપની સલાહ ઇચ્છે છે. લોકો તો કાગને ડોળે આપની રાહ જોઈ રહ્યા છે. આપ ગમે તેમ કરીને એક દિવસ આવી જ જાઓ, નહિ તો આખી વસ્તી નિરાશ થશે. એવા આગ્રહપૂર્વક પાંચમી તારીખનો એક જ દિવસ ગાંધીજી જે કંઇક વિશ્રાંતિમાં ગાળવાના હતા તે નાશિકવાસીઓએ ઝડપી લીધો.

રાતની ગાડીમાં મુંબઇથી નીકળ્યા. તા. ૫મીની સવારે સાડાછ વાગ્યામાં નાશિક પહોંચી બાર વાગ્યા સુધીમાં ત્યાંનો બધો કાર્યક્રમ આટોપી બપોરના એક વાગે પંજાબ મેલથી પાછા મુંબઇ આવવા નીકળવાનું હતું, કારણકે રાત્રે મહારાષ્ટ્રની મુસાફરીએ નીકળવાનું હતું. મુંબઇથી તો બરાબર નીકળ્યા. પં. મોતીલાલ નેહરુ તથા સેન્ટ્રલ ખિલાફત કમિટી તરફથી મિ. મોઆઝમઅલી જેઓ બૅરિસ્ટર હોઈ હમણાં જ વકીલાત છોડી મુક્ત થયા છે તેઓ પણ સાથે હતા. કમનસીબે ગાડી ખાસા ત્રણ કલાક મોડી થઇ અને સવારના છને બદલે નવ વાગે અમે નાશિક પહોંચ્યા !

### ઓળખીતી અવ્યવસ્થા

સ્ટેશન પરથી જ લોકોની ભીડ, વ્યવસ્થાની ખામી, સ્વયંસેવકોની ધાંધલ એવી ને એવી જ જોવામાં આવી. કોઈનું કોઇ કાને ધરે નહિ; એક હુકમ આપે તેની સામે બીજો આપે. એને એમ ફાવ્યું તેમ ફાવે તે મોટરોમાં ખડકાઈ રવાના થયા. અમારા સામાન ફાવે તેમ ફેંકાયા. સ્ટેશનથી શહેર પાંચ માઇલ છે. સાડાત્રણેક માઇલ તો અમે ઠીક ગયા, પણ આમ માઇલ દોઢ માઇલ રહ્યું ત્યારથી જ લોકોનાં ટોળેટોળાં મોટરોને વીંટી વળ્યાં અને આટલું મોડું થયા હોવા છતાં એ સરઘસ કીડીનેવેગે ચાલવા લાગ્યું. ગાંધીજીએ આગેવાનોને ખૂબ સમજાવ્યા. કાર્યક્રમ પૂરો નહિ થાય તો બધું માંડી વાળીને પણ એમ ને એમ પોતે

આર વાગશે એટલે સ્ટેશન પહોંચવા પાછા નીકળશે, દસ તો લગભગ વાગવા આવ્યા હતા. આ બધું ઠસાવ્યું, પરંતુ આગેવાનો કે સ્વયંસેવકો સૌ કોઈ લોકોના એ સમુદાયોને ખસેડવા અસમર્થ અને નિરુપાય હતા એમ દેખાયું.

### ગોદાવરીતટે

આખરે જેમતેમ શહેરની સાંકડી બજારોમાં થઈ ગોદાવરીતીરે શ્રીમત્ શંકરાચાર્યજીના મઠ આગળ આવી પહોંચ્યા અને થોડી મિનિટમાં ગોદાવરીના પાત્રમાં ઉંચાનીચા ખડકો પર એકઠા થયેલા પ્રચંડ જનસમુદાયની સભામાં ગયા. વચમાં એક પત્થરના ઓટા ઉપર વ્યાખ્યાનકર્તાઓને માટે જગ્યા રાખવામાં આવી હતી. ગાંધીજી, પં. મોતીલાલજી વગેરે જગદ્‌ગુરુની જોડે ત્યાં પહોંચ્યા ત્યારે અગિયાર વાગવા આવ્યા હતા અને સૂર્ય ઠીક તપતો હતો. ધક્કાધક્કીને સીમા નહોતી. વ્યાખ્યાતાના માથા ઉપર એક આચ્છાદન બાંધવામાં આવ્યું હતું, પણ તેના છાંયાનો લાભ તેમને બિલકુલ મળી શકતો ન હતો. સભાના પ્રમુખ શ્રી શંકરાચાર્ય તરફથી તથા ખિલાફત કમિટી તરફથી પરોણાઓનું સ્વાગત થયા પછી ગાંધીજીએ હિન્દીમાં પોતાનું ભાષણ શરૂ કર્યું :

"ભાઈઓ, આ વખતે આ પવિત્ર સ્થળમાં હું તમને લાંબી વાત નથી કરવાનો. હું દિલગીર છું કે મારા ભાઈ સમાન મૌ. શૌકતઅલી અત્યારે મારી સાથે નથી. તેઓ તથા તેમના ભાઈ મહમદઅલી અત્યારે અલીગઢમાં ભારે કામ કરી રહ્યા છે, તેથી આ વખતે એમના બનેવી મુરાદાબાદવાસી ભાઈ મોઆઝમઅલી જેમણે હમણાં જ પોતાની બારિસ્ટરી છોડી છે તેઓ મારી સાથે અહીં આવ્યા છે.

મોઆઝમઅલી અને મોતીલાલજી

"આપણી ચાલુ કૉંગ્રેસના પ્રમુખ પં. મોતીલાલજી નેહરુને તો નામથી તમે સૌ ઓળખતા હશો. પંજાબના મામલામાં તેમણે કેટલી ભારે સેવાઓ બજાવી છે અને કેટલી કુરબાની કરી છે તે જગજાહેર છે. તેમના તથા પં. માલવીયાજીના મહાભારત પ્રયત્નથી જ પંજાબમાં કેટલાયે બેગુનાહ હિન્દુમુસલમાન ભાઈઓની જાન બચી છે આજે પણ તેઓએ લગભગ એક લાખની માસિક આવકની ધીકતી વકીલાત છોડી પોતાની જાતને હિન્દુસ્તાનની સેવામાં સમર્પિત કરી છે.

### લાખ અંગ્રેજને હાથે ન દબાઓ

"છેલ્લા દસ મહિનાના બનાવો ઉપરથી મારી ખાત્રી થઈ ચુકી છે કે આજકાલ જે સલ્તનત આપણા ઉપર અમલ કરી રહી છે તે કેવળ રાક્ષસી છે. હું એને રાવણરાજ્ય કહું છું. આની બે મોટી સાબીતીઓ પ્રજાની સામે મોજૂદ છે. પંજાબમાં જે કેર વર્ત્યો તેવો કોઈએ કદી નહિ સાંભળ્યો હોય બીજું, ખિલાફતના સવાલમાં દગો દઈને હિન્દના સાત કરોડ મુસલમાનોનાં દિલ આ સલ્તનતે જે રીતે જખમી કર્યાં તેવાં કોઈ રાજ કરી શકે નહિ. આવી રાક્ષસી સલ્તનતની રૈયતે શું કરવું? તુલસીદાસજીએ કહ્યું છે કે જે અસંત છે, જે ક્રૂર છે તેમની અસંગતિ કરવી— તેમનો સંગ છોડવો, તેમની મહબ્બત તોડવી,

રાવણરાજ્યને કેમ નિભાવાય ?

તેમનો અસહયોગ કરવો, તેમને મદદ આપવી બંધ કરવી. આ એક યજ્ઞ છે, તેમાં જ્યારે આપણે આપણું બલિદાન દઈશું ત્યારે જ આપણે જાતે વિશુદ્ધ થઈશું અને રાવણરાજ્યને મિટાવીને રામરાજ્યની સ્થાપના કરી શકીશું. એ રામરાજ્ય તે સ્વરાજ્ય છે. સ્વરાજ્ય સ્થાપ્યા વિના આપણે આ રાક્ષસી રાજ્યમાંથી છૂટી શકીએ તેમ નથી.

"એ સ્વરાજ્ય કેવી રીતે સ્થાપવું? આપણી વચ્ચે પરસ્પર હિન્દુમુસલમાન વચ્ચે પ્રેમ અને મહબ્બત વધારીને અને સહકાર કરીને: જ્યાં સુધી આ સલ્તનત પોતે કરેલાં પાપોનો પશ્ચાત્તાપ ન કરે, તોબા ન કરે, ત્યાં સુધી એની જોડેનો વહેવાર આપણે હરામ કરવો જોઈયે. અંગ્રેજોને કાપીને, તેમનાં મકાનો બાળીને આપણે સલ્તનતને મિટાવવાની કે નમાવવાની નથી, પણ તેમની મહબ્બત તોડીને આપણે તેમને મિટાવી શકીયે છીયે. એક લાખ લોકો ત્રીસ કરોડ પ્રજાને મજબૂર કરી રહ્યા છે એનું કારણ એટલું જ છે કે આપણે પોતે એમના ઉપર મોહિત છીયે. આપણે પોતે માની લઇયે છીયે કે અંગ્રેજ અહીંથી જશે તો અમે આપમ આપસમાં લડી મરીશું. આ ભ્રમણાને આપણે એકદમ ફેંકી દેવી જોઇયે. આપણે આ એક લાખ અંગ્રેજોને હાથે મજબૂર બનવાનો ઇનકાર કરવો જોઇએ. હિન્દુમુસલમાનોએ મળીને ખુન કરવાને બદલે પોતાનું ખુન રેડીને જ સ્વતંત્ર થવું જોઈયે. એ જ એક રસ્તો છે, બીજો રસ્તો નથી, એ હું તમને સમજાવવા ઇચ્છુ છું. સેતાનની સાથે સેતાનીથી નહિ પણ ઇશ્વરની મદદ લઇને જ લડી જીતી શકાય, સેતાનને મજબૂર કરી શકાય; અને ઈશ્વરની મદદ એને જ મળે જેના દિલમાં મહબ્બત છે.

### ડાકુના હાથનું દાન

"આમ આપભોગના અને કુરબાનીના પાયા ઉપર ઇમારત ચણવી છે — એ માટે આજે આપણે આ અસંત સલ્તનતનુ મગપણ, એનું દાન, એની મહેરબાની, સર્વ કંઈ છોડવું જોઇયે. એના ઇલકાબો, એની શાળાઓ, એની નોકરીઓ આપણે હરામ માનવાં જોઇયે અને બળતા ઘરને જેમ આપણે છોડી જઈયે તેમ બીજો કશો વિચાર કર્યા વગર સૌ પહેલાં આપણે તેમાંથી નીકળી જવું જોઇયે. એ સરકારના લશ્કરમાં પણ આપણાથી ભરતી ન થઈ શકાય. એમણે આપણા માટે પાથરેલી ધારાસભાની જાળમાં પણ આપણે ન ફસાવું જોઇયે કેટલાક લોકોને હું એવી દલીલ કરતા જોઉં છું કે સરકાર જે પૈસામાંથી શાળાઓ ચલાવે છે તે પૈસા ક્યાં એમના છે ? એ તો પ્રજાના જ પૈસા છે. તો એ પૈસે ચાલતી શાળાઓ આપણે શા માટે છોડવી ? હું કહું છું કે તમારા પૈસા ડાકુ લૂંટી લે તે પછી પણ એના હાથમાંના પૈસાને તમે તમારા પૈસા શી રીતે કહી શકો ? અને જે મિલકત ડાકુએ તમારી પાસેથી લૂંટી લીધી તેનો ટુકડો પાછળથી એ તમને દાન તરીકે આપવા કાઢે એ દાન તમારાથી કેમ લેવાય ? જેણે આપણી ઇજ્જત લીધી, જેણે આપણા મજહબ ખતરામાં નાંખી મોટામાં મોટું ડાકુપણું કીધું તેના હાથનું દાન આપણે કેમ લઈયે એમનો તો સંગ ત્યાગવો એ જ આપણો અત્યારે ધર્મ રહ્યો. આપણા આપસના કજી માટે એમની અદાલતોનો આશ્રય ન લેવો જોઇયે, એમણે નવી આપવા કાઢે ધારાસભાઓના ઉમેદવારોને એક પણ મતદાર એક પણ મત ન આપે એમ કરવું જોઇ

## સ્વદેશીધર્મ

કંગાલિયતનો એકમાત્ર ઉપાય

"આટલું આપણે કરીયે અને સાથે સ્વદેશીધર્મ સમજી જઇયે તો એક જ વર્ષમાં સ્વરાજ્ય મળી શકે, પંજાબને ન્યાય મળી શકે, ખિલાફતમાં દાદ મળી શકે. સ્વદેશીની વાત મામુલી નથી. હિન્દુસ્તાન અત્યારે કંગાલ છે, પ્રજાને ખાવા અન્ન નથી, પહેરવા વસ્ત્ર નથી. ઘણી સ્ત્રીઓને મેં જોઇ છે જેઓ એકથી બીજું વસ્ત્ર પહેરવા ન હોવાથી ન્હાઈ શકતી નથી. જો આપણે પેટપૂર ખાવા પીવા અને અંગભર વસ્ત્ર પહેરી લજ્જા નિવારણ કરવા માગતા હોઇયે તો અત્યારે હિન્દુસ્તાનના પ્રત્યેક માણસે સ્વદેશીધર્મ અંગીકાર કરવો જોઇશે, દરેક બહેને પવિત્ર રેંટીયો ઘરમાં આણી સૂતર કાંતવા લાગી જવું પડશે. મીલોનું કાપડ આપણે ન વાપરવું ઘટે, કારણ મીલોનું કાપડ મોટે ભાગે આપણો સૌથી ગરીબ વર્ગ વાપરે છે. વિલાયતી કાપડ છોડીને આપણે હિન્દુસ્તાનની મીલોનું કાપડ વાપરવા માંડવું એ ગરીબોને માટે કાપડ હલકું વધારે મોંઘું કરવા બરોબર છે. આથી આપણે આપણા ઘરોમાં બહેનોને હાથે કાંતેલા સૂતરનાં અને આપણા વણકરોએ વણેલા કાપડનાં જ કપડાં પહેરવાં જોઇયે. હું તમને ખાત્રીપૂર્વક કહું છું કે આવી મેં પહેરી છે તેવી ખાદીથી વધારે પાક અને વધારે સુંદર કપડું બીજું કોઇ નથી. આ જ હિન્દુસ્તાનને કંગાલિયતમાંથી બચાવવાનો એકમાત્ર સરીઆમ રસ્તો છે. હું ઇશ્વરને પ્રાર્થના કરું છું કે તે તમને આ ગંગાના પવિત્ર સ્થળમાં હિન્દુસ્તાનને સ્વતંત્ર કરવા, મુસલમાન ભાઇઓને થયેલા જખમ રૂઝાવવા, પંજાબની દાદ મેળવવા માટે સર્વસ્વનું બલિદાન કરવાની પવિત્ર પ્રતિજ્ઞા કરવાનું બળ આપે."

## પંડિત મોતીલાલ નેહરૂ

આત્મબળનું દૈવી હથિયાર

ત્યારપછી પંડિત મોતીલાલજી ઉઠયા. તેમણે કહ્યું, "આ દુનિયામાં હરકોઇને બે વસ્તુઓ 'સબસે પ્યારી' છે; ધર્મ અને ઇજ્જત. એ ધર્મ અને ઇજ્જત પર હુમલો થાય અને જે કોમ એને નીચા મૂંડીએ બરદાસ્ત કરે એના કરતાં વધારે અધઃપાત પામેલી બીજી કોઈ પ્રજા નથી. મુસલમાનોના ધર્મ ઉપર સીધો હુમલો થયો છે અને એ હુમલો કરનારાઓમાં પશ્ચાત્તાપનો છાંટો નજરે પડતો નથી. એ જ લોકો આવતી કાલે એમનો ફાયદો થતો હશે તો તમારા ધર્મ ઉપર હુમલો કરવામાં આચકો ખાશે શું? આ સલ્તનતના કારોબારનું કોઈ પણ પગલું તપાસી જુઓ. અમલદારવર્ગના લાભ સિવાય બીજો કોઈ પણ હેતુ તેમાં તમને નહિ જડી શકે. રૈયતના લાભને તેઓ ત્યાં સુધી જ બરદાસ કરશે જ્યાં સુધી એમાં એમના પોતાના લાભને કશો ધક્કો નહિ પહોંચતો હોય. પંજાબનો કિસ્સો તો હવે સર્વત્ર જાણીતો છે. જે બેગુનાહો જલિયાંવાલામાં મૂઆ તે તો મૂઆ, પણ બીજાઓ પાસે અંગ્રેજ અમલદારોએ જે નાક રગડાવ્યાં, પેટે ચલાવ્યા, સલામો કરાવી, હજાર રીતે બેઇજ્જતી કરી એ બધું, શા સારૂ? તમને બતાવી આપવા કે તમે ગુલામ છો અને અમે માલીક છીયે; આપણા દિલ પર એવું ઠસાવવા કે આપણે માણસના નામને લાયક નથી, આપણે જાનવરથી બહેતર નથી. આ નોકરશાહી પાસે એનાં કુકર્મોની તોબા કરાવવા આપણે શું કરીશું? એમનો મુકાબલો

કરવાનાં બધાં સાધન એ નોકરશાહીએ આપણી પાસેથી ખૂંચવી લીધાં છે. કોઈ રીતે એમની સામે થવાને એમણે આજ આપણુને લાયક રહેવા દીધા નથી. છતાં ઇશ્વરે એક હથિયાર હજુ આપણા હાથમાં રાખ્યું છે. એ આત્મબળ (soul force) છે. લોહી વહેવડાવ્યા વગર, ક્રોધ કર્યા વગર, દુશ્મનને નમાવવાનું આ દૈવી હથિયાર છે. આ વસ્તુ મહાત્માજીએ તમને સમજાવી છે. તેની પુનરુક્તિ નહિ કરૂં. હું એટલું જ કહીશ કે આજ સુધી આપણા દેશમાં કોઈ મહાન સંકટ આવી પડતું કે સાધના કરવી પડતી ત્યારે દેવતાઓની પૂજા આરાધના થતી. આજે હિન્દુમુસલમાનની પૂજા કરો. આ દેશની પ્રજાને ઉગરવાનો બીજો કોઇ રસ્તો નથી. હું તમને ખાત્રી આપું છું કે જે ઘડીએ રાજ્યકર્તાઓ આખી પ્રજામાં આવું જોશ આવેલું જોશે તે જ ઘડીએ તેઓ ઠંડા બની જશે અને માગશો તે આપી દેશે. એ જુસ્સો જ્યાં સુધી પ્રજામાં નહિ ફેલાય, જ્યાં સુધી આપણે એમની સ્કૂલો કૉલેજોમાં, એમની અદાલત કાઉન્સિલોમાં જવું પાપ નહિ માનીયે, હરામ નહિ ગણીયે, ત્યાં સુધી આપણા દિલમાંથી ગુલામી નથી નીકળી એમ જ હું માનીશ; ત્યાં સુધી આપણે સારૂ બેહજ્જતીની ખોટ નથી, ત્યા સુધી આપણે માટે માથું ઉંચું રાખીને ચાલવાને જગા નથી, એમ ખાત્રીથી માનજો."

## મિ. મોઆઝમઅલી

પંડિતજીના આ જુસ્સાદાર ભાષણ બાદ મિ. મોઆઝમઅલી ઉઠયા. તેમણે સ્થાનિક મુસલમાનોને ઉદ્દેશીને પોતાના ભાષણની શરૂઆત કરી. તેમણે કહ્યું કે "જ્યારે મેં સાંભળ્યું કે નાશિકના મુસલમાનો ખિલાફત કમિટી સ્થાપતાં ડરે છે ત્યારે મને ભારે શોક તેમજ અજાયબી થયાં. મુસલમાનો હમેશાં કુરાનની આયત પઢે છે કે 'દુનિયામાં ખુદા સિવાય બીજી કોઇ શક્તિ નથી કોઇનો ખોફ ન રાખો.' એ શું તમે ગેગટ પઢો છો? જીંદગી તો ચંદરોજનું ચાંદરણું છે, સૌને એક દિવસ માલીકની સામે ખડા રહી આ દુનિયાનો હિસાબ કિતાબ કરવો પડવાનો છે, મજહબના મામલામાં, ઇજ્જતની વાતમાં તમે કલેક્ટર-ઇન્સ્પેક્ટરથી ડરશો, ધૂળ જેવા એશઆરામ અને શારીરિક સુખોને વ્હાલાં કરશો તો તમે તમારા ધર્મને, તમારા દેશને, તમારી જાતને એબ લગાડશો.

"આ સરકારની સ્કૂલો, અદાલતો, કૉલેજો, ધારાસભાઓ—એમના એકેએક તગારા તમને ફસાવવાની ચોખાની ટ્રીઓ (ઇંદ્રજાળો) છે. એમનાથી ડગરી જાઓ, એમાંથી સાફ થઈ જાઓ. ભાઇઓ, રોજ પ્રાર્થના કરજો કે 'ખુદા સિવાય બીજો કોઈ શક્તિમાન નથી—કોઇનો ખોફ નથી, અને એ પ્રાર્થનામાંથી અખૂટ આત્મબળ મેળવજો."

## શ્રીમત્શંકરાચાર્યનો ઉપસંહાર

શ્રીમન્ શંકરાચાર્યે પ્રમુખસ્થાનેથી ભાષણકર્તાઓનો આભાર માન્યો અને જણાવ્યું કે "ગાંધીજીએ નાશિકને ભેટ આપી અમને સૌને કૃતાર્થ કર્યાં છે. જે પુરુષે પોતાના તપાચરણુથી અને સત્ય અહિંસાદિના પાલનથી પોતાના વિરોધીઓને પણ નિર્વૈર કરી મુકયા છે ને પરમ આપણે ... છે. હું સોગંદપૂર્વક તમને ખાત્રી આપું છું કે જીસસ ક્રાઇસ્ટ આમનટ

કરતાં કશુ વિશેષ નહોતા. એવી જ દયા, અહિંસા, એવો જ પ્રેમ—શત્રુઓની પ્રત્યે પણ પ્રેમ—એ જ 'તમાચો મારનારને સામો તમાચો ન મારો' નો ઉપદેશ આજે આપણે એમનામાં જોઇયે છીયે. હું કહું છું કે એ જ આજે પ્રજાના ખરા ગુરુ છે; એ જ સાચા ધર્મ-સંસ્થાપક છે. એમણે આજે પ્રજાને પ્રાચીન યજ્ઞનું ખરૂ રહસ્ય નવેસર શીખવ્યું છે. આપણા ધર્મની ખાતર, આપણું ચારિત્ર્ય સિદ્ધ કરી આપવાની ખાતર, આપણા સ્વાભિમાનની ખાતર, અધર્મી, અનીતિમાન અને જુલમી રાજ્યકર્તાઓની જોડે નાતો તોડવાનો તેઓ ઉપદેશ કરી રહ્યા છે. હું પૂછું છું, તેમની ધારાસભાઓમાં, તેમની શાળાકૉલેજોમાં જઇને તમે ડગલે ને પગલે અપમાન સિવાય બીજું શું મેળવો છો? એવી રીતે નિર્લજ્જ બનવા કરતાં ઘેર રહેવું શું ખોટું? તમે પોતાને માણસ કહેવડાવતા હો, તમારામાં સ્વાભિમાન હોય, તો તમે આ કરી જ કેમ શકો? હું કહું છું કે તમે આ મહાત્માનો પવિત્ર ઉપદેશ અંતરમાં ભરી સરકારી ઇલકાબોનો, શાળાકૉલેજોનો, અદાલતોનો, ધારાસભાઓનો યજ્ઞ કરો. આપણા દેશને આ પવિત્ર પુરુષે આપણી સાચી સંસ્કૃતિને અનુસરીને બતાવેલો માર્ગ અનુસરવાની પ્રજાને સદ્બુદ્ધિ થાઓ અને આ હીલચાલ યશસ્વી થાઓ એવો મારો આશીર્વાદ છે."

બાદ સભા વિસર્જન કરી શ્રીમત્‌શંકરાચાર્ય પરોણાઓને પોતાના મઠમાં લઇ ગયા હતા. નદીપાર પંચવટીમાં સ્ત્રીઓની સભા ગોઠવવામાં આવી હતી, પણ હવે તો વખત જ રહ્યો ન હતો અને મોડું થયાથી એ સભા પણ વિસર્જન થયાના ખબર મળવાથી થોડી જ મિનિટમાં ખાવાપીવાનું આટોપી લઇ બધા સ્ટેશન પર ઉપડી ગયા. શ્રીમત્ શંકરાચાર્ય સ્ટેશન પર ગાંધીજીને વળાવવા આવ્યા હતા અને સ્ટેશન પર તેમણે રાષ્ટ્રીય શિક્ષણ તથા નાસિક વિદ્યાપીઠની સ્થાપના વિષે ગાંધીજી જોડે લંબાણથી ચર્ચા કરી હતી.

મહાદેવ હરિભાઇ દેસાઇ

---

તા. ૧૪–૧૧–૧૯૨૦

# મહારાષ્ટ્રયાત્રા

## ગાંધીજી પૂના અને વાઇમાં

સાધુપંજક મહારાષ્ટ્રમાં ગાંધીજી

साधुसंत येती घरा तोचि दिवाळी दसरा।

—तुकाराम

जिकडे जग तिकडे जगन्नायक।

—श्री समर्थ रामदास

ઘર અને સાધુઓથી પવિત્ર મહારાષ્ટ્રે કરેલું નિમંત્રણ સ્વીકારવાનો ગાંધીજી અને મૌલાના શૌકતઅલીને હમણાં જ પ્રસંગ મળ્યો. તુકારામ, રામદાસ, જ્ઞાનદેવની અમૃતવાણીથી આજે રહેલી પવિત્ર ભૂમિમાં દીવાળીના દિવસોમાં પ્રવાસ એ એક અલભ્ય લાભ હતો. શ્રી

શિવાજી, સમર્થ રામદાસ અને તિલક મહારાજના સ્વતંત્રતાના મહામંત્ર ગાતી પ્રજાને પણ ગાંધીજી અને શૌકતઅલીનો સમાગમ એ કલ્યાણકર જ જણાતો હતો.

### સાધુસંત આવ્યા

તા. ૫મી નવેમ્બરે આખું પૂના ઉમંગથી ઉછળી રહ્યું હતું. લોકના ચોકેચોક રસ્તા રોકીને ઉભેલા હતા એટલે ઝાઝી વ્યવસ્થા દૃષ્ટિએ નહોતી પડતી, પણ લોકોનો ઉત્સાહ માતો ન હતો એ ચોખ્ખું હતું. સાધુઓ અને સાધુઓનાં વચનોને પૂજનાર મહારાષ્ટ્રે તો આજે તુકારામનો પ્રસિદ્ધ અભંગ યાદ કરી એમ જ માન્યું કે આ વર્ષની તેમની દીવાળી સાર્થક થઈ, કારણ તુકારામ મહારાજ કહી ગયા છે કે સાધુસંત ઘેર આવે તે જ દિવસ ખરી દીવાળીદસરા કહેવાય. ભાવિક સ્ત્રીઓના મુખથી તો આ વચન અનેક ઠેકાણે સાંભળ્યું. આ હરેત શુદ્ધ ધાર્મિક લટત સિવાય બીજું કાંઇ નથી એવું ભાન મહારાષ્ટ્રમાં જેટલું જોયુ તેટલું ક્યાયે ન જોયુ.

### ભરપૂર કાર્યક્રમ

અમને મહારાષ્ટ્રમા હજી ચાર દિવસ થયા છે, પણ ચાર દિવસમાં પારવિનાનું કાર્ય ઉકેલાયુ છે. પૂનામા પહેલે દિવસે દખ્ખણ જીમખાનામાં એક જાહેર સભા, બપોરે પાંચ સાત ઠેકાણે પાનસોપારી કરી કાર્યવાહકાની ખાનગી સભા, ત્યાર પછી સાંજે ભવાનીપેંઠની મોટી જાહેર સભા, અને અંતે રાત્રે 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી' માં નરમ દળના આગેવાનો સાથે વાતચીત. બીજે દિવસે સવારે વિદ્યાર્થીઓ અને વેપારીઓની સભા, બપોરે સ્ત્રીઓનો ભવ્ય મેળાવડો, અને પૂનાથી ૫૬ માઇલ દૂરની મોટર મુસાફરી. પછી રાત્રે વાઇમા સભા અને ત્યાંથી ૨૦ માઇલ મોટર મુસાફરી. પછી રાત્રે સતારામાં મુકામ; બીજે દિવસે સવારે સતારામાં સ્ત્રીઓની સભા, પછી જાહેર સભા. ત્યાંથી ૧૨ વાગે નીકળી ૩૨ માઇલની મુસાફરી; પછી કરાડમાં વ્યાખ્યાન. ત્યાથી ૭૦ માઇલ દૂર નેપાણી રાત્રે પહોચ્યા. બીજે દહાડે એટલે ૮મીએ સવારે નેપાણીમાં જાહેર સભા. ત્યાથી ૧૩ માઇલ ઉપર ચિકોડીમા સ્ત્રીઓની જાહેર સભા, અને ત્યાંથી બેલગામને રસ્તે હુકેરી અને સંકેશ્વરમાં જાહેર સભા. ને બેલગામ પહોંચીને સ્ત્રીઓની સભા અને જંગી જાહેર જલસો. આ ચાર દહાડાની રોજનિશી જ માત્ર માહીતીની ખાતર આપી દઉં છું. આમ ચાર દિવસમાં કોઇ દિવસ ઓછામા ઓછી ૪ સભા તો કોઇ દિવસ ૭ સુધીયે સભા ભરી પૂના, સતારા અને બેલગામની મુખ્ય જગાઓએ પહોંચી વળાયું છે.

### સવિસ્તર હકીકત

દખ્ખણ જીમખાનાના વ્યાખ્યાનમાં ગાંધીજીના ખાસ નોંધવાલાયક ઉદ્ગારો થોડા જ દહાડા ઉપર ગવર્નરને હાથે ત્યાં વહેંચવામાં આવેલાં વ્યાયામ અને મલકુસ્તીના ખેલોનાં ઇનામ વિષે હતા. તેમણે કહ્યું:

"આ જીમખાનામાં પરમ દહાડે ગવર્નરને બોલાવ્યા હતા અને તેમની પાસે ઇનામ વહેંચાવ્યાં હતાં તે હકીકત સાંભળી મને શરમ આવી છે. હું ગવર્નર સાહેબને પીછાનું છું.

તે લાયક પુરુષ છે. પંજાબના ગંભીર અત્યાચારો વેળા જ્યારે પંજાબનો હાકેમ ઘેલો બન્યો હતો ત્યારે એમનું માથું ઠેકાણે રહ્યું હતું; તેમણે ભારે શાન્તિ જાળવી હતી. જો આપણે આ સલ્તનતને રાખવા માટે કબૂલ હોઇયે તો આ જ હાકેમ જોઇયે. પણ હમણાં હું તેમનો ઇનકાર કરું છું તેનું કારણ એ છે કે તેમણે સરકારની નોકરી નથી છોડી. જે સલ્તનતમાં ખુદાની ફુંક નથી પણ શયતાનિયતની ફુંક છે તે સલ્તનતની નોકરીમાં એમના જેવા પુરુષથી ટકાય જ કેમ ? મારા પૂજ્ય ગુરુ ગોખલે હોત અને તેમને ગવર્નર બનાવેલા હોત તોપણ હું કહેત કે જે ગવર્નર આવી સલ્તનતના અત્યાચારો સાંખી રહ્યો છે તેની પાસે હું કદી નહિ જાઉં. સારામાં સારો સજ્જન પણ આ સલ્તનતમાં કાંઈ ન કરી શકે. તિલક મહારાજ જેમણે સ્વરાજ્ય પાછળ સારી જીંદગી બરબાદ કરી તે વાઇસરાય થવાને લાયક હતા; તેઓ પણ આ સલ્તનત જ્યાંસુધી માફી નથી માગી, તોબા નથી કરી તેમાં વાઈસરાય થાત તો તેમને પણ હું સલામ કરવાને તૈયાર ન થાત. મારો ઝગડો અંગ્રેજ કોમની સામે નથી, સલ્તનતની સામે છે. તે સલ્તનત લાંબી વાતો કરે છે, પણ એકે પાળતી નથી. કૉબ્ડન બ્રાઇટને વિસારીને આજે તે શયતાનિયતની ગુલામી કરી રહી છે. આવી સ્થિતિ જ્યાં સુધી ચાલુ છે ત્યાં સુધી તેમની સાથે કાંઈ પણ લેવાદેવા આપણને હરામ હોવી જોઇયે."

## ભવાનીપેંઠની જંગી સભા

દેવપણું એટલે શું ?

રાત્રે જે સભા ભવાનીપેંઠમાં થઈ તેવી સભા પૂનામાં અગાઉ ભાગ્યે થઇ હશે. ત્રીસેક હજાર માણસ હાજર હશે. સભામાં બોલનારા ગાંધીજી, પંડિત મોતીલાલ નેહરુ, શૌકતઅલી, હાજી સિદીક ખત્રી સાહેબ, રા. કેળકર, ખાડિલકર, પરાંજપે વગેરે હતા. આરંભમાં ગાંધીજીએ આ રાજ્યનું રાવણરાજ્યપણું સમજાવ્યું, અને રાક્ષસની સાથે પ્રેમ તોડવા માટે રાક્ષસીપણાથી નહિ, પણ દેવપણાથી કામ લેવાની સૂચના કરી. આ દેવપણું એટલે ઇશ્વરનો ડર અને આવેશનો અભાવ.

## અબ્રાહ્મણોનો પ્રશ્ન

બ્રાહ્મણ અબ્રાહ્મણનો ઝગડો

મહારાષ્ટ્રમાં બ્રાહ્મણો અને અબ્રાહ્મણો વચ્ચે ખટાશ રહી છે આ ઝગડા ત્રણ ચાર વર્ષનો જ જૂનો છે. અર્ધદગ્ધ કેળવણી લીધેલો વર્ગ તેને માટે જવાબદાર છે. પ્રજાનો મોટો ભાગ મરાઠા અબ્રાહ્મણોનો છે. એમાંના ઘણાઓ તો પોતાનું હિત બ્રાહ્મણોની સાથે રહીને જ કામ લેવામાં સમજે છે. પણ મરાઠાઓમાં જ એક સત્યશોધક નામનું મંડળ ઉત્પન્ન થયું છે. તેણે બ્રાહ્મણોની સામે ભારે ઝુંડો ઉઠાવ્યો છે. તેની ઉશ્કેરણીથી બ્રાહ્મણઅબ્રાહ્મણેતરના ઘણા ઝગડા થાય છે. બ્રાહ્મણોનાં ઢોરોના અપહરણના, પાક અને ઘાસ સળગાવી મુકવાના અને સ્ત્રીઓની લાજ લૂંટાયાના કિસ્સા પણ બન્યા છે. આ મંડળ બ્રાહ્મણોને પોતાની જુલમી સરકાર કહીને ઓળખાવે છે, તેમના ઉપર ખરા અને કાલ્પનિક અનેક આરોપો મુકે છે અને સરકાર તરફ મદદની નજરથી જુએ છે. છતાં મેં આગળ કહ્યું તેમ મતભેદ એવા નથી કે જે ટાળી ન જ શકાય; અને બ્રાહ્મણ નેતાઓ

એ ખટારા મટાડવાના ઉપાય લેતા જ રહ્યા છે. મહારાષ્ટ્રીઓની ખાસ માગણી હતી કે ગાંધીજીએ આ પ્રશ્નનો કોઇ પણ રીતે ઉકેલ કરવો, કારણ તેમણે મદ્રાસના વિદ્યાર્થીઓ આગળ આપેલા એક ભાષણમાંના ઉદ્‌ગારો પકડી લઈ એ ટોળીવાળાઓએ ગાંધીજીએ બ્રાહ્મણોને જ દોષ દીધો છે એવો ભાવાર્થ કાઢ્યો હતો. એટલે આ પ્રશ્ન વિષે ગાંધીજીએ દરેક ઠેકાણે ખૂબ વિવેચન કર્યું. પૂનાના ભાષણમાં એ વિષે બોલતાં તેઓએ કહ્યું:

"હિન્દુમુસલમાન બન્નેમાં આજ સુધી દુશ્મનાઇ ચાલી આવી છે; 'એકદિલીની આપણે વાતો જ કરી છે, કેવળ રાજકીય કામ માટે જ આપણે થોડી મહબ્બત રાખી છે, પણ દિલની નથી રાખી. હવે આપણે દિલને સાફ કરી દિલની મહોબત વધારીયે એ હું ઈચ્છું છું. 'પણ હું જોઉં છું કે અહીં તો બ્રાહ્મણ અબ્રાહ્મણમાં એવું ચાલી રહ્યું' છે કે તેથી મને કંપારી છૂટે છે. મદ્રાસમા બ્રાહ્મણોની સામે હું એકવાર બોલતો હતો. સભા ખાનગી હતી. ત્યાં અબ્રાહ્મણોનો સવાલ જુદો છે અને અતિશય તીવ્ર છે. ત્યાં એક દાખલો આપી મેં કહ્યુ હતું કે પંચમ (અસ્પૃશ્ય) પ્રતિ વર્તનમાં તો નોકરશાહી જેટલી શયતાનિયત બ્રાહ્મણો કરી રહ્યા છે. હું બ્રાહ્મણોની આગળ વાત કરી રહ્યો હતો માટે મેં બ્રાહ્મણોનો દોષ બતાવેલો. પંચમોને અસ્પૃશ્ય માનવા એ જરૂર શયતાનિયત છે. જ્યાં સુધી આપણે આપણી શયતાનિયત નથી મટાડી ત્યાં સુધી આપણામાં બીજાની શયતાનિયત મગાડવાની લાયકાત નથી આવી એમ મેં કહેલું. પણ મારો આરોપ તો બ્રાહ્મણો ઉપર નહિ પણ હિન્દુ કોમ ઉપર હતો. આજકાલના બ્રાહ્મણો ઉપર ન હતો. સ્વ. ગોખલેજી બ્રાહ્મણ હતા, લોકમાન્યજી બ્રાહ્મણ હતા, અને તેઓ પણ અસ્પૃશ્યને સ્પૃશ્ય કહેતા હતા અને હમેશાં કહેતા કે તેમને અસ્પૃશ્ય સમજશું તો સ્વરાજ્ય નહિ ચલાવી શકીયે.

"મહારાષ્ટ્રની તો મેં વાત કરી નહોતી. મેં મદ્રાસમાં મદ્રાસને માટે જ જે ઉદ્‌ગારો કાઢ્યા હતા તેમાથી એક શબ્દ કાઢીને અબ્રાહ્મણો તેનો દુરુપયોગ કરી રહ્યા છે. અબ્રાહ્મણો કેટલાક એમ પણ કહે છે કે તેઓ હિન્દુ નથી. આવાઓને તો બ્રાહ્મણ અબ્રાહ્મણની તકરારમાં પડવાનો કશો જ હક નથી. પણ હું અબ્રાહ્મણને કહું છું કે જેમ મુસલમાન બાંધવો આપણને ગાળો દેશે તોપણ આપણે ફોજદારીમાં નથી દોડવાના તેમ અબ્રાહ્મણોએ પણ તેવા વિચાર તજવા જોઇશે. જો હિન્દુને દબાવવા માટે તેઓ આ બુરી સલ્તનત પાસે જઈને તેની કુમક માગશે તો તેમણે યાદ રાખવું કે તેમણે તેના જ ગુલામ બનવું પડશે. અબ્રાહ્મણને મારી અરજ છે કે મારા નામથી તેઓ કાંઈ જૂઠાણું ન ફેલાવે. સત્યશોધક મંડળ શું છે તેની મને ખબર નથી, પણ તે એમ પ્રગટ કરી રહ્યું છે કે હું વર્ણાશ્રમનું ખંડન કરનારો છું. હું કહું છું કે આ જૂઠી વાત છે. મારા નામથી ગમે તેવાં પોકળ ચાલ્યાં છે. હું ચુસ્ત હિન્દુ—વૈષ્ણવ છું; મારી અચલિત શ્રદ્ધા રામાયણ, મહાભારત, ઉપનિષદ્‌ની ઉપર છે. મારાં શાસ્ત્રોની ખામી હું સમજું છું, પણ વર્ણાશ્રમનો હું કટ્ટો માનનારો છું. એ ઉપરથી મારા નામનો ફાયદો લેવા ઇચ્છતા હોય તે ભલે લો. જો હિન્દુઓ બ્રાહ્મણ અબ્રાહ્મણ એવા ભેદ પાડીને આ શયતાની સરકારને શરણે જશે તો તે

ખત્તા ખાશે અને તેમને પાછા ફરવું પડશે એમ મારું કહેવું છે. મુસલમાનોને આનો અનુભવ મળ્યો છે. રાષ્ટ્રીય અન્યાય દૂર કરાવવા માટે બધાઓએ એક થયા વિના છૂટકો જ નથી."

વાઈમાં એ જ પ્રશ્ન વિષે બોલતાં ગાંધીજી બોલ્યા:

બ્રાહ્મણદ્વેષ એ આત્મહત્યા

"મદ્રાસમાં મેં જે વાત કરી હતી તેને ઉકરાળીને અબ્રાહ્મણો તેનો દુરુપયોગ કરી રહ્યા છે. હું તમને નમ્રતાથી કહું છું કે એમાં આ ઝગડાને કશું સ્થાન નથી. અબ્રાહ્મણો એમ પણ કહે છે કે બ્રાહ્મણોને અમે હડાવી કઈશું. તેમને તેઓ ત્રાસ પણ આપે છે, અનેક પ્રકારની કનડગત કરે છે. પણ આપણી હિન્દુ સંસ્કૃતિ એવી નથી કે કોઈની પણ સાથે એવા પ્રકારનું વર્તન કરવાની પરવાનગી આપે. આ સંસ્કૃતિમાં ઉછરેલો કોઈ પણ માણસ પોતે હિન્દુ નથી એમ કહે એ વાત જ હું સમજી નથી શકતો. મને એમ પણ ખ્યાલ નથી આવી શકતો કે કોઈ અબ્રાહ્મણને બ્રાહ્મણ માટે દ્વેષ હોય. હું અબ્રાહ્મણ છું અને કોઈ બ્રાહ્મણ પ્રત્યે દ્વેષ નથી. હું ભગવદ્‌ગીતાનો અભ્યાસી છું, અને ભગવદ્‌ગીતાના ખરા અભ્યાસીને દ્વેષ અને ઘૃણા તજવાં સહેલ છે એવો મારો દાવો છે તેમાં એમ પણ છે કે કોઈને જીતવા હોય તો પ્રેમથી જીતવા જોઈએ. અબ્રાહ્મણોને હું કહીશ કે તમે હિન્દુ સંસ્કૃતિને પિછાનતા હો તો ટંટાફિસાદ છોડો. બ્રાહ્મણોએ અન્યાય કર્યો હોય તો તમે તેને બદલે ન્યાય માગી શકો છો. તમારું પ્રથમ કર્તવ્ય એ છે કે બ્રાહ્મણોએ તમને શું શું કર્યું છે તે તપાસો અને તેનો કોઈ બ્રાહ્મણ નેતાઓ આગળ નીકાલ માગો. આજકાલ હિન્દુ ધર્મમાં જે અતિશયતા છે, જે ખોડો છે, તે સુધારવાનો પ્રયત્ન બ્રાહ્મણો કરી રહ્યા છે. બ્રાહ્મણના દિલમાં તે વિષે દુઃખ છે. હું જે બ્રાહ્મણો અંધકારમાં પડેલા છે, શાસ્ત્રનું ઉચ્ચારણ માત્ર કરે છે, તેમને વિષે નથી બોલતો, પણ હું તો જેની સામે અબ્રાહ્મણો હુમલા કરી રહ્યા છે તે બ્રાહ્મણોને વિષે બોલું છું, કે જો બ્રાહ્મણોનો દ્વેષ કરશો તો તમે તમારે પોતાને ગળે છરી મુકશો." આ પછી સ્વ૦ ગોખલેજી, તિલક મહારાજ, પરાંજપે વગેરે બ્રાહ્મણ નેતાઓની સેવા તેમણે વર્ણવી હતી અને જણાવ્યું હતું કે એવા દેશસેવકો જેણે ઉત્પન્ન કર્યા છે તે કોમનો દ્રોહ કરવો એ આત્મઘાતક છે

### એક વધારે ધર્મ—સ્વરાજધર્મ

બ્રાહ્મણો પૂજ્ય કેમ?

સતારામાં અબ્રાહ્મણોને ઉદ્દેશીને એ જ દલીલ તેમણે આ પ્રમાણે આગળ ચલાવી હતી:

"તમે તેમને અપૂજ્ય ગણતા હો તોપણ બ્રાહ્મણોની તપશ્ચર્યા, જ્ઞાન, દક્ષ અને પવિત્રતાને લીધે તેમની પૂજા કરવી પડશે; જે બ્રાહ્મણોએ ઉપનિષદ્ વગેરે ગ્રંથો રચેલા છે તેમની ભૂલો કાઢતાં હું ડરું ખરો, છતાં એ બ્રાહ્મણોએ પણ અસ્પૃશ્યતાને મંજૂરી આપીને થોડી શયતાનિયત લઈ લીધી હતી એમ મેં કહેલું અને કહું છું બ્રાહ્મણોના ગઢાન બાળીને, તેમને ગાળો દઈને, તમારા પોતાના ધર્મનો તમે બચાવ નથી કરી શકવાના. તમે હિન્દુ હોવાનો દાવો કરતા હો તો તમે હિન્દુ ધર્મની વિરુદ્ધ વર્તો છો. તમે હિન્દુ ન હો તો હું તમને કહું છું કે તમારે એક વધારે ધર્મ થયો. તમારું અહિન્દુપણું તમને મુબારક છે. જેમ હું જૈનને કહું કે તમે અહિન્દુ હો તો ભલે, પણ તમે હિન્દુસ્તાનને તમારો દેશ માનતા હો તો તમને બીજો એક ધર્મ પ્રાપ્ત થાય છે—સ્વરાજધર્મ. એ સ્વરાજધર્મ તમને શીખવે છે કે

સ્વરાજ તમે ચાહતા હો તો હિન્દુઓ સાથે મેળાપ કરો. તિલક, ગોખલે, રાનડે, આગરકર એ કોણ હતા ? તેઓએ બ્રાહ્મણ છતાં અબ્રાહ્મણોને માટે મોટમોટી તપશ્ચર્યાઓ કરી. તિલક મહારાજની મારા જેવા અબ્રાહ્મણ ઉપર પણ ભારે પ્રીતિ હતી. જે કોમમાં રામદાસ, તુલસીદાસ, રાનડે, તિલક આદિ જન્મેલા છે તેની ઘૃણા કરીને તમારો ઉદ્ધાર થવો અશક્ય છે. તમે અંગ્રેજની મદદ માગીને વધારે ગુલામીમાં ગરક થશો. શૌકતઅલીને તમે પૂછી જુઓ કે તેમણે સરકારની મહુબ્બતથી શું કાઢ્યું ?

## અસહકારનું પવિત્ર નામ

"તમે બ્રાહ્મણો સાથે અસહકાર કરવાની વાત કરો છો, પણ અસહકારનું પવિત્ર નામ ઉચ્ચારવા માટે પવિત્રતા જોઇયે. હું અંગ્રેજ સલ્તનતને શયતાની કહું છું, પણ મને કોઇ અંગ્રેજને માટે દ્વેષ નથી માટે કહી શકું છું. લૉર્ડ ચેમ્સફર્ડ જેમની સાથે હું આજે કોઇ પણ પ્રકારના સહકારની ના પાડું, જેમનું પાણી પણ ન લઉં, તેઓ જો બીમાર પડી જાય તો જરૂર હું તમારી સેવા કરૂં છું તેમ તેમની કરૂં. તમે બ્રાહ્મણોની પાસે ન્યાય માગતા હો તો તમે તેમના જેવી તપશ્ચર્યા કરો. તમે તલવાર ઉપાડશો તો તમે જ મરશો. મુસલમાનોને પણ હું એ જ કહી રહ્યો છું. ઇસ્લામને તેઓ તલવારથી નથી સ્વતંત્ર કરી શકવાના. તલવાર તેને વધારે જોખમમાં નાખશે એમ હું માનું છુ. અબ્રાહ્મણોને હું કહું છું કે તમે હિન્દુસ્તાનને એકવાર સ્વતંત્ર બનાવો, અને પછી બ્રાહ્મણનું ગળું કાપવું હોય તો કાપજો. હિન્દુઓને પણ તેમ જ કહું કે પહેલું સ્વરાજ્ય પ્રાપ્ત કરો અને પછી મુસલમાન સાથે લડવું હોય તો લડજો. તેમ જ મુસલમાનોને પણ. આજે તો આ સલ્તનત તમારા ૩૦ કરોડનું અપમાન કરી રહી છે, તેની ઉપર અત્યાચાર કરી રહી છે, તે અટકાવવા માટે સલ્તનત સાથે અસહકાર અને આપસમાં સહકાર સિવાય બીજો ઉપાય નથી."

પણ હજી આથી વધારે સવિસ્તર વિવેચન તો ગાંધીજીએ નિપાણીમાં એક મરાઠા ગૃહસ્થે સવાલો કર્યા ત્યારે કર્યું હતું, અને તેમાં બ્રાહ્મણોની ભારે સ્તુતિ કરી હતી. તે ઉદ્‌ગારો બ્રાહ્મણો વિષેનો ગાંધીજીનો ઉંડો આદર બતાવનારા હોઈ જેમના તેમ ટાંકવા અસ્થાને નહિ ગણાય.

## બ્રાહ્મણોનું તપ અને બલિદાન

મારુતિરાવ રાવલુ નામના ગૃહસ્થે આરોપ મુકયો કે " બ્રાહ્મણો અબ્રાહ્મણોને તહાણાંભરેલાં શાસ્ત્રોથી વશ રાખવા માગે છે; અમને જાનવરથી પણ નીચ બનાવી બહાર રાખ્યા."

ગાંધીજીએ ઉત્તર આપ્યો: " મારુતિરાવે કહ્યું તે મેં ધ્યાનથી સાંભળ્યું, અને સર્વ અબ્રાહ્મણોને હું કહેવા માગું છું કે તેમણે જે જે કહ્યું છે તેમાં અર્ધસત્ય છે. અર્ધસત્ય હમેશાં ભયંકર હોય છે. મારુતિરાવ જાણીબુજીને અર્ધસત્ય કહે છે એમ હું નથી કહેતો. ઘણીવાર આપણે ગેરસમજથી અર્ધસત્ય કહીયે છીયે અને તે પ્રમાણે વર્તીયે છીયે. એમાં

કાંઇ શક નથી કે જગતમાં એવા બ્રાહ્મણો પણ પડેલા છે કે જે બીજા પાસે પોતાનું ચરણામૃત લેવરાવે છે, હિન્દુ ધર્મપુસ્તકોમાં ખપતાં એવાં પુસ્તકો છે કે જેમાં મૂર્તવિદ્યા છે. પરંતુ વિવેકબુદ્ધિથી આપણે જોવું જોઇયે કે પાખંડ કયાં છે અને સત્ય કયાં છે. થોડા બ્રાહ્મણોએ અસત્ય કહ્યું, થોડાએ ખોટાં શાસ્ત્ર બતાવ્યાં એટલા સારૂ આખી બ્રાહ્મણ જાતિનો દ્વેષ અને ત્યાગ કરવો એ આત્મઘાતક છે. અબ્રાહ્મણોને હું પ્રતિજ્ઞાપૂર્વક સુણાવવા ચાહું છું કે મેં કુરાન, ઝંદ અવસ્તા અને બાઇબલનો યથાશક્તિ અભ્યાસ કર્યો છે. મારા દિલમાં આ સર્વ ધર્મ વિષે માન છે, અને હું માનું છું કે એ પ્રત્યેક ધર્મમાં બહુ સત્ય છે. પણ હું માનું છું કે હિન્દુ ધર્મમાં જેટલો સ્વાર્થત્યાગ, સંયમયજ્ઞ છે તેટલો બીજા કોઈ ધર્મમાં નથી. હું હિન્દુઓને કહેવા માગું છું કે એ સઘળા યજ્ઞધર્મ માટે, બલિદાનધર્મ માટે આપણે બ્રાહ્મણોને જ આભારી છીયે. જેટલું બલિદાન બ્રાહ્મણોએ આ જગતમા કર્યું છે તેટલું બીજા કોઇએ નથી કર્યું. અને આજે પણ આ દારુણ સમયમાં, આ કળિકાળમા જેટલું બલિદાન, જેટલી શુદ્ધતા તેમણે રાખ્યાં છે તેટલાં કોઈ કોમે નથી રાખ્યાં. આથી હું માસ્તરરાવ અને બીજા અબ્રાહ્મણોને કહેવા માગું છું કે તમે જે દોષ બતાવ્યા છે તે ઠીક છે, પણ તે વિષે મને એક ઉપમા યાદ આવે છે. દૂધમાં મેલ હોય તે તુરત દેખાય છે, પણ મેલી ચીજમાનો મેલ તરત દેખાતો નથી. અબ્રાહ્મણોએ બ્રાહ્મણો વિષે એવો ઉંચો આદર્શ બાંધી દીધો છે કે તેઓના દોષો તરત તરી આવે છે. હું તો કહું છુ કે બ્રાહ્મણની નાની ભૂલ મોટી કરી બતાવવામાં આવે છે તે જ બ્રાહ્મણની પરીક્ષા છે. બ્રાહ્મણોએ જેટલી તપશ્ચર્યા કરી છે તેટલી કોઈ કોમે કોઇ દેશમા કરી હોય એવું મેં નથી જોયું એટલે અબ્રાહ્મણ ભાઇઓને કહું છું કે તમે બ્રાહ્મણોના દોષો તરફ વિવેકબુદ્ધિથી જુઓ. બ્રાહ્મણો જોડે અસહકાર કરીને આત્મહત્યા કરો નહિ.

સંયમધર્મની સત્તા

મને ખબર છે કે બ્રાહ્મણોની સંખ્યા બહુ ઓછી છે અને અબ્રાહ્મણોની બહુ મોટી છે. અને તેથી જ કોઇ શયતાન હિન્દીએ કહ્યું છે કે આજની અંગ્રેજ સરકાર પણ એક બ્રાહ્મણ છે; કારણ એક લાખ અંગ્રેજ ૩૦ કરોડ હિન્દુમુસલમાન અને શીખ જેવી શૌર્યવાન, વીર્યવાન પ્રજા ઉપર રાજ ચલાવે છે. પણ અંગ્રેજ સરકાર તો તલવારને બળે ૩૦ કરોડને પોતાની સત્તામાં રાખે છે. હિન્દુસ્તાનના બ્રાહ્મણો કરોડો અબ્રાહ્મણોને તલવારથી તાબામાં નથી રાખવા ચાહતા. પણ એ મૂઠીભર બ્રાહ્મણ કેવળ પોતાના સંયમધર્મથી ૩૦ કોટિને દબાવી શકશે. જેમ આ જાલીમ સલ્તનતની સાથે આપણે સંયમધર્મથી લડવા માગીયે છીયે તે પ્રમાણે બ્રાહ્મણોએ પોતાની પવિત્રતાથી પોતાની સ્વતંત્રતા—શુદ્ધિ જાળવી રાખી છે. બ્રાહ્મણોએ આજે પોતાનો ધર્મ છોડયો છે એની મને ખબર છે; આથી હું મહારાષ્ટ્રના બ્રાહ્મણોને વીનવું છું કે તમારામાં શ્રદ્ધા અને ભક્તિ પાછી આવશે તો પછી મારે કાંઇ કહેવાનું રહેશે નહિ. હું અબ્રાહ્મણ ભાઇઓને એટલું કહેવા માગું છું કે તેઓ ધૈર્ય અને શાન્તિ ખોઇને બ્રાહ્મણોનો દ્વેષ કરતા અટકે. આથી એમ નથી સમજવાનું, કે બ્રાહ્મણની ઉપેક્ષા કરવી કોઈ પણ અન્યાયને સહન કરી લેવાની હું સલાહ નથી આપતો. આ અન્યાયી સલ્તનતને આપણે જે કર્તવ્યશક્તિથી હંફાવવા માગીયે છીયે તે જ કર્તવ્યશક્તિથી કોઇ પણ

કોમની પાસે ન્યાય મેળવી શકાય. બ્રાહ્મણધર્મમાં અંગ્રેજ સરકારની શયતાનિયત નથી એ તો એક નાનો બાળક પણ કહી શકે. બ્રાહ્મણોના ધર્મમાં એવું છે કે કોઇ નાનું બાળક પંખુ પોતાનું મન પવિત્ર રાખીને, સંયમધર્મ પાળીને, બાદશાહનો બાદશાહ થઇ શકે છે. બ્રાહ્મણ ધર્મ એ છે કે અંત્યજોમાંથી જે સાધુસંતો થયા છે તેની તે પૂજા કરે છે. બ્રાહ્મણોના દોષ બહુ છે, તે ભલે તમે જુઓ. પણ તેનો ઇન્સાફ પંચથી કરો. તેમણે જગતની જે સેવા કરી છે તેની કદર કરી આપણે તેમની સાથે સહકાર કરતા રહેવું એ જ આપણો ધર્મ છે. ”

આ વિવેચન પછી ભાઈ મારુતિરાવે જણાવ્યું કે પોતાની કોમના આગેવાનો ગાંધીજીને બેલગામ મળશે ને તેમની સાથે મસલત કરી તેઓ સમાધાની ઉપર આવવા તૈયાર છે. બેલગામમાં મરાઠાઓમાં જે વેપારી પક્ષ છે તે બ્રાહ્મણોની સાથે બહુ પ્રેમથી રહે છે. માત્ર નોકરીયાત મરાઠા વર્ગમાં જ ઝેર રહેલું છે. બ્રાહ્મણો, આ મરાઠાઓ ગાંધીજીને મળીને તેમના જેટલા દોષો બતાવે અને ગાંધીજી નિર્ણય કરે તે પ્રમાણે વર્તવા કબૂલ થયા છે. આજે મરાઠાઓની એક ખાસ સભા છે અને કાંઈ સંતોષકારક નિર્ણય અહીં જ આવી જાય એવો સંભવ છે.

પણ મેં તો અહીં અબ્રાહ્મણોના પ્રશ્ન વિષેના ઉદ્ગારો સવિસ્તર આપવામાં જ લગભગ પત્ર પૂરો કર્યો. પૂનાની ભવાનીપેઠની સભામાંના વધારે નોંધવાલાયક ઉદ્ગાર હજી રહ્યા જ છે.

### તમે મારફાડ કરશો તો તેની જ્વાલામાં હું ભસ્મ થઇશ

ઉપસંહાર કરતાં ગાંધીજી બોલ્યા : “ મેં સાંભળ્યું છે કે સરકાર અમને પકડવા ચાહે છે. અમને સરકાર પકડવા માગતી હોય તો તેમાં આપણે તેને દોષ નથી દઈ શકતા. અમે તે સલ્તનતને ઉખેડવા માગીયે છીયે. તે સલ્તનતને અમને કેદ કરવાનો હક છે. તમને હડતાળ પાડવાનો હક નથી. તેમ તમે કરશો તો તેનો અર્થ એ થશે કે તમે જેલમાં જવા માગતા નથી. તમારામાંથી કોઇ ગાંડા બનશો, મકાન બાળશો, કોઇ કોઈ અંગ્રેજનું ખુન કરશો તો તમે છૂટી જાશો. આપણે ઇટલી નથી, રશિયા નથી, આયર્લંડ નથી. આપણી હદ શસ્ત્રોની નથી. અસહકાર જ આપણું શસ્ત્ર છે. અમને પકડશો તો તમે બધા ડરીને બેસી જશો એમ સરકાર માને છે. તમે સરકારને બતાવી શકો છો કે તેઓ આમ વાણીઆનો હિસાબ કરે છે, પણ અમને પકડ્યા પછી તેમ નહિ થઈ શકે. મારા અસહકારનું કામ તમે સહેલાઇથી ચલાવીને અમને છૂટા કરી શકશો. સ્વરાજ્યનો સીક્કો મેળવી અમને ત્યાંથી તમે છોડાવી શકશો. અમને છોડાવવાનું તમારા હાથમાં હોવું જોઇયે. હું તેમના હાથે નથી છૂટવા માગતો, તમારા જ હાથે છૂટવા માગું છું. પણ તમારા ખુનથી ખરડાયેલા હાથે પણ નથી છૂટવા માગતો. મારા પકડાવાથી ખુન થશે તો મારું પણ તત્કાળ ખુન થશે એમ સમજજો. હું ખુદાને પ્રાર્થના કરીશ કે તે મને કોઈ એવી તાકાત આપે કે જેથી હું તમારાં કૃત્યોથી થતા જલનની જ્વાલામાં ભસ્મ થઈ જઉં. મારી કોમ મને દગો નં દે એમ હું વિશ્વાસ રાખું છું. પણ જો દગો દેશો તો હું મરી જઉં એમ માગી લઉંછું. ”

આ પછી ઘણા વક્તાઓનાં ભાષણ થયાં હતાં. તેમાં રા. ખાડિલકરના શબ્દો ભૂલાય એમ નથી :

"ગાંધીજીનાં શરીર, મન અને બુદ્ધિ તેમણે તપશ્ચર્યાથી પવિત્ર કરેલાં છે. તે શરીર કોઈ સત્તાની કેદખાનામાં રહેવાનું નથી, ઇશ્વરના જ કબજામાં રહેશે. અને અમે તેમને વિશ્વાસ આપીએ છીએ કે જો કદી તેનો કબજો કેદખાનાનો થશે તો તેમના જ તપના સામર્થ્યથી અમારાં દુબળાં અંગોમાં પણ એવું દૈવી જોર આવશે, એવું સામર્થ્ય પ્રગટશે કે આપણે જ હાથે આપણે તેમને છોડાવી ઘેર આણીશું."

આ પછી અસહકારની પ્રવૃત્તિને માટે સદર બજારમાંથી ૧૦૦૧ રૂપીયાની થેલી, ગુજરાતી વેપારીઓ તરફથી ૧૦૦૧ રૂપીયાની થેલી અને રા. ધનજી રતનજી તરફથી ૧૦૧ રૂપીયાની થેલી ગાંધીજીને અર્પવામાં આવી હતી. બીજે દિવસે ૭૦૦ રૂપીયા જૈન મંડળે, ૧૦૧ રૂપીયા કેસરી ઑફિસે અને બીજી નાની રકમો અન્ય મંડળોએ ભેટ કરી હતી.

અપૂર્ણ ] મહાદેવ હરિભાઇ દેસાઇ

---

તા. ૧૮-૧૧-૧૯૨૦

# કુલપતિના આશીર્વાદ*

ભાઇઓ અને બહેનો,

### આત્મકથન

મહાવિદ્યાલયની પ્રતિષ્ઠાનો હેતુ

મારી જીંદગીની અંદર મેં અનેક કાર્યો કર્યાં છે. તેમાંનાં ઘણાં કાર્યોને માટે મારા મનમાં હું મગરૂરી પણ માનું છું, કેટલાકને સારુ પશ્ચાતાપ પણ થાય છે. એમાંનાં ઘણાં મોટી જવાબદારીવાળાં પણ હતાં. પણ અત્યારે જરાયે અતિશયોક્તિ વિના હું કહેવાને ઇચ્છું છું કે મેં એવું એક પણ કાર્ય નથી કર્યું કે જેની સાથે આજે કરવાના કાર્યનો મુકાબલો થાય. આ કાર્યમાં મને ભારે જોખમ લાગે છે, તે એ કારણથી નહિ કે એમાં પ્રજાને નુકસાન રહેલું છે, પણ મને દુઃખ થયાં કરે છે અથવા હું મારા મનમાં મુકાબલો કરી રહ્યો છું તે એક જ વસ્તુ છે, કે હું જે કાર્ય કરવા બેઠો છું તેને માટે હું લાયકાત ધરાવતો નથી. આમ હું વિવેકદષ્ટિએ નથી કહી રહ્યો, પણ મારો આત્મા જે કહે છે તે હું તમારી સામે આલેખી રહ્યો છું. મને જો ખબર હોત કે અત્યારે જે કાર્ય કરવાનું છે તે કેળવણીનો જે ખરો અર્થ છે તેને અવલંબીને કરવાનું છે તો મારે આ પ્રસ્તાવના મુકવી ન પડત. આ મહાવિદ્યાલયની

---

*અમદાવાદના ગુજરાત મહાવિદ્યાલયની સ્થાપના કરતાં કુલપતિસ્થાનેથી કરેલું ભાષણ; તા. ૧૫-૧૧-૧૯૨૦

પ્રતિષ્ઠા કરવાનો હેતુ કેવળ વિદ્યાદાન આપવાનો નથી, પણ આજીવિકાની પ્રાપ્તિને સારુ સાધન કરી આપવાનો છે, અને તે સારુ આ વિદ્યાલયની સરખામણી ગુજરાત કૉલેજ આદિની સાથે કરું છું ત્યારે મને ધુમરી આવે છે.

### ઈંટચુનાની સરખામણી

આમાં પણ અતિશયોક્તિ નથી. ક્યાં ગુજરાત કૉલેજ અને એવી બીજી કૉલેજો અને ક્યાં આપણું આ નાનું મહાવિદ્યાલય? મારા મનમાં તો એ મહાન જ છે. પણ મને ધાસ્તી છે કે તમારા હિન્દુસ્તાનમાં પડેલી કૉલેજોની સામે આ વિદ્યાલયનો વિચાર કરતાં તમારી દૃષ્ટિથી આ મહાવિદ્યાલય અણુવિદ્યાલય લાગતું હશે; મનમાં ઈંટો અને ચુનાની સરખામણી થતી હશે. ઈંટો અને ચુનો તો હું ગુજરાત કૉલેજમાં વધારે જોઉં છું. ટ્રેનમાં આવતો હતો ત્યારે એ જ વિચાર હું કરતો આવતો હતો કે તમારી આગળ આજે હું કયો વિચાર મુકું કે જેથી આવી ઇંટચુનાની સરખામણી તમારા મનમાંથી કાઢી નાંખી શકું. એવો વિચાર મને હજી સુધી નથી સુઝયો એ મને ખૂંચે છે. આવો કઠણ પ્રસંગ મેં મારે વાસ્તે અગાઉ કદી હભો નથી કર્યો. અત્યારે અનાયાસે એમાં હું આવી પડયો છું. મારા હૃદયની અંદર જે વસ્તુ સિદ્ધ છે તે હુ તમારી આગળ તેવી રીતે સિદ્ધ નહિ કરી શકું. જેને તમે ત્રુટીઓ માનશો તેને હું ત્રુટી નથી એમ કઇ રીતે બતાવી શકું? એ ત્રુટીઓ સરળભાવે જણાવીને ભાઇ કિશોરલાલે (મહામાત્રે) મારું કામ સહેલું કરી મુકયું છે. એ ત્રુટીઓ હોવા છતાં આ કાર્ય મહાન છે એમ તમે માનજો. મારામાં એને વિષે જેવી શ્રદ્ધા છે તેવી જ શ્રદ્ધા ઇશ્વર તમારામાં આરોપો હું પોતે તમારામાં એ શ્રદ્ધાને નહિ આરોપી શકું, મારામાં એટલી તપશ્ચર્યા નથી. મારે મારું અસમર્થપણુ કબૂલ કરવું જોઇયે. મેં કેળવણીમાં એવું કાર્ય નથી કર્યું કે હું તમને બતાવી શકું કે આ કાર્ય મહાનમાં મહાન છે. હિન્દુસ્તાનની આજની પરિસ્થિતિમાં આપણે જે કાર્ય કરી રહ્યા છીયે તે જ શોભે છે. મકાનોની શી સરખામણી?

### કસોટીની પથરી

આજે તો ધરતીનો એક કણ પણ આપણો નથી. બધુ સરકારી છે. આ જમીન, આ ઝાડ, સૌ કંઇ સરકારી છે, શરીર પણ સરકારી છે, અને આપણો આત્મા પણ પોતાનો છે કે નહિ એ વિષે આજે મને શંકા થઇ રહી છે. આવી કફામણી સ્થિતિમાં આપણે મહા-વિદ્યાલયને સારુ સારાં સારાં મકાનો કેમ શોધીયે? વિદ્વાનોને શોધવા રહીયે તો કેમ બને? કોઇ અજ્ઞાનમાં અજ્ઞાન અભણ માણસ આવીને કહે અને સમજવી શકે કે આપણો આત્મા શુષ્ક થઇ ગયો છે, આ દેશ તેજોહીન—જ્ઞાનહીન થઇ ગયો છે, તો તેવા માણસને હું આચાર્યની પદવી આપું. એક ભરવાડને આચાર્યપદ આપવાને તમે તૈયાર હો એવી મારી ખાત્રી નથી. એટલે આપણે ભાઇ ત્રિદવાનીને શોધવા પડયા છે. એમની પદવી ઉપર હું મોહિત નથી. તમે એમને એમની પદવી સિવાય બીજી રીતે ઓળખતા નહિ હો. પણ આ વિદ્યાલયની કસોટીને માટે તમે જુદો આંક મુકજો, આની પારખ કરવાને સારુ તમે જુદી

પથરી શોધો એમ હું ઇચ્છું છું. સામાન્ય પથરી ઉપર કસોટી કરશો તો આસપાસ પીતળનો માલમ પડશે, પણ ચારિત્ર્યની કસોટી ઉપર તપાસશો તો તમને પીતળ નહિ પણ સોનું જણાશે.

અહીંઆં આ વિદ્યાના કાર્યને સારુ જે સંગમ થયો છે તે તીર્થરૂપ છે. અહીં ચારિત્ર્યવાન પુરુષો એકઠા થયા છે, સુંદર સિંધી, સુંદર મહારાષ્ટ્રી, સુંદર ગુજરાતીઓનો સંગમ થયેલો છે. આવો સંગમ આપણે કયાંથી પ્રાપ્ત કરી શકીયે?

અહીં જે ભાઇઓ અને બહેનો આવેલા છે તેમની હું પહેલો પ્રાર્થના કરીશ. આ મહાવિદ્યાલયની પ્રતિષ્ઠામા તમે સાક્ષીભૂત છો. તમારામાંથી કોઇને આ પ્રતિજ્ઞા કરવી એ તમારો લાગનો હોય તો તેવાઓના અંતઃકરણોને હું રોકવા માગું છુ, અને તેમને હું કહેવા માગું છુ કે તમે આ પ્રતિજ્ઞામા ન બેસશો. તમે અહીં તમારા આશીર્વાદ આપવાને સારુ જ બેસજો. તમારો આશીર્વાદ મળવાથી મહાવિદ્યાલય મહાન તરીકે ઓળખાશે. પણ તે મુખનો જ ન હોવો જોઇયે, હૃદયનો આપજો. હૃદયનો આશીર્વાદ તો તમે તમારા છોકરાઓ અને છોકરીઓ મહાવિદ્યાલયને આપીને જ આપી શકશો હિન્દુસ્તાનમા પૈસો આપવાની શક્તિ તો ઘણી છે પૈસાને અભાવે કોઇ પ્રગતિ નથી રોકાતી પ્રગતિ રોકાય છે તે તો મનુષ્યને અભાવે—અધ્યાપક અથવા મુખીને અભાવે, કે મુખી હોય તો તેના શિષ્યોને એટલે કે સિપાઈઓને અભાવે. હું માનુ છુ કે જ્યા આગેવાનો લાયક હોય ત્યા સિપાઈ મળી જ રહે છે પોતાનાં ઓજાર ગમે તેટલા બૂઠા હોય પણ સુતાર તેની સાથે કજીઓ નહિ કરે એ તો બૂઠામાં બૂઠાં ઓજારોને પણ પોતાના હાથમાં રમાડશે. તેમ મુખી પણ ખરેખરો કારીગર હશે તો જેવી વસ્તુ મળેલી હશે તેવીમાથી દેશની માટીમાથી સુવર્ણ ઉત્પન્ન કરી શકશે. આચાર્ય પ્રતિ મારી એ પ્રાર્થના છે. *આચાર્ય પ્રતિ પ્રાર્થના*

### ચારિત્રનો ચમત્કાર

આચાર્યની અને અધ્યાપકોની અહીં દાખલ થવામાં એક જ ભાવના છે. વિદ્યાનો નહિ પરંતુ ચારિત્રનો ચમત્કાર બતાવીને તમે સ્વાતંત્ર્ય અપાવવાના છો. સરકારની તેજસ્વી તલવારની સાથે તલવારનો મુકાબલો કરીને નહિ, પણ સરકારની અશાન્તિકારક રાક્ષસી પ્રવૃત્તિની સાથે આપણી શાન્તિમય દૈવી પ્રવૃત્તિનો—ભલે તે અપૂર્ણ હોય તોપણ—મુકાબલો કરીને. અત્યારે આપણે સ્વતંત્રતાનુ બીજ રોપી તેને પાણી પાઇ તેમાથી સ્વરાજ્યનુ સુંદર વૃક્ષ બનાવવું છે. તે ચારિત્રથી, શુદ્ધ દૈવી બળથી જ ઉછરશે. જ્યા સુધી આચાર્ય અને અધ્યાપકો આ એક જ દૃષ્ટિ રાખીને કાર્ય કર્યે જશે ત્યાં સુધી આપણને જરા પણ ઝાંખપ નથી લાગવાની. જે મારી પોતાની શ્રદ્ધા છે તે આચાર્ય અને અધ્યાપકો, તમારે વિષે ઇશ્વર ખરી પાડે. એ અચલિત શ્રદ્ધા મારામાં નહિ હોત તો હું નિરક્ષર આ કુલપતિનું પવિત્ર સ્થાન કબૂલ ન જ કરત. આ કાર્યની અંદર જ જીવવાને તેમ મરવાને હું તૈયાર છું, તેને માટે મરવું એને જ જેમ હું જીવવું સમજું છું તેમ તમે પણ સમજો છો એમ જાણીને જ હું તમારી સાથે વસું છું, અને તેથી જ આ મહાન પદ મેં ધારણ કર્યું છે. *ચારિત્રનો ચમત્કાર*

તા. ૧૮-૧૧-૧૯૨૦

## પરિસ્થિતિનું આભલું

જો આચાર્ય અને અધ્યાપકો પોતાનો ધર્મ બજાવે તો વિદ્યાર્થીને મારે શું કહેવું? વિદ્યાર્થીઓ ઉપર આક્ષેપો મુકવાનું અધમ કામ હું કરવાનો નથી. વિદ્યાર્થીઓ તો પરિસ્થિતિનું આભલુ છે. તેમનામા દંભ નથી, દ્વેષ નથી, ઢોંગ નથી. જેવા છે તેવા ને તેવા તેઓ પોતાને દેખાડે છે. જો તેમની અંદર પુરુષાર્થ નથી, સત્ય નથી, બ્રહ્મચર્ય નથી, અસ્તેય નથી, અપરિગ્રહ નથી, અહિંસા નથી, તો એ દોષ તેમનો નથી દોષ માબાપનો છે; અધ્યાપકોનો છે, આચાર્યનો છે, રાજાનો છે. પણ આમાં રાજાનોયે શું દોષ કાઢું? કાલે જ મેં મુંબઇમાં વિદ્યાર્થીઓને કહ્યું હતુ કે યથા राजा तथा प्रजा એમ સાચું છે તેમ જ यथा प्रजा तथा राजा પણ સાચું છે; બલ્કે એ જ સાચુ કહેવાય. પ્રજાનો પ્રથમ દોષ છે. પ્રજાના દોષ વિદ્યાર્થીવર્ગમાં નીતર્યા છે, અને તેથી તે વિદ્યાર્થીમાં સ્પષ્ટરૂપે જોઇ શકાય છે. તો આપણે, માબાપે, આચાર્યે, અધ્યાપકે તે દોષો કાઢી નાંખવાને માટે જે કરવું ઘટે તે કરવું જોઇયે.

## ભાડાની સંસ્કૃતિ

હિન્દુસ્તાનનું દરેક ઘર વિદ્યાપીઠ છે—મહાવિદ્યાલય છે, માતપિતા આચાર્યો છે; માતાપિતાએ એ આચાર્યનું કાર્ય છોડી દઈ પોતાનો ધર્મ છોડી દીધો છે. બહારની સંસ્કૃતિને આપણે નથી ઓળખી શકયા, એના ગુણ અને દોષોનું આપણે માપ નથી લઇ શકયા. બહારની સંસ્કૃતિને આપણે ભાડે લીધી છે, પણ ભાડું તો આપણે કશું આપતા નથી એટલે એને આપણે ચોરી લીધી છે. એવી ચોરેલી સંસ્કૃતિથી હિન્દુસ્તાન કેમ ઉંચે ચડી શકે?

આપણે આ વિદ્યાલયની પ્રતિષ્ઠા વિદ્યાની દૃષ્ટિથી નહિ, પણ રાષ્ટ્રીય દૃષ્ટિથી કરીયે છીયે. 'વિદ્યાર્થીઓને બળવાન અને ચારિત્રવાન બનાવવાને માટે હું ચામેર કહી રહ્યો છું કે જેટલી સફળતા વિદ્યાર્થીઓમાં મેળવશું તેટલે અંશે હિન્દુસ્તાનના સ્વરાજ્ય માટે આપણે લાયક થઇ શકશું. સ્વરાજ્યની સ્થાપના બીજી રીતે થઈ નહિ શકે. આપણે આવાં વિદ્યાલયો સફળ કરવા માટે આપણે પૈસો, આપણું ચારિત્ર, જેટલાં ખરચી શકીયે તેટલાં ઓછાં છે.

આ બોલવાનો સમય નથી, કરવાનો સમય છે. મારા ઉદ્‌ગારો જેવા આવ્યા તેવા હું તમને આપી ગયો છું. તમારી પાસે ભીખવાનું મેં માગ્યું. હવે અભ્યાસ કરનાર વિદ્યાર્થી પાસે પણ માગું છું. તેમની પાસે સાહસ છે એમાં તો શંકા નથી. તેમને—જેઓ દાખલ થઇ ચુકયા છે તેમને હું વિદ્યાર્થી તરીકે નહિ ગણું, એટલે એમને હું જવાબદારીથી મુકત નથી ગણવાનો. જે વિદ્યાર્થીઓએ અહીં નામ નોધાવ્યાં છે તેઓ તો અરધા શિક્ષક ગણાય તેમણે જ મહાવિદ્યાલયનો પાયો નાંખ્યો છે. તેમના ઉપર જ મહાવિદ્યાલયનું મંડાણ રચાયું છે. તેઓ દાખલ ન થયા હોત તો આ મહાવિદ્યાલય હજું ન થઈ શકયું હોત. તેથી તેમની

પણ પૂરેપૂરી જવાબદારી છે. તમે આમાં પૂરેપૂરા ભાગીદાર છો અને તમે તમારો ભાગ પૂરેપૂરો નહિ આપો તો શિક્ષક ગમે તેટલા પ્રયત્ન કરે તોપણ ફળીભૂત નહિ થાય, અથવા સંપૂર્ણ ફળીભૂત તો નહિ જ થાય. જે વિદ્યાર્થીઓએ પોતાની શાળા છોડી છે તેઓ શું સમજીને અહીં આવ્યા છે, તેમને અહીં શું મળવાનું છે, એ તેમણે જાણી લેવાનું છે. ગમે તેટલા વખત સુધી આ દારુણ યુદ્ધ ચાલુ રહેશે તે દરમિયાન તેઓ પોતાનું કાર્ય કરતા રહે એવી શક્તિ ઈશ્વર તેમનામાં રેડો. તેમ જો થશે તો મારી ખાત્રી છે કે મૂઠીભર વિદ્યાર્થીઓ હશે તોપણ આ મહાવિદ્યાલય શોભશે અને આખા હિન્દુસ્તાનમાં આદર્શ વિદ્યાલય થશે.

### ઋષિનું કાર્ય

આનું કારણ નથી ગુજરાતનું ધન, નથી ગુજરાતની વિદ્યા, પણ એનું કારણ એ છે કે અસહકારની ઉત્પત્તિનું સ્થાન ગુજરાત છે; અસહકારનું મૂળ ગુજરાતમાં રોપાયું છે, તેના ઉપર સિંચન ગુજરાતમાં થયું છે; એને માટે તપસ્યા ગુજરાતમાં થઈ છે. આ ઉપરથી એમ નહિ માનશો કે આ મિથ્યાભિમાની માણસ બોલે છે, એમ ન માનશો કે એ બધી તપસ્યા મેં જ કરી છે કે એ મૂળ મેં જ રોપ્યું છે. મેં તો કેવળ મંત્ર આપ્યો છે, એક વણિકપુત્ર જો કરી શકતો હોય તો મેં ઋષિનું કામ કર્યું છે. ઋષિનું કાર્ય

### શ્રદ્ધાનું બળ

એથી વિશેષ મેં કંઈ નથી કર્યું. તેનાં મૂળ તો મારા સાથીઓએ રોપ્યાં છે. એમની શ્રદ્ધા મારા કરતાં પણ વધારે હતી ત્યારે કામ થયું. મને અનુભવજ્ઞાન છે એમ મારો દાવો છે. દેવતાઓ આવીને સમજાવે તોપણ મારી શ્રદ્ધા ચળે એમ નથી. નરી આંખે જેમ સામાં ઝાડ હું જોઉં છું તેમ મને લાગે છે કે હિન્દુસ્તાનની ઉન્નતિ શાન્ત અસહકારથી જ થવાની છે. પણ મારા સાથીઓને વિષે તેવું કહેવામાં તેઓએ તર્કથી, ન્યાયથી, શ્રદ્ધાથી માન્યું છે કે આ શાન્તિમય અસહકારથી જ ઉન્નતિ થઈ શકશે. મારી અચળ શ્રદ્ધા

હિન્દુસ્તાનમાં કે પૃથ્વીમાં ક્યાંયે કોઈ પોતાના જ અનુભવથી કાર્ય નથી કરતું. કેટલાકને અનુભવ મળે છે ત્યારે બીજા તે કાર્ય શ્રદ્ધાથી કરે છે.

મારા સાથીઓએ પાયો રોપ્યો છે. તેમનામાં ઘણા ગુજરાતી છે; મહારાષ્ટ્રીઓ પણ છે. પણ એ મહારાષ્ટ્રીઓ તો ગુજરાતમાં આવીને અરધા કે પોણા અથવા સવા ગુજરાતી જ બની ગયા છે. તેમના વડે આ સંસ્થા ઉજ્જ્વળ બનેલું છે. એનો પૂરો ચમત્કાર આપણે હજી નથી જોયો. જેને માટે બાલિકાઓએ પોતાની બંગડીઓ અને કાઢી આપી છે તે કાર્યનો ચમત્કાર તમે ૭ માસની અંદર વિશેષ જોશો. પણ એ બધાનું મૂળ—તેની દશ્ય પ્રતિમા આ મહાવિદ્યાલય છે. હિન્દુઓ પ્રતિમાપૂજક છે; અને તે માટે આપણને અભિમાન છે. આ પ્રતિમાનાં જુદાં જુદાં અંગો છે. તેમાં કુલપતિ તો હું પોતે; અધ્યાપકો, આચાર્ય, વિદ્યાર્થીઓ એ એનાં બીજાં અંગો છે. હું પોતે મૂઠી છું, પાકું પાન છું, બીજા કામોમાં મહાવિદ્યાલય રૂપી વૃક્ષ

રોકાયેલો છું. મારા જેવું પાકું પાન ખરી પડે તો ઝાડને કંઇ આંચ આવે નહિ. આચાર્ય અને અધ્યાપકો પણ પાતરાં જ છે, જોકે એઓ અત્યારે કુમળાં પાતરાં છે. થોડા વખતમાં તેઓ પણ ઘરડા પાન થઇને કદાચ ખરી જશે. પરંતુ વિદ્યાર્થીઓ એ આ સુંદર ઝાડની ડાળીઓ છે, અને આ ડાળીઓમાંથી આચાર્યો અને અધ્યાપકો રૂપી પાતરાં ફુટવાનાં છે.

### પ્રલ્હાદના જેવો અગ્નિ પ્રગટાવો

વિદ્યાર્થીઓને મારી વિનંતિ છે કે મારી ઉપર જેટલી તમારી શ્રદ્ધા છે તેટલી જ શ્રદ્ધા તમારા અધ્યાપકોમાં રાખજો. પણ જો તમે તમારા આચાર્યને કે અધ્યાપકોને બળહીન જુઓ તો તે સમયે તમે પ્રલ્હાદના જેવા અગ્નિથી એ આચાર્યને અને એ અધ્યાપકોને ભસ્મ કરી નાખજો અને તમારૂં કામ આગળ ચલાવજો. એ જ મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે અને એ જ મારો વિદ્યાર્થીઓને આશીર્વાદ છે.

અંતમા હું પરમેશ્વરને પ્રાર્થના કરૂં છું અને એ પ્રાર્થનામાં તમારા સર્વેની સંમતિ માગું છું. મારી પ્રાર્થનામાં તમે સહુ નિર્મળ હ્રદયથી જોડાજો. હે ઇશ્વર ! આ મહાવિદ્યાલયને એવું બનાવ કે તેની અંદરથી જે સ્વતંત્રતાનો જાપ આપણે રાતદિવસ જપીયે છીયે તે સ્વતંત્રતા મળો, અને એ સ્વતંત્રતાથી એકલું હિન્દુસ્તાન જ નહિ, પણ આખું જગત જેમાં હિન્દુસ્તાન એક બિંદુમાત્ર છે, તે સુખી થાઓ.

---

# વિદ્યાર્થીઓ વચ્ચે ગાંધીજી*

પ્રમુખ સાહેબ, વિદ્યાર્થીગણ, ભાઇઓ અને બહેનો,

### પુરાણી પ્રતિજ્ઞા

આપણને આચાર્ય મહારાજે સ્મરણ આપ્યું છે કે જે પ્રતિજ્ઞા કૉંગ્રેસે કલકત્તામાં પ્રજાની પાસે કરાવી તેનું પાલન કરવું જોઇયે. એ પ્રતિજ્ઞાના સ્મરણ સાથે હું તમને એક બીજું સ્મરણ કરાવવા માગું છું અને મને ભાસે છે કે એ પ્રતિજ્ઞા કૉંગ્રેસે કરેલી પ્રતિજ્ઞાના કરતાં વધારે મહત્ત્વની છે. હું ગઈ સાલ પંજાબમાં ગયો હતો ત્યાં હંટર કમિટીના બહિષ્કારનો વિચાર અમે સહુએ એકમત થઇને કર્યો હતો. એ ઠરાવ પર આવતા પહેલાં અને ચર્ચામાં ઘણા દિવસ ગાળ્યા હતા. પંડિત માલવીયાજીએ ઘણી દલીલો કરી હતી, આપણામાં કેટલી કચાશ રહેલી છે તેની યાદ આપી હતી, આપણે આરંભશૂરા છીયે એનો પણ તે વખતે વિચાર થયો હતો, આગેવાનોને જેલમાં નાંખવામાં પણ આવે, આ બધો વિચાર થયો હતો. તે છતાં ત્યાં આવેલા સહુએ—જેમાં પહેલો હું, બીજા પં. માલવીયાજી, ત્રીજા પં. મોતીલાલજી અને ચોથા મિ. ઍન્ડ્રુઝ અને બીજા કેટલાક જણ પણ હતા, તે સહુએ મળીને ઠરાવ કર્યો કે હંટર કમિટીનો બહિષ્કાર કરવો. એ પ્રતિજ્ઞાનું સ્મરણ પહેલું હું તમને કરાવું છું એ વખતે

* અમદાવાદના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું ભાષણ; તા ૧૫-૧૧-૧૯૨૦

જ મેં ચેતવણી આપી હતી કે આ પ્રતિજ્ઞા કરશો તો તમારે તમારો પોતાનો રિપોર્ટ કાઢવો પડશે; અને તપાસ કરતાં એ બધા જુલમ સિદ્ધ થશે તો ન્યાય મેળવવાને મરવું પણ પડશે; તે માટે દેશનું બલિદાન આપવું પડે તો તે પણ આપે જ આપણો છૂટકો છે. મારી ચેતવણી છતાં એ પ્રતિજ્ઞા એ વખતે તે બધાને પ્યારી હતી એ સ્મરણ કૉંગ્રેસની પ્રતિજ્ઞાના સ્મરણના કરતાં પણ વિશેષ છે; કારણકે કૉંગ્રેસની પ્રતિજ્ઞા ઉપર તો એવો એક આરોપ છે કે 'તે વખતે લોકોને વિચાર કરવાનો વખત મળ્યો ન હતો, મારી વાણીથી અંજાઇ જઇને સહુએ કબૂલ કરી લીધું હતું. બીજો આરોપ એ છે કે પહેલી જ વખત મુસલમાનો મોટી સંખ્યામાં કૉંગ્રેસમાં ગયા અને તેમના સંખ્યાબળથી ઠરાવને બહુમતી મળી. ખરી વાત તો એ નહોતી જ. ખરી વાત તો એ હતી કે પ્રાંતવાર વોટની ગણતરી થઇ હતી અને તેમાં બે પ્રાંતોને છોડીને બાકીના બધાએ ઝાઝે મતે એક જ ઠરાવ કર્યો હતો. છતાં એ ઠરાવની ઉપર બધાય માણસોએ વિચાર નહિ કર્યો હોય એ ખરૂં છે, અને તે માટે એ પ્રતિજ્ઞાને તમે ભલે વજન ન આપો; જોકે જેને કૉંગ્રેસને માટે માન છે, કૉંગ્રેસના ઠરાવનો અમલ કરવામાં જેને અંતઃકરણના અવાજનો બાધ નથી આવતો, તેણે તો એ પ્રતિજ્ઞાને પણ નિશ્ચયપૂર્વક પાળવી જ જોઇયે. પરંતુ પંજાબની પ્રતિજ્ઞા તો ઇરાદાપૂર્વક લેવામાં આવી છે. ઠંડે પેટે, જે વખતે આવેશ જરાયે રહ્યો નહોતો તે વખતે, વિચાર કર્યા પછી લેવામાં આવી છે, સંકટનું પૂરૂં ભાન હતું ત્યારે લેવાયલી છે. જેઓને માટે તમને માન છે, જેઓ તમારા અગ્રેસરો છે તેમણે જે પંજાબને માટે આપણે લડી રહ્યા છીયે તે પંજાબનું નાક રાખવા માટે દૃઢ નિશ્ચય કરેલો છે. એ પ્રતિજ્ઞાનું હું તમને સ્મરણ કરાવવાનો હતો.

## સોનાની બેડી

હવે જે વિદ્યાર્થીઓ આ રાષ્ટ્રીય વિદ્યાલયમાં નથી જોડાયા તેમને હું પૂછું છું કે તમે શું માગો છો ? તમે હિન્દુસ્તાનને સારૂ સ્વતંત્રતા—સ્વરાજ્ય ઇચ્છો છો ? તમે તમારી પોતાની સંસ્કૃતિ ઇચ્છો છો કે પરાધીનતા ઈચ્છો છો ? પરાધીનતાને સહન કરી લેવાને તમે તૈયાર હો તો તો તમને કહેવા સારૂ એક શબ્દ પણ મારી પાસે નથી. ગુજરાત કૉલેજમાં તમારે માટે મોટાં મોટા વિનોદનાં મેદાનો છે, ત્યાં તમે રમતગમત કરી શકો છો, ત્યાં તમારે માટે મોટા મોટા પ્રોફેસરો છે. ત્યા જેવી લૅબોરેટરી છે તેવી આ વિદ્યાલય તમને આપી શકે તે પહેલાં ઘણો કાળ જશે. તેવી સગવડો તમને અહીં નહિ મળે. પણ કેદીને સોનાની અને રત્નો જડેલી બેડી પહેરાવવાથી તેનું કેદીપણું ઓછું થતું હોય તો તમે ગુજરાત કૉલેજમાં કેદી નથી. પણ જો તમે માનતા હો કે જ્યાં આપણી સ્વતંત્રતા ત્યાં જ આપણું તેજ રહી શકે, તો તમે ગુજરાત કૉલેજનો, ત્યાં ગમે તેટલી સગવડો મળતી હોય તે છતાં, ત્યાગ કરજો, અને આ મહાવિદ્યાલયમાં અગવડો વેઠતાં છતાં તમે દાખલ થજો હું તમને ઉશ્કેરવા નથી ઇચ્છતો, પણ તમારી બુદ્ધિને જાગૃત કરવાને ઇચ્છું છું, તમારી ફરજનું તમને ભાન કરાવવા ઇચ્છું છું, તમારી અક્કલનો મારી અક્કલની સાથે વ્યવહાર કરાવી આપવા ઇચ્છું છું. છતાં તમને એવું સુઝતું હોય કે જ્યાં સુધી સરકારી નિશાળમાં ભણીયે ત્યાં સુધી આપણાથી સ્વતંત્રતાનો

સોનાની રત્નજડિત બેડી

વિચાર જ ન કરી શકાય, એવો વિચાર કરવામાં નિમકહરામપણું રહેલું તમને લાગે તો તમે સરકારી શાળા ભલે ન છોડજો. જ્યાં સુધી સરકાર મારફત શિક્ષા લઈયે ત્યાં સુધી સરકારનું રૂડું બોલવું જોઇયે. પણ આ સરકાર તો ઉદ્ધત બની છે; તેણે આપણા ઉપર અત્યાચાર કર્યા છે, તેણે પ્રજાનું નૂર હર્યું છે, તેણે આપણા ધર્મ ઉપર તરાપ મારી છે. આમ છતાં શું સરકારનું રૂડું ઇચ્છી શકીયે? અને કહી શકીયે કે આ સલ્તનત એવી ન્યાયી છે કે સૂર્ય તેની ઉપરથી કદી આથમી જતો નથી? અને એવું ન ઇચ્છી શકીયે તો તેથી સરકાર પાસેથી નાસી છૂટવું જોઇયે. એકેએક ધર્મ શીખવે છે કે ધર્મને બેવફા થવા સરખું બીજું પાપ નથી. માટે જ મેં લખેલું છે કે આ સરકારના વિદ્યાલયમાં રહીને શિક્ષણ લેવું એ જે ડાળ પર બેઠા હોઇયે તે જ ડાળ કાપવા બરાબર છે. તેથી જે વિદ્યાર્થીઓએ હજી સુધી સરકારી શાળા કે કૉલેજ નથી છોડી તેમને હું કહું છું કે તમે ફરીફરીને તમારા હૃદયને તપાસો. તમને લાગે કે આ સરકારનો અંત લાવવો જ જોઇયે તો આપણું સત્ત્વ, આપણી બહાદુરી એમાં જ રહેલી છે કે એ સરકારની નિશાળોમાંથી તરત નીકળી જવું.

આચાર્ય મહારાજે તમને બતાવ્યું કે કેટલોક સહકાર તો અનિવાર્ય છે, જ્યારે કેટલુંક આપણે તરત ખેંચી લઈ શકીયે તેમ છીયે. કેટલાક પ્રકારની વસ્તુઓનો ત્યાગ કરવાને માટે તો આખા દેશનો ત્યાગ કરવો પડે છે. એવો દેશનો ત્યાગ કરવાનોયે વખત આવે, ન આવે એમ હું કહેતો નથી. પણ આજે એવો વખત નથી આવ્યો એટલે એ આપણે નહિ તપાસીયે. આપણે જે તપશ્ચર્યા કરીયે તે આપણા પોતાના કામ પૂરતી જ કરવી જોઇયે. આપણે જેટલી ચિત્તશુદ્ધિ કરવી હોય અથવા જેટલા રોગમાંથી મુક્તિ મેળવવી હોય તેટલી જો એક દિવસનાં ઉપવાસથી થઈ શકતી હોય તો બે દિવસ ઉપવાસ કરે તે બેવકૂફ કહેવાય. જે તપશ્ચર્યા આપણે કરવી છે તેટલીથી આપણું કાર્ય થઇ જતું હોય તો વધારે કરવી ન જોઇયે. એ જ જવાબ તાર, રેલવે વગેરેના સહકારને વિષે છે. જે સહકારથી આપણું તેજ હણાય છે, જે સહકારથી સરકારની પાસે આપણે ઇચ્છાપૂર્વક દાન લઇયે તેનો ત્યાગ તરત કરવો જોઇયે. તેવો સહકાર સરકારી નિશાળોમાં જવું એ છે. અત્યારે સારે નસીબે રાષ્ટ્રીય મહાવિદ્યાલય થયું છે. આપણા આચાર્ય અને અધ્યાપકો જેવા બધે ઠેકાણે નથી હોતા. હું અહીંની ગુજરાત કૉલેજના પ્રોફેસરો જોડે તેમની સરખામણી કરવા નથી માગતો. એ તો થોડા વખતમાં એની મેળે થઈ જશે. રાષ્ટ્રીય શાળા ન ખુલવાથી હજી સુધી કૉલેજ ન છોડનાર વિદ્યાર્થીઓને હવે પહેલાં હતો તેવો સમય નથી રહ્યો. હવે તેઓ એમ નહિ કહી શકે કે નવું વિદ્યાલય નહિ ખુલે તો શું થશે? તેમણે તો હવે તરત જ આ મહાવિદ્યાલયમાં દાખલ થઈ જવું જોઇયે.

## બંધાયેલા વિદ્યાર્થીઓ

મેડિકલ કૉલેજના એક વિદ્યાર્થીએ મને પૂછ્યું કે અમારે અસહકાર કરવો હોય તો શું કરવું? મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓમાં બે પ્રકાર છે. તેમાં જે ફી ભરીને ભણનારા છે તેઓ તો આવતી કાલે જ છૂટી જાય. પરંતુ જેઓ સરકાર પાસેથી શિષ્યવૃત્તિ લઇને

ભણતા હોય અને અમુક મુદતમાં એ રકમ પાછી આપી દેવાની કે અમુક વર્ષ સરકારની નોકરી કરવાની જેમણે બંધણી કરી હોય તેવાઓને આજે જ કૉલેજ છોડવાની સલાહ હું આપતો નથી. પ્રજાની પાસેથી જે પૈસા આપણે એકઠા કરીયે છીયે તેમાંથી તેમને હું પૈસો નહિ આપી શકું. તેઓ એટલી રકમ બીજે ક્યાંકથી મેળવી એ સરકારને ભરી દઇને પોતાની મેળે પોતાની મુક્તિ મેળવી શકે તો મેળવવી એ તેમનું કર્તવ્ય છે. પણ પોતાની ગાંઠના પૈસાથી ભણનાર વિદ્યાર્થીઓનો સવાલ મારી પાસે વધારે જોરથી આવી પડેલો છે. આપણને વૈદું શીખવાની બીજી સગવડ મળે કે ન મળે તોપણ જે વિદ્યા લેતાં આપણી સ્વતંત્રતા દૂર જશે એમ લાગે તેવી વિદ્યાનો ત્યાગ કરવો જ જોઇયે, ને એવી સગવડ ન મળે ત્યાં સુધી એ વિદ્યાના મોહનો ત્યાગ કરવો અને બીજા કોઇ ધંધામાં રોકાઇ જવું. આ પ્રજા જો શહુર વિનાની બની જશે તો વિદ્યા મેળવીનેયે શું કરી શકવાની? વિદ્યાના મોહને હું વખોડતો નથી વિદ્યાનો મોહ હોવો એ જુવાનનો ધર્મ છે; એ મને સ્વીકાર્ય છે. પણ એ મોહની ખાતર આપણા દેશને—આપણા ધર્મને હોમવો નહિ જોઇયે.

મા વિદ્યા યા વિમુક્તયે

મોક્ષદાયી વિદ્યા

જે વિદ્યાથી ધર્મને સાચવી શકીયે તે જ વિદ્યા. આ વિદ્યાપીઠમા એ જ સૂત્ર સ્વીકારવામાં આવેલું છે. તે સૂત્ર મને બહુ સરસ લાગ્યું છે. મા વિદ્યા યા વિમુક્તયે જેનાથી મુક્તિ મળે તે વિદ્યા. મુક્તિ બે પ્રકારની છે. એક મુક્તિ દેશને પરાધીનતામાંથી છૂટો કરવાની તે. એ થોડા વખતને માટે હોય બીજી મુક્તિ સદાને સારૂ છે. મોક્ષ કે જેને પરમધર્મ કહીયે તે મેળવવો હોય તો દુન્યવી મુક્તિ પણ હોવી જોઇયે જ. અનેક ભયમાં રહેલો માણસ નિરંતરનો મોક્ષ નથી પ્રાપ્ત કરી શકતો નિરંતરનો મોક્ષ મેળવવો હોય, પરમ પુરુષાર્થ પ્રાપ્ત કરવો હોય તો નજીકનો મોક્ષ પ્રાપ્ત કર્યે જ છૂટકો છે. જે વિદ્યાથી આપણી મુક્તિ દૂર થાય છે તે વિદ્યા ત્યાજ્ય છે, તે વિદ્યા રાક્ષસી છે, તે વિદ્યા અધર્મ્ય છે. સરકારી વિદ્યાલયમાં મળે છે તે વિદ્યા ગમે તેવી હોય તોયે ત્યાજ્ય અને રાક્ષસી એવી સરકાર મારફત મળતી હોવાથી ત્યાજ્ય છે.

## માબાપો અને વિદ્યાર્થીઓ

માબાપની આજ્ઞા અને અંતરનો અવાજ

વિદ્યાર્થીઓએ માબાપ પ્રત્યે કેમ વર્તવું, તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું કે નહિ એ વિષે હવે હું વિદ્યાર્થીઓને કહીશ તમારો પરમ ધર્મ છે કે તેમની આજ્ઞાનું સુંદર રીતે પાલન કરવું. પણ માતાપિતાની આજ્ઞાના કરતા પણ તમારા અંતરનો નાદ વધારે છે. તમારા અંતરનો નાદ જો તમને એમ સંભળાવે કે માબાપના વચન કેવળ નબળાઇના જ છે, સરકારી શાળા છોડવી એમા તમારો પુરુષાર્થ રહેલો છે, તો માતપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ તમે સરકારી શાળાને છોડજો. પણ એનો અંતરનો નાદ કોને હોય ? મેં આગળ ઘણીવાર કહેલું છે તે જ ફરીથી કહું છું કે જે માણસની અંદર વિનય ભર્યો હોય, જેણે હમેશાં આજ્ઞાનું પાલન કર્યા કરેલું હોય, જેણે નીતિના કાયદા સમજી લીધા હોય અને પાળ્યા હોય, તે જ આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકે જે દયાધર્મને પોતાના જીવનમા પ્રધાનપદ આપે છે,

જેણે બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને પોતાની ઇંદ્રિયો પર કાબુ મેળવ્યો છે, જેણે નથી પોતાના હાથપગને મેલા કર્યાં કે નથી પોતાના મનને મેલું કર્યું, જેણે અસ્તેયવ્રતને પાળ્યું છે, જેણે અનેક પ્રકારના લોચા લેગા કરીને પરિગ્રહ નથી કર્યો, તે જ કહી શકે કે મારા અંતરનો આ અવાજ છે. તમે ગાંધીનો અવાજ લઇને તમારાં માબાપ પાસે ન જજો. તમારો પોતાનો જ અવાજ લઇને તમે તમારાં માતાપિતા પાસે જજો અને તેમને દંડવત્ પ્રણામ કરીને કહેજો કે અમારાથી તમારી આજ્ઞા નહિ પળાય.

એક વિદ્યાર્થીએ મને કહ્યું કે મેં માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને સરકારી શાળા તો છોડી, પણ હવે રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં મારે ન જવું એમ તેઓ કહે છે. મેં તેને સલાહ આપી કે એ આજ્ઞાનું તો તમે જરૂર પાલન કરો. માબાપને લાગતું હોય કે નવા વિદ્યાલયમાં મળશે તે વિદ્યાથી નુકસાન થવાનું છે અને તેથી એ વિદ્યાને રોકવા ઇચ્છે તો તેવું ઇચ્છવાનો તેમનો હક છે, અને એવી આજ્ઞા માનવી એ પુત્રનો ધર્મ છે. માબાપ નવી વસ્તુથી, જો તે તેમને ખોટી લાગે તો, છોકરાંને રોકી શકે છે. મેલ ઉપાડવાની ફરજ તેઓ ન પાડી શકે. દરેક વિદ્યાર્થીએ આ બાબતમાં પોતાનો ધર્મ શો છે તે જોઇ લેવો, અને ત્યારપછી જે પોતાનું કર્તવ્ય લાગે તે માબાપ કે સરકાર કોઇ પણ વિરોધ કરે તોપણ કરવું. તેમ કર્યા વિના દેશ ચડી નહિ શકે.

### મુંબઇનો બનાવ

હવે હું તમને મુંબઇમાં બનેલા એક બનાવ વિષે કહું છું. ત્યાં કેટલાક વિદ્યાર્થીઓએ શરમ શરમના પોકાર કર્યા. તેવા અવાજ કરનારાઓમાં ભાઇ નિમકર પણ હતા. મુંબઇની સભામાં મેં મિસિસ બેસંટના અપમાન ઉપર ભાર મુકયો હતો. જેમણે અસહકારનો અંગીકાર કર્યો છે તેવા કોઇ વિદ્યાર્થી પાસેથી હું શાન્તિનો ભંગ જોવાને ન ઇચ્છું. અસહકાર કરનારે તેનાં ત્રણ પદનો સ્વીકાર કરવો જોઇએ. તેમાં પહેલું પદ છે કે શાન્તિને તમે હ્રદયમાં નોંધી રાખજો કે નથી આપણે શાન્તિનો ભંગ કરવો, નથી કોઇને ગાળ દેવી, નથી ગુસ્સો કરવો, નથી કોઇને તમાચો મારવો કે નથી શરમ શરમના અવાજો કરવા. એમ થાય ત્યાં સુધી કોઇનાથી આ લડતમાં ન જોડાઈ શકાય. મેં ભાઇ નિમકરને કહ્યું કે તમે શાન્તિનો ભંગ કર્યો છે. તમને મિસિસ બેસંટ કે ભાઇ પુરુષોત્તમદાસે કે ભાઈ સેતલવાડે ભલે ગમે તેટલો આઘાત પહોંચાડયો હોય, છતાં શેમ શેમ કરવું એ તમારો ધર્મ ન હતો. તમારો ધર્મ તો એ હતો કે શાન્ત રહેવું અથવા શાંતિપૂર્વક સભામાંથી ચાલ્યું જવું. ભાઇ નિમકર મારી વાત સમજી ગયા અને તેમણે ભરી સભામાં તે માટે પશ્ચાત્તાપ કર્યો અને પોતાની બહાદુરી બતાવી આપી. જે પોતાની ભૂલો કબૂલ કરે ને તે માટે પશ્ચાત્તાપ કરે તે ખરો બહાદુર છે. એમ કરીને ભાઇ નિમકર આગળ વધ્યા છે.

### ત્રણ પદ

તે જ પ્રમાણે તમારી પાસેથી—ગુજરાત કૉલેજમાં જાઓ છો તેમની પાસેથી તેમજ આ મહાવિદ્યાલયમાં દાખલ થયા છો તેમની પાસેથી—ઇચ્છું છું કે તમે તમારો ધર્મ ન

જુઓ. અસહકારની પ્રતિજ્ઞાનાં ત્રણ પદ છે. પહેલું પદ છે શાન્તિ. અસહકાર શાન્તિમય, તલવાર વિનાનો હોવો જોઇયે. જીભ પણ તલવાર છે, હાથ પણ તલવાર છે અને લોખંડનો ધારવાળો ટુકડો પણ તલવાર છે. બીજું પદ તાલીમ કે સંયમ છે, અને ત્રીજું યજ્ઞ છે. આપણે વિશુદ્ધ હોઇયે ત્યારે યજ્ઞ—બલિદાન કરી શકીયે. બલિદાન આપ્યા સિવાય કોઇ પવિત્ર—વિશુદ્ધ બની શકે નહિ અને વિશુદ્ધ ન બનો ત્યાં સુધી તમે તમારી શાળા ન છોડજો. અહીં આજ લગભગ ૬૦ વિદ્યાર્થીઓ છે. તેમનાથી—પાંચ જ વિદ્યાર્થીઓ હોય તો તેટલાથી પણ વિદ્યાપીઠ પોતાનો વ્યવહાર ચલાવશે. તેનો પાયો પવિત્ર હશે તો એ પાયાની ઉપર સ્વરાજ્યની સ્થાપના થશે. જેણે પોતાની વિશુદ્ધિ કરી નથી તે આ પવિત્ર પાયાની વિશુદ્ધતામાં ઉમેરો કરશે નહિ, પણ તેને નામોશી લગાડશે. માટે આ મહાવિદ્યાલયમાં દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીઓને હું કહું છું કે તમે આ અસહકારનાં ત્રણે પદોનું પાલન કરવા ન ઇચ્છતા હો તો તમે તેનો ત્યાગ કરજો.

### માબાપોને

આ સભામાં આવેલાં માબાપોને હું કહું છું કે તમે રાષ્ટ્રીય પરિષદમાં હાજર હતાં, તેના ઠરાવો તમે ઉંચા હાથ કરીને પસાર કર્યા છે, તમે કોંગ્રેસને પણ માનનારાં છો, તમે તમારી જવાબદારી સંપૂર્ણ રીતે સમજો. તમે તમારા છોકરાંઓ ઉપર આઘાત ન કરો. તમે હિન્દુસ્તાન ઉપર આઘાત ન કરો. તમારા દીકરાદીકરી યજ્ઞ કરવાને ઇચ્છે તો તેમને તેમ કરતાં અટકાવશો નહિ, પણ તેમને આશીર્વાદ આપજો અને તેમને આ રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં તમારા આશીર્વાદ સહિત મોકલજો. તેમ નહિ કરો તો તમે તમને પોતાને લજવશો, ગુજરાતને લજવશો, ગુજરાત અને તેથી હિન્દુસ્તાન નબળું છે એમ સિદ્ધ કરશો. માબાપોને

### ઉપસંહાર

ગુજરાતે આજ લગી રાજ્યપ્રકરણી બાબતમાં કદાપિ આટલો ભાગ નથી લીધો. આજે ગુજરાતે હવે રાજ્યપ્રકરણમાં પડવાનો નિશ્ચય કર્યો છે. તેનો તે નિશ્ચય ચાલુ રહો અને તેથી ગુજરાત અને સમસ્ત હિન્દુસ્તાન ઉજ્જ્વળ થાઓ. તમારામાં સત્ય કે વીરતા ભલે ન હોય પણ તમારાં છોકરાંઓમાં સત્ય આવ્યું હોય, વીરતા આવી હોય, તો તમે તેને અવશ્ય પોષજો. એટલી શક્તિ ઇશ્વર તમને આપો એવી પ્રાર્થના કરીને હું વિરમું છું.

---

## મહારાષ્ટ્રયાત્રા

[ પૃ. ૬૫૫ થી ચાલુ ]

### પુણ્યતીર્થ

તા. ૫મીએ બપોરે ગાંધીજીને સ્વ. તિલક મહારાજના ગાયકવાડ વાડામાં લઇ જવામાં આવ્યા ગાયકવાડ વાડો એ તો એક તીર્થ જ છે. તિલક મહારાજ જે ખંડમાં કહતા બેસતા તે ખંડમાં ગાંધીજીને રા. કેળકર લઇ ગયા. એ ખંડ અમે ચાર મહિના ઉપર જોયો તિલકના ધામમાં ગાંધી

જેણે બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને પોતાની ઇન્દ્રિયો પર કાબુ મેળવ્યો છે, જેણે નથી પોતાના હાથપગને મેલા કર્યા કે નથી પોતાના મનને મેલું કર્યું, જેણે અસ્તેયવ્રતને પાળ્યું છે, જેણે અનેક પ્રકારના લોચા ભેગા કરીને પરિગ્રહ નથી કર્યો, તે જ કહી શકે કે મારા અંતરનો આ અવાજ છે. તમે ગાંધીનો અવાજ લઇને તમારાં માબાપ પાસે ન જજો. તમારો પોતાનો જ અવાજ લઇને તમે તમારાં માતાપિતા પાસે જજો અને તેમને દંડવત્ પ્રણામ કરીને કહેજો કે અમારાથી તમારી આજ્ઞા નહિ પળાય.

એક વિદ્યાર્થીએ મને કહ્યું કે મેં માબાપની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને સરકારી શાળા તો છોડી, પણ હવે રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં મારે ન જવું એમ તેઓ કહે છે. મેં તેને સલાહ આપી કે એ આજ્ઞાનું તો તમે જરૂર પાલન કરો. માબાપને લાગતું હોય કે નવા વિદ્યાલયમાં મળશે તે વિદ્યાથી નુકસાન થવાનું છે અને તેથી એ વિદ્યાને રોકવા ઇચ્છે તો તેવું ઇચ્છવાનો તેમનો હક છે, અને એવી આજ્ઞા માનવી એ પુત્રનો ધર્મ છે. માબાપ નવી વસ્તુથી, જો તે તેમને ખોટી લાગે તો, છોકરાંને રોકી શકે છે. મેલ ઉપાડવાની ફરજ તેઓ ન પાડી શકે. દરેક વિદ્યાર્થીએ આ બાબતમાં પોતાનો ધર્મ શો છે તે જોઇ લેવો, અને ત્યારપછી જે પોતાનું કર્તવ્ય લાગે તે માબાપ કે સરકાર કોઇ પણ વિરોધ કરે તોપણ કરવું. તેમ કર્યા વિના દેશ ચડી નહિ શકે.

### મુંબઇનો બનાવ

હવે હું તમને મુંબઇમાં બનેલા એક બનાવ વિષે કહું છું. ત્યાં કેટલાક વિદ્યાર્થીઓએ શરમ શરમના પોકાર કર્યા. તેવા અવાજ કરનારાઓમાં ભાઇ નિમકર પણ હતા. મુંબઇની સભામાં મેં મિસિસ બેસંટના અપમાન ઉપર ભાર મુકયો હતો. જેમણે અસહકારનો અંગીકાર કર્યો છે તેવા કોઇ વિદ્યાર્થી પાસેથી હું શાન્તિનો ભંગ જોવાને ન ઇચ્છું. અસહકાર કરનારે તેનાં ત્રણ પદનો સ્વીકાર કરવો જોઇએ. તેમાં પહેલું પદ છે કે શાન્તિને તમે હૃદયમાં નોંધી રાખજો કે નથી આપણે શાન્તિનો ભંગ કરવો, નથી કોઇને ગાળ દેવી, નથી ગુસ્સો કરવો, નથી કોઇને તમાચો મારવો કે નથી શરમ શરમના અવાજો કરવા. એમ થાય ત્યાં સુધી કોઇનાથી આ લડતમાં ન જોડાઇ શકાય. મેં ભાઇ નિમકરને કહ્યું કે તમે શાન્તિનો ભંગ કર્યો છે. તમને મિસિસ બેસંટ કે ભાઇ પુરુષોત્તમદાસે કે ભાઇ સેતલવાડે ભલે ગમે તેટલો આઘાત પહોંચાડયો હોય, છતાં શેમ શેમ કરવું એ તમારો ધર્મ ન હતો. તમારો ધર્મ તો એ હતો કે શાન્ત રહેવું અથવા શાંતિપૂર્વક સભામાંથી ચાલ્યું જવું. ભાઇ નિમકર મારી વાત સમજી ગયા અને તેમણે ભરી સભામાં તે માટે પશ્ચાત્તાપ કર્યો અને પોતાની બહાદુરી બતાવી આપી. જે પોતાની ભૂલો કબૂલ કરે ને તે માટે પશ્ચાત્તાપ કરે તે ખરો બહાદુર છે. એમ કરીને ભાઇ નિમકર આગળ વધ્યા છે.

### ત્રણ પદ

તે જ પ્રમાણે તમારી પાસેથી—ગુજરાત કૉલેજમાં ભણો છો તેમની પાસેથી તેમજ આ મહાવિદ્યાલયમાં દાખલ થયા છો તેમની પાસેથી—ઇચ્છું છું કે તમે તમારો ધર્મ ન

જુઓ. અસહકારની પ્રતિજ્ઞાનાં ત્રણ પદ છે. પહેલું પદ છે શાન્તિ. અસહકાર શાન્તિમય, તલવાર વિનાનો હોવો જોઇયે. જીભ પણ તલવાર છે, હાથ પણ તલવાર છે અને લોખંડનો ધારવાળો ટુકડો પણ તલવાર છે. બીજું પદ તાલીમ કે સંયમ છે, અને ત્રીજું યજ્ઞ છે. આપણે વિશુદ્ધ હોઇયે ત્યારે યજ્ઞ—બલિદાન કરી શકીયે. બલિદાન આપ્યા સિવાય કોઇ પવિત્ર—વિશુદ્ધ બની શકે નહિ અને વિશુદ્ધ ન બનો ત્યાં સુધી તમે તમારી શાળા ન છોડજો અહીં આજ લગભગ ૬૦ વિદ્યાર્થીઓ છે. તેમનાથી—પાંચ જ વિદ્યાર્થીઓ હોય તો તેટલાથી પણ વિદ્યાપીઠ પોતાનો વ્યવહાર ચલાવશે. તેનો પાયો પવિત્ર હશે તો એ પાયાની ઉપર સ્વરાજ્યની સ્થાપના થશે. જેણે પોતાની વિશુદ્ધિ કરી નથી તે આ પવિત્ર પાયાની વિશુદ્ધતામાં ઉમેરો કરશે નહિ, પણ તેને નામોશી લગાડશે. માટે આ મહાવિદ્યાલયમાં દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીઓને હું કહું છું કે તમે આ અસહકારનાં ત્રણે પદોનું પાલન કરવા ન ઇચ્છતા હો તો તમે તેનો ત્યાગ કરજો.

### માબાપોને

આ સભામાં આવેલાં માબાપોને હું કહું છું કે તમે રાષ્ટ્રીય પરિષદ્‌માં હાજર હતાં, તેના ઠરાવો તમે ઉંચા હાથ કરીને પસાર કર્યા છે, તમે કૉંગ્રેસને પણ માનનારાં છો. તમે તમારી જવાબદારી સંપૂર્ણ રીતે સમજો. તમે તમારા છોકરાઓ ઉપર આઘાત ન કરો. તમે હિન્દુસ્તાન ઉપર આઘાત ન કરો. તમારા દીકરાદીકરી યજ્ઞ કરવાને ઇચ્છે તો તેમને તેમ કરતા અટકાવશો નહિ, પણ તેમને આશીર્વાદ આપજો અને તેમને આ રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં તમારા આશીર્વાદ સહિત મોકલજો તેમ નહિ કરો તો તમે તમને પોતાને લજવશો, ગુજરાતને લજવશો, ગુજરાત અને તેથી હિન્દુસ્તાન નબળું છે એમ સિદ્ધ કરશો. માબાપોને

### ઉપસંહાર

ગુજરાતે આજ લગી રાજ્યપ્રકરણી બાબતમાં કદાપિ આટલો ભાગ નથી લીધો. આજે ગુજરાતે હવે રાજ્યપ્રકરણમાં પડવાનો નિશ્ચય કર્યો છે. તેનો તે નિશ્ચય ચાલુ રહો અને તેથી ગુજરાત અને સમસ્ત હિન્દુસ્તાન ઉજ્જવળ થાઓ. તમારામાં સત્ય કે વીરતા ભલે ન હોય પણ તમારાં છોકરાઓમાં સત્ય આવ્યું હોય, વીરતા આવી હોય, તો તમે તેને અવશ્ય પોષજો. એટલી શક્તિ ઇશ્વર તમને આપો એવી પ્રાર્થના કરીને હું વિરમું છું.

---

## ૧ મહારાષ્ટ્રયાત્રા

[ પૃ. ૬૫૫ થી ચાલુ ]

### પુણ્યતીર્થ

તા. ૫મીએ બપોરે ગાંધીજીને સ્વ. તિલક મહારાજના ગાયકવાડ વાડામાં લઇ જવામાં આવ્યા ગાયકવાડ વાડો એ તો એક તીર્થ જ છે. તિલક મહારાજ જે ખંડમાં હતા બેસતા તે ખંડમાં ગાંધીજીને રા. કેળકર લઇ ગયા. એ ખંડ વચ્ચે ચાર ગાદિના ઉપર જોયો તિલકના ધામમાં ગાંધી

હતો તેવો ને તેવો જ આ વખતે પણ હતો. પણ આ વખતે ત્યાં અમને કોઇ અજબ શૂન્યતા લાગી. મહારાજના પુત્રોએ સૌનું સ્વાગત કર્યું, બધાને તિલક મહારાજની પ્રિય સોપારી આપી, ગાંધીજીને તિલક મહારાજની પ્રતિમાવાળો એક ચાંદીનો ચાંદ પહેરાવ્યો, અને એ સોપારી જે ચાંદીની દાબડીમાં રહેતી તે દાબડી પણ ગાંધીજીને એનાયત કરી. આ બધું ગાંધીજીને બહુ વ્હાલું લાગ્યું. આ ચાંદ અને દાબડી તેઓ તે દિવસથી સદા પોતાની પાસે જ રાખે છે.

## નેતાઓની અશ્રદ્ધા

આ પછી બીજા જ ખંડમાં સ્થાનિક નેતાઓ અને કાર્યકર્તાઓની ખાનગી સભા રાખી હતી. રાષ્ટ્રીય પક્ષના ઘણાખરા સ્થાનિક નેતાઓ હાજર હતા. કાર્ય શી રીતે લેવું તે વિષેની વાતો કરતાં વધારે વાતો શંકાઓ અને મુશ્કેલીઓ વિષે ચાલી. કેટલાકને શાળાત્યાગની આવશ્યકતા વિષે શંકા હતી, કેટલાક રાષ્ટ્રીય સંસ્થાઓ થાય ત્યાં સુધી રાહ જોવાના પક્ષમાં હતા, બધાયને નાણાંની ભીડ એ મોટામાં મોટું નડતર લાગતું હતું. ગાંધીજીની બધી દલીલ તો અહીં નહિ આપું, પણ તેનો સાર આપીશ. તેમણે પ્રથમ જણાવ્યું કે શિક્ષણ સારું હોય યા નરસું હોય તેનો પ્રશ્ન નથી; ચાલુ પ્રથામાં ખામી હોય યા ન હોય તે પ્રશ્ન નથી; જે સરકારે આપણને જખમ કર્યા છે તે સરકારના છત્ર તળે, શિક્ષણ લેવું એ પાપ છે એ વાત છે. બીજી વાત તેમણે એ જણાવી કે રાષ્ટ્રીય સંસ્થાઓ થાય ત્યાં સુધી કેવી સ્થિતિમાં રાહ જોઇ શકાય કે જ્યારે આ સરકાર સહ્ય હોય: આ સરકાર તો સહ્ય રહી નથી અને એ અસહ્ય સરકારના કરતાં કોઈ પણ સ્થિતિ બહેતર છે. નાણાં ન મળી શકે એ વાત તો શ્રદ્ધાની જ હતી. પ્રખર બુદ્ધિ અને અપ્રતિમ સ્વાર્થત્યાગના ધામ મહારાષ્ટ્રમાં કાંઈ ઉણપ હોય તો તે શ્રદ્ધાની જ છે એમ ગાંધીજીએ જણાવ્યું. જે વસ્તુને તિલક મહારાજે પોતાનો ધર્મ બનાવ્યો હતો અને જેનું રટણ કરતા તેઓએ દેહ છોડ્યો તે સ્વરાજ્યને ધર્મ બનાવવાની ગાંધીજીએ માગણી કરી. શ્રદ્ધા વિષે કહેતાં તેઓએ લગભગ એમ કહ્યું કે તમે આંખ મીચીને શ્રદ્ધા રાખો—I want you to be reckless in faith. બધા છોકરાઓ એકી વખતે શાળાઓ ખાલી કરે તો પછી તેમને માટે શી રીતે વ્યવસ્થા થાય, ભીખ માગીને કરી શકીયે? — આ પ્રશ્નોના ઉત્તર આપતાં ગાંધીજીએ કહ્યું કે બધા જ વિદ્યાર્થીઓ નીકળશે તો તો અધ્યાપકોને નીકળ્યા વિના ચાલવાનું છે? અને બધા અધ્યાપકો નીકળ્યા એટલે તો આખો દેશ હાલી ઉઠશે. આખો દેશ આમ હાલી ઉઠે તો શું હિન્દુસ્તાનમાં બધી પ્રવૃત્તિને પહોંચી વળવાને માટે નાણાં છે?—એ પ્રશ્નનો ઉત્તર આપતાં ગાંધીજીએ કહ્યું, આટલી જાગૃતિ થશે તે દિવસે રામનાથ કાજી કામળીવાળા પોતાના ખજાનામાં એક પૈસો દાબી શકશે ખરા કે? રા. કેળકરનું આથી સમાધાન થઈ ગયું હોય એમ ન જણાયું. તમારો તો આનો સીધો હિસાબ છે, અમારો નથી, અમને અમે તે ધર્માદા ખાતાંઓમાંથી પૈસા કાઢવા સહેલા નથી લાગતા, એમ તેમણે જણાવ્યું. આ અશ્રદ્ધા લગભગ બધાયે નેતાઓમાં જણાતી હતી. પણ એ અશ્રદ્ધા નિષ્કારણ છે એ વાતની સાબીતી તો પૂનામાં જ મળી રહી હતી. તે તરફ હવે આપણે વળશું

## 'પ્રાતઃસ્મરણીય ભગિનીઓ'

પૂનાની સ્ત્રીઓ આગળ

તા ૬ઠ્ઠીએ બપોરે સ્ત્રીઓની સભા કિર્લોસ્કર નાટકશાળામા રાખેલી હતી. નાટકશાળાની નીચેની બધી જગ્યા તથા ઉપરની બન્ને ગૅલેરીઓ સ્ત્રીઓથી ભરેલી હતી. એક તસુ પણ જગ્યા ભાગ્યે જ ખાલી હશે ચન્દ્રને જોઇ સાગર ઉછળે તેમ આજે ભરતી ચડી હતી હિન્દુ, મુસલમાન, પારસી બધા વર્ગોની બધી વયની સ્ત્રીઓ હતી એક સુદર પદથી કાર્યનો આરંભ થયો તેમાની કેટલીક કડીઓ તેની સાર્થકતા જણાવવા માટે અહીં આપી દઉં

दिन आले दुर्धर भारत भूला
सकटीं या तारक तुम्हीं जनतला
प्रभु देवो यश या सत्कार्याला ॥ चाल ॥
जाउ दे नशिबाचें हें पारतन्त्र्य विलयाला ॥
मान्य असो स्वागत०
जरी आमुचा बाल तिलक आजि गेला
अवचित हा घात जनाचा झाला
तरि आर्ता भार तुम्हांवर आला ॥ चाल ॥
ठेउनिया विसरुं आम्हीं या तिलकनिधनदुःखाला ॥
मान्य असो स्वागत०

ગાધીજીએ બહેનોને 'પ્રાતઃસ્મરણીય' કહીને સંબોધી અને લગભગ પોણો કલાક સુધી જે ઉદ્બોધન કર્યું તેમાના વિશિષ્ટ ઉદ્ગાર માત્ર અહીં આપુ છુ :

"હુ જાણું છું કે હિન્દુ, મુસલમાન, પારસી અને બીજી બધી કોમોનો ધર્મ આપણી સ્ત્રીઓના જ હાથમા છે સ્ત્રીઓ ધર્મ તજશે તે દિવસે આપણો ધર્મ નષ્ટ થઇ જશે આપણા શાસ્ત્રમા કહ્યુ છે કે જ્યા રાજા અને સ્ત્રીઓ ધર્મ છોડે છે ત્યા દેશ નષ્ટ થાય છે. આપણે ત્યા સ્ત્રીઓએ ધર્મ તદ્દન નથી છોડયો, પણ રાજાએ તે છોડયો છે આપણે ત્યા જે રાજ્યાધિકાર ચાલે છે તે રાવણરાજ્ય જેવો છે—તે રાક્ષસીરાજ્ય જેવો છે" ખિલાફત અને પંજાબના અન્યાયોનો ઉલ્લેખ કરીને તેઓ બોલ્યા "આ સલ્તનત મર્દોને નામર્દ બનાવી રહી છે આપણે નામર્દ ન હોત, સ્ત્રીઓ વીર પુરુષો પેદા કરત તો અત્યાચારો અસંભવિત થાત પણ મને અફસોસ છે કે આજકાલ આપણા દેશમા આપણા મર્દો નામર્દ થઇ ગયા છે. હું હિન્દુસ્તાનની માતાઓ પાસે અશ્રુપાત ચાહું છુ. તેઓ મર્દો પેદા ન કરે ત્યા સુધી દેશનો ઉદ્ધાર અશક્ય છે + + + પણ મર્દો પેદા કેમ કરાય? જ્યારે સ્ત્રીઓના દિલમા હિંમત આવે, ભક્તિ આવે, શ્રદ્ધા આવે, ઇશ્વર તેમના હૃદયનો પતિ બને, તેઓ ઇશ્વરથી જ ડરતી થાય, મનુષ્યથી ડરતી મટે, તો જ હિન્દુસ્તાનમા મર્દો પેદા

થાય. + + + રાવણરાજ્યને બંધ કરવું હોય તો રામરાજ્ય પેદા કરવું જોઇયે. રામરાજ્ય મેળવવાની તાકાત તો જ્યાં સુધી બહેનોએ પાર્વતી કૌસલ્યાના જેટલાં તપ નથી કર્યાં, દ્રૌપદી દમયંતીના જેટલું ધર્મપાલન નથી કર્યું, ત્યાં સુધી કેવું ? ત્યાં સુધી મર્દો પેદા થવા અશક્ય છે." આ પછી અમૃતસરની જે સ્ત્રીએ પ્રભાતમાં આવી દેશને 'જીતેન્દ્રિય' બનાવવાની ગાંધીજી પાસે માગણી કરેલી તેનો કિસ્સો કહી સંભળાવ્યો અને પોતાની ભિક્ષા માગવી શરૂ કરી. પ્રથમ ભિક્ષા પવિત્રતાની માગી, બીજી ભિક્ષા મુસલમાનો માટે દ્વેષ કાઢી નાંખવાની કરી, ત્રીજી ભિક્ષા રાવણરાજ્યની શાળામાંથી બાળક બાળકીઓ ઉઠાવવાની માગી, અને ચોથી ભિક્ષા સ્વદેશીધર્મના પાલનની માગી, અને પાંચમી ભિક્ષા ત્યાગ—અલંકાર આભૂષણાદિ તથા દ્રવ્ય—ની માગી.

આ માગણી થતાંની સાથે જ જે દૃશ્ય બની રહ્યું તે વર્ણવવાને કવિની કલમ જોઇયે. અમદાવાદ, ડાકોર, વગેરે સ્થળોની બહેનોએ પોતાનાં આભૂષણો આપી દીધેલાં જોયાં છે, પણ પૂનાએ આ સ્થળોને ભૂલાવ્યાં એમ કહું તો અતિશયોક્તિ નથી. મંગલારંભ એક પારસી બહેને પોતાની સોનાની બંગડી આપીને કર્યો; અને પછી તો એક બે ત્રણ એમ બંગડીઓ જાદુગરના ખીસ્સામાંથી જેટલી ઝડપથી નીકળે છે તેમ નીકળવા માંડી. બંગડીની સાથે ગળાની કંઠીઓ, એરિંગો, વાળનાં ફુલો, રૂપીયા ઉમેરાયાં. સ્ત્રીઓ માંહોમાંહે નાણું ભેગાં કરીને આપી રહી હતી. ઉપરની ગૅલરીમાંની બહેનોએ કોઇ ભાઇનું ઉપરણું લઇ તેમાં ઉપરાણું કરી તે ઉપરણું ઉપરથી લટકાવ્યું. આમ પૈસા અને દાગીનાની લગભગ અર્ધો કલાક સુધી છોળ ઉડી. ગાંધીજીએ રા. હરિભાઉ ફાટકને કહ્યું, "હજુ દક્ષણમાં શ્રદ્ધા નહિ આવે તો ક્યારે આવશે ?" પણ આ દૃશ્ય લાંબો વખત નિરખ્યા કરવાનું ભાગ્યમાં ન હતું. અમારે તો તરત વાઇ અને સતારા જવા માટે મોટર પકડવાની હતી, એટલે રા. હરિભાઉ ફાટકને એ છોળ સંકેલવાનું કહી અમે આ 'પ્રાતઃસ્મરણીય' બહેનોની રજા લીધી. રસ્તે રા. કેળકર ગાંધીજીને મળ્યા. ગાંધીજીએ તો જે અલૌકિક દૃશ્ય તેઓ જોઇ આવ્યા હતા તેનો તેમને ચિતાર આપ્યો. રા. કેળકર માની નહિ શક્યા. એમને પણ ગાંધીજીએ હસતાં હસતાં કહ્યું કે "સ્ત્રીઓને જોઇને તો તમે શ્રદ્ધાવાન થાઓ."

સંપૂર્ણ ]

મહાદેવ હરિભાઇ દેસાઇ

તા. ૨૧-૧૧-૧૯૨૦

તા. ૨૧-૧૧-૧૯૨૦

# હિંદુમુસલમાનને–

મારા અહમદાવાદના ભાષણથી કંઇ ચર્ચા ઉત્પન્ન થયેલી મે સાભળી છે. તે ભાષણનો જોઇતો ભાગ મે તો આ લખતી વેળા જ વાચ્યો. તેમા એક જ અગત્યની ભૂલ જોઉં છુ 'સાધુ મને મળ્યા' એમ મારા ભાષણના રિપોર્ટમા જણાવ્યુ છે. એ પ્રમાણે બોલ્યાની મને યાદ નથી. પણ બોલવામા જીભની ભૂલ થઇ ગઇ હોય. મને સાધુ મળ્યા જ નથી એટલા દોષને સારૂ હું ક્ષમા માગુ છુ. હકીકત આ છે મારી પાસે તેમના બે માણસો આવ્યા ને તેમણે મને સાધુનો સન્દેશો આપ્યો કે મને તેઓ બોલાવે છે. મે આ વેળા બનેલી હકીકત સાભળી લીધી હતી. મે કહ્યુ કે મને તો જવાનો વખત જ નથી, પણ જો સાધુ પધારશે તો મળીશ. મે તેમને વધારામા એમ કહેવડાવ્યુ કે 'તમે સાધુવેશમા સાધુને ન શોભે એવું કાર્ય કર્યું છે એવો મને ભય છે. સાધુવેશ છોડીને જ આવશો તો સારૂ છે. સાધુઓની પાસેથી હું નિર્ભયતા ને દયાના પાલનની આશા રાખુ છુ સાધુઓની પાસેથી હું એવી આશા નથી રાખતો કે તેઓ હિન્દુ ધર્મના પોતપોતા માહેના ઝગડામા મુસલમાનોને વચમા નાખે, કે જેમ સાધુએ આ મોલવીને નાખ્યા જણાય છે. આ સંદેશાથી પણ ખળભળાટ થયેલો જોઉ છુ છતા આ સદેશાને અને મારા ભાષણને હું વળગી રહુ છુ. બકરાને વિષે બનેલો બનાવ હું ગભીર માનુ છુ. તેનુ પરિણામ ગભીર નથી આવ્યુ એ આપણુ સદ્‌ભાગ્ય સૂચવે છે. અનેક નિર્દોષ જીવોને બચાવવાની માનુની જરૂર ફરજ છે. પણ સાધુઓથી પોતાની સાધુતાથી—તપશ્ચર્યાથી જ તેમ થઇ શકે. સાધુ શરીરબળથી કે તેવા બળના દેખાવથી જીવોને ન બચાવી શકે. વળી તેઓ ધાર્મિક ઝગડામા મુસલમાનોના બળનો ઉપયોગ ન કરી શકે મુસલમાનો એકબીજાની સાથે લડતા હોય તેમાં હિન્દુ કોઇનો પક્ષ લઇને બીજાને કેમ દબાવે? જો દબાવે તો હિન્દુને નામોશી છે, ને મુસલમાનોને તો મરવા જેવુ થાય જેમ આપણે આપણી વચ્ચેના દુનિયાદારી ઝગડાઓમા અગ્રેજોને વચ્ચે નાખીને રાજ્ય ગુમાવ્યુ તેમ આપણે જો ધર્મના અદરઅંદરના ઝગડામા મુસલમાનને નાખીયે કે મુસલમાન હિન્દુને નાખે તો બન્ને પોતાનો ધર્મ ગુમાવે. બકરાનો હોમ કરનાર, હિન્દુ મુસલમાનની મદદ માગી પોતે બીજા હિન્દુઓની સામે થઇને બકરો

સાધુનો ધર્મ

હિન્દુમુસલમાનના ધાર્મિક ઝગડા

આપણે હિન્દુમુસલમાન વચ્ચે ખરા દિલનો ભાઇચારો દાલખ કરવા માગીયે છીયે; તેમાં અમદાવાદના બનાવથી વિઘ્ન આવ્યુ છે એમ મારી માન્યતા છે. એ વિઘ્નની અસર આજે ભલે ન જણાય, પણ તેવા વિઘ્ન આગળ ઉપર વધે નહિ તેથી મેં હિન્દુમુસલમાન બન્નેને ચેતવ્યા છે.

હવે મોલવી વિષે. તેમને તો મેં પાખંડી જ માન્યા છે. મારી પાસે તેમણે કહ્યું તે એક હતું; જે પત્રિકા કેટલાક મુસલમાન ભાઇઓના નામે બહાર પડી છે તે વળી જુદું જ સૂચવે છે. તેમાં જે વાતો મોલવીની સાથે થયાનું લખ્યું છે તે તો તદ્દન બનાવટી છે. તે મોલવીએ મારા નામનો દુરુપયોગ કર્યો એટલું જ કહેવાની મારી મતલબ હતી. તેમને કે કોઇને અમદાવાદમાંથી કાઢી મુકવાનો મને શો અધિકાર? પણ તે મોલવીએ મને તો પોતાનો મુરબ્બી હોવાનું કહ્યું. તેથી મેં તેમને સલાહ આપી કે તમે મારી સલાહ માનો તો અમદાવાદ છોડી જજો. તેમને કે કોઈ મુસલમાનને ખિલાફત કમિટીને નામે કે મારે નામે અમારી પરવાનગી વિના કામ કરવાનો હક હોય જ નહિ. એ મોલવીની ઉપર મારો વિશ્વાસ તો જરાયે નથી. તેમની પાસે ખિલાફત કમિટીએ આપેલું કશું અખત્યારપત્ર નથી. એટલે મારી દરેક મુસલમાનને સલાહ છે કે તેમણે તે મોલવીનું કે બીજા કોઇનું જેને ખિલાફત કમિટી તરફથી અધિકાર ન હોય તેનું સાંભળવું ન જોઇયે.

મુસલમાનો ખિલાફતનું ભારે કામ, ને હિન્દુમુસલમાન સ્વરાજ્યનું કામ, જ્યા સુધી બન્ને નિર્ભય, હિમ્મતવાન, સ્વાર્થત્યાગી ને સાચા નહિ બને ત્યાં લગી નથી કરી શકવાના. તેથી તેઓએ હંમેશાં સાવધાનીથી ચાલવાની જરૂર છે. મહાન લડતોને અંગે સદાયે પાખંડો ચાલ્યા કરે છે. તે બધાં પાખંડોમાંથી બચવું એ આપણી ફરજ છે.

---

## સ્વરાજ્યની શરતો અને અસ્પૃશ્યનીતિ

ગુજરાત વિદ્યાપીઠના એક નિર્દોષ ઠરાવથી અમદાવાદ, મુંબઇ વગેરે જગ્યાએ ખળભળાટ મચી રહ્યો છે. વિદ્યાપીઠે જે ઠરાવ કર્યો છે તે એ છે કે જે કોઇ શાળા કેવળ અંત્યજોનો બહિષ્કાર કરે તેને માન્ય ગણવામાં નહિ આવે. આ ઠરાવ વિદ્યાપીઠના સિદ્ધાંતને લઇને જ થયો છે. છતાં એ ઠરાવથી ઘણા હિન્દુનાં મન દુખાયા

છે ને તેઓમાંના કેટલાક મને સલાહ આપી રહ્યા છે કે મારે આ વાત ચર્ચવી નહોતી જોઇતી. કેટલાક કહે છે કે અસ્પૃશ્યતા વિષેના મારા વિચારો મારા હિન્દુપણાને બટ્ટો પહોંચાડે છે. બીજા કેટલાક એ વિચારોને સારૂ મારો ચુસ્ત સનાતની હોવાનો દાવો રદ કરે છે. હું મને ચુસ્ત સનાતની કેમ માનું છું તેના કારણો હવે પછી તપાસીશ.

અત્યારે તો હું એટલુ જ બતાવવા માગું છું કે વિદ્યાપીઠે પોતાના ઠરાવથી કંઇ નવો નિર્ણય નથી કર્યો. વિદ્યાપીઠ જો બીજો ઠરાવ કરત તો તે નવો નિર્ણય ગણાત. સરકારની શાળાઓમા આજે અંત્યજ જાતિ કેળવણી લે છે. મુબઇની ઘણી હાઇસ્કૂલોમા તેવા વિદ્યાર્થીઓ છે. ગુજરાતની હાઇસ્કૂલોમા પણ છે.

જો આજ લગી આપણે આવી નિશાળોમા વૈષ્ણવ છોકરાઓને મોકલતા આવ્યા છીયે તો પછી રાષ્ટ્રીય શાળામા તેમનો બહિષ્કાર કરી નવી રૂઢ દાખલ કરીશું ? અસ્પૃશ્યતાનો પુનરુદ્ધાર કરીને શુ આપણે સ્વરાજ્ય મેળવવાની આશા રાખીયે છીયે ?

રેલગાડીમા, હોટલોમા, અદાલતોમા, મીલોમા અસ્પૃશ્યતા નડતી નથી; ત્યારે નિશાળમા જ્યા શિક્ષકની દેખરેખ નીચે સુઘડતાના નિયમો જાળવીને જ બેસી શકાય ત્યાં જ અસ્પૃશ્યતાને કાયમ રાખવી ?

મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદીને આપણે અસ્પૃશ્ય નથી ગણતા, અસ્પૃશ્ય ગણીને તેમને ભાઈ નથી બનાવી શકતા; તો પછી હિન્દુ ધર્મનુ જ જે એક અગ છે તેને—અંત્યજને રાષ્ટ્રીય નિશાળોમા જેમા ઇતર જાતિ આવી શકે તેમા પણ અસ્પૃશ્ય ગણવા ?

મારી ઉપર એવો આરોપ મુકવામા આવ્યો છે કે વિદ્યાપીઠ પાસે ઉપરનો ઠરાવ કરાવીને મેં પણ સરકારના જેવો જ જુલમ હિન્દુ સંસાર પર કરાવ્યો છે. આવો આરોપ મુકનારને નમ્રતાપૂર્વક યાદ દેવા ઇચ્છુ છુ કે હું તમને તમારા ધોરણ પ્રમાણે નિશાળો ચલાવતા રોકવા નથી ઇચ્છતો; તમે મને ન રોકો. આમા જુલમ શો ? ખરૂં તો એ છે કે મને રોકવાનો ઇરાદો કરી તમે જુલમ કરો છો. જેઓ રાષ્ટ્રીય ભાવના પેદા કરવામા અસ્પૃશ્યતાને હાનિકારક માને છે તેને તેવી ચળવળ કરતા તમે કેમ રોકી શકો ? બીજા આદર્શવાળી, અસ્પૃશ્યતાને ધર્મ જાણનારી વિદ્યાપીઠો તમે પેદા કરો તેમાં કોઈ તમને નહિ રોકે. તેની અશક્યતા તમને રોકે એ જુદી વાત.

મારી દૃઢ માન્યતા છે કે અસ્પૃશ્યતા એ 'અધર્મ છે. હિન્દુ ધર્મની તે અતિશયતા છે. અતિશયતાને પોષવી એ દુરાગ્રહ છે, તેને તપશ્ચર્યા કરી દૂર કરવી એ સત્યાગ્રહ છે. સત્યનો આગ્રહ એ જ ધર્મ છે' રૂઢિએ માનેલ દરેક દોષને પકડી રાખવાનો આગ્રહ અધર્મ છે."

અસહકાર એ શુદ્ધિશાસ્ત્ર છે, આપણી વિશુદ્ધિ કર્યા વિના અસહકાર અશક્ય છે, જ્યા લગી આપણે આપણા જ એક અંગને અસ્પૃશ્ય માનીયે છીયે ત્યા લગી આપણે હિન્દુ પોતે અને આપણા પડોશી મુસલમાન ઇત્યાદિ પણ જે આજે અસ્પૃશ્ય બન્યા છીયે તે રહેવાના. મારી દૃઢ માન્યતા છે કે હિન્દુ સંસારની અધોગતિ અસ્પૃશ્યતાના દોષથી થયેલી છે. આપણા પાપે આપણે જ અસ્પૃશ્ય બન્યા છીયે આપણે ધર્મને બહાને અંત્યજને અસ્પૃશ્ય ગણ્યા, સરકારે પણ ધર્મ માની આપણને અસ્પૃશ્ય બનાવ્યા છે. અને જેમ અંત્યજો તેમ આપણે પણ આપણા પર વિદેશીઓ તરફથી ચોટાડવામા આવતી અસ્પૃશ્યતાને સ્વાભાવિક માની સેવતા થયા છીયે. અને જેમ આપણે કહીયે છીએ કે અંત્યજ પોતે અસ્પૃશ્યતાને કલંક નથી માનતા, તેમ સરકાર પણ કહે છે કે આપણે તો આપણું નીચાપણુ આપણો સહજ ધર્મ માનીયે છીયે માત્ર કેટલાક ગાધી જેવા વિપ્લવ કરનારા લોકો હિન્દીઓને ભમાવી તેમની સ્વાભાવિક ગતિને અધોગતિ તરીકે ગણાવે છે.

ગુજરાતી હિન્દુ સંસારને હું વીનવીને કહું છુ કે તમે અસહકારમા ભારે ભાગ લઇ રહ્યા છો તેને આ ચાલુ ખળભળાટથી અટકાવશો નહિ અસ્પૃશ્યતાને ધર્મ ગણીને તમે સ્વરાજ્ય નહિ જ મેળવો તમે કહેશો કે તો અમને આ રાક્ષસી સરકાર પણ પ્રિય છે. આનો જવાબ એ જ છે કે રાક્ષસી સરકારના અમલમા જેને તમે અસ્પૃશ્ય ગણો છો તેને તમે અસ્પૃશ્ય રાખી નહિ શકો; એટલુ જ નહિ પણ આપણે બધા અંત્યજ બન્યા છીયે તે આપણી દયામણી સ્થિતિ વધારે દૃઢ બનવાની છે. આ સહજસિદ્ધ વાતને આપણે ભૂલવી ન જોઇયે.

# ગાંધીજીનું નવજીવન

પુસ્તક ૮ મું



નવજીવન પ્રકાશન મન્દિર

અ મ દા વા દ

## નવમું પુસ્તક ૧૫ મી એપ્રિલને દિવસે બહાર પડશે

# વાચકોને સૂચના

§ નિશાનીવાળા લેખો 'યંગ ઇંડીયા'માંથી ભાષાન્તર છે.

† „ „ અંગ્રેજી પરથી „

¶ „ „ ગાંધીજીની મુસાફરીઓના તેમના સાથીઓએ કરેલા વર્ણનો છે.

પહેલું પુસ્તક ખલાસ થયેલું હોવાથી સામટા ૧૮ પુસ્તકના ગ્રાહક તરીકે નામ નોંધાવનારાઓને પણ તે મળી શકશે નહિ; માટે તેવાઓએ રૂ. ૮ ને બદલે રૂ. ૭-૮-૦ મોકલવા.

# ગાંધીજીનું 'નવજીવન'



તા. ૨૧-૧૧-૧૯૨૦

## તલવારત્યાગની એક જીત

તલવાર-ત્યાગની જીત

તલવારત્યાગ કહો, દયાધર્મ કહો, શાન્તિ કહો, અમન કહો કે અહિંસા—એ બધાનો એક જ અર્થ છે. આ ગુણની જીત થઇ છે એવું સરકારના છેલ્લા ઠરાવથી સિદ્ધ થયું છે સરકારે હાલ તુરતને સારૂ અલી ભાઇઓને અને મને કેદમાં મોકલવાનું માંડી વાળી આ શાન્ત અસહકારને હાથ તો બુદ્ધિબળથી—લશ્કર દળની મદદથી—જીતી લેવાનું ઠરાવ્યું છે આ નિશ્ચયને સારૂ રાજાપ્રજા બંને એકબીજાને ધન્યવાદ આપી શકે છે હું આ નિશ્ચયને શાન્તિમય યુદ્ધની એટલે અહિંસાની જીત સમજું છું જો આપણે છૂપાં કે જાહેર ખુનોથી કે મકાનો બાળીને કે પાટા ઉખેડીને લડત ચલાવવાનો વિચાર રાખ્યો હત તો આપણે પ્રજામત બિલકુલ ન કેળવી શક્યા હત, આપણામાં હિમ્મતપૂર્વક સત્ય બોલવાની શક્તિ ન આવી હત, એટલે કે આપણે સ્વરાજ્ય લેવાને તૈયાર કે લાયક ન બન્યા હત આજે આપણે જેટલી છૂટથી આપણા વિચારો બતાવીએ છીએ તેટલી છૂટથી એક વર્ષ પૂર્વે પણ બતાવી શકતા ન હતા આપણે સરકારને અભયદાન આપીને આપણે પોતે હિમ્મત મેળવી લીધી છે. આપણામાં મલિનતા નથી તો આપણને કોણ કંઇ કરનાર છે એવો વિશ્વાસ આપણા મનમાં આપણને આવી ગયો છે. આપણે કોઇને

મારવા નથી ઇચ્છતા તો આપણને કોઇ કેમ મારશે એવી સ્ફુરણા એની મેળે જ આપણને થઈ આવી છે.

આમ વાતાવરણ ચોખ્ખું થયું છે. આપણે હૃદયબળથી, બુદ્ધિબળથી, લોકમત ફેરવી સ્વરાજ્ય લેવા ચાહીયે છીયે; તેથી સરકારની ફરજ પણ બુદ્ધિબળ વાપરવાની થઈ પડે છે. સામેના માણસથી ડરી જઇ આપણે તેના મલિન બળનો ઉપયોગ કરીયે છીયે ત્યારે જ આપણે મલિનતા શીખીયે છીયે ને નબળા થઇયે છીયે. આથી બંન્ને પક્ષ નબળા પડે છે. જો મલિનતાની સામે આપણે સ્વચ્છતાનો પ્રયોગ કરીયે તો સરવાળે મલિનતા ઓછી થાય છે ને તેથી તેટલે અંશે પ્રજા—જગત્ સુખી થાય છે. આમ શાન્તિનો—અમનનો—અહિંસાનો સર્વ કાળે જય જ છે. આ જયનો સરકારનો ઠરાવ એક મોટો દાખલો છે.

હજુ તો આપણામા સંપૂર્ણ શાન્ત નથી ફેલાઇ. આપણી જીભ ચોખ્ખી નથી થઇ; આપણું હૃદય ચોખ્ખું નથી. આપણામાં રોષ છે, ગુસ્સો છે. તેથી આપણી શાન્તિની પૂરી છાપ પડતી નથી. જ્યારે આપણી લડતમાંથી કડુતા માત્ર નાશ પામશે, જ્યારે કાર્યવાહકો તદ્દન શુદ્ધ થશે, તે જ દહાડે સ્વરાજ્ય છે. સામાન્ય વર્ગ આપણે કરીયે તેમ કરે છે. શ્રેષ્ટને પગલે ઇતર વર્ગ ચાલે છે.

સરકારના ઠરાવમા છેલ્લે ડંખ રહ્યો છે કેમકે આપણે પણ છેલ્લે ડંખ રાખ્યો છે. શાન્તિને ધર્મ માની સેવનારા આપણામાંના મારા જેવા કેટલા છે? મારા ભાઇ શૌકતઅલી પણ શાન્તિને હમેશાંનો ધર્મ નથી માનતા, પણ આ વખત પૂરતો આપત્તિનો ધર્મ માને છે; શાન્તિને એક યુક્તિ—પૉલીસી તરીકે સ્વીકારે છે. જો આપણે બધા શાન્તિને જ સર્વોત્તમ સ્થાન આપીયે, તેને છેવટનું સાધન ગણીને સ્વીકારીયે તો આજે સ્વરાજ્ય મળે તેમ છે. એવું આપણે તુરતમાં કરીશું એવી માન્યતાથી હું કહું છું કે સ્વરાજ્ય એક વર્ષમાંયે આવે. શાન્તિ વિના સ્વરાજ્ય શું? ધર્મની સ્થાપના એ જ અધર્મનો નાશ છે. આ રાજ્ય અધર્મી છે એવી પ્રતિજ્ઞાની સાથે જ આપણે ધર્મી બનવું પડે છે. અધર્મી કંઈ અધર્મીની ઉપર અધર્મનો આરોપ મુકી શકે? કથરોટ કુંડાને શું હસે? અધર્મનો નાશ ધર્મથી જ થાય. જુલમ સહેનાર ન હોય ત્યાં જુલમીનો ઉપદ્રવ હોય જ નહિ.

આપણે હજુ તદ્દન સાચા નથી બન્યા તેથી સરકારના ઠરાવમાં જૂઠાણું ને દંભ ભર્યા છે. સરકાર કહે છે કે આપણે શાન્તિમય યુદ્ધ કરીયે છીયે તેથી તેઓએ વર્તમાનપત્રો પરનો અંકુશ જતો કર્યો છે. આ વાકય તદ્દન સાચું નથી. કેટલાંક

વર્તમાનપત્રોને હજુ દનડે છે. જેઓને કેદ કર્યા છે તેઓને કેદ કરવાનું કારણ એ અપાયું છે કે કેદીઓએ શાન્તિનો ભંગ શીખવ્યો છે. આ વાત પણ બરોબર નથી. જેઓને કેદમાં મોકલ્યા છે તેઓની ભાષા ભલે સારી ન હોય, પણ તેઓએ કોઇને અશાન્તિની સલાહ તો નથી જ આપી. અને આપી હોય તો સરકારે એ સિદ્ધ નથી કર્યું. પાપ સિદ્ધ કર્યા વિના પાપીને પણ ન દંડાય એવો કાયદો છે. સરકારે અસહકારને નિંદવામાં દંભનો ઉપયોગ પુષ્કળ કર્યો છે. સરકાર કહે છે કે અસહકારથી અંધાધુંધી થશે. પણ સરકાર જાણે છે કે અસહકારની સાથે જ વ્યવસ્થા શરૂ થઇ છે. સરકારની કેળવણીનો ત્યાગ એટલે કેળવણીની અવ્યવસ્થા નહિ, પણ ગુલામીની કેળવણી મટી સ્વતંત્રતાની કેળવણીની સ્થાપના; સરકારની અદાલતનો ત્યાગ એટલે ટંટાફિસાદોનો વધારો નહિ, પણ તેનો પંચોની મારફતે ચુકાદો; ધારાસભાનો ત્યાગ એટલે ધારાઓનો—સંયમનો ત્યાગ નહિ, પણ સ્વચ્છંદી કાયદાઓ મટી પ્રજાને માન્ય એવા સંયમો રૂપી ધારાઓનું સ્વેચ્છાએ પાલન; પરદેશી કાપડનો ત્યાગ એટલે નગ્નાવસ્થા નહિ પણ પ્રજાએ પોતાની હસ્તકળાથી ઉત્પન્ન કરેલા પવિત્ર કાપડનો શરીરરક્ષાજોગો પવિત્ર ઉપયોગ; સરકારની સિપાહીગીરીની ભરતીનો ત્યાગ એટલે પ્રજામાં પોતાની રક્ષા કરવાની શક્તિ; આમ સરકારની સામે અસહકારનો અર્થ પ્રજામાં અંદર અંદર સંપૂર્ણ સહકાર એમ છે.

સરકારની ઉદ્ધતાઇ

સરકારના દંભનો પાર નથી તેમ તેની ઉદ્ધતાઇનોયે પાર નથી. જે માણસ નકામો ડર બતાવે છે તે ઉદ્ધત છે. જે ન થઇ શકે એવો દાવો કરે છે તે ઉદ્ધત છે. સરકાર એવો દાવો કરે છે કે હિંદુસ્તાનને બહારના હુમલાના ભયથી તે જ બચાવે છે, અને કહે છે કે જો અસહકારની ફતેહ થાય તો એટલે સરકાર વિદાયગીરી લે તો, હિન્દુસ્તાનની સ્થિતિ નમાયા બાળકના જેવી કેવળ રક્ષારહિત થઇ જાય ને હિન્દુસ્તાનની ઉપર ગમે તે પ્રજા હુમલો કરી શકે; હકીકત એવી છે કે જ્યારે આપણી વચ્ચે સહકાર હોય, જ્યારે આપણે હિન્દુ, મુસલમાન, શીખ, ઇસાઇ, પારસી એક પ્રજા છીયે એમ માની નીડરપણે સ્વાશ્રયી બની રહીયે, પ્રજા પોતાની જોઇતી હાજતો—અન્નવસ્ત્રાદિની—હિન્દુસ્તાનમાં જ ઉત્પન્ન કરે, ત્યારે હિન્દુસ્તાન ઉપર કટાક્ષ કોણ કરી શકનાર છે?

અહિંસા એટલે શુદ્ધ મર્દાનગી

અહિંસાનો, શાન્તિનો અર્થ નામર્દી નથી. તેનો અર્થ શુદ્ધ મર્દાનગી છે. હિન્દુસ્તાન પર એવો હુમલો થાય ત્યારે હિન્દુસ્તાન કાં તો પરમ શાન્તિથી શ_નો

પરાજય કરે અથવા તો તેનાથી એ રીતે એવી ઉદ્ધતાઇ સહન ન થાય તો તેની ક્ષત્રિય જાતો—શીખ, મુસલમાન વગેરે હુમલાખોરને દંડ દે. અહિંસા—અમનનો અર્થ પરાધીનતા—દુર્બળતા નથી. શૌર્ય ત્યાં જ ક્ષમા હોઇ શકે. જ્યારે સરકારને છેલ્લી સલામ કરવાનો વખત આવશે ત્યારે હિન્દુસ્તાન આજની જેમ નિસ્તેજ નહિ હોય, પણ તેનું તેજ ચોમેર ઝળહળી રહ્યું હશે. જો કોઇ એમ કહે કે એવો દિવસ કાંઈ એક વર્ષમાં આવે ? તો એવી શંકા કરનારને જવાબ એટલો જ અપાય કે જ્યાં સુધી એવો દિવસ આવે નહિ ત્યાં સુધી હિન્દુસ્તાન સ્વરાજ્ય ભોગવવા લાયક ન જ બને. અને જ્યારે એવો શુભ દિવસ આવવાનો હશે ત્યારે તે કેવળ શાન્તિમય અસહકારથી જ આવ્યો હશે. એ દિવસને હું તો નજીક જ આવતો જોઉં છું.

નરમ દળના આપણા વડીલો સરકારનું પોગળ જુઓ અને સરકારે પાથરેલી જાળમા ન ફસાઓ એમ હું દીનપણે તેમને વીનવું છું.

કેળવણી વિષેના સરકારી આક્ષેપોમાં હું હમણાં નથી ઉતરતો. માબાપોની સહાય ન હોત તો ચળવળ જેટલે સુધી ચાલી છે તેટલે સુધી ન જ ચાલી શકત. જ્યા માબાપો શ્રદ્ધારહિત છે, જ્યા પુત્રોમાં આત્મબળ છે, ત્યાં જ તેઓને વિનયપૂર્વક પિતાની આજ્ઞાનુ ઉલ્લંઘન કરવાની મારી સલાહ છે. એ સલાહમાં નથી અનીતિ, નથી અવિચાર, કે નથી અવિવેક. જુવાનોને પોતાનો સ્વતંત્ર વિચાર કરવાનો અધિકાર સર્વ શાસ્ત્રોએ આપ્યો છે.

સરકારના ઠરાવમાથી શીખવાનું એ છે કે તેમના હથિયારબળને હથિયારનો ત્યાગ કરી આપણે જેમ જીતી લેવાની અણી પર આવ્યા છીયે તેમ જ તેમનાં દંભ. છળકપટ ઇત્યાદિની જાળને પણ આપણે આપણા નીડર સચ્ચાઇ રૂપી સુવર્ણ શસ્ત્રથી તોડી પાડીશે, ભૂલ ખાઈ તેમા ફસાઇ ન પડીયે.

---

## મહારાષ્ટ્રયાત્રા

[ પૃ. ૬૬૮ થી ચાલુ ]

**વાઈ**

કિર્લોસ્કર નાટકશાળામાંનાં હૃદયને દબાવી નાખનારાં દશ્યો છોડી અમે વાઈ જવા માટે મોટરમાં બેઠા. વાઇ જવાનું ખાસ કારણ ન હતું. માત્ર ત્યાં બ્રાહ્મણોની વસ્તી ઝાઝી છે અને મુસલમાનો પણ છે અને એક પુણ્યક્ષેત્ર ગણાય છે તે ખાતર તથા તેની પાસે જ

આવેલા સતારા શહેરમાં તો અમે જવાના જ હતા એટલે રસ્તે વાઇ પણ ઉતરવું એમ ધારીને વાઈ ગયા હતા. ઘણા કાળથી આ સ્થળ વિદ્યાનું ધામ મનાતું આવેલું છે અને આજે પણ પુરાણી પ્રથા ઉપર ચાલતી 'પ્રાજ્ઞ પાઠશાળા' આજન્મ બ્રહ્મચારી અને સંસ્કૃતના પ્રૌઢ પંડિત પૂજ્ય નારાયણશાસ્ત્રી મરાઠે ચલાવી રહ્યા છે. રેંટીયા ત્યાં પણ પહોંચી ગયા છે. એક યુવકે કૅમેસમાંથી જ જઇને પોતાની આવડત પ્રમાણે રેંટીયો બનાવ્યો અને તેની ઉપર સૂતર કાંતીને ખીજાને શીખવી રહ્યો છે. તેણે તેમાં સુધારાવધારાની સૂચના લેવા માટે રેંટીયો સભામાં આણ્યો હતો.

સભા કૃષ્ણા નદીના વિશાળ ઘાટ ઉપર થઇ હતી. અહીંની પવિત્ર પરિસ્થિતિને લઇને ગાંધીજીના ભાષણે વિશેષ ધાર્મિક સ્વરૂપ પકડ્યું હતું. આરંભમાં મુસલમાનની ઓછી હાજરી વિષે તથા સરકારની સાથે અસહકાર, માંહોમાંહે સહકારની આવશ્યકતા ઇત્યાદિ વિષે બોલતાં ગાંધીજી બ્રાહ્મણ અબ્રાહ્મણના ઝગડા વિષે થોડું બોલ્યા, જે હું મારા મહારાષ્ટ્રની મુસાફરીના પ્રથમ પત્રમાં જ આપી ગયો છું. અહીં તેની પુનરુક્તિ નહિ કરૂં. 'હું અસહકાર કેમ કરૂં છું' એ પ્રશ્ન કરી ગાંધીજી નીચે પ્રમાણે બોલ્યા:

અસહકારની ધાર્મિકતા

"મેં ૩૦ વર્ષ સહકાર કર્યો છે, પણ આજે અસહકાર કરવા પ્રવૃત્ત થયો છું, તેનું કારણ શું? કારણ એ જ કે આપણાં શાસ્ત્રો કહે છે કે જ્યાં સુધી માણસમાં કાંઇક પણ સારૂં રહે ત્યાં સુધી તેનો સહકાર કરવો, પણ જ્યારે માણસ પોતાની માણસાઈ તજી દેવાની હઠ લે ત્યારે તેનો ત્યાગ કરવાની મનુષ્યમાત્રની ફરજ થઈ પડે છે. તુલસીદાસ, તુકારામ, રામદાસ બધા એ જ શીખવી ગયા કે દેવ અને દાનવ, રામ અને રાવણ વચ્ચે સહકાર નથી રહી શકતો. રામ અને લક્ષ્મણ તો બાળકો હતા, છતાં દસ મસ્તકના રાવણની સામે ઝૂઝયા. આપણી અંગ્રેજ સરકારે મુસલમાનના દિલમાં કારી ખંજર ભોંક્યું છે, અને ઇસ્લામનું અપમાન કર્યું છે. પંજાબમાં સ્ત્રીપુરુષો ને વિદ્યાર્થીઓની ઉપર અત્યાચાર થયા છે. તેને ફરી થતા અટકાવવા સરકારની સામે અસહકાર એ એક જ માર્ગ છે."

## અભેદબુદ્ધિ

"ગીતામાં અભેદબુદ્ધિ કહી છે તેનો અર્થ શું? જ્યાં સુધી પંજાબના પુરુષો ઉપર જે મારપીટ થઈ, પેટ અને નાક ઘસાવવામાં આવ્યાં, વિદ્યાર્થીઓની ઉપર અત્યાચાર થયા, તે તમારા ઉપર જ થયા હતા એમ તમને ન થાય ત્યા સુધી તમે અભેદબુદ્ધિ નથી મેળવી. શ્રી સમર્થ રામદાસ સ્વામી વિષે કહેવાય છે કે તેમણે કોઈને ચાબુક મરાતી જોઇ હતી ત્યારે તેમને એટલું દુઃખ થયું હતું કે તેમની પોતાની પીઠ ઉપર ચાબુકની સોળો દેખાઇ. રામદાસ સ્વામીએ કેળવેલી આ અભેદદૃષ્ટિને લીધે તેઓ આપણા પૂજ્ય થઇ પડ્યા છે. પંજાબમાં અને મુસલમાનોને જે ગેરઇન્સાફ થયો છે તે આપણને જ થયો છે એમ આપણને ન લાગે તો આપણે ઇસ્લામનું રક્ષણ શી રીતે કરી શકીશું, હિન્દુ ધર્મનું રક્ષણ શી રીતે કરી શકીશુ?

## સીતાજીનો અસહકાર

સીતાજીની શ્રદ્ધા

"ભૂલ તો સૌ કોઈ કરે, પણ ભૂલ થઈ જાણીને સૌ કોઈ માફી માગે છે, તોબાહ કરે છે. પણ આ સલ્તનત તો ભૂલ કરીને તુંડમાં તોબાહ

કરવાની ના કહી અને આપણને બધા અત્યાચારો ભૂલી જવાનું કહ્યું માટે એ રાક્ષસી ઘા છે. તુલસીદાસજી કહી ગયા છે કે અસંતોનો ત્યાગ કરવો. તે ઉપદેશને આધારે જ સલ્તનતનો ત્યાગ કરવાની સલાહ હું આપી રહ્યો છું. આ સલ્તનતમાં રહી આપણે તેની મહેરબાની કે મદદ સ્વીકારતા બંધ થઈએ એટલે બસ. સીતાજી રાવણ-રાજ્યમાં જઈ રાવણની પાસેથી આવતાં પકવાન્ન સ્વીકારી શકતાં ન હતાં, રાક્ષસીઓનું દાસત્વ સ્વીકારી શકતાં ન હતાં, એટલે તેમણે ભારે તપશ્ચર્યા કરીને પોતાના સતીત્વનું પાલન કર્યું. આપણે આપણા શીલનું રક્ષણ કરવું હોય તો અસહકાર વિના બીજો ઉપાય નથી. વિદ્યાર્થીઓ શાળાત્યાગ એ કારણથી કરતા અટકે છે કે આજે શાળા છોડીશું તો કાલે આપણા શિક્ષણનું શું થશે? હું તમને વિશ્વાસ આપું છું કે જે શ્રદ્ધાથી જાનકીજી, રાવણનો આહાર તજતાં હતાં—રામચંદ્રજી પાસેથી તેમને આહાર તો પહોંચતો જ હતો—તે શ્રદ્ધાથી તમે આ રાયતાની સલ્તનતનું શિક્ષણ છોડશો તો તમારે માટે રામચંદ્રજી અને શ્રીકૃષ્ણ ભગવાન શિક્ષણની ગોઠવણ કરશે.

## આપણી સંસ્કૃતિ શું શીખવે છે?

"મને વિદ્યાર્થી લોકો કહેશે કે તમારા રામચંદ્રજી ક્યાં છે? અંગ્રેજી પદ્ધતિથી તાલીમ લઈને, તેના ઇતિહાસો શીખીને આપણને આવા પ્રશ્ન થાય છે. આપણા વિદ્યાર્થીઓ પતિત થતા જાય છે, પશ્ચિમની વિદ્યાથી આપણે પશ્ચિમની આદતો શીખ્યા છીએ અને શરમ શરમના પોકારો કરતાં શીખ્યા છીએ. મિસિસ બેસંટને તમે, નહિ ચાહતા હો તો ભલે તેમની શાળાઓમાં ન જાઓ, તેમની સભાઓમાં ન જાઓ, પણ તેમની સભામાં જઈને ટંટોફિસાદ કરવાનું તો નથી હિન્દુ ખાનદાનીમાં લખેલું કે નથી ઇસ્લામી સંસ્કૃતિમાં કહેલું. તાળીઓના અવાજથી આપણે પસંદગી નથી બતાવી શકતા; શરમના અવાજથી આપણે નાપસંદગી નથી બતાવી શકતા; કેવળ વર્તનથી જ બતાવી શકીએ છીએ. તમારે અસહકાર કરવો હોય તો તમારાં શાસ્ત્ર શું કહે છે તે સમજવું જોઈએ. આ ધાર્મિક યુદ્ધ છે. આપણે અધર્મને ધર્મથી હરાવી શકીએ છીએ અને ધર્માચરણથી અધર્માચરણ અટકાવી શકીએ છીએ."

વકીલોને ઉદ્દેશીને ગાંધીજી બોલ્યા: "તમે કેવળ હિન્દુસ્તાનના સેવક થશો ત્યારે તમે કરો છો તેના કરતાં ઘણી સેવા કરી શકશો. આપણા સંન્યાસીઓ જેમ આહાર મેળવી સંતોષ માનતા તેમ તમે પણ દેશને સારુ એક વર્ષ માટે પણ સંન્યાસ લો અને સ્વરાજ્ય પ્રાપ્ત કરો."

આગળ જતાં અમૃતસરની બહેન અને 'જિતેન્દ્રિય' થવાના ઉપદેશનો કિસ્સો ગાંધીજીએ કહી સંભળાવ્યો અને કહ્યું કે જ્યાં સુધી આપણો યજ્ઞ પવિત્ર નહિ હોય ત્યાં સુધી તે યજ્ઞની કિંમત નથી.

તા. ૨૮-૧૧-૧૯૨૦

ઉપસંહાર કરતાં તેમણે જણાવ્યું કે "હિન્દુધર્મમાં સૌથી ભારે સંસ્કૃતિ છે, અને તેમાં કહ્યું છે કે સાચો શુદ્ધ ક્ષત્રિય તે છે કે જે મારીં નહિ પણ મરી જાણે છે. ગીતાજીમાં બારેમા બારે શબ્દ મને 'અપલાયનમ્' મળી ગયો. તલવારથી જે કામ કરે છે તે કોઈ પણ વાર હઠી જવાનો સંભવ છે. તે ઇશ્વર ઉપરની શ્રદ્ધા તજીને બાહુ ઉપર શ્રદ્ધા કરે છે એટલે 'અપલાયન'નો ધર્મ પાળતો નથી. પ્રહ્‌લાદાદિ અપલાયનનો ધર્મ પાળી શુદ્ધ ક્ષત્રિય થઈ ગયા એમ જ હું તો કહીશ."

અપૂર્ણ ]

મહાદેવ હરિભાઇ દેશાઇ

---

તા. ૨૮-૧૧-૧૯૨૦

# ચુંટણીઓની નિષ્ફળતા

ધારાસભાની ચુંટણીઓ થઈ ગઈ. મુંબઇ ઇલાકામા તેમજ બીજે એનાં પરિણામો બહાર પડી ચુક્યાં. અસહકારની સ્તેહ એમા દીવા જેવી દીસી આવી છે એ તો નિર્વિવાદ છે. પ્રજાના જાણીતા આગેવાનોમાથી ભાગ્યે જ કોઇએ ધારાસભાની ઉમેદવારી સામુ જોયુ. પણ ઉમેદવારો કોઇ કોઇ નીકળ્યા હશે તોપણ મતદારોએ મત ન આપવાની બાબતમા બતાવેલું મક્કમપણું તો અસાધારણ જ કહી શકાય. ઘણી જગાએ તો એક પણ મતદારે મત ન આપ્યાનુ જાહેર થયું છે. આવી સ્થિતિ વચ્ચે દેશને, પ્રજાને કે પોતાને પણ ઓળખવાની ના પાડનારા કેટલાક જણ સર્વ પ્રકારના સ્વાભિમાનને કોરે મુકીને પોતાને પ્રજાના પ્રતિનિધિ કહેવડાવવા આગળ આવ્યા અને ઉજડ નગરીના એરંડાઓની પેરે અનાયાસે 'પ્રધાન'પદ પામ્યા. સવાલ એ છે કે આવી ચુંટણીઓ વચ્ચે ચુંટાઇને પ્રજાના 'પ્રતિનિધિ' બનેલાઓ હવે શું કરશે? તેઓ પૂરેપૂરૂં સમજે છે કે મતદારો આળસને લીધે મત આપવાથી દૂર નથી રહ્યા, પણ તેઓએ વિચારપૂર્વક તેમ કર્યું છે. હજારો મતદારોએ તો તેમને લેખિતવાર જણાવી દીધું છે કે નવી ધારાસભાઓમા તેઓ કોઈ પણ શખ્સને પોતાના પ્રતિનિધિ તરીકે નથી મોકલવા માગતા. મત આપનારાઓને સમજાવવાનો અને મત આપવા તેમજ નવી ધારાસભાઓમાં પ્રતિનિધિઓ મોકલવાની ઉપયોગિતા વિષે મતદારોની ખાત્રી કરી આપવાનો રસ્તો આ ચુંટાએલા સભાસદોને માટે ખુલ્લો હતો. એમના કાર્યની આડે આવવાના અગર તેમને અટકાવવાના પણ કશા પ્રયત્નો થયાની તેઓ ફરીઆદ કરી શકે તેમ નથી, કારણકે મતદારોને ન અટકાવવા વિષે કામ કરનારાઓને

સૂચનાઓ આપવામાં આવી હતી અને એ સૂચનાઓ અક્ષરશઃ પળાઈ છે એમ કહેવામાં અતિશયોક્તિની કશી બીક નથી.

ત્યારે જેઓ આવા સંજોગો વચ્ચે પ્રજાના પ્રતિનિધ તરીકે ચુંટાયા તેમણે શું કરવું રહ્યું ? ધારાસભાઓને ત્યાગવી એ જ શું એમનો ધર્મ નથી ? મતદારોએ તો ચોખ્ખું કહી દીધું—બતાવી દીધું કે તેમને નવી ધારાસભાઓ જોડે કશી જ લેવાદેવા નથી. મતદારોની આવી ચોખ્ખી આજ્ઞાની ઉપરવટ થઈને સભાસદો ધારાસભામાં જવાનો આગ્રહ રાખશે તો પ્રાતિનિધિક સંસ્થાઓ ફારસરૂપ થઈ પડશે.

પણ આ 'પ્રતિનિધિ'ઓ હજુયે પ્રજાના અવાજને—મતદારોની ઇચ્છાને માન ન આપતાં ધારાસભામાં બેસવાની પોતાની હઠને વળગી રહે તો મતદારોએ શું કરવું? એમની ફરજ સ્પષ્ટ છે. તેમણે મતદારોની સમિતિઓ સ્થાપન કરવી અને તે દ્વારા આ પ્રતિનિધિઓમા પોતાને કશો જ વિશ્વાસ ન હોવા વિષેના ઠરાવો પસાર કરવા; તેમણે પોતપોતાના સંઘ તરફથી જાહેર થયેલા સભાસદને લખી મોકલવું કે સદરહુ સંઘ તરફથી પોતાને ચૂંટાયેલા જાહેર થવા દેવામાં તેઓની બિલકુલ સંમતિ નથી. વળી મતદારસંઘોએ તેમની ઇચ્છાની સામે થઈને ધારાસભાઓમાં દાખલ થયેલા આવા સભાસદો મારફત કંઈ પણ પ્રજાકીય કામ ન લેવું જોઈએ એ તો આમાં આપોઆપ જ આવી જાય છે. મતદારોએ તો ધારાસભાઓ હસ્તી જ નથી ધરાવતી એમ માનવું ઘટે. એ ધારાસભાઓ મારફત કોઈ પણ પ્રજાકીય દુઃખની દાદ મેળવવા પ્રયત્ન કરવો અગર તેનો કોઈ પણ પ્રકારનો ઉપયોગ કરવો એ પ્રજાને હરામ હોવું જોઈએ. ધારાસભાઓમા સવાલો રજુ કરીને પ્રજાકીય દુઃખોના ખુલાસા માગવા એ એક ભારે લાલચ છે આ લાલચ પ્રજા તરફના આટલા જબરદસ્ત વિરોધ છતા જો કદી ધારાસભાઓ ઉઘડશે જ તો પ્રજા સન્મુખ ઉભી થશે. પ્રજાએ મક્કમ રહી એને જીતવી જોઈયે.

પણ આપણે તો એવી જ આશા રાખીશું કે મતદારોએ આવડા મોટા પ્રમાણમાં અને આટલા મક્કમપણે ધારાસભાઓ સામે દર્શાવેલા વિરોધને માન આપી ચુંટાયેલા સભાસદો પોતે જ પોતાની જગાઓનાં રાજીનામાં આપવા જેટલી સમજણ તેમજ સ્વદેશાભિમાન બતાવશે.

# બહેનોને—

સ્ત્રીઓની જાગૃતિ

ડાકોરજીથી મેં દ્રવ્યની ભિક્ષા શરૂ કરી છે, અને સારે નસીબે બહેનોથી જ ભિક્ષા શરૂ થઈ. બહેનોમાં જે બહેને પોતાનો દાગીનો આપવાનું શરૂ કર્યું એ દળણું દળનારી હતી. તેણે પોતાની વાળી કાઢી આપી ત્યારથી જ મેં તો નિશ્ચય કર્યો કે હિન્દુસ્તાનની સ્ત્રીઓ શાન્ત અસહકારની પવિત્રતા સમજી ગઈ છે. પછીના અનુભવો અલૌકિક ગણાય. અમદાવાદની બાળાઓએ પોતાની બંગડી, વીંટી, સાંકળીઓ ઉતારી, પૂનામાં દાગીનાનો વરસાદ વરસ્યો. બેલગામમાં, ધારવાડમાં, હુબળીમાં પણ એ જ દૃશ્ય જોયું. દિલ્હીમાં મુસલમાન બહેનો જે પડદામાં બેઠી હતી તેમણે પણ દાગીના ઉતાર્યા, નોટો આપી, રોકડ નાણાં આપ્યાં.

જ્યારે હિન્દુસ્તાનની બહેનો જાગૃત થાય ત્યારે સ્વરાજને કોણ રોકી શકનાર છે? સ્ત્રીઓ ધર્મની રક્ષા કરતી આવી છે. સ્ત્રીઓએ વીર પુરુષોને પેદા કર્યા ત્યારે દેશો સ્વતંત્ર બન્યા છે. સ્ત્રીઓએ પવિત્રતા જાળવી ધર્મને અખંડિત રાખ્યો છે. સ્ત્રીઓએ પોતાના સર્વસ્વનું બલિદાન કરી પ્રજાનું રક્ષણ કર્યું છે. એ સ્ત્રીઓ જ્યારે હિન્દુસ્તાનનું દુઃખ સમજે ત્યારે તે દુઃખ કેટલા દહાડા નભી શકે?

જે સ્ત્રીઓમાં હું જાગૃતિ જોઈ રહ્યો છું એ કંઈ ભણેલી ન ગણાય, છતાં તે જ્ઞાની છે. તે ધર્મકર્મ પૂરેપૂરી રીતે સમજે છે. શિક્ષિતવર્ગને જે ચીજ સમજતાં ઘણો વખત લાગે છે, તે ચીજ સ્ત્રીઓ પોતાની પ્રેરણાશક્તિથી સાનમાં સમજી ગઈ છે. સ્વરાજ્ય એટલે રામરાજ્ય એ વાત તેઓને સમજતાં વાર નથી લાગી.

બહેનોની પાસે બધી બાબતો સ્પષ્ટ રીતે મુકવામાં આવી છે. દુઃખ શું છે તે સમજાવાયું છે. દુઃખનો ઉપાય અસહકાર છે તે પણ કહેવાયું છે. અસહકાર એટલે શું તે પણ તેઓએ જાણ્યું છે. પોતપોતાનો ધર્મ જાણી તેમાં મક્કમ રહી સ્ત્રીઓએ હિન્દુમુસલમાનની એકતા જાળવવામાં મદદ કરવાની ફરજ જાણી છે.

સ્ત્રીઓનો મહાયજ્ઞ

જો સ્ત્રીઓ સમજપૂર્વક શરૂ કર્યું છે તે પ્રમાણે જારી રાખે તો મારી ખાત્રી છે કે માત્ર સ્ત્રીઓને જરૂરના ન હોય તેવા દાગીનામાંથી જ આખા હિન્દુસ્તાનના શિક્ષણની વ્યવસ્થા થઈ શકે. જે બહેનોએ દાગીના આપ્યા છે તે એવી શરતે કે તેમણે સ્વરાજ મળતાં લગી તેવા દાગીનાની ફરી માગણી ન કરવી, પણ તે વિના જ ચલાવવું. એટલે સ્ત્રીઓના શણગારના થોડા ત્યાગમાંથી હિન્દુસ્તાનના શિક્ષણનો

ને સ્વદેશીના પ્રચારનો બંદોબસ્ત થઈ શકે તેમ છે. તેથી મારી ઉમેદ છે કે જે મહાયજ્ઞ ડાકોરજીથી આરંભાયો છે તે બહેનો કાયમ રાખશે ને તેમના પતિ કે બીજાં સગાં તેમને આ પવિત્ર કાર્યમાં જરાયે રોકશે નહિ.

---

# મહારાષ્ટ્રયાત્રા

[ પૃ. ૬૭૯ થી ચાલુ ]

शिपाई बना रे । स्वातंत्र्यविजय मिळवा रे ।
असहकारिताशस्त्र घेवोनी । अढळधैर्यढाल
करीं धरोनी । देशभक्तिचिलखत चढवोनी । युद्ध करा रे ॥
स्वातंत्र्य ०

स्वार्थत्यागशिस्त हे दोन्ही । राष्ट्र्लेफ्ट असे पदचि टाकुनि ।
परमकृतिचा हाल्ट' म्हणोनी । कूच करा रे ॥ स्वातंत्र्य०
स्वावलंबनी ट्रेंच खोदोनी । सहनशीलता मशीनगन
घेउनी । गोळि विदेशीवस्तु भरोनी । मार करा रे
स्वातंत्र्य०

## સતારા અને કરાડ

વાઇમાં દાદાસાહેબ કરંદીકર ગાંધીજી અને શૌકતઅલીને સતારા તરફથી આમંત્રણ આપવા આવેલા હતા. તેમના આગ્રહાનુસાર વાઇથી રાત્રે જ સતારા જવા માટે મોટર લીધેલી. સતારામાં સવારે સ્ત્રીઓની સભા અને પુરુષોની સભા રાખેલી હતી. સતારા છોડવાનો વખત અને ત્યારપછી બીજી જગ્યાએ જવાનો વખત એવો તો સંગો રાખેલો હતો કે સતારામાં સ્ત્રીઓ અને પુરુષો સમક્ષ ભાષણ ઉપરાંત કશું જ થયું નહિ. ગાંધીજીને તો ખાસ સ્થાનિક કામ-કરનારાઓને મળવું હતું, પણ દાદાસાહેબે તે બાબત તજવીજ કીધેલી જણાઈ ન હતી. આખરે દાદાસાહેબને ગાંધીજી મળ્યા. તેમની સાથેની વાત ઉપરથી તેમનું અસહકારના સંપૂર્ણ કાર્યક્રમમાં મન જણાયું નહિ. ગાંધીજીએ તેમને કહ્યું કે 'ત્યારે તો મને અહીં બોલાવવાનું પ્રયોજન જ ન હતું.' દાદાસાહેબે કહ્યુ કે, 'હું તૈયાર ભલે ન હોઉં પણ લોકો તો તૈયાર હોય, અને લોકો આપનો ઉપદેશ સાંભળે એ ખાતર આપને બોલાવેલા.' લોકોનો ઉત્સાહ તો સારો હતો. સ્ત્રીઓની સભામાં પુષ્કળ સ્ત્રીઓ આવી હતી અને દ્રવ્ય અને દાગીનાની ભિક્ષાને સરસ જવાબ મળ્યો હતો. પુરુષોની સભામાં નગરવાસીઓ તરફથી રૂ. ૧૦૦૦ની થેલી સ્વરાજ્યફંડ માટે ગાંધીજીને આપવામાં આવી હતી. ત્યાંથી કરાડ ગયા.

કરાડમાં સરસ સભા થઇ. આસપાસનાં ગામોના લોકો પુષ્કળ આવેલા હતા. લોકોએ રૂ. ૪૭૦ની થેલી આપી અને જાહેરસભામાં રૂ. ૨૦૦ ને આસરેનું ઉઘરાણું થયું. કરાડ અને આસપાસના વિદ્યાર્થીઓએ નાની નાની રકમો કરીને રૂ. ૨૫ સ્વરાજ્યફંડ માટે ભેગા કર્યા હતા તે અહીં નોંધવા જેવું છે.

## નેપાણી અને ચિકોડી

બ્રાહ્મણેતરોને સન્તોષ

સતારામાં થયેલી કંઇક નિરાશા બેલગામ જીલ્લામાં આવતાં ઉડી ગઈ. રા. ગંગાધરરાવ દેશપાંડે જેઓ પોતાની જીંદગીની ક્ષણેક્ષણ આજે અસહકારને માટે વ્યતીત કરે છે તેમની વ્યવસ્થાની છાપ જ્યાં જઇયે ત્યાં દેખાતી હતી. નેપાણીમાં બ્રાહ્મણેતરોની ગાઢી વસ્તી છે અને વણાટકામનું એ મોટું ક્ષેત્ર છે. ગુજરાતી વેપારીઓની વસ્તી પણ સારી છે. સવારે જે સભા થઈ તેમાં બ્રાહ્મણેતરોને ઉદ્દેશીને ગાંધીજી કેટલુંક બોલ્યા, એટલે ભાઇ મારુતિરાવ રાવણ નામના ગૃહસ્થ બ્રાહ્મણેતરોના તરફથી બોલવા ઉઠયા. ત્યારપછી જે બન્યું તેનો અહેવાલ તો હું પહેલા પત્રમાં જ આપી ચૂકયો છું. બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો વિષે ગાંધીજીએ કાઢેલા ઉદ્ગારો જે હું આપી ચુકયો છું તેની કેટલી અસર થઈ છે તે તો ત્યાં હમણાં થોડા જ દિવસ ઉપર બનેલા એક બનાવ ઉપરથી જણાશે. રા. લઠ્ઠે જેઓ બ્રાહ્મણેતર હીલચાલના ઉત્પાદક અને નેતા છે તેઓ નેપાણીમા થોડા જ દહાડા ઉપર ગયા હતા. ત્યાં તેમણે બ્રાહ્મણેતરો આગળ 'મહાત્મા ગાંધી અને બ્રાહ્મણેતરો' એ વિષય ઉપર એક ભાષણ રાખ્યું હતું. સભામા કેવળ બ્રાહ્મણેતરો જ હતા. તેમણે રા. લઠ્ઠેને વિનંતિ કરી કે એ ભાષણ તેઓ ન કરે, કારણ તેઓ શું કહેવાના છે તે તેમણે કળી લીધું હતું. તેમણે એમ પણ જણાવ્યું કે ગાંધીજી પોતે બ્રાહ્મણેતર હોઇ બ્રાહ્મણેતરોનું હિત તેઓ સમજે છે, અને તેઓ કહી રહ્યા છે તે પ્રમાણે બ્રાહ્મણેતરોએ ધારાસભામાં ન જવું જોઇએ. રા. લઠ્ઠેને પણ તેમણે ધારાસભામાં ન જવાની વિનંતિ કરી. રા. લઠ્ઠેએ તેમની એ વિનંતિ સાંભળી કે નહિ તેની મને ખબર નથી; પણ ભાષણ તો તેમણે પડતું મુકયું, એટલું જ નહિ પણ ચિકોડી ગામે એ જ વિષય ઉપર તેઓ બોલવા જવાના હતા તે પણ તેમણે છોડી દીધું.

નેપાણીમાં રૂ. ૭૦૦ ની થેલી અને ભરસભામાં ત્રણસો રૂપીયા જેટલું ઉઘરાણું થયું.

બેલગામની કામગીરી

ચિકોડી નેપાણીથી ૧૪ માઇલ થાય છે. એ પણ વણકરોનું મથક છે. આજકાલ તો રા. ગંગાધરરાવના પ્રયત્નોને લીધે નેપાણી અને ચિકોડી બન્ને જગ્યાએ રેંટીયાનું સૂતર ખૂબ કંતાઈ રહ્યુ છે અને તેમાથી સારા પ્રમાણમાં ખાદી તૈયાર થાય છે. ચિકોડીમાં તો બહેનોએ ખાસ સૂતર અને ખાદીનું સંગ્રહસ્થાન ભર્યું હતું. એમાં સંકેશ્વરના સૂતરનો નમૂનો હેરત પમાડે એવો હતો. ઘણી સ્ત્રીઓ સૂતર કાંતતી થઇ ગઇ છે. આવા ગામડા ગામમાં પણ સ્ત્રીઓમાં જે ઉંચી સંસ્કૃતિ જોઈ તે ઉપરથી આખા હિન્દુસ્તાનની સ્ત્રીઓમાં મહારાષ્ટ્રની સ્ત્રીઓનું સ્થાન સ્હેજે પ્રથમ આવે એમ લાગ્યું. ચિકોડીની સભામાં પણ પાંચસો રૂપીયાની થેલી ગાંધીજીને આપવામાં આવી અને સભામાં સારું ઉઘરાણું થયું.

## બેલગામની સુન્દર વ્યવસ્થા

નેપાણી અને ચિકોડીની સુવ્યવસ્થાએ બેલગામની ભારે સુંદર વ્યવસ્થાની અમને આશા આપી દતી અને તે ફળીભૂત થઇ. તા. ૮મીની સાંજે અમે બેલગામ પહોંચ્યા. શુદ્ધ ખાદીના પોશાકવાળા સ્વયંસેવકોની આગેવાની હેઠળ લોકોનાં ટોળેટોળાં એ ગાડીઓ સાથે સાથે ચાલી શકે એટલો માર્ગ વચ્ચે ખુલ્લો મુકી વ્યવસ્થાસર ઉભાં હતાં. ગાંધીજી અને શૌકતઅલી આવ્યા ત્યારે પણ આ ટોળામાં ખળભળાટ નહોતો, અવાજ નહોતો. સંપૂર્ણ શાન્તિથી તેઓએ પોતાના નેતાઓનું સ્વાગત કર્યું. તેટલી જ શાન્તિ તેઓએ સભાનું કામ થવા દીધું. પણ એ સભા વિષે બોલવા પહેલાં બેલગામની બહેનો વિષે બે બોલ કહેવા જરૂરના છે.

## સ્ત્રીઓનો ઉલટભર્યો જવાબ

સાંજે સાત વાગે મારુતિના મંદિરમાં સ્ત્રીઓની સભા રાખવામાં આવેલી હતી. દેવળનો અંદરનો ભાગ અને વિશાળ આંગણું સ્ત્રીઓથી ઉભરાઇ રહ્યાં હતાં. મંદિર જેવી પવિત્ર જગ્યામાં બહેનોએ મૌલાના શૌકતઅલીને બોલાવવાનો આગ્રહ ધર્યો હતો, અને તેઓ ગાંધીજી સાથે જોડાજોડ બેઠા હતા. એક બહેનના મધુરા ગાન પછી ગાંધીજીને બોલવાની વિનંતિ થઇ. ગાંધીજીનું હૈયું આનંદથી છલકાતું હતું. બહેનો આગળ આપેલું તેમનું ભાષણ મેં જેમનું તેમ આ પત્રને છેડે આપી દીધું છે. દ્રવ્યની ભિક્ષાને સુંદર જવાબ મળ્યો. પૂનાનાં દૃશ્યો અહીં ફરી જોવાનાં મળ્યાં. પણ પૂનામાં જે જોવાનું મુકીને આવ્યા હતા તે પણ અહીં તો જોવા મળ્યું. એક મેલાંઘેલાં કપડાંવાળી વિધવા બહેને, ગાંધીજીએ બોલવાનું પૂરું કર્યું તે પહેલાં 'એક દીન દરિદ્ર વિધવાની ભેટ લો ' એમ કહીને ગાંધીજીના પગ આગળ ૧૦ રૂપીયા મુકયા. ગાંધીજીનું ભાષણ પૂરું થયા બાદ દાગીનાનો જેવો વરસાદ પૂનામાં વરસ્યો હતો તેવો જ બેલગામમાં વરસ્યો. આ સભામાંથી પુરુષોની જાહેર સભામાં જવાનું હતું એટલે અમે ત્યાં ગયા. બીજે દિવસે બેલગામમાં રહ્યા તે દરમિયાન બહેનો તો પોતાની ભેટ લઇને ગાંધીજીને મુકામે આવ્યાં જ કરતી હતી. આ સહિતમાં કેટલો વિવેક ભરેલો હતો તેનો કદી ન ભૂલાય એવો એક દાખલો અહીં આપી દઉં. ગાંધીજી દાગીનાની માગણી કરતાં હમેશાં બહેનોને કહે છે કે 'જે વસ્તુ હવે પાછી ન પહેરવાનાં હો તે જ આપો ' એટલે કે જે વસ્તુ આપો તેનો ખરો ત્યાગ કરો.' એક બહેને સાંજે આવીને પોતાના અંગ ઉપરની ત્રણ વસ્તુઓ કાઢી આપી. ગાંધીજીએ પોતાથી શરત તેમને સંભળાવી. એક આભૂષણનો સદાને માટે ત્યાગ કરવાને એ બહેન તૈયાર ન હતી. તુરત જ તેણે એ એક વસ્તુ પાછી ઉપાડી લીધી. કેટલી બધી પ્રામાણિકતા !

પણ બહેનોની વાત પૂરી કરવા બેસું તો પાનાંનાં પાનાં ભરાય. બે દિવસ પછી બેલગામના સ્ટેશનથી પસાર થઇ મુંબઇ તરફ જવાનું હતું બેલગામના સ્ટેશન ઉપર તે દિવસે પણ બહેનો ભેટ લઇને ઉભી જ હતી. નિર્મળ વહેતા પ્રેમાશ્રુથી ભીની કિંમતી ભેટ જે વેળા અપાઇ તે પ્રસંગ સ્મૃતિમાંથી કદી ખસે એમ નથી.

## જાહેર સભા

જાહેર સભા કોઇ પરિષદ્ જેવી લાગતી હતી. પરિષદોમાં જે શાન્તિ ન મળે તેવી શાન્તિ આ સભામાં પથરાયેલી હતી. આ પત્રને આરંભે ટાંકેલી કડીઓમાંના સ્વરાજ્યના સિપાઇઓ બનવાને બેલગામના સ્વયંસેવકો તો લાયક છે એમ તેમણે પુરવાર કરી આપ્યું. પ્રથમ ગાંધીજીને અને મૌ. શાકતઅલીને ચાંદીની ''કાસ્કેટ'માં માનપત્રો આપવામાં આવ્યાં. પ્રથમ માનપત્ર અંગ્રેજીમાં હતું એટલે તે ગાંધીજીની થોડી મીઠી ટીકાને પાત્ર થયું અને 'કાસ્કેટ' નાનીમોટી હતી તે વાત પણ ગાંધીજીની ટીકાને પાત્ર થઇ. શ્રી. ગંગાધરરાવે ખુલાસો કર્યો કે સરખા કદની 'કાસ્કેટ' ન મળી શકી, ત્યારે ગાંધીજીએ સામો ઉત્તર વાળ્યો કે 'શૌકતઅલીને મોટી કાસ્કેટ આપવી હતી!'

બહેનોના પ્રેમની પ્રશંસા

વ્યાખ્યાનમાં ગાંધીજીએ બહેનોની જે પ્રશંસા કરી તે નોંધવા જેવી છે:

"મારુતિના દેવળમાં હું જે દૃશ્ય જોઇ આવ્યો છું તેથી મારા ઉપર થયેલી અસર હું વર્ણવી શકું એમ નથી. એની એ જ વસ્તુ પૂનામાં જોઇ. અમારા ઉપર તેમણે પ્રેમ અને આભૂષણો વરસાવ્યાં છે, અને તે સ્વરાજને માટે, રામરાજ્ય મેળવવા માટે, માગવામાં આવ્યા છે એમ સમજીને. આટલાં દાન આપણા કરોડપતિઓએ નથી આપ્યાં. આપણે તેમની પાસે દાન મેળવવા તેમના પગ ચૂમીયે છીયે, આજીજી કરીયે છીયે ત્યારે તેઓ કાંઇક પલળે છે. બહેનોને માટે કશી આજીજી કરવી પડી નથી. તેમણે તો કેવળ ઉલટથી, લાગથી જ દેવાનું દીધું. અને તેમણે ભાવથી જે દીધું તે કરોડોથી પણ અદકું છે."

હાલની પરિસ્થિતિ વિષે ઉદ્ગારો, બ્રાહ્મણેતરના પ્રશ્ન વિષે ઉદ્ગારો, અન્યત્ર થયેલા ઉદ્ગારોના જેવા છે એટલે તે અહીં ઉતારતો નથી સભાની આખરે ૩૨૦૦ રૂપીયાની થેલી સ્વરાજ ફંડ માટે એનાયત કરવામાં આવી; તથા સભા ચાલતી હતી તે દરમિયાન જેમ બીજી જગ્યાએ થાય છે તેમ અહીં પણ ઉઘરાણું થયું, તેની રકમ પણ ઘણી સારી હતી. બીજે દિવસે 'કાસ્કેટો'નું લીલામ થયું એક 'કાસ્કેટ' ૧૧૦૦ રૂપીયે અને બીજું ૮૦૦ રૂપીયે વેચાયું.

આ પ્રમાણે બેલગામના કાર્યકર્તાઓએ બજાવેલા કામનો કાંઇક ખ્યાલ ઉપર આવી જાય છે. બેલગામના કાર્યકર્તાઓની ઓળખ આપવી બહુ જરૂરની છે, પણ તે આવતા કાગળમાં આપીશ.

મહાદેવ હરિભાઇ દેસાઇ

---

# બેલગામની સ્ત્રીઓ આગળ*

પ્રાતઃસ્મરણીય ભગિનીઓ,

આ પવિત્ર મંદિરમાં આપ સૌ બહેનોના દર્શનથી હું કૃતાર્થ થયો છું. અને વધારે આનંદ તો એથી થાય છે કે તમે મારા ભાઇ શૌકતઅલીને પણ મળવા ઉત્સુકતા

પરધર્મી પ્રત્યે પ્રેમ

* બેલગામમાં મારુતિના મંદિરમાં સ્ત્રીઓ સમક્ષ આપેલું ભાષણ; તા. ૮-૧૧-૧૯૨૦

તા. ૨૮-૧૧-૧૯૨૦

બતાવી છે. અમે સૌ થાકેલા હતા અને જરા આરામ લેતા હતા, પણ જ્યારે મેં સાંભળ્યું કે તમારી ઈચ્છા છે કે શૌકતઅલીને પણ લાવવા ત્યારે મેં તેમને બોલાવ્યા. આ સદ્ભાવમાં હું હિન્દુસ્તાનની સિદ્ધિ સમજું છું, કારણ મને ખબર છે કે જ્યાં સુધી આપણી હિન્દુ મહિલાઓ મુસલમાનને ભાઈ સમાન નહિ ગણે ત્યાં સુધી હિન્દુસ્તાનના માઠા દિવસ મટવાના નથી. હું આ મંદિરમાં બેસીને તમારી ધાર્મિક કલ્પનાને કશો ધોકો પહોંચાડવા માગતો નથી. હું સનાતની હિન્દુ ધર્મનો છું. પણ મેં હિન્દુ ધર્મમાંથ. ખી લીધું છે કે કોઈ પણ ધર્મની ધૃણા કે તિરસ્કાર ન કરવો. મેં એમ પણ જોયુ છે કે જ્યા સુધી બધા પરધર્મવાળા સાથે અને પડોશીઓ સાથે આપણે પ્રેમ રાખીશું નહિ ત્યાં સુધી દેશનું કલ્યાણ સાધવું અશક્ય થશે. હું તમને એમ નથી કહેવા આવ્યો કે મુસલમાન અથવા બીજા ધર્મના લોકોની સાથે તમારે ખાવાપીવાનો અને બેટીવ્યવહારનો વ્યવહાર શરૂ કરવો. પણ હું જરૂર એમ કહેવાને આવ્યો છું કે આપણે પ્રત્યેક મનુષ્યની સાથે પ્રેમ રાખવો જોઇયે. હું તમને પ્રાર્થના કરૂં છું કે તમારાં બાળબચ્ચાંને પરધર્મીઓ પ્રત્યે પ્રેમ રાખતાં શીખવો.

હું તમારી પાસે એ પણ માગું છું કે તમે હિન્દુસ્તાનની રાષ્ટ્રીય સ્થિતિ સમજી લો. એ જ્ઞાન લેવા માટે ભારે શિક્ષણ લેવાની યા મોટાં મોટાં પુસ્તકો વાંચવાની જરૂર નથી. હું તમને જણાવવા માગું છું કે આપણી સરકાર રાક્ષસી સરકાર છે. પૂર્વે જેવું રાવણરાજ્ય હતું તેવી સ્થિતિ આજે છે; કારણ આપણી સરકારે મુસલમાન ભાઈઓની લાગણીઓને મોટો ધક્કો પહોંચાડયો છે, પંજાબનાં સ્ત્રી, પુરુષ, બાળકો ઉપર ભયંકર અત્યાચારો કર્યાં છે, અને આટલું કરતાં છતાયે સરકાર પોતાની ભૂલ કબૂલ કરતી નથી, પશ્ચાત્તાપ કરતી નથી; ઉલટું આપણને અત્યાચારો ભૂલી જવાનું કહે છે. આથી હું આ સરકારને રાક્ષસી કહું છું. અને સીતાજીએ જેવો રાવણની સાથે અસહકાર કર્યો, રામચંદ્રજીએ જેવો રાવણની સાથે અસહકાર કર્યો, તેવો અસહકાર આપણાં સ્ત્રીપુરુષોએ સરકાર સામે કરવાનો છે. રાવણે સીતાજીને લાલચો આપી, નાના પ્રકારનાં પકવાન્ન મોકલ્યાં, પણ સીતાજીએ તેની અવગણના કરી અને રાવણના પંજામાંથી છૂટવાને તેમણે ભારે તપશ્ચર્યા કરી. જ્યાં સુધી સીતાજી રાવણના હાથમાંથી છૂટયાં ન હતાં ત્યાં સુધી તેમણે કાંઈ વસ્ત્રાભૂષણ યા અલંકારોથી પોતાનું અંગ શણગાર્યું ન હતું. રામચંદ્રજી અને લક્ષ્મણજીએ ભારે ઇન્દ્રિયદમન કર્યું. ફળફૂલ, કંદમૂળ ખાઇને સંયમમાં દિવસ ગુજાર્યા, બન્ને ભાઇઓએ કઠણ બ્રહ્મચર્યવ્રત પાળ્યું. તમને હું કહેવા માગું છું કે જ્યાં સુધી આ જાલીમ સલ્તનત આપણા ઉપર બેઠી છે ત્યાં સુધી તમે સૌ બહેનો અને આપણા સૌ ભાઈઓને કશો શણગાર કરવાનો અધિકાર નથી. જ્યાં સુધી હિન્દુસ્તાન સ્વતંત્ર નથી, મુસલમાનોના ઘા રૂઝાયા નથી ત્યાં સુધી આપણે માટે ફકીરી જરૂરની છે. આપણે એશઆરામને આપણા શોકાગ્નિમાં બાળીને ભસ્મ કરવા જોઇયે. હું દીન વચનથી તમારી પાસે માગું છું કે એશઆરામ તજી કઠણ તપશ્ચર્યા કરો, હૃદય અને મનને પવિત્ર રાખો.

૫૦ વર્ષ ઉપર આપણી સર્વ બહેનો—હિન્દુમુસલમાન તમામ—સ્ત્રીઓનાં ઘરમાં પવિત્ર રેંટીયો ચાલતો હતો અને પ્રત્યેક સ્ત્રી હાથથી બનેલા સુતરનું કાપડ વાપરતી હતી. હું તમને

બહેનોને કહેવા માગું છું કે આપણે જ્યારથી સ્વદેશીધર્મ છોડયો ત્યારથી આપણું અધ:પતન શરૂ થયું, આપણા ઉપર ગુલામી નંખાવાનું શરૂ થઈ. આપણા દેશમાં જ્યાએ જ્યાએ લોકો ભૂખે મરી રહ્યા છે, વસ્ત્ર વિના નગ્ન ફરે છે. આ સ્થિતિમાં તમે પ્રત્યેક બહેન ઓછામાં ઓછો એક કલાક પણ હિન્દુસ્તાનના નામથી સૂતર કાંતો અને દેશને એ સૂતર અર્પણ કરો. તમને બારીક કપડું મળવું હાલ મુશ્કેલ છે, પણ બારીક સૂતર તમે કાંતતી થશો તો બારીક કાપડ પણ મળશે. પણ દેશ જ્યાં સુધી પરતંત્ર દશામાં છે ત્યાં સુધી બારીક સૂતરનું કાપડ આપણને હરામ થવું ઘટે; કારણ બારીક સૂતર કાંતવામાં બહુ વખત જાય છે, અને હિન્દુસ્તાનમાં આજે એક મિનિટની પણ કિંમત છે

[આ પછી સરકારી શાળામાંથી બાળકો અને બાલિકાઓ ખેંચી લેવાની માગણી કરીને શાળા પાડશાળા ખોલવા માટે ગાંધીજીએ નીચે પ્રમાણે દ્રવ્યની માગણી કરી :]

દ્રવ્યની ભિક્ષા

હું ડાકોર અમદાવાદમાં દ્રવ્યની માગણી કરી ચુકયો છું. પૂનામાં પણ પરમદહાડે જ માગી આવ્યો. કેટલીક બહેનોએ, નાની નાની છોકરીઓએ વીંટીઓ, બંગડીઓ, નાકની નથનીઓ, ગળચરો ઉતારી આપ્યાં. હું તમારા દિલમાં જે ફકીરી જાગૃત કરવા આવ્યો છુ તે જાગૃત કરી શકયો હોઉં તો તમને તમારાં બધાયે આભૂષણો દેશને માટે ઉતારવાં સંકોચ થવો ન જોઈયે. એમાંથી થતા પૈસાનો ઉપયોગ રા. ગંગાધરરાવ શિક્ષણ અને સ્વદેશીને માટે કરશે. તમે બહેનો જો કોઇ રોકડા પૈસા અથવા દ્રવ્ય આપવા માગતી હો તો જે ભાવથી આ મંદિરમાં તમે પૈસા મુકો છો તે જ ભાવથી તે દેશકાર્યને માટે આપશો. હિન્દુસ્તાન અત્યારે કસાઈના હાથમાં ગરીબ ગાયની જેમ છે, અને એ હિન્દુસ્તાનરૂપી ગરીબ ગાયને છોડાવવી એ મારૂં અને તમારૂં કામ છે, અને ગાયને છોડાવવા દાન કરવામાં દેવમંદિરમાં દાન કર્યા જેટલું પુણ્ય રહેલું છે.

સ્ત્રીઓનો આશીર્વાદ

છેલ્લી ભિક્ષા તમારી પાસે એ માગું છુ કે જે કામ હું, શૌકતઅલી અને ગંગાધરરાવ કરી રહ્યા છીયે તે કામ સફળ થવા માટે આશીર્વાદ આપો. હું એમ પણ કહી દઉં કે કોઇ બહેન શરમની મારી દાગીનો ઉતારી આપે યા પૈસા આપે એવું હું ઇચ્છતો નથી તમારા દિલમાં ઉગી જાય કે આ દાન કરવું એ તમારૂ કર્તવ્ય છે, એ એક પુણ્યકાર્ય છે તો જ દાન આપજો. ઈશ્વર તમને પવિત્રતા, હિંમત અને દેશને માટે યજ્ઞ કરવાની ભાવના આપો.

---

તા. ૫-૧૨-૧૯૨૦

# વૈષ્ણવો પ્રત્યે—

વૈષ્ણવનાં લક્ષણ

વૈષ્ણવજન તો તેને કહીયે, જે પીડ પરાઈ જાણે રે,
પરદુ:ખે ઉપકાર કરે તોયે, ઉર અભિમાન ન આણે રે. ટેક
સકળ લોકમાં સૌને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. વૈ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈ૦
મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામનામ સું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈ૦
વણલોભી ને કપટરહિત છે, કામક્રોધ નિવાર્યા રે,
કહે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યા રે. વૈ૦

—નરસિંહ મહેતા

વૈષ્ણવનાં લક્ષણ નરસિંહ મહેતાએ જણાવ્યાં છે તે પરથી આપણે જોઇયે છીયે કે તે

૧. પરદુઃખભંજન હોય,
૨. તેમ કરતા નિરભિમાની હોય,
૩. સહુની વંદના કરે,
૪. કોઇની નિંદા ન કરે,
૫. વાચ દૃઢ રાખે,
૬. કાછ દૃઢ રાખે,
૭. મન દૃઢ રાખે,
૮. સમદૃષ્ટિ હોય,
૯ તેથી તૃષ્ણારહિત હોય,
૧૦. એકપત્નીવ્રત પાળે,
૧૧. સત્યવ્રત પાળે,
૧૨. અસ્તેય પાળે,
૧૩. માયાતીત હોય,
૧૪. તેથી વીતરાગી હોય,
૧૫. રામનામમાં તલ્લીન હોય,
૧૬. તેથી પવિત્ર હોય,
૧૭. લોભરહિત હોય,
૧૮. કપટરહિત હોય,
૧૯. કામરહિત હોય,
૨૦. ક્રોધરહિત હોય.

આમાં વૈષ્ણવશિરોમણિ નરસિંહે અહિંસાને પ્રથમ સ્થાન આપ્યું છે. એટલે જેનામાં પ્રેમ નથી તે વૈષ્ણવ નથી. જે સત્યનું પાલન નથી કરતો, જેણે સર્વ ઇન્દ્રિયં ઉપર જય નથી મેળવ્યો એ વૈષ્ણવ નથી. તેનાં પ્રભાતીઆંમાં તેણે શીખવ્યું છે કે વેદ ભણ્યાથી, વર્ણાશ્રમ પાળવાથી, કંઠી બાંધવાથી કે તિલક કરવાથી વૈષ્ણવ થવાતું નથી. એ બધા પાપના મૂળ હોઇ શકે. પાખંડી પણ માળા પહેરી શકે, તિલક કરી શકે, વેદ જાણી શકે, રામનો જપ મુખે જપી શકે. પણ પાખંડી રહીને સત્યાચરણી ન થવાય; પાખંડી છતાં પરપીડાનું નિવારણ ન કરી શકાય; પાખંડી છતાં વાચકાછમનને નિશ્ચળ ન રાખી શકાય.

આ સિદ્ધાંતો તરફ હું ધ્યાન ખેંચી જાઉં છું. કેમકે મારી ઉપર અંત્યજ બાબત કાગળો આવ્યાં જ કરે છે. સહુ સલાહ આપી રહ્યા છે કે જો હું અંત્યજોને

રાષ્ટ્રીય શાળાઓમાંથી બહિષ્કાર નહિ કરું તો સ્વરાજની ચળવળ ઉંધી વળી જશે. મારામાં જરાયે વૈષ્ણવપણું હશે તો અન્ત્યજોનો ત્યાગ કરીને મળનારા સ્વરાજનો ત્યાગ કરવાનું બળ પણ મને ઇશ્વર આપશે.

જેમાં બીજા વર્ગો ને વર્ણો આવે તેમાંથી અન્ત્યજોનો બહિષ્કાર ન થાય એ ઠરાવ મારો નથી, પણ સમસ્ત નિયામક સભાનો છે. મને તે ઠરાવ પ્રિય છે. એવો ઠરાવ ન કરત તો સભા અધર્મ કરત.

આવો ઠરાવ નવી વાત નથી. ચાલુ શાળાઓમા તે ઠરાવ છે જ. જે કૉંગ્રેસને વૈષ્ણવો માન આપે છે તેણે પણ તે ઠરાવ કરી નાંખ્યો છે. તેની સામે વૈષ્ણવો નથી થયા. છતા મારો એવા ઠરાવમાં હાથ છે તેથી મારા તરફ કટાક્ષ કરી તેઓ મને માન આપે છે એ હું સમજું છું. ભલે બધા અધર્મ કરે પણ મારે હાથે તો અધર્મ ન જ થવો જોઇયે એવો તેઓની દલીલનો ભાવ છે. એ મને હર્ષદાયક છે.

અન્ત્યજને અસ્પૃશ્ય ન ગણવા એ ધર્મ છે એમ બતાવવા હું પ્રયત્ન કરી રહ્યો છું. લાંબા કાળના આવરણોથી આપણે અંત્યજને અસ્પૃશ્ય ગણવામાં અધર્મ કરીયે છીયે એ નથી સમજી શકતા. જેમ લાંબા કાળના આવરણથી અંગ્રેજી રાજ્ય પોતાનું રાક્ષસપણું નથી જોઇ શકતું તેમ તેવાં જ કારણોથી આપણામાંના કેટલાક પોતાની ગુલામીની સાંકળ નથી જોઇ શકતા. એવાને ધીરજથી સમજાવવા એ મારો ધર્મ સમજું છું.

પણ દંભ અને મિથ્યાવાદ મારાથી સહી શકાતો નથી. મહારાજશ્રીની સાથે મારો સંવાદ થયો એનું વર્ણન મેં 'ગુજરાતી' માં જોયું; તેની ટીકા પણ જોઇ. તે બન્નેથી હું દુ:ખી થયો છું. વર્તમાનપત્રોમાં આવતા વિચારો ઉપર હું ભાગ્યે જ ટીકા કરું છું. ભાગ્યે જ વર્તમાનપત્રો હું વાંચું છું. પણ 'ગુજરાતી' પત્ર ઘણા વાંચે છે, તેમાં સનાતન ધર્મનું સ્વરૂપ બતાવવાનો દાવો કરવામાં આવે છે. તેથી તેમાં જ્યારે કંઇ પણ અસરળતા જોઉં છું ત્યારે મને દુ:ખ થાય છે. મને એક મિત્રે મહારાજશ્રીની સાથે થયેલો સંવાદ અને તેની ઉપર થયેલી ટીકાની કાપલી મોકલી છે. એ બન્નેમાં જાણે અજાણે અધર્મને ધર્મ સિદ્ધ કરવાનો પ્રયત્ન જોઉં છું. એ કેમ થયો છે એ બતાવવા હવે પછી પ્રયત્ન કરીશ.

દંભ અને મિથ્યાવાદ

---

તા. ૫-૧૨-૧૯૨૦

# ¶ કાશીમાં ગાંધીજી

## કાશીક્ષેત્રમાં

ગાંધીજીની કાશીની મુલાકાત તરફ સૌનું ધ્યાન ચોંટી રહ્યું હતું.' હિન્દુ વિદ્યાપીઠમાં શું થશે? પંડિતજીને ગાંધીજીની મુલાકાતથી આઘાત તો ન પહોંચે?—તેમની અસ્વસ્થ પ્રકૃતિ વધુ નબળી તો ન બને?'—આવા આવા સવાલો ઘણાને થયાં જ કરતા હતા. કેટલાક મિત્રો તરફથી ગાંધીજીને સૂચના પણ કરવામાં આવી કે પંડિતજીની પ્રકૃતિ તરફ જોતાં હાલ તેમણે જવાનું માંડી વાળવું. પણ ગાંધીજીએ તાર કરીને ત્રણ ચાર ઠેકાણેથી ખબર મંગાવી હતી, અને પંડિતજીનો પોતાનો તાર જ્યારે એવો આવ્યો કે 'જ્યારે આવો ત્યારે આવકાર છે,' ત્યારે ગાંધીજીએ જવાનો નિશ્ચય કર્યો. ગાંધીજી બનારસમાં જઇને આવ્યા પણ ખરા. બે ભાઇએ ભાઇઓ મળે ભેટે, પોતાના મતભેદ માટે બે આંસુ પાડે અને પ્રેમપૂર્વક જુદા પડે તેમ ગાંધીજી અને પૂજ્ય પંડિત મદનમોહન માલવીયાજી વચ્ચે થયું. કાશીજીમાં જે શાન્તિ અને પ્રસન્નતાથી કાર્ય આટોપાયું તેનું પૂ. પંડિતજી, પૂ. આનંદશંકરભાઈ અને ગાંધીજી એ ત્રણે વચ્ચે રહેલો અખંડ પ્રેમ એ એક જ કારણ કહેવાય. વિદ્યાર્થીઓ ત્યાં શું કરશે, કેટલા વિદ્યાર્થીઓ પાઠશાળા છોડશે એ આજે ન કહી શકાય, પણ કાશીજીમાં વિદ્યાર્થીઓ, અધ્યાપકો અને પંડિતજી વચ્ચે જે ખુલ્લા દિલથી ચર્ચા થઇ તેનું પરિણામ વાતાવરણને વિશેષ સ્વચ્છ કરનારૂં જ આવ્યું છે એમ કહેવામાં હરકત નથી.

પણ આ સામાન્ય વિવેચન છોડીને હવે ગાંધીજીનાં વિદ્યાર્થી પ્રત્યે થયેલાં ભાષણો તરફ વળીએ :

## એક સૂર

જેમણે ગાંધીજીનાં બે દિવસનાં ભાષણો સાંભળ્યાં છે તથા પંડિતજીનું ભાષણ સાંભળ્યું છે તેમણે ત્રણે ભાષણોને એક અવાજે અલૌકિક કહ્યાં છે. ગાંધીજીનાં અને પંડિતજીના ભાષણની ખૂબી તો એ કહેવાય કે આ બંને વચ્ચે વિવાદને બદલે ભારે સંવાદ હતો, બે સૂર સંભળાવાને બદલે બંનેથી એક જ સૂર ઉત્પન્ન થતો, એક બીજાનું પૂરક હતું.

પહેલે દિવસે વિદ્યાલયની પાસે આવેલી 'નૉનકોઑપરેશન ગ્રાઉન્ડ્સ' ઉપર ગાંધીજી સવારના પહોરમાં લગભગ સવા કલાક સુધી વિદ્યાર્થીઓ પ્રત્યે બોલ્યા. એનો આખો હેવાલ આપવો કઠણ છે. ગાંધીજીને એ બતાવવાનો મને વખત નથી રહ્યો. છતાં મેં એની નોંધ લીધેલી છે એટલું જણાવી દઇને એનો આપી શકાય તેવો હેવાલ હું નીચે આપું છું:

## તમને બહેકાવવા નથી આવ્યો

"થોડા મહિના ઉપર તમને મેં સંયમ ઉપર કેટલુંક કહેલું. આજે પણ તમારી આગળ, મારા હિસાબે, હું સંયમની જ વાત કરવા આવ્યો છું. આજકાલ એમ કહેવાય છે

કે હું વિદ્યાર્થીઓને બહેકાવી રહ્યો છું. મારી જવાબદારી સમજતાં છતાં હું કહું છું કે કોઈને હું બહેકાવવા નથી માગતો. હું વિદ્યાર્થીઓને બહેકાવી શકું જ નહિ. હું પણ એક વિદ્યાર્થી હતો, અને વિદ્યાર્થી અવસ્થામાં પણ જે કામ કરતો હતો તે અદબથી કરતો હતો. વળી હું ચાર પુત્રોનો ,પિતા છું, અને સેંકડો છોકરા મારી પાસે આવી ગયા છે જેમનો પિતારૂપ હોવાનો હું આજે પણ દાવો કરી રહ્યો છું. આવો હું રહ્યો ત્યાં મારા મ્હોમાંથી બહેકાવવાનાં વચનો ન જ નીકળે.

## મારાં વચનોમાં અવિવેક નથી

"પણ આજે તો જમાનો એવો છે કે હું જે કાંઈ કરી રહ્યો છું તેમાં વડીલો માને છે કે હું તેમને અન્યાય કરી રહ્યો છું; તેમને લાગે છે કે જે સત્યના આગ્રહનો હું દાવો કરું છું તેમાં પણ હું જરા ચલિત થયો છું; અને જે વિવેકનો દાવો કરતો આવ્યો છું તે વિવેક પણ મારી આજની ભાષામાં રહેલો નથી. આ બધી વાતોનો હું વિચાર કરી રહ્યો છું, પણ મારો આત્મા સાક્ષી પૂરે છે કે હું અવિવેકી ભાષા નથી વાપરતો. હું જે કહું છું તે શાન્તિથી, ખૂબ વિચારપૂર્વક કહું છું. વાત એ છે કે હું ગયા ડિસેમ્બરમાં જે ભ્રમણામાં હતો તે મારી ભ્રમણા ભાગી ગઈ છે અને તેને લીધે આજે અગાઉના કરતાં મારા મ્હોંમાંથી બીજી ભાષા નીકળે છે. પણ જે વસ્તુ જેવી છે તેવી જ હું તેને જણાવી રહ્યો છું. જે વસ્તુને ગંદી દેખું તેને ગંદી ન કહું તો સત્યનો ભંગ થાય, અવિવેક થાય. જે વસ્તુ જેવી છે તેવી બતાવવામાં વિવેકનો ભંગ નથી, સત્યનું પાલન છે. જોકે એકાન્તિક સત્ય તો મૌનમાં જ રહ્યું છે, છતાં ભાષાનો પ્રયોગ કરવો પડે છે ત્યારે તો તેમાં સંપૂર્ણ સત્ય ત્યારે જ આવે કે જ્યારે હું સ્થિતિને જેવી જોઉં છું તેવી ને તેવી તમારી સામે આલેખું.

## પંડિતજી અને હું

અન્તરાત્માને અનુસરજો

"પંડિતજીનું એક વ્યાખ્યાન 'લીડર'મા આવ્યું છે. તે તેમની સંમતિ પછી છપાયું છે એમ જોઉં છું. તેમાં એક વાક્ય વિષે હું તમારું ધ્યાન ખેંચવા માગું છું, તે એ કે 'બધું જોઈ-વિચારી તમને તમારો અંતરાત્મા કહે તે પ્રમાણે વર્તશો. હું પણ એ જ વાત કહેવા માગું છું અને તમને અંતરાત્માના અવાજ વિષે કાંઈ પણ શક હોય, તમારા દિલમાં તમે નિર્ણય ન કરી શકતા હો તો તમે મારું ન માનશો, બીજા કોઈનું ન માનશો, કેવળ તમારા પૂજ્ય ભાઈસાહેબ પંડિતજીનું જ માનશો. માલવીયાજીથી વધારે મોટા ધર્માત્મા મેં જોયા નથી; હિન્દુસ્તાનની એમની સેવાના કરતાં વધારે સેવા કરી હોય એવો કોઈ હિન્દી હું આજે બીજો જીવંત જોતો નથી. પંડિતજી અને હું—એ બે વચ્ચે કેવો સંબંધ છે ? હું તો દક્ષિણ આફ્રિકાથી આવ્યો ત્યારથી તેમનો પૂજનારો છું. મારા દુખો મેં અનેકવાર એમની આગળ સુણાવ્યાં છે અને મેં એમની પાસેથી આશ્વાસન મેળવ્યું છે. એઓ તો મારા વડીલ બંધુ સમા છે.

### અંદેશો હોય તો પંડિતજી કહે તેમ જ કરજો

“ આવો અમારો સંબંધ છે એટલે હું તો તમને એમ કહી શકું કે જો તમારું દિલ એવો જ અવાજ કાઢે કે ગાંધી કહે છે તે જ સત્ય વાત છે તો જ હું તમને કહું છું તે કરજો. પણ તમને લાગે કે બંને આપણા આગેવાનો છે, બંનેની વાતોમાંથી એકની પસંદગી કરવાની છે, તો તમે પંડિતજી કહે તેમ જ કરજો. તમને જરા પણ અંદેશો હોય તો મારી વાત તમે ન કરશો; બલ્કે તેમ કરવામાં તમારું બૂરું છે પંડિતજી એ વિદ્યાપીઠના ગુરુવર્ય છે; પંડિતજીએ એની સ્થાપના કરી છે; પંડિતજી એના આત્મા છે; અને તેમનો આદર કરવો એ આપણો ધર્મ છે. આ બાબતમાં હું પંડિતજીની ભૂલ જોઇ રહ્યો છું તે વિષે તમને લેશમાત્ર પણ શંકા હોય તો તમે મારી વાત કબૂલ ન કરશો. મારી પાસે એક સજ્જન આવ્યા તેમણે કહ્યું કે ‘ તમે કાશી જશો પણ પંડિતજીની તબીયત એવી છે કે તમારી મુલાકાતથી તેમને સખત આઘાત પહોંચશે અને પંડિતજીને ખોઇ બેસવાનો વખત આવશે. તમારી મુલાકાત પંડિતજીનો નાશ તો ન કરે ? ’ પંડિતજીનો નાશ કરવાવાળો હું કોણ ? પંડિતજીના આત્માનું હનન કરવું એ અર્થ હોય તો તે તો અશક્ય છે. પણ પેલા સજ્જનને મારા કાશી જવામાં પંડિતજીનું મૃત્યુ રહેલું લાગ્યું. તેઓએ કહ્યું, ‘ છોકરાઓ તમારું કહેલું માનશે, વિદ્યાપીઠમાંથી નીકળશે, પંડિતજીને પોતાનું જીંદગી કામ બરબાદ થઇ ગયેલું દેખાશે અને તેથી તેમનો દેહ પડશે. ’ મને આથી કંઇક હસવું આવ્યું. મને એમ થયું કે એ સજ્જન પંડિતજીને ઓળખતા નથી. પંડિતજી કાંઈ નામર્દ નથી કે આવી વાતમાં પ્રાણ તજે.

### પંડિતજીનો વિદ્યાલયના કરતાં હિંદ વધારે પ્રાણ છે

“ પંડિતજીનો પ્રાણ વિદ્યાલય છે એ ખરું. પણ મને તો એમનો પ્રાણ હિન્દુસ્તાન વધારે લાગે છે. પંડિતજી આશાવાદી પડ્યા છે. પંડિતજીનું સાચું મંતવ્ય છે કે હિન્દુસ્તાનનું બૂરું કોઇથી નથી થઇ શકવાનું, હિન્દુસ્તાનની લગામ કોઈના હાથમાં નથી પણ ઇશ્વરના હાથમાં છે, અને તેનું ભલું કરનારો ઈશ્વર બેઠો છે. છતાં પંડિતજીને મેં તો તાર કર્યો અને પંડિતજીએ મીઠા શબ્દોમાં મને કાશી બોલાવનારો જવાબ વાળ્યો.

“ પંડિતજીને એમ લાગી ગયેલું છે કે તમે કેટલાક જણ વિચાર વિના પગલાં લઇ રહ્યા છો, અને વિચાર વિના તમે કાંઇ કરશો તો સ્થાનભ્રષ્ટ થશો. પણ તમને એમ લાગે કે આ સંસ્થામાં અભ્યાસ કરવો એ પાપ છે તો તમે એને તરત છોડજો, અને પંડિતજી તમને આશીર્વાદ આપશે. પણ તમારો આત્મા પ્રજ્વલિત ન હોય તો તમે પંડિતજીનું જ સાંભળજો.

### અંતરાત્માનો અવાજ કોને કહેવો ?

“ જ્યારે તમારું કાર્ય સ્વચ્છ હોય, તેનો હેતુ સ્વચ્છ હોય, તેનું પરિણામ સ્વચ્છ હોય, ત્યારે જ તે અંતરાત્માથી પ્રેરાયલું હોઇ શકે. પણ તેના ઉપર બીજા નિર્બંધ શાસ્ત્રોએ મુક્યા છે. જે સંયમી છે, જે અહિંસા, સત્ય અને અપરિગ્રહનું પાલન કરનારો

છે તે જ કહી શકે કે મને અંતરાત્માનો આદેશ થયો છે. તમે બ્રહ્મચારી ન હો, તમારા દિલમાં દયા ન હોય, મર્યાદા ન હોય, સત્ય ન હોય તો તમે કોઈ કાર્યને અંતરાત્માના અવાજથી પ્રેરાયલું નથી કહી શકતા. પણ મેં વર્ણવ્યું તેવું તમારું દિલ હોય, તમે પશ્ચિમી રંગનો ત્યાગ કરેલો હોય, તમારા સ્વચ્છ હૃદયમંદિરમાં પ્રભુનો વાસો હોય, તો તમે તમારા માબાપનો પણ સવિનય અનાદર કરી શકો છો. તે સ્થિતિમાં તમે સ્વતંત્ર છો એટલે પગલું લઇ શકો છો. પશ્ચિમમાં સ્વેચ્છાચારનો ધો ચાલી રહ્યો છે તે મને ખબર છે. પણ હું હિન્દુસ્તાનના વિદ્યાર્થીઓને સ્વેચ્છાચારી નથી બનાવવા માગતો. આ પવિત્ર કાશીક્ષેત્રમાં, આ પવિત્ર સ્થળમાં, હું તમને સ્વેચ્છાચારી બનાવવા માગતો હોઉં તો હું મારા કાર્યને લાયક નથી.

## મારી સલાહ અને તેનું કારણ

હું છોકરાઓને કેમ સમજાવી રહ્યો છું કે શાળા છોડવાનો તમારો ધર્મ છે ? હું શું તમારું અભ્યાસી જીવન નષ્ટ કરવા માગું છું ? નહિ. હું આજ સુધી અભ્યાસી જીવન ગાળું છું, વિદ્યાર્થી છું, પણ હું કહેવા માગું છું કે જેને સ્વતંત્રતાની તાલીમ નથી મળી—અને ખચીત તે મિલકૃત 'Liberty'ના અભ્યાસથી નથી મળતી—તે સ્વતંત્ર નથી કહેવાતો. તમારી તાલીમ અરબસ્તાનના છોકરાઓ કરતાં પણ નપાવટ છે. એ તરફથી આવેલા એક માણસે મને કહેલું કે ત્યાંના વિદ્યાર્થીઓની તાલીમના ચોથા ભાગ જેટલી પણ તાલીમ આપણા વિદ્યાર્થીઓની નથી. અરબસ્તાનનો એક પણ વિદ્યાર્થી એવો નથી કે જે આ સલ્તનતને સ્વીકારી શકે. ત્યાં તેમને ટપાલ, તાર અને ટ્રામ આપવા કાઢ્યાં, એરોપ્લેનો દાખલ કરવાની લાલચ આપવામાં આવી, જે રેતીમાં ખીચડી મુકતાં ઘડીમાં ચડી જાય તે રેતીને ઠંડી કરી આપીશું એવું પણ કહેવામાં આવ્યું, તાલીમ આપવા સારુ તાલીમની ભારે શાળાઓ ખોલવાની લાલચ આપવામાં આવી; પણ ત્યાંના છોકરાઓ કહે છે કે અમારે એ નથી જોઇતી. ત્યાંના વિદ્યાર્થીઓમાં ભારે ધાર્મિક તાલીમ છે. તમારે એવી ધાર્મિક તાલીમની જરૂર છે. તમે જે સંજોગોમાં ભણો છો તેમાં મનુષ્યનો ડર રાખવો પડે એવી જ તાલીમ મળી શકે છે. પણ હું તો મનુષ્યનો ડર છોડી ઇશ્વરનો ડર રાખતાં શીખ્યો હોય તેને ખરો એમ. એ. કહું. તમારામાં એટલું જોર આવે કે આજીવિકા માટે તમારે કોઈની આગળ હાથ લાંબો કરવાની એષણા ન રહે, ત્યારે તમારી કેળવણી બરોબર કહેવાય. જ્યારે તમને ઉગી જાય કે આ દુનિયામાં જ્યાં સુધી મારા હાથપગ શાબત છે ત્યાં સુધી આજીવિકા મેળવવા મારે ક્યાંયે બ્હીકું મ્હોડું કરવું નથી ત્યારે તમારી કેળવણી બરોબર કહેવાય.

સાચી કેળવણી કઇ ?

## જનકની પુણ્યભૂમિમાં સત્તુ

અંગ્રેજ ઇતિહાસકારો કહે છે કે હિન્દુસ્તાનમાં ૩ કરોડ લોકોને દિવસમાં પેટપૂર ખાવાનું નથી મળતું. બિહારમાં સત્તુ નામનો નિઃસત્ત્વ ખોરાક ખાઇને પ્રજાનો મોટો ભાગ રહે છે. એ સત્તુ—મકાઇનો લોટ પાણી અને લાલ મરચાં સાથે ગળે ઉતારતા જ્યારે મેં લોકોને જોયા છે તે વેળા મારી આંખમાંથી અગ્નિ વરસ્યો છે.

જનકની પુણ્યભૂમિમાં સત્તુ

તમને તેવું ખાવાનું મળે ત્યારે તમે કેટલા દિવસ ગુજારી શકો વારુ ? એ રામચંદ્રજીની ભૂમિમાં—જનક રાજાની પુણ્યભૂમિમાં લોકોને આજે ખાવા ઘી નથી મળતું, દૂધ સરખું નથી મળતું. આવી સ્થિતિમાં તમારાથી નિરાંતે કેમ બેસી શકાય ? દરેક જણ ફકીર ન થઈ શકીએ. એવી તાલીમ આપણને ન હોય તો તે તાલીમમાં કશો અર્થ નથી. તમને આઝાદીથી ખાવાનું ન મળે તો ભૂખ્યા મરી આઝાદ રહેવાની તાકાત આવે.

હું સાંભળું છું કે અરેબિયા અને મેસોપોટેમિયાના છોકરાઓમાં એ તાલીમ છે. તે અંગ્રેજો સામે બાથ ભીડવાવાળા છે. ત્યાં તો શસ્ત્રબળ પડેલું છે. આપણે ત્યાં તે નથી. પણ હિન્દુસ્તાનની સત્યવૃત્તિમાં ભારે આત્મિક શક્તિ પડેલી છે, તેથી જ આપણે અત્યાચારને હઠાવી શકીયે એમ છીયે. અસંતનો ત્યાગ કરવાનો તુલસીદાસજીનો ઉપદેશ છે. આ સલ્તનત રાક્ષસી છે એમ હું કહું છું, એટલે તેનો ત્યાગ એ આપણો ધર્મ છે. ત્યાગ કરવો એટલે હિજરત કરવી એવું જ થાય. પણ તેટલું કરવાનું હું નથી કહેતો. ત્યાગ કરીને આપણે ક્યાં જઇયે ? હિન્દી મહાસાગર યા બંગાળી ઉપસાગરના પેટ સિવાય તો હું ક્યાંયે આશરો નથી જોતો. પણ તુલસીદાસજીએ કહ્યું છે કે અસંતોનો સદંતર ત્યાગ ન કરી શકો તો તેનાથી થોડા દૂર રહો. રાવણનાં પકવાન્નો તથા દાસીઓનો ત્યાગ કરી અશોકવાટિકાના કેવળ ફળફૂલથી નિર્વાહ કરનારાં સીતાજીના જેવો શાન્તિમય અસહકાર કરવાની તાકાત તમારામા ન આવે તો હિન્દુસ્તાન ફના થઇ જાય, ગુલામીમાં સબડયાં જ કરે એ વિષે મને લેશ શંકા નથી.

## સલ્તનત વર્ષો થયાં હિન્દનું નખોદ વાળી રહી છે

આ સલ્તનત રાક્ષસી કેમ છે તેના કારણોમાં હું ઉતરવા નથી માગતો. પણ પંજાબના અત્યાચારો કરનારી, છ છ સાત સાત વર્ષના બાળકોને તાપમા ચલાવી મારી નાંખનારી, ઓરતોની લાજ લેનારી અને જે અમલદારોએ આ અત્યાચારો કર્યાં તેમણે કંઇ ગુન્હા નથી કર્યા, તેમણે તો સલ્તનતને બચાવી, એમ કહેનારી સલ્તનતના તાબાની શાળા-પાઠશાળામા ભણવું મારે મન મહામા મહા અધર્મ છે. મારા વડીલ બંધુ પંડિતજીને એ ધર્મ લાગે છે. મને મારાં શાસ્ત્ર એવું નથી ભણાવતાં. રાવણના હાથથી હું ગીતા નથી શીખી શકતો, કુરાન નથી શીખી શકતો, બાઈબલ નથી શીખી શકતો. સીતાજીનું ધાર્મિક દૃષ્ટિએ અધ્યયન કર્યું હોય તેની પાસે શીખું. દારૂ પીનારા પાસે કેમ શીખી શકું ? મારો આત્મા કેટલો સળગી રહ્યો છે તેનો તમને હું ખ્યાલ નથી આપી શકતો. આ સલ્તનતની મેં ૩૦ વર્ષ સેવા કરી. તેમાં કાંઈ બૂરૂ કર્યું એમ કહેવા હું માગતો નથી. માત્ર હવે હું એને સેવા આપી શકતો નથી; કારણકે હવે પંજાબના અત્યાચારો જોયા છે એટલું જ નહિ પણ હું એ પણ જોઇ શકું છું કે આ સલ્તનત કેટલાંયે વર્ષો થયાં હિન્દનું એવું નખોદ વાળી રહી છે કે જેની સરખામણીમાં પંજાબના અત્યાચાર કાંઈ વિસાતમાં નથી. તમારા જેવડો હું હતો ત્યારે દાદાભાઇ નવરોજજીનું 'Poverty

and the Un-British Rule in India' મેં વાંચેલું. તેમાં જે Progressive drain—ઉત્તરોત્તર વધતું જતું દ્રવ્યશોષણ સાબીત કરેલું છે તે આજે ઓછું થયું છે? સરકારી ખર્ચ વધતું ગયું છે કે નહિ? પેન્શનોમાં તણાતાં નાણાં વધ્યાં છે કે નહિ? આનો જવાબ જો 'હા' હોય તો હું કહું છું કે લૉર્ડ સિંહ જેવા ભલે ગવર્નર થાઓ—અરે પંડિતજી જેવાને વાઈસરાય બનાવવામાં આવે તોપણ—તેને સલામ કરવા હું ન જ જાઉં. ખરી સ્થિતિ એ છે કે આ રાજ્યપ્રથા નીચે આપણી ગુલામી વધતી જ ગઈ છે. અને ગુલામ જ્યારે ગુલામીની શૃંખલાની ચમક જોઇને મુગ્ધ થાય ત્યારે તેની ગુલામી સંપૂર્ણ થઈ કહેવાય. ૩૫ વર્ષ ઉપર જે ગુલામી હતી તેના કરતાં આજે આપણામાં વધારે ગુલામી છે એમ હું કહું છું. આપણે વધારે હતાશ બનતા ચાલ્યા છીયે. આપણામાં નામર્દાઇ વધતી ગઇ છે; એટલે તાત્વિક દૃષ્ટિએ કહું તો જરૂર કહું કે આપણામાં ગુલામી વધતી જાય છે.

## સલ્તનતે હિંદુસ્તાનને નાપાક બનાવી દીધું છે

"બાબુ ભગવાનદાસના વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનનો એક ભાગ મારી સ્મૃતિમાં આવ્યાં જ કરે છે. તેમણે કહ્યું છે કે આપણા રાજ્યધિકારીઓ જ્યારે વણિક બનીને રાજ્ય કરે, અને વણિક બનીને જ નહિ પણ જ્યારે ભાંગગાંજા જેવાં નશાનાં સાધનનો વેપાર કરે ત્યારે તે અધમ બને છે. તેમનો ત્યાગ કરવો જોઇયે. આ સલ્તનતે હિન્દુસ્તાનને નાપાક બનાવી દીધું છે. આબકારી ખાતું વધતું જ જાય છે. ગોખલેજી જેવાએ શાળાઓ વધારવાનો અવાજ કાઢયો હતો, પણ સ્થિતિ એ છે કે સન ૧૮૫૭માં પંજાબમાં જ્યારે ૩૦૦૦૦ શાળાઓ હતી ત્યારે આજે ત્યાં ૫૦૦૦ છે. સરકારે એ શાળાઓને હડાવી. સરકારનામાં યોજનાશક્તિ છે. આપણામાં યોજનાશક્તિ છે? પણ આપણને તો તેમણે ભ્રમણામાં રાખ્યા છે. એ લોકો આપણને સ્વરાજનો શો પાઠ શીખવવાના હતા? ધારાસભામાં જઇને આપણે સ્વરાજનો પાઠ શીખીશું? સ્વરાજશક્તિ શીખવા માગતા હો તો આરબો પાસે જાઓ, બોઅરો પાસે ચાલ્યા જાઓ. હું તો કહું કે આપણામાં સ્વરાજશક્તિ આજે પણ છે, પણ આપણે સિંહ છતાં પોતાને બકરાં માની બેઠા છીયે. જેનામાં આત્મા છે તેને કોણ ડરાવી શકે? આ ભાવના તમારામાં ઉત્પન્ન થાય ત્યારે તમને ખરી તાલીમ મળી. એ તાલીમ પ્રથમ લીધા પછી જ તમે બીજી સામાન્ય તાલીમ લઈ શકો. આજે તો તમારી બેડીઓને વધારે જકડે એવી તાલીમ તમે લઈ રહ્યા છો. ડિગ્રીઓ ઉપર મુગ્ધ હોવાને લીધે આપણે આજે કહી રહ્યા છીયે કે અમારે ચાર્ટર જોઇયે છે. આ ઝાડો નીચે આપણે નથી ભણતા તેનું કારણ શું? આવાં ભવ્ય મકાનો આપણને શા સારૂ જોઇયે? દેશમાં જ્યાં કરોડો માણસોને પૂરૂં ખાવા પણ નથી મળતું, જ્યાંની સ્ત્રીઓ બદલવાનું બીજું વસ્ત્ર ન હોવાને લીધે દિવસના દિવસ સ્નાન કરી શકતી નથી, ત્યાં તમને જ્ઞાન મેળવવા માટે મોટી મહેલાતો જોઇયે? જો તેમ હોય તો તમે અસહકારને ભૂલી જાઓ. તમને દેશને માટે દર્દ હોય, મારામાં જે આગ સળગી રહી છે તે તમારામાં સળગી રહી

પ્રથમ તાલીમ નિર્ભયતાની

હોય તો મકાન બકાનની વાત ભૂલી જાઓ, અને હું કહું છું તેવો અસહકાર કરો. જો તમે તેમ કરશો તો જે પ્રતિજ્ઞા મેં બીજે સ્થળે કરી છે તે હું આ પવિત્ર સ્થળમાં પાછી કરું છું—કે એક વર્ષમાં આપણને સ્વરાજ મળશે.

## આ ભડકતી આગમાંથી હઠી જાઓ

પણ ફરીફરીને હું કહું છું કે તમે તમારા ધર્મને પીછાનો તો જ એ મળે. ધર્મનાશ કર્યે એ ન મળી શકે હું આ વાતો કેમ કરી રહ્યો છું? મને ધનદોલત નથી જોઇતાં, માનઅકરામ નથી જોઇતાં, હિન્દુસ્તાનનું તાજ નથી જોઇતું; મને તો હિન્દુસ્તાનની આઝાદી જોઇએ છે. મને બધા કહે છે કે તમે બીજાની સાથે મળી જાઓ. પણ હું મળી નથી જઈ શકતો; મારા હૃદયનો મત છોડીને હું એક નથી થઇ શકતો; અંતરાત્માનો અવાજ તરછોડીને હું એક નથી થઇ શકતો; સિદ્ધાન્તની વાતને છોડીને મળવા નથી માગતો. સિદ્ધાન્તની વાત એ છે કે સ્વરાજ મેળવવું હોય તો પ્રત્યેક જણે આઝાદ થવું જોઇયે. તમે જેમ સામેના ઝાડોને જુઓ છો તેમ તમારો અંતરાત્મા પ્રત્યક્ષ અનુભવે કે આ સલ્તનત રાક્ષસી છે, અહીં ભણવું એ પાપ છે, લેફ્ટેનન્ટ ગવર્નર સુદ્ધાં તેટલું કહે કે 'અમારો કાંઈ કબજો નથી,' પણ ગુપ્ત રીતે તે પોતાની અસર ચલાવી શકે છે, તો તમને એમ લાગી જાય કે આ સલ્તનતની પાસે તાલીમ લેવી એ બેવફાઇ છે, તો તમે એક ક્ષણ પણ આ વિદ્યાલયમાં ન રહેજો, એની ગંધ પણ ન લેજો.

હું તમને કહું છું કે આ ભડકતી આગમાંથી હઠી જાઓ અને બધાય જોખમો ઉઠાવો. મને બીજો પ્રશ્ન ન પૂછશો. વિદ્યાર્થીઓ શું કરે એમ ન પૂછશો પ્રોફેસરો નથી, મકાનો નથી, ક્યાં શીખશું એમ ન પૂછજો. તમારામાં તાકાત હોય તો તમારા ઘરમાં ચાલ્યા જાઓ. ઘર તમારી યુનિવર્સિટી છે. તમે વિનયી થાઓ, તમે સત્યશીલ થાઓ તો તમારું ઘર તમારી યુનિવર્સિટી છે. પણ તમે આ મન્દિરો (વિદ્યાલયના મકાનો તરફ આંગળી કરીને) સાથે મુકાબલો કરવા માગશો તો તમે પડશો. આ મન્દિરોની સાથે તમને આસક્તિ થઈ હશે તો તમે ભ્રષ્ટ થયા છો. આ મન્દિરો અને આપણાં ઘર વચ્ચે સામ્ય છે? વિલાયતમાં તો તેવું કાંઇક છે, પણ અહીં તે પણ નથી. અહીં તો કેવળ વૃંદના પૈસામાંથી બનેલાં છે. જે સ્વતંત્ર નથી તે ઇશ્વરની પ્રાર્થના પણ સુખે નથી કરી શકતો. તમારી શારીરિક, માનસિક અને આત્મિક સ્વતંત્રતા આજે જ તમે મેળવી શકો એમ છે. આ વિદ્યાલયમાંથી નીકળી નારાયણનો મંત્ર જપીશું, રામનું નામ જપીશું. તોપણ તે બારે તાલીમ છે, એવો જેને વિશ્વાસ આવી જાય, તેણે ઉપર કહેલી ત્રણે સ્વતંત્રતા મેળવી છે. હિન્દુસ્તાનના વિદ્યાર્થીઓમાં હું આ વસ્તુ ફૂંકી શકું તો હું તેમનામાંથી સ્વરાજનું લશ્કર બનાવી શકું. હું કહું છું કે આ સલ્તનતની ફૂંક જ્યાં સુધી એ પાઠશાળામાં સીધી અથવા આડકતરી રીતે અસર કરી રહી છે ત્યાં સુધી તમારે એ પાઠશાળાઓને છોડયે જ છૂટકો પણ તમારામાં આત્મવિશ્વાસ ન આવ્યો હોય તો તમે છો ત્યાં જ રહેજો.

## બીનશરતે વિદ્યાલય છોડો

બીનશરતે શાળાત્યાગ

" અહીં ૨૦૦ વિદ્યાર્થીઓએ વિદ્યાલય છોડવાની પ્રતિજ્ઞા લીધી છે તેથી મને દર્દ થાય છે. પ્રતિજ્ઞાથી દર્દ નથી થતું, પણ તે વિદ્યાર્થીઓમાં રખેને અવિશ્વાસ હોય એ વાતથી દર્દ થાય છે. તમે જો માનતા હો કે ગાંધી જાદુગર છે, તે આવશે એટલે વિદ્યાલય બનાવી દેશે, તો તે તમારી ભૂલ છે તો તો હું તમને કહું છું કે અનારંભ એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે. તમે આટલું વિચાર્યા વિના જો વિદ્યાલય છોડશો તો હું પાપી બનીશ હું તો તમને કહું છું કે તમે વિદ્યાલય છોડીને ઘરમાં બેસો. આ આગમાંથી બચી જાઓ. તમારામાં આત્મવિશ્વાસ હશે તો આજે જ વિદ્યાલય બનાવી શકશો. પણ પંડિત જવાહરલાલે અને અલીગઢમાં મહમદઅલીએ કહ્યું છે તેમ શરત કર્યા વિના છોડો. તમારે છોડવી હોય તો સાત હજાર વાર છોડો નહિ તો પાછા જાઓ. પણ છોડીને પાછા જવાના હો તો છોડશો જ નહિ. આપણા ધર્મનું પાલન ન કરીએ તો આપણો દેશ આપણો નથી. તમને—તમારી પ્રાચીન સંસ્કૃતિ અને પવિત્રતાને—હું કહી રહ્યો છું તેનો ખ્યાલ કરજો. ફરીફરીને કહું છું કે તમને જરા પણ અંદેશો હોય તો તમે માલવીયાજીનું જ માનજો. તેમણે આ વિદ્યાપીઠ બનાવવા પોતાના આયુષ્યનો ક્ષય કર્યો છે. પણ અંતરાત્મા જેમ સામેની વસ્તુ ચોખ્ખી જુએ છે તેમ અહીં રહેવું એ પાપ છે એ વાત તમને સ્પષ્ટ લાગી જાય તો તમે છોડજો. ' प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत् ' એ આપણું શાસ્ત્રવચન છે, અને તમે ૧૬ વર્ષ ઉપરના હોઈ તમને મેં આજે કહ્યું તે કહેવાનો મને અખત્યાર છે. આવી જ તાલીમ મેં મારા પુત્રોને આપી છેઃ અને મેં તેમનું કશું નથી બગાડયું અંતે તમને કહું છું કે તમને કાશીવિશ્વનાથ પવિત્રતા આપો, ધૈર્ય આપો, તપશ્ચર્યા આપો અને બીજી જોઈતી સામગ્રી આપો. "

આ ભાષણ તો વિદ્યાર્થીઓની જ જમીન ઉપર થયેલું, પણ પંડિતજીની તો ખાસ માગણી હતી કે તેમણે પોતે વિદ્યાર્થીઓને જ્યાં ઉપદેશ આપ્યો છે ત્યાં જ ગાંધીજી પણ તેમને ઉપદેશ આપે; એટલે બીજે દિવસે વિદ્યાલયના વિશાળ ખંડમાં ગાંધીજીએ બોલવાનું સ્વીકાર્યું. પંડિતજી અને અધ્યાપકો પણ સૌ હાજર હતા. એ ભાષણના હેવાલમાં ગયા ભાષણમાં આવી ગયેલી બાબતોની પુનરુક્તિ હું નહિ કરું. આરંભમાં અલીગઢ અને કાશીજીમાં પોતાની સમક્ષ આવી પડેલા કાર્યની ગાંધીજીએ તુલના કરી:

## અલીગઢ અને કાશીજી

મતભેદ છતાં પૂજ્યભાવ

" અહીં બેસીને જે દૃશ્ય અલીગઢમાં જોયું હતું તેનું સ્મરણ કરી રહ્યો છું અલીગઢમાં ગયો અને વિદ્યાર્થીઓ સાથે વાતો કરી ત્યારે ત્યાંના હૉલમાં મારે જે તેમને કહેવાનું હતું તે મેં કહેલું તે પ્રસંગે મારી જુમ્મેદારી ભારે હતી એ મને ખબર હતી. તે સંસ્થા આ સંસ્થાથી વધારે જૂની છે એનું પણ મને ભાન હતું. એ પણ મને ખબર હતી કે તે સંસ્થા માટે તેમની મહબ્બત પણ બહુ ભારે હતી. મને એ પણ ખબર હતી કે એ સંસ્થા એક મહાન મુસલમાને પેદા કરી હતી. છતાં નીડર થઇ ત્યાંના વિદ્યાર્થીઓને

કહેવાનું હતું તે મેં કહ્યું. મારું દિલ રુદન કરી રહ્યું હતું કે હું આ શું કામ કરી રહ્યો છું? મારી આસપાસની ઇમારતો જોઇને આજે પણ મારું દિલ રોઈ રહ્યું છે. આજે વિશેષ રુદન કરી રહ્યું છે, કારણ તેના પ્રાણ મારા પૂજ્ય બન્ધુ છે, જેને હું વડીલ બન્ધુ સમજું છું. તેમની સલાહ લીધા વિના હું કાંઇ ન કરતો; હિન્દુસ્તાનમાં મારું જીવન એમની સાથે રહીને વ્યનીત કરીશ એવી મારી અભિલાષા હતી. આવો મારો તેમની સાથે સંબંધ-અલીગઢમાં તેવી સ્થિતિ ન હતી. અલીગઢ સંસ્થાનો પ્રાણ કોણ છે તેની મને ખબર નથી. અને આ વિશ્વવિદ્યાલયમાં બેસીને મારા મુરબ્બી ભાઇને કાંઇ દુ:ખ થાય એવું રખેને કાંઇ કહેવાઈ જવાય એ બીકથી હું કંપી રહ્યો છું. પણ મારો ધર્મ મને સમજાવે છે કે મારા દિલમાં જે મને ધર્મ લાગે તે વાત કરવાની આવે ત્યારે મારે મારી પ્યારામાં પ્યારી વસ્તુને પણ છોડવી જોઇયે. એ જ વસ્તુ આજે હું કરી રહ્યો છું. પણ તમને કહેવા માગું છું કે અમારા તીવ્ર મતભેદ છતા મારા પૂજ્યભાવમાં જરા પણ ઉણપ નથી પડવાની. તેમ તમે મારું કહેલું કરશો તોપણ પંડિતજી પ્રત્યેનો તમારો પૂજ્યભાવ તમે પ્રથમના જેટલો જ કાયમ રાખશો એવી હું આશા રાખું છું.

## પ્રમાદી થવા માટે પાઠશાળા ન છોડશો

"મારું દિલ વિશ્વાસ દે છે કે પંડિતજી જે કામ કરી રહ્યા છે તે તેમનો ધર્મ સમજીને કરી રહ્યા છે, એટલે અમારી મૈત્રીમા કાંઈ ઓછાપણું થઇ જ ન શકે. પંડિતજી અને અધ્યાપકો માટેની તમારી પૂજ્યભાવના એ જ રીતે કાયમ રહે એમ હું માગું- તમારી બુદ્ધિ અથવા દેશભક્તિ તેમના કરતાં વધારે છે એમ પણ ન માનશો. માત્ર વિચારનો ભેદ છે. આજે આખા હિન્દુસ્તાનના પ્રત્યેક પુરુષ અને સ્ત્રીની એક ભાવના થઇ શકે તો હિન્દુસ્તાન આજે જ સ્વતંત્ર થઈ શકે. પણ જે જે મુલકોએ આવી લડત ઉઠાવી છે તેઓમાં મતભેદો પણ રહ્યા જ હતા. એ બધામાંથી ઉગરી જઇને તેઓ સ્વતંત્ર થયેલા. તેમણે જે કષ્ટ સહેલાં તે કષ્ટ સહન કર્યા વિના આપણો દેશ પણ સ્વતંત્ર ન થઇ શકે. તમે તમારી સભ્યતા ન છોડશો, વિનય ન છોડશો. નમ્રતા ન છોડશો. તમારી સાથે ન જનારા વિદ્યાર્થીઓ તરફ ઘૃણા ન કરશો. તેમને સતાવશો નહિ. તમે એવાં કામ કરજો કે જેથી તમારે વિષે આપણા માનનીય ભાઇઓમાં જે અવિશ્વાસ રહ્યો છે તે નીકળી જાય. તમે વિદ્યાલયની બહાર નીકળી તમારું ધર્માચરણ વધારશો તો તેમના આશીર્વાદ મેળવશો. તમે અવિચારથી વિદ્યાલય છોડી તમારા સ્વાર્થને સાધશો, દંભી થશો, વ્યસની થશો, સેવાધર્મ છોડશો તો તેમના આત્મા અને મારા આત્માને દુઃખ થશે. તમે કોઇની સલાહ માગતા હો તો પંડિતજીની જ માનજો. પણ તમારે કોઇની સલાહની જરૂર ન રહી હોય અને તમે નિશ્ચય કર્યો હોય, તમારું દિલ પુકારીને કહેતું હોય કે અસહકાર એ તમારો ધર્મ છે, તો તમે બેધડક નીકળજો, અને પંડિતજીનો આશીર્વાદ લઈને નીકળજો; તેઓ તમને એક ક્ષણ પણ નહિ રોકે."

### હું એકાન્તિક અસહકાર કેમ નથી કરતો !

આગળ જતાં આજનું 'શિક્ષણ દેવાવાળું' છે માટે નહિ પણ 'અધર્મીના હાથનું સુવર્ણનું દાન પણ ન લેવાય, અધર્મીને હાથે વિદ્યાનું પણ દાન ન લેવાય' એ ખાતર વિદ્યાલયનો ત્યાગ કરવાનું પોતે સમજાવી રહ્યા છે એ જણાવીને ગાંધીજી બોલ્યા: રાવણરાજ્ય-માં કેમ રહ્યો છું ?

"હું આ સલ્તનતનો જરૂર ત્યાગ કરું, પણ તેમ કરું તો હિન્દુસ્તાનને હું જે પેગામ આપવા માગું છું તે ન આપી શકું એમ મને લાગે છે. માટે જ હું આ અસહ્ય સ્થિતિમાં મારું જીવન વ્યતીત કરી રહ્યો છું. રાવણરાજ્ય હોત અને તુલસીદાસ સુણાવત તેમ હું સુણાવી રહ્યો છું કે આ આપણે માટે પણ રાવણરાજ્ય છે. હું કલાકની પ્રત્યેક પળે એ જ જાપ જપી રહ્યો છું કે આ સલ્તનતને હું શી રીતે હઠાવી શકું યા તો સુધારી શકું. એ જ ઈરાદાથી હું આ દેશમાં રહ્યો છું."

### દેશની ખાતર ઉચ્ચ શિક્ષણનુંયે બલિદાન આપો

બીજી વિદ્યા મળો યા ન મળો પણ આ વિદ્યા છોડો એમ કહી પાછું તેમણે જણાવ્યું કે "બાહ્ય સ્થિતિ માટે ખરો વૈરાગ્ય—પોતાના જેવો વૈરાગ્ય છૂટ્યો હોય તો જ, સ્વતંત્રતા માટે કશો વિચાર કર્યા વિના દેહનો ત્યાગ કરવો એ પણ ધર્મ છે એમ લાગતું હોય તો જ છોડજો. આ વિદ્યાલયમાં ભારેમાં ભારે કેળવણી મળતી હોય, સગવડો મળતી હોય, તો તેનું પણ હિન્દુસ્તાનના લાભ માટે બલિદાન કરવાની જરૂર છે. શિક્ષણ અને દેશનો લાભ

### સંયમ અને વિનય

"અસહકાર પરમ સંયમધર્મ છે. તમારામાં અસહિષ્ણુતા હોય તો તમે અસહકારી નથી થઈ શકતા. પિતામાતા પ્રત્યેના ધર્મ વિષે એટલું જ કહું છું કે તમે નિશ્ચય કર્યો હોય તો અદબથી ભારે વિનયપૂર્વક તેમની પાસે ચાલ્યા જજો, તેમની સાથે દલીલ કરજો, અને તેમની વાતથી તમારું હિત થાય છે એમ તમને લાગે તો જરૂર તેમની આજ્ઞાનું જ પાલન કરજો. તમારા પ્રત્યેક કાર્યમાં વિનય માગું છું, ધર્મ માગું છું. જે પ્રતિજ્ઞા લઈને તમે પાઠશાળા છોડશો તે જ પ્રતિજ્ઞાનો તમે ધર્મપાલનને તરછોડશો તો ભંગ કરશો. માટે તમારે વિનયની તાલીમ પહેલી લેવી પડશે. અને તમારે ભારે બલિદાન દેવાં પડશે. 'ભારે' કહું છું કારણ આજની હીન દશામાં આપણે નામર્દ થઈ ગયા છીએ, અને રોટીનું સાધન તજવું એ પણ મોટું બલિદાન છે. સંયમ અને વિનય

"અંતે પણ ફરીફરીથી કહું છું કે તમને જેમના ઉપર વિશ્વાસ હોય તેવા અંબાપકો અને માલવીયાજીને મળીને નિશ્ચય કરીને પાઠશાળા છોડશો અને તેમનો આશીર્વાદ લેશો."

### પંડિતજીનો ઉપદેશ,

પછી પંડિતજી ઉઠ્યા. તેમણે જણાવ્યું:

"તમે જે ગંભીર ભાવપૂર્ણ ઉપદેશ સુણ્યો છે તે વિષે મને આશા છે કે તમે અક્ષરે અક્ષરનો શ્રદ્ધા અને ભક્તિપૂર્વક વિચાર કરીને નિર્ણય કરજો. તમારી સામે પ્રશ્ન એ છે કે અન્તરાત્માને અનુસરજો!

જો તમને અંગ્રેજ સરકારના વર્તનથી એમ લાગ્યું હોય કે જે ભૂમિ કે જે સંસ્થામાં સરકારનો સંબંધ હોય તેમાં રહેવું દુઃખદાયક છે તો તેનો સંપર્ક તજજો. મનુષ્યને માટે આત્મા કહે તે પ્રમાણે ચાલવાથી વધુ મોટો બીજો કોઈ ધર્મ નથી. પણ શીઘ્રતાથી કે ઉત્તાપથી, વગર વિચાર્યે કાંઇ ન કરશો. તમારો આત્મા આકુળ થઇ રહ્યો હોય તો જરૂર તમે આત્માને અનુસરજો. પણ તમને અહીં જે પવિત્ર ઉપદેશ મળ્યો છે તે અને તેની કઠણ કસોટી વિચારીને તમે ઘટે તેમ કરજો. આ સલ્તનતમાં દોષ પારવિનાના છે. પેલે દિવસે અનેક કલાક સુધી તમારી આગળ મેં ભાષણ આપ્યું ત્યારે મેં એ જ વાત કરી હતી કે એ દોષો વિષે બધા એકમત છે. હું તમને કહું છું કે જો તમને આ શિક્ષણ મેળવીને અથવા તે છોડતાં એવી ભાવના ન ઉઠે કે દેશની સેવા માટે પ્રાણ તજવાને પણ તૈયાર થવું જોઇયે તો તમે કાંઇ ભણ્યા નથી એમ સમજજો. દેશમાં આપણું જ રાજ્ય સ્થાપિત કરવું છે અને તેની સેવા માટે તન મન ધન અર્પણ કરવુ જોઇયે, એ ભાવથી જ વિદ્યાર્થીઓ પ્રતિદિન ભણે એમ હું ઇચ્છું છું. પણ તમારા દિલમાં એમ લાગી જાય કે આ વિદ્યાલયમાં શીખવું એ ધર્મ નથી રહ્યો તો માતપિતાને તમે જઇને તે વાત સુણાવજો અને તેમનાથી તમે ન સમજો તો તેમને પ્રણામ કરીને તેમની રજા લેજો. હિરણ્યકશિપુ જેવા પિતા હોય તો પ્રહ્લાદના જેવું જ તમે કામ કરજો. પ્રહ્લાદનામાં જે જ્યોતિનો પ્રકાશ થયો હતો તે પ્રકાશ તમારામાં હોય તો તમે પણ તમારાં માતપિતા ના કહે તોપણ વિવેકથી તેમની સલાહનો અનાદર કરજો. તેને અંગે જો પાપ થતું હશે તો તેમાં હું ભાગી બનીશ. માત્ર એટલું જ કહું છું કે હૃદયને કઠણ કરીને તમે સંકલ્પ કરી શકો કે નીકળી જવું છે તો જ નીકળજો. પાછા ન આવવાનો વિચાર કરીને નીકળજો. કાચા સંન્યાસીઓની માફક અપરિપક્વ વિચારથી વિદ્યાલય ન છોડશો. જો તમે દેશની સેવા કરવાના ભાવથી જ વિદ્યાલય છોડશો તો હું તમને આશીર્વાદ આપીશ. દેશને માટે તમને બુદ્ધિ, સાહસ અને દૃઢતા પરમેશ્વર આપે.”

આ ભવ્ય ઉપદેશ હિન્દુસ્તાનનો પ્રત્યેક વિદ્યાર્થી સંઘરે એવી ઇચ્છા પ્રગટ કરી આ કાગળ હું પૂરો કરીશ. કાશીના વિદ્યાર્થીઓ વિચારી રહ્યા છે. પ્રોફેસર કૃપલાની જેમણે વિદ્યાલય છોડ્યું છે તેઓ તેમના સલાહકાર છે. પંડિત શિવપ્રસાદ અને બાબુ ભગવાનદાસજી પણ મદદ કરી રહ્યા છે. જે ફળ આવશે તે શુભ આવશે એ વિષે શંકા નથી.

પ્રયાગ,
તા. ૩૦-૧૧-૨૦

મહાદેવ હરિભાઇ દેશાઇ

---

તા. ૮-૧૨-૧૯૨૦

## § એક સલાહ

એક વધુ નનામો કાગળ મને મળ્યો છે. તેમાં નીચે મુજબ સલાહ આપવામાં આવેલી છે:

"મહાત્મા,

એક સ્ત્રી તરફથી મળની સલાહ પર ધ્યાન દેજો ન કરો તો તેને ફેંકી દેજો, પણ ફેંકતાં પહેલાં ખૂબ વિચારજો સદ્‌બુદ્ધિ અને પ્રભુપ્રેરણા માટે પ્રાર્થના કરજો. એકાગ્રતા શક્તિ છે; દુબધા મનની દુર્બળતા સૂચવે છે; તમારા અસહકારને ત્રણ જ બાબતો પર કેન્દ્રીભૂત કરો. પરદેશી માલ પર, પોલીસ ખાતાં પર અને લશ્કર પર. એથી અંદર અંદરના ઝગડા તમને કદાપિ આડે નહિ આવે તમારી પ્રવૃત્તિ જોસભેર આગળ વધશે અને સ્વરાજ બારણે આવી ઉભું રહેશે. શીખ, પંજાબી, ડોગરા અને ખાસ કરીને ગુરખા આદિ સરહદની કોમોમાં મુખ્યત્વે કરીને ઘુંઘાઇ જાઓ. ઇતિહાસની સામુ જુઓ અને રણશીંગડાં ફુંકવાં છોડી છૂપા મંડળો દ્વારા કામ લો. મ્હોડાની ધમકીઓ આપવાનું મુકી ઘા કરો, અને તે જડમૂળમાં કરો, ડાળીઓ પર નહિ. ઇશ્વર તમને અને તમારા કાર્યને સત્વર સફળ કરો. મિસિસ એફ"

કાગળ ઉપર તારીખ નથી. એ સ્ત્રીનો લખેલો નથી એ તો દેખીતું છે. એ લખાણમા સ્ત્રીના સ્ત્રીપણાને છાજે એવું કશુ જ નથી. હિન્દી રમણી આ કાગળ તેમને સાખીન કરે તે કરતા લાખ દરજ્જે વધુ બહાદુર છે. લખનાર ઇશ્વરની વાતો કરે છે પણ જાતે બ્રિટિશ સગીનના ડરથી થરથરી રહ્યો છે; તેથી જ શીખ અને ગુરખાની સમશેર પર પોતાની ઉમેદોના ચણતર ચણી રહ્યો છે. અસહકારની પ્રવૃત્તિનો એનો અભ્યાસ વ્યર્થ છે. પોતાના ગભરાટ વચ્ચે એ તો એને સૂઝે જ કયાથી કે બ્રિટિશ પશુબળને પછાડી તેના બદલામા બીજું તેવું જ પશુબળ વેચાતું લેવા દોડવું એ હિન્દના દર્દનો ખરો ઇલાજ ન હોય. અને સમશેર જ જો હિન્દના ભાવિનો ફડચો કરનાર હશે તોપણ એ સમશેર એકલા શીખ કે એકલા ગુરખાની તો નહિ જ ચાલે. એ સમસ્ત હિન્દુસ્તાનની હિન્દુસ્તાની સમશેર જોઇશે. યુરોપ જો કોઈ સર્વોપરી પાઠ શીખવતું હોય તો તે એ જ છે. જો પશુબળ જ હિન્દનું રાજ કરનાર હોય તો પછી કાં તો હિન્દના લાખો કરોડો આમપ્રજાવર્ગે યુદ્ધકળા શીખી લીધે છૂટકો રહ્યો, નહિ તો જે કોઈ સમશેર ચલાવી શકે તેવાના પગ તળે સદાને માટે કચડાવું રહ્યું; પછી એવી સમશેર ચલાવી શકનાર પરદેશી હોય કે સ્વદેશી. લાખો કરોડોએ મૂગા ઘેટા જ બન્યા રહેવું રહ્યું. અસહકાર તો આમપ્રજાવર્ગને આત્મભાન કરાવવાના—તેમની મહત્તા અને તેમના સામર્થ્યનું તેમને ભાન કરાવવાના—પ્રયત્ન રૂપે જ કલ્પાયો છે, આમ થવાનો એક જ રસ્તો છે, અને તે એ જ કે પ્રજામાં એ ભાવના પૂરેપૂરી આવી જાય કે અંતરમાંના આત્માને પીછાની લઇયે તો પછી પશુબળથી બ્હીવાપણું આખા ત્રિભુવનમાં પણ કશું છે જ નહિ.

સમશેરનું રાજ્ય

ડોગરા શું, શીખ શું, ગુરખા શું, કે હિન્દની બીજી લડાયક જાતો શું, કોઇયે આપણને અકારા થોડા જ છે? સૌ કોઈ આપણને જોઇયે જ છે—બ્રિટિશ સોલ્જરનો મુકાબલો કરવા માટે નહિ પણ એ બ્રિટિશ સોલ્જરોને હાથે આપણા પગમાં જડાતી ગુલામગીરીની બેડીઓમાં મદદગાર થતા અટકવા માટે. આપણી લડાયક જાતિઓને ઉગી આવવું જોઇયે કે બ્રિટિશ અમલદારના હુકમસર પોતાની સમશેર ચલાવીને, તેઓ પોતાની અને અમારી ગુલામગીરીને કેવળ મજબૂતીનો પટ્ટો જ બક્ષે છે. અને એ દિવસ પણ આવશે કે જ્યારે ઉપલા પક્ષના લેખક જેવા વિચારવાળાઓ કોઈ નહિ રહે અને જ્યારે લડાયક જાતિઓ પણ અહિંસાની આવશ્યકતા સમજી ચુકી હશે.

પણ ઉપલા કાગળનો લેખક જ્યારે મને પરદેશી માલ, પોલીસ અને લશ્કર એ ત્રણ ઉપર જ બધું બળ એકત્રિત કરીને અજમાવવાનો આગ્રહ કરે છે ત્યારે તો મને એના હેતુઓ વિષે ખરેખાત શક જાય છે. આવા આગ્રહમા દરેક પ્રકારનો આપભોગ આપવામાથી બચ્યાં રહીને—એટલે કે જે વર્ગ આજદિવસ સુધી પ્રજામતને દોરતો આવ્યો તે જ લોકોના વર્ગને આત્મયજ્ઞ વડે શુદ્ધ અને પાવન થવાની તકમાંથી બાતલ કરીને પ્રજાકીય એક્તા સ્થાપવાના અટ્ટહાસ વિના બીજું શું છે? પણ અસહકારની લડત તો એ આમપ્રજાને દોરનારા વર્ગના આપભોગ ઉપર જ લડાઈ રહી છે. ઘડીભરને માટે એણે એ વર્ગમાં વિખવાદ કે ખટાશ ઉત્પન્ન કરાવેલાં દેખાશે. પણ હકીકતમાં આત્મશુદ્ધ કરાવીને આ પ્રવૃત્તિ જ ખરી પ્રજાકીય એકતા સ્થાપન કરશે. ઉપરાંત, લખનાર આ લડતના પૂરેપૂરા અને છચોક ખુલ્લાપણાથી જે અસાધારણ સુંદર પરિણામ અત્યાર સુધીમાં જ આવી ચુક્યું છે તે જોઈ શક્યો નથી. મને તો લાગે છે કે પ્રજા આજે જેટલી નિર્ભય બની મનની વાત ખુલ્લા શબ્દોમાં કરી નાંખતી થઇ ગઈ છે તેટલી નિર્ભય અગાઉ કદી પણ નહોતી. રાજદ્રોહનો મહાકૃત્રિમ હાઉ તો એને લગભગ વિસારે પડી ગયો છે. લેખક છૂપાં મંડળોની વાત કરે છે ત્યારે તો એ જૂના જમાનાની વાત કરતો હોય એવો જ ભાસ થાય છે. મલિન છૂપી પદ્ધતિઓની મદદ લઇને આ મહાન પ્રજાને તમારાથી ઉન્નતિને શિખરે ચડાવી શકાશે નહિ. ધોળા દહાડાના પૂરા અજવાળામાં આપણી લડત બહાદુરીપૂર્વક છચોક ખુલ્લમખુલ્લા ચલાવીને પોલીસના છૂપા અને અનીતિકર ખાતાને આપણે નિઃશસ્ત્ર કરી મુકવું જોઇયે. અસહકાર મઝામાં ધાં કરનાર તો છે જ. અને બ્રિટિશ સરકાર જોડે ખુલ્લો અને સંપૂર્ણ ખાનદાનીભર્યો અસહકાર કરીને એ વિપક્ષને

પાણી સિંચવાનું બંધ કરવું એ જ ખરેખરો મૂળમાં ઘા છે. લખનાર પરમેશ્વરના નામની જોડે જોડે જ સેતાનના છૂપા માર્ગોની હિમાયત કરીને નાહક વાણીક્ષય કરે છે.

---

# ¶ ગાંધીજીની મુસાફરી

## વિદ્યાર્થી જગતમાં સંક્ષોભ

*આગ્રાના વિદ્યાર્થીઓ આગળ*

આ વખતની ઉત્તરની મુસાફરી ગાંધીજીએ કેવળ વિદ્યાર્થીઓને માટે ગાળેલી કહી શકાય. વિદ્યાર્થી જગતમાં કેવો મોટો સંક્ષોભ થઈ રહ્યો છે તે તો અમે તે વર્તમાનપત્રનો એકાદ અંક લેવાથી જણાશે. ગુજરાત, મહારાષ્ટ્ર, મદ્રાસ, મધ્ય પ્રાંત, બંગાળ, સંયુક્ત પ્રાંત, પંજાબ, બધેય વિદ્યાર્થીઓના ચિત્ત ખળભળી રહેલા જણાશે. ગાંધીજી ખાસ કરીને દિલ્હી, આગ્રા, બનારસના વિદ્યાર્થીઓને મળવા આ વખતે નીકળેલા. દિલ્હીના વિદ્યાર્થીઓને મળવાનું થયું તે પહેલાં તો ઠેર ઠેર વિદ્યાર્થીઓ ઉઠી ગયાની વાતો સાંભળવામાં આવી જ હતી. આગ્રામાં અનેક વિદ્યાર્થીઓ કૉલેજ છોડવાને તત્પર છે એમ જણાતાં જ ગાંધીજી અલીગઢ અને મથુરાથી આગ્રા ગયા. આગ્રામાં અવ્યવસ્થાનો પાર ન હતો. વ્યવસ્થાપકોએ ગાંધીજીને વિદ્યાર્થીઓ માટે બોલાવ્યા હતા, પણ તેમને માટે ગાઢ સ્વાગત, અનેક કલાકનું સરઘસ અને હજારો માણસની જાહેર સભાનું ઘમસાણ રાખતાં તેમને વિચાર થયો ન હતો. આ બધું આટોપતાં ગાંધીજીને ઘણી હેરાનગતિમાંથી પસાર થવું પડ્યું. આખરે વિદ્યાર્થીઓની સભા થઇ તેમાં પણ શાન્ત થતાં વીસ પચીસ મિનિટ ચાલી ગઈ. આગ્રાની સ્થિતિ વિષે આટલા વિવેચનની જરૂર એ માટે છે કે વિદ્યાર્થીઓને અપાયેલા ઉપદેશમાં તેનો ઉલ્લેખ છે.

## આગ્રાના વિદ્યાર્થીઓને

*ચમકદાર બેડી*

આરંભમાં ગાંધીજીએ જણાવ્યું કે "મને અહીં આવીને જેટલું દુઃખ થયું છે તેટલું દુઃખ બીજે ક્યાંયે નથી થયું. આવા ઘમસાણ વચ્ચે હું જે કામ કરવા આવ્યો છું તે કામ તમે મારી પાસેથી નહિ લઇ શકો. જ્યાં આટલી બૂરી વ્યવસ્થા છે ત્યાં હું વિદ્યાર્થીઓને શી રીતે કૉલેજ છોડવાનું કહી શકું ?" હાલના શિક્ષણને વિષે બોલતાં તેઓએ તેને એવી બેડીરૂપ વર્ણવ્યું કે જે બેડી "તેની ચમકને લીધે આપણને આંજી રહી છે, અને જેને આપણે આપણી સ્વતંત્રતાની નિશાની જ માની બેસીએ છીએ. આ સ્થિતિ આપણી ભારેમાં ભારે ગુલામી સૂચવે છે." આગળ જતાં તેમણે પ્રચલિત શિક્ષણથી ડરપોકપણું શીખવાય છે એમ જણાવ્યું. તિલક મહારાજને માટે ગમે તેટલી ભક્તિ મનમાં હોય પણ તે ભક્તિને આજ કેટલો વિદ્યાર્થી સ્વતંત્ર રીતે દાખવી શકે છે ?" ડરપોકપણું ગાંધીજીએ વધારેમાં વધારે પંજાબના વિદ્યાર્થીઓમાં જોયું.

ता. ૮-૧૨-૧૯૨૦

## ડર નહિ છોડી શકો તો તાલીમ શા કામની ?

" ડરપોકપણું આપણી જીંદગી થઇ ગઈ છે. જે તાલીમ ડર ન છોડાવી શકે, ઉલટી ડરને પુષ્ટિ જ આપે તે તાલીમ શા કામની ? જે તાલીમમાં સચ્ચાઇથી ચાલવાનો અવકાશ નથી, દેશને પૂજવાનો અવકાશ નથી, તે તાલીમ શું ? "

" પણ " ગાંધીજીએ જણાવ્યું કે " તાલીમ બૂરી છે માટે તે તજવી જોઇયે એ જ મારી દલીલ નથી. એ તાલીમ ગુલામીમાં રાખનારાઓ દ્વારા આપણને મળે છે માટે આપણે તે નથી લઈ શકતા એવું મારૂં કહેવું છે ગુલામોના માલીક પાસેથી આપણે સ્વતંત્રતા નથી શીખી શકતા. આ સલ્તનત ગંદી બની છે અને એ રાક્ષસી સલ્તનત મને સ્વતંત્રતાની તાલીમ આપવા માગતી હોય તોપણ તે હું નથી લઇ શકતો. "

## ચોરી કરીને નશાબાજી શીખવે છે

" આ તાલીમ ગમે તેવી હોય પણ તેના મૂળમાં શું છે ? ભારે ભારે પુસ્તકો શીખવવામાં આવે તેથી શા માટે મોહાઓ છો ? એ પુસ્તકો તમને સ્વતંત્રતાની સાચી તાલીમ નથી આપી શકતાં, કેવળ ભોળવે છે. ખરૂં જોતાં દેશના પૈસાની ચોરી કરીને એવી ભોળવનારી તાલીમ આપવામાં આવે છે તે ચોરી કરીને તેમાંથી થોડા પૈસા આપી નશાબાજી શીખવવા બરોબર છે. "

## આજ્ઞાપાલનનું રહસ્ય

માબાપની આજ્ઞા પાળવાને વિષે બોલતાં ગાંધીજીએ જણાવ્યું, "હું માબાપની ભક્તિ કરનારો—શ્રવણના જેવી ભક્તિ કરનારો છોકરો હતો. હું ઇશ્વરને પણ માનનારો રહ્યો. એવો હું માબાપની આજ્ઞા તોડીને કોઇને દ્રોહ કરવા કહું ખરો ? પણ માબાપનો ઉત્પન્ન કરનાર પણ ઇશ્વર છે; અને ઇશ્વરની આજ્ઞા અને માબાપની આજ્ઞા વચ્ચે વિરોધ હોય ત્યાં ઇશ્વરની આજ્ઞાને વધારે માન આપવાનું હું કહી રહ્યો છું.

## બીનશરતે છોડવું એ સ્વતંત્રતાનો પહેલો પાઠ

" જેને દિલમાંથી અવાજ આવે કે મેં વર્ણવી છે તેવી સલ્તનતથી ચાલતી નિશાળોમાં આઝાદી ન શીખી શકાય, જેને ખુદાઇ હુકમ થાય કે આઝાદી મેળવવા એ ગુલામીમાંથી છૂટવું જોઇયે, તે માબાપને વિનયપૂર્વક સમજાવજો. તમને એમ લાગે છે કે આ બળતું ઘર છે, તેને તત્કાળ તજ્યે જ છૂટકો છે, તો જ તમે છોડજો. મારાથી તો આ સલ્તનતમાં 'ક્ષણ પણ ન રહી શકાય એમ મને ચોવીસે કલાક ભાન રહે છે, અને તમને એ ભાન થયું હોય તો તમારે માટે બીજી શાળાની વ્યવસ્થા છે કે નહિ તે પૂછવાનું તમને કશું પ્રયોજન જ ન હોય. બીનશરતે શાળા છોડવી એ સ્વાતંત્રતાનો પ્રથમ પાઠ છે પણ તમને ધીરજ ન હોય, તમને શાળા છોડીને નવી સ્વતંત્ર શાળા થાય ત્યાં સુધી તેને માટે પૈસા એકઠા કરવાની, ભિક્ષા માગીને રહેવાની ધીરજ ન હોય તો હરગીજ શાળા ન છોડજો.

## સરકારના મજૂર થવું હોય તો શાળાને વળગી રહેજો

"તમારામાં મજૂરી કરવાની તાલીમ જોઈએ. અંગ્રેજ છોકરો શાળાપાઠશાળામાંથી નીકળે છે ત્યારે તેનામાં મજૂરી કરવાની તાકાત તો હોય જ છે. પણ તમે ભણીને વકીલ થવાની અથવા સરકારના મજૂરીઆ બનવાની ખાહેશ રાખતા હોય તો તમારે માટે આ જ શાળાપાઠશાળાઓ છે. દક્ષિણમાં મધુકરીની જે પુરાતન પ્રથા આજે પણ મોજુદ છે તેનું ગૌરવ તમે સમજી શકતા હો તો ભિક્ષા માગીને પણ શિક્ષણ લેશો ભિક્ષા માગીને શિક્ષણ લેવાની તાકાત ન આવી હોય તો હું તમારી મારફત દેશની સ્વતંત્રતા નથી મેળવવા ચાહતો. શાળાત્યાગની શરત

## અંતરનો અવાજ ક્યારે ?

"આ તાલીમ નાસ્તિકતાની તાલીમ છે તે તાલીમ છતા જેમને ઈશ્વરમા શ્રદ્ધા હોય, જેણે ઇન્દ્રિયો ઉપર કાબુ મેળવેલો હોય, જેણે અસ્તેય અહિંસાનું પાલન કરેલું હોય, તેને અંતરનો અવાજ હોઇ શકે. માટે સંયમથી ઘડાયલા વિદ્યાર્થીઓને જ હું કહું છું કે તમને ઇશ્વરનો આદેશ હોય તો તમે બેધડક કૉલેજ છોડજો.

## મારે નામર્દોથી સ્વતંત્રતા નથી મેળવવી

" જેમનામા વખત આવ્યે કુરબાની કરવાની સક્તિ હોય, ફાસી પર ચડવાની તાકાત હોય, ભેખ લેવાની તાકાત હોય તે જ વિદ્યાર્થી મને જોઇયે છે જો તમારા દિલમાં દેશની ઉપર મુસલમાનના ધર્મ ઉપર, થયેલા અત્યાચારોથી અંગાર જળી રહ્યો હોય તો જ તમે કૉલેજ છોડી શકશો. "

ડૉ. લક્ષ્મીદત્ત અને સ્વામી સત્યદેવ આગ્રામા વિદ્યાર્થીઓને સંભાળી રહ્યા છે. તેમણે પોતાની એક કમિટી સ્થાપી છે અને ખૂબ વિચાર કરી રહ્યા છે. ગાધીજીના આ ઉપદેશ પછી કાંઇ ઉતાવળું પગલું તો ત્યાં ન જ ભરાય એવી આશા છે.

## દિલ્હીના વિદ્યાર્થીઓ

દિલ્હીમા હિન્દુ કૉલેજમાં વિદ્યાર્થીઓની સાથે જે વાતચીત થઇ તેનો સાર હું નથી આપી શકતો, કારણ એમાં બહારના કોઇ પણ જણને જવાની રજા ન હતી. પણ પ્રિન્સિપાલ રુદ્રની સાથે મારે પાછળથી થયેલી વાતચીત ઉપરથી જણાયું છે કે દિલ્હીમાં પણ આ જ પ્રકારનો ઉપદેશ આપવામાં આવ્યો હતો. દિલ્હીના વિદ્યાર્થીઓની ઉપર અસર થઈ રહી છે. સેન્ટ સ્ટીવન્સ કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓ અને હિન્દુ કૉલેજના કેટલાક લાલા લજપતરાયે ઉપાડેલી રાજકીય શાળામા જવાને તૈયાર થયા છે અને તેમને તેમના આચાર્યો તરફથી આશીર્વાદ પણ મળી ચુકયો છે.

પ્રયાગ
તા. ૩૦-૧૧-૨૦

મહાદેવ હરિભાઈ દેસાઈ

તા. ૧૨-૧૨-૧૯૨૦

## § દિશાભૂલ

બંગાળાના ગવર્નર ના૦ લૉર્ડ રોનાલ્ડશેએ મારા 'હિન્દ સ્વરાજ'ની અંગ્રેજી આવૃત્તિ વાંચવાની મહેર કરી છે. થોડા જ દિવસ ઉપર બંગાળીઓના એક મેળાવડા સમક્ષ ભાષણ કરતાં તેઓએ ઉમેદ દર્શાવી કે સ્વરાજનો અર્થ જો મેં મારા પુસ્તકમાં કર્યો છે એવો જ કરવાનો હોય તો બંગાળીઓ તો એવા 'સ્વરાજ'ને દૂરથી જ નમસ્કાર કરશે. કૉંગ્રેસના ઠરાવમાં પ્રજાના ધ્યેયરૂપે મુકેલું સ્વરાજ મારા 'પુસ્તકમાં નિરૂપેલું સ્વરાજ નથી એ હું જાણું છું. મને એની દિલગીરી છે. કૉંગ્રેસ જે સ્વરાજ માગે છે તે હિન્દુસ્તાનની પ્રજાની માગણીનું સ્વરાજ છે. બ્રિટિશ સરકાર આપવાની મહેર કરે તે સ્વરાજ નહિ. મારી કલ્પના મુજબ તો સ્વરાજમાં એક લોકનિયુક્ત પાર્લમેન્ટ થશે જેનો પ્રજાકીય નાણાં, પોલીસ, લશ્કર, આરમાર, અદાલતો અને શિક્ષણસંસ્થાઓ ઉપર સંપૂર્ણ અખત્યાર રહેશે.

જે સ્વરાજ પ્રજા સાથ આપે તો એક વરસની અંદર હું ઘેર કરવા ઉમેદ રાખું છું તેના અમલ હેઠળ ખિલાફત કે પંજાબ જેવા અન્યાય ફરી બનવા અવશ્ય અશક્ય થઇ પડશે. એ સ્વરાજના અમલ હેઠળ પ્રજા આજની જેમ એક બેજવાબદાર, ઉદ્ધત અને નાસ્તિક અધિકારીવર્ગની જોહુકમીને 'જી' કહી સરકારની નજરે 'સારા' બનવા મથવાનું છોડી પોતાની ઇચ્છા મુજબ સારું કે નઠારું ચાહે તે કરી શકશે. એ સ્વરાજના અમલ હેઠળ હિન્દુસ્તાનમાં તૈયાર થઇ શકે એવા પરદેશી માલ ઉપર પ્રજા જબ્બર જકાત નાંખી શકશે; અગર તો પડોશની કે દૂરની પ્રજાઓને ગુલામ બનાવવા માટે એક પણ સિપાઇ દેશની બહાર મોકલવા ના પાડી શકશે. આદર્શ તરીકે મેં જે સ્વરાજને કલ્પ્યું છે તે સ્વરાજ પ્રજા પ્રથમ જ્યારે આમ સારા કે નઠારા વચ્ચે ચાહે તેની પસંદગી કરવા જેટલી સ્વતંત્ર થશે ત્યારે જ સંભવનીય થશે.

આમ હિન્દ સ્વરાજ'માં કહેલી એકેએક વાત ઉપર હું હજુયે જેવોને તેવો મક્કમ છું અને વાચકને તે વાંચવાની હું અવશ્ય ભલામણ કરું છું. આત્મસ્વાતંત્ર્ય—પોતાની ઉપર સ્વરાજ મેળવવું—એ જ સાચામાં સાચું સ્વરાજ છે. મુક્તિ કહો, મોક્ષ કહો, કંઇ સર્વ એ જ છે. અને ડાક્ટરો, વકીલો કે રેલવે આપણા મોક્ષમાર્ગમાં મદદકર્તા નથી, વિઘ્નરૂપ જ છે—એ મારો મત બદલવાને મને હજુ પણ કશુંયે જડ્યું નથી.

હું એ પણ કહું છું કે સરકાર અત્યારે જે શેતાની કાયમાં રોકાયેલી છે તેમાં અજાણે તો એવા મોક્ષસાધક આત્મસ્વાતંત્ર્યનો પ્રયત્ન સરખો અસંભવિત છે. ઈશ્વર અને શેતાન બન્ને જોડે સામટું સહીઆરું ન થઈ શકે.

શયતાનિયતનું સ્પષ્ટ ચિહ્ન

ચાલુ રાજ્યતંત્રની શયતાનિયતનું સ્પષ્ટ ચિહ્ન એ જ છે કે ના૦ લૉર્ડ રોનાલ્ડશે જેવા ખાનદાન અંગ્રેજને સુદ્ધાં આપણી નિશાબૂલ કરાવવાના પ્રયત્નમાં સામેલ થવું પડે છે. વસ્તુસ્થિતિનો ઇલાજ શોધવાની સરળ ચર્ચામાં એઓ નથી ઉતરતા. પંજાબના અત્યાચારો વિષે તેમને મૌન ધારણ કરવું પડે છે. ખિલાફત પ્રકરણનો પોતાના ભાષણમાં ઉલ્લેખ સરખો કરવા તેઓ નાખુશ છે. જેના શરીરમાં રાજરોગે ઘર કર્યું છે તેને બહારથી મુંડ ચોળે શી કળ વળવાની હતી? શું લૉર્ડ રોનાલ્ડશે એટલું પણ નથી જોઇ શકતા કે હિન્દના એકથી બીજા છેડા સુધી આજ જે અસંતોષનો જ્વાળામુખી ભભુકી ઉઠ્યો છે તેનું કારણ સુધારા અગર એના અધૂરાપણામાં નથી, પણ પંજાબ અને ખિલાફતના અન્યાયોમાં અને તે તેમને ભુલાવી દેવાના સરકારના પ્રયત્નમાં રહેલું છે? બે વચ્ચે સુલેહ અને સમાધાન થાય તે પહેલાં પૂરેપૂરી દિલસફાઇ થવી જોઇયે, અંતરમાં પલટો થવો જોઇયે, એટલું શું તેઓ નથી સમજી શકતા?

દ્વેષ અને વેરવૃત્તિ

પણ આજકાલ તો કમળાના રોગીને બધે પીળું જ દેખાય તેમ જ્યાં અસહકાર ત્યાં દ્વેષ અને અંગ્રેજો પ્રત્યેની વેરવૃત્તિને જ જોવી એ અમુક વર્ગોમાં શિષ્ટાચાર થઈ પડ્યો છે. અને હું દિલગીર છું કે કર્નલ વેજવુડ જેવા ભલા અંગ્રેજ પણ એ જાળમાં ફસાયા છે. હું તો કહું કે દ્વેષ પોષાય છે એ સાચું હોય તોપણ એવા દ્વેષને દૂર કરવાનો રસ્તો એ જ છે કે એ દ્વેષને ધુંધવાવા દઇને આંધળા ઝનૂનની વૃત્તિએ પહોંચવા ન દેતાં તેને મર્યાદામાં રહીને વહી જવા દેવો. જ્યાં સુધી પ્રજાની લાગણીઓ ફાવે તેમ તરછોડાતી રહે, તેમની પ્રત્યે તિરસ્કાર અને ઘૃણાને પ્રયત્નપૂર્વક પોષવાનું ચાલુ રહે, ત્યાં સુધી હું શું કે બીજો કોઇ શું—કોઈ પણ વ્યક્તિ પ્રજાના અંતરમાં પોષાતા ઝેર અને વેરની વૃત્તિને સર્વથા નિર્મૂળ કરવાની આશા રાખી શકે નહિ. એક બાજુથી હિન્દી પ્રજાની પવિત્રમાં પવિત્ર લાગણીઓને તિરસ્કારપૂર્વક ઠોકરે મારતા જવું અને બીજી બાજુએ ડાહ્યા બનીને દ્વેષ અને વેર ન રાખવાનો હિન્દને ધર્મોપદેશ સંભળાવવો એ કેવળ દિલ્લગી છે. હિન્દુસ્તાન અત્યારે નિર્બળ છે, વિવશ છે; અને તેથી પોતાને ઘૃણાની નજરે જોનાર, પોતાને પેટે ચલાવનાર, પોતાની નિર્દોષ સ્ત્રીઓના બુરખા ઉચકનાર, પોતાનાં કુમળાં બાળકો પાસે એની પશુસત્તાની

આણુ મનાવવા સારૂ દહાડામાં ચાર વાર એના વાવટાને સલામો કરવાની ફરજ પાડનાર, દૈત્યને ધિક્કારીને એ પોતાની વિવશતા પ્રગટ કરે છે. અસહકાર પ્રજાને આવી વિવશતામાંથી ઉગરી જઈ સબળ અને સ્વાશ્રયી બનાવવા, તેમનામાં વરસી રહેલા ઝેરને દયા અને કરુણામાં ફેરવી નાંખવા મથી રહ્યો છે.

એવું સબળ સ્વાશ્રયી હિન્દુસ્તાન બૉસવર્થ સ્મિથોને અને કર્નલ જૉનસનોને ધિક્કારવાની તસ્દી નહિ લે; કારણકે તે વખતે તેવાઓને સજા કરવાનું તેમ તેમની દયા ખાઇ તેમને ક્ષમા કરવાનું પણ તેનામાં બળ હશે. આજે તો તેનામાં નથી સજા આપવાનું બળ કે નથી ક્ષમા કરવાનું; એટલે એ નિરુપાયે ઝેરનું સેવન કરી રહ્યું છે. જો મુસલમાનો આજે સબળ હોત તો અંગ્રેજોને ધિક્કારવાની પરવા ન કરત, પણ હથિયારથી હિસાબ કરી લઇને ઇસ્લામનાં પવિત્ર સ્થળોને તેમની પાસેથી પાછાં ખૂંચવી લેત. હું જાણું છું કે જો અલી બિરાદરો ઇસ્લામના માન અને ઇજ્જતની ખાતર જ જીવે છે અને એ માન અને એ ઇજ્જતની ખાતર કોઇ પણ ક્ષણે પોતાની જાન કુરબાન કરવા તૈયાર છે, તેઓ પોતે પણ અંગ્રેજો ખિલાફતના મામલામાં ન્યાય આપે (જે કરવું તેમના હાથમાં છે) તો આજે જ હવે પછીના અંગ્રેજો જોડે દોસ્તીનો હાથ લંબાવતાં લેશ મનમાં આણશે નહિ.

મારૂં અંતર તો એ જ સાક્ષી પૂરે છે કે આ આખી લડતમાં અંગત તત્ત્વ એવું કશું છે જ નહિ. જો અંગ્રેજો પોતાની ભલમનસાઇ, વફાદારી અને હિન્દ પ્રત્યેની નિષ્ઠા સાબીત કરી આપે તો હિન્દુમુસલમાન બન્ને આજ તેમના ઉપર ઇશ્વરી આશીર્વાદ માગવા તૈયાર થઈ જાય એમ છે. અસહકાર દૈવી શસ્ત્ર છે. હિન્દને શુદ્ધ કરવા, સબળ અને સમર્થ બનાવવા એ સરજાયું છે. અને આજનું નિર્બળ અને નિરાધાર હિન્દ જેમ દુનિયાને રોગ સમાન છે તેમ એવું સબળ હિન્દ આખી દુનિયાને ટેકારૂપ થઇ પડશે. હિન્દી સિપાઇઓ અનિચ્છાએ પણ તુર્કીનો નાશ કરવામાં ભાગીદાર બન્યા છે અને આજે મહાન આરબ પ્રજાના આશાભર્યા યુવાન વર્ગોનો નાશ કરી રહ્યા છે. અને ખરેખર જ એવો એક પણ વિગ્રહ યાદ નથી આવતો જેમાં બ્રિટિશ સરકારે હિન્દી સિપાઇઓનો ઉપયોગ દુનિયાના—મનુષ્યજાતિના કલ્યાણ માટે કર્યો હોય. અને છતાંયે પોતાને ક્ષત્રિય માનનારા આપણા દેશી રાજાઓ પોતે અંગ્રેજોને વફાદારીપૂર્વક આપેલી કિંમતી મદદોના અભિમાનભર્યા ઉલ્લેખો કરતાં કદી થાકતા જ નથી! આથી વધુ શરમની વાત બીજી કઈ હોઇ શકે? આથી વધારે આપણી અધોગતિ બીજી કેવી હોઇ શકે?

---

# વૈષ્ણવો અને અન્ત્યજ.

શાસ્ત્રનિર્ણય અને બુદ્ધિ

વૈષ્ણવના જે ગુણ વૈષ્ણવશિરોમણિ નરસિંહ મહેતાએ ગાયા છે તે હું બતાવી ગયો છું. મહારાજશ્રી અને મારી વચ્ચે જે સંવાદ થયો તે વિષે જે લખાયું છે તે ઉપર મારું દુઃખ હું જાહેર કરી ચુકયો છું.

તેમાં મેં ધર્મનિર્ણયને બદલે દુરાગ્રહ અને આક્ષેપો જ જોયા. હું પણ દુરાગ્રહ કરૂં છું ને આક્ષેપો મુકું છું એમ કાં ન કહેવાય ? જરૂર કહેવાય. એનો ન્યાય તો વાંચનાર જ કરી શકે. મહારાજશ્રીની સાથે સંવાદ શરૂ થયો તે જ વેળા તેમણે જણાવી દીધું કે શાસ્ત્રનિર્ણયમાં બુદ્ધિને સ્થાન નથી. હું તો એથી જ ડુલાયો. જેને બુદ્ધિ સમજે નહિ, જે હૃદયમાં ખૂંચે તે શાસ્ત્ર હોય નહિ એમ હું માનું છું; અને મને લાગે છે કે જેને કેવળ ધર્મ આચરવો છે તેણે તે સિદ્ધાંત કબૂલ કરવો જ જોઇયે. એમ ન હોય તો આપણને ધર્મભ્રષ્ટ થવાનો ભય રહે. ગીતાજીનો અર્થ મેં એવો સાંભળ્યો છે કે દુષ્ટ સગા હોય તો તેને પણ આપણે પશુબળથી હઠાવી શકીયે—હઠાવવાં એ ધર્મ છે ? રામે રાવણને માર્યો તેથી આપણે જેને રાવણ માનીયે તેનો સંહાર કરવો એ ધર્મ છે ? મનુસ્મૃતિમાં લખ્યું છે કે માંસાહાર કરાય; તેથી શું વૈષ્ણવ માંસાહાર કરી શકે છે ? રોગ થાય ત્યારે તેનું નિવારણ કરવા ગોમાંસ પણ ખાઈ શકાય એમ મેં શાસ્ત્રીઓ અને સંન્યાસીનો દાવો કરનારને મુખે સાંભળ્યું છે. આ બધા શાસ્ત્રાર્થોને કબૂલ રાખી મેં સગાંઓનો સંહાર રચ્યો હત, મેં અંગ્રેજોને મારી નાખવાની સલાહ આપી હત, અને માંદગીમા મે ગોમાંસભક્ષણ કર્યું હત, તો મારી કેવી દશા થાત ? મેં આવે સમયે, મારી બુદ્ધિએ કબૂલ રાખ્યો, મારા હૃદયે માન્યો, તેને જ ધર્મ માન્યો, તેથી હું બચી શક્યો છું; અને બધાને તેમ કરવાની સૂચના કરૂં છું.

તેથી જ નિર્મળ તપસ્વીઓએ આપણને શીખવ્યું છે કે જે વેદાદિ ભણે છે પણ જે ધર્મ આચરતા નથી તે વેદીઆ કહેવાય; તે નથી તરતા, નથી તારતા; તેથી જ વેદાદિને કંઠ કરનારાથી અથવા તેની ટીકાઓ યાદ રાખનારાથી હું અંજાઇ જતો નથી; ને તેઓના જ્ઞાનથી ચકિત ન થતાં મારૂં અલ્પ જ્ઞાન હું વધારે કિંમતી ગણું છું.

રાષ્ટ્રીય શાળા અને અન્ત્યજો

આવા મારા વિચારો હોવાથી જ્યારે મહારાજશ્રીએ શાસ્ત્રનિર્ણયનો સિદ્ધાંત મને સંભળાવ્યો ત્યારે હું દુઃખી થયો, પણ તેમની સરળતાથી હું રાજી થયો. એમ શાસ્ત્રનો અર્થ મારી વિરુદ્ધ કરતાં છતાં તેમણે નિર્ણય એ આપ્યો કે જે વિદ્યા-

લયમાં મુસલમાન, પારસી, ઇસાઈ, યહુદી વગેરે આવી શકે છે, તેમાંથી અન્ત્યજોને દૂર રાખવા એ ન્યાય ન ગણાય. જે વૈષ્ણવો અનેક દુનિયાદારીનાં કામોમાં દ્રવ્ય આપે છે, જેઓ જુગાર ઇત્યાદિમાં પણ દ્રવ્ય નાખે છે, તેઓને રાષ્ટ્રીય શાળા જેમાં અન્ત્યજોને પણ દાખલ કરવામાં આવતા હોય તેમાં ધર્મના બાધનું બહાનું કાઢીને દાન આપવાની ના પાડવાનો અધિકાર નથી. જે શાળાઓમાં અન્ત્યજો આવે તેમાં વૈષ્ણવો પોતાનાં છોકરાંને ન મોકલવા ઇચ્છે તો તેમને આગ્રહ ન કરી શકાય. આવો મહારાજશ્રીએ વ્યાવહારિક નિર્ણય સંભળાવ્યો.

પણ તેમની આસપાસના શાસ્ત્રીઓએ જે દલીલો ચલાવી તેથી તો હું ગભરાયો. તેમાં મેં સરળતા ન જોતાં કેવળ મતાગ્રહ ભાળ્યો. તેને નમૂનો શાસ્ત્રીજી વસંતરામે આપણને ' ગુજરાતી'માં આપ્યો છે.

એમને અને ' ગુજરાતી 'ના આધિપતિને હું વિનયપૂર્વક કહેવા ઇચ્છું છું કે જાહેરસેવા કરનારનો ધર્મ પ્રજાના પ્રવાહની જે ગતિ હોય તેમાં તણાવાનો નથી, પણ ઇજ્જે ગતિ અવળી હોય તો તેને સવળી કરવાનો છે.

કણે પોતને શાસ્ત્રનું જ્ઞાન નથી, મને અનુભવ નથી, હું હઠીલો છું, એમ કહી મને મામલામાં માંથી દૂર કરી શકાય એમ નથી. જ્યાં લગી હું માનું કે વૈષ્ણવપણાની અંગ્રેજો જોડપરણમાં જ છે, વાદમાં, વાક્ચાતુર્યમાં કે શાસ્ત્રાર્થમાં નથી, ત્યાં લગી

મારું એ છોડવા ઇચ્છતો નથી.

એવું કર્યું છે જ્ઞાને પાપ માનવું એ પશ્ચિમી વિચાર છે એમ કહેવું પાપને પુણ્ય-પ્રત્યેની નિષ્ઠા સા છે. અખો ભગત કંઇ પશ્ચિમની કેળવણી નહોતા પામ્યા; પણ ઇશ્વરી આશીર્વાદ મા આભડછેટ અદકેરૂં અંગ ' છે. આપણા દોષો કાઢવાના પ્રયત્નોને હિન્દને શુદ્ધ કરવા, સબળ ગોને સંઘરવા એ ધર્માંધપણું છે અને તેથી ધર્મની નિર્બળ અને નિરાધાર હિન્દ .

આખી દુનિયાને ટેકારૂપ થઇ પડશે. દલીલ કરવામાં આવી છે, એવી જ દલીલ નાશ કરવામાં ભાગીદાર બન્યા છે આપણને અલગ રાખે, ' નેટિવ ' કહે, તેમાં યુવાન વર્ગોનો નાશ કરી રહ્યા છે. મને બેસાડે તે કેવળ ' આરોગ્યની સગવડ ' આવનો જેમાં બ્રિટિશ સરકારે હિન્દી સિપાઇઓનો છે. વૈષ્ણવોને મેં અન્ત્યજોને કલ્યાણ માટે કર્યો હોય. અને છતાંયે પોતાને ગણે તેમને અડી ગયા. આવી રાજાઓ પોતે અંગ્રેજોને વફાદારીપૂર્વક આપેલી પાપ છે. બ્રાહ્મણ નીકળે ત્યારે ઉલ્લેખો કરતાં કદી થાકતા જ નથી! આથી વધુ રૂપ ઉદ્ધતાઇ છે. અન્ત્યજોને ઓવાડ આથી વધારે આપણી અધોગતિ બીજી કેવી હોઇ . વર્ણકનું મૂળ અસ્પૃશ્યતામાં છે.

**અન્ત્યજ અને સ્વચ્છતા**

અન્ત્યજ ન્હાવાથી, સાફ કપડાં પહેરવાથી શુદ્ધ નથી થતા એ દલીલનો અર્થ જ હું નથી સમજતો. અન્ત્યજનું અંતઃકરણ મેલું છે? શું જન્મથી જ અન્ત્યજ મનુષ્ય નથી? શું અન્ત્યજ પશુ કરતાં પણ કનિષ્ઠ છે?

મેં અનેક અન્ત્યજોને સરળ ચિત્તના, પ્રામાણિક, જ્ઞાની અને ઈશ્વરના ભક્ત ભાળ્યા છે. તેવાઓને સર્વ પ્રકારે હું વંદનીય ગણું છું.

અન્ત્યજ મેલા હોય, અન્ત્યજે મેલ ઉપાડયો હોય છતાં નાહ્યા ન હોય, તેને ન અડકવું એ હું સમજી શકું છું. પણ તેઓ ગમે તેટલા શુદ્ધ હોય છતાં તેમને ન જ અડકાય એ તો અધર્મની સીમા છે. ઘણા અન્ત્યજ નથી તેવાને બહુ મેલા મેં જોયા છે. ઘણા ખ્રિસ્તી મેલું ઉચકે છે. દાક્તરોનો ધર્મ જ મેલ ધોવાનો છે. તે બધાને આપણે અડકવામાં પાપ નથી માનતા; પણ જેઓ ડિગ્રી વિનાના આપણા અભણ દાક્તર છે તેમનો અનાદર કરી આપણે પાપમાં પડીએ છીએ ને વૈષ્ણવધર્મને એબ લગાડીએ છીએ.

**અસ્પૃશ્યતા અને વર્ણાશ્રમ**

પણ અસ્પૃશ્યતા અને વર્ણાશ્રમ એ બેને શાસ્ત્રી વસંતરામજી તથા 'ગુજરાતી'ના અધિપતિ એક જ વસ્તુ માનતા જણાય છે. મારી અલ્પમતિ પ્રમાણે વર્ણાશ્રમ એ ધર્મ છે, શાશ્વત છે, વ્યાપક છે, કુદરતને અનુકૂળ છે અને વ્યવહારવ્યવસ્થા છે; હિન્દુ ધર્મનું એ એક શુદ્ધ બાહ્ય સ્વરૂપ છે.

અસ્પૃશ્યતા એ હિન્દુ ધર્મનું દૂષણ છે; પડતીને વખતે આપદ્ધર્મ તરીકે તત્કાળને માટે દાખલ થયેલી એ એક વ્યવસ્થા હોવાનો સંભવ છે. એ અવ્યાપક છે; તેને શાસ્ત્રોમાં સ્થાન નથી. જે શ્લોકોને એના ટેકામા ટાંકવામા આવે છે તે ક્ષેપક છે અથવા તો તેના અર્થ વિષે મતભેદ છે. વૈષ્ણવોએ અસ્પૃશ્યતાને ધર્મરૂપે વર્ણવેલ નથી. અસ્પૃશ્યતાનો દહાડે દહાડે લોપ થતો જાય છે. રેલમાં, સરકારી નિશાળોમાં, તીર્થક્ષેત્રોમા, અદાલતોમા તેને સ્થાન નથી. મીલોમા અને બીજાં મોટાં કારખાનાઓમા અન્ત્યજોનો સંપૂર્ણ સ્પર્શ છે. આમ જે સ્પર્શ વૈષ્ણવો પાપ માનતા છતાં કરે છે તેને વિચારપૂર્વક પુણ્ય માનીને તેઓ કરે એવી મારી પ્રાર્થના છે. ગીતાજી પણ એ જ કહે છે: સમદર્શીને બ્રાહ્મણ, શ્વાન, અન્ત્યજ બધા સરખા છે. 'નરસૈયો' ગાય છે કે વૈષ્ણવમાં સમદૃષ્ટિ હોવી જોઈએ. અન્ત્યજને સર્વથા અસ્પૃશ્ય ગણતા છતા તેમના તરફ પણ પોતે સમદર્શી રહી શકે છે એવો દાવો વૈષ્ણવો નહિ કરી શકે.

# § વર્ણવ્યવસ્થા

મારી દક્ષિણની મુસાફરી દરમિયાન વર્ણવ્યવસ્થા અને બ્રાહ્મણ અબ્રાહ્મણ વગેરે જાતિભેદોના સંબંધમાં મેં કાઢેલા ઉદ્ગારો વિષે મને સંખ્યાબંધ ગુસ્સાભર્યા કાગળો મળ્યે જાય છે. આ કાગળો હું છાપતો નથી કારણ તેમા ગાલિપ્રદાન ઉપરાંત બીજું કશું ભાગ્યે જ હોય છે, અને ગાળો નથી હોતી તેમાં પણ દલીલ કશી જ નથી હોતી. ચીડ કંઇ દલીલ ન કહેવાય.

છતાં કેટલાકના કાગળોમાંથી ઉત્પન્ન થતી દલીલોના પ્રત્યુત્તર આપવા ઘટે. કેટલાક કહે છે કે જાતિભેદ ટકાવવાથી હિન્દુસ્તાનનું સત્યાનાશ વળશે કારણ જાતિભેદે જ હિન્દુસ્તાનને ગુલામીમા ડૂબાડ્યું છે. મારી નજરે આપણી આજની અધોગતિના મૂળમા આપણો જાતિભેદ નથી. આપણા લોભને લીધે, રાષ્ટ્રીય સદ્ગુણો કેળવવા તરફ આપણે બેપરવા રહ્યા તેને લીધે ગુલામી આપણને વરી છે. હું તો ઉલટું એમ માનું છું કે વર્ણવ્યવસ્થાએ તો હિન્દુ સમાજને છિન્નભિન્ન થઈ જવામાંથી કેટલેક અંશે બચાવ્યો જ છે.

પણ બીજી સંસ્થાઓની પેઠે જ આ સંસ્થામા પણ અતિશયતાએ પેસીને ભારે નુકસાન કર્યું છે. વર્ણવ્યવસ્થામાં મૂળ કલ્પેલી સમાજની ચતુર્વિધ રચના જ મને તો કુદરતી, સ્વાભાવિક અને જરૂરી જણાય છે. અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતોથી કેટલીક વાર કેટલીક અનુકૂળતા થઈ હશે; પણ મોટે ભાગે તો ન્યાતો વિઘ્નકર્તા જ થઈ પડનારી છે એમાં શક નથી. એવી પેટાન્યાતો જેમ જલદી એક થઈ જાય તેમ સમાજનું શ્રેય છે. પેટાજાતિઓમાં આપણી નજરે ન ચડનારી ઘડભાંગ અને નવેસર રચના મૂળથી જ થતી આવી છે અને થયાં જ કરવાની. પ્રજામત અને પ્રજાના નૈતિક દબાણની અસર એ કામ કરી લેવા સારૂ બસ છે. પણ મૂળ વર્ણવિભાગને જ નાબૂદ કરવાના કોઈ પણ પ્રયત્નની હું અવશ્ય સામે છું.

વર્ણવિભાગમાં ભેદદૃષ્ટિ, અસમાનતા અગર ઉંચનીચપણું કશું છે જ નહિ; અને મદ્રાસ અગર દક્ષિણ જેવા પ્રાંતોમાં જ્યાં એવા ભેદ ઉભા થવા બેઠા છે ત્યાં અવશ્ય તે અટકાવવા ઘટે. પણ એના એવા પ્રસંગોપાત દુરુપયોગને કારણે આખી વ્યવસ્થાને મોતની સજા ફરમાવી શકાય નહિ, એમાં સહેલાઇથી સુધારણા થઈ શકે તેમ છે. હિન્દુસ્તાનમાં તેમ આખી દુનિયામાં આજે જે લોકયુગ જોતજોતામાં પ્રવર્તી રહ્યો છે તેને પરિણામે હિન્દુ જાતિઓમાંથી પણ ઉંચનીચના ખ્યાલ સ્હેજે નીકળી જશે.

કેવળ બાહ્યાંગોને તોડવાથી લોકયુગ નહિ પ્રવર્તે. એ ગણિતનો દાખલો નથી કે છેદ ઉડાવી દીધે બંધ બેસી જાય. એની ગુંચો ઉકેલવાને અંતર બદલાવાં જોઇયે, સમાજની વૃત્તિમાં પલટો થવો જોઇયે. જાતિભેદ એ જો રાષ્ટ્રભાવનાના ફેલાવામાં વિઘ્નરૂપ હોય તો હિન્દુસ્તાનમાં હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી આદિ ધર્મોનું એકીવારે હોવું એ પણ વિઘ્નરૂપ જ છે. લોકસત્તા અને રાષ્ટ્રીયતાની ભાવના તો પરસ્પરના બંધુભાવ ઉપર જ પોષાય છે અને આજે એક ખ્રિસ્તીને કે મુસલમાનને સગા માજણ્યા ભાઇ જેવો જ માનવામાં હું તો કશી જ અડચણ જોતો નથી. આપણે કદી ન ભૂલવું જોઇયે કે જે હિન્દુ ધર્મે વર્ણવ્યવસ્થા ઉપજાવી તે જ હિન્દુ ધર્મે મનુષ્યમાત્ર પ્રત્યે જ નહિ પણ જીવમાત્ર પ્રત્યે આત્મભાવ પ્રાપ્ત કરવાનો આદર્શ પણ મનુષ્યના સર્વોપરી કલ્યાણના સાધનરૂપે આપણને આપેલો છે.

વર્ણવ્યવસ્થા વિ૰ વર્ગવ્યવસ્થા

એક ભાઈ સૂચવે છે કે આપણી વર્ણવ્યવસ્થા ભાંગીને આપણે યુરોપની વર્ગવ્યવસ્થા સ્વીકારવી. એટલે કે મારા ધારવા પ્રમાણે તે એમ કહેવા માગે છે કે આપણી વર્ણવ્યવસ્થામાં રહેલી વંશપરંપરાની ભાવનાને જ માત્ર આજે આપણે નાબુદ કરવી. મને તો લાગે છે કે વંશપરંપરાનો સિદ્ધાંત એ એક સનાતન સિદ્ધાંત છે. તેને બદલવાના પ્રયત્નથી હમેશાં અનવસ્થા ઉત્પન્ન થઇ છે, અને તે થાય જ. એક બ્રાહ્મણને તેની આખી જીંદગી બ્રાહ્મણ જ માનવામાં હું તો ભારે ઉપયોગ જોઇ રહ્યો છું. જો બ્રાહ્મણને છાજે એવી રીતે એ નહિ વર્તે તો સ્વાભાવિકપણે જ સાચા બ્રાહ્મણને મળનારૂં માન તે ખોશે. જો આપણે વ્યક્તિના પ્રત્યેક કૃત્યના સારાનરસાપણાનો આંક કાઢીને તેની રૂએ દરેક વેળાએ વ્યક્તિઓને સજાઓ કે બક્ષિસો એનાયત કરવા બેસીશું, રોજ રોજ બ્રાહ્મણને શૂદ્ર અને શૂદ્રને બ્રાહ્મણની પદવીઓ આપવા બેસીશું, તો મુશ્કેલીઓનો પાર જ નહિ રહે, એ દેખીતું છે. જો હિન્દુઓ પુનર્જન્મને માનનારા છે—અને દરેક હિન્દુ પુનર્જન્મમાં માનનારો હોવો જ જોઇયે—તો તેઓએ તો એમ જ માનવું રહ્યું કે કુદરત કશી પણ ભૂલ કર્યા વગર દુર્વર્તન કરનાર બ્રાહ્મણને માનવી ઉન્નતિની કોટિમાં નીચલી પાયરીએ નાંખશે અને તે જ રીતે આ જન્મમાં બ્રાહ્મણજીવન ગાળનારને બ્રાહ્મણ કોટિમાં ચડાવ્યા વગર પણ નહિ જ રહે.

વર્ણવ્યવસ્થા અને રોટી-બેટીવહેવાર

હવે રોટીબેટીવહેવારની બાબત તપાસીયે. હું માનું છું કે એકરાષ્ટ્રીયતાની ભાવના પ્રવર્તાવવાને સારુ એક ભાણે જમવું અગર ગમે તેની જોડે પરણવાની છૂટ એ જરૂરની વસ્તુઓ નથી. ગમે તેવા સ્વતંત્ર જમાનામાં, ગમે તેટલા સ્વતંત્ર

રાજ્યબંધારણમાં પણ સમાજના બધા જ લોકોમાં ખાવાપીવા કે પરણવાની બાબતમાં એકસરખો જ આચારવહેવાર પ્રવર્તશે એમ હું માનતો નથી. સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે આચારવિચારની વિવિધતા હમેશાં રહેવાની જ. એ વિવિધતા વચ્ચે જ આપણે હમેશાં એકતાને શોધવી અને સ્થાપવી પડવાની. અને કોઇ માણસ સૌ કોઇની જોડે ખાવા કે પીવાની બાબતમાં હરકત માનનારો હોય તો તે પાપ કરે છે એમ કહેવાને હું તૈયાર નથી. હિન્દુઓમાં ભાઇભાઇનાં છોકરાં એકબીજા જોડે નથી પરણતાં. એથી કંઇ તેમની વચ્ચેના પ્રેમને ખલેલ નથી પહોંચતી. ઉલટો આ રિવાજ એમની વચ્ચેના સગપણને વધારે વિશુદ્ધ અને નિર્મળ કરે છે. વૈષ્ણવોમાં મેં ઘણી માતાઓને જોઇ છે જેઓ મરજાદ પાળે છે અને ઘરને રસોડે જમતી કે ઘરના સામાન્ય ગોળાનું પાણી પીતી નથી. આથી તેમનાનાં એકલવાયાપણું કે ઉદ્ધતાઈ આવી જાય છે અગર તો તેઓ સ્નેહ કે મમતા વગરની બની જાય છે એવું નથી બન્યું જોયું. આ બાબતો કેવળ સંયમ અને તાલીમને લગતી છે. એમનામાં અંગત એવો કશો દોષ નથી રહેલો. એમાં અનિશ્ચયતા પેસે તો નુકસાનકર્તા થઇ પડે ખરી. અને તેમાં પણ ઉંચપણાના અભિમાનથી જો તેમ કરવામાં આવે તો તો આવો સંયમ સયમ મટીને ખરેખર સ્વચ્છંદ જ બની જાય છે અને તેથી ઘાતક નીવડે છે. પણ જમાનો જેમ જેમ આગળ વધે છે અને નવનવી જરૂરીઆતો અને પ્રસંગો ઉભાં થતાં જાય છે તેમ તેમ રોટીબેટીવહેવારની બાબતમાં પણ ઘણી જ સંભાળપૂર્વક આપણે સુધારાવધારા અવશ્ય કરવા પડવાના.

આમ હિન્દુ વર્ણવ્યવસ્થાનો હું પક્ષ લઉં છું, હમેશાં લેતો આવ્યો છું; અને છતાંયે હિન્દુઓમાં ઘર કરી બેઠેલી અસ્પૃશ્યપણાની ભાવનાને હું માનવજાતિની સામે એક ઘોરમા ઘોર અપમાન રૂપે ઓળખાવું છું. એ ભાવનાના મૂળમાં સંયમ નહિ પણ ઉંચપણાની ઉદ્ધત ભાવના જ રહેલી છે. એ ભાવનાએ પોતાની કોઈ પણ જાતની યોગ્યતા નથી બતાવી આપી; ઉલટા જેઓ કોઈ પણ વાતમાં આપણાથી જુદા નથી અને જેઓ અનેક દિશાઓમાં સમાજની ભારે સેવા બજાવી રહ્યા છે, તેવા મનુષ્યજાતિના એક પ્રચંડ જનસમૂહને આપણે માણસમાંથી કાઢી નાંખ્યાનું ઘોર પાપ કર્યું છે. આ પાપમાંથી હિન્દુ ધર્મ જેટલો સત્વર ઉગરી નીકળે તેટલી તેની મોટપ અને પ્રતિષ્ઠા છે. આ હીન ભાવનાને ટકાવવાની તરફેણમાં એક પણ દલીલ મને હજુ જડી નથી. અને આવી પાપી પ્રથાની હિમાયત કરનારાં શાસ્ત્રવચનો—જેના પ્રામાણ્ય વિષે શંકા છે—ને બાતલ કરતાં હું બિલકુલ અચકાતો નથી. અલબત્ત, ઠરેલ બુદ્ધિ અને

અંતરના અવાજની વિરુદ્ધ જનારી કોઇ પણ શાસ્ત્રાજ્ઞાને માથે ચડાવવાની હું ના પાડું. શાસ્ત્રપ્રમાણ જ્યારે બુદ્ધિના પાયા ઉપર રચાયેલું હોય છે ત્યારે તે નબળાઓને મદદરૂપ નીવડે છે અને તેમને ચડાવે છે; પણ જ્યારે તે અંતરના ઉંડાણમાંથી આવતા નાદથી પાવન થયેલી બુદ્ધિની માગણીને સંતોષવાની ના પાડી તેની જગા જ રોકી દેવા માગે છે ત્યારે તે માણસને પાડે છે.

---

તા. ૧૯—૧૨—૧૯૨૦

## જવાબનો જવાબ

બ્રિટિશ સલ્તનત પર અશ્રદ્ધા

મિ. પોપલી અને ફિલિપ્સે મારા 'પ્રત્યેક અંગ્રેજને' લખેલા કાગળનો જવાબ આપ્યો છે, જે આ અંકમાં બીજે છાપું છું. કાગળ મિત્રભાવથી ભરપૂર છે. હું એની પૂરી કદર કરું છું. પણ એની સાથે સાથે જ મારે એ પણ કહેવું રહ્યું કે એમની અને મારી દૃષ્ટિમાં અત્યારે ધરમૂળના ભેદ છે જેને લીધે તેઓ અને હું સામસામે કાંઠે જઈ પડ્યા છીયે. જ્યાં સુધી મારી એ માન્યતા હતી કે બ્રિટિશ સામ્રાજ્યની પ્રવૃત્તિ તેની અનેક ત્રુટીઓ છતાં દુનિયાના અને હિન્દુસ્તાનના ભલા તરફ હતી ત્યાં સુધી માતાના સ્તનને બાળક વળગી રહે તેમ બ્રિટિશ સલ્તનતને હું વળગી રહ્યો. પણ એ શ્રદ્ધા આજ ચાલી ગઇ છે. બ્રિટિશ પ્રજાએ પંજાબ અને ખિલાફતના અપરાધોને સંમતિ આપી છે. એક નાનો વર્ગ અલબત્ત વિરુદ્ધ રહ્યો છે, પણ જે અલ્પમતવાળાઓ પોતાના વિરોધનું મતપ્રદર્શન માત્ર કરીને બેસી રહે છે અને અધર્મ કરનારને મદદ કરવાનું ચાલુ રાખે છે તે અધર્મમાં પ્રત્યક્ષ જ ભાગ લે છે.

---

## * બે અંગ્રેજોનો જવાબ

વહાલા મિ. ગાંધી,

અંગ્રેજનું દૃષ્ટિબિન્દુ

પ્રત્યેક અંગ્રેજને ઉદ્દેશીને લખેલો તમારો પત્ર અમે વાંચ્યો. સેંતા રોમાંરો ઉતરી જાય એવા છતાં ઉદાર વચનો માટે તમારો આભાર માનીયે છીયે. તમે ઉઠાવેલા ધ્વનિને ઝીલવા અને તેનો પ્રતિધ્વનિ આપવા અમારા અંતરમાંનું કંઇક અમને પ્રેરે છે. અમે કોઈ કાયદેસર સંસ્થાના પ્રતિનિધિ નથી, પણ અમે માનીયે છીયે કે ઇંગ્લંડમાંના અમારા લાખો દેશબંધુઓની તેમજ હિન્દુસ્તાનમાંના ઘણા અંગ્રેજોની લાગણીઓ અમારા જેવી જ છે. તમારો પત્ર વાંચીને અમારી ખાત્રી થઇ છે કે તમારી અને અમારી વચ્ચે સાચી શત્રુતા ઉભી ન જ થઈ શકે.

વળી ઓછાવત્તાનો કુલ સરવાળો જ્યારે ઓછામાં જ આવતો હોય ત્યારે તો એટલા વત્તાની રકમ જ ઉપરી બતાવીને તેનાં વખાણ માંડવાં અને તેનાં વખાણમાં સામેલ થનારા લોકોને પોતાની મદદમાં લેવા એ વ્યાજબી નથી.

સેતાનની તદબીર જ એ હોય છે કે પાપને પુણ્યનો ટોળ ચડાવીને રજુ કરવું કે અજાણ્યાં મુસાફર અનાયાસે જ એની જાળમાં ફસાય. એ સેતાનની જાળમાં ન ફસાવાનો એક જ રસ્તો દુનિયાને આજ સુધીમાં જડ્યો છે, અને તે એ કે તેના રાજ્યની હદમાં પગ જ ન મુકવો. હું તો જે અંગ્રેજો તેઓ જે આદર્શને કબૂલ રાખે છે તેને અનુસરવા તૈયાર હોય તેમને આજે અસહકારવાદીઓના પક્ષમાં ભળવાનું જ કહું. એ સિવાય એમને માટે અધર્મમાંથી ચોખ્ખા થવાનો બીજો રસ્તો નથી. પ્રખ્યાત

---

અમે આપને આરંભમાં જ કહી દઈયે કે જેટલે અંશે બ્રિટિશ સલ્તનત પોતાના લાભની ખાતર બીજી જાતિઓ ઉપર સત્તા જમાવવાની અને તેમને ચૂસી ખાવાની હિમાયત કરે છે, તેમની જોડે માણસને ન છાજતી રીતે વર્તન કરવાની, નશો કરનારી માદક ચીજોનો વેપાર કરવાની, જુલમી કાયદાઓ ઘડવાની અને અમૃતસર જેવા કિસ્સાઓ બને એવી ઢબે રાજ્ય કરવાની હિમાયત કરે છે તેટલે અંશે એવી સલ્તનતનો નાશ થયેલો જોવા તમારા જેટલા જ અમે પણ આતુર છીયે. અમે એ પણ સ્હેજે સમજી શકીયે છીયે કે અત્યારના કટોકટીને પ્રસંગે બ્રિટિશ સરકારનાં કેટલાંક પગલાંઓ—જેને અમે તમારી પેઠે જ વખોડી કાઢીયે છીયે—ને લીધે સલ્તનતનું આ 'કાળું' પાસું જ તમને દેખાય છે. પણ અમારા દેશબંધુઓના અંગત અનુભવથી અમે જાણીયે છીયે કે આ બધી મનોવૃત્તિઓ—જેને માટે તમે અને અમે સરખા જ દિલગીર છીયે—ની વચ્ચે રહ્યાં રહ્યાં પણ આજ સ્વતંત્ર પ્રજાઓના એક મહારાજ્યના આદર્શ પ્રત્યેની શ્રદ્ધા રોટીમાં ખમીર પ્રસરે તેમ લોકોના અંતરમાં પ્રસરી રહી છે. આ પ્રજાઓ ભૂતકાળના સામાન અનુભવો અને ભાવિકાળની સમાન આશાઓની સાંકળે સ્વેચ્છાપૂર્વક પરસ્પર સંકળાયેલી રહેશે; એવું મહારાજ્ય આખી દુનિયામાં સ્વતંત્રતા અને પ્રગતિ ફેલાવવા મથશે. અમારા દેશબંધુઓમાં મોટી સંખ્યાને લીધે આવો આદર્શ સિદ્ધ કરવાની સંભવિતતા બ્રિટિશ સામ્રાજ્ય ખસુસ કરીને ધરાવે છે, અને તેથી જ તેની આણ માની તે પ્રત્યે વફાદાર રહેવાને અમે અમારો ધર્મ માનીયે છીયે.

દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ પ્રત્યે વર્તવામાં જે તુમાખીભર્યું વર્તન અમારા દેશબંધુઓમાં સામાન્ય થઈ પડેલું છે તેને સારુ અમે પશ્ચાત્તાપ કરીયે છીયે. અમે હિન્દીઓને અમારા ભાઈ તરીકે, બરોબરીઆ તરીકે, ઘણાને અમારા કરતાં ચડિયાતા તરીકે ગણીયે છીયે; અને હિન્દુસ્તાનના રાજકર્તા બનવા કરતાં તેના સેવક થવું અમને વધુ પસંદ છે. રાજ્યતંત્ર પણ અમે એવું જ જોવા ઈચ્છીયે છીયે કે જે સ્વાર્થી એંગ્લો ઇન્ડિયનો અગર બીજો કોઈ ખાન કોમથી ડરે નહિ, અને જે લોકસત્તાના ઉદારમાં ઉદાર સિદ્ધાન્તોને અનુસરીને જ અમલ ચલાવે. આ સારુ

ઉભલ્યુ. ટી. સ્ટેડ બોઅર લડાઇ વેળા બ્રિટિશ લશ્કરોની હાર માટે ઇશ્વરપ્રાર્થના કરતા. સાચી ધાર્મિક અંગ્રેજ બાઇ મિસ હૉબહાઉસ હરભોગે અંગ્રેજો સામે લડવે જવા અને લડાઇ ટકાવી રાખવા બોઅરોને શૂર ચડાવતી. હિન્દુસ્તાનને બ્રિટિશ પ્રજાએ દીધેલો દગો તો તેણે બોઅરોને કરેલા અન્યાયના કરતાં અનેકગણો મોટો છે. બોઅરો પણ પોતાના હકો માટે લડયા અને પોતાના લોહી રેડયા; આપણે પણ જ્યારે આપભોગની વેદી ઉપર હોમાશું, આપણા લોહી આપવાને તૈયાર થઇશું ત્યારે ન્યાય મૂર્તિમંત થશે અને મૂર્તિને જ ઓળખનારી દુનિયા ત્યારે જ એને જોઇ શકશે અને નમશે.

તલવાર-વાળાનો સંગ

પણ મિ. પોપલી અને ફિલિપ્સે મેં તલવારના ન્યાયમાં માનનારાઓનો સંગ કર્યો છે તે માટે વાંધો ઉઠાવે છે. મને તો એમાં કંઇ જ અજુગતું નથી લાગ્યું. હું અહિંસામાં માનવામાં સાચો છું તેવા જ તેઓ પણ તલવારમાં માનવામાં સાચા છે. અને લોહી વહેવડાવ્યા વગર લડાઇ જીતવામાં ભળવાનો માર્ગ બતાવી સમશેર ખેંચાતી અટકાવવી એ શું પ્રયત્ન કરી જોવા જેવું નથી? જેઓ હિન્દુસ્તાને ઉઠાવેલી આ લડતનું રહસ્ય સમજે છે તેમને માટે તો આ અહિંસાત્મક લડતમાં મદદગાર થવું એ ઇશ્વરનું કાર્ય બજાવ્યા બરોબર છે.

---

સ્વરાજનું બંધારણ નકકી કરવાને પ્રજાના— એકેએક રાજદ્વારી પક્ષના, એકેએક જાતિ અને પંથના—બનેલી, આગેવાનોની એક રાષ્ટ્રીય પરિષદ્ ભરાય એમ અમે તો ઇચ્છીએ. મુદ્દાની એકે એક બાબતમાં અમે તમારી જોડે સહમત છીએ. હિન્દની સેવામાં—દાખલા તરીકે શિક્ષણના કાર્યમાં—તમે અને અમે અવશ્ય-સાથે મળીને કામ કરી શકીએ. આવી શ્રદ્ધા અને સહકારના નૂતન યુગનો આરંભ તમે બધાને એક કરનારા મંત્રને બદલે જુદા પાડનારો મંત્ર હિન્દના દરેક સ્વદેશાભિમાની સંતાનના કાનમાં ફૂંકીને કરો એ અમારી દૃષ્ટિએ તો કરુણરસની સીમા છે।

ત્રણ મુદ્દા વિષે બાધા

આપણી વચ્ચે તમે અને અમે એક સાથે ઉભા રહી શકીએ એવું કેટલું બધું છે તે અમે જણાવી ચુકયા પણ સરળતાને અનુસરીને તમારા કાર્યક્રમમાંના જે ભાગને માટે અમારા મનમાં વસવસો રહ્યાં કરે છે તે પણ અમારે સ્પષ્ટપણે કહી દેવો ઘટે. જે બીજી કેટલીક નાની બાબતોને વિષે તમે તમારા પત્રમાં બ્રિટિશ બાજુને પૂરતો ન્યાય નથી આપી શકયા તે બાજુએ મુકીએ તોપણ ત્રણ મુખ્ય બાબતો અહીં રજૂ કરવાની અમે રજા લઇએ છીએ. એકલા આધ્યાત્મિક બળ ઉપર જ આધાર રાખવાનો તમારો આગ્રહ અમારામાં તમારા પ્રત્યે ઉંડું માન અને તેનું અનુકરણ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે; પણ તેની સાથે સાથે જ જેઓ ઉઘાડી અને ખુલ્લી રીતે તલવારના ન્યાયને માનનારા છે અને બની શકે તે જ ઘડીએ

વળી ઓછાવત્તાનો કુલ સરવાળો જ્યારે ઓછામાં જ આવતો હોય ત્યારે તો એકલા વત્તાની રકમ જ ઉઘાડી બતાવીને તેનાં વખાણ માંડવાં અને તેનાં વખાણમાં સામેલ થનારા લોકોને પોતાની મદદમાં લેવા એ વ્યાજબી નથી.

સેતાનની તદબીર જ એ હોય છે કે પાપને પુણ્યનો ઢોળ ચડાવીને રજૂ કરવું કે અજાણ્યાં મુસાફર અનાયાસે જ એની જાળમા ફસાય. એ સેતાનની જાળમાં ન ફસાવાનો એક જ રસ્તો દુનિયાને આજ સુધીમાં જડ્યો છે, અને તે એ કે તેના રાજ્યની હદમાં પગ જ ન મુકવો. હું તો જે અંગ્રેજો તેઓ જે આદર્શને કબૂલ રાખે છે તેને અનુસરવા તૈયાર હોય તેમને આજે અસહકારવાદીઓના પક્ષમાં ભળવાનું જ કહું. એ સિવાય એમને માટે અધર્મમાંથી ચોખ્ખા થવાનો બીજો રસ્તો નથી. પ્રખ્યાત

---

અમે આપને આરંભમાં જ કહી દઈયે કે જેટલે અંશે બ્રિટિશ સલ્તનત પોતાના લાભની ખાતર બીજી જાતિઓ ઉપર સત્તા જમાવવાની અને તેમને ફોલી ખાવાની હિમાયત કરે છે,, તેમની જોડે માણસને ન છાજતી રીતે વર્તન કરવાની, નશો કરનારી માદક ચીજોના વેપાર કરવાની, જુલમી કાયદાઓ ઘડવાની અને અમૃતસર જેવા કિસ્સાઓ બને એવી ઢબે રાજ્ય કરવાની હિમાયત કરે છે તેટલે અંશે એવી સલ્તનતનો નાશ થયેલો જોવા તમારા જેટલા જ અમે પણ આતુર છીયે. અમે એ પણ સ્હેજે સમજી શકીયે છીયે કે અત્યારના કટોકટીને પ્રસંગે બ્રિટિશ કારભારનાં કેટલાંક પગલાંઓ—જેને અમે તમારી પેઠે જ વખોડી કાઢીયે છીયે—ને લીધે સલ્તનતનું આ 'કાળું' પાસું જ તમને દેખાય છે. પણ અમારા દેશબંધુઓના અંગત અનુભવથી અમે જાણીયે છીયે કે આ બધી મનોવૃત્તિઓ—જેને માટે તમે અને અમે સરખા જ દિલગીર છીયે—ની વચ્ચે રહ્યાં રહ્યાં પણ આજ સ્વતંત્ર પ્રજાઓના એક મહારાજ્યના આદર્શ પ્રત્યેની શ્રદ્ધા રોટીમાં ખમીર પ્રસરે તેમ લોકોના અંતરમા પ્રસરી રહી છે. આ પ્રજાઓ ભૂતકાળના સામાન અનુભવો અને ભાવિકાળની સમાન આશાઓની સાંકળે સ્વેચ્છાપૂર્વક પરસ્પર સંકળાયેલી રહેશે; એવું મહારાજ્ય આખી દુનિયામાં સ્વતંત્રતા અને પ્રગતિ ફેલાવવા મથશે. અમારા દેશબંધુઓમાં મોટી સંખ્યાને લીધે આવો આદર્શ સિદ્ધ કરવાની સંભવિતતા બ્રિટિશ સામ્રાજ્ય ખસુસ કરીને ધરાવે છે, અને તેથી જ તેની આણ માની તે પ્રત્યે વફાદાર રહેવાને અમે અમારો ધર્મ માનીયે છીયે.

દરમિયાન હિન્દીઓ પ્રત્યે વર્તવામાં જે તુમાખીભર્યું વર્તન અમારા દેશબંધુઓમાં સામાન્ય થઈ પડેલું છે તેને સારુ અમે પશ્ચાત્તાપ કરીયે છીયે. અમે હિન્દીઓને અમારા ભાઈ તરીકે, બરોબરીઆ તરીકે, બલ્કે અમારા કરતાં ચડિયાતા તરીકે ગણીયે છીયે; અને હિન્દુસ્તાનના રાજકર્તા બનવા કરતા તેના સેવક થવું અમને વધુ પસંદ છે. રાજ્યતંત્ર પણ અમે એવું જ જોવા ઈચ્છીયે છીયે કે જે સ્વાર્થી અંગ્રેજો દૃષ્ટિયનો અગર બીજી કોઈ ખાન કોમથી ડરે નહિ, અને જે લોકસત્તાના ઉદારમાં ઉદાર સિદ્ધાન્તોને અનુસરીને જ અમલ ચલાવે. આ સારુ

કબજી. ટી. સ્ટેડ બોઅર લડાઇ વેળા બ્રિટિશ લશ્કરોની હાર માટે ઇશ્વરપ્રાર્થના કરતા. સાચી ધાર્મિક અંગ્રેજ બાઇ મિસ હૉસહાઉસ હરકોઇ અંગ્રેજને સામે લડવે જતા અને લડાઇ ટકાવી રાખવા બોઅરોને શૂર ચડાવતી. હિન્દુસ્તાનને બ્રિટિશ પ્રજાએ દીધેલો દગો તો તેણે બોઅરોને કરેલા અન્યાયના કરતાં અનેકગણો મોટો છે. બોઅરો પણ પોતાના હકો માટે લડયા અને પોતાનાં લોહી રેડયા; આપણે પણ જ્યારે આપભોગની વેદી ઉપર હોમાશું, આપણાં લોહી આપવાને તૈયાર થઇશું ત્યારે ન્યાય મૂર્તિમંત થશે અને મૂર્તિને જ ઓળખનારી દુનિયા ત્યારે જ એને જોઇ શકશે અને નમશે.

પણ મિ. પોપલી અને ફિલિપ્સે મેં તલવારના ન્યાયમા માનનારાઓનો સંગ કર્યો છે તે માટે વાંધો ઉઠાવે છે. મને તો એમાં કંઇ જ અજુગતું નથી લાગ્યું. હું અહિંસામાં માનવામા સાચો છું તેવા જ તેઓ પણ તલવારમા માનવામા સાચા છે. અને લોહી વહેવડાવ્યા વગર લડાઇ જીતવામા ભળવાનો માર્ગ બતાવી સમશેર ખેંચાતી અટકાવવી એ શું પ્રયત્ન કરી જોવા જેવું નથી? જેઓ હિન્દુસ્તાને ઉઠાવેલી આ લડતનું રહસ્ય સમજે છે તેમને માટે તો આ અહિંસાત્મક લડતમાં મદદગાર થવું એ ઇશ્વરનું કાર્ય બજાવ્યા બરોબર છે. તલવાર-વાળાનો સંગ

---

સ્વરાજનું બંધારણ નક્કી કરવાને પ્રશ્નના— એકેએક રાજદ્વારી પક્ષના, એકેએક જાતિ અને પંથના—આગેવાનોની એક રાષ્ટ્રીય પરિષદ્ ભરાય એમ અમે તો ઇચ્છીયે. મુદ્દાની એક એક બાબતમાં અમે તમારી જોડે સહમત છીયે. હિન્દની સેવામાં—દાખલા તરીકે શિક્ષણના કાર્યમાં—તમે અને અમે અવશ્ય-સાથે મળીને કામ કરી શકીયે. આવી શ્રદ્ધા અને સહકારના નૂતન યુગનો આરંભ તમે બધાને એક કરનારા મંત્રને બદલે જુદા પાડનારો મંત્ર હિન્દના દરેક સ્વદેશાભિમાની સંતાનના કાનમાં ફૂંકીને કરો એ અમારી દૃષ્ટિએ તો કરુણરસની સીમા છે।

આપણી વચ્ચે તમે અને અમે એક સાથે ઉભા રહી શકીયે એવું કેટલું બધું છે તે અમે જણાવી ચુકયા. પણ સરળતાને અનુસરીને તમારા કાર્યક્રમમાંના જે ભાગને માટે અમારા મનમાં વસવસો રહ્યાં કરે છે તે પણ અમારે સ્પષ્ટપણે કહી દેવા ઘટે. જે બીજી કેટલીક નાની બાબતોને વિષે તમે તમારા પત્રમાં બ્રિટિશ બાજુને પૂરતો ન્યાય નથી આપી શક્યા તે બાજુએ મુકીયે તોપણ ત્રણ મુખ્ય બાબતો અહીં રજૂ કરવાની અમે રજા લઇયે છીયે. એકલા આધ્યાત્મિક બળ ઉપર જ આધાર રાખવાનો તમારો આગ્રહ અમારામાં તમારા પ્રત્યે ઉંડું માન અને તેનું અનુકરણ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે; પણ તેની સાથે સાથે જ જેઓ છચોક અને ખુલ્લી રીતે તલવારના ન્યાયને માનનારા છે અને બની શકે તે જ ઘડીએ ત્રણ મુદ્દા વિષે વાંધા

આ ભલા અંગ્રેજ મિત્રોએ ઉઠાવેલો બીજો વાંધો વધારે મુદ્દાસર છે. જો મુસલમાનોનો પ્રશ્ન ન્યાયનો ન હોય તો હું પોતે અધર્મમાં ભળ્યાનો અપરાધી થાઉં કે નહિ ? અલબત્ત થાઉં. પણ વાત તો એ છે કે ગેરમુસલમાન અગર ગેરતુર્કી કોમો ઉપર વિદેશી ધુંસરી કાયમ કરવાની મુસલમાનોની માગણી છે જ નહિ. હિન્દી મુસલમાનો આત્મનિર્ણયની સામે છે જ નહિ; પણ આત્મનિર્ણયના બહાના હેઠળ મેસોપોટેમિયા જેવા દેશને કોલી ખાવાની નીચ તદબીરોનો તેઓ અલબત્ત અંત લગી વિરોધ કરશે; આર્મિનિયાની સ્વતંત્રતાને સુરક્ષિત બનાવવાનું જૂઠું બહાનું આગળ ધરીને તુર્કીનો અને તે દ્વારા ઇસ્લામનો તેજોવધ કરવાના નિશ્ચિત પ્રયત્ન સામે તો તેમણે થવું જ રહ્યું.

આ મિત્રોનો ત્રીજો વાંધો મીશનરી નિશાળો સંબંધે છે. મીશનરી અને એવી જ બીજી નિશાળો સરકારી પૈસે ચાલે તેની હું અવશ્ય સામે છું. સરકારી પૈસો તે એક કાળે આપણો પૈસો હતો એ સાચું; પણ આ ભલા પાદરીઓ મારું ધન, ધર્મ

---

સમશેર ખેંચવા તૈયાર છે, તેઓની જોડે તમે જાની દોસ્તી કરી રહ્યા છો; આ બે વસ્તુઓનો તમે શી રીતે મેળ બેસાડો છો તે અમારી કલ્પનામાં નથી આવી શકતું.

તમારી સંપૂર્ણ રાષ્ટ્રીય ઢબના શિક્ષણની ઇચ્છામાં અમે ખરા દિલથી પૂરેપૂરા સહમત છીએ; પણ તે સારુ આવતા જ વરસથી શિક્ષણપદ્ધતિને સંપૂર્ણ હિન્દી બનાવી દેવાનું કરવાને બદલે અગર તો બોલપુર જેવી સેંકડો નવી સંસ્થાઓ દેશમાં ખડી કરી દઇ હિન્દના યુવકવર્ગના બુદ્ધિપ્રવાહને તેમાં વાળી દેવાને બદલે એ પ્રવાહને તમે તેની અત્યારની નીકમાંથી કાઢી લઈને ખુલ્લા રેગિસ્તાનમાં મુકી દેવા માગતા જણાઓ છો, જ્યાં તે જોતજોતામાં ચુસાઇ જાય. બીજા શબ્દોમાં કહીયે તો કદાચ થોડા વખતને માટે તમે દેશની આખી કેળવણીની અટકાયતનું જોખમ પણ ખેડવા હા પાડો છો—આમ કેળવણી વગરના થઈ પડનારા દલેદલ લાખો યુવાનોને માટે વધુ સારી કેળવણીની વ્યવસ્થા થાય ત્યાં સુધી પણ હાલની જેવીતેવી પણ કેળવણી સદંતર અટકી પડે તે શું સારું છે ?

હિન્દુમુસલમાન વચ્ચે એકતા સ્થાપવાની અને તમારા મુસલમાન ભાઈઓની જોડે તેમની ઉમેદો બર લાવવામાં મદદગાર બનવાની તમારી ઇચ્છાને અમે સમજી શકીયે છીએ, અને તે તરફ અમારી સહાનુભૂતિ છે; પણ તમારા પક્ષના કેટલાકોએ માગણી કરી છે તેમ જૂના તુર્કી અમલ નીચેની કેટલીક કોમોને તમે બ્રિટિશ ધૂંસરીને વર્ણવો છો તેના કરતાં પણ બદતર વિદેશી ધુંસરી હેઠળ મુકવાની હિમાયત શું જોખમભરેલી નથી ? પશ્ચિમ એશિયાનાં રાજ્યોને ગુલામીમાં સાંકળીને તો હિન્દુસ્તાનની આઝાદી મેળવવાની ઇચ્છા તમારાથી ન જ રાખી શકાય.

અને ઇજ્જત લૂંટી ગયેલો કોઈ લુંટારો તેમને પૈસા આપે તો એ પૈસા મૂળ મારા હતા એટલા માટે એ પૈસા રાખી લઈને તેમાંથી મને કેળવણી આપવામાં વ્યાજબી માનશે કે ?

મેં પોતે આટલા દિવસ હિન્દના પૈસાની લૂંટ બરદાસ કરી, પણ પંજાબના અત્યાચારના રૂપમાં હિન્દની ઇજ્જતની અને ખિલાફતના રૂપમાં તેના દીનની લૂંટ મેં બરદાસ કરી હોત તો હું નરકનો જ અધિકારી થાત. આ આકરા શબ્દો છે, પણ મારા અંતરને ખુલ્લું કરી બતાવવાને એથી હળવા શબ્દો મને જડે તેમ નથી, બાકી સરકારી કે અર્ધસરકારી શાળાઓ ખાલી કરાવ્યાથી દેશનો યુવકવર્ગ રવડી મરશે એમ માનવાનું કશું જ કારણ નથી. ચાલુ શાળાઓ ખાલી થતી જશે તેમ તેમ નવી રાષ્ટ્રીય શાળાઓ પણ તેની સાથે જ ખુલતી જશે એ વિષે મારા મનમાં કશી જ શંકા નથી.

---

ટૂંકમાં તમારા પત્રમાં દેખાઈ આવતી તમારી ઉદારવૃત્તિને માટે અમે તમારો આભાર માનીયે છીયે. એવા જ ઉદારભાવથી તેનો જવાબ આપવાનો અમે પ્રયત્ન કર્યો છે. પોતાની ઇચ્છામાં ઉંચી શક્તિઓને ખીલવી શકે એવી ખરી સ્વતંત્રતા ભોગવતા હિન્દને જોવાની તમારી ઇચ્છામાં અને હિન્દની એ ઇચ્છામાં ઉંચી શક્તિઓ અત્યારની દુનિયાના દુઃખને માટે કોઈક રામબાણ ઈલાજ હશે એ તમારી માન્યતામાં અમે તમને મળતા થઈયે છીયે.

હિન્દુસ્તાનને તેનું ઇચ્છામાં ઇચ્છું આત્મિ સિદ્ધ કરવાની દિશાએ મદદ કરવામાં તમારી જોડે અગર બીજી કોઈ પણ જાતિ કે કોમની જોડે સહકાર કરવાને અમે તૈયાર છીયે. તમારો એવો પણ આગ્રહ છે શું કે અમે અમારી એકાદ હિન્દી નિશાળને સારુ સરકારી ગ્રાંટ (એટલે હિન્દી પ્રજાનો જ પૈસો) લઈયે તો તે સારૂ પણ તમે અમારો સહકાર ત્યાગો ? ખરેખર, 'અસહકાર' ના કરતાં તો કંઇક વધુ સ્ફુર્તિદાયક મંત્ર અવશ્ય શોધી કાઢી શકાય. અમે ખુશી દિલથી તમારા કાર્યક્રમમાંની ત્રણ બાબતો તમારી નજરે આણી છે, જે અમારા અભિપ્રાય મુજબ હિન્દની મહત્તાના તમારા ખરા આદર્શો પ્રાપ્ત કરવામાં તમને આડે આવે તેમ છે. બાકી એ આદર્શો પ્રત્યે તો અમારી ખરા દિલની સહાનુભૂતિ છે અને અમે અમારાથી જેટલે સુધી બની શકે તેમ છે તેટલે સુધી એ આદર્શોને પહોંચવાનું કામ કરવા ઇચ્છીયે છીયે. એ જ રીતે અમારા બ્રિટિશ શહેરીપણાની અમે ઓળખ કરાવી શકીયે. 'અસહકાર' સામે વાંધો

તમારા સાચા,

(સહી) એચ. એ. પોપલી

(સહી) જી. ઇ. ફિલિપ્સ

બૅંગલોર,
તા. ૧૫મી નવેમ્બર, ૧૯૨૦

મિ. પોપલી અને ફલિપ્સને લાગે છે કે પંજાબ અને ખિલાફતના અન્યાયોને લીધે મારી ન્યાયદૃષ્ટિ પર મોતીઆં વળી ગયાં છે. મને તો એવું કશું જ નથી થયું લાગતું. મેં તો કે'દહાડાનુયે મિત્રોને કહી દીધું છે કે હિન્દુસ્તાન ઉપર ગાન્ય સ્થાપીને બ્રિટિશોએ ઇરાદાપૂર્વક પ્રયત્ન કરીને આ દેશનું એક પણ ભલું કર્યું હોય એવું તેમણે બતાવી આપવું. આજે પણ એ જ વિનતિ હું ફરીથી કરૂં છું; અને સાથે તેમને એ પણ ખાત્રી આપવા ઇચ્છું છું કે ખિલાફત અને પંજાબના અન્યાયોની બાબતમાં મર્યાદા બહાર વહી જઇને જો મેં ભૂલ કરી છે એવું તેઓ મને સાબીત કરી આપશે તો મારી ભૂલની મ્હોંમાગી ભરપાઈ કરી આપવાને હું રજ આનાકાની કરનાર નથી.

---

## § કેટલીક શંકાઓ

બાબુ જનકધારીપ્રસાદે મારી જોડે ચંપારણમા કામ કરેલું છે, તેમણે અસહકારની તરફેણમા અને દૈવી શસ્ત્રની મદદથી જ હિન્દુસ્તાન પોતાની સ્વતંત્રતા મેળવી તે વડે દુનિયામાંનું પોતાનું દૈવી કાર્ય પાર પાડવા કેવી રીતે સમર્થ નીવડશે એ વિષે એક લાંબો કાગળ મને લખી મોકલ્યો છે, પણ તેની સાથેસાથે જ તેમને અસહકારની બાબતમા કેટલીક શંકાઓ રહેલી છે. જેનો મારે જાહેર જવાબ આપવો એવી તેમની ઇચ્છા છે. તેમનો કાગળ લાંબો હોવાથી હું નહિ આપું. પણ તેમની શંકાઓ વિચારવા જેવી છે અને તેના જવાબ આપવા પણ મારે પ્રયત્ન કરવો જોઇયે. તેમની શંકાઓ નીચે મુજબ છે:

(ક) અસહકારની હીલચાલ અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે એક જાતનો જાતિદ્વેષ પેદા નથી કરતી? અને એવો દ્વેષ અગર કડવાશ વિશ્વપ્રેમ અને વિશ્વબંધુત્વની ઈશ્વરી યોજનાને અનુસરીને છે શું ?

(ખ) 'રાક્ષસી' 'સેતાની' શબ્દોનો અને એવો ઉપયોગ બંધુભાવના વિરોધી અને દ્વેષઝેરની લાગણીને ઉશ્કેરનારો નથી શું ?

(ગ) અસહકારની હીલચાલને ભાષણોમાં અગર કાર્યમાં પૂરેપૂરી અહિંસાત્મક માર્ગે અને લાગણીઓ ઉશ્કેર્યા વગર ચલાવવાની બાબતમાં વધારે કડક થવું અત્યંત જરૂરનું નથી શું ?

(ઘ) આ હીલચાલ હાથ બ્હાર જતી રહેવાની અને ખુનામરકીમાં ઉતરી પડવાની ધાસ્તી નથી શું ?

તા. ૧૯-૧૨-૧૯૨૦

હવે (ઙ) ના જવાબમાં હું કહીશ કે આ હીલચાલ જાતિદ્વેષ અને અંગ્રેજો પ્રત્યે ઝેર નથી વધારી રહી. હું અગાઉ કહી ગયો છું કે અસહકાર તો પ્રજાના મનમાં ધૂંધવાતા ઝેરવેરને નજોખમી રીતે વહી જવાનો માર્ગ કરી આપે છે. અધર્મ તરફ આંખ બંધ કર્યાથી અધર્મનો નાશ નથી થતો. મારે વિશ્વબંધુત્વની સ્થાપના જોવાની ઇચ્છા છે તેથી જ મેં અસહકારની પ્રવૃત્તિ હાથ ધરી છે કે જેથી આત્મશુદ્ધિ કરીને હિન્દુસ્તાન દુનિયાને ચડાવે.

(ખ) નો જવાબ એ છે કે 'સેતાની' અને 'રાક્ષસી' એ શબ્દો અવશ્ય સખત છે, પણ સત્યને બારોબાર સૂચવે છે, એ તંત્રને વર્ણવે છે, વ્યક્તિઓને નહિ. અધર્મથી બચવું હોય તો અધર્મને આપણે ધિક્કાર્યે જ છૂટકો. અસહકારથી તો આપણે અધર્મ અને અધર્મી વચ્ચેનો ભેદ ઓળખતા શીખીયે છીયે. મારા ભાઈની એકાદ પ્રવૃત્તિને રાક્ષસી કહેતાં હું નહિ અચકાયો હોઉં; પણ તેની જાત સામે ધિક્કારની વૃતિ મારામાં કદી નહિ ડોકાઇ હોય. અસહકાર આપણને મનુષ્યના દોષ તરફ આંખ મીંચીને અગર દુર્લક્ષ કરીને નહિ પણ તે તરફ જાગતા રહીને પણ તેની જાત તરફ પ્રેમવૃત્તિને પોષતા શીખવે છે.

(ગ) નો જવાબ એ છે કે અસહકારની પ્રવૃત્તિ અહિંસાત્મક માર્ગે જ ચલાવવાનું જારી છે. એકેએક અસહકારવાદીએ એ અહિંસાતત્વ હજુ પોતાનામાં પૂરેપૂરૂં નથી ઉતાર્યું એ સાચું છે. પણ એ વાત એટલું જ સિદ્ધ કરે છે કે આપણા આજ સુધીના સંસ્કાર બુરા છે. આ હીલચાલમાં ભાવનાને તો સ્થાન છે જ. અને તે રહેવાનું પણ ખરૂં. ભાવના વિનાનો મનુષ્ય તે લાગણી વિનાનું પ્રાણી છે.

(ઘ) નો જવાબ એ છે કે આ હીલચાલ ખુનામરકી તરફ વળી જવાનું જોખમ અવશ્ય છે, પણ એ જોખમથી ડરીને અસહકારની હીલચાલને જ પડતી મુકવાનો વિચાર કરવો તો પછી સ્વતંત્રતા મેળવવાનો પ્રયત્ન પણ એ સ્વતંત્રતાનો ભવિષ્યમાં કોઇ દુરુપયોગ કરી શકશે એ બીકે કાં ન પડતો મુકવો ?

---

# અન્ત્યજો વિષે વધુ વિચાર

અન્ત્યજો અને રાષ્ટ્રીય એક્તા

અન્ત્યજોને વિષે જે ચર્ચા હાલ ચાલી રહી છે તેમાં 'નવજીવન'ને રોકાવું પડે છે તેથી મને દુઃખ થાય છે. છતાં એમાં અસહકારની સફળતાની એક ચાવી રહેલી છે, તેથી 'નવજીવન'ની જગ્યા રોકવા માટે 'નવજીવન'ના

વાંચનારાઓ મને ક્ષમા કરશે. 'નવજીવન'નું કર્તવ્ય પ્રજાની આગળ શુદ્ધ સત્ય જે તેના કાર્યવાહકો માને છે તે મુકવાનું છે.

અસહકારનો માર્ગ સહેલો તેમજ વિકટ છે. સમજી જાય તેને સારુ સહેલો છે. બીજાઓને સારૂ વિકટ છે; કેમકે ન સમજવાથી વખતોવખત તે ગુંચવાયા કરે છે.

મુશ્કેલીઓ ઢાંકવાથી દૂર થવાની નથી. આવી પડેલી મુશ્કેલીઓ તે જ ક્ષણે દૂર કરવાથી અસહકારનો માર્ગ સહેલો થશે. એકબીજા વચ્ચે સહકાર કર્યા વિના આપણે સરકાર સામે અસહકાર કરવાની શકિત મેળવવાના નથી. ૭ કરોડ અન્ત્યજોને 'ઢેડા' ગણી તેમનો તિરસ્કાર કરી આપણે સફળ થવાના નથી. જે સલ્તનતે હિન્દુમુસલમાનને લડાવ્યા તે સલ્તનત અન્ત્યજ અને બીજા હિન્દુની વચ્ચે લડાઇ કરાવવામા ચૂકે તેમ નથી.

નિર્ણય કરતાં આપણે ખોટી વાતોથી ન દોરવાઇયે એ ઇચ્છવા જેવું છે. અન્ત્યજોને પણ વિદ્યાપીઠે માન્ય કરેલી શાળાઓમાં દાખલ કરાય એ નવો નિયમ નથી. પણ વિદ્યાપીઠના બંધારણનો એ અર્થ છે. મિ. અન્ડ્રુઝની પ્રેરણાથી થયેલો એ અર્થ નથી. પણ મિ અન્ડ્રુઝે પ્રશ્ન પૂછ્યો તેનો એ ઠરાવ જવાબ છે. બીજા કોઇએ પૂછ્યો હત તોપણ એ જ જવાબ મળત.

એ ઠરાવ મારો કે કોઈ એક વ્યકિતનો નથી પણ વિદ્યાપીઠના નિયામક મંડળનો છે એ તો હું અત્યાર અગાઉ કહી ચુકયો છું.

એ ઠરાવ આપદ્ધર્મ સમજી સ્વીકારાયો નથી પણ આવશ્યક ધર્મ છે એમ માની સ્વીકારાયો છે.

૧૨ એના સ્વીકારમાં પશ્ચિમનો વાયુ નથી, પણ કેવળ હિન્દુ ધર્મનો અંગીકાર છે. હું પોતે દુન્યાની સ્વરાજના મઠમાં ધર્મને હોમવા ઇચ્છતો નથી. સ્વરાજને હું ધર્મનું આવશ્યક અંગ ગણું છું તેથી તેને સારૂ મથી રહ્યો છું.

હું ધર્મમઠમાં દેશને પણ હોમવા તૈયાર થાઉં એવી મારી ભાવના છે. મારૂં સ્વદેશાભિમાન ધર્માભિમાનથી મર્યાદિત છે; તેથી જો દેશહિત ધર્મહિતનું વિરોધી હોય તો દેશહિતને જતું કરવા હું તૈયાર થાઉં. અન્ત્યજને અસ્પૃશ્ય ગણવામાં હું અધર્મ માનું છું, ને અધર્મ આચરીને દેશહિત કરવાની મારી લેશ ઇચ્છા નથી. મારી દૃઢ માન્યતા છે કે દેશમાં જ્યારે ખરી ધર્મજાગૃતિ થશે ત્યારે જ સ્વરાજ મળશે. એવી જાગૃતિનો સમય આવ્યો જણાય છે, તેથી જ મેં એક વર્ષમાં સ્વરાજપ્રાપ્તિ સંભવિત માની

છે. મારા આટલા લખાણ પરથી સમજાયું હશે કે હું અસ્પૃશ્યતાને અધર્મ માનું છું તેથી જ. અસ્પૃશ્યતાના દોષને દૂર કરવા મથી રહ્યો છું.

અસ્પૃશ્યતામાં અધર્મ

કોઇ પણ જીવ જન્મથી જ અસ્પૃશ્ય છે ને તેને અસ્પૃશ્ય દશામાં જ મરવું પડે છે એવો હિન્દુ ધર્મ નથી જ એમ મારી ખાત્રી છે. આવા અધર્મને ધર્મનું નામ આપવું એ વધારે અધર્મ કરવા બરોબર છે. જે અસ્પૃશ્યતા આજે વ્યવહારમા નથી રહી તે અસ્પૃશ્યતાનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરવા ગુજરાતના હિન્દુઓને હું વીનવી રહ્યો છું. જો તે ધર્મ હોત અને વ્યવહારમાં આજ તેનો લોપ થયો હોત તો હું વિદ્યાપીઠમા પુનરુદ્ધાર ઇચ્છત. પણ તે અધર્મ છે એમ માનીને જ મેં વિદ્યાપીઠના ઠરાવને વધાવી લીધો છે ને દરેક ગુજરાતીને તેમ કરવા વીનવું છું.

ઘણાં વર્ષો થયા પડેલી કુટેવો કાઢવી મુશ્કેલ છે એ હું સમજુ છું. જેઓ અસ્પૃશ્યતાને કુટેવ માની એકાએક નથી કાઢી શકતા તેઓની તરફ મારી લાગણી છે. પણ જેઓ તેને ધર્મ માની પોષે છે તેઓની તો હું દયા જ ખાઉં છું.

હિન્દુ ધર્મને નામે કે શાસ્ત્રને નામે, જેટલું કહેવાતું હોય તે બધું સત્ય જ છે એવું માનવું એ ભયંકર છે. તેથી શંકરાચાર્યના પ્રમુખપણા નીચે થયેલા ઠરાવથી ન ભમાવા મારી ગુજરાતી હિન્દુઓને પ્રાર્થના છે.

મતાન્તરની સહનશીલતા

પણ બધા નિર્ણયો કરવામા આપણે શાન્તિ જાળવવાની પૂરી જરૂર છે. તેમાયે અસહકારીએ તો વળી વિશેષે. શાસ્ત્રી વસંતરામજીની ઉપર હુમલો કરવાની કોઇએ ધમકી આપેલી હોય એમ તેમના એક લેખમા મેં જોયું. આપણે ધર્મના નિર્ણય કે બીજા કશા શુદ્ધ નિર્ણયો મારામારીથી નથી કરી શકવાના. વિનયપૂર્વક દલીલો કરીને જ આપણે સત્યાસત્યનો વિચાર કરી શકશું. બધાં ધર્મસંકટોનો " સમુ પોતપોતાના વિચારોને અમલમાં મુકીને જ કરી શકશે. અમલમા મુકવા તરી આવવાનું જ. આભને ધૂળ ઉડાડવાથી તે આપણી જ આખમાં પડે છે. દલીલ શી ? જેને એમ ધૂળ ઉડાડવામા રસ આવે તે ઉડાડીને જ સારાસારનો . લેશે. અસ્પૃશ્યતાના પાપનો મેલ સંઘરીને સ્વરાજ મેળવવાનો પ્રયત્ન આકાશમાં ઉડાડવા સમાન છે.

# ૧ વિદ્યાર્થી જગતમાં સંક્ષોભ

### અલાહાબાદ

કાશી છોડીને ગાંધીજી અલાહાબાદ આવ્યા. ઠેરઠેર વિદ્યાર્થીઓએ શાળાઓ છોડવાની ખબર આવતી હતી એટલે ગાંધીજીએ આગ્રા, દિલ્હી અને કાશીમાં સાવધાનતા અને દૃઢતાના ઉપર ભાર મુકયો હતો એ આપણે જોઇ ગયા. અલાહાબાદમાં આવતાં વેંત જ પંડિત મોતીલાલ નેહરુએ ઝાંસીથી તેમના ઉપર આવેલો એક પત્ર ગાંધીજીની આગળ મુકયો, જેમાં ગાંધીજીના ગયા પછી અનેક વિદ્યાર્થીઓ શાળાત્યાગ કરવાના ગીતાજી અને કુરાને શરીફને નામે કસમ લીધા પછી બે કે ત્રણ જ દહાડામાં પાછા શાળામાં ગયાના ખબર આપવામાં આવ્યા હતા. એટલે તા. ૩૦મીએ અલાહાબાદમાં વિદ્યાર્થીઓ આગળ તેમણે જે ભાષણ આપ્યું તે ભાષણ મોટે ભાગે પ્રતિજ્ઞાના મહત્ત્વ વિષે જ હતું એમ કહીયે તો ચાલે. એમાંના વિચારો નવા નથી, એ જ વિચારો અમદાવાદમાં ૧૯૧૭ માં મજૂરોના તરફથી મોટી લડત લડતા ગાંધીજી અનેકવાર દર્શાવી ચુકયા છે. છતાં તેના તે જ વિચારો જુદા રૂપમાં મુકાયલા હોઇ આજે માત્ર વિદ્યાર્થીઓને જ નહિ પણ સૌ કોઇને પ્રિયકર તેમજ હિતકર થઇ પડે તેવા છે, અને કોઇ પણ વિદ્યામંદિરમાં નીતિના પ્રથમ પાઠ તરીકે સદાને માટે કાયમ રહે એવા છે.

### પ્રતિજ્ઞાધર્મ

ઝાંસીનો કિસ્સો સંભળાવીને તેમણે કહ્યું· "મને આ સમાચાર સાંભળીને અતિશય દુઃખ થયું અહીં પણ ભાઈ જવાહરલાલની સાથે ઘણા વિદ્યાર્થીઓને મુલાકાત થઇ હતી. તેમને જવાહરલાલે સાફ સાફ કહેલું કે તમને શાળાપાઠશાળા છોડવી એ ધર્મરૂપ લાગતું હોય તો જ છોડજો; અમે કાંઇ વ્યવસ્થા કરીશું તેવી આશાથી ન છોડતા. તેઓ ગમે તેવી વ્યવસ્થા સ્વીકારવાને કબૂલ થયેલા; ભાઈ જવાહરલાલે તેમને માટે મકાન પણ લીધું, પણ તે એક અઠવાડિયાથી ખાલી પડયું છે. આ બધા સમાચારોથી મને કેટલું દુઃખ થયું છે તે હું દર્શાવી શકતો નથી આ બનાવો મને આપણી ગુલામીની સ્પષ્ટ નિશાની લાગે છે. પ્રતિજ્ઞા લઇને જે તોડે છે તે હેવાન બની જાય છે, નામર્દ બની જાય છે. લૉર્ડ વિલિંગ્ડન વિલાયતથી આવ્યા ત્યારપછી મુંબઇમાં થોડો વખત ગાળ્યા પછી તેમને થયેલો અનુભવ જણાવતાં તેમણે કહેલું કે હિન્દુસ્તાનમાં આવીને મેં કોઇ હિન્દુમુસલમાનને 'ના' કહેવાની હિંમતવાળો ન દીઠો. આ આક્ષેપ હજી પણ સાચો છે. આપણા દિલમાં ના હોય છતાં આપણે 'ના' નથી કહી શકતા; સામાનું મ્હોં જોઇને તે 'હા' ઇચ્છે છે કે 'ના' એ વિચારી લઇને આપણે તે પ્રમાણે વાત કરીયે છીયે. આ મકાનમાં ત્રણ ચાર વર્ષની છોકરીને હું તેની મરજી વિરુદ્ધ નથી કરાવી શકતો. હું કહું છું કે મારા ખોળામાં બેસ, તે કહે છે 'ના.' તેને કહું છું કે તું ખાદીના કપડાં ? તો કહે છે 'ના.' આ બાળકીની તાકાત પણ આપણામાં નથી. એક મહાપુરુષે ... છે કે આપણે સ્વર્ગમાં જવું હોય તે

બાળકના જેવું થવું જોઇશે. બાળકના જેવું થવું જોઇશે એનો અર્થ એ કે બાળકની નિર્દોષતા અને હિંમત જોઇશે. એડવિન આર્નોલ્ડે બાળકની નિર્દોષતા સરસ રીતે વર્ણવી છે. બાળક વીંછીને પકડે છે, સાપને પણ પકડી શકે છે, આગમાં હાથ નાંખી શકે છે, તેને ડરનું જરાયે ભાન નથી હોતું. તમે એ જાતની ભયરહિતતા કેળવો. તમને ઇશ્વરની ઉપર ભરોંસો રહ્યો નથી એટલે તમે ડરને વશ થાઓ છો.

પ્રતિજ્ઞા-પાલનનો ધર્મ

“ મને ઘણીવાર એમ થાય છે કે હિન્દુસ્તાનમાંથી હું ક્યારે નાસી છૂટું યા તો ‘ હિન્દુસ્તાનને હું ક્યારે સ્વતંત્ર કરું ? સ્વતંત્રતાનો એટલો જ અર્થ કે આપણે કોઇનાથી ન ડરી આપણાં દિલમાં હોય તે કહી શકીએ, કરી શકીએ. કરોડો માણસ સામે ટટ્ટાર ઉભા રહીને પોતાની વાત કહી શકે તે ખરો હિંમતવાન છોકરો છે. માટે તમારે માટે પહેલો પાઠ તો ‘ ના ’ કહેવાનું શીખવાનો છે. પ્રતિજ્ઞા તમે લો જ નહિ એ બહેતર છે; પ્રતિજ્ઞા લઇને તોડવી એ ભારે ગુન્હો કર્યા બરાબર છે એમ હું કહીશ. તમે ભારે કેળવણી લીધી હશે, મોટી ડિગ્રી મેળવી હશે, તોપણ જો તમે ટપટપ પ્રતિજ્ઞા તોડો એવા હશો તો તમને જરૂર કહીશ કે તમે જમનામાં જઇને ડૂબી કેમ નથી મરતા ? તમારું દિલ એક વખત અમુક કહે એટલે તે પ્રમાણે તમે વર્તો અને પછી જુદું કહે તેથી જુદી રીતે તમે વર્તી શકો છો, એવો બચાવ તને કદાચ કરશો. પણ તેનો જવાબ એ છે કે તમારે કસમ લેવા જ ન જોઇએ. શાસ્ત્રોમાં કહ્યું છે કે પ્રતિજ્ઞા લો તો તેને માટે મરો. અને એ વચનોને સાચાં પાડનારા હતા આપણા હરિશ્ચન્દ્ર અને રોહીદાસ કે જેણે ભંગીને ત્યાં સેવા કરેલી; એ ધર્મવીરોની આપણે ઓલાદ છીએ એ તમે કેમ ભૂલી જશો ? હા; વ્યભિચાર કરવાની, જૂઠું બોલવાની પ્રતિજ્ઞા લીધી હોય તો તે જરૂર તોડી શકાય, કારણ તે કરવામાં માણસ પોતાની ઉન્નતિ સાધે છે. ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કદી ફેરવી શકાય નહિ. હિન્દુ ગોમાંસ ન ખાવાની પ્રતિજ્ઞા અથવા મુસલમાન દારૂ અને ડુક્કરનું માંસ ન ખાવાની પ્રતિજ્ઞા કરે તો તે બીમાર હોય, મરવાની તૈયારી ઉપર હોય, અને ડાક્ટરો આગ્રહ કરતા હોય કે ‘ દવા અવશ્ય લઇ લો, તો તેનો પણ તેણે ઇનકાર કરવો લાજમ છે. આવી રીતે જીંદગીના ભોગે અવશ્ય તજી પોતાની પ્રતિજ્ઞામાં કાયમ રહેલ શખ્સને જ તે જ્યારે જગતમાં જશે ત્યારે ખુદા કહેશે ‘તું શેરનો બચ્ચો છે. ’

અમદાવાદ-મજૂરોની પ્રતિજ્ઞા

“ દુનિયાના તમામ ધર્મમાં પ્રતિજ્ઞા વિષે એવી કઠણ સખ્તાઇ છે. સત્યની પ્રતિજ્ઞા લીધી હોય તો ગામ બચાવવાની ખાતર કે કોઇ મનુષ્ય બચાવવાની ખાતર તમે અસત્ય નથી બોલી શકતા. પ્રતિજ્ઞાભંગથી થયેલું દુઃખ મારે કોઈ પણ રીતે કહી દેવું જ રહ્યું. કોઇ પરદેશી ખંખ આદમી પ્રતિજ્ઞા તોડે તે મારાથી કંઇક સમજી શકાય; હું પોતે બુઢ્ઢો રહ્યો એટલે કોઇ ભૂલથાપ કરું; પણ તમે તો જુવાનજોધ રહ્યા, તમારામાં તાજું લોહી વહે છે, તમને હું કેમ માફી આપું ? આ પ્રસંગે કાંઇ વિષયાંતરને ભયે પણ મારો અનુભવ સુણાવ્યા વિના મારાથી રહેવાતું નથી. અમદાવાદમાં બે વર્ષ ઉપર હજારો મજૂરોએ સાબરમતીને

તીરે આવેલા એક વૃક્ષની નીચે ખુદાને હાજર રાખીને પ્રતિજ્ઞા લીધી કે પોતાની માગણી કબૂલ ન થાય ત્યાં સુધી તેઓ કામે ચડશે નહિ. ૨૦ દહાડા સુધી તેઓ ટકી રહ્યા, પણ પછી મને લાગ્યું કે તેઓ પડવાની તૈયારી ઉપર હતા; એટલે મેં તેમને કહ્યું કે 'તમે પડશો તો હું પણ અન્ન ન લઈને દેહ પાડીશ. તમે પ્રતિજ્ઞા ન લીધી હોત તો ચાલત, પણ લઈને તોડો એ તો મને અસહ્ય છે. મજૂરો રોવા લાગ્યા, પગે પડવા લાગ્યા, 'મજૂરી કરીને પેટ ભરશું પણ કામે નહિ ચડીએ' એમ કહીને મારી પ્રતિજ્ઞા મુકી દેવાનું મને કહેવા લાગ્યા. આમ તેમને પડતા અટકાવતાં મારે માટે નિરાહારવ્રત લેવું પડ્યું હતું. તમે મજૂરો કરતાં તો બેતાલીમ ન બનો; તેનાથી વધારે નાસ્તિક તો તમે ન બનો. તમે ઈન્સાનની ગુલામી તજી ખુદાની ગુલામી લો. આ સલ્તનતને મિટાવવી હોય તો ગુલામી તજવી પડશે. તમે કસમ ન લો તો સ્વરાજ ન મળે એમ નથી, પણ તમે કસમ તોડશો તો સ્વરાજ જરૂર પાછું હઠશે. આવા કસમ તોડનારા વિદ્યાર્થીઓની મદદથી મુસલમાનો મુસલમાનોને મદદ નથી કરી શકવાના. એટલે હું તમને વીનવીને કહું છું કે તમે કસમ ન લો, અને કસમ લો તો તે પૃથ્વી રસાતળ જાય તોપણ ન છોડશો. તમારામાંના ગણ્યાગાંઠ્યા કસમ લેશે તો તેઓનાથી પણ સ્વરાજ મળવાનું છે. મુસલમાન વિદ્યાર્થીઓની આગળ ઈમામ હસન અને હુસેનના દાખલા મોજૂદ છે. ઇસ્લામને ટકાવનાર તલવાર નથી, પણ આવા અડગ ટેકવાળા બારે ફકીરો થઇ ગયા તેમને લીધે તે ટકી રહ્યો છે. એમ. એ. થવાથી કે સેવા-સમિતિના વોલંટીયર થવાથી, કે કોંગ્રેસમાં જઈને ભાષણ આપવાની તાકાત મેળવ્યેથી તમે દેશને સ્વતંત્ર નહિ કરી શકો—એટલા તમે પ્રતિજ્ઞાનું માન જાળવતાં શીખીને અને તેનું પાલન કરીને કરી શકશો."

## આ સરકાર અને રાવણ

આમ પ્રતિજ્ઞાધર્મ ઉપર આટલું લંબાણથી બોલીને ગાંધીજી પ્રસ્તુત વિષય ઉપર આવ્યા તેમ કરતા તેમણે સરકારની રાવણરાજ્ય સાથેની ઉપમામાં સ્હેજ સુધારો કર્યો: "આ રાજ્ય અને રાવણરાજ્યમાં ફરક નથી. જો કાંઇ ફરક હોય તો તે એટલો જ કે રાવણના દિલમાં કાંઇક દયા હશે, કાંઇક ઓછો દગો હશે. તેણે તો મંદોદરીને કહ્યું કે ' દસ મસ્તકવાળો હું શું રામનો મુકાબલો ન કરી શકું ? તું તો દિવાની થઇ ગઇ છે. હું જાણું છું કે તે અવતારી પુરુષ છે. અને તો ખબર છે કે હું એવો તો બૂરો થઇ ગયો છું કે તેના હાથથી હું મરી જાઉં તોપણ કાંઇ ખોટું નહિ.' પણ આપણી સલ્તનતને તો ખુદાનો ડર રહ્યો જ નથી ખુદાને હાથે મરીશું એવો ખ્યાલ નથી. તે તો ખુદાને ઘોળીને પી ગઇ છે. તેનો ખુદા તે તેની તકબ્બરી, તેની દોલત, તેનો દગો છે. યુરોપીયન સંસ્કૃતિ શયતાનિયતથી ભરેલી છે; પણ અંગ્રેજ સલ્તનત સૌથી વધારે શયતાનિયતથી ભરેલી છે. આજ સુધી હું યુરોપમાં અંગ્રેજ સલ્તનતને ઓછામાં ઓછી ખરાબ માનતો હતો; હવે તો મારી ખાત્રી થઈ છે કે એના જેવી ખુદાને ભૂલી ગયેલી સલ્તનત બીજી કોઇ નથી. એ સલ્તનતની સેવા હું નથી કરવા માગતો. એના આશ્રય તળે મારાથી એક ક્ષણ પણ ન રહેવાય.

### વધારે ગુલામ ન બનો

"તમને મારાં વચનો વિષે શક હોય, તમને મારા જેટલી એની બૂરાઈ ન લાગતી હોય તો તમે ખેલાશક તમારી શાળામાં ભણ્યા કરજો. પણ જો તમે મારા વિચારના હો તો આ સલ્તનતની શાળામાં ગીતા શીખશો તે પણ નકામી છે. આપણને ગુલામ કરીને રાખનારી સરકાર આપણને મહેલો બાંધી આપી તેમાં ગીતાજી ભણાવશે, ડાક્તરી, સાયન્સ, ઈજનેરી ભણાવશે, તે શું શીખી શકાય કે? હું ના કહું છું, કારણ કે બધી તાલીમમાં ઝેર છે, એ બધી તાલીમ આપણને વધારે ગુલામ બનાવવા માટે છે. આપણી લડાઇ ધર્મની છે, સરકારની અધર્મની છે. જે સરકાર માઈકલ ઓડવાયર જેવા અમલદારના ગુન્હા જાણે છે છતાં તેનો બચાવ કરે છે, ડાયરની હેવાનિયત જાણવા છતા તેને ગંભીર વિચારદોષ માત્ર ગણે છે, તે સરકારની મદદ કેમ લેવાય કે તેની સાથે સંબંધ કેમ રખાય? તેની સાથે સંબંધ રાખવો એ વધારે હેવાન બનવા બરાબર, વધારે ગુલામ બનવા બરાબર છે.

ઝેરી તાલીમને છોડો

### 'અમારે માટે શું કરશો?'

"આ પ્રશ્ન મને કરશો જ નહિ, હું તમને સરકારની ગુલામી છોડીને મારા ગુલામ થવાનું કહેતો નથી. મારા ગુલામ થવા માગતા હો તો, મારે તમારું કાંઈ કામ નથી. તમારામા એટલી તાકાત ન હોય કે ગમે તેમ કરીને મારૂ પેટ ભરીશ, ગમે તે મહેનત કરીને મારા માતપિતાનું પોષણ કરીશ તો તમે શાળાપાઠશાળા ન જ છોડશો. અમારે તમારે માટે વ્યવસ્થા કરવાનું કામ છે; અને અમે વ્યવસ્થા થઈ શકે તેટલી જરૂર કરવાના. હિન્દુસ્તાનની આબોહવા એટલી બગડેલી છે કે શિક્ષકો અધ્યપકો મને દિવાનો પણ માનતા હોય, અને તેમની મદદ નહિ મળે. આવાઓની હું મદદ નથી ચાહતો. પણ શિક્ષક અધ્યાપક ન મળે તો તમે તમારા અધ્યાપકો બનજો અને તમે તમારા જ પગ ઉપર ઉભા રહેજો. મારી, મોતીલાલજીની કે શૌકતઅલીની તાકાત ઉપર ઉભા રહેવાની આશાએ આવતા હો તો છો ત્યાં જ ઉભા રહેજો."

શાળાત્યાગની શરત

'આજે પ્રહ્લાદો ક્યાંથી લાવવા' એ પ્રશ્ન કલ્પીને તેમણે 'પ્રહ્લાદો આ જમાનામાં પણ છે' એમ કહી સ્વામી દયાનંદ સરસ્વતીનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. કોઇકે કહ્યું કે તમે યુદ્ધની સ્થિતિ બતાવીને તેને યોગ્ય કામ લેવા ચાહતા હો તો કાઇ excitement—કાંઈ નશો આપવો જોઇયે. ગાંધીજીએ કહ્યુ, "હું કાંઈ નશો આપવા માગતો નથી તમારી તાલીમનો નશો તમારે માટે પૂરતો છે. હું તો તમને ઠંડી હિંમત આપવા માગું છું. કુરબાની માટે—તપશ્ચર્યા માટે તમારાં દિલ પાક હોય એમ ચાહું છું" 'માબાપોની રજા નથી મળી શકતી' એ ફરીઆદના જવાબમાં તેમણે જણાવ્યું કે ખરી હકીકત તો એ છે કે માબાપો બાળકોને નથી અટકાવી રહ્યાં, બાળકો જ માબાપ શાળા છોડવાનું કહે તોપણ છોડવા તૈયાર નથી. હિન્દુ

આત્મા કાં તો છોડજો

તા. ૧૯-૧૨-૧૯૨૦

યુનિવર્સિટીમાં સો દોઢસો છોકરાઓને મેં પૂછયું હતું. તેમણે કહેલું કે અમારાં માબાપની અમને પરવાનગી છે એટલું જ નહિ પણ તેઓ ખર્ચ આપવાને માટે પણ તૈયાર છે; પણ ગમે તેમ હોય. કોઈ ગમે તેમ કહે, સરકારથી ચાલતી શાળાપાઠશાળામાં ભણવે જવું એ પાપ છે એમ તમારો આત્મા કહેતો હોય તો જ તમે તે છોડજો; કાંઈ પણ અંદેશો હોય તો તમે માલવીયાજીની સલાહ માનજો. હું તો હિન્દુસ્તાનમાં પાંચ વર્ષ ઉપર આવ્યો; માલવીયાજીએ તો આખી જીંદગી દેશની સેવામાં અર્પી છે. માટે કહું છું કે મારો અવાજ તે જ તમારા આત્માનો ન અવાજ હોય તો માલવીયાજીનું માનો. મારો અવાજ તે જ તમારો અવાજ હોય તો માલવીયાજીની સલાહને પણ ન જ માનો."

મૌલાના આઝાદ સાહેબે પોતાના ટુંકા પણ સુંદર ભાષણમાં બે વાત એ જણાવી કે પોતે કેળવણીના ઉપર તો ભારે આશક છે. રાંચીમાં પરહેજ રહ્યાં રહ્યાં પણ તેમણે કેળવણી ફેલાવવાના પ્રયત્ન કરેલા અને એક સ્વતંત્ર શાળા ચલાવવા માટે ફંડ ઉભું કરેલું એટલે કેળવણીની પોતે વિરુદ્ધ હોય એવું તો કોઇ ન જ માને. બીજી વાત એ જણાવી કે કોઇના હાથમાં દેશનું ભલું વધારેમાં વધારે હોય તો તે વિદ્યાર્થીઓના હાથમાં છે, અને વિદ્યાર્થીઓ આજની અમૂલ્ય ઘડીએ પોતાનો ભાગ ન ભજવે તો દેશ પોતાની ચાલુ સ્થિતિમાંથી નીકળવાનો નથી.

આ પછી નિશ્ચયપૂર્વક જે વિદ્યાર્થીઓ છોડવા ચાહતા હોય તેમને અલગ થઇ જવાનું કહેવામાં આવ્યું. ૭૫ વિદ્યાર્થીઓ કૉલેજના અને ૩૫ વિદ્યાર્થીઓ હાઇસ્કૂલનાએ પોતાનો નિશ્ચય જાહેર કર્યો. ક્રાસ્થ્વેટ ગર્લ્સ સ્કૂલની કેટલીક વિદ્યાર્થીનીઓએ પણ પોતાનો નિશ્ચય જાહેર કર્યો આ બધાં ભાઇબહેનો સાથે આ મીટિંગ બાદ બીજે દહાડે ગાંધીજીએ ખૂબ વાતચીત કરી; જેને પોતાના ભરણપોષણનું સાધન ન હોય તેવાઓનાં ભરણપોષણના સાધનની વ્યવસ્થા માટે નામ લખી લેવામાં આવ્યાં. બીજે દિવસે શાળાના વિદ્યાર્થીઓ માટે 'તિલક વિદ્યાલય' ગાંધીજીએ ખોલ્યું. જે વિદ્યાર્થીઓએ શાળા છોડી છે એઓથી આ વિદ્યાલય શરૂ થઇ જશે. પાઠશાળાના વિદ્યાર્થીઓ માટે હાલ તો ધૈર્યની, દરરોજ વિદ્યાર્થી આશ્રમમાં નિયત સમયે હાજરી ભરવાની અને કાંતવાનું સરસ શીખી લેવાની તાલીમ જરૂરની છે એમ તેમણે તેમને સમજાવ્યું. આ વિદ્યાર્થીઓને માટે મકાન ભાઇ જવાહરલાલ નેહરુ લેવાની તજવીજમાં હતા; તે લેવાઈ ગયું હશે. તેમને સલાહ આપવાનું અને તેમને માટે બીજી વ્યવસ્થા કરવાનું પણ ભાઇ જવાહરલાલે માથે લીધેલું છે.

મહાદેવ હરિભાઈ દેસાઇ

તા. ૨૨-૧૨-૧૯૨૦

તા. ૨૨-૧૨-૧૯૨૦

# ૬ વળી પાછું ચંપારણ!

ચંપારણના અત્યાચાર

હિન્દુસ્તાનમાં આજે કરુણરસને ક્યાંયે ઓટ નથી. પણ તેમાંયે ચંપારણમાં તો જાણે તેના અખંડ જુવાળ ચડ્યા રહે છે. આ દીન ભૂમિમાંના તાજામાં તાજા કરુણ કિસ્સાનું બ્યાન રા. મહાદેવ દેસાઇએ આજે બીજી મેર આપેલું છે;* તેથી એના હેવાલના બ્યાનમાં હું અહીં નહિ ઉતરૂં. આ ગામડાઓમાં થયેલા અત્યાચારો પાછળ હવે આરોપીઓ ઉપર અદાલતો સમક્ષ જે કામો ચાલશે તેના ચુકાદાઓનું પણ મને એટલું નથી લાગતું. પોલીસે પકડેલા લોકોમાંના કેટલાકને ઉભા કરેલા પુરાવાઓ પર સજાઓ થશે એ પણ નિ:સંશય છે. આખા હિન્દુસ્તાનમાં કોઇ પણ ઠેકાણે બન્ને બાજુએ સૌથી વધારેમાં વધારે ખોટા સાક્ષીપુરાવા જો ક્યાંય ચાલતા હોય તો તે ચંપારણમાં. અહીં જે કિસ્સો બ્યાન કરેલો છે તે ન મનાય એવો છતા ચંપારણમાં તે નવો નથી. ચંપારણના દેહાતીઓ જેવા અનાથ અને બીકણ લોકો બીજા કોઇ પણ પ્રદેશના ગામડાઓમાં મેં જોયા નથી. પોલીસના નામથી જ તેઓ ફફડી ઉઠે છે અને તેમને દેખતાંની સાથે તો ગામ છોડી ભાગવા માંડે છે! પોલીસ પણ ત્યાં એટલી જ નીતિભ્રષ્ટ બની ગઇ છે. લાંચરૂશ્વતનો તેમનામાં પાર નથી; અને આ કિસ્સામાં બન્યું તેમ જ્યારે જ્યારે લોકોએ પોલીસના જુલમની સામે થવાનો પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે ડાયરના નામને રાખે એવા સ્થાનિક અમલદારો—જેમાં ન્યાય આપનાર માજીસ્ટ્રેટોનો વર્ગ ઓછો સામેલ નથી હોતો—ને હાથે જુલમ અને અત્યાચારના મારાં હેઠળ તેમને પહેલાં કરતાં પણ વધારે જ છુંદાવું પડ્યું છે, વધારે અનાથ અને નિરાધાર થવું પડ્યું છે.

કોઇ કોઇ વાર માજીસ્ટ્રેટોએ અગર સરકારે પોલીસને ધમકાવી છે. પણ એવી ધમકીઓને કોણ ગાંઠે? નીચેના અમલદારોને તો એવા સરકારી ઠપકાની જાણ સરખી નથી થતી; અને થાય તોપણ તેમને મન એનું કશું જ નથી હોતું. જુલમ અને અત્યાચાર જેવા ને તેવાં ચાલુ રહે છે; ઉલટી એમને બરતી આવે છે.

લોકરક્ષણનો ઇલાજ

આવી સ્થિતિમાં લોકરક્ષણનો ઇલાજ શું? આ બગાડો, આ અધોગતિ અટકે કેમ કરીને? સરકાર પાસે તપાસ કરવાની માગણી કરીને નહિ. જ નહિ?

* 'આ તે શું ડાયરશાહી?' —પૃ. ૭૩૬

એથી તો પોલીસ જ વધુ જોરાવર બનશે. પોલીસ તો અગાઉથી જ પાણી પહેલી પાળ બાંધી રહી છે. ત્યારે શું દેહાતીઓએ અદાલતોનો આશ્રય લઈને ? કદાપી નહિ. મારી તો ખાત્રી થઈ ચુકી છે—અને વરસોના વરસ સુધીના આવા કેસોનો અભ્યાસ કર્યા પછી મેં મારો અભિપ્રાય બાંધ્યો છે—કે આવા ઝગડાઓમાં નવાણું ટકા લોક અંતે પૈસામાં તેમજ બળમાં બન્નેમાં ખુવાર જ થયા છે. વકીલો અને રૂશવતખોરોનાં ઘર ભરી ભરીને બહુ બહુ તો કોઈ રડયાખડયા દાખલામાં એકાદ નિર્દોષ માણસને તેઓ છોડવી લાવી શક્યા હશે.

એટલે આ ઇલાજો આ બાબતમાં નિરર્થક છે. ખરો ઇલાજ તો એ છે કે આ પોલીસ જે મુખ્યત્વે કરીને આપણા જ લોકોની બનેલી છે તેમને સુધારવી; તેમને અપ્રતિકારથી જીતવી. એમની દયા ખાવી છોડીને નાહક આપણે આટલા દિવસ એમની નાલેશી કરી છે. એઓ તો એક નીતિભ્રષ્ટ અને કલંકરૂપ પ્રથાના ભોગ થઈ પડેલાં જંતુ માત્ર છે. હિન્દી પોલીસ સ્વભાવે કરીને જ દુષ્ટ છે અને સરકાર તેમને સુધારવાને અસમર્થ છે એમ માનવાની હું ના પાડું છું. ઊલટું સરકારની અત્યારની પ્રથા જ એવી છે કે એની હેઠળ પ્રામાણિકમાં પ્રામાણિક માણસ પણ અપ્રામાણિક બન્યા વગર ન રહે. દોષ અને અપજશ ગમે તેમ થઈ જાય તોપણ પોતાને માથે ન લેવા એ તરફ જ રાતદિવસ એના બધા પ્રયત્નોનો ઓઘ રહે છે. પ્રતિષ્ઠા અને મોભાને એણે સાતમે આસમાન ચડાવી બેસાડયા છે અને પોતાની જાતને તે ઇશ્વરના જેટલી અભ્રાન્ત અને દોષરહિત માને છે.

મતલબ કે પ્રજાની સ્થિતિનો ઇલાજ એ જ રહ્યો કે દરેક સ્થળે વસ્તીના લોકોએ પોલીસ જોડે ભાઈચારો કરવો અને એવો ભાઈચારો પેદા કરવાનો સારામાં સારો રસ્તો એ જ છે કે તેમનાથી અગર તેમના હાથમાની સત્તાથી ડરવાનું છોડી દેવું.

અહીં બનેલા બનાવની બાબતમાં હું એવી જ સલાહ આપું કે ગામના લોકોએ થયેલો જુલમ ગળી જવો. જો મિત્રોની મારફત પ્રયત્ન કરીને ગયેલો માલ પાછો મળે તેવું હોય તો તેટલું અવશ્ય મેળવવા મથવું. સજાઓ વગેરે જે કંઈ થાય તે ધીરજથી ભોગવી લેવી, તહોમતદારોએ પોતાના બચાવમાં વકીલો આપવા સાફ ના પાડવી. પોતાના હેવાલ અદાલત આગળ અડગ રહીને કશું આઘુંપાછું કર્યા વગર મુકવા. સામાવાળાઓ અર્થના અનર્થ કરે, ચીડવે, ‘આરોપીની પાસે કશો બચાવ જ નથી’ એમ કહે, ગમે તેમ કહે તોપણ ખામોશ રહી જે પરિણામ આવે તે બધું સહન કરી લેવું ઘટે.

અહિંસાધર્મ શૂરાઓ માટે

અને ભવિષ્યમાં? ભવિષ્યમાં જો આવા બનાવ ફરી બનવા પામે તો અને જ્યારે બનવા પામે ત્યારે લોકોએ પોતાનો બચાવ પોતે કરી લેવો જ જોઇયે. જો તેઓ મર્યાદાપૂર્વક જુલમ સહન કરી લેવા જેટલું અને કોઈ જાનમાલ લૂંટી જાય તો લૂંટાઇ પણ જવા જેટલું શૂરાતન બતાવી શકે તો તો સરસ જ. એ તો એમની મોટામાં મોટી જીત ગણાશે; પણ એવી સહનશક્તિ બળીઓ જ બતાવી શકે; નબળાથી તેમાં નહિ પડી શકાય. તેથી તેટલું બળ આવે ત્યાં સુધી તો જુલમ વર્તાવવા આવનારને લોકોએ પશુબળથી પણ હડાવ્યે જ છૂટકો રહ્યો. જ્યારે કોઇ પોલીસનો માણસ પરહેજ કરવા નહિ પણ કોઇને રંજાડવાનો જ નિરધાર કરીને આવે ત્યારે એ પોતાની સત્તાની હદ ઓળગીને આગળ ચાલ્યો જાય છે. એવા શખ્સને ચોખ્ખા લૂંટારા તરીકે ગણીને તે મુજબ તેની સાથે વર્તવાનો ગામના હરકોઇ માણસને સંપૂર્ણ હક છે. તેણે તેને લૂંટતો અટકાવવાને જોઇતું શરીરબળ બેલાશક વાપરવું. એટલું જ નહિ પણ પોતાના સ્ત્રીવર્ગની લાજનું રક્ષણ કરવાની સ્થિતિ ઉભી થઇ હોય ત્યાં તો તેણે શરીરબળ વાપરતા બિલકુલ આચકો ખાવો નહ. અહિંસાધર્મ કંઇ નામર્દ અને બાયલાઓને માટે નથી. શૂરવીર અને સમરથને માટે જ એ ધર્મ છે. જે વીરશિરોમણિ છે તે જ આપબળે કરીને પોતાના પ્રાણની આહુતિ આપશે, સામાના પ્રાણ લેશે નહિ; એ ઘા ઝીલશે, ઘા કરશે નહિ. કારણ એ જાણે છે કે ઇશ્વરની સૃષ્ટિને હાનિ કરવી એ અધર્મ છે. ચંપારણના દેહાતીઓને માટે તો આ ધર્મ નથી એ ખુલ્લું છે. તેઓ તો કાળો દંડો દેખે છે ત્યાંથી નાસવા માંડે છે. તેઓ તો જો કાયદાથી ન મૂજતા હોય તો આજે પોલીસને મારે કે તેની જાન પણ લે. તેઓ પોલીસની સામા ન થવામાં કશું જ પુણ્ય નથી કમાતા; ઉલટું નામર્દાઈ અને બાયલાપણાની નામોશી તેમને વરે છે. સરકારની નજરમાં અને દુનિયાની નજરમા તેઓ સરખા જ હડધૂત થાય છે.

સાચું શૂરાતન

પણ આટલી અધોગતિએ પહોંચેલા પ્રાન્તમાં કામ કરનારાઓને તો મારે એથીયે આકરી ચેતવણી આપી મુકવી ઘટે. નાનામાં નાની અને નજીવીમાં નજીવી બાબતમાં પણ લોકોને ચડાવવાની દિશાએ તેઓ જે કંઈ કરે, જે કંઇ પગલું લે, જે કંઈ સલાહ લોકોને આપે, તેમાં તેમણે ખૂબ સાવધાન રહેવું જોઇશે. જો તેઓ પોલીસને તેમની કાયદેસર ફરજ બજાવવામાં સામે થશે તો તેમનું કામ બગડશે. પોલીસ ગેરકાયદે કામ કરી રહી છે એવું પણ તેમને કેટલીક વાર ઘડીભરને માટે લાગશે, છતાં તેમણે અવિચાર ન જ કરવો જોઇયે. દાખલા તરીકે પોલીસ વગરવારંટે

કોઈને પકડે; તો તેવા દાખલાઓમાં પણ લોકોએ પોલીસની સામે ન થવું જોઇયે. તેમણે કાયદો પોતાના હાથમાં ન લેતાં તેનો જે કંઈ અમલ કરવામાં આવે તેને તત્કાળને માટે તાબે થવું જોઇયે. તેમણે યાદ રાખવું જોઇયે કે ગમે તેવા કારણસર પણ અદાલતનો આશ્રય ન લેવાના નિશ્ચયમાં જ્યાં સુધી આપણે મક્કમ રહીશું ત્યાં સુધી કાયદાની ધાર આપણને વાગી શકવાની નથી. ચાલુ બનાવમાં પોલીસે પકડેલ બ્રહ્મચારી દેહાતીઓની નજરમાં સાવ નિર્દોષ હોય છતાં તેને પોલીસના હાથમાંથી જબરાઈ કરીને છોડાવી લાવવામાં લોકોએ ભૂલ જ કરી. વળી પોલીસ પાછી આવે ત્યારે તો પોલીસને જોતાંની સાથે માણસો જે રીતે નાઠા એ તો શુદ્ધ નામર્દાઇ જ હતી. તેમણે તો પોતાની સ્ત્રીઓ અને પોતાનાં ઘરબારનું રક્ષણ કરવા ત્યાં મારવું કે મરવું જોઇતું હતું. અલબત્ત જરૂર કરતાં વધારે શરીરબળ વાપરવું એ તો ચોખ્ખી નામર્દાઈ છે. બહાદુર માણસ ચોરને મારી નથી નાંખતો; પકડીને માત્ર પોલીસને સોંપી દે છે. એના કરતા પણ શૂરો હશે તે.માત્ર એને પકડીને ઘર બહાર મુકી આવશે અને એની વાત સરખી ભૂલી જશે. સૌથી શૂરો છે તે તો ચોરની દયા ખાશે, તેને સમજાવવાનો પ્રયત્ન કરશે, તેનાં ગાળનમાચો ખાઈ લેશે, એને હાથે મરી પણ લેશે, પણ સામો નહિ મારે. ગમે તેમ થઇ જાય તોપણ આપણે આજની બાયલા અને નામર્દની સ્થિતિમાંથી તો ઉગરી જ જવું ઘટે.

---

# બિહારમાં ગાંધીજી

રાતના નવ વાગ્યા છે. ભાગલપુરથી કલકત્તા જતી ગાડીમાં બેસીને આ પત્ર લખી રહ્યો છું. આજ વખત કાંઈક શાન્તિનો છે. દિવસના અનેક સભાઓ, અનેક માણસોની આવજા. રાત્રે દરેક સ્ટેશને સેંકડો—હજારો માણસો દર્શનાતુર ઉભાં જ હોય. એટલે આગલી રાત તો પરાણે જાગવું જ પડે. રાત્રે બે, ત્રણ અને ચાર વાગે માણસો આવતાં નથી એમ નહિ, પણ આખરે થાકીને રોકાં તો આવવા માટે જ, એટલે માણસોના હુમલા છતાં અર્ધ સુષુપ્ત દશામાં રહીયે. પણ અમારી આગલી રાત તો ઉજાગરાની જ—ગાડી ચાલતી હોય તે દરમિયાન શાન્તિની એટલે કામને માટે ઉપયોગની.

આજે અમારી બિહારની મુસાફરી પૂરી થાય છે. બિહાર—ગાંધીજીનું માનીતું બિહાર કેટલાયે મહિના થયાં ગાંધીજીના દર્શન માટે તલસી રહ્યું હતું. મઝહર અલ હક સાહેબના તો બે મહિના થયાં તારો શરૂ થયેલા. અંતે ગયા મહિનાની આખરે કંટાળીને તેમણે છેલ્લો તાર કરેલો કે 'તમારૂં વચન પાછું તૂટ્યું છે. હવે નહિ આવો તો લોકજીવન

કીને અમારે કયાંક ભાગવું પડશે.' ગાંધીજી કાશીમાં હતા ત્યારે જ હક સાહેબ બરાબર ૧૧ દિવસનો પ્રવાસક્રમ તૈયાર કરીને ત્યાં લાવેલા. તે પ્રવાસક્રમ તેમણે ગોઠવેલો હતો તે પ્રમાણે આજે પૂરો થયો છે. પ્રથમ આરા, પટના, છપરા અને દક્ષિણમાં ગયા કરીને ઉત્તરે વળ્યા; ત્યાં મુઝફ્ફરપુર, તેથી ઉત્તરે ગાંધીજીને જે ચંપારણને લીધે દેશે પીછાન્યા તે ચંપારણ—એટલે બેતીઆ અને મોતીહારી; ત્યાંથી પૂર્વમાં દરભંગા અને સમસ્તીપુર કરીને પાછા દક્ષિણમાં ગંગાકિનારે ઉતરી પડ્યા; મોંઘીર, જમાલપુર, ભાગલપુર. આમ ૧૧ દિવસમાં બિહાર પૂરું થયું. ૧૧ દિવસમાં તો કોઇ ઇલાકો ન પૂરો થાય. પણ કામ કેટલી ત્વરાથી લેવાયું છે તેનો ખ્યાલ આવી શકે છે. લોકો પણ એ સમજી ગયેલા છે અને દરેક મથકે ચાળીસ ચાળીસ પચાસ પચાસ કોસથી માણસો આવી પડતાં હતાં.

## નિરવધિ પ્રેમ

બિહારનો નિરવધિ પ્રેમ

બિહારમાં ગાંધીજી અને મૌ. શૌકતઅલીને જે પ્રેમનાં દર્શન થયાં તેનું વર્ણન આપ્યું જાય એમ નથી. દરેક ઠેકાણે ઉભી રહેતી ગાડીવાળું બી. એન. ડબલ્યુ રેલવેનું એક પણ સ્ટેશન સેંકડો માણસથી ભરેલું ન હોય એમ અમારી મુસાફરીને દિવસે બન્યું નથી. કદી ઘરમાંથી બહાર ન નીકળતી બહેનો ગાંધીજીને સાંભળવા માટે જ્યાં ને ત્યાં આવ્યા વિના રહી નથી. વિદ્યાર્થીઓનાં ટોળેટોળાએ દરેક ઠેકાણે ગાંધીજીને પોતાના ઉત્સાહથી ગુંગળાવી દીધા છે. કોઇ ઠેકાણે કોઇ બહેન પોતાનો પરવાળાનો હાર કાઢીને ગાંધીજીને કહે કે 'તમારા ગળામાં પહેરવા માટે જ એ આપુ છું' તો કોઇ ઠેકાણે સાધુ બાવાઓ પોતાની માળા ખોળામાં મુકી જાય. કોઈ ઠેકાણે સુંદર હાથકંતામણ અને હાથવણાટના તાકા ધરવામાં આવે તો કોઇ ઠેકાણે દૂર જંગલમાંથી 'મહારાજ, મારા બાહુબળ વડે, અમારી વસ્તીને ત્રાસ આપનાર વાઘને મારીને આ ચામડું તમારે માટે લઇ આવ્યો છુ,' એમ કહેનાર પ્રેમી ગામડીઆ મળી આવે. કોઈ ઠેકાણે 'ફૉગ સિગ્નલો'થી તોપનું માન આપતા, કયાંક પોતાની હકુમતની અંદરની સિગ્નલ ન આપી દર્શન માટે ગાડી અટકાવતાં રેલવેના નોકરો મળે. અનેક સ્ટેશનો છોડી ચાલી જનારી 'સ્પેશ્યલ' ને ન ગણકારી 'કદાચ સ્ટેજ તો દર્શન મળી જશે, અને દર્શન નહિ મળે તો 'ગાંધી શૌકતઅલી કી જય'નો અવાજ તો ઉંચે પહોંચાડીશું એવી શ્રદ્ધાથી ઉભેલા ટોળાંઓ જણાય. ક્યાંક હિંમતથી સલામ કરતા અથવા હાથનો સ્પર્શ કરવા આવતા પોલીસના માણસો મળે, તો કયાંક કયાંક 'આ પાપી પેટની ખાતર આમાં પડ્યા છીયે, સ્વમાનનો જેને ખ્યાલ નથી એવા હિન્દીઓમાંના અમે છીયે, છતાં સ્વરાજ માટે આટલા પાંચ રૂપીયા તો લઈ જાઓ' એવું દીન વચને કહેનારા ગુપ્તચર ખાતાના નોકરો પણ મળ્યા છે।

## ફકીર સાથીઓ

હક સાહેબની ફકીરાઇ

બિહારના અનુભવોમાં બીજો નોંધવાલાયક અનુભવ ગાંધીજી અને મૌલાના શૌકતઅલીના ફકીર સાથીઓનો. બિહારના ઉંબરામાં પગ દેતાં દર્શન થાય છે ઇસ્લામ અને સ્વરાજને માટે ફકીર બનેલા મઝહર અલ હક સાહેબનાં. ક્યાં તેમની એકાદ બે વર્ષ ઉપરની

નવાબી અને જાહોજલાલી, અને ક્યાં તેમની આજની કોઈ ઓલિયાને શોભતી સાદાઇ ! બિહારમાં સરસમાં સરસ બૅરિસ્ટરોમાં ગણાતા એઓ આજે પોતાનાં કાયદાનાં પુસ્તકો હરાજ કરીને, 'એ જહર આ જીંદગીમાં તો હવે ન જ જોઇયે' એમ નિશ્ચય કરીને બેઠા છે. પટનાની સુંદરમાં સુંદર મોટર વાપરનારા આજે કોઇ મિત્રની ગાડી મંગાવી લે છે અથવા પગે જાય છે; દબદબા ભરેલા પોશાકમાં કરચલીની પણ ખામી ન આવે એવી કાળજી રાખનારા હક સાહેબ આજે નખથી તે શિખ સુધી હાથકંતામણ અને હાથવણાટના લેબાસમાં, અનેક દિવસ અચકના પાયજામા બદલ્યા વિના ફરે છે; દરરોજ દાઢીમૂછ તદ્દન સાફ મુંડ્યા વિના જેને નિદ્રા ન આવતી તે આજે 'દાઢી વિના મુસલમાન શાનો ?' એમ કહી ચાંદી જેવી ચળકતી દાઢી વધારી રહ્યા છે; મશરૂની તળાઇએ પોઢતા અને મોડે સુધી સવારે તેમાં જ રહેતા હક સાહેબ આજે જમીન ઉપર ગોદડી પાથરી સૂએ છે, અને બડી બામદાદમાં ઉઠીને બંદગી કરે છે; આવતી પહેલી તારીખથી મોટા આલેશાન 'સિકંદર મંઝિલ' તેમના વિના સુનો પડશે; ગંગાકિનારે સ્થાપેલા 'સદાકત આશ્રમ'માં પોતે ચુંટી કાઢેલા વિદ્યાર્થીઓને તાલીમ આપશે, અને તેમનાં પત્ની (જેઓ અબ્બાસ તૈયબજી સાહેબના કુટુંબનાં છે) મહિનાના ૭૦ રૂપીયાના ખર્ચથી સંતોષ માની તેમના બે પુત્રો સાથે ગામડામાં આવેલા પોતાના એક ઘરમાં રહેવા જશે !

અસહકારને પરિણામે આટલા એક જ ફકીર થયા હોય તોયે અસહકાર નિષ્ફળ કહેવાય નહિ. પણ ફકીરોની ભૂમિ હિન્દને તો ઘણાયે ફકીરો યાવચ્ચંદ્રદિવાકરૌ પવિત્ર રાખનારા હશે. આગળ ચાલતાં મુઝફ્ફરપુર જઇયે છીયે તો ત્યાં પણ મોલવી મહમદ શફી સાહેબ પોતાની ધીકતી કમાણી છોડી બૅરિસ્ટર મટી ફકીર થયા છે. તેમનો 'મોતી મંઝિલ' સાર્વજનિક કાર્યને માટે સોપ્યો છે, અને પોતે એક નાનકડા ઘરમાં રહી ગુજરો કરશે. મોંઘીરમાં ગયા તો ત્યાં પણ બૅરિસ્ટર સાહેબ ઝુબેર ગઇ તા. ૧લી ઑગસ્ટથી જ પોતાની દુકાન હલાળી મુકીને બેઠા છે ! હિન્દુ ભાઈઓમાં તો પટનાવાળા બાબુ રાજેન્દ્રપ્રસાદ, દરભંગાવાળા વ્રજકિશોરપ્રસાદ અને સમસ્તીપુરવાળા બાબુ ધરણીધરપ્રસાદ વગેરે જાણીતા છે જ.

## બહેનોની હિંમત

ત્રીજી નોંધવાલાયક વાત દરેક સ્થળે મળેલી સ્ત્રીઓની સભાઓ. હક સાહેબ કહેતા હતા કે પટનામાં સ્ત્રીઓની સભા કેટલાયે વર્ષોમાં કદી ન મળેલી તે આજે મળવાનો પ્રસંગ આવ્યો. હક સાહેબના ઘરમાં જ બધી બહેનો આવી હતી. ઘરમાંયે પર્દા તો રાખેલા હતા, પણ ગાંધીજીનાં અને શૌકતઅલીનાં તો દર્શન થઈ શકે જ માટે પર્દામાંથી પણ એ બે ભાઇઓનાં દર્શન બહેનો કરતી હતી ! અને દ્રવ્યની માગણીને કેવો જવાબ મળ્યો ? હક સાહેબનાં પત્નીએ પોતાની બારેમાં બારે મોતી અને માણેકજડિત ચાર બંગડીઓ ઉતારી આપી. હક સાહેબને આ વાતની ખબર પડતાં તેમના હરખનો પાર ન રહ્યો. તેમણે કહ્યું, 'આના કરતાં વધારે કિંમતી જણસ એની પાસે નથી.' કોઇકે કહ્યું, 'આ હજાર રોક

હજારની અંગૂઠી ઉતારતાં એમને સંકોચ ન થયો ? તરત શૌકતઅલી સાહેબે ઉત્તર વાળ્યો, 'એણે એના માલીકને આપી દીધો છે તો એ અંગૂઠી તો શી વિસાતમાં ? ' ભાગ્યે જ સોએક સ્ત્રીઓ હશે છતાં પહેલે જ દિવસે ૧૫૦ ઉપર રૂપીયાનું ત્યાં ને ત્યાં જ ઉઘરાણું થયું, અને પછી તો બેલગામની માફક ત્રણ દહાડા સુધી સ્ત્રીઓ તરફથી ઘરેણાં આવ્યાં જ કીધાં. સ્વ. બાબુ પરમેશ્વરલાલનું ગયે વર્ષ અવસાન થયું ત્યારપછી ગાંધીજી પહેલી વાર પટનામાં આવેલા, એટલે તેમનાં વિધવાને મળવા ગયા. કેવળ બેસવા અને દિલાસો આપવા ગયેલા; ત્યાં તો ઘરમાંથી દીકરી અને વહુઓના હારો ગાંધીજી આગળ આવીને પડ્યા ! બીજે બધેય ઠેકાણે બહેનોએ ઠીકઠીક જવાબ આપ્યો જ છે. પણ આજે ભાગલપુરમાં તો હદ વળી. ઉત્સાહી અને દેશભક્ત ગર્ભશ્રીમંત બાબુ દીપનારાયણ સિંહ અને તેમનાં વિદુષી પત્નીએ દરભંગામાં જે વ્યવસ્થા કરી હતી તેમાં તો કશી મણા રાખી ન હતી. તેમાં સ્ત્રીઓની સભાનું તો વર્ણન કર્યું જાય એમ નથી. પાર વિનાના જવાહીર વરસ્યાં ! હીરાની વીંટીઓ, હીરાની અને માણેકની વીંટીઓ, મોતી અને માણેકની બંગડીઓ, સોનાના હાર, અને ચાંદીના દાગીનાનો ઢગલો ! હજારો સ્ત્રીઓ હાજર હશે. રોકડું ઉઘરાણું સાડાછસો રૂપીયાનું થયું. દિલ્હી, અલાહાબાદ, પટના, ભાગલપુરની બહેનો શ્રદ્ધાહીનોમાં શ્રદ્ધા નહિ પૂરે ?

## વિદ્યાર્થીઓનું જોમ

બિહારી વિદ્યાર્થીઓનું જોમ

લગભગ દરેક ઠેકાણે વિદ્યાર્થીઓની પણ સભા તો થઈ જ છે. પ્રેમઘેલા વિદ્યાર્થીઓના ટોળાં જોઈને ગાંધીજી—પોતાની વખતની ગણતરી કદી ન ભૂલનારા ગાંધીજી વખત ભૂલી જાય છે, ખાવાપીવાનું ભૂલી જાય છે, અને કેવળ વિદ્યાર્થીમય થઈ જાય છે, અને વિદ્યાર્થીઓ જન્મારામાં કોઈ શિક્ષકને ધ્યાન ન આપ્યું હોય તેટલું ધ્યાન આ મહાશિક્ષકને આપે છે. તડ ને ફડ વાતો જ હવેનાં ભાષણમાં થાય છે. 'મેં બહુ ભાષણો કીધાં; ગુલામના માલીક કદી સ્વતંત્રતાનું શિક્ષણ આપી શકે, તેની શાળામાં સ્વતંત્રતા તમે શીખી શકો, એમ માનતા હો તો શાળા છોડશો નહિ', 'તમારા બિછાનામાં સાપ હોય તો તમને બીજું બિછાનું મળે યા ન મળે તોપણ તે બિછાનું તો તમારે છોડયે જ છૂટકો;' હિન્દુસ્તાનને સ્વતંત્ર કર્યા પછી ઇજનેર, ડાકતર અને વૈજ્ઞાનિક બનજો,' 'એ વર્ષ નહિ ભણવાનું મળે તો ભીતર અનુભવાયનું રહી વધારે પાકને માટે તૈયાર થશો, અને વચગાળામાં હાથકંતામણ અને હાથવણાટ તો શીખવાનાં છે જ,' 'કાંઈ શીખવાનું ન મળે તો રામાયણ—અસહકારનો સારેમાં સારો ગ્રંથ—શીખો, તેનું રટણ કરો', 'તમે ફૂટબૉલનો મોહ મુકીને તમારાં ખેતરોમાં માટીનાં ઢેફાં સાથે ખેલો,' આવી આવી અનેક હૃદયંગમ ગોષ્ઠિથી વિદ્યાર્થીઓનાં ચિત્ત તેમણે હરી લીધેલાં છે. તેના પરિણામો આજે જણાઈ રહ્યાં છે. પટનામાં ઇજનેરી કૉલેજના ૧૩૦ વિદ્યાર્થીઓ—બાકી પાંચ સાત રહ્યા છે તે માતપિતાની પરવાનગી માટે રોકાઈ રહ્યા છે—ઉઠી ગયા. વિદ્યાર્થીભવનમાંથી પોતાના સરસામાનથી આઠ દસ ગાડી ભરીને સામાન કાઢી તેનું સરઘસ કાઢ્યું, અને 'સરકારી પાઠશાળાને સલામ ' એવો વાવટા

ફરકાવતા બીજી કૉલેજ આગળથી પસાર થયા ! હક સાહેબ તેમને સલાહ વગેરે આપવાને તૈયાર છે જ. અનેક 'ઇન્ટર્ન' થયેલ વિદ્યાર્થીઓનો કિલ્લો—મુઝફ્ફરપુર કૉલેજ પણ ખાલી થઈ રહી છે. ગાંધીજીના ગયા પછી ૮૫ વિદ્યાર્થીઓ નવમીએ નીકળ્યા. તે અગાઉ દસ પંદર વિદ્યાર્થીઓ નીકળેલા. અગાઉ જે દસ પંદર વિદ્યાર્થીઓ નીકળ્યા હતા તેઓ સરસ સાર્વજનિક કાર્ય કરી રહ્યા છે. તેમાંના એક ભાઇ મનરંજનપ્રસાદનાં ગીતો—કૉલેજ છોડયા પછી બનાવેલાં ગીતો અનેકને ગળગળા કરે છે ! અહીંની સ્થિતિ શફી સાહેબ, બાબુ બ્રજકિશોર અને ધરણીધરપ્રસાદ સંભાળી રહ્યા છે. ધૈર્યથી વિદ્યાર્થીઓ કામ કર્યે જાય તો તેઓ બિહારના બીજા વિદ્યાર્થીઓ ઉપર પણ સરસ અસર પાડશે.

મહાદેવ હરિભાઇ દેસાઈ

---

# ¶ આ તે શું ડાયરશાહી ?

સારૂં સારૂં કહી લીધું. હવે વળીયે પેલી, દુઃખ અને અત્યાચાર જ્યાં ઘણાં વર્ષો થયાં વાસો કરી રહેલાં છે તે ભૂમિ, ચંપારણની તરફ ! દોઢ વર્ષ નીલવરો (પ્લૅંટર્સ) ની સાથે લડતાં લડતાં તેમના પંજામાંથી રૈયતને ગાંધીજીએ ઘણા વર્ષના અત્યાચાર પછી મુક્તિ અપાવી. તેમનામાં તે લડતને પરિણામે કાંઈક જોર પણ આવેલું જણાતું હતું. પણ હજી ચંપારણના કેટલાક ભાગમાં તો કાળા કેર વર્તી શકે છે એ નજરેનજર પેલે જ દહાડે બેતીઆથી ૧૮ માઈલ દૂર આવેલા ગામડામાં જોઈ આવ્યા. એક મૂળ જેવી ગોલાલડાઇમાંથી આ એક કેર ઉત્પન્ન થઈ શકયો છે ! એક સોનીને ત્યાં એક માણસે જણસ ઘડવા આપેલી; તે સોનીએ 'ઘણા મહિના વાયદો ન પૂરો કર્યો એટલે માણસે જઇને અડંગો ઘાલ્યો. બન્ને વચ્ચે લાકડી ઉછળી અને કંઇક લોહીની છાંટ ઉડી. એકે કરી ફરીઆદ. પોલીસે ફરીઆદીમાં બીજાનું નામ ઉમેર્યું; એ માણસને પકડાવા આવ્યા, તેને ગામડાંવાળાઓએ બચાવ્યો, અને બીજા કેટલાક કૉન્સ્ટબલોની આસપાસ ફરી વળ્યા. પોલીસનો મીજાજ ગયો. એટલે હાથીઘોડેસવાર થઈ ગામડાઓ ઉપર કરી ચડાઇ. ગામડીઆઓ બિચારા તેમને જોઈને જીવ લઇને નાઠા. બચ્ચાંછોકરાંને પણ ઘરમાં મુકીને નાઠા. પોલીસે અને તેમની સાથે આવેલા પરગામના બાહુતીઆઓએ ગરીબ ગામડીઆઓના કોઠાર તોડયા, પેટીપટારા તોડયા, જે કાંઇ દીઠું તે લીધું, ભાંગ્યું, તોડ્યું, વેર્યું અને સરવાળે નિકંદન કરી ગામડાંમાંથી જીવ લઇને નાસતી સ્ત્રીઓ પાછળ પણ પડયા. તેમનામાંની એકનું લુગડું ઉતારી લીધું, તેના ઉપર મૂળ નાંખી; બીજી શૌચ ગઈ હતી ત્યાં તેને મારી, હેરાન કરી ! રાવણસેનાનાં કૃત્યોનો આ ટુંકો હેવાલ તો ગાંધીજી અને શૌકતઅલીની સાથે ફુલવરીઆ, સીસવનીઆ અને સેદા ત્રણ ગામ જોવા હું ગયો હતો ત્યારે તેમની ખૂબ ઉલટતપાસ કરીને લેવાયલી જુબાનીમાંથી આપું છું. હક સાહેબ નાખી તપાસનો રિપોર્ટ તૈયાર કરી રહ્યા છે. સરકાર

પણ આ હકીકત જૂઠી છે એમ પુરવાર કરવાની તૈયારી કરી રહી છે. આ સત્યાનાશ વળેલા ગામડીઆઓનાં ચોધારાં આંસુઓ જેમણે જોયાં હોય તે, મનુષ્ય હોઈ, એમ કેમ કહી શકે કે આ બધી લૂંટની નિશાની જે આજે મોજૂદ છે તે કૃત્રિમ છે? પણ ડાયર પણ માનવજાતિમાં જ અવતરેલો હતો ને!

આ લોકોને આશ્વાસન આપી આવીને ગાંધીજીએ તે જ સાંજે બેતીઆમાં જે ભાષણ કર્યું તે અક્ષરેઅક્ષર લેવા જેવું હોઈ અહીં આપી દઉં છું. (કેટલાક ભાગ તો મેં ટૂંકાવ્યા જ છે; પણ આખું ગાંધીજીને બતાવ્યું છે.)

## બેતીઆનું ભાષણ

ચંપારણ પર પ્રેમ

"ચંપારણ મારે માટે નવું નથી. ચંપારણમાં હું આવું છું ત્યારે ત્યારે મને એમ જ લાગે છે કે હિન્દુસ્તાનમાં ચંપારણ મારી જન્મભૂમિ છે. અને હું ચંપારણના ભાઈઓના દુઃખથી દુઃખી રહું છું. આજે હું બે વર્ષે અહીં પાછો આવું છું તોપણ તમને ખાત્રી આપું છું કે તમારાં દુઃખને હું કદી નથી ભૂલ્યો. ચંપારણ છોડાને વર્ષ એટલે મને વર્ષ દુઃખ હું હમેશાં યાદ કરતો જ રહ્યો છું, અને તેને માટે કાંઈક કાંઈક કરતો પણ રહ્યો છું. પણ તમે તેને માટે જેટલું કરી શકો તેથી તો તે ઓછું જ હોય. એટલે આજે તો તમને તમે શી રીતે બચાવી શકો તે કહેવા માગું છું.

પોલીસો પ્રત્યે

ગામડાંઓમાં આજે હું જઈ આવ્યો. તે વિષે જે સાંભળ્યું હતું તેથી હું દુઃખી તો થઈ રહેલો જ હતો, પણ ત્યાં બનેલું નજરે જોઈને તો મારા દુઃખનો પાર નથી રહ્યો. જે અત્યાચાર ત્યાં થયો છે તેમાં સરકારની ભૂલ આ વખતે હું નથી જોઈ શકતો. હું જે જોઉં છું તેમાં પ્લૅન્ટરોની ભૂલ પણ નથી જોઈ શકાતી. આપણા પોલીસ અમલદારો, તેમના હાથ નીચેના માણસો અને દેહાતીઓ (ગામડીઆઓ) ની જ ભૂલ જોઈ રહ્યો છું. પણ આપણે આ લોકોની સામે ઇન્સાફ અદાલતમાંથી નથી મેળવવો. આપણે એ લોકો પાસે જ તેનો ઇન્સાફ લેવા માગીએ છીએ. પોલીસ આપણા ભાઈ છે, તે લોકો રૈયતનું રક્ષણ કરે, ભક્ષણ ન કરે એ તેમની ફરજ છે. મેં જ્યારે સાંભળ્યું કે અહીંના દરોગા અને બીજા પોલીસ ભાઈઓ ત્યાં જઈને અત્યાચાર કરી આવ્યા ત્યારે મને અત્યંત દુઃખ થયું. તેઓએ આ કર્યું છે એમ તેઓ કદાચ કબૂલ ન કરે, પણ મને લાગે છે કે દેહાતીઓએ મને જે સંભળાવ્યું છે તે બધું ખોટું ન હોય. આપણામાંના મોટામોટાની ફરજ છે કે તે પોલીસને સમજાવે. હું અહીં આવેલા બધા પોલીસને કહેવા માગું છું કે તમે મારા ભાઈ છો, તમે ગામડીઆઓના પણ ભાઈ છો, તો તમને કહું છું કે સરકાર તમને ગંદું કામ સોંપે તો તે તમારાથી ન જ થઈ શકે. અમને પણ તમે તમારા ભાઈ સમજો તો અમારું કામ તમે કરો, પણ રંજાડો નહિ. સરકારના તમે નોકર છો તો સરકાર અમારી નોકર છે, અને તેથી તમારી ફરજ નથી કે સરકાર તમને કાંઈ ગંદું કામ કરાવવાનું કહે તે કરાવો. પણ આજના મામલામાં તો સરકારનો પોલીસને ઘર લૂંટવાનો કાંઈ હુકમ ન હતો,

બીજા દેહાતીઓ પાસે લૂંટ કરાવવી એવો હુકમ ન હતો, સ્ત્રી ઉપર જુલમ કરે એવો હુકમ ન હતો. આથી પોલીસે જે કર્યું તેમાં સરકારની કાંઇ તકસીર નથી, પણ પોલીસે પોતાની મરજીથી ૮ ગિરફતારી કરી છે. આનો રસ્તો એ છે કે સારા સારા માણસો પોલીસને જઇને સમજાવે કે તમારી લાલ પાઘડી રૈયતના રક્ષણ માટે છે, ભક્ષણ માટે નથી. તમે જે લૂંટ્યું હોય તે પાછું આપો, અને ગામડાનાં માણસો પણ તમારાં છે એમ સમજી તમે તેમને તમારાં કરો.

" પણ આ અત્યાચારો અટકાવવાનો રસ્તો સૂચવતાં પોલીસને સમજાવવા ઉપરાંત બીજો રસ્તો પણ છે. હું બધાં દુ:ખોનું નિવારણ સત્યાગ્રહ છે એમ કહી રહ્યો છું. આ સલ્તનત મિટાવવાનો છતાં શાન્તિનો ઇલાજ બતાવી રહ્યો છું. પણ શાન્તિનો ઇલાજ કરતો છતાં હું એમ નથી ઇચ્છતો કે હિન્દુસ્તાનની રૈયત નામર્દ બની જાય, પરાધીન બની જાય અને સ્ત્રીઓની રક્ષા માટે પણ નાતાકાત રહે. મને દેહાતીઓએ શું બતાવ્યું, શું સંભળાવ્યું ? [અહીં ત્યાં જે જોયેલું તેનું બયાન આવી જાય છે, જે હું ઉપર આપી ગયો છું.] તેમણે લૂંટારાઓ સામે શું બતાવ્યું ? કેવળ નાસભાગ. મને એમ થયું કે શું હિન્દુસ્તાનના લોક એટલા નામર્દ બની ગયા છે કે પોતાના માલ અને સ્ત્રીઓનું પણ રક્ષણ ન કરી શકે ? શું ચોરની સામે રક્ષણ કરવાની પણ આપણામાં તાકાત નથી ? ચોર લૂંટી જાય અને આપણે ભાગી જવું એ શું સત્યાગ્રહ છે ? તમે તમારૂં ધન ચોરને વહેંચી દો તે જુદી વાત છે. તમારે ન આપવું હોય તો તેને સમજાવી શકો છો, ન સમજે તો તમે તેને મારી પણ શકો છો. પોલીસ અત્યાચાર કરવાને તૈયાર થાય, તેની સામે મરવાને તૈયાર થાઓ તો તમે સત્યાગ્રહી છો, બહાદુર છો એમ કહું. પણ તમે ઉભા ઉભા બેઇજ્જતી થવા દો તેના કરતાં તેને મારીને હઠાવો એ સારૂં. સત્યાગ્રહનો અર્થ એ નથી કે સ્ત્રીઓને મુકીને ભાગી જવું, સ્ત્રીઓને પોતાની સમક્ષ નાગી કરાતી જોવી. તમે લાંબી લાંબી ડાંગો લઇને અહીં આવ્યા છો તેમને પૂછું છું કે શું તમે એને સત્યાગ્રહ સમજો છો ? આપણો ધર્મ નથી શીખવતો કે નામર્દ બનવું, અત્યાચાર સહન કર્યા કરવા. ધર્મ શીખવે છે કે અત્યાચારીનું ખુન લેવા કરતાં તેને ખુન આપવા તૈયાર થવું એ સરસ છે. આપણે એવી રીતે ખુન આપવા તૈયાર થઇયે તો તો આપણે દેવ બની ગયા; પણ અન્યાય જોઇને પલાયન કરીયે તો તો આપણે પશુથી પણ નપાવટ થયા. આપણે પશુમાંથી મનુષ્ય થયા છીયે. પશુના ધર્મો તો મનુષ્ય કરશે જ જન્મે છે; સમજ આવે છે એટલે તેનામાં મનુષ્યત્વ આવતું જાય છે. મનુષ્યત્વ આવતું જાય છે એટલે પશુબળનો આશ્રય તજી આત્મબળ પર આધાર રાખતાં આપણે શીખીયે છીયે. પણ કોઇ આપણી સામે પશુબળ વાપરવા આવ્યો તેની સામે આત્મબળથી ઉભા રહેવાનું તો દૂર ગયું, પણ તેનાથી ભાગી ગયા તો તો આપણે નથી રહ્યા પશુ કે નથી રહ્યા મનુષ્ય. આપણે બાયલા-નામર્દ બની ગયા. કુતરો જુઓને, તે પણ સત્યાગ્રહ નથી કરતો, છતાં ભાગતોયે નથી; હેરાન કરનાર સામે ભસે છે, લડી લે છે. હિન્દુસ્તાન મનુષ્યત્વ ન બતાવી શકે તો પોતાનું પશુબળ તો જરૂર બતાવી શકે છે. હવે પછી કદી હું એવું

સાંભળવા નથી માગતો કે ૧૦૦ માણસો જીવાનલેવ જેવા ઉભા હતા, ને સિપાઇ આવતા જોયા કે ભાગ્યા! તમે તેમની સામે ઉભા રહીને મરી ગયા એમ સાંભળીને હું તમને શાબાશી આપીશ. તમે તેમની સામે સારી પેઠે લડ્યા એમ સાંભળીને પણ હું તમને શાબાશી આપીશ. પણ મને કોઇ કહેશે કે 'અમે શું કરીયે, અમને પોલીસ પકડીને લઈ જાય તો?' હું કહું છું કે તેવી રીતે બચીને જીવો તે કરતા મરવું ભલું. સરકારે પણ તમને તમારાં જાન અને માલના રક્ષણ માટે લડી લેવાની રજા આપી છે. કાયદામાં ચોખ્ખી છૂટ છે. કોઈ પણ ચંપારણી હવે આવે પ્રસંગે યુદ્ધ કરશે અને મારશે અથવા મરશે. મારાથી આજે સાંભળી તેવી ફરીઆદ સાંભળી નથી શકાતી.

પશુબળના ઉપયોગની શરતો

"પણ તમે મને બરાબર સમજી લો. બધીએ વેળા મારવા તૈયાર થવાનું હું તમને નથી શીખવતો. પોલીસ વૉરંટ લઈને આવે ત્યારે તમે લડવા નીકળો એ તો તમારી નામર્દાઇ સૂચવે. આપણે ૫૦ માણસ ઉભા હોઇયે અને એક સિપાઈ હુકમ આપવા આવ્યો હોય તેને આપણે મારી શકીયે એમાં નવાઈ શી? તોપણ તે હુકમને માનવો એમાં જ આપણી મર્દાનગી છે. પોલીસનું તો પકડવાનું કામ છે, તેનું વૉરંટ અયોગ્ય હોય તોપણ પોલીસના હાથમા જ આપણે કોઇને છોડાવી નથી શકતા. પોલીસ પકડતાં તમને મારે, ગાળો દે, તો તે પણ તમારે સહી લેવું જોઇયે. પણ તમારા ઘરમાં પોલીસ આવે, તમારાં ઢોરઢાંખર લૂંટવા આવે, તમારૂ ધન લૂંટવા આવે, તો તમે જરૂર તેની સામે થજો અને લાઠી વાપરજો—જો તમે તમારો પ્રાણ આપવા તૈયાર ન હો તો. પણ વળી બીજી શરત કરૂં. તમને આવે પ્રસંગે મારવાનું કહું છું તેથી કાંઈ એમ નથી કહેતો કે તમે કોઇ ચોર આવે તેને જાનથી મારી નાખજો. લડાઇનો પણ કાંઇ કાયદો હોય છે ના? લાઠીની સામે તલવાર ખેંચવી એ ધર્મ નથી, લાઠીની સામે મુક્કો મારવો એ ધર્મ છે. એક માણસની સામે ૫૦ નું સૈન્ય લઇને જવું એ ધર્મ નથી, નામર્દાઇ છે. લાઠીની સામે તલવાર ખેંચવાથી, એકની સામે ૫૦ જવાથી, આપણે નામર્દ બન્યા છીયે.

"આ મારી શીખામણનો તમે કદાચ દુરુપયોગ પણ કરો એવી મને ભીતિ રહે છે. પણ અહીં બેઠેલા સમજુ ભાઇઓ તમને તે વારંવાર સમજાવશે એમ ઇચ્છું છું. મને આજે હું જે જોઈ આવ્યો ત્યારપછી જે લાગ્યુ તે તમને ન સુઝાડું તો હું અધર્મ કરૂં, મારૂં કર્તવ્ય કર્યા વિના ચાલ્યો ગયો ગણાઉં, એમ મને લાગ્યું. તમે ડરપોક ન બનો; નામર્દ કદી ન થજો; છતાં કોઇનું ખુન ન કરો એ હું ઇચ્છું છું.

"સરકારે એક ભૂલ કરી ખરી. સ્વયંસેવકો ત્યાં તપાસ માટે ગયા તેને ધમકાવવાનો પ્રયત્ન કર્યો, ફોસલાવવાનો પ્રયત્ન કર્યો. પણ આમ ધમકાવ્યા તમે ડરશો નહિ. સ્વયંસેવકોને માથે પણ ભારે ફરજ આવી પડી છે. તેઓએ નીડર થઈ શાન્તિ રાખી કામ કર્યે જવું પડશે."

આ બાબતું અસહકાર વિષેના વિવેચનના ભાગ સાથેનું સાંધણ હું હવે નહિ આપું. અસહકાર કરતાં તો જરાયે બળજોરી નથી વાપરવાની એ ત્રીજી શરત ગાંધીજીએ બળ વાપરવા વિષે કહેતાં મુકી એટલું જ અહીં કહી દઉં.

તા. ૨૬-૧૨-૧૯૨૦:

રાત મોડી થવા આવી. બિહારમાં થયેલાં જાણવા જેવાં બીજાં વ્યાખ્યાનોનો સાર આવતા પત્રમાં.

કલકત્તે જતાં ટ્રેનમાં }
તા. ૧૩-૧૨-૨૦ }

મહાદેવ હરિભાઇ દેસાઇ.

---

તા. ૨૬-૧૨-૧૯૨૦

## § જાહેરાતની બીક

હિન્દુસ્તાનને વળગેલા અતિ દુષ્ટ રોગોમાંનો એક આપણામાંની જાહેરપણાની બીક છે. 'ભીંતને પણ કાન છે' કહી કોઇ કાલ્પનિક ભાવિ સંકટથી ડર્યા કરીને આપણે બધી વાતો એક બીજાના કાનમાં મ્હોં ઘાલીને કરીયે છીયે. આ હીન વસ્તુને બંગાળમાં મેં જેટલા દુઃખદાયી પ્રમાણમાં અનુભવી તેટલી બીજે ક્યાંયે નથી જોઇ. ત્યાં દરેક માણસ તમારી જોડે 'ખાનગી'માં જ વાત કરવા ઇચ્છે છે. નિર્દોષ નૌજવાનોને વાતચીત શરૂ કરતા પહેલાં પોતાની વાત કોઇ ત્રીજું તો નથી સાંભળતું એ આશંકાએ આજુબાજુ નિહાળીને જોઇ લેતા ભાળીને મને અત્યંત ખેદ થયો છે. ત્યાં દરેક અજાણ્યો માણસ છૂપી પોલીસનો મનાય છે. અજાણ્યા માણસોથી સાવધાન રહેવા મને ચેતવણી ઉપર ચેતવણીઓ મળી છે; અને શહેર (કલકત્તા)માં મળેલી વિદ્યાર્થીઓની સભાનું પ્રમુખસ્થાન લેનાર વિદ્યાર્થી પણ છૂપી પોલીસ ખાતાનો જ માણસ હતો એમ મેં સાંભળ્યું ત્યારે તો મારા દુઃખને પાર જ રહ્યો નહિ. વળી ઓછામાં ઓછા બે આગેવાન લોકનેતાઓનાં નામ તેઓ સરકારના છૂપા જાસૂસ હોવા તરીકે લેવાયાનું તો મને બરાબર યાદ છે.

ઇશ્વરનો ઉપકાર છે કે હું તો આજ વરસો થયાં મારા વ્યવહારમાં—અને તેમાંયે રાજ્યપ્રકરણી બાબતોમાં ખાસ—છૂપાપણાને અને ખાનગીને ચોખ્ખું પાપ માનતાં શીખ્યો છું. જો આપણે પરમેશ્વરને આપણા એકેએક વ્યવહારનો સાક્ષી સમજ્યે છીયે તો આ પૃથ્વીતલ ઉપર આપણે કોઇથી કોઇ પણ વાતમાં ડરવાનું પ્રયોજન છે જ નહિ; કારણકે આપણા કિરતારની હાજરીમાં આપણે મેલા વિચાર બોલવા તો દૂર રહ્યા પણ કરી પણ કેમ શકીયે ?

મેલી વાત જ અંધારું અને ગોપન શોધે છે. મનુષ્યસ્વભાવ મેલને જ ઢાંકવા-છૂપાવવા તરફ છે. આપણે મેલી ચીજને અડકવા કે જોવા નથી ઇચ્છતા; આપણે એને

આંખઆગળી કરવા ઉત્સુક રહીયે છીયે. એ જ નિયમ આપણી વાણીમાં હોવો જોઇયે. હું તો કહું છું કે આપણે જે વિચારોને દુનિયાની નજરથી છૂપાવવા માગીયે એવા વિચારો કરવા પણ ન જોઇયે.

છૂપી પોલીસનો ભય શેનો

આ જાહેરપણાની બીકે આપણામાં નામર્દાઈ આણી છે અને આપણી વાણીને ભાગીને દ્વિઅર્થી બનાવી દીધી છે. પ્રજાના શરીરમાં દુષ્ટમાં દુષ્ટ ક્ષયરોગની પેરે ઘર કરી બેઠેલા આ છૂપી પોલીસ ખાતાને દફનાવવાને ટુંકામાં ટુંકો રસ્તો એ જ છે કે આપણે મનના વિચાર પણ મોટેથી કરતા શીખવું, આપણો એકેએક વિચાર બોલતા થઈ જવું, કોઈની પણ જોડે ખાનગીમા વાત કરવા ના પાડવી અને છૂપી પોલીસની બધી બીક છોડી દેવી. એ જાણે છે જ નહિ એમ જ માનીને ચાલવું, અને હરકોઇને આપણા બધા જ વિચારો અને બધા જ કાર્યક્રમો જાણવાના અધિકારી માનવા. મને અનુભવ છે કે મારા ભારેમા ભારે વિચારો અને કાર્યો મેં જાહેર રીતે—ખુલ્લા અજવાળામા ઘડીને સુંદરમા સુંદર પરિણામો નીપજાવ્યાં છે. મારી બાજુએ ડિટેક્ટિવોને બેઠેલા જોઇને હું કદી એક ક્ષણ પણ ગભરાયો નથી. પ્રજા કદાચ નહિ પણ જાણતી હોય કે મારા હિન્દુસ્તાનમાના આખા વસવાટ દરમિયાન છૂપી પોલીસ હમેશા મારી પઠવાડે રહેતી આવી છે. પણ એથી મારા મને કદી ત્રાસ નથી માન્યો; એટલુ જ નહિ પણ એવા માણસો પાસેથી વગરસંકોચે મેં મિત્ર-ભાવે આપેલા કામકાજ પણ લીધાં છે. કેટલાઓએ પોતાને મારી પાછળ રહેવું પડવા માટે મારી માફી માગી હશે. સામાન્ય રીતે આવા લોકોની હાજરીમાં આજ સુધીમાં હું જે જે કાંઈ બોલ્યો હોઇશ તે બધું જ દુનિયાને જાહેર થઇ ચુક્યું છે. પરિણામે આજે એવી સ્થિતિ આવી ગઇ છે કે એ લોકો મારી આસપાસ છે કે નહિ એ પણ મારા ધ્યાનમાં નથી હોતું. આમ મારી હીલચાલ ઉપર દેખરેખ કરવા આવું છૂપું ખાતું રોકવામાં આજ સરકાર કેટલું ડહાપણ વાપરી રહી છે એ હું નથી કહી શકતો. મને લાગે છે કે આ લોકો માત્ર શિરસ્તાની રૂએ મારી જોડે ફરે છે. મને પોતાને તો એમનો છાંટાભાર ત્રાસ નથી થતો.

આ મારા અનુભવની હું બંગાળના તેમજ આખા હિન્દુસ્તાનના પ્રત્યેક નૌજવાનોને ભેટ કરું છું. આમા કોઇએ એમ માનવાનું કારણ નથી કે મારી સ્પષ્ટતા નહિ પણ મારો દેશમાનો દરજ્જો મને પોલીસના ત્રાસમાંથી બચાવે છે. જે ઘડીએ તમે છૂપી પોલીસથી ગભરાવાનું છોડીને અને એ રીતે છૂપા જાસૂસ તરીકે ગણવાની જ ના પાડશો તે જ ક્ષણેથી તેની હાજરીનો તમને ત્રાસ લાગવો બંધ થશે એ સમજવું

કારણ નથી. આમ કાં તો થોડા જ વખતમાં સરકારને જ પોતાના છૂપા જાસૂસ ખાતાની શરમ આવશે અથવા તો તેમ નહિ થાય તો, એ છૂપી પોલીસના માણસો જ એવા નાહકના અને નિર્થક ધંધાથી કંટાળશે.

અસહકાર એ આત્મશુદ્ધિનો માર્ગ છે. રોગના ઇલાજ કરતાં રોગનાં મૂળ તરફ એ વધારે લક્ષ આપે છે. છૂપી પોલીસ ખાતાની નીપજ આપણી ગોપનપ્રિયતામાંથી થયેલી છે. એ છૂપાપણાનો વાળીચોળીને ત્યાગ કરી દેવાથી જાસૂસ ખાતું એની મેળે જ બંધ પડશે. છાપાંનો કાયદો આપણામાંની આ નામર્દાઇના રોગની જ એક નિશાની છે. જો આપણે આપણા ઇરાદાઓ જાહેરપણે બેધડક બોલી બતાવતા થઇ જઇશું તો છાપાંનો કાયદો એમનો એમ સુકાઈ જશે. પહેલ કરનારાઓએ અલબત્ત સાહસ ખેડ્યું લેખાશે અને સહન કરવું પડશે. મેં સાંભળ્યું કે કલકત્તાના 'સર્વંટ' પત્રની ઉપર 'યંગ ઇન્ડિયા'માંથી શ્રી. રાજગોપાલાચારીએ મતદારોને ઉદ્દેશીને લખેલી સુંદર સૂચનાઓવાળો લેખ પોતાના કાળમમાં છાપ્યાના ગુન્હાને સારુ પ્રેસ અક્ટની રૂએ નોટિસ બજાવાઇ છે. મેં એ પણ જોયું કે મારા કલકત્તાના ભાષણમાંના સૌથી મુદ્દાના ભાગો ત્યાંનાં ઘણાંખરાં છાપાઓએ—અલબત્ત સેન્સરની બીકે જ—છાપવા છોડી દીધા છે.* હું તો જો કોઇ પત્રનો તંત્રી પોતે જે વિચારો પસંદ કરતો હોય અગર પ્રગટ કરવા ઇચ્છતો હોય તે છૂટથી—પરિણામની કશી બીક રાખ્યા વગર—છાપી ન શકતો હોય તો એવા વર્તમાનપત્રને સાફ બંધ કરી દેવું જ હજાર દરજ્જે વધુ પસંદ કરું.

અસહકારની પ્રવૃત્તિ વર્તમાનપત્રો તરફથી તેને મળનારી મદદનો ભલે ખુશીથી ઉપયોગ કરી લેતી હોય, છતાં વસ્તુતઃ તે વર્તમાનપત્રોથી સ્વતંત્ર છે, સ્વતંત્ર રહેવી જોઇયે. આજે આપણે જે વિચારો છાપી રહ્યા છીએ તે ના છૂટકે જ છાપવા દેવામાં આવે છે એમાં તો જાણે શંકા જ નથી. અને એ વિચારોનો પ્રચાર પરિણામકારક નીવડવા લાગ્યો છે એમ જે ઘડીએ સરકાર જોશે તે જ ઘડીએ પોતાના જીવની ખાતર તેને અટકાવવાને તે અકરાવિકરા પ્રયત્ન કરશે, એ દેખીતું છે. આ સરકાર શું કે કોઇ પણ સરકાર શું આપઘાત કરવા તૈયાર થાય એવી અપેક્ષા તો આપણે કેમ જ રીતે રાખીયે? એણે કાં તો સુધરવું રહ્યું, નહિ તો પોતાની આણ ને માનનારાઓને એણે દાબી દેવા રહ્યા.

સામાન્ય રીતે આપણે ત્યાંના જેવી આપખુદ જુલમી સરકારના અમલ હેઠળ તેનામાં સુધારણા થવાની અપેક્ષા રાખવા કરતાં તેના તરફથી દબાણ અને

* 'કલકત્તાનું ભાષણ'—પૃ. ૭૪૬

જુલમની અપેક્ષા જ આપણે પહેલી રાખવી ઘટે. સરકારને પશ્ચાત્તાપ કરાવવા નહિ તો તેની જડ ઉખેડવા માગનારા વિચારોનો પ્રચાર અટકાવવાનું પગલું તો સરકારના શસ્ત્રાગારમાંનું એક સામાન્યમાં સામાન્ય શસ્ત્ર ગણાય. એ વાપરતાં તો સરકાર સ્હેજ પણ આચકો નથી ખાવાની એમ માનીને આપણે ચાલવું ઘટે. આ સ્થિતિ વચ્ચે જો એકેએક છાપાવાળો નિર્ભય બની જઈ પરિણામની છાંટાભાર દરકાર ન કરતાં આવા વિચારોને પ્રગટ કરવાનો — કોઇ વાર આવા વિચારોની પોતે વિરુદ્ધ હોય તોપણ છાપાંના જપ્તીના કાયદાને ન ગણકારીને કેવળ છાપાનું છૂટાપણું સિદ્ધ કરવાની ખાતર પણ—નિરધાર ન કરે તો અને ત્યાં સુધી આપણા વિચારોનો પ્રચાર ચાલુ રાખવાના અને તે અટકવા ન દેવાના માર્ગ આપણે શોધવા જોઇયે. પ્રજાને આપવા સારુ જેની પાસે નવા વિચાર છે અગર તો હિન્દુસ્તાનના રોગને માટે જેને કોઈ પણ અકસીર ઇલાજ કે બૂટી જડી છે એવો કોઇ પણ તંત્રી પોતાના એ વિચારને સ્હેજે લખી કાઢી શકે; બીજા સો માણસો તેની નકલો કરી શકે; અને બીજા અનેક લોકો હજારો લોકોને તે વાંચી સંભળાવી શકે. આમ ઓછામાં ઓછું અસહકારવાદી છાપાવાળાઓ તરફથી તો હું એટલી આશા રાખી જ રહ્યો છું કે તેઓ પ્રેસ અક્ટની બધી બીક છોડીને—પ્રેસ ઍક્ટ જાણે છે જ નહિ એમ જ માનતા રહીને—પોતાના સર્વ વિચારો છૂટથી અને પૂરેપૂરી સ્વતંત્રતાપૂર્વક પ્રગટ કરવામાં બિલકુલ નહિ અચકાય અને પોતાના વિચારોને છૂપાવી રાખવાને મહાપાપ સમજશે. એ રીતે પોતાના વિચારોને ગુંગળાવનારું છાપું ચલાવવું એ પોતાની શક્તિઓની કેવળ બરબાદી કર્યા સમાન છે. વર્તમાનપત્રના સંપાદકે પોતાના સારામાં સારા વિચારો ઉપર એવો દાબ કબૂલ રાખવો એ સંપાદકના ધંધા ઉપર પાણી ફેરવવા સમાન છે.

---

# મારી નોંધ

## 'નવજીવન'ની ભાષા

'નવજીવન' ની ભાષા

મારી લોટાદોડની મુસાફરીમાં મારા બધા અનુભવો ને વિચારો હું ઇચ્છું તેટલા બહોળા સ્વરૂપમાં નથી મુકી શકતો, તેથી ટુંકી નોંધોથી હાલ તુરત સંતોષ માની કેટલાક જરુરના વિચારો ને અનુભવો વાચકવર્ગ આગળ મુકવાની રજા લઉં છું.

'નવજીવન' ગાડીવાનો અને મજૂરવર્ગ વાંચે છે એ મને પ્રિય છે. તેમાંના બે વાંચનારાઓએ મને લખ્યું છે કે મારે 'નવજીવન'માં 'અસ્પૃશ્યતા,' 'મહારાષ્ટ્રયાત્રા' વગેરે કઠિન શબ્દો

વાપરવા ન દેવા જોઈયે. આવા વાંચનારને હું સંતોષવા માગું છું, પણ તેની સાથે ભાષાને બગાડવી એ પણ ઠીક નહિ ગણાય. વળી મજૂરવર્ગે પણ સભ્ય ભાષા સમજવા થોડી મહેનત કરી લેવી જોઇયે જે શબ્દનો અર્થ ન સમજાય તે શબ્દનો અર્થ બીજાની પાસેથી સમજી લેવા જોઇયે.

આપણી ગુજરાતી ભાષા ત્રણ વર્ગ વાપરે છેઃ હિન્દુ, મુસલમાન અને પારસી. ત્રણેએ ભાષાને નોખું સ્વરૂપ આપ્યું છે. અને આપણે એટલી અતડાઇથી વર્તીયે છીયે કે ત્રણે એકબીજાની ભાષાથી પરિચિત રહેતા નથી. પારસીઓનાં લખેલાં પુસ્તકો હિન્દુ ભાગ્યે વાંચે છે. તેમાં ખબરદાર જેવાનાં લખાણો અપવાદરૂપે છે એ ખરૂં, પણ સાધારણ રીતે પારસી પારસીને સારૂ, મુસલમાન મુસલમાનને સારૂ ને હિન્દુ હિન્દુને સારૂ લખે છે. જ્યારે આપણામાં એક ભાવના પેદા થશે અને મુખ્યત્વે આપણી શાળાઓમાં આપણે ગુજરાતી મારફતે બધું શિક્ષણ લેતા થઇશું ને ગુજરાતી ભાષાનું માન ગુજરાતીમાં અંકાશે, ત્યારે આપણે એક ભાષા લખતા થઇશું. દરમિયાન 'નવજીવન'માં બને તેટલી સાદાઇ રાખવા પ્રયત્ન થાય છે; પણ કેટલાક શબ્દોનો ઉપયોગ કર્યા વિના ન જ ચાલે કે જેનો અર્થ મુસલમાન વાંચનારા તુરત ન સમજે એ સંભવે છે. તેમણે તેવા શબ્દો જાણી લેવા થોડી મહેનત લેવી ઘટે છે.

## રાષ્ટ્રીય ભાષા

ભાષાનો વિચાર કરતાં મને હિન્દુસ્તાનીના અનુભવો યાદ આવે છે. મારૂં હિન્દુસ્તાની વ્યાકરણદોષોથી ભરપૂર છે. છતાં લોકો મારૂં હિન્દુસ્તાની પ્રેમપૂર્વક સાંભળે છે. ઘણી જગ્યાએ વિદ્યાર્થીઓને હુ અંગ્રેજી બોલવા તૈયાર છું એવું જણાવું છું: ત્યાં પણ તેઓ હિન્દુસ્તાની જ પસંદ કરે છે. આવો પ્રસંગ ત્રણ જગ્યાએ—અલાહાબાદમાં, પટનામાં ને નાગપુરમાં ખાસ આવ્યો, છતાં વિદ્યાર્થીઓએ હિન્દુસ્તાનીમાં જ બોલવાની માગણી કરી. ઢાકામાં મારે અંગ્રેજી બોલ્યે જ છૂટકો છે એમ સહુ માનતા હતા, છતાં લોકોએ હિન્દુસ્તાનીની જ માગણી કરી ને મારૂં બોલ્યું તેઓએ ધ્યાનપૂર્વક સાંભળ્યું. હું જોઉં છું કે જાહેર કામ કરનારાઓમાં મારા જેવા જેઓ હિન્દુસ્તાની છૂટથી બોલે છે તેઓને આખા હિન્દુસ્તાનમાં રસ્તો પ્રમાણ સરળ થઇ જાય છે. માત્ર બંગાળમાં ને મદ્રાસ ઇલાકામાં જ થોડી મુશ્કેલી છે. જેમ જેમ સામાન્યવર્ગમાં જાગૃતિ આવતી જાય છે તેમ તેમ જાહેર વક્તાઓને પોતાનો પ્રાંત છોડ્યા પછી હિન્દુસ્તાની બોલ્યા સિવાય છૂટકો નથી એમ અનુભવસિદ્ધ થતું જાય છે. ગુજરાતના વક્તાઓ જેઓ આખા હિન્દુસ્તાનમાં કામ કરવા માગતા હોય તેમણે હિન્દુસ્તાની જાણી લેવાની પૂરી જરૂર છે.

## સ્ત્રીઓમાં જાગૃતિ

જેમ ભાષાને વિષે તેમજ સ્ત્રીઓને વિષે. આપણી માતૃભાષાને અને રાષ્ટ્રભાષાને તરછોડીને આપણા પ્રજાવર્ગથી શિક્ષિતવર્ગ જેમ વિખૂટો પડ્યો છે તેમ જ

આપણે સ્ત્રીસમાજને પણ તરછોડેલ છે. તેમનો રાષ્ટ્રીય જીવનમાં કંઈ હિસ્સો જ નથી એમ આપણે માની લીધું છે. તેથી તેઓએ જાહેરજીવનમાં આજ લગી કશો ભાગ નથી લીધો. આમાં તેમ ભાષામાં આપણે માન્યું છે કે અંગ્રેજી કેળવણી પામ્યા વિના અને હાઈસ્કૂલોમાં અથવા કૉલેજમાં ભણ્યા વિના આપણને દેશસેવા કરતાં જ ન આવડે. આ માન્યતા સરકારે આપણી મનમાં ઠસાવી દીધી છે ને હવે કાઢતાં અડચણ આવે છે. જ્યાં લગી બી. એ. ન થવાય ત્યાં લગી સરકારી નોકરી ન મળે, તે નોકરી ન મળે ત્યાં લગી અમલ ન મળે, અને અમલ ન મળે ત્યાં સુધી આપણને ચેન ન પડે, તેથી આપણે માન્યું કે અંગ્રેજી કેળવણી વિના આપણાથી લોકસેવા ન થાય એટલી કેળવણી પામ્યા એટલે આપણે સાહેબ બન્યા ને જેમ 'સાહેબ' આમવર્ગને લગભગ અસ્પૃશ્ય ગણે છે તેમ આપણે દેશી સાહેબોએ પણ ગણ્યા. આથી જ જનસમાજે રાષ્ટ્રીય જીવનની ઉન્નતિમાં ભાગ ઓછો લીધો.

સ્ત્રીઓની જાગૃતિ

હું હજારો બહેનોને મળી ચુક્યો છું. તેમની પાસે મેં સ્વરાજની વાર્તા કરી, પંજાબની વાર્તા કરી, સ્વદેશીનો પ્રચાર કર્યો, સ્વરાજ મેળવવા સારુ અસહકાર એ જ આજે એક ધર્મ કેમ છે એ સમજાવ્યું. આ બધું તે બહેનો સમજી છે. આ કંઈ અંગ્રેજી ભણેલી બહેનો નથી. ધનિક અને નિર્ધન .પણ મુખ્યત્વે અભણ એ બહેનોએ આશીર્વાદ આપ્યો ને પોતાનાં જવાહીર આપ્યાં. કોઈએ હીરામોતીની બંગડી, કોઈએ મોતીની માળા, કોઇએ હીરાની વીંટી, કોઇએ સોનાની સાંકળી. સોનાની વીંટીવાળીનો તો પાર નથી. ગરીબ બહેનોએ પોતાનાં રૂપાનાં ઝાંઝર ઈત્યાદિ આપ્યાં છે. ગુજરાત, દક્ષિણ, યુક્ત પ્રાંત બિહાર, બંગાળ ને મધ્ય પ્રાંતમાંથી મળી રમત વાતમાં મેં બહેનોની પાસેથી લગભગ અધલાખ રૂપીયાના દાગીના અને દ્રવ્ય મેળવ્યાં છે ! આ કોઇએ શરમાઇને નથી આપ્યાં, પણ ઈરાદાપૂર્વક ને તેવા દાગીના સ્વરાજ મળતાં સુધી નવા ન કરાવવાની પ્રતિજ્ઞા લઈને આપ્યાં છે હું કેમ ન માનું કે જ્યાં સ્ત્રીઓમાં આવી જાગૃતિ થઈ છે ત્યાં સ્વરાજ એક વર્ષમાં મળે જ ? અને આ તો શરૂઆત છે. સ્ત્રીઓ દ્રવ્ય આપવા તૈયાર થઇને પણ નહિ આવેલી; પોતાના પતિ સાથે મસલત કરીને પણ ઘણી નહિ આવેલી; એમ છતાં જ્યારે આટલા પૈસા મળ્યા છે તો હું કેમ વિશ્વાસ ન રાખું કે સ્ત્રીઓના શણગારના થોડા ત્યાગમાંથી હિંદુસ્તાનમાં નવી નિશાળો થઈ શકે અને ચાલે ?

## પારસી રૂસ્તમજીની સખાવત

પારસી રૂસ્તમજીની સખાવત

નાતાલના પ્રસિદ્ધ શેઠ રૂસ્તમજી જીવણજીએ મને પત્ર લખ્યો છે. તેનો તરજુમો નીચે પ્રમાણે છેઃ

"તમારી મહાન હીલચાલ હું અહીં રહ્યો રહ્યો નિહાળી રહ્યો છું અને તેમાં તમને ફતેહ ઇચ્છું છું. જો તમે સરકારી નિશાળો ખાલી કરો તો ગામડાંઓમાં ગરીબ બાળકો માટે તમારે રાષ્ટ્રીય શાળાઓ ખોલવી જોઈયે. આમ હોય તો મારી વતી એવી નવી શાળાઓ દરેક રૂ. ૧૦ હજાર કે એથી ઓછેવધુ ખરચે ખોલજો. એટલી જ શરત કરજો

તે ગામના લોકો એ શાળાને કાયમને માટે નભાવવા તૈયાર થાય એ મતલબનું લખત પણ કરજો.

"મને લાગ્યાં કરે છે કે જીંદગી 'ચાર દિવસનું ચાંદરણું' છે અને તેથી મારે તમારી મારફત મારી માતૃભૂમિને માટે એવી વિપતના આ કાળમાં મારાથી જે કંઈ બને તે કરવું જોઈએ. શાળાઓની બાબતમાં મદદ કરવા હું ઉત્સુક છું અને તેથી લોકો નભાવે એવી ૪ નિશાળોનાં મકાનો માટે રૂ. ૪૦ હજારની રકમ આપું છું. એનો તમે તમને યોગ્ય લાગે તે ઢબે ઉપયોગ કરજો. એથી અરધી અરધી રકમ ખરચીને ચારને બદલે આઠ નિશાળો બાંધવી તમને યોગ્ય લાગે તો તેમ કરજો. પૈસાની જરૂર પડે એટલે તાર કરજો કે હું રકમ પહોંચતી કરવાની ગોઠવણ કરીશ."

શેઠ રૂસ્તમજીને દક્ષિણ આફ્રિકામાં સૌ કોઇ જાણે છે. તેમણે જાહેરજીવનમાં હમેશાં પૂર્ણ ભાગ લીધો છે. તેમણે સખાવતો પણ પુષ્કળ કરી છે. સત્યાગ્રહને સમયે એક વર્ષની સખત જેલ એમણે ભોગવેલી. તેમણે હિન્દુમુસલમાનને એક કરવામાં પણ પુષ્કળ ભાગ લીધેલો. હવે તેઓ અહીંની જાહેર પ્રવૃત્તિમાં પોતાનો ભાગ આપી રહ્યા છે. આ સખાવતનો ઉપયોગ કઈ રીતે કરવો એ હું મિત્રોની સાથે મસલત કરી થોડા સમયમાં જાહેર કરીશ. દરમિયાન એટલું કહી લઉં કે પારસીઓ અસહકારમાં ભાગ નથી લેતા એ આરોપ શેઠ રૂસ્તમજીએ મોળો પાડયો છે ને મુંબઈના જાણીતા ધનિક શેઠ ઓમનજી પણ તેમ જ કરી રહ્યા છે એ નોંધ લેવા યોગ્ય છે. મારી ખાત્રી છે કે અસહકારની પ્રવૃત્તિ એવી સ્વચ્છ છે કે તેમાંથી પારસી, ખ્રિસ્તી કે યહૂદી કોઇ પણ જેમણે આ દેશને પોતાનો કર્યો છે તે અળગા નહિ જ રહી શકે.

---

# કલકત્તાનું ભાષણ

તમારામાંના આટલા બધા હિન્દી ભાષા કે જે હિન્દની રાષ્ટ્રભાષા થવાને નિર્માયેલી છે અને તેથી જે ભાષામાં હિન્દના જુદા જુદા પ્રાંતોના લોકોની બનેલી કોઇ પણ સભા કે પરિષદ્ ભવિષ્યમાં પોતાનું કામકાજ ચલાવવાને બંધાયેલી છે તેનાથી અજ્ઞાત છો એ જ બતાવી આપે છે કે આપણી અધોગતિ કેટલી હદ સુધી પહોંચેલી છે. આ એક જ વાત એ અધોગતિમાંથી આપણને ઉગારીને બહાર આણનાર અસહકારની પ્રવૃત્તિની સર્વોપરી જરૂર સિદ્ધ કરવાને સારૂ પૂરતી છે. આ સરકાર હિન્દુસ્તાનની આ મહાપ્રજાને અનેક રસ્તે એ અધોગતિએ પહોંચાડવાનું કારણ બની છે અને આજ આપસમાં એક થયા વગર અને તેવા થવા રાષ્ટ્રીય ભાષારૂપે પરસ્પર વચ્ચે વિચારવિનિમયનું એક સામાન્ય વાહન પ્રાપ્ત કર્યા વગર એ અધોગતિમાંથી ઉગરવાનો આપણે માટે બીજો રસ્તો નથી.

---

* કલકત્તામાં આપેલું ભાષણ

## અહિંસામય અસહકાર

અહિંસાની સર્વોપરી આવશ્યકતા

પણ એવા રાષ્ટ્રીય બાયલાવાડનની હિમાયત કરવા આજે અહીં હું તમારી સામે નથી ઊભો રહ્યો હું તો આજે રાષ્ટ્રને 'અહિંસાત્મક અને ક્રમે ક્રમે આગળ વધનારો અસહકાર' અખત્યાર કરવા વીનવવા ઊભો છું આમાં મેં જેટલા શબ્દોની યોજના કરી છે તે સઘળા સરખા જ મહત્ત્વના અને જરૂરી છે, અને 'અહિંસાત્મક' તેમજ 'ક્રમે ક્રમે આગળ વધનારો' એ બન્ને વિશેષણો પણ આખી વસ્તુના હાથપગ સમાન છે. મારે મન તો અહિંસા એ ધર્મનું જ એક અંગ છે—સ્વધર્મ છે. પણ સંખ્યાબંધ મુસલમાનોને મન એ માત્ર એક સાધન છે. પણ સ્વધર્મ હોય કે સાધન માત્ર હોય, ગમે તે હોય, તોપણ અહિંસા અને ખુનામરકીના અભાવની સર્વોપરી આવશ્યકતાને ઓળખ્યા સિવાય કરોડો હિન્દીઓના છુટકારાનો કાર્યક્રમ પાર પાડવાની વાત સર્વથા અસંભવિત છે. ખુનામરકી કદાચ ઘડીભરને માટે સફળતા મેળવવામાં ઉપયોગી થતી જણાય તોપણ લાંબે સરવાળે અંતે એ પોતાની બાજુએ કશો જ લાભ દાખવી શકે એમ નથી ઊલટું એવી ખુનામરકીથી રાષ્ટ્રના સ્વમાનને તેમજ રાષ્ટ્રની ખાનદાનીને ભારે ધક્કો પહોંચે છે. સરકારી હેવાલો ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે જેટલે દરજ્જે આપણે ખુનામરકી બતાવી છે તેટલે દરજ્જે આપણા ઉપરના લશ્કરી ખરચોના બોજા એકગણા નહિ પણ દશગણા વધ્યા છે. આપણી તકસીરને માટે આપણી ગુલામીની બેડીઓ વધારે સજ્જડ કરવામાં આવી છે અને હિન્દમાના બ્રિટિશ અમલનો ઇતિહાસ જ એ વાતનો પૂરાવો છે કે આપણે ખુનામરકીમાં કોઈ દિવસ સફળતા નથી મેળવી શક્યા. તેથી જ્યારે હું આપણને આટલે દરજ્જે નામર્દ બનાવી મુકનાર સરકારની ઝૂસરી ગરદન ઉપર રહે તેના કરતાં ઘડીભર ખુનામરકી ચાલે તે પણ બરદાસ કરી લેવા રાજી છું એમ કહું છું ત્યારે સાથે સાથે તેટલા જ આગ્રહપૂર્વક હું એ પણ પ્રજાના મન ઉપર ઠસાવવા માગું છું કે ખુનામરકીથી કોઈને હિન્દુસ્તાન કદી પણ પોતાનો વારસો પાછો મેળવી શકનાર નથી.

## મારું આદર્શ સ્વરાજ્ય

આદર્શ સ્વરાજ્ય

લૉર્ડ રોનાલ્ડશેએ મારું 'હિન્દ સ્વરાજ' વાંચીને મારા દેશબંધુઓને ચેતવણી આપવા માડી છે કે મારા આદર્શ મુજબના સ્વરાજ્યની પ્રાપ્તિ માટેની લડતમાં ઝંપલાવતા પહેલાં વિચાર કરવો, જોકે એ પુસ્તકમાંનો એક પણ શબ્દ આજની ઘડીએ પણ પાછો ખેંચી લેવા હું તૈયાર નથી, તોપણ મારે કહેવું જોઈએ કે એ પુસ્તકમાં નિરૂપેલું સ્વરાજ્ય મેળવવા પછવાડે હું હિન્દુસ્તાનની પ્રજાને આજે નથી દોરી રહ્યો, તેમાં બતાવેલી પદ્ધતિઓ અખત્યાર કરવા હું અત્યારે પ્રજાને નથી સમજાવી રહ્યો., એ માર્ગ પકડી શકે તો તો પ્રજા એક વરસમાં નહિ પણ એક જ દિવસમાં સ્વરાજ્ય ઘેર કરે એ વિષે મને તલમાત્ર શંકા નથી. એટલું જ નહિ પણ એ આદર્શ પ્રાપ્ત કરીને તો હિન્દુસ્તા આખી દુનિયામાં સર્વોપરી બને. પણ હાલ તુરતને માટે તો એ આદર્શની વાત એક મનોરાજ્ય માત્ર છે. આજે તો હું માત્ર લોકોને પચે, લોકોને ગળે ઊતરે એવો જ કાર્યક્રમ લોકોની આગળ અમલ કરવા

મટે સુધી રહ્યો છું; અદાલતો, ટપાલ, તાર અને રેલવેના નાશવાળું નહિ પણ માત્ર પાર્લામેન્ટની ઢબનું સ્વરાજ્ય જ મેળવવા લોકોને સમજાવી રહ્યો છું. જ્યાં સુધી આપણે આ સરકારની જોડેનો બધો સંબંધ તોડી નાંખવા તૈયાર નથી થયા, જ્યાં સુધી આપણે શાળાઓ દ્વારા, અદાલતો મારફત, ધારાસભાઓ મારફત, મુલકી અને લશ્કરી ખાતાંઓમાં તેમની નોકરી કરીને, કરો-આપીને અને પરદેશી માલ લઇ દઈને તેમની જોડે સહકાર કરી રહ્યા છીયે, ત્યાં સુધી હું તમને એટલું જ સ્વરાજ્ય મેળવવા મથવાનું કહી રહ્યો છું.

## 'ચડતા ક્રમનો' શા માટે ?

'જે ક્ષણે પ્રજાને આ વાત વસી જશે અને અસહકાર જામશે તે જ ઘડીએ આ સરકાર તૂટી પડવાની એ સિદ્ધ વાત છે. જો આમપ્રજા એવા અસહકારના આખા કાર્યક્રમને માટે તૈયાર છે એમ મેં જોયુ હોત તો હું તેને તત્કાળ અમલમાં મુકવાનું દેશને કહેતાં અચકાત નહિ પણ હજુ અત્યારે કાયદાનો અમલ કરવા આવનાર સરકારી કર્મચારીઓ ઉપર આમપ્રજાને ગુસ્સાની મારી તૂટી પડતી અટકાવી શકાય એવું નથી; હજુ અત્યારે લશ્કરમાં આપણા ભાઈઓ કોઇ પણ જાતનો દગોફિસાદ કર્યા વગર પોતાનાં હથિયાર હેઠાં મુકી દઇ ઉભા રહે એવું નથી. જો સંભવતું હોય તો આજે જ—આ જ ઘડીએ હું અસહકારનો આખો કાર્યક્રમ એકીવારે અમલમાં મુકવાની પ્રજાને સલાહ આપત પણ હજુ આપણે આમવર્ગ ઉપર એટલો કાબુ નથી મેળવ્યો. આપણે રાષ્ટ્રના જીવનનાં કિંમતી વરસો નાહક અંગ્રેજી ભાષા ભણવા પાછળ બરબાદ કર્યાં છે, જે ભાષાના જ્ઞાનની આપણી સ્વતંત્રતા મેળવવાનાં કામમાં આપણને છાંટાભાર જરૂર નથી. એ બધાં વરસો આપણે શેક્સપીઅર અને મિલ્ટનમાંથી સ્વતંત્રતાને ઓળખતાં શીખવામાં, મિલનાં પુસ્તકોમાંથી સ્ફુર્તિ મેળવવામાં વીતાવ્યાં, જે વસ્તુ આપણે ઘરમાં બેસીને પણ શીખી શકતા હતા. આમ આપણે પ્રજાવર્ગથી નોખા પડી આપણી જુદી જાત બનાવી બેઠા છીયે. આપણે પશ્ચિમના પૂજારી બન્યા છીયે. આપણે ભલેં ૩૫ વરસ કેળવણી લીધાં છતાં તે કેળવણીનો ઉપયોગ જનસમાજમાં ભળવામાં કરતાં શીખ્યા નથી. ઉંચી પાટે બેસીને તેઓ ન સમજી શકે એવી ભાષામાં માત્ર ડહાપણ ડોળ્યાં કીધાં છે, અને આજે આપણે જોઇયે છીયે કે મોટા જનસમૂહોને અને મેળાવડાઓને આપણે વ્યવસ્થા જાળવીને હાથ નથી રાખી શકતા. વ્યવસ્થા અને તાલીમ તો સફળતાનો પ્રાણ છે. હવે તમે જોઈ શકશો કે આ કારણોથી મેં અસહકારના ઠરાવમાં આગળ 'ક્રમે ક્રમે વધનારો' એવા શબ્દો દાખલ કર્યા છે. કશો અવિનય ન કરતાં હું તમારી આગળ કહેવા ઈચ્છું છું કે હાલના કોઇ પણ કેળવાયેલા હિન્દીના કરતાં આમપ્રજાની નાડને હું વધારે ઓળખું છું. પ્રજા હજુ કર આપવાનું બંધ કરવાની હદ સુધી જવા તૈયાર નથી થઇ. તેમનામાં હજુ તે સ્થિતિને પુરતો થાય એટલો સંયમ નથી આવ્યો. જો તેમને હાથે કશો ખુનખરાબો નહિ થાય એવી મારી ખાત્રી થાય તો હું આજે જ તેમને કર આપતા બંધ થવાની સલાહ આપું અને પ્રજાના વખતની એક ઘડી પણ નકામી જવા ન દઉં. મારે મન તો હિન્દુસ્તાનની સ્વતંત્રતા એ આજે સર્વ કાંઇ થઇ પડી છે. ઇસ્લામની આઝાદી

મને તેટલી જ પ્યારી છે. તેથી આખો કાર્યક્રમ આજે જ અમલમાં મૂકવામાં અડચણ નથી એમ જો હું જોઉં તો એક ક્ષણનો પણ વિલંબ ન કરું.

## 'અહિંસાત્મક' શા માટે ?

આ સભામાં પ્યારા અને પૂજ્ય એવા કેટલાયે આગેવાનોને ગેરહાજર જોઈને મને દુઃખ થાય છે. અહીં અત્યારે દેશની અમૂલ્ય સેવાઓ બજાવનાર સુરેન્દ્રનાથ બૅનરજી ગાજી રહ્યા નથી. અને આજે જોકે આપણે એકબીજાથી ઉત્તર અને દક્ષિણ જેટલા દૂર છીએ, આપણી વચ્ચે તીવ્ર મતભેદ વર્તી રહ્યો છે, તોપણ આપણે આપણા મતભેદોને ઘટતા સંયમપૂર્વક જ પ્રગટ કરવા ઘટે. હું તમને સિદ્ધાંતની બાબતમાં એક રતિભાર પણ નથી કહેતો; હું તો માત્ર વાણીમાં તેમજ વર્તનમાં સંપૂર્ણ અહિંસાનું પાલન કરવા કહી રહ્યો છું. જો સરકારની જોડેના આપણા વર્તનમાં અહિંસા આવશ્યક છે, તો તે આપણા આગેવાનો જોડેના આપણા વહેવારમાં તો અવશ્ય અનેકગણી વધુ જરૂરી છે. અને તેથી જ થોડા રોજ ઉપર પૂર્વ બંગાળમાં આપણા જ લોકોને કેટલાકોએ સતાવ્યા એની હકીકત સાંભળીને મને પારાવાર દુઃખ થયું છે. ચૂંટણીઓ વખતે મત આપવા ગયેલા એક માણસના ત્યાં કાન કાપી લેવામાં આવ્યા અને બીજા એક ચૂંટણી માટે ઉભા રહેનારની પથારીમાં મેલું નંખવામાં આવ્યું! આ રીતે અસહકારનો કોઇ કાળે વિજય નથી થવાનો. જ્યાં સુધી સંપૂર્ણ સ્વતંત્રતાનું વાતાવરણ આપણે સર્વત્ર પેદા નહિ કરીએ, આપણી સ્વતંત્રતાના જેટલી જ આપણા વિરોધીઓની સ્વતંત્રતાને પણ કિંમતી માનતાં નહિ શીખીએ ત્યાં સુધી એ વિજયી નહિ જ નીવડે. શ્રદ્ધાની, અંતરના નાદની, વિચારની અને વર્તનની જે સ્વતંત્રતા આપણે માગીએ છીએ તે આપણે આપણા સામાવાળાઓને પણ આપવા તૈયાર રહેવું જોઇએ. અસહકાર એ આત્મશુદ્ધિનો માર્ગ છે; અને આપણે આપણાથી જુદા પડનારાઓનાં અંતઃકરણ અને લાગણીઓને જગાડવા સતત પ્રયત્નવાન રહેવામાં તેમનો વાળ વાંકો ન કરવો જોઈએ. તાલીમ અને સંયમ આપણા વર્તનના પાયાના સિદ્ધાંતો છે, અને તેથી કોઈ સામે કોઈ પણ પ્રકારના જુલમી સામાજિક બહિષ્કાર કરવા તરફ પણ ન પ્રેરાવા હું તમને વીનવું છું. આ જ કારણથી દિલ્હીમાં એક મૈયતની પાયદસ્ત વિષે પણ અપમાન થયેલું સાંભળી મને અતિશય દુઃખ થયું અને મને એમ જ લાગ્યું કે એવું અપમાન કરનારા જો અસહકારીઓ હોય તો તેમણે પોતાના વર્તનથી પોતાને અને પોતાના પંથને કલંક લગાડયું છે. હું ફરી ફરી કહું છું કે જુલમ કે ખુનખરાબાથી આપણે દેશની મુક્તિ નથી જ સાધી શકવાના.

## એક વર્ષમાં સ્વરાજ્ય

પ્રજા તરફથી પૂરતો જવાબ મળે તો એક જ વર્ષમાં સ્વરાજ્ય ઘેર કરી શકાય એ કૉંગ્રેસની વ્યાસપીઠ ઉપરથી મેં મશ્કરીમાં નહોતું કહ્યું. એ વરસમાંથી ત્રણ મહિના વીતી ચુક્યા છે. જો આપણે સાચ ઉપર કુરબાન હોઇએ, વટના કટકા હોઇએ, રાષ્ટ્રને વફાદાર

સાર્વત્રિક અહિંસાની જરૂર

એક વર્ષમાં સ્વરાજ્ય

હોઇયે, રોજ દેશભક્તિનાં જે ભજનો ગાઇયે છીયે, તે સાચા દિલથી ગાતા હોઇયે, ગીતાજી અને કુરાને શરીફને પ્રાણથી પ્યારાં ગણતા હોઇયે, તો બાકીના નવ મહિનામાં આપણો કાર્યક્રમ પૂરો કરી બતાવીશું અને ઇસ્લામને, પંજાબને અને હિન્દુસ્તાનને સ્વતંત્ર કરીશું.

કેળવાયેલા વર્ગની સ્થિતિને ધ્યાનમાં લઇને જ મેં એક વરસમાં પૂરો કરી શકાય એવો મર્યાદિત કાર્યક્રમ પ્રજા સમક્ષ મુકેલો છે. આપણે કંઇક એવી જ ભ્રમણામાં પડેલા દેખાઇયે છીયે કે જાણે ધારાસભાઓ વગર આપણું ચાલી જ ન શકે. જે ક્ષણે આ ભ્રમણામાંથી આપણે ઉગરી જઇશું તે જ ક્ષણે આપણને સ્વરાજ મળ્યું સમજજો. એક લાખ પ્રવાસી અંગ્રેજો ત્રીસ કરોડ પ્રજા જાસે પોતાનું ધાર્યું કરાવી શકે એ સરકાર અને પ્રજા બન્નેને સરખું જ પાડનારૂં છે. અને તેઓ આમ પોતાનું ધાર્યું કરાવી શકે છે એનું રહસ્ય એ જ છે કે આપણામાં અંદર અંદર ભેદ અને કુસંપ પાથરીને તેમણે રાજ્ય કર્યું છે. 'ભેદ કરો અને રાજ્ય કરો' એ ભેદનીતિના પાયા ઉપર આ દેશમાં બ્રિટિશ સત્તા નભી રહી છે એ હ્યુમનું નિખાલસ કબુલાતવચન હું કોઇ દિવસ ભૂલી શક્યો નથી.

એથી જ આજ અસહકારથી સફળતાને સારૂ હિન્દુમુસલમાન એકતાને મેં સૌથી વધારેમાં વધારે મહત્ત્વની વસ્તુ ગણી છે. એ પણ યાદ રાખવું જોઇયે કે એ એકતા કેવળ ગ્હોટાની કે કેવળ વાણીઆશાઈ જમેકધાર ઉપર ખડી થયેલી ન જ હોવી જોઇયે. એ તો હૃદયની વિશાળતા ઉપર, એકદિલીની ઓળખાણ ઉપર ખડી થયેલી હોવી જોઇયે. જો હિન્દુ ધર્મનું આપણે રક્ષણ ઈચ્છતા હોઇયે તો ખુદાને ખાતર મુસલમાનોની જોડે આવા વાણીઆશાઇ હિસાબ કરવાના ખ્યાલને અંતરમાં સ્થાન આપના નૌ. આટલા મહિના થયાં મૌ. શૌકતઅલીની સાથે હું ફરૂં છું, પણ ગૌરક્ષા માટે એક શબ્દ સરખો હું તેમની આગળ નહિ બોલ્યો હોઉં. અલી બિરાદરો જોડે મારો માત્ર ખાનદાનીનો સંબંધ છે. મારી ખાનદાની સામું હું જોઉં. હિન્દુ ધર્મની ખાનદાની સામું હિન્દુ ધર્મ જુએ, અને જો એની ખાનદાની એને કહે તો મુસલમાનો તરફ એ પોતાની ફરજ નિષ્કામ ભાવે બજાવે એમાં કોઇ પણ જાતનું સાટું કરવા તાકવું એ આપણને પાડનારૂં છે. શ્રદ્ધા રાખજો કે અજવાળું પોતાની પાછળ અજવાળાને જ લાવશે, અંધારાને નહિ; ઉચ્ચ અને નિર્મળ હેતુથી પ્રેરાઇને બતાવેલી ખાનદાની બમણું ઉમદા ફળ આપશે. ગાયનું રક્ષણ કરનારો તો એક પરમેશ્વર જ છે. આજે 'ગાયની રક્ષાનું શું' એમ મને ન પૂછો. હિન્દના આત્મબળથી ઇસ્લામનું એકવાર રક્ષણ થવા દો; પછી એ સવાલ પૂછજો. આપણા દેશી રાજાઓને પૂછો કે પોતાના અંગ્રેજ પરોણાઓની પરોણાગત કરવા તેઓ શું કરે છે ? તેઓ તેમને ગોમાંસ અને દારૂ લાવીને નથી પરાવતા ? પહેલાં તેમને ગોવધ કરતા અટકાવો; પછી મુસલમાનો જોડે સાટું કરવાનો વિચાર કરજો. અને આપણું પોતાનું ગાય અને તેના વંશ તરફ કેવું વર્તન છે ? આપણું પોતાનું ઘર વ્યવસ્થિત ન કરીયે અને અંગ્રેજોને હાથેથી ગાયને ન બચાવીયે ત્યાં સુધી મુસલમાનો આગળ ગાયની વકીલાત કરવાનો આપણને હક નથી પ્રાપ્ત થતો. એમને

હાથેથી ગાયને બચાવવાનો રાજમાર્ગ એ જ છે કે આજ એમના સંકટને કાળે એમને વગર-શરતે મદદ આપવી.

## પંજાબ

*પંજાબનો પાઠ*

એ જ પ્રમાણે પંજાબના કિસ્સાથી આપણે શું શીખ્યા ? આપણા એક પંજાબી ભાઇને જે દિવસે અમૃતસરની પેલી ગંદી ગલીમાં પેટે ચાલવું પડ્યું તે દિવસે આખું હિન્દુસ્તાન પેટે ચાલ્યું; જે દિવસે મનિયનવાલાની એક નિર્દોષ ઓરતનો ઘુંઘટ એક ઉદ્ધત અંગ્રેજ અમલદારને હાથે ખેંચાયો તે જ દિવસે હિન્દના આખા સ્ત્રીવર્ગની ઇજ્જત ઉપર હાથ નંખાયો, અને નાજુક વયના કુમળાં બાળકોને પંજાબમાં માર્શલ લૉ હેઠળ જ્યારે દિવસના ચાર ચાર વેળા ખરા બપોરના તડકામાં યુનિયન જૅકને સલામ કરવા પગે ચાલતા જવા ફરજ પાડવામાં આવી અને જેને પરિણામે બે સાત સાત વરસનાં બાળકોએ પ્રાણ તજ્યા, તે જ દિવસે આખા હિન્દુસ્તાનના બાળકો પર સીતમ ગુજર્યો. મારે મન તો સરકાર આ બધા પાપોનું પ્રાયશ્ચિત્ત ન કરે ત્યાં સુધી તેના આશ્રય હેઠળ ચાલતી શાળા કૉલેજોમાં ભણવું એ નરકયાતનાઓ ભોગવવા સમાન છે. ત્યાં સુધી આપણામાં સ્વમાન જેવી કોઇ વસ્તુ હોય તો જે સરકારની અદાલતોમાં પંજાબમાં સેંકડો નિર્દોષ માણસોને કેદની અને ફાંસીઓની સજા થઈ તેની અદાલતોનું આપણે મ્હોં ન જોઇએ. એવી સરકારને સ્વેચ્છાએ મદદ કરવામાં અગર તેના તરફની મદદ સ્વીકારવામાં આપણે તેના ગુન્હાઓ અને પાપોના ભાગીદાર બનીએ છીએ.

*સ્વરાજ વિષે આશાવાદ*

હિંદની સ્ત્રીઓ આ લડતનું આધ્યાત્મિક સ્વરૂપ આંતર દૃષ્ટિથી જ ઓળખી ગઇ છે. હજારો બહેનો ટોળેટોળાં અહિંસાત્મક અસહકારનો સંદેશો સાંભળવા ચાલી આવી છે અને સ્વરાજ્યની પ્રાપ્તિને અર્થે પોતાના શરીર પરનાં જરઝવેરાત મને સોંપતી ગઇ છે. આ બધાં અલૌકિક દૃશ્યો જોયા પછી પણ એક વરસમાં સ્વરાજ્ય મળવાની સંભવિતતા હું જોઇ શકું એ શું આશ્ચર્ય છે ? હિન્દની સ્ત્રીઓ તરફથી મળેલા આ અલૌકિક જવાબની હું ઓછી કિંમત આંકું તો ઇશ્વરનો ચોર બનું, શ્રદ્ધાહીન પામર કહેવાઉં. વિદ્યાર્થીઓ પોતાનું કર્તવ્ય બજાવશે એ વિષે પણ મને પૂરી શ્રદ્ધા છે. અને આજ સુધી જાહેરજીવનને મોખરે રહેનાર આપણો વકીલવર્ગ પણ આ નવી જાગૃતિને ઓળખી ઘટતો જવાબ આપશે એવી પ્રજા આશા રાખે જ.

## ઉપસંહાર

*સલ્તનતનો નાશ*

મેં કડવા શબ્દો કહ્યા છે, પણ તે મેં બહુ વિચારપૂર્વક જ ઉચ્ચાર્યા છે. ઝેર કે વેરની લાગણીથી હું નથી ઉકળ્યો. અંગ્રેજોને હું મારા દુશ્મન નથી માનતો. ઘણા અંગ્રેજો મારા પરમ મિત્રો છે., પણ હું અત્યારે જે રીતે અંગ્રેજી સલ્તનત રચાયેલી છે તેનો કટ્ટો દુશ્મન છું ખરો. અને જો એક માણસની શક્તિ, એક મનુષ્યની તપસ્યા એ સલ્તનતનો નાશ કરવાને સમર્થ હોય તો હું જરૂર એનો એ ન સુધરે તો નાશ કરવા ઇચ્છું છું.

જે સલ્તનત અન્યાય અને દગાને ધર્મ માની રહી છે તે તેના રખેપાઓ તોબા ન કરે તો દુનિયામાં રહેવાને લાયક નથી અને એવી સલ્તનતને ન્યાય કરવાની ફરજ પાડવાનું પ્રજાને સામર્થ્ય મેળવી આપનારા દિવ્ય અસ્ત્ર તરીકે જ અસહકારની ઉત્પત્તિ થઇ છે.

મને તો પૂરી ઉમેદ છે કે બંગાળ આત્મશુદ્ધિની હીલચાલમાં પૂરેપૂરો ભાગ ભજવશે. જ્યારે આખું હિન્દ ઉંઘતું હતું ત્યારે બંગાળે સ્વદેશી અને રાષ્ટ્રીય શિક્ષણનો શંખનાદ કરેલો. આજે આત્મશુદ્ધિ અને આત્મબલિદાન આપીને સ્વરાજ્ય ઘેર કરવાની અને ખિલાફત તેમજ પંજાબની બાબતમાં ન્યાય મેળવવાની આ લડતમાં પણ મને પૂરેપૂરી ઉમેદ છે કે એ જ બંગાળ પોતાનો મોખરો નહિ છોડે.

---

તા. ૨૯-૧૨-૧૯૨૦

# સાક્ષર નરસિંહરાવ પ્રત્યે—

ગુજરાતના સાક્ષરરત્ન નરસિંહરાવે પ્રગટ પત્ર લખ્યો છે તે મેં અનાયાસે વાંચ્યો. હું છાપાંઓ વાંચવાનો વખત ભાગ્યે જ મેળવી શકું છું. પ્રવાસમાં છાપાં ભાગ્યે જ મળી શકે છે, તેથી આવાં લખાણો વાંચ્યા વિના પણ હું રહી જતો હોઇશ.

ઉપરનો કાગળ જો હું ન વાંચત તો મને દુઃખ થાત. રા. નરસિંહરાવે અતિ પ્રેમભાવે ને નિર્મળ હૃદયે તે પત્ર લખ્યો છે. મારી આજની પ્રવૃત્તિથી તેમને દુઃખ થયું છે એ હું જોઇ શકું છું. તેમનો પત્ર વાંચી બીજાને પણ દુઃખ થયું હોવું જોઇયે. કંઇ ખુલાસાથી એ દુઃખનું હું નિવારણ કરી શકું તો મને કૃતાર્થ થયો સમજું. તેથી હું તે પત્રનો જવાબ દેવા પ્રયત્ન કરૂં છું.

નરસિંહરાવજીનો લેખ કેવળ એક માન્યતા ઉપર રચાયેલો જોઉં છું. જે સાત્વિક અને ધાર્મિક ભાવના તેમણે મારામાં સને ૧૯૧૫ માં ને ત્યારબાદ જોયેલી એ તેઓ આજે નથી જોતા. તેઓ એમ માને છે કે આજે હું રાજ્યીય સમુદ્રમાં પડી ગોથાં ખાઉં છું, અને મોહ ઉપજ્યો છે.

મારો આત્મા સાક્ષી પૂરે છે કે હું જે ૧૯૧૫ માં હતો તે જ છું. મારી ધર્મવૃત્તિ અને ન્યાયવૃત્તિ આજે વધારે જાગૃત છે.

મને ધાસ્તી છે કે મારા આગલા જીવનથી નરસિંહરાવજી અપરિચિત છે. મેં મારૂં બધું જીવન રાજ્યીય પ્રવૃત્તિમાં જ વ્યતીત કર્યું છે. મેં ધાર્મિક પ્રવૃત્તિને રાજ્યીયથી

ભિન્ન નથી ગણી. રાજકીય પ્રવૃત્તિમાં ધર્મવૃત્તિ દાખલ કરવાનો ગોખલેનો મંત્ર મેં હમેશાં માન્યો છે ને તેનો યથાશક્તિ અમલ કર્યો છે.

સરકારને વિષે જે વિશેષણોનો હું પ્રયોગ કરું છું તેવાં વિશેષણોનો પ્રયોગ મેં દક્ષિણ આફ્રિકામાંના સત્યાગ્રહના યુદ્ધને સમયે કર્યો હતો. પણ મારી મતિ તે વખતે મલિન થયેલી એમ મેં માન્યું નથી. કેટલાક અંગ્રેજ મિત્રો માનતા ખરા. તેમણે તેવી માન્યતાને સારુ અંતે પશ્ચાત્તાપ કરેલો. તેમાના એક નાતાલના મરહુમ પ્રધાન એસ્કમ્બ હતા ને બીજા દક્ષિણ આફ્રિકાના આજના પ્રધાન જનરલ સ્મટ્સ છે.

'પ્રેમલ જ્યોતિ'ના ભજનનો ભણકાર મારા કાનમા આજે પણ ગુંજે છે; આજે પણ તેનો આદેશ મારું નિશાન છે. આજે પણ હું ઇશ્વરની પ્રેરણા પ્રતિક્ષણ યાચી રહ્યો છું.

પાશ્ચાત્ય સંસ્કૃતિ ભૂલી જા

છતાં 'પાશ્ચાત્ય સંસ્કૃતિ ભૂલી જાઓ' એવી સલાહ મેં તે વેળા પણ આપેલી. એ સંસ્કૃતિના અનુકરણમાં હિન્દુસ્તાનનો નાશ મેં ચોખ્ખી રીતે સને ૧૯૦૮ મા જોયો. મારી માન્યતા મેં પ્રથમ એક અંગ્રેજ ઉમરાવને જાહેર કરી ને વિલાયતથી દક્ષિણ આફ્રિકા પાછો ફર્યો ત્યારે તે જ સાલમા (૧૯૦૮ મા) 'ઇંડિયન ઓપીનિયન'માં પણ પ્રસિદ્ધ કરીને છેવટે તે લેખોને 'હિન્દ સ્વરાજ' રૂપે પ્રગટ કર્યા. તે અથવા તેનો તરજુમો વાંચી જવા રા. નરસિંહરાવને હું વીનવું ? તેમાથી તેમને મારી આધુનિક પ્રવૃત્તિ વિષે વધારે માહીતી મળશે.

પણ પાશ્ચાત્ય સંસ્કૃતિનો ત્યાગ એટલે અંગ્રેજી એટલા બધાનો ત્યાગ અથવા તો અંગ્રેજ પ્રજાનો દ્વેષ એવું તો મેં કોઈ કાળે માન્યું નથી, ને આજે પણ માનતો નથી. હું બાઇબલનો પૂજારી છું. ઇસસનો પર્વત ઉપરનો ઉપદેશ મને આજે પણ મંગળમય છે. તેમાંનાં મધુર વાક્યો આજે પણ મારા અગ્નિને શમાવી શકે છે. રસ્કિન કાર્લાઇલનાં કેટલાંક લખાણો આજે પણ હું પ્રેમપૂર્વક વાંચું. ઘણાં અંગ્રેજી ભજનોનો સૂર ને તેની કડીઓ આજે પણ મને અમૃત સમાન લાગે છે. એમ છતાં પાશ્ચાત્ય પદ્ધતિનો ત્યાગ હું ઇષ્ટ સમજું છું, ધર્મ સમજું છું.

પાશ્ચાત્ય સંસ્કૃતિ એટલે શું

પાશ્ચાત્ય સંસ્કૃતિ એટલે પશ્ચિમમાં મનાયેલા આજના આદર્શો અને તે ઉપર રચાયેલી પાશ્ચાત્ય પ્રવૃત્તિઓ. પશુબળને પ્રધાનપદ, પૈસાને પરમેશ્વરનું પદ, ઐહિક સુખ મેળવવામાં કાળનો મુખ્ય ભાગે ક્ષેપ, અનેક પ્રકારના દુન્યવી ભોગો મેળવવા કાળજાતૂટ સાહસો, યાંત્રિક શક્તિના વધારા પાછળ માનસિક શક્તિનો પારાવાર

તા. ૨૯-૧૨-૧૯૨૦

વ્યય, નાશ કરવાની યુક્તિઓ શોધવામાં કરોડો રૂપીયાનો ખર્ચ, યૂરોપ બહારની પ્રજાને હલકી ગણવાનો ધર્મ—આ સંસ્કૃતિને હું સર્વથા ત્યાજ્ય સમજું છું.

આમ છતાં હું અંગ્રેજી રાજ્યને વળગી રહ્યો હતો, કેમકે તેમાં મેં ભૂલથી ઉપરની સંસ્કૃતિને તોડવાના સાહસની શક્તિનું આરોપણ કરેલું. હવે હું માનું છું કે અંગ્રેજી રાજ્યતંત્રમાં જેટલી શેતાનિયત છે તેટલી જર્મનમાં કદાચ નહિ હોય. પણ તે ગણતરીમાં ભૂલ હોય તો બન્ને સરખાં તો છે જ.

જે જે ચિહ્નો તુલસીદાસે રાવણરાજ્યનાં વર્ણવ્યાં છે તે તે અંગ્રેજી રાજ્યમાં ખરાં પડે છે, તેથી હું તેને રાવણરાજ્ય કહું છું. આમાં રોષ નથી; 'પુણ્યપ્રકોપ' પણ નથી. એ શાન્ત ચિત્તે મને થયેલી માન્યતા છે. તેથી પ્રત્યેક અંગ્રેજ કે અંગ્રેજ અમલદાર રાક્ષસ છે એમ કહેવાનો આશય નથી. પણ પ્રત્યેક અમલદાર રાક્ષસી તંત્રનો ચલાવનાર હોઇ અન્યાયનું, દગાનું, અત્યાચારનું સાધન જાણ્યે અજાણ્યે બને છે. આવી મારી માન્યતા છતાં હું જો તેને છૂપાવું તો મેં સત્યનો અનાદર કર્યો કહેવાય. ચોરને ચોર કહેવો, પાપીને પાપી કહેવો એમાં અવિવેક નથી, તે ક્રોધ હાંકનારની ગાળ નથી. ઉલટું જો તે ઉચ્ચાર નિખાલસભાવે નીકળેલ હોય તો તે પ્રેમની નિશાની હોઇ શકે.

મેં જો કંઇ પણ વસ્તુનું આ જગતમાં અનન્ય દૃઢતાથી સેવન કર્યું હોય તો તે અહિંસાનું, સત્યનું ને બ્રહ્મચર્યનું. તે ત્રણેનું પાલન કેટલું કઠિન છે એ મારો આત્મા જ જાણે છે. ત્રણેનું કાયિક વાચિક પાલન મેં સારી રીતે કર્યું છે એમ મારી માન્યતા છે. મનમાં ક્રોધ નથી આવ્યો એમ કહું તો અસત્ય બાપણું થાય; મનમાં વિષયવાસના નથી જાગેલી એમ કહું તો પાપી બનું. છતાં, આ ત્રણે વ્રતોનું સર્વાંશે પાલન કરવાની પૂર્ણ શક્તિ મારામાં આવી ગઈ હોય તો જે સંશય રા. નરસિંહરાવને ઉદ્ભવ્યો છે તે ન જ ઉદ્ભવત, એવો એ ત્રણ વ્રતના કાયિક, વાચિક ને માનસિક પાલનનો પ્રભાવ છે એમ માનું છું. આટલું કહીને હું પ્રતિજ્ઞા કરી શકું છું કે જનરલ ડાયરનું ભૂંડું હું લેશમાત્ર ઇચ્છતો નથી. તેને શિક્ષા આપવાની મને જરાયે ઇચ્છા નથી. તે માંદો પડે તો હું તેની સારવાર પ્રેમપૂર્વક કરૂં. પણ તેને મારા પૈસામાંથી પેન્શન આપીને તેના પાપમાં હું ભાગીદાર તો ન જ બનું; તેના કૃત્યની અઘોરતાને હું કંઇ મોળું સ્વરૂપ ન આપું. તેનું કૃત્ય રાક્ષસી હતું તે વિષે મને શંકા નથી. તેના કૃત્યને અંગ્રેજ પ્રજાએ 'વિચારદોષ' માની તેનું પાપ જાતે વહોરી લીધું છે.

જીસસે તેના જમાનાને 'સરપોનો જમાનો' કહ્યો હતો, તે કંઇ ક્રોધમાં નહિ. જ્યાં સાચું બોલતાં બધા ડરતા હતા ત્યાં જીસસે પોતાનું માથું કોરે મુકી સ્પષ્ટ ભાષામાં બધા દંભ, દર્પ તથા જુલ્મને વર્ણવીને નિર્દોષ અને સાદા માણસોને સાવધાન કર્યા ને બચાવ્યા. બુદ્ધ જ્યારે પેલા ઘેટાંને પોતાની ખાંધ ઉપર મુકી અત્યાચારી બ્રાહ્મણો પશુવધ કરી રહ્યા હતા ત્યાં જઇ પહોચીને જે ભાષા વાપરી તે મુંવાળી ભાષા ન હતી. પણ તેનો આત્મા પ્રેમથી ધોળાયેલો હતો. તેઓની સરખામણીમાં હું કોણુ ? એમ છતાં તેઓની અહિંસાનો—પ્રેમનો મુકાબલો આ જ જીવનમાં કરવાની અભિલાષા હું રાખું છું. તેને સાઉ વાંચનારે મને ઉદ્ધત ન ગણવો. મારો પરમ આદર્શ એક રા. નરસિંહરાવનો જ નામેરી ગુજરાતનો મહેતો છે. તેનો પ્રેમ કંઇ બુદ્ધના કરતા ઉતરે તેમ ન હતો.

જીસસ, બુદ્ધ, નરસિંહ મહેતો

હું ભૂલ કરતો હોઉં, હું અંગ્રેજોને અન્યાય કરતો હોઉં, મેં ઇતિહાસને ખોટી રીતે જાણ્યો હોય, આ બધું સભવે છે; પણ મારી પ્રવૃત્તિ આજે વેરથી ભરેલી છે અથવા તો તે ઓછી ધાર્મિક છે એમ તો નથી જ. જે મિત્રો મને ભૂલથી બચાવવા ઇચ્છે તેમને મારી વિનતિ છે કે તેમણે પ્રથમ મને જાણી લેવો. હું નિર્મળ થવા અને રહેવા પ્રયત્ન કરૂં છું; ભૂલથી ભરેલો છું, ભૂલ સુધારવા તત્પર છું. આ જગતમાં એવું મારૂં કંઇ જ નથી કે જે હું છૂપાવવા ઇચ્છું છું. જે વિચારો મને સુઝે છે તે હું તુરત જાહેર કરૂં છું. પણ હું અતિશય વિચારપૂર્વક કામ કરનારો હોવાથી મારો મત એકાએક છોડી શકતો નથી. આથી મને મારા સાથીઓ પણ 'આપખુદી' માનતા હોય તો નવાઇ નથી. હું 'ઑટૉક્રેટ' નથી એવી મારી નમ્ર માન્યતા છે. આપખુદ માણસ બીજાનું સાંભળવા જ ઇચ્છતો નથી. મને તો એવાં જ સ્મરણ છે કે હું બાળકોનું પણ સાંભળું છું, અને તેમની પાસેથી ઘણુંયે શીખ્યો છું. મેં ભરવાડો, ખેડૂતો પાસેથી ઘણુંયે જ્ઞાન મેળવ્યું છે.

પહેલાં મન જાણી લો

મેં ઉપર 'સાથી' શબ્દ વાપર્યો છે. 'મારા અનુયાયી કોઇ નથી, મારા વિચારોના અનુયાયી ભલે હોય' એ મારૂં કહેવું રા. નરસિંહરાવે 'શબ્દખેલ' માની મને અજાણે અન્યાય કર્યો છે. મેં કોઇને ધર્મગુરુનું પદ આપ્યુ નથી. મને પોતાને હું તે પદને સારૂ લાયક ગણતો નથી. જ્યાં સુધી મનથી, વાચાથી ને કાયાથી હું યમનિયમાદિનું વ્રત સંપૂર્ણપણે પાળવાની શક્તિ નથી મેળવી શક્યો ત્યાં સુધી અનેક ભૂલોને પાત્ર છું. તેવા માણસથી કોઇને શિષ્ય બનાવાય જ નહિ. એક જ મિત્રને તેના આગ્રહને

ગુરુપદની મીમાંસા

વશ થઇ શિષ્ય ગણવાની થોડાં વર્ષો પહેલાં મેં ભૂલ કરેલી; તેમાં હું ડંખાયો. મારૂં ગુરુપણું ચાલી જ ન શક્યું. મારી પરીક્ષા ખોટી હતી.

આ યુગમા કોઇને ગુરુ બનાવવા અથવા કોઇએ ગુરુ બનવું એ બહુ જોખમકારક ગણું છું. ગુરુમાં આપણે પૂર્ણતા કલ્પીયે છીયે. અપૂર્ણ મનુષ્યોને ગુરુ બનાવી આપણે અનેક ભૂલોમાં પડીયે છીયે. તેથી જ મેં ઇરાદાપૂર્વક કહ્યું છે કે મારા વિચારના અનુયાયી મને પસંદ છે; અનુયાયી હું ઇચ્છતો નથી. વિચારોને અનુસરવામાં જ્ઞાનની આવશ્યકતા છે; મનુષ્યને અનુસરવામા શ્રદ્ધા પ્રધાન છે. હું મારી શ્રદ્ધાભક્તિ માગતો નથી; મારા વિચારોની ભક્તિ અવશ્ય માગુ છું. તે તો જ્ઞાનપૂર્વક જ હોય. એમ છતા હું જાણું છું કે અત્યારે અનેક માણસો મારી ઉપર મોહિત હોવાથી મારા વિચારોને અનુસરે છે. તેમનું પાપ હું નહિ વહોરૂં, કેમકે તેઓને હું મારા અનુયાયી નથી ગણતો. મારા અનુયાયી ને મારા વિચારના અનુયાયી વચ્ચે એટલો તફાવત છે જેટલો ગ્લૅડસ્ટને એક માણસને મૂર્ખ કહેવો ને તેના વિચારોને મૂર્ખ કહેવામા બતાવ્યો હતો.

પણ રા. નરસિંહરાવ મારામાં કંઇક બીજો દોષ પણ જોઇ રહ્યા છે, જે ‘ગુરુઓ’માં વિશેષ હોય છે. હું ચરણસ્પર્શની સામે સત્યાગ્રહ ન કરતાં—તેને વખોડતો છતાં—કરવા દઉં છું એ શું ? હું વિનયપૂર્વક એ ભાઇને સૂચવું છું કે એ સત્યાગ્રહનો વિષય નથી. ચરણસ્પર્શ એ મૂળે દોષ કે પાપ નથી કે તેની સામે સત્યાગ્રહ થાય. વળી અગણિત સાદા ભાવિક ખેડૂતો જેમને સદાય ચરણસ્પર્શની આદત પડી ગઈ છે તેમને એકાએક કોણ સમજાવી શકે ? હું રા. નરસિંહરાવને ખાત્રી આપું છું કે ચરણસ્પર્શથી ને જયઘોષોથી હું બહુ અકળાયેલો છું. ભાઇ શૌકતઅલી તે ચરણસ્પર્શરૂપી પ્રહારથી મને બચાવવા હમેશાં ભારે પ્રયત્નો કરે છે, ઘણા સ્વયંસેવકો પણ તેમાં રોકાયેલા રહે છે; પણ તેમાંથી હું સાવ બચી શક્યો નથી. તેની સામે ઉપવાસ કરીને અમર લોકોની સામે અબોલાનું વ્રત લઇ સત્યાગ્રહ કરવાની મારામાં હિમ્મત નથી, મને ઇચ્છા નથી. જયઘોષથી હું એટલો અકળાઉં છું કે મારા કાનમાં હું ઘણી વેળા ખરે જ રૂનાં પુમડા મુકું છું. પૂજાથી ભૂલાવામાં ન પડવાની ને તિરસ્કારથી મારૂં કર્તવ્ય ન છોડવાની હું રા. નરસિંહરાવને ખાત્રી આપું છું.

વાંદરા પૉઇન્ટ પર જવાને સારૂ મને રા. નરસિંહરાવ આમન્ત્રે છે. મારો ત્યાં જવાનો ઉદ્દેશ કેવળ સાધુપુરુષ દયારામ ગિદુમલને મળવા જવાનો હતો. તેમને વિષે તેમનાં કુટુંબીઓ તરફથી મેં હૈદરાબાદમાં સાંભળેલું. રા. નરસિંહરાવે તેમને

પોતાના ઘરમાં માનીતા પરોણા તરીકે રાખી બહાદુરી બતાવી છે, તેને સારુ ત્યાં જઈ ધન્યવાદ આપવો એ પણ મારો ઉદ્દેશ હતો. વ્યવસાયોને લઇને તે પાર નથી પડ્યો.

વાંદરા પૉઇન્ટ પર મને આશ્વાસન મળે અથવા તો ત્યાં હું 'પ્રેમલ જ્યોતિ'નાં વિશેષ દર્શન કરું એવી મને આશા નથી. વાંદરામાં મારે રહેવા જવું એવો ઘણાં વર્ષો પહેલાં પ્રસંગ આવેલો છતાં મેં તેનો ઇરાદાપૂર્વક ત્યાગ કરેલો. વાંદરાને લગતું મુંબઇનું કતલખાનું છે. તે કતલખાનું જ્યારે જ્યારે વાંદરા થઇને નીકળું છું ત્યારે ત્યારે મારું હૃદય ચીરે છે. વાંદરામાં ગમે તેવા સુંદર દશ્યો હોય તોપણ તે બધા જ મને નિર્દોષ પશુઓના લોહીથી ખરડાયેલા લાગે છે ને તેથી ત્યાં જતા મારો આત્મા દૂભાય છે. એવું બીજું સ્થાન કલકત્તા છે કે જ્યાં રહેવું મને વિષમ લાગે છે. ત્યાં હિન્દુ ધર્મને નામે અસંખ્ય બકરાંઓની કતલ થાય છે તે મારાથી સાંખી શકાતી નથી. એટલે હું વાંદરા જવા પ્રયત્ન તો કરીશ, પણ ઉદ્દેશ તો હજુ પહેલો જ રહેશે. બાકી 'પ્રેમલ જ્યોતિ'ની ઝાંખી તો હૃદયમંદિરમાં જ્યારે તે નિર્મળ સંયમથી કોઈ વેળા સુશોભિત બની રહે છે ત્યારે થઇ જાય છે ને તે મને પરમ શાંતિ આપ્યાં કરે છે.

---

# † નવ મહિનામાં સ્વરાજ*

'ત્રણ માસના અનુભવ પછી મને લાગે છે કે હવે અસહકારની ચળવળ બંધ પડવાની નથી. કોઈ કોઈ સ્થળે લોકોએ પોતાનું સમતોલપણું ખોયાનો મને અનુભવ થયો છે, તોપણ એ ચળવળથી એકંદર લોકોનાં હૃદય વિશુદ્ધ બનશે એ નિઃસંશય છે. દિવસે દિવસે લોકોનાં હૃદયમાં અસહકાર વધારે વસતો જાય છે તેને માત્ર એક સિદ્ધાન્ત તરીકે જ નહિ, પરન્તુ એક અનિવાર્ય નીતિ તરીકે તેઓ સ્વીકારે છે. શાન્તિમય અસહકારમાં હું જગદીશચંદ્ર બોઝની શોધો કરતાં પણ વધારે ચમકાવનારાં પરિણામો જોઇ રહ્યા છું. અમારા તરફથી કોઇ પણ રીતે શાંતિનો ભંગ નહિ થાય એવી સરકારને ખાત્રી થાય અને અશાન્તિ થશે એવી શકાને સ્થાન જ ન રહે તો તે જ ક્ષણથી સરકાર જાણે અજાણે કે ઇચ્છા અનિચ્છાએ પણ જરૂર પોતાનું સ્વરૂપ બદલશે. અસહકારનું પરિણામ

[ કઈ દિશામાં સ્વરૂપ બદલશે એ પ્રશ્નના જવાબમાં : ]

* નાગપુરની મહાસભા વખતે 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના પ્રતિનિધિએ લીધેલી મુલાકાત દરમિયાન દર્શાવેલા વિચારો.

અમે માગીયે છીયે તે જ દિશામાં—એટલે તેને પ્રજાના અવાજને માન આપવાની ફરજ પડશે. લોકો ખિલાફત અને પંજાબના સંબંધમા ન્યાય મેળવવા ખાતર દૃઢનિશ્ચયી રહી, આત્મભોગ આપી પોતાનું પુરુષાર્થ દાખવશે એટલે તેમને એની મેળે પોતાની ઇચ્છા મુજબનું સ્વરાજ મળશે.

આધુનિક જમાનાના સંપૂર્ણ હકવાળી પાર્લામેંટથી હિન્દુસ્તાનનું રાજ્યતંત્ર ચાલે એને હું સ્વરાજ કહું છુ. પછી તે અંગ્રેજોના કૃપાપ્રસાદથી મળે કે તે સિવાય મળે. પોતાના પ્રત્યેક કાર્યમા પ્રતીત થતી સ્વાર્થ અને લોભરૂપી મલિનતામાથી સરકારને વિશુદ્ધ કરવાનો આ ચળવળનો હેતુ છે. સોમાલીલૅંડની માફક તેઓ હિન્દુસ્તાન પણ છોડીને ચાલ્યા જાય. સોમાલીલૅંડના રાજ્યતંત્રમાથી તેમને નફો મળતો બંધ થયો એટલે ત્યાંથી તેઓ નીકળી ગયા.

આ તો છેક છેવટની વાત મેં કરી નાખી. હિન્દુસ્તાનમા એવું કાંઈ બનશે એમ હુ ધારતો નથી. મને તો લાગે છે કે અંગ્રેજો અનિવાર્ય બળ આગળ નમશે. જ્યારે લોકમતનુ ખરૂં સ્વરૂપ અને શક્તિ પ્રગટ થશે ત્યારે તેઓ તેને માન આપશે. ત્યારે જ શહેનશાહતના પ્રધાનો અને તેમના હિન્દ ખાતેના પ્રતિનિધિઓએ તેમને નામે ગુજારેલા ભયંકર કેરનું તેમને ભાન થશે. એટલે તેઓ આ બે અન્યાયો પણ લોકોની ઇચ્છા મુજબ દૂર કરશે અને તેમની ઇચ્છા મુજબનું સ્વરાજ પણ આપશે.

ગયા થોડા મહિનાના અનુભવ ઉપરથી, મને એની આશા બંધાઇ છે કે હવે બાકી રહેલા નવ મહિનામા અમે આ બન્ને અન્યાયો દૂર કરી શકીશું અને અમારી ઇચ્છા પ્રમાણેનું સ્વરાજ સ્થપાયલું જોઈશું.

[ તો પછી હાલની સરકાર ક્યા જશે ? એના જવાબમાં : ]

પછી વાઘ અને બકરી એક આરે પાણી પીશે.

---

## ૧૫ 'ગુરખા' ઉપર વાતચીત

હમેશ જ કાંઈ મારે મુસાફરીનાં કષ્ટો વર્ણવવાનું હોય એવું નથી. ઠામ જતાં ગોલન્દોથી નારાયણગંજ અને નારાયણગંજથી ગોલન્દો સુધીના પદ્મા નદીના પ્રવાસે અમારા આખા પ્રવાસના શ્રમને ભૂલાવ્યો. સાત કલાકની મુસાફરીમાં માત્ર બે ત્રણ ઠેકાણે સ્ટીમર અટકે, એટલે ઘણીક વાર તો કલાકમાં સાત આઠ વખત ઉભી રહેનારી અને કોઇકવાર ઓછામાં ઓછી કલાકમાં એક વખત ઉભી રહેનારી રેલગાડીની સરખામણીમાં

સ્ટીમર ઉપરની શાન્તિનો પાર જ શો ? રેલ મુસાફરીની અશાન્તિ નહિ, બેસૂરો ધડધડાટ નહિ, અકળાટ નહિ. સ્ટીમરની મુસાફરી છતાં સ્ટીમરને ઉંચે નીચે ઉછાળતાં મોજાં પણ નહિ. સાગર જેવી વિશાળ છતાં સરોવર જેવી શાન્ત પદ્મા ઉપર સ્ટીમર રેશમની દોરી ઉપર મોતી સરી જાય તેમ સરી જતી હતી. અને આસપાસનાં દશ્યો—જેમાં પ્રભાતનો અવર્ણનીય સૂર્યોદય કાંઈક ઓર ખૂબી પૂરતો હતો—તે તો રેલવેની મુસાફરીમાં ક્યાં મળે ?

'ગુરખાપર' વાતચીત

પણ હું આ પ્રવાસની ખિજ્જત વર્ણવવા નથી બેઠો. સ્ટીમર 'ગુરખા' ઉપર થયેલી એક સુન્દર વાતચીતનો સાર આપવાનો જ આ પત્રનો હેતુ છે. સુમારે સાતેક વાગે સાંજે નારાયણગંજથી અમે પાછા ફરતા હતા તે સ્ટીમરમાં ગાંધીજીની શાન્તિનો બે અપરિચિત મિત્રોએ ભંગ—મધુરો, મનોનુકૂલ ભંગ—કર્યો. બન્ને સજ્જનો બૅરિસ્ટરો હતા; એક અંગ્રેજ હતા, અને બન્નેનો ધંધો ધીકતો ચાલતો હશે એમ તેમની વાતચીત ઉપરથી લાગતું હતું. બન્નેની વાતોમાં વિનયની મણા ન હતી, અને કેવળ જિજ્ઞાસાથી જ પ્રેરાઇને તેઓ ગાંધીજીની સાથે વાતો કરવાને આવ્યા હતા. અસહકાર વિષે કેટલીક વાતો પછી,

### અંગ્રેજ પાસે શું માગું છું ?

વિરોધ નહિ શુદ્ધીકરણ

હિન્દી ભાઈએ પૂછ્યું:—ત્યારે અસહકારનો તાત્કાલિક હેતુ તો અન્યાયની સામે વિરોધ કરવો એ જ છે ને ?

ગાંધીજી—ના, વિરોધ નહિ, શુદ્ધીકરણ. અમારા પોતાના શુદ્ધીકરણ વડે સામાનું શુદ્ધીકરણ.

અંગ્રેજ ભાઇ—અને પાપનો સંગત્યાગ ?

ગાંધીજી—બરોબર, પાપનો સંગત્યાગ.

અંગ્રેજ ભાઇ—ત્યારે શું તમે આવું શુદ્ધીકરણ કાંઈ ઉપજાવી શક્યા છો એમ તમને લાગે છે ?

ગાંધીજી—હું આજે દેશનું પર્યટન કરી રહ્યો છું તેમાં લોકોને નિગ્રહ, સ્વાશ્રય શીખતા જોઇને હું તો આશ્ચર્યચકિત થઇ રહ્યો છું. ખેડૂતવર્ગમાં પણ આ બન્ને વસ્તુ ખીલી રહી છે, અને શિક્ષિત સમજદારો પણ આની અસરથી અસ્પૃષ્ટ છે એમ મને નથી લાગ્યું. તેઓનાં મન પણ સ્વચ્છ થતાં જાય છે.

અંગ્રેજો અને શુદ્ધીકરણ

અંગ્રેજ ભાઇ—આ શુદ્ધીકરણ ઉત્પન્ન કરી અંગ્રેજ પાસે તમે શું કરાવવા માગો છો ? અંગ્રેજના વર્તનમાં શો ફેર ઇચ્છો છો ?

ગાંધીજી—હું દરેક અંગ્રેજ દરેક હિન્દીને પોતાના સરખો સમજતો થાય એવી સ્થિતિ ઉત્પન્ન કરવા ઇચ્છું છું. અંગ્રેજ અભિમાનના શિખરે ચઢીને વાતો કરે છે તેને હું નીચે ઉતારી હિન્દના સામાન્યમાં સામાન્ય મજૂરને પણ પોતાના સરખો માનતો

ઇચ્છા માગું છું. કોઇ પણ વ્યવહારમાં તે હિન્દીની અવગણના ન કરે, સર્વ વ્યવહારમાં તેને તે પોતાનો સરખો ભાગીદાર સમજે, એવી સ્થિતિ હું ઉપજાવવા માગું છું. બીજી કોઈ પણ શરતે હિન્દમાં તેને સ્થાન નથી. અંગ્રેજ અને હિન્દી બન્નેમાં આ સરખાપણાના ભાવનો અનુભવ થાય, સાક્ષાત્કાર થાય એટલે લાગલું જ મારા દેશને સ્વાતંત્ર્ય મળ્યું એમ સમજવું. અને આ પરિણામ લાવવા માટે પ્રતિષ્ઠા અને ઇજ્જતની જે જૂઠી પ્રતિમાપૂજા ચાલુ છે તેનો નાશ થયો એટલે બસ છે. આજે જ્યાં જોઇયે ત્યાં શું જોવાનું મળે છે ? અંગ્રેજથી ડરતા હિન્દીઓ—પોતાના વિચારને બીજાથી સંતાડતા હિન્દીઓ. આના કરતાં વધારે અવનતિજનક દૃશ્ય બીજું શું હોઇ શકે ?

અંગ્રેજ ભાઇ—તમે કહો છો કે દરેક અંગ્રેજ હિન્દી મજૂરને પણ પોતાના સરખો સમજે એ વધારો પરતું નથી ? દરેક હિન્દી ગૃહસ્થ શું મજૂરને પોતાના સરખો સમજે છે ? તમે એટલું માગો તો તે વાજબી છે કે દરેક અંગ્રેજ બીજા અંગ્રેજ તરફ વર્તે છે તેવી રીતે હિન્દી તરફ વર્તે. કોઈ અંગ્રેજ 'સ્કવાયર' પોતાના ખેડૂતો તરફ વર્તે તે રીતે અંગ્રેજ હિન્દી મજૂર તરફ પણ વર્તે.

ગાંધીજી—વાહ, એ તો તમે મારા કરતાં પણ સુંદર ભાષા વાપરી દીધી. મારું કહેવાનું તાત્પર્ય એ જ છે.

## ગુન્હેગારો માટે શું માગીયે છીયે ?

હિન્દી ભાઈ—ત્યારે અત્યાચારી સરકાર સાથે અસહકારનો તાત્કાલિક હેતુ પણ આપ શુદ્ધીકરણ જ કહો છો ? પછી શુદ્ધીકરણથી બીજા ઐહિક લાભો પ્રાપ્ત થાય યા ન થાય તેની ચિંતા નહિ ?

ગાંધીજી—અમારી શુદ્ધ તપસ્યા પૂરી થશે એટલે ઐહિક લાભો તો એની મેળે જ અંદરથી ફલિત થવાના. દાખલા તરીકે પંજાબના અત્યાચાર વિષે કશું કરવાપણું રહેશે નહિ, પંજાબના એક પણ ગુન્હેગારને પછી હિન્દુસ્તાનમાં ઉભા રહેવાનું સ્થાન નહિ હોય, એટલું જ નહિ પણ કોઇ પણ ગુન્હેગારનો પગાર કે પેન્શન તો આપણી તીજોરીમાંથી આપી શકાશે જ નહિ.

અંગ્રેજ ભાઇ—ત્યારે સજા શું અંગ્રેજને માટે જ તમે રાખી છે? હિન્દીઓ—સામાન્ય વર્ગમાંના હિન્દીઓએ પણ ગુન્હા તો કર્યા હતા; તેમનું શું ?

ગાંધીજી—આ સવાલ આશ્ચર્યકારક છે. અમારા ગુન્હા કરતાં અમને હજાર દરજ્જે વધારે સજા મળી ચુકી છે. હું ખાત્રીપૂર્વક કહું છું કે જેણે ગુન્હા કર્યા હતા તે તો સજા પામ્યા, એટલું જ નહિ પણ બીનગુન્હેગાર પણ સેંકડો માર્યા ગયા છે. નિર્દોષ માણસોને જેલ જવું પડયું છે. બચ્ચાંઓને પણ સહન કરવું પડયું છે. નિર્દોષ ઓરતોનું અપમાન થયું છે. જલિયાંવાલાની કતલ પણ બીનગુન્હેગારોની હતી. આથી

વધારે સજા કઈ હોઇ શકે ? પણ મેં અંગ્રેજ અમલદારોની સજાની તો વાતે નથી કરી. તેઓને હવે હિન્દુસ્તાનના પૈસા ન મળ્યાં કરે, ઈલકાબ તેઓ ન રાખે, હોદ્દા ન રાખે, એટલી જ વાત કરી છે. તેઓની સજા તો તેમાંના કેટલાકને તો ફાંસીની જ હોય. એને મારા ધર્મમાં સ્થાન નથી. હિન્દુસ્તાન શું માગે તે હું જાણતો નથી.

જલિયાંવાલા અને ગ્લૅંકો

આ જ પ્રસંગે મને એક વાત યાદ આવે છે. મિ. ઍન્ડ્રુઝે જલિયાંવાલા બાગની કતલની 'ગ્લૅંકોની કતલ'ની સાથે સરખાવી ત્યારે તરત જ મેં તો 'યંગ ઈન્ડિયા'માં ગ્લૅંકોની કતલનું વર્ણન પણ પ્રગટ કર્યું. મિ. ઍન્ડ્રુઝના મનમાં જલિયાંવાલાના ઘાતકીપણા વિષે કેટલી ઘૃણા હશે ને દર્શાવવા માટે જ મેં એ છાપ્યું પણ મને ફરી વાંચી ગયા પછી લાગ્યું કે ઍન્ડ્રુઝે કાંઇક અન્યાય કર્યો છે, અને મને તે વિષે બહુ દુ:ખ થયું હું પ્રિન્સિપાલ રુદ્રને મળ્યો, તેમની સાથે વાતચીત થઇ; અને તેમનો વિચાર પણ મારા જેવો જ હતો. પણ આજે મને મિ. ઍન્ડ્રુઝની સરખામણીની યથાર્થતાનો ખ્યાલ આવે છે. ગ્લૅંકોની કતલના કરતાં પણ જલિયાંવાલાની કતલ વધારે ભૂરી, વધારે નિંદ્ય હતી એમ મને હવે લાગે છે, કારણ ગ્લૅંકોના કાળના ને આજના કાળના સુધારામાં તો આસમાન જમીનનું અંતર છે.

ખિલાફત અને ઇગ્લંડ

હિન્દી ભાઇ—સરકારે ધર્મની ઉપર હુમલો કર્યો છે એમ તમે કેમ કહો છો ? સરકાર તો વિજયી મિત્રરાજ્યોના મોટા મંડળમાં એક હિસ્સેદાર જ છે.

ગાંધીજી—તમારા જેવાના મ્હોંમાંથી છેક આજની ઘડીએ આવો સવાલ નીકળે છે તે જોઇને હું ચકિત 'થાક' છું. તુર્કીનો નાશ યોજવામાં ઇગ્લંડનો મુખ્ય ભાગ છે. મુખ્ય પ્રધાનને હાથનાં કર્યાં હૈયે વાગે છે. તેણે નૉનકન્ફૉર્મિસ્ટ કૉન્સ્યન્સને છોડી હવે તેને સંતોષવા ખાતર તેને વચનભંગ કરવો પડ્યો છે ને તેથી તેણે મુસલમાનોનાં દિલને જખમ કર્યો છે.

હિન્દી ભાઇ—વારુ, બીજી તરફ વળીયે. તમે શાળાઓ ખાલી કરાવી રહ્યા છો, પણ કેળવણીની કાંઇ બીજી વ્યવસ્થા કરો છો ખરા ?

[ ગાંધીજીએ આના ઉત્તરમાં ગુજરાતમાં ચાલી રહેલી શિક્ષણપ્રવૃત્તિનું વિગતવાર વર્ણન આપ્યું. ]

## ચાલુ શિક્ષણપ્રથા

ચાલુ શિક્ષણ-પ્રથાના અનિષ્ટ

હિન્દી ભાઇ—ત્યારે શું પ્રચલિત શિક્ષણપ્રથા ખોટી છે ?

ગાંધીજી—આ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. છતાં તેનો જવાબ આપવાને મને અડચણ નથી. હું કહું છું કે 'હા તે ખોટી છે.' કેળવણીનું વાહન અંગ્રેજી હોવાથી વિદ્યાર્થીનાં મગજ ઉપર બેવડો બોજો મુકાયો છે. હું તો મારા વિચારો તમને શું કહું ? પ્રોફેસર જદુનાથ સરકાર જેવા કહે છે કે આ પરદેશી વાહનની પ્રથાથી કેળવાયેલા વર્ગનાં મગજ

હિન્દી ભાઇ—તમે કહી ગયા કે શીખવવાની પ્રથા કેવી છે તેની તમને દરકાર નથી.

ગાંધીજી—હા, સાચું.

### યુનિવર્સિટીઓ પાસે શું માગું છું ?

યુનિવર્સિટી-ઓ શું કરે?

હિન્દી ભાઇ—આપણી યુનિવર્સિટીઓ તો હિન્દીઓ ચલાવે છે; તેની policy ઘડનારા પણ હિન્દીઓ હોય છે.

ગાંધીજી—હા, સાચી વાત. યુનિવર્સિટીવાળાઓ મારું સાંભળે તો તેમને હું એમ જ કહું કે તમે તમામ 'ચાર્ટર' ફાડી નાખો, અને પછી તે મારી જ છે એમ હું કહું. સરકારની પાસેથી મળતા પૈસા બંધ થશે એમ તેઓ કહે તો હું તેને બાહેધરી આપવાને તૈયાર છું કે પૈસા હું લાવી આપીશ. માત્ર તમારી યુનિવર્સિટીઓને રાષ્ટ્રીય બનાવો એટલું જ કહી રહ્યો છું. પંડિતજીને પણ મેં શું કહ્યું ? 'વાઇસરૉયને ચાર્ટર પાછો આપી દો, અને મહારાજાઓને પૈસા પાછા જોઇતા હોય તો તેમના પૈસા પણ પાછા આપી દો. પૈસા ઘટશે તેની ભિક્ષા માગીશું. તમે મહારાજાઓની પાસે ભીખ માગવાની અનનુકરણીય શક્તિ ધરાવો છો, તો હું સામાન્ય વર્ગ પાસે ભીખ માગવાની થોડી શક્તિ ધરાવું છું.'

હિન્દી ભાઈ—પણ 'ચાર્ટરે' શું બગાડ્યું ?

### "Evolutionary Revolution"

વિપ્લવ થવો જોઇયે

ગાંધીજી—અરે 'ચાર્ટર' આવ્યો તેની સાથે સરકારનું બધું આવ્યું. 'ચાર્ટર' છે માટે જ હિન્દુ વિદ્યાપીઠ ડ્યૂક ઑફ કૉનોટને માન આપશે. હું તે કેમ સાંખી શકું ? નહિ, હું તો ખરું કહું છું કે મિસિસ બેસંટ એકવાર કહેતા હતા કે 'હું તો રાજ્યવિપ્લવ—બળવો કરવા માગે છે, તે વાત સાચી છે. માત્ર તે વિપ્લવ કેવળ revolution નહિ પણ વિકાસક્રમને અનુસરી થતો ( evolutionary revolution ) વિપ્લવ હોવો જોઇયે. બાકી વિપ્લવ તો થવો જ જોઇયે એમ મને લાગે છે. તે વિના છૂટકો નથી. જુઓને સરકારનાં તો ભવન ફરી ગયાં છે. પેલી દિલ્હી નિર્લજ્જ જાહેર ઘોષણા બહાર પાડી તે જુઓ. તેમાં મોટા મોટાં વાક્યજાળ રચી કહે છે કે હાલ તો અમે છાપાઓને છૂટ આપી છે, અમે કોઈની જીભ બંધ નથી કરવાના. છતા તેઓ શું કરી રહ્યા છે ? પંજાબના શાંત કામ કરનાર આગા સફદરને કેદે શું કામ નાખી માર્યા ? તેમનામાં ધર્માંધતા જેવી વસ્તુ નથી; તેઓના જેવા શાંત કામ કરનાર મેં પંજાબમાં જોયા નથી. વળી પેલે જ દહાડે 'સર્વન્ટ' પત્રના બાબુ શ્યામસુંદર ચક્રવર્તીએ મને કહ્યું કે તેમને એક 'ચેતવણી' સરકાર તરફથી મળી છે ; શા માટે ? તો રા. રાજગોપાલાચાર્યનો 'મતદારોને સૂચના' નામનો એક લેખ 'યંગ ઇન્ડિયા'માં આવેલો તે તેમણે છાપ્યો તે માટે ! આ સ્થિતિ અસહ્ય છે.

### અદાલતો અને કજીઆ કેમ ઓછા કરશું ?

કજીઆ કેમ ઓછા થાય?

હિન્દી ભાઈ—હવે અદાલતો તરફ વળીયે. અદાલતો છોડાવી, વકીલોની વકીલાત બંધ કરાવી, તમે શું કરવા માગો છો ?

ગાંધીજી—સરકારની પ્રતિષ્ઠા તોડવા માગું છું. આ અદાલતો અને શાળાઓ સરકારની પ્રતિષ્ઠાનો પાયો મજબુત કરનારી વસ્તુઓ છે. લોકોને આ વડે જ સરકારે મોહજાળમાં ફસાવી રાખ્યા છે.

હિન્દી ભાઇ—ત્યારે કજીઆઓ શી રીતે પતશે ?

ગાંધીજી—મારો અનુભવ તમને કહું ? મારી વકીલાત દરમિયાન ૭૫ ટકા કેસો મેં ઘરમેળે પતાવેલા. અને ઘરમેળે પતાવવામાં હું તો એક 'એક્સ્પર્ટ' ગણાતો હતો. નિષ્પક્ષતા માટે ત્યાં હું પ્રખ્યાત થયો હતો. એટલે મારા તરફથી કોઇ સામા પક્ષવાળાને નોટિસ મળે કે તરત જ તે મારી પાસે આવતો અને પતાવટ કરવાને માગણી કરતો. એટલે ઘણા જણાઓને બે સોલિસિટરો રાખવા પડતા મારી પાસે ન ફાવે એટલે તેઓ લડવા માટે બીજા સોલિસિટર પાસે જતા. હું તો માત્ર સ્વચ્છ કેસો જ લેતો.

અંગ્રેજ ભાઇ—આવી રીતે વિશ્વાસથી કામ કરનારા પક્ષકારો ઘણા આવે એમ તમને લાગે છે ?

ગાંધીજી—૫૦ ટકા પક્ષકારો અદાલતો છોડશે એટલે ૫૦ ટકા કેસો ઓછા થવાના. ૫૦ ટકા કેસો તો કજીઆદલાલો જ ઉત્પન્ન કરી રહ્યા છે એમ મેં સાંભળ્યું છે. કલકત્તામાં એમ નથી એવું મિ. દાસ કહેતા હતા, પણ બીજાઓએ કહ્યું કે મિ. દાસને તે વિષે અનુભવ નથી.

એક કલકત્તાના વકીલ બારીમાંથી આ વાત સાંભળ્યાં કરતા હતા તે બોલી પડયા; 'મુફસ્સિલ' તો 'ટાઉટ' (કજીઆદલાલો)થી ભરેલી છે. ત્યાંના ૫૦ ટકા કેસો તેમના જ બનાવેલા હોય છે એમ હું સાક્ષી પૂરૂં છું.

હિન્દી ભાઇ—હશે, પણ હું શહેરની વાત કરૂં છું. બંગાળ ચેંબર ઑફ કૉમર્સે એક 'આર્બિટ્રેશન ટ્રિબ્યુનલ' સ્થાપી છે; બેશક પ્રતિષ્ઠાવાન કહેવાય છે, છતાં વેપારીઓના કજીઆ અદાલતમાં જતા ઓછા નથી થયા.

ગાંધીજી—હોય, કારણ વકીલો ઓછા નથી થયા.

હિન્દી ભાઇ—એકાદ જણ વકીલાત છોડશે તેની શી અસર થવાની?

ગાંધીજી—પ્રમાણમાં તો અસર થવાની જ. પંડિત મોતીલાલ નેહરૂએ વકીલાત છોડયાથી સરકારની પ્રતિષ્ઠાની તૂટી પડતી ઈમારતને એક વધારે ધક્કો લાગ્યો છે એમ હું જરૂર કહીશ. સર હારકોર્ટ બટલરને પૂછો.

અંગ્રેજ ભાઇ—તમે પક્ષકારોને પણ અદાલતોમાં જતા અટકાવી રહ્યા છો ખરા ને ?

ગાંધીજી—હા.

અંગ્રેજ ભાઇ—પણ એમ કેમ થશે ? તમારામાં તો તેમને વિશ્વાસ હતો. તમે તો જેઓ સાફ દિલ અને પાક હાથે તમારી પાસે આવતા તેમનું જ કામ કરી આપી શકતા હતા. નાપાક હાથે જેઓ આવે તેનો તો તમે ભાવ પણ ન પૂછતા. આવા નાપાક હાથવાળાઓનું તમે શું કરશો ? એવા કેસો તો ભાગ્યે જ આવવાના કે જેમાં બન્ને પક્ષકારો સાફ દિલ અને પાક હાથવાળા હોય.

ગાંધીજી—નાપાકોની બધાની હું બેધડક સરકારને ભેટ કરીશ.

બન્ને જણા તરફથી હિંદી ભાઇ—અમે તમારી સાથે લડવા નથી આવ્યા, સમજવા જ આવ્યા છીયે એમ તો આપ જાણોછોને ? હવે એક જ સવાલ પૂછીયે. તમારા અનુયાયીઓ જે તેમનો અસહકાર તો વેર અને તિરસ્કાર ઉપર ખડો થયેલો છે એ ખરૂં કે નહિ ?

ગાંધીજી—હા, મને મદ્રાસથી એક અંગ્રેજ ભાઇએ પણ આ બાબતમાં લખ્યું છે.

## બીજા સાથી ક્યાંથી કાઢું ?

અંગ્રેજ ભાઇ—હું તમારો સિદ્ધાન્ત સમજું છું, પણ તમારા અનુયાયીઓની જબાનમા તો નર્યું ઝેર વર્ષે છે. સાથીઓની અપૂર્ણતા

ગાંધીજી—હા, હા, પણ મારૂં કહેવું તો એ છે કે કાંઇ ઉદાત્ત કામ પ્રીતિથી કે અપ્રીતિથી કરો,—તેનું ફળ આવ્યા વિના રહેતું નથી. સત્ય બીકથી બોલાય કે સમજપૂર્વક બોલાય તોપણ તેથી સત્યનું ફળ આવ્યા વિના રહે ?

હિંદી ભાઇ—તમારો સિદ્ધાન્ત 'પાપને તિરસ્કારો, પણ પાપીને તિરસ્કારો નહિ' એ છે. ત્યારે તમારા અનુયાયીઓનો સિદ્ધાન્ત ઉંધો લાગે છે—'પાપીને તિરસ્કારો, પાપને તિરસ્કારવાની જરૂર નથી' એવો.

ગાંધીજી—તમે અન્યાય નથી કરતા ? કેટલાક પાપ અને પાપી બન્નેને તિરસ્કારે છે. પાપને તિરસ્કારે છે એટલે જ તો તેઓ આટલો ત્યાગ કરી રહ્યા છે. ભારે ભારે ભોગો આપવાને તૈયાર થયા છે. કેવળ પાપીને તિરસ્કાર કરનારથી આટલા ભોગો અપાય ? કોઇ કાળે નહિ.

અંગ્રેજ ભાઇ—તમારો મૂળ સિદ્ધાન્ત તો પાપીઓની સાથે ન ભળવાનો છે. તો પછી તમે નાપાક સાથીઓ સાથે કેમ કામ કરી શકો ? તમારા જેવી ઉંચી કક્ષાએ ઉભા રહીને કાર્ય કરનાર પુરુષ મલિન હથિયારો વડે કામ કેમ લે ?

ગાંધીજી—તમે સરકારની નાપાકતા અને સાથીઓની અપૂર્ણતાની સરખામણી કરશો ? તમે જરા વધારે વિચાર કરી જુઓ તો સમજશો. કોઈ પણ સુધારક—હું સુધારક છું—પોતાને મળે તેવાં હથિયારોથી કામ લેવાને બંધાયલો છે—મલિન હથિયારો નહિ, પણ અધૂરાં હથિયારો કહો.

હિંદી ભાઇ (ઉઠતાં ઉઠતાં)—આપને આજે બહુ તસ્દી આપી; માફ કરશો. હું અત્યાર સુધી 'અસહકાર' સાથે લડતો આવ્યો છું, પણ આજે જ સમજું છું કે જે 'અસહકાર' સાથે હું લડી રહ્યો હતો તે તમારી પાસે આજે સમજ્યો તે 'અસહકાર' નહિ. અમે બન્ને તમારા આભારી છીયે.

મહાદેવ હરિભાઇ દેશાઈ

---

તા. ૨-૧-૧૯૨૧

# નાગપુર મહાસભાનાં ભાષણ

## ૧

## મહાસભાનું ધ્યેય

મારા જાણવા પ્રમાણે આજ વ્યાસપીઠ પરથી મારા ઠરાવ સામે બે પ્રકારના વાંધા રજુ થશે. એમાંનો એક એ છે કે બ્રિટિશ સંબન્ધ તોડવાનો વિચાર આપણે આજે જ ન કરીયે. હું જે કહી રહ્યો છું તે તો એ છે કે ગમે તે ભોગે પણ બ્રિટિશ સંબન્ધ કાયમને માટે સાચવી રાખવો એ પ્રજાના સ્વાભિમાનને હીણપદ લગાડનારૂં છે. આપણે જે અસહ્ય દુઃખ ભોગવી રહ્યા છીયે તે દૂર કરાવવા દરેક હિન્દીની અંગત ફરજ છે. બ્રિટિશ સરકાર ગેરઇન્સાફ દૂર કરવાની ના પાડે છે, એટલું જ નહિ પણ તે પોતાની ભૂલ કબૂલ પણ કરવાની ના પાડે છે; અને જ્યાં સુધી તેનું આ વલણ કાયમ રહે ત્યાં સુધી બ્રિટિશ સંબન્ધ જાળવી રાખવો એટલું જ આપણે જોઇયે છીયે એમ આપણે કદી ગણીયે નહિ. આપણા માર્ગમાં ગમે તેવી મુશ્કેલીઓ હોય છતાં આપણે આખા હિન્દને અને દુનિયાને જાહેર કરી દેવું જોઇયે કે બ્રિટિશ પ્રજા આટલો સાદો ન્યાય પણ નહિ આપે તો કદાચ આપણે બ્રિટન સાથેનો સંબંધ જાળવી ન પણ રાખીયે. એક ક્ષણવાર પણ હું એવી સૂચના કરવા નથી માગતો કે આપણે કોઇપણ ભોગે બ્રિટિશ સંબંધ તોડી જ નાંખવો છે. જો બ્રિટિશ સંબન્ધથી હિન્દુસ્તાનની પ્રગતિ થતી હોય તો આપણે તેનો નાશ કરવો નથી, પણ જો તે આપણા રાષ્ટ્રીય સ્વમાનની આડે આવતો હોય તો તે તોડી નાંખવાની આપણી પવિત્ર ફરજ છે બ્રિટિશ સંબંધ કાયમ રાખવાથી આપણે પોતે પણ વિશુદ્ધ થઇ શકીશું અને બ્રિટિશ પ્રજાને પણ વિશુદ્ધ બનાવી શકીશું એમ જે પક્ષ માને છે તે, અને જે પક્ષની એવી જરાયે શ્રદ્ધા નથી તે બન્ને પક્ષને માટે આ ઠરાવમાં સ્થાન છે. દાખલા તરીકે મિ. ઍન્ડ્રુઝનું દૃષ્ટાન્ત લો. તે કહે છે કે બ્રિટિશ સંબંધ જાળવી રાખવામાં હિન્દ માટે જરા પણ શુભ આશા નથી. તેમનું કહેવું એ છે કે હિન્દે ઇંગ્લંડથી જુદાં પડી તદ્દન સ્વતંત્ર થવું જોઇયે. મિ. ઍન્ડ્રુઝ જેવાને માટે પણ આ સુધરેલા કૉંગ્રેસધર્મમાં સ્થાન છે. બીજું દૃષ્ટાન્ત હું પોતે અને શૌકતઅલી. આપણાં દુઃખો દૂર થાય કે નહિ, છતાંયે આપણે બ્રિટિશ સામ્રાજ્યમાં જ આપણો વિકાસ કરવો પડશે એવો સિદ્ધાંત હમેશને માટે સ્વીકારવામાં આવતો હોય તો તેમાં અમારે માટે સ્થાન નથી. એવા ધ્યેયમાં મારૂં સ્થાન ન હોઇ શકે. આ નવા ધ્યેયમાં બન્ને મતનું

---

● મહાસભાના ધ્યેય વિષેના ઠરાવ પર મહાસભા સમિતિમાં આપેલું ભાષણ

અનુયાયીઓને ભેળા કરવાનું બળ રહેલું છે, અને સાથે સાથે બ્રિટિશ પ્રજા પણ ચેતશે કે તે ન્યાય આપવા ન માગતી હોય તો આ સામ્રાજ્યનો નાશ કરવો એ દરેક હિન્દીની પવિત્ર ફરજ થઇ પડશે.

કુરબાનીનો પાઠ

હવે આપણે બાધનો વિષેની દલીલોનો વિચાર કરવો રહ્યો. છેલ્લો જવાબ આપવાનો મને હક છે તેથી એ પ્રશ્નમાં હું અત્યારે ઉતરવા નથી માગતો. હમણાં તો હું ફક્ત બંગાળ પ્રાન્તની છાવણીમાં બનેલા ગઈ કાલના બનાવે જે બોધપાઠ આપ્યો છે તે તરફ તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. તમારે સ્વરાજ જોઇતું હોય તો તે કેમ મેળવાય તેનું એક દિગ્દર્શન કાલે થયું. કાલે બંગાળની છાવણીમાં થોડી રકઝક અને ઝપાઝપી થઇ, થોડો મતભેદ પણ ઉભો થયો. મતભેદ તો દુનિયા ચાલે ત્યા સુધી રહેવાના જ. હું પતિપત્નીની વચ્ચેના મતભેદથી માહીતગાર છું, કારણકે હું હજુ પણ પતિ છું. ભાંડુભાંડુ વચ્ચેના કજીઆ મેં જોયા છે, કારણકે હું ચાર દીકરાનો બાપ છું, અને એ બધાયમાં શારીરિક યુદ્ધમાં તો મને પૂરો કરી નાંખવાની શક્તિ છે. પતિ અને પિતા તરીકેનો વિવિધ અનુભવ મને થઇ ચુક્યો છે. હું જાણું છું કે આપણામાં હંમેશા રકઝક થતી જ રહેશે. પણ જે બોધપાઠ તરફ હું તમારૂં લક્ષ ખેંચવા માગું છું તે તો એ છે કે મને બન્ને પક્ષ આગળ બોલવાનું માન મળ્યું છે, તેમણે મારી હકીકત પૂર્ણ ધ્યાનથી સાંભળી છે, અને એથી વધારે તો એ છે કે મેં તેમના આગળ જે બોધ નમ્રભાવે મુકેલો તે ગ્રહણ કરીને તેમણે મારા માટેની લાગણી, મારા પ્રતિનો પ્રેમ અને ભ્રાતૃભાવ પ્રદર્શિત કર્યા છે. જો તમે દૃઢ હો, તમે બહાદુર હો, જો સ્વરાજ મેળવવાનો તમારો નિશ્ચય હોય અને જો તમારે ખરેખર કૉંગ્રેસના ધ્યેયમાં ફેરફાર કરવો હોય તો તમારે તમારો ગુસ્સો ગમાવી દેવો પડશે. ગેરઇન્સાફની કંઇ પણ લાગણી તમારા હૃદયને કોતરી ખાતી હોય તો તેને તમારે દબાવી દેવી પડશે અને આ બધું ભૂલી જવું પડશે. બંગાળી ભાઇઓ અને બીજા બધા જે આ મહાન પરિષદમાં દૃઢ નિશ્ચય કરીને આવેલા છે તેમની પાસે હું એ જ માગી લઉં છું કે તમારા દેશને સ્વસ્થ બનાવવા સિવાયની બીજી કોઇ પણ બાબત પાછળ પ્રયત્ન ન કરતા, તમારા પોતપોતાના હક આગળ વધારવા વિનાની કોઇ વાતની ચિંતા ન કરતા, તમારા દેશના સ્વમાનની રક્ષા સિવાયની કોઇ બાબત પર ધ્યાન ન આપતા. જેમનાં મન ગઈ કાલે દુખાયાં અને જેમને કાલે પોતાનાં માથાં ફુટી ગયેલાં લાગ્યાં તેવાઓના દૃષ્ટાન્તનું અનુકરણ કરવાની, હું તમારામાના દરેકને સલાહ આપું છું. (હર્ષના પોકાર) કૉંગ્રેસની ખાસ બેઠકમાં આપણે જે મહાન યુદ્ધમાં ઉતર્યા છીએ તે વિગ્રહ પૂરો થઈ રહે તે પહેલાં આપણને કદાચ લોહીનો સમુદ્ર તરવો પડશે. આ વાતનું મને ભાન છે; પણ આપણા પર કે આપણામાંના કોઇના પર ખુન કર્યાનો આરોપ ન આવવો જોઇયે. ભવિષ્યની પ્રજા પાસે આપણે કહેવડાવવું જોઈયે કે આપણે સહન કર્યું છે, આપણે પારકાના નાહક પણ પોતાના જાનની કુરબાની કરી છે. અને તેથી હું જરાયે આચકો ખાધા વગર કહું છું કે જેમનાં માથાં ફુટ્યાં અને જેમની જીંદગીઓ જોખમમાં આવી પડી કહેવાઇ છે તેવાને માટે હું બહુ સહાનુભૂતિ

દર્શાવવા માગતો નથી. આમ થયાથી ગયું શું? પોતાના દેશી ભાઈઓને જ હાથે મરવું એ તો બહેતર છે. આપણે શાને માટે અને કોના પર વેર લેવાનું રહ્યું?

તમારામાંના દરેક પાસે માગી લઉં છું કે કોઈ પણ પ્રસંગે તમારા દેશી ભાઈ વિરુદ્ધ તમારે લોટી કઢવી રહ્યું હોય (પછી ભલે તે સરકારી નોકરીમાં હોય, છૂપી પોલીસમાં હોય કે ડિટેક્ટિવ હોય) તો તમારે ગુસ્સાને દાબી રાખવાની અને ઘાનો બદલો ઘાથી વાળતા અટકવાની સંભાળ લેવી જોઈશે. એમ સમજજો કે જે ક્ષણે તમે સામો ઘા કરશો તે જ ક્ષણે તમારું કામ ધૂળમાં મળી જશે. એ તમારો અહિંસાત્મક કાર્યક્રમ છે. પ્રમુખ સાહેબ પાસે દોડી જઈને તેમની સમક્ષ કજીઆ રજુ કરતાં જે અટક્યા તેમને હું અભિનંદન આપું છું. આ ઠરાવ કેવળ હર્ષનાદથી જ પસાર કરશો નહિ, જોકે આ ઠરાવને માટે મારે તમારા હર્ષનાદની જરૂર તો પડશે જ. આ ઠરાવ પસાર કરવાની સાથે સાથે જ હું તમારી પાસેથી દુનિયામાં કશાથી ન ચળી શકે એવી શ્રદ્ધા અને નિશ્ચયની આશા રાખું છું. હું જાણું છું કે તમારો નિશ્ચય જેમ બને તેમ વહેલું સ્વરાજ મેળવવાનો છે. અને તમારી ઇચ્છા એ સ્વરાજ કાયદેસર, માનભર્યાં, અહિંસાત્મક અને શાન્ત સાધનોથી જ મેળવવાની છે. હથિયારથી આપણે સરકારનો મુકાબલો કરી શકીયે એમ નથી, પણ જેને હું આત્મબળ કહી રહ્યો છું તેનાથી આપણે સરકાર સામે ઝૂઝી શકીયે એમ છીયે. આ આત્મબળ કોઈ એક જ માણસના—પછી તે સંન્યાસી હોય કે કહેવાતો મહાત્મા હોય—અધિકારની વાત નથી. આત્મબળ સ્ત્રી કે પુરુષ સર્વ મનુષ્યના અધિકારની વાત છે; અને તેથી મારા દેશબંધુઓ જો આ ઠરાવને સ્વીકારવા માગતા હોય તો તેમને હું કહું છું કે તેઓ તેને દૃઢ નિશ્ચયથી સ્વીકારે, અને સમજી લે કે મેં ઉપર વર્ણવી તેવી શુભ પળમાં તે સ્વીકારાયો છે. પ્રભુ તમારી પાસે આ ઠરાવ સર્વાનુમતે સ્વીકારાવે અને તમારામાં એક વર્ષની અંદર આ ઠરાવને પાર પાડવા માટેનાં ધૈર્ય અને બળ પણ પ્રેરે.

# ગાંધીજીનું નવજીવન

પુસ્તક ૯ મું



નવજીવન પ્રકાશન મન્દિર

અમદાવાદ

## દસમું પુસ્તક ૬ઠ્ઠી મેને દિવસે બહાર પડશે

# વાચકોને સૂચના

§ નિશાનીવાળા લેખો 'યંગ ઇંડિયા'માંથી ભાષાન્તર છે.

† „ „ અંગ્રેજી પરથી „

¶ „ „ ગાંધીજીની મુસાફરીઓનાં તેમના સાથીઓએ કરેલાં વર્ણનો છે.

પહેલું પુસ્તક ખલાસ થયેલું હોવાથી સામટાં ૧૮ પુસ્તકના ગ્રાહક તરીકે નામ નોંધાવનારાઓને પણ તે મળી શકશે નહિ; માટે તેવાઓએ રૂ. ૮ ને બદલે રૂ. ૭-૮-૦ મોકલવા.

# ગાંધીજીનું 'નવજીવન'

તા. ૨-૧-૧૯૨૧

## નાગપુર મહાસભાનાં ભાષણ

૨*

મારી આગળ મૂળ ઠરાવ, સામ્રાજ્યમાં રહેવાવાળી બાબત, પ્રજાસત્તાક રાજ્યતંત્ર અને શબ્દો કાઢી નાખવાની સૂચના, એ બધી વિવિધ પ્રકારની સૂચનાઓ પડેલી છે. આપણાં દુઃખો દૂર ન થાય તો હું જણાવું કહું છું કે બ્રિટિશ સંબંધ તોડી નાખવો જોઈએ. બંધારણમાં ફેરફાર કરવાનું કારણ આ છે અને જો દુઃખો દૂર થશે તો પરસ્પર ચર્ચા થયા પછી સ્વરાજ માટેનું સમાધાન આવવાનો સંભવ રહે છે જ. આમાં પ્રપંચ જરાયે નથી. રજૂ કર્યા પ્રમાણેના મહાસભાના ધ્યેયથી તો બંને પક્ષને આવવા માટેના માર્ગ ખુલ્લા રહે છે. જો આનું નામ પ્રપંચ હોય તો એને આપણે આવકાર દઈએ. કાયદેસર અને શાન્ત સાધનો તો મહાપ્રસાધર્મના પાયા રૂપ છે. યૂરોપીઅનોને આપણે જાહેર કરવું જોઈએ કે અમારા દેશમાં તમારી જિંદગી સહીસલામતીમાં છે અને તમારી તોપો વગેરે તો વિનાશનાં સાધનો નહિ પણ કેવળ રમકડાં છે. આ કાળે તો હિંસાનો જરાયે સંભવ નથી. અત્યાર સુધી આપણે ફક્ત શિક્ષિત વર્ગ સાથે જ કામ લેવાનું હતું, હવે આપણે લોકસમુદાય સાથે કામ લેવાનું છે. સ્વરાજ જો નામોશીભર્યાં સાધનોથી મળવાનું હોય તો તે સ્વરાજ પણ નામોશીભર્યું છે. ઇસ્લામને અપમાનથી મુક્ત કરવા માગતા હોઈએ તો આપણે શાન્ત જાળવવી જોઈએ, નહિ તો આ

---

* મસલત સમિતિમાં આપેલું, મહાસભાના વધારાઓમાં પ્રસિદ્ધ થયેલું

ચળવળ પડી ભાંગશે. આપણે હિંસા કરતા થઈએ તો મહાસભા બિનકાયદેસર ગણાશે અને તેને ખતમ નાંખવામાં આવશે. આપણે આપણું લક્ષ્ય માનભર્યાં સાધનોથી સિદ્ધ કરવું જોઈએ. 'જવાબદાર રાજ્યતંત્ર' એ તો ભૂલાવામાં નાંખનારા શબ્દો છે. હિન્દમાં આપખુદ રાજ્યકર્તા આવી નહિ શકે કારણકે સ્વરાજ તે હિન્દના લોકોનું સ્વરાજ થશે. જો હિન્દના લોકોને જ આપખુદીભર્યું રાજ્ય જોઈતું હશે તો તેને કોઈ અટકાવી શકનાર નથી.

## ૩*

## મહાસભાનું ધ્યેય

આ ઠરાવનો અર્થ એ છે કે આ રાષ્ટ્રીય સભાનો હેતુ સ્વરાજ મળે એવો છે, અને એ સ્વરાજ લેવાને વાસ્તે ઉપાય એક જ છે, તે એ કે આપણાં સાધનો ન્યાયી, નિર્મળ અને શાન્તિમય હોય. સ્વરાજ મળે તેટલું વહેલું મળે, આજે મળતું હોય તો આજે જ લેવું જોઈએ એવું મહાસભા માને છે.

સ્વરાજ મેળવવાને માટે શું કરવું જોઈએ તે પણ આ ઠરાવમાં મહાસભા બતાવે છે. ઠરાવમાં લખ્યું છે કે સ્વરાજ આપણે તલવારથી નથી મેળવવું. સ્વતન્ત્રતાને આપણે જૂઠથી કે સાચને છોડીને નથી લેવી, પણ જેવો આપણો હેતુ નિર્મળ છે તેવાં આપણાં સાધન પણ નિર્મળ હોવાં જોઈએ. એટલે આ ઠરાવનો અર્થ એ છે કે આપણે સ્વરાજ લેવાનો દૃઢ નિશ્ચય કરવો અને તે મેળવવામાં ન્યાય, સચ્ચાઈ અને શાંતિનો રસ્તો લેવો.

હું મારું સુભાગ્ય સમજું છું કે આવો મહત્ત્વનો ઠરાવ આ મહાસભાની આગળ રજૂ કરવાનો મને પ્રસંગ મળ્યો છે. આપને હું જણાવીશ કે આજ સુધીનો મહાસભાનો હેતુ એવો હતો કે જેવું બ્રિટિશ સામ્રાજ્યમાં સંસ્થાનો જવાબદાર રાજ્યતંત્ર ભોગવી રહ્યાં છે, જેને 'Responsible Colonial Government' કહે છે તેવું રાજ્યતંત્ર એ સામ્રાજ્યમાં રહીને જ આપણે લેવા ચાહીએ છીએ, અને એ મેળવવું તે કાયદા પ્રમાણે કાયદો એટલે બ્રિટિશ સલ્તનતનો કાયદો. બ્રિટિશ સરકાર ખિલાફતના પ્રશ્નનો સંતોષકારક નીવેડો ન આણે કે પંજાબના અત્યાચારોમાં ન્યાય તો બાજુએ રહ્યો પણ પોતાની ભૂલ સુદ્ધાં કબૂલ ન કરે તોપણ તેની સરકારના કાયદાને માન આપીને, જો આપણે મહાસભામાં રહેવું હોય તો, આપણાથી એ સલ્તનતને મિટાવી ન શકાય, એવો આજ સુધીના બંધારણનો અર્થ હતો. આટલો ઘોર અન્યાય સલ્તનત કરે અને તેને દુરસ્ત ન કરે તોયે તેની અરજદાસ્ત કરી રહેવાનું હિન્દુથી કે મુસલમાનથી હવે બની શકે તેમ નથી. તેથી આ ઠરાવથી આપણે એકરાર કરીએ છીએ કે આપણે સ્વરાજ જોઈએ છીએ. સ્વરાજ લઈને જ આપણે પંજાબ અને ખિલાફતના અત્યાચારોનો ઇન્સાફ મેળવી શકશું.

* 'આ મહાસભાનું ધ્યેય હિન્દી પ્રજાએ 'શાન્તિનાં અને સચ્ચાઈનાં સાધનોથી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવું' એ છે'—આ ઠરાવ ભરી મહાસભા સમક્ષ રજૂ કરતાં કરેલું ભાષણ; તા. ૨૮-૧૨-૧૯૨૦ (પૂરો રિપોર્ટ)

પણ સ્વરાજ લેવામાં હું પશ્ચિમનાં સાધનો લેવા નથી માગતો. હું જાણું છું કે હિન્દુઓ કે મુસલમાનો એમ નથી કહેતા કે અમે અમારી સ્વતન્ત્રતાને માટે કોઈ દિવસ તલવાર નહિ ચલાવીયે. પણ આટલું તો સહુ સમજે છે કે તલવારથી આજે આપણે જોઇયે છીયે તે નથી મેળવી શકવાના; અને તેથી તો આપણે તર્ક મવાલાત અથવા અસહકાર ચલાવી રહ્યા છીયે. તલવાર વડે આપણે આપણને પોતાને, આપણા ધર્મને કે સલ્તનતને કે, કોઇનેયે બચાવી શકનાર નથી. તમે સહુ આ મારૂ કહેવું કબૂલ કરતા હો તો જે પ્રસ્તાવ મેં તમારી સમક્ષ મુકયો છે તેનો કોઇ વિરોધ કરશો નહિ.

સ્વરાજ લેવાની તાકાત

હું જાણું છું કે આપણા ડાહ્યા પુરુષોમાં બે પક્ષો છે. તેમાં એક પક્ષમાં ગોરા વડીલ બંધુ માનનીય પંડિત માલવીયાજી છે. પંડિતજીને આજે તાવ અને શરદી થવાથી અહીં તમારી પાસે તેમનો અભિપ્રાય આપવાને આવી નથી શકયા, તેથી તેમની મતલબ હું તમને ટુંકામાં કહી જઇશ. તમે જાણો છો કે પંડિતજીના જેવી દેશની સેવા કરનાર ઘણા નથી હોતા. તેમના જેવી સેવા કરનારનું કહેવું માન્ય ન હોય તોપણ શાંતિથી અને અદબથી સાંભળી લેવું જોઇયે. તેઓ કહે છે કે બ્રિટિશ સલ્તનતને મિટાવવાની વાત કરવી એ આપણી તાકાતની બહાર છે. જે હિન્દ બેહથિયાર છે, કમતાકાત છે તે આવી જબરી સલ્તનતને કેવી રીતે મિટાવી શકવાની? તેઓ કહે છે કે પોતાની તાકાત બહારનું સમજાવીને લોકોને ભમાવવા ન જોઈયે. જે એવા લોકોને તેમની તાકાતની હદ બહાર લઇ જાય તે મૂર્ખ છે. તેમના કહેવા પ્રમાણે જ જો આ પ્રજાની તાકાત બહાર હોય તો તેમની સલાહ હું કબૂલ કરી લઉં. પણ આ બાબતમાં હું તેમના મતથી વિરુદ્ધ મત ધરાવું છું. હું માનું છું કે પ્રત્યેક સ્ત્રી અને પુરુષની અંદર સ્વરાજ લેવાની શક્તિ રહેલી છે. જ્યાં સુધી શરીરમાં આત્મા છે એટલો વિશ્વાસ આપણા દિલમાં રહ્યો છે ત્યાં સુધી આપણે સ્વરાજને લાયક છીયે એમ મારૂં માનવું છે. તેત્રીસ કોટિ હિન્દુમુસલમાનો બન્ને ધર્મચુસ્ત છે, ખુદાનું નામ લેનારા છે, ઇશ્વરને નામે મરવું ચાહનારા છે. એક ગાયની કતલ ઉપર એક હજાર હિન્દુઓ ખુન લેવાને અને પોતાનું ખુન રેડવાને તૈયાર છે. એક મુસલમાનના અપમાન ખાતર અનેક મુસલમાનો પોતાનાં ખુન આપવાને અને ખુન લેવાને તૈયાર છે. જ્યાં સુધી આવા હિન્દુઓ અને આવા મુસલમાનો હિન્દુસ્તાનમાં હયાત છે ત્યાં સુધી હું કદી નહિ કહું કે હિન્દુસ્તાનને માટે સ્વરાજ લેવું અશક્ય છે; ત્યા સુધી સ્વરાજના આપણા આ આદર્શને હું દૂર ન રાખવા દઉં.

આ સલ્તનતે એટલા બધા અત્યાચારો કર્યાં છે કે તેના ઝંડા 'નીચે રહેવું' એ ઇશ્વરની બેવફાઇ કરવા બરોબર છે. માટે મારી તમને સહુને નમ્ર પ્રાર્થના છે કે તમે આ ઠરાવને પસંદ કરજો.

આપણામાંથી જેમને એમ લાગતુ હોય કે આપણે અશક્ત છીયે, શક્તિથી સ્વરાજ લઇ શકાય એમ નથી, તેમને પણ આ ધ્યેય કબૂલ હોવું જોઇયે, કારણકે આપણે શાંતિથી, સચ્ચાઇને ન છોડીને જ સ્વરાજ મેળવવું છે. આથી આપણે આદર્શને ભોટામાં મોટા રાખી શકીયે છીયે.

જેમના દિલમાં એવો સંશય હશે કે આ સલ્તનત કેમ નહિ સમજી જાય, આવી સલ્તનત પણ છેવટે સમજી જશે અને ન્યાય આપશે, ધારાસભાઓમાં જઈને તેમને સમજાવી શકશું, એવા મતના લોકોને માટે પણ આ ઠરાવથી મહાસભામાં સ્થાન રાખેલું છે.

આપણે સલ્તનતને દંડ દેવા નથી માગતા. અંગ્રેજી સલ્તનતને મિટાવીને જ સ્વરાજ મેળવવું એમ આમાં નથી. એ જ સલ્તનત જો આપણને ન્યાય દેવા તૈયાર હોય, અધિકાર દેવા તૈયાર હોય તો આપણે તેની અંદર રહેવાને તૈયાર છીયે. આને હું ન્યાયપંથ કહું છું. એ પંથે જતાં આપણને બાધા કે વિઘ્ન નથી.

માટે હું તમને કહું છું કે જો તમને આ ઠરાવ કબૂલ હોય, આપણે સ્વરાજ લેવું છે અને તે આ ઠરાવમા કહ્યું છે તેવા ઢંગથી લેવું છે એ તમને કબૂલ હોય તો તમે દિલમાં દઢ પ્રતિજ્ઞા કરો. કેવળ ઠરાવ પસાર કરી દીધો એટલે કામ ખતમ નથી થતું. તમે પ્રતિજ્ઞા કરશો તો સ્વરાજ જરૂર મેળવશો, પંજાબના જુલમોને અને ખિલાફતના અન્યાયને દુરસ્ત કરી શકશો.

તમને એમ કહેનારા વક્તા પણ આવશે કે આપણા ઉદ્દેશને હાંસલ કરવાને ફાવે તેવાં સાધનો વાપરી શકીયે. આનો જવાબ પ્રસંગ આવશે તે વખતે હું આપીશ. અત્યારે તો હું એટલું જ કહીશ કે મહાસભાનો આપણે આદર્શ ઠરાવીયે તો તે આજનો સમો જોઈને જ ઠરાવવો જોઈયે. મારે પોતાને માટે તો એ જ ધર્મ છે કે હિંસા કરીને મારે સ્વરાજ મળતું હોય તો તે નથી જોઈતું, મોક્ષ મળતો હોય તો તે પણ નથી જોઈતો; ઇશ્વરની ભક્તિ પણ હિંસા કરીને થતી હોય તો મારે તેવી ભક્તિ નથી જોઈતી. તમારે માટે આજે આ ઠરાવમા બતાવ્યાં છે તેવાં શાન્તિના અને અને સચ્ચાઈનાં સાધનો જ યોગ્ય છે. તેવાં સાધનોથી જ તમારી પર થયેલા અન્યાયોને તમે દુરસ્ત કરી શકશો.

હું તમને હવે વધારે કંઇ નથી કહેવા ઇચ્છતો. આજ હિન્દુસ્તાનમાં ચોમેર કેટલી જાગૃતિ થએલી છે તે હું પીછાનું છું અને તેથી માનું છું કે તમને કંઇ વધારે સંભળાવવાની જરૂર નથી.

મારું વિવેચન પૂરું કરતાં પહેલાં હું તમારી સમક્ષ એક આદર્શ પાઠ વર્ણવવા ઇચ્છું છું. હાલે બંગાળ કૅંપમાં થોડો ઝગડો થયો હતો. તે સાંભળીને મને દુઃખ થયું. સ્વતંત્રતા કઇ રીતે મેળવાય તે બતાવું એમ જાણીને હું ત્યાં ગયો. અદબની સાથે મારે કહેવું હતું તે એ ભાઇઓને કહ્યું. મેં તેમને કહ્યુ કે તમારામાંથી કયો પક્ષ ન્યાયી છે અને કયા પક્ષની ભૂલ છે એ હું નહિ કહી શકું, પણ જો તમે તમારા અણબનાવને દુરસ્ત કરાવી લેવા ઇચ્છતા હો, હિન્દુસ્તાનને માટે સ્વરાજ લેવા માગતા હો, દિલ સાફ અને નિર્મળ કરવા માગતા હો તો તમે બધી વાત ભૂલી જાઓ. તમારી બધી તકરાર તમે અહીંની અહીં દફનાવીને દો. અને એ બન્ને પક્ષ સમજી ગયા. સ્વરાજ જોઇતું હોય

તો પોતાના ભાઈએ ઇજા કરી હોય કે માથું ફોડયું હોય તોયે આપણે સરકાર પાસે નથી જવું; અધ્યક્ષ પાસે પણ શું કામ જવું પડે ? મને કોઇ લાકડી મારે તો હું તેને સામો નમન કરૂં. તેને જીતવાનો એ જ અવસર છે. તેમ ન વર્તીયે તો આપણાથી કંઇ નહિ બને. જો તમે દઢ હો, બહાદુર હો, જો સ્વરાજ મેળવવાનો તમારો નિશ્ચય જ હોય, અને જો તમારે ખરેખર મહાસભાના ધ્યેયમાં ફેરફાર કરવો હોય, તો તમારે તમારો ગુસ્સો શમાવી દેવો પડશે. ગેરઈન્સાફની કંઈપણ લાગણી તમારા હૃદયને કોતરી ખાતી હોય તો તેને તમારે દબાવી દેવી પડશે અને આ બધું ભૂલી જવું પડશે. તો બંગાળી ભાઈઓ અને અન્ય સર્વ જે આ મહાન પરિષદમાં દઢ નિશ્ચય કરીને આવેલા છે તેમની પાસેથી હું એ જ માગી લઉં છું કે તમારા દેશને સુદઢ બનાવવા સિવાયની બીજી કોઇ બાબત પાછળ પ્રયત્ન ન કરતા; તમારા પોતપોતાના હક આગળ વધારવા વિનાની કોઇ વાતની ચિંતા ન કરતા; તમારા દેશના સ્વમાનની રક્ષા સિવાયની કોઇ બાબત પર ધ્યાન ન આપતા. જેમનાં મન ગઈ કાલે દુખાયાં અને જેમને પોતાનાં માથાં ફૂટી ગયેલાં લાગ્યાં તેવાઓનાં દષ્ટાન્તનું અનુકરણ કરવાની હું તમારામાંના દરેકને સલાહ આપું છું.. ( હર્ષના પોકાર ) મહાસભાની ખાસ બેઠકમાં આપણે જે મહાન યુદ્ધમાં ઉતર્યા છીયે તે વિગ્રહ પૂરો થઈ રહે તે પહેલાં આપણને કદાચ લોહીનો સમુદ્ર તરવો પડશે. આ વાતનું મને ભાન છે. પણ આપણા પર કે આપણામાંના કોઇના પર ખુન રેડયાનો આરોપ ન આવવો જોઇયે. ભવિષ્યની પ્રજા પાસે આપણે કહેવડાવવું જોઇયે કે આપણે સહન કર્યું છે, આપણે પારકાના નહિ પણ પોતાના જાનની કુરબાની કરી છે. અને તેથી હું જરાયે આંચકો ખાધા વગર કહું છું કે જેમનાં માથાં ફૂટયાં અને જેમની જીંદગીઓ જોખમમાં આવી પડી કહેવાઈ છે તેવાને માટે હું બહુ સહાનુભૂતિ દર્શાવવા માગતો નથી આમ થવાથી ગયું શું? પોતાના દેશી ભાઇઓને જ હાથે મરવું એ તો બહેતર છે. આપણે શાને માટે અને કોના પર વેર લેવાનું રહ્યું ? ડિટેક્ટિવ કે સરકારનો કોઈ પણ અમલદાર મને મારી લે તોયે હું તેની સામે સરકારની પાસે ફરીઆદ નહિ કરૂં, પણ ઇશ્વર પાસે ફરીઆદ કરૂં. અંદર અંદર આપણે સહકાર પૂરો નહિ કરીયે ત્યાં સુધી સ્વતંત્રતા નહિ મળે. બંગાળી ભાઈઓએ દંગો કર્યો, પણ તેઓ સમજી ગયા કે તરત સાવધાન થઈ ગયા. જેઓ હિંસાને ધર્મ સમજે છે તેમને હું કંઇ નથી કહેવા માગતો, પણ જેઓ પોતાને અસહકારવાદી ગણાવે છે તેમને હું જરૂર દબાવીને કહી શકું. તેમણે ગુસ્સો નહિ કરવા એકરાર કર્યો છે. હું બંગાળના પ્રતિનિધિ ભાઈઓને આ પ્રસંગે મુબારકબાદી આપું છું. તમે સહુ તેમની પેઠે જ વર્તશો તો મને રજ માત્ર શંકા નથી કે તમે સ્વરાજ મેળવી શકશો. તમને મારનારને તમે માફી આપો તે નામર્દીથી નહિ આપો મને કોઈ મારે તો હું તેને નામર્દીથી બરદાસ્ત નહિ કરી લઉં. હું જાણું કે તે ખરેખરો નામર્દ છે. તેની દયા ખાઇને મારા પર અત્યાચાર કરનારને પણ હું માફી દઉં એમાં બહાદુરી છે. આ ઠરાવ તમારી પાસે મુકતી વેળાએ આ પદાર્થપાઠ હું તમારીસામે મુકું છું.

સાથે સાથે જ હું તમારી પાસેથી દુનિયામાં કશાથી ન ચળી શકે એવાં શ્રદ્ધા અને નિશ્ચયની પણ આશા રાખું છું. હું જાણું છું કે તમારો નિશ્ચય જેમ બને તેમ વહેલું સ્વરાજ મેળવવાનો છે

અને તમારી ઈચ્છા એ સ્વરાજ કાયદેસર, ખાનદાનીભર્યાં, અહિંસાત્મક અને શાન્ત સાધનોથી જ મેળવવાની છે. હથિયારથી આપણે સરકારનો મુકાબલો કરી શકીયે એમ નથી, પણ જેને હું આત્મબળ કહી રહ્યો છું તેનાથી આપણે સરકારની સામે ઝૂઝી શકીયે એમ છીયે. આ આત્મબળ કોઇ એક જ માણસના—પછી તે સંન્યાસી હોય કે કહેવાતો મહાત્મા હોય—અધિકારની વાત નથી. આત્મબળ સ્ત્રી કે પુરુષ સર્વ મનુષ્યના અધિકારની વાત છે. તેથી મારા દેશબંધુઓ જો આ ઠરાવને સ્વીકારવા માગતા હોય તો તેમને હું કહું છું કે તેઓ દૃઢ નિશ્ચયથી સ્વીકારે અને સમજી લે કે મેં ઉપર વર્ણવી તેવી શુભ પળમાં તે સ્વીકારાયો છે. પ્રભુ તમારી પાસે આ ઠરાવ સર્વાનુમતે સ્વીકારાવે અને તમારામાં એક વર્ષની અંદર આ ઠરાવને પાર પાડવા જેટલાં ધૈર્ય અને બળ પ્રેરે.

## ૪*

## અસહકારનો ઠરાવ

મહાસભાનો ઠરાવ કોઈ વ્યક્તિના 'અંતરના નાદ'ની આડે આવી શકે નહિ. એનો એવો અર્થ કરવો એ ભૂલ છે. મહાસભાના ઠરાવને એ રીતે બંધનકારક ગણવાનો મેં કદી આગ્રહ નથી બતાવ્યો. હઝરત મોહાની સાહેબ વિદ્યાર્થીઓની બાબતમાં મુકેલી ૧૬ વર્ષની વયમર્યાદાની સામે છે. હું કહીશ કે સોળ વર્ષની અંદરનો કોઇ વિદ્યાર્થી શાળા છોડવાનો નિશ્ચય કરે તો આ દુનિયામાં તેને કોણ અટકાવી શકનાર છે? પણ કુમળી વયનાં બાળકોને આપણે અસહકારનો ઉપદેશ ન કરવો ઘટે. એમના અંતઃકરણને જાગૃત કરવાનું કામ આપણું નથી, પણ એમનાં માબાપનું છે. 'અંતરના નાદ'ને માન ન આપતાં મહાસભાની આજ્ઞાને માથે ચડાવવાની સૂચનાને હું મળતો નથી થઇ શકતો. માનવીના અંતરમાંથી નીકળતો નાદ એ પવિત્ર દૈવી વસ્તુ છે. મારા પોતાના અંતરના નાદની વિરુદ્ધ હું મહાસભાની ભલામણ થયેલી જોઉં તો શું કરું? મારે તો હજારોની મેદનીએ કરેલી આજ્ઞાની વિરુદ્ધ જઇને પણ મારા 'અંતરના નાદ'ને માન આપવું રહ્યું. આથી જ મેં અલીગઢ અને કાશીના વિદ્યાર્થીઓને 'અંતરના નાદ'ની પવિત્રતા ફરી ફરીને સમજાવવા પાછળ એટલી તસ્દી લીધી. પોલીસ અને લશ્કરી લોકોના સંબન્ધમાં પણ સાહેબ લોકોના નોકરોને ફોડવાનો ઠરાવમાં આશય નથી. એમાં તેમને એટલું જ સમજાવવાનો આશય છે કે આ સેતાની સરકારની સેવા બજાવીને તેઓ સ્વદેશનું અકલ્યાણ કરે છે. આ તેમને રુચી જાય એટલે તેઓ નોકરીઓ છોડે. આપણે તેમની વફાદારીને કે નોકરીને અંગે રહેલી તેમની ફરજ વિરુદ્ધ તેમને નથી ઉશ્કેરતા. આપણે તો માત્ર એમનાં અંતઃકરણમાં બળતી આત્મજ્યોત હોલવી ન નાંખવાને જ એમને સમજાવીયે છીયે. આ વાતને કહો તો

* શ્રી. દાસે રજુ કરેલા અસહકારના ઠરાવને ટેકો આપતાં કરેલું ભાષણ તા. ૩૦-૧૨-૧૯૨૦ તા. ૬-૧-૧૯૨૧ ના અંકમાં પ્રસિદ્ધ થયેલું અહીં લીધું છે.

હજી વધારે સ્પષ્ટ કરું. જો હું પોતે જનરલ ડાયરની હાથ નીચેનો કોઈ સિપાઈ હોત અને જલિયાંવાલામાં મને નિર્દોષ માણસો પર ગોળી ચલાવવાનો હુકમ મળ્યો હોત તો હું જીવને જોખમે પણ એ હુકમનો અનાદર કરવાનો મારો ધર્મ ગણત. સિપાઈની જીંદગીની સખ્તાઈથી હું વાકેફ છું, છતાં કહું છું કે જો કોઈ સિપાઈને એના અમલદાર તરફથી એના પોતાના 'સ્વધર્મ'ની વિરુદ્ધ જનારો હુકમ મળે તો પોતાની જીંદગી આપીને પણ એ હુકમનો અનાદર કર્યે જ એને છુટકો રહે. મને ઉમેદ છે કે આ ઠરાવને પાસ કરીને તમે છેલ્લા ત્રણ મહિનામાં સરકાર જોડે અગર તો આપણી વચ્ચે મચેલાં વિખવાદ અને કજીઆ કડવાશ સર્વ કંઈ ભૂલી જશો અને કેવળ એકચિત્ત થઈને ઠરાવમાં દોરેલો કાર્યક્રમ પાર પાડવાના કામમાં લાગી જશો. આટલું કરશો તો હું ફરી એકવાર તમને યાદ આપું છું કે સ્વરાજ મેળવવાને એક વરસ તો નહિ, પણ નવ મહિના પણ તમને લાગવાના નથી.

---

# ૧ નાગપુરના અન્ત્યજો આગળ

ગાંધીજીને આ પરિષદનું પ્રમુખસ્થાન લેવાની સૂચના બે સુધારક ગૃહસ્થોએ કરી. તેમણે કહ્યું કે 'મહાત્મા ગાંધીના રાજકીય મતો સાથે અમને મેળ નથી. મહાત્માજીએ ગમે તેટલું મોટું કાર્ય કર્યું હોય તોપણ જ્યાં સુધી અસ્પૃશ્યતાને તેઓ નાબુદ કરાવી શક્યા નથી ત્યાં સુધી તેઓ મહાત્માપદને લાયક નથી. આજ સુધી આપણે માટે મહાત્માજીએ કશું જ કર્યું નથી. તેમને આપણા પ્રયત્નોને માટે સહાનુભૂતિ છે. આપણી ઉન્નતિને અર્થે આપણને ગાંધીજીની ગરજ નથી. રાજ્યમાં સારા કાયદાઓ ઘડાવીને પણ આપણે આપણી ઉન્નતિ કરાવી શકશું, પણ અસ્પૃશ્યતાને આપણે કાયદાની મદદથી કાઢી શકીએ તેમ નથી.'

આવા ઉદ્ગારોથી જ્યારે સભાનો આરંભ થયો ત્યારે ગાંધીજીને અસ્પૃશ્યતા વિષે અને અન્ત્યજોની ઉન્નતિ વિષેના પોતાના વિચારો ખૂબ સ્પષ્ટતાથી બોલવાની જરૂર પડી. પહેલાં તો આખા દિવસના થાકેલા હોવાથી તેમનો વિચાર ટુંકામાં પતાવી દેવાનો હતો. ગાંધીજી હિન્દીમાં બોલ્યા:

" આ સભાનું અધ્યક્ષસ્થાન લેતાં મને ઘણો આનંદ થયો છે. "

શરૂ કરતા પહેલાં ગાંધીજીએ ત્રણ સવાલ કર્યા. હું બોલું છુ તે સહુ સમજો છો ? જવાબ 'હા' મળ્યો. અંત્યજો હોય તેમને હાથ ઉંચા કરવાનું કહેતાં ઘણા હાથ ઉંચા થયા. લગભગ પોણો ભાગ અંત્યજો હતા.

" આટલા બધા અંત્યજેતર લોકો આ સભામાં આવેલા જોઈ હું બહુ ખુશ થયો છું.

## સુધારક અને મારી વચ્ચે ફરક

"અન્ત્યજવર્ગની હાલતનો અભ્યાસ હું કેટલાયે વર્ષોથી કરી રહ્યો છું. આ વિષયમાં આપણા મોટા મોટા સુધારકોના જેવો હું નથી. સુધારકો જે રીતે કામ કરે છે તે રીતે હું કામ કરતો નથી. જ્યારથી હું હિન્દુસ્તાનમાં આવ્યો છું ત્યારથી સુધારકો જે ઢબથી કામ કરી રહ્યા છે તેની ઉપર મેં વિચાર કર્યો છે. પણ હું જે કામ કરૂં છું તેમાં ત્રુટી છે અગર તો બીજાઓ કરે છે તે વધુ સારૂં છે એવું મને નથી લાગ્યું. મારામાં ત્રુટી હોય એ સંભવિત છે, પણ ત્રુટી નથી એવો જ મારો વિશ્વાસ છે.

## મારૂં કામ

"હું કામ કરૂં છું તે આ પ્રમાણે છે. અસ્પૃશ્યતા એ પાપ છે, તેથી એ પાપને હઠાવવું જોઇયે. અસ્પૃશ્યતાને હઠાવવી એ હું મારૂં કર્તવ્ય સમજું છું, પણ તે અન્ત્યજોની અંદરથી નહિ પણ ઇતર હિન્દુઓમાથી હઠાવવી જોઇયે. અસ્પૃશ્યતા એ હિન્દુ ધર્મની અતિશયતા છે. મદ્રાસમાં એક સ્થળે હું બોલ્યો હતો કે જેવી આપણી સલ્તનતમાં બડી ભારી શયતાનિયત હું જોઉં છું અને જેમ એ દુરસ્ત કરી ન શકું તો તેને મિટાવવા હું ઇચ્છું છું, તેમ હું માનું છું કે હિન્દુ ધર્મમાં અસ્પૃશ્યતા એ ભારે શયતાનિયત છે.

## આપણી હાલત બૂરી કેમ ન હોય !

"સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકામાં ત્યાંનો બધો મામલો જાણ્યા બાદ કહ્યું હતું કે 'આપણી હાલત આવી બૂરી કેમ ન હોય ?' જેમ આપણે અન્ત્યજોને અસ્પૃશ્ય સમજીયે છીયે તેમ યૂરોપની પ્રજા પણ આપણને, હિન્દમુસલમાન બધાને, અસ્પૃશ્ય સમજે છે. તેમની સાથે રહેવા આપણને પરવાનગી નહિ; તેમના જેટલા આપણને હક પણ નહિ. જેટલા બેહાલ હિન્દુ સમાજે અન્ત્યજોને કર્યા છે તેટલા દક્ષિણ આફ્રિકાના ગોરાઓએ હિન્દીઓને કર્યા છે. હિન્દ બહારનાં સલ્તનતનાં જેટલાં સંસ્થાનો છે તેમાં પણ ગોરાઓનું વર્તન તેવું જ છે, જેવું હિન્દુ સમાજનું વર્તન અન્ત્યજો સાથે છે. માટે જ ગોખલેજીએ કહેલું કે 'આપણે હિન્દુ સમાજે બતાવેલી શયતાનિયતનું ફળ મળી રહ્યું છે. સમાજે મોટું પાપ કર્યું છે, ભારે શયતાનિયત દેખાડી છે, એને પરિણામે જ આપણી બૂરી હાલત દક્ષિણ આફ્રિકામાં થયેલી છે.' મેં તરત તેનો સ્વીકાર કરી લીધો. એ વાત સાવ સાચી હતી. ત્યારપછીનો મારો અનુભવ પણ તેવો જ છે.

## ચુસ્ત હિન્દુ

"હું પોતે હિન્દુ છું; હું દાવો કરૂં છું કે હું ચુસ્ત હિન્દુ છું. મારો વિશેષ દાવો છે કે હું સનાતની હિન્દુ છું. આજે ગુજરાતમાં હિન્દુ સમાજની સાથે મારે મોટો ઝગડો ચાલી રહ્યો છે. હિન્દુ સમાજ—ખાસ કરીને વૈષ્ણવ સમાજ મારો સનાતની હિન્દુ હોવાનો દાવો ઇનકાર કરે છે, છતાં હું મારો દાવો કાયમ રાખું છું અને કહું છું કે હું સનાતની હિન્દુ છું.

તા. ૨-૧-૧૯૨૧

## હિન્દુ સમાજની મોટી ખામી

હિન્દુ સમાજની આ ભારે મોટી ખામી છે. બીજી ખામીઓ પણ બહુ છે. પણ એ તો આજે દૂર કરો કે હજાર વરસ પછી કરો તોયે ક્ષંતવ્ય હશે, પણ હું અન્ત્યજની અસ્પૃશ્યતાને સાંખી શકતો નથી. અસ્પૃશ્યતાની હું બરદાસ કરી શકતો નથી. હિન્દુ સમાજનું કર્તવ્ય છે કે અસ્પૃશ્યતાને દૂર કરવા માટે ભારે તપશ્ચર્યા કરે. મેં કહેલું છે ને આજે પાછો હિન્દુ સમાજને કહું છું કે જ્યાં સુધી અસ્પૃશ્યતાના પાપમાંથી હિન્દુ સમાજ મુક્ત નહિ થાય ત્યાં સુધી સ્વરાજ્યસ્થાપના અસંભવિત છે. મારા ઉપર તમે ઇતબાર રાખતા હો તો તમને કહું છું કે જેટલું દર્દ અન્ત્યજને અસ્પૃશ્ય રહેવામાં છે તેથી વધારે દર્દ મને અસ્પૃશ્યતા હિન્દુ ધર્મમાં હોવાથી છે અસ્પૃશ્યતા હિન્દુ સમાજમાં કાયમ છે ત્યાં સુધી મને લાજ આવે છે અને હિન્દુ છું એવો દાવો કરતાં પણ મને સંકોચ થાય છે. આજે મરાઠીમાં જેઓ મારી આગળ બોલી ગયા તેઓએ આક્ષેપ કર્યો છે. જે પદ હિન્દુસ્તાને મને આપ્યું છે. પણ જે મેં સ્વીકાર્યું નથી, તેને માટે હું લાયક ત્યારે જ થાઉં, કે જ્યારે હિન્દુ ધર્મમાંથી અસ્પૃશ્યતા નીકળી જાય. (ગાંધીજીના ભાષણ દરમિયાન બે વાર તાળીઓના અવાજ થઇ ગયા હતા. અહીં વળી ત્રીજી વાર અવાજ થયો. એટલે ગાંધીજીને કહેલું પડયું કે 'હું જ્યાં હૃદયના ઉદ્‌ગારો આપવા માગું છું ત્યાં તમે અવાજથી, મને ન રોકો.') હું તમને પૂછું છુ કે તમે મને કહી શકતા હો તો કહો કે એક આદમી શી રીતે કામ લેવાથી કેટલાયે વરસના રિવાજને એક દિવસમાં મટાડી શકે. મને કોઈ બતાવી શકે કે આમ કરવાથી આજ એને હઠાવી શકાય તો હું આજ હઠાવું. પણ હિન્દુ સમાજ પાસે દોષનો સ્વીકાર કરાવવો અને તે દોષ સુધરાવવો એ કઠણ છે.

### મુશ્કેલીઓ

હું જે કહું છુ તે જ કરું છું. હું જે કામ કરી રહ્યો છું તેમાં મારી ધર્મપત્નીને સામેલ કરવામાં મને કષ્ટ પડયું છે, મને જે તપશ્ચર્યા કરવી પડી છે તે પરથી હું તમને અન્ત્યજોને અને હિન્દુ સમાજને બતાવવા માગું છું કે આ કામમાં ભારે મુશ્કેલીઓ રહી છે. તેથી હું એમ નથી કહેવા માગતો કે આ કામને બંધ પાડવું. પણ કામ શી રીતે લેવું તેની પદ્ધતિ વિચારી લેવી જોઇયે. માટે જ તમારા ઠરાવો મને પસંદ નથી પડતા.

તમે ઠરાવ કરવા માગો છો કે અન્ત્યજોને જેટલાં દેવાલયો છે તેમાં જવાનો હક હોવો જોઇયે. એ કેમ બની શકે ? હિન્દુ ધર્મમાં જ્યાં સુધી વર્ણાશ્રમધર્મને પ્રધાનપદ આપવામાં આવ્યું છે ત્યાં સુધી એમ કહેવું કે દરેક દેવાલયમાં પ્રત્યેક હિન્દુ જઇ શકે એ આજ નહિ બને. આજે એ સમાજમાં દાખલ કરવું અસંભવિત છે. હિન્દુ સમાજ આને માટે તૈયાર નથી. મારો અનુભવ છે કે ઘણાં દેવાલયોમાં અન્ત્યજો સિવાયની બીજી કેટલીક જાતિઓથી પણ નથી જઇ શકાતું. મદ્રાસમાં કેટલાક દેવાલયોમાં તો હુંયે નથી જઇ શકતો. મને એ વિષે દુઃખ નથી. હું એમ પણ કહેવા તૈયાર નથી કે આમાં હિન્દુ સમાજની સંકુચિત

દૃષ્ટિ છે યા તો તેનો દોષ છે. દોષ હોય પણ, પરંતુ કઈ દૃષ્ટિથી એ દોષ કરાયેલો છે તેનો ખ્યાલ કરવો જોઇયે. એ કાર્ય જો સંયમની દૃષ્ટિથી કરવામાં આવતું હોય તો હું નહિ કહું કે સહુને દેવાલયોમાં જવાનો અધિકાર હોવો જોઇયે. હિન્દુસ્તાનમાં પૃથક્ પૃથક્ સંપ્રદાયો છે, તેને હું નષ્ટ કરવા નથી માગતો. હિન્દુ સમાજનું પતન સંપ્રદાયોથી કે વર્ણાશ્રમથી નથી થયું. પતન થયું છે તે તો વર્ણાશ્રમમાં રહેલા સૌન્દર્યના અને સંયમના ત્યાગથી થયેલું છે. તમારે એ 'સમજી લેવું જોઇયે કે વર્ણાશ્રમધર્મ' એક ચીજ છે અને અસ્પૃશ્યતા એ બીજી ચીજ છે. વર્ણાશ્રમધર્મ દોષિત છે, તેમાં પાપ છે, એમ કહેવામાં પશ્ચિમની પદ્ધતિનો પ્રયોગ છે. હું એ પદ્ધતિનો પ્રયોગ નથી કરતો. એના સ્વીકારે હિન્દુસ્તાનને પાડ્યું' છે. અન્ત્યજોના આશીર્વાદ અને અંત્યજોની પ્રસન્નતા હું મફતમાં લેવા નથી ચાહતો. તેથી હું આજે સાફ કહી દેવા ઇચ્છું છું કે આ કામમાં હું બહુ કષ્ટથી ભળ્યો છું, કારણ હું અસ્પૃશ્યતાનો દોષ મટાડવામાં અન્ત્યજોની અને સુધારકોની સાથે છું. બીજી બાબતોમાં તમે ને એ જે કરવા માગો છો તેમાં હું સામેલ નથી. હું કોઇ પણ હિન્દુને નથી કહી શકતો—કારણ હું તે માનતો નથી—કે દરેક હિન્દુએ એકબીજાની સાથે ખાવું, પીવું કે બેટીવ્યવહાર કરવો. તેની આવશ્યકતા નથી. હું કહું છું કે જે માણસ આ ત્રણે વ્યવહારનો ત્યાગ કરે તે સંયમી હોઇ શકે છે અને સ્વચ્છંદી પણ થઇ શકે છે. હું માનું છું કે એ ત્યાગ સંયમવૃત્તિથી જ થયેલો છે.

હું પોતે અન્ત્યજોની સાથે ખાઉં છું પીઉં છું. એક અન્ત્યજ છોકરીને મેં દત્તક લીધી છે. એ છોકરી મને પ્રાણથી પ્યારી છે. છતાં હિન્દુ સમાજને હું નહિ કહું કે વમારી ત્યાગવૃત્તિને તમે હઠાવી દો. હું માનું છું કે મારા જેવાને માટે પણ હિન્દુ સમાજમાં સ્થાન છે. સંન્યાસી ન હોવા છતા હું કરી રહ્યો છું તેમ કરનારને માટે હિન્દુ સમાજની અંદર સ્થાન છે મુસલમાનો મને કંઇ ખાદ્ય વસ્તુ આપે અને તેમની પાસેથી હું તે 'ખાઈ લઉં' તેમ અન્ત્યજો પાસેથી પણ હું ખાદ્ય વસ્તુ લઇ શકું છું. પણ એમ કરવાને હું હિન્દુને ફરજ પાડવા નથી ઇચ્છતો, કારણકે આમ કરવામાં સંયમ તૂટે છે. એ સંયમમાં હિન્દુ સંસારની રક્ષા રહેલી છે. વર્ણાશ્રમને કે ખાવાપીવાના વ્યવહારને મટાડવો અને અસ્પૃશ્યતાને મટાડવી એ એક વસ્તુ નથી. એક વસ્તુ સંયમ છે, જ્યારે બીજી વસ્તુ શયતાનિયત છે. હું બ્રહ્મચારી છું અને અંન્વેષણ કરી રહ્યો છું, એટલે મને જ્યારે લાગશે કે મારી સમજમાં ભૂલ હતી તે જ દિવસે હું મારી ભૂલ કબૂલ કરી લઇશ. પણ અત્યારે તો હું કહેવાને તૈયાર છું કે જેઓ અસ્પૃશ્યતાનો બચાવ કરી રહ્યા છે તેઓનામાં હું પાખંડ જ જોઉં છું, શયતાનિયત જોઉં છું. જેનો તેઓ બચાવ કરી રહ્યા છે તે શયતાનિયત છે.

મેં મારી મર્યાદા, મારૂં શું કામ છે તે કહી દીધું છે; તેની પદ્ધતિ પણ મેં જણાવી દીધી છે. હું નથી માનતો કે સુધારકો અન્ત્યજોમાં કામ કરીને, તેમને કેળવણી આપીને અસ્પૃશ્યતાનો દોષ મટાડી શકે. હું એવા ઘણાઓને જાણું છું કે જેઓ પ્લૅટફૉર્મ પર ખૂબ

બોલે છે, પણ જ્યારે સ્પર્શ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે હઠી જાય છે.' આવી ઢબ સાથે મારી ભિન્નતા છે, અને હું કહેવાને ઇચ્છું છું કે આ રીતે સુધારો નહિ થાય! પણ, બીજી તરફ હિન્દુ સમાજ સમજશે ત્યારે કરશું એમ કહેનારનો પણ મને કંટાળો છે. હું તો અન્ત્યજોને કહી રહ્યો છું કે આવાં પાપ સામે હું પોતે તો અસહકાર જ કરૂં. અહીં આવેલા અન્ત્યજેતર લોકોને હું કહીશ કે સમાજના આ પાપની સામે—આખા હિન્દુ સમાજ સામે હું એકલો અસહકાર કરૂં એવો પ્રસંગ પણ જો એ પાપ કોઇ રીતે દૂર ન થાય તો આવે. સલ્તનતની શયતાનિયત મટાડવી મને એટલી બધી મુશ્કેલ નથી લાગતી. સલ્તનતની શયતાનિયત દુન્યવી છે. અસ્પૃશ્યતાની શયતાનિયતે ધાર્મિક રંગ લીધો છે. હિન્દુઓ તો એમ જ સમજે છે કે અન્ત્યજોને અડવામાં પાપ છે. તેમને મનાવવાનું કામ કઠણ છે. આપણામાં એટલી મંદતા, આળસ આવી ગયાં છે, આપણે એટલા બધા દુઃખમાં ડૂબેલા છીએ કે આપણે વિચાર પણ કરી શકતા નથી. આપણા ધર્માધિકારીઓ પણ અજ્ઞાનમાં એટલા બધા ડૂબેલા છે કે તેમને સમજાવી જ ન શકાય. અસ્પૃશ્યતાદોષના નિવારણનો અર્થ જ એ છે કે એનો હિન્દુ સમાજ પાસે સ્વીકાર કરાવવો. અન્ત્યજો કરોડો હિન્દુઓનો નાશ કરીને અસ્પૃશ્યતાના દોષને મટાડી શકે એ અસંભવિત છે. વેદમાં કે મનુસ્મૃતિમાં જો એવું ફરમાન હોય તો વેદને બદલવા જોઇએ. પણ બીજા ધર્મગ્રંથો કોણ રચી શકે? હું સંસારી છું, ધર્માધિકારી હોવાનો દાવો નથી કરતો. હું પોતે અનેક ખામીઓથી ભરેલો; હિન્દુ સમાજને હું ધર્મનીતિ શી રીતે આપી શકું? હું તો મને પોતાને તેમની દયાને પાત્ર બનાવીને કામ કરાવી શકું તે કરી લઉં.

*અન્ત્યજો પ્રત્યે—*

કામમાં મુશ્કેલીઓ ભારે રહેલી છે. પણ આપણા સુધારકો જો એટલું સમજી લેશે કે હિન્દુ સમાજને મિટાવીને આ દોષ કાઢવો અસંભવિત છે, તો તેમને ખાતરી થશે કે તેમની સહિષ્ણુતાથી જ તે મટાડી શકાશે. તમને અન્ત્યજ ભાઇઓને હું કહું છું કે તમે મારા જેટલા જ હિન્દુ છો. મારા જેટલા જ તમને પણ હિન્દુપણાના અધિકાર છે. 'તમે હિન્દુ ધર્મને બરાબર સમજશો તો તમારાં હથિયાર તમારા હાથમાં જ છે, જેમ સલ્તનતને મટાડવાનું હથિયાર આપણા જ હાથમાં છે. ભીખ માગીને તેનો ઉપાય થઇ શકવાનો નથી; તેમ અસ્પૃશ્યતાને દૂર કરવાનો ઉપાય પણ અન્ત્યજોના જ હાથમાં છે.

*અન્ત્યજોની આત્મશુદ્ધિ*

અન્ત્યજો કહેશે કે અમને અસહકાર શીખવો, તો હું તેમને જરૂર આજ રાત્રે જ અસહકાર શીખવવા ઇચ્છું છું. અસહકાર એ આત્મશુદ્ધિની ક્રિયા છે. હિન્દુસ્તાન બીજા મુલકોથી જુદો મુલક છે. તેથી આપણે જે કરવાનું છે તે અંગ્રેજોને તંગ કરીને નથી કરી લેતા. પણ આપણાથી શુદ્ધ શી રીતે થવાય? હિન્દુ સમાજ કહે છે કે જુઓ અન્ત્યજો દારૂ પીએ છે, ગમે તે ખાય છે, શૌચના નિયમો પાળતા નથી, અન્ત્યજો ગાયોની કતલ કરે છે. આ વાત હું નથી માનતો. જે હિન્દુ હોવાનો દાવો કરતો હોય તે ગોમાંસ નથી ખાઇ શકતો. અન્ત્યજો અસહકાર કરવા ઇચ્છતા હોય તેઓ મદ્યપાન છોડે, માંસ છોડે, તેટલું નહિ તો ગોહત્યા તો છોડે જ.; ચમારોને હું ચમારકામ છોડવાનું કહેતો નથી.

અંગ્રેજો એ કામ કરે છે તોપણ આપણે તેમને સલામ કરતા જઇયે છીયે. અત્યારે તો બ્રાહ્મણો પણ એ કામ કરે છે. પાયખાનાં સાફ કરવામાં હું મલિનતા નથી જોતો. એ કામ મેં પોતે બહુ કર્યું છે અને મને એ ગમે છે. મારી માતાએ મને શીખવ્યું છે કે એ કામ પવિત્ર છે. મેલાની જોડે કામ છે છતાં કામ તો પવિત્ર છે. એ કામને એવું પવિત્ર સમજીને જે કરે છે તે સ્વર્ગ પામે છે. એ કામને ન છોડતાં તમે હિન્દુ ધર્મમાં રહી શકો છો. તમને એંઠું અન્ન કે રાંધેલું અન્ન કોઈ આપે તો તમે તેનો અસ્વીકાર કરો અને કાચું અનાજ માગો. તમે સ્વચ્છતાથી રહો. પાયખાનાં સાફ કરી લીધા પછી તમે તમારા પોષાક બદલી નાંખો. મેલું સાફ કરતાં છતાં પણ તમે મારી માતા રહેતી હતી તેટલા સ્વચ્છ રહો. કપડાં બદલવાને અમને ક્યાંથી મળેએમ તમે પૂછશો; તો તમારે કહેવું જોઇયે કે અમને પંદર, વીસ, ત્રીસ કે જેટલાને માટે અમે લાયક હઇયે તેટલા પૈસા ન મળે ત્યાં સુધી અમે કામ નહિ કરીયે. એમ તમે હિન્દુ સમાજને કહી શકો છો. જેમ સુતાર લુહાર તમારું કામ કરે છે તેમ અમે પણ સમાજનું આવશ્યક કામ કરીયે છીયે એમ તમે કહી શકો છો. તમે નીડર બની જાઓ. હું ગુજરાતના અન્ત્યજોને બીકાનું છું, તેમના સ્વભાવથી વાકેફ છું. તેમને હું એ જ શીખવી રહ્યો છું કે તમે અસ્પૃશ્યતાનો દોષ તમારી જ તાકાતથી દૂર કરો; તમે કટ્ટા હિન્દુ બનો કે જેથી હિન્દુ સમાજ તમારી ઘૃણા ન કરે પણ પૂજા કરે.

હું આ કામ તમારી જ મારફત અથવા હિન્દુ સમાજની જ મારફત કરાવી લેવા માગું છું. તમને હું કહું છું કે તમે જે હક માગી રહ્યા છો તેને માટે તમે લાયક થાઓ. આમ કહીને હું એ નથી કહેવા માગતો કે તમે લાયક નથી. હિન્દુસ્તાનને સ્વરાજ્યને માટે યોગ્ય થવાનું કહું છું ત્યારે હું હિન્દુસ્તાનને નાલાયક નથી માનતો; હું હિન્દુસ્તાનને વધારે લાયક થવા કહું છું. તેમ અન્ત્યજોને કહું છું કે તમારો અધિકાર સ્વતંત્ર બનવાનો છે, દરેક હિન્દુની સાથે સરખાપણું પ્રાપ્ત કરવાનો છે. પણ આજે તપશ્ચર્યા કરીને તેને માટે વધુ લાયક બનો એમ હું કહું છું.

તપશ્ચર્યા વિષે બોલતાં મારી જીંદગીના બે પ્રસંગો વિષે હું તમને કહેવા ઇચ્છું છું. અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમ ખોલ્યા પછી મેં ત્યાં દુધાભાઈ નામના એક અન્ત્યજ ભાઇને ને તેમનાં પત્નીને આશ્રમમાં રાખ્યાં. અને મેં તેમને રાખ્યાં ત્યારે હિન્દુ સમાજે શું કર્યું? અમે જે કુવે પાણી ભરતાં તે કુવાનું પાણી દુધાભાઇની પત્નીને ન ભરવા દીધું. મેં કહ્યું દુધાભાઇને પાણી ન ભરવા દો તો હું પણ એ કુવાનું પાણી નહિ ભરૂં. એ કુવામાં પાણી ભરવાનો તો મારો હિસ્સો હતો, પણ એ હિસ્સો મેં તજી દીધો દુધાભાઇએ શું કર્યું હતું? દુધાભાઈ તો સ્વચ્છ હતા. તેઓ તો જેટલી ગાળો પડતી તેટલી સાંભળી લેતા હતા. આ તપશ્ચર્યાથી ત્રણ દિવસની અંદર કષ્ટ દૂર થયું, અને લોકો સમજી ગયા કે એ કુવે દુધાભાઈ પણ પાણી ભરી શકે છે. એ જ દુધાભાઈની છોકરી લક્ષ્મી આજે મારા ઘરમાં લક્ષ્મી સમી ફરે છે. તમે બધા જો દુધાભાઈની તપશ્ચર્યા શીખો તો તમારાં દુઃખ આજે મટે.

અન્ત્યજેતર હિન્દુઓને—

હવે અન્ત્યજેતર હિન્દુઓને હું કહું છું કે તમે પણ બહાદુર બનો અને તમારા પાપને હઠાવો હું ધાર્મિક છુ એમ માનુ છું તમે મને વહેમી પણ કહી શકો. હું માનું છુ કે આ પાપમાથી તમે મુક્ત નહિ થાઓ, અન્ત્યજોની તમે ક્ષમા નહિ માગો ત્યા સુધી બીજા અનેક કષ્ટો તમારે માથે આવ્યા કરશે અસ્પૃશ્યતા એ પાપ છે એમ સમજીને તમે જ્ઞાનપૂર્વક તમારી મલિનતાને હઠાવી શકો તો સ્વતત્રતાને તમે આજે હાથ કરી શકો

અન્ત્યજેતરોની સરળતા

હવે બીજુ દૃષ્ટાત આપીને હુ તમને હિન્દુ ધર્મની સરળતા દર્શાવવા ઇચ્છું છુ હું દક્ષિણ આફ્રિકાથી આવ્યો ત્યારે મારી સાથે નાયડુ નામનો એક પચમ (અન્ત્યજ) જાતનો છોકરો હતો ભાઇ નટેશન અન્ત્યજોનુ ભારે કામ કરનાર ગૃહસ્થ છે તેમના ઘરમા મારે અમદાવાદ જતા મદ્રાસમા ઉતરવાનુ થયુ. મને ઘણા મિત્રોએ કહ્યુ કે તુ આ શુ કરે છે? નટેશનની માતા એટલા બધા જૂના વિચારના છે કે તું એના ઘરમા અન્ત્યજને લઇને ગયો એ જાણશે તો ડોશીનુ મોત જ થશે મે કહ્યું હું એ છોકરાનો ત્યાગ કરુ એના કરતા તો બહેતર છે કે હુ નટેશનના ઘરનો જ ત્યાગ કરુ પણ નટેશન તો સરલચિત્ત માણસ છે તેમણે જઇને માતુશ્રીને ખરી હકીકત જણાવી માતાજીએ કહ્યુ ભલે આવવા દો તેઓ સમજી ગયા કે મારી સાથે આવનારો અન્ત્યજ મલિન નહિ જ હોય, અને મે પણ એ છોકરામાથી બધી મલિનતા કાઢી નાખી હતી અમે તેમના ઘરમા ઉતર્યા અને જે કૂવેથી એ બાઈ પાણી કાઢતા તે જ કૂવેથી અમે પણ પાણી કાઢયુ આ કિસ્સામાથી શુ ફલિત થાય છે? અન્ત્યજેતરો પોતાની માતાઓને અને બહેનોને બાઈ નટેશનની જેમ પવિત્રતાથી, સગળતાથી સમજાવી શકે છે આનુ તાત્પર્ય એ છે કે આ પ્રશ્નનો નીવડો અન્ત્યજેતરોની સરળતા અને અન્ત્યજોની તપશ્ચર્યાથી જ આવશે

પરમેશ્વરને મારી પ્રાર્થના છે કે અન્ત્યજ ભાઈઓને સન્મતિ અને ધૈર્ય આપજે કે જેથી તેઓ ધર્મને ન છોડે હિન્દુઓને માટે મારી પ્રાર્થના છે કે આ પાપમાથી—આ શયતાનિયતમાથી—હિન્દુ સમાજને પરમેશ્વર મુક્ત કરે

---

તા. ૯—૧—૧૯૨૧

# નાગપુર મહાસભા

મહાસભાના ધ્યેયમા ફેરફાર

મહાસભાએ શુ કર્યું? આપણે શુ કરવુ જોઇયે? અમદાવાદે શુ કરવુ જોઇયે? આ ત્રણ પ્રશ્નો દરેક જણના મનમા ઉઠવા જોઇયે મહાસભાએ આપણને નવુ બધારણ આપ્યુ, શાતિમય અસહકારનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો. આવડી જગી મહાસભા કદી થઇ નથી. આટલી દૃઢતાથી મહાસભાએ કદી વિચાર કર્યો નથી. બધારણમા મહત્ત્વના ફેરફાર કર્યા છે. મહાસભાના ઉદ્દેશ ઉપર ખૂબ ચર્ચા ચાલી ને છેવટે બે રાત અને એક દિવસ લગી વિચારો ચાલ્યા બાદ પ્રાતપ્રાતના મતો લેવાયા ને લગભગ સર્વાનુમતે ઉદ્દેશમા થયેલો ફેરફાર મજૂર થયો.

તા. ૯-૧-૧૯૨૧

નવો ઉદ્દેશ એ છે કે આપણે આપણા વિચાર પ્રમાણે સ્વરાજ મેળવવું. એ સ્વરાજ બ્રિટિશ સંબંધ રહે તો રાખીને અને જો સંતોષકારક ન હોય તો તોડીને પણ મેળવવું એવો છે. જો સંબંધ રહે તો તે મહાસભાનો ઉદ્દેશ સંપૂર્ણ રીતે ફળે એ રીતે જ રહી શકે. એટલે કે અંગ્રેજોએ પોતાનું ઉપરીપણું ભૂલી જવું જોઈએ. જ્યાં લગી મૂઠીમાં માય તેટલા અંગ્રેજ આપણી ઉપર રાજ્ય ચલાવી શકે છે એમ માનીયે ત્યાં લગી અંગ્રેજી સંબંધ અસહ્ય જ હોવો જોઇયે. આવું સ્વરાજ મેળવવાનાં સાધનો પણ મહાસભાએ સૂચવ્યાં છે. શાંતિથી અને શુદ્ધતાથી આપણે સ્વરાજ મેળવવું છે એવો નિશ્ચય મહાસભાએ કર્યો છે. જૂઠ, યુક્તિ, દંભ, ડોળ, ઇત્યાદિને અહીં જગા જ નથી. સાચો રસ્તો લેવો ને તે રસ્તે ચાલતાં મારવું નહિ પણ મરવું. 'મરીને જીવવાનો મંત્ર' શીખવો છે. એ મંત્રને અનુસરીને જગત જીવે છે. બીજ મરે છે ત્યારે જ ધાન્ય પાકે છે. મા મરતાં લગી કષ્ટ ભોગવે છે ત્યારે જ બચ્ચું જીવે છે. યજ્ઞ વિના ખાવું તે ચોરીનું ધન છે. બલિદાનથી જ સ્વરાજ મળે, અને એ બલિદાન, એ કુરબાની પવિત્ર—પાક હોય તો જ ઈશ્વરને ભાવે.

બીજો મહત્ત્વનો ફેરફાર એ છે કે આજ સુધી ગમે તે ને ગમે તેટલા માણસો મહાસભાના પ્રતિનિધિ બની શકતા હતા તે હવે નહિ બની શકે, પણ માત્ર હિન્દુસ્તાનની વસ્તીના દર એક લાખે બે જણ પ્રતિનિધિ બની શકશે; એટલે કે આખા દેશમાંથી લગભગ છ હજારથી વધારે પ્રતિનિધિ નહિ બની શકે. મારા વિચાર પ્રમાણે તો આ સંખ્યા પણ વધારે પડતી છે. આમાંથી ખરાબ પરિણામ તો એ અવશ્ય આવવાનું કે જ્યાં મહાસભા ભરાય ત્યાંની તો પૂરી સંખ્યા આવી શકે, પણ દૂરના પ્રાંતોવાળાને ઘણા પ્રતિનિધિઓ મોકલવા એ મુશ્કેલીની વાત છે. આમ છતાં હદ બંધાઈ છે એટલી સગવડ તો છે જ. ચુંટણી કરવાની ઢબમાં પણ ફેરફાર કરવામાં આવ્યો છે. હવેથી લાખો માણસોની પસંદગીથી જ પ્રતિનિધિઓ ચુંટાશે ને તેમાં મુસલમાન, સ્ત્રીઓ, અન્ત્યજો ઇત્યાદિ આજ લગી ભાગ નથી લેતા આવ્યા તેઓને ભાગ લેતા કરવાને સારુ જે ઉપાયો યોજવા જોઇયે તે યોજવા એ બંધન પણ મુકવામાં આવ્યું છે. મહાસભાના કોઇ પણ મંડળમાં જોડાવા ઇચ્છનાર માણસને ચાર આનાની ફી આપીને અને મહાસભાના ધ્યેયને કબૂલ કરીને દાખલ થવાનો હક આપવામાં આવ્યો છે. દરેક પક્ષના માણસો દાખલ થઇ શકે એવા હેતુથી પ્રત્યેકને એક જ મત આપવાનો અને તે મત એકને જરૂર ન હોય તો બીજાને મળી શકે એવી ગોઠવણ વાળી રીતથી આપવાનું ઠરાવવામાં આવ્યું છે. પ્રાંતોમાં વિભાગ પણ ભાષા પ્રમાણે પાડવામાં આવ્યા છે. આ બંધારણ પ્રમાણે વર્તી દરેક પ્રાંતમાં કામ

સેવામા આવે તો તેટલાથી જ આપણે બહુ આગળ વધી શકીયે તેમ છે, કેમકે આપણામા સઘશક્તિ અને યોજનાશક્તિ ખીલે એટલે સ્વરાજ મળ્યુ જ જાણવુ. તેને સારૂ પ્રજાના એકેએક વર્ગમા રાષ્ટ્રીય ભાવના પેદા કરવાની મુખ્ય જરૂર છે

નાગપુર મહાસભાનો કાર્યક્રમ

હમે શાંતિમય અસહકારના ઠરાવથી કલકત્તાની ખાસ મહાસભાનો ઠરાવ કાયમ રહ્યો છે અને તેમા કેટલાક વધારા કરવામા આવ્યા છે. એ ઠરાવને પસદ કરનારની નીચે પ્રમાણે કરવાની ફરજ થઇ ચુકી છે.

૧. ખિતાબવાળાએ ખિતાબ છોડવા.

૨. માબાપે પોતાના છોકરાને સરકારની સત્તા તળે ચાલતી નિશાળોમાથી ઉઠાડી લેવા ને તેઓને સારૂ કઇક પણ ગોઠવણ પોતાના ઘરમા જ કે રાષ્ટ્રીય શાળામા કરી લેવી

૩. સોળ વર્ષની ઉમ્મરના વિદ્યાર્થીને જો ખાત્રી થઇ હોય કે જે સત્તાને સુધારવાનો અથવા નાશ તેનો કરવાનો પ્રજાએ નિશ્ચય કર્યો છે તે સત્તાની અસર નીચે ભણવુ એ પાપ છે, તો તેણે તુરત નિશાળ છોડી પોતાનો બદોબસ્ત ગમે તે રીતે કરી લેવો.

૪. વકીલે વકીલાત બનતી ઉતાવળે છોડી દેવી ને પ્રજાની સેવામા ગુથાઇ જવું.

૫. વેપારીએ પરદેશી વેપાર ને પરદેશી સબધ જેમ બને તેમ વેળાસર છોડવા ને હાથે કાતવા તથા વણવાના કામને ઉત્તેજન આપવુ

૬. ધારાસભાના સભ્યો જેઓ મતદારોના વિરોધ છતા ચુટાયા છે તેઓએ રાજીનામુ આપવું ને જેઓ પ્રજામત વિરુદ્ધ છતા રાજીનામુ ન આપે તેઓની પાસેથી મતદારોએ કઇ પણ રાજ્યપ્રકરણી કામ ન લેવુ.

૭ સિપાહીઓએ અને બીજા સરકારી નોકરોએ કોમની તરફ નમ્રતા, માયા ને સચ્ચાઇ વાપરવા, રાજકીય સભાઓમા જવુ પણ તેમા ભાષણો વગેરે ન કરવા, ને સ્વરાજની ચળવળમા જાહેર રીતે નાણા ભરવ.

૮. સિપાહીઓએ પોતાની નોકરીને પોતાના ધર્મ અથવા દેશ કરતા વધારે ન ગણવી ને પોતે કોમ તરફની લાગણી વિનાના ભાડુતી નોકર છે એ આરોપને પોતાના સદ્વર્તનથી કાઢવો.

૯. દરેક સ્ત્રીપુરષે પોતાથી જેટલો બને તેટલો સ્વાર્થત્યાગ કરવો.

૧૦. સૌએ સમજવું કે શાંતિમાં જ આપણી જીત રહેલી છે અને તે શાંતિ માત્ર સરકારની સાથે જાળવવી, એટલું જ નહિ પણ આપણે એકબીજાની વચ્ચે પણ જાળવવી. શાંતિ જાળવવી એટલે મારપીટ ન કરવી એટલું જ નહિ પણ ગાળો પણ ન દેવી.

૧૧. સૌએ હિન્દુમુસલમાન એકતામાં વધારો કરવો ને તે જ પ્રમાણે હિન્દમાં એકબીજાની વચ્ચેની કડવાશ દૂર કરવી. બ્રાહ્મણ ને બ્રાહ્મણેતરનો ઝગડો મટાડવો ને અસ્પૃશ્યતાના પાપનો નાશ કરવો.

આટલું આપણે એક વર્ષની અંદર કરી શકીયે તો એક વર્ષની અંદર સ્વરાજ મળે; ને મોડું કરીયે તો મોડું મળે.

આપણું કર્તવ્ય ચોખ્ખું છે. આપણે દરેકે પોતાની શક્તિ પ્રમાણે બલિદાન આપી જ દેવું ને બીજા આપે તેમ કરવા સારુ તુરત નવા ધોરણ પ્રમાણે સભાઓ કરવી. હવે પછીની મહાસભામાં એવો એક પણ પ્રતિનિધિ ન હોવો જોઇયે કે જેના છોકરા સરકારી નિશાળમાં જતા હોય, જે પોતે વકીલાત ચલાવતો હોય અથવા જેણે પોતે પોતાને લાગુ પડતી હોય એવી કોઇ કલમનું પાલન ન કર્યું હોય. એટલે દરેક પ્રતિનિધિ —પછી તે સ્ત્રી હોય કે પુરુષ—ના શરીર ઉપર કેવળ હાથે કાંતેલ સુતરના હાથે વણેલાં કપડાં જ હોવા જોઇયે. આવા છ હજાર પ્રતિનિધિ ને બીજા કામદારો હોય ત્યારની આપણી સ્થિતિનો અર્થ સમજવો મુશ્કેલ નથી.

અમદાવાદે આવતી મહાસભાને આમંત્રણ કર્યું છે; એટલે અમદાવાદે નવા બંધારણને સફળ કરવાની પ્રતિજ્ઞા લીધી ગણાય. અમદાવાદે જેમ ભારે માન વહોર્યું છે તેમજ જોખમ વહોર્યું છે. અમદાવાદનું માન તે ગુજરાતનું છે અને ગુજરાતનું તે હિન્દનું છે. આપણે તૈયારીઓ આજથી કરશું ત્યારે જ પૂરી તૈયારી કરી શકશું. શું કરવું જોઇયે તે હવે પછી વિચારશું.

---

# નોંધ

## લો૦ તિલક સ્વરાજ રાષ્ટ્રીય ફંડ

અસહકારના ઠરાવ સાથે લોકમાન્યના સ્મરણાર્થે સ્વરાજનો ફાળો કરવાનો છે એ ઠરાવ પણ થયો છે. મહાસભાની છેલ્લી બેઠકમાં તે ફાળાને નામે પૈસા પણ ભરાયા. આ ફાળામાં યથાશક્તિ ભરવાની સહુની ફરજ છે એમાં તો શક જ નથી થોડાં માણસો ઘણ

પૈસા આપે એના કરતાં ઘણા માણસો થોડા પૈસા આપે ને ઘણું ધન એકઠું થાય તેમાં આપણી 'શોભા' છે ને તેમાં જ સ્વર્ગસ્થ લોકમાન્યના ઇલકાબની સિદ્ધતા છે. એક વેપારી કરોડ રૂપીયા આપે તેમાં લોકમાન્યતા નથી, પણ કરોડો સ્ત્રીપુરુષની પાસેથી આપણે કરોડ પૈસા ઉઘરાવીયે તેની મહત્તા ઘણી વધારે ગણાય; અને તે હિં૦ લોકમાન્યની લોકમાન્યતાનો ભારે પૂરાવો ગણાય. આ ફાળો એકઠો કરવામાં આપણો પોતાનો અંગત સ્વાર્થ છે, કેમકે આપણે તે પૈસા આપણા જ ભલાને અર્થે વાપરવા છે. સ્વરાજ લોકમાન્યનો જીવનમંત્ર હતો. સ્વરાજ આપણે સારૂ આપણા મોક્ષનું દ્વાર છે, આપણા સુખની ચાવી છે, ગરીબની ભૂખનું નિવારણ છે, નાગાંને ઢાંકવાનું સાધન છે, પાપનો નાશ કરવાનું હથિયાર છે. એટલે લોકમાન્યની પૂજામાં આપણી જ સિદ્ધિ રહેલી છે. આ ફાળો ઉઘરાવવામાં ઢીલ ન થવી જોઈયે, સંકોચ ન થવો જોઈયે. અસંખ્ય માણસોની પાસેથી ઉઘરાવવાનું છે એટલે ઘણા ઉઘરાવનારા હશે. તેઓએ પ્રામાણિકપણાંની પ્રતિજ્ઞા લઈને કામે ચડવાનું રહ્યું છે. આ વર્ષમાં ઉઘરાણું એક જ હોય અને તે લોકમાન્યને નામે; કેમકે તે ઉઘરાણામાંથી પ્રત્યેક યોગ્ય પ્રવૃત્તિને આશ્રય મળી શકે છે. એ ઉઘરાણું એક કરોડ રૂપીયાથી ઓછું ન જ થવું જોઈયે એવો આપણે આગ્રહ રાખવો જોઈયે. તેમાંથી આપણે જોઈતી શાળાઓ વગેરે ખોલી શકીયે છીયે અને એવાં અનેક કામો કરી શકીયે છીયે.

આવો ફાળો ઉઘરાવવા સારૂ આપણે દરેક ગામડામાં પ્રવેશ કરવો જોઈયે. દરેક શહેરમાં દરેક લત્તાના માણસોને સ્વરાજનો પેગામ પહોંચાડવો જોઈયે. મારી ઉમેદ છે કે આ કામ વગરઢીલે હાથમાં લેવામાં આવશે.

## ડયૂક ઑફ કૅનૉટ *

નામદાર ડયૂક ઑફ કૅનૉટ હવે આવી પહોચવાનો વખત આવ્યો છે. આપણને તેમની સાથે વેર નથી. તે ભલા માણસ છે; પણ તે અંગ્રેજી સત્તાને શરણ છે. અત્યારે તો તે બાદશાહના એલચી છે. અંગ્રેજી બાદશાહત જમાવવી એ તેમનો હેતુ છે. ચાલુ રાજ્યાધિકારીઓનો દરજ્જો વધે એ તેમના આગમનનું પરિણામ આવે. એમને આવકાર આપીયે તેમાં આપણે આપણી ગુલામીને આવકાર આપવા જેવું થાય. જો આપણે આ રાજસત્તાનો મદ ઉતારવા માગતા હોઈયે તો આપણો ધર્મ છે કે તે વધે એવું એક પણ કાર્ય આપણે ન કરવું. આપણો જો વિશ્વાસ હોય કે નવી ધારાસભામાંથી આપણને કંઈ લાભ થવાનો નથી તો આપણે તેને તેજ આપવા આવેલા પુરુષને વધાવી નથી શકતા. એથી જ્યાં જ્યાં ના. ડયૂક ઑફ કૅનૉટ આવે ત્યાં ત્યાં પ્રજાએ ઘર ઝાલીને બેસી રહેવું જોઈયે; રોશની વગેરે થાય તો તે જોવા ન જવું જોઈયે; બીજા કંઈ જલસા થાય તેમાં પણ ભાગ ન લેવો જોઈયે. આ સત્તાની તરફનો આપણો અણગમો જાહેર કરવાનો આ જ એક સરળ રસ્તો છે.

ડયૂક ઑફ કૅનૉટ

* ડયૂક ઑફ કૅનૉટના આગમન વખતે ગાંધીજીએ પ્રજાને આપેલ સન્દેશો

# ¶ સ્વરાજનું ખાતમુહૂર્ત

વાદ ને વિવાદ ગળ્યા,
વેર વિખવાદ ટળ્યા;
જુદા સૌ ભેગા મળ્યા રે.— (મણિલાલ)

× × ×

અમો પ્રેમને વશ થયા રાજી રે,
તેમાં શું કરે પંડિત ને કાજી રે.— (એક જૂના ભજનમાંથી)

× × ×

વીર્ય દેઓ ક્ષુદ્ર જને ના કરિતે
હીન જ્ઞાન; બલેર ચરણે ના લુટિતે*— (ગીતાંજલિ)

## આશ્ચર્યપરંપરા

કૉંગ્રેસ ગઇ, પણ કૉંગ્રેસનાં સંભારણાં તો સદાય રહેશે. આજે હિન્દુસ્તાનનો એકે ભાગ, શહેર, કસ્બો કે ગામડું એવું નહિ હોય કે જ્યાં કૉંગ્રેસના યાત્રાળુઓ પોતાના અનુભવો ઘેર રહેલાઓને નહિ કહી રહ્યા હોય. હિન્દુસ્તાનના નાનામાં નાના ગામડાના ખેડૂત, અભણ બાઇઓ કે બાળકોને પણ કૉંગ્રેસની કંઇક પીછાન થઇ ગયા વિના નહિ રહી હોય. કૉંગ્રેસનો ધ્વનિ જે થોડા દહાડા શહેરોની જ ચતુઃસીમામાં જઇને વેરાઇ જતો તે દેશની દસે દિશામાં પથરાશે; તેના ઉપરાઉપરી પથરાતા પ્રતિધ્વનિ લોકોના જીવનમાં ચિરકાળને માટે સંઘરાઇ રહેશે; એટલું જ નહિ, દેશની સીમા ઓળંગીને હજારો ગાઉ ઉપરના બહેરા કાનોને પણ ઉઘાડશે.

આ કૉંગ્રેસ વિષે અતિશય લાગણી આ ભાષા શા માટે, એમ કોઈ નહિ પૂછે એમ માનું છું. કારણ સૌ સ્વીકારશે કે આ કૉંગ્રેસ સામાન્ય નહોતી. ગઇ કૉંગ્રેસના જેવી કેવળ અપૂર્વ જ નહોતી; એ તો એક આશ્ચર્યપરંપરા હતી. બાહ્ય દૃષ્ટિએ જ જોઇયે તો તેમાં કેટલા પ્રતિનિધિઓ આવ્યા હતા, કેવા કેવા પ્રતિનિધિઓ આવ્યા હતા, તેટલું જ લેવાની જરૂર છે. સ્વાગત સમિતિના સભ્યોને ગણતાં અઢાર હજાર જેટલી પ્રતિનિધિઓની સંખ્યા હતી. તેમાં ગાંધીજીના રાજકીય સંન્યાસીના આદર્શને ભાગ્યે પોષવા આવેલા હોય તેવા કેવળ ભજવા જ ધારણ કરનારા નહિ એવા સાધુઓ, કોઈ વીર રજપૂતાણી જેવી અ. સૌ. જાનકીબાઇ (જમનાલાલજીનાં પત્ની)ની આગેવાની નીચે કદી ઘર બહાર ન નીકળેલી એવી મારવાડી બહેનો, અને દેશમાં ચાલી રહેલી વિરાટ પ્રવૃત્તિની હાક સાંભળી દૂર બ્રહ્મદેશથી

* રંકનો પકડેલો હાથ કદી ન છોડવાનું અને ઉદ્ધત બળ આગળ કદી ન નમવાનું, હે પ્રભુ, મને બળ આપ.

આવેલા અરમી પ્રતિનિધિઓ, અને એ સૌ ઉપરાંત પુષ્પતેજ પ્રગટ કરવા ઉભા થયેલા—દેશનું પાણી નજરોનજર જોવા, દેશને મનાવી શકાય તો મનાવવા, વિષ્ટિ કરવા આવેલા—અંગ્રેજ મહેમાનો, એ મહાસભાના ગૌરવમાં વધારો કરતા હતા. પ્રતિનિધિઓની સંખ્યાએ પ્રેક્ષકોને માટે તો ભાગ્યે જ જગ્યા રાખી હતી; એટલે પ્રેક્ષકો સમાઇ શક્યા તેટલા મંડપમાં અને ન સમાયા તેટલા બહાર ઉભરાતા હતા. અસહકારનો સિદ્ધાન્ત સ્વીકારનારા છતાં ગાંધીજીએ સૂચવેલા માર્ગને સંપૂર્ણ રીતે ન માનનારા સૌ કોઇ રીસાઇને બહાર ન નીકળતાં, ગયા ત્રણ મહિનાના અનુભવ પછી પોતાના બદલાયલા વિચારનો લાભ આપવાને માટે ભારે સંખ્યામાં હાજર થયા હતા. આ બધાં એકત્રિત દળો કેન્દ્રીભૂત થવાને લીધે હું જે આશ્ચર્યપરંપરા આગળ કહી ગયો તે ઉત્પન્ન થવા પામી.

### પ્રમુખ મહાશય

નાગપુર મહાસભાના પ્રમુખ

આ આશ્ચર્યપરંપરામાં હું પ્રમુખ મહાશયને પહેલા મુકતાં અચકાતો નથી. પ્રમુખ મહાશયની ચુંટણી દેશમાં વધાવી લેવામાં આવી હતી એમ તો ન જ કહેવાય. તેમનું ભાષણ જોતાં તેઓ કેવી વૃત્તિથી કામ લેશે તે કલ્પવું મુશ્કેલ હતું. પણ તેમણે તેમના કાર્યથી, તેમની દક્ષતાથી, તેમના સ્પષ્ટવચનીપણાથી સૌને આશ્ચર્ય પમાડયું, અને તેમની ચુંટણી ખોટી નહોતી થઈ એમ સૌને ખાત્રી કરી આપી. તેમના ભાષણમાં જ્યારે તેમની તેજસ્વી, અગાધ વિદ્વત્તા દૃષ્ટિએ પડતી હતી, ત્યારે તેમના અનુભવના ઉદ્ગારો પણ કેટલાકને ખૂંચ્યા વિના રહેતા ન હતા. અસહકારનાં મુખ્ય તત્ત્વો વિષે અશ્રદ્ધા, એટલું જ નહિ પણ તે કૃતિમાં મુકાય તો દેશ પાછો પોતાની પ્રથમની જંગલી દશા—દેશ જંગલી ક્યારે હતો તે તો પ્રમુખ મહાશય જ જાણે—ને પ્રાપ્ત કરશે એ મતલબનાં વચનો તેમના ભાષણમાં સ્પષ્ટ હતાં. છતાં એ ભાષણ વંચાયુ ત્યારે અસહકારનાં તત્ત્વો ઉપરની ટીકાના ભાગને મ્હોંડે જ કહી જતાં પ્રમુખ મહાશયે ટુંકાવ્યો, મોળો કર્યો. વિદ્યાર્થીઓને વિષે કહ્યુ કે બરોબર સમજીને તો તેઓ જેટલા વહેલા શાળાઓ છોડે તેમ સારૂં. વકીલો પણ સ્વાર્થત્યાગ કરવા નીકળે તો સારૂ એમ સુદ્ધાં જણાવ્યું. આમ પ્રથમ દિવસે જ તેમણે પોતાના વિચારમાં ફેરફાર કરવાની જરૂર જોઇ, અને છેવટને દિવસે તો તેમણે આશ્ચર્યકારક એક્ય જોઇને અસહકારના ઠરાવ વિષે પ્રસન્નતા દર્શાવી, એટલુ જ નહિ પણ 'દેશનો આત્મા ખળભળી ઉઠયો છે, મદાન્ધ ઈંગ્લંડને તે આંખ ચોળાવી ઠેકાણે આણશે' એવા ભાવાર્થના ઉદ્ગારો કાઢયા: વિષયવિચારિણી સમિતિના અધ્યક્ષ તરીકે તેમણે જે દક્ષતા દાખવી તે તો એ સભાનુ કામ જોનારા જ જાણે. તેમનાં જ્ઞાન, વ્યવસ્થા અને પદ્ધતિ માટે તેમનું અજબ ચીકણાપણુ અને તેમના અકૃત્રિમ તથા કૃત્રિમ વિનોદો અને મર્મવચનોનો એક દિવસ અનુભવ લીધા પછી સૌ કોઇને, કોની સાથે કામ લેવાનું છે તેની બરોબર ખબર થઇ ગઈ હતી. સર ફિરોજશાહ મહેતા અને ગોખલેજી જેવા અધ્યક્ષની નીચે જેમણે કામ કરેલું તેઓને પણ આ અધ્યક્ષના આકરાપણાએ સૌને ભૂલાવ્યા એમ કહેતાં સાંભળ્યા છે. છતાં એ આકરાપણાએ જ કૉંગ્રેસની આગળ જે ભારે કામ ઉકેલવાનું હતું તે સરસ રીતે ઉકેલાવ્યું એમ કહી શકાય.

## કેટલું કામ ઉકેલાયું !

કૉંગ્રેસની આગળ જૂના બંધારણને ફેરવી તદ્દન નવું જ—મૂળગામી પરિવર્તનો કરનારૂં—બંધારણ તૈયાર કરવાનું કામ કાંઇ નાનુંસૂનું ન હતું. 'દરેક પ્રાંત એ પસંદ કરે, તો જ પસાર થાય એવા કાયદાને લીધે મુશ્કેલી વધેલી હતી. અને આ ઉપરાંત એક વર્ષમાં સ્વરાજ પ્રાપ્ત થાય એવો અસહકારનો કાર્યક્રમ રચવાનું તો હતું જ. વિષયવિચારિણી સમિતિના સભ્યોએ નથી [illegible] સ્વાસ્થ્ય તરફ કે નથી જોયું સમય તરફ—ચાર દિવસ આઠ આઠ દસ દસ કલાક કામ કરીને શુભ પરિણામ આણ્યું. એ સભામાં જે રીતે કામ ચાલ્યું તે દરમિયાન હાજર રહેનાર સૌ કોઇ સાક્ષી પૂરશે કે આ કૉંગ્રેસની વિષયવિચારિણી સમિતિએ કાર્ય સરસ રીતે આટોપવાની જેટલી ઉત્કંઠા, જેટલો જ્ઞાનભર્યો અને રસભર્યો ઉહાપોહ ચલાવ્યો છે તેટલો અગાઉ ભાગ્યે જ કોઇ સભાએ ચલાવ્યો હશે.

અને તેનાં મધુરાં ફળો દેશે એક અવાજે પસાર કરેલા મહત્ત્વના ઠરાવો છે.

### અપ્રતિમ ઐક્ય

એ ઠરાવો પસાર થવાના મૂળમાં દેશના ઉપર આવી પડેલા અસહ્ય સંકટનું સામાન્ય ભાન જેટલું રહેલું હતું તેટલી જ તે ભાનથી ઉત્પન્ન થતી સમાધાનવૃત્તિ હતી. અને સૌથી સર્વોપરિ તો બધા 'વાદવિવાદ' 'ઝેર વિખવાદ' ટાળનારી પ્રેમવૃત્તિ રહેલી હતી. જે વીરો કલકત્તામાં અસહકારના ગાંધીજીના ઠરાવની વિરુદ્ધના દળમાં હતા તેઓ ગાંધીજીની સાથે ભળ્યા. શ્રીયુત ચિત્તરંજન દાસે અસહકારનો ઠરાવ રજુ કર્યો! તેમને અનુમોદન આપનારા ગાંધીજી, શ્રીયુત બિપિનચંદ્ર પાલ અને કસ્તુરીરંગ આયંગાર ! આ અલૌકિક દૃશ્યે સૌ કોઇને હેરત પમાડયા. સૌથી ભારે આશ્ચર્ય તો થયું આપણા અંગ્રેજ મહેમાન મિ. સ્પૂરને, જેમણે ચિરસ્મરણીય શબ્દોમાં એ ઐક્યને વર્ણવ્યું છે: 'મારા જન્મારામાં એક ટેક ધરી, એક જ સાધ્ય માટે, અડગ આત્મબલિદાન આપવા માટે તૈયાર થયેલો આવડો જનસમુદ્ર મેં કદી નથી જોયો. હું મારે દેશ જઇને સંદેશો દઇશ કે રાષ્ટ્રીય પક્ષના હિંદીઓ સૌ એક થઇ ગયેલા છે. મને આજે એમ લાગે છે કે આ દેશ પોતાનું પવિત્ર કાર્ય પવિત્ર રીતે કરી લઇ દુનિયાને વિવેકને પંથે લાવશે. આત્મોન્નતિના એક જ પંથ ત્યાગને પંથે આ પ્રવૃત્તિ ચલાવવાનો પ્રયત્ન આ દેશને જ સ્વતંત્ર કરીને નહિ અટકે, અમને અને બીજા દેશોને પણ સ્વતંત્રતા અપાવવામાં મદદ દેશે.'

આ ઉદ્‌ગારોનું કારણ આ ઐક્યમાં રહેલી સત્યતા અને સરળતા હતી. વિષયવિચારિણી સમિતિમાં તો તેઓ સુંદર ઉહાપોહ જોઇ આવેલા હતા; પ્રત્યેક ઠરાવ ઉપર સૂક્ષ્મ ચર્ચા થતી જોઇ આવ્યા હતા પણ ભરી સભામાં તેમણે વધારે મોહક દૃશ્યો જોયાં. અસહકારના ઠરાવમાં શિક્ષણ વિષેના ભાગમાં મૌલાના હસરત મોહાનીને જરા મતભેદ હતો, તેઓએ ઠરાવમાં સુધારો મુકવાનો પોતાનો વિચાર અમલમાં મુકયો. ગાંધીજીએ બન્ને વચ્ચે સિદ્ધાન્તનો ભેદ નથી એમ ભરી સભામાં સમજાવી બતાવ્યું, અને તરત તેઓએ પોતાનો

સુધારો પાછો ખેંચી લીધો. દેશી રાજ્યોની આંતર ઘટનાઓથી કૉંગ્રેસને મુક્ત રાખવાના ઠરાવ વિષે કેટલીક ગેરસમજ ઉભી થવાથી કેટલાક ભાઇઓએ ઉહાપોહ કર્યો, જાહેરમાં ખુલાસા માગ્યા; ગાધીજીએ તે ખુલાસા આપ્યા એટલે તે વિરોધપક્ષ પણ ટળી ગયો ! આ બધાં દૃશ્યો શ્રદ્ધા ખોઇ બેઠેલામાં શ્રદ્ધા જાગૃત કરે એવાં હતાં.

## અસહકારનો ઠરાવ

નાગપુરના ઠરાવની ખૂબીઓ

અસહકારના ઠરાવ ઉપર જેટલો ઉહાપોહ નાગપુરમાં ખાનગી અને જાહેરમાં થયો છે તેટલો બીજા કોઇ ઠરાવ ઉપર નથી થયો. ગાંધીજીએ પોતાનો ખરડો ઘડીને તેની નકલો 'મિત્રવર્ગ'માં અગાઉથી વહેંચેલી હતી. તે ઉપર ચર્ચા કરવાને બે ત્રણ ખાનગી સભાઓ થઇ, ખાનગી મુલાકાતો થઈ અને સૌને મહાસભામા ભંગાણ પડવાની ધાસ્તી કરાવતો ઠરાવ આખી મહાસભાએ ઉપર કહ્યું તેમ એક અવાજે મંજૂર કર્યો ! એ ઠરાવ રજુ કરતા શ્રીયુત ચિત્તરંજન દાસે તેટલુ જ સુંદર ભાષણ કર્યું. એ ઠરાવની ભાષા એટલી બધી સ્પષ્ટ છે કે તેના ઉપર ઉંડા વિવેચનનીયે જરૂર રહેતી નથી. અહીં એટલું જણાવી દઇશ કે હવે આગળ જનારા અસહકારીને પણ ગાંધીજીના ભાષણમાના એક વાક્યનું રહસ્ય ઉંડા વિચાર પછી સમજ્યા વિના નહિ રહે; 'લાલાજી, કસ્તુરીરંગ આયંગર કે શ્રીયુત દાસને મારા કરી લેવા માટે સિદ્ધાન્તનો કાઇ ત્યાગ ન કરવો પડતો હોય ત્યાં સુધી મારે એક પગલુ પાછુ હઠવું પડે તોપણ તૈયાર છુ ' આ ઠરાવની ખૂબી વિષે એક પરમ મિત્રના ઉદ્ગાર અહીં આપવાની છૂટ લઉં ? પુનિતહૃદય મિ. ઍન્ડ્રુઝે ગાંધીજીને એક પત્ર લખ્યો છે તેમા જણાવ્યુ છે કે ગીતાંજલિમાની

" Give me the strength never to disown the poor,
Or to bend my knee before insolent might. "

એ પ્રાર્થનાની બને વસ્તુ આ ઠરાવમાં અંતર્ગત છે. એ ઠરાવમા આપણા ભાઈ સરકારી નોકરો –પોલીસ અને ફોજના નોકરો—પોતાના ક્ષેત્રમા રહીને કેટલું કરી શકે એનું દિગ્દર્શન છે, એટલુ જ નહિ પણ આપણા જ અનૌદાર્યથી જેઓ રંક બન્યા છે તેમને ફરી પોતાના કરી લેવાનો દૃઢ નિશ્ચય પણ રહેલો છે; એ ઐક્ય અને દૃઢ નિશ્ચયમા સરકારના ઉદ્ધત બળની સામે ન નમવાનો નિશ્ચય રહેલો છે.

## સ્વરાજનો પાયો નંખાયો

મહાસભાનું બંધારણ

મહાસભાએ જે બંધારણ પસાર કર્યું છે તેની મહત્તા આજે સમજવી કઠણ છે. એ તો એક વર્ષના કાર્ય પછી સૌ કોઈ સમજી શકશે ભવિષ્યનો ઇતિહાસકાર આ નવા બંધારણમા દેશના સ્વરાજ્યનું ખાતમુહૂર્ત જોશે એમ મારૂ તો સ્પષ્ટ માનવું છે. કાંઈ પણ ઢંગધડા વિના, પોતાની અનુકૂળતા માટે—કેટલીકવાર તો તેવી અનુકૂળતાના પણ વિચાર વિના— દેશના વિભાગો પાડી આજના રાજ્યકર્તાઓ રાજ્ય કરી રહ્યા છે. તેના ભાષા પ્રમાણે વિભાગો પાડી મહાસભાએ દેશના ઐક્યની એક સૌથી મોટી કુંચી સાધી છે. બંધારણના જે બે

ઠરાવોની ઉપર ભારે ચર્ચા ચાલી હતી—ખરૂં પ્રતિનિધિત્વ જળવાય એવી નવી પ્રથા દાખલ કરવા વિષેનો, તથા કૉંગ્રેસના ધ્યેય વિષેનો—એ બન્ને ઠરાવ વચ્ચે કેટલો અન્યોન્ય સંબંધ રહેલો છે તે ધ્યેય વિષેના ઠરાવની સામે થનારા ગૃહસ્થોના ભાગ્યે જ ખ્યાલમાં હશે. પ્રતિનિધિત્વની નવી પ્રથામાં દેશના સર્વ રાજકીય પક્ષોને મહાસભામાં લાવવાનો કાર્યસાધક ઉપાય રહેલો છે એ વાતની અવગણના કર્યા વિના આ નવા નક્કી થયેલા ધ્યેયની સામે થઇ શકાય એમ નથી. બ્રિટિશ રાજ્યમાં અંતર્ગત રહીને કે ન રહીને હિન્દના લોકોને હાથે થનારી સ્વરાજપ્રાપ્તિ એ કૉંગ્રેસનું ધ્યેય છે એમ ઠરાવવામાં કૉંગ્રેસની સર્વ પક્ષોને સાથે લેવાની ઉત્કંઠા તથા ઉંડી દીર્ઘદૃષ્ટિ રહેલી છે. જે પક્ષને બ્રિટિશ રાજ્યનો પાલવ છોડવો નથી તે પક્ષને માટે આ ધ્યેય વિના કૉંગ્રેસનું દ્વાર ખુલ્લું રાખવું અશક્ય હતું. ભવિષ્યમાં એ પક્ષ પોતાના બળે કરીને પોતાની ઈચ્છા પ્રમાણેનું સ્વરાજ્ય દેશની પાસે મગાવી શકે છે.

## તિલક સ્વરાજ્ય ફંડ

સ્વરાજ્યનો આ પ્રમાણે પાયો નાંખી તેને માટે કાર્ય કરવાને મહાસભાએ કાર્યવાહક-સમિતિ નીમી છે. તેણે પોતાના કાર્યની શરૂઆત કરી દીધી છે આ કાર્યને પાર પાડવાના ધન માટે પ્રાતઃસ્મરણીય લોકમાન્ય તિલક મહારાજનું સ્વરાજ્ય ફંડ સ્થાપવાનો સંકલ્પ પણ અસહકારના જ ઠરાવમાં આવી જાય છે. આનાથી ગાંધીજીને જે શાંતિ અને આનંદ થયો છે તેટલો ભાગ્યે જ બીજા કોઇને થયો હશે. ત્રણેક માસ ઉપર કૉંગ્રેસ કમિટીની એક સભામાં તેમણે તિલક મહારાજના સ્મારક માટે તો 'સ્વરાજ ફંડ' જ જોઇયે એમ સૂચના કરી હતી; પણ પરદેશના પ્રચારના રસીઆ શ્રીયુત સત્યમૂર્તિ અને બીજા ભાઇઓને એ સૂચના પસંદ નહોતી પડી. શ્રીયુત કેળકરને પણ એ નહોતી ગમી. એ સૌ ભાઇઓએ આ વખતે ઠરાવમાં એ સૂચના દાખલ કરવામાં સંમતિ આપીને ભારે ઔદાર્ય દાખવ્યું છે અને દેશના ચિત્તને પણ પ્રસન્ન કર્યું છે. એ ફંડનું મંગળ મુહૂર્ત કરનારા સ્વાગતકારિણી સમિતિના પ્રમુખ શ્રી. જમનાલાલજી જ થયા છે. એક લાખ રૂપીયાની અંજલિથી તેમણે લોકમાન્યના સ્મારક આ સ્વરાજ્ય ફંડની શરૂઆત કરી અને બીજે જ દિવસે મુંબઇવાળા સુપ્રસિદ્ધ દાનશૂર શેઠ શાવકશા બમનજીએ મહાસભાના કામને માટે જ્યાં સુધી સ્વરાજ્ય સ્થપાય ત્યા સુધીને માટે દરમહિને દશ હજાર રૂપીયા આપ્યાં કરવાનું વચન આપ્યું ! મહાસભાની આશ્ચર્યપરંપરાનાં આ કાંઈ નાનાં આશ્ચર્યો નથી

## છેવટનું આશ્ચર્ય

પણ મોટામાં મોટું આશ્ચર્ય તો વાર્ષિક અધલાખની કમાણીવાળા શ્રીયુત ચિત્તરંજન દાસે વકીલાત છોડીને આપ્યું છે. એ આત્મબલિદાનથી દેશને કેટલો લાભ થશે એનું સંપૂર્ણ માપ આજે ન નીકળી શકે; પણ પંડિતજી મોતીલાલ નેહરૂની સાથે દેશ-સેવામાં જોડાઇને એમણે અનેક બીજા દેશહિતૈષીઓને ઉત્તેજિત કર્યા છે એમ તો આપણે થોડા જ સમયમા જોઇશું.

આ તો બધી વાતો થઇ એથી કોઈ પણ જણની છાતી ઉંચી આવે એમ છે, પણ મહાસભાએ કરેલા કાર્યથી ઉત્પન્ન થયેલી આપણી જવાબદારીનો વિચાર કરતા છાતી બેસી જાય છે રાષ્ટ્રીય કેળવણીનો સવાલ આરે મુકો, ખરો political boycott 'રાજ્યદ્વારી બહિષ્કાર' પ્રજાને શીખવી ધારાસભાબહિષ્કારને ખરો વિજયવંત કરવાની વાત બાજુએ રાખો, નવા બંધારણનો ચોથો ભાગ અમલમાં મુકતા પ્રજાનો આખો દેહ વલોવી નાખવો પડશે એમ હુ અત્યારથી જોઇ રહ્યો છુ તાલુકાના મુખ્ય ગામેગામે ફરી, સભાઓ ભરી, બંધારણનુ મહત્ત્વ લોકોના મન ઉપર ઠસાવવાને, ખરૂ સમજદાર પ્રતિનિધિમંડળ રચવાને, નિર્મળ મનના, નિસ્વાર્થી, સંપૂર્ણ સમય અર્પણ કરનારા વીરો નવા બનેલા દરેક પ્રાંત માટે ઓછામા ઓછા ૯૦ થી ૧૦૦ સુધી જોઈશે, ત્રણ મહિના સાસ લીધા વિના તેમણે કામ કરવુ જોઇશે ગાડેગાડા નાણા જોઈશે એ બધાને માટે દેશ તૈયાર છે ? તૈયાર નહિ હોય તો શરમાવાનો વખત આવશે સામે બળીઆ શત્રુ તો અનેક વિઘ્ન નાખનારા પડયા જ છે 'The hour of the greatest triumph is the hour of the greatest humility' ( ભારેમા ભારે વિજયની પળ એ જ ભારેમા ભારે વિનય અને નમ્રતાની પળ છે ) જે વિજયને ઉદ્દેશીને ગાંધીજીનું આ અમરવાક્ય નીકળેલુ તે વિજય કરતા આ વખતનો વિજય વધારે ભારે છે તો તેને અનુરૂપ વધારે ભારે વિનયનમ્રતા પણ આપણે સજવી ઘટે છે એ વિનયનમ્રતા, મહાબલિદાનને માટેની એ શક્તિ, પરમકૃપાળુ પ્રભુ સિવાય બીજો કોઈ આપી શકે એમ નથી

મહાદેવ હરિભાઈ દેશાઇ

---

તા. ૧૬-૧-૧૯૨૧

## ૬ નમ્રતાની જરૂર

અહિંસાધર્મનુ પાલન કરનાર હમેશા નમ્રવૃત્તિને પોષે છે. તે વિવેકી હોય છે. તે પોતાનો સઘળો આધાર એક પરમાત્મા ઉપર જ રાખે છે આપણે જો પરમાત્માની જ મદદની આશા રાખતા હોઇયે તો આપણે અત્યત નમ્ર બની, પાપથી ડરતા રહીને જ તેની પાસે પહોચી શકીયે અસહકારવાદીઓ નાગપુરમા મળેલી અલૌકિક ફતેહથી ફુલાઈ ન જાય એમ હું ઇચ્છુ છુ એક પળનો પણ શ્વાસ ખાધા વિના આપણે કાર્ય કરવા મડી જવાનુ છે આબાનુ ઝાડ જેમ ફળ આવે છે તેમ નીચુ નમે છે. નમ્રતા ધારણ કરીને જ તે પોતાની મહત્તા દાખવે છે આપણુ વર્તન પણ તેવુ જ હોવુ જોઇયે. પોતાના મતથી જેઓ જુદા હોય તેના પ્રત્યે કેટલાક અસહકારવાદીઓ ઉદ્ધતાઇથી વર્તતા સભળાય છે, તેમની સાથેના વર્તનમા સહનશક્તિની નમ્રતાની જરૂર

ખામી બતાવતાં જોવામાં આવે છે. તેઓ જો ફુલાઇ જવાની વૃત્તિને, પોષશે તો મારી ખાત્રી છે કે તેઓ જરૂર પોતાની મહત્તા અને કીર્તિ ગુમાવી બેસશે. આપણે જે પ્રગતિ કરી છે તેથી અસંતુષ્ટ થવાનું પ્રયોજન નથી, છતાં આપણે મગરૂર થઇ શકીયે એટલું તો કંઇ ખાસ કરી નથી નાખ્યું. મગરૂર થવાને તો આપણે જે કંઇ ભોગ અત્યાર સુધી આપ્યા છે તે કરતા હજારગણા વધુ ભોગો આપવા પડશે. જે હજારો પ્રતિનિધિ બંધુઓ રાષ્ટ્રીય મહાસભાના મંડપમા આવ્યા હતા તેમણે વિચાર-પૂર્વક ગંભીરતાથી સ્વીકારેલું છે કે આત્મભોગ વિના આપણે કંઇ જ કરી શકવાના નથી. છતાં હજુ ઘણા ઓછા પ્રતિનિધિ બંધુઓએ એ સિદ્ધાતને વ્યવહારમાં મુક્યો છે. વકીલોને એક બાજુએ રાખો; કેટલા માબાપોએ પોતાનાં બાળકોને સરકારી અને સરકારી મદદ લેતી શાળાઓમાથી ઉઠાડી લીધા? જેઓએ અસહકારના ઠરાવને પોતાનો ટેકો આપ્યો હતો તેવા કેટલા પ્રતિનિધિઓએ રેંટીયા ઉપર સુતર કાંતવાનું શરૂ કર્યું છે? કેટલાએ પરદેશી કાપડ વાપરવાનો ત્યાગ કર્યો છે?

અસહકારની હીલચાલ કુલણજી બનવાની, બડાઈ મારવાની કે શાપ દેવાની નથી. આપણી સત્યનિષ્ઠાની એ હીલચાલ કસોટી છે. એ હીલચાલમાં આપણે અનેક સંગીન આપભોગો આપવા પડશે. રાષ્ટ્રનું મહાન કાર્ય ઉપાડી લેવાની તાકાત આપણે ધરાવીયે છીયે યા નહિ, આપણે પ્રામાણિક છીયે યા નહિ, એ પ્રશ્ન આ હીલચાલ આપણી સમક્ષ ઉપસ્થિત કરે છે. જે વિચારો આપણે જનસમૂહ સમક્ષ મુકીયે છીયે તે જ મુજબ વ્યવહારમા આપણું આચરણ હોવું જોઇયે એ આ હીલચાલનું શુદ્ધ સ્વરૂપ છે. આપણે જેમ જેમ વધુ કાર્ય કરતા જઇયે તેમ તેમ આપણને એમ જ લાગવું જોઇયે કે આપણે ધારીયે છીયે તેથી વિશેષ અને તેથીયે વિશેષ હજુ કરવાનું બાકી છે. આપણી અપૂર્ણતા વિષેના આ વિચાર આપણી દૃષ્ટિ સમક્ષ રાખી આપણે વધુ અને વધુ નમ્ર બની આગળ વધવું રહ્યું. અસહકારવાદી પોતાના શુદ્ધ વર્તનથી પ્રજાનું ધ્યાન પોતા તરફ ઝટ કેવી રીતે ખેંચાઈ આવે તેનો જ વિચાર કરનો રહે. તે બીજાઓને દાબી દુબાવીને નહિ, પરંતુ પોતે જે કંઇ કરી શક્યો હોય તેથી નમ્ર બની બીજાઓને દાખલારૂપ થઇ પડે. તેના મતમા—તેની માન્યતામા શું સમાયેલું છે તે માત્ર સંગીન કાર્ય કરીને જ તે બતાવે. પોતે લીધેલા માર્ગની યથાર્થતા વિષે તેને શંકાનું સ્થાન જરાયે હોવું ન જોઇયે. અને તે માર્ગને દૃઢતાથી વળગી રહેવામાં જ તેના બળનું માપ કાઢી શકાય છે. મ્હોડે વાતો કરવા કરતાં જ્યારે તે સંગીન કાર્ય કરી બતાવે ત્યારે જ તેના મતની સચ્ચાઇ વિષે તેના

વિરોધીઓને ખાત્રી થઇ શકે. બોલવામાં કટુતા યા તો મગરૂરી હોય એ તેના પોતા વિષે અશ્રદ્ધા બતાવે છે, એટલું જ નહિ પરંતુ તેના મત વિષે અને તેની કાર્ય કરવાની શક્તિ વિષે તેના વિરોધીઓને તે શંકાશીલ બનાવે છે. એટલે આપણે ત્વરાથી ફતેહ મેળવવી હોય તો આપણી પ્રથમ ફરજ નમ્રતા ધારણ કરવાની છે. એટલે હું આશા છું રાખું કે પ્રત્યેક અસહકારવાદી સંયમી અને નમ્ર બનવાની આવશ્યકતા સમજશે. જો પ્રત્યેક અસહકારવાદી પોતાની ફરજ પૂર્ણ રીતે સમજી કાર્ય કરવાનું શરૂ કરે તો આપણને મહાન લાગતું કાર્ય તે છોટું થઇ પડે. એ મહાન કાર્યને છોટું કરી બતાવવું એ આપણા પોતાના જ હાથમાં છે અને એ જ રસ્તે હું અનેકવાર કહી ચુક્યો છું કે એક વરસની અંદર આપણે સ્વરાજ મેળવી શકીયે.

---

## § પ્રવૃત્તિને કેમ પોષવી ?

નાગપુરના ઠરાવ

નાગપુરની રાષ્ટ્રીય મહાસભાએ એકે અવાજે પસાર કરેલા અસહકારના ઠરાવનું પ્રત્યેક દેશપ્રેમી ભારતવાસી ધ્યાનપૂર્વક ચિંતન કરશે. એ ઠરાવ પસાર કરાવવા જે જે પ્રતિનિધિઓએ પોતાનો મત નોંધાવ્યો તે બધા જો તેના કાર્યક્રમ પ્રમાણે તુરત અમલી કામ કરવા વળગી જાય તો એક વર્ષની અંદર આપણે સ્વરાજ્યને ઘેર કરીયે. સરકાર સાથે અસહકાર કરવાની આવશ્યકતા વિષે માત્ર પ્રતિનિધિઓએ જ આગ્રહ કર્યો છે એમ નથી, પણ હજારોની સંખ્યામા જેઓએ મહાસભામાં પ્રેક્ષકો તરીકે હાજરી આપી હતી તેઓએ પણ અનેક રીતે દર્શાવી આપ્યું હતું કે અસહકારના ઠરાવમાં જે કાર્યક્રમ દોરવામા આવ્યો છે તે પ્રત્યે તેમની પણ સંપૂર્ણ સહાનુભૂતિ છે.

અમલની જવાબદારી

નાતાલના તહેવારના દિવસોમાં એક સ્થળે એકઠા મળી માત્ર ઠરાવો પસાર કરી બીજા તહેવારના દિવસો આવે ત્યાં સુધી કુંભકર્ણની નિદ્રા લેવી અને ફરી ઉઠીને પાછા ઠરાવો જ કરવા એકત્ર થવું એ દિવસો હવે સુભાગ્યે ગયા છે. પોતાની માન્યતા મુજબ કંઇ ને કંઇ કાર્ય જેમણે કર્યું નહિ હોય તેવાઓને માટે મહાસભામાં હાજરી આપવી એ હવે વધુ અને વધુ મુશ્કેલ બનતું જશે. સરકારી યા તો સરકારની દેખરેખ નીચે ચાલતી શાળાઓમાં પોતાનાં બાળકોને ઉઠાડી લેવાની પ્રત્યેક જણ પાસે માગણી કરવામાં આવી છે. મહાસભાએ પ્રત્યેક ભારતવાસી પાસેથી

એવી આશા રાખી છે કે જેમ બને તેમ થોડી વિદેશી વસ્તુઓનો ઉપયોગ કરવો. હાથે કાંતેલા સૂતરમાંથી હાથની સાળ ઉપર વણાયેલાં કાપડનો જ માત્ર ઉપયોગ કરવો. લો. તિલક મેમોરિયલ સ્વરાજ્ય ફંડમાં ફુલ નહિ તો ફુલની પાંખડી મુકવી એમ પ્રત્યેક ભારતવાસીને વીનવવામાં આવેલ છે. અસહકારની આ ચળવળ એ પોતાના હૃદયને ઉકેલી જોવાની એક ધાર્મિક ચળવળ છે. કાર્ય કરનારાઓએ પ્રજાને તેમની દેશ પ્રત્યેની ફરજને વિષે નિરંતર જાગૃત રાખવી જોઇયે. અસહકારના ઠરાવમાં દાખલ કરેલો કાર્યક્રમ અમલમાં મુકવા રાષ્ટ્રીય મહાસભાના પ્રત્યેક મંડળનો પૂર્ણ ઉપયોગ કરી લેવો જોઇયે. રાષ્ટ્રીય મહાસભાએ સ્વીકારેલા નવા બંધારણથી દરેક કાર્યકર્તા અસહકારના ઠરાવના કાર્યક્રમના પ્રત્યેક અંગને એક વર્ષની અંદર પૂર્ણપણે અમલમાં મુકી દેવા પ્રજાને વ્યવસ્થિત રીતે તૈયાર કરી શકે છે, અને ભારતવાસીઓનો મોટો સમુદાય સચેત બની પોતાના પ્રયાસો કાર્યક્ષેત્રમાં ચાલુ રાખે તો આપણી આત્મનિર્ણયની યોગ્ય અભિલાષા પૂર્ણ કરવાની આડે કંઇ પણ આવી શકે એમ નથી. આપણે હાલની બધી સરકારી શાળાઓને રાષ્ટ્રીય બનાવી દઇયે, અદાલતોનો બહિષ્કાર કરીયે અને આપણને જોઇતું સર્વ કાપડ આપણે જાતે જ બનાવી લઇયે તો આપણો રાજકારોભાર આપણે જ ચલાવવાનો આપણો અનિવાર્ય હક આપણે મેળવી લીધો સમજવો; અને જગતની કોઇ પણ શક્તિ પછી આપણને આપણા અંતિમ ધ્યેય તરફ જતાં અટકાવી નહિ શકે. થોડાક હજાર સ્વાર્થત્યાગી, પ્રામાણિક અને ઉદ્યોગી કાર્યકર્તાઓની મદદથી મેં ઉપર દર્શાવેલી ત્રણ વસ્તુઓ આપણે કોઇ પણ જાતની મુશ્કેલી વિના કરી શકીયે.

આ મહાન કાર્યને પહોંચી વળવા આપણે પૈસા કેવી રીતે એકઠા કરવા એ વિષે વિચાર કરવાનો આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે. લો. તિલક સ્મારક સ્વરાજ ફંડ એવડું મોટું હોવું જ જોઇયે કે જે આપણી દરેક જરૂરીયાતને પહોંચી વળી શકે. આપણે જે નવી રાષ્ટ્રીય સંસ્થાઓ ઉપજાવી કાઢવા માગીયે છીયે તેના ખર્ચનો સમાવેશ પણ એ જ ફંડમાં થઈ જવો જોઇયે. એ ફંડમાં શ્રીમંતોના હજારોનાં દાનને તો આવકાર છે જ, છતાં કરોડો ગરીબોની એક એક પાઇથી પણ એ ફંડ વૃદ્ધિંગત અને પાવન થવું જોઇયે. આ ફંડમાં જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક આપેલી દરેક પાઇ માતૃભૂમિમાં 'સ્વરાજ' સ્થાપવાના દાન દેનારના નિશ્ચયની નિશાનીરૂપ હશે. હું એટલું કહેવાની હિંમત કરૂં છું કે પ્રજા પોતાની ઘણી બીનજરૂરી આદતોને ત્યાગી, ઘણા દુર્ગુણોને છોડી અને જોઇયે તે કરતાં વિશેષ વસ્તુઓ સંગ્રહવાની વૃત્તિ ઉપર સંયમ રાખી

તેમાંથી જે બચત થાય તે આ પવિત્ર ફંડમાં અર્પણ કરે તોપણ આ મહાન હીલચાલમાં નાણાંની ખોટ ન રહે.

જો ભારતમાતાની મહિલાઓ પોતાના વધારાના દાગીનાઓ આ પવિત્ર ફંડને અર્પણ કરી દે, દારૂના વ્યસનમાં પડેલાઓ જો પોતાની એ આદતને ત્યાગી તેનાથી બચતા પૈસા અરધા પણ આ ફંડમાં જમા કરાવે, જો બીડી પીનારાઓ નિર્ધન ભારતના ધનનો ધૂમાડાના ગોટેગોટામાં નાશ કરતા અટકી સ્વરાજ મળતા સુધી બીડી પીવાનું છોડી દઇ તેમાથી બચતા પૈસા અરધા સ્વરાજ ફંડમા આપે, તોપણ આ પવિત્ર હીલચાલને ફતેહમંદ બનાવવા આપણને જેટલા પૈસા જોઇયે તેટલા જરૂર મળી રહે. દારૂ પીવાની બૂરી આદતની સામે મધ્ય પ્રાન્તમાં જબરદસ્ત હીલચાલ ચાલી રહેલી છે એ જાણીને મને ભારે આનંદ થયો છે. એ હીલચાલનું ત્યાં એ પરિણામ આવ્યું છે કે હજારો માણસોએ શાપ સમાન આ દુષ્ટ આદતને છોડી દીધી છે એવા ખબર મને મળ્યા છે. ભારતવર્ષમાંથી આ દુષ્ટ આદતને જડમૂળથી ઉખેડી ફેંકી દેવા માટે જો વ્યવસ્થાપૂર્વક બંદોબસ્ત કરવામા આવે તો અસહકારની ચળવળની એક બારેમાં બારે ફતેહ ગણી શકાય, અને મારી ખાત્રી છે કે જેઓ આ દુષ્ટ આદતમાંથી ઉગરી જાય તેઓ હર્ષપૂર્વક આભારની લાગણી સાથે તેમાંથી બચેલા પૈસાનો થોડો ભાગ આ ફંડને જરૂર અર્પણ કરે. આપણે અત્યંત ગરીબ પ્રજા છીયે, આપણે પ્રતિદિન ગરીબ થતા જઇયે છીયે અને જો આપણે ગરીબોમાંથી પૈસો એકઠો કરવા ઉમેદ રાખતા હોઇયે તો જાતે આપભોગનો દાખલો બેસાડીને જ આપણે તેમ કરી શકીયે. આપણી માતૃભૂમિને ખાતર એવું કંઇક ને કંઇક તો આપણી પાસે હોય છે જ કે જેનો આપણે ખુશીથી ત્યાગ કરી શકીયે. જેઓ શુદ્ધ ધાર્મિક વૃત્તિથી ધાર્મિક કાર્યને માટે દાન કરે છે તેમને પણ હું અવશ્ય સૂચવું કે તેમણે પોતાનું દાન ભારતવર્ષમાં 'સ્વરાજનું મંદિર' ચણવાના કાર્યમાં આપવું જોઇયે. આ કાર્યને સાધવા માટે રાષ્ટ્રીય મહાસભાની સમિતિએ એક કાર્યવાહક મંડળ ચુંટી કાઢયું છે, તે એક સુંદર યોજના ઘડી કાઢશે એમ મારી ખાત્રી છે. પરંતુ જે સ્વયંસેવકો કાર્ય કરવા ઇચ્છે તેમને હું સૂચના કરૂં છું કે તેમને ગરીબ વર્ગ પાસે પહોંચી તેમને સંયમી થવાનો બોધ આપી ઉપલી યોજનામાં પૂરવણી કરવી. આ કાર્યને માટે જુદા જુદા ઇલાકામાં એકબીજા વચ્ચે નિર્મળ હરિફાઇ ચાલવી જોઇયે. થોડું થોડું આપો

---

# ચાદ્દવાડકર પટવર્ધન

થોડા જ માસમાં હું મારા બે સાથીઓને ખોઇ બેઠો છું. એ બન્ને પ્રભુના ભક્ત હતા. બન્ને કોમના સેવક હતા. તેમની સેવા અદૃશ્ય હતી. એક વ્રજલાલ બીમજી. બાળકોએ કૂવામા ઘડો નાખી દીધો હતો તે કાઢવા એ ભાઇ ઉતર્યા હતા. પાછા દોરીએ ચડતાં થાક્યા, લપસ્યા ને પ્રાણત્યાગ કર્યો.

બીજા ભાઇ પટવર્ધનને તાવ આવતો હતો. તે 'યંગ ઇંડિયા'માં પોતાને પૈસે ખાઇપી મદદ કરતા હતા. તે દરમિયાન માદગીમાં સપડાયા. તેમના ભાઇને ત્યાં અમરાવતી તે સારા થવા ગયા. સારા થયા છે એમ માની મહાસભા સમયે નાગપુર આવ્યા ને ફરી મદવાડમા ઘેરાયા. આ તાવ જીવલેણ નીવડ્યો. તેમની પાસે તેમનાં નજીકના સગા અને બે ત્રણ મિત્રો સિવાય કોઇ ન હતું. આમ પટવર્ધન ગઇ એકાદશીને દિવસે ચાલ્યા ગયા.

તેમના જેવા કે વ્રજલાલ જેવા સેવકો મે ઓછા જોયા છે. તેમને ભાષણોની કે બીજી રીતે આગળ પડી કામ કરવાની ટેવ ન હતી. છતાં પ્રજા તો આવા જ સેવકોથી આગળ વધે. પટવર્ધનના સત્યની, તેમના નિરભિમાનની, તેમની તન્મયતાની સરખામણી કરાય તેવું નથી. તે મુબઇ યુનિવર્સિટીના બી. એ. એલ. એલ. બી. હતા. પણ તેમણે વકીલાતનો ધધો કર્યો જ નહિ. સન ૧૯૧૬ની સાલથી તેમણે આશ્રમમાં રહેવાની ને જે કંઈ કામ પોતાને હિસ્સે આવે તે મૂંગે મ્હોડે કરવાની ટેવ પાડી હતી. મહાસભા પછી તેમનો વિચાર સોલાપુર જીલ્લામા જઇ અસહકારનું કામ કરવાનો હતો. તેમના અંતકાળનો ચિતાર આપના એક સાથી લખે છે :

"અમે આવ્યા ત્યારે અંતકાળનો કઠણ હૃદયશ્વાસ ચાલી રહ્યો હતો. ચેતનાશક્તિ બાકી ન હતી, છતા થોડા સમય પછી એટલે નવ સાડાનવ વાગે તેમને જરા બોલતા જોઇ મેં કહ્યું. 'સરકાર! (પટવર્ધનનું પ્યારનું નામ) કેવળ શાન્તિ રાખો.' એટલે મને સ્પષ્ટ જવાબ આપ્યો 'શાન્તિ જ છે!' થોડી ક્ષણ પછી બોલ્યા: 'ખરી વસ્તુ બીજી કોઇ નથી. એક જ છે.' એમની સન્નિપાતની દશા થઈ હતી બીજા કોઇનું નહિ પણ સત્‌ચિત્‌નું એમને સ્મરણ થઈ રહ્યું હતું એમ સૌએ ચોક્કસ જોયુ થોડી ક્ષણ પછી મેં કહ્યું: 'સ્થિતપ્રજ્ઞ બોલાય?' અંતરનો આનંદ પ્રગટ કરી પોતે જ બોલવા લાગ્યા."

પછી ગીતાજીનો આ ભાગ કેવી રીતે એકથી વધારે વાર પટવર્ધન અને બીજાઓ બોલ્યા એનું વર્ણન છે.

મરીને જીવ્યા

આ કઇ મોતની નિશાની નથી. એ તો અમર થવાનાં ચિહ્ન છે. પટવર્ધનના મૃત્યુથી સ્વાર્થે તેમના સાથીઓ ભલે રુદન કરે. પટવર્ધનનુ સ્મરણ તેમને વધારે કાર્યપરાયણતા શીખવનારુ છે. પટવર્ધન મરીને જીવે છે. તે તો મરતા છતા સ્વરાજની સેવા કરી રહ્યા છે.

આવા અદૃશ્ય રહેલા સેવકો તો હિન્દમા કેટલાયે પડ્યા હશે. તેમની નોધ કોણ લે ? નોધ લેવાની જરૂર પણ શી હોય ? ખરા સંતસાધુઓ છૂપા રહીને જ સેવા કર્યા કરે છે. પાડવો કંઇ પાચ જ નહિ હોય. અર્જુન જેવા ભક્ત, ભીમ જેવા યોદ્ધા, યુધિષ્ઠિર જેવા સત્યવાદી જગતમા પડ્યા જ છે. તેમને પોતાની નામનાની ખબર નથી. તે ઇચ્છતા નથી. પટવર્ધન જેવા ઘણા સેવકોને ભારતમાતા પેદા કરો !

---

તા ૨૦-૧-૧૯૨૧

## ૬ બંગાળના નવજવાનોને—

પ્રિય તરુણ મિત્રો,

બંગાળની પ્રશંસા

રાષ્ટ્રના આહ્વાનને તમે આપેલા જવાબની ખબરો હજુ હમણા જ મે વાચી છે. એનાથી તમે દીપી નીકળ્યા છો અને બગાળને પણ તમે દીપાવ્યુ છે. મે એનાથી ઓછાની આશા રાખી જ નહોતી, બલ્કે વધુની જ આશા રાખી રહ્યો છુ. બગાળ ભારે પ્રતિભાવાન છે; એથીયે ભારે એનુ અંતઃકરણ છે. હિન્દુસ્તાનની અધ્યાત્મપ્રધાન સસ્કૃતિનો વારસો બગાળે જ સૌથી વધારે પ્રમાણમા મેળવેલો છે.

કલ્પનાશક્તિમા, શ્રદ્ધામા, ભાવનામા, હિન્દના બીજા બધા ભાગોના કરતા તમે ચડો છો. ડરપોકપણાનો ડાઘ તમે બગાળીના નામ ઉપરથી સાવ સાફ ધોઇ કાઢ્યો છે. આ સ્થિતિ વચ્ચે આજ સુધી મોખરે રહેતું આવ્યુ તેમ આજે પણ ફરી એકવાર બંગાળ રાષ્ટ્રપ્રવૃત્તિને મોખરે કેમ ન રહે ?

પાછા ન ફરજો

તમે પગલું ભર્યું છે, હવે પાછી પાની ફરવાનો વિચાર પણ મનમા આવવા દેતા ના. તમને આટલા દિવસ વિચાર કરવા મળેલા. તમે થોભી જોયુ છે; વિચાર કરી જોયો છે. તમે રાષ્ટ્રને અસહકારનો એટલે કે આત્મશુદ્ધિનો, આપભોગનો, હિંમતનો અને આશાનો સંદેશ આપનારી મહાસભાની બેઠક તમારે ત્યા ભરેલી. નાગપુરની મહાસભાએ તમારે ત્યાંની બેઠકે કરેલો નિર્ણય બહાલ રાખ્યો છે; વધારે

મજબૂત, વધારે શુદ્ધ કર્યો છે. મહાસભાએ એ સંદેશ પ્રથમ સંભળાવ્યો ત્યારે આપણામાં વિરોધ, શંકા અને અણુરાગ હતાં. તે જ નાગપુરમાં ફરી સંભળાવ્યો, ત્યારે પરમાવધિનો આનંદ, સમાધાન અને સંપૂર્ણ એકમતીથી આખા સમાજનું અંતર ઉછળી રહ્યું હતું. તમે હા ના કરવાને, એ સંદેશો ઝીલી લેવાની ના પાડવાને મુખત્યાર હતા. તમે શ્રેષ્ઠ છતાં દુનિયાના ડહાપણવાળાઓની દૃષ્ટિએ ઓછો સાવચેતીવાળો માર્ગ પસંદ કર્યો છે. હવે તમારી પોતાની જાતને હાનિ પહોંચાડ્યા સિવાય —રાષ્ટ્રકાર્યને હાનિ પહોંચાડ્યા સિવાય—તમારાથી પાછા ફરી શકાય નહિ.

પણ ચાલુ રાજ્યતંત્રે અને તેથીયે ચડી જઈને તો આજની પાશ્ચાત્ય કેળવણીએ આપણી બુદ્ધિને ઘેરી ન લીધી હોત તો આપણને આજે આ સવાલનો આમ વિચાર કરવાનું જ રહેત નહિ. આરબોનો જ દાખલો લો. બહાદુર આરબ જાતિ પોતાની સ્વાધીનતા પણ જાળવી રહે અને બીજી બાજુએ તેમને ગુલામ બનાવનારાઓની શાળાઓમાં શિક્ષણ પણ લેતી જાય એવા દેખાવની શું કલ્પના સરખી કરી શકાય ખરી ? એમની પાસે જઈને એમના ઉપર આક્રમણ કરનાર પરદેશીઓની શાળામાં ભણવા જવાનું કહેનારને તેઓ કેવળ હસી કાઢશે. આપણી બાબતમાં પણ એકવાર જે સરકારને આપણે ખરી કે ખોટી પણ આપણી ઇચ્છા મુજબ વર્તવાની ફરજ પાડવાનો અથવા તો તેનો નાશ કરવાનો સંકલ્પ કર્યો છે તેના આશરા હેઠળ ચાલતી શાળાઓનો ત્યાગ કરવાનું કહેવામાં એ વાત શું તેટલી જ બલ્કે વધારે જ લાગુ નથી પડતી ?

દેશનો એકાદ વર્ગ પણ જ્યાં સુધી કાર્યમાં, આપભોગમાં, તપસ્યામાં સાવ નહિ ઢંકાઈ જાય ત્યાં સુધી સ્વરાજ મળવાનું નથી. શબ્દજાળથી અને દલીલથી સરકાર થોડી જ સમજી જનાર છે ? સચ્ચાઈનાં અને શરાતનનાં કૃત્યોને જ તે ઓળખશે.

તલવારનું શરાતન તે સમજે છે અને એ તલવારનો તોડ પણ આપણી સામે તેણે કરી રાખ્યો છે. એ તો આપણે ક્યારે ભૂલેચૂકે પણ ખુનામરકી કરીયે એની વાટ જ જોઈ રહી છે. ખુનામરકીનો મુકાબલો કરવામાં અને તેને દાબી દેવામાં તે અજિત છે. તેથી જ આપણે અહિંસાધર્મ ઉપર દૃઢ રહીને તેમની હિંસ્રવૃત્તિને ધીરજથી દમશું. તલવાર ચલાવવાની તરસ જેના ઉપર ચાલવાને ટાંપી રહી હોય છે તેના તરફથી કશો જવાબ ન મળતાં એની મેળે મરી જાય છે. અહિંસા અસહકારનો પાયો છે. તેથી તમે તમારાથી જુદા પડનારાઓ પ્રત્યે રખે અધીરા કે

ઉછાંછળા બનતા. અસહિષ્ણુતા એ જબરદસ્તીનો જ એક પ્રકાર છે અને તેથી તે આપણે સ્વીકારેલા ધર્મથી વિરુદ્ધ છે. અહિંસામય અસહકાર સાચી લોકસત્તાનો પદાર્થપાઠ છે. જે ક્ષણે ગમે તેવી ઉશ્કેરણી વચ્ચે પણ આપણી અહિંસાવૃત્તિને ઉદ્વેગ નથી એ આપણે બતાવી આપી શકીશું તે જ ક્ષણે આપણું કાર્ય સિદ્ધ થયું સમજવું. કારણ તે જ ક્ષણે આપણે અસહકારનો આખો કાર્યક્રમ અમલમાં મુકી દીધો હશે.

સામર્થ્યનું ભાન

પણ આટલા ઉપરથી તમે રખે હડબડી ઉઠતા. રાષ્ટ્રો અને જાતિઓ કંઇ ગણિતની ગણતરીઓ પાળીને નથી ચડતી કે નથી પડતી. એક દિવસની અંદર રાષ્ટ્રો સજીવન થયાં છે અને એક દિવસમાં નાશ પામ્યાં છે. ત્રીસ કરોડ માણસ જેવાં માણસને પોતાના સામર્થ્યનું ભાન થવાની જ માત્ર ખોટી છે. થયું તે જ ક્ષણે એ સામર્થ્યનો ઉપયોગ સરખો કર્યા વગર તેઓ તત્કાળ સ્વાધીન જ બન્યાં સમજવાં. આટલું સૂઝી આવવું શું ભારે મુશ્કેલ છે ? એ ભાનને અભાવે જ આટલા દિવસ રાજ્યકર્તાઓ આપણને એકબીજા સામે લડાવીને પોતાનો સ્વાર્થ સાધી શક્યા. એ સ્થિતિ ચાલવા દેવા ઇનકાર કરીયે તે જ ક્ષણે આપણે આપણા માલીક છીયે. તેઓ કોણ છે ?

વિદ્યાર્થીઓનો આપભોગ

તેથી જ શાળાકૉલેજોમાં જનારા તરુણ નવયુવકો જેવા અને ભાવનાભર્યા વર્ગો જેમની ઉપર સરકાર પોતાની જાળ સ્હેજમાં પાથરી શકે છે, તેમની તરફ અસહકાર પહેલું ધ્યાન આપે છે.

વળી આપભોગનો પણ જ્યારે વિચાર કરીયે છીયે ત્યારે આપણી સંખ્યા સામું જોતાં આપણે ભાગે આવતો આપભોગ તો છેક જ નજીવો લાગવા માંડે છે. કારણ શો આપભોગ તમારી પાસેથી માગવામાં આવ્યો છે? તમારા પુસ્તકી ભણતરને એક વરસને માટે અગર સ્વરાજ સ્થપાય ત્યાં સુધીને માટે બંધ રાખવાનો. આખા વિદ્યાર્થી જગતમાં મારામાં વસતી શ્રદ્ધા મુકી દેવાનું મારામાં સામર્થ્ય હોય તો હું તો કહું છું કે એક વરસ પણ અભ્યાસ છોડવા પડનાર નથી.

વિદ્યાર્થીઓને રેંટીયો

અને અભ્યાસત્યાગની એ મુદત દરમિયાન એ એક વરસથી પણ વહેલું સ્વરાજ કશી ગડબડ વગર ઘેર કરવાની રીત શીખી લેવાનું પણ હું તમને કહી દઉં છું. હું તમને રેંટીયાની ભેટ કરું છું અને સૂચવું છું કે તેમાં હિન્દુસ્તાનની આર્થિક દુર્દશાનો ઉકેલ રહેલો છે.

પણ મારી આ સૂચનાનો અસ્વીકાર કરી શ્રી. દાસે તમને આપવા કહેલા મહાવિદ્યાલયમાં પણ તમે જઈ શકો છો. ગુજરાતના મહાવિદ્યાલયમાંના તમારા વિદ્યાર્થી બંધુઓએ તો રોજના ૪ કલાક કાંતવાને આપવાનું માથે લીધું છે. એક સુંદર કળા શીખી લેવી અને સાથે નાગાંને ઢાંકવાનું પુણ્યકર્મ સાધવું એ. ભારે આપભોગ નથી જ.

સરકારી કૉલેજો ત્યાગીને તમારો ધર્મ તમે બજાવ્યો છે. તમારા વખતનો ઉપયોગ કરવાનો સહેલામાં સહેલો અને સૌથી વધુ લાભદાયક માર્ગ મેં તમને બતાવ્યો છે.

તમારા નિશ્ચયમાં દૃઢ રહેવાનાં બળ અને હિંમત પ્રભુ તમને આપો.

તમારો શુભેચ્છક,
**મોહનદાસ કરમચંદ ગાંધી**

---

# રેંટીયાનો ધર્મ

મહાસભાના અસહકારના ઠરાવનાં અંગો હું વર્ણવી ગયો છું. તે બધાં અગત્યનાં છે. પણ એક અંગ એવું છે કે જેનો અમલ પ્રજા કરે તો તે જ વેળા સ્વરાજ મેળવે એવી મારી દૃઢ માન્યતા છે. એ રેંટીયાનો ધર્મ છે.

ઠેકઠેકાણે મને પૂછવામાં આવે છે કે શું સ્વરાજ મળશે તો અનાજનાં દામ સોંઘાં થશે અને કાપડના ભાવ ઘટશે ? આ સવાલ યોગ્ય છે. સ્વરાજ મળો કે બીજું કંઇ મળો પણ જો આપણે પરદેશ ઉપર આપણા કાપડને સારૂ આધાર રાખશું તો કાપડના કે અનાજના ભાવ ઘટવાના નથી. નહિ ઘટે કેમકે આપણે સાઠ કરોડ રૂપીયા જ્યાં સુધી હિન્દુસ્તાન બહાર આપણા કાપડને સારૂ મોકલીયે છીયે ત્યાં સુધી આપણી ભૂખ નહિ ભાગે. ત્યાં સુધી કરોડો માણસો થોડા કે વત્તા પ્રમાણમાં ઉદ્યોગ વિનાના રહેશે ને તેઓને પૂરૂં અનાજ કે વસ્ત્ર નહિ મળે.

એટલે આપણી સમક્ષ આપણી હાજતજોગું કાપડ પેદા કરવાનો પ્રશ્ન આવી પડ્યો છે. એટલું જ કાપડ આપણે પેદા કરીયે તો આપણા સાઠ કરોડ રૂપીયા બચે. એટલું જ નહિ પણ તે બધા ગરીબોના જ ઘરમાં જાય આ કામ કેવળ રેંટીયાની પ્રવૃત્તિ વધારવાથી જ થઇ શકે. હિન્દુસ્તાનમાં પાંચ કરોડ રતલ સૂતર બહારથી આવે

છે. આ સૂતર એંશી નંબરનું ને તેથી પણ ચડતા નંબરનું હોય છે; એટલે જો તે ઝાડું હોય તો ચાળીસ કરોડ રતલ સૂતર થવા જાય. એટલું સૂતર આપણે ન કાંતીએ ત્યાં સુધી હિન્દુસ્તાનને સ્વતંત્ર કરવાની વાત આપણે ભૂલી જવી જોઈએ. આટલું સૂતર કઈ રીતે કાઢવું ?

શાળાઓમાં રેંટીયો

આપણી મીલો કાઢી શકે તેમ નથી. રેંટીયો જ એ કામ કરી શકે તેમ છે. અને સૂતરનો જથ્થો વધારવાનો સહેલામાં સહેલો રસ્તો એ છે કે આપણી નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓ એ કામ કરતા થઈ જાય. આવાં કારણોને લઈને વિદ્યાપીઠની નિયામક સભાએ એવો અભિપ્રાય આપ્યો છે કે વિદ્યાપીઠ સાથે સંબંધ ધરાવતી શાળાઓએ નિશાળોમાં રેંટીયો દાખલ કરી સૂતર કઢાવવું જોઈએ. આપણા શિક્ષણક્રમમાં આટલી ટૂટી હમેશાં રહી છે એ હું તો હમેશાં માનતો ને કહેતો આવ્યો છું. મારી ઉમેદ છે કે આ અભિપ્રાયને બધા શિક્ષકો અને વિદ્યાર્થીઓ વધાવી લેશે. એ અભિપ્રાય વિષે વધારે વિચાર હવે પછી કરીશું.

---

# સૂતરને તાંતણે સ્વરાજ*

સ્વયંસ્ફુર્તિના પ્રસંગો

મારી ઉમેદ હતી કે મુસાફરીથી પાછો ફરીશ ત્યારે તમને મળીશ, તમારી સાથે મસલત કરીશ, સુખદુઃખની વાતો કરીશ અને મારા મુસાફરીના અનેક અનુભવોમાંથી થોડાં ટીપાં તમને આપીશ. તે વખતે મને ખબર નહોતી કે જે સંદેશો આજે બે દિવસ થયાં હું જેને તેને આપી રહ્યો છું તે જ સંદેશો આજે હું તમને આપીશ. જે વસ્તુ અત્યારે હું તમારી આગળ મુકવાનો છું તે કંઇ નવી નથી. તે વસ્તુ મારા મનમાં ભૂલથી રહ્યાં જ કરી છે. ટાણે કટાણે મેં એનો વિચાર કર્યો જ કીધો છે અને એનો અમલ પણ કીધો છે. પણ મારી જીંદગીમાં અમુક વસ્તુઓને અમુક વખતે જ હું ધોળા દિવસના જેવી જોઈ શકું છું, જેમકે રોલેટ ઍક્ટની ચળવળ વખતે નડિયાદમાં મને એક દિવસ એકાએક ઉગી આવ્યું કે કાયદાઓનો સવિનય ભંગ કરવાને પ્રજા હજુ તૈયાર નથી. નડિયાદમાં હું પોતે રહ્યો હતો અને મારી માન્યતા પ્રમાણે મોટામાં મોટું કામ મેં ત્યાં કર્યું હતું. ત્યાંના જ માણસોએ ભીંત ભૂલે તેવી મોટી ભૂલ કરી મેં જોયું કે કાયદાનો સવિનય ભંગ તો તે જ કરી શકે કે જેણે ધાસ્તીથી નહિ પણ સમજીને આખી જીંદગી કાયદાને માન આપ્યું હોય.

---

* ગુજરાત મહાવિદ્યાલય (અમદાવાદ) ના વિદ્યાર્થીઓ આગળ નવ મહિનામાં સ્વરાજ મેળવવા શું કરવાની ફરજ છે તે સમજાવતાં કરેલું ભાષણ; તા. ૧૩-૧-૧૯૨૧

મારે માટે અસ્ત્ર પાછું ખેંચી લેવું પડ્યું. આવી રીતે અમુક વસ્તુ અમુક પ્રસંગે જ ઊગી આવે છે. હું વિદ્યાર્થી હતો ત્યારે ભૂમિતિમાં મને કંઈ સમજાતું નહિ. ૧૩મા પ્રમેય સુધી ભૂમિતિ શું એની મને ખબર જ ન પડે. પણ પછી એ ૧૩મું પ્રમેય જે વખતે શિક્ષકે પાટિયા પર સમજાવ્યું તે વેળાએ એકાએક મારા અંતરમાં અજવાળું પડ્યું અ. ત્યારપછી હું રસપૂર્વક ભૂમિતિ શીખતો થયો. એ જ પ્રમાણે આજે ત્રણ ચાર દિવસથી એક વસ્તુ મારા મનમાં ઊગી ગઈ છે. આપણે અસહકારને સફળ કરવા ઇચ્છતા હોઈએ, વિદ્યાર્થીઓની પાસે એમાં ભાગ લેવડાવવા માગતા હોઈએ અને સ્વરાજ એક વર્ષમાં જોઈતું હોય તો આપણે શું કરવું જોઈએ? જે વસ્તુ હું પ્રથમથી માનતો આવ્યો છું તે જ વસ્તુને હું અત્યારે તમારી આગળ મૂકું છું. મારો તો એ વસ્તુમાં મૂળથી જ અટલ વિશ્વાસ રહ્યો; છતાં એ વિશ્વાસ શું કામ છે એનું એક પાસું હમણાં હું જેવું સમજ્યો તેવું અગાઉ નહોતો સમજતો.

કુલપતિ તરીકે હું તમને કંઈ કહેવા નથી આવ્યો. મોટા ભાઈ તરીકે અથવા વડીલ તરીકે સલાહ આપવા અને મસલત કરવા આવેલો છું. તે સલાહ આગ્રહપૂર્વક તો આપવાનો જ. જેટલી દૃઢતા અને વિશ્વાસથી આજે હું આ વસ્તુ કહીશ તેટલી દૃઢતા અને વિશ્વાસપૂર્વક આ વસ્તુ અગાઉ કોઈ વાર મેં તમારી આગળ નથી મૂકી. નિશાળો છોડવી, કેળવણી વગરના થવું એ તો આપઘાત કરવા જેવું છે એવું તમારે કહેવું હોય તો હું તમને કહીશ કે નિશાળમાં રહેવાનું પાપ છોડીને તમે અવશ્ય આપઘાત કરો. એ આપઘાતની માફી ઈશ્વર તમને આપી રહેશે. અત્યાર સુધી હું તમને અનેક વાનાંઓ પીરસતો. આજે તો હું એ કહેવા આવ્યો છું કે અસહકારને જો તમે ખરો કરવા ઇચ્છતા હો તો તમારી પાસેનો એકેએક કલાક સૂતર કાંતવામાં જ આપો. આ તમને નવી વાત લાગશે, આથી તમને આઘાત પહોંચશે. જેમને બી. એ. થવાની આકાંક્ષા છે અને જેમને આ વિદ્યાપીઠ એ ડિગ્રી આપશે એવી ખાત્રી આપવામાં આવી છે તેમને હું કહું છું કે આજે હિંદુસ્તાનને માટે રેંટિયો ચલાવવો એ જ ભારેમાં ભારે ડિગ્રી છે. હું આટલે સુધી જાઉં છું તે મારા વિચારોનો જેટલો વેગ અત્યારે છે તેટલો વેગ હું તમારામાં આવેલો જોવા ઇચ્છું છું તેને લીધે છે.

હિન્દુસ્તાન હાથથી ગયું તે આપણે સ્વદેશીનો ત્યાગ કર્યો તેથી જ. હિન્દુસ્તાનમાં સૂતર કાંતવું એ એક જુદો ધંધો નહોતો. દરેક વર્ગની પ્રત્યેક સ્ત્રી સૂતર કાંતતી. કેટલાક પુરુષો પણ કાંતતા. ઢાકાના મલમલનું સૂતર કાઢનાર પુરુષો હતા પણ એ તો મેં થોડા ધંધાદારીઓની વાત કરી. સામાન્ય રીતે કાંતવું એ ધંધો નહિ પણ કર્તવ્ય ગણાતું, ધર્મ મનાતો. કાંતવાનું હિન્દુસ્તાનમાં ચાલુ હતું ત્યાં સુધી હિન્દુસ્તાન આબાદ હતું, સમૃદ્ધ હતું. દેશની અંદરની આ જરૂરને આપણે પેદા કરેલું કાપડ પહોંચી વળતું, એટલું જ નહિ પણ તેથી વધતું અને પરદેશ જતું એમ ભૂતકાળનો ઇતિહાસ કહે છે. ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ પવિત્ર કે અપવિત્ર સાધનો વડે કપડાં વણવાનો ઉદ્યોગ નાબૂદ કર્યો, કરોડો રૂપિયા મળે એટલા સારુ તેમણે લડાઈઓ કરી, બંદરો સર કર્યા, વેપાર હાથ

કર્યો અને છેવટે રાજ્ય વસાવ્યું. આપણે જ્યાં સુધી પશ્ચાત્તાપ ન કરીએ, બાપદાદાઓની ઉપર ગુજરેલા જુલમ માટે જ્યાં સુધી પ્રાયશ્ચિત્ત ન કરીએ ત્યાં સુધી સ્વરાજ શી રીતે લઈ શકીએ ? દંડ દઈને આપણે તે નથી જ લઈ શકવાના. દંડ દેવાની પદ્ધતિ આપણે છોડી દેવી રહી. દંડથી નહિ પણ આત્મશુદ્ધિથી જ સામર્થ્ય પ્રાપ્ત કરીને આપણે અંગ્રેજને રાજ્ય કરતા અટકાવવા જોઈએ. આપણી અપવિત્રતાને લીધે જ તેઓ રાજ્ય કરી રહ્યા છે, નથી રહ્યા છે એમ જો તમે માનતા હો, નિર્મળ સાધનોથી જ સ્વરાજને તમારે જો ઘેર કરવું હોય, તો શું કરવું જોઈએ ? પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, પહેલાં કરતા તે કાંતવાનું કામ પાછું ઉપાડી લેવું જોઈએ. તમે કહેશો કે એ કામ તો સ્ત્રીવર્ગનું છે; તેમને કાંતવાનું કહેવા તૈયાર છીએ. હું કહીશ કે તેટલે નહિ ચાલે. પંજાબની સ્ત્રીઓની લાજ લૂંટાયેલી આપણે જોવા વારો આવ્યો; એ લાજે પણ આપણે પુરુષોએ એ કાંતવાનો ધંધો કોઈ બીજા ધંધાને બદલે કરવાનો નથી, પણ પ્રજાના ફાજલ વખતનો ઉપયોગ કરીને સૂતર કાંતવાનું છે અને તેનાથી હિન્દુસ્તાનનો ઉદ્ધાર કરવાનો છે. આપણું પ્રાયશ્ચિત્ત પૂરું તો ત્યારે જ થશે જ્યારે સ્ત્રી, પુરુષ અને બાળકો બધાં કાંતતાં થઈ જઈશું. બ્રિટિશ માલના બહિષ્કારના હિમાયતીઓ લૅંકેશાયરને પછાડવા માટે બહિષ્કારની વાત કરે છે, પણ બીજાને પછાડવાના કરતાં પોતે કોઈથી ન પછડાવાની વાત કરવી એ મને તો ઠીક લાગે છે. જાપાન, વિલાયત અને અમેરિકાનું બારું બંધ કરવું હોય તો આપણને જરૂરનું બધું જ કાપડ આપણે ઘરમાં પેદા કરી લેવું જોઈએ. જ્યાં સુધી આપણે સૂતર પેદા નહિ કરીએ ત્યાં સુધી આપણને જરૂરનું તેટલું કાપડ આપણે વણી નથી લઈ શકવાના. અનુભવી વેપારીઓનું કહેવું છે કે આપણને જરૂરનું બધું કાપડ મીલોની મારફત મેળવવા ઇચ્છીએ તો તેટલી મીલો ઊભી થતાં પચાસ વરસ જોઈએ. ત્યારે નવ મહિનામાં એ કાર્ય કેમ સાધવું? મીલોથી તમે કરોડોનો ઉદ્ધાર કદાપિ નથી કરી શકવાના. જે અનેક ભાઈઓ અને બહેનો ઉપવાસ કરે છે તેમને ઢાંકી નથી શકવાના. કોઈ પણ દેશ એકલી ખેતી ઉપર નથી નભી શકવાનો. ખેતીની જોડે મદદનીશ એવો બીજો ધંધો જોઈએ જ. તે ધંધો કાંતવાવણવાનો જ છે. તેનો જ્યાં સુધી આપણે પુનરુદ્ધાર નહિ કરીએ, તે નહિ શીખી લઈએ ત્યાં સુધી આપણું બીજું ભણતર ફોગટ છે.

આ બધું કહીને એ સિદ્ધ કરવા માગું છું કે જો આ વાત સાચી લાગતી હોય—અને દેશની મહાસભાએ ઠરાવ કરીને આ વાતની સચ્ચાઈ જાહેર રીતે માન્ય કરી છે—તો આપણે અત્યારે શું કરવું જોઈએ ? જો નવ મહિનામાં સ્વરાજ મેળવવું હોય તો વિદ્યાર્થીઓને માટે ખરી વિદ્યા એ જ છે કે હિન્દુસ્તાનનો કાપડનો ભૂખમરો મટાડવો. આજે હિન્દુસ્તાનમાં કાપડનો ભૂખમરો છે. અનાજનો ભૂખમરો તેટલો નથી. એ કાપડ પેટે ૬૦ કરોડ રૂપિયા દર વરસે બહાર ચાલ્યા જાય છે. હિન્દુસ્તાન આજે ૪૦ કરોડ રતલ સૂતર પરદેશથી મંગાવે છે. એટલું સૂતર આપણે ઘરમાં કાંતી લેવું જોઈએ. વણકરોની આપણે ત્યાં ખોટ નથી, કાંતનારની આજે ખોટ છે. વણનારાઓની સંખ્યાનો ચોક્કસ આંકડો હજુ મને મળ્યો નથી, પણ તેમની સંખ્યા પચાસ લાખ કે સાઠ કરોડ બચાવો

તેથી વધુ જેટલી છે. જો એ પૈસાને બચાવવા હોય તો આપણે સૂતર કાંતવા લાગી જવું જોઇયે. ૬૦ કરોડ રૂપીયાનો વેપાર દેશમાં જ ખેડવામાં કેટલા માણસોને રોજી મળે તેનો વિચાર કરો. કપડાને ઘીની માફક વાપરવું જોઇયે. જોઇયે તેટલું કપડું વાપરી શકીયે એવી આપણી સ્થિતિ નથી. એકલા પહેરણથી ચાલે ત્યાં સુધી બીજું કંઇ ન પહેરવું જોઇયે. ટુંકા ધોતીઆથી ચલાવી શકીયે તો લાંબું નહિ પહેરવું જોઇયે. ૬૦ કરોડ રૂપીયા બચાવવા માટે તેટલો જ મોટો આપભોગ આપવો પડશે.

વિદ્યાર્થીઓ આ આખું વરસ આ જ કામ ઉચકી લે તો મહાસભાએ ઠરાવ્યા પ્રમાણે એક વરસની અંદર સ્વરાજ ઘેર કરી શકે. પણ આને માટે મહાપ્રયત્ન કરવાની જરૂર છે. અમુક શરતે તમારે આ ધ્યેય પ્રાપ્ત કરી શકો છો. વિદ્યાર્થી પોતાનો અભ્યાસ અટકાવીને હિન્દુસ્તાનને અર્થે મજૂર બને. તમારી મજૂરીને માટે તમે કંઇ મહેનતાણું ન લો તો તમારી મહેરબાની, પણ જેને લેવું હોય તે ખુશીથી લઈ શકે છે.

તમને સલાહ આપવાને હું યોગ્ય હોઉં તો તમને હું સલાહ આપીશ કે તમે તમારી કૉલેજ છોડી દો. સ્વરાજ માટેની લડતમાં તમારા તરફનો પૂરો હિસ્સો આપવા માગતા હો તો હિન્દને માટે જેટલું સૂતર કાંતી શકો તેટલું કાંતો. રોજ છ કલાક કે તેટલા ન બને તો છેવટ ચાર કલાક પણ કાંતવામાં ગાળો. તમે તદ્દન અભ્યાસ છોડી દો એવો મારો આગ્રહ નથી. છોડી દેશો તોયે તેમાં તમારી વિચારશક્તિ ઓછી થશે એમ હું માનતો નથી. જેનું મન મલિન નથી તેની વિચારશક્તિ કદાપિ ઘટતી નથી. મારો પોતાનો તો એ અનુભવ છે કે જ્યારે હું જેલમાં હતો અને વાચવાને મને એકે પુસ્તક નહોતું મળતું ત્યારે હું . વધારે વિચાર કરી શકતો. આપણાં મગજ વાંચી વાંચીને સડી ગયેલાં છે. તેથી મેં તમને ,કહ્યું કે તમે છ કલાક કાંતો અને બાકીના વખતમાં શીખો. તમને તો હું એમ પણ કહું છું કે તમે આ કાંતવાના કામમાં પારંગત થઇ જાઓ તો તમે ગામડાંમાં પણ ચાલ્યા . જઇ શકો છો. તમારામાં એટલો આત્મવિશ્વાસ ન હોય તો તમે કૉલેજમાં પણ રહી શકો છો. પણ મને એટલી તો ખાત્રી લાગે છે કે બધાએ રોજ ચાર છ કલાક કાંતવામાં. આપ્યા ' વગર. આપણને સ્વરાજ નહિ મળી શકે. એક મહિનામાં કે બહુ તો ત્રણ મહિનામાં કાંતતાં શીખીને તમે ગામડામાં પહોંચી જવાને તૈયાર થઈ જશો અને ત્યાં તેનો પ્રચાર કરી શકશો. સૂતરનો ભૂખમરો મટાડીને જેટલું હિન્દુસ્તાનને આગળ લઇ જઈ શકશું તેટલું બીજા કશાથી નહિ લઇ જઈ શકાય. વળી હવે તો આપણે મહાસભાના બંધારણ પ્રમાણે મતદારસંઘ તૈયાર કરવાના છે તે ન હે તો કેવી રીતે થઇ શકશે? ગુજરાતનાં ગામડાંને આજ હું કયો પેગામ પહોંચાડી શકું? અંગ્રેજોને ગાળો દેવાનું કહું? કે તલવાર બંદૂક તેમને આપું? ત્યારે હું તેમને શું કહું? મારો સંદેશો આજ એ છે કે બધા સૂતર કાંતવામાં લાગી જાઓ. એક ગામડાનો માણસ અમદાવાદ આવીને કાપડ લઇ જાય છે ત્યારે મને ભારે લાગી આવે છે: મારો સ્વદેશીધર્મ એ છે કે દરેક ગામડું પોતાની જરૂરીયાતની ચીજો પોતે જ પેદા કરી લે. આ પ્રાચીન પ્રથાને જો આપણે પાછી લાવી શકીયે તો આ હિન્દુસ્તાનની ઉપર

કોઈ કુદષ્ટિ નાખી શકનાર નથી. આચાર્ય મહારાજને અને અધ્યાપકોને હું વીનવું છું કે એક વર્ષને માટે તો તમે આવું જ ધોરણ સ્વીકારો અને વિદ્યાર્થીઓને ગામડાંમાં મોકલી દેવા તૈયાર કરો.

સ્વરાજના વર્ષનું શિક્ષણ

આ વર્ષ દરમિયાન તમારૂં શિક્ષણ આટલું હોય તો બસ છે; તમારૂં ગુજરાતી સુધારો, અંગ્રેજીનો ત્યાગ કરો, હિન્દુસ્તાની શીખો, ઉર્દુ લિપિ શીખી લો, અને રેંટીયો ચલાવતાં શીખી લો. આટલું કરશો તો આપણે આવતા વર્ષને માટે તાજા બની જઇશું. હું તો ઇચ્છું છું કે સ્વરાજ મળે ત્યાં સુધી આ જ ધોરણ ચાલુ રાખો. તેમ ન થાય તો છેવટ એક વર્ષ સુધી તો રાખો જ. આ મારો આજનો સંદેશો છે.

તમે બેધડક થઇને જે કંઇ શંકા થાય તે પૂછજો. અશ્રદ્ધાવાળો એક પણ વિદ્યાર્થી આ નવું સ્વીકારી લે એમ હું નથી ઇચ્છતો. તમારાં બુદ્ધિ અને હૃદય કબૂલ કરે તો જ મારી વાત માનજો.

## સવાલજવાબ

માબાપ સામે ઝૂઝવા

વિદ્યાર્થી—માબાપ કહેશે, તમને મહાવિદ્યાલયમાં ભણવા મોકલ્યા હતા, રેંટીયો કાંતવા નહિ.

ગાંધીજી—તેમને કહેવું કે રેંટીયો કાંતવો એ પણ ભણતર જ છે.

વિદ્યાર્થી—માબાપ ગામડે જવાની ના કહેશે અને કહેશે ઘેર જ બેસી રહો.

ગાંધીજી—તો તમે ઘેર બેસીને કાંતો એ સરસ રસ્તો છે. કાંતવાની પણ મનાઇ કરે તો વિનયપૂર્વક તેમને સમજાવવાં. આખો દિવસ રેંટીયો કાંતનાર છોકરાને માબાપ એક દિવસ, બે દિવસ કે બહુ તો ચાર દિવસ લડશે. પણ પછી તો સમજી જ જશે. મેં એવાં પણ માબાપ જોયાં છે જે છોકરાને જૂઠું બોલાય એવું કહે છે. છોકરો જૂઠું ન બોલે તો ખીજાય છે, પણ બે ચાર દિવસ ખીજાઇને પોતાની મેળે રહી જાય છે. તમારામાં તેટલી દૃઢતા તો જોઇયે જ, અને એટલી દૃઢતાની કૉલેજના વિદ્યાર્થી પાસેથી તો હું આશા રાખું જ રાખું.

રેંટીયાથી આર્થિક સ્વાતંત્ર્ય

વિદ્યાર્થી—રેંટીયાથી અસહકારની લડતને શી મદદ મળશે?

ગાંધીજી—રેંટીયાથી હિન્દુસ્તાનની આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકાશે. આર્થિક સ્વતંત્રતા નહિ આવે ત્યાં સુધી સ્વરાજ આપણે ભોગવી નથી શકવાના. આપણે સાબુ વિના, સોય વિના કે ટાંકણી વિના ચલાવી શકીયે; પણ કાપડ વિના ન ચલાવી શકીયે. અત્યારે આપણે બહારથી જેટલો માલ લાવીયે છીયે તેટલો આપી શકતા નથી. આથી વરસોવરસ આર્થિક ખોટ ચડતી જ જાય છે. સરકારી લશ્કરનો ભારે ખર્ચ આપણે ઉપાડવો પડે છે જ. ૬૦ કરોડ કપડાંમાં આપી દઇયે; અને બીજું નકામી ચીજોમાં જાય એ પણ જુદું. આ જો સાચું હોય તો આપણે આર્થિક-સ્વતંત્રતા મેળવી લેવી જ જોઇયે. ૬૦ કરોડ રૂપીયા આપણે બચાવી શકીયે છીયે તે બચાવી લઇયે. ૬૦ કરોડ બચાવવું

એટલે બીજા પણ બચાવવાની શક્તિ આવશે અથવા તેવી ચીજો બહારથી લેવી પણ તે વખને પાલવશે. ટાંકણીનું કે પડિયાળનું કારખાનું હિન્દુસ્તાનમાં નહિ હોય તો હિન્દ કંઈ રાંડવાનું નથી, પણ કપડાં વિના તો હિન્દ ખરેખર વૈધવ્યદશામાં છે.

વિદ્યાર્થી—રેંટીયાના દાખલ થવાથી વિદ્યાર્થીઓમાં પાછો ખળભળાટ ઉત્પન્ન થશે.

ગાંધીજી—ખળભળાટથી તો વિદ્યાર્થીઓ ચડે છે. ખળભળાટ કરવો એ મારો, અને અધ્યાપકોનો તો ધર્મ છે. અત્યારે વિદ્યાર્થીઓ જાગતા છતાં સુતા છે. માબાપ સાથે, જગત સાથે અને પોતાના સાથીઓની સાથે આવી જાતની વઢવાડ ચાલે ત્યા કેટલાક જાગૃત થાય એ સંભવિત છે; તેમાં પડતી નથી.

વિદ્યાર્થી—વિદ્યાર્થી વગરના બીજા વર્ગને તમે કાંતવાનું કેમ નથી કહેતા? વિદ્યાર્થી પાસે ભણતર શા સારૂ મુકાવો છો?

ગાંધીજી—કાંતવું એ કેળવણી નથી એમ માનવું એ આપણી પહેલી ભૂલ છે. બલિદાન એ કેળવણી નથી એમ માનવું તે બીજી ભૂલ છે. હાલે જો બધા છોકરા સમજી જાય કે ભણતરનું બલિદાન કરીને દેશસેવા કરવી છે તો તે જ કામે મારૂં એક વરસનું કામ પૂરૂ થયું એમ હું સમજું.

વિદ્યાર્થી—રેંટીયાથી જીવન શી રીતે નભી શકશે?

ગાંધીજી—બુદ્ધિ વાપરનાર કમાણી પણ કરી શકે. પણ અત્યારે તો રેંટીયાને હું આપદ્ધર્મ તરીકે મુકું છું. હિન્દુસ્તાનના બધા છોકરાઓ રોજ ૪ કલાક સુતર કાંતવાની પ્રતિજ્ઞા લે તો એક મહિનામાં સુતરના ભાવ ઘટી જાય.

વિદ્યાર્થી—શાળાઓમાં આવો ફેરફાર કરવાથી અસહકારની ચળવળને ધક્કો નહિ પહોંચે?

ગાંધીજી—નહિ સરકારી શાળા છોડનારે સરકારી શિક્ષણ મલિન વસ્તુ છે એમ માનીને શાળા છોડવાની છે. આ વિદ્યાલયની લાલચથી જ છોડતા હોય તો તેમને તેમની કૉલેજ જ મુબારક છે. જેને એવું અક્ષરજ્ઞાન જ આપવું હોય તે ભલે તેવી જુદી કૉલેજ ઉઘાડે. આપણને જો સત્ય હોય કે આપણું આ જ કર્તવ્ય છે, એક વરસ આ કામ કરશું તો દેશને લાભ થશે, સ્વરાજના આપણે સાધનભૂત થઇશું, તો આપણે આ કામ કરવું જ જોઇએ.

વિદ્યાર્થી—તમે માનો છો કે તમારા નવા વિચારને માટે દેશનું વાતાવરણ તૈયાર છે? લંડનના 'ટર્કિશ બાથ' ના ઉષ્ણ ઓરડામા એકદમ જ તમે પ્રજાને દડરોલો મારો છો!

ગાંધીજી—વાતાવરણ તૈયાર છે એમ જાણું છું, તેથી તો હું આ વાત કરૂં છું. ગયા ત્રણ માસમા દેશ પલ્ટો જ ખાયો છે. વાતાવરણ રેલવેની ગતિથી નહિ પણ બરૂ પડે તેમ ભૂમિતિની રીતના ઝડપે વધી રહ્યુ છે. મેં આઠ વર્ષ ઉપર લખ્યું હતું કે હિન્દુસ્તાનને આ

માર્ગ લેવા પડવાનો છે. તે વખતે હું જાણતો ન હતો કે ૧૯૨૧ ના જાનેવારીની ૧૩મીએ તમારી પાસે હું એ વાત કરીશ

દેશસેવા અને કુટુંબસેવા

**વિદ્યાર્થી**—દેશસેવા કરતાં પહેલા કુટુંબસેવા ન કરવી જોઇયે ?

ગાંધીજી—જરૂર કરવી જોઇયે. પણ કુટુંબસેવા એ લોકસેવાની વિરોધી ન હોઇ શકે. પહેલા પોતાની સેવા, પછી કુટુંબસેવા, પછી ગામસેવા અને પછી દેશસેવા એ ક્રમ હું માનું છુ પરંતુ કોઈ પણ સેવા જગતના કલ્યાણની વિરુદ્ધ ન હોવી જોઇયે. દેશના આવા દારિદ્રયના કાળમા કુટુંબસેવાને નામે બહેનના વિવાહમા વીસ હજાર રૂપીયા ખર્ચી ન શકાય.

**વિદ્યાર્થી**—દેશના રક્ષણ માટે પોલીસની જરૂર પડશે આપ રેંટીયાને બદલે અમને કવાયત શીખવીને તે કામ માટે લાયક કેમ નથી કરતા ?

ગાંધીજી—પોલીસનુ કાર્ય તે હું તમને કેવી રીતે શીખવુ ? જ્યા ભય હોય ત્યા જઇને ઉભા રહેવાની શક્તિ આવવી જોઇયે તમે શુ એમ કહેવા માગો છો કે ઉચ્ચ શિક્ષણ નીરાતે લઈ લીધા પછી જ સ્વરાજની પેરવી કરીશું ?

સ્વરાજનો અર્થ

**વિદ્યાર્થી**—સ્વરાજનો અર્થ શુ ?

ગાંધીજી—આપણા હાથમા લશ્કરી ખાતુ આવે, ઉપજખર્ચનો અધિકાર આવે, મહેસુલનો વહીવટ આપણા હાથમા આવે અને અદાલતો આવે, એનુ નામ સ્વરાજ. એવું સ્વરાજ મળે એટલે બધા અત્યાચારો આપણે અટકાવી શકીયે. આમા આર્થિક સ્વાતંત્ર્ય તો આપણે આજે જ મેળવી શકીયે તેમ છીયે તે રેંટીયાથી મેળવી શકાય દેશ આજે કદાચ આ વસ્તુને ન પણ ઝીલે

લશ્કરી તાલીમ

**વિદ્યાર્થી**—તમે વારંવાર 'લડાઈની સ્થિતિ' 'લડાઇની સ્થિતિ' છે એવી વાત કર્યા કરો છે તો શુ 'વોલંટીયર આર્મી' ઉભું કર્યા વિના તે થઇ શકશે ? વિદ્યાર્થીઓને લશ્કરી તાલીમ પણ આપવી જ જોઇયે તો હાલ રેંટીયાને બદલે તેના ઉપર વધારે ભાર મુકવાની જરૂર નથી શું ?

ગાંધીજી—એ લશ્કરી તાલીમ તો બહુ જ થોડા વખતમા દઈ શકાય એમ છે અને લશ્કરી તાલીમ એટલે વળી શુ ? બહાદુરી [સવાલ પૂછનાર વિદ્યાર્થી ભાઇ પુરાણીના અખાડામા જનાર હતા એ ગાધીજીને ખબર હતી] બહાદુરી તે કઇ અટાપટા ખેલવાથી આવે ? શહેરમા પાંજ તોફાન થાય અને લોકો ઘર બાળવા લાગે તો તરત દોડી જઇને જે વચ્ચે પડે અને કહે કે મને મારો પછી જ તમે ઘર બાળી શકશો તે ખરો બહાદુર તેવે વખતે શું હુકમો અપાતા હશે ? 'માર્ચ' 'ક્વિક માર્ચ' સાભળવા સુધી ઉભા રહેવાતું હશે ? તેવે વખતે તો કવાયત પણ ભૂલવાની. એવે પ્રસંગે તો હુ એમ જ કહી શકુ કે ભાઇ, દોડાય તેટલુ દોડીને એ જગાએ પહોચી જાઓ હું તો એવો સમય આવે તો કઇ પણ સાથે લીધા વિના—જોડા પહેરતો હોઉં તો તે પણ પહેરવા મુકીને—દોડું અને આગો હોલવતા શરમ

થઈ જાઉં. હું જો આમ ભસ્મ ન થઈ જાઉં તો કહેજો કે ગાંધી બડી બડી વાતો કરતો હતો તે બધી મિથ્યા.

વિદ્યાર્થી—આપણી બધી માગણીઓ સરકાર આપે ને કેવળ ખિલાફતની માગણી ન સ્વીકારાય તો લડત ચાલુ રાખવી જોઈએ ખરી ?

ગાંધીજી—જરૂર, ઇસ્લામને બચાવવામાં હિન્દુ ધર્મને બચાવવાની હું તાલીમ લઈ રહ્યો છું એમ મેં અનેકવેળા કહ્યું છે. ઇસ્લામના બચાવમાં જ ગાયની રક્ષા રહેલી છે; અને જ્યાં સુધી હિન્દુસ્તાનમાં એક પણ ગાય મરે છે ત્યાં સુધી મારા માંસ, મારા સ્નાયુ, મારા રુધિરનું પાણી થઈ રહ્યું છે. ગાયને બચાવવાને હું તાલીમ લઈ રહ્યો છું, તપશ્ચર્યા કરી રહ્યો છું, અનેક વિભૂતિઓ મેળવી રહ્યો છું. અને એ ગોરક્ષાનો મંત્ર જપતો જપતો જ હું મરીશ.

વિદ્યાર્થી—કેવળ રેંટીયાનું જ ધ્યાન કીધાથી ચાલુ કેળવણી ભૂલી જવાશે એમ શું આપ નથી માનતા ?

ગાંધીજી—રેંટીયાની પ્રવૃત્તિથી સ્વતંત્ર થઈ અક્ષરજ્ઞાન લેવા માટે આપણે ખરી લાયકાત મેળવીશું એટલે એ રેંટીયાની પ્રવૃત્તિથી તો હાલની કેળવણી સતેજ થઈ રહેશે.

---

# વણકર પરિષદ્ આગળ *

ખૂબ કામમાં રોકાયેલો છતાં આ સભાના પ્રમુખપદનો હું ઇનકાર કરી શક્યો નહિ. મારો ધંધો વણકરનો નહોતો છતાં હવે હું મને કિસાનકોષ્ટી ગણું છું અદાલતમાં પણ મારો એ જ ધંધો જણાવેલો છે. મને લાગે છે કે વણકરોની ઉન્નતિ નહિ થાય ત્યાં સુધી હિન્દની ઉન્નતિ અશક્ય નહિ તો મુશ્કેલ છે. તેથી છેલ્લી ખાસ મહાસભામાં આ વિષે કંઇક કહેવાયું હતું. હિન્દુસ્તાન પરતંત્ર થયું ત્યારે હિન્દુસ્તાનમાં કાપડ બનતું તેવું ને તેટલું દુનિયામાં નહોતું બનતું એટલું બધું કાપડ પેદા થતું ત્યારે અહીં મીલ એક પણ નહોતી. તે વખતે ખાદીથી ઢાકાની મલમલ સુધી તરેહવાર કપડું બનતું હિન્દને જોઈતું કાપડ પૂરું પાડવા ઉપરાંત વધારાનું પરદેશ મોકલાતું. બહારના માણસો અહીં જોવાને ખેંચાઈ આવતા. હારગ્રીવ્સ (કાંતવાના સંચાનો યોજક) કરતાં વધારે બુદ્ધિ પવિત્ર રેંટીયો શોધનારે બતાવી હતી. આના કરતા હિન્દમાં મોટી શોધકશક્તિ કોઈએ નથી બતાવી. હિન્દ સુખી હતું ત્યારે દરેક ઘરમાં સૂતરની મીલ હતી. ઋષિઓએ વિચારી લીધું કે હિન્દને સ્વતંત્ર રહેવું હોય તો સ્ત્રીઓને થોડું સૂતર બનાવી લેવું એ પોતાનો પવિત્ર ધર્મ છે એમ સમજાવી લે એટલે જ સૂતર બનાવનારી જુદી કોઈ કોમ પેદા ન કરતાં બધી સ્ત્રીઓ માટે તે આવશ્યક રાખ્યું. ઇસ્ટ

---

* નાગપુર મહાસભા વેળા એ ભરેલી વણકર પરિષદના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ: તા ૨૫-૧૨-૧૯૨૦

ઇંડિયા કંપનીએ અહીં પ્રવેશ કર્યો તે દિવસથી પડતી શરૂ થઈ. ત્યારથી વણકરે અને કાંતનારે પોતાનો ધંધો છોડયો. ચંપારણમાં જેમ લોકો પાસેથી ગળીનો પાક લઇ લેવામાં આવતો તેમ લોકો પાસેથી સૂતર માગવામાં આવતું. તે એટલે સુધી કે લોકોએ કંટાળીને પોતાનાં આંગળાં કાપી નાંખ્યાં વૈરાગ્યરનું કાપડ પછી આવવા લાગ્યું. તમે ધર્મનો પુનરુદ્ધાર કરવા માગતા હો તો પ્રાયશ્ચિત કરી પુરાણા કાંતવાના અને વણવાના ધંધાને સજીવન કરો. આપણે ધર્માચરણ ભૂલ્યા તેથી સ્વદેશીને નામે દુરાચરણ કરી રહ્યા છીયે. માટે હું કહું છું કે ધર્મરક્ષણ માટે નવું સૂતર પેદા કરો, નવું કાપડ બનાવો. તેમ ન થાય તો બહારથી જરૂર મંગાવવું પડે. રાજકભાઇ અને વાડીઆ સાહેબ કહે છે કે ૫૦ વરસ સુધી આપણે આપણું કપડું પૂરું કરીયે એ અશક્ય છે. ગોખલેજીએ બતાવ્યું હતું કે ૧૦૦ વર્ષ સુધીયે અશક્ય છે. તેઓની ભૂલ છે. તેઓને ખબર નહોતી કે હિન્દના દરેક ઘરમાં રેંટીયો ને સાળ હોઇ શકે છે.

જ્યાં સુધી સૂતર કાંતવાની ને વણવાની પ્રવૃત્તિ નથી ત્યાં સુધી સ્વદેશી ભંડાર કાઢવા તે દેશહિત નહિ પણ પાપ છે. મને રૂમાલ આપવામા આવ્યો તેનો ધાગો પરદેશી છે.

વણકરોની સંખ્યા બહુ થોડી જોઉં છું. ત્રણ વર્ગના કોઠીમાંથી ત્રીજા અસ્પૃશ્ય લોક જોતો નથી. મને એક ગૃહસ્થે લખ્યુ કે તેઓને નહિ પેસવા દે મેં કહ્યું કે તેઓને નહિ પેસવા દે તો હું ચાલ્યો જઈશ. બીજું અધિવેશન કરો ત્યારે એ વણકરોને બોલાવજો.

તમે તમારો ધંધો જે રીતે ચલાવો છો તે ઠીક નથી. દેશને માટે જ એ ચલાવવા માગતા હો તો નવું સૂતર પેદા કરીને કે કરાવીને તે વણો તે વણવામા તકલીફ પડશે, પણ તે ઉઠાવી લેવી જોઈશે હિન્દુસ્તાનનાં બાળક અને બાળકીઓ રોજ એક કલાક કાંતે તો જેટલું ૨ ઉત્પન્ન કરીયે છીએ તેટલું કંતાઈ જાય. આજે હિન્દ માટે બારીક કાપડ બનાવવાનું કહેવાનો મારો ધર્મ નથી આજે શોકાગ્નિ બળી રહ્યો છે તેમા હિન્દના સ્ત્રીપુરુષોને જો કરી શકું તો ભસ્મ કરવા હું ચાહું છું. કાજીઓને કહું છુ કે તેઓ પહેરે છે તે કાપડ તેમનું બનાવેલું નથી એ ખેદની વાત છે.

---

# છિંદવાડાનું ભાષણ

ભાઇઓ અને બહેનો,

અલીભાઇઓ અને છિન્દવાડા

ત્રણ વર્ષ થયા હું તમારા શહેરમાં આવવાની પેરવી કરી રહ્યો હતો. હિન્દુસ્તાન આવ્યા પછી મારા પરિચયમાં આવનાર મુસલમાન ભાઇઓમાં પહેલા અલી ભાઇઓ હતા. જ્યારથી તેઓ નજરકેદ થયા ત્યારથી હું તેમને મળવા આવવા માટે પરવાનગી મેળવવાની કોશીશ કરતો હતો, પણ તે મને મળેલી નહિ.

અહીં ભાઈઓને છિન્દવાડા પર ભારે મોહબ્બત છે. હું મુંબઇ થઈને અમદાવાદ થોડો આરામ મેળવવો જોઇએ એ અમારો પહેલો કરાર હતો, પણ તેઓ મને છિન્દવાડા જેને માટે તેમને એટલી બધી લાગણી છે, જેની તેમણે સેવા કરી છે, જેણે તેમની પણ બદલામાં ઘણી સેવા કીધી છે, અને જેની પાસેથી તેમને ભારે આશાઓ છે તે આ સ્થળમાં લઇ આવ્યાં છે.

### મહાસભા

મહાસભાના મેળાવડાથી તો મધ્ય પ્રાંતનું ગૌરવ વધ્યું જ છે, પણ જે ઠરાવ મહાસભાએ કર્યો છે તેથી વળી વધારામાં વધારો થયો છે. હિન્દુસ્તાન તથા મધ્ય પ્રાંતને સારે નસીબે કલકત્તામાં જે થયું તેનાથી એક ડગલું પાછળ નહિ પણ આગળ જ નાગપુરમાં આપણે વધી શક્યા છીયે. આપણે ખિલાફતનું અપમાન ટાળવા ઇચ્છીયે, પંજાબનો અન્યાય દૂર કરાવવા ઇચ્છીયે અને સ્વરાજ સ્થાપવા માગતા હોઇયે તો આપણું કર્તવ્ય શું છે તે નાગપુરની મહાસભાએ આપણને બતાવ્યું છે. સરકારી ખિતાબદારોને જેટલું કહેવાપણું હતું તેટલું આપણે કહી ચુક્યા છીયે. ખિતાબોને સંઘરવા કે તજવાની જવાબદારી મહાસભાએ તેમના ઉપર જ રાખી છે, તેથી જ આ વખતમાં ઠરાવમાં તેમનું નામ પણ લેવામાં નથી આવતું કોઇ બાળક પણ હવે એવો નહિ હોય કે જેને એ ખિતાબો ધરાવનારાઓનો ભય હોય અથવા તેમના ખિતાબોને લિધે કોઇ પણ જાતનું માન હોય.

### વકીલો

વકીલોને મહાસભાએ વકીલાત છોડવાનો વધુ આકરો પ્રયાસ કરવા તથા દેશની સેવામાં પોતાનો બધો વખત અર્પણ કરવા આગ્રહ કર્યો છે. જે વકીલોની પાસે પોતાના ગુજરાન જેટલી પણ બચત ન હોય તેઓને તેટલું મહાસભા જરૂર પૂરૂં પાડે. વકીલો પોતાની જે શક્તિ તથા સમયનો વ્યય અદાલતોમાં કરી રહ્યા છે તેની અત્યારે દેશના કાર્યમાં ઘણી જરૂર છે.

### વિદ્યાર્થીઓ

વિદ્યાર્થીઓની તથા વિદ્યાર્થીઓ વિષેની માબાપોની ફરજ પણ મહાસભાએ સૂચવી છે. હું અત્યારે તે બધાની દલીલ ન આપતાં મહાસભાનું ફરમાન જ તમારી સામે મુકવા માગું છું. બાળકોને શાળાઓમાંથી ઉઠાડી લેવાની સાથે સાથે જ એ બાળકોને બીજાં કામોમાં જોડવાની પણ તમારી ફરજ રહેલી છે. શિક્ષણ મળી શકતું હોય તો તે આપવાની ગોઠવણ કરો. ને તે લાગ ન મળે તો બાળકોને બીજા દેશકાર્યમાં જોડો. હું નથી માનતો કે કોઇ પણ બાળક એવો હશે જે પંજાબમાં થયું, ખિલાફતને થયું તે સમજવા છતાં નહિ કહે કે 'હું આ રાજ્યને નિર્મૂળ કરવા માગું છું.' ને તેવો વિરલો કોઇ હોય તો તેને હું કહીશ કે તારી શાળા તને મુબારક છે. ૧૬ વરસની ઉપરના વિદ્યાર્થીઓને સરકારી અસરવાળી શાળાકોલેજોનો તરત ત્યાગ કરવાની મહાસભાએ સલાહ આપી છે.

### લશ્કરીઓ

તે જ પ્રમાણે લશ્કરી સિપાઈઓને પણ પોતાનો ભાગ ભજવવા મહાસભાએ કહ્યું છે. સરકારી નોકરીની વફાદારી કોમ પ્રત્યેની વફાદારીને તાબે છે, તેથી જ્યારે એક વફાદારી બીજી વફાદારીની આડે આવે ત્યારે નોકરીની વફાદારીનો ત્યાગ કરી કોમની વફાદારી સ્વીકારવાનો ધર્મ પ્રાપ્ત થાય છે. જો ડાયર જેવો કોઈ જુલમી અમલદાર બેહૂદો હુકમ કરે તો તમે તેના હુકમને માન આપવા કરતાં બહાદુર થઈને તેની ગોળી ખાઇ મરી જવું કબૂલ રાખજો. જલિયાંવાલાના નિર્દોષોઓ જેવાને ગોળીએ ઉડાડવા કરતાં જાતે ગોળીએ ઉડવા તૈયાર થવું બહેતર છે. તમે તમારા દેશબંધુઓને માટે રહમદિલ બનો. તમારા હોદ્દાનો ગેરલાભ લઇ તેમના ઉપર જુલમ કરવાને બદલે તેમને તમારા જ સમજી તેમના ખરા રક્ષક બનો. તમને મળતો પૈસો દેશના ભલામાં આપતાં તમને કોઇ નથી અટકાવી શકતું. જે કાંઇ બચાવતા હો તે જાહેરમાં આપો. તમે જાહેર સભામાં નિર્ભય થઇ આવી શકો છો. તમારાથી ભાષણ ન અપાય એ ખરું, પણ તમારા દેશની હીલચાલોથી વાકેફ રહેવા સભાઓમાં આવવા માટે તમને સરકાર બરતરફ ન જ કરી શકે. આ બધા ઉપરાંત

### સ્વદેશી

ઉપર મહાસભાએ ખાસ ભાર મુકયો છે. જ્યારે લૅંકેશાયરનું કાપડ અહીં આવતું અટકશે ત્યારે જ હિન્દમાં સ્વતંત્રતાનો પાયો નંખાયો સમજજો. વળી એમ નહિ માનતા કે લૅંકેશાયરની જગા જાપાનને આપીને તમે ધારેલું પાર પાડી શકશો. આપણી મુક્તિ રેંટીયામાં છે. દરેક ઘરમાં રેંટીયો દાખલ થવાની જરૂર છે. અત્યારે જો દેશનો એકએક માણસ—સ્ત્રી, પુરુષ અને બાળક—કંઇક ને કંઇક વખત કાતવામાં આપવાનું વ્રત લઇ લે તો જોતજોતામાં આપણે દેશનું અંગ ઢાંકવા બીજા ઉપર આધાર રાખતા બંધ થઇ જઇ સાઠ કરોડ રૂપીયા દેશને માટે બચાવી લઈ શકીયે.

### હિન્દુમુસલમાન

તેટલું જ મહત્વ હિન્દુમુસલમાન એકતાનું છે. આપણે અંગ્રેજનું ગળું નથી ઉડાવવા માગતા. તેવી જ રીતે આપણે એકબીજાનાં ગળાં પણ નથી ઉડાડવા માગતા. આપણે ભાઇઓ થઇને રહેવું છે. શેતાન હમેશાં છિદ્રોનો લાભ લે છે. માટે છિદ્રો પૂરવાં એ આપણું કામ છે.

### અસ્પૃશ્યતા

જેમ હિન્દુમુસલમાને સંપથી રહેવાની જરૂર છે તેમ હિન્દુઓએ અસ્પૃશ્યતાનું કલંક હિન્દુ ધર્મ ઉપરની નામોશીથી દૂર કરવાની જરૂર છે. મહાસભાએ બધા હિન્દુઓને અસ્પૃશ્યતાનો ખોટો રિવાજ છોડી દેવાની આજીજી કરી છે. તમે અચીત માનજો કે જેમ હિન્દુમુસલમાન વચ્ચેના અણરાગનો લાભ સરકાર લેવા ચૂકતી નથી તેમ હિન્દુઓમાંના આ રિવાજને લીધે ફેલાતા આપસના અસંતોષનો પણ તે પૂરેપૂરો લાભ લેવા ચૂકે તેમ નથી.

જ્યાં સુધી આવી ખામીઓ આપણામાં છે ત્યાં સુધી આપણો સ્વરાજ્યનો પ્રયત્ન અફળ નીવડે તો કાંઈ નવાઈ નહિ.

ટૂંકમાં આવો મહાસભાએ નાગપુરમાં એક અવાજે મંજૂર કરેલો ઠરાવ છે. તેને અમલમાં મૂકવામાં આપણી કસોટી થવાની છે. આપણે એક વરસની અંદર સ્વરાજ ઘેર કરવાનું બીડું ઝડપ્યું છે. જો સરકાર પોતાની શેતાનિયતને ભૂલી આપણને સંતોષીને આપણી ઈચ્છાની રૂએ અહીં રહેવા તૈયાર હોય તો આપણે તેને રાખવા માગીએ છીએ, પણ તે શેતાનિયતને જાળવી રાખી આપણને દબાવવા માગે તો હું કહું છું કે તેને નાબૂદ કરવી એ જ આપણો ધર્મ થયો. તે જો આજ થઈ શકે તેમ હોય તો તેને માટે હું કાલ સુધી પણ રાહ જોવા નથી માગતો. ઈશ્વર આપણને આ મહાન લડતમાં જરૂરી તેટલી બધી કુરબાની કરવાનું બળ આપો એવી મારી પ્રાર્થના છે.

---

તા. ૨૩-૧-૧૯૨૧

# લૂંટ અને ચોરી

જેટાણાથી કેટલાક ભાઈઓ અને બહેનોએ ત્યાં લૂંટફાટથી વર્તી રહેલા ત્રાસની વાતો મને સંભળાવી. તેવી જ સ્થિતિ ખેડાનાં કેટલાંક ગામડામાં વર્તે છે એ પણ મેં સાંભળ્યું. વડતાલ હું તે જ કારણસર જઈ આવ્યો. ત્યાં ધારાળા ઠાકોરોની મુલાકાત લીધી અને વધુ સાંભળ્યા પછી હું જોઈ શક્યો કે આ સવાલ મહત્ત્વનો છે. એ નવો નથી. આવી લૂંટફાટ હમેશાં થોડીઘણી ચાલી છે. આ પણ રોગોના જેવો ઉપદ્રવ છે. કોઈ વાર વધારે ફાટી નીકળે છે ને કોઈ વેળા ધીમો ચાલે છે. આજ સુધી પ્રજાએ એમ જ માન્યું છે કે આવી લૂંટફાટ અટકાવવી એ સરકારનું કામ છે. પ્રજાની રક્ષા કરવાની સરકારની ફરજ તો અવશ્ય હોય જ છે. પણ જે પ્રજા હમેશાં આવી બાબતમાં કેવળ સરકાર પર આધાર રાખે છે એ સ્વતંત્ર નથી બની શકતી. આવે અસહકારને વખતે પ્રજા જો સરકારનું રક્ષણ શોધે તો તેણે આત્મઘાત જ કર્યો કહેવાય.

સરકારપક્ષ તરફથી તો હમેશાં કહેવાયું છે કે પ્રજા પોતાની રક્ષા કરવા તૈયાર નથી, પ્રજામાં બહારના હુમલાઓમાંથી બચવાની તાકાત જ નથી. આ વાત યથાર્થ નથી એમ તો સહેજ વિચારે માલૂમ પડે એમ છે. આ સરકાર ન હતી ત્યારે પણ હિન્દુસ્તાનમાં બચવાની તાકાત હતી. જો હિન્દુસ્તાનની પ્રજામાં સ્વરક્ષાની શક્તિ ન હોત તો પ્રજાનો ક્યારનોયે નાશ થયો હોત. હકીકત તો એવી છે કે ગમે તેવી પતિત છે તોપણ હિન્દુસ્તાનની પ્રજા આજ સુધી પોતાની સભ્યતા સહિત હયાત રહી

શકી છે, જ્યારે રોમ, ઇજીપ્ત, યુનાન, ઇરાન વગેરે નાશ પામ્યાં છે. પ્રાચીન ઇજીપ્ત તે અર્વાચીન ઇજીપ્ત નથી. પ્રાચીન હિન્દ તે જ ઘણે ભાગે આજ પણ અર્વાચીન હિન્દ છે. છતાં દલીલને ખાતર માની લઇયે કે જ્યારે અંગ્રેજી સત્તા દાખલ થઈ ત્યારે હિન્દ સ્વરક્ષા કરવા અશક્ત હતું; તો આજે તો તેના કરતાં પણ વધારે અશક્ત છે. અને અશક્તતાનું મુખ્ય કારણ સરકાર જ છે. સરકારે પોતાનો પ્રથમ ધર્મ જ બજાવ્યો નથી. તેની ફરજ હતી કે આપણને ધીમે ધીમે સ્વરક્ષા કરવાને લાયક બનાવવા. તેને બદલે આજની આપણી દશા આપણને એવી ભાસે છે કે આપણે બહારના તેમજ અંદરના આવા ઉપદ્રવોની સામે લડવા અશક્ત છીયે.

આપણે અશક્ત છીયે એવો આપણને આભાસ આવે છે એમ મેં લખ્યું. હકીકતમાં સરકારે આપણને અશક્ત રાખવા અને વધારે અશક્ત બનાવવા ઇરાદાપૂર્વક પ્રયત્ન કર્યો છે. તોપણ આપણે સ્વરક્ષણ કરવા કેવળ અશક્ત નથી બની ગયા. બહારના ઉપદ્રવોથી બચાવ કરવાનો વિષય અત્યારે હું અહીં નહિ તપાસું. તે વિષે થોડું હું પૂર્વે લખી ચુક્યો છું. વળી પ્રસંગોપાત તે વિષયને સંભારીશ. આજે તો મેં ઉપર જણાવ્યા તે ઉપદ્રવોનો જ વિચાર કરીયે.

લૂંટચોરીનાં કારણ

રોગનું કારણ જાણ્યે જ તેનો ઇલાજ હાથ આવે છે. ઉપદ્રવોનાં કારણો તપાસીયે. જેટાણામાં મકરાણી અને બલૂચીનો ઉપદ્રવ સાંભળ્યો છે. ખેડામાં ધારાળાનો. જેટાણામાં કારણ એ અપાયું છે કે મકરાણી, બલૂચી વગેરેએ સરકારનો ડર મુક્યો છે અને તેઓને હવે કોઈ દંડનાર નથી એમ માની તેઓ પોતાનો લૂંટનો ધંધો કરે છે. ધારાળાઓ લૂંટ કરે છે તેમાં કારણ એ કહેવાય છે કે પાટીદારો પોતે પૈસા કમાવાના હેતુથી ધારાળાને ચડાવી લૂંટ કરાવે છે અને કોઇ એકબીજાની વચ્ચેની દુશ્મનાવટ સિદ્ધ કરવા ધારાળાની ખરી ટેવોનો ઉપયોગ કરે છે.

લૂંટારાઓની સુધારણા

સહેલો અને સીધો ઉપાય તો એ છે કે મકરાણી, બલૂચી અને ધારાળાને આપણા ભાઇ જાણી આપણે તેઓને સારા થવા વીનવવું. તેઓ જો ભૂખને લીધે લૂંટ કરતા હોય તો તેઓની ભૂખ દૂર કરી, તેઓને કેળવણી આપી, તેઓની સારી ભાવનાઓ જાગૃત કરી. આપણને સ્વરાજ્ય હોય તો આપણે શું કરીયે? આપણું સ્વરાજ્ય વ્યવસ્થિત હોય તો અવશ્ય તેઓને સુધારવાનો પ્રયત્ન કરીયે.

આ સુધારણાનું કામ સાધુઓનું છે. પૂર્વે પણ આવાઓને બોધ સાધુઓ જ આપતા. સ્વામિનારાયણે પોતે સામાન્ય વર્ણો પર સારી અસર પાડી તેઓની બૂરી આદતો છોડાવી હતી. બધા સંપ્રદાયના સાધુફકીરોનો ધર્મ છે કે તેઓએ

નિર્ભય બની આવી કોમોમાં પ્રવેશ કરવો ને પોતાના જાનને જોખમે પણ આ લોકોને તેમના અયોગ્ય ધંધામાંથી રોકવા પ્રયત્ન કરવો. સાધુઓ જો આ-તેમનું આવશ્યક કાર્ય હાથ લે તો થોડી જ મુદતમાં મેં વર્ણવી છે એવી કોમો પર અસર કરે.

જો પાટીદારો ઉપર મુકાયો છે એ આરોપ ખરો હોય તો તેઓએ અરસ-પરસનો દ્વેષ છોડવો જોઇયે, તેમજ અયોગ્ય રીતે, ચોરીનો માલ ખરીદીને પૈસો એકઠો કરવાની આદતને પાપ માનવું જોઇયે. પાટીદારો બહાદુર ને જ્ઞાની કોમ ગણાય. પાટીદાર કોમે ખેડાની લડત વેળા શૌર્ય, ચાતુરી, એકતા, સમજ વગેરે ગુણોનું દર્શન આખા હિન્દને કરાવ્યું હતું. એ કોમને માહોમાહે દ્વેષ અને અયોગ્ય રીતે કમાણીની ટેવ ન જ શોભે.

ધારાળાઓમાં કેટલાક જ્ઞાની ને વિવેકી આગેવાનો છે. તેમણે ધારાળાની સ્થિતિ સુધારવા સતત પ્રયત્ન કરવા જોઇયે.

ઉપરના બધા પ્રયત્નો એકબીજાના મદદગાર છે. પણ માનીયે કે એ બધા પ્રયત્ન નિષ્ફળ જાય, તો હું જરૂર સલાહ આપું કે આપણે એવા લૂંટારા ચોર ઇત્યાદિની સામે થવાની શક્તિ મેળવવી. એ શક્તિ હથિયારો જતા છતાં હોઇ શકે. દરેક ગામના થોડા પુરુષોમાં પોતાની જાતને જોખમમાં મુકવાની શક્તિ આવે તો તેઓએ રક્ષક બની જવું જોઇયે ને ગામની ચોકી કરવી જોઇયે. જ્યારે કોઇ પણ ગામ લૂંટવાને ચોર વગેરે આવે ત્યારે સૌ માણસો જાગૃત રહે, ડરે નહિ ને લડવા તૈયાર થઇ જાય તો લૂંટારા જરૂર ભાગે. લૂંટારાઓ પાસે બંદુકો વગેરે હોય છે એવું મેં સાંભળ્યું છે. તેથી શું? બંદુકદાર સામે પણ બહાદુર માણસ તો જરૂર લડી શકે છે, બંદુક-વાળાને મહાત કરનારા પણ ઘણાને મેં સાંભળ્યા છે. એ કંઇ અસ્વાભાવિક બીના નથી. બંદુક ફોડનાર પણ હમેશા કંઇ પોતાનું હથિયાર સાથે નથી રાખતો. છતાં કોઇ વેળા તેનો ભેટો બંદુકવાળાની સામે પણ થઇ જાય છે, ત્યારે તે પાછો ન હઠતા ઝૂઝે છે. શૌર્યનું માપ હમેશાં મરવાની શક્તિમાં જ રહેલું છે, એટલે શૌર્ય શરીરે નબળામાંયે ગે હોઇ શકે. પોતાની જાતને બચાવવા જેટલું શૌર્ય દરેકમાં હોવું જોઇયે ને દરેકે એટલી કેળવણી લેવી જ જોઇયે. એ કેળવણી અટાપટાથી નથી આવતી પણ મનને કાબુ કરવાથી આવે છે, મોતનો ડર મુકવાથી આવે છે. લાઠી વગેરેના પ્રયોગો એવી શક્તિ મેળવવામાં અવશ્ય સહાયક હોય છે, અને જેમનામાં અહિંસા ધર્મ નથી વ્યાપ્યો, જેઓ ગરણીઆ નથી થયા અને જેઓ મારીને પણ પોતાનો

બચાવ કરવા ઉત્સુક છે તેવાઓએ, અવશ્ય અટાપટાની તાલીમ લઈને પણ સ્વરક્ષા કરવાનું બળ પ્રાપ્ત કરી લેવું જોઇયે.

લોકરક્ષાની જવાબદારી

દુઃખની વાત તો એ છે કે આપણે પોતાના કે પડોશીનો બચાવ કરવા અશક્ત છીયે એમ જ માની લીધું છે. આપણે શરીરે બળીઆ છતાં જો એક જ ચોર આવ્યો છે તો તેને લૂટવા દીધો છે ને આપણે સૂતા ગયા છીયે. આપણે પડોશી-ધર્મને પીછાન્યો નથી; પાળ્યો તો ક્યાંથી જ હોય ? આ દશામાંથી આપણે તુરત નીકળી જ જવું જોઇયે. દરેક ગામમાં બહાદુરમાં બહાદુર માણસોએ સ્વયંસેવક બની લોકરક્ષા કરવાની જવાબદારી માથે લઇ લેવી જોઇયે. ચોર ઇત્યાદ વર્ગ જ્યારે સમજશે કે ગામડીઆઓ પોતાની રક્ષા કરી લેવાના છે ત્યારે તેઓ ચોરી કરતા ડરશે. ઉત્તમ રીત તો મેં પ્રથમ બતાવી એ જ છે. ચોરોને પણ શાહુકાર બનાવતાં આપણે શીખવવું. કનિષ્ઠ રસ્તો ચોરોને દંડ દેવાનો છે. ચોરોથી ડરીને સતાઈ જવું એ બચાવનો રસ્તો નથી, એ તો ચોખ્ખી નામર્દાઇ છે. આજની સ્થિતિને પહોંચી વળવા વ્યવહારમાં બધા રસ્તા માથે લેવાવા જોઇયે.

---

# પરદેશોમાં પ્રચાર

બ્રિટિશ સમિતિ અને 'ઇંડિયા'

વિલાયતમાં હિન્દના હિતની ચળવળ કરવા બ્રિટિશ મહાસભા સમિતિ જેવી સંસ્થા અગર 'ઇંડિયા' જેવું છાપું નભાવવાની વિરુદ્ધ નાગપુરની મહાસભાએ કરેલો ઠરાવ કેટલાકને અજુગતો લાગ્યો છે. એમ પણ કહેવાયું છે કે મહાસભાએ નવું બંધારણ ઘડવા નીમેલી સમિતિએ બ્રિટિશ સમિતિ કે 'ઇંડિયા' છાપું બંધ કરવાની સલાહ આપવાનું નહોતું સૂચવેલું. આ સાચું છે, પણ એ સમિતિ અમૃતસરની મહાસભા વખતે નીમાઈ હતી અને એણે કલકત્તાની ખાસ બેઠકમાં મહાસભાએ અસહકારનો ઠરાવ પસાર કર્યો ત્યારઅગાઉ પોતાનો રિપોર્ટ તૈયાર કરેલો એ ભૂલવું ન જોઇયે. ત્યારપછી જે જે બનાવો બન્યા છે તે જોતાં વિલાયતમાં હિન્દના હિતની ચળવળ ચલાવવા ઉપર રાષ્ટ્રીય પૈસાનું પાણી કરવાની ઉપયોગિતા વિષેના હિન્દી પ્રજાના વિચાર સાફ પલટાઈ ગયા છે. નાગપુરની મહાસભામાં એવી પ્રવૃત્તિ ચાલુ રાખવી કે નહિ એ પ્રજાના પ્રતિનિધિઓને સિદ્ધાંતની વાત લાગી. તેમને લાગ્યું કે પ્રજાકીય અસહકાર નિશ્ચય કરનારી મહાસભા પોતાના કામમાં મદદ આપવાને સારુ વિલાયતની સમિતિને નભાવી શકે નહિ.

મહાસભા પોતાને હાથે પાછા હઠવાનો પુલ ભાંગી ચુકી છે. એણે સ્વાશ્રયી બનવાનો નિર્ણય કરી નાંખ્યો છે. તેથી વિલાયતની કમિટી કેટલી કાર્યદક્ષ હતી એ સવાલનો વિચાર કરવાપણું નથી રહેતું. આ બદલાયેલી સ્થિતિમાં એક પરદેશીઓની બનેલી સમિતિને નભાવી તે મારફત પરદેશોમાં હિન્દુસ્તાનને માટે સહાનુભૂતિ મેળવવાનું પ્રચારકાર્ય કરાવવામાં મહાસભાની પ્રતિષ્ઠા નથી. જો પ્રજામાં પાણી હશે અને તે પ્રત્યક્ષ કાર્ય કરી બતાવશે તો એની સામે પરદેશોમા ગમે તેટલી ગેરસમજ ફેલાવવામાં આવશે તોપણ હિન્દુસ્તાનનું કશું નુકસાન થનાર નથી.'

તમે પોકાર કરીને કહો કે ચૂપ રહો, પણ જે શરીરને જરૂરી ખોરાક નહિ મળે તે મરવાનું જ. તેમ આપણે આપણા કાર્યની જાહેરાતો કરીયે કે ન કરીયે તોપણ જે ક્ષણે આપણે સરકારને નભાવવાનું છોડી દેશું તે ક્ષણે એ સરકાર મરવાની જ. હું પોતે તો પરદેશોમાં પ્રચાર કરવામાં પૈસા ખરચવા મહાસમિતિને આપવામા આવેલી છૂટની પણ સામે થાઉં. એવા ૪૫ હજાર રૂપીયા પરદેશોમાં હિન્દુસ્તાન સામેના અન્યાયોની જાહેરાતો કરવામાં ખરચવા કરતા તેમાંથી રેંટીયા કે પ્રાથમિક શાળાઓ ચાલુ કરાવવાં હું વધુ ઉપયોગી ગણું. દરેક સત્કાર્ય એના મૌનથી જ વધુ બોલે છે.

'ઇંડિયા' પત્ર બંધ કરવાની બાબતમા હું એમ કહું કે એના વગર જ આપણે સુખી હોયે. એને લીધે આપણામા ખોટી આશાઓ ઉભી થતી. આપણા જ એકલાના માન અને ઇજ્જતની કસોટીનો આ પ્રસગ છે અને બ્રિટિશ પ્રજાનાં માનઇજ્જતનો નથી એવું થોડું જ છે? જો બ્રિટિશ પ્રજા સ્વાર્થી અને લબાડ છાપાંઓના વાતોમા જ પોતાનો વિશ્વાસ મુકવાનુ પસંદ કરશે તો ભલે કરે. આપણે ક્યાં આડો હાથ દેવા જઈશું? આપણે મહાસભા તરફથી પંજાબ રિપોર્ટ પ્રગટ ન કર્યો શું? કોણે એને માન્યો? મિ. મૉન્ટેગ્યુ એને માનવા તૈયાર નથી. બ્રિટિશ પ્રજા એની હામાં હા ભરે છે. જૂઠની જાહેરાત કરવામાં બ્રિટિશ છાપાંવાળાઓ એક અમેરિકનોને જ હાર જાય તેમ છે એમની બરોબરીમાં આપણે ક્યા ઉતરવા જઈયે અને ઝઘડ બાંધીયે? એની અભિલાષા તરફ પણ આપણામાં અણગમો પેદા થવો જોઇયે.

# ૧ વડતાલની યાત્રા

સ્વામિનારાયણ અને ગાંધીજી

સ્વામિનારાયણના આ પવિત્ર ધામની યાત્રા કરવાનું ગાંધીજીએ ઠરાવ્યું છે એમ જ્યારે મેં સાંભળ્યું ત્યારે એમની સાથે જવાનું મેં માગી લીધું. સ્વામિનારાયણે પોતાનાં પવિત્ર પગલાંથી અંકિત કરી આ સ્થાનને તીર્થક્ષેત્ર બનાવ્યાને સો વર્ષ થયાં છે. ધારાળાઓમાંની લૂંટફાટની વૃત્તિ લૂંટી લેવી એ જ તેમણે પણ તે દિવસોમાં કામ ઉપાડયું હતું. કોળીઓના સરદાર જોબન પગી અને તખા પગીને સાધુજીવન અર્પી તેમના ગામમાં પવિત્ર ધામ બનાવનાર સ્વામિનારાયણના જેવું જ કામ કરવા ગાંધીજીએ સો વર્ષે પાછી એ ગામની મુલાકાત લેવા ધારી હતી એમ મને લાગ્યું.

નડિયાદથી વડતાલ અમે મોટરમાં ગયા ત્યારે મારી આંખ આગળ જે દૃશ્ય હું જોતો હતો તેને હું સ્વામિનારાયણના જીવનચરિત્રમાં અપાયલા વર્ણન જોડે મનમાં સરખાવી રહ્યો હતો, તે દિવસે મોટર કે આગગાડી ન હતાં. બળદના ગાડામાં કે ઘોડા ઉપર સ્વામિનારાયણ પોતાના સાધુ સહિત આવતા. દર્શનઘેલા—પ્રેમઘેલા લોકો અડધો ગાઉ સુધી સામા આવી આવવાની રાહ જોતા બેસી રહેતા; અને આવતાની સાથે સામા દોડતા. દરેકને પોતાને ગામ લઈ જવાની ખેંચ. મહાપુરુષ રસ્તામાં મળે ત્યારે હાથમાંની લાકડી ફેંકી દેવી જોઇયે, છત્રી બંધ કરી દેવી જોઈયે એ જૂનો શિષ્ટાચાર પળાતો મેં જોયો. મોટરને લીધે સામા દોડી આવવાને બદલે લોકોને પાછળ દોડવું પડતુ એ ચિત્ર ઉલટું કંઈક દિલગીરી ઉપજાવનારૂં લાગ્યુ.

નડિયાદમા ગાંધીજી ત્રણ ઠેકાણે થોડું થોડું બોલ્યા. પહેલાં રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓ આગળ. એ શાળાના વિદ્યાર્થીઓ પોતાની શાળામાં રેંટીયો દાખલ કરવા મુખ્ય અધ્યાપકને વિનંતિ કરી ચુકયા હતા અને એક રેંટીયો સભામાં ગાંધીજી આગળ મુકયો પણ હતો. ગાંધીજીએ વિદ્યાર્થીઓને કહ્યું:—

સ્વરાજ એટલે સ્વધર્મ

" અત્યારે તમારો, મારો, જે પોતાને હિન્દુસ્તાની કહેવડાવે છે તે દરેકનો એક જ ધર્મ છે. તે એ કે એક વર્ષમાં સ્વરાજ મેળવવું છે તેને માટે યોગ્ય ઉપાયો લેવા જ છે, જરૂરી ભોગ આપવો જ છે. ' સ્વરાજ ' એ કાંઈ રાજ્યપ્રકરણી વિષય છે એમ તમે ન માની બેસો એમ ઇચ્છુ છું. દરેક બાળકે ' સ્વરાજ્ય ' એ શું છે તે સમજવું જોઇયે; એ સ્વધર્મ છે એમ માનવું જોઇયે. સ્વધર્મનું રક્ષણ કરવાની દરેક બાળકમાં શક્તિ હોવી જોઇયે. એને મારીને કે ધમકાવીને એની પાસે કોઇ કાંઈ ન કરાવી શકે એટલી તેનામાં સત્તા હોવી જોઈયે ખોટું માને તેને ખોટું કહે, સાચાને સાચું કહે એટલી હિંમત દરેક બાળકમાં હોવી જોઇયે. દરેક માબાપે બાળકને સાચા ખોટા વચ્ચેનો ભેદ શીખવ્યો હોવો જોઇયે. એ જ સ્વરાજ્યનો અર્થ છે. સ્વરાજ્ય એટલે જે મનમાં હોય તે બોલવાનો અને કરવાનો તથા જે વસ્તુ પાપરૂપ મનાય તે ન કરવાનો અધિકાર.

"જ્યાં સુધી આપણે કોઈ પ્રકારની સ્વતંત્રતા નથી ભોગવતા, જ્યાં સુધી આપણી ખાવાપીવાની વસ્તુઓ ઉપર, આપણા વિચારો ઉપર પારકો અંકુશ છે, ત્યાં સુધી આપણાથી સ્વરાજ્ય કેમ ભોગવાય? વસ્ત્ર માટે આપણે પરાધીન છીએ. તેને લીધે આપણે અન્નની બાબતમાં પરાધીન થઈએ છીએ. હમણાં જ ભાઇ અમૃતલાલ ઠક્કર ઓરિસ્સામાં કામ કરી આવ્યા છે. ગુજરાતે ત્યાંના દુકાળના સંકટને નિવારવામાં કેટલોક હિસ્સો આપ્યો છે તેથી એ વાત કહું છું. એ દુકાળનું કારણ ભલે અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ હોય, પણ ઓરિસ્સાના લોકો પાસે પૈસા નથી તેથી એ અનાજ લઇ શકતા ન હતા. એમની પાસે ધંધો ન હોવાથી એ લોકો કંગાલ છે; તેથી હું તો કહી રહ્યો છું કે જો બચ્ચાં પાસે પણ સ્વદેશની સેવા ઇચ્છતા હો તો જેમ એને ઇશ્વરનું નામ લેતાં અને લખતાં વાંચતાં શીખવવું જોઇએ તેમ એના હાથપગ પણ કેળવવા જોઇએ. એમાં જ હાર્દિક, માનસિક અને શારીરિક ત્રણે શિક્ષણ છે. રેંટિયામાં આજે હાથને મોટામાં મોટી કેળવણી છે; વળી એથી આપણે સ્વરાજ્ય મેળવી શકીએ છીએ, કારણકે એથી આપણે ૬૦ કરોડ રૂપીયા બચાવતાં શીખીએ છીએ.

"હું ઇચ્છું છું કે તમે બધાં બાળકો એમ માનતા થઈ જાઓ કે જેમ સત્યાદિ વ્રત પાળવાં એ ધર્મ છે, તેમ હિન્દુસ્તાનને માટે બે ચાર કે છ કલાક રેંટીયો ચલાવવો એ પણ ધર્મ છે. એક વર્ષ માટે છ કલાક રેંટીયો દરેક બાળક ચલાવે એમ હું ઇચ્છું છું. એ વસ્તુ ઇશ્વર આપણે માટે સહેલી અને હલકી બનાવે એમ હું પ્રાર્થના કરું છું, કારણકે એથી આપણે ધાર્મિક અને આર્થિક સ્વતંત્રતા મેળવીશું."

ત્યાંથી ગાંધીજી શિક્ષકોની સભામાં ગયા. નડિયાદની મ્યુનિસિપાલિટીએ સરકારી ગ્રાન્ટ છોડી દીધેલી હોવાથી, શાળામાં કામ કરતા શિક્ષકોએ સરકારી નોકર મટી મ્યુનિસિપાલિટીના નોકરો થવું કે નહિ તેનો નિશ્ચય કરવાનો હતો. ગાંધીજીએ એમને સરકારના પેન્શન ઉપર જેટલો વિશ્વાસ છે તેટલો શહેરીઓ ઉપર વિશ્વાસ રાખવા સમજાવ્યા જો તેઓ સાચે ભાવે શહેરીઓની સેવા કરશે તો શહેરીઓ તેમને ભૂલશે નહિ એવી શ્રદ્ધા રાખવા કહ્યું. અસહકારની બાબતમાં ગ્રાન્ટ છોડીને શહેરીઓએ પોતાની પ્રથમ ફરજ બજાવી હતી; હવે શિક્ષકોની વારી હતી. સરકારની મદદ છોડવાથી કેટલા ફાયદા થયા તે વિષે બોલતાં ગાંધીજીએ જણાવ્યું કે "અત્યાર સુધી આપણને સરકારની ધાસ્તી રહેતી; આપણને એમ થતું કે સરકારની મદદ જશે તો આપણું કેમ ચાલશે? તેને લીધે આપણે બ્હી બ્હીને ચાલવું પડતું. એની બીકથી આપણે વાત પણ નહોતા કરી શકતા. આજે આપણે જોઈએ છીએ કે આપણે સરકારની મદદ વિના ચલાવી શકીએ છીએ, અને સરકાર આપણને કશું કરી શકતી નથી. આપણે નુકસાનમાંથી છુટયા છીએ; આપણને જે લાગતું હોય તે બોલી શકીએ છીએ. આપણે સરકારને કહી દઇએ કે નિશાળ અમારી છે; પણ એ પોતાની અસર કેવી રીતે પહોંચાડે? શું એ બધાને દંડી શકે કે કેદ કરી શકે? પણ આ તો પહેલી અસર છે. એની સુવર્ણ અસર તો હજુ હવે જોવાની છે. તે અસર પહોંચાડવા શિક્ષકોની મદદની જરૂર છે. સ્વરાજની લડતમાં તમારો ભાગ અને ભોગ આપવા તૈયાર થાઓ. સ્વરાજ્ય મળશે ત્યારે

તમારું પેન્શન પણ ચાલતું થશે. આપણે પોતાના હકોને માટે લડીયે છીયે, એમ જ્ઞાન-પૂર્વક-હિમ્મતપૂર્વક બધા માને અને કરે એમાં જ આ લડતનું રહસ્ય રહેલું છે. તમે સર્વે સ્વરાજના શિક્ષક બનશો અને મ્યુનિસિપાલિટીને મદદ કરશો એમ ઇચ્છું છું"

વેપારીની ફરજ

ત્યારપછી એ જ ઠેકાણે વેપારીઓની સભા થઇ. તેમને ઉદ્દેશીને ગાંધીજી બોલ્યા: "નડિયાદે અત્યાર સુધી ઘણું કરી બતાવ્યું એ જ પ્રમાણે આગળ કર્યાં કરે અને વધે એમ ઇચ્છું છું. જો વેપારી તૈયાર થાય તો વકીલનું પણ કામ નથી. આપણે વેપારી દ્વારા પંજાબનો અને ખિલાફતનો ઇન્સાફ લઇ શકીયે છીયે. સાત કરોડ મુસલમાન અને ત્રેવીસ કરોડ હિન્દુઓને જો સ્વદેશીની ભાવના થઈ જાય તો આજે આપણે સ્વરાજ લઈ શકીયે. તેમાં પહેલું કાપડ કાઢવાનું છે. એ કાઢવાની શક્તિ આપણામાં આવે તો બીજી બધી ચીજો કાઢવાની શક્તિ પણ આપણે મેળવી શકીયે. એ શક્તિ ખોવામા હિન્દુમુસલમાન બન્ને વેપારીઓ સરખા ગુન્હેગાર છે. એમને લોભ નથી છૂટતો. એ પોતાનો લોભ દૂર કરે તો આજે તમે સ્વરાજ્ય અને ઇન્સાફ મેળવી શકો. તમે જેટલું પરદેશી કાપડ હોય તે કાઢી નાંખો, બાળી નાખો તોયે મને દયા નહિ આવે. એને જોઇયે તો પરદેશ મોકલીને વેચી નાંખો પણ તમારા દેશમાં ન વેચો, અને દેશી કાપડ ઉત્પન્ન કરતા થઈ જાઓ. નડિયાદે અમદાવાદ ઉપર આધાર રાખવો એ પણ મને વસમું લાગે. એને સ્વદેશી કહેવું મુશ્કેલ છે. જ્યાં સુધી નાનામોટા બધા જ સૂતર કાંતતા નથી ત્યા સુધી સ્વરાજ્ય દૂર છે. જો આપણે બધા કાંતીયે તો સૂતર આપણને મફત મળે. પછી જેમ ઘઉં દરેક જણ પોતાને માટે દળાવી શકે છે તેમ સૂતર વણાવી શકાય. આ રીતે મીલના કાપડની ઘટ પૂરી પડે. જો તમે પરદેશી માલ લેતા અને વેચતા બંધ થાઓ, તો તમે સ્વરાજ્ય મેળવી શકો

બીજું તમે પૈસા આપી શકો સ્વરાજ્ય માટે તમે ધન ખર્ચી તમારામાં કથીર નથી પણ સોનું છે એમ બતાવો. તમારા પૈસા તમને જ પાછા મળવાના છે. એ પૈસા તમારા ગામમાં જ વપરાશે. એમાંથી તમને આઠ આના કે બાર આના વ્યાજ નહિ મળે, પણ શિક્ષણ મળશે, સ્વતંત્રતા મળશે. તમારું કાપડ તમે તૈયાર કરતા થશો. હું આગ્રહપૂર્વક તમને કહું છું કે આ બન્ને કામો કરી તમે નડિયાદને શોભાવજો. નડિયાદને શોભાવવામાં તમે આખા ગુજરાતને, હિન્દુસ્તાનને શોભાવશો."

વલ્લભભાઈ ગાંધીજી

નડિયાદથી અમે બપોરે અઢી વાગે ઉત્તરસંડા ગયા. જતાં મોડું થયું હોવાથી લોકો ભૂખ્યા અને તરસ્યા બેમી બેમી છેવટે કંટાળી વિખરાવા લાગ્યા હતા. તેટલામા અમે પહોંચ્યા એટલે પાછા ભેગા થઇ ગયા. ઉત્તરસંડામા અસહકારી શાળા ચાલુ થઇ ગઈ છે, પણ તેના કાર્યવાહકને એક પૈની પણ મદદ મળી નથી. તેથી લોકોને પરસ્પર કુસંપ છોડવા કહી શાળા માટે પૈસા આપવાનો ઉપદેશ કર્યો. કાંતવાનું પણ કહ્યું જ. હિન્દુસ્તાનમાં ઘણા બાળકોને દસ કલાક મજૂરી કરવી પડે છે, તેથી છ કલાકનો રેંટીયો એ સખત મજૂરી ન કહેવાય. રેંટીયામાં એક પંથને બે કાજ થાય છે. એથી સર્વેને કેળવણી આપી શકાશે. બાળકો પાસે સૂતર પણ કંતાવાય અને ભણાવાય પણ ખરૂ, અને એ દ્વારા સ્વરાજ મળે એ ત્રીજુ.

ઉત્તરસંડાથી ઉપડયા. રસ્તામાં બોરીઆવી આવ્યું. ત્યાં રોકાવાનો વિચાર ન હતો. પણ લોકો—સ્ત્રીઓ અને પુરુષો—ટોળાંબંધ રસ્તામાં રાહ જોતાં ઉભાં જ હતાં; એટલે ત્યાં પણ થોડું રોકાવું પડ્યું. ત્યાં કહેલી વાત વડતાલમાં વિસ્તારથી કહી હતી, એટલે તેનો સાર અહીં નથી આપતો.

વડતાલમાં ગોમતીજીના કિનારા પરના વિશાળ ચોગાનમાં લગભગ ૧૫૦૦૦ માણસોની મેદની ભરાઈ હતી. તેમાં ૩૦૦૦થી વધુ તો સ્ત્રીઓ જ હશે. દસ દસ ગાઉથી ચાલીને લોકોનાં ટોળેટોળાં આવ્યાં હતાં. સ્વયંસેવકોએ વ્યવસ્થા રાખવા ખૂબ મહેનત લીધી હતી, પણ દર્શનઘેલા લોકોને વ્યવસ્થિત રાખવા એ સહેલું ન'હતું. તેમાં વળી વરસાદના છાંટા આવી શાન્તિનો ભંગ કરતા હતા. ગોમતીજીનું મેદાન સ્વામિનારાયણનું પ્રિય સભાસ્થાન હતું. એના ઉપર એમણે કેટલીયે સભા ભરેલી, ત્યાં બેસી તળાવ ગળાવેલું, લોકોને બેસેલા. એમણે જ્યાં જ્યાં સભા ભરેલી ત્યાં ત્યાં ઓટા બાંધી સ્મારક કર્યાં છે. એવી જ રીતે આસોપાલવ અને આંબાનાં બે ઝાડો વચ્ચે બાંકડો મુકી તે ઉપર બાંધીજીને માટે ખુરશી મુકી હતી. એમના વ્યાખ્યાનનો હેવાલ હું જુદો આપુ છું* એ વ્યાખ્યાનને ભાષણ ન કહી શકાય, એ ધર્મપ્રવચન જ હતું.

એ સાંભળતાં વચ્ચે વરસાદના છાંટાથી જે અવ્યવસ્થા થઇ તેથી એક પદાર્થપાઠ આપવાને ગાંધીજીને ઠીક પ્રસંગ મળી આવ્યો.

ત્યાંથી સાંજે મંદિરમાં દર્શન કરવા ગયા. સાધુઓએ એમને સર્વે મંદિરોમાં ફેરવ્યા; અક્ષરભુવન (સ્વામિનારાયણની પ્રસાદીની વસ્તુઓનું સંગ્રહસ્થાન)માં છેક નજીક જઇ એમણે જોયું. ત્યાંથી સાધુઓની ખાસ સભા થઈ. સાધુઓએ પણ એમની પાસે બે શબ્દ સાંભળવા ઇચ્છયું. તેમણે કહ્યું:

"હું હમેશાં સાધુઓને મળવા ઈચ્છા કરતો રહું છું. હરિદ્વારના કુંભમેળામાં હું ગયેલો ત્યારે મનને થાય એવા સાધુને ખોળવા મેં એકેએક સાધુના અખાડામાં ભટકવાનો પ્રયત્ન કર્યો. એટલા માં પણ જાણીતા સાધુ હતા તેમને મળ્યો પણ મારે કહેવું જોઇએ કે હું નિરાશ થયો મારી ખાત્રી છે કે સાધુ એ હિન્દુસ્તાનનું ભૂષણ છે, અને એના વડે જ હિન્દુસ્તાન ટકી રહેશે; પણ એ સાધુતા આજ હું ઘણી ખોળી રહેલો જોઉં છું. હરિદ્વારમાં છેલ્લે દહાડે મેં આખી રાત વિચાર્યું કે હિન્દુસ્તાનના સાધુ સાધુ બને એટલા માટે હું મારા તરફથી શું કરી શકું? છેવટે મેં એક કપરું વ્રત લીધું. એ વ્રત કર્યું તે હું નથી કહેતો; પણ એ કઠણ છે એમ ઘણા માને છે. ઈશ્વરકૃપાથી એ વ્રત હું હજુ સાચવી શક્યો છું.

તેનું કારણ કાંઈ મારે ભોગ ભોગવવા છે એવુ તો નહિ જ માનો એનો ત્યાગ કરવા હું યથાશક્તિ પ્રયત્ન કર્યા કરુ છુ પણ એ પ્રયત્નમા જ હું જોઉં છું કે હું ભગવા પહેરવાને લાયક નથી હું કાયા, વાચા અને મન ત્રણેથી સત્ય, અહિંસા કે બ્રહ્મચર્ય પાળુ છુ એમ મારાથી ન કહી શકાય. મને ફરીને મને રાગદ્વેષ આવે, વાસનાઓ ઉઠે, તેને હુ વિચાર કરીને રોકવા પ્રયત્ન કરુ છું, અને શરીર નાખી દઉં છુ જો સંપૂર્ણ રીતે હું પાળી શકતો હોઉં, તો તો આજ હું સર્વ વિભૂતિનો સ્વામી હોઉં હુ નમ્ર છતા જગત મારે ચરણે હોય, કોઈ મને હમી કાઢવા કે મારો તિરસ્કાર કરવા ઈચ્છે જ નહિ

“પણ હું તમને તમારો વેષ ઉતરાવવા નથી આવ્યો સ્વામિનારાયણ સંપ્રદાયમા મે જે સરળતા અનુભવી છે, જે પ્રેમથી તમે મને બોલાવ્યો છે, તેના બદલામા મારા મનમા જે છે તે કહી ન દઉં તો મે મારી ફરજ બજાવી ન કહેવાય માટે હું તો તમને કહું છુ કે જે સાધુનો વેષ તમે બહાર રાખ્યો છે તેને તમે સાધુતાના ગુણોથી શોભાવો અને તેથી તમે ઉજ્જ્વળ બનો તથા તમારા સંપ્રદાયને ઉજ્જ્વળ કરો ” સાધુનો વેષ શોભાવો

કિશોરલાલ ઘ. મશરૂવાળા

---

તા. ૨૭-૧-૧૯૨૧

# અસહકાર એટલે આત્મશુદ્ધિ

મહાસભાના ઠરાવમા અસહકારને આત્મશુદ્ધિ અને યજ્ઞની રીત માન્યા છે. જો અસહકારનો એ અર્થ ન હોય તો અસહકાર એ પાપ જ ગણાય પુણ્યપાપ વચ્ચે મેળ ન હોય, અંધારા અજવાળાને મેળ ન હોય, તે જ રીતે પ્રજાના હિતની વિરોધી સરકાર સાથે પ્રજાને પણ મેળ ન હોય, અસહકારથી આપણે સિદ્ધ કરીયે છીયે કે દુષ્ટમા દુષ્ટ રાજ્યનીતિ પણ જો પ્રજા તેને સહન ન કરે, તેમા પોતાનો હિસ્સો ન આપે, તો ટકી ન શકે. અસહકાર એટલે આત્મશુદ્ધિ

આપણે લલચાઈયે છીયે તેથી પરદેશી કાપડ હિન્દુસ્તાનમા ખપી શકે છે, આપણે લોભાઈયે છીયે તેથી ખિતાબની લાલચથી સરકાર પોતાનો કાબુ જમાવે છે, આપણે તેની ડિગ્રીઓના મોહમા પડીયે છીયે તેથી સરકાર આપણી કેળવણીનો કબજો કરી આપણને સૂચવે છે કે આપણામા કેળવણી પૂરતીયે સ્વતંત્રતા લેવાની શક્તિ નથી, આપણે અત્યાચારી અમલદારોના હુકમોને તાબે રહીયે છીયે તેથી પંજાબમા હજુ તેવા અમલદારો સત્તા ચલાવી રહ્યા છે, આપણે દારૂ પીયે છીયે તેથી જ સરકાર કરોડોની ઉપજ દારૂમાથી કરી શકે છે, આપણે લડીયે છીયે તેથી જ સરકારની અદાલતો ચાલે છે એટલે કે સરકારના પાપોમા આપણો હિસ્સો કંઈ ઓછો નથી સરકાર અને આપણી નબળાઈ

જે વેળા લોકમત શુદ્ધ થશે અને પ્રજા પાપમુક્ત થવા નિશ્ચય કરી લેશે તે જ દહાડે સરકારના માથાનો તાજ ઉતરી પડશે. તેને આપણે જ ટકાવી રહ્યા છીયે. કંઇ એક લાખ અંગ્રેજ પોતાના બળે ત્રીસ કોટિ ઉપર રાજ્ય નથી કરતા. એક લાખને આપણે અનેક લાખો જાણે અજાણ્યે પુરેપુરી મદદ કરી રહ્યા છીયે ને બીજા કરોડો આપણે તે સ્થિતિને સાંખી રહ્યા છીયે. સરકાર એટલે જેઓ રાજ્યતંત્ર ચલાવી રહ્યા છે અને જેમાં આપણે મદદ કરી રહ્યા છીયે તે આપણે જ્યારે આપણી મદદ ખેંચી લઇશું ત્યારે સરકારનો પત્તો સરખોયે નહિ લાગે.

સરકારને આપણે પાપી માની છે, રાક્ષસી માની છે. આપણે પાપમુક્ત થઇયે તો સરકાર સૂકાં પાંદડાની જેમ ખરી પડે, અગર તો પશ્ચાત્તાપ કરી પુણ્યવાન થાય.

ત્યારે આપણે કયા પાપથી સરકારને નિભાવી રહ્યા છીયે? નિશાળોનું, અદાલતોનુ, ખિતાબોનું, ધારાસભાઓનુ તો આપણે જોયું. ખરૂં જોતા એ ચીજો પોતે પાપ નથી, એ તો પાપની નિશાનીઓ છે. સરકાર પુણ્યવાન હોય તો આપણે તેને હાથે ભણીયે, ઇન્સાફ લઇયે, માન લઇયે આ છોડતા આપણી પાપી આદતો આપણને છોડવી જ પડે છે.

એટલે ખરી વાત પાપી આદતોને છોડવાની છે. પ્રજા દારૂ પીયે, જુગાર રમે, ચોરી કરે, વ્યભિચાર કરે, દ્વેષ કરે તો અસહકાર ન ચાલે. કેમકે એ બૂરી આદતોનો લાભ લઇને જ સરકાર રાજ્ય ભોગવે છે.

દારૂની આદત કંઇ ઓછી ભયંકર નથી. એ આદત આપણે છોડીયે તો કરોડો રૂપીઆ પ્રજાના ઘરમા રહી જાય ને ઘણા અત્યાચારો મટે. હું માનું છુ કે અંગ્રેજી રાજ્યનીતિમા જે ઘાતકીપણું છે તે જો તેઓ દારૂ ન પીતા હોય તો ન જ હોય. દારૂ પીધા વિના માણસ કેવળ ભાન ભૂલી શકતો જ નથી. ગમે તેટલો ઓછો દારૂ પીધો હોય છતાં તેની ખુમારી ચડયા વિના ન જ રહે; તેથી બુદ્ધિ ઘોડીઘણી ડોળી થાય જ; માણસોનો અંતરાત્મા તે વેળા અવશ્ય મંદ બને છે. એટલે આપણે જેઓ ત્યાગ મેળવવા નીકળ્યાં છીયે તેઓએ પ્રજાને દારૂ પીવાની ટેવમાંથી છોડાવવી જોઇયે. દારૂ પીનારને સારૂ કંઇ ઠરાવ નથી હોઇ શકતો, કેમકે દારૂની લતવાળા ઘણા કંઇ જાહેર જીવનમાં ભાગ લેતા નથી. પણ તે બાબત ઉપર ધ્યાન દેવાની તો અવશ્ય જરૂર છે. ચ્હાની ટેવ છોડાવવાને સારૂ ઘણે ઠેકાણે ભારે પ્રયત્નો થયા. જેટલે દરજ્જે તેમાં મારપીટનેંદ અંશ ન હતો તેટલે દરજ્જે તે હીલચાલ સ્તુત્ય હતી. આપણે મારીને કોઇની પાસેથી

દારૂ છોડાવવા નથી ઇચ્છતા; પણ શરમાવીને, સમજાવીને આપણે છોડાવવા પ્રયત્ન કરવો જોઇયે. આપણામાંના કેટલાકે પોતપોતાનાં શહેરોમાંના દારૂપીઠાવાળા પાસે જઇ તેમને સમજાવવા જોઇયે, તેમને બીજો ધંધો કરવા વીનવવા જોઇયે અને દારૂ પીનારાના નાતજાતો મારફતે મહેનત કરવી જોઇયે. આ કામ કઠિન છે; પણ પ્રજામત આગળ કંઇ જ કઠિન નથી. પ્રજામત જ્યારે દારૂને નહિ સાંખે ત્યારે દારૂ એક ક્ષણમાં બંધ થશે. અત્યારે તો આપણને આપણા પડોશીની ચિંતા નથી. એક પ્રજા થવું એટલે ત્રીસ કોટીએ એક કુટુંબ બનવું. એક હિન્દી પણ ભૂખે મરે તો આપણે બધા ભૂખે મરીયે છીયે એમ માનવું ને વર્તવું એમાં એક પ્રજા થવાપણું છે. એમ કરવાનો સારામાં સારો રસ્તો એ છે કે દરેકે પોતાનો નજીકનો પડોશ સંભાળી લેવો; એટલે કે તેઓની સેવા કરતા થઇ જવું. આ ધોરણે કામ લેતા દારૂનાં પીઠામાત્રને આપણે ઘણી ટુંકી મુદતમાં નાબુદ કરી શકીયે છીયે. આખું હિન્દુસ્તાન દારૂ ક્યારે મુકશે એ વિચાર વાંચનારે કરવાનો નથી. તે તો પોતાના ગામને સંભાળી લે એટલે તેણે તેનો ધર્મ તે પરત્વે પૂરો બજાવ્યો. જેમ દારૂનું તેમજ તમાકુનું છે. તમાકુની અવગણના આપણે બહુ નથી કરતા, કેમકે તેના ભૂરાં પરિણામ પ્રત્યક્ષ નથી. તે અફીણના જેવો નશો છે. દર્દને ભૂલાવે છે. પણ તે આદતમાં પૈસાનો ક્ષય એટલો બધો થાય છે કે તે આદત મુકાવી જ જોઇયે. તે આદત સ્વરાજ મળતાં લગી મુકાય તોપણ તેમાંથી ઘણો પૈસો બચી બીજા સારા ઉપયોગમા જઇ શકે છે.

વ્યભિચારનું તો શું કહું ? દારૂ બીડી વગેરેને હું વ્યભિચારને મુકાબલે પાપ ‌ વ્યભિચારનું
જ ન સમજું. દારૂ પીનાર પોતે જ બગડે છે; વ્યભિચારી પોતાની સાથે ઘણાને વહોરે ‌ પાપ
છે. વ્યભિચારમાંથી કેટલાં પાખંડો, કેટલા જુઠ્ઠાણાં, કજીઆ, કેટલાં દરદો નીપજે છે તેનો આંકડો કોણ રાખી શકે ? પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરવી એના જેવા પાપ થોડાં જ હશે. છતાં આ પાપ કંઈ ઓછું વ્યાપક નથી. તેમાથી બચવાનો અને બચાવવાનો ઉપાય પણ સહેલો નથી. એ પાપમાંથી પ્રજાને છોડવવા સાર્વત્રિક ઉપાયો હજુ હું તો શોધી શક્યો નથી. વેશ્યાઓને કોણ સમજાવે ? વેશ્યાગામીને કોણ વીનવે ? તેને સારૂ મંડળો કેમ સ્થપાય ? હું તો એટલી જ શ્રદ્ધા રાખીને બેઠો છું કે જેઓ રાષ્ટ્રીય ચળવળની અંદર ભાગ લઈ રહ્યા છે તેઓ તો દૃઢતાપૂર્વક એ પાપમાંથી મુક્ત થશે, અને જેમ જેમ લોકો જાગૃત થતા જશે તેમ તેમ બીજાઓ પણ વ્યભિચારથી મુક્ત થશે. આ વ્યભિચારથી પ્રજા ક્ષીણ થઇ છે, રંક બની છે, નામર્દ બની છે. ‌ પશ્ચિમમાં
પશ્ચિમની પ્રજા કંઇ ઓછો વ્યભિચાર નથી કરતી. છતાં તે કેમ નામર્દ નથી ‌ મર્દાનગી નથી
એમ પ્રશ્ન ઉઠશે. મેં અનેક વેળા બતાવ્યું છે કે મારવાની શક્તિમાં મર્દાનગી

નથી. પશ્ચિમની પ્રજાઓએ મારવાની શક્તિને કેળવી છે એ તેનાં દારૂના વ્યસન અને વ્યભિચારને લીધે છે એમ મારી દૃઢ માન્યતા છે. એમાં બીજાં કારણો છે ખરાં, પણ આ કારણો મુખ્યમાંનાં છે. પશ્ચિમની પ્રજાને મર્દ કહેવી એ અતિશયોક્તિ છે.

હા, એ પ્રજાઓમાં મરવાની બીક આપણા કરતાં ઓછી છે એ ખરું; પણ તેમ તો આપણી લૂંટારુ કોમોમાં પણ છે. જેટલે અંશે લૂંટારુ કોમોને બહાદુર ગણીયે તેટલે અંશે પશ્ચિમની કોમોને આપણે ભલે બહાદુર ગણીયે. પશ્ચિમનો મુકાબલો જ અસ્થાને ગણાય. પશ્ચિમનું અનુકરણ કરીને હિન્દુસ્તાનમાં ધર્મરાજ્ય દાખલ નહિ થઇ શકે એમ તો સહુએ સમજવું જોઇયે. પશ્ચિમનો સંયમ આવશ્યકતા ઉપર–'પૉલીસી' ઉપર રચાયેલો છે. પૂર્વનો સંયમ ધ્યેય સમાન છે. સત્ય ફાયદાકારક છે માટે બોલવું એ ધર્મવચન નથી; સત્ય એ જ સાક્ષાત્ ઇશ્વર છે એમ ધર્મોએ માન્યું છે. નમાજથી કસરત મળે છે; પણ કોઇ મુસલમાન નમાજને કસરતની ખાતર નથી પઢતો, ધર્મ માનીને જ પઢે છે. એટલે જો અસહકાર કરીને હિન્દુસ્તાનને આપણે મુક્ત કરવા ઇચ્છતા હોઇયે તો આપણે આત્મશુદ્ધિને સમજવી પડશે, પશ્ચિમનો મોહ છોડવો પડશે. પશ્ચિમની પદ્ધતિના ત્યાગથી જ આપણે સ્વરાજ મેળવશું; પશ્ચિમની પદ્ધતિના અનુકરણથી મેળવવું હું અસંભવિત માનું છું.

---

# વડતાલનું વ્યાખ્યાન

ભાઇઓ અને બહેનો,

મને તમે સૌ ભાઇઓ અને બહેનો માફ કરશો કે હું પોતે અશક્ત છું તેથી ઉભો રહીને બોલી નથી શકતો. હકીકત તો એવી છે કે જેમ મારું શરીર અશક્ત થયું છે તેમ મારો અવાજ પણ હું પહેલાંના જેટલો કાઢી નથી શકતો; પણ જેટલાને હું મારા ઉદ્‌ગારો પહોંચાડી શકું તેટલાને પહોંચાડવા ઇચ્છું છું, માટે સૌ શાન્ત રહેશો; કારણકે શાન્તિ જળવાશે તો મારે જે કહેવાનું છે તે ઘણાં ભાઇબહેનો સાંભળીને સમજી શકશે.

આ પવિત્ર સ્થાન પર આવતાં મને આનંદ થાય છે. ઇ. સ. ૧૯૧૫ની સાલથી આ પવિત્ર ધામની હું યાત્રા કરીશ એવું મારા મનમાં ઇચ્છતો હતો; અને આજે એ તક આપવા માટે હું ઇશ્વરનો અનુગ્રહ સમજું છું અને તમારો પણ પાડ માનું છું.

આ સભામાં આટલા બધા સાધુ આવ્યા છે તેથી મને બહુ આનંદ થાય છે; કારણકે મારો સંદેશો સામાન્ય સ્રીપુરુષો માટે જ નહિ, પણ સર્વને માટે છે—સાધુને માટે વિશેષ

છે. જ્યારે સાધુવર્ગ અસહકાર શું છે, શું કામ હિન્દુસ્તાનની પ્રજા એ કરી રહી છે તે સમજશે, ત્યારે અસહકારના મંત્ર વિના સાધુ નહિ રહી શકાય, સાધુતા જાળવી નહિ શકાય એમ તેઓ જાણશે. અસહકાર એ કંઈ આપણા ધર્મમાં નવું તત્ત્વ નથી, પણ કેટલીક ઉપાધિને લઇને આપણે એને ભૂલી ગયા છીયે, અથવા તેનાં લક્ષણ વિસરી ગયા છીયે તેથી એનો અમલ કરવામાં કેટલીક ઢીલ થાય છે, ગુંચો કહે છે અને તેથી સ્વરાજ-ની સ્થાપનામાં કાળ જાય છે. પણ એ તત્ત્વ નવું નથી એમ હું જાણું છું, તેથી જ હું કહું છું કે જો પ્રજા બરાબર જવાબ આપે તો આપણે એક વર્ષમાં સ્વરાજ સ્થાપીયે. આ વાત કરવાને ચાર મહિના થઈ ગયા તોપણ હું એમ કહી રહ્યો છું, તેનું કારણ મારી પ્રજા ઉપરની અચલિત શ્રદ્ધા છે.

જ્યારે કેટલાક કેવળ રાજ્યપ્રકરણમાં મળેલા ભાઇઓ શંકા લાવે છે અને કહે છે કે આ પ્રવૃત્તિ રાજકીય નથી, પણ કોણ જાણે કેવીયે હશે, અથવા ધાર્મિક છે, ત્યારે હું કબુલ કરું છું કે હા, એ ધાર્મિક છે એમા જરાયે શંકા નથી, એ મેં છુપાવ્યું પણ નથી જ્યાં સુધી સાધુઓ ધર્મના સિદ્ધાન્તો સમજતા નથી અને તેનો ઉપયોગ રાજકીય પ્રશ્નોના ઉકેલમાં કરતા નથી ત્યા સુધી મુશ્કેલી ઉભી થાય છે જ્યા સુધી સાધુ આમાં પોતાનો પૂરો ઉપયોગ ન આપે ત્યા સુધી તેમનામાં સાધુતા નથી આવી શકતી. અસન્તસંગનું પાપ

સરકારના અત્યાચારમાં સામેલ ન થવું, તેમાં ભાગ ન લેવો, તેમા સીધી કે આડકતરી મદદ ન આપવી, એ અસહકાર છે. બધાં શાસ્ત્રો કહે છે કે રાક્ષસી પ્રવૃત્તિથી અલગ રહેવું. જ્યા સુધી રાક્ષસી પ્રવૃત્તિ ચાલતી હોય ત્યાં સુધી તે પ્રવૃત્તિ કરવાવાળાની મદદ લઈયે કે એને મદદ આપીયે ત્યાં સુધી એના પાપના આપણે ભાગીદાર થઇયે છીયે. તુલસીદાસે કહ્યું છે કે અસંતોનો સંગ કરવામાં પાપ છે. ગીતાજી પણ કહે છે કે આપણે જો રાક્ષસી પ્રવૃત્તિનો સ્વીકાર કરીયે તો આપણે રાક્ષસ થઈયે.

[ વરસાદના છાંટાથી આ વખતે અવ્યવસ્થા થઈ ગઇ ગાંધીજીએ લોકોને શાન્ત બેસી રહેવા કહ્યું. એમણે કહ્યું કે આટલા વરસાદથી આપણે ભાગશું તો અસહકાર શું તે પણ સમજી નહિ શકીયે. પણ ઘોંઘાટમાં એ શબ્દો આગળ વધ્યા નહિ પાછી શાન્તિ થતાં સુધીમાં લગભગ અડધો કલાક વહી ગયો. શાન્તિ થયા બાદ ગાંધીજીએ પાછુ ચાલુ કર્યું. ]

આપણને આટલા સમયની અંદર એક પદાર્થપાઠ મળી ગયો છે, તે ઉપરથી આપણને સ્વરાજ મળવામા ઢીલ કેમ થાય છે તે સમજી શકીયે છીયે કળિયુગ આ સંસારમાં માવઠા રૂપ છે. જેમ માવઠાથી સુખ નથી મળતું તેમ કળિયુગમાં સીધુ સુખ નથી મળી શકતું; અને જો આપણે ઇશ્વરભજન ઇચ્છતા હોઇયે, સત્યયુગ માફક રહેવા ઇચ્છતા હોઇયે તો આપણે કળિયુગનો ભય છોડવો જોઇયે. પ્રથમ ગુણ નિર્ભયતાનો

આપણે અત્યારના માવઠાના ડરથી કેટલો વખત ગુમાવ્યો ! અહીં કેટલા બધા માણસો લાકડી, છત્રી અને ધારીઆં લઇને બેઠા છે એમણે ઘોંઘાટ કરી મુક્યો, છત્રીઓ ઉઘડી ગઇ

અને બાહેનો નકામી નકામી લડી પડી. આ બતાવે છે કે આજે આપણે સ્વરાજને માટે લાયક નથી. સ્વરાજમાં નિર્ભયતાનો ગુણ પહેલો જોઇયે. ઉપાધિથી–દુઃખથી ડરીને જે ધર્મ છોડે છે તે સ્વરાજ મેળવી ન શકે. ડરપોકને સુખ ન મળી શકે. એક ચોર કે લૂંટારો એને બ્હીવડાવીને–ધમકાવીને ગમે તે કામ કરાવી લે; એટલે તે ધર્મનું પાલન કરી ન શકે.

સભામાં દરેક સ્ત્રીપુરુષનો ધર્મ શાન્તિ જાળવવાનો છે. એમનો ધર્મ છે કે કોઈ દિવાનો થઈ ગુસ્સામાં હુમલો કરે તો તે સહન કરવો, હુમલો ન કરવો, ગાળાગાળી ન કરવી, બુમરાણ ન કરવું, બહાર હોય તેણે અંદર આવવા પ્રયત્ન ન કરવો, પણ એક ચિત્તે સાંભળવું, વિચારવું, બરાબર લાગે તે વર્તનમાં ઉતારવું, બાકીનું ત્યાગવું. આટલો વ્યાવહારિક ધર્મ પાળવાને આપણે લાયક નથી બન્યા. બે ચાર વરસાદના છાંટામાં આપણે શાન્તિ ન રાખીયે તો આટલાં ધારીઆં અને લાકડીઓમાં કોઈ દિવાનો બની તોફાન કરે, તોપણ આપણે નાસીયે. પછી સ્ત્રીઓનું રક્ષણ ન કરી શકીયે, આપણું ભાન ન રાખી શકીયે. આપણને માણસનો વિશ્વાસ હોવો જોઇયે. કોઈ લાકડી અને ધારીઆથી મારવાનું નથી, પણ જેમ અનેક વ્યાધિઓ આવે છે તેમ કોઈ દિવાનો મારી બેસે તોપણ શાન્તિએ ખામોશ પકડવી એ એનો ધર્મ છે. ક્ષત્રિનો ધર્મ કોઈ ગાળો દે, લાકડી મારે, ધારીઉં મારે તો સામું મારવામાં નહિ પણ સહન કરવામાં છે. ક્ષત્રિનો ધર્મ ન ભાગવાનો છે. એનો ધર્મ મારવાનો નહિ, પણ મરવાનો અને મરીને જીવવાનો છે. હું ખાત્રીપૂર્વક કહું છું કે કોઇ પણ મારીને બીજાની રક્ષા નથી કરતું; પણ મારનાર મરવાની તૈયારી કરે છે, ને મરવાની પૂરી શક્તિ નથી તેથી મારીને મરે છે. જેટલે દરજ્જે તે તલવાર ઉગામે છે તેટલો એ ઓછો ક્ષત્રિ છે.

ક્ષત્રિને વિશ્વાસ હોય તો મરણ એ માથાનો મુગટ છે. મરવાનો ભય શો? જ્યાં સૌથી વધારે મરવાનો સંભવ ત્યાં જઈને ઉભો રહે તે જ બહાદુર. જે મારી શકે, તેને કોઇ બહાદુર નથી કહેતું. એક કુંભાર ગધેડાને માર્યા કરે છે તેને આપણે ક્ષત્રિ નથી કહેતા. તેમ જે ક્ષત્રિ માર્યા કરે તેને આપણે કુંભાર કહી યથાર્થ વિશેષણ આપીયે છીયે. નામર્દ પુરુષ સ્ત્રીને માર્યા કરે છે, તેને આપણે બહાદુર નથી કહેતા, પણ નામર્દ કહી ખરું વિશેષણ આપીયે છીયે. જ્યાં સુધી ક્ષત્રિનો ગુણ આપણામાં નથી આવ્યો ત્યાં સુધી સ્વરાજ મળવું મુશ્કેલ છે. ક્ષત્રિનો ગુણ ધીરજ છે. બાર વર્ષના પ્રહ્લાદમાં, સુધન્વામાં, સીતામાં એ ગુણ આવ્યો હતો. રાવણે સીતાને લાલચો મોકલી, ભય કર્યો, પણ સીતાજી એકનાં બે ન થયાં, તેથી જ આપણે એને શુદ્ધ ક્ષત્રિયાણી—દેવી—માતા માનીયે છીયે. સ્ત્રીઓમાં સીતાના ગુણ ન આવે ત્યાં સુધી અસહકાર કરવા, સ્વરાજ મેળવવા આપણે નાલાયક છીયે. સીતાએ રાવણનાં મિષ્ટાન્નોનો ત્યાગ કર્યો, એ મીઠાઇઓ કાંઇ કડવી ન હતી; પણ એ અપાત્રની હતી, માટે એણે એને ફેંકી દીધી. રાવણે જે શણગાર મોકલ્યા તે તમે કદી ન જોયા હોય એવા ઉત્તમ હશે; એનાં હીરામોતી આજનાં હીરામોતી કરતાં વધારે ચકચકીત હશે; પણ એ અપાત્રને હાથ આવે છે ત્યાં એનો ત્યાગ કર્યો ત્યારે જ એ પોતાના સતીત્વનું રક્ષણ કરી શક્યાં.

હિન્દુસ્તાને પણ અસહકારનાં લક્ષણો જાણી લેવાની જરૂર છે. જો આપણે આપણા વીર્યનું, ધર્મનું, ગાયનું રક્ષણ કરવું હોય, આપણું અસ્તિત્વ રાખવું હોય તો અસહકાર જારી છે.

રામચંદ્રનો અસહકાર

સરકારે આપણા માનની ચોરી કરી છે. પૈસા તો તે ચોરતી જ હતી; પણ જ્યાં સુધી એ કેવળ પૈસાની ચોરી કરતી હતી ત્યા સુધી મેં એની બરદાસ્ત કીધી. મેં મારા આશ્રમના જેવો એની સાથે વ્યવહાર રાખ્યો જેમ આશ્રમમાં હું કોઈ ચોરને શિક્ષા કરતો નથી તેમ મેં સરકારને પણ સહન કરી. પણ જ્યારે સરકારે મારા દેશના માનને છેદ્યું ત્યારે હું ચેતી ગયો કે એ તો રાવણનો અવતાર છે; એનો સંહાર કરવો જોઇયે આથી હું રામચંદ્રનો અવતાર છુ એમ કહેવાનો દાવો નથી કરતો રામચંદ્રને આપણે ઇશ્વર માનીયે છીયે. હું ઇશ્વર નથી; તમે પણ નથી, પણ આપણે બધા રામચંદ્રના વારસ છીએ તેની તપશ્ચર્યા, તેના દુ:ખ વેઠવાનો આપણો ધર્મ છે એણે જેમ રાવણનો અસહકાર કર્યો તેમ આપણે પણ કરવો રહ્યો, આપણે રામ નથી માટે આપણે એના શરીરને મારીને કશું ન કરી શકીયે. આપણે તો માનીયે છીયે કે એની દુષ્ટ વાસનાઓને લીધે એ વારંવાર નવા નવાં શરીરો ધારણ કર્યા કરશે. પણ આપણે વાલ્મીકિ તુલસીદાસજીની આજ્ઞા પાળી તેના સંગનો ત્યાગ કરવો જોઇયે; તેની દુષ્ટતાનો નાશ કરવો જોઇયે.

હિન્દુ ધર્મના રક્ષણ માટે

પારસી, કુરાન, બાઇબલ, સ્વામિનારાયણે એ જ શીખવ્યુ છે કે દુષ્ટનો સંગ ન કરવો, એને મદદ ન દેવી, ન લેવી સરકારે ઇસ્લામ પર હાથ નાખી, મુસલમાનોને દગો દઇ એવું રાવણપણુ બતાવ્યુ છે આજે ઇસલામ અને કાલે હિન્દુ ધર્મ. હિન્દુ ધર્મ ઉપર તો એણે અત્યાર પહેલાં જ ત્રાપ મારી છે, પણ અજ્ઞાનથી આપણે આપણી સભ્યતાનો ત્યાગ કરીને તેની સામે બહુ નથી કર્યું. હિન્દુઓએ પોતાના ધર્મનો ત્યાગ ન કર્યો હોત તો ગાયોની છચોક કતલ કરનારને આપણે કેમ સલામી ભરી શકીયે ? આ કાંઇ એક વ્યક્તિનો સવાલ નથી. એક વ્યક્તિ ગાય મારે તો તે આપણે સહન કરી લઇયે તે જુદી વાત છે. પણ આ તો આપણા સરદાર—સરકાર—અન્નદાતા થઇને ગાય મારે તેને કેમ વફાદાર થઇ શકીયે ?

તમે પૂછશો કે આ વાત શું મેં એક વર્ષ ઉપર જ જાણી ? ના, પણ તે વખતે હું મિથ્યાત્વમાં ડૂબ્યો હતો. હુ સરકારને સુધારીશ એમ માનતો હતો હું મરીને પણ એને અસર કરીશ એમ માનતો હતો પણ ઇસ્લામને જાણીબુજીને દીધેલા દગાથી મારો એ વિશ્વાસ ચાલ્યો ગયો. હું ચેતી ગયો ને સમજ્યો કે હે જીવ ! તું હિન્દુ હોય તો ચેતજે કે હવે તારે નાસવું જોઇયે, નહિ તો તુ હિન્દુ ધર્મ ખોઇશ ત્યારથી હું હિન્દુ માતા પિતાને ધર્મરક્ષણાર્થે અસહકાર શીખવી રહ્યો છુ. જો તમારે હિન્દુ ધર્મનું પાલન કરવું હોય તો આ પવિત્ર ધામમાં હુ કહું છું કે તમારો પહેલો અને છેલ્લો પાઠ અસહકાર છે.

મુસલમાનોની મિત્રતા અને ગોવધ

પણ તમે કહેશો કે ત્યારે હું મુસલમાનો સાથે મિત્રતા કરવાની કેમ વાતો કરી રહ્યો છુ ? એ પણ ગાયોને મારે છે ! હું કહું છું કે એ ગાયની કતલ ધર્મને નામે અને બહાને કરે છે. તેને હું સંભળાવી શકીશ કે એક સનાતની—ચુસ્ત હિન્દુ તમારી સાથે રહે છે તે

એ શ્રદ્ધાથી કે તમારો ધર્મ બચાવતા તે પડશે, તો ખુદા એમને કહેશે કે તમે ગાયને બચાવજો. હું એ શરત તેમની સાથે નથી કરતો, પણ ખુદા એમ કહેશે જ, એમ હું માનું છું.

આ વાત હું હમેશાં નથી બોલતો. હું કોઈ શરત નથી કરતો; પણ સાધુ અને મંદિરની સમીપમાં મારાથી બોલાયા વિના નથી રહેવાતું. હું જો ન બોલું તો મને લાંછન લાગે

તમે મુસલમાન કે અંગ્રેજની કતલ કરીને ગાયને નહિ બચાવી શકો, પણ તમારી પોતાની વ્હાલી ગરદનને કાપી આપીને જ બચાવશો. ગાયને બચાવતાં ગરદન આપશો ત્યારે યમરાજ તમને પૂછવાનો નથી, પણ તમને પોતાના સિંહાસન પર બેસાડશે. પણ એને બચાવવા તમે બીજાનો જાન લેશો તો એ જરૂર તમને પૂછવાનો છે; કારણકે તમે પણ માણસ છો, એ પણ માણસ છે. હું ઇશ્વર નથી કે જેથી ગાયને બચાવવા બીજાનું ખુન કરવાનો મને અધિકાર હોય. પણ હિન્દુધર્મે મારા પર ફરજ નાંખી છે તે એ કે ગાય માટે મારે મારી ગરદન આપવી. કેટલા હિન્દુઓએ આમ કર્યું છે? કેટલાએ વગરશરતે મુસલમાનોને જાન આપ્યો? વણિકવૃત્તિથી ગાય નહિ બચાવાય. હિન્દુ ખાનદાની માથું હોરે મુકવા કહે છે. જ્યારે મુસલમાનોની ખાત્રી થશે કે હિન્દુ એમને માટે જાન આપી રહ્યા છે ત્યારે તે ગોહત્યા કરતા બંધ થઇ જશે. ભલા ભાઇઓએ ગોમાંસ બંધ કર્યું છે, એમના રસોડામાં એ આવી પણ શકતું નથી; કારણ કે એ પડોશી પ્રત્યેનો ધર્મ જાણે છે અને પાળે છે. કુરાનમાં એમ નથી કહ્યું કે મુસલમાનોએ ગોમાંસ ખાવું જ જોઇએ. એણે ગોમાંસનો બાધ નથી ગણ્યો એટલું જ. એટલે એ પાડોશી તરીકેની પોતાની ફરજ ઓળખી ગોહત્યા છોડશે. આ શ્રદ્ધાથી જ હું મુસલમાનોનો સંગ કરી રહ્યો છું અને દરેક હિન્દુ સાધુને કહું છું કે તમે ખિલાફત માટે સર્વસ્વનો ભોગ આપશો તો તમે હિન્દુ ધર્મનું ભારે રક્ષણ કર્યું કહેવાશે. અત્યારે દરેક હિન્દુનો ધર્મ ઇસ્લામને જોખમમાંથી બચાવવાનો છે. અને જો તેમ કરશો તો ઇશ્વર જ તેમને હિન્દુને મિત્ર ગણતાં શિખવશે, અને હિન્દુ પણ તેને મિત્ર ગણશે. અત્યાર સુધી તો મુસલમાનોએ માન્યું કે હિન્દુને પજવવા, હિન્દુઓએ માન્યું કે ગાયને બચાવવા મુસલમાનોને મારવા. આ ભાવમાં વચ્ચે તટસ્થ અંગ્રેજો ગાયને મારી જતા હતા, તોપણ એને તો બન્નેએ આશીર્વાદ જ આપ્યા. એ રીતે આપણે અત્યાચાર કર્યો.

આ સરકારે ઇસ્લામને દગો દીધો અને પંજાબનું નાક કાપ્યું. પંજાબ તો આપણું શિરઃ આપણા ઋષિમુનિઓ જ્યાં વસ્યા તે એ દેશ. એ દેશના લોકોને એમણે ચાબુક માર્યા, પેટ ચલાવ્યા, એમની સ્ત્રીઓના બુરખા ખેંચ્યા, સાધુઓનાં કપડાંને ધોળી પીળી રંગ્યાં, એક હજાર માણસના પાછળથી ગોળી મારી ખુન કર્યા; એ સરકાર હવે કહે છે એ તમે ભૂલી જાઓ. હજાર માણસની કતલ થઈ તેનો મને જખમ નથી. પણ હારી ઘા લાગે એવું તો એણે બીજું એ કહ્યું કે એ બધામાં હિન્દુસ્તાનનો જ દોષ. પોતે ખરાબ છતાં હિન્દુસ્તાનને જ ખરાબ કહ્યું. પોતે કાંઈ નથી કર્યું; એ તો માત્ર જનરલ ડાયરની સ્હેજ ભૂલ થઈ એમ કહે છે. એને માટે નથી એને પશ્ચાત્તાપ કે નથી માફી માગવાની વૃત્તિ. જ્યાં

સુધી પંજાબને ન્યાય નથી મળ્યો ત્યાં સુધી હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, સર્વેનો ધર્મ છે કે અસહકાર કરવો. મુસલમાન ધર્મમાં પણ એ વસ્તુ છે. તે માટે એમણે 'તર્કે મવાલત' શબ્દ વાપર્યો છે.

એ અસહકાર શાંત છે. એમાં લાકડીનો-છરીઓનો ઉપયોગ નથી; માથાં કાપવાનો નથી; માથાં દેવાનો છે. અંગ્રેજો પ્રત્યે તેમ આપણા પ્રત્યે પણ અહિંસા પાળવાનો એ ધર્મ છે.

ધારાળાનું ક્ષત્રિયપણું

તમે ધારાળા નથી, પણ ઠાકરડા—નહિ ઠાકોર છો તમારે ઠાકોર બનવું હોય તો તમે નાના ચોર ન થઇ શકો. પાટીદાર પણ પોતાને ક્ષત્રિ કહેવડાવે છે, પણ એ ક્ષત્રિ નથી, કારણકે એ ચોરીમાં પોતાનો ભાગ રાખે છે, એ ચોરીનો માલ લે છે. એ ક્ષત્રિપણું ભૂલી ગયા છે. પણ તમે તો ક્ષત્રિ જેવા જ લાગો છો, શસ્ત્ર રાખી ક્ષત્રિપણાનો દેખાવ કરો છો હું તમને કહું છું કે તમે પ્રજાને રંજાડવા સારુ ક્ષત્રિ નથી, પણ તેમનું રક્ષણ કરવા સારુ છો તમે દારૂ પીઓ, પ્રજાને દુભવો, સ્ત્રીઓ પર કુદૃષ્ટિ કરો, કોઇને લૂંટો એ તમારો ધર્મ નથી. એમ કરો તો તમે લંપટ કહેવાઓ. લંપટને ક્ષત્રિ ન કહેવાય હું ધારાળાઓને મારા ભાઈ સમજી તેમની મુલાકાત લેવા આવ્યો છું. હું કહું છું કે કોઇ પાટીદાર લંપટ બને તો તમે એને છોડજો. હું તમારામાંનો જ છું, પાટીદારમાંનો પણ છું એમને ક્ષત્રિ જાણી હું એમની સાથે રહેવા આવ્યો જ્યારે મેં સાંભળ્યું કે એ પાટીદારો લૂંટેલો માલ રાખે છે ત્યારે મને શંકા થઇ કે નામર્દ તો નહિ હોય ? જો તમે પાટીદાર કામ મારફતે સ્વરાજ્યમાં હિસ્સો આપવા ઇચ્છતા હો તો તમે એ કામ ભૂલી જજો.

ધારાળાને સાધુ સુધારે

ધારાળા ઠાકોર ત્યારે જ બનશે કે જ્યારે તે દેશનું રક્ષણ કરતા હશે. સાધુ એ જ કે જે એમનામાં ચાલ્યો જાય, જે એમનો સંગ ન કરવા છતાં પદ્મપત્ર માફક નિર્લેપ રહી એમને સમજાવવા જાય હું સાધુ હોવાનો દાવો નથી કરતો, પણ ગૃહસ્થ હોવા છતાં કહું છું કે જો હું આ કામમાં ન રોકાયો હોત તો હું ભીલોમાં-અને જંગલી જાતોમાં જઇને રહેત, તેમને શુદ્ધ, દયાવાન, બહાદુર, સદાચરણી, સાચાબોલા થવાનો ઉપદેશ આપી એમની પાસે પ્રજાનું રક્ષણ કરાવત.

અહીં અનેક સાધુઓ રહે છે, તેમને હું વીનવીને કહું છું કે જ્યાં સુધી આરો ભેર વર્તે છે ત્યાં સુધી જેમ નિરાળીઆને પણ સ્વયંસેવક થવાનું કહું છું તેમ તમે તમારો અધિકાર ઉપયોગમાં લઇ દેશના આ કામમાં પડી જાઓ લુચ્ચા, ચોર, લંપટના દોષોનું હરણ કરવું એ તમારો ધર્મ છે. એમ ન કરો ત્યાં સુધી તમને સાધુ કહેવડાવવાનો અધિકાર નથી. જો તમે સ્વરાજ્ય ઇચ્છતા હો—એટલે રામરાજ્ય, સત્યયુગ ઇચ્છતા હો, જો તમે ભરતખંડને ધર્મભૂમિ—દેવભૂમિ બનાવવા ઇચ્છતા હો, તો પરદેશી પર અત્યાચાર થતા હોય ત્યાં રક્ષા કરવી એ તમારો ધર્મ છે. તમારી પાસે યમનિયમનાં દિવ્ય શસ્ત્રો છે. એ શસ્ત્રોને યત્કિંચિત તપશ્ચર્યાથી તમે ઓજમાં સાચાં કરી શકો.

તા. ૨૭-૧-૧૯૨૧

આપણે પ્રતિજ્ઞા કરી છે કે આપણે સરકાર પાસે ઈન્સાફ નથી માગવો. રાવણ જો મને મારી જાય તો ઇન્સાફ હું રાવણ પાસે કેમ માગવા જાઉં ? મારે કટિબદ્ધ થવા હિમ્મત મેળવવી. હિમ્મત મને ક્યાંથી મળે ? મારે દયા શીખવી જોઈયે, જ્ઞાન મેળવવું જોઈયે. એ સર્વે એ તમારી પાસેથી જ શીખે. શુદ્ધ ધર્મવાનને હિન્દુ, મુસલમાન, કાણબી દરેક ઓળખશે અને માન આપશે. તમે ધારાળાને શીખવો કે લૂંટફાટ કરવી એ એમનું કામ નથી.

ધારાળાને હું કહું છું કે તમે સાધુને તસ્દી ન આપશો. પાટીદારને કહું છું, તમે ઉત્તેજન ન આપશો. તમે લાકડીએ લડજો. તમે બ્રાહ્મણધર્મ ન પાળી શકો તો ધાડપાડુને મારીને કાઢજો.

એ બન્ને પોતાનો ધર્મ ભૂલે તો હું સાધુઓને કહું છું કે તમે તેમની રક્ષા કરજો, સુધારજો, એમનો મેલ ધોજો: એ કામ કરશો ત્યારે ધર્મની પુનઃ સ્થાપના થશે, ત્યારે જ આપણે હિન્દુસ્તાનને કર્મભૂમિ કહીશું.

હું તો ચાલ્યો જઈશ પણ તમે આ કામ ઉપાડી લેજો. હું તો કહું છું આજે જ બેચાર સાધુ, બેચાર પાટીદાર, બેચાર ધારાળાની એક કમિટી નીમી આ કામ કરાવો—પ્રતિજ્ઞાઓ લેવડાવો. આ કામ કરશું તો સ્વરાજ એક વર્ષમાં મળશે જ. ઇશ્વર તમને પ્રેમ, હિંમત, દયા, સત્ય યજ્ઞ કરવાની શક્તિ અર્પો એવી મારી તેની પ્રત્યે પ્રાર્થના છે.

---

# નોંધ*

## 'ઋષિઓના વંશજો'

આ લેખને હું ખુશીથી નથી છાપતો. બે દિવસના અનુભવથી આ લખાયેલું છે. તેમાં ક્ષણિક આવેશ હોવાનો સંભવ છે. પણ હું પોતે તો રેંટીયાને જે પદવી લેખક આપી છે તે યોગ્ય છે એમ માનું છું, એટલે આ લેખને પ્રગટ કરીને હું મને બાંધી લઉં છું. આશ્રમને સારુ જે અતિશયોક્તિ થઇ હશે તે આશ્રમવાસીઓને સારુ આદર્શ રહે તે ખાતર છાપું છું. તે આદર્શ નહિ સાચવે ત્યાં તેઓને આ લેખ લજ્જિત કરશે. 'તપોવન' નામ એક મિત્રે સુચવેલું. એ નામ તો હજુયે અયોગ્ય માનું છું. સત્યનો આગ્રહ જો આશ્રમમાં રહી શકે તો મને તૃપ્તિ છે, ને દેશને પણ થાય જ એમ મારી અચલિત શ્રદ્ધા છે. તેથી સત્યાગ્રહઆશ્રમ એ જ એક નામ એ આશ્રમ ઝીલી શકે.

---

* 'ઋષિઓના વંશજો' એ લેખ નીચે લખેલી નોંધ

તા. ૩૦-૧-૧૯૨૧

# કેટલાક પ્રશ્નો

ઘણા ચર્ચાપત્રીઓને નિરાશા થતી હશે; કેમકે તેમના પત્રોને પૂરો ન્યાય નથી મળી શકતો. 'નવજીવન'ના વાંચનાર જાણે છે કે 'નવજીવન'મા જે લખાણુ આપવામાં આવે છે તેને વિષે બહુ કાળજી વાપરવામાં આવે છે, તેથી ચર્ચાપત્રોનો ઉપયોગ અવકાશ મળ્યે જ કરાય છે. એવા બે પત્રો અક્ટોબર માસમા લખાયેલા મારી પાસે પડ્યા છે. ત્યાર પછી તો ઘણા લખાણો થઇ ગયા. તેમ એ પત્ર લખનારની શંકાના જવાબ કદાચ તેમને મળ્યા પણુ હોય. છતાં તેમના સવાલોને મેં નકામા નથી ગણ્યા એમ બતાવવા ખાતર પણુ હું તેમને જવાબ દેવા અહીં પ્રયત્ન કરું છું.

## ચલાવવે હળવું અને અસરમાં પ્રચંડ

એક ભાઇ સુરતથી લખે છે:

સ૦—આપ કહો છો કે જો આપને અને અલીભાઇઓને પરહેજ કરે અથવા કંઈ શિક્ષા થાય તો લોકોએ શાન્ત રહેવું. જો તેમ નાહ કરે તો અસહકારને ધક્કો પહોંચશે. આની મને સમજ પડતી નથી. વળી તમારી સાથે તો એક માત્ર નેહરૂ સાહેબ જ છે. ધારો કે તેમને પણુ પકડે તો પછી તમારૂં કામ કોણુ માથે લેશે? આગેવાનોને પકડે તો?

જ૦—મારી સલાહ યોગ્ય જ છે. અસહકારની ચાવી શાન્તિ છે. જો શાન્તિનો ભંગ થાય તો અસહકારીનું બળ ભાગી પડે, કેમકે શાન્તિભંગને અંગે સરકાર ત્રાસ વર્તાવે અને ત્રાસથી અકળાઈ જઇ લોકો દબાઇ જાય. અસહકાર એ ત્રાસનો ભય છોડવાની તાલીમ છે. આપણે હજુ ભયભીત છીયે. જ્યારે ભયરહિત થઇશું ત્યારે ત્રાસ વર્તાવનાર કોઈ હશે નહિં. હવે તો અસહકારમાં એકલા નેહરૂજી છે એમ પણુ કહેવાય એમ નથી. પણુ બધા અસહકારી આગેવાનોને પકડે તોપણ અસહકાર ચાલ્યાં કરે તો જ જીત મળે. અસહકારમાં પ્રજાની સત્તા કેળવાય છે. પ્રજા પોતાના બળ પર ટકી રહે ત્યારે જ સ્વરાજ એટલે પ્રજાસત્તાક રાજ્ય ભોગવે. આપણે સરકારને મદદ નથી દેવી ને તેની મદદ નથી લેવી. એમા કાંઇ મોટું કાર્ય નથી કરવાનું કે આગેવાનની જરૂર હોય. અસહકાર રામબાણુ છતાં બચ્ચાથી પણુ ચલાવાય તેવું શસ્ત્ર છે. ચલાવવે હળવું ને અસરમાં પ્રચંડ એવું એ હથિયાર છે.

આપણે પ્રતિજ્ઞા કરી છે કે આપણે સરકાર પાસે ઈન્સાફ નથી માગવો. રાવણ એ મને મારી નાખે તો ઈન્સાફ હું રાવણ પાસે કેમ માગવા જાઉં? મારે કટિબદ્ધ થવા હિમ્મત મેળવવી. હિમ્મત મને ક્યાંથી મળે? મારે દયા શીખવી જોઈયે, જ્ઞાન મેળવવું જોઈયે. એ સર્વે એ તમારી પાસેથી જ શીખે. શુદ્ધ ધર્મવાનને હિન્દુ, મુસલમાન, કાણબી દરેક ઓળખશે અને માન આપશે. તમે ધારાળાને શીખવો કે લૂંટફાટ કરવી એ એમનું કામ નથી.

ધારાળાને હું કહું છું કે તમે સાધુને તસ્દી ન આપશો. પાટીદારને કહું છું, તમે ઉત્તેજન ન આપશો. તમે લાકડીએ લડજો. તમે બ્રાહ્મણધર્મ ન પાળી શકો તો ધાડપાડુને મારીને કાઢજો.

એ બન્ને પોતાનો ધર્મ ભૂલે તો હું સાધુઓને કહું છું કે તમે તેમની રક્ષા કરજો, સુધારજો, એમનો મેલ ધોજો: એ કામ કરશો ત્યારે ધર્મની પુનઃસ્થાપના થશે, ત્યારે જ આપણે હિન્દુસ્તાનને કર્મભૂમિ કહીશું.

હું તો ચાલ્યો જઈશ. પણ તમે આ કામ ઉપાડી લેજો. હું તો કહું છું આજે જ બેચાર સાધુ, બેચાર પાટીદાર, બેચાર ધારાળાની એક કમિટી નીમી આ કામ કરાવો—પ્રતિજ્ઞાઓ લેવડાવો. આ કામ કરશું તો સ્વરાજ એક વર્ષમાં મળશે જ. ઈશ્વર તમને પ્રેમ, હિંમત, દયા, સત્ય યજ્ઞ કરવાની શક્તિ અર્પો એવી મારી તેની પ્રત્યે પ્રાર્થના છે.

---

# નોંધ*

## 'ઋષિઓના વંશજો'

આ લેખને હું મૂર્ખાથી નથી છાપતો. બે દિવસના અનુભવથી આ લખાયેલું છે, તેમાં ક્ષણિક આવેશ હોવાનો સંભવ છે. પણ હું પોતે તો રેંટીયાને જે પદવી લેખકે આપી છે તે યોગ્ય છે એમ માનું છું, એટલે આ લેખને પ્રગટ કરીને હું મને બાંધી લઉં છું. આશ્રમને સારુ જે અતિશયોક્તિ થઈ હશે તે આશ્રમવાસીઓને સારુ આદર્શ રહે તે ખાતર છાપું છું. તે આદર્શ નહિ સાચવે ત્યાં તેઓને આ લેખ લજ્જિત કરશે. 'તપોવન' નામ એક મિત્રે સૂચવેલું. એ નામ તો હજુયે અયોગ્ય માનું છું. સત્યનો આગ્રહ જો આશ્રમમાં રહી શકે તો મને તૃપ્તિ છે, ને દેશને પણ થાય જ એમ મારી અચલિત શ્રદ્ધા છે. તેથી સત્યાગ્રહઆશ્રમ એ જ એક નામ એ આશ્રમ ઝીલી શકે.

---

* 'ઋષિઓના વંશજો' એ લેખ નીચે લખેલી નોંધ

## હું ડિકટેટર છું ?

સ૦—તમે કહો છો કે તમે આપખુદ ( ડિકટેટર ) નથી. શું તમે કોઇ નેતાનું કહેવું સ્હેજ પણ માન્યું છે ? વિષયવિચારિણી સમિતિમાં પણ આપ ખડક જેવા અચલાયમાન જ રહ્યા એક વાર કહો છો કે અંતરના અવાજ પ્રમાણે ચાલવું, તો પછી તમારા મતને ટેકો આપાવવાને શા માટે આટલું મથન કરી રહ્યા છો ?

જ૦—હું તો અવશ્ય માનું છું કે હું આપખુદ નથી, એટલું જ નહિ પણ મારામાં આપખુદીનો સ્પર્શ સરખોયે નથી; કેમકે મારો ધર્મ જ સેવાધર્મ છે. મેં તો ઘણા નેતાઓનું કહેવું માન્યું છે ને માનતો આવું છુ. વિષયવિચારિણી સમિતિમાં મેં કલકત્તામાં તેમજ નાગપુરમાં ઘણુંયે પડતું મેલ્યું છે. પણ આટલું સાચું છે કે જ્યાં અંતરના અવાજની વાત આવે છે ત્યાં હુ આગ્રહી બનું છું; મને કોઇ ચળાવી નથી શકતું. તેથી મારી ઉપર આપખુદ હોવાનો આરોપ મેલવામાં આવ્યો છે તેને હુ સાંખી રહું છું. આત્માના નાદને જ માનવાનું કહેતા છતાં દલીલો કરી બીજાને મનાવાનો અધિકાર સર્વને હોય છે. આપણામાં આત્માને સૂવાની ટેવ પડી ગઇ છે. તેને વખતોવખત જાગૃત કરવો પડે છે; ને તે જ પુરુષાર્થ છે. એકબીજાની બેડીઓ તોડવામાં સહાય કરવી એ જ સેવા છે.

### લોકોએ વધાવી એટલે મહાસભાએ વધાવી

સ૦—આપે મહાસભા મળ્યા પહેલાં કહેલું કે 'મને મહાસભાની જરાયે દરકાર નથી' તો પછી 'કોંગ્રેસમૅન' હોવાનો દાવો કેમ કરો છો ?

જ૦—મહાસભાની મને દરકાર નથી એવું ધૃષ્ટ વાક્ય મેં કદી ઉચ્ચાર્યું નથી. તેમ 'કૉંગ્રેસમૅન' હોવાનો દાવોયે નથી કર્યો. કૉંગ્રેસ મહાસભા છે. તેનો હું પૂજારી છું. બચપણથી મેં તેને આદર આપ્યો છે, તેથી જ દરેક વેળા મેં ત્યાં હાજરી આપવા મહેનત કરી છે. પણ મહાસભાના ઠરાવને મેં વેદવાક્ય માન્યાં નથી. જ્યાં તેના ઠરાવ મારા અંગત ધર્મના વિરોધી લાગ્યા છે ત્યાં તેની સામે વર્તન કરવાની છૂટ મેં રાખી છે; ને એવી છૂટ સવને હોવી જોઇયે એમ મેં માન્યું છે. એમ કરતા છતાં માણસ મહાસભાનો પૂજારી હોઈ શકે.

સ૦—મહાસભાએ આ ઠરાવ પસાર કર્યો ન હત તો શું આપની ચળવળને એક ટકો પણ ટેકો મળત ? આ વીસ સદીઓ સુધીમાં આ અસહકાર એક મોટામાં મોટો સવાલ છે. અમૃત સમાન 'મૉંટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા' મળ્યા છે તો પછી એક મહાસભા અને પ્રત્યાઘાત

ડિક્ટેટરની માફક આખા હિન્દુસ્તાનને અવળે માર્ગે દોરવવું એ વ્યાજબી છે? માલવીયાજી જેવા પણ કહે છે કે ગાંધીજીની તો અક્કલ ગઇ છે અને હિન્દુસ્તાનને અવળે માર્ગે દોરી રહ્યા છે.

જ૦—આ સવાલમાં બહુ ગેરસમજ જોઉં છું. મહાસભા એ પ્રજાઅવાજનું વાછંત્ર છે. જ્યારે અમુક વસ્તુને પ્રજા ઝીલી લે ત્યારે તે સારી હોય કે ખરાબ, પણ મહાસભા તો તે પાસ કરે જ. હવે અમુક સુધારક કંઇ સુધારો દાખલ કરવા ઇચ્છે છે કે જે લોકોને પ્રિય નથી, તો તે મહાસભાની પાસે પાસ ન કરાવી શકાય એમાં નવાઈ નથી. મહાસભામાં ઠરાવ થયા પહેલાં અસહકારની ચળવળ જોરથી ચાલી રહી હતી, અને તેથી જ મહાસભાએ તેને વધાવી લીધી. મારા તો ઘણાયે વિચારો છે જે હું મહાસભા પાસે પાસ ન કરાવી શકું. કેમકે તે પ્રજાની પાસે પણ હું અંકાવી શક્યો નથી. હું માનું છું કે પુરુષ ઘરભંગ થાય ત્યારે તેણે ફરી પરણવું ન જોઈયે; હું માનુ છું કે આપણે કેવળ નિરામિષ ભોજન કરવું જોઇયે; હું માનું છું કે ગૌશીતળા કઢાવવામા દોષ છે; હું માનું છું કે આપણા શૌચાદિના રિવાજોમાં કેટલાક એવા ખરાબ રિવાજો છે કે જેથી રોગો પેદા થાય છે. પણ આ બધી બાબતોમાં હું પ્રજામતને હજુ મારા પક્ષમાં કેળવી નથી શક્યો; તેથી તેવો ઠરાવ મહાસભામાં પણ પસાર ન કરાવી શકું. તેમ છતાં પ્રસંગોપાત મારા તે વિચારો પણ લોકો આગળ મુકતાં હું અચકાતો નથી. મૉંટેગ્યુ સુધારા અમૃત સમાન છે એમ જો હિન્દે ગણ્યુ હત તો મારૂં આપખુદીપણું મારા ખીસામાં જ રહી જાત. પ્રજાને ગમતી વસ્તુને મેં એક વ્યાવહારિક રૂપ આપ્યું છે તેથી જ મારા સંદેશાને પ્રજાએ વધાવી લીધો છે એમ મારૂં માનવું છે. હું પ્રજાને અવળે માર્ગે નથી દોરી જતો, પણ પ્રજા જે માર્ગે જાય છે તે અવળો હોય તો હું પણ ભૂલમાં પડી તે માર્ગે તણાયો છું. એમ હશે તો મારી કાર્યદક્ષતા ઓછી ગણાશે. હું તો માનું છું કે પ્રજા સીધે માર્ગે જ ચાલી રહી છે, અને પ્રજા ઘણા વેગથી આગળ વધી છે. માલવીયાજી માનતા જ નથી કે હું પ્રજાને અવળે માર્ગે દોરી રહ્યો છું. અમારી વચ્ચે થોડો મતભેદ છે ખરો, પણ તેઓ અસહકારના પૂજારી છે ને માને છે કે પ્રજા આગળ વધી રહી છે.

### નવું રાજ્યતંત્ર હું નહિ ચલાવું, પ્રજા ચલાવશે

સ૦—સ્વરાજ્ય મળ્યા પછી લો. મા. તિલકે કહ્યું હતું તેમ તમે હિમાલયની તળેટીમાં વાસો કરો તો પછી નવા રાજ્યતંત્રનું શું? તેને કોણ ચલાવશે? સગા ભાઇઓને નથી બનતું તો કરોડોનું શું પૂછવું?

જ૦—આ સવાલમાં પણ ભૂલ છે. લોકમાન્યે મારા હિમાલય જવા વિષેનું કંઇ કહ્યું જ નથી. સ્વરાજ્ય મળ્યે મેં હિમાલય જવાનું ધાર્યું નથી. પણ નવું રાજ્યતંત્ર હું ચલાવવાનો નથી એ ચોક્કસ છે. તે તંત્ર તો પ્રજા જ ચલાવશે. પ્રજામાં જ્યાં સુધી એટલો આત્મવિશ્વાસ નહિ આવે ત્યાં સુધી સ્વરાજ્ય મળે પણ શાનું ?

## 'પૉલિટિક્સ' અને ધર્મ

સ૦—મિ. એન. વી. શર્માના કહેવા પ્રમાણે આપ પૉલિટિક્સમાં ધર્મની મેળવણી નથી કરી દેતા ? પૉલિટિક્સ મહાત્માઓને સારું હોઇ શકે ? શું આપે આફ્રિકામાં ને ખેડામાં થોડાને સારુ વિજય મેળવ્યો તેથી કરોડો માટે પણ મેળવી શકશો ? ધર્મ અને રાજકારણ

જ૦—હું અવશ્ય ધર્મનું મિશ્રણ રાજ્યપ્રકરણી વિષયોમાં કરું છું. દુનિયાની એક પણ ક્રિયા ધર્મરહિત ન હોવી જોઇયે એમ મારી અલ્પમતિ છે 'મહાત્મા'ને સારુ શું ન હોઇ શકે એ સવાલ છે. જો તે સર્વ દુઃખોમાં ભાગ ન લે તો મહાત્મા શાનો ? મારાથી બધાં દુઃખોમાં ભાગ નથી લેવાતો, તેથી હું 'મહાત્મા' હોવાનો દાવો નથી કરતો. પણ મહાત્મા થવાનો પ્રયત્ન આપણે બધા કરીયે તેમાં અવિવેક નથી. આપણા રાજ્યપ્રકરણમાં આપણે ધર્મનીતિને દાખલ ન કર્યાં તેથી તો સ્વરાજ્ય મળતાં આટલો વખત લાગ્યો. જેવું એક તેવું અનેક એ કાયદો છે. જે ધોરણે ખેડામાં લડી શકાયું તે જ ધોરણે ભારતવર્ષમાં લડી શકાય, ને જીત પણ મળે.

સ૦—અમદાવાદમાં આપે કહેલું કે એક માણસ પણ સંપૂર્ણ અસહકાર કરે તો તેની અસર થાય ને સ્વરાજ્ય મળે. શું આ બરોબર છે ? જગતના સુધારકો

જ૦—મારી ખાત્રી છે કે બરોબર સંપૂર્ણતાને પામેલો તો એક અસહકારી પણ બસ થાય. પણ મારા જેવા પ્રયત્નવાનની અસર પણ હું ઘણી સમજું છું. જગતના બધા સુધારાનું મૂળ એક જ વ્યક્તિ નાખે છે.

## પોતાના કાળની પૂર્વે કોઇ જન્મતું નથી·

સ૦—જેમ લોકમાન્ય હતા તેમ તમે પણ શું તમારા કાળની પૂર્વે નથી આવ્યા?

જ૦—કોઇ પોતાના કાળની પૂર્વે આવતું નથી ને જતુંયે નથી. પણ દુનિયાના બધા સુધારકોને વિષે એવો આભાસ આવ્યાં કરે છે. એક ધોરણે ચાલ્યા આવતા આપણને જ્યારે બીજું ધોરણ કોઇ બતાવે છે ત્યારે પ્રથમ તો આઘાત પહોંચે જ છે.

## મુસલમાનોને મેં નથી જગાડ્યા

સ૦—મુસલમાનોને ખિલાફતનું કંઇ જ લાગતું નથી. તમે જ ઘાંચીઘોંચીને તેમને જગાડ્યા છે. શું મુસલમાનો ધારાસભાના ઉમેદવાર નથી થયા ? મિ. શફી વાઇસરૉયના કારભારી મંડળમાં નથી ? શું ધનવાન ને ભણેલા મુસલમાન તમારી ચળવળમાં ભાગ લે છે ?

જ૦—મેં મુસલમાનોને જગાડ્યા છે એવો દાવો મારાથી થાય જ નહિ. તેઓને જગાડનાર તો અલી ભાઇઓ છે. મેં તો મારો ધર્મ જાણી તેમને મારી મદદ આપી છે. ભણેલા આદિ મુસલમાનો પોતાનું ભાન ભૂલ્યા છે એ નવાઇની વાત નથી. એ આ જમાનાની તાસીર છે. આમ મુસલમાનો અલી ભાઇઓની સાથે જ છે. મિ. શફી વગેરે જેવા મુસલમાન અને હિન્દુ મૂર્છિત દશામાં ન હોય તો આજે આપણને આટલો વિલંબ થાય છે તે પણ ન થાત.

## સારા કામમાં કદી નિષ્ફળતા નથી

સ૦—શું તમારી ચળવળ અવ્યાવહારિક અથવા અશક્ય નથી ? તમે મદ્રાસમાં કહ્યું હતું કે જો સંતોષકારક જવાબ ન મળે તો ચળવળ નિષ્ફળ પણ જાય. તો પછી જેઓએ તમને ટેકો આપ્યો છે તેમનું શું ? આખા હિન્દુસ્તાનની કેવી અવનતિ ! સત્યાગ્રહની માફક આ ચળવળને પણ અધવચથી પ્રણામ કરો ને તમારા કહેવા મુજબ હિમાલયમાં વાસ કરો તો ?

જ૦—ચળવળ અવ્યાવહારિક નથી એમ દિવસે દિવસે સિદ્ધ થતું જાય છે. સીધો રસ્તો કદાચ પ્રથમ અગમ્ય લાગે તોપણ અવ્યાવહારિક તો નથી જ. સત્યના જેવો દુનિયામાં બીજો વ્યાવહારિક પદાર્થ નથી. સીધી લીટીના જેવી ટુંકી લીટી બીજી જગતમાં કોઇ દોરી શકયું જ નથી. મદ્રાસનું ભાષણ આખું વાંચવું જોઇએ. ટાંકેલા વાક્યનો અર્થ એટલો જ કે જો પૂરો ઉત્તર ન મળે તો ચળવળ નિષ્ફળ ગયાનો આભાસ પ્રજાને આવે. પણ સારા કામમાં નિષ્ફળતા હોતી જ નથી. કાર્ય પ્રમાણે ફળ મળ્યાં જ કરે છે. પણ એક માણસ કરે તેનું ફળ પ્રજા ન જોઇ શકે એ સંભાવન છે. પ્રજા જોઇ શકે તેવું ફળ મેળવવા સારૂ અનેકે તે કાર્ય કરેલું હોવું જોઇએ. બાકી જેણે કર્યું છે તેણે તો પૂરૂં ફળ મેળવ્યું જ છે. જેઓએ અભ્યાસ છોડ્યો છે, વકીલાત છોડી છે, તેઓને પુણ્યફળ મળા ચુકયું છે. ચળવળનું ગમે તે થાઓ, તેથી છોડનારને કંઇ હાનિ થવાની ? તેઓને છોડ્યાનો પશ્ચાત્તાપ

થાય તો દુઃખ ખઈ. તેથી જ હું કહી રહ્યો છું કે ત્યાગ વૈરાગ વિના નહિ ટકે. જેઓ આ સરકારથી તદ્દન ન થાક્યા હોય તેને અસહકાર કરવાની સલાહ મેં આપી જ નથી. આ ચળવળ ધર્મ છે કેમકે તે એકે પણ કરવા યોગ્ય છે. પુણ્યકર્મ કરતાં નથી રોકાવાની કે નથી સાથી શોધવાની જરૂર; પાપકર્મ કરતાં પહેલાં હજાર જોયીને પૂછવું ને હજારો સાથીને શોધવા. સમય અને સાથી મળી રહે તોપણ અટકવું. અસહકારથી જેમ વ્યક્તિને કશો ગેરલાભ થવાનો નથી તેમ હિન્દુસ્તાનનું પણ સમજવું. સત્યાગ્રહને મેં અધવચથી છોડયો જ નથી. તેણે બીજું રૂપ પકડયું. કાયદાના સવિનય ભંગ રૂપે ચલાવનાં લોકો નહોતા શીખ્યા તેથી તે રૂપે સત્યાગ્રહ બંધ રહ્યો. તેથી હિન્દુસ્તાનને પારાવાર લાભ થયો છે એમ હું માનું છું. મારી ખાત્રી છે કે કાયદાના સવિનય ભંગને રોકીને મેં સત્યાગ્રહના મારા જ્ઞાનને સિદ્ધ કર્યું, મારી સત્યાગ્રહના નાયક તરીકેની લાયકાત બતાવી. મેં કાયદાનો ભંગ રોકયો તેથી જ સર માઇકલ ઓડવાયરે પંજાબને પછાડવાનો નિશ્ચય કર્યો છતાં તે થયું. તેવું જ મારા હિમાલય જવા વિષે સમજવું. મારી દૃઢ માન્યતા છે કે પશ્ચિમનો પશુન્યાય હિન્દુસ્તાનને નહિ ભાવે—નહિ સદે. છતાં ધારો કે હિન્દુસ્તાને તે ગ્રહણ કર્યો. પછી હિન્દુસ્તાનમાં મારૂં રહેવું હું નિરર્થક સમજું. તે વેળાએ હિમાલયનો એકાન્તવાસ મને સ્વર્ગીય લાગે. પશુબળનો પ્રયોગ કરવામાં હિન્દુસ્તાનને મારો ઉપયોગ નિરર્થક થાય. હિન્દુસ્તાન પણ તેવે સમયે મને આશીર્વાદ આપીને હિમાલય તરફ વળાવે.

સત્યાગ્રહ કેમ રોકયો?

## આદર્શ રાજ્ય અકલ્પનીય નથી ?

સ૦—આપે 'નવજીવન'માં લખ્યું છે કે ખરેખરો બ્રહ્મચારી કલ્પનામાં જ હોય. તે જ પ્રમાણે આદર્શ રાજ્યનું પણ શું ન કહેવાય? શું એવું રાજ્ય અગાઉ કદી હતું? કે ભવિષ્યમાં થશે ?

આદર્શોની અપ્રાપ્યતા

જ૦—આદર્શોનો સંપૂર્ણ અમલ થયે તે આદર્શ મટે છે. છતાં આપણે આદર્શને અવલંબીને ચાલવું ઘટે. નહિ તો આપણે ગોથાં ખાઇશું. આદર્શ સીધી લીટી, આદર્શ કાટખુણો, કલ્પનામાં જ રહે છે. છતાં તે આદર્શ લીટી અને કાટખુણા વિના કડીયો એક પણ મકાન નાચણી શકત. તેમજ આદર્શ સ્વરાજ્યનું—આદર્શ સાધનોને ધ્યાનમાં રાખતાં ને તેનો અમલ કરતા આપણે વહેલામાં વહેલા યોગ્ય સ્વરાજ્ય મેળવશું.

× × × × ×

સુરતનિવાસીની પ્રશ્નાવલી પૂરી થઇ. તેણે પોતાનો કાગળ મધુર પ્રસ્તાવનાથી શરૂ કરેલો છે. પ્રશ્નોમાં ભાષાની સખ્તી કયાંક કયાંક જોવામાં આવશે, પણ પ્રશ્નો વિનયપૂર્વક પૂછાયા છે એમ મારી માન્યતા છે. પૂછનારે પોતાનું નામઠામ પણ આપ્યાં છે. તેનાં છેવટનાં વાકયોમાંથી ત્રણ ટાકું છું: "જેમ પિતા પુત્રના અપરાધને ક્ષમા આપે તેમ આપ મારે વિષે પણ સમજી લેજો. જેમ નિશાળમાં મહેતાજીઓ કહે છે કે મુશ્કેલીઓ હોય તો વારંવાર પૂછજો તેમ જ હાલમાં આવા પ્રશ્નો વિદ્યાર્થી તરીકે અમારે તમને પૂછવા રહ્યા છે. જો પ્રશ્નો ભૂલ ભર્યા કે અપમાનભર્યા લાગે તો કાગળ તુરત ફાડી નાંખશો."

## વિદ્યાર્થીઓની વર્તણુક

બીજો કાગળ અમદાવાદના એક જાણીતા લેખકનો છે. તેમણે તે 'સ્વદેશી' ઉપનામથી લખ્યો છે. તેમાં પાચ પ્રશ્નોની ચર્ચા છે. એકમાં વિદ્યાર્થીઓને મેં આપેલી સલાહ વિષે વિવેચન છે. એ પ્રશ્ન એટલો બધો છણાયો છે કે હવે તેમાંથી કંઇ વિશેષ નીકળે એમ નથી, તેથી છોડી દઉં છું. હું એટલું જ કહીશ કે વિદ્યાર્થીઓને મેં જે સલાહ આપી છે તેથી તેઓ ઉદ્ધત ને સ્વચ્છન્દી નથી બન્યા. તેઓ પીંજરામાં પૂરાયા હતા; પીંજરામાથી નીકળેલું પક્ષી થોડા ચાળા કરે જ. એથી તેની ઉપર કટાક્ષ કરવાપણું ન હોય. બહાર નીકળી પડેલા વિદ્યાર્થીઓના સમુદાયને જેટલો હું ઓળખું છું તેટલો કોઇ બીજો ભાગ્યે જ ઓળખતો હોય. તેઓએ વિનય નથી છોડયો. તેઓ પોતાના આત્માની સાથે, જનસમાજની સાથે, તેમના વડીલોની સાથે ઝૂઝી રહ્યા છે, અને તરણુ વયના જુવાનોની પાસેથી જેટલી આશા રાખી શકાય તેટલી તેઓ ફળીભૂત કરી રહ્યા છે. અસહકારમા અવિનય હોય જ નહિ. આ ભાઇ લખે છે કે માણસો પ્રકૃતિવશ રહીને વર્તે છે, એ ખરૂં જ છે, પણ માણસનામાં બે સ્વભાવો રહ્યા છે. એક 'અહરીમાન'નો ને બીજો 'ઓરમઝદ'નો; એક 'રાક્ષસ'નો ને બીજો 'મનુષ્ય'નો; એક સત્યનો ને બીજો અસત્યનો. સત્ય ઉપર જ ભાર દેવો, ઓરમઝદ તરફ જ તેનું ધ્યાન રાખવું, કાલે પશુ હતો પણ હવે મનુષ્ય રૂપે—મનુષ્ય જ—છે એમ નિરંતર કહ્યા કરવું, એમાં તેની ઉપર આઘાત નથી થતો, એવો મારો ખાસ અનુભવ છે.

બીજો પ્રશ્ન ખાનગી શાળાઓના શિક્ષકોને મેં તેમના કરાર તોડવાની સલાહ આપ્યાનું તેમણે સાંભળેલું તે વિષે છે. એવી સલાહ મેં કોઇને આપી જ નથી.

## અવિવેકી અસહકારી

ત્રીજું વિવેચન કોઈ કહેવાતા અસહકારીએ ધારાસભાના ઉમેદવારને 'ગધેડાનો સરદાર' કહેલો તે વિષે છે. મને લખતાં ખેદ થાય છે કે આવાં અવિવેકી વિશેષણો વાપરનારા અસહકારી પડ્યા છે. પણ એ વારસો ઘણા કાળનો ઉતર્યો છે એટલે પ્રયત્ને કરીને જ એ ટેવ જશે. ઘણા અસહકારીઓ પોતાની ભાષા ઉપર, પોતાના વિચારો ઉપર કાબુ મેળવી રહ્યા છે એમ હું જાણું છું. લખનાર એમ માને છે કે એમ બોલવાની પણ પ્રકૃતિ પડી ગઈ છે; તેની સામે થવાનો મારો પ્રયત્ન નિરર્થક જવાનો સંભવ છે. મારો ત્રીસ વર્ષનો અનુભવ મને જુદું જ શીખવે છે.

અવિવેકી અસહકારી

## ખિલાફતમાં કેમ મચ્યો છું ?

ચોથો પ્રશ્ન મહત્ત્વનો છે. એ ભાઈ લખે છે: "આપને ખિલાફતને વાસ્તે આટલું બધું લાગે છે એ સમજાતું જ નથી, અમારી ખાત્રી થઈ છે કે ખિલાફત ફક્ત 'પોલિટિકલ વેપન' ( રાજ્યપ્રકરણી હથિયાર ) છે. ઇતિહાસની તવારીખ તપાસતા, ઘણા ત્યાગ કર્યા છતા હિન્દુમુસલમાન એક રહે નહિ એમ જ લાગે છે. થાય અને ચાલુ રહે તો ઐક્ય ઇચ્છિવા યોગ્ય છે. પણ સ્વાર્થ અર્થે ન ચાલુ રહે તેમ લાગે છે. મારા જેવા ઘણાનું આવું માનવું છે. આથી ખિલાફતમાં આપને એટલું કેમ લાગે છે તે એક લેખ દ્વારા આપ જણાવશો તો અમારા જેવા આપના આભારી થઈશું."

ખિલાફતમાં કેમ મચ્યો છું ?

આ પ્રશ્ન મેં વાતોમા ને લખાણોમાં ચર્ચ્યો છે. પણ તે એટલો બધો અગત્યનો છે કે તેની ચર્ચા જેટલી થાય એટલી ઓછી ગણી અહીં કરી નાખું છું. ખિલાફતના પ્રશ્નને હું સર્વોપરી સ્થાન આપું છું. અસહકારનું શસ્ત્ર મને એ જ રૂપે ખિલાફતનો પ્રશ્ન વિચારતાં જ જડયું. તે વિષે મને બહુ લાગી આવ્યુ છે, કેમકે હું ચુસ્ત હિન્દુ છું. જો સાત કરોડ મુસલમાનોથી મારા ધર્મને હું સુરક્ષિત રાખવા માગું તો મારે તેમના ધર્મને બચાવવા સારુ મરણપથારીએ સૂવા પણ તૈયાર રહેવું જોઈયે. તેમજ સર્વ હિન્દુને માટે પણ જ્યા સુધી હિન્દુમુસલમાન એકદિલ ન થાય ત્યા સુધી સ્વરાજ્ય અર્થ વિનાનો આદર્શ છે; ત્યાં સુધી ગૌરક્ષા અસંભવિત છે. સ્વાર્થ સર્યે મુસલમાન દગો દેશે એમ હું માનતો નથી. જેઓ ધર્મને માને છે તે દગો દેતા નથી. હિન્દુઓએ ઘણો ત્યાગ કર્યા છતા તે ફળ્યો નથી એવો ઐતિહાસિક દાખલો મેં એક પણ નથી જાણ્યો. આજ લગી જે થયું

છે તે તો વાણીઆનું સાટું થયેલું છે. આજના વ્યવહારમાં સાટાને અવકાશ જ નથી. હિન્દુ પોતાનો ધર્મ સમજી મુસલમાનને મદદ કરે ને ફળની આશા ઇશ્વરથી રાખે. મુસલમાનોની પાસેથી કંઈ જ ન માગે. ગૌરક્ષાની વાત અલી ભાઈઓની સાથે હું ભાગ્યે જ કરું છું. મૌલાના અબદુલ બારી સાહેબની સાથેનો સંવાદ હું પ્રગટ કરી ચુક્યો છું. છતાં તેઓ જાણે છે કે મેં એ છૂપાવ્યું નથી કે મુસલમાનોને સારૂ મરીને પણ તેઓનાં હૃદય પીગળાવવાની હું આશા રાખું છું. મારી દૃઢ માન્યતા છે કે સારાનું ફળ ઇશ્વર આપે જ છે. મારી યાચના ઇશ્વર પાસે છે. મુસલમાન ભાઈઓને તો હું વિનામૂલે વેચાયો છું ને પ્રત્યેક હિન્દુને તેમ કરવા કહી રહ્યો છું. આમાં દાવપેચ નથી, ખુલી વાત છે. જો મુસલમાન ભાઈઓનો કેસ નબળો હત તો હું તેમને સારૂ મરવા તૈયાર ન થાત. તેમનો કેસ તદ્દન સાચો જાણ્યા છતા હું શકથી કે બીકથી અળગો રહું તો મારૂં હિન્દુત્વ લાજે, મારો પરોશીધર્મ જાય.

ખિલાફત એ રાજ્યપ્રકરણી હથિયાર નથી એમ હું જાણું છું. ખિલાફતનો બચાવ કરવો એ સવ મુસલમાનની ફરજ છે. હિન્દુ તેને ધર્મ ન માને એ વાત જુદી છે. ગાયને બચાવવી એ કંઈ મુસલમાન ધર્મરૂપે ન માને. પણ સર્વ મુસલમાન જાણે છે કે હિન્દુઓનો તે ધર્મ જ છે. તેમ સર્વ હિન્દુએ જાણવું જોઇયે કે ખિલાફતનો બચાવ કરવો એ મુસલમાનનો ધર્મ છે. અલી ભાઈઓની ધર્મપરાયણતા વિષે મને બારે માન છે. કેવળ રાજ્યપ્રકરણી લાભ મેળવવાને ખાતર તેઓ ફકીરી ન લે. પણ ખિલાફતને બચાવતાં ઇસ્લામની સત્તા અવશ્ય વધે. તેથી રાચવુ એમા કશું ગુન્હો નથી. મુસલમાન રાજી થાય જ; અને જો હિન્દુ ધર્મની જાગૃતિ ને ઉન્નતિથી ઇતરધર્મીઓએ રાજી થવું જોઇયે એમ આપણે માનીયે તો ઇસ્લામની ઉન્નતિથી આપણે હિન્દુઓએ પણ રાજી થવું જોઇયે.

ગુરુ નાનકે અને કબીરે હિન્દુમુસલમાન બન્નેને એક કરવાનો પ્રયત્ન કર્યો હતો તે ઇતિહાસ કોઈ અહીં રજુ નહિ કરે એવી હું આશા રાખું છું; કેમકે આજનો પ્રયત્ન ધર્મના એકતા કરવાનો નથી, પણ ધર્મની ભિન્નતા છતાં દિલની એકતા કરવાનો છે. ગુરુ નાનક આદિનો પ્રયત્ન ધર્મમા એકતા બનાવીને બન્નેને એક બનાવવાનો હતો. આજનો પ્રયત્ન તિતિક્ષાનો છે. સનાતની હિન્દુ ચુસ્ત રહે અને છતાં ચુસ્ત મુસલમાનને માન આપે, તેની સાચા દિલથી ઉન્નતિ ઇચ્છે, એ પ્રયત્ન છે. આ પ્રયત્ન નવો જ છે, પણ હિન્દુ ધર્મના મૂળમા રહેલી એ ભાવના છે.

આ પ્રયત્નને અંતે પણ માની લો કે મુસલમાન ભાઈઓ દગો દે. એક વાત તો એ છે કે બન્નેનો સ્વાર્થ સદાકાળને સારુ ઐક્ય જાળવવામાં જ સમાયેલો રહેશે. પણ એમ કહો કે ખિલાફત રૂપી વિશેષ અર્થ સર્યે મુસલમાન હિન્દુનો વિરોધ કરવા મંડી જાય. આ બીકથી આજે તટસ્થ રહીએ તો તેમાં આપણે અંગ્રેજી રાજ્યની ગુલામી નભાવવા ઉપરાંત શો અર્થ સાધી શકીએ? અત્યારના પ્રયત્ને ધારો કે ખિલાફતનો બચાવ થયો, સ્વરાજ મળ્યું ને પછી મુસલમાનોએ દગો દીધો; તોયે શું? બાવીસ કરોડ હિન્દુને મુસલમાન હંફાવશે? તેમનું આત્મબળ, તેમની તપશ્ચર્યા, તેમનો આજે કરેલો યજ્ઞ, તેમને કંઈ જ સહાય નહિ આપે? પણ મુસલમાનો તો બહારથી બીજાને લાવીને આપણી માથે લડે તો? હોય. તેથી પણ મર્દ કેમ ડરે? આજનો પ્રયત્ન સ્વાવલંબી—સ્વતન્ત્ર બનવાનો છે. એક હોય તોપણ છાતી ખુલ્લી મૂકી અનેકની સામે ઊભો રહે ને જ્યાં પગ મૂક્યો હોય ત્યાંથી ન ખસે. આવું પશુઓ પણ સમય આવ્યે કરે છે. આવું આરબનાં બાળકો કરે છે. આવું કરતા ડચ બાળકોને મેં જાણ્યા છે. એ કંઈ દૈવી શક્તિ નથી. એ તો સામાન્ય મનુષ્યને મળેલી વસ્તુ હોય છે. એવી શક્તિવાળા ઘણા હિન્દી ન હોય ત્યાં સુધી હિન્દુસ્તાન સ્વતન્ત્ર ન બને. પ્રતાપના સમયના ક્ષત્રિયોમાં એ ધૈર્ય હતું. ક્ષત્રિય એટલે મારનાર નહિ; ક્ષત્રિય એટલે મરી જાણનાર. ગીતાની વ્યાખ્યા પ્રમાણે ક્ષત્રિય એ કે જે ભાગે નહિ, પીઠ બતાવે નહિ. હિન્દુમુસલમાનની આજની એકતામાં સાટાની વાત જ નથી. આપણા સહીઆરાનું ખતપત્ર આપણી એકબીજાની ખાનદાની છે. એ અવેજ વિનાની દોસ્તી છે. એ બન્નેને સારુ એકપક્ષી કરાર છે. તે જ સ્વેચ્છાએ થયેલું સહીઆરું કહેવાય. તે એકનું તોડ્યું તૂટ્યું જ નથી, ને તૂટે પણ છે. કાયદો તેના તોડનારને બાંધે નહિ. પણ પ્રેમ એવા તોડનારને પણ ખેંચી રાખે.

મુસલમાનો દગો દે તો

'કાચે રે તાંતણે મને હરજીએ બાંધી
જેમ તાણે તેમ તેમની રે,
મને લાગી કટારી પ્રેમની.'

એમ મીરાંએ ગાયું ને કરી બતાવ્યું. એ જ તાંતણો મુસલમાનમાત્રને બાંધવા ને ગાયને છોડાવવા બસ છે પણ બીજા ભગતે આપણને પ્રેમની શરતો પણ જણાવી છે:

'ભગતી શીશ તણું સાટું,
આગળ વસમા છે વાટું.'

પ્રેમની પરીક્ષા અસિધારા પર ચાલવું એ છે. હિન્દુ જો પોતાના ધર્મની રક્ષા કરવા ઇચ્છે તો અસિધારા પર ચાલી જુએ.

પ્રેમનું બંધન અને શરતો

પાંચમો પ્રશ્ન મજકુર ભાઇએ આમ ઉઠાવ્યો છેઃ "પંજાબ ને ખિલાફતની બાબતમાં માલવીયાજી તથા શાસ્ત્રીજીને આપના જેટલું લાગતું નથી એમ માનવામાં આપની ભયંકર ભૂલ થાય છે." આટલું કહીને આ ભાઇએ થોડી દલીલો આપી છે. આમાં તેઓએ એમ માની લીધું છે કે મેં આ બન્ને પ્રૌઢ નેતાઓ પર આક્ષેપો કર્યા છે. હું ખાત્રી આપું છું કે એવું કંઇ છે જ નહિ, બન્ને પ્રત્યે મારું માન જે હતું તે જ કાયમ છે. તેઓનો મારા પ્રત્યેનો પ્રેમ પણ તેવો જ કાયમ છે. મેં તો માત્ર વસ્તુસ્થિતિ વર્ણવવામા એ મિત્ર જેમની સાથે મને ગાઢ સંબંધ છે તેમના દાખલા આપી દીધા છે. ખિલાફત અને પંજાબને વિષે હું અધીરો થઈ મારું સર્વસ્વ હોમવા તૈયાર થયો છું. આ બન્ને નેતાઓ એ બન્ને અપમાનને સાંખી રહેવા તૈયાર છે. તેને વ્યવહારન્યાય કહો તોપણ ચિન્તા નથી. મારે મન આચાર એ માણસની લાગણીનું માપ છે. મને વધારે લાગણી છે એમ કહી હું વધારે માન ખાટવા ઇચ્છતો નથી, તેમ માલવીયાજી અથવા શાસ્ત્રીજીને ઓછી છે એમ કહી તેમને લેશમાત્ર હીણવવા પણ ઇચ્છતો નથી.

---

તા. ૩–૨–૧૯૨૧

## § 'એક ડગલું બસ થાય'

ભલા મિ. સ્ટોક્સ આજે કેટલાંક વરસ થયાં હિમાલયના પહાડી પ્રદેશમાં વસનાગ એક ધાર્મિક ખ્રિસ્તી છે. અસહકારની પ્રવૃત્તિનો તેઓ લક્ષપૂર્વક અભ્યાસ કરી રહ્યા છે. થોડા વખત ઉપર કલકત્તાનાં છાપાંઓમાં તેમણે અસહકાર વિષે ત્રણ લેખો લખ્યા છે. અસહકાર નૈતિક શસ્ત્ર તરીકે તેમને માન્ય છે, પણ એવી પ્રવૃત્તિ સંપૂર્ણ રીતે જતેહમંદ નીવડે તો અંગ્રેજોને હિન્દુસ્તાન ખાલી કરવું પડે અને એવું થવા વખત આવે તો હિન્દુસ્તાનની શી ગત થાય એ ચિન્તા એમને બારે વ્યાકુળ કરી મુકે છે. તેવો વિચાર આવતાંની સાથે જ એમની આંખ સામે હિન્દની સરહદ ઉપર અફઘાનોનાં ધાડાં ચડી આવતાં અને ઉત્તરની બાજુએથી નેપાળી ગુરખાઓના ટોળાં હિન્દને લૂંટતાં, રંજાડતા તરવરવા માંડે છે. હું તો આ બધી કાલ્પનિક ચિન્તાઓના જવાબમાં કાર્ડિનલ ન્યૂમનની પેઠે એટલું જ કહી સંતોષ માનું કે

'દૂર દેશ જોવા લોભ લગીર ન,

'એક ડગલું બસ થાય—'

મારે એક ડગલું બસ થાય'.

ઈશ્વર પર શ્રદ્ધા

અસહકારની પ્રવૃત્તિ ધાર્મિક પાયા ઉપર ખડી થયેલી છે. ઈશ્વરથી ડરીને ચાલનારા માણસમાત્રનો સર્વોપરી ધર્મ એટલો જ છે કે પાપથી નાસીને દૂર જવું. એમાં પરિણામનો વિચાર બિલકુલ આડે આવવા જ ન દેવો જોઈયે. સત્કાર્યનું ફળ હમેશાં શુભ જ આવે, બીજું આવી શકે જ નહિ, એવી એને અચલિત શ્રદ્ધા હોય. એ જ મારે મન ગીતાના નિષ્કામકર્મવાદનો પણ મર્મ છે. ઈશ્વર માણસને ભવિષ્યમાં ડોકાઈ કરી જોવા નથી દેતો. એણે તો સત્યને જ શ્રદ્ધાપૂર્વક અનુસર્યા કરવું રહ્યું; પછી એવા અનુસરણમાં જીવનું જોખમ પણ ભલે હોય. એ જાણે છે કે એ સ્વધર્મના માર્ગમાં મરણ પણ શ્રેયસ્કર છે. સેતાનને વેચાઈને જીવવા કરતાં ઈશ્વરને માર્ગે મરણ હજાર દરજ્જે બહેતર છે. માટે જે જે કોઈ માને છે કે આ સરકાર સેતાનના પંથની પ્રતિનિધિ છે તેને માટે એ સરકારનો સંગ તજી અળગા થવા સિવાય બીજો રસ્તો નથી.

પરદેશી ચડાઈનો ભય

છતાં વાદને ખાતર ઘડીભર માની લઈયે કે અંગ્રેજો હિન્દુસ્તાન તજી ગયા અને હિન્દુસ્તાનમાં અશુભમાં અશુભ સ્થિતિ ઉભી થઈ. એ દશામાં પઠાણોએ કે ગુરખાઓએ હિન્દ પર ચડાઈ કરી અગર લૂંટફાટ કરી એમ માનીયે તોયે શું એ એટલી કલ્પના બહારની અજુગ વસ્તુ છે? મારે હિસાબે તો અત્યારે સરકાર હિન્દુસ્તાનનો જે શારીરિક અને નૈતિક શક્તિપાત અહોરાત્ર કરી રહી છે તેને મુકાબલે એ સ્થિતિમાં પઠાણો કે ગુરખાઓના એવા ચાર દહાડાનાં ધીંગાણાંની સામે થવા આપણે અવશ્ય વધુ સમર્થ હોઈશું. મિ. સ્ટોક્સ શરીરબળનો નિષેધ માનતા જણાતા નથી. એ હિસાબે તો એક થયેલા હિન્દના રજપૂતો, શીખો અને મુસલમાન ગોદ્ધાઓના સામટા બળને એક દિશાનાં કે ચારેમેરથી પણ ચડી આવનારાં લૂંટારૂઓના ધાડાઓ સામે સફળતાપૂર્વક થઈ શકવા પૂરતું શ્રેય જરૂર આપી શકાય. છતા એથીયે અશુભ કલ્પી લઈયે, અશુભમાં અશુભ કલ્પીયે કે જાપાન બંગાળના ઉપસાગરમાંથી આવી લાગે, ગુરખાઓ ઉત્તરમાંથી ઉતરી પડે અને પઠાણોનાં ધાડા વાયવ્ય સરહદો પરથી ચડી આવે. એ સ્થિતિમાં પણ કાં તો અમે તેમને મારી હઠાવશું અને નાહ હાંકી મુકી શકીયે તો તેમની જોડે શરતો કરી લઈશું અને વહેલામાં વહેલી તકે હાંકી કાઢીશું. ગમે તેમ કરીશું તોયે આજની

નાદારી અને આ પાપી રાજ્યની ગુલામગીરીના કરતાં તો તે વખતનો ગમે તેવો છતાં તે રસ્તો વધારે જ મર્દાનગીભર્યો હશે એ વિષે મને કશી જ શક નથી.

પણ એવું અશુભ કલ્પવાની જ હું ના પાડું છું. જો મિ. સ્ટોકસ કહે છે તેમ અસહકારની પ્રવૃત્તિ સફળ થાય—એ સફળ થાય એમ માની લઈને જ મિ. સ્ટોકસે ઉપલી બધી બીકનું ચિત્ર ખડું કર્યું છે—તો તો અંગ્રેજો અહીં રહે કે જાય, જે કંઈ કરશે તે બધું મીઠે મ્હોડે, મિત્ર તરીકે, બે ભાગીદારો વચ્ચે કરારનો અમલ થાય તેવી રીતે, રીતસર અને વ્યવસ્થાપૂર્વક કરવાના. મનુષ્યસ્વભાવમાં રહેલી કુદરતી સાલસાઈમાં—પછી તે અંગ્રેજોમાં જોવા જાઓ કે બીજી કોઈ પણ જાતિમાં—હજુયે મને શ્રદ્ધા છે. અંગ્રેજો 'રાત લઈને' અહીંથી ભાગે અને સવારમાં ઉઠતાં આપણને વૈદરશીની પેઠે વલવલવાનો વારો આવે એ હું નથી માનતો.

વળી ગુરખાઓ કે અફઘાનો પણ ન્યાય કે નીતિની વાત કાને પણ ન ધરનારા કે તેની આબરૂછેટ માનનારા હાડના ચોરલૂટારા છે અગર તો તેમની પણ આત્મશુદ્ધિ કરવાના પ્રયત્નને કશો જવાબ વાળવાની શક્તિ વગરનાં જડ પ્રાણીઓ છે, એમ પણ મારે શા સારૂ માની લેવું? જો હિન્દ પોતાની પુરાણી ધાર્મિકતા પાછી જીવનમાં આણી શકશે તો તેની પડોશી કોમો ઉપર પણ તેની અસર પડવાની જ. તે આ બળવાન પણ ગરીબ પહાડી કોમોના ઉદ્ધારના માર્ગ શોધવામાં રસ લેતું થશે, અને તેમનાથી ડરીને નહિ, પણ પડોશી તરીકેનો પોતાનો ધર્મ સમજીને પ્રસંગ પડ્યે તેમને ચાર દહાડા પાળશે પોષશે પણ ખરૂં. જાપાનની જોડે તો તેણે અંગ્રેજોની સાથે સાથે જ હિસાબ કરી લીધો હશે. હિન્દ જાપાનમાં બનનારી એક પણ વસ્તુ વાપરવાને પાપ માનતું થઈ ગયું હશે તો જાપાન હિન્દ ઉપર સ્વારી કરવાનો ખ્યાલ સરખો મનમાં નહિ લાવે. એને ખાવાપીવા અને પહેરવા પૂરતું છે. આપણે પરદેશો પર આધાર રાખતા બનીને તેમનામાં આપણે માટે લોભ અને તૃષ્ણા પેદા કરીએ તો જ તેમને આપણા ઉપર ચડાઈ કરવાનું આપને કારણ આપીએ. આપણે એવા કોઈ પણ દેશના આશ્રિત બનવાનું છોડી દઈએ એટલે બસ.

આમ અન્તે હિન્દ અહિંસાથી સફળ થવા નિર્માયું હો કે હિંસાથી, ગમે તે સ્થિતિમાં પણ આપણું ભવિષ્ય મિ. સ્ટોકસને દેખાય છે તેટલું શોચનીય નથી જ નથી. અને મારે મન તો એવું ગમે તે ભવિષ્ય સુદ્ધાં અત્યારની નામર્દાઈ અને નાદારીની હાલતના કરતાં તો ઓછું જ કાળું હશે. તેથી આપણે હારેલી

અહિંસા અને આપભોગની આ ખુલ્લી અને સંપૂર્ણ ખાનદાનીભરી લડતમાં શ્રદ્ધાપૂર્વક નિર્ભય અને અડગ બનીને આગળ ધપ્યાં જવાં જેવો ઉત્તમ બીજો એક રસ્તો આપણે માટે નથી એમ જ મારું મન સાક્ષી પૂરે છે.

---

## વેજવુડ અને શૌકતઅલી

શૌકતઅલીને ન્યાય

વિલાયતના 'નેશન' પત્રમાં મારે વિષે અને મારા સાથીઓને વિષે કર્નલ વેજવુડે એક લેખ લખ્યો છે, તેમાં જાણેઅજાણે પણ તેઓ પોતાનું સમતોલન સાચવી શક્યા નથી એ જોઇને મને દુઃખ થયું છે. હું જોઉં છું કે જેમના વિષે તેમણે પોતાના વિચારો દર્શાવ્યા છે તેમને લગતી પૂરતી હકીકતો મેળવવા કે તપાસવા તેમણે ઘટતી મહેનત નથી લીધી. મારી પોતાની બાબતમાં એમણે જે કંઇ લખ્યું છે તેની તૃટીઓ તપાસવા હું નથી ઇચ્છતો, પણ મૌ૦ શૌકતઅલીની બાબતમાં કર્નલ વેજવુડે પ્રગટ કરેલું અજ્ઞાન તો ખરેખર હેરત પમાડે તેવું છે. મૌ૦ શૌકતઅલી મુસલમાન કોમની ઉપર જે જાદુઇ અસર ધરાવે છે તેનું રહસ્ય જ કર્નલ વેજવુડ સમજ્યા નથી જણાતા મૌ૦ શૌકતઅલીના કરતા વધુ પ્રમાણિક, વધુ સાચા દિલનો માણસ હજુ મેં જોયો નથી. હું નથી માનતો કે અંગ્રેજોને કે બીજી હરકોઇ જાતિને તે હાડથી ધિક્કારે છે. અલબત્ત ધર્મ—મજહબ એમને મન પ્રાણથી પણ પ્યારી ચીજ છે. અહિંસાને તે અલબત્ત માને છે, જોકે તલવારના ન્યાયમાં પણ તેમને વિશ્વાસ છે. જો અહિંસાને રસ્તે તેઓ ખિલાફતનો વાજબી ઇન્સાફ ન જ મેળવી શકે અને સમશેરને રસ્તે પોતાના દેશી ભાઇઓને લઇ જવા એ નાહક નીવડવાનું નથી એમ તેઓ જુએ તો તેઓ જરૂર સમશેર ખેંચે. પણ જે દિવસે એની સમશેર ખેંચવા વારો આવશે તે દિવસે દુનિયામાં કોઈ તેમને આંગળી ચીંધી શકે નહિ એવી કોઇ પણ સિપાહીને છાજે તેવી ઢબે જ તેઓ સમશેર ખેંચનારા છે એ વિષે મારા મનમાં છાંટાભાર અંદેશો નથી. અહિંસાને તેઓ મ્હોડેથી માનતાં નથી શીખ્યા; અહિંસાનો પાઠ તેમણે હઝરત પેગમ્બર સાહેબના જીવનમાંથી લીધો છે. એ પાઠ એવો છે કે સભ્યથી, અહિંસાના ઇલાજોથી જ્યાં સુધી હેતુની સિદ્ધિ સંભવતી હોય ત્યાં સુધી બળ વાપરવું મુનાસબ નથી. કર્નલ વેજવુડનું લખાણ વાંચીને હરકોઇને એમ જ થઇ આવે કે મૌ૦ શૌકતઅલીને કર્નલ વેજવુડે જાણે કેવળ શોધીને મારે જ તલસતા જોયા. કર્નલ વેજવુડ જેવાએ તો એટલું વિચારવું જ

ધરતું હતું કે એક સિપાહી પણ તલવારના ન્યાયમાં વિશ્વાસ રાખતો હોવા છતાં દયા, ઉદારતા, ક્ષમા, શૌર્ય ઇત્યાદિ અન્તઃકરણના ગુણોથી છેક શૂન્ય હોતો નથી. હું કર્નલને ખાત્રી આપું છું કે મૌ૦ શૌકતઅલી તેમના પોતાના જેવા જ શૂરા સિપાહી છે, તેમના જેવા જ ભડ પુરુષ છે.

કર્નલ વેજવુડનો દૃષ્ટિદોષ મારે એટલા સારૂ બતાવી આપવો પડે છે કે અંગ્રેજ પ્રજા કર્નલના લખાણ ઉપરથી દોરવાઇ જઇ અલી બિરાદરોની વિષે તેમજ મુસલમાન લાગણીને વિષે ભૂલાવામાં ન પડે એમ હું ઇચ્છું છું. અલી બિરાદરોએ પોતે પોતાની લાગણીઓનો સંયમ કરીને અને અત્યન્ત અણીને પ્રસંગે આખી ઇસ્લામી કોમની લાગણી ઉપર કાબુ જાળવીને સમસ્ત માનવજાતિની અપૂર્વ સેવા કરેલી છે. તેમનો આ અલૌકિક સંયમ જ તેમની ઊંડી ધર્મવૃત્તિનું સૌથી ભારેમાં ભારે ઉદાહરણ છે. કર્નલ વેજવુડ જેવા ઠરેલ અને દિલેજાન અંગ્રેજને પણ જ્યારે હું આવાં ઉતાવળાં અનુમાનો બાંધતા જોઉં છું ત્યારે ખરેખર મને ઉંડો શોક થયા વગર રહેતો નથી; કારણ વસ્તુસ્થિતિને નિષ્પક્ષપાત દૃષ્ટિએ જોવાની આવી ના પાડવા જેટલી બીજી કોઇ વસ્તુ આજની લડતનો શાન્તિભર્યો નીવેડો આણવાના માર્ગમાં અન્તરાયરૂપ નથી.

---

# બંગાળની જાગૃતિ

### આપણો કરાર પળાયો

અમે કાલે જ કલકત્તા પહોંચ્યા. શ્રી. જયકરે પોતાનો ધંધો (સ્વરાજ મળે ત્યાં સુધી) છોડ્યાની ખુશખબર લઇને જ અમે મુંબઈથી નીકળ્યા હતા. તે ખબર શ્રી. દાસને ગાંધીજીએ આપી. તેઓ બહુ રાજી થયા. શ્રી. જયકર મુંબઇમાં તા. ૨૧મીએ સવારના પહોરમાં આવીને પોતાનો ધંધો છોડ્યાની વાત કરવા લાગ્યા ત્યારે ગાંધીજીએ તેમને કહેલું એક વાક્ય યાદ આવે છેઃ 'ત્યારે હવે આપણો કાશીનો કરાર બરાબર પળાયો. માત્ર માલવીયાજી અને લાલા હરકિશનલાલ રહ્યા છે.' આ કરારની વિગતમાં સ્હેજ ઉતરવાની જરૂર છે કે જેથી શ્રી. દાસને આ લડતમાં પડવાને પ્રેરનાર ખરૂં કારણ જડી આવે. ઢાકામાં અમે ડિસેંબરની ૧૯મીના અરસામાં હતા. ત્યાં આપેલા એક પ્રૌઢ ભાષણના આરંભમાં ગાંધીજીએ શ્રી. દાસને આગ્રહ કરીને કહ્યું હતું કે 'પંજાબ કમિટિનો રીપોર્ટ' તૈયાર કરવામાં શ્રી. દાસની મને અમૂલ્ય મદદ મળી છે. એ રિપોર્ટની ઉપરની ભલામણ ઉપર અમે આવ્યા ત્યારે મેં સૌને વિનંતિ કરી કે આપણી ઓછામાં ઓછી માગણી આપણે લખવી જોઇયે, અને તે માગણી મેળવવા

માટે આપણે સાએ પ્રાણ અર્પણ કરવાને પણ તૈયાર થવું જોઇયે. શ્રી. દાસને અમારી વચ્ચે કાશીમાં મ્હોડે થયેલા આ કરારનું હું સ્મરણ કરાવું છું.' તે દિવસના શ્રી. દાસ ભારે વિચારમાં પડયા હતા. મહાસભામાં આવીને તેમણે વિચારને નિશ્ચયનું રૂપ આપ્યું, અને આજે તે નિશ્ચયને કૃતિમાં મુકી રહ્યા છે.

## 'બંગાળના ભગીરથ'

બંગાળના ભગીરથ

શ્રી. દાસ બંગાળમાં આજે આબાલવૃદ્ધ સૌની બત્રીશીએ ચડી રહ્યા છે. તેમણે જ કહ્યું કે 'હું તો ગભરાઈ ગયો; આટલી આશા મેં નહોતી રાખી; અને હવે તો મારાથી અહીંથી ખસાય એવું નથી—આ વિદ્યાર્થીઓને છોડીને માસિક અધલાખની આવકવાળી વકીલાત છોડયાનું આ પરિણામ છે એમ સૌ કોઈ કહી રહ્યું છે. શ્રીયુત દાસ પણ તે માનતા થયા છે. 'નાયક' નામના એક પત્રમાં આવેલું એક 'કાર્ટૂન' (રમુજી ચિત્ર) બંગાળીઓની શ્રી. દાસને વિષેની લાગણીનું દ્યોતક છે. એ ચિત્રમાં ગાંધીજી રૂપી ગંગાને બંગાળમા ઉતારતા ભગીરથ જેવા શ્રી. દાસને ચિતર્યા છે.

## વિદ્યાર્થીઓનો ઉત્સાહ

બંગાળી વિદ્યાર્થીઓનો સત્યાગ્રહ

કેટલા વિદ્યાર્થીઓ નીકળ્યા તે વિષે તો 'નવજીવન'મા ખબર આવી ગયા છે. પ્રેસિડેન્સી કૉલેજના, સિબપુર એન્જિનીઅરિંગ કૉલેજના અને મેડિકલ કૉલેજના છોકરાઓ સિવાય બધી કૉલેજના વિદ્યાર્થીઓ મોટે ભાગે નીકળ્યા છે. ગાંધીજીને વિષે અમદાવાદમા જે અફવા ઉડી હતી (કે તેઓ ગુજરાત કૉલેજના પગથીઆને આડે લાંબા થઈ સુવાના છે) તે અહીં તો વિદ્યાર્થીઓએ સાચી પાડેલી જણાય છે. આમાં બંગવાસી કૉલેજના વિદ્યાર્થીઓને સૌથી ઓછા દોષી કહી શકાય. તેઓએ જે સંજોગોમા આ કહેવાતો સત્યાગ્રહ કર્યો તે સંજોગો જાણવા જેવા છે. શ્રી. દાસને કૉલેજના આચાર્યે કહી ચુકેલા હતા કે ૭૦૦ જેટલા છોકરાની સહીવાળું વિનન્તિપત્ર લાવે તો તેઓ કૉલેજને રાષ્ટ્રીય કરશે, એટલે કે તેનો યુનિવર્સિટી સાથેનો સંબન્ધ તોડશે. શ્રી. દાસ ૧૦૦૦ સહીઓ લઇને ગયા, ત્યારે તેમણે કહ્યું 'એ સહીઓનો કાંઇ અર્થ નથી.' વિદ્યાર્થિઓ આ ન સહન કરી શકે એ સ્વાભાવિક છે. તેમણે કૉલેજનાં પગથીયાં ઉપર અડંગા નાંખ્યા! તેમજ આચાર્યજીના ઘરના આંગણામાં જઇને સવારના આઠ વાગ્યાના રાતા. રાત્રે ૧૦ વાગે આચાર્યજીનાં પત્નીની કરુણ વિનન્તિ તેમને માનવી પડી. 'ગેટાઓ, તમે ઉઠો, ખાઓ. તમારે દેશનું કાર્ય કરવું છે; આમ શરીર ઉપવાસે કરીને પાડી નાંખો એ ઠીક નથી. પાંચ દિવસની મુદત આચાર્યજીને આપો; જરા વિચારવાનો અવકાશ આપો.' શંકાયુક્ત સત્યાગ્રહનાં આ પગલાંઓને પહોંચી વળવાનો શ્રી. દાસ પ્રયત્ન કરી રહ્યા છે. તેઓ સમજે છે કે આવું કરવામાં સૂક્ષ્મ હિંસા રહેલી છે. માત્ર એટલું જ કે વિદ્યાર્થિઓ આ 'સૂક્ષ્મ હિંસા' બાદ કરીયે તો અતિશય આત્મનિગ્રહ બતાવી રહ્યા છે. એનો એક દાખલો આપુ. સ્કૉટિશ ચર્ચ કૉલેજના આચાર્ય ડૉ. વૉટ પોતાનાં બૂટ અડાડી એક વિદ્યાર્થીને ઓળંગી ગયા—લાત મારવા ખાતર બૂટ અડાડયાં હોય એમ નથી લાગતું, પણ ચીડવવા ખાતર તો ખરાં

ઘટતું હતું કે એક સિપાહી પણ તલવારના ન્યાયમાં વિશ્વાસ રાખતો હોવા છતાં દયા, ઉદારતા, ક્ષમા, શૌર્ય ઇત્યાદિ અન્તઃકરણના ગુણોથી છેક શૂન્ય હોતો નથી. હું કર્નલને ખાત્રી આપું છું કે મૌ૦ શૌકતઅલી તેમના પોતાના જેવા જ શૂરા સિપાહી છે, તેમના જેવા જ ભડ પુરુષ છે.

કર્નલ વેજવુડનો દૃષ્ટિદોષ મારે એટલા સારૂ બતાવી આપવો પડે છે કે અંગ્રેજ પ્રજા કર્નલના લખાણ ઉપરથી દોરવાઇ જઇ અલી બિરાદરોમે વિષે તેમજ મુસલમાન લાગણીને વિષે ભૂલાવામાં ન પડે એમ હું ઇચ્છું છું. અલી બિરાદરોએ પોતે પોતાની લાગણીઓનો સંયમ કરીને અને અનન્ત અણીને પ્રસંગે આખી ઇસ્લામી કોમની લાગણી ઉપર કાબુ જાળવીને સમસ્ત માનવજાતિની અપૂર્વ સેવા કરેલી છે. તેમનો આ અલૌકિક સંયમ જ તેમની ઉંડી ધર્મવૃત્તિનું સૌથી ભારેમાં ભારે ઉદાહરણ છે. કર્નલ વેજવુડ જેવા ઠરેલ અને દિલસોજ અંગ્રેજને પણ જ્યારે હું આવાં ઉતાવળાં અનુમાનો બાંધતા જોઉં છું ત્યારે ખરેખર મને ઉંડો શોક થયા વગર રહેતો નથી; કારણ વસ્તુસ્થિતિને નિષ્પક્ષપાત દૃષ્ટિએ જોવાની આવી ના પાડવા જેટલી બીજી કોઇ વસ્તુ આજની લડતનો શાન્તિમય નીવેડો આણવાના માર્ગમાં અન્તરાયરૂપ નથી.

---

# ૧ બંગાળની જાગૃતિ

## આપણો કરાર પળાયો

અમે કાલે જ કલકત્તા પહોંચ્યા. શ્રી. જયકરે પોતાનો ધંધો (સ્વરાજ મળે ત્યાં સુધી) છોડ્યાની ખુશખબર લઇને જ અમે મુંબઇથી નીકળ્યા હતા. તે ખબર શ્રી. દાસને ગાંધીજીએ આપી. તેઓ બહુ રાજી થયા. શ્રી. જયકર મુંબઇમાં તા. ૨૧મીએ સવારના પહોરમાં આવીને પોતાનો ધંધો છોડવાની વાત કરવા લાગ્યા ત્યારે ગાંધીજીએ તેમને કહેલું એક વાક્ય યાદ આવે છેઃ 'ત્યારે હવે આપણો કાશીનો કરાર બરાબર પળાયો માત્ર માલવીયાજી અને લાલા હરકિશનલાલ રહ્યા છે.' આ કરારની વિગતમાં સ્હેજ ઉતરવાની જરૂર છે કે જેથી શ્રી. દાસને આ લડતમાં પડવાને પ્રેરનારૂં ખરૂં કારણ જડી આવે. ઢાકામાં અમે ડિસેંબરની ૧૯મીના અરસામાં હતા. ત્યાં આપેલા એક પ્રૌઢ ભાષણના આરંભમાં ગાંધીજીએ શ્રી. દાસને આગ્રહ કરીને કહ્યું હતું કે 'પંજાબ કમિટિનો રીપોર્ટ' તૈયાર કરવામાં શ્રી. દાસની મને અમૂલ્ય મદદ મળી છે. એ રિપોર્ટની છેવટની ભલામણ ઉપર અમે આવ્યા ત્યારે મેં સૌને વિનંતિ કરી કે આપણી ઓછામાં ઓછી માગણી આપણે લખવી જોઇયે, અને તે માગણી મેળવવા

[ આટલું બોલાયા પછી અવાજ ભારે થવા માંડયો. કેટલોક કાળ અશાંતિ રહી ગાંધીજીનો અવાજ પણ કાંઈક પડતો લાગ્યો. શ્રી. બિપિનચન્દ્ર પાલે પોતાના મોટા અવાજે શાન્તિ માટે વિનન્તિ કર્યા પછી પાછી શાન્તિ પથરાઇ. ત્યારપછી ગાંધીજીનો અવાજ ક્રમે ક્રમે એટલો તો પ્રફુલ્લિત થતો ગયો કે તે તો ત્રીસે ત્રીસ હજાર જેટલા શ્રોતાઓ સાંભળી શકતા હશે એમ લાગે છે.]

"ત્યારપછી શ્રી. દાસે અને તમારે મળીને હવે ઉપાયો યોજવા જોઇશે, કે જેથી આરંભેલુ કાર્ય યોગ્ય રીતે આટોપી શકાય, જેથી તમારી શક્તિઓનો ઉપયોગ કેવળ સ્વરાજ મેળવવાને માટે જ થાય, અને કોઇ પણ દિશામા મિથ્યા વ્યય થાય નહિ.

## અધ્યાપકગણ અને શિક્ષિતવર્ગ પ્રત્યે

"જ્યારે વિદ્યાર્થીઓએ આવો ઉમંગભર્યો જવાબ આપ્યો છે, ત્યારે અધ્યાપકો ટ્રસ્ટીઓ, ચાલકો, માલીકોએ—ટુંકામા શિક્ષિતવર્ગે, જે જવાબ આપવો જોઇતો હતો તે નથી આપ્યો તેથી મને પારાવાર દુ:ખ થાય છે. આ કહુ છુ ત્યારે હુ તેમના ઉપર અથવા તેમના દેશપ્રેમ ઉપર આક્ષેપ કરવા માગતો નથી. મને લાગે છે કે તેઓના મનમાં સ્પષ્ટ લાગે છે કે વિદ્યાર્થીઓએ ભૂલ કરી છે, શ્રી. દાસે ભૂલ કરી છે. તેઓ માને છે કે દેશની આગળ અસહકાર મુકવામા મેં પણ ગંભીર ભૂલ કરી છે, અને ખાસ કરીને વિદ્યાર્થીઓને શાળાપાઠશાળાઓ તજવાનો ઉપદેશ આપવામા તો મારી ભયંકર ભૂલ થઈ છે. પણ મને જે કાંઇ અનુભવો થયા છે, મેં જે કાંઈ વાચ્યુ છે અને સાંભળ્યું છે, તે છતાં પણ હું આપણા સૌ નેતાઓ અને મોટેરાઓને કહી શકું એમ છું કે જો આપણે આપણી ઇચ્છા પ્રમાણેનું સ્વરાજ જોઈતુ હોય, જો હિન્દુસ્તાનને ખોયેલું માન પાછું મેળવવું હોય, અને ઇસ્લામ જે માન ખોવા બેઠું છે તેને જવા દેવું ન હોય, તો સરકારને આપણે ચોખ્ખા શબ્દોમા કહેવું જોઇશે કે તેને આપણા તરફથી કશી મદદ મળશે નહિ. તેમ આપણે તેની મદદ લઇશુ નહિ તેના ઉપર આપણને તલભાર વિશ્વાસ રહ્યો નથી તમે કહેશો કે મને એ વાતને જ નથી રહ્યો, કારણ તમને તો અશ્રદ્ધા છે કે આવી વાત હું કરતો જ આવ્યો છું મૅકસમુલરે પોતાના એક પુસ્તકમા કહ્યું છે—એક સંસ્કૃત કહેવતનું ભાષાન્તર કરીને—કે સત્ય જ્યાં સુધી આત્માને ઠસી ન જાય ત્યા સુધી તે ફરીફરીને કહ્યા જ કરવું જોઇએ. એટલે જ હું ઉપરની વાત વિદ્યાર્થીઓનાં અને મોટેરાઓના મનમા ઠસાવી ન શકું ત્યા સુધી ફરીફરીને કહ્યાં જ કરવાનો. એટલે આજે મેં અનેક ઠેકાણે કહ્યુ છે તે અહીં પણ હું કહેવા આવ્યો છુ કે હિન્દુસ્તાનને પોતાની સ્વતન્ત્રતા પાછી નહિ મળે ત્યાં સુધી તેણે અસહકારની હાકલને બરોબર જવાબ આપ્યો નહિ ગણાય.

શિક્ષિતવર્ગની અશ્રદ્ધા

## અસહકાર આપણા હાડમાં છે

"મારા અન્તરને સિદ્ધ થઈ ચૂકયું છે કે અસહકાર સિવાય બીજી કોઇ રીતે આ સરકાર સામે લડાઇ થઇ શકે એમ નથી. પ્રત્યેક હિન્દી પોતાના હાડમાં અસહકાર લઇને

અસહકારના સ્વાભાવિકતા

જન્મ્યો છે. અને હિન્દુસ્તાનના લાખો માણસોને અસહકાર કેમ ગળે ઉતરી ગયો છે એ જાણવું હોય તો હું કહીશ કે તેનું કારણ એ પ્રવૃત્તિનો હું પ્રણેતા છું એ નથી. તેનું કારણ તો એ જ છે કે અસહકાર આપણામાં જન્મથી છે. દરેક ધર્મમાં તે અન્તર્ગત છે—પછી તે હિન્દુ ધર્મ હો કે ઈસ્લામ હો. અને આ જ કારણે આપણી શક્તિ પૂરતી ન હોવા છતાં, આપણે નિરાધાર છીએ એમ લાગવા છતા પણ એ અસહકારે આપણને આપણી દીર્ઘ નિદ્રામાથી જગતા કીધા છે. તેના વડે જ આપણે શ્રદ્ધા, આશા અને બળ મેળવી રહ્યા છીએ. શિક્ષિતવર્ગે હજી કાંઇ જવાબ નથી દીધો તેનું કારણ તેઓ શ્રદ્ધાહીન છે, અને સામાન્યવર્ગમાં આવેલી ધર્મજાગૃતિનું નામ પણ તેમનામાં નથી પાશ્ચાત્ય સુધારો તેમની રગેરગમાં ભરેલો છે—આધુનિક સુધારો કહું તો તે વધારે ઠીક છે, જોકે મેં તો બન્ને શબ્દો એકબીજાના પર્યાય તરીકે વાપર્યા છે. હું પશ્ચિમનો તિરસ્કાર કરતો નથી. પશ્ચિમની પાસેથી હું ઘણુંયે શીખ્યો છું; તેને માટે તેનો આભારી છું.

### આધુનિક સુધારાની બલાથી બાર ગાઉ દૂર ભાગો

" આધુનિક સુધારાએ મને જો કોઇ વસ્તુ ખાસ શીખવી હોય તો તે એ છે કે તેનાથી બાર ગાઉ દૂર ભાગતા રહેવું. આધુનિક સુધારો શી વસ્તુ છે ? તેનો અર્થ પાર્થિવ પૂજા, પશુપૂજા. પદે પદે પાર્થિવ સુધારાની પૂજા તેમા ન રહી હોય તો તેમાં બીજું કશું નથી એમ ખચીત માનજો. મને સામાન્યવર્ગનાં મનની ખબર ન હોત તો આ પ્રવૃત્તિ ઉપાડવામાં મારી ભૂલ થાત. ૨૦ વર્ષ સુધી આધુનિક પ્રવૃત્તિથી ખદબદી રહેલા એક—દેશમાં—દક્ષિણ આફ્રિકામા હું રહ્યો છું. તે દેશે આધુનિક તેટલી સઘળી વાતો ગ્રહણ કરી છે, અને આજે તે પ્રવૃત્તિથી તરવરી રહેલો છે. ત્યા મેં દુનિયામાં શૂરવીરમાં શૂરવીર પુરુષો જોયા છે. છતાં મારે શિક્ષિતવર્ગને કહેવું જોઇયે કે આધુનિક સુધારાને એવી રીતે પ્રચલિત થતો જોઇ આવ્યા છતાં હું એ જ નિશ્ચય ઉપર આવ્યો છું કે હિન્દુસ્તાનને તો પ્રભુ આધુનિક સુધારાની બલાથી મુક્ત જ રાખે તો સારૂ.

" આ પાઠ હું આજે નહિ પણ ૧૯૦૮માં શીખેલો; અને એ જ પાઠ હું અહીં આવ્યો ત્યારથી શાન્તિથી પણ દૃઢતાથી દેશને ભણાવી રહ્યો છું. આપણી પ્રાચીન સંસ્કૃતિ વિષે મારા અટલ વિશ્વાસને લીધે, આપણા ધર્મની સાત્વિક સરળતા વિષે મારા વિશ્વાસને લીધે જ વિરોધ અને વિખવાદનાં વાદળોમાં પણ હું મારી શાન્તિ અને આશા જાળવી શક્યો છું. આપણી તો હજી પારોઢામાં પહેલી પુણી છે. આ વિરોધ અને વિખવાદ ડગલે ડગલે આપણને હેરાન કરશે; પણ મારા જેવો જાગૃત, પ્રજ્વલિત વિશ્વાસ રાખશો તો લડાઈ કદી હારવાના નથી એમ નિશ્ચે માનજો. આધુનિક સુધારા ઉપર ઉછરેલા વર્ગો લોકો આગળ પણ હું કહેતા શરમાતો નથી કે આ ધર્મયુદ્ધ છે, હું કહેતાં શરમાતો નથી કે આપણી રાજકીય દૃષ્ટિ પલટાવી નાંખવાનો આ એક મહાપ્રયાસ છે; આપણાં રાજકાજને ધર્મમય બનાવવાનો મહાપ્રયાસ છે. અને જેમ આમાં આપણે પ્રગતિ કરતા થશું તેમ આપણે આપણા ઉદ્દેશ તરફ પણ વધારે પ્રગતિ કરી શકશે.

"હિન્દુસ્તાનનો સામાન્યવર્ગ આજે ચાલતા બ્રિટિશ રાજ્યથી કંટાળેલો છે એમ હું માનું છું; માટે જ મેં કહેવાની હિંમત ધરી છે કે સ્વરાજ એક વર્ષની અંદર મેળવી શકાય. ચાર મહિના તો આ વર્ષમાંથી ગયા, છતાં આખરે બંગાળના યુવકોની સાથે હું વાતચીત કરી રહ્યો છું. અત્યારે મારામાં જે વિશ્વાસની જ્યોત જળી રહી છે તેટલી ક્યારેયે બળતી ન હતી. તમે મારી આશા, હિંમત અને બળમાં વૃદ્ધિ કરી છે. પ્રભુ કરે ને શૌકતઅલી, મહમદઅલી અને હું સ્વરાજની ધ્વજ એક વર્ષની અંદર રોપાયેલી જોવાને જીવતા રહીયે. પણ ઇશ્વરની મરજી એવી હોય કે મારા શરીરની ભસ્મ આઠ મહિના પૂરા થાય તે પહેલાં ગંગાજળમાં ડૂબાડવી પડે, તોયે હું એટલી ખાત્રી આપું છું કે એવા જ વિશ્વાસથી મરીશ કે આ વર્ષ પૂરૂં થાય તે પહેલા સ્વરાજ તમે મેળવ્યું હશે. વિશ્વાસની જ્યોત

### આપણી સમજમાં ફેર થવો જોઇયે

"આને તમે જેટલું દુષ્કર સમજો છો તેટલું તે કઠણ નથી. માત્ર આપણી સમજ જ ફેરવવી જોઈયે. આપણે માની રહ્યા છીયે કે ધારાસભા હૉલમાં આપણને સ્વરાજના પાઠો મળશે. એ જ તો મુશ્કેલી છે. આપણે માની રહ્યા છીયે કે આજ જે કેળવણી આપણે મેળવી રહ્યા છીયે તેવી કેળવણીના ૧૬ વર્ષના અભ્યાસક્રમમાંથી નીકળ્યા વિના આપણો ઉદ્ધાર નથી. એમાં જ તો મોટી મારામારી છે. પણ એમાંની એકેય વસ્તુની આપણને જરૂર નથી. આપણને માત્ર બળ, હિંમત અને શ્રદ્ધા જોઈયે; અને સામાન્યવર્ગની પાસે આ બધું છે એમ મને પ્રતીતિ છે માટે જ હું માનું છું કે સ્વરાજ આ વર્ષની અંદર મેળવી શકાય એમ છે. સમજફેરની જરૂર

### મહાસભાની હાકલનો શો અર્થ છે?

"મહાસભાની હાકલનો એ અર્થ છે કે તમારી સામે, મારી સામે અને દેશના આખા શિક્ષિતવર્ગની સામે—જે વર્ગ હિન્દના કરોડો લોકો, કારીગરો અને ખેડૂતો આગળ મહાસમુદ્રના એક દીપા બરાબર છે તેની સામે—એક કસોટી મુકાયેલી છે. અને હું કહું છું તે ખચીત માનજો કે મહાસભા તો હિન્દુસ્તાનને તમારાથી છૂટું પાડશે, અને ઉદ્ધત હાથોમાંથી સ્વતન્ત્રતા લઇ તેનો વાવટો રોપશે. અને તેમ કરવામાં તમારી મદદ હશે તો તો ઠીક છે, અને મદદ વિના ચલાવવું પડશે તો તે પણ ચલાવી લેશે આખું હિન્દુસ્તાન શિક્ષિત હિન્દમાં જ નથી આવી જતું આખું શિક્ષિત હિન્દ અશ્રદ્ધાળુ રહી આશા, હિંમત અને બળ વિના બાકીના હિન્દથી અલગ રહેશે તોપણ હિન્દની આશા ટકી રહેશે એ વિશ્વાસ મને ટકાવી રહ્યો છે. અને મારી આશા છે કે બંગાળના વિદ્યાર્થીઓ તો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વર્તશે, પોતાની પ્રતિજ્ઞાને પાળશે. તો અધ્યાપકો, ટ્રસ્ટીઓ અને શિક્ષણશાસ્ત્રીઓ પણ તેમની હાક સાંભળશે, અને તેમની નિરાશાની શિશિર અદવી તમે આશાની વસન્ત ઉત્પન્ન કરી શકશો. શિક્ષિતવર્ગને ચેતવણી

"પણ હું તમને બંગાળના યુવકોને જે નિશ્ચય ઉપર આવ્યા છો તે નિશ્ચયને ગમે તેમ થાય તોપણ વળગી રહેવાનું કહું છું. શ્રી. દાસ પોતાના વચનને વળગી રહેવાના છે એમાં મને શંકા જ નથી. તેમને ૧૦૦૦૦ રૂપીયાનું વચન મળી ચુક્યું છે અને ૧૦૦૦૦ વાર્ષિક મળવાની વકી છે. કેટલાક મારવાડીઓ—કલકત્તામાં વસતા મારવાડીઓ—પાસેથી પણ તેમને વચનો મળ્યાં છે અને પૈસાની મદદનાં બીજાં પણુયે વચનો મળવાની વકી છે. પણ પૈસા મેળવવા એ તો એક સામાન્ય મુશ્કેલી છે. તેમને કૉલેજોને માટે મકાન શોધવાં પડશે, વધારે સારા અધ્યાપકો શોધવા પડશે.

## ચાલુ ધોરણને ભૂલી જાઓ

"હું તમને વીનવીને કહું છું કે તમે જૂના ધોરણને ભૂલી જાઓ જેમ આપણે જે સ્વરાજ મેળવવા માગીયે છીયે તે પણ આજની રાજપ્રથાની હલકી નકલ હોય એવું આપણે નથી ઇચ્છતા તેમ આપણી શિક્ષણપ્રથા પણ ચાલુ ધોરણની હલકી નકલ નહિ હોય તમે એ આશા ન રાખશો કે ઇંટ કે પથ્થરનાં મકાનો, બાંકડાઓ અને ખુરશીઓ તમારામા ચેતન પૂરશે. તમે કેવળ ચારિત્ર શોધજો; તમે તમારા અધ્યાપકો અને તમારા શિક્ષકોના નિર્મળ ચારિત્રથી ચેતન મેળવવાની આશા રાખજો; તમને જરૂરનું પ્રેરકબળ તમારા પોતાના અંતરમાથી, પોતાના આત્મનિશ્ચયમાથી જ મેળવજો, અને હું તમને વચન આપું છું કે પછી તમને નિરાશ થવાનું કારણ નહિ રહે. પણ જો તમે એમ માનતા હશો કે શ્રી. દાસ તમને આલેશાન મકાનો આપવાના છે, તમને સુખશાન્તિ અને એશઆરામીમાં રાખવાના છે, તો તમે છેક નિરાશ થશો.

## નવો સન્દેશ

"પણ આજે તો હું તમને એક નવો સન્દેશ દેવા આવ્યો છું, વધારે સરસ સન્દેશ દેવા આવ્યો છું. જો તમે એક વર્ષની અંદર સ્વરાજ મેળવવાનો આગ્રહ રાખતા હો, જો તમારે એક વર્ષની અંદર સ્વરાજ જોઇતુ હોય, તો તે મેળવવાનો માર્ગ હું તમને જે સલાહ આપવા માગુ છુ તે સલાહ સ્વીકારીને વધારે ટાળાઓ અને સુગમ કરવાનું હું તમને કહું છું. સ્વરાજપ્રાપ્તિને માટે જેણે પોતાના જીવન નિવેદિત કર્યા છે તેમનો માર્ગ વધારે સહેલો અને સુગમ કરવાનું હું તમને કહું છું.

"તમે માનતા હો કે શાળાપાઠશાળાઓ હાલ ચાલે છે તેમ જ ચાલુ રાખવાથી સ્વરાજ મળી શકવાનું છે તો તમે ભારે ભૂલ ખાઓ છો. કોઈ પણ દેશને કષ્ટો ખમ્યા વિના અને ભોગ આપ્યા વિના સ્વતંત્રતા નથી મળી, નવો જન્મ પ્રાપ્ત નથી થયો. અને ભોગ યા તો ત્યાગનો અર્થ શો? અંગ્રેજીમાં 'Sacrifice' શબ્દ પવિત્ર કરવું એ ધાતુઅર્થથી આવેલો છે. અસહકાર એ આત્મશુદ્ધિની ક્રિયા છે અને આત્મશુદ્ધિની ખાતર ચાલુ કાર્ય-વ્યવહાર તજવા પડે તોપણ તે જરૂરનું છે. હું બંગાળને જાણુતો હોઉં તો મને લાગે છે કે તમે તે કર્તવ્ય તજશો નહિ અને મને યોગ્ય જવાબ આપશો.

### રેંટીયો લો

"આપણા શિક્ષણમાં બે ભારે ખામીઓ છે. આપણો શિક્ષણક્રમ ઘડનારાઓએ શરીર અને આત્માના શિક્ષણની અવગણના કરી. અસહકાર કરવામાંથી જ તમને આત્માનું શિક્ષણ મળી રહે છે,—કારણ પાપનો સંપર્ક તજવો એ જ અસહકારનો અર્થ છે. જો આ સંપર્ક આપણે ખરા દિલથી વિચારપૂર્વક તજીએ તો આપણે ઈશ્વરાભિમુખ થઈને ચાલીએ છીએ. આટલું થયું એટલે આત્માનું શિક્ષણ શરૂ થાય છે યા તો પૂરું થાય છે પણ આપણા શરીરના શિક્ષણની અવગણના થઈ છે, અને હિન્દ રેંટીયો તજીને અને વાધરીની ખાતર બેંમ મારીને ગુલામ થઇ બેઠું છે. તેથી હું તમો બંગાળી યુવકોની આગળ રેંટીયો મુકતાં અચકાતો નથી અને આ આત્મશુદ્ધિના એક વર્ષ દરમિયાન રેંટીયો શીખવો અને જેટલું ઉત્પન્ન થઈ શકે તેટલું સૂતર ઉત્પન્ન કરવું એ જ તમારો મુખ્ય ઉદ્દેશ અને મુખ્ય કામ થઈ પડે એમ હું ઇચ્છું છું. તમારી સામાન્ય કેળવણી સ્વરાજ સ્થપાયા પછી શરૂ કરજો. આજે બંગાળનો દરેક યુવક અને યુવતી પોતાનો સઘળો સમય અને શક્તિ કાતવા પ્રીત્યર્થે જ આપો એમ માગું છું.

કાતો, કાતો ને કાતો

તા. ૬-૨-૧૯૨૧

## ¶ બંગાળની જાગૃતિ

[ ચાલુ ]

### સ્વધર્મ ભૂલ્યા તેનું પ્રાયશ્ચિત્ત કરો

"તમારામાંથી જેઓને ઇંગ્લંડની માહીતી છે તેમને હું ત્યાંની લડાઇના દિવસોની સ્થિતિ યાદ દેવડાવું છું તે વેળાએ ત્યાંના એકેએક બાળક અને એકેએક બાળકીએ પોતાનો નિયમિત અભ્યાસ બંધ કરી લડાઇને લગતું કંઇ ને કંઇ કામ ઉપાડી લીધું હતું. નાની વયના બાળકોને પણ કામે લગાડવામાં આવેલા. માબાપોની ઈચ્છા ઉપરવટ થઇને પણ લડાઇના મેદાનપર ઝૂઝવાનો પ્રસંગ જ્યારે ખેડાના જુવાનો આગળ મુક્યો ત્યારે મારી પ્રવૃત્તિથી સરકારની આંખ ઠરતી. એ જ સરકાર આજે મને કાચી વયના બાળકોને માબાપો સામે ઉશ્કેરવાનો દોષ દઈ રહી છે. મારે તમને એટલું જ કહેવું છે કે તમારું અન્તર તમને આજની લડતમાં કેવળ થાડોમ કરવા જ પ્રેરતું હોય તો આજે તમે બીજું બધું કામ બંધ કરી તમારો બધો સમય અને શક્તિ એક વરસને માટે સ્વરાજ મેળવવા પાછળ આપો. સૌ પહેલા તો તમે રેંટીયો કાતતાં શીખી લઈ સૂતર પેદા કરતા થઈ જાઓ. તમામ જ્યાં સુધી હિન્દુસ્તાનના દરેક પુરુષ, સ્ત્રી અને બાળક કાતતાં નહિ થઇ જાય ત્યાં સુધી વિદેશી કાપડ અને વિદેશી વસ્તુઓનો સંપૂર્ણ બહિષ્કાર અસંભવિત છે. શાબ્દિક સૂતરના તાંતણા તો

સ્વધર્મ ભૂલ્યાનું પ્રાયશ્ચિત્ત

મહાસભાએ ૩૫ વરસ કાઢયાં. એથી ભૂખ્યાં સંતોખાર્યાં નહિ તેમ નાગાં ઢંકાયાં નહિ—આજે એ કાર્યનો ખરો માર્ગ આપણને લાધ્યો છે. માટે જ બંગાળી ભાઈબહેનોને ચરણે દેશોદ્ધારની આ નવી તક હું અર્પણ કરી રહ્યો છું. એ ઉપાયથી વિદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર સાધીને લૅંકેશાયર તરફથી આમની સભામાં બેસનારા પંચાવન સભાસદોની પ્રવૃત્તિઓને આપણે નિષ્ફળ કરી મુકીશું. એથી હિન્દ ઉપર લોભની દૃષ્ટિ નાખનાર જાપાનને પણ આપણે અટકાવીશું. મહાસભાએ આપણને કહ્યું છે તેમ હિન્દ પોતાના અન્નવસ્ત્રની બાબતમાં સ્વતંત્ર નહિ બને ત્યાં સુધી તેની આર્થિક સ્વતન્ત્રતાની આશા વ્યર્થ છે—હિન્દુસ્તાન જેવો અફાટ દેશ પારકે આધારે નભ્યાં કરીને સ્વાધીન બની જ કેમ શકે? કંપનીના કાળનો ઇતિહાસ યાદ કરો, અને જુલમથી કાયર થઇ આપણે સ્વધર્મ ભૂલ્યા તેનું પ્રાયશ્ચિત્ત આજે જ આરંભો. આજે સૂતર કાંતીને હિન્દની આર્થિક સ્વતંત્રતા ઘેર કરો.

"જો તમે એક વરસની અંદર સ્વરાજ સ્થાપવા માગતા હો, તો જેને આજથી તેર વરસ ઉપર આ મન્ત્રની સ્ફુરણા થઈ, ત્યારપછી તે ઉપર બાંધેલા સિદ્ધાન્તોમાંથી મેળવેલી શ્રદ્ધામાંથી જેને આજ સુધી કોઇ ડગાવી શક્યું નથી, અને જે એ દિશાએ આટલાં વરસો દરમિયાન એની શ્રદ્ધાને વધારે દૃઢ કરવામાં જ પરિણમેલા અનેક પ્રયાસો કરી ચુક્યો છે, તેની સલાહ માનજો. હિન્દની આર્થિક દશાનો જેમ જેમ હું અભ્યાસ કરતો ગયો, મીલોના માલિકો જોડ જેટજેટલી મેં વાતો કરી, તેમ તેમ મારી વધુ ને વધુ જ ખાત્રી થતી ગઈ છે કે ઘેર ઘેર રેંટીયો ચાલુ કર્યા વગર આપણો ઉદ્ધાર નથી. કોઈ પણ મીલવાળાને જઇને પૂછો; તે કહેશે કે મીલોમાંથી જ હિન્દ પોતાને જોઇતું બધું કાપડ મેળવવા માગે તો તેટલું બધુંય કાપડ આપે એટલી મીલો કાઢવાને ૫૦ વરસ જોઈએ. આમાં હું એટલું ઉમેરું છું કે જે હજારો વણકરો આજે દેશમાં હાથવણાટનું કામ કરી રહ્યા છે તેમને દેશી મીલો સૂતર પૂરું પાડી શકતી ન હોવાથી તેઓ વિલાયતી સૂતર વાપરી રહ્યા છે. ફરીફરીને હું આખા બંગાળના નવજવાનોને આ ભૂલાઈ ગયેલી કળાનો જીર્ણોદ્ધાર કરી હિંદની પરાધીનતાની બેડીઓ તોડવા વીનવું છું.

## હિન્દી ભાષા શીખો

"બીજી પણ એક સૂચના મેં કરી છે. આપણી શાળાકૉલેજમાં આટલા દિવસ ખરા રાષ્ટ્રીય શિક્ષણના મૂળાક્ષર સમાન એક રાષ્ટ્રીય ભાષાનું શિક્ષણ પણ આપણે આપ્યું નથી. અત્યારે દેશના એક પ્રાંતના નવજવાનોને બીજા પ્રાંતમાં જવું ને ખપ લાગવું સો સો વાત થઇ પડે છે. માટે મારી બીજી સલાહ એ છે કે કાંતવામાંથી જે કંઇ વખત તમે ફાજલ પાડો તેનો ઉપયોગ હિન્દી શીખી લેવામાં કરો. મારી તો ખાત્રી છે કે ચાલાક, નમ્ર, મહેનતુ અને દેશદાઝવાળો દરેક નવજવાન આ બન્ને વસ્તુ બે મહિનામાં શીખી લઇ શકે.

## ગામડાંઓની સેવા

"આટલી તૈયારી કર્યાં પછી તમે મદ્રાસ ઇલાકા સિવાય હરકોઇ પ્રાન્તના ગામડાંઓમાં સેવાર્થે નીકળવા લાયક બનશો અને પ્રજાની જોડે અન્તર ખોલીને વાત કરી શકશો. ૨૨ કરોડ પ્રજા હિન્દુસ્તાની સમજે છે. બીજી એકે ભાષા તે એટલી નથી જાણતી. તમારે એમનાં હૈયાં હાથ કરવાં હોય તો તમારે હિન્દી શીખી જ લેવી રહી. આટલું કરવા તૈયાર થશો તો મારૂં વચન છે કે આટલા દિવસની હિમ્મત અને શક્તિની ખામીનો એક વરસમાં તમે ખંગ વાળી દીધો હશે.

સ્વરાજની લાયકાત અને અંગ્રેજી

"સરકારી નોકરી નહિ મળે એ ધ્રાસકો પડતાં જ હતાશ થઇ પડતા હજારો અલ્પપ્રાણ વિદ્યાર્થીઓને હું જાણું છું જો આ સરકારને સુધારવા અને નહિ તો ફીટાડવા તમે સંકલ્પ કર્યો હોય તો સરકારી નોકરીનો તમારી આગળ સવાલ જ કેમ ઉભો થઇ શકે ? જો તમે આજીવિકા માટે સરકારની સામું ન જ જોવાનો નિશ્ચય કર્યો હોય તો પછી અંગ્રેજી ભાષાના જ્ઞાનનું તમારે શું પ્રયોજન રહ્યું ? સાહિત્યની દૃષ્ટિએ અંગ્રેજી ભાષાનું મહત્ત્વ હું નથી ઘટાડવા માગતો અંગ્રેજી ગ્રન્થોમાં સમાયેલ ભારે વિભૂતિઓનો આંક પણ હું ઓછો નથી આંકતો. હું તો એટલું જ ઠસાવવા માગું છું કે સમસ્ત પ્રજાવર્ગ ઉપર અંગ્રેજીને આપણે નાહકની લાદી છે. સ્વરાજની દૃષ્ટિએ તો અંગ્રેજી ભાષાને બહુ જ ગૌણ સ્થાન છે. સ્વરાજ પાસ કરવાની લાયકાત મેળવવા સારૂ કોઇએ અંગ્રેજી શબ્દોનો ભરોળ વધારવાની જરૂર નથી; અને તેથી જ ગુજરાતના નવજુવાનોને મેં અંગ્રેજી કેળવણી નવ કે બાર મહિનાને સારૂ સાવ મુલતવી રાખી કાતવાની સલાહ આપી છે.

ગામડાંની સેવા

"આટલું શીખીને તેઓ પોતાની જાતને દેશની સેવામાં અર્પણ કરવાને લાયક બનશે. હિન્દનાં સાડાસાત લાખ ગામડાંઓ માટે જ્યાં સુધી આવા સેવકોનું સૈન્ય આપણે તૈયાર ન કરીયે ત્યાં સુધી મહાસભાના નવા બંધારણથી આપણે લાભ ઉઠાવ્યો ન કહેવાય. ગામેગામ મહાસભાની એકાદ સમિતિ સ્થપાયેલી આપણે જોવા માગતા હોઇયે તો નવજવાનોએ આ કામ ઉપાડી લેવું જ રહ્યું. બંગાળના તેમજ આખા હિન્દના વિદ્યાર્થીવર્ગને સારૂ આ સેવાની તક એક અપૂર્વ પર્વણી છે. મારૂં હૃદય તો સાક્ષી જ પૂરે છે કે આવી શ્રદ્ધાથી જો તમે એકેએક જણ આ સેવાના ક્ષેત્રમા યાહોમ કરશો તો એક વરસને અન્તે આ પગલાને પશ્ચાત્તાપની લાગણીથી યાદ કરવાનો વખત તમને નથી જ આવવાનો ઉલટું તે દિવસે તો તમારાં હૈયાં હરખથી ફૂલ્યાં નહિ સમાતાં હોય, કારણ સ્વરાજ સ્થાપીને તમે હિન્દનું નાક રાખ્યું હશે, ઈસ્લામની ઇજ્જત બચાવી હશે, આખા રાષ્ટ્રને ઉંચે મસ્તકે દુનિયાભર ફરવાનું અધિકારી કર્યું હશે ઇશ્વર તમને—બંગાળના યુવકો તેમજ યુવતીઓને—આપભોગ અને આત્મશુદ્ધિના આ પવિત્ર વરસમાંથી વિજયવન્તપણે પસાર થવાને અખૂટ ધૈર્ય, આશા અને શ્રદ્ધા આપો."

## મેડિકલ વિદ્યાર્થીઓને

ગાંધીજી બોલી રહ્યા પછી દાક્તરી અભ્યાસવાળા વિદ્યાર્થીઓને ઉદ્દેશીને થોડું બોલવાની તેમને ફરી વિનન્તિ કરવામાં આવી. એટલે તેઓ ફરી બોલવા ઉભા થયા:

"એક વસ્તુને મેં જાણીજોઇને છોડી દીધી. મારા ખ્યાલ બહાર નહોતી, પણ કાંતવાની તેમજ હિન્દીની વાત કરવામાં મારે તમારો એટલો બધો વખત લેવો પડયો કે મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓની મુશ્કેલીઓ વિષે કહેવા હું જાણીજોઇને જ રહી ગયો. સામાન્ય શાળા-કૉલેજોના વિદ્યાર્થીઓને જે લાગુ પડે છે તે ખરું જોતાં મેડિકલ વિદ્યાર્થીઓને તો કંઇક વધુ જ લાગુ પડે છે. તેઓ હિન્દના ઘા રૂઝવનારા છે; જે રોગોથી દેશ દુઃખિત છે તેને મટાડનારા છે. પંજાબના ઉપર પડયો તેના કરતાં મોટો ઘા હિન્દના શરીર ઉપર હું અત્યારે જોતો નથી. જે પરાધીનતા, દીનતા અને નાદારીના રોગમાં પ્રજા અત્યારે તરફડી રહી છે તેના કરતાં વધુ ભયંકર બીજો રોગ હિન્દને વળગેલો હું જાણતો નથી. જો મેડિકલ વિદ્યાર્થીઓ પોતાના ભાવિ ધંધાને વફાદાર નીવડવા માગતા હોય તો તેઓ આ અવસરે હિન્દનું અપમાન ધોવા, હિન્દની નાદારી ટાળવા, નાગાને ઢાંકવા અને દુખિયાંને દિલાસો આપવા આગળ આવતાં બિલકુલ આંચકો ખાશે નહિ. ગમે તેટલા ભણેલા—કેળવાયેલા, ગમે તેટલા સમૃદ્ધ હિન્દીને માટે હિન્દને પીડી રહેલા આ રોગને મટાડવાના કરતાં વધારે ઊંચું બીજું કાર્ય અત્યારે હોઈ શકે નહિ. તેથી સોળ વરસની ઉપરની વયના એકેએક મેડિકલ વિદ્યાર્થીને એક ક્ષણની પણ રાહ જોયા વિના તેમની શાળાકૉલેજો છોડવાનું કહેતાં હું અચકાતો નથી. મારી સલાહ માનવા ન માનવાને તમે મુખત્યાર છો જ. તમારા અભ્યાસ ન જ અટકવા દેવાના તમે આગ્રહી હો તો નવી રાષ્ટ્રીય શાળાકૉલેજો ખોલવાને પણ તમે સ્વતંત્ર છો. પણ યાદ રાખજો કે જ્યાં સુધી તમે તમારો આખો સમય આજની સ્વરાજની લડતમાં અર્પણ કરી પ્રજાનું કાર્ય સહેલું નહિ કરી મુકો ત્યાં સુધી આજની આ પ્રજાકીય લડતમાં નવજવાનો તરીકેના સૌથી અગત્યના હિસ્સામાં તમે તમારો પૂરેપૂરો ફાળો આપ્યો નહિ કહેવાય.

## 'ભાષણો કરતાં થાકયો છું'

"તમારા મનમાં હજુયે કંઇ શંકાઓના નિર્ણય કરાવવા બાકી રહેલા હોય તો હું તેના જવાબો આપવા તૈયાર છું, જોકે મારે કબૂલ કરવું જોઈએ કે જવાબો દેતા દેતાં અને ભાષણો કરતાં કરતા હવે તો હું થાકયો છું. હવે તો હું મારાથી બને તો મૌન રાખી તમારા પોતાના ઉદ્યમ અને તમારા પોતાના અન્તઃકરણ ઉપર આ સવાલ છોડવાનું વધારે પસંદ કરું. આજે જ 'નવજીવન'ના એક ચર્ચાપત્રીએ મને સવાલ કીધો છે કે 'જો તમે અંતઃકરણને સૌથી ઉપર ગણો છો તો શા માટે અમારી જોડે આટલી બધી દલીલો કર્યાં કરો છો? અમને અમારા અંતરના બળ ઉપર છુટા કેમ નથી મુકી દેતા?' એક દૃષ્ટિએ આ ટોણો ઠીક હતો એમ મારે કહેવું જોઇએ. પણ હું માનું છું કે મારા અંતરમાં જે અનલ પ્રગટી રહેલ છે તે જો તમારી પાસે ઉઘાડો ન કરી બતાવું તો મારા પોતા તરફનું કર્તવ્ય ચૂકું; આથી જ હિન્દના એકથી બીજા છેડા સુધી ઘૂમતો રહીને હું તમને આશા તથા ધૈર્યનો સન્દેશ આપી રહ્યો છું. હું નવરો પડું તોતો તમે મને કાંતતો અને હિન્દુસ્તાની

ચોપડીઓનાં પાનાં ફેરવતો જ જુઓ. હું હિન્દુસ્તાની જાણું છું પણ તેની દૃષ્ટિએથી હું તેટલો જ વાકેફ છું. અંગ્રેજીના જેટલી પ્રવીણતા હિન્દુસ્તાનીમાં હું નથી ધરાવતો એની મને કેટલી અડચણ થાય છે તે હું જ જાણું છું.

"બંગાળના નવજવાનો, તમારી બધી ચંડાકુરાંકાઓને બંગાળના ઉપસાગરમાં ડૂબાવી દો અને એક એવી અસીમ આશાથી ઉભા થાઓ કે જેને નિરાશાનું કોઈ ક્ષિતિજ મર્યાદિત કરી શકે નહિ."

## મહમદઅલીનું ભાષણ

શેક્સપીઅર કે રેંટીયો?

ગાંધીજીનું ભાષણ ઉપર પૂરૂં આપી દેવામાં આવ્યું છે. એ પ્રસંગે મૌ. મહમદઅલીનું ભાષણ પણ બહુ અગત્યનું હતું. ખાસ કરીને તેમનો કર્નલ વેજવુડના કેટલાક આક્ષેપોને જવાબ. કર્નલ વેજવુડે 'નેશન' પત્રમાં લખેલા ગાંધીજી ઉપરના એક લેખમાં મૌ. શૌકતઅલીને વિષે લખ્યું છે કે તેમની અહિંસાવૃત્તિ માત્ર ઉપરઉપરની છે. તેને જવાબ આપતાં મૌ. મહમદઅલીએ જણાવ્યું કે 'અમે અહિંસાત્મક કાર્યક્રમ સ્વીકાર્યો છે, કારણ તે કાર્યક્રમથી કાર્ય વધારે જલદીથી આટોપી શકાય એમ અમને લાગ્યું છે. આપણે હિંસાત્મક યુદ્ધને માટે બૉંબબંદુકો બનાવવા બેસીયે તો કેટલાં વર્ષ તૈયારીમાં લાગે તેની કલ્પના નથી, જ્યારે આ કાર્યક્રમથી—શાન્તિના કાર્યક્રમથી એક વર્ષમાં સ્વરાજ લેવાની આપણે આશા રાખીયે છીયે.' કાંતવાનું કામ કરવા વિષે બોલતા તેમણે વિદ્યાર્થીઓને કહ્યું, "જેમ આપણી અનેક વર્ષોની ગુલામીની સરખામણી થઈ શકે તેમ નથી તેમ જ આપણી સ્વતન્ત્રતા પણ એટલી જલદી પ્રાપ્ત થશે કે તેની સરખામણી પણ નહિ કરી શકાય. વગરઢીલે સ્વતન્ત્રતા ઘેર કરાય તે માટે ગાંધીજી એક વર્ષને માટે તમને સૌને પુસ્તકો પડતા મુકી રેંટીયો લેવાનું કહે છે. એ રેંટીયાના તાંતણાથી તમે આર્થિક પરતન્ત્રતાના તાંતણા તોડી શકશો.' તમે તમારા દિલને પૂછી જુઓ કે તમારી સ્વતંત્રતા માટે તે તમને શેક્સપીઅર વાંચવાનું કહે છે? જો તેમ કહેતું હોય તો તેમ કરો. પણ જો તેમ વાંચ્યા કરવાથી મેંચેસ્ટરનો આપણી ઉપરનો કબજો વધતો જાય એમ લાગે તો શેક્સપીઅરના અભ્યાસ ઉપર પૂળો મુકો."

આ પછી બીજાં ભાષણો શ્રી. દાસ, પાલ, જિતેન્દ્રલાલ બૅનરજીનાં થયાં હતાં, તેમાં હું વાચકને નથી ઉતારવા ઇચ્છતો. માત્ર શ્રીયુત દાસને ૧૦૦૦૦ રૂપીયા મોકલવાનો પત્ર લખતા બાબુ ગોપાલચન્દ્ર સિંહે તેમને લખેલા પત્રમાંનો છેલ્લો ફકરો અહીં ઉતારું છું: "વિદ્યાર્થીઓએ સારું કર્યું હોય કે માઠું કર્યું હોય, કાર્યમાં જે અદમ્ય ઉત્સાહથી તેઓ અગ્રેસર થયા છે તે અદમ્ય ઉત્સાહને સુપથે વાળવાને માટે પ્રજાએ—ધની, નિર્ધન, પંડિત, મૂર્ખ, સૌએ—જીવનોડ પ્રયત્ન કરવો જોઇયે. જેઓ નહિ કરે તેઓની ઉપર તે ન કર્યાં બદલ આળ રહી જશે એવી મારી ખાત્રી છે. આ ખાતીને લીધે મેં જે

કાંઇ આપવાનું હતું તે આપ્યું છે." બાબુ રામાનન્દ ચટ્ટોપાધ્યાય, સર પ્રફુલ્લચન્દ્ર રાય અને બીજા વિદ્વાન શિક્ષણશાસ્ત્રીઓ જેઓ આજે આ હીલચાલની વિરુદ્ધ થઈ રહ્યા છે તેઓ ઉપરના પત્રમાંની વાતની અવગણના કરે છે.

## બીજી પ્રવૃત્તિ

આ વિરાટ સભા પછી ગાંધીજીએ અહીં અનેક સભાઓ આગળ ભાષણ આપ્યાં છે, અનેક જણને મળ્યા છે, શિક્ષણ મંડળ સ્થાપ્યું છે, વિદ્યાર્થીઓનાં માબાપોને મળી રહ્યા છે, અને બીજાં જે કંઇ વ્યવહારૂ પગલાં લેવાં જોઇયે તે લઇ રહ્યા છે. સ્ત્રીઓની સભાઓમાં પ્રગટ થયેલા ઉત્સાહનું વર્ણન આપી શકાય એમ નથી. સ્ત્રીઓની કુલ ત્રણ સભાઓ થઇ. એક શ્રીયુત દાસના આંગણામાં, જ્યાં ચારસેં પાંચસેં બંગાળી બહેનો હશે. તેમનામાં થયેલ ઉઘરાણામાં છસેં રૂપીયાથી વધારે રોકડા રૂપીયા અને પાંચ હજાર રૂપીયાના કિંમતના દાગીના હતા. બીજી મારવાડી બહેનોની થઇ; તેમણે તો ઘરેણાં અને નાણાનો વરસાદ વરસાવ્યો. બન્ને મળીને ૧૦ હજારથી ઓછું ઉઘરાણું નહિ હોય. અને ત્રીજી એક સભા બાબુ નિર્મળચન્દ્રને ત્યાં થઇ. ત્યાં માત્ર સોએક બંગાળી બહેનોમાંથી આઠસેં જેટલા રૂપીયા થયા.

શ્રીયુત દાસની પાસે ખાનગી ગૃહસ્થો તરફથી તો મદદ આવ્યે જ જાય છે; જમીન, મકાન વગેરેની. પેલે દિવસે લગભગ લાખ રૂપીયાની કિંમતની જમીન અને મકાનવાળી એક શાળા આખી શ્રીયુત દાસને સોંપવામાં આવી. મારવાડી ભાઇઓ પણ ઠીક ઉત્સાહ બતાવી રહ્યા છે. તેમના તરફથી એક લાખ રૂપીયાને આશરે ઉઘરાણું થયું છે. ગુજરાતી ભાઇઓની ખાસ સભા બુધવારે રાખવામાં આવી છે.

રેંટીયાની પ્રવૃત્તિ વિષે અહીં હજુ જોઇયે તેટલો રસ ઉત્પન્ન થયો ન કહેવાય; જોકે બહેનો શ્રીયુત દાસને ત્યાં મુકવામાં આવેલા રેંટીયા ઉપર કાંતવાનું શીખી જાય છે. શ્રીમતી ઊર્મિલાદેવી—શ્રીયુત દાસનાં વિધવા બહેને પોતાનું મકાન કાંતવાનું શીખવા આવનારી બહેનોને માટે ખુલ્લું મુક્યું છે. એક વેપારી સંસ્થાએ રૂ. ૧૦૦૦૦ કેવળ રેંટીયાને માટે જ આપ્યા છે.

વિદ્યાર્થીઓ કેટલા બહાર છે તે હાલ કહેવું મુશ્કેલ છે, કારણ કૉલેજો બધી બંધ કરવામાં આવી છે. બે ત્રણ દિવસમાં રાષ્ટ્રીય વિદ્યાલય ખુલશે એટલે ખબર પડી જશે કે કેટલા નવા આવે છે. પ્રવેશ માટે અરજીઓ જ્યારે ઉભરાવા લાગી ત્યારે શ્રીયુત દાસે એવો આગ્રહ ધર્યો કે જેઓ પોતાની કૉલેજ છોડયાનું સર્ટિફિકેટ લઇ આવે તેમને જ દાખલ કરવા. આવાં વિદ્યાર્થીઓની સંખ્યા પણ કાંઇ ઓછી નથી. વિદ્યાલય માટે મહિને ૨૦૦૦ રૂપીયા ભાડાનું એક મકાન તથા ત્રણ મકાનો તેમને રહેવા માટે લેવામાં આવ્યાં છે. આવતી કાલે નવી ઉઘડનારી ધારાસભા પ્રત્યે વિરોધ પ્રદર્શિત કરવા માટે આખા શહેરમાં સવારથી સાંજ સુધી આઠ સભાઓ થશે. દરેક સ્થાને ગાંધીજી અને મૌ० મહમદઅલી હાજરી આપશે.

અહીંનું કામ પાટે ચડાવ્યા પછી ૪થી તારીખે ગાંધીજી ઝરીઆ જવાનો ઈરાદો રાખે છે. ત્યાંથી તા ૬ઠ્ઠીએ પટના, ૮મીએ ગોરખપુર, ૯મીએ રાષ્ટ્રીય વિદ્યાપીઠ ખુલ્લું મુકવા કાશી અને ૧૩ મીએ દીલ્હી—આ પ્રમાણે ક્રમ હાલ રાખવામાં આવ્યો છે. લાલા લજ્પતરાયજીના ઉપરાઉપરી તારો આવવાથી ગાંધીજીનો પંજાબ જવાનો પણ ઇરાદો છે.

કલકત્તા
તા. ૩૧-૧-૨૧

મહાદેવ હરિભાઈ દેસાઈ

---

# † ના० ડચક ઓફ કૉનૉટને ખુલ્લો પત્ર

નામદાર !

અસહકારની મર્યાદાનો ખુલાસો

આપ નામદાર અત્યાર સુધીમા અસહકાર, અસહકારવાદીઓ, તેમજ તેમની કાર્યપદ્ધતિઓ વિષે ઘણું સાભળી ચુક્યા હશો. તેમા આ પ્રવૃત્તિના ઉત્પાદક તરીકે અનાયાસે મારે વિષે પણ સાભળ્યું હશે. મને અદેશો છે કે આપ નામદારને આપવામાં આવેલી માહીતી એકતરફી હોવી જોઇએ. આવી સ્થિતિ વચ્ચે આપને સત્યશોધનનો માર્ગ કરી આપવા ખાતર, મારા મિત્રોને ન્યાય આપવા ખાતર, મને પોતાને ન્યાય આપવા ખાતર, જે અસહકારની લડત હું એકલો જ નહિ પણ ભાઇ શૌકતઅલી અને મહમદઅલી જેવા મારા સૌથી નિકટના સાથીઓ પણ ચલાવી રહ્યા છીયે તેની મર્યાદા કેવડી છે એ વિષેનો ખુલાસો આપ નામદાર આગળ રજુ કરવો એ હું મારો ધર્મ સમજું છું.

સેવામાથી બહિષ્કાર પર

આપ નામદાર જેવાની હિન્દની મુલાકાતનો રાષ્ટ્રીય બહિષ્કાર કરવામા આગળ પડતો ભાગ લેવો મારે મન સુખની વાત હોય જ નહિ. મેં કોઇના આગ્રહ વિના સ્વેચ્છાથી જીંદગીના સતત ૩૦ વરસ સુધી સરકારની એકનિષ્ઠાપૂર્વક સેવા કરી છે; એમ માનીને કે એ જ રસ્તે મારા દેશની પરાધીનતા મટી સ્વાતન્ત્ર્ય સ્થપાશે. એનો એ જ મને આજ આપ નામદારના સ્વાગતનો સંપૂર્ણ બહિષ્કાર પ્રજાને સૂચવવામાં જેવી તેવી આનાકાની નથી થઈ.

અસહકારનું ધ્યેય

એક વાત હું આરંભમા જ સ્પષ્ટ કરી દેવા માગું છું કે એક અંગ્રેજ સદ્‌ગૃહસ્થ તરીકે આપ નામદારની સામે અમારામાના કોઇને કશું છે જ નહિ. આપનું શરીર અમારે મન હરકોઇ વ્હાલામાં વ્હાલા મિત્રના જેટલું જ પવિત્ર છે. એ શરીરને જોખમમા જુએ તો મારા મિત્રમાનો કોઈ પણ પોતાનો પ્રાણ ખરચીને

પણ તેની રક્ષા કરતાં પાછો હઠે એવું હું નથી માનતો. વ્યક્તિ તરીકે કોઇ પણ અંગ્રેજ સામે અમે લડાઇ નથી માંડી, અંગ્રેજોની જાન લેવા અમે નથી મથી રહ્યા. પણ જે રાજ્યતન્ત્રે હિન્દની પ્રજાને શરીરથી, મનથી અને આત્માથી કેવળ નપુંસક અને નાદાર કરી મુકી એ રાજ્યતંત્રને અમે અવશ્ય જડથી ઉખેડવા ઇચ્છીયે છીયે. જે અંગ્રેજ સ્વભાવમાંથી પંજાબમાં ઓડવાયરશાહી અને ડાયરશાહી ઉદ્દભવી શકી, જેમાંથી ઇસ્લામનું—અમારા સાત કરોડ ભાઇઓના મજહબનું—કેવળ નિર્લજ્જતાપૂર્વક અપમાન થયું કે જે વડા પ્રધાને પોતે જાતે કરેલી પવિત્ર જાહેર પ્રતિજ્ઞાનો સાફ સાફ ભંગ કરી સિદ્ધ કર્યું, તે સ્વભાવની સામે અમારા બધા બળપૂર્વક ઝૂઝવાનો અમે સંકલ્પ કર્યો છે. આટલા તિરસ્કાર પછી હિન્દની ત્રીસ કરોડ નિષ્પાપ પ્રજાની લાગણીઓને એક શું, બે શું, અનેક જીવસટોસટના સવાલોની બાબતમાં નિયમ અને વ્યવસ્થાપૂર્વક તુચ્છકારનાર સરસાઈ અને દોરના તોરને હવે વધુ વખત સાંખી બરદાસ કરતા બેસી રહેવું એ અમારા સ્વમાનનું ઘાતક છે. એમાં અમે નાગોથી જોઇ રહ્યા છીયે. આપ નામદારને મન પણ ત્રીસ કરોડ હિન્દી પ્રજા લાખ અંગ્રેજોને હાથે રાત અને દહાડો જીવના જોખમની બીકથી ફફડતી રહે અને બીકની મારી તેમને આધીન રહે એ સ્થિતિ અભિમાન લેવા જોગ ન જ હોઇ શકે.

આવા રાજ્યતન્ત્રનો અન્ત આણવા નહિ પણ તેના મોભાની રક્ષા કરીને તેને અક્ષત રાખવાનું, તેને નભાવવાનું કાર્ય બજાવી આપવાને સારૂ અત્યારે આપ નામદારનું આ દેશમાં આગમન થયું છે. આવ્યા પછી આપનું પહેલવહેલું જ જાહેર ભાષણ તપાસો. એ લૉર્ડ વિલિંગ્ડનની તારીફમાં વાંચેલું એક વખાણ જ છે. લૉર્ડ વિલિંગ્ડનની અંગત ઓળખનું હું માન ધરાવું છું. એઓ એક નિખાલસ અને મળતાવડા સ્વભાવના ગૃહસ્થ છે. તેઓ સ્વેચ્છાથી એક કીડી સરખીને પણ ઇજા નહિ કરે. છતાં રાજ્યકર્તા તરીકે તેઓ નિષ્ફળ જ નીવડયા છે. તેમણે પોતાની સત્તા કાયમ રાખવાનો સ્વાર્થ ધરાવનારા સલાહકારોની આપમતલબી શીખામણ સાંભળીને તે મુજબ પોતાને તણાવા દીધા. મદ્રાસમાં પણ તે પોતાના ઇલાકાની પ્રજાનું અન્તર ઓળખી શક્યા નથી દેખાતા. અહીંઆં બંગાળ પ્રાન્તમાં આવીને પણ આપ અહીંના ગવર્નરને પ્રશંસાનું પ્રમાણપત્ર આપી રહ્યા છો, જે હાકેમ પણ મેં એમને વિષે જે જે કંઇ સાંભળ્યું છે તે ઉપરથી એક ખાનગી વ્યક્તિ તરીકે પૂરેપૂરા સદ્દગૃહસ્થ છે, છતાં હાકેમ તરીકે તેમને પણ બંગાળના અન્તરની અને તેના આન્તરિક અભિલાષોની કશી જ ગન્ધ નથી. બંગાળ એટલે કંઇ કલકત્તા નથી. કોઇ

વિલિયમ તથા કલકત્તાના રાજમહેલો આ સુન્દર પ્રાન્તની અશરાફ અને અસાધારણ સંસ્કારી ગ્રામીણ પ્રજાને ઉન્મત્તપણે અને શિરજોરીપૂર્વક નીચોવી કાઢીને ખડાં કરેલા શરમનાં સ્મારકો નહિ તો બીજું શું છે ?

સુધારા અને ખુનામરકીનો ત્યાગ

અસહકારીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે હિન્દની નિર્ધનતા અને નામોશીના આ મહાપ્રશ્નને થીગડું દેવા માગનાર સુધારાઓથી અંજાવામાં સાર નથી; તેમ અધીરાઈથી ઉકળી જઈ માથું વાઢવા તૈયાર થયે પણ કશું વળે તેમ નથી. આવેશ અને ક્રોધમાં ખુનામરકી તરફ અમારાથી ન જ વળી શકાય. અમે વગરઆનાકાનીએ કબૂલ કરી લઈયે છીયે કે આજની આ સ્થિતિને માટે અમે પોતે પણ તેટલા જ દોષી છીયે. અમારી ગુલામીને માટે પાપ સાથેની અમારી આ આપખુશીની ભાગીદારી જેટલી જોખમદાર છે તેટલા જોખમદાર બ્રિટિશ તોપો અને સંગીનો નથી.

અસહકારીઓના કાર્યનો હિસાબ

આમ આપ નામદાર જોઈ શકશો કે આપને હાર્દિક સ્વાગત આપવાની હીલચાલમા ભળવા—ભાગ લેવાને લગતો અમારો ઇનકાર કોઈ પણ રીતે આપ નામદારની પ્રત્યેના અમારા અંગત વિરોધનુ ચિહ્ન નથી, પણ જે રાજ્યતન્ત્રને ટકાવવા આપ આવ્યા છો તે રાજ્યતન્ત્રની સામેના અમારા વિરોધનો નિદર્શક છે. હુ સમજું છુ કે અંગ્રેજોના વ્યક્તિગત પ્રયત્નો અંગ્રેજ જાતિનો સ્વભાવ એક દિવસમાં ન ફેરવી શકે. પણ જો અમે અગ્રેજોના બરોબરીઆ થઇયે તો તેઓ અમારી સામે અવિલંબે માનની નજરથી જોતા થાય. તેવા થવા સારૂ અમારે સૌ પહેલાં તો ભયરહિત થવું જોઇયે; અમારે સ્વાશ્રયી બનવું જોઇયે; અને જે સરકારને અમે કાં તો સુધારવા અને ન સુધરે તો શીટાડવા માગીયે છીયે તેના હાથના કેળવણી, ન્યાય, રક્ષણ અને આશ્રયથી અમારે સ્વતંત્ર થઈ જવું જોઇયે. આથી જ આ અહિંસામય અસહકારની ઉત્પત્તિ થઇ છે. હું એ પણ જાણું છુ કે અમે બધા જ હજી વાણીમાં તેમજ આચરણમા અહિંસાધર્મનું સંપૂર્ણ પાલન કરનારા નથી થયા; પણ અત્યાર સુધીમાં એ દિશાએ અમે કરેલી ગતિ કેવળ કલ્પનાતીત છે એવી હું આપ નામદારને ખાત્રી આપું છું. કદી ન સમજે તેટલા આ આહિંસામય લડતનું રહસ્ય અને કિંમત પ્રજા અત્યારે સમજી ગઇ છે.-હવે તો હરકોઇ રસ્તે ચાલનાર વાહિતને પણ આ લડત કેવી ધાર્મિક અને આત્મશુદ્ધિના તત્ત્વ ઉપર ખડી થયેલી છે એ દેખાય તેમ છે. અમે ચ્હા દારૂની ટેવો છોડી રહ્યા છીયે. અમે અસ્પૃશ્યતાના પાપમાથી હિન્દને છોડવવા મથી રહ્યા છીયે અમે પહેરવા ઓઢવામા દાખલ કરેલો ખોટો પરદેશી, ભભકો

અને ડાકડિમાક ફગાવી દઇ અમારા પુરાણા રેંટીયાનો જીર્ણોદ્ધાર કરી રહ્યા છીયે, અને જીવનની અમારી પુરાતન સાદાઈ તરફ પાછા વળી રહ્યા છીયે આમ કરીને આજની આ હાનિકારક સંસ્થાને અમે થીજવી દેવા માગીયે છીયે.

આપ નામદારને એક અંગ્રેજ તરીકે આ પ્રવૃત્તિનો સૂક્ષ્મ અભ્યાસ કરવા અને સામ્રાજ્યને માટે, બલ્કે આખી દુનિયાનાં દેશોને માટે તેમાં સૂતેલી શક્તિઓને આંક કાઢવા હું વીનવું છું. અમે દુનિયામાં જે કંઇ નેક છે, પાક છે, તેની સામે લડાઇ કરવા નથી નીકળ્યા. ઇસ્લામનું—અમે મથી રહ્યા છીયે તે ઢબે—રક્ષણ કરવામાં અમે બધા ધર્મોને અભય આપવા મથી રહ્યા છીયે; હિન્દુસ્તાનનું માન ભ્રષ્ટ ન થવા દેવામાં અમે આખી માનવજાતિના માનને માટે રક્ષણનો કોટ ચણી રહ્યા છીયે; કારણ અમારાં હથિયાર કોઇને ઇજા કરે એમ નથી. અંગ્રેજોની જોડે અમે મિત્રને નાતે રહેવા ઇચ્છુક છીયે, પણ એ મૈત્રી વાતમાં તેમ વર્તનમાં બન્નેમાં બે બરોબરીઆ વચ્ચે હોય તેવી મૈત્રી હોવી જોઇયે. આ નેમ પાર પડે ત્યા સુધી અમારે અસહકાર એટલે અમારી પોતાની આત્મશુદ્ધિ કરવાની આ લડત ચાલુ જ રાખ્યે છૂટકો. આપ નામદારને અને આપની મારફત પ્રત્યેક અંગ્રેજને અસહકારના આ સ્વરૂપને સમજી લેવા અને તેની કદર કરવા હું વીનવું છું.

લિ૰ હું છું,

આપ નામદારનો સાચો સેવક,

મોહનદાસ કરમચંદ ગાંધી

---

# રેંટીયાની પ્રવૃત્તિ

રેંટીયાની પ્રવૃત્તિ ઠીક ચાલી રહી જણાય છે. રેંટીયાની માગણી અનેક જગ્યાઓથી આવે છે એ હું જોઉં છું. પણ જો એક જ સ્થળેથી રેંટીયા બનાવી આપવાની માગણી થયાં કરે તો આપણે વળી પાછા અટવાઈ જવાના.

આ પ્રવૃત્તિમાં જેટલું ફળ રહેલું છે તેટલી જ સહેલાઈ રહેલી છે. બળ તેની સહેલાઇમાં જ છે. રેંટીયો દરેક ગામમાં બની શકે એવી સામાન્ય વસ્તુ છે. તેનો દરેક ભાગ જે કોઇ ગામમાં સુતાર ને લુહાર છે ત્યાં બની શકે તેમ છે. ત્રીસ કરોડની વસ્તી છે એટલે દસ માણસે એક ઘર ગણીયે તો ત્રણ કરોડ ઘર થયાં. ત્રણ

કરોડ રેંટીયા જ્યારે હિન્દુસ્તાનમાં દાખલ થાય ત્યારે સ્વરાજવાદીને શાન્તિ વળે. તેટલા રેંટીયા જો એક જ સ્થળેથી તૈયાર કરી આપવાના હોય તો કામ અટકી પડે.

હિન્દુસ્તાનમાં સાડાસાત લાખ ગામડાં છે. એટલે આ પ્રવૃત્તિ તેટલાં ગામડાંમા વહેંચાઇ જાય, આ ગામડાં અઢીસો જીલ્લામાં વહેંચાઇ ગયાં છે. એટલે જો દરેક જીલ્લાદીઠ એક એક માણસ આ કાર્ય કરનાર નીકળી પડે તો પ્રવૃત્તિ વ્યાપક સ્વરૂપ લઈ શકે; અને તે તે જીલ્લાને રેંટીયા તે તે જીલ્લાનો કારભારી પુરા પાડી શકે અથવા માર્ગ બતાવી શકે તો જ કામ આગળ વધી શકે.

સ્વરાજ અને કારીગરવર્ગ

રેંટીયાની માગણીઓ કેવળ આશ્રમમાં જ ચાલી આવે છે એ બતાવે છે કે આપણે આપણા કારીગરવર્ગમાં પ્રવેશ નથી કર્યો. આપણે દરેક ગામની અઢારે વર્ણને સ્વરાજની પ્રવૃત્તિમાં રસ લેતી કરવી રહી છે. અંગ્રેજી ભણેલા જ સ્વરાજની ચળવળ ચલાવી શકે એ ઘેલછામાંથી આપણે જેમ નીકળતા જઇએ છીયે તેની જ રીતે માત્ર મુસદ્દીવર્ગ જ આ પ્રવૃત્તિ શોભાવી શકે એ વાત પણ આપણે ભૂલી જવી જોઇશે.

સ્વરાજની તાલીમ એ આપણી પ્રાથમિક તાલીમ છે. એ બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ, બધા વર્ણનાંને, બધા ધર્મનાંને આપવાની રહી છે. તેમા અક્ષરજ્ઞાનની જરૂર નથી. આપણે આ રાક્ષસી રાજ્યનો નાશ કરવો છે. તે રાજ્યમાં આપણું શ્રેય નથી. તેનો નાશ કરવાનું સાધન શાન્તિમય અસહકાર છે. અસહકાર એટલે આપણા બધામાં સહકાર. આપણામાં સહકાર એટલે આપણામાં સ્વતન્ત્ર થવાની ઇચ્છા ને શક્તિ. આ ઇચ્છા પાર પાડવાની શક્તિ મેળવવાનું મોટામાં મોટું સાધન રેંટીયો છે. આટલું જ્ઞાન ગમે તેને થોડા સમયમાં આપી શકાય છે.

એટલે આપણે આપણા સુતાર, લુહાર, મોચી, ખેડૂત વગેરેને આ કાર્યમાં પરોવવા જોઇએ. સ્વામિનારાયણનું મન્દિર કારીગરોએ મફત બાંધ્યું. ધનિક માણસોએ તેને સારુ ધન આપ્યું. સ્વરાજમન્દિર સ્વરાજના ભક્ત કારીગરો કેમ મફત ન બાંધે? મજૂર પોતાની મજૂરીનું દાન આપે ને પૈસાદાર પોતાના પૈસાનું. આવી ભાવના ઉત્પન્ન કરવા સારૂ થોડા જ માણસોની જરૂર છે, પણ તે પ્રામાણિક સેવક હોવા જોઇયે.

શિક્ષિત વર્ગનું અપંગપણું

અત્યારે હજુ બધી પ્રવૃત્તિ અપંગ વર્ગમાં જ ચાલી રહી છે. મારો ખાસ વિશ્વાસ છે કે આપણે શિક્ષિતવર્ગ ખરે સ્વરાજ મેળવવા અપંગ બની ગયા છીયે. આપણને ખબર પડી ગઇ છે કે સ્વરાજ વાતોથી, ભાષણોથી, અરજીઓથી, વિલાયતનાં

ડેપ્યુટેશનોથી ન મળે પણ સ્વરાજમાં સ્વધર્મ રહ્યો છે, સ્વરાજ બહાદુરીથી અને યજ્ઞથી જ મળે, એમ તો હજુ માનતા થવા લાગ્યા છીયે. હવે આપણે તે માન્યતાને વ્યાપક કરવાની રહી. એ માન્યતા જે દહાડે વ્યાપક થાય તે દહાડે સ્વરાજ છે. તે કામ કરીયે તો એક વર્ષમાં કરી શકાય એવું છે. તેથી જ હું કહી રહ્યો છું કે એક વર્ષમાં સ્વરાજ મળવું સંભવિત છે.

પણ આ લેખનો વિષય તો રેંટીયો છે. સ્વરાજ મેળવવું એટલે રેંટીયો દરેક ઘરમાં દાખલ કરવો ને તે વડે સૂતર કંતાવવું.

રેંટીયો મારી પાસેથી મંગાવવાને બદલે બધાએ તે પોતાના ગામમાં પેદા કરાવી લેવો જોઇયે.

આપણે ડરીયે છીયે, આપણે અજાણ્યા છીયે, તેથી રેંટીયો શોધતાં વખત જાય છે. હિન્દુસ્તાનમાં ખૂણેખાંચરે બધા પ્રાન્તોમાં રેંટીયો પડ્યો છે. દરેક પોતાના ગામમાં ને લત્તામાં શોધ કરી લેવી જોઇયે. મળી આવે તો સુતારને શોધી લેવો જોઇયે. કદાચ તેને જ્ઞાન હશે. છેવટે ન જ મળે તો એક નમૂનો મંગાવી તે પ્રમાણે બીજા બનાવડાવવા જોઇયે.

પણ રેંટીયો મળ્યે જ કંઇ સૂતર કંતાવાનું નથી. તે તો પ્રથમ પગથીઉં છે. રૂની પૂણી જોઇયે તેને સારૂ પીંજારાને શોધી લેવો પડશે, તેમ વીનવવો પડશે. તેને પણ સ્વરાજનો પાઠ દેવો પડશે.

ઉપલા વિચારો વખતોવખત અપાઈ ગયા છે છતાં તે જુદા કે તે જ શબ્દોમાં કહી જવા પડે છે, કેમકે હજુ આપણામાં કાર્યશક્તિ ને આવડત નથી આવ્યાં.

રેંટીયાની માગણી થાય છે તેવી જ ખાદીની થયાં કરે છે. સૂતર સારૂં પેદા થયું એટલે ખાદી આખા હિન્દુસ્તાનમાં પાથરી શકાય તેટલી ઉત્પન્ન થઈ શકશે.

સૂતર તે સૂતર હોવું જોઇયે. રૂમાંથી ગમે તેવો ધાગો તાણી કાઢ્યો તેને સૂતર કોઇ નહિ ગણે. સૂતર એ કે જે વણી શકાય. તે વળદાર, ફેસા વિનાનું ને એકતારૂં હોવું જોઇયે; તે કીટીથી રહિત હોવું જોઇયે.

ગુજરાતમાં રેંટીયો એટલે દરજ્જે પેસી ગયો છે કે જરા વધારે શ્રદ્ધા આવી જાય તો ગુજરાતમાં જ કરોડ રૂપીયાની ખાદી એક વર્ષમાં વણી શકાય. આનો અર્થ એ થાય કે ગુજરાતનાં ગરીબ ઘરોમાં એક કરોડ રૂપીયા પેસી જાય, ને તેમ છતાં પાખંડ ન વધે; કેમકે જ્યારે ગરીબનાં પેટમાં ધાન નાખવાને સારૂ પૈસો અપાય છે ત્યારે તેનું ફળ પુણ્ય જ હોય છે.

---

# ગાંધીજીનું નવજીવન

પુસ્તક ૧૦ મું



નવજીવન પ્રકાશન મન્દિર

અમદાવાદ

અગિયારમું પુસ્તક ૨૦મી મેને દિવસે બહાર પડશે

## વાચકોને સૂચના

* નિશાનીવાળા લેખો 'યંગ ઇંડિયા'માંથી ભાષાન્તર છે.

† „ „ અંગ્રેજી પરથી „

¶ „ „ ગાંધીજીના મુસાફરીઓનાં તેમના સાથીઓએ કરેલાં વર્ણનો છે.

પહેલું પુસ્તક ખલાસ થયેલું હોવાથી સામટાં ૧૮ પુસ્તકના ગ્રાહક તરીકે નામ નોંધાવનારાઓને પણ તે મળી શકશે નહિ; માટે તેઓએ રૂ. ૮ ને બદલે રૂ. ૭-૯-૦ મોકલવા.

# ગાંધીજીનું 'નવજીવન'



તા. ૬-૨-૧૯૨૧

## સનાતની હિન્દુ એટલે?

હું મને ચુસ્ત સનાતની હિન્દુ કેમ કહેવડાવું છું, હું મને વૈષ્ણવ કેમ માનું છું, એ સવાલો પૂછાયા છે મને લાગે છે કે એ સવાલનો ઉત્તર મારે વાળવો જોઇયે

હિન્દુ અને વૈષ્ણવની વ્યાખ્યા

આના ઉત્તરમા સનાતની હિન્દુની વ્યાખ્યા આવી જાય છે, વૈષ્ણવની ઓળખાણ આવી જાય છે.

મારી માન્યતા છે કે જે માણસ હિન્દુસ્તાનમા હિન્દુ કુળમા જન્મીને વેદ, ઉપનિષદ, પુરાણાદિ ગ્રન્થોને ધર્મગ્રન્થરૂપે માને; જે માણસ સત્ય અહિંસાદિ પાચ યમોને વિષે શ્રદ્ધા રાખે ને તે યથાશક્તિ પાળે; જે માણસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ ને અમર છે તેમ છતા દેહાધ્યાસથી સંસારમાં અનેક યોનિમા આવજા કર્યા કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરુષાર્થ છે એમ માને; જે વર્ણાશ્રમ ને ગોરક્ષાધર્મને માને તે હિન્દુ છે. જે માણસ આ બધું માનતો હોવા ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયને માનનાર કુટુંબમા જન્મ્યો હોય ને તેનો જેણે ત્યાગ ન કર્યો હોય, જેનામા નરસિંહ મહેતાએ તેના 'વૈષ્ણવજન' નામના ભજનમાં વર્ણવેલા ગુણો ગરેધશે અમે પણ હોય ને જે તે ગુણો પૂર્ણપણે મેળવવા પ્રયત્ન કરતો હોય તે

વૈષ્ણવ છે. મારી દૃઢ માન્યતા છે કે મેં વર્ણવેલાં ચિહ્નો મારામાં ઘણે અંશે છે ને તે મારામાં વધારે દૃઢીભૂત કરવા હું પ્રયત્ન કરી રહ્યો છું. તેથી મને પોતાને હું નમ્રપણે પણ દૃઢતાથી ચુસ્ત સનાતની હિન્દુ અને વૈષ્ણવ તરીકે ઓળખાવતાં સંકોચાતો નથી. હું માનું છું કે હિન્દુ ધર્મનું મોટામાં મોટું બાહ્યસ્વરૂપ ગોરક્ષા છે. તે રક્ષા કરવા હિન્દુમાત્ર અત્યારે અસમર્થ બની રહ્યા છે, તેથી હિન્દુ સંસારને હું નપુંસક માનું છું. તે નપુંસકમાં હું મને ઓછામાં ઓછો નપુંસક માનું છું. જે તપશ્ચર્યા મેં ગોરક્ષાને સારુ કરી છે ને કરી રહ્યો છું, જે લાગણી મને ગાય તથા ગાયના વંશને સારુ થાય છે, તેનાથી વધારે બીજામાં હશે એમ હું ધારતો નથી. તેને ખાતર મારા જેટલી તપશ્ચર્યા કોઇએ જ્ઞાનપૂર્વક કરી હોય એમ હું જાણતો નથી. જ્યાં લગી હિન્દુસ્તાનમાં હિન્દુ ગાયની ઉપર દયા રાખતા નથી, ઢોરને હિન્દુ પોતે જ અનેક પ્રકારનાં દુઃખો આપે છે, જ્યાં સુધી મુસલમાનોની પ્રીતિ સંપાદન કરી તેમની પાસેથી પ્રેમને ખાતર ગોવધ છોડાવવા તેઓ સમર્થ થયા નથી, જ્યાં સુધી અંગ્રેજો હિન્દુસ્તાનમાં ગોવધ કરી રહ્યા છે તે સહન કરી અંગ્રેજી સલ્તનતની હિન્દુઓ સલામી કરે છે, ત્યાં સુધી હિન્દુ ધર્મમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયધર્મનો હું લોપ સમજું છું. અને તેથી હું વૈશ્ય જન્મ્યા છતાં તે બન્ને ધર્મનું પાલન કરવા સદા પ્રયત્ન કરી રહ્યો છું.

હિન્દુ ધર્મનું આંતર સ્વરૂપ સત્ય અને અહિંસા છે એમ હું માનું છું. સત્યનું સેવન જેટલી સૂક્ષ્મતાએ હું છેક બચપણથી કરી રહ્યો છું તેટલું કરતાં મેં મારી ઓળખમાંના કોઇને જાણ્યા નથી. અહિંસાનું જાગ્રત લક્ષણ પ્રેમ છે—અવેર છે. મને દૃઢ વિશ્વાસ છે કે હું પ્રેમથી ઉભરાઇ રહ્યો છું. મને સ્વપ્ને પણ કોઇના પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો નથી. ડાયરનાં દુષ્કૃત્યો છતાં તેના પ્રત્યે મને વેર ઉત્પન્ન થતું નથી. જ્યાં જ્યાં મેં દુઃખ જોયું છે, અન્યાય જોયો છે ત્યાં ત્યાં મારો આત્મા અકળાયો છે.

હિન્દુ ધર્મનું તત્ત્વ મોક્ષ છે. મોક્ષને સારુ હું મથી રહ્યો છું. મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે ને તેની ક્ષણિકતાને વિષે છે, તેટલો જ આત્માના અસ્તિત્વ વિષે ને તેના અમૃતત્વને વિષે છે.

આવાં કારણોથી હું મને પોતાને ચુસ્ત સનાતની હિન્દુ તરીકે ઓળખાવી સુખી થાઉં છું.

તા. ૬-૨-૧૯૨૧

શાસ્ત્રોનો મેં ઊંડો અભ્યાસ કર્યો છે એમ મને કોઈ પૂછે તો હું તેને કહું કે મેં નથી કર્યો ને કર્યો છે; વિદ્વાનની દૃષ્ટિએ નથી કર્યો. મારું સંસ્કૃતજ્ઞાન નહિ જેવું જ ગણાય; પ્રાકૃતમાં રહેલા તરજુમા પણ મેં થોડા જ વાંચ્યા છે. એકે વેદ મેં પૂરેપૂરો વાંચ્યો છે એવો દાવો હું ન કરી શકું. છતાં મેં શાસ્ત્રોને ધર્મદૃષ્ટિએ જાણ્યાં છે. તેમાંનું રહસ્ય હું જાણી ગયો છું. વેદ વાંચ્યા વિના માણસ મોક્ષ મેળવી શકે એ હું જાણું છું.

શાસ્ત્રો વાંચવાની—સમજવાની ચાવી મને હાથ લાગી છે. જે શાસ્ત્રવચન સત્યનું, અહિંસાનું, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાંથી મળ્યું હોય છતાં તે અપ્રમાણ છે. શાસ્ત્ર બુદ્ધિથી પર નથી. બુદ્ધિગ્રાહ્ય ન હોય તે શાસ્ત્રને આપણે પડતાં મેલી શકીએ છીએ. ઉપનિષદો માત્ર હું વાંચી ગયો છું. એવાં પણ ઉપનિષદો મેં વાંચ્યાં છે કે જેમાંના કેટલાક મને બુદ્ધિગ્રાહ્ય નથી લાગ્યાં. તેથી તેને મેં આધારભૂત નથી માન્યાં. શાસ્ત્રોના અક્ષરને વળગ્યો તે વેદીઓ છે એમ ઘણા કવિઓએ ગાયું છે. શાસ્ત્રોનું દોહન શંકરાચાર્યાદિએ એક એક વાક્યમાં આપ્યું છે, ને તે બધાનું તાત્પર્ય એ છે કે આપણે ઈશ્વરભક્તિ કરી જ્ઞાન મેળવવું અને તે વડે મોક્ષ મેળવવો. અખા ભગતે કહ્યું છે કે

'તુતર આવે ત્યમ તું રહે,
જ્યમ ત્યમ કરીને હરિને લહે'

જે શાસ્ત્ર મને મદિરાપાન, માંસભક્ષણ, પાખંડ ઇત્યાદિ શીખવે તે શાસ્ત્ર ન કહેવાય.

સ્મૃતિઓને નામે મહાઅધર્મ ચાલી રહ્યો છે. સ્મૃતિ આદિ ગ્રન્થોના અક્ષરને વળગવા જતા આપણે નરકને સારુ લાયકાત મેળવીએ છીએ. સ્મૃતિથી ભ્રમિત થઈ પોતાને હિન્દુ કહેવડાવતા માણસો વ્યભિચાર કરે છે, બાળકન્યાની ઉપર બળાત્કાર કરવા કરાવવા તૈયાર થાય છે.

અત્યારે બધાં શાસ્ત્રોમાંથી આપણે શું ક્ષેપક ગણવું, શું ગ્રાહ્ય ગણવું, શું ત્યાજ્ય ગણવું એ મહાપ્રશ્ન ઊભો થાય છે. જો મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આજે બ્રાહ્મણધર્મનો લોપ ન હોત તો આપણે યમનિયમાદિના પાલનથી જે શુદ્ધ થયેલ હોય ને જેણે સારું જ્ઞાન મેળવ્યું હોય એવા કોઈ બ્રાહ્મણને પૂછી જોત. તેને અભાવે અત્યારે ભક્તિમાર્ગ પ્રધાનપદ ભોગવે છે. પાખંડ, દંભ, મદ, માયા વગેરે પાપો જે આધુનિક સંસ્કારમાં અનેક રૂપે પ્રગટી રહ્યાં છે તેની સાથે

અસહકાર કરી જ્યારે આપણે આત્મશુદ્ધિ મેળવીશું ત્યારે કદાચ આપણને શાસ્ત્રદોહન આપનાર કોઇ સંસ્કૃત પુરુષ મળી રહેશે. ત્યાં લગી આપણે પ્રાકૃત લોક સરળભાવે મૂળ તત્ત્વોને વળગી હરિભક્ત થઈ વિચરીયે. એ સિવાય બીજો માર્ગ હું જોતો નથી.

'ગુરુ વિના જ્ઞાન ન હોય' એ સુવર્ણવાક્ય છે. પણ ગુરુ મળવા જ દોહેલા છે, ને સદ્ગુરુને અભાવે ગમે તેને ગુરુ કરી બેસીને આપણે 'સંસારસાગરની વચ્ચોવચ ડૂબવું યોગ્ય નહિ ગણાય. ગુરુ તે કે જે તારે, પોતે તરી ન જાણે તે બીજાને શું તારે? એવા તારા આજકાલ હોય તોપણ તે એકાએક જોવામાં આવતા નથી.

હવે આપણે વર્ણાશ્રમને તપાસીયે. ચાર વર્ણ ઉપરાંત વર્ણ નથી એમ મેં તો જાણ્યું છે. વર્ણ જન્મથી છે એવી મારી માન્યતા છે. બ્રાહ્મણ કુળમાં જન્મ્યો તે બ્રાહ્મણ રહીને જ મરે. ગુણે અબ્રાહ્મણ થાય તોપણ તેનો બ્રાહ્મણદેહ બ્રાહ્મણ મટતો નથી. બ્રાહ્મણધર્મનું પાલન નહિ કરનાર બ્રાહ્મણ ગુણ પ્રમાણે શૂદ્રયોનિમાં જન્મે ને પશુયોનિમાંયે જન્મે. મારા જેવા બ્રાહ્મણધર્મનું અને ક્ષત્રિયધર્મનું પાલન કરનાર વૈશ્યને જન્મવાપણું રહે તો બીજે ભવે ભલે બ્રાહ્મણ કે ક્ષત્રિય જન્મે આ જન્મે તો ને વૈશ્ય જ રહેશે ને તે જ યથાર્થ છે. હિન્દુ ધર્મમાં બીજા ધર્મોવાળા વખતોવખત સમાઇ ગયા છે, પણ તેઓ તે જ જન્મે હિન્દુ તરીકે ઓળખાયા નથી. હિન્દુ સંસાર દરીઓ છે. તેના પેટમાં બધો કચરો આવીને સાફ થઇ જાય છે, સમી જાય છે. એમ થયાં જ કર્યું છે. ઇટાલી, ગ્રીસ, વગેરેના લોકો આવી હિન્દુ ધર્મમાં સમાઇ ગયા છે, પણ તેઓને કોઇએ હિન્દુ બનાવ્યા નથી. પણ કાળાન્તરે આમ વધઘટ થયાં જ કરી છે. હિન્દુ ધર્મ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મ પ્રમાણે પરધર્મીઓને તેમાં દાખલ થવાનું નિમન્ત્રણ કરતો નથી; સર્વને પોતપોતાનો ધર્મ પાલન કરવાનો જ આદેશ તેમાં રહેલો છે. ભગિની નિવેદિતા જેવાં હિન્દુ ધર્મમાં આવ્યા છતાં આપણે તેમને હિન્દુ તરીકે નથી ઓળખતા; તેમ તેનો બહિષ્કાર કે તિરસ્કાર પણ નથી કરતા હિન્દુ '**ધર્મ**'માં આવવાપણું કોઇને રહેતું નથી. હિન્દુ ધર્મનું '**પાલન**' સૌ કોઇ કરી શકે છે.

વર્ણાશ્રમ કાયમ છે. તેનું વ્યાવહારિક રૂપ જ્ઞાતિ છે. જ્ઞાતિમાં વધઘટ થાય છે. જ્ઞાતિની ઉત્પત્તિ ને લય થયા જ કરે છે. હિન્દુ ધર્મ બહાર તો માણસ પોતે જ થઇ શકે છે. જ્ઞાતિ બહાર માણસ મેલાય છે. જ્ઞાતિનો બહિષ્કાર એ દંડ છે ને સર્વ જ્ઞાતિની પાસે એ હોવો જ જોઇયે.

ઘણી જ્ઞાતિઓ મટી ઓછી થવાની આવશ્યકતા છે ખરી, અને તે હિન્દુ ધર્મને આઘાત પહોંચાડયા વિના તે તે જ્ઞાતિનાં મહાજનો કરી શકે છે. અનેક વાણીઆ-જ્ઞાતિઓ એક થાય, તેમની વચ્ચે બેટીવ્યવહાર ચાલુ થાય, તેમાં ધર્મને કશી હાનિ નથી પહોંચતી.

પાણી, ભોજન અને વિવાહ વ્યવહાર

પાણી, ભાણાવ્યવહાર અને બેટીવ્યવહાર એ હિન્દુ ધર્મનું આવશ્યક ચિન્હ નથી, પણ હિન્દુ ધર્મમાં સંયમે પ્રધાનપદ ભોગવેલું હોવાથી પાણી, ભોજન, વિવાહ ઇત્યાદિના સૂક્ષ્મ પ્રતિબન્ધો રાખવામા આવ્યા છે. તેને હું નિન્દ્ય નથી ગણતો; છતાં જે તેનું પાલન ન કરે તેને હું ધર્મભ્રષ્ટ થયેલો પણ ન ગણું. પાણી, ભોજન, કે વિવાહવ્યવહાર ફાવે ત્યાં ન કરવો એને હું શિષ્ટાચાર ગણું છું. તેમા આરોગ્ય અને પવિત્રતાની રક્ષા રહેલી છે. પણ તિરસ્કાર રૂપે કોઈને ત્યાં ભોજનનો કે પાણીનો ત્યાગ કરવો એ હિન્દુ ધર્મની વિરુદ્ધ છે એમ માનું છું. પરવર્ણની સાથે કે પરધર્મીની સાથે બેટીવ્યવહાર અને ભોજનવ્યવહારનો પ્રતિબન્ધ હિન્દુ ધર્મની સંસ્કૃતિની આવશ્યક વાડ છે એવો મારો અનુભવ ઉપર બંધાયેલો અભિપ્રાય છે

આશ્રમીઓનો ભોજન-વ્યવહાર

એમ છતાં હું કેમ મુસલમાનોને ત્યા પણ જમું છું? કેમકે હું તેમને ત્યા જમતા છતા સંયમધર્મનું ખૂબ સેવન કરી શકું છું. પકાવેલી વસ્તુમાં ડબલરોટી સુધી લઉં છું, કેમકે ડબલરોટી પકાવવાની ક્રિયા તદ્દન શુદ્ધ છે, ને જેમ પાણી ગમે ત્યા પકવેલી લેવાય તેમ રોટી (રોટલી નહિ) ગમે ત્યા પકવેલી લેવાય. છતાં મારા સાથીઓ તેટલો પ્રતિબન્ધ નહિ પાળતા મુસલમાન અને પોતાનાથી ઇતર-વર્ણીઓને ત્યાં શુદ્ધ રીતે પકવેલો ખાદ્ય પદાર્થ પણ લે છે. આમ કરવામા તેઓ જ્ઞાતિબહિષ્કારનું જોખમ માથે વહોરે છે, હિન્દુ મટતા નથી. આશ્રમ એ સંન્યાસી-ઓને લગતો કંઇક ધર્મ પાળે છે. ત્યા હિન્દુ ધર્મને અનુસરીને એક નવી જ્ઞાતિ કે નવો વ્યવહાર આ યુગને છાજે તેમ બંધાઇ રહેલ છે. આ કાર્યને હું અખતરા રૂપે ગણું છું. ફળીભૂત થયે અનુકરણીય ગણાશે. નિષ્ફળ થયે કોઇને હાનિ નહિ કરે. અખતરો કરનારને પણ નુકસાન નહિ થાય, કેમકે અખતરાનું મૂળ સંયમ છે. સેવાધર્મનું સહેલાઇથી પાલન થાય, ને જ્યા ધર્મનો સમાવેશ કેવળ ખાવાપીવામાં જ કરી મેલવામાં આવ્યો છે ત્યાં તે રિવાજને તેનું યોગ્ય અને ગૌણ સ્થાન અપાય તો ઠીક, એ હેતુ છે.

અસ્પૃશ્યતા અને હિન્દુ ધર્મ

હવે રહી અસ્પૃશ્યતા. અસ્પૃશ્યતાની ઉત્પત્તિ કોઇ કળી શકે તેમ નથી. મેં અનુમાનો જ કર્યાં છે. તે ખોટાં હોય કે ખરાં, પણ અસ્પૃશ્યતા અધર્મ છે એમ તો

આંધળોયે જોઇ શકે એમ છે. માત્ર ઘણા કાળનો અભ્યાસ જેમ આપણને આત્મા ઓળખવા નથી દેતો તે જ રીતે ઘણા કાળનો અભ્યાસ આપણને અસ્પૃશ્યતામાં રહેલો અધર્મ પણ જોવા નથી દેતો. કોઇને પણ પેટે ચલાવવા, નોખા રાખવા, ગામ બહાર કાઢવા, તે મરે કે જીવે તેની દરકાર ન રાખવી, તેને એઠું ભોજન દેવું, એ બધું ધર્મ હોય જ નહિ. પંજાબના જે અન્યાયની વિરુદ્ધ આપણે પોકાર કરીયે છીયે તેનાથી વિશેષ અન્યાય આપણે અન્ત્યજ ઉપર કરીયે છીયે. અન્ત્યજ પડોશમાં રહી ન શકે, અન્ત્યજને પોતાની માલીકીની જમીન ન મળે, અન્ત્યજે આપણને જોતાં જ પોકાર કરવો જોઇયે કે 'છેટા રહેજો, મને અડશો નહિ,' અન્ત્યજને આપણી સાથે ગાડીમાં બેસવાની પરવાનગી ન મળે—આ હિન્દુ ધર્મ નથી. આ તો ડાયરશાહી છે. અસ્પૃશ્યતામાં સંયમ નથી. મા મેલું ઉપાડી સ્નાન કર્યા વિના નથી અડતી એ દાખલો અસ્પૃશ્યતાને નભાવવા સારૂ આપવામા આવ્યો છે. પણ તેમાં તો મા પોતે જ નથી અડવા માગતી; અને તે કાયદાને આપણે ભંગીના સંબધમા પળાવીયે તો કોઇ ઇનકાર કરે તેમ નથી. ભગી ઇત્યાદિને અસ્પૃશ્ય ગણી આપણે મેલને સહન કરીયે છીયે ને રોગો ઉત્પન્ન કરીયે છીયે. જો અસ્પૃશ્યને સ્પૃશ્ય ગણીયે તો આપણે આપણા તે અંગને સાફ રાખતાં શીખશુ.

ભંગીઓનાં ઘર તો ઘણાં વૈષ્ણવઘર કરતાં મેં ચોખ્ખા જોયા છે. તેઓમાના કેટલાકની સત્યવાદિતા, સરલતા, દયા વગેરેથી હુ ચકિત થયો છું. મારી ખાત્રી છે કે હિન્દુ ધર્મમાં અસ્પૃશ્યતા રૂપી કળિએ પ્રવેશ કર્યો તેથી આપણે પતિત બન્યા છીયે ને તેથી ગોજાતાના રક્ષણને સારૂ પણ વીર્યહીન થઇ ગયા છીયે. જ્યા સુધી આપણે આ ડાયરશાહીમાથી મુક્ત નથી થયા ત્યા સુધી અંગ્રેજી ડાયરશાહીમાંથી મુક્ત થવાનો આપણને અધિકાર નથી.

---

તા. ૧૦-૨-૧૯૨૧

# મેરી નોંધ

<u>ધોળામાં કાળું</u>

એક મિત્ર લખે છે:

"ધોળી ટોપી—ખાદીના પહેરવેશથી લોકોને કોઇ દબાવે નહિ, ઠગે નહિ એ ચોખ્ખાઈની જરૂર છે. ધોળા ઠગની જેમ ધોળી ટોપીવાળા ઠગ પણ નીકળશે, દેશભક્તમાં ખપશે, લોકોને રંજાડશે ને છેતરશે. માટે બહારથી દેખાતો ખાદીના પહેરવેશવાળો

દેશભક્ત ન હોઈ શકે એમ સ્પષ્ટ કરવાની જરૂર નથી ? આન્તરિક શુદ્ધિ વગર બાહ્યાડંબર શા કામનો ? જ્યાં સુધી રગેરગમાં સ્વદેશી ન પ્રસરે ત્યાં સુધી ખાદી પહેરવાથી શું ? ખાદી ન પહેરે તે બિચારા ગણતરીમાં જ નહિ ? ખાદી ન વાપરનાર કેટલાક ખાદી વાપરનારાથી—બાહ્યાડંબર કરનારથી અન્તઃકરણમાં, મનોવૃત્તિમાં અને આચારવિચારમાં ઉત્તમ હોય છે. એટલા માટે મારી વિનન્તિ છે કે 'નવજીવન'માં ખાદી પહેરનાર દરેકને અયોગ્ય સ્થાન ન મળવું જોઇયે, ખાદી ન પહેરનારને અન્યાય ન ગણવો જોઇયે. ખાદી એ દેશભક્તિનું અંગ ભલે રહે, પરંતુ ખાદી ત્યાં જ દેશભક્તિ એમ લોકોના મનમાં ન ઠસવું જોઇયે."

આ ટીકા અક્ષરશઃ ખરી છે. દરેક સુધારાને હાથે તે સુધારાનો દુરુપયોગ થવાનો ભય રહે જ છે. તેવું ખાદીને વિષે પણ છે. ખાદીના ઉપયોગ વિના પૂરી દેશભક્તિ ન સંભવે એમ હું કહું ખરો, પણ ખાદી પહેરનાર તો છૂપી પોલીસનો માણસ હોઈ શકે ને ખાદી ન પહેરનાર ગરીબ હોવાને લીધે અથવા તેને હજુ ખાદી ઉપર વિશ્વાસ ન બેઠો હોવાને લીધે ન પહેરતો હોય તે છતાં સ્વદેશપ્રેમી હોઇ શકે એમાં તો કોઇથી ઇનકાર ન જ કરાય. એટલે ખાદી પહેરનારને આપણે સ્વદેશભક્ત જ માની લેવાની જરૂર નથી. ખાદી પહેરનાર સ્વદેશીનો અમલ કરનાર હોવાનો સંભવ છે એવું આપણે માની શકીયે ખરા. ખાદીનો અણગમો મટી ખાદીમાંયે શોભા ગણાય એટલે બસ છે. જેમ ખાદીને વિષે બધા ગુણોનું આરોપણ ન કરવું ઘટે તેમ ખાદીને પહેરનારા પોતાનાં અપલક્ષણે ખાદીને વગોવે તેથી આપણે ભડકવાનું પણ નથી. આડંબર માત્ર ત્યાજ્ય છે પણ અન્તરના ભાવોને છાજે તેવો બહારનો દેખાવ હોવો જ જોઇયે. એટલે જેનું અન્તર સાદું છે તેનો પહેરવેશ પણ સાદો હશે, જેનું અન્તર સ્વદેશી છે તેનો પહેરવેશ પણ ખાદી હશે. જ્યાં સુધી જગતમાં મૂરખ અથવા અજ્ઞાની પડયા છે ત્યાં સુધી ધૂતારાનો ધંધો ચાલ્યાં જ કરશે. તેથી આપણે નથી ઉતરાવાનું ને નથી ડરવાનું.

અસહકારનો દુરુપયોગ

જેમ ખાદીનો દુરુપયોગ થાય છે તેમ અસહકારનો દુરુપયોગ પણ થાય છે એ આપણે જોયું છે. અસહકારના ઠરાવમાં લાંબો હાથ કર્યો એટલે સહકાર કરનારને ગાળો ભાંડવાનો જાણે આપણને પરવાનો મળ્યો હોય નહિ એમ પણ કેટલાક કરી રહ્યા છે. ખરૂ જોતાં તો ખાદીનો, અસહકારનો દુરુપયોગ આ શુદ્ધ હીલચાલને દુષિત કરે છે ને સ્વરાજ્યનો સમય દૂર લઇ જાય છે. આ મેલા કાળમાં એક જગ્યાએથી મેલ કાઢવા જતાં બીજી જગ્યાએ તે આવી જતો જોવામાં આવે છે. આવી મુશ્કેલીઓ છતાં જેણે સત્યને જોયું છે તેને સારુ તો એ જ માર્ગ રહ્યો છે.

## અન્ત્યજો વિષે

અસહકાર અને અન્ત્યજો

આ વિષય ઉપર મને સલાહના કાગળો ઘણા આવ્યા છે. તે બધા પ્રગટ કરાય નહિ. તેમાં દલીલ કરતાં ઠપકો વધારે છે. કેટલાક મારા વિચારને મળતા કાગળો પણ છે. તે તો

પ્રગટ કરવાપણું હોય નહિ. જેઓ વિરોધી દલીલ કરે તેને સમજાવવાનું રહ્યુ છે. એક યુવક લખે છે કે અન્ત્યજનો પ્રશ્ન ઉપાડીને મેં અસહકાર જેવા રામબાણ શસ્ત્રને ઢીલું કર્યું છે. એ ભાઇ કહે છે કે અન્ત્યજ સ્પૃશ્ય હોય તોપણ એ વિષયનો વિચાર અત્યારે અસ્થાને છે; તેનું એક પરિણામ તો એ આવ્યું કે એક નિશાળ પાછી સરકારને ગઇ; અને તે કહે છે કે છેવટે 'સનાતની' બધા સરકારના થઇ મારી ઉપર અથવા અસહકાર ઉપર વેર વાળશે. મને આવો ભય નથી. મ્હોડાનું વેર વાળવા ખાતર નાકને કાપનાર ઘણા કયાંયે હોતા નથી. હિન્દુસ્તાનમાં એવા ઘણા નથી એમ હું માનું છું. જેઓ અત્યારે આ ચળવળનો વિરોધ કરી રહ્યા છે તેમાં પણ કેટલાક ખરેખર જ માને છે કે જો અન્ત્યજને અડકશું તો હિન્દુ ધર્મનો લોપ થશે. ધીમે ધીમે તેઓ સમજતા થઇ જશે કે અસ્પૃશ્યતાને માન આપવાથી જ હિન્દુ ધર્મની અધોગતિ થઈ છે. અસ્પૃશ્યતાને સારૂ કંઈ જ શુદ્ધ આધાર નથી. છતાં એમ માનો કે અસ્પૃશ્યતા બાબતની ચળવળથી અસહકારને ધક્કો પહોંચે છે. એનો અર્થ એમ થયો કે અસહકાર જ અસહકારને વિઘ્નકર્તા છે. ઘણાઓ કહેતા હતા કે વકીલો ને નિશાળોના વિભાગથી અસહકારની ચળવળ ટુટી પડશે. હકીકત એવી છે કે અસ્પૃશ્યતાને સંઘરીને અસહકારને અન્ત લગી ન જ લઇ જઈ શકાય. વળી જે અસ્પૃશ્યતા જાળવવાને ખાતર સરકારને 'સનાતની' નભાવશે તોયે અસહકારી નિર્ભય રહેશે. સનાતની પણ સરકારને ત્યાજ્ય ગણે છે, નિન્દે છે સરકાર પોતે અત્યારે અસ્પૃશ્ય છે. તેનો સ્પર્શ કરી 'સનાતની' અસ્પૃશ્યતાને નભાવે એવું બને જ કેમ? અસહકાર એ આત્મશુદ્ધિ હોય તો આપણે પરિણામોનો વિચાર કર્યા વિના અસહકારને ખીલવ્યાં જ કરવાનો છે. પછી એક જ અસહકારી રહી જશે તો તેની મારફતે પણ આપણને વિજયપ્રાપ્તિ થશે. વળી વિચારવા જેવું તો એ છે કે જો અસ્પૃશ્યોને આપણે ભૂલી જઇયે તો એ પાપ આપણને નડે, એટલું જ નહિ પણ તેઓનો દુરુપયોગ સરકાર તો કરે જ.

## પારસીઓની મદદ

"કાસોલથી ભાઇ રોડના લાંબો પત્ર લખે છે ને જણાવે છે કે પારસીઓ અસહકારમાં નથી એવો આરોપ યોગ્ય નથી. તે ભાઈ કહે છે કે જેમ જેમ હિન્દુમુસલમાનની ચુસ્તતાની ખાત્રી પારસીઓને થતી જશે તેમ તેમ તેઓ અસહકારમાં આવતા જશે. મારી પણ એવી જ માન્યતા છે. બધા પારસીઓ અસહકારથી વેગળા રહે છે એમ તો કોઇથી કહેવાય જ નહિ. પણ તેઓની સંખ્યા ઘણી ઓછી હોવાથી તેઓ તરી નથી નીકળતા. કોમ તરીકે પારસીઓયે ભાગ લીધો ન ગણાય એ ખરૂં છે. અસહકારી શાન્તિ, વિનય ને સત્ય તજવી સ્વાર્થત્યાગ કર્યા જ જશે તો પારસી અને બીજા જે જે કોઇ બહાર રહ્યા છે તે આવી મળશે જ મળશે.

તા: ૧૩-૨-૧૯૨૧

# સ્વરાજ મોડું થશે

આવું મથાળું લખતાયે હું શરમાઉં છું. પણ જે બનાવો પૂનામાં ને મુંબઈમાં બન્યા અને કેટલુંક મારી મુસાફરીમાં જોઇ રહ્યો છું તે ઉપરથી આ ઉદ્‌ગાર નીકળી ગયો છે. જેઓએ બિહારમાં હાર લૂંટયાં, જેઓએ શાસ્ત્રીઆરને અને પરાંજપેને બોલવા ન દીધા, તેઓએ સ્વરાજ્યની ઘડિયાળનો કાંટો ધીમો કર્યો; તેઓએ સત્યને નામે અસત્ય આચર્યું; શાન્તિની પ્રતિજ્ઞા કરીને અશાન્તિ ફેલાવી; તેઓએ શાસ્ત્રીઆરના બચાવને પોષ્યો. જો શાસ્ત્રીઆર વગેરેને ખાત્રી થાય કે હિન્દુસ્તાન ખરેખર શાન્ત યુદ્ધ લડી શકે તેમ છે તો તેઓ આજે જ અસહકારી બની જાય; અને જો આખું હિન્દુસ્તાન આજે અસહકારી બને તો આજે સ્વરાજ્ય છે.

શાન્તિનું માહાત્મ્ય

વકીલો વકીલાત નહિ છોડે, વિદ્યાર્થીઓ સરકારની નિશાળો નહિ છોડે, ખિતાબવાળા ખિતાબ નહિ છોડે, તોયે સ્વરાજ્ય તુરત મળી શકશે એમ હું જોઇ શકું છું. પણ જો અશાન્તિ ફેલાય તો સ્વરાજ્ય ન મળે, અથવા એક વર્ષમાં તો ન જ મળે.

શ્રી. શાસ્ત્રીઆર વગેરે શુદ્ધભાવે માને છે કે અસહકારની પ્રવૃત્તિથી દેશને હાનિ જ પહોંચે છે, તેમાં તેમનો દોષ શો ? તેમની ભૂલ આપણે બળાત્કારે કે અવિનયથી નહિ ભાંગી શકીયે.

જેઓ શાન્તિનો ભંગ કરે છે તેઓ દેશના શત્રુ છે, કેમકે તેઓ સરકારની સાથે મોટામાં મોટો સહકાર કરે છે. અશાન્તિને મટાડવાનો ઇલાજ સરકાર જાણે છે. આપણે તેના કરતાં વધારે શસ્ત્રબળ બનાવીયે તો તે જરૂર હારે; પણ જે બળ તેની પાસે નથી જ તે બળથી જો આપણે તેને હરાવીયે તો આપણને સાધ્ય પ્રાપ્ત કરતાં ઓછામાં ઓછો વખત લાગે ને આપણે તેની પાસેથી કંઈ જ શીખવું ન પડે. એટલું તો એક બાળકની બુદ્ધિ પણ સમજી શકે.

અસહકારનો વિજય ત્યારે જ થઈ શકે કે જ્યારે આપણે ઘણાંને અસહકારનો ચમત્કાર બતાવી શકીયે. તે ચમત્કાર શાન્તિથી જ બતાવી શકાય. અન્ધકાર જેમ અજવાળાથી જ મટાડાય તેમ સરકારનું શસ્ત્રબળ આપણે શાન્તિમય અસહકારથી જ શમાવી શકીશું.

મેં આટલે સુધી તો સિદ્ધાંત વિષે જ લખ્યું. હવે આવે સમયે અસહકારીએ શું કરવું? જો આપણે સભાઓમાં થતા અવિનયને ન રોકી શકીયે તો આપણે તેની સભામાં જવું જ નહિ. શાસ્ત્રીઆરની સભામાં જ્યારે પહેલો 'શરમ' નો પોકાર થયો ત્યારે જ જેઓને એ અવિનય પસંદ ન પડ્યો તેઓ ચાલ્યા ગયા હત તો ભલે શાસ્ત્રીઆરની સભામાં શરમના પોકાર કરનારા પાંચ સાત જ રહેત, પણ અસહકારી તો દુષણમાંથી બચી જાત. કોઇની સભામાં જવાને આપણે બંધાયેલા નથી; પણ જો જઇયે તો તો વિનય જાળવવા ને જાળવાવવા આપણે બંધાયેલા જ છીયે.

પણ સરકારના જ જાસુસો અવિનય વાપરે તો આપણો દોષ? તે અવિનયને ન પહોંચી વળીયે એ આપણો દોષ. સિપાહી પોતાની સામે આવતી ખાઇઓ અને ખડકો જોઇ વિસ્મિત નહિ થાય, પણ ખાઇઓ પૂરતો ને ખડકો કાપતો આગળ વધ્યો જશે. સરકાર આપણી પર રાજ્ય ચલાવે છે કેમકે આપણી બધી યુક્તિઓને પહોંચી વળવાની તે શક્તિ ધરાવે છે. જ્યારે આપણે તેનાં બધાં કાવતરાંને પહોંચી વળશું ત્યારે સરકારની ઉપર આપણે રાજ્ય ચલાવશું. જો સરકારના જાસુસો જ સભાઓનો ભંગ કરવા આવતા હોય તો આપણે તેમને સારૂ મેદાન ખુલ્લું મુકવું. આપણે તે સભામાંથી શાન્તિપૂર્વક ચાલ્યા જવું. શાન્તિમય અસહકારનું શસ્ત્ર એટલું શુદ્ધ છે કે તેમાં જરાયે મલિનતા આવે તો તે જણાયા વિના ન રહે. તેની ધાર એવી તીક્ષ્ણ છે કે તે કઠણમાં કઠણ વસ્તુને કાપી શકે છે. તેથી તેના જેવું જલદ બીજું શસ્ત્ર નથી. તેમ છતાં તેનો ઉપયોગ એવો સહેલો છે કે બાળકને પણ સમજાવી શકાય. જ્યાં કંઇયે 'કરવું' રહ્યું છે ત્યાં અનુભવ અને તાલીમની જરૂર છે. અસહકાર એટલે 'ન કરવું'. બાળક પાસે અક્ષર કઢાવતાં વર્ષો જોઇયે; પણ બાળકને કહેવું કે તું અક્ષર ન કાઢતો એ તો તદ્દન સહેલું છે. સાચું આજ્ઞાંકિત બાળક ન કરવાનું તો એની મેળે સમજી શકે છે; તેમ સાચો ને શ્રદ્ધાવાન અસહકારી પણ અમુક વસ્તુઓ ન કરવાનું તો કશી તાલીમ વિના સમજી શકે. અને આવા સમજપૂર્વક કરેલા ત્યાગમાંથી જ જ્ઞાન અને બળ ઉત્પન્ન થાય છે. હિન્દુસ્તાનને શસ્ત્રબળ શીખવું હોય તોપણ શાન્તિ અને અસહકાર શીખવાં પડશે.

એટલે આ લેખના વાંચનાર સાથીઓએ નીચેના નિયમો ઉપર ધ્યાન દેવાનું છેઃ

સહકારીઓ સારૂ રચેલી સભામાં જવા પણ વિનયભંગની ધાસ્તી હોય તો ન જવું ને બીજા અસહકારીઓને જતા રોકવા. આ પ્રકારની તાલીમ પાડ્યાં જ કરવી-

હવે વકીલોને કે વિદ્યાર્થીઓને સમજાવવાપણું નથી રહ્યું; એટલે જે નીકળ્યા છે તેમને કેળવવાથી, તેઓના ચારિત્રથી, તેઓની નિર્ભયતાથી બીજા પોતાની મેળે નીકળી આવશે.

અસહકારીએ હવે કારીગરવર્ગમા પ્રવેશ કરવાનો છે. એમ આપણે દરેક વર્ગમાં મેવા કરીને આગળ વધી શકશું.

---

## ૬ મુદ્દાની વાત

એકેએક અસહકારીએ એક વાત અહોરાત્ર આખ સામે જાગતી રાખવી જરૂરની છે, અને તે એ કે હિંસાધર્મ સ્વીકાર્યાથી રાષ્ટ્રની ગતિ અત્યારે જેટલી પાછી પડશે તેટલી બીજા કોઇ વિઘ્ન કે હરકતથી નહિ પડે. આયર્લેંડને ખુનામરકીથી ભલે સ્વાતન્ત્ર્ય મળી શકતું હોય, તુર્કી ભલે ખુનામરકીથી પોતે ખોયેલું પાછું મેળવવાનો સમય નજીક લાવી શકતું હોય; પણ હિન્દુસ્તાન તો એ રસ્તે સો વરસ સુધી પણ સ્વતન્ત્રતા મેળવી શકે તેમ નથી. કારણ એની મનોગ્યતા જ બીજાં રાષ્ટ્રોથી જુદી છે. હિન્દની આખી પરંપરા જ સહન કરી લેવાની વૃત્તિની બનેલી છે. અહિંસાના વાતાવરણમાં જ હિન્દી પ્રજા ઉછરીને મોટી થઇ છે. અને સારે નસીબે કહો કે માઠે નસીબે, પણ ઇસ્લામ પણ આ દેશમા શાન્તિ અને અહિંસાના વાતાવરણ વચ્ચે જ ઉછર્યો છે. હું તો એટલે સુધી કહું છું કે ઇસ્લામનું રક્ષણ જો હિન્દી મુસલમાનોને હાથે જ થનારું હશે તો તે કેવળ શાન્તિથી, સબૂરીથી, હિમ્મતથી, ખાનદાનીપૂર્વક, ઉત્સવ માની લઇને કરેલા આપભોગ અને આત્મબલિદાનથી જ—કેવળ અહિંસા-ધર્મના પાલનથી જ—થશે. ઇસ્લામનો જેમ જેમ હું વધારે અભ્યાસ કરતો જાઉં છુ તેમ તેમ મારી વધારે ને વધારે જ ખાત્રી થતી જાય છે કે ઇસ્લામની મહત્તા તલવારને પ્રતાપે નહિ પણ તેના આરંભના ખલીફાઓના આત્મયજ્ઞને પ્રતાપે, સહન-શક્તિને પ્રતાપે, ખાનદાનીને પ્રતાપે જ દુનિયાભર પ્રસરી છે. ઇસ્લામના અનુયાયીઓ જ્યારે બદીને નેકી માનીને માણસજાત સામે તલવાર ઉગામતા થયા અને તેના સંસ્થાપકોના દૈવી ગુણો, તેમની નમ્રતા, તેમના તપતિતિક્ષા વિસરી ગયા ત્યારે જ ઇસ્લામની ઉતરતી કળા બેઠી.

હિન્દુસ્તાનની શાન્તિની પરંપરા

પણ અહીંઆ હું બધા ધર્મોની પેરે જ ઇસ્લામ પણ હિંસાના નહિ પણ અહિંસાના—પ્રાણ લેવાના નહિ પણ પોતાનો પ્રાણ અર્પવાના—તત્ત્વ ઉપર ખરો

થયેલો ધર્મ છે એ સિદ્ધ કરવા નથી બેઠો. હું એટલું જ દર્શાવવા મથી રહ્યો છું કે અસહકારીઓ જો એક વરસની અંદર સ્વરાજ્ય સ્થાપવાને ખરા ઇન્તેજાર હોય તો તેમણે અહિંસાના સિદ્ધાન્તનું મન, વાચા અને કર્મ ત્રણે ક્ષેત્રમા સંપૂર્ણ અને અક્ષરશઃ પાલન કરવા પ્રયત્નની કમાલ કરવી જોઇશે. અસહકાર ભલે તેઓ ઘડીભર ભૂલી જાય, પણ અહિંસા ક્ષણભર પણ ભૂલી નહિ પાલવે. અલબત્ત, અહિંસારહિત અસહકાર સંભવે જ નહિ. જે સરકારનો પન્થ હિંસાનો છે તેની સત્તાને નભાવવામા આપણે હિંસાના જ ભાગીદાર બનીયે છીયે. સરકારનું છેલ્લું શસ્ત્ર ન્યાય નથી પણ હિંસા છે, એની છેવી હાક બુદ્ધિને નથી, અન્તઃકરણને નથી, પણ તલવારને છે. આપણે આ પન્થથી હવે કંટાળ્યા છીયે અને તેની સામે ઝુંડો ઉઠાવ્યો છે. આવી સ્થિતિ વચ્ચે આપણે પોતે જ આપણને હિંસાવાદી ન સાબીત કરી બેસીયે એ હરપ્રયત્ને જોવું ઘટે. અંગ્રેજો મરીભર છે, પણ હિંસાની સામે પૂરા પડવાને તો તેમની પાસે પૂરતી તૈયારી છે. આપણે કરોડો છીયે છતા હિંસાને રસ્તે લડી લેવાની તૈયારી કરતા આપણને જુગ જાય તેમ છે. આવી સ્થિતિ વચ્ચે હિંસાની વાત આપણે માટે અશુભનો જ સન્દેશો છે.

એક ભલી અંગ્રેજ બાઇએ લખેલો કરુણ કાગળ મેં જોયેલો, જેમા એણે એટલા માટે ડાયરશાહીનો બચાવ કર્યો હતો કે જનરલ ડાયરે જલિયાંવાલાની કતલ ન કરી હોત તો હિન્દીઓ ગોરી સ્ત્રીઓ અને બાળકોના વીણીવીણીને જાન લેત. જો આપણે નિર્દોષ સ્ત્રીઓ અને બાળકોના જાન લેનારા નરપશુઓ જ હોઇયે તો આપણે ધરતીમા સમાઇ જવાને લાયક છીયે..પણ આ સવાલને બીજી બાજુ પણ છે. આ ભલી બાઇના ધ્યાનમા એ ન આવ્યું કે આપણે કદાચ સેતાનો હતા તોપણ એવા સેતાનોના પંજામાથી ઉગરવા એના દેશવાસીઓને, જે કિંમત આપવી પડી તે જોતા એમની સલામતી એમને બહુ મોંઘી પડી ગણાય; કારણ એવી સલામતી મેળવવા એમને પોતાને માણસાઇ ભૂલી સેતાન બનવું પડ્યું. એના દેશવાસીઓએ જનરલ ડાયરનો 'તરો વા કુંજરો વા' ની ઢબે તિરસ્કાર કર્યો, તેના મુરબ્બિ સર માઇકલ ઓડવાયરને તો સાવ છૂટી જ આપી દીધી, કારણ અંગ્રેજોને સેતાનોનો આ દેશ છોડવાની ઇચ્છા નથી—પછી ભલે એમને જાતે સેતાન બની એકએક હિન્દીને ગોળીએ દેવા પડે. તેથી જ હું ફરીફરી દર્શાવવા માગું છું કે અમૃતસરમાં આપણે આંધળા બન્યા એમ ફરી કોઇવાર આંધળા બની જવાનો જો જુસ્સો આવી ગયો તો જલિયાંવાલાના કરતાંયે ચડી જાય એવી

વાનીઓ આપણે માટે તૈયાર રહેવાની છે એ વાત કોઈ પણ હિન્દીની ગણતરી બહાર ન હોવી જોઈએ.

હિંસા પર કાબુ

આમ ડાયર-ઓડવાયરશાહીની સામે ઉઠેલા આપણે પણ શું એ જ સેતાનિયતના હથિયાર હાથ ધરીશું? જેને આપણે ધિક્કારી રહ્યા છીએ એ જ વસ્તુનું શું આપણે અનુકરણ કરીશું? આપણો પાયો હિંસા નહિ પણ અહિંસા, સેતાનિયત નહિ પણ દૈવી સંપત્ હોવો જોઈએ. ખાસ કરીને આપણે કામ કરનારાઓએ તો આપણે શું સાધવા નીકળ્યા છીએ એનો મનની જોડે ચોખ કરી લેવો જ જોઈએ. સ્વરાજ્યસિદ્ધિનો ખરો આધાર આપણામાંની હિંસા તરફ વળનારી શક્તિઓને કાબુમાં રાખવાની આપણી શક્તિ ઉપર જ રહેશે. તેથી જ હું કહું છું કે આપણામાંના જ થોડા હિંસા કે બળપ્રયોગ કરશે તોપણ સ્વરાજ્ય એક વરસમાં ઘેર નહિ થઈ શકે.

અહિંસાના પ્રસંગો

જો આ ખરું હોય તો આપણાથી લાંઘવા ન બેસાય, પિકેટિંગ ન કરાય, નાળાર્કોલેજના બારણા આગળ લાંબા થઈને ન સૂવાય, વિરોધી મતવાળાઓ સામે 'શરમ' 'શરમ'ના પોકારો ન કરાય આપણામાંના કોઈની ઉપર આપણો મત કબૂલ કરાવવા અણુઘટતું દબાણ ન કરી શકાય. જે સ્વતન્ત્રતાના હકનો આપણે દાવો કરીએ છીએ તે જ સ્વતન્ત્રતા એમને પણ આપીને આપણે એમને નિર્ભય કરી મુકવા જોઈએ. આમવર્ગને પણ આપણે છોડવો ન જોઈએ. મીલમજૂરો અને ગામડાઓની પ્રજાનો આપણા અત્યારના રાજ્યપ્રકરણી પગલાઓમાં આપણે ઉપયોગ ન કરવો જોઈએ.' એમ કહેવાનો આપણને હક નથી એમ નહિ, પણ એમનો ઉપયોગ કરી શકવા જેટલી હજુ આપણે તાલીમ લઈ મુક્યા નથી તેથી. આપણે તેમને અક્ષરજ્ઞાનથી સ્વતન્ત્ર એવી રાજ્યપ્રકરણી તાલીમ આપવા નરન આટઆટલા' વરસ સુધી કશું કીધું નથી. એ વર્ગોની મદદ લઈને આપણે કામો કરી શકીએ એટલા પ્રામાણિક, બુદ્ધિમાન, કાર્યદક્ષ, વિશ્વાસપાત્ર અને બહાદુર કામદારો હજુ આપણી પાસે નથી.

---

## અસહકાર કે સત્યાગ્રહ?

માતૂરથી એક ભાઈ લખે છે:

સત્યાગ્રહી નિ૦ અસહકારી

"'સત્યાગ્રહી બહિષ્કારથી દૂર રહે છે. એ કોઈ દિવસ સરકારને મુંઝવતો નથી' આ આપના જ શબ્દો ટાંક્યા છે.' હવે હાલની અસહકારની લડતમાં જોઉં છું કે અસહકારી સરકારને પીડવી દેવા જીવતોડ મહેનત કરે છે અને એના બધા પ્રયત્નો જ

સંગીન બહિષ્કાર (ધારાસભાઓનો, સરકારી કે સરકારની મદદ લેતી શાળાકૉલેજોનો, વગેરે) કરવા તરફ હોય છે. આથી હું મૂંઝવણમાં પડયો છું. માણસ એકીવારે સત્યાગ્રહી તેમજ અસહકારી બન્ને થઈ શકે શું? ઉપર ટાંકેલા આપના શબ્દોમાં સૂચવેલા તત્ત્વની દૃષ્ટિએ જોવા જતાં એ તત્ત્વોનો હાલની અસહકારની લડતની પદ્ધતિ જોડે હું કેમે કર્યાં મેળ બેસાડી શકતો નથી.”

આ ભાઇએ મારા શબ્દો તો બરાબર ટાંકયા છે ખરા. માત્ર તે તેનો આગલો પાછલો સંબન્ધ લક્ષમાં લીધા વગર ટાંકયા છે. ઉપર ટાંકેલા વાકયમાં જે પ્રકારના બહિષ્કારનો નિષેધ સૂચવાયો છે તે તેના મૂળ અર્થમાં સમજવાનો છે. એટલે કે સજા તરીકે, પોતાના વિરોધીનું નુકસાન કરવાની વૃત્તિથી અખત્યાર કરવામા આવતો બહિષ્કાર નિષિદ્ધ છે. એ જ દૃષ્ટિએ બધા વિદેશી માલનો બહિષ્કાર કરવો છોડી ‘આપણો આર્થિક લાભ થાઓ ન થાઓ પણ બ્રિટિશ પ્રજાને તો સજા થવી જ જોઇયે’ એ સિદ્ધાન્ત સ્વીકારીને એકલા બ્રિટિશ માલનો જ બહિષ્કાર પોકારવો એ નિષિદ્ધ ગણાય. હું માનું છું કે એવા બહિષ્કારના પ્રયત્નની નિરર્થકતા પણ હવે તો સૌ કોઇના લક્ષમાં આવી ચુકી છે.

પણ આત્મશુદ્ધિના અર્થમાં—પાપનો, બૂરાઇનો, અસત્તનો ત્યાગ કરવો, તેનો સંગ છોડવો, તેના સહકારમાંથી, તેની ભાગીદારીમાંથી નીકળી જવું એ અર્થમાં તો—બહિષ્કાર કેવળ ધર્મ્ય જ નહિ પણ ઇશ્વરની બીક રાખનાર, પાપથી ડરીને ચાલનાર અને ધર્મને જીવનમાં સર્વોપરી ગણનાર પ્રત્યેક વ્યક્તિને માટે ફરજીયાત છે. આમ હિન્દુસ્તાનની અત્યારની સ્થિતિમાં ધારાસભાઓ, શાળાકૉલેજો વગેરેનો બહિષ્કાર એ આ વસ્તુઓ ચ્રેતાની સરકારની સત્તાનો નભાવનારી છે એમ માનનાર દરેક વ્યક્તિને માટે પુણ્યરૂપ છે, એકમાત્ર ધર્મ છે. ‘પૅસિવ રેઝિસ્ટન્સ’ એ અંગ્રેજી શબ્દ સત્યાગ્રહના મૂળમાં રહેલી કલ્પના બરાબર વ્યકત નથી કરી શકતો. સત્યાગ્રહ શબ્દ યોજીને મેં એ કલ્પનાને કંઇક વધારે સારી રીતે મૂર્ત કરવાનો પ્રયત્ન માત્ર કર્યો છે. આ ભાઇને તો મારે એટલું જ કહેવું બસ થશે કે અસહકાર એ સત્યાગ્રહનું જ એક અંગ છે. સત્યાગ્રહમાં સરકારને મૂંઝવવા કે અડચણકર્તા થવાનો સમાવેશ નથી થતો; તેમ અસહકારમાં પણ ક્યાંયે સરકારને અડચણકર્તા થવાપણું નથી.

પણ સત્યાગ્રહી કે અસહકારીના પોતાના કશા પ્રયાસ કે ઇચ્છા વગર તેની પ્રવૃત્તિથી સરકારના માર્ગમાં અડચણો ઉભી થાય અગર સરકાર મૂંઝવણમાં પડે એ બનવાજોગ છે. એની ચિન્તા સત્યાગ્રહી કે અસહકારી ન કરે. એનો પ્રયત્ન તો

અન્તર્મુખી છે, આત્મશુદ્ધિનો અને ઉન્નતિનો છે. જે માણસ ઘરમાં ઘૂસવા આવતા ત્રાહિતથી કે ચોરથી અથવા પોતાના ઘરનાં બારણાં બંધ કરે તે એવા ત્રાહિતને મૂંઝવે છે એમ કહી શકાય ખરૂં ? અથવા તો જે દારૂડીઓ રોજ પીઠામાં જઈને દારૂ પી પીને કલાલનું ગજવું ભરતો હોય તેને એક દિવસ જ્ઞાન થાય અને તે દારૂની ટેવ છોડી કલાલને ઉંબરે ચઢવું છોડી દે અને એ રીતે એ કલાલનો વકરો ઘટે તો એ એને મૂંઝવે છે એમ કહેવાય ?

---

# ૧ બંગાળ અને બિહારમાં જાગૃતિ

## નવી ધારાસભાનો ઇનકાર

મારા છેલ્લા પત્રમાં હું ગાંધીજીની કલકત્તાની પ્રવૃત્તિનો ઇશારો કરી ગયો. ત્યારપછી જાણવાજેવી મોટી બીના તો તા. ૧લીની વિરોધસભાઓ હતી. બધું મળીને ત્રણ ચાર લાખ માણસ આ સભાઓમાં ગયું હશે એમ અંદાજ કઢાય છે. ડયૂક ઑફ કૉનૉટને કાને જો આ સભાઓના કાંઈ અહેવાલ પહોંચતા હોય તો તેમને તો જરૂર પોતાને અગાઉથી મળી ગયેલી આજ્ઞા પ્રમાણે યંત્રવત્ વર્તવામાં સારે પસ્તાવો થતો હશે ! નવી ધારાસભાના વિરોધ માટે મળેલી સભાઓમાંની એક સભામાં પ્રમુખ અને પાંચ સભામાં વક્તા શ્રીયુત દાસ હતા; એક સભામાં પ્રમુખ નહિ છતાં આ બધી સભાઓમાં વક્તા ગાંધીજી હતા. તે દિવસનો શ્રી. દાસનો અને ગાંધીજીનો શ્રમ કલ્પી શકાય તેમ છે. ધારાસભા-ઓનો ઇનકાર

## પરપ્રાન્તીયોનો સહકાર

ત્યારપછી ગુજરાતીઓની સભા થઈ મનમોહન નાટ્યગૃહમાં. ત્યાં કલકત્તામાં આવી વસીને, કલકત્તાના વેપારે ધનિક થયેલા ગુજરાતીઓએ બંગાળ પ્રત્યે પોતાનું ઋણ અદા કરવાનો પ્રયત્ન કર્યો. ૪૭ હજાર રૂપીયાની થેલી ગાંધીજીને તેમણે શ્રીયુત દાસને સુપરત કરવા માટે આપી. ગુજરાતી ભાઈઓ ઉચિત અવસરે પોતાનું ઋણ અદા કરી કૃતકૃત્ય થયા છે. બીજે દિવસે શીખોનો એક નાનકડો જલસો થયો હતો. ત્યાં તો ગાંધીજીની ભિક્ષા માગવાની ખાસ વૃત્તિ પણ ન હતી. તેમના આગ્રહભર્યા નિમન્ત્રણને માન આપી તેમને અહિંસા અને સબૂરીના પાઠ સંભળાવવા ગાંધીજી ગયા હતા. બસો ત્રણસો માણસો ભાગ્યે જ ત્યાં હશે. પોતાનું કથન પૂરૂં કરી ગાંધીજી શીખ બહેનોનું સંગીત સાંભળવાને તત્પર થઇ રહ્યા હતા એવામાં એક વૃદ્ધ શીખે શીખ કોમમાં ફેલાયેલી બૂરી ટેવ મદ્યપાનની વિરુદ્ધ થોડો બોધ આપવા ગાંધીજીને વિનન્તિ કરી. ગાંધીજીએ તે વિનન્તિ સ્વીકારતાં ભિક્ષા માગવાની પણ તક લીધી અને ભિક્ષાની સાથે નાણાં નીકળવા માંડયાં. બહેનોએ પોતાનાં આભૂષણો ઉતાર્યાં અને પુરુષોએ પાંચસે જેટલા રૂપીયા કલકત્તાના પરપ્રાન્તીયો

ચડીવારમાં ભેગા કર્યા. એક શ્રીમન્ત શીખે બંગીય રાષ્ટ્રીય વિદ્યાલયને દર માસે રૂ. ૧૦૦ આપવાનું જાહેરમાં વચન આપ્યું.

છેવટે રહ્યા મારવાડી ભાઈઓ. હિન્દુસ્તાનની સ્વતન્ત્રતાની લડતમાં મારવાડી ભાઈઓનો ફાળો ઘણું અગ્રસ્થાન લેશે એને વિષે હવે કોઈને શંકા રહી નથી. એ કોમના અગ્રગણ્ય શ્રી. જમનાલાલજીએ તો જાહેર પહેલ કરી. પણ તેટલાથી જ સન્તોષ ન માનતાં ગાંધીજીને મદદ કરવા માટે પોતે કલકત્તા આવ્યા હતા. કલકત્તામાં અનેક મારવાડી ભાઈઓને તેઓ મળ્યા. તેમનો ફાળો બે લાખ ઉપર જવાની વકી છે. આમાં મારવાડી બહેનોના ભવ્ય ફાળાનો સમાવેશ થાય છે.

આમ રાશબિહારી ઘોષ અને બાબુ તારકનાથ પાલિતની ભારે સખાવતોથી મગરૂર થયેલા બંગાળમાં આજે પરપ્રાન્તીયો પોતાનો ફાળો આપી રહ્યા છે.

## નવું રાષ્ટ્રીય વિદ્યાલય

ચોથી તારીખ ભારે મહત્ત્વનો દિવસ હતો. તે દિવસે વેલિંગ્ટન સ્કવેર ઉપર આવેલા એક આલિશાન મકાનને વિદ્યાલય માટે ગાંધીજીએ ખુલ્લું મુક્યું. ત્યારની ક્રિયાના ગાંભીર્યની તે શી વાત થાય? ગાંધીજીના પોતા ઉપર પણ તેની ભારે અસર થયેલી મેં જોઈ છે હજારો વિદ્યાર્થીઓ છતાં અપૂર્વ શાન્તિ હતી. 'બંદેમાતરમ્'ના જયઘોષ એક જ વાર થયા. ત્યારપછી જેટલો સમય કાર્ય ચાલ્યું તેટલો સમય અક્ષુબ્ધ શાન્તિ જામી રહી હતી. આ શાન્તિમાં ભગવદ્‌ગીતાના અધ્યાયના શ્લોકોથી કાર્યનો આરંભ થયો. ગાંધીજીએ એ શાન્ત ગાંભીર્યનો પોતાની પ્રસન્નગંભીરપદા વાણીમાં પ્રતિધ્વનિ પાડયો. એ વચનોમાં રહેલી તીવ્ર ચિન્તા, અડગ શ્રદ્ધા, તેમજ મન, વચન અને કાયાની નિર્મળતા માટેનો અનિવાર્ય આગ્રહ પરિણામ પાડવા વિના નહિ રહે એવી આશા છે. એ વચનો આજે શબ્દેશબ્દ 'નવજીવન'માં બીજે ઠેકાણે આપવામાં આવ્યાં છે એટલે હું તે વિષે વધારે વિવેચન કરતો નથી. ગાંધીજીએ પોતે તે વિષે બોલતાં મને કહેલું કે એવી વાણી વિરલ પ્રસંગે જ મારા મુખમાંથી છૂટે છે!

અમે તા. ૪થીની જ સાંજે કલકત્તાથી નીકળ્યા. શ્રીયુત દાસને ત્યાં જે પ્રીતિ અને સરળતા અનુભવ્યાં તેનું વર્ણન આપ્યું જાય એમ નથી. શ્રીયુત દાસના પ્રૌઢ ચહેરાથી દબાઈ તેમનાથી દૂર ભાગતા લોકો તેમની સાથેના ઘડીકના સહવાસમાં તેમના મિત્ર થઈ જાય છે, અને તેમની સાથે સરખાપણું અનુભવી શકે છે; તેમની ચાકરી તો બાલોચિત છે. તેમણે પોતાનું આલિશાન ઘર આજે એક જાહેર ઑફિસ જેવું બનાવી દીધું છે. તેમનાં પત્ની તથા તેમનાં સ્વ. બહિની શ્રીમતી ઊર્મિલાદેવી તથા તેમના ભાઈ પ્રફુલ્લરંજન દાસ એઓ પટના હાઈકોર્ટના જજ છે તેમની દીકરીઓએ તો પોતાની પ્રીતિથી સૌને અજબ મોહિની લગાડી છે. જજ દાસની દીકરીઓ સૌ આગ્રહપૂર્વક ખાદી પહેરવા લાગી છે અને કાંતતાં શીખી ગઈ છે.

## ઝરીઆ

ઝરીઆમાં ગાંધી

આ કુટુમ્બથી છૂટા પડી અમે ઝરીઆ ગયા. ઝરીઆ ગુજરાતીઓ અને કચ્છીઓની એક મોટી વસાહત છે. તેઓ કોલસાની ખાણોના કંટ્રાક્ટ માટે અને કોલસાના વેપાર માટે ઝરીઆમાં જઈ વસેલા છે. મારવાડીઓ પણ ઘણા છે, અને આ ધંધામાંથી ઘણા શ્રીમન્ત થયા છે. આ ખાણોમાંના મજૂરોની સ્થિતિ વર્ણવવાનું આ સ્થાન નથી. એ સ્થિતિ જોવાનો અમને સમય ન હતો, જોકે તેઓ કેવા કષ્ટમાં, કેવા જોખમમાં, પેટભર અન્નને માટે કામ કરી રહ્યા છે એ નજરોનજર અમે જોયું.

ઝરીઆમાં થયેલા કામ વિષે કાંઈ કહું તે પહેલાં એક રમુજી વાત કહી દઉં. અમે કલકત્તા છોડવાના હતા તેના એક દિવસ આગળ શ્રીયુત દાસ મને કહેવા લાગ્યા, 'મહાદેવ, ઝરીઆને કોઈ રીતે બંગાળમાં ગણી ન શકાય ?' હું સવાલનું રહસ્ય સમજી ગયો છતાં પૂછ્યું, 'કેમ ?' હસવા લાગ્યા અને બોલ્યા, 'ઝરીઆનું ઉઘરાણું બિહારથી લખાશે !' મેં કહ્યું, 'જે સરકાર પોતાની મરજી પ્રમાણે પ્રાન્તો તોડે છે અને જોડે છે તે સરકાર નીચે બીજી શી આશા રાખી શકો ? તમારા પ્રાન્તો બનાવો ત્યારે ઝરીઆને બંગાળમાં દાખલ કરજો.' આ ગમ્મતની ખૂબી ઝરીઆમાં થયેલા ઉઘરાણાથી વધારે સમજાશે.

ઝરીઆમાં તો ભાઈઓ અને બહેનોએ હદ વાળી. લાલા રામજસ અગરવાલ નામના મારવાડી સજ્જને રૂ. ૧૫૦૦૦ આપીને પહેલ કરી. પછી તેઓ પોતે જ બીજા વેપારીઓને આગ્રહ કરવા લાગ્યા, અને તેમના આગ્રહથી કચ્છી વેપારીઓએ ૧૦ હજાર મૂકેલા તેને બદલે ૨૦ હજાર કર્યા. બીજા સજ્જનોએ પણ સારી રકમો ભરી. સ્ત્રીઓએ જાહેર ઉઘરાણામાં ચાર હજાર રૂ. રોકડા અને બે ત્રણ હજારના ઘરેણાં આપ્યાં. બધું મળીને ૬૦ હજાર એટલું ઉઘરાણું ઝરીઆમાં થયું. સવારે ધનબાદમાં ૧૦૦૦, સાંજે કતરાસમાં ૧૦ હજાર, અને બરાકરમાં ૨૦૦૦ રૂપીઆ ઉઘરાવાયા. પણ આ ઉઘરાણાના આંકડાની હું મોટી કિંમત આંકતો નથી. એ ઉઘરાણાની પાછળ રહેલી ધર્મવૃત્તિ આશ્ચર્યકારક છે. એ આ નવી પ્રવૃત્તિનું પરિણામ છે એવું મારું નમ્ર માનવું છે. સ્ત્રીઓની પ્રેમભક્તિ અને શ્રદ્ધાથી ઉત્પન્ન થતી રમણીય મૂંઝવણના દાખલામાંથી એક જ અહીં નોંધું ? એક બહેને પોતાનાં સોનાનાં કડાં અને સોનાનો હાર પૂજ્ય કસ્તુરબાને પહેરાવ્યાં. કસ્તુરબાએ ગભરાઈને તરત જ તે ઉતાર્યાં અને કહ્યું, 'બહેન, આ ઘરેણાં તો ગાંધીજી સ્વરાજ માટે માગે છે, મને કેમ ચડાવો છો ?' પછી બહેને હાર સ્વરાજ ફંડ માટે ગાંધીજીના ચરણ આગળ મૂક્યો. પણ 'કડાં તો તમે પહેરો તો જ આપું' એમ કહ્યું. કસ્તુરબાએ કડાં ન લીધાં એટલે કડાં સ્વરાજ ફંડને ન મળ્યાં.

મહાદેવ હરિભાઈ દેસાઈ

તા. ૧૩-૨-૧૯૨૧

# કલકત્તા મહાવિદ્યાલયની પ્રતિષ્ઠા *

મિત્રો,

### આગેવાનોની બીકને ખોટી પાડો

વિદ્યાર્થીઓએ ગીતાજીમાંથી કરેલી સુન્દર પ્રાર્થના તમે સાંભળી છે. એની ઉદાત્ત ભાષાનું તમે મનન કરજો. આ સંસ્થાનાં બધાં કામકાજ આપણે આમ પ્રાર્થના ઉપર બાંધશું તો આપણે અવશ્ય આપણું તેમજ દેશનું મુખ અધિક ઉજ્જવળ કરીશું. હમણાં હમણાં મેં આવી કેટલીયે સંસ્થાઓ ખુલ્લી મુકી હશે, પણ આ સંસ્થા ખોલતાં મને જેટલાં ચિન્તા અને ભય લાગી રહ્યાં છે તેટલા અગાઉ કદી નથી લાગ્યાં. આજે આખા હિન્દુસ્તાનની નજર કલકત્તા ઉપર છે. દેશના આમન્ત્રણને ઝીલી લઈ વિદ્યાર્થીઓએ દાખવેલા પરાક્રમ માટે સાબાશીના અનેક તારો તમે રોજ છાપાંઓમાં વાંચો છો. બીજા અનેક ન છપાતા તારો મેં વાંચ્યા છે. તમારો દાખલો લઈને આખા દેશભરના વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજો ખાલી કરી રહ્યા છે એ પણ તમે જોયું છે. આમ તમારી, તમારા અધ્યાપકવર્ગની, મારી પોતાની અને શ્રી. દાસની જવાબદારી નિઃસંશય ભારે છે. વળી હું પોતે તો તમારા પ્રયત્નો સફળ કરવા અહોરાત્ર પ્રભુપ્રાર્થના કર્યા જ કરવાનો; પણ વિદ્યાર્થીઓ જાતે અત્યન્ત નમ્રભાવે પ્રભુથી ડરીને ખંત અને એકનિષ્ઠાથી અને જેને સારુ તેમણે સરકારી શાળા કૉલેજો છોડી તે દેશ પ્રત્યેની અનન્ય ભક્તિથી પોતાનું કામ ન ઉપાડી લે ત્યાં સુધી કોઈ પણ જાતની પ્રાર્થના ફળદ્રુપ ન નીવડી શકે. દેશની સેવાની ભાવના ખાતર કેળવણીને, પ્રમાણપત્રોને અને બાવિ અભિલાષોને હોમી દેવા તૈયાર થવું, દેશની એવી સેવામાં જ પોતાનો સર્વોચ્ચ સ્વાર્થ સધાય છે એમ માનવું, એ નાની વાત નથી. મને પોતાને તો એ વાતમાં કશી શંકા જ નથી. હું જાણું છું કે સરકારી સંસ્થાઓ છોડવા માટે તમારે કદી પસ્તાવું પડવાનું નથી. પણ સાથે હું એ પણ જાણું છું કે શાળાકૉલેજો છોડીને જો તમે તમારો સમય ઉપયોગી કામમાં નહિ ગાળો તો તમારે જરૂર પસ્તાવાનો વખત આવશે અને દેશના કેટલાક હિતચિન્તક આગેવાનોને લાગતી બીક તમે ખરી ઠેરવશો. મને ઉમેદ છે કે એમની બીકને તમે ખોટી જ પાડશો.

તમારે તો આ વરસ એવી જ રીતે ગાળવું ઘટે કે જેઓ આજ શંકાશીલ છે તેમની શંકાઓ અસ્થાને હતી એમ સાબીત થાય. બીજા લોકો તમારે—કલકત્તાના વિદ્યાર્થીઓ—માટે શું ધારે છે તે પણ હું અહીં કહી દઉં. તેઓ તમારે વિષે સારી પેઠે શંકાશીલ છે. તેઓ તમને ભાવનાપ્રધાન અને નાજુક દેખાવના ગણે છે. ખત અને અવિશ્રાન્ત ઉદ્યોગ પણ તમારામાં છે એવો એમને વિશ્વાસ નથી.

---

* શ્રી. ચિત્તરંજન દાસ અને બીજા અસહકારી આગેવાનોએ કલકત્તામાં ઉઘાડેલું રાષ્ટ્રીય મહાવિદ્યાલય ખુલ્લું મુકતાં કરેલું ભાષણ: તા. ૪-૨-૧૯૨૧.

### અધ્યાપકવર્ગની જવાબદારી

અધ્યાપકો પ્રત્યે

તમે નવી કેડી પકડી છે, નવી દિશાએ તમારે વહાણ હંકાર્યું છે. તમે હિન્દનું ભવિષ્ય ઘડી રહ્યા છો અને આ જવાબદારીનું ખરું ભાન તમારામાં પ્રગટે તો તમે હજુ બધી શંકાઓને ખોટી પાડો જ એ વિષે મને શંકા નથી. જેઓ બંગાળને સાચું ઓળખે છે તેમણે જોયું છે કે બંગાળીઓ પાછા પડનારા નથી. અને હું તો માની જ ચાલું છું કે જે વિદ્યાર્થીઓ બહાર પડ્યા છે અને જેઓ આ સંસ્થામાં આવશે તેઓ કોઈ કાળે પાછા પડવાના છે જ નહિ. હું એ પણ ઉમેદ રાખી રહ્યો છું કે અધ્યાપકવર્ગ પણ તેટલો જ ઇમાનદાર નીવડશે. ગુજરાત મહાવિદ્યાલય ખોલતી વેળા મેં કહેલું તે જ એમને ઉદ્દેશીને અહીં પણ તેટલા જ નમ્રભાવે હું કહીશ કે તેમના જ ઉદ્યમપરિશ્રમ અને તેમની જ અનન્યતા ઉપર આ સંસ્થાની સફળતા કે નિષ્ફળતાનો આધાર રહેશે. આપણા પ્રિય દેશના ઇતિહાસના આવા અણીને કાળે નવજવાનોનાં અંતઃકરણ ઘડવા માગનારને માથે જોખમદારીનો પાર નથી. એવી સ્થિતિ વચ્ચે અધ્યાપકવર્ગ જો ડંખે, સંશયાત્મા બને, ભાવિની ચિન્તાથી ભીતિગ્રસ્ત થાય, તો વિદ્યાર્થીઓની શી દશા થાય? હું પ્રાર્થના કરું છું કે સર્વશક્તિમાન પ્રભુ આપણા અધ્યાપકવર્ગને ડહાપણ, હિંમત, શ્રદ્ધા અને આશાથી અડગ બનાવે.

### જબરજસ્તીથી બચો

જબરદસ્તીથી બચો

હું વિદ્યાર્થીઓને કહી ચુક્યો છું કે તમે પોતે પોતાને માટે જેટલી કાઢેય માર્ગ ચાહે તેટલું પરાક્રમ બતાવજો, પણ બીજાના નિર્ણયમાં હાથ નાંખતા ના. બારીસાલનો કિસ્સો (બારીસાલમાં સરકારી શાળાઓમાં જતા વિદ્યાર્થીઓને પગે પડવાને બહાને પગ પકડી રાખી શાળાહૉલમાં જતા અટકાવવામાં આવ્યા હતા.) તમે આજે છાપાંઓમાં વાંચ્યો જ હશે. એમાં અતિશયોક્તિ હોય કે ન હોય તોપણ તે એટલું તો શીખવે જ છે કે ગમે તે સ્થિતિમાં પણ આપણાથી જબરદસ્તી કે અયોગ્ય દબાણથી તો કામ ન જ લઈ શકાય. મને ઉમેદ છે કે શાળાકૉલેજ ન છોડનારાઓને ત્યાં ધરણું ધરવાનું (બારણાં આગળ લાંઘવા બેસવાનું) અગર બીજું કોઈ પણ જાતનું દબાણ લાવવાનું વિદ્યાર્થીઓ છોડી જ દેશે. જેમને સરકારી સંસ્થાઓમાં રહેવું પાપ લાગે તેઓ જ એ સંસ્થાઓ છોડે એટલું બસ છે. આપણે શ્રદ્ધાવાન હોઈશું તો બીજો એક પણ વિદ્યાર્થી બહાર નહિ પડે તોપણ દૃઢ રહીશું. અધીરાઈથી આકળા થવું એ તો અશ્રદ્ધાની જ નિશાની છે. આકળા થઈએ ત્યારે જ બીજાઓ પર આપણે હાથે દબાણ થાય. મને ઉમેદ છે કે આ સંસ્થાનો એકેએક વિદ્યાર્થી આ બાબતમાં પોતાનો સાચો ધર્મ સમજી જશે.

### હિન્દી ભાષાનાં અણમૂલાં રત્નો

હિન્દીની હિમાયત

બીજી એ પણ ઉમેદ હું રાખું છું કે એક મહિના બાદ આપણે ફરી મળીએ ત્યારે તમે મને તમારી જોડે અંગ્રેજીમાં વાત કરવાનું કહેવાપણું નહિ રહેવા દો અને મારે જે કાંઈ સન્દેશો આપવાનો હોય તે રાષ્ટ્રીય ભાષામાં જ હું તમને આપી શકું એટલી હિન્દી તમે બધા

શીખી ચુક્યા હશો. હું તમને ખાત્રી આપું છું કે તમે હિન્દી ભાષા તરફ વળો એટલી જ વાર છે. એટલી એ સહેલી ભાષા છે. કેટલાયે શબ્દો તો તમને ઘરના જ લાગશે; કારણ દ્રાવિડી ભાષાઓ સિવાયની ઉત્તરની ભાષાઓનો મોટા ભાગનો શબ્દસમૂહ એક જ છે. એ ભાષા તમારા હૃદય અને વિદ્વત્તાભર્યા વિચારોને સુદ્ધાં પહોંચી વળે એવી છે એ પણ તમે જોશો. હિન્દી શીખો કે ઉર્દૂ, બન્નેમાં તમને પાર વગરના છૂપા રત્નો મળી આવશે. તમે હિન્દી સાહિત્ય અને આજની હિન્દી નિર્ધન છે એમ કહો છો, પણ તમે તુલસીદાસની તો ઓળખાણ કરી જુઓ. તમને લાગશે કે આધુનિક જમાનાઓએ આટલી સદીઓમાં એ ગ્રન્થની જોડે મુકી શકાય એવો એકે બીજો ગ્રન્થ પેદા કર્યો નથી. એ એક જ ગ્રન્થે મારામાં જે શ્રદ્ધા અને આશા પૂર્યાં છે તે બીજા એકે પુસ્તકે નથી આપ્યા. હું માનું છું કે 'તુલસી રામાયણ' રસમાં, અલંકારમાં કે ભક્તિભાવમાં કોઈ પણ પંક્તિની ટીકા કે પરીક્ષા સામે ટકી રહે તેમ છે.

તા. ૨૦-૨-૧૯૨૧

# રાષ્ટ્રીય તિલક સ્મારક સ્વરાજ ફંડ

લોકમાન્ય તિલક મહારાજનું સ્મરણ કાયમ રાખવું એ પ્રજાની ફરજ છે એ સ્મરણને સ્વરાજપ્રવૃત્તિની સાથે જોડવું એ પુણ્ય વિચાર છે તેમના સ્મારકને અર્થે મળેલ પૈસાનો ઉપયોગ સ્વરાજ મેળવવામાં જ થાય એ જ યોગ્ય છે. આ પ્રમાણે પૈસા આપવામાં લોકોનો બમણો સ્વાર્થ સધાય છે લોકમાન્યની યાદ કાયમ રાખવામાં આપણો સ્વાર્થ છે, ને સ્વરાજ મેળવવામાં આપણો દેખીતો સ્વાર્થ છે — તિલક સ્વરાજ ફંડ

મહાસમિતિની કારોબારી સમિતિએ ઠરાવ્યું છે કે દરેક પ્રાન્તની સમિતિએ આ ફાળો ઉઘરાવવો. તેનો ત્રણ-ચતુર્થાંશ ભાગ તે જ પ્રાન્તની અસહકારની પ્રવૃત્તિમાં વાપરવાનો છે ને એક-ચતુર્થાંશ મહાસમિતિને જશે.

આ ફાળો કંઈ વર્ષો સુધી ચાલવાનો નથી, માસ બે માસમાં પૂરો થઈ જવો જોઈએ.

તેમાં બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ બધાએ યથાશક્તિ આપવું જોઈએ હિન્દુ મુસલમાન, પારસી, ઈસાઈ, યહુદી, જેઓ જેઓ પોતાને હિન્દુસ્તાની સમજે છે તેઓએ પૂરો હિસ્સો ભરવો જોઈએ.

પૈસા ભરવાનું ઠેકાણું એક તો મહાસમિતિના ખજાનચીને, બીજુ મહાસભાના ખજાનચી શેઠ જમનાલાલ બજાજને ત્યાં, અથવા મીયાં છોટાણીને ત્યાં. જેઓ ક્યાંયે ભરવા ન ઇચ્છતા 'નવજીવન' ઑફિસમાં મોકલવા ધારતા હોય તેઓના નાણાનો સ્વીકાર 'નવજીવન'માં કરવામાં આવશે ને તે નાણાં ગુજરાત પ્રાન્તિક સમિતિના ખજાનચીને ત્યાં મોકલવામાં આવશે

# ક્રોધ આવે ત્યારે શું કરવું ?

મારા અનુભવોનો ભંડાર વધતો જ જાય છે, નિત્ય નવા. ગોરખપુરની મુસાફરી પૂરી કર્યા પછી અમારે કાશીજી જવાનું હતું. મુસાફરી ઘણેભાગે રાતની હોય છે. દર માસે લગભગ પંદર રાત ટ્રેનમાં જાય છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી થતી. આ રાતે તો અવધિ વાળી. ગાડી દરેક સ્ટેશને લાંબો વખત રોકાય, દરેક સ્ટેશને માણસોના પોકાર ચાલતા જ હોય. મારા સાથીઓ લોકોને વીનવે ને રખાય તેટલી શાન્તિ રાખે. હું ભારે થાકેલો ને કાયર થયો હતો. મારી પત્નીએ ને ભાઇ મહાદેવે એક સ્ટેશન આગળ લોકોને શાન્ત રાખવા ભારે પ્રયત્ન કર્યો. કેમે ન રહે. 'દર્શન' જોઇયે જ. બારીએથી ડોકીઆં કાઢે, અનેક વાનો સંભળાવે, મહેણાં પણ મારે. એવટે હું ગભરાયો. મને લાગ્યું કે મારે મારી સ્ત્રીનો ને મહાદેવનો કંઇક બચાવ કરવો જ જોઇયે. હું ઉઠયો ને બારીમાંથી ડોકું કાઢયું. હું બળી રહેલો હતો તેથી કંઇ ઓઢયું પણ ન હતું. ટાઢી ઠીક હતી, પણ ક્રોધમાં મને શાની લાગે ? મેં ઉંચે અવાજે લોકોને વીનવ્યા. તેમના 'જય'ના નાદો વધારે થવા લાગ્યા. હું બહુ ચીડાયો. મેં કહ્યું, 'તમારે સ્ત્રીની ને એક જુવાનની દયા તો ખાવી હતી ? તમે આમ કેમ પજવો છો ? રાતનાં દર્શન કેવાં ?' પણ લોકોને આ બધું સાંભળવું ન હતું.

હું શું કરૂં ? બારીએથી પડતું મેલું ? રોઉં ? લોકોને મારૂં ? સ્ટેશન ઉપર રહી જાઉં ? પડતું કેમ મેલાય ? રોયે શું વળે ? મરાય તો કેમ જ ? સ્ટેશન ઉપર રહી જાઉં તો કાશી ન પહોંચાય. પણ મારો ક્રોધ કેમે ન શમે. લોક પણ શાન્ત થાય જ નહિ. 'જય'ના પોકારો વધવા લાગ્યા. પ્રેમ અને ધિક્કાર બન્ને માણસને ભાન ભૂલાવી શકે છે એ મેં જોયું. મેં મારા કપાળ ઉપર પ્રહાર કર્યો તેની અસર ન થઇ. ફરી કર્યો, એટલે એક જણ બોલી ઉઠયો, 'તમે ક્રોધ કરશો તો અમે ક્યાં જશું ?' હું શરમાયો, પણ ક્રોધ કંઇ ઉતર્યો નહિ. લોકો શાન્ત થાય ત્યારે જ ક્રોધ ઉતરે. ત્રીજી વેળા મેં કપાળ કૂટયું. લોકો ગભરાયા. તેઓએ માફી માગી, ચૂપ થયા, મને સૂઈ જવા કહ્યું. આ બધું એક સજ્જને જોયેલું. મારૂં દુઃખ તે માપી શકયા, આમ મેં શાન્તિ મેળવી. પછીને સ્ટેશનેથી આ સજ્જને જ અમારો બધાનો બચાવ કર્યો. જ્યારે જ્યારે સ્ટેશન આવે ત્યારે તે લોકોને સમજાવે, તેમની દર્શનની લાલસાને દબાવે ને શાન્ત પાડે.

આમ મારી પોતાની ઉપર પ્રહાર કરવાનો આ ચોથો દાખલો મારી જીંદગીમાં મને યાદ આવે છે. દરેક વેળાએ હું માથું કૂટીને જ શાન્ત થઇ શક્યો છું. પ્રેમ પણ માણસને ગાંડો કરે છે એવો અનુભવ તો મને હમણા જ થવા લાગ્યા છે.

ગુસ્સાનું નિવારણ આત્મશુદ્ધિ

આ બધું લખવાનું તાત્પર્ય તો હજુ હવે આવે છે. માણસને ગુસ્સાનાં કારણો આવ્યાં જ કરે છે. દરેક પ્રસંગે ગુસ્સાને રોકવો તેનો ધર્મ છે; ને જેમ તે ગુસ્સાને રોકે છે તેમ તે શૂરો બનતો જાય છે, તેની ધીરજ વધે છે, તેના હિમ્મત ને આત્મવિશ્વાસ વધે છે, તેની બુદ્ધિ નિર્મળ થાય છે. પણ જ્યારે તે ગુસ્સાને ન જ રોકી શકે ત્યારે તેણે પોતે પોતાની જ ઉપર પ્રહાર કરવો એ ગુસ્સાનું સરસમાં સરસ નિવારણ છે. મેં ચાર પ્રસંગો વર્ણવ્યા તેમાના ત્રણ પ્રસંગે મને સ્નેહીજનના અવળા કાર્યનું દુખ હતું, તે હું નહોતો પી શક્યો. એક પ્રસંગે મેં પોતે કરેલા અકાર્યનું પ્રાયશ્ચિત્ત હતું. આગાથી એવું પાપાચરણ થયેલું હતું કે હું એકાએક ભડકી ગયો ને મારી પોતાની ઉપર ગુસ્સાથી બળી રહ્યો ઉઠીને મેં મારી પોતાની ઉપર સખત પ્રહારો કર્યા ને ત્યારપછી જ હું શાન્ત થઇ શક્યો. ચારે પ્રસંગની અસર મારી ઉપર ને મારી આસપાસના વાતાવરણ ઉપર સરસ જ થયેલી એમ મેં અનુભવ્યું. ક્રોધાવેશમાં જ્યારે માણસ બીજાની ઉપર પ્રહાર કરે છે ત્યારે તે પોતે પડે છે ને સામેનાનો ગુન્હેગાર થાય છે. ક્રોધથી પીડાઇ પોતે દુઃખ સહન કરે છે ત્યારે પોતે પવિત્ર બને છે અને બીજાની ઉપર પવિત્ર અસર ઉપજાવે છે.

આત્મપ્રહારનો પ્રભાવ

હિન્દુસ્તાન અત્યારે આ રાજ્યના અત્યાચારથી ક્રોધમા આવેલ છે. જો હિન્દુસ્તાન પોતાની ઉપર પ્રહાર કરશે, પોતે દુઃખ સહન કરશે, તો તે જીતશે ને સપ્ટેમ્બર માસ પહેલા સ્વરાજ મેળવશે. કોઇએ અવળો હિસાબ ન કરવો. મારા દાખલામાં તો સર્વે પ્રેમી હતા તેથી તેઓ આત્મપ્રહારને સમજ્યા; અહીં તો અંગ્રેજો રહ્યા છે, તેને આપણા આત્મપ્રહારની શી અસર થવાની હતી? આવો પ્રશ્ન નાસ્તિકવાદ મનાય. આત્મપ્રહાર એ પણ એક જાતની તપશ્ચર્યા છે. તેનું ફળ પુણ્ય જ હોય. દુશ્મન પર પણ તેની અસર થયા વિના નથી રહેતી. પણ આપણો આશય અંગ્રેજ ઉપર અસર કરવાનો નથી; આપણો આશય આપણે જાતે પવિત્ર, દૃઢ, હિમ્મતવાન, નિર્ભય બનવાનો છે. આપણે નિર્ભય બનશું ત્યારે આપણી ઉપર રાજ્ય કોણ ચલાવશે? નિર્ભય બનેલી જંગલી જાતિઓ ઉપર પણ રાજ્ય કોઇ નથી ચલાવી શક્યું, તો નિર્ભય થયેલા સભ્ય હિન્દુસ્તાન ઉપર કોણ રાજ્ય ચલાવી શકનાર છે?

આત્મપ્રહાર કરવાના સબળ કારણ હોવા જોઈએ. ક્રોધનું કારણ શુદ્ધ હોવું જોઈએ તેમ ન હોય ત્યારે કરેલો આત્મપ્રહાર આપઘાત છે ને તેથી નિન્દ્ય છે તે સત્યાગ્રહમાં નહિ ખપે, તે તો દુરાગ્રહ જ હશે.

આવા દુરાગ્રહના દાખલા પણ મારી પાસે આવ્યા જ કરે છે કોઈને ઘેર બેસી પૈસાને સારુ લાંઘણ કરનાર માણસ ભૂખે મરશે. તેની ભૂખથી ખોટી દયા ખાઈ પૈસા આપનાર પણ ધર્મકાર્ય નહિ કરે. આત્મપ્રહારના દાખલાનું અનુકરણ વિવેકપૂર્વક ન થાય તો સહન કરેલું દુઃખ મિથ્યા જવાનો ભય છે

---

# એક મિશ્ર અનુભવ

પટના છોડી અમે ગોરખપુર ગયા ગોરખપુરના અહેવાલમાં હું અહીં ઉતરવા નથી માગતો તા ૮મીએ ગોરખપુરથી કાશી જતા અમારા ઉપર જે વીતી તે વર્ણવવા તથા તેના ઉપરથી સૂઝતા કેટલાક વિચારો આ પત્રમાં જણાવવાનો ઈરાદો રાખું છું

ગોરખપુર જીલ્લો સંયુક્ત પ્રાન્તનો મોટામાં મોટો જીલ્લો છે એમ્લા ગોરખપુર જીલ્લાની વસ્તી ૨૯ લાખની કહેવાય છે થોડા દિવસ અગાઉ જ ખબર પડયા છતા અનેક ગામડા માંથી લોકો ગોરખપુરમાં ઉભરાયા હતા ગોરખપુરની વિરાટ સભામાં એક લાખથી ઓછા માણસો ભાગ્યે જ હશે આટલા માણસો જોઈને હું એક રીતે નચિન્ત થયો હતો કે અમારો રાતનો સમય તો શાન્તિમાં જશે જ કારણ દર્શન માટે આવનારા પણ ઘણાખરા આ સભામાં આવી ગયા હશે પણ મારી ધારણા ખોટી પડી

ગોરખપુરથી રાત્રે ૮॥ વાગે ગાડી ઉપડી કાશી જતા ભટની સ્ટેશને લગભગ અગિયારેક વાગે ગાડી બદલાય છે ગાડી દરેક સ્ટેશને ઉભી રહેનારી હતી ગોરખપુરના કાર્ય કરનારાઓએ દીર્ઘદૃષ્ટિથી અમારે માટે એક બે ઠેકાના ડબ્બા લઈ રાખી અમને ગાડી બદલવાની ચિન્તામાંથી મુક્ત કર્યા હતા પણ અમને કોઈ ચિન્તામાંથી મુક્ત રાખી શકે એમ જ નહોતુ ગોરખપુર પછીના જ સ્ટેશનથી દરેક સ્ટેશને માણસોના ધાડેધાડા આવીને અમારા ડબ્બા ઉપર હલ્લો મચાવવા લાગ્યા કામગંજથી કાનપુરની મુસાફરીનું વર્ણન જેણે વાંચ્યું છે તેને માટે આ હલ્લાઓનું વર્ણન આપવાની જરૂર નથી માત્ર આ હલ્લાઓ પેલા ઐતિહાસિક હલ્લા કરતા પણ વધારે ભયાનક હતા, અને તેટલે જ દરજ્જે હું તેનું વર્ણન આપવા ધારું છું દરેક સ્ટેશને મોટી મોટી લાકડીઓ અને મશાલોવાળા એકઠા આવીને કાન ફુટે એવા અવાજો કરતા તેમને જેટલી વિનન્તિ કરાય તેટલી ડબ્બામાં અમે સૌ કર્યા જ કરતા

અમારું કોણ સાંભળે ? થોડેક ઠેકાણે ગાડીમાંથી ઉતરીને હું લોકોને પગે પડતો ત્યારે

મરીકવાર પાછા ઉતરતા, પણ કું ઉપર ચડયો કે પાછા બારણું આવીને પોકાર કરતા જ હાય, આટલાથી જાણે સન્તોષ ન વળતો હોય તેમ સેંકડો માણસો ગાડી ચાલવા-માંડે કે ગાડીની ઉપર ચડી જતા અને ડબ્બાની બહાર ઉભા રહેતા કેટલેક ઠેકાણે તો પોતાના બળથી ગાડીને અટકાવી રાખી શકાશે એમ માની અનેક જણા ગાડીને ખેંચી રાખવાનો પણ પ્રયત્ન કરતા ! આમને અટકાવવામા અને ગાડી આગળથી ખસેડવામા, કોઈને ઇજા ન થાય તે જોવામા બિચારા ગાર્ડના ત્રાસની અને ધીરજની પણ અવધિ વળતી હતી પણ લોકો કેમે કર્યાં ન જ માને

મારી ચીડ સમાતી ન હતી એ ચીડમા ને ચીડમા ગાધીજીની સમક્ષ મે અસત્ય બોલવાની પણ ધૃષ્ટતા કરી એ અહીં કબૂલ કરી લઉં. આ ઘણા ચાહકોને તો ખબરે નથી હોતી 'મહાત્મા ગાધી' કોણ છે થોડા જણ ડબ્બાઓ ઉપર ચડયા, 'મહાત્માજી કોન હૈ ?' 'મહાત્માજી કોન હૈ ?' એમ પોકારવા લાગ્યા. મેં ચીડાઈને કહ્યું, 'મૈં હૂં', એટલે સન્તુષ્ટ થઈ, પ્રણામ કરી ઉતરી ગયા ! ક્યા મારી ધૃષ્ટતા અને ક્યા તેમનો નિર્મળ પ્રેમ ! પણ એ નિર્મળ પ્રેમ પર મોહિત થયે કાઈ વળે એમ ન હતુ.

કટની સ્ટેશન આવ્યુ કટની સ્ટેશન ઉપર તો હદ વળી ગાડી સ્ટેશને સુમારે અગિયારે પહોચે તે આ હલ્લાઓને લીધે બાર વાગે પહોચી લોકો દર્શન ન મેળવી શકે એટલે ચીડાઈને અનેક વીનવણી છતા ગાડીના પાટા રોકીને ઉભા રહ્યા અનેક જણ કહેવા લાગ્યા કે દર્શન ન થાય ત્યા સુધી ગાડીને ખસવા જ ન દઈએ હું પાછો ઉતરીને તેમને પગે પડયો તોયે તેઓ હઠવાને તૈયાર ન હતા આખરે હું ક્રોધે ભરાયો ન કહેવાના શબ્દો મે તેમને કહેવા માડયા ગાધીજી પજાબમા બે માણસો સામે સત્યાગ્રહ કરીને ગાડીમા બે કલાક ઉભા રહ્યા હતા તે મે તેમને કહી સભળાવ્યુ, આ તોફાનને પરિણામે કદાચ તેઓ પ્રવાસ કરતા બધ થઈ જશે અથવા કાંઈક અકલ્પનીય આકરો સત્યાગ્રહ કરી બેસશે એવી ચેતવણી આપી, પણ તે તેઓના મનને પણ સ્પર્શ નહોતી કરતી 'ભગવાનના દર્શન કરવા આવ્યા તેમા શરમ શાની હોય ?' એમ નક્કી કરીને અમને શરમાવવાનો પ્રયત્ન કરતા આમ કરતા કરતા અમારો ડબ્બો બીજી ગાડીને લગાડતા ગાર્ડને અર્ધો પોણો કલાક લાગી ગયો

ગાધીજી આ ધમાલમા ઉંઘે તો શાના જ ? પણ ચુપચાપ પડી રહ્યા હતા કટની પછી નાઇક શાન્તિ થશે એમ અમે આશા રાખી, પણ તે આશા પણ વ્યર્થ ગઈ પછી તો દરેક સ્ટેશને લોકોનો ઉપર જણા પ્રમાણેનો હઠાગ્રહ ચાલ્યો એક સ્ટેશને થાકી ન કટાળી કેટલેક વાગે ગાધીજી ઉઠયા ગાધીજી વીનવવા લાગ્યા, ' મહેરબાની કરીને તમે જાઓ આટલી રાતે શા માટે પજવો છો ?' તેના જવાબમા ભયકર હર્ષનાદો જ થતા હતા ગાડી ખસે ત્યા સુધી ન હઠીયે એમ પણ ઘણાક બોલતા હતા ગાધીજીએ કરી ચાંપી આજીજી કરી, પણ કોણ સાભળે ? આ પ્રસંગે ગાધીજીની સૌમ્ય મૂર્તિમા થયેલી વિકૃતિનું વર્ણન આપવાને

કપાળ ફૂટવાનો પ્રસંગ

માટે મારી પાસે શબ્દો નથી. હું પણ ત્રાસ્યો હતો. શું થશે, તેની કલ્પના કરી શકતો ન હતો. ગાંધીજીને ક્રુદ્ધ દશામાં મેં આ પહેલાં કદી જોયા ન હતા. એટલે હું કાંપતો હતો. આખરે તેમણે પોતાનું કપાળ કૂટી કહ્યું, 'તમને પગે લાગું છું, ભલા થઈને અહીંથી હઠો.' લોકોની ઉદ્ધતાઈની અવધિ વળી! ગાંધીજીએ આમ ત્રણવાર કપાળ કૂટ્યાં પછી લોક ત્યાં તો શાન્ત થયા.'

આ બધું એક અપરિચિત ગૃહસ્થે જોયેલું. હવે પછીના દરેક સ્ટેશને અમારા ડબ્બા આગળ પહોંચી જઈ ટોળાંઓને અતિશય નમ્ર અને હૃદયદ્રાવક ભાષામાં તેઓ ભાષણ આપી જતા. અને સુભાગ્યે ટોળા પણ તેમની સલાહ કાને ધરતા અને શાન્તિથી વિખરાતાં. આમ અમારા શિર ઉપરનો ભાર એ દેવદૂતે જ લઈ લીધો. તેમના ભાષણો અશુદ્ધ હતાં તેમણે ગાંધીજીના બધા સિદ્ધાન્તો સારી રીતે જીરવેલા જણાતા હતા, અને શાન્તિથી પણ દૃઢતાપૂર્વક દરેક ભાષણને અન્તે તેઓ સામાન્ય અહિંસાના, પરદેશી વસ્ત્રબહિષ્કારના અને અસહકારના પ્રત્યેક અંગ બાબત ઉપદેશ આપતા હતા. તેમની ભક્તિ, તેમના ધૈર્ય અને તેમની શાન્તિ વિષે મારા વિસ્મયનો પાર ન રહ્યો.

મેં તેમને તેમનું નામ પૂછ્યું. તેમણે કહ્યું, 'મારું નામ રામગોપાલ. હું મઉમાં એક મામુલી—સામાન્ય વેપારી છું અને ત્યાં ખિલાફત કમિટીનો સેક્રેટરી છું.' મને વધારે આશ્ચર્ય થયું. આવી રીતે કેટલાયે શાન્ત કામ કરનારાઓ દેશમાં કામ કરી રહ્યા હશે, જેની દેશના ઘણા મોટા ભાગને ખબરે નહિ હોય!

Some village Hampden that with dauntless breast
The little tyrant of his fields withstood,
Some mute inglorious Milton here may rest,
Some Cromwell guiltless of his country's blood.*

એ લીટીઓ મને યાદ આવી ગઈ, અને તરત જ એક પ્રકારનું આશ્વાસન મળ્યું. અસહકારના આ સહસ્રમુખી જ્વાળામુખીનું, ગમે તેટલા પ્રયત્ન છતાં, ગમે ત્યાં ગમે તે મુખ ફાટી નીકળવાનો સંભવ જેટલો રહેલો છે, તેટલો જ સંભવ તેવે સ્થાને તે ઉત્પાત અટકાવવાને નીકળી પડનારા અને તેને શમાવતાં તેમાં શમી જનારા મનુષ્યો બહાર આવવાનો પણ છે. આ પ્રવૃત્તિનું ભવિષ્ય જ પાધરું છે. કોણ જાણે કેવી ગુપ્ત રીતે શાન્તિ અને અહિંસાના સિદ્ધાન્ત દેશશરીરમાં પ્રવેશ કરી રહ્યા છે અને યોગ્ય પાત્રમાં ઉત્તમ રીતે ઠરી જઈ ઉત્તમ પરિણામ આપી રહ્યા છે!

---

*અંગ્રેજ કવિ ગ્રેએ ગામડાના કબરસ્તાન ઉપર એક કરુણ કાવ્ય લખ્યું છે તેમાંની આ પ્રશસ્ત પંક્તિઓ છે. ભાવાર્થ: અહીં કદાચ એવા કોઈ ગામડીઆનાં અસ્થિ હશે કે જે તક મળી હોત તો પોતાનું ખેતર પચાવી પડનાર જમીનદાર સામે છાતી કાઢી ઝૂઝી હેમ્પડનની ખ્યાતિ મેળવી શક્યો હોત, મિલ્ટન જેવો કવિ થઈ શક્યો હોત, અથવા પોતાના દેશબાન્ધવના લોહીથી હાથ ખરડીને ક્રોમ્વેલની કીર્તિ મેળવી શક્યો હોત.

અસાધારણ સહનશક્તિ

જરા વધારે વિચાર કરતાં મને હંટર કમિટીની બેઠક વખતે અમદાવાદમાં ગાંધીજીને સર ચીમનલાલ સેતલવાડે પૂછેલો પ્રશ્ન યાદ આવ્યો. ગાંધીજીને વારંવાર તેમણે પૂછ્યું હતું કે 'તમે એટલું સહન કરી શકો, તમે જે શાન્તિ રાખી શકો તે રાખવાને માટે બીજા અસાધારણ જ હોય એમ ખરું ને ?' આનો ગાંધીજીએ ઇનકાર કર્યો હતો, અને કષ્ટ સહન કરવાની હિન્દની શક્તિમાં દરેક માતાનો દાખલો આપ્યો હતો. આજના પ્રસંગથી પણ તેવો જ દાખલો મળી રહે છે. જે પ્રસંગે ખુદ ગાંધીજીનું ધૈર્ય ન રહી શક્યું, જે પ્રસંગે ગાંધીજીની મુખચ્છવિ ઉપર ક્રોધની છાયા ફરી વળી, તે પ્રસંગે અસામાન્ય શાન્તિથી લોકોને સમજાવનાર પણ એક કેવળ સામાન્ય આદમી જ હતો. કોઈ આની સામે દલીલ કરશે કે ગાંધીજીને તો આવા અનુભવો દરરોજ હોય એટલે તેમનો શાન્તિભંગ થવો સ્વાભાવિક છે. એ બરોબર છે, પણ પેલા ભાઈએ જેમણે અસાધારણ શાન્તિ આ પ્રસંગે દાખવી, તે એવા પ્રસંગ દરરોજ બને તો ન દાખવે એનો પણ આપણી પાસે કશો પુરાવો નથી. અને હું કહું છું તેવા પ્રસંગો તો ક્વચિત જ બનશે એવી આશા રાખીએ, છતાં તેવે પ્રસંગે આવશ્યક શાન્તિ જાળવનાર માણસો સામાન્ય માણસોમાંથી પણ મળી આવશે એટલું જ કહેવાનું તાત્પર્ય છે.

દિલ્હી,

તા. ૧૪-૨-૨૧

મહાદેવ હરિભાઈ દેસાઈ

---

તા. ૨૭-૨-૧૯૨૧

# ઊંધો ન્યાય

નનામા પત્રો

મારી ઉપર હજુ નનામા પત્રો ચાલ્યા આવે છે. હજુ પોતાનું નામ જાહેર કરીને લખવાની હિંમત બધામાં નથી આવી. છાપામાં પોતાનું નામ જાહેર ન કરવું એ એક વાત છે. તંત્રીને પણ પોતાનું નામ ન મોકલવું ને લેખ પ્રગટ થવાની આશા રાખવી એ બીજી વાત છે. મારી પાસે એવા બે લેખ પડ્યા છે. એક લેખમાં ગુજરાત કૉલેજના એક વિદ્યાર્થીએ કેટલાક આક્ષેપો અસહકારી પર મુક્યા છે. તે હું પ્રગટ નથી કરતો. બીજો લેખ કોઈ બહેનનો છે. એમાં પણ આક્ષેપ છે. પણ બીનો જાણી અને આક્ષેપો જાણવાજોગ હોવાથી તે અહીં ઉતારું છું.

આ નનામી બહેન લખે છે:

અસહકારીઓની 'અપ્રામાણિકતા'

"અંગ્રેજી રાજ્યના જુલમી અમલદારોના પંજાબના જુલમથી મારા હૃદયને ઘણો લાગી જ છે અને નોકરી છોડવાના વિચાર ચાર માસથી કર્યા કરું છું. પરન્તુ સમય જતાં જણાયું કે નોકરી છોડવાની આતુરતા દિનપ્રતિદિન મન્દ પડતી જાય છે. તેનું કારણ એટલી પ્રજાનું જુલમી અમલદારોનાં કૃત્યોની લાગી છે તેટલી જ આપને નામે કારભાર

નરનારા અપ્રામાણિક નેતાઓના કૃત્યોની પણ લાગી છે...આપને નામે આવા ઢંગી લોકો ન્હાવી ન જાય અને સત્ય જ તરે એવી કંઈક તજવીજ થવાની જરૂર છે.. જ્યા જ્યા મ્યુનિસિપલ સ્કૂલો હોય ત્યા ત્યા રાષ્ટ્રીય નિશાળો ઉઘડે અને બાળકો વધારવા પ્રયત્ન થાય એ અનુગ્રહ નથી? નડિયાદની જેમ મ્યુનિસિપલ નિશાળ રાષ્ટ્રીય કેમ ન બનાવે?"

આ બહેને ઉંધા ન્યાયનો પ્રયોગ કર્યો છે જો સરકારી નોકરી છોડવાની તેને 'ધગશ' લાગી હોય તો તે અસહકારીની અપ્રામાણિકતા જોઈ ઢીલી થવાને બદલે વધારે તેજ થઈ ધટે છે. પ્રામાણિક માણસો મન્દ થઈ સરકારી નોકરીને વળગી રહેશે તેથી અસહકારીની અપ્રામાણિકતા ઓછી થવાની નથી. જેઓ સરકારની નોકરી છોડે અથવા બીજી રીતે અસહકાર કરે તેઓ અસહકારીની ઉપર મહેરબાની કરવા તેમ ન કરે, પણ અસહકારને ધર્મ જાણી તે પ્રમાણે વર્તન કરે. અસહકારી બધા પાપી હોય તેથી શુ ? અથવા એમ હોય તો એકલદોકલ પુણ્યવાન મહાઅસહકારીએ વધારે પ્રચંડ અસહકાર કરવો રહ્યો જો મજકુર બહેનને લાગેલી ધગશ ખરી હોય તો તો આ ન્યાય જ ખરો કહેવાય

બધા અસહકારી શુદ્ધ જ હોય તો તો સ્વરાજ ક્યારનુ મળી ગયુ હોય. ઘણા કાળનો મેલ આપણને ચડયો છે તે એકાએક દૂર થાય એવી આશા રાખવી એ જ ખોટુ છે. મેલી સરકારથી આપણે દૂર થયા એટલો મેલ તો ધોવાયો ? દારૂ પીનાર દારૂ નહિ પીનારમા બીજા અપલક્ષણ જુએ એટલા માટે પોતે દારૂના વ્યસનને વળગી રહે એ ન્યાય નથી પણ તેણે તો બીજા ગમે તેમ વર્તે છતા દારૂ છોડી પાપમુક્ત થવુ ને બીજાઓને બીજા પાપોમાથી છોડાવવા પ્રયત્ન કરવો એ ચોખ્ખો ન્યાય છે

વળી આ બહેને મ્યુનિસિપલ નિશાળ વિષે લખ્યુ છે એ જ અપ્રામાણિકતા હોય તો એ તો ગેરનસમજ જ ગણાય જ્યા મ્યુનિસિપાલિટી નિશાળોને રાષ્ટ્રીય ન બનાવે ત્યાં નવી નિશાળો કાઢી મ્યુનિસિપાલિટીની નિશાળોમાથી બાળકોને કાઢી શકાય તો કાઢવા એ અસહકારીનો સ્પષ્ટ ધર્મ છે

## રાવળપિંડીની બહેનો

બંગાળામા અને બીજી જગ્યાઓમા બહેનોના આશીર્વાદ હું સ્વરાજ્યવાદીઓને સારૂ મેળવી રહ્યો છુ જુવાન બાળાઓને પોતાના બધા ઘરેણા આપી દેતી મે જોઈ છે. ગઈ કાલે જે તદ્દન પાખા વસ્ત્રો પહેરતી હતી તેને આજે ખાદીની

સાડી પહેરલી હું જોઈ રહ્યો છું. આવી સ્થિતિ જ્યાં સામાન્ય થઈ પડી છે ત્યાં ક્યા અનુભવ વર્ણવું ને ક્યા સુધી દઉં એ વિચારવા જેવું થઈ પડે છે."

"રાવળપિંડી મુખ્યત્વે સિપાહીઓનું શહેર ગણાય. ત્યાં ધનિક પુરુષો રહે છે. પણ રાવળપિંડીમાં જે લાગણી સ્ત્રીઓમાં જોઈ તે મારી કલ્પના બહારની હતી. સ્ત્રીઓનો મેળાવડો સવારના અગિયાર વાગે હતો. એક બગીચામાં ખુલ્લો મેદાનમાં રાખવામાં આવ્યો હતો. તે વેળાએ તેમાં પુરુષોને આવવાની મનાઇ હતી. બહેનો એક માંચડાની આસપાસ ગોઠવાઇ હતી. મારી સાથે લાલાજી હતા. બહેનોએ પોતે જે જોડેલાં બે ગીતો ગાયાં. ઘણી બહેનો તે ગાવામાં સામેલ થઈ હતી. એક "અમૃતસરને લગતું હતું અને બીજું સ્વદેશીને લગતું. અમે રેંટીયા ચલાવશું, અમે નવરી નહિ બેસીયે, અમે રેંટીયો ફેરવતાં પ્રભુનું નામ લેશું, અમે બારીક કપડાં તજી ખાદી પહેરશું, અમે સુતાર લુહાર મોચીને ઉત્તેજન આપશુ ને દેશને સુખી કરશું, એવો તેનો ભાવાર્થ હતો. મુખ્ય ગાનારી બાઇઓ વીસેક વર્ષની છોકરીઓ હોવી જોઇએ. તેમણે શ્વેત વસ્ત્રો જ પહેર્યાં હતાં. પોતે પૈસાદાર હતી છતાં હાથમાં વીંટી ઉપરાંત બીજાં ઘરેણાં મેં જોયાં નહિ. પંજાબમાં કુમારિકા અથવા સધવા ચૂડી પહેરે જ એવો ખાસ રિવાજ નથી. બહેનો ભેટ આપવા સૂતર તથા ખાદી પણ લાવી હતી.

તેમનાં પ્રેમમય અવાજોની વચ્ચે અમારી વાતો તો થોડી જ સાંભળી. સાંભળવી હતી જ નહિ, કેમકે તેમના હૃદયમાં અમારી યાચના લખાઇ રહેલી હતી રાવણરાજ મટાડી રામરાજ સ્થાપવું છે, તે સ્થાપવાનો માર્ગ સીતાનો માર્ગ છે. સીતાજીએ રાવણે મોકલેલી મીઠાઈઓ, આભૂષણો, ઇત્યાદિનો ત્યાગ કર્યો હતો તેમ હિન્દુસ્તાનની પુત્રીઓએ કરવો રહ્યો. ગરીબોની ભૂખ ભાગે નહિ ત્યાં લગી તેમની આંતરડી દુવા દે નહિ. એ ભૂખ રેંટીયો જ ભાગે. પવિત્ર સ્ત્રીનો આશીર્વાદ જ ફળે. તેથી સ્ત્રીઓએ વધારે પવિત્ર સાદાં ને સારાં બનવું રહ્યું. આવી સામાન્ય વાતો તો તેમના હૃદયમાં લખાઇ ગયેલી. પછી તેઓ શાનાં સાંભળે? તેમણે તો રૂપીયા ને ઘરેણાં કાઢવા માંડ્યાં. પેલી શ્વેત વસ્ત્ર ધારણ કરેલી બહેનને પોતાની વીંટીની અદેખાઇ આવી. કાઢી કેમે નીકળે નહિ. છેવટે કાઢીને મારી પીછોડીમાં નાંખી ત્યારે તેને શાન્તિ વળી. ચોમેર બહેનો પથરાઇ ગઇ. કોઇ પોતાના ઉપરણાંમાં પૈસા ને દાગીના એકઠા કરી લાવે. કોઇ બહેનો એકઠા કરેલા પૈસા દૂરથી પણ એવી યુક્તિથી ફેંકે કે તે બીજી બહેન પોતાના ખોળામાં ઝીલી લે. આમ એક કલાક સુધી કોલાહલ ચાલ્યો ને રૂપીયા તથા

સ્વરાજ્ય વિષેની નોંધ

પદ જાય તો તે જવા દેવું પણ પ્રામાણિક રીતે કહી દેવું કે પોતાની લાગણીઓ શા પ્રકારની છે એ દર્શાવનારી પ્રામાણિક નીડરતા પણ આમાં રહેલી છે. સરકારી નોકરો છાનાછૂપા સભાઓમાં જતા, છાનાછૂપા સ્વરાજ ફંડમાં નાણાં આપતા એમનો દાખલો લઇને અટકશો ?

## બીજી પ્રવૃત્તિ

આ સિવાયની પ્રવૃત્તિઓ તો આજે બિહારમાં ચાલી રહેલી નોકરશાહીની દોડાદોડી અને ધરપકડ ઉપરથી જ ખબર પડશે. લૉર્ડ સિંહના અમલનો આરંભ વાજતેગાજતે ઠીક શરૂ થયો છે. તિરહૂત વિભાગમાં, દરભંગા વિભાગમાં જ્યાં ત્યાં કામ કરી રહેલાઓ સામે કોઇને ન બોલવાની તો કોઇને સભા ન ભરવાની, કોઇને સારી ચાલચલગતના જામીન આપવાના તો કોઇને અમુક ક્ષેત્રમાં પ્રવેશ ન કરવાની નોટિસો મળી રહી છે. આ બધું શા આરોપસર ? અશાન્તિ ફેલાવવાના. સીતામઢીના એક જ કુટુંબમાંથી ચાર, પાંચ જણને જામીન આપવાની નોટિસ મળી અને જામીન ન આપ્યા એટલે જેલમાં મોકલવામાં આવ્યા. ઘરડા પિતાને જેલમાં વળાવી પુત્ર ગાંધીજીને ગોરખપુર મળવા આવ્યો હતો. તે પ્રત્યેક ઘડીએ અને પળે પોતે પકડાવાની વકી રાખી રહ્યો હતો. તેણે ગાંધીજીને કહ્યું કે 'જે જગ્યાએ અશાન્તિ ફેલાવવાનો મારા પિતા ઉપર આરોપ છે તે જગ્યાએ તો તેઓ કદી ગયા નથી ને જવાના પણ ન હતા ! પણ એ તો ફીલ્ડિંગ હૉલ નામના એક સહૃદયી સિવિલિયન પોતાના સુન્દર પુસ્તક 'આથમતા સામ્રાજ્ય'માં લખી ગયાં છે તેમ "ફોજદારી કાયદા પ્રમાણે કામ ચલાવવાની રીતના કાયદા'ની 'અટકાયતની કલમો'ની રૂએ કશા ખાસ ગુન્હા માટે આરોપ મુકયા વિના જ અનેક માણસો પાસેથી જામીન લેવામાં આવે છે, અનેક જણને જેલમાં મોકલવામાં આવે છે ! આ કલમો ઘરાઈ ઘરાઇને વાપરવાના કાયમ હુકમો મૅજિસ્ટ્રેટો અને પોલીસને આપી રાખવામાં આવેલા હોય છે. મુસાફરીએ હોય ત્યારે દરેક ગામે કામધંધા વિનાના અથવા શકપડતા માણસો છે કે નહિ તેની તપાસ કરવાના હુકમો હોય છે અને તેની ઉપર કામ ચલાવવાના હુકમ હોય છે. ગામનાં મુખીઓની ઉપર આવા શખ્સોને બતાવી આપવાનું દબાણ ચલાવવામાં આવે છે અને તેમને જેમના સામે અણબનાવ હોય તેવાને તેઓ સુખે પકડાવી આપે છે !" આ તો પાંચ વર્ષ ઉપરની સ્થિતિ. આજે તો 'ધોળી ટોપી' દેખીને ભડકનાર પોલીસ જ્યાં જોઇયે ત્યાં શકપડતા માણસો જ જુએ તેમાં શંકા શી ? ફીલ્ડિંગ હૉલ લખે છે, "હિન્દુસ્તાનનો આખો ફોજદારી કાયદો અને કાયદાનો અમલ જ ભૂંડો છે. એ ફોજદારી અદાલતો તમામ ઉપર તાળાં દેવાય અને ગામપંચાયતોની સાથે મસલત કરીને ગુન્હા અટકાવવાનો મારા હાથમાં અધિકાર હોય તો હું તો જીલ્લાને વધારે જ શાન્તિમાં રાખી શકું." પણ ફીલ્ડિંગ હૉલ જેવા સિવિલિયનોનો આજે ભાગ્યે જ જોટો મળે છે, અને તેમણે પોતાના પુસ્તકમાં કરેલી અતિશય ગંભીર આગાહી—સામ્રાજ્ય ડૂબી જવાની આગાહી સાચી પાડવાની સંપૂર્ણ પેરવી પણ આજની નોકરશાહી કરી રહી છે.

## લોકોનો જવાબ

પણ નોકરશાહીને લોકો શી રીતે જવાબ આપી રહ્યા છે? બિહારના તિરહુત વિભાગમાં કેટલીયે અદાલતો ખાલી છે જ્યાં વકીલો ખાલી નથી કરતા ત્યાં લોકોએ ખાલી કરી છે. ગ્રામપંચાયતો ત્યાં મોટા મોટા ગુન્હાઓના સંબન્ધમાં પણ સન્તોષકારક રીતે ન્યાય આપી રહી છે. ગયા, આરા, મોંઘીર વગેરે જીલ્લાઓમાં દારૂ વેચવાના પરવાનાવાળા ઘરાકી વિના રહોં વકારી બેઠા છે! શાળાઓ પણ જ્યાં ત્યાં ખુલી રહી છે. હાજીપુરની જે શાળાનો ગાંધીજીએ બે મહિના ઉપર પાયો નાંખ્યો હતો તે શાળા બંધાઇ ગઇ; તેમાં સાડાત્રણસો વિદ્યાર્થીઓ છે; સ્થાનિક અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓ લગભગ ઘણાખરા શાળા છોડીને આ શાળામાં જોડાયા છે, અને ઘણાખરા શિક્ષકો પણ નીકળી આ શાળામાં આવ્યા છે. બીજાં સ્થળોએ બાબુ બ્રજકિશોરપ્રસાદ અને બાબુ ધરણીધર કામ કરી રહ્યા છે અને શાળાઓ ખોલી રહ્યા છે. અહીં એક ફકીરની ઉદારવૃત્તિનો ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી. એ ફકીને લોકો બહુ માનતા હતા, એટલે પૈસો પૈસો કરીને એની પાસે સાત આઠ હજારની મતા થયેલી હતી. તેની પોતે ધર્મશાળા બંધાવી. આ શાળા ખોલવાની બારે પ્રવૃત્તિ ચાલી રહી છે તે જોઇને તેણે પોતે જ સ્થાનિક કામ કરનારાઓની પાસે માગણી કરી કે પેલી ધર્મશાળાની એક શાળા બનાવી દેવામાં આવે! એ ધર્મશાળા આજે શિક્ષણશાળા થઇ પડી છે, અને પેલા ફકીર મસ્ત બનીને આજે ગામડાઓની અનેક પ્રવૃત્તિઓમાં ઘૂમી રહ્યા છે!

## ઠક્કર સાહેબ અને તેમની પ્રવૃત્તિ

ઠક્કર સાહેબને વિષે આરંભમાં હું કાંઇક કહી ગયો. તેમને મેં આ વખતે જોયા તે કાંઇક નવા જ જોયા. ગઈ વખતે જોયા ત્યારનું તેમનું ચિત્ર મેં મારા તે વેળાના પત્રમાં આપ્યું હતું. આ વેળાનું ચિત્ર પણ એટલું જ આપવા જેવું છે. સીધી સટ ભાષામાં કહું તો તેમને મેં ખૂબ જાડા થયેલા જોયા. તેમના ગાલ ભરેલા હતા, તેના ઉપર કાંઇક ઓર જ લાલી હતી. તેમનું ચપકન—અંગરખું તૂટું તૂટું કરી રહેલું હતું. મેં કહ્યું, 'તમે તો ખરે જ આ વખતે બહુ જ માલ્યા છો'. તેમણે હસીને કહ્યું 'ન માલું? કેટલી સ્વતંત્રતા, ગંગાનો કિનારો અને મારા વ્હાલા વિદ્યાર્થીઓનો સહવાસ! એ વિદ્યાર્થીઓને ખીલતા જોઇને 'હું ખીલું છું.' આ વિદ્યાર્થીઓનું જીવન જોવા અમે ગાંધીજીના મૌનવારે—સોમવારે સદાકત આશ્રમે ગયા. વિદ્યાર્થીઓ કલ્લોલ કરતા હતા. ગામડાના લોકો તો ત્યાં 'ગાંધીજીનો આશ્રમ' નીકળ્યો છે કહી ઉભરાય છે જ. તેમની સાથે તેઓ ભળી ગયા છે ગામડીઆઓ આવે છે તેની સાથે ટાણું વળી આ વિદ્યાર્થીઓ પખાજ મંજીરાં સાથે રામાયણ લલકારે છે, અને તેમને જોઇને ઠક સાહેબની છાતી ઉંચી આવે છે. આઠ દસ કલાક તેઓ રેંટીયા બનાવવાના કાર્યમાં અને કચોમચૂક બાંધવાના કાર્યમાં આપે છે, અને સાંજે એકઠા થાય છે ત્યાં રામાયણવાચન પછી ઠક સાહેબ તેમની આગળ દિવસની હકીકતો ઉપર વિવેચન કરે છે. તેઓ પૂછપરછ કરે છે અને એકાદ બે કલાક સુધી આ જ્ઞાનગોષ્ઠી ચાલે છે. અને તેઓ શું ખાય છે? મને જરા તાજુબી થઈ. હું સવારે ઠક સાહેબ સાથે જમ્યો. જાડા

ચોખા અને દાળ શાક ખાધા પછી હક સાહેબને મેં પૂછ્યું, 'આવું જ તમે હંમેશા ખાઓ છો શું?' તેમણે મારી મશ્કરી કરી કહ્યું, 'ભાઇ, આ સિકંદર મંઝિલ છે શું કે જ્યાં ગમે તેટલાં શાકો થાય અને જમે તેટલા જમી જાય?' એ જ ખોરાક વિદ્યાર્થીઓ ખાય છે એમ તેમણે મને કહ્યુ અને ઉમેર્યું, 'મિત્ર, હું હિન્દુઓને વટાળવા બેઠો છું એમ લોકોને ન થાય તે ખાતર હું એમની સાથે નથી જમતો.' સાંજે હું વિદ્યાર્થીઓની સાથે જમ્યો. વિદ્યાર્થીઓની સાથે પણ એ જ ખોરાક. વિદ્યાર્થીઓને મેં પૂછ્યું, 'તમને ખર્ચ શો આવે છે?' તો તેમણે કહ્યું, 'પોણાઆઠ કે આઠ રૂપીયા.' હિન્દુસ્તાનમાં સામાન્ય રીતે દસ રૂપીયાથી ઓછે ન ખવાય—એ ત્રણ રૂપીયે ચલાવનારા માણસ છે એ મને ખબર ન હતી એમ નહિ—એ મારી ભ્રાન્તિ આ વિદ્યાર્થીઓએ ટાળી. દૂધ ઘી એઓ ભાગ્યે જ લે છે. એમને પૂછ્યું, 'તમારી તબીયત આ ખોરાકે સારી રહે છે'? હક સાહેબના મુખની ગુલાબી સુરખી જોવાં છતાં મેં આ પ્રશ્ન કરવાની ધૃષ્ટતા કરી. મને પણ દબાવનારો જ ઉત્તર મળ્યો, 'અત્યાર સુધી તો તબીયત નથી બગડી. પછી હરિને ખબર.' આ આશ્રમમાં 'અપરિગ્રહ અને અસ્તેયવ્રતનું પાલન મેં જેવું જોયું તેવું ભાગ્યે જ કયાંયે જોયું હશે. આ વિદ્યાર્થીઓનું એ બને વ્રતના પાલનનું દેશ અનુકરણ કરશે?

આ મારો પત્ર લાંબો થયો છતાં હક સાહેબના આશ્રમમાં એક વાત જે જોઇ તે વિષે બે બોલ લખ્યા વિના રહેવાતું નથી. ગાંધીજીને સોમવારે મૌન હોય છે એમ લોકો જાણતા છતાં ગામડાંઓમાંથી ખૂબ લોકો કેવળ દર્શન માટે ત્યાં ઉભરાતા હતા હક સાહેબે કહ્યુ કે 'આમાંના અર્ધા તો ગાંધીજીનો આશ્રમ બંધાય છે તે જોવા જઇયે એમ કરીને પણ આવે છે; આજે બમણા આવ્યા છે. હવે તો શાન્તિને માટે ગાંધીજીનું નામ ન સંભળાયતું હોય તેવે કોઇ સ્થાને આશ્રમ લઈ જવું જોઇશે. મહાત્માજીનું નામ એક પીડા (nuisance) છે.' તરત જ કહ્યું, 'એ પીડા વિના જીવી શકાય એમ નથી. એ લોકો તો મારૂં જીવન થઈ પડયા છે. પણ આટલીવારમાં તો એક વિદ્યાર્થી આવ્યો અને કહેવા લાગ્યો, 'સેંકડો સ્ત્રીઓ પેલા મંડપમાં બેઠી છે—કેવળ દર્શનને માટે.' મેં ગાંધીજીને કહ્યુ. ગાંધીજી નીકળ્યા, જઇને ઉભા રહ્યા તેમના આગળ નાનાંમોટાં ઘરેણાંઓથી ભરેલી એક કોથળી ઠલવાઇ! આવી શ્રદ્ધા જ્યાં ત્યા જોઈને હું ચકિત થયો છું. ઝરીઆની કોથળીમાં ઝરીઆના અર્ધનગ્ન મજૂરોની સ્ત્રીઓનાં ઘરેણાં પડેલાં છે. પટનામાં તે જ દિવસે પૂ. કસ્તુરબા ગંગાજી ન્હાવા ગયાં હતાં, ત્યાં અનેક બહેનો ન્હાતી હતી તેમને કોઇકે કહ્યું, 'યે માતાજી હૈ.' એટલે પોતાને છેડે જે કાંઈ બાંધેલું હશે તેટલું છોડીને તેમણે કસ્તુરબાને ચરણે ધર્યું! પણ આખરે એક ફાટાતૂટા કપડાવાળી ઘરડી ડોશી આવી અને તેણે એક રૂપીયો મુકયો. પૂ. કસ્તુરબાએ પૂછ્યું, 'બહેન તમે શું ધંધો કરો છો'? જવાબ મળ્યો, 'દૂધ વેચવાનો.' એટલે બીજા પાસે ઉભેલા એક ભાઇએ કહ્યુ, 'દૂધ વેચીને જેમ તેમ બચાવેલા પૈસામાંથી એ એક રૂપીયો આપ્યો છે!' એટલે પેલી ભલી બાઇ બોલી, 'માતાજી, આપ જો દેશકા ભલા કર રહી હો, ઉસકે લિયે યે દિયા હૈ'

મહાદેવ હરિભાઈ દેસાઇ

તા. ૬-૩-૧૯૨૧

તા. ૬-૩-૧૯૨૧

# બિહારમાં સખ્તી

બિહારમાં અસહકારની પ્રવૃત્તિ સૌથી સંગીન ઢબે ચાલી રહી છે. અહિંસાધર્મનું રહસ્ય આગેવાનોને પૂરેપૂરું ગળે ઉતર્યું છે. વાણી સરખીમાં એની મર્યાદા ઓળંગનારને પણ હાથ રાખવામાં તેઓ સફળ નીવડતા જાય છે. બિહારમાં તોફાન ફાટી નીકળવાનું જોખમ નથી. આત્મશુદ્ધિની દિશાએ પણ આખો પ્રાન્ત નમૂનેદાર પહેલ કરી રહ્યો છે. દારૂનિષેધની હીલચાલ અહીં એટલે સુધી પહોંચી છે કે સરકારની આબકારી ઉપજને ઘણે ભાગે ભારે ધક્કો પહોંચશે. કેળવણીની પ્રવૃત્તિ પણ ખૂબ જામી છે. સિવાય સંખ્યાબંધ વકીલોએ વકીલાત છોડી છે. લોકો સલાહથી કજીઆ પતાની રહ્યા છે. ચોમેર જે જાગૃતિ ફેલાઇ રહી છે તે હરકોઈ લોકપ્રિય સરકારનું શેર લોહી વધારે એવી છે.

પણ બિહાર સરકારની વાત જુદી છે. પ્રજાએ તો બિહાર માટે કેવડી આશાઓ બાંધેલી! અને કેમ ન બાંધે? બ્રિટિશ અમલના ઇતિહાસમાં પહેલવહેલા હિન્દી ગવર્નર બિહારને ન લાધ્યા શું? અને તે હિન્દી પણ જેવા તેવા શું? હિન્દના બાહોશમાં બાહોશ પુત્રોમાંના એક; હિન્દી મહાસભાના એક માજી પ્રમુખ.

છતાં લૉર્ડ સિંહ બાપડા શું કરે? એઓ સ્વેચ્છાથી પ્રજાને પીલનારી ઘાણીને જૂંત્યા છે. એમની મહાન શક્તિઓ એ ઘાણી દક્ષતાપૂર્વક ચલાવવામાં જ ખરચાવી રહી; નહિ તો એમણે રૂખસત લેવી રહી.

આમ બિહારમાં આજે સખ્તીને કોઇ આંગળી ચીંધનારું નથી; કારણ ગોરા અધિકારીઓને પોતાના પર હિન્દી ગવર્નર એ એક રીતે આશીર્વાદ જ છે. કોઇ ગોરા ગવર્નરની હકુમત હેઠળ તેમને પોતાનાં કૃત્યો માટે ઠપકો મળવાનો જે ભય રહે તે પણ હિન્દી ગવર્નરના હાથ હેઠળ રાખવાપણું તેમને નથી રહ્યું. હિન્દી ગવર્નર હેઠળ તેઓ ખાસા સુરક્ષિત બન્યા છે.

આ રહ્યા એના દાખલાઓ: બિહારના પ્રસિદ્ધ આગેવાનો મૌ. મઝહર અલ હક અને બાબુ રાજેન્દ્રપ્રસાદને આરા જતા અટકાવવામાં આવ્યા. એક મિત્ર લખે છે:

"મુઝફ્ફરપુર, સારણ અને ચંપારણ જીલ્લાઓમાં ક્રિ. પ્રો. કાયદાની ૧૪૪મી અને ૧૦૭મી કલમનો બહોળે હાથે અમલ થઈ રહ્યો છે. જેઓ જામીનો આપવા ઇનકાર કરે

છે તેમને જેલમાં મોકલવામાં આવે છે. તેવા ત્રીસ જણને જેલ મળી ચુકી છે. બીજાઓ સામે પગલાં લેવાવાની તૈયારી છે. ખુશીની વાત તો એ છે કે આવામાંના કેટલાક ગૃહસ્થો વયોવૃદ્ધ છે; તેમ જ સ્ત્રીવર્ગે પણ આ બધી પકડાપકડીઓથી અને જેલોથી ન ગભરાતાં ઉલટી આનન્દ નહિ તોપણ જાણે કંઈ જ ન બન્યું હોય તેવી ધીરજ અને શાન્તિ બતાવી રહેલ છે.")

મૌ. સફી તેમજ બાબુ રામનન્દને નીચે મુજબ નોટિસ મળી છે:

"મારી ખાતરી થઇ ચુકી છે કે તમે હાજીપુરમાં જાહેર ભાષણ કરવાના છો જેમાં શ્રોતાઓને તમે અસહકાર માટે જેલ ભોગવવા તૈયાર થવા અને એવી જ અસહકારને લગતી બીજી બાબતો કહેનાર છો. આવી વાતોથી શ્રોતાઓ ઉશ્કેરાવાનો અને જાહેર શાન્તિનો ભંગ થવાનો સંભવ છે. તેથી ક્રિ. પ્રો. કાયદાની ૧૪૪મી કલમને આધારે હું તમને હુકમ કરૂં છુ કે તમારે મારી સરહદમાં અસહકાર અગર એના કોઇ પણ સ્વરૂપ વિષે ભાષણ કરવું નહિ."

નોટિસ કાઢનાર અધિકારી મજકુર ગૃહસ્થો થનારા વ્યાખ્યાનમાં શું બોલવાના હતા તે ખાતરીલાયક રીતે જાણી લીધાનો દાવો કરે છે! જેલ ભોગવવા તૈયાર થવાનું તો વ્યાખ્યાતાઓ આજ પ્રજાને આખા હિન્દુસ્તાનભર કહી રહ્યા છે. ક્યાંયે એથી જાહેર શાન્તિનો ભંગ નથી થયો. મોટામાં મોટાં પ્રજાકીય મંડળોએ અસહકારની હિમાયત કરી છે અને આજ હજારો સભાઓમાં રોજ તેનો ઉપદેશ ચાલી રહ્યો છે. ઉપલા હુકમનો એક જ અર્થ થઈ શકે, અને તે એ કે વ્યાખ્યાતાએ સ્વદેશી, દારૂનિષેધ, અસ્પૃશ્યતા કે હિન્દુમુસલમાન એકતા કશા પર બોલવું નહિ! એ બધાં અસહકારનાં 'સ્વરૂપ' કહી શકાય. બીજો એક હુકમ જુઓ:

" મને ખબર મળ્યા છે કે બ્રહ્મચારી રામરક્ષ રહેવાથી બાંગરા ગોપાલગંજ,-સારણ જીલ્લાનાએ ગઇ કાલે એક સભામા ભાષણ આપ્યું તેમાં બ્રિટિશ પ્રજાને દગાબાજ, વચનભંગ કરનારી તેમજ જુલમી કહી અને બ્રિટિશ સરકારની રાજ્યનીતિ એક કોમને બીજી કોમ સાથે લડાવી મારવાની—બન્ને પર રાજ્ય કરવા મળે તેટલા સારૂ—છે એમ કહ્યું. વળી એમ પણ કહ્યું કે સરકાર તેના જુલમને પરિણામે અવશ્ય નાશ પામશે, અને જો પ્રજા ગાંધીનું કહ્યું કરે તો અંગ્રેજ સરકારને દસ દિવસમાં કાઢી મુકી શકાય. મને એવા પણ ખબર મળ્યા છે કે આ ભાષણથી ભારે ઉશ્કેરણી ફેલાઈ છે અને આવું બીજું ભાષણ થાય તો જાહેર શાન્તિનો ભંગ થવા સંભવ છે. એમ પણ જણાય છે કે સદરહુ બ્રહ્મચારી રામરક્ષ આજે એવું જ બીજું ભાષણ કરનાર છે. તેથી ક્રિ પ્રો. કાયદાની ૧૪૪મી કલમની રૂએ હું તેને આ હુકમની તારીખથી એક મહિના સુધી સીતામઢી સબડિવિઝન

કોઇ પણ ભાગમાં કોઇ પણ જાહેર જગામાં પાંચ કે તેથી વધુ માણસોવાળા કોઈ પણ મેળાવડા સમક્ષ કોઇ પણ જાતનું ભાષણ કરવા મનાઇ કરે છું."

આ પણ એની એ કથા છે. ઉપલા હુકમમાંના બ્રહ્મચારીની જીભે જે વાતને માટે તાળું દેવાયું તે જ વાત આજે હજારો મ્હોડેથી રોજ કહેવાઇ રહી છે. બ્રહ્મચારીએ સરકાર ઉપર કરેલા આરોપ કલકત્તાની ખાસ મહાસભાના ઠરાવની પ્રસ્તાવનામાં મુકાયેલા છે. મેં પોતે આ સરકારને 'દગાબાજ, વચનભંગ કરનારી અને જુલમી' કહી વખોડવામાં આજે માન માન્યું છે. સીતામઢીના માજીસ્ટ્રેટ જ બાપડા સરકાર વિષે આવું બોલવું એ વાતને "ગુન્હો' કરી પોકારવા બાકી રહી ગયા હતા!

હવે સવાલ એટલો જ થાય છે કે આવી સ્થિતિ વચ્ચે લૉર્ડ સિંહને રાજીનામું આપવા સિવાય બીજો રસ્તો જ કયો છે? સામાન્ય જીલ્લા માજીસ્ટ્રેટોના હુકમ ફેરવવા જેટલી પણ હકુમત વાપરવા જેવી એમની સ્થિતિ નથી. વાપરે તો ગોરા માજીસ્ટ્રેટો અસહકાર કરે, હડતાળ પાડે, તેમને તોબા પોકરાવે અને રાજ્યકારભાર અશક્ય કરી મુકે. આટલા સારૂ ભવિષ્યમાં કોક દિવસ અને કોક અકલ્પ્ય રીતે પોતાના ગવર્નરપણાને બળે દેશનું કલ્યાણ કરી શકવાની આશાએ તેઓ આજે પોતાના મનને મનાવી રહ્યા છે કે જાણે રાજીનામું આપી કોઈ અંગ્રેજ ગવર્નરને માટે જગા કરી આપવી તે કરતાં પોતાના હોદ્દાને વળગી રહેવું એમાં જ વધુ સાર છે.

અને આ તો હજુ એમની એમના હોદ્દાની રૂએ દેશને મળનારી સેવાનું અંગળાચરણ છે. વખત વીતશે તેમ તેમ આપણે જોઇશું કે એમની હકુમત હેઠળના સિવિલ સર્વિસના અધિકારીઓ અંગ્રેજ ગવર્નરના હાથ નીચે ન જમાવી શકે એટલી સત્તા જમાવશે, ન કરી શકે એવી કેટલીયે હિમ્મતો કરશે. આના બે કારણ છે. ગોરા અધિકારીઓ અંગ્રેજ ગવર્નરના હાથ હેઠળ રહીને જે અંકુશો માટે ફરીઆદ ન કરે એવા દરેક અંકુશ સામે એઓ લૉર્ડ સિંહની હકુમત હેઠળ 'કામનો વાધ' કરી મુકી પોકારો ઉઠાવશે, જ્યારે બીજી બાજુએ લોકોના મનની વૃત્તિ પોતાના દેશી ભાઇનું ગવર્નરપદ સફળ સિદ્ધ કરી બતાવવા ખાતર વધુ દબાણ કે વધુ સખ્તી પણ હસતે ચહેરે સહન કરી લઇને પોકાર ન કરવા તરફ ઝુકેલી રહેશે.

આમ ગવર્નરના હોદ્દાને માટે સરસમાં સરસ પસંદગી ગણાય એવા સમર્થમાં સમર્થ હિન્દીનો અમલ પણ જે નિષ્ફળ નીવડશે તે પ્રયત્નની શિથિલતા અમર

તો કાર્યશક્તિને અભાવે નહિ, પણ જે રાજ્યતન્ત્રમાં હોઈ સિદ્ધે ભાગીદારી સ્વીકારી તેમા રહેલા કુદરતી ભૂંડાપણાને લીધે. જેમને માટે મારા અન્તરમાં ભારે માન વસે છે તેમના અમલની આમ ટીકા કરવામા મને આનન્દ નથી આવતો. પણ ગોખલે જેવા આજની દશામા દેશની હકુમત કરવા બેઠા હોત તો તે પણ આમ જ નિષ્ફળ નીવડયા હોત એ વિષે મારા મનમા છાંટાભાર શંકા નથી.

---

# ૬ ઘેરાતાં વાદળ

બિહાર પ્રાન્તમા થઇ પડેલા સખ્તીના સુકાળ વિષે મે આજે એલાયદો લેખ લખ્યો છે. એ લખાયા પછી ત્યાની જે વધુ હકીકતો આવી પહોચી છે તે ઉપરથી જાણે એમ જ થઇ આવે છે કે બિહારમા જો કદાચ જલિયાવાલા નહિ ભજવાય તો તે અધિકારીઓ તરફના ધીરજપરોણાની ઉણપને લીધે નહિ પણ બિહારી પ્રજાના નમૂનેદાર આત્મસંયમને જ પરિણામે હશે. કારણ એકાદા મનાઈહુકમનો ભંગ કરીને લોકોનું ટોળું ભેગું થયું કહી એકાદા ડાયરને તેના પર ગોળીબાર ખોલી દેતા કેટલી વાર લાગવાની હતી? હા હા કહેતા સ્હેજે આવું બની જાય અને સરકારી ઇતિહાસકારોને હાથે લખાતા ઇતિહાસોમા એવો કેર માત્ર 'ગણતરીની ભૂલ' બની રહે!

સયુક્ત પ્રાન્તમા પણ સખ્તી ચોકસ સ્વરૂપ પકડતી જાય છે. ભાષણકર્તાઓ ઉપર જાતજાતના અંકુશો મુકાતા જાય છે.

કાલીકટના મૅજિસ્ટ્રેટે તો યાકુબહસન સાહેબને અને તેમના સાથીઓને કેદમા મોકલીને પોતાનું નામ કાઢ્યુ છે.

પણ આ બધામા અણધાર્યું એવું કશુ જ નથી. સ્વરાજ સસ્તી કિંમતે ન મળી શકે—મળ્યું કામનું પણ નહિ. બાળક બુઝરગ બધાએ જ એને ખાતર જેલ જોવી રહી. સૌને સરખેપણે ભોગવવા પડનારા દુઃખ જ આપણને અભેદ્ય બન્ધુભાવથી એક કરશે. જેમ જેમ અસહકાર તપતો જશે તેમ તેમ અધિકારીઓને ઉકળ્યે જ —સારાસારનું ભાન ભૂલ્યે જ છૂટકો છે.

કારણ હજીયે સરકાર તરફથી સાચા પશ્ચાત્તાપનાં તો કશાં જ ચિન્હ નથી. ના. ડ્યુક આવીને કેટલોક શબ્દાડંબર કરી ગયા અને કહેવાય છે કે તેમ કરતાં

તેમનું હૈયું પણ ભરાઇ આવેલું. નવી ધારાસભાએ પણ પંજાબ પ્રકરણ વિષે 'દિલગીરી' દર્શાવનારો એક ઠરાવ પાસ કર્યો અને કેમ જાણે પ્રજાની મશ્કરી જ આદરી. હોય તેમ જે વેળાએ એક્ટરર્ આ કોરાં રુદન થતાં હતાં તે જ વેળાએ બીજી બાજુએ જુદા જુદા પ્રાન્તોના મૅજીસ્ટ્રેટો સખ્તીના નવા સત્રની બાજી ગોઠવી રહ્યા હતા! પોકળ પશ્ચાત્તાપનું આથી વધારે અસરકારક દૃષ્ટાન્ત બીજું કયું હોઇ શકે ?

હિન્દને આજે બડીબડી વાતો નથી જોઇતી, તેમ બડાંબડા કામો પણ નથી જોઇતા. હિન્દને તો આજ સાવ સીધો વહેવારની રીતનો ન્યાય માત્ર જોઇયે છે. હિન્દ આજે સૌ પહેલા તો સર માઇકેલ ઓડવાયર અને જનરલ ડાયરને હિન્દી તીજોરીમાંથી મળતાં વર્ષાસન બંધ કરાવવા માગે છે. હિન્દુસ્તાનની ઉપર અત્યાચાર કરનારાઓ મોટામોટા હોદાઓ અને વર્ષાસનો ભોગવતા રહે ત્યા સુધી હિન્દુસ્તાનથી સખ વાળીને કેમ બેસી શકાય ? આ પહેલપ્રથમનો ન્યાય પણ જ્યાં લગી નથી થયો ત્યા લગી હિન્દુસ્તાનને અસહકારની લડત ચાલુ રાખ્યે જ છૂટકો અને સરકારને પણ દબાણ અને સખ્તીની નીતિ જારી રાખ્યે જ છૂટકો.

આ સ્થિતિમા આપણો ધર્મ શું ? આપણે તો સરકારની સખ્તીને આપણી કસોટીનો પત્થર જ સમજીને ચાલવું જોઇયે, જો એ સખ્તીની સામે આપણે ઢીલા ન પડતા આપણો સંયમ નભાવ્યા રહીને આપણું પાણી બતાવી આપીશું તો જ આપણે ચડીશુ અને આપણી સાધ્ય વસ્તુને નજીક લાવી શકીશું. જો આપણામાં આપણા સાધ્યને માટે સાચી દાઝ હશે તો હરપ્રયત્ને, ગમે તે સ્થિતિમાં પણ મીજાજ ન ખોતાં આપણે આ કસોટીમાંથી પાર ઉતરીશું સરકારની જોડે સહકાર કરવા ઇનકાર કરીને આપણે સરકારની ધીરજની કસોટી રહ્યા છીયે એ તો સાવ ઉઘાડી વાત છે. સરકારને પણ આત્મરક્ષણ તો કરવું જ રહ્યું. એ આત્મરક્ષણનો ખ્યાલ એમની પાસે અમુક હદ સુધી સકામ ધૈર્ય ધારણ કરાવે. પણ એની ધીરજને પણ હદમર્યાદા હોય જ. એ હદ આવી જાય એટલે પછી એની ધીરજ પણ ઢળે; એ પણ ભાન ભૂલે. એની સામે, લડતાં આપણે પણ એની પેઠે જ સામી ધીરજ ખોઇ બેસીયે—સામું ભાન ભૂલીયે, તો તેટલે દરજ્જે આપણે નબળા પડવાના અને સરકારને સામુ તેટલું જોર આવવાનું. અહિંસાધર્મ આપણને એ જ શીખવે છે કે સરકાર ગમે તેટલી હદ સુધી મીજાજ ખોઇ બેસે અને ભાન ભૂલે તોપણ આપણે સામા તેમ ન જ કરીયે.

અને આ વાત બરાબર ધ્યાનમાં રાખી જો આપણે હાથે તેનો સંપૂર્ણ અમલ થાય તો અન્તે સરકારને આપણી આગળ નમ્યે જ છૂટકો છે. હવામાં અફાળેલો હાથ જેમ અફળ જાય છે અને પોતાના મૂળથી ખડી જાય છે, તેમ સરકારની સખ્તીની ધાર પણ આપણી અહિંસા આગળ બૂઠી થઇ જશે.

---

# ૧ ગાંધીજીની ઉત્તરની મુસાફરી

## કિસાનો આગળ

બિહાર છોડી ગાંધીજી સંયુક્ત પ્રાન્તમાં ગયા—ખાસ કરીને ખેડૂતોને મળવા ખાતર અને કાશી વિદ્યાપીઠ ખોલવા ખાતર. ખેડૂતોના બે મોટા જલસા ગોરખપુર અને ફૈઝાબાદમાં થયા. ગોરખપુરની લાખ માણસના જલસાની વ્યવસ્થા અણીશુદ્ધ હતી. હજારો મોટી મોટી લાઠીવાળા કિસાન ભાઇઓને જોઇને કોઇને પણ આનન્દ થયા વિના રહે તેમ ન હતું. એ લાઠીઓનો ઉપયોગ કોઇને હણવામા, ઉપદ્રવ કરવામાં ન વપરાય એ જ બોધ ગાંધીજીને દેવાનો હતો. ફૈઝાબાદમાં પણ એ જ બોધ દેવાયો. લૂંટફાટ, બદમાશી અને તોફાનીપણાનાં જે ઉમકળાં સંયુક્ત પ્રાન્તમાં જણાયાં હતાં તેને ઉદ્દેશીને જ ગાંધીજીનાં વચન નીકળ્યાં હતાં. આ જ વિષે પોતાના જે વિચારો 'યંગ ઇંડિયા'માં ગાંધીજીએ સૂત્રરૂપે મૂકી દીધા છે તે ત્યાં વિસ્તારથી જણાવ્યા હતા એમ કહી દઉં તો ચાલે એ અહીં તે સૂત્રરૂપે જ આપી દઉં: 'સરકારની કે લોકોની ત્રાસનીતિ જ્યાં ચાલી રહી હોય ત્યાં એક વર્ષમાં લોકશાસનનું વાતાવરણ ઉત્પન્ન કરવું અશક્ય છે. કેટલીક રીતે લોકોની ત્રાસનીતિ લોકશાસનના વાતાવરણને સરકારી ત્રાસનીતિના કરતાં પણ વધારે પ્રતિકૂળ છે; કારણ સરકારી ત્રાસનીતિથી જ્યારે લોકશાસનની ભાવનાને પુષ્ટિ મળે છે, ત્યારે લોકની ત્રાસનીતિથી ભાવના નષ્ટ થાય છે. ડાયરશાહીથી સ્વાતન્ત્ર્ય માટે જેવી ઉત્કંઠા જાગૃત થઇ છે તેવી બીજા કશાથી જાગૃત નથી થઇ. પણ માહોમાંહેની ડાયરશાહી તો બહુમતથી ચાલતી ત્રાસનીતિનો પડઘો હોઇ એક એવી અલ્પલોકસત્તા સ્થાપન કરશે કે જેથી સ્વતન્ત્ર ચર્ચા અને સ્વતન્ત્ર આચરણની વૃત્તિ જ ચગદાઇ જશે.' 'લીડર' જેવાએ પણ સ્પષ્ટ રીતે કહ્યું છે કે 'ગાંધીજીના ફૈઝાબાદના ભાષણમાં અહિંસાની ઉપર અતિશય ભાર મુકવામાં આવ્યો હતો.'

## કાશીજીમાં પ્રો. કૃપાલાનીનું કાર્ય

કાશીજીમાં ગાંધીજી પ્રથમ ગયેલા ત્યારે જે આશરે બસેંક વિદ્યાર્થીઓ નીકળી આવ્યા હતા તે સિવાય નવા કોઈ નીકળ્યા નથી. છતાં તેઓએ પોતાનું કામ ધીરેધીરે પણ દૃઢતાથી ચલાવ્યે રાખ્યું અને તેને પરિણામે જ બાબુ ભગવાનદાસ અને શિવપ્રસાદ ગુપ્તે ત્યાં વિદ્યાપીઠ કાઢવાનો નિશ્ચય કર્યો એમ કહું તો ચાલે. એ વિદ્યાર્થીઓના નાયક

પ્રોફેસર કૃપાલાની છે. એ વિદ્યાર્થીઓને લઇને જ એઓ નીકળ્યા હતા. ચારેક વર્ષ ઉપર એઓ મુઝફ્ફરપુરની સરકારી કૉલેજમાં પ્રોફેસર હતા. ત્યાં તેમણે ગાંધીજીને નોતરવાનું પહેલું પાપ કરેલું; અને પછી પોતાના સ્પષ્ટવક્તાપણાને લીધે આખરે સરકારની 'સંપૂર્ણ' ઇતરાજી વહોરી અને તેમને ત્યાંથી રૂખસત મળી એટલે તેઓ ચંપારણમાં ગાંધીજી હતા ત્યાં તેમની મદદે ગયા. પોતે અતિશય જુસ્સાવાળા હોવા છતા, જનસમુદાયને દોરવાની ભારે શક્તિ ધરાવતા છતા, તેમણે તો ગાંધીજીનું નાનામાં નાનું કાર્ય કરવાનું તે વખતે પસંદ કરેલું કેટલાયે મહિના સુધી જ્યારે કસ્તુરબા ત્યા ન હતા ત્યારે ગાંધીજીની રસોઇ તેઓ પકાવતા. ( ગાંધીજી ત્યાર દાળભાત, શાક જેવી સામાન્ય લોકોની રસોઈ જમતા અને કૃપાલાની જેવા સાત્વિક રસોઇયાને પોતાનો ભાવ બતાવવાનો અવકાશ હતો ) દોઢ વર્ષ ત્યાં કાર્ય કર્યાં પછી તેમને માલવીયાજી લઇ ગયા તેમની સાથે તેમના મન્ત્રી તરીકે લાંબો સમય કાર્ય કર્યાં પછી તેમને પંડિતજીએ હિન્દુ વિદ્યાપીઠમા ઇતિહાસના અધ્યાપક નીમ્યા. વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓના તેઓ અતિશય માનીતા થઈ પડ્યાં હતા અને 'જૂનિયર' છતાં તેમની મદદની તેમના 'સીનિયરો' ને ઘણીવાર[1] જરૂર પડતી. પંડિતજીના દિલને કેમ દુઃખી ન કરાય અને પોતાના દિલને કેમ સન્તોષાય એ પ્રેમ અને કર્તવ્યના પન્થો વચ્ચેના ધર્મસંકટમાંથી તેઓ થોડા જ વખત ઉપર છૂટ્યા, અને ઉદાર દિલના પંડિતજીનો આશીર્વાદ લઇને તેઓએ વિદ્યાપીઠ છોડ્યુ ત્યારપછી તેમણે પોતાના વિદ્યાર્થીઓની નાની ટુકડી સાથે જે જે વિટંબણાઓ ભોગવી છે તેનું વર્ણન આપવાનું આ સ્થળ નથી. વિદ્યાર્થીઓને માટે તેમણે એક નાનકડું ઘર લઇ આશ્રમ કાઢ્યો. તેમાના ઘણાક વિદ્યાર્થીઓએ મળીને એક શાળા કાઢી, અને એ શાળા દરરોજ વધતી જાય છે પેલા વિદ્યાર્થીઓનો સ્વાશ્રય જોઈને જ બાબુ શિવપ્રસાદ ગુપ્તે અને ભગવાનદાસજીએ વિદ્યાપીઠ કાઢવાનો ઉપક્રમ કર્યો એમ મારૂ માનવું છે. વિદ્યાપીઠ ખોલવામા આવી તે પ્રસંગે પ્રિન્સિપાલ આનન્દશંકરભાઇ પણ વિદ્યાર્થીઓને આશીર્વાદ દેવા માટે હાજર રહ્યા હતા બાબુ ભગવાનદાસનાં અને ગાંધીજીનાં ભાષણો 'આજ' પત્રમાંથી ઘણાં વર્તમાનપત્રોમાં ઉતારારૂપે આવી ગયા છે એટલે તે વિષે કાંઈ કહી હું વાચનારને નથી રોકવા ઈચ્છતો આજે વિદ્યાલયની સ્થિતિ એ છે કે તેમાં વિદ્યાર્થીઓની સંખ્યા હતી તેની તે જ કાયમ છે, પણ શાળામા વિદ્યાર્થીઓની ભરતી થયે જ જાય છે. તે એટલે સુધી કે વિદ્યાલયના કરતાં પેલી શાળાના નભાવ ઉપર ચાલકોને વધારે ધ્યાન આપવુ પડશે.

## લખનૌ

લખનૌમાં પણ દિલ્હી જતા ઘડીકવાર ગાંધીજી ઉતર્યાં હતા. તે વખતની એક બે વિગત અહીં નુકી દઉં. લખનૌના સ્ટેશન ઉપર ઘણા સોલ્જરો પોતાના વડા (જે ગોરો અમલદાર હતો) સાથે ઉભા હતા. તે સૌએ ગાંધીજીને લશ્કરી ઢબે સલામ કરી. ગોરાએ પણ કરી. આમાં કાંઇક આશ્ચર્ય થવા જેવું છે, અને નથી પણ. લખનૌમાં રેલવેવાળાઓએ જે હડતાળ પાડી હતી તેને 'ગાંધીજીની મુલાકાત સાથે તલભાર 'સંબન્ધ' ન હતો.' છતાં 'સીવિલ'ના

ખબરપત્રીએ તેનો આ પ્રમાણે સંબન્ધ જોડવાનો પ્રયત્ન કર્યો છે. કોઇ હડતાળીઓ ગાંધીજીને મળવા સુદ્ધાં આવ્યો ન હતો.

## દિલ્હી

દિલ્હીની ગાંધીજીની મુલાકાત સ્મરણીય હતી. હકીમજીના જે વૈદિક વિદ્યાલયનો પાયો લૉર્ડ હાર્ડિંજે નાંખ્યો હતો તેને ખુલ્લુ મુકવા ગાંધીજી ગયા હતા. આમા લોકોને કાંઇક વિચિત્રતા લાગી હશે. પણ તે વિચિત્રતાનો ખુલાસો ગાંધીજીએ ત્યારના પોતાના ચિરસ્મરણીય ભાષણમાં સરસ રીતે આપ્યો હતો. હિન્દુમુસલમાન ઐક્યની મૂર્તિરૂપ હકીમજીની સંસ્થા—હિન્દુમુસલમાન ઐક્યનાં ચિન્હરૂપ જે સંસ્થા, તે ખોલવા જવાની ના કેમ પડાય? અને ત્યાં જઈ લૉર્ડ હાર્ડિંજની છબી ખુલ્લી મુકવાનું કાર્ય પણ ઉપલકીઆ દૃષ્ટિથી જોનારને અસહકારવૃત્તિ સાથે અસંગત લાગે છતાં સંપૂર્ણ સંગત છે એમ બતાવવાની તક ગાંધીજી કેમ છોડી શકે? અને છેવટે અર્વાચીન વૈદક વિષે પોતાના મત સ્પષ્ટ રીતે પ્રગટ કરવાની પણ આ સન્ધિ હતી. આ ત્રણે વસ્તુઓ એ ભાષણમાં સરસ રીતે અપાયલી જોશો. એ ભાષણ અક્ષરેઅક્ષર વાચવા જેવું છે.

પણ એ તો વિદ્યાલયની વાત થઇ. એ વિદ્યાલય ખોલવા જતાં જે અદ્ભુત દૃશ્યો જોયાં તે જોનાર કદી ન ભૂલે એવાં હતાં. ગાંધીજી, લજપતરાય, મોતીલાલ નેહરૂ, અલી ભાઇઓ અને બીજા નેતાઓની દસ મોટર ઝપાટાબંધ વિદ્યાલયને સ્થાને ચાલી જાય એવી વ્યવસ્થા હતી. વિદ્યાલય દર્યાગંજ—ડૉ. અનસારીના સ્થાનથી ચારેક માઇલ હશે, પણ ડૉ. અનસારીના બંગલાથી તે વિદ્યાલય સુધી રસ્તાઓ માણસોથી ચીકાર હતા. જુમ્મામસીદ આગળથી ચાંદની ચોકને રસ્તે જતાં બે અઢી માઇલ સુધી ચાળીમાર માણસ હતું. ત્રણત્રણ ચારચાર માળની હવેલીઓ મધપૂડો મધમાખીથી ભર્યો હોય તેમ ખીચોખીચ ભરેલી હતી આમાં સ્ત્રીઓનો પણ પાર ન હતો. ગાડીઘોડા તો બંધ જ હતા એટલે કેવળ માણસોનાં ટોળાં સિવાય રસ્તા ઉપર કશું ન હતું. અને તે ઠીકઠીક તાપમાં દિલ્હીએ આવું સ્વાગત કોઇનું કર્યું નથી એમ ઘણાનું કહેવું છે. ઘણાયે સહકારીઓ પાસેથી પણ આવાં જ વચનો સાંભળ્યાં છે: 'ના. ડયૂકને આ વાતની ખબર ન હોય? ધોળે દિવસે આંખ મીંચીને બેસે તેને પણ આ વાતની ખબર તો પડે.' ' ડયૂક બે ત્રણ દિવસ આવ્યા ત્યારે અજબ હડતાળ પડી હતી. રસ્તાઓ ઉપરનાં ઘરોમાં દીવા સુદ્ધાં થયા ન હતા. લોકોના આ લાગણી ઉપર સરકાર ક્યાં સુધી અંધારપીછોડો રાખશે?'

## પંજાબ

દિલ્હીથી ભિવાની અને રોહતકમાં જાટ લોકોને અહિંસાના પાઠ ભણાવી ગાંધીજી પંજાબ ગયા. પંજાબમાં હું આ વખતે ગાંધીજીની સાથે જવાનું સદ્ભાગ્ય નથી પ્રાપ્ત કરી શક્યો, એટલે ત્યાંની મુસાફરીનાં વિગતવાર વર્ણનની મારી પાસે કોઈ આશા ન રાખશો. ત્યાં તો નાનકાના સાહેબ આગળ જે શીખ હત્યાકાંડ થઇ ગયો તે જ આજે મોટો ચર્ચાનો

વિષય થઈ પડ્યો છે. આજે જ ખબર વાંચું છું કે તેની તપાસ કરનારી એક કમિટીમાં ગાંધીજીને પણ લોકોએ નીમ્યા છે, અને ત્યાં દસેક દિવસ ગાળવા પડશે એવો ગાંધીજીને તાર પણ છે. ચાર દિવસ ઉપર મારા ઉપર આવેલા એક પત્રમાં ગાંધીજી જણાવે છે:

" મારું મન તો શીખ હત્યાકાંડમાં રોકાયું છે. આ યજ્ઞ (એટલે અસહકારયજ્ઞ)નો શો અર્થ છે, તેમાંથી શું થશે એ તો કહી જ શકાતું નથી. આ તો દાવાનળ સળગ્યો, છે. શું સૂચવે છે એ અન્તરમાં તપાસ્યાં કરું છું. લડતને તો જોખમ નથી જોતો, છતાં લડત ઉપર તેની મહાઅસર તો થવાની જ. "

હાલે જ આવેલા એક પત્રમાં તેઓ લખે છે: "શીખની બાબતમાં હજી મને સત્ય જડ્યું નથી".

બીજા ખાનગી પત્રો ઉપરથી જણાય છે કે ત્યાં શીખોના એક પક્ષે ઘાતકી કતલ સામે ભારે સુન્દર સત્યાગ્રહ કર્યો છે. પણ આપણે ધીરજ અને શાન્તિથી સત્ય બહાર આવવાની રાહ જોઈએ એ જ ઠીક છે.

મહાદેવ હરિભાઈ દેસાઈ

---

તા. ૧૩–૩–૧૯૨૧

## § વાઈસરાય બોલ્યા !

ના. વાઈસરાયે એક ખિલાફત ઉપર અને બીજું અસહકાર તથા તેને લગતા સરકારના ધોરણ ઉપર એમ બે ભાષણો કર્યાં છે. ખિલાફતની બાબતમાં સરકારની મનોદશાનું ના. વાઈસરોયે યથાર્થ દિગ્દર્શન કરાવ્યું છે. તેઓ માને છે કે હિન્દી મુસલમાનોની માગણી આગ્રહપૂર્વક સામ્રાજ્યસરકાર આગળ મુકી એટલે એમના કર્તવ્યની સમાપ્તિ થાય છે; જ્યારે હિન્દી લોકોનો મુદ્દો તો એ છે કે સામ્રાજ્યસરકાર હિન્દી માગણીને દાદ નથી દેતી એ જણાયું તે જ દિવસે તેઓ નામદારે પોતાના હોદ્દાનું રાજીનામું આપી દેવું જોઈતું હતું. રાષ્ટ્રસંઘ આગળ ઇંગ્લંડનું કંઈ ઉપજતું નથી અને એ એકલું બીજાઓના વિરોધ સામે શું કરી શકે, એ સમજને તો કોઈ જ માનવા તૈયાર નથી. વળી તુર્કી સુલેહની શરતો પ્રગટ થઈ ત્યારે તેમા ભજવેલા ભાગ માટે વડા પ્રધાનનો ના. વાઈસરોયે જે લાગોપહેળો બચાવ કરેલો એ પ્રજા ભૂલી ગઈ છે એમ માનવાનું પણ કારણ નથી. ત્યારે પછી તેઓ નામદાર વળી પાછી મુસલમાનોની વકીલાત ક્યારે કરતા થયા ? અસહકાર ન ચાલ્યો હોત તો તેમને

તેમ કરવાનું સૂઝત ખરૂં ? અને હજુ પણ એમનું કહેવું શું છે ? જો મુસલમાન માગણીને હજુ સંતોષવામાં ન આવે અને અસહકાર ચાલુ રહે તો એ બધાનું પરિણામ અંધાધુંધીમાં જ આવે એમ તેઓ માને છે. તેથી તેઓ ધમકી આપે છે કે એવી સ્થિતિમા શાન્તિ સ્થાપવા ખાતર સરકારને એમાં દખલ દીધે જ છૂટકો.

સરકારની ભાષામાં 'શાન્તિ સ્થાપવી' એટલે શું એ તો હવે કોઇને અજાણ્યું નથી. ના. વાઇસરાય એ વાત ધ્યાનમાં નથી લેતા કે હિન્દમાં અંધાધુંધી થશે તો તો તે સામ્રાજ્યસરકાર તેમજ હિન્દી સરકાર બન્નેની ત્રીસ કરોડ હિન્દી પ્રજા પ્રત્યેની કર્તવ્યવિમુખતાને લીધે જ થશે.

વાઇસરાય સાહેબ હિન્દની કોરી વકીલાત કરીને પણ પોતાની જાતને કૃતકૃત્ય માની શકે છે. હિન્દુસ્તાન શું એટલાથી સન્તોષ માની શકે ? ભૂખથી પ્રાણ કંઠે આવેલો માણસ પાસે ઉભા રહીને સાન્ત્વનના શબ્દો બોલનારાની કોરી વાણીથી— તેમાયે પેલો એને કોરી સહાનુભૂતિ ઉપરાંત કંઇક પ્રત્યક્ષ પણ આપીને ઉગારી શકે તેમ છે એમ પોતે જાણતો હોય એવી સ્થિતિમાં—સંતોષાય ખરો ? જે હિન્દી સરકાર પ્રજાને વડી સત્તાની અનીતિને શરણ થવાની સલાહ આપી રહી છે તેણે એ વડી સત્તાને ભાગે આવનારી નાલેશીમા પણ ભાગીદાર થવું જ જોઇયે. કોઇ પણ નોકર વિશ્વાસઘાત થયા પછી કે પોતાની ઇજ્જત પર હાથ નંખાયા પછી પોતાને મળતા હુકમોને માન આપવાને બંધાયેલો રહેતો નથી. સેવરના સુલેહના કરાર એ કરેલી પ્રતિજ્ઞાઓનો તેમજ સામાન્ય ખાનદાનીના નિયમોનો ચોખ્ખો ભંગ નથી તો બીજું શું છે ? ભૂખે મરતાની જોડે ખરી સહાનુભૂતિ ધરાવનારા તો એનાં દુઃખમાં સાથી બનશે, એને ભૂખના દુઃખથી દિવાનો બનતો જોઇને ગોળીએ દેવા નાહ નીકળે. જો અંધાધુંધી હિન્દુસ્તાનમા ફેલાશે જ તો, તેની જોખમદારી હિન્દી સરકાર ઉપર અને જે કોઈ તેને તેનાં આટઆટલા દુષ્કૃત્યો છતાં નભાવવામાં મદદ કરી રહ્યું છે તેમની ઉપર જ રહેશે; જેઓ તેમનાં દુષ્કૃત્યોનો અમલ કરવા ઇનકાર કરી રહ્યા છે, જેઓ લોકોને એ અક્ષમ્ય દુષ્કૃત્યોને ભૂલી જવા કહેવાનું અશક્ય કામ કરવાની ના પાડી પ્રજાના રોષને યોગ્ય માર્ગે જ વહેવા દેવાની મહેનત કરી રહ્યા છે તેમના ઉપર કદાપિ નહિ.

સરકારને સેતાની કહેવાતી જોઇ ના. વાઇસરાય હેરાન થઇ રહ્યા છે. એ વર્ણન પોતાની જાતને લાગુ કરવામાં તેઓ નામદાર ભૂલ કરે છે, કારણ વ્યક્તિઓને તો કોઇ જ સેતાની કહેતું નથી. વળી આ કાલ્પનિક આરોપની દહાણમાં પોતાના

હિન્દી સાથીઓને પણ મેળવવાની ના. વાઇસરાયની ચાલાકી' તો છેક જ ઉઘાડી પડી જાય છે. પણ જે રાજ્યતન્ત્ર ના. વાઇસરાય 'તેમજ તેમનાં સાથીઓ—પછી તે અંગ્રેજ હો કે હિન્દી—ચલાવી રહ્યા છે તે તો સેતાનના એકેએક ગુણોથી વિભૂષિત છે. દગાબાજી, પાખંડ, પાપપુણ્ય કે નીતિઅનીતિના ખ્યાલનો હડહડતો તિરસ્કાર, પ્રસંગ પડયે ગમે તેવો સિતમ ગુજારવામાં પાછું વાળીને' ન જોવું, અને બહુ તો અધકચરા એકરાર કરવા છતાં એવાં દુષ્કૃત્યોનો બચાવ જ કરવાની વૃત્તિ—આમાંના ક્યા ગુણમાં ચાલુ રાજ્યતન્ત્ર કંગાલ છે?

પણ ના. વાઇસરાય જ્યારે અસહકારના સિદ્ધાન્તની સામે લોકોને કેળવીને—સહકારની સામી કેળવણી લોકોમાં ફેલાવીને—અસહકારનો વિરોધ કરવાની વાત પર આવે છે ત્યારે મને લાગે છે તેમની સામે કશું જ કહેવાનું પ્રાપ્ત થતું નથી. ઇલકાબદારો અને વિદ્યાર્થીઓએ અસહકારના ઉપદેશને ઝાઝી દાદ ન દીધી તેમજ નવી ધારાસભાઓ માટે પૂરતા માણસો મળી ગયા એવી કલ્પના ના. વાઇસરાયને સાન્ત્વના આપી શકતી હોય તો તેવી સાન્ત્વના મેળવવાનો તેમને પૂરેપૂરો હક છે. બીજી બાજુએ ખિતાબો, શાળાકૉલેજો અને અદાલતોના અસહકારમાં વધુ લોકો જોડાવા જોઇતા હતા એમ અસહકારીઓ કબૂલ કરે છે, છતાં ખિતાબો, શાળાકૉલેજો અને અદાલતોની અસહકારને લીધે જે નાલેશી થઇ છે અને પ્રજાએ વસ્તુઓને આટલા દિવસ જે પૂજી રહી હતી તે ભ્રમણામાંથી ઉગરી ગઇ છે એટલું પણ અસહકારીઓને રાજી થવા બસ છે. વકીલાત ન છોડેલા વકીલો અને ઇલકાબ ન છોડેલા ઇલકાબદારો આજે પ્રજાપ્રીય આગેવાનો થઇ શકે તેવું રહ્યું નથી, એટલાથી જ અસહકારીઓ સન્તુષ્ટ છે. તેઓ એ પણ જુએ છે કે જેઓ ઇલકાબો, વકીલાત અગર શાળાકૉલેજો છોડી શક્યા નથી તેઓ પણ મનથી તો અસહકારીઓ જ છે અને પોતામાં જોઇયે તેટલું મનોબળ નથી એ કબૂલ કરે છે.

અસહકારીઓએ છેક હવે જ પ્રજામાંના આમવર્ગ તરફ લક્ષ્ પહોંચ્યું છે એ ભ્રમણામાં ના. વાઇસરાયને તેમના સલાહકારોએ નાંખ્યા જણાય છે. આમવર્ગ જ અસહકારીઓની મુખ્ય મૂડી છે એ તો ખુલ્લું છે. એમને અમે અકાળે છેડવાના નથી જ. તેમની પાસે વગરજોખમે કામ લઇ શકાવા વિષે ખાત્રી થતાં સુધી અમે ધીરજપૂર્વક તેમને કેળવ્યે જવાના. અમારા ધ્યેયને વિષે ભૂલાવામાં પડવાની જરૂર જ નથી. અહિંસા જાળવવાની અમને ઠીક ઠીક ખાતરી થશે, ચિત્તને ઉકાળનારા સંજોગો સામે પણ એ અહિંસાને ટકાવી રાખવા જેટલો અમારામાં આત્મવિશ્વાસ

આવશે, તે જ ઘડીએ સરકારી સિપાઇને તેનાં હથિયાર હેઠાં મુકી દેવાનું અને ખેડૂત-વર્ગને તેમનાં મહેસૂલ આપતા અટકવાનું કહેવા અમે ચૂકવાના નથી. અમે ખરા દિલથી ઇચ્છીયે છીયે કે એવું કરવાનો વખત જ અમને ન આવે. એટલું ગંભીર પગલું ભરવાનું ટાળવાને અમે અમારી તરફથી કમાલ કરીશું. પણ એ બધું છતાં આખરે જો જરૂર [illegible] એ દિવસ આવશે જ તો તે દિવસે અસહકારી-ઓની હાથે એ પગલું પણ તેટલી જ દૃઢતાપૂર્વક ભરવામાં મીનમેખ થનાર નથી એ વાતની ના. વાઇસરાયને હું ખાતરી આપું છું.

---

# સખ્તીનું સોંઘારથ

બિહારમાં ચાલી રહેલી સખ્તી વિષે ગયા અંકમાં લખ્યું તે વેળા તો બિહારમાં શું શું ચાલી રહ્યું છે તેનો અર્ધોયે ખ્યાલ નહોતો. બિહાર સરકારનો અમલદારોને લગભગ કાયદાને ઉંચો મુકવા ઉશ્કેરનારો વિચિત્ર હુકમ તો મારી લખનૌની મુલાકાત દરમિયાન મારા જોવામાં આવ્યો.

બિહારમાં અસહકાર એ હવે કાયદેસર ગુન્હો થઇ પડયો છે એમા નવાઈ નથી, અને બિહારનો માજીસ્ટ્રેટ એક નિર્દોષ સંન્યાસીની ઉપર તેના ભક્તોના મોટા ટોળા સમક્ષ હુમલો કરવાની ઉદ્ધતાઇ કરે તેમાં પણ કશી નવાઇ નથી. છતાં આ બધી ઉચ્છૃંખલતાઓ આજે જેટલી શાન્તિથી સહી લેવાય છે તેટલી શાન્તિ એક વર્ષ ઉપર રહી શકી હોત કે કેમ તે વિષે મને શંકા છે. મુઝફરપુરવાળા મીયાં મહમદ શફી જેવા માનનીય નેતાને તે સંન્યાસીને મળવા પણ ન દેવામાં આવ્યા અને મહાસભાના સેક્રેટરી તરીકેના તેમના પદની સુદ્ધા અવગણના થઇ એનુંયે મને આશ્ચર્ય નથી થતું. હું આશા રાખું છું કે સરકારી નોકરો તો અસહકારની સભાઓમાં સામટા હાજરી આપીને અને સરકાર બરતરફ કરે તો તેમને તેમ કરવા દઇને પણ બિહાર સરકારના આ હુકમનો જવાબ વાળવામાં પાછા પડશે નહિ. સરકારી નોકરોને આવી સભાઓમાં બોલાવાની મનાઈ કરવામાં આવે તે સમજી શકાય તેવું છે, પણ અસહકારની સભામાં હાજરી સરખી આપતાં તેમને અટકાવવા અથવા તો રાષ્ટ્રીય સંસ્થાઓને માટે નાણાં આપતા કે રેંટીયો દાખલ કરતા અટકાવવા તે તો પ્રત્યેક વ્યક્તિના અંગત સ્વાતન્ત્ર્ય ઉપર અક્ષમ્ય અંકુશ

બરોબર છે. મને વિશ્વાસ છે કે સરકારી નોકરો આવા આપખુદ હુકમને માન આપીને તેના અમલમાં કદી સહકાર નહિ કરે.

લૉર્ડ ચેમ્સફર્ડે પોતાના ભાષણમાં અસહકારની સામે સરકારના પ્રતિકારની પ્રવૃત્તિની વાત કરી છે તેનું ઉદાહરણ જાણે બિહાર સરકાર આપી રહી છે. નિષ્કલંક ચારિત્ર્યના અસહકારીઓને મ્હોડે એ સરકારે તાળાં દીધાં છે અને પોતાના અમલદારો અને બીજા મળતીઆઓને અસહકારની સામે નિરંકુશ લડત ચલાવવાની વિનન્તિ કરી છે. મને એટલે સુધી ખબર મળ્યા છે કે સરકારના અતિઉત્સાહી ચોકીદારો મારા નામે સરકાર તરફની સભાઓ બોલાવે છે. લોકો સ્હેજે ભૂલાવામાં પડી ભેગા થાય છે ત્યાં તો અપરિચિત મૂર્તિઓ જુએ છે અને ઘણાખરા વિખરાઈ જાય છે! સહકારીઓની વક્તૃતા સાંભળવાને જેઓ રોકાય છે તેઓને કહેવામાં આવે છે કે જો સરકારની અદાલતો છોડી દેવામાં આવશે અને દારૂની દુકાનો બંધ થશે તો સરકારને મહેસૂલની ખોટ જશે, એટલે આ સહકારી વક્તાઓ દારૂબાજી અને અદાલતબાજીને ભારે કિંમતી તરીકે ઓળખાવે છે. ત્યાંના એક અતિશય વિશ્વાસપાત્ર કાર્યકર્તાએ આપેલા તાદૃશ વર્ણનનો મેં સાર આપ્યો છે. એ ચિતાર સાવ સ્વાભાવિક લાગે છે.

જરા વિચાર કરી જોઈશું તો જણાશે કે સરકાર તરફના ભાષણ આપનારાઓ મને લખનારે તેમના મ્હોંમાં જે વચનો મુક્યાં છે તે જ કહી શકે, બીજાં ન કહી શકે. અસહકારીઓ સભાઓમાં શું કહે છે? સ્વાભાવિક રીતે જ તેઓ આરંભમાં ખિલાફત અને પંજાબના અન્યાયોનું વર્ણન આપે છે, હાલની રાજ્યપ્રથાનું રાક્ષસી સ્વરૂપ દર્શાવે છે અને અન્તે લોકોને શાન્ત રહેવાનો, વ્યસનો તજવાનો, અદાલતો, શાળાઓ અને પરદેશી માલનો ત્યાગ કરવાનો, તેમજ રેંટીયો ગ્રહણ કરવાનો આગ્રહ કરે છે. એકાદ અવિચારી વક્તા સહકારીઓને વિષે પ્રસંગોપાત કડવાં વચન પણ કાઢી લે છે અને અજ્ઞાનને લીધે તેમનો સામાજિક બહિષ્કાર કરવાની પણ કદાચ શ્રોતાઓને સલાહ આપે છે. સરકારી વક્તાને તો પંજાબ અને ખિલાફતના અન્યાયો પ્રજા સમક્ષ ઉભા છતાં સરકારને દેવદૂત સમાન જ દોરી બતાવવી રહી. તેણે તો લોકોને એમ જ બતાવવું રહ્યું કે અદાલતોનો બહિષ્કાર ન કરો. કારણકે ત્યાંથી ન્યાય મળે છે; દારૂ પીવાનું ન છોડો કારણકે હારેલાં થાકેલાં એકાદ પ્યાલી લેવી એમાં કશુયે પાપ નથી. વળી એમાંથી સરકારને આવક થાય છે અને એ આવકમાંથી સરકાર શાળાઓ ચલાવી તમારાં જ છોકરાંઓ ભણાવે છે! અને રેંટીયા

સામે, તો બિચારો શું કહે ? એટલું જ કહે કે આવું ત્રેતાજુગનું ચરકડું આજની દુનિયાની શાસ્ત્રીય સંપૂર્ણતાએ પહોંચેલા સાંચાઓની હરિફાઈ સામે અખત્યાર કરવાની વાત કેવળ ધતીંગ છે અને પરદેશી માલ સામે હરિફાઈમાં ટકવા જેટલું હિન્દ જ્યા સુધી ઉદ્યોગોમાં કેળવાયેલું ન બને ત્યાં સુધી પરદેશી માલ વગર આપણું ચાલવાનું નથી. આમ સરકાર તરફની પ્રવૃત્તિમાં ઓછામાં ઓછું આડકતરી રીતે પણ નશાબાજી, મુકદ્દમાબાજી અને પરદેશી માલની વપરાશને ઉત્તેજન આપવાનું આવવાનું જ.

પ્રજાની ઇચ્છાઓને ઝીલનાર કોઇ પણ પ્રામાણિક સરકાર પ્રજાનાં મન રાજી કરવાની આવી સોનેરી તક ન ગુમાવે. ઉલટી અનાયાસે દારૂના દુષ્ટ વ્યસનને પ્રજામાંથી દફનાવે, નબળાસબળા અધકચરા રાષ્ટ્રીય કેળવણીના અખતરાઓને પણ સ્વાશ્રયના પ્રયત્ન તરીકે આદર કરી ઉત્તેજન આપે, લવાદ દ્વારા કજીઆ પતવવાની પ્રજાની ઇચ્છાને ઉદ્દીપ્ત કરે અને આળસના ઓસડ તરીકે સાંચાકામથી નીકળતા દેશી કાપડની પૂરવણી તરીકે પણ હાથકંતામણ અને રેંટીયાના જીર્ણોદ્ધારને આવકારદાયક લેખે. કોઇ પણ પ્રજાહિતદક્ષ સરકાર આ લડતનો મર્મ સ્હેજે સ્વીકારે, સાનમાં તેનું ધાર્મિક સ્વરૂપ સમજી જાય અને તેના મૂળમાં રહેલો શુભ હેતુ તથા તેના નૈતિક-બળ સામું જોઇ પોતા પ્રત્યેના તેના વિરોધ તરફ દુર્લક્ષ કરે, એટલું જ નહિ પણ બળ, ચારિત્ર્ય અને પવિત્રતાની પિપાસા પ્રજામાં ફરી એકવાર પ્રવર્તાવવાના પ્રયત્નને વધાવી લે. પણ સરકારનું હૃદય ન પલટાય ત્યાં સુધી એવું ક્યાંથી બને ? અને એવો પલટો લેવાની આશા આજ હજી ન રાખી શકાય.

એવા હૃદયના પલટાની આટલા જલદી હજુ આપણે આશા ન રાખીયે, એટલું જ નહિ પણ નાગપુરમાં જે પકડાપકડી થઇ છે તે પરથી તો આપણે ઉલટું એમ ચોખ્ખું માનવું રહ્યું છે કે મધ્ય પ્રાન્તની સરકાર દારૂનિષેધનું કાર્ય કરનારાઓની પૂરી ખબર લેવા બન્ને બાય ચડાવીને તૈયાર છે. દાકતર ચોળકર અને રા. પરાંજપે નાગપુરના જાણીતા કાર્યકર્તાઓ છે. દારૂનિષેધનું કાર્ય કરવા માટે જ અત્યારે તેમના ઉપર કામ ચાલી રહ્યું છે એમ કહીયે તો ચાલે. અખબારોમાં પ્રસિદ્ધ થએલી તેમના પર બજાવવામાં આવેલી માજીસ્ટ્રેટની નોટિસ જે મેં જોઇ છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે દારૂની આવકમાં ઘટાડો થાય તે તરફ સરકાર દુર્લક્ષ નથી કરી શકતી, લોકલાગણી સામું જોઇને જ્યાં દારૂના ઇજારા જ આપવાનું બંધ કરવાની અને આવા નિમિત્તનો લાભ લઈ દારૂનું ખાતું જ સાફ બંધ કરી દેવાની સરકારની ચોખ્ખી

તા. ૧૩-૩-૧૯૨૧

ફરજ હતી ત્યાં સરકારે તો પોલીસ અને લશ્કરના દેખાવ કરી પરાણે દારૂના ઇજારાનાં લીલામ કરવા હઠ પકડી!

અને મદ્રાસમાં? મદ્રાસની સરકાર પણ અસહકાર સામે જંગ ઉઠાવવામાં પાછળ રહેવા રાજી નથી. સાથે એ પણ ધ્યાનમાં રાખવા જેમ છે કે મદ્રાસ ઇલાકામાં તો બીજે ક્યાંક ક્યાંક કંઇ છમકલા થયાં તેવાં કશાં છમકલાં પણ નથી થયાં. આ સ્થિતિમાં યાકુબહસન સાહેબ અને તેમના સાથીઓએ જામીનગીરી આપવાનો ઇનકાર કરી જેલ મેળવીને ભારે સેવા બજાવી છે એમાં તો કશી શક જ નથી. બીજા પણ ચાર મલબારી આગેવાનો એ જ રીતે જામીન આપવાની ના પાડી જેલમાં ગયાનો તાર આવ્યો છે. સખ્તીનું આ નવું મોજું જે અત્યારે હિન્દુસ્તાનમાં ચોમેર ફરી વળતું જાય છે તે ઇરાદાપૂર્વક ઘડી કાઢેલી સરકારી યોજનાનો જ એક ભાગ છે, આકસ્મિક નથી, એ તો ખુલ્લું છે. મારું મન તો દૃઢપ્રયત્ને અસહકારની પ્રવૃત્તિ મારી નાખવા હિન્દુસ્તાન સરકાર તરફથી સ્થાનિક સરકારોને હુકમો છૂટયા છે એવી મતલબની જે લોકવાર્તા આજકાલ ચોમેર ચાલી રહેલી છે તેને જ સાચી માનવા તરફ પ્રેરાય છે

આપણી ફરજ તો ચોખ્ખી છે આપણે ઇસ્લામના રક્ષણને માટે, પંજાબની ઇજ્જતને માટે, સ્વરાજ્યની સ્થાપના કરવા માટે દુઃખ ભોગવવાની, કુરબાની કરવાની, આત્મબલિદાન કરવાની પ્રતિજ્ઞા કરી છે. તેથી આપણે આ મુકદ્દમાઓને અને તેમાં થતી જેલની સજાઓને વધાવી લેવી જોઇએ. પ્રત્યેક સાચની લડાઇ પાંચ સ્થિતિઓમાં થઇને પસાર થાય છે. દુર્લક્ષની, ઠઠ્ઠાની, નિંદાની, સખ્તીજબરદસ્તીની અને અન્તે માનની. થોડા મહિના આપણી તરફ કોઇએ ન જોયું. પછી એક દિવસ ના. વાઇસરૉયે એને હસી કાઢવાની તસ્દી લીધી. નિન્દા અને વિપર્યાસનો વરસાદ તો અત્યારે મુસળધાર વરસી રહ્યો છે. જુદા જુદા પ્રાન્તના ગવર્નરો તેમજ અસહકારવિરોધી છાપાઓ અસહકારની નિન્દાની કમાલ કરી રહ્યાં છે. હવે સખ્તીની મરહલમા લડત દાખલ થતી જાય છે. હજુ સખ્તીનો આરંભ છે. એનું સ્વરૂપ પણ હજુ બહુ ઉગ્ર નથી. પણ એવી નરમ કે ઉગ્ર ચાહે તેવી સખ્તી અને દમણના મારને પણ કાબો થતા દઇને જે લડત ઉભરે છે તેને દુનિયા માનથી નમે છે. એ માન સફળતાનું બીજું નામ માત્ર છે. જો આપણે સાચા હોઇશું તો આ સખ્તીને દિવસે દિવસે નજીક ને નજીક ચાલ્યા આવતા વિજયનું જ ચિન્હ માનીશું. વળી જો આપણે સાચા હોઇશું તો જેમ આપણે

અમે તેવી સખ્તી સામે પણ હાર નહિ માનીયે તેમ એ સખ્તીનાં પગલાંઓ સામે તપી કે ઉકળીને સામો ઘા પણ નહિ જ કરીયે—તોફાન રમખાણ નહિ કરીયે. આપણે એક વાતની મન જોડે ગાંઠ જ વાળી મુકવી જોઇયે, અને તે એ કે અત્યારે કોઇ પણ સ્થિતિમાં આપણે આપણો હાથ સામો ઉગામવો એ આ લડતને મધદરીએ મુકી આપઘાત કર્યા બરોબર છે. સત્તા સ્હેજે મોત કબૂલ નથી કરતી, અને સરકાર પણ પોતાની જાન પર આવી લાગે ત્યારે સખ્તીનો આશ્રય લઇને પણ જીવતી રહેવા છેલ્લા ત્વાનીઆ મારે જ એ આપણે ન ભૂલવું જોઇયે. આ કટાકટીની વેળાએ સંપૂર્ણ ખામોશી અને આત્મસંયમ એ જ એક વ્હેલામાં વહેલા વિજયની કુંચી છે. આ ઘડીએ તો તે ધારાસભાઓનો, અદાલતોનો, શાળા-કૉલેજોનો અને પરદેશી કાપડનો વધારે ને વધારે જોસભેર બહિષ્કાર કરીને અને હાથવણાટ અને હાથકંતામણનો પુનરુદ્ધાર કરવાને વધુ મોટા અને વધુ બહોળા પ્રયત્નો કરીને જ સરકારની સખ્તીનાં હથિયારોની ધારને આપણે વહેલામાં વહેલી અને સહેલામાં સહેલી રીતે બુઠ્ઠી કરી મુકીશું

ઉપલું લખ્યા પછી પંજાબમાં પં. રામભજદત્ત ચૌધરી અને ડૉ. કિચલુને હિંદરક્ષણ કાનૂનની રૂએ મળેલા મનાઇ હુકમો મને જોવા મળ્યા છે. તે નીચે મુજબ છે:

"સ્થાનિક સરકારને એવું માનવાને ખાતરીલાયક કારણ મળ્યાં છે કે ગ. (નામ) એ જાહેર સુલેહને ધક્કો પહોંચે તેવું વર્તન કર્યું છે. તેથી ના. ગવર્નર ફરમાવે છે કે મજકુર ગ. (નામ) એ બીજો હુકમ થતા સુધી કોઇ પણ જાહેર સભામાં જવું નહિ કે ત્યાં ભાષણ કરવું નહિ."

આ હુકમ મેળવનાર બન્ને ભાઇઓને હું મુબારકબાદી આપું છું સરકાર તો, મને પૂરી ઉમેદ છે, અસહકારની હીલચાલને જેટલી ને તેટલી જ જોસભેર આગળ ધપતી જોશે. મેં તો પંડિતજીને તેમજ ડાક્ટરને ક્યારનુંયે સૂચવી દીધું છે કે તેમણે હવે જાહેર ફેલાવો કરવા યોગ્ય તેમના બધા વિચારો લખી કાઢવા, અને છાપાઓમાં તેમજ તેઓ હાજર રહેવા ઇચ્છતા હોય તેવી બધી સભાઓમાં તે મોકલી આપવા, અને આવી દરેક જગાએ વાતો કરવામાંથી સ્વાભાવે બચતો વખત સૂતર કાંતવામાં આપવો. હું તો બીજા વક્તાઓને પણ ભાષણ કરવાનું જેટલું બની શકે તેટલું ઓછું કરી દઇ મૂંગે મ્હોડે સ્વરાજ્યસ્થાપના માટે જરૂરી વ્યવસ્થાનું કામ કરવામાં ગુંથાઇ જવા અને તેટલે અંશે સરકારને સોઇ કરી

આપવાની સલાહ આપતાં અચકાતો નથી. મને તો ખાતરી છે કે આ બધા જ ગૃહસ્થો આવા આપખુદી મનાઈ હુકમોનો ભંગ કરી આનન્દથી જેલમાં જઈ બેસવા તૈયાર છે. પણ એવો કાયદાનો ભંગ શરૂ કરવાનો સમય હજુ નથી આવ્યો.

પણ આ મનાઈ હુકમોને બીજી પણ એક બાજુ છે. કાયદાનું રક્ષણ તો આપણે હવે ઇચ્છાપૂર્વક નથી ખોળવા માગતા. તેથી આવા મનાઈ હુકમો કેટલે દરજ્જે કાયદેસર છે એ વિષે વાદ કરવામાં કશો જ સાર નથી. આપખુદ અમલ ચલાવવા માગનારી કોઈ પણ સરકારને દરેક વસ્તુ કાયદેસર જ છે અથવા તો તેને તે કાયદેસર બનાવી શકે છે. બાકી જેઓ સહકારીઓ છે તેમણે અત્યારે હિન્દુસ્તાનમાં ચાલી રહેલી સરકારની આ બધી લીલા ક્ષણવાર વિચારવા જેવી છે. ખરી. કારોબારી સભાના હિન્દી સભાસદો તેમજ લોકોને સોંપાયલાં ખાતાંઓના કહેવાના પ્રધાનો પણ આ બધા હુકમોનો અમલ કરવામાં ગવર્નરોના જેટલા જ સંડોવાયલા છે. ઘડીવાર માની લઈએ કે અસહકારીઓ બધા દુષ્ટ લોકો છે. છતાં તેમની ઉપર પણ આપખુદ હુકમો બજાવવામાં આવે એ સ્થિતિથી સહકારીઓ શું સંતુષ્ટ છે? ગોરખપુરવાળા રઘુપતિ સહાય ધારત તો ડેપ્યુટી કલેક્ટર થઈ શકત. તેઓ એક સુસંસ્કૃત શિક્ષણશાસ્ત્રી છે. પણ તેમનામાં ઊંચા પ્રકારની યોજનાશક્તિ અને ગોરખપુરની વસ્તી ઉપર ભારે વજન એ બે મોટા દોષ છે. એમને મ્હોડે પણ તાળું દેવાયાના ખબર હમણાં જ વાંચું છું. ખુનામરકીનો તો દેશમાં અત્યારે કોઈ જ ઉપદેશ નથી કરી રહ્યું. રા. રઘુપતિ સહાય તો સ્વપ્ને પણ ન કરે. પણ સુધારાઓથી 'નવો યુગ' પ્રવર્તેલા હાલના રાજ્યતન્ત્ર હેઠળ એક જીલ્લા માજીસ્ટ્રેટ જેવો જીવ તેમને જાહેર સભાઓમાં ભાષણ કરવાની મનાઈ કરી શકે છે! આ વસ્તુસ્થિતિ તરફ સહકારવાદીઓનું હું ધ્યાન ખેંચું છું.

---

# શીખ જાગૃતિ

શીખોમાં જાગૃતિ એવી થઈ છે અને શીખ કોમ એટલી જોરાવર છે કે તેની જાગૃતિ કાં તો હિન્દુસ્તાનને આઠ માસ પહેલાં મુક્ત કરે અથવા તો હિન્દુસ્તાનની મુક્તિને રોકે. તેમનામાં તનનું મનનું એમ બન્ને બળ છે. તલવારે શૂરા છે. મનોબળ પણ ઠીક છે એમ કહેવાય.

તેઓની સંખ્યા ત્રીસ લાખની ગણાય છે. આજ લગી મેં શીખને હિન્દુ ધર્મનો જ એક સંપ્રદાય માન્યો હતો. પણ શીખના આગેવાનો શીખ ધર્મને નોખો જ ધર્મ માને છે. ગુરુ નાનક તેના જન્મદાતા હતા. ગુરુ ગોવિન્દસિંગ તેના રક્ષક હતા. બધા મળીને દસ ગુરુને શીખો માને છે. ગુરુ નાનક પોતે તો હિન્દુ હતા જ, પણ તેમણે નવો ધર્મ પ્રવર્તાવ્યો એમ શીખ આગેવાનો માને છે. તેઓની સંજ્ઞા પાંચ 'ક' માં રહેલી છે. તે પાંચ વસ્તુ કેસ, કંગન, કડા, કચ્છ ને કરપાન છે. દાઢી તેમજ ચોટી તેઓ મુંડાવતા જ નથી, તેથી કંગી (કાંસકી) ની જરૂર છે. કાંડા પર લોખંડનું કડું પહેરે છે તે સંયમની નિશાની છે. કચ્છ સહેલથી સમજાય છે. કરપાન એ જમૈયો છે. તે ધર્મની રક્ષા કરવાની શક્તિની નિશાની અને શત્રુને ત્રાસ પમાડનારી વસ્તુ રૂપે તેઓમા મનાય છે. આ પાંચ વસ્તુ ઉપર ઘણાં વર્ષો પૂર્વે ભાર દેવામા નહોતો આવતો, પણ હવે તેની ઉપર નવજવાન શીખો ખૂબ ભાર મુકે છે; અને જેઓ પોતાને શીખ મનાવતા છતાં આ પાંચ ચિન્હો નથી રાખતા તેમને સુધારકો શીખ માનતા જ નથી. સુધારકો સ્ત્રીઓ પાસે પણ કરપાન ધારણ કરાવી રહ્યા છે.

તેમનામાના એક બુજરગને મળતાં તેમણે મને જણાવ્યું કે શીખો વર્ણાશ્રમને માનતા નથી; તેઓમા ઉંચનીચ નથી; અસ્પૃશ્યતા નથી; તેઓ મૂર્તિપૂજાને પાપ માને છે; રામકૃષ્ણાદિને માન આપે છે પણ તેમને જે સ્થાન હિન્દુ ધર્મમાં છે તે નથી આપતા. ગોરક્ષાને તેઓ માનતા નથી જોકે ગોમાંસભક્ષણ નથી કરતા. તેઓ પુનર્જન્મ તથા મુક્તિને માને છે. વેદને કે બીજાં હિન્દુ શાસ્ત્રોને તેઓ વિશેષ માન આપતા નથી. તેમનો ધર્મગ્રન્થ ગુરુઓની વાણી છે. તેનાથી બીજાં કોઇ શાસ્ત્રોને તેઓ ધર્મશાસ્ત્રો તરીકે નથી માનતા. તેઓમાં શરાબ અને તમાકુનો નિષેધ ગણ્યો છે.

શીખોનાં મન્દિર ગુરુદ્વારા નામે ઓળખાય છે. આ ગુરુદ્વારામાં સુધારકોની માન્યતા પ્રમાણે આચાર મન્દ થયો છે ને તેમાં રહેલા મહન્તો ઘણીવેળા ધર્મરહિત પાખંડી હોય છે. કેટલાક ગુરુદ્વારા ઐતિહાસિક છે. આવા બધા ગુરુદ્વારાનો કબજો લઇ લેવો એને સુધારકો ઇષ્ટ માને છે. તેમા કેળવણી દાખલ કરવાની ને તેને એક સમિતિની સત્તા નીચે મુકવાની આ હીલચાલ છે. કેટલાક વર્ષો થયા તે ચાલુ છે. તેમાં મોટાં શીખો—જેવા કે સરદાર સુન્દરસિંગ મજીઠીઆ—પણ સામેલ છે. અસહકાર પછી આ પ્રવૃત્તિએ વધારે ઉગ્ર રૂપ પકડયું છે. ગુરુદ્વારાઓનો કબજો શીખોનાં મંડળો

લેતાં જાય છે. આ મંડળો અકાલી જથા અથવા અકાલી દલને નામે ઓળખાય છે. આવાં દલો ઠેકઠેકાણે ફેલાઇ ગયા છે; તેમનું મથક અમૃતસર છે. તેઓ ઉપર વર્ણવેલી પાંચ સંજ્ઞાઓ ધારણ કરનારા છે, એટલું જ નહિ પણ તેઓ કાળી પાઘડી બાંધે છે, કાળો પટો ખભે રાખે છે, ને માથે એક નાની ફરસીવાળી મોટી ડાંગ પણ રાખે છે. કોઇ કોઇની ડાંગમા ફરસી નથી હોતી. આવી ટુકડીઓમાના પચાસ કે સો માણસો જઇ ગુરદ્વારાઓનો કબજો લે છે. તેઓનું કહેવું એવું છે કે આ ટુકડીઓનો ઇરાદો જબરદસ્તીથી કબજો લેવાનો નથી હોતો; પોતે માર ખાય છે પણ કોઇને મારતા નથી. આમ છતાં પચાસ કે વધારે માણસોના ટોળાનું ઉપર વર્ણવેલા રૂપે કોઇ જગ્યાએ જવું એ એક પ્રકારનો શસ્ત્રબળનો દેખાવ તો છે જ, ને તેથી ગુરુદ્વારાના રખેવાળો ડરે એ સ્વાભાવિક છે

આ પ્રવૃત્તિમાં જબરદસ્તીનો દેખાવ હોય યા ન હોય, પણ તેથી તેઓના મોટામા મોટા ગુરુદ્વારા અકાલી જથાના કબજામા આવી ગયા છે અને તે કબજો લેતા તેઓને લગભગ ૧૬૦ માણસો ખોવા પડ્યા છે.

તેમાનો મુખ્ય મરો તેઓના સર્વથી શ્રેષ્ઠ ગુરુદ્વારાનો કબજો લેવામા થયો છે. આ ગુરુદ્વારાનું નામ નાનકાના સાહેબ કહેવાય છે. તે લાહોરથી ૪૦ માઇલ દૂર છે. રેલવે સ્ટેશન પણ તે જ નામનું છે. આ ગુરુદ્વારા ગુરુ નાનક સાહેબની યાદીમાં સ્થપાયેલુ છે. નાનકાનામા એક નહિ પણ પાચ ગુરુદ્વારા છે. તેમા એક એ જગ્યાએ છે કે જ્યા ગુરુ નાનકને સરપે નિર્દોષ ભાવે પોતાની ફેણુ પાથરી છાયો આપી હતી એમ કહેવાય છે. આ ગુરુદ્વારાનો કબજો મહંત નારણદાસને હાથ હતો. એમ કહેવાય છે કે તે વિષયી હતો. ઉદાસી કહેવાતો છતા તેણે એક બાઇને રાખેલી. તેની આવક વર્ષે પાચ લાખ રૂપીયાની હશે એમ ગણાય છે. આ ગુરુદ્વારાની ઉપર અકાલી દલની નજર હતી જ. તેમનો વિચાર ત્રીજી ચોથી માર્ચે કંઇક પગલું લેવાનો હતો. પણ સ્વ. સરદાર લછમનસિંગ અને સ્વ. સરદાર દલીપસિંગ થોભી ન શક્યા. આ બન્ને સરદાર લખપતિ હતા. તેઓમાંના પહેલાએ નાનકાના સાહેબ જવાનો નિશ્ચય કર્યો. તેઓની સાથે લગભગ બસો માણસ હશે. સરદાર દલીપસિંગે સરદાર લછમનસિંગને વાર્યા. પણ તેમણે કહ્યું કે પ્રતિજ્ઞા લઇને નીકળ્યો છું કે 'મારે ગ્રન્થસાહેબની પાસે માથું ઝૂકાવવું. તેમ કરતાં નસીબે મરવાનું હશે તો મરીશ.' આગલી રાતે સરદાર દલીપસિંગ મારી સાથે બીજા શીખ ભાઇઓની સમક્ષ વાતો કરતા હતા. ગોત તેમને નાનકાના , લઈ ગયું

સરદાર દલીપસિંઅ મિત્રને એકલા કેમ જવા દે ? તે પણ સાથે ચાલ્યા. ૨૦મી ફેબ્રુઆરી ને રવિવારનું પરોઢીઉં હતું. શીખ દલ આવી પહોંચ્યું.

નારણદાસને ગુરુદ્વારા પર હુમલો થવાનો ભય કેટલાક માસથી હતો. તેણે તૈયારીઓ કરી રાખી હતી. હથિયાર, દારૂગોળો એકઠાં કર્યાં હતાં. આસપાસ કોટડીઓ બાંધી કોટ જેવી દીવાલ કરી મુકી હતી. કોટડીઓમાં બંદુકોના બાર કરવાનાં બાકોરા કર્યાં હતા. મુખ્ય દરવાજાને લોખંડનાં જાડાં પતરાં જડયાં હતાં. માહે ઞયેલો જીવતો ન આવી શકે ને દરવાજો બંધ હોય તો બહારનો એકાએક અંદર પ્રવેશ ન કરી શકે એવો બંદોબસ્ત કર્યો હતો. દેવળ કોટડીઓની હારોની લગભગ વચ્ચે છે. અંદર આરસ બિછાવેલ છે.

રવિવારે લછમનસિંગ અને તેની ટુકડીએ મન્દિરમાં પ્રવેશ કર્યો. એમ કહેવાય છે કે તેમણે કેવળ દર્શન કરવાના જ હેતુથી પ્રવેશ કરેલો. તેમનો ઇરાદો આજે કબજો લેવાનો ન હતો.

નારણદાસ તો ભયભીત હતો. ગુન્હો રાંક હોય છે. તે ગાંડો બન્યો હતો. અકાલી દલને પોતાના શત્રુ ગણતો હતો. લછમનસિંગે ગ્રન્થસાહેબની પાસે માથું મૂકાવ્યું તે જ ઘડીએ નારણદાસના માણસોએ ગોળીના બાર શરૂ કર્યા. મારાઓ કોટડીઓની અગાસી પર હતા એમ કહેવાય છે. ગ્રન્થસાહેબની ઉપર ને આરસની છત્રીના સ્તંભો ઉપર મેં ગોળીની નિશાનીઓ જોઇ.

લછમનસિંગ પડયા. કોઇ કહે છે તેમને ઘવાયેલા ને લોહીથી નીતરતા પણ જીવતા ઘસડી જવામાં આવ્યા, નજીકને ઝાડે બાંધ્યા ને બાળ્યા ! બળેલુ ઝાડ તો મેં જોયું. લોહીના લીસોટા પણ જોયા.

બીજાઓએ છુપાવાની કોટડીઓ શોધી. કોઇ ક્યાં ને કોઇ ક્યાં એમ જીવ બચાવવા પ્રયત્ન કરવા લાગ્યા. પણ મહંત તો ગાંડો બન્યો હતો. તેની પાસે ખુનીઓ હતા. બધાને ઠાર મારવાનો નિશ્ચય કર્યો. કોટડીઓમાં તે જ્યા જ્યાં ભરાયા હતા ત્યાં ત્યા આ સુધારક વીરોને માર્યા, અધમૂઆ કર્યા; પછી તેઓના હાથ કાન વગેરે કાપ્યાં ! ક્ષણભર આ પવિત્ર ભૂમિ પર મનુષ્ય રાક્ષસ બન્યો. તેણે ડાયરને આંટયો. આટલુંયે બસ ન હતું. કેમ જાણે પોતાની નિર્દયતાથી તે શરમાયો ન હોય અથવા પોતાનો એક માણસ મર્યો નથી એ શરમને ઢાંકવા માગતો ન હોય તેમ, આ વિકરાળ મહંતે મુડદાંઓને ઘાસલેટ છાંટી બાળ્યાં ! મન્દિરમાં પેઠેલ

એકે પણ માણસ જીવતો બહાર ન જઈ શક્યો. આંકાસી દસ તરફથી જોનારો સાક્ષી એકે પણ હજુ તો નથી મળ્યો. દલીપસિંગ બહાર રહી ગયેલ, કહેવાય છે કે તેમણે મહંતને સમજાવ્યો, વાર્યો. એ કંઈ વાર્યો વળવાનો હતો? તેણે દલીપસિંગના પણ પ્રાણ લીધા ને તેમને બહાર બાળ્યા!

આમ ધર્મને અર્થે, ધર્મને નામે, દોઢસોથી વધારે શીખોએ પ્રાણ આપી ગુરદ્વારાની પોતાની માલિકી સિદ્ધ કરી. શીખોનું બલિદાન

મેં એક સરદારને પૂછ્યું: 'તમે આ બલિદાનની કિંમત હિન્દુસ્તાનને સારુ શી આંકો છો?' તેમણે કહ્યું, 'આ બલિદાનથી કંઈ એકલા શીખોની તાકાત નથી વધી, આખા હિન્દુસ્તાનની વધી છે. પણ સ્વરાજ મળતાં પહેલાં આવાં બલિદાન આપણને ઘણાંયે આપવાં પડે તો નવાઈ નથી. આ બલિદાને દુનિયાને બતાવ્યું છે કે હિન્દુસ્તાનમાં કેવા બળિયા માણસો પડ્યા છે." આ સરદારની વાત ખરી છે.

મૌલાના અબુલ કલામ આઝાદ અને હું બન્ને જે દહાડે આ શહીદોને અગ્નિસંસ્કાર કરાતો હતો ને દહાડે એક શીખ સભામાં હાજર હતા. ત્યાં તેમણે એક વાક્ય ભારે કહ્યું: 'એક શીખ ગુરુદ્વારાને દોઢસો શહીદોના રુધિરે શુદ્ધ કર્યો છે. હિન્દુસ્તાનરૂપી ગુરુદ્વારાને શુદ્ધ કરવા સારુ આપણે બધાએ શહીદ થવું પડે તો શી નવાઈ છે?'

આ ભાઈઓના ભોગને જરા તપાસીયે. જો તેઓએ ગુરુદ્વારાનો કબજો બળનો દેખાવ કરી લેવા ધારેલો હોય તો તેમાં હેતુ શુદ્ધ હતો, પણ સાધન મલિન ગણાય. એમ છતાં તેઓ જ મૂઆ તેથી જગત્ તેમની બહાદુરીને તો હમેશાં વખાણશે જ.

જો તેઓ કેવળ દર્શનના જ હેતુથી ગયા હોય પણ પોતાનો બચાવ કરતા મૂઆ હોય તો પણ જગત્ તેમની બહાદુરીને સ્તુત્ય ગણશે ને તેમનાં સાધનો વિષે શંકા નહિ કરાય. પણ જો તેઓ કેવળ દર્શનના હેતુથી ગયા હોય ને તેઓ મૂંગે મોઢે, હથિયાર હોવા છતાં તે ઉગામ્યા વિના મરણને ભેટ્યા હોય તો આધુનિક સમયમાં કોઈએ નથી બતાવ્યો એવો શાન્તિમય ક્ષાત્રબળનો દાખલો તેમણે જગતની આગળ રજૂ કર્યો ગણાશે. એવું બન્યું હોય તો આ જમાનામાં કેવળ હિન્દુસ્તાનમાં જ એ બની શકે. સન્તોષજનક તો એ છે કે જે જે શીખોની સાથે મેં આ વિષે વાત કરી છે તેમાંના લગભગ અપવાદ વિના દરેકને મેં એમ જ માનનારા જોયા કે આ દોઢસો વીરો દર્શન ખાતર જ ગયેલા ને હથિયાર ઉગામી શકે તેવી

સ્થિતિ હતી છતાં તેઓ શાન્તિથી જ કામ લેવાની પ્રતિજ્ઞા કરી ગયેલા તેથી હથિયાર ખેંચ્યા વિના મૂઆ.

આ વાત બરોબર હોય તો અહિંસાત્મક અસહકારનો આ સંપૂર્ણ દાખલો છે ને મારી દૃઢ માન્યતા છે કે તેની અસર સ્વરાજની પ્રવૃત્તિ ઉપર બારે પડવાની છે.

આ ખબર સરકારને લાહોરમાં મળતાં ખાસ ટ્રેનથી લશ્કર મોકલ્યું ને મહંતને તથા તેના જે સાથીઓ ગુરુદ્વારામાં હાથ આવ્યા તેમને પકડી કેદ કર્યા. બીજે કે ત્રીજે દહાડે ગુરુદ્વારાનો કબજો અકાલી દલની કમિટીને સોંપ્યો. છતાં શીખ ભાઈઓને સરકારનો વિશ્વાસ નથી. તેઓ માને છે કે મહંતની તૈયારીઓ સરકારના અમલદારોની જાણ બહાર ન હોઇ શકે. પણ આ સ્થળે હું સરકારનો દોષ વિચારવા નથી માગતો.

આપણને આમાથી શી શીખામણ મળે છે એ જ જોવાની જરૂર છે. આપણે મરીને આપણી તાકાત એટલી વધારી શકીયે છીયે કે તેની સીમા નથી બાંધી શકતા. જો શીખોએ મહંતને અને તેના સાથીઓને મારી નાંખ્યા હત અથવા તેઓને ઇજા કરી હત, અગર તો બન્ને પક્ષના સરખા મૂઆ હત, તો આજે જે જોર અકાલી દલમા આવ્યુ છે તે કદી ન આવત. જો કે મૂઆ છે શીખ, છતાં ડરી રહ્યા છે મહંતો અને બીજાઓ, જેઓના કબજામાં ગુરુદ્વારા રહ્યા છે ને જેઓ તેનો કબજો પોતાના સ્વાર્થને સારુ ટકાવી રાખવા માગે છે તે. આ તેમની જીતને અવસરે જો શીખ ભાઇઓ આવેશમાં બાજૂ ભૂલે તો કમાયેલું ગુમાવી બેસે ને કોમ નિસ્તેજ થાય એવો ભય રહ્યો છે એમ ઘણા ડાહ્યા શીખો સમજે છે.

આ સિવાય બીજા ગંભીર મુદ્દાઓ ઉભા થાય છે તેમા હું અત્યારે ઉતરવા નથી ઇચ્છતો, કેમકે તેની હાલ ગુજરાતી વાચકવર્ગને જરૂર નથી. પ્રસંગ આવ્યે તે મુદ્દાઓની માહીતી વાચનારને આપીશ.

---

## † શૂરા શીખોને—*

હજી મરી છૂટેલા વીર પુરુષોનું ખરું મૂલ્ય આંકવાનો સમય નથી આવ્યો. હાલ તરત શાં શાં પગલાં લેવાવાં જોઇયે એ વિચારી લેવું અત્યારે તો વધારે અગત્યનું છે. હું પોતે તો આ બનાવને સમસ્ત હિન્દના રાષ્ટ્રીય પ્રશ્ન જેટલું મહત્વ આપુ છું. બતાવવામા આવેલી વીરતાનો જશ એકલા શીખોનો જ નહિ, પણ આખી

* નાનકાના સાહેબના શોચનીય હત્યાકાંડ પછી શીખ જાતિને ઉદ્દેશીને બહાર પાડેલા સંદેશાનો મુદ્દાનો ભાગ.

પ્રજાને છે અને માટે જ શીખ ભાઈઓને મારી સલાહ એ જ હોઈ શકે કે તમે તમારું ભવિષ્યનું વર્તન આખી પ્રજાની જરૂરીયાતને વિચારી લઈને પછી જ ઠરાવજો. ખુનીઓ વિરુદ્ધ ન્યાય મેળવવાની સૌથી વિશુદ્ધ રીત એ છે કે ન્યાય મેળવવો જ નહિ. ખુન કરનારાઓ શીખ હશે, પઠાણ હશે કે હિન્દુ હશે—તે બધા આપણા દેશબંધુઓ છે. તેમને સજા થવાથી ગયા તે કંઇ પાછા આવનાર નથી. જેઓનાં હૈયા ઘવાયાં છે તેમને મારી વિનન્તિ છે કે તમે માફી આપોઃ તમારામાં વેર લેવાનું સામર્થ્ય નથી એટલા માટે નહિ—કારણકે ધારો તો ખુનીઓને તમે શિક્ષા કરાવી શકો તેમ છો—પણ તમારામાં અમાપ બળ રહેલું છે એ બતાવી આપવા માટે. બળવાન હોય તે જ ક્ષમાવાન થઈ શકે. વેર જતું કરીને ક્ષમા દાખવશો તો તમે તમારાં શૂરવીર વહાલાંઓની સુવર્ણસમી કીર્તિમાં સુગન્ધ ભેળવશો.

સરકાર પાસે ન જતો

વિશેષમાં, અસહકારીઓથી તો ખુનીઓને સજા કરાવવા ખાતર પણ અંગ્રેજી અદાલતોનો આશ્રય લઈ ન શકાય. એક વરસની અંદર જો આપણે સ્વરાજ્ય લેવા માગતા હોઇએ, તો આપણું પોતાનું મન માને તેવું અને ન્યાયરક્ષા કરી શકે તેવું રાજ્યતન્ત્ર આપણે સ્થાપીએ ત્યાં સુધી ખુની લોકોને પણ મોકળા ફરવા દેવાની આપણામાં હિંમત હોવી જોઇએ.

શીખ ભાઇઓ, સાવધાન રહેજો. સરકાર તો બેશક તમને એમ જ બતાવશે કે ગુન્હેગારોને સજા તો પોતે જ કરી શકનારી છે, અને એમ તમને ફસાવીને પોતાના પક્ષમાં ખેંચશે. કાયદાને નામે ચાલતા રાજ્યતન્ત્રની કોર્ટો એ તો જાળ છે. ગાફેલ રહ્યો તે અજાણતાં જ તેમાં સપડાય છે.

પરંતુ હજુ પણ જો આપણને આપણા ઉપર અમલ ચલાવતી રાજ્યપદ્ધતિની અધમતાનો સાક્ષાત્કાર થવો બાકી રહ્યો હોય, અને તેથી આવે કસોટીને પ્રસંગે સરકારી કોર્ટો ત્યાગવા આપણે તૈયાર ન હોઇએ, તોપણ એવી ભૂલમાં તો આપણે ન જ ફસાઇએ કે સરકાર તરફથી તપાસની કમિટી નીમાય તે સાથે આપણે આપણી પણ એક જુદી કમિટી નીમીએ. કાં તો આપણે આપણી ખામીઓ અને આપણી નબળાઇઓ ખુલ્લી રીતે સ્વીકારી લઇને સરકારી કોર્ટનો આશ્રય લઇએ, અથવા તો હિંમત રાખીને ખુની લોકોને આપણી ઉપર છૂટા છોડવામાં આવે એવી સ્થિતિ માટે પણ તૈયાર થઇએ. આપણી નિર્બળતા છૂપાવવામાં જોખમ છે, પણ એથીયે વિશેષ જોખમ હિંમતનો ખોટો ડોળ કરવામાં રહેલું છે.

બધાના જાણવામાં હતું કે મહંત ઘણા વખતથી ખુલ્લી લડાઈ કરવાની તૈયારીઓ કરતો હતો. તેની પાસે હથિયાર હતાં. તેણે દારૂગોળો એકઠો કર્યો હતો. તોફાની લોકોની ટોળી જમાવી હતી. સરકારી અધિકારીઓને આ બધી તૈયારીઓની આખો વખત ગન્ધ પણ ન હોય એ કેમ સંભવે ? આ સ્થિતિમાં આપણને સ્વાભાવિક રીતે જ વહેમ જાય કે મોટા અધિકારીઓ આ નીચ કૃત્યમાં ઉત્તેજન આપવામાં નહિ હોય તોપણ, થાય છે તે ઠીક થાય છે એમ માનનારા તો હોવા જ જોઈએ. સંપૂર્ણ સત્ય શું છે એ જાણવા તમે ઇંતેજાર છો. એક ક્ષણવાર વિચાર કરી જોતાં જ તમારી ખાતરી થઇ જશે કે ધારો કે કેટલાક સરકારી અમલદારોનો આ કામમાં હાથ હતો એમ તપાસ કરતાં માલમ પડયું, તોપણ એ માહિતી આજ છો તેના કરતાં તમને પોતાને કે હિન્દુસ્તાનને એક તસુ પણ આગળ થોડી જ લઇ જનાર છે ? તમે પોતે અને આખું હિન્દુસ્તાન ઇચ્છો છો કે જે પદ્ધતિથી સરકાર આજે રાજ્ય ચલાવે છે તેમાં જડમૂળના ફેરફારો ન કરાવી શકાય તો તે આખી સરકારને જ જમીનદોસ્ત કરવી. દેશની સામે જે મુખ્ય અને એકપૂરો સવાલ આજે ખડો છે તેની ઉપરથી અત્યારે પ્રજાના કોઇ પણ અંશનું લક્ષ ચળાવવું અને બીજીમેર દોરવું એ પાપ છે

આટલી વાત તો એ શોકજનક ઘટના વિષે.

ગુરુદ્વારાઓન લગતી આખી હીલચાલમાં ઘણો ફેરફાર થવાની જરૂર છે. ગુરુદ્વારાનો કબજો લેવા માટે એક મોટી ટુકડી તેની ઉપર ધસારો કરે એમાં જબરાઈ કરવાનો ઇરાદો ભલે ન હોય તોપણ તેમાં જબરાઇનો દેખાવ તો રહેલો જ છે એ દેખીતું છે. વળી, સુવ્યવસ્થિત સમાજમાં તો કોઈ પણ શખ્સ પાસેથી, ધારાધોરણમાં નક્કી થયેલી રીતને છોડી જબરાઈ કરીને અથવા તો બીજા કોઇ પણ પ્રકારનું દબાણ આણીને ખુલ્લી રીતે તેના તાબામાં રહેલી દેવાલય જેવી જાહેર મિલકત કાઢી લેવાની છૂટ કોઇને જ ન હોઇ શકે, પછી પેલો માણસ ભલે ગમે તેટલો દુષ્ટ હોય. જો વ્યક્તિઓને આવું કરવાની છૂટ આપવામાં આવે તો આખા રાજ્યતન્ત્રનો અન્ત આવે અને નિર્બળનો રક્ષણનો હક ડૂબે. માટે તમે જો આવું કંઈ કરશો તો ખાલસા ધર્મનું ઉલ્લંઘન થશે; કારણકે ખાલસા ધર્મની બુનિયાદ નિર્બળનું રક્ષણ છે. આપણાં દેવાલયોમાં ખરો સુધારો દાખલ કરવાને અને તેમાં પેસી ગયેલા સડાને કાઢી નાખવાને મારા જેટલું ભાગ્યે જ કોઇને લાગતું હશે, પરંતુ જે સુધારા આપણે દાખલ કરવા માગીએ છીએ તેને ઝાંખપ આણે એવા ઉપાયો વડે તે આપણે ન જ કરીએ. તમારી સામે બે રસ્તા ખુલ્લા છે :

૧. બધા ગુરુદ્વારાઓનો અને ગુરુદ્વારા કહેવાતા દેવમન્દિરોનો કબજો કોનો હોવો જોઇયે એનો નીકાલ લાવવા માટે પંચો નીમવાં.

૨. આ સવાલ સ્વરાજ્ય મળતાં સુધી મુલતવી રાખવો.

નાનકાનામાં થયેલા વીરયજ્ઞને તમારે ગુરુલક્ષી થવા દેવો હોય તો તમારે આત્મસંયમની અને ગુરુદ્વારાનો કબજો કશા પણ જબરાઇના ઉપાયોથી મેળવવાની હીલચાલ બંધ પાડવાની અત્યન્ત જરૂર છે.

તમારો શુભેચ્છક

**મોહનદાસ કરમચંદ ગાંધી**

---

# નોંધ

## § તારવહેવાર પર બંધી

તારવહેવાર પર-બંધી

મુંબઈમાં ના. ડ્યૂકની મુલાકાતને માટે મારે કાંઈ સન્દેશો મોકલવો એવી મારા અમદાવાદના મદદનીશે માગણી કરી હતી. મેં તેને આ પ્રમાણે તાર મોકલ્યોઃ 'મુંબઇએ જરૂર બીજાં શહેરોની જેમ ડ્યૂકની મુલાકાતનો બહિષ્કાર કરવો જોઇયે.' આ સંદેશો અહીં ૧૮મીએ મોકલવામાં આવ્યો હતો. આના સંબન્ધમાં મને લાહોર તાર ઑફિસમાથી તા. ૨૪મીએ આ પ્રમાણે ઉત્તર મળ્યોઃ '૧૮મી તારીખે આનંદાનંદને મોકલેલો, તમારો તાર અમદાવાદમાં, તારખાતાના નિયમં મુજબ, વાંધાભર્યો ગણી અટકાવી રાખવામાં આવ્યો છે. તમારા તારના પૈસા મંગાવી લીધે પાછા મળશે.' જે રાજ્યસંસ્થાને માટે તારખાતું ચાલી રહ્યું છે તે સંસ્થાનો નાશ કરવા માટે જ તે ખાતાને વાપરવા દેવું અટકાવવા સામે કોણ ખાસ વાંધો લઇ શકે? પણ આ અટકાયત એ સંસ્થાને વળી વધારે જ નાંખી દેવા જોગ બનાવે છે એ તો ખરું જ. જો એક જ માણસ એને દૂષિત સમજતો હોત તો આ અટકાયત સાર્વજનિક સ્વાતન્ત્ર્યની ઉપર અત્યાચારભર્યો અંકુશ નાખે છે એમ તે કહી શકત. પણ અહીં તો, આ અટકાયત એક પસારો કરતા ધોધને અટકાવવાને ધરેલા તણખલા જેવી કહેવાય. ગમે તેમ હોય તોપણ જે પ્રવૃત્તિ ખુલ્લેખુલ્લી રીતે ચાલી રહી છે તે સરકારની દૃષ્ટિએ ગમે તેટલી વાંધાભરેલી હોય તોપણ તેને આમ અટકાવવા મથવું એ નિરર્થક છે. આ પ્રસંગે કરવામાં આવેલી બંધી તો પડું પડું કરી રહેલા રાજ્યતન્ત્રના અસ્તની આગાહી રૂપ છે.

બધાના જાણવામાં હતું કે મહંત ઘણા વખતથી ખુલ્લી લડાઈ કરવાની તૈયારીઓ કરતો હતો. તેની પાસે હથિયાર હતાં. તેણે દારૂગોળો એકઠો કર્યો હતો. તોફાની લોકોની ટોળી જમાવી હતી. સરકારી અધિકારીઓને આ બધી તૈયારીઓની આખો વખત ગન્ધ પણ ન હોય એ કેમ સંભવે ? આ સ્થિતિમાં આપણને સ્વાભાવિક રીતે જ વહેમ જાય કે મોટા અધિકારીઓ આ નીચ કૃત્યમાં ઉત્તેજન આપવામાં નહિ હોય તોપણ, થાય છે તે ઠીક થાય છે એમ માનનારા તો હોવા જ જોઈએ. સંપૂર્ણ સત્ય શું છે એ જાણવા તમે ઇંતેજાર છો. એક ક્ષણવાર વિચાર કરી જોતાં જ તમારી ખાતરી થઈ જશે કે ધારો કે કેટલાક સરકારી અમલદારોનો આ કામમાં હાથ હતો એમ તપાસ કરતાં માલમ પડ્યું, તોપણ એ માહિતી આજ છો તેના કરતાં તમને પોતાને કે હિન્દુસ્તાનને એક તસુ પણ આગળ થોડી જ લઈ જનાર છે ? તમે પોતે અને આખું હિન્દુસ્તાન ઇચ્છો છો કે જે પદ્ધતિથી સરકાર આજે રાજ્ય ચલાવે છે તેમાં જડમૂળના ફેરફારો ન કરાવી શકાય તો તે આખી સરકારને જ જમીનદોસ્ત કરવી. દેશની સામે જે મુખ્ય અને એકપૂરો સવાલ આજે ખડો છે તેની ઉપરથી અત્યારે પ્રજાના કોઈ પણ અંશનું લક્ષ ચળાવવું અને બીજીમેર દોરવું એ પાપ છે.

આટલી વાત તો એ શોકજનક ઘટના વિષે.

ગુરુદ્વારાઓને લગતી આખી હીલચાલમાં ઘણો ફેરફાર થવાની જરૂર છે. ગુરુદ્વારાનો કબજો લેવા માટે એક મોટી ટુકડી તેની ઉપર ધસારો કરે એમાં જબરાઈ કરવાનો ઇરાદો ભલે ન હોય તોપણ તેમાં જબરાઈનો દેખાવ તો રહેલો જ છે એ દેખીતું છે. વળી સુવ્યવસ્થિત સમાજમાં તો કોઈ પણ શખ્સ પાસેથી, ધારાધોરણમાં નક્કી થયેલી રીતને છોડી જબરાઈ કરીને અથવા તો બીજા કોઈ પણ પ્રકારનું દબાણ આણીને ખુલ્લી રીતે તેના તાબામાં રહેલી દેવાલય જેવી જાહેર મિલકત કાઢી લેવાની છૂટ કોઈને જ ન હોઈ શકે, પછી પેલો માણસ ભલે ગમે તેટલો દુષ્ટ હોય. જો વ્યક્તિઓને આવું કરવાની છૂટ આપવામાં આવે તો આખા રાજ્યતન્ત્રનો અન્ત આવે અને નિર્બળનો રક્ષણનો હક ડૂબે. માટે તમે જો આવું કંઈ કરશો તો ખાલસા ધર્મનું ઉલ્લંઘન થશે; કારણકે ખાલસા ધર્મનો બુનિયાદ નિર્બળનું રક્ષણ છે. આપણાં દેવાલયોમાં ખરો સુધારો દાખલ કરવાને અને તેમાં પેસી ગયેલા સડાને કાઢી નાખવાને મારા જેટલું ભાગ્યે જ કોઈને લાગતું હશે, પરંતુ જે સુધારા આપણે દાખલ કરવા માગીએ છીએ તેને ઝાંખપ આણે એવા ઉપાયો વડે તે આપણે ન જ કરીએ. તમારી સામે બે રસ્તા ખુલ્લા છે :

૧. બધા ગુરુદ્વારાઓનો અને ગુરુદ્વારા કહેવાતાં દેવમન્દિરોનો કબજો કોનો હોવો જોઈએ એનો નીકાલ લાવવા માટે પંચો નીમવાં.

૨. આ સવાલ સ્વરાજ્ય મળતાં સુધી મુલતવી રાખવો.

નાનકાનામાં થયેલા વીરયજ્ઞને તમારે સુફલદાયી થવા દેવો હોય તો તમારે આત્મસંયમની અને ગુરુદ્વારાનો કબજો કયા પણ જબરાઈના છલાંગોથી મેળવવાની ઢીલચાલ બંધ પાડવાની અત્યન્ત જરૂર છે.

તમારો શુભેચ્છક

મોહનદાસ કરમચંદ ગાંધી

---

# નોંધ

## § તારવહેવાર પર બંધી

તારવહેવાર પર બંધી

મુંબઈમાં ના. ડ્યૂકની મુલાકાતને માટે મારે કાંઈ સન્દેશો મોકલવો એવી મારા અમદાવાદના મદદનીશે માગણી કરી હતી. મેં તેને આ પ્રમાણે તાર મોકલ્યો: 'મુંબઈએ જરૂર બીજાં શહેરોની જેમ ડ્યૂકની મુલાકાતનો બહિષ્કાર કરવો જોઈએ.' આ સંદેશો ગઈ ૧૮મીએ મોકલવામાં આવ્યો હતો. આના સંબંધમાં મને લાહોર તાર ઑફિસમાંથી તા. ૨૪મીએ આ પ્રમાણે ઉત્તર મળ્યો: '૧૮મી તારીખે આનંદાનંદને મોકલેલો તમારો તાર અમદાવાદમાં, તારખાતાના નિયમ મુજબ, વાંધાસર્યો ગણી અટકાવી રાખવામાં આવ્યો છે. તમારા તારના પૈસા મંગાવી લીધે પાછા મળશે.' જે રાજ્યસંસ્થાને માટે તારખાતું ચાલી રહ્યું છે તે સંસ્થાનો નાશ કરવા માટે જ તે ખાતાને વાપરવા દેવું અટકાવવા સામે કોણ ખાસ વાંધો લઈ શકે? પણ આ અટકાયત એ સંસ્થાને વળી વધારે જ નાંખી દેવા જોગ બનાવે છે એ તો ખરું જ. જો એક જ માણસ એને દૂષિત સમજતો હોત તો આ અટકાયત સાર્વજનિક સ્વાતન્ત્ર્યની ઉપર અત્યાચારભર્યો અંકુશ નાખે છે એમ તે કહી શકત. પણ અહીં તો, આ અટકાયત એક ધસારો કરતા ધોધને અટકાવવાને ધરેલા તણખલા જેવી કહેવાય. ગમે તેમ હોય તોપણ જે પ્રવૃત્તિ ખુલ્લેખુલ્લી રીતે ચાલી રહી છે તે સરકારની દૃષ્ટિએ ગમે તેટલી વાંધાભરેલી હોય તોપણ તેને આમ અટકાવવા મથવું એ નિરર્થક છે. આ પ્રસંગે કરવામાં આવેલી બંધી તો પડું પડું કરી રહેલા રાજ્યતન્ત્રના અસ્તની આગાહી રૂપ છે.

## § તેમાંથી લેવાનો પાઠ

બંધી કરનારા તો ઉત્સાહ જેમનો 'ઉભરાઈ જતો હોય એવા' સ્થાનિક નોકરો હશે એમ હું માનું છું. પણ એમાંથી આપણને એક પાઠ મળે છે. સરકાર, અસહકારીઓ માટે ગમે તે દિવસે તાર બંધ કરે, રેલ બંધ કરે, છાપું પણ બંધ કરે, પણ તેથી શું આ લડત ક્ષણ પણ અટકશે ખરી કે? મારી ઉમેદ છે કે ન અટકે. અસહકાર એવી રીતે કલ્પાયો છે કે તેમાં સરકારનું ઓશિયાળું કશું નથી. એ તો જેમ વધારે વ્યાપક તેમ તેનો વધારે વિજય. છૂટીછવાઈ વ્યક્તિ પણ અસહકાર કરે એ સંભવિત છે અને કલ્પી શકાય તેમ છે. પણ ત્યારે તે કંઈક જુદા જ પ્રકારનો હશે. પણ જ્યારે આખા દેશની રગેરગમાં અસહકાર વ્યાપી ગયો હશે ત્યારે તો આપણે નથી પરવા રાખવાના તારની, કે નથી રાખવાના ટપાલની, રેલની કે છાપાની. આ બધાં સાધનો વિના પણ આપણું કામ સરસ ચાલ્યાં કરશે. આપણે વિદ્યુતવેગે એક ઝૂંપડેથી બીજે અને બીજેથી ત્રીજે સન્દેશા મોકલી શકીશું. રેલગાડી દ્વારા નેતાઓ એક સ્થાનેથી બીજે સ્થાને ઝડપથી ફરી વળે છે, પણ તે સાથે જ બીજા કેટલાયે કામધંધા વિનાના કેવળ ફાલતુ તમાશગીરોને પણ એથી ફરવાનું મળે છે, અને દેશનો નાહક શક્તિક્ષય થાય છે. એટલે સરકારની સાથે સહકારનો કરાર કરી આપનારા સિવાય બીજા બધાઓને માટે રેલનો ઉપયોગ બંધ કરવામાં આવે તો મને છાંટાભાર દુઃખ ન થાય. અને તેમ થાય તો દેશમાં વસતા સહકારીઓની વસ્તીગણતરી પણ આપોઆપ જ થઈ રહે. જ્યાં સુધી આપણા હાથમાંથી ખડીઓ અને કલમ ગયાં નહિ હોય અથવા કંઈ નહિ તો પત્થરપાટી પણ આપણી પાસે રહી હશે ત્યાં સુધી તો લખીને આપણા વિચાર ફેલાવવામાં અડચણ નહિ જ આવે—હા, પૂરતા સ્વયંસેવકો જોઈશે ખરા. મને ઘણીવાર કહેવામાં આવ્યું છે કે છાપાની સ્વતન્ત્રતાની ભારે જરૂર છે. હું કબૂલ કરું છું કે સ્વતન્ત્ર છાપું એ એક સગવડ છે ખરી, પણ ૧૯૧૯ના એપ્રિલના સત્યાગ્રહ સપ્તાહમાં મેં બતાવી આપ્યું હતું કે હાથે લખી વર્તમાનપત્ર કાઢવું અશક્ય નથી. પૂરતા મફત લહીઆઓ મળી જાય તો ગમે તેટલી નકલો કાઢી શકાય. અને અસહકારીઓની પ્રવૃત્તિ માત્ર તેમની કલમમાં જ પર્યાપ્ત થાય તેમાં હું તો ઘણા લાભ જોઉં છું.

## § વસ્તીગણતરી

વસ્તીગણતરીના કામમાં લોકોએ સરકાર જોડે સહકાર કરવો કે નહિ એ વિષે અનેક જગાએથી મને પૂછવામાં આવે છે. આટલા દિવસ મેં પોતે જ આ બાબતમાં મારા મન જોડે નિર્ણય કરી લીધો ન હતો, તેથી આ બાબતમાં જાહેર મત આપતાં હું ખંચાતો હતો. આ સવાલની બાબતમાં આટલા દિવસ સત્યાગ્રહની વૃત્તિ એક બાજુ અને દાવ જીતવાને માટે નક્કી કરેલા અસહકારના કાર્યક્રમને વફાદારપણે વળગી રહેવાની વૃત્તિ મને બીજી બાજુએ ખેંચ્યાં કરતી હતી. અન્તે મારી વફાદારી જ વિજયી નીવડી છે અને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે વસ્તીગણતરીના કામમાં સરકાર જોડે આપણે સહકાર

કરવો ઘટે. એથી આપણી લડતને જોર જ મળશે. એથી આપણા અંતરને ખોટા ન હોય તેવા કાયદેસર નિયમોનું કમને પણ પાલન કરવાની આપણને તાલીમ મળશે; અને ઉપરાંત આપણી લડતમાં વેર કે હિંસાની વૃત્તિને સ્વપ્ને પણ સ્થાન નથી એ દુનિયાને દેખાશે. વસ્તીગણતરી જેવા કામમાં સ્હેજે થઈ આવનારી સત્યાગ્રહ કરવાની ઇચ્છાનો આપણે ડહાપણપૂર્વક સંયમ કરવો ઘટે. ચાલુ રાજ્યતન્ત્ર સામેનો આપણો અણગમો બતાવી આપવાની આ એક જબરી તક છે એ સાચું, પણ અત્યારે ખાસ મુદ્દાની ન હોય તેવી બાબતોમાં આપણે પાળેલો સંયમ આપણને ભવિષ્યમાં લડતના ખરા કટોકટીને ટાંકણે ખપ આપવાનો છે એ આપણે ભૂલવું ઘટતું નથી તેથી વસ્તીગણતરીનું કામ પૂરૂં કરવામાં આપણે સરકારને મદદ કરવી એ જ ઉત્તમ માર્ગ છે અસહકારી તરીકે એવી મદદ કરવાનો ઇનકાર કરીને મળનારી સજા ભોગવવાથી આપણે ડરીયે છીયે એટલા સારૂ નહિ, પણ સ્વભાવે કરીને આપણે કાયદાને માન આપનારા છીયે અને હજુ હાલ તુરત વિરોધને ખાતર અગર તો જે સરકારે આપણો વિશ્વાસ ખોયો છે તેની સત્તા મિટાવવા ખાતર જેમાં નીતિઅનીતિનો સવાલ ન હોય એવા કાયદાઓ ભાંગવા સુધી જવાનો વખત નથી આવી પહોંચ્યો. અસહકારનું એ છેલ્લું પગલું આપણે ભરી તો શકીયે જ છીયે, પણ એને ઘટતું વાતાવરણ હજુ જોઇયે તેટલું પેદા નથી થયું તેમ બીજા હળવા ઇલાજો હજુ ખુલ્લા હોય ત્યાં સુધી છેલ્લું પગલું ભરવું એ યોગ્ય પણ નથી આથી મને ઉમેદ છે કે ચાલુ કાયદાઓને અનુસરીને સરકાર તરફથી જેની જેની પાસેથી વસ્તીગણતરીના કામમાં મદદ માગવામાં આવે તેઓ અધિકારીઓને તેવી મદદ આપશે.

---

તા. ૨૦-૩-૧૯૨૧

## સત્યાગ્રહ સપ્તાહ

એપ્રિલ માસ નજીક આવતો જાય છે. એપ્રિલની છઠ્ઠી તારીખનો શક્તિપ્રદ રવિવાર અને તેરમીનો ઘોર રવિવાર કંઇ કોઇ હિન્દી ભૂલે તેમ છે? હિન્દનું નવજીવન છઠ્ઠી એપ્રિલથી શરૂ થયું એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એ દિવસો આપણે ઉજવવા એ આપણો ધર્મ છે.

છઠ્ઠીએ હિન્દ જાગ્યું, આળસ મરડ્યું, ને ઉંઘમાંથી ઉઠીને જુએ છે તો તેરમી એપ્રિલે સાંજે નવી મળેલી શક્તિના દુરુપયોગનું પરાણે ઘોર પ્રાયશ્ચિત્ત કરાવેલું જોયું. તે જ રાત્રીએ હિન્દુસ્તાને પોતાના પતિના તેજહીન થયેલા મસ્તકને ખોળામાં મેલી વિલાપ કરતી રતનદેવીને સાંભળી.

એ અઠવાડિયું કેમ રીતે ઉજવાય? સત્યનો વધારે આગ્રહ કરી, વધારે દૃઢ બની, વધારે નમ્ર બની, વધારે શુદ્ધ થઇ, વધારે શક્તિ મેળવીને જ. તેરમીએ

થયેલો અત્યાચાર ફરી ન બનવા પામે એવા ઉપાય યોજવા એ પણ તે અઠવાડિયામાં આપણું વિશેષ કર્તવ્ય છે.

એ અઠવાડિયું શુદ્ધ તપશ્ચર્યાનું, શુદ્ધ ભક્તિનું, શુદ્ધ ફકીરીનું હોવું જોઇયે. એ અઠવાડિયે આપણે સર્વ દોષોની ઈશ્વિર પાસે અને જેના આપણે દોષો કર્યા હોય તેની પાસે માફી માગીયે. આપણી નમ્રતામાં આપણું બળ છે. આપણે અંગ્રેજનું કે આપણાથી વિરોધી વર્તન ચલાવનારા ભાઇઓનું માઠું ન ઇચ્છીયે; તેઓને આપણે માઠું ન કહીયે. એ સાતે દિવસ આપણે રટીયે કે 'અમે આ જ વર્ષમાં સ્વરાજ લઇશું, આ જ વર્ષના ખિલાફતનો ફડચો કરશું, આ જ વર્ષમાં પંજાબનો ન્યાય મેળવીશું.'

તે મેળવવાનાં સાધનોનો આપણે વિચાર કરી તે મેળવવાનો ભારે પ્રયત્ન કરીયે.

૧. ખિતાબી ખિતાબ છોડે.

૨. વકીલો વકીલાત છોડે.

૩. વિદ્યાર્થી સરકારી નિશાળ છોડે.

૪. વાદી ફરીઆદી સરકારી અદાલતનો ત્યાગ કરે.

૫. શરાબી ને બીજા વ્યસની શરાબ, વ્યસન, વ્યભિચાર, ચોરી જુગાર છોડે.

૬. સૌ સત્ય જ આચરવાનું પણ લે.

૭. સૌ પોતાના ઘરમાં રેંટીયો દાખલ કરી સ્ત્રીપુરુષ બધા હમેશાં અમુક કલાક કાંતવાનો આગ્રહ રાખે.

૮. સૌ પરદેશી કાપડનો ત્યાગ કરી કેવળ હાથના કાંતેલ સૂતરમાંથી હાથે વણેલાં કપડાં જ પહેરે.

૯. હિન્દુ, મુસલમાન, શીખ, ઇસાઈ, પારસી, યહુદી જે કેઇ હિન્દમાં જન્મ્યાં છે તે બધા એકબીજા પ્રત્યે સગાં ભાઇબહેનની જેમ વર્તે.

૧૦. કોઇ હિન્દુ બીજાને અસ્પૃશ્ય ન માને અને બધા પ્રત્યે સમભાવ રાખે.

૧૧. તિલક સ્વરાજ્ય ફાળામાં સૌ યથાશક્તિ દાન આપે.

ઉપલાં કાર્ય કરતા ને બીજાને તે કરવાનું કહેતાં કોઇ કડવી ભાષા પણ ન વાપરે.

ઉપરના અરજ પરથી જોઈ શકાય કે મોટામાં મોટું કાર્ય રેંટીયાનો પ્રચાર કરવાનું, ખાદી પહેરવાનું ને દાન ઉઘરાવવાનું છે.

હડતાળ અને ઉપવાસ

આપણે છઠ્ઠીએ ને તેરમીએ હડતાળ પાળવી જોઇયે. કોઇની ઉપર બળ નહિ ચલાવવું જોઇયે. મીલમજૂરોએ પણ પ્રથમથી આ બે દિવસની રજાનો બંદોબસ્ત કરી લેવો જોઇયે. જેઓને રજા ન મળે તે કામ બંધ ન જ કરે.

છઠ્ઠીએ ને તેરમીએ આગલી સાંજથી ચોવીસ કલાકનો અપવાસ પાળવો.

સરકારની બંધી ન હોય ત્યાં આપણે છઠ્ઠીએ ને તેરમીએ સભાઓ ભરવી ને યોગ્ય ઠરાવો પસાર કરવા. દરેક સભામાં ઉઘરાણું કરવું ને તે પોતપોતાના પ્રાન્તના તિલક સ્વરાજ ફાળામાં મોકલી આપવાં.

સાતે દહાડા ને મુખ્યત્વે કરીને બે અપવાસના દહાડાનો અમુક વખત લોકોએ કેવળ શાન્તિમાં ને ભક્તિમાં ગાળવો ને આમ આપણી લડાઇ ધર્મની છે તે સિદ્ધ કરી દેવું.

હિન્દુસ્તાનમાં એક પણ ગામડું સત્યાગ્રહ સપ્તાહના સન્દેશા વિનાનું ન રહેવું જોઇયે. તા. ૧૪મીએ હિન્દુસ્તાનમાં દરેક સ્ત્રીપુરુષને અનુભવ થવો જ જોઇયે કે દરેકે દેશસેવા ને ધર્મસેવામાં ઠીક ભાગ લીધો છે ને દરેક વધારે પવિત્ર થયું છે.

---

# રાષ્ટ્રીય તિલક સ્વરાજ ફાળો

તિલક સ્વરાજ ફાળો

આ ફાળા વિષે હું મારી પંજાબની મુસાફરીની નોંધમાં ઇશારો કરી ચુક્યો છું. આપણે લોકમાન્યના સ્મરણને શોભાવે એવો ફાળો કરવાનો જરૂર છે. લોકમાં તેમની પૂજા અપૂર્વ છે, તેનો ખ્યાલ જેઓ લોકમાન્યના અવસાન પછી હાજર હતા ને સરઘસમાં ગયા હતા તેને કંઇક આવી શકે છે. તે ભક્તિ હજુ કાયમ છે? આ થોડા માસમાં તેનો જવાબ આપવાની તક લોકોને મળે છે.

સ્મરણ પણ કેવું? નથી બાવલું બનાવવાનું. તે ફાળામાંથી સ્વરાજ મેળવવાનું છે, અને ફાળાનો મુખ્ય ઉપયોગ બાળકોને શિક્ષણ આપવામાં, રેંટીયાની પ્રવૃત્તિ ચલાવવામાં અને પ્રજાસેવકોને આપવામાં થવાનો છે. એટલે કે જે પૈસા આપણે ભરશું તેનો બધો ઉપયોગ આપણે સારૂ જ થવાનો છે. આથી વધારે સારો ઉપયોગ હું તો કલ્પી શકતો નથી.

લોકમાન્યના સ્મરણ અર્થે હિન્દુસ્તાન એક કરોડ રૂપીયા એકઠા કરે એ વધારે પડતું કોઇ નહિ ગણે. સ્વરાજ મેળવવા સારૂ એક કરોડ રૂપીયા એકઠા કરવા એ નજીવી વાત હોવી જોઇયે. જે આપણે જોઇયે તેટલા રૂપીયા પણ આ પ્રવૃત્તિને

સાર ન એકઠા કરી શકયા તો સ્વરાજ માગવાનો કે મેળવવાનો આપણને હક રહેતો જ નથી. જો પ્રજા પરદેશી કાપડનો ત્યાગ કરવા તૈયાર ન થાય, સૂતર કાંતવાની આનાકાની કરે, દ્રવ્ય ન આપે, તો સ્વરાજનો હક જ શો હોઇ શકે? એટલે એક કરોડ રૂપીયા તો હું ઓછામાં ઓછા ગણું છું. આટલી રકમ એકવીસ પ્રાન્તમાંથી મળવી જોઇયે. તેમાંથી કેટલાક પ્રાન્ત ગરીબ છે, કેટલાક બહુ નાના છે; તેમની પાસેથી ભાગે આવતા પૈસાની આશા ન રખાય. મુંબઇ, ગુજરાત, પંજાબ ઇત્યાદિમાથી વધારે મળવાની આશા જરૂર રખાય.

આ ઉઘરાણું આપણે ત્રીસમી જૂન સુધીમા પૂરૂં કરવું જોઇયે. ઘણામાંથી ઉઘરાવાયે તો કોઇને ભારે નહિ પડે ને આપણે સ્હેજે કરોડ રૂપીયા એકઠા કરી શકીયે. મારી તો સલાહ છે કે આપણે તુરત આ ઉઘરાણું ચાલુ કરી જૂનની આખર સુધી ઉઘરાવી લેવું જોઇયે. માત્ર નિશ્ચયની ને શુદ્ધ સ્વયંસેવકોની જરૂર છે. આ બાબતમાં બધા પ્રાન્તોએ પંજાબની નકલ કરવા જેવું છે.

સહુને યાદ હોવું જોઇયે કે દરેક પ્રાન્તમાં નોખું ઉઘરાણું કરવાનું છે ને દરેક પ્રાન્ત જે ઉઘરાવે તેમાથી પચીસ ટકા મહાસમિતિને આપવાના છે. જેઓને સ્થાનિક મહાસભાસમિતિએ ન નીમ્યા હોય તેઓને કોઇએ ઉઘરાણું આપવું નહિ. આટલો સાદો નિયમ જાળવવાથી આપણે ઘણાં દુઃખોમાંથી બચી જવાનો સંભવ છે.

આ ઉઘરાણું ચાલતું હોય ત્યાં સુધી બનતા લગી બીજું એક પણ ઉઘરાણાની ભિક્ષા ન મગાવી જોઇયે.

---

# મહાસભાનું બંધારણ

મહાસભાના બંધારણનો અર્થ આપણે પૂરો સમજી લેવાની આવશ્યકતા છે. તે બંધારણ સ્વરાજ વેળાસર મેળવવાના હેતુથી રચાયેલું છે. તે બંધારણ પ્રમાણે જો આપણે દરેક ગામમાં મહાસભાસમિતિ બનાવી શકીયે ને આપણી વહીમાં ૨૧ વર્ષના દરેક સ્ત્રીપુરૂષનું નામ દાખલ કરી શકીયે તો તેનો અર્થ એ થયો કે જેમ સરકારની તેમ મહાસભાની આણ દરેક ગામમાં વર્તે છે. સરકારની આણ બળાત્કારે વર્તે છે. ત્યાં જ જ્યારે બીજી આણ લોકોની ઇચ્છાએ વર્તવી શરૂ થાય ત્યાં સરકારની આણ લોકપ્રતિકૂળ હોય તો એક ક્ષણભર પણ ન ટકી શકે. એટલે જો આપણે મહાસભાના બંધારણને સંપૂર્ણતાએ વ્યાપક કરી શકીએ તો તે જ દિવસે સ્વરાજ સ્થપાયું,

સમજવું. એમાં આપણી યોજનાશક્તિની પરીક્ષા આવી જાય છે. જો આપણે એટલી શક્તિ પણ ન ધરાવતા હોઈયે તો આપણને સ્વરાજ મેળવવાનો શો હક છે?

મહાસભાનાં [illegible]

મહાસભાનું બંધારણ એ નિરાશાવાદીઓને જવાબ રૂપે છે. તેઓ એમ માને છે કે આપણામાં યોજનાશક્તિ પણ નથી. તે શીખવા સારુ વર્ષો જોઈયે. એ નિરાશા પામ્યા વિનાની છે એમ બતાવવા આશાવાદીના હાથમાં મહાસભાએ એક શસ્ત્ર મૂક્યું છે. આ યોજના પાર પાડવામાં કશોયે ત્યાગ નથી જોઈતો; કેવળ આપણામાં સામાન્ય પ્રામાણિકતા અને ઉદ્યોગની જરૂર છે. તેમાં બહુ પૈસાની પણ જરૂર નથી; ને જેટલાની જરૂર છે તેટલા તો આપણે ચાર આનાના લવાજમમાંથી મેળવી લઈ શકીયે છીયે. જેમ ત્રીસમી જૂન લગીમાં આપણામાં એક કરોડ રૂપીયા એકઠા કરવાની શક્તિ હોવી જોઈયે તેમજ આપણામાં મહાસભાના એક કરોડ સભાસદ નોંધવાની શક્તિ હોવી જોઈયે. એક કરોડ એટલે વસ્તીનો ત્રીસમો ભાગ. ગુજરાતમાં છન્નું લાખની વસ્તી ગણાય છે. એટલે આપણી વહીમાં ઓછામાં ઓછા ત્રણ લાખ સભાસદો ત્રીસમી જૂન પહેલા નોંધાવા જોઈયે. આપણે ૨૮મી ફેબ્રુઆરી સુધી ૨૫૦૦૦ નામો નોંધ્યા હતા.. આપણી ઝડપ વધે તો જ આપણે કામ કરી શકીયે. સત્યાગ્રહ સપ્તાહમાં ખૂબ મહેનત કરી આપણે સભાસદો ને નાણું વધારી આટલું સામાન્ય કામ તો કરી જ લેવું જોઈયે.

---

# મારી પંજાબની છેલ્લી મુસાફરી

### પંજાબ વિ૦ ગુજરાત

પંજાબ અને ગુજરાત

પંજાબ મારે સારુ બીજું ગુજરાત બની ગયું છે. ત્યાં વખતોવખત જવું પડે છે. પંજાબમાં એવા થોડા થોડા રહ્યા છે કે જ્યાં હું નથી જઈ આવ્યો. આ લખાણને મેં છેલ્લી મુસાફરી એવું નામ આપ્યું છે તેનો અર્થ પણ એવો નથી કે તે હમેશાંને સારુ છેલ્લી છે. ત્યાં વળી થોડા સમયમાં મારે જવું તો પડશે જ એવું સંભવે છે. આ વેળા હું રાવળપિંડી, ગુજરાનવાલા, મુલતાન, લાયલપુર, સીરી, લાહોર, અમૃતસર, જલંધર, હોશિયારપુર, હરિયાણા, ખન્ના, લુધિયાના, સરહિંદ, અંબાલા, રોહતક અને ભિવાની ગયો હતો. એટલે હું ગુજરાત વધારે જાણું છું કે પંજાબ એ કહેવું જરા મુશ્કેલ છે.

### પંજાબની બહેનો

પંજાબની બહેનો

મારો વિચાર મુસાફરીનું રીતસર વર્ણન આપવાનો નથી, પણ કેટલાંક ઉપકારક પવિત્ર સ્મરણો આપવા ખાતર જ આ લેખ શરૂ કર્યો છે. પંજાબની બહેનોએ મને મુગ્ધ

કરી મુકયો છે. સ્ત્રીઓની સભા લગભગ દરેક જગાએ થયેલી. તે પણ કંઇ પાંચ સાતની નહિ. ટોળાં ને ટોળાં આવે. તેમની ધીરજ, તેમની સાદાઈ, તેમની નિર્દોષતાનાં વખાણ કર્યાં જાય તેમ નથી. તેમનો પ્રેમ અપૂર્વ અનુભવ્યો. દરેક જગ્યાએ તેઓએ હૃદયપૂર્વક આશીર્વાદ આપ્યા છે. સ્વરાજ્ય એટલે રામરાજ્ય એમ જ તેઓ માને છે. તેઓએ મારી ઉપર સૂતરના પવિત્ર ગોટા ને હારો ફેંક્યા છે પૈસા આપવામાં કચાશ નથી રાખી લાલાજીની પૈસા વિષેની અશ્રદ્ધા પંજાબની બહેનોએ ભાગી છે. પૈસા પણ શરમને લઇને નથી આપ્યા, પણ ઉપર પડી પડીને આપ્યા છે. તેઓ એકે અવાજે મધુર ગીતો ગાય છે, ને તે ગીતો પણ ઐતિહાસિક છે. હજારો પંજાબી બહેનોને પંજાબની ડાયરશાહીની કહાણી ગીતો મારફત મ્હોડે છે. રેંટીયાની કળામાં તો પંજાબની બહેનો હિન્દુસ્તાનની બીજી બહેનોને આજે હરાવે છે અને હમેશાં હરાવતી રહેશે એમ હું માનું છું. એક બૅરિસ્ટરની બે બાળાઓએ મારી સાથે રેંટીયાની હરિફાઇ કરી. મારા હાથ તો ચાલે જ શાના? તાર તાણું કે તૂટે. આ બાળાઓ તો તાર તાણ્યે જ જાય. હું શરમાણો પડયો મારી હાર તો મેં પ્રથમથી જ કબૂલ કરી હતી. બાપે મને આશ્વાસન આપ્યું ને કહ્યું કે મારો રેંટીયો જ ખરાબ હશે પણ મારા અજ્ઞાનનું મને પૂરૂં જ્ઞાન હતું એટલે એ આશ્વાસન નકામું હતું એ બાળાઓના રેંટીયામાથી જે નાદ નીકળતો હતો તે મને તો બારે વાજીંત્ર કરતાંયે મીઠો લાગતો હતો આ રેંટીયાયુદ્ધ રાતના અગિયાર વાગે ચાલેલું. પણ જો મારે બીજું કામ ન હત તો હું જરૂર એ રેંટીયાની ગતિ જોયાં કરત, કેમકે મારો વિશ્વાસ દિવસે દિવસે વધતો જાય છે કે હિન્દુસ્તાનનું સ્વરાજ્ય રેંટીયામાં જ છુપાયેલું છે

## સ્વરાજ્યનો વાવટો

એક શાણા મિત્રે સૂચના કરી છે કે સ્વરાજ્યના વાવટા પર રેંટીયાનું જ ચિત્ર જોઇયે મને આ વિચાર ઘણો જ સુન્દર લાગ્યો છે. આપણે ઘણાયે વિચિત્ર વાવટા વાપરીયે છીયે આન્ધ્ર પ્રાન્તના એક ગૃહસ્થે ઘણા પ્રકારના વાવટા સૂચવ્યા છે. પણ મને તો સ્વરાજ્યના વાવટામાં રેંટીયાના ચિત્ર જેવો બીજો એકે વિચાર પ્રિય નથી લાગતો આગામી મહાસભાના કાર્યવાહકોને આ વિચારની હું ભેટ કરૂં છું.

## વ્યાપક પ્રવૃત્તિ

પંજાબમાં એવા જીલ્લા છે કે જ્યાં રેંટીયા વિનાનું એકે ઘર નહિ હોય. જલંધર, હોશિયારપુર, હરિયાણા રેંટીયાના મથક છે. રેંટીયા અને બીજી દેશી કારીગરી ત્યાં ઉત્તમ થાય છે. હોશિયારપુરના એક સજ્જને મને બે રેંટીયા આપ્યા છે તે જેને જોવા હોય તે આશ્રમે આવી જોઇ શકે છે. ત્યાંના રેંટીયા એક જાતના શીસમના લાકડાના બનેલા હોય છે. તેમાં હાથા વગેરે સંઘાડે ઉતારેલા ને કારીગરીવાળા હોય છે. તેમાં રંગ પણ પૂરવામાં આવે છે. કેટલાકમાં તો બહુ કળા દાખલ કરવામાં આવે છે. કિંમતી રેંટીયામાં હાથીદાંત પૂરેલા હોય છે. કેટલાકના ચક્રમાં નાના અરીસા પણ હોય છે. કોઇને ઘુઘરી હોય છે.

હોશિયારપુરમાં મને કહેવામાં આવ્યું કે છ માસની અંદર રેંટીયાનું કામ બમણું થઇ ગયું છે. સામાન્ય રીતે સારા રંગીન રેંટીયાની કિંમત પંદર રૂપીયા પડે છે. રેંટીયાની માગણી એટલી બધી છે કે કારીગરો તેને પહોંચી નથી વળી શકતા.

## વિચિત્ર માનપત્ર

ખાદી પર માનપત્ર

ઘણા પ્રકારનાં માનપત્ર મને આપવામાં આવ્યા છે, પણ જલંધરમાં જે માનપત્ર મને મળ્યું તેવું તો આજ લગી મળ્યું નથી. સામાન્ય રીતે આપણી મ્યુનિસિપાલિટીઓ જાહેર સેવકોને માન આપતી નથી. તેવી પહેલ બરેલીએ જ્યારે મૌલાના શૌકતઅલી ને હું ત્યાં ગયેલા ત્યારે કરી. પછી ગોરખપુરે કરી, અને આ વેળા જલંધરે. જલંધરની મ્યુનિસિપાલિટીનું આ સાહસ કંઇક વધારે પડતું ગણાય; પણ તેઓએ વખત વિચારી હિમ્મત કરી. માનપત્ર કંઇ અંગ્રેજીમાં ન હતું. મધુર હિન્દુસ્તાનીમાં ને ઉર્દૂ લિપિમાં તે છાપવામાં આવ્યું હતું. વળી તે રેશમ, કૅલીકો કે કાગળ ઉપર ન હતું. તે માનપત્ર ખાદી પર છાપવામાં આવ્યુ હતું. એ ખાદી મક્કા શરીફમાં જઈ પવિત્ર થઇ આવેલી હતી. જલંદરના એક વકીલ નઝીરહુસેનશાહનાં માતાજીએ પોતાના કફનને સારુ ઘણાં વર્ષોથી ખાદી સંઘરી રાખી હતી તેમાંથી પોતે આ ખાદી કાપી આપેલી ને તેની ઉપર માનપત્ર છાપેલું છે. આજે તો એવા કિસ્સા સાંભળવામા આવે છે કે જનાજાને સારુ ઇરાદાપૂર્વક મુસલમાન ભાઇઓ ખાદી વાપરે છે.

મન્દિરોમાં ખાદી

જ્યારે હું અયોધ્યાજી પહોંચ્યો ત્યારે જ્યા રામચન્દ્રજીનો જન્મ થયેલો કહેવાય છે તેજ સ્થળે નાનકડું મન્દિર છે ત્યાં મને લઇ જવામાં આવ્યો હતો. ભાવિક અસહકારીઓએ મને સૂચના કરેલી કે મારે પૂજારીને વીનવવા કે તેઓ સીતારામની મૂર્તિઓના વસ્ત્રને સારુ પવિત્ર ખાદીનો ઉપયોગ કરે. મેં તો સૂચના કરેલી તેનો અમલ ભાગ્યે થયો હોય. જ્યારે હું દર્શન કરવા ગયો ત્યારે મેં મૂર્તિઓ પર ભૂંડી મલમલ ને ટુઇના વાઘા જોયેલા જો મારામાં તુલસીદાસજીના જેટલું ગાઢ ભક્તિનું સામર્થ્ય હત તો હું પણ તે વેળા તુલસીદાસજીની જેમ હઠ લેત. કૃષ્ણમન્દિરમાં તુલસીદાસજીએ પ્રતિજ્ઞા કરેલી કે જ્યાં સુધી ધનુષ્યબાણ લઈ કૃષ્ણ રામરૂપે પ્રગટ ન થાય ત્યાં લગી તુલસીમસ્તક ન નમે. શ્રદ્ધાળુ લેખકો કહે છે કે જ્યારે ગોસ્વામીએ આવી પ્રતિજ્ઞા કરી ત્યારે ચોમેર તેમની આંખ આગળ રામચન્દ્રજીની મૂર્તિ ખડી થઇ ને તુલસીદાસજીનું માથું સ્હેજે નમ્યું મને ઘણીયે વેળા એવી હઠ કરવાનું મન થઇ જાય છે કે આપણા ઠાકોરજીને પૂજારીઓ ખાદી પહેરાવી સ્વદેશી બનાવે ત્યારે જ માથું ઝુકાવું. પણ મારે એટલું તપ કરવું રહ્યું. તુલસીદાસજીની અપૂર્વ ભક્તિ મેળવવી રહી. દરમિયાન જેમ મુસલમાન ભાઇઓ પવિત્ર કામોને સારૂ ખાદીનો ઉપયોગ કરતા થઈ ગયા છે તેમ હિન્દુનાં મન્દિરોમા ને બીજાં પવિત્ર કાર્યોમાં ખાદી દાખલ થાઓ એમ ઇચ્છું છું. સૃષ્ટિનો નિયમ છે કે એક મોટું કામ હાથ પડવાથી આસપાસનાં બીજાં બધાં પોતાની મેળે ચોકઠામાં બેસી જાય છે હિન્દુસ્તાનમા મોટામાં મોટી આયાત કાપડની છે, જોકે તે આયાત એક વેળા નહોતી.

તેથી જ્યારે આપણે પરદેશી કાપડનો સર્વથા બહિષ્કાર કરી લઇશું ત્યારે આપણને સ્વરાજ મળ્યું જ હશે અને આપણી તાકાત એટલી વધી હશે કે તેને કોઈ રોકી જ ન શકે.

## એક નમૂનો.

સેંકડો સભાઓમાં હું જઈ ચુક્યો. ભાગ્યે જ ક્યાંયે હવે ખુરશીની બેઠક રાખવામાં આવે છે. લખનૌની ખિલાફત પરિષદ્‌માં ખુરશી કોઇને સારૂ ન હતી. મૌલાના મહમદઅલી સદર હતા. પોતાની ખાદીની કફની ને ખાદીનું પહેરણ પહેરી આવ્યા હતા. તે ગાદીએ બેઠા હતા. બીજા ઉમરાવો, ઉલેમાઓ અને શિક્ષિતવર્ગના લોકો પણ ભોંય ઉપર બેઠા હતા. પણ બધું જ સ્વદેશી તો મેં હરિયાણાની પરિષદ્‌માં જોયું. આગામી મહાસભાને હું કલ્પી રહ્યો છું તેનો જ છોટો નમૂનો કેમ જાણે ન હોય. પરિષદ્‌નો મંડપ કેવળ ખાદીના કપડાથી જ બનાવવામાં આવ્યો હતો. વચ્ચે એક ઉંચી બેઠક હતી તેની ઉપર કેટલાક સભ્યો પલાંઠી વાળી બેઠા હતા. પાછળની બાજુ સેંકડો ઓરતો હતી. જમણી બાજુ ખાદીનું પ્રદર્શન હતું. તેમાં સુંદર ફુલવારીઓ, હાથના સુતરમાં ગુંથેલા રૂમાલો, ખાદીના થાનો પાથરેલાં હતા. બારીકમાં બારીક ખાદી બનાવનારને અને બારીકમાં બારીક સુતર કાતનારને ઇનામો અપાયાં હતાં. બારીક ખાદી ત્રણ દરજ્જાની હતી, તે હું સાથે લાવેલો છું. ગુંથેલા રૂમાલ તથા ફુલવારી પણ લાવ્યો છું. તે આશ્રમમાં જોઇ શકાશે. સ્વયંસેવકોએ ખાદીનાં કફની, પહેરણ ને ટોપી પહેર્યાં હતાં. નવી રાષ્ટ્રીય શાળાના બાળકો બધાએ ખાદીનો પોશાક પહેર્યો હતો. એક પણ પરદેશી વસ્તુ આ પરિષદ્‌માં મારી નજરે ન પડી. જે કહેવતો ચોમેર લખેલી હતી તે પણ ત્યાંની માતૃભાષા ઉર્દુમાં જ હતી; અને ઠરાવો પણ બધા લોકોએ શું કરવું એ જ વિષે વગેરેના હતા. આ મંડપનો ખર્ચ વળીઓ વગેરે લાકડું ભાડે લેવું પડ્યું હોય તે જ હતો. ખાદી તો બધી પાછી જેવી ને તેવી જ રહેવાની. ચાવટાઓ પણ ખાદીના હતા.

## એક દુઃખીનો બેલી

જલંધર, હોશિયારપુર, હરિયાણા વગેરે સાથે આવેલાં છે. તે પંજાબની પૂર્વમાં છે. ત્યાંથી હવે વાંચનારને પશ્ચિમમાં મુલતાન લઇ જવા ઇચ્છું છું. મુલતાનમાં મરકી હમેશાં રહે છે. મુલતાનમાં પ્રહ્‌લાદનો જન્મ થયેલો મનાય છે. ત્યાં પ્રહ્‌લાદનું મન્દિર પણ છે. દીવાન મૂળરાજનું સ્થાન મુલતાન હતું. હરિયાણામાં પાંડવો છુપા રહેલ કહેવાય છે. મુલતાન ગંદું શહેર છે. ત્યાં મૂળનો તો પાર જ નથી. મુલતાનની મ્યુનિસિપાલિટી બેદરકાર જણાય છે. મરકીએ એક સાધુ પુરુષને જન્મ આપ્યો. તેમનું નામ ભાઇ મૂળચંદ છે. વીસેક તે સુખી હતા. હજુ કંઇ હશે. દેખાવે તે મેલા લાગે છે. ગુજરાતમાં જેમ અસલી માણસો બંડી પહેરે છે તેમ આ ભાઈ ખાદીની બંડી પહેરે છે. ખાદીની ટોપી ને ખાદીનું ધોતીઉં પહેરે છે તેમના પ્રતાપથી એક મરકીની ઇસ્પિતાલ ખુલી છે. તેમાં ભાઈ મૂળચંદ ને તેમના ભાઇ બન્ને હોમાયા. તેમની સાથે ત્રણ દાક્તર છે, જેમાંના બે મફત કામ કરે છે

આ હૉસ્પિટાલમાં બધા મરકીના કેસ લેવામાં આવે છે. તેની સારવાર ભાઈ મૂળચંદ, તેમના ભાઈ અને બીજા સ્વયંસેવકો કરે છે. દરદીઓને બને ત્યાં લગી ખુલ્લી હવામાં સુવાડવામાં આવે છે. શહેરીઓએ મને કહ્યું કે જ્યારે માતાઓ પોતાના મરકીથી પીડાતા છોકરાઓને મેલીને ભયભીત થઈને નાઠી ત્યારે ભાઈ મૂળચંદે આવા નિરાધાર દરદીઓનો કબજો લીધો ને તેમની સારવાર કરી. તેમને પ્રતાપે સેંકડો બચ્યા છે ને સેંકડો શાન્તિમાં મરણ પામી શક્યા છે. ભાઈ મૂળચંદને પ્રતાપે મરકીનો ભય લોકોને ઓછો લાગે છે. આ હૉસ્પિટાલ જોવા મને લઈ ગયા હતા. લગભગ ચાળીસ દરદીઓ હતા. બધાને હું મળ્યો. તેમના સન્તોષનું હું શું વર્ણન કરું? મેં પોતે તો મને મુલતાનમાં આ દરદીઓનાં દર્શન થવાથી ભાગ્યશાળી માન્યો.

### એક ભંગી ભાઈ

ભાઈ મૂળચંદે બધાની મુલાકાત કરાવી તેમાં ભંગીને પણ તે ન ભૂલ્યા. કહ્યું, 'આ ભાઈએ પણ અમને કઠણ સમયે બહુ મદદ કરી છે.' તે જરા દૂર ઊભો હતો. હું ને ભાઈને મળવા આગળ વધ્યો. તે બિચારો આઘો ખસ્યો. મેં તેને આઘો ખસતાં વાર્યો ને તેનો વાંસો થાબડ્યો. મારી સાથે ઘણા સનાતની ભાઈઓ હતા. તેમને મારા આ કાર્યથી ઓછું લાગ્યું હોય એમ મેં ન જોયું, પણ હું એમ તો જોઈ શક્યો કે તેઓમાંના ઘણા મારો સ્પર્શ જોઈ રાજી થયા. પેલો અન્ત્યજ ભાઈ તો ખૂબ હરખાયો ને મને કહ્યું, 'મેં તો કદી નથી કર્યું.' એટલું ખરું કે પંજાબમાં અસ્પૃશ્યતાનું જોર ઘણું મોળું છે. કોઈ પંજાબી સનાતની ભંગીને અડી જતાં અભડાતો હોય એમ મેં નથી અનુભવ્યું. ભંગીની ભેટ

### મરકીના ઇલાજ

આ હૉસ્પિટાલના વ્યવસ્થાપકોને મેં કહ્યું હતું કે મને મરકીના ત્રણ ઉપદ્રવનો અનુભવ હતો, ને એકની હકીકત તો એવી હતી કે મરકીનો તદ્દન નાશ કરવામાં મારો હાથ હતો; ને બીજા બેનો ઉપદ્રવ જોકે તે જ વેળાએ તદ્દન બંધ ન થઈ શક્યો તોપણ તેને ઠીક અંકુશમાં રાખી શકાઈ હતી. આ ઉપરથી વ્યવસ્થાપકોએ તેના ઇલાજ વિષે મને પૂછ્યું. જોકે તે ઇલાજો આપણે જાણીએ છીએ તોપણ અહીં જણાવી જાઉં છું: મરકીના ઇલાજ

૧. મરકીના દરદીને બની શકે તો તદ્દન અલગ રાખી જેઓ તેની સારવારમાં રોકાયેલા હોય તેનો સ્પર્શ બીજાઓને ન થવા દેવો.

૨. જ્યાં મરકી થઈ હોય ત્યાં ચૂનો વગેરે છંટાવી તે ઘરનો ઉપયોગ ઓછામાં ઓછા દસ દિવસ સુધી બંધ રાખવો.

૩. તે જ ઘરમાં ભેજ હોય, અજવાળું ન હોય ને હવાની આવજા ઓછી હોય તો ત્રણે ખામીઓ દૂર કરવી.

૪. તે ઘરમાં ઉંદર રહેતા હોય તો તે ન રહી શકે એવી રીતે તેને સમરાવી લેવું.

આટલા ઉપાયો ધ્યાનમા રખાય તો મરકી ફેલાતી અટકે એમાં શક નથી. છે. હું જાણું છુ કે એ ઉપાયો કહી જવા સહેલા છે, યોજવા મુશ્કેલ છે તેથી જ મરકીએ, હિન્દુસ્તાનમા ઘર કર્યું છે પણ આપણી ગરીબાઇ છતા જેટલા ઉપાયો લઈ શકાય તેટલા લેવા જોઇયે મરકીને અટકાવવાના ઉપાયો સહેલા છે ને જે મે સૂચવ્યા હતા તે લખી નાખવાનું મન થાય છે

૧ હવા અને અજવાળાવાળા ઘરોમા જ રહેવાની ટેવ પાડવી.

૨ ઉંદરો આવી ન શકે એવા ઘર કરવાની તજવીજ કરવી.

૩ પાયખાના ભોંય ઉપર પડવા ન દેતા એક વાસણમા જ પડવા જોઇયે ને તે વાસણનો જ્યારે જ્યારે ઉપયોગ કરવામા આવે ત્યારે ત્યારે સૂકી ધૂળ પુષ્કળ નાખવી, જેથી બધો મેલ ઢંકાઇ જાય ને માત્ર કોરી ધૂળ જ નજરે પડે

૪ પેશાબ પણ કોઈ વાસણમા જ પડવો જોઇયે.

૫ પાયખાના ઘરના બીજા ભાગ જેવા જ સાફ હોવા જોઇયે

આ નિયમોના મહત્વ ઉપર લખવાની મને ફુરસદ નથી, પણ મારો એવો, ખાસ અભિપ્રાય છે કે જોકે આપણે શૌચના વ્યક્તિગત નિયમોનુ પાલન ઠીક કરીયે છીયે, છતા શૌચના સામાજિક નિયમો આપણે જાણતા નથી, ને જાણીયે છીયે તોપણ તેનું પાલન નથી કરતા અને તેથી અનેક વ્યાધિઓ ભોગવીયે છીયે

## ચાંદ છોડયો

આ હકીકતલખનુ વર્ણન લખતા મારે એટલું ભૂલવુ ન જોઇયે કે ભાઇ મૂળચંદને તેમની સેવા સારૂ સોનાનો ચાંદ મળ્યો હતો એ તેમણે તે દિવસે પાછો મોકલી આપવાનો નિશ્ચય કર્યો તે જ દિવસે બે પ્રસિદ્ધ વકીલો લાલા કેવળકૃષ્ણ અને લાલા બોધરાજે એક વર્ષને સારૂ વકીલાત બંધ કરવાનો નિશ્ચય જાહેર કર્યો આ બન્ને વકીલોની જાહેર સેવાની અસર મુલતાનના જીવન ઉપર ઠીક પડેલી હતી તેઓ સમજી ગયા હતા કે તેઓના વકીલાતને વળગી રહેવાથી જાહેર જીવનની પ્રગતિ અટકી હતી આવુ કેટલી બધી જગ્યાએ આજ આજ બની રહ્યું છે ? જ્યા આગેવાનો અસહકારને નથી સમજી શકયા અથવા સમજતા છતા તેનું પાલન નથી કરતા ત્યા ત્યા અસહકાર આગળ નથી વધી શકતો, કેમકે ‘શ્રેષ્ઠ વર્ગ જેમ આચરે છે તેમ ઇતરવર્ગ વર્તે છે.’

## સિયાળકોટનો નમૂનો

જ્યા જ્યા હું ભટકુ છુ ત્યા ત્યા જોઉ છુ કે એક માણસ પણ જો શુદ્ધ કામ કરનાર મળી આવે છે તો ત્યા અસહકારનું કામ સરસ ચાલે છે એક આગા સફદરે સિયાળકોટનું જીવન ભારે ચડાવ્યુ છે આ એક બહાદુર ને ખાનદાન મુસલમાન વકીલ છે તેમણે સપ્ટેમ્બરના પહેલા એટલે ખિલાફતનો ઠરાવ થયો ત્યારે જ ટેકો કીચલુની સાથે વકીલાત

છોડી. તેમનો ત્યાગ, તેમની સાદાઈ, તેમનું સત્ય, તેમના દરેક કાર્યમાં લેવામાં આવે છે. એ જ સદ્દગત તેમના અસહકાર પૂર્વે પણ શિયાળકોટના જીવનમાં સારો ભાગ લેતા હતાં. તેથી તેમની પાછળ શિયાળકોટમાં અસહકારનું ભારે કામ થઈ રહ્યું છે. એક મોટી ઇસ્લામી નિશાળ રાષ્ટ્રીય બની છે. રેંટીયાનું કામ જોરથી ચાલે છે. તેમનાં બીબી તથા બીજી બહેનોના શરીર ઉપર પણ મેં શિયાળકોટમાં ખાદીનાં જ કપડાં જોયાં. આવા અનુભવો મને ઘણે ઠેકાણે થયા છે. પંજાબનો અનુભવ આપતાં શિયાળકોટનો સુન્દર અનુભવ મને યાદ આવ્યો છે. મેં એમ પણ જોયું છે કે જેણે જેણે શુદ્ધભાવે ત્યાગ કર્યો છે તે બધાએ પ્રતિષ્ઠામાં વધારો કર્યો છે ને કંઈ જ ખોયું નથી. પૈસો પણ ખોયો ન કહેવાય. પોતાની આજીવિકા પૂરતું મેળવી લે છે. ને તે ઉપરાંત લેવાનો અધિકાર કોને હોય? સમાજસેવકને તો ન જ હોય. તેના હાથ શુદ્ધ હોવા જોઈયે, તેને ખાનગી વ્યવસાયો થોડા જ હોવા જોઈયે, તેની હાજતો ઓછામાં ઓછી હોવી જોઈયે.

---

તા. ૨૭-૩-૧૯૨૧

## પારસીઓ પ્રત્યે—

પ્રિય મિત્રો!

હું જાણું છું કે અસહકારની હીલચાલને તમે રસભેર નિહાળી રહ્યા છો. તમે એ પણ માનજો કે જે આત્મશુદ્ધિના પ્રાયશ્ચિત્તવિધિમાં થઈને આજે આપણો દેશ પસાર થઈ રહ્યો છે તેમાં તમે કેવો ભાગ ભજવવા માગો છો એ તરફ બધા જ વિચારી અસહકારીઓ જોઈ રહ્યા છે. મને પોતાને તો સંપૂર્ણ વિશ્વાસ છે કે બરાબર ખરે વખતે તમે ખરી વસ્તુનો જ સાથ કરશો, અને હું આજે આ કાગળ એટલા ખાતર જ લખવા બેઠો છું કે હું માનું છું કે ખરી પળ આવી લાગી છે. પારસીઓ વિષે આશા

તમારા એક દેશબન્ધુના નાતા ઉપરાંત બીજા પણ અનેક પવિત્ર સંબન્ધોથી હું તમારી સાથે સંકળાયેલો છું. દાદાભાઈની મહાન દેશપ્રીતિએ મારામાં પહેલવહેલી દેશપ્રેમની જ્યોત પ્રગટાવી. તે કાળે હું બીજા કોઈ આગેવાનને ઓળખતો ન હતો. એઓ જ મારા માર્ગદર્શક અને મદદગાર હતા. એમની જ પાસે જ્યારે હું હજુ બાળક હતો ત્યારે ઓળખાણનો કાગળ હાથમાં લઈને ગયેલો. પછી સન ૧૮૯૬માં મુંબઈના તાજ વગરના રાજા મારા બીજા માર્ગદર્શક બનેલા અને મને કામ કરવાની તાલીમ આપેલી. એમણે છેક ૧૮૯૨ની સાલમાં એક પોલિટિકલ એજન્ટ સામે ગુસ્સો ઉઠાવવા હું ઉકળી રહ્યો હતો ત્યારે મારા જુવાનીના જુસ્સાને રોકી પારસીઓ સાથેના મારા સંબન્ધો

સંયમ શીખ્યેલો અને જાહેર જીવનમાં અહિંસાવૃત્તિ કેમ કેળવવી એનો પહેલો-પાઠ આપેલો. હિન્દુસ્તાનની સેવા કરવી હોય તેણે અંગત અન્યાયોને ગળી જતાં કેમ શીખવું એ એમણે મને શીખવ્યું. દક્ષિણ આફ્રિકામાં મારા સૌથી કિંમતીમાં કિંમતી અસીલ તેમજ મિત્રોમાના એક શેઠ રૂસ્તમજી ઘોરખોદુ પારસી જ હતા. એઓ જાહેર કામોમાં છૂટથી પૈસો ખરચતા અને સત્યાગ્રહ ચાલ્યો તે વેળાએ એઓ અને એમનો બહાદુર પુત્ર બન્ને મારી જોડે જેલમાં આવેલા. ગોરાઓનું ટોળું મને વધેરવા નીકળેલું ત્યારે પણ તેમણે જ મને આશ્રય આપેલો. આજે પણ અહીંની સ્વરાજ્યની હીલચાલ તેઓ ત્યાં બેઠે રસભેર નિહાળી રહ્યા છે અને થોડા જ વખત ઉપર તે માટે તેમણે ૪૦ હજાર રૂપીઆ જેવડી રકમ આપી છે. મારા નમ્ર અભિપ્રાય મુજબ આજે હિન્દુસ્તાનમાં સૌથી શ્રેષ્ઠ સ્ત્રી, કદાચ એક પારસી બહેન જ છે. ધરતી જેટલાં તે ક્ષમાવાન છે, અને એમના હૈયામાં તો આખી માનવજાતિ સ્હેજે સમાઈ જાય તેમ છે. એમનો પરિચય જીંદગીની એક અણમૂલી તક છે. આવાં પવિત્ર સ્મરણો હું કેટલાંયે આપી શકું તેમ છું, પણ મને લાગે છે આ પત્ર લખવાનો મારો હેતુ સમજવાને અને તેનો આક મેળવવાને તમારે માટે આટલા દાખલા બસ છે.

તમે ભારે ખબરદાર કોમ છો. તમે સપીલા છો, અને અલબત્ત કોઇ પણ હીલચાલની સ્થિરતા તેમજ વાજબીપણા માટે ભરપૂર પૂરાવો મળ્યા વગર તેમાં ભળવા સ્વાભાવિકપણે જ ના પાડો છો. પણ હવે એવો વખત આવી લાગ્યો છે કે કદાચ તમે હદ બહાર ખબરદાર બનવા પાછળ તમારો ધર્મ ચૂકી જાઓ. મને ધાસ્તી છે કે વેપારમાં મળી રહેલી બરકત તમને તમારા લાખો ગરીબ દેશબન્ધુઓની હાજતો અને ભાવનાઓ તરફ રખે આંધળા કરી મુકે. તાતાઓના મહાન કુટુંબને પશ્ચિમના ધનલૂખ્યા કરોડપતિઓની વૃત્તિના પંજામાં સપડાતું જોઇ હું કંપું છું. હિન્દુસ્તાનના ઉદ્યોગો ખીલવવાના ગજબપડતા લાભોની ખાતર મજુરોને ઘરબાર વગરના કરી મુકવામાં રહેલા દુષ્પરિણામ કલ્પી કલ્પીને હું થરથરૂં છું છતાં મારી શ્રદ્ધા છે કે આ એક ઉડતો ચેપ જ માત્ર છે. તમારી કુદરતી અગમચેતી તમને આવાં સાહસોમાં રહેલો આપઘાત વગરવિલંબે દેખાડી દેશે. તમારી તીક્ષ્ણબુદ્ધિ તમને કહી દેશે કે હિન્દને જે જરૂરી છે તે તેનું ધન થોડાક મૂડીવાળાઓના હાથમાં એકઠું થાય એ નથી; એ ધન હિન્દુસ્તાનનાં સાત લાખ ગામડાંમાં વહેંચાઇ જાય અને ૧૯૦૦ માઇલ લાંબા અને ૧૫૦૦ માઇલ પહોળા આ ભરતખંડમાં કોઇ ભૂખ્યું ન સુએ એ છે. આથી મને તો ખાતરી જ છે કે આજે હિન્દને નીચોવી કાઢીને તેનો પ્રાણ

લેનાર સામ્રાજ્યસત્તાના પંજામાથી હિન્દને છોડાવવા મથી રહેલા સુધારકોની જોડે એક આખી કોમ તરીકે સામેલ થવામા તમે માત્ર વખતની જ વાટ જોઈ રહ્યા છો.

પારસીઓ અને દારૂનિષેધ

પણ એક બાબત તો એવી છે કે જેમા તમારી કોમે હવે રાહ જોવી એ ચોખ્ખું પાપ જ છે. હિન્દમા આજે દારૂનિષેધની ચળવળ ઉઠી છે. લોકો સ્વેચ્છાપૂર્વક દારૂનું વ્યસન છોડી શુદ્ધ થવા ઇન્તેજાર છે. પ્રજામા દારૂનું વ્યસન લગભગ અક્ષમ્ય અપરાધ ગણાવા લાગે એટલે સુધી પ્રજામત બંધાઇ રહ્યો છે. દારૂના પીઠા ચલાવનારા મોટે ભાગે પારસીઓ છે. તમે આ બાબતમા પૂરા દિલથી પ્રજા જોડે સહકાર કરવા તૈયાર થાઓ તો મુંબઈ ઇલાકામાથી તો આ બદીના ઘર ઘડીના છઠ્ઠા ભાગમા ઉખાડી મુકી શકાય તેમ છે. સ્થાનિક સરકારો આજે હિન્દુસ્તાનમા લગભગ બધે જ આબકારી ખાતાને લગભગ ઉઠાડી મુકવાની હદ સુધી પહોચવા કરી રહેલી આ પ્રવૃત્તિને અટકાવવાનો અણુઘટતો પ્રયાસ કરી રહી છે. તમે સરકારને મદદ કરશો કે પ્રજાને ? મુંબઇ સરકારે હજુ મીજાજ નથી ખોયો. પણ એ સુદ્ધા દારૂની આવક સાવ જતી કરવા જેટલી હિમ્મત અને ડહાપણ બતાવી શકે એમ માનવું મુશ્કેલ છે.

આ સ્થિતિમા તમારે તાબડતોબ નિર્ણય કરી લેવાની જરૂર છે. તમારા શાસ્ત્રો દારૂને વિષે શુ કહે છે કે તેની મને ખબર નથી, પણ જે અહુરમઝ્દે નેકી અને બદીના ભેદ કર્યા અને બદી સામે નેકીની જીત ગાઈ તેણે દારૂને માટે શુ કહ્યુ હશે તે હું સ્હેજે કલ્પી શકુ છુ. છતાં ધર્મની આજ્ઞાઓનો વિચાર બાજુએ રાખીયે તોપણ અત્યારની આ પ્રજાકીય દારૂનિષેધની ચળવળમા પૂરા દિલથી સામેલ થવુ યા તો તટસ્થ કે ઉદાસીન રહીને થાય તે જોયા કરવાનું વલણ અખત્યાર કરવું એ વાતનો તમારે નિર્ણય કરી લેવો જ જોઇએ. મને પૂરી ઉમેદ છે કે હિન્દુસ્તાનની એક ચતુર વહેવારૂ કોમ તરીકે તમે આજે હિન્દમાં શરૂ થયેલી દુનિયાની કોઈ પણ તેવી ચળવળને ઝાંખી પાડે તેવી દારૂનિષેધની આ મહાન્ ચળવળમા પૂરેપૂરા દિલથી જોડાઇ જઇ એ દિશાએ પ્રત્યક્ષ કાર્ય કરવામા પરોવાઈ જશો.

તમારો સાચો મિત્ર

મોહનદાસ કરમચંદ ગાંધી

---

# § રાજાની આણ કે રામની ?

મારી મુસાફરીઓમાં એકવાર એક સ્ટેશન ઉપર એકસરખા પોષાકમાં ઉભેલી એક છોકરાઓની ટુકડી મેં જોઇ. મેં એ પણ જોયું કે એમનો એ પોષાક પરદેશી કાપડનો બનાવેલો હતો યા તો પરદેશી સૂતરમાંથી બનેલો હતો. એમણે કહ્યું કે તેઓ 'સ્કાઉટ' (બાલસેના) વાળા હતા. મારી ઉત્કંઠા વધી. મેં પૂછ્યું, 'તમારે શું કરવાનું ?

'અમે પ્રભુસેવા, રાજાની સેવા અને દેશની સેવા ખાતર છીયે.'

'તમારો રાજા કોણ છે?'

'પંચમ જ્યૉર્જ.'

'જલિયાવાલા બાગનું કેમ ? ધારો કે ૧૩મી એપ્રિલ ૧૯૧૯ ને દિવસે તમે ત્યાં હોત અને જનરલ ડાયરે તમને તમારા ભેળા થયેલા બનેલા ભાઇઓ પર ગોળી ચલાવવાનો હુકમ આપ્યો હોત. તો તમે શું કરત?

'અલબત્ત, એ હુકમનો હું અનાદર કરત.'

'પણ જનરલ ડાયર તો બાદશાહનો સેનાપતિ હતો ને ?'

'એ ખરું. પણ એ તો નોકરશાહીનો માણસ કહેવાય. એની જોડે અમારે કશી લેવાદેવા નહિ.'

મેં એને સમજાવવા માડ્યું. મેં કહ્યું કે 'નોકરશાહી અને રાજા વચ્ચે એવા ભેદ કેમ પાડી શકાય? રાજા એ તો વ્યક્તિત્વ વગરની એક ભાવના માત્ર છે, અને એ રીતે તો આખી બ્રિટિશ સલ્તનતને પણ રાજા શબ્દથી સૂચવી શકાય. વળી આ સલ્તનત દુનિયા ઉપર જે જે કંઇ કરી રહી છે તે જોતાં કોઇ પણ હિન્દી ઇશ્વરને અને આ સલ્તનતને એકીસાથે વફાદાર રહી શકે ખરો ? જે સલ્તનત માર્શલ લૉના કેર વર્તાવી શકે, જે આવા સિતમોની તોબા ન કરે, જે પવિત્રપણે કરેલી પ્રતિજ્ઞાઓનો ભંગ કરીને બીજા દેશો જોડે છૂપા કોલકરારો કરે, એ સલ્તનતને ઇશ્વરની ઓળખ કે ઇશ્વરનો ડર છે એમ કેમ કહેવાય? એ તો કેવળ રાક્ષસી રાજ્ય કહેવાય. એવી સલ્તનતને વફાદાર થવા નીકળવું એ ઇશ્વરને બેવફા થવા બરાબર છે. રામની આણ મોટી કે રાજાની ?'

છોકરો મૂંઝવણમાં પડ્યો.

દેશની આણ કે ઈશ્વરની ?

મેં મારી દલીલ ચાલુ રાખી: 'ધારો કે આપણો દેશ પણ ધનવૈભવની પાછળ પડે, બીજી પ્રજાઓને નીચોવે, દારૂગાંજાના વેપાર ચલાવે, વેપાર વધારવાને સારૂ લડાઈઓ માડે, પોતાની સત્તા અને પ્રતિષ્ઠા કાયમ રાખવા દગાબાજીઓ કરતા પાછું વળી ન જુએ; એવે વખતે આપણે એવા સ્વદેશને અને ઇશ્વરને બન્નેને એકીસાથે કેવી રીતે વફાદાર રહી શકીયે ? બન્નેની આણ કઈ રીતે માનીયે ? એવે વખતે ઇશ્વરની આણ માનવા ખાતર સ્વદેશની આણનો ઇનકાર કરવો એ જ શું આપણો ધર્મ નથી ? તેથી મારૂં કહેવું તો તમને એ છે કે તમારે એકમાત્ર ઇશ્વરને જ વફાદાર રહેવાને બંધાવું. એટલે દરજ્જે અથવા એની વિરુદ્ધ વર્તીને સાથેસાથે જ બીજા પણ કોઈને વફાદાર રહેવાની ભ્રમણામાં ફસાવું નહિ.'

આ છોકરાઓના બીજા સાથીઓ પણ આ બધું ખૂબ રસથી સાંભળી રહ્યા હતા. એમનો મુખી પણ આવ્યો ને વાતમાં ભળ્યો. મેં મારી દલીલ એને ફરી કહી સંભળાવી અને તે પર વિચાર કરવા તેમજ જે નવજવાનોને પોતે કેળવી રહેલ છે તેમની જિજ્ઞાસાવૃત્તિને સતેજ કરતા રહેવા ભલામણ કરી. આ રસમય ચર્ચા હજુ પૂરી થતી હતી એટલામાં તો ટ્રેન ઉપડી. મને એ સુન્દર નવજવાનોની ફૂંડિ દયા આવી અને અસહકારની હીલચાલનું કંઈક રહસ્ય પણ હું વધુ સમજતો થયો.

ઈશ્વર પ્રત્યે વફાદારી

માણસજાતને માટે આ સંસારમાં એક જ સાદો, સર્વવ્યાપી અને સર્વોપરી ધર્મ હોઈ શકે, અને તે એ કે એક ઇશ્વરને જ વફાદાર રહેવું. અન્તરમાં વસતા રામની જ આણ સર્વોપરી માનવી અને એ રામને કોઇ કાળે અન્તરમાંથી આથમવા દેવા નહિ. રાજા પ્રત્યેની, દેશ પ્રત્યેની અગર માનવજાતિ પ્રત્યેની વફાદારી જ્યારે જ્યારે એ ઇશ્વર પ્રત્યેની વફાદારીની આડે ન આવતી હોય ત્યારે ત્યારે અલબત્ત તેમાં સમાય છે, પણ જ્યારે જ્યારે સ્વદેશનું, રાજાનું કે માનવજાતિનું વલણ ઇશ્વરાભિમુખ ન હોય, એમનાં મ્હોં ઇશ્વરના સિંહાસનની ઉલટી દિશા તરફ હોય ત્યારે ત્યારે એ બધાની આણને તરછોડીને એકમાત્ર ઇશ્વરની જ આણ માનવી રહી. મને ઉમેદ છે કે હિન્દુસ્તાનના નવજવાનો અને તેમને કેળવનારાઓ પોતાના સ્વધર્મ અથવા વફાદારી વિષેના ખ્યાલો ફરી તપાસી જોશે અને જ્યાં તેઓ ભૂલ કરી રહ્યા છે એમ જુએ ત્યાં તે સુધારી લેશે. કુમળા મનનાં બાળકોને અર્ધદગ્ધ સૂત્રો કે સેવામન્ત્રોથી મુગ્ધ કરવા એ નાનીસૂની વાત નથી.

# મારી નોંધ

## મહાસભાનું બંધારણ

જેમ જેમ હું મુસાફરીમાં અનુભવ લેતો જાઉં છું તેમ તેમ મને લાગે છે કે આપણે જો મહાસભાના બંધારણ પ્રમાણે પ્રત્યેક ગામડામાં આપણી સમિતિ સ્થાપી શકીયે ને મહાસભાની આણ ફેરવી શકીયે તોપણ આપણે સ્વરાજ્ય મેળવવાની સ્થિતિને લગભગ પહોંચી જઇયે. આટલું કાર્ય કરવું એ તો કોઇ મુશ્કેલ નહિ ગણે; અને જો ગણે, તો આપણે સ્વરાજ્ય આ વર્ષમાં મેળવવાની વાત છોડી દેવી જોઇયે. જ્યાં જ્યાં લોકોમાં જીવન આવ્યું છે, ને લોકોમાં થોડા આગેવાને પ્રામાણિકપણે કામ કરતા થઈ ગયા છે ત્યાં આવાં કામો ચાલ્યાં જ કરે છે. જબલપુરના એક જ જીલ્લામાં ૫૦૦૦૦ લોકોએ પોતાનાં નામ નોંધાવ્યાં કહેવાય છે. કોઈ કોઈ ગામોમાં લગભગ નેવુ ટકા સ્ત્રીપુરુષોએ પોતાનાં નામ મહાસભાના ચોપડામાં નોંધાવ્યાં છે. આ કામ કરનારા વકીલ નથી; એ પૈસાદાર જમીનદારોના જુવાન પુત્ર છે તેઓ પોતાના પૈસાનો ને પોતાના વખતનો ભોગ લોકોને આપી રહ્યા છે. વકીલવર્ગનો મોટો ભાગ તો આ પ્રવૃત્તિથી વેગળો રહ્યો છે. જ્યાં લોકો પ્રતિષ્ઠાને વળગી રહી વકીલ કે બીજા જૂના કામદારોને વળગી રહ્યા છે ને તેમને છોડી પોતાનું કામ આગળ લઈ જવાની હિમ્મત નથી કરતા ત્યાં કામ અટકી રહે છે. ગુજરાતમાં ૨૮મી ફેબ્રુઆરીએ મહાસભાના ૨૫૦૦૦ સભાસદ નોંધાયા હતા. એ કંઈ બહુ ન ગણાય. જેમ જૂન માસ પહેલાં આપણે એક કરોડ રૂપીયા આખા ભારતવર્ષમાં એકઠા કરવા જોઇયે, તેમ જૂન માસ પહેલાં આપણે મહાસભાના એક કરોડ સભાસદ પણ કરવા જોઇયે. એટલે આપણે સવા કરોડ રૂપીયા એકઠા કરી લેવાના રહ્યા ને એક કરોડ સભાસદોનાં નામ નોંધવા વગેરેની વ્યવસ્થા કરવી રહી. ગુજરાતની બધી વસ્તી છન્નુ લાખની ગણાય છે. ત્રીસ કરોડમાં એક કરોડને હિસાબે આપણે ગુજરાતમાં જૂન માસ પહેલાં ત્રણ લાખ સભાસદ નોંધી લેવા જોઇયે, ને ત્રણ લાખ સભાસદ એટલે પોણો લાખ રૂપીયા સભાસદના લવાજમના પ્રાન્તિક સમિતિના હાથમાં તિલક સ્વરાજ્ય ફંડ ઉપરાંત આવવા જોઇયે. આ સભાસદોની ભરતીનું કામ વ્યવસ્થિત રીતે થાય તો જ લાભ થશે. દરેક સભાસદનું પૂરૂ નામ, ધંધો, ઠેકાણું, તથા ઉમ્મર આપણી પાસે હોવાં જોઇયે. દરેક સભાસદને મહાસભાના બંધારણની સામાન્ય માહિતી હોવી જોઇયે ને અસહકારના મુખ્ય સિદ્ધાન્તો તેના ધ્યાનમાં હોવા જોઇયે. આ કામની તપાસને સારૂ એક કામદાર ખાસ નીમાવો જોઇયે કે જે દરેક ઠેકાણે કામ કેમ ચાલે છે એ તપાસ્યાં જ કરે. દરેક જીલ્લા તરફથી વિગતવાર અને સત્તાવાર ખબર દર અઠવાડિયે બહાર પડવી જોઇયે. આવાં કામોને સારૂ કેટલાક તો ચોવીસે કલાક સ્વરાજ્યના કામને જ આપવા ઘટે. એટલું જ નહિ પણ તેના દરેક કાર્યમાં જ્ઞાન, વિવેક અને સચ્ચાઈ હોવાં જોઇયે. હજુ એકબીજાનો દ્વેષ, માન, મોહ, અધિકારનો લોભ દરેક જગ્યાએ હું જોઇ રહ્યો છું. એનો વિચાર આવે છે ત્યારે મારી શ્રદ્ધા ડગમગવા લાગે છે. પણ જ્યારે લોકોની

જાગૃતિ ને આત્મશુદ્ધિને આંખે સરવાળે જોઉં છું ત્યારે પાછો મને વિશ્વાસ આવી જાય છે. એમ છતાં ઝીણામાં ઝીણી હકીકતો ઉપર ધ્યાન આપતાં શીખી જવાની આપણને જરૂર છે. અંગ્રેજી કહેવત છે કે જે પૈનો હિસાબ રાખે છે તેને રૂપીયાના હિસાબની ચિન્તા નથી કરવી પડતી. ટીપેટીપે સરોવર ભરાય છે.

## રેંટીયા ને ખાદી

જબલપુરમાં મેં આ તરુણ જમીનદારોને ઉપરનું કામ કરતા જોયા એટલું જ નહિ પણ તેઓએ સ્વદેશીનું કામ પણ ખૂબ ઉપાડી લીધું છે. ગામેગામ રેંટીયા દાખલ કરી રહ્યા છે. તેઓએ રૂ ખરીદી લીધું છે અને રૂની પૂણીઓ તૈયાર કરાવી લોકોને પૂરી પાડે છે. જ્યાં છ માસ પહેલાં એક પણ રેંટીયો નહોતો ચાલતો ત્યાં આજે સેંકડો રેંટીયા ચાલી રહ્યા છે ને ખાદી બની રહી છે. એ કુટુંબના બન્ને ભાઈઓ ખાદીનો પોષાક પહેરે છે ને બન્ને ભાઈ હમેશા સૂતર પણ જાતે કાંતે છે. રેંટીયા ને ખાદી

## મદ્યપાનનિષેધ

મદ્યપાનનિષેધનું કામ ખૂબ ચાલી રહ્યું છે. કોઈ કોઈ જગ્યાએ દારૂનો ઇજારો લેનાર જ મળ્યા નથી. જો આપણે હિમ્મત કરી દારૂ બંધ કરી શકીએ તો હિન્દુસ્તાનનાં ગરીબ ઘરોમાં સત્તર કરોડ રૂપીયા રાખી શકીએ. સરકારની આવક દર વર્ષે હાલ સત્તર કરોડ રૂપીયાની છે, તે આવક આપણા જ ઘરોમાંથી જાય છે મદ્યપાન-નિષેધ

## બહેનોને અરજી

જો ગુજરાતની બહેનો આ પુણ્યકાર્ય માથે લે તો આપણે જૂન માસ પહેલાં ગુજરાતમાંથી તો દારૂની જડ કાઢી શકીએ. તેઓએ દરેક છીશામાં જ્યાં જ્યાં દારૂનાં પીઠાં છે ત્યાં ત્યાં પહોંચી વળવું જોઈએ. જઈને તેના માલીકોને પ્રથમ તો વીનવવા જોઈએ, ને તે ન માને એટલે પીનારને. બહેનો તો આકરા શબ્દો ન જ વાપરે. 'તમે અમારા ભાઈ કહેવાઓ. અમારા ભાઈ દારૂ ન જ પીએ. વાસ્તે તમે ઈશ્વરનું નામ લઈ દારૂ છોડી દો.' આટલું જ તેમનું ભાષણ હું તો માગું. મારી ખાતરી છે કે ઘણા દારૂ પીનારા તો શરમાઈને ચાલ્યા જવાના. કદાચ ન જાય, મર્યાદા ન રાખે ને બહેનોને ગાળો પણ દે. તોયે શું ? બહેનો એટલી ગાળો પણ ભારતવર્ષને ખાતર સાંખે. કોઈ શહેરની બહેનો પહેલ કરશે તો બીજી ઉપાડી લેશે એવી મારી ખાતરી છે. બહેનો અને દારૂની શાળી

## પણ કેળવણીનું શું ?

પણ જો સત્તર કરોડની કમાણી ઉપર પાણી ફરે તો આપણી કેળવણીનું શું ? કેમકે સરકાર કહે છે ને આપણે પણ વગરવિચાર્યે માની લઈએ છીએ કે દારૂની કમાણીમાંથી જ આપણી કેળવણી ચાલે છે. જો આ વાત ખરી હોય તો હું તો એમ જ કહું કે આપણને દારૂ અને કેળવણી

સરકારની કેળવણી એવડી રીતે ત્યાજ્ય થઈ પડી. એક કારણ તો સરકારની સામાન્ય રાક્ષસી નીતિ અને બીજું પાપની કમાણીમાંથી મળતી કેળવણી. શું આપણે આપણાં બાળકોને દારૂ અફીણની આવકમાંથી ભણાવીને પવિત્ર કેળવણી આપી શકીશું? જે પ્રકારે ધન મળે તે પ્રકારનું તે પરિણામ આપે. શરાબનાં પીઠાંવાળો આપણાં બાળકને કેળવણી આપે તો આપણે કોઇ રીતે તેનાં પીઠાં બંધ કરી શકીયે ખરા?

સરકાર શા સારૂ દારૂની ઉપજ કેળવણી ખાતે જમે કરે? શા સારૂ જમીન મહેસૂલ કેળવણી ખાતે જમે ન કરે? દારૂની કમાણી ભલે લશ્કર ખાતે જમે કરે ને તે બંધ થાય એટલે લશ્કર તેટલું ઓછું થાય. સ્વરાજ્ય મળશે ત્યારે આપણે કંઈ લશ્કર પાછળ કરોડનું ખરચ નથી કરવાના. સત્તર કરોડ રૂપીયા તો લશ્કરના ખર્ચમાંથી સ્હેજે બચાવી શકાય તેમ છે. એટલે શરાબઅફીણની આવક જતાં આપણે ભયભીત ન જ થઇયે.

## કેળવણીનું સાધન

સ્વરાજ્યની હેઠળ જે કેળવણી અપાય તેનું સાધન ન હોય શરાબ, ન હોય જમીન મહેસૂલ. તેનું સાધન સુન્દર રેંટીયો છે જો દરેક નિશાળમાં રેંટીયો ને સાળ દાખલ થાય તો આપણી કેળવણી આપણે માથે ન જ પડે. આજ તો આપણે બાળકોનો બધો વખત રેંટીયાને આપવા ઇચ્છીયે. સ્વરાજ્ય મળ્યા પછી પણ બાળક ઓછામાં ઓછો એક કલાક તો આપે જ સ્વરાજ્યની અસર દરેક ખાતામાં પડે તો જ તે સ્વરાજ્ય. આજની કેળવણી ગુલામોને કેળવવા—નોકર બનાવવા અપાય છે. સ્વરાજ્યની કેળવણી બાળકોને જુવાનીમાં જ સ્વાશ્રયી બનાવવા અપાવી જોઇયે તેથી આપણે તેઓને જરૂર કાંતવા વણવાનું શીખવીયે તે ઉપરાંત ધંધો શીખવવો હોય તો ભલે શીખવાય, પણ કાતવા વણવાનું ફરજીયાત હોવું જોઇયે. રેંટીયો એ 'દુખિયાંનો વિસામો ને ગરીબની જીવાદોરી' હોવો જોઇયે. તેમાં રહેલી બરકત બીજા એકે ધંધામાં નથી. કેમકે ખેતી ઉપરાત ને ખેતીના પૂરવણી તરીકે રેંટીયો જ વ્યાપક પ્રવૃતિ હોઇ શકે. બધા સુતાર ન હોય, બધા લુહાર ન હોય, પણ બધાને કાંતતાં તો આવડવું જોઇયે ને બધા જ થોડું પ્રજાને ખાતર અથવા પોતાની કમાણીની પૂરણી ખાતર કાંતે. બધાને અનવસ્ત્ર જોઇયે તેથી જ રેંટીયો વ્યાપક પ્રવૃત્તિ તરીકે ચાલી શકે. ઉપર પ્રમાણે આપણી રાષ્ટ્રીય કેળવણી આજથી જ ઘડાઈ જવી જોઇયે. નહિ તો સ્વરાજ્યમાં પહેલો ઝગડો આપણી વચ્ચે આ જ ચાલશે, કોઇ કહેશે કેળવણીને અંગે ઉદ્યમ ન શીખવાય. આપણે ઉદ્યમને કેળવણીનું અંગ આજથી જ કરી મુકીયે એટલે પ્રજામત એટલે દરજ્જે ઘડાઈ જાય કે પાછળથી તેનો વાદવિવાદ કરવાપણું જ ન રહે.

## કર્મયુગનો પ્રવેશ

વાદયુગ વીતી ગયો એમ હું દરેક જગ્યાએ જોયાં કરૂં છું. હજુ વ્યાખ્યાનો સાંભળવાનો મોહ છે, બોલનારાને બોલવાનો મોહ છે. છતાં લોકો સમજી ગયા છે કે હવે કાર્ય કરવાની આવશ્યકતા છે, બોલીને સ્વરાજ નહિ મેળવી શકાય. આ કર્મયુગનો ખાસ કામ કરવાના

શોખીન નહિ ઉતારે તો આવેલી તક ગુમાવી બેસશે. સરકારે આપણાં મ્હોં બંધ કરવાનું શરૂ કર્યું છે. આપણે પોતે જ આપણાં મ્હોં કાં બંધ ન કરીએ? આપણે બોલીને શું કરવું છે? સરકારને વગોવવામાં રસ લેવા કરતાં જે રાજ્યનીતિ પાપમય થઇ ગઇ છે તેનો નાશ કરવાનાં સાધનો યોજવાના પ્રત્યક્ષ કામમાં લાગીને કલાક આપતા થઇ જઇએ એ જ સારામાં સારો રસ નથી? સરકાર કેવી છે એ હવે સિદ્ધ કરવાપણું રહ્યું છે?

આપણે બંધ કરો

તેથી મારી દરેક વક્તાને ખાસ સલાહ છે કે તે બોલવાનું બંધ કરે ને માત્ર કામ કરવાનું જ રાખે. અથવા બોલ્યા વિના ન જ રહી શકે તો લોકોને તેમની નમ્રતાને સારૂ, તેમના સ્વાર્થત્યાગને સારૂ વગેરે અથવા તેમના શૌર્યને સારૂ, સ્વાર્થત્યાગને સારૂ (જ્યાં જુએ ત્યાં) વખાણે ને વધારે કામમાં પ્રેરે. આપણે એવી સ્થિતિ લાવી રહ્યા છીએ કે જ્યારે સરકાર સરકારને નિન્દવાના ગુન્હાને સારૂ સજા નહિ કરી શકે, પણ રેંટીયો ચલાવવાને ગુન્હો ગણે, દારૂ ન પીવાને ગુન્હો ગણે. ખરૂં જોતાં હાલ જે પ્રવૃત્તિને સારૂ જ્યાં ત્યાં પકડાપકડી ચાલી રહેલ છે તે પ્રવૃત્તિ દારૂનિષેધની છે. આપણે દારૂ ન પીએ ને પરદેશી કાપડ ન પહેરીએ એ સરકારને પરવડે તેમ નથી. આપણા બોલવાનો ભય સરકારને ન હતો. આપણા બોલવાની અસર પડવા લાગી છે એનો ભય છે રેંટીયો ચલાવવાના ગુન્હા સારૂ, દારૂ ન પીવાના ગુન્હા સારૂ આપણે પકડાવા લાગીશું તે દિવસે આપણી પુરી જીત છે એમ સમજવું. સરકારને આપણે દારૂના ત્યાગ અને રેંટીયાના સ્વીકાર સિવાય બીજું કંઈ પણ બહાનું નથી આપવાનું. આ કામમાં આપણે જેટલા વહેલા થઇશું તેટલું વહેલું સ્વરાજ મળશે.

## ધોળી ટોપીનો પ્રતિબન્ધ

ધોળી ટોપી-નો પ્રતિબન્ધ

મેં સાંભળ્યું છે કે કોઇ જગ્યાએ નોકરોની ઉપર એવો હુકમ કાઢવામાં આવ્યો છે કે તેઓએ ખાદીની ધોળી ટોપી પહેરીને ઑફિસમાં દાખલ ન થવું. આવા ગુન્હા તો મને ગમે. રાવણરાજ્યમાં વિષ્ણુની છબી પોતાના ઘરમાં કોઈ રાખે તે ગુન્હો ગણાતો હતો. આ રાવણરાજ્યમાં ધોળી ટોપી પહેરવી, અદાલતોમાં ન જવું, દારૂ ન પીવો, પરદેશી કપડાં ન પહેરવાં, રેંટીયો ચલાવવો એ ગુન્હો ગણાય તો નવાઇ નહિ. આપણે બધા એ ગુન્હો કરતા થઇ જઇએ ત્યારે જ સ્વરાજ છે. અથવા આ રાજ્ય તે દિવસે પોતાની પદ્ધતિ બદલશે કેમકે જો આપણે સાચા થઇએ તો ત્રણમાંથી એક જ વસ્તુ બને: (૧) સરકાર રાજનીતિ બદલી લોકમતને અનુસરે. (૨) રાજનીતિ ન બદલતા લોકનીતિને ગુન્હો ગણી અસંખ્ય માણસોને જેલમાં મોકલવાનો ફોકટ પ્રયત્ન કરે, અથવા (૩) લોકનીતિ સહન ન થઇ શકે તેમ લોકને દબાવવાનું પણ ન બની શકે તેથી સરકાર હિન્દુસ્તાનનો ત્યાગ કરે.

ત્રણે સ્થિતિ આપણે સારૂ ઇષ્ટ જ છે. ચોથી વસ્તુ મારી કલ્પનાની બહાર છે. તે એ કે મૂઠીભર આગેવાનો પકડાવાથી લોકો પોતાની ધર્મનીતિને ત્યાગી જે સરકારની નીતિને તેઓ આજ વખોડી રહ્યા છે તેને જ વશ થઈ જાય. મારી ઉમેદ છે કે એ કાળ ગયો છે.

નીવડયું છે. આપને જણાવતાં મને આનન્દ થાય છે કે મારી પત્ની અને બહેને સુતર કાંતવાનું શરૂ કરી દીધું છે. આ ભાગમાં લોકોની કેળવણીનું કામ ભારે ચાલી રહ્યું છે લોકો સરકારી કોરટોનાં પગથીઆં ચડવાં છોડી પંચાયતો તરફ ખૂબ વળવા લાગ્યા છે."

## બે નમૂનેદાર શાળાઓ

રોહતક શહેરે કેળવણીની બાબતમાં ઘણી ઉન્નતિ કરી છે. બે હાઈસ્કૂલોને રાષ્ટ્રીય કરવામાં આવી છે. એક વૈસ્ય અને બીજી જાટ. જાટ સ્કૂલ ઘણી પ્રસિદ્ધ છે. આ શાળાં જાટ જાતિના બાળકોને ઘણી સારી કેળવણી આપી રહી છે. તેનો બધો કારભાર રોહતકના જ એક બીજા માનનીય સદ્ગૃહસ્થ ચોધરી બળદેવસિંહજી ચલાવી રહ્યા છે. પોતે બ્રાહ્મણ છે. તેમની શાળામાં સામાન્ય શિક્ષણક્રમ ઉપરાંત કાંતવાવણવાનું કામ ખાસ શીખવવામા આવે છે.

## ખાદીનો વૈભવ

શાળાનાં બધા બાળકોના શરીરો ઉપર એકલી ખાદીનાં પહેરણો અમે જોયાં. ઓઢવાપાથરવાની ચાદરો તો કેમ જાણે સત્યાગ્રહાશ્રમમાંથી જ ન ગઇ હોય ! આ ભાગોમાં તો અસલથી જ ખાદી બહુ સામાન્ય છે. હું આશ્ચર્યથી બાળકોનાં વસ્ત્ર જોતો હતો ત્યારે તેમને ઉલટું મારા આશ્ચર્ય સામે આશ્ચર્ય થતુ હતું અહીં ગાંધીજીને જોઇને ગરીબ માણસ બોલી ઉઠે છે, 'અરે, આ તો આપણા જેવા જ કપડાં પહેરે છે ! ખાદીના પ્રચારને મુશ્કેલી લેનારને આમાંથી કાંઇ શીખવાનું મળશે ? ગુજરાત કાઠીયાવાડનાં ગામડાંમાં શુદ્ધ ખાદીનો ઉપયોગ નથી થતો એમ તો નથી જ, છતા આ તરફની સરખામણીમાં આવતાં હજી ગુજરાતને વાર લાગશે. અત્યારે રેંટીયો ચલાવવાના જે લગની પંજાબને—ખાસ કરીને સ્રીવર્ગમાં લાગી રહી છે તેની સરખામણીમાં હજુ ગુજરાતને ક્યાંનું ક્યાં પાછળ રહેવું પડે; કેમકે વિદેશીપણાનું જે પાણી ગુજરાતના નાવડામાં ભરાઇ ગયું છે તે ઉલેચતાં ગુજરાતને કાળ તો જોઇશે જ. તેના કુશળ નાવિકોએ જેટલી બેદરકારીથી આટલા દિવસ પાણી ભરાવા દીધું તેટલી જ ઝડપથી અત્યારે પાણીને બહાર ફેંકી રહ્યા છે એમાં શક નથી. પંજાબના નાવડાને એવી જાતનું બહુ વિઘ્ન નથી નડયું. પણ હું ચાતર્યો. જાટ જાતિના શિક્ષણનું આ મોટું મથક રાષ્ટ્રીય કરવામા આવ્યું છે એ હું કહી ગયો. અત્યારે તો આપણે માટે તેમાં જ તેનું બારેમાં બારે મહત્વ સમાયલુ છે. જાટ શાળા પંજાબ યુનિવર્સિટીમાંથી મુક્ત થઇ છે. તેણે ગ્રાંટ લેવાનો ઇનકાર કરી લીધો છે. આ બધી લોકજાગૃતિ સ્વામીશ્રી સત્યદેવજીના પ્રયાસોને ઘણી રીતે આભારી કહેવાય. આખા રોહતક જીલ્લામાં છેલ્લા કેટલાક મહિનાઓથી તેઓ રાતદિવસ અસહકારનું કાર્ય કરી રહ્યા છે.

રામાનુજ

તા. ૩-૪-૧૯૨૧

## ૬ આગળ ધપો

નાગપુરની મહાસભાએ જે બંધારણને જન્મ આપ્યો છે તેને એકનિષ્ઠપણે પ્રજા અનુસરે અને તેણે દોરી આપેલો કાર્યક્રમ પાર ઉતારે તો તેટલાથી જ પ્રજા એક વરસમાં સ્વરાજ્ય સ્થાપી શકે એમ છે. એ બંધારણ મુજબ હિન્દુસ્તાનના એકેએક ભાગમાં પ્રજાકીય સમિતિઓ સ્થપાય અને તે એક મધ્યવર્તી સમિતિને—મહાસમિતિને જ સ્વેચ્છાપૂર્વક આધીન રહી કામ કરે એવો હેતુ છે. આ બંધારણ કોઈ પણ ઉમ્મરે (૨૧ વર્ષ) પહોંચેલા સ્ત્રીપુરુષને બે જ શરતે મતાધિકાર આપે છે: મહાસભાનું ધ્યેય કબૂલ રાખવું અને ૪ આનાની નામની ફી આપવી. બધા પક્ષો અને બધી ન્યાતો આમાં વગરઅડચણે ભળી શકે એવી ગોઠવણ રાખેલી છે. આવી સ્થિતિમાં પ્રજા પ્રામાણિકપણે મહાસભાનો કાર્યક્રમ ઉપાડી લે અને સૌ કોઈ શ્રદ્ધાભક્તિની નજરેથી તેને જુએ તો જોતજોતામાં તે ચાલુ રાજ્યતન્ત્રને ઉથલાવે. કારણ સરકાર પ્રજાના સહકાર—પછી તે ખુશીનો હોય કે ફરજિયાત—વિના ઘડી નભી શકે નહિ. જે કંઈ દોર એ આજે ચલાવી રહી છે તે આપણા પોતાના માણસોની મારફતે જ ચલાવે છે. એક લાખ ગોરા આપણી મદદ વગર આપણા ગામડાઓનો સાતમો ભાગ પણ પૂરો હાથ રાખી શકે નહિ. અને એક એકલા માણસને તે જાતે હાજર હોય તોપણ કોઈ પણ સ્થિતિમાં હિન્દુસ્તાનનાં સામાન્યપણે ચારસો સ્ત્રીપુરુષ બાળકોવાળા ગામડાને હાથ રાખવું ભારે જ પડે.

સરકારી સત્તા કેમ તોડાય?

આમ આપણી સામે સવાલ માત્ર આપણી ઇચ્છાને સરકારની ઇચ્છાની સામે મુકવાનો એટલે કે સરકારની સાથેનો આપણો સહકાર ખેંચી લેવાનો જ છે. જો આપણામાં ઉદ્દેશની એકતા હશે તો સરકારને કાં તો આપણી ઇચ્છાને તાબે થવું પડશે, નહિ તો રુખસત લેવી પડશે. આપણામાંના ખટરાગનો લાભ લઈને જ સરકાર પોતાની સત્તાને મજબૂત કરે છે; આપણે ખુનામરકી કરી દઈએ તે જ ક્ષણે એને કાળો કેર વર્તાવવાનું આયતું બહાનું જડે છે; આપણે કુસંપમાં પડીએ છીએ ત્યારે જ એ લાગો ખાય છે. જ્યારે તે આપણામાં સંપ અને એકતા જુએ છે ત્યારે તે નરમ બની સલાહસમાધાનની વાત કરે છે. જ્યારે આપણે કશો હક માગવા તૈયાર થએ છીએ ત્યારે તે સૌથી વધારે ઊંચે સાદે બોલનારના મોં આગળ લાલચો પાથરી તેનું મોં બંધ કરવા મથે છે. માટે આપણે સમજુ હોઈએ

કરવામાં આવે તો તુર્કીનું સમાધાન કરવાપણું પણ ઝાઝું રહેતું નથી. આનાં બે કારણો છે. ખિલાફત એ એક ભાવના છે, અને કોઇ એક ભાવનાને ખાતર જ્યારે માણસ પોતાનાં તન, મન, ધન ધોઇ નાંખવા તૈયાર થાય છે ત્યારે તેની સામે કોઇ ટકી નથી શકતું. એવી ભાવના માત્રથી જે મુસલમાનો પ્રેરાયેલા છે તેમને જ આખી હિન્દી મુસલમાન કોમનો ટેકો છે.

મુસલમાનો માત્ર તુર્કીને ખાતર લડી રહ્યા છે એમ કહેવું ભૂલભરેલું છે. તુર્કી ખોટો રસ્તો લે,—દાખલા તરીકે મહાન સુલેમાનના કાળનો દરજ્જો પોતાને મળવો જોઇયે એવો આગ્રહ ધરે,—તો તેઓ આજ તુર્કીનો ત્યાગ કરે. તે જ રીતે તુર્કી આજે નબળાઇ બતાવીને કુરાને શરીફના ફરમાનની રૂએ પોતાને મળેલો અધિકાર જતો કરી તેને અંગે પોતા પર આવી પડતી ફરજ માથા ઉપરથી ફેંકી દેવા તૈયાર થાય તોપણુ મુસલમાનો તેમ કરી શકે નહિ.

આમ દરેક ધર્મપ્રિય મુસલમાન તુર્કીની દુન્યવી સત્તા કાયમ રાખવા મથે જ. છતા તુર્કી ફાવે તે કરવા તૈયાર થાય તોપણુ મુસલમાનો તો જઝીરત-ઉલ-અરબ—જેમા મેસોપોટેમિયા, સીરિયા અને પૅલેસ્ટાઇન આવી જાય છે—ઉપર અબાધિત મુસલમાની સત્તા ખલીફની—પછી તે તેટલા સમયને માટે ગમે તે હોય—ધાર્મિક આણુ હેઠળ ટકાવવાને બંધાયેલા જ છે. બીજી કોઈ પણ શરતો—તે ગમે તેટલી સુન્દર હોય તોપણુ—મુસલમાનોને ન જ સન્તોષી શકે. ઇસ્લામનાં પવિત્ર સ્થળો પર કોઈ પણુ પ્રકારની સીધી કે આડકતરી ગેરમુસલમાની સત્તા તેઓ ન જ બરદાસ કરે.

આમ પૅલેસ્ટાઇનનો સવાલ જ આમા સૌથી ગુંચવાડાભર્યો છે. ઇંગ્લંડે ઝાયોનિસ્ટો ( યહુદી લોકોનો એક પક્ષ ) ને પૅલેસ્ટાઇન માટે વચનો આપ્યા છે. યહુદીઓને પણુ સ્વાભાવિક રીતે જ પૅલેસ્ટાઇન વિષે તીર્થસ્થાનની ભાવના છે. 'અમારે શું કાળના અન્ત લગી ઘરબાર વગરના—સ્વદેશ વગરના રહેવું ?' આવી તેમની દલીલ છે. આ માગણીના મૂળમા રહેલો સિદ્ધાન્ત આપણે અહીં નહિ તપાસીયે. મારો મુદ્દો એટલો જ છે કે યહુદીઓથી ઇંગ્લંડ પામે યુક્તિ કે દગાબાજી કરાવીને પૅલેસ્ટાઇનનો કબજો ન મેળવાય. પૅલેસ્ટાઇનની ખાતર કંઇ લડાઇ ચાલી નહોતી. પોતાના જ મુસ્લીમ જાતભાઇઓના હાથમાથી પૅલેસ્ટાઇન ખૂંચવી લઇને યહુદીઓને સોંપી દેવાનું એક પણુ મુસલમાન સિપાઇને કહેવાની લડાઈ દરમિયાન ઇંગ્લંડની મગદૂર હતી શું ? જો મુસલમાન ધર્મચુસ્તો પોતાની પેઠે જ યહુદીઓને પણુ પૅલેસ્ટાઇન વાપરવા દેવાની આડે આવત તો યહુદીઓ તે સામે પોકાર ઉઠાવી શકત.

આમ લડાઇના કોઇ પણ કાનુનોને આધારે લડાઇના ફળ તરીકે ઇંગ્લંડથી યહુદીઓને પૅલેસ્ટાઇન આપવા નીકળાય નહિ. એક તો ઝાયોનિસ્ટોએ પૅલેસ્ટાઇન વિષે પોતાની ભાવના બદલવી જોઇયે અથવા તાકુત મેળવવાને તેઓ કૃતનિશ્ચય જ હોય અને તેમનાં ધર્મશાસ્ત્રો લડાઇ કરીને ન્યાય મેળવી લેવાની છુટ આપતા હોય તો તેમણે મુસલમાન સંસાર સામે ધર્મયુદ્ધ માડીને ફડચો કરી લેવો રહ્યો, —પછી તેવી લડાઇમા ખ્રિસ્તી રાજ્યો ભલે એમનો પક્ષ લે. પણ આજની દુનિયા ધર્મની લડાઇઓના કરતા નૈતિક મુદ્દાઓના જોર પર ઘરમેળે જ સુલેહશાન્તિપૂર્વક આવા કજીઆઓ પતાવે એવી આપણે આશા રાખીયે. એવો કાળ આવે કે ન આવે તોપણ એટલું તો સ્પષ્ટ જ છે કે ખિલાફતના કોઇ પણ ન્યાયી ફડચામા જઝીરત-ઉલ-અરબ ઉપર ખલીફની ધાર્મિક આણુ હેઠળ મુસલમાનોની સંપૂર્ણ અને બેદખલ સત્તા રાખવાની વાતનો સમાવેશ થવો જ જોઇયે.

[ઝાયોનિસ્ટોની જે માગણીનો ઉપર ઉલ્લેખ આવેલો છે તે સંબન્ધમા સુપ્રસિદ્ધ યહુદી લેખક ઇઝરાયલ ઝેંગવિલના 'જેરૂસલમનો અવાજ' એ પુસ્તકની એક સમાલોચના ઇંગ્લંડના 'નેશન' પત્રમાં પ્રગટ થઇ છે તેમાં નીચેના વિચારો દર્શાવેલા છે:

'તે (ઇઝરાયલ ઝેંગવિલ) સ્વતન્ત્ર બુદ્ધિના અને ગાડરીઆ પ્રવાહમા ન વહેનારા ગૃહસ્થ છે આથી જ ઝાયોનિસ્ટોના હાલના વલણને તેઓ મળતા નથી થતા પૅલેસ્ટાઇનને યહુદીઓનું કરવાની સામે મોટામાં મોટી દલીલ તો એ છે કે પૅલેસ્ટાઇન ૬ લાખ આરબોનું વતન છે અને એ બધા આરબોને કાઢી મુકાય એમ ઘડીભર માની લઇયે તોપણ એ દેશ દુનિયાની અરધી યહુદી વસ્તીને સુદ્ધા સ્થાન આપી શકે તેમ નથી. આમ આરબોને કાઢી યહુદીઓને વસાવવા જતા પણ સેંકડો યહુદીઓ બેવતન રહેવાના જ આથી જ મિ. ઝેંગવિલ ઝાયોનિસ્ટ છતાં યહુદીઓએ કાનડા, બ્રાઝિલ, એશિયા માઇનર અગર સૈબીરિયામા વસવુ એવા મતના છે લડાઈ દરમિયાન વસ્તુસ્થિતિ બદલાઇ અને એમણે ઝાયોનિસ્ટ આગેવાનોની રાજદ્વારી બાજીને ટેકો આપ્યો ખરો, પણ તે આનાકાનીથી જ. અત્યારે એમની શંકાઓ સાચી પડી છે અને તેઓ આજે મૅન્ડેટ (રખેવાળી) પદ્ધતિના પ્રપંચ અને બ્રિટિશ સામ્રાજ્યને માટે એક નવું થાણું ઉભું કરવાના દાવપેચોના પાયા ઉપર સ્થાપવામા આવનારા બનાવટી યહુદી રાજયની સામે આ પુસ્તકમા પોતાનો કડકડતો તિરસ્કાર ઠાલવે છે.'

—ઉપતન્ત્રી]

તા. ૩-૪-૧૯૨૧

# પારસીઓ વિષે વધુ

એક પારસી ભાઈ બરજોરજી રતનશા ભૂરી મેલબોર્નથી પારસીઓ ઉપર થતી ટીકાને વિષે લખે છે. તેમાંથી હું નીચેનો ભાગ ઉતારું છું. ભાષા પારસી ગુજરાતી બદલીને ગુજરાતી ગુજરાતી કરી છે ને વાક્યો ટુંકાં કર્યાં છે.

"તમે સચ્ચાઇ સાદાઇથી જાણીતા થયા છો. જે આશાઓ તમે બાંધી છે તેની ઉપર મક્કમ રહેજો. તમે જે અસહકાર શરૂ કર્યો છે તે ખુનામરકીથી તદ્દન અલગ છે. જો એમ હોય તો હું અસહકારને ટેકો આપવા તૈયાર છું. પણ તમારા વિચારના બધા માણસો છે? અત્યારથી જ મારફાડ તો શરૂ થઇ ચુકેલ છે. તેથી હું દિલગીર છું ને તમને મળતો નથી આવતો."

આ ટીકામાંથી આપણે શીખવાનું છે. જેમ જેમ આપણે શાન્તિનો પાઠ શીખતા જઈયે છીયે તેમ તેમ આપણે સફળ થતા જઈયે છીયે ને લડતની કિમ્મત વધે છે ભાઈ બરજોરજી દૂર હોવાથી મારફાડની કંઈ હકીકત વાંચે છે તેથી માના લે છે કે મારફાડ શરૂ થઈ ગઇ છે. પણ હજુ સુધી તો જેવી શાન્ત હાલ હિન્દુસ્તાનમાં વર્તે છે તેવી કદી ન હતી એમ કહી શકાય. છતાં આપણે તો આખા હિન્દુસ્તાન ઉપર શાન્તિનો કાબુ મેળવવો જ રહ્યો. શાન્તિ જાળવવી એ આપણો પાયો છે. તે નબળો એટલી લડત નબળી. તે પાકો તે પાકો તો લડત પાકી.

ઉપરનું લખ્યા પછી ભાઈ બરજોરજી લખે છે:

"અમારા બાપદાદા ઇરાનથી આવ્યા. અમારા પાક અને પ્યારા મજહબને ખાતર હિન્દુસ્તાન આવી વસ્યા. એ જ હિન્દુસ્તાનથી અમે દુનિયામાં મશહુર થયા છીયે. અમે ભાઇબંધ કોમો હિન્દુમુસ્લીમને બનતો બદલો આપ્યો છે. જેટલી સખાવત પારસી કોમે કરી છે બરલી કોઇએ નથી કરી. પારસીઓ એક પડ'ના દાણા જેટલા છે... પારસીઓ કંઇ સ્વરાજ્યની વિરુદ્ધ નથી. પણ તમે સાત મહિનામાં સ્વરાજ મેળવવાનો ઇરાદો રાખો છો એ કોઇ કાળે બનશે નહિ... જો દેશમાં સંપ નહિ હશે તો સ્વરાજ મેળવવું જ મુશ્કેલ થઇ પડશે."

પારસી સખાવતથી દુનિયામાં કોઈ અજાણ્યું નથી. પારસી સખાવત જેટલી સખાવત દુનિયામાં બીજી કોઇ કોમે નથી કરી એમાં શક જ નથી. પારસીઓ સંખ્યામાં ઘણા થોડા છતાં જો ધારે તો હિન્દુસ્તાનમાં સ્વરાજને ભારે મદદ કરી શકે તેમ છે એમાં પણ શક નથી. કેટલાક પારસી ગૃહસ્થો મદદ કરી રહ્યા છે એ હું અગાઉ નોંધી ગયો

છું. ને જેમ જેમ આ લડતની પવિત્રતા સિદ્ધ થતી જશે તેમ તેમ વધારે પારસીઓ જોડાશે એમાં શક નથી. હું માનું છું કે પારસી અને બીજા બધા ભાઇઓને લડતમાં વહેલા દાખલ કરવાનો સારામાં સારો રસ્તો એ છે કે આપણે તેમની ટીકા ન કરી, તેમને વિષે કડવા વચન ન કહેવાં. જ્યાં ભૂલ લાગે ત્યાં વિવેકથી ભૂલ બતાવવી એ આપણી ફરજ છે, પણ કોઇને ગાળ દેવી કે તેને વિષે અયોગ્ય વચન વાપરવાં એ પાપ છે.

સાત મહિનામાં સ્વરાજ

ભાઇ બરજોરજી સાત માહનામાં સ્વરાજ મેળવવું મુશ્કેલ છે એમ માને છે ને એવા બીજા હિન્દીઓ પણ મુશ્કેલ માને છે. તેથી જ સાત મહિના જેટલી મુદત પણ રાખવી પડે છે. જો બધાને આત્મવિશ્વાસ આવી જાય, હિમ્મત આવે ને તેથી પોતાનું કર્તવ્ય કરવા મંડી જાય તો સ્વરાજ આજે જ મેળવી લઇયે આ વર્ષમાં મેળવવાની વાત હું કરી રહ્યો છું કેમકે મારી માન્યતા છે કે હજારો હિન્દીઓ જેઓએ અસહકાર કરવાની પ્રતિજ્ઞા લીધી છે તેઓ પોતાની પ્રતિજ્ઞા દૃઢતાપૂર્વક પાળશે. આપણો અવિશ્વાસ એ આપણા રસ્તામાં મોટામાં મોટું વિઘ્ન છે.

## પારસીઓને વિનન્તિ

પારસીઓ અને ગુજરાતી

પારસી ભાઇઓએ હિન્દુસ્તાનની સેવા કરી છે. પારસીઓ વિવેકી છે. તેમણે હિન્દુસ્તાનને પોતાનો દેશ કર્યો છે. તેમનું સર્વસ્વ હિન્દુસ્તાનમા છે. તેમની માદરી જબાન ગુજરાતી છે. પણ તેમણે તેને ન્યાય નથી કર્યો એમ તો કહ્યા વિના ન જ ચાલે. ભાઇ બરજોરજીનો કાગળ જો હું તેમના જ ગુજરાતીમા આપત તો ઘણા ગુજરાતી કદાચ પૂરો સમજત પણ નહિ. ઘણાખરા પારસી વર્તમાનપત્રો ગુજરાતી ભાષાનો વધ કરે છે એ પારસી વર્તમાનપત્ર વાંચનાર દરેક જણ જાણે છે. જો તેઓ સામાન્ય ગુજરાતી લખવા ધારે તો લખી ન શકે એવું કંઇ નથી. મલબારી શુદ્ધ ગુજરાતી લખી શકતા હતા. ખબરદારે ગુજરાતીને પોતાના કાવ્યથી શોભાવી છે. પણ એટલેથી સન્તોષ કેમ મનાય? પારસીઓ એક કોમ તરીકે ગુજરાતી ઉપર તેમની મહોબત રાખે ને પોતાની માતૃભાષા સમજી તેની સેવા કરે એ ઇચ્છવા જેવું તેઓ નહિ માને?

## ખરી ગુજરાતી

ખરી ગુજરાતી

કોઈ પારસી લખક કહેશે કે પારસીઓ સામાન્ય રીતે લખે છે તે કેમ ખરી ગુજરાતી ન ગણાય? આવી શંકાનું સમાધાન તો સહેલુ છે. જે ગુજરાતી લાખો ગુજરાતના ભણેલા વતની બોલે છે ને લખે છે તે ખરી ગુજરાતી. ગુજરાતી સંસ્કૃતની

ટૂંકરી હોઈ તેનો આધાર સંસ્કૃત ઉપર હોવો જ જોઈયે એમાં તો કોઈ શંકા ન લાવી શકે. પારસી લેખકો ને શિક્ષકો જો ધારે તો ગુજરાતીની સેવા કરી શકે છે. જેમ જેમ આપણામાં પ્રજાપ્રેમ વધતો જાય છે તેમ તેમ આપણામાં ભાષાપ્રેમ વધવો જોઈયે. જ્યારે ભાષાપ્રેમ વધશે, જ્યારે આપણું બધું પ્રાન્તિક કાર્ય ગુજરાતીમાં ચાલશે ત્યારે આપણે કેવી ગુજરાતી વાપરશું? આપણા કાયદાઓ કેવી ગુજરાતીમા લખશું? આપણી ધારાસભામાં ભાષણો કેવી ગુજરાતીમાં કરશું? આપણાં પાઠ્ય પુસ્તકો કેવી ગુજરાતીમાં લખશું? આપણી ઇચ્છા પ્રમાણે આપણે ગુજરાતી તરફ આપણું વર્તન રાખીયે છીયે તે આપણા દેશ અને ભાષાપ્રેમની ન્યૂનતા સૂચવે છે. દેશપ્રેમ હોય ને ભાષાપ્રેમની ખેવના ન હોય એ અસંભાવત છે. હિન્દુ, મુસલમાન ને પારસી ત્રણે કોમો ગુજરાતી બોલે છે. ત્રણે વેપારી હોઈ આખા હિન્દુસ્તાનમાં ને દેશાવર ફરનારી છે. એ ત્રણેને ગુજરાતી તરીકે ઓળખાવનાર વસ્તુ તેમની ભાષા હોય. તેની સેવા ત્રણે કોમે કરવી એ તેમની ફરજ છે.

---

# નોંધ

## ખાદીનો મહિમા

ખાદીપ્રચારની અસર એટલી મોટી થયેલી છે કે બુલંદશહરમાં એક મુસલમાન ભિસ્તી જુવાન મરી જતા તેના કફનને સારૂ સગાંઓએ ખાદીનું કપડું લીધું અને તેમના પંચે ઠરાવ કર્યો કે કફનને સારૂ હવે પછી ખાદીનો જ ઉપયોગ કરવો! જ્યારે આવી પવિત્ર ભાવનાઓ લોકોમાં વ્યાપક રૂપ લે ત્યારે હિન્દુસ્તાનને સ્વરાજ મળતાં કેમ વાર લાગે? જેટલો વખત જાય છે તે આપણી નબળાઇને લીધે અથવા આપણી અશ્રદ્ધાને લીધે. નબળાઇ અથવા અશ્રદ્ધાને કારણે આપણે આપણું કર્તવ્ય નથી કરતા.

---

# ૧ મધ્ય પ્રાન્તમાં ગાંધીજી

### વર્ધા—આર્વિ—આર્વી

ગઇ સોળમી તારીખે ગાંધીજી મુંબઈથી નીકળીને વર્ધા ગયા. વર્ધામાં સત્યાગ્રહાશ્રમની શાખા હમણાં જ નીકળી છે તેની ગાંધીજીએ મુલાકાત લીધી. તેમનો મધ્ય પ્રાન્તનો પ્રવાસ નક્કી કરી રાખવામાં આવ્યો હતો તેથી તે જ દિવસે અમે આર્વિ જવા નીકળ્યા પંચાવન માઇલ મોટરમાં જવાનું હતું રસ્તામાં ગામેગામ દરખપેલા લોકોનાં ટોળાં રાહ જોઈ રસ્તા પર બેઠાં હોય ગાંધીજી બે ચાર મિનિટ સ્વદેશી, દારૂનિષેધ, તિલક સ્વરાજ્ય ફંડ વગેરેની વાતો કરી આગળ જતા. ગામેગામ ટોળાંઓ મોટરની પાછળ દોડે, ધૂળનાં વાદળોથી મોટરને મુંઝવે, મોટર ઉપર જ ચડી બેસે અને ચાલવા ન દે! આર્વિથી પાછા ફરતાં

મોડી રાત્રે આર્વીમાં ગાંધીજીએ જે ભાષણ કર્યું તેમાં કેટલીક બાબતો ખાસ હતી. પંજાબ અને ખિલાફતના અન્યાય, ધર્મરાજ્ય—રામરાજ્ય સ્થાપવાની જરૂર અને શાળાઓ તથા અદાલતોનો ત્યાગ કરી રેંટીયો કાંતવાની આજે શા માટે જરૂર છે તે સમજાવ્યા પછી તેમણે જણાવ્યું કે

## પરદેશી પાઘડીઓ

"તમારામાંના ઘણાએ અહીં સ્વદેશી કપડાં પહેર્યાં છે, પણ પાઘડીનું કપડું તો બધાનું હું પરદેશી જ જોઉં છું. આજે કંઇ પણ પરદેશી કપડું પહેરવું તે પાપ છે આપણે તેનો સત્વર ત્યાગ કરવો જોઇયે અને સ્વદેશી કાપડ પહેરવાને માટે આપણે દરેકે સૂતર કાંતવું જોઇયે. સૂતર કાતવામાં આપણા ધર્મની અને ખાનદાનીની રક્ષા રહેલી છે; અર્થની રક્ષા તો છે જ. બીજું આપણે દારૂનો ત્યાગ કરવો જોઇયે જે દારૂ પીતા હોય તેને તે ટેવ મુકી દેવા સમજાવવું જોઇયે. ન સમજે અથવા દારૂ પીવાનું બંધ ન કરે તેના ઉપર જબરદસ્તી આપણાથી થાય જ નહિ. આપણે પ્રેમથી સમજાવવું જોઇયે, પગે પડીને સમજાવવું જોઇયે અને ન માને તોપણ રોષ કર્યા વગર ફરી ફરીને સમજાવવું જોઇયે. આ કામ સ્ત્રીઓ સરસ રીતે કરી શકે છે. ચોરી, વ્યભિચાર, જૂઠાણું તજવા જોઇયે. અન્ત્યજો પ્રત્યેના આપણા વહેવારમાં સુધારો કરવો જોઇયે.

આત્મશુદ્ધિનો કાર્યક્રમ

## અસ્પૃશ્યતા

"અસ્પૃશ્યતા એ હિન્દુ ધર્મનું અંગ હોય તો તેટલી હિન્દુ ધર્મમાં શયતાનિયત છે એમ હું કહીશ. પણ મારી દૃઢ માન્યતા છે કે હિન્દુ ધર્મમાં તેવું કંઈ જ નથી અમુક જાતિના માણસોનો સ્પર્શ ન કરવામાં ધર્મ નથી, અધર્મ છે અસ્પૃશ્યતાને ધર્મ ગણી આપણે અનેક પાપો કર્યાં છે. તેનું પ્રાયશ્ચિત આપણે કરવું જ રહ્યું છે. હું કોઈની સાથે રોટીવહેવાર કે બેટીવહેવારનું નથી કહેતો. માત્ર એટલું જ કહું છું કે સ્પર્શ કરવામાં આપણે દોષ માનીયે છીયે તે માન્યતા નીકળી જવી જોઇયે. આપણા એક અંગને અસ્પૃશ્ય ગણી આપણે સડવી નાખ્યું છે અને તેના દરદથી આપણું આખું શરીર પીડાઇ રહ્યું છે. અંગ્રેજો આજે આપણને ભંગી ગણે છે. વસાહતોમાં આપણને વેપાર કરવાને જગ્યા અલગ આપવામાં આવે છે. રહેવાના લત્તા અને મુસાફરી કરવાને રેલગાડીના ડબ્બા આપણે માટે જુદા હોય છે. આપણે અસ્પૃશ્ય—પારીઆ—ગણાઇયે છીયે આપણે આ અન્ત્યજો પ્રત્યેના વર્તન રૂપી લાંબા વખતથી ચાલ્યા આવતા અન્યાયને કાઢી નાખવો જ જોઇયે. જ્યારે આપણે આ બાબતમાં આપણું વર્તન ફેરવશું ત્યાર અન્ત્યજવર્ગનું જીવન વધારે સ્વચ્છ થશે. મારો અનુભવ એવો છે કે ઉંચ કોમના ગણાતા ઘણા કરતાં કેટલાયે અન્ત્યજોના ઘર વગેરે વધારે સાફ હોય છે. ભંગીનો ધંધો હલકો નથી સમાજના જીવનને તે અગત્યનો છે. તે અપવિત્ર નથી. મેં પોતે દક્ષિણ આફ્રિકામાં તેમજ અહીં ઘણી વખત દરદીઓનાં પાયખાના સાફ કર્યાં છે, પણ કોઈએ તે કામને કદી અપવિત્ર કે હલકું કહ્યું નથી, ઉલટાં

અસ્પૃશ્યતાનું પાપ

તે કાર્યનાં વખાણ કર્યાં છે. દરેક માતા પોતાનાં બાળકોનું મેલું સાફ કરે છે, તેમાં રહેલી છે, મહત્તા રહેલી છે. માતાને સ્વપ્ને પણ કોણ અસ્પૃશ્ય ગણશે ? ... રૂઢિ ફેરવવા જેટલી જ અગત્ય હિન્દુમુસલમાનનું ઐક્ય ગાઢ કરવાની છે. તેને હિન્દુઓએ મુસલમાન કે મુસલમાને હિન્દુ બનવાની કશી જરૂર નથી. બન્ને પોતે ધર્મમાં ચુસ્ત રહી એકબીજાના ધર્મને માન આપે અને સંપ રાખે એમાં જ શોભા

### નાગપુરનું ભાષણ

બીજે દિવસે સાંજે વર્ધામાં જાહેર સભા હતી તેમાં બે હજારથી વધુ સ્ત્રીઓ હતી. અહીંથી અમે નાગપુર ગયા. નાગપુરને સભાબંધીનો કાયદો લાગુ પડ સ્ટેશનથી છ માઈલ દૂર શહેરની હદ બહાર સભા ભરવામાં આવી. સભાનો વખત અગિયારનો હતો છતાં બારેક હજાર લોકો હતા. સભામાં શાન્તિ ઠીક હતી. ગાંધીજીનું ભાષણ અગત્યનું છે તેથી તે કંઈક વિસ્તારપૂર્વક આપું છું. તેમણે કહ્યું:

"મને દુઃખ થાય છે કે આવી મોટી સભામાં મારા ભાઇ મૌ. શૌકતઅલી હાજર આટલા દિવસ આખા હિન્દમાં અમે બન્ને સાથે ફરતા હતા. પણ ડિસેમ્બર માસની પછી અમે વિચાર્યું કે હિન્દુમુસલમાનનાં દિલ એટલે દરજ્જે સાફ થઈ ગયાં છે સાથે ફરવાની જરૂર ન હોય. જો સાત મહિનામાં સ્વરાજ મેળવવું હોય, ખિલ મુસલમાન ભાઇઓને થયેલું દુઃખ ટાળવું હોય અને પંજાબને ન્યાય અપાવવો અમારે જુદી જુદી જગ્યાઓમા ફરીને અમારૂં કામ આટોપવું જોઇયે. હું ઉમેદ .. અમે બન્ને દરેક જગ્યાએ સાથે જ જઇયે એવી માગણી કોઇ નહિ કરે. હિન્દમાં લાખ ગામડાં છે, તે બધે એક માણસ પહોંચી ન જ શકે.

### રાષ્ટ્રનો આદેશ પાળો

"અહીં હું આવડો મોટો મેળાવડો જોઈ ખુશી થાઉં છું. અસહયોગ આ રાષ્ટ્રીય ચાળા ચાલી રહ્યાં છે તે માટે હું તમને મુબારકબાદી આપું છું. આ શહેરના ખાન ભગવાનદીનજી જેલ ગયા છે, બીજા ડૉ. પરાંજપે ઉપર એક મહિનો બોલવાની હુકમ નીકળ્યો છે અને ત્રીજા ડૉ. ચોળકર ઉપર કામ ચાલી રહ્યું છે, તે માટે તમને મુબારકબાદી આપું છું. પણ તમે મહાસભા તથા લીગનો આદેશ તોડયો—.. ફેંકયા—તે માટે મને દુઃખ થાય છે. ભાઇ અસ્વાત જે મૌ. શૌકતઅલીના મન્ત્રી કામ કરે છે તેના ઉપર એક અંગ્રેજ ગાર્ડે હમણાં હુમલો કર્યો, તેથી તેમને જ થયો. આથી ભાઇ અસ્વાતે તેને ધક્કો માર્યો. સરકારના કાયદા પ્રમાણે તે કરવાનો પૂરો હક હતો. સરકારનો કાયદો એવો છે કે પોતાનો બચાવ કરવા વાપરવામાં કશો ગુન્હો નથી. સરકારનો કાયદો આવો છે, પણ મહાસભા અને કાયદો બીજો છે. તેથી ભાઇ અસ્વાતે પશ્ચાત્તાપ કર્યો. પોતે બહાર નીકળી પેલા

ા ગુસ્સામાંથી બચાવ કર્યો. તમારે હાથે નાગપુરમાં બહુ ખોટું થયું છે. આપણે કોઈ પણ કારણે મારવાને પથરો ન ઉપડે. કોઈ દારૂ પીવાની હઠ કરે તોપણ જબરાઈ તેને છોડાવી ન જ શકાય આપણને સ્વરાજ જોઈએ છે. સ્વરાજ તેનું નામ કે કોઈ ઇ ગુન્હો કરે તોપણ તેના ઉપર સ્વચ્છન્દી જબરદસ્તી ન થાય એક ભાઇના શબને ા દફનાવવામા 'અટકાયત કરવામા આવી એ પણ ખોટું થયું હતુ. તેથી આપણી ાહને નુકસાન થયુ છે, આપણી આબરૂને ધક્કો લાગ્યો છે.

### સ્વરાજ શાથી અટકશે ?

"કોઈ દારૂ પીવાની કે એવી જાતની અનિષ્ટ હઠ રાખે તોપણ તેના ઉપર બિલકુલ ઈ ન કરાય તેમા મહાસભા તથા લીગનો ગુન્હો થાય છે ગયા સપ્ટેંબરમા તમે તમારે જુદો રસ્તો નક્કી કરવો હોત તો કરી શકતા હતા. પણ તમે તો શાન્તિથી લડત વાની પ્રતિજ્ઞા કરી. તેમાથી હવે તમે ચલિત નથી થઇ શકતા આપણે શાન્તિનો દાવો અશાન્તિવાળું વર્તન નથી રાખી શકતા. આપણી લડતની ખબરો આખી દુનિયામાં છે. શાન્ત લડતની તારીફ થાય છે. શાન્તિનુ નામ લઇ અશાન્તિ આચરી જગતને તો કરેલી કમાણી ખોઇ બેસશુ આપણે હાથે થયેલા ખોટા કામની આપણે તોબા જોઇયે. આખી દુનિયા જોઈ રહી છે કે હિન્દમા છેલ્લા પચાસ વરસમા જે બળ નથી તે આ પાચ માસમા આવ્યુ છે સરકારે છોટાણી સાહેબને મિત્રરાજ્યોની તુર્કી ી મસલતની પરિષદૂમા ભાગ લેવા આમન્ત્રણ કર્યું, ડૉ અનસારી પણ સભાસદ નીમાયા, એ અસહકારનો જ ચોખ્ખો વિજય છે. હું નથી કહેતો કે આપણે ડરથી થઇ બેસી રહેવું. ડર તો એક ઈશ્વર વિના બીજા કોઇનો જ રાખવાની જરૂર નથી. ડર ન રાખવો એ એક વસ્તુ છે અને ગુસ્સે ન થવું એ બીજી વસ્તુ છે. તમારાથી મા આવ્યા સિવાય રહી ન શકાતુ હોય તો શાન્તિથી ઘરમા બેસી રહેજો, હિજરત હિજરત એટલે ત્યાગ. તે હિન્દુમુસલમાન બન્ને કરી શકે છે પણ જો તમારે કારતા બહાદુર સૈનિક થવું હોય તો નક્કી કરો કે મારવાને હાથમા પથરો કે એવું પાડી હાથને અપવિત્ર નહિ કરીયે, ખરાબ શબ્દ બોલી જીભને અપવિત્ર નહિ કરીયે. હે સાત મહિનામાં સ્વરાજ જોઇયે છે. તેને માટે વધારે પ્રમાણમાં છોકરા શાળા ન વકીલો વકીલાત ન છોડે તેની હરકત નથી. તેથી સ્વરાજ તદ્દન નહિ અટકે. પણ સંયમ તોડો તો જરૂર અટકે. બીજી શરત હિન્દુમુસલમાન એકતા.

સ્વરાજ શાથી અટકે ?

### સૂતર કાચું નથી, આપણું હૃદય કાચું છે

"ત્રીજી શરત 'સ્વદેશી'ની છે. ટેનિસબૅટને બદલે રેંટીયા ચલાવો. બધાના હાથમાં યો જોઇયે જો તમે પરદેશી કાપડનો બહિષ્કાર કરવો માગતા હો તો બધાએ રેંટીયા મા લેવો જોઇયે એક વખત એવો હતો કે જ્યારે વિદેશી કાપડનો બહિષ્કાર હાસ્યજનક તો હતો, ન બની શકે તેવો લાગતો હતો. આજ તે બીક ગઈ છે. સ્વદેશી એવુ વ્રત જે બધા પાળી શકે છે. તેટલુયે આપણાથી ન થાય તો સ્વરાજની આશા છોડવી

સ્વદેશી અને શાન્તિ

દીકરી હોઈ તેનો આધાર સંસ્કૃત ઉપર હોવો જ જોઈયે એમાં તો કોઈ શંકા ન લાવી શકે. પારસી લેખકો ને શિક્ષકો જો ધારે તો ગુજરાતીની સેવા કરી શકે છે. જેમ જેમ આપણામાં પ્રજાપ્રેમ વધતો જાય છે તેમ તેમ આપણામાં ભાષાપ્રેમ વધવો જોઈયે. જ્યારે ભાષાપ્રેમ વધશે, જ્યારે આપણું બધું પ્રાન્તિક કાર્ય ગુજરાતીમાં ચાલશે ત્યારે આપણે કેવી ગુજરાતી વાપરશું? આપણા કાયદાઓ કેવી ગુજરાતીમા લખશું? આપણી ધારાસભામાં ભાષણો કેવી ગુજરાતીમા કરશું? આપણાં પાઠ્ય પુસ્તકો કેવી ગુજરાતીમાં લખશું? આપણી ઇચ્છા પ્રમાણે આપણે ગુજરાતી તરફ આપણું વર્તન રાખીયે છીયે તે આપણા દેશ અને ભાષાપ્રેમની ન્યૂનતા સૂચવે છે. દેશપ્રેમ હોય ને ભાષાપ્રેમની ખેવના ન હોય એ અસંભવિત છે. હિન્દુ, મુસલમાન ને પારસી ત્રણે કોમો ગુજરાતી બોલે છે. ત્રણે વેપારી હોઈ આખા હિન્દુસ્તાનમાં ને દેશાવર ફરનારી છે. એ ત્રણેને ગુજરાતી તરીકે ઓળખાવનાર વસ્તુ તેમની ભાષા હોય. તેની સેવા ત્રણે કોમે કરવી એ તેમની ફરજ છે.

# નોંધ

## ખાદીનો મહિમા

ખાદીપ્રચારની અસર એટલી મોટી થયેલી છે કે બુલંદશહરમા એક મુસલમાન ભિસ્તી જવાન મરી જતાં તેના કફનને સારુ સગાંઓએ ખાદીનું કપડું લીધું અને તેમના પંચે ઠરાવ કર્યો કે કફનને સારુ હવે પછી ખાદીનો જ ઉપયોગ કરવો। જ્યારે આવી પવિત્ર ભાવનાઓ લોકોમાં વ્યાપક રૂપ લે ત્યારે હિન્દુસ્તાનને સ્વરાજ મળતાં કેમ વાર લાગે? જેટલો વખત જાય છે તે આપણી નબળાઈને લીધે અથવા આપણી અશ્રદ્ધાને લીધે નબળાઇ અથવા અશ્રદ્ધાને કારણે આપણે આપણું કર્તવ્ય નથી કરતા.

# મધ્ય પ્રાન્તમાં ગાંધીજી

### વર્ધા—આર્વિ—આર્વી

આ સોળમી તારીખે ગાંધીજી મુંબઈથી નીકળીને વર્ધા ગયા. વર્ધામાં સત્યાગ્રહાશ્રમની શાખા હમણાં જ નીકળી છે તેની ગાંધીજીએ મુલાકાત લીધી. તેમનો મધ્ય પ્રાન્તનો પ્રવાસ નક્કી કરી રાખવામાં આવ્યો હતો તેથી તે જ દિવસે અમે આર્વિ જવા નીકળ્યા પંચાવન માઈલ મોટરમાં જવાનું હતું રસ્તામાં ગામેગામ હરખઘેલા લોકોનાં ટોળાં રાહ જોઈ રસ્તા પર બેઠાં હોય ગાંધીજી બે ચાર મિનિટ સ્વદેશી, દારૂનિષેધ, તિલક સ્વરાજ્ય ફંડ વગેરેની વાતો કરી આગળ જતા. ગામેગામ ટોળાંઓ મોટરની પાછળ દોડે, પુષ્પનાં વાદળોથી મોટરને મુંઝવે, મોટર ઉપર જ ચડી બેસે અને ચાલવા ન દે। આર્વિથી પાછા ફરતાં

મોડી રાત્રે આર્વીમાં ગાંધીજીએ જે ભાષણ કર્યું તેમાં કેટલીક બાબતો ખાસ હતી. પંજાબ અને ખિલાફતના અન્યાય, ધર્મરાજ્ય—રામરાજ્ય સ્થાપવાની જરૂર અને શાળાઓ, તથા અદાલતોનો ત્યાગ કરી રેંટીયા કાતવાની આજે શા માટે જરૂર છે તે સમજાવ્યા પછી તેમણે જણાવ્યું કે

### પરદેશી પાઘડીઓ

"તમારામાંના ઘણાએ અહીં સ્વદેશી કપડાં પહેર્યાં છે, પણ પાઘડીનું કપડું તો બધાનું હું પરદેશી જ જોઉં છું. આજે કંઇ પણ પરદેશી કપડું પહેરવું તે પાપ છે આપણે તેનો સત્વર ત્યાગ કરવો જોઇયે અને સ્વદેશી કાપડ પહેરવાને માટે આપણે દરેકે સૂતર કાતવું જોઇયે. સૂતર કાતવામાં આપણા ધર્મની અને ખાનદાનીની રક્ષા રહેલી છે, અર્થની રક્ષા તો છે જ. બીજું આપણે દારૂનો ત્યાગ કરવો જોઇયે જે દારૂ પીતા હોય તેને તે ટેવ મુકી દેવા સમજાવવું જોઇયે. ન સમજે અથવા દારૂ પીવાનું બંધ ન કરે તેના ઉપર જબરદસ્તી આપણાથી થાય જ નહિ આપણે પ્રેમથી સમજાવવું જોઇયે, પગે પડીને સમજાવવું જોઇયે અને ન માને તોપણ રોષ કર્યા વગર ફરી ફરીને સમજાવવું જોઇયે. આ કામ સ્ત્રીઓ સરસ રીતે કરી શકે છે. ચોરી, વ્યભિચાર, જૂઠાણું તજવા જોઇયે અન્ત્યજો પ્રત્યેના આપણા વહેવારમાં સુધારો કરવો જોઇયે. | આત્મશુદ્ધિનો કાર્યક્રમ

### અસ્પૃશ્યતા

"અસ્પૃશ્યતા એ હિન્દુ ધર્મનું અંગ હોય તો તેટલી હિન્દુ ધર્મમાં શયતાનિયત છે એમ હું કહીશ. પણ મારી દઢ માન્યતા છે કે હિન્દુ ધર્મમાં તેવું કંઇ જ નથી અમુક જાતિના માણસોનો સ્પર્શ ન કરવામાં ધર્મ નથી, અધર્મ છે અસ્પૃશ્યતાને ધર્મ ગણી આપણે અનેક પાપો કર્યાં છે. તેનું પ્રાયશ્ચિત આપણે કરવું જ રહ્યું છે. હું કોઇની સાથે રોટીવહેવાર કે બેટીવહેવારનું નથી કહેતો માત્ર એટલું જ કહું છું કે સ્પર્શ કરવામાં આપણે દોષ માનીયે છીયે તે માન્યતા નીકળી જવી જોઇયે આપણા એક અંગને અસ્પૃશ્ય ગણી આપણે સડવા દીધું છે અને તેના દરદથી આપણું આખું શરીર પીડાઇ રહ્યું છે. અંગ્રેજો આજે આપણને ભંગી ગણે છે વસાહતોમાં આપણને વેપાર કરવાને જગ્યા અલગ આપવામાં આવે છે રહેવાના લત્તા અને મુસાફરી કરવાને રેલગાડીના ડબા આપણે માટે જુદા હોય છે. આપણે અસ્પૃશ્ય—પારીઆ—ગણાઇયે છીયે આપણે આ અન્ત્યજો પ્રત્યેના વર્તન રૂપી લાંબા વખતથી ચાલ્યા આવતા અન્યાયને કાઢી નાંખવો જ જોઇયે જ્યારે આપણે આ બાબતમાં આપણું વર્તન ફેરવશું ત્યારે અન્ત્યજવર્ગનું જીવન વધારે સ્વચ્છ થશે. મારો અનુભવ એવો છે કે ઉંચ કોમના ગણાતા ઘણા કરતા કેટલાયે અન્ત્યજોના ઘર વગેરે વધારે સાફ હોય છે. ભંગીનો ધંધો હલકો નથી સમાજના જીવનને તે અગત્યનો છે. તે અપવિત્ર નથી. મેં પોતે દક્ષિણ આફ્રિકામાં તેમજ અહીં ઘણી વખત દરદીઓના પાયખાના સાફ કર્યાં છે, પણ કોઇએ તે કામને કદી અપવિત્ર કે હલકું કહ્યું નથી, ઉલટાં | અસ્પૃશ્યતાનું પાપ

વર્ગનાં માણસો આ કંપનીના શૅર લઇ આ સાહસને ઉત્તેજન આપશે અને વ્યવસ્થાપકો પણ ગમે તેવી મુશ્કેલીઓ આવે તોપણ જે ઉદ્દેશ પોતાની આગળ રાખ્યા છે તેમાંથી કદી પડશે નહિ.

---

## ૫ મંજૂરોનું મહાજન

આજે આપણે અહીં ભેગા થયા છીયે તેનો હેતુ એ છે કે મજૂરોએ પોતાનું મહાજન સ્થાપવું અને તેના નિયમો તથા ઠરાવો પસાર કરવા.

આ કામ કરવા જતા પહેલાં મારે તમને કહી દેવું જોઇયે કે આ જે બંધારણ આપણે બાંધવા તૈયાર થયા છીયે તેના હેતુ શું છે તે બરાબર સમજી લેવાની જરૂર છે. બે કે ત્રણ વરસ પહેલાં પૂજ્ય અનસૂયા બહેને વણકરોનું મહાજન સ્થાપવાનો વિચાર કરેલો અને એ દિશાએ કંઇક કામ પણ શરૂ કરેલું. પણ તે વેળાએ મારી સલાહ એવી હતી કે, આ ભારે જોખમદારીવાળું કામ છે અને મજૂરોની સેવા કરવાના હેતુથી તેમાં આપણે ભળીયે તોપણ એ જોખમદારી પાછળથી બરાબર ઉપાડી ન શકાય તો એમાં મજૂરોની સેવાને બદલે તેમનું પાર વગરનું નુકસાન થઇ બેસવાનો વખત આવે. હું એમ પણ નથી કહેતો કે આજે મને એ ભય નથી. પણ હું જોઇ રહ્યો છું કે હિંદુસ્તાનની દશા આજ કેટલેક દરજ્જે એવી બદલાતી જાય છે કે પોતાની દશા સૂક્ષ્મ રીતે જોઈ સમજી તેને સંભાળનારાં આવાં જ કંઇક બંધારણો જરૂરનાં છે. હું તમને સમજાવવા માગું છું તે એટલું જ કે આપણાં બંધારણોનો વહીવટ કરવા શુદ્ધ હેતુવાળા ને કાર્યની પૂરી સમજણવાળા શુદ્ધ માણસો આપણી પાસે ન હોય તો તેઓ આપણા જ પગ ઉપર કુહાડા રૂપ થઇ પડે. આવા માણસો આપણી પાસે ન હોય તો આપણે મહાજનની જંજાળમાં ન પડીયે. બે વરસ ઉપર મેં આમ જ કહેલું અને આજે પણ હું એ જ કહું છું.

અત્યારે આ દેશમાં મજૂરવર્ગમાં અનેક જાતની હીલચાલો ચાલુ છે. લડાઇ પછી અંગ્રેજો અને યૂરોપી રાજ્યોની પ્રજાવાળા બધા દેશોમાં એવો ખળભળાટ ચાલુ છે કે મજૂરો જો પોતાનું હિત ન જુએ, ન સાચવે તો કચડાઈ જાય. અત્યારે જે લોકો પ્રજા તરીકે ઉભા ન રહી શકે, બીજી પ્રજાઓ જોડે પોતાનો મેળ ન મેળવી લે તે ટકી ન શકે એવું છે. આજનું રાજ્યતંત્ર જ એવું થઈ ગયું છે કે દરેકે દરેક માણસ તેમાં પોતાનો હિસ્સો ન આપે, પોતાનું હિત ન જાણે, તો કચરાઈ જ જાય. આગળના વખતમાં એવું હતું કે રાજા શું કરે છે એ જોવાની, એનું નામ દેવાની પણ આપણને જરૂર નહોતી. વિઘોટી આપી દીધી, વખત આવ્યે હિમ્મતભર્યો જવાબ આપી દીધો અગર લાંચ આપી વખત વટાવી લીધો એટલે બસ, એવું હતું. અત્યારે એમ નીકળી જવાય એવું નથી રહ્યું. ઈચ્છાપૂર્વક કે આપણી ઈચ્છા વગર પણ રાજ્યબંધારણ જોડે આજે આપણો સંબંધ જ એવા પ્રકારનો બંધાઈ ગયો છે કે જો

---

*અમદાવાદની મીલોના ત્રાંસક ખાતના મજૂરો આગળ આપેલું ભાષણ; તા. ૨૫-૨-૨૦

આપણે તેમાં ઉંડા ઉતરીને આપણું જોતાં ન શીખીએ તો કચરાઈ જ જઈયે. આથી જ હું ધાર્મિક વૃત્તિનો અને રાજ્યપ્રકરણી બાબતમાં જેને બિલકુલ રસ રહ્યો નથી એવો માણસ છતાં છેલ્લા કેટલાક મહિનાથી એમાં જ ગુંથાઈ ગયો છું. આનું કારણ એટલું જ છે કે રાજ્યપ્રકરણી બાબતમાં આવો ભાગ લીધા વગર આજે હું મારો ધર્મ સાચવી શકું કે કેમ એ વિષે મને શંકા થઈ છે. અને આ વાત જ તમને હું સાદા શબ્દોમાં સમજાવવા માગું છું કે મજૂરવર્ગે પણ હવે પછી આ બાબતમાં થોડો કે વધારે પણ જાતે ભાગ લીધા વિના ચાલી શકશે નહિ.

પહેલાં આપણે આપણાં ખેતરો ખેડતા. મીલો નહોતી, મીલમાલીકો નહોતા, એના કાયદાઓ નહોતા. આજે એ બધું આવ્યું છે; તો એ શું છે તે જાણી લેવું જોઈયે. ધર્મના અને કુટુંબના પણ કાયદાઓ છે, પણ આપણે તેને કાયદા નથી કહેતા, કારણ તેમાં સજા કે દંડ નથી થતાં. હવે એવો વખત આવ્યો છે કે એક જ માણસ આપણું ભલું નહિ કરી શકે, નુકસાન પણ નહિ કરી શકે. આપણે જ આપણાં કામો ચલાવવાં પડશે. આમાં એવું પણ બને કે સરકારમાં, ધારાસભાઓમાં આપણા તરફથી પ્રતિનિધિઓ જાય તે આપણે નામે આપણું ગજું કાપે. માટે આ કારણસર પણ આપણે આ બાબતો સમજતાં શીખવું પડશે. આપણાં છોકરાં આપણે કેમ ઉછેરવાં, તેમને શિક્ષણ આપવાની સગવડ કેમ ઓછી છે, અનાજના ભાવ કેમ વધે છે એ આપણે જાણવું પડશે. માતાઓ અહીંઆં બેઠી છે તેમણે પણ છોકરાં કેમ ઉછેરવાં એ શીખવું પડશે નિશાળો થશે તેમાં ફરજીયાત છોકરાં મોકલવાનો પણ વખત આવશે. માટે આ બધુ કેવી રીતે આપણા કાયદા ગેરકાયદાનું છે એ આપણે જાતમહેનતથી સમજી લેતા અને સ્વતંત્ર થતાં નહિ શીખીયે તો આપણે મુઆ પડ્યા છીયે. વાણીઆબ્રાહ્મણનાં મહાજનો તો આપણે ત્યાં છે જ. ક્ષત્રિયોનાં પણ જરા જુદી જાતનાં છે. હવે મજૂરોના પણ મહાજન જેમાં વણકર, લુહાર, ત્રાંસલ વગેરે ભેળા થઈ પોતાનો સપ જમાવી શકે, પોતાના ગુણ અવગુણ જાણી શકે, તેના ઉપાય કરી શકે એવાં બનાવવાનો વખત આવી લાગ્યો છે. હું ફરી તમને ચેતવું છું કે બંધારણ તમે ભલે બાંધો, મહાજનો ભલે સ્થાપો પણ જે નિયમો કરો, જે માણસો ચૂંટો, જે માણસોના હાથમાં તમે તમારૂં હિત મુકો તે તેમાં રહેલી જવાબદારી પૂરેપૂરી સમજીને જ કરજો. એ માણસોની પાસે તમેં કેવળ પૈસાની અને કારભારની જ તપાસ નહિ રાખો, પણ એમણે તમારે નામે શું શું કર્યું, તમારે નામે કયાં સહીઓ કરી આપ્યા એ બધું તમારે તપાસવું પડશે.

મજૂર મહાજનની જરૂર

બીજી એક વાત મારે તમને કરવી છે. તમોમાં જેઓ એમ માનતા હોય કે મીલમાલીકોની સામે લડવા, તેમને દબાવવાની ખાતર આ બંધારણ આપણે બાંધીયે છીયે અથવા આપણે આ મહાજનોનો એવો ઉપયોગ કરી ગણીશું, તેમને હું ચેતવી દેવા માગું છું કે એવા ભાઈઓએ આ મહાજનમાં ભળવાનો વિચાર જ છોડી દેવો. મીલમાલીકોને દબાવવા કે તેમનું નુકસાન કરવા આ ઝઘડાઓમાં કોઈ કામ મેં નથી કર્યું અને મારે હાથે થવાનું નથી. માત્ર તેઓ મજૂરોને દબાવે તો તેમાંથી મજૂરોને છોડાવવા હું આ ગજું આપવા તૈયાર છું. પ્રજ્ય

મજૂર મહાજન અને માલમાલીકો